॥ શ્રી મહાવીરાય નમઃ ॥

સ્વ. આચાર્ય ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. રત્નચંદ્ર ગુરૂદેવાય નમઃ

શ્રી જ્ઞાતાજી સૂત્ર-મલ્લીનાથ ભગવાનનો અધિકાર

# શારદા શિખર

(સંવત ૨૦૩૨ના ઘાટકોપર ચાતુર્માસનાં વ્યાખ્યાનો)

卐

: પ્રવચનકાર :


ખંભાત સંપ્રદાયના આત્મજ્ઞાનના દિવ્ય જ્યોતિર્ધર, ગચ્છાધિપતિ,

આચાર્ય સ્વ. બા. બ્ર પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબના

સુશિષ્યા શાસનદીપિકા, પ્રખર વ્યાખ્યાતા, બા. બ્ર. વિદુષી

પૂ. શ્રી. શારદાબાઈ મહાસતીજી


卐

: સંપાદક :


બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીના સુશિષ્યાઓ

તત્ત્વચિંતક પૂ. કમળાબાઈ મહાસતીજી તથા

બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી


卐


પ્રકાશક

સ્વ. મણીબહેન છગનલાલ દેસાઈનો પરિવાર

બાબુલાલ છગનલાલ દેસાઈ, રતિલાલ છગનલાલ દેસાઈ

ચત્રભુજ છગનલાલ દેસાઈ, મનસુખલાલ છગનલાલ દેસાઈ

રમણીકલાલ છગનલાલ દેસાઈ

વેચાણ કિંમત રૂ. ૭-૫૦

પુસ્તક :

શારદા શિખર પ્રત-૧૦,૦૦૦ (દસ હજાર)

卐

પ્રવચનકાર :

પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. વિદુષી

પૂ. શ્રી. શારદાબાઈ મહાસતીજી

O

સંપાદક :

પૂ. કમળાબાઈ મહાસતીજી

બા બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી

પ્રકાશક :

સ્વ. મણીબહેન છગનલાલ દેસાઈનો પરિવાર

૦ બાબુલાલ છગનલાલ દેસાઈ, ૦ રતિલાલ છગનલાલ દેસાઈ

૦ ચત્રભુજ છગનલાલ દેસાઈ, ૦ મનસુખલાલ છગનલાલ દેસાઈ,

૦ રમણીકલાલ છગનલાલ દેસાઈ

A ૭, મુનિસુવ્રત દર્શન. નવરોજી લેન,
ઘાટકોપર, મુંબઈ-૪૦૦૦૮૬. ફોન નં. ૫૮૨૫૫૩.

卐

શ્રી વર્ધમાન સ્થાનકવાસી જૈન શ્રાવક સંઘ
ઠે. ઉપાશ્રય લેન, ઘાટકોપર મુંબઈ નં. ૪૦૦૦૭૭.

卐

મુદ્રક : નિતીન જે. બદાણી
નિતીન ટ્રેડર્સ
૨૭, પ્રભુકૃપા તિલક રોડ
ઘાટકોપર મુંબઈ-૪૦૦૦૭૭

મુદ્રણસ્થાન : મુકુંદરાય વી. પંડિત
મહિલામુદ્રણ, ગોલવાડ, શાહપુર, અમદાવાદ-૧.

# પ્રાક્ કથન

ચરમ તીર્થંકર શાસનપતિ ભગવાન મહાવીરે જે અમૃતવાણી પ્રરૂપેલ તેમની ગુંથણી ગણધરોએ કરેલ, ગણધરોએ તેમના શિષ્યોને, એમ શિષ્યે પ્રશિષ્યોને પોતે જે સાંભળેલ તેજ કહેતા. આ પ્રમાણે આગમજ્ઞાન જળવાઈ રહેલ પરંતુ કાળે કરીને લોકોની યાદશક્તિ ઓછી થવા લાગી ત્યારે મહાવીર પ્રભુની ૨૭મી પાટે બિરાજમાન આચાર્યશ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે શ્રુત સ્થવિર સાધુઓની એક પરિષદ વીરસંવત ૯૮૦માં વલ્લભિપુર (સૌરાષ્ટ્રમા) બોલાવી અને વીતરાગવાણીને લિપિબધ્ધ કરવા નિર્ણય લીધો.

સૌ પ્રથમ તાડપત્ર ઉપર શાસ્ત્ર લેખન કાર્ય શરૂ થયું જે અત્યારે તાડપત્ર પર લખેલા સૂત્રો જોવા મળે છે. ત્યારબાદ કાગળ પર લખવાનું ચલણ થતા સારા અક્ષરોથી કાગળ પર હાથે લખાતુ જે હસ્ત લેખિત પ્રતો તથા ટબા જોવા મળે છે છેલ્લે પ્રેસમાં પુસ્તકો છપાવા શરૂ થયા. આવી રીતે અંશતઃ વીરવાણી જળવાઈ રહેલ છે.

સૂત્રજ્ઞાન સાધુ-સાધ્વી તથા શ્રાવક શ્રાવિકા દરેકે પ્રાપ્ત કરવું જોઇએ. પણ શ્રાવકો એમના ધમાલિયા જીવનમાં આગમ વાંચતા નથી.

આવા સંજોગોમાં છેલ્લા ચાલીસેક વરસથી વિદ્વાન સંત સતિજીઓના વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રગટ થાય છે. તેમાં તેઓ સૂત્રજ્ઞાનનું દોહન કરી સમાજને પીરસે છે. જેનાથી જૈનત્વના સંસ્કારોની કંઈક જાણકારી લોકોને રહે છે. જયાં સંતસતીજી પહોંચી શકતા નથી તેવા ક્ષેત્રોમાં કે ઈતરધર્મના લોકોના હાથમાં આવા વ્યાખ્યાનના પુસ્તકો જતા વાંચકો જૈનધર્મના રંગે રંગાયાના ઘણા દ્દષ્ટાંતો છે.

આવા શુભાશયથી પ્રેરાઈ શ્રી ઘાટકોપર સંઘે સંવત ૨૦૨૨માં 'શારદા માધુરી' સંવત ૨૦૨૩માં "જીવન વૈભવ" સંવત ૨૦૨૫માં "જીવનવિચાર" તથા સન્મતિ સાહિત્યના પુસ્તક સેટ તેમજ સં. ૨૦૨૭માં "નિષધ ચરિત્ર" છપાવેલ છે.

છેલ્લા ચાર વરસથી ખંભાત સંપ્રદાયના બા.બ્ર. વિદુષી શારદાબાઈ મહાસતીજી ઠા. ૧૩ને સતત વિનંતિ કરતા, સંઘના પ્રબળ પુણ્યોદયે ખંભાત સંઘના સહકારથી પૂજ્ય મહાસતીજીએ સંવત ૨૦૩૨નું ઘાટકોપરનું ચાતુર્માસ માન્ય કરેલ. શાસન રત્ન વિદુષી મહાસતીજીની હ્રદયસ્પર્શી, વૈરાગ્ય ઝરતી જોશીલી વાણીથી ઘાટકોપર સંઘમાં અનેરો ઉત્સાહ આવેલ જેના ફળસ્વરૂપે નાની કુમળી વયની સ્કૂલ કોલેજમાં ભણતી કુમારિકા બેનોએ, તથા બા.બ્ર મહાસતીજીઓએ ૩૧થી૩૩ ઉપવાસની મહાન તપશ્ચર્યા કરતા, બીજાઓ પણ તેમાં જોડાતા કુલ્લે ૧૪ માસખમણ તથા ૬, ૭, ૮, ૯, ૧૧, ૧૩, ૧૫, ૧૬, ૧૭, ૧૯, ૨૧, ૨૩, ૨૬ ઉપવાસ જેવી મહાન તપશ્ચર્યા પણ સંખ્યાબંધ થયેલ.

ઘણા હળુકર્મી આત્માઓએ, જીવનપર્યંત સામાયિક, પ્રતિક્રમણ, ચઉવીહાર, બ્રહ્મચર્ય આદિ કઠોર વ્રતો અંગીકાર કરી આત્મકલ્યાણ કર્યું. સંખ્યાબંધ જીજ્ઞાસુઓએ સામાયિક, પ્રતિક્રમણ, સજ્ઝાય, સ્તવન, થોકડા આદિ શીખી જીવન કૃતાર્થ કરવાઉદ્યમવંત બન્યા.

સાક્ષાત્ સરસ્વતિના અવતાર સમા વિદુષી શારદાબાઈ મહાસતીજી જ્યાં બિરાજમાન હોય ત્યાં સદૈવ પર્યુષણ જેવો ઉત્સાહ હોય છે. ને વાતાવરણ તપ ત્યાગ વૈરાગ્યથી મઘમઘતું હોય છે.

આવો અનુપમ લાભ ઘાટકોપર સંઘને મળેલ છે. તેવો જ લાભ દરેકને મળે તે શુભભાવનાથી શ્રી સંઘે સંવત ૨૦૩૨ના ઘાટકોપર ચાતુર્માસના વ્યાખ્યાનો "શારદા શિખર" નામથી દશહજાર પુસ્તકો છપાવેલ છે જેની કિંમત રૂા. ૭-૫૦ ફક્ત રાખેલ છે.

આ પુસ્તકના પ્રકાશન માટે રૂા. ૨૧૦૦૦-૦૦ (અંકે એકવીશ હજાર) જેવી માતબર રકમ દાનવીર શેઠશ્રી **મનસુખલાલ છગનલાલ દેસાઈ** એ આપતા પ્રકાશક તરીકેનું તેમનું નામ આપેલ છે. ધર્મપ્રેમી શેઠશ્રી મણિલાલ શામજી વીરાણીનો પણ સારો સહકાર મળેલ છે. રૂા. ૨૫૧-૦૦ તથા તેથી વિશેષ રકમ આપનાર દાતાઓનું "સહાયક" તરીકે નામ આપવાનું તેમજ અગાઉથી એકી સાથે પાંચ કે વધારે પુસ્તકોના ગ્રાહક થનારનું નામ પણ પુસ્તકમાં લખવા સંઘે નક્કી કરેલ છે.

તત્ત્વપ્રેમી જિજ્ઞાસુ ભાઈ બેનો આ સુંદર પ્રેરક ભવદુઃખભંજક, આત્મોધ્ધારક વ્યાખ્યાનો વાંચી પોતાનું જીવન ધન્ય બનાવી સંઘના પ્રયત્નને સફળ કરે એજ વિનંતી

આ પુસ્તક પ્રકાશનમાં પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર આપનાર સર્વનો આભાર માનીએ છીએ.

આ પુસ્તકના પ્રકાશન કામમાં અમારે શ્રી નીતિનભાઈ બદાણીનો અંતઃકરણપૂર્વક આભાર માનવો જોઈએ કારણ કે આટલું મોટું પુસ્તક અને દશહજાર (૧૦૦૦૦) નકલના મુફ વાંચન માટે તથા મુફો સમયસર પૂ. મહાસતીજીને મળી જાય તથા વાંચેલા મુફો પાછા મળી જાય તે માટે પોતે ખંતથી સમયનો જે ભોગ આપ્યો છે તે માટે અમે તેમના આભારી છીએ.

આ પ્રસંગે હૃદયના ઉમળકા સહિત વ્યાખ્યાન સંગ્રહ કરવા બદલ તત્ત્વચિંતક પૂ. કમળાબાઈ મહાસતીજીનો તથા બા.બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજીનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે કારણ કે તેઓશ્રીએ ખૂબ શ્રમ લઈને આ કાર્ય પૂર્ણ કર્યું છે.

તા.ક. પૂ. મહાસતીજીએ વ્યાખ્યાન દરરોજ વિસ્તારપૂર્વક ફરમાવ્યા છે પણ પુસ્તક ઘણું મોટું થઈ જવાથી કાંઈક બબ્બે વ્યાખ્યાનનો સાર ભેગો કરી એકેક વ્યાખ્યાનમાં લખ્યો છે. વ્યાખ્યાન છાપવામાં પ્રેસની કોઈ ભૂલ દેખાય તો શુધ્ધિપત્રકમાં જોશો છતાં કોઈ ભૂલ દેખાય તો વાંચકોને સુધારીને વાંચવા નમ્ર વિનંતી છે.

ૐ શાંતિ.

લી. માનદ્ મંત્રીઓ
**શ્રી વ. સ્થા. જૈન શ્રાવક સંઘ**
ઘાટકોપર

# પ્રાક્ કથન

ચરમ તીર્થંકર શાસનપતિ ભગવાન મહાવીરે જે અમૃતવાણી પ્રરૂપેલ તેમની ગુંથણી ગણધરોએ કરેલ, ગણધરોએ તેમના શિષ્યોને, એમ શિષ્યે પ્રશિષ્યોને પોતે જે સાંભળેલ તેજ કહેતા. આ પ્રમાણે આગમજ્ઞાન જળવાઈ રહેલ પરંતુ કાળે કરીને લોકોની ગ્રાહશક્તિ ઓછી થવા લાગી ત્યારે મહાવીર પ્રભુની ૨૭મી પાટે બિરાજમાન આચાર્યશ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે શ્રુત સ્થવિર સાધુઓની એક પરિષદ વીરસંવત ૯૮૦માં વલ્લભિપુર (સૌરાષ્ટ્રમા) બોલાવી અને વીતરાગવાણીને લિપિબધ્ધ કરવા નિર્ણય લીધો.

સૌ પ્રથમ તાડપત્ર ઉપર શાસ્ત્ર લેખન કાર્ય શરૂ થયું જે અત્યારે તાડપત્ર પર લખેલા સૂત્રો જોવા મળે છે. ત્યારબાદ કાગળ પર લખવાનું ચલણ થતા સારા અક્ષરોથી કાગળ પર હાથે લખાતુ જે હસ્ત લેખિત પ્રતો તથા ટબા જોવા મળે છે છેલ્લે પ્રેસમાં પુસ્તકો છપાવા શરૂ થયા. આવી રીતે અંશતઃ વીરવાણી જળવાઈ રહેલ છે.

સૂત્રજ્ઞાન સાધુ-સાધ્વી તથા શ્રાવક શ્રાવિકા દરેકે પ્રાપ્ત કરવું જોઇએ. પણ શ્રાવકો એમના ધમાલિયા જીવનમાં આગમ વાંચતા નથી.

આવા સંજોગોમાં છેલ્લા ચાલીસેક વરસથી વિદ્વાન સંત સતિજીઓના વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રગટ થાય છે. તેમાં તેઓ સૂત્રજ્ઞાનનું દોહન કરી સમાજને પીરસે છે. જેનાથી જૈનત્વના સંસ્કારોની કંઈક જાણકારી લોકોને રહે છે. જ્યાં સંતસતીજી પહોંચી શકતા નથી તેવા ક્ષેત્રોમાં કે ઈતરધર્મના લોકોના હાથમાં આવા વ્યાખ્યાનના પુસ્તકો જતા વાંચકો જૈનધર્મના રંગે રંગાયાના ઘણા દૃષ્ટાંતો છે.

આવા શુભાશયથી પ્રેરાઈ શ્રી ઘાટકોપર સંઘે સંવત ૨૦૨૨માં 'શારદા માધુરી' સંવત ૨૦૨૩માં "જીવન વૈભવ" સંવત ૨૦૨૫માં "જીવનવિચાર" તથા સન્મતિ સાહિત્યના પુસ્તક સેટ તેમજ સં. ૨૦૨૭માં "નિષધ ચરિત્ર" છપાવેલ છે.

છેલ્લા ચાર વરસથી ખંભાત સંપ્રદાયના બા.બ્ર. વિદુષી શારદાબાઈ મહાસતીજી ઠા. ૧૩ને સતત વિનંતિ કરતા, સંઘના પ્રબળ પુણ્યોદયે ખંભાત સંઘના સહકારથી પૂજ્ય મહાસતીજીએ સંવત ૨૦૩૨નું ઘાટકોપરનું ચાતુર્માસ માન્ય કરેલ. શાસન રત્ન વિદુષી મહાસતીજીની હૃદયસ્પર્શી, વૈરાગ્ય ઝરતી જોશીલી વાણીથી ઘાટકોપર સંઘમાં અનેરો ઉત્સાહ આવેલ જેના ફળસ્વરૂપે નાની કુમળી વયની સ્કૂલ કોલેજમાં ભણતી કુમારિકા બેનોએ, તથા બા.બ્ર મહાસતીજીઓએ ૩૧થી૩૩ ઉપવાસની મહાન તપશ્ચર્યા કરતા, બીજાઓ પણ તેમાં જોડાતા કુલ્લે ૧૪ માસખમણ તથા ૬, ૭, ૮, ૯, ૧૧, ૧૩, ૧૫, ૧૬, ૧૭, ૧૯, ૨૧, ૨૩, ૨૬ ઉપવાસ જેવી મહાન તપશ્ચર્યા પણ સંખ્યાબંધ થયેલ.

ઘણા હળુકર્મી આત્માઓએ, જીવનપર્યંત સામાયિક, પ્રતિક્રમણ, ચઉવીહાર, બ્રહ્મચર્ય આદિ કઠોર વ્રતો અંગીકાર કરી આત્મકલ્યાણ કર્યું. સંખ્યાબંધ જીજ્ઞાસુઓએ સામાયિક, પ્રતિક્રમણ, સજ્ઝાય, સ્તવન, થોકડા આદિ શીખી જીવન કૃતાર્થ કરવાઉદ્યમવંત બન્યા.

૨૫૧ ,, કાશીબેન મંગળજી ગાંધી ,,
૨૫૧ ,, કોકીલાબેન રજનીકાંત શાહ ,,
૨૫૧ ,, કીરીટકુમાર કાંતીલાલ તલસાણીયા ,,
૨૫૧ ,, કેશવલાલ ઉજમશી ,,
૨૫૧ ,, કાંતીલાલ લક્ષ્મીચંદ મોદી દોલતનગર
૨૫૧ ,, કેશવલાલ નરશીદાસ મહેતા ,,
૨૫૧ ,, કોરશી હીરજી મુંબઈ
૨૫૧ ,, કાંતીલાલ વીઠ્ઠલદાસ ભાયાણી ઘાટકોપર
૨૫૦ ,, કંકુબેન ધરમશી ખીમશીયા ,,
૨૫૧ ,, કાંતાગૌરી ભાઈલાલ શેઠ ,,
૨૫૧ ,, ખીમજી મેઘજી ,,
૨૫૧ ,, કાનજી ત્રિભોવનદાસ પારેખ ,,
૨૫૧ ,, તરલીકાબેન લાભુલાલ કે. તુરખીયા ,,
૨૫૧ ,, લીલાવંતીબેન રમણીકલાલ દોશી ,,
૨૫૧ ,, લલીતચંદ્ર મણીલાલ ઠક્કર ,,
૨૫૧ ,, લીલાવંતીબેન ધારશી કાપડીયા ,,
૨૫૧ ,, લીલાવંતીબેન અમૃતલાલ શાહ ,,
૨૫૧ ,, લીલાવંતીબેન જયંતીલાલ શાહ માટુંગા
૨૫૧ ,, લાભુબેન પ્રભુદાસ દેસાઈ ઘાટકોપર
૨૫૧ ,, લીલાવંતીબેન કેશવલાલ મહેતા ,,
૨૫૧ ,, મધુરાંવતીબેન ત્રિભોનદાસ શાહ ,,
૨૫૧ ,, મણીલાલ પરષોતમ ઠક્કર ,,
૨૫૧ ,, મંજુલાબેન સંઘવી ,,
૨૫૧ ,, મોહનલાલ સોમજી દોશી ,,
૨૫૧ ,, મનસુખલાલ કસ્તુરચંદ ,,
૨૫૧ ,, મગનલાલ સાંકળચંદ શાહ ,,
૨૫૧ ,, મણીલાલ સાંકળચંદ શાહ ,,
૨૫૧ ,, મણીલાલ ભાઈચંદ શાહ ,,
૨૫૧ ,, મોહનલાલ ત્રિભોવનદાસ કોઠારી ,,
૨૫૧ ,, મંજુલાબેન શશીકાંત બાવીસી ,,
૨૫૧ શ્રી મોઘીબેન ધનજી ભલાણી ,,
૨૫૧ ,, મનસુખલાલ ગીરધરલાલ શેઠ ,,
૨૫૧ ,, મહાસુખલાલ છોટાલાલ શાહ ,,
૨૫૧ ,, મુકેશ પ્રાણલાલ મહેતા ,,

૨૫૧ ,, નાનાલાલ મોતીચંદ સંઘવી ,,
૨૫૧ ,, નવીનભાઈ પી. સંઘરાજકા ,,
૨૫૧ ,, નવલબેન વનેચંદ સંઘવી ,,
૨૫૧ ,, નરેશ શાંતીલાલ સંઘવી ,,
૨૫૧ ,, નટવરલાલ નલકચંદ શાહ ,,
૨૫૧ ,, નાથાલાલ હરખચંદ માટલીયા ,,
૨૫૧ ,, નટવરલાલ એચ. વશા ,,
૨૫૧ ,, નાનાલાલ મનસુખલાલ શાહ ,,
૨૫૧ ,, પ્રતાપભાઈ ડી. ગાંધી ,,
૨૫૧ ,, પ્રભુદાસ માણેકચંદ કોઠારી ,,
૨૫૧ ,, પુષ્પાબેન તારાચંદ અવલાણી માટુંગા
૨૫૧ ,, પ્રાણકુવંરબેન ઉતમચંદ દોશી ઘાટકોપર
૨૫૧ ,, પ્રેમચંદ ઉજમશી માટુંગા
૨૫૧ પ્રાણલાલ આણંદજી મહેતા ઘાટકોપર
૨૫૧ ,, પ્રેમીલાબેન સુર્યકાંત મહેતા ,,
૨૫૧ ,, પંકજભાઈ દલસુખચંદ શાહ ,,
૨૫૧ ,, રતીલાલ માણેકચંદ દોશી ,,
૨૫૧ ,, રતીલાલ હાકેમચંદ ઉદાણી ,,
૨૫૧ ,, રમણીકલાલ નારણદાસ શાહ
૨૫૧ ,, રતીલાલ વનેચંદ પારેખ
૨૫૧ ,, રમેશચંદ્ર વાડીલાલ શાહ વિલેપાર્લા
૨૫૧ ,, રમાલક્ષ્મી મણીલાલ દેસાઈ
૨૫૧ ,, રતીલાલ તલકશી ટીપણીવાલા
૨૫૧ ,, સુભદ્રાબેન રસીકલાલ ઝવેરી મુંબઈ
મહાલક્ષ્મી પાલનપુરી
૨૫૧ શ્રી શાંતીલાલ ભવાનભાઈ બાવીસી ઘાટકોપર
૨૫૧ ,, સમરતબેન સુખલાલ શાહ ઘાટકોપર
૨૫૧ ,, સેવંતીલાલ મણીલાલ શાહ ,,
૨૫૧ ,, શાંતાબેન જેસીંગભાઈ દડીયા મુંબઈ
૨૫૧ ,, શાંતાબેન ભીખાલાલ ગાંધી ઘાટકોપર
૨૫૧ ,, સુભદ્રાબેન હરીલાલ અજમેરા ઘાટકોપર
૨૫૧ ,, શાંતીલાલ ચુનીલાલ પટેલ ખંભાત ,,
૨૫૧ ,, શીવલાલ ઝવેરચંદ
૨૫૧ ,, સુખલાલ કેશવજી મહેતા

# શ્રી "શારદા શિખર" પુસ્તકમાં સહાય આપનાર દાતાઓની નામાવલી

રૂપીયા

૨૧૦૦૧ શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ ઘાટકોપર
૧૦૦૧ ,, બચુભાઈ ગુલાબચંદ દોશી ,,
૧૦૦૧ ,, છોટાલાલ રામજી મહેતા ,,
૧૦૦૧ ,, ગુલાબચંદ ડોસાભાઈ દડીયા ,,
૧૦૦૧ ,, ગીરજાશંકર ખીમચંદ શેઠ મુંબઈ
૧૦૦૧ ,, મણીબેન છગનલાલ દેસાઈ ઘાટકોપર
૧૦૦૧ ,, રમણીકલાલ છગનલાલ દેસાઈ ,,
૧૦૦૦ ,, સાકળીબેન કપુરચંદ ગાંધી ચેરીટેબલટ્રસ્ટ
હાઃ શ્રી વૃજલાલ કપુરચંદ ગાંધી
૧૦૦૧ ,, મણીલાલ શામજીભાઈ વીરાણી તથા
તેમના પરીવાર મુંબઈ
૭૫૦ શ્રી કાંતાબેન ચુનીલાલ શાહ
૫૦૧ ,, મણીલાલ સુંદરજી દોશી વિલેપારલા
૫૦૧ ,, એક સદ્‌ગૃહસ્થ હ. બચુભાઈ દોશી ઘાટકોપર
૫૦૧ ,, એક સદ્‌ગૃહસ્થ ,, ,, ,,
૫૦૧ ,, ભાઈલાલ જાદવજી કોલાપુરવાલા ,,
૫૦૧ ,, ધરમચંદ એન્ડ કું. પ્રા. લી. મુંબઈ
૫૦૧ ,, યશવંતભાઈ મફતલાલ દોશી ઘાટકોપર
૫૦૧ ,, હીંમતલાલ હરજીવનદાસ સાણંદ ,,
૫૦૧ ,, જશુભાઈ હાઃ યશવંતભાઈ
૫૦૧ ,, કમળાબેન મનસુખલાલ દેસાઈ ,,
૫૦૧ ,, નરેન્દ્ર ફીરચંદ ગોસલીયા ,,
૫૦૧ ,, તારાબેન રમણીકલાલ દેસાઈ ,,
૩૧૧ ,, પ્રેમચંદ ફુલચંદ અદાણી ,,
૨૫૧ ,, એક સદ્‌ગૃહસ્થ હાઃ હીરાભાઈ તુરખીયા
ઘાટકોપર
૨૫૧ ,, અંબાલાલ ચુનીલાલ મહેતા ,,
૨૫૧ ,, અમરચંદ હેમચંદ હા પ્રભુદાસભાઈ,,
૨૫૧ ,, અભયકુમાર કસ્તુરચંદ ,,
૨૫૧ ,, ભુરીબેન લક્ષ્મીચંદ ઓળવાલા ,,
૨૫૧ ,, ભક્તામર પ્રાર્થના મંડળ ઘાટકોપર
૨૫૧ ,, ભગવાનજી નાનજી દોશી ,,
૨૫૧ ,, બાલચંદ સાંકળચંદ સાણંદવાળા

૨૫૧ ,, ચંપાબેન રતીલાલ
૨૫૧ ,, ચંપાબેન રતીલાલ ગાંધી
૨૫૧ ,, છગનલાલ વૃજલાલ ગોયાણી
૨૫૧ ,, છોટાલાલ પ્રભુદાસ ભાયાણી
૨૫૧ ,, કુ. ગીતના તથા રશ્મિકાન્ત ગગનલાલ
છેડા ઘાટકોપર
૨૫૧ ,, છબલબેન દેવકરણ સંઘવી ઘાટકોપર
૨૫૧ ,, ચીમનલાલ હીરાચંદ શાહ સાણંદ
૨૫૧ ,, ચીમનલાલ જેચંદ શાહ
૨૫૧ ,, ચંપાબેન નાનાલાલ શાહ
૨૫૧ ,, ચુનીલાલ મૂળજી
૨૫૧ ,, ધીરજલાલ ભાઈલાલ દડીયા ઘાટકોપર
૨૫૧ ,, દલસુખરાય મોતીચંદ દોશી ,,
૨૫૧ ,, ધીરજલાલ અમરચંદ વૈદ્ય ,,
૨૫૧ ,, ગુલાબચંદ ભગવાનજી ઝાંપા ,,
૨૫૧ ,, હરપ્રકાશન મણીલાલ ઠક્કર ,,
૨૫૧ ,, એસ. લવચંદ એન્ડ કું. બોરીવલી
૨૫૧ ,, હીરાબેન રમણીકલાલ ગાંધી
૨૫૧ ,, હરીલાલ ગોરધનદાસ બદાણી ઘાટકોપર
૨૫૧ ,, હરીલાલ હંસરાજ બાટવીયા ,,
૨૫૧ ,, ઈચ્છાબેન ચંદ્રકાન્ત ઉદાણી ,,
૨૫૧ ,, ઈચ્છાબેન પ્રભાશંકર દફતરી ,,
૨૫૧ ,, ઈન્દુબેન નગીનભાઈ શેઠ ,,
૨૫૧ ,, જયંતીલાલ શીવલાલ શાહ ઘાટકોપર
૨૫૧ ,, જયકુંવરબેન જગજીવન રાનશી ,,
૨૫૧ ,, ડૉ. જી એમ. છાડવા બોરીવલી
૨૫૧ ,, જીવણલાલ પદમશી સંઘવી સુરેન્દ્રનગર
૨૫૧ ,, જીતેન્દ્ર ચંપકલાલ શાહ
૨૫૧ ,, જયંતીભાઈ અમૃતલાલ શાહ માટુંગા
૨૫૧ ,, જ્યોત્સ્નાબેન ધીરજલાલ શાહ મલાડ
૨૫૧ ,, જયંતીલાલ ગીરધરલાલ મહેતા
૨૫૧ ,, કાંતાબેન રાયચંદ શેઠ ઘાટકોપર
૨૫૧ ,, કાંતીલાલ ગોપાલજી એન્ડ બ્રધર્સ ,,
૨૫૧ ,, કાંતીલાલ મગનલાલ શેઠ ઘાટકોપર

૨૫૧ ,, કાશીબેન મંગળજી ગાંધી ,,

૨૫૧ ,, કોકીલાબેન રજનીકાંત શાહ ,,

૨૫૧ ,, કીરીટકુમાર કાંતીલાલ તલસાણીયા ,,

૨૫૧ ,, કેશવલાલ ઉજમશી ,,

૨૫૧ ,, કાંતીલાલ લક્ષ્મીચંદ મોદી દોલતનગર

૨૫૧ ,, કેશવલાલ નરશીદાસ મહેતા ,,

૨૫૧ ,, કોરશી હીરજી મુંબઇ

૨૫૧ ,, કાંતીલાલ વીઠ્ઠલદાસ ભાયાણી ઘાટકોપર

૨૫૦ ,, કંકુબેન ધરમશી ખીમશીયા ,,

૨૫૧ ,, કાંતાગૌરી ભાઇલાલ શેઠ ,,

૨૫૧ ,, ખીમજી મેઘજી ,,

૨૫૧ ,, કાનજી ત્રિભોવનદાસ પારેખ ,,

૨૫૧ ,, તરલીકાબેન લાભુલાલ કે. તુરખીયા ,,

૨૫૧ ,, લીલાવંતીબેન રમણીકલાલ દોશી ,,

૨૫૧ ,, લલીતચંદ્ર મણીલાલ ઠક્કર ,,

૨૫૧ ,, લીલાવંતીબેન ધારશી કાપડીયા ,,

૨૫૧ ,, લીલાવંતીબેન અમૃતલાલ શાહ ,,

૨૫૧ ,, લીલાવંતીબેન જયંતીલાલ શાહ માટુંગા

૨૫૧ ,, લાભુબેન પ્રભુદાસ દેસાઈ ઘાટકોપર

૨૫૧ ,, લીલાવંતીબેન કેશવલાલ મહેતા ,,

૨૫૧ ,, મધુરાંવતીબેન ત્રિભોનદાસ શાહ ,,

૨૫૧ ,, મણીલાલ પરષોતમ ઠક્કર ,,

૨૫૧ ,, મંજુલાબેન સંઘવી ,,

૨૫૧ ,, મોહનલાલ સોમજી દોશી ,,

૨૫૧ ,, મનસુખલાલ કસ્તુરચંદ ,,

૨૫૧ ,, મગનલાલ સાંકળચંદ શાહ ,,

૨૫૧ ,, મણીલાલ સાંકળચંદ શાહ ,,

૨૫૧ ,, મણીલાલ ભાઇચંદ શાહ ,,

૨૫૧ ,, મોહનલાલ ત્રિભોવનદાસ કોઠારી ,,

૨૫૧ ,, મંજુલાબેન શશીકાંત બાવીસી ,,

૨૫૧ શ્રી મોઘીબેન ધનજી ભલાણી ,,

૨૫૧ ,, મનસુખલાલ ગીરધરલાલ શેઠ ,,

૨૫૧ ,, મહાસુખલાલ છોટાલાલ શાહ ,,

૨૫૧ ,, મુકેશ પ્રાણલાલ મહેતા ,,

૨૫૧ ,, નાનાલાલ મોતીચંદ સંઘવી ,,

૨૫૧ ,, નવીનભાઇ પી. સંઘરાજકા ,,

૨૫૧ ,, નવલબેન વનેચંદ સંઘવી ,,

૨૫૧ ,, નરેશ શાંતીલાલ સંઘવી ,,

૨૫૧ ,, નટવરલાલ તલકચંદ શાહ ,,

૨૫૧ ,, નાથાલાલ હરખચંદ માટલીયા ,,

૨૫૧ ,, નટવરલાલ એચ. વશા ,,

૨૫૧ ,, નાનાલાલ મનસુખલાલ શાહ ,,

૨૫૧ ,, પ્રતાપભાઇ ડી. ગાંધી ,,

૨૫૧ ,, પ્રભુદાસ માણેકચંદ કોઠારી ,,

૨૫૧ ,, પુષ્પાબેન તારાચંદ અવલાણી માટુંગા

૨૫૧ ,, પ્રાણકુવંરબેન ઉતમચંદ દોશી ઘાટકોપર

૨૫૧ ,, પ્રેમચંદ ઉજમશી માટુંગા

૨૫૧ પ્રાણલાલ આણંદજી મહેતા ઘાટકોપર

૨૫૧ ,, પ્રેમીલાબેન સુર્યકાંત મહેતા ,,

૨૫૧ ,, પંકજભાઇ દલસુખચંદ શાહ ,,

૨૫૧ ,, રતીલાલ માણેકચંદ દોશી ,,

૨૫૧ ,, રતીલાલ હાકેમચંદ ઉદાણી ,,

૨૫૧ ,, રમણીકલાલ નારણદાસ શાહ

૨૫૧ ,, રતીલાલ વનેચંદ પારેખ

૨૫૧ ,, રમેશચંદ્ર વાડીલાલ શાહ વિલેપાર્લા

૨૫૧ ,, રમાલક્ષ્મી મણીલાલ દેસાઈ

૨૫૧ ,, રતીલાલ તલકશી ટીપણીવાળા

૨૫૧ ,, સુભદ્રાબેન રસીકલાલ ઝવેરી મુંબઈ

મહાલક્ષ્મી પાલનપુરી

૨૫૧ શ્રી શાંતીલાલ ભવાનભાઈ બાવીસી ઘાટકોપર

૨૫૧ ,, સમરતબેન સુખલાલ શાહ ઘાટકોપર

૨૫૧ ,, સેવંતીલાલ મણીલાલ શાહ ,,

૨૫૧ ,, શાંતાબેન જેસીંગભાઈ દડીયા મુંબઈ

૨૫૧ ,, શાંતાબેન ભીખાલાલ ગાંધી ઘાટકોપર

૨૫૧ ,, સુભદ્રાબેન હરીલાલ અજમેરા ઘાટકોપર

૨૫૧ ,, શાંતીલાલ ચુનીલાલ પટેલ ખંભાત ,,

૨૫૧ ,, શીવલાલ ઝવેરચંદ

૨૫૧ ,, સુખલાલ કેશવજી મહેતા

૨૫૧ ,, સુધાબેન ચુનીલાલ શેઠ
૨૫૧ ,, શીવલાલ સાકળચંદ શાહ ઘાટકોપર
૨૫૧ ,, તારાચંદ દીપચંદ અવલાણી માટુંગા
૨૫૧ ,, તારાબેન મફતલાલ ઝવેરી ખંભાતવાળા મુંબઈ
૨૫૧ ,, તારાબેન પોપટલાલ મણીયાર
૨૫૧ ,, તારાબેન ચીમનલાલ શાહ સાણંદ
૨૫૧ ,, ત્રિકમલાલ હરગોવિંદ અજમેરા ઘાટકોપર
૨૫૧ ,, ઠાકોરલાલ અંબાલાલ શાહ ખંભાતવાળા
૨૫૧ ,, ઉત્તમચંદ ડોસાભાઇ દદીયા ઘાટકોપર
૨૫૧ ,, ઉત્તમચંદ જગજીવન દોશી ઘાટકોપર
૨૫૧ ,, ઉજમબા હ. મણીભાઇ દેસાઈ ઘાટકોપર
૨૫૧ ,, ઉતમચંદ દીપચંદ અવલાણી ,,
૨૫૧ ,, વનેચંદ દેવચંદ ઘેલાણી ઘાટકોપર
૨૫૧ ,, વાડીલાલ છગનલાલ શાહ સાણંદ
હ. નટવરભાઇ તથા પ્રાણલાલ
૨૫૧ ,, વિજયાબેન વલભદાસ સંઘવી ઘાટકોપર
૨૫૧ ,, વનમાળીદાસ વલજી ,,
૨૫૧ ,, વર્ધમાન પ્રભુદાસ તુરખીયા ,,
૨૫૧ ,, વસંતબેન નટવરલાલ શાહ મલાડ
૨૫૧ ,, વનીતાબેન પ્રવિણચંદ્ર મહેતા ,,
૨૫૧ ,, વીરજી માંડણ વોરા ,,
૨૫૧ ,, લાભુબેન કાંતીલાલ ,,
૨૫૧ ,, ભૂપતલાલ જેચંદ ટીંબડીઆ ,,

આ અગાઉ પૂજ્ય મહાસતીજીના શારદાસુધા, શારદા સંજીવની, શારદા માધુરી, શારદા પરિમલ, શારદા સૌરભ, શારદા સરિતા, શારદા જ્યોત, શારદા સાગર આદી પુસ્તકોનું પ્રકાશન થયેલ છે. દેશવિદેશમાં ખ્યાતી પામી ચૂકેલા આ પુસ્તકોની નકલ ક્યાંય મળતી નથી. જેથી વાંચકોની માંગ પૂરી કરવા ચાલુ વર્ષે દસહજાર પ્રતોનું પ્રકાશન કરવાનું નક્કી કરેલ છે.

## શ્રી વ.સ્થા. જૈન શ્રાવક સંઘ ઘાટકોપર સંઘના તા. ૨૪-૨-૭૩ના રોજ ચૂંટાયેલ કાર્યવાહક મંડળની યાદી

શ્રી રતિલાલ કપુરચંદ ગાંધી ટ્રસ્ટી
શ્રી પ્રતાપરાય દુર્લભજી ગાંધી ટ્રસ્ટી
શ્રી બચુભાઈ ગુલાબચંદ દોશી ,,
શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ ,,
શ્રી ગુલાબચંદ ડોસાભાઇ દડિયા ,,
શ્રી વ્રજલાલ કપુરચંદ ગાંધી પ્રમુખ
શ્રી વનેચંદ દેવચંદ ઘેલાણી ઉપપ્રમુખ
શ્રી સેવંતિલાલ મણિલાલ શાહ માનદ્મંત્રી
,, ગુલાબચંદ ભગવાનજી ઝોબા ,,
,, બાબુભાઇ કેશવલાલ તુરખિયા ,,
,, રવ. મણિલાલ કેશવજી ખેતાણી સભ્ય
,, ચીમનલાલ દામોદર વોરા ,,
,, લક્ષ્મીચંદ મણિલાલશાહ ,,
,, પ્રેમચંદ ફૂલચંદ અદાણી ,,
,, ઉત્તમચંદ ડોસાભાઈ દડિયા ,,
,, નરેન્દ્ર કીરચંદ ગોસલિયા ,,
,, દામોદર ન્યાલચંદ શેઠ ,,
,, અમૃતલાલ જી. સાયલાકર ,,
,, પ્રભુદાસ માણેકચંદ કોઠારી ,,
,, ભૂપતલાલ જેચંદ ટીંબડીઆ ,,
,, પ્રવીણચંદ શાન્તિલાલ શાહ ,,
,, મધુરાવંતીબેન ત્રીભોવનદાસ શાહ કો-ઓ.સભ્ય
,, કાન્તાબેન રાયચંદ શેઠ ,,
,, જયંતીલાલ શીવલાલ શાહ ,,

☆

સ્વ. આચાર્ય, ગચ્છાધિપતિ પૂ. શ્રી. બા. બ્ર. ગુરૂદેવ રત્નચંદ્રજી ગુરવે નમઃ

"સંવત ૨૦૩૨ના ઘાટકોપરના ચાતુર્માસમાં આપેલા પ્રવચનો"

અધિકાર-"જ્ઞાતાજી સૂત્ર-મલ્લીનાથ ભગવાનનો અધિકાર"

## વ્યાખ્યાન નં.-૧

અષાડ સુદ ૯ ને સોમવાર તા. ૫-૭-૭૬

### "સાચું સુખ મેળવવા વિષયોનું વમન કરો."

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો,

અખિલ જગતના જીવોને શાશ્વત સ્વધામ પ્રાપ્ત કરવા માટે અમૃતરસ નીતરતી અનંતજ્ઞાની ભગવંતની વાણી છે. ભગવંત શાસ્ત્રમાં ફરમાવે છે કે અનંતકાળથી આત્માએ સમ્યગ્દર્શન રૂપી તેજસ્વી રત્નના અભાવે નિજભાવને ભૂલી પરદ્રવ્યની ભેલછામાં, મિથ્યાત્વ અંધકારમાં રઝળપાટ કરી છે. પણ પુણ્યોદયે બોધિબીજના કારણભૂત એવા મનુષ્યભવની પ્રાપ્તિ થઈ છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યા વિનાની બધી દોડધામ વ્યર્થ છે. ભગવાને લોકોત્તર માર્ગ બતાવ્યો છે. અને તે માર્ગે ચાલવામાં સાચું સુખ છે. લૌકિક માર્ગે ચાલનારા અને ઈન્દ્રિઓના વિષયોને વશ થયેલા અજ્ઞાન આત્માઓ શરીરની અનુકૂળતામાં સુખ શોધે છે.

બંધુઓ! લૌકિક માર્ગ તે કર્માધીન છે. જ્યાં સુધી એમાં આનંદ માની અનુસરશો ત્યાં સુધી લોકોત્તર માર્ગમાં પ્રવેશ કરવો કઠણ છે. અને ત્યાં સુધી આધિવ્યાધિ-ઉપાધિ અને દુઃખ-દરિદ્રતા ટળવાના નથી. માનવજીવનનો જો કોઈ સાર હોય તો તે લોકોત્તર માર્ગની સાધના છે. પણ આજનો માનવી ભૌતિકવાદની ભૂતાવળમાં સુખની ખોજ કરી તેમાં મોજ માણી રહ્યો છે. પણ એને ખબર નથી કે એ મોજની પાછળ દુઃખની કેટલી મોટી ફોજ ઉભેલી છે.

અનંતજ્ઞાની ભગવંતે ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા બાદ એ જ્ઞાન જ્યોતિમાં જગતના જીવોને દુઃખમાં જોયા પછી તેમના મુખમાંથી વાણી નીકળી કે હે ભવ્ય જીવો! તમે અનંત પુદ્દગલપરાવર્તનકાળથી સુખની શોધમાં છો, છતાં હજુ સુખ મેળવી શકયા નથી, તેનું કારણ એ છે કે તમારે સુખ જોઈએ છે પણ સુખનું મૂળ શું છે તે શોધ્યું નથી, સુખ મેળવવું હોય તો પ્રથમ સુખના મૂળને શોધો. સંસારના દરેક કાર્યમાં મૂળ શોધો છો. માનીલો કે તમને કંઈ દર્દ થયું ને વૈદ અથવા ડોકટરની દવા લીધી છતાં દર્દમાં રાહત ન થાય તો તેનું મૂળ શોધો છો ને? આવી કિંમતી દવા ખાઉં છું ને પરેજી પણ બરાબર પાળું છું છતાં મારો રોગ મટતો નથી તો તેનું કારણ શું? દવામાં,

ડોકટરમાં કે પરેજી પાળવામાં ખામી છે. વહેપાર કરો તેમાં ખૂબ મહેનત કરો પણ નફો ન મળે તો તેનું મૂળ શોધોને ? આટલી બધી મહેનત કરું છું છતાં મને નફો કેમ નથી મળતો ? ત્યાં એક દોકડીયો પણ જવા દો તેમ નથી એટલા હોંશિયાર છો. આ રીતે ખેડૂત રસાળ જમીન ખેડી, પોચી બનાવી તેમાં સારું બીજ વાવી તેની પાછળ ખૂબ પરિશ્રમ કરે પણ સમયે તેમાંથી ધાર્યું ફળ ન મળે તો તેનું મૂળ શોધશે ને ? કે આખું ચોમાસું આટલી બધી મહેનત કરી છતાં તેનું ફળ આટલું જ મળ્યું ? આ રીતે ભગવંત કહે છે કે અનંતકાળથી ચતુર્ગતિ સંસારમાં ભ્રમણ કરતો જીવ સુખની શોધ કરી રહ્યો છે છતાં સુખ નથી મળ્યું. તો તેનું મૂળ કારણ શું છે તે જાણવું જોઈશે ને ? આચારાંગ સૂત્રમાં ભગવંતે ફરમાવ્યું છે કે "**लोयंसि जाण अहियाय दुक्खं ।**" આ સંસારમાં જીવોને દુઃખનું કારણ અજ્ઞાન અથવા મોહ છે. અને એ આત્માનું અહિત કરનાર છે. વૃક્ષને ગમે તેટલું પાણી પીવડાવો પણ જો તેનું મૂળીયું સડેલું હોય તો ફળ અને ફૂલ કયાંથી આવે ? એ રીતે તમે બહારથી સુખની શોધ ગમે તેટલી કરો પણ અંદર અજ્ઞાન અને મોહે અડ્ડો જમાવ્યો છે તે દૂર નહિ થાય ત્યાં સુધી દુઃખ ટળવાનું નથી અને સાચું સુખ મળવાનું નથી. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :–

> सर्वत्र सर्वस्य सदा प्रवृत्ति, दुःखस्य नाशाय सुखस्य हेतोः ।
> तथाऽपि दुःखं विनाशमेति, सुखं न कस्यापि भजेत् स्थिरत्वम् ॥

કીડીથી માંડીને ઈન્દ્ર મહારાજા સુધીના સર્વ જીવો દુઃખ કેમ ટળે અને સુખ કેમ મળે તે માટે એકધારી પ્રવૃત્તિ કરી રહ્યા છે. આજે હું તમને પૂછું છું કે આટલા બધા ભાઈઓમાંથી દરરોજ સામાયિક કોણ કરે છે ? જે કરતા હોય તે આંગળી ઊંચી કરો તો તેવા ઓછા નીકળશે. અષાડ સુદ પુનમનો દિવસ આવે છે તે દિવસે ઉપવાસ કોને કરવો છે ? તો તે અલ્પ નીકળશે પણ હમણાં એમ કહું કે દુઃખ કોને મટાડવું છે ને સુખ કોને જોઈએ છે ? તો બધા તરત આંગળી ઊંચી કરશે. ઈચ્છા સુખ મેળવવાની છે પણ એને ખબર નથી કે એ સુખ પાપથી મળે છે કે ધર્મથી મળે છે. અને એ સુખ કેવી રીતે ટકી રહે છે ?

સંસાર સુખના સોનેરી સોહામણાં સ્વપ્નો સેવતો માનવી શારીરિક–માનસિક આર્થિક અને કૌટુંબિક આદિ સેંકડો પ્રકારના ઉપદ્રવોથી ઘેરાયેલો છે, છતાં એ એમ માને છે કે જો મારી પાસે ખૂબ ધન હોત તો હું સુખી થાત. આ જગતમાં જે કાંઈ દુઃખ છે તે ધનના અભાવે છે. આવું કંઈક માનવી માને છે. હવે બીજો પ્રકાર માની લો કે કોઈ માણસ મોટો કરોડપતિ છે, આંગણામાં ચાર ચાર કાર ઉભી રહે છે, એરકંડીશન રૂમ છે. આ સંસારમાં કહેવાતી ભૌતિક સુખની સંપૂર્ણ

સામગ્રી તેના ઘરમાં છે એવા લક્ષ્મીનંદનને પૂછો કે ભાઈ! તું સુખી છે ? આટલા વિપુલ સુખના સાધનો હોવા છતાં એ કહેશે કે હું સુખી નથી. અંદરથી ચિંતારૂપી ઉધઈનો કીડો તેને કોરી ખાય છે. તે ચિંતા કઈ ? માર્ગમાં એક ભિખારણ બાઈ આંગળીયે ચાર બાળકોને વળગાડીને ચાલી જતી હોય, આપો મા–બાપ, આપો મા–બાપ બોલતી ભીખ માંગતી હોય તેને જોઈને પેલો અબજપતિ રડે છે કારણ કે તેને સંતાન નથી. જ્યારે ભિખારણ અબજપતિને જોઈને રડે છે. અહો! આને કેટલું સુખ છે. મારે આવું સુખ હોય તો કેવું સારું! જુઓ, કેવી વિપરીત વાત છે! શેઠ પાસે લક્ષ્મીનો સંગ્રહ છે પણ પુત્રના અભાવમાં ઝૂરે છે. અને ભિખારણને સંતાન છે તો પેટ ભરવાની ચિંતા છે. કદાચ પુત્ર થાય ને ટૂંકી માંદગી ભોગવી જિંદગી પૂર્ણ કરી ચાલ્યો જાય તો પણ દુઃખ થાય છે. આ જગતમાં જીવોને કંઈને કંઈ તો દુઃખ હોય છે.

> **કોઈ ધનસે રહિત દુઃખી હૈ, હૈ કોઈ મહારોગ પીડિત,**
> **પાતા કોઈ કષ્ટ માનસિક, પુત્ર વિરહસે હુઆ દુઃખિત,**
> **કોઈ કિસી દુઃખમેં રત હૈ, કોઈ કિસી કષ્ટમેં મગ્ન,**
> **હા! ઈસ જગમેં કોઈ જન ભી નહિ પૂર્ણ સુખમેં સંલગ્ન.**

આ રીતે ચારે બાજુએથી માનવી દુઃખથી ઘેરાયેલો હોય છે. કોઈને સંપૂર્ણ સુખ નથી. **"સાત સાંધે ત્યાં તેર તૂટે"** એવી દશા એ ભોગવતો હોય છે. કદાચ તેનું પુણ્ય જાગે અને તે જે સુખો ઇચ્છે તે મળે છતાં પણ તે સાચું સુખ નથી કારણ કે તે સુખ શાશ્વત નથી પણ અશાશ્વત છે.

કોઈ એક મોટા મહારાજા ભવ્ય રાજમહેલમાં મ્હાલતા હોય, વૈભવની છોળો ઉછળતી હોય તેમને જનતા મહાસુખી માને છે પણ એ જનતાના ખ્યાલમાં નથી કે ચિંતારૂપી દુઃખનો કીડો મહારાજાના દિલને કોરી ખાય છે. પણ મહારાજાની સાહ્યબી જોઈને ઘડીભર પ્રજાને થાય કે અહો. 'મહારાજા કેવા સુખી છે! કેટલા ભાગ્યવાન છે! પરંતુ રાજાના મનમાં તો લાખો સંકલ્પ અને વિકલ્પની જાળ ભરેલી હોય છે. કોઈક રાજાએ કોઈક રાજાનું એક નાનકડું ગામ જીતી લીધું હોય તો તેને ખાવાનું પણ ભાવતું નથી. અરે રાજ્યમાં નુકશાન થયું તો ચિંતાનો પાર નથી રહેતો.

બંધુઓ! આમ બનવાનું કારણ તમને સમજાય છે ? આનું કારણ એ છે કે જીવે સુખ બહારના પદાર્થોમાં માન્યું છે. પણ સુખ બાહ્ય નથી. છતાં જીવ અજ્ઞાનના કારણે મોહ છોડતો નથી. જે પદાર્થથી એક માનવી સુખનો અનુભવ કરે છે તે જ પદાર્થથી બીજો માનવી દુઃખનો અનુભવ કરે છે. એ તો તમને અનુભવ છે ને ?

ડોકટરમાં કે પરેજી પાળવામાં ખામી છે. વહેપાર કરો તેમાં ખૂબ મહેનત કરો પણ નફો ન મળે તો તેનું મૂળ શોધોને ? આટલી બધી મહેનત કરું છું છતાં મને નફો કેમ નથી મળતો ? ત્યાં એક દોકડીયો પણ જવા દો તેમ નથી એટલા હોંશિયાર છો. આ રીતે ખેડૂત રસાળ જમીન ખેડી, પોચી બનાવી તેમાં સારું બીજ વાવી તેની પાછળ ખૂબ પરિશ્રમ કરે પણ સમયે તેમાંથી ધાર્યું ફળ ન મળે તો તેનું મૂળ શોધશે ને ? કે આખું ચોમાસું આટલી બધી મહેનત કરી છતાં તેનું ફળ આટલું જ મળ્યું ? આ રીતે ભગવંત કહે છે કે અનંતકાળથી ચતુર્ગતિ સંસારમાં ભ્રમણ કરતો જીવ સુખની શોધ કરી રહ્યો છે છતાં સુખ નથી મળ્યું. તો તેનું મૂળ કારણ શું છે તે જાણવું જોઈશે ને ? આચારાંગ સૂત્રમાં ભગવંતે ફરમાવ્યું છે કે "**लोयंसि जाण अहियाय दुक्खं ।**" આ સંસારમાં જીવોને દુઃખનું કારણ અજ્ઞાન અથવા મોહ છે. અને એ આત્માનું અહિત કરનાર છે. વૃક્ષને ગમે તેટલું પાણી પીવડાવો પણ જો તેનું મૂળીયું સડેલું હોય તો ફળ અને ફૂલ કયાંથી આવે ? એ રીતે તમે બહારથી સુખની શોધ ગમે તેટલી કરો પણ અંદર અજ્ઞાન અને મોહે અડ્ડો જમાવ્યો છે તે દૂર નહિ થાય ત્યાં સુધી દુઃખ ટળવાનું નથી અને સાચું સુખ મળવાનું નથી. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :–

**सर्वत्र सर्वस्य सदा प्रवृत्ति, दुःखस्य नाशाय सुखस्य हेतोः ।**
**तथाऽपि दुःखं विनाशमेति, सुखं न कस्यापि भजेत् स्थिरत्वम् ॥**

કીડીથી માંડીને ઈન્દ્ર મહારાજા સુધીના સર્વ જીવો દુઃખ કેમ ટળે અને સુખ કેમ મળે તે માટે એકધારી પ્રવૃત્તિ કરી રહ્યા છે. આજે હું તમને પૂછું છું કે આટલા બધા ભાઈઓમાંથી દરરોજ સામાયિક કોણ કરે છે ? જે કરતા હોય તે આંગળી ઉંચી કરો તો તેવા ઓછા નીકળશે. અષાડ સુદ પુનમનો દિવસ આવે છે તે દિવસે ઉપવાસ કોને કરવો છે ? તો તે અલ્પ નીકળશે પણ હમણાં એમ કહું કે દુઃખ કોને મટાડવું છે ને સુખ કોને જોઈએ છે ? તો બધા તરત આંગળી ઊંચી કરશે. ઈચ્છા સુખ મેળવવાની છે પણ એને ખબર નથી કે એ સુખ પાપથી મળે છે કે ધર્મથી મળે છે. અને એ સુખ કેવી રીતે ટકી રહે છે ?

સંસાર સુખના સોનેરી સોહામણાં સ્વપ્નો સેવતો માનવી શારીરિક–માનસિક આર્થિક અને કૌટુંબિક આદિ સેંકડો પ્રકારના ઉપદ્રવોથી ઘેરાયેલો છે, છતાં એ એમ માને છે કે જો મારી પાસે ખૂબ ધન હોત તો હું સુખી થાત. આ જગતમાં જે કાંઈ દુઃખ છે તે ધનના અભાવે છે. આવું કંઈક માનવી માને છે. હવે બીજો પ્રકાર માની લો કે કોઈ માણસ મોટો કરોડપતિ છે, આંગણામાં ચાર ચાર કાર ઉભી રહે છે, એરકંડીશન રૂમ છે. આ સંસારમાં કહેવાતી ભૌતિક સુખની સંપૂર્ણ

સામગ્રી તેના ઘરમાં છે એવા લક્ષ્મીનંદનને પૂછો કે ભાઈ! તું સુખી છે? આટલા વિપુલ સુખના સાધનો હોવા છતાં એ કહેશે કે હું સુખી નથી. અંદરથી ચિંતારૂપી ઉધઈનો કીડો તેને કોરી ખાય છે. તે ચિંતા કઈ? માર્ગમાં એક ભિખારણ બાઈ આંગળીયે ચાર બાળકોને વળગાડીને ચાલી જતી હોય, આપો મા-બાપ, આપો મા-બાપ બોલતી ભીખ માંગતી હોય તેને જોઈને પેલો અબજપતિ રડે છે કારણ કે તેને સંતાન નથી. જ્યારે ભિખારણ અબજપતિને જોઈને રડે છે. અહો! આને કેટલું સુખ છે. મારે આવું સુખ હોય તો કેવું સારું! જુઓ, કેવી વિપરીત વાત છે! શેઠ પાસે લક્ષ્મીનો સંગ્રહ છે પણ પુત્રના અભાવમાં ઝૂરે છે. અને ભિખારણને સંતાન છે તો પેટ ભરવાની ચિંતા છે. કદાચ પુત્ર થાય ને ટૂંકી માંદગી ભોગવી જિંદગી પૂર્ણ કરી ચાલ્યો જાય તો પણ દુઃખ થાય છે. આ જગતમાં જીવોને-કંઈને કંઈ તો દુઃખ હોય છે.

**કોઈ ધનસે રહિત દુઃખી હૈ, હૈ કોઈ મહારોગ પીડિત,**
**પાતા કોઈ કષ્ટ માનસિક, પુત્ર વિરહસે હુઆ દુઃખિત,**
**કોઈ કિસી દુઃખમેં રત હૈ, કોઈ કિસી કષ્ટમેં મગ્ન,**
**હા! ઈસ જગમેં કોઈ જન ભી નહિ પૂર્ણ સુખમેં સંલગ્ન.**

આ રીતે ચારે બાજુએથી માનવી દુઃખથી ઘેરાયેલો હોય છે. કોઈને સંપૂર્ણ સુખ નથી. **"સાત સાંધે ત્યાં તેર તૂટે"** એવી દશા એ ભોગવતો હોય છે. કદાચ તેનું પુણ્ય જાગે અને તે જે સુખો ઇચ્છે તે મળે છતાં પણ તે સાચું સુખ નથી કારણ કે તે સુખ શાશ્વત નથી પણ અશાશ્વત છે.

કોઈ એક મોટા મહારાજા ભવ્ય રાજમહેલમાં મ્હાલતા હોય, વૈભવની છોળો ઉછળતી હોય તેમને જનતા મહાસુખી માને છે પણ એ જનતાના ખ્યાલમાં નથી કે ચિંતારૂપી દુઃખનો કીડો મહારાજાના દિલને કોરી ખાય છે. પણ મહારાજાની સાહ્યબી જોઈને ઘડીભર પ્રજાને થાય કે અહો. 'મહારાજા કેવા સુખી છે! કેટલા ભાગ્યવાન છે! પરંતુ રાજાના મનમાં તો લાખો સંકલ્પ અને વિકલ્પની જાળ ભરેલી હોય છે. કોઈક રાજાએ કોઈક રાજાનું એક નાનકડું ગામ જીતી લીધું હોય તો તેને ખાવાનું પણ ભાવતું નથી. અરે રાજ્યમાં નુકશાન થયું તો ચિંતાનો પાર નથી રહેતો.

બંધુઓ! આમ બનવાનું કારણ તમને સમજાય છે? આનું કારણ એ છે કે જીવે સુખ બહારના પદાર્થોમાં માન્યું છે. પણ સુખ બાહ્ય નથી. છતાં જીવ અજ્ઞાનના કારણે મોહ છોડતો નથી. જે પદાર્થથી એક માનવી સુખનો અનુભવ કરે છે તે જ પદાર્થથી બીજો માનવી દુઃખનો અનુભવ કરે છે. એ તો તમને અનુભવ છે ને?

લક્ષ્મી કે અધિકારના યોગથી સુખ ભોગવે છે પણ જેમ ઝાંઝવાના જળ દૂરથી પાણી રૂપે દેખાય છે પણ તે અસલ પાણી નથી. તે રીતે ભૌતિક પદાર્થોમાં સાચું સુખ ન હોવા છતાં એમાંથી સુખ મળે છે એમ માની આશામાં ને આશામાં જીવ તેને પ્રાપ્ત કરવા તેની પાછળ દોડી રહ્યો છે પણ છેવટ સુધી દુઃખ મટતું નથી ને સુખ ટકતું નથી છતાં ભ્રમણા ભાંગતી નથી ને પરિણામે કર્મનું બંધન થાય છે.

દુઃખના કારણોમાં અજ્ઞાન દશાથી જીવ સુખ માનીને રાચ્યા કરે છે. કોઈ બહેન ગળામાં હીરાનો હાર પહેરીને મલકાય છે કે હું કેવી સુંદર દેખાઉં છું. મારવાડની બહેનો હાથમાં સોનાની બંગડીઓ પહેરે છે ને હાથીદાંતનો ચૂડો પહેરે છે. એનો હાથ દાગીનાથી ફીટ ભરાઈ ગયો હોય છે, હાથને સાફ કરવાની જગ્યા હોતી નથી. અરે, હાથ ઉપર કેટલું વજન થાય છે. છતાં એને એમ નથી થતું કે મને ભાર લાગે છે. એક હાથીદાંતનો ચૂડો બનાવવામાં કેટલું પાપ છે! ખાડો ખોદી કાગળની હાથણી બનાવી ઉભી રાખે છે. હાથણીને જોઈ હાથી તેના તરફ આકર્ષાઈને ખાડામાં પડે છે. આ રીતે હાથીના દાંત પાડવામાં આવે છે. પરિણામે હાથીનું મૃત્યુ થાય છે. છતાં હાથીદાંતનો ચૂડો પહેરનાર બહેન હરખાય છે કે મેં હાથીદાંતનો ચૂડો પહેર્યો છે. મારવાડી બહેન એક તાકા જેટલા કાપડનો ચણીયો પહેરે છે. ઓછા કાપડનો ચણીયો તેને ગમતો નથી તો પણ ચણીયો તેને ભારરૂપ નથી લાગતો કારણ કે એને એનો શોખ છે. દશ વર્ષની બાલિકા એના ભાઈને તેડીને ડુંગર ઉપર ચઢતી હોય, થાકથી આકુળ–વ્યાકુળ થતી હોય, ગભરાઈ જતી હોય તેને જોઈને કોઈ પૂછે બહેન! તને ભાર નથી લાગતો? ત્યારે તે બાલિકા કહી દેશે કે મને કેમ એવું પૂછો છો? એ તો મારો વહાલસોયો લાડીલો ભાઈ છે. સમજાય છે કે જેના પ્રત્યે જીવની જેટલી રૂચી હોય છે તેને દુઃખરૂપ વસ્તુ પણ સુખરૂપ લાગે છે. આટલી રૂચી જો ધર્મ પ્રત્યે જાગે તો કલ્યાણ થઈ જાય.

દેવાનુપ્રિયો! આ બધી જીવની અજ્ઞાન દશા છે. અને અજ્ઞાન એ દુઃખનું મૂળ છે. એ મૂળમાં સુખની આશા રાખવી વ્યર્થ છે. માત્ર વલખાં છે. પણ જીવને એનું ભાન નથી. પતંગીયું દીવાના તેજમાં અંજાઈને તેમાં હોમાઈ જાય છે. એને જો જ્ઞાન હોત કે હું આમાં અંજાઈને બળી જઈશ તો આમ ન કરત. એક મણ દૂધપાકના તપેલામાં એક ટીપું ઝેર પડયું છે એવી ખબર પડે તો તેને ફેંકી દે છે. અને જો ખબર ન હોય તો હોંશે હોંશે પીવે છે. અને મોતને ભેટે છે. આ રીતે જીવ જ્ઞાનના અભાવે સુખ મેળવવા જતાં દુઃખને નોતરે છે. માટે વિચાર કરો. સુખ સાચી સમજણથી પ્રગટે છે. અને દુઃખ અજ્ઞાનનો નાશ થવાથી મટે છે. આજે તો જ્ઞાન મેળવવાનું દેવાળું છે. જેટલો વિકથાનો, પીકચર જોવાનો ને રેડિયાના ગીતો સાંભળવાનો રસ છે તેટલો ધર્મ પ્રત્યેનો નથી. અહીં ઘાટકોપરમાં તો ઘણી

બહેનો પ્રતિક્રમણ કરવા આવે છે પણ ઘણી જગ્યાએ રવિવારે અને ગુરૂવારે બહેનો પ્રતિક્રમણમાં ઓછા આવે ને જૈનશાળામાં બાળકો આવતા નથી. મને થયું કે આનું કારણ શું? પૂછતાં ખબર પડી કે ગુરૂવારે છાયાગીત આવે અને રવિવારે પીક્ચર તથા નાટક હોય એટલે ધર્મનો દેશનિકાલ કર્યો. પણ એજ દિવસે ને એ જ ટાઈમે દીકરો પરદેશથી આવતો હોય તો એરપોર્ટ ઉપર સામા લેવા જાય કે નહિ? (શ્રોતામાંથી અવાજ : જરૂર જાય) સંતાન જેટલા વહાલા છે તેટલા હજુ સંત વહાલા લાગ્યા નથી. તમને લાગે છે કે વિજ્ઞાન આગળ વધ્યું છે પણ વિજ્ઞાને ધર્મને ધક્કો માર્યો છે. ટી. વી. એ ધર્મને ભૂલાડયો છે મોહને જગાડયો છે.

આપણા જૈનશાસ્ત્રોમાં આત્માને ઉંચે ચઢવા માટે ચૌદ ગુણસ્થાનકરૂપી ચૌદ પગથીયાની સીડી બતાવી છે. તેમાં દશમા ગુણસ્થાન સુધી મોહરૂપી મહારાજાનું સામ્રાજ્ય વ્યાપેલું છે. એ મોહ આત્માનો કટ્ટો દુશ્મન છે. એ શત્રુ ઉપર વિજય ન મેળવાય ત્યાં સુધી સાચું સુખ મળવાનું નથી. જીવ મોહશત્રુને હટાવી બારમે ગુણસ્થાને પહોંચી જાય પછી પડવાનું રહેતું નથી. બારમે ગુણસ્થાને ગયો એટલે મોક્ષમાં જવાનું રજીસ્ટર થઈ ગયું. પછી કેવળજ્ઞાન પામીને મોક્ષમાં જવાનું છે. જો આપણે મોક્ષમાં જવું હોય તો મોહ ઉપર વિજય મેળવવો પડશે. આ મોહ જીવને સંસારમાં મૂંઝવે છે. માટે જો સમજ્યા હો તો નક્કી કરો કે મારે

> **"વિષયોનું કરવું વમન, કષાયોનું કરવું શમન,**
> **ઈન્દ્રિઓનું કરવું દમન, ત્રિકાળજ્ઞાનીને કરવું નમન."**

મોહને મારવા માટે પ્રથમ વિષયોનું વમન કરવું પડશે. જેમ કોઈના દીકરાએ ઝેર પીધું હોય તો તેની ખબર પડતાં તરત તેને દવાખાનામાં દાખલ કરી દો છો. તે સમયે એવો વિચાર કરવા નથી રહેતા કે હું આવો પ્રતિષ્ઠિત માણસ છું ને મારી સમાજમાં અપકીર્તિ થશે કે ફલાણાના દીકરાએ ઝેર પીધું છે. તે સમયે તો બસ એક જ ભાવ હોય છે કે દીકરાને જલ્દી ઝેર ઉતરી જાય ને મારો દીકરો કેમ બચી જાય. જેટલો સમય ઝેર શરીરમાં વધુ રહે તેટલું નુકશાન વધારે થાય છે. તેમ જ્ઞાની કહે છે વિષયોના વિષ જેટલા વધારે તેટલું આત્માને નુકશાન વધુ છે. માટે જલ્દી ઇન્દ્રિયના વિષયોના વિષનું વમન કરી નાંખો. ભગવાન કહે છે કે ઈન્દ્રિઓ ખરાબ નથી પણ ઇન્દ્રિયોના વિષયોમાં ઉત્પન્ન થતો વિકાર ખરાબ છે. ઇન્દ્રિયો મહાન પુણ્યનો ઉદય હોય તો મળે છે.

> **"મનુજયોનીમેં ભી દુર્લભ હૈ, આર્યદેશ ઉત્તમ કુળયોગ,**
> **બડે પુણ્યસે મિલતા હૈ યહ, માનવકો અતિ શુભ સંયોગ,**

"ઉસસે અધિક પુણ્યસે પાયા, સુંદર તન વિચાર ગંભીર.
ઇન્દ્રિય શક્તિ સ્વસ્થ મનકા બલ, દીર્ઘ આયુ આરોગ્ય શરીર."

આર્યદેશ, ઉત્તમ કુળ, અને પાંચ ઇન્દ્રિયો મહાન પુણ્યથી મળે છે. આંખ હોય તો સંતના દર્શન થાય, સદ્જ્ઞાન પ્રાપ્ત કરી શકાય. કાન મળે તો સંતોના મુખે ભગવાનની વાણી સંભળાય પણ એનો અર્થ એ નથી કે આંખ મળી એટલે ગમે તેવા ચિત્રો જોવા અને કાન દ્વારા કોઈની નિંદા સાંભળવી અને જીભ મળી એટલે મોઢેથી મીઠું બોલવું ને અંદરમાં ઝેર રાખવું. ઘણા એમ કહે છે કે મયૂરનો ટહુકાર મીઠો હોય છે તો મયૂર જેવા બનો. પણ હું તો કહું છું કે મયૂર જેવા ન બનશો, મયૂર મોઢેથી મીઠો ટહુકાર કરે છે પણ આખા સર્પને ગળી જાય છે. માટે એવા ના બનશો અરે, વાણી બોલો તો પણ મીઠી બોલજો. કડવી ના બોલશો. શબ્દને હાથ કે પગ નથી પણ શબ્દની એવી તાકાત છે કે તે જીવતા માનવીને મારી નાંખે છે. અમને સાધુ પ્રતિક્રમણમાં બતાવ્યું છે કે સોળ પ્રકારની સાવદ્ય ભાષા સાધુએ ના બોલવી, ભગવંત કહે છે હે મારા સાધક કોઈ પણ જીવને દુઃખ થાય તેવી સાવધ ભાષા બોલીશ નહિ, હે મારા સાધક! કોઈ પણ જીવને દુઃખનો નિમિત્ત બનીશ નહિ. પાંચ ઇન્દ્રિઓના વિકારને જીતી આત્મા તરફ વળજે. વિષયોમાં રક્ત ના બનીશ. દૂધ દૂધરૂપે રહે તો શરીરને પુષ્ટિકારક બને છે પણ જો એ દૂધ વિકૃત બની ગયું હોય ને પીવામાં આવે તો નુકશાન કરે છે. માટે જ્ઞાની કહે છે કે ઇન્દ્રિઓના વિષયોનું વમન કરી આત્મસાધના કરી લો. દરરોજ સામાયિક કરો, વ્યાખ્યાન સાંભળો, સંતદર્શન કરો છતાં જીવનનો પલટો કેમ ન થાય?

બંધુઓ! જ્યારે જીવનમાં પલટો આવશે ત્યારે તેની દશા કોઈ જુદી હશે. અંદરથી વિષયોના વિષ નીકળી જશે ત્યારે કોઈ ગમે તેવા શબ્દો કહેશે તો પણ દુઃખ નહિ થાય. અને અંદર વિષયોના વિષ ભરેલા હશે તો કોઈ સારું કહેશે તો ગમશે. અનાદિ કાળથી જીવને શું ગમે છે? કોઈ તમને પત્રમાં લખે કે 'શ્રીમાન', 'શેઠ' કે 'શાહ' તો પ્રિય લાગશે પણ કોઈ કહે કે કેમ શેતાન? તો કેવું લાગે? તરત જ બહાર જઈને વાંકુ બોલશો કે હું શેતાન છું? હું તો શ્રાવક છું. પણ વિચાર કરજો કે હું શ્રાવક છું કે શેતાન છું? શ્રાવક કુળમાં જન્મીને કામ શ્રાવકના કરું છું કે શેતાનના? જીવને વિચારવાનું છે કે મારામાં શ્રાવકના ગુણ છે કે શેતાનના? એ પોતાની જાતને પૂછો. જે આર્યદેશમાં જન્મ થયો છે તેનું કેટલું ગૌરવ હોવું જોઈએ, આર્યદેશમાં જન્મેલા શિકારીને પણ પોતાની આર્યભૂમિનું કેટલું ગૌરવ હતું.

એક વખત એક શિકારી શિકાર કરવા માટે જંગલમાં ગયો. એક વૃક્ષ ઉપર બે પક્ષીઓ બેઠા બેઠા વાત કરતા હતા. ત્યાં શિકારી પંખીઓનો શિકાર કરવા

તૈયાર થયો. ત્યારે એ બંને પંખીડા કહે છે–હે વીરા ! તું અમારી એક વાત સાંભળ. પછી તારે જે કરવું હોય તે કરજે. પક્ષીની વાત સાંભળીને શિકારી બોલ્યો હે પંખીડા ! હું ભલે શિકારી છું પણ આર્યદેશમાં જન્મ્યો છું. મને મારા આર્ય-દેશનું ગૌરવ છે. માટે બોલો. તમારી વાત સાંભળવા હું તૈયાર છું. પક્ષીઓ કહે છે વીરા ! અમારે નાના નાના બે બચ્ચા છે તે હજુ ઉડવા પણ નથી શીખ્યા. તેમને માટે અમે ચણ મેળવવા આવ્યા છીએ. જો અમે ટાઈમસર ત્યાં નહિ પહોંચીએ તો તે ભૂખ્યાં તરફડશે. માટે થોડીવાર અમને જવા દે. અમારા બચ્ચાને ચણ ખવડાવી, હેત કરી છેલ્લી હિત શિખ મણ આપીને તરત પાછા આવીએ છીએ, શિકારી કહે – ભલે, જવા દઉં છું. પણ તમે તરત પાછા આવશો તેની ખાત્રી શું ?

બંધુઓ ! આ શિકારીને આર્યભૂમિનું કેટલું ગૌરવ છે ! શિકારી ક્રૂર હોવા છતાં હાથમાં આવેલો શિકાર જવા દે છે. બોલો, તમને કોઈ ઘરાક રૂપી શિકાર મળી જાય તો જતો કરો કે કામ કાઢી લો. શું કરો ? બોલો. તો ખરા, (હસાહસ) (શ્રોતામાંથી અવાજ–અમે તો પૂરો શિકાર કરી લઈએ.) પેલા પક્ષીઓ કહે છે વીરા ! તું જે આર્યભૂમિમાં જન્મેલો છે તે આર્યભૂમિમાં અમે રહીએ છીએ. અમને પણ અમારી આર્યભૂમિનું ગૌરવ છે. અમે વચન આપીએ છીએ કે અમારા બચ્ચાને મળીને અમે તરત પાછા આવીએ છીએ. પક્ષીઓ પોતાના બચ્ચા પાસે ગયા. તેમને ચણ ખવડાવ્યું. વ્હાલ કર્યું ને છેલ્લી હિત શિખામણ આપતાં કહ્યું – હે ચાંદા બચ્ચાઓ ! તમે સંભાળીને રહેજો અને જાતે ચણ ચણતાં શીખજો. ને તમારા પગભર ઉભા રહેતાં શીખજો. હવે અમે જઈએ છીએ. બચ્ચા કહે હે માતા–પિતા ! તમે અમને મૂકીને કયાં જાઓ છો ? ત્યારે કહે – હવે અમે સદાને માટે જઈએ છીએ. એટલું કહી બચ્ચાંને તરફડતા મૂકીને આપેલા વચનનું પાલનકરવા શિકારી પાસે આવીને ઉભા રહ્યા. આ જોઈ શિકારી સ્તબ્ધ બની ગયો. બંને પક્ષીઓ કહે વીરા ! હવે તારે જે કરવું હોય તે કરી શકે છે. પણ અમને માર તે પહેલાં એક પ્રશ્ન તને પૂંછવો છે. તો તેનો જવાબ આપીશ ? શિકારી કહે પૂછ. હું આર્ય દેશનો માનવી છું તને જવાબ નહિ આપું તો કોને આપીશ ? પક્ષી કહે મારા પ્રશ્નના જવાબમાં મને સાચી સલાહ આપવી પડશે. શિકારી કહે છે હું જરૂર સાચી સલાહ આપીશ. તારે જે પૂછવું હોય તે પૂછી શકે છે. પક્ષી કહે છે શિકારી શિકાર કરવા બાણ છોડે ત્યારે કઈ દિશામાં ઉડે તો બચી જવાય ? શિકારી વિચાર કરવા લાગ્યો. અહો ! આણે તો બચવાનો માર્ગ શોધ્યો. આ પ્રશ્નના જવાબમાં જો એને સાચી સલાહ આપું તો મારો ધંધો ભાગી પડે. આ તો બીજા બધાને બચવાનો માર્ગ બતાવી દે.

દેવાનુપ્રિયો ! તમારી પાસે કોઈ સલાહ લેવા આવે કે હું કયો ધંધો કરું તો સુખી થાઉં ? તો તમે સાચી સલાહ આપશોને ? કારણ કે તમે પણ આર્યદેશમાં

જન્મ્યા છો. (હસાહસ). શિકારીએ વિચાર કર્યો કે મારું જે થવું હોય તે થાય પણ મારે તો એને સાચી સલાહ આપવી જોઈએ. જો સાચી સલાહ ન આપું તો મારી આર્યભૂમિ લાજે. શિકારી કહે છે હે પંખીડા! શિકારી જે દિશામાં બાણ છોડે તેની વિરૂદ્ધ દિશામાં ઉડે તો પ્રાણ બચી જાય. શિકારીએ પોતાનો શિકાર જતો કરી બચવાનો માર્ગ બતાવી દીધો ને પક્ષીઓએ પોતાના પ્રાણ બચાવી લીધા. આ હતું આર્યભૂમિનું ગૌરવ. એ હતો શિકારી અને તમે છો શ્રાવક. તમને પણ આર્યભૂમિનું ગૌરવ હોવું જોઈએ.

અંતરાત્મામાં જ્ઞાનનો દીપક પ્રગટાવવા માટે અને સાચું સુખ પ્રાપ્ત કરવા માટે વિષયોનું વમન કરવું જોઈએ ને કષાયોનું શમન કરવું જોઈએ. વિષયોનું વમન કર્યા પછી કષાયોનું શમન કેવી રીતે થાય તેના ભાવ અવસરે કહેવાશે.

○

## વ્યાખ્યાન નં. ૨

## વિષય "પરઘર દર્દ છે ને સ્વઘર દવા છે"

**અષાઢ સુદ ૧૦ ને મંગળવાર** **તા. ૬-૭-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત ઉપકારી, વાત્સલ્યના વહેણુ વહાવનાર, પરમ કૃપાનિધી, જગતના સમસ્ત જીવોને આત્મોન્નતિ અને કલ્યાણનો સત્ય રાહ બતાવનાર, મહાન કરૂણાસાગર વીતરાગ ભગવંતે જગતના તમામ જીવોનું કલ્યાણ કરવાની ભાવનાથી આગમની અમૂલ્યવાણીના વહેણ વહાવ્યા. તીર્થંકર ભગવંતના મુખ કમળમાંથી વાણી વરસી, ગણધરોએ ઝીલી, આચાર્યોએ લખી. ભગવંત કહે છે કે જે આત્માને સંસાર ખટકશે તેનો કર્મથી છુટકારો થશે. સંસાર એટલે શું? જ્યાં જન્મ-મરણ, સંયોગ-વિયોગ છે તેનું નામ સંસાર. જ્યાં આ બધું નથી તેનું નામ મોક્ષ. જે આત્માઓ સિદ્ધ સ્વરૂપને પામી ગયા છે તેમને જન્મ, જરા, મરણ, સંયોગ-વિયોગ, રોગ-શોક કાંઈ નથી. જ્યાં સુધી કર્મની વર્ગણા ઉભી છે ત્યાં સુધી જન્મ-જરા-મરણ ઉભા છે. જ્યાં સુધી ભવપરંપરા ખડી છે ત્યાં સુધી આ દુઃખ દૂર થવાના નથી, સંસારમાં દુઃખો ઘણા છે. કદાચ કોઈ જીવને પુણ્યોદયે બીજા દુઃખો વર્તમાનમાં વિદ્યમાન ન હોય પણ જન્મ-જરા-રોગ-મરણ આ ચાર પ્રકારના દુઃખ તો સિદ્ધ સિવાય દરેક સંસારી જીવોને રહેલા છે. આ દુઃખો માત્ર સિદ્ધગતિમાં નથી. જન્મ-જરા-મરણના રોગથી મુક્તિ લેવી હોય તો મોક્ષની સાધના કરવી જોઈએ.

બંધુઓ! તમારા સંસાર વ્યવહારમાં પણ કોઈ વસ્તુ મેળવવી હોય તો તે જ્યાં મળતી હોય ત્યાંથી મેળવવા પુરૂષાર્થ કરો છો. તો મોક્ષ મેળવવા માટે કેટલો પુરૂષાર્થ જોઈશે! મહાન પુરૂષો બોલ્યા છે કે દર્દ કોણ છે ને દવા કોણ છે! દર્દ છે પરઘર અને દવા છે સ્વઘર, પરદ્રવ્યનો રાગ એ દર્દ છે અને સત્સંગ, વીતરાગ વાણીનું પાન, શાસ્ત્રનું વાંચન એ દવા છે. પરસંગ એ બિમારી છે પરંતુ સત્સંગ એને કાઢવાની દવા છે. આજે જીવ દુઃખી કેમ છે? કર્મની વિટંબણાથી. એ વિટંબણા શાથી આવી? પરના સંગરૂપી રોગથી. જીવ જગતના વિષયોના સંગમાં મૂઝાયો, વિષયોનો સંગ થતાં રાગાદિ મલીન ભાવવાળો બન્યો, વળી એ વિષયોને માટે હિંસા, આરંભ સમારંભાદિ પાપો આચરનારો બન્યો, તેથી ઘણા કર્મોનું ઉપાર્જન કરી એની વિટંબણાઓને આમંત્રણ આપ્યું. પછી આત્મા દુઃખી જ બને ને? આનું મૂળ કારણ શું? સમજાયું? પરનો સંગ. તેથી વીતરાગવાણી રૂપી દવા કહે છે કે હે આત્મા! તું પર દ્રવ્યનો સંગ અને રાગ છોડ. અરે, બીજાની તો વાત કયાં કરવી પણ જે કાયમ તારી સાથે રહે છે તેવા શરીરનો પણ રાગ છૂટે તો દર્દ દૂર થાય. જ્યારે શરીરનો રાગ છૂટી જાય ત્યારે નિરાગી અવસ્થા આવી જાય છે.

**દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત,**
**તે જ્ઞાનીના ચરણમાં, વંદન હો અગણિત**

જ્યાં સુધી કર્મો છે ત્યાં સુધી દેહ છે. કર્મોથી સંપૂર્ણ મુક્ત નહિ બનીએ ત્યાં સુધી દેહ ધારણ કરવો પડે છે. જ્યારે પર દ્રવ્યનો રાગ છૂટી વીતરાગ દશાને આત્મા પામી જાય ત્યારે તેના દર્દ દૂર થઈ જાય છે. માથું દુઃખે ત્યારે એસ્પ્રો કે એનેસીન ખાવ ત્યારે થોડીવાર આરામ મળે છે. ડોકટર ઈંજેકશન આપે તો પણ થોડો સમય રાહત થાય છે. અહીંએ વિચારવાની જરૂર છે કે માથાની વેદના મંદ પડવાની હોય ને ગોળી લઈએ તો માથાનું દર્દ મટી જાય છે. આ તો આ ભવ પૂરતી વેદના છે. પણ કાયમના ભવભવના દર્દ દૂર કરવા હોય તો સત્સંગ કરો. તે સત્સંગ લૂખો સૂકો નહિ. પણ જે સંતો વીતરાગવાણીનું મંથન કરી વીતરાગી સંતો બની જે ઔષધિ આપે તેનું પાન કરવાથી દર્દ દૂર થયા વિના નહિ રહે.

પર દ્રવ્યનો રાગ એ આત્મબિમારી છે. જેમ કોઈના દીકરાની વહુ બહાર ફરતી થઈ જાય તો તેની કિંમત રહેતી નથી, ચૈતન્ય આત્મા અનંત શક્તિનો સ્વામી છે. દરેક વસ્તુ પોતપોતાના સ્વભાવમાં પરિણમન થાય છે. શરીરને સારું રાખવા ગમે તેવા સુંદર મેવા-મિષ્ટાન ખવડાવો છતાં તેનો સ્વભાવ સડન-પડન અને વિધ્વંસનનો છે. રાજાનો પુત્ર હોય, શ્રેષ્ઠી પુત્ર હોય કે મહાન સંત હોય છતાં શરીરનો સ્વભાવ તો જે છે તે રહેવાનો છે. ઔદારિક શરીરનો સ્વભાવ ક્ષીણ

થવું, વિખુસી જવું છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય આદી દરેક દ્રવ્ય પોતાના સ્વભાવમાં પરિણમન થાય છે. અજ્ઞાન અવસ્થામાં જીવ સ્વદ્રવ્યને છોડી પર દ્રવ્યમાં પડયો છે ને વિવેક ચૂકી જવાથી તેને ખ્યાલ નથી કે મારો સ્વભાવ શું છે? મારે તો જન્મ મરણના ફેરા મટાડી સત્વર મારા સ્થાનમાં (મોક્ષમાં) પહોંચવું છે. જેમ કોઈ ગુન્હેગારને ગુનો કરવાથી જીવનભરની જેલ મળી છે. ત્યાં સખ્ત મજુરી કરવી પડે છે છતાં ચોકીદારની હાજરીમાં તેને કંપાઉન્ડમાં ફરવાનું મળે છે. તે બરાબર કામ કરતો રહે તો સરકાર તેની જીવનભરની જેલમાં અમુક વર્ષ થયે છોડી દે છે. પણ કર્મરાજાએ તો એવી જેલ આપી છે કે તે એક દાણ પણ બહાર ફરવા દેતો નથી. આત્મા કર્મરાજાથી કયારે પણ છૂટો પડયો હોય એવું બન્યું નથી. જ્યારે જીવ મોક્ષમાં જાય ત્યારે કર્મથી તદ્દન રહિત બની જાય છે. રોગ કોને થાય? શરીર હોય તેને. જેને કર્મ છે તેને શરીર છે. સિદ્ધ ભગવાન કર્મથી રહિત બની ગયા તેથી તેમને શરીર નથી. શરીર નથી તેને રોગ નથી.

જ્યાં શરીર છે ત્યાં આધિ-વ્યાધિ અને ઉપાધિ છે. સાધક જીવનમાં ભગવાને સંતને ૨૨ પરિષહ બતાવ્યા. તેમાં વધનો પરિષહ બતાવ્યો છે. ભગવાન કહે છે હે સંત! સંયમી જીવનમાં કદાચ કર્મયોગે કોઈ વધ કરનાર મળી જાય તો ત્યારે તું કષાયમાં કે રાગ દ્વેષમાં નહીં જોડાય ને? કોઈને ઘેર ગૌચરી-પાણી માટે જાય તો કોઈ તિરસ્કાર પણ કરે. તિરસ્કાર કરતાં પણ વધનો પરિષહ વિશેષ છે. છતાં એ પરિષહને પહેલા નંબરે નહીં મૂકતા ક્ષુધા પરિષહને મૂકયો. માસખમણ, સોળભથ્થુ કે વર્ષીતપ કરો તો કવલ આહાર બંધ થયો પણ રોમ આહાર તો ચાલુ છે. જીવ માતાના ગર્ભમાં ઉત્પન્ન થયો ત્યારે પહેલા સમયે ઓજ આહાર લીધો. તે આહાર તો જીવ જ્યારે શરીર છોડીને જાય છે ત્યારે છોડે છે. અહીંથી છૂટયા પછી જીવ વધુમાં વધુ ત્રીજે અથવા ચોથે સમયે તો ઉત્પન્ન થઈ જાય ને ત્યાં આહાર શરૂ કરી દે. ભૂખ મટાડવા જીવ પ્રયત્ન કરતો આવ્યો છે. શરીર છે ત્યાં ભૂખ-તરસ બધું છે. જે આત્માની દશા દેહમાં રહેવા છતાં દેહાતીત દશા વર્તે છે તેને પર દ્રવ્યનો સંગ અથવા ખાનપાન વગેરે પુદ્ગલનો સંગ એ આત્માની બિમારી લાગે છે. તેના હૈયામાં રાત-દિવસ એ વાત ખટકતી હોય છે કે એ બિમારી કેમ ઘટે? કેમ ટળે? એની ચિંતા રહ્યા કરતી હોય એમાં જો ખાવાની વાત આવે તો એને દુઃખ લાગે.

બંધુઓ! વિચાર કરજો, "પર દ્રવ્યનો સંગ અને રાગ" એ આત્માની બિમારી છે. એ વાત એકદમ હૈયે નહિ બેસે. પરંતુ બુદ્ધિપૂર્વક વિચાર કરજો કે જ્ઞાનીઓએ એને બિમારી શા માટે કહી છે? દા. ત. તમને તાવ આવ્યો હોય

ત્યારે શું થાય છે? શરીરને ચેન પડે નહિ, ખાવાની રૂચી થાય નહિ અને સંસારના કામકાજ, ધંધો, કમાણી વગેરે અટકી પડે. તે રીતે જીવને પરનો સંગ એ આત્માની દૃષ્ટિએ બિમારી છે કારણ કે તેથી આત્માના હિતના ઘણાં કામ બગડે છે. દા. ત. રાત્રે ધંધાનો હિસાબ કરતા હોય અગર બહાર બગીચામાં કે સિનેમામાં હરવા-ફરવા જવાનું રાખ્યું હોય કે કોઈને મળવા જવાનું છે તો આ બધું શું છે? પરનો સંગ છે. એ સંગમાં સામાયિક-પ્રતિક્રમણ, સ્વાધ્યાય, ચિંતન વગેરે આત્મહિતનાં કામ બગડે છે. ધનના રાગથી પૈસાનો સંગ્રહ કરવાની તાલાવેલી રહે છે. એ પરનો સંગ છે. એ ધનના લોભથી દાન આપવું કે ધર્મકાર્યોમાં ધનનો વ્યય કરવો નથી ગમતો. કદાચ ઉપાશ્રયે જાય તો પણ દૂર રહે છે. રખેને કોઈક કાંઈક સુકૃતનું કામ બતાવી દે તો? રખેને કોઈ કંઈ મદદ માગે તો? વિચાર કરો, આ ધનની લાલસામાં ધન પ્રત્યેના અથાગ રાગમાં એટલે કે પરના સંગમાં આત્માએ કેટકેટલું ગુમાવ્યું? માટે પરનો સંગ એ તાવ આદિ જેવી બિમારી છે.

જ્યારે ખાનપાન આદિ પરનો સંગ છૂટે ત્યારે ઉપવાસ વગેરે તપ થાય ને મનમાં થશે કે હાશ! આજે આ પરના સંગની લપ ટળી. દાન દેવાનું કે સુકૃત કરવાનું થાય ત્યારે થશે કે ચાલો, આજે આટલો પરિગ્રહ છૂટશે. પરના સંગની લપ ટળવામાં મહા આનંદ છે. પર દ્રવ્યના સંગ રૂપી દર્દને દૂર કરવા સત્સંગ રૂપી દવા લેશે ત્યારે તે પ્રભુ પાસે જઈને પ્રાર્થના કરશે કે અહો પ્રભુ!

આધિ-વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ તાપથી અમારું આ જીવન સંતપ્ત બન્યું છે. વાસના અને વિલાસિતાની વિટંબણાઓથી અમારું જીવન વંટોળે ચઢયું છે. કામ-ક્રોધાદિ ષડ્રિપુઓની આંટી-ઘૂંટીઓમાં અમારું જીવન અટવાઈ રહ્યું છે. સંસારનો સળગતો દાવાનળ અમારા જીવનને બાળી રહ્યો છે. આવી દુઃખદ અવસ્થામાં અમે માતા-પિતા, ભાઈ, મિત્ર, સગાસંબંધીઓનું શરણુ યાચીએ છીએ, પરંતુ તેઓ પણ અમારી જેમ ત્રિવિધ તાપથી સંતપ્ત છે પછી તે અમોને શાંતિ ક્યાંથી આપી શકે?

**"હે પ્રભુ! તમે મારા સર્વસ્વ છો." :-**

**માત, તાત કે ગુરૂ કહું, સખા કહું શિરતાજ,**
**જે કહું તે ઓછું બધું, મેં માન્યું ગુરૂરાજ."**

અમારા દુઃખી જીવનથી અમે આજે નિરાશ થયા છીએ. અનેક નિરાશાઓમાં હે પ્રભુ! તારું એક શરણુ આશાનું કિરણુ પ્રગટાવનાર છે. અંધકારમાંથી પ્રકાશ તરફ અને મૃત્યુમાંથી અમરતાને પવિત્ર માર્ગે લઈ જનાર છે. દુઃખી અવસ્થામાં

થવું, વિખુસી જવું છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય આદી દરેક દ્રવ્ય પોતાના સ્વભાવમાં પરિણમન થાય છે. અજ્ઞાન અવસ્થામાં જીવ સ્વદ્રવ્યને છોડી પર દ્રવ્યમાં પડયો છે ને વિવેક ચૂકી જવાથી તેને ખ્યાલ નથી કે મારો સ્વભાવ શું છે? મારે તો જન્મ મરણના ફેરા મટાડી સત્વર મારા સ્થાનમાં (મોક્ષમાં) પહોંચવું છે. જેમ કોઈ ગુન્હેગારને ગુનો કરવાથી જીવનભરની જેલ મળી છે. ત્યાં સખ્ત મજુરી કરવી પડે છે છતાં ચોકીદારની હાજરીમાં તેને કંપાઉન્ડમાં ફરવાનું મળે છે. તે બરાબર કામ કરતો રહે તો સરકાર તેની જીવનભરની જેલમાં અમુક વર્ષ થયે છોડી દે છે. પણ કર્મરાજાએ તો એવી જેલ આપી છે કે તે એક ક્ષણ પણ બહાર ફરવા દેતો નથી. આત્મા કર્મરાજાથી કયારે પણ છૂટો પડયો હોય એવું બન્યું નથી. જ્યારે જીવ મોક્ષમાં જાય ત્યારે કર્મથી તદ્દન રહિત બની જાય છે. રોગ કોને થાય? શરીર હોય તેને. જેને કર્મ છે તેને શરીર છે. સિદ્ધ ભગવાન કર્મથી રહિત બની ગયા તેથી તેમને શરીર નથી. શરીર નથી તેને રોગ નથી.

જ્યાં શરીર છે ત્યાં આધિ-વ્યાધિ અને ઉપાધિ છે. સાધક જીવનમાં ભગવાને સંતને ૨૨ પરિષહ બતાવ્યા. તેમાં વધનો પરિષહ બતાવ્યો છે. ભગવાન કહે છે હે સંત! સંયમી જીવનમાં કદાચ કર્મયોગે કોઈ વધ કરનાર મળી જાય તો ત્યારે તું કષાયમાં કે રાગ દ્વેષમાં નહીં જોડાય ને? કોઈને ઘેર ગૌચરી-પાણી માટે જાય તો કોઈ તિરસ્કાર પણ કરે. તિરસ્કાર કરતાં પણ વધનો પરિષહ વિશેષ છે. છતાં એ પરિષહને પહેલા નંબરે નહીં મૂકતા ક્ષુધા પરિષહને મૂકયો. માસખમણ, સોળભથ્થુ કે વર્ષીતપ કરો તો કવલ આહાર બંધ થયો પણ રોમ આહાર તો ચાલુ છે. જીવ માતાના ગર્ભમાં ઉત્પન્ન થયો ત્યારે પહેલા સમયે ઓજ આહાર લીધો. તે આહાર તો જીવ જ્યારે શરીર છોડીને જાય છે ત્યારે છોડે છે. અહીંથી છૂટયા પછી જીવ વધુમાં વધુ ત્રીજે અથવા ચોથે સમયે તો ઉત્પન્ન થઈ જાય ને ત્યાં આહાર શરૂ કરી દે. ભૂખ મટાડવા જીવ પ્રયત્ન કરતો આવ્યો છે. શરીર છે ત્યાં ભૂખ-તરસ બધું છે. જે આત્માની દશા દેહમાં રહેવા છતાં દેહાતીત દશા વર્તે છે તેને પર દ્રવ્યનો સંગ અથવા ખાનપાન વગેરે પુદ્દગલનો સંગ એ આત્માની બિમારી લાગે છે. તેના હૈયામાં રાત-દિવસ એ વાત ખટકતી હોય છે કે એ બિમારી કેમ ઘટે? કેમ ટળે? એની ચિંતા રહ્યા કરતી હોય એમાં જો ખાવાની વાત આવે તો એને લપ લાગે.

બંધુઓ! વિચાર કરજો, "પર દ્રવ્યનો સંગ અને રાગ" એ આત્માની બિમારી છે. એ વાત એકદમ હૈયે નહિ બેસે. પરંતુ બુદ્ધિપૂર્વક વિચાર કરજો કે જ્ઞાનીઓએ એને બિમારી શા માટે કહી છે? દા. ત. તમને તાવ આવ્યો હોય

ત્યારે શું થાય છે? શરીરને ચેન પડે નહિ, ખાવાની રૂચી થાય નહિ અને સંસારના કામકાજ, ધંધો, કમાણી વગેરે અટકી પડે. તે રીતે જીવને પરનો સંગ એ આત્માની દૃષ્ટિએ બિમારી છે કારણ કે તેથી આત્માના હિતના ઘણાં કામ બગડે છે. દા. ત. રાત્રે ધંધાનો હિસાબ કરતા હોય અગર બહાર બગીચામાં કે સિનેમામાં હરવા-ફરવા જવાનું રાખ્યું હોય કે કોઈને મળવા જવાનું છે તો આ બધું શું છે? પરનો સંગ છે. એ સંગમાં સામાયિક-પ્રતિક્રમણ, સ્વાધ્યાય, ચિંતન વગેરે આત્મહિતનાં કામ બગડે છે. ધનના રાગથી પૈસાનો સંગ્રહ કરવાની તાલાવેલી રહે છે. એ પરનો સંગ છે. એ ધનના લોભથી દાન આપવું કે ધર્મકાર્યોમાં ધનનો વ્યય કરવો નથી ગમતો. કદાચ ઉપાશ્રયે જાય તો પણ દૂર રહે છે. રખેને કોઈક કાંઈક સુકૃતનું કામ બતાવી દે તો? રખેને કોઈ કંઈ મદદ માગે તો? વિચાર કરો, આ ધનની લાલસામાં ધન પ્રત્યેના અથાગ રાગમાં એટલે કે પરના સંગમાં આત્માએ કેટકેટલું ગુમાવ્યું? માટે પરનો સંગ એ તાવ આદિ જેવી બિમારી છે.

જ્યારે ખાનપાન આદિ પરનો સંગ છૂટે ત્યારે ઉપવાસ વગેરે તપ થાય ને મનમાં થશે કે હાશ! આજે આ પરના સંગની લપ ટળી. દાન દેવાનું કે સુકૃત કરવાનું થાય ત્યારે થશે કે ચાલો, આજે આટલો પરિગ્રહ છૂટશે. પરના સંગની લપ ટળવામાં મહા આનંદ છે. પર દ્રવ્યના સંગ રૂપી દર્દને દૂર કરવા સત્સંગ રૂપી દવા લેશે ત્યારે તે પ્રભુ પાસે જઈને પ્રાર્થના કરશે કે અહો પ્રભુ!

આધિ-વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ તાપથી અમારું આ જીવન સંતપ્ત બન્યું છે. વાસના અને વિલાસિતાની વિટંબણાઓથી અમારું જીવન વંટોળે ચઢયું છે. કામ-ક્રોધાદિ ષડ્રિપુઓની આંટી-ઘૂંટીઓમાં અમારું જીવન અટવાઈ રહ્યું છે. સંસારનો સળગતો દાવાનળ અમારા જીવનને બાળી રહ્યો છે. આવી દુઃખદ અવસ્થામાં અમે માતા-પિતા, ભાઈ, મિત્ર, સગાસંબંધીઓનું શરણુ યાચીએ છીએ, પરંતુ તેઓ પણ અમારી જેમ ત્રિવિધ તાપથી સંતપ્ત છે પછી તે અમોને શાંતિ ક્યાંથી આપી શકે?

**"હે પ્રભુ! તમે મારા સર્વસ્વ છો." :-**

> **માત, તાત કે ગુરૂ કહું, સખા કહું શિરતાજ,**
> **જે કહું તે ઓછું બધું, મેં માન્યું ગુરૂરાજ."**

અમારા દુઃખી જીવનથી અમે આજે નિરાશ થયા છીએ. અનેક નિરાશાઓમાં હે પ્રભુ! તારું એક શરણુ આશાનું કિરણુ પ્રગટાવનાર છે. અંધકારમાંથી પ્રકાશ તરફ અને મૃત્યુમાંથી અમરતાને પવિત્ર માર્ગે લઈ જનાર છે. દુઃખી અવસ્થામાં

માતાની જેમ મમતા બતાવી તું અમારા જીવનને શાંત કરે છે. પિતાની જેમ પ્રેમાળતા બતાવી પ્રબુદ્ધ કરે છે, ભાઈની જેમ ભ્રાતૃના વર્તાવી ધૈર્ય આપે છે. અશરણને શરણ, અશાંતને શાંત અને સંસારના બંધનમાં જકડાયેલાને મુક્ત કરનાર તું છે. હવે અમારા જન્મ-મરણના દુઃખો દૂર થાય અને અમે સિદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરીએ તે તારી પાસે પ્રાર્થના કરીએ છીએ.

આપણે વાત ચાલે છે પર દ્રવ્યના રાગ એ આત્માની બિમારી છે. શરીર પણ પર દ્રવ્ય છે. શરીર છે તો બાલપણ અને ઘડપણ છે. જીવ જ્યારે આ શરીર છોડીને જાય છે ને હજુ બીજું શરીર ધારણ કર્યું નથી ત્યાં સુધી પણ તૈજસ અને કાર્મણ શરીર તો સાથે છે. જ્યારે આત્મા મોક્ષમાં જાય ત્યારે શરીર નથી. આ શરીરની જેલ કેટલા વખતથી ભોગવીએ છીએ? તેની આદિ નથી. કારણ કે કર્મો અનાદિના છે. પરંતુ આત્માનો પુરૂષાર્થ ઉપડે તો અનાદિના કર્મોનો અંત આવી જાય. સત્સંગ એ પર દ્રવ્યના રાગને દૂર કરવાની ઔષધિ છે. તમારી રસેન્દ્રિય કહે આજે મારે આ વસ્તુ ખાવી છે. પરંતુ જો પર દ્રવ્યનો સંગ છૂટ્યો હશે તો મનમાં એમ ભાવના થશે કે મારે આજે પરનો સંગ કરવો નથી. મારે ઉપવાસ કરવો છે. ખરી રીતે તપ કરવાનો સમય આવે તો મનમાં હોંશ આવવી જોઈએ, અહોભાગ્ય માનવા જોઈએ કે અહો ધન્ય ઘડી! ધન્ય દિવસ કે આજે તપનો લાભ મળશે. આમ તો મારો જીવ હમેંશા ખાવાનો રસીયો છે. તે ક્યાં તપ કરવાનો હતો? એ તો સારું થયું કે જ્ઞાની ભગવંતોએ આ તપ બતાવ્યો છે. તેથી તપ કરવાનો લાભ મળે છે. ને એટલી આહાર સંજ્ઞા ઓછી થાય છે. ખાવાની લત અને લપ ઓછી થાય છે.

બંધુઓ! હું તમને પૂછું કે શું ખાવું એ તમને લપ લાગે છે? હા. તમને તમારા દુન્યવી અગત્યના લાભના પ્રસંગે એ લપ લાગે છે. કેવી રીતે? તમને સમજાવું. તમારી દુકાન પર એકદમ સારી ઘરાકી જામી હોય અને તે સમયે તમારો દીકરો તેડવા આવે કે બાપુજી! ચાલો, જમવા માટે મારી બા બોલાવે છે. તે સમયે તમારા મનમાં શું થાય? આ ધીકતી કમાણી થઈ રહી છે ત્યાં ખાવાની લપ ક્યાં આવી? બસ, આ રીતે જીવનમાં ધર્મ આરાધનાના ભરચક કાર્યક્રમો રાખ્યા હોય અને મનને એ બહુ ગમતા હોય, એમાં આત્મિક લાભની ધીકતી કમાણી દેખાતી હોય ત્યાં ખાવાની વાત આવીને ઉભી રહે એટલે મનને એમ થાય કે આ ખાવાની લપ ક્યાં આવી? મારો કહેવાનો આશય એ છે કે આરાધનાની ધીકતી કમાણીનો અતિશય આનંદ હોય તો ખાવું એ લપ લાગે. તમે આટલી કક્ષાએ ન પહોંચ્યા હો તો એટલું તો કરો કે મારે રાત્રીભોજન ન કરવું. અને હોટલના ચા-પાણી ન પીવા. કારણ કે હોટલમાં અળગણ પાણી વપરાય છે. ખોરાકમાં પણ અભક્ષ

આહારનો દોષ લાગે છે. અને આવો આહાર પેટમાં જાય એટલે તે બુદ્ધિને બગાડે છે. કહેવત છે કે આહાર તેવો ઓડકાર.

**"અંતિમ સમયે ભીષ્મ પિતામહનો પશ્ચાતાપ**:–રામાયણના એક પ્રસંગ છે. ભીષ્મપિતા મરણ શય્યામાં પડયા છે. મૃત્યુની ઘડીના ડંકા વાગી રહ્યા છે. તેમનું નામ ભીષ્મપિતામહ કેમ પડયું ? ભરયુવાનીમાં પિતાને ખાતર દીકરાએ ભોગનો ત્યાગ કર્યો. ભોગ એ ભડભડતી આગ છે. જે કન્યા ભીષ્મ પરણવાના હતા તે કન્યા પરણવાનું પિતાને મન થયું. છેવટે પિતાને ખાતર ભીષ્મે યાવજ્જીવન બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી. અને તે કન્યા પિતાને પરણાવી દીધી. આથી તેમનું નામ ભીષ્મપિતામહ પડયું. આ ભીષ્મપિતાને ધર્મરાજા પૂછે છે. આજે આપના મુખ ઉપર ઉદાસીનતા ને ગ્લાની કેમ દેખાય છે ? આપનું મુખ ખેદયુક્ત કેમ છે ? આ પ્રશ્ન સાંભળી ભીષ્મ પિતામહની આંખમાં આંસુ આવી ગયા. ને બોલ્યા કે હું મારી કરેલી ભૂલનો પશ્ચાતાપ કરું છું. ધર્મરાજા કહે આપ તો મહાન છો. આપે શું ભૂલ કરી ? દીકરા ! તમને ખ્યાલ ન હોય પણ ભૂલ કરનારને તો ખબર હોય ને ? જે સમયે ભરસભામાં દ્રૌપદીના ચીર ખેંચાયા તે સમયે હું ત્યાં બેઠેલો હતો. બધા મને ભીષ્મપિતામહ તરીકે મસ્તક નમાવતા હોય, મારી આજ્ઞા સદા શિરોમાન્ય કરતા હોય એવો હું ત્યાં બેઠેલો હતો છતાં મારી આંખ સમક્ષ દ્રૌપદીને નિર્વસ્ત્ર કરી પોતાની જાંઘ પર બેસાડવાનું કાવત્રું દુર્યોધન રચી રહ્યો હોય છતાં હું એક શબ્દ ન બોલ્યો ! મેં કેવી ગંભીર ભૂલ કરી છે ! મેં જીવનમાં ઘણું પાપ કર્યું છે. ભીષ્મપિતામહે ભૂલને ભૂલ તરીકે માની જગત સમક્ષ તેમણે રજુ કરી છે. જો સાધક આત્મા પણ અજ્ઞાન દશાથી થયેલી ભૂલને પ્રગટ ન કરે તો તેણે સાધુતા લૂંટાવી દીધી છે. શ્રાવક પણ પોતાની ભૂલ પ્રગટ ન કરે તો તેણે શ્રાવકપણું લૂંટાવ્યું છે.

**સાપ કરતાં પાપનો ભય વધુ લાગવો જોઈએ**:–બંધુઓ ! તમને સાપ કરતાં પાપ વધુ ભયંકર લાગ્યું છે ખરું ? વ્યવહારમાં જેમ કિંમતીમાં કિંમતી પર્વના દિવસે પહેરવાની ઘણા દિવસથી સાચવી રાખેલી મૂલ્યવાન પાઘડી પહેરીને તમે જતા હો અને કોઈ બૂમ પાડે કે પાઘડીમાં સાપ છે તો તમે શું કરો ? પાઘડી કાઢીને ફેંકી દો. કારણ કે સાપ એટલે જીવલેણ જંતુ. તમે પાઘડી ફેંકી દીધા પછી ઘેર જઈને વિચાર કરો કે પાઘડી ગઈ તો કાંઈ નહિ પણ જીવતો ઘેર આવ્યો એટલે બસ. તમને સાપના જેટલી ભીતિ પાપની લાગે છે ખરી ? સાપનો અને કાંટાનો ભય લાગ્યો છે પણ પાપનો ભય નથી લાગ્યો. પગમાં કાંટો વાગ્યો હોય તો તીણી સોયથી તેને કાઢવામાં આવે છે. કાંટાને પગમાં શા માટે રહેવા દેવામાં

નથી આવતો ? કારણ કે કાંટો અંદર રહે તો અંદર સડો થાય. આવી રીતે કોઈ રોગ થયો તો તરત ડૉકટર કે વૈદને ત્યાં જાવ છો. શરીર માટે કેટલી કાળજી ! પાપ ન થાય તે માટે આટલી કાળજી છે ? સાપ વધારે હેરાન કરે કે પાપ ? જ્યાં સુધી આત્મા પાપથી ડરતો નથી ત્યાં સુધી એના હાથે કોઈનું વાસ્તવિક ભલું થાય એવી આશા રાખવી અસંભવ છે.

પાપભીરૂ બનેલા આત્માને અનીતિ કરતા સંકડો વિચારો આવશે. પણ જે ઇન્દ્રિઓના મોહમાં પડયો છે તેને ખ્યાલ નથી કે પાપ શા માટે કરવું પડે ? સુંદર પ્રકારના શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ મેળવવા માટે ને ? આંખને સુંદર જોવાનું ગમે છે. કાનને સુંદર અવાજ સાંભળવો છે, નાકને સુંદર ગંધ જોઈએ છે. જીભને સુંદર રસ જોઈએ અને સ્પર્શેન્દ્રિયને સુંદર સ્પર્શ જોઈએ છે. પાપ કરનાર આ પાંચે ઇન્દ્રિયોને આધીન બનેલો છે. બધી ઇન્દ્રિયોની પોષક રસનાઇન્દ્રિય છે. બધી ઇન્દ્રિઓને મજબૂત કરી બહેકાવી મૂકનાર જીભ છે. જીભ ખાનપાન અને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ભૂલાવે છે. તેને સામગ્રીઓ આપી એટલે બધી ઇન્દ્રિયો હેવાન બની જાય છે. આ ઈન્દ્રિયો જેટલી છૂટી તેટલી પાપની પરાયણતા અધિક. બધી ઈન્દ્રિયોએ મનગમતી વસ્તુઓ ઉપર ત્રાપ મારવા માંડી ત્યાં પાપની ભીતિ ન રહે. અને પાપની ભીતિ ન રહે તો નીતિ પણ ન રહે. ઈન્દ્રિયો જેટલું માંગે તેટલું આપીએ તો જીવન સુખરૂપ બની જાય ખરું ? ના. દા. ત. સુંદર મેવા મિષ્ટાન્ન જમવા મળ્યા તો તે જમતા સુખ કોણ ભોગવી શકે ? જીભ ઉપર કાબૂ રાખી શકે તે. જો રસેન્દ્રિય ઉપરનો કાબૂ ગુમાવીને ખાય તો તે સુખે સૂઈ શકતો નથી. કારણ કે તેને અકળામણ થાય છે. અને ગેસ જેવા અનેક રોગો થાય છે. ઈન્દ્રિઓને આધીન બન્યા એટલે પાપનો ભય ગયો ને પાપનો ભય ગયો એટલે નીતિ ગઈ. નીતિ ગઈ એટલે મનુષ્ય આકૃતિથી રહે પણ પ્રકૃત્તિથી માનવ રહેતો નથી. પછી એનામાંથી સ્વ. પરનો, સારા–ખોટાનો વિચાર નાબૂદ થાય છે. એ વિચાર ગયા પછી જીવનમાં રહ્યું શું ? માટે બધા પાપોનું મૂળ ઇન્દ્રિયોની આધીનતા છે.

આપણે વાત ચાલે છે કે ભીષ્મપિતામહે પોતાની ભૂલ, પોતે કરેલું પાપ ધર્મરાજા સમક્ષ ખુલ્લું કરી દીધું. સાધુ કે શ્રાવક પોતાનાથી જે ભૂલ થઈ હોય તે છૂપાવે નહિ. તે પાપ પ્રગટ કરતાં કદાચ વચનના કે મારકૂટના પ્રહારો પડે તો તે સમભાવે સહન કરે. અર્જુનમાળી રોજ સાત સાત જીવોની ઘાત કરતો હતો. પરંતુ સુદર્શન શ્રાવકનો ભેટો થતાં ભગવાન મહાવીર પાસે જઈ દીક્ષા લીધી અને ભગવાનને કહ્યું. ઓ મારા તારણહાર પ્રભુ ! મેં ઘણા પાપ કર્યા છે. મારા પાપ જબરદસ્ત છે. આપ મને તે પાપમાંથી મુક્ત કરાવો. અર્જુનમાળીના આયુષ્યનો બંધ પડયો

નહોતો એટલે પાપથી છૂટકારો થયો. જો બંધ પડી ગયો હોત તો તે પાપ ભોગવવા જવું પડત. અર્જુનમાળી ભગવાનની આજ્ઞા લઈ પોતાના કરેલા પાપોને નાશ કરવા ગામ બહાર દરવાજે જઈને ઉભા રહ્યા. લોકો આવતા જતા પથ્થરોના ને કટુવચનોના પ્રહાર કરવા લાગ્યા. છતાં સમભાવે બધું સહન કર્યું ને કર્મોને તોડી શાશ્વત્ સુખને પામી ગયા.

ભીષ્મપિતામહે ધર્મરાજા સમક્ષ આંખમાં આંસુ સારતા કહ્યું. ભરસભામાં સતી દ્રૌપદીના ચીર ખેંચાયા. તે નજરોનજર જોવા છતાં હું એક શબ્દ પણ ન બોલ્યો. મારી બુદ્ધિ તે સમયે બુઠ્ઠી થઈ ગઈ. કોઈ દીકરો એવો નિષ્ઠુર નહીં હોય કે પોતાની મા-બહેનને જગત સમક્ષ કોઈ નિર્વસ્ત્ર કરે છતાં એક શબ્દ પણ ન બોલે. મેં આ શું કર્યું? પરંતુ આજે મને ખ્યાલ આવે છે કે મારી બુદ્ધિ તે સમયે બુઠ્ઠી કેમ બની ગઈ? તે સમયે દુર્યોધનને સમજાવવાનો પ્રયત્ન કર્યો ન હોય તો તેનું કારણ મારા પેટમાં દુર્યોધનના ઘરનો અશુદ્ધ આહાર પડયો હતો. જેવો આહાર તેવો ઓડકાર. ભગવાને સાધુને પણ કહ્યું છે કે તું ઉદ્દેશીક એટલે તારા માટે બનાવેલો, કીયગડ એટલે વેચાતો લાવેલો, અભિહડાણીય એટલે સામે લાવેલો આહાર ન કરીશ. તું ૪૨ તથા ૯૬ દોષ ટાળીને નિર્દોષ ગૌચરી કરજે. જો ગૌચરી નિર્દોષ નહિ હોય તો તારો સંયમ લૂંટાઈ જશે. ભીષ્મપિતામહે અંતિમ આલોચના કરી અને કહ્યું-ધર્મરાજા! આ જ કારણે મારા મુખ ઉપર ઉદાસીનતા છે ને આંખમાં આંસુ છે. માટે આહાર પણ ઘણું કામ કરે છે.

પરદેશી રાજાને સુરીકંતા રાણી મારવા ગઈ તે સમયે તેના અધ્યવસાયો કેવા હોય? અનેક જીવોના પ્રાણ લઈ આહાર પેટમાં ગયો હોય તેથી તેના અધ્યવસાય પણ એવા અશુભ જ હોય ને? ખટાશવાળા વાસણમાં દૂધ ભરવામાં આવે તો દૂધ બગડી જાય. ખટાશવાળા વાસણનો સંગ થવાથી દૂધ બગડી ગયું તેમ જીવનની વાત પણ એવી છે. પર દ્રવ્યનો સંગ થવાથી આત્મા પોતાનું બગાડે છે. ખાનપાન કેવા હોવા જોઈએ? ભગવંતે સંતોને પણ કહ્યું છે કે તું નિર્દોષ ગૌચરી કરજે. તું આટલા ઘરમાં ફરજે તેમ નથી કહ્યું પણ નિર્દોષ ગૌચરીની ગવેષણા કરવાની કહી છે. દશવૈકાલીક સૂત્રમાં ભગવાને સંતને ગૌચરી કેમ કરવી તે બતાવ્યું છે:

जहा दुमस्स पुप्फस्स, ममरो आवियइ रसं ।
न य पुप्फं कीलामेइ सो य पीणेइ अप्पयं ॥ દશ. સૂ. અ-૧ ગાથા ૨

ભ્રમર કમળમાંથી રસ પીવે છે પણ તેને કિલામના ઉપજાવતો નથી. પણ ભ્રમર કમળની આજ્ઞા લેતો નથી. જ્યારે સંત તો ગૌચરી જાય ત્યારે ગૃહસ્થ આપે

તો લે છે. દાંત ખોતરવાની સળી પણ ગૃહસ્થની આજ્ઞા લઈને લઈ શકે છે. ગૃહસ્થની આજ્ઞા વિના કોઈ ચીજ લે તો ત્રીજા મહાવ્રતનું ખંડન થાય છે. માટે સાધુએ પોતાના મહાવ્રતોમાં ને શ્રાવકોએ પોતાના બાર વ્રતમાં વફાદાર રહેવું જોઈએ.

આપણે ગઈ કાલે વાત કરી હતી કે ત્રિકાળજ્ઞાની બનવા સૌથી પ્રથમ **"વિષયોનું કરવું વમન"** વિષયોનું વમન કરવું જોઈશે પછી **"કષાયોનું કરવું શમન"** ગમે તેટલા વર્ષો સુધી મહાન તપ કરો પણ વિષયોનું વમન અને કષાયોનું શમન નથી કર્યું ત્યાં સુધી જોઈએ તેવો લાભ મળતો નથી. ક્રોધ-માન-માયા-લોભ એ કષાય છે. આજે જગતમાં માનના ને લોભના કારણે મોટી મોટી લડાઈઓને ઝઘડા થાય છે. માન એ મીઠું ઝેર છે. જેમ સોમલ કડવું ઝેર છે તેમ ધોયેલું ઘી મીઠું ઝેર છે. સમજો, જેમ ચોરને અને સર્પને ઘરમાં ન રખાય તેમ કષાયોને ઘરમાં રખાય ખરી ? ના. ચોર અને સર્પ એક ભવ બગાડે છે પણ કષાયો તો આપણા ભવોભવ બગાડે છે. તપ તો ઘણો કરીએ પણ કષાયો અને મમતા ન છોડીએ તો આત્મા વિશુદ્ધ ક્યાંથી બને ? આત્માને વિશુદ્ધ બનાવવા માટે **વિષયોનું વમન, કષાયોનું શમન અને ઈન્દ્રિઓનું દમન કરવાનું છે.** ઈન્દ્રિઓનું દમન કરવા માટે ચાતુર્માસના પવિત્ર દિવસો આવી રહ્યા છે.

ચાતુર્માસમાં આપણે કયો અધિકાર વાંચવો છે તે આપને કહું. જ્ઞાતાજી સૂત્રનું આઠમું અધ્યયન મહાબલકુમારનું છે તે મહાબલકુમાર મલ્લીનાથ ભગવાન કેવી રીતે બન્યા ? તે વાતની આવતીકાલથી મંગલ શરૂઆત થશે. સૂત્રની વાંચણી કરવાથી, તેનો અર્થ અને પરમાર્થને સાંભળવાથી અનંત કર્મોની નિર્જરા થાય છે. સિદ્ધાંતનો એક શબ્દ સાંભળીએ ને જીવનમાં અપનાવીએ તો બેડો પાર થાય છે. કર્મની ગ્રંથીઓ તૂટે છે. ભગવાન મહાવીરે ચંડકૌશીકને એક શબ્દ કહ્યો. "બૂઝ-બૂઝ" આટલા શબ્દે સર્પ મીટી દેવ બની ગયો. માટે ભગવાનની વાણી સાંભળવા સમયસર આવી જશો. મલ્લી ભગવતીનો અધિકાર કાલે ચાલુ થશે. કંઈક જીવોને આત્મતત્ત્વની વાતો ગમે છે. કંઈક જીવોને ધર્મકથા ગમે છે. બારણામાં ખીલી અને મીજાગરા બંનેની જરૂર છે. તેમ દૃષ્ટાંત એ તાળા છે ને તત્ત્વ એ બારણા છે. તેથી આત્મતત્ત્વની વાતો ખૂબ સુંદર રીતે દાખલા-દલીલોથી સમજાવાય તો જીવો સહેલાઈથી સમજી શકે છે. માટે આવતીકાલથી અધિકારની મંગલ શરૂઆત થશે. સૌ કોઈ સારી રીતે વીરવાણીનો લાભ લેશો. વધુ ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં : ૩

અષાડ સુદ ૧૧ ને બુધવાર                                                                 તા. ૭-૭-૭૬

## વિષય : "સાચું સુખ સંયમ માર્ગમાં છે."

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

જગતના સમસ્ત જીવોને આત્મોન્નતિ અને આત્મકલ્યાણનો સત્ય પંથ બતાવનાર, પરમકૃપાનિધી વીતરાગ પ્રભુએ વિશ્વ સમક્ષ અધ્યાત્મનો સુંદર આદર્શ ખડો કર્યો અને સ્યાદ્વાદ શૈલીથી આગમ વાણીનું પ્રકાશન કર્યું. આગમ એ આત્મદર્શન કરવાનો અરિસો છે. આત્મ નિરીક્ષણ કરવા માટે આગમમાં દૃષ્ટિ કરવી પડશે. મુખ ઉપર રહેલા ડાઘ જોવા માટે અરિસો રાખો છો. જેવું મુખ હશે તેવું અરિસામાં પ્રતિબિંબ પડશે, તે જ રીતે આગમ રૂપી અરિસો પણ આત્મા ઉપર પડેલા ડાઘ બતાવશે.

ભગવાનની વાણી રૂપી આગમ વર્તમાન કાળમાં બત્રીસ છે. તેમાં ૧૧ અંગમાં છઠ્ઠું સૂત્ર જ્ઞાતાજી છે. જેને ધર્મકથાનુયોગ કહેવામાં આવે છે. તેમાં મહાન પુરૂષોના જીવનનું વર્ણન છે. જીવને અનંતકાળથી સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા અને રાજકથા એ ચાર વિકથામાં જેટલો રસ છે તેટલો ધર્મકથામાં નથી. ભગવાન કહે છે કે હે જીવો ! તમે કથા કરો તો એવી કરોકે કર્મના બંધન કાપે. કર્મકથા–વિકથા સંસાર વધારે છે અને ધર્મકથા સંસારના બંધનને કાપે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ગૌતમ સ્વામીએ પ્રભુને પ્રશ્ન કર્યો કે હે મારા નાથ !

"धम्मकहाए णं भन्ते जीवे किं जणयइ? धम्मकहाएणं निज्जरं जणयइ, धम्मकहाए णं पवयणं पभावेइ, पवयणपभावेणं जीवे आगमिसस्स भद्दत्ताए कम्मं निबन्धइ।"

ધર્મકથા કરવાથી જીવને શું લાભ થાય છે ? ભગવાને કહ્યું. હે ગૌતમ ! ધર્મકથા કરવાથી કર્મોની નિર્જરા અને પ્રવચનની પ્રભાવના થાય છે. પ્રવચનની પ્રભાવના કરવાથી જીવ ભવિષ્યમાં શુભ કર્મોનો બંધ કરે છે.

જ્ઞાતાજી સૂત્રમાં કાચબાનો ન્યાય આપ્યો છે. કાચબાને કોઈ પકડવા આવે ત્યારે પોતાની ઈન્દ્રિઓ ગોપવીને બેસી જાય છે. તો તે બચી જાય છે. તે ન્યાય આપણા ઉપર ઉતારવાનો છે. જે મનુષ્ય પોતાની ઈન્દ્રિઓ ઉપર કંટ્રોલ રાખે છે તે મહાન સુખ પ્રાપ્ત કરે છે ને પરમ પવિત્ર બને છે.

સુધર્માસ્વામીના સુશિષ્ય જંબુસ્વામી સુધર્માસ્વામીને વિનયપૂર્વક પૂછે છે હે ભગવંત ! જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં ભગવંતે કયા ભાવોનું નિરૂપણ કર્યું છે ? વીતરાગ વાણીનું ભોજન પીરસનારા ઉત્તમ હતા ને તેને ઝીલનારા પણ ઉત્તમ હતા. એ બંને મહાન પુરૂષો હતા. સિંહણનું દૂધ સુવર્ણપાત્રમાં ટકી શકે છે. એ

માટીના, પિત્તળના, સ્ટીલના કે ચાંદીના પાત્રમાં ટકતું નથી. એક તો સિંહણનું દૂધ પ્રાપ્ત થવું મુશ્કેલ છે ને મળે તો જેવા તેવા પાત્રમાં ટકતું નથી. તે જ રીતે બંધુઓ! વીતરાગ વાણી સાંભળવા મળવી મુશ્કેલ છે. કદાચ તમને એમ લાગતું હશે કે આપણને તો રોજ વીતરાગ વાણી સાંભળવા મળે છે. ક્યાં મુશ્કેલ છે? ઉપાશ્રયે જઈએ એટલે આપણને મહાસતીજી વીતરાગ વાણી સંભળાવે છે. પણ ખ્યાલ રાખો કે તમારા પુણ્યોદય હોય તો સાંભળવા મળે છે. ઘરેથી વ્યાખ્યાન સાંભળવા નીકળ્યા. હજુ ઉપાશ્રયના પગથીયે પગ મૂકો છો ત્યાં પાછળ દીકરો દોડતો બોલાવવા આવ્યો કે બાપુજી! જલ્દી ઘેર ચાલો. બા પડી ગયા છે ને ખૂબ વાગ્યું છે. તો તરત જ ઘેર જવું પડેને? કદાચ સાંભળવા આવીને બેઠા ને ઉંઘ આવી જાય તો અક્ષર પણ સાંભળી શકાય? આટલા માટે કહીએ છીએ કે વીતરાગ વાણી સાંભળવા મળવી મુશ્કેલ છે. અને સાંભળવા મળે તો અંતરમાં ઉતરવી–ટકવી તે જીવની પાત્રતા, લાયકાત હોય તો ટકી શકે છે.

બંધુઓ! તમને કરોડોની સંપત્તિ મળી હોય પણ જો જીવનમાં ધર્મ નથી, વીતરાગ વાણી અંતરમાં ઉતરી નથી તો જીવનની કાંઈ કિંમત નથી. ધનવાન હોય પણ જો જીવનમાં ધર્મ નથી તો તે જીવ દયાને પાત્ર છે. અમેરિકા મહાન સમૃદ્ધ દેશ ગણાય છે. ત્યાં ગમે તેટલી સંપત્તિ હોવા છતાં તે દયાને પાત્ર છે. આટલી સંપત્તિ હોવા છતાં આપઘાતના કિસ્સા ત્યાં વધુ બને છે. શા માટે? ત્યાં ધર્મનો અભાવ છે. ત્યાં સંપત્તિ છે પણ સંત નથી. ધન છે પણ ધર્મ નથી. જ્યારે ભારતમાં આવા કિસ્સા ત્યાંના કરતાં બહુ ઓછા બને છે. કારણ કે અહીં ધર્મ છે ને ધર્મને સમજાવનારા સંતો પણ છે. જૈન ધર્મગુરૂઓ કેટલા નિઃસ્વાર્થી છે. અન્ય ધર્મોમાં તો કંઈ ને કંઈ સ્વાર્થ હોય છે. જ્યારે જૈન ધર્મના સંતોને કાંઈ સ્વાર્થ નથી. બસ, એકજ ભાવ દિલમાં હોય છે કે ભવ્ય જીવો સાચું પામે. એને સંસારના દરેક પદાર્થ પ્રત્યેથી મમત્વભાવ ઉતરી જાય. જ્યારે સંતનો સાચો રંગ લાગશે ત્યારે તમને કરોડોની સંપત્તિ પણ ધૂળ જેવી લાગશે. આવું સમજાવવાની તાકાત વીતરાગ વાણીમાં છે.

રાંકા અને બાંકાનું એક દૃષ્ટાંત છે. પંઢરપુરમાં રાંકા નામના એક શેઠ રહેતા હતા. તેમની પત્નીનું નામ બાંકા હતું, તેઓ બંને ખૂબ ધર્મિષ્ઠ હતા. ધર્મ સમજેલા એટલે તેમના જીવનમાં ખૂબ સંતોષ હતો. એમની સંતોષવૃત્તિ અને નિર્લોભતાની પ્રશંસા સાંભળી એક દેવને તેમની પરીક્ષા કરવાનું મન થયું. એક વખત શેઠ–શેઠાણી ફરવા માટે જઈ રહ્યા હતા. તે સમયે દેવે એક સોનામહોરોથી ભરેલી થેલી માર્ગમાં મૂકી દીધી. આ થેલી જોઈ રાંકા શેઠને વિચાર થયો કે પાછળ શેઠાણી આવે છે. આ સોનામહોરો જોઈને કદાચ તેનું મન લલચાશે તો? એટલે સોનામહોરો ઉપર ધૂળ ઢાંકવા લાગ્યા. પાછળ ચાલી આવતી શેઠાણીએ પોતાના પતિને સોનામહોરો ઉપર

ધૂળ ઢાંકતા જોઈને પૂછયું–સ્વામીનાથ ! આ શું કરી રહ્યા છો ? ત્યારે રાંકા કહે છે તને શું દેખાય છે ? ત્યારે બાંકા કહે છે મને તો તમે ધૂળ ઉપર ધૂળ ઢાંકતા દેખાઓ છો. ધૂળ ઉપર ધૂળ ઢાંકવાની શી જરૂર છે ? દેવે બંનેની સંતોષવૃત્તિ અને નિર્લોભતા જોઈ તેમની ખૂબ પ્રશંસા કરી અને ચરણમાં નમસ્કાર કરીને ચાલ્યો ગયો.

દેવાનુપ્રિયો ! રાંકાને સોનું માટી જેવું લાગ્યું. પણ આ રીતે તમે ચાલ્યા જતા હો ને સોનામહોરોથી ભરેલી થેલી જોવા મળે તો શું કરો ? ધૂળથી ઢાંકી દો કે ઉઠાવી લો ? (હસાહસ) ભગવાનનો શ્રાવક પરિગ્રહમાં દટાઈ જાય તેટલો પરિગ્રહ ભેગો કરે કે મર્યાદા કરે ? એને સોનું પીળી માટી જેવું લાગ્યું. તમને પીળી માટી લાગે કે પ્યારું લાગે ? બરાબર વિચાર કરીને હૈયાથી જવાબ આપજો. મારે હોઠેથી જવાબ નથી જોઈતો. હૈયાથી જોઈએ છે. તમને સોનું માટી લાગે તો બોલજો ને જો માટી ન લાગતું હોય તો સમજો, માટી એ પણ માટી છે ને સોનું, હીરા, ચાંદી આ બધું પણ માટી જ છે ને ? બંને પૃથ્વીકાયના ભેદ છે. પણ હીરા, પન્ના, માણેક, અને સોનું આ બધામાં આવનાર જીવની પુન્નાઈ વધારે છે. જીવનમાં સમજણ આવશે ત્યારે સોનું અને માટી સરખાં લાગશે. કહ્યું છે કે **"રજકણુ કે ઋદ્ધિ વૈમાનિક દેવની, સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો."**

"જ્યારે આત્મા જાગશે ત્યારે તેને વૈમાનિક દેવની સમૃદ્ધિ અને ધૂળ બંને સમાન લાગશે. પછી કોઈ ચીજ ઉપર મમત્વભાવ રહેતો નથી. આત્મા પોતે જ સુવર્ણપાત્ર બની જશે અને તેને પોતાને સમજાશે કે હીરા–માણેક–મોતી અને પૈસા ગમે તેટલા ભેગા કરું પણ સાથે કંઈ આવવાનું નથી. બધું અહીં જ રહેવાનું છે. બંધુઓ ! તમારા બાપદાદાઓ ગયા તે સાથે કંઈ લઈ ગયા છે ખરા ? જો લઈ ગયા હોય તો કહેજો. (હસાહસ) સાથે લઈ જવાતું નથી છતાં આટલું મમત્વ છે તો લઈ જવાતું હોત તો કેટલું મમત્વ હોત ! મને તો દયા આવે છે કે મમતા રહી જશે તો મરીને વિષધર થશે કે શું ? ત્રણ–ચાર પેઢી ખાય તેટલું ભેગું કર્યું છતાં જીવનમાં સંતોષ દેખાતો નથી. સવારથી સાંજ સુધી તેની દોટ પુદ્‌ગલ પાછળ હોય છે. અરે, ઘણાં તો એમ કહે છે કે મહાસતીજી ! શું કરીએ, આ સંસારમાં સ્હેજ પણ સુખ નથી. અમે કહીએ છીએ કે જો સુખ ન હોય તો આવી જાવ અમારા ઘરમાં. (હસાહસ) અમે તમારા જેવા સંકુચિત વૃત્તિવાળા નથી. ઉદાર છીએ. તમે તો તમારા સગા ભાઈને પણ બીઝનેસ બતાવો નહિ. જ્યારે અમે તો ખુલ્લા દિલથી કહીએ છીએ કે સુખ જોઈએ તો આવી જાવ. સુખ તો વીતરાગ માર્ગમાં છે.

**" नवि सुही देवता देवलोए नवि सुही पुढवी पईराया ।**
**नवि सुही सेठ सेणावई य, एगंत सुही मुणी वीतरागी ॥ "**

દેવલોકમાં દોમ દોમ સાહ્યબીનો સ્વામી દેવ પણ સુખી નથી. પૃથ્વીપતિ રાજા હોય કે અબજોપતિ, કરોડપતિ કે લાખપતિ શ્રીમંત શેઠ હોય પણ કોઈ સુખી નથી. આ દુઃખભર્યા સંસારમાં જો કોઈ સુખી હોય તો વીતરાગી સંત સાચો સુખી છે. વેશધારી સાધુની આ વાત નથી પણ વીતરાગ પ્રભુની આજ્ઞાનુસાર ચાલે તેવા સાચા સાધુની આ વાત છે. જેને સંસાર વિષના કટોરા જેવો લાગે છે તે સ્હેજ નિમિત્ત મળતાં છોડીને ચાલ્યા જાય છે.

બુદ્ધ જ્યારે સંસારમાં હતા ત્યારે એક વખત ઘણાં માણસો એક શબને લઈને રડતાં રડતાં જતાં હતાં. યુવાન પુત્ર હોવાથી તેના સગા સંબંધીઓ કાળો કલ્પાંત કરતા હતા. માથા ફોડતા હતા. આ જોઈને સિદ્ધાર્થકુમાર પૂછે છે. (બુદ્ધનું પહેલા નામ સિદ્ધાર્થ હતું.) આ બધાં કેમ રડે છે ? ત્યારે તેમના માણસો કહે કે યુવાન દીકરો મરી ગયો છે તેથી આ બધાં રડે છે. ત્યારે સિદ્ધાર્થકુમાર કહે – મરી ગયો એટલે શું ? શરીરમાંથી જીવ નીકળી ગયો એટલે મરી ગયો કહેવાય. ત્યારે કુમાર પૂછે છે શું હું પણ આ રીતે મરી જઈશ ? ત્યારે કહે – હા. જે જન્મ્યા છે તેને જરૂર મરવાનું છે. અમારે ને તમારે સહુને એક દિવસ આ રીતે મરવાનું છે. ત્યારે કુમાર કહે છે કે અહો આવું દુઃખ ! મારે આ સંસારમાં રહેવું નથી. એક માણસના શબને લઈ જતા જોઈ સંસારની અસારતાનું ભાન થયું ને સંસાર છોડી સાધુ બની ગયા.

બંધુઓ ! એક મરણનો કિસ્સો જોઈને સિદ્ધાર્થકુમાર સંસાર ત્યાગીને સાધુ બની ગયા. હું તમને પૂછું છું કે તમે આવા કેટલાં કિસ્સા જોયા ? સંસારના કેટલા ફટકા વાગ્યા ? પણ હજુ છૂટવાનું મન થાય છે ? શેરડી ચીચોડામાં પીલાય ને છેવટે છોતરાને ફેંકી દેવામાં આવે તેવી દશા તમારી થઈ છે. છતાં સંસારનો રસ છૂટતો નથી. છેક સુધી સંસારનો રસ નહિ છૂટે તો ચતુર્ગતિના ચીચોડામાં પીલાવું પડશે. માટે સમજીને સંસારનો રસ ઓછો કરો.

ચાતુર્માસમાં સંત–સતીજીઓ વ્યાખ્યાનમાં સિદ્ધાંતમાંથી કોઈ એક અધિકારનું વાંચન કરે છે, જેમાંથી શ્રોતાજનો કંઈક પ્રેરણાનું પીયુષ પ્રાપ્ત કરીને પોતાનું જીવન ઉજ્જવળ બનાવે છે આપણે જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનું વાંચન કરવું છે. જેમાં મલ્લીનાથ ભગવાનનો અધિકાર છે. મલ્લીનાથ ભગવાનની વાત તો પછી આવશે પણ પહેલાં તેની પૂર્વભૂમિકા તો જોઈએ ને ? ચિત્રકારને એક ચિત્ર દોરવું હોય તો તે સીધું ચિત્ર નથી દોરતો. પહેલાં પ્લાન નક્કી કરે છે પછી ચિત્ર દોરે છે. ચિત્ર દોર્યા પછી તેમાં કેવા રંગ પૂરું તો ચિત્રનો ઉઠાવ આવશે તે નક્કી કરે છે. ભીંત ઉપર ચિત્ર દોરવું હોય તો ભીંતને સ્વચ્છ બનાવવી પડે છે. ખેડૂતને ખેતરમાં અનાજ વાવવું હોય તો જમીનને કાંટા કાંકરા કાઢી સાફ અને પોચી બનાવવી પડે છે. પ્રતિક્રમણ કરતાં પહેલાં આત્મારૂપી ક્ષેત્રને શુદ્ધ કરવા ક્ષેત્રવિશુદ્ધિ

કરવી પડે છે. તે રીતે સિદ્ધાંતનું વાંચન કરતાં પહેલાં અંતરને વિશુદ્ધ બનાવવું જોઈએ. વીતરાગવાણીનું શ્રવણ મનન અને ચિંતન કરવાથી સત્ય માર્ગને સમજી શકાય છે. દશવૈકાલીક સૂત્રમાં કહ્યું છે કે :-

सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं।
उभयंपि जाणइ सोच्चा, जं सेयं तं समायरे ॥

દશ સૂ. અ. ૪ ગાથા ૧૧

વીતરાગવાણીનું શ્રવણ કરવાથી જીવ કલ્યાણના માર્ગને અને પાપકારી માર્ગને જાણે છે. એ જાણીને, સાંભળીને જે આત્માનો શ્રેયકારી માર્ગ છે તેનું આચરણ કરે છે.

બંધુઓ ! તમે અનુભવ કરજો. જ્યારે તમારા માથે મોટી આફતના વાદળાં ઘેરાઈ ગયા હોય, મોટા આઘાતનું કારણ બન્યું હોય તે વખતે તમે જેને સુખના સાધન માન્યા છે તે હીરા-માણેક-મોતી-સોનું પૈસા-રેડિયો-મોટર-ટી. વી. પુત્ર-પરિવાર કે મિત્રો કોઈ તમને શાંતિ આપી શકે છે ? ના. તે સમયે કોઈ સંતપુરૂષ આવીને તમને ધર્મના બે શબ્દો સંભળાવશે તો કેવી અલૌકિક શાંતિ થશે !

જ્ઞાતાજી સૂત્ર-ધર્મકથાનુયોગ સમજણપૂર્વક સમજાય તો મોક્ષનું સ્થાન અને ધામ છે. ધર્મકથાનુયોગ જીવે ઘણી વખત વાંચ્યા, સાંભળ્યા પણ તેમાં આવેલા મહાપુરૂષોનું કીર્તન, અંતઃકરણથી તેમના ગુણોનું બહુમાન, અનુમોદના અને તે પ્રાપ્તિ માટેની ઉત્કંઠા થવી જોઈએ તે થઈ નથી. તેમની ભક્તિ, સન્માન અને તેમના ચરિત્રના બહુમાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ધર્મકથાનુયોગ એ ભગવાનની વાણી છે. કંઈક જીવો ધર્મકથામાંથી પણ મહાન લાભ મેળવે છે. ભગવાનની વાણીતો અર્થરૂપે હોય છે.

"અત્થં ભાસઈ અરહા, સુત્તં ગુંથ્થઈ ગણહરા"

તીર્થંકરો અર્થરૂપે વાણીનું પ્રકાશન કરે છે. ગણધર ભગવંતોએ ઝીલીને તેને સૂત્રરૂપે ગૂંથી છે ને આચાર્ય ભગવંતોએ લખી છે. ભગવાન મહાવીર સ્વામીના ૧૧ ગણધર હતા. તેમાં પ્રથમ ગણધર ઇન્દ્રભૂતિ ગૌતમસ્વામી હતા. પણ પાટાનુપાટે પાંચમા ગણધર સુધર્માસ્વામી આવ્યા. તમને એમ પ્રશ્ન થશે કે પહેલા ગણધર ગૌતમસ્વામી હતા તો સીધા સુધર્માસ્વામીનું નામ કેમ આવ્યું ? સુધર્માસ્વામીની પહેલાં ચાર ગણધર છે. તેમાં ગૌતમસ્વામી ભગવાન મોક્ષે પધાર્યા ને તરત કેવળજ્ઞાન પામ્યા છે. તીર્થંકર હોય, ગણધર હોય કે બીજા કોઈ કેવળી હોય તો તેમના કેવળજ્ઞાનમાં કોઈ ફેર નથી. તીર્થંકર ભગવંતની સેવામાં ૬૪ ઇન્દ્રો રહે છે. ચોત્રીસ અતિશય યુક્ત અને પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીના ગુણોથી અલંકૃત હોય છે.

બાકી કેવળજ્ઞાન તો સરખું હોય છે. ગૌતમસ્વામીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું એટલે એ પાટે બેસીને એમ ન કહી શકે કે ભગવાન કહી ગયા તે હું કહું છું. કારણકે તેમનું જ્ઞાન તો ભગવાનના સમાન હતું. ગૌતમસ્વામી પછીના ત્રણ ગણધરો ભગવાનની હયાતીમાં મોક્ષે ગયા છે. અને સુધર્માસ્વામી છદ્મસ્થ હતા તેથી તેઓ પાટે આવ્યા ને પાટે બેસીને પોતાના શિષ્ય જંબુસ્વામીને કહેતા હતા કે હે આયુષ્યમાન જંબુ! ભગવાન આમ કહી ગયા છે. મેં ભગવાન પાસેથી આ પ્રમાણે સાંભળ્યું છે. એ સુધર્માસ્વામી કેવા હતા?

**ચૌદ પૂરવધાર કહીએ, જ્ઞાન ચાર વખાણીએ,**
**જિન નહિ પણ જિન સરીખા, એવા સુધર્માસ્વામીને જાણીએ.**

સુધર્માસ્વામી છદ્મસ્થ હતા પણ તેમનું શ્રુતજ્ઞાન એટલું બધું વિશુદ્ધ અને વિશાળ હતું કે જિન ન હોવા છતાં તેમને જિન સરખા કહેવામાં આવ્યા છે. આવા સુધર્માસ્વામીને જંબુસ્વામી વિનયપૂર્વક વંદન કરીને પ્રશ્ન પૂછતાં અને સુધર્માસ્વામી તેનું સમાધાન કરતા હતા. પ્રશ્નચર્ચા કરવાની મઝા ક્યારે આવે? જ્યારે એકેક પ્રશ્નોની ઝીણવટપૂર્વક છણાવટ થાય ત્યારે સમજાય. આવી છણાવટમાં શ્રોતામાં પણ જ્ઞાન જોઈએ.

સુધર્માસ્વામીના શિષ્ય જંબુસ્વામી ખૂબ ઉત્સાહી, જિજ્ઞાસુ અને વિનયવાન હતા. એટલે તેમના પણ શાસ્ત્રકારે ખૂબ વખાણ કર્યા છે.

**"માતા પિતા કુળ જાત નિર્મળ, રૂપ અનુપમ વખાણીએ,**
**દેવતાને વલ્લભ લાગે, એવા શ્રી જંબુસ્વામીને જાણીએ."**

જંબુસ્વામી ઘણાં સ્વરૂપવાન હતા. તેમના માતા-પિતાના બંને કુળ પવિત્ર હતા. દેવકુમાર જેવું તેમનું રૂપ હતું. અને દેવોને પણ પ્રિય લાગે તેવા તે જંબુસ્વામી હતા. એમનામાં વિનય તો એટલો બધો હતો કે તે જ્યારે જ્યારે સુધર્માસ્વામીને પ્રશ્ન પૂછતા હતા ત્યારે વિનયપૂર્વક વંદણા કરીને પૂછતા હતા. વિનયપૂર્વક લીધેલું જ્ઞાન જીવનના અંત સુધી ટકી શકે છે. અને ગુરૂનો વિનય કર્યા વિના લીધેલું જ્ઞાન તાત્કાલિક યાદ રહેશે પણ પછી ભૂલી જવાશે. માટે આત્માનું જ્ઞાન મેળવવું હોય તો અભિમાનને, કષાયને દૂર કરી નમ્ર બનો. દોરાને સોયના નાકામાંથી પસાર થવું હોય તો દોરાને પાતળા બનવું પડે છે. તો આત્મારૂપી દોરાને સમ્યક્ત્વ રૂપી સોયમાં પરોવવો હોય તો કષાયોને પાતળા પાડવા પડશે.

આપણે બે દિવસથી વાત ચાલે છે કે **"વિષયોનું કરવું વમન...કષાયોનું કરવું શમન"** જો મોક્ષના શાશ્વત સુખ પ્રાપ્ત કરવા હોય તો વિષયોનું વમન કરવું પડશે ને કષાયોનું શમન કરવું પડશે. કારણકે અનાદિકાળથી આત્માનું અહિત

કરનાર જો કોઇ દુશ્મન હોય તો કષાય છે. શાસ્ત્રમાં ઠેકાણે ઠેકાણે કષાયની નિંદા કરવામાં આવી છે. ઉત્તરાધ્યયન સૂત્રના ત્રેવીસમા અધ્યયનમાં કહ્યું છે કે "**कसाया अग्गिणा वुत्ता।**" કષાયને અગ્નિની ઉપમા આપવામાં આવી છે. કષાય એ એક પ્રકારની અગ્નિ છે અગ્નિ જ્યાં ઉત્પન્ન થાય છે તે સ્થાનને સર્વપ્રથમ જલાવે છે. દિવાસળી સળગે છે તો પહેલાં તે પોતાને બાળે છે પછી બીજાને બાળે છે. તેવી રીતે જેનામાં કષાય ઉત્પન્ન થાય છે તે પોતાના આત્માનું પહેલાં પતન કરે છે. અને આત્મિક ગુણોને તેમાં જલાવી દે છે. તેમજ કષાય દ્વારા બીજાને પણ બાળે છે.

કષાયને ચંડાલની ઉપમા પણ આપવામાં આવી છે. પ્રાચીન સમયમાં ચંડાલ જાતિને બધાથી નીચ માનવામાં આવતી હતી. ભૂલેચૂકે જો ચંડાળને અડી જવાય તો તરત સ્નાન કરી લેતા હતાં. એ રીતે કષાય પણ બધાથી નીચ છે. આત્માને કષાયનો સ્પર્શ થતાં તે અપવિત્ર બની જાય છે અને ક્ષમા આદિ ગુણો મલીન બની જાય છે. કોઈ કોઈ જગ્યાએ કષાયને રાક્ષસની ઉપમા આપવામાં આવી છે. રાક્ષસ દેખાવમાં ભયાનક હોય છે. નિર્દય અને ક્રૂર હોય છે, મનુષ્યોનું ભક્ષણ કરે છે. તેવી રીતે કષાયનો ઉદય થાય છે ત્યારે આત્મા રૌદ્રરૂપને ધારણ કરે છે. ને લજ્જા, ક્ષમા આદિ ગુણ નષ્ટ કરે છે. અને સત્યશીયળ આદિ ગુણોનું ભક્ષણ કરે છે. માટે કષાયોનો ત્યાગ કરવાની જરૂર છે. હું મારી બહેનોને કહું છું કે તમને તમારા પુણ્યથી ગુણીયલ વહુ મળી હોય, તે બધો વહીવટ સંભાળતી હોય તો તમે સાસુપણાનો મોહ છોડી દેજો. તમે સાસુ છો તે સાસુ રહેવાનાં છો. તમે ઉપાશ્રયે આવ્યા ને વહુ તમને પૂછયા વિના કોઇ નવીન ચીજ ખરીદી લાવે તો તમે એમ ન કહેશો કે હું સાસુ બેઠી છું ને મને તો કંઇ પૂછતા નથી. પણ માન છોડીને સમજો કે હું સંસારના પાપથી છૂટી.

આપણે જંબુસ્વામીની વાત ચાલતી હતી. જંબુસ્વામી સુધર્માસ્વામીના ગુણીયલ ને જ્ઞાની શિષ્ય હતા. તે જંબુસ્વામી કોણ હતા તે આપણે જાણવું જોઈએ. એક વખત જંબુસ્વામી સુધર્માસ્વામીની દેશના સાંભળવા ગયા. દેશના સાંભળીને તેમનું અંતર વૈરાગ્ય રંગે રંગાઈ ગયું. ઘેર જઈ માતા–પિતાની આજ્ઞા મેળવીને દીક્ષા લેવાના ભાવ હતા. તેઓ દેશના સાંભળીને ઘેર જતાં હતાં ત્યાં માર્ગમાં એક મકાનનો કરો પડી ગયો. જંબુસ્વામી તેનાથી બે વેંત દૂર રહી ગયા. બે વેંત નજીક હોત તો દટાઈ જાત.

દેવાનુપ્રિયો ! તમે કહો છો ને કે નિરાંતે ધર્મધ્યાન કરીશું, પણ ઘડી પછી શું થશે તેની કોઈને ખબર છે?

"**કોને ખબર છે કાલની, આ દેહ તણી દિવાલની.**"

આ દેહ રૂપી દિવાલ ક્યારે તૂટી પડશે તેની શું ખાત્રી ? આપણે નજરે નથી જોતાં કે કોઈને ટ્રેઈનમાં, પ્લેનમાં કે આગમાં ક્યારે કાળ આવી જાય છે. કોઈ માણુસ તરવા જાય છે ને ડૂબી જાય છે. અચાનક આગ લાગે છે ને માણુસ બળી જાય છે. અચાનક કોઈ મકાન તૂટી પડે છે ને તેમાં માણુસો દટાઈ જાય છે. ગઈ કાલના પેપરમાં હતું કે વિલેપાર્લાથી વડોદરા તરફ જતાં અકસ્માતમાં હસમુખભાઈના ઘરના છ માણુસ પતિ-પત્ની, નોકર આદિ માણસો ખલાસ થઈ ગયા ને બીજા છ જણને ગંભીર ઇજા થઈ છે. વિલેપાર્લાથી નીકળ્યા ત્યારે એમને ખબર હશે કે અમે પાછા નહિ આવીએ ! આવા કિસ્સા વાંચીને પણ વિચાર કરો કે આ જીવનનો કોઇ ભરોસો નથી. કાલે શું થશે તેની ખબર નથી. માટે બને તેટલી ધર્મારાધના કરી લો.

આજે ઘણુાંને હાર્ટએટેક આવે છે તે સમયે એવી ગંભીર પરિસ્થિતિ થઇ જાય છે કે જાણે બચશે નહિ. તે સમયે તેના ઘરના અમને દોડતાં બોલાવવા માટે આવે કે મહાસતીજી ! તમે જલ્દી માંગલીક સંભળાવવા માટે પધારો. અમે કહીએ ખૂબ તાપ છે. જમીન ઉપર પગ મૂકાય તેમ નથી. તો બે કલાક પછી અમે આવીએ તો ચાલશે ? તો કહેશે ના, મહાસતીજી જલ્દી પધારો. ધોમધખતા તડકામાં અમને લઇ જાય. જઇને માંગલીક સંભળાવીએ. મર્યાદિત વ્રત-પચ્ચખાણ પણ કરાવી દેવાય. પણ જો એનું આયુષ્ય બળવાન હોય તો અશાતાવેદનીય કર્મ મંદ પડે ને બચી જાય ને તે વ્યક્તિ એમ કહે- સાહેબ ! ધર્મપ્રતાપે બચી ગયો. તે વખતે સંત કહે કે ભાઇ ! જો તમે ધર્મપ્રતાપે બચી ગયા તો હવે શું કરશો ? ત્યારે કહે કે હવે વહેપાર ધમધોકાર કરવો છે. ભલા, ધર્મપ્રતાપે બચી ગયો તો હવે કામભોગ તો છોડી દે. મૃત્યુના મુખમાંથી બચીને ધર્મ કરવો નથી પણ પત્ની, પુત્ર, પરિવાર, માટે પૈસા પેદા કરવા છે. પરંતુ વિચાર કરજો એ તમને પરલોકમાં પ્રાણ-શરણ થવાના નથી.

જંબુસ્વામીએ વિચાર કર્યો કે હું સ્હેજ નજીક હોત તો આ કરો પડયો તેમાં હું દટાઇ જાત. મારા આયુષ્ય બળે બચી ગયો છું તો કંઇક કરી લઉં. કાલની કોને ખબર છે ? સુધર્માસ્વામી પાસે જઈને જાવજીવની બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા અંગીકાર કરી લઉં. વિષયોનું વમન કરી, કષાયોનું શમન કરી ઇન્દ્રિઓનું કરવું દમન. ઇન્દ્રિઓનું દમન કર્યા વિના ત્રણુ કાળમાં છૂટકો નથી. તરત જંબુસ્વામી પાછા ફર્યા. અને સુધર્માસ્વામી પાસે જઇને બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઇ લીધી. તે માતા પિતાની આજ્ઞા લેવા માટે ન ગયા. તેમણે એ વિચાર કર્યો કે ઈન્દ્રિઓનું દમન કરી મારે બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવું છે. તેમાં માતા-પિતાની આજ્ઞાની શી જરૂર ? આઠ આઠ કન્યાઓ સાથે જેનું સગપણુ થયું છે, લગ્નની તૈયારીઓ ચાલતી હતી. તે સમયમાં પ્રતિજ્ઞા કરી ઇન્દ્રિય વિજેતા બની ગયા.

બંધુઓ ! જ્ઞાની કહે છે કે ઇન્દ્રિઓનું દમન કરો. જેની એક ઇન્દ્રિય છૂટી હોય છે તે મરણને શરણ થાય છે તો જેની પાંચે પાંચ ઇન્દ્રિઓ છૂટી હોય તેની શી દશા થાય ? જો આત્માનું અહિત ન કરવું હોય તો ઈન્દ્રિઓનું દમન કરો ને આત્મસાધના સાધવા કટિબધ્ધ બનો. જંબુસ્વામી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈને ઘેર આવ્યા. જેને પુત્રને પરણાવવાના કોડ છે એવા માતા-પિતાને આ વાતની ખબર પડતાં ખૂબ દુઃખ થયું. આંખમાં આંસુ સારતા માતા-પિતાએ ખૂબ સમજાવ્યા પણ જંબુસ્વામી તેમના વ્રતમાં અડગ રહ્યા. જંબુસ્વામીના માતાપિતાએ વેવાઇઓને આ વાતની જાણ કરી. ત્યારે તે કન્યાઓ કહે જે પતિનો માર્ગ તે અમારો માર્ગ. છેવટે લગ્ન થયાં.' ને લગ્નને બીજે દિવસે બધા સંયમ માર્ગે ચાલી નીકળ્યા. આવા સુવર્ણ પાત્ર સમાન જંબુસ્વામી હતા. તેવા જંબુસ્વામી સુધર્માસ્વામીને શું પૂછશે તે સુંદર ભાવો આઠમા અધ્યયનમાં આવશે. તે સમજવા માટે વિષયોનું વમન, કષાયોનું શમન અને ઇન્દ્રિઓનું દમન કરી અંતર પવિત્ર બનાવવું પડશે. વધુ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૪

**અષાઢ સુદ ૧૨ ને ગુરૂવાર** તા. ૮-૭-૭૬

**વિષય :- "જીવનની સાર્થકતા માટે શું કરશો" ?**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આ વિષમ કાળમાં વિરલ માર્ગ બતાવનાર, જગતની વિરલ વિભૂતી વીર ભગવંત અને વીતરાગ વાટિકામાં વિચરણ કરાવનાર સદ્ગુરૂદેવોને વંદન નમસ્કાર કરું છું. ભગવંતે જગતના જીવોને ઉપદેશ આપતા કહ્યું છે કે હે ભવ્ય જીવો ! અનંત પુણ્યના ઉદયે જીવ માનવભવ રૂપી રત્નદ્વીપમાં આવ્યો છે. પ્રબળ પુણ્યોદયે આત્મસાધના કરવા માટે ઉત્તમ સામગ્રી પણ મળી ગઈ છે. આ માનવભવ રૂપી રત્નદ્વીપ પામીને રત્નત્રયીનું શાશ્વત ધન ભેગું કરી લેવાનું છે. જેને રત્નત્રયીનું શાશ્વત ધન મળ્યું તેનું દ્રવ્ય અને ભાવ દારિદ્ર ગયું સમજી લો. રત્નત્રયી એ અમૂલ્ય અને અપૂર્વ ચિંતામણી છે.

દેવાનુપ્રિયો ! તમે કયું ધન મેળવવા રાત-દિવસ ધમાલ કરી રહ્યા છો, શાશ્વત કે નાશવંત ? શાશ્વત ધન મેળવશો તો શાશ્વત સુખ મળશે અને નાશવંત ધન મેળવશો તો નાશવંત સુખ મળશે. હવે કયું ધન મેળવવું છે તેનો વિચાર કરજો. અનાદિકાળથી અર્થ-કામની વૃત્તિઓએ આત્મા ઉપર અડ્ડો જમાવ્યો છે. તેને જિન વાણીના શ્રવણથી દૂર કરી આત્માને પર ઘરમાંથી સ્વઘરમાં લાવવાનો છે. મોહના-

ઘરમાંથી મહાવીરના ઘરમાં લાવવાનો છે. જે સદા રત્નત્રયીમાં રમણુતા કરે તે શીવસુંદરી સાથે સદા રમણુતા કરે. રત્નત્રયી આત્માને શીવસુંદરી સાથે ભેટો કરાવનાર છે. રત્નત્રયી એટલે શું ? એ તો તમે જાણો છો ને ? સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ ત્રણ વસ્તુને રત્નત્રયી કહેવામાં આવે છે.

તમે એકાગ્ર ચિત્ત કરીને ભગવાનને પ્રાર્થના કરતા હો તે સમયે જો તમને કંઇ માંગવાનું મન થાય તો રત્નત્રયીની માંગણી કરજો. બીજું કંઇ ન માંગતા, કારણ કે જેની પાસે જે હોય તે મળે છે.

**દેવાધિદેવ તમે મોક્ષ કેરા દાની, અમે માંગનારા કરીએ નાદાની,**
**પારસની પાસે અમે પથરાઓ માંગીએ,**
**તમે જેનો ત્યાગ કર્યો એ જ અમે માંગીએ.**

ભગવાને જેનો ત્યાગ કર્યો તેનો આપણે રાગ કરીએ છીએ ને તે માંગીએ છીએ. પણ માંગવું હોય તો રત્નત્રયી માંગવા જેવી છે.

આપણા ત્રિકાળી વીતરાગ ભગવંતોએ ભૂતકાળમાં અનંત આત્માઓને રત્નત્રયીનો રાહ બતાવ્યો છે. વર્તમાનમાં મહાવિદેહક્ષેત્રમાં સીમંધરસ્વામી પ્રમુખ વીસ વિહરમાન તીર્થંકરો કરોડો માનવીઓને રત્નત્રયી પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવી રહ્યા છે. તીર્થંકર ભગવંતો પાસે રત્નત્રયીની માંગણી કરી શકાય. પણ તમે શું માંગી રહ્યા છો ? બોલો તો ખરા. તમે તો લાડી–વાડી–ગાડી અને ધન આ બધું માંગો છો ને ? પણ એનાથી આત્મા હળવો નહિ બને. પાસે ધન ન હોય તો તમને સંસાર સુખમાં ઉણપ લાગે છે. પણ જ્ઞાની કહે છે હે આત્મા ! રત્નત્રયી વિના તને જીવનમાં ભારે ઉણપ લાગવી જોઇએ. પાસે ગમે તેટલો વૈભવ હોય પણ એક રત્નત્રયી ન હોય તો સમકિતી આત્મા તેને તણખલા તુલ્ય ગણે. રત્નત્રયી વિના સમકિતી આત્માને જીવન બેકાર લાગે. રત્નત્રયીની આરાધના સતત અને ભગવાને શાસ્ત્રમાં કહેલી વિધિથી થવી જોઈએ. રત્નત્રયીની રક્ષા માટે કામ–ક્રોધાદિ શત્રુઓથી સદા સાબદા રહેવું પડે. જિનેશ્વર ભગવંત અને જિનેશ્વર પ્રભુના વચનને પૂર્ણ વફાદાર રહી શાસ્ત્રના સ્વાધ્યાયમાં રક્ત બનવું જોઇએ. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને જીવન સાથે જડી દેવી જોઈએ. વિકથા, વાસના, વિકાર અને વિલાસોને જીવનમાંથી વિદાય આપવી પડશે. સદ્ગુરૂના ચરણે જીવન સમર્પિત કરી દેવું પડે અને કષ્ટોથી કંટાળવું ન જોઇએ.

દેવાનુપ્રિયો ! કષ્ટ એ કર્મનો કાંટો કાઢવાનું શ્રેષ્ઠ સાધન છે. સમજણપૂર્વક સમભાવથી કષ્ટોને સહન કરવાથી કર્મની નિર્જરા થાય છે. કષ્ટ વિના કર્મ નિર્જરાની કમાણી નહિ થાય. જ્ઞાની કહે છે કે :– " **કષ્ટથી કંટાળે તે કંગાળ છે. આવેલા કષ્ટને કંકુનો ચાંલ્લો કરીને આવકારે તે કષ્ટમય સંસારને જલ્દી**

પાર પામે છે. કષ્ટથી કસાયેલો આત્મા કર્મસત્તા સામે ટક્કર ઝીલી શકે."
જ્યારે કર્મનો ઉદય થાય ત્યારે સમતાભાવે સહન કરવામાં જે કર્મનિર્જરાનો લાભ થાય છે તે બીજી આરાધનામાં નથી થતો. કર્મનિર્જરાના મોટા સાધન પ્રત્યે કંટાળો લાવવો તે સાધકની મોટામાં મોટી ખામી છે. પાસે પૈસા હોય, સુખની સામગ્રી હોય તો જ મોક્ષની આરાધના થાય તે માન્યતા ખોટી છે. મોક્ષની આરાધના સુખમાં અને દુઃખમાં બંને સ્થિતિમાં થઇ શકે છે. દુનિયા જેને ખરાબ માને તેને સમકિતી આત્મા અને મોક્ષનો પથિક આત્મા સારું માને. મોક્ષનો મુમુક્ષુ લોકોત્તર દૃષ્ટિવાળો હોય. તેનું દૃષ્ટિબિંદુ દુનિયાની દૃષ્ટિબિંદુથી જુદું જ હોય.

જેમણે રત્નત્રયીની આરાધના કરી છે એવા જંબુસ્વામી સુધર્માસ્વામી પાસે પહોંચ્યા અને વિનયપૂર્વક ત્રણ વખત વંદણા કરીને વિવેકપૂર્વક મીઠી મધુરી ભાષામાં બોલ્યા કે હે ભગવંત ! આપ જ્ઞાનના ભંડાર છો. તો આપની પાસે જ્ઞાન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા રાખું છું. જુઓ, જંબુસ્વામીને જાણવાની કેવી તીવ્ર જિજ્ઞાસા જાગી છે. જ્યાં સુધી જીવની લાયકાત નથી ત્યાં સુધી આત્મગુણની પ્રાપ્તિ થતી નથી. પકવ્યા વિનાના કાચા માટલામાં પાણી ભરવામાં આવશે તો તરત ફૂટી જશે. કારણ કે તેમાં પાણી ભરવાની લાયકાત નથી. તેમ કાચા માટલા જેવા લાયકાત વિનાના માનવીને જો જ્ઞાન આપવામાં આવશે તો ટકી શકશે નહિ. આ જગતમાં વિદ્વાન વક્તાઓ ઘણાં છે. પણ જો તે જ્ઞાન પ્રમાણે આચરણ નથી કરતા, ઈન્દ્રિઓનો નિગ્રહ નથી કરતા તે સાચા વિદ્વાન નથી. ભગવંતની આજ્ઞા પ્રમાણે જેનું આચરણ છે તે સાચા જ્ઞાની છે. એવા સાચા જ્ઞાની પાસે જવાથી કલ્યાણ થાય છે. માત્ર વાણીના વક્તૃત્વથી લોકોને રંજન કરનારા પોતે તરી શકતા નથી તો બીજાને તારવાની વાત જ ક્યાં ? કોઈ આત્મા એમ માને કે હું વ્યાખ્યાન વાંચીને લોકોને રંજન કરી દઉં તો મારી વાહ વાહ થાય. પણ ભગવાન કહે છે કે લોકોને ઘણી વાર રંજન કર્યા. તેથી તારું કે બીજાનું કલ્યાણ થવાનું નથી. તારી વાહ વાહ હવા હવા થઈને ઉડી જશે. સંતના ભાવ એક જ હોવા જોઈએ કે હું શ્રાવક-શ્રાવિકાઓને વીતરાગ શાસનના રસીક બનાવું ને જલ્દી સ્વ-પરનું કલ્યાણ થાય તેમ કરું.

તમને કોઇ દર્દ થાય ત્યારે હોસ્પિતાલમાં જાઓ છો. એ હોસ્પિતાલમાં દેહના દર્દો દૂર થાય છે અને આ વીતરાગ શાસનની હોસ્પિતાલમાં આત્માના દર્દ જન્મ-જરા અને મરણના રોગ નાબૂદ કરવામાં આવે છે. હોસ્પિતાલમાં દર્દનું નિદાન કરનાર ડોકટર હોંશિયાર હોવા જોઈએ. જો ડોકટર ગમાર હોય તો દર્દીનો રોગ ન મટે. કોઈને ઝાડા થયા હોય ને કોઇને કબજીયાત હોય તો બંનેને એક જ દવા આપે તો દર્દી વહેલો મરી જાય. જેને જેવું દર્દ હોય તેવી દવા અપાય ને રોગ નાબૂદ થાય તો તે સાચો ડોકટર છે. તેમ ભગવાનના સંત રૂપી ડોકટરની પાસે

જુદી જુદી જાતના માનવો આવે છે. કોને કેવી રીતે સમજાવવા કે જેથી તેના હૃદયમાં ધર્મનું સ્થાપન થાય. તેના મગજમાં ઉતરે તે રીતે ધર્મ સમજાવવામાં આવે તો સ્વ-પરનું કલ્યાણ થાય.

જંબુસ્વામી એક વખત સુધર્માસ્વામીની દેશના સાંભળીને વૈરાગ્ય રંગે રંગાયા. એમનો વૈરાગ્ય કેવો હતો ? જંબુસ્વામી સહિત ૫૨૭ની દીક્ષાઓ થઈ. પોતે દીક્ષા લીધી તેની સાથે પોતાની આઠ પત્નીઓ, આઠ કન્યાના માતા-પિતા અને પોતાના માતા-પિતા તેમજ રાત્રે પોતાના ઘરમાં ચોરી કરવા આવેલા પ્રભવ આદિ ૫૦૦ ચોરોને પણ વૈરાગ્ય પમાડયો. ને જંબુસ્વામીની સાથે બધાએ દીક્ષા લીધી. એ વૈરાગ્યની ઝલક કેવી હશે ! ઘાટકોપરમાં પાંચ ભાઈઓની દીક્ષા થાય તો વજુભાઈને દોડા દોડનો પાર ન રહે. અહીં તો ૫૨૭ દીક્ષાઓ એકી સાથે થઈ. કેવો ભવ્ય દેખાવ હશે ! જે ધનના ગાંસડા બાંધવા આવ્યા હતા તેમને આત્મજ્ઞાન-વૈરાગ્યભાવના ગાંસડા બંધાવ્યા. એ ચોર મીટીને સંત બન્યા. તમે એવા ચોર તો નથીને ? બોલો તો ખરા ક્યાં સુધી મૂંગા બેસી રહેશો. તમે એવા ચોર નથી છતાં કેમ વૈરાગ્ય નથી પામતા ? જંબુસ્વામી પાસે કોઈ જાદુ ન હતું. તેમજ મીઠું બોલીને કોઈને ભરમાવ્યા નથી. ઘણાં એમ કહે છે કે ફલાણા મહાસતીજી અગર મહારાજ વ્યાખ્યાન વાંચે તો ખૂબ મઝા આવે. એવું હસાવે કે હસીને પેટ ભરાઈ જાય. સાધુ પણ એમ માને કે હું વ્યાખ્યાન વાંચુ તો બધા હસે. પણ એમાં શું દિ વળ્યો હસવું હસાવવું એ હાસ્ય મોહનીય કર્મનો ઉદય છે. નવ નોકષાયમાં હાસ્ય એ નોકષાય છે. હા, સહજ ભાવે હસવું આવે તે જુદી વાત છે. બાકી હસાવવા માટે તુક્કા ઉભા કરવા એ કર્મબંધનનું કારણ છે. કષાય અને નોકષાય બંને છોડવા પડશે.

ભગવાન કહે છે મનુષ્ય ભવ પામવા માટે કષાયોને પાતળા પાડવા પડે છે. અનંતાનુબંધી કષાય જીવને નરકમાં લઈ જાય છે. જીવ ચાર કારણે મનુષ્યનું આયુષ્ય બાંધે છે. **પગઈ ભદ્દયાએ, પગઈ વિણિયાએ, સાણુક્કોસિયાએ, અને અમચ્છરિયાએ**. આ ચાર કારણે જીવ મનુષ્ય ગતિનું આયુષ્ય બાંધે છે મનુષ્ય ભવ પામીને પણ જો કષાય કરે તો નીચગતિમાં ફેંકાઈ જાય છે. કષાય એ કાળો નાગ છે. કોઈ સર્પ એક હાથનો હોય ને કોઈ પાચ હાથ લાંબો હોય તો તમે એમ માનો છો કે નાનો સર્પ નહિ કરડે ? ઘરમાં રહેશે તો વાંધો નહિ. અરે, એક નાનકડો સર્પ, વીંછી કે કાનખજુરો નીકળે તો તેને પણ ઘરમાં રહેવા દેતા નથી. તેને પકડીને દૂર મૂકી આવો છો તો કષાયને અંતરમાં કેમ રખાય ? સર્પ, વીંછી તો આ એક ભવમાં અહિત કરશે પણ કષાયો નો ભવોભવમાં આત્માનું અહિત કરનાર છે. એક મહાપુરૂષે કહ્યું છે કે ત્રણ વસ્તુ આગલા ભવમાં મેળવી હોય તે મનુષ્યપણામાં આવી શકે. **पयइ अ तणुकसाओ दाणरुइ मज्झिम गुणो अ**" સ્વભાવથી અલ્પકષાયી હોય, દાન

આપવાની રૂચીવાળો હોય ને મધ્યમ ગુણવાળો હોય તે જીવ મનુષ્યપણું મેળવી શકે છે. સ્વભાવે પાતળા કષાય, દાનની રૂચી અને લજ્જા, દાક્ષિણ્યતા વિગેરે મધ્યમ ગુણો હોવા જોઈએ. આ ત્રણ ચીજ જેની પાસે હોય તે મનુષ્યપણામાં દાખલ થાય. આ ત્રણ ગુણના કારણે મનુષ્યભવ તો પામ્યા પણ એ ત્રણ ગુણોને સાચવીને બેસી રહેનાર મધ્યમ મનુષ્ય કહેવાય.

સાંભળો, એક ન્યાય આપીને તમને સમજાવું. જેમ કોઈ વિધવા બહેન હોય તેની પાસે દશ–પંદર હજારની મિલ્કત હોય તેને વ્યાજે મૂકે. મૂડીનું રક્ષણ કરી વ્યાજમાંથી ખર્ચ કાઢે તે મધ્યમ. મૂડીમાં વધારો કરતો જાય તો તે ઉત્તમ પુરૂષ કહેવાય. અને મૂડીને સાફ કરી નાંખે તે અધમ પુરૂષ કહેવાય. બોલો, તમે આ ત્રણમાંથી કઈ કોટીમાં છો? ઉત્તમ, મધ્યમ કે અધમ? બંધુઓ! આ ન્યાય આપણે આત્મા ઉપર ઘટાવવો છે. જે મૂળ ત્રણ ગુણોમાં બીજા ગુણોની વૃદ્ધિ કરે, કષાયોને તદ્દન નિર્મૂળ કરી નાંખે તે સિદ્ધગતિના સુખ પામે છે તે ઉત્તમ છે. એ ત્રણે ગુણો સાચવીને બેસી રહે તે મનુષ્ય કે દેવગતિને પામે છે તે મધ્યમ છે. અને એ ત્રણે ગુણોનો નાશ કરે છે તે નરક, તિર્યંચ આદિ ગતિમાં ફેંકાઈ જાય છે તે અધમ છે. કષાય પાતળા ન હોય તો આપણી ખામી છે. કષાયો બનાવટી રીતે પાતળાં ન હોવા જોઈએ પણ સહજ રીતે પાતળા પડેલા હોવા જોઈએ તો કલ્યાણ થાય. માની લો કે કોઈ મોટો શ્રીમંત અહીં આવ્યો. એનો કોઈ ગરીબ માણસને ધક્કો લાગ્યો. તો ગરીબ માણસ ઉપરથી એને નમ્રતાપૂર્વક કહેશે કે ભાઈ સાહેબ! તમને વાગ્યું તો નથી ને? એનો ધક્કો વાગ્યો તો પણ ઉપરથી એમ કહેવાનું કે તમને વાગ્યું તો નથીને? શા માટે ગરીબ માણસે આટલી નમ્રતા બતાવી? એ શ્રીમંત છે. એને કંઈ કહીશ તો લોકો મને શું કહેશે? વળી કયારેક એની જરૂર પડશે માટે આ કૃત્રિમ કષાયનું પાતળાપણું છે પણ સ્વાભાવિક સમતા નથી પણ એ શ્રીમંતને ગરીબનો ધક્કો લાગે ને કહે કે–ભાઈ! તને વાગ્યું તો નથી ને? એ સ્વાભાવિક પાતળા કષાય કહેવાય કારણકે તેનામાં સરળતા હતી.

આ રીતે અભિમાન પણ પાતળું પડવું જોઈએ. અભિમાન ઉપરથી પાતળું છે કે સ્વાભાવિક રીતે એ તો સમયે ખબર પડે. માની લો કે તમારે કાપડની દુકાન છે. કોઈ હલકો માણસ કાપડ લેવા આવ્યો. તમે તેને કાપડ બતાવ્યું ને તેનો ભાવ કહ્યો. ત્યારે તે માણસ કહેશે શેઠજી! જરા સાચુ બોલો. એનો અર્થ તમે જુઠાં છો. એને તમારા વચન ઉપર ભરોસો નથી. માટે તમને સાચું બોલવાનું કહે છે. તે વખતે તમે શું કહેશો? અરે ભાઈ! તારી પાસે ખોટું બોલું? બજાર વચ્ચે દુકાન ઉપર તમને જૂઠા ઠરાવે છે. તમે સાચા નથી એમ કહે છે છતાં તમે એને ભાઈ બાપલા કહીને પોતે સાચા છે તેની પ્રતીતિ કરાવવા જાઓ છો. આ વખતે 'તમારું'

અભિમાન ક્યાં ગળી ગયું ? આવા વચન વડીલો કહે તો સંભળાતા નથી. ત્યાં એમ થાય કે મને કહેનાર કોણ ? હલકી જાતિના ઘરાક પાસેથી આવા વચન સાંભળો છો. પૈસા ખાતર અભિમાન ગળ્યું છે. આવું અભિમાન ગળવાથી મનુષ્યપણું નહિ મળે. સ્વાભાવિક રીતે અભિમાન ઓસરે તો મનુષ્યપણું મળે છે. જ્યાં કોઈ માણસ પાણીમાંથી પોરા શોધે તેવો બુદ્ધિમાન હોય તો પણ જ્યાં સ્વાર્થ હોય ત્યાં કહી દે છે કે હું કપટ નહિ કરું. તો શું એ સરળ બની ગયો ? "ના" એ સાચી સરળતા નથી. પણ એ સામી વ્યક્તિ પણ બુદ્ધિશાળી છે તેની સામે જો કપટ કરીશ તો પકડાઈ જઈશ એટલે ત્યાં સીધા ને સરળ બની જાઓ છો. બાકી અંદરથી કપટ ગયું નથી.

દેવાનુપ્રિયો ! લોભને પણ પાતળો પાડવો પડશે. લક્ષ્મી ત્રણ રીતે જાય છે. "**दान भोगो नाशः**" લક્ષ્મી દાનમાં વપરાય છે, ભોગમાં વપરાય છે. એ બેમાં ન વપરાય તો છેવટે નાશ તો થાય છે. તમે દશ હજાર રૂપિયા કોઈને ત્યાં વ્યાજે મૂક્યા. એનો વહેપાર ધમધોકાર ચાલે છે ત્યાં સુધી વ્યાજ બરાબર આપે છે. પણ ધંધા ઠંડા પડયા ને વહેપારીની દાનત બગડી ને તમારા રૂપિયા પચાવી પાડે તે સમયે શું થાય ? તમે તમારા હાથે ખરચ્યા નહિ તો પેલાએ પચાવી પાડયા ને ? મિલના શેર લીધા, રાજ્યની લોનો લીધી તેમાં પાંચ હજારના પાંચસો થઈ ગયા તો કેટલું દુઃખ થાય છે ? એ પૈસા જો તમે દાનમાં વાપર્યા હોત તો કેટલો લાભ થાત ? જાતે ભોગવ્યા હોત તો પાપ બાંધત. આ તો દાનમાં કે ભોગમાં જાતે ન વાપર્યા તો બીજાએ વાપર્યા પણ તમારા તો ગયાને ! દાન-ભોગ અને પછી નાશનો નંબર છે. જો નાશ ન થતો હોત તો ધન ક્યાં સમાત ! દુનિયામાં જેટલી પેઢીઓ છે. તેટલી પેઢીઓના નાણાંનો નાશ ન થયો હોત તો આજે તેઓની પાસે કરોડો રૂપિયા હોત. ઘણીવાર ડબલ વ્યાજની લાલચમાં માણસ લાખો રૂપિયા ધીરે છે પણ અંતે વ્યાજમાં ડૂબી જાય છે. આ જોઈને ઘણાં ડબલ વ્યાજ મળે તો પણ પૈસા વ્યાજે મૂકતા નથી. તો વ્યાજનો લોભ જીત્યોને ? મારે વ્યાજ નથી જોઈતું. શા માટે ? ધનનો નાશ થવાના ભયથી ને ? નાશના ભયથી લોભ જીત્યો તેથી લોભ પાતળો પડયો ના કહેવાય. તેનાથી મનુષ્યપણું નહિ મળે આપણે કષાય ઉપર વિજય મેળવ્યો હોય પ્રકૃત્તિના ભદ્રિક બની, માયા કપટ રહિત સરળ બન્યા હોય, દાન આપી અહંકાર ન કર્યો હોય ઈત્યાદિ ચાર બોલથી જે મનુષ્યપણું મળ્યું છે તે મનુષ્યપણામાં સમજણપૂર્વક કષાયો પાતળા પાડીએ તો સમજવું કે મારી મૂળ મૂડી સચવાણી છે. તમે તમારા દીકરાને લાખ-બેલાખ રૂપિયા આપી દો તો તેથી તે તમારો ઉપકાર માનતો નથી પણ હક્ક માને છે. પણ જો દાનમાં વાપરો તો લાભ થાય છે. જેને આપો તે તમારો ઉપકાર માને છે. તમારી લક્ષ્મી સારા ક્ષેત્રમાં વપરાય અને

લજ્જા આદિ મધ્યમગુણો જીવનમાં વિકસે તો મનુષ્યભવ મળે છે. એ ગુણોને વિકસાવીને માનવમાંથી મહામાનવ અને મહામાનવમાંથી પરમાત્મા બનાય છે.

દેવાનુપ્રિયો! જેને માનવભવ પ્રાપ્ત કરીને પરમાત્મા બનવાની લગની લાગી છે તેવા જંબુસ્વામી સુધર્માસ્વામીને વિનયપૂર્વક પૂછે છે હે ભગવાન!

"जइ णं भंते! समणेणं भगवया महावीरेणं जाव संपत्तेणं सत्तमस्स णायज्झयणस्स अयमट्ठे पण्णत्ते अट्ठमस्सणं भंते के अट्ठे पण्णते ?"

જો મોક્ષ પામેલા શ્રમણ ભગવંત મહાવીર સ્વામીએ સાતમા જ્ઞાતાધ્યયનનો પૂર્વોક્ત રીતે અર્થ સ્પષ્ટ કર્યો છે તો હે ભગવંત! તેમણે આઠમા અધ્યયનનો શો અર્થ નિરૂપિત કર્યો છે? ભગવાને તેના શું ગૂઢ રહસ્યો બતાવ્યા છે તેના ભાવ મારે જાણવા છે.

જંબુસ્વામીને જાણવાની કેટલી તીવ્ર તમન્ના છે. ઝીલનાર પાત્ર બરાબર હોય તો દેનાર થાકતા નથી. કાળી માટીમાં એક ઈંચ પાણી પડે તો પણ તે ચુસી લે છે. અને પથ્થરમાં પાંચ ઈંચ પાણી પડે તો પણ ઉપરથી વહી જાય છે. એક ટીપું અંદર ઉતરતું નથી. કાળી માટી જેવું આપણું હૃદય બની જશે. તો વીતરાગ વાણીના થોડા વચનો અંતરમાં ઉતરી જશે. તેના પ્રત્યે રૂચી જાગશે ને શ્રદ્ધા થશે તો મોક્ષ–જવાને લાયક બની જશે. સંસારમાં રહેવા છતાં તમારું જીવન આદર્શ બનશે ને સંસાર ઉજળો બની જશે. આ દુનિયામાં ઉજળાની કિંમત છે. કાળાની નથી. એક રૂપક દ્વારા સમજાવું.

એક વખત હીરા અને કોલસા વચ્ચે સંવાદ થયો. કોલસો રડવા લાગ્યો ત્યારે હીરો કહે છે ભાઈ! તું કેમ રડે છે? ત્યારે કોલસો રડતો રડતો કહે છે ભાઈ! હું ને તમે આપણે બંને એક માતાના સંતાન છીએ. આપણે બંને પૃથ્વીના પેટાળમાં ઉત્પન્ન થયા છતાં તમે આટલા બધા ઉજ્જવળ છો. તમારું ખૂબ માન છે ને તમારા મૂલ્ય છે. મારા અને તમારા વર્ણ, મૂલ્ય અને તેજમાં આસમાન–જમીન જેટલું અંતર છે. તમને બહેનો બુટીયામાં, હારમાં ને વીંટીમાં જડે છે. તિજોરીમાં સાચવીને રાખે છે. ત્યારે મને તો કોઈ અડકવા પણ ઈચ્છતું નથી. કદાચ અડે તો જાણે એની મા મરી ગઈ હોય ને આભડછેટ આવે તેમ સાબુ લઈને હાથ ધોઈ નાંખે છે. મને એક ગુણમાં ભરીને રખડતો મૂકી દે છે. અને સગડીમાં નાંખીને જલાવે છે. લાલચોળ બનાવી દે છે. મને મારી નાંખે છે એમ કહી કોલસો ખૂબ રડવા લાગ્યો ત્યારે હીરાએ કહ્યું ભાઈ! રડીશ નહિ. મારી વાત સાંભળ. સ્થાન અને માતા એક હોવાથી શું? યોગ્યતા તો પોતપોતાની હોય છે. તેં જે અણુઓમાંથી નિસ્તેજતા અને કાળાશ ગ્રહણ કરી ત્યારે મેં તે જ અણુઓમાંથી ઉજ્જવળતા અને

અભિમાન ક્યાં ગળી ગયું ? આવા વચન વડીલો કહે તો સંભળાતા નથી. ત્યાં એમ થાય કે મને કહેનાર કોણ ? હલકી જાતિના ઘરાક પાસેથી આવા વચન સાંભળો છો. પૈસા ખાતર અભિમાન ગળ્યું છે. આવું અભિમાન ગળવાથી મનુષ્યપણું નહિ મળે. સ્વાભાવિક રીતે અભિમાન ઓસરે તો મનુષ્યપણું મળે છે. જ્યાં કોઈ માણસ પાણીમાંથી પોરા શોધે તેવો બુદ્ધિમાન હોય તો પણ જ્યાં સ્વાર્થ હોય ત્યાં કહી દે છે કે હું કપટ નહિ કરું. તો શું એ સરળ બની ગયો ? "ના" એ સાચી સરળતા નથી. પણ એ સામી વ્યક્તિ પણ બુદ્ધિશાળી છે તેની સામે જો કપટ કરીશ તો પકડાઈ જઈશ એટલે ત્યાં સીધા ને સરળ બની જાઓ છો. બાકી અંદરથી કપટ ગયું નથી.

દેવાનુપ્રિયો ! લોભને પણ પાતળો પાડવો પડશે. લક્ષ્મી ત્રણ રીતે જાય છે. **"दान भोगो नाशः"** લક્ષ્મી દાનમાં વપરાય છે, ભોગમાં વપરાય છે. એ બેમાં ન વપરાય તો છેવટે નાશ તો થાય છે. તમે દશ હજાર રૂપિયા કોઈને ત્યાં વ્યાજે મૂક્યા. એનો વહેપાર ધમધોકાર ચાલે છે ત્યાં સુધી વ્યાજ બરાબર આપે છે. પણ ધંધા ઠંડા પડયા ને વહેપારીની દાનત બગડી ને તમારા રૂપિયા પચાવી પાડે તે સમયે શું થાય ? તમે તમારા હાથે ખરચ્યા નહિ તો પેલાએ પચાવી પાડયા ને ? મિલના શેર લીધા, રાજ્યની લોનો લીધી તેમાં પાંચ હજારના પાંચસો થઈ ગયા તો કેટલું દુઃખ થાય છે ? એ પૈસા જો તમે દાનમાં વાપર્યા હોત તો કેટલો લાભ થાત ? જાતે ભોગવ્યા હોત તો પાપ બાંધત. આ તો દાનમાં કે ભોગમાં જાતે ન વાપર્યા તો બીજાએ વાપર્યા પણ તમારા તો ગયા ને ! દાન-ભોગ અને પછી નાશનો નંબર છે. જો નાશ ન થતો હોત તો ધન ક્યાં સમાત ! દુનિયામાં જેટલી પેઢીઓ છે. તેટલી પેઢીઓના નાણાંનો નાશ ન થયો હોત તો આજે તેઓની પાસે કરોડો રૂપિયા હોત. ઘણીવાર ડબલ વ્યાજની લાલચમાં માણસ લાખો રૂપિયા ધીરે છે પણ અંતે વ્યાજમાં ડૂબી જાય છે. આ જોઈને ઘણાં ડબલ વ્યાજ મળે તો પણ પૈસા વ્યાજે મૂકતા નથી. તો વ્યાજનો લોભ જીત્યો ને ? મારે વ્યાજ નથી જોઈતું. શા માટે ? ધનનો નાશ થવાના ભયથી ને ? નાશના ભયથી લોભ જીત્યો તેથી લોભ પાતળો પડયો ના કહેવાય. તેનાથી મનુષ્યપણું નહિ મળે આપણે કષાય ઉપર વિજય મેળવ્યો હોય પ્રકૃત્તિના ભદ્રિક બની, માયા કપટ રહિત સરળ બન્યા હોય, દાન આપી અહંકાર ન કર્યો હોય ઈત્યાદિ ચાર બોલથી જે મનુષ્યપણું મળ્યું છે તે મનુષ્યપણામાં સમજણપૂર્વક કષાયો પાતળા પાડીએ તો સમજવું કે મારી મૂળ મૂડી સચવાણી છે. તમે તમારા દીકરાને લાખ-બેલાખ રૂપિયા આપી દો તો તેથી તે તમારો ઉપકાર માનતો નથી પણ હક્ક માને છે. પણ જો દાનમાં વાપરો તો લાભ થાય છે. જેને આપો તે તમારો ઉપકાર માને છે. તમારી લક્ષ્મી સારા ક્ષેત્રમાં વપરાય અને

સરળતા આદિ મધ્યમગુણો જીવનમાં વિકસે તો મનુષ્યભવ મળે છે. એ ગુણોને વિકસાવીને માનવમાંથી મહામાનવ અને મહામાનવમાંથી પરમાત્મા બનાય છે.

દેવાનુપ્રિયો! જેને માનવભવ પ્રાપ્ત કરીને પરમાત્મા બનવાની લગની લાગી છે તેવા જંબુસ્વામી સુધર્માસ્વામીને વિનયપૂર્વક પૂછે છે હે ભગવાન!

"जइ णं भंते! समणेणं भगवया महावीरेणं जाव संपत्तेणं सत्तमस्स णायज्झयणस्स अयमट्ठे पण्णत्ते अट्ठमस्सणं भंते के अट्ठे पण्णते?"

જો મોક્ષ પામેલા શ્રમણ ભગવંત મહાવીર સ્વામીએ સાતમા જ્ઞાતાધ્યયનનો પૂર્વોક્ત રીતે અર્થ સ્પષ્ટ કર્યો છે તો હે ભગવંત! તેમણે આઠમા અધ્યયનનો શો અર્થ નિરૂપિત કર્યો છે? ભગવાને તેના શું ગૂઢ રહસ્યો બતાવ્યા છે તેના ભાવ મારે જાણવા છે.

જંબુસ્વામીને જાણવાની કેટલી તીવ્ર તમન્ના છે. ઝીલનાર પાત્ર બરાબર હોય તો દેનાર થાકતા નથી. કાળી માટીમાં એક ઇંચ પાણી પડે તો પણ તે ચુસી લે છે. અને પથ્થરમાં પાંચ ઇંચ પાણી પડે તો પણ ઉપરથી વહી જાય છે. એક ટીપું અંદર ઉતરતું નથી. કાળી માટી જેવું આપણું હૃદય બની જશે. તો વીતરાગ વાણીના થોડા વચનો અંતરમાં ઉતરી જશે. તેના પ્રત્યે રૂચી જાગશે ને શ્રદ્ધા થશે તો મોક્ષ-જવાને લાયક બની જશે. સંસારમાં રહેવા છતાં તમારું જીવન આદર્શ બનશે ને સંસાર ઉજળો બની જશે. આ દુનિયામાં ઉજળાની કિંમત છે. કાળાની નથી. એક રૂપક દ્વારા સમજાવું.

એક વખત હીરા અને કોલસા વચ્ચે સંવાદ થયો. કોલસો રડવા લાગ્યો ત્યારે હીરો કહે છે ભાઈ! તું કેમ રડે છે? ત્યારે કોલસો રડતો રડતો કહે છે ભાઈ! હું ને તમે આપણે બંને એક માતાના સંતાન છીએ. આપણે બંને પૃથ્વીના પેટાળમાં ઉત્પન્ન થયા છતાં તમે આટલા બધા ઉજજવળ છો. તમારું ખૂબ માન છે ને તમારા મૂલ્ય છે. મારા અને તમારા વર્ણ, મૂલ્ય અને તેજમાં આસમાન-જમીન જેટલું અંતર છે. તમને બહેનો બુટીયામાં, હારમાં ને વીંટીમાં જડે છે. તિજોરીમાં સાચવીને રાખે છે. ત્યારે મને તો કોઈ અડકવા પણ ઈચ્છતું નથી. કદાચ અડે તો જાણે એની મા મરી ગઈ હોય ને આભડછેટ આવે તેમ સાબુ લઈને હાથ ધોઈ નાંખે છે. મને એક ગુણમાં ભરીને રખડતો મૂકી દે છે. અને સગડીમાં નાંખીને જલાવે છે. લાલચોળ બનાવી દે છે. મને મારી નાંખે છે એમ કહી કોલસો ખૂબ રડવા લાગ્યો ત્યારે હીરાએ કહ્યું ભાઈ! રડીશ નહિ. મારી વાત સાંભળ. સ્થાન અને માતા એક હોવાથી શું? યોગ્યતા તો પોતપોતાની હોય છે. તેં જે અણુઓમાંથી નિસ્તેજતા અને કાળાશ ગ્રહણ કરી ત્યારે મેં તે જ અણુઓમાંથી ઉજજવળતા અને

તેજસ્વિતા પ્રાપ્ત કરી તે કારણથી તને જલાવવામાં આવે છે ને મને પહેરવામાં આવે છે.

બંધુઓ ! બોલો, તમારે હીરા જેવા બનવું છે કે કોલસા જેવા ? જો તમારે હીરા જેવા બનવું હોય તો કોઈ ગમે તેટલી વાતો કરે, કોઈ નિંદા કરે તો તેમાં પડશો નહિ. પણ જ્યાં જ્યાં જાઓ, જે જે દેખો તેમાંથી ગુણ ગ્રહણ કરજો ને અવગુણોને છોડી દેજો. એમ વિચાર કરજો કે ગુણ મારા છે ને અવગુણ મારાથી પર છે. ગુણાનુરાગ જીવનમાં આવી જશે તો બેડો પાર થઈ જશે. તમે ચંદ્રમાને તો જુઓ છો ને ? ચંદ્રમાના જીવનના ઉતાર અને ચઢાવથી બોધ ગ્રહણ કરો. ચંદ્રના જીવનમાં કૃષ્ણપક્ષ અને શુકલપક્ષ એમ બે પક્ષ આવે છે. શુકલપક્ષમાં પ્રકાશ હોય છે ને કૃષ્ણપક્ષમાં અંધકાર હોય છે. શુકલપક્ષના ચંદ્રમાની જેમ દિનપ્રતિદિન જીવનમાં ગુણોનીવૃદ્ધિ કરતા જાઓ અને કૃષ્ણપક્ષના ચંદ્રમાની જેમ દુર્ગુણોને દિનપ્રતિદિન દૂર કરતાં રહો તો તમારું જીવન ઉજ્જવળ અને તેજસ્વી બનશે.

ગુણનો કલર શ્વેત છે ને અવગુણનો કલર કાળો છે. વીતરાગી સંતોના કપડાનો કલર પણ શ્વેત હોય છે. પહેલા અને છેલ્લા તીર્થંકરના સંતોને શ્વેત કપડાં હતા અને વચલા બાવીસ તીર્થંકરના સંતો ભલે રંગીન વસ્ત્રો પહેરતાં હતાં પણ તેમના પરિણામમાં તો ઉજ્જવળતા હતી. સરળતા હતી. સરળ હૃદયના માનવી શ્વેત કલર સમાન ગુણને ગ્રહણ કરે છે. ને અવગુણને છોડી દે છે. આપણો આત્મા ખુદ તીર્થંકર ભગવાનના સમોસરણમાં ગયો ત્યાં પણ તેણે અવગુણ ગ્રહણ કર્યા ને પોતાનું પકડેલું નાડું છોડયું નથી તેના કારણે ચતુર્ગતિ સંસારમાં રખડયો છે.

આ સંસારમાં બે પ્રકારના મનુષ્યો રહેલા છે. એક પક્ષી જેવા અને બીજા વાંદરા જેવા. વૃક્ષની એક ડાળે વાંદરો બેઠો છે ને બીજી ડાળે પક્ષી બેઠું છે. જ્યારે ખૂબ વાવાઝોડું થાય, વૃક્ષની ડાળ તૂટવાની અણી ઉપર હોય તે વખતે પક્ષી સમય સૂચકતા વાપરીને વૃક્ષની ડાળ ઉપરથી ઉડી જાય છે ને વાંદરો પડી જવાના ભયથી એ ડાળને ચીટકી જાય છે. જોરથી પકડી રાખે છે. તો વૃક્ષ પડતાંની સાથે વાંદરો તેની નીચે દબાઈને મરી જાય છે ને પક્ષી ભય આવ્યો જાણી પોતાનું સ્થાન બદલીને સુરક્ષિત સ્થાનનો આશ્રય લે છે. આ રીતે જે મનુષ્યની પ્રકૃત્તિ વાંદરા જેવી છે. તેઓ મારા ધન-વૈભવ અને ભોગો ચાલ્યા જશે એવા ભયથી તેને છોડવાના સમયે તેમાં વધુ ચોંટતા જાય છે. અને જે મનુષ્યો પક્ષી જેવા છે તેઓ વહેલા કે મોડા એક દિવસ બધું છોડવાનું છે. હું નહિ છોડું તો એ મને છોડીને ચાલ્યા એમ સમજીને પોતાની જાતે ભોગોને છોડી દે છે. અને ધર્મનું શરણું અંગીકાર કરે છે.

જંબુસ્વામી સુધર્માસ્વામીને કહે છે કે ભગવાને ક્યા ભાવોનું પ્રકાશન કર્યું છે ?

તે ભાવ મને સમજાવો. શિષ્ય વિનયવાન અને જિજ્ઞાસુ હોય તો ગુરૂના દિલમાં પણ દેવાનો ઉમંગ હોય. સ્હેજે સ્હેજે ગુરૂના દિલમાં પણ નવા નવા ભાવની સ્ફુરણા થાય. તેમ શ્રોતાજનો જિજ્ઞાસુ હોય તો વકતાના દિલમાં પણ વીતરાગ વાણી સંભળાવતાં નવા નવા ભાવ જાગે. તમને તમારો દીકરો સારો ને વિનયવાન હોય તો આનંદ થાય ને ? દીકરો ફોરેન રહેતો હોય ને અવારનવાર પત્ર લખતો હોય કે પિતાજી ! હું મઝામાં છું. મારી ચિંતા કરશો નહિ. ત્યારે પિતા પત્ર લખે કે બેટા ! તને ગયા પાંચ વર્ષ થઈ ગયા. સારા ઘરની કન્યાના કહેણ આવે છે. તું હવે દેશમાં આવતો તારા લગ્ન કરીએ. ત્યારે દીકરો લખે કે પિતાજી ! તમે મને તેડાવો છો તે ખૂબ આનંદની વાત છે. પણ મારી પાસે ટિકિટના પૈસા નથી. તમે પૈસા મોકલાવો તો હું આવું. હવે બોલો, દીકરો આવે તો આનંદ થાય કે આનંદ ઉડી જાય ? ત્યારે ચિંતા થાય કે દીકરાને ખર્ચ કરીને મોકલ્યો પણ કંઈ કમાયો નહિ ! એ ચિંતા થઈ પણ પચાસ વર્ષ થયા છતાં હજુ મેં આત્માનું કંઈ ન કર્યું. મારું શું થશે ? તેની લેશ માત્ર ચિંતા થાય છે ? દીકરો ખૂબ કમાઈને આવતો હોય ત્યારે હૈયુ હર્ષથી નાચી ઉઠે છે. તેમ વીતરાગ વાણી સાંભળતાં મેઘ ગાજે ને મોર નાચે તેમ તમારું હૈયું હર્ષથી નાચી ઉઠવું જોઈએ.

જંબુસ્વામીનું હૈયુ હર્ષથી નાચે છે. શિષ્ય એવા ને ગુરૂ પણ એવા. જંબુસ્વામીએ પૂછયું કે હે ભગવંત ! આઠમા અધ્યયનમાં શું ભાવ બતાવ્યા છે ? ત્યારે પંચમ ગણધર સુધર્માસ્વામી પોતાના પ્રિય શિષ્ય જંબુસ્વામીને કહે છે **"एवं खलु जंबु"** હે આયુષ્યમાન જંબુ ! તારી ખૂબ ઈચ્છા છે તો સાંભળ. સુધર્મા સ્વામી કેવી મીઠી મધુરી ભાષા બોલ્યા ! બાપ દીકરાને વહાલથી કહે બેટા ! તો કેવો પ્રેમ આવે ! વહુ સાસુને કહે બા ! ગરમ ગરમ રોટલી બનાવી આપું. તમે જમી લો અને ઉપાશ્રયે જાઓ. અને સાસુ કહે – વહુ બેટા ! તો કેવો વહાલભર્યો શબ્દ લાગે ! આ રીતે શ્રીમંત, ગરીબ, મધ્યમ દરેક મનુષ્યો એકબીજા સાથે વહાલભર્યો વર્તાવ કરે તો આ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરી પડે. સુધર્માસ્વામી જંબુસ્વામીને વહાલથી કહે છે હે જંબુ ! ભગવાને જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં જે ભાવોનું પ્રકાશન કર્યું છે તે તું એકાગ્ર ચિત્ત કરીને સાંભળ. **"तेणं कालेणं तेणं समएणं।"** તે કાળ ને તે સમયે અહીં તે કાળ અને તે સમય એમ શા માટે કહ્યું ? કાળ બે પ્રકારનો છે. એક ઉત્સર્પિણીકાળને બીજો અવસર્પિણીકાળ. ઉત્સર્પિણી એટલે ચઢતો કાળ અને અવસર્પિણી એટલે ઉતરતો કાળ અત્યારે કયો કાળ ચાલે છે તે તમે જાણો છો ને ? અત્યારે અવસર્પિણી કાળ ચાલે છે. આ અવસર્પિણી કાળના તે કાળ અને તે સમયની વાત છે અવસર્પિણી કાળના છ આરા છે. (૧) સુસમ સુસમ (૨) સુસમ (૩) સુસમ

૫

દુષમ (૪) દુષમ સુષમ (૫) દુષમ (૬) દુષમ દુષમ. આ છ આરાના ભાવ બતાવવામાં આવ્યા છે.

પહેલાં ત્રણ આરા જુગલીયાનાં હોય છે. પહેલા આરામાં જુગલીયાનું ૩ ગાઉનું દેહમાન અને ૩ પલ્યોપમનું આયુષ્ય, બીજા આરામાં જુગલીયાનું બે ગાઉનું દેહમાન અને બે પલ્યોપમનું આયુષ્ય ત્રીજા આરામાં જુગલીયાનું એક ગાઉનું દેહમાન અને એક પલ્યોપમનું આયુષ્ય હોય છે. તમારી પાસે અબજોની સંપત્તિ હોય પણ જુગલીયાની સંપત્તિ પાસે કંઈ નથી. એવી મહાન સાહ્યબી તેઓ ભોગવે છે. એમને તમારી માફક કમાવાની ચિંતા નથી. તેમને રોજ આહારની ઈચ્છા થતી નથી. પહેલા આરામા અટ્ઠમ ભક્તે, બીજા આરામાં છઠ્ઠ ભક્તે, ત્રીજા આરામાં ચઉત્થ ભક્તે આહારની ઈચ્છા થાય ત્યારે તેઓ આહાર કરે. તેમને રસોઈ બનાવવી ન પડે. દશ પ્રકારના કલ્પવૃક્ષ મનવાંછિત સુખ આપે છે. ત્રણ આરામાં વજ્રઋષભનારાચ સંઘયણ હોય છે. એમના શરીરના મજબૂતાઈ એટલી બધી હોય છે કે તેમના ઉપરથી હાથી ચાલ્યો જાય તો પણ હાડકું ભાંગે નહિ. અત્યારે તો સ્હેજ ખસ્યા કે હાડકું ભાંગી જાય. એમના દાંતની બત્રીસી પણ ખૂબ સુંદર હોય છે. એમને જરા કે રોગ આવતા નથી. જુગલીયા જોડલે જન્મે છે. એકને છીંક આવે ને એકને બગાસું આવે છે ને સાથે મરે છે. એકબીજાને વિયોગ પડતો નથી. મરવાના છ મહિના બાકી રહે ત્યારે તે પરભવનું આયુષ્ય બાંધે છે. ત્યારે એક જોડલું પ્રસવે છે. તેમાં પ્રથમ આરામાં છોરૂની પ્રતિપાલના ૪૯ દિવસ કરે, બીજા આરામાં ૬૪ દિવસ ને ત્રીજા આરામાં ૭૯ દિવસ કરે. ભાઈ–બહેન સાથે જન્મે. અને તે જ પતિ–પત્ની થાય છે, તેમને એક બીજા સાથે વૈર, વિરોધ, ઈર્ષ્યા કે ઝેર હોતાં નથી. તેમના શુભ પરિણામથી મરીને દેવલોકમાં જાય છે.

બંધુઓ! જુગલીયાની આટલી પુન્નાઈ હોવા છતાં ત્યાંથી મોક્ષમાં જઈ શકતા નથી. તેનું કારણ સમજ્યા! ત્યાં ધર્મ નથી. તે અકર્મભૂમિ છે. અને અહીં અત્યારે તીર્થંકર ભગવંત નથી પણ તેમની વાણી મોજુદ છે. ખારા સમુદ્રમાં વીરડી સમાન વીતરાગવાણી છે. શ્રવણ અને શ્રદ્ધા કરી અત્યારે મનુષ્ય મોક્ષમાં ભલે ન જઈ શકે પણ એકાવતારી તો જરૂર બની શકે છે. પહેલાં ત્રણ આરા જુગલીયાના જાણવા. ત્રીજા આરાના ૮૪ લાખ પૂર્વ ૩ વર્ષને સાડા આઠ મહિના બાકી રહ્યા ત્યારે ઋષભદેવ ભગવાનનો જન્મ થયો. તેમનું ૫૦૦ ધનુષ્યનું દેહમાન અને ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય હતું. તેમના માતા મરૂદેવાનું આયુષ્ય ક્રોડપૂર્વનું હતું. ઋષભદેવ ભગવાનને સો દીકરા અને બે દીકરી હતી. ભગવાનના સો એ સો દીકરા, અને બંને દીકરીઓએ દીક્ષા લીધી અને તે ભવમાં મોક્ષે ગયા. ભગવાન તો ભગવાન હતા પણ

એમનો પરિવાર કેવો ઉજ્જવળ ને આદર્શ હતો! મરૂદેવી માતા ઋષભદેવે દીક્ષા લીધા પછી ખૂબ કલ્પાંત કરતા હતા ને ભરતને ઓલંભો દેતા કે

**તું તો રંગમહેલમાં મોજ કરે છે, મારો ઋષભ તો વનમાં ફરે છે,**
**કોઈ લાવો (૨) તેના સમાચાર મરૂદેવી માતા પૂછે ક્યાં છે મારો લાલ**
**આદિ જિણુંદ (૨) બતાવો ભરતરાય... મરૂદેવી માતા પૂછે...**

ઋષભદેવ ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતાં પોતાની નગરીમાં પધાર્યા ત્યારે ભરત ચક્રવર્તિ દાદીમાને દર્શન કરવા લઈ ગયા. દૂરથી ભગવાનનું સમોસરણ જોયું. ઋષભદેવ પ્રભુના દર્શન કર્યા. માતાને પુત્ર પ્રત્યે રાગ હતો પણ ભગવાન તો વીતરાગ હતા. મરૂદેવી માતાના સામું દૃષ્ટિ પણ કરતા નથી. ત્યારે માતા વિચાર કરવા લાગ્યા કે અહો! હું તો ઋષભ.... ઋષભ કહીને ભરતને ઓલંભા દઉં છું ને એ તો મારા સામું પણ જોતા નથી. શું એનો ઠાઠ છે! હાથી ઉપર બેઠાં બેઠાં માતાને રાગ છૂટી ગયો ને હાથીના હોદ્દે તેઓ કેવળજ્ઞાન પામી ગયા. તમે કહો છો ને કે મરૂદેવી માતાને હાથીના હોદ્દે કેવળજ્ઞાન થયું તો અમને કેમ નહિ થાય? પણ વિચાર કરો તમે ક્યાં ને એ ક્યાં? એમની કેટલા ભવની આરાધના હતી! કેવી રત્નકુક્ષી માતા હતી! પોતાનો પુત્ર ને પૌત્ર ૧૦૦ બધાએ દીક્ષા લીધીને મોક્ષમાં ગયા. માતા પણ મોક્ષમાં ગયા. એમના સોએ પુત્રોએ દીક્ષા લીધી. તમારે કેટલા પુત્રો છે? બોલો. (શ્રોતામાંથી એક ભાઈ બોલ્યા કે મારે ૭ દીકરા છે) તો બોલો કેટલાને દીક્ષા આપવી છે? કેમ બોલતા નથી? બોલો બોલો. (હસાહસ) જૈનશાસનને જયવંતુ રાખવા સંતોની ખૂબ જરૂર છે. દીકરો દીક્ષા લેવા તૈયાર થાય તો મા-બાપ સંસારમાં જકડવા પ્રયત્ન કરે છે. સંસારની ધૂંસરીએ હોંશે હોંશે જોડે છે. પણ જો સાચા માબાપ હોય તો એનો સંસાર ઘટે તેવા સંસ્કાર આપો. આજે તો બહારનું જ્ઞાન આપવામાં આવે છે પણ મા-બાપને સંતાનને પાસે બેસાડી ૦। કે ૦॥ કલાક ધર્મનું શિક્ષણ આપવાનો ટાઈમ નથી. જો તમે સંતાનોના હિતસ્વી છો તો તેમને ચતુર્ગતિ સંસારમાં ભટકવું ન પડે તેવા સંસ્કાર આપજો.

ભગવાન ઋષભદેવના ૧૦૦ દીકરા અને બ્રાહ્મી-સુંદરી એ બંને પુત્રીઓ મોક્ષમાં સીધાવ્યા. ધર્મ આરાધનાનો એ સોનેરી સમય હતો. ઋષભદેવપ્રભુનું શાસન પચાસ લાખ ક્રોડ સાગર સુધી ચાલ્યું. પછી બીજા અજીતનાથ પ્રભુ થયા તે સમયે ૧૫ કર્મભૂમિમાં થઈને કુલ ૧૭૦ તીર્થંકર હતા. નવ હજાર ક્રોડ સાધુ અને નવ ક્રોડ કેવળી હતા. અજીતનાથ ભગવાનના વખતમાં ઉત્કૃષ્ટ ધર્મકાળ પ્રવર્તતો હતો. ચોવીસ તીર્થંકરમાં ઋષભદેવ ભગવાન ત્રીજા આરામાં થયા. બાકીના ૨૩ તીર્થંકર ચોથા આરામાં થયા. ચોથા આરામાં દુઃખ વધારે ને સુખ ઓછું હતું. અત્યારે પાંચમો

આરો ચાલે છે. ચોથા આરાનો જન્મેલો પાંચમા આરામાં મોક્ષે જઈ શકે છે પણ પાંચમા આરાનો જન્મેલો મોક્ષે જઈ શક્તો નથી. ગૌતમસ્વામી, સુધર્માસ્વામી, જંબુસ્વામી બધા ચોથા આરાના જન્મેલા હતા ને પાંચમા આરામાં મોક્ષે ગયા છે. આપણે ગમે તેટલો પુરૂષાર્થ કરીએ પણ અહીંથી મોક્ષમાં ન જઈ શકીએ પણ એકાવતારી થઈને મહાવિદેહક્ષેત્રમાં જન્મ લઈને મોક્ષમાં જઈ શકાય છે. મહાવિદેહક્ષેત્રમાં સદા તીર્થંકરનો યોગ મળે છે. ત્યાં સદા ચોથા આરાનો સમય વર્તાઈ રહ્યો છે. એટલે ત્યાંથી મોક્ષમાં જઈ શકાય છે. અહીં કોઈ સુખી માણસ હોય તો કહો છો ને કે આ ચોથા આરાનો જીવ છે. પણ પછી ભલે ને સિગારેટ પીતો હોય અને દારૂના બાટલા પીતો હોય. ચોથા આરાને અને ધનને કોઈ નિસ્બત નથી. ધર્મ સાથે સંબંધ છે. માટે આ મનુષ્યભવમાં એવી આરાધના કરી લો કે એકાવતારી થઈને મોક્ષમાં જવાય. આ ચાતુર્માસના પવિત્ર દિવસોમાં દાન-શીયળ-તપને ભાવના ભાવો. રત્નત્રયીની આરાધના કરો. આવો અવસર ફરીને નહિ મળે.

હવે જંબુસ્વામીને સુધર્માસ્વામી તે કાળ ને તે સમયની વાત કરી રહ્યા છે. આગળ શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૫

**અષાડ સુદ ૧૩ને શુક્રવાર** **તા. ૯-૭-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત કરૂણાનિધી શાસ્ત્રકાર ભગવંત ફરમાવી ગયા છે કે હે ભવ્ય જીવો ! આત્માને કર્મબંધનથી મુક્ત બનાવી શાશ્વત સુખનો સ્વામી બનાવવા માટે ધર્મ કરવાની જરૂર છે. ધર્મ એ બહારની ચીજ નથી પણ ધર્મ એ આત્માની માલિકીની ચીજ છે. પછી જે મનુષ્ય ધર્મ ન સમજે તે કસ્તુરીયા મૃગની માફક ભટક્યા કરે છે. કસ્તુરીયા મૃગની ડૂંટીમાં કસ્તુરી હોય છે તેની શ્વાસ દ્વારા નાકમાં સુગંધ આવે છે. એ સુગંધને કસ્તુરીની સુગંધ તરીકે સાચી સમજે છે. સમજ્યા પછી કસ્તુરી ક્યાં છે તે શોધવા નીકળે છે. દશે દિશાઓમાં ઘૂમે છે ને પાછો હતો ત્યાંનો ત્યાં આવે છે. કારણ કે કસ્તુરીયા મૃગને પોતાની ડૂંટીમાં કસ્તુરી રહેલી છે તેવું તેને પોતાને જ્ઞાન નહિ હોવાથી બિચારો બહાર સુગંધ લેવા દોડયા કરે છે. તેવી રીતે બંધુઓ ! વિચાર કરો. ધર્મ પોતાના આત્મામાં રહેલો છે. અને તે ધર્મ બહારની ક્રિયારૂપે નથી. જો કે બહારની ક્રિયા છોડી દેવાની નથી પણ તે દ્વારા આત્મધર્મ પ્રગટ કરવાનો છે.

સુગંધ કસ્તુરીની છે પણ વાયરાની નહિ. પણ તે વાયરામાં આવે ક્યારે ? જ્યારે વાયરો સન્મુખ હોય ત્યારે. નાભીમાં રહેલી સુગંધની ખબર પણ શ્વાસ ન નીકળતો હોય તો તેને ખબર પડતી નથી. સુગંધ કસ્તુરીની છે પણ વાયરો એ સુગંધ લાવવાનું મુખ્ય સાધન છે. સુગંધ વાયરામાં નથી પણ કસ્તુરીમાં છે. છતાં જો વાયરો ન હોય, એની ઉપરનું પડ સ્હેજ ખસેલું ન હોય તો કસ્તુરીની સુગંધ આવે નહિ. કસ્તુરીયા મૃગને પોતાને પણ સુગંધ આવે છે પણ તેને ખબર નથી કે આ સુગંધ મારામાંથી આવે છે. તે મૃગ તો અજ્ઞાન છે પણ આપણે સમજીએ છીએ કે ધર્મ આત્માના ગુણમાં છે. તે સમજવા વીતરાગ વાણી ઉપર શ્રદ્ધા કરશો તો જરૂર સમજાશે.

દેવાનુપ્રિયો ! કસ્તુરીયા મૃગની પોતાની ડૂંટીમાં સુગંધ હોવા છતાં અજ્ઞાનને કારણે સુગંધ શોધવા વને વને ભમે છે તેમ આપણો આત્મા પણ અજ્ઞાનને કારણે અનંત કાળથી ભવ વનમાં ભમી રહ્યો છે. કર્મ જીવને સંસારમાં ભમાવે છે. કર્મના કારણે જ્ઞાનનો પ્રકાશ ઢંકાઈ ગયો છે. એ પ્રકાશને પુનઃપ્રાપ્ત કરવો હોય તો કર્મના આવરણને દૂર કરવા પડશે. મકાનમાં અજવાળું કરવું હોય તો કમાડ બંધ હોય તો ખોલવા પડે. કમાડ ખુલે એટલે અજવાળું સ્વાભાવિક છે. તે રીતે આત્માનું સ્વરૂપ નવું બનાવવાનું નથી. સિદ્ધ ભગવંતના આત્માનું જેવું સ્વરૂપ છે તેવું નિગોદના જીવનું સ્વરૂપ છે. સોનાનો કણીયો જેવો દાગીનામાં છે તેવો ખાણમાં હતો ને જેવો ખાણમાં હતો તેવો દાગીનામાં છે. માત્ર ફરક હોય તો એટલો છે કે ખાણમાં રહેલો સોનાનો કણીયો માટીમાં રગદોળાયેલો છે ને દાગીનાનો કણીયો શુદ્ધ થયેલો છે. તેમ સિદ્ધ ભગવંતનો આત્મા કર્મરૂપી માટીના લેપ વગરનો છે અને એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના સમસ્ત સંસારી જીવો કર્મરૂપી કચરાવાળા છે. માટે જ્ઞાની કહે છે કે કર્મના કચરા સાફ કરી મોક્ષમાં જવું હોય તો ધર્મની આરાધના કરી લો.

જૈન શાસનમાં સાધ્યબિન્દુ એક છે કે જલ્દી કર્મનો ક્ષય કરો. કર્મનો ક્ષય ક્યારે થાય ? જ્યારે જ્યારે બાંધેલા કર્મો આપણને ઉદયમાં આવે ત્યારે કોઈના ઉપર રોષ નહિ કરતા એવો વિચાર કરવો કે એમાં કોઈનો શું દોષ છે ? મારા કરેલા કર્મો હું ભોગવું છું. કર્મો ભોગવવાનો સમય આવે ત્યારે સાવચેત રહો.

**દુઃખ આવે મનવા જ્યારે, ત્યારે રોવું શા માટે,**
**જે વાવ્યું તે ઉગે છે એનો શોક શા માટે?**
**જે પૂર્વે કર્યા કર્મો તે, આ ભવે ઉદયમાં આવ્યા છે,**
**જ્યાં બાવળીયા વાવ્યા તા એને કાંટા ઉગવા લાગ્યા છે.**

**અંગે અંગે ભોંકાયા છે, પોતાના આજ પરાયા છે,**
**આ બધી કરમની માયા છે,**
**પાપ કરેલા પ્રગટે જયારે, ત્યારે રોવું શા માટે.....જે વાવ્યું તે...**

અજ્ઞાન અવસ્થામાં કર્મ તો બંધાઈ ગયા પણ હવે આ વીતરાગ શાસન મળ્યું. વીતરાગ વાણી સાંભળવા મળી તો સાંભળીને સ્વરૂપમાં ઠરો. કર્મ દરેકને ઉદયમાં આવે છે. પણ એને ભોગવતી વખતે સમજણમાં ફરક હોય છે.

**ભલે હોય જ્ઞાની કે અજ્ઞાની જન, કર્મ રહિત ન કોઈ,**
**જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.**

રાજા હોય કે રંક હોય કે સાધુ હોય દરેકને કર્મનો ઉદય થાય છે. પણ જ્ઞાની ક્ષણે ક્ષણે એ વિચાર કરે કે તારા બાંધેલા તને ઉદયમાં આવ્યા છે. તેને ભોગવતાં આટલો બધો શોક શા માટે કરે છે? સમતા ભાવે સહી લે તો એ ફળ આપીને ચાલ્યા જશે. તીર્થંકરને પણ કર્મે છોડયા નથી. પ્રભુ મહાવીરને સંગમે કેવા ઉપસર્ગો આપ્યા! આપણે બોલીએ છીએ કે સંગમે ભગવાનને કષ્ટ આપ્યા. પણ અંતર દૃષ્ટિથી વિચાર કરીએ તો જરૂર સમજાશે કે સંગમને કષ્ટ આપવાની બુદ્ધિ કયારે થઈ? ભગવાનના કર્મ હતાં ત્યારે ને? ભગવાન ગૌચરી જાય ત્યારે સંગમ દેવ સૂઝતા આહાર પાણીને અસૂઝતા કરી નાંખે. વિહાર કરે ત્યારે જયાં ઓછી રેતી હોય ત્યાં રેતીના ઢીંચણ સમા ઢગલા બનાવી દે. ચાલતા પગ ન ઉપડે. છતાં ભગવાને એમ નથી વિચાર્યું કે સંગમ! તું આમ શા માટે કરે છે? એમણે તો એક જ વિચાર કર્યો કે મારા કરેલા કર્મો હું ભોગવું છું. કર્મના દેણાં ચૂકવાઈ રહ્યા છે. હસતે મુખડે કર્મના દેણાં ચૂકવી દઉં. એવો વિચાર કરતા હતા.

**કર્મબંધન તોડવાનો અમૂલ્ય અવસર :** બંધુઓ! આપણામાં શક્તિ છે ત્યાં સુધી કર્મના કરજ ચૂકવી દેવાં છે. આ માનવ ભવમાં જે કરજ ચૂકવી શકાશે તે બીજે કયાંય નહિ ચૂકવાય. તેનો ખાસ ખ્યાલ રાખજો. જુઓ, એક ન્યાય આપીને સમજાવું. જેમ કોઈ શેઠની પેઢી ધમધોકાર ચાલતી હોય તે વખતે લેણદાર દશ હજાર રૂપિયા માંગવા આવે તો તરત આપી શકે. પણ જો પેઢી નબળી પડે તે વખતે લેણદાર લેવા આવે તો શું થાય? કેટલીક વખત છતાં માલે પાટીયા ફેરવવા પડે છે. પાંચ લાખનો હીરો પાસે પડયો છે પણ તે લેનાર ઘરાક મળવો જોઈએ ને? ઘરાક હોય ને મિલ્કત બરાબર હોય તે વખતે લેણદાર લેવા આવે તો પતાવવું સહેલું પડે. પણ જો એનાથી વિપરીત વાત હોય તો દેવાળું ફૂંકવું પડે છે ને? તમે વિચાર કરો. આપણો આત્મા નરક, તિર્યંચ કે દેવગતિમાં ગયો ત્યાં કઈ દશા હતી? પાસે માલ ન હતો, પૈસા પણ ન હતા પણ કર્મરાજાનું દેવું કર્યું છે તે વાત

ચોક્કસ છે. તે વખતે સંવર તપ આદિ ધર્મક્રિયાઓ કરી કર્મની નિર્જરા કરવાનું કોઈ સાધન પાસે હતું ? 'ના.' જ્યાં સાધન, સામગ્રી કે સમજણ ન હોય ત્યાં જુના કર્મો ભોગવતાં નવા કર્મો બંધાય છે. અત્યારે કર્મના દેણાં ચૂકવવા માટે ભરપૂર સામગ્રી મળી છે તો સમજણપૂર્વક સહન કરી લો.

**"જૈન શાસન પામ્યા છો તો કંઈક પામી જાવ."** મહાન પુણ્ય યોગે આપણને આ વીતરાગ શાસન મળ્યું છે. આ શાસનમાં જે રીતે કર્મની ફીલોસોફી સમજાવવામાં આવી છે તેવી બીજે ક્યાંય નથી. જૈન શાસન પામીને જે મનુષ્ય કર્મની ઉદય વખતે સમતા ભાવથી દુઃખ સહન કરે છે તે નિષ્ફળ જતુ નથી. પૂર્વે અશાતા વેદનીય કર્મ બાંધ્યું છે તે ઉદયમાં આવ્યું એટલે દુઃખ આવ્યું. તે વખતે આર્ત-રૌદ્ર અશુભ ધ્યાન આવ્યું. આ રીતે દુઃખ સહન કરવાથી કર્મની નિર્જરા તો થાય છે પણ નવા કર્મ તીવ્ર બંધાય છે. કોઈપણ ગતિ કે જાતિનો જીવ ઉદયમાં આવેલાં કર્મથી મળતું દુઃખ સહન તો કરે છે પણ આર્તધ્યાન કે રૌદ્રધ્યાનમાં જોડાય એટલે જે કર્મ નિર્જરાનો લાભ થવો જોઈએ તે થતો નથી. માની લો કે કોઈ બહેન સારા કપડાં પહેરીને બહાર જવા માટે નીકળી. તે સમયે કોઈએ એને રાખોડીના છાંટા ઉડાડયા. તે સમયે રાખના છાંટા ધોવા માટે વાસણ ધોયેલા ગંદા પાણીથી ભરેલી કૂંડીમાં કપડા ઝબોળી દે તો સાફ થાય કે હતા તેનાથી વધારે ખરાબ થાય ? આ રીતે કર્મનું સમજો. પહેલાના બાંધેલા કર્મોને કારણે દુઃખ આવ્યું. એ દુઃખ ભોગવ્યું એટલે એ કર્મોની નિર્જરા તો થઈ પણ તે ભોગવતી વખતે આર્તધ્યાન–રૌદ્રધ્યાન રૂપી ગંદા પાણીની કૂંડીમાં ડુબકી મારીને હતા તેનાથી વધુ નવા કર્મો બાંધ્યા. ચારે ગતિમાં આ રીતે જીવો જુના કર્મો ભોગવતા નવા કર્મો બાંધે છે, ને ચતુર્ગતિ સંસારમાં રખડે છે આટલા માટે ભગવંતો ફરમાવી ગયા છે કે હે જીવ ! તને શારીરિક, માનસિક, આર્થિક કે સંયોગિક, પોતાનાથી કે પારકાથી કોઈ પણ રીતે દુઃખ આવે ત્યારે એક વાત ખ્યાલમાં રાખવી કે મારા કરેલાં કર્મો હું ભોગવું છું.

**"આત્મામાં જ્ઞાન દીપક પ્રગટશે તો કર્મ રૂપી ચોર પ્રવેશી નહિ શકે."**

સાંભળો, કોઈ મકાનમાં દીવો જલતો હશે તો તેના ઘરમાં ચોર પેસતાં વિચાર કરશે. તેમ આપણા આત્મઘરમાં જો જ્ઞાનરૂપી દીપક જલતો હશે તો કર્મરૂપી ચોર પ્રવેશ કરતાં વિચાર કરશે. એ કયો દીવો રાખશો ? મારા કરેલાં કર્મો હું ભોગવું છું. બીજું કોઈ મને દુઃખ દેનાર નથી. જૈનના જીવનમાં ડગલેને પગલે આવો વિચાર હોવો જોઈએ કે કોઈના કરેલા કર્મો કોઈ જીવ ભોગવતો નથી. કર્મ કરે બીજા ને ભોગવે બીજા એવું હોત તો કોઈ જીવ દુઃખી ન થાત. નરક–તિર્યંચ આદિ દુર્ગતિમાં કોઈ જાત નહિ. તમે નજરે જુઓ છો ને કે જે ગુન્હો કરે તેને સજા ભોગવવી પડે છે.

કોઈ માણસે ચોરી કરી અને તે પકડાઈ ગયો. એને સજા ભોગવવા જેલમાં પૂરવામાં આવ્યો. સજા તો ચોરી કરનારો ભોગવે છે પણ એના માતા-પિતા-પત્ની બધાને દુઃખ તો થાયને ? પણ જે જેલમાં બેઠો છે તેનો બે વર્ષના છોકરો છે તેને દુઃખ નથી થતું. કારણકે છોકરો નાનો છે. એને જ્ઞાન નથી તેથી દુઃખ નથી થતું. પણ મા-બાપને થાય છે કે મારો પુત્ર છે. પત્નીને થાય છે કે મારો પતિ જેલમાં છે. એ સબંધ લક્ષમાં રહ્યો તેથી દુઃખ થયું અને સગાઈનો સંબંધ ન રહ્યો તો દુઃખ ના થયું તમે કોઈ કિંમતી ચીજ તમારા મિત્રને આપી દીધી. પછી તેની પાસેથી ખોવાઈ જાય તો દુઃખ કોને થાય ? કોણ શોધે ? જેણે પોતાનું માન્યું તેને દુઃખ થાય ને તે શોધે છે. બીજાને દુઃખ થતું નથી ને તે શોધતો પણ નથી. આ રીતે જ્ઞાની ફરમાવે છે કે આત્મામાં અંધારું ન કરો. જ્ઞાનદીપક ચોવીસે કલાક જલતો રાખો. જે કર્મો હું ભોગવું છું તે મારા કરેલા છે. આવી ધારણા રહે તેને આર્ત કે રૌદ્રધ્યાનમાં જવાનો વખત ન આવે. આવી સમજણનો દીપક સળગતો હોય તો આર્ત-રૌદ્રધ્યાન રૂપી ચોરો અંદર પ્રવેશ કરી શકતા નથી. આ જ્ઞાનનો પ્રકાશ ન હોય તો આર્ત-રૌદ્રધ્યાનથી બંધાતા કર્મ રૂપી ચોરો આત્મઘરમાં પેસીને જ્ઞાન-દર્શન ચારિત્ર તપ આદિ ગુણ રૂપી માલ ચોરી જાય છે. આ કર્મરૂપી ચોરોથી બચવું હોય તો જિનેશ્વર ભગવંતના વચનમાં શંકા-કંખાદિ દોષો લગાડી રહ્યા છો તેનાથી બચો. એ દોષોને દૂર કરો.

જે મનુષ્યો જિનશાસન પામ્યા છે, જિનેશ્વર ભગવાનના વચનમાં જેને યથાર્થ શ્રદ્ધા છે અને તે પ્રમાણે આચરણ કરે છે તેને દોષ લાગતો નથી. પણ જે જિનશાસનનો મહિમા સમજ્યા નથી તેને સાવધાન બનવાની જરૂર છે. ઘણાં માણસો નાની બાબતોમાં સાવધાન બને છે પણ મોટી બાબતોમાં બેદરકાર રહે છે. માની લો કે કોઈ મોટી દુકાનનો માલિક છે. દુકાનમાં ઘણાં ગ્રાહકો આવે છે. માલના ઢગલા પડયા છે. ઘરાક કંઈ ઉઠાવી ન જાય તે માટે ખૂબ સાવચેતી રાખે છે. પણ એની દુકાનમાં ઘણાં મુનિમ અને નોકરો કામ કરે છે તેમની સાવચેતી ન રાખી તો ? ઘરાક કદાચ લઈ જશે તો વધુ નહિ લઈ જાય પણ મુનિમ અને નોકરની દાનત બગડી તો મોટો ગોટાળો કરશે. તેનો માર જેવો તેવો નહિ પડે. તમારા ઘરમાં રહીને તમારું લઈ જશે. એટલે ઘરાક કરતાં મુનિમની સાવધાની વધુ રાખો. જિનશાસન પામવા છતાં સત્યમાર્ગને નહિ સ્વીકારો અને અસત્યમાં રહેશો તો ઘરાકને છેતરીને લૂંટી લાવશો ને ઘરે મુનિમ અને નોકરો ખાઈ જશે, નુકશાન કરશે. એવી સ્થિતિ તમારી ન થાય તેનું ધ્યાન રાખો.

જેને જિનેશ્વર ભગવંતના વચન ઉપર અખૂટ શ્રદ્ધા છે તેને ગમે તેવા દુઃખો આવે તો પણ પરભાવમાં તે જીવ જતો નથી. અર્હંનક શ્રાવકની દરિયામાં દેવે કસોટી

કરી છતાં રૂંવાડું પણ ન ફરકયું. બોચી પકડી દેવે ઉંચે ઉછાળ્યો તો પણ એકજ શ્રદ્ધા કે મારું આયુષ્ય હશે તો એ ગમે તેમ કરશે તો પણ હું મરવાનો નથી. ને આયુષ્ય પૂરું થવાનું હશે તો થશે પણ મારો ધર્મ ખોટો છે તેમ તો નહિ કહું. આ શુદ્ધ શ્રદ્ધાનો પ્રભાવ હતો. એક વખત જો જીવ સમ્યક્ત્વ પામી જાય તો જીવ નરકમાં ન જાય. હા, એક વાત છે. સમ્યક્ત્વ પામતાં પહેલાં જો નરકના આયુષ્યનો બંધ પડી ગયો હોય તો નરકમાં જવું પડે. બાકી સમકિતી જીવ નરક, તિર્યંચ, ભવનપતિ, વાણુવ્યંતર, જ્યોતિષી, સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ સાત બોલમાં આયુષ્યનો બંધ પાડે નહિ. તે મરીને વૈમાનિક દેવમાં જાય અને અર્ધપુદ્ગલ પરાવર્તન કાળમાં મોક્ષમાં જાય. સમ્યક્ત્વની સલામતી તો જુઓ. સમકિત પામે એટલે મોક્ષમાં જવાની મહોર વાગી જાય છે. તમારી સંપત્તિમાં આટલી તાકાત કે અબજ રૂપિયા કમાય તો અધોગતિમાં ન જાય, અગર ક્રોડપતિ બનશે તેને કેન્સર–ટી. બી. કે ડાયાબીટીશ નહિ થાય! (શ્રોતામાંથી અવાજ :–"ના".) સંપત્તિમાં આટલી પણ શક્તિ નથી. જ્યાં તમારી વાહ વાહ થાય, નામ આવે ત્યાં હોંશે હોંશે વાપરો છો, ને ધર્મ કાર્યમાં નામના વગર વાપરતાં પેટમાં દુઃખે છે. પોતાની વાહ વાહ માટે લાખો રૂપિયા વાપરો તો તેનાથી જે લાભ નહિ થાય તે ધર્મબુદ્ધિએ પરિગ્રહની મમતા ઉતારી થોડું દાન કરશો તો મહાન લાભ મેળવશો.

સમકિતવંત જીવડો પુણ્યથી મળતી લક્ષ્મી અને લક્ષ્મીથી મળતા સુખોમાં ખૂંચી ન જાય પણ તેનાથી અલિપ્ત રહે. કદાચ પાપના ઉદયે લક્ષ્મી ન હોય તો દુઃખ ન ધરે. પણ દુઃખમાંથી સુખ શોધે. સુખમાંથી સુખ સૌ શોધે પણ જે દુઃખમાંથી સુખ શોધે છે તે સાચો માનવ છે. એ સવળા પડેલા આત્માને કોઈ ગાળ દે તો પણ તે ગાળમાંથી ગુણ ગ્રહણ કરશે. કોઈ ઠપકો આપશે તો પણ તેને મીઠો લાગશે. તે ખરાબમાંથી સારું ગ્રહણ કરે, જેની દૃષ્ટિ પલ્ટાઈ જાય છે તેના અધ્યવસાય પણ નિર્મળ રહે છે.

**પ્યારા જંબુ સાંભળ :–** જંબુસ્વામી કહે છે હે ભગવંત! મને આઠમા અધ્યયનના ભાવ સમજાવો. ત્યારે સુધર્માસ્વામીએ કહ્યું–"**एवं खलु जंबु! तेणं कालेणं तेणं समएणं।**" હે આયુષ્યમાન જંબુ. હું તને તે કાળ ને તે સમયની વાત કહું છું. સુધર્માસ્વામીની વાણી જંબુસ્વામી ખૂબ જિજ્ઞાસાપૂર્વક હૃદયમાં ઝીલી રહ્યા છે. જેમ તરસ્યો ચાતક વરસાદ પડે ત્યારે પાણી અદ્ધરથી મોઢામાં ઝીલી લે છે તે રીતે વીતરાગ વાણી સાંભળવા તલસતો શ્રાવક પણ જ્યાં વીતરાગ વાણીનો વરસાદ વરસે કે હૃદયમાં ઉતારતો જાય. એવો શ્રદ્ધાવંત આત્મા થોડું સાંભળીને ઘણો લાભ મેળવે.

જંબુસ્વામીને સાંભળવાની અત્યંત જિજ્ઞાસા હતી. સુધર્માસ્વામીના વચન ઉપર તેમને અનન્ય શ્રદ્ધા હતી. તે સુધર્માસ્વામીની આજ્ઞા એ પોતાનો પ્રાણ સમજતા હતા બંધુઓ! ભગવાનનું શાસન પામી તેમની આજ્ઞાથી વિરૂદ્ધ ચાલવું એ મોટો ગુન્હો છે. પછી સાધુ હોય કે સંસારી હોય, ગુરૂ હોય કે શિષ્ય હોય, શેઠ હોય કે નોકર હોય, પિતા હોય કે પુત્ર હોય. દરેક જગ્યાએ આજ્ઞાનું પાલન થવું જોઈએ. ભગવાનની આજ્ઞાનું પાલન કરવામાં મહાન સુખ છે. શિષ્ય ગમે તેટલો હોંશિયાર હોય પણ ગુરૂની આજ્ઞાનું પાલન ન કરે તો તે તેનુ શ્રેય સાધી શકતો નથી. અને નોકર શેઠની આજ્ઞામાં ન રહે તો તે શેઠની મહેરબાની મેળવી શકતો નથી. જે જ્યાં હોય ત્યાંના કાયદાને વફાદાર રહેવું પડે. વફાદાર ન રહે તો તેની દશા બગડી જાય છે. એક ન્યાય આપું–સાંભળો.

**"નફા કરતાં આજ્ઞાનું પાલન ઉત્તમ છે":**–એક કરોડપતિ શેઠ રૂના વહેપારી હતા. એ પરદેશ કમાવા માટે જાય છે તે વખતે તેના મુનિમને કહે છે હું પરદેશ જાઉં છું. વખારમાં રૂની પચાસ ગાંસડી ભરી છે તે ભાવ ચઢે ત્યારે વેચી દેજો. પણ હું ન આવું ત્યાં સુધી નવો માલ ખરીદશો નહિ. ત્યારે મુનિમ કહે છે નફો થાય તેવો પ્રસંગ આવે તો માલ ખરીદું કે નહિ? શેઠ કહે–"ના." ગમે તેવો નફો થાય તો પણ નવી ખરીદી કરશો નહિ. છે તેટલો માલ વેચીને દુકાન સાચવીને રહેજો. તમારો પગાર ચાલુ રહેશે. શેઠ તો ભલામણ કરીને ગયા. જુની ગાંસડીઓ વેચાઈ ગઈ તેમાં સારો નફો થયો. એક વખત એવો પ્રસંગ આવ્યો કે રૂના બજાર ખૂબ નીચા હતા. મુનિમ ખૂબ હોંશિયાર હતો. એના મનમાં થયું કે અત્યારે જો ખરીદી કરી લેવામાં આવે તો બજાર ઉંચા હશે ત્યારે સારો નફો થશે. એણે તો હિંમત કરીને બે લાખનો માલ ખરીદી લીધો. થોડા દિવસ પછી રૂના ભાવ વધ્યા એટલે મુનિમે બધો માલ વેચી દીધો. તેમાં રૂ. ૩૦,૦૦૦નો નફો થયો. હજુ શેઠને આ વાત જણાવી નથી. પણ એના હૈયામાં હર્ષ સમાતો નથી. ખોટ ગઈ હોત તો ભાઈના હાજા ગગડી જાત.

તમને લાભ થાય ત્યાં આનંદ આનંદ થાય ને! તાવ આવતો હોય પણ દીકરો કહે–બાપુજી! તમે આજે દુકાને આવશો તો એક લાખ રૂપિયાનો સોદો થાય તેમ છે, તો તાવ આવતો હોય તો પણ દુકાને દોડો ને? અને ઉપાશ્રયે આવવાનું હોય તો સ્હેજ શરદીની અસર લાગે, બે છીંકો આવે તો કહેશે કે આજે ખૂબ વરસાદ છે. મને શરદી થઈ છે. વ્યાખ્યાનમાં જવું નથી. શા માટે આમ બન્યું? તમને જેટલી રૂચી સંસાર પ્રત્યે છે તેટલી આત્મા પ્રત્યે નથી. જેમ દીકરાને ખૂબ તાવ આવે ત્યારે માતા દવા પીવડાવે ને કહે બેટા! લે, ચા–કોફી પી લે. ત્યારે દીકરો

કહે–બા ! મોડું કરવું થઈ ગયું છે. મને કોફી ભાવતી નથી. કડવી લાગે છે. છતાં માતા ખૂબ આગ્રહ કરે ત્યારે પરાણે રૂચી વિના એક રકાબી કોફી પીવે છે. અને જ્યારે સાજો હોય ત્યારે બે ગ્લાસ કોફી પી જાય તો પણ ખબર ન પડે. ધર્મનું સ્થાન તમારા જીવનમાં રૂચી વિનાની પીવાતી કોફી જેવું છે. ને સંસારનું સ્થાન રૂચીપૂર્વક બે ગ્લાસ પીવાતી કોફી જેવું છે. હવે કયાં સુધી સંસાર સુખના રસીક રહેશો. આત્માને જગાડીને કહો કે હે જીવ ! તારા કર્મે તું અનંત સંસારમાં રઝળ્યો છું.

**જીવ ચારે ગતિમાં ભટકયો છે.**

**एगया देवलोएसु, नरएसु वि एगया ।**

**एगया आसुरं कायं, आहा कम्मेहिं गच्छई ॥ ઉત્ત. સુ. અ. ૩ ગાથા ૩**

હે જીવ ! તું તારા શુભાશુભ કર્મો ભોગવવા કયારેક દેવલોકમાં, કયારેક નરકમાં, કયારેક અસુરકાયમાં ગયો. તે દેવલોકનાં સુખ ભોગવ્યા ને નરકગતિનાં દુઃખ પણ ભોગવ્યા. સુખ અને દુઃખ ભોગવવામાં બાકી રાખી નથી. છતાં હજુ કયાં સુધી આ સંસારમાં રૂલવું છે ? દેવલોકમાંથી મિથ્યાત્વી દેવને મનુષ્યમાં આવવાનું થાય તો આંચકો લાગી જાય છે. બાર દેવલોકમાં પહેલા–બીજા દેવલોકના દેવ ચવીને પૃથ્વી–પાણી, વનસ્પતિ, મનુષ્ય અને તિર્યંચ એ પાંચ દંડકમાં આવે. ત્રીજાથી આઠમા દેવલોકના દેવ મનુષ્ય અને તિર્યંચમાં આવે ને નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધના દેવો એક મનુષ્યમાં આવે છે. મનુષ્યમાં પણ ચાહે મોટો ચક્રવર્તી બનવાનો હોય તો પણ માતાના ગર્ભમાં તો આવવું પડે ને ? માતાના ગર્ભમાં આવીને ઉપજે તેવો પહેલો માતાનું રૂધિર અને પિતાના વીર્યનો અશુચીમય આહાર કરવો પડે. આ એને ઈલેકટ્રીક સોટ જેવું લાગે છે. એને એમ થાય કે મારે આવું ખાવાનું ? જીવ પહેલાં આહાર પર્યાપ્તિ બાંધે છે. જ્યાં જાય ત્યાં પહેલાં એને ખાવાનું જોઈએ છે. સાધુના પરિષહ બાવીસ છે. તેમાં સર્વ પ્રથમ ક્ષુધાનો પરિષહ છે. દેવને આ માનવદેહની ગંધાતી કોટડીમાં આવવું ગમતું નથી. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે વારંવાર આવા જન્મ મરણ ન કરવા હોય તો વીતરાગ પ્રભુની આજ્ઞાનું પાલન કરો.

પેલા મુનિમે રૂ ૩૦૦૦૦નો નફો મેળવ્યો છે. એના મનમાં તો એમ છે કે શેઠ મને શાબાશી આપશે ને ખુશ થઈને મોટું ઈનામ આપશે. એણે શેઠને પત્રમાં વાત જણાવી. ત્યારે શેઠે જવાબમાં એટલું લખ્યું કે મારા આવ્યા પછી 'બધું' જોઈશ. સમય જતાં શેઠ સ્વદેશ આવ્યા. મુનિમને આનંદનો પાર નથી. શેઠ દુકાનમાં આવ્યા. મુનિમને કહે છે પેલા ત્રીસ હજાર રૂપિયા લાવો મુનિમના મનમાં એમ કે

હમણાં શેઠ મારો ખરડો થાબડશે ને મારી પ્રશંસા કરશે. શેઠે ત્રીસ હજાર રૂપિયા હાથમાં લઈને કહ્યું–મુનિમજી ! આ લઈ લો. હું તમને રાજીખુશીથી આપું છું. ત્યારે મુનિમ કહે શેઠજી ! મેં તો આપના નામથી ખરીદી કરી હતી. એમાં મારું કાંઈ નથી. આપનું છે. મુનિમ લેતા નથી પણ શેઠ પરાણે રૂ. ૩૦,૦૦૦ આપે છે. ને સાથે એક ચિઠ્ઠી લખી આપી કે હવે આ પેઢી ઉપરથી તમને કાયમ માટે રીટાયર કરવામાં આવે છે. આ વાંચતા મુનિમને ખૂબ આંચકો લાગ્યો. શેઠને પૂછે છે મારો શું ગુન્હો કે આપ મને રીટાયર કરો છો ? શેઠ કહે છે ગુન્હો બીજો કોઈ નથી પણ તમે મારી આજ્ઞાનું પાલન કર્યું નથી માટે તમને રીટાયર કરવામાં આવે છે.

**આજ્ઞા ભંગ કરતાં જીવનમાં થયેલી નુકશાની :** દેવાનુપ્રિયો ! સમજાયું ને ? આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં કેટલું નુકશાન છે ! મુનિમ સદાને માટે બેકાર બની ગયો. ગમે તેટલો લાભ થતો હોય તો પણ વડીલની આજ્ઞાનું ઉલ્લંઘન કરાય નહિ. સાધુ એમ માને છે અમુક દેશમાં જઈએ તો લોકો ખૂબ ધર્મ પામે તેમ છે તો ગાડીમાં બેસીને જઈએ તો શું વાંધો છે ? ગમે તેટલો લાભ થતો હોય પણ જ્યાં વાહનમાં બેસવાની ભગવાનની આજ્ઞા નથી ત્યાં તે આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જવામાં મોટું પાપ છે. લાખો જીવો તરી જતાં હોય પણ ભગવાન કહે છે તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું એટલે મારી પેઢી પરથી તું રીટાયર છું.

હવે મન–વચન–કાયાથી ગુરૂને અર્પણ થઈ ગુરૂની આજ્ઞાનું પાલન કરવામાં કેટલો લાભ છે તે સાંભળો. આ કાળમાં એવા ગુરૂ અને શિષ્ય મળવા મુશ્કેલ છે. વિનીત શિષ્ય ગુરૂની આજ્ઞા ગમે તેવી કઠોર હોય તો પણ હસતે મુખડે તેને વધાવે છે.

**गुरु उभो सूकावै, तो उभो सूकै, ओ पिण अवसर नहीं चूकै ।**
**गुरु करावै शिष्यने संथारो, ते पिण आज्ञा न लोपे लिगारो**

કદાચ ગુરૂ શિષ્યને તડકે ઉભા રહેવાની આજ્ઞા આપે, અગર સંથારો કરવાની આજ્ઞા આપે તો પણ ગુરૂ આજ્ઞાનું પાલન કરવાનો સુઅવસર ચૂકે નહિ ને ગુરૂની આજ્ઞાનો લોપ પણ ન કરે.

એક ગુરૂના શિષ્યને કોઈ ચેપી રોગ થયેલો. શરીરમાંથી લોહી–પરૂ નીકળે ને ખૂબ દુર્ગંધ આવે. ગુરૂ એને સમજાવીને સમતા ભાવમાં સ્થિર રાખતાં. એક વખત મોટો સર્પ નીકળ્યો. શિષ્ય કહે ગુરૂદેવ ! સર્પ આવ્યો. ગુરૂ કહે – ભલે આવ્યો. તું એ સર્પ પાસે જઈને તેના મોઢામાં હાથ નાંખી આવ. શિષ્ય ખૂબ વિનયવંત

હતો. તેણે એક જ વિચાર કર્યો કે ગુરૂ જે કહે તે "मम लाभोत्ति पेहाए" મારા હિતને માટે કહે છે. ગુરૂ મારા પરમ ઉપકારી છે. મારા હિતસ્વી છે. મારા ગુરૂ એક કીડીને પણ ન દુભવે. એક સચેત પાનને અડકી જવાય તો પણ એક ઉપવાસનું પ્રાયશ્ચિત લે. એવા છ કાયના દયાળ અને છ કાયના પિયર સમાન છે. જૈન મુનિઓનું જીવન કેવું હોય છે.

ના પંખો વીંઝે ગરમીમાં, ના ઠંડીમાં કદી તાપે,
ના કાચા જળનો સ્પર્શ કરે ના લીલોતરીને ચાંપે
નાનામાં નાના જીવ તણું પણ એ સંરક્ષણ કરનારા...આ છે અણગાર અમારા......
જેના રોમરોમથી ત્યાગ અને સંયમની વિલસે ધારા...આ છે અણગાર અમારા......
દુનિયામાં જેની જોડ જડે ના એવું જીવન જીવનારા...આ છે અણગાર અમારા......

આવા પવિત્ર ગુરૂ મને મૃત્યુના મુખમાં મોકલે ખરા ? "ના." એ તો મારું કલ્યાણ કરાવવા ઈચ્છે છે. કેવો પવિત્ર શિષ્ય હશે ? શિષ્ય સર્પ પાસે ગયો અને સર્પના મુખમાં હાથ નાખ્યો તો સર્પે ડંશ દીધો. ગુરૂની આજ્ઞાનું પાલન કરી શિષ્ય ગુરૂ પાસે આવ્યા. ગુરૂ પૂછે છે. સર્પે શું કર્યું ? ત્યારે શિષ્ય કહે છે કે મેં સર્પના મુખમાં હાથ નાખ્યો, સર્પે મને ડંશ દીધો. ગુરૂ કહે. કાંઈ વાંધો નહિ. સર્પે ડંશ દીધા અડધો કલાક થયો ત્યાં શિષ્યનો રોગ મટી ગયો. એના શરીરમાં ઝેર થઈ ગયું હતું. ઘણી વખતે પોઈઝન પોઈઝનને મારે છે. તે રીતે આ શિષ્યના શરીરમાં પોઈઝન હતું ને સર્પનું પોઈઝન તેમાં મળવાથી પેલું પોઈઝન મરી ગયું ને શિષ્ય નિરોગી બની ગયો. પણ ક્યારે બન્યો ? ગુરૂની આજ્ઞાનું પાલન કર્યું તો. જો ગુરૂની આજ્ઞા લોપી હોત તો આવો લાભ ન થાત.

જંબુસ્વામી પણ આવા વિનયવંત શિષ્ય હતા. તેમણે સુધર્માસ્વામીના ચરણે જીવન અર્પણ કરી દીધું હતું. એવા જંબુસ્વામીને સુધર્માસ્વામી કહે છે હે જંબુ ! તે કાળ અને તે સમયે "इहेव जंबुद्दीवे दीवे महाविदेहे वासे मंदर पव्वयस्स।"

આ જંબુદ્વીપમાં રહેલા મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા સુમેરૂ પર્વતની પશ્ચિમ દિશામાં, નિષિધ પર્વતની ઉત્તર દિશામાં, મહા નદી શીતોદાની દક્ષિણે, સુખોત્પાદક વક્ષસ્કાર પર્વતની પશ્ચિમે અને પશ્ચિમ લવણ સમુદ્રની પૂર્વ દિશામાં "सलिलावई नाम विजए पन्नत्ते। સલીલાવતી નામે વિજય છે. પશ્ચિમ સમુદ્રમાં મળનારી મહા નદી શીતોદાની દક્ષિણ દિશામાં સલીલાવતી નામે એક વિજય-ક્ષેત્રખંડ છે. જેને ચક્રવર્તી સમ્રાટો

હમણાં શેઠ મારો બરડો થાબડશે ને મારી પ્રશંસા કરશે. શેઠે ત્રીસ હજાર રૂપિયા હાથમાં લઈને કહ્યું–મુનિમજી ! આ લઈ લો. હું તમને રાજીખુશીથી આપું છું. ત્યારે મુનિમ કહે શેઠજી ! મેં તો આપના નામથી ખરીદી કરી હતી. એમાં મારું કાંઈ નથી. આપનું છે. મુનિમ લેતા નથી પણ શેઠ પરાણે રૂ. ૩૦,૦૦૦ આપે છે. ને સાથે એક ચિઠ્ઠી લખી આપી કે હવે આ પેઢી ઉપરથી તમને કાયમ માટે રીટાયર કરવામાં આવે છે. આ વાંચતા મુનિમને ખૂબ આંચકો લાગ્યો. શેઠને પૂછે છે મારો શું ગુન્હો કે આપ મને રીટાયર કરો છો ? શેઠ કહે છે ગુન્હો બીજો કોઈ નથી પણ તમે મારી આજ્ઞાનું પાલન કર્યું નથી માટે તમને રીટાયર કરવામાં આવે છે.

**આજ્ઞા ભંગ કરતાં જીવનમાં થયેલી નુકશાની :** દેવાનુપ્રિયો ! સમજાયું ને ? આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં કેટલું નુકશાન છે ! મુનિમ સદાને માટે બેકાર બની ગયો. ગમે તેટલો લાભ થતો હોય તો પણ વડીલની આજ્ઞાનું ઉલ્લંઘન કરાય નહિ. સાધુ એમ માને છે અમુક દેશમાં જઈએ તો લોકો ખૂબ ધર્મ પામે તેમ છે તો ગાડીમાં બેસીને જઈએ તો શું વાંધો છે ? ગમે તેટલો લાભ થતો હોય પણ જ્યાં વાહનમાં બેસવાની ભગવાનની આજ્ઞા નથી ત્યાં તે આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જવામાં મોટું પાપ છે. લાખો જીવો તરી જતાં હોય પણ ભગવાન કહે છે તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું એટલે મારી પેઢી પરથી તું રીટાયર છું.

હવે મન–વચન–કાયાથી ગુરૂને અર્પણ થઈ ગુરૂની આજ્ઞાનું પાલન કરવામાં કેટલો લાભ છે તે સાંભળો. આ કાળમાં એવા ગુરૂ અને શિષ્ય મળવા મુશ્કેલ છે. વિનીત શિષ્ય ગુરૂની આજ્ઞા ગમે તેવી કઠોર હોય તો પણ હસતે મુખડે તેને વધાવે છે.

**गुरु उभो सूकावै, तो उभो सूकै, ओ पिण अवसर नहीं चूकै ।**
**गुरु करावै शिष्यने संथारो, ते पिण आज्ञा न लोपे लिगारो**

કદાચ ગુરૂ શિષ્યને તડકે ઉભા રહેવાની આજ્ઞા આપે, અગર સંથારો કરવાની આજ્ઞા આપે તો પણ ગુરૂ આજ્ઞાનું પાલન કરવાનો સુઅવસર ચૂકે નહિ ને ગુરૂની આજ્ઞાનો લોપ પણ ન કરે.

એક ગુરૂના શિષ્યને કોઈ ચેપી રોગ થયેલો. શરીરમાંથી લોહી–પરૂ નીકળે ને ખૂબ દુર્ગંધ આવે. ગુરૂ એને સમજાવીને સમતા ભાવમાં સ્થિર રાખતાં. એક વખત મોટો સર્પ નીકળ્યો. શિષ્ય કહે ગુરૂદેવ ! સર્પ આવ્યો. ગુરૂ કહે – ભલે આવ્યો. તું એ સર્પ પાસે જઈને તેના મોઢામાં હાથ નાંખી આવ. શિષ્ય ખૂબ વિનયવંત

હતો. તેણે એક જ વિચાર કર્યો કે ગુરૂ જે કહે તે "मम लाभोत्ति पेहाए" મારા હિતને માટે કહે છે. ગુરૂ મારા પરમ ઉપકારી છે. મારા હિતસ્વી છે. મારા ગુરૂ એક કીડીને પણ ન દુભવે. એક સચેત પાનને અડકી જવાય તો પણ એક ઉપવાસનું પ્રાયશ્ચિત લે. એવા છ કાયના દયાળ અને છ કાયના પિયર સમાન છે. જૈન મુનિઓનું જીવન કેવું હોય છે.

**ના પંખો વીંઝે ગરમીમાં, ના ઠંડીમાં કદી તાપે,**
**ના કાચા જળનો સ્પર્શ કરે ના લીલોતરીને ચાંપે**
**નાનામાં નાના જીવ તણું પણ એ સંરક્ષણ કરનારા...આ છે અણગાર અમારા......**
**જેના રોમરોમથી ત્યાગ અને સંયમની વિલસે ધારા...આ છે અણગાર અમારા......**
**દુનિયામાં જેની જોડ જડે ના એવું જીવન જીવનારા...આ છે અણગાર અમારા......**

આવા પવિત્ર ગુરૂ મને મૃત્યુના મુખમાં મોકલે ખરા ? "ના." એ તો મારું કલ્યાણ કરાવવા ઈચ્છે છે. કેવો પવિત્ર શિષ્ય હશે ? શિષ્ય સર્પ પાસે ગયો અને સર્પના મુખમાં હાથ નાખ્યો તો સર્પે દંશ દીધો. ગુરૂની આજ્ઞાનું પાલન કરી શિષ્ય ગુરૂ પાસે આવ્યા. ગુરૂ પૂછે છે. સર્પે શું કર્યું ? ત્યારે શિષ્ય કહે છે કે મેં સર્પના મુખમાં હાથ નાખ્યો, સર્પે મને દંશ દીધો. ગુરૂ કહે. કાંઈ વાંધો નહિ. સર્પે દંશ દીધા અડધો કલાક થયો ત્યાં શિષ્યનો રોગ મટી ગયો. એના શરીરમાં ઝેર થઈ ગયું હતું. ઘણી વખતે પોઈઝન પોઈઝનને મારે છે. તે રીતે આ શિષ્યના શરીરમાં પોઈઝન હતું ને સર્પનું પોઈઝન તેમાં મળવાથી પેલું પોઈઝન મરી ગયું ને શિષ્ય નિરોગી બની ગયો. પણ ક્યારે બન્યો ? ગુરૂની આજ્ઞાનું પાલન કર્યું તો. જો ગુરૂની આજ્ઞા લોપી હોત તો આવો લાભ ન થાત.

જંબુસ્વામી પણ આવા વિનયવંત શિષ્ય હતા. તેમણે સુધર્માસ્વામીના ચરણે જીવન અર્પણ કરી દીધું હતું. એવા જંબુસ્વામીને સુધર્માસ્વામી કહે છે હે જંબુ ! તે કાળ અને તે સમયે "**इहेव जंबुदीवे दीवे महाविदेहे वासे मंदर पव्वयस्स ।**"

આ જંબુદ્વીપમાં રહેલા મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા સુમેરૂ પર્વતની પશ્ચિમ દિશામાં, નિષિધ પર્વતની ઉત્તર દિશામાં, મહા નદી શીતોદાની દક્ષિણે, સુખોત્પાદક વક્ષસ્કાર પર્વતની પશ્ચિમે અને પશ્ચિમ લવણ સમુદ્રની પૂર્વ દિશામાં "**सलिलावइ नाम विजए पन्नत्ते ।** સલીલાવતી નામે વિજય છે. પશ્ચિમ સમુદ્રમાં મળનારી મહા નદી શીતોદાની દક્ષિણ દિશામાં સલીલાવતી નામે એક વિજય-ક્ષેત્રખંડ છે. જેને ચક્રવતી સમ્રાટો

પછી વહેપાર કરવા પેઢી પર ન જાઓ, ભલે ઘરે બેસી રહો તો પણ પેઢીના નુકશાનના જોખમદાર ખરા કે નહિ? એક વખત પેઢીમાં ભાગીદારી કરી પછી જ્યાં સુધી તેમાંથી ફારગત ન થાઓ ત્યાં સુધી તમે તેના જોખમદાર છો. જો પેઢીમાં ફાયદો થાય તો તમે દોડતા લેવા જાવ અને જો નુકશાન થાય તો આપવા જાવ ખરા? 'ના' ભાગીદાર જો નુકશાન કરે તો તમે તેને કહી દો છો કે ઉતરી જા મારી પેઢી ઉપરથી. તું નાગાનો સરદાર છે. ત્યાં તો ખૂબ હોંશિયાર છો. તો અહીં આ બાર અવ્રતના બજારમાં તમે ક્ષણે ક્ષણે નુકશાની ભોગવી રહ્યા છો. પાપનો પ્રવાહ આવી રહ્યો છે. તો આ પાપની ભાગીદારીમાંથી છૂટા થવાનું મન થાય છે કે નહિ? ક્યાં સુધી પાપના ઘરમાં બેસી રહેશો? સંપૂર્ણ અવ્રતમાંથી સાધુ સિવાય બીજું કોઈ રાજીનામું આપી શકતું નથી. તમે તો અવ્રતના આરે ઉભા છો.

એક વખત દસ્તાવેજ કરીને તમે જેની સાથે ભાગીદારી કરી પછી ભલે તેમાં મન, વચન, કાયાના યોગ ન હોય છતાં છૂટયા નથી. કંપની સાથે કોઈ જાતનો સંબંધ નથી એવું ચોખ્ખું રાજીનામું ન આપો ત્યાં સુધી છૂટી શકો નહિ. તેમ તમે અવિરતિની બજારની કમિટીમાં પાંચ ઈન્દ્રિય, છ કાય અને મન માંકડાની બજારમાં મેમ્બરગીરી કરી છે. અને રાજીનામું આપ્યા સિવાય ફરવા નીકળ્યા છો. એટલા માત્રથી જવાબદારીથી તમે મુક્ત થઈ શકતા નથી. માત્ર તમે તો ત્રસકાયની હિંસા નહિ કરું એ એક રાજીનામું આપ્યું છે. તે પણ પોલું, નક્કર નહિં, ફક્ત જાણી જોઈને હિંસા કરતો હોઉં તેવો પ્રસંગ આવે તો બંધ કરું. કાર્ય કરતાં ત્રસકાયની હિંસાનું રાજીનામું આપતાં તેમાં પણ છૂટ રાખી કે કોઈએ અપરાધ કર્યો હોય તો તે અપરાધ કરેલા ત્રસજીવને મારવો પડે તો તેમાં મારું રાજીનામું નથી। એક બજારમાં રાજીનામું આપો છો તેમાં પણ કેટલી છૂટ રાખો છો? હવે ક્યાં સુધી આ અવ્રતના ઘરમાં રમવું છે? હવે વ્રતમાં રમણતા કરો.

ભરત ચક્રવર્તી અવ્રતના ઘરમાં બેઠા હતા પણ અરિસાભવનમાં ગયા ત્યાં એક વીંટી આંગળી ઉપરથી સરી ગઈ ત્યારે એમ થયું કે અહો! મારી આંગળી બૂઠી લાગે છે. બીજી ક્ષણે એ વીંટીનો મોહ ઉતરી ગયો. અહો! એ કોણ ને હું કોણ? એ જડ અને હું ચૈતન્ય. ખૂબ મંથન ચાલ્યું. ગૃહસ્થ વેશમાં અવ્રતનાં બારણાં બંધ કરી આશ્રવનું ઘર છોડી સંવરના ઘરમાં આવી ગયા. ત્યાંને ત્યાં ભાવચારિત્રમાં રમણતા કરી કેવળજ્ઞાન પામી ગયા. આનું નામ સાચો બહાદુર. ખાલી વાતો કરીને બેસી રહેવું એ તો કાયરનું કામ છે.

દેવાનુપ્રિયો! તમે કર્મની થીઓરી સમજો. જૈન દર્શનમાં જેવી કર્મની થીઓરી સમજાવવામાં આવી છે તેવી બીજે ક્યાંય સમજાવી નથી. જૈન દર્શનમાં એમ કહે-

વામાં આવે છે કે વસ્તુને ભોગવો નહિ પણ જો તેના પચ્ચખાણ ન કરો તો તેની રાવી આવે છે. અન્યદર્શનમાં આવું કહેવામાં આવ્યું નથી. ત્યાં તો બારે બજાર ખુલ્લાં છે. કારણ કે અવિરતિ કર્મબંધનનું કારણ છે. જે માને છે કે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ એ બધા કર્મ બંધનના કારણો છે તે તો કર્મ તોડવાનો પ્રયત્ન કરશે પણ જે એવું બોલે છે કે પ્રત્યાખ્યાન કરવાથી શું વિશેષ છે? અમે કંદમૂળ ખાતા નથી, રાત્રી ભોજન કરતાં નથી. દરેકમાં અમારું મન મક્કમ છે. હવે પ્રત્યાખ્યાનની શી જરૂર? આવું બોલનાર જૈન નથી. હું રાત્રે ન ખાઉં છતાં પચ્ચખાણ ન લઉં તો પાપ આવ્યા કરે. આ માન્યતા જૈનની છે.

અનાદિકાળથી જીવ રખડયો છે શા માટે? મિથ્યાત્વના કારણે. મિથ્યાત્વ ગયું પણ વિરતિમાં નથી આવ્યો ત્યાં સુધી પાપ રોકાયું નહિ ને નવા કર્મ બંધાતા ગયા. વિરતિ વિના કર્મબંધ થાય છે. માટે કહીએ છીએ કે પચ્ચખાણ કરો તો પાપથી બચશો. આજે ઘણાંને પચ્ચખાણ લેવાનું કહીએ ત્યારે એમ બોલે છે કે ઉપાશ્રયે શું જઈએ? મહાસતીજી અમને પચ્ચખાણના બંધને બાંધી દે છે. (હસાહસ). જો તમે સમજો તો સંતો તમને બાંધતા નથી પણ કર્મબંધનથી છોડાવે છે. આવી શ્રધ્ધા થાય તેને ઓછા દુઃખમાં ઘણાં કર્મોનો નાશ થાય.

બંધુઓ! મને તો તમારી દયા આવે છે કે મારા વીતરાગના શાસનમાં જન્મીને આ જીવો ક્યાં સુધી કર્મ બાંધશે? કર્મબંધ શેનાથી થાય છે ને ક્યાં સુધી થાય છે તે તમે જાણો છો? જ્ઞાની કહે છે આ સંસારમાં દરેક જીવ જે સમયે આયુષ્ય કર્મ બાંધે ત્યારે આઠ કર્મ બાંધે. નહિ તો આયુષ્ય વર્જીને સાત કર્મ બાંધતો હોય ને આઠ તોડતો હોય. જીવ નવા કર્મો ન બાંધે તો જરૂર મોક્ષ થઈ જાય. નવા કર્મ કોણ ન બાંધે? ચૌદમા અયોગી ગુણસ્થાનકવાળા. તે પહેલાં બંધ વગરનો કોઈ આત્મા નથી. કેવળીને પણ એક શાતા વેદનીય કર્મનો બંધ હોય છે. મોક્ષમાં જતી વખતે જે ચૌદમું ગુણસ્થાનક આવે છે ત્યાં કર્મબંધ નથી. એ ગુણસ્થાનકની સ્થિતિ પાંચ હ્રસ્વ અક્ષર અ, ઈ, ઉ, ઋ, લૃ બોલીએ તેટલી છે. ત્યાંથી જીવ મોક્ષમાં જાય છે. કર્મબંધ કોણ કરાવે છે? ઉમાસ્વાતિજીએ તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે "**काय वाङ् मनः कर्मयोगः।**" તેમજ સાથે કષાય પણ કર્મબંધનું કારણ છે. વિચાર, ઉચ્ચાર કે આચારની માનસિક, વાચિક અને કાયિક આ ત્રણ પ્રકૃતિઓ તથા ચાર કષાય કર્મબંધ કરાવનાર છે. ચૌદમા ગુણસ્થાનકે જીવ આવે ત્યારે બંધ રોકાય છે કારણ કે ત્યાં અકંપન દશા છે. ત્યાં આ મન-વચન-કાયાની કોઈ પ્રવૃત્તિ નથી. ૧થી ૧૦ ગુણસ્થાનક સુધી કષાય અને યોગથી ને ૧૧થી ૧૩ ગુણસ્થાનક સુધી યોગથી કર્મનો બંધ થાય છે. વધુ કર્મો ભોગવે ને થોડા બાંધે

ત્યારે આત્મા ઊંચે ચઢે છે. અનાદિથી જીવે કર્મો બાંધ્યા છે તેને ઓછાં કોણ કરી શકે ? જે આત્મા શારીરિક, માનસિક અને વાચિક દુઃખોનો ડર છોડી દે છે ને માત્ર આત્મચિંતનમાં રહે તે કર્મોને તોડી શકે. આમ તો આપણે બોલીએ છીએ કે આ જીવ મન-વચન-કાયાથી અને કષાયથી કર્મો બાંધે છે તો અહીં સૂત્રમાં "**काय वाङ् मनः कर्मयोगः ।**" કાયાનું નામ પહેલું મૂકયું તેનું શું કારણ ? તે જાણો છો ? જીવ માતાના ગર્ભમાં ગયો ત્યારે પહેલાં આહાર પર્યાપ્તિ બાંધે છે. પછી શરીર બાંધે છે. પછી ઈન્દ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન પર્યાપ્તિઓ બાંધે છે. તેમાં શરીર દ્વારા કર્મ બાંધે છે. સર્વકાળે જે જે કર્મો બાંધ્યા છે તે બધામાં શરીર એ પ્રધાન કારણ છે. માટે શરીર પહેલાં લીધું. મનના પુદ્‌ગલો ગ્રહણ કરનાર શરીર છે. ને વચનના પુદ્‌ગલો ગ્રહણ કરનાર પણ શરીર છે. તે તે વર્ગણાના પુદ્‌ગલો ગ્રહણ કર્યા પછી ભાષા અને મન રૂપે પરિણમે છે. માટે શરીરનું નામ પહેલાં રાખ્યું છે.

દેવાનુપ્રિયો ! તમે કર્મની થીએરી સમજી લેશો તો કર્મ બાંધતા અટકશો. અત્યાર સુધી કર્મ બાંધવામાં જીવ બાહોશ બન્યો છે ને કર્મ તોડવાનું સાધન ધર્મમાં બેહોશ રહ્યો છે. હવે લાઈન બદલો. ધર્મમાં બાહોશ બનો ને કર્મ બંધનમાં બેહોશ બનો. તમને સંસારમાં કયાં સુખ દેખાય છે ? તમે જે ધન માટે ધમાલ કરો છો અને વિલાસ માટે વલખાં મારો છો ને તેથી કર્મબંધન કરો છો. પણ સરકાર તમને સુખ ભોગવવા દે છે ? કેટકેટલા કાયદાઓ છે ? આગળના રાજાઓ કેવા ઉદાર હતા ! વધુ તો શું કહું. શ્રેણીક જેવા રાજા હાલીચાલીને શાલીભદ્રને ઘેર તેની સંપત્તિ જોવા માટે ગયા હતા. પોતાનાથી અધિક સંપત્તિ હતી છતાં શાલીભદ્રની ઋદ્ધિ જોઈને શ્રેણીક રાજાની છાતી ગજગજ ફુલી. અહો ! હું કેવો પુણ્યવાન છું કે મારા રાજ્યમાં આવી પુણ્યવાન પ્રજા વસે છે. સુકોમળ શાલીભદ્રને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. ધન્ય છે દીકરા ! તમારા જેવી સમૃદ્ધ પ્રજાથી હું ઉજળો છું. આવી સંપત્તિ તેમને ઘેર હતી. ખુદ મહારાજા શ્રેણીકની જેના ઉપર મહેરબાની હતી છતાં શાલીભદ્રને સંસાર દુઃખમય લાગ્યો. એટલે બધું છોડીને સંયમ માર્ગે ગયા. જ્યારે તમે તો કાળાં-ધોળાં કરીને નાણાં ભેગા કરો છો, કેટલા કષ્ટો વેઠો છો છતાં ફફડાટનો પાર નથી. સવારના પ્રહરમાં બારણું ખખડે તો પણ ફફડાટ થાય કે રેડ તો આવી નથી ને ? આટલું બધું દુઃખ છે છતાં છોડવાનું મન થતું નથી.

આપણા ચાલુ અધિકારમાં ગઈ કાલે કહ્યું હતું કે આ જંબુદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા સુમેરૂ પર્વતની પશ્ચિમ દિશામાં, નિષધ પર્વતની ઉત્તર દિશામાં, મહા-નદી શીતોદાની દક્ષિણે સુખોત્પાદક વૃક્ષસ્કાર પર્વતની પશ્ચિમે અને પશ્ચિમ લવણ સમુદ્રની પૂર્વ દિશામાં સલીલાવતી નામની વિજય હતી.

"तत्थणं सलिलावइ विजए वीयसोगाणामं रायहाणी पन्नत्ता, नव जोयण विच्छिण्णा जाव पच्चक्ख देवलोयभूया ॥"

તે સલિલાવતી વિજયમાં વીતશોકા નામની રાજધાની નગરી હતી. હવે નગર કોને કહેવાય ને નગરી કોને કહેવાય તે જાણો છો ? નગર ચોરસ હોય છે. લંબાઈ અને પહોળાઈમાં સરખું હોય છે. અને નગરી પહોળાઈમાં ઓછી ને લંબાઈમાં વધુ હોય છે. (શ્રોતામાંથી વજુભાઈ–અમારી મુંબઈ નગરી છે.) નગર અને નગરીમાં કોઈ જાતના કર લેવામાં આવતા નથી. તો મુંબઈમાં કર લેવાતા નથી ને ? (હસાહસ) અહીં તો નાની નાની ચીજો ઉપર પણ ટેક્સ લેવાય છે. આ નગરી કહેવાય ? હાલની નગરી તો માણસને ટેક્સથી નગ્ન કરે તેવી નગરી છે. છતાં માનવી માને છે કે અમે મુંબઈમાં વસીએ છીએ ને મહાસુખી છીએ. સમજો, પુણ્યોદય છે તે સુખી છે પણ અભિમાન કરવા જેવું નથી. કારણ કે અભિમાન તે પણ કષાય છે. જ્ઞાની કહે છે ચાર કષાયો આત્માના દુશ્મન છે. એ દુશ્મનોએ આત્માને દબાવી દીધો છે. માણસ ગરીબમાંથી શ્રીમંત થાય એટલે હું કંઈક છું. મારામાં કંઈક છે એમ માનતાં છાતી ફુલાવીને ફરે છે. જ્યાં માન છે ત્યાં ક્રોધ પણ હોય છે. લોભે તો માણસને મારી નાખ્યો છે. લોભને વશ થઈને માનવી પાપ કરતાં પાછું વાળીને જોતો નથી. લોભ સર્વ ગુણોને ખાઈ જાય છે. લોભ કષાય દશમાં ગુણસ્થાનક સુધી હોય છે. લોભે કેટલાય જીવોને મોક્ષમાં જતા અટકાવ્યા છે. કષાય એ કર્મબંધનનું કારણ છે. તેને તોડો અને ધર્મ આચરો. ધર્મ વિના આત્માનો ઉધ્ધાર નથી. ભગવાન કહે છે તારે આત્મ-કલ્યાણ કરવું હોય તો ક્રોધ, માન, માયા, લોભ, મોહ આદિને છોડીશ તો તારું કલ્યાણ થશે ને શાશ્વત સુખ મળશે. અહીં અભિમાન અને લોભ ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે.

કચ્છમાં વસતો એક માણસ મુંબઈ શહેરમાં કમાવા માટે આવ્યો. આ મુંબઈમાં દરેક માણસો આવે. દીકરી માટે મુરતીયો શોધવા મુંબઈમાં આવે. કોઈ ઉપાશ્રય બાંધવા હોય અગર બીજી સંસ્થા માટે ફાળો કરવો હોય તો પણ મુંબઈમાં આવે ને કમાવા માટે પણ મુંબઈમાં આવે. પેલો માણસ મુંબઈમાં આવ્યો. સટ્ટાનો ધંધો કર્યો. તેના પુણ્યનું પાંદડું ફર્યું ને મુંબઈમાં આવી ખૂબ કમાયો. મોટો કરોડપતિ બની ગયો. મુંબઈમાં પોતાનો બંગલો બનાવ્યો. દેશમાં પણ મોટો બંગલો બંધાવ્યો. એક વખત શેઠ પોતાના વતનમાં આવ્યા. તે નાનકડું ગામ હતું. નાનકડા ગામડામાં આ શ્રીમંત શેઠના ખૂબ માન વધી ગયા. કારણ કે પૈસા હોય તો સગાં–સ્નેહીઓ સામેથી બોલાવવા આવે. ને શેઠજી....શેઠજી કરે. આ શેઠજી દરરોજ ચોરે જઈને બેસે અને બધા પંચાતીયા ભેગા થાય. શેઠ તો ખૂબ દમામથી રહે. એમના મનમાં પાવર છે કે

ત્યારે આત્મા ઉંચે ચઢે છે. અનાદિથી જીવે કર્મો બાંધ્યા છે તેને ઓછાં કોણ કરી શકે? જે આત્મા શારીરિક, માનસિક અને વાચિક દુઃખોનો ડર છોડી દે છે ને માત્ર આત્મચિંતનમાં રહે તે કર્મોને તોડી શકે. આમ તો આપણે બોલીએ છીએ કે આ જીવ મન-વચન-કાયાથી અને કષાયથી કર્મો બાંધે છે તો અહીં સૂત્રમાં "**काय वाङ् मनः कर्मयोगः ।**" કાયાનું નામ પહેલું મૂક્યું તેનું શું કારણ? તે જાણો છો? જીવ માતાના ગર્ભમાં ગયો ત્યારે પહેલાં આહાર પર્યાપ્તિ બાંધે છે. પછી શરીર બાંધે છે. પછી ઈન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મન પર્યાપ્તિઓ બાંધે છે. તેમાં શરીર દ્વારા કર્મ બાંધે છે. સર્વકાળે જે જે કર્મો બાંધ્યા છે તે બધામાં શરીર એ પ્રધાન કારણ છે. માટે શરીર પહેલાં લીધું. મનના પુદ્ગલો ગ્રહણ કરનાર શરીર છે. ને વચનના પુદ્ગલો ગ્રહણ કરનાર પણ શરીર છે. તે તે વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કર્યા પછી ભાષા અને મન રૂપે પરિણમે છે. માટે શરીરનું નામ પહેલાં રાખ્યું છે.

દેવાનુપ્રિયો! તમે કર્મની થીઓરી સમજી લેશો તો કર્મ બાંધતા અટકશો. અત્યાર સુધી કર્મ બાંધવામાં જીવ બાહોશ બન્યો છે ને કર્મ તોડવાનું સાધન ધર્મમાં બેહોશ રહ્યો છે. હવે લાઈન બદલો. ધર્મમાં બાહોશ બનો ને કર્મ બંધનમાં બેહોશ બનો. તમને સંસારમાં ક્યાં સુખ દેખાય છે? તમે જે ધન માટે ધમાલ કરો છો અને વિલાસ માટે વલખાં મારો છો ને તેથી કર્મબંધન કરો છો. પણ સરકાર તમને સુખ ભોગવવા દે છે? કેટકેટલા કાયદાઓ છે? આગળના રાજાઓ કેવા ઉદાર હતા! વધુ તો શું કહું. શ્રેણીક જેવા રાજા હાલીચાલીને શાલીભદ્રને ઘેર તેની સંપત્તિ જોવા માટે ગયા હતા. પોતાનાથી અધિક સંપત્તિ હતી છતાં શાલીભદ્રની ઋદ્ધિ જોઈને શ્રેણીક રાજાની છાતી ગજગજ ફુલી. અહો! હું કેવો પુણ્યવાન છું કે મારા રાજ્યમાં આવી પુણ્યવાન પ્રજા વસે છે. સુકોમળ શાલીભદ્રને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. ધન્ય છે દીકરા! તમારા જેવી સમૃદ્ધ પ્રજાથી હું ઉજળો છું. આવી સંપત્તિ તેમને ઘેર હતી. ખુદ મહારાજા શ્રેણીકની જેના ઉપર મહેરબાની હતી છતાં શાલીભદ્રને સંસાર દુઃખમય લાગ્યો. એટલે બધું છોડીને સંયમ માર્ગે ગયા. જ્યારે તમે તો કાળાં-ધોળાં કરીને નાણાં ભેગા કરો છો, કેટલા કષ્ટો વેઠો છો છતાં ફફડાટનો પાર નથી. સવારના પ્રહરમાં બારણું ખખડે તો પણ ફફડાટ થાય કે રેડ તો આવી નથી ને? આટલું બધું દુઃખ છે છતાં છોડવાનું મન થતું નથી.

આપણા ચાલુ અધિકારમાં ગઈ કાલે કહ્યું હતું કે આ જંબુદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા સુમેરૂ પર્વતની પશ્ચિમ દિશામાં, નિષધ પર્વતની ઉત્તર દિશામાં, મહાનદી શીતોદાની દક્ષિણે સુખોત્પાદક વૃક્ષસ્કાર પર્વતની પશ્ચિમે અને પશ્ચિમ લવણ સમુદ્રની પૂર્વ દિશામાં સલીલાવતી નામની વિજય હતી.

"तत्थणं सलिलावइ विजए वीयसोगाणामं रायहाणी पन्नत्ता, नव जोयण विच्छिण्णा जाव पच्चक्ख देवलोयभूया ॥"

તે સલિલાવતી વિજયમાં વીતશોકા નામની રાજધાની નગરી હતી. હવે નગર કોને કહેવાય ને નગરી કોને કહેવાય તે જાણો છો ? નગર ચોરસ હોય છે. લંબાઈ અને પહોળાઈમાં સરખું હોય છે. અને નગરી પહોળાઈમાં ઓછી ને લંબાઈમાં વધુ હોય છે. (શ્રોતામાંથી વજુભાઈ-અમારી મુંબઈ નગરી છે.) નગર અને નગરીમાં કોઈ જાતના કર લેવામાં આવતા નથી. તો મુંબઈમાં કર લેવાતા નથી ને ? (હસાહસ) અહીં તો નાની નાની ચીજો ઉપર પણ ટેક્સ લેવાય છે. આ નગરી કહેવાય ? હાલની નગરી તો માણસને ટેક્સથી નગ્ન કરે તેવી નગરી છે. છતાં માનવી માને છે કે અમે મુંબઈમાં વસીએ છીએ ને મહાસુખી છીએ. સમજો, પુણ્યોદય છે તે સુખી છે પણ અભિમાન કરવા જેવું નથી. કારણ કે અભિમાન તે પણ કષાય છે. જ્ઞાની કહે છે ચાર કષાયો આત્માના દુશ્મન છે. એ દુશ્મનોએ આત્માને દબાવી દીધો છે. માણસ ગરીબમાંથી શ્રીમંત થાય એટલે હું કંઈક છું. મારામાં કંઈક છે એમ માનતાં છાતી ફુલાવીને ફરે છે. જ્યાં માન છે ત્યાં ક્રોધ પણ હોય છે. લોભે તો માણસને મારી નાખ્યો છે. લોભને વશ થઈને માનવી પાપ કરતાં પાછું વાળીને જોતો નથી. લોભ સર્વ ગુણોને ખાઈ જાય છે. લોભ કષાય દશમાં ગુણસ્થાનક સુધી હોય છે. લોભે કેટલાય જીવોને મોક્ષમાં જતા અટકાવ્યા છે. કષાય એ કર્મબંધનનું કારણ છે. તેને તોડો અને ધર્મ આચરો. ધર્મ વિના આત્માનો ઉધ્ધાર નથી. ભગવાન કહે છે તારે આત્મ-કલ્યાણ કરવું હોય તો ક્રોધ, માન, માયા, લોભ, મોહ આદિને છોડીશ તો તારું કલ્યાણ થશે ને શાશ્વત સુખ મળશે. અહીં અભિમાન અને લોભ ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે.

કચ્છમાં વસતો એક માણસ મુંબઈ શહેરમાં કમાવા માટે આવ્યો. આ મુંબઈમાં દરેક માણસો આવે. દીકરી માટે મુરતીયો શોધવા મુંબઈમાં આવે. કોઈ ઉપાશ્રય બાંધવા હોય અગર બીજી સંસ્થા માટે ફાળો કરવો હોય તો પણ મુંબઈમાં આવે ને કમાવા માટે પણ મુંબઈમાં આવે. પેલો માણસ મુંબઈમાં આવ્યો. સટ્ટાનો ધંધો કર્યો. તેના પુણ્યનું પાંદડું ફર્યું ને મુંબઈમાં આવી ખૂબ કમાયો. મોટો કરોડપતિ બની ગયો. મુંબઈમાં પોતાનો બંગલો બનાવ્યો. દેશમાં પણ મોટો બંગલો બંધાવ્યો. એક વખત શેઠ પોતાના વતનમાં આવ્યા. તે નાનકડું ગામ હતું. નાનકડા ગામડામાં આ શ્રીમંત શેઠના ખૂબ માન વધી ગયા. કારણ કે પૈસા હોય તો સગાં-સ્નેહીઓ સામેથી બોલાવવા આવે. ને શેઠજી....શેઠજી કરે. આ શેઠજી દરરોજ ચોરે જઈને બેસે અને બધા પંચાતીયા ભેગા થાય. શેઠ તો ખૂબ દમામથી રહે. એમના મનમાં પાવર છે કે

હું મોટો શેઠ છું. ચોરે બેસીને શેઠ પોતાની બડાઈ બતાવતા બડી બડી વાતો કરે. એ ગામના એક વૃધ્ધ માણસે શેઠને કહ્યું-શેઠજી ! તમે જો અહીં આવ્યા છો તો આ તમારી જમીન ખાલી પડી રહી છે તો એ ખેતરોનું કામ સંભાળો ને ! ત્યાં શેઠ તો ભભૂકી ઉઠયા. નાગની જેમ ફુંફાડો મારીને કહે છે. **"આંઈવ નો અજે રસ્તે કરો આઉં મજુરી કરીયાં ?"** શેઠ એની કચ્છી ભાષામાં ઘમંડથી કહ્યું-શું હું મજુરી કરું ? તું તારે રસ્તે ચાલ્યો જા. મજુરી કરવી એ કંઈ મારું કામ નથી સમજ્યોને ? માણસની પાસે પૈસો આવે છે ત્યારે પૈસાના મદમાં બીજાને કચડી નાંખે છે. શેઠનો- ક્રોધ જોઈ પેલો માણુસ તો ધ્રુજી ગયો.

દેવાનુપ્રિયો ! ઘરમાં આસુરી લક્ષ્મી આવે છે ત્યારે માણસને મદમસ્ત બનાવે છે. બીજાને પોતાનાથી તુચ્છ ગણે છે. આવી લક્ષ્મી ભોગવતાં પાપ બંધાય છે. આવી લક્ષ્મી ભોગવવા કરતાં ગરીબ રહેવું સારું છે. પેલા શેઠ બે મહિના પોતાના વતનમાં રહીને પાછા મુંબઈમાં આવ્યા અને સટ્ટાનો ધંધો કરવા લાગ્યા. કુદરતને કરવું કે આ વખતે શેઠના પાપનો ઉદય થયો એટલે શેઠનો ધંધો ઉંધો પડવા લાગ્યો. શેરના ભાવ ગગડવા લાગ્યા. એરંડાના ભાવ ઘટી ગયા સટ્ટો અને રેસ એ તો જુગાર કહેવાય. એમાં કંઈ ધાર્યું ઉતરે ? શેઠને દરેક ધંધામાં ખોટ ગઈ. પણ શેઠને આશા હતી કે કાલે કમાઈ જઈશ ને હતો તેવો ધનવાન બની જઈશ. એમ માની "હાર્યો જુગારી બમણું રમે" એ ન્યાયે શેઠઆંખ મીંચીને ધંધો કર્યે જ ગયા. પરિણામ એ આવ્યું કે શેઠના બંગલા વેચાઈ ગયા. પત્નીના દાગીના પણ વેચવા પડયા. દેશના બંગલા પણ વેચાઈ ગયા. ઘરમાં ખાવા અન્ન ન રહ્યું. શેઠ દુઃખી દુઃખી થઈ ગયા. હવે મુંબઈમાં કેવી રીતે રહેવાય ?

શેઠ દેશમાં આવ્યા. ત્યાં પણ ઘર અને ખેતરો બધું વેચાઈ ગયું છે. એક નાનકડી ઘાસની ઝૂંપડી બાંધીને શેઠ રહેવા લાગ્યા. પાસે પૈસો નથી કે ધંધો કરે. નોકરી મળતી નથી. એક બટકું રોટલો ખાવા મળતો નથી. શેઠ ખૂબ મૂંઝાઈ ગયા. ભૂખના કડાકા બોલવા લાગ્યા. એની પત્ની કહે છે હવે તો કંઈ દાડીએ કામ કરવા જાઓ તો ગુજરાન ચાલશે. નહિતર ભૂખ્યા મરી જઈશું. હવે શેઠ મજુરી કરવા માટે જવા તૈયાર થયા. કામ માટે બધાને કાલાવાલા કરવા લાગ્યા. શરમ અને ક્ષોભથી શેઠનું મસ્તક ઝૂકી ગયું હતું. હવે નમ્રતા બતાવ્યા વિના ચાલે તેમ ન હતું. આ શેઠ કામ માટે કરગરે છે. કોઈ કામ આપતું નથી. આ સમયે જે માણસને તુચ્છકારી નાંખ્યો હતો તે ત્યાંથી નીકળ્યો. શેઠની આ દશા જોઈ પેલા વૃધ્ધ માણસને તેની દયા આવી ગઈ ને કહ્યું. અરે શેઠ ! તમારી આ દશા ? શેઠની આંખમા આંસુ આવી ગયા. પેલો વૃધ્ધ માણસ કહે છે શેઠ ! ગભરાશો નહિ. મારે ત્યાં કામ

કરજો. પણ એક વાત જરૂર લક્ષમાં રાખજો કે આ સંસારમાં સમય સમયના રંગ પલ્ટાય છે. મેં તમને એતર સંભાળવાનું કહ્યું ત્યારે મારી વાત કડવી લાગી હતી. શેઠ કંઈ બોલી શકયા નહિ. અભિમાન કોઈનું ટકતું નથી. રાજા રાવણનો અભિમાન ઓસરી ગયો તો આજના માનવીની કયાં વાત ?

અભિમાનમાં માણુસ ગમે તેમ બોલી નાંખે છે. ત્યારે તેને ખબર નથી પડતી કે હું શું બોલું છું ? તે સમયે પોતે હરખાય છે કે કેવો ધડાકાબંધ જવાબ આપી દીધો કે સામો બોલતો બંધ થઈ ગયો. પણ એ અભિમાની માણુસને ખબર નથી હોતી કે કાળની થપાટ જ્યારે વાગે છે ત્યારે અભિમાનથી બોલાયેલા એ અવિવેકી શબ્દો પોતાના માથામાં વાગે છે ને પેલા શેઠની માફક માથું ઝૂકાવીને જીવવું પડે છે.

બંધુઓ ! આનું નામ સંસાર છે. આ સંસારમાં ભરતીને ઓટ આવ્યા કરે છે. દરિયામાં જ્યારે ભરતી આવે છે ત્યારે પાણી પાણી દેખાય છે ને ઓટ આવે છે ત્યારે કાંકરા દેખાય છે. જ્યારે પુણ્યનો ઉદય હોય, પાસે પૈસાની રેલમછેલ હોય, સગાસંબંધી, મિત્રો ખમ્મા ખમ્મા કરતા હોય ત્યારે મલકાવું નહિ અને પાપનો ઉદય હોય ત્યારે ગભરાવું નહિ. પુણ્ય અને પાપના ઉદય વખતે જે સમભાવ રાખે તે સાચો બહાદુર છે. સંસારનું સુખ સ્વપ્ન સમાન છે. જ્યારે આત્માનું સુખ સ્થિર અને શાશ્વત છે. જો સાચું સુખ પ્રાપ્ત કરવું હોય તો ભગવાન કહે છે.

**રંગરાગની જલાવી દો હોળી, વિષય વાસનાને નાંખો ચોળી,**
**જ્ઞાન-દર્શનની ભરી લો ઝોળી, તો આત્મામાં પ્રગટે દિવાળી.**

અનાદિકાળથી આત્મા રાગના રંગે રંગાયેલો છે. તે રંગરાગની હોળીને જલાવી દો. આ હોળી લાકડાં ને છાણાં બાળે છે તે નહિ પણ કર્મોને જલાવી દેવાની હોળી કરવી છે. અને પાંચ ઇન્દ્રિયના વિષયો ચોળી નાંખો જેથી કર્મબંધન ન થાય. અને આત્મા ઉજ્જવળ બને. ઝોળી શાની ભરવી છે ? બોલો રૂપિયાની તો ઘણીવાર ભરી છે. તે સાથે નહિ આવે પણ શાશ્વત ધન રૂપી જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપની ઝોળી ભરી લો કે ભવોભવના બંધન તૂટી જાય ને જ્ઞાનની જ્યોતિ ઝળહળે. દિવાળી આવે ત્યારે લોકો દીવડા પ્રગટાવે છે તે તો દ્રવ્ય દીપક છે. પણ આપણા અંતરમાં સદા જ્ઞાનનો દિપક પ્રગટેલો રહે, ક્યારે પણ બૂઝાય નહિ તેવી કરણી મનુષ્યભવમાં કરી લો. જલ્દી પ્રકાશ જોઈતો હોય તો બાર અવ્રતના બજારનાં બારે બારણાં જલ્દી બંધ કરો ને બને તેટલા વિરતિના ઘરમાં આવો.

સલિલાવતી વિજયમાં વીતશોકા નામની નગરી છે. તે નગરી બાર યોજન લાંબી ને નવ યોજન પહોળી છે. તે દેવલોક જેવી રમણીય છે. તે નગરીને દેવલોક જેવી કેમ કહી છે ? તે નગરીમાં કોણ રાજા હતા તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.–૭

**અષાડ સુદ ૧૫ ને રવીવાર** તા. ૧૧–૭–૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આજે ચાતુર્માસ પ્રારંભનો મંગલ દિવસ છે. ઉપાશ્રયમાં માનવમહેરામણ ઉમટયો છે. સાથે તમને અતિપ્રિય એવો રવીવારનો અષાડ સુદ પૂર્ણિમાનો દિન આવી ગયો. બીજી પૂર્ણિમાઓ કરતાં અષાડ સુદ પૂર્ણિમાનું મહત્વ વિશેષ છે. આજે ભારત ભરમાં વિચરતા સમસ્ત જૈન સંત સતીજીઓ ચાતુર્માસ માટે પોતે નિશ્ચિત કરેલા સ્થાને પહોંચી જશે. સંતોને વિહાર વધુ પ્રિય હોય છે. અને વિહારમાં સંયમની સુરક્ષા હોય છે. ત્યારે શ્રાવક–શ્રાવિકાઓને સંતો સ્થિર રહે તેમાં આનંદ આવે છે. સ્થાનકમાં જો સંત–સતીજી બિરાજમાન હોય તો શ્રાવક તેમનાં દર્શન કરી માંગલિક સાંભળી શકે છે. તેમનું વ્યાખ્યાન સાંભળીને લાભ લે છે અને તેમને નિર્દોષ સૂઝતા આહાર–પાણી વહેરાવી કર પવિત્ર કરવાનો લાભ મળે છે. એટલે શ્રાવકને આનંદ આવે છે. પણ સંતને વિચારવામાં લાભ છે. જેમ નદી વહેતી હોય તો તેની આસપાસના પ્રદેશને લીલોછમ ને હરિયાળો બનાવે છે. તેમ સંતોનું જ્યાં પુનિત પદાર્પણ થાય છે તે તે પ્રદેશને ધર્મારાધનાથી હરિયાળો બનાવે છે.

બંધુઓ ! ઘણાં એમ માને છે કે મહાસતીજી ચાતુર્માસ કરવા માટે ઘાટકોપર પધાર્યા એટલે ચાર મહિના માટે બંધાઈ ગયા. હવે આપણે ઉપાશ્રયે જઈએ કે ન જઈએ પણ મહાસતીજી ચાર મહિના ઉપાશ્રય છોડીને કયાંય જવાના નથી. ભાઈ! અમે તમારા બંધને બંધાયા નથી પણ કર્મના બંધનથી મુક્ત બનવા માટે વીતરાગ પ્રભુની આજ્ઞાના બંધને બંધાયા છીએ. કારણ કે ચાતુર્માસના દિવસોમાં જીવોની ઉત્પત્તિ વધુ થાય છે. એટલે વિચરવામાં છકાય જીવોની હિંસા થાય છે. એટલે ચાતુર્માસમાં એક સ્થાનકમાં રહી જ્ઞાન–દર્શન–ચારિત્ર અને તપની આરાધના કરવા અને કરાવવાની પ્રભુની આજ્ઞા છે. એ પ્રભુની આજ્ઞાનું પાલન કરવાનો અમને આનંદ છે.

જ્યારે વરસાદ વરસે છે ત્યારે સડકો, રસ્તાઓ, અને ગટરોમાં જે કચરા જામ્યા હોય છે તેને ધોઈને સાફ કરી નાંખે છે. તેમ વીતરાગ વાણીનો વરસાદ વરસે છે ત્યારે માનવીની મનરૂપી ગટરમાં ક્રોધ–માન–માયા–લોભ અને સ્વાર્થના જે કૂડા કચરા જામ્યા હોય છે તેને ધોઈને સ્વચ્છ બનાવે છે. બંધુઓ ! જ્યારે વીતરાગ વાણીનો વરસાદ વરસે ત્યારે તમે તમારા મનની ગટરો ખોલી નાંખજો કે જેમાં કુવાસનાના જે કચરા જામી ગયા હોય તે ધોવાઈ જાય અને મન સ્વચ્છ બની જાય. મેઘ ગાજેને

મોરલો નાચે છે તેમ સંતોના મુખેથી વીતરાગ વાણી રૂપી મેઘની ગર્જના થાય ત્યારે શ્રાવકોના મનનો મોરલો નાચી ઉઠવો જોઈએ. વરસાદ આવતાં ઉનાળામાં તપેલી જમીન શીતળ બને છે તેમ વીતરાગવાણીનો વરસાદ પડતા સંસારની આધિ-વ્યાધિ અને ઉપાધિથી સંતપ્ત બનેલા માનવોના અંતરમાં શીતળતા મળે છે.

એક વર્ષના ત્રણ ચાતુર્માસિક દ્વારો છે. શિયાળો, ઉનાળો અને ચોમાસું. આ ત્રણમાં જો વધુ મહત્વ હોય તો ચોમાસાનું છે. જો શિયાળામાં વધુ ઠંડી ના પડે તો માણસને વધુ નુકશાન થતું નથી. ખૂબ ગરમી ન પડે તો પણ એટલું નુકશાન થતું નથી. પણ જો વરસાદ ન પડે તો માનવ-પશુ-પક્ષી દરેકના બૂરા હાલ થાય છે. ભૂખ-તરસના પોકારો સંભળાય છે. તેમ જ્યાં ધર્મ નથી. સંતોનું આગમન નથી તે પ્રદેશના માનવીના પણ કેવા બૂરા હાલ થાય છે? વિષય-કષાય અને વાસનાના કચરાથી તેમનું જીવન મલીન બનેલું રહે છે. તમે કેવા પુણ્યવાન છો કે તમને સંતોનું સાનિધ્ય મળ્યું છે. સંતો વીતરાગ વાણીની વીણા વગાડી તમને ધર્મારાધના કરવા જાગૃત કરે છે. આ મંગલકારી દિવસોમાં બને તેટલી ધર્મારાધના કરી લાભ લઈ લો ને ક્ષણે-ક્ષણે આત્માને જાગૃત રાખો. જો આત્મજાગૃતિ નહિ રાખો તો પડવાઈ થતાં વાર નહિ લાગે.

બંધુઓ! કેટલા જ્ઞાનના ધારક પડે છે તે જાણો છો ને? મતિ-શ્રુત-અવધિ અને મનઃપર્યવ જ્ઞાનમાં ઋજુમતિ મનઃપર્યાય જ્ઞાનવાળો પડવાઈ થાય છે. ચૌદપૂર્વ ભણેલા હોય તેવા જીવો પણ ભાન ભૂલે તો પટકાઈ જાય છે. મોક્ષના આંગણામાં પ્રવેશેલા વીતરાગપણું પામનારા પણ પડવાઈ થાય છે ને? વીતરાગી ગુણસ્થાનક કેટલા? ૧૧-૧૨-૧૩-૧૪ એ ચાર વીતરાગી ગુણસ્થાનક કહેવાય છે. અગિયારમાં ગુણસ્થાનક સુધી ચઢેલો પણ નીચે આવે છે. શા માટે? જરા વિચાર કરો.

**"કષાયની ઉપશાંતતા,"** ૧૧મે ગુણસ્થાનકે કષાયોની ઉપશાંતતા છે. ભાળેલા અગ્નિ જેવી કષાયો રહેલી છે. ત્યાં હિયમાન પરિણામ નથી છતાં ત્યાંથી નીચે શા માટે આવે? તેનું કારણ એ છે કે ૧૧મા ગુણસ્થાને રહેવાનો જે કાળ છે તે સ્થિતિ પૂર્ણ થયે સ્વાભાવિક રીતે ૧૧મા ગુણસ્થાનકેથી ૧૦મે ગુણસ્થાને આવે છે. હિયમાન પરિણામ ત્યાં છે નહિ. એટલે નીચે આવવાના કારણરૂપમાં તેને ગણાય નહિ. તે વાત સમજવા માટે એક વ્યવહારિક ઉદાહરણ લઈએ.

એક ન્યાયાધીશ થોડા દિવસની રજા ઉપર ગયા અને તેના સ્થાને રજા પ્રમાણના દિવસો માટે એક બીજા ન્યાયાધીશ આવ્યા. પ્રથમના જે રજા ઉપર હતા તેના રજાના દિવસો પૂર્ણ થયે આવ્યા. એટલે તેના સ્થાને જે હતા તે ઉતરી ગયા. હવે વિચારીએ કે જે ન્યાયાધીશ ઉતરી ગયા તે શું પોતાના દોષના કારણે? ના. તેને તેટલા દિવસ

માટે નિર્ધારિત કર્યા હતા. હવે આ ઉદાહરણ ૭ મા ગુણસ્થાનકેથી છઠ્ઠે ગુણઠાણે આવવા માટે અને ૧૧મા ગુણસ્થાનથી ૧૦મા ગુણસ્થાને આવવા માટે વિચારી લો. તેમાં તેના હિયમાન પરિણામનો દોષ નથી પણ તે સ્થાનની સ્થિતિ અંતર્મુહુર્તની છે તે નક્કી થયું.

તીર્થંકર દેવો પણ ૭ મે થી છઠ્ઠે ગુણસ્થાને આવે છે તેમના માટે પણ ઉપર પ્રમાણેનો નિયમ સમજવાનો છે. જેમ કે છદ્મસ્થ તીર્થંકર જ્યારે પ્રવ્રજ્યા સ્વીકાર કરે છે ત્યારે તેમને નિયમા સાતમું ગુણસ્થાનક હોય છે. અને અંતર્મુહુર્ત પછી ૭મા ગુણસ્થાનની સ્થિતિ પૂર્ણ થયે છઠ્ઠા ગુણસ્થાને આવે છે, હવે તીર્થંકર દેવોમાં પણ હાયમાન પરિણામ નથી હોતા. છતાં પણ નીચેના ગુણસ્થાન પર આવે છે. એટલે સારાંશ એ છે કે ૭મા ગુણસ્થાનકથી છઠ્ઠે આવવામાં અને ૧૧ મા ગુણસ્થાનથી ૧૦ મે આવવામાં માત્ર સ્થિતિની પરિપાકતાનો પ્રભાવ છે પરંતુ હિયમાન પરિણામનો પ્રભાવ નથી. ૧૧મા ગુણસ્થાને જો કાળ કરે તો અનુત્તર વિમાને જાય પછી મનુષ્ય થઈને તે ભવે અથવા થોડા ભવોમાં મોક્ષમાં જાય. પણ જો દશમેથી જો પહેલે ચાલ્યો જાય તો એ ફેંકાઈ જાય. ઉપશમ શ્રેણીવાળા, ચૌદ પૂર્વીનું જ્ઞાન ભણેલા, તથા ચાર જ્ઞાનવાળા એવા જીવો પણ જો નીચે ઉતરી જાય તો આપણા જેવાની શી દશા ? તેનો વિચાર કરજો.

બંધુઓ ! આ આત્માનો ઉત્સાહ તોડી નાંખવા માટેની વાત નથી. રાજાની તિજોરી લૂંટાઈ એવું સાંભળીને પ્રજા પોતાની તિજોરીની મિલ્કત બહાર ફેંકી દે છે ખરી ? "ના." રાજાની તિજોરી લૂંટાય છે એવું સાંભળીને પ્રજા વધુ સાવધાન બને છે. જમીન ખોદીને સંપત્તિ દાટીને પ્રજા પોતાની મિલ્કતનું વધુ રક્ષણ કરે છે. શા માટે આટલી સાવધાની રાખે છે તેનું કારણ તમે સમજ્યા ? રાજાને ત્યાં આટલો ચોકી પહેરો હોવા છતાં તિજોરી લૂંટાણી તો આપણી કેમ નહિ લૂંટાય ! એમ સમજી વધુ સાવધાની રાખે છે પણ નાસીપાસ થતાં નથી. તે રીતે ચાર જ્ઞાની, ચૌદ પૂર્વી, આહારક શરીર અને ઉપશમ શ્રેણીવાળા જો પતીત થાય છે તો તે સાંભળી આપણે પણ વધુ સાવચેત થવા જેવું ખરું કે નહિ ? આ કર્મરાજા જીવને ચતુર્ગતિમાં નાચ નચાવે છે. કર્મરાજાનું પરાક્રમ કેવું છે એ વીતરાગ વાણી દ્વારા સાંભળી, સમજીને આપણને જ્ઞાનીએ સાવચેત બનવાનું કહ્યું છે પણ ડરપોક બનવાનું નથી. બસ, એ વિચાર કરો કે આવા જીવો પતીત થાય છે તો મારે કેટલું સાવચેત રહેવું જોઈએ ! એકેન્દ્રિયપણામાં રખડી રખડીને અનંતકાળે મનુષ્યપણું મળ્યું છે. સાંભળો, મહાવીર પ્રભુના જીવે મરીચીના ભવમાં ચારિત્ર લીધું. ચારિત્રના કષ્ટો સહન ન થવાથી સાધુપણું છોડીને ત્રિદંડી થયા. તેમના ૨૭ ભવ તો મોટા ગણીએ છીએ પણ

વચમાં અસંખ્ય ભવ સ્થાવરનાં કરવા પડયા. જો નાના ભવ સહિત ૨૭ ભવ હોય તો મરિચી અને ભગવાન મહાવીરના ભવનું આંતરું ક્રોડાક્રોડ સાગરોપમ છે. ૨૭ ભવમાં એકેક ભવનું આયુષ્ય કેવી રીતે ગણશો ? દરેક ભવના ૩૩ સાગરોપમ કદાચ ગણુ- આવે તો ૮૦૦–૯૦૦ સાગરોપમ આવી જાય. પણ હવે એક વિચાર કરો. ૩૩ સાગ- રોપમની સ્થિતિવાળો જીવ ચાર અનુત્તર વિમાનની અપેક્ષાએ ફરીવાર ૩૩ સાગરો- પમની સ્થિતિ પામી શકે પણ પછી ત્રીજા ભવમાં ૩૩ સાગરોપમની સ્થિતિ પામી શકે નહિ. નારકી મરીને ફરી નારકી થતાં નથી. ભગવાન મહાવીરના મોટા ભવ ૨૭ ગણીએ છીએ. બાકીનો કાળ શેમાં પસાર કર્યો ? જીવ ત્રસપણે રહે તો બે હજાર સાગરને સંખ્યાતા વર્ષથી વધુ રહેતો નથી. મરીચી અને મહાવીર સ્વામીના ભવ વચ્ચે લગભગ ૧ ક્રોડાક્રોડ સાગરોપમનું આંતરું છે તો ત્રસનો કાળ જીવને બહુ અલ્પ છે. તે અપેક્ષાએ મહાવીર સ્વામીના જીવે સ્થાવરના સંખ્યાત અસંખ્યાત ભવો કર્યા તો હવે આપણી તો શી વાત કરવી ? માટે આ રખડપટ્ટી ઓછી કરવા માટે કર્મબંધન અટકાવવા ખૂબ સાવધાની રાખો.

**મનુષ્યપણું કેટલા કાળના અંતરે જીવ પામે છે:** બંધુઓ ! એકેન્દ્રિય- માંથી બેઇન્દ્રિયમાં આવવું તે પણ ઘણું મુશ્કેલ છે. ભાવનાશતકમાં કહ્યું છે કે

**એકેન્દ્રિયમેં ફિરતે ફિરતે કુછ શુભ કર્મ ઉદય આવ્યા,**
**તબ દોઈન્દ્રિય તેઈન્દ્રિયમેં, કાલ બહુત કષ્ટ પાયા.**
**ફિર ચૌરેન્દ્રિયમાં દુઃખ પાયા, પચેન્દ્રિય ગતિ ફિર પાઈ.**
**વહાં નરક તિર્યંચ યોનિમેં, કષ્ટ સહા અતિ હે ભાઈ !**

એકેન્દ્રિયમાં નિગોદમાં જીવને અનંત ઉત્સર્પિણીને અવસર્પિણીની કાયસ્થિતિ પૂરી થાય એટલે એને નિગોદનું ઘર છોડીને બહાર આવે છે. પુણ્ય પ્રકૃત્તિ બાંધે એવા એકેન્દ્રિયપણામાં મનુષ્યપણાને લાયક કર્મો બાંધવા ઘણાં મુશ્કેલ છે. સુક્ષ્મ નિગોદ- માં જે કાયસ્થિતિ છે તેમાં મનુષ્યપણાને લાયક પુણ્યોપાર્જન કરવું ઘણું મુશ્કેલ છે. આવી કાયસ્થિતિઓ મારા ને તમારા જીવે અનંતી વખત ઉલંઘી છે. એકેન્દ્રિયમાં અકામ નિર્જરા કરતાં કરતાં જીવ બેઇન્દ્રિય, તેઈન્દ્રિયમાં, ચૌરેન્દ્રિયમાં આવ્યો. ત્યાં કંઈક શુભ કર્મનો ઉદય થતાં પંચેન્દ્રિય ગતિ મેળવી. પંચેન્દ્રિયમાં પણ નરક અને તિર્યંચ યોનિમાં જીવે મહાન દુઃખો ભોગવ્યા છે. તે ગતિઓમાંથી પણ પસાર થઈને આજે મનુષ્ય ભવમાં આવ્યો છે. માનવભવમાં પણ આ પહેલો વહેલો આવ્યો છે એમ નથી. સંતો વીતરાગ વાણી દ્વારા પોકાર કરીને કહે છે હવે જો અનંતો કાળ ભમવું ન હોય તો પ્રમાદ છોડો. કર્મબંધનથી અટકો, અવિરતિનું ઘર છોડી વિરતિના ઘરમાં આવો. વારંવાર ભૂલ ન કરશો. માની લો કે માર્ગમાં ચાલતાં કોઈ

તળી નાંખીશ. રાજા શ્રેણીકે સોનીને ખોટો વૈરાગી માન્યો એટલે આ શબ્દો બોલ્યા. બાકી સાચા વૈરાગીને આ શબ્દો ન કહે. સાચા વૈરાગીને દેખે ત્યાં એનું હૈયું હરખાઈ જાય ને તેના ચરણમાં શીર મૂકી જાય.

જીવને વૈરાગ્ય ત્રણ પ્રકારે આવે છે. વૈરાગ્ય એટલે વિષય કષાય તરફની અરુચી પછી તે અરૂચી જ્ઞાનથી થઈ હોય તો તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવાય. દુઃખના કારણે આવે તો દુઃખ ગર્ભિત વૈરાગ્ય કહેવાય અને મોહના કારણે આવે તો તે મોહગર્ભિત વૈરાગ્ય કહેવાય. જેને જીવ અને કર્મ એ બંનેની શ્રધ્ધા છે અને જેમને એવો ખ્યાલ છે કે કર્મથી આ જીવ બંધાયેલો છે. સંસાર એ કર્મબંધનનું કારણ છે. માટે જો સંસારથી છૂટું તો નવા કર્મો બંધાતા અટકે અને તપ દ્વારા જુના કર્મો ખપે. આવી ભાવનાથી જે સંસાર તરફ ઘૃણાની નજરથી જુએ છે તેનું નામ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય.

આજે કોઈ માણસ સામાન્ય સ્થિતિનો હોય તે જો દીક્ષા લે તો લોકો કહે છે કે એને દુઃખ હતું એટલે દીક્ષા લીધી. માટે દુઃખગર્ભિત વૈરાગ્ય છે. પણ દુઃખગર્ભિત વૈરાગ્ય કોને કહેવાય તે કહેનારને ખબર નથી. જ્ઞાની કહે છે કે જેમ કોઈ બહેનનો એકનો એક યુવાન દીકરો ગુજરી જાય તે વખતે માતાને ખાવા પીવામાં કે પહેરવા–ઓઢવામાં ને હરવા ફરવામાં મન નથી. આ વૈરાગ્ય થયો ને! આ કયો વૈરાગ્ય? દીકરો મરી ગયો તેના દુઃખનો. આવી રીતે કોઈ બહેનનો પતિ ગુજરી જાય તો તેનું મન પણ સંસાર ઉપરથી ઉઠી જાય છે. આવા વૈરાગ્યને દુઃખગર્ભિત વૈરાગ્ય કહેવાય. ભલે મોહગર્ભિત કે દુઃખગર્ભિત વૈરાગ્ય હોય પણ પછી જીવ સમજણના ઘરમાં આવે ત્યારે તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય બની જાય છે.

**"મોત સન્મુખ દેખી બનાવટી સાધુમાંથી સાચો સાધુ બની ગયો":** સોનીનો વૈરાગ્ય ભયના કારણે હતો. ભયમાંથી મુક્ત થાઉં પછી વેશ ઉતારી નાંખીશ. એવા ભાવ હતા. પણ શ્રેણીક રાજાના પડકારથી તે સાચો સાધુ બની ગયો. શ્રેણીક રાજાએ તેને જીવતો છોડી દીધો આ વખતે શ્રેણીક રાજાને ઘણું સહન કરવું પડયું છે. લોકો બોલવા લાગ્યા કે અહો! એક પવિત્ર મુનિની ઘાત કરનાર સાધુનો ઢોંગ કરીને બેઠો છે તેને આમ જીવતો જવા દેવાય? પ્રજા રાજા ઉપર તૂટી પડી. મેતારજ મુનિ રાજાના જમાઇ હતા. તેમની આ રીતે હત્યા કરનારને જીવતો જવા દેવાથી પુત્રી તેમજ કુટુંબીજનો રાજા ઉપર તૂટી પડયા. પણ સમકિતી જીવ ધર્મ ઉપરની દૃઢ શ્રધ્ધાના કારણે દુનિયાની, રાજનીતિની કુટુંબની કે પુત્ર–પુત્રીની કોઈની દરકાર ન કરે. આવી સ્થિતિ કયારે આવે? જો કે રાજાએ ઢોંગીને ચલાવી નથી લીધો. જો સાધુપણું છોડયું તો કડકડતા તેલની કડાઈમાં તળી નાંખીશ. એવા કડક શબ્દો કહ્યા હતા. ટૂંકમાં જેને સમ્યક્ત્વ હોય તે કુટુંબ સ્નેહ અને રાજનીતિ બધાનો ભોગ આપી શકે ને આવો નિષ્પક્ષ ન્યાય કરી શકે. આવો

સમકિતી આત્મા હોય તે અંતરાત્મા બની શકે છે. એ અંતરાત્મા આગળ વધતો વધતો અંતે કર્મના બંધનો તોડીને પરમાત્મ દશાને પ્રાપ્ત કરે છે. શ્રેણીક રાજાએ સોનીને જીવતો મૂક્યો તો તેનું મુખ્ય કારણ સાધુપણું અને તે સાધુપણું કાયમ રાખવાની શરતે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં એ વાત ચાલે છે કે સલિલાવતી વિજયમાં વીતશોકા નામની નગરી હતી. તે નગરી કેટલી લાંબી ને કેટલી પહોળી હતી તે વાત આપણે આગળ આવી ગઈ. તે નગરી દેવલોક જેવી હતી. દેવલોકના દેવો જેમ સુખી હોય છે તેમ આ વીતશોકા નગરીના લોકો દેવ જેવા સુખ ભોગવતાં હતાં. અત્યારની જેમ સરકારનો ત્રાસ ન હતો. તે નગરીમાં કોઈ દુઃખી માણસ દેખાતો ન હતો. એ સમયમાં રાજાઓ ઉદાર ને વિશાળ દિલના હતા. પોતાની પ્રજા કેમ સુખી રહે તે જોવા ચાહતા હતા. પ્રજાના સુખે સુખી ને દુઃખે દુઃખી બનતા હતા. વિક્રમ રાજાના રાજ્યમાં એવો કાયદો હતો કે કોઈ નવો માણસ રહેવા આવે તેને દરેક પ્રજાજનોએ એક એક સોનામહોર અને એકેક ઈંટ આપવી. એ માણસને દરેક પ્રજાજન એકેક સોનામહોર ને એકેક ઈંટ આપે તો એનું ઘર ઉભું થઈ જાય ને ? આજે તો કોઈ નવો માણસ આવે તો તેને લૂંટવાની વૃત્તિ છે. એટલે બિચારો ઉંચો ક્યાંથી આવે ? જેમને બીજાને દેવાની વૃત્તિ છે તે દેવવૃત્તિ છે તેવા મનુષ્યો મનુષ્ય રૂપમાં દેવ છે અને જેમને બીજાનું પડાવી લેવાની વૃત્તિ છે તે રાક્ષસની વૃત્તિ છે. તેવા મનુષ્યો મનુષ્ય રૂપમાં રાક્ષસ જેવા છે.

આ નગરીનું નામ વીતશોકા એટલે તે નગરીમાં શોકનું નામ નિશાન ન હતું. સર્વ મનુષ્યો આનંદમાં રહેતા હતા. આ નગરીમાં એક બગીચો હતો તે કેવો હતો, નગરીના રાજા કોણ હતા તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં-૯

**અષાડ વદ ૨ ને મંગળવાર** **તા. ૧૩-૭-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત કરૂણાનિધિ, ત્રૈલોક્ય પ્રકાશક, શાસન સમ્રાટ, વીરપ્રભુની શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે એ અધ્યયનમાં મલ્લીનાથ ભગવાનનો અધિકાર છે. પણ તે ભગવાન કઈ ભૂમિમાં જન્મ્યા હતા, એ નગરીનું નામ શું હતું, એ નગરી કેવી પવિત્ર હતી વિગેરે પૂર્વભૂમિકાનું વર્ણન કરવું જોઈએ. સલિલાવતી નામની વિજયમા વીતશોકા નામની પવિત્ર નગરી હતી તે નગરી પ્રત્યક્ષ દેવલોક જેવી હતી- દેવલોક જેવી એટલે ત્યાં દેવલોક ન હતું પણ દેવ-

ની ઉપમા આપી છે. તમે કોઈ ચીજ કોઈ ચીજના જેવી હોય તો તેની ઉપમા આપો છો ને ? છાશ પીતા હો ને એ છાશ મીઠી હોય તો તમે કહો છો ને કે આજની છાશ દૂધ જેવી છે. આ ગોળ સાકર જેવો છે. તો શું એ છાશ દૂધ બની જાય છે ? ગોળ સાકર બની જાય છે ? "ના." એમાં અંશે સમાનતા હોય તો ઉપમા અપાય છે. તેમ આ વીતશોકા નગરી પવિત્ર હતી. પ્રજાજનો સુખી હતા. તે નગરી ક્યારે શોભે ?

**"નગરી સોહન્તિ જલ વૃક્ષ બાગા, રાજા સોહન્તા ચતુરંગી સેના,**
**નારી સોહન્તિ પર પુરૂષ ત્યાગી, સાધુ સોહન્તા નિરવદ્ય વાણી."**

જે નગરીમાં ખૂબ બાગ બગીચા હોય, જ્યાં વાવ, કૂવા, નદી તથા પર્વત હોય, આંબા-લીંબડા-આંબલી આદિ અનેક પ્રકારના વૃક્ષો હોય, બહારગામથી આવતા મુસાફરોને ઉતરવા માટે ધર્મશાળા હોય, અનેક જાતના ફળ-ફૂલ હોય, ઠેરઠેર વિશ્રામના સ્થાનો હોય, આ બધું નગરીનું સૌંદર્ય છે. જે નગરીમાં કૂવા-વાવ-ધર્મશાળા ઉપાશ્રય, બગીચા આદિ કંઈ ના હોય તો તેની શોભા નથી. વીતશોકા નગરી ખૂબ સૌંદર્યવાન હતી.

**तीसेणं वीयसोगाए रायहाणीए उत्तर पुरत्थिमे, दिसिभाए इंद कुंभे नामं उज्जाणे।**

તે વીતશોકા નગરીના ઈશાન ખૂણામાં ઈન્દ્રકુંભ નામે ઉદ્યાન હતું. તે ઉદ્યાન ખૂબ મનોહર અને રમણીય હતું. અત્યારે બગીચો હોય છે તે સમયમાં ઉદ્યાનો હતાં. બગીચામાં વૃક્ષો હોય છે ને જંગલમાં પણ વૃક્ષો હોય છે. તો એ બંનેમાં તફાવત શું છે ? બગીચામાં વૃક્ષો વ્યવસ્થિત રીતે અને કલાત્મક રીતે ગોઠવાયેલા હોય છે. બગીચાનો માળી અમુક વિભાગમાં ફૂલઝાડ, અમુક વિભાગમાં લતાઓ વગેરેનાં છોડ અને વેલાઓ રોપી તેને સુશોભિત બનાવે છે. મેંદીના છોડ વાવી તેને મોટા કરી તેને કાપી કાપીને અનેક પ્રકારની આકૃતિઓ બનાવી બગીચાની શોભા વધારે છે. પાણીના હોજ બનાવી તેમાં ફૂવારા બનાવે છે. લતાઓના મંડપ બનાવે છે. બેસવા માટે બાંકડા ગોઠવે છે, આ રીતે માળી બગીચાનું વાતાવરણ એકદમ આનંદપ્રદ બનાવે છે. આવા બગીચામાં થાકેલા માનવી બે ઘડી જઈને બેસે તો તેનો થાક ઉતરી જાય છે.

બંધુઓ ! આ તો તમારો દેહનો થાક ઉતારનાર બગીચાની વાત થઈ. પણ તમારો જીવનબાગ કેવો છે તેનો વિચાર કરજો. બગીચામાં બધું વ્યવસ્થિત હોય તો તે સૌને ગમે છે. લાકડાના ટુકડામાંથી સુથાર સુંદર ફર્નીચર બનાવે છે તે સૌને ગમે છે. માળી પુષ્પોને ચૂંટી સુંદર ફૂલદાનીમાં ભરાવી જાય તે તમારા દિવાનખાનામાં કેવું શોભી ઉઠે છે ! તે રીતે આપણા જીવનમાં રહેલી શક્તિઓને એકત્ર કરી જીવનનું સુંદર ઘડતર

સમકિતી આત્મા હોય તે અંતરાત્મા બની શકે છે. એ અંતરાત્મા આગળ વધતો વધતો અંતે કર્મના બંધનો તોડીને પરમાત્મ દશાને પ્રાપ્ત કરે છે. શ્રેણીક રાજાએ સોનીને જીવતો મૂકયો તો તેનું મુખ્ય કારણ સાધુપણું અને તે સાધુપણું કાયમ રાખવાની શરતે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં એ વાત ચાલે છે કે સલિલાવતી વિજયમાં વીતશોકા નામની નગરી હતી. તે નગરી કેટલી લાંબી ને કેટલી પહોળી હતી તે વાત આપણે આગળ આવી ગઈ. તે નગરી દેવલોક જેવી હતી. દેવલોકના દેવો જેમ સુખી હોય છે તેમ આ વીતશોકા નગરીના લોકો દેવ જેવા સુખ ભોગવતાં હતાં. અત્યારની જેમ સરકારનો ત્રાસ ન હતો. તે નગરીમાં કોઈ દુઃખી માણુસ દેખાતો ન હતો. એ સમયમાં રાજાઓ ઉદાર ને વિશાળ દિલના હતા. પોતાની પ્રજા કેમ સુખી રહે તે જોવા ચાહતા હતા. પ્રજાના સુખે સુખી ને દુઃખે દુઃખી બનતા હતા. વિક્રમ રાજાના રાજ્યમાં એવો કાયદો હતો કે કોઈ નવો માણુસ રહેવા આવે તેને દરેક પ્રજાજનોએ એક એક સોનામહોર અને એકેક ઈંટ આપવી. એ માણુસને દરેક પ્રજાજન એકેક સોનામહોર ને એકેક ઈંટ આપે તો એનું ઘર ઉભું થઈ જાય ને ? આજે તો કોઈ નવો માણુસ આવે તો તેને લૂંટવાની વૃત્તિ છે. એટલે બિચારો ઉંચો ક્યાંથી આવે ? જેમને બીજાને દેવાની વૃતિ છે તે દેવવૃત્તિ છે તેવા મનુષ્યો મનુષ્ય રૂપમાં દેવ છે અને જેમને બીજાનું પડાવી લેવાની વૃત્તિ છે તે રાક્ષસની વૃત્તિ છે. તેવા મનુષ્યો મનુષ્ય રૂપમાં રાક્ષસ જેવા છે.

આ નગરીનું નામ વીતશોકા એટલે તે નગરીમાં શોકનું નામ નિશાન ન હતું. સર્વ મનુષ્યો આનંદમાં રહેતા હતા. આ નગરીમાં એક બગીચો હતો તે કેવો હતો, નગરીના રાજા કોણુ હતા તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં-૯

**અષાડ વદ ૨ ને મંગળવાર** **તા. ૧૩-૭-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત કરૂણાનિધિ, ત્રૈલોક્ય પ્રકાશક, શાસન સમ્રાટ, વીરપ્રભુની શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. એ અધ્યયનમાં મલ્લીનાથ ભગવાનનો અધિકાર છે. પણુ તે ભગવાન કઈ ભૂમિમાં જન્મ્યા હતા, એ નગરીનું નામ શું હતું, એ નગરી કેવી પવિત્ર હતી વિગેરે પૂર્વભૂમિકાનું વર્ણન કરવું જોઈએ. સલિલાવતી નામની વિજયમાં વીતશોકા નામની પવિત્ર નગરી હતી. તે નગરી પ્રત્યક્ષ દેવલોક જેવી હતી- દેવલોક જેવી એટલે ત્યાં દેવલોક ન હતું પણુ દેવ-

લોકની ઉપમા આપી છે. તમે કોઈ ચીજ કોઈ ચીજના જેવી હોય તો તેની ઉપમા આપો છો ને ? છાશ પીતા હો ને એ છાશ મીઠી હોય તો તમે કહો છો ને કે આજની છાશ દૂધ જેવી છે. આ ગોળ સાકર જેવો છે. તો શું એ છાશ દૂધ બની જાય છે ? ગોળ સાકર બની જાય છે ? "ના." એમાં અંશે સમાનતા હોય તો ઉપમા અપાય છે. તેમ આ વીતશોકા નગરી પવિત્ર હતી. પ્રજાજનો સુખી હતા. તે નગરી ક્યારે શોભે ?

**"નગરી સોહન્તિ જલ વૃક્ષ બાગા, રાજા સોહન્તા ચતુરંગી સેના,**
**નારી સોહન્તિ પર પુરૂષ ત્યાગી, સાધુ સોહન્તા નિરવદ્ય વાણી."**

જે નગરીમાં ખૂબ બાગ બગીચા હોય, જ્યાં વાવ, કૂવા, નદી તથા પર્વત હોય, આંબા–લીંબડા–આંબલી આદિ અનેક પ્રકારના વૃક્ષો હોય, બહારગામથી આવતા મુસાફરોને ઉતરવા માટે ધર્મશાળા હોય, અનેક જાતના ફળ–ફૂલ હોય, ઠેરઠેર વિશ્રામના સ્થાનો હોય, આ બધું નગરીનું સૌંદર્ય છે. જે નગરીમાં કૂવા–વાવ–ધર્મશાળા ઉપાશ્રય, બગીચા આદિ કંઈ ના હોય તો તેની શોભા નથી. વીતશોકા નગરી ખૂબ સૌંદર્યવાન હતી.

**तीसेणं वीयसोगाए रायहाणीए उत्तर पुरत्थिमे, दिसिभाए इंद कुंमे नामं उज्जाणे।**

તે વીતશોકા નગરીના ઈશાન ખૂણામાં ઈન્દ્રકુંભ નામે ઉદ્યાન હતું. તે ઉદ્યાન ખૂબ મનોહર અને રમણીય હતું. અત્યારે બગીચો હોય છે તે સમયમાં ઉદ્યાનો હતાં. બગીચામાં વૃક્ષો હોય છે ને જંગલમાં પણ વૃક્ષો હોય છે. તો એ બંનેમાં તફાવત શું છે ? બગીચામાં વૃક્ષો વ્યવસ્થિત રીતે અને કલાત્મક રીતે ગોઠવાયેલા હોય છે. બગીચાનો માળી અમુક વિભાગમાં ફૂલઝાડ, અમુક વિભાગમાં લતાઓ વગેરેનાં છોડ અને વેલાઓ રોપી તેને સુશોભિત બનાવે છે. મેંદીના છોડ વાવી તેને મોટા કરી તેને કાપી કાપીને અનેક પ્રકારની આકૃતિઓ બનાવી બગીચાની શોભા વધારે છે. પાણીના હોજ બનાવી તેમાં ફૂવારા બનાવે છે. લતાઓના મંડપ બનાવે છે. બેસવા માટે બાંકડા ગોઠવે છે, આ રીતે માળી બગીચાનું વાતાવરણ એકદમ આનંદપ્રદ બનાવે છે. આવા બગીચામાં થાકેલા માનવી બે ઘડી જઈને બેસે તો તેનો થાક ઉતરી જાય છે.

બંધુઓ ! આ તો તમારો દેહનો થાક ઉતારનાર બગીચાની વાત થઈ. પણ તમારો જીવનબાગ કેવો છે તેનો વિચાર કરજો. બગીચામાં બધું વ્યવસ્થિત હોય તો તે સૌને ગમે છે. લાકડાના ટુકડામાંથી સુથાર સુંદર ફર્નીચર બનાવે છે તે સૌને ગમે છે. માળી પુષ્પોને ચૂંટી સુંદર ફૂલદાનીમાં ભરાવી જાય તે તમારા દિવાનખાનામાં કેવું શોભી ઉઠે છે ! તે રીતે આપણા જીવનમાં રહેલી શક્તિઓને એકત્ર કરી જીવનનું સુંદર ઘડતર

કરવાનું છે. પેલો બગીચો દેહનો થાક ઉતારશે પણ અનંતકાળથી આત્માભવમાં ભમીને થાકયો છે તેનો થાક ઉતારવા કયા બગીચામાં જવું પડશે તે જાણો છો ?

**ધમ્મા રામે ચરે ભિક્ખૂ, ધિઇમં ધમ્મ સારહી,**

**ધમ્મા રામે રએ દન્તે, બંભેચેર સમાહિએ ॥ ઉત્ત. સૂ.અ. ૧૬ ગાથા ૧૫**

વીતરાગના સંતો ધર્મરૂપી બગીચામાં વિચરે છે. ધર્મરૂપ બાગમાં રમણુતા કરનાર, ધર્મરથના સારથી, ધૈર્યવાન, ઈન્દ્રિઓને દમનાર, અને બ્રહ્મચર્ય સમાધિનો ધારક સાધુ હંમેશા ધર્મરૂપી બગીચામાં વિચરે. આવો સુંદર વીતરાગનો ધર્મરૂપી બગીચો છે. આ બગીચામા ફરવા માટે તમે આવશો તો તમારા જીવનનું ઘડતર એવું સુંદર થશે કે આત્મભાવમાં સ્થિર રહેવાનું મન થશે. કોઈની નિંદા કરવાનું કે કોઈના દુર્ગુણ જોવાનું તમને મન નહિ થાય. કારણ કે આત્મા સવળાઈમાં આવી ગયો છે. તે સર્વત્ર ગુણ દેખે છે. દુઃખમાંથી પણ સુખ શોધે છે ને અવળાઈમાં રહેલો આત્મા ગુણમાં પણ અવગુણનું દર્શન કરે છે.

એક વખત એક ખેડૂત કૂવાના કાંઠે કોશ દ્વારા પાણી કાઢીને તેના બળદને પાણી પીવડાવીને થોડીવાર વિશ્રામ લેવા બેઠો હતો. સાથે તેનો યુવાન દીકરો પણ બેઠો હતો. તે સમયે એક માણુસ હાંફળો ફાંફળો દોડતો ત્યાં આવ્યો. પેલા ખેડૂતને કહે છે ભાઈ! હું ખૂબ તરસ્યો છું મને પાણી પીવડાવો ને ! ખેડૂતે પાણી પીવડાવ્યું એટલે પેલો માણુસ પૂછે છે ભાઈ! તમારું ગામ કેવું છે ? ત્યારે ખેડૂત કહે છે તમે કયા હેતુથી પૂછો છો ? ને ઉતાવળા કયાં જઈ રહ્યા છો ? ત્યારે આવનાર માણુસ કહે છે ભાઈ! શું વાત કરું ? મારા ગામમાં એક પણ માણુસ સારો નથી. આખા ગામના માણસો ખરાબ છે. એટલે તેમનો સંગ છોડી ભાગી છૂટયો છું. એટલે પૂછું છું કે તમારું ગામ કેવું છે ? જો સારું હોય તો રહેવા માટે પૂછું છું. ત્યારે ખેડૂત કહે છે ભાઈ! અમારું ગામ તમારા ગામ કરતાં પણ ખરાબ છે. તમને અહીં નહીં ફાવે. એટલે પેલો તો ચાલતો થયો. પણ પિતાના આવા જવાબથી બાજુમાં બેઠેલા યુવાન છોકરાનું લોહી ઉકળી ગયું. અહો ! મારા પિતા કેવા છે ? અમારું ગામ કેવું પવિત્ર છે. ગામમાં કોઈ ચોર નથી, વ્યભિચારી નથી, કોઈ કોઈની નિંદા કરતું નથી. કોઈ દગા પ્રપંચ કરતું નથી. કોઈ જુગારી નથી. કોઈ દારૂ પીતું નથી. બધા એકબીજા સાથે ભાઈ–ભાઈની સાફક હળીમળીને રહે છે છતાં ગામના આવા અવગુણ બોલે ? ધારીયું લઈને બાપને મારી નાંખું ? એમ મનમા વિચાર આવે છે ત્યાં બીજો માણુસ આવ્યો તેને પાણી માંગ્યું ને પેલાની માફક ખેડૂતે પાણી પાયું પાણી પીવડાવીને ખેડૂત પૂછે છે ભાઈ! તમે કયાં જઈ રહ્યા છો ? તો કહે ભાઈ! અમારું ગામ ખૂબ પવિત્ર છે ગામમાં બધા સજ્જન અને સદ્ગુણી આત્માઓ વસે છે. આખા ગામમાં માત્ર હું એકલો

ક્રોધી છું, અપવિત્ર છું. જો હું ત્યાં રહું તો બીજાને મારો સંગ લાગે ને ગામ અપવિત્ર બની જાય તેથી હું ગામ છોડીને નીકળી ગયો છું. કયાંક વગડામાં જઈને રહીશ. ત્યારે ખેડૂત કહે છે ભાઈ! તમારે વગડામાં જઈને રહેવાની જરૂર નથી. અમારા ગામમાં સુખેથી રહો.

પેલો છોકરો મનમાં બોલી ઉઠયો. પેલો સારો હતો તેને મારા બાપુજીએ કહ્યું અમારું ગામ ખરાબ છે. એમ કહીને મોકલી દીધો, અને આ માણસ કહે છે કે હું પોતે ખરાબ છું છતાં તેને ગામમાં રહેવાનો આગ્રહ કરે છે. આ રીતે કેમ કરતા હશે? છેવટે પૂછયું બાપુજી! તમે આમ કેમ કર્યું? મને તો તમારા આવા જવાબથી તમારા ઉપર ગુસ્સો આવે છે. ત્યારે બાપ કહે છે બેટા! સાંભળ. પહેલો માણસ તદ્દન નીચ હતો. તેની દૃષ્ટિમાં એકલા અવગુણ ભર્યા હતા. જેથી આખા ગામના માણસો તેને અવગુણી દેખાયા. એવો દુર્ગુણી માણસ ગામમાં આવે તો આખા ગામને બગાડે. અને આ બીજો આવ્યો તે એકલો સદ્દગુણી છે. તેને આખા ગામના માણસોમાં સદ્દગુણ દેખાયા. પોતાનામાં જ અવગુણ દેખાયા. માટે આ પવિત્ર માણસ છે. આવો સજ્જન માણસ ગામમાં આવે તો સદ્દગુણ વધે. આ આશયથી મેં જુદા જુદા જવાબ આપ્યા છે.

બંધુઓ! જે માણસ અવળાઈમાં પડેલો હતો તેને બધા દુર્જન દેખાયા અને જે સવળો હતો, સ્વદોષનું દર્શન કરનારો હતો તેને બધા સદ્દગુણી દેખાયા. પોતે એક પોતાને દુર્ગુણી દેખાવા લાગ્યો. આવી રીતે જે આત્માને પરનો સંગ લાગ્યો છે, પારકા સાથે પ્રીતિ કરે છે તે સ્વઘરને ભૂલીને પરની પંચાતમાં પડે છે. પણ જ્ઞાની કહે છે પરની પંચાત તમને સંસારમાં પરિભ્રમણ કરાવશે. પરની સાથે પ્રીતિ કરનારો આત્મા અજ્ઞાન છે. તેને ખબર નથી કે પરાયું કદી પોતાનું થતું નથી. સ્વમાં જે સુખ છે તે પરમાં નથી. જુઓ.... તમારા સંસારમાં પણ અણુસમજુ માણુસને પારકા જેટલા ગમે છે તેટલા પોતાના ગમતા નથી.

**"શરીર પાડોશી જેવું છે"** નાનાં બાળકોને ઘરનાં માણુસો ખૂબ પ્રેમથી રાખે, માતા ઘરમા સારું સારું ખાવાનું બનાવીને આપે છતાં તેને બહારથી ખાવાનું લઈને ખાવું બહુ ગમે અગર પાડોશી એક મામૂલી ચીજ આપે તો પણ બહુ ગમે છે. આ તો નાનું બાળક છે. તેની વાત બાજુમા મૂકો. પણ માની લો કે દીકરાની વહુ નવી પરણીને આવી છે. તેને સાસુ, જેઠાણી, નણંદ બધા પ્રેમથી બોલાવે છે છતાં ઘરનાં સાથે પ્રેમથી નથી બોલતી. એને સાસુ, નણંદ, જેઠાણી અને પતિ કરતાં પણ પાડોશણ સાથે ખૂબ પ્રીતિ થઈ ગઈ છે. એટલે ઘરનું કામકાજ કરે ને હાલતાં–ચાલતાં પાડોશણ પાસે જઈને વાતો કરે ને કહે તમે મારા ખૂબ હિતસ્વી છો. તમે મારા સર્વસ્વ છો. તમે મને પ્રાણથી અધિક પ્રિય છો. અણુસમજુ માણુસને ઘરનાં કરતાં પરાયા સારા લાગે છે. ને પરાયા

સાથે પ્રીતિ કરે છે. તેમ આપણો ચૈતન્ય સ્વરૂપ આત્મા પણ અજ્ઞાન અવસ્થાને કારણે ચૈતન્યમાં, પ્રીતિ નહી કરતાં પુદ્‌ગલ સ્વરૂપી પાડોશીની સાથે પ્રીતિ કરે છે.

જેમ પેલી નવી વહુ પાડોશીને વિસામાનું સ્થાન માને છે તેમ આત્માપણ દેહરૂપી પાડોશીને વિશ્રામનું સ્થાન માની બેઠો છે. એ વહુને દીકરો થયો. સમય જતાં એ દીકરો મોટો થતાં પાડોશીના આંગણામાં ગંદકી કરી આવે, પાણી ઢોળી આવે તો જોઈ લો પાડોશણ કેવા ઝઘડા કરે છે! જેમ આવે તેમ બોલે છે. જે પાડોશણને સાસુ કરતાં અધિક માનતી હતી તે પાડોશણ છોકરાએ તેના ઓટલે પાણી ઢોળ્યું તેમાં ઝઘડો કરવા લાગી. ત્યારે તે વહુને ભાન થાય છે કે ઘરનાં તે ઘરના અને પાડોશી તે પાડોશી. હવે ઘરનાની કિંમત સમજી. અત્યાર સુધી સમજી ન હતી. નાના બાળકો પણ મા-બાપ ના પાડે તો પણ પાડોશીને ઘેર દોડી જતાં હતાં. અને એ છોકરા મોટા થતાં આંગળ જમીન માટે પાડોશીની સાથે લાકડી લઈને લડે છે. કારણકે હવે સમજણ ના ઘરમાં આવ્યો. આ પોતાનું ઘર છે તેમ સમજ્યો. તેમ આ આત્મા પણ અણસમજુ દશામાં હોય ત્યારે આ પુદ્‌ગલ, ઇન્દ્રિયો, કુટુંબ અને ધનને મારા માની તેની સાથે પ્રીત કરે છે ત્યારે ખબર નથી હોતી કે આની સાથે પ્રીત કરી એના માટે પાપ બાંધું છું પણ તેના ફળ ભોગવવા માટે મારે નરક તિર્યંચ વિગેરે ગતિમાં જવું પડશે. પણ એ આત્મા પોતાના શુધ્ધ ચિદાનંદ સ્વરૂપને ઓળખે છે ત્યારે એને એમ સમજાય છે કે આ શરીર પાડોશી છે. શરીર તે હું નથી. મારે એની સાથે એકમેક થવા જેવું નથી. અજ્ઞાની આત્મા દેહમય બની જાય છે. જેમ લોખંડને અગ્નિમાં તપાવવામાં આવે છે ત્યારે લોખંડ અગ્નિ સાથે એકમેક બની જાય છે. તે એવું લાલ ચોળ બની જાય છે કે જાણે અગ્નિ જોઈ લો. પણ અગ્નિમાંથી લોખંડને બહાર કાઢો પછી એ લોખંડ છે એમ ખબર પડે છે. તેમ આત્મા અજ્ઞાન દશામાં પુદ્‌ગલ ભાવમાં એવો જોડાઈ જાય છે કે હું તે શરીર અને શરીર તે હું. પણ સમજણના ઘરમાં આવે છે ત્યારે એમ લાગે છે કે મારે અને દેહને કંઈ લેવાદેવા નથી. હું અને તે ભિન્ન છીએ. પણ કર્મના કારણે મારે એની જેલમાં જકડાવું પડયું છે. એટલે મારે શરીર સાથે પાડોશી જેવો વ્યવહાર છે. આત્મા જો આનંદમાં હોય તો શરીર ઉપર લાલી દેખાય, તેજ દેખાય અને આત્મા જો ચિંતામાં પડયો તો શરીર સૂકાઈ જાય, નિસ્તેજ બની જાય. આ શરીર આત્માનો સજ્જન પાડોશી છે. પાડોશી જેવો વ્યવહાર રાખનાર છે. પણ એ વ્યવહાર ક્યાં સુધી જળવાય? ઘરને નુકશાન ન થાય ત્યાં સુધી. પેલી નવી વહુને પાડોશી સાથે વાંધો પડયો ત્યારે સાન ઠેકાણે આવી કે "સ્વ તે સ્વ અને પર તે પર." તેમ આત્માએ પણ સમજી લેવું જોઈએ કે શરીર પાડોશી છે. પાડોશીના વ્યવહારે તેની સાથે રહેવું પણ તે મય બનવું નથી.

**"શરીર પોલીસ દાદા જેવું છે:–** બંધુઓ! આ શરીર બધી ગતિમાં

બળવાન પાડોશી છે. કારણકે જીવ જે જે ગતિમાં જાય છે ત્યાં ત્યાં તેને યોગ્ય શરીર મળે છે. આ શરીર સાથે નહિ આવે. અહીંનું અહીં રહી જશે. તમે રહેઠાણ ફેરવો તો પત્ની છોકરાં સાથે આવે પણ પાડોશી સાથે ના આવે. તે રીતે શરીર કોઈની સાથે જાય છે ખરું? "ના." અહીં રહી જાય છે. એટલે આ શરીર પોલીસ દાદો છે. ઘણાં શ્રીમંતો પોલીસને દર વર્ષે બોણી આપે છે. એ તો તમે પણ આપતાં હશોને? બરાબર અનુભવ છે ને? પોલીસને બોણી આપવામાં તમને વહેપારમાં અગર બીજા કશામાં ફાયદો ખરો? ફાયદો કંઈ નહિ પણ ન આપીએ તો હેરાન કરે. પોલીસ દાદાને વીસ વર્ષ બોણી આપી પણ બે વર્ષ ન આપી તો હેરાન કરશે તેમ આ દેહરૂપી પોલીસ દાદાને ૨૫–૩૦–૪૦–૫૦ વર્ષ સુધી પોષ્યો પણ ચાર દિવસ ખાવાનું ન આપ્યું તો નિર્બળ થઈ જાય છે. આટલા વર્ષો સુધી દીધું તે બધું ગયું. ને ગળે પડતાં વાર નહિ એવો આ દેહ પોલીસ દાદો છે. એને ૫૦ વર્ષ સુધી ત્રણે ટંક ભાણાં ભરીને પોષો છો છતાં આપત્તિ વખતે અળગો રહે છે. સાવચેત શ્રીમંતો બોણી દે તે પહેલાં બારગણું કામ કઢાવી લે છે. તેમ આ પુદ્ગલ રૂપ પોલીસ દાદાને ત્રણ ટંક પોષો છો તો તેની પાસે જે કામ કઢાવવું હોય તે કઢાવી લેજો. બોલો, તેની પાસેથી કયું કામ કઢાવવું છે?

દેવાનુપ્રિયો! આ ઉત્તમ માનવભવ મળ્યો છે. સંસાર આધિ–વ્યાધિ અને વિષય–કષાયોનો ઉકરડો છે. તેમાં હીરાકણી સમાન ધર્મ રહેલો છે. આ દેહરૂપી પોલીસ દાદો બેઠો બેઠો આટલા વર્ષોથી ત્રણ ટંક બોણી ખાઈ રહ્યો છે. હવે તેને કહો કે આ ઉકરડામાંથી ધર્મરૂપી હીરાકણીઓ પ્રાપ્ત કરવામાં મદદ કર. આ પોલીસ દાદો મદદ કરે તેવો છે છતાં ઉકરડામાંથી હીરાકણી લેવાની અક્કલ નથી આવતી. એને વિષય કષાયના ઉકરડા ઉથામવા બહુ ગમે છે. ભગવંત કહે છે કે આવો દુર્લભ અને ઉત્તમ માનવભવ પામ્યા છતાં અજ્ઞાની આત્માઓ ધર્મની લહેજત લઈ શકતા નથી. તેનું કારણ પશુ જેવી વૃત્તિ છે. ઢોરને રત્નના ઢગલા ઉપર ઉભા રાખો તો તે રત્નના ઢગલામાં મળમૂત્ર કરશે, તેમાંથી અનાજના કણ વીણશે પણ રત્ન નહિ લે, કૂકડો ઉકરડો ફેંદીને તેમાંથી એઠવાડના દાણા ખાશે પણ હીરાકણી આવશે તો ફગાવી દેશે તેમ આ જીવ મહાન પુણ્યોદયે મનુષ્યભવ રૂપી રત્નના ક્ષેત્રમાં આવ્યો પણ પેલા પશુની જેમ વિષય કષાય રૂપી કણીયાને દેખે છે. પશુમાં રત્નને ઓળખવાની, લેવાની કે રત્ન લેવા માટે ભોગ આપવાની બુદ્ધિ હોતી નથી. એને એંઠવાડના દાણા માટે શીંગડું મારવાનું મન થાય છે. વચ્ચે કૂતરું ખાવા આવે તો શીંગડું મારવા જાય. એંઠવાડ માટે બધું કરવા તૈયાર છે પણ રત્ન માટે કંઈ કરવા તૈયાર નથી. તેમ આ જીવ પણ વિષય કષાયના એંઠવાડ માટે થાય તેટલું કરવા તૈયાર છે પણ ધર્મરત્ન માટે કંઈ કરવા તૈયાર નથી. પશુને તો રત્નની પારખ નથી એટલે તેને જતું કરે,

પણ તમે તો હોંશિયાર માનવ છો ને ? તમે રત્નને પારખી શકો તેમ છો. શા માટે બેદરકાર રહો છો ? દિપક જેમ અંધકારને દૂર કરે છે તેમ ધર્મ રૂપી રત્નના પ્રભાવથી પાપ રૂપી અંધકાર દૂર થાય છે.

આ માનવભવ એ જેમ તેમ નથી મળ્યો. એની કિંમત સમજો. તેમાં પણ અમૂલ્ય જૈન ધર્મ મળ્યો છે તેની મહત્તા સમજો. અહીં જીવ સમજે તો ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા કરી શકે છે. ગૌતમસ્વામીએ ભગવાનને પૃચ્છા કરી કે હે પ્રભુ ! એક નવકારશી તપ કરે તો શું ફળ મળે ? ત્યારે ભગવંતે કહ્યું–હે ગૌતમ ! ઓગણત્રીસ લાખ, ત્રેસઠ હજાર, બસે ને સડસઠ ઉપર એક પલ્યનો ચોથો ભાગ શુભ દેવનું આયુષ્ય બાંધે. શુધ્ધ સમકિત સહિત સમાયિક કરે તો બાણું ક્રોડ, ઓગણસાઠ લાખ, પચ્ચીસ હજાર, નવસો પચ્ચીસ પલ્યોપમ અને એક પલ્યોપમના સાત ભાગ કરીએ તેમાંથી ત્રણ ભાગ ઝાઝેરા શુભ દેવતાનું આયુષ્ય બાંધે. ઉણોદરી તપ કરે તો શું લાભ થાય ? સો વર્ષના પાપ દૂર થાય. એક ઉપવાસ કરે તો એક હજાર વર્ષના નારકીના પાપ દૂર થાય છે. આટલી કરણી કરવામાં આટલો મહાન લાભ રહેલો છે તો જે ધર્મની ખૂબ આરાધના કરે છે તેને કેટલો લાભ થાય ? અરે, જે સંસાર છોડીને સંયમી બન્યા છે તેમને તો કેટલો લાભ છે ! ક્ષણે ક્ષણે કર્મની નિર્જરાનો લાભ. ખોટ તો જાય નહિ. પણ ક્યારે ? શું વેશ પહેરીને બેસી ગયા, તમને ઉપદેશ આપ્યો તેથી કલ્યાણ થઈ ગયું ? "ના." કલ્યાણ ક્યારે થાય ? આ વીતરાગનો વેશ પહેર્યો છે તે વેશને વફાદાર રહીએ તો કલ્યાણ થાય. બાકી ચારિત્રને ચોળીને બીજાનું કલ્યાણ કરાવવાથી ખોટ ખાઈ રહ્યા છીએ.

આજે તમે સંતને વંદન કરો છો, તમારાથી ત્રણ ફૂટ ઉંચા બેસાડયા છે તે ભગવાનના ચારિત્ર માર્ગનું માન છે. કોઈ ચારિત્ર છોડીને આવે તો ઉપાશ્રયમાં ઉતારો ખરા ? બોલો–હીરાભાઈ, વજુભાઈ, જેણે ચારિત્ર છોડયું છે તેને શ્રાવકો કહી દેશે કે ચાલતા થઈ જાઓ. હવે તમારે માટે અહીં સ્થાન નથી. અહીં તો ચારિત્રમાં વફાદાર રહે તેનું કામ છે. માની લો કે કોઈ શ્રીમંત શેઠના દીકરાની વહુ નવી પરણીને આવી છે. તેને ખબર નથી કે અહીં પાણી ઢોળવાની મનાઈ છે, તેણે પાણી નાંખ્યું ને પેલો મ્યુનિસિપાલિટીનો પટાવાળો સુધરાઈ ખાતું તપાસવા આવ્યો. એણે પેલી વહુને પકડી. એટલે એના સસરા કહે–ભાઈ ! અહીં પાણી નાંખવાની મનાઈ છે ને પાણી નાંખ્યું તે અમારો ગુન્હો છે. મારી ભૂલ કબૂલ કરું છું. વાત એમ છે કે આ વહુ નવી પરણીને આવી છે એને આ કાયદાની ખબર નથી. છોકરું છે. ભૂલ થઈ ગઈ. હું ધૂળ નાંખીને સાફ કરાવી દઉં છું. તું બોલતો બંધ થા. પણ પેલો પોલીસ તો બકવાદ મૂકતો નથી. આ શેઠ પણ ખૂબ શ્રીમંત છે. કોઈની શેહમાં તણાય તેવા નથી. એટલે કહે છે હું તને ચાર તમાચા ચઢાવી દઉં તેમ છું. હું

નબળો નથી પણ તેં સરકારનો પટ્ટો પહેર્યો છે એટલે તને કંઈ કહી શકતો નથી. ત્યાં પેલો પોલીસ ભભૂકી ઉઠયો. શું મારું કંઈ વર્ચસ્વ નહિ! આ પોલીસના પટ્ટાનું વર્ચસ્વ છે તો લે....આ પટ્ટો ફગાવી દઉં છું. એમ કહીને પોલીસે પટ્ટો ફગાવી દીધો. એણે જેવો પટ્ટો ફગાવ્યો તેવો જ શેઠે તેને પકડીને ચાર તમાચા ચઢાવી દીધા. પેલો કહે કે હું પોલીસ છું. મને તમે મારનાર કોણ? પોલિસે ફરિયાદ કરી. કોર્ટમાં શેઠને બોલાવ્યા ને પૂછયું–પોલિસને તમે શા માટે માર્યો? શેઠ કહે છે મેં તમારા પોલિસને માર્યો નથી. મેં તો એક સામાન્ય માણસને માર્યો છે. એને પૂછો. એણે પોલિસનો પટ્ટો ઉતારીને ફેંકી દીધા પછી માર્યો છે. બધી પૂછપરછ થઈ. શેઠે બધી સત્ય હકીકત કહી ત્યારે સરકારે શેઠનો ખભો થાબડીને કહ્યું–શાબાશ. સરકારે શેઠને શાબાશી આપી અને પોલિસને રીટાયર કર્યો. તમારે ને અમારે બધાને શાબાશી જોઈએ છે પણ તે ક્યારે મળે? તમે શ્રાવકપણાને વફાદાર રહો ને અમે સાધુપણામાં વફાદાર રહીએ તો. નહિતર કોડીની કિંમત નહિ રહે. પેલા પોલિસની માફક રીટાયર થવું પડશે. સાધુએ સાધુપણાનાં મૂલ્ય ચૂકવવા પડશે. ગુણ હશે તો કિંમત થશે. નહિતર કોઈ નહિ પૂછે.

એક વખત એક બ્રાહ્મણ બીરબલ પાસે આવીને રડવા લાગ્યો. બીરબલ કહે–કેમ રડે છે? તો કહે–હું આટલા શાસ્ત્રો ભણ્યો છતાં મને કોઈ પંડિત નથી કહેતું. બીરબલની બુધ્ધિ તો તમે જાણો છો ને? બીરબલ હસીને કહે છે તમને આખું ગામ પંડિતજી....પંડિતજી કહીને બોલાવે તેમ કરું. પણ તું મને શું આપીશ? પંડિતે કહ્યું કે ૫૦૦) રૂપિયા આપીશ. બીરબલે ૫૦૦) રૂપિયા લઈને કહ્યું કે જો એક મહિનામાં તને લોકો પંડિત ન કહે તો તું કહીશ તે સજા ભોગવી લઈશ. બીરબલે પીપરમીટ લાવીને છોકરા ભેગા કર્યા ને શીખવાડયું કે આ માણસ બહાર નીકળે ત્યારે તમારે ઓ પંડિતજી! પંડિતજી કહેવું. પંડિત બહાર નીકળે એટલે છોકરાનું ટોળું તેની પાછળ પડે ને એ પંડિતજી! એ પંડિતજી કહીને તેની પાછળ જવા લાગ્યા. ત્રણ–ચાર દિવસમાં બધાં જાણી ગયા કે આ પંડિત છે. એટલે પંડિતજી–પંડિતજી કહેવા લાગ્યા. તેથી એ બ્રાહ્મણ તો કંટાળી ગયો ને બધાને ગાળો દેવા લાગ્યો. આને પંડિત કહેવાય! જે પંડિત હોય તે હું પંડિત છું એવું કહેવડાવવા માટે મહેનત કરે! હીરાની કિંમત લાખોની હોય પણ હીરો એમ ન બોલે કે મારી કિંમત આટલી છે. "**હીરા મુખસે ના કહે લાખ હમારા મૂલ.**" તેમ સાચો પંડિત પોતે પંડિત છે તેમ ના કહે. સાચો સાધુ કે શ્રાવક એમ ના કહે કે અમે શ્રાવક કે સાધુ છીએ. એના ગુણથી મૂલ્ય થઈ જાય છે. સાધુના સાધુતાના ગુણથી ને શ્રાવકના ગુણથી મૂલ્ય અંકાય છે. એક શ્રાવક રોજ વ્યાખ્યાનમાં આવીને સામાયિક લઈને બેસી જાય. જે રોજ આવે તેનો સાધુ પણ હિસાબ રાખે. પેલો શ્રાવક બે દિવસ ઉપાશ્રયે ન આવ્યો. ત્રીજે દિવસે આવ્યો ત્યારે મહારાજે પૂછયું.

શ્રાવકજી! એ દિવસ તમારી રજા કેમ પડી? ત્યારે શ્રાવક કહે કામ હતું. મહારાજ કહે–ગમે તેવું કામ હોય પણ તમારી ગેરહાજરી ન હોય. મહારાજે ખૂબ પૂછયું ત્યારે કહે છે મહારાજ સાહેબ! સાચું કહું. અમે ગૃહસ્થી કહેવાઈએ. મારો ૧૮ વર્ષનો દીકરો છે. લોકો એમ બોલે છે કે બહુ વિદ્વાન મહારાજ પધાર્યા છે. વ્યાખ્યાન વાણી બહુ સારા છે. ઉપાશ્રય ઠઠ ભરાઈ જાય છે. એટલે છોકરાએ હઠ પકડી કે મારે ઉપાશ્રયે આવવું છે. પણ તમે તો રોજ વ્યાખ્યાનમાં ઝાટકણી કાઢો છો કે કૂડા તોલ અને કૂડા માપ રાખશો તો તિર્યંચમાં જશો. તો અમારે તો લેવા માટે સવા પાંચ શેરી અને દેવા માટે પોણી પાંચ શેરી હોય. એ છોકરો વ્યાખ્યાનમાં આવે તો મારો ધંધો ભાંગી પડે ને! (હસાહસ) આ તે કંઈ શ્રાવક કહેવાય? આવા શ્રાવક ઘણીવાર બન્યા. હવે સાચા શ્રાવક બનો તો કલ્યાણ થાય.

સલિલાવતી વિજયમાં વીતશોકા નામે નગરી છે. તે નગરીમાં બગીચા, વાવ, કૂવા, ધર્મશાળા બધી જાતની સગવડ છે. એટલે દેવલોક જેવી શોભતી છે. આવી બધી નગરીને યોગ્ય સામગ્રી હોય તો નગરી શોભે છે. ચતુરંગી સેનાથી રાજા શોભે છે. અને સ્ત્રીની શોભા તેના સતીત્વથી છે. ગમે તેટલી સૌંદર્યવાન સ્ત્રી હોય પણ તેનું ચારિત્ર ચોખ્ખું ન હોય તો તેની કિંમત નથી. શીયળ એ સતી સ્ત્રીનો શણગાર છે. અને સાધુ નિર્વદ્ય ભાષાથી શોભે છે. સાધુ સાવદ્ય ભાષા કદી બોલે નહિ. તમે પાંચ વર્ષની દીક્ષા પર્યાયવાળા સાધુ પાસે જઈને બેસો કે પાંચ દિવસની દીક્ષા પર્યાયવાળા સાધુ પાસે જઇને બેસો પણ એ તમારી પાસે સંસારની વાતો નહિ કરે. જૈન સાધુની વાતોમાં પણ વૈરાગ્ય ભર્યો હોય. જ્યાં પાપનું આવાગમન થતું હોય, કોઈને દુઃખ થતું હોય, તો તેવી ભાષા જૈન સાધુ કદી બોલે નહિ. નિર્દોષ અને પવિત્ર ભાષા બોલે. એટલે સાધુની કિંમત નિર્વદ્ય ભાષાથી છે. વીતશોકા નગરીની બહાર ઈશાન ખૂણામાં ઈન્દ્રકુંભ નામનું ઉદ્યાન છે. હવે તે નગરીના રાજા કોણ હતા તેના ભાવ અવસરે કહેવાશે.

આજે અમારા ઝગમગતા તારા જેવા પૂ. તારાબાઈ મહાસતીજીની પુણ્યતિથિ છે. આમ તો તેમની પુણ્યતિથિ મહાવદ બીજની છે પણ ખંભાત સંઘે તેમની તિથિ અષાડ વદ બીજના દિવસે ઉજવવાની નિર્માણ કરેલી છે. કારણ કે દેશમાં ચાતુર્માસ સિવાયના દિવસોમાં સંતોનો યોગ ઓછો હોય છે તેથી ધર્મકરણી ઓછી થાય. અને ચાતુર્માસમાં સંતોની ઉપસ્થિતિ હોય એટલે ધર્મની આરાધના વધુ થાય. તે લક્ષથી આજે ખંભાત સંપ્રદાયના દરેક ક્ષેત્રોમાં પૂ તારાબાઈ મહાસતીજીની પુણ્યતિથિ ઉજવાય છે. સમય થઈ ગયો છે પણ ટૂંકમાં કહીશ.

## સ્વ મહાન વૈરાગી પૂ. તારાબાઈ મહાસતીજીનું જીવન ચરિત્ર :

જેનું જીવન ધૂપસળીની માફક સૌરભ ફેલાવી ગયું છે, ગુલાબના પુષ્પની જેમ મઘમઘતું બન્યું છે, શિષ્યા મંડળમાં જેમનું જીવન તારાની જેમ ચમકતું હતું એવા સ્વ. મહાન વૈરાગી તારાબાઈ મહાસતીજીની આજે સ્વર્ગારોહણ તિથિ છે. આપ સૌ સમજી શકો છો કે તેમનુ જીવન કેટલું ઉજ્જવળ ને ચારિત્રસંપન્ન હશે, એમનામાં કેટલો વિનય - વિવેક અને સદ્‌ગુણોની સુવાસ હશે કે જે શિષ્યા હોવા છતાં જેમની પુણ્યતિથિ તેમના પૂ. ગુરૂણી ઉજવે છે. તેમનામાં રહેલા અખૂટ ગુણોનું વર્ણન કરવા માટે તો આપણી પાસે સમય ઓછો છે. પરંતુ તેમના જીવનનો બહુ ટૂંકો પરિચય આપની પાસે રજુ કરું છું.

તેઓશ્રીનો જન્મ અમદાવાદ શહેરમાં થયો હતો. તેમના પિતા ઉગરચંદભાઈ અને માતા સમરતબહેન હતા. તેમના લગ્ન ૧૪ વર્ષની ઉંમરે થયેલા. તેમના પતિનું નામ કેશવલાલભાઈ હતું. તે ખૂબ મોટા વહેપારી હતા. તેમનો સંસાર ખૂબ સુખી હતો. જે સુખી સંસારમાં દુઃખ કોને કહેવાય તેનો પણ ખ્યાલ નહોતો. એવો મહાન વૈભવ, સંપત્તિ, સુખ આદિ ગૃહસ્થ સંસાર રીતે ખૂબ હતું. પણ કુદરત માનવીને ક્યારે ક્યાં મૂકી દે છે તેની કોઈને ખબર નથી. તે રીતે તેમને ૨૪ વર્ષની ઉંમરમાં એક દુઃખનો પહાડ તૂટી પડે તેવું બન્યું. એટલે તેમના પતિનું અચાનક હાર્ટફેલ થવાથી દુઃખદ અવસાન થયું. તેથી તેમના માથે ઘર સંસારની બધી જવાબદારી આવી ગઈ. તેમને ચાર દીકરા હતા. આવા પ્રસંગમાં તેમને અમારો (પૂ. શારદાબાઈ મહાસતીજીનો) પરિચય થયો. જેમ જેમ તે પરિચયમાં આવતા ગયા તેમ તેમ સંસારની અસારતા સમજાણી, ને તેમનો આત્મા વૈરાગ્યના રંગે રંગાઈ ગયો. પુત્રો નાના હોવાથી તેમજ આખા ઘર સંસારની જવાબદારી હોવાથી અનાસક્ત ભાવે, વૈરાગ્ય રંગે રંગાયેલા તારાબહેનને સંસારમાં ૧૨ વર્ષ પસાર કરવા પડયા. છેવટે એક પુત્રના લગ્ન કર્યા પછી ઘરની જવાબદારી સંભાળે તેવો પુત્ર તૈયાર થયા બાદ તેમણે સંયમની આજ્ઞા માંગી. આ શબ્દો સાંભળતાં માતાના પ્રેમની ગોદમાં રમતા ચાર પુત્રો ચોધારા આંસુએ રડવા લાગ્યા. બા ! સંસારમાં રહી તું સાધુ જીવન જીવ પણ અમે તને દીક્ષાની આજ્ઞા નહિ આપીએ.

**"સંયમ લેવા માટે આકરી કસોટીમાં પ્રવેશ"** : ત્યારે તારાબહેને કહ્યું. દીકરાઓ ! તમે ગમે તેટલું કરશો તો પણ હવે હું એક પળ પણ સંસારમાં નહિ રોકાઉં. મેં મારી જવાબદારી પૂરેપૂરી બજાવી છે. હવે મને મુક્ત કરો તમારી પાછળ મેં ૧૨ વર્ષો વીતાવ્યા છે. હવે ઘડી પણ રહી શકું તેમ નથી. માટે મને આજ્ઞા આપો. ચારે પુત્રોને ઘણું સમજાવવા છતાં જ્યારે કોઈપણ હિસાબે તેઓ માતૃપ્રેમ

છોડી શકયા નહિ ને દીકરાઓએ એ મક્કમતા બતાવી કે કોઈ પણ હિસાબે દીક્ષાની આજ્ઞા આપીશું નહિ. ત્યારે તારાબહેને છેલ્લે નિર્ણય કર્યો કે આ પુત્રોનો જે સ્નેહ છે તે છોડવા માટે મારે આકરી કસોટીમાં પ્રવેશ કરીને પણ દીક્ષાની આજ્ઞા મેળવવી છે. તેથી તેમણે ચૌવિહારા ઉપવાસ શરૂ કર્યા. ધગધગતા જેઠ મહિનાના ઉગ્ર તાપમાં માતાના મુખ ઉપર ઉપવાસ જોઈ દીકરાઓના હૃદય હચમચી ગયા. અને કુટુંબીજનો તથા સ્નેહી સંબંધીઓએ તેમને ઉપવાસ છોડવા માટે ઘણો આગ્રહ કર્યો. તેમણે એક નિર્ણય બતાવ્યો કે હવે હું સંયમની આજ્ઞા મેળવીશ પછી જ પારણું કરીશ.

જેને સંયમની લગની લાગી હતી અને જેનો એક ધ્યેય છે કે સંસારથી મુક્તિ લઈ હું આત્માની મુક્તિ ક્યારે મેળવું ? આવો દૃઢ વૈરાગ્ય જોઈ ને છેવટે દીકરાઓએ રડતી આંખોએ કહ્યું હે બા ! તેં અમારા માટે ઘણું કર્યું છે. અમારી એક ઈચ્છા છે કે તું સંસારમાં રહીને ધર્મધ્યાન કર. અમે તારી કંઈક સેવા કરીને તારા ઋણથી મુક્ત બનીએ. જ્યારે તારાબહેન વૈરાગ્યથી સ્હેજ પણ ચલિત ન થયા ત્યારે ગદ્ગદ્ કંઠે રડતી આંખે દીકરાઓએ આજ્ઞા આપી. હે અમારા પરમ ઉપકારી માતા ! જાઓ. આપ સુખેથી આપની આત્મ સાધના કરો. દીક્ષાની રજા મળતાં તારાબહેનના રોમે રોમે આનંદના ફુલડા ખીલી ઉઠયા. અને સંવત ૨૦૧૪ના અષાડ સુદ બીજનો દીક્ષા લેવાનો મંગલ દિવસ આવી ગયો.

વૈરાગી સંયમ લેવાના ઉમેદવાર તારાબહેન જ્યારે અષાડ સુદ બીજના દિવસે ઘર છોડી દીક્ષા મંડપમાં આવવા તત્પર બન્યા તે સમયનું છોકરાઓનું જે કરૂણ રૂદન, માતા પ્રત્યેનો સ્નેહ અને દીકરાઓનો અંતર આઘાત એવો હતો કે જોનારનું હૃદય પથ્થર જેવું હોય તો પણ પીગળી જાય. દરેકના મુખમાંથી એક શબ્દ સરી પડયા, અહાહા....શું તારાબહેનનો દૃઢ વૈરાગ્ય ! અને તેની સાથે શું દીકરાઓના માતા પ્રત્યેનો પ્રેમ ! પ્રેમના બંધન તોડી, સ્નેહના સંબંધ તરછોડી, માયાના બંધનને વિખેરી દૃઢ વૈરાગી તારાબહેન રાગપાશના બંધન રૂપી સંસારને છોડી દીક્ષા મંડપમાં આવ્યા. તે વખતનું દૃશ્ય એવું કરૂણ બની ગયું કે સૌ કોઈની આંખો આંસુથી છલકાઈ ગઈ ને બોલવા લાગ્યા. ધન્ય છે વૈરાગી તારાબહેનને કે પ્રેમના પાશ તોડી વૈરાગ્ય વાટિકામાં વિચરવા આ વૈરાગી આત્માએ પ્રયાણ કર્યું. છોકરાઓનું કરૂણ રૂદન જોઈ ને બધાની આંખોમાંથી આંસુની ધારા છૂટી. દીક્ષા તો ઘણી થાય છે પણ પુત્રના મોહ છોડી નીકળનાર આત્મા બહુ વિરલ હોય છે. તારાબહેન તારાબાઈ મહાસતીજી બન્યા પછી જ્ઞાન–ધ્યાનમાં ચારિત્રમાં ખૂબ દૃઢ હતાં. દીક્ષાએ નાના છતાં મોટા જેવી ફરજ બજાવનાં વૈરાગી બહેનોને ભણાવવાનું કામ પોતે કરતા, પોતાનો એક ધ્યેય હતો કે મારે પંડિત કે વિદ્વાન બનવું નથી પણ મારે બધા

સતીજીની સેવા કરી કર્મ ખપાવવા છે. તેમને અધ્યયન, થોકડા અને પ્રશ્નોનું સારું જ્ઞાન હતું. તેઓ નાનાઓને તથા વૈરાગીઓને એમ જ કહેતા હતા કે આપણી સાધના એવી હોવી જોઈએ કે વહેલી તકે મોક્ષ મેળવી શકીએ.

સંવત ૨૦૧૮માં મુંબઈ-કાંદાવાડી ચાતુર્માસ આવવાનું બન્યું. અનુક્રમે કાંદાવાડી, માટુંગા, દાદર ચાતુર્માસ કર્યા બાદ ૨૦૨૧ માં પાર્લા ચાતુર્માસ થયું. ત્યાં તેમને આસો માસમાં ગર્ભાશયનું કેન્સર થયું તે વાતની તેમને જાણ થતા સ્હેજ પણ તેમના મનમાં ઉદ્વેગ નહિ પણ પ્રસન્નતાથી એમ કહેતા હતા કે દેહના કેન્સર સાથે કર્મનું કેન્સર થઈ જાય તો કેટલું ઉત્તમ !

**"કર્મ સામે કેશરીયા કર્યા"** : અહો ! કેન્સરથી ગભરાવાનું ! વહેલી તકે કર્મ ખપાવવાનું અને આત્મ સાધનામાં રમણતા કરવાનું ને પંડિત મરણે મરવાનું આ સિગ્નલ છે. પોતે આત્માને કહેતા જોજો ચેતનરાજા ! પાછા પડતા નહિ.

**દેહ દર્શી દુઃખ ભોગવે, કરે સુખનો ઉપાય,**
**આત્મદર્શી આત્મા રહે સુખમાં સદાય.**

ટૂંકમાં તેમનો આત્મા ખૂબ જાગૃત હતો. શૂરવીર અને ધીર બનીને કર્મ સામે કેશરીયા કરવા તત્પર બન્યા. તેમની સાધનામાં સ્હેજ પણ ખામી આવવા દેતાં નહિ ટ્રીટમેન્ટ મળતાં તેમને દર્દ નાબૂદ થયું. અને ૨૦૨૨માં ઘાટકોપર ચાતુર્માસ કર્યું. ચાતુર્માસ પૂર્ણ થતાં છેવટે કારતકી પુનમના દિવસે આલોચના કરતાં તેમના માથામાં અસહ્ય દુખાવો ઉપડયો. તે દુખાવો બે દિવસ રહ્યો પછી મટી ગયો. અને પછી મહા માસમાં માટુંગા પધાર્યા ત્યાં તેમને ફરીને દર્દ ઉપડયું.

**સતીજીની મહાન સહનશીલતા આગળ ડોકટરોના મસ્તક નમી ગયા :**

જેણે દર્દને દફનાવી દેવાની શક્તિ પ્રાપ્ત કરી છે અને અસહ્ય પીડામાં પણ સમતાના સરોવરમાં જેનો આત્મા રમણતા કરી રહ્યો છે એવા તારાબાઈ મહાસતીજીને જોઈને ડોકટરો બોલી ઉઠયા ધન્ય છે સતીજી તમને ! આપના જેવા દર્દીઓને આ પીડા આગળ પકડી રાખવા પડે છે. કારણકે માથાનું દર્દ એવું હોય છે કે ભલભલા માણસ પણ સહન ના કરી શકે. આ દર્દમાં મગજની નસો સંકોચાઈ જાય છે. ને લોહીનું હરવું ફરવું ઓછું થાય ત્યારે આ વેદના અસહ્ય ઉપડે છે. છતાં આપની અલૌકિક સમતા અને સહનશીલતા આગળ અમારા શીર ઝૂકી જાય છે. આ રીતે એમની સમતા આગળ ડોકટરોના મુખમાંથી પણ આ રીતે શબ્દો સરી પડયા. અને કોઈપણ ડોકટર આવે તો ચાર્જ પણ લેતા નહિ.

મહા સુદ આઠમને શનીવારે માટુંગામાં મંદાકિનીબાઈનો ભવ્ય દીક્ષા મહોત્સવ ઉજવાયો. ત્યાર પછી પોતાના મૃત્યુ અગાઉ ત્રણ દિવસ પહેલાં મને કહ્યું કે

મહાસતીજી ! આ જીવન ક્ષણુ ભંગુર છે. નશ્વર દેહનો મોહ છોડવા જેવો છે. હું વડી દીક્ષા લેવાની છું. આવા તેમના ગૂઢ સંકેતને હું સમજી શકી નહિ. મેં કહ્યું વડી દીક્ષા સાયન છે ને તમારી તબિયત સારી નથી. તમે ત્યાં સુધી કેવી રીતે આવી શકશો ? મને કહે હું આવવાની નથી પણ લેવાની છું. મને હવે અંતિમ આલોચના કરાવો. હવે હું ફક્ત અઢી દિવસ છું. બીજે દિવસે વડી દીક્ષા આપવા માટે હું જતી હતી ત્યારે મને કહે મહાસતીજી ! આપ વહેલા પધારજો. તે દિવસે તેમણે ૧૦–૧૦ મિનિટે ધૂન બોલવાની શરૂ કરી.

**"દેહ મરે છે હું નથી મરતી, અજર અમર પદ માહરૂં રે"**

હૃદયના રણકારથી તેમણે આ શબ્દો બોલવાના શરૂ કર્યા, આંખમાં આંસુ સાથે બધા મહાસતીજી પૂછવા લાગ્યા. તમે આ શું બોલો છો ? ત્યારે તે કહે –મારા મહાસતીજી રડો મા. આંખમાં આંસુ લાવો મા.

**ચિંતા કરો શા કાજ, કોઇનું ફેરવે ફરતું નથી,**
**નિર્માણ જેહનું જે થયું, કોઈ અન્યથા કરતું નથી.**

મૃત્યુ એ તો જીવન ઝરણાનું અટક સ્થાન છે. આત્માતો અમરને અવિનાશી છે. આ નશ્વર દેહ એક દિવસ છૂટી જવાનો છે. આટલું કહીને પોતાની ધૂનમાં મસ્ત બની ગયા. બીજે દિવસે તા. ૨૫મી ને શનીવારે સવારે મને કહે છે મહાસતીજી ! આજે પાણી બે ઘડા લાવજો. પહેલા કાળની ગૌચરી પહોર આવતાં પહેલાં પતાવી દેજો. કંઈ રાખશો નહિ. પહેરવા માટે ત્રણ કપડાં સીવેલા તૈયાર છે ને ? ન હોય તો હાલને હાલ સીવડાવી લો. આ બધું કહેવાની પાછળ એમનો આશય એ હતો કે હમણાં હું હવે જવાની છું મારા ગુરૂણી ગભરાઈ જશે માટે એમણે બધા સંકેત કર્યા.

**"અંતિમ ઉદ્‌ગાર હવે હું ખંભાત આવવાની નથી."** હવે આપણે દેશમાં જવાના છીએ. તો ચંદ્રિકાની દીક્ષા વૈશાખ મહિનામાં સારી રીતે ઉજવજો. હું હવે ખંભાત આવવાની નથી. પછી કહે મને કપડા આપો હું બદલી લઉં. પછી તમને મહેનત પડશે. મેં કહ્યું શા માટે ? મેં ન આપ્યાં છતાં અંદરના કપડા તો પહેરી લીધા. મને ગોળ ગોળમાં બધું સમજાવી દીધું પણ હું સમજી શકી નહિ. ત્રણ દિવસ અગાઉ મને કહેલ કે હું અઢી દિવસ છું. મને આગલા દિવસે કહેલું કે હું તો કેવી ભાગ્યશાળી છું કે મારા ગુરૂણીના ખોળે માથું મૂકીને આપણા ગુરૂદેવ પૂ. રત્નચંદ્રજી મહારાજ પાસે જઈશ. બરાબર તેમજ બન્યું.

વ્યાખ્યાનનો સમય થયો એટલે મેં વસુબાઈને વ્યાખ્યાન શરૂ કરવા મોકલ્યા. હતા. હું નવ વાગે તૈયાર થઈને દાદર સુધી ગઈ પણ મને કોઈ કહેતું હોય તેવો ગેબી અવાજ આવ્યો કે તને કહ્યું છે કે હું અઢી દિવસ છું ને તું ક્યાં જાય છે ?

મને બે ત્રણ વખત અવાજ આવ્યો એટલે વ્યાખ્યાનમાં ન જતાં હું પાછી આવીને તેમના માથા આગળ બેઠી. તેઓ કહે કેમ પાછા આવ્યા? મેં કહ્યુ મને આમ થાય છે. તો તે કહે સારું થયું તેમણે મારા ખોળામાં માથું મૂક્યું અને મને કહે છે મહાસતીજી! હું નથી મરતી મારો દેહ મરે છે. તમે મારો રાગ રાખશો નહિ. મારો મોહ છોડી દો. આ દેહ તો નશ્વર છે. તમે હિંમત રાખજો એમ કહી હાથ જોડી મસ્તકે હાથ મૂકીને કહે છે હે આદેશ્વર દાદા! મને ભવોભવ તમારું શરણું હોજો. ત્યાં હું ચમકી મને થઈ ગયું કે હવે મારા તારાબાઈ મને મુકીને ચાલ્યા. એટલે મેં એમને ૯–૪૫ મિનિટે સાગારી સંથારો કરાવ્યો. પ્રત્યાખ્યાન લેતાં એમના મુખ ઉપર એટલો બધો હર્ષ હતો કે બસ, હવે મારી ભાવના પૂર્ણ થઈ. એમણે તો ત્રણ દિવસ અગાઉ મને સંથારો કરાવો તેની ખૂબ ભાવના વ્યકત કરી હતી પણ તેમની ભાવનાને હું પૂર્ણ કરી શકી નહિ. જ્યારે સાગારી સંથારો કરાવ્યો ને હું બોલી કે કાળ આવે તો જાવજીવ. ત્યાં તેમનો અંતરાત્મા બોલી ઉઠયો કે હું આજે ભાગ્યશાળી બની, મારા ગુરૂણીએ મને પાવન બનાવી. કાંટાળા રસ્તેથી પાછી વાળી મોક્ષના માર્ગે વાળી. ધન્ય છે મારા ગુરૂણીદેવ! હું આપને ખમાવું છું. હવે મને નવકારમંત્ર સંભળાવો. આથી અમે નવકારમંત્રનાં શરણાં દેવા લાગ્યા. પણ પોતે તો છેલ્લા શ્વાસ સુધી "દેહ મરે છે હું નથી મરતી, અજર અમર પદ મારું" એ ધૂન ચાલુ રાખી. તા. ૨૫મીના શનિવારે સવારે ૧૦ ને ૧૦ મિનિટે પોતાની જાતે ધૂન બોલતાં બોલતાં મહાવદ બીજના દિવસે ૪૮ વર્ષની ઉંમરે સાડા આઠ વર્ષની દીક્ષા પર્યાય પાળી સકળ સંઘની હાજરીમાં નશ્વર દેહનો ત્યાગ કર્યો. દીક્ષા લીધી ત્યારથી તેઓ કહેતા કે ભલે ઓછું જીવાય પણ પંડિત મરણે હું મરું. એ તેમની શુધ્ધ ભાવના સાકાર બની. તે ટૂંક સમયમાં આત્મસાધના સાધી ગયા.

**જાનાર તો જાતાં રહ્યા, સદગુણુ એનાં સાંભરે,**
**લાખો લુંટાવો તો ભલે, મરનાર પાછા ના મળે.**
**જાનાર આગ વિષે બળે, જોનારા અગ્નિ વિણુ બળે,**
**રોયા કરે તો શું વળે, મરનાર પાછા ના મળે.**
**વૈભવ મળે, કીર્તિ મળે, લક્ષ્મી ગયેલી સાંપડે,**
**એ સૌ મળે પણુ જગતમાં મરનાર પાછા ના મળે.**

ખરેખર! ગોઝારા કાળે ગજબ કર્યો. વાત્સલ્યની વેલડી, વિનયની વાવડી અને સેવાના સૌરભવંતા સુમન સમા અમારા તારાબાઈ મહાસતીજીને ક્રૂર કાળ રાજા લઈને ચાલતાં થઈ ગયા. દરેક સંઘમાં સંઘે ખબર આપ્યા. દર્શન માટે મુંબઈની માનવ મેદની ઉમટી. જેમની સ્મશાનયાત્રામાં પચ્ચીસ હજાર (૨૫,૦૦૦) માણુસો હતા. તેમનો દેહ ચંદનના કાષ્ટોથી બાળવામાં આવ્યો હતો. તેમનો દેહાંત થવાથી શ્રી

સંઘમાં ભારે શોક છવાયો હતો. તેઓ પોતે ઉત્તમ આદર્શ જીવન જીવી સૌને આદર્શ ભર્યું જીવન જીવવાની જ્વલંત પ્રેરણા આપતા ગયા છે. ફુલ જાય છે પણ ફોરમ રહી જાય છે. તેમ આવા ઉત્તમ આત્મા નશ્વર દેહને છોડીને જાય છે પણ ગુણની સુવાસ મૂકીને જાય છે. સંયમ પંથમાં પ્રેમનાં પુષ્પો પાથરનારા એવા પૂ. તારાબાઈ મહાસતીજીના ગુણરત્નોથી ભરપુર જીવનમાંથી અલ્પ ગુણોનું વર્ણન કર્યું છે. તેમના જીવનમાં રહેલા ગુણરૂપી રત્નોની માળામાંથી એકાદ ગુણરત્ન લઈને આપણું જીવન તેનાં કિરણોથી ચમકાવી કલ્યાણની કેડીએ કદમ ઉઠાવીએ તો આપણે તેમને સાચી શ્રધ્ધાંજલી અર્પણ કરી કહેવાય.

**ઉજ્જવલ જીવન જીવી જનારા, વાત્સલ્ય વહેણોની વહાવતા ધારા,**
**નયનોના તારા ને હૈયાના હારા, ગૂંથી મેં ગુણપુષ્પોની સુવાસિત માળા.**

તેમની પુણ્યતિથિ નિમિત્તે આજે ૮૦ અઠ્ઠમ થયા છે. પૌષધ ૫૦ ને સામયિકની પચરંગી ૧૦૦ થઈ છે. શ્રી સંઘે પૂ. તારાબાઈ મહાસતીજીને અશ્રુભરી આંખે શ્રધ્ધાંજલી અર્પી હતી. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં : ૧૦

**અષાડ વદ ૩ ને બુધવાર** **તા. ૧૪-૭-૭૬**

અનંત કરૂણાનિધી, વિશ્વવત્સલ, અને પરમ તત્ત્વના પ્રણેતા એવા ભગવંતે કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી આગમ વાણી પ્રરૂપી. આત્મા જ્યારે કેવળજ્ઞાન પામે છે ત્યારે કેવળજ્ઞાનથી લોકાલોકનું સંપૂર્ણજ્ઞાન થાય છે. કેવળજ્ઞાન અને કેવળદર્શનમાં કોઇ સાધનની જરૂર રહેતી નથી. ભૌતિક સુખ માટે બાહ્ય સાધનોની જરૂર પડે છે. પણ આત્માના સુખ માટે બાહ્ય સાધનની જરૂર રહેતી નથી. આત્માનું સાચું સુખ તે સ્વાભાવિક સુખ છે અને તે આત્મજન્ય છે. આત્માને કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી તે જ્ઞાન અને દર્શન દ્વારા તમામ પદાર્થો અને તેનું સંપૂર્ણ સ્વરૂપ પૂર્ણ રીતે પ્રત્યેક સમયે જાણે છે અને જુએ છે. કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી ક્યારે પણ એનો વિનાશ થતો નથી. પણ એ કાયમ રહે છે. એ આત્માના સ્વાભાવિક ગુણો છે અને તે ક્ષાયિકભાવના છે. ક્ષાયિક ભાવથી આત્મામાં જે ગુણો પ્રગટ થાય છે તે આત્માના સ્વાભાવિક ગુણો હોય છે. તે ગુણઆત્મામાં સદાકાળ-કાયમ રહેનાર હોય છે. તે ગુણનો ક્યારે પણ વિનાશ થતો નથી. તે ગુણ ક્યારે પણ અવરાતા નથી. એટલે આત્મામાં ક્ષાયિક ભાવના જે જે ગુણો પ્રગટ થયા છે તે કાયમ રહેનારા છે.

દેવાનુપ્રિયે! કેવળજ્ઞાન થયા પછી આત્માની મુક્તિ થાય છે. એમાં ક્યારે પણ ફરક પડતો નથી. એટલે કેવળજ્ઞાન-કેવળદર્શન પામ્યા પછી ચૌદમા ગુણસ્થાને જઈને બાકી રહેલા સકળ કર્મોનો ક્ષય કરી આત્મા મોક્ષમાં જાય છે. આ એક સનાતન નિયમ છે. આત્મા સર્વકર્મોથી મુક્ત થાય એટલે સિધ્ધ પરમાત્મા કહેવાય. મોક્ષમાં ગયા પછી પણ કેવળજ્ઞાન અને કેવળદર્શન કાયમ રહે છે. એટલે સિધ્ધ પરમાત્મા કેવળજ્ઞાન અને કેવળદર્શન દ્વારા પ્રત્યેક સમયે રૂપી-અરૂપી તમામ પદાર્થોને જાણે છે, અને જુએ છે. આત્મામાં કેવળજ્ઞાન અને કેવળદર્શન એટલે જાણવાની અને જોવાની શક્તિ ભરપુર, અખૂટ, અનંત અને સ્વાભાવિક છે. તેમ આત્મામાં સુખ પણ સ્વાભાવિક છે. સિધ્ધ પરમાત્માને કર્મનું આવરણ સંપૂર્ણ હટી જવાથી જ્ઞાન અને દર્શનથી જાણવાની અને જોવાની શકિત સ્વાભાવિક પ્રગટ થાય છે તેમ આત્માના સાચા સુખને રોકનાર કર્મો હટી જવાથી સુખ પણ સ્વાભાવિક પ્રગટ થાય છે. જેમ કેવળજ્ઞાનીને જ્ઞાન પ્રગટ કરવામાં કોઈ સાધનની જરૂર રહેતી નથી તેમ સિધ્ધ ભગવંતોને સુખનો અનુભવ કરવામાં કોઈ સાધનની જરૂર રહેતી નથી. પાતાળ કૂવામાંથી પાણીનો ધોધ જેમ સ્વાભાવિક વહે છે. એ રોકાયું રોકાતું નથી. કારણ કે તે પાણી અંદરથી સ્વાભાવિક નીકળે છે. તે રીતે સર્વ કર્મનો ક્ષય થતાં આત્મામાં પણ સુખનો ધોધ પ્રગટ થાય છે. તે સુખ કોઈથી રોકાયું રોકાતું નથી. કોઈ તેને રોકી શકે નહિ કારણ કે સુખ એ આત્માનો સ્વાભાવિક ગુણ છે....આ પ્રમાણે સકળ કર્મનો ક્ષય થતાં આત્મામાં બધા ગુણો પ્રગટ થાય છે. જેમ સૂર્યનો પ્રકાશ વાદળાથી ઢંકાય છે. અવરાય છે. ઘોર વાદળાથી અંધકાર છવાય છે. દિવસ હોવા છતાં રાત્રી જેવો ભાસ થાય છે. પણ જોરદાર પવનનો ઝપાટો આવે તો એ વાદળા વિખરાય છે અને આકાશ નિર્મળ બની જાય છે ત્યારે સૂર્યનો પ્રકાશ આપણને સ્પષ્ટ દેખાય છે. ને અખિલ જગતમાં અજવાળા પથરાય છે. એ પ્રકાશના પૂંજને પ્રગટ થવામાં તેલ, દિવેલ, દિવેટ કે કોડિયાની જરૂર પડતી નથી. કારણ કે એ પ્રકાશ અને એ તેજ સૂર્યના રત્નોનું સ્વાભાવિક છે. તેમ કર્મનો ક્ષય થતાં સુખ રૂપ સ્વાભાવિક ગુણ પોતાની મેળે પ્રગટ થાય છે. અને તે અનુપમ સુખનો અનુભવ સિધ્ધ પરમાત્માને સિધ્ધ અવસ્થામાં પ્રત્યેક સમયે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ થાય છે. તેને અનુપમ અને પરમ સુખ કહેવામાં આવે છે.

બંધુઓ! આગમના પ્રણેતા ભગવાનને આવું કેવળજ્ઞાન પ્રગટ થયું હતું. તેમને આપણે જિનેશ્વર ભગવંત કહીએ છીએ. અને તેમના શાસનને આપણે જિનશાસન કહીએ છીએ. તેમને જિન શા માટે કહીએ છીએ? **"जयत्ति राग द्वेष मोहान् इति जिन :** જેમણે રાગ દ્વેષ અને મોહાદિ દુશ્મનોને જીત્યા છે તેથી આપણે તેમને જિન ભગવંત કહીએ છીએ ને તેમને નમસ્કાર કરીએ છીએ. જેમણે આ

સંઘમાં ભારે શોક છવાયો હતો. તેઓ પોતે ઉત્તમ આદર્શ જીવન જીવી સૌને આદર્શ ભર્યું જીવન જીવવાની જ્વલંત પ્રેરણા આપતા ગયા છે. ફુલ જાય છે પણ ફોરમ રહી જાય છે. તેમ આવા ઉત્તમ આત્મા નશ્વર દેહને છોડીને જાય છે પણ ગુણની સુવાસ મૂકીને જાય છે. સંયમ પંથમાં પ્રેમનાં પુષ્પો પાથરનારા એવા પૂ. તારાબાઈ મહાસતીજીના ગુણરત્નોથી ભરપુર જીવનમાંથી અલ્પ ગુણોનું વર્ણન કર્યું છે. તેમના જીવનમાં રહેલા ગુણરૂપી રત્નોની માળામાંથી એકાદ ગુણરત્ન લઈને આપણું જીવન તેનાં કિરણોથી ચમકાવી કલ્યાણની કેડીએ કદમ ઉઠાવીએ તો આપણે તેમને સાચી શ્રધ્ધાંજલી અર્પણ કરી કહેવાય.

**ઉજજવલ જીવન જીવી જનારા, વાત્સલ્ય વહેણોની વહાવતા ધારા,**
**નયનોના તારા ને હૈયાના હારા, ગૂંથી મેં ગુણપુષ્પોની સુવાસિત માળા.**

તેમની પુણ્યતિથિ નિમિત્તે આજે ૮૦ અઠ્ઠમ થયા છે. પૌષધ ૫૦ ને સામયિકની પચરંગી ૧૦૦ થઈ છે. શ્રી સંઘે પૂ. તારાબાઈ મહાસતીજીને અશ્રુભરી આંખે શ્રધ્ધાંજલી અર્પી હતી. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં : ૧૦

**અષાડ વદ ૩ ને બુધવાર** **તા. ૧૪-૭-૭૬**

અનંત કરૂણાનિધી, વિશ્વવત્સલ, અને પરમ તત્ત્વના પ્રણેતા એવા ભગવંતે કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી આગમ વાણી પ્રરૂપી. આત્મા જ્યારે કેવળજ્ઞાન પામે છે ત્યારે કેવળજ્ઞાનથી લોકાલોકનું સંપૂર્ણજ્ઞાન થાય છે. કેવળજ્ઞાન અને કેવળદર્શનમાં કોઇ સાધનની જરૂર રહેતી નથી. ભૌતિક સુખ માટે બાહ્ય સાધનોની જરૂર પડે છે. પણ આત્માના સુખ માટે બાહ્ય સાધનની જરૂર રહેતી નથી. આત્માનું સાચું સુખ તે સ્વાભાવિક સુખ છે અને તે આત્મજન્ય છે. આત્માને કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી તે જ્ઞાન અને દર્શન દ્વારા તમામ પદાર્થો અને તેનું સંપૂર્ણ સ્વરૂપ પૂર્ણ રીતે પ્રત્યેક સમયે જાણે છે અને જુએ છે. કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી કયારે પણ એનો વિનાશ થતો નથી. પણ એ કાયમ રહે છે. એ આત્માના સ્વાભાવિક ગુણો છે અને તે ક્ષાયિકભાવના છે. ક્ષાયિક ભાવથી આત્મામાં જે ગુણો પ્રગટ થાય છે તે આત્માના સ્વાભાવિક ગુણો હોય છે. તે ગુણઆત્મામાં સદાકાળ-કાયમ રહેનાર હોય છે. તે ગુણનો કયારે પણ વિનાશ થતો નથી. તે ગુણ ક્યારે પણ અવરાતા નથી. એટલે આત્મામાં ક્ષાયિક ભાવના જે જે ગુણો પ્રગટ થયા છે તે કાયમ રહેનારા છે.

દેવાનુપ્રિયો ! કેવળજ્ઞાન થયા પછી આત્માની મુક્તિ થાય છે. એમાં ક્યારે પણ ફરક પડતો નથી. એટલે કેવળજ્ઞાન-કેવળદર્શન પામ્યા પછી ચૌદમા ગુણસ્થાને જઈને બાકી રહેલા સકળ કર્મોનો ક્ષય કરી આત્મા મોક્ષમાં જાય છે. આ એક સનાતન નિયમ છે. આત્મા સર્વકર્મોથી મુક્ત થાય એટલે સિદ્ધ પરમાત્મા કહેવાય. મોક્ષમાં ગયા પછી પણ કેવળજ્ઞાન અને કેવળદર્શન કાયમ રહે છે. એટલે સિદ્ધ પરમાત્મા કેવળજ્ઞાન અને કેવળદર્શન દ્વારા પ્રત્યેક સમયે રૂપી-અરૂપી તમામ પદાર્થોને જાણે છે, અને જુએ છે. આત્મામાં કેવળજ્ઞાન અને કેવળદર્શન એટલે જાણવાની અને જોવાની શક્તિ ભરપુર, અખૂટ, અનંત અને સ્વાભાવિક છે. તેમ આત્મામાં સુખ પણ સ્વાભાવિક છે. સિદ્ધ પરમાત્માને કર્મનું આવરણ સંપૂર્ણ હટી જવાથી જ્ઞાન અને દર્શનથી જાણવાની અને જોવાની શકિત સ્વાભાવિક પ્રગટ થાય છે તેમ આત્માના સાચા સુખને રોકનાર કર્મો હટી જવાથી સુખ પણ સ્વાભાવિક પ્રગટ થાય છે. જેમ કેવળજ્ઞાનીને જ્ઞાન પ્રગટ કરવામાં કોઈ સાધનની જરૂર રહેતી નથી તેમ સિધ્ધ ભગવંતોને સુખનો અનુભવ કરવામાં કોઈ સાધનની જરૂર રહેતી નથી. પાતાળ કૂવામાંથી પાણીનો ધોધ જેમ સ્વાભાવિક વહે છે. એ રોકાયું રોકાતું નથી. કારણ કે તે પાણી અંદરથી સ્વાભાવિક નીકળે છે. તે રીતે સર્વ કર્મનો ક્ષય થતાં આત્મામાં પણ સુખનો ધોધ પ્રગટ થાય છે. તે સુખ કોઈથી રોકાયું રોકાતું નથી. કોઈ તેને રોકી શકે નહિ કારણ કે સુખ એ આત્માનો સ્વાભાવિક ગુણ છે....આ પ્રમાણે સકળ કર્મનો ક્ષય થતાં આત્મામાં બધા ગુણો પ્રગટ થાય છે. જેમ સૂર્યનો પ્રકાશ વાદળાથી ઢંકાય છે. અવરાય છે. ઘોર વાદળાથી અંધકાર છવાય છે. દિવસ હોવા છતાં રાત્રી જેવો ભાસ થાય છે. પણ જોરદાર પવનનો ઝપાટો આવે તો એ વાદળા વિખરાય છે અને આકાશ નિર્મળ બની જાય છે ત્યારે સૂર્યનો પ્રકાશ આપણને સ્પષ્ટ દેખાય છે. ને અખિલ જગતમાં અજવાળા પથરાય છે. એ પ્રકાશના પૂંજને પ્રગટ થવામાં તેલ, દિવેલ, દિવેટ કે કોડિયાની જરૂર પડતી નથી. કારણ કે એ પ્રકાશ અને એ તેજ સૂર્યના રત્નોનું સ્વાભાવિક છે. તેમ કર્મનો ક્ષય થતાં સુખ રૂપ સ્વાભાવિક ગુણ પોતાની મેળે પ્રગટ થાય છે. અને તે અનુપમ સુખનો અનુભવ સિધ્ધ પરમાત્માને સિદ્ધ અવસ્થામાં પ્રત્યેક સમયે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ થાય છે. તેને અનુપમ અને પરમ સુખ કહેવામાં આવે છે.

બંધુઓ ! આગમના પ્રણેતા ભગવાનને આવું કેવળજ્ઞાન પ્રગટ થયું હતું. તેમને આપણે જિનેશ્વર ભગવંત કહીએ છીએ. અને તેમના શાસનને આપણે જિનશાસન કહીએ છીએ. તેમને જિન શા માટે કહીએ છીએ ? "जयति राग द्वेष मोहान् इति जिन : જેમણે રાગ દ્વેષ અને મોહાદિ દુશ્મનોને જીત્યા છે તેથી આપણે તેમને જિન ભગવંત કહીએ છીએ ને તેમને નમસ્કાર કરીએ છીએ. જેમણે આ

શત્રુઓને જીત્યા નથી તે જિન નથી. આપણે જે ભગવાનની ઉપાસના કરીએ છીએ, જેમના શાસનના મેમ્બર બન્યા છીએ તો આપણે પણ રાગ-દ્વેષ અને મોહ પાતળા પાડવા જોઈએ ને! જિનેશ્વર પ્રભુનું શાસન મળવા છતાં રાગ-દ્વેષ અને મોહ પાતળા ન પડે તો આવું રૂડું શાસન મળ્યાની કોઈ વિશેષતા નથી.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. તેમાં ભગવંત ફરમાવે છે કે વીતશોકા નગરી સાક્ષાત્ દેવલોક જેવી હતી. તેના ઈશાન ખૂણામાં ઈન્દ્રકુંભ નામનું ઉદ્યાન હતું. તે ઉદ્યાન કેવું હતું તે વાત કાલે કરી હતી. હવે તે નગરીમાં રાજા કોણ હતા તે કહેવામાં આવે છે. **"तत्थणं वीयसोगाए रायहाणीए बले नामं राया।"** તે વીતશોકા રાજધાનીમાં બલ નામના રાજા રાજ્ય કરતા હતા. તે પ્રજાનું પોતાના પુત્રની માફક પાલન કરતા હતા. તે ખૂબ પ્રમાણીક અને ન્યાયી હતા. મારી પ્રજા કેમ સુખી રહે તે માટે ખૂબ ધ્યાન આપતા હતા. જેમ બને તેમ પ્રજાને કેમ દેવું તેવી તેમની ભાવના હતી. પણ પ્રજાને લૂંટવાની વૃત્તિ ન હતી. રાજાથી પ્રજા અને પ્રજાથી રાજા શોભે છે. જે રાજા પ્રજાનું પોષણ કરવાને બદલે શોષણ કરે છે તે રાજા નહિ પણ રાક્ષસ છે. તે પ્રજાના દિલને જીતી શકતા નથી. તે પ્રજાના આશીષ નહિ પણ અભિશાપ મેળવે છે. તે સુખી કે દીર્ઘાયુષ બની શકતા નથી. એક ન્યાય આપું.

એક રાજધાનીમાં જે રાજા ગાદીએ બેસે તે વધુમાં વધુ દશ વર્ષ જીવે ને મરી જાય. પછી યુવાન આવે કે પ્રૌઢ આવે પણ દશ વર્ષથી વધુ ન જીવે. એ રાજાને વિચાર થયો કે મારી નજીક શહેર છે ત્યાં તો ૪૦-૫૦ વર્ષથી એક રાજા એકધારું રાજ્ય ભોગવે છે ને આપણા રાજ્યમાં રાજા દશ વર્ષમાં મરી જાય છે તો તેનું કારણ શું? પ્રધાનને કહે છે જા, તું એ રાજાને પૂછી આવ કે તમે દીર્ઘાયુષ છો અને તમારી પહેલાં જે રાજાઓ રાજ્ય કરી ગયા તે પણ દીર્ઘાયુષ હતા. અને અમારા રાજ્યમાં રાજા દીર્ઘાયુષ નથી હોતા તેનું કારણ શું? પ્રધાન પેલા દીર્ઘાયુષ રાજા પાસે ગયા ને પ્રશ્ન કર્યો કે તમારે ત્યાં આમ ને અમારે ત્યાં આમ કેમ? રાજા કહે છે તમે એમ કરો. આ સામે મારા બગીચામાં ગહેર ગંભીર વડલાનું વૃક્ષ છે તે આખું સૂકાઈ જાય ત્યારે અમારી પાસે આવજે, અમે દીર્ઘાયુષ છીએ ને તમારા રાજા દીર્ઘાયુષ નથી તેનો જવાબ મળશે. પ્રધાનના મનમાં થયું કે આવું મોટું લીલુંછમ વડલાનું ઝાડ છે. તે ક્યારે સૂકાશે ને મને ક્યારે જવાબ મળશે-એ તો રોજ વડલા નીચે જાય ને નિસાસા નાંખે હે વડલા! હવે તું જલ્દી સૂકાઈ જા, તો મને મારા પ્રશ્નનો જવાબ જલ્દી મળે. રોજ આ રીતે નિસાસો નાખીને બોલવા લાગ્યો એટલે પેલું વડનું ઝાડ સૂકાઈ ગયું. તેનું કારણ શું છે? વનસ્પતિમાં પણ

જીવ છે. અને તેને અસર થાય છે. આચારંગ સૂત્રના પહેલા અધ્યયનમાં પાંચમા ઉદ્દેશમાં મનુષ્ય અને વનસ્પતિની સરખામણી કરતાં ભગવંતે કહ્યું છે કે :–

**से बेमि इमंपि जाइ धम्मयं, एयंपि जाइ धम्मयं, इमं, इमंपि वुड्ढि धम्मयं एयंपि वुड्ढि धम्मयं, इमंपि चित्तमंतयं एयंपि चित्तमंतयं, इमंपि छिन्न मिलाति एयंपि छिन्न मिलाति, इमंपि आहारगं एयंपि आहारगं इमंपि अणिच्चयं एयंचि अणिच्चयं, इमंपि असासयं एयंपि असासयं, इमंपि चओवचइयं एयंपि चओवचइयं, इमंपि विपरिणाम धम्मयं, एयंपि विपरिणाम धम्मयं...॥ આચારંગ સૂત્ર અ. ૧ ઉદ્દેશો ૫.**

જેમ મનુષ્યનું શરીર ઉત્પન્ન થવાના સ્વભાવવાળું છે તેમ વનસ્પતિનું શરીર પણ ઉત્પન્ન થવાના સ્વભાવવાળું છે. જેમ મનુષ્યનું શરીર વૃધ્ધિ પામે છે તેમ વનસ્પતિનું શરીર પણ વૃધ્ધિ પામે છે. મનુષ્યના શરીરમાં ચૈતન્ય છે તેમ વનસ્પતિના શરીરમાં પણ ચૈતન્ય છે. જેમ મનુષ્યનું શરીર છેદાવાથી સૂકાય છે તેમ વનસ્પતિનું શરીર પણ છેદાવાથી સૂકાય છે. મનુષ્યને આહારની જરૂર છે તેમ વનસ્પતિને પણ આહારની જરૂર છે. જેમ મનુષ્યનું શરીર અનિત્ય છે તેમ વનસ્પતિનું શરીર પણ અનિત્ય છે. મનુષ્યનું શરીર અશાશ્વત છે તેમ વનસ્પતિનું શરીર પણ અશાશ્વત છે. મનુષ્યના શરીરની હાનિ વૃધ્ધિ થાય છે તેમ વનસ્પતિના શરીરની પણ હાનિ વૃધ્ધિ થાય છે. જેમ મનુષ્યના શરીરમાં અનેક વિકારો ઉત્પન્ન થાય છે તેમ વનસ્પતિના શરીરમાં પણ અનેક વિકારો ઉત્પન્ન થાય છે. આ રીતે વનસ્પતિ લગભગ મનુષ્યના સ્વભાવને મળતી છે તેથી વનસ્પતિ સચેતન છે. એટલે કે તેનામાં જીવ છે.

મનુષ્યને જેવી રીતે અસર થાય છે તેવી રીતે વનસ્પતિને પણ થાય છે. પેલો પ્રધાન રોજ વડલા નીચે જઈને બોલવા લાગ્યો કે હે વડલા ! તું સૂકાઈ જા. એટલે છ મહિનામાં ગહેરગંભીર વડલો સૂકાઈ ગયો. જેમ મનુષ્યને મીઠા વચનથી બોલાવીએ તો પ્રસન્ન થાય છે ને કોઇ ગાળ દે તો ખિન્ન થાય છે તેમ ભગવાન કહે છે વનસ્પતિ એકેન્દ્રિય છે. મનુષ્યની જેમ ઉપરથી ન દેખાય પણ તેને અસર તો જરૂર થાય છે. પ્રધાન રાજા પાસે જઈને કહે છે સાહેબ ! વડલો સૂકાઈ ગયો. હવે મને મારા પ્રશ્નનો જવાબ આપો. ત્યારે રાજા કહે છે તેં રોજ નિસાસા નાંખીને મારો વડલો સૂકવી નાંખ્યો. હવે તે હતો તેવો લીલો છમ થાય ત્યારે આવજે. પ્રધાન વિચાર કરવા લાગ્યા કે હવે વડલો પાછો ક્યારે લીલો થશે ? ખૂબ અકળાયો પણ રાજાની આજ્ઞા છે એટલે ધીરજ ખમવી પડે ને ? તમે વાંચન કરતા હો ને શંકા પડે તો સંતને પૂછવા આવો તે વખતે સંત કહે કે હમણાં મને ટાઈમ નથી. કાલે આવજો. બીજે દિવસે ગયા ને કહે કે મને ઠીક નથી. બે દિવસ પછી આવજો. એમ

સાત આંટા ખવડાવે તો ફરીને જાઓ ખરા ? ઉપરથી સાધુનું વાંકુ બોલો પણ જેની પાસે પૈસા માંગો છો તેને ત્યાં ઉઘરાણી જાઓ અને તે જો સાતને બદલે દશ આંટા ખવડાવે તો જાઓ કે નહિ ? (હસાહસ) ત્યાં તો ગમે તેટલા આંટા થાય તો પણ પગ થાકે નહિ. અહીં આવતા થાકો છો.

પેલો પ્રધાન મનમાં મૂંઝાયો પણ રોકાયા વિના છૂટકો ન હતો. હવે રોજ તે વડલા નીચે જઈને બોલવા લાગ્યો હે વડલા ! તું હતો તેવો લીલોછમ થઈ જા. રોજ આ રીતે બોલવાથી છ મહિને વડલાનું ઝાડ લીલુંછમ થઈ ગયું. એટલે પ્રધાન રાજા પાસે જઈને કહે છે તમારો વડલો લીલો થઈ ગયો. હવે મને મારા પ્રશ્નનો જવાબ આપો. રાજા કહે છે. તારા પ્રશ્નનો જવાબ તને મળી ગયો. પ્રધાન કહે છે તમે તો મને કંઈ જવાબ આપ્યો નથી ને આપ કહો છો કે તારો જવાબ મળી ગયો. રાજા કહે-સાંભળો ! તમે વડલા નીચે જઈને એવી ચિંતવણા કરી કે હે વડલા ! તું સૂકાઈ જા. તો સૂકાઈ ગયો ને તમે એમ ચિંતવ્યું કે હે વડલા ! તું લીલો થઈ જા તો લીલોછમ બની ગયો. તેમ તમારા રાજ્યમાં જે રાજા થાય છે તે ખૂબ અન્યાયી હોય છે. પ્રજાને ચૂસીને ત્રાસ આપે છે એટલે પ્રજા એવું ચિંતવે છે કે હવે આ રાજા ક્યારે મરી જાય ને નવા રાજા આવે. બીજો નવો રાજા પણ એવો જ આવે છે અને પ્રજા એમ ચિંતવતી રહે છે. એટલે રાજાઓ દીર્ધાયુષ નથી બનતા અને અમે પ્રજાનું હિત કેમ થાય, પ્રજાને સંતોષ કેમ થાય, પ્રજાને કોઈ જાતનું દુઃખ ન થાય તે જાતનું ધ્યાન રાખીને રાજ્ય કરીએ છીએ તેથી પ્રજા અમારા ઉપર ખુશ રહે છે ને બોલે છે અમારા રાજા દીર્ધાયુષ બનજો. જેથી અમારા રાજા દીર્ધાયુષ રહે છે. આ તો એક કવિની કલ્પના છે. બાકી આયુષ્ય પ્રમાણે જીવવાનું છે. પણ સંસાર કેવો વિચિત્ર છે ! પોતાને જે જાતની સુખ સગવડ જોઈએ તેવી ચિંતવણા કરે છે.

**'અનાજ અને ચામડાના વહેપારીની ચિંતવણા'** એક વખત એક અનાજનો વહેપારી અને બીજો ચામડાનો વહેપારી બંને બહારગામ જતાં હતા. તે વખતે એક ત્રીજો માણસ સાથે જવા માટે તૈયાર થયો. તે માણસે જતી વખતે અનાજના વહેપારી સાથે મિત્રતા કરી ને પાછા ફરતી વખતે ચામડીયાની સાથે મિત્રતા બાંધી. આનું કારણ શું ? એ તમને સમજાય છે ? તે માણસે પાછા ફરતી વખતે અનાજના વહેપારી સાથે મિત્રતા કરી હોત તો ગામમાં પ્રતિષ્ઠા પડત કે આ મોટો વહેપારી આનો મિત્ર છે આ બાહ્યદૃષ્ટિ છે પણ જો આંતરદૃષ્ટિથી વિચાર કરીશું તો સમજાશે કે અંદરની વિચારણા કેવી છે ! જતી વખતે વહેપારી મનમાં એવો વિચાર કરતો હતો કે સુકાળ હોય તો સારું અનાજ સસ્તુ મળે. ત્યારે ચામડીયો એમ વિચાર કરતો હતો કે દુકાળ પડે ને ઢોરો વધુ મરી જાય તો મને સારું ચામડું સસ્તુ મળે. એટલે જતી વખતે વહેપારીના વિચારો ઉત્તમ હતા ને ચામડીયાના વિચારો અધમ હતા. પણ પાછા

ફર્યા ત્યારે વહેપારીના મનની ભાવના એવી હતી કે હવે વરસાદ વધુ ખેંચાય તો સારું. કારણ કે અનાજના ભાવ ઉંચા ચઢે ને મને નફો થાય. ત્યારે ચામડીયાના ભાવ એવા હતા કે હવે વરસાદ પડે, સુકાળ થાય ને ઢોર મરતાં બંધ થાય તો ચામડાના ભાવ ચઢે ને મને નફો થાય. એટલે જતી વખતે વહેપારીના ભાવ ઉત્તમ હતાં ને વળતા ચામડીયાના ભાવ ઉત્તમ હતા. આમાં કોઈ ધર્મની દૃષ્ટિ ન હતી. પણ પોતાને થતાં લાભાલાભની દૃષ્ટિ હતી. પોતાને જેમાં લાભ થાય તેને સારું માને અને પોતાને ખોટ જાય તો સારાને પણ ખરાબ માને છે. આ છે સંસારી જીવોની ભાવના. જ્યારે સાધુ ગૌચરી જાય ને આહાર-પાણી મળે તો એમ માને કે આ આહાર કરીને જ્ઞાન-ધ્યાનમાં ઉદ્યમ કરીશ ને ન મળે તો માને કે મને સ્હેજે તપની વૃધ્ધિ થઈ. આ આત્માની વિચારણા છે. પણ જો શરીર તરફ દૃષ્ટિ જાય તો એમ વિચાર થાય કે આજે તો વરસાદ રહ્યો નથી. જેથી ગૌચરી મળી નથી. ભૂખ લાગી છે. આ રીતે ઉકળાટ કરે. કારણ કે આ શરીર ઝેરનો કીડો છે. ઝેરના કીડાને સાકરમાં આનંદ ન આવે. ઝેરમાં આનંદ આવે. તેમ આ જીવ પણ વિભાવે દેહનો કીડો બની ગયો છે.

બંધુઓ! વિચાર કરો. આ જીવને કર્મબંધન કરાવી ચતુર્ગતિમાં રખડાવનાર હોય તો આ શરીર પ્રત્યેનો રાગ છે. તેના રાગથી અનેક પ્રકારના પાપ બાંધ્યો છો. છેવટમાં તે ભવભ્રમણ કરાવે છે. ગમે તેટલા પાપના પોટલા બાંધશો ને ભેગું કરશો પણ સાથે શું આવશે ને તમે ક્યાં જશો તેનો વિચાર કર્યો?

**અમૂલ્ય જિંદગી ગુમાવી જાશો ક્યાં તમે?**
**પાપનાં પોટલા બાંધી જાશો ક્યાં તમે?**
**સાધુ સંતને જોઈ મનડું નાચે નહિ, તપ-ત્યાગની વાતે દિલડું રાચે નહિ,**
**માયાની (૨) જાળમાં ફસાઈને જાશો ક્યાં તમે? ......અમૂલ્ય જિંદગી......**

અમૂલ્ય માનવ જિંદગીમાં ધર્મારાધના નહિ કરો, સંત સમાગમ નહિ કરો. કેવળ ધન ભેગું કરીને પાપના પોટલા બાંધશો તો તમારું શું થશે? તમને આવો વિચાર નહિ આવતો હોય પણ મને તો તમારી દયા આવે છે. આજની સરકાર ઘી, ખાંડ, અનાજ બધી વસ્તુઓની નિકાસ કરે છે. ને એક બાજુ ગરીબને મદદ કરી ગરીબી દૂર કરવાની વાતો કરે છે. તો કેવી રીતે ગરીબી દૂર થશે.? આ ભારતમાં જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે તે ભારતની પ્રજા સુખે ખાઈ શકતી નથી. અહીં તંગી બતાવે છે ને પરદેશમાં એ ચીજોની નિકાસ થાય છે. હવે હું તમને પૂછું છું કે

તમે પાપ કરીને સોનું, ચાંદી, હીરા- મોતી અને રૂપિયા ભેગા કર્યા તેની પરલોકમાં નિકાસ કરી શકો છો ? બોલો, કંઈ લઈ જઈ શકશો ? ત્યાં એક દમડી સાથે નથી આવવાની. તમારા બાપા અને બાપાના બાપા કોઈ લઈ ગયું છે ? "ના." બધું અહીં રહી જવાનું છે. જેને આટલું પાળો-પોપો છો તે શરીર પણ અહીં રહી જવાનું છે. છતાં કાયાની માયા ઉતરતી નથી. આ કાયા સાજી છે ત્યાં સુધી તેના દ્વારા પાપ ન કરો પણ ધર્મ કરી લો. આ મોંઘો માનવભવ એળે ના ગુમાવો. આ માનવભવ એક પ્લોટ જેવો છે. પ્લોટ ખરીદો ત્યારે તે ખરીદતી વખતે કેટલી શરતો મંજુર કરો છો. એક ન્યાય આપીને સમજાવું.

**"પ્લોટ આપતાં પહેલાં શરતો."** : કોઈ ભૂમિ ઉપર કોઈ રાજાને નગર વસાવવું હતું. કેટલા વિસ્તારમાં ગામ વસાવવું છે તે નક્કી કરીને જમીનના પ્લોટ પાડયા. અને જાહેરાત કરી કે આટલી શરતો જે કબૂલ કરે તે પ્લોટ લઈ શકે. પણ એ શરતો એવી હતી કે પ્લોટ કોઈથી લઈ શકાય નહિ. માની લો કે એક પ્લોટ નીચે એવી શરત લખી છે કે પ્લોટ જેટલા વર્ષ રાખવો હોય તેટલા વર્ષનું બધું ભાડું પહેલેથી ભરી દેવું. એક વર્ષના ભાડાના ૨૦૦) રૂ. ઠરાવ્યા હોય ને પ્લોટ ૧૦૦ વર્ષ રાખવો હોય તો રૂ. ૨૦,૦૦૦ પહેલેથી ભરી દેવા અને આ નીચે બતાવેલ નકશા પ્રમાણે મકાન બનાવવું. એ મકાનમાં ચાહે તો મિલ્કત હોય કે ન હોય તો પણ તેની વૃદ્ધિ કરવી જોઈએ. વર્ષે વર્ષે આટલું મકાન વધારવું જોઈએ. તેના રક્ષણ માટે અમુક વ્યવસ્થા કરવી જોઈએ. અને તેમાં જો ભૂલ થશે તો આપેલું ભાડું તેમાંથી દંડ કરી વસુલ કરી લેવું. એ દંડ કેટલો કરવો તે અમારી મરજી પ્રમાણે કરીશું. તે દંડની તમને ખબર આપવામાં નહિ આવે. જે વખતે રકમ પૂરી થશે તે વખતે સિપાઈ તમારે ત્યાં આવશે. તે વખતે તમારે ઘરમાંથી કોઈ મિલ્કત લેવાની નહિ. પત્ની-પુત્ર કે ભાઈ-બહેનને યાદ નહિ કરવાના. સિપાઈ સિસોટી વગાડે કે તરત ઘર છોડીને નીકળી જવું પડશે. અને તાજા કલમ નીચે પ્રમાણે છે-અમારો સિપાઈ આવે ત્યારે તમે ગમે તે ભાડું આપશો તો નહિ ચાલે. એ મકાન અમારી માલિકીનું. તેમાં જે કાંઈ મિલ્કત કે કુટુંબ હોય તેના ઉપર તમારી માલિકી રહેશે નહિ. બોલો, આવી શરતો કબૂલ કરીને કોઈ પ્લોટ લેવા તૈયાર થશો ? (શ્રોતામાંથી અવાજ.) – "ના." એકપણ પ્લોટ કોઈ લેવા તૈયાર નહિ થાય. હવે આ ન્યાયને આપણે મનુષ્યભવ સાથે ઘટાવીએ.

કર્મરાજાએ મનુષ્યભવનો પ્લોટ આપ્યો છે. તેમાં પહેલી શરત એ છે કે પ્લોટ જેટલા વર્ષ રાખવો હોય તેનું ભાડું પહેલાં ભરી દો. પુણ્ય કરીને મનુષ્યભવનું આયુષ્ય બાંધ્યું. તે વખતે પુણ્ય ભાડામાં ભરી દીધું. પ્લોટનો કબજો લીધા પહેલાં ભાડું આપ્યું એટલે માનવનું શરીર મળ્યું. સાથે આયુષ્ય કર્મ તથા શુભ નામ કર્મ બધું

પુણ્યથી પ્રાપ્ત થયું. માતાના ગર્ભમાં આવી દિવસે દિવસે શરીર વધવા લાગ્યું. પ્રથમ આંગુલના અસંખ્યાતમા ભાગનું હોય પછી વધતાં વધતાં જન્મે ત્યારે એમાંથી વધારો થતા મોટા થયા, તેના રક્ષણ માટે પ્રયત્ન કરવાનો. તેમાં જો પ્રમાદ કર્યો, ઉન્માદ કર્યો તો બારોબાર જમા કરી દે. તેની ખબર પણ ન પડે. કેટલા વર્ષનું આયુષ્ય છે તે પણ આપણને ખબર પડવા ન દે. અંતે આયુષ્યપૂર્ણ થાય ત્યાં કાળ રૂપી સિપાઈ આવીને સીસોટી વગાડીને સૂચના કરે કે હવે ઘરમાંથી નીકળો. તે મકાન બાંધતાં દેવું કર્યું હોય, વેર-વિરોધ ઉઠાવ્યા હોય પણ તેની સાથે કંઈ લેવા દેવા નહિ. ચાહે ગમે તેટલું કૌટુંબિક બળ હોય, જગતમાં પ્રતિષ્ઠા જમાવી હોય કે અઢળક સંપત્તિ હોય તો પણ કોઈ ચીજ કે કોઈપણ માણસને સાથે લીધા વિના એકલા જવાનું. આવી શરતવાળું મકાન તે આપણું શરીર છે. તેમાં શું મોહ પામી ગયા છો! આવો પ્લોટ કોઈ ધર્માદામાં કે મફત આપે તો પણ કોઈ લેવા તૈયાર થાવ ખરા ? જેમાં ભવિષ્યની મિલકત ખવાઈ જાય ને માલિકી પણ જાય. આવી કડક શરત કબૂલ કરીને ભાડું ભરપાઈ કરીને આવું મકાન મળ્યું છે તો તેને ધર્મારાધના કરી સાર્થક બનાવો. આવી શરતો કબૂલ કરીને ખરીદેલું શરીર કેવું અશુચીમય છે.

**"કચરો ભરવાની મ્યુનિસિપાલિટીની મોટર જેવું આ શરીર છે."**

મ્યુનિસિપાલિટીની મોટર ઉપરથી કેવી લાલ ચટક હોય છે. પણ એનું ઢાંકણું ખોલો તો જોતાં સૂગ ચઢે. દુર્ગંધ આવે એટલે તેનાથી દૂર ભાગીએ છીએ. એ મોટરની શોભા ઉપરના રંગેલા પતરાથી છે. તેમ આપણા શરીર ઉપર ચામડી રૂપી પતરું ઢાંકેલું છે તેનાથી સુંદર દેખાય છે. પેલી મ્યુનિસિપાલિટીની મોટરનું ઢાંકણું ખોલે તો દુર્ગંધ આવે. માથું ભમી જાય ને ઉલ્ટી પણ થાય. તેમ આ દેહમાં પણ લોહી માંસ-પરૂ આદિ ગંધાતો માલ ભરેલો છે. છતાં તેના ઉપર કેટલું મમત્વ છે! તેના માટે કેટલું પાપ કરો છો! ને ધર્મથી પણ વિમુખ બની જાવ છો તો વિચાર કરો કે આ શરીર કેવું છે! ભગવતી સૂત્રના નવમા શતકના ૩૩ મા ઉદ્દેશામાં જમાલિકુમાર પોતાની માતા આગળ શરીરનું વર્ણન કરતાં કહે છે કે–

**"एवं खलु अम्मयाओ माणुस्सगं सरीरं दुखाययणं विविहवाहि सुयसंनिकेयं अट्ठिकठ्ठट्ठियं छिराण्हारु जालउवणद्ध संपिणद्धं मट्टियमंडं व दुब्बलं असुइसंकिलिट्ठं अणिट्ठविय सव्वकाल संठप्पयं जराकुणिम जज्जर घरं च सडणपडण विद्धंसणधम्मं पुव्विं वा पच्छा वा अवस्सं विप्पजहियव्वं भविस्सइ।"**

હે માતા! મનુષ્યનું શરીર દુઃખનું સ્થાન છે. હજારો વ્યાધિઓ ઉપજવાની ભૂમિ છે. હાડકારૂપ કાષ્ઠને આધારે ટકે છે. નાડીઓ અને નસોથી વિંટાયેલું છે.

માટીના કાચા વાસણ જેવું દુર્બલ છે. અશુચિમય-અપવિત્ર પદાર્થોથી ભરેલું છે. સર્વદા અનવસ્થિત છે. જરા અને મૃત્યુનું જર્જરિત ઘર છે. સડવાનો પડવાનો અને વિધ્વંસ પામવાનો જેનો સ્વભાવ છે. પહેલાં કે પછી અવશ્ય એક વાર છૂટવાનું છે. નિઃસાર, તુચ્છ અને અપવિત્ર પદાર્થોથી ભરેલા આ શરીરમાં કસ્તુરી, કેશર, ચંદન જેવા સુગંધી પદાર્થો નથી, તેમજ સુવર્ણ, મોતી, માણેક, નીલમ અને પાના જેવા દેખાવડા સુંદર પદાર્થો પણ નથી પરંતુ હાડ, માંસ વગેરે અસાર અને અપવિત્ર પદાર્થો ભર્યા છે. આચારંગ સૂત્રમાં પણ ભગવાન બોલ્યા છે કે. " जहा अंतो तहाबाहिं, जहा बाहिं तहा अतो, अंतो पूइदेहंतराणि पासति पुढोवी संवति पडिप पडिलेहाए।" **આચારાંગ સૂત્ર અ. ૨ ઉદ્દેશો ૫.**

આ શરીર અંદરથી જેવું અસાર છે તેવું બહારથી પણ અસાર છે. અને બહારથી જેવું અસાર છે તેવું અંદરથી પણ અસાર છે. જેવી રીતે અશુચીથી ભરેલો ઘડો અંદરથી પણ અશુચીમય છે અને ઉપરથી પણ તે અશુચીમય કહેવાય છે. કારણકે તેની અંદર અશુચી ભરેલી છે. ભલે અશુચી બહાર ન હોય તો પણ અંદર ભરેલી અશુચીના કારણે તે અશુચિમય છે, તે રીતે આ શરીર અંદરથી અશુચિમય હોવાથી અસાર છે તે રીતે ઉપરથી પણ અસાર છે. એની અસારતાનું એથી વધુ કયું પ્રમાણ જોઈએ કે એના પર લગાડેલા સુંદરથી પણ સુંદર પદાર્થ પણ ખરાબ થઈ જાય છે. ચંદન, કેશર ઈત્યાદિ સુગંધી પદાર્થ એના પર લગાડવામાં આવે તો શરીરના સંસર્ગથી અલ્પ કાલમાં તે પણ વિકૃત બની જાય છે. શરીરમાં નાંખેલા સુંદરમાં સુંદર પકવાનોનું કેવું પરિણામ આવે છે અને કેવી વિકૃત વસ્તુ બહાર આવે છે! શરીર પર પહેરેલા વસ્ત્ર પણ અલ્પકાલમાં એના સંયોગથી મેલા થઈ જાય છે. કેવું અસાર આ શરીર! કેટલો એના પ્રત્યે મોહ! બુધ્ધિમાન આ શરીરમાં રહેલા દુર્ગંધી પદાર્થો તથા શરીરની અંદરની અવસ્થાઓ જોઈને એના સત્ય સ્વરૂપને સમજીને આ શરીરનો મોહ ન રાખે. અને જ્યાં સુધી શકિત છે ત્યાં સુધી તેની પાસેથી કામ કઢાવી લે.

વીતશોકા નગરીમાં બલ નામના ન્યાયી રાજા રાજ્ય કરે છે. રાજા પ્રજાના પ્રેમી અને પ્રજા રાજાના પ્રેમી છે. તેમની કીર્તિ ખૂબ દૂર દૂર સુધી પ્રસરેલી છે. "तस्स धारणी पामोक्खं देवी सहस्सं ओरोहे होत्था।" તે બલરાજાના અંતેઉરમાં ધારણી પ્રમુખ એક હજાર રાણીઓ હતી. રાજા આદર્શ ને ગુણવાન હતા તેવી રાણીઓ પણ ગુણવાન હતી. એક હજાર રાણીઓમાં મુખ્ય ધારણી રાણી હતા. બંધુઓ! સ્ત્રી એ તો ઘરનો શણગાર છે. ઘર ગમે તેટલું સુંદર હોય, પુરૂષ કરોડો રૂપિયા કમાતો હોય પણ ઘરમાં સ્ત્રી ન હોય તો કોઈ વ્યવસ્થા હોતી નથી. સ્ત્રી હોય તો બધું વ્યવસ્થિત રાખે છે. ઘરમાં કંઈ ન હોય તો પણ સુશીલ સ્ત્રી ઘરનું સારું

દેખાડે છે. પુણ્યોદય હોય તો પત્ની સારી મળે ને પાપનો ઉદય હોય તો ખરાબ મળે. પુણ્યોદય હોય તેને કેવી સ્ત્રી મળે છે. "कार्येषु मित्र, भुक्तेषु माता, शयनेषु रंभा" જ્યારે પતિના કોઈ કાર્યમાં મૂંઝવણ આવે ત્યારે પતિવ્રતા સ્ત્રી એના પતિને મિત્રની માફક સલાહ આપે છે. અને જમાડતી વખતે માતા સમાન બનીને જમાડે છે ને શયન વખતે રંભા સમાન હોય છે. પણ પાપનો ઉદય હોય ત્યારે

"कार्येषु कुतरी, भुक्तेषु डका, शयनेषु भक्का।"

જ્યારે પતિ દુકાનેથી કંટાળીને ઘેર આવે, કોઈ કામમાં અકળાયો મૂંઝાયો હોય, ત્યારે કૂતરીની જેમ ભસવા લાગે. પતિના કામમાં ભાગીદાર ન થાય. પતિ જમવા આવે તે પહેલાં જમી લે અને રાત્રે સૂવા જાય ત્યારે પણ જેમ તેમ બોલે. તમારી માતાએ આમ કહ્યું ને તેમ કહ્યું. વગર ચાવીનો રેડિયો બોલ્યા કરે, પણ પતિના દુઃખમાં ભાગીદાર ન બને પરંતુ પતિને હેરાન કરે. આ છે પાપનો ઉદય. જ્યાં પુણ્યનો ઉદય હોય ત્યાં પવિત્ર સ્ત્રી ઘરનું બધું કાર્ય સુધારી પતિનું ગૌરવ વધારે છે. બલરાજા ખૂબ પુણ્યવાન હતા. તેમની હજારે રાણીઓ ખૂબ વિનયવાન અને આદર્શ ગૃહીણીના સર્વ ગુણોથી યુક્ત હતી. પત્ની સારી હોય તો તેનો સંસાર સ્વર્ગ જેવો બને છે ને પતિન કજીયાળી હોય તો સંસાર નરક જેવો બને છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક ગામમાં પતિ-પત્ની અને એક પુત્રી એમ ત્રણ માણસનું કુટુંબ હતું. બધા ખૂબ પ્રેમથી રહેતા હતા. પત્ની ખૂબ સંસ્કારી હતી એટલે પોતાની દીકરીના જીવનમાં ખૂબ સારા સંસ્કારનું સિંચન કરી તેના જીવનનું ઘડતર કર્યું હતું. દીકરી પણ ખૂબ સૌંદર્યવાન અને ગુણીયલ હતી. ઘણી વખત માણસમાં રૂપ હોય પણ ગુણ નથી હોતાં. ઘણામાં ગુણ હોય પણ રૂપ ન હોય. અહીં તો રૂપ અને ગુણ બંનેનો સુમેળ હતો. આ છોકરીનું નામ દયાદેવી હતું. ખરેખર દયાદેવી એટલે દયાની દેવી હતી. એના નામનું મહત્વ એના કામથી જણાશે તે વાત તો આગળ આવશે, પણ આ દયાદેવી આઠ વર્ષની થઈ ત્યારે એની માતાને અચાનક બિમારી આવી અને બે દિવસમાં મૃત્યુ પામી. દયા નાની હતી પણ હોંશિયાર ખૂબ હતી. માતાના મૃત્યુથી તેને ખૂબ આઘાત લાગ્યો હતો. એના પિતાને પણ ઘણો આઘાત લાગ્યો હતો. દયાદેવી છાતી મજબૂત કરી એના પિતાને ખૂબ હિંમત આપતી. ઘરનું બધું કામકાજ પોતે જાતે કરતી. સવારનું કામકાજ કરી જંગલમાં ગાયો ચરાવવા જતી. બપોરે પાછી આવીને રસોઈ કરતી. પિતાને જમાડી પોતે જમતી. વળી સાંજના ગાયો ચરાવવા જતી. આ રીતે સવારથી મોડી રાત સુધી ઘરનું તમામ કામકાજ જાતે એકલી કરતી. પિતાની પણ ખૂબ સેવા કરતી. આવી ગુણવાન પુત્રી

પ્રત્યે પિતાને પ્રેમ હોય તે સ્વાભાવિક છે. કામ ખૂબ કરતી પણ ગમે તેમ તો ય બાળક છે ને! રાત્રે ખૂબ થાકી જતી હતી. ક્યારેક એકલી કંટાળી જતી.

**"માતાની ચાહના કરતી પુત્રી"** એક દિવસ તેણે એના પિતાને કહ્યું પિતાજી! તમે ફરીને લગ્ન કરો તો મારે બા આવશે ને હું ગાયો ચરાવવા જાઉં તો એ રસોઈ કરશે ને મને માતાના લાડ મળશે. પિતાજી ફરીને લગ્ન કરશે ને નવી મા આવશે તો પ્રેમ આપશે કે ત્રાસ આપશે તેવી આ ફુલ જેવી દયાને ક્યાંથી ખબર હોય? એના બાપે કહ્યું બેટા! નવી મા આવશે તો તને ખૂબ દુઃખ થશે. મારે લગ્ન નથી કરવા. પણ દયા કહે છે તમારે લગ્ન કરવા પડશે. છોકરીએ ખૂબ હઠ કરી. ત્યારે એના પિતાના મનમાં વિચાર થયો કે બિચારી એકલી દીકરીને કેટલું કામ કરવું પડે છે. તેના કરતાં પરણું તો એને સહારો થાય. એમ વિચારીને લગ્ન કરવાનો નિર્ણય કર્યો.

**"અપર માતાએ ગુજારેલો ત્રાસ"** બંધુઓ! દુનિયામાં દરેક માનવ પોતાના સુખ માટે વિવિધ પ્રવૃત્તિ કરે છે, પણ એ પ્રવૃત્તિ કંઈક દુઃખરૂપ ને ઉપાધિ રૂપ બને છે. આનું નામ સંસાર. દયાદેવીના પિતાએ ફરીને લગ્ન કર્યા. ઘરમાં ઓરમાન માતા આવી. દયાને હર્ષનો પાર નથી. હાશ.... હવે મને શાંતિ મળશે. ઓરમાન માતા દયાદેવીને સહાય રૂપ થાય છે કે ત્રાસરૂપ થાય છે તે જુઓ. નામ જ તેનું કેવું છે! ઓર મન. મન જેમનું ઓર એટલે જુદું હોય ત્યાં સહાયરૂપ થવું દૂર રહ્યું પણ નવી માતા કેવા કેવા હુકમો છોડવા લાગી. પરણીને આવ્યા પછી અઠવાડીયું તો બરાબર ચાલ્યું. દયા સમજતી હતી કે હવે મારી માતા મને કામમાં સહાયક બનશે. પણ એની એ ધારણા ખોટી પડી. ઉલ્ટી તે દયા ઉપર ઓર્ડર છોડવા લાગી. એક મિનિટે પણ શાંતિથી બેસવા દેતી ન હતી. કામ કરતાં સ્હેજ વાર લાગે તો ધમકાવે ને માર મારે. ખાવાપીવા પણ પૂરું આપે નહિ. ફૂલ જેવી દયા ખૂબ મૂંઝાઈ ગઈ. પણ હવે શું થાય? તે છાનીમાની રડી લેતી પણ પિતાજીને કંઈ વાત કરતી ન હતી. એનું હૃદય ભરાઈ જાય ત્યારે એકાંતમા બેસીને વિચાર કરતી કે મેં મારા પિતાને મારા સુખ માટે પરણવા વિનંતી કરી. પિતાજી પરણ્યા, પણ મને તો સુખના બદલે દુઃખ આવ્યું. પણ એમાં બીજાનો શો દોષ? મારા અશુભ કર્મ મને ઉદયમાં આવ્યા છે. તો મારે શાંતિથી ભોગવવા જોઈએ. ભોગવ્યા વિના છૂટકો નથી. બીજા તો નિમિત્ત માત્ર છે.

**'બાળાની નાગદેવે કરેલી પરીક્ષા'** દયાદેવી દરરોજ ગાયો ચરાવવા જતી હતી. બપોરે થાકી-પાકી ઘેર આવે ત્યારે અપર મા વધેલો ને લૂખો બટકું રોટલો અને છાશ આપે તે ખાઈ લેતી. આમ કરતાં તેની ઉંમર બાર વર્ષની થઈ. એક

દિવસ દયા ગાયો ચરાવવા ગઈ છે. મધ્યાન્હનો સમય હતો. વગડામાં એક પણ ઝાડ ન હતું એટલે ઘાસ ઉપર બેઠી હતી ને એટલામાં ગાયો ચરતી હતી. તે સમયે એક મોટો ભોરીંગ નાગ તેની પાસે આવ્યો. જેની આંખો લાલચોળ હતી. તેણે જીભ બહાર કાઢી હતી તેવો કાળો ભ્રમર નાગ ફુંફાડા મારી રહ્યો હતો. જેના ફુંફાડાથી ભલભલા ભાગી જાય તો આ બાર વર્ષની બાળાનું શું ગજું! આ નાગને વાચા થઈને તે મનુષ્ય ભાષામાં બોલ્યો-બેટા! અત્યારે હું તારા શરણે આવ્યો છું. તું મારું રક્ષણ કર. નાગને જોઈને દયાદેવી ગભરાઈ ગઈ. નાગ કહે છે બેટા! મને જલ્દી સંતાડ. તું મારાથી ડરીશ નહિ. હું નાગકુમાર દેવ અધિષ્ઠિત છું પણ મદારીઓ અને મંત્રવાદીઓ મારી પાછળ પડયા છે. તેના મંત્રના અધિષ્ઠાયક દેવની આજ્ઞા ભંગ કરવા હું અસમર્થ છું. માટે મારું રક્ષણ કર. હમણાં તે લોકો આવી પહોંચશે. માટે વિલંબન કર.

એક તરફ નાગનો ડર લાગ્યો, બીજી તરફ દયાદેવીના દિલમાં દયાના ઝરણાં ફૂટયા. મનમાં વિચાર કર્યો કે આમેય જીવનમાં શું સુખ છે? જીવતી મરેલા જેવી છું. તો આ એક જીવને જીવતદાન આપવાનો લાભ લઈ લઉં. તરત દયાએ પોતાનો પાલવ ધર્યો ને કહ્યું. નાગબાપા! આવી જાવ. નાગ કહે છે બેટા! ખોળામાં તો એ લોકો જોઈ જશે. એમ કર. મને તારા અંબોડે વીંટી દે. ખોળામાં નાગ લેવો સારો પણ અંબોડે વીંટવો ખોટો. છતાં દયાદેવીએ હિંમત કરીને અંબોડો ધર્યો, નાગદેવ તેના અંબોડે વીંટાઈ ગયા. એટલે માથે ઓઢીને દયા બેઠી છે. હવે મંત્રવાદીઓ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧

**અષાડ વદ ૪ ને ગુરૂવાર** **તા. ૧૫-૭-૭૬**

અનંત કરૂણાનિધી, શાસ્ત્રકાર ભગવાન જગતના જીવોના ઉધ્ધારને માટે દાંડી પીટાવીને કહે છે હે ભવ્યજીવો! તમારે આ પંચમકાળમાં સુખ જોઈતું હોય તો ધર્મ કરો. **दुःखं पापात, सुखं धर्मात्** પાપથી દુઃખ મળે છે ને ધર્મથી સુખ મળે છે. આવી સુંદર વાત સમજાવવા છતાં કંઈક જીવોને ધર્મ કરવાની રૂચી થતી નથી. ઉત્તમજીવો પોતાની મેળે સમજીને ધર્મ કરે છે. મધ્યમ જીવો પ્રેરણા કરવાથી ધર્મ કરે છે. અને અધમ જીવો પ્રેરણા કરવા છતાં પણ ધર્મ કરતા નથી. ધર્મ ઉપરના સહજ પ્રેમથી ધર્મ થાય તે ધર્મ આત્માને ભવસાગરથી પાર ઉતારે અને સંસારિક સુખ

સગવડો પ્રત્યેના રાગથી જે ધર્મ થાય તે ધર્મ આત્માને ભવાટવીમાં ભ્રમણ કરાવે. ભવનું વિસર્જન કરવાને બદલે નવા નવા ભવોનું સર્જન કરે.

બંધુઓ! કનક, કામિની અને કીર્તિ પરના પ્રેમથી તો મારાને તમારા જીવે અનંતી વાર ધર્મ કર્યો. પણ મોક્ષ પરના પ્રેમથી આ જીવે એકાદ વાર પણ ધર્મ કર્યો હોય એવું આપણા આત્માની દશા ઉપરથી જણાતું નથી. ધર્મ કરીએ ને આત્માની દશા બદલાય નહિ તો તે ધર્મ કર્યો કહેવાય? ધર્મ કરીએ અને આપણા વિચાર, વાણી અને વર્તન સુધરે નહિ તો ધર્મ કર્યો કેવી રીતે કહેવાય? ખાઈએ ને ભૂખ ભાંગે નહિ તો ખાવું શા કામનું? દવા લઈએ ને દર્દ દૂર ન થાય તો દવા લીધાનું પ્રયોજન શું? પાણી પીએ ને તૃષા ન છીપે તો પાણી પીધું શા કામનું? એ રીતે ધર્મ ઘણો કરીએ પણ સ્વભાવ ન સુધરે, વિચાર અને જીવન ન સુધરે તો ધર્મ કર્યાનો શો અર્થ?

**સત્ય સમજીને ધર્મ કરો**: જ્યારે તમને એમ લાગશે કે ધર્મ એ મોક્ષ સુખ આપનારો છે. ધર્મ પરમ હિતકારી છે, ધર્મ મારું સાચું અને શાશ્વતું ધન છે. પરમ આદરણીય છે. એ અચિંત્ય ચિંતામણી છે. ધર્મ કામધેનુ, કલ્પવૃક્ષ અને કામકુંભ સમાન છે, એ માતા છે, પિતા છે, બાંધવ છે, આવો ધર્મ પ્રત્યે ભાવ રાખીને ધર્મ થાય તો માનવજીવન ધન્ય બને અને સાર્થક બને. કોઈ પણ જાતના બદલાની આશા વગર નિષ્કામ ભાવથી ધર્મ કરો. આવો ઉત્તમ માનવભવ પામીને ધર્મ એ મારું પરમ કર્તવ્ય છે એવું માનીને ધર્મ કરો. માછલીને પાણી સિવાય બીજે ક્યાંય ચેન ન પડે તેમ ધર્મના સાચા પ્રેમીને ધર્મ સિવાય ક્યાંય ચેન ન પડે. માટે ઉત્તમ પુરૂષો ધર્મ પરના સહજ પ્રેમથી પોતાની મેળે ધર્મ કરે છે. મધ્યમ પુરૂષોને કોઈ પ્રેરણા કરે તો ધર્મ કરે છે. જ્યારે અધમ પુરૂષો કોઈ ધર્મ કરવાની પ્રેરણા કરે તો પણ ધર્મ કરતા નથી. ધર્મ આપણા જીવનમાં ચંદનની સુગંધના ન્યાયે વણાઈ જવો જોઈએ. જેમ ચંદનથી ચંદનની સુગંધ જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ સ્હેજ પણ જુદો ન પડવો જોઈએ. શરીરથી છાયા જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ છૂટો ન પડવો જોઈએ. ધર્મી જ્યાં જ્યાં જાય ત્યાં ધર્મ તેની પાછળ જાય. જીવનમાં ધર્મ અસ્થિ મજ્જા બની જવો જોઈએ. જીવનમાં ગમે તેવી મુશ્કેલી આવે પણ ધર્મ છૂટવો ન જોઈએ. ભલે, સંસારનું સમગ્ર સુખ સળગી જાય, અરે આ દેહ પણ સળગી જાય તો પણ ધર્મ ન છૂટવો જોઈએ. જો ધર્મ પાસે છે તો મર્યા પછી પણ ઉત્તમ સુખના સ્થાનો તેના માટે તૈયાર છે.

ખૂબ ધર્મ કરો ને કદાચ કષ્ટ આવે તો કષ્ટથી ગભરાવું નહિ. આપણે ધર્મ કરીએ તેથી દુઃખ ન આવે એવો કોઈ નિયમ નથી. કારણ કે પૂર્વભવમાં જે પાપ

કર્યાં છે તે તો તેનો સમય થતાં ધર્મ કરવા છતાં પણ ઉદયમાં આવે છે. એમ સમજીને દુઃખથી જરા પણ ગભરાયા વિના ધર્મને બરાબર વળગી રહેવું. ધર્મ પાસે છે તો છેવટે સૌ સારું થવાનું છે એવી દૃઢ શ્રધ્ધા રાખવી. ધર્મ એ મનુષ્યના જીવનનો ચોવીસે કલાકનો જીવનસાથી બની રહેવો જોઈએ. માત્ર ઉપાશ્રયમાં આવીએ ત્યારે ધર્મ થાય એવું નહિ પણ ઉપાશ્રયની બહાર જીવનના પ્રત્યેક ક્ષેત્રોમાં ધર્મની સુવાસ પ્રસરેલી રહેવી જોઈએ. ખાતાં-પીતાં-ઉઠતાં-બેસતાં-બોલતાં-સૂતાં વહેપાર ધંધો કરતાં દરેક ક્ષેત્રમાં ધર્મ સાથે રહેવો જોઈએ. ધર્મ એક ક્ષણ પણ છૂટો ન પડવો જોઈએ. ધર્મ કરનારે ધર્મનું સ્વરૂપ સમજી લેવું જોઇએ. અને ધર્મ કરવાના સાધનો પણ ઓળખી લેવા જોઈએ. સંગ પણ ધર્મી મનુષ્યનો રાખવો. ધર્મનું વાંચન અને ધર્મનો અભ્યાસ કરવો જોઈએ. કોઈ પણ જાતની લાલચ કે લોભ વિના ધર્મ થાય તો આત્માનું ઉત્થાન જલ્દી થાય. માટે ભૌતિક સુખ માટે નહિ પણ આત્મિક સુખ માટે ધર્મ કરવાની જરૂર છે.

જ્ઞાતાજી સુત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. વીતશોકા નગરીમાં બલ નામે રાજા રાજ્ય કરે છે. તેના તાબામાં અનેક નાના-મોટા ગામડાઓ છે અને અનેક મોટા નગરો છે. આટલા રાજ્યથી તેને સંતોષ છે. બીજા રાજાઓ સાથે ચઢાઈ કરી વધારે રાજ્ય મેળવવાની લાલસા કે તૃષ્ણા નથી. તેમના અંતેઉરમાં રૂપરૂપના અંબાર જેવી અપ્સરા સમાન શોભતી એક હજાર રાણીઓ છે તે પણ ઘણી વિનીત, સુશીલ અને સંસ્કારી છે. શીયળવંતી અને ગુણવાન છે. રૂપ હોય પણ ગુણ ન હોય તો તેની કોઈ કિંમત નથી. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :

"अगुणस्य हतं रूपमशीलस्य हतं कुलम् ।
असिध्धेस्तु हता विद्या, अभोगस्य हतं धनम् ॥"

જેની પાસે ગુણો નથી તેનું સ્વરૂપ નાશ પામે છે. જેની પાસે શીલ-સદાચાર નથી તેનું કૂળ નાશ પામે છે. જેની પાસે સિધ્ધિ નથી તેની વિદ્યા નાશ પામે છે. અને જેની પાસે ભોગ નથી તેનું ધન નાશ પામે છે.

બલરાજાની બધી રાણીઓ રૂપ અને ગુણથી યુકત હતી. એક હજાર રાણીઓમાં ધારણી રાણી મુખ્ય હતી. તેની દૃષ્ટિ ખૂબ વિશાળ હતી. બહેનોને એમ થાય કે ધારણી રાણી રાજાની મુખ્ય પટ્ટરાણી હતી, ૯૯૯ રાણીઓમાં હેડ હતી એને કેટલું સુખ હશે ! મારી બહેનો ! દુનિયામાં મોટા થવું સહેલ છે પણ મોટાપણાની ફરજો અદા કરવી કઠીન છે. જેટલા મોટા તેટલી વધુ સહનશીલતા કેળવવી પડે છે. તમે કહો છો ને કે મોભને ખીલા ખમવા પડે. પહેલાં મકાન બંધાય ત્યારે લાકડાનો મોભ ઉંચે મૂકવો હોય ત્યારે સારું મુહુર્ત જોઈ મોભને નાડા છડી બાંધી, કંકુનો

સગવડો પ્રત્યેના રાગથી જે ધર્મ થાય તે ધર્મ આત્માને ભવાટવીમાં ભ્રમણ કરાવે. ભવનું વિસર્જન કરવાને બદલે નવા નવા ભવોનું સર્જન કરે.

બંધુઓ! કનક, કામિની અને કીર્તિ પરના પ્રેમથી તો મારાને તમારા જીવે અનંતી વાર ધર્મ કર્યો. પણ મોક્ષ પરના પ્રેમથી આ જીવે એકાદ વાર પણ ધર્મ કર્યો હોય એવું આપણા આત્માની દશા ઉપરથી જણાતું નથી. ધર્મ કરીએ ને આત્માની દશા બદલાય નહિ તો તે ધર્મ કર્યો કહેવાય? ધર્મ કરીએ અને આપણા વિચાર, વાણી અને વર્તન સુધરે નહિ તો ધર્મ કર્યો કેવી રીતે કહેવાય? ખાઈએ ને ભૂખ ભાંગે નહિ તો ખાવું શા કામનું? દવા લઈએ ને દર્દ દૂર ન થાય તો દવા લીધાનું પ્રયોજન શું? પાણી પીએ ને તૃષા ન છીપે તો પાણી પીધું શા કામનું? એ રીતે ધર્મ ઘણો કરીએ પણ સ્વભાવ ન સુધરે, વિચાર અને જીવન ન સુધરે તો ધર્મ કર્યાનો શો અર્થ?

**સત્ય સમજીને ધર્મ કરો :** જ્યારે તમને એમ લાગશે કે ધર્મ એ મોક્ષ સુખ આપનારો છે. ધર્મ પરમ હિતકારી છે, ધર્મ મારું સાચું અને શાશ્વતું ધન છે. પરમ આદરણીય છે. એ અચિંત્ય ચિંતામણી છે. ધર્મ કામધેનુ, કલ્પવૃક્ષ અને કામકુંભ સમાન છે, એ માતા છે, પિતા છે, બાંધવ છે, આવો ધર્મ પ્રત્યે ભાવ રાખીને ધર્મ થાય તો માનવજીવન ધન્ય બને અને સાર્થક બને. કોઈ પણ જાતના બદલાની આશા વગર નિષ્કામ ભાવથી ધર્મ કરો. આવો ઉત્તમ માનવભવ પામીને ધર્મ એ મારું પરમ કર્તવ્ય છે એવું માનીને ધર્મ કરો. માછલીને પાણી સિવાય બીજે ક્યાંય ચેન ન પડે તેમ ધર્મના સાચા પ્રેમીને ધર્મ સિવાય ક્યાંય ચેન ન પડે. માટે ઉત્તમ પુરૂષો ધર્મ પરના સહજ પ્રેમથી પોતાની મેળે ધર્મ કરે છે. મધ્યમ પુરૂષોને કોઈ પ્રેરણા કરે તો ધર્મ કરે છે. જ્યારે અધમ પુરૂષો કોઈ ધર્મ કરવાની પ્રેરણા કરે તો પણ ધર્મ કરતા નથી. ધર્મ આપણા જીવનમાં ચંદનની સુગંધના ન્યાયે વણાઈ જવો જોઈએ. જેમ ચંદનથી ચંદનની સુગંધ જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ સ્હેજ પણ જુદો ન પડવો જોઈએ. શરીરથી છાયા જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ છૂટો ન પડવો જોઈએ. ધર્મી જ્યાં જ્યાં જાય ત્યાં ધર્મ તેની પાછળ જાય. જીવનમાં ધર્મ અસ્થિ મજ્જા બની જવો જોઈએ. જીવનમાં ગમે તેવી મુશ્કેલી આવે પણ ધર્મ છૂટવો ન જોઈએ. ભલે, સંસારનું સમગ્ર સુખ સળગી જાય, અરે આ દેહ પણ સળગી જાય તો પણ ધર્મ ન છૂટવો જોઈએ. જો ધર્મ પાસે છે તો મર્યા પછી પણ ઉત્તમ સુખના સ્થાનો તેના માટે તૈયાર છે.

ખૂબ ધર્મ કરો ને કદાચ કષ્ટ આવે તો કષ્ટથી ગભરાવું નહિ. આપણે ધર્મ કરીએ તેથી દુઃખ ન આવે એવો કોઈ નિયમ નથી. કારણ કે પૂર્વભવમાં જે પાપ

કર્યા છે તે તો તેનો સમય થતાં ધર્મ કરવા છતાં પણ ઉદયમાં આવે છે. એમ સમજીને દુઃખથી જરા પણ ગભરાયા વિના ધર્મને બરાબર વળગી રહેવું. ધર્મ પાસે છે તો છેવટે સૌ સારું થવાનું છે એવી દૃઢ શ્રધ્ધા રાખવી. ધર્મ એ મનુષ્યના જીવનનો ચોવીસે કલાકનો જીવનસાથી બની રહેવો જોઈએ. માત્ર ઉપાશ્રયમાં આવીએ ત્યારે ધર્મ થાય એવું નહિ પણ ઉપાશ્રયની બહાર જીવનના પ્રત્યેક ક્ષેત્રોમાં ધર્મની સુવાસ પ્રસરેલી રહેવી જોઈએ. ખાતાં-પીતાં-ઉઠતાં-બેસતાં-બોલતાં-સૂતાં વહેપાર ધંધો કરતાં દરેક ક્ષેત્રમાં ધર્મ સાથે રહેવો જોઈએ. ધર્મ એક ક્ષણ પણ છૂટો ન પડવો જોઈએ. ધર્મ કરનારે ધર્મનું સ્વરૂપ સમજી લેવું જોઈએ. અને ધર્મ કરવાના સાધનો પણ ઓળખી લેવા જોઈએ. સંગ પણ ધર્મી મનુષ્યનો રાખવો. ધર્મનું વાંચન અને ધર્મનો અભ્યાસ કરવો જોઈએ. કોઈ પણ જાતની લાલચ કે લોભ વિના ધર્મ થાય તો આત્માનું ઉત્થાન જલ્દી થાય. માટે ભૌતિક સુખ માટે નહિ પણ આત્મિક સુખ માટે ધર્મ કરવાની જરૂર છે.

જ્ઞાતાજી સુત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. વીતશોકા નગરીમાં બલ નામે રાજા રાજ્ય કરે છે. તેના તાબામાં અનેક નાના-મોટા ગામડાઓ છે અને અનેક મોટા નગરો છે. આટલા રાજ્યથી તેને સંતોષ છે. બીજા રાજાઓ સાથે ચઢાઇ કરી વધારે રાજ્ય મેળવવાની લાલસા કે તૃષ્ણા નથી. તેમના અંતેઉરમાં રૂપરૂપના અંબાર જેવી અપ્સરા સમાન શોભતી એક હજાર રાણીઓ છે તે પણ ઘણી વિનીત, સુશીલ અને સંસ્કારી છે. શીયળવંતી અને ગુણવાન છે. રૂપ હોય પણ ગુણ ન હોય તો તેની કોઈ કિંમત નથી. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :

"अगुणस्य हतं रूपयशीलस्य हतं कुलम् ।
असिध्धेस्तु हता विद्या, अभोगस्य हतं धनम् ।।"

જેની પાસે ગુણો નથી તેનું સ્વરૂપ નાશ પામે છે. જેની પાસે શીલ-સદાચાર નથી તેનું કૂળ નાશ પામે છે. જેની પાસે સિધ્ધિ નથી તેની વિદ્યા નાશ પામે છે. અને જેની પાસે ભોગ નથી તેનું ધન નાશ પામે છે.

બલરાજાની બધી રાણીઓ રૂપ અને ગુણથી યુકત હતી. એક હજાર રાણીઓમાં ધારણી રાણી મુખ્ય હતી. તેની દૃષ્ટિ ખૂબ વિશાળ હતી. બહેનોને એમ થાય કે ધારણી રાણી રાજાની મુખ્ય પટ્ટરાણી હતી, ૯૯૯ રાણીઓમાં હેડ હતી એને કેટલું સુખ હશે ! મારી બહેનો ! દુનિયામાં મોટા થવું સહેલ છે પણ મોટાપણાની ફરજો અદા કરવી કઠીન છે. જેટલા મોટા તેટલી વધુ સહનશીલતા કેળવવી પડે છે. તમે કહો છો ને કે મોભને ખીલા ખમવા પડે. પહેલાં મકાન બંધાય ત્યારે લાકડાનો મોભ ઉંચે મૂકવો હોય ત્યારે સારું મુહુર્ત જોઈ મોભને નાડા છડી બાંધી, કંકુનો

સગવડો પ્રત્યેના રાગથી જે ધર્મ થાય તે ધર્મ આત્માને ભવાટવીમાં ભ્રમણ કરાવે. ભવનું વિસર્જન કરવાને બદલે નવા નવા ભવોનું સર્જન કરે.

બંધુઓ! કનક, કામિની અને કીર્તિ પરના પ્રેમથી તો મારાને તમારા જીવે અનંતી વાર ધર્મ કર્યો. પણ મોક્ષ પરના પ્રેમથી આ જીવે એકાદ વાર પણ ધર્મ કર્યો હોય એવું આપણા આત્માની દશા ઉપરથી જણાતું નથી. ધર્મ કરીએ ને આત્માની દશા બદલાય નહિ તો તે ધર્મ કર્યો કહેવાય? ધર્મ કરીએ અને આપણા વિચાર, વાણી અને વર્તન સુધરે નહિ તો ધર્મ કર્યો કેવી રીતે કહેવાય? ખાઈએ ને ભૂખ ભાંગે નહિ તો ખાવું શા કામનું? દવા લઈએ ને દર્દ દૂર ન થાય તો દવા લીધાનું પ્રયોજન શું? પાણી પીએ ને તૃષા ન છીપે તો પાણી પીધું શા કામનું? એ રીતે ધર્મ ઘણો કરીએ પણ સ્વભાવ ન સુધરે, વિચાર અને જીવન ન સુધરે તો ધર્મ કર્યાનો શો અર્થ?

**સત્ય સમજીને ધર્મ કરો :** જ્યારે તમને એમ લાગશે કે ધર્મ એ મોક્ષ સુખ આપનારો છે. ધર્મ પરમ હિતકારી છે, ધર્મ મારું સાચું અને શાશ્વતું ધન છે. પરમ આદરણીય છે. એ અચિંત્ય ચિંતામણી છે. ધર્મ કામધેનુ, કલ્પવૃક્ષ અને કામકુંભ સમાન છે, એ માતા છે, પિતા છે, બાંધવ છે, આવો ધર્મ પ્રત્યે ભાવ રાખીને ધર્મ થાય તો માનવજીવન ધન્ય બને અને સાર્થક બને. કોઈ પણ જાતના બદલાની આશા વગર નિષ્કામ ભાવથી ધર્મ કરો. આવો ઉત્તમ માનવભવ પામીને ધર્મ એ મારું પરમ કર્તવ્ય છે એવું માનીને ધર્મ કરો. માછલીને પાણી સિવાય બીજે ક્યાંય ચેન ન પડે તેમ ધર્મના સાચા પ્રેમીને ધર્મ સિવાય ક્યાંય ચેન ન પડે. માટે ઉત્તમ પુરૂષો ધર્મ પરના સહજ પ્રેમથી પોતાની મેળે ધર્મ કરે છે. મધ્યમ પુરૂષોને કોઈ પ્રેરણા કરે તો ધર્મ કરે છે. જ્યારે અધમ પુરૂષો કોઈ ધર્મ કરવાની પ્રેરણા કરે તો પણ ધર્મ કરતા નથી. ધર્મ આપણા જીવનમાં ચંદનની સુગંધના ન્યાયે વણાઈ જવો જોઈએ. જેમ ચંદનથી ચંદનની સુગંધ જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ સ્હેજ પણ જુદો ન પડવો જોઈએ. શરીરથી છાયા જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ છૂટો ન પડવો જોઈએ. ધર્મી જ્યાં જ્યાં જાય ત્યાં ધર્મ તેની પાછળ જાય. જીવનમાં ધર્મ અસ્થિ મજ્જા બની જવો જોઈએ. જીવનમાં ગમે તેવી મુશ્કેલી આવે પણ ધર્મ છૂટવો ન જોઈએ. ભલે, સંસારનું સમગ્ર સુખ સળગી જાય, અરે આ દેહ પણ સળગી જાય તો પણ ધર્મ ન છૂટવો જોઈએ. જો ધર્મ પાસે છે તો મર્યા પછી પણ ઉત્તમ સુખના સ્થાનો તેના માટે તૈયાર છે.

ખૂબ ધર્મ કરો ને કદાચ કષ્ટ આવે તો કષ્ટથી ગભરાવું નહિ. આપણે ધર્મ કરીએ તેથી દુઃખ ન આવે એવો કોઈ નિયમ નથી. કારણ કે પૂર્વભવમાં જે પાપ

ર્યાં છે તે તો તેનો સમય થતાં ધર્મ કરવા છતાં પણ ઉદયમાં આવે છે. એમ સમજીને દુઃખથી જરા પણ ગભરાયા વિના ધર્મને બરાબર વળગી રહેવું. ધર્મ પાસે છે તો છેવટે સૌ સારું થવાનું છે એવી દૃઢ શ્રધ્ધા રાખવી. ધર્મ એ મનુષ્યના જીવનનો ચોવીસે કલાકનો જીવનસાથી બની રહેવો જોઈએ. માત્ર ઉપાશ્રયમાં આવીએ ત્યારે ધર્મ થાય એવું નહિ પણ ઉપાશ્રયની બહાર જીવનના પ્રત્યેક ક્ષેત્રોમાં ધર્મની સુવાસ પ્રસરેલી રહેવી જોઈએ. ખાતાં-પીતાં-ઉઠતાં-બેસતાં-બોલતાં-સૂતાં વહેપાર ધંધો કરતાં દરેક ક્ષેત્રમાં ધર્મ સાથે રહેવો જોઈએ. ધર્મ એક ક્ષણ પણ છૂટો ન પડવો જોઈએ. ધર્મ કરનારે ધર્મનું સ્વરૂપ સમજી લેવું જોઈએ. અને ધર્મ કરવાના સાધનો પણ ઓળખી લેવા જોઈએ. સંગ પણ ધર્મી મનુષ્યનો રાખવો. ધર્મનું વાંચન અને ધર્મનો અભ્યાસ કરવો જોઈએ. કોઈ પણ જાતની લાલચ કે લોભ વિના ધર્મ થાય તો આત્માનું ઉત્થાન જલ્દી થાય. માટે ભૌતિક સુખ માટે નહિ પણ આત્મિક સુખ માટે ધર્મ કરવાની જરૂર છે.

જ્ઞાતાજી સુત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. વીતશોકા નગરીમાં બલ નામે રાજા રાજ્ય કરે છે. તેના તાબામાં અનેક નાના-મોટા ગામડાઓ છે અને અનેક મોટા નગરો છે. આટલા રાજ્યથી તેને સંતોષ છે. બીજા રાજાઓ સાથે ચઢાઇ કરી વધારે રાજ્ય મેળવવાની લાલસા કે તૃષ્ણા નથી. તેમના અંતેઉરમાં રૂપરૂપના અંબાર જેવી અપ્સરા સમાન શોભતી એક હજાર રાણીઓ છે તે પણ ઘણી વિનીત, સુશીલ અને સંસ્કારી છે. શીયળવંતી અને ગુણવાન છે. રૂપ હોય પણ ગુણ ન હોય તો તેની કોઈ કિંમત નથી. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :

"अगुणस्य हतं रूपमशीलस्य हतं कुलम् ।
असिध्देस्तु हता विद्या, अभोगस्य हतं धनम् ॥"

જેની પાસે ગુણો નથી તેનું સ્વરૂપ નાશ પામે છે. જેની પાસે શીલ-સદાચાર નથી તેનું કૂળ નાશ પામે છે. જેની પાસે સિધ્ધિ નથી તેની વિદ્યા નાશ પામે છે. અને જેની પાસે ભોગ નથી તેનું ધન નાશ પામે છે.

બલરાજાની બધી રાણીઓ રૂપ અને ગુણથી યુક્ત હતી. એક હજાર રાણીઓમાં ધારણી રાણી મુખ્ય હતી. તેની દૃષ્ટિ ખૂબ વિશાળ હતી. બહેનોને એમ થાય કે ધારણી રાણી રાજાની મુખ્ય પટ્ટરાણી હતી, ૯૯૯ રાણીઓમાં હેડ હતી એને કેટલું સુખ હશે ! મારી બહેનો ! દુનિયામાં મોટા થવું સહેલ છે પણ મોટાપણાની ફરજો અદા કરવી કઠીન છે. જેટલા મોટા તેટલી વધુ સહનશીલતા કેળવવી પડે છે. તમે કહો છો ને કે મોભને ખીલા ખમવા પડે. પહેલાં મકાન બંધાય ત્યારે લાકડાનો મોભ ઉંચે મૂકવો હોય ત્યારે સારું મુહુર્ત જોઈ મોભને નાડા છડી બાંધી, કંકુનો

સગવડો પ્રત્યેના રાગથી જે ધર્મ થાય તે ધર્મ આત્માને ભવાટવીમાં ભ્રમણ કરાવે. ભવનું વિસર્જન કરવાને બદલે નવા નવા ભવોનું સર્જન કરે.

બંધુઓ ! કનક, કામિની અને કીર્તિ પરના પ્રેમથી તો મારા ને તમારા જીવે અનંતી વાર ધર્મ કર્યો. પણ મોક્ષ પરના પ્રેમથી આ જીવે એકાદ વાર પણ ધર્મ કર્યો હોય એવું આપણા આત્માની દશા ઉપરથી જણાતું નથી. ધર્મ કરીએ ને આત્માની દશા બદલાય નહિ તો તે ધર્મ કર્યો કહેવાય ? ધર્મ કરીએ અને આપણા વિચાર, વાણી અને વર્તન સુધરે નહિ તો ધર્મ કર્યો કેવી રીતે કહેવાય ? ખાઈએ ને ભૂખ ભાંગે નહિ તો ખાવું શા કામનું ? દવા લઈએ ને દર્દ દૂર ન થાય તો દવા લીધાનું પ્રયોજન શું ? પાણી પીએ ને તૃષા ન છીપે તો પાણી પીધું શા કામનું ? એ રીતે ધર્મ ઘણો કરીએ પણ સ્વભાવ ન સુધરે, વિચાર અને જીવન ન સુધરે તો ધર્મ કર્યાનો શો અર્થ ?

**સત્ય સમજીને ધર્મ કરો** : જ્યારે તમને એમ લાગશે કે ધર્મ એ મોક્ષ સુખ આપનારો છે. ધર્મ પરમ હિતકારી છે, ધર્મ મારું સાચું અને શાશ્વતું ધન છે. પરમ આદરણીય છે. એ અચિંત્ય ચિંતામણી છે. ધર્મ કામધેનુ, કલ્પવૃક્ષ અને કામકુંભ સમાન છે, એ માતા છે, પિતા છે, બાંધવ છે, આવો ધર્મ પ્રત્યે ભાવ રાખીને ધર્મ થાય તો માનવજીવન ધન્ય બને અને સાર્થક બને. કોઈ પણ જાતના બદલાની આશા વગર નિષ્કામ ભાવથી ધર્મ કરો. આવો ઉત્તમ માનવભવ પામીને ધર્મ એ મારું પરમ કર્તવ્ય છે એવું માનીને ધર્મ કરો. માછલીને પાણી સિવાય બીજે ક્યાંય ચેન ન પડે તેમ ધર્મના સાચા પ્રેમીને ધર્મ સિવાય ક્યાંય ચેન ન પડે. માટે ઉત્તમ પુરૂષો ધર્મ પરના સહજ પ્રેમથી પોતાની મેળે ધર્મ કરે છે. મધ્યમ પુરૂષોને કોઈ પ્રેરણા કરે તો ધર્મ કરે છે. જ્યારે અધમ પુરૂષો કોઈ ધર્મ કરવાની પ્રેરણા કરે તો પણ ધર્મ કરતા નથી. ધર્મ આપણા જીવનમાં ચંદનની સુગંધના ન્યાયે વણાઈ જવો જોઈએ. જેમ ચંદનથી ચંદનની સુગંધ જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ સ્હેજ પણ જુદો ન પડવો જોઈએ. શરીરથી છાયા જુદી ન પડે તેમ ધર્મીથી ધર્મ છૂટો ન પડવો જોઈએ. ધર્મી જ્યાં જ્યાં જાય ત્યાં ધર્મ તેની પાછળ જાય. જીવનમાં ધર્મ અસ્થિ મજ્જા બની જવો જોઈએ. જીવનમાં ગમે તેવી મુશ્કેલી આવે પણ ધર્મ છૂટવો ન જોઈએ. ભલે, સંસારનું સમગ્ર સુખ સળગી જાય, અરે આ દેહ પણ સળગી જાય તો પણ ધર્મ ન છૂટવો જોઈએ. જો ધર્મ પાસે છે તો મર્યા પછી પણ ઉત્તમ સુખના સ્થાનો તેના માટે તૈયાર છે.

ખૂબ ધર્મ કરો ને કદાચ કષ્ટ આવે તો કષ્ટથી ગભરાવું નહિ. આપણે ધર્મ કરીએ તેથી દુઃખ ન આવે એવો કોઈ નિયમ નથી. કારણ કે પૂર્વભવમાં જે પાપ

કર્યાં છે તે તો તેનો સમય થતાં ધર્મ કરવા છતાં પણ ઉદયમાં આવે છે. એમ સમજીને દુઃખથી જરા પણ ગભરાયા વિના ધર્મને બરાબર વળગી રહેવું. ધર્મ પાસે છે તો છેવટે સૌ સારું થવાનું છે એવી દઢ શ્રધ્ધા રાખવી. ધર્મ એ મનુષ્યના જીવનનો ચોવીસે કલાકનો જીવનસાથી બની રહેવો જોઈએ. માત્ર ઉપાશ્રયમાં આવીએ ત્યારે ધર્મ થાય એવું નહિ પણ ઉપાશ્રયની બહાર જીવનના પ્રત્યેક ક્ષેત્રોમાં ધર્મની સુવાસ પ્રસરેલી રહેવી જોઈએ. ખાતાં-પીતાં-ઉઠતાં-બેસતાં-બોલતાં-સૂતાં વહેપાર ધંધો કરતાં દરેક ક્ષેત્રમાં ધર્મ સાથે રહેવો જોઈએ. ધર્મ એક ક્ષણ પણ છૂટો ન પડવો જોઈએ. ધર્મ કરનારે ધર્મનું સ્વરૂપ સમજી લેવું જોઇએ. અને ધર્મ કરવાના સાધનો પણ ઓળખી લેવા જોઈએ. સંગ પણ ધર્મી મનુષ્યનો રાખવો. ધર્મનું વાંચન અને ધર્મનો અભ્યાસ કરવો જોઈએ. કોઈ પણ જાતની લાલચ કે લોભ વિના ધર્મ થાય તો આત્માનું ઉત્થાન જલ્દી થાય. માટે ભૌતિક સુખ માટે નહિ પણ આત્મિક સુખ માટે ધર્મ કરવાની જરૂર છે.

જ્ઞાતાજી સુત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. વીતશોકા નગરીમાં બલ નામે રાજા રાજ્ય કરે છે. તેના તાબામાં અનેક નાના-મોટા ગામડાઓ છે અને અનેક મોટા નગરો છે. આટલા રાજ્યથી તેને સંતોષ છે. બીજા રાજાઓ સાથે ચઢાઇ કરી વધારે રાજ્ય મેળવવાની લાલસા કે તૃષ્ણા નથી. તેમના અંતેઉરમાં રૂપરૂપના અંબાર જેવી અપ્સરા સમાન શોભતી એક હજાર રાણીઓ છે તે પણ ઘણી વિનીત, સુશીલ અને સંસ્કારી છે. શીયળવંતી અને ગુણવાન છે. રૂપ હોય પણ ગુણ ન હોય તો તેની કોઈ કિંમત નથી. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :

"अगुणस्य हतं रूपमशीलस्य हतं कुलम् ।
असिध्धेस्तु हता विद्या, अभोगस्य हतं धनम् ॥"

જેની પાસે ગુણો નથી તેનું સ્વરૂપ નાશ પામે છે. જેની પાસે શીલ-સદાચાર નથી તેનું કૂળ નાશ પામે છે. જેની પાસે સિધ્ધિ નથી તેની વિદ્યા નાશ પામે છે. અને જેની પાસે ભોગ નથી તેનું ધન નાશ પામે છે.

બલરાજાની બધી રાણીઓ રૂપ અને ગુણથી યુકત હતી. એક હજાર રાણીઓમાં ધારણી રાણી મુખ્ય હતી. તેની દષ્ટિ ખૂબ વિશાળ હતી. બહેનોને એમ થાય કે ધારણી રાણી રાજાની મુખ્ય પટ્ટરાણી હતી, ૯૯૯ રાણીઓમાં હેડ હતી એને કેટલું સુખ હશે ! મારી બહેનો ! દુનિયામાં મોટા થવું સહેલ છે પણ મોટાપણાની ફરજો અદા કરવી કઠીન છે. જેટલા મોટા તેટલી વધુ સહનશીલતા કેળવવી પડે છે. તમે કહો છો ને કે મોભને ખીલા ખમવા પડે. પહેલાં મકાન બંધાય ત્યારે લાકડાનો મોભ ઉંચે મૂકવો હોય ત્યારે સારું મુહુર્ત જોઈ મોભને નાડા છડી બાંધી, કંકુનો

ચાંલ્લો કરી, ફૂલનો હાર બાંધીને મોભ ઉંચે મૂકતા. આટલું કરવાનું કારણ શું ? મોભ ઉપર મકાનનો સંપૂર્ણ આધાર છે. ઘરનો બધો ભાર મોભ ઝીલે છે. એટલે તેનું આટલું મહત્વ છે. ઘરમાં જે વડીલ હોય છે તેના માથે ઘરની બધી જવાબદારી છે. એમને સહન પણ વધુ કરવું પડે છે. કોઈ સ્હેજ કંઈ કહે ને ઉતરી પડે તો તે જવાબદારીનો ભાર ઝીલી શકે નહિ. જે સહન કરે તે ઝીલી શકે છે. જે વડીલ હોય તેનું હૃદયપણ વિશાળ હોવું જોઈએ. ઘરમાં સાસુ હોય ને વહુ નવા સાડલા લઈ આવે પણ સાસુથી છાનું રાખે તો સાસુનું દિલ સંકુચિત રહે ને સાસુ વહુથી છૂપાવે તો વહુનું દિલ સંકુચિત રહે છે. પણ વહુ એમ કહે બા ! આ નવા સાડલાં લાવી છું. તમે પહેલાં પહેરજો પછી હું પહેરીશ. તો સાસુ કહેશે ના વહુ બેટા ! આવા મને ન શોભે. તમે પહેરજો. પણ વહુ ખૂબ આગ્રહ કરીને કહે કે ના બા ! તમે પહેરશો પછી હું પહેરીશ તો સાસુનું મન એવું મોકળું થઈ જાય કે પોતાની પાસે જે સાડલા હોય તે આપી દે ને કહે–વહુ બેટા ! તમે મારા સાડલા પહેરો. દરેક આવી રીતે વિશાળતા કેળવે તો હું તો માનું છું કે આ સંસાર સ્વર્ગ જેવો બની જાય. આ રીતે નોકરો માટે શેઠ–શેઠાણી વિશાળ દષ્ટિ રાખે તો એ નોકરનું મન પણ તમારા પ્રત્યે વિશાળ રહે છે.

ધારણી રાણી પણ એવા વિશાળ હતા. '**यथा नाम तथा गुणा**" જેવા નામ તેવા ગુણ હતા. અત્યારે તો નામ એવા પાડે છે કે તેમા ગુણ ન હોય. રહેવું છે ભારતમાંને નામ ફોરેનના શોધી લાવે છે. વસવું અહીં ને બધી રીતભાત ત્યાંની રાખવી છે. પછી ભારત ક્યાંથી ઉંચું આવે ? ધારણી રાણી વિશાળ, પ્રેમાળ ને ઉદાર હતા. તે ૯૯૯ રાણીઓના દિલમાં વસી ગયા હતા. દરેક રાણીને તેમના પ્રત્યે અત્યંત પ્રેમ હતો. એને દેખે ને ગાંડી ઘેલી બની જાય. એ જે કંઈ કહે તે બધી રાણીઓ મંજુર કરતી ને તેની આજ્ઞા પ્રમાણે ચાલતી હતી. ધારણી રાણી પ્રત્યે દરેક રાણીનો આટલો બધો પ્રેમ હતો તેનું કારણ શું ? તેનામાં સહનશીલતા હતી. સારું–ખોટું બધું પચાવવાની શક્તિ હતી. તે રાજાની પટ્ટરાણી હતી એટલે રાજા તેના માટે કોઈ નવીન ચીજ લાવે તો એમ નહિ કે હું મોટી એટલે મારે તેનો ઉપયોગ કરવાનો. એ તો પોતાની નાની બહેનોને પહેલાં આપી દેતી. આ વસ્તુ મારી છે એવું માનતી ન હતી એટલે તેના પ્રત્યે કોઈને ઈર્ષ્યા ન હતી. માણસના ગુણથી માનવના મૂલ્ય અંકાય છે.....જુઓ, દુનિયામાં લાકડું તો ઘણા પ્રકારનું હોય છે ને ? પણ કિંમત વધુ કોની છે ? સુખડના લાકડાની. શા માટે ? કોઈ એને કાપી નાંખે, ઘસી નાખે કે બાળી નાંખે તો પણ એ સુગંધ આપે છે તેથી તેના મૂલ્ય અંકાય છે. એ ચંદન શું કહે છે !

**બધું દુઃખ જગતનું ખમવું છે, પ્રભુ ચંદન મારે બનવું છે,**
**કોઈ લાભ ઉઠાવે ઘસી ઘસી, હું સહન કરું છું હસી હસી.**

પરની શક્તિમાં શમવું છે પ્રભુ ચંદન મારે બનવું છે.
કોઈ અગ્નિમાં એને બાળે, નથી ફરિયાદો કરવી મારે,
આનંદથી મારે બળવું છે, પ્રભુ ચંદન મારે બનવું છે.

જે પરને માટે પોતાની જાતનું બલિદાન આપે છે તેની જગતમાં કિંમત અંકાય છે. જો તમારે માનવજીવનને મૂલ્યવાન બનાવવું હોય તો ચંદન જેવા બનો. ચંદનને કોઈ ઘસી નાંખે તો સુગંધ આપે. શરીરે લેપ કરે તો શીતળતા આપે પણ તમને કોઈ બે કટુ શબ્દો કહે તો શું કરશો ? સમતાની સૌરભ આપશો કે ગાળ આપશો ? અહીં વ્યાખ્યાન પૂરું થયું. સામાયિક પાળી, મુહપત્તિ છોડીને બહાર ગયા, કોઈએ તમારું સ્હેજ અપમાન કર્યું, બે કટુ શબ્દો કહ્યા તો ભાઈના ક્રોધનો પારો આસમાને ચઢી જાય. રોજ વીતરાગ વાણી સાંભળો, સામાયિક કરો ને સમભાવ ન આવે તો મારે તમને કેવા કહેવા ? એક કેળું ખાઈએ તો ભૂખ મટી જાય, એક ગ્લાસ પાણી પીએ તો તૃષા શાંત થાય. એક એનેસીન કે એસ્પ્રોની ટીકડી લઈએ તો માથું ઉતરી જાય. એ. પી. સી. ની ગોળી લઈએ તો તાવ ઉતરી જાય છે ને તમે એક કલાક વીતરાગ વાણીનું પાન કરો તેની કંઈ અસર થતી નથી તેનું કારણ શું ? તમે કઈ જાતના શ્રોતા છો ? ત્રણ પૂતળીનો ન્યાય આપ્યો છે. એક આરસની પૂતળી છે, બીજી લાકડાની પૂતળી છે ને ત્રીજી રૂની પૂતળી છે. આરસની પૂતળીને દૂધમાં નાંખવામાં આવે તો તે દૂધમાં રહે ત્યાં સુધી ભીની રહે પણ બહાર કાઢો ત્યારે હતી તેવી ને તેવી સ્હેજ પણ દૂધ ચૂસે નહિ. બીજી લાકડાની પૂતળીને દૂધમાં નાંખવામાં આવે તો થોડું દૂધ ચૂસશે. બહાર કાઢયા પછી થોડીવાર ભીની રહેશે. ત્રીજી રૂની પૂતળી દૂધમાં નાંખવામાં આવે તો તે દૂધ ચૂસી લે છે. બોલો, આ ત્રણ પૂતળીમાંથી તમે કઈ પૂતળી જેવા શ્રોતા છો ? (હસાહસ). તમે રૂની પૂતળી જેવા ન બનો તો ખેર, પણ લાકડાની પૂતળી જેવા બનશો તો પણ મને સંતોષ થશે. જેનામાં થોડી પણ વીતરાગ વાણી પચી છે તેવા જીવો કર્મના ઉદયથી દુઃખ આવશે ત્યારે હાય....હાય નહિ કરે પણ હોય....હોય એમ કહેશે. કારણ કે પૂર્વ ભવમાં મેં કર્મ બાંધ્યા છે તેના ઉદયથી દુઃખ આવ્યું છે એમાં હાય....હાય શેની કરવાની ? હોય....હોય કરાય એમ સમજે છે. પારકાને દોષ દેતો નથી જે આવો સમભાવ રાખે છે તેનાં કર્મો ખપે છે.

અહીં ધારણી રાણી ખૂબ ડાહી, ગંભીર અને ધૈર્યવાન હતી. રાજ્યના કામમાં તે રાજાને સલાહ આપતી હતી. સમય આવે રાજ્યનું તંત્ર ચલાવવું પડે તો ચલાવી શકે તેવું તેનામાં ખમીર હતું. આવી ધારણી રાણી ૯૯૯ રાણીઓ સાથે પ્રેમથી હળી મળીને દૂધ–સાકરની જેમ રહેતી હતી. જ્યાં રાણીઓનો આવો પરસ્પર પ્રેમ હોય

તેના પતિને પણ કેટલો આનંદ હોય ! કયારે પણ કલેશનું નામ નહિ. આ રીતે બલરાજા ધારણી આદિ ૧૦૦૦ રાણીઓ સાથે સ્વર્ગ જેવા સુખ ભોગવતાં હતા.

બંધુઓ ! આ બલરાજા કેટલા પુણ્યવાન છે કે તેમની રાણીઓ તો આજ્ઞાંકિત હતી, સાથે તેમનું મંત્રીમંડળ પણ અનુકૂળ હતું. શરીરમાં કોઈ જાતની વ્યાધિએ હુમલો કર્યો નથી, બીજા રાજ્ય તરફથી લડાઈનો ભય નથી. હાથી-ઘોડા, રથ અને પાયદળનો પાર નથી. સેવકો ખમ્મા ખમ્મા કરે છે. અઢળક સંપત્તિ છે. સૌ કોઈ તેમની સેવામાં હાજર છે. ભૌતિક સુખમાં કોઈ જાતની કમીના નથી. વધુ મેળવવાની આશા કે અભિલાષા નથી. અનેરા આનંદ-પ્રમોદ અને વિનોદમાં દિવસો પસાર થઈ રહ્યા છે. બોલો, બલરાજા કેટલા સુખી છે ! કોઈ જાતનું દુઃખ છે ? પણ જ્ઞાનીઓ કહે છે કે રાજાને ગમે તેટલું સુખ હોય પણ અંતે નાશવંત છે. આવા સુખી રાજા કરતાં મોક્ષમાં બિરાજતા સિધ્ધ ભગવંતોને સમયે સમયે અનંતગણું સુખ હોય છે. અને તે પણ શાશ્વત છે. તેનો કદી નાશ થવાનો નહિ. આવું શાશ્વત સુખ મેળવવું હોય તો ધર્મની આરાધના કરો.

બલરાજા ધારણી પ્રમુખ એક હજાર રાણીઓ સાથે સુખ ભોગવે છે. ને આનંદ કરે છે.
**"तए णं सा धारिणी देवी अन्नया कयाइं सिंहे सुमिणे पासित्ताणं पडिबुध्धा ।"**
એક વખત ધારિણી રાણી સુંદર પલંગમાં સૂતા હતાં ત્યારે કંઈક ઉંઘતાં અને કંઈક જાગતાં એવી અવસ્થામાં રાત્રીના છેલ્લા પ્રહરે તેમણે સ્વપ્નમાં એક સિંહ જોયો. એ સ્વપ્ન જોતાંની સાથે રાણી જાગૃત થયા. સ્વપ્ન કંઈક જાગૃત અને કંઈક નિદ્રા હોય તેવી અવસ્થામાં આવે છે. એકાંત જાગતા કે એકાંત ઉંઘતા હોય એવી અવસ્થામાં સ્વપ્ન આવતું નથી. કુલ ૭૨ સ્વપ્ના છે તેમાં ૩૦ સ્વપ્ના શુભ છે ને ૪૨ સ્વપ્ના અશુભ છે. તેમાંથી તીર્થંકર ભગવંત જ્યારે માતાના ગર્ભમાં આવે છે ત્યારે તેમની માતા ૧૪ સ્વપ્ના દેખે છે અને ચક્રવર્તિની માતા પણ એ ચૌદ સ્વપ્ના દેખે છે. પણ બંનેમાં ફરક એટલો છે કે તીર્થંકર પ્રભુની માતા એ ચૌદ સ્વપ્ના સ્પષ્ટ દેખે છે ને ચક્રવર્તિની માતા ઝાંખા દેખે છે. વાસુદેવની માતાને સાત સ્વપ્ના આવે છે. બળદેવની માતાને ચાર સ્વપ્ના આવે છે અને માંડલિક રાજાની માતાને એક સ્વપ્ન આવે છે.

આ ધારણી રાણીને પણ સ્વપ્ન આવ્યું. એ ચૌદ સ્વપ્ના માંહેનું એક સ્વપ્ન હતું. સ્વપ્નને ધારણ કરનાર પણ ધૈર્યવાન જોઈએ. કોઈ સારું સ્વપ્ન આવે પછી ઉંઘવું નહિ પણ ધર્મારાધના કરવી. અને એ સ્વપ્ન કોઈ જેવા તેવા માણસને મોઢે કહેવું નહિ. સવાર પડતાં ગામમાં કોઇ પવિત્ર સંત બિરાજમાન હોય તેમની પાસે જઈને સ્વપ્નની વાત કરવી. સંત ન હોય તો ઘરમાં વડીલને કહેવું. એ ન હોયને પતિ ધૈર્યવાન હોય તો તેને કહેવું, અગર કોઈ સગા-સ્નેહીમાં સજ્જન હોય તો ત્યાં

જઈને કહેવું, પણ કોઈને કહ્યા વિના બીજા કાર્યમાં જોડાવું નહિ. ગમે તેને કહેવાથી અગર ઉંઘી જવાથી સ્વપ્નનું ફળ નષ્ટ થઈ જાય છે. જેને તેને કહેવાથી શું થાય છે તે એક દાખલો આપું.

**'સ્વપ્ન એક જ છતાં ફળ જુદા'** : એક વણિકનો પુત્ર હતો ને એક પટેલનો પુત્ર હતો. બંને ખૂબ ગરીબ હતા. એ બંને મિત્રો હતા. એક વખત બંને કોઈ ગામડામાં ગયેલા. પાછા આવતાં માર્ગમાં રાત પડી ગઈ. તેથી એક ઝાડની નીચે સૂતા હતા. બંનેને એક સરખું સ્વપ્ન આવ્યું કે એક મોટો ઘીથી ચોપડેલો ને ઉપર ગોળ મૂકેલો રોટલો જોયો ને આખો ને આખો ખાઈ ગયા. સ્વપ્ન જોઈને જાગૃત થયા. સવાર પડવા આવી હતી ને પોતાનું ગામ નજીક હતું એટલે ચાલવા લાગ્યા. પેલા પટેલના છોકરાએ એક સંન્યાસીને કહ્યું કે મને આવું સ્વપ્ન આવ્યું એટલે તેણે કહ્યું કે તને આવું સ્વપ્ન આવ્યું છે તો જા. તને આજે ઘીથી ચોપડેલો રોટલો ને ગોળ ખાવા મળશે. બીજો વણિકનો છોકરો ગરીબ હતો પણ સંસ્કારી હતો. એ તો સીધો ઉપાશ્રયમાં ગયો ને ગુરૂને વંદન કરીને સ્વપ્નની વાત કરી એટલે ગુરૂએ કહ્યું આજથી સાતમે દિવસે તને રાજ્ય મળશે. છોકરો ખૂબ ગંભીર હતો. એણે મનમાં એવો પણ વિચાર ન કર્યો કે હું આવો ગરીબ માણસ છું. મને રાજ્ય કયાંથી મળવાનું છે ? તે ગુરૂનું વચન તહેત્ કરી માંગલીક સાંભળીને ઘેર ગયો. બે દિવસ રહીને પાછો કોઈ કામ પ્રસંગે બહારગામ ગયો. સંતે સ્વપ્નનું ફળ કહ્યા પછી છ દિવસ થયાં પણ રાજ્ય મળવાનું નામનિશાન દેખાતું નથી. છતાં મનમાં એમ પણ નથી થતું કે સંતે કહ્યું હતું ને કંઈ થયું નહિ. તે છોકરો એવો ગંભીર હતો. તે ફરતો ફરતો એક ગામના પાદરમાં આવ્યો. ખૂબ થાકી ગયો હતો એટલે નદી કિનારે રેતીમાં સૂઈ ગયો. થાક ખૂબ લાગ્યો હતો તેથી ઘસઘસાટ ઉંઘ આવી ગઈ. એ ગામના રાજા મરણ પામ્યા હતા. રાજાને પુત્ર હતો નહિ. કોને રાજ્ય આપવું ? તે વિચારતાં રાજાના પ્રધાનો અને ગામના મોટા માણસોએ ભેગા થઈને નક્કી કર્યું કે આપણે એક હાથણી શણગારવી ને તેની સૂંઢમાં કળશ આપવો. હાથણી જેના ઉપર કળશ ઢોળે તેને રાજા બનાવવા. આજુબાજુના ગામના રાજાઓ પણ આવ્યા હતા. ગામના લોકો પણ સારા વસ્ત્રો સજી રાજા બનવાની આશાથી તૈયાર થઈને ઉભા હતા. સૌના મનમાં એવી આશા હતી કે હાથણી આપણા ઉપર કળશ ઢોળશે.

સમય થતાં હાથણી શણગારીને સૂંઢમાં કળશ આપીને છૂટી મૂકી. રાજાના માણસો હાથણીની પાછળ ચાલે છે. હાથણી આખા ગામમાં ફરી પણ કોઈના ઉપર કળશ ઢોળ્યો નહિ. તે ફરતી ફરતી નદી કિનારે આવી ત્યાં પેલો ગરીબ વણિકનો પુત્ર ઘસઘસાટ ઉંઘતો હતો ત્યાં આવી. તેને સુંઘીને હાથણીએ તેના ઉપર કળશ ઢોળ્યો,

લોકો બોલવા લાગ્યા કે હાથણી ભૂલી, હાથણી ભૂલી. આવા એક રસ્તે રઝળતા ભિખારી ઉપર કળશ ઢોળ્યો. રાજાઓ લડવા તૈયાર થયા પણ પ્રધાને કહી દીધું કે આપણે નક્કી કર્યું છે કે હાથણી જેના ઉપર કળશ ઢોળે તે આપણા ગામનો રાજા બને. માટે કોઈએ લડવા ઝઘડવાની જરૂર નથી. પેલો તો એકદમ ઉંઘમાંથી જાગ્યો. રાજાના માણસો ઉભા છે, હાથણી ઉભી છે. આ બધું શું ? તે તો ચમક્યો. રાજાના માણસોએ સ્નાન કરાવી, શણગારીને, ગાજતે વાજતે ગામમાં લાવીને શુભ મુહુર્તે રાજતિલક કર્યું.

બંધુઓ ! કર્મરાજા કેવું કામ કરે છે. ઘડીમાં રાજાને રંક અને રંકને રાજા બનાવે છે. આ ગરીબ વણિકપુત્ર રાજા બન્યો. ગુરૂના વચન પ્રમાણે સાતમે દિવસે રાજ્ય મળ્યું. ગાદીએ બેઠો એવો પહેલાં જે ગુરૂએ સ્વપ્નનું ફળ કહ્યું હતું તેમની પાસે જઈને વંદન કર્યા. ગુરૂએ કહ્યું. તું ભલે રાજા બન્યો પણ કદી ધર્મને ભૂલતો નહિ. એ જૈનનો દીકરો હતો. રાજા બન્યો તે જ દિવસે તેણે ગામમાં અમારી પડહ વગડાવ્યો કે જ્યાં સુધી મારી આણ વર્તે છે ત્યાં સુધી કોઈએ જીવહિંસા કરવી નહિ જે હિંસા કરશે તેને દંડ કરવામાં આવશે. રાજા ખૂબ ધર્મીષ્ઠ હતો. તે ન્યાય નીતિથી રાજ્ય ચલાવવા લાગ્યા. પ્રજાને ખૂબ સંતોષ થયો. ગામમાં સંતોનું આવાગમન ખૂબ થતું. ખુદ રાજા સંતોના દર્શન કરવા અને વ્યાખ્યાન વાણી સાભળવા જાય એટલે પ્રજાજનો પણ ખૂબ જતાં. જે ગામના રાજા ધર્મીષ્ઠ હોય તે ગામની પ્રજા પણ ધર્મીષ્ઠ હોય છે. રાજાનો પ્રભાવ પ્રજા ઉપર પડે છે. જે સંઘના પ્રમુખ ધર્મીષ્ઠ હોય, રોજ સામાયિક કરતા હોય તે ગામના માણસો ઉપર તેમનો પ્રભાવ પડે છે કંઈક સંઘના પ્રમુખ રોજ ઉપાશ્રયે આવતા નથી હોતાં. અહીં તો વજુભાઈ, સેવંતીભાઈ, બચુભાઈ આદિ સંઘના કાર્યકર્તાઓ ખૂબ જાગૃત છે. ધર્મારાધના પોતે કરે છે ને બીજાને કરાવે છે. સંઘની સેવા એ ઉત્તમ સેવા છે. સંસારના સેંકડો કામ કરશો તો તેનાથી લાભ નહિ થાય. પણ સંઘની સેવા કરવાથી મહાન લાભ થાય છે.

ટૂંકમાં આપણે સ્વપ્નની વાત ચાલતી હતી. જુઓ, બંને છોકરાઓને એક સરખું સ્વપ્ન આવ્યું. પણ સ્વપ્નનું ફળ કહેનારમાં ફેર હતો. એકને માત્ર ઘી ચોપડેલો રોટલો મળ્યો ને બીજાને રાજ્ય મળ્યું. સ્વપ્નનુ ફળ કહેનાર અને સાંભળનાર બંને ધૈર્યવાન હોવા જોઈએ. ધારિણી રાણીને પાછલી રાત્રે એક સ્વપ્ન આવ્યું. તેમણે સ્વપ્નમાં એક જોરાવરસિંહને રણઝણ કરતો ઉંચેથી આવતો જોયો. આ રાણી સ્વપ્નમાં સિંહ જોઈને ભડકયા નહિ. તે સ્વપ્ન જોઈને જાગૃત થયા. મનમાં ચિંતવણા કરવા લાગ્યા કે જ્ઞાનીએ ચૌદ સ્વપ્ન બતાવ્યા છે તેમાંનું આ એક સ્વપ્ન છે. આ ઉત્તમ સ્વપ્ન છે એટલે હું કોઈ ઉત્તમ પુરૂષની માતા બનીશ. જાગૃત થઈને

ધર્મારાધના કરી. સવાર પડતાં રાણી પોતાના રૂમમાંથી ઉઠીને બલરાજા જે રૂમમાં સૂતા હતા ત્યાં આવી.

ધારિણી રાણીએ બલરાજાને વંદન કરીને પોતાને આવેલા સ્વપ્નની વાત કરી. રાજાએ કહ્યું. હે મહારાણી ! તમે એક મહાન પવિત્ર અને સિંહ જેવા શૂરવીર પુત્રની માતા બનશો. તમે ભાગ્યશાળી છો. પંડિતોને બોલાવી રાજા સ્વપ્નનું ફળ પૂછશે. પણ રાજાની પાસેથી સ્વપ્નનું ફળ સાંભળી રાણી આનંદિત થયા. ધારિણી રાણી સગર્ભા બન્યા છે. હવે સ્વપ્ન પાઠકોને બોલાવીને રાજા સ્વપ્નનું ફળ પૂછશે.

ગઈ કાલે આપણે એક દૃષ્ટાંત લીધું હતું. દયાદેવી એક બ્રાહ્મણની દીકરી છે. તે ખૂબ સંસ્કારી છે, બંધુઓ ! બાર વર્ષની બાલિકા સર્પને અંબોડામાં વીંટાળી આમ નિર્ભયતાપૂર્વક બેસે તે કંઈ જેવી તેવી હિંમત કહેવાય ! પોતાના જીવનનો જે મોહ છોડે તે આવી દયા કરી શકે. થોડીવારમાં વાદીઓ નાગને પકડવા દોડતા આવ્યા. અને દયાદેવીને પૂછયું–છોકરી ! આટલામાં કયાંય નાગ તારા જોવામાં આવ્યો છે ? ત્યારે દયાદેવીએ કહ્યું–ભાઈ ! હું તો આ કાંકરા રમું છું. મેં કયાંય નાગ જોયો નથી. ત્યારે બીજો વાદી બોલ્યો. અરે ! આ છોકરીએ નાગ જોયો હોય તો અહીં ઉભી ન રહે. ભયભીત બનીને ભાગી જાય.

**'બાલિકાની હિંમત પર નાગદેવ પ્રસન્ન થયા'** : આ તરફ નાગ આવ્યો હોય તેમ લાગતું નથી. ચાલો, બીજી તરફ તપાસ કરીએ. નાગ ન મળવાથી ક્રોધથી ધમધમતા વાદીઓ બીજી તરફ ચાલ્યા ગયા. વાદીઓ ગયા એટલે દયાદેવીએ કહ્યું નાગરાજ ! તમારા વૈરીઓ ચાલ્યા ગયા. હવે તમારે જ્યાં જવું હોય ત્યાં ખુશીથી જઈ શકો છો. એટલે નાગ ધીમે રહીને અંબોડેથી નીચે ઉતર્યા અને તેનું દિવ્ય સ્વરૂપ ધારણ કરીને દયાદેવીને કહ્યું બેટા ! હું તારી હિંમત અને આવી દયાવૃત્તિ જોઈને તારા ઉપર પ્રસન્ન થયો છું. હું નાગનો અધિષ્ઠાતા દેવ છું. માટે તારી જે ઈચ્છા હોય તે ખુશીથી માંગ. ત્યારે દયાદેવીના મનમાં થયું કે શું માંગુ ? મને શરીર ઢાંકવા કપડા મળે છે. ઘરે જાઉં ત્યાં માતા લૂખો સૂકો રોટલો ને એઠો જૂઠો ભાત–ખીચડી ખાવા માટે આપે છે. સુવા માટે ફાટી તૂટી ગોદડી મળે છે. પછી મારે શું જોઈએ ?

**"માંગ...માંગ...નાગરૂપમાં દેવ બોલ્યા"** : દેવાનુપ્રિયો ! દયાદેવી બાર વર્ષની છે પણ તેનામાં કેટલી સમજણ છે ! એણે નાગદેવને કહ્યું. જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો આ વગડામાં એક પણ ઝાડ નથી. રોજ ગાયો ચરાવવા આવું છું. કયાંય છાયા મળતી નથી. જો એકાદ ઝાડ થાય તો હું તેના છાંયડે શાંતિથી બેસી શકું, ને મારી ગાયો પણ ચરીને છાંયડે બેસે. જુઓ, માંગીને એણે

શું માંગ્યું ? એને માંગવું હોત તો ઘણું માંગી શકત. અપર માતા આવા દુઃખ દે છે ને દુઃખ ટાળવાનું માંગ્યું હોત તો તેને સુખ મળત ને ! પણ ન માંગ્યું. એના દિલમાં દયા હતી એટલે એની ગાયો અને એ પોતે છાંયડે બેસી શકે એટલા માટે ઝાડ થાય તેવું માંગ્યું. કદાચ તમારા ઉપર દેવ પ્રસન્ન થાય તો તમે શું માંગો ? તમે તો માંગતા ભૂલો નહિ. કેમ બરાબર છે ને ? (હસાહસ) નાગદેવ પણ વિચારમાં પડયા. અહો ! આ બાળા ભોળી લાગે છે. એ નાની છે. એટલે એનામાં વધુ માંગવાની સમજણ નથી. ભલે, તેની જે અભિલાષા છે તે પૂર્ણ કરું. હવે "તથાસ્તુ" કહીને તરત ફળ ફૂલથી લચી રહેલો સુંદર બગીચો બનાવી દીધો અને કહ્યું બેટા ! તું જયાં જઇશ ત્યાં આ બગીચો તારી સાથે રહેશે, અને તને સુંદર છાયા આપશે. નાની જગ્યામાં નાનો થઇને રહેશે અને મોટી જગ્યામાં મોટો થઈને રહેશે. આ પ્રમાણે વરદાન આપીને નાગદેવ અદૃશ્ય થઈ ગયા.

બંધુઓ ! જીવદયા પાળવામાં કેટલો મહાન લાભ છે ! હવે જોજો, દયાદેવીના પુણ્યનો ઉદય થાય છે. શરૂઆતમાં હું કહી ગઈ કે ધર્મ આત્મા માટે કરવાનો છે. કોઈ જાતની આકાંક્ષાથી નહિ. તમને ધર્મ કરવાનું કહીએ ત્યારે કહો છો પછી કરીશું. ધર્મ કરતાં આળસ થાય છે. પણ ધર્મથી પુણ્યના મીઠા ફળ મળે છે. ત્યારે કેવો આનંદ થાય છે ! મનગમતી વસ્તુઓ માંગ્યા કરતાં પણ અધિક સામેથી આવીને મળે છે. આ પૂર્વભવમાં કરેલી આરાધનાનું ફળ છે. દયાદેવી તો બગીચામાં બેઠી છે. જાણે વનદેવી ન હોય ! તેમ શોભવા લાગી. તેને ભૂખ ખૂબ લાગી હતી. બગીચામાં કેરી, સીતાફળ, ચીકુ, દ્રાક્ષ, સકરજન, મોસંબી, સંતરા આદિ અનેક પ્રકારનાં ફળ બગીચામાં હતા એટલે તેણે ફળ ખાધા, પાણી પીધું અને સાંજ પડતાં ગાયો ચરાવીને ઘેર આવી. એ ગાયો ચરાવવા જાય ને સાંજે પાછી આવે ત્યારે બગીચો પણ એની સાથે ને સાથે રહે છે. એ ઘરમાં જાય એટલે બગીચો ઘર ઉપર છત્રની માફક અધ્ધર રહે છે. જાણે મકાન ઉપર છત્ર ન ધર્યું હોય તેવું લાગતું હતું.

આ રીતે દરરોજ બગીચો એની સાથે રહેવા લાગ્યો. એના ઘર ઉપર પણ બગીચો દેખાય છે. આ જોઈને લોકોના મનમાં ખૂબ આશ્ચર્ય થયું કે આ શું ! આ છોકરી કોઈ પુણ્યવાન લાગે છે. સ્વાભાવિક રીતે લોકો દયાદેવીની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. એની પ્રશંસા સાંભળીને ઓરમાન માતા ઈર્ષ્યાની આગથી બળવા લાગી. ને તેને પૂછયું છોકરી ! આ બધું શું નાટક કરે છે ? ત્યારે દયાદેવી કહે છે બા ! હું કાંઈ કરતી નથી. ને મને કંઈ ખબર નથી.

એક દિવસ દયાદેવી ગાયો ચરાવવા ગઈ હતી. બગીચામાં એક બાજુ ઘાસ

ખૂબ થતું હતું એટલે ગાયોને લીલું ઘાસ શોધવા દૂર જવું પડતું નહિ. એટલામાં ગાયો ચરતી હતી ને દયાદેવી બગીચાના બાંકડા ઉપર સૂતી હતી. એ સમયે એને ઉંઘ આવી ગઈ. તે સમયે પાટલીપુત્રનો જિતશત્રુ રાજા કોઈ શત્રુ ઉપર વિજય મેળવી પોતાના નગર તરફ જઈ રહ્યો હતો. તે હાથી–ઘોડા–પાયદળ–રથ આદિ મોટું સૈન્ય લઈને આ રસ્તેથી નીકળ્યો. આ સુંદર બગીચો જોઈ તેના મનમાં થયું. આપણે ગયા ત્યારે આવો સુંદર બગીચો અહીં ન હતો. એક વૃક્ષ પણ ન હતું. તો આ બગીચો કોણે બનાવ્યો હશે? કેવો સુંદર છે! બગીચાની શોભા જોઈને તેની છાયામાં વિસામો લેવા માટે રાજાએ ત્યાં પડાવ નાંખ્યો. હાથી–ઘોડા–બળદ બધાને બગીચાના ઝાડ સાથે બાંધી દીધાં.

બગીચામાં રાજાનું સૈન્ય ઉતરવાથી ખૂબ અવાજ થયો. એટલે દયાદેવી જાગી ગઈ. ચારે તરફ મોટું સૈન્ય, હાથી–ઘોડા એ બધામાં એની ગાયો દેખાતી ન હતી. એટલે તે ગભરાઈ ગઈ. હાથી–ઘોડા આ બધું જોઈને ગાયો ડરીને દૂર જતી રહી હતી. એટલે એ એકદમ ઉભી થઈને દૂર ગયેલી પોતાની ગાયોને પાછી વાળવા દોડી. એટલે બગીચો પણ એની પાછળ દોડવા લાગ્યો. ઝાડે બાંધેલા હાથી, ઘોડા, બળદ પણ દોડવા લાગ્યા. રાજાને ખૂબ આશ્ચર્ય થયું કે આ શું? આવું તો મેં કદી જોયું નથી. મંત્રી પણ આશ્ચર્ય પામી ગયો. રાજા કહે પ્રધાનજી! આ બધું શું આશ્ચર્ય છે? તમે એની તપાસ કરો. પ્રધાન બુદ્ધિશાળી હતો. તેણે કહ્યું–સાહેબ! આપણે આવ્યા ત્યારે પેલી છોકરી બાંકડા ઉપર સુતી હતી. એ અત્યારે દોડે છે. એટલે મને લાગે છે કે એની પાછળ આ બધું દોડતું હોય તેમ લાગે છે. રાજા કહે–તો એ છોકરીને બોલાવીને પૂછો. પ્રધાન મોટેથી કહે છે હે બહેન! તું ઉભી રહે! હવે તે ઉભી રહેશે કે નહીં ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

○

## વ્યાખ્યાન નં. ૧૨

**અષાઢ વદ ૫ ને શુક્રવાર** **તા. ૧૬–૭–૭૬**

અનંત કરૂણાના સાગર, સમતાના સાધક, વિષયોના વારક, મમતાના મારક અને સ્યાદ્વાદના સર્જક એવા ભગવંતે જ્ઞાતાજી સુત્રના આઠમાં અધ્યયનમાં ગૂઢ ભાવો સમજાવ્યા છે. એ ગૂઢ ભાવો આપણને ક્યારે સમજાય? જ્યારે આત્મા વિભાવનું વિસ્મરણ કરી સ્વભાવના ઘરમાં આવે ત્યારે. આત્મા સ્વભાવમાં આવે ત્યારે એને પોતાનું ભાન થાય છે. દેવોને પણ દુર્લભ એવો માનવભવ પામીને માનવીએ આત્માનો વિચાર કરવાનો છે. આત્માનો વિચાર એટલે આત્માના સ્વભાવનો વિચાર.

જ્ઞાન-દર્શન એ આત્માનો સ્વભાવ છે. આત્માની સલામતી સ્વભાવમાં રહેવામાં છે. વિભાવમાં જવાથી જીવને વિપત્તિનો પાર નથી રહેતો. જે આત્મા સદા સ્વભાવમાં રહે છે તે મહાન સુખી બને છે, ને વિભાવમાં જાય તો દુઃખનો પાર નથી રહેતો. **"અવધૂ સદા મગનમેં રહેના"** સ્વભાવમાં મગ્ન રહેવું તે આત્મા માટે મંગલકારી છે. અને વિષય કષાયાદિ ભાવમાં જવું તે અમંગલકારી છે. માટે બંધુઓ! દરરોજ સવારમાં ઉઠીને આત્મસ્વરૂપની ભાવના ભાવવી જોઈએ કે અહો! હું જ્ઞાન દર્શન ચારિત્રમય અનંત શક્તિનો સ્વામી આત્મા છું. મારે આ પુદ્‌ગલનો સંગ શેનો? મારે આ પર પુદ્‌ગલનો સંગ શા માટે કરવો જોઈએ! ચેતનનો પૂજારી અચેતનની પૂજા કરે? એની પાછળ પાગલ થાય? આ જડની શરણાગતિ સ્વીકારીશ તો હું જીવ મટીને શીવ ક્યારે અને કેવી રીતે બની શકીશ? વિષય કષાયમાં મગ્ન બની જડનો દાસ બની ગયો છું. એ જડનું દાસપણું છોડયા વિના આત્માનું ઉત્થાન કેવી રીતે થશે?

દેવાનુપ્રિયો! બોલો, તમને ૨૪ કલાકમાં ૦૧ કલાક પણ આવી ચિંતા થાય છે? "ના." પણ જડની ચિંતા કેટલી? ચોવીસ કલાકમાં એકાદ કલાક પણ કષાયથી અલિપ્ત રહીએ છીએ ખરા? આવા પવિત્ર વીતરાગ ભુવનમાં આવીને પણ કષાયનો ત્યાગ થાય છે ખરો? ઉપાશ્રયે આવ્યા ને સંતે સામું ન જોયું, જી ન કહ્યું તો મનમાં કેવો ભાવ આવશે? કેટલે દૂરથી દોડીને દર્શન કરવા આવ્યો પણ મહાસતીજીએ તો મારા સામું પણ ન જોયું. શું ઉપાશ્રયે જવા જેવું છે? ધર્મસ્થાનકમાં આવીને પણ ક્ષમાદિ ગુણોનું કેટલું પાલન થાય છે? સાચું કહું તો હજુ કષાયનો ડર લાગ્યો નથી તેથી કષાયનું સ્હેજ નિમિત્ત મળતાં કષાયનું નાટક ભજવીએ છીએ. કષાયથી બચાવનારા સ્થાનમાં આવીને પણ કષાય રૂપી કસાઈથી બચવાનો પ્રયત્ન નથી કરતા તો સમજી લેજો કે જ્યાં નામ માત્ર કષાય નથી એવું અકષાયી સ્થાન મોક્ષ તો આપણાંથી ઘણું દૂર છે. માત્ર મોક્ષની વાતો કરવાથી, મોક્ષની માળા જપવાથી મોક્ષ નહિ મળે, પણ મોક્ષના સાધન ભૂત એવા ક્ષમાદિ ધર્મના પાલનથી મોક્ષ મળે. નજીવા કારણમાં કષાય આવી જાય છે તો નિર્વાણ તમારી નજીક નહિ આવે. વાઘ-વરૂ-સિંહ-સર્પ-વીંછી આદિ જંગલી અને ઝેરી પશુઓના ભય કરતાં પણ વિષય કષાયો રૂપી જંગલી અને ઝેરી પશુઓનો આપણને વધુ ભય હોવો જોઇએ. સમકિતી આત્મા કષાય ભીરૂ હોય. તે વિષય-કષાય રૂપી શત્રુઓથી સાવધાન રહે વિષય-કષાયનું સેવન તેને ખટકે. તે સદા એવું ઈચ્છતો હોય કે હવે આ વિષય-કષાયથી મુક્ત થાઉં તો સારું. અને જે વિષય-કષાયથી મુક્ત થયા હોય તેનો સાચો સેવક બનીને રહે. જે વિષય-કષાયનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે તે સમકિતી આત્માને બહુ ગમે. વિષય-કષાયથી બચવાનો જેમાંથી ઉપદેશ મળે છે તેવા શાસ્ત્રો પર તેને

ઘણું બહુમાન હોય. એવા શાસ્ત્ર સાંભળે, ભણે ને આચારમાં ઉતારે પણ વિષય–કષાયનું પોષણ કરનારા શાસ્ત્રો સાંભળે કે ભણે નહિ. વિષય–કષાય વધે એવા નિમિત્તોથી દૂર રહેવાનો પ્રયત્ન કરે. જેથી વિષય–કષાય મંદ પડે.

બંધુઓ! મિત્રતા કરો તો એની સાથે કરો કે જેના વિષય–કષાય મંદ પડયા હોય. પણ તમે તો એવાની સાથે મિત્રતા કરી છે કે તમારો મોહ મરે નહિ પણ તમને રોજ મોહના માર પડયા કરે. મોહને મારવો એટલે વિષય–કષાયોને મારવા. આત્માને અકષાયી બનાવવા અને પોતાના સ્વભાવમાં લાવવા આ માનવ ભવ પામીને જોરદાર પુરૂષાર્થ કરવો પડશે અને ભગવાનના વચનોઉપર શ્રદ્ધા કરવી પડશે. આ વિષય–કષાય રૂપી શત્રુઓને જીતવા માટે આત્મામાં અનંતશક્તિ પડેલી છે, પણ આત્માએ પોતાની શક્તિનો ખ્યાલ કર્યો નથી. પાંચ ઈન્દ્રિઓના વિષયને વશ થઈ એવો પરાધીન બની ગયો છે કે અનંત શક્તિ હોવા છતાં ઈન્દ્રિઓના હુકમને આધીન બની ગયો છે ને તેની ગુલામી કરે છે. જેમ કોઈ કરોડોની સંપત્તિનો સ્વામી મોટો શ્રીમંત શેઠ છે. કોઈ રોગના કારણે તેના શરીરની શક્તિ મંદ પડી ગઈ, યાદશક્તિ ઓછી થઈ ગઈ. હવે હિસાબમાં લેવડ દેવડમાં યાદ રહેતું નથી એટલે છોકરાઓ પેઢીના માલીક થઈ ગયા. બધો હિસાબ કિતાબ અને તિજોરી સંભાળી લીધી. પિતાના કબજામાં કોઈ મિલ્કત રહી નહિ. હવે પિતાને પાન ખાવાનું મન થયું અગર ધર્માદામાં બે પૈસા વાપરવાનું મન થયું. તે સમયે છોકરા પાસે પૈસાની માંગણી કરી પણ દીકરો એક દમડી પરખાવતો નથી. પૈસા માટે બાપ કરગરે છે પણ દીકરો દે નહિ તે સમયે શેઠને કેટલું દુઃખ થાય? કારણકે કાળા બજાર કરીને કરોડ રૂપિયા પોતે કમાયો છે. પોતાની મિલ્કત છે પણ દીકરા દબાવીને બેસી ગયા છે. કારણ કે સત્તા દીકરાના હાથમાં આવી ગઈ છે.

હવે બીજી રીતે વિચારીએ. કોઈ શેઠની પેઢી ધમધોકાર ચાલે છે. પૈસાનો પાર નથી. પૈસો વધ્યો એટલે શેઠ પ્રમાદમાં પડી ગયા. ખાવું–પીવું–હરવું–ફરવું ને વિષયોમાં મોજ માણવી. તેથી પેઢીનો વહીવટ મુનિમોએ સંભાળી લીધો. પછી શેઠની દશા કેવી થાય તે જાણો છો ને? શેઠની દશા પરાધીન બની જાય. ને દશા એવી થાય કે મિલ્કત ને પેઢી શેઠની પણ હુકમ મુનિમોનો ચાલે છે. શેઠને કંઈ કામ હોય તો સ્વતંત્ર રીતે પોતાની મરજી મુજબ ન કરી શકે પણ પહેલાં મુનિમોની સલાહ લેવી પડે છે. પૈસો પોતાનો પણ પૂછવાનું મુનિમને. એ કેવી પરાધીન દશા છે!

આપણા આત્માની દશા પેલા બાપ અને શેઠથી પણ ખરાબ છે. આત્મા

અનંત શક્તિનો સ્વામી છે. મોટા ચક્રવર્તિ કે ઈન્દ્ર કરતાં પણ મહર્ધિક છે. પાંચ ઇન્દ્રિય અને મન આ બધા એના નોકર છે. આત્મા જે હુકમ છોડે તે એમને ઉઠાવવો પડે. પરંતુ આત્માની દશા એવી થઈ છે કે પોતે પોતાના સ્વરૂપનું ભાન ભૂલીને પુદ્‌ગલની પૂજામાં ને પરની પંચાતમાં પડી ગયો છે. પોતાની શકિતનું ભાન ભૂલી પ્રમાદમાં પડી ગયો એટલે પાંચ ઈન્દ્રિયો રૂપી પાંચ મુનિમો કહો કે દીકરા કહો એમણે સત્તાની લગામ હાથમાં લઈ લીધી છે. એટલે આત્મા પોતે સત્તાધીશ, ચક્રવર્તિનો ચક્રવર્તિ, ઈન્દ્રનો પણ ઈન્દ્ર હોવા છતાં ઈન્દ્રિઓની હકુમત પ્રમાણે તેને ચાલવું પડે છે. એમની મહેરબાની હોય તો ચેતનરાજા પોતાની ઇચ્છા મુજબ કરી શકે છે.

ચેતનદેવને વિચાર થાય કે આજે મારે વ્યાખ્યાન સાંભળવા જવું છે પણ કાનની મહેરબાની ન હોય તો ન અવાય. કાન કહે કે રેડિયો પર છાયાગીત સાંભળવા છે ત્યાં જવું નથી. ચેતનદેવ કહે મારે સંતદર્શન કરવા જવું છે પણ નયન કહે મારે ટી.વી. ઉપર પીકચર જોવું છે. ચેતન કહે મારે આજે ઉપવાસ આયંબીલ કરવા છે પણ રસેન્દ્રિય કહે છે ના....ના. ઉપવાસ કરીશ તો અશકિત આવશે, ને આયંબીલનું ભોજન ભાવતું નથી. આજે તો ટેસ્ટફુલ ભોજન જમવું છે. એટલે એમનો હુકમ થતાં ચેતન રાજા બેસી ગયા. આ રીતે દરેક ઈન્દ્રિઓ આત્મા ઉપર હકુમત ચલાવે છે. બોલો, શકિત હોવા છતાં સત્તા ખરી? માલીકપણું ગુમાવી દીધું છે ને? કેટલા અફસોસની વાત છે. આનું કંઈ દુઃખ ખરું? પોતાની શકિતનો પોતે સારા કાર્યમાં સદુપયોગ ન કરી શકે. કેટલી બધી પરાધીનતા છે!

**"પાંચ ઇન્દ્રિયો રૂપી પાંચ ટ્રસ્ટીઓ"**: ઘણી વખત માણસ પોતાની મિલ્કતનું ટ્રસ્ટ બનાવે છે. માની લો કે કોઈ માણસ પાસે ૨૫ લાખ રૂપિયા છે, તેનું ટ્રસ્ટ બનાવ્યું. પાંચ ટ્રસ્ટી નીમ્યા. પોતે જીવે ત્યાં સુધી પોતાની અને પોતે મરી જાય તો પત્નીની. આ રીતે મિલ્કત ટ્રસ્ટીને સોંપી. મિલ્કત પોતાની હોવા છતાં પૈસા લેવા હોય તો ટ્રસ્ટીની સહી જોઈએ. એ મિલ્કતનો માલિક મરી ગયો પછી તે મિલ્કતની માલિકી પત્નીની ખરીને? પતિ ગયા પછી ટ્રસ્ટીઓની દાનત બગડી એટલે પોતે માલિક બનીને બેસી ગયા. પેલી સ્ત્રીને પૈસાની જરૂર પડે ત્યારે ટ્રસ્ટી પાસે જઈને માંગણી કરે છે પણ પૈસા દેતા નથી. એવું પણ બની જાય છે ને? ટ્રસ્ટી સારા હોય તો વાંધો નહિ પણ ખાઉધરા નીકળ્યા તો તે બહેનની બૂરી દશા થાય છે. છતે પૈસે ભીખ માંગવાનો વખત આવે છે. પતિની કમાણી છે માલિકી પોતાની છે પણ પોતે ભીખ માંગે છે ને ટ્રસ્ટીઓ મોજ કરે છે. તેમ આ પાંચ ઈન્દ્રિયો રૂપી પાંચ ટ્રસ્ટીઓ આત્માની અનંત શકિતના માલિક

બનીને મોજ મઝા કરે છે ને માલ–મલીદા ઉઠાવી રહ્યા છે. અને અનંત શક્તિનો સ્વામી શહેનશાહનો શહેનશાહ આત્મદેવ ભૌતિક સુખના ટુકડાની ભીખ માંગી રહ્યો છે. અનંતકાળથી ઈન્દ્રિઓના ગુલામ બની ગયેલા ચેતનદેવને હવે જાગૃત કરો ને ગુલામીમાંથી મુકત કરો. ચેતનદેવને ગુલામીમાંથી મુકત બનાવવા કટીબધ્ધ બનો. આત્માને જાગૃત બનાવવાનો આ સોનેરી સમય છે. જો આત્મા જાગૃત નહિ બને, સજાગ નહિ બને તો કર્મરૂપી લશ્કર એને ઘેરી લેશે. કર્મની ફોજ કેટલી મોટી છે તે તમે જાણો છો ?

**"રૈયત કરતાં લશ્કર વધારે હોય ખરૂં ?"** બોલો, રૈયત કરતાં લશ્કર વધારે હોય ? રૈયત વધારે હોય કે લશ્કર વધારે હોય ? (શ્રોતામાંથી અવાજ : રૈયત કરતાં લશ્કર ઓછું હોય.) આ જગતમાં એવું એક પણ રાજ્ય નથી કે જેમાં રૈયત કરતાં લશ્કર વધારે હોય. પણ અહીંયા કર્મરાજાનું રાજ્ય એવું જબરજસ્ત છે કે પ્રજા કરતાં લશ્કર વધી જાય. કેવી રીતે ? તે સાંભળો. આત્માના પ્રદેશ અસંખ્યાતા છે, અને એકેક આત્મપ્રદેશ ઉપર અનંતાનંત કર્મ વર્ગણાના પુદ્ગલો છે. બોલો, કર્મરાજાનું લશ્કર કેટલું મોટું છે ! કોઈ રાજ્યમાં રૈયતના એકેક માણસને સાચવવા માટે એકેક સિપાઈ રાખવામાં આવે તો પણ રૈયત માથું ઉંચું કરી શકે નહિ તો આપણા એક આત્માના એક પ્રદેશ ઉપર અનંત કર્મની વર્ગણા રૂપ કર્મરાજાના અનંત સિપાઈઓ થાણું નાંખીને બેઠા છે. હવે આત્મા માથું ઉંચું કરી શકે ખરો ? હવે જો આત્મા સમજે કે આટલી મોટી કર્મની ફોજ મારી પાછળ પડેલી છે તો હું શું જોઈને આ સંસારમાં મોજ માનીને બેસી રહ્યો છું !

દેવાનુપ્રિયો ! હવે તમને મારી વાત સમજાય છે કે કર્મશત્રુને હટાવવા માટે કટિબધ્ધ બનવું જોઈએ. આટલી મોટી કર્મરાજાની ફોજ આપણી પાછળ પડી છે ને હજુ નહિ ચેતીએ તો એ લશ્કર વધતું જવાનું. કર્મ બાંધીને પૈસા મેળવો છો ને મોજ મઝા ઉડાવી રહ્યા છો. પણ આ તમારા પૈસા, ઘરબાર બધું કાયમ ટકશે તેની ખાત્રી છે ? યાદ રાખો, છેવટે ધન તમારું નથી. આચારંગ સુત્રમાં ભગવાન કહે છે.

> **"तओ से एगया विविहं परिसिहं संभूयं महोवगरणं भवइ, तंपि से एगया दायाया वा विभयंति, अदत्तहारो वा से अवहरति, रायाणो वा से विलुंपति, णस्सति वा से विणस्सति वा से अगार डाहेण वा से डज्झइ। આચારંગ સૂત્ર અ-૨**

ગૃહસ્થ પાસે લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી ખૂબ ધન હોય તેથી ઘરમાં રાચરચીલું પણ ખૂબ વસાવ્યું, વિવિધ પ્રકારના ઉપકરણો પ્રચૂર માત્રામાં ભેગા કર્યા. તેને જોઈને જીવ હરખાય છે કે મેં કેટલું બધું વસાવી દીધું છે ! અહો, મારો બંગલો કેવો સુંદર છે ! આવું ફર્નીચર કોઈને ત્યાં નહિ હોય. પણ જ્ઞાની કહે

અનંત શક્તિનો સ્વામી છે. મોટા ચક્રવર્તિ કે ઈન્દ્ર કરતાં પણ મહર્ધિક છે. પાંચ ઇન્દ્રિય અને મન આ બધા એના નોકર છે. આત્મા જે હુકમ છોડે તે એમને ઉઠાવવો પડે. પરંતુ આત્માની દશા એવી થઈ છે કે પોતે પોતાના સ્વરૂપનું ભાન ભૂલીને પુદ્‌ગલની પૂજામાં ને પરની પંચાતમાં પડી ગયો છે. પોતાની શક્તિનું ભાન ભૂલી પ્રમાદમાં પડી ગયો એટલે પાંચ ઈન્દ્રિયો રૂપી પાંચ મુનિમો કહો કે દીકરા કહો એમણે સત્તાની લગામ હાથમાં લઈ લીધી છે. એટલે આત્મા પોતે સત્તાધીશ, ચક્રવર્તિનો ચક્રવર્તિ, ઈન્દ્રનો પણ ઈન્દ્ર હોવા છતાં ઈન્દ્રિઓની હકુમત પ્રમાણે તેને ચાલવું પડે છે. એમની મહેરબાની હોય તો ચેતનરાજા પોતાની ઈચ્છા મુજબ કરી શકે છે.

ચેતનદેવને વિચાર થાય કે આજે મારે વ્યાખ્યાન સાંભળવા જવું છે પણ કાનની મહેરબાની ન હોય તો ન અવાય. કાન કહે કે રેડિયા પર છાયાગીત સાંભળવા છે ત્યાં જવું નથી. ચેતનદેવ કહે મારે સંતદર્શન કરવા જવું છે પણ નયન કહે મારે ટી.વી. ઉપર પીકચર જોવું છે. ચેતન કહે મારે આજે ઉપવાસ આયંબીલ કરવા છે પણ રસેન્દ્રિય કહે છે ના....ના. ઉપવાસ કરીશ તો અશક્તિ આવશે, ને આયંબીલનું ભોજન ભાવતું નથી. આજે તો ટેસ્ટફુલ ભોજન જમવું છે. એટલે એમનો હુકમ થતાં ચેતન રાજા બેસી ગયા. આ રીતે દરેક ઈન્દ્રિઓ આત્મા ઉપર હકુમત ચલાવે છે. બોલો, શક્તિ હોવા છતાં સત્તા ખરી? માલીકપણું ગુમાવી દીધું છે ને? કેટલા અફસોસની વાત છે. આનું કંઈ દુઃખ ખરું? પોતાની શક્તિનો પોતે સારા કાર્યમાં સદુપયોગ ન કરી શકે. કેટલી બધી પરાધીનતા છે!

**"પાંચ ઇન્દ્રિયો રૂપી પાંચ ટ્રસ્ટીઓ"**: ઘણી વખત માણુસ પોતાની મિલ્કતનું ટ્રસ્ટ બનાવે છે. માની લો કે કોઈ માણુસ પાસે ૨૫ લાખ રૂપિયા છે, તેનું ટ્રસ્ટ બનાવ્યું. પાંચ ટ્રસ્ટી નીમ્યા. પોતે જીવે ત્યાં સુધી પોતાની અને પોતે મરી જાય તો પત્નીની. આ રીતે મિલ્કત ટ્રસ્ટીને સોંપી. મિલ્કત પોતાની હોવા છતાં પૈસા લેવા હોય તો ટ્રસ્ટીની સહી જોઈએ. એ મિલ્કતનો માલિક મરી ગયો પછી તે મિલ્કતની માલિકી પત્નીની ખરીને? પતિ ગયા પછી ટ્રસ્ટીઓની દાનત બગડી એટલે પોતે માલિક બનીને બેસી ગયા. પેલી સ્ત્રીને પૈસાની જરૂર પડે ત્યારે ટ્રસ્ટી પાસે જઈને માંગણી કરે છે પણ પૈસા દેતા નથી. એવું પણ બની જાય છે ને? ટ્રસ્ટી સારા હોય તો વાંધો નહિ પણ ખાઉધરા નીકળ્યા તો તે બહેનની બૂરી દશા થાય છે. છતે પૈસે ભીખ માંગવાનો વખત આવે છે. પતિની કમાણી છે માલિકી પોતાની છે પણ પોતે ભીખ માંગે છે ને ટ્રસ્ટીઓ મોજ કરે છે. તેમ આ પાંચ ઈન્દ્રિયો રૂપી પાંચ ટ્રસ્ટીઓ આત્માની અનંત શક્તિના માલિક

બનીને મોજ મઝા કરે છે ને માલ-મલીદા ઉડાવી રહ્યા છે. અને અનંત શક્તિનો સ્વામી શહેનશાહનો શહેનશાહ આત્મદેવ ભૌતિક સુખના ટુકડાની ભીખ માંગી રહ્યો છે. અનંતકાળથી ઈન્દ્રિઓના ગુલામ બની ગયેલા ચેતનદેવને હવે જાગૃત કરો ને ગુલામીમાંથી મુક્ત કરો. ચેતનદેવને ગુલામીમાંથી મુક્ત બનાવવા કટીબધ્ધ બનો. આત્માને જાગૃત બનાવવાનો આ સોનેરી સમય છે. જો આત્મા જાગૃત નહિ બને, સજાગ નહિ બને તો કર્મરૂપી લશ્કર એને ઘેરી લેશે. કર્મની ફોજ કેટલી મોટી છે તે તમે જાણો છો?

**"રૈયત કરતાં લશ્કર વધારે હોય ખરૂં?"** બોલો, રૈયત કરતાં લશ્કર વધારે હોય? રૈયત વધારે હોય કે લશ્કર વધારે હોય? (શ્રોતામાંથી અવાજ : રૈયત કરતાં લશ્કર ઓછું હોય.) આ જગતમાં એવું એક પણ રાજ્ય નથી કે જેમાં રૈયત કરતાં લશ્કર વધારે હોય. પણ અહીંયા કર્મરાજાનું રાજ્ય એવું જબરજસ્ત છે કે પ્રજા કરતાં લશ્કર વધી જાય. કેવી રીતે? તે સાંભળો. આત્માના પ્રદેશ અસંખ્યાતા છે, અને એકેક આત્મપ્રદેશ ઉપર અનંતાનંત કર્મ વર્ગણાના પુદ્ગલો છે. બોલો, કર્મરાજાનું લશ્કર કેટલું મોટું છે! કોઈ રાજ્યમાં રૈયતના એકેક માણસને સાચવવા માટે એકેક સિપાઈ રાખવામાં આવે તો પણ રૈયત માથું ઉંચું કરી શકે નહિ તો આપણા એક આત્માના એક પ્રદેશ ઉપર અનંત કર્મની વર્ગણા રૂપ કર્મરાજાના અનંત સિપાઈઓ થાણું નાંખીને બેઠા છે. હવે આત્મા માથું ઉંચું કરી શકે ખરો? હવે જો આત્મા સમજે કે આટલી મોટી કર્મની ફોજ મારી પાછળ પડેલી છે તો હું શું જોઈને આ સંસારમાં મોજ માનીને બેસી રહ્યો છું!

દેવાનુપ્રિયો! હવે તમને મારી વાત સમજાય છે કે કર્મશત્રુને હટાવવા માટે કટિબધ્ધ બનવું જોઈએ. આટલી મોટી કર્મરાજાની ફોજ આપણી પાછળ પડી છે ને હજુ નહિ ચેતીએ તો એ લશ્કર વધતું જવાનું. કર્મ બાંધીને પૈસા મેળવો છો ને મોજ મઝા ઉડાવી રહ્યા છો. પણ આ તમારા પૈસા, ઘરબાર બધું કાયમ ટકશે તેની ખાત્રી છે? યાદ રાખો, છેવટે ધન તમારું નથી. આચારંગ સુત્રમાં ભગવાન કહે છે.

> "तओ से एगया विविहं परिसिहं संभूयं महोवगरणं मवइ, तंपि से एगया दायाया वा विभयंति, अदत्तहारो वा से अवहरति, रायाणो वा से विलुंपति, णस्सति वा से विणस्सति वा से अगार डाहेण वा से डज्झइ। આચારંગ સૂત્ર અ-૨

ગૃહસ્થ પાસે લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી ખૂબ ધન હોય તેથી ઘરમાં રાચરચીલું પણ ખૂબ વસાવ્યું, વિવિધ પ્રકારના ઉપકરણો પ્રચૂર માત્રામાં ભેગા કર્યા. તેને જોઈને જીવ હરખાય છે કે મેં કેટલું બધું વસાવી દીધું છે! અહો, મારો બંગલો કેવો સુંદર છે! આવું ફર્નીચર કોઈને ત્યાં નહિ હોય. પણ જ્ઞાની કહે

છે કે એ સાધનોમાંથી સ્વજનો ભાગ પડાવે છે, અથવા ચોર લોકો તે સંપત્તિને લૂંટી જાય છે અથવા રાજા છીનવી લે છે. અથવા વહેપારમાં નુકશાન જતાં નષ્ટ થાય છે, મકાનમાં આગ લાગે ને બળી જાય છે. નદીમાં પૂર આવે તો તણાઈ જાય છે. બે ત્રણ વર્ષ પહેલાં સાબરમતી નદીમાં પૂર આવ્યું હતું. તે વખતે સાબરમતીના કિનારે બાંધેલા બંગલાઓ તણાઈ ગયા. મહેનત કરીને ભેગું કરેલું ધન, સોનું, દાગીના, કપડા બધું પૂરમાં તણાઈ ગયું. ને માણુસો ઘરબાર વિનાના બની ગયા. ભૂખ-તરસ વેઠીને કાળ-અકાળની દરકાર કર્યા વિના ભેગું કરેલું ધન આ રીતે ચાલ્યા જતાં માણુસ રડે છે, ઝૂરે છે ને પશ્ચાતાપ કરે છે. બંધુઓ! આ બધું તો તમે નજરે જુઓ છો ને? આવું જોઈને પણ જો તમારે ભવિષ્યકાળ સુધારવો હોય તો વર્તમાનકાળ સુધારો. સંપત્તિ તો આ રીતે ચાલી જશે પણ તેને મેળવતાં બાંધેલા કર્મો તો તમારે ભોગવવા પડશે. માટે સમજીને મોહ-મમતા છોડી દો. ઘરબાર-માલ, મિલ્કતની મમતા ઉતારીને વિચારો કે હું એક મુસાફર છું. આ ધર્મશાળામાં ઉતર્યો છું. એવું માનો તો બધી ઉપાધિ ચાલી જશે.

**'સમજીને રહો કે આ ઘર મારૂં નથી પણ આ ધર્મશાળા છે':** એક બાદશાહનો મહેલ હતો. એક ફકીરે આવીને બાદશાહના મહેલમાં પડાવ નાંખ્યો. બાદશાહનો સિપાઈ આવીને કહે છે સાંઈ! ઈધર કયોં ડેરા લગાયા? ઈધરસે ચલે જાઓ. ઈધરસે જા કે સરામેં ડેરા લગાઓ. સાંઈ કહેને લગે કે હમ તો યહાં હી ડેરા લગાયગા ત્યારે સિપાઈએ જઈને બાદશાહને જણાવ્યું કે એક સાંઈ આયા હૈ, યહાં ડેરા લગાયા હૈ! બાદશાહે આવીને ફકીરને કાઢયો. તે કરતાં સમજીને નીકળી ગયો હોત તો રાજા કાઢત? ટૂંકમાં આપણે તો એમાંથી એ સમજવું છે કે જેમ કોઈ મુસાફીર મુસાફરી કરવા માટે નીકળ્યો અને જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તે ધર્મશાળામાં ઉતર્યો. એ ધર્મશાળાને ઓરડી માનીને બેસી ગયો. પણ ક્યાં સુધી? ધર્મશાળા છોડયા પછી શું તમારી માલિકી રહેવાની છે ખરી? ના. બિલકુલ નહિ. જ્ઞાની કહે છે આ જીવ પણ એક મુસાફર છે. એક ગતિમાંથી બીજી ગતિમાં જાય છે ત્યાં ઘરબાર બધું વસાવે છે ને મારું માનીને મમત્વ જમાવીને બેસી જાય છે પણ ક્યાં સુધી? જ્યાં સુધી આયુષ્ય પૂરું નથી થયું ત્યાં સુધી. આયુષ્ય પૂર્ણ થશે પછી પેલા ફકીરની જેમ એક ક્ષણ પણ નહીં રહેવા દે. ફકીરને તો બાદશાહના સુંદર મહેલમાં ઘણું રહેવું હતું પણ જવું પડયું ને? જીવની પણ આ દશા છે. આયુષ્ય પૂરું થતાં અહીં રહેવું હશે તો પણ એક ક્ષણ રહેવા નહીં દે. સાથે કંઈ લઈ જવા દેશે પણ નહિ. સાથે તો શુભાશુભ કર્મો આવશે.

શરીર માટે, ધન અને કુટુંબને માટે અઢાર પાપનું સેવન કર્યું, કષાય કર્યા,

મિથ્યાત્વ સેવ્યા. એ બધું ભોગવવાનું કોને? કર્મ તો કરનારને ભોગવવા પડે છે. માલ ખાવા બધા આવશે પણ યાદ રાખજો કે માર ખાવા કોઈ નહિ આવે. એક ઘરમાં ૧૦ માણસ છે તેમાંથી એક માણસ શાક સમારવા બેસે, તેની આંગળી કપાય, લોહી નીકળે, વેદના થાય તો તે કોને ભોગવવી પડે? શાક તો બધા ખાય પણ વેદના તો એકલા શાક સમારનારને ભોગવવી પડે છે, પણ ખાનારને વેદના ભોગવવી પડતી નથી. માટે યાદ રાખજો કે કુટુંબ માટે ચોરી કરી અને પકડાઈ જાશો તો જેલમાં તમારે જવું પડશે. પણ ખાનારને જવું પડતું નથી. આવું પ્રત્યક્ષ દેખો છો ને અનુભવો છો ને કે કર્મ કરનાર દુઃખ ભોગવે છે. બીજાને ભોગવવું પડતું નથી. તેમના માથે કંઈ જોખમ પણ રહેતું નથી. માટે વિચાર કરો. આવી જોખમદારી માથે લઈને મેળવ્યું ને પાછું મૂકીને જવાનું. ત્યાં પણ માર ખાવાનો. આવો જો જીવને વિચાર આવશે તો આસક્તિ છૂટશે ને અનાસક્ત ભાવ આવશે. ને કર્મનું બંધન ઓછું થશે આવા વિચાર સમકિતી જીવને આવે છે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. તેમાં ધારિણી રાણીએ સિંહનું સ્વપ્ન જોયું. જાગૃત થઈને રાજાને વાત કરી. તે વાત કાલે આવી ગઈ છે. સવાર પડતાં બલરાજાએ સ્વપ્ન પાઠકોને બોલાવી સ્વપ્નનું ફળ પૂછયું. સ્વપ્ન પાઠકોએ પણ કહ્યું કે મહારાણીએ સિંહનું સ્વપ્ન જોયું છે એટલે સ્વપ્નના લક્ષણ અનુસાર સિંહ જેવો પરાક્રમી, પવિત્ર અને તેજસ્વી પુત્ર થશે. સ્વપ્નનું ફળ સાંભળીને ધારિણી રાણી ખૂબ આનંદિત થયા. રાણી ગર્ભનું પાલન કરવા લાગ્યા. જ્યારથી રાણી ગર્ભવંતી થઈ ત્યારથી તેના મનમાં પવિત્ર વિચારો આવવા લાગ્યા. સંતદર્શન કરું, દાન દઉં, સામાયિક કરું, આવા ધાર્મિક વિચારો આવવા લાગ્યા.

**ગર્ભમાંથી જીવની પરીક્ષા :** ગર્ભનો જીવ જો પવિત્ર આવે તો માતાને આવા પવિત્ર વિચારો આવે છે. ગર્ભમાં પુણ્યવાન જીવ આવે તો ઘરમાં પૈસા વધે, પ્રેમ વધે. કુટુંબમાં કુસંપ હોય તો સંપ થઈ જાય, વિઘ્ન ટળી જાય છે ને આનંદ આનંદ વર્તાય છે. જો કોઈ પાપી જીવ આવ્યો હોય તો સંપ હોય તો પણ ઝઘડા ને ક્લેશ થઈ જાય છે. એકબીજાનાં મન તૂટી જાય છે. કંઈક વખતે ગર્ભવંતી બહેનો ઘઉં વીણતી હોય તો ઘઉં વીણતાં કાંકરો મોઢામાં મૂકે છે. આ માટી ખાવાનું કેમ મન થયું? એનો દોષ નથી. અંદર રહેલો ગર્ભનો જીવ એવો છે એટલે તેને માટી ખાવાનું મન થાય છે.

શ્રેણીક રાજાની મહારાણી ચેલ્લણા કેવી પવિત્ર હતી! ચેલ્લણા ચેડારાજાની પુત્રી હતી. ચેડારાજાને એકેય પુત્ર ન હતો. સાત પુત્રીઓ હતી. ભગવાને ચેડારાજાને કહ્યું હતું: 'હે રાજા! તારી સાતે સાત દીકરીઓ સતી છે. તારે ત્યાં દીકરીએ દીવો

રહેશે. દરરોજ મનુષ્યના મુખે તારી દીકરીઓના નામ ગવાશે. એવી પવિત્ર સતીઓ છે. આવી પવિત્ર ચેલ્લણા રાણીના ગર્ભમાં કોણીક આવ્યો ત્યારે તેને શ્રેણીકરાજાના કલેજાનું માંસ ખાવાનું મન થયું. એમાં ચેલ્લણાનો દોષ ન હતો. ગર્ભમાં રહેલા જીવનો એ ભાવ હતો. કોણીકને શ્રેણીક રાજાના કલેજાનું માંસ ખાવાનું મન કેમ થયું તે જાણો છો ? એને શ્રેણીક રાજા સાથે પૂર્વનું વૈર હતું.

કોણીકનો જીવ તાપસ હતો. તે માસખમણને પારણે માસખમણ કરતો. તેની તપશ્ચર્યા આગળ ભલભલાનાં શીર ઝૂકી જતાં. તે વખતે શ્રેણીકનો જીવ પણ રાજા હતો. તે આ તાપસના દર્શન કરવા જતા. તેના પ્રત્યે રાજાને ખૂબ ભક્તિભાવ હતો. રાજાએ તાપસને પોતાને ત્યાં પારણું કરવા આમંત્રણ આપ્યું. તાપસને એવો નિયમ હતો કે જેને ત્યાં પારણું નક્કી થયું હોય ત્યાં કરવું. જો ત્યાં પારણું ન થાય તો બીજે પારણું કરવું નહિ ને બીજું માસખમણ કરવું. આ રાજા તાપસને પારણાનું આમંત્રણ આપતાં ને પારણાને દિવસે તે કંઈકને કંઈક તકલીફમાં મૂકાઈ જતા. એક વખત રાજાને માથામાં દુઃખવા આવ્યું, બીજી વખત યુધ્ધમાં જવાનું બન્યું. ત્રીજી વખત રાણીએ પુત્રને જન્મ આપ્યો તેના ઉત્સવમાં પડી ગયા. જેમ ગુણસેન અને અગ્નિશર્માનું બન્યું હતું તેમ બન્યું. તાપસના પારણાની વેળા વીતી જાય ને બીજું માસખમણ શરૂ કરે અને રાજાની તકલીફ દૂર થઈ જાય. પછી રાજા તાપસની પાસે ક્ષમા માંગવા જતા. આ રીતે ત્રણ વખત બન્યું. ત્રીજી વખત પારણું ન થયું ત્યારે તાપસને ક્રોધ આવ્યો. ક્રોધમાં ને ક્રોધમાં તેણે આહારનો ત્યાગ કર્યો ને નિયાણું કર્યું કે રાજાએ ત્રણ ત્રણ વખત પારણું કરવા આવવાનું આમંત્રણ આપ્યું ને પારણું કરાવ્યું નહિ. હવે બીજા ભવમાં એનું વૈર લઈશ તે તાપસ શ્રેણીક રાજાનો પુત્ર કોણીક થયો. મોટો થયાં પછી પણ શ્રેણીક રાજાને પાંજરામાં પૂરીને ચાબખાના માર માર્યા, શ્રેણીક રાજાએ ખૂબ માફી માંગી પણ તાપસ માન્યો નહિ. વૈરના વિપાક જીવને ભોગવ્યા વિના છૂટકો થતો નથી. તમે કહો છો ને કે "પુત્રના લક્ષણ પારણામાં ને વહુના લક્ષણ બારણામાં" નવી વહુ ઘરમાં પરણીને આવે ત્યારે તેનાં નેણ, વેણ અને ચાલ ઉપરથી તે કેવી છે તે પરખાઈ જાય છે. ચતુર માણસ માણસની આંખ જોઈને સમજી જાય છે કે આ માણસ આવો હશે. તેના બોલવા ઉપરથી વધુ ખાત્રી થાય છે ને ત્રીજું ચાલ ઉપરથી પણ માણસની પારખ થાય છે. તેમ કંઈક જીવો ગર્ભમાં આવે ત્યારે માતાને જે વિચાર આવે તે ઉપરથી પરખાય છે. ને કંઈક જન્મ થયા પછી પરખાય છે.

અહીં ધારિણી રાણીના ગર્ભમાં જીવ આવીને ઉત્પન્ન થયો ત્યારથી તેને પવિત્ર વિચારો આવવા લાગ્યા. ધારિણી રાણી ગર્ભવંતી થઈ તેથી ૯૯૯ રાણીને ખૂબ આનંદ થયો. ગર્ભનું પાલન કરતાં સવા નવ માસ સુખેથી પૂર્ણ થયા ત્યારબાદ રાણીએ

પુત્રને જન્મ આપ્યો એ પુત્ર ખૂબ તેજસ્વી હતો માતાએ સ્વપ્નમાં બળવાન સિંહ જોયો હતો. અને એના પિતાનું નામ બલરાજા હતું. તે ઉપરથી એ પુત્રનું નામ મહાબલકુમાર પાડવામાં આવ્યું. કંઈક જગ્યાએ માતાના નામ ઉપરથી પુત્રનું નામ રાખવામાં આવે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનું નામ તેની માતાના નામ ઉપરથી પડયું છે. મૃગાદેવી માતાનું નામ હતું. તે ઉપરથી મૃગાપુત્ર નામ પાડયું. અહીં પિતાના નામ ઉપરથી મહાબલકુમાર નામ પાડયું. એના જન્મથી વીતશોકા નગરીમાં આનંદ આનંદ છવાઈ ગયો. પુત્રનું પાલન કરવા જુદા જુદા દેશની દાસીઓ રાખી છે. ખૂબ લાડકોડથી મહાબલકુમાર મોટા થાય છે. રાજા રાણીને આનંદનો પાર નથી. હવે તે મહાબલકુમાર મોટા થશે ને આગળ શું બનશે તેના ભાવ અવસરે વિચારીશું.

"**વિદ્યુત્પ્રભા સાથે લગ્ન કરવાની રાજાની ભાવના :** બે દિવસથી આપણું એક દૃષ્ટાંત ચાલે છે. પેલી છોકરી તેની ગાયોને પાછી વાળવા દોડી એટલે બગીચો પણ દોડયો. સાથે રાજાના હાથી-ઘોડા બધું દોડવા લાગ્યું. રાજાની આજ્ઞાથી મંત્રી દયાદેવીને ઉભી રાખવા બૂમ પાડે છે. બહેન ! જરા ઉભી રહે. છોકરીનું નામ દયાદેવી હતું. નામ તેવા તેનામાં ગુણ હતા. જો દયા ન હોત તો સર્પને અંબોડા ઉપર વીંટે ? તેની દયાના પ્રભાવે નાગદેવે તેના ઉપર પ્રસન્ન થઈને વરદાન આપ્યું અને તેનું નામ વિદ્યુત્પ્રભા પાડયું હતું. એને પણ વિદ્યુત્પ્રભા નામ ખૂબ ગમી ગયું હતું. પ્રધાને ઘણી બૂમો પાડી એટલે વિદ્યુતપ્રભા ઉભી રહી એટલે બગીચો પણ ઉભો રહ્યો. મંત્રીએ તેની પાસે આવીને પૂછયું: 'બહેન ! તું શા માટે દોડે છે ?' વિદ્યુત્પ્રભાએ કહ્યું કે 'મારી ગાયો દૂર જતી રહી છે. તેને પાછી વાળવા જાઉં છું' પ્રધાને કહ્યું: 'બહેન ! તું ઉભી રહે. તું ના જઈશ. અમારા માણસો તારી ગાયોને પાછી વાળશે. પણ તું દોડે છે એટલે આખો બગીચો દોડે છે અને ઝાડ સાથે બાંધેલા અમારા હાથી-ઘોડા પણ દોડવા લાગે છે. અને અમે મુશ્કેલીમાં મુકાઈ જઈએ છીએ. પ્રધાન વિદ્યુતપ્રભાને રાજા પાસે લઈ ગયો.

વિદ્યુતપ્રભા ખૂબ સૌંદર્યવાન હતી. તેને જોઈને રાજા સ્થિર થઈ ગયા. એના ચિન્હો પરથી રાજાને લાગ્યું કે આ છોકરી કુંવારી છે. તેના સામી દૃષ્ટિ કરીને રાજાએ પ્રધાન સામું જોયું એટલે પ્રધાન સમજી ગયો ને વિદ્યુતપ્રભાને પૂછયું: 'બહેન ! તારે અમારા આ મહારાજાની રાણી બનવું છે ?' ત્યારે વિદ્યુતપ્રભાએ કહ્યું : 'એ બાબતમાં હું કંઈ ન જાણું. જયાં મારા માતા-પિતા પરણાવશે ત્યાં પરણીશ.'

"**પવિત્ર બાળાએ આપેલો જવાબ :** એ આજની છોકરીઓ જેવી ન હતી કે બારોબાર પોતાની જાતે મુરતિયો પસંદ કરી લે. પ્રધાને તેના પિતાનું ઠામઠેકાણું

પૂછી લીધું. રાજાએ કહ્યું. 'તું અહીં ઉભી રહે. હું મારા પ્રધાનને તારા પિતાને બોલાવવા મોકલું છું.' રાજાની આજ્ઞાથી પ્રધાન વિદ્યુતપ્રભાના પિતાને બોલાવવા માટે ગામમાં ગયો. શોધતો શોધતો તે વિદ્યુતપ્રભાને ઘેર પહોંચ્યો. એના પિતાને મળ્યા ને બધી વાત કરી. પ્રધાનની વાત સાંભળીને તેના પિતાના મનમાં થયું કે હું તો કેવો ગરીબ છું શું આવા મોટા રાજા મારી દીકરી સાથે લગ્ન કરે!' પ્રધાનને પૂછે છે: 'ભાઈ! તમે મારી ગરીબની મશ્કરી તો નથી કરતા ને?' પ્રધાન કહે છે કે હું મશ્કરી નથી કરતો સત્ય કહું છું. તમે મારી સાથે ચાલો. આપને તેડવા માટે મને મહારાજાએ મોકલ્યો છે. બ્રાહ્મણના મનમાં થયું. 'અહો! મારી પુત્રી કેવી પુણ્યવાન છે કે આવા મોટા રાજા તેની માંગણી કરે છે. પોતાની પુત્રી રાજા સાથે પરણે તો કયા પિતાને આનંદ ન હોય! બ્રાહ્મણ પ્રધાનની સાથે જિતશત્રુ રાજા પાસે આવ્યો.

મહારાજાએ કહ્યું 'આ તમારી પુત્રી ભાગ્યશાળી ને પવિત્ર છે. હજુ કુંવારી છે. તો મારી સાથે પરણાવો.' બ્રાહ્મણે વિચાર કર્યો કે: 'હાલીચાલીને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો મોં ધોવા શા માટે જાઉં? આવા રાજા જેવો જમાઈ શોધ્યો નહિ જડે.' રાજાની માંગણી માન્ય રાખી અને ત્યાં ને ત્યાં વિદ્યુતપ્રભાના રાજા સાથે લગ્ન કર્યા. રાજાએ કહ્યું 'હવે તમે મારા સસરા થયા. હું મોટો રાજા અને મારા સસરા ગાયો ચરાવે તે સારું ન લાગે. એટલે હું તમને બાર ગામ ભેટ આપું છું. એ બાર ગામનો વહીવટ તમે કરજો. ને જે આવક આવે તે તમારી.' રાજા જેના ઉપર તુષ્માન થાય તેનું કામ થઈ જાય. કહેવાય છે ને કે.

> દેશપતિ જબ રીઝત હૈ, તબ દેત ગામ કરતે નિહાલી;
> ગામપતિ જબ રીઝત હૈ, તબ દેત ખેત કે વાડી.।
> ખેતપતિ જબ રીઝત હૈ, તબ દેત ધાન પાલી દો પાલી,
> બનીયા ભાઈ જબ રીઝત હૈ, તબ દેત તાલી દો તાલી।

મોટા રાજા રીઝયા તો બ્રાહ્મણને બાર ગામ આપી દીધા. ગામનો રાજા રીઝે તો એક-બે વીઘાં જમીન આપી દે, અને ખેડૂત રીઝે તો પાલી-બેપાલી અનાજ આપી દે. પણ જો તમે રીઝો તો શું આપો? (હસાહસ) વાણીયાભાઈ રીઝે તો તાળી આપે. અમને તાળી ન આપો પણ ચોમાસું પૂરું કરીને ઉઠીએ એટલે કહેશો કે મહાસતીજીનું ચોમાસું બહુ સારું થયું. એમ કહીને પતાવી દેશો. ગરીબ બ્રાહ્મણને બાર ગામ મળ્યા એટલે તે ખુશખુશ થઈ ગયો.

"પુણ્ય શું નથી કરતું?" એક વખત જંગલમાં ગાયો ચરાવનારી છોકરી રાજાની રાણી બની ગઈ. તેના પણ ભાગ્ય ખુલી ગયા. મહાન દુઃખમાંથી એકાએક આવું મહાન સુખ વિદ્યુતપ્રભાને મળી ગયું. તેનું કારણ શું? આ એની પૂર્વ

જન્મમાં કરેલી ધર્મની આરાધના અને આ ભવમાં નાગને બચાવ્યો તેનું ફળ મળ્યું. જિતશત્રુરાજા અને વિદ્યુત્પ્રભા બંને તેના પિતાજીના પગમાં પડયા. તેના પિતાજીએ પોતાની પુત્રીને હિત શિખામણ આપી આશીર્વાદ આપ્યા. પિતાના આશીર્વાદ લઈને વિદ્યુત્પ્રભાએ જિતશત્રુ રાજા સાથે પાટલીપુત્ર તરફ પ્રયાણ કર્યું. દીકરીને વળાવીને બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. પેલો દિવ્ય બગીચો દૈવી પ્રભાવથી વિદ્યુત્પ્રભાના મસ્તક ઉપર સાથે ને સાથે રહે છે.

"**નગરમાં પ્રવેશ કરતાં જનતામાં થયેલ આશ્ચર્ય** :–મહારાજા થોડા દિવસમાં પોતાના સૈન્ય સાથે વિદ્યુત્પ્રભા સહિત પાટલીપુત્રના પાદરમાં આવી પહોંચ્યા. મહારાજા શત્રુ ઉપર વિજય મેળવીને આવ્યા છે એટલે પાટલીપુત્રની પ્રજા પોતાના મહારાજાનું ઠાઠમાઠથી સ્વાગત કરવા તૈયાર થઈ. રાજાનું સ્વાગત કરવા નગરવાસીઓના ટોળેટોળાં કીડીઓની જેમ ઉભરાયાં. એક તો રાજા વિજય મેળવીને આવ્યા છે તેનો હર્ષ છે અને બીજું વિદ્યુત્પ્રભા જેવી સૌંદર્યવાન રાણીને જોઈને ખૂબ હર્ષ પામ્યા. રાજા–રાણીએ નગરમાં પ્રવેશ કર્યો. પેલો દિવ્ય બગીચો તેના મસ્તક ઉપર છત્રની જેમ શોભતો સાથે જાય છે. રાણીના મસ્તક ઉપર બગીચો જોઈને નગરજનોને ખૂબ આશ્ચર્ય થયું. અંદરોઅંદર એકબીજાને પૂછવા લાગ્યા કે આ શું આશ્ચર્ય! દુનિયાભરમાં ફર્યા પણ આવું આશ્ચર્ય કદી જોયું નથી. પાટલીપુત્રની પ્રજાને આ બગીચો જોઈને ખૂબ આશ્ચર્ય થયું છે. હવે રાજા પોતાના મહેલમાં જશે ને વિદ્યુત્પ્રભાને કેવું પદ મળશે ને શું બનશે તેના ભાવ અવસરે

## વ્યાખ્યાન નં.–૧૩

**અષાડ વદ ૯ ને શનીવાર** **તા. ૧૭–૭–૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર સર્વજ્ઞ અને સર્વદર્શી ભગવંતે જગતના જીવોના ઉધ્ધાર માટે સિધ્ધાંત પ્રરૂપ્યા. જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. ભગવંતે સૂત્રમાં એ વાત બતાવી છે કે જીવો આત્મિક સાચું સુખ કેમ પ્રાપ્ત કરે અને આત્મ કલ્યાણ કરે તે હેતુથી પવિત્ર માર્ગ બતાવ્યો છે. પણ સાચું સુખ કોને કહેવાય અને તે સુખ કેમ પ્રાપ્ત થાય તે આ જીવને ખબર નથી. જીવ સંસારના વિનશ્વર અને ક્ષણિક સુખોમાં આનંદ માની રહ્યો છે. કદાચ પુણ્યબળે કરોડોની સંપત્તિ અને સુખની સામગ્રી મળી જાય તો માનવ માને છે કે મારે ઘેર બધું સુખ છે. પણ જ્ઞાની ભગવંતો કહે છે કે હે ભાન ભૂલેલા જીવ! તું અનાદિકાળથી સુખ

મેળવવા મથે છે, મેળવે છે ને ભોગવે છે તે સાચું સુખ નથી. જે સુખ આવે ને ચાલ્યું જાય તે સાચું સુખ કહેવાય? મનુષ્ય કરતાં દેવોનું સુખ ચઢીયાતું છે છતાં દેવોના સુખને વખાણ્યું નથી.

સિધ્ધાંતમાં ભગવંતે કહ્યું છે કે "नवि सुही देवता देवलोए।" દેવલોકમાં રહેલા દેવ પણ સુખી નથી. દેવોમાં પણ પાંચ અનુત્તર વિમાનમાં છેલ્લા સર્વાર્થ સિધ્ધ વિમાનના દેવોને મહાન સુખ હોવા છતાં એના સુખને વખાણ્યું નથી. પણ સાચું સુખ કયું છે? "मोक्षात्पर सुखं नान्यत्।" દુનિયામાં મોક્ષથી ચઢીયાતું બીજું કોઈ સુખ નથી. ઉંચામાં ઉંચું સુખ સર્વાર્થસિધ્ધ વિમાનના દેવતાઓને છે છતાં અહીં જ્ઞાની કહે છે કે સર્વકાળના સર્વાર્થસિધ્ધ અનુત્તર વિમાનવાસી દેવોનાં સુખ ભેગાં કરીએ તો પણ સિધ્ધ ભગવંતોના એક સમયનાં સુખ જેટલું પણ એ દેવોનું સુખ નથી. તો વિચાર કરો એ સુખ કેટલું હશે? ભગવંતનું એક વચન પણ હૃદયમાં ઉતરે અને મોક્ષની શ્રધ્ધા થાય તો દેવલોકના સુખની પણ જીવને ઈચ્છા રહે નહિ. કારણ કે દરેક સુખ નાશવંત છે.

**સંસારના સર્વે સ્થાનક અશાશ્વત છે:**—સંસારના વિષય ભોગમાં જીવ સુખ માને છે કારણ કે તે અજ્ઞાન છે. જેમ કોઈ એક નાના બાળકના હાથમાં સોનાની પોંચી પહેરાવી છે. તે બહાર રમવા માટે ગયો. તેને કોઈએ કહ્યું—'હે બાબા! હું તને આ પેંડાનું પડીકું આપું, મને તારી આ સોનાની પોંચી આપી દે.' હવે બાળકને મન પેંડા ને પોંચી બંને સરખા છે. એને ખબર નથી કે આ પોંચીમાં પેંડાના કેટલા પડીકા સમાયાં છે? એટલે પહોંચી આપીને પડીકું લઈ લીધું. ત્યાં એની માતા આવી પહોંચી અને પેંડાનું પડીકું ઝૂંટવીને પોંચી પાછી લઈ લીધી. બાળક અજ્ઞાન હોવાના કારણે પેંડાનું પડીકું જોઈને લલચાઈ ગયો. તેમ આ જીવની દશા પણ કેવી છે? ધર્મથી મોક્ષ અને દેવલોક મળે છે છતાં આ જીવે મોક્ષની દરકાર કરી નથી કારણ કે વાસ્તવિક જ્ઞાનના અભાવે જ્યાં સાચું ને શાશ્વત સુખ રહેલું છે તેવા મોક્ષના સુખની ઈચ્છા છોડીને દેવલોકના સુખની ઈચ્છા આ જીવે અજ્ઞાન બાળકની જેમ કરી છે. નાના બાળકને પોંચીની કિંમત સમજાણી નથી એટલે એના હાથમાંથી પેંડાનું પડીકું ઝુંટવી લે તો રડે છે. જેમ છોકરાના હાથમાંથી પેંડાનું પડીકું છોડાવવું મુશ્કેલ પડે છે તેવી રીતે જે અજ્ઞાની જીવોને પૌદ્‌ગલિક સુખનો રાગ છે તેવા જીવોને અનંતા સુખને આપનાર સદાને માટે આત્માને અમર રાખનાર મોક્ષ જેવી ઉત્તમ ચીજ રૂચતી નથી. પેંડાને ખાધા પછી તે પેંડા રૂપે રહેતા નથી. પછી તો તે અશુચી બનીને બહાર નીકળે છે. તેવી રીતે આ સંસારમાં ગમે તે સ્થાન મળે પણ તે અંતે અશાશ્વત—અનિત્ય છે. **सव्वाणि**

**ઠાણાણિઅસાસયાણિ** દુન્યવી સર્વ સ્થાનો અશાશ્વતા–અનિત્ય છે. સર્વાર્થસિધ્ધ વિમાનના દેવોની સ્થિતિ ૩૩ સાગરોપમની છે ને એટલો કાળ તેમને ત્યાં સુખ ભોગવવાનું છે તેવું સ્થાન લઈએ તો પણ તે અનિત્ય છે. કારણ કે ત્યાંથી મનુષ્યભવમાં આવ્યા સિવાય શાશ્વતા સુખનું ધામ પ્રાપ્ત થઈ શકતું નથી. ચૌદ રાજલોકમાં એવું એક પણ સ્થાન નથી કે જ્યાં જીવનું સુખ રહ્યા કરે. એટલે કે ચૌદ રાજલોકના સર્વસ્થાન સરવાળે શૂન્ય જેવાં અનિત્ય છે.

સરવાળે એકડો રહે તેવું એક પણ સ્થાન સંસારમાં નથી. શૂન્યતાવાળા સર્વ સ્થાન જાણ્યાં, અનુભવ્યાં છતાં પણ જગતમાં એના એ સુખ નવા લાગે છે. જેમ કે વિષયો આ જીવે અનંતી વખત ભોગવ્યા, દેવલોકનાં ને મનુષ્યના સુખો જીવે અનંતી વખત અનુભવ્યા છતાં જ્યારે ફરીને મળે ત્યારે નવા લાગે છે. તમારો દીકરો પરણે વહુ આવે એટલે માને કે અમે નવો સંસાર માંડયો ને તેમાં આનંદ માને છે, હરખાય છે પણ વિચાર કરો. આ ભવમાં જ આ કામભોગ મળ્યા છે? આ જીવે શું નથી ખાધું–પીધું ને ભોગવ્યું, નથી પહેર્યું કે નથી ઓઢયું! ચૌદ રાજલોકમાં ફરીને કંઈ ભોગવવામાં બાકી રાખી નથી. જેમ એક રૂપિયાની નોટ તમે શાકવાળાને આપી, શાકવાળાએ અનાજ ખરીદીને વહેપારીને આપી, અનાજના વહેપારી પાસેથી કાપડના વહેપારીને ત્યાં ગઈ, ત્યાંથી કસાઈ પાસે ગઈ. એ રીતે એકબીજા પાસે ફરતી તમારી પાસે આવે છે. એ નોટ ફાટે નહિ ત્યાં સુધી એ કેટલી જગ્યાએ ફરે છે તેમ આ જીવ તેના શુભાશુભ કર્માનુસાર ગતિઓમાં ભમીને એક પણ પુદ્દગલની સ્પર્શના કરવામાં બાકી રાખી નથી. આ જીવે જન્મ્યો ત્યારથી અત્યાર સુધીમાં કેટલું ખાધું? ઘણું ખાધું છે પણ જો એક દિવસ ઉપવાસ કરે તો પારણાને દિવસે એમ લાગે છે કે જાણે આ જિંદગીમાં ખાધું નથી. એટલે આ જીવનો સ્વભાવ એવો વિચિત્ર છે કે અનંતી વખત અનુભવે તો પણ નવું ને નવું લાગે. આ જીવને એક ને એક ચીજ વારંવાર મળે તો પણ નવાઈ જેવી લાગે છે.

બંધુઓ! જ્ઞાનીના વચનનો તમે વિચાર કરશો તો તમને સમજાશે કે સંસારના સુખની ચીજો અનંતી વખત મળી અને ગઈ તો પણ પૌદ્દગલિક સુખમાં હજુ આ જીવ રાચ્યો માચ્યો રહે છે. જગતમાં એકની સાથે સબંધ બાંધે, પાછો વિખૂટો પડે છે વળી બીજાની સાથે સબંધ બાંધે છે ને છૂટો પડે છે. એમ ઘણી વખત ભેગો થયો ને છૂટો પડયો અને ૮૪ લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કરે છે છતાં હજુ એને વિષયોની લાલસા છૂટતી નથી. આત્માનો સ્વભાવ તો જ્ઞાન–દર્શન–ચારિત્રમાં રમણતા કરવાનો છે. પણ પરના સંગે ચઢી પુદ્દગલના એંઠવાડામાં પડી ગયો છે. તમને લાગે છે કે અમને બધું નવું મળ્યું છે. પણ પુદ્દગલના એંઠવાડામાં મોઢું નાંખી રહ્યા છો. પુદ્દગલ એક પ્રકારનો એંઠવાડ છે ને! તમારા બાપદાદાઓ જે મૂકીને ગયા

તે તમે ભોગવો છો ને તમે મૂકીને જશો તે તમારા દીકરાઓ ભોગવવાના છે. આ એંઠવાડ નહિ તો બીજું શું ? હંસલાને મોતીનો ચારો ચરવો ગમે પણ એંઠવાડમાં મોઢું નાંખે નહિ. આપણો આત્મા શુધ્ધ સ્વભાવે હંસલા જેવો છે.

**મોતીના ચણુ ચણુનારો તું હંસા, માન સરોવરનો વાસી,**
**ગંદા રે જળના ખાબોચિયાનો, શાને બન્યો તું રહેવાસી.**
**શાને કરે આ જીવનથી પ્યાર કે તારો પંથ નિરાળો રે,**
**તું સોચ જરા એક વાર કે તારો પંથ નિરાળો રે,**
**શાને આવ્યો તું આ સંસાર કે તારો પંથ નિરાળો રે,**

મોતીનો ચારો ચરનારો હંસલો પોતાનું ભાન ભૂલીને વિષયોના ગંધાતા એંઠવાડમાં વારંવાર મોઢું નાંખી રહ્યો છે. બાકી હંસ ગંદા પાણીના ખાબોચીયામાં મોઢું નાંખે નહિ તેમ આત્મા પણ વિષયોના ખાબોચિયામાં મોઢું નાંખવા જાય નહિ. આ વિષયો ભોગવતાં તમને મીઠા લાગે છે પણ એ કેવા છે તે જાણો છો ? વિષયો ઝેરી બરફી જેવા છે. ભારોભાર ઝેર નાંખેલી બરફી કૂતરાના જોવામાં આવે તો ઝટપટ ખાઈ જાય. ખાધા પછી એની નસેનસો તૂટે છે. પગ ઘસે છે. પગ ઘસીઘસીને કૂતરો મરી જાય છે. તેમ આ વિષયો પણ ઝેરી બરફી જેવા છે. ભોગવતાં મીઠા લાગે છે પણ ભોગવ્યા પછી પગ ઘસીને મરવા જેવી સ્થિતિ જીવનની થાય છે. હું તમને એક વાત પૂછું કે કૂતરાને તો ખબર ન હતી કે આ બરફી ઝેરી છે એટલે ખાઈ ગયો ને મરી ગયો. પણ તમને તો સદ્‌ગુરૂઓ દાંડી પીટાવીને કહે છે ને કે વિષયો વિષ કરતાં પણ ભયંકર ઝેરી છે. તમે તો સમજો છો ને ? છતાં વિષય રૂપી ઝેરી બરફીનો ટુકડો છોડતાં નથી. બોલો, હવે મારે તમને કેવા કહેવા ? પેલો નાનો બાબો પોંચી આપીને પેંડાના પડીકામાં લલચાઈ ગયો હતો એટલે પહોંચી આપીને પેંડાનું પડીકું લઈ લીધું પણ એની માતા આવી પોંચી ને એને સમજાવ્યું કે બેટા ! આ પડીકામાં તો ચાર પેંડા છે પણ આ સોંચીમાં ઘણાં પેંડા સમાયેલા છે. તો માતાના વચન ઉપર વિશ્વાસ કરીને બાળકે પેંડાનું પડીકું છોડી દીધું. પરંતુ ભગવાનના વચન દ્વારા સંતો તમને વર્ષોથી સમજાવે છે છતાં વિષય રૂપી બરફીનો ટુકડો છોડતાં નથી. મારે તમને કંઈ કહેવું નથી. તમે કોના જેવા કહેવાઓ તે તમારી જાતે સમજી લેજો. (હસાહસ) મને તો તમારી આ હાલત જોઈને દુઃખ થાય છે. નાના બાળકે પણ માતાના વચન ઉપર વિશ્વાસ કરીને પેંડા છોડી પોંચી લઈ લીધી. તો મારા મહાવીરના શ્રાવકોને મહાવીરના વચન ઉપર ક્યારે વિશ્વાસ થશે ? વિષયો વિષ જેવા છે તે જાણવાં છતાં છોડતાં નથી. તેનું કારણ એક છે કે હજુ વીતરાગ વચન ઉપર વિશ્વાસ–શ્રધ્ધા નથી. અને મોક્ષની

રૂચી જાગી નથી. જ્યારે મોક્ષમાં જવાની રૂચી જાગશે ત્યારે આ દશા તમારી નહિ હોય ? જ્ઞાનીના વચન ઉપર શ્રધ્ધા જાગશે ત્યારે તેમના ગુણોને, એમની પવિત્રતાને ને એમના ઉપકારને ભૂલશું નહિ.

બંધુઓ ! "મને મોક્ષ મલે" એટલે કે મારે મોક્ષમાં જવું છે આવો વિચાર કોને આવે ? જ્ઞાની કહે છે કે જીવને સંસારમાં ભમવાનું અર્ધપુદ્ગલપરાવર્તન હોય ત્યારે આવે છે. અર્ધપુદ્ગલપરાવર્તનથી વધારે સંસાર હોય તો મને મોક્ષ મળે એવી ઈચ્છા થાય નહિ અને જેને મોક્ષ મેળવવાની ઈચ્છા થાય છે તેને અર્ધપુદ્ગલપરાવર્તન કાળથી વધારે સંસારમાં ભમવાનું હોય નહિ.

'મારે મોક્ષમાં જવું છે, મને જલ્દી મોક્ષ મળે, આ શબ્દો માત્ર હોઠેથી બોલવા પૂરતાં ન હોય. તમે એમ ન સમજતાં કે મહાસતીજી એમ કહેતા હતાં કે મોક્ષમાં જવાનો વિચાર આવે એટલે અર્ધપુદ્ગલપરાવર્તન કાળમાં મોક્ષે જવાનું. એમ નથી પણ મોક્ષમાં જવાની રૂચીવાળા જીવની રગેરગમાં સંસાર અસાર છે, છોડવા જેવો છે. એવું લાગતું હોય. મોક્ષનો અભિલાષી જીવ ચારિત્ર મોહનીયના ઉદયથી સંસારમાં રહે પણ રમે નહિ. કોઈ માણસને તાવ આવ્યો એટલે કવીનાઈનની કડવી ગોળી લે. કોઈ હોમિયોપેથિક અગર બાયોકોમિકની મીઠી દવા લે અગર કોઈ મીઠું સીરપ પીએ. તેને કોઈ પૂછે કે તું શું પીવે છે ? તો કહેશે કે હું દવા પીઉં છું પણ એમ નહિ કહે કે સરબત પીઉં છું. દવા કડવી હોય કે મીઠી હોય પણ દવા એટલે દવા છે. તેમ સંસારમાં ભલે તમને સ્વર્ગ જેવાં સુખ મળ્યા હોય પણ સંસાર એટલે સંસાર છે. જેમાં કાંઈ સાર નથી. સંસાર એટલે જીવને ચતુર્ગતિની જેલમાં પૂરવાનું પિંજર છે: મોક્ષાભિલાષી જીવ ને કર્મનાં ઉદયથી સંસારમાં રહેવું પડે તો રહે પણ ખૂબ અલિપ્ત રહે.

મહાવીર પ્રભુ દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે તેમના મોટાભાઈએ કહ્યું કે 'ભાઈ ! માતા-પિતા તો ચાલ્યા ગયા અને તું પણ મને છોડીને જઈશ ?' ભાઈના ખૂબ આગ્રહથી તેમને આશ્વાસન આપવા માટે બે વર્ષ સંસારમાં રહ્યા. પણ કેવી રીતે ? જળકમળની જેમ રહ્યા. અહીં તમે એવો વાદ ન કરશો કે ભગવાન મહાવીર એમના ભાઈના આગ્રહથી બે વર્ષ સંસારમાં રોકાયા તો અમારે કેમ ન રહેવાય ? ભાઈ ! એમને જ્ઞાન હતું. તમને અને મને જ્ઞાન છે ? તીર્થંકર પદ પામવાના હતા, મોક્ષમાં જવાના હતા છતાં ભગવાને સંસાર છોડીને સંયમ લીધો ને કરેમિભંતેનો પાઠ ભણ્યા ત્યારે ચોથું મનઃપર્યાય જ્ઞાન થયું. સાડા બાર વર્ષ ને પંદર દિવસ સુધી કેવી ઉગ્ર સાધના કરી ત્યારે કેવળજ્ઞાન થયું. હવે તમને સમજાય છે કે ચારિત્ર લીધા વિના ત્રણ કાળમાં છૂટકારો નથી. એ નકકી સમજી લેજો. સંસાર ગંધાતી ગટર છે

એમ લાગવું જોઈએ. ઘણીવાર ગટર ઉભરાય છે ત્યારે કેવી દુર્ગંધ છૂટે છે? કોઈ માણસ એમ કહે કે હું તમને રોજના ૨૫ રૂપિયા આપીશ પણ તમારે ગટરમાં રહેવાનું, જે ગટર પાસે થઈને નીકળતા પણ સૂગ ચઢે, જેની દુર્ગંધથી જીવ ગભરાઈ જાય તેમાં પૈસાના ગમે તેટલા પ્રલોભનો મળે તો પણ કોઈ રહેવા માટે તૈયાર થાય? ના, જમવા બેઠા હોય ને કોઈ તમારી સામે વિષ્ટાનો ટોપલો મૂકી જાય તો કેવી સૂગ ચઢે? નાક આડા ડૂચા દઈ દો. આંખ બંધ કરી દો છતાં વોમીટ થાય. જેવી એ સૂગ ચઢે છે તેનાથી પણ અધિક તમને આ સંસાર રૂપી આશ્રવની ગંધાતી ગટરમાં રહીને પાપનું સેવન કરવાની સૂગ ચઢવી જોઈએ. ચતુર્ગતિના ફેરાનો ત્રાસ થવો જોઈએ. સંસારમાં રમનારો જીવ સંસારના મન માન્યા સુખો મળે તો મન મૂકીને ભોગવે. તેમાં નાચે કૂદે ને આનંદ માને છે. પરિણામે નરક અને તિર્યંચ ગતિના આમંત્રણ સ્વીકારી ત્યાના મહેમાન બને છે. અને સંસારમાં રહેનારો જીવ જેમ કવીનાઈનની ગોળી ખાવાથી મોં બગડી જાય તે રીતે સંસારમાં પાપનું કાર્ય કરતાં તેનું મોઢું બગડી જાય. ભગવાન કહે છે મારો શ્રાવક પાપની સૂગવાળો હોય એટલે પાપભીરૂ હોય. શ્રાવકના ૨૧ ગુણમાં પાપભીરૂ એ શ્રાવકનો ગુણ છે. શ્રાવક પાપનું કાર્ય કરતાં સાવધાન રહે. કોઈ માણસને કોઈ ચીજ ખાવાથી એલરજીક થાય તો તે તેનો ત્યાગ કરે છે ને? તેમ કોઈ કાર્ય કરવાથી આત્મામાં એલરજીક થાય તો ત્યાગ કરશોને? પછી મોક્ષ આપણાથી દૂર નથી. ગીતામાં કહ્યું છે કે

मोक्षस्य नहि वा सेोऽस्ति, न ग्रामान्तर मेव वा ।
अज्ञान हृदयग्रन्थि नाशो, मोक्षइति स्मृतः ॥

મોક્ષ કોઈ સ્થાનમાં રાખેલો નથી અગર મોક્ષને શોધવા માટે બીજા કોઈ ગામમાં જવાની જરૂર નથી. અજ્ઞાનની ગ્રંથીને નષ્ટ કરવી ને આઠ કર્મોનો ક્ષય એ મોક્ષ છે. ટૂંકમાં મોક્ષ એ કોઈ બહાર શોધવાની ચીજ નથી. તમે પ્રત્યક્ષ દેખો છો ને કે કટાઈ ગયેલા વાસણને ખૂબ ઘસીને ઉટકવામાં આવે તો ચકચકાટ બની જાય છે. તો શું એ ચળકાટ બહારથી આવ્યો? "ના." એ ચળકાટ વાસણમાં હતો પણ ઉપર કાટ આવી ગયો હતો. બસ, આ રીતે આત્મા ઉપર ચઢેલી કર્મની કાલીમાને તપ અને સંયમ દ્વારા સંપૂર્ણ રીતે કાઢી નાંખવામાં આવે તો આત્મા શુધ્ધ જ્યોતિર્મય બને છે. આત્માની શુધ્ધ અવસ્થા એ મોક્ષ છે.

આપણો ચાલુ અધિકાર–ધારિણી રાણીએ એક પુત્રને જન્મ આપ્યો છે. તેનું નામ મહાબલકુમાર રાખવામાં આવ્યું છે. ખૂબ લાડકોડથી મહાબલ કુમાર મોટા થાય છે. સમય જતા વાર લાગતી નથી.

"महब्बले नामं दारए जाए उम्मुक्क जाव भोगसमत्थे ।"

મહાબલકુમારનો જન્મ થયા પછી સમય જતાં મહાબલ બચપણ વટાવીને યુવાન થયો. તે ખૂબ હોંશિયાર હતો. થોડા સમયમાં એણે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું અને બધી કળાઓમાં કુશળ બુદ્ધિવાળો અને પાંચે ઇન્દ્રિઓના સુખ અને ભોગોને યોગ્ય થઈ ગયો.

મહાબલકુમાર હોંશિયાર ને પરાક્રમી હતો. તેનું રૂપ ઘણું હતું અને વિનયવાન હતો. આવા ગુણવાન પુત્રને જોઈને માતા-પિતાની આંખડી ઠરી જાય છે. પુત્ર ભણીગણીને બચપણ વટાવીને યુવાન થાય એટલે મા-બાપ એને પરણાવવાની તૈયારી કરે છે. પણ કોઈ મા-બાપ એમ કહે છે કે દીકરો હવે મોટો થયો છે. જો એને વૈરાગ્ય આવે તો દીક્ષા આપું. (હસાહસ) અરે વૈરાગ્ય આવે તો રોકવા તૈયાર થાય. તમારી માફક તે માતપિતા પણ મહાબલકુમારને પરણાવવા તૈયાર થયા.

तए णं तं महब्बलं अम्मापियरो सरिसियाणं कमलसिरी पामोक्खाणं पंचण्हं रायवर कन्ना सयाणं एगदिवसेणं पाणिं गेण्हावेंति ।

મહાબલને તેના માતાપિતાએ ફક્ત એક દિવસમાં સરખા કુળ અને સરખી ઉંમરવાળી કમળશ્રી વિગેરે પાંચસો ઉત્તમ રાજકન્યાઓની સાથે પરણાવી દીધો.

બંધુઓ! તમને એમ થશે કે અમારે તો એક સ્ત્રી છે ને એમને ૫૦૦ પત્નીઓ! પણ વિચાર કરો. એમને ૫૦૦ પત્નીઓ હતી. ભોગાવલી કર્મના ઉદયથી ભોગ ભોગવતાં હતાં પણ તેમાં આસક્ત નહોતા થતાં, એક એકથી ચઢીયાતી ૫૦૦ પત્નીઓ હતી પણ સમય આવ્યે એક સાથે ૫૦૦ને છોડી દેતા ને તમને જિંદગી સુધી એકનો મોહ છૂટતો નથી.

पंचपासायसया पचसयदाओ जाव विहरइ । બલરાજાએ ૫૦૦ પુત્રવધૂઓને રહેવા માટે ૫૦૦ મહેલ બનાવી આપ્યા. મહાબલકુમારની ૫૦૦ પત્નીઓ એકેક પત્ની ૫૦૦ જાતનો કરીયાવર લાવી હતી. આ પ્રમાણે મહાબલકુમાર યાવત્ બધા મહેલોમાં રહીને મનુષ્યભવના બધા ભોગો ભોગવવા લાગ્યો.

બલરાજા અને ધારિણી રાણી પ્રમુખ હજાર રાણીઓ બધા ખૂબ આનંદથી રહે છે. એ સમયમાં ત્યાં શું બન્યું?

"तेणं कालेणं तेणं समएणं धम्मघोस णामे थेरा पंचहिं अणगार सएहिं सध्धिं संपरिवुडे पुव्वाणुपुव्विं चरमाणे गामाणुगामं दूइज्जमाणे सुहं सुहेणं विहरमाणे जेणेव इंदकुंभेणामं उज्जाणे तेणेव समोसढे संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरंति ।"

તે કાળને તે સમયમાં ધર્મઘોષ નામના સ્થવિર ૫૦૦ અણુગારની સાથે અનુક્રમે ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં સુખપૂર્વક વીતશોકા નગરીની બહાર ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં મુનિ પરંપરાને અનુસરતાં અવગ્રહ મેળવીને વનપાલકની આજ્ઞા લઈને ઉદ્યાનમાં ઉતર્યા, **परिसा णिग्गया बलोवि रायणिग्गओ।**

વીતશોકા નગરીમાં ખબર પડી કે ઉદ્યાનમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે. એટલે નગરજનો પોતપોતાના ઘેરથી નીકળીને મુનિને વંદન કરવા માટે ઉદ્યાનમાં આવવા લાગ્યા.

બંધુઓ! સંતો વિચરતા ભલા....તે જ્યાં જાય છે ત્યાં અનેક લોકોને ધર્મનો ઉપદેશ આપે છે ને સંસાર સાગરથી તારે છે. પણ એક જગ્યાએ રહેવાથી ચારિત્રમાં શિથિલતા આવે છે. ભગવાનના કાયદા બહુ સારા છે. ભગવાન કહે છે હે સંત! તું જેટલું વધારે વિચરીશ તેટલું તારું ચારિત્ર વધુ નિર્મળ રહેશે. ને ધર્મનો લાભ થશે. એક જગ્યાએ રહેવાથી રાગ વધે. કારતક સુદ પુનમના દિવસે ચાતુર્માસ પૂર્ણ થશે એટલે કોઈ કારતક વદ એકમ કે બીજના પોતપોતાના સંપ્રદાયની પરંપરા પ્રમાણે વિહાર કરશે. પણ ભગવાનની આજ્ઞા છે કે ચોમાસુ પૂર્ણ થયા પછી એ ગામનું પાણી પણ સંતને ન કલ્પે.

અહીં પવિત્ર સંતો પધાર્યા છે. બલરાજાને સંતોના આગમનની ખબર પડી એટલે દર્શન કરવા માટે તૈયાર થયા. નગરમાં પણ ખબર આપી કે મહારાજા દર્શન કરવા માટે જાય છે. તો જેને આવવું હોય તે તૈયાર થાઓ. જ્યાં ગામના રાજા સંતોના પ્રેમી હોય, દર્શન કરવા જતા હોય ત્યાં પ્રજા ઉપર અનેરી છાપ પડે છે. પ્રજાજનો પણ દર્શન કરવા જવા માટે તૈયાર થયાં. દેવાનુપ્રિયો! તમારા ગામમાં સંતનું આગમન થાય ત્યારે ઘરમાં બેસી ન રહેશો. એક કલાક તો અવશ્ય સંત સમાગમ કરજો. ધંધાની મમતા છોડી દેજો. કુટુંબ પરિવાર માટે કાવાદાવા કરીને ધન ભેગું કરો છો પણ આજે મીસાના કાયદામાં પકડીને જેલમાં બેસાડે છે. કોને ક્યાં બેસાડે છે તેની ખબર નથી. મીસાના કાયદામાં પકડાયા છે તે ક્યારે છુટશે તેની પણ ખબર નથી. ખાનારને જેલમાં નહિ જવું પડે. તમારે જવું પડશે. આ મીસામાં કોઈ જાતની અપીલ કે દલીલ ચાલતી નથી છતાં અહીંથી તો બે ત્રણ વર્ષે છૂટકારો મળશે, પણ કર્મની મીસા તમને એવી પકડશે ને કઈ ગતિની જેલમાં બેસાડી દેશે તેની ખબર નથી. માટે સમજીને મમતા છોડશો ને ધર્મ કરશો તેટલો તમને લાભ છે.

બલરાજા મોટા જનસમુહ સાથે મુનિના દર્શન કરવા માટે ગયા. મુનિ ભગવંતના દર્શન કરીને બેઠા. મુનિએ ધર્મદેશના સંભળાવી. મુનિની અમૃતમય વાણી સાંભળીને સંસારની અસ્થિરતાનું બલરાજાને ભાન થયું. જેમ જેમ સાંભળતા ગયા તેમ તેમ આત્મામાં અનેરો આનંદ આવવા લાગ્યો. અહો, શું આપની વાણી

તે કાળને તે સમયમાં ધર્મઘોષ નામના સ્થવિર ૫૦૦ અણુગારની સાથે અનુક્રમે ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં સુખપૂર્વક વીતશોકા નગરીની બહાર ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં મુનિ પરંપરાને અનુસરતાં અવગ્રહ મેળવીને વનપાલકની આજ્ઞા લઈને ઉદ્યાનમાં ઉતર્યા, **परिसा णिग्गया बलोवि रायणिग्गओ।**

વીતશોકા નગરીમાં ખબર પડી કે ઉદ્યાનમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે. એટલે નગરજનો પોતપોતાના ઘેરથી નીકળીને મુનિને વંદન કરવા માટે ઉદ્યાનમાં આવવા લાગ્યા.

બંધુઓ! સંતો વિચરતા ભલા....તે જ્યાં જાય છે ત્યાં અનેક લોકોને ધર્મનો ઉપદેશ આપે છે ને સંસાર સાગરથી તારે છે. પણ એક જગ્યાએ રહેવાથી ચારિત્રમાં શિથિલતા આવે છે. ભગવાનના કાયદા બહુ સારા છે. ભગવાન કહે છે હે સંત! તું જેટલું વધારે વિચરીશ તેટલું તારું ચારિત્ર વધુ નિર્મળ રહેશે. ને ધર્મનો લાભ થશે. એક જગ્યાએ રહેવાથી રાગ વધે. કારતક સુદ પુનમના દિવસે ચાતુર્માસ પૂર્ણ થશે એટલે કોઈ કારતક વદ એકમ કે બીજના પોતપોતાના સંપ્રદાયની પરંપરા પ્રમાણે વિહાર કરશે. પણ ભગવાનની આજ્ઞા છે કે ચોમાસુ પૂર્ણ થયા પછી એ ગામનું પાણી પણ સંતને ન કલ્પે.

અહીં પવિત્ર સંતો પધાર્યા છે. બલરાજાને સંતોના આગમનની ખબર પડી એટલે દર્શન કરવા માટે તૈયાર થયા. નગરમાં પણ ખબર આપી કે મહારાજા દર્શન કરવા માટે જાય છે. તો જેને આવવું હોય તે તૈયાર થાઓ. જ્યાં ગામના રાજા સંતોના પ્રેમી હોય, દર્શન કરવા જતા હોય ત્યાં પ્રજા ઉપર અનેરી છાપ પડે છે. પ્રજાજનો પણ દર્શન કરવા જવા માટે તૈયાર થયાં. દેવાનુપ્રિયો! તમારા ગામમાં સંતનું આગમન થાય ત્યારે ઘરમાં બેસી ન રહેશો. એક કલાક તો અવશ્ય સંત સમાગમ કરજો. ધંધાની મમતા છોડી દેજો. કુટુંબ પરિવાર માટે કાવાદાવા કરીને ધન ભેગું કરો છો પણ આજે મીસાના કાયદામાં પકડીને જેલમાં બેસાડે છે. કોને ક્યાં બેસાડે છે તેની ખબર નથી. મીસાના કાયદામાં પકડાયા છે તે ક્યારે છુટશે તેની પણ ખબર નથી. ખાનારને જેલમાં નહિ જવું પડે. તમારે જવું પડશે. આ મીસામાં કોઈ જાતની અપીલ કે દલીલ ચાલતી નથી છતાં અહીંથી તો બે ત્રણ વર્ષે છુટકારો મળશે, પણ કર્મની મીસા તમને એવી પકડશે ને કઈ ગતિની જેલમાં બેસાડી દેશે તેની ખબર નથી. માટે સમજીને મમતા છોડશો ને ધર્મ કરશો તેટલો તમને લાભ છે.

બલરાજા મોટા જનસમુહ સાથે મુનિના દર્શન કરવા માટે ગયા. મુનિ ભગવંતના દર્શન કરીને બેઠા. મુનિએ ધર્મદેશના સંભળાવી. મુનિની અમૃતમય વાણી સાંભળીને સંસારની અસ્થિરતાનું બલરાજાને ભાન થયું. જેમ જેમ સાંભળતા ગયા તેમ તેમ આત્મામાં અનેરો આનંદ આવવા લાગ્યો. અહો, શું આપની વાણી

છે! ધર્મઘોષ સ્થવિરની વાણી સાંભળીને બલરાજા પ્રતિબોધ પામ્યા ને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. એ કેટલા પવિત્ર અને હળુકર્મી જીવો હશે!

ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણે ચાર પ્રકારના વરસાદ બતાવ્યા છે. એક મેઘ એક વાર વરસે તો દશ હજાર વર્ષ સુધી અન્ન નીપજે. બીજા પ્રકારનો મેઘ એક વાર વરસે ને એક હજાર વર્ષ સુધી અનાજ નીપજે. ત્રીજા પ્રકારનો મેઘ એક વાર વરસે તો દશ વર્ષ સુધી અનાજ નીપજે અને ચોથા પ્રકારનો મેઘ એવો છે કે ઘણીવાર વરસે ત્યારે એક વાર ધાન્ય નીપજે. તે પાંચમા આરાનો મેઘ.

આ ચાર પ્રકારના મેઘ સમાન ચાર પ્રકારના પુરૂષો કહ્યા છે. સંયતિરાજા, ગજસુકુમાર જેવા પુરૂષો એ એક વાર ભગવાનની દેશના સાંભળીને વૈરાગ્ય રંગે રંગાઈને દીક્ષા લીધી. પરદેશી રાજા જેવા રાજા પણ કેશીસ્વામીની એક વખત દેશના સાંભળીને બાર વ્રતધારી શ્રાવક બન્યા. પરદેશી મટીને સ્વદેશી બની ગયા. શ્રેણીકરાજા જે બૌધ્ધધર્મી હતા. જૈન મુનિઓની હાંસી કરી ચેલ્લણા રાણીને વાતવાતમાં કહેતા કે તારા ગુરૂ આવા છે ને તેવા છે. આવું બોલતા હતા તેવાને અનાથી મુનિનો ભેટો થતાં સમ્યક્ત્વ રત્ન પામી ગયા. આજના જીવોએ બોલો કેટલી વાર સાંભળ્યું પણ વૈરાગ્ય આવ્યો? આજના જીવો ચોથા મેઘ સમાન છે.

બલરાજા પહેલા પ્રકારનાં મેઘ જેવા હતાં. ધર્મઘોષ અણગારની દેશના સાંભળીને કહ્યું–ગુરૂદેવ! આપની વાણી સાંભળીને મને સંસાર અસાર લાગ્યો. બલરાજાએ તો આ પ્રમાણે કહ્યું પણ મારા ઘાટકોપરના શ્રાવકો ક્યારે કહેશે કે અમને સંસાર અસાર લાગ્યો છે. બોલો, કોઈના ભાવ છે ખરા? ખેર, તેટલી તૈયારી ન હોય તો બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા તો લો. બ્રહ્મચર્યના પાલનમાં તમારે પત્ની–પુત્ર પરિવાર છોડવા નહિ પડે. આહારનો ત્યાગ કરવો નહિ પડે છતાં મહાન લાભ થશે. વિષયોને વિષ જેવા સમજી કર્મબંધન તોડીને મોક્ષના શાશ્વત સુખ મેળવવામાં શક્તિનો સદુપયોગ કરો.

બલરાજાએ ધર્મઘોષ સ્થવિર ભગવંતને કહ્યું–પ્રભુ! મારે આપની પાસે સંયમ લેવો છે. હું ઘેર જઈ મહાબલકુમારને રાજ્ય ઉપર સ્થાપન કરીને આપની પાસે દીક્ષા લઈશ સંતે કહ્યું **अहा सुहं देवाणुप्पिया मा पडिबंध करेह**। હે દેવાનુપ્રિય! તમને સુખ ઉપજે તેમ કરો પણ સારા કાર્યમાં વિલંબ કરશો નહિ. આ પ્રમાણે કહ્યું. હવે બલરાજા પોતાના મહેલમાં આવશે તેના વધુ ભાવ અવસરે.

**"પાટલીપુત્રમાં પ્રવેશ અને પટરાણીનું પદ"**:–જિતશત્રુરાજાની બીજી રાણીઓને પણ વિદ્યુત્પ્રભાને જોઈને આનંદ થયો. વિદ્યુત્પ્રભા પણ પોતાની વડીલ બહેનોના પગમાં પડી. તેના ગુણ વિનયાદિ જોઈને મોટી પટ્ટરાણી જિતશત્રુ રાજાને

કહે છે સ્વામીનાથ ! વિદ્યુતપ્રભા ખૂબ ગુણીયલ છે. પવિત્ર છે. મહારાણીના પદને શોભાવે તેવી છે માટે તેને પટ્ટરાણીનું પદ આપો. વિદ્યુતપ્રભા કહે છે અરે બહેન ! તમે શું બોલ્યા ? હું નાની છું. મને આવું પદ આપવા માટે ક્યારે પણ બોલશો નહિ. પણ બધી રાણીઓએ ખૂબ આગ્રહ કરી વિદ્યુતપ્રભાને પટ્ટરાણી પદ અપાવ્યું.

વિદ્યુતપ્રભાના લગ્ન પછી થોડા વર્ષો બાદ ઓરમાન માતાને એક દીકરી થાય છે. ધીમે ધીમે દીકરી મોટી થવા લાગી. જેમ જેમ તેની દીકરી મોટી થતી ગઈ તેમ તેની માતા વિદ્યુતપ્રભાના સુખ માટે ઈર્ષ્યાની આગમાં બળવા લાગી. કે એ મોટી મહારાણી બનીને બેઠી છે તો એને કોઈપણ રીતે મારી નાંખીને મારી પુત્રીને રાજા સાથે પરણાવું. આ તરફ પરણ્યા પછી ૧૫ વર્ષે વિદ્યુતપ્રભાને સીમંત છે. રાજાને આનંદ ને ઉત્સાહનો પાર નથી. વિદ્યુતપ્રભાના ખૂબ માન વધવા લાગ્યા. આખા ગામમાં તેના સદ્‌ગુણની સુવાસ પ્રસરી ગઈ છે એટલે તેની ખૂબ પ્રશંસા થાય છે.

### "વિદ્યુતપ્રભાનું સુખ જોઈ તેની માતાને લાગેલી ઈર્ષ્યાની આગ" :-

બીજી તરફ ઓરમાન માતા પુણ્યવાન પુત્રીને મારી નાંખવાનો ઉપાય શોધે છે. ખૂબ વિચારનાં અંતે તેણે તેના પતિને કહ્યું. આપણી પુત્રી વિદ્યુતપ્રભાને પરણ્યા આટલો વખત થયો પણ તે ફરીને આવી નથી. તો આ બરફી મેં ખૂબ પ્રેમથી બનાવી છે તે લઈને તમે જાઓ ને દીકરીને મળતા આવો. માતાએ બરફીમાં ભારોભાર ઝેર નાંખ્યું હતું. બ્રાહ્મણને આ વાતની ખબર નથી એટલે બરફીનો ડબ્બો લઈને ચાલ્યો. તે સમયે પગપાળા મુસાફરી થતી હતી. ખૂબ થાકી જવાથી એક વૃક્ષ નીચે બ્રાહ્મણ સૂતો હતો. તેને ખૂબ ઉંઘ આવી ગઈ. તે વખતે વિદ્યુતપ્રભાનો સહાયક નાગકુમાર દેવ ત્યાં ક્રીડા કરવા આવ્યો હતો. આ બ્રાહ્મણને વૃક્ષ નીચે સૂતેલો જોઈ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકવાથી બધી હકીકત જાણી.ઓરમાન માતાની દુષ્ટ ભાવના અને વિદ્યુતપ્રભાને મારી નાંખવાનું કાવત્રું, બ્રાહ્મણનું અજાણપણું, આ બધી વાત જાણીને દેવને ઓરમાન માતા ઉપર ખૂબ ક્રોધ આવ્યો. ને તેની ખબર લેવા જવાનું મન થયું પણ એની માતા દુઃખી થશે તો વિદ્યુતપ્રભાને દુઃખ થશે એમ સમજીને વાત જતી કરી. પણ વિદ્યુતપ્રભાને બચાવવા માટે બરફીમાંથી ઝેર હરી લીધું ને અમૃત મૂકી દીધું. એટલે ઝેરી બરફી ખૂબ સુગંધીદાર અને સ્વાદિષ્ટ બની ગઈ.

બ્રાહ્મણ આ બરફીનો ડબ્બો લઈને જિતશત્રુ રાજાના મહેલમાં પહોંચી ગયો. રાજાએ તરત ઓળખ્યો. પોતાના સસરાનો ખૂબ આદર સત્કાર કર્યો ને વિદ્યુતપ્રભાને બોલાવી. પિતાને જોઈને તે ખુશ ખુશ થઈ ગઈને પિતાજીના ચરણમાં પડી. અને માતાના કુશળ સમાચાર પૂછ્યા. ત્યારે કહે છે બેટા ! અમે તમારા રાજ્યની તોલે ન

આવીએ પણ તારા માટે તારી માતાએ આ બરફી મોકલી છે. ત્યારે કહે-પિતાજી! એવું ન બોલો. આપ મનમાં જરા પણ એવું ના રાખો. પિયરની નાનકડી ચીજ પણ મને પ્રિય લાગે છે. રાજા કહે છે તારા માટે તારી માતાએ બરફી મોકલી છે તે શું મારાથી ન ખવાય? લાવો, હું પહેલા ખાઉં. રાજાએ જાતે ડબ્બો ખોલ્યો. જ્યાં ડબ્બો ખોલ્યો ત્યાં સુગંધ સુગંધ બહેંકવા લાગી. રાજાએ બરફીનો ટુકડો મોંમાં મૂક્યો ને બોલ્યા-શું આનો સ્વાદ છે! મેં તો કદી આવી બરફી ખાધી નથી. વિદ્યુતપ્રભાએ પણ ખાધી અને પોતાની બીજી બધી બહેનોને પોતાના પિયરથી આવેલી બરફી મોકલાવી. બરફી ખાઈને સૌ વિદ્યુતપ્રભાની માતાની પ્રશંસા કરવા લાગ્યા. શું એની ચતુરાઈ છે! બ્રાહ્મણ એક બે દિવસ રોકાઈ પોતાને ગામ જવા તૈયાર થયો. રાજાએ તેને ખૂબ સારું ઈનામ આપ્યું. બ્રાહ્મણ ખુશ થઈને પોતાને ઘેર આવ્યો ને બધી વાત એની પત્નીને કહી. એની સ્ત્રીએ પૂછયું. વિદ્યુતપ્રભાને મારી બનાવેલી બરફી ભાવી કે નહિ? ત્યારે કહે કે અરે! વિદ્યુતપ્રભા એકલી નહિ પણ મહારાજા, વિદ્યુતપ્રભા અને બીજી બધી રાણીઓ બરફી ખાઈને ખુશ ખુશ થઈ ગયા ને તારી ખૂબ પ્રશંસા કરી. ત્યારે પૂછે છે તમે તરત નીકળી ગયા કે બીજે દિવસે નીકળ્યા? તો કહે-હું બે દિવસ રોકાયો હતો. આ સાંભળી બ્રાહ્મણીના પેટમાં ફાળ પડી ને વધુ બળવા લાગી. અરે! મેં તો બરફીમાં ઝેર નાંખ્યું હતું. બધાએ બરફી ખાધી છતાં કોઈને કાંઈ ન થયું? તો હવે બીજી વાર ભારે ઝેર નાંખીને લાડવા બનાવીને મોકલું એટલે ઝટ ફેંસલો થઈ જાય.

ઓરમાન માતાએ ઉપરથી આનંદ બતાવ્યો પણ અંદર તો કપટ ભર્યું છે. કપટી માણસ પોતાનું કપટ જાહેર થવા દેતા નથી. અને મલીન વૃત્તિને છોડતાં નથી. આ કપટ-દંભ અને મલીન ભાવનાનું અશુભ ફળ ભાવિમાં ભોગવવું પડશે ત્યારે બાપના બાપ પોકારશે, હાયવોય કરશે પણ કોઈ બચાવવા નહિ આવે. કરેલું કર્મ પોતાને ભોગવવું પડશે. જો દુઃખ ન ગમતું હોય તો આવા દુષ્કૃત્યો કરવા નહિ.

**"માતાએ લાડવામાં આપેલ ઝેર"** : વિદ્યુતપ્રભાની માતાએ બીજી વખત લાડવા બનાવ્યા. વિદ્યુતપ્રભા ગર્ભવંતી છે એટલે કાટલાના લાડવા બનાવ્યા. તેમાં એક મોટો લાડવો વાળ્યો તેમાં ઝેર ભેળવ્યું ને બ્રાહ્મણને કહ્યું કે આ લાડવા લઈને જાઓ. ને આ મોટો લાડવો તો વિદ્યુત પ્રભાને જ ખવડાવજો. બીજા કોઈને માટે લાડવા નથી. મારી વિદ્યુતપ્રભા માટે લાડવા બનાવ્યા છે. માટે કોઈ ખાય નહિ તેમ કહેજો. અને એ ગર્ભવંતી છે તો પહેલી સૂવાવડ પિયરમાં થવી જોઈએ તેમ રાજાને વિનંતી કરજો. ને તેને તેડી લાવજો. બ્રાહ્મણ તો ઉપડયો. વચમાં વૃક્ષ નીચે આરામ કરવા સૂતો, ને પહેલી વખતની માફક નાગકુમાર દેવ દૈવયોગે ત્યાં આવ્યો

ને વાત જાણી ગયો. એટલે લાડવામાંથી ઝેર ખેંચી લઈને ડબલ અમૃત નાંખ્યું. લાડવા તો સુગંધીદારને સ્વાદિષ્ટ બની ગયા. રાજમહેલમાં જઈને લાડવાનો ડબ્બો આપતાં કહ્યું. મહારાજા! આ લાડવા તો એકલી વિદ્યુત્પ્રભાને ખાવા માટે તેની માતાએ મોકલ્યા છે. રાજા કહે–ના. મને તો તમે લાવો છો તે બહુ ભાવે છે. માટે હું તો ખાવાનો. બ્રાહ્મણ કહે–પણ આ મોટો લાડવો તો મારી દીકરી ખાશે. મોટો લાડવો વિદ્યુતપ્રભાને ખવડાવ્યો ને બીજા લાડવા તો બધાએ ખાધા. લાડવો ખાતાં વિદ્યુત્પ્રભાનું રૂપ ઓર વધી ગયું. બધા કહે વિદ્યુત્પ્રભાની માતા ખૂબ હોંશિયાર છે કે આવા સ્વાદિષ્ટ લાડવા બનાવે છે. માતાએ કેવા સ્વાદિષ્ટ લાડવા બનાવ્યા છે એ તો જ્ઞાની જાણે છે. બ્રાહ્મણ તો બિચારો અજાણ છે. આ તો દૈવી અમૃતનો સ્વાદ છે. ઝેરી માણસ બીજાને મારવા ગમે તેમ કરે પણ જેનું પુણ્ય પ્રબળ હોય ત્યાં કોની તાકાત છે કે તેનો વાળ વાંકો કરી શકે. "रक्षन्ति पुण्यानि पुराकृतानि।"

**"બ્રાહ્મણની માંગણી મારી દીકરીને મારા ઘરે મોકલો"** : હવે બ્રાહ્મણે રાજાને કહ્યું. સાહેબ! મારી પુત્રી પરણ્યા પછી મારે ઘેર આવી નથી. પણ આ સીમંતનો પ્રસંગ છે. પહેલી સૂવાવડ તો પિયર થવી જોઈએ. તેની માતા પણ તેને મળવા તલસે છે. માટે મારી સાથે મોકલો. ત્યારે રાજાએ ચોખ્ખા શબ્દોમાં કહી દીધું કે એ વાત નહિ બને. હું વિદ્યુત્પ્રભાનો વિયોગ એક ક્ષણ પણ સહન કરી શકું તેમ નથી. એટલે બ્રાહ્મણ વીલે મોંઢે પાછો ફર્યો. ત્યારે ત્રીજીવાર બ્રાહ્મણીએ કહ્યું. ગમે તેમ કરીને વિદ્યુત્પ્રભાને લઈ આવો. રાજા ન માને તો તમારું બ્રાહ્મણપણું દેખાડીને પણ લઈ આવજો. ત્રીજી વખત ફેણીનો કરંડીયો ભરીને મોકલ્યો. તે વખતે પણ દેવે ઝેર ચૂસીને અમૃત મૂક્યું. તેથી ફેણી સુગંધીદાર ને સ્વાદિષ્ટ બની ગઈ.

બંધુઓ! ઓરમાન માતાના દિલની દુષ્ટતાની હવે હદ આવી ગઈ છે. કોઈપણ રીતે એ વિદ્યુત્પ્રભાને મારી નાંખવા ઈચ્છે છે. ને જુદા જુદા કાવત્રા રચે છે પણ ફાવટ આવતી નથી. બ્રાહ્મણ ત્રીજી વખત ગયો ને ફેણીનો કરંડીયો રાજાને આપ્યો. બધા ખાઈને ખુશ થયા પછી બ્રાહ્મણે કહ્યું. વિદ્યુત્પ્રભાને મારે ઘેર મોકલો. રાજાએ સાફ ના પાડી ત્યારે બ્રાહ્મણે કહ્યું કે શું અમે ગરીબ છીએ એટલે અમારે ત્યાં અમારી દીકરી આવે નહિ! પરણ્યા પછી એક દિવસ પણ તમે મારી દીકરીને મોકલી નથી. એ તો ખેર! પણ આવા પ્રસંગે ન મોકલો તો અમારું ખરાબ દેખાય. દુનિયા પણ અમને ચુંટી ખાય કે દીકરીને કદી તેડતા નથી. માટે મારી સાથે જ મોકલો.

**"બ્રાહ્મણે રાજા પાસે કરેલો દેખાવ"** : રાજાને વિદ્યુત્પ્રભા ઉપર અગાધ સ્નેહ છે એટલે બ્રાહ્મણને ના પાડી. ત્યારે બ્રાહ્મણે એની પત્નીના પાઠ ભણાવ્યા પ્રમાણે ચરિત્ર ભજવવાનું શરૂ કર્યું. પોતાના ખિસ્સામા રહેલી છરી બહાર કાઢીને પોતાના

પેટમાં ભોંકવા તૈયાર થયો ને કહ્યું-મહારાજા! મારી દીકરીને જો નહિ મોકલો તો હું આપઘાત કરીને મરી જઈશ. છરી જોઈને રાજા ગભરાયા. જો ન મોકલે ને બાપ આ રીતે મરી જાય તો વિદ્યુતપ્રભાને દુઃખ થાય. એટલે રાજાએ કહ્યું.-મારી તો મોકલવાની બિલકુલ મરજી નથી પણ તમે આપઘાત કરવા તૈયાર થયા છો માટે મોકલીશ. હવે રાજા વિદ્યુત્પ્રભાને તેના પિતાની સાથે મોકલશે ને તે પિયર જશે. ત્યાં ઓરમાન માતા કેવા કપટ કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં ૧૪

**અષાડ સુદ ૭ ને રવીવાર** તા. ૧૮-૭-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર સર્વજ્ઞ ભગવંતોએ આપણા શ્રેય માટે સિધ્ધાંતની વાણી પ્રરૂપી. સિધ્ધાંતની વાણી સમજીને હૃદયમાં ઉતારવા માટે સર્વ પ્રથમ જીવનમાં વિનય જોઈશે. વિનયવંતજીવ જલ્દી શ્રેય સાધી શકાશે. જંબુસ્વામી ખૂબ વિનયવંત હતા. તે સુધર્માસ્વામીને વિનયપૂર્વક પૂછે છે હે પ્રભુ! ભગવતે જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં કયા ભાવો રજુ કર્યા છે? જંબુસ્વામીમાં પણ ખૂબ જ્ઞાન હતું. આવા શિષ્યોથી ગુરૂનું હૃદય ઠરી જાય છે. વિનયવાન શિષ્ય "इंगियागार संपन्न" ગુરૂનાં મુખના ભાવ જોઈને તથા ઈશારાથી સમજી જાય છે. શિષ્યને ખૂબ જ્ઞાન હોય, હોંશિયારી હોય, તો પણ તેણે એવો કદી વિચાર ન કરવો જોઈએ કે મારી બુધ્ધિથી, મારા ક્ષયોપશમથી મને આવડે છે. પણ આ બધો પ્રતાપ હોય તો તે મારા ગુરૂનો છે. આખી મુંબઈ નગરી રોશનીથી ઝળહળે છે તે પાવર હાઉસને આભારી છે. તેમ વિનયવાન શિષ્ય એમ જ વિચાર કરે કે મારામાં જે કંઈ છે તે મારા ગુરૂની કૃપાથી છે.

આવો વિનયવંત શિષ્ય ગુરૂ ગમે તેવી કઠીન આજ્ઞા કરે તો પણ તહત્ કરીને ઉભો રહે. સ્હેજપણ ગુરૂની આજ્ઞાનો અનાદર કરતો નથી. એ તો એમ સમજે છે કે "**आज्ञा गुरुणामविचारणीया**" ગુરૂની આજ્ઞા પર ક્યારે પણ બીજો વિચાર કરવો જોઈએ નહિ અર્થાત્ આનાકાની કર્યા વિના તેનું પાલન કરવું જોઈએ. **सत्तामलङ्घ्या गुर्वाज्ञा** સત્પુરૂષોને માટે ગુરૂ આજ્ઞા અનુલંઘનીય છે. ભગવાન કહે છે ક્યારે પણ ગુરૂ આજ્ઞાનું ઉલ્લંઘન કરવું જોઈએ નહિ. જેમ લશ્કરનો નાયક જ્યારે તાલીમ આપે છે ત્યારે એના સૈનિકોને કહે છે કે હું જ્યાં સુધી સૂચના કરું નહિ ત્યાં સુધી તમારે સીધેસીધા ચાલ્યા જવાનું. વળાંક લેવાનો નહિ ને એક સાથે પગ ઉપાડવાનો. સ્હેજ પણ પગ

ખખડવા જોઈએ નહિ. લશ્કર નાયકના હુકમ પ્રમાણે સીધું ચાલ્યું જાય છે. રસ્તામાં કૂવો આવ્યો પણ નાયકનો હુકમ છે કે વળાંક લેવાનો નહિ, સીધા ચાલ્યા જવાનું. હવે શું કરવું ? નાયક સીસોટી વગાડીને ઉભા રહેવાનું ન કહે ત્યાં સુધી ઉભા રહેવાય નહિ, વળાંક વળાય નહિ. જો રજા વિના વળાંક વળવા જાય તો નાયક સૂટ કરે છે. કૂવો આવે તો કૂવામાં પડી જવાનું પણ નાયકના હુકમનો અનાદર કરે નહિ. બોલો, લશ્કરી સૈનિક પણ એના નાયકની આજ્ઞાનું ઉલ્લંઘન કરતો નથી, તો જ્યાં કર્મશત્રુઓનો સામનો કરવાનો છે, જેની કૃપાથી કર્મશત્રુઓ ઉપર વિજય મેળવી શકાય છે તેવા ભવસાગરથી તારનારા તીર્થંકર ભગવંતની ને ગુરુની આજ્ઞાનું પાલન કરવામાં કેટલા સજાગ રહેવું જોઈએ ! કદાચ ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરશો તો તમને મીઠો ઠપકો આપશે પણ સૂટ નહિ કરે. જ્યારે સૈનિક નાયકની આજ્ઞા માનવામાં ભૂલ કરે તો સૂટ કરે છે. ગુરૂ અને વડીલનો વિનય કરવાથી જ્ઞાનનો ઉઘાડ થાય છે. આવું જ્ઞાન પરલોકમા પણ સાથે આવે છે. અને અવિનીતપણે પ્રાપ્ત કરેલું જ્ઞાન લાંબો સમય ટકતું નથી. જ્યાં વિનય છે ત્યાં દૂધ અને સાકરની જેમ એક બીજામાં સમાઈ જાય છે. શિષ્ય ગુરૂમાં, શિષ્યા ગુરૂણીમાં, પત્ની પતિમાં, પુત્ર પિતામાં અને વહુ સાસુમાં સમાઈ જાય તો કયાંય કષાયનું નામ ન રહે. અને આ પૃથ્વી ઉપર સ્વર્ગ વસી જાય, ને સ્વ-પરનું કલ્યાણ થાય ગુલાબની આસપાસ કાંટાળી વાડ હોય છે ને ગુલાબના છોડને પણ કાંટા હોય છે. છતાં સૌ ગુલાબને ચાહે છે. કંટક વાગે છે, અંગે ઉઝરડા ભરાય છે. છતાં સૌ કાંટા વેઠીને ગુલાબ લેવા જાય છે, શા માટે ? ગુલાબમાં સુગંધ છે. ગુલાબ પોતે સુગંધિત છે ને બીજાને પણ સુગંધિત બનાવે છે. તેમ જેનામાં વિનય, નમ્રતા, ક્ષમા, સંતોષ આદિ ગુણો છે તે પોતે તો ગુણ રૂપી પુષ્પોની પરાગથી સુગંધિત છે ને પોતાની પાસે આવનારને પણ ગુણવાન બનાવે છે. એક વિનય ગુણમાં ઘણાં ગુણો સમાયેલાં છે. ભગવાન દશવૈકાલિક સૂત્રના નવમા અધ્યયનમાં બોલ્યા છે કે :

एवं धम्मस्स विणओ, मूलं परमो से मुक्खो ।
जेण कित्तिं सुअं सिग्घं नीसेसं चाभिगच्छइ ॥ દશ. સૂ. અ. ૯ ઉ. ૨ ગાથા ૨

ધર્મરૂપી કલ્પવૃક્ષનું મૂળ વિનય છે. અને મોક્ષ ઉત્કૃષ્ટ ફળનો રસ છે. કારણ કે વિનયથી યશ, કીર્તિ પ્રાપ્ત થાય છે. તે શ્રુતવિદ્યામાં પારંગત થાય છે અને જે માનવી ક્યારે પણ કોઇની પ્રશંસા કરતો નથી તેવો માનવી પણ વિનયી આત્માની પ્રશંસા કરે છે. માટે गुरूवचनमनुल्लंघनीय વિનીત શિષ્યે ક્યારે પણ ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું જોઈએ નહિ.

શાસ્ત્રએ દવાખાનું છે. ગુરૂ એ વૈદ છે. જેવો રોગ દેખે છે તેવી દવા શાસ્ત્રનો નિચોડ કાઢીને આપે છે. તેમાં તર્ક ન કરવો જોઈએ. અને દર્દીએ ડોક્ટર ઉપર

શંકા ન કરવી જોઈએ કારણ કે ડૉકટર રોગીને નિરોગી બનાવવા ઇચ્છે છે. અધ્યાપક વિદ્યાર્થીને વિદ્વાન બનાવવા ઈચ્છે છે. ગાર્ડ ગાડીને ક્ષેમકુશળ સ્ટેશને પહોંચાડવા ઈચ્છે છે. નાવિક નાવને નદી અગર સમુદ્રના કિનારે લઈ જવા ઈચ્છે છે. તેવી રીતે ગુરૂની ભાવના શિષ્યનું જલ્દી કલ્યાણ કરાવવાની હોય છે. ગુરૂને બીજો કોઈ સ્વાર્થ હોતો નથી.

સ્વ-પર કલ્યાણના કામી સુધર્માસ્વામી જંબુસ્વામીને શાસ્ત્ર સુધારસનું પાન કરાવે છે ને વિનયવંત જંબુસ્વામી ખૂબ પ્રેમથી તે ઘૂંટડાનું પાન કરી રહ્યા છે. ગઈ કાલે આપણે એ વાત આવી હતી કે ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં બલરાજા ખૂબ ઉત્સાહપૂર્વક ધર્મઘોષ અણુગારની વાણી સાંભળવા માટે ગયા. ધર્મઘોષ અણુગારને વંદન કરી તેમની વાણીનું પાન કરવા બેસી ગયા. વીતરાગ વાણી સાંભળતાં જો હૃદયમાં માયા, કપટ, ઈર્ષ્યા આદિ દુર્ગુણો ભર્યા હશે તો એ વાણી અંદર ઉતરશે નહિ. જેમ પોચી જમીનમાં વરસાદ પડે તો અંદર ઉતરી જાય ને પથ્થર ઉપર પડે તો વહી જાય છે. તેમ જેનું હૃદય સરળ અને પવિત્ર છે તેના હૃદયમાં જલ્દી અસર થઈ જાય છે.

બંધુઓ! તમે સંસારના કાર્યમાં ઉત્સાહ ભેર જાઓ તો કર્મનું બંધન થાય છે અને ઘેરથી ઉત્સાહ ભેર સંતના દર્શન કરવા માટે નીકળ્યા, મનમાં એવા ભાવ આવે કે અહો! આજે સંતના દર્શન કરીશ. એમના મુખેથી ધર્મના બે શબ્દ સાંભળીશ ને પાવન થઈશ. આજે મારું જીવન ધન્ય બની જશે. તો હજુ ઉપાશ્રયે પહોંચ્યા નથી, વાણી પણ સાંભળી નથી છતા કદમે કદમે કર્મની નિર્જરા થવા માંડે છે. કરવા માંડયું ત્યારથી કર્યું કહેવાય. ભગવતી સૂત્રનું પહેલું શતક, પહેલો ઉદ્દેશો ને પહેલું સૂત્ર છે "**चलमाणे चलिए**" ચાલવા માંડયું ત્યારથી ચાલ્યું કહેવાય. કેવી રીતે? જેમ સત્તામાં આઠે આઠ કર્મો પડેલા છે. તે કર્મ હજુ ઉદયમાં આવ્યા નથી પણ એ વિપાકોદયમાં આવવા માટે સત્તામાંથી ચલિત થયું ત્યારે વિપાકોદયમાં આવ્યું કહેવાય. તે રીતે ધર્મનું કાર્ય હોય કે પાપનું કાર્ય હોય પણ તે કરવા માંડયું ત્યારથી કર્યું કહેવાય. ફરક એટલો છે કે ધર્મના કાર્યમાં પગલે પગલે કર્મની નિર્જરા થાય અને પાપના કામમાં પગલે પગલે કર્મનું બંધન થાય છે.

બલરાજા વિશાળ પરિવાર સહિત ધર્મઘોષ અણુગારના દર્શને ગયા, દર્શન કરી ઉલ્લાસ ભેર વાણી સાંભળે છે. ધર્મઘોષ અણુગાર ધર્મનો ઉપદેશ આપતાં સમજાવે છે કે આ જીવ અનંતકાળથી સંસારમાં શાથી રઝળે છે? અનાદિકાળથી આત્મઘરમાં પરપુદ્‌ગલનો પ્રવેશ થયો છે. "**पर प्रविष्टः कुरुते विनाश.**" પારકો પેઠેલો વિનાશ કરે છે. બંધુઓ! હું તમને પૂછું છું કે તમારા ઘરમાં કોઈ દુર્જન માણસ પેસી જાય તો તે નુકશાન કરે કે નહિ? હા, કરે. તેમ જ્ઞાની કહે છે કે અનાદિકાળથી

આત્મઘરમાં પર પુદ્દગલનો પ્રવેશ થયેલો છે. તે આત્માના જ્ઞાન.-દર્શન-ચારિત્ર રૂપી ધનનો વિનાશ કરે છે. આત્મઘરમાં પારકો પેઠો છે એટલું નહિ પણ તે પેધી ગયો છે તેથી આત્માના ઘરનું બહાર ફેંકી પોતે ઘરનો માલિક થઈને બેઠો છે ને માલિકને બહાર કાઢયો છે. આત્મા અજ્ઞાન દશાથી પારકાને પોતાના માનીને તેનું પોષણ અને પ્રશંસા કરે છે ને પર પુદ્દગલનો રાગી-દ્વેષી બનીને આત્મા સમયે સમયે તેને ઘરમાં દાખલ કરે છે, અને તે દાખલ કરેલા કર્મ પુદ્દગલો પછી આત્માને વારંવાર દુઃખ આપે છે. જ્યાં સુધી આત્મઘરમાં કર્મ-પુદ્દગલોની હાજરી છે ત્યાં સુધી આત્માને ભય-દુઃખ ત્રાસ બધું રહેવાનું. કર્મ પુદ્દગલો જ્યારે આત્મઘરમાંથી નીકળશે ત્યારે આત્મા સાચો સુખી થવાનો છે.

દેવાનુપ્રિયો! આ ઉત્તમ મનુષ્યભવ પામીને એવો પુરૂષાર્થ કરો કે આત્મ-ઘરમાં જે પર પુદ્દગલો પ્રવેશ કરી રહ્યા છે તે અટકે, અને જે પર પુદ્દગલનો પ્રવેશ થઈ ગયેલો છે તેનો નિકાલ જલ્દી થાય. જો આત્માને પોતાના સ્વરૂપનો ખ્યાલ આવે તો પર સાથેનો પરિચય ઘટાડવા માંડે. પર સંયોગને કારણે સુખનો નાશ અને દુઃખનું આગમન છે. **संजोग मूला जीवेण पत्ता दुक्ख परंपरा ।** પર સંયોગના કારણે આત્માએ દુઃખોની પરંપરા ઉભી કરી છે. જ્યાં પરનો સંયોગ થયો ત્યાં દુઃખ આવ્યું. સમજો, આત્મા પરની સાથે ભળ્યો છે તેના કારણે જન્મ-મરણનાં દુઃખો ઉભા થયા છે. અસંયોગી આત્માને કોઈ આપત્તિ કે ભય નથી. આત્માનું શુધ્ધ સ્વરૂપ સર્વ જડ પદાર્થોથી ભિન્ન છે. આત્માનું અસ્તિત્વ સ્વતંત્ર છે. તેને સુખ માટે બીજાની અપેક્ષા રાખવાની જરૂર નથી. તે સ્વયં અનંત સુખ સ્વરૂપ છે. સ્વયં સુખરૂપ એવા આત્માને સુખ માટે કોઈની પાસે ભીખ માંગવાની જરૂર નથી. પોતાની પાસે અનંત સુખનો ખજાનો હોવા છતાં અજ્ઞાની જીવ પારકા પાસે સુખ માટે પ્રાર્થના કરે છે. આત્માએ પોતાનો અનંત સુખનો ખજાનો મેળવવા માટે આત્મઘરમાં પેઠેલા કર્મ પુદ્દગલોને પલાયન કરવાની જરૂર છે.

બલરાજા ધર્મઘોષ મુનિની વાણી સાંભળીને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. અત્યાર સુધી પોતે પાપમાં પડેલા હતા પણ સ્વસ્વરૂપનું ભાન થતાં નિશ્ચય કર્યો કે પરના સંગે ચઢી અનંતકાળથી સંસારમાં ભમ્યો. પરના પ્રપંચમાં ફસાઈ અનેક પાપ કર્મો કર્યા, ઘણું દુઃખ વેઠયું. હવે આ પર પ્રપંચનું પિંજર મારે ન જોઈએ. હવે તો મારે સ્વ ઘરમાં સ્થિર થવું છે. સ્વમાં જે સુખ છે તે પરમાં ત્રણ કાળમાં મળવાનું નથી. જંગલમાં ચારો ચરવા ગયેલું ઢોર પણ સાંજ પડે માલીકના ખીલે આવીને ઉભું રહે તો તેનો માલીક તેને પ્રેમથી પંપાળે છે ને ઘાસ ચારો ખાવા નીરે છે. અને જે ઢોર માલીકની આજ્ઞામાં નથી રહેતું તેને ડફણાંનો માર ખાવો પડે છે. સ્કુલે

ભણવા ગયેલું બાળક ક્યારે ઘંટ વાગે ને ઘેર જાઉં તેની ઈચ્છા કરે છે. તમે ઓફીસે કે દુકાને જાઓ છો ત્યાં પંખા હોય, એરકંડીશન રૂમમાં ખુરશીમાં બેઠા હો, સૌ તમને સાહેબ-સાહેબ કરતાં હોય છતાં સાંજ પડે ઘેર આવવાનું મન થાય છે, અહીં ઉપાશ્રયમાં આવીને બેઠા હો ત્યારે પણ એમ થાય કે ક્યારે મહાસતીજી વ્યાખ્યાન બંધ કરે ને ઘેર જઈએ. અહીં બેઠા છો છતાં ઘર યાદ આવે છે, અહીં તો કેવી શાંતિ છે ને ઘરમાં કેવી ઉપાધિ છે! રવિવારની રજાના દિવસે શાંતિ છે પણ ઘરમાંથી કહેશે કે આજે ઘી ખલાસ થયું છે. બીજા રવિવારે કહેશે કે તેલના ને રેશનીંગના પૈસા આપો. ત્રીજા રવિવારે કહેશે કે આ છોકરાના કપડા ફાટી ગયા છે. તે લાવો ને ફીના પૈસા આપો. એમ ઘંટડી વાગ્યા કરતી હોય છે. આટલી ઉપાધિ હોવા છતાં ઘર યાદ આવે છે. ઉપાશ્રય કે ધર્મગુરૂઓ યાદ આવે છે? એક ભક્તે ગાયું છે કે-

**હું તને ભજું છું રવિવારે, બાકી ક્યાં છે સમય પ્રભુ મારે,**
**આમ તો હમેંશા સ્થાનકે આવું, આવું તેવો પાછો સીધાવું,**
**બે ઘડી બેસું છું રવિવારે, બાકી ક્યાં છે સમય પ્રભુ મારે...**

આજે રવિવાર છે એટલે અહીં બેઠેલામાંથી કેટલાએ પ્રોગ્રામ નક્કી કરી રાખ્યાં હશે કે આજે ગાર્ડનમાં ફરવા જવું, પીકચર જોવા જવું, સગાવહાલાંને મળવા જવાનું કે લગ્ન અગર ચાંલ્લામાં જવાનું છે પણ આત્મા માટે કોઈ પ્રોગ્રામ નક્કી કર્યો ખરો? અનંતકાળથી આત્મા પાપ કરતો આવ્યો છે તે પાપને પશ્ચાતાપની ભઠ્ઠી સળગાવીને પ્રજાળી નાંખું? એક દિવસ પણ પાપનો પશ્ચાતાપ કર્યો છે? દેહને સ્વચ્છ બનાવવા રોજ સ્નાન કરો છો પણ આત્માને સ્વચ્છ બનાવવા પ્રતિક્રમણ કરો છો? આ ચાતુર્માસના પવિત્ર દિવસો ચાલે છે. તો આઠમ-પાખી સવાર કે સાંજ એક વખત પણ મારે પ્રતિક્રમણ કરવું એવો પ્રોગ્રામ નક્કી કરો છો?

બંધુઓ! પાપનો પશ્ચાતાપ નહિ કરો અને નવાં કર્મો કરતાં અટકશો નહિ તો આત્માને કર્મની ગુલામીમાંથી મુક્તિ નહિ મળે. તમને બધું સ્વતંત્ર ગમે છે ને? મકાન સ્વતંત્ર ગમે, વહેપાર પણ સ્વતંત્ર ગમે પણ હજુ આત્માને કર્મની ગુલામીમાંથી મુક્ત બનાવી સ્વતંત્ર બનાવવાની લગની નથી લાગી. જો તમારું મન ધર્મમાં વળેલું હશે, સામાયિક-પ્રતિક્રમણ આવડતું હશે તો ઘડપણમાં વાંધો નહિ આવે. ઘડપણ આવશે, કામ નહિ બને ત્યારે દીકરો કહે કે બાપા! હવે તમારી જરૂર નથી. ઉપાશ્રયે જઈને બેસો. જો કંઈ આવડતું નહિ હોય તો દુઃખનો પાર નહિ રહે. જો સામાયિક પ્રતિક્રમણ આવડતાં હશે તો ઉપાશ્રયે જઈને સામાયિક પ્રતિક્રમણ કરશો. આજે તો ઘણાં જૈનોને સામાયિક-પ્રતિક્રમણ આવડતાં નથી હોતા. જૈન કુળમાં જન્મેલાને

આત્મઘરમાં પર પુદ્ગલનો પ્રવેશ થયેલો છે. તે આત્માના જ્ઞાન.–દર્શન–ચારિત્ર રૂપી ધનનો વિનાશ કરે છે. આત્મઘરમાં પારકો પેઠો છે એટલું નહિ પણ તે પેધી ગયો છે તેથી આત્માના ઘરનું બહાર ફેંકી પોતે ઘરનો માલિક થઈને બેઠો છે ને માલિકને બહાર કાઢયો છે. આત્મા અજ્ઞાન દશાથી પારકાને પોતાના માનીને તેનું પોષણ અને પ્રશંસા કરે છે ને પર પુદ્ગલનો રાગી–દ્વેષી બનીને આત્મા સમયે સમયે તેને ઘરમાં દાખલ કરે છે, અને તે દાખલ કરેલા કર્મ પુદ્ગલો પછી આત્માને વારંવાર દુઃખ આપે છે. જ્યાં સુધી આત્મઘરમાં કર્મ–પુદ્ગલોની હાજરી છે ત્યાં સુધી આત્માને ભય–દુઃખ ત્રાસ બધું રહેવાનું. કર્મ પુદ્ગલો જ્યારે આત્મઘરમાંથી નીકળશે ત્યારે આત્મા સાચો સુખી થવાનો છે.

દેવાનુપ્રિયો! આ ઉત્તમ મનુષ્યભવ પામીને એવો પુરૂષાર્થ કરો કે આત્મ-ઘરમાં જે પર પુદ્ગલો પ્રવેશ કરી રહ્યા છે તે અટકે, અને જે પર પુદ્ગલનો પ્રવેશ થઈ ગયેલો છે તેનો નિકાલ જલ્દી થાય. જો આત્માને પોતાના સ્વરૂપનો ખ્યાલ આવે તો પર સાથેનો પરિચય ઘટાડવા માંડે. પર સંયોગને કારણે સુખનો નાશ અને દુઃખનું આગમન છે. **संजोग मूला जीवेण पत्ता दुक्ख परंपरा।** પર સંયોગના કારણે આત્માએ દુઃખોની પરંપરા ઉભી કરી છે. જ્યાં પરનો સંયોગ થયો ત્યાં દુઃખ આવ્યું. સમજો, આત્મા પરની સાથે ભળ્યો છે તેના કારણે જન્મ–મરણનાં દુઃખો ઉભા થયા છે. અસંયોગી આત્માને કોઈ આપત્તિ કે ભય નથી. આત્માનું શુધ્ધ સ્વરૂપ સર્વ જડ પદાર્થોથી ભિન્ન છે. આત્માનું અસ્તિત્વ સ્વતંત્ર છે. તેને સુખ માટે બીજાની અપેક્ષા રાખવાની જરૂર નથી. તે સ્વયં અનંત સુખ સ્વરૂપ છે. સ્વયં સુખરૂપ એવા આત્માને સુખ માટે કોઈની પાસે ભીખ માંગવાની જરૂર નથી. પોતાની પાસે અનંત સુખનો ખજાનો હોવા છતાં અજ્ઞાની જીવ પારકા પાસે સુખ માટે પ્રાર્થના કરે છે. આત્માએ પોતાનો અનંત સુખનો ખજાનો મેળવવા માટે આત્મઘરમાં પેઠેલા કર્મ પુદ્ગલોને પલાયન કરવાની જરૂર છે.

બલરાજા ધર્મઘોષ મુનિની વાણી સાંભળીને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. અત્યાર સુધી પોતે પાપમાં પડેલા હતા પણ સ્વસ્વરૂપનું ભાન થતાં નિશ્ચય કર્યો કે પરના સંગે ચઢી અનંતકાળથી સંસારમાં ભમ્યો. પરના પ્રપંચમાં ફસાઈ અનેક પાપ કર્મો કર્યા, ઘણું દુઃખ વેઠયું. હવે આ પર પ્રપંચનું પિંજર મારે ન જોઈએ. હવે તો મારે સ્વ ઘરમાં સ્થિર થવું છે. સ્વમાં જે સુખ છે તે પરમાં ત્રણ કાળમાં મળવાનું નથી. જંગલમાં ચારો ચરવા ગયેલું ઢોર પણ સાંજ પડે માલીકના ખીલે આવીને ઉભું રહે તો તેનો માલીક તેને પ્રેમથી પંપાળે છે ને ઘાસ ચારો ખાવા નીરે છે. અને જે ઢોર માલીકની આજ્ઞામાં નથી રહેતું તેને ડફણાંનો માર ખાવો પડે છે. સ્કુલે

ભણવા ગયેલું બાળક કયારે ઘંટ વાગે ને ઘેર જાઉં તેની ઈચ્છા કરે છે. તમે ઓફીસે કે દુકાને જાઓ છો ત્યાં પંખા હોય, એરકંડીશન રૂમમાં ખુરશીમાં બેઠા હો, સૌ તમને સાહેબ–સાહેબ કરતાં હોય છતાં સાંજ પડે ઘેર આવવાનું મન થાય છે, અહીં ઉપાશ્રયમાં આવીને બેઠા હો ત્યારે પણ એમ થાય કે કયારે મહાસતીજી વ્યાખ્યાન બંધ કરે ને ઘેર જઈએ. અહીં બેઠા છો છતાં ઘર યાદ આવે છે, અહીં તો કેવી શાંતિ છે ને ઘરમાં કેવી ઉપાધિ છે! રવિવારની રજાના દિવસે શાંતિ છે પણ ઘરમાંથી કહેશે કે આજે ઘી ખલાસ થયું છે. બીજા રવિવારે કહેશે કે તેલના ને રેશનીંગના પૈસા આપો. ત્રીજા રવિવારે કહેશે કે આ છોકરાના કપડા ફાટી ગયા છે. તે લાવો ને ફીના પૈસા આપો. એમ ઘંટડી વાગ્યા કરતી હોય છે. આટલી ઉપાધિ હોવા છતાં ઘર યાદ આવે છે. ઉપાશ્રય કે ધર્મગુરૂઓ યાદ આવે છે? એક ભક્તે ગાયું છે કે–

**હું તને ભજું છું રવિવારે, બાકી કયાં છે સમય પ્રભુ મારે,**
**આમ તો હમેંશા સ્થાનકે આવું, આવું તેવો પાછો સીધાવું,**
**બે ઘડી બેસું છું રવિવારે, બાકી કયાં છે સમય પ્રભુ મારે...**

આજે રવિવાર છે એટલે અહીં બેઠેલામાંથી કેટલાએ પોગ્રામ નક્કી કરી રાખ્યાં હશે કે આજે ગાર્ડનમાં ફરવા જવું, પીકચર જોવા જવું, સગાવહાલાંને મળવા જવાનું કે લગ્ન અગર ચાંલ્લામાં જવાનું છે પણ આત્મા માટે કોઈ પોગ્રામ નક્કી કર્યો ખરો? અનંતકાળથી આત્મા પાપ કરતો આવ્યો છે તે પાપને પશ્ચાતાપની ભઠ્ઠી સળગાવીને પ્રજાળી નાંખું? એક દિવસ પણ પાપનો પશ્ચાતાપ કર્યો છે? દેહને સ્વચ્છ બનાવવા રોજ સ્નાન કરો છો પણ આત્માને સ્વચ્છ બનાવવા પ્રતિક્રમણ કરો છો? આ ચાતુર્માસના પવિત્ર દિવસો ચાલે છે. તો આઠમ–પાખી સવાર કે સાંજ એક વખત પણ મારે પ્રતિક્રમણ કરવું એવો પોગ્રામ નક્કી કરો છો?

બંધુઓ! પાપનો પશ્ચાતાપ નહિ કરો અને નવાં કર્મો કરતાં અટકશો નહિ તો આત્માને કર્મની ગુલામીમાંથી મુકિત નહિ મળે. તમને બધું સ્વતંત્ર ગમે છે ને? મકાન સ્વતંત્ર ગમે, વહેપાર પણ સ્વતંત્ર ગમે પણ હજુ આત્માને કર્મની ગુલામીમાંથી મુકત બનાવી સ્વતંત્ર બનાવવાની લગની નથી લાગી. જો તમારું મન ધર્મમાં વળેલું હશે, સામાયિક–પ્રતિક્રમણ આવડતું હશે તો ઘડપણમાં વાંધો નહિ આવે. ઘડપણ આવશે, કામ નહિ બને ત્યારે દીકરો કહે કે બાપા! હવે તમારી જરૂર નથી. ઉપાશ્રયે જઈને બેસો. જો કંઈ આવડતું નહિ હોય તો દુઃખનો પાર નહિ રહે. જો સામાયિક પ્રતિક્રમણ આવડતાં હશે તો ઉપાશ્રયે જઈને સામાયિક પ્રતિક્રમણ કરશો. આજે તો ઘણાં જૈનોને સામાયિક–પ્રતિક્રમણ આવડતાં નથી હોતા. જૈન કુળમાં જન્મેલાને

સામાયિક–પ્રતિક્રમણ–છકાયના બોલ, નવતત્ત્વ આટલું તો અવશ્ય આવડવું જોઈએ. બ્રાહ્મણના દીકરાને જેમ જનોઈ વિના ચાલે નહિ તેમ જૈન કુળમાં જન્મેલાંને આટલું જ્ઞાન તો અવશ્ય હોવું જોઈએ. આટલું નહિ આવડે તો જીવ–અજીવને કેવી રીતે જાણશો ? દશવૈકાલીક સૂત્રમાં ભગવાને કહ્યું છે કે.

जो जीवे वि न याणाइ, अजीवे वि न याणाइ।
जीवाजीवे अयाणन्तो, कहं सो नाहीउ संजमं॥ દશ સૂ.અ. ૪ ગાથા ૧૩

જે જીવને નથી જાણતો, અજીવને નથી જાણતો, જીવાજીવને નથી જાણતો તે કોની દયા પાળશે ? પણ આજે તો સામાયિક, પ્રતિક્રમણ શીખવાનું કહેવામાં આવે તો કહેશો કે શું કરીએ ? અમને જ્ઞાન ચઢતું નથી. અનંત શક્તિ અને અનંત જ્ઞાનનો અધિપતિ હોવા છતાં જીવની કેટલી કાયરતા છે ! પર પુદ્ગલના સંગે ચઢીને આત્મા પોતાની શક્તિનું ભાન ભૂલી ગયો છે. પેલા સિંહના બચ્ચા જેવી આત્માની દશા થઈ છે. બાલપણથી સિંહનું બચ્ચું ઘેટાના ટોળાં ભેગું ભળીને પોતાની શક્તિનું ભાન ભૂલી ગયું હતું.

**સોનેરી પિંજરમાં પૂરાયો, સિંહ બની કેશરીયો,**
**ગાડરના ટોળામાં ભળીયો, વિવેક કાં વીસરીયો........(૨)**
**દોડી દોડીને દોડયો તો યે આવ્યો ન ભવનો આરો રે......એક જાગ્યો ન......**

સિંહનું બચ્ચું માનતું હતું કે હું આના જેવું એક ઘેટું છું પણ એકવાર નદી કિનારે ઘેટાના ટોળાં ભેગું પાણી પીવા ગયેલું. એક સિંહણે આ બચ્ચાંને ઘેટાંના ટોળામાં જોઈને સિંહણે ગર્જના કરી. સિંહણની ગર્જના સાંભળીને ઘેટાનું ટોળું ભાગી ગયું. પણ પેલા સિંહના બચ્ચાંને થયું કે અમારાથી કયું જબરું પ્રાણી છે કે જેની ગર્જનાથી બધા ડરીને ભાગી ગયા. તેણે સિંહણની સામે જોયું. પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું. એને થયું કે મારામાં ને એનામાં કાંઈ ફરક નથી તો શું મારામાં એના જેવી શક્તિ નથી ? હું પણ એવી ગર્જના કરું. સિંહના બચ્ચાંએ પણ એવી ગર્જના કરી. એની પોતાની શક્તિનું ભાન થયું.

બંધુઓ ! સિંહણે સિંહના બચ્ચાંને તેની શક્તિનું ભાન કરાવ્યું. તેમ ભગવાનના સંતો પણ વીરવાણી દ્વારા સિંહનાદ કરીને તમને જાગૃત કરે છે કે હે આત્માઓ ! આપણામાં અનંત શક્તિ રહેલી છે. પણ કર્મને વશ થઈને આ અનંત શક્તિનો સ્વામી હોવા છતાં આપણો આત્મા શરીર રૂપી સોનેરી પિંજરમાં પૂરાઈ રહ્યો છે ને ભોગ–વિષય રૂપી ગાડરના ટોળામાં ભળીને પોતાની અનંત શક્તિનું ભાન ભૂલી ગયો છે. સિંહના બચ્ચાંને ભાન થયું કે હું વનમાં વિચરનાર કેશરીસિંહ છું ત્યારે

ઘેટાનું ટોળું છોડી છલાંગ મારીને વનમાં ચાલ્યો ગયો. તેમ આત્માની અનંત શક્તિનો ખ્યાલ કરીને એ શક્તિને જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપમાં ફોરવી આ દેહ રૂપી પિંજર છોડીને શાશ્વત સુખ પ્રાપ્ત કરવું છે તો આવી કાયરતા કેમ ચાલશે? જેટલું બને તેટલું ધર્મનું જ્ઞાન વધુ મેળવો. જ્ઞાન વધશે એટલે ધર્મનું સ્વરૂપ આપો આપ સમજાશે. ધર્મ સમજાશે ત્યારે આ અન્યાય, અનીતિ, અધર્મ કરતાં જીવ અટકી જશે ને સ્હેજ પાપ થયું હશે તો પણ તેને દિલમાં ખટકશે. આજે તો માણસ પાપ કરીને પોતે ધર્મી છે તેવો ડોળ કરે છે. એક દૃષ્ટાંત દ્વારા સમજાવું.

એક વખત શ્રેણીકરાજા અને અભયકુમાર બંને ફરવા જતા હતા. માર્ગમાં તત્વની ચર્ચા કરતાં હતા. તે વખતે શ્રેણીક રાજાએ કહ્યું અભય! આ દુનિયામાં ધર્મી મનુષ્યો વધારે હશે કે અધર્મી? ત્યારે ચાર બુધ્ધિના નિધાન અભયકુમારે કહ્યું- પિતાજી! આ દુનિયામાં ધર્મી કરતાં અધર્મી મનુષ્યો ઘણાં છે ને ધર્મી ઓછાં છે. પણ પોતે ધર્મી ન હોવા છતાં ધર્મીનો બિલ્લો લઈને ફરનારા, પોતાને ધર્મી કહેવડાવનારા મનુષ્યો ઘણાં છે. એક ભક્તે ભજનમાં ગાયું છે ને કે:

**અરે ઓરે......અરે ઓરે... ડગલે ડગલે હું દંભ કરું મને દુનિયા માને ધર્માત્મા,**
**પણ શું ભર્યું મારા મનડામાં, એકવાર જુઓને પરમાત્મા (૨)**
**હું ઢોંગ કરું છું ધર્મીનો, પણ ધરમ વસ્યો ના હૈયામાં,**
**બેહાલ ભલે ફરતી દુનિયા, મારે સૂવું સુખની શય્યામાં...અરે ઓરે...**

ઉપરથી ધર્મી દેખાતો માનવ અંદર કેવા કેવા પાપનું આચરણ કરતો હોય છે એ તો એનો આત્મા જાણે છે. આવા માણુસોની સંખ્યા વધારે છે. અભયકુમાર કહે છે પિતાજી! જો આપને આ વાત સાચી ન લાગતી હોય તો પરીક્ષા કરો. હવે શ્રેણીક રાજાને પરીક્ષા કરવાનું મન થયું. એટલે બીજે દિવસે રાજગૃહી નગરીની બહાર બે પ્રકારના તંબુ બનાવ્યા. એક કાળો તંબુને બીજો ધોળો તંબુ. હજારો માણુસની મેદની બેસી શકે તેવા મોટા તંબુ છે. તંબુ તૈયાર કરાવીને રાજગૃહી નગરીમાં એવો ઢંઢેરો પીટાવ્યો કે શ્રેણીક મહારાજાને મારી નગરીમાં ધર્મી જીવો કેટલા છે ને અધર્મી જીવો કેટલા છે તે જાણુવાની ઈચ્છા થઈ છે. તેથી નગરીની બહાર બે તંબુ બંધાવ્યા છે. તેમાં જે ધર્મી હોય તે ધોળા તંબુમાં જાય ને જે અધર્મી હોય તે કાળા તંબુમાં જાય. ધર્મી હોય કે અધર્મી હોય દરેકે ફરજીયાત આવવાનું છે. જો નહિ આવે તો રાજા દંડ કરશે.

**"બધા ધર્મીષ્ટ હોવાનો દાવો કરતાં સફેદ તંબુમાં થયેલી ભીડ:"**

મહારાજા શ્રેણીકનું ફરમાન થયું એટલે બધાને જવું પડે. આખી રાજગૃહી નગરીની

પ્રજા ઉમટી. ધોળા તંબુમાં તો માણુસ સમાતું નથી. કીડીઓની જેમ માણુસ ઉભરાયું છે. અને આટલા મોટા વિશાળ કાળા તંબુમાં તો ફક્ત ચાર માણુસ બેઠા હતાં. મહારાજા શ્રેણીક અને અભયકુમાર પરીક્ષા કરવા માટે આવ્યા. મહારાજા પૂછે છે અભય! પહેલા ક્યા તંબુમાં જઈશું? અભયકુમારે કહ્યું પિતાજી! ધોળા તંબુમાં ખૂબ ભીડ છે ને કાળા તંબુમાં ચાર માણુસ દેખાય છે તો પહેલાં કાળા તંબુમાં જઈએ. શ્રેણીક રાજા કહે છે આપણી આખી નગરી ખૂબ પુણ્યવાન છે. અધર્મી માણુસ આખી નગરીમાં ચાર જ હશે! શું તેથી ધોળા તંબુમાં ઉભા રહેવાની જગ્યા નથી. બંધુઓ! તમે કાળા તંબુમાં બેસો તેવું તમારું જીવન છે કે ધોળા તંબુમાં? તેનો તમારા અંતરથી વિચાર કરી લેજો. જેનું જીવન ધોળું હોય તે ધોળા તંબુમાં બેસી શકે છે.

**"રાજાએ કરેલી પરીક્ષા ને કાળા તંબુમાં બેઠેલા માનવીના હૃદયની પવિત્રતા"** : શ્રેણીક રાજા અને અભયકુમાર બંને કાળા તંબુમાં આવ્યા ને પૂછયું ભાઈ! તમે શું પાપ કર્યા કે આ કાળા તંબુમાં આવ્યા? ચારમાંથી એકને રાજાએ ઉભો કર્યો ને પૂછયું તમે શું પાપ કર્યું? પેલો માણુસ ઉભો થઈને પહેલાં ખૂબ રડયો પછી ગદ્દગદ્દ કંઠે બોલ્યો સાહેબ! મારાથી એક મોટું પાપ થઈ ગયું છે. હું મહાન પાપી છું, અધર્મી છું. એનો પશ્ચાતાપ જોઈ રાજાનું હૃદય પીગળી ગયું. આ માણુસથી પાપ થઈ ગયું છે પણુ દિલમાં પાપનો એકરાર કેટલો છે! માનવ માત્ર ભૂલને પાત્ર છે પણુ પાપ કરીને પશ્ચાતાપ કરે છે તે માનવ છે. અને પાપ કરીને હરખાય છે તે દાનવ છે. અભયકુમાર કહે ભાઈ! તેં શું પાપ કર્યું છે તે કહે. તેણે કહ્યું–સાહેબ! એક દિવસ રાત્રે હું બહારથી ઘેર આવ્યો. ઉતાવળથી બારણું ખોલ્યું ત્યાં એક ચકલી બારણા ઉપર બેઠેલી તે બારણામાં ચગદાઈ ગઈને તરફડીને મરી ગઇ. સવારે ઉઠીને જોયું તો માંસના લોચા નીકળી ગયા હતા. લોહી પડયું હતું. એ જોઈને મારું કાળજું કંપી ગયું. ઝાડની એક ડાળેથી બીજી ડાળે બેસી આનંદ કિલ્લોલ કરનારી એ ચકલીના મેં પાપીએ પ્રાણુ લીધા! મને જીવવું ગમે છે તો શું એને જીવવું ન્હોતું ગમતું? એને કેવી વેદના થઈ હશે! વીંછીની વેદના કરતાં ભયંકર વેદના મારાથી થયેલા પાપની છે. વીંછી કરતાં સર્પ વધારે ઝેરી છે. છતાં વીંછીની વેદના શા માટે કહી તે જાણો છો? સર્પ માણુસને ડંખ દે ને તેનું ઝેર ચઢે એટલે માણુસ બેભાન બની જાય છે. એટલે બેભાન દશામાં વેદનાની ખબર પડતી નથી. જ્યારે વીંછી કરડવાથી માણુસ બેભાન બનતો નથી. પણુ વીંછીની વેદના એવી ભયંકર થાય કે ઉંઘ ચાલી જાય ને વેદના અત્યંત થાય. પેલો માણુસ કહે છે એ ચકલી મારાથી મરી ગઈ છે તેનું પાપ મને વીંછીના ડંખની વેદના જેવું સાલે છે. હવે કહો. આવો ઘોર પાપી હું ધોળા તંબુમા જઈને બેસવાનો અધિકારી છું?

ત્યારે અભયકુમારે પૂછયું-ભાઈ! તેં આ સિવાય બીજું કોઈ પાપ કર્યું છે? ત્યારે કહે છે "ના" મેં બીજું એક પણ પાપ કર્યું નથી.

બંધુઓ! બારણું ખોલતાં અજાણ પણે ચકલી મરી ગઈ તેનો કેટલો પશ્ચાતાપ છે! તમને આવો પશ્ચાતાપ થાય છે ખરો? આવો પશ્ચાતાપ જીવને થશે ત્યારે કર્મથી જલ્દી છૂટકારો થશે. પણ આજે કેવી દશા છે! પાપ કરીને ઢાંકતા ફરે છે.

**પાપ કીધા અઘોર છૂપાવ્યા બહુ, પુણ્ય કીધાનો દેખાવ કીધો બહુ,**
**ભર્યા અંતરમાં ઝેર બહાર અમૃત પણ વેર,**
**એવા કામો જીવનમાં મેં આચરીયા...**
**શું એ શોધી રહ્યા છે મારા જિનવરીયા**

પાપ કરીને પાપને છૂપાવવું એ પાશવી વૃત્તિ છે. એક છાણનો પોદળો ઢાંકવા માટે તેના ઉપર ત્રણ ટોપલા ધૂળ નાંખવી પડે છે, તેમ એક પાપ કરીને તેને છૂપાવવા જતાં બીજા કેટલાં નવા પાપ ઉભા થાય છે! ભગવાન કહે છે સંસારી હોય કે સાધુ હોય પણ પાપ થયું હોય તો પાપ તરીકે કબૂલ કરી તેનો પશ્ચાતાપ કરીને પ્રાયશ્ચિત કરી લેજો પણ પાપને કદી છૂપાવશો નહિ. પાપ કરીને પાપને છૂપાવનાર મહાપાપી છે. આજે નાનું પાપ થશે તો કાલે મોટું થવાનું છે. બાળક નાનકડી પેન ચોરીને લાવે ને તેના મા-બાપ તેને કંઈ ન કહે તો કાલે પાટી-પુસ્તક અને પૈસા ચોરી લાવશે. ધીમે ધીમે મોટી ચોરી કરતાં શીખી જશે. માટે પહેલેથી શિખામણ આપવી તો એ આગળ વધે નહિ. નાવમાં નાનકડું છિદ્ર પડેને તેને પૂરી દેવામાં ન આવે તો ધીમે ધીમે છિદ્ર મોટું થતાં નાવ ડૂબી જવાની. તે રીતે નાના પાપ કરતાં નહિ અટકો તો એક દિવસ મોટાં પાપ કરતાં પાછા નહિ પડો. ને બાજી બગડી જશે. માટે જાણે અજાણે પાપ થઈ જાય તો પાપનો એકરાર કરો. પેલા ભાઈથી એક ચકલી મરી ગઈ તેનો આટલો બધો પશ્ચાતાપ જોઈને શ્રેણીક રાજાના દિલમાં થયું કે અહો! મેં અજ્ઞાન દશામાં શિકાર કરતાં કેટલા જીવોને વીંધી નાંખ્યા. ગર્ભવંતી હરણીને મારી નાંખી, હું તો આના કરતાં પણ ભયંકર પાપી છું.

હવે રાજાએ બીજા માણસને પૂછયું-'ભાઈ! તેં શું પાપ કર્યું છે? એ ઉભો થયો. આંખ કરતાં આંસુ મોટા. પાપ કરતાં પશ્ચાતાપ ખૂબ છે. બે હાથ જોડીને કહે છે મહારાજા! આ તંબુના કપડાં કરતાં પણ મારું કાળજુ ઘણું કાળું છે. ચોરનો ચોર અને શાહુકારનો શાહુકાર છું. મારા જેવો કોઈ અધમ નથી. એક વખત એક ગરીબ માણસ એના પગારના રૂ. ૨૦૦) લઈને ઘેર જતો હતો. મેં તેનું ખિસ્સું કાપી લીધું. થોડીવાર પછી એણે ખિસ્સામાં હાથ નાંખ્યો તો ખિસ્સું કપાયેલું દીઠું. એટલે કરૂણ કલ્પાંત કરવા લાગ્યો. અરેરે....ઘરે પત્ની છોકરાં બધા ચાર ચાર દિવસથી

પ્રજા ઉમટી. ધોળા તંબુમાં તો માણુસ સમાતું નથી. કીડીઓની જેમ માણુસ ઉભરાયું છે. અને આટલા મોટા વિશાળ કાળા તંબુમાં તો ફક્ત ચાર માણુસ બેઠા હતાં. મહારાજા શ્રેણીક અને અભયકુમાર પરીક્ષા કરવા માટે આવ્યા. મહારાજા પૂછે છે અભય! પહેલા કયા તંબુમાં જઈશું ? અભયકુમારે કહ્યું પિતાજી! ધોળા તંબુમાં ખૂબ ભીડ છે ને કાળા તંબુમાં ચાર માણુસ દેખાય છે તો પહેલાં કાળા તંબુમાં જઈએ. શ્રેણીક રાજા કહે છે આપણી આખી નગરી ખૂબ પુણ્યવાન છે. અધર્મી માણુસ આખી નગરીમાં ચાર જ હશે! શું તેથી ધોળા તંબુમાં ઉભા રહેવાની જગ્યા નથી. બંધુઓ! તમે કાળા તંબુમાં બેસો તેવું તમારું જીવન છે કે ધોળા તંબુમાં? તેનો તમારા અંતરથી વિચાર કરી લેજો. જેનું જીવન ધોળું હોય તે ધોળા તંબુમાં બેસી શકે છે.

**"રાજાએ કરેલી પરીક્ષા ને કાળા તંબુમાં બેઠેલા માનવીના હૃદયની પવિત્રતા" :** શ્રેણીક રાજા અને અભયકુમાર બંને કાળા તંબુમાં આવ્યા ને પૂછયું ભાઈ! તમે શું પાપ કર્યા કે આ કાળા તંબુમાં આવ્યા? ચારમાંથી એકને રાજાએ ઉભો કર્યો ને પૂછયું તમે શું પાપ કર્યું? પેલો માણુસ ઉભો થઈને પહેલાં ખૂબ રડયો પછી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો સાહેબ! મારાથી એક મોટું પાપ થઈ ગયું છે. હું મહાન પાપી છું, અધર્મી છું. એનો પશ્ચાતાપ જોઈ રાજાનું હૃદય પીગળી ગયું. આ માણુસથી પાપ થઈ ગયું છે પણ દિલમાં પાપનો એકરાર કેટલો છે! માનવ માત્ર ભૂલને પાત્ર છે પણ પાપ કરીને પશ્ચાતાપ કરે છે તે માનવ છે. અને પાપ કરીને હરખાય છે તે દાનવ છે. અભયકુમાર કહે ભાઈ! તેં શું પાપ કર્યું છે તે કહે. તેણે કહ્યું–સાહેબ! એક દિવસ રાત્રે હું બહારથી ઘેર આવ્યો. ઉતાવળથી બારણું ખોલ્યું ત્યાં એક ચકલી બારણા ઉપર બેઠેલી તે બારણામાં ચગદાઈ ગઈ ને તરફડીને મરી ગઇ. સવારે ઉઠીને જોયું તો માંસના લોચા નીકળી ગયા હતા. લોહી પડયું હતું. એ જોઈને મારું કાળજું કંપી ગયું. ઝાડની એક ડાળેથી બીજી ડાળે બેસી આનંદ કિલ્લોલ કરનારી એ ચકલીના મેં પાપીએ પ્રાણ લીધા! મને જીવવું ગમે છે તો શું એને જીવવું ન્હોતું ગમતું? એને કેવી વેદના થઈ હશે! વીંછીની વેદના કરતાં ભયંકર વેદના મારાથી થયેલા પાપની છે. વીંછી કરતાં સર્પ વધારે ઝેરી છે. છતાં વીંછીની વેદના શા માટે કહી તે જાણો છો? સર્પ માણુસને ડંખ દે ને તેનું ઝેર ચઢે એટલે માણુસ બેભાન બની જાય છે. એટલે બેભાન દશામાં વેદનાની ખબર પડતી નથી. જ્યારે વીંછી કરડવાથી માણુસ બેભાન બનતો નથી. પણ વીંછીની વેદના એવી ભયંકર થાય કે ઉંઘ ચાલી જાય ને વેદના અત્યંત થાય. પેલો માણુસ કહે છે એ ચકલી મારાથી મરી ગઈ છે તેનું પાપ મને વીંછીના ડંખની વેદના જેવું સાલે છે. હવે કહો. આવો ઘોર પાપી હું ધોળા તંબુમા જઈને બેસવાનો અધિકારી છું?

ત્યારે અભયકુમારે પૂછયું–ભાઈ! તેં આ સિવાય બીજું કોઈ પાપ કર્યું છે? ત્યારે કહે છે "ના" મેં બીજું એક પણ પાપ કર્યું નથી.

બંધુઓ! બારણું ખોલતાં અજાણ પણે ચકલી મરી ગઈ તેનો કેટલો પશ્ચાતાપ છે! તમને આવો પશ્ચાતાપ થાય છે ખરો? આવો પશ્ચાતાપ જીવને થશે ત્યારે કર્મથી જલ્દી છૂટકારો થશે. પણ આજે કેવી દશા છે! પાપ કરીને ઢાંકતા ફરે છે.

**પાપ કીધા અઘોર છૂપાવ્યા બહુ, પુણ્ય કીધાનો દેખાવ કીધો બહુ,**
**ભર્યા અંતરમાં ઝેર બહાર અમૃત પણ વૈર,**
**એવા કામો જીવનમાં મેં આચરીયા...**
**શું એ શોધી રહ્યા છે મારા જિનવરીયા**

પાપ કરીને પાપને છૂપાવવું એ પાશવી વૃત્તિ છે. એક છાણનો પોદળો ઢાંકવા માટે તેના ઉપર ત્રણ ટોપલા ધૂળ નાંખવી પડે છે, તેમ એક પાપ કરીને તેને છૂપાવવા જતાં બીજા કેટલાં નવા પાપ ઉભા થાય છે! ભગવાન કહે છે સંસારી હોય કે સાધુ હોય પણ પાપ થયું હોય તો પાપ તરીકે કબૂલ કરી તેનો પશ્ચાતાપ કરીને પ્રાયશ્ચિત કરી લેજો પણ પાપને કદી છૂપાવશો નહિ. પાપ કરીને પાપને છૂપાવનાર મહાપાપી છે. આજે નાનું પાપ થશે તો કાલે મોટું થવાનું છે. બાળક નાનકડી પેન ચોરીને લાવે ને તેના મા-બાપ તેને કંઈ ન કહે તો કાલે પાટી-પુસ્તક અને પૈસા ચોરી લાવશે. ધીમે ધીમે મોટી ચોરી કરતાં શીખી જશે. માટે પહેલેથી શિખામણ આપવી તો એ આગળ વધે નહિ. નાવમાં નાનકડું છિદ્ર પડેને તેને પૂરી દેવામાં ન આવે તો ધીમે ધીમે છિદ્ર મોટું થતાં નાવ ડૂબી જવાની. તે રીતે નાના પાપ કરતાં નહિ અટકો તો એક દિવસ મોટાં પાપ કરતાં પાછા નહિ પડો. ને બાજી બગડી જશે. માટે જાણે અજાણે પાપ થઈ જાય તો પાપનો એકરાર કરો. પેલા ભાઈથી એક ચકલી મરી ગઈ તેનો આટલો બધો પશ્ચાતાપ જોઈને શ્રેણીક રાજાના દિલમાં થયું કે અહો! મેં અજ્ઞાન દશામાં શિકાર કરતાં કેટલા જીવોને વીંધી નાંખ્યા. ગર્ભવંતી હરણીને મારી નાંખી, હું તો આના કરતાં પણ ભયંકર પાપી છું.

હવે રાજાએ બીજા માણસને પૂછયું–'ભાઈ! તેં શું પાપ કર્યું છે? એ ઉભો થયો. આંખ કરતાં આંસુ મોટા. પાપ કરતાં પશ્ચાતાપ ખૂબ છે. બે હાથ જોડીને કહે છે મહારાજા! આ તંબુના કપડાં કરતાં પણ મારું કાળજુ ઘણું કાળું છે. ચોરનો ચોર અને શાહુકારનો શાહુકાર છું. મારા જેવો કોઈ અધમ નથી. એક વખત એક ગરીબ માણસ એના પગારના રૂ. ૨૦૦) લઈને ઘેર જતો હતો. મેં તેનું ખિસ્સું કાપી લીધું. થોડીવાર પછી એણે ખિસ્સામાં હાથ નાંખ્યો તો ખિસ્સું કપાયેલું દીઠું. એટલે કરૂણ કલ્પાંત કરવા લાગ્યો. અરેરે....ઘરે પત્ની છોકરાં બધા ચાર ચાર દિવસથી

હું તો એ ત્રણે કરતાં બેદ છું. મારા પાપ પ્રગટ કરતાં મને શરમ આવે છે. હું મોટો વહેપારી છું. મારા ઉપર વિશ્વાસ કરીને એક વિધવા બાઈ ખૂબ ગરીબ હતી, જેણે પૈસો પૈસો કરીને બે હજાર રૂપિયા ભેગા કરેલા તે મારી દુકાને વ્યાજે મૂકી ગઈ. મેં એક વર્ષ તો એને બરાબર વ્યાજ આપ્યું. પછી મારી દાનત બગડી. આ ને આ રીતે વ્યાજ આપીશ તો મુડી કરતાં વ્યાજ વધી જશે. તો હવે એની મુડી મારે પચાવી લેવી. મેં મારા મુનીમને કહી રાખેલું કે પેલી બાઈ મુડીનું વ્યાજ લેવા આવે ત્યારે તેને દુકાનના ઓટલે ચઢવા દેતા નહિ. ચોખ્ખા શબ્દમાં કહી દેવાનું કે મુડી શું ને વ્યાજ શું ? અમે કંઈ જાણુતા નથી.

થોડા દિવસ પછી પેલી બાઈ શેઠની દુકાને આવીને મુનીમજીને કહે છે મારે મારી મુડીમાંથી થોડા રૂપિયા ઉપાડવા છે. તમે મને વ્યાજ અને મુડીમાંથી રૂપિયા આપો. ત્યારે મુનીમ કહે છે અહીં મુડી શું ને વ્યાજ શું ? શું બકવાદ કરે છે ? ચાલી જા અહીંથી. એમ કહ્યું પણ બાઈ ગઈ નહિ ત્યારે મેં કહ્યું મુનિમજી ! એ બાઈ જૂઠી છે. અહીં પૈસા મૂકી ગઈ નથી ને આપણા ગળે પડી છે. એને ધક્કા મારીને બહાર કાઢો. મુનિમજીએ ધક્કા મુક્કા મારીને મહામુશીબતે બહાર કાઢી. દુકાનના ઉંબરામાં બે દિવસ સુધી આવીને એણે માથાં પટક્યાં પણ સાહેબ ! મારું કઠોર કાળજું પીગળ્યું નહિ. એ બહેન તો ચાલી ગઈ. બિચારીએ પેટે પાટા બાંધીને માંડ બે હજાર રૂપિયા ભેગા કર્યા હતા. એના બે હજાર રૂપિયા એને મન પ્રાણ જેવા પ્યારા હતા. મેં પાપીએ એના પ્રાણ હરી લીધા. એનું શું થયું એ તો મને ખબર નથી. આ બનાવ બન્યા પછી મને એક દિવસ કોઈ સંતનો સમાગમ થયો. તેમણે અમને સમજાવ્યું કે કોઈની થાપણ ઓળવવી, ખિસ્સા કાપવા, જીવની હિંસા કરવી અને પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરવી તે મહાન પાપ છે. આવા પાપ કરવાથી જીવ દુર્ગતિમાં જાય છે ને ત્યાં મહાન ભયાનક દુઃખો ભોગવવા પડે છે. હસીહસીને બાંધેલા કર્મો નરક ગતિમાં જઈને રડી રડીને ભોગવતાં પાર આવતો નથી. ત્યાં તમને કોઈ છોડાવવા નહીં આવે. કર્મના દેણાં ચક્રવર્તિ વ્યાજ સહિત ભરપાઈ કરવા પડે છે.

કાળા તંબુમાં બેઠેલાં ચારે ય માણસો કહેવા લાગ્યા—સાહેબ ! અમને અમારી ભૂલનું ભાન થયું ત્યારથી પશ્ચાતાપનો પાર નથી. પહેલો કહે મેં ચકલીનાં પ્રાણ લીધા તે ગમે તેમ કરું પણ પાછાં આવવાના નથી. બીજો કહે મેં જેનું ખિસ્સું કાપ્યું હતું તેને મેં ઘણો શોધ્યો. જો મળે તો તેના પૈસા પાછા આપીને તેની માફી માંગી લઉં. પણ તે માણસ મને મળતો નથી. ત્રીજો કહે મેં પણ જેના ઉપર કુદૃષ્ટિ કરી હતી તે બાઈની ખૂબ તપાસ કરી. જો મને મળે તો માતા કહી તેના ચરણમાં પડીને માફી માંગી લઉં. ને ચોથાએ કહ્યું—મેં પણ જેની થાપણ ઓળવી

પગારની રાહ જુએ છે. ખાવા ખીચડી નથી. આ પૈસા લઈને જઈશ ત્યારે ખાવા ભેગાં થઈશું. પત્ની રાહ જોઈને બેઠી હશે. શું જવાબ આપીશ? ભૂખ્યાં બાળકોને શું ખવડાવીશ? એમ ખૂબ રડતો હતો. એનું રૂદન જોઈને લોકોને ખૂબ દયા આવી. કોણે આનું ખિસ્સુ કાપ્યું? હું પણ ભેગો લોલમાં લોલ કરવા લાગ્યો કે કોણ ચોર આવ્યોને ખિસ્સું કાપી ગયો? કલ્પાંત કરતો ગરીબ માણુસ રોવે છે છતાં મને દયા ન આવી આ મારું પાપ મને ડંખે છે. મેં એ ગરીબના પેટ ઉપર પાટું મારી એના પગારનાં બસો રૂપિયા લઈ લીધા. એને કેવું દુઃખ થયું હશે! **"દગા કિસકા સગા નહિ."** મેં જે દગો કર્યો છે તેના પાપ ક્યાં જઈને ભોગવીશ.

બંધુઓ! આજે તો જ્યાં ને ત્યાં દગાબાજી ખૂબ ચાલે છે. આજે સો રૂપિયાની નોટ અને દશ રૂપિયાની નોટ સરખી દેખાય છે. ઘણીવાર ઉતાવળમાં દશની નોટ માનીને દુકાનદારને સોની નોટ આપી જાય છે. પછી એને ખબર પડે ત્યારે બિચારો દોડતો આવીને કહે–શેઠજી? મેં ભૂલથી દશને બદલે સો રૂપિયાની નોટ આપી દીધી છે. મને પાછી આપો. ત્યાં શેઠજી તાડૂકે. સોની નોટ શી ને વાત શી? ચાલ્યો જા અહીંથી. તમે તો આવું કરતા નથી ને? ભૂલ થતી હોય તો સુધારજો. પાપ છાનું નહિ રહે. માટીના માટલામાં મીઠું ફૂટી નીકળે છે તેમ પાપ ફૂટી નીકળશે. પેલા માણુસે ગરીબનું ખિસ્સું અજ્ઞાન દશામાં કાપી લીધું હતું તેનો તેને ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો.

રાજાએ ત્રીજા માણુસને પૂછયું–ભાઈ! તેં શું પાપ કર્યું? ત્યારે કહે છે સાહેબ! હું તો આ બંને કરતાં ઘોર પાપી છું. એક વખત એક ખૂબ સ્વરૂપવાન સ્ત્રી સુંદર વસ્ત્રો-દાગીના બધું પહેરીને ચટકમટક થઈને જતી હતી. એને જોઈને મારા મનમાં વિકાર ઉત્પન્ન થયો ને મેં એવું મનમાં ચિંત્વન કર્યું કે મને આ સ્ત્રી એક દિવસ મળે તો મારુ જીવન સફળ બની જાય. તેની સાથે ભોગ ભોગવી લઉં ને આનંદ કરું. એ સ્ત્રી તો ચાલી ગઈ. અભયકુમાર કહે છે પછી તેં શું કર્યું? સાહેબ! પછી મેં એનો પીછો કર્યો નથી ને એની સાથે અબ્રહ્મચર્ય સેવન કરેલ નથી. માત્ર મનમાં વિકૃતિ આવી. એક દિવસ એના વિચારો કર્યા પણ બીજે દિવસે મેં જ મારા આત્માને કહ્યું–હે નિર્લજ! તને પરાઈ સ્ત્રી સાથે રમવાનું મન કેમ થયું? ભારતીય સંસ્કૃતિને કેમ ભૂલ્યો? માતાના સંસ્કારને કેમ વીસર્યો? માતા પિતાએ બાલપણુમાં સંસ્કાર આપ્યા હતા કે આપણાથી મોટી સ્ત્રી હોય તો માતા સમાન ગણુવી ને નાની હોય તો બહેન ગણુવી. એ મારી બહેન સમાન હતી. બહેનની સામે કુદષ્ટિથી કેમ જોવાય? સાહેબ! મેં આ ભયંકર પાપ કર્યું છે. તે મને આંખમાં કણુાની જેમ ખૂંચે છે.

રાજાએ ચોથાને પૂછયું–બોલ ભાઈ! તેં શું ભક્ષ કરી છે? ચોથો કહે સાહેબ!

હું તો એ ત્રણે કરતાં બેદ છું. મારા પાપ પ્રગટ કરતાં મને શરમ આવે છે. હું મોટો વહેપારી છું. મારા ઉપર વિશ્વાસ કરીને એક વિધવા બાઈ ખૂબ ગરીબ હતી, જેણે પૈસો પૈસો કરીને બે હજાર રૂપિયા ભેગા કરેલા તે મારી દુકાને વ્યાજે મૂકી ગઈ. મેં એક વર્ષ તો એને બરાબર વ્યાજ આપ્યું. પછી મારી દાનત બગડી. આ ને આ રીતે વ્યાજ આપીશ તો મુડી કરતાં વ્યાજ વધી જશે. તો હવે એની મુડી મારે પચાવી લેવી. મેં મારા મુનીમને કહી રાખેલું કે પેલી બાઈ મુડીનું વ્યાજ લેવા આવે ત્યારે તેને દુકાનના ઓટલે ચઢવા દેતા નહિ. ચોખ્ખા શબ્દમાં કહી દેવાનું કે મુડી શું ને વ્યાજ શું? અમે કંઈ જાણતા નથી.

થોડા દિવસ પછી પેલી બાઈ શેઠની દુકાને આવીને મુનીમજીને કહે છે મારે મારી મુડીમાંથી થોડા રૂપિયા ઉપાડવા છે. તમે મને વ્યાજ અને મુડીમાંથી રૂપિયા આપો. ત્યારે મુનીમ કહે છે અહીં મુડી શું ને વ્યાજ શું? શું બકવાદ કરે છે? ચાલી જા અહીંથી. એમ કહ્યું પણ બાઈ ગઈ નહિ ત્યારે મેં કહ્યું મુનિમજી! એ બાઈ જૂઠી છે. અહીં પૈસા મૂકી ગઈ નથી ને આપણા ગળે પડી છે. એને ધક્કા મારીને બહાર કાઢો. મુનિમજીએ ધક્કા મુક્કા મારીને મહામુશીબતે બહાર કાઢી. દુકાનના ઉંબરામાં બે દિવસ સુધી આવીને એણે માથાં પટક્યાં પણ સાહેબ! મારું કઠોર કાળજું પીગળ્યું નહિ. એ બહેન તો ચાલી ગઈ. બિચારીએ પેટે પાટા બાંધીને માંડ બે હજાર રૂપિયા ભેગા કર્યા હતા. એના બે હજાર રૂપિયા એને મન પ્રાણ જેવા પ્યારા હતા. મેં પાપીએ એના પ્રાણ હરી લીધા. એનું શું થયું એ તો મને ખબર નથી. આ બનાવ બન્યા પછી મને એક દિવસ કોઈ સંતનો સમાગમ થયો. તેમણે અમને સમજાવ્યું કે કોઈની થાપણ ઓળવવી, ખિસ્સા કાપવા, જીવની હિંસા કરવી અને પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરવી તે મહાન પાપ છે. આવા પાપ કરવાથી જીવ દુર્ગતિમાં જાય છે ને ત્યાં મહાન ભયાનક દુઃખો ભોગવવા પડે છે. હસીહસીને બાંધેલા કર્મો નરક ગતિમાં જઈને રડી રડીને ભોગવતાં પાર આવતો નથી. ત્યાં તમને કોઈ છોડાવવા નહીં આવે. કર્મના દેણાં ચક્રવર્તિ વ્યાજ સહિત ભરપાઈ કરવા પડે છે.

કાળા તંબુમાં બેઠેલાં ચારે ય માણસો કહેવા લાગ્યા–સાહેબ! અમને અમારી ભૂલનું ભાન થયું ત્યારથી પશ્ચાતાપનો પાર નથી. પહેલો કહે મેં ચકલીનાં પ્રાણ લીધા તે ગમે તેમ કરું પણ પાછાં આવવાના નથી. બીજો કહે મેં જેનું ખિસ્સું કાપ્યું હતું તેને મેં ઘણો શોધ્યો. જો મળે તો તેના પૈસા પાછા આપીને તેની માફી માંગી લઉં. પણ તે માણસ મને મળતો નથી. ત્રીજો કહે મેં પણ જેના ઉપર કુદૃષ્ટિ કરી હતી તે બાઈની ખૂબ તપાસ કરી. જો મને મળે તો માતા કહી તેના ચરણમાં પડીને માફી માંગી લઉં. ને ચોથાએ કહ્યું–મેં પણ જેની થાપણ ઓળવી

તેને ખૂબ શોધી પણ મળી નહિ. બિચારી ઝુરીને મરી ગઈ હશે. એ સાચી બાઈને ખોટી પાડી તેના ભવાડા કર્યા. એનું કરૂણ રૂદન મારી નજર સમક્ષ દેખાય છે. એ પાપનો ડંખ મારા દિલમાંથી જતો નથી. સાહેબ ! આવા કાળા કામ કરનારા એવા પાપી અમે ધોળા તંબુમાં ક્યાંથી બેસીએ ? આ ચાર જણાના મુખેથી પાપની કહાની સાંભળીને પાપનો પશ્ચાતાપ જોઈને રાજાનું હૃદય પીગળી ગયું.

**"ઘોર પાપી હોવા છતાં ધર્મનો ડોળ કરતા માનવીની પરીક્ષા લેતા શ્રેણીક રાજા"**

હવે રાજા અને અભયકુમાર ધર્મીની પરીક્ષા કરવા માટે ધોળા તંબુમાં આવ્યા. ધોળા તંબુમાં તો પડે તેના કકડા છે. અભયકુમાર કહે પિતાજી ! જુઓ, અહીં બધા કેવા ધર્મીષ્ઠ જીવો ભેગા થયા છે. બધાં માણસોને ખસેડીને બંને જણા અંદર ગયા. પહેલે ધડાકે એક વેશ્યા આવી. તેને મહારાજાએ પૂછ્યું–બહેન ! તમે શું ધર્મ આરાધના કરી છે, શું દાન પુણ્ય કર્યા છે કે આ ધોળા તંબુમાં તમને સ્થાન મળ્યું ? વેશ્યા કહે છે સાહેબ ! મારા જેવું કોણ દાન અને ધર્મ કરે છે. હું નિત્ય નવા શણગાર સજું છું સારા સારા વસ્ત્રો પહેરું છું. ને નિત્ય નવા પુરુષોને શરાબની પ્યાલીઓ પાઈને તેનું મન રંજન કરું છું. તેની વાસનાને સંતોષું છું. જે મારે ત્યાં આવે તેને સંતોષવા એ મારો ધર્મ છે. હું ધર્મી ખરી કે નહિ ? વેશ્યાનો જવાબ સાંભળીને મહારાજા શ્રેણીક સ્તબ્ધ બની ગયા. શું માણસની બનાવટ છે ! પોતે અધર્મી-પાપી હોવા છતાં પાપને કબૂલ નહિ કરતાં પોતાને ધર્મી કહેવડાવવાનો ડોળ કરે છે.

વેશ્યાની વાત પૂરી થઈ ત્યાં બીજો પુરૂષ આવ્યો. તેને રાજાએ પૂછ્યું–બોલ ભાઈ ! તેં શું પુણ્ય કર્યું કે આ સફેદ તંબુમાં તું આવ્યો ? એ માણસ કસાઈ હતો. કસાઈ કહે છે સાહેબ ! હું ઘેટ્રાં બકરાને કાપીને દરરોજ બધાને માંસ આપું છું સવારના પ્રહરમાં મારી દુકાને કેટલી ભીડ જામે છે. હું વહેલો ઉઠી બકરા કાપીને બધાને માટે માંસ તૈયાર કરી રાખું છું જો હું બધાને માંસ ન આપું તો ભૂખ્યા મરે ને ? માંસ આપીને ભૂખ્યાની ભૂખ ભાંગું છું. બોલો હું સાચો ધર્મી ખરો કે નહિ ?

કસાઈની વાત પૂરી થઈ ત્યાં ત્રીજો દલાલ આવ્યો. તેને અભયકુમારે પૂછ્યું ભાઈ ! તેં શું ધર્મ કર્યો ? તો કહે છે સાહેબ ! હું દલાલ છું દુનિયામાં અનેક જાતના દલાલ હોય છે. કોઈ ઝવેરાતની, કોઈ કાપડની કે કોઈ અનાજની દલાલી કરે પણ હું તો કન્યાનો દલાલ છું. કોઈને કન્યા મળતી ન હોય તો તેને માટે કન્યા શોધી લાવું. પછી ભલે તે મુસલમાનની, મોચીની કે કોળીની દીકરી હોય પણ હું તો વાણીયાની દીકરી છું. એમ કહીને કોઈની સાથે પરણાવું છું. આ રીતે હું

બીજાને ઘર મંડાવી આપું છું આવો હું ધર્મી છું આ રીતે ઘણાંને પૂછયું. તેમાં બધાય પાપ કરીને ધર્મી કહેવડાવનાર ન હતા પણ થોડાં સાચા ધર્મી હતાં. તેઓ કહેવા લાગ્યા કે સાહેબ! આપનું ફરમાન હતું એટલે અમારે આવવું પડયું. બાકી ધર્મ એ દેખાડવાની વસ્તુ થોડી છે? ધર્મ તો અંતરમાં વસેલો હોય. હું ધર્મી છું તેનો બિલ્લો લગાડવાનો ન હોય. હીરાના મૂલ્ય ઝવેરી આંકી શકે છે તેમ જે મનુષ્ય ધર્મીષ્ઠ છે તેને કોઈને કહેવા જવાની જરૂર પડતી નથી. એના ગુણોથી પરખાઈ આવે છે.

શ્રેણીક રાજા અને અભયકુમારે જોયું તો પાપ કરીને પશ્ચાતાપ કરનાર થોડાં નીકળ્યા. સાચા ધર્મી ઓછાં છે ને અધર્મ–પાપ કરીને પોતાને ધર્મી કહેવડાવનારની સંખ્યા વધારે છે. શ્રેણીક રાજાએ અભયકુમારને કહ્યું–બેટા! તારી વાત સાચી છે. આવા અધર્મ–પાપ કરીને છૂપાવનાર પાપીનું શું થશે? પાપને પાપ અને ધર્મને ધર્મ જેમ હોય તેમ યથાર્થ રીતે માનવું તે સાચી સમજણ. અને અધર્મને ધર્મ અને ધર્મને અધર્મ માનવો તે મિથ્યાત્વ છે. જે ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજીને તેનું આચરણ કરે છે તે સાચો ધર્મી છે.

દેવાનુપ્રિયો! આ દૃષ્ટાંત ઉપરથી એ સાર ગ્રહણ કરજો કે જો તમારાથી પાપ થયું હોય તો છૂપાવશો નહિ, પાપને કબૂલ કરી પશ્ચાતાપ કરીને તેનું પ્રાયશ્ચિત લેજો ને ફરીને નવું પાપ ન થાય તેનો ખ્યાલ રાખજો. ને પાપભીરૂ બનજો. પાપભીરૂ બન્યા વિના પવિત્ર નહિ બનાય ને ભવભીરૂ બન્યા વિના ભવકટ્ટી નહિ થાય. માટે ક્ષણે ક્ષણે પાપ ન થાય તેની સાવધાની રાખજો. જેટલો પરનો સંગ અને પરની પ્રીત છૂટશે તેટલું પાપ પણ ઓછું થશે.

બલરાજા ધર્મઘોષ મુનિના દર્શન કરવા ગયા. તેમની વાણી સાંભળીને મનમાં નિર્ણય કર્યો કે મેં અનંતકાળથી પરનો સંગ કર્યો છે ને પરની પંચાતમાં પડીને મેં મારા આત્માનું બગાડયું છે. હવે મારે પરનો સંગ ન જોઈએ. મારે જલ્દી પુદ્‌ગલની પ્રીત છોડીને આત્મા સાથે પ્રીત કરવી છે. તો દીક્ષા લઈ લઉં. એક વખત વાણી સાંભળીને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. હવે બલરાજા પોતાના પુત્રને રાજ્યનો ભાર સોંપીને સંયમ લેશે. જેને વૈરાગ્યનો રંગ લાગે છે તેને સંસારમાં એક ક્ષણ કાઢવી પણ ભારે લાગે છે, હવે બલરાજા દીક્ષા લેશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

# વ્યાખ્યાન નં-૧૫

અષાડ સુદ ૮ ને સોમવાર  તા. ૧૯-૭-૭૬

ઘનઘાતી કર્મોની ઘટાને ત્યાગની કરવત વડે વિદારી અનંત જ્યોતિ સ્વરૂપ કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જે વાણી તેમના મુખમાંથી નીકળી તેનું નામ સિદ્ધાંત. ૩૨ સિદ્ધાંતમાં છઠ્ઠું અંગ જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં ભગવંતે ભરપૂર ભાવો બનાવ્યા છે. એ વાણી કોઈ છદ્મસ્થની નથી પણ વીરની વાણી છે.

> આ છે વીરની વાણી, કરી લ્યો આત્માની પિછાણી,
> સ્વસ્વરૂપની મોજ લે માણી તો મળે સુખની ખાણી.

જ્ઞાની કહે છે હે ચેતન! જો તારે સુખ જોઈતું હોય તો આવો ઉત્તમ માનવ ભવ પામીને વીતરાગ પ્રભુની વાણી સાંભળીને આત્મ સ્વરૂપની પિછાણ કરી લે. જેને આત્મસ્વરૂપની પિછાણ થાય છે તે અનંત સુખ મેળવે છે. વીતરાગ પ્રભુની વાણી આ ટચના સોના જેવી નક્કર ને સત્ય છે. જ્ઞાનીના એકેક વચનના મૂલ્ય કોઈ આંકી શકે તેમ નથી. કોઈ માણસ ગમે તેવો મોટો વકતા હોય અથવા દ્વાદશાંગીનો ભણેલો હોય છતાં તે જ્યાં સુધી છદ્મસ્થ છે ત્યાં સુધી તેનામાં ભૂલ થવાનો સંભવ છે. પણ જ્યારે ઘાતી કર્મોના ક્ષય કરી કેવળજ્ઞાન થાય છે ત્યારે કોઈ જાતની ભૂલ થવાનો સંભવ નથી. હીરા ઘસાઈને તૈયાર થયા પછી તેને તપાસવાના સાધન દ્વારા તેને તપાસીને ચકાસણી થાય છે. સોનાને પણ સાચું છે કે ખોટું તે જોવા માટે કસોટીના પથ્થર ઉપર તપાસ કરવામાં આવે છે. એ કસોટીમાંથી પાર ઉતરે છે ત્યારે તેની કિંમત અંકાય છે. ભગવાને કેવળજ્ઞાન પ્રગટ કરતાં પહેલાં કેવી ઉગ્ર સાધના કરી! કેટલી કસોટીમાંથી બહાર નીકળ્યા ત્યારે સફળતાને અંતે ઘાતીની ઘટાને વિદારી કેવળજ્ઞાન પ્રગટ કર્યું. પછી શું એ વચનમાં ખામી હોય? ના. આવા વીતરાગ પ્રભુની વાણી સાંભળ્યા પછી પુદ્‌ગલના એંઠવાડમાં જીવ રમણતા કરે નહિ, પણ પોતાના સ્વરૂપની પિછાણ કરે.

દેવાનુપ્રિયો! જો તમે સમજો તો આપણો આત્મા ચંદનના વૃક્ષ સમાન છે. ચંદન વૃક્ષોનું જ્યાં વન હોય ત્યાં સુગંધ અને શીતળતા હોય છે. પણ ચંદન ... ઉપર ઝેરી સર્પોએ સામ્રાજ્ય જમાવ્યું છે. એટલે ત્યાં કોઈ મઝા મા... નથી. પણ જો તે વનમાં એક મોર પહોંચીને મોટો ટહુકાર કરે ... જાય છે. કલ્યાણમંદિરસ્તોત્રમાં સિદ્ધસેન દિવાકર પારસનાથ ભગ... બોલ્યા છે.

**हृद्वर्तिनि त्वयि विभो! शिथिली भवन्ति, जन्तोः क्षणेन निविडा अपि कर्मबन्धाः**
**सद्यो भुजङ्गममया इव मध्यभाग, मभ्यागते वनशिखण्डिनि चंदनस्य ॥**

હે ભગવંત! જે મનુષ્ય તને હૃદયમાં ધારણ કરે છે તેના ગાઢમાં ગાઢ કર્મોના બંધન ક્ષણવારમાં શિથિલ બની જાય છે. કેવી રીતે? જેમ ચંદન વૃક્ષને ઝેરી સર્પો વીંટળાયેલા હોય છે પણ જો તે વનમાં મોરનો ટહુકાર થાય તો સર્પો તરત પલાયન થઈ જાય છે. કારણ કે મોર સર્પનો કટ્ટો શત્રુ છે. અહીં સમજવાનું એ છે કે ચંદન વૃક્ષને સર્પો સદા વીંટળાયેલા રહે છે પણ સર્પમાં સુગંધ કે શીતળતા આવતી નથી. તેમ આપણો આત્મા નિશ્ચયનયની અપેક્ષાએ ચંદન વૃક્ષ જેવો શીતળ અને સુગંધીવાળો છે. પણ તેના ઉપર ક્રોધ-માન-માયા-લોભ તથા વિષય કષાયના ઝેરી સર્પો વીંટળાઈ ગયા છે. એ સર્પોને ભગાડવા માટે વીતરાગ વાણી રૂપી મોરલાનો એક ટહુકાર બસ છે.

**આત્મ ચંદન પર કર્મ સર્પનું, નાથ અતિશય જોર,**
**તે દુષ્ટોને દૂર કરવા આપ પધારો મોર,**
**આવો આવો હે વીર સ્વામી મારા અંતરમાં (૨) આવો.**

આત્મા રૂપી ચંદન વૃક્ષ ઉપર વિષય અને કષાયો રૂપી સર્પનું ભયંકર ઝેર ચઢી ગયું છે. તેને ઉતારવા માટે અત્યારે ખુદ વીતરાગ પ્રભુ આપણી સામે ઉપસ્થિત નથી પણ વીતરાગના વારસદાર સંત રૂપી મોરલાઓ તમારી પાસે વીતરાગ વાણીનો મીઠો ટહુકાર કરે છે કે જો તમારે શીતળતા અને સૌરભ જોઈતી હોય તો કષાયોને કસાઈ જેવી ક્રૂર સમજીને દૂર કરો ને વિષયોનું વમન કરો. નહીતર સર્પ ચંદન વૃક્ષ ઉપર પડયા રહેવા છતાં જેમ શીતળતા કે સૌરભ પામી શકતો નથી કારણ કે તેનામાં ઝેર ભર્યું છે. તેમ તમે દરરોજ ઉપાશ્રયમાં આવીને સંતના પડખામાં બેસી જાઓ તેથી શીતળતા નહિ મળે. પણ ક્રોધ-માન-માયા-લોભ-મોહ-મમતા-નિંદા અને ઈર્ષ્યાના ઝેર કાઢો તો શીતળતા મળે ને આત્મસ્વરૂપનું ભાન થાય.

બંધુઓ! તમે વિચાર કરો. વર્ષોથી વીતરાગ ભવનમાં આવો છો. બોલો, કેટલી કષાયો ઓછી કરી? સ્હેજ આપણું ધાર્યું ન થાય તો તરત ક્રોધ આવે છે. કોઈ સ્હેજ અણુગમતો શબ્દ કહે તો તરત ધમધમી ઉઠો છો. બોલો હવે શીતળતા ક્યાંથી મળે? આત્મારૂપી ચંદન ઉપર કર્મો રૂપી સર્પો વીંટળાઈ ગયા છે તેને દૂર કરવા માટે વીતરાગ વાણીનું આલંબન લેવું પડશે, મોરના એક ટહુકારથી ચંદન વૃક્ષ ઉપર ચોંટીને રહેલા સર્પો ચંદન વૃક્ષને છોડીને આમ તેમ ભાગવા માંડે છે. કારણ કે સર્પ મોર અને ગરૂડની સામે ઉભો રહી શકતો નથી. તેમ વીતરાગ વાણીનો ટહુકાર સાંભળીને કર્મો રૂપી સર્પો પણ ભાગવા માંડે છે. શુધ્ધ ભાવથી વીતરાગ વાણી સાંભળો તો કર્મના બંધનો આપો આપ તૂટવા માંડે છે. જ્યાં સુધી વીતરાગ વાણીનો ટહુકાર

## વ્યાખ્યાન નં-૧૫

**અષાડ સુદ ૮ ને સોમવાર** **તા. ૧૯-૭-૭૬**

ઘનઘાતી કર્મોની ઘટાને ત્યાગની કરવત વડે વિદારી અનંત જ્યોતિ સ્વરૂપ કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જે વાણી તેમના મુખમાંથી નીકળી તેનું નામ સિધ્ધાંત. ૩૨ સિધ્ધાંતમાં છઠું અંગ જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં ભગવંતે ભરપૂર ભાવો બતાવ્યા છે. એ વાણી કોઈ છદ્મસ્થની નથી પણ વીરની વાણી છે.

**આ છે વીરની વાણી, કરી લ્યો આત્માની પિછાણી,**
**સ્વસ્વરૂપની મોજ લે માણી તો મળે સુખની ખાણી.**

જ્ઞાની કહે છે હે ચેતન ! જો તારે સુખ જોઈતું હોય તો આવો ઉત્તમ માનવ ભવ પામીને વીતરાગ પ્રભુની વાણી સાંભળીને આત્મ સ્વરૂપની પિછાણ કરી લે. જેને આત્મસ્વરૂપની પિછાણ થાય છે તે અનંત સુખ મેળવે છે. વીતરાગ પ્રભુની વાણી સો ટચના સોના જેવી નક્કર ને સત્ય છે. જ્ઞાનીના એકેક વચનના મૂલ્ય કોઈ આંકી શકે તેમ નથી. કોઈ માણસ ગમે તેવો મોટો વકતા હોય અથવા દ્વાદશાંગીનો ભણેલો હોય છતાં તે જ્યાં સુધી છદ્મસ્થ છે ત્યાં સુધી તેનામાં ભૂલ થવાનો સંભવ છે. પણ જ્યારે ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન થાય છે ત્યારે કોઈ જાતની ભૂલ થવાનો સંભવ નથી. હીરો ઘસાઈને તૈયાર થયા પછી તેને તપાસવાના સાધન દ્વારા તેને તપાસીને ચકાસણી થાય છે. સોનાને પણ સાચું છે કે ખોટું તે જોવા માટે કસોટીના પથ્થર ઉપર તપાસ કરવામાં આવે છે. એ કસોટીમાંથી પાર ઉતરે છે ત્યારે તેની કિંમત અંકાય છે. ભગવાને કેવળજ્ઞાન પ્રગટ કરતાં પહેલાં કેવી ઉગ્ર સાધના કરી ! કેટલી કસોટીમાથી બહાર નીકળ્યા ત્યારે સફળતાને અંતે ઘાતીની ઘટાને વિદારી કેવળજ્ઞાન પ્રગટ કર્યું. પછી શું એ વચનમાં ખામી હોય ? ના. આવા વીતરાગ પ્રભુની વાણી સાંભળ્યા પછી પુદ્ગલના એંઠવાડમાં જીવ રમણતા કરે નહિ, પણ પોતાના સ્વરૂપની પિછાણ કરે.

દેવાનુપ્રિયો ! જો તમે સમજો તો આપણો આત્મા ચંદનના વૃક્ષ સમાન છે. ચંદન વૃક્ષોનું જ્યાં વન હોય ત્યા સુગંધ અને શીતળતા હોય છે. પણ ચંદન વૃક્ષ ઉપર ઝેરી સર્પોએ સામ્રાજ્ય જમાવ્યું છે. એટલે ત્યાં કોઈ મઝા માણવા જઈ શકતું નથી. પણ જો તે વનમાં એક મોર પહોંચીને મોટો ટહુકાર કરે તો બધા સર્પો ભાગી જાય છે. કલ્યાણમંદિરસ્તોત્રમાં સિધ્ધસેન દિવાકર પારસનાથ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા છે.

હે ભગવાન ! આત્મનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે? ત્યારે ભગવાન કહે છે ગૌતમ! આત્મનિંદા કરવાથી પશ્ચાતાપ થાય છે. પશ્ચાતાપ થવાથી વરાગ્યવંત બનીને ક્ષપક શ્રેણી પ્રાપ્ત કરે છે. ને ક્ષપક શ્રેણીવાળો જીવ મોહનીય કર્મનો નાશ કરે છે. આત્મનિંદા કરવામાં આવો મહાન લાભ થાય છે ને પરની નિંદા કરવાથી કર્મબંધન થાય છે. આત્માને ઉજ્જવળ બનાવવો હોય તો એકેક ગુણને અપનાવતા જાઓ ને દોષોને દફનાવતા જાઓ. જીવનમાંથી એકેક દોષને દૂર કરતા રહો તો એક દિવસ આપણો આત્મા ગુણની ખાણ સમાન બની જશે.

જેના જીવનમાં ગુણો ભરેલાં છે તેવા ગુણોની ખાણ સમાન ધર્મઘોષ મુનિ ૫૦૦ શિષ્યોના પરિવાર સહિત ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં પધાર્યા છે. વીતશોકા નગરીના મહારાજા તેમના દર્શને ગયા. વાણી સાંભળી ને તે હૃદયમાં ઉતરી ગઈ. વીતરાગ વાણીનો ટહુકાર તેમના અંતર સુધી પહોંચ્યો એટલે વિષય-કષાયના સર્પો પલાયન થઈ ગયા. અને તેમને સમજાઈ ગયું કે આ સંસાર સળગતો દાવાનળ છે. આધિ-વ્યાધિ ને ઉપાધિનો ઉકરડો છે ને મતલબનું મેદાન છે. સાચું સુખ તો ત્યાગમાં છે. આ સંતો પાસે કાંઈ નથી છતાં કેવા પ્રસન્ન છે, કેવા સમાધિમાં સ્થિર છે! સાચા સંત કોને કહેવાય? **જે શાંતિ પમાડે તે સંત. જે તંતનો અંત લાવે તે સંત; જે ભવનો અંત કરાવી ભગવંત બને અને બીજાને બનાવે તે સાચા સંત છે.** જેમણે સંસારના સ્નેહની ગ્રંથી તો કાપી નાંખી છે પણ રાગ-દ્વેષ-મોહ-ક્રોધ-માન -માયા-લોભ આદિ કષાયોની ગ્રંથી પણ કાપી નાંખી છે તે સાચા નિર્ગ્રંથ છે, આવા સંતો આત્મ મસ્તીમાં એવા મસ્ત હોય કે એને આહાર કરવા ઉભા થવું પડે તો પણ તેની આંખમાં આંસુ આવી જાય! અહો પ્રભુ! મારા આત્માનો સ્વભાવ તો અનાહારક છે. હું હજુ એ દશાને પ્રાપ્ત કરી શક્યો નથી તો મારે આહાર કરવો પડે છે ને? આ કાયાને ટકાવવા માટે ખાવું પડે છે. આહાર છે તો નિહાર છે. હું અનાહારક દશાને ક્યારે પ્રાપ્ત કરીશ ને આત્માની અખંડ સમાધિ ક્યારે પામીશ? સાચો સંત આવું ચિંતન કરે.

બલરાજાએ વીતરાગ વાણી સાંભળીને નિર્ણય કર્યો કે હું ઘેર જઈને પુત્રને ગાદીએ બેસાડીને આત્મશાંતિ પ્રાપ્ત કરવા સંસાર છોડીને સંયમી બનીશ. બોલો, તમારામાંથી કોઈએ નિર્ણય કર્યો છે કે મારે દીક્ષા લેવી છે. તમે તો ઘણીવાર વીતરાગ વાણી સાંભળી. એમણે તો એક વખત સાંભળી હતી. તમારું હૃદય કેવું કઠોર છે કે વીતરાગ વાણીનો આટલો વરસાદ વરસે છતા ભીંજાય નહિ પણ યાદ રાખજો કે પૂર્વની કમાણી ખાઈ રહ્યા છો ને આ ભવમાં કંઈ કરતા નથી તો પરભવમાં શું થશે? ભગવતી સૂત્રમાં તામલી તાપસનો અધિકાર આવે છે. એ જૈન ન હતો, એક ગને તેની ઉંઘ ઉડી ગઈ. તે જાગૃત થયો ત્યારે તેને વિચાર આવ્યો કે પૂર્વભવમાં

હૃદય સુધી નથી પહોંચ્યો ત્યાં સુધી કર્મો ઉભા રહેવાનાં. પણ હજુ વીતરાગ વાણીનું મૂલ્ય જીવો સમજ્યા નથી વધુ શું કહું ?

જૈન ધર્મમાં એકેક ક્રિયાઓ મૂલ્યવાન છે. શ્રેણીક રાજા જેવા મહારાજા હાલીચાલીને એક નાનકડી ઝુંપડીમાં રહેનાર પુણીયા શ્રાવકને ઘેર એક સામાયિકનું ફળ લેવા માટે ગયા. શ્રેણીકને જોઈને પુણીયા શ્રાવકે કહ્યું મહારાજા ! મારું શું કામ પડયું કે આ રંકની ઝુંપડીએ આપને આવવું પડયું ? સમાચાર મોકલાવ્યા હોત તો હું આવી જાત. ત્યારે રાજા કહે. શ્રાવકજી ! હું આપની એક સામાયિકનું ફળ લેવા આવ્યો છું. પુણીયો શ્રાવક કહે છે સામાયિકનું ફળ કેટલું તે મને ખબર નથી. ત્યારે રાજા કહે છે મારે મફત નથી જોઈતું. મૂલ્ય આપીને લઈશ. ત્યારે શ્રાવક કહે છે સાહેબ ! મને મૂલ્યની ખબર નથી. આપને જેમણે એક સામાયિકનું ફળ લેવા મોકલ્યા હોય તેમને પૂછી લેજો કે સામાયિકનું મૂલ્ય કેટલું ? પણ એટલું તો જરૂર કહું છું કે તમારા ભંડાર સહિત રાજ્ય આપી દો તો પણ સામાયિકનું મૂલ્ય ચૂકવી શકાય નહિ. તમે જે મૂલ્ય આપવા માંગો છો તે અનિત્ય છે ને સામાયિકનું સુખ નિત્ય છે. અનિત્ય ચીજની સાથે નિત્યનો સોદો થાય ? ના. જેમ કોઈ માણુસ ઝવેરીને એમ કહે છે કે હું તમને ગુણુ ભરીને ઘઉં આપી જાઉં, તેના બદલામાં મને એક નાનકડો હીરો આપજો. તો શું ગુણી ઘઉંથી હીરો ખરીદી શકાય ? ના. તો ભૌતિક સુખની સામગ્રી રૂપી ઘઉંની મોટી ગુણીના બદલામાં હીરા કરતાં પણ અમૂલ્ય સામાયિકનું ફળ આપી શકાય ? તમે જ વિચાર કરો. પુણીયા શ્રાવકનો જવાબ સાંભળીને ચાર બુધ્ધિના ધણી શ્રેણીક રાજા સજ્જડ થઈ ગયા. કંઈ જવાબ આપી શકયા નહિ. ટૂંકમાં ધર્મની કોઈ પણ ક્રિયા શુધ્ધ ઉપયોગ ને ભાવપૂર્વક કરાય તો ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા થાય છે. વસ્તુ સારી હોય પણ પાત્ર બરાબર ન હોય તો સારી ચીજ બગડી જાય છે. જેમ ખટાશવાળા વાસણુથી દૂધ.

બંધુઓ ને બહેનો ! આ ધર્મસ્થાનક ઉત્તમ છે. શાંતિ આપનાર છે. પણ અહીં આવીને પરની પંચાતો અને પરની નિંદા કરી તો શું થાય ? પાપ જ ને ? હું તો તમને કહું છું કે તમે અહીં આવીને વાત કરો તો આત્માની કરો. ઘરની નહિ. સાંભળો તો એક વીતરાગ વાણી સાંભળો પણ કોઈનું ખરાબ સાંભળશો નહિ. સ્વનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે ?

निंदणयाएणं भंते जीवे किं जणयइ ? निंदणयाएणं पच्छाणुतावं
जणयइ पच्छाणुतावेणं विरज्जमाणे करणगुणसेढिं पडिवज्जइ,
करणगुणसेढिं पडिवण्णेयणं अणगारे मोहणिज्जं कम्मं उग्घांएइ ॥
૯ ૨૯

હે ભગવાન ! આત્મનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે ? ત્યારે ભગવાન કહે છે ગૌતમ ! આત્મનિંદા કરવાથી પશ્ચાતાપ થાય છે. પશ્ચાતાપ થવાથી વૈરાગ્યવંત બનીને ક્ષપક શ્રેણી પ્રાપ્ત કરે છે. ને ક્ષપક શ્રેણીવાળો જીવ મોહનીય કર્મનો નાશ કરે છે. આત્મનિંદા કરવામાં આવો મહાન લાભ થાય છે ને પરની નિંદા કરવાથી કર્મબંધન થાય છે. આત્માને ઉજ્જવળ બનાવવો હોય તો એકેક ગુણને અપનાવતા જાઓ ને દોષોને દફનાવતા જાઓ. જીવનમાંથી એકેક દોષને દૂર કરતા રહો તો એક દિવસ આપણો આત્મા ગુણની ખાણ સમાન બની જશે.

જેના જીવનમાં ગુણો ભરેલાં છે તેવા ગુણોની ખાણ સમાન ધર્મઘોષ મુનિ ૫૦૦ શિષ્યોના પરિવાર સહિત ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં પધાર્યા છે. વીતશોકા નગરીના મહારાજા તેમના દર્શને ગયા. વાણી સાંભળી ને તે હૃદયમાં ઉતરી ગઈ. વીતરાગ વાણીનો ટહુકાર તેમના અંતર સુધી પહોંચ્યો એટલે વિષય-કષાયના સર્પો પલાયન થઈ ગયા. અને તેમને સમજાઈ ગયું કે આ સંસાર સળગતો દાવાનળ છે. આધિ-વ્યાધિ ને ઉપાધિનો ઉકરડો છે ને મતલબનું મેદાન છે. સાચું સુખ તો ત્યાગમાં છે. આ સંતો પાસે કાંઈ નથી છતાં કેવા પ્રસન્ન છે, કેવા સમાધિમાં સ્થિર છે ! સાચા સંત કોને કહેવાય ? **જે શાંતિ પમાડે તે સંત. જે તંતનો અંત લાવે તે સંત; જે ભવનો અંત કરાવી ભગવંત બને અને બીજાને બનાવે તે સાચા સંત છે.** જેમણે સંસારના સ્નેહની ગ્રંથી તો કાપી નાંખી છે પણ રાગ-દ્વેષ-મોહ-ક્રોધ-માન -માયા-લોભ આદિ કષાયોની ગ્રંથી પણ કાપી નાંખી છે તે સાચા નિર્ગ્રંથ છે, આવા સંતો આત્મ મસ્તીમાં એવા મસ્ત હોય કે એને આહાર કરવા ઉભા થવું પડે તો પણ તેની આંખમાં આંસુ આવી જાય ! અહો પ્રભુ ! મારા આત્માનો સ્વભાવ તો અનાહારક છે. હું હજુ એ દશાને પ્રાપ્ત કરી શક્યો નથી તો મારે આહાર કરવો પડે છે ને ? આ કાયાને ટકાવવા માટે ખાવું પડે છે. આહાર છે તો નિહાર છે. હું અનાહારક દશાને ક્યારે પ્રાપ્ત કરીશ ને આત્માની અખંડ સમાધિ ક્યારે પામીશ ? સાચો સંત આવું ચિંતન કરે.

બલરાજાએ વીતરાગ વાણી સાંભળીને નિર્ણય કર્યો કે હું ઘેર જઈને પુત્રને ગાદીએ બેસાડીને આત્મશાંતિ પ્રાપ્ત કરવા સંસાર છોડીને સંયમી બનીશ. બોલો, તમારામાંથી કોઈએ નિર્ણય કર્યો છે કે મારે દીક્ષા લેવી છે. તમે તો ઘણીવાર વીતરાગ વાણી સાંભળી. એમણે તો એક વખત સાંભળી હતી. તમારું હૃદય કેવું કઠોર છે કે વીતરાગ વાણીનો આટલો વરસાદ વરસે છતાં ભીંજાય નહિ પણ યાદ રાખજો કે પૂર્વની કમાણી ખાઈ રહ્યા છો ને આ ભવમાં કંઈ કરતા નથી તો પરભવમાં શું થશે ? ભગવતી સૂત્રમાં તામલી તાપસનો અધિકાર આવે છે. એ જૈન ન હતો, એક રાત્રે તેની ઉંઘ ઉડી ગઈ. તે જાગૃત થયો ત્યારે તેને વિચાર આવ્યો કે પૂર્વભવમાં

હૃદય સુધી નથી પહોંચ્યો ત્યાં સુધી કર્મો ઉભા રહેવાનાં. પણ હજુ વીતરાગ વાણીનું મૂલ્ય જીવો સમજ્યા નથી વધુ શું કહું ?

જૈન ધર્મમાં એકેક ક્રિયાઓ મૂલ્યવાન છે. શ્રેણીક રાજા જેવા મહારાજા હાલીચાલીને એક નાનકડી ઝુંપડીમાં રહેનાર પુણીયા શ્રાવકને ઘેર એક સામાયિકનું ફળ લેવા માટે ગયા. શ્રેણીકને જોઈને પુણીયા શ્રાવકે કહ્યું મહારાજા ! મારું શું કામ પડયું કે આ રંકની ઝુંપડીએ આપને આવવું પડયું ? સમાચાર મોકલાવ્યા હોત તો હું આવી જાત. ત્યારે રાજા કહે. શ્રાવકજી ! હું આપની એક સામાયિકનું ફળ લેવા આવ્યો છું. પુણીયો શ્રાવક કહે છે સામાયિકનું ફળ કેટલું તે મને ખબર નથી. ત્યારે રાજા કહે છે મારે મફત નથી જોઈતું. મૂલ્ય આપીને લઈશ. ત્યારે શ્રાવક કહે છે સાહેબ ! મને મૂલ્યની ખબર નથી. આપને જેમણે એક સામાયિકનું ફળ લેવા મોકલ્યા હોય તેમને પૂછી લેજો કે સામાયિકનું મૂલ્ય કેટલું ? પણ એટલું તો જરૂર કહું છું કે તમારા ભંડાર સહિત રાજ્ય આપી દો તો પણ સામાયિકનું મૂલ્ય ચૂકવી શકાય નહિ. તમે જે મૂલ્ય આપવા માંગો છો તે અનિત્ય છે ને સામાયિકનું સુખ નિત્ય છે. અનિત્ય ચીજની સાથે નિત્યનો સોદો થાય ? ના. જેમ કોઈ માણસ ઝવેરીને એમ કહે છે કે હું તમને ગુણ ભરીને ઘઉં આપી જાઉં, તેના બદલામાં મને એક નાનકડો હીરો આપજો. તો શું ગુણી ઘઉંથી હીરો ખરીદી શકાય ? ના. તો ભૌતિક સુખની સામગ્રી રૂપી ઘઉંની મોટી ગુણીના બદલામાં હીરા કરતાં પણ અમૂલ્ય સામાયિકનું ફળ આપી શકાય ? તમે જ વિચાર કરો. પુણીયા શ્રાવકનો જવાબ સાંભળીને ચાર બુધ્ધિના ધણી શ્રેણીક રાજા સજ્જડ થઈ ગયા. કંઈ જવાબ આપી શકયા નહિ. ટૂંકમાં ધર્મની કોઈ પણ ક્રિયા શુધ્ધ ઉપયોગ ને ભાવપૂર્વક કરાય તો ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા થાય છે. વસ્તુ સારી હોય પણ પાત્ર બરાબર ન હોય તો સારી ચીજ બગડી જાય છે. જેમ ખટાશવાળા વાસણથી દૂધ.

બંધુઓ ને બહેનો ! આ ધર્મસ્થાનક ઉત્તમ છે. શાંતિ આપનાર છે. પણ અહીં આવીને પરની પંચાતો અને પરની નિંદા કરી તો શું થાય ? પાપ જ ને ? હું તો તમને કહું છું કે તમે અહીં આવીને વાત કરો તો આત્માની કરો. ઘરની નહિ. સાંભળો તો એક વીતરાગ વાણી સાંભળો પણ કોઈનું ખરાબ સાંભળશો નહિં. સ્વનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે ?

निंदणयाएणं भंते जीवे किं जणयइ ? निंदणयाएणं पच्छाणुतावं
जणयइ पच्छाणुतावेणं विरज्जमाणे करणगुणसेढिं पडिवज्जइ,
करणगुणसेढिं पडिवण्णेयणं अणगारे मोहणिज्जं कम्मं उग्घाएइ ॥

ઉત્ત-સૂ-અ-૨૯ સૂત્ર ૬.

હે ભગવાન ! આત્મનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે ? ત્યારે ભગવાન કહે છે ગૌતમ ! આત્મનિંદા કરવાથી પશ્ચાતાપ થાય છે. પશ્ચાતાપ થવાથી વૈરાગ્યવંત બનીને ક્ષપક શ્રેણી પ્રાપ્ત કરે છે. ને ક્ષપક શ્રેણીવાળો જીવ મોહનીય કર્મનો નાશ કરે છે. આત્મનિંદા કરવામાં આવો મહાન લાભ થાય છે ને પરની નિંદા કરવાથી કર્મબંધન થાય છે. આત્માને ઉજજવળ બનાવવો હોય તો એકેક ગુણને અપનાવતા જાઓ ને દોષોને દફનાવતા જાઓ. જીવનમાંથી એકેક દોષને દૂર કરતા રહો તો એક દિવસ આપણો આત્મા ગુણની ખાણ સમાન બની જશે.

જેના જીવનમાં ગુણો ભરેલાં છે તેવા ગુણોની ખાણ સમાન ધર્મઘોષ મુનિ ૫૦૦ શિષ્યોના પરિવાર સહિત ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં પધાર્યા છે. વીતશોકા નગરીના મહારાજા તેમના દર્શને ગયા. વાણી સાંભળી ને તે હૃદયમાં ઉતરી ગઈ. વીતરાગ વાણીનો ટહુકાર તેમના અંતર સુધી પહોંચ્યો એટલે વિષય-કષાયના સર્પો પલાયન થઈ ગયા. અને તેમને સમજાઈ ગયું કે આ સંસાર સળગતો દાવાનળ છે. આધિ-વ્યાધિ ને ઉપાધિનો ઉકરડો છે ને મતલબનું મેદાન છે. સાચું સુખ તો ત્યાગમાં છે. આ સંતો પાસે કાંઈ નથી છતાં કેવા પ્રસન્ન છે, કેવા સમાધિમાં સ્થિર છે ! સાચા સંત કોને કહેવાય ? **જે શાંતિ પમાડે તે સંત. જે તંતનો અંત લાવે તે સંત; જે ભવનો અંત કરાવી ભગવંત બને અને બીજાને બનાવે તે સાચા સંત છે.** જેમણે સંસારના સ્નેહની ગ્રંથી તો કાપી નાંખી છે પણ રાગ-દ્વેષ-મોહ-ક્રોધ-માન -માયા-લોભ આદિ કષાયોની ગ્રંથી પણ કાપી નાંખી છે તે સાચા નિગ્રંથ છે, આવા સંતો આત્મ મસ્તીમાં એવા મસ્ત હોય કે એને આહાર કરવા ઉભા થવું પડે તો પણ તેની આંખમાં આંસુ આવી જાય ! અહો પ્રભુ ! મારા આત્માનો સ્વભાવ તો અનાહારક છે. હું હજુ એ દશાને પ્રાપ્ત કરી શકયો નથી તો મારે આહાર કરવો પડે છે ને ? આ કાયાને ટકાવવા માટે ખાવું પડે છે. આહાર છે તો નિહાર છે. હું અનાહારક દશાને ક્યારે પ્રાપ્ત કરીશ ને આત્માની અખંડ સમાધિ ક્યારે પામીશ ? સાચો સંત આવું ચિંત્વન કરે.

બલરાજાએ વીતરાગ વાણી સાંભળીને નિર્ણય કર્યો કે હું ઘેર જઈને પુત્રને ગાદીએ બેસાડીને આત્મશાંતિ પ્રાપ્ત કરવા સંસાર છોડીને સંયમી બનીશ. બોલો, તમારામાંથી કોઈએ નિર્ણય કર્યો છે કે મારે દીક્ષા લેવી છે. તમે તો ઘણીવાર વીતરાગ વાણી સાંભળી. એમણે તો એક વખત સાંભળી હતી. તમારું હૃદય કેવું કઠોર છે કે વીતરાગ વાણીનો આટલો વરસાદ વરસે છતાં ભીંજાય નહિ પણ યાદ રાખજો કે પૂર્વની કમાણી ખાઈ રહ્યા છો ને આ ભવમાં કંઈ કરતા નથી તો પરભવમાં શું થશે ? ભગવતી સૂત્રમાં તામલી તાપસનો અધિકાર આવે છે. એ જૈન ન હતો, એક રાત્રે તેની ઉંઘ ઉડી ગઈ. તે જાગૃત થયો ત્યારે તેને વિચાર આવ્યો કે પૂર્વભવમાં

હૃદય સુધી નથી પહોંચ્યો ત્યાં સુધી કર્મો ઉભા રહેવાનાં. પણ હજુ વીતરાગ વાણીનું મૂલ્ય જીવો સમજ્યા નથી વધુ શું કહું ?

જૈન ધર્મમાં એકેક ક્રિયાઓ મૂલ્યવાન છે. શ્રેણીક રાજા જેવા મહારાજા હાલીચાલીને એક નાનકડી ઝુંપડીમાં રહેનાર પુણીયા શ્રાવકને ઘેર એક સામાયિકનું ફળ લેવા માટે ગયા. શ્રેણીકને જોઈને પુણીયા શ્રાવકે કહ્યું મહારાજા ! મારું શું કામ પડયું કે આ રંકની ઝુંપડીએ આપને આવવું પડયું ? સમાચાર મોકલાવ્યા હોત તો હું આવી જાત. ત્યારે રાજા કહે. શ્રાવકજી ! હું આપની એક સામાયિકનું ફળ લેવા આવ્યો છું. પુણીયો શ્રાવક કહે છે સામાયિકનું ફળ કેટલું તે મને ખબર નથી. ત્યારે રાજા કહે છે મારે મફત નથી જોઈતું. મૂલ્ય આપીને લઈશ. ત્યારે શ્રાવક કહે છે સાહેબ ! મને મૂલ્યની ખબર નથી. આપને જેમણે એક સામાયિકનું ફળ લેવા મોકલ્યા હોય તેમને પૂછી લેજો કે સામાયિકનું મૂલ્ય કેટલું ? પણ એટલું તો જરૂર કહું છું કે તમારા ભંડાર સહિત રાજ્ય આપી દો તો પણ સામાયિકનું મૂલ્ય ચૂકવી શકાય નહિ. તમે જે મૂલ્ય આપવા માંગો છો તે અનિત્ય છે ને સામાયિકનું સુખ નિત્ય છે. અનિત્ય ચીજની સાથે નિત્યનો સોદો થાય ? ના. જેમ કોઈ માણુસ ઝવેરીને એમ કહે છે કે હું તમને ગુણુ ભરીને ઘઉં આપી જાઉં, તેના બદલામાં મને એક નાનકડો હીરો આપજો. તો શું ગુણી ઘઉંથી હીરો ખરીદી શકાય ? ના. તો ભૌતિક સુખની સામગ્રી રૂપી ઘઉંની મોટી ગુણીના બદલામાં હીરા કરતાં પણ અમૂલ્ય સામાયિકનું ફળ આપી શકાય ? તમે જ વિચાર કરો. પુણીયા શ્રાવકનો જવાબ સાંભળીને ચાર બુધ્ધિના ધણી શ્રેણીક રાજા સજ્જડ થઈ ગયા. કંઈ જવાબ આપી શકયા નહિ. ટૂંકમાં ધર્મની કોઈ પણ ક્રિયા શુધ્ધ ઉપયોગ ને ભાવપૂર્વક કરાય તો ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા થાય છે. વસ્તુ સારી હોય પણ પાત્ર બરાબર ન હોય તો સારી ચીજ બગડી જાય છે. જેમ ખટાશવાળા વાસણથી દૂધ.

બંધુઓ ને બહેનો ! આ ધર્મસ્થાનક ઉત્તમ છે. શાંતિ આપનાર છે. પણ અહીં આવીને પરની પંચાતો અને પરની નિંદા કરી તો શું થાય ? પાપ જ ને ? હું તો તમને કહું છું કે તમે અહીં આવીને વાત કરો તો આત્માની કરો. ઘરની નહિ. સાંભળો તો એક વીતરાગ વાણી સાંભળો પણ કોઈનું ખરાબ સાંભળશો નહિં. સ્વનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે ?

निंदणयाएणं भंते जीवे किं जणयइ ? निंदणयाएणं पच्छाणुतावं
जणयइ पच्छाणुतावेणं विरज्जमाणे करणगुणसेढिं पडिवज्जइ,
करणगुणसेढिं पडिवण्णेयणं अणगारे मोहणिज्जं कम्मं उग्धाएइ ॥

ઉત્ત–સૂ–અ–૨૯ સૂત્ર ૬.

હે ભગવાન ! આત્મનિંદા કરવાથી જીવને શું લાભ થાય છે? ત્યારે ભગવાન કહે છે ગૌતમ! આત્મનિંદા કરવાથી પશ્ચાતાપ થાય છે. પશ્ચાતાપ થવાથી વૈરાગ્યવંત બનીને ક્ષપક શ્રેણી પ્રાપ્ત કરે છે. ને ક્ષપક શ્રેણીવાળો જીવ મોહનીય કર્મનો નાશ કરે છે. આત્મનિંદા કરવામાં આવો મહાન લાભ થાય છે ને પરની નિંદા કરવાથી કર્મબંધન થાય છે. આત્માને ઉજ્જવળ બનાવવો હોય તો એકેક ગુણને અપનાવતા જાઓ ને દોષોને દફનાવતા જાઓ. જીવનમાંથી એકેક દોષને દૂર કરતા રહો તો એક દિવસ આપણો આત્મા ગુણની ખાણ સમાન બની જશે.

જેના જીવનમાં ગુણો ભરેલાં છે તેવા ગુણોની ખાણ સમાન ધર્મઘોષ મુનિ ૫૦૦ શિષ્યોના પરિવાર સહિત ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં પધાર્યા છે. વીતશોકા નગરીના મહારાજા તેમના દર્શને ગયા. વાણી સાંભળી ને તે હૃદયમાં ઉતરી ગઈ. વીતરાગ વાણીનો ટહુકાર તેમના અંતર સુધી પહોંચ્યો એટલે વિષય-કષાયના સર્પો પલાયન થઈ ગયા. અને તેમને સમજાઈ ગયું કે આ સંસાર સળગતો દાવાનળ છે. આધિ-વ્યાધિ ને ઉપાધિનો ઉકરડો છે ને મતલબનું મેદાન છે. સાચું સુખ તો ત્યાગમાં છે. આ સંતો પાસે કાંઈ નથી છતાં કેવા પ્રસન્ન છે, કેવા સમાધિમાં સ્થિર છે! સાચા સંત કોને કહેવાય? **જે શાંતિ પમાડે તે સંત. જે તંતનો અંત લાવે તે સંત; જે ભવનો અંત કરાવી ભગવંત બને અને બીજાને બનાવે તે સાચા સંત છે.** જેમણે સંસારના સ્નેહની ગ્રંથી તો કાપી નાંખી છે પણ રાગ-દ્વેષ-મોહ-ક્રોધ-માન -માયા-લોભ આદિ કષાયોની ગ્રંથી પણ કાપી નાંખી છે તે સાચા નિર્ગ્રંથ છે, આવા સંતો આત્મ મસ્તીમાં એવા મસ્ત હોય કે એને આહાર કરવા ઉભા થવું પડે તો પણ તેની આંખમાં આંસુ આવી જાય! અહો પ્રભુ! મારા આત્માનો સ્વભાવ તો અનાહારક છે. હું હજુ એ દશાને પ્રાપ્ત કરી શકયો નથી તો મારે આહાર કરવો પડે છે ને? આ કાયાને ટકાવવા માટે ખાવું પડે છે. આહાર છે તો નિહાર છે. હું અનાહારક દશાને ક્યારે પ્રાપ્ત કરીશ ને આત્માની અખંડ સમાધિ ક્યારે પામીશ? સાચો સંત આવું ચિંતન કરે.

બલરાજાએ વીતરાગ વાણી સાંભળીને નિર્ણય કર્યો કે હું ઘેર જઈને પુત્રને ગાદીએ બેસાડીને આત્મશાંતિ પ્રાપ્ત કરવા સંસાર છોડીને સંયમી બનીશ. બોલો, તમારામાંથી કોઈએ નિર્ણય કર્યો છે કે મારે દીક્ષા લેવી છે. તમે તો ઘણીવાર વીતરાગ વાણી સાંભળી. એમણે તો એક વખત સાંભળી હતી. તમારું હૃદય કેવું કઠોર છે કે વીતરાગ વાણીનો આટલો વરસાદ વરસે છતા ભીંજાય નહિ પણ યાદ રાખજો કે પૂર્વની કમાણી ખાઈ રહ્યા છો ને આ ભવમાં કંઈ કરતા નથી તો પરભવમાં શું થશે? ભગવતી સૂત્રમાં તામલી તાપસનો અધિકાર આવે છે. એ જૈન ન હતો, એક રાત્રે તેની ઉંઘ ઉડી ગઈ. તે જાગૃત થયો ત્યારે તેને વિચાર આવ્યો કે પૂર્વભવમાં

સત્કાર્ય-દાન-પુણ્ય કર્યા હશે તેનું આ બધું ફળ છે, પણ આ ભવમાં નહિ કરું તો પરભવમાં મારું શું થશે ? આ સુખ મને છોડીને ચાલ્યું જાય તેના કરતાં હું તેને છોડીને ચાલ્યો જાઉં. આવો વિચાર થતાં સવારમાં એના ધર્મની દીક્ષા અંગીકાર કરી પહાડ ઉપર ચાલ્યો ગયો. છઠ્ઠને પારણે છઠ્ઠ એમ ૬૦,૦૦૦ વર્ષો સુધી તપ કર્યા, પણ એણે પરભવના સુખની ઈચ્છાથી તપ કર્યા હતા એટલે એના તપને બાલતપ કહ્યો છે.

ટૂંકમાં તે અન્ય ધર્મી હતો છતાં પરભવનો વિચાર આવતાં સંસાર છોડીને સાધુ બની ગયો. પણ તમને તો પરભવનો વિચાર પણ આવતો નહિ હોય. બસ દીકરાના દીકરા ખાય તેટલું ધન ભેગું કરી લઉં. તમને આ એક જ લગની છે. પણ આ તમારા દીકરા તમને કેટલું સુખ આપશે એ તો પુણ્યાધીન છે. આ ભવમાં સુખી થવું હોય તો જીવનમાં ધર્મ જોઈશે. તમે ધર્મ કરો ને સંતાનોને ધર્મના સંસ્કાર આપો તો તમે સુખી થશો. પણ જો ધર્મને નહિ સમજ્યા હો તો સંસારમાં આગ ફાટી નીકળશે. પુણ્યનો યોગ હશે તો સંતાનો મા-બાપને સાચવશે પણ પુણ્ય ખલાસ થશે ત્યારે છતાં પૈસે મા-બાપને રડવાનો વખત આવે છે. આ સંસાર ભડભડતી આગ જેવો છે. એક દૃષ્ટાંત આપીને સમજાવું.

મગનલાલ નામનાં એક શેઠ ઘણા સુખી હતાં. ગરીબાઈમાંથી મજુરી કરતાં ઉંચે આવ્યા હતા, ધન ખૂબ કમાયા. પેઢી સારી જમાવી હતી. સમાજમાં પણ મગનભાઈનું સારું માન હતું. પુણ્યોદયે પૈસો ખૂબ હતો પણ મમતા જીતવી ખૂબ કઠણ છે. શેઠને પૈસાની ખૂબ મમતા હતી. કરકસર ખૂબ કરતાં. શેઠને એક દીકરો હતો. તેનું નામ સુરેશ હતું. સુરેશ મોટો થયો. શેઠે તેને ભણાવ્યો. તે બી. કોમ. પાસ થયો. શેઠે એને પરણાવ્યો. પછી દીકરાને દુકાનમાં બેસાડયો. સુરેશ બી. કોમ. ભણેલો અને ખૂબ હોંશિયાર હતો. એનું મગજ કોઈ ઓર હતું. શેઠ મનમા માનતાં હતાં કે હવે દીકરો મોટો થઈ આવ્યો છે એટલે વધારે મોટો વહેપાર ખેડીશું, ને મને શાંતિ મળશે પણ ભાવિમાં કોઈ જુદું સર્જાયું હતું. સુરેશ ધંધામાં લાગી ગયો. ધીમે ધીમે તેણે બધી લગામ હાથમાં લઈ લીધી. પોતે વહેપારમાં પ્રવીણ બની ગયો હતો પણ એને એના પિતાની કેટલીક રીતભાત ગમતી ન હતી. મગનભાઈ સુરેશને કહેતા- બેટા ! દુકાનનું દરેક કામ આપણને હાથે કરી લેતાં આવડવું જોઈએ. નોકર ન હોય તો પરવશ ન બની જવાય. ગાડીઓનો તોલ કરાવવા કે ગોડાઉનમાં માલ ઉતારવા માટે પણ આપણે જાતે જવું. નોકરના ભરોસે કામ કરવું નહિ. આ રીતે હિત શિખામણ આપતાં પણ સુરેશને આ ગમતું નહિ. સુરેશ આધુનિક પધ્ધતિનો માણસ હતો. એટલે સો રૂપિયાનો પગારદાર માણસ જે કામ કરી શકે તેમાં પોતાને રોકાઈ રહેવું પડે તે તેને ગમતું નહિ. નામાના લાંબા ચોપડા અને ચામડાના પૂંઠામાં હાથે

બાંધેલી બુકો તેને ગમતી ન હતી. ખડીઓ ને લેખન પણ તેને પસંદ ન હતા. બજાર વચ્ચે ઉભા રહીને ભાવ-તાલની બૂમો પાડવાની મોટાભાગના વહેપારીઓને આદત હતી તે પણ સુરેશને પસંદ નહિ એટલે પિતા જે કંઈ શિખામણ આપે તે સુરેશને કટકટ લાગતી હતી. અને નાની નાની બાબતોમાં પિતાને રોકટોક કરતો હતો. એક દિવસ મગનલાલ શેઠ દુકાનના ઓટલા પાસે ઉભા રહીને કોઈ વહેપારી સાથે ભાવ-તાલની વાતો કરતા હતા. ત્યારે સુરેશે એમને ટોક્યા. શેઠને આ ગમ્યું નહિ. પણ તે વખતે કંઈ બોલ્યા નહિ, પરંતુ બજારમાં જ્યાં ત્યાં ઉભા રહેતાં તેઓ અચકાતા હતા. ધીમે ધીમે પિતા અને પુત્ર વચ્ચે મજુરી ચૂકવવાથી માંડીને સોદા સુધીની વાતમાં મતભેદ ઉભા થવા લાગ્યા. સુરેશ મગનભાઈનું કાંઈ સાંભળતો ન હતો. પોતાનું ધાર્યું કર્યા કરતો. દિવસે દિવસે શેઠનું સ્વમાન ઘવાતું હતું. યુવાન દીકરાને વધુ શું કહેવું ? એમ સમજીને શેઠ મૌન રહેતા. પણ સુરેશ એટલેથી અટક્યો નહિ. પણ બીજા વહેપારીઓની હાજરીમાં પણ પોતાના બાપને જેમ તેમ ઉતારી પાડતો. પિતા સ્હેજ કંઈ કહેવા જાય એટલે તરત બોલી ઉઠતો કે બેસોને ડોસા ! હવે તમારે કંઈ માથું મારવું નહિ, ઘણીવાર ગાદીએથી ઉઠાડીને મુનિમ નામું કરવા બેસે ત્યાં બેસાડી દેતો.

**"શેઠના હૃદયમાં ભારે બળાપો :"** આ રીતે સુરેશ પિતાનું હડહડતું અપમાન કરી નાંખતો. આ સમયે શેઠ મનમાં શમશમી ઉઠતા. આ છોકરો શું સમજે છે ? આ બધું કોણે ઉભું કર્યું ? મેં આખી જિંદગી આ દુકાન ઉપર કાઢી આબરૂ જમાવી. વહેપારી વર્ગમાં મારું માન છે. વીસ પચ્ચીસ હજારનો સહેલાઈથી સોદો કરું છું. આવું બધું સંભળાવી દેવાનું મન થઈ જતું. દીકરો આટલો પજવે છે. છતાં શેઠ માને છે કે દીકરો જુવાન છે ને કામ બધું ઉપાડી લીધું છે. ધીમે ધીમે ઠેકાણે આવશે. એમ મન મનાવતાં હતા. એક વખત કોઈ મોટો વહેપારી આવ્યો. શેઠ તેની સાથે વાતચીત કરવા લાગ્યા. તે વખતે સુરેશે વહેપારીઓને કહી દીધું કે તમારે એ ડોસા સાથે વહેપારની કોઈ વાતચીત કરવી નહિ. એનામાં કંઈ બુદ્ધિ નથી. જો મને પૂછયા વગર સોદાની વાતચીત કરશો તો હું માન્ય નહિ રાખું. હવે તો હદ આવી ગઈ ને ! આ વખતે બાપને કેવું દુઃખ થાય ? ધરતી જગ્યા આપે તો સમાઈ જાઉં એમ થઈ ગયું. મનમાં ક્રોધ આવી ગયો. એક થપ્પડ મારીને ગાદીએથી ઉઠાડી મૂકું, જીભ સળવળી પણ એ ગુસ્સાને શેઠ પી ગયા. સુરેશને એક શબ્દ કહી શક્યા નહિ પણ દિલમાં ખૂબ આઘાત લાગ્યો. કોઈ ન હતું ત્યારે ધીમે રહીને કહ્યું બેટા સુરેશ ! તું મને શા માટે આમ કરે છે ? કાળી મજુરી કરીને દુકાન જમાવી. આટલું હું રળ્યો ને તું મારી આ દશા કરવા ઉઠયો ? ત્યાં સુરેશ

સત્કાર્ય–દાન–પુણ્ય કર્યા હશે તેનું આ બધું ફળ છે, પણ આ ભવમાં નહિ કરું તો પરભવમાં મારું શું થશે ? આ સુખ મને છોડીને ચાલ્યું જાય તેના કરતાં હું તેને છોડીને ચાલ્યો જાઉં. આવો વિચાર થતાં સવારમાં એના ધર્મની દીક્ષા અંગીકાર કરી પહાડ ઉપર ચાલ્યો ગયો. છઠ્ઠને પારણે છઠ્ઠ એમ ૬૦,૦૦૦ વર્ષો સુધી તપ કર્યા, પણ એણે પરભવના સુખની ઈચ્છાથી તપ કર્યા હતા એટલે એના તપને બાલતપ કહ્યો છે.

ટૂંકમાં તે અન્ય ધર્મી હતો છતાં પરભવનો વિચાર આવતાં સંસાર છોડીને સાધુ બની ગયો. પણ તમને તો પરભવનો વિચાર પણ આવતો નહિ હોય. બસ દીકરાના દીકરા ખાય તેટલું ધન ભેગું કરી લઉં. તમને આ એક જ લગની છે. પણ આ તમારા દીકરા તમને કેટલું સુખ આપશે એ તો પુણ્યાધીન છે. આ ભવમાં સુખી થવું હોય તો જીવનમાં ધર્મ જોઈશે. તમે ધર્મ કરો ને સંતાનોને ધર્મના સંસ્કાર આપો તો તમે સુખી થશો. પણ જો ધર્મને નહિ સમજ્યા હો તો સંસારમાં આગ ફાટી નીકળશે. પુણ્યનો યોગ હશે તો સંતાનો મા–બાપને સાચવશે પણ પુણ્ય ખલાસ થશે ત્યારે છતાં પૈસે મા–બાપને રડવાનો વખત આવે છે. આ સંસાર ભડભડતી આગ જેવો છે. એક દૃષ્ટાંત આપીને સમજાવું.

મગનલાલ નામનાં એક શેઠ ઘણાં સુખી હતાં. ગરીબાઈમાંથી મજુરી કરતાં ઉંચે આવ્યા હતા, ધન ખૂબ કમાયા. પેઢી સારી જમાવી હતી. સમાજમાં પણ મગનભાઈનું સારું માન હતું. પુણ્યોદયે પૈસો ખૂબ હતો પણ મમતા જીતવી ખૂબ કઠણ છે. શેઠને પૈસાની ખૂબ મમતા હતી. કરકસર ખૂબ કરતાં. શેઠને એક દીકરો હતો. તેનું નામ સુરેશ હતું. સુરેશ મોટો થયો. શેઠે તેને ભણાવ્યો. તે બી. કોમ. પાસ થયો. શેઠે એને પરણાવ્યો. પછી દીકરાને દુકાનમાં બેસાડયો. સુરેશ બી. કોમ. ભણેલો અને ખૂબ હોંશિયાર હતો. એનું મગજ કોઈ ઓર હતું. શેઠ મનમાં માનતાં હતાં કે હવે દીકરો મોટો થઈ આવ્યો છે એટલે વધારે મોટો વહેપાર ખેડીશું, ને મને શાંતિ મળશે પણ ભાવિમાં કોઈ જુદું સર્જાયું હતું. સુરેશ ધંધામાં લાગી ગયો. ધીમે ધીમે તેણે બધી લગામ હાથમાં લઈ લીધી. પોતે વહેપારમાં પ્રવીણ બની ગયો હતો પણ એને એના પિતાની કેટલીક રીતભાત ગમતી ન હતી. મગનભાઈ સુરેશને કહેતા–બેટા ! દુકાનનું દરેક કામ આપણને હાથે કરી લેતાં આવડવું જોઈએ. નોકર ન હોય તો પરવશ ન બની જવાય. ગાડીઓનો તોલ કરાવવા કે ગોડાઉનમાં માલ ઉતારવા માટે પણ આપણે જાતે જવું. નોકરના ભરોસે કામ કરવું નહિ. આ રીતે હિત શિખામણ આપતાં પણ સુરેશને આ ગમતું નહિ. સુરેશ આધુનિક પધ્ધતિનો માણસ હતો. એટલે સો રૂપિયાનો પગારદાર માણસ જે કામ કરી શકે તેમાં પોતાને રોકાઈ રહેવું પડે તે તેને ગમતું નહિ. નામાના લાંબા ચોપડા અને ચામડાના પૂંઠામાં હાથે

બાંધેલી બુકો તેને ગમતી ન હતી. ખડીયો ને લેખન પણ તેને પસંદ ન હતા. બજાર વચ્ચે ઉભા રહીને ભાવ-તાલની બૂમો પાડવાની મોટાભાગના વહેપારીઓને આદત હતી તે પણ સુરેશને પસંદ નહિ એટલે પિતા જે કંઈ શિખામણ આપે તે સુરેશને કટકટ લાગતી હતી. અને નાની નાની બાબતોમાં પિતાને રોકટોક કરતો હતો. એક દિવસ મગનલાલ શેઠ દુકાનના ઓટલા પાસે ઉભા રહીને કોઈ વહેપારી સાથે ભાવ-તાલની વાતો કરતા હતા. ત્યારે સુરેશે એમને ટોક્યા. શેઠને આ ગમ્યું નહિ. પણ તે વખતે કંઈ બોલ્યા નહિ, પરંતુ બજારમાં જ્યાં ત્યાં ઉભા રહેતાં તેઓ અચકાતા હતા. ધીમે ધીમે પિતા અને પુત્ર વચ્ચે મજુરી ચૂકવવાથી માંડીને સોદા સુધીની વાતમાં મતભેદ ઉભા થવા લાગ્યા. સુરેશ મગનભાઈનું કાંઈ સાંભળતો ન હતો. પોતાનું ધાર્યું કર્યા કરતો. દિવસે દિવસે શેઠનું સ્વમાન ઘવાતું હતું. યુવાન દીકરાને વધુ શું કહેવું ? એમ સમજીને શેઠ મૌન રહેતા. પણ સુરેશ એટલેથી અટક્યો નહિ. પણ બીજા વહેપારીઓની હાજરીમાં પણ પોતાના બાપને જેમ તેમ ઉતારી પાડતો. પિતા સ્હેજ કંઈ કહેવા જાય એટલે તરત બોલી ઉઠતો કે બેસોને ડોસા ! હવે તમારે કંઈ માથું મારવું નહિ, ઘણીવાર ગાદીએથી ઉઠાડીને મુનિમ નામું કરવા બેસે ત્યાં બેસાડી દેતો.

**"શેઠના હૃદયમાં ભારે બળાપો :"** આ રીતે સુરેશ પિતાનું હડહડતું અપમાન કરી નાંખતો. આ સમયે શેઠ મનમાં શમશમી ઉઠતા. આ છોકરો શું સમજે છે ? આ બધું કોણે ઉભું કર્યું ? મેં આખી જિંદગી આ દુકાન ઉપર કાઢી આબરૂ જમાવી. વહેપારી વર્ગમાં મારું માન છે. વીસ પચ્ચીસ હજારનો સહેલાઈથી સોદો કરું છું. આવું બધું સંભળાવી દેવાનું મન થઈ જતું. દીકરો આટલો પજવે છે. છતાં શેઠ માને છે કે દીકરો જુવાન છે ને કામ બધું ઉપાડી લીધુ છે. ધીમે ધીમે ઠેકાણે આવશે. એમ મન મનાવતાં હતા. એક વખત કોઈ મોટો વહેપારી આવ્યો. શેઠ તેની સાથે વાતચીત કરવા લાગ્યા. તે વખતે સુરેશે વહેપારીઓને કહી દીધું કે તમારે એ ડોસા સાથે વહેપારની કોઈ વાતચીત કરવી નહિ. એનામાં કંઈ બુધ્ધિ નથી. જો મને પૂછયા વગર સોદાની વાતચીત કરશો તો હું માન્ય નહિ રાખું. હવે તો હદ આવી ગઈ ને ! આ વખતે બાપને કેવું દુઃખ થાય ? ધરતી જગ્યા આપે તો સમાઈ જાઉં એમ થઈ ગયું. મનમાં ક્રોધ આવી ગયો. એક થપ્પડ મારીને ગાદીએથી ઉઠાડી મૂકું, જીભ સળવળી પણ એ ગુસ્સાને શેઠ પી ગયા. સુરેશને એક શબ્દ કહી શક્યા નહિ પણ દિલમાં ખૂબ આઘાત લાગ્યો. કોઈ ન હતું ત્યારે ધીમે રહીને કહ્યું બેટા સુરેશ ! તું મને શા માટે આમ કરે છે ? કાળી મજુરી કરીને દુકાન જમાવી. આટલું હું રળ્યો ને તું મારી આ દશા કરવા ઉઠયો ? ત્યાં સુરેશ

તાડૂકયો. ચૂપ ! એક શબ્દ બોલ્યા છો તો ? જો વધુ બોલશો તો દુકાન ઉપર ચઢવા નહિ દઉં.

**"દીકરા તરફથી હડહડતું અપમાન–પિતાને લાગેલો આઘાત :"** બંધુઓ ! દીકરાએ બાપની કિંમત કોડીની કરી નાંખી છતાં પણ બાપને મમતા છૂટતી નથી. તેને ઉપાશ્રયે આવવાનું મન થતું નથી. કેવી કરૂણ દશા છે! ઘેર જાય ત્યારે બાપ કહે બેટા ! તું મારી એક વાત તો સાંભળ. ત્યાં દીકરો કહે કે હવે બકવાદ મૂકોને ? જો વધુ બોલશો તો ઘરમાં રહેવા નહિ દઉં. એટલો હજુ સારો છું કે તમને પેટ ભરીને ખાવા તો આપું છું ને ? દીકરાનો ક્રોધ જોઈને બાપ ધ્રુજી ઉઠયો. કયાં જાઉં. મારી વીતક કોને કહું ? ખૂબ મૂંઝાયા. ધ્રુસકે ને ધ્રુસકે રડયા. રડીને હૈયું હળવું કર્યું ને મનમાં નક્કી કર્યું કે એ ઉધ્ધત છોકરો મને હડધૂત કરે છે. હવે મારે દુકાને જવું નહિ. વહેપારમાં ધ્યાન આપવું નહિ. ઉપાશ્રયે જઈને ધર્મધ્યાન કરવું. આત્માનું કલ્યાણ તો થાય ! મને સંતો ઘણીવાર ટકોર કરતાં કે શેઠ ! પરભવનું ભાતુ ભરવા બે ઘડી ઉપાશ્રયે આવો. ધર્મધ્યાન કરો. છેવટે એક નવકારવાળી તો અવશ્ય ગણવી. કાળાબજાર કરીને ભેગું કરો છો પણ કંઈ સાથે આવવાનું નથી. હિંસા કરશો તો નરકમાં જશો ને ખોટા તોલ માપ રાખશો તો તિર્યંચ બનશો. ખરેખર ! મેં દીકરા માટે આટલા પાપ કરીને પૈસા ભેગા કર્યા. મેં પાપ કરતાં પાછું વાળીને જોયું નહિ. નરકમાં તો જઈશ ત્યારે જઈશ પણ મને દીકરાએ અત્યારે તિર્યંચ જેવો પરવશ બનાવી દીધો છે. ચાલ, ત્યારે હવે ઉપાશ્રયે જાઉં. ઉપાશ્રયે ગયા. વ્યાખ્યાન સાંભળ્યું. ઘેર આવીને જમ્યા ને સૂતા પણ ઉંઘ આવતી નથી. સમય જતો નથી એટલે દુકાનનો વિચાર આવ્યો કે આજે કોણ આડતીયા આવ્યા હશે ? કપાસીયાનો તોલ બરાબર થયો હશે કે નહિ ? સુરેશે જામનગરનો ચેક બેંકમાં જમા કરાવ્યો હશે કે નહિ ? વહેપારમાં ધ્યાન નહિ રાખે તો ખોટ જશે. સુરેશ ગમે તેમ તોય છોકરું છે ને ! એમ એક પછી એક વિચારો આવવા લાગ્યા. ઉંઘ આવી નહિ એટલે શેઠ ઉભા થઈને દુકાને ગયા.

**"પોતાની મિલ્કત હોવા છતાં દાન દેવાનો અધિકાર નહિ":** બંધુઓ ! જે દીકરા માટે બાપે આટલું કર્યું તે દીકરો બાપને કેવા દુઃખ આપે છે ! છતાં મોહ દશા કેવી ભયંકર છે ! મગનલાલ શેઠે દુકાને જઈને દીકરાને પૂછયું – બેટા ! તેં બેંકમાં ચેક જમા કરાવ્યો ? કોઈ નવા વહેપારી આવ્યા હતા ? કોઈની ટપાલ છે ? એમ ઘણાં પ્રશ્નો પૂછયા પણ દીકરાએ કંઈ જવાબ આપ્યો નહિ ત્યારે ફરીને પૂછયું. ત્યારે સુરેશે કહ્યું–ડોસા ! બધું થઇ રહેશે. તું મૂંગો મરને. એક નોકર કરતાં પણ બાપની દશા ખરાબ થઇ છે. ખૂબ દુઃખ થયું. બાપનું હૈયું તૂટીને કટકા

થઈ ગયું. દુકાનેથી ઘેર આવ્યા. બીજે દિવસે બાપા પાછા ઉપાશ્રયે ગયા. તે દિવસે સંઘના પ્રમુખ ફાળો કરવા ઉભા થયા.

મગનલાલ શેઠના મનમાં થયું કે લોભ કરીને કદી સત્કાર્યમાં રાતી પાઈ વાપરી નથી. આજે તો હું વાપરું. મારી મહેનતની કમાણી છે. ધર્મના કાર્યમાં કંઈ સુરેશ થોડો ના પાડશે ? શેઠે કહ્યું મારા ૧૦૦૧) રૂપિયા લખો. સંઘના શેઠીયા હરખાયા કે મગનલાલ શેઠે સારી શરૂઆત કરી. હવે આપણો ધારો તૂટશે ને બધા વધારે પૈસા નોંધાવશે. સંઘે શેઠનો ખૂબ સત્કાર કર્યો. શેઠ ઉઠીને ઘેર ગયા. સાંજે સુરેશ ઘેર ગયો ત્યારે બાપે કહ્યું–બેટા ! આજે ઉપાશ્રયે ગયો હતો. ત્યાં ફાળો થતો હતો તેમાં મેં રૂ. ૧૦૦૧) લખાવ્યા છે. તો તું મને આપી દેજે એટલે હું ભરી આવીશ. સુરેશ તો બાપને મારવા ઉઠયો. ડોસા ! કોને પૂછીને લખાવ્યા? એક રાતી પાઈ નહિ આપું. દીકરાના વચન સાંભળીને બાપ તો ઢગલો થઈને ઢળી પડયો. ખૂબ આઘાત લાગ્યો કે મેં પૈસા લખાવ્યા. હવે આ દુષ્ટ છોકરો પૈસા નહિ આપે તો હું શું કરીશ ? ખૂબ મૂંઝાયા. છૂટે મોઢે રડયા પણ દીકરાને બાપની દયા ન આવી. હવે બાપને ભાન થયું કે આ સંસારમાં કોઈ કોઈનું નથી. સંતની વાત તદ્દન સત્ય છે કે જેવા કર્મો કરશો તેવા ભોગવવા પડશે. મેં પૂર્વભવમાં એવા કર્મો કર્યા હશે તે મને ઉદયમાં આવ્યા. મેં દીકરાને ભણાવ્યો, પરણાવ્યો ને તેને માટે પાપ કરતાં પાછું વાળીને જોયું નહિ. એ દીકરાએ મને એક દિવસ સુખ આપ્યું નહિ. ઉપરથી હેરાન કરે છે. મેં કેવા કર્મો કર્યા હશે !

બંધુઓ ! આ મગનલાલ શેઠની હાલત જોઈને મમતા છોડજો, કર્મો કોઇને છોડનાર નથી.

**કર્મ આવે, ખૂબ સતાવે, વૈરની પૂરી વસુલાત વાળે કે ધર્મ કરો ધર્મ કરો.**
**વાયરા ધર્મ તણાં વાવા લાગ્યા કે ધર્મ કરો ધર્મ કરો.**

આ શેઠની આ દશા કેમ થઈ ? જીવનમાં ધર્મ કર્યો ન હતો ને દીકરાને પણ ધર્મના સંસ્કાર આપ્યા ન હતા. જો ધર્મ સમજાવ્યો હોત તો આ દશા ન થાત. દેવાનુપ્રિયો ! હું તો તમને કહું છું કે જો તમારી આવી દશા ન કરવી હોય, ઘડપણમાં આત્માનું બગાડવું ન હોય તો ૦ા કલાક, ૦ાા કલાક બાળકોને ધર્મનું શિક્ષણ આપો. તમારી દુકાને અન્ય ધર્મી ઘરાક આવે તો તેને પણ ધર્મની પ્રસાદી આપો. દાખલા દલીલ સહિત કર્મની થીએરી સમજાવો. કે એક કોઠીંબડાની છાલ ઉતારી તો બીજા ભવમાં જીવતાં શરીરની ચામડી ઉતરાવવી પડી તીર્થંકર, ચક્રવર્તિ કે કરોડપતિ કોઈને કર્મો છોડતાં નથી. કર્મના દેણાં ચક્રવર્તિ વ્યાજ સહિત ભોગવવા પડશે. આવી વાત તમે સમજો ને બીજાને સમજાવો.

બંધુઓ! જૈન ધર્મ સો ટચના સોના જેવો છે. જો આ ભવમાં ને પરભવમાં સુખી થવું હોય તો ધર્મનું આચરણ કરો. ધર્મ એ સાચો મિત્ર છે. આ ભવમાં ને પરભવમાં જીવની સાથે રહેનારા હોય તો ધર્મ છે. માટે ધર્મના કામમાં પ્રમાદ ન કરો. ધર્મમાં વાયદો કરવાથી ફાયદો નહિ થાય. ધર્મનાં કામ રોકડેથી પતાવતાં શીખો. અને પાપના કામમાં વિલંબ કરો. આયુષ્ય અને આરોગ્યનો કોઈ ભરોસો નથી. માટે ધર્મના કામમાં ઢીલ ન કરવી. "સારા કાર્યમાં સો વિઘ્નો" એમ સમજી સારા કામમાં વિલંબ ન કરવો. સુકૃત શીઘ્ર કરવું. જ્યારે અંતરમાં ધર્મારાધના કરવાનો ભાવ જાગે ત્યારે તે ભાવને તરત અમલમાં મૂકવો. કારણ કે આવેલા ભાવ ક્યારે ચાલ્યા જાય તેનો ભરોસો નથી. એક તો ધર્મ સુકૃત્ય કરવાનો દિલમાં ભાવ જાગવો મુશ્કેલ છે પછી તેને ઉંઘાડી રાખ્યો તો ખેલ ખતમ સમજવો. માટે સુકૃત કરવાનો ભાવ જાગે ત્યારે કાલે કરીશું એવો વિચાર ના કરો. કારણ કે એક ક્ષણ પછી શું થવાનું છે તે આપણે જાણતા નથી. માટે કોઈ વ્રત લેવાનો, દાન દેવાનો, શીયળ પાળવાનો, તપ કરવાનો, સામાયિક કરવાના કે દીક્ષા લેવાના ભાવ જાગે ત્યારે તરત તેને આચરણમાં મૂકો.

**जरा जाव न पीडइ, वाही जाव न वड्ढइ ।**
**जाविन्दिया न हायन्ति, ताव धम्मं समायरे ॥** દશ. સૂ. અ. ૮ ગાથા ૩૬

આ શરીર જરાથી જર્જરિત થયું નથી. ટી. બી., કેન્સર, લકવા જેવા રોગોથી ઘેરાઈ ગયું નથી અને પાંચે ઇન્દ્રિયો જ્યાં સુધી ક્ષીણ થઈ નથી ત્યાં સુધી ધર્મનું આચરણ કરી લો. અવસર વીત્યા પછી પસ્તાવું પડશે. ધર્મ કરવાનો અવસર વારંવાર મળતો નથી. માટે સમજી લેજો. પછી ગમે તેટલી ઇચ્છા કરશો તો પણ આ અવસર નહિ મળે. પાપ કરવાના અવતાર જીવને હલકા કુળોમાં ને હલકી જાતિઓમાં અનંતીવાર મળ્યા. પરંતુ જલ્દી ધર્મ કરી જન્મ મરણના ત્રાસથી છૂટવાનો અવસર વારંવાર મળવો મુશ્કેલ છે. માટે જ્ઞાની કહે છે કે–**દેહમાળામાં આત્મા રૂપી હંસલો ક્રીડા કરે છે ત્યાં સુધી સકલ દુઃખોનો નાશક અને સકલ સુખોનો સાધક એવા વીતરાગ ધર્મની સાધના કરી લે.** આવી ધર્મ કરવાની સામગ્રી અને સંયોગો ફરી ફરીને મળવા મુશ્કેલ છે. માટે પ્રમાદનો ત્યાગ કરી ધર્મ કરવા કટિબધ્ધ બનો. જોરદાર પાવરથી એવો ધર્મ કરો કે કર્મની જંજીરો તૂટીને જમીન દોસ્ત બની જાય. અને આત્મા સદાને માટે કર્મશત્રુના ત્રાસથી મુક્ત બને.

બંધુઓ! જો સમજીને ધર્મનું આચરણ નહિ કરો તો પેલા શેઠના જેવા બૂરા હવાલ થશે. શેઠે સંઘના ફાળામાં રૂ. ૧૦૦૧) લખાવી દીધા. પોતાની પાસે રાતી પાઈ નથી અને દુકાનમાં સર્વોપરિ સત્તા દીકરાની છે. હવે જો લખાવીને પૈસા

નહિ આપું તો મારી આબરૂ શી ? બાપે કહ્યું–દીકરા ! હવે હું ફરીને નહિ લખાવું પણ આ વખતે તો તું આપી દેજે. ત્યારે સુરેશે ક્રોધ કરીને કહ્યું કે હું આપવાનો નથી. એક વખત નહિ આપું તો તમને ભાન થશે ને ફરીથી લખાવના ભૂલી જશો. શેઠને તો આંખ કરતાં આંસુ મોટા. રડતાં રડતાં કહે છે સુરેશ ! કંઈક તો વિચાર કર. લખાવેલા પૈસા નહિ આપું તો સંઘમાં મારી કેવી હલકી છાપ પડશે ને લોકોમાં વાતો થશે કે મગનલાલે પૈસા લખાવીને આપ્યા નહિ. હું ઉપાશ્રયે જઈને લોકોમાં શું મોઢું બતાવીશ ! આમ વિચાર કરતાં મગનલાલ શેઠ મગજ ઉપરનો કાબૂ ગુમાવી બેઠા. ને બોલવા લાગ્યા કે મારી આબરૂ શી ? છોકરો પૈસા આપતો નથી. આ રીતે બોલબોલ કરવા લાગ્યા. ચાલે તો ચાલ ચાલ કરવા લાગ્યા. શરીર ક્ષીણ થવા લાગ્યું. પણ સુરેશ બાપની સ્હેજ પણ સંભાળ લેતો નથી. દવા પણ કરાવતો ન હતો.

**"મિત્રની સુરેશને હિત શિખામણ :"**–શેઠ ખૂબ કંટાળે ત્યારે પોતાના જુના મિત્રને ત્યાં જઈ પોતાની હૈયા વરાળ ઠાલવી રડી પડતાં મિત્ર શેઠને આશ્વાસન આપતાં કર્મનું સ્વરૂપ સમજાવતાં. તેથી શેઠને કંઈક શાંતિ વળતી. મિત્રથી મગનલાલનું દુઃખ જોયું જતું ન હતું. એટલે સુરેશને ઘણીવાર સમજાવતાં કે તારે તારા બાપને આ રીતે ન કરવું જોઈએ. તેની કેવી દશા થઈ છે ! તારા માટે તેમણે કેટલું કર્યું છે ! અને તું આવું કરે તો કેટલો આઘાત લાગે ! મિત્રે સમજાવીને સુરેશ પાસેથી ફાળામાં નોંધાવેલા રૂ. ૧૦૦૧) કઢાવીને શેઠને આપ્યા. શેઠે પોતાની જાતે સંઘમાં આપી દીધા. ને તેના આત્માને શાંતિ વળી. પણ હવે સંસાર ઉપરથી શેઠનું મન ઉઠી ગયું. પુત્રનો મોહ ઉતરી ગયો. ને ધર્મનું સ્વરૂપ સમજાયું. પોતે જિંદગીમાં ધર્મ ન કર્યો, દાનમાં પૈસા વાપર્યા નહિ તેનો ખૂબ અફસોસ થવા લાગ્યો. પણ રાંડયા પછીનું ડહાપણ શા કામનું ? શેઠનો મિત્ર રોજ તેમની પાસે આવીને ધર્મનું સ્વરૂપ સમજાવતો. એમ કરતાં એક દિવસ મગનલાલનું આયુષ્ય પૂર્ણ થયું ને સુરેશના ઘરમાંથી સદાને માટે પિતાએ વિદાય લીધી.

સગાવહાલા અને સંબંધીને શેઠના મૃત્યુના સમાચાર આપ્યા. શેઠની નનામી બંધાઈ ગઈ. તે સમયે સુરેશ મોટી પોક મૂકીને બાપની નનામી પકડીને રડવા લાગ્યો. બાપુજી ! તમે મને મૂકીને ચાલ્યા. હવે હું એકલો થઈ ગયો. મારું કોઈ નથી. હવે મારી સંભાળ કોણ રાખશે ? મને હિત શિખામણ કોણ આપશે ? એમ કહીને ખૂબ કરૂણ સ્વરે કલ્પાંત કરવા લાગ્યો. સગાવહાલાં તેના માથે હાથ મૂકીને કહેવા લાગ્યા કે ભાઈ ! શાંતિ રાખો. વહેલાં કે મોડા એક દિવસ તો સૌને જવાનું છે. એનું રૂદન જોઈને સૌની આંખમાં આંસુ આવી ગયા. છેવટે શેઠની અંતિમ ક્રિયા કરી. બધું પતી ગયા પછી સુરેશે એના પિતાજીનો એક મોટો ફોટો સુંદર ફ્રેમમાં મઢાવીને દુકાનમાં

ગોઠવ્યો. ને તેને ફૂલહાર પહેરાવી પૂજા કરવા લાગ્યો. એણે બાપને કેવું દુઃખ આપ્યું છે તે બધાં જાણતા હતાં. પણ કોઈ કહેવા ન ગયું. પણ શેઠના મિત્રે કહ્યું–સુરેશ! હવે તું આ ખોટો દંભ શા માટે કરે છે? તેં તારા બાપને જીવતાં એક દિવસ સુખ આપ્યું નથી ને હવે મર્યા પછી મોટી પોકે રડે છે. જીવતા જાણ્યા નહિને મર્યા પછી પૂજા કરવા બેઠો છે. એનો શું અર્થ છે? તારા જેવો દુનિયામાં દંભી કોણ છે? એમ કહી ખૂબ ફીટકાર આપ્યો.

ટૂંકમાં મારે તો તમને એક વાત કહેવી છે કે આ સંસાર અસાર છે. કુટુંબ–પરિવાર અને પૈસા કોઈ પરલોકમાં જીવને ત્રાણ શરણ થવાનું નથી. માટે સંસારની માયા–મમતા છોડી દો.

**આજે મીઠો આ સંસાર, કાલે દુઃખ પારાવાર એને પ્યાર શું કરું?**
**આજે જેનો છે સંગાથ, કાલે છોડી દેશે સાથ એને પ્યાર શું કરું?**

તમે સમજી લેજો કે આ સંસારને પ્યાર કરવા જેવો નથી. જો પ્યાર કરવા ગયા તો મગનલાલ શેઠ જેવી દશા થશે. સંયમ ન લઈ શકતા હો તો સંસારમાં અલિપ્ત ભાવે રહો.

બલરાજાને ધર્મઘોષ અણુગારની વાણી સાંભળીને સંસારની અસારતા સમજાઈ ગઈ. તે ગુરૂને વંદન કરીને કહે છે તમે મને સંસાર દાવાનળમાંથી ઉગાર્યો. મારે સંસાર ત્યાગીને સંયમી બનવું છે, એટલે હું ઘેર જાઉં ને મારા પુત્રને રાજ્યાભિષેક કરીને દીક્ષા લઈશ. બલરાજા ધર્મઘોષ અણુગારને આ પ્રમાણે કહીને પોતાના મહેલમાં આવ્યા. બોલો, તમારામાં કોઈને ભાવ છે કે કેમ? વજુભાઈ, હીરાભાઈ એકાદ જણ તો મને એમ કહો કે મહાસતીજી! ચોમાસું પૂરું થયા પછી હું દીક્ષા લઈશ. (હસાહસ) બલરાજાએ ઘેર આવીને પોતાની ધારિણી પ્રમુખ ૧૦૦૦ રાણીઓ તથા મહાબલકુમારને પોતાનો દીક્ષા લેવાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. મહાબલકુમાર કહે છે પિતાજી! હજુ તો હું નાનો છું. મારા ઉપર રાજ્યનો ભાર નાંખીને તમે દીક્ષા લેશો? ધારિણી આદિ રાણીઓને પણ ખૂબ દુઃખ થયું. એ બધાં રાજાને સંસારમાં રહેવા માટે ખૂબ આગ્રહ કરે છે. બલરાજા એમ વિચાર નથી કરતાં કે બધાં ખૂબ રડે છે તો થોડો સમય રોકાઈ જાઉં. હવે મહાબલકુમારનો રાજ્યાભિષેક કરશે ને બધાને સમજાવશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૧૬

અષાડ વદ ૯ ને મંગળવાર                                                    તા. ૨૦-૭-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

પૂર્વના મહાન પુણ્યના પ્રભાવે આપણને જૈન ધર્મ જેવો સર્વોત્તમ ધર્મ મળ્યો છે. વીતરાગ ભગવાન જેવા જગત વત્સલ, અહિંસા મૂર્તિ મહાવીરસ્વામી ભગવાનનો વારસો મળ્યો છે. ત્યાગી, તપસ્વી, ઉપકારક, જીવ માત્રનું કલ્યાણ કરાવનારા એવા સાધુ મહાત્માઓનો સત્સંગ મળ્યો છે. દેવોને પણ દુર્લભ સામગ્રી યુક્ત ઉત્તમ માનવભવ મળ્યો છે. તો બંધુઓ ! લાડી-વાડી અને ગાડીના મોહમાં ક્યાં સુધી પડયા રહેશો ? આ ભવમાં આ બધું પામ્યા છો તે તો પૂર્વભવની કમાણી છે. તે તો સાફ થઈ રહી છે. આવતા ભવ માટેનું ભાતું ક્યારે બાંધશો ? વર્તમાન ભવમાં સુકૃત્યો કરીને ભાતું નહિ બાંધો તો આવતા ભવમાં દુઃખી બનીને કરૂણ કલ્પાંત કરશો તો કોઈ સાંભળશે નહિ. માટે સમજો. લક્ષ્મી ચંચળ છે. આયુષ્યનો કોઈ ભરોસો નથી. ભલભલા ચક્રવર્તિઓ, વાસુદેવો, રાજા-મહારાજાઓ અને શ્રેષ્ઠીઓ પણ હાથ ઘસતાં ચાલ્યા ગયા છે. કાળરાજા તો મુખ ફાડીને બેઠા છે તે ક્યારે દોડીને આવશે તેની ખબર નથી. ભરયુવાન વયે પણ પુત્ર, પિતા, માતા-સ્વજનો બધું મૂકીને જવું પડે છે. અઢળક લક્ષ્મીનો સ્વામી પણ ખાલી હાથે જવાનો છે.

**"ધર્મનો મહિમા અલૌકિક છે." :** આ લોકમાં વૈમાનિક આદિ દેવલોકના ઉંચામાં ઉંચા સુખો અને ઉત્કૃષ્ટ એવું મોક્ષનું સુખ એ બંને ભાવ ધર્મના પ્રસિધ્ધ ફળ છે. ધર્મનું ફળ બે પ્રકારનું છે. અનંતર ફળ અને પરંપર ફળ, તેમાં ધર્મના અનંતર ફળમાં ભાવ ઐશ્વર્ય એટલે અનુકુળતા, ઉદારતા, પાપની નિંદા વિગેરે ગુણોનો લાભ થાય છે અને રાગ-દ્વેષાદિનો નાશ થાય છે. અને પરંપરા ફળમાં સારી ગતિમાં જન્મ થવો અને ઉત્તમ સ્થાનની પરંપરાએ કરી મોક્ષની પ્રાપ્તિ થવી તે છે.

દેવલોકમાં ઉત્તમ રૂપની સંપત્તિ, સ્થિતિ વગેરેનો ભોગ, નિર્મળ ઈન્દ્રીઓ, અવધિજ્ઞાન, ઉત્કૃષ્ટ ભોગનાં સાધનો, દિવ્ય વિમાનો, મનોહર ઉદ્યાન, સુંદર જલાશયો, સૌંદર્યવંતી અપ્સરાઓ, રમણીય નાટકો, નિપુણ સેવકો અને ઉદાર ભોગો આ બધું પુણ્યથી મળે છે. પુણ્યના યોગે દેવલોકમાંથી ચવીને પણ આર્યદેશ ઉત્તમકુળ, જૈન ધર્મમાં જન્મ, સુંદર રૂપ, રોગ રહિતપણું, ઉત્તમબુધ્ધિ વિગેરે ધર્મથી પ્રાપ્ત થાય છે.

બંધુઓ ! આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે ધર્મ એ શ્રેષ્ઠ ચિંતામણી, ઉત્તમ કલ્યાણ સ્વરૂપ, એકાંત હિતકારક અને પરમ અમૃત છે. સાધુ અને ગૃહસ્થ બંનેને ઉપયોગી છે. ધર્મ તો પારસમણીથી પણ શ્રેષ્ઠ છે. અને સંસાર ભયંકર

દુઃખકારક છે. તો આ ધર્મ કરવાની અમૂલ્ય તક છે. હવે તો જાગો, આત્માને ઓળખો ને વિષયો ઉપર વિજય મેળવો. ગઈ કાલે કહ્યું હતું ને કે ધર્મના કાર્યમાં ઢીલ ન કરો, એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે

> श्वः कार्यमद्य कुर्वीत पूर्वान्हे चापरान्हिकम् ।
> नहि प्रतिक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

કાલે કરવા યોગ્ય શુભ કાર્ય આજે કરી લો. મૃત્યુ રાહ નહિ જુવે કે જીવનું કાર્ય પૂરું થયું છે કે નહિ? બધું અહીં મૂકીને પુણ્ય-પાપ સાથે લઈને જવાનું છે. બને તેટલી ધર્મ આરાધના કરી લો જેથી જન્મો જન્મ શાંતિ મળે. મળેલો અવસર ગુમાવો નહિ.

ધર્મઘોષ મુનિની વાણી સાંભળી બલરાજાને સંસાર દાવાનળ જેવો લાગ્યો. તેમને લાગ્યું કે આ સંસાર સંયોગ અને વિયોગનું ઘર છે. સંસારનું સુખ ક્ષણિક છે. ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમા અધ્યયનમાં ભગવંતે ફરમાવ્યું છે કે–

> खणमेत्तसुक्खा वहुकालदुक्खा पगामदुक्खा अणिगाम सुक्खा।
> संसार मोक्खस्स विपक्खभूया, खाणी अणत्थाण उ कामभोगा ॥

ઉત્ત. સુ. અ. ૧૪ ગાથા ૧૩

આ સંસારના ક્ષણિક સુખની પાછળ લાંબાકાળનું દુઃખ ભોગવવું પડે છે. સુખ અલ્પ અને દુઃખ મહાન છે. આ કામ ભોગો સંસાર વર્ધક મોક્ષના વિરોધી અને અનર્થોની ખાણ છે.

બલરાજાને સંસારના સમસ્ત સુખો અનર્થની ખાણ જેવા લાગ્યા. વીતરાગ વાણીની હૃદયમાં ચોટ લાગી. પછી સંસારમાં સર્વ જગ્યાએ તેમને દુઃખ દેખાયું. સંસારનું એક પણ સ્થાન દુઃખ વિનાનું નથી એમ વીતરાગ વાણી સાંભળીને નિશ્ચય થયો. હવે એ દુઃખ શાથી છે? તે પણ તેમને સમજાઈ ગયું છે. બલરાજાને એ બરાબર સમજાઈ ગયું પણ તમને સમજાયું કે નહિ? જુઓ, તમે ન સમજ્યા હો તો હું સમજાવું. સાંભળો, આ સંસારના બધા દુઃખો કોના કારણથી છે? સંસારમાં દુઃખ હોય તો શરીરના કારણથી છે. આ એક શરીર ન હોય તો જીવને કોઈ જગ્યાએ દુઃખનું સ્થાન નથી. જીવને એકલાને દુઃખ નથી પણ શરીરમાં દાખલ થયો તેથી દુઃખ ભોગવવું પડે છે. અગ્નિ અગ્નિરૂપમાં હોય ત્યારે તેને કોઈ ઘણ મારતું નથી પણ અગ્નિ લોખંડમાં દાખલ થાય છે ત્યારે ધડધડ ઘણ પડે છે. અગ્નિ લોઢામા દાખલ થયો કે માથે ઘણ પડયા તેમ જીવ પણ મોહરાજાના ઘરમાં પેઠો કે કર્મરાજાના ઘણ પડે છે. આકાશ બધે છે પણ તે કોઈનો આશ્રય કરતું

નથી તો કોઈ તેને ટીપતું નથી. તેમ આ જીવ પણ આકાશની માફક આશ્રય વિનાનો થાય તો કોઈ જાતની પીડા ન થાય. સમજો, આવા દુઃખના કારણમાં શા માટે રાગ કરવો જોઈએ ? આ શરીર એ ચારે ગતિના દુઃખોનો દલાલ છે. આકાશને કોઈ ઘણ મારતું નથી કારણ કે તે કોઈનામાં ભળતું નથી. અગ્નિને પણ કોઈ ઘણ મારત નહિ પણ તે લોખંડમાં ભળ્યો તો માર ખાવો પડયો તેમ આ આત્મા પણ નિરંજન નિરાકાર અને જ્યોતિ સ્વરૂપ છે પણ મોહરાજાના મેલા મકાનમાં મ્હાલવા માટે દાખલ થયો છે એટલે માર ન ખાય તો શું થાય ?

બંધુઓ ! આવો ચૈતન્ય દેવ દુઃખના કારણે એવા શરીરમાં આવીને ફસાઈ ગયો છે. તમે કોઈ જગ્યાએ જાવ ને ત્યાં અનુકૂળતા ન મળે પણ ત્યાંથી નીકળી શકો તેમ પણ નથી તો મનમાં એમ તો કહો ને કે "આવી ફસાયા ભાઇ આવી ફસાયા." આવી જીવની સ્થિતિ થઈ છે. અનંતભવમાં જીવે ભૂલો કરી છે. ભૂલ થઈ છે એટલે ભડકો છે. હવે એ ભડકો ઓલવવાનો છે. એ ભૂલોની જે શિક્ષા મળી છે તેને સમતા ભાવે સહન કરી લો. જો સમતાપૂર્વક સહન નહિ કરો તો મોટો ચાર ગણો ભડકો થશે. માની લો કે કોઈ માણસે કોઈ ચીજ રસ્તામાં મૂકી છે. બીજો માણસ ત્યાંથી નીકળ્યો. પેલી વસ્તુને ભૂલથી પગ અડી ગયો. ત્યારે પેલો કહે કે ભાઈ ! જરા જોઈને ચાલ. તે વખતે પેલો માણસ કહી દે કે ભૂલથી પગ અડી ગયો છે તો વાત પતી જાય, પણ જો એમ કહે કે તને ભાન છે કે નહિ ? આ વસ્તુ રસ્તામાં કેમ નાંખી છે ? ત્યારે પેલો કહે કે તારે આંખો છે કે નહિ ? એમ વાત આગળ વધે ને મોટો ભડકો થાય. પણ જો ભૂલને કબૂલ કરી લઈએ તો થોડેથી પતી જાય ને આગળ વધીએ તો મોટો ભડકો થાય. આપણા આત્મા એ ભવોભવમાં ભૂલોનું ભાજન બનીને દુઃખના ઘરરૂપ શરીરમાં પ્રવેશ કર્યો છે. તેને લીધે મોટો ભડકો થયો છે. માટે ભૂલને સહી લો તો ફરી ફરીને દુઃખ આવે નહિ.

**આ શરીર એ કેદખાનું છે:**—આ શરીર છે તો દુઃખ છે. એ વાત તો સમજાઈ ગઈ ને ? દુઃખથી કંટાળી પણ ગયાં છો. હવે જો દુઃખ ન જોઈતું હોય તો હવે વારંવાર શરીર ન કરવા પડે, બીજા શરીરમાં કેદ ન થવું પડે તેનું લક્ષ રાખો. દુઃખ આવે ત્યારે આકુળ-વ્યાકુળ થઈ જવાય છે, પણ હવે આવું દુઃખ ન ભોગવવું પડે તે માટે સાવધાની કેટલી ? સમજો તો કેદને મજબૂત કરનારા છીએ. કારણ કે કેદ કેદરૂપ લાગી નથી. આ શરીર જેલખાનું છે. કેદી કેદખાનામા પૂરાયા પછી તેને છોડીને બહાર જઈ શકતો નથી. જેલ સળગે તો ભેગો કેદી પણ સળગી જાય છે. તેમ આત્મા પણ શરીર રૂપી જેલમાં પૂરાયો છે. એટલે શરીરના દુઃખે દુઃખી થવું પડે છે. પણ દુઃખ વખતે આત્મા શરીરથી બહાર નીકળી શકતો નથી. આ

દુઃખકારક છે. તો આ ધર્મ કરવાની અમૂલ્ય તક છે. હવે તો જાગો, આત્માને ઓળખો ને વિષયો ઉપર વિજય મેળવો. ગઈ કાલે કહ્યું હતું ને કે ધર્મના કાર્યમાં ઢીલ ન કરો, એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે

श्वः कार्यमद्य कुर्वीत पूर्वान्हे चापरान्हिकम् ।
नहि प्रतिक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

કાલે કરવા યોગ્ય શુભ કાર્ય આજે કરી લો. મૃત્યુ રાહ નહિ જુવે કે જીવનું કાર્ય પૂરું થયું છે કે નહિ? બધું અહીં મૂકીને પુણ્ય–પાપ સાથે લઈને જવાનું છે. બને તેટલી ધર્મ આરાધના કરી લો જેથી જન્મો જન્મ શાંતિ મળે. મળેલો અવસર ગુમાવો નહિ.

ધર્મઘોષ મુનિની વાણી સાંભળી બલરાજાને સંસાર દાવાનળ જેવો લાગ્યો. તેમને લાગ્યું કે આ સંસાર સંયોગ અને વિયોગનું ઘર છે. સંસારનું સુખ ક્ષણિક છે. ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમા અધ્યયનમાં ભગવંતે ફરમાવ્યું છે કે–

खणमेत्तसुक्खा बहुकालदुक्खा पगामदुक्खा अणिगाम सुक्खा।
संसार मोक्खस्स विपक्खभूया, खाणी अणत्थाण उ काममोगा ॥

ઉત્ત. સુ. અ. ૧૪ ગાથા ૧૩

આ સંસારના ક્ષણિક સુખની પાછળ લાંબાકાળનું દુઃખ ભોગવવું પડે છે. સુખ અલ્પ અને દુઃખ મહાન છે. આ કામ ભોગો સંસાર વર્ધક મોક્ષના વિરોધી અને અનર્થોની ખાણ છે.

બલરાજાને સંસારના સમસ્ત સુખો અનર્થની ખાણ જેવા લાગ્યા. વીતરાગ વાણીની હૃદયમાં ચોટ લાગી. પછી સંસારમાં સર્વ જગ્યાએ તેમને દુઃખ દેખાયું. સંસારનું એક પણ સ્થાન દુઃખ વિનાનું નથી એમ વીતરાગ વાણી સાંભળીને નિશ્ચય થયો. હવે એ દુઃખ શાથી છે? તે પણ તેમને સમજાઈ ગયું છે. બલરાજાને એ ખરાખર સમજાઈ ગયું પણ તમને સમજાયું કે નહિ? જુઓ, તમે ન સમજ્યા હો તો હું સમજાવું. સાંભળો, આ સંસારના બધા દુઃખો કોના કારણથી છે? સંસારમાં દુઃખ હોય તો શરીરના કારણથી છે. આ એક શરીર ન હોય તો જીવને કોઈ જગ્યાએ દુઃખનું સ્થાન નથી. જીવને એકલાને દુઃખ નથી પણ શરીરમાં દાખલ થયો તેથી દુ.ખ ભોગવવું પડે છે. અગ્નિ અગ્નિરૂપમાં હોય ત્યારે તેને કોઈ ઘણ મારતું નથી પણ અગ્નિ લોખંડમાં દાખલ થાય છે ત્યારે ધડધડ ઘણ પડે છે. અગ્નિ લોઢામા દાખલ થયો કે માથે ઘણ પડયા તેમ જીવ પણ મોહરાજાના ઘરમાં પેઠો કે કર્મરાજાના ઘણ પડે છે. આકાશ બધે છે પણ તે કોઈનો આશ્રય કરતું

ઢોળાઈ જાય તો અરર....ઢોળાઈ ગયું એમ થાય. અસલના સમયમાં ચોપડી કાળી શાહીથી લખતાં હતાં. એને જલ્દી સૂકવવા માટે કાળી રેત રાખતાં હતાં તેમાંથી કોઈ એક મુઠ્ઠી રેત ફેંકી દે તો તેને વઢતાં. કારણ કે એ બધી વસ્તુઓની કિંમત તેમને હતી. તેટલી આ જિંદગીની કિંમત છે! ઘી-તેલ-દૂધ ને ધૂળનું નુકશાન થાય તો આંચકો આવે છે પણ આ જિંદગીના કલાકો ને કલાકો, દિવસો, મહિના ને વર્ષો પ્રમાદમાં ગયા તેનો તમને આંચકો લાગે છે? માટે કહ્યું છે કે ધૂળ કરતાં પણ તમે જિંદગીને હલકી ગણી છે. જ્યારે તમને એમ થશે કે મારી જિંદગીના આટલા વર્ષો મેં વિષય-કષાય ને પ્રમાદમાં પસાર કર્યા! આત્મા માટે કંઈ ન કર્યું! પરભવમાં મારું શું થશે? આવો આંચકો લાગશે ત્યારે જિંદગીની કિંમત સમજાશે. જો આવું ન થાય તો સમજી લેજો કે મેં ખોટનો વહેપાર માંડયો છે.

બલરાજાને સમજાયું કે હું જ્યાં સુધી સમજ્યો ન હતો ત્યાં સુધી તો ખોટનો ધંધો કર્યો. હવે મારે ખોટનો વહેપાર કરવો નથી. કોઈ માણુસ આનો લઈને રૂપિયો આપી દેતો નથી અને આપે તો તમે તેને મૂર્ખો કહો ને? તો હવે ક્ષણિક સુખમાં રાચીને લાંબા કાળનું દુઃખ વહોરે તેને કેવા કહેવા? બલરાજાને હવે શાશ્વત સુખ મેળવવાની લગની લાગી છે. સંસારનાં ક્ષણિક સુખ ગમતાં નથી. બીજી રીતે પણ એ વિચાર થયો કે આ રાજમુગટ ભવનો ભાર વધારનાર છે.

રાજાઓને ડગલે ને પગલે ભય છે. એમને એકલા બહાર નીકળાય નહિ. એને ખાવામાં, પહેરવામાં બધે ભય છે. કારણ કે જેટલી સત્તા વધુ તેટલા શત્રુઓ પણ વધારે. એવા મોટા માણસોને ખાવામાં ઝેર અપાય છે. તેને બેસવાની ખુરશીમાં ને તેના પહેરવાના વસ્ત્રોમાં પણ ઝેર નાંખવામાં આવે છે. એટલે રાજા તો બિચારા સુખે ખાઈ શકતા નથી ને સૂઈ શકતા નથી. રાજમુગટ પહેરનારા કંઈક રાજાઓ મરીને નરકમાં ચાલ્યા ગયા.

ચિત્ત અને બ્રહ્મદત્ત બંને પૂર્વભવમાં સંગા ભાઈ હતા. ને સાથે દીક્ષા લીધી હતી. તે વખતે બ્રહ્મદત્તે સનતકુમાર ચક્રવર્તિની ઋધ્ધિ જોઈને મુનિપણામાં નિયાણું કર્યું હતું, કે મારા તપ-સંયમનું ફળ હોય તો હું આવતા ભવમાં આવો ચક્રવતિ થાઉં. એ નિયાણાંના બળથી બ્રહ્મદત્ત ચક્રવતિ બન્યો ને ચિત્તમુનિએ દીક્ષા લીધી. જાતિસ્મરણ જ્ઞાનના બળથી ચિત્તમુનિ બ્રહ્મદત્તને શોધતાં આવ્યા. એને દયા આવી કે આ મારો ભાઈ રાજમુગટની શોભામાં પડી ગયો છે. ને કામભોગના કીચડમાં ગળાબૂડ ખૂંચી ગયો છે. તો હું તેને ધર્મનો ઉપદેશ આપી કીચડમાંથી બહાર કાઢું. એટલે ધર્મનો ઉપદેશ આપતાં ચિત્તમુનિ કહે છે હે બ્રહ્મદત્ત! આ તારો રાજમુગટ, ચક્રવર્તિનું પદ તું નહિ છોડે તો તે તને નરકની ટિકિટ અપાવશે. મને તારી દયા

શરીર કરતાં ઘર સારું છે. કારણ કે જો ઘરમાં આગ લાગે કે ઘરમાં બીજો કોઈ પણ ભય લાગે તો ઘરધણી ઘરની બહાર નીકળી જાય છે. અને ભય ચાલ્યો જાય એટલે પાછો ઘરમાં દાખલ થઈ શકે છે. તેમ શરીર ઘર હોત તો સારું પણ આ તો કેદખાનું છે, જેમાં પોતાની મરજી પ્રમાણે પેસવાનું કે નીકળવાનું નથી તેને ઘર કહેવાય ? ના. જેની અંદર પારકા હુકમે પેસવાનું રહેવાનું અને નીકળવાનું છે તે કેદ કહેવાય. કોર્ટે કહેલી મુદત મુજબ જેલમાં રહેવાનું, દાખલ થવાનું ને છૂટવાનું તેનું નામ કેદ છે. તેમ અહીં પણ કર્મરાજાના ઓર્ડર પ્રમાણે શરીરમાં દાખલ થવાનું, રહેવાનું અને બહાર નીકળવાનું. આવી રીતે તત્ત્વ દૃષ્ટિએ વિચારીએ તો આ શરીર તે કેદખાનું ને અશુચીનું કારખાનું છે. કારણ કે સારામાં સારા પદાર્થો ખાવા છતાં અશુચીમય થઈને બહાર આવે છે. એટલે અશુચીનું કારખાનું છે. પુણ્યનાં પોટલાં આપીને ખરીદેલું આ શરીર છે. છતાં આત્માને દુઃખ કરનાર છે. માટે હવે જો આવું દુઃખ ભોગવવું ન હોય, દુઃખનો ડર લાગ્યો હોય તો નવા કર્મબંધન ન કરો ને જુના કર્મોને સમતા ભાવે સહન કરીને ખપાવી દો.

બંધુઓ ! ગત ભવોમાં જીવે કર્મો બાધ્યા છે તે અત્યારે ભોગવીએ છીએ. એ ભોગવતાં આર્તધ્યાન થાય તો જીવ નવા કર્મો બાંધે છે. જુના ભોગવ્યાં તે નફામાં ગયા ને નવા ઉભા કર્યા. માટે જો આપણને દુઃખનો સાચો ડર લાગતો હોય તો આવેલા દુઃખોનો સત્કાર કરીને તેને વિદાય કરો. અને નવા દુઃખોને આમંત્રણ ન આપો. જુનાં કર્મો ઉદયમાં આવે એટલે દુઃખ પડે ને એ દુઃખથી જો આપણે ગભરાઈને હાયવોય કરીએ, આર્તધ્યાન કરીએ તો આપણે કર્મને કાઢવાનો નહિ પણ નવાં કર્મોને બોલાવવાનો ઉદ્યમ કરીએ છીએ. માટે સાવધાન બનીને હવે નવા કર્મો ન બંધાય અને આવું દુઃખ વારંવાર ન આવે તેવો ઉદ્યમ કરો. જો દુઃખથી ડરતાં હોય તો દુઃખના કારણભૂત શરીરનો મોહ ન રાખો. એને ખવડાવો-પીવડાવો તે પણ આત્મસાધના કરી દુઃખથી મુક્ત થવાના હેતુથી કરો સાધુઓ શરીરનું પોષણ કરવા માટે આહાર કરતાં નથી. એ તો આ શરીરને એક ભાડૂતી મકાન માનીને ભાડું આપે છે. જે મકાનમાં પોતે રહે છે તે પડી ન જાય તે માટે તેને ઉભું રાખવા માટે આહાર આપે છે. બસ, એક જ વાત છે કે આ દેહમાં છું ત્યાં સુધી તેનો કસ કાઢીને કર્મના દેણાં પતાવી દઉં. ફરીને લેણીયાતો લેવા આવે જ નહિ.

માનવ ભવની એકેક ક્ષણ અમૂલ્ય છે. લાખો કે કરોડો રૂપિયા આપવા છતાં માનવભવની એક ક્ષણ પણ ખરીદવાની કોઈનામાં તાકાત નથી. તે ક્ષણ કેટલી કિંમતી છે ? કોઈ એમ કહે કે તારી જિંદગી ધૂળમાં મળી ગઈ. તો તેના ઉપર તમને ગુસ્સો આવે કે નહિ ? પણ આ જિંદગીની ધૂળ જેટલી તમને કિંમત નથી. બધી વસ્તુની જેટલી કિંમત આંકી છે તેટલી તમે જિંદગીની કિંમત આંકી નથી. ઘી-તેલ-દૂધ

ઢોળાઈ જાય તો અરર....ઢોળાઈ ગયું એમ થાય. અસલના સમયમાં ચોપડી કાળી શાહીથી લખતાં હતાં. એને જલ્દી સૂકવવા માટે કાળી રેત રાખતાં હતાં તેમાંથી કોઈ એક મુઠ્ઠી રેત ફેંકી દે તો તેને વઢતાં. કારણ કે એ બધી વસ્તુઓની કિંમત તેમને હતી. તેટલી આ જિંદગીની કિંમત છે! ઘી–તેલ–દૂધ ને ધૂળનું નુકશાન થાય તો આંચકો આવે છે પણ આ જિંદગીના કલાકો ને કલાકો, દિવસો, મહિના ને વર્ષો પ્રમાદમાં ગયા તેનો તમને આંચકો લાગે છે? માટે કહ્યું છે કે ધૂળ કરતાં પણ તમે જિંદગીને હલકી ગણી છે. જ્યારે તમને એમ થશે કે મારી જિંદગીના આટલા વર્ષો મેં વિષય–કષાય ને પ્રમાદમાં પસાર કર્યાં! આત્મા માટે કંઈ ન કર્યું! પરભવમાં મારું શું થશે? આવો આંચકો લાગશે ત્યારે જિંદગીની કિંમત સમજાશે. જો આવું ન થાય તો સમજી લેજો કે મેં ખોટનો વહેપાર માંડયો છે.

બલરાજાને સમજાયું કે હું જ્યાં સુધી સમજ્યો ન હતો ત્યાં સુધી તો ખોટનો ધંધો કર્યો. હવે મારે ખોટનો વહેપાર કરવો નથી. કોઈ માણસ આનો લઈને રૂપિયો આપી દેતો નથી અને આપે તો તમે તેને મૂર્ખો કહો ને? તો હવે ક્ષણિક સુખમાં રાચીને લાંબા કાળનું દુઃખ વહોરે તેને કેવા કહેવા? બલરાજાને હવે શાશ્વત સુખ મેળવવાની લગની લાગી છે. સંસારનાં ક્ષણિક સુખ ગમતાં નથી. બીજી રીતે પણ એ વિચાર થયો કે આ રાજમુગટ ભવનો ભાર વધારનાર છે.

રાજાઓને ડગલે ને પગલે ભય છે. એમને એકલા બહાર નીકળાય નહિ. એને ખાવામાં, પહેરવામાં બધે ભય છે. કારણ કે જેટલી સત્તા વધુ તેટલા શત્રુઓ પણ વધારે. એવા મોટા માણસોને ખાવામાં ઝેર અપાય છે. તેને બેસવાની ખુરશીમાં ને તેના પહેરવાના વસ્ત્રોમાં પણ ઝેર નાંખવામાં આવે છે. એટલે રાજા તો બિચારા સુખે ખાઈ શકતા નથી ને સૂઈ શકતા નથી. રાજમુગટ પહેરનારા કંઈક રાજાઓ મરીને નરકમાં ચાલ્યા ગયા.

ચિત્ત અને બ્રહ્મદત્ત બંને પૂર્વભવમાં સગા ભાઈ હતા. ને સાથે દીક્ષા લીધી હતી. તે વખતે બ્રહ્મદત્તે સનતકુમાર ચક્રવર્તિની ઋધ્ધિ જોઈને મુનિપણામાં નિયાણું કર્યું હતું, કે મારા તપ–સંયમનું ફળ હોય તો હું આવતા ભવમાં આવો ચક્રવર્તિ થાઉં. એ નિયાણાના બળથી બ્રહ્મદત્ત ચક્રવર્તિ બન્યો ને ચિત્તમુનિએ દીક્ષા લીધી. જાતિસ્મરણ જ્ઞાનના બળથી ચિત્તમુનિ બ્રહ્મદત્તને શોધતાં આવ્યા. એને દયા આવી કે આ મારો ભાઈ રાજમુગટની શોભામાં પડી ગયો છે. ને કામભોગના કીચડમાં ગળાબૂડ ખૂંચી ગયો છે. તો હું તેને ધર્મનો ઉપદેશ આપી કીચડમાંથી બહાર કાઢું. એટલે ધર્મનો ઉપદેશ આપતાં ચિત્તમુનિ કહે છે હે બ્રહ્મદત્ત! આ તારો રાજમુગટ, ચક્રવર્તિનું પદ તું નહિ છોડે તો તે તને નરકની ટિકિટ અપાવશે. મને તારી દયા

કંઈક પુણ્યવાન જીવો હશે કે દીકરા માતા-પિતાને દુઃખ થાય તેવું એક પણ કાર્ય કરતા નથી. પણ એ અલ્પાંશે. મોટા ભાગે તો એવું જોવામાં આવે છે કે સૌ સ્વાર્થના સગાં છે. બોલો, એવું છે કે નહિ? અમારા સાધુપણામાં ગુરૂ વૃધ્ધ થાય અગર બિમાર થાય તો શિષ્યો ખૂબ સેવા કરે. જેટલી દીક્ષા પર્યાય વધે તેટલું માન વધે છે. પિતા-પુત્ર કરતાં પણ ગુરૂનું માન શિષ્યો વધુ સાચવે છે. આવું સુંદર સંયમનું સ્થાન છે. કોઈ જાતની ઉપાધિ કે ચિંતા નહિ. છતાં જીવને અહીં ગમતું નથી. આનું કારણ તમને સંસારનો મોહ છે.

બલરાજાને સંસારનો મોહ ઉતરી ગયો ને સંયમ લેવાનું મન થયું. સંતને વંદન કરીને ઘેર આવ્યા, તમે તો રોજ દર્શન કરો, દેશના સાંભળો પણ જીવનમાં સુધારો થતો નથી. બલરાજાએ ધર્મઘોષ અણુગારની દેશના સાંભળી અને દર્શન કર્યા. બધું સફળ થયું. પૂરો લાભ લીધો. ઘરે આવીને મહાબલકુમારને પોતાની પાસે બોલાવ્યો, ધારિણી પ્રમુખ ૧૦૦૦ રાણીઓને બોલાવીને રાજાએ પોતાની દીક્ષા લેવાની ભાવના વ્યકત કરી. એટલે મહાબલકુમારને અને રાણીઓને ખૂબ દુઃખ થયું. બધા રડવા લાગ્યા. દરેકને રાગ રડાવે છે. મહાબલકુમાર કહે છે પિતાજી! તમે મારા માથે ભાર નાંખીને જશો? રાણીઓ પણ કલ્પાંત કરવા લાગી. તમે એમ ન માની લેશો કે એમને દીક્ષાના ભાવ થયા ને તરત રજા મળી ગઈ હશે! એમ નથી. એમના પુત્રો અને પત્નીઓ બધા સંસારમાં રોકવા ખૂબ આગ્રહ કરતા હતા પણ જેને સંસારનું સ્વરૂપ સમજાઈ જાય છે તે સંસારની માયા જાળમાં ફસાતા નથી.

બલરાજા બધાને સમજાવે છે કે તમે બધા શા માટે રડો છો? જો અત્યારે સમજીને નહિ છોડું તો એક દિવસ છોડવાનું તો છે જ. વળી આ જીવે અનંતી વખત જન્મ-મરણ કર્યા, દેવલોકના મહાન સુખો ભોગવ્યા અને નરક ગતિનાં દારૂણ દુઃખો પણ ભોગવ્યા છે. તિર્યંચ ગતિમાં પરવશ પણે પણ દુઃખો વેઠયા છે ને કર્મબંધન કર્યા છે. એ કર્મોના કાંટા હવે મારાથી સહન થતા નથી. ને એ નરક ગતિમાં હવે મારે જવું નથી. જીવે નરક ગતિમાં કેવા દુઃખો વેઠયા છે!

" કેવાં કેવાં દુઃખડા સ્વામી? મેં સહયા નારકીમાં...
એક રે જાણે છે મારો આત્મા...
એ...જી...રે એક રે જાણે છે મારો આત્મા
લબકારા કરતી કાળી વેદનાઓ સહેતાં સહેતાં,
વર્ષોના વર્ષો સ્વામી મેં વીતાવ્યા ત્રાસમાં,
એ...ઈ...રે મલકનું જ્યાં પૂરું થયું આવખું
ત્યાં થયો રે જન્મ મારો જાનવરના લોકમાં,
દુઃખડા નિવારો મારા જન્મ-મરણના પરમાત્મા."

આવા દુઃખો આ જીવે અનંતી વખત ભોગવ્યા. આ દુઃખમાંથી જો મુક્ત કરાવનાર હોય તો સંયમ છે. માટે મને તમે બધા રાજીખુશીથી આત્મ સાધના સાધવા માટે સંયમ લેવાની આજ્ઞા આપો. રાજાએ પ્રધાન આદિ રાજપુરૂષોને પણ બોલાવ્યા હતા. રાજાની સંયમ લેવાની તીવ્ર તમન્ના જોઈને બધાએ કહ્યું–હવે મહારાજાના સંયમ લેવાના ઉત્કૃષ્ટ ભાવ છે. કોઈ રીતે રોકાય તેમ નથી. તો યુવરાજ રાજ્યનો ભાર ઉપાડી શકે તેવો છે. તેમને રાજ્યાભિષેક કરીને મહારાજાને આજ્ઞા આપવી જોઈએ. બધાએ એકમત થઈને "जंनवरं मह्ब्बलं कुमारं रज्जे ठावइ।" શુભ દિવસે મહાબલકુમારનો રાજ્યભિષેક કર્યો ને મહાબલકુમાર રાજા બન્યા. એના પિતાજીને કહે છે પિતાજી! તમે સંયમ લો છો તો હું પણ ભવિષ્યમાં આપના જેવો સંયમી બનું એવા મને આશીર્વાદ આપજો, હવે રાજા દીક્ષા લેશે તેના ભાવ અવસરે.

પૂર્વભવમાં કરેલી ધર્મારાધનાનું કેવું મહાન ફળ મળે છે તે ઉપર વિદ્યુત્પ્રભાનું એક દૃષ્ટાંત ચાલે છે. વિદ્યુત્પ્રભાને શ્રીમંત છે. મહારાજાને આનંદનો પાર નથી. બીજી તરફ તેની ઓરમાન માતા વિદ્યુત્પ્રભાનું સુખ જોઈને બળી જાય છે. એને કોઈ રીતે વિદ્યુત્પ્રભાનું કાસળ કાઢીને પોતાની પુત્રીને રાજાની રાણી બનાવવી હતી. એની દુષ્ટ ભાવના પૂરી કરવા કાવત્રા કરી ચૂકી પણ તે ફાવી નહિ. કારણ કે જેના પુણ્ય પ્રબળ છે તેનો વાળ વાંકો કરવા દેવ પણ સમર્થ નથી તો આ બિચારી બ્રાહ્મણી શું કરી શકે? છેવટે ફરીને એના પતિને સમજાવીને વિદ્યુત્પ્રભાને તેડવા માટે મોકલ્યો. એના બાપે વિદ્યુત્પ્રભાને પોતાને ત્યાં મોકલવા કહ્યું ત્યારે સાફ ના પાડી દીધી. એ નહિ બને. હું વિદ્યુત્પ્રભાનો વિયોગ સહન કરી શકું તેમ નથી. વળી મારે ત્યાં ઘણાં વર્ષે પારણું બંધાશે. માટે મારે તેને ક્યાંય મોકલવી નથી. ત્યારે એના બાપે બરાબર ભવાઈ ભજવી. તેણે કહ્યું જો તમે મારી દીકરીને સૂવાવડ કરવા મારે ત્યાં નહિ મોકલો તો હું પેટમાં છરી ભોંકીને આપઘાત કરીશ. એમ કહીને ખિસ્સામાંથી છરી કાઢી પેટમાં ભોંકવા તૈયાર થયો એટલે રાજાને ન છૂટકે હા પાડવી પડી. રાજાએ વિદ્યુત્પ્રભાને લઈ જવાની હા પાડી એટલે એના પિતાને ખૂબ આનંદ થયો.

**"વિદ્યુત્પ્રભા પિતાને ઘેર જતાં કેવી સંકટમાં આવશે"** : વિદ્યુત્પ્રભા ખૂબ પવિત્ર છે. એણે પૂર્વનો વિચાર ન કર્યો કે મારી ઓરમાન માતાએ મને કેવા દુઃખ દીધા છે. તેને ત્યાં જઈને મારે શું કામ છે? બીજું હું મહારાજાની પટરાણી, આવી રાજસાહયબીમાં રહીને હવે ત્યાં કેમ ગમશે? તેવો વિચાર સરખો પણ ના કર્યો. મહારાજાને વિદ્યુત્પ્રભાને મોકલવાનું જરા પણ ગમ્યુ નથી પરંતુ ન છૂટકે મોકલવી પડે છે. વિદ્યુત્પ્રભા રાજાની પટરાણી હતી એટલે રાજાએ તેને સાચવવા માટે દાસ-

દાસીઓ, નોકર–ચાકર બધાને વિદ્યુત્પ્રભાને ખૂબ સાચવવાની ભલામણ કરીને તેની સાથે મોકલ્યા. હવે વિદ્યુત્પ્રભા જિતશત્રુ રાજા તેમજ બીજી બધી રાણીઓની પાસેથી વિદાય લઈને પિયર આવી. એને જોઈને એની માતાને ખૂબ આનંદ થયો. જાણે કેટલો પ્રેમ હોય તેમ ભેટી પડી. વિદ્યુત્પ્રભાને પણ થયું શું મારી માતાનો પ્રેમ છે! માયાવી માનવી જેટલાં નાટક ન કરે તેટલાં ઓછા. ઓરમાન માતા ઉપરથી ખૂબ પ્રેમ દેખાડે છે ને અંદરથી વિચાર કરે છે કે હવે મારી ધારણા પૂર્ણ થશે. વિદ્યુત્પ્રભા હવે મારા હાથમાં છે. એક દિવસ એનું કાટલું કાઢી નાંખીશ. આમ કરતાં સવા નવ માસ પૂરાં થતાં વિદ્યુત્પ્રભાએ એક પુત્રને જન્મ આપ્યો. રાજાને ત્યાંથી આવેલી દાસીઓ સાથે છે તે વિદ્યુત્પ્રભાનું ખૂબ ધ્યાન રાખે છે. પુત્રનો જન્મ થતાં સર્વેને ખૂબ આનંદ થયો. ને રાજાને પુત્ર જન્મની વધામણી આપી. એટલે રાજાના પ્રધાન આદિ ઘણા માણસો કુંવરને રમાડવા માટે આવ્યા. ઘણાં મહેમાનો આવ્યા છે. કુંવરને જોઈને સૌ રાજી રાજી થઈ ગયા. આનંદ કિલ્લોલ કરવા લાગ્યા. આવેલા મહેમાનોને તથા દાસ–દાસીઓને પરવારીને ગામ બહાર બગીચામાં ફરવા માટે વિદ્યુત્પ્રભાના પિતાજી લઈ ગયા. એટલે ઘરમાં વિદ્યુત્પ્રભા અને તેની માતા સિવાય બીજું કોઈ ન હતું. ઓરમાન માતાની કપટ જાળને કોઈ જાણતું ન હતું. વિદ્યુત્પ્રભા પણ નિઃશંક હતી. પણ માયાવી માતા પોતાનું ધાર્યું કરવા તૈયાર થઈ.

**કપટી માતા એ કરેલો કાળો કેર :** એને તો એટલો બધો આનંદ હતો કે બસ, ઘણાં વખતનાં મારા મનોરથને પૂર્ણ કરવાની આજે તક મળી છે. કુદરતને કરવું કે બધાને ગયા પછી થોડીવારે વિદ્યુત્પ્રભાને જંગલ જવાની ઈચ્છા થઈ. એટલે માતા પોતાના બગીચામા વિદ્યુત્પ્રભાને હાથ પકડીને લઈ ગઈ. બગીચામાં કૂવો હતો ત્યાં લઈ ગઈ. કૂવા પાસે ઉભી રહીને કહે છે બેટા! તારી આવવાની જાણ થતાં તારી સગવડ ખાતર આ કૂવો મેં હમણાં નવો બનાવ્યો છે. જંગલ જઈને ઉઠયા પછી તેની માતા કહે છે બેટા! આ કૂવો તું જો તો ખરી. વિદ્યુત્પ્રભા કહે છે ના, બા! મને ચક્કર આવે છે. પણ એની માતા કહે છે ના બેટા! તું જો એટલે મને સંતોષ થાય. પોતાની ઈચ્છા ન હોવા છતાં માતાના આગ્રહથી કૂવો જોવા ગઇ, વિદ્યુત્પ્રભા નીચું મુખ કરીને કૂવો જોવે છે તે વખતે લાગ જોઈને વિદ્યુત્પ્રભાને તેની દુષ્ટ માતાએ પાછળથી ધક્કો મારીને કૂવામા ફેંકી દીધી. અને તેનાથી સ્હેજે બોલાઈ ગયું કે હાશ! હવે મને શાંતિ થઈ. કારણ કે કેટલા દિવસથી વિદ્યુત્પ્રભાને મારી નાંખવાના મનોરથો સેવતી હતી. ને કોશિષ પણ કરતી હતી. પણ મારો મનોરથ પૂરો થતો ન હતો. એ આજે પૂર્ણ થયો. આથી દુષ્ટ માતાનું અંતર આનંદથી ડોલી ઉઠયું.

બંધુઓ! દુષ્ટ માણસો કેવા કામ કરે છે! પોતાને ગમતું કાર્ય કરવા બીજાનું કેટલું અહિત કરે છે! પાપ કરીને કેટલું ઢાંકે છે, પણ તેનું પરિણામ કેવું ભયંકર

આવશે તેનો વિચાર સરખો પણ કરતા નથી. જુઓ, વિદ્યુત્પ્રભાની માતા કેટલી હોંશિયાર છે! તેણે વિદ્યુત્પ્રભાને આવતાં પહેલાથી પોતાની પુત્રીને ભોંયરામાં ગુપ્ત રાખી હતી. કોઈ દિવસ બહાર કાઢી ન હતી. તેને આજે તેણે બહાર કાઢી નવરાવી ધોવરાવી પૂરી સમજણ આપી. પૂરા પાઠ ભણાવીને વિદ્યુત્પ્રભાના પલંગમાં સૂવાડી દીધી. થોડીવારમાં રાજાના માણસો બધા હરીફરીને ઘેર આવ્યા. અને રાણીના પલંગ તરફ નજર કરી તો સૌને નવાઈ લાગી કે આ શું? ક્યાં મહારાણી વિદ્યુત્પ્રભાનું રૂપ અને એકાએક આવું અજબ પરિવર્તન શી રીતે થયું? રાણીનું રૂપ ક્યાં ગયું? સૌ સ્તબ્ધ બની ગયા. થોડીવાર સૌ શાંત રહ્યા. કોઈ કાંઈ બોલ્યું નહિ. આમ કેમ બન્યું તે કોઈ સમજી શક્યું નહિ. એટલે વિદ્યુત્પ્રભાની માતાને બોલાવીને પૂછયું. અમે ગયા ત્યારે મહારાણીને કંઈ ન હતું ને આ શું થઈ ગયું! એની માતા જાણે કંઈ જાણતી નથી તે રીતે પુત્રીના સામું જોઈ ને પૂરું ધતીંગ કર્યું. અરેરે.... બેટા! તને આટલી વારમાં શું થઈ ગયું? હમણાં તો તું કેવી ચંદ્રમા જેવી શોભતી હતી. હું સ્હેજ બહાર ગઈ એટલામાં તારું બધું રૂપ કોણે હરી લીધું? અરે.... આ ગામની સ્ત્રીઓ એવી છે. શું તને નજર લાગી ગઈ? કે જેથી તું ચુસાઈ ગઈ ને રૂપ ઉડી ગયું. કે કોઇ દૈવી કોપ થયો? એમ કહીને છાતી ને માથા કૂટવા લાગી, ને રડવા લાગી. હાય....હાય! અમે રાજાને શું જવાબ આપીશું? વિદ્યુત્પ્રભાનું પરિવર્તન અને એની માતાનો ઝુરાપો જોઈને મંત્રીઓ વિચારમાં પડી ગયા. દાસ-દાસીઓ સૌ ગમગીન બની ગયા. કપટી માણસના કાવાદાવા અને મેલી રમત બીજાને ક્યાંથી ખ્યાલ આવે?

**રાજાનો વટહુકમ-રાણીને ને કુંવરને જલદી ઘેર લાવો:** મંત્રીઓએ રાજાને સમાચાર મોકલ્યા. કુંવર તો ખૂબ સુંદર છે. પણ રાણીનું જે રૂપ અને તેજ હતું તે હરાઈ ગયું છે. શું બન્યું તે સમજાતું નથી. જે હકીકત બની હતી તે સમાચાર મોકલ્યા. પુત્ર જન્મથી ખૂબ આનંદ થયો. પણ રાણીના સમાચાર જાણીને દુઃખ થયું. તરત રાજાએ સમાચાર મોકલ્યા કે રાણી અને કુંવરને તરત અહીં લાવો. હવે મારે એક દિવસ પણ ત્યાં રાખવી નથી. મારી તો મોકલવાની ઈચ્છા ન હતી, પણ એના બાપે ખૂબ હઠાગ્રહ કર્યો તેથી મોકલવા પડયા. રાજાનો હુકમ થતાં એનો બાપ પણ રડી પડયો. ખરેખર! રાજાએ ના પાડી હતી ને હું લાવ્યો ને મારી દીકરીની આ દશા થઈ. રાજા અમને કેટલો ઠપકો આપશે! એનો બાપ તો નિર્દોષ હતો. પત્નીના કાવાદાવાની તેને બિલકુલ ખબર ન હતી. રાજાનો સંદેશો આપતાં મંત્રીઓએ વિદ્યુત્પ્રભાને લઇ જવાની તૈયારી કરી. માતાને પોતાનું કામ પૂરું થયું હતું એટલે મોકલવા તૈયાર થઈ. બનાવટી વિદ્યુત્પ્રભા દાસ-દાસી અને મંત્રી આદિ પરિવાર ત્યાંથી નીકળીને પોતાના નગરમાં આવી પહોંચ્યા. બનાવટી વિદ્યુત્પ્રભાને ખૂબ ધામધૂમથી પુત્ર સહિત નગરમાં લાવ્યા. રાજમહેલમાં પ્રવેશ કર્યો. રાજાએ બનાવટી

દાસીઓ, નોકર–ચાકર બધાને વિદ્યુત્પ્રભાને ખૂબ સાચવવાની ભલામણ કરીને તેની સાથે મોકલ્યા. હવે વિદ્યુત્પ્રભા જિતશત્રુ રાજા તેમજ બીજી બધી રાણીઓની પાસેથી વિદાય લઈને પિયર આવી. એને જોઈને એની માતાને ખૂબ આનંદ થયો. જાણે કેટલો પ્રેમ હોય તેમ ભેટી પડી. વિદ્યુત્પ્રભાને પણ થયું શું મારી માતાનો પ્રેમ છે! માયાવી માનવી જેટલાં નાટક ન કરે તેટલાં ઓછા. ઓરમાન માતા ઉપરથી ખૂબ પ્રેમ દેખાડે છે ને અંદરથી વિચાર કરે છે કે હવે મારી ધારણા પૂર્ણ થશે. વિદ્યુત્પ્રભા હવે મારા હાથમાં છે. એક દિવસ એનું કાટલું કાઢી નાંખીશ. આમ કરતાં સવા નવ માસ પૂરાં થતાં વિદ્યુત્પ્રભાએ એક પુત્રને જન્મ આપ્યો. રાજાને ત્યાંથી આવેલી દાસીઓ સાથે છે તે વિદ્યુત્પ્રભાનું ખૂબ ધ્યાન રાખે છે. પુત્રનો જન્મ થતાં સર્વેને ખૂબ આનંદ થયો. ને રાજાને પુત્ર જન્મની વધામણી આપી. એટલે રાજાના પ્રધાન આદિ ઘણા માણસો કુંવરને રમાડવા માટે આવ્યા. ઘણાં મહેમાનો આવ્યા છે. કુંવરને જોઈને સૌ રાજી રાજી થઈ ગયા. આનંદ કિલ્લોલ કરવા લાગ્યા. આવેલા મહેમાનોને તથા દાસ–દાસીઓને પરવારીને ગામ બહાર બગીચામાં ફરવા માટે વિદ્યુત્પ્રભાના પિતાજી લઈ ગયા. એટલે ઘરમાં વિદ્યુત્પ્રભા અને તેની માતા સિવાય બીજું કોઈ ન હતું. ઓરમાન માતાની કપટ જાળને કોઈ જાણતું ન હતું. વિદ્યુત્પ્રભા પણ નિઃશંક હતી. પણ માયાવી માતા પોતાનું ધાર્યું કરવા તૈયાર થઈ.

**કપટી માતા એ કરેલો કાળો કેર :** એને તો એટલો બધો આનંદ હતો કે બસ, ઘણાં વખતનાં મારા મનોરથને પૂર્ણ કરવાની આજે તક મળી છે. કુદરતને કરવું કે બધાને ગયા પછી થોડીવારે વિદ્યુત્પ્રભાને જંગલ જવાની ઈચ્છા થઈ. એટલે માતા પોતાના બગીચામાં વિદ્યુત્પ્રભાને હાથ પકડીને લઈ ગઈ. બગીચામાં કૂવો હતો ત્યાં લઈ ગઈ. કૂવા પાસે ઉભી રહીને કહે છે બેટા! તારી આવવાની જાણ થતાં તારી સગવડ ખાતર આ કૂવો મેં હમણાં નવો બનાવ્યો છે. જંગલ જઈને ઉઠયા પછી તેની માતા કહે છે બેટા! આ કૂવો તું જો તો ખરી. વિદ્યુત્પ્રભા કહે છે ના, બા! મને ચક્કર આવે છે. પણ એની માતા કહે છે ના બેટા! તું જો એટલે મને સંતોષ થાય. પોતાની ઈચ્છા ન હોવા છતાં માતાના આગ્રહથી કૂવો જોવા ગઈ, વિદ્યુત્પ્રભા નીચું મુખ કરીને કૂવો જોવે છે તે વખતે લાગ જોઈને વિદ્યુત્પ્રભાને તેની દુષ્ટ માતાએ પાછળથી ધક્કો મારીને કૂવામાં ફેંકી દીધી. અને તેનાથી સ્હેજે બોલાઈ ગયું કે હાશ! હવે મને શાંતિ થઈ. કારણ કે કેટલા દિવસથી વિદ્યુત્પ્રભાને મારી નાંખવાના મનોરથો સેવતી હતી. ને કોશિષ પણ કરતી હતી. પણ મારો મનોરથ પૂરો થતો ન હતો. એ આજે પૂર્ણ થયો. આથી દુષ્ટ માતાનું અંતર આનંદથી ડોલી ઉઠયું.

બંધુઓ! દુષ્ટ માણસો કેવા કામ કરે છે! પોતાને ગમતું કાર્ય કરવા બીજાનું કેટલું અહિત કરે છે! પાપ કરીને કેટલું ઢાંકે છે, પણ તેનું પરિણામ કેવું ભયંકર-

પ્રરૂપણા હોય તેવા મહાવ્રતધારી ત્યાગી સંતો સુગુરૂ છે. અને જિનેશ્વર ભગવંતોએ કથન કરેલો દયામય ધર્મ તે સુધર્મ છે. આ પ્રમાણે સુદેવ-સુગુરૂ અને સુધર્મને માનવાવાળો એ સાચી શ્રધ્ધાવાળો છે. સમકિત દૃષ્ટિ છે અને આરાધક છે. શ્રી જિનેશ્વર દેવનું વચન સત્ય છે. આ શ્રધ્ધા જ્યાં સુધી દૃઢ ન થાય ત્યાં સુધી આત્મા આગળ વધી શકતો નથી. કારણ કે જિનેશ્વર દેવના વચનમાં દૃઢ શ્રધ્ધા થવી તેનું નામ સમકિત છે. સમકિત એ ધર્મનું બીજ છે. બીજ હોય તો ધીમે ધીમે તે વૃધ્ધિ અને ફળરૂપે પરિણમે છે. પણ જ્યાં બીજનું ઠેકાણું નથી ત્યાં આગળ વધવાની વાત ક્યાંથી કરાય ?

દેવાનુપ્રિયો ! જેમ એકડા વિનાના મીંડાની કંઈ કિંમત નથી તેમ શ્રધ્ધા વિનાના જ્ઞાન અને ક્રિયાની કંઈ કિંમત નથી. શ્રધ્ધા વિનાની ક્રિયા એ દ્રવ્ય ક્રિયા છે. મોક્ષની પ્રાપ્તિ માટે શ્રધ્ધાપૂર્વકની દ્રવ્ય અને ભાવ ક્રિયાની જરૂર છે. સમકિત સહિત સિધ્ધાંતની આજ્ઞા મુજબની શુધ્ધ ભાવથી કરેલી ધર્મક્રિયા તે સાચી આરાધના છે. એવી આરાધનાની કિંમત છે. એનાથી મોક્ષ રૂપી મહાન ફળની પ્રાપ્તિ થાય છે. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે શ્રધ્ધાપૂર્વક કલ્યાણની કામનાથી કરેલી ક્રિયાનું નામ આરાધના. જેમ રાગી અને દ્વેષી એ સાચા દેવ ન કહેવાય તેમ લાડી-વાડી અને ગાડીના મોહમાં પડેલા તે સુગુરૂ ના કહેવાય. માની લો કે ત્યાગી-તપસ્વી હોય છતાં જેમની પ્રરૂપણા સિધ્ધાંત મુજબની ન હોય પણ સિધ્ધાંતથી વિરૂધ્ધ હોય તે કુગુરૂ છે. પછી ભલે તે મોટા આચાર્ય હોય, બહુ શિષ્યો અને ભક્તોથી ઘેરાયેલા હોય, ત્યાગી, તપસ્વી અને મહાન વિદ્વાન હોય પણ જો તેની દેશના શાસ્ત્ર વિરૂધ્ધ છે તો તે કુગુરૂ છે. એવા કુગુરૂ પોતે ડૂબે છે ને પોતાના શરણે આવનારને પણ ડૂબાડે છે. જેમ લોઢાની નાવ પોતે ડુબે છે ને તેમાં બેસનારને પણ ડુબાડે છે. તેમ કુગુરૂ પોતે ડુબે છે ને બીજાને ડૂબાડે છે.

બંધુઓ ! આપણે જેમનાથી ધર્મ પામ્યા હોઈએ તે આપણાં પરમ ઉપકારી કહેવાય. આપણે કોઈ પણ રીતે તેમના ઋણમાંથી મુક્ત થવું મુશ્કેલ છે. ઠાણાંગ સૂત્રમાં ત્રીજે ઠાણે ભગવંતે કહ્યું છે કે મનુષ્ય માત્રને માથે ત્રણ જણનો મહાન ઉપકાર હોય છે. એક તો માતા-પિતાનો, બીજો શેઠનો ને ત્રીજો ગુરૂનો. તેમાં માતા-પિતા તથા શેઠના ઉપકારનો બદલો કોઈ પણ રીતે વાળી શકાય છે પણ આપણને ધર્મ પમાડનાર ગુરૂના ઉપકારનો બદલો તેમની ગમે તેટલી સેવા સુશ્રુષા કરવામાં આવે તો પણ વાળ્યો વળતો નથી પણ જો તેઓ ધર્મથી પડિવાઈ થએલ હોય અને તેમને કેવળી પ્રરૂપિત ધર્મમાં ફરીને સ્થાપન કરીએ તો અવશ્ય વળી શકે. મારે પણ એવા પવિત્ર સુગુરૂના ગુણગ્રામ કરવા છે. ગુણગાન કોના ગવાય છે ? જેઓ તપ ત્યાગ અને સંયમની સૌરભથી પોતાનું જીવન ઉજ્જવળ બનાવી ગયા

વિદ્યુત્પ્રભાને નખથી શીખ સુધી નિહાળી લીધી. તો તેમાં તેને આસમાન-જમીન જેટલું અંતર દેખાયું. અહો ! ક્યાં અપ્સરા જેવી મારી વિદ્યુત્પ્રભા ને આતો કાળી ઠીબરા જેવી છે. આ શું ? રાજા ગમગીન બની ગયા. અને મનમાં વિચાર થયો કે જો આ વિદ્યુત્પ્રભા હોય તો એનો હમેંશનો સાથીદાર એના મસ્તકે પેલો બગીચો કેમ નથી ? બગીચો ન જોયો એટલે રાજાને શંકા થઈ કે આ વિદ્યુત્પ્રભા નથી. આમાં કંઈક કપટ લાગે છે. રાજાએ પૂછયું. વિદ્યુત્પ્રભા ! તારી સાથે કાયમને માટે રહેનારો તારો બગીચો કેમ દેખાતો નથી ? ત્યારે પેલી સ્ત્રી કહે છે સ્વામીનાથ ! હમણાં એ બગીચાને મારા પિયર મૂકીને આવી છું. થોડા દિવસ પછી બોલાવી લઈશ. આ છોકરી એની માતા જેવી દંભી હતી. એટલે જવાબ આપવામાં ચતુર હતી. પણ રાજાને એના જવાબથી સંતોષ થયો નહિ. એની માતા માને છે કે દીકરી રાજાની રાણી થઈ. પણ અહીં રાજાને તેના ઉપર વહેમ પડયો છે એટલે નવા નવા પ્રશ્નો પૂછે છે. છોકરી જેમ તેમ ઉત્તર આપે છે પણ પાપ ક્યાં સુધી છૂપું રહે ? વાદળમાં ચંદ્ર છૂપો રહે, રૂએ લપેટેલી આગ છૂપી રહે તો પાપ છૂપું રહે. હવે વિદ્યુત્પ્રભા કૂવામાં પડી છે. આ તરફ રાજાને સંતોષ થતો નથી. હવે પાપ કેવી રીતે પ્રગટ થશે ને વિદ્યુત્પ્રભાનું કૂવામાં પડયા પછી શું થયું તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૭

**અષાડ વદ ૧૦ ને બુધવાર** **તા. ૨૧-૭-૭૬**

અત્રે ઉપસ્થિત સતી મંડળ, સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આજે ઘાટકોપર સંઘને આંગણે બે પવિત્ર પુરૂષોની પુણ્યતિથિ ઉજવવાનો પવિત્ર દિન છે. પૂ. છગનલાલજી મહારાજ સાહેબ અને પૂ. શામજી મહારાજ સાહેબ. બંને મહાન પુરૂષો હતા. આવા પવિત્ર સદ્ગુરૂદેવોના ગુણલા ગાતાં આપણું હૃદય નાચી ઉઠે છે. તેનું કારણ શું છે ? એ આપણા પરમ ઉપકારી પવિત્ર ગુરૂદેવો સંયમ લઈને ઉત્તમ સાધના સાધી સંસાર બંધનોને કાપી મોક્ષ તરફ પ્રયાણ કરવાનો પરમ પુરૂષાર્થ કરીને જીવન જીવી ગયાં છે ને બીજા જીવોને પણ પ્રેરણા આપતા ગયા છે. એ સદ્ગુરૂના જીવનનું સ્મરણ કરતાં પહેલાં એક વાત વિચારીએ કે સાચા ગુરૂ કોને કહેવાય ?

સિધ્ધાંત મુજબની જેમની પ્રરૂપણા હોય, અને જે પંચ મહાવ્રતધારી હોય તે બધા સુગુરૂ છે. રાગ-દ્વેષાદિ અઢાર દૂષણોથી રહિત વીતરાગ એવા શ્રીજિનેશ્વર દેવ એ આપણા ભગવાન છે. અને એમણે પ્રરૂપેલા આગમ મુજબ જેમની

પ્રરૂપણા હોય તેવા મહાવ્રતધારી ત્યાગી સંતો સુગુરૂ છે. અને જિનેશ્વર ભગવંતોએ કથન કરેલો દયામય ધર્મ તે સુધર્મ છે. આ પ્રમાણે સુદેવ-સુગુરૂ અને સુધર્મને માનવાવાળો એ સાચી શ્રધ્ધાવાળો છે. સમકિત દૃષ્ટિ છે અને આરાધક છે. શ્રી જિનેશ્વર દેવનું વચન સત્ય છે. આ શ્રધ્ધા જ્યાં સુધી દૃઢ ન થાય ત્યાં સુધી આત્મા આગળ વધી શકતો નથી. કારણ કે જિનેશ્વર દેવના વચનમાં દૃઢ શ્રધ્ધા થવી તેનું નામ સમકિત છે. સમકિત એ ધર્મનું બીજ છે. બીજ હોય તો ધીમે ધીમે તે વૃધ્ધિ અને ફળરૂપે પરિણમે છે. પણ જ્યાં બીજનું ઠેકાણું નથી ત્યાં આગળ વધવાની વાત ક્યાંથી કરાય ?

દેવાનુપ્રિયો ! જેમ એકડા વિનાના મીંડાની કંઈ કિંમત નથી તેમ શ્રધ્ધા વિનાના જ્ઞાન અને ક્રિયાની કંઈ કિંમત નથી. શ્રધ્ધા વિનાની ક્રિયા એ દ્રવ્ય ક્રિયા છે. મોક્ષની પ્રાપ્તિ માટે શ્રધ્ધાપૂર્વકની દ્રવ્ય અને ભાવ ક્રિયાની જરૂર છે. સમકિત સહિત સિધ્ધાંતની આજ્ઞા મુજબની શુધ્ધ ભાવથી કરેલી ધર્મક્રિયા તે સાચી આરાધના છે. એવી આરાધનાની કિંમત છે. એનાથી મોક્ષ રૂપી મહાન ફળની પ્રાપ્તિ થાય છે. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે શ્રધ્ધાપૂર્વક કલ્યાણની કામનાથી કરેલી ક્રિયાનું નામ આરાધના. જેમ રાગી અને દ્વેષી એ સાચા દેવ ન કહેવાય તેમ લાડી-વાડી અને ગાડીના મોહમાં પડેલા તે સુગુરૂ ના કહેવાય. માની લો કે ત્યાગી-તપસ્વી હોય છતાં જેમની પ્રરૂપણા સિધ્ધાંત મુજબની ન હોય પણ સિધ્ધાંતથી વિરૂધ્ધ હોય તે કુગુરૂ છે. પછી ભલે તે મોટા આચાર્ય હોય, બહુ શિષ્યો અને ભક્તોથી ઘેરાયેલા હોય, ત્યાગી, તપસ્વી અને મહાન વિદ્વાન હોય પણ જો તેની દેશના શાસ્ત્ર વિરૂધ્ધ છે તો તે કુગુરૂ છે. એવા કુગુરૂ પોતે ડૂબે છે ને પોતાના શરણે આવનારને પણ ડૂબાડે છે. જેમ લોઢાની નાવ પોતે ડૂબે છે ને તેમાં બેસનારને પણ ડૂબાડે છે. તેમ કુગુરૂ પોતે ડૂબે છે ને બીજાને ડૂબાડે છે.

બંધુઓ ! આપણે જેમનાથી ધર્મ પામ્યા હોઈએ તે આપણાં પરમ ઉપકારી કહેવાય. આપણે કોઈ પણ રીતે તેમના ઋણમાંથી મુક્ત થવું મુશ્કેલ છે. ઠાણાંગ સૂત્રમાં ત્રીજે ઠાણે ભગવંતે કહ્યું છે કે મનુષ્ય માત્રને માથે ત્રણ જણનો મહાન ઉપકાર હોય છે. એક તો માતા-પિતાનો, બીજો શેઠનો ને ત્રીજો ગુરૂનો. તેમાં માતા-પિતા તથા શેઠના ઉપકારનો બદલો કોઈ પણ રીતે વાળી શકાય છે પણ આપણને ધર્મ પમાડનાર ગુરૂના ઉપકારનો બદલો તેમની ગમે તેટલી સેવા સુશ્રુષા કરવામાં આવે તો પણ વાળ્યો વળતો નથી પણ જો તેઓ ધર્મથી પડિવાઈ થએલ હોય અને તેમને કેવળી પ્રરૂપિત ધર્મમાં ફરીને સ્થાપન કરીએ તો અવશ્ય વળી શકે. મારે પણ એવા પવિત્ર સુગુરૂના ગુણગ્રામ કરવા છે. ગુણગાન કોના ગવાય છે ? જેઓ તપ ત્યાગ અને સંયમની સૌરભથી પોતાનું જીવન ઉજ્જવળ બનાવી ગયા

છે. દુનિયામાં સેંકડો માતાઓ સેંકડો પુત્રને જન્મ આપે છે પણ આવા પવિત્ર પુરૂષોને જન્મ દેનારી માતાઓ બહુ અલ્પ હોય છે. ભક્તામર સ્તોત્રમાં પણ માનતુંગાચાર્ય બોલ્યા છે કે :-

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्, नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मि, प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥

સૂર્ય સમાન તેજસ્વી એવા પુત્રને જન્મ આપનારી માતાઓ તો બહુ વિરલ હોય છે. જેમ કે દિશાઓ દશ છે. પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણ એ ચાર દિશાઓ, ચાર ખૂણા, અને ઉંચી-નીચી એમ દશ દિશાઓ છે તેમાં સૂર્યને ધારણ કરનારી દિશા તો માત્ર પૂર્વ દિશા છે. આજે ઘણી માતાઓ કોઈ અડધો ડઝન કે ડઝન દીકરાને જન્મ આપે છે. (હસાહસ) પણ આટલા દીકરા હોવા છતાં જેના માતાપિતાને ઠરાપો ના હોય અને મરતાં મા-બાપ બળતરા લઈને જાય. એવા પુત્રની માતા બનવામાં શું સાર ? જે પુત્ર જન્મીને માતાની કુંખને ઉજ્જવળ કરે તે સાચો સુપુત્ર છે. પછી ભલે ને એક જ પુત્ર હોય. આજે મહાન પુરૂષોની માતાના નામ ગવાય છે. ભગવાન મહાવીર સ્વામીને આપણે શું કહીએ છીએ ? "**ત્રિશલાનંદ કુમાર.**" પોતાની સાથે માતાનું નામ ગવાય, પુત્ર એવો પરાક્રમી પાકે તો માતાની છાતી ગજગજ ફુલે.

મહારાજા શિવાજીના જીવનનો એક પ્રસંગ છે. એક વખત શિવાજીના સૈનિકો દુશ્મન રાજા ઉપર વિજય મેળવીને આવતાં હતાં ત્યાંથી તેમને એક સૌંદર્યવંતી સ્ત્રી મળી. તે સ્ત્રીને સાથે લાવ્યા. એના મનમાં એવા કોડ હતા કે આપણે આ સ્ત્રી આપણા મહારાજાને ભેટ આપીશું તો તે આપણા ઉપર તુષ્માન થશે ને આપણને સોનામહોરથી સ્નાન કરાવશે. આપણું જિંદગીનું દરિદ્ર ટળી જશે. એટલે હર્ષભેર શિવાજી મહારાજની પાસે લાવ્યા. શિવાજી જ્યારે ગાદીએ બેસતાં ત્યારે તેમની માતા જીજીબાઈ પડદાની પાછળ બેસીને બધું ધ્યાન રાખતાં કે મારો શીવો કેવું રાજ્ય ચલાવે છે ! જુઓ, માતા પોતાનો પુત્ર કુમાર્ગે ન જાય તેનું કેટલું ધ્યાન રાખે છે. આ તો રાજા હતો, કોઈ સામાન્ય ન હતો, પણ આજની માતાઓ પોતાના સંતાનો ક્યાં જાય છે, શું કરે છે તેનું કેટલું ધ્યાન રાખે છે ? પછી દીકરા ખરાબ રસ્તે જાય ને આબરૂનું લીલામ કરે ત્યારે રડવા બેસે છે. પાછળથી રડવા કરતાં તમે પહેલેથી ધ્યાન રાખો ને બાળકોના જીવનનું સુંદર ઘડતર કરો.

છત્રપતિ શિવાજીની માતા પડદા પાછળ બેસીને બધું ધ્યાન રાખતી હતી. સૈનિકો શિવાજીની પાસે આવીને કહે છે સાહેબ ! આપને માટે અમે એક નવીન

ચીજ લાવ્યા છીએ, જે આપને ભેટ આપવા ઈચ્છીએ છીએ. શિવાજી કહે છે શું ચીજ છે ? ત્યાં પેલી સ્વરૂપવાન સ્ત્રીને બતાવી. એનું રૂપ એવું હતું કે ભલભલા મોહ પામી જાય. ઘણી વખત રૂપ હોય છે પણ ઘાટ નથી હોતો. કોઈ ખામી હોય પણ અહીં બધું સુંદર હતું છતાં એ રૂપ ચામડીનું હતું.

ઉત્તરાધ્યયન સૂત્રના વીસમા અધ્યયનમાં અનાથી નિર્ગ્રંથનો અધિકાર આવે છે. તેમાં શ્રેણીકરાજાએ અનાથી મુનિને જોયાં ત્યાં સ્હેજે તેમના મુખમાંથી શબ્દો સરી પડયા.

अहो वण्णो अहोरूवं, अहो अज्जस्स सोमया ।
अहो खन्ति अहो मुत्ति, अहो भोगे असंगया ॥ ઉત્ત. સૂ. અ. ૨૦ ગાથા ૬

હે મુનિ ! શું તારું રૂપ છે ! શું તારો વર્ણ છે ! શું તારી સૌમ્યતા છે ! શું તારી ક્ષમા, નિર્લોભતા અને ભોગો પ્રત્યેની અનાસક્તિ છે ! એક ત્યાગી મુનિને જોઈને મગધ દેશના માલિક શ્રેણીકરાજા આમ બોલી ઉઠયા. પણ વિચાર કરો. આ શ્રેણીકરાજાનું રૂપ કંઈ સામાન્ય ન હતું. શ્રેણીકરાજા અને ચેલ્લણા રાણીનું એવું રૂપ હતું કે તે જોઈને ભગવાનના સમોસરણમાં સાધુ-સાધ્વીઓના મન ચલાયમાન થઈ ગયા. એમ ગ્રંથકારો કહે છે. શ્રેણીકરાજાને જોઈને સાધ્વીઓનાં અને ચેલ્લણાને જોઈને સાધુઓનાં મન સંયમથી ચલાયમાન થયા. પણ ત્યાં તેમને પડકાર કરીને ઠેકાણે લાવનાર ભગવાન બેઠા હતા. પણ જો આજે કોઈનું મન ચલાયમાન થાય તો કોઈ ઠેકાણે લાવનાર નથી. ભગવાન તો ઘટઘટની અને મન-મનની વાત જાણનાર હતાં પણ આજે આપણા મનની વાત જાણનાર કોઈ નથી.

ટૂંકમાં આવા રૂપવાન શ્રેણીકરાજા જ્યારે અનાથી મુનિનું રૂપ જોઈને સ્થિર થઈ ગયા. તો વિચાર કરો. મુનિ આગળ શ્રેણીકનું રૂપ ફીકકું લાગતું હશે ને ! એક માણસ કાળો હોય પણ એને ભૂખ લાગતી નથી, ખોરાક લઈ શકતો નથી એટલે એનીમીક થઈ જવાથી ફિકકો પડી ગયો હોય તેથી ચામડી ધોળી દેખાય છે. ને બીજાની ચામડી સ્વાભાવિક ગોરી છે તો બંનેમાં શોભા કોની ? જે નિરોગી છે તેની શોભા વધે છે. પેલો તો રોગી છે એટલે તેનું રૂપ ફિકકું દેખાય છે. આ રીતે શ્રેણીકરાજા અને મુનિના રૂપમાં અંતર હતું. રાજા શ્રેણીકનું રૂપ માત્ર ચામડીનું હતું અને મુનિનું ચામડીનું રૂપ તો હતું પણ સાથે એમના ચારિત્રનું તેજ હતું. બ્રહ્મચર્યનું તેજ લલાટે ઝગારા મારી રહ્યું હતું એટલે મહારાજા શ્રેણીક કરતાં મુનિનું રૂપ વધારે હતું. ચામડી ભેદીને તેમનું તેજ ચળકતું હતું.

હવે મૂળ વાત ઉપર આવીએ. પેલી સૌંદર્યવાન સ્ત્રીને શિવાજી મહારાજાના સૈનિકો લઈ આવ્યા. તેનું રૂપ ઘણું હતું. પણ એ જોઈને શિવાજીનું મન ચલિત ના થયું.

પણ સિંહાસન ઉપરથી ઉભા થઈને તેના પગમાં પડી ગયાને બોલ્યા ધન્ય છે માતા તને ! તું કેટલી સ્વરૂપવાન છે ! જો મેં તારા પેટે જન્મ લીધો હોત તો હું પણ આવો સ્વરૂપવાન બનત ને ! આવા શિવાજીના શબ્દો સાંભળીને પડદા પાછળ બેઠેલી જીજીબાઈનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. ધન્ય છે શિવાજી તને ! તારા જેવા વીર પુત્રની હું માતા બની છું. તેં મારું દૂધ દીપાવ્યું છે. હું વીરપુત્રની માતા બનવા ભાગ્યશાળી થઈ છું

દેવાનુપ્રિયો ! શિવાજીનું શૌર્ય જોઈને તેની માતાનું હૈયું હરખાયું. એમ જો શાસનમાં આવા વીર શ્રાવકો ને શ્રાવિકાઓ પાકે તો ગુરૂનું હૈયું પણ હરખાય ને ! કે મારા ભગવાનના શાસનમાં આવા વીર શ્રાવકો છે. અર્હંનક ને કામદેવ જેવાં શ્રાવકો હોય ને સુલશા જેવી શ્રાવિકાઓ હોય તો હું નથી માનતી કે આ શાસનને આંચ આવે. જૈન શાસન ઝળહળતું બને. એવા શ્રાવક–શ્રાવિકાના ગુરૂ બન્યા સાર્થક કહેવાય.

આજે પૂ. છગનલાલજી મહારાજ સાહેબની પુણ્યતિથિ છે. તેમની સ્વર્ગારોહણ તિથિ તો વૈશાખ વદ દશમની છે, પણ આજે તો ચાતુર્માસના દિવસોમાં ધર્મારાધના વધુ થાય તે દૃષ્ટિથી અષાડ વદ દશમની ખંભાત સંઘે નીમેલી તિથિ છે. આવી પુણ્યતિથિના દિવસે આપણે ગુરૂના ગુણગાન કરીએ છીએ. ગુરૂદેવનાં ગુણ ગાતાં આપણાં જીવનમાં રહેલા અવગુણ દૂર થઈ જાય છે. તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરવાનાં ૨૦ બોલ છે તેમાં પણ એક બોલ છે કે **"गुरु थेर बहुस्सुए तवस्सीसु"** ગુરૂનાં ગુણગ્રામ કરવાથી ગુરૂની ભક્તિ કરવાથી પણ જીવ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે. ગુરુના ગુણગ્રામ કરવામાં આટલો મોટો લાભ છે. પણ આજે તમે કોના ગુણગ્રામ કરો છો ? તમને દોકડીયા દે તેના તમે ગુણ ગાઓ છો. તમારી પીઠ થાબડે તેની પાછળ દોડો છો. જેવા વહેપારીના ગુણ ગાઓ છો તેવાં જો ગુરૂના ગુણ ગવાય તો કર્મની ભેખડો તૂટી જાય.

પૂ. છગનલાલજી મહારાજ સાહેબ ખંભાતના વતની હતા. તેમના પિતાનું નામ અવલસંગભાઈ અને માતાનું નામ રેવાકુંવર બહેન હતું. તેઓ ક્ષત્રિય જ્ઞાતિના હતા. તેઓ જૈન ન હતા, પણ જૈન ધર્મ કેવી રીતે પામ્યા ? ખંભાતમાં ઝવેરાતનો, અકીકનો ને સાડીઓ વણવાનો એ ત્રણ ધંધા મુખ્ય છે. તેમના પિતા ખંભાતમાં નવાબી રાજ્યમાં નોકરી કરતા હતા. ને પોતે અકીકનો ધંધો કરતા હતા. એક જૈન વણીક સુંદરભાઈ તેમના મિત્ર હતા. સાથે હરવા–ફરવા જતાં ને ધંધો પણ સાથે કરતા હતા. એક દિવસ સુંદરભાઈ કહે છે છગન ! આજે હું બગીચામાં ફરવા નહિ આવું. ત્યારે પૂછે છે કેમ કંઈ છે ? તો કહે છે આજે અમારા ગુરૂદેવ પધાર્યા છે. એટલે રાત્રે હું ઉપાશ્રયે જવાનો છું ત્યાં ખૂબ જ્ઞાન ચર્ચા થાય છે એટલે સારું

જાણવાનું મળે છે. માટે ત્યાં હું જઈશ. ત્યારે છગનભાઈ કહે છે કે હું તમારા ગુરૂ પાસે આવી શકું ? મિત્ર કહે છે અમારા ધર્મમાં કોઈ જાતનો ભેદભાવ નથી. દરેકને આવવાની છૂટ છે. તું ખુશીથી આવી શકે છે. છગનભાઈ પોતાના મિત્રની સાથે ઉપાશ્રયે ગયા. તેમને આપણી જેમ વંદન કરતાં આવડતું ન હતું પણ મિત્રે જેમ કર્યું તેમ પોતે કરીને બેઠા.

ઘણાં શ્રાવકો ભેગા થયાં હતાં. એક પછી એક પ્રશ્નોની ઝડીઓ વરસતી હતી. છગનભાઈને ખૂબ રસ પડયો. એમના મનમાં થયું કે મેં આવું કયારે પણ સાંભળ્યું નથી. જૈન ધર્મનુ જ્ઞાન અલૌકિક છે. ગમે તેટલું જ્ઞાન મેળવીએ પણ આવું આત્માનું ઉંડું તત્ત્વજ્ઞાન ન મેળવીએ તો બધું ધૂળ છે. એવો વિચાર ક્ષત્રિય છગનભાઈના મનમાં આવ્યો.

બંધુઓ ! વર્તમાનકાળમાં લૌકિક કેળવણીમાં આગળ વધેલા ને ભણેલા-ગણેલાં હોંશિયાર માણસો ઘણાં છે. જેમણે મોટી મોટી ડીગ્રીઓ મેળવી છે પણ ધાર્મિક જ્ઞાનમાં તેઓ પછાત છે અને તેથી ધર્મક્રિયા અને આચાર-વિચારમાં શિથિલ છે. આ બધાનું મૂળ કારણ આ ભણેલા વર્ગને આત્મા-પરમાત્મા અને કર્મ વિગેરે ઉપર શ્રધ્ધા નથી. આ વિષયના જાણકાર સદ્‌ગુરૂઓના સમાગમમાં તેઓ કદી આવતા નથી અને સદ્‌ગુરૂના સમાગમ વગર તેવો ડાહ્યો અને નિપુણ માણસ પણ તત્ત્વને પામી શકતો નથી. માટે જ્ઞાનીઓ કહે છે કે :-

विना गुरुभ्यो गुणनाधिभ्यो तत्त्वं न जानाति विचिक्षणोऽपि ।
आकर्ण दीर्घोज्जवल लोचनोऽपि दीपं विना पश्यति नांधकारे ॥

ગુણીયલ ગુરૂની સોબત વિના વિચક્ષણ માણસ પણ તત્વને જાણી શકતો નથી. જેમ આંખો ગમે તેટલી મોટી અને તેજસ્વી હોય પણ અંધકારમાં દીપક વિના જોઈ શકાતું નથી. તેમ સમજુ અને હોંશિયાર માણસને પણ ગુરૂના સમાગમમાં આવવાની જરૂર છે. વ્યવહારમાં માણસ ગમે તેટલો હોંશિયાર હોય, ગમે તેટલું ધન ભેગું કર્યું હોય, મહાન ધનવાન હોય છતાં અંતે તો આયુષ્ય પૂર્ણ થતાં બધું અહીં મૂકીને જવાનું છે તે નક્કી છે ને ? તો હવે સંસારની માયાજાળ છોડીને સદ્‌ગુરૂનો સમાગમ કરો. નિઃસ્વાર્થે તમારું કલ્યાણ કરાવનાર આવા ગુરૂ ફરીને નહિ મળે. દુનિયામાં ગુરૂ ઘણાં હોય છે પણ ગુરૂ-ગુરૂમાં ફેર હોય છે.

काष्टे च काष्टे तरता यथास्ति, दुग्धे च दुग्ध तरता यथास्ति ।
जले जले चां तरता यथास्ति, गुरौ गुरु यां तरता यथास्ति ॥

ગુરૂ કોને કહેવાય ? ગુ+રુ જે અંધકારમાંથી પ્રકાશમાં લાવે તે સાચા ગુરૂ છે. જેમ લાકડામાં બાવળનું, સાગનું, સીસમનું, આંબલીનું લાકડું તે પણ લાકડું છે. ને ચંદનનું પણ લાકડું છે. પણ એ બધામાં ચંદન કિંમતી છે. દૂધમાં ગાયનું, ભેંસનું, બકરીનું દૂધ તે પણ દૂધ છે અને આકડાનું ને થોરીયાનું પણ દૂધ છે. એક દૂધ શરીરને પુષ્ટીકારક છે ને આકડાનું ને થોરીયાનું દૂધ માણસને મારનારું છે. પાણીમાં કોઈ ગામનું પાણી ખોરાક પચાવે છે ને કોઈ ગામનું પાણી એવું ભારે હોય છે કે માણસને ભૂખ ન લાગે. એટલે પાણી પાણીમાં પણ ફેર છે. તેવી રીતે ગુરૂ–ગુરૂમાં પણ ફેર છે. એક ગુરૂ માત્ર દેખાવના ગુરૂ હોય છે. એ એમ માને કે મારા ભક્તને કહીશ કે કાંદા–બટાટા ન ખવાય, કાળા બજાર ન કરાય, ખોટા તોલમાપ ન રખાય. આવું કરીશ તો તિર્યંચમાં તેમજ દુર્ગતિમાં ચાલ્યો જઈશ. આવું કહીશ તો મારી પાસે આવતો બંધ થઈ જશે. એવા ગુરૂ પોતે ડૂબે છે ને બીજાને ડૂબાડે છે. જ્યારે સાચા ગુરૂ તો સ્હેજ પણ કોઈની શેહમાં તણાય નહિ. એ તો નગ્ન સત્ય કહી દે. આવા પાપ કરશો તો દુર્ગતિમાં પડશો. માટે આ પાપના ધંધા છોડી દો. ભક્તોને આવવું હોય તો આવે ને ન આવવું હોય તો ન આવે પણ સાચા ગુરૂ તો સાચી વાત સમજાવી દે. ગુરૂ કરો તો જોઈને કરજો. જ્યાં ને ત્યાં માથું ઝૂકાવશો નહિ.

છગનભાઈ ખૂબ હોંશિયાર હતા પણ અત્યાર સુધી તેમને સાચા ગુરૂનો સમાગમ થયો ન હતો. મિત્રની સાથે સાથે ઉપાશ્રયે આવ્યા ને ધર્મ પામી ગયા. પછી તો એવો રસ લાગ્યો કે જ્યારે ટાઈમ મળે ત્યારે ઉપાશ્રયે ઉપડી જતાં ને ધર્મનો અભ્યાસ કરતાં. ટૂંક સમયમાં તેમણે જૈનધર્મનું ઘણું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું. તેઓ ખૂબ ક્રાન્તિકારી વિચારના હતા એટલે પોતે શ્રાવિકાશાળા, જૈનશાળાનું સ્થાપન કર્યું, ને પોતે ધાર્મિક શિક્ષણના કલાસ ચલાવવા લાગ્યા. આમ કરતાં એમને એવો વિચાર આવ્યો કે આવું ઉંચું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મારે સંસારમાં શા માટે પડી રહેવું જોઈએ ! મારે દીક્ષા લઈને એવો સંયમ પાળવો છે કે જલ્દી આત્માનું કલ્યાણ થાય. બંધુઓ ! આ હતા ક્ષત્રિયકા બચ્ચા. ઢીલી દાળ ખાઈને ઢીલું બોલનારા ન હતા. એમણે મિત્રને કહ્યું–સુંદર ! આપણે આવો માનવ જન્મ પામીને સંસારની કોટડીમાં ગોંધાઈ રહેવું છે ? ચાલ ને આપણે દીક્ષા લઈએ. મિત્ર કહે છે છગન ! તારી વાત સાચી છે. પણ તને ખબર છે ને કે હું તો મારા બાપને બે પત્નીઓ વચ્ચે એક દીકરો છું. એ કંઈ મને રજા આપે ? છગનભાઈની પણ સગાઈ થઈ હતી તેઓ કહે તને તારા મા-બાપ રજા ન આપે તો મારા કાકા-કાકી થોડા રજા આપે એમ છે ? આપણે મજબૂત બનીને કામ કાઢી લેવાનું. છેવટે મિત્રને પણ દીક્ષા લેવાની ભાવના જાગી. બંનેએ વિચાર કર્યો કે અહીં તો આપણને કોઈ દીક્ષા લેવા નહિ દે. આપણે અહીંથી ભાગી છૂટીએ ને કોઈ સારા ગુરૂની ખોજ કરીને દીક્ષા લઈએ.

બંને મિત્રો ઘેરથી નીકળ્યા ને મારવાડમાં ગયા. ત્યાં તેમને પૂ. વેણીરામજી મહારાજ સાહેબનો ભેટો થયો. તેમણે કહ્યું-ગુરૂદેવ! અમે બંને દીક્ષા લેવાના અભિલાષી છીએ. અમને દીક્ષા આપો. મહારાજે કહ્યું કે તમે તમારા માતા-પિતાની આજ્ઞા લઈને આવ્યા છો? તો કહે ના. આજ્ઞા લીધી નથી. અમે તો આ રીતે ભાગીને આવ્યા છીએ. ત્યારે મહારાજે કહ્યું-ભાઈ! સગા સ્નેહીની આજ્ઞા વિના અમારાથી તમને દીક્ષા દેવાય નહિ. આજ્ઞા વિના દીક્ષા આપું તો ચોરી કરી કહેવાય. માટે આજ્ઞાપત્ર લખાવી લાવો પછી દીક્ષા આપીશ. એટલે ત્યાંથી રવાના થયા ને અમદાવાદ ડોશીવાડાની પોળે આવ્યા. આ તરફ તેમના નીકળ્યા પછી ખંભાતમાં બંને મિત્રોની તેમના સગા વહાલાઓએ ખૂબ તપાસ કરાવી પણ કયાંય પત્તો ન લાગ્યો. તે સમયે ટેલીફોનની સગવડ ન હતી કે બીજે ગામ સમાચાર પૂછી શકાય. એટલે શોધવા માટે માણસોને મોકલ્યા. તો અમદાવાદમાંથી પત્તો મળ્યો. બંનેને ખંભાત લઈ આવ્યા.

**"બંનેને માતા-પિતા તરફથી ખૂબ ધમકી અપાઈ" :-** છગનભાઈના બા-બાપુજી તો તેમને નાનપણમાં મૂકીને ગુજરી ગયેલા. કાકા-કાકીએ તેમને ઉછેર્યા હતા. બંને મિત્રોને ઘેર ખૂબ ઠપકો મળ્યો. ખૂબ દમદાટી આપી, એટલે સુંદરભાઈ તો પીગળી ગયા, પણ જેનો વૈરાગ્ય દૃઢ છે તે ક્ષત્રિયકા બચ્ચા પીગળ્યા નહિ. કાકા-કાકીએ ખૂબ સમજાવ્યા ને કહ્યું કે તારી સગાઈ કરી છે તે કન્યાનું શું? તો કહે છે હું બહેન કહીને ચુંદડી ઓઢાડી આપીશ. ત્યારે કાકા કહે છે આપણે તો ક્ષત્રિય છીએ. તારે વળી જૈન સાધુનો સંગ શો? જૈન સાધુ તો મેલા ઘેલાં હોય છે. એના કરતાં આપણા ધર્મમાં દીક્ષા લે. તેમણે કહ્યું કે મેં જેને ગુરૂ માન્યા છે તે સાચા છે. હવે હું બીજે કયાંય દીક્ષા લેવા માંગતો નથી. તેમની તીવ્ર ને ઉત્કૃષ્ટ વૈરાગ્યની ભાવના જોઈને કાકા-કાકીએ દીક્ષાની આજ્ઞા આપી. એટલે સંવત ૧૯૪૪ ના પોષ વદ દશમના પવિત્ર દિવસે પૂ. હરખચંદ્રજી મહારાજ સાહેબ પાસે ભાગવતી દીક્ષા અંગીકાર કરી અને ગુરૂને અર્પણ થયા.

ગુરૂના સાનિધ્યમાં રહીને ખૂબ જ્ઞાનાભ્યાસ કર્યો, ને મહાન પ્રતાપી પુરૂષ થયા. જેમ જેમ જ્ઞાન વધતું ગયું તેમ તેમ જીવનમાં નમ્રતા, ક્ષમા આદિ ઘણાં ગુણો પ્રગટ થયા. તેમણે ઠેર ઠેર વિચરી અન્ય ધર્મીઓને જૈન ધર્મ પમાડયો. વસો ગામમાં જૈનના દશ ઘર પણ નથી. ત્યાં તેમણે પટેલ, કાછીયા આદિને જૈન ધર્મ પમાડયો. હજુ પણ તે લોકોમાં જૈન ધર્મની પરંપરા ચાલી આવે છે. હિંદુ-મુસ્લીમ, પટેલ, શેખ, લુહાણા આદિ ઘણાં માણસોને ધર્મ પમાડયો. પોતે શૂરવીર ક્ષત્રિય હતાં. શરીરનું બળ પણ સારું હતું. તેઓ વ્યાખ્યાન વાંચે ત્યારે સિંહની ગર્જના લાગતી. પૂ. ગુરૂદેવ એવા પ્રતાપી, તેજસ્વી ને ઓજસ્વી હતાં. તેમની વાણીમાં

ગુરૂ કોને કહેવાય? ગુ+રુ જે અંધકારમાંથી પ્રકાશમાં લાવે તે સાચા ગુરૂ છે. જેમ લાકડામાં બાવળનું, સાગનું, સીસમનું, આંબલીનું લાકડું તે પણ લાકડું છે. ને ચંદનનું પણ લાકડું છે. પણ એ બધામાં ચંદન કિંમતી છે. દૂધમાં ગાયનું, ભેંસનું, બકરીનું દૂધ તે પણ દૂધ છે અને આકડાનું ને થોરીયાનું પણ દૂધ છે. એક દૂધ શરીરને પુષ્ટીકારક છે ને આકડાનું ને થોરીયાનું દૂધ માણસને મારનારું છે. પાણીમાં કોઈ ગામનું પાણી ખોરાક પચાવે છે ને કોઈ ગામનું પાણી એવું ભારે હોય છે કે માણસને ભૂખ ન લાગે. એટલે પાણી પાણીમાં પણ ફેર છે. તેવી રીતે ગુરૂ–ગુરૂમાં પણ ફેર છે. એક ગુરૂ માત્ર દેખાવના ગુરૂ હોય છે. એ એમ માને કે મારા ભક્તને કહીશ કે કાંદા–બટાટા ન ખવાય, કાળા બજાર ન કરાય, ખોટા તોલમાપ ન રખાય. આવું કરીશ તો તિર્યંચમાં તેમજ દુર્ગતિમાં ચાલ્યો જઈશ. આવું કહીશ તો મારી પાસે આવતો બંધ થઈ જશે. એવા ગુરૂ પોતે ડૂબે છે ને બીજાને ડૂબાડે છે. જ્યારે સાચા ગુરૂ તો સ્હેજ પણ કોઈની શેહમાં તણાય નહિ. એ તો નગ્ન સત્ય કહી દે. આવા પાપ કરશો તો દુર્ગતિમાં પડશો. માટે આ પાપના ધંધા છોડી દો. ભક્તોને આવવું હોય તો આવે ને ન આવવું હોય તો ન આવે પણ સાચા ગુરૂ તો સાચી વાત સમજાવી દે. ગુરૂ કરો તો જોઈને કરજો. જ્યાં ને ત્યાં માથું ઝૂકાવશો નહિ.

છગનભાઈ ખૂબ હોંશિયાર હતા પણ અત્યાર સુધી તેમને સાચા ગુરૂનો સમાગમ થયો ન હતો. મિત્રની સાથે સાથે ઉપાશ્રયે આવ્યા ને ધર્મ પામી ગયા. પછી તો એવો રસ લાગ્યો કે જ્યારે ટાઈમ મળે ત્યારે ઉપાશ્રયે ઉપડી જતાં ને ધર્મનો અભ્યાસ કરતાં. ટૂંક સમયમાં તેમણે જૈનધર્મનું ઘણું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું. તેઓ ખૂબ ક્રાન્તિકારી વિચારના હતા એટલે પોતે શ્રાવિકાશાળા, જૈનશાળાનું સ્થાપન કર્યું, ને પોતે ધાર્મિક શિક્ષણના કલાસ ચલાવવા લાગ્યા. આમ કરતાં એમને એવો વિચાર આવ્યો કે આવું ઉંચું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મારે સંસારમાં શા માટે પડી રહેવું જોઈએ! મારે દીક્ષા લઈને એવો સંયમ પાળવો છે કે જલ્દી આત્માનું કલ્યાણ થાય. બંધુઓ! આ હતા ક્ષત્રિયકા બચ્ચા. ઢીલી દાળ ખાઈને ઢીલું બોલનારા ન હતા. એમણે મિત્રને કહ્યું–સુંદર! આપણે આવો માનવ જન્મ પામીને સંસારની કોટડીમાં ગોંધાઈ રહેવું છે? ચાલ ને આપણે દીક્ષા લઈએ. મિત્ર કહે છે છગન! તારી વાત સાચી છે. પણ તને ખબર છે ને કે હું તો મારા બાપને બે પત્નીઓ વચ્ચે એક દીકરો છું. એ કંઈ મને રજા આપે? છગનભાઈની પણ સગાઈ થઈ હતી તેઓ કહે તને તારા મા-બાપ રજા ન આપે તો મારા કાકા-કાકી થોડા રજા આપે એમ છે? આપણે મજબૂત બનીને કામ કાઢી લેવાનું. છેવટે મિત્રને પણ દીક્ષા લેવાની ભાવના જાગી. બંનેએ વિચાર કર્યો કે અહીં તો આપણને કોઈ દીક્ષા લેવા નહિ દે. આપણે અહીંથી ભાગી છૂટીએ ને કોઈ સારા ગુરૂની ખોજ કરીને દીક્ષા લઈએ.

બંને મિત્રો ઘેરથી નીકળ્યા ને મારવાડમાં ગયા. ત્યાં તેમને પૂ. વેણીરામજી મહારાજ સાહેબનો ભેટો થયો. તેમણે કહ્યું-ગુરૂદેવ ! અમે બંને દીક્ષા લેવાના અભિલાષી છીએ. અમને દીક્ષા આપો. મહારાજે કહ્યું કે તમે તમારા માતા-પિતાની આજ્ઞા લઈને આવ્યા છો ? તો કહે ના. આજ્ઞા લીધી નથી. અમે તો આ રીતે ભાગીને આવ્યા છીએ. ત્યારે મહારાજે કહ્યું-ભાઈ! સગા સ્નેહીની આજ્ઞા વિના અમારાથી તમને દીક્ષા દેવાય નહિ. આજ્ઞા વિના દીક્ષા આપું તો ચોરી કરી કહેવાય. માટે આજ્ઞાપત્ર લખાવી લાવો પછી દીક્ષા આપીશ. એટલે ત્યાંથી રવાના થયા ને અમદાવાદ ડોશીવાડાની પોળે આવ્યા. આ તરફ તેમના નીકળ્યા પછી ખંભાતમાં બંને મિત્રોની તેમના સગા વહાલાઓએ ખૂબ તપાસ કરાવી પણ કયાંય પત્તો ન લાગ્યો. તે સમયે ટેલીફોનની સગવડ ન હતી કે બીજે ગામ સમાચાર પૂછી શકાય. એટલે શોધવા માટે માણસોને મોકલ્યા. તો અમદાવાદમાંથી પત્તો મળ્યો. બંનેને ખંભાત લઈ આવ્યા.

**"બંનેને માતા-પિતા તરફથી ખૂબ ધમકી અપાઈ"** :- છગનભાઈના બા-બાપુજી તો તેમને નાનપણમાં મૂકીને ગુજરી ગયેલા. કાકા-કાકીએ તેમને ઉછેર્યા હતા. બંને મિત્રોને ઘેર ખૂબ ઠપકો મળ્યો. ખૂબ દમદાટી આપી, એટલે સુંદરભાઈ તો પીગળી ગયા, પણ જેનો વૈરાગ્ય દઢ છે તે ક્ષત્રિયકા બચ્ચા પીગળ્યા નહિ. કાકા-કાકીએ ખૂબ સમજાવ્યા ને કહ્યું કે તારી સગાઈ કરી છે તે કન્યાનું શું ? તો કહે છે હું બહેન કહીને ચુંદડી ઓઢાડી આપીશ. ત્યારે કાકા કહે છે આપણે તો ક્ષત્રિય છીએ. તારે વળી જૈન સાધુનો સંગ શો ? જૈન સાધુ તો મેલા ઘેલાં હોય છે. એના કરતાં આપણા ધર્મમાં દીક્ષા લે. તેમણે કહ્યું કે મેં જેને ગુરૂ માન્યા છે તે સાચા છે. હવે હું બીજે કયાંય દીક્ષા લેવા માંગતો નથી. તેમની તીવ્ર ને ઉત્કૃષ્ટ વૈરાગ્યની ભાવના જોઈને કાકા-કાકીએ દીક્ષાની આજ્ઞા આપી. એટલે સંવત ૧૯૪૪ ના પોષ વદ દશમના પવિત્ર દિવસે પૂ. હરખચંદ્રજી મહારાજ સાહેબ પાસે ભાગવતી દીક્ષા અંગીકાર કરી અને ગુરૂને અર્પણ થયા.

ગુરૂના સાનિધ્યમાં રહીને ખૂબ જ્ઞાનાભ્યાસ કર્યો, ને મહાન પ્રતાપી પુરૂષ થયા. જેમ જેમ જ્ઞાન વધતું ગયું તેમ તેમ જીવનમાં નમ્રતા, ક્ષમા આદિ ઘણાં ગુણો પ્રગટ થયા. તેમણે ઠેર ઠેર વિચરી અન્ય ધર્મીઓને જૈન ધર્મ-પમાડયો. વસો ગામમાં જૈનના દશ ઘર પણ નથી. ત્યાં તેમણે પટેલ, કાછીયા આદિને જૈન ધર્મ પમાડયો. હજુ પણ તે લોકોમાં જૈન ધર્મની પરંપરા ચાલી આવે છે. હિંદુ-મુસ્લીમ, પટેલ, શેખ, લુહાણા આદિ ઘણાં માણસોને ધર્મ પમાડયો. પોતે શૂરવીર ક્ષત્રિય હતાં. શરીરનું બળ પણ સારું હતું. તેઓ વ્યાખ્યાન વાંચે ત્યારે સિંહની ગર્જના લાગતી. પૂ. ગુરૂદેવ એવા પ્રતાપી, તેજસ્વી ને ઓજસ્વી હતાં. તેમની વાણીમાં

અલૌકિક જાદુ હતું. તેમની વાણી સાંભળીને જૈન-જૈનેતરો ધર્મ પામી જતાં. તેમણે ખંભાત સંપ્રદાયમાં ઘણાં સાધુ બનાવ્યા હતા. તેમના પ્રથમ શિષ્ય અમારા તારણહાર, જીવન નૈયાના સુકાની **બા. બ્ર. પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબ** હતા. ગુરૂ પણ ક્ષત્રિય ને શિષ્ય પણ ક્ષત્રિય હતાં, પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબ તેમના એક રત્ન સમાન તેજસ્વી શિષ્યરત્ન હતા.

પૂ. છગનલાલજી મહારાજ સાહેબ અને રત્નચંદ્રજી મહારાજ સાહેબ માટે તો લોકો એમ જ કહેતાં કે જાણે મહાવીર–ગૌતમની જોડી. પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબ સદા ગુરૂની સાનિધ્યમાં ને સેવામાં હાજર જ હોય. એવા તે શિષ્ય હતા. પૂ. ગુરૂદેવ પોતાના સાત શિષ્યોને સાથે લઈને ૧૯૭૫માં મુંબઈ પધાર્યા. ત્યારે કચ્છીની વાડીમાં ચાતુર્માસ કર્યું. તે સમયે મુંબઈમાં ધર્મસ્થાનક ન હતું. ભાડાની વાડીમાં રાખેલા. તે સમયે પૂ. ગુરૂદેવે શ્રાવકોને ટકોર કરી કે જૈન સંતોને માટે વાડી ભાડે રખાય ને ભાડું ભરવું પડે તે યોગ્ય નથી. તે સમયે મેઘજી થોભાણ જીવતા હતા. તે બધા શ્રાવકોએ ભેગા થઈને ઉપાશ્રય કર્યો. કાંદાવાડીમાં હાલ જે આયંબીલ ખાતાનું મકાન છે તે પહેલાં ઉપાશ્રય હતો. પૂ. ગુરૂદેવ અજમેર સાધુ સંમેલનમાં પણ પધારેલા. આ રીતે પૂ. ગુરૂદેવે દેશ વિદેશમાં ખૂબ વિચરીને ધર્મનો ધ્વજ ફરકાવ્યો.

સંવત ૧૯૯૫માં પૂ. ગુરૂદેવ અમદાવાદમાં બિરાજમાન હતા. તેમને ઢીંચણમાં સખ્ત વાનું દર્દ રહેતું. જુઓ, આજે યોગાનુયોગ કેવો આવ્યો ? કે પૂ. શામજી સ્વામીની આજે પુણ્યતિથિ છે. તે શામજી સ્વામી પણ પૂ. ગુરૂદેવની સાથે અમદાવાદ દોલતખાનાના ઉપાશ્રયે બિરાજતાં હતાં. પોતાને પગમાં વાનો સખ્ત દુખાવો થતો હતો જેથી ઉપર વ્યાખ્યાન ફરમાવવા જતા ન હતા. વૈશાખ વદ દશમના દિવસે તેમણે પૂ. શામજી સ્વામી તથા પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબને કહ્યું આજે દશમાં દશ મિનિટ બાકી રહે ત્યારે વ્યાખ્યાન બંધ કરજો. ત્યારે પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબ કહે કેમ ગુરૂદેવ ! તો કહે મારે ઉપર જવું છે. ત્યારે બધા સંતો કહે છે ચાલો, આપને અમે ઉંચકીને ઉપર લઈ જઈએ. તો કહે. ના, મારે એમ ઉપર નથી આવવું. મારે મારી સાધનાની સમાધિમાં લીન બનવું છે. તેમ કહ્યું. પણ તદ્દન સાજું શરીર, કોઈ જાતનો રોગ નહિ. સાચું કોણ માને ? કોઈને ખબર પડી નહિ. વ્યાખ્યાન શરૂ થયું. મારા પૂ. ગુરૂણી પાર્વતીબાઈ મહાસતીજી પણ ત્યાં હતાં. તેઓ પધાર્યા એટલે કહે કે સવારનો આહાર પડયો છે કે બધું વપરાઈ ગયું ? તો કહે–થોડું પડયું છે. ત્યારે પૂ. ગુરૂદેવે કહ્યું કે પહેલા કાળના જે આહાર પાણી હોય તે તરત પતાવીને અહીં આવો. પૂ. મહાસતીજી કહે સાહેબ ! વ્યાખ્યાનમાંથી જઈને પતાવી દઈશું. તો કહે ના, અત્યારે પતાવી દો.

એમ કહીને મોકલ્યા બધું પતાવીને મહાસતીજી પધાર્યા ત્યારે કહે હવે સ્વાધ્યાય કરો. બધાને સ્વાધ્યાય કરવાનું કહીને પોતે પણ સ્વાધ્યાય કરવા લાગ્યા. દશમાં દશ મિનિટ ઓછીએ ઉપર વ્યાખ્યાન બંધ થયું. ને બધા સંતો નીચે પધાર્યા. રત્નચંદ્રજી મહારાજ સાહેબને કહે છે મને બધા પચ્ચખાણ કરાવી દો. મને આલોચના સંભળાવો. કોઈની હિંમત ન ચાલી. પોતે પોતાની જાતે સંથારાના પચ્ચખાણ લઈ લીધા. અને બધાને કહ્યું હવે નવકાર મંત્ર બોલો. પોતે પણ નવકાર મંત્રનુ સ્મરણ કરતાં નમો લોએ સવ્વસાહૂણં કહેતાં સંવત ૧૯૯૫ ના વૈશાખ વદ દશમના દિવસે પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ સાહેબ હસતે મુખડે કાળધર્મ પામ્યા. તેઓ તો પોતાની સાધના સાધી ગયા છે. ખોટ માત્ર આપણને પડી છે. આવા પ્રતિભાશાળી સંતો વારંવાર થતા નથી. પૂ.ગુરૂદેવનો ખંભાત સંપ્રદાય ઉપર ને જૈન સમાજ ઉપર મહાન ઉપકાર છે. તેઓ ન હોત તો ખંભાત સંપ્રદાયમાં આટલા સંત સતીજીઓ ન હોત. અમારા ઉપર તેમનો મહાન ઉપકાર છે. "કર્મે શૂરા ને ધર્મે પણ શૂરા" હતા. તેમના જેટલા ગુણ ગાઈએ તેટલા ઓછા છે. એ ઉપકારી ગુરૂદેવના ગુણોની ગીતા છપાવીએ તો પણ ઓછી પડે. એવા તેમના જીવનમાં મહાન ગુણો હતા. આપણે તેમના જીવનમાંથી એકાદ ગુણ અપનાવીએ ને તેમના જેવા બનીને જીવન સાર્થક બનાવીએ. આજે પૂ. ગુરૂદેવના પરિવારમાં પૂ. દશમહારાજ સાહેબો તથા ૧૮ મહાસતીજીઓ છે. આ બધો પ્રતાપ પૂ. ગુરૂદેવનો છે. આપણે એમના જેવા પવિત્ર બનીએ એવી ભાવના સહિત બંને ગુરૂદેવોને ભાવભીના હૈયાથી શ્રદ્ધાંજલી અર્પું છું.

**બા. બ્ર. કુમુદપ્રભા મહાસતીજીનું પ્રવચન.**

આજથી નવ દિવસ પહેલાં પૂ. બા. બ્ર. શારદાબાઈ મહાસતીજીએ જાહેરાત કરી હતી કે અષાડ વદ ૧૦ ના દિવસે પૂ. શામજીસ્વામીની પુણ્યતિથિ આવે છે. તે દિવસ આજે આવી ગયો. સમયને જતાં શી વાર ?

અનાદિકાળથી આત્મા સંસારમાં રઝળે છે. એ રખડપટ્ટી અટકાવવા માટે જીવને સંત સમાગમની જરૂર છે. પાપીમાં પાપી જીવોના ઉધ્ધાર કરનાર હોય તો તે સંત છે. સંતના સમાગમથી પાપી જીવો પણ પુનીત બની ગયા તેવા કેટલાએ દાખલા છે.

ગુરૂ દિપક સમાન છે. દિપક અંધકારને દૂર કરે છે. તેમ ગુરૂદેવો પણ અનંતકાળથી જે મિથ્યાત્વના કચરા આત્મા ઉપર ચઢેલા છે તેને દૂર કરાવી આપણા જીવનમાં સમ્યક્ત્વનો દિપક પ્રગટાવે છે. જ્યાં સુધી મિથ્યાત્વનો ગાઢ અંધકાર નહિ જાય ત્યાં સુધી સમ્યક્ત્વનો પ્રકાશ નહિ થાય. જેમણે જીવનમાં કંઈક પ્રેરણા આપી છે એવા તારક ગુરૂદેવ પૂ. શામજી સ્વામી અને બીજા છગનલાલજી મહારાજ સાહેબની પુણ્યતિથિ છે.

પૂ. શામજી સ્વામીનું જીવન સંયમ-તપ-ત્યાગથી ભરપૂર હતું. "ફુલ ગયું ને ફોરમ રહી ગઈ." તેઓ જીવન જીવીને ચાલ્યા ગયા. જીવન તો ઘણાં જીવીને જાય છે પણ કંઈ બધાને યાદ કરતા નથી. પણ જેમણે જીવન જીવી જાણ્યું છે તેમને યાદ કરીએ છીએ. પૂ. શામજી સ્વામીનો જન્મ ક્યાં થયો હતો, તેમણે કેવો સંયમ પાળ્યો, તેમના જીવનમાં શું વિશેષતાઓ હતી તે જોઈએ. કચ્છમાં રાપર તાલુકો છે. રાપર તાલુકામાં સઈ નામનું નાનકડું ગામ છે. તે પૂ. શામજી સ્વામીની જન્મભૂમિ છે. તે પવિત્ર ભૂમિમાં સંસારમાં લપસવા નહિ પણ સ્વ-પરનો ઉધ્ધાર કરવા સંવત ૧૯૩૪ ના મહા સુદ ૧૨ ના માંગલિક દિવસે નવલબહેન માતાની કુક્ષીએ જન્મ લીધો. પિતાજીનું નામ લક્ષ્મીચંદભાઈ હતું. ત્રણ ભાઈ અને એક બહેન હતા. તેમનું નામ શામજીભાઈ પાડવામાં આવ્યું. તેઓ બાલપણમાં ખૂબ તોફાની હતા. ચપળ હતા. તેમને શાંત બનાવનાર ગુરૂનો ભેટો કેવી રીતે થયો ?

શામજીભાઈ વહેપાર અર્થે કચ્છ છોડીને મોરબી ગયા. ત્યાં ગયા હતા ગોળ ખરીદવા પણ શું લઈ આવ્યા ? ગોળ ખરીદ કર્યા પછી ખબર પડી કે અહીં મંગળજી સ્વામી અને કરસનજી સ્વામી બિરાજે છે. એટલે ગોળ એક ઠેકાણે મૂકીને દર્શન કરવા ગયા. પૂ. મંગળજી સ્વામીના દર્શન કર્યા. તેમને જોતાં પૂર્વના સંસ્કારો જાગૃત થયા. અંદરથી અવાજ આવ્યો કે હે આત્મા ! તારે શું કરવું છે ? સંસારમાં રહેવું છે કે સંયમ લેવો છે ? સંસારનું સુખ ક્ષણિક છે ને સંયમનું સુખ શાશ્વત છે તો મારે સંયમ લેવો છે એવો નિર્ણય કરીને ઘેર આવ્યા. માતા-પિતાને વાત કરી કે મારે દીક્ષા લેવી છે. મોહવશ માતા-પિતાને ખૂબ દુઃખ થયું કે અહો ! આપણો દીકરો દીક્ષા લેશે ? એના સંયમના ભાવને દબાવવા માતા-પિતાએ કોઠારમાં પૂરી દીધા. એક દિવસ ગયો, બીજો દિવસ ગયો, પાસે જઈને પૂછે છે બોલ શામજી ! તારો શું વિચાર છે ? શામજીભાઈ કહે તમારી સો વાત ને મારી એક વાત મારે દીક્ષા લેવી છે. ત્રીજે દિવસે પણ પૂછયું. ત્યારે કહ્યું-તમે મને કોઠારમાંથી કાઢો યા ન કાઢો પણ મારો નિશ્ચય દઢ છે. પુત્રની મક્કમતા જોઈને માતા પિતાને આજ્ઞા આપવી પડી. માતા-પિતાની આજ્ઞા મળતાં પૂ. મંગળજી સ્વામી પાસે જઈને અભ્યાસ કરવા લાગ્યા. છેવટે ૧૯૫૦ની સાલમાં વૈશાખ વદ દશમને સોમવારે કચ્છમાં આવેલા અંજાર શહેરમાં પૂ. ગુરૂદેવે મંગળજી સ્વામી પાસે દીક્ષા લીધી. ને અમારા ગુરૂ બની ગયા. દીક્ષા લીધા પછી એક જ લક્ષ હતું કે જલદી મારા કર્મો ખપાવીને શાશ્વત સુખ પ્રાપ્ત કરું, જ્ઞાન મેળવવાની ખૂબ ધગશ હતી. જ્ઞાન લેવા માટે હોડ કરતા.

**જ્ઞાન મેળવવા હોડા હોડમાં, ખીલે નિત્ય નવા નવા કોડમાં,**
**લેતા શાસ્ત્ર સૌરભ, અજોડ આરાધના...વંદન શ્યામ ગુરૂદેવને...**
**સંયમ સાધના, વિરલ આરાધના...વંદન શ્યામ ગુરૂદેવને...**

પૂ. ગુરૂદેવની સાનિધ્યમાં રહી શાસ્ત્રનું ગૂઢ જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. તેમણે ણું જ્ઞાન મેળવ્યું. જ્ઞાનની સાથે તપ પણ અજોડ હતો. ઘણાં જ્ઞાન ભણે પણ પ ન કરી શકે ને તપ કરે તો જ્ઞાન ન ભણી શકે. પૂ. શામજી સ્વામીના જ્ઞાન સાથે તપ અજબ હતો. એક દિવસ ચૌવિહારો ઉપવાસ ને બીજે દિવસે એકાસણું કરતા. એકાસણામાં ફક્ત છાશનું પાણી વાપરતા હતા. આઠમ–પાખીના છઠ્ઠ કરતા ને પારણાને દિવસે માત્ર પાંચ દ્રવ્ય વાપરતા. આવો તપ, જ્ઞાન અને સેવાનો પણ અજોડ ગુણ હતો. પોતાને અવકાશ મળે ત્યારે સારા પુસ્તકોનું લેખન કરતા. દરેક પુસ્તકમાં પૂ. મંગળજી સ્વામીનું નામ લખતા હતા. નાનકડી પોથી ઉપર પણ મંગળપોથી લખતાં. આ રીતે ખૂબ સુંદર સંયમનું પાલન કરતાં કચ્છ, મારવાડ, કાઠીયાવાડ, ગુજરાત દરેક સ્થળે વિચરીને ભવ્ય જીવોને ખૂબ લાભ આપ્યો છે. તેઓ ૧૧ થી ૧૨ ઠાણાનું ગ્રુપ હતું. તેમાંથી એક પછી એક સાથીઓએ વિદાય લીધી. વૃધ્ધાવસ્થાને કારણે તેઓ રૂપચંદ્રજી સ્વામી સાથે લીંબડીમાં સ્થિરવાસ થયા. પૂ. વેલબાઈ સ્વામી અને પૂ. માણેકબાઈ સ્વામી શિષ્યાઓને તેમની સેવામાં અવારનવાર મોકલતા હતા. એક દિવસ તે પડી ગયાને ફ્રેકચર થયું, વેદના ખૂબ થતી પણ શાંતમૂર્તિ ગુરૂદેવ સમતા ભાવે સહન કરતાં. થોડા દિવસ પછી સારૂં થયું. સૌને લાગ્યું કે ગુરૂદેવને સારું છે હવે વાંધો નહિ આવે. આપણે ધારીએ છીએ જુદું ને થાય છે જુદું. અચાનક પૂ. ગુરૂદેવને હાર્ટ એટેકનો હુમલો આવ્યો. પૂ. ગુરૂદેવ અંદરથી જાગૃત બની ગયા કે હવે હું બચું તેમ નથી. આજુબાજુમાં સમાચાર પહોંચી ગયા કે પૂ. શામજી સ્વામીની તબિયત બરાબર નથી, જે સાધુ–સાધ્વીજી નજીક હતા તે પહોંચી ગયા. પોતે અનશન આદરી દીધું હતું. પોતાના શિષ્યવૃંદને કહે કે નવકારમંત્રનો જાપ ચાલુ રાખો, સૌની વચ્ચે અપૂર્વ સમાધિમાં પૂ. ગુરૂદેવે આ પૃથ્વી ઉપરથી વિદાય લીધી. સારા એ જૈન સમાજને આવા ગુણીયલ ગુરૂવર્યની ખોટ પડી છે. તે ખોટ પૂરાય તેમ નથી. તેમના પરિવારમાં અત્યારે ૫૦ મહાસતીજીઓ અને ૨૫ વૈરાગી બહેનો છે. આજના પવિત્ર દિને એ પ્રાર્થના કરું છું કે તે ગુરૂદેવના જેવું આત્મબળ મળે, દઢ સંયમ, અને તપ તથા જ્ઞાનમાં આગળ વધીએ એવી આશા સહિત પૂ. ગુરૂદેવને શ્રધ્ધાંજલી અર્પું છું. એવા ગુણીયલ ગુરૂદેવના જેટલા ગુણ ગાઈએ તેટલા ઓછા છે.

### પૂ. કૌશલ્યાબાઈ મહાસતીજીનું પ્રવચન

પ્રિય આત્મ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આજે પૂ. છગનલાલજી મહારાજ સાહેબની તથા પૂ. શામજી સ્વામીની પુણ્યતિથિ છે. તે પુણ્યાત્માઓનુ સ્મરણ કરવા શ્રમણી વિદ્યાપીઠમાંથી સતીવૃંદ

તેમજ ભાવદીક્ષિત બહેનો બધા ઉપસ્થિત થયા છે. આ સંસારમાં બે પ્રકારના પ્રાણીઓ રહેલા છે. એક સામાન્ય ને બીજા વિશેષ. શ્રમણ ભગવાન મહાવીરે ફરમાન કર્યું છે કે હે માનવ! તું સામાન્ય હોય કે ચાહે વિશેષ હોય પણ **नत्थि कालस्स नागमो ।** કાળ કોઈને છોડતો નથી. સામાન્ય હોય કે વિશેષ હોય પણ મૃત્યુ તો સૌને માટે તૈયાર હોય છે. આ પરિવર્તનશીલ સંસારમાં કોણ જન્મ લેતું નથી ને કોણ મરતું નથી? સૌ જન્મે છે ને મરે છે પણ જીવન એનું સાર્થક બને છે કે જે તપ-ત્યાગ અને સંયમની સૌરભથી જીવન બાગને મ્હેંકાવી જાય છે. ને અંતે મોક્ષને પ્રાપ્ત કરે છે. મરણ પણ બે પ્રકારના છે. તેમાં જે સકામ મરણે મરે છે તેની મહત્તા છે. અકામ મરણની કોઈ વિશેષતા નથી.

આ પ્રતિભાશાળી મહાન પુરૂષો માનવભવને પામીને જીવન જીવતાં મૃત્યુની કળા જાણી લે છે. અંતિમ સમયે પણ સકામ મરણને પ્રાપ્ત કરે છે. આવા મહાન પુરૂષો વિશિષ્ટ પ્રકારનું જીવન જીવી સહનશીલતા, ક્ષમા આદિ ગુણોને પ્રાપ્ત કરી આ પાર્થિવ દેહનો ત્યાગ કરી આ દુનિયામાંથી ચાલ્યા જાય છે. પણ તેમનું તેજસ્વી, જ્યોતિર્મય ઉદાર વ્યક્તિત્વ ભવ્ય જીવોના માર્ગમાં પ્રકાશ પાથરે છે. યુગયુગ સુધી ભવ્ય જીવો એ પ્રકાશમાં પોતાનું જીવન પવિત્ર બનાવે, હું પણ એવા ગુણોને પ્રાપ્ત કરું. એ આશા સહિત એ મહાન પુરૂષોને ભાવપૂર્વક શ્રધ્ધાંજલી અર્પું છું. અધિક સમય ન લેતાં મ.રૂં વકતવ્ય સમાપ્ત કરું છું.

## વ્યાખ્યાન નં. ૧૮

**અષાડ વદ ૧૧ ને ગુરૂવાર** **તા. ૨૨-૭-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાસાગર વીર પ્રભુ જેમણે ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન અને કેવળદર્શનની જ્યોત પ્રગટાવી છે એવા ભગવાને આપણા જેવા બાલજીવોને આ સંસાર સમુદ્ર તરવાને માટે સિધ્ધાંતરૂપ વાણીનું પ્રકાશન કર્યું. સિધ્ધાંત એટલે કર્મોનો ક્ષય કરાવી સિધ્ધિના સુખોને અપાવે, વિભાવનો અંત કરાવી સ્વભાવનું દર્શન કરાવે તેનું નામ સિધ્ધાંત. સિધ્ધાંત એ અધ્યાત્મવાદનો અમૂલ્ય ખજાનો છે, આ જીવન અને પર જીવનની સુખ-સામગ્રીનો સંગ્રહ છે.

સિધ્ધાંતમાં જ્ઞાની ભગવંત ફરમાવે છે કે જગતમાં મનુષ્ય જેટલી મહેનત દુઃખોને દૂર કરવા માટે કરે છે તેટલી મહેનત પાપને દૂર કરવા માટે કરે તો કોઈ દુઃખ રહે ખરું? કારણને દૂર કરો એટલે કાર્ય તો આપોઆપ દૂર થવાનું છે.

દુઃખનું કારણ પાપ. પાપને પલાયન કરો એટલે દુઃખ તો સ્વયંમેવ જવાનું છે. પરંતુ આજના જીવોની વાત કેવી છે? રોગ કાઢવો છે પણ કુપથ્ય ખાવાનું બંધ કરવું નથી તો રોગ જાય શી રીતે? તેમ દુઃખરૂપી દર્દને કાઢવા માટે પાપરૂપી કુપથ્યનો ત્યાગ કરે તો દુઃખરૂપી દર્દ જાય. જ્યાં સુધી પાપ આચરો છો ત્યાં સુધી દુઃખ રહેવાનું છે. કારણના અભાવમાં કાર્યનો અભાવ અને કારણના સદ્‌ભાવમાં કાર્યનો સદ્‌ભાવ રહેવાનો. પાપ કરતાં રહેવું અને દુઃખથી દૂર રહેવું તે કેવી રીતે બની શકે? પાપ કર્યા એટલે દુઃખ આવવાનું.

જ્ઞાની કહે છે કે હે આત્મા! જો તને દુઃખ અપ્રિય હોય તો પાપ કરવાનું બંધ કરી દે. જ્યાં સુધી તું પાપ કરતો રહીશ ત્યાં સુધી દુઃખ તારો પીછો નહિ છોડે. તું પાપને છોડવા તૈયાર થઈશ ત્યારે દુઃખ પણ તને છોડવા તૈયાર થશે. જે પાપને છોડે છે તેને દુઃખ છોડી દે છે. પાપ તો કહે છે જે મને પકડી રાખે તેને દુઃખ પકડી રાખશે. તું જેટલો દુઃખથી ડરે છે તેટલો જો પાપથી ડરે તો દુઃખ રહે ક્યાંથી? **"દુઃખથી ડરવું તે દુર્ગુણ છે ને પાપથી ડરવું તે સદ્‌ગુણ છે."** દુઃખથી ડરે કોણ? ખબર છે ને? મિથ્યાત્વીઓ દુઃખથી ડરે છે અને સમકિતી આત્મા પાપથી ડરે છે. માટે દુઃખનો ડર છોડીને પાપના ડર વાળા બનીને પાપનો નાશ કરો. જે પાપનો નાશ કરે છે તે દુઃખનો નાશ કરે છે. આજે તો છડેચોક પાપ કરવા અને પછી દુઃખની ફરીયાદી કરવી તે તો જાણી જોઈને અગ્નિમાં હાથ નાંખવો અને પછી દાઝવાની ફરિયાદ કરવા જેવું મુર્ખામી ભર્યું કામ છે. માટે દુઃખનો ડર છોડીને પાપના ડરવાળા બનીને પાપથી દૂર રહેતા શીખો.

જેમણે એક વાર ધર્મઘોષ મુનિની દેશના સાંભળી તેવા બલરાજાના હૃદયમાં વીરવાણીનો ટહુકાર થતાં જીવન પલટો થઈ ગયો. વિષયો રૂપી સર્પો પલાયન થઈ ગયા. તેમનો અંતરાત્મા જાગી ઉઠયો. તેમને પાપનો ભય લાગ્યો ને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. દેશના પૂર્ણ થઈ એટલે બલરાજાએ તે સ્થવિર મુનિને કહ્યું. હે ભંતે! હું મહાબલકુમારને રાજ્યાસને સ્થાપિત કરીને આપની પાસે સંયમ લેવા ઇચ્છું છું. આ વાત સાંભળીને સ્થવિરોએ કહ્યું. સારા કાર્યમાં વિલંબ ના કરો. આ રીતે તેમની આજ્ઞા મેળવીને બલરાજા નગરમાં આવ્યા. રાજ્યમાં આવીને પોતાના પરિજનોને બોલાવીને બધી વાત કરી. પછી યુવરાજ મહાબલકુમારનો રાજ્યાભિષેક કર્યો. મહાબલ કહે પિતાજી! આપ રાજ્યનો ત્યાગ કરી સંયમ લો છો. આ સંસાર ખટપટનો ભરેલો ને દુઃખની ઊંડી ખાઈમાં નાંખનાર છે. આપ આ સંસારથી બહાર નીકળો છો ને મને રાજસિંહાસને બેસાડો છો. પિતાની આજ્ઞા શિરોમાન્ય કરી, હર્ષપૂર્વક વધાવી મહાબલકુમાર રાજસિંહાસને બેસવા તૈયાર થયો. જે રાજ્યના મોહમાં

મુગ્ધ બની રાજસિંહાસને બેસે ને અલિપ્ત ભાવે બેસે તે બંનેના કર્મબંધનમાં ફરક છે. એક ભોગમાં રચ્યો પચ્યો રહે ને બીજો ભોગાવલી કર્મને આધીન બનીને રહેવું પડે તો રહે તો તે બંનેના કર્મબંધનમાં ફરક છે. જ્યારે અંતરાત્મા જાગે ત્યારે તેને સમજાય કે વીતરાગ ભગવાનનો સંદેશો શું છે? સાચું સુખ સંયમ માર્ગમાં છે. ચક્રવર્તિથી પણ અધિક સુખી નિઃસ્પૃહી સાધુ છે. સમજો! સંયમ માર્ગમાં અપૂર્વ અનુપમ શાન્તિ છે. ચક્રવર્તિ પાસે બાહ્ય પદાર્થોનો અતુલ વૈભવ છે, પણ તેના મનમા ઉગ્રતા ને વ્યગ્રતા છે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન છે. સળગતો સંસાર અને ભવભ્રમણની પીડા છે. જ્યાં પરિગ્રહ છે ત્યાં કોઈના કોઈ સ્વરૂપે ભય અને ચિંતા છે. મમતા રૂપી લોહની સાંકળ તેના હાથે બંધાઈ છે જેથી તે સત્યનું સુવર્ણ ઉંચકવા અસમર્થ છે. આથી ચક્રવર્તિને પણ નથી મનની શાંતિ, નથી ચિત્તનો અપૂર્વ આલ્હાદ કે નથી જીવનનો સાચો સ્વાદ. ત્યાં છે ફક્ત ભૌતિક આકઝમાળ. પણ દિવ્ય જીવનની રોમાંચક મળતી નથી. ચક્રવર્તિને પણ ઈષ્ટના વિયોગનું ને અનિષ્ટના સંયોગનું દુઃખ છે. વીતરાગી સાધુ આવા દુઃખના અભાવથી અખૂટ આનંદ લઈને ફરે છે. અધ્યાત્મનું આ ગણિત ઝીલનાર ફક્ત સંયમી સાધક છે. સાધુપણું તે અધ્યાત્મની પેદાશ છે. આથી એક સમય એવો આવે છે કે ચક્રવર્તિ પણ તેના છ ખંડને ગટરની વિષ્ટાની જેમ, મલીન પગલૂછણીયાની જેમ, રસ હીન છાલના છોતરાની જેમ છોડી આત્મતત્ત્વનું સંશોધન અને અનુસંધાન કરવા દૂરની ભૂરી વૈરાગ્યમય ક્ષિતિજમાં ખોવાઈ જાય છે. અને તૃષ્ણાગ્રસ્ત ચક્રવર્તિ નિઃસ્પૃહી સાધુ બની જાય છે. તે સંયમનું સુખ ને આનંદ અલૌકિક છે. તેમ સમજીને નીકળે છે. જ્ઞાનીની દૃષ્ટિએ ચક્રવર્તિ પણ દયાને પાત્ર છે. અને અજ્ઞાનીને સંયમી સાધક દયાને પાત્ર દેખાય છે. પણ ખરેખર તો જે જીવો પાપના બંધનમાં પડેલા છે તે જીવો દયાને પાત્ર છે. આ અમૂલ્ય જીવન પાપના બંધન તોડી સંયમની સાધના કરવા માટે મળ્યું છે.

બંધુઓ! આ મહાન કિંમતી જીંદગી પ્રાપ્ત થઈ. તે જીંદગીમાં વહેપાર કેવો કર્યો? અને એ વહેપાર કરીને એમાંથી મેળવ્યું શું? તેનો કોઈ દિવસ વિચાર કર્યો છે?

**"જિંદગીના વહેપારમાં મેળવ્યું શુ"?:** સાંભળો, એક ન્યાય આપીને સમજાવું. એક શેઠે પોતાના દીકરાને ૩૬૦૦૦) રૂપિયા આપીને પરદેશ વહેપાર કરવા મોકલ્યો. આ છોકરો હજુ નવા શેઠ જેવો હતો. તે ધંધામાં એકદમ પાવરધો બનેલો-નહોતો. તે છોકરાને નવા સાથીદાર મળી ગયા એટલે તે છોકરાએ બધો વહીવટ તે સાથીદારોને સોંપી દીધો વહીવટ સોંપ્યા બે વર્ષ થયા એટલે તે આ વહીવટ મારો છે એટલું બોલતાં શીખ્યો. એમ કરતાં દશ-પંદર વર્ષ ગયા એટલે તે ગામના કોઈ માણસે તેને પૂછયું કેમ ભાઈ! ધંધો બરાબર ચાલે છે ને? એટલે તેણે કહ્યું કે.

હા, પેઢી ચાલે છે ને વહીવટ ફલાણા ભાઈને સોંપ્યો છે. ત્યારે તે ભાઈ કહે તમે કોઈ દિવસ સરવૈયું તપાસ્યું છે ખરું ? ના, ભાઈ. તે તરફ મેં દૃષ્ટિ પણ કરી નથી. તો ધંધાની જોખમદારી તમે રાખો છો ને તેને જોતા પણ નથી ? જે ધંધો આપણો છે, જેની જોખમદારી આપણા માથે છે તે જોઈએ કે નહિ ? જરૂર જોવા જોઈએ. આ ભાઈના કહેવાથી તે છોકરાએ ચોપડા ખોલ્યા, જોયું તો જેને રૂ. ૮૦૦૦) ધીર્યા હતા તે માનવીનું નામનિશાન પણ નથી. સત્તર–અઢાર હજાર રૂપિયા ધીરેલા છે તે માણસ રોજ આવે–જાય, વાતચીત કરે પણ અત્યારે જેટલા રૂપિયા ધીર્યા છે તેટલા નળીયા પણ તેને ઘેર નથી. હવે શું કરવું ? દશ હજાર રૂપિયા છે તેનું નામ તપાસ્યું તો તે માગે તો તરત મળે. પણ સ્થિતિ એવી છે કે એકેક ગામમાં એકેક રૂપિયો છે એમ દશ હજાર છે. મુનિમ રાખી ખર્ચ કરે તો તે રકમ મળે તેમ છે. પણ એક રૂપિયો ખરચે તો એક રૂપિયો મળે. હવે આ વહેપારીની સ્થિતિ શી ? મુડી ભેગી કરવા મથે તો પણ મળી શકે ખરી ? ના. આ ન્યાય આપણા ઉપર ઘટાવવો છે.

અત્યારે આપણું આયુષ્ય લગભગ ૧૦૦ વર્ષનું હોય છે. કદાચ કોઈનું વધારે હોય પણ આપણે ૧૦૦ વર્ષનો હિસાબ લઈએ. ૧૦૦ વર્ષના દિવસ કેટલા ? ૩૬૦૦૦ થાય. જન્મ પછી દોઢ–બે વર્ષે બોલતા થયા. તે સમયે ધર્મનું કે વહેપારનું કંઈ જ્ઞાન ન હતું. પછી ૧૫–૨૦ વર્ષના થયા ત્યારે ખ્યાલ આવ્યો કે હું મનુષ્ય છું, હું જૈન ધર્મ પામ્યો છું. આ મારું ને આ તારું. આ મારા પિતાનું ઘર છે. એવો ખ્યાલ આવ્યો પણ તે પહેલાં સાત–આઠ હજાર દિવસો ગયા તે તો ગયા. અને ૫૦ વર્ષ પછીના જે દિવસો તે દેખાવના, માત્ર ગણતરીનાં પણ કમાણીના નહિ. પછી જ્ઞાનાભ્યાસ કે શાસનની સેવા શું કરી શકે ? વચલા દશ હજાર દિવસ રહ્યા ૨૦ વર્ષથી ૫૦ વર્ષની ઉંમર વચ્ચે ૩૦ વર્ષ આવે. તે વર્ષ વિષય ભોગના સુખમાં કાઢયા. તે સુખના પરિણામે સાચા સુખનું નળીયું પણ મળવાનું નથી. ઉલ્ટુ શું મળશે ?

**जहा किम्पाग फलाणं, परिणामो न सुन्दरो।**
**एवं भुत्ताण भोगाणं, परिणामो न सुन्दरो॥** ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૧૭

કિંપાક વૃક્ષના ફળ દેખાવમાં, ખાવામાં સ્વાદિષ્ટ ને મધુર છે પણ તે ખાવાથી જીવ અને કાયા જુદા થઈ જાય છે. તે રીતે ભોગમાં પડેલાને ખબર નથી કે હું જે કામભોગ ભોગવું છું તેનું પરિણામ સારું નથી. અર્થાત્ તેની પાછળ દુઃખ ઉભેલું છે. આ રીતે વચલા ૩૦ વર્ષો સંસાર સુખમાં વીત્યા કે જેની પાછળ કંઈ નફો તો ન થયો પણ પરિણામમાં ખોટ આવતી ગઈ. તે ૩૦ વર્ષમાં પણ એક સાથે બે દિવસ લેવા માંગે તો મળે ખરા ? ન મળે. એક દિવસ જાય પછી બીજો આવે. શાહુકારોને ઘેર ગામમાં ૧૦.૦૦૦ રૂ. છે પણ એક ખર્ચો તો એક મળે. તેથી તેને

પોતાની મુડી હવે પાછી મળી શકશે ખરી ? ન મળે. તે રીતે આ જિંદગીના કિંમતી દિવસો ચાલ્યા જાય છે તે શું પાછા ફરીને મળી શકે ? જ્ઞાની આપણને એ સમજાવે છે કે જ્યાં સુધી તારી જિંદગી ધૂળમાં નથી મળી ત્યાં સુધી આ શરીરની કિંમત કેમ કરતો નથી ?

**"એક સામાયિકનો મહાન લાભ :"** આ મનુષ્યભવની એક મિનિટ એ દેવતાના બે ક્રોડ પલ્યોપમથી કંઈક ન્યૂન જેટલી છે. એક મિનિટમાંથી બે ક્રોડ પલ્યોપમથી કંઈક ન્યૂન દેવનું આયુષ્ય સ્હેજે લઈ શકશો. કદાચ તમને થશે કે કેવી રીતે ? સાંભળો. હું આપને સમજાવું એક સામાયિક ૪૮ મિનિટની. શુધ્ધ ભાવે એક સામાયિક કરવાથી ૯૨,૫૯,૨૫૯૨૫ પલ્યોપમ દેવતાનું આયુષ્ય તમે મેળવી શકો.તેથી ૧ મિનિટમાં લગભગ બે ક્રોડ પલ્યોપમથી કંઈક ન્યૂન દેવની સ્થિતિ મેળવી શકો. આ દેશ વિરતિની સામાયિક એક મિનિટમાં આટલી મોટી કિંમત મેળવી આપે છે. કોઈની પાસે કિંમતી હીરો હોય પણ તેને હીરાની ઓળખ ન હોય તો તેને કોડીની માફક વેચી દે છે. કૂતરાના હાથમાં કોહીનુર આવે તો કિંમત કોડીની પણ ન રહે. આજે તમારા હાથમાં આવી મનુષ્ય જિંદગી સમાન કોહીનુર હાથમાં આવ્યો પરંતુ તેને કોહીનુર તરીકે સમજાય તો કિંમત કરાવો ને ?

બંધુઓ ! આ કિંમતી જીવનમાં જન્મ્યા ત્યારથી મરણ પામ્યા ત્યાં સુધીના બહારના બધા વિચાર કર્યા. આખી જિંદગીનો ક્રમ તપાસ્યો પરંતુ હું તમને પૂછું છું કે આત્માને તમે કોઈ ટાઇમે તપાસ્યો છે ખરો ? આત્માનો વિચાર કર્યો છે ખરો કે મારો આત્મા કેટલો પાપથી પાછો વળ્યો ? આત્મ સાધનાના ગુણમાં કેટલી પ્રગતિ કરી ? કર્મબંધનથી જલ્દી મુક્ત બનાય એવી સાધના કરી છે ખરી ? જન્મ્યા ત્યારે ખાવાપીવાનો વિચાર, તેથી આગળ વધ્યા ને થોડા મોટા થયા એટલે નાના બાળકો સાથે રમવામાં, વિદ્યાર્થી જીવનમાં આવ્યા ત્યારે સ્કૂલમાં ભણવાનો વિચાર, તેથી થોડા મોટા થયા ૧૮, ૨૦ વર્ષના થયા એટલે વહેપાર ધંધાના વિચાર, પછી લગ્ન થયા એટલે પત્નીની, છોકરાની પાલન પોષણની ચિંતા, જેમ જેમ ઉંમરમાં મોટાં થતાં ગયા તેમ તેમ સંસારનું બધુ તપાસતા ગયા પણ હજુ ધર્મને યાદ કર્યો છે ખરો ? નથી કર્યો, જેટલા પુત્ર-પરિવારના વિચાર આવે છે તેટલા આત્માના વિચાર આવે છે ખરાં ? નથી આવતા. આજે જગતમાં મરણને પ્રત્યક્ષ નજર સામે જોનારા કેટલા માણસો ? ભાગ્યે જ, ઘણા અલ્પ, જેમ કોઈ માણસ પાણીમાં ડૂબ્યો. હજુ જીવતો છે પણ મરવાની અણી ઉપર છે. તે સમયે તેને હું કોણ છું ? શા માટે ડૂબ્યો ? અત્યારે મારી શી સ્થિતિ છે ? પાણીથી બહાર કેમ નીકળવું ? નીકળું તો મને શું ફાયદો છે ? આવા વિચાર આવે ખરા ? ન આવે. તેને તો ફક્ત એક વિચાર

આવે કે પાણીમાંથી જલ્દી બહાર કેમ નીકળું ? તે સિવાય તેને બીજો કોઈ વિચાર આવતો નથી. જેમ દરિયામાં ડૂબેલા જીવને પોતાની સ્થિતિનું અથવા બચવાથી મારો ઉદય છે તેવું ભાન નથી. તેમ સંસારમાં અજ્ઞાન પ્રવાહમાં ડૂબેલા જીવોને મારા જીવનની સુંદર સ્થિતિ કઈ હોવી જોઈએ તે માંહેલું કંઇ ભાન નથી હોતું. તેથી તેને પોતાનો ખ્યાલ નથી ને તેથી મરણ સુધી ધર્મને યાદ કરતો નથી.

**'વર વિનાની જાન જેવો કરાતો ધર્મ :'** આજે ધર્મ કરનારા તરફ દૃષ્ટિ કરીએ તો મોટા ભાગે ધર્મ એવો કરાતો દેખાય છે કે જાણે "વર વિનાની જાન." હું ધર્મ કરનારાને ઉતારી પાડવા માંગતી નથી પણ તેમને સજાગ કરવા માટે કહું છું.

એક શહેરમાં સગાવહાલાં જાનમાં વરને લઈને નીકળ્યા. ઘણાં સમય પહેલાંની આ વાત છે. તે સમયે ટ્રેઇન કે બસવ્યવહાર નહોતો તેથી ગાડામાં જાન જતી. જ્યાં વેવાઈનું ગામ આવે ને તેને બે પાંચ ગાઉનું અંતર રહે ત્યારે વેલને બળદોને દોડાવી મૂકે. આમ દોડાવે તેમાં વરરાજાને બેસવાનું ખુલ્લું હોય છે. ને બીજા બધાને પકડવાનું હોય છે. વરરાજા જેમાં બેઠા હોય તે વેલ ખુલ્લી હોય છે. આ રીતે દોડતાં દોડતાં વેલમાંથી વરરાજા પડી ગયા. પણ દોડાવવાની હરિફાઈના કારણે વેલ વરને લેવા ના રહી. હવે તે વહેલ બરાબર વેવાઈના માંડવે આવી, જ્યાં વેવાણ કંકાવટી લઈને જમાઈરાજનું સ્વાગત કરવા ઉભી છે. પણ વહેલમાં વર દેખાતો નથી. આવા સમયે વેલો દોડાવવાની કિંમત શી રહી ? વર વહેલમાંથી પડી ગયો, છતાં વેલ ચલાવવાવાળાએ એ ધ્યાન ન રાખ્યું ને વેલ ચલાવી દીધી. જાનૈયા ગમે તેટલા હોય પણ વર વિનાની જાન શોભતી નથી. તેમ આજે જીવો ધર્મ કરે છે પણ ધર્મનું ફળ શું છે, તેનું રહસ્ય–મર્મ શું છે તે સમજતાં નથી. ધર્મ કરવા છતાં અંતરમાં શ્રધ્ધા અને આચરણ નથી, તેથી ધર્મ કરવા છતાં આત્માને જે નિર્જરા થવી જોઈએ તે થતી નથી, તેથી વર વિનાની જાન જેવો ધર્મ કર્યો કહેવાય ને ? વરરાજા સહિત જાન હોય તો તેની કિંમત થાય છે. તે જાન શોભે છે, તેમ અંતરથી શ્રધ્ધાપૂર્વક કરાતો ધર્મ કે જે ધર્મ માટે દેહનું બલિદાન દેવું પડે તો દઈ દે, તેવા ધર્મ કરનારની જગતમાં કિંમત અંકાય છે.

આવા ધર્મનું સ્વરૂપ સદ્ગુરૂદેવો પાસેથી સમજવાનુ મળે છે. છતાં કંઈક અજ્ઞાની જીવો ઉપાશ્રયમાં સંતો પાસે પણ સંસાર સુખની આકાંક્ષાથી આવે છે. પરંતુ જે ચીજો સંતો પાસે છે જ નહિ, જેને તે સર્પની કાંચળીની માફક છોડીને નીકળી ગયા છે તે તમને ક્યાંથી આપે ? સંતો પાસે ધર્મ સિવાય બીજી કોઈ વાતો નથી. હીરાના તેજને અગ્નિ સાથે અને મોતીના પાણીને વરસાદ સાથે ન સરખાવાય. ઝવેરીની કિંમત ઝવેરાતના હિસાબે થાય છે. એક કોળી કે જેને ઝવેરાતની પારખ

પોતાની મુડી હવે પાછી મળી શકશે ખરી ? ન મળે. તે રીતે આ જિંદગીના કિંમતી દિવસો ચાલ્યા જાય છે તે શું પાછા ફરીને મળી શકે ? જ્ઞાની આપણને એ સમજાવે છે કે જ્યાં સુધી તારી જિંદગી ધૂળમાં નથી મળી ત્યાં સુધી આ શરીરની કિંમત કેમ કરતો નથી ?

**"એક સામાયિકનો મહાન લાભ :"** આ મનુષ્યભવની એક મિનિટ એ દેવતાના બે ક્રોડ પલ્યોપમથી કંઈક ન્યૂન જેટલી છે. એક મિનિટમાંથી બે ક્રોડ પલ્યોપમથી કંઈક ન્યૂન દેવનું આયુષ્ય સ્હેજે લઈ શકશો. કદાચ તમને થશે કે કેવી રીતે ? સાંભળો. હું આપને સમજાવું એક સામાયિક ૪૮ મિનિટની. શુધ્ધ ભાવે એક સામાયિક કરવાથી ૯૨,૫૯,૨૫૯૨૫ પલ્યોપમ દેવતાનું આયુષ્ય તમે મેળવી શકો.તેથી ૧ મિનિટમાં લગભગ બે ક્રોડ પલ્યોપમથી કંઈક ન્યૂન દેવની સ્થિતિ મેળવી શકો. આ દેશ વિરતિની સામાયિક એક મિનિટમાં આટલી મોટી કિંમત મેળવી આપે છે. કોઈની પાસે કિંમતી હીરો હોય પણ તેને હીરાની ઓળખ ન હોય તો તેને કોડીની માફક વેચી દે છે. કૂતરાના હાથમાં કોહીનુર આવે તો કિંમત કોડીની પણ ન રહે. આજે તમારા હાથમાં આવી મનુષ્ય જિંદગી સમાન કોહીનુર હાથમાં આવ્યો પરંતુ તેને કોહીનુર તરીકે સમજાય તો કિંમત કરાવો ને ?

બંધુઓ ! આ કિંમતી જીવનમાં જન્મ્યા ત્યારથી મરણ પામ્યા ત્યાં સુધીના બહારના બધા વિચાર કર્યા. આખી જિંદગીનો ક્રમ તપાસ્યો પરંતુ હું તમને પૂછું છું કે આત્માને તમે કોઈ ટાઈમે તપાસ્યો છે ખરો ? આત્માનો વિચાર કર્યો છે ખરો કે મારો આત્મા કેટલો પાપથી પાછો વળ્યો ? આત્મ સાધનાના ગુણમાં કેટલી પ્રગતિ કરી ? કર્મબંધનથી જલ્દી મુકત બનાય એવી સાધના કરી છે ખરી ? જન્મ્યા ત્યારે ખાવાપીવાનો વિચાર, તેથી આગળ વધ્યા ને થોડા મોટા થયા એટલે નાના બાળકો સાથે રમવામાં, વિદ્યાર્થી જીવનમાં આવ્યા ત્યારે સ્કૂલમાં ભણવાનો વિચાર, તેથી થોડા મોટા થયા ૧૮, ૨૦ વર્ષના થયા એટલે વહેપાર ધંધાના વિચાર, પછી લગ્ન થયા એટલે પત્નીની, છોકરાની પાલન પોષણની ચિંતા, જેમ જેમ ઉંમરમાં મોટાં થતાં ગયા તેમ તેમ સંસારનું બધુ તપાસતા ગયા પણ હજુ ધર્મને યાદ કર્યો છે ખરો ? નથી કર્યો, જેટલા પુત્ર-પરિવારના વિચાર આવે છે તેટલા આત્માના વિચાર આવે છે ખરાં ? નથી આવતા. આજે જગતમાં મરણને પ્રત્યક્ષ નજર સામે જોનારા કેટલા માણુસો ? ભાગ્યે જ, ઘણા અલ્પ, જેમ કોઈ માણસ પાણીમાં ડૂબ્યો. હજુ જીવતો છે પણ મરવાની અણી ઉપર છે. તે સમયે તેને હું કોણ છું ? શા માટે ડૂબ્યો ? અત્યારે મારી શી સ્થિતિ છે ? પાણીથી બહાર કેમ નીકળવું ? નીકળું તો મને શું ફાયદો છે ? આવા વિચાર આવે ખરા ? ન આવે. તેને તો ફકત એક વિચાર

આવે કે પાણીમાંથી જલ્દી બહાર કેમ નીકળું ? તે સિવાય તેને બીજો કોઈ વિચાર આવતો નથી. જેમ દરિયામાં ડૂબેલા જીવને પોતાની સ્થિતિનું અથવા બચવાથી મારો ઉદય છે તેવું ભાન નથી. તેમ સંસારમાં અજ્ઞાન પ્રવાહમાં ડૂબેલા જીવોને મારા જીવનની સુંદર સ્થિતિ કઈ હોવી જોઈએ તે માંહેલું કંઇ ભાન નથી હોતું. તેથી તેને પોતાનો ખ્યાલ નથી ને તેથી મરણ સુધી ધર્મને યાદ કરતો નથી.

**'વર વિનાની જાન જેવો કરાતો ધર્મ :'** આજે ધર્મ કરનારા તરફ દૃષ્ટિ કરીએ તો મોટા ભાગે ધર્મ એવો કરાતો દેખાય છે કે જાણે "વર વિનાની જાન." હું ધર્મ કરનારાને ઉતારી પાડવા માંગતી નથી પણ તેમને સજાગ કરવા માટે કહું છું.

એક શહેરમાં સગાવહાલાં જાનમાં વરને લઈને નીકળ્યા. ઘણાં સમય પહેલાંની આ વાત છે. તે સમયે ટ્રેઇન કે બસવ્યવહાર નહોતો તેથી ગાડામાં જાન જતી. જ્યાં વેવાઈનું ગામ આવે ને તેને બે પાંચ ગાઉનું અંતર રહે ત્યારે વેલને બળદોને દોડાવી મૂકે. આમ દોડાવે તેમાં વરરાજાને બેસવાનું ખુલ્લું હોય છે. ને બીજા બધાને પકડવાનું હોય છે. વરરાજા જેમાં બેઠા હોય તે વેલ ખુલ્લી હોય છે. આ રીતે દોડતાં દોડતાં વેલમાંથી વરરાજા પડી ગયા. પણ દોડાવવાની હરિફાઈના કારણે વેલ વરને લેવા ના રહી. હવે તે વહેલ બરાબર વેવાઈના માંડવે આવી, જ્યાં વેવાણ કંકાવટી લઈને જમાઈરાજનું સ્વાગત કરવા ઉભી છે. પણ વહેલમાં વર દેખાતો નથી. આવા સમયે વેલો દોડાવવાની કિંમત શી રહી ? વર વહેલમાંથી પડી ગયો, છતાં વેલ ચલાવવાવાળાએ એ ધ્યાન ન રાખ્યું ને વેલ ચલાવી દીધી. જાનૈયા ગમે તેટલા હોય પણ વર વિનાની જાન શોભતી નથી. તેમ આજે જીવો ધર્મ કરે છે પણ ધર્મનું ફળ શું છે, તેનું રહસ્ય–મર્મ શું છે તે સમજતાં નથી. ધર્મ કરવા છતાં અંતરમાં શ્રધ્ધા અને આચરણ નથી, તેથી ધર્મ કરવા છતાં આત્માને જે નિર્જરા થવી જોઈએ તે થતી નથી, તેથી વર વિનાની જાન જેવો ધર્મ કર્યો કહેવાય ને ? વરરાજા સહિત જાન હોય તો તેની કિંમત થાય છે. તે જાન શોભે છે, તેમ અંતરથી શ્રધ્ધાપૂર્વક કરાતો ધર્મ કે જે ધર્મ માટે દેહનું બલિદાન દેવું પડે તો દઈ દે, તેવા ધર્મ કરનારની જગતમાં કિંમત અંકાય છે.

આવા ધર્મનું સ્વરૂપ સદ્‌ગુરૂદેવો પાસેથી સમજવાનું મળે છે. છતાં કંઈક અજ્ઞાની જીવો ઉપાશ્રયમાં સંતો પાસે પણ સંસાર સુખની આકાંક્ષાથી આવે છે. પરંતુ જે ચીજો સંતો પાસે છે જ નહિ, જેને તે સર્પની કાંચળીની માફક છોડીને નીકળી ગયા છે તે તમને ક્યાંથી આપે ? સંતો પાસે ધર્મ સિવાય બીજી કોઈ વાતો નથી. હીરાના તેજને અગ્નિ સાથે અને મોતીના પાણીને વરસાદ સાથે ન સરખાવાય. ઝવેરીની કિંમત ઝવેરાતના હિસાબે થાય છે. એક કોળી કે જેને ઝવેરાતની પારખ

કરતાં આવડતી નથી તેવા કોળીએ નંગ લઈને જોવા માંડયું. અને કહ્યું કે ઝવેરી તો નંગને સૂર્યના તેજ જેવું તેજ કહે છે પણ દિવાસળી જેટલું ય અજવાળું નથી. બીજા એક ઝવેરીએ મોતી લીધું ને કહ્યું કે પાણીનો દરિયો છે તેથી તેની પાસે કોળી કપડું ભીંજાવા ગયો. પણ કપડું ભીનું થાય ખરું ? ન થાય, જે હીરાના તેજને અગ્નિના તેજથી અને મોતીના પાણીને વરસાદના પાણી સાથે માપવા જાય તેને આપણે મૂર્ખ કહીએ તે રીતે જે મનુષ્ય ભૌતિક સુખ માટે ધર્મ કરે છે તેવાને મૂર્ખો જ કહેવો ને ? બીજી રીતે સમજાવું. જેમ કોળીને હીરાનું તેજ અને મોતીનું પાણી એ કહેનાર ખોટો લાગે તેમ જે પૌદ્ગલિક દૃષ્ટિએ ધર્મ જોવા જાય તેને ધર્મ ઢંબક લાગે છે. આરંભાદિક માર્ગે વળેલાને સદ્ગુરૂઓ સમજાવવા જાય છતાં ધર્મ ન ગમે. મોતીની કિંમત જુદા જુદા પાણીને અંગે છે, હીરાની કિંમત જુદી જાતના તેજના કારણે છે નહીં કે અગ્નિના તેજના કારણે. તેમ ધર્મની કિંમત આત્મકલ્યાણના કારણે છે. જેની દૃષ્ટિ આત્મકલ્યાણ તરફ ગઈ નથી કે આત્મકલ્યાણ કરવાની ભાવના થઈ નથી તેવા માટે ધર્મ નકામો છે. જ્યારે આત્મા જાગે છે ત્યારે ધર્મના રક્ષણ ખાતર ગમે તેવા કષ્ટો આવે તો પણ સમભાવે સહન કરી લે છે.

સિધ્ધાંતમાં શ્રાવકની વાત આવે છે. મહાશતક એક શ્રાવક થઈ ગયો. જેને ત્યાં ધનની કોઈ સીમા ન હતી. ૨૪ ક્રોડ સોનૈયાની મિલ્કત તેમની પાસે હતી. તેમાંથી આઠ ક્રોડ સોનૈયા ધરતીમાં રાખ્યા હતા. ૮ ક્રોડ વહેપારમાં અને ૮ ક્રોડ ઘર વખરામાં રાખ્યા હતા. આજે તો કેવી સ્થિતિ છે ! હુંડીયામણ ૧ લાખનું ને ધંધો પાંચ લાખનો. કરોડો રૂપિયાના વહેપાર ખેડતા હોય પણ પાસે સુડી ન હોય. પરંતુ મહાશતકજી પાસે એવું ન હતું. તેમણે ૨૪ ક્રોડ મિલ્કતના ત્રણ ભાગ પાડયા હતા. તે ઉપરાંત તેમની બાર સ્રીઓ એક એક ક્રોડ સોનૈયા ને એકેક ગોકુળ જેટલી ગાયો લાવી હતી. તેરમી સ્રી ૮ ક્રોડ સોનૈયા ને ૮ ગોકુળ ગાયો લાવી હતી. ૧૩ સ્રીઓમાં રેવતી મુખ્ય પત્ની હતી. રેવતી બે થઈ છે. પણ ભગવાનને કોળાપાક વહોરાવ્યો તે રેવતીની આ વાત નથી. પણ મહાતકજીની પત્ની રેવતીની વાત છે. આ રેવતી ખૂબ વિચિત્ર હતી. તે માંસાહારી અને ભોગમાં લુબ્ધ બનેલી હતી. તેને થયું કે મારી આ બારે ય શોકયો મારા સુખની આડે આવે છે. તેથી તેણે ગુપ્ત રીતે છ શોકયોને શસ્રથી અને છ ને ઝેર આપીને મારી નાખી. એક સ્રી જાતિ હોવા છતાં તેણે કેટલું વિષમ પાપ કર્યું ! જ્યારે જીવ વિષયમાં રાચતો થાય છે ત્યારે એ સાન અને ભાન ગુમાવી બેસે છે. મહાશતકજીને ખબર પણ પડી નહિ કે આ બાર સ્રીઓનો વધ કોણે કર્યો છે ?

મહારાજા શ્રેણીકે ભગવાનનો ઉપદેશ સાંભળીને પોતાના રાજ્યમાં અહિંસાનો

અમારિપટહ વગડાવ્યો હતો કે મારા રાજ્યમાં કોઈ જીવની હિંસા કરવી નહિ. જે હિંસા કરશે તેને શિક્ષા થશે. આ કારણથી માંસ વેચાતું બંધ થયું ને રેવતીને તો માંસ વિના ચાલે નહિ તેથી પોતાના પિયરમાંથી આવેલા ગોકુળની ગાયોના તરત જન્મેલા બબ્બે વાછરડાનો વધ કરીને પણ તેણે માંસાહાર ચાલુ રાખ્યો.

બીજી બાજુ મહાશતકજી ભગવાન મહાવીરની એક વાર દેશના સાંભળીને બાર વ્રતધારી શ્રાવક બની ગયા. વહેપારને મર્યાદિત કર્યો ને પરિગ્રહ વધારવો બંધ કર્યો. અને પૌષધશાળામાં બેસીને ધર્મધ્યાન કરવા લાગ્યા. છેવટે એક મહિનાનો સંથારો કર્યો. રેવતીના મનમાં થયું કે મારું સર્વસ્વ સુખ લૂંટાઈ જાય છે. તેથી એકવાર દારૂ પીને મસ્ત બનીને મહાશતકના ખોળામાં આવીને બેસી ગઈ. પરંતુ મહાશતકજી ધ્યાનમાંથી જરા પણ ચલિત ન થયા. છેવટે રેવતી જેમ તેમ બોલીને ચાલી ગઈ. થોડા દિવસ પછી બીજીવાર રેવતી દારૂના નશામાં મસ્ત બનીને મહાશતક પાસે જઈ તેમનો ખોળો ખૂંદવા લાગી. ને જેમ તેમ બકવાદ કરવા લાગી. આ સમયે મહાશતકજીને અવધિજ્ઞાન થયું હતું. તેથી અવધિજ્ઞાનથી જાણીને મહાશતક બોલી ગયા. અરે રેવતી ! આવી ઉન્મત દશામાં તું ધ્યાનીનું ધ્યાન તોડાવવા માટે પ્રયત્ન કરી રહી છે. પરંતુ આજથી સાતમે દિવસે મરીને તારે પહેલી નરકે જવું પડશે. આ સાંભળી રેવતી ડરી ગઈ. ને આર્તધ્યાન–રૌદ્રધ્યાન કરવા લાગી.

ભગવાનને આ વાતની જાણ થઈ. સત્ય હોવા છતાં અપ્રિય બોલવા માટે તેમને પ્રાયશ્ચિત આપવા ગૌતમસ્વામીને મોકલ્યા. ગૌતમસ્વામીએ આવીને મહાશતકને કહ્યું– તમને રેવતી ઉપર ક્રોધ આવવાથી તમે તેના માટે સત્ય હોવા છતાં અપ્રિય ભાષા બોલ્યા છે અને રેવતીના આર્તધ્યાન–રૌદ્રધ્યાનના નિમિત્તભૂત બન્યા છો. માટે ભગવાનની આજ્ઞાથી હું તમને પ્રાયશ્ચિત આપવા આવ્યો છું. મહાશતકજીએ તરત પ્રાયશ્ચિત લઈ લીધું. ને કાળ કરી પહેલા દેવલોકે દેવ બન્યા. જે આરાધક હોય તે પાપનું પ્રાયશ્ચિત તરત લે છે. ચૌદપૂર્વી લબ્ધી ધારી સાધુ પ્રશ્નની શંકા ટાળવા આહારક શરીર બનાવીને સીમંધર-સ્વામી પાસે જાય. પ્રશ્ન પૂછીને આવે ને આલોચના કરે તો આરાધક. નહીં તો વિરાધક થઈ જાય. ભૂલને આંખ સામે રાખતાં શીખો. પ્રતિક્રમણ શુધ્ધ ભાવપૂર્વક કરો જેમ જેમ અતિચાર બોલતા જાવ તેમ તેમ અંતરમાં પાપોનું પ્રાયશ્ચિત કરતા જાવ તો અનંતા કર્મોની નિર્જરા થશે.

બલરાજાને માનવજીવનની મહત્તા સમજાઈ છે. તેમને સાચી સમજણ આવી છે. તેથી સંયમ લેવા તૈયાર થયા છે.

"जं नवरं महब्बलं कुमारं रज्जे ठावइ जाव एकार संगवी बहूणि वासाणि सामण्णं परियायं पाउणित्ता जेणेव चारु पव्वए मासिएणं भत्तेणं सिध्धे"

તેથી મહાબલકુમારને રાજ્ય સિંહાસને બેસાડી પોતે સંયમ લેવા તૈયાર થઈને બલરાજા સ્થવિરોની પાસે ગયા ને દીક્ષા અંગીકાર કરી. દીક્ષા લેવાથી લાભ શું થયો ? તે આત્મા "खन्तो दन्तो निरारंभो" બની જાય છે. જે આત્મા પ્રવર્જ્યા લે છે તે ક્ષમાવાન બની જાય છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં બતાવ્યું છે કે સાચો મુનિ કોણ છે ?

**लाभालाभे सुहे दुक्खे, जीवीए मरणे तहा ।**
**समो निंदा पसंसासु, तहा माणावमाणओ ॥** ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા, ૯૦

લાભમાં કે અલાભમાં, સુખ-દુઃખમાં, જીવન-મરણમાં, નિંદા કે પ્રશંસામાં, માન-અપમાનમાં જે સમભાવ રાખે છે તે સાચો મુનિ છે. દીક્ષા લે એટલે તે ક્ષમાવાન બને છે. પછી दन्तो એટલે દમન કરનારો. દુષ્ટ આત્માનું દમન કરવાથી આલોક ને પરલોકમાં સુખ મળે છે. જો આ રીતે દમન નહિ કરીએ તો બીજી રીતે દમન તો થવાનું છે. અને निरारंभो એટલે આરંભ રહિત બને છે. તે આરંભના કોઈ કાર્યમાં જોડાય નહિ.

બલરાજા સંયમ લઈને ક્ષમાવાન, ઈન્દ્રિઓના દમણહાર ને નિરારંભી બની ગયા. ધીમે ધીમે તેમણે ૧૧ અંગોનું જ્ઞાન મેળવ્યું. આ રીતે ઘણાં વર્ષો સુધી શુધ્ધ ચારિત્રનું પાલન કરી જ્યાં ચારૂ પર્વત હતો ત્યાં આવીને તેમણે એક માસનો સંથારો કર્યો. બલરાજાએ ગુરૂ આજ્ઞામાં રહી ખૂબ આત્મસાધના કરી. છેવટે એક માસનો સંથારો કરી સિધ્ધ-બુધ્ધ થઈ ગયા. હવે આપણે જેનો અધિકાર ચાલવાનો છે તે મહાબલકુમારની વાત આવશે. મહાબલકુમાર રાજસિંહાસને બેસીને સુંદર રીતે ન્યાય-નીતિથી રાજ્ય ચલાવી રહ્યા છે. તેને ૫૦૦ રાણીઓ છે. તેમાં મુખ્ય પટરાણીનું નામ કમલશ્રી છે. ક્યારેક એક દિવસ તે શું જોશે તે વાત અવસરે વિચારીશું.

**"વિદ્યુતપ્રભાને કૂવામાં નાંખી પણ તેના ભાગ્યોદયે બચાવનાર કોણ મળ્યું ?"** પુણ્ય પાપના ખેલ બતાવતી આપણે વિદ્યુતપ્રભાની વાત ચાલી રહી છે. રાજાએ બનાવટી વિદ્યુતપ્રભાને અનેક પ્રશ્નો પૂછયા. તેના જવાબમાં તેણીએ બનાવટી જવાબો આપ્યા.

આ બાજુ અપરમાતાએ વિદ્યુતપ્રભાને કૂવામાં નાંખી પણ તેના ભાગ્ય કંઈ કૂવામાં પડયા નહોતા. જેનું ભાગ્ય તેજ છે તેનો વાળ વાંકો કરનાર કોણ છે ? પ્રબળ ભાગ્યોદયના કારણે કૂવામાં પડતાં તેણીએ નાગદેવનું સ્મરણ કર્યું. જેથી તત્કાળ નાગદેવ હાજર થયા, અને તેમણે વિદ્યુતપ્રભાને કૂવામાં પડતાં ઝીલી લીધી. તેથી તેણીને કંઈ વાંધો ન આવ્યો. નાગરાજે વિદ્યુતપ્રભાને કૂવામાં રહેલું એક ગુપ્ત ભોંયરૂં બતાવ્યું અને તેને અગવડ ન પડે તે રીતે સંપૂર્ણ સગવડ કરી નાગરાજે

કહ્યું–બહેન ! તારે થોડા દિવસ અહીં રહેવું પડશે. અહીંયા હું તને જરાય તકલીફ નહિ પડવા દઉં. બધી જાતની સગવડ હું પૂરી પાડીશ. તું નિશ્ચિત રહેજે.

બનાવટી વિદ્યુતપ્રભાને રાજા પૂછે છે તમારા માથે બગીચો હતો તે કેમ દેખાતો નથી ? તેણે આડાઅવળા જવાબ દેવા માંડયા. પણ પછી મતિ મૂંઝાઈ જવા લાગી. કોઈએ શીખવાડેલું કયાં સુધી બોલાય ? સમય આવે પોતાની બુધ્ધિથી જવાબ આપવા જોઈએ. જામસાહેબનો દીકરો નવ વર્ષનો થયો ત્યારે બીજા રાજા તેના રાજ્ય ઉપર લડાઈ લઈને આવે છે. તે સમયે માતા બાળકને શીખવાડે છે– દીકરા ! તને આમ પૂછે તો આમ કહેજે. છોકરો કહે માતા ! તારું શીખવાડેલું પૂછે તો બરાબર પણ તે સિવાય બીજું પૂછે તો ? તને યોગ્ય લાગે તે જવાબ આપજે. છોકરો બાદશાહ પાસે ગયો. બાદશાહે બે હાથ પકડી લીધા ને કહે–હવે તું શું કરીશ ? છોકરો કહે, માયરામાં પતિ સ્રીને એક હાથ પકડે તો પણ જિંદગી સુધી તેને પાળે છે. પોતાની સ્થિતિ ન હોય તો મહેનત–મજુરી કરીને પણ જિંદગીભર તેનું પાલન કરે છે. તમે તો મારા બે હાથ પકડયા છે. હવે મારે શું ફીકર ? મારું પાલન તમારે કરવાનું છે. છોકરાનો જવાબ સાંભળી રાજા પ્રસન્ન થઈ ગયા છે. દીકરા ! તને આવી બુધ્ધિ કયાંથી આવી ? કહેવાનો આશય કે શીખવાડેલું બધું કામ નથી આવતું. હું તમને રોજ કહું કે પ્રતિક્રમણ શીખો. દુર્ગતિમાં ન જવું હોય તો પાપ ભીરૂ બનો. પણ તમને પોતાને પ્રતિક્રમણની લગની લાગશે તો ૧૫ દિવસમાં શીખી જશો. છોકરો સ્કુલમાં જતો હોય પણ તેનું નામ ન હોય તો માતાની પાસે આવીને નામ લખાવવા ઝઘડો કરે ને સ્કૂલમાં નામ લખાવે ત્યારે એને આનંદ થાય. તેમ તમને પ્રતિક્રમણ ન આવડે તો વીતરાગની શાળામાં તમારું નામ નથી.

આ રાણી રાજાને બહાના બતાવે છે કે ૧૫ દિવસ પછી બગીચો આવશે. આથી રાજાને શંકા થાય છે. આ બાજુ વિદ્યુતપ્રભા નાગરાજની સહાયતાથી આનંદમાં સમય વ્યતીત કરી રહી છે. પરંતુ તેને પુત્ર વિરહનું દુઃખ ખૂબ સાલી રહ્યું છે. મારા પુત્રનું શું ? એટલે એક દિવસે વિદ્યુતપ્રભાએ દેવને પ્રાર્થના કરી કે હે નાગરાજ ! મારો બાળક મારાથી વિખૂટો પડી ગયો છે. તેને જોવા મારું મન તલસી રહ્યું છે. એને રમાડવાની મારી ઇચ્છા છે. મારી આટલી મનોકામના આપ પૂરી કરો. દેવને વિદ્યુતપ્રભા ઉપર ખૂબ સ્નેહ ને ભક્તિભાવ છે. એટલે રાત્રીના સમયે વિદ્યુતપ્રભાને રાજમહેલમાં લઇ જાય છે. પણ નાગરાજે એક વાત કરી છે કે પુત્રને રમાડીને તરત આપણે પાછા ફરવાનું. તેમાં જો વિલંબ થશે ને સવાર પડી જશે તો બાજી બગડી જશે. તને મારા દર્શન દુર્લભ થશે. એની નિશાની તરીકે તારી વેણીમાંથી જ્યારે મરેલો સર્પ નીચે પડે ત્યારે સમજી લેવું કે હવે પછી હું હાજર થઈશ નહિ.

વિદ્યુતપ્રભા આ વાત બરાબર ધ્યાનમાં રાખે છે. તે રોજ રાત્રે જાય. બાળકને દૂધ પીવરાવે, સ્નાન કરાવે અને રમાડે, પછી તરત પાછી ચાલી જાય. રાજાને વહેમ પડયો કે બાળકને સૂવાડયો ત્યારે આ રીતે સ્નાન કરાવેલો કે આંખ આંજેલો ન હતો ને રોજ આ રીતે કેમ થાય છે ? વિદ્યુતપ્રભા અહીં આવે એટલે પેલો બગીચો પણ સાથે હોય છે. જ્યારે તે પુત્રને રમાડીને પાછી ફરે ત્યારે પેલા બગીચો પણ સાથે જાય છે. પણ બગીચાના થોડા ફળ ફૂલ ને પાંદડા ત્યાં પડેલા હોય છે. રાજા આ જોઈને તે બનાવટી વિદ્યુતપ્રભાને પૂછે છે–આ ફળ–ફૂલને પાંદડા કયાંથી ? ત્યારે તેણી કહે મેં રાત્રે બગીચાને બોલાવ્યો હતો તેથી તેના પુષ્પ પાંદડા પડેલા જણાય છે. રાજાને આ વાતથી સંતોષ ન થયો. એટલે તે એક દિવસ ચોકી ભરવા બેઠા. બરાબર ૧૨ વાગે રૂમઝુમ કરતી વિદ્યુતપ્રભા આવી. રાજા ગુપ્ત રીતે જોઈ રહ્યા છે. શું થાય છે ? બાળકને રમાડયો, દૂધ પીવડાવ્યુ, પછી જ્યાં રવાના થવા જાય છે ત્યાં તેનો હાથ પકડયો. હવે તું કયાં જાય છે ? તને નહિ જવા દઉં. તું જ વિદ્યુતપ્રભા છે. મને દગો દઈને ચાલી ગઈ છે. વિદ્યુતપ્રભા ઘણું કરગરે છે પણ રાજા તેને છોડતા નથી. રાજા કહે. તું અત્યાર સુધી કયાં સંતાઈ ગઈ હતી ને તારે આમ કરવાનું કારણ શું ? તેની બધી હકીકત જાણવા રાજાએ વિદ્યુતપ્રભાને અનેક પ્રશ્નો કર્યા. ત્યારે વિદ્યુતપ્રભાએ કહ્યું–આજે મોડું થઈ ગયું છે. આવતી કાલે હું આપને બધી વાત કરીશ. જો મને જવામાં મોડું થશે તો તેનું પરિણામ સારું નહિ આવે. માટે આપ માની જાવ. છતાં રાજા ન માન્યા. તેથી વિદ્યુતપ્રભાએ બધી વાત કહી. વાત કહેતાં સૂર્ય ઉદય થઈ ગયો. તેથી વિદ્યુતપ્રભાની વેણીમાંથી મરેલો સાપ તરત નીચે પડયો. આ જોઈ વિદ્યુતપ્રભાના હોશ કોશ ઉડી ગયા ને મનમાં આઘાત લાગ્યો. હવે મારું શું થશે ? હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.–૧૯

**અષાડ વદ ૧૨ ને શુક્રવાર** **તા. ૨૩–૭–૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત પુણ્યોદયે આપણને આ સર્વજ્ઞનું શાસન પ્રાપ્ત થયું છે. સર્વજ્ઞનું શાસન એટલે મહેલ ઉપર ચઢવાની સીડી. જો એ સીડીને છોડી તો દુર્ગતિની ઉંડી ખીણમાં પટકાઈ જશો. સીડીને છોડવી એટલે શાસનની શ્રધ્ધા છોડવી. આ સર્વજ્ઞના શાસનને પામીને આત્માને સુધારી લેવાનો છે. વિષય–કષાયના સંગે ચઢીને આત્મા બગડેલો છે. તેને સુધારવાનું કામ સર્વજ્ઞનું શાસન પામીને નહિ કરીએ તો કયાં કરીશું ? સર્વજ્ઞ

ભગવંતનું શાસન આત્માને સુધારી શકે. શુધ્ધ રત્નત્રયી (જ્ઞાન-દર્શન-ચારિત્ર) અને તત્ત્વત્રયી (દેવ-ગુરૂ અને ધર્મ) સર્વજ્ઞના શાસનમાં મળે છે. તેથી શુધ્ધ રત્નત્રયી અને તત્ત્વત્રયીની સાધના અને શ્રધ્ધા દ્વારા આત્માને સુધારવાનો પુરૂષાર્થ કરવો જોઈએ. જો અહીં પુરૂષાર્થ ન કર્યો તો પાછળથી પસ્તાવું પડશે.

બંધુઓ! જીવોની રક્ષાનો જિનશાસન જોરશોરથી ઉપદેશ આપે છે. નાનામાં નાના જીવથી માંડીને મોટામાં મોટા જીવની રક્ષા આ જિનશાસનમાં થાય છે, તેવી બીજે ક્યાંય નથી. તેમજ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ, તપ, જપ, વ્રત, વિરતિ, જ્ઞાન-ધ્યાન, સત્ય સિધ્ધાંતો વિગેરેની સત્યતા, શુધ્ધતા, યથાર્થતા જે સર્વજ્ઞના શાસનમાં જોવામાં આવે છે તે બીજે ક્યાંય જોવામાં આવતી નથી. મોક્ષ અને સંસારનું યથાર્થ સ્વરૂપ જે અહીં જોવા મળે છે તેવું બીજે જોવા મળતું નથી. ભવના કારણો અને મોક્ષના કારણો જુદા જુદા તારવીને સ્પષ્ટ બતાવનાર હોય તો તે જૈનશાસન છે. માટે આવું સકલ જીવ માત્રનું હિત કરનારું દુર્લભ શાસન પામીને તમે પ્રમાદમાં પડીને આત્માનું અહિત કરશો નહિ. પણ આત્માનું હિત કરવા માટે સર્વજ્ઞના શાસનને વફાદાર રહો.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. તેમાં બલરાજાને સર્વજ્ઞ ભગવંતનું શાસન મળ્યું. એ શાસનમાં દીક્ષા લઈને ૧૧ અંગોનો અભ્યાસ કર્યો. ઘણાં વર્ષો સુધી શુધ્ધ ચારિત્રનું પાલન કરીને છેલ્લે ચારૂ પર્વત ઉપર જઈને એક મહિનો અનશન કરીને સંથારો કરી સિધ્ધ-બુધ્ધ અને મુક્ત થયા. આ રીતે બલરાજાએ સર્વજ્ઞનું શાસન પામીને પોતાના આત્માને શાશ્વત સુખનો સ્વામી બનાવ્યો. આ વાત અહીં પતી ગઈ.

બલરાજાની ગાદી ઉપર તેમના પુત્ર મહાબલકુમાર આવ્યા. તેમને પણ કમલશ્રી પ્રમુખ પાંચસો રાણીઓ હતી. એક તો મોટું વિશાળ રાજ્ય છે. વળી મનગમતી એકએકથી ચઢીયાતી ૫૦૦ રાણીઓ છે. આટલું સુખ હોવા છતાં પણ મહાબલકુમાર અનાસક્ત ભાવથી રહે છે. કારણકે જે રાજ્ય અને રાણીઓને છોડીને પોતાના પિતાએ દીક્ષા લીધી એ રાજ્ય અસ્થિર છે, કર્મબંધન કરાવનારું છે ને એક દિવસ તો આવશ્ય છોડવાનું છે. આવું તે સમજતો હતો એટલે તે રાજ્યમાં કેવી રીતે રહેતાં હતાં?

**जहा पोम्मं जले जायं, नोव लिप्पइ वारिणा।**
**एवं अलित्त कामेहि, तं वयं बूम माहणं॥** ઉત્ત. સૂ. અ. ૨૫ ગાથા ૨૭

જેમ કમળ કીચડમાં ઉત્પન્ન થાય છે ને પાણીમાં રહે છે છતાં પાણીમાં લેપાતું નથી. પાણીથી અધ્ધર રહે છે. તેમ આ સંસારમાં કદાચ તમે બધા સાધુ ન થઈ શકો પણ સંસારમાં રહો તો કેવી રીતે રહો? કમળ જેમ કાદવથી અલિપ્ત

રહે છે તેમ તમે કામભોગોથી અલિપ્ત રહો. ભોગાસકત ન બનો. આનંદપ્રમુખ દશ શ્રાવકોએ દીક્ષા ન્હોતી લીધી. તેઓ ગૃહસ્થાવાસમાં હતા પરંતુ તેમાં રહેવા છતાં લુબ્ધ ન્હોતા બનતાં. તેમને ત્યાં વૈભવનો પાર ન હતો છતાં પૈસા, કપડા, ખાવાપીવાની દરેક ચીજોની મર્યાદા કરી હતી. તેમને આશ્રવના બધા દરવાજા ખુલ્લા ન હતાં. અંશે અંશે દરેક ચીજોની મર્યાદા કરીને મર્યાદિત જીવને જીવતાં હતાં. સંસારમાં રહેવા છતાં સંસાર સુખનો સ્વાદ ચાખતા ન હતા. જ્યાં ક્ષણે ક્ષણે પાપનું બંધન થાય ત્યાં સ્વાદ હોય? તમને એક ન્યાય આપીને સમજાવું.

જેમ કોઈ શ્રીમંતની દીકરી શ્રીમંતના દીકરા સાથે પરણાવી. મા-બાપ દીકરીને પરણાવે છે ત્યારે ભારે મૂલું ઘરચોળું આપે છે. એ ઘરચોળું પહેરીને સાસરે ગઈ. એના કર્મોદયે પરણ્યાં બે-ત્રણ વર્ષ થયા ને તેનો પતિ ગુજરી ગયો. એટલે વિધવા થઈ. એક જમાનો એ હતો કે બાઈ વિધવા થાય ત્યારે પરણ્યાનું જે ભારે ઘરચોળું હોય તે પહેરાવતા. હવે વિચાર કરો. એ પરણીને આવી ત્યારે એ ઘરચોળું પહેરવાનો એને કેટલો આનંદ હતો! એનું સૌભાગ્ય ચાલ્યું જતાં એ ઘરચોળું એને ગમે ખરું? એક વખત આનંદ આપનારું ઘરચોળું પતિ ચાલ્યો જતાં જાણે પોતાના શરીર ઉપર અંગારા ન મૂકયા હોય! એવું દુઃખદાયક લાગે ને? કોઈનો યુવાન પુત્ર ચાલ્યો જતાં તેની માતા સંસારમાં રહે છે, પણ સંસારમાં એને કોઈ જાતનો સ્વાદ કે આનંદ રહેતો નથી. તેમ ભગવાન કહે છે મારો શ્રાવક કર્મના ઉદયથી સંસારમાં રહેવું પડે તો રહે પણ સંસારનો સ્વાદ ન હોય. વિધવા બહેન પતિ ચાલ્યો જતાં સંસારમાં ઉદાસીન ભાવે રહે છે તેમ સાચો શ્રાવક ઉદાસીન ભાવથી રહે.

**સર્વભાવથી ઔદાસીન વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો....અપૂર્વ...**

સંસારમાં ગમે તેટલું સુખ હોય પણ તેને ક્ષણિક લાગે. પાપનું કામ આવે ત્યાં તે પીછે હઠ કરે. અનર્થાદંડે દંડાય નહિ ને ખોટા કર્મ બાંધે નહિ. કારણ કે તે સમજે છે કે આ કર્મો મારા કટ્ટ દુશ્મન છે. કર્મે મને અનાદિકાળથી સંસારમાં રઝળાવ્યો છે. હવે તો આ સર્વજ્ઞ પ્રભુનું શાસન પામીને મારે કર્મશત્રુની સામે બાથ ભીડીને તેમને ભગાડવા છે. આવી લગની શ્રાવકને હોવી જોઈએ. આજે તો માનવી ક્ષણે ક્ષણે કર્મનું બંધન કરે છે. જ્યાંને ત્યાં અનર્થાદંડ દંડાય છે.

મહાબલકુમાર રાજ્યમાં ખૂબ અનાસક્ત ભાવથી રહેતા હતા. સંસારમાં રહેતાં આવડે તો માણુસ કંઈક કરી શકે, પણ તમને તો સંસારમાં રહેતાં આવડતું નથી. બોલો, આવડે છે? કેટલો મોહ! કેટલી મમતા ને કેટલો પરિગ્રહ! પારકાને માટે કેટલી પંચાત!

**જન્મીને મરી જાવું એટલી વાત છે, એમાં તો માનવીને કેટલી પંચાત છે. પ્રભુ નામ રટી જીવે તરવાનો હાથ છે, એમાં તો માનવીને કેટલી પંચાત છે. હો-હો-ભણીગણીને એને ડાહ્યા થઈ મહાલવું, પાંચમાં પૂછાવું એને મોટા થઇ મહાલવું.**

**મોટા થવાનો એને કેટલો ઉચાટ છે ?...એમાં તો માનવીને...**

૨૫-૫૦-૧૦૦ વર્ષની જિંદગી છે. તેમાં ધર્મારાધના કરવાને બદલે પૈસા, પદવી, પ્રતિષ્ઠા, અને પ્રમદાની પાછળ કેટલું પાગલપણું છે ! આ બધું મેળવવામાં જિંદગીનો અમૂલ્ય સમય વેડફાઈ જાય છે. હવે પારકી પંચાત છોડીને આત્માની પંચાત કરો તો આત્માનું કલ્યાણ થાય.

મહાબલકુમાર રાજા બન્યાં. તેઓ કમલશ્રી આદિ ૫૦૦ રાણીઓ સાથે સંસારના સુખ ભોગવે છે અને પ્રજાનું પણ સારી રીતે રક્ષણ કરે છે. જે રાજા ન્યાય-નીતિ પૂર્વક રાજ્ય કરે છે, પ્રજાને સંતોષે છે તે પ્રજાના દિલમાં વસે છે. અને જે રાજા પ્રજાને ત્રાસ આપે છે તેને પ્રજા પણ તિરસ્કારે છે. તે રાજા પ્રજાના દિલમાં સ્થાન મેળવી શકતા નથી. આ તો રાજાની વાત છે. પરંતુ એક ઘરનો માલિક પણ જો ક્રોધી હોય તો ઘરના માણસો તેનાથી ત્રાસી જાય છે. ને એમ વિચાર કરે છે કે હવે આ થોડા દિવસ ક્યાંક જાય તો સારું. જો તે શાંતિથી રહે તો ઘરના આવો વિચાર કરે ખરા ? જોજો તમે આવા ન બનતાં. એક દૃષ્ટાંત યાદ આવે છે.

રહે છે તેમ તમે કામભોગોથી અલિપ્ત રહો. ભોગાસક્ત ન બનો. આનંદપ્રમુખ દશ શ્રાવકોએ દીક્ષા ન્હોતી લીધી. તેઓ ગૃહસ્થાવાસમાં હતા પરંતુ તેમાં રહેવા છતાં લુબ્ધ ન્હોતા બનતાં. તેમને ત્યાં વૈભવનો પાર ન હતો છતાં પૈસા, કપડાં, ખાવાપીવાની દરેક ચીજોની મર્યાદા કરી હતી. તેમને આશ્રવના બધા દરવાજા ખુલ્લા ન હતાં. અંશે અંશે દરેક ચીજોની મર્યાદા કરીને મર્યાદિત જીવને જીવતાં હતાં. સંસારમાં રહેવા છતાં સંસાર સુખનો સ્વાદ ચાખતા ન હતા. જ્યાં ક્ષણે ક્ષણે પાપનું બંધન થાય ત્યાં સ્વાદ હોય ? તમને એક ન્યાય આપીને સમજાવું.

જેમ કોઈ શ્રીમંતની દીકરી શ્રીમંતના દીકરા સાથે પરણાવી. મા-બાપ દીકરીને પરણાવે છે ત્યારે ભારે મૂલ્યું ઘરચોળું આપે છે. એ ઘરચોળું પહેરીને સાસરે ગઈ. એના કર્મોદયે પરણ્યાં બે-ત્રણ વર્ષ થયા ને તેનો પતિ ગુજરી ગયો. એટલે વિધવા થઈ. એક જમાનો એ હતો કે બાઈ વિધવા થાય ત્યારે પરણ્યાનું જે ભારે ઘરચોળું હોય તે પહેરાવતા. હવે વિચાર કરો. એ પરણીને આવી ત્યારે એ ઘરચોળું પહેરવાનો એને કેટલો આનંદ હતો ! એનું સૌભાગ્ય ચાલ્યું જતાં એ ઘરચોળું એને ગમે ખરું ? એક વખત આનંદ આપનારું ઘરચોળું પતિ ચાલ્યો જતાં જાણે પોતાના શરીર ઉપર અંગારા ન મૂક્યા હોય ! એવું દુઃખદાયક લાગે ને ? કોઈનો યુવાન પુત્ર ચાલ્યો જતાં તેની માતા સંસારમાં રહે છે, પણ સંસારમાં એને કોઈ જાતનો સ્વાદ કે આનંદ રહેતો નથી. તેમ ભગવાન કહે છે મારો શ્રાવક કર્મના ઉદયથી સંસારમાં રહેવું પડે તો રહે પણ સંસારનો સ્વાદ ન હોય. વિધવા બહેન પતિ ચાલ્યો જતાં સંસારમાં ઉદાસીન ભાવે રહે છે તેમ સાચો શ્રાવક ઉદાસીન ભાવથી રહે.

**સર્વભાવથી ઔદાસીન વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો....અપૂર્વ...**

સંસારમાં ગમે તેટલું સુખ હોય પણ તેને ક્ષણિક લાગે. પાપનું કામ આવે ત્યાં તે પીછે હઠ કરે. અનર્થાદંડે દંડાય નહિ ને ખોટા કર્મ બાંધે નહિ. કારણ કે તે સમજે છે કે આ કર્મો મારા કટ્ટ દુશ્મન છે. કર્મે મને અનાદિકાળથી સંસારમાં રંઝળાવ્યો છે. હવે તો આ સર્વજ્ઞ પ્રભુનું શાસન પામીને મારે કર્મશત્રુની સામે બાથ બીડીને તેમને ભગાડવા છે. આવી લગની શ્રાવકને હોવી જોઈએ. આજે તો માનવી ક્ષણે ક્ષણે કર્મનું બંધન કરે છે. જ્યાંને ત્યાં અનર્થાદંડે દંડાય છે.

મહાબલકુમાર રાજ્યમાં ખૂબ અનાસક્ત ભાવથી રહેતા હતા. સંસારમાં રહેતાં આવડે તો માણસ કંઈક કરી શકે, પણ તમને તો સંસારમાં રહેતાં આવડતું નથી. જોજો, આવડે છે ? કેટલો મોહ ! કેટલી મમતા ને કેટલો પરિગ્રહ ! પારકાને માટે કેટલી પંચાત !

**જન્મીને મરી જાવું એટલી વાત છે, એમાં તો માનવીને કેટલી પંચાત છે.**
**પ્રભુ નામ રટી જીવે તરવાનો હાથ છે, એમાં તો માનવીને કેટલી પંચાત છે.**
**હો-હો-ભણીગણીને એને ડાહ્યા થઈ મહાલવું, પાંચમાં પૂછાવું એને મોટા થઇ મહાલવું.**

**મોટા થવાનો એને કેટલો ઉચાટ છે ?...એમાં તો માનવીને...**

૨૫-૫૦-૧૦૦ વર્ષની જિંદગી છે. તેમાં ધર્મારાધના કરવાને બદલે પૈસા, પદવી, પ્રતિષ્ઠા, અને પ્રમદાની પાછળ કેટલું પાગલપણું છે ! આ બધું મેળવવામાં જિંદગીનો અમૂલ્ય સમય વેડફાઈ જાય છે. હવે પારકી પંચાત છોડીને આત્માની પંચાત કરો તો આત્માનું કલ્યાણ થાય.

મહાબલકુમાર રાજા બન્યાં. તેઓ કમલશ્રી આદિ ૫૦૦ રાણીઓ સાથે સંસારના સુખ ભોગવે છે અને પ્રજાનું પણ સારી રીતે રક્ષણ કરે છે. જે રાજા ન્યાય-નીતિ પૂર્વક રાજ્ય કરે છે, પ્રજાને સંતોષે છે તે પ્રજાના દિલમાં વસે છે. અને જે રાજા પ્રજાને ત્રાસ આપે છે તેને પ્રજા પણ તિરસ્કારે છે. તે રાજા પ્રજાના દિલમાં સ્થાન મેળવી શકતા નથી. આ તો રાજાની વાત છે. પરંતુ એક ઘરનો માલિક પણ જો ક્રોધી હોય તો ઘરના માણસો તેનાથી ત્રાસી જાય છે. ને એમ વિચાર કરે છે કે હવે આ થોડા દિવસ કયાંક જાય તો સારું. જો તે શાંતિથી રહે તો ઘરના આવો વિચાર કરે ખરા ? જોજો તમે આવા ન બનતાં. એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક રાજા ખૂબ ક્રૂર અને ક્રોધી હતો. પ્રજાનો નાનો નહિ જેવો ગુન્હો હોય તેમાં તે કડકમાં કડક ને ક્રૂર સજા કરતા હતા. એને ક્રોધ કર્યા વિના ચેન પડતું ન હતું. ક્રોધ એનો ખોરાક હતો. ક્યારેક તો કોઈનો વાંક ન હોય તો પણ કોઈના ઉપર ક્રોધ કરી નાંખતો. એના સિંહાસન ઉપર બેસવા જાય ને કોઈ વખત કોઈ માણસ એમને પધારો મહારાજા ! કહીને માન ન આપે તો પણ તેના ઉપર ગુસ્સે થઈને તેમને મારતા. એટલે એમના રાજ્યમાં દરેક માણસ એના ભયથી ધ્રુજતા હતા. અને સૌ કોઈ રાજાની દૃષ્ટિથી દૂર રહેતા હતા. રાજાની પાસે જવાનું કોઈને મન થતું ન હતું. આ રીતે રાજાએ ઘણો વખત ક્રૂર રીતે રાજ્ય ચલાવી પ્રજાને ત્રાહી ત્રાહી પોકારાવી દીધી.

બંધુઓ ! માણસ ગમે તેવો ક્રોધી હોય, માની હોય, માયાવી હોય કે મોટા મહારાજા હોય પણ કાળ રાજા કોઈને છોડે છે ? સમય જતાં આ ક્રોધી અને ક્રૂર રાજાનું મૃત્યુ થયું. રાજાના મૃત્યુના સમાચાર આખી નગરીમાં પૂર વેગે પ્રસરી ગયા. પ્રજા ખૂબ રાજી થઈ. બધા કહે આજે તો લાડવા કરીને ખાવા જોઈએ. ક્રૂર રાજા

મરણ પામ્યા હવે નવા રાજા આવશે ને આપણે શાંતિથી રહીશું. વિચાર કરો, માણસ જેવું જીવન જીવી જાય છે તેવા પાછળ પડઘા પડે છે. જો રાજાએ નીતિથી રાજ્ય કર્યું હોત તો પ્રજા તેની પાછળ આંસુ સારત. પણ અહીં તો રાજાના મૃત્યુથી પ્રજાને આનંદ થયો. કારણ કે રાજાની આકૃતિ મનુષ્યની હતી પણ પ્રકૃતિ રાક્ષસની હતી.

રાજાના મૃત્યુ પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો. એ કુમારમાં એટલી બધી નમ્રતા હતી કે એ એના પ્રધાન આદિ મોટા માણસોને કહેતો કે મારી કોઈ પણ ભૂલ થાય તો મને કહેજો. હું નવો નિશાળીયો છું. બાળક છું તમે મારા મા-બાપ બનીને હિતશિખામણ આપજો. કુમારના આ શબ્દોથી જ સૌને શાંતિ થઈ ને વિચારવા લાગ્યાં કે કહેવત છે કે "**બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા**", પણ આપણે ત્યાં એવું નથી. કયાં રાજાનો કઠોર સ્વભાવ ને કયાં કુમારની કોમળતા! આ રાજા નગરજનોને સંતોષ થાય તેવી રીતે રાજ્ય ચલાવશે. એક દિવસ નવા રાજાની સવારી નીકળી. આ કુંવર રાજા થયા પછી પહેલી વાર સવારી કાઢીને ગામમાં ફરવા નીકળ્યા હતા. ખૂબ ધામધૂમથી સવારી આખા નગરમાં ફરીને રાજમહેલના મુખ્ય દરવાજે આવી. આ મહેલના દરવાજે ચોકી કરનારો દ્વારપાળ ખૂબ ચતુર હતો. તેને વિચાર થયો કે આ નવા રાજા અત્યારે તો શાંત દેખાય છે પણ ભવિષ્યમાં એ એના પિતાની જેમ ક્રોધી ને અન્યાયી ન બની જાય એટલે હું તેની અત્યારથી ચકાસણી કરી લઉં.

નવા રાજા હાથી ઉપરથી ઉતરીને રાજમહેલમાં પ્રવેશ કરવા જાય છે ત્યાં પેલો દ્વારપાળ ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યો. આ રાજા નવાં હતા. હજુ તેને રાજ સત્તાનો ગર્વ ન હતો. દ્વારપાળને રડતો જોઈને તેની પાસે આવીને નમ્રતાથી પૂછયું હે દ્વારપાળ! હું રાજા બન્યો તેથી આખા ગામના નગરજનોના દિલમાં આનંદ છે ને તું કેમ રડે છે? શું હું રાજા થયો તે તને નથી ગમતું? તું શા માટે રડે છે? તે મને જલ્દી કહે. નવા રાજાનું વચન સાંભળીને રાજાના ચરણમાં પડીને દ્વારપાળ બોલ્યો. સાહેબ! આપ અમારા રાજા બન્યા તેનો તો મને ખૂબ આનંદ છે. પણ આજે તમે સવારી લઈને આવ્યાં ત્યારે મને એક વાત યાદ આવે છે કે આપના પિતાજી જ્યારે મહેલમાં પધારતા હતા ત્યારે મને વિના અપરાધે બે-ચાર ચાબૂક જોરથી મારતાં હતા. આ સાંભળી નવા રાજા હસી પડયા ને બોલ્યા ભાઈ! એ સમય ગયો. મારા પિતાની જેમ મારે ક્રોધ કરવો નથી, ને પ્રજાને પીડવી નથી. હું તો ક્રોધને એવા સંદેશો પાઠવું છું કે:

**ક્રોધને કહેજો આવે લઈ હથિયાર, ઢાલ ક્ષમાની રાખી મેં તૈયાર,**
**કોઈ ગાળ દે, એને પ્યાર કરું, શાસ્ત્ર છતાં સમતા રહું,**

**પણ ક્રોધી મારે થવું નથી ને દુર્ગતિમાં હવે જવું નથી...દુર્ગુણને કોઈ...**

જો મારા દેહમાં ક્રોધ રૂપી ક્રૂર રાક્ષસ પ્રવેશ કરવા આવશે તો મેં તેને હણવા માટે ક્ષમા રૂપી ઢાલ તૈયાર રાખી છે. મારે તો કદી ક્રોધ કરવો નથી ને દુર્ગતિમાં પણ જવું નથી. ક્રોધના કડવા ફળ દુર્ગતિમાં ભોગવવા પડે છે. આ નવા રાજા કહે છે મારે ક્રોધ કરવો નથી ને કદાચ મને ક્રોધ આવશે તો તેની સામે ક્ષમાની ઢાલ મેં તૈયાર રાખી છે. બંધુઓ ! તમે વર્ષોથી સામાયિક કરો છો. વીતરાગવાણી સાંભળો છો પણ કદી આવા ભાવ આવે છે કે ગમે તેમ થશે પણ હું હવે ક્રોધને નહિ આવવા દઉં. ક્રોધ કરવાથી આત્માને મોટું નુકશાન થાય છે "**कोहो पीई पणासेई** ।" ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે. ને આત્મા કર્મના કાદવથી ખરડાય છે,

માણુસને તાવ આવે છે ત્યારે શરીર ગરમ થાય છે, આંખો લાલ થાય છે ને ખાવાની રૂચી પણ થતી નથી. ખૂબ તાવ ચઢે ત્યારે ઘણાં એમ કહે છે કે એને પાણી પીવડાવો તો તાવ ઠંડો પડશે પણ તાવવાળાને પાણી પીવું પણ ભાવતું નથી આ તાવ શરીરનો તાવ છે પણ ક્રોધ આત્માનો તાવ છે. પેલા તાવને ઉતારવા માટે ક્વીનાઈનની શીશીઓ પૈસા ખર્ચીને લાવવી પડે છે. મેલેરિયા તાવની ગોળીઓ પૈસા ખર્ચીને પણ ઘરમાં સાચવીને રખાય છે, પણ આ ક્રોધ રૂપી તાવ મટવાની દવા વગર પૈસે મળે છે. પણ તે તમને ગમતી નથી. તે દવાનું નામ છે સમતા. ક્રોધનું ફળ કેટલું વિષમ છે ! સાંભળો "**ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંયમ ફળ જાય રે.**" ક્ષણવારના ક્રોધમાં વર્ષો સુધી પાળેલા સંયમનું ફળ ખતમ થઈ જાય છે. આ શાસ્ત્રના વચન રૂપી ક્વીનાઈનની ગોળી કોની પાસે નથી ? કદાચ તમે ન જાણતા હો તો ખેર ! પણ એટલી તો ખબર છે ને ક્રોધ એ સારો નથી. ક્રોધના ફળ કડવાં મળે છે. છતાં દુઃખની વાત તો એ છે કે આ સમતા રૂપી ગોળી ક્રોધ રૂપી તાવ ન ચઢે ત્યાં સુધી રાખો છો પણ ક્રોધ આવે ત્યારે ગોળી ગેપ થઈ જાય છે. બોલો, ક્રોધ આવે છે ત્યારે યાદ આવે છે કે ક્રોધ કરવાથી આત્માના ગુણો બળીને ભસ્મ થઈ જાય છે. ક્રોધ શમી જાય ત્યારે પસ્તાવો થાય છે કે મારે આવો ગુસ્સો ના કરવો જોઈએ. ક્રોધનો અંજામ કરૂણ હોય છે. આવું જાણવા ને સમજવા છતાં પણ પાંચ મહાવ્રતનું પાલન કરનારા, માસખમણની તપશ્ચર્યા કરનારા, અષ્ટપ્રવચન માતાના અંકમાં આળોટનારા, અને તીર્થંકર પ્રભુની આજ્ઞાનું પાલન કરવા માટે જિંદગી અર્પણ કરનારા એવા મહાનપુરૂષો પણ ક્યારેક ક્રોધ રૂપી કસાઈના હાથમાં સપડાઈ જાય છે. ત્યારે વર્ષોની સંયમ સાધનાને ભસ્મીભૂત કરી દે છે.

"**ક્રોધના ફળ કેટલા કડવા છે?**" આવા એક સંત ક્રોધની આગમાં ભડથું થઈ ગયા ને મરી ને એવા ક્રૂર બન્યા કે ખુદ તીર્થંકર ભગવાનને મારવા તૈયાર

થયા. એક વખત મારવા તત્પર બન્યા. ન મર્યા. બીજી વખત, ત્રીજી વખત દૃષ્ટિ ફેંકી છતાં તીર્થંકર ભગવંતને કંઈ અસર ન થઈ. ત્યારે તેને અફસોસ થયો અને ફરીને મારવાનો ઉપાય કરે છે છતાં એની કોઈ અસર તીર્થંકર પ્રભુને ન થઈ એ કોણ? તમે જાણો છો? બોલો, તમને નહિ આવડે. લો હું કહી દઉં.

એ હતાં ભગવાન મહાવીર અને પેલો ચંડકૌશિક દૃષ્ટિ વિષ સર્પ હતો. સૌ કોઈ જાણો છો કે ચંડકૌશિક કોણ હતો ને આવો ભયંકર ઝેરી સર્પ કેમ બન્યો? ચંડકૌશિક સર્પનો જીવ પૂર્વભવમાં મહાન પવિત્ર સાધુ હતા. એમના લઘુ શિષ્યે સાંજે પ્રતિક્રમણના સમયે યાદ કરાવ્યું કે ગુરૂદેવ! આપણે ઠંડીલ જવા ગયા ત્યારે આપના પગ નીચે દેડકી આવી ગઈ હતી. તેની આલોચના કરો. ત્યારે ગુરૂએ તેના ઉપર ક્રોધ કર્યો. બે-ત્રણ વાર શિષ્યે કહ્યું ત્યારે ભયંકર ક્રોધ કરીને શિષ્યને મારવા દોડયા. અંધકારમાં ક્રોધમાં ને ક્રોધમાં થાંભલા સાથે અથડાઈ જવાથી માથાની ધોરી નસ તૂટી ગઈ ને મરણને શરણ થયાં. અત્યંત ક્રોધમાં મરવાથી મરીને ચંડકૌશિક નાગ થયા. એક ક્ષણિક ક્રોધમાં વર્ષોની સાધના બળીને ભસ્મીભૂત થઈ ગઈ. ક્ષણિક ક્રોધ મહાવ્રતનો મૂળથી નાશ કરે છે ને આઠ પ્રવચન માતાની મોંકાણ કરી દે છે. બોલો, સાધુ શું જાણતા ન હતાં કે ક્રોધનું પરિણામ વિષમ આવે છે! છતાં ક્રોધનો તાવ ચઢયો ત્યારે **"ક્રોધે કરોડ પૂરવ તણું ફળ જાય રે"** આ વચનની ગોળી પણ ગેપ થઈ ગઈ ને! ટૂંકમા ક્રોધ બૂરો છે. ક્રોધ બીજાને ભય પેદા કરે છે, અને ક્રોધ કરનારને ભય ઘણો હોય છે. ક્રોધી કોઈની પ્રીતિ સંપાદન કરી શકતો નથી.

**ક્ષમાવાન રાજકુમારના પવિત્ર વિચારો :** આપણે પેલા ક્રોધી રાજાનું દષ્ટાંત ચાલતું હતું. નવા રાજાએ દ્વારપાળને કહ્યું. મારા પિતા ક્રોધી હતા. મારે એવા ક્રોધી બનવું નથી ને હું એવો જુલ્મ કરવાનો નથી. ત્યારે દ્વારપાળે કહ્યું મહારાજા! આપ એવા ક્રોધી અને ક્રૂર નથી પણ મને એ વિચાર આવે છે કે આપના પિતાજીને યમરાજા એમના ક્રૂર કર્મની સજા કરતાં હશે તો એ કેવી રીતે સહન કરતાં હશે? દ્વારપાળની આ વાત સાંભળીને રાજાની પાસે ઉભેલો પ્રધાન બોલ્યો અરે! આપણા મહરાજાનો ક્રોધ તો એવો હતો કે યમરાજા એમને સજા કરે તો ગુસ્સામાં આવીને યમરાજાને પણ પાંચ-સાત ચાબૂક ચઢાવી દેતાં હશે! (હસાહસ). ત્યારે દ્વારપાળે કહ્યું કે મને એ વાતનું દુઃખ થાય છે કે જો મહારાજા ક્રોધિત થઈને જેવો અન્યાય ભરેલો વ્યવહાર અહીં કરતા હતા તેવો વ્યવહાર જો યમરાજાની સાથે કરતા હશે તો યમરાજ પણ ગુસ્સે થઈને તેમને પાછા અહીં ધકેલી ન દે તો સારું. નહિતર મહારાજા પાછા આવીને આપણને સતાવશે. (હસાહસ). દ્વારપાળની વાત સાંભળીને એક બુદ્ધિશાળી માણસ એની વાતનો મર્મ સમજી ગયો. અને બોલ્યો

ભાઈ? તારી વાત સાચી છે. કારણ કે ક્રોધી માણસ જ્યાં સુધી જીવતો રહે છે ત્યાં સુધી તેનાથી લોકો ભયભીત રહે છે. અને તેના મૃત્યુ પછી પણ લોકો ડરતાં રહે છે ને ઘૃણાપૂર્વક તેને યાદ કરે છે. પણ હવ તું ગભરાઈશ નહિ કારણ કે મરનાર વ્યક્તિ એ રૂપમાં કદી પાછો અહીં આવતો નથી. અને આપણા નવા મહારાજા તો ખૂબ કોમળ દિલનાં છે. તેમને ક્રોધ સ્પર્શી શકે તેમ નથી. માટે તું નિર્ભય બનીને રાજાની સેવા કર.

દ્વારપાળ અને પ્રધાનનો વાર્તાલાપ સાંભળીને નવા મહારાજા તો પ્રતિજ્ઞા કરી કે હવે મારે કયારે પણ ક્રોધ કરવો નહિ ને પ્રજા ઉપર અન્યાય કરવો નહિ અને કોઈ નિરપરાધી માણસને સતાવવો નહિ.

બંધુઓ ! ક્રોધનું પરિણામ કેવું ખરાબ આવે છે તે તમે સાંભળ્યું ને ? ક્રોધી માણસ જીવતાં કોઈનો પ્રેમ સંપાદન કરી શકતો નથી ને અહીંથી મરીને સુગતિ પ્રાપ્ત કરી શકતો નથી. ક્રોધ એ અનર્થનું મૂળ છે તેમજ મન તથા આત્માને મલીન બનાવી જ્ઞાનરૂપી નેત્રોને બંધ કરનાર છે. એક વિદ્વાને પણ કહ્યું છે કે

**"ક્રોધી મનુષ્ય પોતાની આંખો બંધ કરી દે છે ને મોઢું ખુલ્લું રાખે છે."**

બીજી વાત એ પણ ધ્યાનમાં રાખો કે માન–માયા અને લોભ કરનારનો પ્રભાવ બીજા માણસો ઉપર ધીમે ધીમે પડે છે પણ ક્રોધ એવો ભડભડતી અગ્નિ જેવો છે કે જો હૃદયમાં પ્રજ્વલિત થાય તો બીજાને બાળે કે ન બાળે પણ પોતાને તો અવશ્યમેવ બાળે છે. એક સંસ્કૃત શ્લોકમાં પણ કહ્યું છે કે :

उपद्यमान : प्रथमं दहत्येव स्वमा श्रयम् ।
क्रोध : कृशानुवत्पश्चा दन्यं दहति वा न वा ॥

આ રીતે ક્રોધી વ્યક્તિ બીજાનુ તો અહિત કરે છે પણ તે પહેલાં સ્વયં પોતાનું અહિત કરી લે છે. આટલા માટે જ્ઞાની કહે છે કે ક્રોધનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. જેને જલ્દી આત્માનું શ્રેય કરવું હોય તેના ઉપર કોઈ ક્રોધ કરે, તેનું અપમાન કરે કે કટુ વચન કહે તો પણ મનમાં જરાપણ ક્રોધ ન કરવો જોઈએ ક્રોધી વ્યક્તિની સામે ક્રોધ ન કરવાથી પહેલો લાભ તો એ થાય છે પોતાનો આત્મા મલીન બનતો નથી ને ક્રોધ કરનાર માણસ એકલો ક્યાં સુધી ને કોની સામે ક્રોધ કરશે ? તેને પ્રત્યુત્તર નહિ મળે એટલે આપોઆપ પોતે શાંત બની જશે.

મહાબલ રાજા ખૂબ ન્યાયપૂર્વક રાજ્ય ચલાવે છે. પ્રજા તેના ઉપર આશીર્વાદનો અભિષેક કરે છે કે અમારા મહારાજા દીર્ઘાયુષ બનો. આ રીતે આનંદપૂર્વક રહે છે ત્યાં શું બન્યું.

"तए णं सा कमलसिरी अन्नया सीहं सुमिणे ।"

મહાબલ રાજાની કમલશ્રી નામની રાણી એક વખત પલંગમાં સૂતી હતી. કંઈક જાગૃત અને કંઈક નિદ્રા એવી અવસ્થામાં તેને એક સ્વપ્ન આવ્યું. ને તેણે સ્વપ્નમાં એક સિંહ જોયો. શૈયામાંથી ઉઠીને પોતાના પતિ મહાબલ રાજાના શયનરૂમમાં આવીને વિનયપૂર્વક બે હાથ જોડીને કહ્યું-સ્વામીનાથ ! આજે મેં સ્વપ્નમાં સિંહ જોયો છે. સ્વપ્ન આવ્યા પછી જાગૃત થઈને ધર્મારાધના કર્યા બાદ હું આપને કહેવા આવી છું. ત્યારે મહાબલ રાજાએ કહ્યું-હે મહારાણી ! આપની કુખે સિંહ જેવા બળવાન પવિત્ર પુત્રનો જન્મ થશે. તેમ આપને આવેલું સ્વપ્ન સૂચવે છે. પતિના મુખેથી વાત સાંભળીને રાણી ખૂબ આનંદિત થયા. રાણીને રાજાના વચન ઉપર અનન્ય શ્રધ્ધા હતી. એટલે પતિનું વચન તહેત્ કર્યું.

બંધુઓ ! આગળ હું કહી ગઈ છું કે સ્વપ્નની વાત કોને કહેવાય ને વાત કરતાં પણ આવડવી જોઈએ. અને સાંભળનાર ગંભીર હોવો જોઈએ. એક વાત યાદ આવે છે.

**"બોલવામાં વિવેક જોઈએ"** : એક રાજાને સ્વપ્ન આવ્યું કે મારી આખી બત્રીશી પડી ગઈ. એટલે તેણે જોષીને બોલાવીને પૂછયું કે મને આવું સ્વપ્ન આવ્યું છે તેનું ફળ શું ? જોષી ખૂબ જાણકાર હતો. તેણે બરાબર જોઈને રાજાને કહ્યું-મહારાજા ! જેમ છે તેમ કહું ને ? તમે પણ જોષીને કંઈ પૂછો તો તમારું ભવિષ્ય સારું ભાંખે એવું ઈચ્છો ને ? જોષી જો તમને ગમે તેવું સારું કહે તો આનંદ આનંદ અને તમને દુઃખ આવશે કહે તો જોષીને કહે કે હાલતો થઈ જા. એટલે એ બિચારો તમને સારું કહે. આ જોષીએ રાજાને કહ્યું જુઓ સાહેબ ! આપની આખી બત્રીશી પડી ગઈ તેવું સ્વપ્ન આવ્યું છે. તેનું ફળ એ છે કે આપની હયાતીમાં આખું કુટુંબ સાફ થઈ જશે. આ સાંભળીને રાજાને ખૂબ ગુસ્સો આવ્યો. ને જોષીને જેલમાં બેસાડી દીધો. જોષીને પણ ભાન થયું કે મેં સત્ય વાત કહી છે છતાં મારે જેલમાં બેસવાનું થયું. કારણ કે આજે સાચાની દુનિયા નથી. રાજાએ બીજા જોષીને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછયું તો તેણે કહ્યું કે હે મહારાજા ! આપ એવા દીર્ઘાયુષ છો, એવા ભાગ્યવાન છો કે તમારું મૃત્યુ કોઈ જોઈ શકશે નહિ. હવે જો રાજા સમજે તો વાત તો તેની તે જ હતી પણ ભાષામાં ફરક હતો. રાજા તો એની વાત સાંભળીને હરખાઈ ગયો. જુઓ, પહેલા જોષીએ કહ્યું ત્યારે રાજાને ગુસ્સો આવ્યો ને બીજા જોષીએ કહ્યું ત્યારે હર્ષ થયો. આનું કારણ ભાષામાં વિવેક હતો. બાકી આ જોષી જે જોષીને જેલમાં પૂર્યો તેનો શિષ્ય હતો. એની પાસેથી જ્ઞાન ભણ્યો હતો પણ એ ભાષાને વિવેકથી ને મીઠાશથી બોલ્યો એટલે રાજાને પ્રિય લાગી. ને પેલો વિવેક રહિત અપ્રિય ભાષા બોલ્યો તેથી રાજાને વાણી કડવી લાગી.

**શબ્દ શબ્દ કયા કરો, નહિ હાથ નહિ પાંવ,**
**એક શબ્દ ઘા રૂઝવે, એક લીએ છે પ્રાણ.**

એક શબ્દ એવો મધુર ને પ્રિય હોય છે કે મરણતોલ બનેલો માનવી બેઠો થઈ જાય છે. ને એક શબ્દ એવો છે કે જીવતાં માનવીના પ્રાણ હરી લે છે. શબ્દને કોઈ હાથ નથી કે પગ નથી પણ એનામાં શક્તિ ઘણી છે. આટલા માટે ભગવાન કહે છે કે ભાષા સત્ય હોવા છતાં કડવી ન હોવી જોઈએ. ભાષા સત્ય ને મધુર બોલો. જેથી સાંભળનારને આનંદ થાય. આ જીભ કટુવાણીના કાંટા વેરવા માટે નથી મળી.

જીભ દ્વારા મીઠું ને મધુરું બોલો. ભાષાસમિતિનો બરાબર ઉપયોગ રાખો. જેમ દૂધ અને પાણી ગળીને વાપરો છો તેમ ભાષા પણ ગળીને ખૂબ વિચારીને બોલો કે જે બોલવાથી મતભેદ ન પડે, ઝઘડા ન થાય પણ જ્યાં મતભેદ હોય ત્યાં એકતા થાય ને ઝઘડા હોય ત્યાં શાંતિનું સ્થાપન થાય.

જોષીનું વચન સાંભળી રાજાનો ગુસ્સો શાંત થઈ ગયો. ને ખુશ થઈને એક સોનાનો રત્નજડિત પ્યાલો, સારા ઝરીના ભરેલાં વસ્ત્રો અને એક ગામ બક્ષીસ આપ્યું. પણ જોષીએ લેવાની ના પાડી. પહેલો જોષી જેલમાં છે, તેને આ વાતની ખબર પડી. ત્યારે તેની આંખમાં આંસુ આવી ગયા. એ આંસુ શેના હતાં ? પોતે જેલમાં પૂરાયો ને તેના શિષ્યને આટલું ઈનામ મળ્યું તેના નહિ હોં. એના મનમાં થયું કે મારો શિષ્ય મારી પાસે ભણ્યો ને એણે અર્થ ખોટો તો નહિ કર્યો હોય ને ? રાજા પેલા જોષીને કહે છે હું રાજીખુશીથી ભેટ આપું છું. લઈ લો. ત્યારે કહે છે મને એક ચીજ ઓછી આપો પણ જેમને જેલમાં પૂર્યા છે તેમને છૂટા કરો. રાજા કહે છે એને તો નહિ છોડું. ત્યારે બીજો જોષી કહે છે કે તો મારે કંઈ ન જોઈએ. છેવટે રાજાએ પેલા જોષીને જેલમાંથી મુક્ત કર્યો. ત્યારે તે શિષ્યને પૂછે છે કે તું સત્યથી જીત્યો કે અસત્યથી ? ત્યારે શિષ્યે કહ્યું–ગુરૂદેવ ! મેં બિલકુલ અર્થનો અનર્થ નથી કર્યો. મેં એમ કહ્યું કે મહારાજા ! તમે એવા દીર્ઘાયુષ છો કે તમારું મૃત્યુ કોઈ જોશે નહિ. તેનો અર્થ તો એમ જ થયો ને ! બસ, ભાષામાં વિવેક રાખવો.

કમલશ્રી રાણીએ તેના પતિને સ્વપ્નની વાત કરી ને રાજાએ તેનો યોગ્ય જવાબ આપ્યો. તે સાંભળીને રાણીને ખૂબ આનંદ થયો. હવે સ્વપ્ન પાઠકોને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછશે.

**વિદ્યુતપ્રભાનું રોકાણ અને નાગનું મૃત્યુ :** રાજાના ખૂબ આગ્રહને કારણે વિદ્યુતપ્રભાએ બધી વાત કરી. ત્યાં સવાર પડી ગઈ. અને વિદ્યુતપ્રભાની વેણીમાંથી મરેલો નાગ એકદમ નીચે પડયો. આ જોઈ વિદ્યુતપ્રભાના હોશકોશ ઉડી ગયા.

"तए णं सा कमलसिरी अन्नया सीहं सुमिणे ।"

મહાબલ રાજાની કમલશ્રી નામની રાણી એક વખત પલંગમાં સૂતી હતી. કંઈક જાગૃત અને કંઈક નિદ્રા એવી અવસ્થામાં તેને એક સ્વપ્ન આવ્યું. ને તેણે સ્વપ્નમાં એક સિંહ જોયો. શૈયામાંથી ઉઠીને પોતાના પતિ મહાબલ રાજાના શયનરૂમમાં આવીને વિનયપૂર્વક બે હાથ જોડીને કહ્યું–સ્વામીનાથ ! આજે મેં સ્વપ્નમાં સિંહ જોયો છે. સ્વપ્ન આવ્યા પછી જાગૃત થઈને ધર્મારાધના કર્યા બાદ હું આપને કહેવા આવી છું. ત્યારે મહાબલ રાજાએ કહ્યું–હે મહારાણી ! આપની કુખે સિંહ જેવા બળવાન પવિત્ર પુત્રનો જન્મ થશે. તેમ આપને આવેલું સ્વપ્ન સૂચવે છે. પતિના મુખેથી વાત સાંભળીને રાણી ખૂબ આનંદિત થયા. રાણીને રાજાના વચન ઉપર અનન્ય શ્રધ્ધા હતી. એટલે પતિનું વચન તહેત્ કર્યું.

બંધુઓ ! આગળ હું કહી ગઈ છું કે સ્વપ્નની વાત કોને કહેવાય ને વાત કરતાં પણ આવડવી જોઈએ. અને સાંભળનાર ગંભીર હોવો જોઈએ. એક વાત યાદ આવે છે.

**"બોલવામાં વિવેક જોઈએ"** : એક રાજાને સ્વપ્ન આવ્યું કે મારી આખી બત્રીશી પડી ગઈ. એટલે તેણે જોષીને બોલાવીને પૂછયું કે મને આવું સ્વપ્ન આવ્યું છે તેનું ફળ શું ? જોષી ખૂબ જાણકાર હતો. તેણે બરાબર જોઈને રાજાને કહ્યું–મહારાજા ! જેમ છે તેમ કહું ને ? તમે પણ જોષીને કંઈ પૂછો તો તમારું ભવિષ્ય સારું ભાંખે એવું ઈચ્છો ને ? જોષી જો તમને ગમે તેવું સારું કહે તો આનંદ આનંદ અને તમને દુઃખ આવશે કહે તો જોષીને કહે કે હાલતો થઈ જા. એટલે એ બિચારો તમને સારું કહે. આ જોષીએ રાજાને કહ્યું જુઓ સાહેબ ! આપની આખી બત્રીશી પડી ગઈ તેવું સ્વપ્ન આવ્યું છે. તેનું ફળ એ છે કે આપની હયાતીમાં આખું કુટુંબ સાફ થઈ જશે. આ સાંભળીને રાજાને ખૂબ ગુસ્સો આવ્યો. ને જોષીને જેલમાં બેસાડી દીધો. જોષીને પણ ભાન થયું કે મેં સત્ય વાત કહી છે છતાં મારે જેલમાં બેસવાનું થયું. કારણ કે આજે સાચાની દુનિયા નથી. રાજાએ બીજા જોષીને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછયું તો તેણે કહ્યું કે હે મહારાજા ! આપ એવા દીર્ઘાયુષ છો, એવા ભાગ્યવાન છો કે તમારું મૃત્યુ કોઈ જોઈ શકશે નહિ. હવે જો રાજા સમજે તો વાત તો તેની તે જ હતી પણ ભાષામાં ફરક હતો. રાજા તો એની વાત સાંભળીને હરખાઈ ગયો. જુઓ, પહેલા જોષીએ કહ્યું ત્યારે રાજાને ગુસ્સો આવ્યો ને બીજા જોષીએ કહ્યું ત્યારે હર્ષ થયો. આનું કારણ ભાષામાં વિવેક હતો. બાકી આ જોષી જે જોષીને જેલમાં પૂર્યો તેનો શિષ્ય હતો. એની પાસેથી જ્ઞાન ભણ્યો હતો પણ એ ભાષાને વિવેકથી ને મીઠાશથી બોલ્યો એટલે રાજાને પ્રિય લાગી. ને પેલો વિવેક રહિત અપ્રિય ભાષા બોલ્યો તેથી રાજાને વાણી કડવી લાગી.

**શબ્દ શબ્દ કયા કરો, નહિ હાથ નહિ પાંવ,**
**એક શબ્દ ઘા રૂઝવે, એક લીએ છે પ્રાણ.**

એક શબ્દ એવો મધુર ને પ્રિય હોય છે કે મરણતોલ બનેલો માનવી બેઠો થઈ જાય છે. ને એક શબ્દ એવો છે કે જીવતાં માનવીના પ્રાણ હરી લે છે. શબ્દને કોઈ હાથ નથી કે પગ નથી પણ એનામાં શક્તિ ઘણી છે. આટલા માટે ભગવાન કહે છે કે ભાષા સત્ય હોવા છતાં કડવી ન હોવી જોઈએ. ભાષા સત્ય ને મધુર બોલો. જેથી સાંભળનારને આનંદ થાય. આ જીભ કટુવાણીના કાંટા વેરવા માટે નથી મળી.

જીભ દ્વારા મીઠું ને મધુરું બોલો. ભાષાસમિતિનો બરાબર ઉપયોગ રાખો. જેમ દૂધ અને પાણી ગળીને વાપરો છો તેમ ભાષા પણ ગળીને ખૂબ વિચારીને બોલો કે જે બોલવાથી મતભેદ ન પડે, ઝઘડા ન થાય પણ જ્યાં મતભેદ હોય ત્યાં એકતા થાય ને ઝઘડા હોય ત્યાં શાંતિનું સ્થાપન થાય.

જોષીનું વચન સાંભળી રાજાનો ગુસ્સો શાંત થઈ ગયો. ને ખુશ થઈને એક સોનાનો રત્નજડિત પ્યાલો, સારા ઝરીના ભરેલાં વસ્ત્રો અને એક ગામ બક્ષીસ આપ્યું. પણ જોષીએ લેવાની ના પાડી. પહેલો જોષી જેલમાં છે, તેને આ વાતની ખબર પડી. ત્યારે તેની આંખમાં આંસુ આવી ગયા. એ આંસુ શેના હતાં ? પોતે જેલમાં પૂરાયો ને તેના શિષ્યને આટલું ઈનામ મળ્યું તેના નહિ હો. એના મનમાં થયું કે મારો શિષ્ય મારી પાસે ભણ્યો ને એણે અર્થ ખોટો તો નહિ કર્યો હોય ને ? રાજા પેલા જોષીને કહે છે હું રાજીખુશીથી ભેટ આપું છું. લઈ લો. ત્યારે કહે છે મને એક ચીજ ઓછી આપો પણ જેમને જેલમાં પૂર્યા છે તેમને છૂટા કરો. રાજા કહે છે એને તો નહિ છોડું. ત્યારે બીજો જોષી કહે છે કે તો મારે કંઈ ન જોઈએ. છેવટે રાજાએ પેલા જોષીને જેલમાંથી મુક્ત કર્યો. ત્યારે તે શિષ્યને પૂછે છે કે તું સત્યથી જીત્યો કે અસત્યથી ? ત્યારે શિષ્યે કહ્યું–ગુરૂદેવ ! મેં બિલકુલ અર્થનો અનર્થ નથી કર્યો. મેં એમ કહ્યું કે મહારાજા ! તમે એવા દીર્ઘાયુષ છો કે તમારું મૃત્યુ કોઈ જોશે નહિ. તેનો અર્થ તો એમ જ થયો ને ! બસ, ભાષામાં વિવેક રાખવો.

કમલ શ્રી રાણીએ તેના પતિને સ્વપ્નની વાત કરી ને રાજાએ તેનો યોગ્ય જવાબ આપ્યો. તે સાંભળીને રાણીને ખૂબ આનંદ થયો. હવે સ્વપ્ન પાઠકોને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછશે.

**વિદ્યુતપ્રભાનું રોકાણ અને નાગનું મૃત્યુ :** રાજાના ખૂબ આગ્રહને કારણે વિદ્યુતપ્રભાએ બધી વાત કરી. ત્યાં સવાર પડી ગઈ. અને વિદ્યુતપ્રભાની વેણીમાંથી મરેલો નાગ એકદમ નીચે પડયો. આ જોઈ વિદ્યુતપ્રભાના હોશકોશ ઉડી ગયા.

**"तए णं सा कमलसिरी अन्नया सीहं सुमिणे ।"**

મહાબલ રાજાની કમલશ્રી નામની રાણી એક વખત પલંગમાં સૂતી હતી. કંઈક જાગૃત અને કંઈક નિદ્રા એવી અવસ્થામાં તેને એક સ્વપ્ન આવ્યું. ને તેણે સ્વપ્નમાં એક સિંહ જોયો. શૈયામાંથી ઉઠીને પોતાના પતિ મહાબલ રાજાના શયનરૂમમાં આવીને વિનયપૂર્વક બે હાથ જોડીને કહ્યું–સ્વામીનાથ ! આજે મેં સ્વપ્નમાં સિંહ જોયો છે. સ્વપ્ન આવ્યા પછી જાગૃત થઈને ધર્મારાધના કર્યા બાદ હું આપને કહેવા આવી છું. ત્યારે મહાબલ રાજાએ કહ્યું–હે મહારાણી ! આપની કુખે સિંહ જેવા બળવાન પવિત્ર પુત્રનો જન્મ થશે. તેમ આપને આવેલું સ્વપ્ન સૂચવે છે. પતિના મુખેથી વાત સાંભળીને રાણી ખૂબ આનંદિત થયા. રાણીને રાજાના વચન ઉપર અનન્ય શ્રધ્ધા હતી. એટલે પતિનું વચન તહેત્ કર્યું.

બંધુઓ ! આગળ હું કહી ગઈ છું કે સ્વપ્નની વાત કોને કહેવાય ને વાત કરતાં પણ આવડવી જોઈએ. અને સાંભળનાર ગંભીર હોવો જોઈએ. એક વાત યાદ આવે છે.

**"બોલવામાં વિવેક જોઈએ"** : એક રાજાને સ્વપ્ન આવ્યું કે મારી આખી બત્રીશી પડી ગઈ. એટલે તેણે જોષીને બોલાવીને પૂછયું કે મને આવું સ્વપ્ન આવ્યું છે તેનું ફળ શું ? જોષી ખૂબ જાણકાર હતો. તેણે બરાબર જોઈને રાજાને કહ્યું–મહારાજા ! જેમ છે તેમ કહું ને ? તમે પણ જોષીને કંઈ પૂછો તો તમારું ભવિષ્ય સારું ભાંખે એવું ઈચ્છો ને ? જોષી જો તમને ગમે તેવું સારું કહે તો આનંદ આનંદ અને તમને દુઃખ આવશે કહે તો જોષીને કહે કે હાલતો થઈ જા. એટલે એ બિચારો તમને સારું કહે. આ જોષીએ રાજાને કહ્યું જુઓ સાહેબ ! આપની આખી બત્રીશી પડી ગઈ તેવું સ્વપ્ન આવ્યું છે. તેનું ફળ એ છે કે આપની હયાતીમાં આખું કુટુંબ સાફ થઈ જશે. આ સાંભળીને રાજાને ખૂબ ગુસ્સો આવ્યો. ને જોષીને જેલમાં બેસાડી દીધો. જોષીને પણ ભાન થયું કે મેં સત્ય વાત કહી છે છતાં મારે જેલમાં બેસવાનું થયું. કારણ કે આજે સાચાની દુનિયા નથી. રાજાએ બીજા જોષીને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછયું તો તેણે કહ્યું કે હે મહારાજા ! આપ એવા દીર્ઘાયુષ છો, એવા ભાગ્યવાન છો કે તમારું મૃત્યુ કોઈ જોઈ શકશે નહિ. હવે જો રાજા સમજે તો વાત તો તેની તે જ હતી પણ ભાષામાં ફરક હતો. રાજા તો એની વાત સાંભળીને હરખાઈ ગયો. જુઓ, પહેલા જોષીએ કહ્યું ત્યારે રાજાને ગુસ્સો આવ્યો ને બીજા જોષીએ કહ્યુ ત્યારે હર્ષ થયો. આનું કારણ ભાષામાં વિવેક હતો. બાકી આ જોષી જે જોષીને જેલમાં પૂર્યો તેનો શિષ્ય હતો. એની પાસેથી જ્ઞાન ભણ્યો હતો પણ એ ભાષાને વિવેકથી ને મીઠાશથી બોલ્યો એટલે રાજાને પ્રિય લાગી. ને પેલો વિવેક રહિત અપ્રિય ભાષા બોલ્યો તેથી રાજાને વાણી કડવી લાગી.

શબ્દ શબ્દ કયા કરો, નહિ હાથ નહિ પાંવ,
એક શબ્દ ઘા રૂઝવે, એક લીએ છે પ્રાણ.

એક શબ્દ એવો મધુર ને પ્રિય હોય છે કે મરણતોલ બનેલો માનવી બેઠો થઈ જાય છે. ને એક શબ્દ એવો છે કે જીવતાં માનવીના પ્રાણ હરી લે છે. શબ્દને કોઈ હાથ નથી કે પગ નથી પણ એનામાં શકિત ઘણી છે. આટલા માટે ભગવાન કહે છે કે ભાષા સત્ય હોવા છતાં કડવી ન હોવી જોઈએ. ભાષા સત્ય ને મધુર બોલો. જેથી સાંભળનારને આનંદ થાય. આ જીભ કટુવાણીના કાંટા વેરવા માટે નથી મળી.

જીભ દ્વારા મીઠું ને મધુરું બોલો. ભાષાસમિતિનો બરાબર ઉપયોગ રાખો. જેમ દૂધ અને પાણી ગળીને વાપરો છો તેમ ભાષા પણ ગળીને ખૂબ વિચારીને બોલો કે જે બોલવાથી મતભેદ ન પડે, ઝઘડા ન થાય પણ જ્યાં મતભેદ હોય ત્યાં એકતા થાય ને ઝઘડા હોય ત્યાં શાંતિનું સ્થાપન થાય.

જોષીનું વચન સાંભળી રાજાનો ગુસ્સો શાંત થઈ ગયો. ને ખુશ થઈને એક સોનાનો રત્નજડિત પ્યાલો, સારા ઝરીના ભરેલાં વસ્ત્રો અને એક ગામ બક્ષીસ આપ્યું. પણ જોષીએ લેવાની ના પાડી. પહેલો જોષી જેલમાં છે, તેને આ વાતની ખબર પડી. ત્યારે તેની આંખમાં આંસુ આવી ગયા. એ આંસુ શેના હતાં ? પોતે જેલમાં પૂરાયો ને તેના શિષ્યને આટલું ઈનામ મળ્યું તેના નહિ હો. એના મનમાં થયું કે મારો શિષ્ય મારી પાસે ભણ્યો ને એણે અર્થ ખોટો તો નહિ કર્યો હોય ને ? રાજા પેલા જોષીને કહે છે હું રાજીખુશીથી ભેટ આપું છું. લઈ લો. ત્યારે કહે છે મને એક ચીજ ઓછી આપો પણ જેમને જેલમાં પૂર્યા છે તેમને છૂટા કરો. રાજા કહે છે એને તો નહિ છોડું. ત્યારે બીજો જોષી કહે છે કે તો મારે કંઈ ન જોઈએ. છેવટે રાજાએ પેલા જોષીને જેલમાંથી મુકત કર્યો. ત્યારે તે શિષ્યને પૂછે છે કે તું સત્યથી જીત્યો કે અસત્યથી ? ત્યારે શિષ્યે કહ્યું–ગુરૂદેવ ! મેં બિલકુલ અર્થનો અનર્થ નથી કર્યો. મેં એમ કહ્યું કે મહારાજા ! તમે એવા દીર્ઘાયુષ છો કે તમારું મૃત્યુ કોઈ જોશે નહિ. તેનો અર્થ તો એમ જ થયો ને ! બસ, ભાષામાં વિવેક રાખવો.

કમલશ્રી રાણીએ તેના પતિને સ્વપ્નની વાત કરી ને રાજાએ તેનો યોગ્ય જવાબ આપ્યો. તે સાંભળીને રાણીને ખૂબ આનંદ થયો. હવે સ્વપ્ન પાઠકોને બોલાવીને સ્વપ્નનું ફળ પૂછશે.

**વિદ્યુતપ્રભાનું રોકાણ અને નાગનું મૃત્યુ :** રાજાના ખૂબ આગ્રહને કારણે વિદ્યુત્પ્રભાએ બધી વાત કરી. ત્યાં સવાર પડી ગઈ. અને વિદ્યુત્પ્રભાની વેણીમાંથી મરેલો નાગ એકદમ નીચે પડયો. આ જોઈ વિદ્યુત્પ્રભાના હોશકોશ ઉડી ગયા.

હવે શું થાય ? ખૂબ દુઃખ થયું પણ જે બનવાનું હતું તે બની ગયું. વિદ્યુત્પ્રભા બેભાન થઈને પડી ગઈ એટલે દાસ-દાસીઓ બધા ભેગા થઈ ગયા. ને શીતળ જળનો છંટકાવ કર્યો. ચંદનનાં વિલેપન કર્યા. ઘણાં ઉપચારો કર્યા ત્યારે રાણી કંઈક ભાનમાં આવ્યા. રાજાને હવે સાચી હકીકતની જાણ થતાં તેની ઓરમાન માતા ઉપર ખૂબ ક્રોધ આવ્યો.

**મારવા દોડતા રાજાને રોકતી વિદ્યુત્પ્રભા :–** ક્રોધના આવેશમાં નકલી વિદ્યુત્પ્રભાને દોરડાથી બાંધીને ચાબૂકનો માર મારવાનો હુકમ કર્યો. તે વખતે વિદ્યુત્પ્રભા રાજાના ચરણમાં પડીને કહેવા લાગી. સ્વામીનાથ! ગમે તેવી તોય એ મારી નાની બહેન છે. માટે એને મારશો નહિ. એને માફ કરો. વિદ્યુત્પ્રભાના કહેવાથી રાજાએ બનાવટી વિદ્યુત્પ્રભાને છોડી દીધી અને તેની સાથે રાખી.

બંધુઓ! જુઓ, વિદ્યુત્પ્રભા કેવી ગુણીયલ ને સજ્જન છે. પોતાની માતાએ આટલું કર્યું ને આ બહેન પોતાની શોકય બનીને બેઠી. એવો એંઠવાડ કોઈ ઘરમાં રાખવા તૈયાર થાય ? વિદ્યુત્પ્રભાની સજ્જનતા જોઈ રાજાને ખૂબ આનંદ થયો ને મનમાં વિચાર થયો કે અહો! કયાં આની સજ્જનતા અને કયાં આની દુર્જનતા! સાચા ખોટાની પરીક્ષા સમયે થાય છે. એના મા-બાપ ઉપર રાજાને ખૂબ રોષ આવ્યો એટલે પોતે આપેલાં બાર ગામ પાછા લઈ લીધા. અને તેમના નાક-કાન કાપીને હદ બહાર કાઢી મૂકવાનો હુકમ કર્યો. તે વખતે પણ વિદ્યુત્પ્રભા રાજાના પગમાં પડીને કહેવા લાગી-નાથ! ગમે તેમ તોય એ મારા મા અને બાપ છે. એમના ઉપર દયા લાવીને એમનો ગુન્હો માફ કરો. વિદ્યુત્પ્રભાને રાજા ઉપર ખૂબ પ્રેમ હતો તેથી એમનો ગુન્હો માફ કર્યો. અને પૂર્વની માફક વિદ્યુત્પ્રભાને પટરાણી પદે સ્થાપન કરી અને રાજા-રાણી સૌ સુખપૂર્વક દિવસો વીતાવે છે. હવે કોઇ જાતનું દુઃખ કે ઉપાધિ નથી. વિદ્યુત્પ્રભા પોતે આનંદ પ્રમોદમાં મગ્ન રહી બીજાને આનંદમાં રાખે છે.

પોતે આનંદમાં રહેવું ને બીજાને આનંદ આપવો. બને તો કોઈનું સારું કરવું પણ ખરાબ તો કરવું નહિ. એ માનવજીવનનું કર્તવ્ય છે. આવું મૂલ્યવાન માનવજીવન પામી તેનું મૂલ્યાંકન ન આંકી શકે તો ખરેખર ચિંતામણી રત્નનો કાગડાને ઉડાડવાનો ઉપયોગ કરવા બરાબર છે. માનવજીવન જીવતાં આવડે તો એ જીવન સત્કાર્યો દ્વારા સુખના શિખરે ચઢાવી દે છે અને દુષ્કૃત્યો કરે તો દુઃખના દરિયામાં ડૂબાડી દે છે.

એક દિવસ જિતશત્રુ રાજા અને વિદ્યુત્પ્રભા મહારાણી બેઠાં હતાં તે સમયે વનપાલકે ખુશ ખુશ થતા રાજાની પાસે આવીને બે હાથ જોડીને કહ્યું. મહારાજા! આજે આપણા ઉદ્યાનમાં પાંચસો પવિત્ર મુનિઓથી પરિવરેલા અને વિદ્યાધરો તથા

મનુષ્યોના પૂજનીક એવા શ્રી વીરભદ્ર મુનિરાજ પધાર્યા છે. તેમના પધારવાથી આપણું ઉદ્યાન પાવન બન્યું છે. આ સાંભળી રાજા-રાણીને ખૂબ આનંદ થયો. મનનો મોરલો નાચી ઉઠયો ને વનપાલકને સારું ઈનામ આપીને રવાના કર્યો. ત્યારબાદ જિતશત્રુરાજા, વિદ્યુત્પ્રભા મહારાણી મોટા પરિવાર સહિત ગુરૂદેવના દર્શને આવ્યા. ત્રણ વાર પ્રદક્ષિણા કરી વંદન કર્યા ને ધર્મોપદેશ સાંભળવા ગુરૂની સન્મુખ બેસી ગયા. મુનિની ઉપદેશ ધારા શરૂ થઈ. હે ભવ્ય જીવો! ધર્મની આરાધનાથી જીવને સુખ-સંપત્તિ, નિરોગી શરીર, ઉચ્ચકુળની પ્રાપ્તિ, દિવ્યરૂપ, અનુપમ યૌવન અને લોકમાં કીર્તિ પ્રાપ્ત થાય છે. ને પરભવમાં સ્વર્ગના દિવ્ય સુખો તથા મોક્ષના સુખો મળે છે. આવી સુંદર ધર્મોપદેશના સાંભળીને વિદ્યુત્પ્રભા રાણીએ ગુરૂદેવને પૂછયું ગુરૂદેવ! મેં પૂર્વભવમાં કેવા કર્મો બાંધ્યા કે પહેલાં મને ખૂબ દુઃખ પડયું. મારા દુઃખમાં નાગદેવ સહાયક થયા ને મારા માથે બગીચો છત્રાકારે રહ્યો. આપને શાતા હોય તો કૃપા કરીને જણાવો. ગુરૂદેવે કહ્યું. તમારા સુખ-દુઃખનો વૃત્તાંત સાંભળો.

**"આત્માર્થી જ્ઞાની ગુરૂદેવ વિદ્યુત્પ્રભાનો પૂર્વભવ કહી રહ્યા છે:"**

આ ભરતક્ષેત્રમાં ચંપાપુરી નામની અલબેલી નગરી હતી. તે નગરમાં કુલધર નામના ધનાઢય શેઠ વસતા હતા. તેમને કુલાનંદી નામની પત્ની હતી. તેને રૂપ-લાવણ્યથી યુક્ત સાત પુત્રીઓ હતી. ત્યાર પછી શેઠાણીને પુણ્ય રહિત આઠમી પુત્રી થઈ. એ પુત્રીના પગલે લક્ષ્મીદેવીએ ઘરમાંથી વિદાય લીધી. એટલે માતા-પિતાને તેના પ્રત્યે બિલકુલ પ્રેમ રહ્યો નહિ. એ નિર્ભાગી પુત્રીનું નામ પણ મા-બાપે પાડયું નહિ. અનુક્રમે મોટી થતાં યૌવનના ઉંબરે આવીને ઉભી રહેલી તે પુત્રીના વિવાહની ચિંતા એને સતાવવા લાગી. સગાસબંધીઓ હવે શેઠને કહેવા લાગ્યા કે પુત્રી યોગ્ય ઉંમરની થવા છતાં હજુ તેના લગ્ન કેમ કરતા નથી. ત્યારે શેઠે કહ્યું કે તેને યોગ્ય વર મળે એટલે લગ્ન કરીશ. હું તેની તપાસમાં છું.

એક દિવસ શેઠ દુકાને બેઠા હતાં. તે સમયે મેલાઘેલાં કપડાવાળો, માથાના વાળ જીંથરા જેવા ને જુંઓથી ભરેલા હતા અને ઘણાં દિવસના પ્રવાસથી થાકેલો એક વણિકપુત્ર શેઠની દુકાને આવ્યો. તેને શેઠે પૂછયું. હે ભાઈ! તું કોણ છે! કયાંથી આવ્યો છે ને કયા નગરમાં રહે છે? કંગાલ હાલતમાં રહેલા વણિકપુત્રે કહ્યું શેઠ! હું કોશલ નગરમાં વસતા નંદી વણિક અને સોમા નામની તેમની પત્નીનો હું નંદન નામે પુત્ર છું. ધન કમાવા માટે હું ચૌડ દેશમાં ગયો હતો, પણ દુષ્ટ દરિદ્રતાએ મારો પીછો ન મૂકયો અને ધન વગરનો ધંધો પણ શી રીતે કરું? ન છૂટકે આ નગરના રહેવાસી અને ચૌડ દેશના વહેપારી વસંતદેવ વણિકને ત્યાં હું નોકરી રહ્યો. અહીં વસંતદેવે તેમના ઘરે પત્ર આપવા મને મોકલ્યો છે. માટે તેમનું ઘર કયાં છે

તે મને બતાવે. જેથી તેમનો પત્ર આપી આવું. આ વણિકપુત્રની વાત સાંભળીને શેઠના મનમાં થયું કે ખરેખર! આ મારી નાની પુત્રીને યોગ્ય વર છે. આની સાથે પરણાવીને તેની સાથે મોકલી દઉં. જેથી ફરીને પાછી આવે નહિ.

**"પિતાની કેવી દુષ્ટ ભાવના"** કર્મની કુટિલતા કેવી છે! શેઠે તે વણિક પુત્રને કહ્યું આ પત્ર આપીને તું જલ્દી મારે ઘેર આવજે. તેણે પોતાના નોકરને મોકલી વસંતદેવનું ઘર બતાવ્યું. તે વણિક પુત્ર પત્ર આપીને તરત પાછો આવ્યો એટલે તેને ઘેર લઈ જઈને સ્નાન કરાવી જુના કપડા બદલાવી નવા કપડાં પહેરાવીને, દરિદ્રનો દેદાર બદલીને તેને સારી રીતે જમાડયો. પછી શેઠે કહ્યું. હે નંદન! મારી ઈચ્છા છે કે આ મારી પુત્રી તારી સાથે પરણાવું. નંદને કહ્યું. શેઠ! હું તો ચૌડ દેશમાં પાછો જવાનો છું. વળી હું તો નિર્ધન છું. તમારી પુત્રીને પરણીને શું કરું? ત્યારે શેઠે કહ્યું કે કંઈ વાંધો નહિ. નંદન! તું મારી પુત્રીને પરણીને સાથે લઈ જજે. તારી આજીવિકા માટે હું ત્યાં ધન મોકલાવતો રહીશ. વગર માંગ્યે ને વગર મહેનતે કન્યા અને ધન મળતું હોય તો કોણ આનાકાની કરે? એમ વિચાર કરી નંદને શેઠની પુત્રી સાથે લગ્ન કર્યા. એને શેઠે થોડું ભાતું ને વાટ ખર્ચી માટે પૈસા આપ્યા. તે લઈને પત્ની સાથે નંદને ચૌડ દેશમાં જવા પ્રયાણ કર્યું.

**"પતિએ કરેલો વિશ્વાસઘાત"** મુસાફરી કરતાં કરતાં બંને માણસ અવંતિ નગરના પાદરમાં આવ્યા. નગરની બહાર મંદિરના ઓટલે બંને આરામ કરવા બેઠા. થાક ખૂબ લાગ્યો હોવાથી બંને જણાં થોડીવારમાં નિદ્રાધીન બની ગયા. થોડીવારે નંદન જાગ્યો, ત્યારે વિચાર કરવા લાગ્યો કે વાટ ખર્ચી વટાઈ ગઈ. ભાતું પણ થોડું રહ્યું છે. તે બંને જણા ખાઈશું તો બહુ ચાલશે નહિ પછી ભીખ માંગવાનો સમય આવશે. એમ વિચાર કરી સૂતેલી પત્નીને ઉંઘતી મૂકીને નંદન ચાલતો થઈ ગયો. મારી બહેનો! મારું મારું કરીને વળગી પડયા છો ને! આ સ્વાર્થની સાંકળ કેવી છે! કર્મ માણુસને ક્યારે ને કઇ સ્થિતિમાં મૂકી દે છે! સવારે નંદનની પત્ની જાગી. ત્યારે જુએ છે તો પતિ કે ભાતાનો ડબ્બો કાંઈ દેખાતું નથી. એને ખૂબ દુઃખ થયું ને રડવા લાગી કે હવે હું પતિ વિના ક્યાં જઈશ? શું કરીશ? કોનું શરણું લઈશ? જો પિતાને ઘેર પાછી જાઉં તો મને રાખે નહિ. પત્ની ખૂબ ડાહીને સમજુ હતી. મન મક્કમ કરીને શીલના રક્ષણ માટે નગરમાં જઈને આમ તેમ ભમવા લાગી, પણ તેને કોઈ બોલાવતું નથી કે કોઈ કંઈ પૂછતું નથી. **જ્યારે માનવના પુણ્ય પલાયન થઈ જાય, પાપ પેસી જાય ત્યારે દુઃખરૂપી સાગરનાં એવા મોજાં આવે છે કે તેને દબાવી શકાતાં નથી.**

બાળા ગામની અજાણી છે. કોઈ ઓળખતું નથી. એના કપડાં મેલા છે ને

ફાટી ગયાં છે. આવી નિર્ધન અવસ્થામાં કોણ ભાવ પૂછે ? હીરે ઝગમગતી હોય તો કોઇ ઓળખતું ન હોય તો પણ બોલાવે કે આવો બહેન ! કયાંથી આવ્યા છો ? કોને શોધો છો ? આ તો ગરીબ હતી. તેનો ભાવ કોણ પૂછે ? કેમ બરાબર છે ને ? તમે આવું કરો છો ને ? અહીં તો છોકરીનું કોઈ નથી. કોઈ ભાવ પૂછનાર નથી. આ નગરમાં વસતા માણીભદ્ર નામના શેઠ આધેડ વયના છે. તેમની દુકાન ઉપર કોઈ ઘરાક કે મુનીમ નથી. શેઠ એકલા દુકાને બેઠાં હવા ખાય છે. પેલી બાઇ ફરતી ફરતી માણીભદ્ર શેઠની દુકાન પાસે આવી. શેઠને પવિત્ર જાણીને પગમાં પડીને કહેવા લાગી. પિતાજી ! હું દીન છું. અનાથ છું, અબળા છું. તમે મારા શરણ રૂપ છો. તમારા શરણે આવી છું. તેના વચનમાંથી ભારોભાર વેદનાનું વારિ વહેતું હતું. આટલું બોલતાં તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યા. તેનું રૂદન અને કરૂણા ભરેલાં વચનો સાંભળીને શેઠનું હૃદય પીગળી ગયું. આવી અનાથ બાલિકાને મારે શરણ આપવું જોઈએ. તેનું લલાટ જોતાં ઉત્તમ કુળની દીકરી લાગે છે. તેના મુખ ઉપર પવિત્રતાના શેરડા પડે છે. વચનમાં નમ્રતા ને દુઃખનું દર્દ ભર્યું છે. હવે શેઠ તેને પૂછશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં–૨૦

**અષાઢ વદ ૧૩ ને શનિવાર** **તા. ૨૪–૭–૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આપણને મહાન પુણ્યોદયે મળેલું માનવ જીવન પવિત્રતાના પંથે ચાલવા માટે છે. અનંતાનંત કાળથી આત્મા અજ્ઞાનને કારણે અપવિત્ર બની ગયો છે. તેના પ્રત્યાઘાત આ જીવનમાં અનુભવે છે. કઈ રીતે ? તે તમને સમજાય છે ? અનંત ભવોના મલીન કુસંસ્કારો જીવને સહજ રીતે મલીન વિચારો કરાવે છે. બીજાને દુઃખ લાગે તેવી કઠોર ભાષા બોલાવે, અન્યાય–અનીતિ, ચોરી, માયા અને પ્રપંચ ભરેલાં આચરણો કરાવે, આવા અમૂલ્ય વીતરાગ પ્રણીત ધર્મને છોડી ધનના ઢગલા ભેગા કરવા માટેની મહેનત કરાવે, આવું બધું જે થાય છે તે સૂચવે છે કે પૂર્વભવની અપવિત્રતાના સંસ્કારો આ બધું જીવને કરાવે છે.

બંધુઓ ! વિચાર કરજો. આ માનવભવ મનને સાવધાન અને પવિત્ર બનાવી પવિત્રતાના પંથે પુરૂષાર્થ કરવા માટે મળ્યો છે. જો અહીં આવીને પણ જીવનની પવિત્રતા નહિ લાવો ને પ્રગતિના પંથે પ્રયાણ નહિ કરો તો અનાર્ય મનુષ્યો અને પશુના અવતાર કરતાં શું વિશેષતા આવી ? મૃત્યુ થતાં અહીં રહી જનારા જડ પદાર્થો મેળવવા માટે જીવન

જીવવું તે આત્માને લાભ કરે છે ? 'ના' એ તો ઉલ્ટા હાનીકારક છે. જે અપવિત્ર જીવન જીવે છે, હિંસા-જૂઠ-ચોરી, ઇન્દ્રિઓના વિષયોમાં આસક્ત બની પરિગ્રહ મેળવવા માટે અન્યાય, અનીતિ ને દુરાચાર આ બધું કરે છે તે છેવટે આકુળ વ્યાકુળ બની ચિંતા-સંતાપ અને અશાંતિની આગમાં શેકાઈ જાય છે. પરિણામે આ લોકમાં રાજદંડ, અપ્રતિષ્ઠા, અને લોકનિંદા વગેરેનો ભય પેદા કરાવે છે. અને પરલોકમાં દુઃખ ભોગવે છે. માટે તમે એક વાત સમજી લે કે અનાદિ અનંત સંસાર સમુદ્રમાં રખડતા આ જીવને મનુષ્યભવની પ્રાપ્તિ થવી મુશ્કેલ હતી ને મળી છે તો તેમાં આત્મ સાધના કરી લો. ફરીને માનવભવ મળવો દુર્લભ છે. મહાન ખુશીબતે અને મહાન પુણ્યોદયે માનવભવ મળી ગયો. તેમાં પણ બધાને ધર્મ કરવાની સાનુકુળતા પ્રાપ્ત થતી નથી. જો જીવના ગાઢ કર્મનો ઉદય હોય છે તો આચારંગ સૂત્રના બીજા અધ્યયનના ત્રીજા ઉદ્દેશામાં ભગવંતે કહ્યું છે કે-

"से अंधत्तं, बहिरत्तं, मूयत्तं, काणत्तं, कुंटत्त, खुज्जत्तं, वडहत्त, सामत्तं, सबलत्तं, सहलत्तं, सहपमाएणं, अणेगरूवाओ जोणीओ संधेइ विरूवरुवे फासे पडिसंवेदेइ ।" આચા. સૂ. અ. ૨ ઉ. ૩.

આ જીવને અંધપણું, બહેરાપણું, મૂંગાપણું, કાણાપણું, ઠૂંઠાપણું, વામનપણું, કુબડાપણું, કાળાપણું, કાબરચીતરાપણુ સરોગીપણું, તથા અનેક યોનિઓમાં જન્મ ધારણ કરવા અને અનેક પ્રકારના દુઃખો ભોગવવા એ સર્વ પ્રતિકૂળતા અને દુઃખો પોતાના પ્રમાદના કારણથી ઉત્પન્ન થાય છે, વિચાર કરો. તમે નજરે દેખો છો ને કે એક જ ભવમાં મનુષ્યને ઉંચી-નીચી સ્થિતિઓ પ્રાપ્ત થાય છે.

આ સંસારમાં આજે માણસ લાખોપતિને કરોડપતિ હોય છે તે કાલે કર્મોદયે ભિખારી બનતાં અંગ પર ઢાંકવા કપડું હોતું નથી. આ રીતે શ્રીમંતાઈ, ગરીબી, રોગના ઉપદ્રવો, નિર્ધનતા, પરવશપણું, વિગેરે સ્થિતિઓના બદલાં થતાં રહે છે, તે બધા ફેરફાર થવાનું કારણ શું ? તેનું કારણ એ છે કે પૂર્વભવોમાં અવિવેકથી આરંભ-પરિગ્રહમાં આસક્ત બની અન્ય જીવોને દુઃખ ઉપજાવ્યા હોય, અસત્ય આચરણ કર્યા હોય, અન્યની સંપત્તિ લૂંટી લીધી હોય, છેતરપિંડી કરી હોય વિગેરે પૂર્વભવનાં બાંધેલા અશુભ કર્મના ઉદયથી થાય છે. માટે હવે જો આવી અવસ્થા પ્રાપ્ત ન કરવી હોય તો વર્તમાનકાળમાં ખૂબ સાવધાની રાખો. જો તમારો વર્તમાનકાળ સુધરશે તો ભવિષ્યકાળ આપોઆપ સુધરી જશે.

બંધુઓ ! હવે તમને સમજાય છે કે મનુષ્યભવ શા માટે દુર્લભ છે ? ને તેમાં પણ ધર્મારાધના કરવાનો સુયોગ તો અતિ દુલર્ભ શા માટે ? તે હું તમને એક ન્યાય આપીને સમજાવું. જેમ કોઈ માણસ પગે અપંગ છે, કાને બહેરો, મૂંગો, આંખે અંધ

હોય ને પાછો જેને દારૂનો નશો ચઢયો છે તેવો માણસ જો ભયંકર અટવીમાં અટવાઈ ગયો હોય તો તેને સીધા માર્ગે કોણ લાવે? અરે, તેને ભાન પણ નથી કે હું કયાં છું. તે રીતે આ જીવને પણ ભાન નથી કે "હું કોણ છું કયાંથી થયો શું સ્વરૂપ છે મારું ખરું, કોના સબંધે વળગણા છે રાખું કે હું પરહરું" હું કોણ છું? કયાંથી આવ્યો છું ને મારું સાચું સ્વરૂપ શું છે? એનો વિચાર સરખો નથી. દરિયા કે નદીના પાણીમાં તરનારા હોંશિયાર માણસો પણ કયારેક ડૂબી જાય છે તો જેને તરતાં આવડતું નથી હોતું તેવાની તો વાત કયાં કરવી? તે રીતે મનુષ્યભવ એટલે ભવસાગરને તરવાની હોડી મળી છતાં જીવને મારું કલ્યાણ કેમ જલ્દી થાય તેવો ખ્યાલ નથી આવતો તો પછી જીવ અસંજ્ઞી દશામાં કેવી રીતે ખ્યાલ લાવશે તેનો વિચાર કરો.

જેમ કોઈ નાનો રમતિયાળ છોકરો હોય તો તેને રમતાં રમતાં થાક લાગશે તો ઊંઘી જશે પણ તે સ્કુલનો પાઠ કરવા તૈયાર નથી. તેના મા-બાપ તેને લેશન કરવાનું કહે તો કડવું લાગે તેને ગમે નહિ. અભ્યાસ કરવો એ પોતાના ભવિષ્યના હિત માટે છે છતાં તેને તેનું જ્ઞાન નથી તેથી પોતાના હિતની વાતને પણ અનિષ્ટમાં ગણે છે. બાળકને તાવ આવે, શરદી કે ઉધરસ થાય તો તેનાથી તે ગભરાતો નથી પણ જો તેને સ્કુલે માસ્તર પાસે ભણવા મોકલવાનું નામ પડે તો તે ગભરાઈ જાય છે. કારણ કે સ્કુલ તેને અણગમતું સ્થાન છે. ટીચરને દેખે તો જાણે જમને દેખે છે શા માટે? અભ્યાસ કરતાં કીડીઓ ચઢે છે, અભ્યાસ કર્યો નથી એટલે ટીચર વઢશે એમ બીક લાગે છે. આ તો અજ્ઞાન બાળકની વાત થઈ. બાળકને પોતાના ભવિષ્યનો કે વર્તમાનમાં પોતાના હિતનો ખ્યાલ નથી. તે તો બાળક છે પણ આ જીવ મનુષ્યભવમાં આવ્યો, તેને પૂર્વના પુણ્યથી ઘણું સુખ મળ્યું પણ ત્યાં ધર્મ કરવો કડવો ઝેર જેવો લાગે છે. અરે, કોઈ સંતો કે ધર્મીષ્ઠ માણસો ધર્મ કરવાનું કહેવા જાય તો તે પણ કડવા ઝેર જેવા લાગે છે. જેમને ધર્મ કરવો ગમતો નથી તેમને બગીચામાં ફરવા જવું ગમે પણ પ્રતિક્રમણ કરવું ગમતું નથી. ગામગપાટા મારવા ગમે પણ ધર્મોપદેશ સાંભળવો ગમતો નથી. ઉજાણી કરવી ગમે છે પણ ઉપવાસ કરવો નથી ગમતો. જીવને ધર્મ કરવો ગમતો નથી તેનું કારણ શું છે?

**આત્મા મોહ રાજાની કેદમાં સપડાયેલો છે:**—અનાદિકાળની મિથ્યાત્વની ગાંઠને મનુષ્ય વીંધે ત્યારે વાસ્તવિક ધર્મ આવ્યો ગણાય. આજે ઘણાં તર્કવાદીઓ એમ પૂછે છે કે તમે કહો છો કે અનાદિકાળની મિથ્યાત્વની ગાંઠ છે તો તે કેમ દેખાતી નથી? ભલા, વિચાર તો કરો કે તમારા પેટમાં અંદરમાં ગાંઠ થઈ હોય તો તે તમને દેખાય છે? ના. તેના માટે એકસ-રે લેવા પડે છે. તો વિચારો, શરીર રૂપી છે છતાં શરીરની ગાંઠ ઘણીવાર દેખાતી નથી તો અરૂપી આત્મા ઉપર થયેલી

મિથ્યાત્વ–અજ્ઞાનની ગાંઠો ક્યાંથી દેખાય ? જરા સમજો, વિચાર કરો. બંધુઓ ! જેમ કોઈ આંધળો માણુસ છે તેના શરીરમાં અનેક પ્રકારની વ્યાધિઓ થઈ છે. તે વ્યાધિઓથી થતી વેદના વેદે છે ખરો પણ દેખતો નથી તેમ આત્મામાં અનાદિથી મિથ્યાત્વ મોહની ગાંઠની વેદના છે, વેદના વેદે છે પણ અનાદિની ગાંઠ કોને કહેવાય તે જાણતો નથી.

દેવાનુપ્રિયો ! કર્મો કેટલા છે ? આઠ. આઠ કર્મનો સેનાધિપતિ હોય તો તે મોહનીય કર્મ છે, મોહનીય કર્મની સ્થિતિ કેટલી ? બોલો ભાઈઓ આવડે છે ? (શ્રોતામાંથી જવાબ–૭૦ ક્રોડા ક્રોડ સાગરોપમની.) એ મોહનીય કર્મની ૬૯ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ ખપાવી ત્યાં સુધી વાંધો નહિ. ફક્ત એક ક્રોડાક્રોડી સ્થિતિ ખપાવવાનું બાકી રહે ત્યાં ગાંઠ આડી આવે છે. તેનું કારણ શું ? તમને આમાં સમજાય છે ? જ્યાં કિલ્લો ઓળંગવાનો આવે ત્યાં મારામારી હોય છે. જુઓ, મિલેટ્રી ક્યાં ગોઠવાય છે? જ્યાં નિર્જન વન હોય ત્યાં સરકાર મિલેટ્રી ગોઠવે છે ? "ના" પણ જ્યાં સરહદ હોય છે ત્યાં મિલેટ્રી ગોઠવાય છે. શા માટે ? જ્યાં સરહદ હોય છે ત્યાં એક તસુ જમીન શત્રુ દબાવી ન જાય તે માટે સરકારની મિલેટ્રીને સજાગ રહેવું પડે છે. શત્રુ તસુ જમીન દબાવી જાય તો સામસામી ગોળીઓ છૂટે ને કંઈકની લાશો પડે છે. ને લોહીની નદીઓ વહે છે. અહીં તસુ જમીન માટે ખૂનખાર જંગ ખેલાય છે. પણ જ્યાં વગડામાં વીઘાની વીઘા જમીનો ખાલી પડી હોય છે ત્યાં કંઈ ધાંધલ કે ધમાલ હોય છે ? ના. કારણ કે જ્યાં બચાવના સરસામાન, હથિયારો લઈ જવાના હોય તેવા પુલો હોય છે ત્યાં શત્રુ સામે ઝઝુમવાનું હોય છે. પણ જ્યાં બચાવનું સ્થાન (સરહદ) નથી તેવા વગડામાં શત્રુ આવે તો હરકત નથી પણ સરહદ ઉપર શત્રુ ચઢી આવે તો ભય છે. તે રીતે મોહનીય કર્મની ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિમાંથી ૬૯ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ વટાવી ત્યાં સુધી જીવે બચાવનું બાંધકામ કર્યું નથી. બચાવનું બાંધકામ એક ક્રોડાક્રોડ સાગરોપમ ઉપર કર્યું છે.

બંધુઓ ! મજબૂત કિલ્લાઓ તો સરહદ ઉપર હોય છે. રાજ્યમાં ઠેકાણે ઠેકાણે કિલ્લા હોતા નથી. તેમ મોહ રાજાની સરહદ એક ક્રોડા ક્રોડ સાગરની સ્થિતિ આગળ છે. આ જીવે ઘણી વખત ૬૯ ક્રોડ ક્રોડ સાગરની સ્થિતિ ખપાવીને મોહ રાજાની સરહદ સુધી આવ્યો. પણ મોહ રાજાનું સૈન્ય દેખીને ભાગી ગયો છે. ભવી અને અભવી બધા આ સરહદ સુધી તો આવે છે. પણ સરહદ વટાવીને આગળ જવું મુશ્કેલ છે. જીવ પુદ્ગલાનંદી હતો છતાં ૬૯ ક્રોડાક્રોડી સાગરની સ્થિતિ ખપાવી. જ્યારે પુદ્ગલ તરફ આનંદ, સારા મનને ગમે તેવા વિષયોને મેળવવાની ઈચ્છા અને ખરાબ વિષયોને દૂર કરવાની ઈચ્છામાં આનંદ માનતો આવો જીવ લડાઈ કર્યા વિના અહીં સુધી આવી શક્યો કારણ કે તે સ્થિતિ વેરાન વગડા જેવી છે તેથી વગર લડાઈએ વશ કરી શકાય પણ જ્યાં સરહદ ઉપર મજબૂત કિલ્લો બાંધેલો

હોય ત્યાં મરણીયા થઈને ઝઝુમવું પડે છે ને? તેમ એક ક્રોડાક્રોડી સાગરોપમની સરહદ આગળ મોહ રાજાનું મજબૂત બાંધકામ છે. ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, મમતા અને પાંચ ઈન્દ્રિના વિષયો આ બધા મોહ રાજાના સાબદા સિપાઈઓ શસ્ત્રથી સજ્જ બનીને ત્યાં ઉભા છે. ત્યાં જીવો અનંતી વખત આવ્યા. ઘેરો નાંખીને બેઠાં પણ ફાવ્યા નહિ. એટલે પાછા હઠયા. એ સરહદ વટાવીને આગળ વધવું મુશ્કેલ છે, ૧૪ની લડાઈમાં તુર્કસ્તાનનો ગેલીપોલીનો કિલ્લો ભેદતાં કેટલી મુશ્કેલી પડી હતી! એ તો ઐતિહાસિક વાત છે. તે તો તમે જાણો છો ને? તેમ અહીં પણ મોહ રાજાનો મજબૂત કિલ્લો ભેદીને ધર્મરાજાની સરહદ પર જવું તે મુશ્કેલ છે. કારણ કે એક ક્રોડાક્રોડી સાગરોપમ આગળ મોરચો મંડાયેલો છે. આ મોરચા સામે ઝઝૂમીને તેને જીતવાનું ઉત્તમ કાર્ય માનવભવ સિવાય બીજે ક્યાંય થઈ શકે તેમ નથી. મોહ રાજાની સામે મોરચો માંડવા ધર્મરાજાનું સૈન્ય ક્ષમા–સમતા–અહિંસા દયા–જ્ઞાન–દર્શન–ચારિત્ર આદિ સૈનિકોને તૈયાર કરે તો આ મોહના મોરચા સામે જંગ ખેલીને જીતી શકાશે. એક જબ્બર મોહ રૂપી સેનાપતિને જીતીએ તો આપણું કામ થઈ જાય.

દેવાનુપ્રિયો! મોહને જીતવાનું આ અમૂલ્ય ટાણું છે. ફરીફરીને આવો અવસર નહિ મળે. હોડી તરીને કિનારે આવી જાય પણ જ્યાં ભયાનક પવનનો હડસેલો આવે ત્યાં પાછી દૂર જતી રહે છે. તેમ આપણા આત્માની હોડી ઘણીવાર તરીને કિનારા સુધી આવી પણ મોહનીયના પવનનો જબ્બર હડસેલો આવતાં પાછી સંસાર સાગરમાં અટવાઈ ગઈ છે. હજુ ડૂબી નથી ત્યાં સુધી સારું છે. તો આત્માને કહો, મહાનપુરૂષો મોહની સરહદ વટાવીને મોક્ષમાં ચાલ્યા ગયા ને હજુ તું શા માટે સંસારમાં ભટકે છે? ગમે તેટલા પૈસા ભેગા કરીશ, મોટી મહેલાતો બાંધીશ તો પણ એક દિવસ તો છોડીને જવાનું છે. આ માનવભવ મળ્યો છે પણ સાધના કરવાનાં સાધનો ન મળ્યા હોત તો શું કરત? આ સાધન તમને જે મળ્યા છે તે વારંવાર નહિ મળે. ભગવાન કહે છે મને જે સાધનો મળ્યા હતા તેવા તમને મળ્યા છે. આચારંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે.

**जहित्थ मए संधी झोसिए, एवमन्नत्थ संधी दुज्झोसए भवइ,**
**तम्हा बेमि नो निहणिज्ज वीरियं! આચારંગ સૂત્ર અ. ૫ ઉ. ૩.**

ભગવાને કેવળજ્ઞાન થયા પછી ધર્મના સ્વરૂપની વાતો ભવ્ય જીવોને સમજાવી છે કે હે ભવ્ય જીવો! કર્મક્ષય કરવાની વિધિરૂપ આચાર–ગોચર આદિ અનુષ્ઠાન–જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ રૂપ આરાધના, તે પણ સમ્યક્ત્વ સહિતની ક્રિયા, નવતત્વની શ્રધ્ધા, દેહથી આત્મા ભિન્ન છે તેનો નિશ્ચય, આત્માનું દ્રવ્યથી નિત્યપણું અને

મિથ્યાત્વ–અજ્ઞાનની ગાંઠો ક્યાંથી દેખાય ? જરા સમજો, વિચાર કરો. બંધુઓ ! જેમ કોઈ આંધળો માણસ છે તેના શરીરમાં અનેક પ્રકારની વ્યાધિઓ થઈ છે. તે વ્યાધિઓથી થતી વેદના વેદે છે ખરો પણ દેખતો નથી તેમ આત્મામાં અનાદિથી મિથ્યાત્વ મોહની ગાંઠની વેદના છે, વેદના વેદે છે પણ અનાદિની ગાંઠ કોને કહેવાય તે જાણતો નથી.

દેવાનુપ્રિયો ! કર્મો કેટલા છે ? આઠ. આઠ કર્મનો સેનાધિપતિ હોય તો તે મોહનીય કર્મ છે, મોહનીય કર્મની સ્થિતિ કેટલી ? બોલો ભાઈઓ આવડે છે ? (શ્રોતામાંથી જવાબ–૭૦ ક્રોડા ક્રોડ સાગરોપમની.) એ મોહનીય કર્મની ૬૯ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ ખપાવી ત્યાં સુધી વાંધો નહિ. ફક્ત એક ક્રોડાક્રોડી સ્થિતિ ખપાવવાનું બાકી રહે ત્યાં ગાંઠ આડી આવે છે. તેનું કારણ શું ? તમને આમાં સમજાય છે ? જ્યાં કિલ્લો ઓળંગવાનો આવે ત્યાં મારામારી હોય છે. જુઓ, મિલેટ્રી ક્યાં ગોઠવાય છે? જ્યાં નિર્જન વન હોય ત્યાં સરકાર મિલેટ્રી ગોઠવે છે ? "ના" પણ જ્યાં સરહદ હોય છે ત્યાં મિલેટ્રી ગોઠવાય છે. શા માટે ? જ્યાં સરહદ હોય છે ત્યાં એક તસુ જમીન શત્રુ દબાવી ન જાય તે માટે સરકારની મિલેટ્રીને સજાગ રહેવું પડે છે. શત્રુ તસુ જમીન દબાવી જાય તો સામસામી ગોળીઓ છૂટે ને કંઈકની લાશો પડે છે. ને લોહીની નદીઓ વહે છે. અહીં તસુ જમીન માટે ખૂનખાર જંગ ખેલાય છે. પણ જ્યાં વગડામાં વીઘાની વીઘા જમીનો ખાલી પડી હોય છે ત્યાં કંઈ ધાંધલ કે ધમાલ હોય છે ? ના. કારણ કે જ્યાં બચાવના સરસામાન, હથિયારો લઈ જવાના હોય તેવા પુલો હોય છે ત્યાં શત્રુ સામે ઝઝુમવાનું હોય છે. પણ જ્યાં બચાવનું સ્થાન (સરહદ) નથી તેવા વગડામાં શત્રુ આવે તો હરકત નથી પણ સરહદ ઉપર શત્રુ ચઢી આવે તો ભય છે. તે રીતે મોહનીય કર્મની ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિમાંથી ૬૯ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ વટાવી ત્યાં સુધી જીવે બચાવનું બાંધકામ કર્યું નથી. બચાવનું બાંધકામ એક ક્રોડાક્રોડ સાગરોપમ ઉપર કર્યું છે.

બંધુઓ ! મજબૂત કિલ્લાઓ તો સરહદ ઉપર હોય છે. રાજ્યમાં ઠેકાણે ઠેકાણે કિલ્લા હોતા નથી. તેમ મોહ રાજાની સરહદ એક ક્રોડા ક્રોડ સાગરની સ્થિતિ આગળ છે. આ જીવે ઘણી વખત ૬૯ ક્રોડ ક્રોડ સાગરની સ્થિતિ ખપાવીને મોહ રાજાની સરહદ સુધી આવ્યો. પણ મોહ રાજાનું સૈન્ય દેખીને ભાગી ગયો છે. ભવી અને અભવી બધા આ સરહદ સુધી તો આવે છે. પણ સરહદ વટાવીને આગળ જવું મુશ્કેલ છે. જીવ પુદ્ગલાનંદી હતો છતાં ૬૯ ક્રોડાક્રોડી સાગરની સ્થિતિ ખપાવી. જ્યારે પુદ્ગલ તરફ આનંદ, સારા મનને ગમે તેવા વિષયોને મેળવવાની ઈચ્છા અને ખરાબ વિષયોને દૂર કરવાની ઈચ્છામાં આનંદ માનતો આવો જીવ લડાઈ કર્યા વિના અહીં સુધી આવી શક્યો કારણ કે તે સ્થિતિ વેરાન વગડા જેવી છે તેથી વગર લડાઈએ વશ કરી શકાય પણ જ્યાં સરહદ ઉપર મજબૂત કિલ્લો બાંધેલો

હોય ત્યાં મરણીયા થઈને ઝઝુમવું પડે છે ને ? તેમ એક ક્રોડાક્રોડી સાગરોપમની સરહદ આગળ મોહ રાજાનું મજબૂત બાંધકામ છે. ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, મમતા અને પાંચ ઈન્દ્રિના વિષયો આ બધા મોહ રાજાના સાબદા સિપાઈઓ શસ્ત્રથી સજ્જ બનીને ત્યાં ઉભા છે. ત્યાં જીવો અનંતી વખત આવ્યા. ઘેરો નાંખીને બેઠાં પણ ફાવ્યા નહિ. એટલે પાછા હઠયા. એ સરહદ વટાવીને આગળ વધવું મુશ્કેલ છે, ૧૪ની લડાઈમાં તુર્કસ્તાનનો ગેલીપોલીનો કિલ્લો ભેદતાં કેટલી મુશ્કેલી પડી હતી ! એ તો ઐતિહાસિક વાત છે. તે તો તમે જાણો છો ને ? તેમ અહીં પણ મોહ રાજાનો મજબૂત કિલ્લો ભેદીને ધર્મરાજાની સરહદ પર જવું તે મુશ્કેલ છે. કારણ કે એક ક્રોડાક્રોડી સાગરોપમ આગળ મોરચો મંડાયેલો છે. આ મોરચા સામે ઝઝૂમીને તેને જીતવાનું ઉત્તમ કાર્ય માનવભવ સિવાય બીજે ક્યાંય થઈ શકે તેમ નથી. મોહ રાજાની સામે મોરચો માંડવા ધર્મરાજાનું સૈન્ય ક્ષમા–સમતા–અહિંસા દયા–જ્ઞાન–દર્શન–ચારિત્ર આદિ સૈનિકોને તૈયાર કરે તો આ મોહના મોરચા સામે જંગ ખેલીને જીતી શકાશે. એક જબ્બર મોહ રૂપી સેનાપતિને જીતીએ તો આપણું કામ થઈ જાય.

દેવાનુપ્રિયો ! મોહને જીતવાનું આ અમૂલ્ય ટાણું છે. ફરીફરીને આવો અવસર નહિ મળે. હોડી તરીને કિનારે આવી જાય પણ જ્યાં ભયાનક પવનનો હડસેલો આવે ત્યાં પાછી દૂર જતી રહે છે. તેમ આપણા આત્માની હોડી ઘણીવાર તરીને કિનારા સુધી આવી પણ મોહનીયના પવનનો જબ્બર હડસેલો આવતાં પાછી સંસાર સાગરમાં અટવાઈ ગઈ છે. હજુ ડૂબી નથી ત્યાં સુધી સારું છે. તો આત્માને કહો, મહાનપુરૂષો મોહની સરહદ વટાવીને મોક્ષમાં ચાલ્યા ગયા ને હજુ તું શા માટે સંસારમાં ભટકે છે ? ગમે તેટલા પૈસા ભેગા કરીશ, મોટી મહેલાતો બાંધીશ તો પણ એક દિવસ તો છોડીને જવાનું છે. આ માનવભવ મળ્યો છે પણ સાધના કરવાનાં સાધનો ન મળ્યા હોત તો શું કરત ? આ સાધન તમને જે મળ્યા છે તે વારંવાર નહિ મળે. ભગવાન કહે છે મને જે સાધનો મળ્યા હતા તેવા તમને મળ્યા છે. આચારંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે.

जहित्थ मए संधी झोसिए, एवमन्नत्थ संधी दुज्झोसए भवइ,
तम्हा बेमि नो निहणिज्ज वीरियं ! આચારંગ સૂત્ર અ. ૫ ઉ. ૩.

ભગવાને કેવળજ્ઞાન થયા પછી ધર્મના સ્વરૂપની વાતો ભવ્ય જીવોને સમજાવી છે કે હે ભવ્ય જીવો ! કર્મક્ષય કરવાની વિધિરૂપ આચાર–ગોચર આદિ અનુષ્ઠાન–જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ રૂપ આરાધના, તે પણ સમ્યક્ત્વ સહિતની ક્રિયા, નવતત્વની શ્રધ્ધા, દેહથી આત્મા ભિન્ન છે તેનો નિશ્ચય, આત્માનું દ્રવ્યથી નિત્યપણું અને

પર્યાયથી અનિત્યપણું છે, આવી સમજણુ સહિતની વિધિથી મેં કર્મોનો ક્ષય કર્યો તેવા પ્રકારની વિધિ અન્ય દર્શનોમાં નહિ હોવાથી ત્યાં કર્મોનો ક્ષય કરવો કઠીન છે. તેથી હું એમ કહું છું કે સાધક આત્માઓએ સંયમમાં પોતાની શક્તિ ગોપવવી નહિ. આ ભગવાનના વચન છે. આપણે ઔદારિક શરીર છે તેવું જ ભગવાનને ઔદારિક શરીર હતું. કંઈ વૈક્રય શરીર ન હતું. એમને પાંચ ઈન્દ્રિય અને મન હતું તેમ આપણને છે. માત્ર ફરક એટલો છે કે ભગવાને શક્તિનો ઉપયોગ મોહ રાજાની સરહદ ઉપર મોરચો માંડીને કર્મનો જંગ જીતવામાં કર્યો ને આપણે પાંચ ઈન્દ્રિયના વિષયોની મોજ માણવામાં કર્યો છે તેથી હજુ ભવમાં ભટકી રહ્યા છીએ. વધુ શું કહું? તમે સંસારના રાગમાં પડી જશો તો કલ્યાણ ક્યાંથી કરશો? તમને તમારા સગાંવહાલાં મળે તો પૂછો છો ને કે ઘરમાં બૈરા–છોકરાં તો મઝામાં છે ને? તબિયત કેમ છે? વહેપાર ધંધા કેવા ચાલે છે? પણ તમે ધર્મ ધ્યાન કેટલું કરો છો એવું કોઈ પૂછો છો? એવું કોઈ પૂછતાં નથી. પણ સાધુ પાસે આવશો તો તમને પૂછશે કે કેમ શ્રાવકજી! ધર્મારાધના કરો છો ને? આત્માની કમાણી તો બરાબર થાય છે ને? પણ એમ નહિ પૂછે કે તમારે સંતાનો કેટલા છે? કેટલી દુકાન છે, શું બીઝનેસ છે? અને શું કમાણી છે? કદાચ કોઈ સાધક આત્મા પોતાના સ્ટેજનું ભાન ભૂલીને સંસારની વાત પૂછે તો સજાગ શ્રાવક કહી દેશે કે સાહેબ! અમે તો કાદવની કોઠીમાં પડેલા છીએ પણ અમારી ખબર પૂછવામાં તમારું બગાડશો નહિ. જો વીતરાગ ભગવાનની આજ્ઞા મુજબ સાધુ ચાલે તો સાધુને સંસારી સાથે વાત કરવાનો પણ ટાઈમ નથી. ભગવાને સાધુ માટે કેવું સરસ ટાઈમટેબલ તૈયાર કર્યું છે.

**'पढमं पोरिसि सज्झायं, बिइयं झाणं झियायइ ।**
**तइयाए भिक्खायरियं, पुणो चउत्थीए सज्झायं ॥'** ઉત્ત. સૂ. અ. ૨૬ ગાથા ૧૨

હે મારા શ્રમણો અને શ્રમણીઓ! પ્રથમ પ્રહરે સ્વાધ્યાય કરો, બીજા પ્રહરે ધ્યાન કરો, ત્રીજા પ્રહરે ગૌચરી જાઓ ને ચોથા પ્રહરે સ્વાધ્યાય કરવા બેસી જાઓ. બોલો, સાધુ ભગવાનની આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરે તો તમારી સાથે વાત કરવાનો અધિકારી ખરો? તમારે ત્યાં વિદ્યાપીઠમાં તો પોણા પોણા કલાકના પીરીયડ છે. પણ અમારા ભગવાનની વિદ્યાપીઠમાં તો એકેક પ્રહરના પીરીયડ છે. આ પીરીયડ પ્રમાણે અત્યારે જો સાધુ સાધના કરે, પરમ પુરૂષાર્થ ઉપાડે તો ત્રીજા ભવે મોક્ષમાં ચાલ્યો જાય. પછી ભવમાં ભટકવાનું શાનું હોય? એવા સાધકને માટે મોક્ષ નજીક છે, અને જે સાધુ થઈને સંસારના રાગમાં રંગાઈ જાય છે તેને માટે મોક્ષ ઘણો દૂર છે.

જેમ યુવાન પુરૂષ બાવળની બળવાન ગાંઠને ચીરવાનો નિશ્ચય કરે છે. એ બાવળની ગાંઠ એવી મજબૂત છે કે પચ્ચીસ ઘા કરે ત્યારે માંડ એનું છોતરું ઉખડે પણ એનો નિર્ણય અફર છે કે મારે ગાંઠ ચીરવી જ છે તો એ ચીરે છૂટકો કરે છે. તેમ જો સાધક આત્મા નિર્ણય કરે કે મારે આ મનુષ્યભવમાં શું કરવું છે?

**મહાવીર મેડીકલ કોલેજમાં મારે, સત્યના સર્જન બનવું છે, મહા મિથ્યાત્વ ભાવની ગ્રંથીનું મારે, સફળ ઓપરેશન કરવું છે. ત્યાગની ટેબ્લેટ આપીશ સૌને. ભવ રોગ દૂર કરવાને....ધર્મ....**

મહામિથ્યાત્વની ગ્રંથી ભેદીને ભવસાગર જલ્દી તરી જવો છે, હવે મારે ભવના ફેરા ફરવા નથી. આવી જિજ્ઞાસાવાળો સાધક ભગીરથ પુરુષાર્થ કરીને એક કોડાકોડ સાગરની સરહદ વટાવીને કેળળજ્ઞાન પામીને મોક્ષમાં જાય છે.

હવે આપણો રોજનો ચાલુ અધિકાર–જ્ઞાતાજી સૂત્રના આઠમાં અધ્યયનની વાત ચાલે છે. જેમને આત્માની લગની લાગી હતી તેવા બલરાજા સંસાર છોડીને સંયમી બની ગયા. હવે તેમના પુત્ર મહાબલ કુમાર ન્યાય–નીતિપૂર્વક રાજ્ય ચલાવે છે. તેમની કમલશ્રી નામની પટ્ટરાણીએ અર્ધજાગૃત ને અર્ધનિદ્રાવસ્થામાં એક સ્વપ્ન જોયું. સ્વપ્નમાં સિંહ જોયો ને તરત જાગી ગઈ. ને ધર્મારાધના કરી. ત્યારબાદ પોતાના પતિ મહાબલ રાજાને તેણે સ્વપ્નની વાત કરી. મહાબલ રાજાએ સ્વપ્ન પાઠકોને બોલાવ્યાં. સ્વપ્ન પાઠકોએ સ્વપ્નનું ફળ કહ્યું કે હે મહારાજા! આપની મહારાણીની કુક્ષીએ એક સિંહ જેવા પરાક્રમી પુત્રનો જન્મ થશે, સ્વપ્નના ફળ જાણીને બધાને ખૂબ આનંદ થયો, કમલશ્રી સગર્ભા થઈ. જ્યારે ગર્ભને સવા નવ માસ પૂરા થયા ત્યારે "जाव बलमद्दो कुमारो जाओ!" કમલશ્રીએ એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ બલભદ્રકુમાર રાખવામાં આવ્યું, ખૂબ લાડકોડથી કુંવરનું લાલનપાલન થાય છે. એક સામાન્ય ઘરમાં પુત્રનો જન્મ થાય છે તો પણ કેટલો આનંદ વર્તાય છે તો રાજાને ત્યાં પુત્રનો જન્મ થાય પછી શું બાકી રહે? સમય જતાં जुवराया यावि होत्था। બલભદ્રકુમાર કુમાર મટીને યુવરાજ થયા. હવે શું બને છે?

**"तस्सणं महाबलस्सरण्णो इमे छप्पिय बाल वयंसमा रायाणो होत्था, तंजहा- अचले, धरणे, पुरणे, वसु, वेसमाणे, अभिचंदे, सहजायया सह वड्ढिया।"**

આ મહાબલ રાજાને છ બાલમિત્ર રાજાઓ હતા. તેમના નામ આ પ્રમાણે (૧) અચલ (૨) ધરણ (૩) પૂરણ (૪) વસુ (૫) વૈશ્રમણ (૬) અભિચંદ્ર આ બધા મહાબલ રાજાની સાથે જન્મેલા હતા અને તેમની સાથે મોટા થયા હતા. એમની માતાઓ જુદી જુદી હતી. એક માતાના દીકરા ન હતા. આ બધા બાળપણનાં ગોઠીયા મિત્રો હતા. કોઈ માણુસ વૃધ્ધ થાય તો પણ કહે છે ને કે ફલાણા ભાઈ

તો મારા બાળપણના લંગોટીયા મિત્ર છે. તેમ આ છએ રાજકુમારો મહાબલરાજાના બાલમિત્રો હતા, હરવા-ફરવા જવું બધું સાથે કરતા હતા. એક દિવસ બધા મિત્રો કોઈ કાર્ય પ્રસંગે એકઠા થયા ત્યાં શું વિચાર કર્યો ?

"जाव अम्हेहि एगयवो समेच्चा णित्थरियव्वं त्तिकट्टु अन्नमन्नस्सेयमट्ठं पडिसुणेन्ति।"

બધા મિત્રોએ ભેગા થઈને નિર્ણય કર્યો કે દુઃખકારક કે સુખકારક ગમે તેવું કામ હોય, પ્રવર્જ્યા લેવી હોય કે કોઈપણ કાર્ય કરવું હોય તો આપણે બધાએ સંપીને તે કામ સાથે મળીને કરવું. આ પ્રમાણે તેઓ વચનથી બંધાયા.

મહાબલરાજાના છ એ મિત્રો એકબીજાનાં ખૂબ પ્રેમી હતા. તે એકબીજાનાં સુખે સુખી અને દુઃખે દુઃખી થવા વાળા હતા. પણ સ્વાર્થી ન હતા. તમારે બધાને મિત્રો તો ઘણાં હશે પણ એ બધાં કેવા ? ખાવા-પીવામાં ખબરદાર. સુખ હોય ત્યાં સુધી દોસ્તી અને દુઃખ આવે ત્યારે દોસ્તી છોડી દેવાની. એવા ફોલી ખાનારા મિત્ર હોય છે. સાચો મિત્ર તો એને કહેવાય કે દુઃખમાં પણ સાથે ને સાથે રહે.

અગર તમે જો કોઈના મિત્ર બનો તો પણ એવા બનજો કે ભલે સુખના સમયમાં એની ખબર લેવાય કે ન લેવાય પણ દુઃખના સમયે અવશ્ય તેની ખબર લેજો. મિત્ર સજ્જન હોય તો દુઃખ વખતે કામ આવે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક શેઠ ખૂબ ધનવાન હતા. ખૂબ મહેનત કરીને પૈસા ભેગા કર્યા હતા. તેમને એકનો એક લાડીલો પુત્ર હતો. એટલે ખૂબ લાડકોડથી ઉછરેલો, તેને મોઢે ખૂબ ચઢાવેલો. સંતાાનોને લાડ લડાવો પણ એ લાડ એવા ન હોવા જોઈએ કે જેથી તેનું ભવિષ્ય બગડી જાય. શેઠના દીકરાનું નામ દિનેશ હતું, દિનેશ ધીમે ધીમે મોટો થયો. મોટો થતાં એણે ૨૧ મિત્રોનો સંગ કર્યો. એકવીસ મિત્રોમાં એક મિત્ર સારો હતો બાકી બધા દિનેશ જેવા રખડું ને બધા ફોલી ખાનારા હતા. દિનેશ એવા મિત્રોના સંગે ચઢીને મન ફાવે તેમ જ્યાં ને ત્યાં ભટકવા લાગ્યો. દારૂ પીવા લાગ્યો. માતા-પિતા કંઈ કહે તો સાંભળે નહિ. કમાવા જતો નથી. એનું આવું વર્તન જોઈને માતા-પિતાને ખૂબ દુઃખ થતું હતું. એટલે પાસે બેસાડીને હિત શિખામણ દેતાં. એનો એક સારો મિત્ર હતો તે ખૂબ ગરીબ પણ સંસ્કારી હતો. ઘણી વાર એ દિનેશને કહેતો. મિત્ર! તું આવો ખાનદાન કુટુંબનો છોકરો તને આ બધું ન શોભે. તારું અસદ્‌વર્તન છોડી દે, આ ખરાબ મિત્રોનો સંગ છોડી દે. તારા માતાપિતાને પણ કેટલું દુઃખ થાય છે! પણ દિનેશને કોઈની વાત ગળે ઉતરતી નથી.

બંધુઓ ! ઘણી વખત પતિ ખરાબ રસ્તે ચઢી ગયો હોય પણ જો ઘરમાં પત્ની સુશીલ હોય તો પતિને સુધારે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમાં અધ્યયનમાં ઈષુકાર રાજા અને કમલાવંતી રાણીની વાત ચાલી છે. રાજાનો પુરોહિત, તેની પત્ની અને તેમના બે પુત્રોએ રાજ્ય જેવો વૈભવ છોડીને દીક્ષા લીધી. એનું ધન રાજા પોતાના રાજ્યમાં લાવે છે. ગાડીઓ ને ગાડીઓ ભરીને ધન આવે છે. એમ કહે છે કે એ ગાડીઓના આવવાથી એટલી બધી ધૂળ ઉડતી હતી કે દિશાઓ ઝાંખી દેખાવા લાગી. તો વિચાર કરો. એ કેટલું ધન હશે ? કમલાવંતી રાણી દાસીને પૂછે છે આપણી નગરીમાં આજે શું છે ? આટલી બધી ધૂળ કેમ ઉડે છે ? ત્યારે દાસીએ કહ્યું મહારાણી ! આપણા માનનીય પુરોહિત, એની પત્ની, અને બે પુત્રોએ દીક્ષા લીધી. તેનું ત્યજેલું ધન ગાડીઓ ભરીને રાજા ભંડારમાં લાવે છે. આ સાંભળીને કમલાવંતી રાણીનું લોહી ઉકળી ગયું ને તરત રાજા પાસે જઈને કડક શબ્દોમાં કહી દીધું કે 'मरिहिसिराय' जयातया वा ।' હે મહારાજા ! એ બ્રાહ્મણ અને બ્રાહ્મણી આવી ઋધ્ધિ છોડીને ગયા તે તમે રાજ્યના ભંડારમાં લાવો છો. તો શું એ બધું સાથે લઈ જવાના છો ? જ્યારે કે ત્યારે મરશો ત્યારે કંઈ સાથે નહિ આવે. તે સમયે એક ધર્મ તમારી સાથે આવશે. આ વાત ઘણી લાંબી છે. કમલાવંતી રાણીના શબ્દો સાંભળીને રાજાને વૈરાગ્ય આવી ગયો. રાજા અને રાણી બંનેએ દીક્ષા લીધી. ટૂંકમાં મારે તો તમને એ વાત કહેવી હતી કે પત્ની સારી હોય તો પતિને સુધારે છે.

**દિનેશના વર્તનથી માતાપિતાને લાગેલો આઘાત** :– દિનેશની પત્ની પણ તેના જેવી હતી. એસા ને તેસા ભેગા થયા. કોણ કોને સુધારે ? દિનેશ દિવસે દિવસે વધુ બગડવા લાગ્યો. એના માતા–પિતા તો દીકરાની બળતરા લઈને પરલોકવાસી બની ગયા. બાપના પૈસે તાગડધીન્ના કરવા લાગ્યો. વીસ મિત્રો સાથે ફરે છે. જે સારો હતો તે ખસી ગયો. રખડેલ ટોળું રહ્યું. જે મિત્ર સારો હતો તે ખૂબ કંગાલ હતો. તેની માતા ખૂબ બિમાર પડી. ઘરમાં રોટીના સાંસા છે. નોકરી ક્યાંય મળતી નથી.

**'દિનેશ પાસે નોકરીની માંગણી'** :– તે દિનેશ પાસે આવીને કહે છે હે મિત્ર ! તું ખૂબ સુખી છે. ફલાણા મીલમાલિક સાથે તમારે ઘર જેવો સબંધ છે ને મારી આ દશા છે. તું એ મીલમાલિક ઉપર એક ચિઠ્ઠી લખી આપ તો મને નોકરી રાખે. છેવટે કાંઈ નહિ તો મને મીલના પટ્ટાવાળા તરીકે રાખશે તો પણ રહેવા તૈયાર છું. આટલું કહેતા તેની આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યા. પણ પૈસાના મદમાં છકેલો દિનેશ તેના સામું જોતો નથી. દારૂના નશા કરતાં પણ ધનનો

તો મારા બાળપણના લંગોટીયા મિત્ર છે. તેમ આ છએ રાજકુમારો મહાબલરાજાના બાલમિત્રો હતા, હરવા–ફરવા જવું બધું સાથે કરતા હતા. એક દિવસ બધા મિત્રો કોઈ કાર્ય પ્રસંગે એકઠા થયા ત્યાં શું વિચાર કર્યો ?

"जाव अम्हेहि एगयवो समेच्चा णित्थरियव्वं त्तिकट्टु अन्नमन्नस्सेयमट्ठं पडिसुणेन्ति।"

બધા મિત્રોએ ભેગા થઈને નિર્ણય કર્યો કે દુઃખકારક કે સુખકારક ગમે તેવું કામ હોય, પ્રવ્રજ્યા લેવી હોય કે કોઈપણ કાર્ય કરવું હોય તો આપણે બધાએ સંપીને તે કામ સાથે મળીને કરવું. આ પ્રમાણે તેઓ વચનથી બંધાયા.

મહાબલરાજાના છ એ મિત્રો એકબીજાનાં ખૂબ પ્રેમી હતા. તે એકબીજાનાં સુખે સુખી અને દુઃખે દુઃખી થવા વાળા હતા. પણ સ્વાર્થી ન હતા. તમારે બધાને મિત્રો તો ઘણાં હશે પણ એ બધાં કેવા ? ખાવા–પીવામાં ખબરદાર. સુખ હોય ત્યાં સુધી દોસ્તી અને દુઃખ આવે ત્યારે દોસ્તી છોડી દેવાની. એવા ફોલી ખાનારા મિત્ર હોય છે. સાચો મિત્ર તો એને કહેવાય કે દુઃખમાં પણ સાથે ને સાથે રહે.

અગર તમે જો કોઈના મિત્ર બનો તો પણ એવા બનજો કે ભલે સુખના સમયમાં એની ખબર લેવાય કે ન લેવાય પણ દુઃખના સમયે અવશ્ય તેની ખબર લેજો. મિત્ર સજ્જન હોય તો દુઃખ વખતે કામ આવે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક શેઠ ખૂબ ધનવાન હતા. ખૂબ મહેનત કરીને પૈસા ભેગા કર્યા હતા. તેમને એકનો એક લાડીલો પુત્ર હતો. એટલે ખૂબ લાડકોડથી ઉછરેલો, તેને મોઢે ખૂબ ચઢાવેલો. સંતાનોને લાડ લડાવો પણ એ લાડ એવા ન હોવા જોઈએ કે જેથી તેનું ભવિષ્ય બગડી જાય. શેઠના દીકરાનું નામ દિનેશ હતું, દિનેશ ધીમે ધીમે મોટો થયો. મોટો થતાં એણે ૨૧ મિત્રોનો સંગ કર્યો. એકવીસ મિત્રોમાં એક મિત્ર સારો હતો બાકી બધા દિનેશ જેવા રખડું ને બધા ફોલી ખાનારા હતા. દિનેશ એવા મિત્રોના સંગે ચઢીને મન ફાવે તેમ જ્યાં ને ત્યાં ભટકવા લાગ્યો. દારૂ પીવા લાગ્યો. માતા–પિતા કંઈ કહે તો સાંભળે નહિ. કમાવા જતો નથી. એનું આવું વર્તન જોઈને માતા–પિતાને ખૂબ દુઃખ થતું હતું. એટલે પાસે બેસાડીને હિત શિખામણ દેતાં. એનો એક સારો મિત્ર હતો તે ખૂબ ગરીબ પણ સંસ્કારી હતો. ઘણી વાર એ દિનેશને કહેતો. મિત્ર ! તું આવો ખાનદાન કુટુંબનો છોકરો તને આ બધું ન શોભે. તારું અસદ્વર્તન છોડી દે, આ ખરાબ મિત્રોનો સંગ છોડી દે. તારા માતાપિતાને પણ કેટલું દુઃખ થાય છે ! પણ દિનેશને કોઈની વાત ગળે ઉતરતી નથી.

બંધુઓ ! ઘણી વખત પતિ ખરાબ રસ્તે ચઢી ગયો હોય પણ જો ઘરમાં પત્ની સુશીલ હોય તો પતિને સુધારે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમાં અધ્યયનમાં ઈષુકાર રાજા અને કમલાવંતી રાણીની વાત ચાલી છે. રાજાનો પુરોહિત, તેની પત્ની અને તેમના બે પુત્રોએ રાજ્ય જેવો વૈભવ છોડીને દીક્ષા લીધી. એનું ધન રાજા પોતાના રાજ્યમાં લાવે છે. ગાડીઓ ને ગાડીઓ ભરીને ધન આવે છે. એમ કહે છે કે એ ગાડીઓના આવવાથી એટલી બધી ધૂળ ઉડતી હતી કે દિશાઓ ઝાંખી દેખાવા લાગી. તો વિચાર કરો. એ કેટલું ધન હશે ? કમલાવંતી રાણી દાસીને પૂછે છે આપણી નગરીમાં આજે શું છે ? આટલી બધી ધૂળ કેમ ઉડે છે ? ત્યારે દાસીએ કહ્યું મહારાણી ! આપણા માનનીય પુરોહિત, એની પત્ની, અને બે પુત્રોએ દીક્ષા લીધી. તેનું ત્યજેલું ધન ગાડીઓ ભરીને રાજા ભંડારમાં લાવે છે. આ સાંભળીને કમલાવંતી રાણીનું લોહી ઉકળી ગયું ને તરત રાજા પાસે જઈને કડક શબ્દોમાં કહી દીધું કે 'मरिहिसिराय' जयातया वा ।' હે મહારાજા ! એ બ્રાહ્મણ અને બ્રાહ્મણી આવી ઋધ્ધિ છોડીને ગયા તે તમે રાજ્યના ભંડારમાં લાવો છો. તો શું એ બધું સાથે લઈ જવાના છો ? જ્યારે કે ત્યારે મરશો ત્યારે કંઈ સાથે નહિ આવે. તે સમયે એક ધર્મ તમારી સાથે આવશે. આ વાત ઘણી લાંબી છે. કમલાવંતી રાણીના શબ્દો સાંભળીને રાજાને વૈરાગ્ય આવી ગયો. રાજા અને રાણી બંનેએ દીક્ષા લીધી. ટૂંકમાં મારે તો તમને એ વાત કહેવી હતી કે પત્ની સારી હોય તો પતિને સુધારે છે.

**દિનેશના વર્તનથી માતાપિતાને લાગેલો આઘાત** :– દિનેશની પત્ની પણ તેના જેવી હતી. એસા ને તેસા ભેગા થયા. કોણ કોને સુધારે ? દિનેશ દિવસે દિવસે વધુ બગડવા લાગ્યો. એના માતા–પિતા તો દીકરાની બળતરા લઈને પરલોકવાસી બની ગયા. બાપના પૈસે તાગડધીન્ના કરવા લાગ્યો. વીસ મિત્રો સાથે ફરે છે. જે સારો હતો તે ખસી ગયો. રખડેલ ટોળું રહ્યું. જે મિત્ર સારો હતો તે ખૂબ કંગાલ હતો. તેની માતા ખૂબ બિમાર પડી. ઘરમાં રોટીના સાંસા છે. નોકરી ક્યાંય મળતી નથી.

**'દિનેશ પાસે નોકરીની માંગણી'** :– તે દિનેશ પાસે આવીને કહે છે હે મિત્ર ! તું ખૂબ સુખી છે. ફલાણા મીલમાલિક સાથે તમારે ઘર જેવો સબંધ છે ને મારી આ દશા છે. તું એ મીલમાલિક ઉપર એક ચિઠ્ઠી લખી આપ તો મને નોકરી રાખે. છેવટે કાંઈ નહિ તો મને મીલના પટ્ટાવાળા તરીકે રાખશે તો પણ રહેવા તૈયાર છું. આટલું કહેતા તેની આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યા. પણ પૈસાના મદમાં છકેલો દિનેશ તેના સામું જોતો નથી. દારૂના નશા કરતાં પણ ધનનો

નશો ભયંકર છે. આજે નોકરી મેળવવામાં પણ લાગવગની જરૂર પડે છે. કોઈનો હાથ પકડનાર હોય તેનું કામ જલ્દી થાય છે. આવા ગરીબનો કોઈ હાથ ઝાલનાર નથી તેથી તે રખડે છે. ગરીબ માણસ શ્રીમંતની પાસે કંઈક આશાથી જાય, પોતાના કાળજાને કંપાવતી કરૂણ કહાની કહે તો પણ સાંભળે નહિ. કદાચ સાંભળે તો બે ગાળો સંભળાવી દે પણ બે રૂપિયા ન આપે. આજે સમાજમાં આવી પરિસ્થિતિ છે.

**"શ્રીમંતોને કેવો ધનનો નશો હોય છે" :–** ગરીબાઈ તણખલાં કરતાં પણ હલકી છે. પેલો ગરીબ મિત્ર ખૂબ કરગર્યો ત્યારે કહ્યું. જા. મહિના પછી આવજે. ત્યારે એની પત્ની કહેવા લાગી કે આવા ભિખારાને ક્યાં સુધી બારણે બાંધશો? કહી દો ને કે બે મહિના પછી આવજે. દેવીનો નચાવ્યો દેવ નાચ્યો ને કહી દીધું કે જા, બે મહિના પછી આવજે. એને ક્યાંથી ખબર હોય કે આની ગરીબાઈ કેવી છે! બે મહિનાને બદલે બે દિવસ કાઢવા પણ મુશ્કેલ છે. આ મિત્ર એને પહેલાં ખૂબ શિખામણ આપતો હતો. તેથી દિનેશને આંખના કણાની જેમ ખૂંચતો હતો. કર્મોદયે તે ગરીબને ક્યાંય નોકરી ન મળી એટલે પાછો દિનેશ પાસે આવ્યો ને પોતાની સ્થિતિનો ખ્યાલ આપ્યો. પણ દિનેશ ચિઠ્ઠી લખી દેતો નથી. બે મહિના પૂરા થયા ત્યાં સુધીમાં પાંચ આંટા ખાધા ત્યારે દિનેશે પોતાના સબંધી મિલમાલિક ઉપર ચિઠ્ઠી લખી આપી કે આ મારો મિત્ર છે. તે ખૂબ ગરીબ છે. એને આપની મીલમાં સારી નોકરી આપજો. ચિઠ્ઠી લઈને ગરીબ મિત્ર મિલમાલિક પાસે આવ્યો. તેને ચિઠ્ઠી આપી. પણ સામું ન જોયું. ખૂબ કરગર્યો. ત્યારે કહે છે આજે મને ટાઈમ નથી. કાલે આવજે. એમ કરતાં એણે પણ સાત આંટા ખવડાવ્યા. પછી દિનેશની ચિઠ્ઠી વાંચી અને એ મિલમાલિકના દિલમાં ભગવાન વસ્યા ને પેલા ગરીબ મિત્રને નોકરી રાખ્યો. એ તો રાજી રાજી થઈ ગયો. સામાન્ય નોકરી આપી પણ આ છોકરો તનતોડીને કામ કરવા લાગ્યો. એનું કામ જોઈને શેઠની આંખ ખુલી ગઈ કે અહો! આ છોકરો કેટલું કામ કરે છે! એની ઈમાનદારી અને મહેનત જોઈને શેઠ ખુશ થયા ને તેને ઉંચા સ્ટેટ ઉપર લઈ ગયા. ધીમે ધીમે કરતાં શેઠે એને મિલનો મુખ્ય મેનેજર બનાવ્યો. એ છોકરાએ એવું કામ કર્યું કે શેઠનું મન જીતી લીધું. એ શેઠને ખૂબ વહાલો થઈ પડયો.

**"વિનય એ શત્રુને વશ કરવાનું વશીકરણ છે":–** બંધુઓ! કોઈ પણ વ્યક્તિનું દિલ જીતવા માટે વિનય એ વશીકરણ છે. આ ગરીબ માણસે વિનયના વશીકરણથી શેઠનું દિલ જીતી લીધું. સાત વર્ષમાં શેઠે તેને પોતાની મિલમાં ભાગીદાર બનાવ્યો. એને રહેવા માટે બંગલો, મોટર બધું વસાવી દીધું. એક સારી કન્યા સાથે એના લગ્ન પણ થઈ ગયા. એના પુણ્યનો સિતારો ચમકયો અને પેલા શ્રીમંત

દિનેશને ઘેર તિજોરી તળિયા ઝાટક થઈ ગઈ. પાસે રાતી પાઈ ન રહી એટલે પેલા ફોલી ખાનારા મિત્રોએ તેની ભાઈબંધી છોડી દીધી. જેમ ગોળના રવામાં મંકોડા આવે છે ને બધો ગોળ ખાઈ જાય છે છેવટે ખાલી બારદાન પડયું રહે છે. તેમ પેલા સ્વાર્થી મિત્રોએ પણ જ્યાં સુધી તેની પાસે ધન હતું ત્યાં સુધી મહોબ્બત રાખીને તેને ફોલી ખાધો. પૈસા ગયા એટલે મહોબ્બત છોડી દીધી. દિનેશનો બંગલો વેચાઈ ગયો. પત્નીના દાગીના ને કપડાં પણ વેચાઈ ગયા. એટલે બાજુમાં ઝુંપડી બાંધીને રહેવા લાગ્યો. ત્રણ ત્રણ દિવસ થઈ ગયા પણ રોટીનો ટુકડો મળતો નથી. ત્યારે તેની પત્ની કહે છે સ્વામીનાથ ! આપના આટલા બધા મિત્રો છે તેની પાસે જાઓ ને ! દિનેશ કહે છે એ બધા સ્વાર્થનાં સગાં છે. પૈસો હતો ત્યાં સુધી આવ્યા. હવે સામું જોવા પણ આવતા નથી. હવે તો આપણો સાચો સગો ભગવાન છે. ભગવાન સિવાય બીજું કોઈ આપણું નથી. માણુસ દારૂ પીવે છે ત્યારે તેને ભાન નથી રહેતું. નશામાં ગમે તેમ બોલી નાંખે છે પણ નશો ઉતરે એટલે પસ્તાય છે. તેમ દિનેશને ધનનો નશો ઉતરી ગયો. હવે એને ભગવાન યાદ આવ્યા. માણુસને સુખમાં ભગવાન સાંભળતાં નથી. **"સુખમાં સાંભળે સોની અને દુઃખમાં સાંભળે રામ"** એવી દશા છે. હવે દિનેશ શું કહે છે.

હે ભગવાન ! આ સંસારમાં સૌ મતલબનાં સગાં છે. તારા સિવાય હવે આ દુનિયામાં કોઈ મારો હાથ પકડે તેમ નથી. એમ પ્રભુને પ્રાર્થના કરતાં બંને માણુસો ઝુંપડીનું બારણું બંધ કરીને છાતીફાટ રૂદન કરે છે.

બરાબર તે સમયે દિનેશનો મિત્ર ગાડી લઈને પોતાને ઘેર જતો હતો. તેના મનમાં વિચાર થયો કે લાવ, આજે દિનેશને મળતો જાઉં. આજે હું આટલા ઉંચા હોદ્દે આવ્યો હોઉં તો તેનો પ્રતાપ છે. તે દિનેશના બંગલે ગયો તો ત્યાં બીજા માણુસો હતાં. તેમને પૂછયું કે દિનેશભાઈ કયાં ગયા ? તો કહે એમના ઘરબાર બધું વેચાઈ ગયું છે. તેઓ આ ઝુંપડીમાં રહે છે.

**અરે ભગવાન ! મિત્રની આ દશા ! તેં આ શું કર્યું ? :–** દિનેશના મિત્રને લાગી આવ્યું. અહો ! મારા ઉપકારીની આ દશા ! ઝુંપડીના દ્વાર પાસે આવ્યો તો અંદરથી કરૂણ કલ્પાંત સંભળાયો. તેણે બારણું ખખડાવ્યું. તીરાડમાંથી જોયું તો મિત્રને જોયો. બારણું ખોલ્યું, મિત્ર અંદર ગયો, એને જોઈને દિનેશ જેમ નાનું બાળક માતાને વળગી પડે તેમ વળગી પડયો ને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો ને બોલ્યો– મિત્ર ! તું મારો સાચો હિતસ્વી છે. તેં મને ઘણી હિતશિખામણ આપી પણ પૈસાના મદમાં છકી ગયેલા એવા મને તારી હિતશિખામણ તે વખતે કડવી લાગી. તું પણ આંખમાં કણાની જેમ ખૂંચતો હતો. પણ હવે મને તારી હિતશિખામણ યાદ આવે

નશો ભયંકર છે. આજે નોકરી મેળવવામાં પણ લાગવગની જરૂર પડે છે. કોઈનો હાથ પકડનાર હોય તેનું કામ જલ્દી થાય છે. આવા ગરીબનો કોઈ હાથ ઝાલનાર નથી તેથી તે રખડે છે. ગરીબ માણુસ શ્રીમંતની પાસે કંઈક આશાથી જાય, પોતાના કાળજાને કંપાવતી કરૂણ કહાની કહે તો પણ સાંભળે નહિ. કદાચ સાંભળે તો બે ગાળો સંભળાવી દે પણ બે રૂપિયા ન આપે. આજે સમાજમાં આવી પરિસ્થિતિ છે.

**"શ્રીમંતોને કેવો ધનનો નશો હોય છે":–** ગરીબાઈ તણખલાં કરતાં પણ હલકી છે. પેલો ગરીબ મિત્ર ખૂબ કરગર્યો ત્યારે કહ્યું. જા. મહિના પછી આવજે. ત્યારે એની પત્ની કહેવા લાગી કે આવા ભિખારાને ક્યાં સુધી બારણે બાંધશો? કહી દો ને કે બે મહિના પછી આવજે. દેવીનો નચાવ્યો દેવ નાચ્યો ને કહી દીધું કે જા, બે મહિના પછી આવજે. એને ક્યાંથી ખબર હોય કે આની ગરીબાઈ કેવી છે! બે મહિનાને બદલે બે દિવસ કાઢવા પણ મુશ્કેલ છે. આ મિત્ર એને પહેલાં ખૂબ શિખામણ આપતો હતો. તેથી દિનેશને આંખના કણાની જેમ ખૂંચતો હતો. કર્મોદયે તે ગરીબને ક્યાંય નોકરી ન મળી એટલે પાછો દિનેશ પાસે આવ્યો ને પોતાની સ્થિતિનો ખ્યાલ આપ્યો. પણ દિનેશ ચિઠ્ઠી લખી દેતો નથી. બે મહિના પૂરા થયા ત્યાં સુધીમાં પાંચ આંટા ખાધા ત્યારે દિનેશે પોતાના સબંધી મિલમાલિક ઉપર ચિઠ્ઠી લખી આપી કે આ મારો મિત્ર છે. તે ખૂબ ગરીબ છે. એને આપની મીલમાં સારી નોકરી આપજો. ચિઠ્ઠી લઈને ગરીબ મિત્ર મિલમાલિક પાસે આવ્યો. તેને ચિઠ્ઠી આપી. પણ સામું ન જોયું. ખૂબ કરગર્યો. ત્યારે કહે છે આજે મને ટાઈમ નથી. કાલે આવજે. એમ કરતાં એણે પણ સાત આંટા ખવડાવ્યા. પછી દિનેશની ચિઠ્ઠી વાંચી અને એ મિલમાલિકના દિલમાં ભગવાન વસ્યા ને પેલા ગરીબ મિત્રને નોકરી રાખ્યો. એ તો રાજી રાજી થઈ ગયો. સામાન્ય નોકરી આપી પણ આ છોકરો તનતોડીને કામ કરવા લાગ્યો. એનું કામ જોઈને શેઠની આંખ ખુલી ગઈ કે અહો! આ છોકરો કેટલું કામ કરે છે! એની ઈમાનદારી અને મહેનત જોઈને શેઠ ખુશ થયા ને તેને ઉંચા સ્ટેટ ઉપર લઈ ગયા. ધીમે ધીમે કરતાં શેઠે એને મિલનો મુખ્ય મેનેજર બનાવ્યો. એ છોકરાએ એવું કામ કર્યું કે શેઠનું મન જીતી લીધું. એ શેઠને ખૂબ વહાલો થઈ પડયો.

**"વિનય એ શત્રુને વશ કરવાનું વશીકરણ છે":–** બંધુઓ! કોઈ પણ વ્યક્તિનું દિલ જીતવા માટે વિનય એ વશીકરણ છે. આ ગરીબ માણુસે વિનયના વશીકરણથી શેઠનું દિલ જીતી લીધું. સાત વર્ષમાં શેઠે તેને પોતાની મિલમાં ભાગીદાર બનાવ્યો. એને રહેવા માટે બંગલો, મોટર બધું વસાવી દીધું. એક સારી કન્યા સાથે એના લગ્ન પણ થઈ ગયા, એના પુણ્યનો સિતારો ચમક્યો અને પેલા શ્રીમંત

દિનેશને ઘેર તિજોરી તળિયા ઝાટક થઈ ગઈ. પાસે રાતી પાઈ ન રહી એટલે પેલા ફોલી ખાનારા મિત્રોએ તેની ભાઈબંધી છોડી દીધી. જેમ ગોળના રવામાં મંકોડા આવે છે ને બધો ગોળ ખાઈ જાય છે છેવટે ખાલી બારદાન પડયું રહે છે. તેમ પેલા સ્વાર્થી મિત્રોએ પણ જ્યાં સુધી તેની પાસે ધન હતું ત્યાં સુધી મહોબ્બત રાખીને તેને ફોલી ખાધો. પૈસા ગયા એટલે મહોબ્બત છોડી દીધી. દિનેશનો બંગલો વેચાઈ ગયો. પત્નીના દાગીના ને કપડાં પણ વેચાઈ ગયા. એટલે બાજુમાં ઝુંપડી બાંધીને રહેવા લાગ્યો. ત્રણ ત્રણ દિવસ થઈ ગયા પણ રોટીનો ટુકડો મળતો નથી. ત્યારે તેની પત્ની કહે છે સ્વામીનાથ! આપના આટલા બધા મિત્રો છે તેની પાસે જાઓ ને! દિનેશ કહે છે એ બધા સ્વાર્થનાં સગાં છે. પૈસો હતો ત્યાં સુધી આવ્યા. હવે સામું જોવા પણ આવતા નથી. હવે તો આપણો સાચો સગો ભગવાન છે. ભગવાન સિવાય બીજું કોઈ આપણું નથી. માણુસ દારૂ પીવે છે ત્યારે તેને ભાન નથી રહેતું. નશામાં ગમે તેમ બોલી નાંખે છે પણ નશો ઉતરે એટલે પસ્તાય છે. તેમ દિનેશને ધનનો નશો ઉતરી ગયો. હવે એને ભગવાન યાદ આવ્યા. માણુસને સુખમાં ભગવાન સાંભળતાં નથી. **"સુખમાં સાંભળે સોની અને દુઃખમાં સાંભળે રામ"** એવી દશા છે. હવે દિનેશ શું કહે છે.

હે ભગવાન! આ સંસારમાં સૌ મતલબનાં સગાં છે. તારા સિવાય હવે આ દુનિયામાં કોઈ મારો હાથ પકડે તેમ નથી. એમ પ્રભુને પ્રાર્થના કરતાં બંને માણુસો ઝુંપડીનું બારણું બંધ કરીને છાતીફાટ રૂદન કરે છે.

બરાબર તે સમયે દિનેશનો મિત્ર ગાડી લઈને પોતાને ઘેર જતો હતો. તેના મનમાં વિચાર થયો કે લાવ, આજે દિનેશને મળતો જાઉં. આજે હું આટલા ઉંચા હોદ્દે આવ્યો હોઉં તો તેનો પ્રતાપ છે. તે દિનેશના બંગલે ગયો તો ત્યાં બીજા માણુસો હતાં. તેમને પૂછયું કે દિનેશભાઈ કયાં ગયા? તો કહે એમના ઘરબાર બધું વેચાઈ ગયું છે. તેઓ આ ઝુંપડીમાં રહે છે.

**અરે ભગવાન! મિત્રની આ દશા! તેં આ શું કર્યું?** :- દિનેશના મિત્રને લાગી આવ્યું. અહો! મારા ઉપકારીની આ દશા! ઝુંપડીના દ્વાર પાસે આવ્યો તો અંદરથી કરૂણુ કલ્પાંત સંભળાયો. તેણે બારણું ખખડાવ્યું. તીરાડમાથી જોયું તો મિત્રને જોયો. બારણું ખોલ્યું, મિત્ર અંદર ગયો, એને જોઈને દિનેશ જેમ નાનું બાળક માતાને વળગી પડે તેમ વળગી પડયો ને ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યો ને બોલ્યો- મિત્ર! તું મારો સાચો હિતસ્વી છે. તેં મને ઘણી હિતશિખામણુ આપી પણ પૈસાના મદમાં છકી ગયેલા એવા મને તારી હિતશિખામણુ તે વખતે કડવી લાગી. તું પણુ આંખમાં કણુાની જેમ ખૂંચતો હતો. પણ હવે મને તારી હિતશિખામણુ યાદ આવે

છે. તું જ મારો સાચો મિત્ર છે કે દુઃખ વખતે દોડીને આવ્યો. પેલા વીસ મિત્રો તો મંકોડા જેવા હતા. પૈસા રૂપી ગોળ હતો ત્યાં સુધી આવ્યા. ને મને ફોલી ખાધો. હવે તો હું તેને ઘેર જાઉં પણ પીઠ કરીને ઉભા રહે છે.

**"મિત્રની પ્રમાણિકતા"** :– દિનેશે મિત્રના ખોળામાં માથું મૂકીને ખૂબ રડી લીધું. તેને બેઠો કરીને મિત્રે કહ્યું. જો દિનેશ! હવે તારે આ ઝુંપડીમાં રહેવાનું નથી. આ ઝુંપડી બંધ કરીને મારે ઘેર ચાલો. મારો બંગલો, મોટર, ધન જે કંઈ મારી પાસે છે તે બધું તમારું છે. મારું કંઈ નથી. આ બધું તારા પ્રતાપે છે. દિનેશ મનમાં સમજે છે કે મેં તેને કેટલો હેરાન કર્યો હતો છતાં કેટલી ઉદારતા છે! બધા મિત્રોએ તો મને ફોલી ખાધો ને આણે તો મારી પાસેથી કંઈ લીધું નથી છતાં આવી ઉદારતા! દિનેશનો મિત્ર બંનેને પોતાને ઘેર લઈ ગયો. ને તેમને ખૂબ પ્રેમથી રાખવા લાગ્યો ને વારંવાર કહેતો દિનેશ! આ બધું તમારું છે. મારું કાંઈ નથી છેવટે દિનેશ પણ તેના ભેગો રહીને ખૂબ કમાયો ને પોતાની જે સ્થિતિ હતી તેવી પુનઃ પાછી આવી ગઈ. પણ હવે એની આંખ ખુલી ગઈ છે. કુસંગ છોડીને સજ્જનનો સંગ કર્યો તો જીવન સુધરી ગયું.

બંધુઓ! મિત્ર કરો તો આવા કરજો કે દુઃખના સમયે કામ આવે. મહાબલ રાજાને છ મિત્રો હતા. તેમણે નિર્ણય કર્યો કે આપણે બધાએ દરેક કાર્ય સાથે કરવું. એમ એક બીજાએ વચન આપ્યું, હવે ત્યાં કોણ પધારશે તેના ભાવ અવસરે.

**"મુનિ શ્રી વિદ્યુત્પ્રભાનો પૂર્વભવ કહી રહ્યા છે"** :– વિદ્યુત્પ્રભારાણી મુનિરાજ પાસેથી પોતાના પૂર્વભવનું વૃત્તાંત એક ચિત્તે સાંભળે છે. રાજા અને બીજા લોકો પણ સાંભળે છે. તે છોકરી ફરતી ફરતી માણિભદ્ર શેઠની દુકાને આવી ત્યારે શેઠે તેને પૂછયું હે બાઈ! તું કોણ છે? એકલી કેમ ફરે છે? ત્યારે તેણે કહ્યું હે પિતાજી! ચંપાનગરીમાં કુલધર નામના શેઠ રહે છે. તેમની હું પુત્રી છું. હું પરણી તે જ દિવસે મારા પતિ સાથે ગૌડ દેશ જવા માટે નીકળી પણ હું રસ્તામાં કોઈ પણ રીતે સાર્થથી છૂટી પડી ગઈ છું. અને ફરતી ફરતી મારા પતિને શોધતી અહીં આવી છું. ત્યારે શેઠે મધુર શબ્દથી કહ્યું. બેટા! તું કોઈ જાતની ચિંતા ના કરીશ. સુખેથી મારા ઘેર રહે. એટલે તે માણિભદ્ર શેઠને ઘેર સુખપૂર્વક રહેવા લાગી. સાર્થની શોધ કરાવવા શેઠે ચારે બાજુ માણસો મોકલ્યા પણ સાર્થનો પત્તો પડયો નહિ, ત્યારે શેઠે એક નોકરને ચંપાપુરીમાં કુલધર શેઠને ત્યાં મોકલ્યો. નોકરે ત્યાં જઈને કુલધર શેઠને પૂછયું. શેઠજી! તમારે કેટલી પુત્રીઓ છે? તેમાં કેટલી પરણેલી છે ને કુંવારી કેટલી છે? ત્યારે કુલધર શેઠે પણ નોકરને પૂછયું કે તું કયાંથી ને શા માટે અહીં આવ્યો છે? નોકરે સર્વ હકીકત કહી ત્યારે શેઠે કહ્યું મારે આઠ પુત્રીઓ છે. તેમાં સાત તો આ નગરમાં પરણાવી છે ને એક પુત્રી તેના પતિ સાથે ગૌડ દેશમાં ગઈ છે.

આ સમાચાર સાંભળીને નોકર પાછો પોતાના શેઠને ત્યાં આવ્યો ને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો એના કહેવા પ્રમાણે સાચી હકીકત સાંભળીને તેના પ્રત્યે શેઠને ખૂબ માન ઉપજ્યું. તેને ખૂબ પ્રેમથી રાખે છે. તેણે પણ વિનય, સેવા અને નમ્રતા વડે આખા કુટુંબનું મન હરી લીધું. આ બાઈના પગલાં આ શેઠને ઘેર થયા ત્યારથી તેના ઘરમાં પાણીના પૂરની જેમ ધન આવવા લાગ્યું. એટલે શેઠને તેના પ્રત્યે ખૂબ પ્રેમ વધ્યો. એ શેઠ-શેઠાણીની સાથે ઉપાશ્રયે દર્શન કરવા જવા લાગી. ઉપવાસ, આયંબીલ વિગેરે તપ પણ ખૂબ કરવા લાગી. સામાયિક-પ્રતિક્રમણ બધું દરરોજ કરે છે. નવતત્ત્વનું જ્ઞાન મેળવ્યું. તે સાચી શુધ્ધ શીલવંતી શ્રાવિકા બની ગઈ.

**"ગરીબ બાલિકાએ શેઠને માટે કરેલી આકરી પ્રતિજ્ઞા"** :-એક દિવસ માણિભદ્ર શેઠ લમણે હાથ દઈને ચિંતાતુર બેઠેલા છે. શેઠને ઉદાસ બનેલા જોઈને પેલી છોકરી પૂછે છે પિતાજી ! આજે તમે આટલા બધા ચિંતાતુર કેમ દેખાઓ છો ? ત્યારે શેઠે કહ્યું બેટા ! થોડા સમય પહેલાં મારા ઉપર રાજાએ ખુશ થઈને એક બગીચો ભેટ આપ્યો હતો. હું હંમેશ ત્યાં ફરવા માટે જાઉં છું. પણ કોણ જાણે કેમ આજે આ બગીચો એકદમ સૂકાઈ ગયો છે. પાનખર ઋતુની જેમ બગીચામાં ઝાડના ઠૂંઠા ઉભા છે. ઘણાં પ્રયત્નો કરવા છતાં બગીચો લીલો થતો નથી. જો રાજા જાણશે તો મને શું કરશે ? તેની ચિંતામાં ઘેરાયો છું. ત્યારે કુલધર પુત્રીએ કહ્યું. પિતાજી ! આપ ચિંતા ના કરશો. હું મારા શીયળના પ્રભાવથી બગીચો લીલો બનાવીશ. જો નહિ થાય તો ચારે આહારનો ત્યાગ કરીશ. શેઠ કહે-બેટા ! તું આવી ભીષણ પ્રતિજ્ઞા ન કર. પિતાજી ! મારી પ્રતિજ્ઞા એટલે પ્રતિજ્ઞા. એમાં કંઈ ફેરફાર થાય નહિ. આપ ચિંતા છોડીને શાંતિથી સૂઈ જાઓ.

**"શીયળના પ્રભાવથી ને અઠ્ઠમ તપની આરાધનાથી નવપલ્લવિત થયેલો બગીચો"** શેઠને સૂવાડીને તે એક રૂમમાં જઈને અઠ્ઠમ તપ કરીને ધ્યાનમાં બેસી ગઈ. માનવી કૃતનિશ્ચયી બનીને કાર્યનો આરંભ કરે છે તો તેને અવશ્ય સફળતા મળે છે. ત્રણ દિવસ-રાત ધ્યાનમાં લીન રહી. ત્રીજા દિવસની રાત્રે શાસન દેવી પ્રગટ થઈને બોલી-હે પુત્રી ! જેના માટે તું કાઉસગ્ગ ધ્યાનમાં સ્થિર બનીને બેઠી છે, તેનું કારણ સાંભળ. કોઈ મિથ્યાદૃષ્ટિ દેવે આ બગીચાને સૂકવી નાંખ્યો છે પણ તે દેવ તારા શીયળના પ્રભાવથી ભાગી ગયો છે. ને પ્રાતઃકાળે બગીચો હતો તેવો નવપલ્લવિત બની જશે. આટલું કહીને શાસનદેવી અલોપ થઈ ગયા. તેણે ધ્યાનપાળી રાત્રી ધર્મારાધનામાં પસાર કરી. સવાર પડતાં માણીભદ્ર શેઠ બગીચામાં ગયા તો બગીચો પહેલાંની જેમ લીલોછમ જોઈને આશ્ચર્યમાં પડી ગયા. અહો ! આ વેરાન વન બની ગયેલો બગીચો એકાએક નવપલ્લવિત કેવી રીતે બની ગયો ?

ત્યાં બીજી ક્ષણે શેઠને વિચાર થયો કે મારી પુત્રી પ્રતિજ્ઞા કરીને ધ્યાનમાં બેઠી છે. ત્રણ દિવસ પૂરા થયાં ને આજે ચોથો દિવસ છે. નક્કી તેની પ્રતિજ્ઞા ફળી છે. ને તેના શીયળના પ્રભાવથી આ કાર્ય થયું છે! શેઠે ઘેર આવીને કહ્યું–બેટા! આજે તારી પ્રતિજ્ઞા ફળી. દેવ તૂટ્યા ને વન ખીલ્યા. હવે તું પારણું કર.

દેવાનુપ્રિયો! આ બાળા કેવી ગંભીર છે! શાસનદેવી તેને કહી ગયાં છતાં પોતાની જાતે શેઠને કહેવા ન ગઈ. આજે તો કોઈને આવું બને તો સામેથી કહેવા જાય. સવાર પડતાં બધે આ વાતની જાણ થઈ ગઈ ને બધા લોકો પરસ્પર કહેવા લાગ્યા. કે આ બાઈ કેટલી પવિત્ર છે! એના શીયળનો કેવો પ્રભાવ છે કે સૂકાઈ ગયેલો બગીચો લીલોછમ બની ગયો. ખરેખર આ બાઈ સાચી શ્રાવિકા છે, ખૂબ પવિત્ર છે. આનું નામ સ્મરણ કરવાથી પણ આપણું દુઃખ દૂર થઈ જાય ને પાપ પલાયન થઈ જાય. આ માણિભદ્ર શેઠને પણ ધન્ય છે કે તેમના ઘેર આવી ચિંતામણી રત્ન સમાન કન્યા રહે છે. સકલ સંઘ શેઠને ઘેર આવ્યો. કુલધર પુત્રીએ સાધુ–મહારાજને સુપાત્રેદાન દીધું. સકલ સંઘને ભોજન કરાવ્યું. ત્યારબાદ તેણે પારણું કર્યું ને જિનશાસનનો જયજયકાર થયો. આવી પવિત્ર પુત્રી પોતાને ઘેર આવી છે તેની સેવા કરવાનો શેઠને લાભ મળ્યો, ને પોતાને ત્યાં સંઘના પગલાં થયા તેથી શેઠને પણ ખૂબ આનંદ થયો, હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

☆

## વ્યાખ્યાન નં–૨૧

**અષાડ વદ ૧૪ ને રવીવાર** **તા–૨૫–૭–૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, શાસ્ત્રકાર, શાસનપતિ ભગવંતે જગતના જીવો અનંત કાળથી સંસાર ચક્રમાં પરિભ્રમણ કરી રહ્યા છે તે ભ્રમણ અટકાવવા માટે શાસ્ત્રની પ્રરૂપણા કરી ભગવંતના મુખકમળમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનની વાત ચાલે છે. તેમાં મલ્લીનાથ ભગવંતના જીવનનું વર્ણન આગળ આવશે. પણ અત્યારે મલ્લીનાથ ભગવાન પૂર્વે કોણ હતાં ને મલ્લીનાથ ભગવાન કેવી રીતે બન્યા તેનું વર્ણન ચાલે છે.

મહાબલ રાજાને એક પુત્ર થયો. તેનું નામ બલભદ્રકુમાર રાખ્યું છે. હવે મહાબલ રાજાને છ મિત્રો હતા. તેમના નામ અચલ, પૂરણ, ધરણ, વસુ, વૈશ્રમણ અને અભિચંદ. આ નામના છ મિત્રો હતા. તે એવા જિગરજાન મિત્રો હતા કે

એકબીજાને માટે પ્રાણ આપે તેવા હતા. આજના મિત્રો ખિસ્સા ભરેલા હોય તો મિત્ર અને ખિસ્સાં ખાલી થયાં કે હું કોણ ને તું કોણ? જાણે કાંઈ સગાઈ નથી. આવા મિત્રો આ જીવને સંસાર ચક્રમાં ભમાવે છે. તત્ત્વજ્ઞ પુરૂષોએ આ સંસારને ચકડોળની ઉપમા આપી છે.

**"સંસાર એક ચકડોળ છે"** – ભગવંત કહે છે કે આ જીવાત્મા અનાદિ કાળથી સંસારમાં ચક્કર લગાવે છે. તમે પેલું ચકડોળ તો જોયું છે ને? ઘણી જગ્યાએ ચકડોળ લઈને માણસો ઉભા હોય છે. નાના બાળકો પૈસા આપીને ચકડોળમાં બેસીને રાજી થાય છે. સ્થિર જમીન ઉપરથી તે અસ્થિર ચકડોળમાં બેસી ચક્કરમાં ભમવા માટે ગયો. છતાં પૈસા ખર્ચીને આનંદ માન્યો, પણ એ નાના અણુસમજુ બાળકને શોભે, પણ મોટો સમજુ માણસ પૈસા ખર્ચીને ચકડોળના ચક્રાવામાં આનંદ માને તે શોભે નહિ. કેમ, બરાબર છે ને? હવે આ વાતને આપણે આત્મા સાથે ઘટાવીએ.

આ જીવ સંસાર ચક્રના ચકડોળે ચઢયો છે. નાનું બાળક ચકડોળમાં બેસીને આનંદ માને હસે તેમ આ જીવ પણ નારકી–તિર્યંચ–દેવ અને મનુષ્ય એ ચારે બાજુની બેઠકોમાં બેસીને આનંદ માને છે. ચકડોળ એક કુતૂહલ હોવાથી બાળકને આનંદ આવે છે. તેમ આ જીવ પણ સંસારના ચકડોળમાં ચઢયો છે ને તેને તેમાં આનંદ આવે છે. પણ એક વાત ધ્યાનમાં રાખો કે બાળકને ચકડોળમાં બેઠા પછી ૧૫–૨૦ ચક્કર લગાવે એટલે તેને ચક્કર આવે છે. પણ આ જીવ તો બાળકથી પણ ચઢયો. કારણકે અનંત કાળથી તે સંસાર રૂપી ચકડોળમાં બેઠેલો છે. એણે ચતુર્ગતિના કેટલા ચક્કર લગાવ્યા છે છતાં એને ચક્કર ચઢતાં નથી.

બંધુઓ! ઘાણીએ જોડેલો ઘાંચીનો બળદ એકની એક જગ્યા ઉપર ગોળ ગોળ ફરે છે તો પણ તેને ચક્કર આવતાં નથી. પણ જો મનુષ્ય એ રીતે ફરે તો એને ચક્કર આવી જાય. તેનું કારણ શું? તે સમજાય છે? તેનું કારણ એક છે કે આંખે પાટા બાંધેલા હોવાથી ઘાંચીના બળદને ચકકર નથી આવતા ને મનુષ્યની આંખે પાટા બાંધેલા હોતા નથી તેથી તેને ચક્કર આવે છે. તેમ આ સંસાર ચક્રમાં ભમવાથી ચક્કર કોને આવે? મનુષ્યને. પણ જ્યાં સુધી જીવ અજ્ઞાનથી અંધ છે, જ્ઞાનરૂપી નેત્ર ખુલ્યા નથી ત્યાં સુધી સંસાર ચકડોળમાં ગમે તેટલું ભમે તો પણ તેને ચક્કર આવતા નથી. આ ચકકરનું ભાન થવાનું સ્થાન એક મનુષ્યભવ છે. કારણ કે જ્ઞાન પામવાનું સ્થાન મનુષ્ય ભવ છે. મનુષ્ય ભવ સિવાય બીજા ભવમાં જન્મ થવો તે માલિકની મજુરી કરવા જેવું છે. જેમ મજુર માણસ માલિકની મજુરી કરીને પેટ ભરે ને જિંદગી પૂરી થતાં ચાલતો થાય છે. અરે! કૂતરા, બિલાડા, હાથી, ઘોડા, અને ઊંટ વિગેરેને જ્ઞાનરૂપી ચક્ષુ ખોલવાનો અવસર મળવો મનુષ્યની અપેક્ષાએ 'અહુ'

દુર્લભ છે. લાયકાત છે પણ તેને અનુરૂપ સંજોગો અત્યંત અલ્પ છે. કદાચ અહીંથી જ્ઞાન લઈને નારકી, તિર્યંચ કે દેવના ભવમાં ગયો ને ત્યાં કદાચ તેને ભવચક્રથી કંટાળો આવે તો પણ તે ચકડોળમાંથી ઉતરી શકાય નહિ. ચકડોળમાંથી નીચે ઉતરવું હોય તો નીચેની બેઠકમાં બેઠેલો હોય તે ઉતરી શકે છે. તેમ આત્માના ગુણો જાણવા હોય, અવગુણોને દૂર કરી ગુણો મેળવવા હોય તો તેની જોગવાઈ મનુષ્ય ભવ જેટલી બીજે કયાંય મળતી નથી.

દેવાનુપ્રિયો ! સંસાર ચક્રમાં ભમીને જો તમને ચક્કર આવતાં હોય, સંસાર ચક્રમાં ભમવાનો કંટાળો આવતો હોય ને આ ચકડોળમાંથી નીચે ઉતરવું હોય તો આ અમૂલ્ય અવસર છે. તમે હમણાં સાંભળી ગયાં ને કે મનુષ્ય ભવ જેટલી બીજે કયાંય જ્ઞાન પ્રાપ્ત કરવાની લાયકાત નથી. તમને તો લાયકાત મળી છે.

**માનવનો જન્મ મળ્યો, મહાવીરનો ધર્મ મળ્યો...**
**આવો સંયોગ નહિ આવે ફરીવાર (૨)**
**સંતોનો સંગ મળ્યો, ભક્તિનો રંગ મળ્યો....આવો સંયોગ...**
**માનવનો જન્મ છે. મુક્તિનું બારણું, મહાવીરનો ધર્મ છે મુક્તિનું પારણું,**
**સુંદર આ દેહ મળ્યો, ગુરૂવરનો સ્નેહ મળ્યો...આવો સંયોગ...**

મનુષ્ય ભવ, મહાવીરનો ધર્મ, સંતોનો યોગ, આ બધા સંયોગ મળ્યા છે તો પ્રમાદ છોડીને આત્મસાધના કરો. બધા ભેગા થઈને વાતોના ગપાટા મારવા કરતાં આત્મસાધનાની વાતો કરો. સંસારની અસારતા સમજો.

મહાબલરાજા અને તેમના છ મિત્રોએ ભેગા થઈને નિર્ણય કર્યો કે આપણે બધાએ કોઈ પણ કાર્ય નાનું કે મોટું, સંસારનું કે ધર્મનું કોઈ પણ કાર્ય કરીએ તો બધાએ સાથે કરવું. જો કોઈ સદ્ગુરૂ મળી જાય ને સંસાર અસાર લાગે ને દીક્ષા લઈએ તો પણ સાથે લેવી. તેવો નિશ્ચય કર્યો. તમે બધા અહીં આવીને બેઠાં છો તેમાંથી કંઈકના મિત્રો સાથે હશે. તો આજે શું વિચાર કર્યો છે ? બોલો. આજે રવીવાર છે તો આપણે કયા ગાર્ડનમાં ફરવા જવું ? કયું પીકચર જોવા જવું કે કોને મળવા જવું એવા પોગ્રામ નકકી કર્યા હશે પણ કોઈ દિવસ એવો નિર્ણય કર્યો છે કે કે રજાના દિવસે આપણે કોઈ તપ કરવું. બધાએ ભેગા થઈને એક કલાક ધર્મની ચર્ચા કરવી. આવો પણ એક પોગ્રામ આત્મા માટે હોવો જોઈએ.

બંધુઓ ! તમે સંસારમાં સુખ માનીને સગાંવહાલાં પ્રત્યે મમત્વ જમાવીને બેસી ગયા છો પણ યાદ રાખો કે આ સંસારની વૃત્તિઓ ભયંકર ઝેરી સર્પ કરતાં પણ ઝેરી છે. મહાન પુરૂષોએ સંસારને એક ઉપમા આપી છે. તે છે સર્પનું દર, સર્પ અને સર્પનું ઝેર. હવે હું તમને પૂછું છું કે આ ત્રણમાંથી સારું કોણ ?

સર્પ, સર્પનું દર કે સર્પનું ઝેર. બોલો શું સારૂં! તમે નહિ બોલો તો હું કહું. ત્રણમાંથી એક પણ સારું નથી. કારણકે એ ત્રણમાંથી એક પણ જગ્યા એવી નથી કે ત્યાં તમે નિર્ભયપણે રહી શકો. તમને કોઈ કહે કે સર્પના દર પાસે જઈને સૂઈ જા તો સૂવા તૈયાર થશો? (શ્રોતામાંથી અવાજ : એક પણ વ્યકિત ત્યાં સૂવા તૈયાર નહિ થાય.) કેમ? શા માટે? તમે સમજો છો કે જ્યાં સર્પનો રાફડો છે ત્યાં ભય છે. ક્યારે સાપ બહાર નીકળે ને ડંખ મારી જાય તે ખબર ન પડે. માટે ત્યાં કોઈ સૂવા તૈયાર નથી. કોઈ કહે સર્પની દાઢ કાઢી લાવો તો તે કાઢવા પણ કોઈ તૈયાર નથી. અને સ્હેજ ખસખસના દાણા જેટલું ઝેર આપીને કોઈ કહે કે આટલું ઝેર ખાઈ જાઓ. કંઈ વાંધો નહિ આવે, તો તે ખાવા પણ કોઈ તૈયાર નથી. કારણ કે સર્પના રાફડા પાસે નિશ્ચિંત બનીને સૂવું, સર્પની દાઢમાં હાથ નાંખવો ને ઝેર ખાવું એ ત્રણે વિષમ કાર્ય છે. સર્પના રાફડા પાસે સૂવા જઈએ ને સર્પ કરડે તો? સર્પ કરડે તો શું થાય? સર્પનું ઝેર ચઢે. એ ઝેર ઉતારનાર કોઈ મળી જાય તો માણસ જીવી જાય ને ઝેર ઉતારનાર ન મળે તો માણસ મરી જાય. હું તમને પૂછું છું કે સર્પ કરડે ને માણસ મરી જાય તો તેના કેટલા ભવ બગડે? આ એક જ ને? તમે પણ કહો છો ને કે દાળ અગર શાક બગડે તો દિવસ બગડે. અથાણું બગડે તો વર્ષ બગડે ને પત્ની બગડે તો શું બગડે? બોલો. જિંદગી બગડે. સાપ કરડે તો જિંદગી જાય. જ્ઞાની કહે છે હે જીવ! જો તું સમજે તો સર્પના રાફડા સમાન આ સંસાર છે, ધન દોલત અને કુટુંબ પરિવારમાં આસકિત રાખવી તે સર્પના ઝેર સમાન છે.

બંધુઓ! આજે તમે સાપથી ડરો છો. અરે, દર પાસે જતાં પણ ભય લાગે છે. કારણ કે તમને ખબર છે કે સાપ ઝેરી છે. કરડે તો મરી જવાય. પણ તમે જરૂર એટલું સમજી લેજો કે સાપ તો આ એક ભવ મારનાર છે જ્યારે સંસારમાં રહેલા ધનાદિ પદાર્થોની મમતા તો ભવોભવ મારનારી છે. તમને સર્પનો ડર લાગે છે પણ પાપથી ડરો. જે માણસ સંસાર રાફડો છે એવું માને તે ક્ષણે ક્ષણે પાપથી ભયભીત રહે. પણ હજુ તમને સંસાર સર્પના રાફડા જેવો લાગ્યો નથી એટલે નિર્ભયતાપૂર્વક આનંદ કરો છો. પણ જો સંસાર સર્પનો રાફડો છે એ વાત તમારા હૈયામાં બરાબર ઉતરી જાય તો તેને સંસારનો ભૌતિક આનંદ ઓસરી જાય ને પાપ કરતાં ભયભીત રહે. કારણ કે સંસાર એ સર્પનો રાફડો છે એવું જેને સમજાય છે તેને એટલો તો જરૂર વિવેક હોય છે કે પાપના ફળ કડવા છે. એ પાપના કડવાં ફળ ભોગવવા માટે નરક-તિર્યંચ ગતિમાં જવું પડશે. ત્યાં નારકીનું ઓછામાં ઓછું આયુષ્ય દશ હજાર વર્ષનું અને વધુમાં વધુ તેત્રીશ સાગરોપમનું છે.

અહીં કરેલી ભૂલનું પરિણામ ત્યાં આટલો લાંબો સમય ભોગવવું પડશે. આવું જે સમજે તે પાપથી ક્ષણે ક્ષણે ડરતો રહે. સાપના ડંખ કરતાં પણ પાપનો ડંખ તેને વધુ સાલે છે. પણ મોહમાં પડેલા આત્માને આવી સમજણ આવવી મુશ્કેલ છે. એની સ્થિતિ એક નાના બાળક જેવી છે. બાળકને સારા ખોટાનું ભાન નથી તેમ મોહમાં પડેલા આત્માને પણ સારાસારનું ભાન નથી.

જેમ કોઈ નાના બાળકને એની માતા સ્નાન કરાવી, ઈસ્ત્રીબંધ કપડાં પહેરાવીને બહાર મોકલે પણ જ્યાં રેતી દેખે ત્યાં બાળક રમવા લાગી જશે. કારણ કે એને ભાન નથી કે મારી માતાએ મને હમણાં નવરાવ્યો ને સારા કપડાં પહેરાવ્યા છે. તો આ રીતે રમવાથી મારા કપડા ખરાબ થશે. એટલે એ તો રેતીમાં રમે ને રેતીમાં આળોટે છે. એને રમવાની એવી મઝા આવી જાય કે ત્યારે એના માતા–પિતા બધાને ભૂલી જાય છે. ભૂખ–તરસનું પણ ભાન રહેતું નથી, જમવાનો સમય થાય એટલે એની માતા બૂમ પાડે કે બેટા! ચાલ, હવે જમી લે. પણ એને રમવામાં એવો આનંદ આવી ગયો છે કે મા–બાપ, ખાવું–પીવું બધું ભૂલી ગયો છે, પણ મારા ભગવાન મહાવીરની પેઢીના મેમ્બરો ઘર છોડીને ધર્મસ્થાનકમાં વીતરાગવાણી સાંભળવા આવે છે એટલો સમય પણ સંસારને ભૂલતાં નથી. સંસારને ભેગો લેતાં આવે છે. પણ તમારા સંસારના કાર્યમાં ધર્મને ભેગો લઈ જતાં નથી. પેલો બાળક બધું ભૂલીને રમતમાં મસ્ત બને છે તેમ જો તમે અહીં બેસો તેટલી વાર પણ જો સંસારને ભૂલીને વીતરાગવાણીમાં મસ્ત બનશો તો હું માનું છું કે તમને મુક્તિ મળ્યા વિના નહિ રહે. પણ તમારા હૈયાથી સંસાર કયાં છૂટે છે! કદાચ બહુ થશે તો સંસારને સાચવીને ધર્મ કરશે પણ સંસારથી છૂટવાનું મન થતું નથી, સંસારના કુંડાળામાં સંડોવાયેલા રહેશો ત્યાં સુધી મુક્તિ ઘણી દૂર છે.

સાપણ બચ્ચાંને જન્મ આપે છે ત્યારે કુંડાળું કરે છે. ને બચ્ચાંને ખાઈ જાય છે. પણ જે બચ્ચું કુંડાળામાંથી છટકીને બહાર નીકળી જાય છે તે બચી જાય છે. તેમ સંસારના કુંડાળામાંથી આત્માને બચાવવો હોય તો મોહ–માયા ને મમતાનું કુંડાળું તોડીને બહાર નીકળી જાઓ. સંતો તમને પોકારી પોકારીને કહે છે કે મોહ–માયા–મમતા અને ઈર્ષ્યારૂપી સાપણીઓ આત્માના જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ–ક્ષમા દયા આદિ ગુણોને ખાઈ જાય છે. તેનાથી બચવું હોય તો છલાંગ મારીને બહાર નીકળો. પણ એ વાત બરાબર સમજાય તો નીકળાય ને! હા, તમને ધર્મ કરવો ગમે છે પણ કેવો? જેમ સાપણ કુંડાળામાં ઇંડા મૂકે ને કુંડાળામાં રાખે. છેવટે તેને ખાઈ જાય છે તે રીતે સંસારની વાસના, ક્રોધાદિ કષાયો આત્માના ગુણોને ખાઈ જાય છે. છતાં સંસારના કુંડાળામાં રહીને માતા–પિતા, પત્ની, પુત્ર–મિત્ર બધાને

સાચવીને ધર્મ થાય તો કરવો છે. સંસારની મમતા છોડીને ધર્મ કરવો ગમતો નથી. મારું રાખીને જે થાય તે સાચું પણ મેં જે મારું માન્યું તેમાં સ્હેજ પણ વાંધો આવવો જોઈએ નહિ. આ જીવોની દશા છે પછી કલ્યાણ ક્યાંથી થાય ? આ દશા જોઈને મને તો તમારી દયા આવે છે કે અહીં તો તમારું પુણ્ય છે એટલે લીલા લહેર કરો છો. પાપ બાંધો તો પણ હરખાવ છો. પરભવમાં તમારું શું થશે ? તમારે કેટલું જોઈએ છે ! એક જીવને થોડું મળે તો બસ છે. પણ આ કુટુંબ-પરિવાર માટે દગા-પ્રપંચ કરતાં જીવ પાછો પડતો નથી. અનીતિ, અન્યાય, દગાપ્રપંચ કરીને કર્મના બંધન કર્યા તે ભોગવવા ઘરના માણસો નહિ આવે. કર્મનું કરજ તો કરનારને ચૂકવવું પડશે. કરેલા કર્મો ભોગવ્યા વિના કરજમાંથી મુક્ત બનાતું નથી. ત્યાં કોઈની સામે દીનતા બતાવવાથી કે પ્રાર્થના કરવાથી કામ ચાલતું નથી. કરેલા કર્મો ભોગવ્યા પછી તેના કરજમાંથી જીવ મુક્ત બની શકે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક મોટો પ્રતિષ્ઠિત શ્રીમંત વહેપારી હતો. રાજા પાસે તેનું ખૂબ માન હતું. એક વખત એના વહેપારમાં મોટો ધક્કો લાગ્યો. પેઢીઓમાં મોટી ખોટ આવી ગઈ. માથે કરજ વધી ગયું. લેણદારો પૈસા માટે માથું ખાવા લાગ્યા. ત્યારે શેઠ ખૂબ ગભરાઈ ગયા. રડતા રડતા રાજા પાસે આવીને કહેવા લાગ્યા સાહેબ ! મારી આ પરિસ્થિતિ છે. હું મૂંઝાઈ ગયો છું. આપ મને અમુક રકમ આપો તો હું લેણદારોને ચૂકવી દઉં. ને પછી હું કમાઈશ ત્યારે તમને તમારી રકમ પાછી આપી દઈશ. રાજાને શેઠ પ્રત્યે ખૂબ માન હતું. શેઠ ઉપર દયા આવી, અહો ! આવો મોટો આ વહેપારીને તેની આ પરિસ્થિતિ ! મારે તેને મદદ કરવી જોઈએ. રાજા કહે છે. શેઠ ! તમે ચિંતા ન કરો. હું આ મારા ભંડારીને હુકમ કરું છું. એ મારો ભંડાર ખોલી દેશે. તમારે તેમાંથી જેટલી જરૂર હોય તેટલું ધન લઈ જાઓ. ને સમય આવે ત્યારે પાછું ભરી જજો.

આ વહેપારીને રાજાના ભંડાર પાસે લઈ ગયા. ભંડારીએ ભંડાર ખોલ્યો. રાજાનો ભંડાર જોઈને વહેપારીની આંખ ફાટી. આહાહા.... આટલું બધું ધન ! હીરા-માણેક-મોતી શું લઉં ને શું ન લઉં ? આજે તો મારા ઉપર રાજા રીઝયા છે તો શા માટે દાવ જતો કરું ! આવી તક ફરીફરીને નહિ મળે. આ હતો વાણીયો. વાણીયાભાઈ લોભે લલચાયા. ઘણી મૂલ્યવાન ચીજો ભંડારમાંથી ઉપાડી. લઈને રાજાને બતાવ્યું. રાજાએ પૂછ્યું. કે તમારે આટલા બધા ધનની જરૂર છે ? વહેપારી કહે. હા. રાજા કહે ભલે લઈ જાઓ. વાણીયાભાઈ ઘણું ધન લઈને રાજાના મહેલમાંથી બહાર નીકળ્યા તેનું મન પલ્ટાયું. તે વિચાર કરવા લાગ્યો કે આટલું બધું ધન હું જીવીશ ત્યાં સુધી ખાઈશ, લીલા લહેર કરીશ તો પણ ખૂટશે નહિ. ને લેણદારોને

આપી દઈશ તો હું ભિખારી બની જઈશ ને કમાવાની ચિંતા રહેશે. રાજાને પાછું આપવા જવું નથી ને લેણદારોને દેવું નથી. કદાચ હું મરી જઈશ તો મારે કંઈ છોકરો નથી કે રાજા તેની પાસે માંગી શકે! માટે હું આ ગામ છોડીને બહારગામ ચાલ્યો જાઉં તો લેણદારોને કે રાજાને કોઈને મારે આપવાની ચિંતા નહિ. કમાવાની ઝંઝટ નહિ. શાંતિથી નિરાંતે ખાઈ–પીને મઝા કરીશ.

બંધુઓ! વિચાર કરો. ધન માણસને કેવી અધમવૃત્તિ કરાવે છે! પેલો વહેપારી તો ધન લઈને પોતાનું ગામ છોડી પરગામ જવા રવાના થયો. ઘણું ચાલ્યો. ચાલતાં ચાલતાં ખૂબ થાકી ગયો. એક ગામ આવ્યું ગામના પાદરમાં એક ગરીબ ખેડૂતનું ઝુંપડા જેવું ઘર હતું. ત્યાં આવીને ખેડૂતને પૂછયું ભાઈ! હું ખૂબ થાકી ગયો છું. મને આજની રાત તમારે ત્યાં રહેવા દેશો? ત્યારે ખેડૂત કહે છે ભાઈ! અમે આઠ માણસ છીએ. ઘર નાનું છે. ઘરમાં સૂવાની જગ્યા નથી. ત્યારે વણિકે કહ્યું ભાઈ! મને ગરમી ખૂબ લાગે છે. એક ખાટલી આપશો તો બહાર સૂઈ જઈશ. વણિકભાઈ ખૂબ હોંશિયાર હતા. પોતાને ઘરમાં સૂવું ન હતું. જો ઘરમાં સૂવે તો કોઈ એની મિલ્કત જોઈ જાય ને દાનત બગડે. તેના કરતાં બહાર સૂઈ જવું સારું. બહાર સૂઈશ ને રાત્રે જાગતો રહીશ. પછી મારું ધન કોણ લઈ જનાર છે?

**બળદોની વાતથી શેઠના જીવનનું પરિવર્તન :** જ્યાં મમતા છે, માયા છે ત્યાં ભય છે. તમારા ખિસ્સામાં પૈસા હોય તો હાથ વારંવાર ક્યાં જાય? વારંવાર જોયા કરો કે ખિસ્સું કપાયું તો નથી ને? ખિસ્સું કપાઈ જાય તો હૈયે હાથ પડી જાય. પાસે જોખમ હોય તો ઉંઘ પણ ઉડી જાય છે, પેલા વહેપારીને એક ખેડૂતે એક ખાટલી ને ગોદડી આપીને જ્યાં પોતાના બળદ બાંધ્યા હતાં ત્યાં સૂવાનું કહ્યું. એટલે એ તો ખાટલી ઢાળીને સૂતો. પણ ઉંઘ આવતી નથી. મોડી રાત્રે પેલા બે બળદો એક બીજા સાથે તેમની ભાષામાં વાતો કરવા લાગ્યા. આ વહેપારી હોંશિયાર હતો. પશુની ભાષા પણ એ સમજતો હતો. એટલે બે બળદો વચ્ચે થતી વાતચીત કાન દઈને સાંભળવા લાગ્યો.

પહેલો બળદ બીજા બળદને કહેવા લાગ્યો ભાઈ! મારા માથે આ ખેડૂતનું પૂર્વભવનું દેણું ઘણું હતું. તે આ ભવમાં મેં એની જિંદગીભર સેવા કરી. હવે મારું કરજ ચૂકવાઈ ગયું છે એટલે સૂર્યોદય થતાં પહેલાં હું આ માલિકના કરજમાંથી મુક્ત થઈને બળદના પરાધીન અવતારથી મુક્ત થઈશ. પૂર્વભવમાં મેં ઘણા પાપ કર્યા જેથી આ તિર્યંચનો અવતાર મળ્યો. પાપ કરતાં જીવે પાછું વાળીને જોયું નથી. આમ કહેતાં કહેતાં બળદની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા. ત્યારે બીજો બળદ પૂછે છે ભાઈ! તેં પૂર્વભવમાં શું પાપ કર્યા? ત્યારે કહે છે હું ગત

જન્મમાં મનુષ્ય હતો. અનાજનો મોટો વહેપારી હતો. વહેપાર કરવામાં મેં કૂડકપટ કરવામાં બાકી રાખી નથી. સારા અનાજ બતાવીને સડેલા અનાજ દેતો હતો. ખોટા તોલ ને ખોટાં માપ રાખતો. ગરીબને છેતરતાં પાછો પડયો નથી. કોઈ ગરીબ માણસ ભૂખ્યો તરસ્યો અનાજ માટે મારી દુકાને આવીને કરગરે તો પણ મૂઠી અનાજ દીધું નહિ, આ ખેડૂતે મારા ઘેર પૈસા વ્યાજે મૂક્યા તે મેં તેને પાછા ના આપ્યા. એટલે મારા માથે તેનું ઋણ રહી ગયું. તે ચૂકવવા માટે મારે તેને ઘેર બળદ બનીને આવવું પડયું ને આખી જિંદગી ભૂખતરસ વેઠીને તેનું કામ કરવું પડયું. તિર્યંચો પરાધીન છે. તેને ભૂખ લાગે ત્યારે ઘઉંના ખળામાં હોય છતાં મુખે છીંકલી બાંધી હોય એટલે ખાઈ ન શકે. પાણીની તરસ લાગે પણ માલિક ન પીવડાવે ત્યાં સુધી ક્યાંથી પી શકે ? પેલો બળદ કહે છે મેં પાપ કરતાં પાછું વાળીને જોયું નથી તેથી આ બળદનો અવતાર મળ્યો છે.

બળદ પોતાની દર્દભરી કહાણી પોતાના સાથી બળદને કહે છે. ભાઇ ! મેં મારા કુટુંબ માટે ધન ભેગું કરતાં ઘણા પાપ કર્યા. ઘરમાં ખાનારા દશ હતા. હું પાપ કરીને પૈસા કમાયો. માલ બધાએ ખાધો પણ માર કોઈ ખાતું નથી. હાશ.... હવે હું માલિકનું ઋણ ચૂકવીને બળદના અવતારમાંથી મુક્ત થઈશ. આ એક બળદની વાત પૂરી થઈ.

બીજો બળદ કહે છે ભાઈ ! તારું કરજ ચૂકવાઈ ગયું પણ મારા માથે હજુ પાંચ હજારનું કરજ બાકી છે. મેં પણ એવા કર્મો કર્યા છે. હસી હસીને આનંદ પૂર્વક બાંધેલા કર્મો અતિ શોકથી રડી રડીને ભોગવતાં પણ પૂરા થતાં નથી.મારો પણ જલ્દી છૂટકારો થવાનો એક ઉપાય છે, આવતી કાલે આ ગામના રાજા જેમ રેસમાં ઘોડા દોડવવાની હરીફાઈ કરે છે. તેમ બળદને દોડવાની હરીફાઈ કરવાના છે. જો આપણો માલિક મને હરીફાઈમાં લઈ જાય તો હું જીતી જાઉં ને પહેલા નંબરનું ઈનામ લઉં. એ ઈનામના પાંચ હજાર રૂપિયા માલિકના હાથમાં જેવા આવશે કે હું તેના કરજમાંથી મુક્ત થઈશ ને મારો આ પશુ યોનિમાંથી છૂટકારો થશે.

આ પ્રમાણે બંને બળદની વાતચીત પેલા વણિકે સાંભળી, બળદોએ વાતો કરી તે સાંભળીને પેલા વણિકનું હૈયું હચમચી ગયું. અહો ! એક બળદ જેવા તિર્યંચ પ્રાણીઓ પણ પૂર્વે કરેલાં કર્મોનો કેવો પશ્ચાતાપ કરે છે ! એમણે પૂર્વભવમાં માયા-કપટ કર્યા, દગા-પ્રપંચ કર્યા તો બળદનો અવતાર મળ્યો. તો મેં તો એવા કેટલાય દગા કર્યા છે મારા કર્મના ઉદયથી ધંધામાં ખોટ આવી અને રાજા પાસે પૈસા લેવા જવું પડયું. રાજાએ મારા ઉપર દયા કરીને મને ધન આપ્યું, ત્યારે હું લેણદારોને ચૂકવવાને બદલે એ ધનનો ધણી થઇને બેસી જવા ગામ છોડીને ચાલી

નીકળ્યો. આ મારા કર્મો મને કેમ છોડશે ? કર્મરાજાનો કાયદો તો એવો કડક છે કે તે તીર્થંકર, ચક્રવતિં, રાજા, શ્રીમંત કે ગરીબ કોઈને છોડતો નથી.

**છે કાયદો કર્મરાજનો, હિસાબ છે પાઈપાઈનો,**
**વોરંટ વગડે આવશે, રાજ્ય નથી પોપાબાઈનું.**

અહીં કોઈ સરકારનો ગુન્હો કરે તો તેને કોર્ટમાં હાજર થવું પડે છે. જેવો જેનો ગુન્હો તેવી તેને સજા ભોગવવી પડે છે. છતાં આજે જુઓ છો કે વકીલના ખિસ્સાં ભરી દે તો ગુન્હામાંથી છૂટી જવાય, દોષિત હોવા છતાં નિર્દોષ ઠરીને છૂટી જાય ને કેસ પોતાની ફેવરમાં આવી જાય છે. પરંતુ કર્મરાજાની કોર્ટમાં કોઈ લાંચ રૂશ્વત ચાલતી નથી. ત્યાં તો સૌને સરખો ન્યાય મળે છે. પેલા શેઠ પોતે ભૂતકાળમાં કરેલા પાપોને યાદ કરવા લાગ્યા ને વર્તમાનમાં જે પાપ કરવા નીકળ્યા છે તે યાદ કરતાં તેમનું હૈયું હચમચી ગયું. હે ભગવાન ! મેં તો આવા ક્રૂર કર્મો કર્યા ને કેવા પાપ બાંધ્યા છે તેના પડઘા પરભવમાં કેવા પડશે ? મારે હવે રાજાનું ધન લેવું નથી. મારે રાતી પાઈ પણ જોઈતી નથી. એક પાઈ પણ જો હું લઉં તો મારે પરભવમાં ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ચૂકવવું પડશે. રાજાનું ધન રાજાને સોંપી દઉં.

આ બળદનું સવારે શું થાય છે તે જોઉં પછી જાઉં. એને તો પરોઢીયું થતાં ચાલ્યા જવું હતું પણ બળદની વાત સાંભળીને રોકાઈ ગયો. સૂર્યોદય થયો ને તરત બળદ એકદમ પડી ગયો. અવાજ થયો એટલે ખેડૂત દોડીને બહાર આવ્યો. શેઠ પણ ત્યાં ઉભા છે. ખેડૂત પૂછે છે મારો બળદ રાતીરાણ જેવો હતો ને તેને આ શું થઈ ગયું ? ત્યારે વહેપારીએ કહ્યું ભાઈ ! તમારું લેણું પૂરું થયું એટલે બળદ ચાલ્યો ગયો. એમ કહી રાત્રે બળદોએ કહેલી વાત ખેડૂતને કહી સંભળાવી, વહેપારી કહે છે જો તમારે એની વધુ ખાત્રી કરવી હોય તો આજે તમારા રાજા બળદને દોડાવવાની હરીફાઈ કરવાના છે. તેમાં આ તમારા બળદને લઈ જાઓ.

વહેપારી શેઠની વાત સાંભળીને ખેડૂત પોતાના બળદને દોડવાની હરીફાઈમાં લઈ ગયો. પેલા વહેપારીને પણ જોવાની ખૂબ જિજ્ઞાસા હતી એટલે તે પણ સાથે ગયો. ગામ બહાર મેદાનમાં બળદોને દોડાવવાની હરીફાઈની શરૂઆત થતી હતી ત્યાં આ ખેડૂત પોતાના બળદને લઈને પહોંચી ગયો. ને હરિફાઈમાં પોતાના બળદને મૂકી દીધો. હરીફાઈમાં એવી જાહેરાત કરેલી હતી કે જે પહેલા નંબરે જીતે તેને રૂ. ૫૦૦૦)નું ઈનામ મળશે. બળદોની હરીફાઈ શરૂ થઇ. તેમાં પેલા ખેડૂતનો બળદ હરીફાઈમાં જીતી ગયો. જાહેરાત પ્રમાણે રાજા તરફથી ખેડૂતને પાંચ હજાર રૂપિયા આપવામાં આવ્યા. જેવા ખેડૂતના હાથમાં રૂપિયા આવ્યા કે તરત બળદ જમીન ઉપર પડી ગયો ને પડતાંની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા, બંને બળદ પોતાના માલિકનું

કરજ પૂરું થતાં એક ક્ષણ પણ રોકાયા નહિ. આ ઉપરથી સમજો. કોઈ કોઈનું નથી. આ તો લેણાં દેણાંની પતાવટ કરવા અહીં આવ્યા છીએ. અહીં સમજવાનો સમય છે. હજુ સમજીને માયા-કપટ નહિ છોડો તો આ બળદની જેમ કષ્ટ સહન કરવા પડશે.

**આ બળદ થઈને રે વાલીડા બોજો ખેંચશો રે જી,**
**અરે ખાવા પડશે આરડીયા કેરા માર,**
**આ મનુષ્ય દેહનું ટાણું રે વાલીડા પાછું નહિ મળે.**
**આવો મનખો તુજને નહિ મળે વારંવાર...આ મનુષ્ય દેહનું**

બંધુઓ ! અત્યાર સુધી ન સમજ્યા પણ હજુ હાથમાં બાજી છે ત્યાં સુધીમાં સમજી લો તો સારું છે, નહિતર ગાડાના બેલ બનીને ભાર ખેંચવા પડશે. આરડીયાના ગોદા ખાવા પડશે ત્યારે આંખમાંથી પાણી પડશે. ભૂખ-તરસ લાગશે ત્યારે ખાવા નહિ મળે. આવો અવતાર ન જોઈતો હોય તો આ સંસારને સર્પનો રાફડો સમજીને પાપથી ભયભીત બનો.

પેલા શેઠને પાપનો ભય લાગ્યો. બળદના બનાવે એના જીવનનું પરિવર્તન કરાવ્યું. તેમની આંખો ખુલી ગઈ. તે ધન પાછું લઈને રાજા પાસે આવ્યાં ને જેટલું ધન લીધું હતું તે બધું પાછું આપીને કહ્યું મહારાજા ! આપનું ધન સંભાળી લો. રાજાએ પૂછયું કેમ શેઠ ! એક દિવસમાં પાછું આપવા આવ્યા. ત્યારે શેઠે કહ્યું. સાહેબ ! આ ધને તો મારી બુદ્ધિ બગાડી. આપની પાસેથી ધન લઈને ગયો ને મારા મનમાં આવા વિચાર આવ્યા. હું ધન લઈને ગામ છોડીને ચાલી નીકળ્યો. ત્યાં માર્ગમાં હું એક રાત રોકાયો. ત્યાં બે બળદની કહાની સાંભળીને મારું હૃદય પલ્ટાઈ ગયું એ બળદ મારા ગુરૂ બન્યા. મારા પૂર્વભવના કર્મના કારણે આ ભવમાં તો હું કરજદાર બન્યો છું ને આપનું ધન રાખું તો આવતા ભવમાં એ કરજ ચૂકવતાં મારો બરડો તૂટી જાય, એ કર્મના કરજ ચૂકવવા મારે કેટલા જન્મ લેવા પડે ને કર્મો ભોગવવા પડે. માટે મારે આપનું ધન ના જોઈએ. એમ કહી રાજાનું ધન પાછું આપી વહેપારી ન્યાય-નીતિપૂર્વક જીવન જીવવા લાગ્યો.

દેવાનુપ્રિયો ! આ શ્રેષ્ઠીને સંસાર એ સર્પનો રાફડો છે તે વાત બરાબર સમજાઈ ગઈ. એટલે ખૂબ સાવધાની પૂર્વક પાપ કર્મ ન બંધાય તે રીતે સંસારમાં રહે છે. તમને પણ જો આ સંસાર સર્પનો રાફડો લાગતો હોય તો ક્ષણે ક્ષણે પાપ રૂપી સાપથી ડરતાં રહેજો. તમને તો સંસાર કંસાર જેવો મીઠો લાગે છે ને ? એટલે હોંશે હોંશે સંસારના સુખમાં આનંદ માનો છો પણ જ્ઞાની પુરૂષો તો સંસારને ભંગાર માને છે. સંસાર તે સર્પનો રાફડો છે.

બીજું સર્પ સમાન કુટુંબ પરિવાર. જ્યાં સુધી તમને સંસારના સુખની

નીકળ્યો. આ મારા કર્મો મને કેમ છોડશે ? કર્મરાજાનો કાયદો તો એવો કડક છે કે તે તીર્થંકર, ચક્રવર્તિ, રાજા, શ્રીમંત કે ગરીબ કોઈને છોડતો નથી.

**છે કાયદો કર્મરાજનો, હિસાબ છે પાઈપાઈનો,**
**વોરંટ વગડે આવશે, રાજ્ય નથી પોપાબાઈનું.**

અહીં કોઈ સરકારનો ગુન્હો કરે તો તેને કોર્ટમાં હાજર થવું પડે છે. જેવો જેનો ગુન્હો તેવી તેને સજા ભોગવવી પડે છે. છતાં આજે જુઓ છો કે વકીલના ખિસ્સાં ભરી દે તો ગુન્હામાંથી છૂટી જવાય, દોષિત હોવા છતાં નિર્દોષ ઠરીને છૂટી જાય ને કેસ પોતાની ફેવરમાં આવી જાય છે. પરંતુ કર્મરાજાની કોર્ટમાં કોઈ લાંચ રૂશ્વત ચાલતી નથી. ત્યાં તો સૌને સરખો ન્યાય મળે છે. પેલા શેઠ પોતે ભૂતકાળમાં કરેલા પાપોને યાદ કરવા લાગ્યા ને વર્તમાનમાં જે પાપ કરવા નીકળ્યા છે તે યાદ કરતાં તેમનું હૈયું હચમચી ગયું. હે ભગવાન ! મેં તો આવા ક્રૂર કર્મો કર્યા ને કેવા પાપ બાંધ્યા છે તેના પડઘા પરભવમાં કેવા પડશે ? મારે હવે રાજાનું ધન લેવું નથી. મારે રાતી પાઈ પણ જોઈતી નથી. એક પાઈ પણ જો હું લઉં તો મારે પરભવમાં ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ચૂકવવું પડશે. રાજાનું ધન રાજાને સોંપી દઉં.

આ બળદનું સવારે શું થાય છે તે જોઉં પછી જાઉં. એને તો પરોઢીયું થતાં ચાલ્યા જવું હતું પણ બળદની વાત સાંભળીને રોકાઈ ગયો. સૂર્યોદય થયો ને તરત બળદ એકદમ પડી ગયો. અવાજ થયો એટલે ખેડૂત દોડીને બહાર આવ્યો. શેઠ પણ ત્યાં ઉભા છે. ખેડૂત પૂછે છે મારો બળદ રાતીરાણુ જેવો હતો ને તેને આ શું થઈ ગયું ? ત્યારે વહેપારીએ કહ્યું ભાઈ! તમારું લેણું પૂરું થયું એટલે બળદ ચાલ્યો ગયો. એમ કહી રાત્રે બળદોએ કહેલી વાત ખેડૂતને કહી સંભળાવી, વહેપારી કહે છે જો તમારે એની વધુ ખાત્રી કરવી હોય તો આજે તમારા રાજા બળદને દોડાવવાની હરીફાઈ કરવાના છે. તેમાં આ તમારા બળદને લઈ જાઓ.

વહેપારી શેઠની વાત સાંભળીને ખેડૂત પોતાના બળદને દોડવાની હરીફાઈમાં લઈ ગયો. પેલા વહેપારીને પણ જોવાની ખૂબ જિજ્ઞાસા હતી એટલે તે પણ સાથે ગયો. ગામ બહાર મેદાનમાં બળદોને દોડાવવાની હરીફાઈની શરૂઆત થતી હતી ત્યાં આ ખેડૂત પોતાના બળદને લઈને પહોંચી ગયો. ને હરિફાઈમાં પોતાના બળદને મૂકી દીધો. હરીફાઈમાં એવી જાહેરાત કરેલી હતી કે જે પહેલા નંબરે જીતે તેને રૂ. ૫૦૦૦)નું ઈનામ મળશે. બળદોની હરીફાઈ શરૂ થઈ. તેમાં પેલા ખેડૂતનો બળદ હરીફાઈમાં જીતી ગયો. જાહેરાત પ્રમાણે રાજા તરફથી ખેડૂતને પાંચ હજાર રૂપિયા આપવામાં આવ્યા. જેવા ખેડૂતના હાથમાં રૂપિયા આવ્યા કે તરત બળદ જમીન ઉપર પડી ગયો ને પડતાંની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા, બંને બળદ પોતાના માલિકનું

કરજ પૂરું થતાં એક ક્ષણ પણ રોકાયા નહિ. આ ઉપરથી સમજો. કોઈ કોઈનું નથી. આ તો લેણાં દેણાંની પતાવટ કરવા અહીં આવ્યા છીએ. અહીં સમજવાનો સમય છે. હજુ સમજીને માયા-કપટ નહિ છોડો તો આ બળદની જેમ કષ્ટ સહન કરવા પડશે.

આ બળદ થઈને રે વાલીડા બોજો ખેંચશો રે જી,
અરે ખાવા પડશે આરડીયા કેરા માર,
આ મનુષ્ય દેહનું ટાણું રે વાલીડા પાછું નહિ મળે.
આવો મનખો તુજને નહિ મળે વારંવાર...આ મનુષ્ય દેહનું

બંધુઓ ! અત્યાર સુધી ન સમજ્યા પણ હજુ હાથમાં બાજી છે ત્યાં સુધીમાં સમજી લો તો સારું છે, નહિતર ગાડાના બેલ બનીને ભાર ખેંચવા પડશે. આરડીયાના ગોદા ખાવા પડશે ત્યારે આંખમાંથી પાણી પડશે. ભૂખ-તરસ લાગશે ત્યારે ખાવા નહિ મળે. આવો અવતાર ન જોઈતો હોય તો આ સંસારને સર્પનો રાફડો સમજીને પાપથી ભયભીત બનો.

પેલા શેઠને પાપનો ભય લાગ્યો. બળદના બનાવે એના જીવનનું પરિવર્તન કરાવ્યું. તેમની આંખો ખુલી ગઈ. તે ધન પાછું લઈને રાજા પાસે આવ્યાં ને જેટલું ધન લીધું હતું તે બધું પાછું આપીને કહ્યું મહારાજા ! આપનું ધન સંભાળી લો. રાજાએ પૂછયું કેમ શેઠ ! એક દિવસમાં પાછું આપવા આવ્યા. ત્યારે શેઠે કહ્યું. સાહેબ ! આ ધને તો મારી બુદ્ધિ બગાડી. આપની પાસેથી ધન લઈને ગયો ને મારા મનમાં આવા વિચાર આવ્યા. હું ધન લઈને ગામ છોડીને ચાલી નીકળ્યો. ત્યાં માર્ગમાં હું એક રાત રોકાયો. ત્યાં બે બળદની કહાની સાંભળીને મારું હૃદય પલ્ટાઇ ગયું એ બળદ મારા ગુરૂ બન્યા. મારા પૂર્વભવના કર્મના કારણે આ ભવમાં તો હું કરજદાર બન્યો છું ને આપનું ધન રાખું તો આવતા ભવમાં એ કરજ ચૂકવતાં મારો બરડો તૂટી જાય, એ કર્મના કરજ ચૂકવવા મારે કેટલા જન્મ લેવા પડે ને કર્મો ભોગવવા પડે. માટે મારે આપનું ધન ના જોઈએ. એમ કહી રાજાનું ધન પાછું આપી વહેપારી ન્યાય-નીતિપૂર્વક જીવન જીવવા લાગ્યો.

દેવાનુપ્રિયો ! આ શ્રેષ્ઠીને સંસાર એ સર્પનો રાફડો છે તે વાત બરાબર સમજાઈ ગઈ. એટલે ખૂબ સાવધાની પૂર્વક પાપ કર્મ ન બંધાય તે રીતે સંસારમાં રહે છે. તમને પણ જો આ સંસાર સર્પનો રાફડો લાગતો હોય તો ક્ષણે ક્ષણે પાપ રૂપી સાપથી ડરતાં રહેજો. તમને તો સંસાર કંસાર જેવો મીઠો લાગે છે ને ? એટલે હોંશે હોંશે સંસારના સુખમાં આનંદ માનો છો પણ જ્ઞાની પુરૂષો તો સંસારને અંગાર માને છે. સંસાર તે સર્પનો રાફડો છે.

બીજું સર્પ સમાન કુટુંબ પરિવાર. જ્યાં સુધી તમને સંસારના સુખની

નીકળ્યો. આ મારા કર્મો મને કેમ છોડશે ? કર્મરાજાનો કાયદો તો એવો કડક છે કે તે તીર્થંકર, ચક્રવર્તિ, રાજા, શ્રીમંત કે ગરીબ કોઈને છોડતો નથી.

**છે કાયદો કર્મરાજનો, હિસાબ છે પાઈપાઈનો,**
**વોરંટ વગડે આવશે, રાજ્ય નથી પોપાબાઈનું.**

અહીં કોઈ સરકારનો ગુન્હો કરે તો તેને કોર્ટમાં હાજર થવું પડે છે. જેવો જેનો ગુન્હો તેવી તેને સજા ભોગવવી પડે છે. છતાં આજે જુઓ છો કે વકીલના ખિસ્સાં ભરી દે તો ગુન્હામાંથી છૂટી જવાય, દોષિત હોવા છતાં નિર્દોષ ઠરીને છૂટી જાય ને કેસ પોતાની ફેવરમાં આવી જાય છે. પરંતુ કર્મરાજાની કોર્ટમાં કોઈ લાંચ રૂશ્વત ચાલતી નથી. ત્યાં તો સૌને સરખો ન્યાય મળે છે. પેલા શેઠ પોતે ભૂતકાળમાં કરેલા પાપોને યાદ કરવા લાગ્યા ને વર્તમાનમાં જે પાપ કરવા નીકળ્યા છે તે યાદ કરતાં તેમનું હૈયું હચમચી ગયું. હે ભગવાન ! મેં તો આવા ક્રૂર કર્મો કર્યા ને કેવા પાપ બાંધ્યા છે તેના પડઘા પરભવમાં કેવા પડશે ? મારે હવે રાજાનું ધન લેવું નથી. મારે રાતી પાઈ પણ જોઈતી નથી. એક પાઈ પણ જો હું લઉં તો મારે પરભવમાં ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ચૂકવવું પડશે. રાજાનું ધન રાજાને સોંપી દઉં.

આ બળદનું સવારે શું થાય છે તે જોઉં પછી જાઉં. એને તો પરોઢીયું થતાં ચાલ્યા જવું હતું પણ બળદની વાત સાંભળીને રોકાઈ ગયો. સૂર્યોદય થયો ને તરત બળદ એકદમ પડી ગયો. અવાજ થયો એટલે ખેડૂત દોડીને બહાર આવ્યો. શેઠ પણ ત્યાં ઉભા છે. ખેડૂત પૂછે છે મારો બળદ રાતીરાણુ જેવો હતો ને તેને આ શું થઈ ગયું ? ત્યારે વહેપારીએ કહ્યું ભાઈ! તમારું લેણું પૂરું થયું એટલે બળદ ચાલ્યો ગયો. એમ કહી રાત્રે બળદોએ કહેલી વાત ખેડૂતને કહી સંભળાવી, વહેપારી કહે છે જો તમારે એની વધુ ખાત્રી કરવી હોય તો આજે તમારા રાજા બળદને દોડાવવાની હરીફાઈ કરવાના છે. તેમાં આ તમારા બળદને લઈ જાઓ.

વહેપારી શેઠની વાત સાંભળીને ખેડૂત પોતાના બળદને દોડવાની હરીફાઈમાં લઈ ગયો. પેલા વહેપારીને પણ જોવાની ખૂબ જિજ્ઞાસા હતી એટલે તે પણ સાથે ગયો. ગામ બહાર મેદાનમાં બળદોને દોડાવવાની હરીફાઈની શરૂઆત થતી હતી ત્યાં આ ખેડૂત પોતાના બળદને લઈને પહોંચી ગયો. ને હરિફાઈમાં પોતાના બળદને મૂકી દીધો. હરીફાઈમાં એવી જાહેરાત કરેલી હતી કે જે પહેલા નંબરે જીતે તેને રૂ. ૫૦૦૦]નું ઈનામ મળશે. બળદોની હરીફાઈ શરૂ થઇ. તેમાં પેલા ખેડૂતનો બળદ હરીફાઈમાં જીતી ગયો. જાહેરાત પ્રમાણે રાજા તરફથી ખેડૂતને પાંચ હજાર રૂપિયા આપવામાં આવ્યા. જેવા ખેડૂતના હાથમાં રૂપિયા આવ્યા કે તરત બળદ જમીન ઉપર પડી ગયો ને પડતાંની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા, બંને બળદ પોતાના માલિકનું

કરજ પૂરું થતાં એક ક્ષણ પણ રોકાયા નહિ. આ ઉપરથી સમજો. કોઈ કોઈનું નથી. આ તો લેણાં દેણાંની પતાવટ કરવા અહીં આવ્યા છીએ. અહીં સમજવાનો સમય છે. હજુ સમજીને માયા-કપટ નહિ છોડો તો આ બળદની જેમ કષ્ટ સહન કરવા પડશે.

**આ બળદ થઈને રે વાલીડા બોજો ખેંચશો રે જી,**
**અરે ખાવા પડશે આરડીયા કેરા માર,**
**આ મનુષ્ય દેહનું ટાણું રે વાલીડા પાછું નાહ મળે.**
**આવો મનખો તુજને નહિ મળે વારંવાર...આ મનુષ્ય દેહનું**

બંધુઓ ! અત્યાર સુધી ન સમજ્યા પણ હજુ હાથમાં બાજી છે ત્યાં સુધીમાં સમજી લો તો સારું છે, નહિતર ગાડાના બેલ બનીને ભાર ખેંચવા પડશે. આરડીયાના ગોદા ખાવા પડશે· ત્યારે આંખમાંથી પાણી પડશે. ભૂખ-તરસ લાગશે ત્યારે ખાવા નહિ મળે. આવો અવતાર ન જોઈતો હોય તો આ સંસારને સર્પનો રાફડો સમજીને પાપથી ભયભીત બનો.

પેલા શેઠને પાપનો ભય લાગ્યો. બળદના બનાવે એના જીવનનું પરિવર્તન કરાવ્યું. તેમની આંખો ખુલી ગઈ. તે ધન પાછું લઈને રાજા પાસે આવ્યાં ને જેટલું ધન લીધું હતું તે બધું પાછું આપીને કહ્યું મહારાજા ! આપનું ધન સંભાળી લો. રાજાએ પૂછયું કેમ શેઠ ! એક દિવસમાં પાછું આપવા આવ્યા. ત્યારે શેઠે કહ્યું. સાહેબ ! આ ધને તો મારી બુદ્ધિ બગાડી. આપની પાસેથી ધન લઈને ગયો ને મારા મનમાં આવા વિચાર આવ્યા. હું ધન લઈને ગામ છોડીને ચાલી નીકળ્યો. ત્યાં માર્ગમાં હું એક રાત રોકાયો. ત્યાં બે બળદની કહાની સાંભળીને મારું હૃદય પલટાઈ ગયું એ બળદ મારા ગુરૂ બન્યા. મારા પૂર્વભવના કર્મના કારણે આ ભવમાં તો હું કરજદાર બન્યો છું ને આપનું ધન રાખું તો આવતા ભવમાં એ કરજ ચૂકવતાં મારો બરડો તૂટી જાય, એ કર્મના કરજ ચૂકવવા મારે કેટલા જન્મ લેવા પડે ને કર્મો ભોગવવા પડે. માટે મારે આપનું ધન ના જોઈએ. એમ કહી રાજાનું ધન પાછું આપી વહેપારી ન્યાય-નીતિપૂર્વક જીવન જીવવા લાગ્યો.

દેવાનુપ્રિયો ! આ શ્રેષ્ઠીને સંસાર એ સર્પનો રાફડો છે તે વાત બરાબર સમજાઈ ગઈ. એટલે ખૂબ સાવધાની પૂર્વક પાપ કર્મ ન બંધાય તે રીતે સંસારમાં રહે છે. તમને પણ જો આ સંસાર સર્પનો રાફડો લાગતો હોય તો ક્ષણે ક્ષણે પાપ રૂપી સાપથી ડરતાં રહેજો. તમને તો સંસાર કંસાર જેવો મીઠો લાગે છે ને ! એટલે હોંશે હોંશે સંસારના સુખમાં આનંદ માનો છો પણ જ્ઞાની પુરૂષો તો સંસારને અંગાર માને છે. સંસાર તે સર્પનો રાફડો છે.

બીજું સર્પ સમાન કુટુંબ પરિવાર. જ્યાં સુધી તમને સંસારના સુખની

સુખડીનો સ્વાદ મળે ત્યાં સુધી શી વાત ! ખમ્મા ખમ્મા કરે ને સંસારની સુખડી મળતી બંધ થાય એટલે સર્પની જેમ તમને એ ડંખ દેવા સમાન દગો દેશે. માટે કુટુંબ પરિવારનો રાગ છોડો. સર્પનું ઝેર કયું ? કુટુંબ-પરિવાર અને પરિગ્રહમાં મૂર્છા રાખવી તે. પેલું ઝેર તો મનુષ્યને એક વખત મારે છે, પણ આ વિષયો પ્રત્યેની આસક્તિનું ઝેર છે તે જીવને ભવોભવ મારનારું છે. માટે સંસારને સર્પના રાફડા જેવો સમજી, સગાંને સર્પ સમાન માની તેમના ઉપરની મમતા છોડો, આવી વાતો સદ્ગુરૂઓ પાસેથી સાંભળી, હૈયામાં ઉતારી આચરણમાં મૂકો ને રાગના બંધન તોડો.

આગળના સંતોને પરમપદ મોક્ષની પ્રાપ્તિ માટે કેવો તલસાટ હતો ! જેમ નાનો બાળક બરફી પેંડાનું પડીકું જોઈને ખાવા માટે તલસે છે તેમ મહાન પુરૂષો મુક્તિના મેવા લેવા માટે તલસાટ કરતાં હોય છે. મુક્તિ મેળવવા દેહનો રાગ પણ છોડવો પડશે. ખંધક મુનિના ૫૦૦ શિષ્યો ઘાણીમાં હસતે મુખડે પીલાયા. પોતાના ફૂલ જેવા શિષ્યોને ઘાણીમાં પીલાતા જોઈ ગુરૂને દુઃખ થાય છે ત્યારે શિષ્યો કહે છે ગુરૂદેવ ! આ દેહ નથી પીલાતો પણ અમારા કર્મો પીલાય છે. દેહ પીલાય છે ઘાણીમાં ને મન રમે છે નવકારમાં. એ કેવું આત્મબળ કેળવ્યું હશે ? દેહની મમતા કેટલી જીતી હશે ! મુક્તિ એમ ને એમ નથી મળતી. એ સંતો મુક્તિ મેળવવા તલપાપડ થઈ રહ્યા હતા.

આજે ઘાટકોપર સંઘને આંગણે બોરીવલી, કાંદીવલી અને દોલતનગર એ ત્રણ સંઘો આવ્યા છે. ને ચોથો ઘાટકોપર સંઘ. ચતુર્ગતિના ફેરા ટાળવા ચાર સંઘ ભેગા થયા છે. આ ત્રણ સંઘોના દિલમાં પણ સંતના ચાતુર્માસ લેવાનો તલસાટ જાગ્યો છે. સંતો પ્રત્યે તમને આટલો બધો પ્રેમ શા માટે ? સંતો તમારા વિષયોના વિષ ઉતારનાર છે. તે વીરના વચનામૃતોનું પાન કરાવી વિષયોનું વમન કરાવી આત્માની અમરતાનું ભાન કરાવે છે. સંસાર સાગર પાર કરવાનો માર્ગ બતાવે છે. જેમ નદી સાગરને મળવા જાય છે ત્યારે માર્ગમાં જેટલી જમીન આવે તેને ફળદ્રુપ બનાવે છે. તેમ સંતો એક ગામથી બીજે ગામ વિહાર કરે છે ત્યારે માર્ગમાં નાના મોટા ક્ષેત્રોને લાભ આપે છે. જ્યાં નદી હોય ત્યાં વાતાવરણ હરીયાળું રહે છે. તેમ જે જે ક્ષેત્રોમાં સંત-સતીજીઓ પધારે છે ત્યાં ધર્મારાધનાથી વાતાવરણ હરિયાળું બને છે. આવા સંતોના ચાતુર્માસ માટે સંઘ પડાપડી કરે છે. આજે ત્રણ સંઘ વિનંતી કરવા આવ્યા છે તેમને બોલવું છે. અહીંના પ્રમુખ વજુભાઈને પણ બોલવું છે. પણ વિદ્યુત્પ્રભાના પૂર્વભવની વાત ચાલે છે તે થોડી બાકી છે તે પૂર્ણ કરીએ.

**ચરિત્ર :** કુલધરની પુત્રીના શીયળના પ્રભાવથી સૂકો બગીચો લીલોછમ થયો.

તેથી તેના ઘરઘરમાં ગુણગાન થવા લાગ્યાં. માણિભદ્ર શેઠનો પ્રેમ પણ તેના પ્રત્યે વધવા લાગ્યો. એક દિવસ રાત્રે કુલધરની પુત્રી વિચાર કરવા લાગી કે અહો ! જેમને સંસારની સુખ સામગ્રી મળી હતી તેમણે ભોગવી અને પછી તેમણે તેની અસારતા સમજીને તેનો ત્યાગ કરી ચારિત્ર અંગીકાર કર્યું. મેં પૂર્વે કેવા પાપ કર્યા હશે કે મને આ ભવમાં સંસારમાં ક્યાંય સુખ ન મળ્યું. માતા-પિતાને હું ઓરમાયા જેવી હતી. પરણીને પતિએ પણ પરિહરી. તેમાં કંઈક પુણ્યનો ઉદય હશે કે જેથી આ પવિત્ર પિતા સમાન શેઠે મને આશ્રય આપ્યો. તેમાં મહાન પુણ્યોદયે મને જિનેશ્વર પ્રભુનો ધર્મ મળ્યો. પણ ચારિત્ર ધર્મ અંગીકાર કરવો તે મારા માટે અશક્ય છે તેથી હું શ્રાવક ધર્મ અંગીકાર કરીશ. તેણે શ્રાવકના ૧૨ વ્રત અંગીકાર કર્યા. ત્યાર બાદ તે છઠ્ઠ-અઠ્ઠમ-પાંચ-આઠ-સોળ અને માસખમણ આદિ તપ કરીને જુના કર્મોને ધોવા લાગી. ખૂબ તપ કરવાથી દેહની કાન્તિ કરમાઈ ગઈ. છેવટે સંથારો કરી શુભ ધ્યાનમાં કાળ કરીને તું સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ. ત્યાં દેવના દિવ્ય સુખો ભોગવીને દેવાયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી આવીને તું અગ્નિશર્મા બ્રાહ્મણને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન થઈ.

આ તરફ તને આશ્રય આપનાર માણિભદ્ર શેઠ ખૂબ ધર્મારાધના કરી સમાધિ પૂર્વક કાળધર્મ પામીને તે સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી શ્રાવકકુળમાં મનુષ્યપણે ઉત્પન્ન થયા. માનવભવમાં ધર્મના રંગે રંગાઈ આયુષ્ય પૂર્ણ કરીને સમાધિ મરણે મરી નાગકુમાર દેવ થયા. એ નાગકુમાર દેવે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને પૂર્વભવનો સર્વ વૃત્તાંત જાણ્યો. એટલે પૂર્વના સ્નેહના કારણે એમને તારા ઉપર વાત્સલ્ય ભાવ જાગ્યો. કુલધર શેઠને ઘેર અજ્ઞાનથી તારા વડે જે પાપ કરાયું તેના દુષ્ટ વિપાકથી તું દુઃખી થઈ. પછી માણિભદ્ર શેઠને ત્યાં તે ધર્મારાધના, તપ-ત્યાગ આદિ કરીને ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું તેથી તું સુખી થઈ. આ માણિભદ્ર શેઠને ત્યાં તું રહી એટલે એ તારા પિતા સમાન તારા માથે છત્ર જેવા હતા. તેથી તેમનો તારા પ્રત્યેના વાત્સલ્ય ભાવના કારણે આ ભવમાં નાગકુમાર દેવ બનીને તારા માથે છત્રાકારે બગીચો રાખ્યો. તેં ખૂબ તપ-ત્યાગ કર્યા, સંતોની સેવા ભક્તિ કરી તેના ફળ સ્વરૂપે હવે તારો કર્મરોગ નાબૂદ થવા આવ્યો છે. એટલે હવે તું અનુક્રમે મોક્ષના સુખ પામીશ.

**"મુનિના મુખેથી પૂર્વભવ સાંભળી જાતિ સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું"**

વીરભદ્રસૂરિ મહારાજના મુખેથી પોતાનો પૂર્વભવનો વૃત્તાંત સાંભળ વિદ્યુતપ્રભા રાણી મૂર્છા પામીને એકદમ ધરતી ઉપર ઢળી પડી. દાસ-દાસીઓ શીત પવન વડે તેને ભાનમાં લાવ્યા. રાણી ભાનમાં આવ્યા ત્યારે બોલે છે હે ગુરૂદેવ !

સુખડીનો સ્વાદ મળે ત્યાં સુધી શી વાત ! ખમ્મા ખમ્મા કરે ને સંસારની સુખડી મળતી બંધ થાય એટલે સર્પની જેમ તમને એ ડંખ દેવા સમાન દગો દેશે. માટે કુટુંબ પરિવારનો રાગ છોડો. સર્પનું ઝેર કયું ? કુટુંબ–પરિવાર અને પરિગ્રહમાં મૂર્છા રાખવી તે. પેલું ઝેર તો મનુષ્યને એક વખત મારે છે, પણ આ વિષયો પ્રત્યેની આસક્તિનું ઝેર છે તે જીવને ભવોભવ મારનારું છે. માટે સંસારને સર્પના રાફડા જેવો સમજી, સગાંને સર્પ સમાન માની તેમના ઉપરની મમતા છોડો, આવી વાતો સદ્‌ગુરૂઓ પાસેથી સાંભળી, હૈયામાં ઉતારી આચરણમાં મૂકો ને રાગના બંધન તોડો.

આગળના સંતોને પરમપદ મોક્ષની પ્રાપ્તિ માટે કેવો તલસાટ હતો ! જેમ નાનો બાળક બરફી પેંડાનું પડીકું જોઈને ખાવા માટે તલસે છે તેમ મહાન પુરૂષો મુક્તિના મેવા લેવા માટે તલસાટ કરતાં હોય છે. મુક્તિ મેળવવા દેહનો રાગ પણ છોડવો પડશે. ખંધક મુનિના ૫૦૦ શિષ્યો ઘાણીમાં હસતે મુખડે પીલાયા. પોતાના ફૂલ જેવા શિષ્યોને ઘાણીમાં પીલાતા જોઈ ગુરૂને દુઃખ થાય છે ત્યારે શિષ્યો કહે છે ગુરૂદેવ ! આ દેહ નથી પીલાતો પણ અમારા કર્મો પીલાય છે. દેહ પીલાય છે ઘાણીમાં ને મન રમે છે નવકારમાં. એ કેવું આત્મબળ કેળવ્યું હશે ? દેહની મમતા કેટલી જીતી હશે ! મુક્તિ એમ ને એમ નથી મળતી. એ સંતો મુક્તિ મેળવવા તલપાપડ થઈ રહ્યા હતા.

આજે ઘાટકોપર સંઘને આંગણે બોરીવલી, કાંદીવલી અને દોલતનગર એ ત્રણ સંઘો આવ્યા છે. ને ચોથો ઘાટકોપર સંઘ. ચતુર્ગતિના ફેરા ટાળવા ચાર સંઘ ભેગા થયા છે. આ ત્રણ સંઘોના દિલમાં પણ સંતના ચાતુર્માસ લેવાનો તલસાટ જાગ્યો છે. સંતો પ્રત્યે તમને આટલો બધો પ્રેમ શા માટે ? સંતો તમારા વિષયોના વિષ ઉતારનાર છે. તે વીરના વચનામૃતોનું પાન કરાવી વિષયોનું વમન કરાવી આત્માની અમરતાનું ભાન કરાવે છે. સંસાર સાગર પાર કરવાનો માર્ગ બતાવે છે. જેમ નદી સાગરને મળવા જાય છે ત્યારે માર્ગમાં જેટલી જમીન આવે તેને ફળદ્રુપ બનાવે છે. તેમ સંતો એક ગામથી બીજે ગામ વિહાર કરે છે ત્યારે માર્ગમાં નાના મોટા ક્ષેત્રોને લાભ આપે છે. જ્યાં નદી હોય ત્યાં વાતાવરણ હરીયાળું રહે છે. તેમ જે જે ક્ષેત્રોમાં સંત–સતીજીઓ પધારે છે ત્યાં ધર્મારાધનાથી વાતાવરણ હરિયાળું બને છે. આવા સંતોના ચાતુર્માસ માટે સંઘ પડાપડી કરે છે. આજે ત્રણ સંઘ વિનંતી કરવા આવ્યા છે તેમને બોલવું છે. અહીંના પ્રમુખ વજુભાઈને પણ બોલવું છે. પણ વિદ્યુત્પ્રભાના પૂર્વભવની વાત ચાલે છે તે થોડી બાકી છે તે પૂર્ણ કરીએ.

**ચરિત્ર :** કુલધરની પુત્રીના શીયળના પ્રભાવથી સૂકો બગીચો લીલોછમ થયો.

તેથી તેના ઘરઘરમાં ગુણગાન થવા લાગ્યાં. માણિભદ્ર શેઠનો પ્રેમ પણ તેના પ્રત્યે વધવા લાગ્યો. એક દિવસ રાત્રે કુલધરની પુત્રી વિચાર કરવા લાગી કે અહો ! જેમને સંસારની સુખ સામગ્રી મળી હતી તેમણે ભોગવી અને પછી તેમણે તેની અસારતા સમજીને તેનો ત્યાગ કરી ચારિત્ર અંગીકાર કર્યું. મેં પૂર્વે કેવા પાપ કર્યા હશે કે મને આ ભવમાં સંસારમાં ક્યાંય સુખ ન મળ્યું. માતા-પિતાને હું ઓરમાયા જેવી હતી. પરણીને પતિએ પણ પરિહરી. તેમાં કંઈક પુણ્યનો ઉદય હશે કે જેથી આ પવિત્ર પિતા સમાન શેઠે મને આશ્રય આપ્યો. તેમાં મહાન પુણ્યોદયે મને જિનેશ્વર પ્રભુનો ધર્મ મળ્યો. પણ ચારિત્ર ધર્મ અંગીકાર કરવો તે મારા માટે અશક્ય છે તેથી હું શ્રાવક ધર્મ અંગીકાર કરીશ. તેણે શ્રાવકના ૧૨ વ્રત અંગીકાર કર્યા. ત્યાર બાદ તે છઠ્ઠ-અઠ્ઠમ-પાંચ-આઠ-સોળ અને માસખમણ આદિ તપ કરીને જુના કર્મોને ધોવા લાગી. ખૂબ તપ કરવાથી દેહની કાન્તિ કરમાઈ ગઈ. છેવટે સંથારો કરી શુભ ધ્યાનમાં કાળ કરીને તું સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ. ત્યાં દેવના દિવ્ય સુખો ભોગવીને દેવાયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી આવીને તું અગ્નિશર્મા બ્રાહ્મણને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન થઈ.

આ તરફ તને આશ્રય આપનાર માણિભદ્ર શેઠ ખૂબ ધર્મારાધના કરી સમાધિ પૂર્વક કાળધર્મ પામીને તે સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી શ્રાવકકુળમાં મનુષ્યપણે ઉત્પન્ન થયા. માનવભવમાં ધર્મના રંગે રંગાઈ આયુષ્ય પૂર્ણ કરીને સમાધિ મરણે મરી નાગકુમાર દેવ થયા. એ નાગકુમાર દેવે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને પૂર્વભવનો સર્વ વૃત્તાંત જાણ્યો. એટલે પૂર્વના સ્નેહના કારણે એમને તારા ઉપર વાત્સલ્ય ભાવ જાગ્યો. કુલધર શેઠને ઘેર અજ્ઞાનથી તારા વડે જે પાપ કરાયું તેના દુષ્ટ વિપાકથી તું દુઃખી થઈ. પછી માણિભદ્ર શેઠને ત્યાં તે ધર્મારાધના, તપ-ત્યાગ આદિ કરીને ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું તેથી તું સુખી થઈ. આ માણિભદ્ર શેઠને ત્યાં તું રહી એટલે એ તારા પિતા સમાન તારા માથે છત્ર જેવા હતા. તેથી તેમનો તારા પ્રત્યેના વાત્સલ્ય ભાવના કારણે આ ભવમાં નાગકુમાર દેવ બનીને તારા માથે છત્રાકારે બગીચો રાખ્યો. તેં ખૂબ તપ-ત્યાગ કર્યા, સંતોની સેવા ભક્તિ કરી તેના ફળ સ્વરૂપે હવે તારો કર્મરોગ નાબૂદ થવા આવ્યો છે. એટલે હવે તું અનુક્રમે મોક્ષના સુખ પામીશ.

**"મુનિના મુખેથી પૂર્વભવ સાંભળી જાતિ સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું" :**

વીરભદ્રસૂરિ મહારાજના મુખેથી પોતાનો પૂર્વભવનો વૃત્તાંત સાંભળીને વિદ્યુત્પ્રભા રાણી મૂર્છા પામીને એકદમ ધરતી ઉપર ઢળી પડી. દાસ-દાસીઓ શીતળ પવન વડે તેને ભાનમાં લાવ્યા. રાણી ભાનમાં આવ્યા ત્યારે બોલે છે હે ગુરૂદેવ !

આપે જે કહ્યું તે મેં જાતિસ્મરણ જ્ઞાન વડે જાણી લીધું. અહો ! આ સંસાર કેવો વિષમ છે ! આ સંસાર ભડભડતો દાવાનળ છે. તેની જવાળાઓમાંથી મુક્ત બની ચારિત્ર અંગીકાર કરી ભવની ભાવઠ ભાંગવા ઈચ્છું છું.

**"વિદ્યુતપ્રભા વૈરાગ્ય પામવાથી દીક્ષાની આજ્ઞા માંગી"** : વિદ્યુતપ્રભા રાણી જિતશત્રુ રાજા પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે. ત્યારે રાજા કહે છે હે મહારાણી ! તમને જો સંસાર અસાર સમજીને દીક્ષા લેવાની ભાવના જાગી છે, તો હવે હું પણ શા માટે આ સંસારચક્રમાં ભમવા ગૃહસ્થાવાસમાં બેસી રહું ! જો તું પ્રવ્રજ્યા લેવા તૈયાર થઈ છે તો મારે આ સંસારમાં રહીને શું સાર કાઢવો છે ? આપણે બંને દીક્ષા લઈએ. એમ નક્કી કરીને ગુરૂદેવને વિનંતી કરી હે ભગવંત ! અમે ઘેર જઈને આ વિદ્યુતપ્રભા મહારાણીના પુત્ર મલયસુંદરકુમારને રાજ્યગાદી ઉપર સ્થાપન કરીને દીક્ષાલેવા આવીએ ત્યાં સુધી આપ અહીં સ્થિરતા કરજો. રાજા અને રાણી બંને મહેલમાં આવ્યા. મલયસુંદર પુત્રને રાજસિંહાસને સ્થાપના કરીને અનાથોને અન્ન દીનોને દાન આપીને ખૂબ લક્ષ્મી છૂટે હાથે વાપરીને ઠાઠમાઠથી રાજા રાણીએ દીક્ષા લીધી.

**"બંને આત્માઓ સાધનામાં લીન બન્યા"** : જિતશત્રુ રાજા હવે રાજા મટીને રાજર્ષિ બન્યા. ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું અને ઘણાં જીવોને પ્રતિબોધ પમાડયો. ગુરૂએ તેમને આચાર્ય પદવી આપીને પોતાના પટ્ટધર બનાવ્યા. આ તરફ વિદ્યુતપ્રભા સાધ્વીજી પણ ખૂબ જ્ઞાન પ્રાપ્ત કરી પ્રવર્તિની બન્યા. અને ગ્રામાનુગ્રામ વિચરીને અનેક જીવોને પ્રતિબોધ પમાડી અંતિમ સમયે અનશન કરીને સમાધિપૂર્વક કાળધર્મ પામી દેવલોકમાં દેવ થયા. હવે ત્યાંથી ચ્યવીને મનુષ્યભવ પ્રાપ્ત કરીને મોક્ષના સુખ પામશે. વધુ ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં. ૨૨

**અષાડ વદ અમાસ ને સોમવાર** — તા. ૨૬-૭-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની ભગવંતે ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવી, પછી ભવ્ય જીવો સમક્ષ આગમ વાણી રજુ કરી. જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનની વાત ચાલે છે. મહાબલરાજાને છ મિત્રો હતા. તેઓ બધા સાથે બેસીને ધર્મની કથા ચર્ચા વિચારણા કરતા હતા. જે કંઈ કરે તે બધું સાથે કરવું તેવો તેમણે નિશ્ચય કર્યો હતો. સમજણપૂર્વકની કરેલી ધર્મારાધના ઉત્તમ ફળ આપનારી છે.

બંધુઓ ! આજે કેટલાક આત્માઓ ઉત્તમ લાભદાયી દેવ-ગુરૂ અને ધર્મની આરાધના કરે, સદગુરૂઓનો સમાગમ કરે છતાં ઈર્ષ્યા, નિંદા, દ્વેષ છોડતા નથી. દોષ દષ્ટિના કારણે ઉત્તમ આરાધના કરવા છતાં જીવ વિરાધક બને છે. કેટલાક આત્માઓ ધર્મક્રિયાઓની વિધિ કરવામાં પ્રમાદ કરે છે, બેદરકારી રાખે છે તેથી પણ આત્મા વિરાધક બને છે. કેટલાક આત્માઓ આચારમાં શિથિલતા કરી પાછો પોતાનો બચાવ કરવા એ દોષોને દેશ કાળના નામે ચઢાવીને પોતાનો ખોટો બચાવ કરે છે. તેવા આત્માઓ પણ વિરાધકની કોટીમાં આવે છે. આવી વિરાધના જીવને ધર્મના ફળથી વંચિત રાખે છે. અને આવી વિરાધના કરવાથી સંસારની વૃધ્ધિ થાય છે. તેના કારણે જીવને દુર્ગતિમાં જઈને અનેક વિધ દુઃખો સહન કરવા પડે છે. મોક્ષમાં લઈ જનારી ઉત્તમ ક્રિયાઓ અને શુભ અનુષ્ઠાનો કરતાં પણ આત્મા વિરાધક ભાવને પામી સંસારમાં રખડપટ્ટી કરે છે. અને જન્મ-મરણની પરંપરા વધારે છે. ઉત્સૂત્રની પ્રરૂપણા કરનાર પણ અનંતો સંસાર વધારે છે. જેવી વિરાધના તેવું ફળ મળે છે. તેમજ ઘણીવાર જીવ પ્રમાદમાં પડીને પણ સંસારની વૃધ્ધિ કરે છે. માટે હવે આવું ઉત્તમ મનુષ્યપણું પામીને એ ખાસ ખ્યાલ રાખવાની જરૂર છે કે ભલે મારાથી ધર્મની આરાધના કદાચ ઓછી થાય તેની હરકત નહિ પણ જો ભૂલેચૂકે વિરાધના કરીશ તો મારે અનંતકાળ સુધી જન્મ-મરણના ચકરાવે ચઢી ભવમાં ભમવું પડશે. સમકિત દૃષ્ટિ આત્માને ભવભ્રમણ ખટકે છે એટલે તે વિરાધનાથી અટકે છે. એને આરાધકપણું ગમે છે, વિરાધકપણું ગમતું નથી.

રાયપ્રસેણી સૂત્રમાં પરદેશી રાજાનો અધિકાર આવે છે, એ સૂત્ર વાંચતાં આપણું હૃદય પીગળી જાય છે. એ પરદેશી રાજા એક વખત કેવા ક્રૂર હતા ! ચકલાની જીભો ખેંચી નાંખતા. લોહીથી ખરડાયેલા જેના હાથ રહેતા હતા. આવા પરદેશી રાજાને એક વખત કેશીસ્વામીનો સમાગમ થયો ને જીવન પલ્ટાવી નાંખ્યું. હિંસક મટીને અહિંસક બન્યા. પરદેશી મટીને સ્વદેશી બન્યા પાપી મટીને પુનિત બન્યા. છઠ્ઠના પારણે છઠ્ઠ એમ ૧૩ છઠ્ઠ કર્યા. તેર છઠ્ઠ અને તેર પારણાં થઈને ૩૯ દિવસની એમની સાધના હતી. પતિ ધર્મ ઢીંગલો બની ગયો. હવે કંઇ ભૌતિક સુખ આપતો નથી. સ્વાર્થ સર્યો એટલે સૂરિકંતારાણીએ તેમને તેરમા છઠ્ઠના પારણાને દિવસે ઝેર આપ્યું. ખાવામાં, કપડામાં બધામાં ઝેર નાંખી દીધું. રાજાને ખબર પડી કે મને ઝેર આપ્યું છે છતાં રાણી ઉપર નામ માત્ર રોષ નહિ. પોતાના કર્મનો ઉદય માની સમતાભાવમાં સ્થિર બની સંથારો કરીને બેસી ગયા. એ તો સંસારી હતા, ધર્મના માર્ગે ચઢવાની શરૂઆત હતી છતાં કેટલી સમતા ને કેવી ઉત્કૃષ્ટ તેમની આરાધના ! આવી સમતા સાધુને રહેવી પણ મુશ્કેલ છે. સાધુના દશ ધર્મ છે. તેમાં પહેલી

ક્ષમા છે. પરંતુ વર્ષોથી દીક્ષા લીધી હોવા છતાં સમય આવે એવી સમતા રાખવી મુશ્કેલ દેખાય છે.

અપૂર્વ ક્ષમાને ધારણ કરનાર પરદેશી રાજા કાળધર્મ પામીને પહેલા દેવલોકમાં સૂર્યાભ નામના વિમાનમાં સૂર્યાભ નામે દેવ થયા. તે સૂર્યાભદેવ પ્રભુના દર્શન કરવા ગયો. ત્યાં પ્રભુને વંદન કરીને પૂછે છે કે હે ભગવાન! હું આરાધક છું કે વિરાધક? મારે તમને એ વાત સમજાવવી છે કે સમકિતદૃષ્ટિ આત્માને આરાધકપણું ગમે છે પણ વિરાધક ભાવ ગમતો નથી. વિરાધનાથી તે દૂર ભાગે છે. તો બંધુઓ! મહામુશીબતે આ માનવભવમાં ધર્મારાધના કરવાની અમૂલ્ય તક મળી છે તેમાં પણ સંસારની જંજાળમાંથી માંડ બે-ચાર ઘડી ધર્મારાધના કરવાનો સમય મળે છે. એ આરાધના કરવાના સમયે પણ જો વિરાધના કરી તો આત્માની કેવી કફોડી દશા થશે? માટે સમજો. આવો ઉત્તમ મનુષ્ય જન્મ વારંવાર મળવો મુશ્કેલ છે. તેમાં વિરાધના કરીને જો ભવભ્રમણ વધારશો તો પછી આ મનુષ્યભવ મળવો મુશ્કેલ છે.

મનુષ્યભવ દેવોને પણ દુર્લભ છે. તે કઈ અપેક્ષાએ દુર્લભ છે તે સમજાવું. જેમ જે વસ્તુના ઉમેદવાર વધારે તેમ તે સ્થાનમાં ચાન્સ ઓછો. દેવગતિના ઉમેદવાર કરતાં મનુષ્યગતિના ઉમેદવાર ઘણાં છે. કારણ કે નારકી-દેવતા મરીને દેવ થાય નહિ. એકેન્દ્રિયથી ચૌરેન્દ્રિય જીવો તથા અસંજ્ઞી જીવો દેવતામાં ન જાય. સંજ્ઞી પચેન્દ્રિયનો અમુક ભાગ દેવલોકે જાય એટલે દેવ ગતિ માટે અરજદાર ઓછા કહેવાય ને? હરીફ ઉમેદવાર માત્ર સંજ્ઞી પચેન્દ્રિયમાં ગણત્રીના છે. જ્યારે મનુષ્યો નારકી-દેવતા બધા મનુષ્ય થાય. એકેન્દ્રિય (તેઉ-વાઉ) વર્જીને, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચૌરેન્દ્રિય, અસંજ્ઞી પચેન્દ્રિય, સંજ્ઞી પચેન્દ્રિય બધા મરીને મનુષ્ય થાય. એટલે મનુષ્યપણા માટે હરીફ ઉમેદવારો વધારે અને દેવતા માટે હરીફ ઉમેદવારો ગણ્યાગાંઠયા છે. મનુષ્યપણા માટે જે ઉમેદવારો છે તેનો ઘણો અલ્પ ભાગ પણ દેવપણા માટે લાયકાત ધરાવતો નથી, તેથી દેવપણું પામવા માટે હરીફ ઉમેદવારો ઘણાં ઓછા ને મનુષ્યપણાંના માટે હરીફો ઘણા છે.

બીજી અપેક્ષાએ વિચાર કરીએ તો જેમાં ઘણી જગ્યા હોય તે મળવાનો ચાન્સ સહેજે, જગ્યા ઓછી હોય તે મળવાનો ચાન્સ ઘણો ઓછો, મનુષ્ય કેટલા છે? ગર્ભજ મનુષ્ય સંખ્યાતા છે. ઓછામાં ઓછી સંખ્યા હોય તો તે મનુષ્યની. ગર્ભજ મનુષ્ય કરતાં દેવપણાંના સ્થાન અસંખ્યાત ગુણા છે. મનુષ્યના સ્થાનકો મુઠ્ઠીભર છે. એટલે કે જેના ઉમેદવારો ઘણાં છે તેનાં સ્થાન ઘણાં ઓછાં છે. ઉમેદવાર ઘણાંને સ્થાન ઓછાં તે બેમા મુશ્કેલ કયું? ગર્ભજ મનુષ્યના સ્થાન સંખ્યાતા હોવાના કારણે તેમાં આવવું મુશ્કેલ છે. મનુષ્યપણું હરીફની અપેક્ષાએ ઘણું ઓછું મળે તેવું છે.

તે સાથે દુનિયામાં સમધારણ રહેવું મુશ્કેલ છે. પ્રકૃત્તિએ પાતળા કષાય તે સમધારણ મુશ્કેલ. જ્યારે દેવતામાં ઉત્પન્ન થવા માટે ચાર કારણમાં અકામ નિર્જરા (વગર ઈચ્છાએ દુઃખ વેઠવું) તે સ્વાભાવિક છે. પણ પ્રકૃત્તિએ કષાયોને પાતળા કરવા તે મુશ્કેલ છે. દેવતાપણાના કારણ પરાધીનતાએ પણ મળી જાય છે ત્યારે મનુષ્યપણાના કારણ પરાધીનતાએ મળતાં નથી. એટલે જ્ઞાની કહે છે કે મનુષ્યપણું દેવપણાથી પણ મુશ્કેલ છે. તેને શા માટે એળે ગુમાવો છો? આ જીવની દશા કેવી છે?

**બચાવી જે ભવોભવથી, મળી છે આ ભવે મૂડી,**
**વિચારીને કરું ધંધો, કમાણી થાય તો રૂડી,**
**પરંતુ મોજ કરવામાં, મૂડીને હું ઉડાવું છું,**
**મળ્યો છે આ જન્મ મોંઘો, નકામો હું ગુમાવું છું,**
**સરોવર હંસને પ્યારું, કીચડમાં હું ઘુમાવું છું**
**ઓ... મળ્યો છે આ જન્મ...**

ભવોભવ સાધના કરી પુણ્ય રૂપી મૂડી ભેગી કરીને જીવ મનુષ્ય જન્મ પામ્યો છે. પણ અજ્ઞાન દશાને કારણે એ માનવભવની મોંઘી મૂડીને મોજ માણવામાં સાફ કરી નાંખે છે. જેમ અજ્ઞાન બાળકો રેતીના ઢગલા બનાવીને રમત રમે છે. એ રેતીમાંથી એક મૂઠી રેતી બીજો છોકરો લઈ જાય તો બાળકો સામાસામી લડે, ધુળ ઉછાળે, પથરા ફેંકે ને લડે. એ જોઈને તમને હસવું આવે છે. પણ વિચાર કરો! તમે એનાથી ઉતરો તેમ નથી. છોકરાની રમત પૂરી થતાં રેતીના ઢગલાં ત્યાં ને ત્યાં પડી રહે છે, તેમ તમે પણ રેતી, ચુનો, ઇંટ, લોખંડ નાંખીને લાખો રૂપિયાના બંગલા બંધાવો છો તે આ જિંદગીની ૨૫-૫૦ કે ૧૦૦ વર્ષની રમત રમવા માટે ને? છોકરા રમત કરતાં એક મૂઠી રેતી માટે લડયા, ઝઘડયા મારામારી કરી અને રમત પૂરી થતાં પોતાને ઘેર ચાલ્યા ગયા. ને રેતીના ઢગલા ત્યાં પડી રહ્યા. તેમ આ સંસારમાં જન્મેલા પ્રત્યેક માનવીને એક દિવસ આ બધું છોડીને જવાનું છે. આ ઘર-બાર, પૈસા મેળવવા માટે જે પાપો કર્યા તે સાથે લઈને જીવને એકલાને જવાનું પણ જેને માટે પાપ બાંધ્યું એ તો બધું અહીં પડી રહેવાનું છે ને? એ તમને વળાવવા ગામના પાદર સુધી પણ નહિ આવે. તેને માટે કેટલી જહેમત ઉઠાવી છે!

આ બધું છોડીને જેટલો સમય મળે તેટલી ધર્મની આરાધના કરો તો કેટલો લાભ થાય! આરાધના કરીને જે કમાણી કરે તે સાથે આવવાની છે. પણ એક વાત ધ્યાનમાં રાખજો કે આરાધના કરતાં વિરાધના ન થાય. અરે, ઘણાં તો એવા માણસો છે કે જે વિરાધના કરીને વિરાધનાને આરાધનામાં ખંતવી વિરાધનાનું પોષણ કરે છે. તેથી અનંતો સંસાર વધારી દે છે. ઘણી વખત ઉત્સર્ગ અપવાદના

નામે શિથિલાચારનું પોષણ કરવામાં આવે છે. તે પણ બરાબર નથી. પોતાની ઉણપને ઉણપ તરીકે સ્વીકારનાર હજુ આરાધક છે, પણ પોતાની ઉણપને ઢાંકવી ને તેનો બચાવ કરવો એ તો મહાવિરાધના છે. ઘણી વિરાધના કરવા કરતાં થોડી આરાધના સુંદર ફળ આપે છે. જેમ ખુલ્લા પગે ચાલનાર માણસ મને કાંટા-કાંકરા ન વાગી જાય તેનો ખ્યાલ રાખીને નીચું જોઈને ચાલે છે. તે રીતે આપણને વર્તમાન કાળમાં વિરાધનાના કાંટા ન વાગે તેનો ખ્યાલ રાખીને ઉપયોગ પૂર્વક આરાધના કરવાની.

દેવાનુપ્રિયો ! આ વાત ખૂબ સમજવા જેવી છે. વિરાધના તો ઘડી બે ઘડીની અને તેના કડવા ફળ લાંબા સમય સુધી ભોગવવા પડે છે. માટે બને તેટલી આરાધના કરો પણ વિરાધના ના થાય તેનો ખ્યાલ રાખો. ઘણીવાર ધર્મના શુભ અનુષ્ઠાનો પણ અયોગ્ય આત્મા માટે વિરાધનાનું કારણ બની જાય છે. જેમ કે દેવ-ગુરૂ અને ધર્મ ઉપર વારંવાર શંકા કરવી. આ મારા ગુરૂ અને આ મારા નહિ એવો ભેદભાવ રાખનારા, વિના કારણે બીજાના દોષો જોનારા, નિંદાકુથલી કરનારા, પોતાના માનેલા ગુરૂમાં દેખીતા દોષોને ઢાંકનારા ને બીજા પવિત્ર સંતોમાં દોષ ન હોવા છતાં તેમને દોષિત ઠરાવનારા, આવા આત્માઓ સિધ્ધાંતમાં ભગવાને કહેવા પ્રમાણે તપ-ત્યાગ આદિ ક્રિયાઓ કરવા છતાં પણ વિરાધક બને છે એટલે તેમના માટે સંવરનું સ્થાન પણ આશ્રવનું સ્થાન બની જાય છે. આચારંગ સૂત્રમાં ભગવાન ફરમાવે છે કે.

'जे आसवा ते परिसवा, जे परिसवा ते आसवा ।'

કંઈક એવા આરાધક આત્માઓ છે કે જેમના માટે આશ્રવના સ્થાનો પણ સંવરના સ્થાન બની જાય છે ને વિરાધક આત્મા માટે સંવરનું સ્થાન પણ આશ્રવનું સ્થાન બની જાય છે. અરિસાભવન એ તો આશ્રવનું સ્થાન હતું ને ? છતાં ભરત ચક્રવર્તિને માટે સંવરનું સ્થાન બની ગયું. સંવર ભાવમાં ચઢતાં અનિત્ય ભાવના ભાવતાં તેમાં લીન બન્યા ને ત્યાં ને ત્યાં કેવળજ્ઞાન અને કેવળદર્શન પામી ગયા.

જ્યારે ઉત્તરાધ્યયન સૂત્રની ૮૪ કથામાં એક કુલવાલક મુનિનું ઉદાહરણ છે. તે કુલવાલક મુનિએ ગુરૂની અશાતના કરી, અવિનીતપણે વિરાધકભાવને પામી સદ્દગુરૂનાં સમાગમમાં આવવા છતાં આરાધક બની શક્યા નહિ પણ વિરાધક બનીને દુર્ગતિમાં ચાલ્યા ગયા. માટે બંધુઓ ! આરાધક બનીને ધર્મની આરાધના કરવામાં આવશે તો ફળદાયક બનશે. દેવ-ગુરૂ અને ધર્મની આરાધનાપૂર્વક ઉપાસના કરીને અનંતા જીવો આ અગાધ સંસારને તરી ગયા છે અને અનંત આત્માઓ વિરાધના કરીને સંસાર સાગરમાં ડૂબી ગયા છે.

પ્રતિક્રમણમાં પાંચમું શ્રમણસૂત્ર બોલતાં શું બોલીએ છીએ ?

"अब्भुट्ठिओमि आराहणाए, विरओमि विराहणाए।" આરાધના માટે હું તૈયાર થયો છું ને વિરાધનાથી વિરામ પામું છું. એનો આશય એ જ છે કે રોજ આ સૂત્ર બોલાય તો આત્મા આરાધનામાં ઉદ્યમવંત રહે ને વિરાધનાથી વિરામ પામે એટલે અટકે. સમવાયંગ સૂત્રમાં પણ ભગવંતે કહ્યું છે કે સૂત્ર સિધ્ધાંતની વિરાધના કરીને અનંતા જીવો ચતુર્ગતિ સંસારમાં ભમ્યાં છે, વર્તમાન કાળે સંખ્યાતા જીવો વિરાધના કરીને ભમે છે અને ભવિષ્યકાળમાં અનંતા જીવો વિરાધના કરીને ભમશે. અને સિધ્ધાંતની આરાધના કરીને ભગવાનની આજ્ઞા મુજબ આચરણ કરીને ભૂતકાળમાં અનંતા જીવો સંસાર સાગરને તરી ગયા. વર્તમાનકાળમાં સંખ્યાતા આત્માઓ તરે છે ને ભવિષ્યમાં અનંતા આત્માઓ તરી જશે.

બંધુઓ! આ વાત ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે વિરાધના કેટલી ભયંકર છે ને આરાધના કેટલી કલ્યાણકારી છે. માટે આ દુર્લભ માનવભવ પામીને બને તેટલી આરાધના કરીને માનવ જીવનને ઉજ્જવળ બનાવો. આજે મેં આરાધના ઉપર આટલો બધો ભાર શા માટે મૂકયો છે? તેનું કારણ એ છે કે ઘણાં જીવો વિરાધના ડગલે ને પગલે કરી રહ્યા છે. આવો ઉત્તમ મનુષ્યભવ, અને વીતરાગનો સુંદર ધર્મ પામ્યા છતાં જો આરાધના ન થાય તો માનવ જન્મ નિષ્ફળ જાય ને ભવિષ્યમાં ભવમાં ભમવાનું અટકે નહિ.

હવે આપણી મૂળ વાત ઉપર આવીએ. મહાબલરાજાએ પોતાના છ મિત્રો સાથે નિર્ણય કર્યો કે આપણે સંસાર સબંધી જે કંઈ કાર્ય કરીએ કે ધર્મની આરાધના કરીએ બધું ભેગા થઈને કરવું. છ મિત્રોએ કહ્યું– હે મહાબલ રાજા! આપણે ઉંમરમાં તો સમાન છીએ પણ આપ સમૃધ્ધિથી, બુધ્ધિથી, બળથી ને ગુણથી અમારાથી મોટા છો એટલે આપ અમારા હેડ છો. આપ જે કરશોને આપ જે કહેશો તેમ અમે કરીશું. આ પ્રમાણે નિશ્ચય કર્યો ને એકમેક થઈને આનંદથી રહેતા હતા. ત્યાં શું બને છે.

**तेणं कालेणं तेणं समएणं धम्मघोस थेरा जेणेव इंद कुंभे उज्जाणे तेणेव समोसढे।**

તે કાળને તે સમયે ધર્મઘોષ નામના સ્થવિરમુનિ ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા એક દિવસ વીતશોકા નગરીની બહાર ઈન્દ્રકુંભ નામના ઉદ્યાનમાં પધાર્યા. સંત પધાર્યાના સમાચાર મળતાં મહાબલ રાજાના રોમેરોમમાં આનંદ થઈ ગયો. એમનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. જેમ ઈલેકટ્રીક કરંટ લાગે ત્યારે આખા શરીરમાં ઝણઝણાટી થાય છે તેમ મહાબલ રાજાને સંત પધાર્યાની વધામણી મળતાં સંત દર્શન કરવા માટે હૃદય વીણાના તાર ઝણઝણી ઉઠયા. તે સિંહાસન ઉપરથી ઉભા થઈ ગયા.

દેવાનુપ્રિયે ! તમને કોઇ કહે કે વજુભાઈ! ઉપાશ્રયમાં મહાસતીજી પધાર્યા છે તો સોફામાં બેઠા હો તો ઉભા થઈ જાઓ કે બેસી રહો ? શ્રેણીક રાજાને જ્યારે જ્યારે ભગવાન મહાવીર પધાર્યાના સમાચાર મળતાં ત્યારે ત્યારે સિંહાસનેથી ઉભા થઈને ભગવાન જે દિશામાં હોય તે દિશામાં તિકખુત્તોનો પાઠ ભણીને વંદન કરતા. હા, તમે ઉપાશ્રયમાં હો તે સમયે સંત સતીજીને આવતા જુઓ કે ઉભા થઈ જાવં. પણ ઘેર સમાચાર મળે તો ઉભા ન થાઓ. કારણકે હજુ એટલો ઉલ્લાસ નથી. હા, તમારી દુકાનમાં વહેપારી આવે તે વખતે દૂરથી આવતા દેખો તો સોફા ઉપરથી ઉભા થઈને સામા જાઓ, હાથમાં હાથ મિલાવો ને પધારો કહીને સ્વાગત કરો. પછી ભલે ને એ મચ્છી ખાતો હોય, પણ જ્યાં તમને કમાવાનું મળે છે ત્યાં કેટલો વિનય વિવેક કરો છો ! કેટલી નમ્રતા બતાવો છો ! આટલો વિનય કે વિવેક દેવ–ગુરૂની ભક્તિ માટે આવે તો કામ થઈ જાય.

મહાબલ રાજાને વનપાલક ધર્મઘોષમુનિ પધાર્યાની વધામણી આપવા આવ્યો. તેને રાજાએ સોનામહોરોથી નવરાવી દીધો. તમને નાનો છોકરો કહેવા આવે કે બાપુજી....બાપુજી ! મહાસતીજી પધાર્યા છે. એવા સમાચાર દેવા આવે તો તેને રાજી કરો કે નહિ ? ત્યાં તો બહુ સારું બેટા–કહીને પતાવી દો. પણ કોઈ એવા સમાચાર દેવા આવે કે તમારા દીકરાને ઘેર દીકરો આવ્યો તો રાજી રાજી થઈ જાવ ને પાંચ–દશની નોટ આપી દો. આ બતાવે છે કે તમને સંસાર પ્રત્યેનો કેટલો પ્રેમ છે ! દેવ–ગુરૂ અને ધર્મનું નામ પડતાં ધર્મીષ્ઠ આત્માની છાતી ગજગજ ફુલે.

ધર્મીષ્ટ આત્મા દેવ–ગુરૂ અને ધર્મ પ્રત્યે પૂરો વફાદાર હોવો જોઈએ. દેવ–ગુરૂ અને ધર્મ માટે અવસરે પ્રાણ પાથરનારો હોય, એના હૈયામાં દેવ–ગુરૂ–ધર્મનું પ્રથમ સ્થાન હોય. એ ગમે ત્યારે ને ગમે ત્યાં હોય પણ દેવ–ગુરૂ–ધર્મને કદી ભૂલે નહિ. દેવ–ગુરૂ અને ધર્મનો અનુરાગી હોય. દેવ–ગુરૂ–ધર્મનો રાગ એ પ્રશસ્ત રાગ છે. એ રાગથી સંસારનો રાગ કપાઈ જાય છે. કારણ કે પ્રશસ્ત રાગ એ અપ્રશસ્ત રાગને કાપનાર છે. મોહનીય કર્મને શિથિલ બનાવે છે. ટૂંકમાં દેવ–ગુરૂ અને ધર્મની ભક્તિથી કર્મના ભૂક્કા થઈ જાય છે.

મહાબલ રાજા દેવ–ગુરૂ અને ધર્મના અનુરાગી છે. તે ધર્મઘોષ અણુગાર ઉદ્યાનમાં પધાર્યાના સમાચાર સાંભળીને દર્શને જવા તૈયાર થાય છે. નગર જનોને ખબર પડતાં તેઓ પણ સંતના દર્શને જવા તૈયાર થયા.

"परिसा णिग्गया महब्बलो वि राया णिग्गयाओ धम्मोकहिओ।"

મહાબલ રાજા પોતાના પરિવાર સાથે ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં ગયા. નગર જનો ખૂબ મોટી સંખ્યામાં આવ્યા છે. આવી પરિષદમાં ધર્મઘોષ અણુગારે ધર્મની ઘોષણા કરી.

ભવ્ય જીવો વીતરાગવાણી સાંભળવા એકાગ્ર ચિત્ત કરીને બેઠા છે. મુનિના મુખેથી હૃદયસ્પર્શી વાણીનો પ્રવાહ છૂટયો....હે ભવ્ય જીવો! અનંતકાળથી પૈસાને પરમેશ્વર માનીને બેઠા છો, ધનની ધમાલમાં ધર્મને ભૂલીને સંસારમાં ઝુલી રહ્યા છો પણ યાદ રાખજો કે પૈસો જીવને ડૂબાડશે ને પરમેશ્વર તારશે. ધન ડૂબાડશે ને ધર્મ તારશે. જો સંસારના ખાડામાં પડયા રહેશો તો મોક્ષ નહિ મળે. આવો ખૂબ સુંદર ધર્મનો ઉપદેશ આપ્યો.

બંધુઓ! જૈનના મુનિઓના જેવો ત્યાગ બીજે કયાંય નથી. પોતે સંસારના બંધનો તોડી, કંચન-કામિનીનો ત્યાગ કરીને નીકળી જાય છે પછી ઉપદેશ આપે છે. જેના રોમ રોમમાં ત્યાગ હોય, જે વીતરાગ પ્રભુની આજ્ઞાનું પાલન કરતા હોય તેમની વાણીની જલ્દી અસર થાય છે. જૈનના સંતોનો જે ત્યાગ છે તેના જેવો ત્યાગ બીજે ક્યાંય નથી હોતો. છતાં કોઈ કોઈ અન્ય ધર્મના સંતોમાં રાગનો ત્યાગ અને કષાયનો ત્યાગ જોવામાં આવે છે. છતાં પણ તેઓ વિરતિધર નહિ હોવાથી બાલ સાધુ કહેવાય છે. એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક ગામના બાદશાહને એક વખત વિચાર થયો કે મેં રાજવૈભવ ઘણો ભોગવ્યો હવે મારે આ રાજવૈભવનો ત્યાગ કરી ખુદાની બંદગી કરવા માટે ફકીરી લેવી છે. પણ ફકીરી લઈને મારા રાજ્યમાં રહીશ તો મારી પ્રજા 'એમ કહેશે કે આ તો આપણા બાદશાહ છે. એટલે મને સૌ આદર સત્કાર આપશે. બધા મારી પાસે આવીને બેસશે. એટલે મારાથી ખુદાની બંદગી સારી રીતે કરી શકાશે નહિ. માટે હું ક્યાંક દૂર જઈને ફકીર બનું. એમ વિચાર કરી પોતાના પુત્રને ગાદીએ બેસાડી બાદશાહ પોતાના ગામથી ઘણે દૂર ચાલ્યા ગયા. અને ત્યાં રહી એકાંતમાં જઈને ફકીર બની ગયા. જંગલમાં, ખંડેરોમાં રહેવા લાગ્યા. ત્યાં રહી આસપાસના ગામડામાંથી ભિક્ષા લાવીને લૂખું-સૂકું ખાઈને ખુદાની બંદગીમાં મસ્ત બનીને રહેતા હતાં. આ રીતે બાદશાહને ફકીર બન્યા બાર વર્ષો ચાલ્યા ગયા.

બાદશાહનું શરીર સૂકાઈ ગયું. કોઈ ઓળખી ન શકે એવું થઈ ગયું. આ બાદશાહના મનમાં એમ થતું કે મને કોઈ ઓળખી ન જાય તો સારું. કારણ કે એને માન-સત્કારની પડી ન હતી. આજે કંઈક અજ્ઞાની જીવો સંસાર ત્યાગીને સાધુ બન્યા પછી એમ માને છે કે મારી પાસે લોકો વધુ કેમ આવે? મારા ભક્તો કેમ વધે? ત્યારે જ્ઞાની કહે છે કે આત્મસ્વરૂપની પિછાણ કરવા નીકળેલા સાધુને દુનિયાની ઓળખનો મોહ શા માટે હોવો જોઈએ? આ ઓળખાણનો મોહ આત્માને મોક્ષમાં જતો અટકાવે છે. આ બાદશાહને ઓળખાણનો બિલકુલ મોહ નથી.

એક દિવસ ફકીર બનેલા બાદશાહના મનમાં વિચાર થયો કે મને ફકીર બન્યા બાર બાર વર્ષો પૂરા થયા પણ હજુ સુધી મને મારા ગૃહસ્થ જીવનના વૈભવ વિલાસોનું સ્મરણ સરખું પણ થયું નથી. પણ હજુ વધુ ચોકસાઈ માટે મારા નગરમાં જાઉં, નગરના માણસોને જોઉં. ત્યાં મને સંસારનું એક પણ સ્મરણ થતું નથી ને ? ત્યાં મને કોઈ ઓળખતું નથી ને ? તેની ખાત્રી કરું. આ ફકીર પોતાના નગરમાં આવ્યા, દરરોજ નગરમાં ભિક્ષા લેવા માટે જાય છે. ભિક્ષા લાવીને નગર બહાર ખંડીયેર જેવા મકાનમાં જઈને રહે છે. શરીર એવું સૂકાઈને લાકડા જેવું થઇ ગયું છે કે નગરીનો એક પણ માણસ બાદશાહને ઓળખી શકતો નથી. લગભગ પંદર દિવસો આ રીતે વીતી ગયા. એક દિવસ ફકીર નગરમાં ભિક્ષા લેવા માટે નીકળ્યા. ત્યારે એક હોંશિયાર માણસની દૃષ્ટિ ફકીર ઉપર પડી. તેના મનમાં થયું કે માનો ન માનો પણ આ આપણાં બાદશાહ છે. આટલું મોટું રાજ્ય છોડીને ફકીરી લીધી તો હવે હું જોઉં કે તેમનો ત્યાગ અંતરનો છે કે દુનિયાને દેખાડવાનો ! આ રીતે એને પરીક્ષા કરવાનું મન થયું.

**" ફકીરીમાં મસ્ત બનેલા બાદશાહની કરેલી પરીક્ષા " :** તેથી તે માણસ બાદશાહની પાછળ પાછળ ખંડેરમાં ગયો. ત્યાં જઈ ફકીરના ચરણમાં પડીને વિનયપૂર્વક બે હાથ જોડીને વિનંતી કરી કે સાહેબ ! આપ મારે ઘેર ભિક્ષા લેવા પધારજો. ખૂબ વિનંતી કરી એટલે કહ્યું. આજે તો ભિક્ષા આવી ગઈ છે હવે કાલે વાત. બીજે દિવસે તે ફકીર પેલા માણસની સાથે તેને ઘેર ભિક્ષા માટે જવા નીકળ્યા. હજુ પેલા માણસનું ઘર અડધો માઈલ દૂર હતું. ત્યાં એકદમ તે માણસે ગુસ્સો કરીને ફકીરને કહ્યું કે શું, તું મારા માટે ફકીર બન્યો છું ? હરામનું ખાવા નીકળી પડયો છે ? અમારા ચામડા તૂટી જાય છે ત્યારે રોટી મળે છે. ચાલ્યો જા અહીંથી રોટી નહિ મળે. આવા કડક શબ્દો કહીને પેલા માણસે ફકીરનું અપમાન કર્યું છતાં પેલા ફકીરના મનમાં પણ ક્રોધ ન આવ્યો. સ્હેજ પણ ગુસ્સો કર્યા વિના ખૂબ મીઠાશથી કહ્યું– " અચ્છા બેટા ! અબ મૈં વાપસ જાતા હૂં " એમ કહીને સ્હેજ પણ ખેદ કર્યા વિના ફકીર પોતાના સ્થાનમાં આવીને બેસી ગયા.

બીજે દિવસે પેલો માણસ પાછો ફકીર પાસે આવ્યો. ગઈ કાલે મેં આપનો અવિનય કર્યો છે તેની હું ક્ષમા માંગું છું. ફરીને ભિક્ષા લેવા આવવા માટે વિનંતી કરીને કહ્યું કે આપ આજે મારે ઘેર પધારો તો હું જમીશ. એટલે ફકીરે કહ્યું કે " અચ્છા બેટા ! મૈં આઉંગા " એમ કહીને ફકીર પેલા માણસની સાથે ભિક્ષા લેવા માટે નીકળ્યા. ઘર થોડું દૂર રહ્યું એટલે ગઈ કાલની માફક આજે પણ તેમનું અપમાન કરીને કાઢી મૂકયા. વળી પાછો ત્રીજે દિવસે અવિનય કર્યાની માફી માંગીને ભોજન માટે આમંત્રણ આપી આવ્યો ને ફકીર ભિક્ષા લેવા માટે પણ ગયા.

**"ક્ષમાના ઝુલે ઝુલતા અવધૂત"** : બંધુઓ! કેટલી ક્ષમા હશે! ક્રોધને કેટલો જીત્યો. હશે! તો જ આ રીતે રહી શકાય ને? આ રીતે એકત્રીશ દિવસ સુધી પરીક્ષા ચાલી છતાં ફકીરના મન ઉપર સ્હેજ પણ રોષ ન મળે. તે મનમાં એક વિચાર કરવા લાગ્યા કે બાર વર્ષ પછી મારી ફકીરીની આ પરીક્ષા છે. વિદ્યાર્થી સ્કુલમાં વર્ષ સુધી ભણે છે પણ પરીક્ષા ન હોય તો ભણતરની કિંમત શી? તેમ મેં ફકીરી લીધા પછી પરીક્ષા ન થાય તો ખબર કયાંથી પડે કે મારામાં કેટલી ક્ષમા છે! સમય આવે સમતા ન છૂટે તો હું સાચો ફકીર છું. તે પોતાના આત્માને કહેતા કે હે આત્મા! તારી બાર વર્ષની ફકીરીની આ પરીક્ષા ચાલે છે. જો જે ડગતો નહિ. એકવીસ દિવસ થયા પણ ફકીરને અણુમાં પણ ક્રોધ ન આવ્યો. ત્યારે પેલો માણસ તેમના ચરણમાં પડી ગયો. ને કહેવા લાગ્યો. હે મહાત્મા! તમે તો ખુદાના પણ ખુદા છો. મેં આપને ખૂબ હેરાન કર્યા. મને માફ કરો. એમ કહીને રડવા લાગ્યો. ત્યારે ફકીરે કહ્યું. બેટા! તેં મને બિલકુલ હેરાન નથી કર્યો પણ મને મારી ફકીરીમાં મજબૂત બનાવ્યો છે. રડીશ નહિ. એમ કહીને તેને શાંત કર્યો. પછી તેના ખૂબ આગ્રહથી તેને ઘેરથી ભિક્ષા લીધી. ને તેના માથે હાથ મૂકીને કહ્યું – "બેટા! જીવનમેં અચ્છા કામ કરના, કિસીકા બૂરા મત કરના." એટલું કહી પોતાના સ્થાનમાં આવીને ખુદાની બંદગીમાં મસ્ત બની ગયા.

હવે ફકીરના મનમાં નિશ્ચય થયો કે આખા નગરમાં ફર્યો, મારા રાજમહેલ જોયા, નગરજનોને જોયા પણ મને કોઈનું સ્મરણ સતાવતું નથી. વળી આટલું અપમાન થવા છતાં ક્રોધ ન આવ્યો તો હવે મારામાં ફકીરીને શોભે તેવા ગુણો આવ્યા છે. હવે મને વાંધો નહિ આવે. મારા આત્માનું કલ્યાણ થશે.

બંધુઓ! જ્યાં સુધી આપણને કષાયનું નિમિત્ત ન આવે ને ક્રોધ ન કરીએ ત્યાં સુધી કષાય ઉપર વિજય મેળવ્યો ન કહેવાય. પણ ક્રોધનું પ્રબળ નિમિત્ત મળતાં છતાં ક્રોધ ન આવે તો ક્રોધને જીત્યો કહેવાય. આ ફકીર બનેલા બાદશાહે ફકીર બન્યા ત્યારથી નક્કી કર્યું હતું કે ગમે તેવો પ્રસંગ આવે પણ મારે ક્રોધ કરવો નહિ કારણ કે ક્રોધ એ ભયંકર રાક્ષસ છે. આત્માના ગુણોને ખાઈ જાય છે. પ્રીતિને પાયમાલ કરે છે. કહ્યું છે કે **"क्रोधो हि शत्रुः प्रथमो नाराणाम्"** ક્રોધ એ મનુષ્યનો પહેલો શત્રુ છે. માટે કદી ક્રોધ કરવો નહિ. ફકીર પોતાના નિર્ણયમાં કસોટી આવતાં દૃઢ રહ્યા તો તેમની પ્રતિભા બીજા ઉપર પડી.

જૈન મુનિઓનો ત્યાગ ઘણો કઠીન છે ને વીતરાગના કાયદા પણ કઠીન છે. તેનું યથાર્થ રીતે પાલન કરનાર સાધુ જે કંઈ કહે છે તેની બીજા ઉપર અવશ્ય પ્રતિભા પડે છે. ધર્મઘોષ સ્થવિર ઈન્દ્રકુંભ નામના ઉદ્યાનમાં પધાર્યા છે. તેમના

દર્શન અને વાણીનો લાભ લેવા મહાબલ રાજા અને તેમના છ મિત્રો તેમજ વીતશોકા નગરીની પ્રજા આવી છે. જેના રાજા ધર્મીષ્ઠ હોય તેની પ્રજા પણ ધર્મીષ્ઠ હોય છે. બધા એકચિત્તે ધર્મઘોષ અણુગારનું પ્રવચન સાંભળે છે પણ તે કોના હૃદયમાં આરપાર ઉતરી જશે તે વાત અવસરે. હવે આજથી પ્રદ્યુમ્ન કુમારનું ચરિત્ર શરૂ કરૂં છું. પ્રદ્યુમ્નકુમાર મોક્ષગામી જીવ છે. તેમના જીવનમાંથી ઘણું જાણવાનું મળશે બધા શાંતિથી સાંભળો.

**પ્રદ્યુમ્ન કુમારનું ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર એ કોઈ સામાન્ય માણસ નથી. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવના લાડીલા પુત્ર છે. તેનું ચરિત્ર જાણવા જેવું છે. તેમાં આગળ ખૂબ રસપ્રદ વાત આવશે. હવે સર્વ પ્રથમ તો જેનું ચરિત્ર વાંચવામાં આવે તે કઈ નગરીમાં જન્મ્યા હતા, તેના માતા-પિતા કોણ હતા તે જાણવું જોઈએ.

**સોરઠ જનપદમેં નગરી દ્વારકા રે, દ્વાદશ યોજન લમ્બી વિસ્તાર રે,**
**સુવર્ણકા કોટ રતનકા કાંગુરા રે, સુરપુરકી ઔપમ સૂત્ર મઁઝાર રે,**
**શ્રોતા તુમ સુનજો, પ્રદ્યુમ્ન કુંવરકા ચરિત્ર સુહાવના (૨)**

સોરઠ દેશમાં દ્વારકા નગરી હતી. તે દ્વારકા નગરી બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી હતી. અત્યારે જે દ્વારકા નગરી છે તેની આ વાત નથી પણ જ્યારે નેમનાથ ભગવાન આ પૃથ્વીતલ ઉપર વિચરતા હતા ને ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ દ્વારકા નગરીમાં વસતા હતા તે સમયે આ દ્વારકા નગરીની રોનક જુદી હતી. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવના એવા જબ્બર પુણ્ય હતા કે દેવતાઓએ એક રાત્રીમાં દ્વારકા નગરી વસાવી હતી. એ દ્વારકા નગરીને સોનાના કોટ અને રત્નના કાંગરા હતા. જાણે ઈન્દ્રપુરી ન હોય ! પૃથ્વી ઉપર સ્વર્ગ ન ઉતરી આવ્યું હોય ! તેવી તે દ્વારકા નગરી ઈન્દ્રપુરી સમાન શોભતી હતી. ન્યાયનીતિસંપન્ન ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવની આણ વર્તાઈ રહી હતી. સોળ હજાર મુગટબંધી રાજાઓ જેમની આજ્ઞામાં વર્તતા હતા. એવા કૃષ્ણ વાસુદેવના પ્રબળ પુણ્ય હતાં. ત્રણ ત્રણ ખંડમાં તેમની હાક વાગતી હતી. તેમની આજ્ઞાનો અનાદર કરવા કોઈ સમર્થ ન હતું.

**સાધર્મ ભારતકા મોટા અધિપતિ રે, અર્ધાંગી જિનકે સોલ હજાર**
**હય, ગય, રથ બૈયાલીસ લખકો ધણીરે, પાયદળ અડતાળીસ ક્રોડ સુમાર રે. શ્રોતા**

ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ ગુણાનુરાગી હતા. નાનામાં નાની અને ખરાબ ચીજમાંથી પણ તે ગુણ ગ્રહણ કરતા હતા. આવા કૃષ્ણ વાસુદેવને સોળ હજાર રાણીઓ હતી. બેંતાલીસ લાખ ઘોડા, બેંતાલીસ લાખ હાથી, બેંતાલીસ લાખ રથ હતા જે અડતાલીસ ક્રોડ પાયદળ સૈન્ય હતું. કૃષ્ણ વાસુદેવની સોળ હજાર રાણીઓમાં

પદ્માવતી, ગૌરી, ગાન્ધારી, લક્ષ્મણા, સુસીમા, જંબુવતી, સત્યભામા અને રૂકમણી આ આઠ મુખ્ય પટ્ટરાણીઓ હતી. આ બધી રાણીઓ ખૂબ વિનયવંત અને સૌંદર્યવાન હતી.

બંધુઓ! કૃષ્ણ વાસુદેવની રાણીઓ તો સૌંદર્યવાન હતી એટલું નહિ પણ દ્વારકા નગરીમાં વસનારી રમણીઓ પણ અત્યંત સુંદર, વિનયસંપન્ન અને દેવાંગનાઓથી પણ અધિક સુંદર દેખાતી હતી, ત્યાંના છપ્પન ક્રોડ યાદવો પણ યૌવન સંપન્ન અને દેવ સમાન શોભતા હતા. કહેવત છે ને કે જ્યાં સરસ્વતી હોય ત્યાં લક્ષ્મી રહેતી નથી, પરંતુ આ દ્વારકા નગરીમાં લક્ષ્મી અને સરસ્વતીનો સંગમ થયેલો હતો. એટલે એવા પ્રકારના વિરોધને દ્વારકાવાસીઓએ દૂર કરી નાંખ્યો હતો. દ્વારકા નગરીના નાગરિકો સ્વદારસંતોષી અને પરોપકાર કરવામાં તત્પર તથા શીયળવ્રતનું પાલન કરવામાં તત્પર હતા.

છપ્પન-ક્રોડ યાદવો અને આવા પવિત્ર નગરજનો એ બધા ઉપર કૃષ્ણ વાસુદેવની મહેરબાની હતી. જ્યાં રાજાની મહેરબાની હોય ત્યાં પ્રજા આનંદથી લીલાલહેર કરે છે. દ્વારકા નગરી ધન-ધાન્ય અને રિધ્ધિ સિધ્ધિથી સમૃધ્ધ હતી. કોઈ માણસ દુઃખી ન હતું, નગરીના મહારાજા કૃષ્ણ વાસુદેવ ધર્મના પ્રેમી હતા, એટલે સંતોનું પણ ત્યાં વારંવાર આગમન થતું. તેથી નગરીના લોકો પણ ધર્મીષ્ઠ ખૂબ હતા. જ્યાં ધન, ધાન્ય અને ધર્મ એ ત્રણેનો ત્રિવેણી સંગમ હોય ત્યાં શું દુઃખ હોય? કૃષ્ણ વાસુદેવની મીઠી નજરથી દ્વારકા નગરીમાં છપ્પન ક્રોડ યાદવો અને નગરજનો આનંદ કિલ્લોલ કરે છે.

કૃષ્ણ વાસુદેવની આઠ પટ્ટરાણીમાં સત્યભામા તેમની મુખ્ય ને પ્રિય પટ્ટરાણી હતી. પણ જ્યારે કૃષ્ણ વાસુદેવ રૂક્ષ્મણીની સાથે પરણ્યા ત્યાર પછી રૂક્ષ્મણીને મુખ્ય પટ્ટરાણી બનાવી. એટલે સ્ત્રી જાતિમાં સહેજે ઈર્ષ્યા આવી જાય. સત્યભામા ખૂબ સ્વરૂપવાન હતી પણ તેનામાં અભિમાન હતો. જ્યારે રૂક્ષ્મણી ખૂબ સરળ ને વિનયવાન હતી. વિનય એવું વશીકરણ છે કે તે વૈરીને પણ વશ કરે છે. તેમ રૂક્ષ્મણીએ વિનય-નમ્રતા આદિ ગુણોથી કૃષ્ણ વાસુદેવને એવા વશ કરી લીધા કે જેથી સત્યભામા આદિ બીજી કોઈ રાણીઓ તેમને યાદ આવતી નહિ. એટલે કૃષ્ણ બીજાના મહેલે ઓછું જતા. તેથી સત્યભામાને તો રૂક્ષ્મણી ઉપર ખૂબ ઈર્ષ્યા આવી.

**સુખી રૂક્ષ્મણીને જોઈને સત્યભામાના પેટમાં તેલ રેડાયું:** કૃષ્ણનો રૂક્ષ્મણી પ્રત્યે પ્રેમ ઘણો વધી ગયો એટલે રૂક્ષ્મણી સુખ સાગરમાં મ્હાલવા લાગી. જેમ-જેમ રૂક્ષ્મણીને સુખના સાગરમાં સ્નાન કરતી દેખે છે તેમ તેમ સત્યભામા દુઃખના દાવાનળમાં બળતી જાય છે. હાય....એ નાની હોવા છતાં કૃષ્ણ તેને માને.

છે, તેને બધું પૂછે છે ને હું મોટી હોવા છતાં મારા સામું તેના જેટલું ય જોતા નથી. હવે કોઈ પણ ઉપાયે રૂક્ષ્મણી જો મુશ્કેલીમાં આવી પડે તો હું કૃષ્ણને પ્રિય બની જાઉં. આવું વિચારી સત્યભામા રૂક્ષ્મણીનું ખરાબ ચિંતવવા લાગી. તેને માટે કોઈને કોઈ ઉપાય શોધવા લાગી. ત્યાં શું બને છે.

**"રૂક્ષ્મણી રાણીએ જોયેલું સ્વપ્ન"**

**રાણી રૂક્ષ્મણી સૂતી હરિ સેજમેં, દેખા સુપનેમેં દિવ્ય દિનન્દ રે,**
**સુપના સંભલાયા પતિ કો પદ્મણીરે, હર્ષોચિત ફરમાવે ગોવિન્દ રે...શ્રોતા**

એક દિવસ રાત્રે રૂક્ષ્મણી સુખશૈયામાં સૂતી હતી તે સમયે તેણે અર્ધ નિદ્રા અને અર્ધ જાગ્રત અવસ્થામાં સ્વપ્ન જોયું. સ્વપ્નમાં તેણે એક તેજસ્વી સૂર્ય જોયો. તે સમયે એક મહર્ધિક દેવ મહાશુક્ર દેવલોકથી ચવીને રૂક્ષ્મણીની કુક્ષીએ ઉત્પન્ન થયો. સ્વપ્ન જોઈને રૂક્ષ્મણી જાગૃત થયા. ને ધર્મારાધના કરી. સવાર પડતાં કૃષ્ણ વાસુદેવની પાસે જઈને વિનય પૂર્વક કહ્યું કે હે સ્વામીનાથ! આજે રાત્રીના છેલ્લા પ્રહરમાં એક તેજસ્વી સૂર્યને મેં સ્વપ્નમાં જોયો. આ સાંભળીને કૃષ્ણ વાસુદેવને ખૂબ આનંદ થયો. તેમણે શાસ્ત્ર તથા બુધ્ધિથી વિચારીને કહ્યું કે દેવી! તમારા સ્વપ્નની વાત સાંભળી. તેના ઉપરથી મને લાગે છે કે તમે એક સૂર્ય સમાન તેજસ્વી, અત્યંત પરાક્રમી અને મોક્ષગામી પુત્રની માતા બનશો. અને તે પુત્ર છપ્પન ક્રોડ યાદવોમાં મુગટ સમાન બનશે. આપણા આખા યાદવ કુળમાં કળશ સમાન બનશે. ખરેખર! એવા પવિત્ર પુત્રની માતા બનીને તું ભાગ્યવાન બનીશ. આ પ્રમાણે પતિના મુખેથી સ્વપ્નની વાત સાંભળીને રૂક્ષ્મણી રાણી ખૂબ આનંદ પામી. કૃષ્ણ વાસુદેવના વચન ઉપર તેને અનન્ય શ્રધ્ધા હતી. રૂક્ષ્મણીને આનંદનો પાર નથી ને સત્યભામા રૂક્ષ્મણીનું સુખ જોઈને ઇર્ષ્યાની આગમાં બળી જાય છે. હવે રૂક્ષ્મણીને આવું સ્વપન આવ્યું તે વાત સત્યભામા જાણશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૨૩

**શ્રાવણ સુદ ૧ ને મંગળવાર** **તા. ૨૭-૭-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

ભવના ભેદક, સમતાના સાધક અને મમતાના મારક એવા ભગવંતે આપણા ઉપર પરમ ઉપકાર કરીને સિધ્ધાંત પ્રરૂપ્યા. સિધ્ધાંતના એકેક અક્ષરમાં અક્ષય શાંતિ અને શબ્દે શબ્દમાં શાશ્વત સુખ રહેલું છે. જો શ્રધ્ધાપૂર્વક રૂચી જાગે તો કર્મની નિર્જરા થાય છે. શ્રધ્ધાપૂર્વક ભગવાનનું નામ સ્મરણ કરતાં પણ જીવનાં કર્મ ખપી

જાય છે. એક વાત યાદ રાખો કે તમારા સંસારમાં આવું નહિ બને. તમારે કરોડ રૂપિયા જોઈતા હોય તો કરોડ....કરોડ એમ જાપ કરવાથી કરોડપતિ નહિ બની જવાય. પણ અહીં તો શ્રધ્ધાપૂર્વક ભગવાનનું નામ સ્મરણ કરતાં ભગવાન જેવા બની શકાશે. તમે શાસ્ત્ર ઉપર શ્રધ્ધા કરો. કદાચ તમને ના સમજાય તો શ્રધ્ધાથી સમજવાનો પ્રયત્ન કરો. હું તમને એક ન્યાય આપીને સમજાવું.

જેમ એક છોકરાને સર્પે દંશ દીધો. ખૂબ ઝેર ચઢયું છે. ખબર પડી કે અમુક માણસ ભયંકરમાં ભયંકર સર્પના ઝેર ઉતારે છે. તો તરત તેને ત્યાં લઈ જાઓ છો ને? હવે સર્પનું ઝેર ઉતારનાર મંત્રો બોલે છે. છોકરો બેભાન પડયો છે એ સાંભળતો નથી. છતાં ઝેર ઉતરે છે ને? ત્યાં તમને કેવી શ્રધ્ધા છે! એણે સર્પનાં ઝેર ઉતાર્યા પણ વીતરાગ પ્રભુના વચન રૂપી મંત્રો ઉપર જો એવી દૃઢ શ્રધ્ધા થાય તો સંસારના ઝેર ઉતરી જાય છે. આપણે સાધુ વંદણામાં બોલીએ છીએ ને કે–

**એક વચન મારા સદ્‌ગુરૂ કેરું, જો બેસે દિલમાંય રે પ્રાણી,**
**નરક ગતિમાં તે નહિ જાવે, એમ કહે જિનરાય રે પ્રાણી ...સાધુજીને....**

વીતરાગ પ્રભુના એક વચન ઉપર યથાર્થ શ્રધ્ધા થશે તો તે જીવ નરક ગતિમાં નહિ જાય. તેના સંસારના ઝેર ઉતરી જશે. જિનવચન એ સત્ય છે, મને તારનાર છે એવી અનન્ય શ્રધ્ધા થવી જોઈએ. આત્મા जीणवयणे अणुरत्ता જિનવચનમાં અનુરક્ત બને છે, તેમાં એકતાર બને છે ત્યારે જેમ દૂધમાં સાકર ઓગળીને એકમેક બની જાય છે તેમ જિનવચનમાં અનુરક્ત બનેલા આત્માના કર્મો ઓગળ્યા વિના રહેતા નથી. માટે જિનવચન ઉપર શ્રધ્ધા કરો. જ્ઞાની કહે છે કે

जं सक्कइ तं कीरेइ, जं न सक्कइ तयम्मि सद्दहणा ।
सद्दहमाणो जीवो, वच्चइ अयरामरं ठाणं ॥

જેનું આચરણ થઈ શકે તેનું આચરણ કરવું જોઈએ. અને જેનું આચરણ ન થઈ શકે તેના ઉપર શ્રધ્ધા કરવી જોઈએ. શ્રધ્ધાવાન જીવ જન્મ, જરા અને મરણ રહિત બનીને મુક્તિનો અધિકારી બને છે. જિનવચનમાં શ્રધ્ધા રાખવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે.

બંધુઓ! વધુ તો શું કહું, ભગવાન પાર્શ્વનાથના જીવે લાકડામાં બળતાં નાગ–નાગણીને એક નવકારમંત્ર સંભળાવ્યા તેના પ્રભાવે તે જીવ દેવલોકમાં ગયા. કેટલી નવકારમંત્રમાં તાકાત છે! એટલી તમારા મીઠા–મધુરા શબ્દોમાં તાકાત છે કે દેવલોકમાં લઈ જાય! નવકારમંત્રના પ્રભાવથી બળતા નાગ–નાગણી દેવલોકમાં ગયા ને ધરણેન્દ્ર અને પદ્‌માવતી બન્યા. નવકારમંત્રમાં અરિહંત અને સિધ્ધ એ દેવ છે ને આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ગુરૂ પદે છે. તેમાં છેલ્લું પદ "નમો લોએસવ્વ

**સાહુણં**।" આ પદમાં અઢીદ્વીપમાં જેટલા સાધુ-સાધ્વી છે તે બધાને આપણો નમસ્કાર થાય છે. સાધુ એટલે કોણ? જે મોક્ષને સાધે તે સાધુ. પોતે મોક્ષને સાધે ને બીજાને મોક્ષમાર્ગની સાધના કરાવે તે સાધુ. પણ તમારી દૃષ્ટિ ક્યાં છે? જે તમને ધન અપાવે, પૈસા કમાવા માટે વહેપારની સિધ્ધિ કરી આપે ને સંસાર સુખનો માર્ગ બતાવે તે સાધુ. જ્ઞાની કહે છે કે તે સાધુ નથી. જે કેવળ મોક્ષને સાધે તે સાધુ.

આજે ઘણાં એમ બોલે છે કે મોક્ષને સાધે તે સાધુ, તો તેમાં એમણે પોતાનું કર્યું ને? એમાં અમારું શું વળ્યું? જે ખાય તેનું પેટ ભરાય છે પણ ભોજનના થાળ જોવાથી ભૂખ ભાંગતી નથી. તેવી રીતે જે મોક્ષને સાધશે તેનું કલ્યાણ થશે, એમાં અમને શું લાભ? તમારે તરવું હોય તો ભગવાનના વચન ઉપર શ્રધ્ધા કરો. આ ચૌદ રાજલોકમાં આરંભ-પરિગ્રહ અને વિષય-કષાયોથી બચાવનાર કોઈ હોય તો વીતરાગનો ધર્મ અને વીતરાગ વચન છે. તેના ઉપર શ્રધ્ધા કરશો ને તે પ્રમાણે આચરણ કરશો તો તરશો. બાકી સાધુ તો પોતે તરે ને બીજાને તારે પણ પોતે ડૂબે ને બીજાને તારે એવું ન બને. તમે આ સંસારમાં ગમે ત્યાં દૃષ્ટિ કરો. એવો એક પણ પદાર્થ નથી કે પોતે ડૂબે ને બીજાને તારે. એક પાંદડું પાણીમાં મૂકીએ તો તે તરે છે પણ એ પાંદડા ઉપર કોઈ ચીજ મૂકીએ તો એ ચીજ ભલે ડૂબી જાય છે પણ પાંદડું પોતે ડૂબતું નથી. એ તો તરે છે કારણકે એનો સ્વભાવ તરવાનો છે. આવા પદાર્થો આ જગતમાં ઘણાં છે પણ એવો એક પણ પદાર્થ નથી કે પોતે ડૂબે ને બીજાને તારે. તેમ સાચા સાધુ પણ કેવા હોય? ભગવાનના વચનને સત્ય માનીને તેના ઉપર શ્રધ્ધા કરીને તરી જાય છે.

તમારે તરવું છે ને? જો તરવું હોય તો પ્રભુના વચન ઉપર શ્રધ્ધા કરો. ભગવાનના મીઠા વચનામૃતો સંભળાવનારા સંત પોતે શ્રધ્ધા કરે ને બીજાને કરાવે. પણ તમારા ભેગા આરંભ-સમારંભમાં તણાઈને પોતાનું બગાડે નહિ. પાણીના પ્રવાહમાં પાંદડું તરે છે તેમ સાચા સાધુ સંસારને તરી જાય છે. હવે તરવું છે પણ શેનાથી તરવું છે ને કોણ તર્યું છે તે જોઈએ.

**संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिणो ॥**

આ સંસારને મહાન જ્ઞાનીઓએ અને તત્ત્વચિંતકોએ જુદી જુદી જાતની ઉપમાઓ આપેલી છે. તેમાં સંસારને સાગરની ઉપમા આપી છે ને કહ્યું છે કે

**शरीरमाहु नावत्ति, जीवो वुच्चइ नाविओ ।**
**संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिणो ॥** **ઉત્ત. સૂ. અ. ૨૩ ગાથા ૭૩**

આ દેહ નૌકા છે. અને આત્મા એ નૌકાને ચલાવનારો નાવિક છે. સંસાર

સાગર છે ને એને ઓળંગી જનારા મહર્ષિઓ છે. નૌકાએ સાગરને તરવાનું અમોઘ સાધન છે. સામે કિનારે ન પહોંચીએ ત્યાં સુધી એની મહત્તા છે. તમે જે સમુદ્રને જુઓ છે તે દ્રવ્ય સમુદ્ર છે ને સંસાર ભાવ સમુદ્ર છે. સમુદ્ર કેટલો પહોળો, કેટલો લાંબો ને કેટલો ઉંડો છે તેનું માપ કાઢી શકાશે પણ સંસાર સમુદ્રનું કોઈ માપ કાઢી શકતું નથી. નૌકા સમુદ્ર પર રહે તો તરી શકે છે પણ નૌકામાં જો સાગર પેસી જાય તો નૌકા તરે કે ડૂબી જાય? નાવડી સાગર ઉપર રહે તો તરે પણ જો સાગર નાવમાં પેઠો તો નાવડી ડૂબી જવાની.

હવે સમજો. આ માનવ દેહ રૂપ નાવડી દ્વારા સંસાર સાગરના સામે કિનારે પહોંચી શકાય છે. તેથી માનવ દેહની મહત્તા છે. માટે સમજો. સંસારમાં દેહ રહે તેનો વાંધો નથી પણ આ દેહમાં સંસાર ન રહેવો જોઈએ. માનવ દેહમાં મોક્ષ મેળવવાની તાકાત છે તેથી તેનું મહત્વ છે. મુક્તિ મળી જાય પછી તો આ દેહ ભારરૂપ છે. મુક્તિ ન મળે ત્યાં સુધી એનો આભાર માનવાનો છે. દેવાનુપ્રિયો! સંસાર સાગરને તરવાનો અમૂલ્ય અવસર અને સાધન મળ્યું છે. ધ્યાન રાખજો. ધર્મસ્થાનકોમાં ધર્મગુરૂઓની પાસે આવો ત્યારે વાસના અને વિકાર છોડીને આવજો. જો તમારા જીવનમાં વિષય-વિકારનું પાણી પેઠું તો નૌકા ડૂબી સમજો. અજ્ઞાની જીવો ધર્મસ્થાનકમાં પણ ભૌતિક સુખની ભીખ માંગે છે. તેને ખ્યાલ નથી કે હું શું માંગું છું? ખરેખર તો શું માંગવાનું હોય?

**કૃપાળુદેવ મારી વાસના નિવારજો, ભૂલા પડેલાને પંથ બતાવજો,**

હે ભગવાન! અનંતકાળથી ભવોભવમાં ભમીને હેરાન થઈ ગયો છું. હવે તારા માર્ગે ચઢયો છું. હવે મારી દુષ્ટ વાસનાઓને દૂર કરજો. ભવમાં ભૂલા પડેલા એવા મને સાચા માર્ગે ચઢાવજો ને મારા કષાયો મંદ પડે. બસ, એટલું મારે જોઈએ છે. હવે મને બીજી કોઈ ઈચ્છા કે આકાંક્ષા નથી. જેને ભવરોગ નાબૂદ કરવાની લગની લાગી છે તે ગમે તેવી કઠીન સાધના હોય તો પણ તેનું પાલન કરવામાં પાછી પાની કરતાં નથી. તમને હજુ ભવરોગ નાબૂદ કરવાની જાગૃતિ આવી નથી. બાકી સંસાર માટે તમે કેટલું ત્યાગો છો? એક ન્યાય આપું.

કોઈ યુવાન છોકરાને ધાતુક્ષયનો રોગ થયો. ડૉકટરને બતાવ્યું તો ડૉકટરે કહ્યું કે જો તમારે રોગ નાબૂદ કરવો હોય તો એની પત્નીને પાંચ વર્ષ પિયર મોકલી દો. આ સમયે એની પત્ની રડે, મા-બાપ રડે, મનમાં થાય કે હજુ પરણ્યાં છ મહિના થયા છે ને પાંચ વર્ષ સુધી પિયર રાખવાની? પત્નીના મનમાં એ દુઃખ થાય કે મારે મારા પતિનો આટલો લાંબો વિયોગ સહન કરવાનો? દિલમાં દુઃખ થાય, છતાં જો રોગ મટાડવો હોય તો દિલને ગમે કે ન ગમે તો પણ ડૉકટરની આજ્ઞા

સાહુણું ।" આ પદમાં અઢીદ્વીપમાં જેટલા સાધુ–સાધ્વી છે તે બધાને આપણો નમસ્કાર થાય છે. સાધુ એટલે કોણ? જે મોક્ષને સાધે તે સાધુ. પોતે મોક્ષને સાધે ને બીજાને મોક્ષમાર્ગની સાધના કરાવે તે સાધુ. પણ તમારી દૃષ્ટિ ક્યાં છે? જે તમને ધન અપાવે, પૈસા કમાવા માટે વહેપારની સિદ્ધિ કરી આપે ને સંસાર સુખનો માર્ગ બતાવે તે સાધુ. જ્ઞાની કહે છે કે તે સાધુ નથી. જે કેવળ મોક્ષને સાધે તે સાધુ.

આજે ઘણાં એમ બોલે છે કે મોક્ષને સાધે તે સાધુ, તો તેમાં એમણે પોતાનું કર્યું ને? એમાં અમારું શું વળ્યું? જે ખાય તેનું પેટ ભરાય છે પણ ભોજનના થાળ જોવાથી ભૂખ ભાંગતી નથી. તેવી રીતે જે મોક્ષને સાધશે તેનું કલ્યાણ થશે, એમાં અમને શું લાભ? તમારે તરવું હોય તો ભગવાનના વચન ઉપર શ્રદ્ધા કરો. આ ચૌદ રાજલોકમાં આરંભ–પરિગ્રહ અને વિષય–કષાયોથી બચાવનાર કોઈ હોય તો વીતરાગનો ધર્મ અને વીતરાગ વચન છે. તેના ઉપર શ્રદ્ધા કરશો ને તે પ્રમાણે આચરણ કરશો તો તરશો. બાકી સાધુ તો પોતે તરે ને બીજાને તારે પણ પોતે ડૂબે ને બીજાને તારે એવું ન બને. તમે આ સંસારમાં ગમે ત્યાં દૃષ્ટિ કરો. એવો એક પણ પદાર્થ નથી કે પોતે ડૂબે ને બીજાને તારે. એક પાંદડું પાણીમાં મૂકીએ તો તે તરે છે પણ એ પાંદડા ઉપર કોઈ ચીજ મૂકીએ તો એ ચીજ ભલે ડૂબી જાય છે પણ પાંદડું પોતે ડૂબતું નથી. એ તો તરે છે કારણકે એનો સ્વભાવ તરવાનો છે. આવા પદાર્થો આ જગતમાં ઘણાં છે પણ એવો એક પણ પદાર્થ નથી કે પોતે ડૂબે ને બીજાને તારે. તેમ સાચા સાધુ પણ કેવા હોય? ભગવાનના વચનને સત્ય માનીને તેના ઉપર શ્રદ્ધા કરીને તરી જાય છે.

તમારે તરવું છે ને? જો તરવું હોય તો પ્રભુના વચન ઉપર શ્રદ્ધા કરો. ભગવાનના મીઠા વચનામૃતો સંભળાવનારા સંત પોતે શ્રદ્ધા કરે ને બીજાને કરાવે. પણ તમારા ભેગા આરંભ–સમારંભમાં તણાઈને પોતાનું બગાડે નહિ. પાણીના પ્રવાહમાં પાંદડું તરે છે તેમ સાચા સાધુ સંસારને તરી જાય છે. હવે તરવું છે પણ શેનાથી તરવું છે ને કોણ તર્યું છે તે જોઈએ.

**संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिणो ॥**

આ સંસારને મહાન જ્ઞાનીઓએ અને તત્ત્વચિંતકોએ જુદી જુદી જાતની ઉપમાઓ આપેલી છે. તેમાં સંસારને સાગરની ઉપમા આપી છે ને કહ્યું છે કે

**सरीरमाहु नावत्ति, जीवो वुच्चइ नाविओ ।**
**संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिणो ॥** ઉત્ત. સૂ. અ. ૨૩ ગાથા ૭૩

આ દેહ નૌકા છે. અને આત્મા એ નૌકાને ચલાવનારો નાવિક છે. સંસાર

સાગર છે ને એને ઓળંગી જનારા મહર્ષિઓ છે. નૌકાએ સાગરને તરવાનું અમોઘ સાધન છે. સામે કિનારે ન પહોંચીએ ત્યાં સુધી એની મહત્તા છે. તમે જે સમુદ્રને જુઓ છો તે દ્રવ્ય સમુદ્ર છે ને સંસાર ભાવ સમુદ્ર છે. સમુદ્ર કેટલો પહોળો, કેટલો લાંબો ને કેટલો ઉંડો છે તેનું માપ કાઢી શકાશે પણ સંસાર સમુદ્રનું કોઈ માપ કાઢી શકતું નથી. નૌકા સમુદ્ર પર રહે તો તરી શકે છે પણ નૌકામાં જો સાગર પેસી જાય તો નૌકા તરે કે ડૂબી જાય ? નાવડી સાગર ઉપર રહે તો તરે પણ જો સાગર નાવમાં પેઠો તો નાવડી ડૂબી જવાની.

હવે સમજો. આ માનવ દેહ રૂપ નાવડી દ્વારા સંસાર સાગરના સામે કિનારે પહોંચી શકાય છે. તેથી માનવ દેહની મહત્તા છે. માટે સમજો. સંસારમાં દેહ રહે તેનો વાંધો નથી પણ આ દેહમાં સંસાર ન રહેવો જોઈએ. માનવ દેહમાં મોક્ષ મેળવવાની તાકાત છે તેથી તેનું મહત્વ છે. મુક્તિ મળી જાય પછી તો આ દેહ ભારરૂપ છે. મુક્તિ ન મળે ત્યાં સુધી એનો આભાર માનવાનો છે. દેવાનુપ્રિયો ! સંસાર સાગરને તરવાનો અમૂલ્ય અવસર અને સાધન મળ્યું છે. ધ્યાન રાખજો. ધર્મસ્થાનકોમાં ધર્મગુરૂઓની પાસે આવો ત્યારે વાસના અને વિકાર છોડીને આવજો. જો તમારા જીવનમાં વિષય-વિકારનું પાણી પેઠું તો નૌકા ડૂબી સમજો. અજ્ઞાની જીવો ધર્મસ્થાનકમાં પણ ભૌતિક સુખની ભીખ માંગે છે. તેને ખ્યાલ નથી કે હું શું માંગું છું ? ખરેખર તો શું માંગવાનું હોય ?

**કૃપાળુદેવ મારી વાસના નિવારજો, ભૂલા પડેલાને પંથ બતાવજો,**

હે ભગવાન ! અનંતકાળથી ભવોભવમાં ભમીને હેરાન થઈ ગયો છું. હવે તારા માર્ગે ચઢયો છું. હવે મારી દુષ્ટ વાસનાઓને દૂર કરજો. ભવમાં ભૂલા પડેલા એવા મને સાચા માર્ગે ચઢાવજો ને મારા કષાયો મંદ પડે. બસ, એટલું મારે જોઈએ છે. હવે મને બીજી કોઈ ઈચ્છા કે આકાંક્ષા નથી. જેને ભવરોગ નાબૂદ કરવાની લગની લાગી છે તે ગમે તેવી કઠીન સાધના હોય તો પણ તેનું પાલન કરવામાં પાછી પાની કરતાં નથી. તમને હજુ ભવરોગ નાબૂદ કરવાની જાગૃતિ આવી નથી. બાકી સંસાર માટે તમે કેટલું ત્યાગો છો ? એક ન્યાય આપું.

કોઈ યુવાન છોકરાને ધાતુક્ષયનો રોગ થયો. ડોકટરને બતાવ્યું તો ડોકટરે કહ્યું કે જો તમારે રોગ નાબૂદ કરવો હોય તો એની પત્નીને પાંચ વર્ષ પિયર મોકલી દો. આ સમયે એની પત્ની રડે, મા-બાપ રડે, મનમાં થાય કે હજુ પરણ્યાં છ મહિના થયા છે ને પાંચ વર્ષ સુધી પિયર રાખવાની ? પત્નીના મનમાં એ દુઃખ થાય કે મારે મારા પતિનો આટલો લાંબો વિયોગ સહન કરવાનો ? દર્દીને દુઃખ થાય, છતાં જો રોગ મટાડવો હોય તો દર્દીને ગમે કે ન ગમે તો પણ ડોકટરની આજ્ઞા

મુજબ પત્નીને પિયર મોકલવી પડે તેમાં સ્હેજ પણ ચાલે નહિ. એ વાતમાં ડોક્ટર ઉપર કેટલી શ્રધ્ધા છે! ગમે તેટલું કષ્ટ પડે છતાં એ પ્રમાણે કરવું પડે છે. તો હવે અહીં આત્મા માટે પણ વિચાર કરો.

આપણો આત્મા પણ ભવનો રોગી છે. એને ભવરોગ નાબૂદ કરવાની તાલાવેલી જાગી છે, એવો વીર્યોલ્લાસ જાગ્યો છે કે જલ્દી ભવરોગને નાબૂદ કરું એટલે વીતરાગના સંતો રૂપી ડોક્ટરના શરણે આવ્યો. વીતરાગી સંતોએ વીતરાગવચનની દવા આપી કે खाणी अणत्थाण उ कामभोगा। હે ભવ્ય જીવો! આ સંસારના કામભોગ અનર્થની ખાણ જેવા છે. જો ભવરોગ નાબૂદ કરવો હોય તો ભોગનો ત્યાગ કરી ત્યાગના રાગી બનો. હવે જે ભવરોગથી કંટાળી ગયો છે તે સંસારમાં ઉભો રહે ખરો? ના એને સંસાર ત્યાગીને જલ્દી સંયમી બનવાનું મન થાય છે. એ દીક્ષા લેવા તૈયાર થાય તે વખતે એના માતા-પિતા, પત્ની બધા ગમે તેટલો કલ્પાંત કરે, રડે, ઝૂરે પણ જેને ભવરોગ સાલે છે તે સર્વજ્ઞના વચનથી પીછે હઠ કરે? ના કરે. એ તો સંસાર છોડયે છૂટકો કરે. એ કોઈની પરવા ન કરે. જેમ રોગી ડોક્ટરનું વચન તહેત્ કરે છે તેમ ભવરોગ નાબૂદ કરવાની ઈચ્છાવાળો ધર્મીષ્ઠ જીવ પણ પ્રભુની આજ્ઞાને તહેત્ પ્રમાણ કરી તે પ્રમાણે ચાલે પણ પીછેહઠ ના કરે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. તેમાં ધર્મઘોષ નામના સ્થવિર ભગવંત ઈન્દ્રકુંભ નામના ઉદ્યાનમાં પધાર્યા છે. વીતશોકા નગરીમાં તેના સમાચાર વાયુવેગે પહોંચી ગયા. મહાબલ રાજા ધર્મઘોષ અણગારના દર્શને આવ્યા. ધર્મઘોષ અણગારે મહાબલ રાજા પ્રમુખ મોટી પર્ષદામાં ધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો. બંધુઓ! ઉપદેશ ઘણાં માણસો સાંભળે છે. પણ અંતરમાં તો કોઈ વિરલ વ્યક્તિ ઉતારી શકે છે. મહાબલ રાજા જેમ જેમ સાંભળે છે તેમ તેમ તેમના આત્માનો ઉલ્લાસ વધતો જાય છે. ને મનમાં વિચાર કરે છે અહો ભગવંત! અનંતકાળથી આ સંસારમાં ભમું છું તેનું કારણ મેં અત્યાર સુધી જે જાણવા જેવું હતું તે જાણ્યું નહિ ને ન જાણવાનું જાણ્યું. જે કરવા જેવું હતું તે ન કર્યું ને ન કરવાનું કર્યું. મારો આત્મા અખંડ જ્ઞાન, સુખ અને આનંદમય છે. તેનામાં પરમાત્મા બનવાની શક્તિ છે તે જાણ્યું નહિ. મોહના ઉદયે વિભાવ દશામાં રમણતા કરી પણ સ્વભાવ દશામાં ન આવ્યો. મિથ્યાત્વને છોડયું નહિ ને સમકિત પ્રાપ્ત કર્યું નહિ. અરેરે! હે ચેતન! તેં ચાર ગતિ, ચોવીસ દંડક, અને ચોરાશી લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કર્યું ને જન્મ-મરણના અનંતા દુઃખો વેઠયા.

હે આત્મન્! દુર્લભ એવા રત્નચિંતામણી, તેમજ કલ્પવૃક્ષો મેળવ્યા. તેમજ કુટુંબ પરિવાર, લાડી-વાડી ને ગાડી, બાગ-બગીચા આદિ અમન ચમન કરવાના

સાધનો તેં મેળવ્યા ને છોડયા પણ કદી આત્માની સાચી સંપત્તિ જ્ઞાન-દર્શન, ચારિત્ર તપ આદિ મેળવવાનો પુરૂષાર્થ કર્યો નહિ. અનંત પુદ્‌ગલ પરાવર્તનકાળ સંસારમાં રખડયો પણ કદી પોતાના શુધ્ધ સ્વરૂપનો અનુભવ કર્યો નહિ. ચાર ગતિમાં જીવે અનેક વાર શત્રુઓ ઉપર વિજય મેળવ્યો પણ સાચા ભાવ શત્રુ મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય આદિ ઉપર વિજય મેળવ્યો નહિ. અનેક શાસ્ત્રો ભણ્યો પણ આત્માની અનુભૂતિ કરી નહિ. દેવોને પણ દુર્લભ એવો મનુષ્ય જન્મ, આર્યદેશ, ઉત્તમકુળ બધું અનેક વખત પામ્યો પણ આ સૂતેલા આત્માને જાગૃત કર્યો નહિ. વધુ શું કહું. સંયમ, શીયળ, તપશ્ચર્યા આદિ ઘણાં ધર્માનુષ્ઠાનો આત્માના લક્ષ વિના માત્ર ધર્મીષ્ઠ દેખાવા માટે જીવે કર્યા પણ આત્મ લક્ષે ન કર્યા. આત્માની અનુભૂતિ કરાવનાર શાસ્ત્ર કે સત્ ક્રિયાની પ્રાપ્તિ મને થઈ નહિ. અનેક વખત ગુરૂ કર્યા પણ અત્યાર સુધી મારા આત્માને મોહ નિદ્રામાંથી જાગૃત કરાવે એવા ગુરૂનો યોગ મળ્યો નહિ. આ રીતે વાણી સાંભળીને મનમાં ચિંતન કર્યું ને ઉભા થઈને બોલ્યા અહો ગુરૂદેવ! આજે મારો ભાગ્ય સીતારો ચમકયો. મારા મોહનો ઉદય મંદ પડયો. જેથી આવા પારસ સમાન ગુરૂદેવનો મને ભેટો થયો. આપની વાણી સાંભળીને મારો સૂતેલો આત્મા જાગૃત બન્યો. અજ્ઞાનનો અંધકાર નાશ થયો, વિષયો તરફથી મારું મન વિરકત થયું. મનના તરંગો શાંત થયા. આત્મસ્વરૂપની અનુભૂતિ થઈ. હવે મારે આ અસ્થિર સંસારમાં રહેવું નથી. આ રીતે વિચાર કરીને હર્ષિત થયા ને ઉભા થઈ બે હાથ જોડી વિનયપૂર્વક અણગારને કહે છે.

**महब्बलेणं धम्मं सोच्चा जं णवरं देवाणुप्पिया । छप्पिए बालवयसयं आपुच्छामि बळभदं च कुमारं रज्जे ठावेइ ।।**

હે ગુરૂદેવ! આપની વાણી મને રૂચી છે. મને ખૂબ આનંદ થયો છે. મારું અંતર વૈરાગ્ય રંગે રંગાઈ ગયું છે. આપના વચન સત્ય છે, યથાર્થ છે. તેનો મને નિર્ણય થયો છે માટે હે દેવાનુપ્રિય! હું અહીંથી ઘેર જઈને મારા છ બાલ મિત્રોને પૂછીને બલભદ્ર કુમારને રાજ્ય સિંહાસન ઉપર સ્થાપિત કરીને આપની પાસે દીક્ષા અંગીકાર કરીશ. હવે મારે એક ક્ષણ પણ અવતમાં રહેવું નથી. મારા મિત્રોને જો ભાવ થશે તો દીક્ષા લેશે. એ નહિ લે તો પણ હું તો લેવાનો છું. મને સંસાર હવે અંગારા જેવો લાગે છે.

દેવાનુપ્રિયો! મહાબલ રાજા એક વખતની દેશના સાંભળીને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. જ્યારે આત્માનો વીર્યોલ્લાસ જાગે છે ત્યારે ક્ષણવારમાં બધા બંધનોને તોડી કર્મોનો ક્ષય કરવા માટે વીર્યને ફોરવે છે. અંતરંગ વૈરાગ્યના રંગે રંગાયેલા આત્માને

સંયમમાં ગમે તેવા પરિષહ આવે, કોઈ ગમે તેવા કટુ વચન કહે તો પણ સંયમના ભાવથી બિલકુલ વિચલિત થતા નથી. તેવા આત્મા કામ કાઢી જાય છે.

કુરગડુ નામના એક પવિત્ર સંત હતા. તેમના પરિવારમાં ઘણાં વડીલ સંતો હતા. તેમાં કોઈ જ્ઞાની, કોઈ ધ્યાની તો કોઈ તપસ્વી હતા. તેમાંના કોઈ મુનિ ચાર મહિનાના, કોઈ ત્રણ મહિનાના, કોઈ બે મહિનાના તો કોઈ એક એક મહિનાના ઉપવાસ કરતા. પણ આ કુરગડુ મુનિ તપશ્ચર્યા કરી શકતા નહિ. તેમને સવારના પ્રહરમાં ઘડો ભરીને ચોખા-ભાત ખાવા જોઈએ. કુર એટલે ચોખા અને ગડુ એટલે ઘડો. ઘડો ભરીને ચોખા ખાવા જાઈએ. એટલે તેમને સૌ કુરગડુ મુનિ કહેતા. એક વખતના પ્રસંગમાં કોઈએ ચાર મહિનાના, કોઈએ ત્રણ, બે ને એક મહિનાની તપશ્ચર્યા આદરી છે. પણ કુરગુડુ મુનિ ઉપવાસ કરી શકતા નથી. તપસ્વીઓને તપ કરતાં દેખે ને તેમના દિલમાં ખૂબ દુઃખ થતું. ખાતાં ખાતાં તેમની આંખમાં આંસુ આવી જતાં. અહો, ભગવાન ! હું આવું તપ ક્યારે કરી શકીશ ?

આમ કરતાં પર્યુષણ પર્વ આવ્યા. પર્યુષણના પહેલા અઠ્ઠાઈધરના દિવસે નાના-મોટા સૌ ઉપવાસ કરે. પણ આ કુરગડુ મુનિ આવા મોટા દિવસે પણ ઉપવાસ કરી શકવા શક્તિમાન નથી. તેથી તે મુનિ તો તે દિવસે પણ પાતરું ભરીને ભાત વહોરી લાવ્યા. ને પોતાના ગુરુને બતાવવા ગયા. અમારા સાધુપણાની એવી રીત છે કે શિષ્ય જે ગૌચરી વહોરી લાવે તે ગુરુને બતાવીને વાપરે. ગુરુને બતાવ્યા વિના વપરાય નહિ. ગુરુને ચાર મહિનાના ઉપવાસ હતા. તેમની પાસે ભાતનું પાતરું લાવીને મૂક્યું. આ જોઈને તપસ્વી ગુરુ કહે છે ભૂખારવા ! આજે નાના-મોટા કેટલાય લોકોને ઉપવાસ હોય ને તને સવારના પ્રહરમાં ખાવા બેસતાં શરમ નથી આવતી ? તું તિર્યંચના ભવમાંથી આવ્યો લાગે છે કે એક દિવસ પણ ક્ષુધા સહન કરી શકતો નથી ? ધિક્કાર છે તને ! એમ કહી ગુસ્સો કરીને પેલા ભાતના પાતરામાં થૂંક્યા. કુરગડુ મુનિએ થૂંક જોઈને એવો વિચાર કર્યો કે અહો ! આ ચાર ચાર મહિનાના તપસ્વી છે. મોઢામાં મોળ આવતી હશે. મેં પાપીએ તેમને થૂંકવા માટે ભાજન તૈયાર ન રાખ્યું ત્યારે મારા ગુરુને પાત્રમાં થૂંકવું ન પડયું ને ? આજે આ તપસ્વીએ મારા ઉપર કેવી કરુણા કરી. ભાત લૂખા હતા. તે એમણે મને અંદર ઘી નાંખી આપ્યું. તપસ્વીનું થૂંક મારા ભાગ્યમાં ક્યાંથી હોય ? પછી ત્રણ મહિના, બે મહિના અને એક મહિનાના ઉપવાસના તપસ્વી પાસે ગયા. તો બધા તપસ્વી મુનિઓ તેમની ઘૃણા કરીને કહેવા લાગ્યા. ખાઉધરા ! તને આજે મોટા દિવસે ખાતા શરમ નથી આવતી ? એમ કહીને બધા તેના પાત્રમાં થૂંક્યા છતાં કુરગડુ મુનિના મનમાં એવો વિચાર સરખો પણ નથી આવતો કે આ બધાં તપશ્ચર્યા કરીને મારા ઉપર આટલો ક્રોધ કરે છે તો તેમનું શું કલ્યાણ થવાનું છે ? અને મારા ખાવાના ભાતમાં

થૂંકયા એ કંઈ તેમની રીત છે ! બિલકુલ એવો વિચાર નથી આવતો પણ મનમાં એક વિચાર કરે છે કે અહો ! હું તો ગળીયા બળદ કરતાં પણ ભૂંડો છું. ગળીયા બળદને એક ચાબખો મારે તો થોડી વાર સરખો ચાલે પણ મારા વડીલો મને તપ કરવા માટે વારંવાર ટકોર કરે છે છતાં આવા પવિત્ર દિવસે પણ ઉપવાસ કરતો નથી. આ મારી ભૂલ છે. બીજું મેં તેમના માટે ભાજન લાવીને ન રાખ્યું ત્યારે એમને મારા પાતરામાં થૂંકવું પડયું ને ? ખૂબ પશ્ચાતાપ કર્યો.

છેવટે પોતે ભાતનું પાત્ર લઈને આહાર કરવા બેસે છે. ત્યારે એક મુનિ તેમનું બાવડું પકડીને કહે છે નફફટ ! તને લાજ છે કે નહિ ? આ સમયે પણ કુરગડુ મુનિએ એ વિચાર કર્યો કે મારા વડીલોની મારા ઉપર કેટલી કૃપા છે ! આટલું સમજાવ્યો છતાં ન સમજ્યો ત્યારે મારો હાથ પકડીને મને તપમાં જોડવા મહેનત કરે છે પણ મારો આત્મા કેટલો બધો નફફટ છે કે મારા મહાન વડીલો ચાર મહિના, ત્રણ મહિના, બે મહિના અને મહિના મહિનાના ઉપવાસ કરે છે. તે મહાન તપસ્વીઓને જોઈને પણ હું તપમાં વીર્યોલ્લાસ વાળો થતો નથી. ખરેખર ઈશારાથી સમજે તે માનવ, ધોકાથી સમજે તે ઢોર અને જે ધોકાથી પણ ન સમજે તે ઢોરથી પણ બેદ છે. તપ વિના કર્મોનો ક્ષય થવાનો નથી છતાં હું તપ કરી શકતો નથી તે મારી મોટામાં મોટી ખામી છે. હું ઢોરથી પણ હલકો છું. હું ન સમજ્યો ત્યારે એ તપસ્વીને તકલીફ વેઠીને અહીં આવવું પડયું ને ? મેં તેમની કેટલી અશાતના કરી ! મેં પૂર્વે કેવા કર્મો કર્યા હશે કે હું તપ કરી શકતો નથી. ભાત ખાતાં ખાતાં આત્માની નિંદા કરવા લાગ્યા. આવી ક્ષમા અને પશ્ચાતાપ જોઈને દેવ પ્રસન્ન થયો ને આવીને તેમના ચરણમાં પડે છે ત્યારે પેલા તપસ્વી મુનિરાજો કહે છે હે દેવ ! એ તો ખાઉધરો છે. તપસ્વી અહીં બિરાજે છે. તેઓ માનતા હતા કે અમારી આવી ઉગ્ર તપશ્ચર્યા જોઈને દેવ અમારા ઉપર પ્રસન્ન થયા છે. એટલે કહેવા લાગ્યા પણ દેવ કહે છે તમે ગમે તેટલી તપશ્ચર્યા કરી પણ હજુ તમારો આત્મા એટલો ઉજ્જવળ બન્યો નથી. ખાતાં ખાતાં પણ એમને કેટલો પશ્ચાતાપ થાય છે. એમ કહીને દેવ કુરગડુના ચરણમાં પડે છે. ત્યાં કુરગડુમુનિ પશ્ચાતાપ કરતાં ક્ષપક શ્રેણીએ ચઢીને બારમે ગુણસ્થાનકે આરૂઢ થયા. ત્યાં ઘાતી કર્મોને ખપાવી તેરમા ગુણસ્થાનકે જઈ કેવળજ્ઞાન પામી ગયા. આકાશમાં દેવ દુદુંભી વાગી. કુરગડુ મુનિનો કેવળજ્ઞાન મહોત્સવ ઉજવવા સેંકડો દેવો સ્વર્ગમાંથી નીચે ઉતર્યા. આ જોઈને પેલા તપસ્વી મુનિઓ સ્તબ્ધ બની ગયા. અહો ! આપણે આવા ઉગ્ર તપ કરનારા રહી ગયા ને રોજ ઘડો ભરીને ભાત ખાનારો પામી ગયો. કુરગડુ મુનિ રોજ ખાતાં હતા. પણ ખાવા કરતાં પશ્ચાતાપ ઘણો હતો. પશ્ચાતાપના પાવકમાં એમના પાપ પ્રજળી ગયા ને ક્ષમા તો હતી જ.

સંયમમાં ગમે તેવા પરિષહ આવે, કોઈ ગમે તેવા કટુ વચન કહે તો પણ સંયમના ભાવથી બિલકુલ વિચલિત થતા નથી. તેવા આત્મા કામ કાઢી જાય છે.

કુરગડુ નામના એક પવિત્ર સંત હતા. તેમના પરિવારમાં ઘણાં વડીલ સંતો હતા. તેમાં કોઈ જ્ઞાની, કોઈ ધ્યાની તો કોઈ તપસ્વી હતા. તેમાંના કોઈ મુનિ ચાર મહિનાના, કોઈ ત્રણ મહિનાના, કોઈ બે મહિનાના તો કોઈ એક એક મહિનાના ઉપવાસ કરતા. પણ આ કુરગડુ મુનિ તપશ્ચર્યા કરી શક્તા નહિ. તેમને સવારના પ્રહરમાં ઘડો ભરીને ચોખા-ભાત ખાવા જોઈએ. કુર એટલે ચોખા અને ગડુ એટલે ઘડો. ઘડો ભરીને ચોખા ખાવા જોઈએ. એટલે તેમને સૌ કુરગડુ મુનિ કહેતા. એક વખતના પ્રસંગમાં કોઈએ ચાર મહિનાના, કોઈએ ત્રણ, બે ને એક મહિનાની તપશ્ચર્યા આદરી છે. પણ કુરગુડુ મુનિ ઉપવાસ કરી શકતા નથી. તપસ્વીઓને તપ કરતાં દેખે ને તેમના દિલમાં ખૂબ દુઃખ થતું. ખાતાં ખાતાં તેમની આંખમાં આંસુ આવી જતાં. અહો, ભગવાન ! હું આવું તપ ક્યારે કરી શકીશ ?

આમ કરતાં પર્યુષણ પર્વ આવ્યા.પર્યુષણના પહેલા અઠ્ઠાઈધરના દિવસે નાના-મોટા સૌ ઉપવાસ કરે. પણ આ કુરગડુ મુનિ આવા મોટા દિવસે પણ ઉપવાસ કરી શકવા શકિતમાન નથી. તેથી તે મુનિ તો તે દિવસે પણ પાતરું ભરીને ભાત વહોરી લાવ્યા. ને પોતાના ગુરુને બતાવવા ગયા. અમારા સાધુપણાની એવી રીત છે કે શિષ્ય જે ગૌચરી વહોરી લાવે તે ગુરુને બતાવીને વાપરે. ગુરુને બતાવ્યા વિના વપરાય નહિ. ગુરુને ચાર મહિનાના ઉપવાસ હતા. તેમની પાસે ભાતનું પાતરું લાવીને મૂક્યું. આ જોઈને તપસ્વી ગુરુ કહે છે ભૂખારવા ! આજે નાના-મોટા કેટલાય લોકોને ઉપવાસ હોય ને તને સવારના પ્રહરમાં ખાવા બેસતાં શરમ નથી આવતી ? તું તિર્યંચના ભવમાંથી આવ્યો લાગે છે કે એક દિવસ પણ ક્ષુધા સહન કરી શકતો નથી ? ધિક્કાર છે તને ! એમ કહી ગુસ્સો કરીને પેલા ભાતના પાતરામાં થૂંક્યા. કુરગડુ મુનિએ થૂંક જોઈને એવો વિચાર કર્યો કે અહો ! આ ચાર ચાર મહિનાના તપસ્વી છે. મોઢામાં મોળ આવતી હશે. મેં પાપીએ તેમને થૂંકવા માટે ભાજન તૈયાર ન રાખ્યું ત્યારે મારા ગુરુને પાત્રમાં થૂંકવું ન પડયું ને ? આજે આ તપસ્વીએ મારા ઉપર કેવી કરુણા કરી. ભાત લૂખા હતા. તે એમણે મને અંદર ઘી નાંખી આપ્યું. તપસ્વીનું થૂંક મારા ભાગ્યમાં કયાંથી હોય ? પછી ત્રણ મહિના, બે મહિના અને એક મહિનાના ઉપવાસના તપસ્વી પાસે ગયા. તો બધા તપસ્વી મુનિઓ તેમની ઘૃણા કરીને કહેવા લાગ્યા. ખાઉધરા ! તને આજે મોટા દિવસે ખાતા શરમ નથી આવતી ? એમ કહીને બધા તેના પાત્રમાં થૂંક્યા છતાં કુરગડુ મુનિના મનમાં એવો વિચાર સરખો પણ નથી આવતો કે આ બધાં તપશ્ચર્યા કરીને મારા ઉપર આટલો ક્રોધ કરે છે તો તેમનું શું કલ્યાણ થવાનું છે ? અને મારા ખાવાના ભાતમાં

થૂંકયા એ કંઈ તેમની રીત છે! બિલકુલ એવો વિચાર નથી આવતો પણ મનમાં એક વિચાર કરે છે કે અહો! હું તો ગળીયા બળદ કરતાં પણ ભૂંડો છું. ગળીયા બળદને એક ચાબખો મારે તો થોડી વાર સરખો ચાલે પણ મારા વડીલો મને તપ કરવા માટે વારંવાર ટકોર કરે છે છતાં આવા પવિત્ર દિવસે પણ ઉપવાસ કરતો નથી. આ મારી ભૂલ છે. બીજું મેં તેમના માટે ભાજન લાવીને ન રાખ્યું ત્યારે એમને મારા પાતરામાં થૂંકવું પડયું ને ? ખૂબ પશ્ચાતાપ કર્યો.

છેવટે પોતે ભાતનું પાત્ર લઈને આહાર કરવા બેસે છે. ત્યારે એક મુનિ તેમનું બાવડું પકડીને કહે છે નફફટ ! તને લાજ છે કે નહિ ? આ સમયે પણ કુરગડુ મુનિએ એ વિચાર કર્યો કે મારા વડીલોની મારા ઉપર કેટલી કૃપા છે ! આટલું સમજાવ્યો છતાં ન સમજ્યો ત્યારે મારો હાથ પકડીને મને તપમાં જોડવા મહેનત કરે છે પણ મારો આત્મા કેટલો બધો નફફટ છે કે મારા મહાન વડીલો ચાર મહિના, ત્રણ મહિના, બે મહિના અને મહિના મહિનાના ઉપવાસ કરે છે. તે મહાન તપસ્વીઓને જોઈને પણ હું તપમાં વીર્યોલ્લાસ વાળો થતો નથી. ખરેખર ઈશારાથી સમજે તે માનવ, ધોકાથી સમજે તે ઢોર અને જે ધોકાથી પણ ન સમજે તે ઢોરથી પણ બેદ છે. તપ વિના કર્મોનો ક્ષય થવાનો નથી છતાં હું તપ કરી શકતો નથી તે મારી મોટામાં મોટી ખામી છે. હું ઢોરથી પણ હલકો છું. હું ન સમજ્યો ત્યારે એ તપસ્વીને તકલીફ વેઠીને અહીં આવવું પડયું ને ? મેં તેમની કેટલી અશાતના કરી ! મેં પૂર્વે કેવા કર્મો કર્યા હશે કે હું તપ કરી શકતો નથી. ભાત ખાતાં ખાતાં આત્માની નિંદા કરવા લાગ્યા. આવી ક્ષમા અને પશ્ચાતાપ જોઈને દેવ પ્રસન્ન થયો ને આવીને તેમના ચરણમાં પડે છે ત્યારે પેલા તપસ્વી મુનિરાજો કહે છે હે દેવ ! એ તો ખાઉધરો છે. તપસ્વી અહીં બિરાજે છે. તેઓ માનતા હતા કે અમારી આવી ઉગ્ર તપશ્ચર્યા જોઈને દેવ અમારા ઉપર પ્રસન્ન થયા છે. એટલે કહેવા લાગ્યા પણ દેવ કહે છે તમે ગમે તેટલી તપશ્ચર્યા કરી પણ હજુ તમારો આત્મા એટલો ઉજ્જવળ બન્યો નથી. ખાતાં ખાતાં પણ એમને કેટલો પશ્ચાતાપ થાય છે. એમ કહીને દેવ કુરગડુના ચરણમાં પડે છે. ત્યાં કુરગડુમુનિ પશ્ચાતાપ કરતાં ક્ષપક શ્રેણીએ ચઢીને બારમે ગુણસ્થાનકે આરૂઢ થયા. ત્યાં ઘાતી કર્મોને ખપાવી તેરમા ગુણસ્થાનકે જઈ કેવળજ્ઞાન પામી ગયા. આકાશમાં દેવ દુદુંભી વાગી. કુરગડુ મુનિનો કેવળજ્ઞાન મહોત્સવ ઉજવવા સેંકડો દેવો સ્વર્ગમાંથી નીચે ઉતર્યા. આ જોઈને પેલા તપસ્વી મુનિઓ સ્તબ્ધ બની ગયા. અહો ! આપણે આવા ઉગ્ર તપ કરનારા રહી ગયા ને રોજ ઘડો ભરીને ભાત ખાનારો પામી ગયો. કુરગડુ મુનિ રોજ ખાતાં હતા. પણ ખાવા કરતાં પશ્ચાતાપ ઘણો હતો. પશ્ચાતાપના પાવકમાં એમના પાપ પ્રજળી ગયા ને ક્ષમા તો હતી જ,

બંધુઓ ! કુરગડુ મુનિની જેમ આત્મા સાથે પશ્ચાતાપ કરી કષાયોની મંદતા કરજો. કુરગડુ મુનિ કેવળજ્ઞાન પામી ગયા તેમ આપણે પણ કેવળજ્ઞાન પામવું છે. કુરગડુ મુનિને બીજા મુનિઓએ કેવા અપમાનજનક શબ્દો કહ્યા છતાં પોતાના સંયમ ભાવથી બિલકુલ વિચલિત ન થયા. ગમે તેવા સંજોગોમાં પણ સમભાવ ન છોડવો તેનું નામ સાધુપણું.

મહાબલ રાજાને ધર્મઘોષ મુનિની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો છે. આવું કડક સાધુપણું લેવા તેમનો આત્મા તત્પર બન્યો છે. હવે તો ઘેર જવાનું પણ મન નથી થતું. કારણ કે વૈરાગીને એકેક સેંકડની કિંમત છે. શ્રાવક વર્ષો સુધી સાધના કરીને જે કર્મો ખપાવે છે તેના કરતાં વધુ કર્મો સાચો સાધુ ક્ષણે ક્ષણે ખપાવે છે. સર્વાર્થસિધ્ધ વિમાનના દેવોનું તેત્રીસ સાગરોપમનું આયુષ્ય છે. તેમને તેત્રીસ હજાર વર્ષે આહારની ઈચ્છા થાય, છતાં એમનું તપ ન કહેવાય. કર્મની મહાન નિર્જરા તો સાધુપણામાં થાય છે. આવી સમજણપૂર્વક મહાબલ રાજાએ ધર્મઘોષ અણુગારને કહ્યું-હે ભગવંત ! હું મારા બલભદ્ર કુમારને રાજ્યગાદી સોંપીને મારા છ મિત્રોને પૂછીને આપની પાસે દીક્ષા લેવા ઈચ્છું છું. ત્યારે મુનિરાજે કહ્યું-હે રાજન્ ! આપને સુખ ઉપજે તેમ કરો. પણ સારા કાર્યમાં વિલંબ કરશો નહિ. હવે મહાબલ રાજા પોતાના મહેલમાં જશે, પુત્રને ગાદીએ બેસાડી મિત્રોને દીક્ષા સંબંધી વાત કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :-કૃષ્ણુજીએ રૂક્ષ્મણીને આપેલું પટ્ટરાણીનું પદ :-**

સત્યભામા કૃષ્ણવાસુદેવની પ્રિય પટ્ટરાણી હતી. તેમજ સતી હતી. તેનું રૂપ ઘણું હતું. પણ તેને રૂપ સાથે અભિમાન હતું. જ્યારે રૂક્ષ્મણીમાં સત્યભામા કરતાં રૂપ વિશેષ હતું ને રૂપની સાથે વિનય, નમ્રતા, સરળતા આદિ ગુણોની પણ વિશેષતા હતી. એટલે કૃષ્ણે તેને મુખ્ય પટ્ટરાણીનું પદ આપ્યું. રૂક્ષ્મણીએ કહ્યું-નાથ ! મારે એ પદ નથી જોઈતું. મારી મોટી બહેનને મુખ્ય પટ્ટરાણી પદે રાખો પણ કૃષ્ણજી માન્યા નહિ. છેવટમાં તેમના આગ્રહથી પદ લીધું. જ્યાં સુગંધ હોય ત્યાં ભ્રમરનું મન ખેંચાય તેમ રૂક્ષ્મણીના ગુણ રૂપી સુગંધથી કૃષ્ણનું મન તેના તરફ વધુ આકર્ષાયું. તેથી તે રૂક્ષ્મણી પાસે વધુ રહેવા લાગ્યા. સત્યભામા આદિ બીજી રાણીઓ પાસે ખાસ જતાં આવતા નહિ. આ જોઈને સત્યભામાના દિલમાં ઈર્ષ્યાનો અગ્નિ પ્રજ્વલિત થયો. એક તો તેને રૂક્ષ્મણી પ્રત્યે ઈર્ષ્યા હતી ને વિશેષ વાત તેના જાણવામાં આવી કે રૂક્ષ્મણીને આવું ઉત્તમ સ્વપ્ન આવ્યું છે ને તે ગર્ભવંતી છે એટલે તેનામાં ઈર્ષ્યા વધી. અહો ! એ મારાથી નાની છે. છતાં કૃષ્ણજી તેની પાછળ પાગલ બન્યા છે.

મારા સામું પણ જોતાં નથી. હવે તો રૂક્ષ્મણીને પુત્ર થશે પછી તેના માન કેટલા બધા વધી જશે !

**જબ સે આ સોકલડી આઈ યહાં રે, મુઝ પર હુઈ હરીકી નજર કરૂરરે**
**આણોં સે પ્યારી વડી પ્રેમદા રે, કીન્હા ઈણુ જાદુ મંતર જરૂર રે....શ્રોતા**

આ રૂક્ષ્મણીએ કંઈ જાદુ કે વશીકરણ કરીને મારા પતિને વશ કરી દીધા છે. હવે તો મારી સામે પ્રેમ ભરી દૃષ્ટિથી જોતાં પણ નથી. એવા વિચારો કરવાથી સત્યભામાનું મન ખૂબ વ્યગ્ર રહેવા લાગ્યું. તેમાં રૂક્ષ્મણી ગર્ભવંતી છે એ જાણીને તેને વધુ દુઃખ થયું. હવે તો રૂક્ષ્મણીને કોઈ પણ રીતે હલકી પાડવી તે માટે ઉપાય શોધવા લાગી.

આ તરફ રૂક્ષ્મણીએ કૃષ્ણજીને સ્વપ્નની વાત કરી અને કૃષ્ણજીએ કહ્યું – હે રૂક્ષ્મણી ! તારા ભાગ્ય ચઢીયાતા છે. દુનિયામાં કોઈને નહિ હોય તેવા મહાન પરાક્રમી અને તેજસ્વી પુત્રની તું માતા બનીશ. પતિના મુખેથી સ્વપ્નનું ફળ સાંભળીને રૂક્ષ્મણીના દિલમાં અલૌકીક આનંદ થયો. અને બોલી, સ્વામીનાથ ! આપનું વચન અક્ષરશઃ સત્ય છે. આપ કહો છો તેવો મારે પુત્ર થશે. એવા પુત્રને જોઈને મારી આંખમાંથી અમૃતની ધારા વહેશે. આમ કૃષ્ણજી અને રૂક્ષ્મણીને આનંદનો પાર નથી

**"સત્યભામાએ કરેલ માયા"** : આ વાતની સત્યભામાને જાણ થતાં ખૂબ દુઃખી થઈ. અને હવે મારે શું કરવું ? એમ ખૂબ વિચાર કરીને એક અસત્ય વાત ઉભી કરવા વિચાર કર્યો. બનવા યોગ તે રાત્રે કૃષ્ણજી સત્યભામાના મહેલે આવ્યા. એટલે સવારમાં સત્યભામાએ કહ્યું. સ્વામીનાથ ! મેં રાત્રે સ્વપ્નમાં એક સુંદર હાથી જોયો છે. એની બોલવાની રીતભાત જોઈને કૃષ્ણજી સમજી ગયા કે આ તદ્દન ખોટી વાત છે. પણ તેના મનમાં થયું કે હું રૂક્ષ્મણીને વધારે માનું છું, એટલે એ બિચારી બળી રહી છે. જો અત્યારે સાચું કહીશ તો એને દુઃખ થશે. એને નકામી શા માટે ગુસ્સે કરું ! એમ વિચારીને કૃષ્ણે તેને કહ્યું, હે સત્યભામા ! તને જે સ્વપ્ન આવ્યું છે તે ઉત્તમ છે. તે સ્વપ્નના પ્રભાવથી તને અત્યંત પ્રભાવશાળી પુત્ર જન્મશે.

**"અસત્ય બનેલ સત્ય"** પતિની વાત સાંભળીને સત્યભામા વિચાર કરવા લાગી. અહો ! મેં તો ખોટી ઈર્ષ્યાથી માયા કરીને કહ્યું પણ તેમણે તો મારી વાત સાચી માનીને મને કહ્યું કે તને પ્રભાવશાળી પુત્ર થશે. તો હવે અસત્યનું પણ સત્ય થશે. કારણ કે તેમનું વચન કદી અસત્ય હોય નહિ તેની મને પૂર્ણ ખાત્રી છે. એટલે સત્યભામા ખુશ ખુશ થઈ. કારણકે સ્ત્રીઓને પુત્ર જન્મની વાત બહુ ગમે છે. વળી અહીં તો ખોટાનું સત્ય થાય એટલે આનંદની વાત શી પૂછવી ! એને કૃષ્ણજીના આ વચન

ઉપર શ્રધ્ધા હતી. બનવા જોગ કુદરતને કરવું કે તે ગર્ભવંતી થઈ. રૂક્ષ્મણી અને સત્યભામા બંને ગર્ભવંતી છે. હવે સત્યભામાને આનંદનો પાર નથી. પણ રૂક્ષ્મણીને નીચી પાડવા કયો રસ્તો લઉં કે તે રડી રડીને હાથ ઘસતી થઈ જાય ને કૃષ્ણ તેના સામું પણ ન જુવે. આવા વિચારો કરી રહી છે. ઘણાં વિચારોને અંતે તેણે એક ઉપાય શોધ્યો.

**આઈ સત્યભામા રૂક્ષ્મણી પાસ મેં રે બૈઠે હરિ હલધર,**
**બોલી બાઈ સુણુ મોરી વારતા, લેવા અપન આપસમેં હોડ રે...શ્રોતા**

**"રૂક્ષ્મણી સાથે સત્યભામાએ કરેલ કરાર"** એક દિવસ સત્યભામા રૂક્ષ્મણીના મહેલે આવ્યા. રૂક્ષ્મણી તો ખૂબ સરળ હતી. સત્યભામાને પોતાના મહેલે આવતી જોઈને ખૂબ રાજી રાજી થઈ ગઈ. જેનામાં ઈર્ષ્યા કે માયા-કપટ નથી તેને મન તો સૌ સારા દેખાય છે. સત્યભામાનો રૂક્ષ્મણીએ ખૂબ સત્કાર કર્યો. બંને બહેનો પ્રેમથી સાથે બેઠા. કૃષ્ણજી અને બલભદ્રજી પણ ત્યાં હતાં. હવે સત્યભામા કહે છે જો બહેન! આપણે બંને ગર્ભવંતી છીએ. તો મને એક હોંશ થઈ છે કે આપણે બંને એક હોડ બકીએ, રૂક્ષ્મણી કહે શેની હોડ? ત્યારે સત્યભામાએ કહ્યું. બહેન! જો પ્રભુકૃપાથી તને પુત્ર પહેલો થાય ને તેનાં લગ્ન પહેલાં થાય તો તેના વિવાહ પ્રસંગે મારા માથાના વાળ ઉતારીને તને આપીશ એટલું જ નહિ પણ તારે તે વાળ તારા પગ નીચે કચરવાના. અને જો મારા પુણ્ય પ્રબળ હોય ને મને પુત્ર પહેલો થાય અને તેના લગ્ન પહેલાં થાય તો તારા માથાના વાળ ઉતારીને મને આપી દેવા ને તે વાળ મારા પગ નીચે કચરીશ. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યુ. ભલે, મારી મોટી બહેન! તમે જેમાં રાજી તેમાં હું રાજી. એમ કહીને સત્યભામાની શરતનો રૂક્ષ્મણીએ સહર્ષ સ્વીકાર કર્યો. સત્યભામા ખુશ ખુશ થઈ ગઈ. કૃષ્ણ અને બલભદ્ર પણ ત્યાં જ હતા. તેમને સત્યભામાએ કહ્યું-જુઓ, અમે બંને બહેનોએ આવી શરત કરી છે. તેમાં તમે સાક્ષી છો. ત્યારે કૃષ્ણ અને બલભદ્રજીએ કહ્યું-બહુ સારું. અમને તમારો વિવાહ જોવાની મઝા આવશે. અમે બંને તમારી સાક્ષીમાં છીએ.

બંધુઓ! ઈર્ષ્યા શું નથી કરાવતી? બંને ભાઈઓ સત્યભામાની આવી શરત ઉપર હસવા લાગ્યા. સ્ત્રીનો સ્વભાવ કેવો ઈર્ષ્યાળુ છે! હજુ તો બંનેને બે માસ થયા છે. બંનેને પુત્ર જ આવશે તે કંઈ નક્કી નથી છતાં કેવી શરત કરી બેઠા. આ તો ભેંશ ભાગોળે ને છાશ છાગોળે એવી વાત થઈ. શેખચલ્લીના વિચારો જેવું કર્યું.

એક શેઠ-શેઠાણી હતાં. તેમને પરણ્યા વીશ વર્ષ થયા હતા. આટલા વર્ષમાં કદી બે માણસ વચ્ચે મત ભેદ પડયો ન હતો કે આંખનો ખૂણો પણ લાલ થયો ન હતો. એવો એ બંને વચ્ચે પ્રેમ હતો. પણ એક દિવસ બંનેને ખૂબ ઝઘડો થયો.

એક ખૂણામાં શેઠ ઉદાસ બેઠા છે. બીજા ખૂણામાં શેઠાણી ઉદાસ છે. આ સમયે શેઠનો એક મિત્ર ત્યાં આવી પહોંચ્યો. શેઠ-શેઠાણીને રડતા જોઇને પૂછે છે મિત્ર ! આજે તમારા ઘરમાં આ શું ? મેં વીશ વર્ષમાં તમારા ઘરમાં કદી ખળભળાટ કે આંખના ખૂણા લાલ થયા હોય તેવું જોયું નથી ને આજે આ શું થયું છે ? શેઠ કહે કંઈ નહિ. મિત્રે ખૂબ પૂછયું ત્યારે શેઠે કહ્યું. ભાઈ! વાત એમ છે કે મારે વહેપાર મોટો રહ્યો. તેમાં આ સરકારના ઈન્કમટેકસ ને સેલટેકસના લફરા ચાલે એટલે મારે હાલતાં વકીલની જરૂર પડે એટલે વકીલને ઘેર જવું પડે તેથી મેં કહ્યું કે મારે બાબાને વકીલ બનાવવો છે ને એ ના પાડે છે. ત્યારે મિત્ર કહે છે હવે મારા ભાભીને પૂછું. એમને વકીલ બનાવવામાં શું વાંધો છે ?

શેઠના મિત્ર પૂછે છે ભાભી ! તમે શા માટે રડો છો ? ત્યારે કહે છે ભાઈ! મારી તબિયત બરાબર રહેતી નથી. મને ડાયાબીટીશ છે ને બી.પી. વધી જાય છે. તેથી હાલતાં ડોકટર પાસે જવું પડે ને ત્યાં બબ્બે ને ત્રણ ત્રણ કલાક ખોટી થવું પડે છે. તેથી હું કંટાળી જાઉં છું. એટલે મેં કહ્યું. મારે બાબાને વકીલ નથી બનાવવો. ડોકટર બનાવવો છે ને એ ના પાડે છે. તેથી અમારા બંનેને ઝઘડો પડયો છે.

મિત્ર ખૂબ ડાહ્યો ને સમજુ હતો. તેણે કહ્યું ભાઈ-ભાભી ! તમે બંને બેસો ને બાબાને બોલાવો. એને હું પૂછું કે તારે વકીલ થવું છે કે ડોકટર ? ત્યારે શેઠ-શેઠાણી કહે છે બાબો જન્મવાની હજુ છ મહિનાની વાર છે. (હસાહસ) અરે ભલા ! હજુ બાબાનો જન્મ પણ થયો નથી ને તે પહેલાં આ શું ઝઘડો માંડીને બેઠાં છો. બાબો આવશે કે બેબી તેની ખબર નથી ને બંને ઝઘડી પડયા. તેમ અહીં સત્યભામાના કહેવાથી રૂકમણીએ તેની શરત મંજુર રાખી. હવે કોને પહેલો પુત્ર આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં-૨૪

શ્રાવણ સુદ ૨ ને બુધવાર તા. ૨૮-૭-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત કરૂણાના સાગર, શાસ્ત્રકાર ભગવંતે પરમ પુરૂષાર્થ ખેડી ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાનનો દીપક પ્રગટાવ્યો. આજે દુનિયામાં જ્ઞાન તો ઘણું વધ્યું છે. જ્ઞાન માટે પુરૂષાર્થ પણ ઘણો થાય છે. પણ તે ભૌતિક જ્ઞાન છે. આત્મિક જ્ઞાન આગળ ભૌતિક જ્ઞાનનું કાંઈ મહત્વ નથી. કારણ કે ભૌતિક જ્ઞાનથી ભૌતિક સુખની

પ્રાપ્તિ થઈ શકે છે પણ આત્મિક સુખ મળતું નથી કે આત્મા કર્મોથી મુક્ત બની શકતો નથી. જ્યારે આત્માને સમ્યક્‌જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે સાચું જ્ઞાન કહેવાય છે.

બંધુઓ! ભૌતિક જ્ઞાન અને આત્મિક જ્ઞાનમાં મોટું અંતર છે. ભૌતિક જ્ઞાન ભલે તમને આકાશમાં ઉડાવી શકે, પાણીમાં ચલાવી શકે, સુખના સાધનની પ્રાપ્તિ કરાવી શકે અને આ લોકમાં પ્રશંસાને પાત્ર બનાવે પણ તે જ્ઞાન ચિરસ્થાયી નથી. આ શરીર છૂટી જતાં એ જ્ઞાન વિશેષ કરીને ચાલ્યું જાય છે. તે પરલોકમાં સહાયક થતું નથી. જ્યારે આત્મિક જ્ઞાન અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરે છે, કષાયોને દૂર કરે છે, પાપોની જડને મૂળમાંથી ઉખેડી નાંખે છે. અને આત્માને ચિરસ્થાયી સુખ-શાંતિ અને આનંદ આપે છે. આ શરીર અહીં રહી જાય છે પણ એ જ્ઞાન જો આત્મા સમકિત વમે નહિ તો આત્માની સાથે ને સાથે રહે છે. જન્મોજન્મ સુધી (૬૬ સાગર ઝાઝેરું) સાથે રહીને સંસાર રૂપી વિષમ અટવીમાંથી જીવને પસાર કરાવી અંતિમ ધ્યેય મોક્ષને પ્રાપ્ત કરાવે છે. એટલે આત્મિક જ્ઞાન કલ્યાણકારી છે. તેથી જ્ઞાની પુરૂષો કહે છે કે :-

न ज्ञान तुल्यः किल कल्पवृक्षो, न ज्ञान तुल्या किल कामधेनुः ।
न ज्ञान तुल्य किल कामकुम्भो:, ज्ञानेन चिन्तामणिरुप्य तुल्यः ॥

જ્ઞાન કલ્પવૃક્ષથી પણ અધિક ફળ દેનાર છે. કામધેનુંથી પણ અધિક અમૃત આપનાર છે. કામકુંભ પણ આત્મિક જ્ઞાનની તુલના કરી શકતો નથી. મનવાંછિત ફળ આપનાર રત્નચિંતામણી પણ આત્મિક જ્ઞાન આગળ કંઈ વિસાતમાં નથી. અરે! વધુ તો શું કહું, હજારો સૂર્યો અને હજારો ચંદ્ર નેત્રરહિત માણસને માટે નિરર્થક છે. પણ જો એ અંધ માણસને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તો તેનું અંતર દિવ્ય પ્રકાશથી ઝળહળી ઉઠે છે. આવશ્યક નિર્યુક્તિમાં પણ કહ્યું છે કે :-

दव्वुज्जो, उज्जोओ, पगासइ परिमियम्मि खेत्तम्मि ।
भावुज्जो उज्जोओ, लोगालोगं पगासेइ ॥

સૂર્ય અને ચંદ્રનો દ્રવ્ય પ્રકાશ પરિમિત ક્ષેત્રને પ્રકાશિત કરે છે પણ જ્ઞાનનો પ્રકાશ તો સમસ્ત લોકાલોકને પ્રકાશિત કરે છે. એટલા માટે જ્ઞાની પુરૂષો વારંવાર ટકોર કરે છે કે આત્મિકજ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. જેટલું બને તેટલું વધુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પુરૂષાર્થ કરો. જ્ઞાનનો પ્રકાશ અલૌકિક છે. તે પ્રકાશમાં જીવ જગતના સંપૂર્ણ ચરાચર પદાર્થોને હસ્તરેખાની માફક જોઈ શકે છે.

ભગવંતે આવું સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોને જાણવાવાળું કેવળ જ્ઞાન પ્રગટ કર્યા પછી સિધ્ધાંત વાણી પ્રકાશી છે. તેમાં છઠ્ઠું અંગ જ્ઞાતાજીસૂત્રના આઠમા

અધ્યયનનો અધિકાર ચાલે છે. તેમાં મહાબલ રાજાએ એક વખત ધર્મઘોષ અણગારની વાણી સાંભળી અને તેમના રોમે રોમે આનંદ થયો. તેમના જ્ઞાનચક્ષુ ખુલી ગયા ને હૃદયનું પરિવર્તન થયું.

મહાબલ રાજાને સમજાઈ ગયું કે અનાદિકાળથી આત્માને સંસારમાં જો કોઈ રખડાવનાર હોય તો તે કર્મ છે. કર્મરાજાની ફોજ ઘણી મોટી છે. તેનાથી ખૂબ સાવધાન રહેવાની જરૂર છે. આખા જગતના જીવો કર્મની ફોજથી ઘેરાયેલાં છે. કર્મની ફોજને હઠાવવા આંતરિક ખોજ કરવી પડશે. એક લેખકે કહ્યું છે કે હિન્ડનબર્ગની હિલચાલથી પણ કર્મરાજાની હિલચાલ અધિક અજબ છે. ચૌદની લડાઈ થઈ ત્યારે એમ કહેવામાં આવ્યું કે હિન્ડનબર્ગની હિલચાલ જોવી હોય તો આંખમાં તેલ નાંખવું પડે જો તેલ નાંખ્યા વિના જોવામાં આવે તો એ ક્યારે શું કરશે તેની ખબર નહિ પડે. હિન્ડનબર્ગનું સૈન્ય એટલું બધું જબરું હતું કે સાંજના ત્યાંની ડાન્યુબ નામની નદી કોઈએ ઓળંગી ત્યારે ત્યાં કંઈ ન હતું અને રાતની રાતમાં તો ત્રણ લાખનું લશ્કર લાવ્યા, નદીમાં પુલ બાંધ્યો ખાઈ પૂરાવી દીધી અને લશ્કરમાં કોઈને કંઈ તકલીફ થાય ત્યારે રાહત માટે દવાખાનામાં સામગ્રી બધું આવી ગયું. આ રીતે રાતોરાતમાં બચાવની બધી સામગ્રી તૈયાર કરી. પણ યાદ રાખજો કે હિન્ડનબર્ગની હિલચાલ કરતાં પણ કર્મરાજાની હિલચાલ ભારે જબરી છે. જ્યારે શત્રુ સામે પૂરતી દેખરેખ રાખવામાં ન આવે તો ક્યારે શું થઇ જાય તેની ખબર પડતી નથી. માટે બંધુઓ! વિચાર કરો. કર્મરાજા તો આત્માનો કટ્ટો દુશ્મન છે. તો તેની હિલચાલ સામે જો સમયે સમયે દેખરેખ રાખવામાં નહિ આવે તો શું થશે? લશ્કરમાં ઈશારાની જરૂર પડે છે. જેમ ગાય કે ભેંસને તેનો માલિક ડચકારો કરે તો સમજી જાય છે, તેમ લશ્કરમાં તેનો કેપ્ટન સૂચના કરે કે તેનું સૈન્ય સમજી જાય છે. ત્યારે કર્મરાજાની કઠીન હિલચાલમાં તો સમયે સમયે દેખરેખ રાખવી પડે ને! ચારજ્ઞાન અને ચૌદપૂર્વના જાણકાર ભગવાનના પટ્ટશિષ્ય ગૌતમ ગણધર જેવા પવિત્ર પુરૂષને પણ ભગવંતે શું કહ્યું. "समयं गोयम मा पमायए।" હે ગૌતમ! સમય માત્રનો પણ પ્રમાદ કરીશ નહિ.

ભગવાન મહાવીરે કર્મ સંગ્રામમાં યુદ્ધ કરવા નીકળેલા બળવાન યોદ્ધાને પણ જ્યાં આવી સૂચના કરી, તો પ્રમાદની પથારીમાં સૂતેલાની શું વાત કરવી? આ સૂત્ર ગૌતમ સ્વામીને ફક્ત ભગવાને કહ્યું છે તેમ નથી પણ આપણને બધાને લાગુ પડે છે. જેમ એક ઘરમાં ચાર વહુઓ હોય તેમાં સાસુ મોટી વહુને ઉદ્દેશીને કંઈ-ટકોર કરે તો બીજી ત્રણ વહુઓ જો ચતુર હોય તો સમજી જાય કે મારા જેઠાણી આવા ડાહ્યા, ગંભીર ને હોંશિયાર છે છતાં મારા સાસુ એમને ટકોર કરે છે તો અમારે પણ સમજી લેવું જોઈએ. તેવી રીતે ભગવાને ચૌદ હજાર સંતોની

વચમાં ગૌતમ સ્વામીને ટકોર કરી ત્યારે નાના સંતો પણ સમજી જાય છે. જાતિવંત ઘોડાને ચાબૂક દેખાડવાની હોય પણ મારવાની ના હોય.

તેજીને ટકોરો હોય. ડફણાં ગધેડાને હોય. તમે તો મારા વીતરાગ પ્રભુના તેજવંત-જાતિવંત શ્રાવકો છો ને ? મારે તમને વારંવાર કહેવાનું હોય ? એક વખત કહ્યું ત્યાં તમારે સમજી જવાનું. આ માનવ જીવનની એકપણ અમૂલ્ય ક્ષણ પ્રમાદમાં વીતાવીએ તો આપણે કેટલું ગુમાવીએ છીએ ? આટલું સૂત્ર બરાબર સમજાય તો આત્મા જાગૃત બની જાય. કહ્યું છે કે – **"જાગૃતિ એટલું જીવન ને પ્રમાદ એટલું પતન, સાવધાની એટલી સલામતી અને ગફલત એટલી ગલતી."**

આજે તો ગફલતના ગાડામાં બેઠેલા છીએ. જો જાગૃત નહિ બનીએ તો આપણું શું થશે ? જેનું ઉપાદાન શુધ્ધ હોય, અંદર બેઠેલો ચેતનદેવ જાગૃત હોય તો તે એક ટકોર થતાં ચકોર બનીને ચાલતો થઈ જાય છે.

એક વખત સોમચંદ્ર નામના રાજાની રાણી રાજાનું માથું ઓળતી હતી. તે સમયે તે બૂમ પાડીને બોલી ઉઠી–મહારાજા ! દૂત આવ્યો. આ સાંભળી રાજા વિચારમાં પડયા–અહો ! આ તો રાજમહેલ ને તેમાં પણ મારું અંતેઉર છે. અહીં તો કોઈ મારો પોતાનો માણસ પણ આજ્ઞા વિના પ્રવેશી શકે નહિ તો પછી બીજા રાજનો દૂત મારી આજ્ઞા વિના, કોઈ જાતની સાવચેતી આપ્યા વિના જો મારા અંતેઉરમાં પેસી જાય તો મારી રાજ્ય સત્તા ખતમ થઈ જાય. રાજાએ ચારે તરફ નજર કરી તો કોઈ દૂત જોયો નહિ. ત્યારે કહે છે રાણીજી ! શું તમે મારી મશ્કરી કરો છો ? રાણીએ કહ્યું–ના, સ્વામીનાથ ! તમારી મશ્કરી મારાથી કરાય ? ત્યારે રાજા કહે છે તો દૂત મને કેમ નથી દેખાતો ? રાણી કહે છે તમને નથી દેખાતો પણ હું દેખું છું. એમ કહી માથામાંથી એક સફેદ વાળ તોડીને બતાવતાં કહ્યું– જુઓ, આ રહ્યો દૂત. આ જોઈને સોમચંદ્ર રાજા વિચારમાં પડી ગયા. વિચાર કરો, આ રાણી કેટલી ચેતનવંતી અને જાગૃત હશે !

દેવાનુપ્રિયો ! આટલા બધામાં ભાગ્યે જ કોઈના માથામાં ધોળો વાળ નહિ હોય ! પહેલાં તો ઉંમર થાય ત્યારે માથામાં ધોળા વાળ આવતા ને આજ કાલ તો નાના છોકરાના માથામાં ધોળા વાળ આવી જાય છે. આ અમારી શ્રાવિકાઓ તમને કોઈ દિવસ કહે છે સ્વામીનાથ ! હવે માથામાં ધોળા વાળ આવ્યા તો સંસારની મજુરી થોડી ઓછી કરી ધર્મધ્યાન કરો. વિચાર કરો. રાજઋધ્ધિમાં રંગાયેલી, રંગમહેલમાં રાણીપણાના સુખમાં મ્હાલનારી રાણીએ પતિના માથામાં એક ધોળો વાળ દેખીને પરલોકની પ્રેરણા આપતી સમજણની સોટી મારતાં કહ્યું–તમે લડાઈના પ્રસંગમાં ન ચેત્યા ત્યારે દૂત મોકલવો પડયો ને ? જેમ કોઈ સારો શાહુકાર માણસ હોય

તેને ખબર પડે કે મારે ઘેર હુંડી આવવાની છે તો તરત જ એ નાણું પહોંચતા કરી દે. જો નાણું પહોંચતા ન કરે તો હુંડીવાળો ઉઘરાણી કરે ને ? એ ઉઘરાણી કરે તો શાહુકારની આબરૂ જાય ને ? ઉઘરાણી ન આવે તે પહેલાં નાણું ચૂકતે કરી દેવામાં આવે તો શાહુકારની આબરૂ જળવાઈ રહે છે. માની લો કે હુંડીવાળો માણસ પહેલાં સાવચેત કરવા આવ્યો ને તમે નાણા ભરવાં ભૂલી ગયા ને પછી યાદ આવ્યું. તો યાદ આવતાંની સાથે પણ જો નાણું ભરી દોતો વાંધો નહિ, પણ જો હુંડીવાળો ફરીને સાવચેત કરવા આવે છતાં સાવચેત ન થવાય તો શાહુકારીની સફાઈ ના રહે. એવી રીતે રજા અને રાજીનામું.

જેમ કોઈ શેઠ પોતાના નોકરને રજા આપવા ઈચ્છે છે. જેને રજા આપવાની છે તે નોકરને સ્હેજ ગંધ આવી જાય તો નોકર વિચાર કરશે કે શેઠ મને રજા આપશે તેના કરતાં હું જ રાજીનામું આપી દઉં તો ? હું રાજીનામું આપી દઈશ તો એમ કહેવાશે કે નોકરે પોતાની જાતે રાજીનામું આપ્યું છે, અને શેઠ રજા આપશે તો લોકોમાં એમ કહેવાશે કે એના શેઠે એને રજા આપીને કાઢયો. માટે સમજો. રજા અને રાજીનામામાં ફેર છે. તે રીતે આ રાણી રાજાને કહે છે કે સ્વામીનાથ ! આ દૂત આવી ગયો, દુશ્મન લડાઈ લઈને ન આવે તે પહેલાં તમે ચેતી જાવ. આ રાણી કેટલી સમજણવાળી હશે ! કર્મશત્રુનો તેના અંતઃકરણમાં કેટલો ભય હશે ? જો રાણી સંસારની સહેલાણી બનેલી હોત, વિષયોમાં વિહ્વળ બનેલી હોત તો રાજા મરણની પથારીમાં પડેલો હોત તો પણ એમ ન કહેત કે દૂત આવ્યો. પણ આ તો સંસારની સહેલાણી નથી પણ સંયમ પ્રત્યે સ્નેહાળ છે.

આજના ધર્મ નહિ સમજનારા ઉધ્ધત માણસોને જો આ રાણીની માફક કોઈ સ્રી એના પતિને એમ કહે કે દૂત આવ્યો. તો શું કહેશે ? છતાં ધણીએ તારે સુખને જતું કરવું છે ? પણ ધર્મને સમજનારી સ્રી ધણીનું કેમ હિત થાય તે ઈચ્છે છે. ઉધ્ધત યુવકની માફક જો રાણીનું જીવન હોત તો રાજાને દૂત આવ્યો એમ ન કહેત. પણ રાણી સમજતી હતી કે ધર્મ રૂપી જહાજ મળ્યું છતાં ડૂબી જાય તો જીવન ધૂળ સમાન બની જાય છે. ડૂબતાને જોનારનું જીવન પણ ધૂળ છે. ડૂબતા માણસને જોવા છતાં કાંઠે ઉભેલો જો તેને બચાવે નહિ તો માણસાઈ ન કહેવાય. ખરેખર ! પેલો ડૂબી ગયો એ તો એનું મોત આવ્યું ને મરી ગયો પણ ડૂબતાને દેખનારો તો લોકોના ઠપકાથી વગર મોતે મરી જાય છે. તેવી રીતે જે માણસ આવો ઉત્તમ ધર્મ મળવાં છતાં ધર્મ કરતો નથી, વિષય કષાયને છોડતો નથી એ તો સંસારમાં ડૂબવાનો છે. પણ કાંઠે ઉભેલાં સમાન ધર્મ કરવાવાળો માણસ જો સંસારમાં ડૂબવાના માર્ગે ચઢી ગયા હોય તો તેને સાવધાન કરી સાચા માર્ગે ચઢાવે નહિ તો તે ધર્મના સ્વરૂપને બરાબર સમજ્યો નથી. આ રીતે રાણી પોતે ધર્મને સમજેલી છે એટલે

વચમાં ગૌતમ સ્વામીને ટકોર કરી ત્યારે નાના સંતો પણ સમજી જાય છે. જાતિવંત ઘોડાને ચાબૂક દેખાડવાની હોય પણ મારવાની ના હોય.

તેજીને ટકોરો હોય. ડફણાં ગધેડાને હોય. તમે તો મારા વીતરાગ પ્રભુના તેજવંત–જાતિવંત શ્રાવકો છો ને ? મારે તમને વારંવાર કહેવાનું હોય ? એક વખત કહ્યું ત્યાં તમારે સમજી જવાનું. આ માનવ જીવનની એકપણ અમૂલ્ય ક્ષણ પ્રમાદમાં વીતાવીએ તો આપણે કેટલું ગુમાવીએ છીએ ? આટલું સૂત્ર બરાબર સમજાય તો આત્મા જાગૃત બની જાય. કહ્યું છે કે – **"જાગૃતિ એટલું જીવન ને પ્રમાદ એટલું પતન, સાવધાની એટલી સલામતી અને ગફલત એટલી ગલતી."**

આજે તો ગફલતના ગાડામાં બેઠેલા છીએ. જો જાગૃત નહિ બનીએ તો આપણું શું થશે ? જેનું ઉપાદાન શુધ્ધ હોય, અંદર બેઠેલો ચેતનદેવ જાગૃત હોય તો તે એક ટકોર થતાં ચકોર બનીને ચાલતો થઈ જાય છે.

એક વખત સોમચંદ્ર નામના રાજાની રાણી રાજાનુ માથું ઓળતી હતી. તે સમયે તે બૂમ પાડીને બોલી ઉઠી–મહારાજા ! દૂત આવ્યો. આ સાંભળી રાજા વિચારમાં પડયા–અહો ! આ તો રાજમહેલ ને તેમાં પણ મારું અંતેઉર છે. અહીં તો કોઈ મારો પોતાનો માણસ પણ આજ્ઞા વિના પ્રવેશી શકે નહિ તો પછી બીજા રાજનો દૂત મારી આજ્ઞા વિના, કોઈ જાતની સાવચેતી આપ્યા વિના જો મારા અંતેઉરમાં પેસી જાય તો મારી રાજ્ય સત્તા ખતમ થઈ જાય. રાજાએ ચારે તરફ નજર કરી તો કોઈ દૂત જોયો નહિ. ત્યારે કહે છે રાણીજી ! શું તમે મારી મશ્કરી કરો છો ? રાણીએ કહ્યું–ના, સ્વામીનાથ ! તમારી મશ્કરી મારાથી કરાય ? ત્યારે રાજા કહે છે તો દૂત મને કેમ નથી દેખાતો ? રાણી કહે છે તમને નથી દેખાતો પણ હું દેખું છું. એમ કહી માથામાંથી એક સફેદ વાળ તોડીને બતાવતાં કહ્યું–જુઓ, આ રહ્યો દૂત. આ જોઈને સોમચંદ્ર રાજા વિચારમાં પડી ગયા. વિચાર કરો, આ રાણી કેટલી ચેતનવંતી અને જાગૃત હશે !

દેવાનુપ્રિયો ! આટલા બધામાં ભાગ્યે જ કોઈના માથામાં ધોળો વાળ નહિ હોય ! પહેલાં તો ઉંમર થાય ત્યારે માથામાં ધોળા વાળ આવતા ને આજ કાલ તો નાના છોકરાના માથામાં ધોળા વાળ આવી જાય છે. આ અમારી શ્રાવિકાઓ તમને કોઈ દિવસ કહે છે સ્વામીનાથ ! હવે માથામાં ધોળા વાળ આવ્યા તો સંસારની મજુરી થોડી ઓછી કરી ધર્મધ્યાન કરો. વિચાર કરો. રાજઋધ્ધિમાં રંગાયેલી, રંગમહેલમાં રાણીપણાના સુખમાં મ્હાલનારી રાણીએ પતિના માથામાં એક ધોળો વાળ દેખીને પરલોકની પ્રેરણા આપતી સમજણની સોટી મારતાં કહ્યું–તમે લડાઈના પ્રસંગમાં ન ચેત્યા ત્યારે દૂત મોકલવો પડયો ને ? જેમ કોઈ સારો શાહુકાર માણસ હોય

તેને ખબર પડે કે મારે ઘેર હુંડી આવવાની છે તો તરત જ એ નાણાં પહોંચતા કરી દે. જો નાણાં પહોંચતા ન કરે તો હુંડીવાળો ઉઘરાણી કરે ને? એ ઉઘરાણી કરે તો શાહુકારની આબરૂ જાય ને? ઉઘરાણી ન આવે તે પહેલાં નાણાં ચૂક્તે કરી દેવામાં આવે તો શાહુકારની આબરૂ જળવાઈ રહે છે. માની લો કે હુંડીવાળો માણસ પહેલાં સાવચેત કરવા આવ્યો ને તમે નાણા ભરવાં ભૂલી ગયા ને પછી યાદ આવ્યું. તો યાદ આવતાંની સાથે પણ જો નાણાં ભરી દો તો વાંધો નહિ, પણ જો હુંડીવાળો ફરીને સાવચેત કરવા આવે છતાં સાવચેત ન થવાય તો શાહુકારીની સફાઈ ના રહે. એવી રીતે રજા અને રાજીનામું.

જેમ કોઈ શેઠ પોતાના નોકરને રજા આપવા ઈચ્છે છે. જેને રજા આપવાની છે તે નોકરને સ્હેજ ગંધ આવી જાય તો નોકર વિચાર કરશે કે શેઠ મને રજા આપશે તેના કરતાં હું જ રાજીનામું આપી દઉં તો? હું રાજીનામું આપી દઈશ તો એમ કહેવાશે કે નોકરે પોતાની જાતે રાજીનામું આપ્યું છે, અને શેઠ રજા આપશે તો લોકોમાં એમ કહેવાશે કે એના શેઠે એને રજા આપીને કાઢયો. માટે સમજો. રજા અને રાજીનામામાં ફેર છે. તે રીતે આ રાણી રાજાને કહે છે કે સ્વામીનાથ! આ દૂત આવી ગયો, દુશ્મન લડાઈ લઈને ન આવે તે પહેલાં તમે ચેતી જાવ. આ રાણી કેટલી સમજણવાળી હશે! કર્મશત્રુનો તેના અંતઃકરણમાં કેટલો ભય હશે? જો રાણી સંસારની સહેલાણી બનેલી હોત, વિષયોમાં વિહ્વળ બનેલી હોત તો રાજા મરણની પથારીમાં પડેલો હોત તો પણ એમ ન કહેત કે દૂત આવ્યો. પણ આ તો સંસારની સહેલાણી નથી પણ સંયમ પ્રત્યે સ્નેહાળ છે.

આજના ધર્મ નહિ સમજનારા ઉધ્ધત માણસોને જો આ રાણીની માફક કોઈ સ્ત્રી એના પતિને એમ કહે કે દૂત આવ્યો. તો શું કહેશે? છતાં ધણીએ તારે સુખને જતું કરવું છે? પણ ધર્મને સમજનારી સ્ત્રી ધણીનું કેમ હિત થાય તે ઈચ્છે છે. ઉધ્ધત યુવકની માફક જો રાણીનું જીવન હોત તો રાજાને દૂત આવ્યો એમ ન કહેત. પણ રાણી સમજતી હતી કે ધર્મ રૂપી જહાજ મળ્યું છતાં ડૂબી જાય તો જીવન ધૂળ સમાન બની જાય છે. ડૂબતાને જોનારનું જીવન પણ ધૂળ છે. ડૂબતા માણસને જોવા છતાં કાંઠે ઉભેલો જો તેને બચાવે નહિ તો માણસાઈ ન કહેવાય. ખરેખર! પેલો ડૂબી ગયો એ તો એનું મોત આવ્યું ને મરી ગયો પણ ડૂબતાને દેખનારો તો લોકોના ઠપકાથી વગર મોતે મરી જાય છે. તેવી રીતે જે માણસ આવો ઉત્તમ ધર્મ મળવાં છતાં ધર્મ કરતો નથી, વિષય કષાયને છોડતો નથી એ તો સંસારમાં ડૂબવાનો છે. પણ કાંઠે ઉભેલાં સમાન ધર્મ કરવાવાળો માણસ જો સંસારમાં ડૂબવાના માર્ગે ચઢી ગયા હોય તો તેને સાવધાન કરી સાચા માર્ગે ચઢાવે નહિ તો તે ધર્મના સ્વરૂપને બરાબર સમજ્યો નથી. આ રીતે રાણી પોતે ધર્મને સમજેલી છે એટલે

પોતાના પતિને ડૂબતાં ઉગારવા માટે કહે છે દૂત આવ્યો. પણ અત્યારની કોઈ સ્ત્રી એના પતિના માથામાં ધોળા વાળ જોઈને ચેતાવે છે ખરી ? અત્યારે નહિ ચેતાવું તો એમનું પરભવમાં શું થશે ? એવો શુભ વિચાર કોઈને આવે છે ? અને કદાચ પત્ની એના પતિને ચેતાવે કે સ્વામીનાથ ! હવે ચેતો, ચેતવાની નોટીસ આવી. તો તમે ચેતો એમ પણ નથી. તમે કેમ ચેતો નહિ એ સમજાયું ? હું તમને સમજાવું.

કોઈ સજ્જન માણસ હોય તેના ઉપર નોટીસ આવે તો તેને ખૂબ લાગી આવે કે મારા ઉપર આવી નોટીસ આવી ? પણ જેને આબરૂ, ઈજ્જતની પડી નથી એવા માણસ ઉપર નોટીસો ઉપર નોટીસો આવે તો પણ તેને મન કંઈ નહિ. એ તો એમ જ કહેશે કે આપણે જબરા છીએ. એવી તો કંઈક નોટીસો આવી ને ફેંકી દીધી. ડરવાની શી જરૂર ? અને આબરૂદાર ઉપર એક જ નોટીસ આવે તો ક્યાં જાઉં ને શું કરું એટલું એને દુઃખ લાગે છે. હવે સમજી ગયાં ને ?

અહીં રાજા ઉપર પહેલી નોટીસ આવી છે. પણ રાજા દેખતા નથી એટલે રાણી દેખાડે છે. હવે તમે વિચાર કરજો કે નોટીસ પારકા ઉપર આવી છે. એ નોટીસ જેના ઉપર આવી છે તેને વંચાવવામાં આવે તો પોતાને નુકશાન પહોંચે એમ છે. તો વંચાવો ખરા ? "ના." આ નોટીસ રાજાને વંચાવવા જતાં રાણીને નુકશાન પહોંચે એમ છે. છતાં પોતાના સુખને જતું કરીને એક જ વિચાર કર્યો કે જો હું ધર્મ સમજી છું તો મારો પતિ હવે ધર્મથી અજ્ઞાત રહે એ મારાથી કેમ જોવાય ? રાણી સ્વાર્થની સગી ન હતી. એના રોમેરોમમાં રાજાના હિતની ભાવના ભરી હતી. એટલે એક જ વિચાર કર્યો કે જો હું મારા પતિને ન સમજાવું તો ધર્મ ભૂલી છું.

રાજાને દૂતની ચેતવણી આપવા રાણીએ ધોળો વાળ રાજાના હાથમાં મૂકયો. રાજા પણ વિચક્ષણ હતા. તરત સમજી ગયા કે આ કોઈ દુશ્મનનો દૂત નથી પણ યમરાજાનો દૂત છે. આ દૂતને જોઈને રાજા રડવા લાગ્યા. આમાંથી કોઈને માથામાં ધોળાં વાળ આવ્યાં જોઈને રડવું આવ્યું છે ? આ રાજાને રડતા જોઈને રાણીના મનમાં થયું કે આ યમના દૂતને જોઈને રાજા ગભરાઈ ગયા કે શું ? મોત નજીક આવ્યું તેથી રડે છે કે વહાણું વાઈ ગયું ને મુસાફરી રહી ગઈ તેથી રડે છે ? રેતીના રણમાં મુસાફરી કરવી હોય તો રાતોરાત મુસાફરી કરવી જોઈએ. કારણ કે રણમાં તાપ થાય તો ચલાય નહિ. એવી મુસાફરીની જગ્યા ઉપર જો વહાણું વાઈ જાય ને મુસાફરી રહી જાય તો અફસોસ થાય ને ? રાણી વિચાર કરે છે કે રાજાને કયો અફસોસ છે તે તપાસી લઉં.

રાણી કહે છે સ્વામીનાથ ! આપ શા માટે રડો છો ? માથામાં ધોળો વાળ આવ્યો એટલે આપને કોઈ બૂઢા કહે તેથી આપને અફસોસ થાય છે ને ? આપણે

રાજ્યમાં ઢંઢેરો પીટાવી દઈશું એટલે આપને કોઈ ઘરડા નહિ કહે. અને જે આપને બૂઢા કહેશે તેને સજા થશે એવી જાહેરાત કરી દઈશું. રાણીના શબ્દો સાંભળીને રાજા કહે છે રાણીજી! મારી આંખમાં પાણી જોઈને તમે એમ માનો છો કે મને લોકો ઘરડો કહેશે તેનો મને અફસોસ છે? હવે હું મરી જઈશ તેનો મને ડર છે? બિલકુલ નહિ. મને એવો કોઈ અફસોસ નથી. પણ જેમ આબરૂદાર માણસ વોરંટ છૂટે તે પહેલાં કોર્ટમાં હાજર થઈ જાય. જો પહેલાં હાજર ન થાય તો રાજાનો સિપાઈ હાથ-પગમાં બેડીઓ નાંખી બજાર વચ્ચે ફેરવીને કોર્ટમાં હાજર કરે. તેના કરતાં પોતાની જાતે હાજર થવું શું ખોટું?

બંધુઓ! આ વાતથી રાજા શું કહેવા માંગે છે તે તમે સમજ્યા? કાળરાજાનું વોરંટ માનવ માત્રની પાછળ પડેલું છે. તેમ જાણવાં છતાં હું સમજતો નથી. અને સંસારનો ગુન્હેગાર બન્યો જે સંસારમાં મરે તેના દેહને બાંધીને મોં ઢાંકીને બજાર વચ્ચેથી બહાર કાઢે અને જે કાળરાજાનું વોરંટ છૂટતાં પહેલાં ત્યાગ રૂપી હાઈકોર્ટમાં પોતાની જાતે હાજર થઈ ગયા છે તેવાને જીવ ગયા બાદ બેઠા બહાર કાઢે. ત્યાગીનું મુખ ખુલ્લું હોય એટલે સૌ તેના દર્શન કરવા ભેગા થાય. તેનું કારણ વોરંટ છૂટયા પહેલાં ચેતીને કોર્ટમાં હાજર થઈ ગયા તેનો પ્રતાપ છે.

રાજા કહે છે રાણીજી! મને એનો અફસોસ થાય છે કે દૂત આવતાં પહેલાં મારે ચેતી જવાની જરૂર હતી, પણ આ તો યમરાજાનો દૂત મને નોટીસ આપવા માટે આવી ગયો છતાં હું ચેત્યો નહિ! હજુ ભોગમાં જ પડયો છું! એનું મારા દિલમાં દુઃખ થયું તેથી આંખમાં પાણી આવી ગયું. આથી રાણીને આનંદ થયો કે મહારાજા સાચું સમજી ગયા. ધોળો વાળ યમનો દૂત સમજીને સોમચંદ્ર રાજા વૈરાગ્ય પામી ગયા ને સંસાર ત્યાગી સંયમી બની ગયા. તમારા દીકરાને ઘેર દીકરા થયા, માથું ધોળું થઈ ગયું, હાડકાં ખખડી ગયા ને મહાન સંતો તમને કહી કહીને થાકયા તો પણ હજુ તમને સંસાર છોડવાનું મન થાય છે? વાળ ધોળા થાય ત્યારે કલપ લગાડીને કાળા કરવાનું મન થાય છે પણ સંતો ગમે તેટલું સમજાવે છતાં સંસાર છોડવાનું મન નથી થતું. ખેર, ચારિત્ર ના લઈ શકો તો બ્રહ્મચર્યમાં તો આવો. જેને સંસાર કારાગૃહ જેવો લાગે છે તે ક્ષણવાર સંસારમાં રહેવા માંગતો નથી.

મહાબલ રાજાને ધર્મઘોષ અણગારની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો. હવે તો જલ્દી ઘેર જાઉં ને મિત્રોને વાત કરું, બલભદ્ર કુમારને રાજ્યનો ભાર સોંપુ ને જલ્દી દીક્ષા લઉં. આત્મા મોહનિદ્રામાં ઉંઘે છે ત્યાં સુધી તે સંસારમાં પડયો રહે છે, પણ જાગે છે ત્યારે ક્ષણ વાર રોકાવા ઈચ્છતો નથી.

જાગ્યો રે આત્મા આશ જાગી, મુક્તિના અમૃતની પ્યાસ જાગી, અભિલાષ જાગી...જાગ્યો
જ્યારે આતમનો દીવડો જાગે, ત્યારે વૈભવ અળખામણો લાગે,
લાગે ખારો સંસાર, લાગે પ્યારો અણગાર,
એને સંયમના પંથની લગની લાગી . જાગ્યો રે...

જેનો અંતરાત્મા જાગી ઉઠયો છે તેને સંસાર દુઃખમય લાગે છે. જેલ જેવો લાગે છે. જેલીના મનમાં રાત-દિવસ ક્યારે જેલમાંથી છૂટું એવી ઝંખના હોય છે. તેથી પણ અધિક વૈરાગી આત્માને ક્યારે સંયમ લઉં તેની લગની હોય છે. સંસારના સર્વ પદાર્થો તેને ઝેર જેવા લાગે છે. એની એક ક્ષણ નકામી અવ્રતમાં જાય તે એને ગમતું નથી. એને મધુર સૂર પણ વિલાપ જેવા લાગે છે.

सव्वं विलवियं गीयं, सव्वं नट्टं विडम्बियं ।
सव्वे आमरणा भारा, सव्वे कामा दुहावहा ॥ ઉત્ત. સૂ. અ. ૧૩ ગાથા ૧૬

વૈરાગી આત્માને સંસારના સૂરીલા ગીત વિલાપ જેવા લાગે છે. તે ગીત સંસારીને મધુર લાગે છે. ફીલ્મના ગીત સાંભળતાં તમારું માથું ધુણતું હોય છે. અહીં ધર્મનું ગીત ગવાતું હોય પણ રાગ ફીલ્મનો હોય તો તમને તરત ફીલ્મનું ગીત યાદ આવશે. પણ ફીલ્મ જોતાં તમને ધર્મનું ગીત યાદ નહિ આવે. વૈરાગીને સંસારનાં નાટક વિડંબના જેવા લાગે છે. અને હીરા-માણેક-મોતી અને સોનાના દાગીના ભાર રૂપ લાગે છે, ને કામભોગ તો નરકની ખાણ જેવા દુઃખ રૂપ લાગે છે. પણ તમને તો સંસાર એવો સાકરના ટુકડા જેવો મીઠો લાગે છે કે છોડવાનું મન થતું નથી. અહીં એક કલાક માંડ માંડ આવો છો. વધુ બેસવું પડે તો કંટાળો આવે છે. પણ હું તમને પૂછું છું કે તમારે દરરોજ ઘાટકોપરથી મુંબઈ જવું પડે છે. ગાડીમાં એટલી ભીડ હોય કે જાણે બોકડા પૂર્યા, ઘણીવાર એવી પરિસ્થિતિ હોય છે કે સળીયા પકડીને બહાર લટકતાં હોય છે. એક્સીડન્ટ થવાના ભયમાંથી મુક્ત થઈને ઘેર આવો છો છતાં એમ થાય છે કે આવી રીતે આવતાં કોઈક દિવસ મરી જઈશ. હવે કંટાળો આવ્યો. તો કાલે મારે નોકરી કરવા નથી જવું ? ત્યાં તો ટાઈમ થયો કે તૈયાર. હર્ષભેર દોડો છો ને ? પણ આટલી ભાવનાનો વેગ વ્યાખ્યાનમાં આવવાનો કે ધર્મ આરાધના કરવાનો આવ્યો છે ખરો ?

મહાબલ રાજાના મનમાં એક લગની લાગી છે કે ક્યારે આશ્રવના ઘરમાંથી છૂટું ને શાશ્વત સુખ અને શાંતિનું સ્થાન એવા સંવરના ઘરમાં જાઉં. એટલે સ્થવિરોને કહ્યું હે ભગવંત ! હું તો અહીં દીક્ષા લઈ લઉં તેમ છું પણ મારા છ મિત્રોથી બંધાયેલો છું કે જે કંઈ કરીએ તે સાથે કરવું એટલે મારા મિત્રોને વાત કરું ને બીજું મારા પુત્રને ગાદીએ બેસાડું. પછી તરત આપની પાસે દીક્ષા લેવા

આવું છું. આ પ્રમાણે રાજાનું વચન સાંભળીને સ્થવિરોએ કહ્યું હે રાજન્! આપની ભાવના ઉત્તમ છે, તો હવે 'मा विलंब कुरु शुभस्य शीघ्रम्। મોડું કરો નહિ. શુભ કાર્ય જલ્દી કરો. સ્થવિર મુનિના વચનામૃતો સાંભળી રાજા પોતાના મહેલમાં આવ્યા. આવીને તેમણે जाव छप्पिय बालवयंसए आपुच्छइ। પોતાના છએ બાલમિત્રોને બોલાવ્યા ને આ પ્રમાણે પૂછયું કે હે મારા વહાલામિત્રો! ધર્મઘોષ અણગારની વાણી સાંભળીને મને આ સંસાર ભડભડતા દાવાનળ જેવો લાગ્યો છે. હવે એક ક્ષણ પણ મને આ દાવાનળમાં રહેવું ગમતું નથી. આપણે બધાએ નક્કી કર્યું છે કે ધર્મનું કે સંસારનું દરેક કામ સાથે કરવું. તો બોલો, હવે તમારે શું કરવું છે? મારી સાથે સંયમ લેવો છે? ત્યારે મિત્રોએ શું કહ્યું તે સાંભળો.

"तएणं छप्पिय बालवयंसए महब्बल रायं एवं वयासी जइणं देवाणुप्पिया
तुब्मे पव्वयह अम्हे के अन्ने आहारेवा जाव पव्वयामो।"

મહાબલ રાજાની વાત સાંભળીને છએ મિત્રોએ કહ્યું હે મિત્રવર! જો તમે દીક્ષિત થવા ચાહો છો તો અમારો કોણ આધાર ને આલંબન થશે? એથી અમે પણ તમારી સાથે સંયમ અંગીકાર કરીશું.

દેવાનુપ્રિયો! વિચાર કરો. આ મિત્રો કેવા ને તમારા મિત્રો કેવા? આ છ મિત્રોએ નિર્ણય કર્યો હતો કે સંસારનું કે ધર્મનું દરેક કાર્ય સાથે કરવું. તમે સંસારનું કામ તો સાથે કરો પણ ધર્મની વાત આવે તો ખસી જાઓ છો, પણ અહીં તો નિર્ણય એટલે નિર્ણય. સંસારમાં રહીને ધર્મનું કામ કરવાનું હોય તો હજુ કરવા તૈયાર થાવ પણ દીક્ષા લેવા કોઈ તૈયાર થાય? અહીં તો મહાબલ રાજાએ કહ્યું કે હું દીક્ષા લેવાનો છું ત્યાં પહેલાં ધડાકે કહી દીધું કે હે મિત્ર! જો તમને સંસાર દાવાનળ લાગ્યો છે તો અમે શા માટે દાવાનળમાં રહીએ? જે તમારો માર્ગ તે અમારો માર્ગ, આપણે તો વચનથી બંધાયા છીએ. આ અસાર સંસારમાંથી અમારે પણ આપની માફક સાર ગ્રહણ કરવો છે. અમારે દાવાનળમાં રહેવું નથી.

जहा गेहे पलित्तम्मि, तस्स गेहस्स जो पहू।
सार भंडाणि निणेइ, असारं अवउज्जइ॥
एवं लोए पलित्तम्मि, जराए मरणेण य।
अप्पाणं तारइस्सामि, तुब्मेहिं अणुमन्निओ॥ ઉત્ત. સૂ.અ.૧૯ ગાથા ૨૨-૨૩

જે ઘરમાં આગ લાગે છે તે ઘરનો માલિક આગ લાગે ત્યારે તેમાંથી સાર સાર વસ્તુને ગ્રહણ કરી લે છે, ને અસાર વસ્તુને છોડી દે છે.

ઘરમાં આગ લાગે ત્યારે ઘરનો માલિક વિચાર કરે કે મને રેડિયો, પલંગ,

ટી.વી. અને ગાદલા ઓશીકા વિના નહિ ચાલે તો લાવ લઈ લઉં. એ વસ્તુઓ લઈને બહાર આવે તો તમે એને શું કહેશો? ઓ અબુધ! આવું લાવ્યો તેના કરતાં મૂલ્યવાન વસ્તુઓ લાવ્યો હોત તો? એમાંથી ઘણાં રેડિયા અને ટી.વી. લાવી શકાત. એનું તને ક્યાં ભાન છે? આજે બીજાને તો અબુધ કહી દીધો પણ આપણે પોતે કેવા અજ્ઞાન છીએ તેની ખબર નથી. ભગવાન કહે છે કે હે ભવ્ય જીવો! આ સંસાર જન્મ-જરા અને મરણ રૂપી દાવાનળથી પ્રજળી રહ્યો છે. તેમાંથી જો તમારે બચવું હોય તો સંયમરૂપી સાર વસ્તુને લઈ લો તો ફરી ફરીને જન્મ-મરણના દાવાનળમાં બળવું નહિ પડે.

મહાબલ રાજાના છએ મિત્રોએ કહી દીધું કે એવો મૂર્ખ કોણ હોય કે જેનો નાયક દાવાનળમાંથી સાર વસ્તુ લઈને બહાર નીકળી જાય ને સાથીદારો દાવાનળમાં રહી જાય! તમે અમારા નાયક છો, અમારા સલાહકાર છો ને તમે અમારા સાચા મિત્ર છો. તમારા વિના અમને ગમે નહિ એટલે તમારો જે માર્ગ તે અમારો માર્ગ. અમે તમારાથી છૂટા રહેવા ઈચ્છતા નથી. અમે પણ તમારી સાથે દીક્ષા લઈશું. મિત્રો દીક્ષા લેવા તૈયાર થયા છે. હવે મહાબલ રાજા તેમને શું જવાબ આપશે તે વાત અવસરે વિચારીશું.

**ચરિત્ર** : સત્યભામાના દિલમાં રૂક્ષ્મણી પ્રત્યે અત્યંત ઈર્ષ્યા હતી. જ્યારે રૂક્ષ્મણી અત્યંત સરળ હતી. એટલે એણે સત્યભામાની શરતનો સ્વીકાર કર્યો. અને તેમાં રૂક્ષ્મણીની સાક્ષી તરીકે કૃષ્ણને અને સત્યભામાની સાક્ષીમાં બલભદ્રને રાખ્યા. કૃષ્ણ તો વાતને બરાબર સમજી ગયાં હતાં કે આ સત્યભામાની ઈર્ષ્યાનું કારણ છે. પણ જો કંઈ કહે તો સત્યભામાને દુઃખ થાય એટલે કૃષ્ણ મૌન રહ્યા. પણ બંને ભાઈઓ મનમાં ખૂબ હસ્યા કે સ્ત્રી જાતિ પોતાની ઈર્ષ્યાનો અગ્નિ ઠારવા કેવા કેવા ઉપાયો શોધે છે! સત્યભામાને તેનું ભાવિ ભૂલવાડે છે. નહિતર આવી હોંશિયાર સ્ત્રી આવી શરત ના કરે. કોને પહેલો પુત્ર જન્મે ને કોનાં લગ્ન પહેલાં થશે! અથવા દીકરો આવશે કે દીકરી! આ કંઈ હાથની વાત છે? ભાગ્યયોગે સત્યભામાને એવો વિચાર ન આવ્યો કે કદાચ રૂક્ષ્મણીને પુત્ર થયા પછી મારા ઘેર દીકરો જન્મશે ને તેનાં લગ્ન પછી થશે તો મારું કેવું અપમાન થશે? એક તો કૃષ્ણનો મારા પ્રત્યેનો પ્રેમ ઓછો થઈ ગયો છે ને જો તેમાં પણ આવું થશે તો મારું શું માન રહેશે? એવો વિચાર પણ ન આવ્યો ને આવી શરત કરી બેઠી. સત્યભામાના દિલમાં એમ હરખ છે કે હું મોટી છું. અને મને જરૂર પુત્ર આવશે એટલે હું એના લગ્ન પહેલાં કરીશને રૂક્ષ્મણીનું માથું મુંડાવીશ. હવે કોને પુત્ર પહેલો આવશે ને કોનું માથું મુંડાશે તે વાત પછી આવશે પણ તેણે મનથી કેવું માની લીધું છે કે મને જરૂર દીકરો આવશે.

**"રૂક્ષ્મણીને ઉત્પન્ન થયેલો દોહદ :–"** રૂક્ષ્મણીને ત્રણ માસ થયા. એના ગર્ભમાં પવિત્ર આત્મા આવ્યો છે. મોક્ષગામી જીવ છે. આ પ્રદ્યુમ્ન આદિ કૃષ્ણના પુત્રોની વાત અંતગડ સૂત્રમાં આવે છે. સિધ્ધાંતના પાને જેમનું નામ સુવર્ણાક્ષરે લખાઈ ગયું છે. તેવો આ પવિત્ર ઉત્તમ જીવ છે. એટલે માતાને વિચારો પણ પવિત્ર આવે તેમાં શંકા નથી. ત્રણમાસ થયા એટલે રૂક્ષ્મણીને દોહદ ઉત્પન્ન થાય છે.

**ઉપના શુભ ડોહલા મહિને તીસરે, પોષા સદ્પાત્ર ગુરૂ નિર્ગ્રંથ રે,**
**અમરીપટ ફેરા સારા શહરમેં, અભ્યાગત તુષ્ટ કિયા સબ પંથ રે...શ્રોતા..**

રૂક્ષ્મણીના મનમાં એવા દોહદ ઉત્પન્ન થવા લાગ્યા કે નિર્ગ્રંથમુનિરાજોના દર્શન કરવા જાઉં, તેમને સુપાત્રે દાન આપું, તપ કરું, ગરીબોને દાન દઉં, છકાય જીવોની રક્ષા કરું. આવા પવિત્ર દોહદ ઉત્પન્ન થવા લાગ્યા. એટલે તેણે ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવને કહ્યું–સ્વામીનાથ ! મારી એક ઇચ્છા છે. કૃષ્ણને રૂક્ષ્મણી રાણી પ્રત્યે ખૂબ પ્રેમ હતો એટલે કહે છે દેવી ! તારી શું ઇચ્છા છે ? જે હોય તે વિના સંકોચે કહે. હું પૂર્ણ કરવા તૈયાર છું. એટલે કહ્યું. મારી એક ઇચ્છા છે કે આપની જેટલા ક્ષેત્રમાં આણ વર્તાઈ રહી છે તેટલા ક્ષેત્રમાં અમારી પડહ વગડાવીને ઘોષણા કરો કે જ્યાં જ્યાં કૃષ્ણ વાસુદેવની આણ વર્તે છે ત્યાં કોઈપણ જીવની કતલ ન થવી જોઈએ. માંસાહાર ન થવો જોઈએ. જે કોઈ માણુસ જીવોની હિંસા કરશે, માંસાહાર કરશે તેને સજા કરવામાં આવશે. રૂક્ષ્મણીના કહેવાથી કૃષ્ણ વાસુદેવે ત્રણ ખંડમાં અમારી પડહ વગડાવીને જીવોની હિંસા બંધ કરાવી અને રૂક્ષ્મણીની ઇચ્છા પૂર્ણ કરી.

બંધુઓ ! આ ભારત ભૂમિ કેટલી પવિત્ર છે ! આ ભૂમિમાં વસતા માનવીના દિલમાં એટલી દયા હતી કે તળાવમાં જાળ નાંખીને માછલા પકડવા દેતા ન હતા. અમે વિહાર કરીએ ત્યારે રસ્તામાં નાના ગામડા આવે. ગામડામાં તળાવની પાળે શિલાલેખ કોતરેલા જોવામાં આવે છે કે આ તળાવમાં કોઈએ જાળ નાંખવી નહિ ને માછલી પકડવી નહિ. જે પકડશે તેને દંડ થશે. ભૂલેચૂકે કોઈ માછી આવીને જાળ નાંખે તો આખું ગામ તેના ઉપર તૂટી પડતું હતું. ગાડા નીચે એક કૂતરું આવી જાય તો લોકોના હૈયાં કકળી ઉઠતા હતા. અને ગાડું ચલાવનારની બેદરકારી બદલ તેને દંડ કરતા. અંગ્રેજનું રાજ્ય હોવા છતાં આવા ધર્મના કામમાં એ અંગ્રેજ સરકાર કોઈને અટકાવતી નહિ. આજે તો કેટલી હિંસા વધી ગઈ છે ! મચ્છી ઉદ્યોગ, મચ્છી નિકાસ, મોટા મોટા કતલખાના ચાલી રહ્યા છે. આહાહા ! કેટલા ઘોર પાપ થઈ રહ્યા છે ! અહિંસા પ્રધાન દેશમાં હિંસાનું તાંડવ વધ્યું છે. આવી હિંસા જોઈને પણ વૈરાગ્ય નથી આવતો.

અમારા ખંભાત સંપ્રદાયમાં એક મહાન પૂ. હરખચંદ્રજી મહારાજ થઈ ગયા છે. તેઓ મુંબઈમાં રહેતા હતા. રસ્તામાં માછલીનાં ટોપલાં જોતાં વૈરાગ્ય આવી ગયો. આવી ઘોર હિંસા જ્યાં થાય છે ત્યાં મેં વહેપાર કર્યો! શું મારી દુકાને માલ લેવા આવનાર આવા પાપ કરનાર નહિ આવતા હોય! આમ વિચાર કરતાં વૈરાગ્ય આવ્યો ને દીક્ષા લઈને મહાન પવિત્ર સંત બન્યા. હજારો જીવોના તારણહાર બની ગયા છે. (પૂ. હરખચંદ્રજી મહારાજનું જીવનચરિત્ર ખૂબ સુંદર કહ્યું હતું જે સાંભળતાં શ્રોતાઓ મુગ્ધ બન્યા હતા.)

## વ્યાખ્યાન નં. ૨૫

**શ્રાવણ સુદ ૩ ને ગુરૂવાર** **તા. ૨૯-૭-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, શાસ્ત્રકાર ભગવંતે ચતુર્ગતિ સંસારમાં રખડતા જીવોને આત્મસ્વરૂપની પિછાણ કરવા માટે આગમ વાણી પ્રકાશી. આગમમાં કહ્યું છે કે હે ભવ્ય જીવો! આ જગતમાં મુખ્ય બે પદાર્થો છે. એક ચેતન અને બીજો જડ. આ વિશ્વમાં આપણી નજરે જે અગણિત પદાર્થો દેખાય છે તેનો આ બેમાં સમાવેશ થઈ જાય છે. જીવ, આત્મા, ચેતન, પ્રાણી વિગેરે જીવનાં અલગ અલગ નામ છે. આ જગતમાં આત્મા જેવી મહાન બીજી કોઈ ચીજ નથી. જડ પદાર્થોની ઓછી-વધતી કિંમત આંકનાર આત્મા છે. પણ આત્માની કિંમત કોઈ આંકી શકે તેમ નથી. માટે તે અમૂલ્ય ગણાય છે. આત્માના ગુણ અપરંપાર છે. એની શક્તિ અનંત છે. એનું જ્ઞાન અગાધ છે. અને આત્માની પવિત્રતા પણ અદ્ભૂત છે.

આવો પવિત્ર આત્મા અનંતકાળથી સંસારની ચાર ગતિની ચોપાટમાં પરિભ્રમણ કરી રહ્યો છે. મોહની જાળમાં ફસાયો છે ને જન્મ મરણની જંજાળમાં અટવાયો છે. આત્મા પોતે પોતાને ભૂલી જડમાં જકડાઈ જડ જેવો બની ગયો છે. એણે જડને કિંમતી ગણ્યું, એનું મૂલ્ય આંક્યું અને જડની મમતા કરી કર્મના બંધનમાં બંધાયો છે. આત્માની આવી દશા જોઈને મહાન પુરૂષોને કરૂણા આવી. તેથી ઉપદેશ આપ્યો કે હે આત્મન્! તું તને પોતાને ઓળખ ને વિચાર કર કે તું કોણ અને તારી ચીજ કઈ તે સમજ.

દેવાનુપ્રિયો! જેને હું એટલે કોણ? અને મારી ચીજ કઈ? એ બાબતમાં વિચાર આવે છે ત્યારે એની દશા અલૌકિક હોય છે. એને આત્મા યાદ આવતાં

આનંદઘનની યાદ આવી જાય છે. આત્મા યાદ આવતાં અનંત શક્તિનો પુંજ નજર સમક્ષ ખડો થઇ જાય છે. અફાટ શક્તિનો સાગર આનંદના મોજાં ઉછાળતો ઉત્સાહમાં વધારો કરતો દેખાય છે. આત્માનું શુધ્ધ જ્યોતિર્મય સ્વરૂપ આંખ સામે આવીને આનંદની લહેરીની લ્હાણુ કરી જાય છે. અનંત સુખના સિંધુમાં સદા સહેલ કરતો કોઈ મસ્ત સહેલાણી નજર સમક્ષ તરે છે. સાત રાજલોક ઉંચે રહેલી નિરંજનોની (સિધ્ધ પરમાત્માની) નગરી તરફ નજર જાય છે ને સિધ્ધ ભગવંતોની યાદ તાજી થાય છે. પવિત્રતાનો પ્રકાશ ચોમેર ફેલાવતાં કોઇ અપૂર્વ સહસ્ર રશ્મિના પવિત્ર દર્શન થાય છે. મેરૂ ગિરિ જેવા સ્થિર પરમાત્માના પરમતત્ત્વની ઝાંખી થાય છે તે પૂર્ણતાની ટોચે ઉભેલાં પૂર્ણ આત્મા પૂર્ણ બનવાની પ્રેરણા આપી જાય છે.

જ્ઞાતાજી સૂત્રના અધિકારમાં મહાબલ રાજાને પણ આત્મસ્વરૂપની ઓળખાણ થઈ ગઈ છે. એટલે હવે સંસારનો સીમાડો ઓળંગી સિધ્ધિના શાશ્વત સુખ મેળવવા તેમનું મન તલપાપડ થઈ રહ્યું છે. એટલે આત્માને શું કહે છે.

**અવિનાશી અનુપમ પદ તારું, મેળવ મુક્તિનું બારૂં,**
**સિધ્ધોનું સુખ છે અનેરું (૨)**
**સજી લે સમજણનો શણગાર, બની જા સાચો તું અણગાર...એની...**
**આત્મા સદ્દગુણનો ભંડાર, સત્ય શિયળનો શણગાર–એની શોભા અપરંપાર...**

હે આત્મા! તું અવિનાશી છે. કદી નાશ પામનારો નથી. તું અનુપમ છે. તારા મહાન પુણ્યોદયે તને અનુપમ વીતરાગ શાસન અને ધર્મઘોષ જેવા સદ્દગુરૂનો યોગ મળ્યો છે. તારે જલ્દી સિધ્ધિના સુખ મેળવવા હોય તો વિભાવના વંટોળ દૂર કરી સમજણનો શણગાર સજીને તું સાચો અણગાર બની જા. મહાબલરાજા અણગાર બનવા તૈયાર થયા છે. ધર્મઘોષ અણગાર પાસેથી નીકળી પોતાના મહેલમાં આવ્યા ને પોતાના મિત્રોને બોલાવી પોતાનો દીક્ષા લેવાનો નિર્ણય જાહેર કર્યો. ત્યારે તેમના મિત્રોએ પણ કહ્યું હે મિત્ર! તમે અમારા પૂજનીક છો, વડીલ છો. તમે સંસાર છોડીને સંયમી બનો તો અમે કોના આધારે રહીએ? અમે પણ તમારી સાથે દીક્ષા લઈશું. અમારે સંસારમાં રહેવું નથી. મહાબલરાજાએ પોતાના મિત્રોને કહ્યું હે મિત્રો! તમે મારી સાથે દીક્ષા લેવા તૈયાર થયા છો એ બહુ આનંદની વાત છે. પણ આપણે નિર્ણય કર્યો છે કે આપણે બધું કાર્ય સાથે કરવું એ રીતે દીક્ષા નથી લેતાં ને? સંયમ ખાંડાની ધાર છે. ખૂબ સમજીને પગલું ભરજો. મિત્રો કહે છે હે મહારાજા! અમે પણ આપની માફક સમજીને સંયમ લેવા તૈયાર થયાં છીએ.

અમારા ખંભાત સંપ્રદાયમાં એક મહાન પૂ. હરખચંદ્રજી મહારાજ થઈ ગયા છે. તેઓ મુંબઈમાં રહેતા હતા. રસ્તામાં માછલીનાં ટોપલાં જોતાં વૈરાગ્ય આવી ગયો. આવી ઘોર હિંસા જ્યાં થાય છે ત્યાં મેં વહેપાર કર્યો! શું મારી દુકાને માલ લેવા આવનાર આવા પાપ કરનાર નહિ આવતા હોય! આમ વિચાર કરતાં વૈરાગ્ય આવ્યો ને દીક્ષા લઈને મહાન પવિત્ર સંત બન્યા. હજારો જીવોના તારણહાર બની ગયા છે. (પૂ. હરખચંદ્રજી મહારાજનું જીવનચરિત્ર ખૂબ સુંદર કહ્યું હતું જે સાંભળતાં શ્રોતાઓ મુગ્ધ બન્યા હતા.)

## વ્યાખ્યાન નં. ૨૫

**શ્રાવણ સુદ ૩ ને ગુરૂવાર** **તા. ૨૯-૭-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, શાસ્ત્રકાર ભગવંતે ચતુર્ગતિ સંસારમાં રખડતા જીવોને આત્મસ્વરૂપની પિછાણ કરવા માટે આગમ વાણી પ્રકાશી. આગમમાં કહ્યું છે કે હે ભવ્ય જીવો! આ જગતમાં મુખ્ય બે પદાર્થો છે. એક ચેતન અને બીજો જડ. આ વિશ્વમાં આપણી નજરે જે અગણિત પદાર્થો દેખાય છે તેનો આ બેમાં સમાવેશ થઈ જાય છે. જીવ, આત્મા, ચેતન, પ્રાણી વિગેરે જીવનાં અલગ અલગ નામ છે. આ જગતમાં આત્મા જેવી મહાન બીજી કોઈ ચીજ નથી. જડ પદાર્થોની ઓછી-વધતી કિંમત આંકનાર આત્મા છે. પણ આત્માની કિંમત કોઈ આંકી શકે તેમ નથી. માટે તે અમૂલ્ય ગણાય છે. આત્માના ગુણ અપરંપાર છે. એની શક્તિ અનંત છે. એનું જ્ઞાન અગાધ છે. અને આત્માની પવિત્રતા પણ અદ્ભૂત છે.

આવો પવિત્ર આત્મા અનંતકાળથી સંસારની ચાર ગતિની ચોપાટમાં પરિભ્રમણ કરી રહ્યો છે. મોહની જાળમાં ફસાયો છે ને જન્મ મરણની જંજાળમાં અટવાયો છે. આત્મા પોતે પોતાને ભૂલી જડમાં જકડાઈ જડ જેવો બની ગયો છે. એણે જડને કિંમતી ગણ્યું, એનું મૂલ્ય આંકયું અને જડની મમતા કરી કર્મના બંધનમાં બંધાયો છે. આત્માની આવી દશા જોઈને મહાન પુરૂષોને કરૂણા આવી. તેથી ઉપદેશ આપ્યો કે હે આત્મન્! તું તને પોતાને ઓળખ ને વિચાર કર કે તું કોણ અને તારી ચીજ કઈ તે સમજ.

દેવાનુપ્રિયો! જેને હું એટલે કોણ? અને મારી ચીજ કઈ? એ બાબતમાં વિચાર આવે છે ત્યારે એની દશા અલૌકિક હોય છે. એને આત્મા યાદ આવતાં

આનંદઘનની યાદ આવી જાય છે. આત્મા યાદ આવતાં અનંત શક્તિનો પુંજ નજર સમક્ષ ખડો થઈ જાય છે. અફાટ શક્તિનો સાગર આનંદના મોજાં ઉછાળતો ઉત્સાહમાં વધારો કરતો દેખાય છે. આત્માનું શુધ્ધ જ્યોતિર્મય સ્વરૂપ આંખ સામે આવીને આનંદની લહેરીની લ્હાણુ કરી જાય છે. અનંત સુખના સિંધુમાં સદા સહેલ કરતો કોઈ મસ્ત સહેલાણી નજર સમક્ષ તરે છે. સાત રાજલોક ઉંચે રહેલી નિરંજનોની (સિધ્ધ પરમાત્માની) નગરી તરફ નજર જાય છે ને સિધ્ધ ભગવંતોની યાદ તાજી થાય છે. પવિત્રતાનો પ્રકાશ ચોમેર ફેલાવતાં કોઈ અપૂર્વ સહસ્ર રશ્મિના પવિત્ર દર્શન થાય છે. મેરૂ ગિરિ જેવા સ્થિર પરમાત્માના પરમતત્ત્વની ઝાંખી થાય છે તે પૂર્ણતાની ટોચે ઉભેલાં પૂર્ણ આત્મા પૂર્ણ બનવાની પ્રેરણા આપી જાય છે.

જ્ઞાતાજી સૂત્રના અધિકારમાં મહાબલ રાજાને પણ આત્મસ્વરૂપની ઓળખાણ થઈ ગઈ છે. એટલે હવે સંસારનો સીમાડો ઓળંગી સિધ્ધિના શાશ્વત સુખ મેળવવા તેમનું મન તલપાપડ થઈ રહ્યું છે. એટલે આત્માને શું કહે છે.

**અવિનાશી અનુપમ પદ તારું, મેળવ મુક્તિનું બારૂં,**
**સિદ્ધોનું સુખ છે અનેરું (૨)**
**સજી લે સમજણનો શણગાર, બની જા સાચો તું અણગાર...એની...**
**આત્મા સદ્ગુણનો ભંડાર, સત્ય શિયળનો શણગાર–એની શોભા અપરંપાર...**

હે આત્મા! તું અવિનાશી છે. કદી નાશ પામનારો નથી. તું અનુપમ છે. તારા મહાન પુણ્યોદયે તને અનુપમ વીતરાગ શાસન અને ધર્મઘોષ જેવા સદ્ગુરૂનો યોગ મળ્યો છે. તારે જલ્દી સિધ્ધિના સુખ મેળવવા હોય તો વિભાવના વંટોળ દૂર કરી સમજણનો શણગાર સજીને તું સાચો અણગાર બની જા. મહાબલરાજા અણગાર બનવા તૈયાર થયા છે. ધર્મઘોષ અણગાર પાસેથી નીકળી પોતાના મહેલમાં આવ્યા ને પોતાના મિત્રોને બોલાવી પોતાનો દીક્ષા લેવાનો નિર્ણય જાહેર કર્યો. ત્યારે તેમના મિત્રોએ પણ કહ્યું હે મિત્ર! તમે અમારા પૂજનીક છો, વડીલ છો. તમે સંસાર છોડીને સંયમી બનો તો અમે કોના આધારે રહીએ? અમે પણ તમારી સાથે દીક્ષા લઈશું. અમારે સંસારમાં રહેવું નથી. મહાબલરાજાએ પોતાના મિત્રોને કહ્યું હે મિત્રો! તમે મારી સાથે દીક્ષા લેવા તૈયાર થયા છો એ બહુ આનંદની વાત છે. પણ આપણે નિર્ણય કર્યો છે કે આપણે બધું કાર્ય સાથે કરવું એ રીતે દીક્ષા નથી લેતાં ને? સંયમ ખાંડાની ધાર છે. ખૂબ સમજીને પગલું ભરજો. મિત્રો કહે છે કે મહારાજા! અમે પણ આપની માફક સમજીને સંયમ લેવા તૈયાર થયાં છીએ.

**દુઃખના દરિયે સંતજન બેટ છે, આશ્રય લેવાનો હો (૨) એક જ આધાર છે. સંયમ લેવાનો હો (૨) એક જ આધાર છે.**

હે મિત્ર! આ સંસાર દુઃખનો દરિયો છે. તેમાંથી દયા લાવીને ઉગારનાર સંત મહાન પુરૂષો છે. આ સંસાર રૂપી સાગર તોફાને ચઢેલો છે, આધિ–વ્યાધિ અને ઉપાધિનાં મોજાં ઉછળે છે. તેમાંથી તરવા માટે સંયમ આધાર રૂપ છે. આ વાત અમને બરાબર સમજાઈ ગઈ છે. એટલે અમે આપની સાથે સંયમ લઈશું.

બંધુઓ! આ તો મહાબલ રાજાના મિત્રો મહાબલ રાજાને કહે છે. પણ તમે આવો મિત્ર શોધ્યો છે? આવા કલ્યાણ મિત્રો મળે તો કામ થઈ જાય. હવે હું તમને એક ન્યાય આપીને સમજાવું. જેમ ઘણાં માણસો વહાણ અગર સ્ટીમર દ્વારા દરિયાઈ માર્ગે મુસાફરી કરી રહ્યા છે. દરિયો ખૂબ તોફાને ચઢયો. તેથી સ્ટીમર તૂટવાથી કંઈક મુસાફરો ડૂબી ગયા. અને કંઈક પોતાનો જાન બચાવવા માટે ફાંફા મારતા હતાં. ત્યાં પુણ્યયોગે લાકડાનું પાટીયું હાથમાં આવી ગયું. પણ એ પાટીયા ઉપર વીંછી છે. બે હાથે પાટીયું મજબૂત પકડયું છે. પણ વીંછી ડંખ મારે છે. સ્હેજ હાથ ખસેડે તો પાટીયાની ફાંસ વાગે છે. બોલો, હવે એ મુસાફરની સ્થિતિ કેવી બની જાય? પાટીયું પકડી રાખે કે વીંછીના ડંખની વેદના સહન કરે? બોલો, જવાબ આપો. અહીં વીંછી કરડે તો બાપલીયા બોલાઈ જાય પણ આ સ્થિતિમાં વીંછી કરડે તો વેદના સહન કરે, પાટીયાની ફાંસ વાગે તો પણ વાંધો નહિ પણ પાટીયું છોડે નહિ. મજબૂત પકડી રાખે. કારણકે એ સમજે છે કે આ તોફાની દરિયામાં ભરતીનાં ભયંકર મોજાં ઉછળે છે. તેમાથી તરવા માટે આ પાટીયા સિવાય મને કોઈ આધાર નથી. માટે દુઃખ વેઠીને પણ પાટીયું પકડે છે. આ દ્રવ્ય સમુદ્રની વાત થઈ. હવે આપણે ભવ સમુદ્રની વાત કરીએ. આ સંસાર સમુદ્રમાં જન્મ–મરણ આદિના જુવાળમા જીવને જો કોઈ શરણભૂત હોય તો અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળી પ્રરૂપિત–ધર્મ. આ ચાર સિવાય જગતમાં બીજું કોઈ શરણ નથી. ચૌદ રાજલોકમાં આત્માને દુઃખથી બચાવનાર, અહિત દૂર કરી હિતના માર્ગે દોરનાર, નિરૂપદ્રવ કરનાર હોય તો આ ચાર શરણ છે. માંગલીકમાં બોલીએ છીએ ને કે:–

**"સંસારમાંહી શરણાં ચાર, અવર શરણ નહિ કોઇ,**
**જે નરનારી આદરે તેને, અક્ષય અવિચળ પદ હોય."**

આ સંસારમાં ડૂબવાની અણી ઉપર જીવને આધાર ભૂત હોય તો આ ચાર શરણ છે. આ ચાર શરણાં જેણે અંગીકાર નથી કર્યા તેમનો આત્મા નિરાધાર છે. સંસારમાં ગમે તેટલા કષ્ટ આવે તો પણ આ ચાર શરણાંરૂપી પાટીયું મજબૂત પકડી રાખીએ તો જરૂર સંસાર સમુદ્ર તરીને પેલે પાર જઈ શકાય. જ્ઞાનીઓ પણ

કહે છે કે "अहो दुक्खो हु संसारो, जत्थ किसन्ति जन्तवो।" સંસાર દુઃખથી ભરેલો છે. તેમાં જીવો કલેશ પામે છે. છતાં છોડતાં નથી. તેમાં અંતે તો પાપ બંધાવાનું છે. પણ આ ચાર શરણુ અંગીકાર કર્યા પછી જો કષ્ટ આવે તો કાયા કુરબાન કરજો, દુઃખ સહન કરજો પણ ધર્મ છોડશો નહિ તો સંસાર સાગર તરી શકશો. પણ આજે તો જીવને કંઈક ઉપાધિ આવે, બિમારી આવે તો ધર્મને પહેલાં છોડી દે છે પછી કલ્યાણ કયાંથી થાય?

મહાબલ રાજા એમના મિત્રોને કહે છે હે મિત્રો! આ સંસાર સમુદ્રમાં આપણી નૌકા ઝોલા ખાઈ રહી છે. તેમાં સંયમ રૂપી પાટીયું હાથ લાગી ગયું છે. એ પાટીયાના આધારે સંસાર સમુદ્રને તરતાં બાવીસ પરિષહ રૂપી વીંછીઓ કયારેક ચટકા ભરશે, કોઈ કટુ વચન કહેશે, કોઈ મારવા આવશે, કયારેક આહાર લેવા જતાં માર પડશે. તે વખતે અકળાઈ. મૂંઝાઈ નહિ જવાનું ને આ પાટીયાને છોડવાનું નહિ. મનમાં વિકલ્પ પણ નહિ કરવાનો કે ભવ સમુદ્ર તરી શકાશે ખરો? ત્યારે મિત્રો કહે છે સંયમમાં અમને ગમે તેવા ઉગ્ર પરિષહ આવશે તો અમે સહર્ષ સહન કરીશું. કયારે પણ મૂંઝાઈશું નહિ. તમારા જેવા સધ્ધર સલાહકાર વકીલ સાથે હોય પછી અમારે મૂંઝાવાની શી જરૂર? અમે તમારી સાથે દીક્ષા લેવા તૈયાર છીએ. મિત્રો પણ સમજણપૂર્વક દીક્ષા લેવા તૈયાર થયા છે. તેથી મહાબલ રાજાને ખૂબ આનંદ થયો.

"तए णं से महब्बले राया ते छप्पिय बालवयंसए एवं वयासी"

અને તે પોતાના છ બાલ મિત્રોને મહારાજાએ કહ્યું–કે મારા વહાલા મિત્રો!

"जइणं तुब्मे मए सद्धिं जाव पव्वयह तो णं गच्छह जेट्ठे पुत्ते सएहिं सएहिं रज्जेहिं ठावेह, पुरिस सहस्सवाहिणीओ सीयाओ दुरुढा जाव पाउब्भवंति।"

જો તમે બધા રાજી ખુશીથી મારી સાથે દીક્ષિત થવા ચાહો છો તો સત્વરે પોતપોતાની રાજધાનીમાં જઈ પોતપોતાના મોટા પુત્રોને રાજગાદીએ બેસાડીને હજાર પુરૂષો વહન કરે તેવી "પુરૂષસહસ્રવાહિની" પાલખીમાં બેસીને અહીં આવો.

બંધુઓ! જેનો આત્મા જાગે છે તેને સંસાર કારાગૃહ જેવો લાગે છે. એને સંયમમાં સુખ દેખાય છે. સંસારના ગમે તેટલા સુખ મળે તો પણ તેને ગમતાં નથી. પછી તો રાજવૈભવને ઠોકર મારે છે. આ મહાબલ રાજા અને તેમના છ મિત્રો બધા રાજાઓ છે. જેને સંસાર ઉપરથી નિર્વેદ આવે છે તેને સંયમ સુખરૂપ લાગે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ગૌતમસ્વામીએ ભગવંતને પ્રશ્ન કર્યો કે હે પ્રભુ!

**निव्वेदेणं भंते जीवे किं जणयइ? निव्वेदेणं दिव्वमणुस तिरिच्छएसु कामभोगेसु निव्वेयं हव्वमागच्छइ, सव्वविसएसु विरज्जइ, सव्व विसएसु विरज्जमाणे आरंभ परिग्गहं परिच्चायं करेइ, आरंभ परिग्गहं परिच्चायं करेमाणे संसार मग्गं वोच्छिन्दइ, सिध्धिमग्गं पडिवण्णे य हवइ।**

નિર્વેદથી જીવને શું લાભ થાય ? ત્યારે ભગવંતે જવાબ આપ્યો કે હે ગૌતમ ! નિર્વેદ એટલે સંસાર પ્રત્યેથી વિરક્તિ અને તેથી દેવ-મનુષ્ય-તિર્યંચ સબંધી કામભોગોથી વિરક્ત થાય છે. બધા વિષયોથી વિરક્ત થાય છે પછી આરંભ પરિગ્રહનો ત્યાગ કરે છે. આરંભ પરિગ્રહના ત્યાગથી સંસાર માર્ગનો ત્યાગ કરી મોક્ષમાર્ગને ગ્રહણ કરે છે. સંસારની અસારતા સમજાયા પછી જીવ સંસારથી વિરક્ત બની જાય છે. પછી એને સંયમમાં આનંદ આવે છે, બીજે ક્યાંય એને આનંદ આવતો નથી.

તમને ઘરમાં કંટાળો આવે તો એમ થાય કે લાવ, ગાર્ડનમાં આંટો મારી આવું. ઘણાંના શરીર વધી જાય છે તે રોજ ત્રણ ત્રણ માઈલ ફરવા જાય છે. કસરત કરે છે. ભગવાન કહે છે કે સંસારથી વિરક્ત બનેલો મારો સાધક વિના પ્રયોજને ખાલી આંટા મારે નહિ. શરીર ઉતારવું હોય તો સીમંધર ભગવાનને ૧૦૮ વંદણા કરો. આયંબીલ, ઉપવાસ કરો તો શરીર સારું થશે ને કર્મોની નિર્જરા થશે. દ્રવ્ય અને ભાવ બંને પ્રકારે લાભ થશે. પણ ધર્મ કરવો કોને ગમે છે ? અજ્ઞાની જીવને તો સંસારની રખડપટ્ટી ગમે છે. સાચો વૈરાગી સંસારમાં હોય તો પણ એના ભાવ તો કર્મશત્રુને કાઢવાના હોય. આગળ હું કહી ગઈ ને કે જે મનુષ્ય ચાર શરણાં અંગીકાર કરે છે તે સંસારમાં ડૂબતો નથી. એ વાત સાચી પણ ચાર શરણાનાં સ્વીકાર સાથે "दुष्कृत निंदन" પાપનો તિરસ્કાર ન કરીએ તો ચારનું શરણું સ્વીકારવા છતાં સદ્ગતિ મેળવવી મુશ્કેલ પડે છે.

**"પાપ આત્માનો શત્રુ છે તેને ધિક્કારો" :-** ધર્મ કરવા છતાં પાપનો તિરસ્કાર ન થાય, પાપ ખરાબ ન લાગે તો કલ્યાણ થતું નથી. માટે પાપ શત્રુ સામે કરડી નજર રાખો. અહીં એક વાત યાદ આવે છે.

સંવત ૧૯૧૮માં જર્મનના મિત્ર રાજાએ જર્મન ઉપર લડાઈ કરી જર્મનને હરાવ્યું. તેના બધા શસ્ત્રો લઈ લીધા. તેનો કિલ્લો ઉજ્જડ કર્યો અને જર્મનના રાજ્યનો કબજો કર્યો. ત્યારે જર્મન ચાન્સેલરે જાહેર કર્યું કે અમારા બધા શસ્ત્રો ભલે લઈ લીધા, જર્મન જીતી લીધું, અમને નિરાધાર કર્યા પણ હજુ અમારી પાસે એક અમોઘ શસ્ત્ર છે. એ કોઈ દિવસ મિત્ર રાજ્યોથી કબજે થઈ શકવાનું

નથી. એ કદી ખુટું થયું નથી ને થવાનું પણ નથી. ભલે અમારું સર્વસ્વ લઈ લીધું પણ અમારું એક અમોઘ હથિયાર છે તે કદી મિત્ર રાજ્યના હાથમાં આવવાનું નથી. તે હથિયાર કયું હશે? "દુશ્મન તરફ ધિક્કારની નજર". મારી પ્રજામાં જે દુશ્મન તરફ ધિક્કારની નજર બેઠેલી છે તે કદી દુશ્મન એવા મિત્ર રાજાના કબજામાં નહિ આવે અને તે એક દિવસ મારા દેશનો ઉધ્ધાર કરશે.

દેવાનુપ્રિયો! મારે તમને એ સમજાવવું છે કે જ્ઞાની ભગવંતો કહે છે કે આપણા આત્માને મોહરાજાએ જીતી લીધો છે ને આત્માની સર્વસ્વ સત્તા કબજે કરી છે એટલે મોહરાજાની કેદમાં પૂરાયેલો આત્મા દુનિયાદારીના ડખામાં ડૂબી ગયો છે. પણ જો આત્મા પાસે એક હથિયાર હોય તો કોઈક દિવસ તેનો છૂટકારો થશે, ને ઉધ્ધાર થશે. તે શસ્ત્ર એવું હોય કે મોહરાજા લઈ ન શકે. તે શસ્ત્ર કયું? જાણો છો? "પાપ તરફનો ધિક્કાર" એટલે કે "દુષ્કૃતની નિંદા". અવ્રત, પ્રમાદ, ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ-આદિ પાપો જે આત્માના ગુણોને ખાઈ જાય છે તેને પાપ માનીને તેના તરફ ધિક્કારની નજરથી જોશો તો મોહરાજાની તાકાત નથી કે તમારા ઉપર ચઢાઈ કરી શકે. કદાચ આ દુશ્મનોની ચઢાઈથી ચાર શરણ રૂપી ચાર કિલ્લા અટવાઈ જશે તો પણ પાપ તરફ ધિક્કાર રૂપી શસ્ત્ર હશે તો દુશ્મન તમને કંઈ કરી શકશે નહિ. જુઓ, એક વખતનું હારેલું જર્મન આજે કેટલું ઉંચું આવી ગયું છે? જે રાજ્યમાં આગેવાનો અને અમલદારોને જાહેર મકાનોમાં ભીંત તરફ રાખીને વીંધી નાંખ્યા. આગેવાનો વીંધાઈ ગયા છતાં પ્રજા કે રાજ્યમાં અવ્યવસ્થા થઈ નહિ. તેનું કારણ એક જ કે દુશ્મન તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિ, આખી જર્મનની પ્રજા એક જ વસ્તુ શીખેલી કે શત્રુ સામે પ્રેમભરી દૃષ્ટિથી જોવું નહિ. આ એક શસ્ત્ર પાસે હોવાના કારણે હારી ગયેલું જર્મન પોતાના ગયેલા શસ્ત્રો, વિખરાઈ ગયેલો કિલ્લો ને લશ્કર બધું એકત્ર કરવા તૈયાર થયું. તેમ જો આત્મા પણ પાપને દુશ્મન માની તેના તરફ ધિક્કારની દૃષ્ટિથી દેખે તો મોહરાજાની તાકાત નથી કે તેને દબાવી શકે.

મહાબલ રાજા અને તેમના છ મિત્રોને સમજાઈ ગયું કે આ જીવ અનંતકાળથી મોહરાજાની કેદમાં સપડાઈ ગયો છે. હવે તેમાંથી છૂટવા માટેનો જો કોઈ માર્ગ હોય તો સંયમ માર્ગનો સ્વીકાર અને પાપનો ધિક્કાર. આ સંસાર તો જીવને ફસાવવાનું પાંજરું છે. ઘરમાં ઉંદરની હેરાનગતિ વધી જાય ત્યારે ઉંદરને પકડવા માટે અંદર રોટલીનો ટુકડો ભરાવીને પાંજરું ખુલ્લું મૂકવામાં આવે છે. છેવટમાં રોટલી ખાવાની લાલચે ઉંદર પાંજરામાં જાય છે ને સપડાઈ જાય છે. તેવી રીતે માછીમારો માછલીને પકડવા માટે જાળ નાંખે છે ને તેમાં લોટની ગોળીઓ ભરાવે છે. લોટની ગોળી ખાવાની લાલચથી માછલી જાળમાં ફસાઇ જાય છે.

આ રીતે જે જીવ જીવનના અંત સુધી સંસારની મમતા છોડતો નથી ને ભોગમાં આસક્ત બને છે તે ચાર ગતિની ચક્કીમાં પીસાઈને વારંવાર જન્મ-મરણ કરતો રહે છે. માટે સમજવાનો સમય છે. સમજીને સરકી જાઓ. સંસારથી સંપૂર્ણ ન સરકી શકો તો થોડી પણ ધર્મારાધના કરો. આત્માને કર્મની કેદથી મુક્ત કરાવવા વીતરાગ વાણી સાંભળો. સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, તપ વિગેરે કંઈક તો અવશ્ય કરો. કંઇ પણ ન કરી શકો તો ગામમાં સંત-સતીજી બિરાજમાન હોય તો તેમની પાસે જઇને કલાક વીતરાગવાણી તો અવશ્ય સાંભળો. ઇચ્છાએ કે અનિચ્છાએ સાંભળેલા વીતરાગવાણીના ચાર શબ્દો પણ જીવને બચાવે છે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક ગામમાં એક મોટા નગરશેઠ પાસે ઘણું ધન હતું. છતાં વધુ ધન મેળવવામાં રચ્યાપચ્યા રહેતા હતા. ધર્મ કરવો તો એને ગમે નહિ. ગામમાં ગમે તેવા સંત પધારે પણ કદી ઉપાશ્રયે પગ મૂકતાં નહિ. અને સત્કાર્યમાં રાતીપાઇ વાપરે નહિ. આવા કંજુસ શેઠ હતાં. આ ગામમાં એક યુવક મંડળ હતું. જ્યારે કોઈ સારા સંત પધારે ત્યારે ગામમાં ઘેર ઘેર જઈને સત્સંગનો લાભ લેવા યુવકમંડળના યુવકો વિનંતી કરતાં. ઘણાં સંતો આવીને ગયા પણ નગરશેઠ કદી ઉપાશ્રયમાં આવતા નહિ.

એક વખત ખૂબ જ્ઞાની મહાન વકતા સંત પધાર્યા. યુવકમંડળના યુવકોએ ગામના લત્તે લત્તે ફરીને સંતની વાણીનો લાભ લેવા વિનંતી કરી અને સંઘમાં નક્કી કર્યું કે મહારાજ સાહેબનું વ્યાખ્યાન પૂરું થયાં પહેલાં કોઈએ દુકાન ખોલવી નહિ. આ વાતની નગરશેઠને પણ ખબર આપવામાં આવી. વ્યાખ્યાનનો સમય થતાં વ્યાખ્યાન હોલ ચિક્કાર ભરાઈ ગયો ને મહારાજે વ્યાખ્યાન શરૂ કર્યું. પેલા નગર શેઠ મોડા પણ વ્યાખ્યાનમાં આવ્યા. બરાબર તે સમયે પ્રસંગોપાત મહારાજે એક રમુજી દૃષ્ટાંત કહેવાનું શરૂ કર્યું.

એક મહાત્મા એક ગામમાં પધાર્યા. આ મહાત્મા ગામના ચોરે બેસીને દરરોજ ગામના લોકોને ધર્મનો ઉપદેશ આપતાં હતા. તેમના ઉપદેશમાં ગામના લોકોને ખૂબ રસ પડયો. એટલે ખૂબ માનવ મેદની ભરાતી. ને મહાત્માની વાણી સૌ પ્રેમથી સાંભળતાં. આખા ગામના માણસો મહાત્મા પાસે સત્સંગનો લાભ લેતાં. પણ ગામનો એક પટેલ કદી આવતો ન હતો. પોતે તો આવતો ન હતો પણ ગામના લોકોને કહેતો કે તમે બધા તો નવરા લાગો છો કે રોજ સાધુ પાસે જઈને બેસો છો. રોજ શું સાંભળવાનું હોય ? એ સાધુડાને પણ કંઈ કામ ધંધો લાગતો નથી. એમ કહીને સાધુ મહાત્માની નિંદા કરતો હતો. ગામના યુવાનીયાઓને વિચાર થયો કે બધા આવે છે, આ પટેલ

જ નથી આવતો, ને ઉપરથી નિંદા કરે છે. માટે આપણે ગમે તેમ કરીને પણ એ પટેલને મહાત્માનો ઉપદેશ સાંભળવા લઈ આવવા. જો બે શબ્દ સાંભળે તો એનો ઉધ્ધાર થાય. એક દિવસ ગામના યુવાનીયાઓ પટેલ પાસે ગયા ને મીઠાશથી કહ્યું– કાકા ! આજે તો તમારે જરૂર સંત મહાત્માનો ઉપદેશ સાંભળવા આવવું જ પડશે. શું મહાત્માનો ઉપદેશ છે ! એમની વાણીમાં અમૃતરસ ઝરે છે. આખું ગામ એ અમૃતરસના ઘૂંટડા પીવે ને એક તમે જ રહી જાઓ તે અમને ઠીક નથી લાગતું. આજે તો ગમે તેમ કરીને તમને લઈ જવા છે. પટેલના મનમાં થયું કે આ યુવાનીયા આજે મને લઈ ગયા વિના છોડશે નહિ. તો લાવ, દશ–પંદર મિનિટ જઈ આવું. યુવાનીયાઓની મારે જરૂર પડશે માટે એમને રાજી રાખવા માટે જાઉં તો એમને પણ એમ થશે કે કાકાએ અમારું માન રાખ્યું.

બંધુઓ ! વિચાર કરો. જીવ બીજાને રાજી રાખીને પોતાનો સ્વાર્થ સાધવા માટે જવા તૈયાર થયો. પણ પોતાના આત્માના હિત માટે જવા તૈયાર નથી. પટેલ કહે છે બેટા ! તમારો ખૂબ આગ્રહ છે તો આજે જરૂર આવીશ. પેલા યુવાનો મહાત્માને કહી આવ્યા હતા કે જે કોઈ દિવસ નથી આવતા તે પટેલ આવશે માટે એને ગમે તેવું કંઈક કહેજો કે જેથી બીજે દિવસે આવતા થઈ જાય. એ આવશે ત્યારે અમે આપને ઈશારો કરીશું. પટેલ મહાત્માનો ઉપદેશ સાંભળવા ગયા. ત્યારે પટેલને આવતાં જોઈને મહાત્મા બોલ્યા. "**આવો ભાઈ આવો**" પટેલ હાથ જોડીને બેસવા ગયા ત્યાં ફરીને મહાત્મા બોલ્યા. "**બેસો ભાઈ બેસો**" થોડીવાર પછી પ્રવચન સાંભળીને પટેલ ઉઠવા લાગ્યા ત્યારે મહાત્મા બોલ્યા કે "**ઉઠો ભાઈ ઉઠો**" અને જ્યાં પટેલ ઉઠીને ચાલવા લાગ્યા ત્યારે મહાત્મા પાછું બોલ્યા "**જશો ભાઈ જશો**" આ રીતે મહાત્મા જે ચાર વાક્યો બોલ્યા તે પેલો પટેલ ઘેર જઈને ગોખવા લાગ્યો. હવે આખો દિવસ જેનું રટણ હોય તે ઉંઘમાં બોલાય છે. ઘણાં વહેપારીઓને રાત્રે બબડવાની ટેવ હોય છે. તો આખો દિવસ વહેપારમાં જે રટણ હોય તે રાત્રે પણ બોલે છે. કંઇક ઉંઘમાં ને ઉંઘમાં માલના ભાવ પણ બોલી જાય છે.

પેલા પટેલે આખો દિવસ મહાત્માના ચાર બોલનું રટણ કર્યું. અને તે જ રાત્રે તેના ઘરમાં ચોર ચોરી કરવા માટે આવ્યા. ઘરની પાછળના ભાગમાં બાકોરું પાડીને ઘરમાં પેસવા માટે ચોરો વિચાર કરે છે ત્યાં પટેલ ઉંઘમાં બબડયા "**આવો ભાઈ આવો**" ત્યાં ચોરો ચમક્યા કે આ પટેલ તો જાગતો લાગે છે. એટલે નીચે બેસી જવાની તૈયારી કરે છે. ત્યાં પટેલ બબડયાં કે "**બેસો ભાઈ બેસો**"આ સાંભળીને ચોરોના મનમાં થયું કે ચોક્કસ પટેલ જાગે છે. આપણે પકડાઈ જઈશું. એટલે ડરના માર્યા ભાગી જવા ઉભા થયા ત્યાં પટેલ પાછા બોલ્યા "**ઉઠો ભાઈ ઉઠો**"અને ઉઠીને જવા લાગ્યા ત્યાં પટેલ પાછા બોલ્યા. "**જાઓ ભાઈ જાઓ**" આ પટેલ તો ઉંઘમાં

અભડયા હતા પણ ચોરોના મનમાં થયું કે પટેલ આપણને જોઈ ગયા છે. કાલે રાજા પાસે ફરિયાદ કરી આપણને જેલમાં પૂરાવી દેશે. કારણ કે તેમનું માન ઘણું છે. માટે તેમની પાસે જઈને આપણે માફી માંગી લઈએ.

વહેલી સવારે ઉઠી પેલા ચોરો પટેલ પાસે આવીને તેમના પગમાં પડીને કહેવા લાગ્યા – પટેલ બાપા! તમે અમારા મા–બાપ છો. અમે તમારા છોકરા છીએ. અમારો ગુન્હો માફ કરો. અમે હવે આવો ગુન્હો નહીં કરીએ. પટેલ તો વિચારમાં પડયા કે ગુન્હો શું ને વાત શી? આ લોકો શેની માફી માંગે છે? પટેલ હતો હોંશિયાર એટલે સમજી ગયો કે વાતમાં કંઈક તથ્ય છે, એટલે બધી વાત ચોરો પાસેથી સાંભળીને તેનો મર્મ સમજી ગયો. પછી કહ્યું–જુઓ, તમે ભયંકર ગુન્હો કર્યો છે પણ આજે માફ કરું છું. પણ ફરીને કર્યો તો જીવતા નહિ છોડું. માટે ફરીને આવો ગુન્હો ન થાય તે ધ્યાન રાખજો. ચોરો તો પટેલના ચરણમાં પડીને તેનો ઉપકાર માનતાં ચાલ્યા ગયા.

**"સંતના ચાર વાકયે પટેલનો જીવનપલ્ટો"** : ચોરોના ગયા પછી પટેલ મનમાં વિચાર કરવા લાગ્યો કે જુવાનીયાઓના આગ્રહથી અનિચ્છાએ પાંચ–દશ મિનિટ મહાત્માનો ઉપદેશ સાંભળવા ગયો તો મારા ઘરમાં ચોરી થતી અટકી. મહાત્માના ચાર વાકયોમાં કેવો ચમત્કાર છે! તો ખરેખર હું મારા આત્માના શુધ્ધ ભાવથી સ્વેચ્છાપૂર્વક સંત સમાગમ કરું તો મને કેવો મહાન લાભ થાય? મારો આ ભવ અને પરભવ સુધરી જાય. પછી તો રોજ મહાત્માનું પ્રવચન સાંભળવા માટે જવા લાગ્યો. ને પોતાનું જીવન સુધાર્યું. આ પટેલનું દષ્ટાંત સાંભળીને પેલા નગરશેઠ જે કદી ઉપાશ્રયમાં આવતા ન હતા તે દરરોજ આવતા થઈ ગયા લક્ષ્મીનો દાન–પુણ્યમાં સદુપયોગ કરવા લાગ્યા ને પોતાનું જીવન સફળ બનાવ્યું. ખરેખર કહ્યું છે કે –

**એક ઘડી આધી ઘડી આધી મેં પણ આધ,**
**તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ,**

દેવાનુપ્રિયો! પટેલે અને શેઠે થોડીવાર સંત સમાગમ કર્યો તો તેમનું જીવન સુધરી ગયું. તો જે દરરોજ સંત સમાગમ કરે ને વીતરાગ વાણી સાંભળે તેનું જીવન કેટલું પવિત્ર બનવું જોઈએ! એક ઘડીનો સત્સંગ પણ કેટલો લાભદાયી છે! સંતના સમાગમથી પાપીમાં પાપી જીવો પાવન બની ગયા. ચંડકૌશીક જેવો ભયંકર નાગ ભગવાનના એક વચને સુધરી ગયો. અગ્નિની એક ચિનગારી લાખો મણ રૂની ગંજીઓ બાળીને સાફ કરે છે તેમ જેના જીવનમાં સત્સંગની એક ચિનગારી લાગે છે તેના કર્મોની ગંજીઓની ગંજીઓ બળીને સાફ થઈ જાય છે.

મહાબલ રાજાએ એક વખત સંત સમાગમ કર્યો ને દીક્ષા લેવા તૈયાર થયા,

સાથે છ મિત્રો પણ દીક્ષા લેવા તૈયાર થયા છે. છ એ મિત્ર રાજાઓ મહાબલ રાજાની આજ્ઞાથી પોતાના પુત્રોને રાજગાદીએ સ્થાપન કરવા માટે ગયા છે, એ છ એ રાજાઓ પોતાના પુત્રોને ગાદીએ બેસાડીને હજાર માણસો ઉપાડે તેવી મોટી શિબિકામાં બેસીને મહાબલ રાજા પાસે આવશે. પછી મહાબલ રાજા પોતાના પુત્ર બલભદ્ર કુમારનો રાજ્યાભિષેક કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર : "રૂક્ષ્મણીને આવતા શુભ વિચારો" :** રૂક્ષ્મણીના ગર્ભમાં બારમા દેવલોકથી ચવીને કોઈ પવિત્ર જીવ આવ્યો છે. એટલે તેને સંતની, સ્વધર્મીની ભક્તિ કરું, સુપાત્રે દાન દઉં, અભયદાન દઉં એવા સારા દોહદ ઉત્પન્ન થાય છે. રૂક્ષ્મણી કૃષ્ણ વાસુદેવની અતિપ્રિય પ્રિયતમા હતી એટલે તેને જેટલા દોહદ ઉત્પન્ન થાય છે તે બધા પૂર્ણ કરે છે. ત્રણ ખંડમાં હિંસા ન થાય તે માટે અમારી પડહ વગડાવ્યો અને રૂક્ષ્મણીને સંતુષ્ટ કરી.

તમે કહો છો ને પુત્રના લક્ષણ પારણામાં પણ આવા પવિત્ર જીવોના લક્ષણ ગર્ભમાંથી પરખાઈ આવે છે. બંધુઓ! ગર્ભના જીવમાં કેટલી તાકાત રહેલી છે! ભગવતીજી સૂત્રમાં ગૌતમસ્વામીએ ભગવાનને પ્રશ્ન કર્યો હે પ્રભુ! ગર્ભમાં રહેલો જીવગર્ભમાં મરીને દેવલોકમાં જઈ શકે છે? નરકમાં જઈ શકે છે? જવાબમાં ભગવંતે કહ્યું "**हंता गोयमा**" હા, ગૌતમ! જઈ શકે છે. આ વાત ઘણી લાંબી છે પણ મારો કહેવાનો આશય એ છે કે ગર્ભના જીવની શક્તિ કંઈ કમ નથી.

**"રાણી રૂક્ષ્મણીએ આપેલ પુત્રનો જન્મ" :** રૂક્ષ્મણીને શુભ વિચારો આવવાથી ગર્ભમાં રહેલો જીવ કોઈ હળુકર્મી છે તેમ સૌને લાગે છે. સારી દ્વારકા નગરીમાં આનંદ આનંદ વર્તે છે. રૂક્ષ્મણી પણ ગર્ભનું પાલન કરતી આનંદમાં દિવસો પસાર કરે છે.

સવા નવ માસ પૂર્ણ થતાં રૂક્ષ્મણીએ એક પુત્રને જન્મ આપ્યો. પુત્રનો જન્મ થતાં તેજ તેજ પ્રસરી ગયું. જેમ આકાશમાંથી ચંદ્ર બહાર નીકળતાં પૃથ્વી ઉપર પ્રકાશ પથરાય છે તેમ આ પુત્રનો જન્મ થતાં જાણે નીલમમણીનો ઢગલો ન હોય! તેની માફક રાણીના રૂમમાં પ્રકાશ – પ્રકાશ પથરાઈ ગયો.

**દીન્હી વધાઈ ધાયી માતજી રે, માધવ સુન દીન્હા નવસેરા હાર રે,**
**નગરી શીનગારી નવરંગ ફૂલ સે રે, માંડયો આનંદ ઉચ્છવ શ્રીકાર રે શ્રોતા**

રૂક્ષ્મણીએ પુત્રને જન્મ આપ્યો કે તરત તેની ખાસ દાસી શ્રીકૃષ્ણને દોડતી પુત્ર જન્મની વધામણી દેવા આવી.

**પુત્ર જન્મોત્સવનો આનંદ :** કૃષ્ણે પોતાના રાજચિન્હો સિવાય કંઠમાં પહેરેલો નવસેરો હાર આદિ અલંકારો અને મૂલ્યવાન વસ્ત્રો વધામણી દેવા આવનારી

દાસીને ભેટ આપ્યા. નગરના અધિકારીઓને નગરી શણગારવા માટે કૃષ્ણે આદેશ આપ્યો કે મારી આજ્ઞાથી તમે દરેક બજાર ધ્વજા તોરણોથી શણગારો. તથા સ્થળે સ્થળે નૃત્યનું આયોજન કરો. રાજાએ ભંડારીને આજ્ઞા કરી કે તમે ગરીબોને ખૂબ ધન આપી સંતુષ્ટ કરો ને પોલિસોને કહ્યું કે જે ગુન્હેગારોને જેલમાં પૂર્યા છે તેમનો ગુન્હો માફ કરી છોડી દો. રાજ્યમાં ટેકસ માફ કરો. ને જેને રાજ્ય સબંધી લેણું હોય તે પણ માફ કરી દો. યાચકોને જરૂરિયાતથી અધિક દાન આપો. ઘરઘરમાં વાજિંત્રો વગડાવો ને ખૂબ આનંદથી પુત્રનો જન્મોત્સવ ઉજવો. કૃષ્ણની આજ્ઞાથી ખૂબ આનંદપૂર્વક ધામધૂમથી પુત્રનો જન્મોત્સવ ઉજવાઈ રહ્યો છે. સારી દ્વારકા નગરીમાં આનંદ આનંદ છવાઈ ગયો છે. નગરજનો ખુશખુશાલ છે. ઘણા લોકો રાજપુત્રના જન્મની ખુશાલીમાં રાજાને સારા સારાં ભેટણાં આપવા આવે છે. આખી નગરી આનંદ વિભોર બની છે. માત્ર એક સત્યભામાને આનંદ નથી. રૂક્ષ્મણીને પુત્ર જન્મ્યો ને પોતાને હજુ નથી જન્મ્યો એટલે તેના દુઃખનો પાર નથી.

**"પુત્રનું મુખ જોઈને કૃષ્ણને થયેલો આનંદ"** : સારી દ્વારકા નગરીમાં ઉત્સવ ચાલે છે. પુત્રને જન્મ્યા છઠ્ઠો દિવસ થયો એટલે કૃષ્ણ રૂક્ષ્મણીના મહેલે ગયા. ત્યાં જઈ સિંહાસન ઉપર બેસીને પુત્રને રમાડવા માટે મંગાવ્યો પુત્રને ખોળામાં સૂવાડી રમાડવા લાગ્યા. એના મુખ સામું જોઈને વિચાર કરવા લાગ્યા કે અહો ! આ તે શું જયંત છે કે અશ્વિનીકુમાર છે ? કે પછી સૂર્યબિંબ છે ? શું પૂર્વદિશાએ તેજના પુંજ સમાન સૂર્યને જન્મ આપ્યો છે ? કે તેના શરીરમાંથી નીકળતું તેજ બધી દિશાઓને પ્રકાશિત કરે છે. આ જોઈને કૃષ્ણે તે જ વખતે તે બાળકનું નામ પ્રદ્યુમ્નકુમાર રાખ્યું. ઘણી વાર સુધી શ્રીકૃષ્ણે પુત્રને રમાડયો. પણ તેને મૂકવાનું મન થતું નથી. ત્યારે દાસીએ કહ્યુ–મહારાજા ! આ તો ફુલ છે. બહુ રમાડવાથી ફુલ કરમાઈ જાય માટે એની માતાની ગોદમાં આપી દઉં. એમ કહી દાસીએ પુત્ર લીધો ને માતાને આપ્યો.

સારી દ્વારકા નગરીમાં અને ઘરઘરમાં આનંદ વર્તાઈ રહ્યો છે. સ્ત્રીઓ મંગલ ગીતો ગાય છે. કૃષ્ણજી તથા રૂક્ષ્મણીના આનંદનો પાર નથી. ખૂબ આનંદ ને ઉત્સાહપૂર્વક પ્રદ્યુમ્નકુમારનો જન્મ મહોત્સવ દ્વારકા નગરીમાં ઉજવાઈ રહ્યો છે. એ આનંદમાં કેવું વિઘ્ન આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૨૬

શ્રાવણ સુદ ૪ ને શુક્રવાર　　　　　　　　　　　　　　　　　　　　તા. ૩૦-૭-૭૬

અનંતજ્ઞાની શાસ્ત્રકાર ભગવંતના મુખ કમળમાં ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. ભગવાન કેવળજ્ઞાન અને કેવળદર્શન દ્વારા જગતના સમસ્ત પદાર્થોને જાણી-દેખી શકે છે. સર્વજ્ઞ સિવાય અતિન્દ્રિય એટલે ઇન્દ્રિય દ્વારા જે ન જાણી શકાય તેવા પદાર્થોને સર્વજ્ઞ સિવાય કોઈ જાણી શકતું નથી. એવા ઈન્દ્રિયાતીત પદાર્થોને કેવળજ્ઞાન દ્વારા યથાર્થ રીતે જાણીને બીજાને જણાવે છે. એવા સર્વજ્ઞ ભગવંતનું વચન ત્રિકાળ સત્ય છે એટલે તેમના વચન ઉપર શ્રધ્ધા કરી તે પ્રમાણે આચરણ કરવાથી જીવ મોક્ષ પામી શકે છે.

દેવાનુપ્રિયો ! આવું જ્ઞાન મેળવી સર્વજ્ઞ બનવું ગમે છે ને ? હા, એ તો તમને અને મને બધાને ગમે છે. પણ સર્વજ્ઞ બનવા માટે શું કરવું જોઈએ તે તમને ખબર છે ? તત્ત્વાર્થ સૂત્રમાં ઉમાસ્વાતિજીએ કહ્યું છે કે "मोहक्षयाज्ज्ञान दर्शनावरणान्तराय क्षयाच्च केवलम् ॥" જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કર્મોનો નાશ થાય ત્યારે જીવ કેવળજ્ઞાન પામી શકે છે, દરેક જીવોને સત્તામાં આવું ત્રિકાળદર્શી કેવળજ્ઞાન પડેલું છે. પણ શુધ્ધ સમ્યક્‌જ્ઞાન-દર્શન અને ચારિત્રની આરાધના કર્યા વિના એ જ્ઞાન પ્રગટ થતું નથી. વીતરાગ પ્રભુની આજ્ઞા મુજબ જીવન જીવાય તો આવું જ્ઞાન પ્રગટ થાય. આપણાં આત્મામાં કર્મ રૂપી માટી નીચે આવું અનંતજ્ઞાન દટાયેલું છે. આપણે સમ્યગ્‌દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપી સાધનો વડે એ કર્મરૂપી માટીને ખસેડવાની છે. એ માટી ખસી એટલે જ્ઞાનનો પ્રકાશ ઝળહળી ઉઠશે કારણકે આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ છે. આત્માના મૂળ સ્વરૂપમાં અજ્ઞાન છે જ નહિ.

આત્મામાં અનંતજ્ઞાનના અજવાળાં ઝળકી રહ્યા છે. બહારનો હજારો ટયુબ લાઈટોનો પ્રકાશ કહો કે સહસ્ર રશ્મિ એટલે હજારો કિરણવાળા સૂર્યનો પ્રકાશ કહો એ બધો પ્રકાશ કેવળજ્ઞાનના પ્રકાશ આગળ ઝાંખો છે. આવો પ્રકાશ આત્માની સત્તામાં રહેલો છે, પોતાની માલિકીનો છે તેને લેવા માટે પુરૂષાર્થ કર્યો છે ? બોલો, કોઈ પુરૂષાર્થ છે ? આનું એક જ કારણ છે કે આત્મા અજ્ઞાનના અંધકારમાં રહેવા માટે ટેવાઇ ગયો છે. એટલે પુરૂષાર્થ કરવાનું મન થતું નથી. નહિતર એમ ન થાય કે મારો આત્મા અનંતજ્ઞાનનો ધણી હોવા છતાં ઘડી પછી મારું શું થશે ? એટલું પણ જાણી શકતો નથી. કેટલી બધી મારી અજ્ઞાન દશા છે ! કોઈ સુખી માણસ છે ને તેને કોઈ એમ કહે કે એ દુઃખીયારા ! અહીં આવ, તો એને

કેવી ચાનક ચઢે છે? હું તો મોટો શ્રીમંત છું. મારે ઘેર ગાડીઓ છે. શું આ માણસ મને નથી જાણતો કે મને દુઃખીયારો કહે છે. બોલો, ત્યાં લાગી આવે ને? પણ આ અનંતજ્ઞાનનો સ્વામી અનંતકાળથી અજ્ઞાનમાં આથડે છે. એને એટલું પણ જ્ઞાન નથી કે के अहंआसी के वा इओ चुओ इहं पेच्चा भविस्सामि હું પૂર્વભવમાં કોણ હતો ને અહીંથી મરીને પરલોકમાં ક્યાં જઈશ? હું અનંતજ્ઞાનસ્વરૂપ હોવા છતાં મારી વર્તમાન દશા કેવી અજ્ઞાન ભરેલી છે. એનું ચાનક લાગે છે? એનો અફસોસ થાય છે? જ્યારે મારો ને તમારો આત્મા એવો દૃઢ નિશ્ચય કરશે કે મારે અજ્ઞાનના અંધકારને સંપૂર્ણ હઠાવી કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવવી છે ત્યારે આત્મા સમ્યગ્દર્શન-જ્ઞાન, ચારિત્ર અને તપના શસ્ત્રો હાથમાં લઈ એવો પુરૂષાર્થ કરશે કે એ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને જંપશે.

આપણા જૈન દર્શનમાં એકલા જ્ઞાનથી કે એકલી ક્રિયાથી મોક્ષ બતાવ્યો નથી. પણ જ્ઞાન અને ક્રિયા એ બંનેનો સુમેળ હોય તો મોક્ષ મળે છે. મારા બંધુઓ! જ્ઞાનનું કાર્ય શું છે એ તો તમને ખબર છે ને? જ્ઞાનનું કાર્ય મોક્ષનો માર્ગ બતાવવાનું છે અને ક્રિયા એટલે વિરતિ-સંયમ (ચારિત્ર) એનું કામ શું છે? એનું કામ મોક્ષના રસ્તે મુસાફરને પહોંચાડવાનું છે. જ્ઞાન અને સંયમ એ બંનેના કાર્ય અલગ અલગ છે. મોહરાજાએ આ સંસારમાં જે ભેદી વ્યુહરચના રચી છે તેને બતાવવાનું કામ જ્ઞાનનું છે અને સંયમ એ મોહરાજાની ભેદી વ્યુહ રચનામાં અટવાતા જીવને ઉગારી લે છે. મોહના તાબામાંથી જીવને છોડાવે છે. વિરતી એ ધર્મરાજાની સેનાનો ચીફ કમાન્ડર છે. વિરતિ મોહરાજાની સેના સામે સતત લડે છે ને મોહરાજાની સેનાના ભુક્કા ઉડાડી નાંખે છે. આટલા માટે જ્ઞાનીઓ કહે છે કે વિરતિ વિનાનું જ્ઞાન પાંગળું છે. સૈનિક ગમે તેટલો બાહોશ ને પરાક્રમી હોય પણ જો પાસે શસ્ત્ર ન હોય તો યુધ્ધમાં જીતી શકે ખરો? ન જીતી શકે. કારણ કે યુધ્ધમાં જીતવા માટે શસ્ત્રનો સહારો જોઈએ છે.

જુઓ, હું તમને એક ઐતિહાસિક ન્યાય આપીને સમજાવું. ૧૯૬૨માં ચીને ભારત ઉપર લડાઈ કરી ત્યારે ચીનના સૈન્યની સામે ભારતનું સૈન્ય ન ટકી શક્યું, એનું કારણ તમે જાણો છો? આમ તો આખી દુનિયામાં ભારતનું સૈન્ય બળવાન ગણાય છે. છતાં ચીનના સૈન્ય સામે ટકી શક્યું નહિ તેનું કારણ એક જ હતું કે ભારતનું સૈન્ય બળવાન હોવા છતાં તેની પાસે શસ્ત્ર સામગ્રી પૂરતી ન હતી, એટલે ચીન સામે ભારતનું સૈન્ય ટકી શક્યું નહિ. ને એને પરાજય સ્વીકારવો પડયો. એ વાત સાથે મારે કોઈ નિસ્બત નથી. મારે તો તમને આ વાત ઉપરથી આત્માની વાત સમજાવવી છે. મોહ-માન-માયા આદિ આત્માના આંતરિક શત્રુઓ

સાથેના યુધ્ધમાં જીતવા માટે ક્ષમા, સંયમ આદિ અમોઘ શસ્ત્રો હોય તો મોહરાજાની વિરાટ સેનાને પરાજિત કરી શકાય છે. (વિરતિ) સંયમના વિકાસ માટે, એના રક્ષણ માટે જ્ઞાન ભણવાનું છે. જેમ જેમ જ્ઞાન વધુ ભણતાં જઈએ તેમ તેમ સંયમી જીવન વધુ દૃઢ બને છે. સંયમને દૃઢ કરે તે સાચું જ્ઞાન છે.

દેવાનુપ્રિયો! જ્ઞાન અને વિરતિ (સંયમ) આ બંનેને ભાઈ–બહેન જેવો સબંધ છે. જ્ઞાન રૂપી ભાઈ તેની વિરતિ રૂપી બહેનને બૂમો પાડીને બોલાવે છે. સાચા જ્ઞાન રૂપી વીરાને અને વિરતિની વેલડી રૂપી બહેનડી વિના ગમે નહિ. અને વિરતિ રૂપી બહેનડીને જ્ઞાનરૂપી વીરા વિના ગમે નહિ. ધર્મરાજાના સૈન્યમાં આ ભાઈ અને બહેન મુખ્ય ભાગ ભજવે છે. ધર્મરાજા આ ભાઈ–બહેનની જોડીને સદા પોતાની પાસે રાખે છે. અને તેની સામે સદા મીઠી નજરથી જુએ છે. આ ભાઇ–બહેનની જોડીને જોઈને મોહરાજાનું સૈન્ય ખૂબ ગભરાય છે. એ ભાઈ–બહેનની જોડીને વિખૂટી પાડવા માટે મોહરાજાનાં સૈનિકો ઘણાં દાવપેચ રમે છે, ત્યારે એના દાવ ઘણીવાર સીધા પડી જાય છે. અને કયારેક જ્ઞાન રૂપી વીરાથી વિરતી રૂપી બહેનને જુદા પાડી દે છે. ત્યારે ધર્મરાજાના સૈન્યનું બળ તૂટી જાય છે. આટલા માટે જ્ઞાની પુરૂષો તમને પડકાર કરીને કહે છે કે હે ભવ્ય જીવો! જો તમારે મોહરાજાના સૈન્યને જીતવું હોય તો જ્ઞાન અને વિરતિ એ બેમાંથી એકને પણ છોડશો નહિ. એ બંનેની સહાયથી તમે મોહરાજા ઉપર જીત મેળવીને મોક્ષમાં જઇ શકશો. જ્ઞાન દ્વારા તમે નવતત્ત્વને જાણો. એના નામ તો તમને આવડે છે ને?

> जीवा जीवा य बन्धो य, पुण्णं पावासवो तहा।
> संवरो निज्जरा मोक्खो, सन्तेए तहिया नव ॥ ઉત્ત.સૂ.અ. ૨૮ ગાથા ૧૪

જીવ, અજીવ, બંધ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષ આ નવ તત્ત્વો છે. આ નવતત્ત્વમાં જાણવા યોગ્ય કેટલા? છાંડવા યોગ્ય કેટલા ને આદરવા યોગ્ય કેટલા? તે જાણો છો? એ જ્ઞાન દ્વારા જાણી શકાય છે. જીવાદિ નવેતત્ત્વ જાણવા યોગ્ય છે. અજીવ, પાપ, આશ્રવ, અને બંધ એ છાંડવા યોગ્ય છે, પુણ્ય ગૃહસ્થને ઉપાદેય અને મુનિને હેય છે. સંવર, નિર્જરા અને મોક્ષ એ ત્રણે તત્ત્વો આદરવા યોગ્ય છે. આ રીતે જાણ્યા પછી હેય પદાર્થોને છોડવા જોઈએ ને ઉપાદેય આદરવા જોઈએ.

તમે આશ્રવ તત્ત્વને જાણ્યો, એ જાણ્યાં પછી બેસી રહેવાનું નથી. પણ આશ્રવ એ મારા આત્માનો કટ્ટો શત્રુ છે, મારે એનો નાશ કરવો છે. એમ સમજીને આશ્રવનો નાશ કરવા પુરૂષાર્થ કરવાનો છે. સમજો, શત્રુને કોઈ ઘરમાં પેસવા દે? "ના" તો આશ્રવ પણ આત્માનો શત્રુ છે એને ઉભો રહેવા દેવાય? સંવર રૂપી સૈનિકની સહાય

લઈને આશ્રવનો નાશ કરો. સંવર એ આશ્રવનો શત્રુ છે. માટે આશ્રવના નાશ માટે સંવરનું શરણુ સ્વીકારવું પડશે. સંવરની શરણાગતિ સ્વીકાર્યા વિના આશ્રવ રૂપી શત્રુનો નાશ થવાનો નથી. આવું કોને સમજાઈ ગયું છે ? તે ખબર છે ને ? આપણે જેનો અધિકાર ચાલે છે તે મહાબલ રાજાને સમજાઈ ગયું છે કે અનંતકાળથી આશ્રવ રૂપી શત્રુએ મારા આત્માનું અહિત કર્યું છે. આશ્રવ રાજાએ મારા આત્મઘરમાં પાપ રૂપી ચોરોને પેસવા દીધા છે. ને મારું આત્મિક ધન લૂંટાવી દીધું છે, હવે એને કાઢવા માટે સંવરનું શરણું સ્વીકારવું જોઈએ. નહિ સ્વીકારું તો મારું ધન લૂંટીને એ ચોરો મને દુર્ગતિની ખાઈમાં ફેંકી દેશે. મારા આત્મિક ધનની સંપૂર્ણ રક્ષા કરવા માટે જો કોઈ સુરક્ષિત સ્થાન હોય તો તે સંયમ છે. સંયમ લઉં તો આશ્રવ શત્રુની હાર થાય. ધન્ય છે મારા ગુરૂદેવ ધર્મઘોષ અણગારને. તેઓ પધાર્યા તો હું આશ્રવ શત્રુના પાશમાંથી મુક્ત થઈશ.

બંધુઓ ! મહાબલ રાજા પોતે તો આશ્રવને છોડીને સંવરના સ્થાનમાં આવવા તૈયાર થયાં. પણ સાથે તેમના છ મિત્રો પણ તૈયાર થયા. એટલે મહાબલ રાજાને ખૂબ આનંદ થયો. કારણ કે જ્ઞાનીને જ્ઞાની મળે તો આનંદ થાય. પણ કોઈ ગપ્પીદાસ મળે તો આનંદ ન થાય. તેમ મહાબલ રાજાના મિત્રો પોતાની સાથે સંવરના ઘરમાં જવા તૈયાર થયા એટલે અપૂર્વ આનંદ થયો. આશ્રવમાં રહેવાથી સતત પાપનો પ્રવાહ આવ્યા કરે છે. કદાચ પૂર્વ કર્મના ઉદયે અવિરતિ સમ્યક્દૃષ્ટિ આત્મા વ્રત-પ્રત્યાખ્યાન લઈ ન શકે પણ તેનો તેના દિલમાં ડંખ હોય. કૃષ્ણ વાસુદેવ અવિરતિ હતાં પણ સંયમના પ્રેમી હતા. જ્યારે જ્યારે તેઓ નેમનાથ પ્રભુના સમોસરણમાં જતા ત્યારે તેમનો અંતરાત્મા રડી ઉઠતો ને કહેતાં અહો પ્રભુ ! હું ને તમે સાથે રમ્યા, રહ્યા પણ તમે તો સંયમ લઈને અનેક જીવોના તારણહાર પ્રભુ બન્યા ને હું તો સંસારમાં રઝળતો રહી ગયો. હું આપની જેમ અવિરતિનો ત્યાગ કરી વિરતિના ઘરમાં ક્યારે આવીશ ? આ ચૌદ રાજલોકના પાપને ક્યારે વોસરાવીશ ? આવો પશ્ચાતાપ કરીને રડી ઉઠતાં. આપણને પણ આશ્રવનો કંટાળો આવશે ને આવો અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ થશે તો કર્મ ખપશે.

મહાબલ રાજાએ પોતાના મિત્રોને કહ્યું કે તમે બધા તમારી રાજધાનીમાં જઈને તમારા મોટા પુત્રને ગાદીએ બેસાડીને એક હજાર માણસો ઉપાડે તેવી શિબિકામાં બેસીને મારી પાસે આવો. આ રીતે મહાબલ રાજાની વાત સાંભળીને છ એ મિત્રો ત્યાંથી પોતપોતાને ઘેર આવ્યા, અને પોતાના સ્થાને પોતાના મોટા પુત્રોને રાજગાદીએ બેસાડીને પુરૂષ સહસ્રવાહિની પાલખીઓમાં બેસીને મહાબલ રાજાની પાસે આવ્યા.

"तएणं से महब्बले अंतिए छप्पिएबालवयंसए पाउब्भूए पासइ २ त्ता हट्ठ तुट्ठे कोडुंबिय पुरिसे सद्दावेइ ।"

પોતાના છ એ બાલમિત્રોને પોતાની પાસે આવેલા જોઈને મહાબલ રાજા અત્યંત હર્ષિત તેમજ સંતુષ્ટ થયા અને રાજાએ સત્વરે તે સમયે પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા.

"सद्दावेइत्ता एवं वयासी गच्छह णं तुब्भे देवाणुप्पिया ! बलभद्दकुमारस्स महयारायाभिसेणं अभिसिंचेह, ते वि तहेव जाव बलभद्दंकुमारं अभिसिंचति।"

કૌટુંબિક પુરૂષોને બોલાવીને આજ્ઞા કરી કે હે દેવાનુપ્રિયો ! તમે બલભદ્ર કુમારનો મોટા ઠાઠમાઠથી રાજ્યાભિષેક કરો. એટલે કૌટુંબિક પુરૂષોએ ખૂબ ધામધૂમથી બલભદ્ર કુમારનો રાજ્યાભિષેક કર્યો.

દેવાનુપ્રિયો ! મહાબલ રાજાને જલ્દી સંયમ લેવાની કેવી લગની લાગી છે ! જેને વૈરાગ્યના ભાવ આવે તેને એમ જ થાય કે જલ્દી દીક્ષા લઉં, ને આશ્રવનું ઘર છોડું. સંસારમાં માણસ ગમે તેટલી સાવધાનીથી રહે તો પણ આશ્રવ રોકાતો નથી. જેમ કોઈ માણસ કોલસાની વખારમાં જાય, તે ભલે કાંઈ ન કરે પણ તેને રજોટી તો જરૂર લાગશે. તેમ સંસારમાં ગમે તેટલાં સાચવીને રહો પણ સંસારની રજોટી રૂપી આશ્રવ તો જરૂર આવશે. સુખી માણસો જે રૂમમાં કામ ન હોય તેને વાળીઝૂડી પોતાં કરી બારી બારણાં બંધ કરી દે છે. શા માટે ? બારી બારણાં ખુલ્લાં હોય તો બહારથી ઉડતી રજોટી અંદર ભરાઈ જાય. ત્યાં કેટલો વિવેક છે ! સીમેન્ટ-ચૂના અને માટીનું ઘર સ્વચ્છ રાખવાની જેટલી તકેદારી છે તેટલી આત્મ ઘરમાં પાપની રજોટી ન આવે તે માટે આશ્રવના બારણાં બંધ કરવાની સાવધાની છે !

બંધુઓ ! આશ્રવની ગુલામીમાંથી મુક્ત થઈને સંવરનું શરણું સ્વીકારવા માટે આ મનુષ્યભવ મળ્યો છે. આશ્રવ આત્માના ગુણોનું શોષણ કરે છે ને સંવર આત્માના ગુણોનું પોષણ કરે છે. વિચાર કરો. તમારા ચોવીસે કલાક ક્યાં પસાર થાય છે ? આશ્રવની ગુલામીમાં ને ? કદાચ માની લો કે તમે એક સામાયિક કરી. પણ મન-વચન-ને કાયાની કેટલી સ્થિરતા કેળવી છે ? કદાચ વચન અને કાયા સ્થિર કરી દેશો પણ મનનો ઘોડો તો કૂદાકૂદ કરે છે. એક ભક્તે ગાયું છે કે :

**તનને હઉં દબાવી પણ મનડું ના દબાતું (૨)**
**એને કૂદવું બહુ ગમે છે ભગવાન તુજને ભજતાં,**
**મારું હૈયું ક્યાં ભમે છે ? ભગવાન તુજને ભજતાં, અંતરમાં શું રમે છે-ભગવાન**

સામાયિકમાં બે ઘડી આત્મસ્વરૂપનું ચિંતન કરવા બેઠા પણ આ મન તો ક્યાંનું ક્યાં ચક્કર લગાવી આવે છે ને કેવા કેવા વિચારો કરે છે ! જેને જ્ઞાન ન

હોય તેને સામાયિકમાં પણ મોહ-માયા ને મમતાનું તોફાન ચાલુ રહે છે. સામાયિકમાં અસત્ય, કર્કશ ને સાવદ્ય ભાષા ન બોલાઈ જાય તેનો ઉપયોગ રાખો છો? અને કાયાની સ્થિરતા કેટલી રાખો છો? બે ઘડીની સામાયિકમાં પણ કેટલા હાથ-પગ હલાવો છો? અરે, ઘણાં તો સામાયિકમાં હાથમાં ગુચ્છો લઈને બિન જરૂરીયાતે અહીંથી ત્યાં આંટા મારે છે. બોલો, સામાયિકમાં મન-વચન ને કાયાની કેટલી ચંચળતા છે?

જ્ઞાની ભગવંતો કહે છે કે જેટલી મન-વચન અને કાયાની ચંચળતા તેટલો આશ્રવ અને જેટલી મન-વચન-કાયાની સ્થિરતા તેટલો સંવર, સામાયિકમાં દ્રવ્યથી સાવદ્ય-યોગનાં, ક્ષેત્ર થકી ચૌદ રાજલોકનાં પાપનાં પ્રત્યાખ્યાન કર્યા છે માટે ધ્યાનમાં રાખજો કે બત્રીસ દોષમાંથી કોઈ દોષ ના લાગે, અત્યાર સુધી અણસમજમાં જે થયું તે થયું પણ હવે તો આત્મા સાથે એવો દૃઢ નિશ્ચય કરો કે બે ઘડી હું ચારિત્રમાં આવું છું તો બે ઘડી સંસારને ભૂલી આત્મભાવમાં ઝૂલી શુધ્ધ સામાયિક કરું.

સામાયિકમાં બેઠા પછી મને દોષ ન લાગે તેની કાળજી રાખો. સંસાર ભાવ સાથે રાખીને સાચી સામાયિક નહિ થાય. બે ઘડી સંસારને ભૂલીને સામાયિક કરો, એવો કોણ માણસ હોય કે જે વહેપાર કરે ને નફાની ઈચ્છા ન રાખે? એવો કોણ વિદ્યાર્થી હોય કે જેને પરીક્ષામાં પાસ થવાની તમન્ના ન હોય! તમારે સામાયિકમાં આત્મ કલ્યાણનો લાભ લેવો છે ને? જો સામાયિકનો સાચો લાભ લેવો હોય તો સંસારને ભૂલીને સામાયિક કરો. સંસારના દાવાનળમાં બળતો ઝળતો આત્મા સમતા ભાવની શીતળતા લેવા માંડ માંડ સામાયિકમાં બેઠો, ત્યાં પણ જો પાપ ન છૂટે તો પાપના ભઠ્ઠામાં શેકાવાનું કે બીજું કંઈ? બંધુઓ! સામાયિક એટલે શું? જરા સમજો. **"સામાયિક એટલે પાપ રૂપી ગુંડાઓને ભગાડવા માટેની મશીનગન છે."** જો આ મશીનગનનો ઉપયોગ કરતાં ન આવડે તો સામાયિકમાં પણ પાપ રૂપી ગુંડાઓ આવીને તમને સતાવી જશે. માટે સામાયિકનું મૂલ્ય સમજો.

આત્માનું કલ્યાણ કરવા માટેનો આ અમૂલ્ય અવસર છે. આ પંચમકાળમાં ઓછી કરણીએ ઝાઝો લાભ છે. એક ઉપવાસ કરો તો માસખમણ જેટલો લાભ થાય. અહીં થોડું કષ્ટ સહન કરો ને મહાન કર્મની નિર્જરા થાય છે.

મહાબલ રાજાએ આવેલો અવસર ઓળખ્યો, પોતાના પુત્ર બલભદ્ર કુમારનો રાજ્યાભિષેક કર્યો ને તેને ગાદીએ બેસાડયો. ત્યારે તેમને થયું કે હાશ, હવે મારા માથેથી પાપનો ભાર ઉતર્યો. હવે હું જલ્દી દીક્ષા લઉં. માથેથી ભાર ઉતરે તો હૈયું હળવું થાય ને? કોઈ બહેનના માથે પાણીની હેલ હોય અને તેને ભાર લાગ્યો હોય ત્યારે તેનો ભાર કોઈ ઉતરાવે તો તેને કેવો આનંદ થાય? એને કેવી

શાંતિ થાય ? આ તો પાણીની હેલ હતી પણ અહીં જેના માથે પાપની હેલ હોય તે ઉતરે તો કેવી શાંતિ થાય ? મહાબલ રાજાને પણ એવો આનંદ થયો કે હાશ, હવે મારા માથેથી પાપની હેલ ઉતરી.

દેવાનુપ્રિયો ! એ તો મોટા રાજા હતા. એમનું રાજ્ય સ્વતંત્ર હતું. કોઈ દુશ્મન રાજાનો પણ ભય ન હતો. એના સુખમાં કોઈ આડખીલ કરી શકે તેમ ન હતું. છતાં તે સુખ તેમને ખટકયું તો છોડીને દીક્ષા લેવા તૈયાર થયા, પણ મારા બંધુઓ ! હું તમને પૂછું કે તમે ગમે તેટલા પૈસા કમાવ, કરોડપતિ બની જાવ છતાં તમારું સુખ સ્વતંત્ર છે ? કાળા બજાર કરીને કરોડ કમાયા પણ સરકારનો ડર કેટલો ? તમારું ઘર, તમારા પૈસા અને દાગીના કંઈ સ્વતંત્ર રીતે ભોગવી શકો છો ? ટૂંકમાં કેટલી મહેનત કરીને પૈસા કમાવ છો પણ સુખે ભોગવી શકો છો ? તમારા સુખમાં તમને કયાંય સ્વતંત્રતા દેખાય છે ? 'ના.' છતાં સુખ માનીને મલકાવ છો પણ આ તમારા સુખ કેવા છે ? ખબર છે ? તમારા શૉકેશના કબાટમાં સફરજન, સીતાફળ, સંતરા, કેરી, દાડમ મૂકયા હોય છે તે જાણે સાચા ન હોય તેમ લાગે છે. પણ ખાવા જાવ તો દાંત તૂટી જાય છે. તેમ તમારા સુખ શૉકેશમાં મૂકેલા ફ્રુટ જેવા છે. તમે જેમાં સુખ માનો છો ને ભોગવો છો પણ તેનાં ફળ ભોગવતાં હાડકાં તૂટી જશે. માટે સમજીને છોડો, અત્યારે સમજીને નહિ છોડો તો મરણ આવે પણ છોડવું તો પડશે જ. તેના કરતાં સમજણ પૂર્વક છોડવામાં સાર છે. ઘણાં માણસો તો મરણથી પણ ડરે છે.

એક ખેડૂતે એક સંન્યાસીને પૂછયું કે મહારાજ ! મારું મૃત્યુ કઈ જગ્યાએ થશે ? ત્યારે સન્યાસીએ કહ્યું કે તારા ખેતરમાં કૂવો છે. તે કૂવાની પાસે તારું મૃત્યુ થશે, તેથી ખેડૂતે નકકી કર્યું કે મારે ખેતરમાં જવું નહિ. જાઉં તો મારું મોત થાય ને ? આથી મૂર્ખાએ બે પગ ઢીંચણમાંથી કપાવી નાંખ્યા. પગ હોય તો ભૂલેચુકે જવું પડે, પણ પગ ન હોય તો કયાંથી જવું પડે ? ને મરવાનું પણ ન આવે, જુઓ, જીવની કેવી અજ્ઞાન દશા છે ! માનવી ગમે તેટલા ઉપાયો કરે પણ જે ભુમિ ઉપર મોત લખાયું હોય ત્યાં ચેનકેન રીતે જવું પડે છે. મરવું ન પડે તે માટે ખેડૂતે પગ કપાવ્યા ને વીસ વર્ષ પસાર થયા. એક દિવસ એવું બન્યું કે ખેડૂતનો યુવાન દીકરો કૂવા આગળ કંઈ કામે ગયો. પાવઠા વિનાનો કૂવો હતો. એટલે લક્ષ ચૂકાતા કૂવામાં પડી ગયો. ખેતરમાં કામ કરતાં બીજા માણસો ત્યાં દોડી આવ્યા ને એને કાઢવા મહેનત કરવા લાગ્યા. ને એના બાપને સમાચાર કહેવડાવ્યા. આથી બાપ ગાડામાં બેસીને જલ્દી આવ્યો પણ છોકરાના પ્રાણ ચાલ્યા ગયા હતા. દીકરાનું શબ જોતાંની સાથે ખેડૂત આઘાતથી બેભાન થઈને કૂવા પાસે પડી ગયો ને આયુષ્ય પૂરું થતાં

તેના પ્રાણ પણ ચાલ્યા ગયાં. કહેવાનો આશય એ છે કે માણસ ગમે તેમ કરે ને ગમે ત્યાં જાય પણ મૃત્યુને કોઈ મિથ્યા કરી શકતું નથી.

કૃષ્ણ વાસુદેવે નેમનાથ ભગવાનને પૂછયું–પ્રભુ! મારું મૃત્યુ કોના હાથે થશે? ત્યારે ભગવાને કહ્યું. આ તારી પાસે ઉભેલા તારા નાના ભાઈ જરાસકુમારના હાથે તારું મૃત્યુ થશે. આ સાંભળી જરાસકુમારને બહુ દુઃખ થયું. તેથી તે જંગલમાં ચાલ્યા ગયા. દ્વારકા નગરી બળતાં કૃષ્ણને સામેથી જંગલમાં જવાનો વખત આવ્યો ને જરાસકુમારના હાથે તેમનું મૃત્યુ થયું. સર્વજ્ઞ ભગવંતે જે જાણ્યું ને કહ્યું તે કદી મિથ્યા ના થાય. જો મરણ ન જોઈતું હોય ને મરણનો ડર લાગતો હોય તો ફરીને જન્મ લેવો ન પડે તેવો પુરૂષાર્થ કરો. જન્મ છે તો મરણ છે. હવે જન્મ–મરણના ફેરા કરવાનો થાક લાગ્યો હોય તો આશ્રવ છોડીને સંવરમાં આવી જાઓ.

મહાબલ રાજા અને તેમના છ મિત્રોને જન્મ–મરણનો ડર લાગ્યો છે એટલે આશ્રવનો ત્યાગ કરી સંવરના ઘરમાં જવા તૈયાર થયા છે. મહાબલ રાજાના બલભદ્રકુમારનો રાજ્યાભિષેક ખૂબ ઠાઠમાઠથી કરવામાં આવ્યો. હવે મહાબલ રાજા છ મિત્રો સાથે દીક્ષા લેશે તે વાત અવસરે.

**ચરિત્ર:** સારી દ્વારકા નગરીમાં રૂક્ષ્મણીના પુત્રનો જન્મોત્સવ ધામધૂમથી ઉજવાઈ રહ્યો છે. મંગલ વાજિંત્રો વાગે છે. પુત્રનું સૂર્ય સમાન તેજસ્વી મુખડું જોઈને શ્રીકૃષ્ણે તેનું નામ પ્રદ્યુમ્નકુમાર રાખ્યું. પ્રદ્યુમ્નકુમારને પોતાની ગોદમાં લઈને, રૂક્ષ્મણી સૂતી છે. હવે શું બને છે? કર્મની ગતિ કેવી વિચિત્ર છે તે સાંભળો.

પ્રદ્યુમ્નકુમારનો જન્મ થયાને છઠ્ઠી રાત્રી હતી. તે માતાની ગોદમાં સૂતો હતો. પુત્રને જોઈને રૂક્ષ્મણીનું હૈયું હરખાય છે. એણે પુત્ર ઉપર કેટલાય આશાના મિનારા બાંધ્યા છે. પણ ત્યાં શું બનાવ બન્યો.

તે સમયે એક પૂર્વભવનો વૈરી ધૂમકેતુ નામનો દેવ આકાશમાર્ગે વિમાન લઈને જતો હતો. તેનું વિમાન રૂક્ષ્મણીના મહેલ ઉપર આવતાં અટકી ગયું. કર્મ કોઈને છોડતાં નથી. માટે જ્ઞાની કહે છે કર્મ કરતાં ખૂબ વિચાર કરજો. હણશો તો હણાવું પડશે. છેદશો તો છેદાવું પડશે ને ભેદશો તો ભેદાવું પડશે. જેવા રસે ને જેવા પરિણામે કર્મ બાંધ્યા હોય તેવા ભોગવવા પડે.

દેવ આકાશ માર્ગે જતો હતો. તેનું વિમાન રૂક્ષ્મણીના મહેલ ઉપર આવતાં અટકી ગયું. ત્યારે દેવના મનમાં થયું કે શું નીચે કોઈ અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની કે કેવળજ્ઞાની મહાત્મા બિરાજે છે કે કોઈ મહાન પવિત્ર સતી છે? અગર કોઈ સતીની લાજ લૂંટાય છે? શું છે કે મારું વિમાન અટકી ગયું? જ્યાં પવિત્ર આત્માઓ બિરાજમાન હોય ત્યાં તેના માથા ઉપરથી દેવનું વિમાન પસાર થઈ શકતું નથી.

ત્યાં અટકી જાય છે. દેવ વિચાર કરવા લાગ્યો કે જો કોઈ પવિત્ર આત્મા હશે તો મેં તેમના ઉપર થઈને વિમાન ચલાવ્યું એટલે મેં તેમની ઘોર અશાતના કરી છે. લાવ શું છે જોઉં ? એમ વિચારી દેવે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું. જ્યાં સુધી તેણે ઉપયોગ મૂક્યો ન હતો ત્યાં સુધી તેની ભાવના પવિત્ર હતી. હવે શું વિચાર કરે છે.

અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું ત્યાં તો દેવના અંગેઅંગમાં ક્રોધની જ્વાળા ફાટી નીકળી. અહો ! આ તો મારો પૂર્વભવનો વૈરી છે. એ તો મારી પત્નીને હરણ કરીને ઉઠાવી ગયો હતો. એ અહીં પુત્રપણે આવીને જન્મ્યો છે. હવે એને જીવતો કેમ છોડું ? એ વૈરીના વૈરનો બદલો પૂરો લઉં. વેર લેવાનો આ મોકો મળ્યો છે.

બંધુઓ ! વૈરના વિપાક વિષમ હોય છે. આટલા માટે ભગવાને કહ્યું છે કે કોઈની સાથે વૈર બાંધશો નહિ. નહિતર વૈરની વસૂલાત કર્યા વિના જીવનો છૂટકારો નહિ થાય. જેની સાથે વૈર બંધાયું હોય તેને તમે પ્રેમથી ખમાવી લો. જો વૈર રહી જશે તો આ ભવમાં મહાન ભય ઉભો થશે ને બીજા ભવમાં પણ ભય ઉભો થશે. "वेराणुबंधिणि महब्भयाणि ।" જેટલું વૈર તેટલો ભય ઉત્પન્ન થાય છે. માટે કોઈ જીવ સાથે વૈર કરવું નહિ. આ દેવ ક્રોધે ભરાઈને નીચે ઉતર્યો. રૂક્ષ્મણીને ઉંઘ આવી ગઈ છે. બાજુમાં પ્રદ્યુમ્નકુમાર પણ ઉંઘે છે. તેને ઉઠાવ્યો ને એવો ભીંસીને પકડયો કે જાણે મારી નાખું ! જમડાની જેમ ક્રોધથી દાંત કચકચાવતો પ્રદ્યુમ્નકુમારને ઉપાડીને દેવ વિમાનમાં બેસી ગયો. હવે તેને મારી નાંખવા કેવા પ્રયત્નો કરશે તે ભાવ અવસરે.

આવતી કાલે માસખમણનાઘરનો પવિત્ર દિવસ છે. આત્મા ઉપર લાગેલા ચીકણાં કર્મો ખપાવવા માટે આરાધના કરવા તૈયાર થજો. આવતી કાલથી એક મહિને સંવત્સરીનો પવિત્ર દિન આવશે. તેના માંડવડા આવતી કાલથી રોપાઈ જશે. એ માંડવડે મ્હાલવા માટે આવતી કાલથી આરાધના કરવાનું અમારું ભાવ ભર્યું આમંત્રણ છે. વધુ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૨૭

**શ્રાવણ સુદ ૫ ને શનિવાર મહિનાનું ઘર તા. ૩૧-૭-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની ભગવંતો ફરમાવે છે કે હે ચેતન આત્મા ! ચોરાશી લાખ જીવા યોનીઓ વટાવીને મહાન કષ્ટે તને આ માનવભવ મળ્યો છે. માનવભવ એટલે શું ? ધર્મ

કમાણીનું બજાર, આ માનવભવ રૂપી બજારમાં આવીને ધર્મનું ધન કમાવું જોઈએ, તો તમે ધર્મરૂપી ધનની કમાણી કરો છો કે ગુમાવી રહ્યા છો? વિચાર કરજો કે અમે માનવભવ પામીને ધર્મધન કમાયા છીએ કે આત્મા ઉપર પાપના ગંજ ખડકયા છે? જે આત્મા આવો રૂડો મનુષ્યભવ પામીને વિષયાસક્ત બને છે તે પાપની કમાણી કરે છે. ધર્મરૂપી ધનની કમાણી કરવા માટે તો વિષયો તરફ વિરાગ લાવવાની જરૂર છે.

દેવાનુપ્રિયો! માનવભવ, આર્યદેશ, ઉત્તમકુળ, જૈનધર્મ, પાંચઇન્દ્રિઓની પરિપૂર્ણતા, મનની સ્વસ્થતા, દીર્ઘાયુષ, આરોગ્ય, દેવ અરિહંત, ગુરૂ નિર્ગ્રંથ, અને સર્વજ્ઞકથિત દયામય ધર્મ ભવસાગર તરવા માટે અને ધર્મ ધનની કમાણી કરવા માટે આટલી બધી ઉત્તમ સામગ્રી મળી છે. છતાં જિંદગીના આટલાં વર્ષો શેની સાધનામાં વીતાવ્યા? ધર્મ–કમાણી પાછળ કે પાપની કમાણી પાછળ? તેનો કદી વિચાર કર્યો છે? માનવભવ પામીને તમારું કર્તવ્ય શું? ભોગ કે ત્યાગ? સત્ય કે અસત્ય? હિંસા કે અહિંસા? વિરતિ કે અવિરતિ? ખાવાનું કે તપશ્ચર્યા? આવા પ્રશ્નો તમારા અંતરમાં ઉઠે છે ખરા? જે માનવભવ દ્વારા નરમાંથી નારાયણ, જીવમાંથી શીવ, જનમાંથી જનાર્દન અને આત્મામાંથી પરમાત્મા બનાય, જે માનવભવ દ્વારા મોક્ષમાં જવાય તે માનવભવનો શેમાં ઉપયોગ કરી રહ્યા છો? બોલો, જવાબ આપો. તમે જવાબ નહિ આપો. કેમ બરાબર ને? જવાબ ન આપો તો ખેર, પણ એટલું તો વિચારો કે આ જીવે અજ્ઞાનપણે માનવભવને ન છાજે તેવા ઘણાં કામ કર્યા. તેના ફળ સ્વરૂપે નીચ ગતિમાં, નીચ કુળમાં ને હલકી જાતિઓમાં અનંતી વખત જવું પડ્યું. પણ હવે મારે એવા કામ કરવા નથી. આવો ઉત્તમ માનવભવ પામીને ઉત્તમ કાર્ય નહિ કરું તો કયારે કરીશ? વિવેકી આત્મા તો એમ વિચાર કરે કે આ માનવભવ પામીને ધર્મ કમાણીનો જેટલો લાભ લેવાય તેટલો લઈ લઉં.

**મનમાન્યો મળ્યો છે મનખો (૨) લાભ એનો પૂરો હું લઇ લઉં,**
**હો...વારેવારે કયાં પામું છું? નકામો જવા નહિ દઉં...હો**
**ભવ મળ્યો જે જીવને તારે, ચાર ગતિના ફેરા ટાળે,**
**એવી રીતે હું આરાધું, મુજને પાર ઉતારે... હો**

આવો સુંદર માનવભવ વારંવાર કયાં મળવાનો છે? આ ભવમાં મારા ચાર ગતિના ફેરા ટળી જાય તેવી અલૌકિક સાધના કરી લઉં. જો ધર્મની કમાણી રૂપ આરાધના નહિ કરું તો ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાશી લાખ જીવાયોનીમાં પાછો કયાંનો કયાં અટવાઈ જઈશ તો પત્તો પડવો મુશ્કેલ છે. જો અવસરે ધર્મકરણી ના થઈ તો તેનો અફસોસ થવો જોઈએ. જેમ કોઈ બહેનની હીરાની

સળી ખોવાઈ જાય તો તેને કેટલું દુઃખ થાય ને પસ્તાવો થાય છે કે અરે! મહામહેનતે મેળવી હતી તે ખોવાઈ ગઈ. તેમ ભગવાન કહે છે તેં પૂર્વભવોમાં કેટલી સરળતા, વિનય, નમ્રતા, અનુકંપા, અભિમાન રહિતપણું આદિ ગુણો કેળવ્યા ત્યારે મહામહેનતે તને માનવભવ મળ્યો છે. હીરાની સળી ખોવાઈ ગઈ તે કદાચ ઘણું શોધવાથી મળી જશે, પણ આ આત્મા ચોરાશી લાખ જીવાયોનિમાં ખોવાઈ જશે તો શું? તેમાં જો નિગોદના થાળામાં ઉતરી ગયા તો ભૂકકો ઉડી જશે.

નિગોદમાં જીવની કેવી પરિસ્થિતિ છે તે તમે જાણો છો ને? આ જીવ દુકાનમાં, ઘરમાં, પૈસામાં બધે ભાગીદારી કરે છે પણ જીવ નિગોદમાં ગયો ત્યાં તો તે એક શરીરમાં અનંતા જીવો સાથે ભાગીદારી કરીને રહ્યો હતો. અહીં તો સ્હેજ સંકડાશ પડે તો અકળાઈ જવાય છે. મૂંઝવણ થાય છે ત્યારે નિગોદમાં એક શરીરમાં અનંતા જીવોની સાથે કેવી રીતે રહ્યો હશે? અને નરક-તિર્યંચ ગતિમાં પણ કેવા દુઃખો વેઠયા છે તેનો ખ્યાલ કરો. આવા દુઃખો ભોગવવા ન જવું હોય તો મનુષ્યભવની સાર્થકતા સમજો. મોહના પગ મજબૂત થાય. કુસંસ્કારોના કચરા આત્માને મલીન બનાવે અને માથે કર્મનાં કરજ વધે એવું એક પણ કાર્ય માનવ ભવ પામીને તમારા હાથે ના થાય તે ધ્યાન રાખશો.

અનંત પુણ્યની રાશીના પ્રભાવે ભવસાગર તરવાની ઉત્તમ સામગ્રી મળી છે પણ તેની કિંમત તમને સમજાણી છે? કોઈ માણસ દરિયામાં ડૂબી જવાની અણી ઉપર હોય તે વખતે કોઈ હોડીવાળો ડૂબતાં માણસને બચાવવા દોડતો હોડી લઈને આવ્યો. પણ પાગલ માણસ હતો તેથી હોડીની કિંમત સમજ્યો નહિ અને ઉલટો હોડીની ઉપેક્ષા કરવા લાગ્યો. આ રીતે ભવસમુદ્રમાંથી ઉગારવા માટે તમારી સામે પણ એક હોડી આવીને ઉભી છે. બોલો, એ કઈ હોડી હશે? તરવું હોય તો હોડીની ખબર હોય ને? એ હોડી ધર્મની છે ધર્મની હોડી તમને ડૂબતા ઉગારી લેવા માટે સામે આવીને ઉભી છે, પણ મોહરૂપી મદિરાના નશામાં પાગલ બનેલો જીવ હોડીને ઠોકર મારે છે ને તેની ઠેકડી ઉડાડે છે.

બંધુઓ! જે મનુષ્યનું ભાવિ ઉજ્જવળ હોય તેને સંતોની શિખામણ રૂચે, તપ, ત્યાગ અને વૈરાગ્યની વાતો ગમે પણ જેનું ભાવિ અંધકારમય હોય તેને સંતો દ્વારા કહેવાતી ધર્મની વાતો રૂચે નહિ. તપ-ત્યાગ અને વૈરાગ્યની વાતો ન રૂચે. સંતો તો તમને ગમે કે ન ગમે, રૂચે કે ન રૂચે પણ એ તો તમને આત્માના હિતનો ઉપદેશ આપશે. સૂયગડાયંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે :-

अणुपुव्वेण महाघोरं, कासवेण पवेइयं।
जमादाय इओ पुव्वं, समुद्दं ववहारिणो॥ સૂય.સૂ.અ. ૧૧ ગાથા ૫

આ વાણી તો ભગવાન મહાવીરસ્વામીની છે. પણ અહીં સુધર્માસ્વામી જંબુસ્વામી આદિ સંતોને કહે છે કે ભગવાન મહાવીરે બતાવેલા મોક્ષમાર્ગને હું કહું છું તે તમે સાંભળો. જુઓ, સુધર્માસ્વામીના જીવનમાં કેટલી નમ્રતા છે! સુધર્માસ્વામી માટે તો આપણે એમ કહીએ છીએ કે **"જિન નહિ પણ જિન સરીખા સુધર્માસ્વામીને જાણીએ."** જેઓ કેવળજ્ઞાની ન હોવા છતાં કેવળજ્ઞાનીની જેમને ઉપમા આપવામાં આવી છે. તો વિચાર કરો. તેમનું જ્ઞાન કેવું વિશાળ હશે? છતાં તેઓ કહે છે હે જંબુ! કાશ્યપગોત્રી ભગવાન મહાવીરસ્વામી જે કહી ગયા છે તે હું તને કહું છું. અહાહા! સુધર્માસ્વામીની કેટલી સરળતા! જ્યારે આપણી દશા કેવી છે? થોડું કંઈ આવડે એટલે એમ થઈ જાય કે હું કંઈક જાણું છું. મને બધું આવડે છે એટલે હું આમ કહું છું. ભગવાન કહે છે અહમ્ ઓગળે નહિ, મમ મરે નહિ ને વાસના વિરમે નહિ ત્યાં સુધી મોક્ષ મળે નહિ.

ગૌતમસ્વામી ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના જાણકાર હતાં. એવા ગૌતમસ્વામી માટે પૃચ્છા થઈ કે હે ભગવાન! સર્વજ્ઞના જ્ઞાન આગળ ગૌતમ ગણધરનું જ્ઞાન કેટલું? ત્યારે ભગવંતે કહ્યું કે એક તરફ સ્વયંભૂરમણ સમુદ્ર છે. તેના કાંઠે ચકલી બેઠી હોય, તે ચકલીની ચાંચમાં જેટલું પાણી આવે તેટલું સર્વજ્ઞના જ્ઞાન આગળ ગૌતમસ્વામીનું જ્ઞાન હતું. સર્વજ્ઞનું જ્ઞાન સિંધુ જેટલું ને ગૌતમસ્વામીનું જ્ઞાન બિંદુ જેટલું. ચાર જ્ઞાન અને ચૌદ-પૂર્વનું જ્ઞાન હોવા છતાં કેવળજ્ઞાન આગળ બિન્દુ જેટલું છે. તો વિચાર કરો. આમાં આપણો નંબર ક્યાં લાગે? જો જ્ઞાન મેળવવું હોય તો આત્મામાંથી અહમ્‌ને કાઢી આત્માને કુણો બનાવવો પડશે.

બહેનો રોટલી બનાવે છે ત્યારે પહેલાં કણીક કઠણ બાંધે છે ને પછી તેને ટૂંપીટૂંપીને નરમ બનાવે છે. કણીક જેટલી વધુ ટૂંપીને નરમ બને તેટલી રોટલી કુણી બને છે. તેમ અભિમાનથી અક્કડ બનેલા આત્માને કુણો બનાવી જન્મ-મરણના ફેરા ટાળવા હોય ને કેવળજ્ઞાન પામવું હોય તો સંયમ અને તપ વડે આત્માનું દમન કરવું પડશે. જેમ કણીક વધુ ટૂંપવાથી રોટલી કુણી બને છે તેમ તપ અને સંયમ દ્વારા આત્માનું જેટલું વધુ દમન થશે તેટલો આત્મા કુણો બની જશે. પથ્થરની શિલાને ભેદવા માટે દારૂગોળો મૂકવામાં આવે છે ને તેનાથી શીલાના ભૂકકા ઉડી જાય છે. તેમ ભગવાન કહે છે હે ભવ્ય જીવો! તમે આ ઉત્તમ મનુષ્યભવ પામી કાયરતા છોડી સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપનો એવો પાવરફુલ દારૂગોળો મૂકી દો કે આત્મા ઉપર રહેલાં ઘાતી કર્મોના ચૂરેચૂરા થઈ જાય.

સમજો, ધોધમાર વરસાદ પડે તો રસ્તા સાફ થઈ જાય ને કાચા રસ્તામાં મોટા ગાબડા પડે, અને ઝીણો ઝીણો વરસાદ પડે તો રસ્તા ચીકણા થાય છે. કેમ

બરાબર છે ને ? તેમ જે આત્માઓ વીતરાગવાણીનો ધોધ હૃદયમાં ઝીલી ઉત્કૃષ્ટ ભાવે ધર્મારાધના કરે છે તેના કર્મના ગાબડાં પડી જાય છે. એટલે કર્મોના બંધન તૂટી જાય છે. પણ જે રંગલાવેડા કરે છે તેના શું કર્મો ધોવાય ખરા ? "ના."

સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે હે જંબુ ! મેં ભગવાન પાસેથી સાંભળ્યું હતું તે તને કહું છું. "अणुपुव्वेण महाघोरं" જેમ વહેપારી વહાણ દ્વારા સમુદ્રને પાર કરે છે ને તેના ધારેલા સ્થળે પહોંચે છે, તે રીતે તીર્થંકર ભગવંતે બતાવેલા મોક્ષ માર્ગનો આશ્રય લઈને ભૂતકાળમાં ઘણાં જીવો સંસાર સાગરને પાર પામ્યાં છે. એટલે કે ધારેલું સ્થળ સિધ્ધગતિને પામ્યા છે. સિધ્ધગતિને પ્રાપ્ત કરવામાં મોક્ષના બીજ રૂપ સમ્યક્‌ત્વની જરૂર છે. અને સમ્યક્‌ત્વ પ્રાપ્ત કરવા સદ્‌ગુરૂનો આશ્રય લેવો પડે છે. અનંતાનુબંધી ચોકડી તથા દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ એ સાત પ્રકૃતિના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી સમ્યક્‌ત્વની પ્રાપ્તિ થાય છે. અને અનંતાનુબંધી ચોકડી, અપ્રત્યાખ્યાની તથા પ્રત્યાખ્યાની એ ત્રણ ચોકડીની બાર પ્રકૃતિ અને દર્શન મોહનીયની ત્રણ એ પંદર પ્રકૃતિના ક્ષયોપશમથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે. જ્યાં સમ્યક્‌ત્વ હોય ત્યાં ચારિત્રની ભજના છે પણ જ્યાં ચારિત્ર હોય ત્યાં સમ્યક્‌ત્વ તથા જ્ઞાન નિયમા છે. જ્યાં સમ્યક્‌ત્વ છે ત્યાં જ્ઞાન છે. અને જ્ઞાન છે ત્યાં સમ્યક્‌ત્વ છે. મનુષ્ય જન્મમાં વીતરાગવાણી, ધર્મનો સુયોગ, સમ્યક્‌ત્વ અને ચારિત્ર એ ચારેયની આરાધનાથી જ્યારે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થાય છે ત્યારે મોક્ષ પ્રાપ્ત થાય છે.

જેમ ઉપર ચઢવા માટે સીડી સહારો છે તેમ મોક્ષ મંઝીલે ચઢવા માટે સિધ્ધાંતના વચન સહારા રૂપ છે. સિધ્ધાંતનું વચન છે કે જેને જલ્દી મોક્ષમા જવું હોય તે ચારિત્ર અંગીકાર કરે. ચારિત્ર એ મોક્ષની ઉત્કૃષ્ટ સાધના છે. જો એ ન બને તો મધ્યમ આરાધના બાર વ્રત છે. શ્રાવકે બાર વ્રત અંગીકાર કરવા જોઈએ. બ્રાહ્મણને જનોઈ વિના ન ચાલે, વૈષ્ણવ ધર્મમાં કંઠી વિના ચાલતું નથી, તેમ જૈનકુળમાં જન્મેલાને બાર વ્રત અંગીકાર કર્યા વિના ન ચાલે, બાર વ્રત પણ જો તમે ન લઈ શકો તો છેવટે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, સંવર કરો, રાત્રી ભોજનનો ત્યાગ કરો, બ્રહ્મચર્ય પાળો ને યથાશક્તિ તપ કરો. જેમ તમારી દુકાનમાં જાતજાતનો ને ભાતભાતનો માલ હોય છે તેમ અમારા વીતરાગ ભગવાનની દુકાનમાં અનેક પ્રકારનો માલ ભરેલો છે. કાપડની મોટી દુકાનમાં કોઈ મોટા શેઠાણી ખરીદી કરવા માટે આવ્યા. શેઠાણીને જોઇ વહેપારી ખુશ થઈને કહે છે આવો બહેન આવો ! તમારે શું જોઈએ ? શેઠાણી કહે મારે સાડી જોઈએ છે, રંગીલો વહેપારી રંગમાં આવીને એક એકથી ચઢીયાતી મૂલ્યવાન સાડીઓ ઉકેલીને બતાવે છે. ૫૦-૬૦ સાડીઓ ઉકેલીને બતાવી પણ શેઠાણીએ એક પણ સાડી ખરીદી નહિ. દોઢ કલાક થયો પણ સાડી વેચાઈ નહિ ત્યારે વહેપારી શું બોલે છે ? અરેરે.... તું જ બોણીમાં ક્યાંથી આવી ? મારો

દિવસ બગડી ગયો ને મહેનત માથે પડી. વહેપારી નિસાસો નાંખે છે. શ્રીમંત શેઠાણી ઉપર મોટી આશા હતી કે તે મોટી ખરીદી કરશે. પણ ઉલ્ટું બન્યું. શેઠાણીએ કાંઈ ખરીદ્યું નહિ.

હું તમને પૂછું છું કે તમે તો એવા ઘરાક નથી ને ? આપને હું વીતરાગ પ્રભુની દુકાનનો જુદો જુદો માલ બતાવું છું. બોલો ખરીદવો છે ને ? માલ અમારો ને પૈસા તમારા છે. જેટલો વધુ માલ ખરીદશો તેટલું તમારું કલ્યાણ છે. માલ અમારો છે પણ જે ખરીદે તેને મોટો લાભ થાય છે. સંતો દીવાદાંડી સમાન બનીને તમને સાચો રાહ બતાવે છે. સાચો કલ્યાણનો કામી અમારો તપ–ત્યાગ–બ્રહ્મચર્ય રૂપી માલ ખરીદશે. જેને વીતરાગ પ્રભુની દુકાનમાંથી ઉંચામાં ઉંચો ચારિત્ર રૂપી માલ ખરીદવાની ભાવના જાગી છે તેવા મહાબલ રાજા પોતે તો તૈયાર થયા. ને સાથે છ મિત્ર રાજાઓને તૈયાર કર્યા. એમનો વૈરાગ્ય કેવો હશે ! થાવર્ચાકુમારે દીક્ષા લીધી ત્યારે તેમની સાથે ૧૦૦૦ પુરૂષોએ, જમાલિકુમારની સાથે ૫૦૦ પુરૂષોએ દીક્ષા લીધી. બોલો, તમારામાંથી કેટલાને લેવી છે ? (હસાહસ) મહાબલ રાજાએ પોતાના પુત્ર બલભદ્ર કુમારનો રાજ્યાભિષેક કર્યો એટલે બલભદ્ર કુમાર રાજા બન્યા. હવે મહાબલ રાજાનું મન દીક્ષા લેવા ઉત્સુક બન્યું છે એટલે શું કરે છે ?

"तए णं से महब्बले राया बलभद्दं कुमारं आपुच्छइ।"

મહાબલ રાજા પોતાના પુત્રને રાજગાદી ઉપર સ્થાપન કરીને પુત્રની પાસે દીક્ષાની આજ્ઞા માંગે છે, જ્યાં પિતાએ દીક્ષાની આજ્ઞા માંગી ત્યાં પુત્રની આંખમાં આંસુ આવી ગયા. રાણીઓ પણ રડવા લાગી. પરંતુ જેની રગે રગમાં વૈરાગ્યનો મજીઠીયો રંગ લાગ્યો છે તેનું હૃદય પીગળતું નથી કે બધા રડે છે તો હું રોકાઈ જાઉં. જેને વૈરાગ્ય આવે છે તેને કોઈ પ્રત્યે મમત્વ હોતું નથી. એને તો પોતાના આત્માની રમણતા હોય છે.

ભગવાને અમને પણ કહ્યું છે કે હે સાધક ! તું તારામાં મસ્ત રહેજે, સ્વાધ્યાય –ધ્યાન કરજે અને બને તેટલા ગૃહસ્થના સંગથી દૂર રહેજે. "गिहि संथवं न कुज्जा, कुज्जा साहूहिं संथवं।" દશવૈકાલીક સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે તું સંગ કરે તો સાધુનો કરજે પણ ગૃહસ્થનો સંગ કરીશ નહિ. ગૃહસ્થનો પરિચય સંયમની સાધનામાં હાનિકારક છે. સંસાર એ સેવાળનો આરો છે. તેના ઉપર પગ મૂકવાથી લપસી જવાય છે ને ચાર ગતિનાં ફેરા કરવા રૂપી હાડકા ભાંગી જાય છે. તો જેણે સંસાર છોડયો તેણે સંસારનો રાગ રખાય ? જેટલો સંસારીનો વધુ સંસર્ગ તેટલી ચારિત્રમાં શિથિલતા આવે છે. માટે ચારિત્રમાં રમણતા કરો. જ્ઞાની કહે છે કે બીજાને બોધ પમાડવા જતાં તારું ચારિત્ર લૂંટાય તેમ ના કરતો. માટે તું સંગ કરે તો પણ

સજ્જનનો કરજે. સજ્જનનો સંગ જીવન સુધારે છે ને દુર્જનનો સંગ માનવને પતનના પંથે લઈ જાય છે. અહીં એક દ્રષ્ટાંત યાદ આવે છે.

**"પત્નીના સંગથી શેઠ ધર્મ પામ્યા :"** ધર્મવીર નામના એક શ્રીમંત શેઠ હતા. તેમની પત્નીનું નામ ધર્મવંતી હતું. ધર્મવંતી ખૂબ ધર્મીષ્ઠ ને સંસ્કારી હતી. નામ તેવા તેનામાં ગુણો હતા. પણ શેઠ તો નામના ધર્મવીર હતા. તેમના જીવનમાં ધર્મનું નામનિશાન ના મળે. આ જોઈને શેઠાણીના દિલમાં ખૂબ દુઃખ થતું. એક દિવસ ધર્મવંતીએ એના પતિને કહ્યું–સ્વામીનાથ! ધર્મ વગરનું જીવન પ્રાણ વિનાના કલેવર જેવું છે. જે ઘરમાં સામાયિક–પ્રતિક્રમણ–ચૌવિહાર થતાં હોય તે ઘર સ્વર્ગ જેવું છે. જ્યાં ધર્મ નથી તે ઘર મારે મન જંગલ સમાન છે.

પત્નીના શબ્દો સાંભળીને શેઠના મનમાં થયું કે વાત તો સાચી છે. એટલે શેઠ કહે કે હું હવેથી ધર્મ ધ્યાન કરીશ. શેઠની વાત સાંભળીને શેઠાણીને આનંદ આનંદ થયો શેઠે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી સામાયિક–પ્રતિક્રમણ ન શીખું ત્યાં સુધી મારે દૂધ અને દૂધમાંથી બનતી તમામ ચીજો ખાવી નહિ. ધર્મવીર શેઠ ત્રણ મહિનામાં સામાયિક–પ્રતિક્રમણ શીખી ગયા. હવે તો શેઠ-શેઠાણી બંને સાથે બેસીને ધર્મધ્યાન કરવા લાગ્યા. રાત્રી ભોજન, કાંદા કંદમૂળનો ત્યાગ કર્યો. દશ તિથિ પૌષધ કરતાં પતિ ધર્મના રંગે રંગાતા શેઠાણીને અલૌકિક આનંદ થયો. અહો! હવે મારું જીવન સફળ બન્યું. વીતરાગ માર્ગના રથના બે પૈડા સરખા બન્યા.

દેવાનુપ્રિયો! તમારા ઘરમાં પણ આવા શ્રાવિકા છે ને કે તમને ધર્મના માર્ગે વાળી શકે? શેઠ અને શેઠાણી બંને ધર્મના ઝુલણે ઝુલવા લાગ્યા. પોતે બંને માણસ ધર્મ કરે એટલું જ નહિ પણ પોતાની દુકાનમાં ને ઘરમાં કામ કરનાર નોકરોને રાત્રી ભોજનનો ત્યાગ કરાવ્યો. ગામમાં સંત–સતીજી પધારે ત્યારે ઘરનાં નોકરો ચાકરો બધાને વ્યાખ્યાન સાંભળવા જવાનું એવું નક્કી કર્યું હતું. ધર્મવીર શેઠ એમ વિચાર કરતા હતા કે આટલા નોકરોમાંથી એક જો ધર્મ પામશે તો પણ મારું જીવન ધન્ય બનશે. શેઠના જીવનમાં આટલું બધું પરિવર્તન જોઈ લોકો આશ્ચર્ય પામી ગયા. લોકો શેઠને પૂછવા લાગ્યા કે શેઠ! તમને કોણ ગુરૂ મળી ગયા કે તમે આટલા બધા ધર્મમાં જોડાઈ ગયા. ત્યારે શેઠ કહેતા સદ્દગુણી પત્ની મળી તો મારો જન્મારો સુધરી ગયો. પાપમાં પડેલા પતીત એવા મારો તેણે ઉધ્ધાર કરાવ્યો. ધર્મવીર શેઠ નાની ઉંમરમાં આટલા બધા ધર્મમાં ઉતરી ગયા. તેમને જોઈ કેટલા જીવો ધર્મ પામ્યા! સંત–સતીજીનો લાભ લેતાં ધર્મારાધનામાં પતિ–પત્ની દિવસો વ્યતીત કરે છે. પાંચ વર્ષો આનંદમાં પસાર થયાં એક દિવસે શેઠાણી કહે છે સ્વામીનાથ! હવે મારું આયુષ્યપૂર્ણ થવા આવ્યું છે. એટલે બે દિવસમાં હું જઈશ. શેઠ કહે છે તું શું બોલે છે? મારે તારી વાત નથી સાંભળવી.

શેઠાણી કહે–તમે સાંભળો કે ન સાંભળો પણ આયુષ્ય પૂરું થતાં એક દિવસ સૌને જવાનું છે. તેમાં કોઈનું કંઈ ચાલે તેમ નથી.

બસ, આપ ધર્મ પામ્યા છો તેનો મને ખૂબ સંતોષ છે. આપ જીવનભર ધર્મ આરાધના કરજો. આવી ભલામણ કરી શેઠાણી બે ત્રણ દિવસમાં મૃત્યુ પામ્યા. પોતાને ધર્મ પમાડનારી પવિત્ર પત્ની ચાલી જતાં શેઠને ખૂબ દુઃખ થયું. ધર્મ કરવાનો સથવારો તૂટી ગયો. શેઠની ઉંમર નાની હતી પણ તેમણે નિર્ણય કર્યો કે મારે બીજી વખત લગ્ન કરવા નહિ.

**"પત્નીના મૃત્યુ પછી શેઠ નાના ભાઇના ઘેર જમે છે:"** ધર્મવીર શેઠ પોતાના નાના ભાઈને ત્યાં જમવા લાગ્યા. પોતાની પાસે પૈસો ઘણો હતો એટલે મહિને દિવસે હજાર રૂપિયા ભાઈને ત્યાં આપતા. છ મહિના તો નાનાભાઈની વહુએ બરાબર સાચવ્યા. શેઠને નિયમો ઘણાં હતા. રોજ ચૌવિહાર કરવો, નવકારશી કરવી, પૌષધ કરવો એટલે પારણું હોય ત્યારે શેઠ મોડા આવે. સાંજે ચૌવિહાર કરવાનો હોય એટલે વહેલાં રસોઈ કરી આપવી જોઈએ. આ બધું ભાઈની વહુને બંધન લાગ્યું. આ બધી પળોજણ કોણ કરે ? એટલે એના પતિને કહે છે તમે મોટાભાઇને કહી દેજો કે ફરીને લગ્ન કરે. આખી જિંદગી આવી કટકટ મને પાલવે તેમ નથી. બંધુઓ ! માનવની પ્રકૃતિ કેવી હોય છે ? એક ધર્મીષ્ઠ આત્માની સેવા કરવી, તેને શાતા ઉપજાવવી, તેના ધર્મના નિયમોમાં સહાય કરવી તે એને બંધન લાગ્યું. એટલે નાનાભાઈએ મોટાભાઈને વાત કરી. આ ધર્મવીર શેઠને લગ્ન કરવાની જરાપણ મરજી ન હતી પણ તેમની સામે આ પ્રશ્ન ખડો થયો. હવે શું કરવું ? શેઠ ખૂબ મૂંઝાયા. અંતે ફરી લગ્ન કરવાનો નિર્ણય કર્યો.

બીજી સારા ઘરની કન્યા સાથે શેઠના લગ્ન થયાં. કન્યા બી. એ. ભણેલી હતી. લાલીના લપેડા, પફ–પાવડર અને ફેશનનો પાર નહિ. આવી કન્યા ધર્મવીર શેઠના શેઠાણી બન્યા. શેઠ ધર્મીષ્ઠ ને સાદા તેથી આ ફેશનેબલ કન્યાને ગમતું ન હતું. પહેલાં શેઠ ધર્મ સમજતાં ન હતાં પણ શેઠાણી ધર્મવંતી હતી તો શેઠને ધર્મ પમાડયો. પત્ની સારી હોય તો પતિની આબરૂ, ઈજ્જત ને શોભા વધારે છે. કહ્યું છે કે.

शील भारवती कान्ता, पुष्प भारवती लता।
अर्थ भारवती वाणी, भजते कामपि श्रियम्॥

શીલ સદાચારના ભારવાળી સુંદર સ્ત્રી, પુષ્પોના ભારવાળી લતા અને અર્થના ભારવાળી વાણી આ ત્રણ કોઈ અપૂર્વ શોભા મેળવે છે. આ શેઠની ધર્મવંતી પત્ની ખૂબ સદાચારી અને શિયળવંતી હતી. અને હવે જે નવી પરણીને આવી એ તો

ફેશનમાં ફક્કડ થઈને ફરવા વાળી હતી. એને તો ધર્મનું નામ ગમતું ન હતું. તે શેઠને કહેવા લાગી આટલી નાની ઉંમરમાં આ શું ધર્મના ઢીંગલા થઈને બેસી ગયા છો! આ ઉંમરે તો સંસારની મઝા માણવાની હોય. પણ શેઠ તેનું બહુ સાંભળતાં નહિ. પરણ્યા પછી થોડો સમય તો પોતાનું ધર્મધ્યાન ચાલુ રાખ્યું. પણ પત્ની તો મોહનો કીડો હતી એટલે શેઠને રોજ રોજ ભમાવે ને મોહના લટકા ને ચટકા કરે. એક તો યુવાની, બીજું એકાંત અને મોહના હાવભાવ આ બધા વાતાવરણમાં રહેવાથી શેઠ મોહના રંગે રંગાવા લાગ્યા. શેઠ દુકાને જાય તો મોઢું જોવાય તે માટે બારી બનાવી. એટલે ઘરમાં બેઠાં બેઠાં શેઠાણી શેઠનું મુખ જોઈ શકે ને શેઠ શેઠાણીનું મોઢું જોઈ શકે. શેઠના ધર્મમય જીવનમાં શેઠાણીએ વિષય-વાસનાની આગ લગાડી દીધી. હવે તો પ્રતિક્રમણ, ચૌવિહાર બધુ બંધ થયું ને નાટક સિનેમા બધું જોવામાં મસ્ત બની ગયા. મોહની મદિરા પીને મસ્ત બનેલા ધર્મવીર શેઠ વિચારવા લાગ્યા કે સુખ તો અહીં જ છે. આણે મને સંસાર સુખનું ભાન કરાવ્યું. ધર્મવીર શેઠ હવે કર્મવીર બનીને સંસારની મોજ માણવાં લાગ્યા.

એક વખત ગામમાં એક સંત પધાર્યા. તે પહેલા આવ્યા હતા ત્યારે ધર્મવીર શેઠ રોજ ઉપાશ્રયે આવતા. આ વખતે આવ્યા આઠ દિવસ થયા પણ ધર્મવીર શેઠ આવ્યા નહિ એટલે સંતે કોઈને પૂછયું કે પેલા ધર્મવીર શેઠ કેમ દેખાતાં નથી? લોકો કહે કે ગુરૂદેવ! એ ધર્મવીર શેઠ હવે કર્મવીર બની ગયા છે. નવી પત્ની પરણ્યા ને ધર્મને છોડી દીધો. સંતને થયું કે એક વખત આટલો ધર્મના રંગે રંગાયેલો જીવ તેની આ દશા? આત્માનો પૂજારી હવે દેહનો પૂજારી બની ગયો? લાવ, હું તેને જગાડવા જાઉં. એમ વિચારી સંત ધર્મવીર શેઠને ઘેર ગયા. શેઠ તો સોફામાં બેઠા હતા. સંતને આવતાં જોયા. હવે સંત ગમતાં નથી. પણ પહેલા ધર્મ પામેલા હતા એટલે સંતને જોઈને સોફામાંથી ઉભા થઈ ગયા. ને હાથ જોડીને ઉભા રહ્યા. સંતે પૂછયું-શેઠ! હવે તમે ઉપાશ્રયે કેમ આવતા નથી? ત્યારે શેઠે કહ્યું-ગુરૂદેવ! મારી જુની પત્ની ગુજરી ગયા પછી ફરીને મેં લગ્ન કર્યા છે. એ તો દેવી જેવી છે. એને મારા ઉપર અત્યંત પ્રેમ છે, એક ક્ષણ મને ન દેખે તો મારા વિના જીવી શકે તેમ નથી. સંસારમાં સ્વર્ગ જેવું સુખ છે તેનું મને તેણે ભાન કરાવ્યું હવે આ સ્વર્ગનું સુખ છોડીને ઉપાશ્રયે કયાંથી આવું? એટલે મને ઉપાશ્રયે આવવાનો ટાઈમ નથી.

સંત ખૂબ પવિત્ર હતા. તેમણે કહ્યું-શેઠ! તમે આ શું બોલો છો? આ સંસારના સુખ ઘોર નરકમાં લઈ જનારા છે. આ સંસાર સ્વાર્થમય છે. તમે જેની પાછળ પાગલ બનીને ધર્મ છોડી દીધો છે. તેનો તમારા પ્રત્યે કેવો પ્રેમ છે તે જોવા માટે હું તમને ઉપાય બતાવું. એ અજમાવી જોજો પછી કહેજો કે સંસારનો પ્રેમ

શેઠાણી કહે–તમે સાંભળો કે ન સાંભળો પણ આયુષ્ય પૂરું થતાં એક દિવસ સૌને જવાનું છે. તેમાં કોઈનું કંઈ ચાલે તેમ નથી.

બસ, આપ ધર્મ પામ્યા છો તેનો મને ખૂબ સંતોષ છે. આપ જીવનભર ધર્મ આરાધના કરજો. આવી ભલામણ કરી શેઠાણી બે ત્રણ દિવસમાં મૃત્યુ પામ્યા. પોતાને ધર્મ પમાડનારી પવિત્ર પત્ની ચાલી જતાં શેઠને ખૂબ દુઃખ થયું. ધર્મ કરવાનો સથવારો તૂટી ગયો. શેઠની ઉંમર નાની હતી પણ તેમણે નિર્ણય કર્યો કે મારે બીજી વખત લગ્ન કરવા નહિ.

**"પત્નીના મૃત્યુ પછી શેઠ નાના ભાઇના ઘેર જમે છે :"** ધર્મવીર શેઠ પોતાના નાના ભાઈને ત્યાં જમવા લાગ્યા. પોતાની પાસે પૈસો ઘણો હતો એટલે મહિને દિવસે હજાર રૂપિયા ભાઈને ત્યાં આપતા. છ મહિના તો નાનાભાઈની વહુએ બરાબર સાચવ્યા. શેઠને નિયમો ઘણાં હતા. રોજ ચૌવિહાર કરવો, નવકારશી કરવી, પૌષધ કરવો એટલે પારણું હોય ત્યારે શેઠ મોડા આવે. સાંજે ચૌવિહાર કરવાનો હોય એટલે વહેલાં રસોઈ કરી આપવી જોઈએ. આ બધું ભાઈની વહુને બંધન લાગ્યું. આ બધી પળોજણ કોણ કરે ? એટલે એના પતિને કહે છે તમે મોટાભાઇને કહી દેજો કે ફરીને લગ્ન કરે. આખી જિંદગી આવી કટકટ મને પાલવે તેમ નથી. બંધુઓ ! માનવની પ્રકૃતિ કેવી હોય છે ? એક ધર્મીષ્ઠ આત્માની સેવા કરવી, તેને શાતા ઉપજાવવી, તેના ધર્મના નિયમોમાં સહાય કરવી તે એને બંધન લાગ્યું. એટલે નાનાભાઈએ મોટાભાઈને વાત કરી. આ ધર્મવીર શેઠને લગ્ન કરવાની જરાપણ મરજી ન હતી પણ તેમની સામે આ પ્રશ્ન ખડો થયો. હવે શું કરવું ? શેઠ ખૂબ મૂંઝાયા. અંતે ફરી લગ્ન કરવાનો નિર્ણય કર્યો.

બીજી સારા ઘરની કન્યા સાથે શેઠના લગ્ન થયાં. કન્યા બી. એ. ભણેલી હતી. લાલીના લપેડા, પફ–પાવડર અને ફેશનનો પાર નહિ. આવી કન્યા ધર્મવીર શેઠના શેઠાણી બન્યા. શેઠ ધર્મીષ્ઠ ને સાદા તેથી આ ફેશનેબલ કન્યાને ગમતું ન હતું પહેલાં શેઠ ધર્મ સમજતાં ન હતાં પણ શેઠાણી ધર્મવંતી હતી તો શેઠને ધર્મ પમાડયો. પત્ની સારી હોય તો પતિની આબરૂ, ઈજ્જત ને શોભા વધારે છે. કહ્યું છે કે.

शील भारवती कान्ता, पुष्प भारवती लता।
अर्थ भारवती वाणी, भजते कामपि श्रियम्॥

શીલ સદાચારના ભારવાળી સુંદર સ્ત્રી, પુષ્પોના ભારવાળી લતા અને અર્થના ભારવાળી વાણી આ ત્રણ કોઈ અપૂર્વ શોભા મેળવે છે. આ શેઠની ધર્મવંતી પત્ની ખૂબ સદાચારી અને શિયળવંતી હતી. અને હવે જે નવી પરણીને આવી એ તો

ફેશનમાં ફક્કડ થઈને ફરવા વાળી હતી. એને તો ધર્મનું નામ ગમતું ન હતું. તે શેઠને કહેવા લાગી આટલી નાની ઉંમરમાં આ શું ધર્મના ઢીંગલા થઈને બેસી ગયા છો! આ ઉંમરે તો સંસારની મઝા માણવાની હોય. પણ શેઠ તેનું બહુ સાંભળતાં નહિ. પરણ્યા પછી થોડો સમય તો પોતાનું ધર્મધ્યાન ચાલુ રાખ્યું. પણ પત્ની તો મોહનો કીડો હતી એટલે શેઠને રોજ રોજ ભમાવે ને મોહના લટકા ને ચટકા કરે. એક તો યુવાની, બીજું એકાંત અને મોહના હાવભાવ આ બધા વાતાવરણમાં રહેવાથી શેઠ મોહના રંગે રંગાવા લાગ્યા. શેઠ દુકાને જાય તો મોઢું જોવાય તે માટે બારી બનાવી. એટલે ઘરમાં બેઠાં બેઠાં શેઠાણી શેઠનું મુખ જોઈ શકે ને શેઠ શેઠાણીનું મોઢું જોઈ શકે. શેઠના ધર્મમય જીવનમાં શેઠાણીએ વિષય–વાસનાની આગ લગાડી દીધી. હવે તો પ્રતિક્રમણ, ચૌવિહાર બધુ બંધ થયું ને નાટક સિનેમા બધું જોવામાં મસ્ત બની ગયા. મોહની મદિરા પીને મસ્ત બનેલા ધર્મવીર શેઠ વિચારવા લાગ્યા કે સુખ તો અહીં જ છે. આણે મને સંસાર સુખનું ભાન કરાવ્યું. ધર્મવીર શેઠ હવે કર્મવીર બનીને સંસારની મોજ માણવાં લાગ્યા.

એક વખત ગામમાં એક સંત પધાર્યા. તે પહેલા આવ્યા હતા ત્યારે ધર્મવીર શેઠ રોજ ઉપાશ્રયે આવતા. આ વખતે આવ્યા આઠ દિવસ થયા પણ ધર્મવીર શેઠ આવ્યા નહિ એટલે સંતે કોઈને પૂછયું કે પેલા ધર્મવીર શેઠ કેમ દેખાતાં નથી? લોકો કહે કે ગુરૂદેવ! એ ધર્મવીર શેઠ હવે કર્મવીર બની ગયા છે. નવી પત્ની પરણ્યા ને ધર્મને છોડી દીધો. સંતને થયું કે એક વખત આટલો ધર્મના રંગે રંગાયેલો જીવ તેની આ દશા? આત્માનો પૂજારી હવે દેહનો પૂજારી બની ગયો? લાવ, હું તેને જગાડવા જાઉં. એમ વિચારી સંત ધર્મવીર શેઠને ઘેર ગયા. શેઠ તો સોફામાં બેઠા હતા. સંતને આવતાં જોયા. હવે સંત ગમતાં નથી. પણ પહેલા ધર્મ પામેલા હતા એટલે સંતને જોઈને સોફામાંથી ઉભા થઈ ગયા. ને હાથ જોડીને ઉભા રહ્યા. સંતે પૂછયું–શેઠ! હવે તમે ઉપાશ્રયે કેમ આવતા નથી? ત્યારે શેઠે કહ્યું–ગુરૂદેવ! મારી જુની પત્ની ગુજરી ગયા પછી ફરીને મેં લગ્ન કર્યા છે. એ તો દેવી જેવી છે. એને મારા ઉપર અત્યંત પ્રેમ છે, એક ક્ષણ મને ન દેખે તો મારા વિના જીવી શકે તેમ નથી. સંસારમાં સ્વર્ગ જેવું સુખ છે તેનું મને તેણે ભાન કરાવ્યું હવે આ સ્વર્ગનું સુખ છોડીને ઉપાશ્રયે કયાંથી આવું? એટલે મને ઉપાશ્રયે આવવાનો ટાઈમ નથી.

સંત ખૂબ પવિત્ર હતા. તેમણે કહ્યું–શેઠ! તમે આ શું બોલો છો? આ સંસારના સુખ ઘોર નરકમાં લઈ જનારા છે. આ સંસાર સ્વાર્થમય છે. તમે જેની પાછળ પાગલ બનીને ધર્મ છોડી દીધો છે. તેનો તમારા પ્રત્યે કેવો પ્રેમ છે તે જોવા માટે હું તમને ઉપાય બતાવું. એ અજમાવી જોજો પછી કહેજો કે સંસારનો પ્રેમ

કેવો છે ! શેઠની નવી પત્ની તો બીજા રૂમમાં હતી. એણે સંતને જોયા પણ પાસે ગઈ નહિ. તે મનમાં કચવાવા લાગી કે આ સાધુડો આવ્યો છે તે મારા પતિને ભરમાવશે ને મારા સંસાર સુખમાં આગ ચાંપશે. સંત શેઠને યોગ્ય શિખામણ આપીને ચાલ્યા ગયા. શેઠને સંતની વાત રૂચી કે એક વખત અજમાશ તો કરવો જોઈએ. પણ થોડા દિવસ તો પત્ની પ્રત્યે જેવો પ્રેમ ને હાવભાવ હતા તે ચાલુ રાખ્યા. એક દિવસ શેઠે શેઠાણીની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો.

શેઠ પલંગ ઉપર સૂઇ ગયા. ચાર કલાક થયા પણ શેઠ જાગ્યા નહિ. ત્યારે શેઠાણીના મનમાં થયું કે શેઠ હજુ કેમ ઉઠયા નહિ ! આટલું દિવસે સૂઈ રહેતાં નથી. લાવ જોઉં. એમ વિચાર કરી શેઠાણી શેઠની પાસે આવ્યા. જોયું તો શેઠ હાલતા ચાલતા નથી. આંખો કોડા જેવી ખુલ્લી રહી ગઇ છે. બરાબર જોયું તો લાગ્યું કે શેઠના પ્રાણ ચાલ્યા ગયા લાગે છે. હવે શું કરવું ? શેઠાણી સંસારના કામમાં ખૂબ હોંશિયાર હતા. એટલે તેણે શેઠે પહેરેલી હીરાની વીંટીઓ, ડોકમાં સોનાનો ચેઈન આ બધુ કાઢી લીધું. બધી વસ્તુ કબજે કરી ને છેવટમાં લાડવો ને દહીં ખાવા બેઠી. ત્યાર બાદ શેઠના દાંત ઉપર સોનાની રેખ છે તે હથોડા મારી કાઢવા જાય છે ત્યાં શેઠ રાડ પાડે છે. અને શેઠાણી પોતાનો બચાવ કરવા પ્રયત્ન કરે છે. પણ શેઠની આંખ ઉઘડી જાય છે. ને સંસાર છોડીને ગુરૂના શરણે ચાલ્યા જાય છે. આ દ્રષ્ટાંત ઉપરથી આપણે એ વાત સમજવાની છે કે ધર્મહીન આત્માના સંગમાં જવાથી શેઠ કેટલા ધર્મવિમુખ બની ગયા હતા ! માટે ધર્મી જીવોનો સંગ કરજો.

મહાબલ રાજાની પાસે છ મિત્રો હજાર પુરૂષો ઉપાડે તેવી શિબિકામાં બેસીને આવી ગયા. જુઓ, મહાબલ રાજા જેવા મિત્ર મળ્યા તો સાથે છ મિત્રો પણ તેમની સાથે દીક્ષા લેવા નીકળ્યા. આનું નામ સાચા મિત્ર. આનું નામ સાચો સંગ કહેવાય. હવે સાતે મિત્રો દીક્ષા લેવા જશે તે વાત અવસરે.

આજે માસખમણના ધરનો પવિત્ર દિવસ છે. આજનો પવિત્ર અને મંગલ દિવસ ભવ્ય જીવોને પ્રેરણા આપે છે કે હે ભવ્ય જીવો ! તમે જાગો. જેનો આત્મા જાગૃત થયો હોય તે તપની આરાધનામાં જોડાઈ જાઓ. તપ દ્વારા ઈન્દ્રિઓનું દમન કરો. તપ કરવાથી મહાન લાભ થાય છે. એક તો શરીર નિરોગી બને છે અને આત્મા તેજસ્વી બને છે. અનાહારક દશા પ્રાપ્ત થાય છે. ને કર્મની નિર્જરા થાય છે. "तवसा निर्ज़रा च।" તપ કરવાથી ઈન્દ્રિઓના ઘોડા શાંત થઈ જાય છે. માટે તપની આરાધનામાં જોડાશો. વધુ ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં-૨૮

**શ્રાવણ સુદ ૬ ને રવીવાર** તા-૧-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

પરમ ઉપકારી, કરૂણાના સાગર, ભગવંતે જગતના જીવો ઉપર અનુકંપા કરી આગમની વાણી પ્રકાશી. તેમાં સૂયગડાયંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે,

**एए संगा मणूसाणं, पायाला व अतारिमा।**

**कीवा जत्थ य किसन्ति, नाइ संगेहि मुच्छिया॥** સૂ.સૂ.અ.૩ ઉ.૨ ગાથા ૧૨

માતા-પિતા આદિ સ્વજન વર્ગનો સંગ સમુદ્રની સમાન દુસ્તર રહેલ છે. સંગ કોને કહેવાય ? જીવ મોહરૂપ પાશમાં બંધાય તેને સંગ કહેવાય છે. તે સંગ કર્મબંધનનો હેતુ છે. આ જીવ જ્યાં ગયો ત્યાં સંગ કર્યો છે. પરના સંગે ચઢી જીવ દુઃખી થયો છે. માતા-પિતા-પુત્ર-પત્ની-પૈસા અને જ્ઞાતિજનો એ બધાનો સંગ છેવટે છોડવાનો છે. માટે આસકત ના બનો. સમજો. માખી સાકર કે પકવાન ઉપર બેસે છે તો સ્વાદ માણવા છતાં ત્યાંથી ઉડી શકે છે પણ ચીકાશવાળા પદાર્થ ઉપર બેસે તો ઉડી શકે છે ? 'ના.' તેમ જે જીવ સંસારના ભોગવિલાસમાં આસકત બને છે તે તેમાં ચોંટી જાય છે. આ લોકમાં કર્મવર્ગણાના પુદ્ગલો ઠાંસીને ભરેલા છે. તે જીવને એમ ચોંટતા નથી પણ જ્યારે જીવ રાગ-દ્વેષ તથા કષાય આદિમાં જોડાય ત્યારે ચોંટે છે. જ્યાં ચીકાશ છે ત્યાં ચોંટવાપણું છે. જ્યાં ચીકાશ નથી ત્યાં ચોંટવાપણું નથી.

બંધુઓ ! આવો ઉત્તમ માનવભવ પામીને જે જીવો સંસારમાં રકત રહે છે તે આત્મા કલેશ પામે છે, દુઃખી થાય છે. બે ભુજાથી દરિયો તરવો મુશ્કેલ છે. કદાચ દૈવી સહાયથી માણસ બે ભુજાથી દરિયો તરી શકે છે પણ મોહપાશમાં પડેલા જીવને સંસાર સાગર તરવો મહામુશ્કેલ છે. જે આત્માઓ સંસારને દુસ્તર સમુદ્ર જેવો અગર દુઃખની ખાણ જેવો સમજીને છોડી દે છે તે તેમાં ફસાતા નથી. કદાચ ઉપસર્ગ આવે તો પણ તેમાં દૃઢ રહે છે. સૂયગડાયંગ સૂત્રમાં ભગવંતે એક ન્યાય આપ્યો છે કે હે સાધક ! સંયમ લીધા પછી તને બે પ્રકારના ઉપસર્ગ આવશે. એક અનુકૂળ ને બીજો પ્રતિકૂળ. તેમાં પ્રતિકૂળ ઉપસર્ગમાં તો તું મક્કમ રહે છે તેમ અનુકૂળ ઉપસર્ગમાં મક્કમ રહેજે. કારણકે અનુકૂળ ઉપસર્ગ તને પટકાવી નાંખશે. જેમ કોઈ યુવાન માણસે માતા-પિતા, પત્ની અને પુત્ર-પુત્રીઓનો મોહ છોડીને દીક્ષા લીધી. તે દશ વર્ષે પોતાના ગામમાં આવ્યા. ઘરઘરમાં ગૌચરી કરતાં જે સંસારી અવસ્થાનું પોતાનું ઘર હતું ત્યાં ગૌચરી આવ્યા. ત્યારે એ પૂર્વની પત્ની આવીને

કહે. સ્વામીનાથ! આપ વૃધ્ધ માતા-પિતાને મૂકીને ગયા છો તેથી તે ખૂબ ઝૂરે છે. અને મને પણ આપનો વિયોગ ખૂબ સાલે છે. પુત્રો તો પગ પકડીને રડવા લાગ્યાં. પિતાજી! અમને નાના મૂકીને ક્યાં ચાલ્યા ગયા? વૃધ્ધ માતા-પિતા રડતા રડતા કહે છે બેટા! તેં આટલા વર્ષો દીક્ષા પાળી એટલે તારા કર્મો ખપી ગયા. માટે તું હવે ઘેર આવી જા. હવે તો તારે અમારી સેવા કરવી જોઈએ. આમ કહી બધા રડે ઝૂરે છે. આવા સમયે વૈરાગી વિચારે કે આ અનુકૂળ ઉપસર્ગ છે.

જે સંસારનું સ્વરૂપ બરાબર સમજીને નીકળ્યો છે તે એમાં ફસાતો નથી. જેનામાં રાગ-દ્વેષ અને મોહની ચીકાશ છે તે ફસાય છે. "**विरत्ता उ न लग्गन्ति जहासे सुक्केव गोलए।**" જેમ માટીનો સૂકો ગોળો ભીંત ઉપર ચોંટતો નથી તેમ જે આત્માઓને સંસાર પ્રત્યેની બિલકુલ આસક્તિ નથી, સંસારને બળખા જેવો સમજીને બહાર નીકળ્યા છે તેને સંસારના ગમે તેટલા પ્રલોભન કોઈ આપે કે સંસારમાં ફસાવવા ગમે તેટલા પ્રયત્ન કરે તો પણ તેમાં તે આસક્ત બનતો નથી. ટૂંકમાં જ્યાં ઉંડે ઉંડે પણ સંસાર સુખની આસક્તિ રહેલી છે તે આવા ઉપસર્ગો આવતાં ફસાઈ જાય છે. પણ જેનું ચારિત્ર મેરૂ પર્વતની જેમ અડોલ છે તે ફસાતા નથી. એક શ્લોકમાં પણ કહ્યું છે કેઃ

> वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां, गृहेऽपि पंचेन्द्रिय निग्रहस्तवः।
> अकुत्सिते कर्मणि यः प्रवर्तते, निवृत्त रागस्य गृहं तपोवनम् ॥

રાગી મનુષ્યોને વનમાં પણ દોષ લાગી જાય છે. અને જે વૈરાગી આત્માઓ છે તેમને ઘરમાં પણ પાંચ ઈન્દ્રિઓના નિગ્રહ રૂપ તપની પ્રાપ્તિ થાય છે. જે ધર્મમાં રક્ત રહે છે તેવા વૈરાગીઓ માટે ઘર પણ તપોવન જેવું છે.

દેવાનુપ્રિયો! આ શ્લોકમાં કહ્યું છે કે જેનું મન સંયમમાં દૃઢ છે તેને માટે ગમે તેવા સંયોગો ઉપસ્થિત થાય તો પણ તે પડવાઈ થતો નથી. જ્ઞાની પણ કહે છે કે તું જે મોહપાશમાંથી છૂટયો છે તેના સામું પાછું વાળીને જોઈશ નહિ. પરનો સંગ છોડીને આત્માનો સંગી બની જા. "**જેને થયો છે આતમનો સંગ, તેને થયો મિથ્યાત્વનો ભંગ**" જેને પર પુદ્ગલનો સંગ છૂટી જાય છે ને આત્માનો રંગ લાગે છે તેનો તેનામાં રહેલો મિથ્યાત્વનો ગાઢ અંધકાર ભાગી જાય છે. અને સહસ્રકિરણોથી શોભતો સમકિત રૂપી સૂર્ય ઉદયમાન થાય છે ને ચેતનનો ચમકાર થાય છે. પછી તેને પૌદ્ગલિક સુખો પ્રત્યે બિલકુલ રાગ રહેતો નથી. એટલા માટે જ્ઞાની કહે છે કે "**જો સંસાર ભાવમાં લાગે આગ, તેનો ખીલી ઉઠે આતમ બાગ.**" જેને સંસાર વિષના ભરેલા કટોરા જેવો લાગે છે તે સંસારમાં રહેવાનું પસંદ કરતા નથી. કોઈ સોનાનો રત્નજડિત કટોરો હોય પણ તેમાં વિષ મિશ્રિત દૂધ

ભરેલું છે. કોઈ કહે કે ભાઈ! આ સોનાનો રત્નજડિત કટોરો તમને ભેટ આપું છું પણ મારી એક શરત છે કે અંદર ઝેર મિશ્રિત દૂધ ભરેલું છે તે તમે પી જાઓ તો. બોલો, ઝેર પીવાની વાત આવે તો તમે કટોરો લેવાનું પસંદ કરશો? 'ના.' તેમ સંસાર તમને સોનાના રત્નજડિત કટોરા જેવો ઉપરથી ઝગમગતો દેખાશે પણ અંદર તો સ્વાર્થનાં, રાગના, દ્વેષના, મોહના અને વિષયોનાં હળાહળ વિષ ભરેલા છે. ક્રોધ અને ઈર્ષ્યાની આગ ભડકે બળે છે એમ જેને લાગે છે તે સંસારમાં ઉભો રહેશે ખરો? 'ના.' એટલે જ કહ્યું કે જેના સંસારભાવમાં આગ લાગે તેના આત્માનો બાગ ખીલી ઉઠે છે.

મહાબલ રાજા અને તેમના છ મિત્રોના સંસારભાવમાં આગ લાગી અને તેમના આત્માનો બાગ ખીલી ઉઠયો. એટલે સંસારને વિષના કટોરા જેવો અને ભડભડતા દાવાનળ જેવો સમજીને તેમાંથી બહાર નીકળવા તૈયાર થયા. મહાબલ રાજાએ બલભદ્ર કુમારની આજ્ઞા લીધી. હવે એક ક્ષણ પણ સંસારમાં રહેવા તયાર નથી. એટલે શું કર્યું?

**तए णं महाब्बल पामोक्खा छप्पिय बालवयंसयाए सद्धिं पुरिस्स सहस्स वाहिणिं दुरूढा वीयसोयाए रायहाणीए मज्झं मज्झेणं णिगच्छइ रत्ता जेणेव इन्दकुंमे उज्जाणे जेणेव थेरा भगवंता तेणेव उवागच्छइ**

મહાબલ રાજા અને તેમના છ બાલમિત્રો દરેક જણાં એકેક હજાર પુરૂષો ઉપાડે તેવી શિબિકામાં બેઠા. એકેક શિબિકાને ઉપાડનાર હજાર પુરૂષો હતા. તેવી સાત શિબિકાઓ હતી. એટલે સાત હજાર તો ફકત ઉપાડનારા હતા. અત્યારે કોઈ કરોડપતિનો છોકરો દીક્ષા લે તો કેટલું માણસ હોય છે? તો આ તો રાજા-મહારાજાઓ દીક્ષા લે છે. સાતે ય રાજાઓ હતા. તે દીક્ષા લેવા નીકળે તો શું બાકી રહે? આવી ભવ્ય શિબિકામાં બેસીને ભવ્ય સમુદાય સાથે વીતશોકા નગરીના મધ્ય ભાગમાં મોટા જાહેર માર્ગો ઉપરથી નીકળે છે. આ રાજાઓને જોઈને નગરજનો પરસ્પર કહેવા લાગ્યા કે શું મહારાજાનો વૈરાગ્ય છે! ૫૦૦ રાણીઓ અને આવું મોટું રાજ્ય છોડીને નીકળે છે. કેવા હળુકર્મી આત્માઓ છે! આવા પુરૂષોનો વૈરાગ્ય જોઈને બીજા આત્માઓ પણ વૈરાગ્ય પામી જાય છે. ભગવાન કહે છે ત્યાગી કોને કહેવાય?

**जे य कंते पीए मोए, लध्दे वि पिट्ठी कुव्वइ।**
**साहीणे चयइ मोए, से हु चाई त्ति वुच्चइ॥** દશ. સૂ. અ. ૨ ગાથા ૩

જેમને ઈષ્ટ કામભોગો મળ્યા છે તેને સ્વેચ્છાએ ત્યાગીને નીકળી જાય છે તે સાચો ત્યાગી છે. મહાબલ પ્રમુખ સાતે રાજાઓને ત્યાં કોઈ ચીજની કમી ન હતી. સંસાર સુખની સમગ્ર સામગ્રી તેમને ત્યાં મોજુદ હતી. તેનો ત્યાગ કરીને સંયમ

લેવા ચાલી નીકળ્યા. ભોગીને ભોગમાં આનંદ હોય ને ત્યાગીને ત્યાગમાં આનંદ હોય છે. ત્યાગનો આનંદ કેવો છે તે ભોગના કીડા બનેલા આત્માઓને ક્યાંથી ખબર પડે ? તપસ્વીઓને તપમાં આનંદ આવે છે. આપણે ત્યાં તપના તેજ કેવા ઝળકી રહ્યા છે! ધન્ય છે જે તપ આરાધના કરી રહ્યા છે તેને!

મહાબલ રાજાની શ્રધ્ધા કેટલી મજબૂત હશે કે એક જ ઉપદેશે વૈરાગ્ય આવી ગયો ને ઘરથી નીકળી ગયા. કહ્યું છે કે.

श्रध्धावाँल्लभते ज्ञानः तत्तपः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्ति, शान्तिम् चिरेणाधिगच्छति ॥

શ્રધ્ધાવાન વ્યક્તિ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને ઈન્દ્રિઓનો સંયમ રાખીને તપ યુક્ત બને છે. સદ્જ્ઞાનની પ્રાપ્તિ કરીને તે જલ્દી ઉત્કૃષ્ટ શાન્તિ (મુક્તિ) મેળવે છે. અહીં ધર્મની શ્રધ્ધા ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે.

પાંચાલ દેશના શક્તિ નામના નગરમાં સુધર્મા નામના રાજા રાજ્ય કરતા હતા. તે રાજા ન્યાયી, પ્રજાપ્રિય, ધર્મીષ્ઠ અને સંતોષી હતા. તે જૈન ધર્મના આરાધક હતા. તેને જયદેવ નામનો એક મંત્રી હતો. તે ધર્મને બિલકુલ માનતો ન હતો. જે ધર્મને ન માને તે પુણ્ય-પાપને પણ ક્યાંથી માને ? સ્વર્ગ-નરક અને પુનર્જન્મની વાતોને પણ તે મિથ્યા માનતો. ખાઈ પીને આનંદ કરતો. રાજા એને ધર્મ સમજાવવા ઘણીવાર પ્રયત્ન કરતા હતા પણ એના મગજમાં વાત બેસતી ન હતી. એટલે રાજા કંઈ કહેતા નહિ.

એક વખત મહાબલ નામનો રાજા સુધર્મા રાજાના નગર ઉપર ચઢી આવ્યો. રાજાને ખબર પડી કે દુશ્મન રાજા ચઢી આવ્યો છે. એટલે રાજાએ કહ્યું ભલે આવ્યો. મને કોઈ ફીકર નથી. હાથી ગમે તેવો મોટો અલમસ્ત અને મદોન્મત્ત થઈને મહાલતો હોય પણ તે ક્યાં સુધી ? જ્યાં સુધી સિંહ નથી આવ્યો ત્યાં સુધી. જ્યાં સિંહ આવીને ગર્જના કરે કે હાથી ભાગી જાય છે. અંધકાર ક્યાં સુધી ટકી શકે છે ? જ્યાં સુધી પૃથ્વી ઉપર સૂર્યનું કિરણ નથી પડયું ત્યાં સુધી. સૂર્યોદય થાય એટલે અંધકારને જવું પડે છે. તે જ રીતે આપણા આત્મા ઉપર મિથ્યાત્વનો મદોન્મત્ત હાથી કહો કે ગાઢ અંધકાર કહો તે ક્યાં સુધી ટકી શકશે ? જ્યાં સુધી સમ્યક્ત્વનો સૂર્ય પ્રગટ્યો નથી ત્યાં સુધી. જ્યાં સમ્યક્ત્વનો સૂર્ય ઉદયમાન થાય ત્યાં મિથ્યાત્વ રૂપી મદોન્મત્ત હાથીને ભાગવું પડે છે.

સુધર્મા રાજાએ શત્રુનો સામનો કરવા માટે સૈન્યને સજ્જ થવા આજ્ઞા આપી. રાજાની આજ્ઞા થતાં સૈન્ય શસ્ત્રો સજી સજ્જ થયું. રણભેરીઓ વાગવા લાગી. ત્યારે પ્રજાએ રાજાનો વિજય થાઓ તેવી પ્રભુને પ્રાર્થના કરી. સુધર્મા રાજા પોતાના સૈન્ય

સહિત રણમેદાનમાં આવ્યા. બંને વચ્ચે ભયંકર યુધ્ધ થયું. યુધ્ધમાં સુધર્મા રાજાનો વિજય થયો. ને મહાબલ રાજાનો પરાજય થયો. સુધર્મા રાજાનું નામ હતું તેવા તેમનામાં ગુણ હતા. તેમને જૈન ધર્મની અતૂટ શ્રધ્ધા હતી. કયારે પણ અનીતિથી યુધ્ધ કરતા નહિ. અન્યાય કરતા નહિ. ધર્મની શ્રધ્ધા ખૂબ હતી. જેને ધર્મની શ્રધ્ધા છે તેવા સુધર્મા રાજાના કંઠમાં યુધ્ધમાં વિજયદેવીએ વરમાળા પહેરાવી.

**રાજાના પ્રવેશ વખતે પડેલો દરવાજો** : સુધર્મા રાજા વિજય ડંકા વગાડી પોતાના નગર તરફ પાછા ફર્યા. પ્રજાને સમાચાર મળતાં રાજાનો સત્કાર કરવાની તૈયારી કરવા માંડી. રાજા નગરના દરવાજા નજીક આવ્યા ત્યાં એકાએક દરવાજો તૂટી પડયો. એટલે મંત્રી આદિ રાજપુરૂષોએ કહ્યું. આ તો અપશુકન કહેવાય. એટલે રાજા સૈન્ય સાથે પાછા ફર્યા. રાજા અને પ્રજા વિચાર કરવા લાગ્યા કે દરવાજો તો મજબૂત હતો ને એકાએક શાથી તૂટી પડયો ? પડેલા દરવાજાને સુધરાવી દીધો ને બીજે દિવસે રાજા સૈન્ય સાથે નગરમાં પ્રવેશ કરવા દરવાજા નજીક ગયા ત્યાં ફરીને દરવાજો પડી ગયો. આ રીતે ત્રણ-ચાર વાર સુધરાવ્યો છતાં જ્યાં રાજા આવે ત્યાં દરવાજો તૂટી પડતો. રાજાને ચિંતા થઈ કે આમ કેમ થતું હશે ? રાજાએ મંત્રીને કહ્યું. દરવાજો કેમ તૂટી પડે છે તેની તમે તપાસ કરો. રાજાની આજ્ઞા થવાથી મંત્રીએ જ્યોતિષીને બોલાવ્યા. મંત્રી અને જ્યોતિષી બંને રાજા પાસે આવ્યા. રાજાએ દરવાજો તૂટી પડવાનું કારણ પૂછયું. જ્યોતિષીએ બરાબર જોઈને કહ્યું – મહારાજા ! આપણા નગરની અધિષ્ઠાયિકા દેવી આપના ઉપર કોપાયમાન થઈ છે. એટલે દરવાજો તૂટી પડે છે.

રાજાએ પૂછયું–તો દેવીને પ્રસન્ન કરવા માટે મારે શું કરવું જોઈએ ? ત્યારે જ્યોતિષીએ કહ્યું – સાહેબ ! આપ અથવા કોઈ દીકરાના મા-બાપ તેના પુત્રનું લોહી છાંટે તો દેવીનો કોપ શાંત થાય. ધર્મીષ્ઠ રાજા કહે તો મારે ગામમાં નથી આવવું આવું પાપ તો નહિ જ કરવા દઉં. છેવટે મહાજન ભેગું થયું. રાજાને ઘણું સમજાવ્યું પણ રાજા હા પાડતા નથી. છતાં મહાજન તેનું ધાર્યું કરવા તૈયાર થાય છે કે અમારા રાજા કેમ ગામ બહાર રહે ! પ્રધાને તથા મહાજને હઠ કરીને કહ્યું કે જે પોતાની મરજીથી બાળક આપશે તે લઈશું. રાજા ભગવાનને પ્રાર્થના કરે છે હે ભગવાન ! સૌને સદ્બુધ્ધિ આપ. કોઈ જીવનો વધ ના થાય ને આફત જાય. છેવટે આગેવાનોએ એક સોનાનો બાળક બનાવ્યો. તેને ગાડીમાં મૂકી તેની બાજુમાં એક ક્રોડ સોનૈયાની હુંડી મૂકી નગરમાં ફેરવીને જાહેરાત કરાવી કે જે કોઈ મા-બાપ પોતાના દી[illegible] પોતાના હાથે મારી તેનું લોહી દરવાજે છાંટશે તેને આ સોનાનો બાળક અને સોનૈયા આપવામાં આવશે. આ ગાડી લઈ ફેરવતાં ફેરવતાં મહાજનના માણસો વરદ નામના એક ગરીબ બ્રાહ્મણના ઘર પાસેથી પસાર થયા. જાહેરાત સાંભળી વરદત્તને વિચાર થયો કે મારે સાત પુત્રો છે તેમાંથી એકનો ભોગ આપી દઉં તો મારું

લેવા ચાલી નીકળ્યા. ભોગીને ભોગમાં આનંદ હોય ને ત્યાગીને ત્યાગમાં આનંદ હોય છે. ત્યાગનો આનંદ કેવો છે તે ભોગના કીડા બનેલા આત્માઓને ક્યાંથી ખબર પડે ? તપસ્વીઓને તપમાં આનંદ આવે છે. આપણે ત્યાં તપના તેજ કેવા ઝળકી રહ્યા છે ! ધન્ય છે જે તપ આરાધના કરી રહ્યા છે તેને !

મહાબલ રાજાની શ્રધ્ધા કેટલી મજબૂત હશે કે એક જ ઉપદેશે વૈરાગ્ય આવી ગયો ને ઘરથી નીકળી ગયા. કહ્યું છે કે.

श्रध्धावाँल्लभते ज्ञानं तत्पर: संयतेन्द्रिय: ।
ज्ञानं लब्ध्वा परां शान्ति, शान्तिम् चिरेणाधिगच्छति ॥

શ્રધ્ધાવાન વ્યક્તિ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને ઈન્દ્રિઓનો સંયમ રાખીને તપ યુક્ત બને છે. સદ્જ્ઞાનની પ્રાપ્તિ કરીને તે જલ્દી ઉત્કૃષ્ટ શાન્તિ (મુક્તિ) મેળવે છે. અહીં ધર્મની શ્રધ્ધા ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે.

પાંચાલ દેશના શકિત નામના નગરમાં સુધર્મા નામના રાજા રાજ્ય કરતા હતા. તે રાજા ન્યાયી, પ્રજાપ્રિય, ધર્મીષ્ઠ અને સંતોષી હતા. તે જૈન ધર્મના આરાધક હતા. તેને જયદેવ નામનો એક મંત્રી હતો. તે ધર્મને બિલકુલ માનતો ન હતો. જે ધર્મને ન માને તે પુણ્ય-પાપને પણ ક્યાંથી માને ? સ્વર્ગ-નરક અને પુનર્જન્મની વાતોને પણ તે મિથ્યા માનતો. ખાઈ પીને આનંદ કરતો. રાજા એને ધર્મ સમજાવવા ઘણીવાર પ્રયત્ન કરતા હતા પણ એના મગજમાં વાત બેસતી ન હતી. એટલે રાજા કંઈ કહેતા નહિ.

એક વખત મહાબલ નામનો રાજા સુધર્મા રાજાના નગર ઉપર ચઢી આવ્યો. રાજાને ખબર પડી કે દુશ્મન રાજા ચઢી આવ્યો છે. એટલે રાજાએ કહ્યું ભલે આવ્યો. મને કોઈ ફીકર નથી. હાથી ગમે તેવો મોટો અલમસ્ત અને મદોન્મત્ત થઈને મહાલતો હોય પણ તે ક્યાં સુધી ? જ્યાં સુધી સિંહ નથી આવ્યો ત્યાં સુધી. જ્યાં સિંહ આવીને ગર્જના કરે કે હાથી ભાગી જાય છે. અંધકાર ક્યાં સુધી ટકી શકે છે ? જ્યાં સુધી પૃથ્વી ઉપર સૂર્યનું કિરણ નથી પડયું ત્યાં સુધી. સૂર્યોદય થાય એટલે અંધકારને જવું પડે છે. તે જ રીતે આપણા આત્મા ઉપર મિથ્યાત્વનો મદોન્મત્ત હાથી કહો કે ગાઢ અંધકાર કહો તે ક્યાં સુધી ટકી શકશે ? જ્યાં સુધી સમ્યક્ત્વનો સૂર્ય પ્રગટ્યો નથી ત્યાં સુધી. જ્યાં સમ્યક્ત્વનો સૂર્ય ઉદયમાન થાય ત્યાં મિથ્યાત્વ રૂપી મદોન્મત્ત હાથીને ભાગવું પડે છે.

સુધર્મા રાજાએ શત્રુનો સામનો કરવા માટે સૈન્યને સજ્જ થવા આજ્ઞા આપી. રાજાની આજ્ઞા થતાં સૈન્ય શસ્ત્રો સજી સજ્જ થયું. રણભેરીઓ વાગવા લાગી. ત્યારે પ્રજાએ રાજાનો વિજય થાઓ તેવી પ્રભુને પ્રાર્થના કરી- - 'ર્મા રાજા પો.

લોહી છાંટી મહારાજાને નગર પ્રવેશ કરાવો ને અમને ધન આપો. મહાજને સોનાનો બાળક અને ક્રોડ સોનૈયા બ્રાહ્મણને આપ્યા. અને ઈન્દ્રદત્તને સ્નાન કરાવી સારા વસ્ત્રાભૂષણો પહેરાવ્યા. એટલે તે એક રાજકુમાર જેવો શોભવા લાગ્યો. મહાજન તેના મા-બાપ સાથે ઈન્દ્રદત્તને લઈને મહારાજા પાસે આવ્યું. ને રાજાને બધી હકીકત કહી. મહાજનની વાત સાંભળી રાજાનું હૃદય ધ્રુજી ઉઠયું ને એના મા-બાપ ઉપર તિરસ્કાર આવ્યો કે આ મા-બાપ કેવા કહેવાય? ધનના લોભમાં પડીને આવા ફુલ જેવા દીકરાનો પોતાના હાથે વધ કરવા તૈયાર થયાં છે. રડતી આંખે રાજા કહે છે કે હે દીકરા! થોડી વારમાં તારું મૃત્યુ થવાનું છે છતાં તારું મોઢું હસતું કેમ છે? તને મરવાનું દુઃખ નથી થતું?

ત્યારે ઈન્દ્રદત્તે કહ્યું-મહારાજા! મૃત્યુથી ગભરાવાનું શું? અને ગભરાવાથી કંઈ મૃત્યુ છોડવાનું છે? જે જન્મ્યા છે તે વહેલા કે મોડા જરૂર જવાના છે. તો મૃત્યુથી મારે શા માટે ડરવું જોઈએ? વળી હે મહારાજા! જ્યારે વાડ ચીભડું ગળે ત્યારે તેનું રક્ષણ કોણ કરે? તેમ મારાં માટે બન્યું છે. મારા મા-બાપ પૈસા મેળવીને સુખ પ્રાપ્તિ માટે મારો નાશ કરવા તૈયાર થયા છે. મહાજન આપને નગર પ્રવેશ કરાવવા પૈસાથી મને ખરીદે છે. અને તમે પ્રજાપાલક હોવા છતાં મારો નાશ અટકાવી શકનાર નથી. તો પછી કોના શરણે જાઉં? જો મારું આયુષ્ય પૂરું થયું હશે તો મારો નાશ થશે. ને જો મારું આયુષ્ય લાંબુ હશે તો કોઈ તોડી શકવાનું નથી. મને મારા નવકારમંત્ર ઉપર પૂર્ણ શ્રધ્ધા છે. તેનું સ્મરણ કરતો શ્રધ્ધાપૂર્વક આપની સામે ઉભો છું.

જેના હૃદયમાં નવકારમંત્રનું સ્મરણ હોય તેને કોઈ કંઈ કરી શકવાનું નથી. આમ નિર્ભયપણે ઈન્દ્રદત્તને બોલતો જોઈને સૌ સ્તબ્ધ બની ગયા. એક નાના કુમળા ફુલ જેવા બાલુડાના શબ્દોથી રાજાનું હૃદય વીંધાઈ ગયું ને અંતરાત્મા પોકારી ઉઠયો. આવો અધર્મ ના કરો. ભલે, નગરમા મારો પ્રવેશ ન થાય. હું બ્રાહ્મણપુત્રની હિંસા નહિ કરવા દઉં. મારે નગરમાં નથી આવવું. રાજાના કરૂણ શબ્દો સાંભળી બધા થંભી ગયા. ઈન્દ્રદત્તની નવકારમંત્ર પરની શ્રધ્ધા અને રાજાની અહિંસા પરના પ્રેમથી નગરની અધિષ્ઠાયિકા દેવી પ્રસન્ન થઈને અદૃશ્યપણે બોલી-હે રાજન્! તારી અહિંસક વૃત્તિથી અને આ બાળકની પંચ પરમેષ્ઠિ પ્રત્યેની શ્રધ્ધાથી હું પ્રસન્ન થઈ છું. હવે તું ખુશીથી નગર પ્રવેશ કર. અધિષ્ઠાયિકા દેવી બોલી રહ્યા ત્યારે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને પછી રાજાએ પોતાના સૈન્ય સાથે નગર પ્રવેશ કર્યો. વરદત્ત બ્રાહ્મણને ધન આપી દીધું ને કહ્યું-ઈન્દ્રદત્ત હવે મારો દીકરો છે. ધર્મનો પ્રભાવ જોઈ પ્રધાન શ્રધ્ધાવાન બન્યો.

જિંદગીનું દરિદ્ર ટળી જાય. બ્રાહ્મણે પોતાનો વિચાર પોતાની પત્ની રૂદ્રસોમાને જણાવતાં કહ્યું કે આપણે બધા દુઃખી છીએ તો એક છોકરાનો ભોગ આપીને શા માટે સુખી ન થવું! રૂદ્રસોમા પતિના શબ્દો સાંભળી વિચારમાં પડી. શું કરવું? એનો પતિ કહે છે તું શું વિચાર કરે છે? જો મારી વાત સાંભળ. પાસે પૈસા હોય તો સમાજમાં પ્રતિષ્ઠા વધે. બધા આપણને નમતા રહે. બોલ, હવે તારે દુઃખ ભોગવવું છે કે સુખ?

**"પુત્ર કરતાં પૈસો વહાલો કરનાર માબાપ :"** બ્રાહ્મણીએ પુત્રને આપવાની હા પાડી એટલે બ્રાહ્મણ ગાડી પાસે આવીને બોલ્યો. મને આ સોનાનો છોકરો અને ક્રોડ સોનૈયા આપો. હું મારો પુત્ર આપવા તૈયાર છું. એટલે માણસોએ મહાજનને સમાચાર આપ્યા. મહાજને આવીને કહ્યું પહેલાં તમે અને તમારી પત્ની બંનેએ પુત્રનો વધ કરીને તેનું લોહી દરવાજે છાંટવું પડશે. પછી આ સોનાનો બાળક અને ક્રોડ સોનૈયા તમને મળશે. બ્રાહ્મણે કહ્યું ભલે, એમ કહીને ઘેર આવ્યો ને તેની પત્નીને વાત કરી. પત્નીએ કહ્યું પણ આપણે કયા દીકરાનો વધ કરવો છે? ત્યારે બ્રાહ્મણે કહ્યું સૌથી નાનો ઈન્દ્રદત્ત છે તેનો ભોગ આપી દઈએ. બ્રાહ્મણી સંમત થઈ. આ વાત નાનકડો કુમળા ફૂલ જેવો ઈન્દ્રદત્ત સાંભળી ગયો. ને ગભરાઈ ગયો. કારણ કે મરવું કોને ગમે? છતાં ક્ષણ પછી મનને મજબૂત કર્યું ને વિચાર કરવા લાગ્યો કે આ સંસારમાં સર્વત્ર સ્વાર્થની સગાઈ છે. કોણ કોનું છે!

મા-બાપને નાનો દીકરો કેટલો લાડકો હોય! કેટલો વહાલો હોય! તેના બદલે મારો ભોગ આપી સુખી બનવા તૈયાર થયા છે. તો કાંઈ નહિ. મરવું છે તો એક જ વાર ને! નિર્ણય કરીને માતા-પિતા પાસે આવ્યો. મા-બાપે કહ્યું બેટા! અમે તારે માટે આવો વિચાર કર્યો છે. પોતે માતા પિતા વચ્ચે થયેલી વાત સાંભળી ગયો હતો. અને નક્કી કરીને આવ્યો હતો એટલે કહ્યું હે માતા-પિતા! મારો વધ કરી આપ અને મારા છ ભાઈઓ સુખી થતાં હો તો મને મરવાનો આનંદ છે. હું આપના ઋણમાંથી મુક્ત થઈશ. વળી મારું આયુષ્ય બળવાન હશે તો મને દુનિયામાં કોઈ મારનાર નથી. મને ભગવાન ઉપર પૂર્ણ શ્રધ્ધા છે. મને એક વખત જૈન મુનિ મળ્યા હતા એમણે મને નવકારમંત્ર શીખવાડયો છે. તેનું સ્મરણ કરીશ એટલે તે મારું રક્ષણ કરશે. ઈન્દ્રદત્ત નાનો બાળક હતો પણ તેનામાં કેવી સમજણ છે! એણે કહ્યું-ચાલો, બા-બાપુજી! હું મરવા તૈયાર છું. મારા લોહીના બદલામાં તમે ઘણું ધન મેળવી સુખી થાઓ.

દરિદ્રતાના દુઃખથી ત્રાસેલા અને ધનના લોભમાં લુબ્ધ બનેલા ઈન્દ્રદત્તના મા-બાપ તેને લઈને મહાજન પાસે આવ્યા ને કહ્યું કે મારા આ દીકરાનું નગરના દરવાજે

લોહી છાંટી મહારાજાને નગર પ્રવેશ કરાવો ને અમને ધન આપો. મહાજને સોનાનો બાળક અને ક્રોડ સોનૈયા બ્રાહ્મણને આપ્યા. અને ઈન્દ્રદત્તને સ્નાન કરાવી સારા વસ્ત્રાભૂષણો પહેરાવ્યા. એટલે તે એક રાજકુમાર જેવો શોભવા લાગ્યો. મહાજન તેના મા-બાપ સાથે ઈન્દ્રદત્તને લઈને મહારાજા પાસે આવ્યું. ને રાજાને બધી હકીકત કહી. મહાજનની વાત સાંભળી રાજાનું હૃદય ધ્રુજી ઉઠયું ને એના મા-બાપ ઉપર તિરસ્કાર આવ્યો કે આ મા-બાપ કેવા કહેવાય ? ધનના લોભમાં પડીને આવા ફુલ જેવા દીકરાનો પોતાના હાથે વધ કરવા તૈયાર થયાં છે. રડતી આંખે રાજા કહે છે કે હે દીકરા ! થોડી વારમાં તારું મૃત્યુ થવાનું છે છતાં તારું મોઢું હસતું કેમ છે ? તને મરવાનું દુઃખ નથી થતું ?

ત્યારે ઈન્દ્રદત્તે કહ્યું–મહારાજા ! મૃત્યુથી ગભરાવાનું શું ? અને ગભરાવાથી કંઈ મૃત્યુ છોડવાનું છે ? જે જન્મ્યા છે તે વહેલા કે મોડા જરૂર જવાના છે. તો મૃત્યુથી મારે શા માટે ડરવું જોઈએ ? વળી હે મહારાજા ! જ્યારે વાડ ચીભડું ગળે ત્યારે તેનું રક્ષણ કોણ કરે ? તેમ મારાં માટે બન્યું છે. મારા મા-બાપ પૈસા મેળવીને સુખ પ્રાપ્તિ માટે મારો નાશ કરવા તૈયાર થયા છે. મહાજન આપને નગર પ્રવેશ કરાવવા પૈસાથી મને ખરીદે છે. અને તમે પ્રજાપાલક હોવા છતાં મારો નાશ અટકાવી શકનાર નથી. તો પછી કોના શરણે જાઉં ? જો મારું આયુષ્ય પૂરું થયું હશે તો મારો નાશ થશે. ને જો મારું આયુષ્ય લાંબુ હશે તો કોઈ તોડી શકવાનું નથી. મને મારા નવકારમંત્ર ઉપર પૂર્ણ શ્રધ્ધા છે. તેનું સ્મરણ કરતો શ્રધ્ધાપૂર્વક આપની સામે ઉભો છું.

જેના હૃદયમાં નવકારમંત્રનું સ્મરણ હોય તેને કોઈ કંઈ કરી શકવાનું નથી. આમ નિશ્ચયપણે ઈન્દ્રદત્તને બોલતો જોઈને સૌ સ્તબ્ધ બની ગયા. એક નાના કુમળા ફુલ જેવા બાલુડાના શબ્દોથી રાજાનું હૃદય વીંધાઈ ગયું ને અંતરાત્મા પોકારી ઉઠયો. આવો અધર્મ ના કરો. ભલે, નગરમાં મારો પ્રવેશ ન થાય. હું બ્રાહ્મણપુત્રની હિંસા નહિ કરવા દઉં. મારે નગરમાં નથી આવવું. રાજાના કરૂણ શબ્દો સાંભળી બધા થંભી ગયા. ઈન્દ્રદત્તની નવકારમંત્ર પરની શ્રધ્ધા અને રાજાની અહિંસા પરના પ્રેમથી નગરની અધિષ્ઠાયિકા દેવી પ્રસન્ન થઈને અદૃશ્યપણે બોલી–હે રાજન્ ! તારી અહિંસક વૃત્તિથી અને આ બાળકની પંચ પરમેષ્ઠિ પ્રત્યેની શ્રધ્ધાથી હું પ્રસન્ન થઈ છું. હવે તું ખુશીથી નગર પ્રવેશ કર. અધિષ્ઠાયિકા દેવી બોલી રહ્યા ત્યારે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને પછી રાજાએ પોતાના સૈન્ય સાથે નગર પ્રવેશ કર્યો. વરદત્ત બ્રાહ્મણને ધન આપી દીધું ને કહ્યું–ઈન્દ્રદત્ત હવે મારો દીકરો છે. ધર્મનો પ્રભાવ જોઈ પ્રધાન શ્રધ્ધાવાન બન્યો.

જિંદગીનું દરિદ્ર ટળી જાય. બ્રાહ્મણે પોતાનો વિચાર પોતાની પત્ની રૂદ્રસોમાને જણાવતાં કહ્યું કે આપણે બધા દુઃખી છીએ તો એક છોકરાનો ભોગ આપીને શા માટે સુખી ન થવું! રૂદ્રસોમા પતિના શબ્દો સાંભળી વિચારમાં પડી. શું કરવું? એનો પતિ કહે છે તું શું વિચાર કરે છે? જો મારી વાત સાંભળ. પાસે પૈસા હોય તો સમાજમાં પ્રતિષ્ઠા વધે. બધા આપણને નમતા રહે. બોલ, હવે તારે દુઃખ ભોગવવું છે કે સુખ?

**"પુત્ર કરતાં પૈસો વહાલો કરનાર માબાપ :"** બ્રાહ્મણીએ પુત્રને આપવાની હા પાડી એટલે બ્રાહ્મણ ગાડી પાસે આવીને બોલ્યો. મને આ સોનાનો છોકરો અને ક્રોડ સોનૈયા આપો. હું મારો પુત્ર આપવા તૈયાર છું. એટલે માણસોએ મહાજનને સમાચાર આપ્યા. મહાજને આવીને કહ્યું પહેલાં તમે અને તમારી પત્ની બંનેએ પુત્રનો વધ કરીને તેનું લોહી દરવાજે છાંટવું પડશે. પછી આ સોનાનો બાળક અને ક્રોડ સોનૈયા તમને મળશે. બ્રાહ્મણે કહ્યું ભલે, એમ કહીને ઘેર આવ્યો ને તેની પત્નીને વાત કરી. પત્નીએ કહ્યું પણ આપણે કયા દીકરાનો વધ કરવો છે? ત્યારે બ્રાહ્મણે કહ્યું સૌથી નાનો ઈન્દ્રદત્ત છે તેનો ભોગ આપી દઈએ. બ્રાહ્મણી સંમત થઈ. આ વાત નાનકડો કુમળા ફૂલ જેવો ઈન્દ્રદત્ત સાંભળી ગયો. ને ગભરાઈ ગયો. કારણ કે મરવું કોને ગમે? છતાં ક્ષણ પછી મનને મજબૂત કર્યું ને વિચાર કરવા લાગ્યો કે આ સંસારમાં સર્વત્ર સ્વાર્થની સગાઈ છે. કોણ કોનું છે!

મા-બાપને નાનો દીકરો કેટલો લાડકો હોય! કેટલો વહાલો હોય! તેના બદલે મારો ભોગ આપી સુખી બનવા તૈયાર થયા છે. તો કાંઈ નહિ. મરવું છે તો એક જ વાર ને! નિર્ણય કરીને માતા-પિતા પાસે આવ્યો. મા-બાપે કહ્યું બેટા! અમે તારે માટે આવો વિચાર કર્યો છે. પોતે માતા પિતા વચ્ચે થયેલી વાત સાંભળી ગયો હતો. અને નક્કી કરીને આવ્યો હતો એટલે કહ્યું હે માતા-પિતા! મારો વધ કરી આપ અને મારા છ ભાઈઓ સુખી થતાં હો તો મને મરવાનો આનંદ છે. હું આપના ઋણમાંથી મુક્ત થઈશ. વળી મારું આયુષ્ય બળવાન હશે તો મને દુનિયામાં કોઈ મારનાર નથી. મને ભગવાન ઉપર પૂર્ણ શ્રધ્ધા છે. મને એક વખત જૈન મુનિ મળ્યા હતા એમણે મને નવકારમંત્ર શીખવાડચો છે. તેનું સ્મરણ કરીશ એટલે તે મારું રક્ષણ કરશે. ઈન્દ્રદત્ત નાનો બાળક હતો પણ તેનામાં કેવી સમજણ છે! એણે કહ્યું-ચાલો, બા-બાપુજી! હું મરવા તૈયાર છું. મારા લોહીના બદલામાં તમે ઘણું ધન મેળવી સુખી થાઓ.

દરિદ્રતાના દુઃખથી ત્રાસેલા અને ધનના લોભમાં લુબ્ધ બનેલા ઈન્દ્રદત્તના મા-બાપ તેને લઈને મહાજન પાસે આવ્યા ને કહ્યું કે મારા આ દીકરાનું નગરના દરવાજે

લોહી છાંટી મહારાજાને નગર પ્રવેશ કરાવો ને અમને ધન આપો. મહાજને સોનાનો બાળક અને કોડ સોનૈયા બ્રાહ્મણને આપ્યા. અને ઈન્દ્રદત્તને સ્નાન કરાવી સારા વસ્ત્રાભૂષણો પહેરાવ્યા. એટલે તે એક રાજકુમાર જેવો શોભવા લાગ્યો. મહાજન તેના મા-બાપ સાથે ઈન્દ્રદત્તને લઈને મહારાજા પાસે આવ્યું. ને રાજાને બધી હકીકત કહી. મહાજનની વાત સાંભળી રાજાનું હૃદય ધ્રુજી ઉઠયું ને એના મા-બાપ ઉપર તિરસ્કાર આવ્યો કે આ મા-બાપ કેવા કહેવાય? ધનના લોભમાં પડીને આવા ફુલ જેવા દીકરાનો પોતાના હાથે વધ કરવા તૈયાર થયાં છે. રડતી આંખે રાજા કહે છે કે હે દીકરા! થોડી વારમાં તારું મૃત્યુ થવાનું છે છતાં તારું મોઢું હસતું કેમ છે? તને મરવાનું દુઃખ નથી થતું?

ત્યારે ઈન્દ્રદત્તે કહ્યું-મહારાજા! મૃત્યુથી ગભરાવાનું શું? અને ગભરાવાથી કંઈ મૃત્યુ છોડવાનું છે? જે જન્મ્યા છે તે વહેલા કે મોડા જરૂર જવાના છે. તો મૃત્યુથી મારે શા માટે ડરવું જોઈએ? વળી હે મહારાજા! જ્યારે વાડ ચીભડું ગળે ત્યારે તેનું રક્ષણ કોણ કરે? તેમ મારાં માટે બન્યું છે. મારા મા-બાપ પૈસા મેળવીને સુખ પ્રાપ્તિ માટે મારો નાશ કરવા તૈયાર થયા છે. મહાજન આપને નગર પ્રવેશ કરાવવા પૈસાથી મને ખરીદે છે. અને તમે પ્રજાપાલક હોવા છતાં મારો નાશ અટકાવી શકનાર નથી. તો પછી કોના શરણે જાઉં? જો મારું આયુષ્ય પૂરું થયું હશે તો મારો નાશ થશે. ને જો મારું આયુષ્ય લાંબુ હશે તો કોઈ તોડી શકવાનું નથી. મને મારા નવકારમંત્ર ઉપર પૂર્ણ શ્રધ્ધા છે. તેનું સ્મરણ કરતો શ્રધ્ધાપૂર્વક આપની સામે ઉભો છું.

જેના હૃદયમાં નવકારમંત્રનું સ્મરણ હોય તેને કોઈ કંઈ કરી શકવાનું નથી. આમ નિર્ભયપણે ઈન્દ્રદત્તને બોલતો જોઈને સૌ સ્તબ્ધ બની ગયા. એક નાના કુમળા ફુલ જેવા બાલુડાના શબ્દોથી રાજાનું હૃદય વીંધાઈ ગયું ને અંતરાત્મા પોકારી ઉઠયો. આવો અધર્મ ના કરો. ભલે, નગરમાં મારો પ્રવેશ ન થાય. હું બ્રાહ્મણપુત્રની હિંસા નહિ કરવા દઉં. મારે નગરમાં નથી આવવું. રાજાના કરૂણ શબ્દો સાંભળી બધા થંભી ગયા. ઈન્દ્રદત્તની નવકારમંત્ર પરની શ્રધ્ધા અને રાજાની અહિંસા પરના પ્રેમથી નગરની અધિષ્ઠાયિકા દેવી પ્રસન્ન થઈને અદશ્યપણે બોલી-હે રાજન્! તારી અહિંસક વૃત્તિથી અને આ બાળકની પંચ પરમેષ્ઠિ પ્રત્યેની શ્રધ્ધાથી હું પ્રસન્ન થઈ છું. હવે તું ખુશીથી નગર પ્રવેશ કર. અધિષ્ઠાયિકા દેવી બોલી રહ્યા ત્યારે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને પછી રાજાએ પોતાના સૈન્ય સાથે નગર પ્રવેશ કર્યો. વરદત્ત બ્રાહ્મણને ધન આપી દીધું ને કહ્યું-ઈન્દ્રદત્ત હવે મારો દીકરો છે. ધર્મનો પ્રભાવ જોઈ પ્રધાન શ્રધ્ધાવાન બન્યો.

દેવાનુપ્રિયે ! જુઓ, અહિંસા–દયા ધર્મનો કેવો અજબ મહિમા છે ! કોઈ માણસ કરોડોનું દાન આપે તેના કરતાં દયા ધર્મનો મહિમા વધારે છે. સર્વ દાનમાં અભયદાન શ્રેષ્ઠ છે. રાજાએ બ્રાહ્મણના પુત્રને અભયદાન આપ્યું ને છોકરાની નવકારમંત્ર ઉપરની શ્રધ્ધા અને રાજાની દયાના પ્રભાવે દેવી પ્રસન્ન થઈ અને છોકરો રાજાનો પ્રધાન બન્યો.

હવે મહાબલ પ્રમુખ સાત આત્માઓ પણ સંસાર ત્યાગીને છકાયના જીવોને અભયદાન આપવા માટે તત્પર બન્યા છે. તેઓ શિબિકામાં બેસીને ઈન્દ્રકુંભ ઉદ્યાનમાં ધર્મઘોષ સ્થવિરની પાસે આવ્યા. આવીને ગુરૂને વંદન કર્યા. ત્યારબાદ શું કરે છે.

**ते वि सयमेव पंचमुट्ठियं लोयं करेइ जाव पव्वइए ।**

તેઓ પોતાની જાતે પંચમુષ્ટિ લોચ કરીને પ્રવર્જિત થયા ને ગુરૂએ દીક્ષાનો પાઠ ભણાવ્યો. દીક્ષા લઈ ને **एक्कारस्स अंगाइं अहिज्जित्ता बहूहिं चउत्थ छट्ठट्ठम अप्पाणं भावे माणे विहरइ ।** સાતે મુનિઓએ સામાયિકથી લઈને અગિયાર અંગનું જ્ઞાન મેળવ્યું. જ્ઞાનની સાથે એક ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ આદિ તપશ્ચર્યા કરતાં તપ અને સંયમમાં આત્માને ભાવિત કરતા વિચરવા લાગ્યા. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર : પ્રદ્યુમ્નકુમારનું અપહરણ :** પૂર્વભવના વૈરી દેવે રૂક્ષ્મણીની ગોદમાંથી પ્રદ્યુમ્નકુમારને ઉઠાવ્યો ને જમડાની જેમ તેના સામે ક્રોધ કરતો બોલવા લાગ્યો કે હવે તને મારી નાંખું ? એમ કહીને શીઘ્ર ગતિએ તેનું વિમાન ચલાવ્યું.

**લાયા તક્ષક પર્વત કે પાસ મેં રે, પટકૂં શિલા પર કરું વિનાશ રે,**
**ચરમ શરીરી યહ મરતા નહીં હૈ રે, ઐસા હી શબ્દ હુઆ આકાશ રે–શ્રોતા**

દેવ બાળકને તક્ષક પર્વતની ઉપર લઈ ગયો તેણે વિચાર કર્યો કે આ મોટી શીલા ઉપર પટકીને તેના ચૂરેચૂરા કરી નાંખું. એટલે બાળકને હાથમાં લઈને શિલા ઉપર પછાડવા જાય છે ત્યાં આકાશવાણી થઈ કે આ તો ચરમ શરીરી જીવ છે. એને મારવા ગમે તેટલા પ્રયત્ન કરીશ તો પણ તે નિરર્થક છે, એ મરવાનો નથી. એને પર્વત ઉપરથી ગબડાવીશ, શીલા સાથે પટકીશ કે તું તેને ખૂંદી નાંખીશ પણ એ નિકાચીત આયુષ્ય બાંધીને આવ્યો છે. પવિત્ર મોક્ષગામી જીવ છે. આવી આકાશવાણી સાંભળીને દેવ સ્થંભી ગયો. પણ પૂર્વનું વૈર છે એટલે એનો ક્રોધ શમ્યો નહિ. ગમે તેમ કરીને તેનો વિનાશ તો અવશ્ય કરું. એ વિચાર ચાલુ રહ્યો. પણ એ જો મરવાનો નથી તો શું કરવું ? શાસ્ત્રોમાં બાળહત્યાનું પાપ ઘણું મોટું બતાવ્યું છે. માટે હું મારા હાથે બાળહત્યાનું પાપ ન કરું. પણ એવો ઉપાય કરું કે આપોઆપ એ મરી જાય. આમ વિચાર કરીને દેવે શું કર્યું ?

આકાશવાણી થઈ છતાં દેવનો ક્રોધ શમ્યો નહિ. એટલે તેમણે સોળગજની લાંબી મોટી અને વીસ-પચ્ચીસ મણ વજનવાળી એક શીલા લાવીને ૭ દિવસના બાળક ઉપર મૂકી દીધી. હવે એ મરી જશે. એમ વિચારી દેવ પોતાના સ્થાને ચાલ્યો ગયો.

દેવાનુપ્રિયો! વૈરના વિપાક કેવા વિષમ છે! કર્મ કોઈને છોડતાં નથી. પ્રદ્યુમ્ન કુમાર મોક્ષગામી જીવ છે. છતાં છદિવસમાં કેવા કર્મનો ઉદય થયો! પ્રદ્યુમ્ન કુમારને મોટી શીલા નીચે દબાવી દીધો છે તેનું શું થશે ને રૂક્મણી જાગશે ત્યારે પુત્રને નહીં દેખે ત્યારે કેવો ઝુરાપો કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં ૨૯

**શ્રાવણ સુદ ૭ ને સોમવાર** **તા. ૨-૮-૭૬**

ત્રિલોકી નાથ એવા પ્રભુની શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. પ્રભુની વાણી કેવી છે? આપદાને છેદનારી, અને સંપદાને આપનારી છે. વીતરાગની વાણીમાં અનંતા હેતુ રહેલા છે. તીર્થંકરની વાણીમાં એટલું બધું સામર્થ્ય છે કે જો સાંભળતાં અપૂર્વભાવ આવે તો અનંત ભવના ભુક્કા ઉડી જાય છે. ને જન્મ-જરા અને મરણના ભયથી મુક્ત થવાય છે.

મહાબલ રાજા અને તેમના ૭ મિત્રોએ સંસાર છોડીને સંયમ લીધો. એક જ વખત વીતરાગ વાણીનું પાન કરીને મહાબલ રાજા ૭ મિત્રો સહિત અણુગાર બની ગયા. તેમને સમજાયું કે સંસાર સ્વાર્થનો ભરેલો છે. આચારાંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે-

"जेहिं वा सद्धिं संवसइ ते वा णं एगया नियगा तं पुव्विं परिहरन्ति सो वा ते नियगे पच्छा परिहरेज्जा, नालं ते तव ताणाए वा, सरणाए वा, तुमं पि तेसिं नालं ताणाए वा सरणाए वा।" આચા. સૂ.અ. ૨ ઉ-૧

હે આત્માઓ! તમે જેની સાથે વસ્યા છો. જેનું પાલન પોષણ કરીને મોટા કર્યા છે તેવા આત્માઓ વૃધ્ધાવસ્થા આવવા પર તે વૃધ્ધની નિંદા-અવગણના કરે છે અથવા તે વૃધ્ધ તે કુટુંબીઓની નિંદા કરવા લાગે છે. તે કુટુંબીજનો તને દુઃખથી બચાવવા અને શરણ આપવામાં સમર્થ થતા નથી અને તું પણ તેમને બચાવવા કે આશ્રય આપવામાં સમર્થ નથી. માટે સમજીને સંસારથી સરકી જાઓ. આ સંસારમાં તમારું માન ક્યાં સુધી?

તમને એક ન્યાય આપું. તમે ઘરમાં ભીંતે કેલેન્ડર ભરાવો છો ને ? તેમાંથી દરરોજ એકેક પાનું ફાડો છો. એની કિંમત ક્યાં સુધી ? જ્યાં સુધી તેનું છેલ્લું પાનું ન ફાટે ત્યાં સુધી. છેલ્લું પાનું ફાટયું એટલે કેલેન્ડર પૂરું બની ગયું તેથી એને ભીંત પરથી ઉતારી દીધું. ને બીજું કેલેન્ડર ભરાવી દીધું. બોલો, હવે કોનું માન ? તેમ તમે પણ સમજી લેજો કે આ સંસારમાં તમારું માન ક્યાં સુધી છે ? જ્યાં સુધી તમે કમાઈને લાવો છો આ શરીર ક્ષીણ થયું નથી, ઈન્દ્રિઓ જર્જરિત થઈ નથી ત્યાં સુધી. માટે સમજો, ને સંસારની મમતા છોડો.

હવે બીજી વાત કરું. માણુસ યુવાન છે પણ તેને ચેપી રોગ થયો છે. ત્યારે તેના માતા-પિતા, પત્ની અને પુત્રો બધા એમ વિચાર કરે છે કે આને ચેપી રોગ લાગુ પડયો છે. આપણે એની સેવા કરીશું તો આપણને ચેપ લાગશે માટે દવાખાને મૂકી આવો. બોલો, હવે તમને સમજાય છે કે આ સંસાર કેવો સ્વાર્થી છે!

**માનવ સુખડાના દૂર છે મિનારા, માતા-પિતા બંધુ કોઇ ના સહારા,**
**દુઃખના સમયે એ તો છોડી જનારા... માતા-પિતા...**
**પ્રપચોમાં ખોઇ દુર્લભ માનવ કાયા, મિથ્યા વાહવાહમાં તમે સૌ ફુલાયા,**
**દુર્ગતિમાં મળશે દુઃખદ ઉતારા.... માતા-પિતા...**

માતા-પિતા-પત્ની-પુત્રો આ બધું બહોળું કુટુંબ જોઈને માણુસ વિચાર કરે છે કે મારા જેવું સુખ કોઈને નથી. પણ જ્ઞાની કહે છે તને ક્યાં ખબર છે કે દુ:ખના સમયે તારું કોણુ સાચું સગું છે ? સુખ હોય ત્યારે સૌ સમીપમાં રહે છે ને દુ:ખના સમયે છોડીને દૂર ચાલ્યા જાય છે. એટલા માટે જ્ઞાની કહે છે કે મૃત્યુ અગર રોગાદિકના સમયે તને તારા સગાં કોઈ શરણભૂત થતાં નથી. કરેલા કર્મોના કટુ ફળ પોતાને ભોગવવા પડે છે. સંસારનો સબંધ આવો સ્વાર્થમય છે. આવું જે આત્માને સમજાયું તેવા મહાબલ તથા તેમના છ મિત્રોએ સંસારનો રાગ છોડી સંયમ ધારણુ કર્યો. સંયમ લઈને અગિયાર અંગનું જ્ઞાન મેળવ્યું. અને એક-બે-ત્રણુ ઉપવાસ કરતા ને ગુરૂનો વિનય વૈયાવચ્ચ કરતાં સંયમયાત્રાને વહન કરે છે. ત્યાં શું બને છે :-

**"तए णं तेसिं महब्बल पामोक्खाणं सत्तण्हं अणगाराणं अन्नया कयाइं एगयओ सहियाणं इमेयारुवे मिहोकहासमुल्लावे समुप्पज्जित्था जण्हं अम्हे देवाणुप्पिया एगे तवोकम्मं उवसंपज्जित्ताणं विहरइ, तण्णं अम्हेहिं सव्वेहिं तवोकम्मं उवसंपज्जित्ताणं विहरित्तए त्ति कट्टु अण्णमण्णस्स एयमट्ठं पडिसुणेन्ति।"**

એક દિવસ મહાબલ અણુગાર પ્રમુખ સાતે અણુગારો એક સ્થાને જઈને બેઠા હતાં. ત્યારે તેમને એક વિચાર સ્ફુર્યો. એટલે તેઓ અરસપરસ આ પ્રમાણે વાતચીત

કરવા લાગ્યા કે હે દેવાનુપ્રિયો ! આપણામાંથી ગમે તે વ્યક્તિ જે જાતનું તપકર્મ સ્વીકારીને પોતાના આત્માને ભાવિત કરે તે પ્રમાણે આપણે બધાએ કરવું.

મહાબલ અણુગારના છમિત્ર અણગારો મહાબલ અણગારને કહેવા લાગ્યા કે તમે તો અમારા વડીલ છો, પૂજનીક છો. તમારા નિમિત્તથી અમે વૈરાગ્ય પામ્યા ને દીક્ષા લીધી છે તો અહીં પણ તમે જેમ કહેશો તેમ જ અમે કરીશું. આપ જે પ્રમાણે તપ કરશો એ પ્રમાણે અમે કરીશું. એમ નક્કી કરીને છએ અણગારો મહાબલ અણુગારને અનુસરે છે. એટલે તે જેમ કહે છે તેમ કરે છે. અને તેમનો ખૂબ વિનય કરે છે. છ એ સંતો ખૂબ વિનયવાન અને સરળ હતા. એટલે મહાબલ અણુગારની વાત સ્વીકારી આનંદપૂર્વક તપ અને સંયમ દ્વારા આત્માને ભાવિત કરતાં સરખી સાધના કરવા લાગ્યા. ભગવાન કહે છે હે જીવ ! તારે તરવું હોયને બીજાને તારવા હોય તો તારે તારા જીવનમાં વિનય, નમ્રતા, સરળતા આદિ ગુણો કેળવવા પડશે. તારામાં ગુણ હશે તો બીજાને પણ તું સુધારી શકીશ.

એક શેઠ-શેઠાણી ખૂબ ધર્મીષ્ઠ અને શ્રાવકના ગુણથી શોભતા છે. તેને એક દીકરી છે તે પણ તેવી ધર્મીષ્ઠ છે. દીકરી મોટી થતાં શેઠને વિચાર આવે છે કે ધર્મીષ્ઠ ઘર હોય ત્યાં મારી દીકરી પરણાવીશ. શેઠ-શેઠાણી પોતાની લાડકવાયી, સૌંદર્યવાન, ધર્મની અનુરાગી અને સંસ્કારી પુત્રીના સગપણ માટે મુરતીયાની તપાસ કરે છે. સાથે મુરતીયામાં ને તેના કુટુંબમાં ધર્મનો વારસો કેવો છે તેની ઝીણવટથી તપાસ કરે છે. દીકરી ગુણીયલ ને વિનયવંતી છે. ધર્મીષ્ઠ મુરતીયો મળતો નથી તેથી મા-બાપની ચિંતા વધતી જાય છે.

આ તરફ એવું બન્યું કે કોઈ અન્ય ધર્મી યુવાને આ શેઠની પુત્રીને જોઈ. એટલે તેને એમ થયું કે આ છોકરીની સાથે જો મારા લગ્ન થાય તો મારો જન્મારો સફળ થાય. એણે આસપાસમાંથી સમાચાર મેળવ્યા કે આ છોકરી કુંવારી છે કે લગ્ન થએલાં છે ? ત્યારે ખબર પડી કે છોકરી કુંવારી છે. તેના મા-બાપ મુરતીયો શોધે છે. પણ અન્યધર્મીને તો કોઈ કાળે પોતાની પુત્રીને દેવા ઈચ્છતાં નથી. અન્યધર્મીના તે કટ્ટર વિરોધી છે. આ વાત જાણીને યુવાન નિરાશ થયો. પણ બીજી ક્ષણે વિચાર કર્યો કે નિરાશ થવાની જરૂર નથી જો તારે એની સાથે લગ્ન કરવાં હોય તો જૈન ધર્મી બની જા.

બંધુઓ ! માણસને જ્યારે કોઈ પણ વસ્તુ કે વ્યક્તિ પ્રત્યેનો પ્રેમ જાગે છે ત્યારે તેને મેળવવાનો તેના દિલમાં તલસાટ જાગે છે. અને તે પોતાના ઈષ્ટને પ્રાપ્ત કરવા માટે કઠીનમાં કઠીન કાર્ય કરવા માટે પ્રેરાય છે, જુઓ, ઈલાચીકુમાર જૈન નગર શેઠનો પુત્ર હતો. પણ તેને નટડી પ્રત્યે પ્રેમ જાગ્યો તો નટની વિદ્યા શીખીને

નાટ્યકળામાં પ્રવીણ બન્યો ને ? તેમ આ યુવાનના દિલમાં પણ આ જૈનશેઠની પુત્રીને પરણવાના કોડ જાગ્યા. એટલે તેને પરણવા ખાતર જૈન ધર્મી બન્યો. સામાયિક-પ્રતિક્રમણ, છકાયના બોલ, નવતત્ત્વ, ભક્તામર આદિ બધું થોડા સમયમાં શીખી ગયો. અને દરરોજ ઉપાશ્રયમાં આવીને સામાયિક કરે, બે વખત પ્રતિક્રમણ કરવા જાય, સંત હોય તો વ્યાખ્યાન સાંભળવા જાય અને ધર્મના જાણકાર જૈનોની સાથે પ્રશ્ન ચર્ચા કરતો. સંતોની સાથે પણ ધર્મની ચર્ચા કરતો હતો. આઠમ-પાખીના પૌષધ કરવા લાગ્યો. આ રીતે તેણે પોતે જૈનધર્મી છે ને સારો સંસ્કારી ધર્મના રંગેરંગાયેલો યુવાન છે તેવી તેની સારી છાપ પાડી. લોકોના મનમાં પણ થઈ ગયું કે આ યુવાન છોકરો કેટલો ધર્મીષ્ઠ છે! દુનિયામાં અસલી ચીજ કરતાં નકલી ચીજની ચમક વધારે હોય છે, તમે કહો છો ને કે

**નમન નમન મેં ફેર હૈ, બહોત નમે નાદાન,**
**દગલબાજ દોઢા નમે, ચિત્તો ચોર કમાન**

આ રીતે પેલો છોકરો જૈન ન હોવા છતાં જૈન કરતાં પણ વધુ ધર્મ કરવા લાગ્યો. આ તો કન્યા પરણવાનો રંગ છે કંઈ અંતરંગ ધર્મ નથી. આ છોકરાને રોજ ઉપાશ્રયે આવીને આ રીતે ધર્મ કરતો જોઈને છોકરીના માતા પિતાના મનમાં થયું કે આ કોઈ અજાણ્યો યુવાન છે પણ ધર્મના રંગે ખૂબ રંગાયેલો છે ને વહેપારમાં પણ હોંશિયાર છે. પણ એ કોણ છે? ક્યાંનો છે તેની તપાસ કરીને આપણી પુત્રીનું સગપણ કરીએ. જુઓ, શેઠને પોતાની પુત્રી માટે ધર્મીષ્ઠ યુવાનને જોઈ તેમનું દિલ તેના પ્રત્યે આકર્ષાયું. પણ મારા બંધુઓ! બોલો, તમને કેવો મુરતીયો ગમે? તમને તો ફોરેનરીટન મુરતીયો ગમે છે. ફોરેનરીટન જમાઈ મળી જાય તો તમારા હર્ષનો પાર નથી રહેતો. પછી ભલે ને તેના જીવનમાં ધર્મનું નામ નિશાન ન હોય! અરે, નવકારમંત્ર પણ આવડતા ન હોય! પોતે તો હરખાય પણ એનો હરખ કરવા સાધુ પાસે લઇને આવે છે. ને જમાઈના ગુણ ગાતાં થાકતો નથી. (હસાહસ). આટલા સાધુના ગુણ ગાઓ તો તમારું કલ્યાણ થાય.

આ જૈન ધર્મી શેઠે પેલા યુવાનને બોલાવીને તેનું ગામ, નામ-ઠામ વિગેરે પૂછ્યું. બે દિવસ પોતાને ઘેર રાખીને પરીક્ષા કરી. દરેક રીતે શેઠને છોકરો પસંદ પડયો એટલે ટૂંક સમયમાં પેલા યુવાન સાથે પોતાની પુત્રીના લગ્ન કર્યાં. પરણાવીને સાસરે વળાવી. ત્યાં તો રાત્રીભોજન થતું, કાંદાને બટાકા તો છીંકામાં ભરેલા હોય ? આ બધું જોઈને છોકરી તો વિચારમાં પડી ગઈ. આ શું ? દઢ ધર્મી જોઈને મને મારા માતા-પિતાએ પરણાવી. પણ છોકરાએ માત્ર પરણવા માટે જૈન ધર્મપાલનનો ઢોંગ કર્યો હશે! છોકરી ખૂબ ડાહી ને વિવેકી હતી એટલે વિચાર કર્યો કે મારા

પૂર્વના ઋણાનુબંધે મને અહીં મોકલી છે. તેને માટે હર્ષ કે શોક શું કરવો ? પણ એક વાત નક્કી છે કે મારું ગમે તેમ થશે પણ હું મારો ધર્મ નહિ છોડું.

છોકરી દરરોજ પોતાનો નિત્ય નિયમ સામાયિક-પ્રતિક્રમણ, રાત્રીભોજનનો ત્યાગ વિગેરે કરવા લાગી. થોડા દિવસ તો સાસુ કંઈ બોલ્યા નહિ પણ પછી કહ્યું કે વહુ! તમે મારે ઘેર પરણીને આવ્યા છો તો અમારો ધર્મ સ્વીકારો. વહુ સાસુજીની વાત પ્રેમથી સાંભળતી ખરી પણ એ તો પોતાના ધર્મક્રિયામાં રક્ત રહેતી. ઘણી વખત સાસુ-જેઠાણી, નણંદ બધા ન કહેવાનાં શબ્દો કહી દેતાં કે મોટી ધર્મની પૂંછડી આવી છે. આ તે શું ધર્મ કહેવાય ? છતાં ખૂબ સમતા ભાવે સહન કરી લેતી હતી ને મનમાં વિચાર કરતી હતી કે હે પ્રભુ! જે ધર્મમાં ઈન્દ્રિઓ ઉપર કાબૂ મેળવવા તપ-ત્યાગ અને સંયમનું વિધાન નથી, જન્મ-જરા અને મરણના દુઃખથી મુક્ત થઈને મોક્ષ મેળવવાનું લક્ષ નથી ત્યાં સાચો ધર્મ નથી, જ્યાં શીલ-સદાચાર સાથે દુશ્મનાવટ છે, જ્યાં દયા અને દાનની ઠેકડી ઉડાડવામાં આવે છે, જ્યાં પાપનો ડર નથી, શુધ્ધ પવિત્ર વીતરાગ પ્રભુની ઉપાસના નથી. ત્યાગી ગુરૂઓની પૂજા નથી, પવિત્ર આચાર-વિચાર નથી ત્યાં કદી ધર્મ હોઈ શકે નહિ.

બંધુઓ! ધર્મ એ કોઈ બહારની ચીજ નથી. પણ ધર્મ એ આત્માની ચીજ છે આત્માનો ધર્મ બહાર નથી પણ અંદર છે. જેનું હૃદય સરળ, ચિત્ત નિર્મળ, વિચારો ઉચ્ચ અને પવિત્ર હોય ત્યાં ધર્મ છે. ધર્મક્રિયાઓ વિચાર અને વર્તનને સુધારવા માટે છે. જે મનુષ્યના વિચાર અને વર્તનથી જગતના જીવોને સંતોષ, અભય અને શાંતિ મળે ત્યાં સાચો ધર્મ છે. જે ધર્મમાં માંસ-ઇંડા-દારૂનો નિષેધ નથી, પરસ્ત્રીનો ત્યાગ નથી, શિકાર ને જુગાર ઉપર પ્રતિબંધ નથી, ભક્ષ્યાભક્ષ્યનો વિવેક નથી, દયા-દાન-તપ ત્યાગ અને બ્રહ્મચર્યનું સચોટ વિધાન નથી, મોક્ષનું કોઈ ધ્યેય નથી, સત્ય તત્ત્વોનું પ્રતિપાદન નથી ત્યાં સત્યધર્મના દર્શન ક્યાંથી થઈ શકે? સગવડીયો અને કષ્ટ વગરનો, તપ-ત્યાગ અને વ્રત નિયમ વિનાનો ધર્મ કોને ન ગમે? બોલો, તમને પણ એવો ધર્મ ગમે ને? પણ એટલું જરૂર યાદ રાખજો કે જેમ નકલી દવાથી રોગ ન મટે તેમ નકલી ધર્મથી ભવરોગ ન મટે. ધર્મ તો ભવરોગને નાબુદ કરનારું રામબાણ ઔષધ છે. નકલી દવા ખાવાથી રોગ મટે નહિ પણ વધે છે તેમ નકલી ધર્મરૂપી ઔષધીનું સેવન કરવાથી પણ ભવરોગ વધે છે.

પેલી સંસ્કારી વહુને પોતાના નિર્વદ્ય અનુષ્ઠાનો છોડીને સાવદ્યમાં જવાનું ગમતું નથી. જે અસલ હીરાને પિછાણે તેને નકલી ઝગમગતો કાચનો ટુકડો ગમે ખરો! ન ગમે. પણ પોતાનો ધર્મ સાચવવા સમતાભાવે બધું સહન કરે છે. છેવટમાં વહુને ખૂબ કષ્ટ પડયું. આકરી કસોટી કરી પણ વહુ ધર્મથી ચલિત ના થઈ.

સમતાભાવે સહન કરતા છેવટે સત્યનો જય થયો. અગ્નિથી જેમ સોનું કસાય તેમ તેની કિંમત થાય તેમ વહુ અગ્નિ પરીક્ષામાંથી પાસ થતાં સૌના મસ્તક નમી ગયા. પછી સાસુએ પૂછયું-બેટા! આવું તત્ત્વજ્ઞાન તને કોણે આપ્યું ? ત્યારે વહુએ કહ્યું-બા એ તો મારા ગુરૂદેવનો પ્રતાપ છે. જેઓ પાંચ મહાવ્રતના ધરણહાર, કંચન-કામિની-કીર્તી અને કાયાના રાગના ત્યાગી છે તેમણે મને આ તત્ત્વ સમજાવ્યું છે. ને ધર્મના સંસ્કાર આપ્યા છે. તેમના પ્રતાપે હું આટલી ધર્મમાં મક્કમ રહી શકી છું. સાસુને વહુએ ધર્મ પમાડયો એટલે કહે છે બેટા ! હવે મને તારા ગુરૂ પાસે લઈ જા. ત્યાં જઈને ધર્મનો ઉપદેશ સાંભળી મારું માનવ જીવન સફળ બનાવું. પછી તો એના પતિ, સસરા, જેઠાણી બધા જૈન ધર્મ પામી ગયા. ધર્મના રંગે રંગાયેલી એક બાળાએ સારાયે કુટુંબના હૃદયનો પલટો કરાવી જૈન ધર્મ પમાડયો.

બંધુઓ! તમે પણ તમારા સંતાનોમાં આવા સંસ્કારનું સિંચન કરજો. તો તે ભવિષ્યમાં બીજા જીવોને ધર્મ પમાડશે. ઘરઘરમાં આવા ધર્મના સંસ્કારો અને શ્રધ્ધા હોય તો હું માનું છું કે જૈન શાસન કેટલું ઉજ્જવળ બને!

મહાબલ આદિ સાત રાજાઓએ ભવના ફેરા ટાળવા દીક્ષા લીધી છે. તેઓ શુધ્ધ ચારિત્રનું પાલન કરે છે. તેમણે નક્કી કર્યું કે આપણે બધાએ તપ આદિ ક્રિયાઓ સરખી સાથે કરવી એટલે " पडिसुणित्ता बहूहिं चउत्थ जाव विहरंति।" એકબીજા સાથે જ એક ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ આદિ તપશ્ચર્યા સાથે કરવા લાગ્યા. तए णं से महब्बले अणगारे इमेणं कारणेणं इत्थिनामगोयं कम्मं निव्वत्तिसुं।" મહાબલ અણગારે જેના કારણે સ્ત્રીનામકર્મનું ઉપાર્જન કર્યું તે વાત આગળ આવશે.

અહીં શું બન્યું ? મહાબલ અણગારે પોતાના છએ મિત્રોની સાથે સરખો તપ વિગેરે કરવાનું નક્કી કર્યું. પછી તેમના મનમાં એવો વિચાર ઉદ્ભવ્યો કે હું સંસારમાં મોટો હતો ને અહીં પણ બધાથી મોટો છું, તો હવે અમે અહીં બધી સરખી ક્રિયા કરીશું તો અમે બધા સરખા થઈ જઈશું. તો પછી મારું મોટાપણું ક્યાં રહેશે ? એવું મનમાં માન આવ્યું. માન માયાને ખેંચી લાવે છે એટલે માન માયા કરાવે છે. માનથી ભલભલા પુરૂષોને કેવળજ્ઞાન થતાં અટકી ગયું છે. ભરત અને બાહુબલી વચ્ચે બાર બાર વર્ષો સુધી યુધ્ધ ચાલ્યું શસ્ત્રયુધ્ધ, દૃષ્ટિયુધ્ધ, વાક્યુધ્ધ, મુષ્ટિયુધ્ધ આદિ અનેક પ્રકારનું યુધ્ધ ચાલ્યું. બાર વર્ષ સુધી કોઈનો જય કે પરાજય થયો નહિ. તે યુધ્ધને અટકાવવા દેવોને નીચે ઉતરવું પડયું. છેલ્લે બાહુબલીજીએ ભરતને મારવા મુષ્ટિ ઉગામી અને એમના વિચારે વળાંક લીધો કે હું કોને મારું છું ? મારો ભાઈ જ મરાશે ને ? ભાઈને મારવા ઉગામેલી મુઠ્ઠી દ્વારા પંચમુષ્ટિ લોચ કર્યો ને દીક્ષા લીધી. પણ ભગવાન ઋષભદેવ પાસે ન ગયા. જંગલમાં એકલા

રહી અઘોર તપ કરવા લાગ્યા. જેના પિતા તીર્થંકર હોય તે એકલા શા માટે રહે? પણ બાહુબલિજી એકલા રહ્યા તેનું કારણ શું?

બાહુબલિએ દીક્ષા લઈને વિચાર કર્યો કે જો હું ભગવાનની પાસે જઈશ તો મારા ૯૮ ભાઈઓએ મારા પહેલાં દીક્ષા લીધી છે એટલે મારે તેમને વંદન કરવા પડશે. હું મોટો ને નાના ભાઈઓને પગે લાગું? એના કરતાં મને કેવળજ્ઞાન થાય પછી ભગવાન પાસે જાઉં તો મારે વંદન કરવા પડે નહિ. પણ એમ કેવળજ્ઞાન સસ્તું પડયું છે? રાજ્યવૈભવનો મોહ છૂટયો પણ એક માનનો કાંટો ન ગયો ત્યાં સુધી બાહુબલિને કેવળજ્ઞાન ન થયું. એમણે એવો વિચાર ન કર્યો કે મારા ભાઈઓ કેવા પવિત્ર છે કે રાજ્યનો મોહ છોડીને મારાથી પહેલાં દીક્ષા લીધી છે. વળી મારા પિતા સર્વજ્ઞ ભગવંત ઋષભદેવસ્વામી છે. ત્યાં જાઉં તો મને તેમના પવિત્ર દર્શન થશે. આવા પવિત્ર સંતોના દર્શન કરતાં મારા કર્મોની ક્રોડો ખપી જશે. પણ અંદર બેઠેલા માનના થાંભલાએ આવો વિચાર આવવા દીધો નહિ. તેમણે કેવો ઉગ્ર તપ કર્યો. એ તો તમે સહુ જાણો છો? એટલે વિશેષ નથી કહેતી. છેવટે બ્રાહ્મી-સુંદરી બે બહેનડીઓએ બાહુબલિને જગાડયા. અંદરથી માન ગયું ને ભગવાનને વંદન કરવા પગ ઉપાડયો ત્યાં કેવળજ્ઞાન પ્રગટ થયું. ટૂંકમાં માન આત્માનો મોટો શત્રુ છે માટે જ્ઞાની કહે છે કે माण मद्दवया जिणे। માનને નમ્રતાથી જીતો. માન જાય તો આત્મામાં નમ્રતા આવે છે. નમ્રતા એ મહાન ગુણ છે.

મહાબલ અણુગારના મનમાં પણ માન આવ્યું. એ માનના કારણે કેવી માયા કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "પ્રદ્યુમ્ન કુંવર આકરી કસોટીમાં" :** પ્રદ્યુમ્નકુમારને દેવ ઉપાડીને પર્વત ઉપર લઈ ગયો. ને તેના ઉપર મોટી શીલા મૂકીને બોલ્યો, પાપી! તારા કર્મનું ફળ તું ભોગવજે. તું મારી પત્નીને ઉપાડી ગયો હતો તેથી હું તને ઉપાડીને લાવ્યો. અહીં તારી સાર સંભાળ લેનાર કોણ છે? આ શીલા નીચે ચગદાઈને તું મરી જઈશ. એમ તેના ઉપર રોષ ઠાલવીને પોતે માર્યો નહિ પણ મરી જાય તેવું કામ કરીને ચાલ્યો ગયો. આ કર્મરાજા કોઈને છોડે તેમ નથી.

એક તરફ જે કુમારનો જન્મ મહોત્સવ ચાલી રહ્યો છે તે કુમારની હવે કેવી દુર્દશા કરી? જેના જન્મથી દ્વારકા નગરીમાં અદ્ભૂત આનંદ છવાયો હતો. અરે! જન્મની વાત તો પછી પણ એ ગર્ભમાં આવ્યો ત્યારથી દ્વારકા નગરીમાં આનંદ આનંદ હતો. મહાન પુરૂષો માતાના ગર્ભમાં આવે છે ત્યારથી તેનો પ્રભાવ પડે છે. પણ જન્મ પછી છ દિવસમાં કર્મરાજાએ જુદું સર્જ્યું. પણ જેની પુન્નાઈ જીવતી ને જાગતી છે તેને કોઈ કાંઈ કરી શકતું નથી.

"જેના પુણ્ય પાધરા હોય તેને દુશ્મન પણ શું કરી શકે ?"

પૂર્વ કર્મના ઉદયથી એને માતાનો વિયોગ પડયો. પણ એનાં પુણ્ય પ્રબળ હતા એટલે વૈરી દેવે તેના ઉપર મોટી શીલા મૂકી છતાં તેના શરીરને કંઈ નુકશાન થયું નહિ. જેમ વીસ વર્ષના યુવાનની છાતી ઉપર પાશેર વજનનું રમકડું મૂકે તો તેને વજન લાગે ? ન લાગે. તેમ આ પ્રદ્યુમ્નકુમારની છાતી ઉપર દેવે સોળ ગજની લાંબી શીલા મૂકી પણ તેને કંઈ અસર ન થઈ. એ હાથ-પગ હલાવે છે એટલે શીલા હાલે છે. કુમાર પોતાના હાથનો અંગુઠો મોઢામાં લઇ ને ચૂસી રહ્યો છે.

બીજી તરફ રૂક્ષ્મણીને પુત્રનો જન્મ થયો ને મને પુત્રનો જન્મ થયો નહિ તેનો સત્યભામા અફસોસ કરતી હતી. પ્રદ્યુમ્નકુમારના જન્મ પછી છઠ્ઠે દિવસે તેણે પણ એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્ર પણ તેજસ્વી હતો. તેનું નામ ભાનુકુમાર પાડવામાં આવ્યું. પ્રદ્યુમ્નકુમાર પોતાનો અંગુઠો ચૂસે છે. હવે ત્યાં કોણ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૩૦

**શ્રાવણ સુદ ૮ ને મંગળવાર** **તા. ૩-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતકરૂણાના સાગર, જ્ઞાન રૂપી દિવ્ય ચક્ષુના દેનાર ભગવંત ફરમાવે છે કે હે ભવ્ય જીવો ! આ સંસાર શું છે ? સંસાર એક મોટો સાગર છે. એ એવો ભયાનક છે કે જેમાં મોહ-માયા-રાગ-દ્વેષ અને વિષય વિકારના જબ્બર મોજાં ઉછળી રહ્યા છે. તેમાંથી પસાર થવા માટે આ માનવ જીવનની મહત્તા છે. સંસાર સમુદ્રને તરવા માટે મનુષ્ય ભવ સિવાય બીજું કોઈ સ્થાન નથી. સ્વર્ગ-મોક્ષ અને નરકની ટિકિટ મનુષ્ય ભવમાં મળે છે. તમારે ક્યાંની ટિકિટ લેવી છે ? (શ્રોતામાંથી અવાજ : મોક્ષની.) જો મોક્ષની ટિકિટ જોઈતી હોય તો વિષયોનો રાગ છોડો. વૈરાગ્ય ભાવ લાવો ને વૈરાગીમાંથી ત્યાગી બનવાનો પુરૂષાર્થ કરો.

બંધુઓ ! મોક્ષમાં જવા માટે ફર્સ્ટ કલાસ એરકંડીશન ટિકિટ હોય તો ચારિત્ર છે. જો ચારિત્ર લેવાની તાકાત ન હોય તો સંપૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈલો. બાર વ્રત અંગીકાર કરી લો. બ્રહ્મચર્ય પાળવામાં પૈસાની જરૂર નથી. શારીરિક શક્તિની જરૂર નથી. પણ ઈન્દ્રિયો ઉપર કંટ્રોલ લાવવાની જરૂર છે. તપશ્ચર્યાથી હજુ શરીર નબળું પડે છે પણ બ્રહ્મચર્ય પાળવાથી તો શરીરનું બળ વધે છે. બ્રહ્મચર્ય કોને કહેવાય ? અન્ય ધર્મોમાં પણ કહ્યું છે કે :

कायेन मनसा वाचा, सर्वावस्थासु सर्वदा ।
सर्वत्र मैथुन त्यागो, ब्रह्मचर्यं प्रचक्षते ॥ યાજ્ઞવલ્કય સ્મૃતિ

શરીર, મન અને વચનથી સર્વ અવસ્થાઓમાં સર્વદા અને સર્વત્ર મૈથુન ત્યાગને બ્રહ્મચર્ય કહે છે. બ્રહ્મચર્ય એ જીવન છે. અને વીર્યહાનિ એ મૃત્યુ છે. વેદમાં પણ કહ્યું છે કે "तपो वै ब्रह्मचर्यम् ।" બ્રહ્મચર્ય એ તપ છે. દરેક ધર્મમાં બ્રહ્મચર્યની મહત્તા બતાવી છે. તમે રોજ ઉપાશ્રયે આવો છો, સાધુ–સાધ્વીને વંદન કરો છો ત્યારે તમને એવા ભાવ આવે છે કે હવે હું આમના જેવો સંયમી બનું ! સંસાર સુખની હવે મને ભૂખ નથી. જેના શરણે જાઉં છું તેના જેવો બનું. બોલો, એવા ભાવ આવે છે ? (હસાહસ) વાણીયાના દીકરા પાકા હોય. કદી મગનું નામ મરી ન પાડે. તમને આવા ભાવ નથી આવતા એનું કારણ એ છે કે ત્યાગની ભૂમિમાં સંસારના રંગરાગ ભેગાં લઈને આવો છો. જ્યારે તમારા સંસારના કોઈ પોગ્રામ કે પાર્ટી ગોઠવો છો ત્યારે ત્યાં ધર્મની વાતો કરો છો ? 'ના'. ત્યાં તો સંસારની વાત હોય. તો ત્યાગની ભૂમિમાં સંસાર શા માટે હોવો જોઈએ ? અહીં સંસારનો ગંદવાડ ન હોવો જોઈએ. પહેરવાના કપડાં સ્વચ્છ ગમે છે, શરીર સ્વચ્છ ગમે છે, જમવાનું ભાણું સ્વચ્છ ગમે છે, બેસવાની જગ્યા પણ સ્વચ્છ ગમે છે. તો એક આત્મા મેલો ગમે છે ? વર્ષોથી ધર્મ કરો છો. ધર્મના પુસ્તકો વાંચો છો પણ ધર્મના સ્વરૂપને સમજ્યા નથી. જ્યારે વીતરાગ શાસન પ્રિય લાગશે. ત્યારે સંસાર ખારો લાગશે. સંસારના ભૌતિક સુખ જીવને દુર્ગતિમાં લઈ જાય છે.

"સાચું સુખ ક્યાં છે ? धम्मारामेचरे भिक्खू ।" આરંભ વગરના ધર્મરૂપી બગીચામાં વિચરવું. પબ્લીક અને પ્રાઈવેટ બગીચાની જેમ અંતરનો પણ એક બગીચો છે. તે ધર્મરૂપી બગીચામાં આત્માને અપૂર્વ શાંતિનો અનુભવ થાય છે. એમાં નથી ધાંધલ કે ધમાલ ! ત્યાં તો શાંતી રૂપી શીતળ હવા લહેરાતી હોય છે. જ્યાં કોઈની નિંદા કુથલી કરવાની કે સાંભળવાની હોતી નથી.

એક વખત એક રાજા ધર્મરૂપી બગીચામાં બેઠા હતા. તે વખતે એમને ચલિત કરવા માટે એક માણુસ આવ્યો ને કહેવા લાગ્યો કે હે રાજન્ ! તમારી નગરીમાં આગ લાગી છે. ત્યારે રાજાએ શું જવાબ આપ્યો. મારી નગરી તો અંદર છે અને તે શાંત ને શીતળ છે. એને વળી આગ કેવી ? બીજી વાર માણુસે આવીને કહ્યું. કે તમારા ખજાના લૂંટાઈ ગયા. ત્યારે રાજાએ કહ્યું કે મારા આત્મિક ખજાના સહી સલામત ને ભરપૂર છે. ત્રીજી વાર માણુસે આવીને કહ્યું કે રાજન્ ! જલ્દી ઉઠો. શત્રુઓ ચઢી આવ્યા છે. ત્યારે પણ રાજાએ ખૂબ શાંતિથી જવાબ આપ્યો કે હું તો અજાતશત્રુ છું. મારો કોઈ દુશ્મન નથી તો પછી ચઢાઈ કોણ કરવાનું છે ? આમ આ રાજા

"જેના પુણ્ય પાધરા હોય તેને દુશ્મન પણ શું કરી શકે?"

પૂર્વ કર્મના ઉદયથી એને માતાનો વિયોગ પડયો. પણ એનાં પુણ્ય પ્રબળ હતા એટલે વૈરી દેવે તેના ઉપર મોટી શીલા મૂકી છતાં તેના શરીરને કંઈ નુકશાન થયું નહિ. જેમ વીસ વર્ષના યુવાનની છાતી ઉપર પાશેર વજનનું રમકડું મૂકે તો તેને વજન લાગે? ન લાગે. તેમ આ પ્રદ્યુમ્નકુમારની છાતી ઉપર દેવે સોળ ગજની લાંબી શીલા મૂકી પણ તેને કંઈ અસર ન થઈ. એ હાથ-પગ હલાવે છે એટલે શીલા હાલે છે. કુમાર પોતાના હાથનો અંગુઠો મોઢામાં લઇ ને ચૂસી રહ્યો છે.

બીજી તરફ રૂક્ષ્મણીને પુત્રનો જન્મ થયો ને મને પુત્રનો જન્મ થયો નહિ તેનો સત્યભામા અફસોસ કરતી હતી. પ્રદ્યુમ્નકુમારના જન્મ પછી છઠ્ઠે દિવસે તેણે પણ એક પુત્રને જન્મ આપ્યો. તે પુત્ર પણ તેજસ્વી હતો. તેનું નામ ભાનુકુમાર પાડવામાં આવ્યું. પ્રદ્યુમ્નકુમાર પોતાનો અંગુઠો ચૂસે છે. હવે ત્યાં કોણ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૩૦

**શ્રાવણ સુદ ૮ ને મંગળવાર** **તા. ૩-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંતકરૂણાના સાગર, જ્ઞાન રૂપી દિવ્ય ચક્ષુના દેનાર ભગવંત ફરમાવે છે કે હે ભવ્ય જીવો! આ સંસાર શું છે? સંસાર એક મોટો સાગર છે. એ એવો ભયાનક છે કે જેમાં મોહ-માયા-રાગ-દ્વેષ અને વિષય વિકારના જબ્બર મોજાં ઉછળી રહ્યા છે. તેમાંથી પસાર થવા માટે આ માનવ જીવનની મહત્તા છે. સંસાર સમુદ્રને તરવા માટે મનુષ્ય ભવ સિવાય બીજું કોઈ સ્થાન નથી. સ્વર્ગ-મોક્ષ અને નરકની ટિકિટ મનુષ્ય ભવમાં મળે છે. તમારે ક્યાંની ટિકિટ લેવી છે? (શ્રોતામાંથી અવાજ: મોક્ષની.) જો મોક્ષની ટિકિટ જોઈતી હોય તો વિષયોનો રાગ છોડો. વૈરાગ્ય ભાવ લાવો ને વૈરાગીમાંથી ત્યાગી બનવાનો પુરૂષાર્થ કરો.

બંધુઓ! મોક્ષમાં જવા માટે ફર્સ્ટ કલાસ એરકંડીશન ટિકિટ હોય તો ચારિત્ર છે. જો ચારિત્ર લેવાની તાકાત ન હોય તો સંપૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈ લો. બાર વ્રત અંગીકાર કરી લો. બ્રહ્મચર્ય પાળવામાં પૈસાની જરૂર નથી. શારીરિક શક્તિની જરૂર નથી. પણ ઈન્દ્રિયો ઉપર કંટ્રોલ લાવવાની જરૂર છે. તપશ્ચર્યાથી હજુ શરીર નબળું પડે છે પણ બ્રહ્મચર્ય પાળવાથી તો શરીરનું બળ વધે છે. બ્રહ્મચર્ય કોને કહેવાય? અન્ય ધર્મોમાં પણ કહ્યું છે કે:

कायेन मनसा वाचा, सर्वावस्थासु सर्वदा ।
सर्वत्र मैथुन त्यागो, ब्रह्मचर्यं प्रचक्षते ।। યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ

શરીર, મન અને વચનથી સર્વ અવસ્થાઓમાં સર્વદા અને સર્વત્ર મૈથુન ત્યાગને બ્રહ્મચર્ય કહે છે. બ્રહ્મચર્ય એ જીવન છે. અને વીર્યહાનિ એ મૃત્યુ છે. વેદમાં પણ કહ્યું છે કે "तपो वै ब्रह्मचर्यम् ।" બ્રહ્મચર્ય એ તપ છે. દરેક ધર્મમાં બ્રહ્મચર્યની મહત્તા બતાવી છે. તમે રોજ ઉપાશ્રયે આવો છો, સાધુ-સાધ્વીને વંદન કરો છો ત્યારે તમને એવા ભાવ આવે છે કે હવે હું આમના જેવો સંયમી બનું ! સંસાર સુખની હવે મને ભૂખ નથી. જેના શરણે જાઉં છું તેના જેવો બનું. બોલો, એવા ભાવ આવે છે ? (હસાહસ) વાણીયાના દીકરા પાકા હોય. કદી મગનું નામ મરી ન પાડે. તમને આવા ભાવ નથી આવતા એનું કારણ એ છે કે ત્યાગની ભૂમિમાં સંસારના રંગરાગ ભેગાં લઈને આવો છો. જ્યારે તમારા સંસારના કોઈ પોગ્રામ કે પાર્ટી ગોઠવો છો ત્યારે ત્યાં ધર્મની વાતો કરો છો ? 'ના'. ત્યાં તો સંસારની વાત હોય. તો ત્યાગની ભૂમિમાં સંસાર શા માટે હોવો જોઈએ ? અહીં સંસારનો ગંદવાડ ન હોવો જોઈએ. પહેરવાના કપડાં સ્વચ્છ ગમે છે, શરીર સ્વચ્છ ગમે છે, જમવાનું ભાણું સ્વચ્છ ગમે છે, બેસવાની જગ્યા પણ સ્વચ્છ ગમે છે. તો એક આત્મા મેલો ગમે છે ? વર્ષોથી ધર્મ કરો છો. ધર્મના પુસ્તકો વાંચો છો પણ ધર્મના સ્વરૂપને સમજ્યા નથી. જ્યારે વીતરાગ શાસન પ્રિય લાગશે. ત્યારે સંસાર ખારો લાગશે. સંસારના ભૌતિક સુખ જીવને દુર્ગતિમાં લઈ જાય છે.

"સાચું સુખ ક્યાં છે ? धम्मारामेचरे भिक्खू ।" આરંભ વગરના ધર્મરૂપી બગીચામાં વિચરવું. પબ્લીક અને પ્રાઈવેટ બગીચાની જેમ અંતરનો પણ એક બગીચો છે. તે ધર્મરૂપી બગીચામાં આત્માને અપૂર્વ શાંતિનો અનુભવ થાય છે. એમાં નથી ધાંધલ કે ધમાલ ! ત્યાં તો શાંતી રૂપી શીતળ હવા લહેરાતી હોય છે. જ્યાં કોઈની નિંદા કુથલી કરવાની કે સાંભળવાની હોતી નથી.

એક વખત એક રાજા ધર્મરૂપી બગીચામાં બેઠા હતા. તે વખતે એમને ચલિત કરવા માટે એક માણસ આવ્યો ને કહેવા લાગ્યો કે હે રાજન્ ! તમારી નગરીમાં આગ લાગી છે. ત્યારે રાજાએ શું જવાબ આપ્યો. મારી નગરી તો અંદર છે અને તે શાંત ને શીતળ છે. એને વળી આગ કેવી ? બીજી વાર માણસે આવીને કહ્યું. કે તમારા ખજાના લૂંટાઈ ગયા. ત્યારે રાજાએ કહ્યું કે મારા આત્મિક ખજાના સહી સલામત ને ભરપૂર છે. ત્રીજી વાર માણસે આવીને કહ્યું હે રાજન્ ! જલ્દી ઉઠો. શત્રુઓ ચઢી આવ્યા છે. ત્યારે પણ રાજાએ ખૂબ શાંતિથી જવાબ આપ્યો કે હું તો અજાતશત્રુ છું. મારો કોઈ દુશ્મન નથી તો પછી ચઢાઈ કોણ કરવાનું છે ? આમ આ રાજા

કોઈ પણ રીતે આત્મભાવથી ચલિત થયા નહિ. કારણકે તેમનો આત્મા ધર્મરૂપી બગીચામાં બેઠો હતો. ચલિત કરવા આવનાર છેવટે થાકયો પણ રાજા ચલિત ન થયા. ભગવાન મહાવીરસ્વામીને ચલિત કરવા ઘણાં ઉપસર્ગો અને વિઘ્નો આવ્યા છતાં તેઓ પોતાની સાધનામાંથી ચલિત ન થયા. પ્રભુએ કોઈના ઉપર નથી ક્રોધ કર્યો કે નથી સમતા ગુમાવી. ધર્મના બગીચામાં તો શાંતિ હોય છે. તેમાં બેસનારો નિજ ઘરનો આનંદ ને સુખ માણી શકે છે.

બંધુઓ ! એક વખત તલસાટ ઉપડવો જોઈએ કે કયારે નિજ ઘરમાં પ્રવેશ કરું ?

**ભટકવું કયાં લગી તારે, પ્રવાસી પંથ બદલી લે (૨)**
**પહોંચવા મુક્તિના દ્વારે, પ્રવાસી પંથ બદલી લે (૨)**

જો તમારે મોક્ષમાં જવું હોય તો હવે રાહ બદલો. વિષયો તરફથી વૃત્તિને વાળીને વૈરાગ્યમાં લાવો. તમારે રહેવા માટે ઘરનું ઘર ન હોય તો વિચાર કરો છો કે કયાં સુધી ઘર બદલાવીશું ? પણ કદી એવો વિચાર થાય છે કે એક ગતિમાંથી બીજી ગતિમાં કયાં સુધી ગમનાગમન કરીશ ? અને આ દેહ રૂપી કોથળામાં કયાં સુધી પૂરાઈ રહીશ ? જ્યારે આવો વિચાર આવશે ત્યારે આત્માની રોનક બદલાઈ જશે. જેમ કોઈ માણસ પહેલાં ગરીબ હોય ને પછી ધનવાન બને ત્યારે એના ખાનપાન, પહેરવેશ બધી રોનક બદલાઈ જાય. તેમ આત્મા મિથ્યાત્વના ઘરમાંથી સમ્યક્ત્વના ઘરમાં આવે છે ત્યારે પુદ્ગલ ભાવની પ્રીતિ છોડીને તેને પરમાત્માની સાચી પ્રીતિ થાય છે.

દેવાનુપ્રિયો ! આ સંસારમાં પુદ્ગલભાવમાં આત્માએ જે પ્રીતિ બાંધી છે, જેમાં રાચીને આનંદ માને છે તે બધું અનિત્ય છે. જે અનિત્ય વસ્તુ છે તેમાંથી કદી નિત્ય સુખ મળતું નથી. નિત્ય શું અને અનિત્ય શું તે તમે જાણો છો ? હું તમને પૂછું છું કે આ ભવ્ય અવનીના તટ પર સુરમ્ય ભાસતી ભવ્ય વસ્તુઓ નિત્ય છે કે અનિત્ય છે ? જગતને જીતનારી, દુનિયામાં દેવી રૂપે મનાતી, અને માનવના હૃદયમાં ઝણઝણાટી પ્રગટાવનારી લક્ષ્મી શું સદા સ્થિર રહેવાની છે ? રૂપરૂપના અવતાર સમી આ કંચનવર્ણી કાયાનું ફુલ સદા ખીલેલું રહેશે ? જ્યારે કાયાનું કુસુમ, વૈભવના વીરડાઓ સદાકાળ સ્થિર નથી તો માનવે કલ્પેલું અન્ય સુખ અને સાધનોનું તો પૂછવું શું ? સંસારનું સુખ સ્વપ્નના જેવું કાલ્પનીક છે. નિત્ય અને અમર નથી. જિંદગી અમર નથી તો લક્ષ્મીની શી વાત ? યૌવન, વૈભવ-વિલાસ, કે કીર્તિના કલ્પીત સુખો માટે તો પૂછવું શું ? માટે તમે એટલું નક્કી સમજી લો જો કે સંસાર અનિત્ય અને સ્વપ્નવત્ છે તો પછી સ્વપ્ન સુખની મિથ્યા ભ્રાંતિમાં, મોહના ચળકાટમાં ને કામિનીના રૂપમાં શા માટે રાચવું જોઈએ ? જે ધ્રુવ નિત્ય અને અમર છે તેને

પકડો કે તેમાં ઠગાવાપણું, હારવાપણું કે ભૂલવાપણું ન રહે. નિત્ય સ્વરૂપ જો કોઈ હોય તો તે આપણો પોતાનો આત્મા છે. તેને ઓળખો ને તેનામાં રમણતા કરો.

જેમને નિત્યાનિત્યનું સ્વરૂપ સમજાઈ ગયું છે તેવા મહાબલ પ્રમુખ સાત અણગારો નિત્ય સુખને પ્રાપ્ત કરવા માટે સંસાર છોડીને સંયમી બન્યા. સંયમમાં રક્ત બની તેઓ જ્ઞાન અને ધ્યાનના ઝુલણે ઝુલે છે ને તપના તપોવનમાં વિચરે છે. ખૂબ શુધ્ધ સંયમ પાળે છે પણ મહાબલ અણગારના મનમાં માનનો કીડો દાખલ થયો. હું બધાનો નાયક છું. પણ જો અહીં હું બધાની સાથે સરખી ક્રિયા કરીશ તો બીજા ભવમાં મને આવું મોટાપણું નહિ મળે. માટે હું કંઈક વિશેષ કરું. તેથી તેઓ શું કરવા લાગ્યા.

"जइणं ते महब्बल वज्जा छ अणगारा चउत्थ उवसंपजित्ताणं विहरति, तओ से महब्बले अणगारे छट्ठं उवसंपजित्ताणं विहरति ।"

મહાબલ સિવાયના છ અણગારો ચતુર્થભક્ત એટલે કે એક ઉપવાસ કરતા ત્યારે મહાબલ અણગાર બે ઉપવાસ કરતા. આમ તો બધાની સાથે નક્કી કર્યું હતું કે આપણે જે કંઈ તપ કરીએ તે સાથે કરવું. એટલે બધાની સાથે તો એક ઉપવાસના પચ્ચખાણ કરતા પણ જ્યારે પારણાનો દિવસ આવે ત્યારે કંઈક કારણ દર્શાવીને બીજો ઉપવાસ કરી લેતા. તેથી છ અણગારો પણ પછી છઠ્ઠ કરતા.

મહાબલ અણગારે બધાની સાથે સરખો તપ કરવો તેવું નક્કી કર્યું હતું. પણ તે મુજબનું આચરણ કર્યું નહિ. કુટિલ ભાવથી તેમણે બીજી રીતે તપનું આચરણ કર્યું. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે "माया गइ पडिग्घाओ ।" માયા સારી ગતિનો નાશ કરે છે. માયામાં કેટલા દુર્ગુણો રહેલા છે તે સાંભળો. "माया मित्ताणि नासेइ ।" માયા મિત્રાચારીનો નાશ કરે છે. "माया करण्डी नरकस्य छण्डी तपो विखण्डी सुकृतस्य मण्डी ।" માયા નરકની પેટી છે. તપને ખંડિત કરનારી છે ને ધર્મને બદનામ કરનારી છે. અન્ય ગ્રંથોમાં પણ કહ્યું છે કે "दुर्भाग्य जननी माया, माया दुर्गति कारणम् ।" માયા એ દુર્ભાગ્યને જન્મ આપનારી અને દુર્ગતિનું કારણ છે. આવું સમજીને હવે તમે વહેપાર-ધંધામાં માયા કરશો નહિ. વિશેષ તો શું કહું ? "नृणां स्त्रीत्वप्रदा माया ।" પુરૂષને સ્ત્રીનું રૂપ આપનારી માયા છે.

આપણે જેનો અધિકાર ચાલે છે તે મલ્લીનાથ ભગવાનને તીર્થંકરપણામાં સ્ત્રીનું પદ અપાવનારી માયા છે. માયા સ્ત્રીત્વ પ્રાપ્તિનું કારણ બને છે. તેમના મનમાં પહેલાં તો એ અભિમાન આવ્યું કે હું આ બધાનો નાયક છું. તે બધા મને આધીન છે. એટલે કે અનુનાયક છે. જો મારામાં તેમની અપેક્ષાએ ઉત્કૃષ્ટતા નહિ હોય તો નાયક અને અનુનાયકમાં શો તફાવત રહ્યો ? આ જાતની ભાવનાએ મહાબલ અણગારના

કોઈ પણ રીતે આત્મભાવથી ચલિત થયા નહિ. કારણકે તેમનો આત્મા ધર્મરૂપી બગીચામાં બેઠો હતો. ચલિત કરવા આવનાર છેવટે થાકયો પણ રાજા ચલિત ન થયા. ભગવાન મહાવીરસ્વામીને ચલિત કરવા ઘણાં ઉપસર્ગો અને વિધ્નો આવ્યા છતાં તેઓ પોતાની સાધનામાંથી ચલિત ન થયા. પ્રભુએ કોઈના ઉપર નથી ક્રોધ કર્યો કે નથી સમતા ગુમાવી. ધર્મના બગીચામાં તો શાંતિ હોય છે. તેમાં બેસનારો નિજ ઘરનો આનંદ ને સુખ માણી શકે છે.

બંધુઓ! એક વખત તલસાટ ઉપડવો જોઈએ કે ક્યારે નિજ ઘરમાં પ્રવેશ કરું?

**ભટકવું કયાં લગી તારે, પ્રવાસી પંથ બદલી લે (૨)**
**પહોંચવા મુક્તિના દ્વારે, પ્રવાસી પંથ બદલી લે (૨)**

જો તમારે મોક્ષમાં જવું હોય તો હવે રાહ બદલો. વિષયો તરફથી વૃત્તિને વાળીને વૈરાગ્યમાં લાવો. તમારે રહેવા માટે ઘરનું ઘર ન હોય તો વિચાર કરો છો કે કયાં સુધી ઘર બદલાવીશું? પણ કદી એવો વિચાર થાય છે કે એક ગતિમાંથી બીજી ગતિમાં કયાં સુધી ગમનાગમન કરીશ? અને આ દેહ રૂપી કોથળામાં ક્યાં સુધી પૂરાઈ રહીશ? જ્યારે આવો વિચાર આવશે ત્યારે આત્માની રોનક બદલાઈ જશે. જેમ કોઈ માણુસ પહેલાં ગરીબ હોય ને પછી ધનવાન બને ત્યારે એના ખાનપાન, પહેરવેશ બધી રોનક બદલાઈ જાય. તેમ આત્મા મિથ્યાત્વના ઘરમાંથી સમ્યક્ત્વના ઘરમાં આવે છે ત્યારે પુદ્ગલ ભાવની પ્રીતિ છોડીને તેને પરમાત્માની સાચી પ્રીતિ થાય છે.

દેવાનુપ્રિયો! આ સંસારમાં પુદ્ગલભાવમાં આત્માએ જે પ્રીતિ બાંધી છે, જેમાં રાચીને આનંદ માને છે તે બધું અનિત્ય છે. જે અનિત્ય વસ્તુ છે તેમાંથી કદી નિત્ય સુખ મળતું નથી. નિત્ય શું અને અનિત્ય શું તે તમે જાણો છો? હું તમને પૂછું છું કે આ ભવ્ય અવનીના તટ પર સુરમ્ય ભાસતી ભવ્ય વસ્તુઓ નિત્ય છે કે અનિત્ય છે? જગતને જીતનારી, દુનિયામાં દેવી રૂપે મનાતી, અને માનવના હૃદયમાં ઝણઝણાટી પ્રગટાવનારી લક્ષ્મી શું સદા સ્થિર રહેવાની છે? રૂપરૂપના અવતાર સમી આ કંચનવર્ણી કાયાનું ફુલ સદા ખીલેલું રહેશે? જ્યારે કાયાનું કુસુમ, વૈભવના વીરડાઓ સદાકાળ સ્થિર નથી તો માનવે કલ્પેલું અન્ય સુખ અને સાધનોનું તો પૂછવું શું? સંસારનું સુખ સ્વપ્નના જેવું કાલ્પનીક છે. નિત્ય અને અમર નથી. જિંદગી અમર નથી તો લક્ષ્મીની શી વાત? યૌવન, વૈભવ-વિલાસ, કે કીર્તિના કલ્પીત સુખો માટે તો પૂછવું શું? માટે તમે એટલું નક્કી સમજી લેજો કે સંસાર અનિત્ય અને સ્વપ્નવત્ છે તો પછી સ્વપ્ન સુખની મિથ્યા ભ્રાંતિમાં, મોહના ચળકાટમાં ને કામિનીના રૂપમાં શા માટે રાચવું જોઈએ? જે ધ્રુવ નિત્ય અને અમર છે તેને

પકડો કે તેમાં ઠગાવાપણું, હારવાપણું કે ભૂલવાપણું ન રહે. નિત્ય સ્વરૂપ જો કોઈ હોય તો તે આપણો પોતાનો આત્મા છે. તેને ઓળખો ને તેનામાં રમણતા કરો.

જેમને નિત્યાનિત્યનું સ્વરૂપ સમજાઇ ગયું છે તેવા મહાબલ પ્રમુખ સાત અણુગારો નિત્ય સુખને પ્રાપ્ત કરવા માટે સંસાર છોડીને સંયમી બન્યા. સંયમમાં રકત બની તેઓ જ્ઞાન અને ધ્યાનના ઝુલણે ઝુલે છે ને તપના તપોવનમાં વિચરે છે. ખૂબ શુધ્ધ સંયમ પાળે છે પણ મહાબલ અણુગારના મનમાં માનનો કીડો દાખલ થયો. હું બધાનો નાયક છું. પણ જો અહીં હું બધાની સાથે સરખી ક્રિયા કરીશ તો બીજા ભવમાં મને આવું મોટાપણું નહિ મળે. માટે હું કંઈક વિશેષ કરું. તેથી તેઓ શું કરવા લાગ્યા.

"जइणं ते महब्बल वज्जा छ अणगारा चउत्थ उवसंपजित्ताणं विहरंति, तओ से महब्बले अणगारे छट्ठं उवसंपजित्ताणं विहरति ।"

મહાબલ સિવાયના છ અણુગારો ચતુર્થભક્ત એટલે કે એક ઉપવાસ કરતા ત્યારે મહાબલ અણુગાર બે ઉપવાસ કરતા. આમ તો બધાની સાથે નક્કી કર્યું હતું કે આપણે જે કંઈ તપ કરીએ તે સાથે કરવું. એટલે બધાની સાથે તો એક ઉપવાસના પચ્ચખાણ કરતા પણ જ્યારે પારણાનો દિવસ આવે ત્યારે કંઈક કારણ દર્શાવીને બીજો ઉપવાસ કરી લેતા. તેથી છ અણુગારો પણ પછી છઠ્ઠ કરતા.

મહાબલ અણુગારે બધાની સાથે સરખો તપ કરવો તેવું નક્કી કર્યું હતું. પણ તે મુજબનું આચરણ કર્યું નહિ. કુટિલ ભાવથી તેમણે બીજી રીતે તપનું આચરણ કર્યું. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે "माया गइ पडिग्घाओ।" માયા સારી ગતિનો નાશ કરે છે. માયામાં કેટલા દુર્ગુણો રહેલા છે તે સાંભળો. "माया मित्ताणि नासेइ।" માયા મિત્રાચારીનો નાશ કરે છે. "माया करण्डी नरकस्य खण्डी तपो विखण्डी सुकृतस्य मण्डी।" માયા નરકની પેટી છે. તપને ખંડિત કરનારી છે ને ધર્મને બદનામ કરનારી છે. અન્ય ગ્રંથોમાં પણ કહ્યું છે કે "दुर्भाग्य जननी माया, माया दुर्गति कारणम् ।" માયા એ દુર્ભાગ્યને જન્મ આપનારી અને દુર્ગતિનું કારણ છે. આવું સમજીને હવે તમે વહેપાર-ધંધામાં માયા કરશો નહિ. વિશેષ તો શું કહું ? "नृणां स्त्रीत्वप्रदा माया।" પુરૂષને સ્ત્રીનું રૂપ આપનારી માયા છે.

આપણે જેનો અધિકાર ચાલે છે તે મલ્લીનાથ ભગવાનને તીર્થંકરપણામાં સ્ત્રીનું પદ અપાવનારી માયા છે. માયા સ્ત્રીત્વ પ્રાપ્તિનું કારણ બને છે. તેમના મનમાં પહેલાં તો એ અભિમાન આવ્યું કે હું આ બધાનો નાયક છું. તે બધા મને આધીન છે. એટલે કે અનુનાયક છે. જો મારામાં તેમની અપેક્ષાએ ઉત્કૃષ્ટતા નહિ હોય તો નાયક અને અનુનાયકમાં શો તફાવત રહ્યો ? આ જાતની ભાવનાએ મહાબલ અણુગારના

મનમાં અભિમાનને જન્મ આપ્યો હતો ને એ અભિમાને માયા ઉત્પન્ન કરી. જે કર્મના ઉદયથી જીવ સ્ત્રીત્વ પદને મેળવે છે તે સ્ત્રીનામ કર્મ છે. તેમજ જે જે કર્મ જાતિકુલ નિવર્તક હોય છે તે ગોત્ર છે. માયાના સદ્ભાવથી મહાબલ અણગારે સ્ત્રીનામ કર્મનું ઉપાર્જન કર્યું. છ અણગારોએ એક ઉપવાસ કર્યો ત્યારે મહાબલ અણગારે છઠ્ઠ કર્યો.

**जइ णं ते महब्बल वज्जा अणगारा छट्ठं उवसंपजित्ताणं विहरति तओ से महब्बले अणगारे अट्ठमं उवसंपजित्ताणं विहरति ।**

જ્યારે તે છ એ અણગારો છઠ્ઠની તપશ્ચર્યા કરતા ત્યારે તેઓ અઠ્ઠમ કરતા. એટલે કે પારણાનો દિવસ હોય ત્યારે અણગારો ગૌચરી કરીને આવે ત્યારે તેઓ કંઈક બહાનું બતાવીને પારણું ન કરતાં ઉપવાસ વધારી દે ને કહે કે તમે સુખેથી પારણાં કરો. આવી રીતે માયાથી યુક્ત તપ કરતા હતા.

બંધુઓ! તપ કરવો એ તો શ્રેષ્ઠ છે. તપથી કર્મની નિર્જરા થાય છે. પણ મહાબલ અણગારે માયા કરીને તપ કર્યો તેથી સ્ત્રીનામ કર્મ બાંધ્યું. આવો બીજો પણ એક દાખલો છે.

શંખરાજા અને જશોમતી રાણી મહેલની અગાશીમાં ઉભાં હતાં. તે વખતે સંતને આવતા જોયા. એટલે હૈયામાં એવો હર્ષ થયો કે ન પૂછો વાત. સંતને પોતાના મહેલ તરફ આવતાં જોયા એટલે તરત દોડતા નીચે ઉતર્યા. એ તો મહેલની અગાશીમાંથી નીચે ઉતર્યા પણ તમે મેડી ઉપરથી ઉતરો નહિ. ઉપર ઉભા ઉભા પધારો.... લાભ દો. એમ કહો. આ તો રાજા અને રાણી હતાં છતાં નીચે ઉતરી ગયાં. ને સાત–આઠ પગલાં સામા ગયા. સામા જઈને તિકખુત્તોનો પાઠ ભણીને વંદન નમસ્કાર કર્યા. સંત પધાર્યા અને તેમને વહોરાવવાના અત્યંત ઉત્કૃષ્ટ ભાવ હતા, પણ રાજમહેલમાં વહોરાવવા યોગ્ય ચીજ ન હતી. ફક્ત દ્રાક્ષ ધોયેલું પાણી એક કઢાઈમાં પડયું હતું. શાસ્ત્રમાં ૨૧ જાતનાં ધોવણનાં પાણી સાધુને ખપે છે એટલે આ દ્રાક્ષ ધોયેલું પાણી પણ અચેત છે રાજા–રાણી બંને તે પાણી વહોરાવવા જાય છે પણ રાણીએ માયાથી કડાઈ વધારે નમાવી દીધી. રાજાના ભાવ પવિત્ર છે. માયા કરીને વહોરાવવાથી જશોમતી રાણીને સ્ત્રીનો અવતાર મળ્યો. માટે ધર્મના કાર્યમાં પણ માયા ના કરવી.

**दुल्लहा उ मुहादाइ, मुहाजीवि वि दुल्लहा ।**
**मुहा दाई मुहाजीवि, दो वि गच्छन्ति सुग्गइ त्तिबेमि ॥** દશ. સૂ. અ.૫ ઉ.૧ ગાથા ૧૦૦

સુપાત્રે દાન દેનારા દુર્લભ છે ને સુપાત્ર દાનના લેનારા પવિત્ર સંતો પણ દુર્લભ છે. દાન દેનાર, દાન લેનાર અને દાન દેવાની વસ્તુ બધું જો શુધ્ધ હોય તો દેનાર અને લેનાર બંને સદ્ગતિને પ્રાપ્ત કરે છે.

શંખરાજા અને જશોમતી રાણી બંનેએ દ્રાક્ષ ધોયેલું પાણી વહોરાવ્યું. એ પાણી નિર્દોષ હતું ને લેનાર સંત પણ પવિત્ર હતા. રાજાના ભાવ પણ નિર્દોષ હતા. એટલે રાજાએ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું.

**શંખરાજાને જશોમતી રાણી, જેણે વહોરાવ્યું દ્રાક્ષતાણું પાણી.**

દ્રાક્ષનો રસ પણ ન્હોતો. ફક્ત દ્રાક્ષ ધોયેલું પાણી હતું, છતાં શંખરાજાએ ઉત્કૃષ્ટ અને સરળભાવથી વહોરાવ્યું તો તીર્થંકર નામ કર્મ બાંધ્યું ને રાણીએ માયા કરી એટલે તેઓ મનુષ્યભવ પૂર્ણ કરીને દેવગતિમાં ગયા ત્યાં રાણીનો આત્મા દેવી બન્યો.

મહાબલ અણગાર માયા સહિત તપ કરે છે. મહાબલ મુનિ જ્યારે પારણું કરતાં નથી ત્યારે છ મુનિઓના મનમાં થાય છે કે આપણા મહાબલ અણગાર આજે ગૌચરી નહિ કરે ને આપણે કરવી પડશે. તેમ પશ્ચાતાપ કરે છે પણ મનમાં બીજી શંકા નથી લાવતા. ખરેખર આ મુનિઓ કેટલા પવિત્ર ને ગંભીર છે! દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે સાધુ કેવા હોય? "पुढवी समे मुणी हवेज्जा।" સાધુ પૃથ્વી જેવા હોય. પૃથ્વીને કોઈ પૂજે, ખોદે અગર તેના ઉપર મળમૂત્ર નાંખે, ગમે તે કરે બધું સમતાથી સહન કરે છે. સાધુની કોઈ નિંદા કરે, પ્રશંસા કરે, કોઈ મારવા આવે તો પણ તેઓ સમતાથી સહન કરે છે. પણ કોઈના ઉપર ગુસ્સે થતાં નથી.

મહાબલ અણગાર આ રીતે માયા સહિત તપ કરે છે ને પેલા છ મિત્ર અણગારો સરળ ભાવે તપ કરે છે. આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર: "પ્રદ્યુમ્નકુમારના પુણ્યોદયે વિદ્યાધર રાજાનું આગમન."**

પ્રદ્યુમ્નકુમારનું પુણ્ય પ્રબળ હતું વૈરી દેવ તેના ઉપર શીલા મૂકીને ગયો તો પણ તેને કંઈ આંચ આવી નહિ. જેનું આયુષ્ય બળવાન હોય છે તેના ઉપરથી ગાડી પસાર થાય અગર તેને દરિયામાં ડૂબાડી દેવામાં આવે તો પણ યેનકેન પ્રકારે તે બચી જાય છે.

સાંભળો, કંસ અને કર્ણ બંનેને જન્મ્યા કે પેટીમાં મૂકીને યમુના નદીમાં મૂકી દીધા હતા. છતાં બંનેના પુણ્ય પ્રબળ અને આયુષ્ય બળવાન હતું એટલે બંને રાજા બની ગયા. આપણે તો એ વાત સમજવી છે કે માણસની પુન્નાઈ શું કામ કરે છે? નદીમાં મૂકી દીધેલ કર્ણ અને કંસ બંને મોટા રાજા બન્યા હતા. તે રીતે પ્રદ્યુમ્નકુમારને દેવે માતાથી વિખૂટો પાડી તક્ષક પર્વત ઉપર લાવી તેના ઉપર મોટી શીલા મૂકી દીધી છે. પણ એને માટે તો શીલા એક ઢાંકણુ રૂપ બની ગઈ છે. કોઈ સિંહ-વાઘ આવીને તેને ખાઈ ન જાય તે રીતે તેને માટે ઢાંકણુ રૂપ હતી. છ દિવસનું બાળક છે. ભૂખ તો લાગે ને? એના અંગુઠામાં અમી ભરેલું હોય તેમ તે બાળક અંગુઠો ચૂસતો હતો, ત્યાં શું બનાવ બન્યો:

રૂપાચલ પર્વતની દક્ષિણ શ્રેણીમાં મેઘકૂટ નામનું સુંદર નગર હતું. ત્યાં યમશમર નામના એક વિદ્યાધર રાજા ખૂબ નીતિપૂર્વક રાજ્ય કરતા હતા. તે રાજા એક વખત પોતાની કનકમાલા નામની રાણી સાથે વિમાનમાં બેસીને ફરવા માટે નીકળેલા. ફરતાં ફરતાં તેમનું વિમાન તક્ષક પર્વત ઉપર શીલા નીચે પ્રદ્યુમ્નકુમાર રહેલો છે તેના ઉપરથી પસાર થતાં એકદમ અટકી ગયું. વિદ્યાધરે ઘણા પ્રયાસ કર્યા પણ વિમાન નથી સીધું ચાલતું કે નથી ઉંચે જતું. ત્યારે તેને વિચાર થયો કે કોઈ દિવસ નહિ ને આજે મારું વિમાન કેમ અટકી ગયું ? શું નીચે કોઈ સર્વજ્ઞ ભગવંત બિરાજે છે ? અગર તો કોઈ મુનિ કાર્યોત્સર્ગમાં લીન ઉભેલાં છે ? અગર તો કોઈ સતી સ્ત્રીને સંકટ પડયું છે કે કોઈ પવિત્ર સજ્જન પુરૂષ કષ્ટમાં છે ? કંઈક તો કારણ હોવું જોઈએ. તે સિવાય મારું વિમાન કદી અટકે નહિ. આમ વિચારી યમશમર રાજાએ વિમાન પર્વત ઉપર ઉતાર્યું તો પ્રદ્યુમ્નકુમારના શ્વાસોચ્છ્વાસથી સોળગજ લાંબી ને ચાર ગજ જાડી શીલા ઉછળે છે. આ જોઈને વિદ્યાધરના મનમાં થયું કે આ શું ? આટલી મોટી વજનદાર શીલા કેમ હાલે છે ? આ શેનું તોફાન છે ? લાવ, તપાસ કરું. એમ વિચારી રાજાએ પેલી શીલા મહામુશીબતે ખસેડી. તો નીચેથી દેવકુમાર જેવો સુંદર કુંવર નીકળ્યો. તેને રાજાએ તરત ઉંચકી લીધો. જાણે પોતાનો પુત્ર ન હોય તેમ તેને છાતી સાથે દબાવી દીધો. કુંવરને જોઈને તે ખુશી ખુશી થયા ને તે પોતાની રાણીના ખોળામાં મૂકી દીધો.

આ વિદ્યાધર રાજાને ત્યાં સંતાન ન હતું. એટલે રાજા કહે છે હે રાણી ! તું ભાગ્યવાન છે. જો તારે પુત્ર નથી ને તેથી ભગવાને તારા ઉપર કેટલી કૃપા કરી ! નવ મહિના ગર્ભનો ભાર વહન કર્યા સિવાય અને પ્રસૂતિની વેદના ભોગવ્યા સિવાય આવા સૂર્ય સમાન તેજસ્વી પુત્ર રત્નની પ્રાપ્તિ થઈ. આજે આપણું જીવન ધન્ય બની ગયું, હવે જલ્દી આપણાં નગરમાં જઈએ ને પુત્રનો જન્મ મહોત્સવ ઉજવીએ. હવે તે પ્રદ્યુમ્નકુમારને લઈને પોતાના નગરમાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૩૧

**શ્રાવણ સુદ ૯ ને બુધવાર** **તા. ૪-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત ઉપકારી ત્રિકાળીનાથની વાણી આત્માનું અનંત હિત કરનારી છે. ભાવપૂર્વક વીરવાણી શ્રવણ કરવાથી કષાયોનો અગ્નિ શાંત પડે છે. સાચા દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વની ઓળખાણ થાય છે. સંસારની નિર્ગુણતા અને મોક્ષની અનંત–

ગુણમયતાનું ભાન થાય છે. સંસારની માયા મિથ્યા અને સંયોગો વિયોગશીલ લાગે છે. ભોગોની ભયંકરતા અને ત્યાગની શ્રેષ્ઠતા સમજાય છે. વ્રત-નિયમો પ્રત્યે પ્રેમ જાગે છે. આત્મ સ્વરૂપની પિછાણ થાય છે. પૈસા-પત્ની અને પરિવારનો મોહ ઘટે છે ને પાપનો ડર લાગે છે. જગતના પદાર્થોની ક્ષણ ભંગુરતા દેખાય છે ને સંસાર જેલ જેવો લાગે છે. જન્મ-મરણનો ત્રાસ છૂટે છે. સંસારમાં જ્યાં ને ત્યાં સ્વાર્થનું સામ્રાજ્ય વ્યાપેલું દેખાય છે. ત્યારે હું કોણ ને મારું શું તેનું સાચું ભાન થાય છે ને જગતના જડ પદાર્થોમાં સાચું સુખ નથી પણ આત્મામાં સાચું સુખ રહેલું છે તેની દૃઢ પ્રતીતિ થાય છે. આટલું થાય ત્યારે સમજજો કે માનવ જીવનનું મૂલ્યાંકન થયું છે. જેને આ જીવનનું મૂલ્ય સમજાયું છે તેનો આત્મિક સદ્‌ગુણરૂપી અધ્યાત્મ બગીચો ખીલી ઉઠે છે. એવા મહાન અણગારની વાત આપણે ચાલી રહી છે.

"एव अट्ठमतो दसमं अह्व दसमंतो दुवालसमं।" તે બધા છ અણગારો જ્યારે અઠ્ઠમ કરતા ત્યારે મહાબલ અણગાર કંઈ ને કંઈ કારણ દર્શાવીને દશ ભક્ત એટલે ચાર ઉપવાસ કરતા અને છ સંતો ચાર ઉપવાસ કરતા ત્યારે તેઓ બાર ભક્ત એટલે પાંચ ઉપવાસ કરતાં હતાં.

મહાબલ અણગારના છ મિત્રો જે છ સંતો છે તે પણ એવા પવિત્ર સંતો છે કે જ્યારે પારણાંનો દિવસ આવે ત્યારે શુદ્ધ-નિર્દોષ આહારની ગવેષણા કરવા નીકળતાં. ત્યારે મનમાં એવી પવિત્ર ભાવના હોય કે આજે તો એવા શુદ્ધ ભાવથી ગૌચરી લઈને આવીએ કે આપણાં વડીલ મહાબલઅણગાર આપણી સાથે પારણું કરીને આપણને પાવન કરે. સંતો ખૂબ ઉપયોગ પૂર્વક નિર્દોષ આહારની ગવેષણા કરતા હતા. સાધુના દરેક કાર્યમાં ખૂબ વિવેક હોય. સાધુ કેવી રીતે ગૌચરી કરે? ભગવાને ઉત્તરાધ્યયન સૂત્રના ૩૨ મા અધ્યયનમાં કહ્યું છે કે :-

**आहारमिच्छे मियमेसणिज्जं, सहाय मिच्छे निउणत्थ बुद्धिं।**
**निकेय मिच्छेज्ज विवेगजोगं, समाहि कामे समणे तवस्सी** ઉત્ત. સૂ. અ. ૩૨ ગાથા ૪

જ્ઞાન-દર્શન, ચારિત્રની સમાધિના ઇચ્છનાર તપસ્વી સાધુને આહારની ઈચ્છા થાય તો મર્યાદાપૂર્વક ૪૨ તથા ૯૬ દોષરહિત શુદ્ધ આહારની ગવેષણા કરે. જો સહાયકની ઈચ્છા થાય તો જીવાદિ નવતત્ત્વનો જાણકાર, તીવ્ર બુધ્ધિવાળો અને ચારિત્રમાં દૃઢ તેવા ગુણવાન સહાયકને ઈચ્છે અને સ્થાન પણ જ્યાં ચારિત્રનું રક્ષણ થાય તેવું હોય તેમાં રહે.

દેવાનુપ્રિયો! જે આત્માર્થી સંત છે, આત્માનું શ્રેય સાધવા માટે સંસારથી મુક્ત થયા છે તેની તો નિરંતર એક ઈચ્છા હોય કે મારે કર્મોને ખપાવી જલ્દી મોક્ષમાં જવું છે. અત્યાર સુધીમાં કોઈ કોઈ વખતે ચારિત્ર તો લીધું, સાધના કરી

પણ આત્માના લક્ષે મોક્ષ તત્ત્વની શ્રધ્ધાપૂર્વક સાધના કરી નહિ હોય તેથી સંસારમાં રઝળ્યો છું. પણ હવે મારે આ સંસારમાં રઝળવું નથી. હું એવી શ્રધ્ધાપૂર્વક સાધના કરું કે જલ્દી મારો કર્મથી છૂટકારો થાય. અભવી જીવો સાધુપણું લે છે પણ તેને તત્ત્વની શ્રધ્ધા નથી તેથી તેનો મોક્ષ થતો નથી. સાધુપણું તો એવું પાળે કે ચાલે પૂંજી પૂંજીને, લૂખો-સૂકો આહાર કરે, તપ કરે, સંયમમાં પરિષહ આવી જાય તો સમભાવથી સહન કરે. કોઈ મીઠાના ચાબખા મારે કે વાંસલાથી વીંધી નાંખે તો આંખનો ખૂણો લાલ ન થવા દે, અણુમાં પણ ક્રોધ ન આવવા દે છતાં તેનો મોક્ષ કેમ નથી થતો ? તેનું પ્રથમ કારણ તેને તત્ત્વની શ્રધ્ધા નથી. અને લોકૈષણાની ખૂબ ઇચ્છા છે. ને માન-પ્રશંસાની ભાવના છે. અંતરમાં કામના છે કે ઉગ્ર ચારિત્ર પાળીએ તો દેવલોકના દિવ્ય સુખો મળે. આવી ભાવનાથી અભવી આવું કઠીન ચારિત્ર પાળે છે. કષ્ટ વેઠે છે પણ તેના કર્મની નિર્જરા થતી નથી. માત્ર પુણ્ય બંધાય છે, કારણ કે તેને મોક્ષની રૂચી જ નથી. જ્યારે ભવી જીવો એવો વિચાર કરે કે હું સમતા ભાવમાં રહી શુધ્ધ ચારિત્રનું પાલન કરું, તપ કરું તો મારા કર્મો ક્ષય થાય ને જલ્દી શાશ્વત સુખને પામું, આવી શ્રધ્ધાપૂર્વક જે ચારિત્રનું પાલન કરે છે તે કર્મો ખપાવીને મોક્ષમાં જાય છે. આત્માર્થી સંત લોકૈષણામાં પડીને પોતાના ચારિત્રમાં દોષ લગાડે નહિ. ચારિત્રવંત સાધુ આહાર કરે તો પણ તેની ભાવના કેવી પવિત્ર હોય છે ! પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં ભગવાને કહ્યું છે કે

अक्खो वंजणाणु लेवण भूयं, संजम जाया मायणिमित्तं ।
संजम भार वहणट्ठयाए, भुंजेज्जा पाण धारणट्ठयाए ॥

જેવી રીતે ગાડી ચલાવવા માટે તેના પૈડામાં - અંજન (તેલ) પૂરવું પડે છે. ઘાને રૂઝવવા માટે તેના ઉપર લેપ-મલમ આદિ દવા લગાવવી પડે છે. તેવી રીતે સાધુને સંયમ યાત્રા વહન કરવા માટે તથા પ્રાણોની રક્ષા કરવા માટે આહાર કરવાની જરૂર પડે છે. ભગવતીજી સૂત્રમાં પણ કહ્યું છે કે મારો શ્રમણ શા માટે અને કેવી રીતે આહાર કરે ? "संजम भार वहणट्ठयाए बिलमिव पन्नग भूएणं अप्पाणेणं आहार माहारेइ।" સાધુ-સાધ્વી સંયમભારને વહન કરવા માટે આહાર કરે પણ તે કેવી રીતે ? જેમ સર્પ તેના દરમાં સીધો પ્રવેશ કરે છે. તે ક્યાંય આડો અવળો જતો નથી તેવી રીતે સાધુ પણ સ્વાદની ઇચ્છા રહિત બનીને મોઢામાં ફેરવ્યા વિના માત્ર ઉદરપૂર્તિ માટે આહાર કરે. તે ગરીબ-શ્રીમંતના ભેદ વિના ગૌચરી કરે. "उच्च नीच मज्झिम कुले अडमाणे" ઉંચ-નીચ અને મધ્યમ કુળમાં સાધુ ગૌચરી માટે જાય. સાધુને ઉંચ-નીચ અને મધ્યમ એમ બાર કુળની ગૌચરી કલ્પે છે. સાધુ ગૌચરી નીકળે ત્યારે તેને મન ગરીબ-મધ્યમ-અને શ્રીમંત સબ સરખા છે. સંતના મનમાં કોઈ જાતનો

ભેદભાવ હોતો નથી. સાધુને તો માત્ર નિર્દોષ આહારની ગવેષણા કરવાના ભાવ છે. જેમ ગાડીને ચલાવવા માટે એંજિનમાં વરાળ એકત્ર કરવાની હોય છે. એ વરાળ એકત્ર કરવા માટે ચાહે લીંબડાના, બાવળના સાગના કે ચાહે ચંદનના લાકડાના કોલસા હોય એની સાથે કોઈ નિસ્બત નથી. એને તો બોઈલરમાં વરાળ એકત્ર કરવી છે. તેમ સાધુને ઉંચ-નીચ કે મધ્યમ કુળમાં ફરતાં રોટલો-દાળ-કોદરી કે દૂધપાક ગમે તે મળે એને તો માત્ર ઉદરપૂર્તિ માટે આહારની જરૂર છે. પછી તે આહાર સાત્વિક હોય કે લૂખો સૂકો હોય તો તેના પ્રત્યે રાગ-દ્વેષ ન હોય.

પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબને એક વખત કડવી દૂધીનું શાક પાતરામાં આવી ગયેલું. તેમણે તો તે હસતે મુખડે આહાર કર્યો પણ જ્યારે દાતારને ખબર પડી ત્યારે તેના પસ્તાવાનો પાર ન રહ્યો. તે ગુરૂદેવ પાસે આવીને ખૂબ રડયો. ગુરૂદેવ કહે કે સાધુ માર્ગમાં મીઠું પચાવવું ને કડવું પણ પચાવવું તે ધર્મ છે. માટે ચિંતા ન કરો. આવા સમર્થ ગુરૂદેવ પાસે દાતારનું શીર ઝૂકી પડયું. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે लाभुत्ति न मज्जेज्जा, अलाभुज्जा न सोएज्जा। સાધુને ઈષ્ટ વસ્તુ મળી જાય તો અભિમાન ન કરે અને ન મળે તો તેનો શોક ન કરે. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે : अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत् । સાધુ ભિક્ષા મળે તો હર્ષ ન કરે ને ન મળે તો વિષાદ ન કરે.

ટૂંકમાં સાધુની ગૌચરી ખૂબ મર્યાદિત ને વિવેકપૂર્વકની હોય છે. પહેલાં ગરીબને ઘેર ગયાં ને લૂખો સૂકો આહાર મળે અને પછી શ્રીમંતને ઘેર ગયા ત્યાં સ્વાદિષ્ટ આહાર મળે તો લાવ વધારે લઈ લઉં એવું ન કરે પણ એને જોઈએ તેટલો મર્યાદિત અને નિર્દોષ આહાર લાવીને ક્ષુધા વેદનીય શમાવે. આવી ગૌચરી સાધુને નિર્જરાનો હેતુ બને છે. ગાથાના બીજા ચરણમાં કહ્યું છે કે सहायमिच्छे निउणत्थ बुद्धिं। હે મારા શ્રમણ! તને સંયમમાં સહાયકની ઈચ્છા થાય તો તે શિષ્ય કેવો કરજે? કે જે તને સંયમની સાધના જ્ઞાન ધ્યાન-તપ અને સ્વાધ્યાયમાં સહાયક બને. અને જેમ બને તેમ વધુ ઉંચું ચારિત્ર પાળી કર્મની બેખડો તોડવાનો પુરૂષાર્થ કરીને કલ્યાણ કરી જાય. જ્ઞાન ધ્યાનમાં નિપુણ બુધ્ધિવાળો સાચો સહાયક કરજે. ત્રીજા ચરણમાં શું કહ્યું છે. निकेय मिच्छेज्ज विवेग जोग्गं। હે મારા શ્રમણ! તું જે સ્થાનકમાં રહે ત્યાં તારો સંયમ સુરક્ષિત રહે તેવા સ્થાનમાં રહેજે. બ્રહ્મચર્યની નવવાડમાં પહેલી વાડમાં કહ્યું છે કે પહેલી વાડે બ્રહ્મચારી સ્ત્રી-પુરૂષોએ સ્ત્રી-પશુ-પંડગ રહિત સ્થાન ભોગવવું. સહિત ભોગવવું નહિ. જ્યાં સાધુ હોય ત્યાં સ્ત્રી અને સાધ્વી હોય ત્યાં પુરૂષ ન હોવો જોઈએ. કહ્યું છે કે-

> જેમ કુકૂંટ બચ્ચાંને બિલાડીનો સદા ભય,
> તેમ છે બ્રહ્મચારીને, સ્ત્રીના સંસર્ગનો ભય.

પણ આત્માના લક્ષે મોક્ષ તત્ત્વની શ્રધ્ધાપૂર્વક સાધના કરી નહિ હોય તેથી સંસારમાં રઝળ્યો છું. પણ હવે મારે આ સંસારમાં રઝળવું નથી. હું એવી શ્રધ્ધાપૂર્વક સાધના કરું કે જલ્દી મારો કર્મથી છૂટકારો થાય. અભવી જીવો સાધુપણું લે છે પણ તેને તત્ત્વની શ્રધ્ધા નથી તેથી તેનો મોક્ષ થતો નથી. સાધુપણું તો એવું પાળે કે ચાલે પૂંજી પૂંજીને, લૂખો-સૂકો આહાર કરે, તપ કરે, સંયમમાં પરિષહ આવી જાય તો સમભાવથી સહન કરે. કોઈ મીઠાના ચાબખા મારે કે વાંસલાથી વીંધી નાંખે તો આંખનો ખૂણો લાલ ન થવા દે, અણુમાં પણ ક્રોધ ન આવવા દે છતાં તેનો મોક્ષ કેમ નથી થતો? તેનું પ્રથમ કારણ તેને તત્ત્વની શ્રધ્ધા નથી. અને લોકૈષણાની ખૂબ ઈચ્છા છે. ને માન-પ્રશંસાની ભાવના છે. અંતરમાં કામના છે કે ઉગ્ર ચારિત્ર પાળીએ તો દેવલોકના દિવ્ય સુખો મળે. આવી ભાવનાથી અભવી આવું કઠીન ચારિત્ર પાળે છે. કષ્ટ વેઠે છે પણ તેના કર્મની નિર્જરા થતી નથી. માત્ર પુણ્ય બંધાય છે, કારણ કે તેને મોક્ષની રૂચી જ નથી. જ્યારે ભવી જીવો એવો વિચાર કરે કે હું સમતા ભાવમાં રહી શુધ્ધ ચારિત્રનું પાલન કરું, તપ કરું તો મારા કર્મો ક્ષય થાય ને જલ્દી શાશ્વત સુખને પામું, આવી શ્રધ્ધાપૂર્વક જે ચારિત્રનું પાલન કરે છે તે કર્મો ખપાવીને મોક્ષમાં જાય છે. આત્માર્થી સંત લોકૈષણામાં પડીને પોતાના ચારિત્રમાં દોષ લગાડે નહિ. ચારિત્રવંત સાધુ આહાર કરે તો પણ તેની ભાવના કેવી પવિત્ર હોય છે! પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં ભગવાને કહ્યું છે કે

अक्खो वंजणाणु लेवण भूयं, संजम जाया मायणिमित्तं ।
संजम भार वहणट्ठयाए, भुंजेज्जा पाण धारणट्ठयाए ॥

જેવી રીતે ગાડી ચલાવવા માટે તેના પૈડામાં - અંજન (તેલ) પૂરવું પડે છે. ઘાને રૂઝવવા માટે તેના ઉપર લેપ-મલમ આદિ દવા લગાવવી પડે છે. તેવી રીતે સાધુને સંયમ યાત્રા વહન કરવા માટે તથા પ્રાણોની રક્ષા કરવા માટે આહાર કરવાની જરૂર પડે છે. ભગવતીજી સૂત્રમાં પણ કહ્યું છે કે મારો શ્રમણ શા માટે અને કેવી રીતે આહાર કરે? "संजम भार वहणट्ठयाए बिलमिव पन्नग भूपणं अप्पाणेणं आहार माहारेइ।" સાધુ-સાધ્વી સંયમભારને વહન કરવા માટે આહાર કરે પણ તે કેવી રીતે? જેમ સર્પ તેના દરમાં સીધો પ્રવેશ કરે છે. તે ક્યાંય આડો અવળો જતો નથી તેવી રીતે સાધુ પણ સ્વાદની ઈચ્છા રહિત બનીને મોઢામાં ફેરવ્યા વિના માત્ર ઉદરપૂર્તિ માટે આહાર કરે. તે ગરીબ-શ્રીમંતના ભેદ વિના ગૌચરી કરે. "उच्च नीच मज्झिम कुले अडमाणे" ઉંચ-નીચ અને મધ્યમ કુળમાં સાધુ ગૌચરી માટે જાય. સાધુને ઉંચ-નીચ અને મધ્યમ એમ બાર કુળની ગૌચરી કલ્પે છે. સાધુ ગૌચરી નીકળે ત્યારે તેને મન ગરીબ-મધ્યમ-અને શ્રીમંત સબ સરખા છે. સંતના મનમાં કોઈ જાતનો

સાધનામાં બેસી આયુષ્ય પૂર્ણ કરવું શ્રેષ્ઠ છે પણ અબ્રહ્મનું સેવન કરવું અહિતકારી છે. અબ્રહ્મચર્યના સેવનથી આત્મઘાત થાય છે. શરીરઘાતથી આત્મઘાત ભયંકર છે.

શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરનારા સાત અણગારોમાં મહાબલ અણગારના મનમાં માનનો કીડો સળવળ્યો, તેથી માયા સહિત તપ કરે છે. જ્યારે પેલા છ અણગારો એમ વિચાર કરે છે કે અરેરે....આપણે કેવા કમભાગી છીએ કે આપણા મહાન ઉપકારી, આપણી જીવનનૈયાના સુકાની, જીવનરથના સારથી, જીવનના સાચા સહારા અને આપણા જીવનમાં દીવાદાંડી સમાન વડીલ સંતને આપણે આપણી સાથે પારણું કરાવી શકતા નથી. એમ મહાબલ અણગારની તેઓ ચિંતા કરે છે. ત્યારે મહાબલ અણગાર પરભવમાં મોટા થવાના મનોરથો સેવે છે.

બંધુઓ! જીવને માન કેટલું પીડે છે! ઘણાં એમ કહે છે કે અમને રાહુ-પનોતી શનિ-મંગળ કે બુધ નડે છે. પણ તેના કરતાં વધુ દુઃખદાયી જીવનમાં અહંભાવ છે કે હું કંઈક છું. એ જો નીકળી જાય તો જીવનમાં શાંતિનું સ્થાપન થશે. જો જીવનમાં શાંતિ જોઈએ તો કષાયોનો ત્યાગ કરો. ત્યાગમાં જે આનંદ છે તેવો આનંદ બીજે ક્યાંય નથી. સંસારમાં જેટલું સુખ છે તેટલું દુઃખ છે. જેટલી સંસારની મઝા છે તેટલી કર્મની સજા છે.

શ્રેણીક રાજાના જીવનનો એક પ્રસંગ છે. એક વખત મહારાજા શ્રેણીક રાજમહેલનાં ઝરૂખામાં બેઠા બેઠા બધાની સાથે કેરીઓ ચુસી રહ્યા હતા. મહારાજા કેરીઓ ચુસીને ગોટલા ને છોતરાં નીચે ફેંકી દેતા. મોટા માણસ કેરી ચુસીને ફેંકે તેમાં અડધો માલ હોય. કહેવત છે ને કે **"હાથીના મુખનો કોળીયો પડે તો કીડીઓના પેટ ભરાય."** આવા સમયે એક ગરીબ ભૂખ્યા માણસની નજર પડી અને તે ભૂખથી પીડાતો ત્યાં આવીને પડેલા ગોટલા છોતરાં ચુસવા લાગ્યો ને પોતાની ભૂખ મટાડી આનંદ માણવા લાગ્યો. ત્યાં રાજાનો સિપાઈ તેને જોઈ ગયો તેથી લાઠી મારતો બોલ્યો કે હે હરામખોર! અહીં કેમ ઉભો છે?

**"માર ખાધો પણ રાજાને જગાડયા"** બંધુઓ! કર્મની કેવી વિચિત્રતા છે! બિચારો ભિખારી રાજાના મહેલમાં ગયો નથી. કંઈ ચોરી કરી નથી. રાજાના ફેંકી દીધેલા ગોટલાને છોતરાં ચૂસતો હતો. ત્યાં પણ કર્મે લાઠીનો માર ખવડાવ્યો. ભિખારીના બરડામાં લાઠી વાગી. વેદના થવા લાગી પણ તે તો સિપાઈની સામે જોઈને ખડખડાટ હસવા લાગ્યો. મહારાજા શ્રેણીકે મહેલના ઝરૂખામાંથી આ દૃશ્ય જોયું. તેમના મનમાં આશ્ચર્ય થયું કે આ તે કેવો માણસ છે! સિપાઈ તેને મારે છે ત્યારે તે હસી રહ્યો છે. રાજા કહે કે તું તેને મારી પાસે લાવ. એટલે સિપાઈ ભિખારીને મહારાજા પાસે લાવ્યો. રાજાએ પૂછયું કે ભિખારી! તને આ સિપાઈ

જેમ કુકડાના બચ્ચાંને સદા બિલાડીનો ભય રહે છે તેમ બ્રહ્મચારી પુરૂષને સ્ત્રીનો સદા ભય રહે છે માટે બ્રહ્મચારી આત્માઓએ સ્ત્રીના પરિચયથી દૂર રહેવું. ટૂંકમાં મોહ ઉત્પન્ન થાય તેવા સ્થાનમાં સાધુએ ન રહેવું જોઈએ. દશવૈકાલિક સૂત્રમાં ભગવાને કહ્યું છે કે–

**हत्थ पाय पडिछिन्नं, कन्न नासविगप्पियं ।**

**अवि वाससयं नारिं, वंभयारो विवज्जए ॥** દશ, સૂ. અ. ૮ ગાથા ૫૬

સો વર્ષની વૃધ્ધ ડોશી કે જેના હાથ, પગ, કાન અને નાક કપાઈ ગયેલાં છે એવી સ્ત્રી જ્યાં હોય ત્યાં પણ હે સાધુ! તું એકાંતમાં રહીશ નહિ કારણકે એકાંત સ્થાન ખરાબ છે.

બ્રહ્મચર્ય તો એક અમૂલ્ય રત્ન છે. તેનું રક્ષણ કરવા માટેની ભગવાનની કેટલી ભલામણ છે કે હે સાધક! ચારિત્રનું રક્ષણ કરવા માટે તું લૂખો ને મર્યાદિત આહાર કરજે. યથાશક્તિ તપ કરજે. શાસ્ત્ર સિધ્ધાંતના વાંચનમાં રક્ત રહેજે. આમ કરવા છતાં પણ જો તારા ચારિત્રમાં મલીનતા આવે તો જ્ઞાની શું કહે છે.

**उब्बाहिज्जमाणे गामधम्मेहिं अवि निब्बलासए अवि ओमोयरियं कुज्जा, अवि उड्ढं ठाणं ठाइज्जा, अवि गामाणुगामं दुइज्जिज्जा, अवि आहारं वुच्छिंदिज्जा, अवि, चए इत्थीसु मणं ।** આ. સૂ. અ–૫ ઉ. ૪

હે આત્માર્થી શિષ્ય! વાસનાને છોડવા માટે સંયમમાં પ્રવર્તન કરવા છતાં પૂર્વના અભ્યાસના કારણે અથવા ગાઢ મોહના ઉદયથી સાધકને ઈન્દ્રિઓના વિષયો પીડિત કરે એટલે કે વિકાર ઉત્પન્ન થાય તો મુનિઓએ લૂખો સૂકો અડધો આહાર કરવો. એક સ્થાન ઉપર ઉભા રહીને કાર્યોત્સર્ગ કરવો. તેમ છતાં પણ વિકાર ન શમે તો બીજે ગામ ચાલ્યા જવું. એટલું કરવા છતાં પણ જો મન વશમાં ન રહે તો આહારનો સર્વથા ત્યાગ કરી દેવો જોઈએ. પણ અબ્રહ્મચર્યનું સેવન કદાપિ ન કરવું જોઈએ.

ભગવંતે કહ્યું કે એક સ્થાનકે રહીને કાર્યોત્સર્ગ કરવો. આ પ્રયોગ શરીરને કસવા માટે છે. શરીરને કસવાથી ઈન્દ્રિઓનો વેગ ઓછો થાય છે. એટલે તે પ્રયોગ સાધકને પતનથી બચાવી લે છે. આટલું કરવાં છતાં પણ જો વાસના ઉપર વિજય ન મેળવી શકાય તો જ્ઞાનીએ શું કહ્યું તે તમને સમજાણું ને? એક ગામ છોડીને બીજે ગામ ચાલ્યા જવું. કારણ કે વિકાર ઉત્પન્ન થવામાં જે વ્યક્તિ નિમિત્તભૂત હોય તેના પરિચયથી દૂર થવાય તેથી પણ મન પર સંયમ આવી જાય. આટલું કરવા છતાં પણ જો વિકાર શમે નહિ તો ભગવાન કહે છે કે આહારનો સર્વથા ત્યાગ કરી

સાધનામાં બેસી આયુષ્ય પૂર્ણ કરવું શ્રેષ્ઠ છે પણ અબ્રહ્મનું સેવન કરવું અહિતકારી છે. અબ્રહ્મચર્યના સેવનથી આત્મઘાત થાય છે. શરીરઘાતથી આત્મઘાત ભયંકર છે.

શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરનારા સાત અણગારોમાં મહાબલ અણગારના મનમાં માનનો કીડો સળવળ્યો, તેથી માયા સહિત તપ કરે છે. જ્યારે પેલા છ અણગારો એમ વિચાર કરે છે કે અરેરે....આપણે કેવા કમભાગી છીએ કે આપણા મહાન ઉપકારી, આપણી જીવનનૈયાના સુકાની, જીવનરથના સારથી, જીવનના સાચા સહારા અને આપણા જીવનમાં દીવાદાંડી સમાન વડીલ સંતને આપણે આપણી સાથે પારણું કરાવી શકતા નથી. એમ મહાબલ અણગારની તેઓ ચિંતા કરે છે. ત્યારે મહાબલ અણગાર પરભવમાં મોટા થવાના મનોરથો સેવે છે.

બંધુઓ! જીવને માન કેટલું પીડે છે! ઘણાં એમ કહે છે કે અમને રાહુ-પનોતી શનિ–મંગળ કે બુધ નડે છે. પણ તેના કરતાં વધુ દુઃખદાયી જીવનમાં અહંભાવ છે કે હું કંઈક છું. એ જો નીકળી જાય તો જીવનમાં શાંતિનું સ્થાપન થશે. જો જીવનમાં શાંતિ જોઈએ તો કષાયોનો ત્યાગ કરો. ત્યાગમાં જે આનંદ છે તેવો આનંદ બીજે કયાંય નથી. સંસારમાં જેટલું સુખ છે તેટલું દુઃખ છે. જેટલી સંસારની મઝા છે તેટલી કર્મની સજા છે.

શ્રેણીક રાજાના જીવનનો એક પ્રસંગ છે. એક વખત મહારાજા શ્રેણીક રાજમહેલનાં ઝરૂખામાં બેઠા બેઠા બધાની સાથે કેરીઓ ચુસી રહ્યા હતા. મહારાજા કેરીઓ ચુસીને ગોટલા ને છોતરાં નીચે ફેંકી દેતા. મોટા માણસ કેરી ચુસીને ફેંકે તેમાં અરધો માલ હોય. કહેવત છે ને કે **"હાથીના મુખનો કોળીયો પડે તો કીડીઓના પેટ ભરાય."** આવા સમયે એક ગરીબ ભૂખ્યા માણસની નજર પડી અને તે ભૂખથી પીડાતો ત્યાં આવીને પડેલા ગોટલા છોતરાં ચુસવા લાગ્યો ને પોતાની ભૂખ મટાડી આનંદ માણવા લાગ્યો. ત્યાં રાજાનો સિપાઈ તેને જોઈ ગયો તેથી લાઠી મારતો બોલ્યો કે હે હરામખોર! અહીં કેમ ઉભો છે?

**"માર ખાધો પણ રાજાને જગાડયા"** બંધુઓ! કર્મની કેવી વિચિત્રતા છે! બિચારો ભિખારી રાજાના મહેલમાં ગયો નથી. કંઈ ચોરી કરી નથી. રાજાના ફેંકી દીધેલા ગોટલાને છોતરાં ચૂસતો હતો. ત્યાં પણ કર્મે લાઠીનો માર ખવડાવ્યો. ભિખારીના બરડામાં લાઠી વાગી. વેદના થવા લાગી પણ તે તો સિપાઈની સામે જોઈને ખડખડાટ હસવા લાગ્યો. મહારાજા શ્રેણીકે મહેલના ઝરૂખામાંથી આ દશ્ય જોયું. તેમના મનમાં આશ્ચર્ય થયું કે આ તે કેવો માણસ છે! સિપાઈ તેને મારે છે ત્યારે તે હસી રહ્યો છે. રાજા કહે કે તું તેને મારી પાસે લાવ. એટલે સિપાઈ ભિખારીને મહારાજા પાસે લાવ્યો. રાજાએ પૂછયું હે ભિખારી! તને આ સિપાઈ

મારે છે ને તું હસે છે તો શું તું પાગલ છે ? ત્યારે ભિખારીએ કહ્યું મહારાજા ! પાગલ તો નથી પણ મને તમારા સિપાઈએ લાઠી મારી ત્યારે મને એક વિચાર આવ્યો તેથી હું હસું છું. રાજાએ પૂછયું તને શો વિચાર આવ્યો ? ત્યારે ભિખારીએ કહ્યું કે આપ મને અભયદાન આપો તો કહું. રાજાએ કહ્યું ભલે, તને મારા તરફથી અભયદાન. ત્યારે ભિખારીએ કહ્યું. મહારાજા ! મને માર પડયો ત્યારે એ વિચાર આવ્યો કે હું રાજાની ફેંકેલી કેરી ચૂસું છું તો પણ મને માર ખાવો પડયો તો રસથી ભરપૂર અને તાજી કેરી ખાનાર રાજાને કેટલો માર ખાવો પડતો હશે ? રાજા સમજી ગયા. અહો ! ભિખારીએ આજે મને કેટલી સુંદર વાત કરી. રાજાએ ભિખારીને સારું ઈનામ આપીને તેનું જિંદગીનું દારિદ્ર ટાળી દીધું ને પોતે ચિંતન કરવા લાગ્યા કે આ જીવન માલ મિષ્ટાન ઉડાવી પૂરું કરવા માટે નથી પણ જીવનમાં ત્યાગ લાવવો જરૂરી છે.

જેમણે સંસારના સર્વસ્વ સુખોનો ત્યાગ કરીને સંયમ લીધો છે, જેઓ સંયમમાં દુષ્કર સાધના સાધી રહ્યા છે તેવા મહાબલ અણગારની બીજા સંતો ચિંતા કરે છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચારિત્ર : પુણ્યનો ચમકારો** પ્રદ્યુમ્નકુમારનું પુણ્ય બળવાન હતું એટલે વૈરી દેવે તેને મારી નાંખવાના ગમે તેટલા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. કહેવત છે ને કે **"જેને રામ રાખે તેને કોણ ચાખે"** એમ પ્રદ્યુમ્નકુમારને માટે પણ પુણ્યનાં રખોપાં હતા એટલે તેનો વાળ વાંકો થયો નહિ. અને કુદરતે વિદ્યાધર અને વિદ્યાધરી જતાં હતાં. તેમનું વિમાન અટકયું. અને નીચે ઉતરી પ્રદ્યુમ્નકુમારને શીલા નીચેથી કાઢયો. તે સમયે યમસમર વિદ્યાધરના મનમાં થયું કે આ બાળકનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સમાન શોભે છે. તથા તેના શરીરની કાન્તિ સાક્ષાત્ સૂર્યસમાન દેદિપ્યમાન છે. આથી તેણે પણ તે બાળકનું નામ પ્રદ્યુમ્નકુમાર પાડયું.

બંધુઓ ! પ્રદ્યુમ્નકુમારનું પુણ્ય અથાગ છે. પણ પૂર્વ કર્મના ઉદયે દેવે એનું અપહરણ કર્યું ને માતા રૂક્ષ્મણીનો વિયોગ પડયો. પણ પુણ્યોદયે વિદ્યાધર રાજા અને તેમની રાણી મળી ગયા. આવા પુત્રને જોઈને બંનેના આનંદનો પાર ના રહ્યો. રાજા હર્ષમાં આવીને કહે છે કે–

હે મહારાણી ! તું કેવી ભાગ્યવાન છે ! તેં પૂર્વભવમાં ખૂબ તપશ્ચર્યા કરી હશે, અગર સંતોને સુપાત્રે ઉત્કૃષ્ટ ભાવે દાન દીધું હશે. તેના ફળ રૂપે તને કોઈ પણ જાતના કષ્ટ વગર આ ચિંતામણી રત્ન જેવો પુત્ર મળ્યો. અત્યાર સુધી તારે પુત્ર ન હતો. આજથી તું પુત્રની માતા બની. એમ કહી વિમાનમાં બેસીને વિદ્યાધર રાજા અને રાણી પોતાના નગરમાં આવ્યા ને રાણીને મહેલમાં જઈને

પલંગમાં સૂવાડી દીધી. ને રાજાએ જાહેર કર્યું કે મહારાજાને આટલી બધી રાણીઓ હોવા છતાં પુત્ર નહિ હોવાથી આ મહારાણી ગર્ભવંતા હતા તે વાત ગુપ્ત રાખી હતી. આજે મહારાણીએ દેવકુમાર જેવા પુત્રને જન્મ આપ્યો છે. આખા ગામમાં વાયુવેગે વાત પ્રસરી ગઈ.

**"વિદ્યાધર રાજાએ ઉજવેલો જન્મ મહોત્સવ:"** પોતાના મહારાજાની રાણીએ પુત્રને જન્મ આપ્યો તે સમાચાર જાણી પ્રજાજનોને ખૂબ આનંદ થયો. રાજાએ ખૂબ સુંદર રીતે પુત્રનો જન્મ મહોત્સવ ઉજવ્યો. યાચકોને દાન દીધું. બંધીવાનોને મુક્ત કર્યા. નગરમાં મીઠાઈ વહેંચી અને આખું નગર શણગારવામાં આવ્યું. આટલા વર્ષે રાજકુમારનો જન્મ થયો તેની ખુશાલીમાં નગરજનો અનેક ભેટો લઈને આવ્યા. મહારાજા ગરીબ કે શ્રીમંત દરેકની ભેટ પ્રેમથી સ્વીકારે છે, અને જેટલું પ્રજાજનો આપે છે તેનાથી ડબલ રાજા તેમને ધન આપે છે. આ રીતે ખૂબ ધામધૂમથી પ્રદ્યુમ્નકુમારનો જન્મ મહોત્સવ ઉજવાયો. રાજા-રાણીને પુત્રની પ્રાપ્તિ અને જન્મોત્સવ ઉજવાયો તેથી ખૂબ આનંદ થયો. પણ ઘણાં આનંદમાં એક દુઃખ તેમના દિલમાં ખટકવા લાગ્યું. એટલે રાજાને કહે છે સ્વામીનાથ! જુઓ તો ખરા. આ પુત્ર કેવો સુંદર છે! તેજસ્વી છે. મોટો થતાં મહાન પરાક્રમી થશે એવું તેના લલાટ ઉપરથી દેખાય છે. પણ બીજી રાણીઓને પુત્ર થશે ને આ પુત્ર જડેલો છે તે વાત ફૂટી જશે તો એમના પુત્રને ગાદી મળશે તો આ મારા પુત્રની રાજ્યમાં શું કદર થશે? આવા પુત્રને રાજગાદી ન મળે તો તેને અહીં લાવ્યાનો અર્થ શો? મારા પુત્રને જ રાજગાદી મળવી જોઈએ. રાજા કહે છે તું ચિંતા ન કર. આ પુત્ર પુણ્યવાન છે. એના પુણ્ય એને રાજગાદી અપાવશે. હું તે માટેની બધી વ્યવસ્થા કરીશ. હવે રાજા રાણીને શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૩૨

**શ્રાવણ સુદ ૧૦ ને ગુરૂવાર** **તા. ૫-૮-૭૬**

રાગ-દ્વેષના વિજેતા, મોક્ષ માર્ગના પ્રણેતા અનંત કરૂણાનીધિ ભગવાન મહાવીર સ્વામીએ પોતાના જ્ઞાનમાં જે ભાવ દીઠા તે જગતના જીવોને સમજાવ્યા. ભગવાને કહ્યું કે હે જીવાત્મા! તું અનંતકાળથી સ્વ અને પરની ઓળખાણ કર્યા વિના ભટકી રહ્યો છે. હિતસ્વી માતાપિતા હંમેશા પોતાના બાળકનું હિત ચાહતા હોય છે તેમ ભગવાને પણ જગતના જીવો કેમ આત્મસુખ પ્રાપ્ત કરે તે માટે કહ્યું છે કે હે ભવ્ય જીવો! જન્મ-જરા-મરણના દુઃખો મટી જાય તેવી સાધના કરો કે જેથી શાશ્વત સુખ મળે.

મારે છે ને તું હસે છે તો શું તું પાગલ છે? ત્યારે ભિખારીએ કહ્યું મહારાજા! પાગલ તો નથી પણ મને તમારા સિપાઈએ લાઠી મારી ત્યારે મને એક વિચાર આવ્યો તેથી હું હસું છું. રાજાએ પૂછયું તને શો વિચાર આવ્યો? ત્યારે ભિખારીએ કહ્યું કે આપ મને અભયદાન આપો તો કહું. રાજાએ કહ્યું ભલે, તને મારા તરફથી અભયદાન. ત્યારે ભિખારીએ કહ્યું. મહારાજા! મને માર પડયો ત્યારે એ વિચાર આવ્યો કે હું રાજાની ફેંકેલી કેરી ચૂસું છું તો પણ મને માર ખાવો પડયો તો રસથી ભરપૂર અને તાજી કેરી ખાનાર રાજાને કેટલો માર ખાવો પડતો હશે? રાજા સમજી ગયા. અહો! ભિખારીએ આજે મને કેટલી સુંદર વાત કરી. રાજાએ ભિખારીને સારું ઈનામ આપીને તેનું જિંદગીનું દારિદ્ર ટાળી દીધું ને પોતે ચિંતન કરવા લાગ્યા કે આ જીવન માલ મિષ્ટાન ઉડાવી પૂરું કરવા માટે નથી પણ જીવનમાં ત્યાગ લાવવો જરૂરી છે.

જેમણે સંસારના સર્વસ્વ સુખોનો ત્યાગ કરીને સંયમ લીધો છે, જેઓ સંયમમાં દુષ્કર સાધના સાધી રહ્યા છે તેવા મહાબલ અણગારની બીજા સંતો ચિંતા કરે છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચારિત્ર: પુણ્યનો ચમકારો** પ્રદ્યુમ્નકુમારનું પુણ્ય બળવાન હતું એટલે વૈરી દેવે તેને મારી નાંખવાના ગમે તેટલા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. કહેવત છે ને કે **"જેને રામ રાખે તેને કોણ ચાખે"** એમ પ્રદ્યુમ્નકુમારને માટે પણ પુણ્યનાં રખોપાં હતા એટલે તેનો વાળ વાંકો થયો નહિ. અને કુદરતે વિદ્યાધર અને વિદ્યાધરી જતાં હતાં. તેમનું વિમાન અટકયું. અને નીચે ઉતરી પ્રદ્યુમ્નકુમારને શીલા નીચેથી કાઢયો. તે સમયે યમસમર વિદ્યાધરના મનમાં થયું કે આ બાળકનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સમાન શોભે છે. તથા તેના શરીરની કાન્તિ સાક્ષાત્ સૂર્યસમાન દેદિપ્યમાન છે. આથી તેણે પણ તે બાળકનું નામ પ્રદ્યુમ્નકુમાર પાડયું.

બંધુઓ! પ્રદ્યુમ્નકુમારનું પુણ્ય અથાગ છે. પણ પૂર્વ કર્મના ઉદયે દેવે એનું અપહરણ કર્યું ને માતા રૂક્મણીનો વિયોગ પડયો. પણ પુણ્યોદયે વિદ્યાધર રાજા અને તેમની રાણી મળી ગયા. આવા પુત્રને જોઈને બંનેના આનંદનો પાર ના રહ્યો. રાજા હર્ષમાં આવીને કહે છે કે–

હે મહારાણી! તું કેવી ભાગ્યવાન છે! તેં પૂર્વભવમાં ખૂબ તપશ્ચર્યા કરી હશે, અગર સંતોને સુપાત્રે ઉત્કૃષ્ટ ભાવે દાન દીધું હશે. તેના ફળ રૂપે તને કોઈ પણ જાતના કષ્ટ વગર આ ચિંતામણી રત્ન જેવો પુત્ર મળ્યો. અત્યાર સુધી તારે પુત્ર ન હતો. આજથી તું પુત્રની માતા બની. એમ કહી વિમાનમાં બેસીને વિદ્યાધર રાજા અને રાણી પોતાના નગરમાં આવ્યા ને રાણીને મહેલમાં જઈને

પલંગમાં સૂવાડી દીધી. ને રાજાએ જાહેર કર્યું કે મહારાજાને આટલી બધી રાણીઓ હોવા છતાં પુત્ર નહિ હોવાથી આ મહારાણી ગર્ભવંતા હતા તે વાત ગુપ્ત રાખી હતી. આજે મહારાણીએ દેવકુમાર જેવા પુત્રને જન્મ આપ્યો છે. આખા ગામમાં વાયુવેગે વાત પ્રસરી ગઈ.

**"વિદ્યાધર રાજાએ ઉજવેલો જન્મ મહોત્સવ:"** પોતાના મહારાજાની રાણીએ પુત્રને જન્મ આપ્યો તે સમાચાર જાણી પ્રજાજનોને ખૂબ આનંદ થયો. રાજાએ ખૂબ સુંદર રીતે પુત્રનો જન્મ મહોત્સવ ઉજવ્યો. યાચકોને દાન દીધું. બંધીવાનોને મુક્ત કર્યા. નગરમાં મીઠાઈ વહેંચી અને આખું નગર શણગારવામાં આવ્યું. આટલા વર્ષે રાજકુમારનો જન્મ થયો તેની ખુશાલીમાં નગરજનો અનેક ભેટો લઈને આવ્યા. મહારાજા ગરીબ કે શ્રીમંત દરેકની ભેટ પ્રેમથી સ્વીકારે છે, અને જેટલું પ્રજાજનો આપે છે તેનાથી ડબલ રાજા તેમને ધન આપે છે. આ રીતે ખૂબ ધામધૂમથી પ્રદ્યુમ્નકુમારનો જન્મ મહોત્સવ ઉજવાયો. રાજા-રાણીને પુત્રની પ્રાપ્તિ અને જન્મોત્સવ ઉજવાયો તેથી ખૂબ આનંદ થયો. પણ ઘણાં આનંદમાં એક દુઃખ તેમના દિલમાં ખટકવા લાગ્યું. એટલે રાજાને કહે છે સ્વામીનાથ! જુઓ તો ખરા. આ પુત્ર કેવો સુંદર છે! તેજસ્વી છે. મોટો થતાં મહાન પરાક્રમી થશે એવું તેના લલાટ ઉપરથી દેખાય છે. પણ બીજી રાણીઓને પુત્ર થશે ને આ પુત્ર જડેલો છે તે વાત ફૂટી જશે તો એમના પુત્રને ગાદી મળશે તો આ મારા પુત્રની રાજ્યમાં શું કદર થશે? આવા પુત્રને રાજગાદી ન મળે તો તેને અહીં લાવ્યાનો અર્થ શો? મારા પુત્રને જ રાજગાદી મળવી જોઈએ. રાજા કહે છે તું ચિંતા ન કર. આ પુત્ર પુણ્યવાન છે. એના પુણ્ય એને રાજગાદી અપાવશે. હું તે માટેની બધી વ્યવસ્થા કરીશ. હવે રાજા રાણીને શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૩૨

**શ્રાવણ સુદ ૧૦ ને ગુરૂવાર** **તા. ૫-૮-૭૬**

રાગ-દ્વેષના વિજેતા, મોક્ષ માર્ગના પ્રણેતા અનંત કરૂણાનીધિ ભગવાન મહાવીર સ્વામીએ પોતાના જ્ઞાનમાં જે ભાવ દીઠા તે જગતના જીવોને સમજાવ્યા. ભગવાને કહ્યું કે હે જીવાત્મા! તું અનંતકાળથી સ્વ અને પરની ઓળખાણ કર્યા વિના ભટકી રહ્યો છે. હિતસ્વી માતાપિતા હંમેશા પોતાના બાળકનું હિત ચાહતા હોય છે તેમ ભગવાને પણ જગતના જીવો કેમ આત્મસુખ પ્રાપ્ત કરે તે માટે કહ્યું છે કે હે ભવ્ય જીવો! જન્મ-જરા-મરણના દુઃખો મટી જાય તેવી સાધના કરો કે જેથી શાશ્વત સુખ મળે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનનો અધિકાર ચાલે છે. મહાબલ અણગારે જેવું તેવું નથી છોડયું. ૫૦૦ રાણીઓના રાગ અને પુત્રના પ્રેમ છોડયા. સારા નગરજનો સૌ કોઈ મહાબલકુમારને પિતા તરીકે પૂજતા હતા તે પૂજાવાનો મોહ છોડયો. અને સંયમ લીધો. પણ માન કષાયનો કણીયો ઉભો થઈ ગયો. છ એ મિત્રો સરખી સાધના, જ્ઞાન, ધ્યાન અને સુંદર આરાધના કરતાં. જેમ સંસારમાં છ એ મિત્રો મહાબલકુમારની આજ્ઞામાં રહેતા તેમ અહીં પણ ગુરૂદેવની આજ્ઞામાં રહી મહાબલ અણગારની નિશ્રામાં રહી સાધના કરતા. પરંતુ મહાબલ અણગારની અંદર માનનો કણીયો ઉગ્યો છે તેથી તેમની ભાવનાની અંદર થોડું માન રૂપી ઝેર ભળ્યું. તેથી તે છ મુનિવરોના તપથી વિશેષ કરવા માયાનું સેવન કરતા ગયા. સૂયગડાયંગ સૂત્રના બીજા અધ્યયનમાં ભગવાન બોલ્યા છે કે–

**जे यावि बहुस्सुए सिया, धम्मिय माहण भिक्खुए सिया।**
**अभिणूमकडेहिं मूच्छिए, तिव्वं ते कम्मेहि किच्चइ ॥ સૂ. સૂ. અ. ૨ ઉ. ૧ ગાથા ૭**

હે આત્માર્થી જીવો! ચાહે સાધક સાધુ દશામાં હોય કે સંસારમાં હોય પણ જે જીવો બહુસુત્રી હોય એટલે કે શ્રુતવાણીના જાણકાર હોય, સિધ્ધાંતનાઅર્થ, તેના ભેદભાવ અને ગૂઢ અર્થના જાણકાર હોય, વાણીમાં મધુરતા છૂટતી હોય, જ્ઞાનાવરણીય કર્મના ક્ષમોપશમથી જે બહુસુત્રી બન્યા હોય, તે બહુસુત્રી આત્મા ચતુર્ગતિમાં પરિભ્રમણ કરતાં ખૂંચાયેલાં આત્માને બાહર કાઢનાર હોય, જીવાદિ નવતત્ત્વને યથાર્થ જાણનાર હોય એવા બહુસુત્રી હોય વળી ધાર્મિક હોય. ઘણીવાર શું બને? ધર્મનું જ્ઞાન ઘણું હોય પણ આચરણ ન હોય. તો તેવા જીવોને મોક્ષ ન મળે. સાધક આત્મા પણ જો ચારિત્રની વાતો મોટી મોટી કરે પણ તે પ્રમાણે આચરણ ન હોય તો તેની વાણીનો પ્રભાવ બીજા જીવો ઉપર પડતો નથી. શ્રાવક પણ જો શ્રાવકપણામાં શુધ્ધ હશે તો પરિવારને શુધ્ધ બનાવી શકશે. જ્ઞાન સાથે ક્રિયાની અવશ્ય જરૂર છે. બહેનો રસોઈ બનાવે ત્યારે તેને રોટલી, ખીચડી ગમે તે વસ્તુ બનાવવી હોય તો તેમાં પાણીની પહેલી જરૂર પડે છે. કોઈ એમ અભિમાન રાખે કે મારે પાણી વિના બનાવવું છે તો તે બનાવી શકશે ખરી? ન બનાવી શકે. તે રીતે જ્ઞાન સાથે આચરણ રૂપ ક્રિયાની જરૂર છે.

જે સિધ્ધાંતનો જાણકાર (બહુશ્રુત) હોય, ધર્મ કરનારો હોય કે ભિક્ષુક હોય કે બ્રાહ્મણ હોય પરંતુ જો તે માયાકૃત અનુષ્ઠાનોમાં આસકત હોય તો તેમને અશુભ કર્મોનું બંધન થાય છે. અને તે અશુભ કર્મના વિપાકથી દુઃખ પામે છે. માટે માયાકૃત અનુષ્ઠાનોનો ત્યાગ કરી સરળતાથી સર્વ ક્રિયાઓ કરવી, ભગવાને કહી દીધું કે ગમે તેવો બહુશ્રુત હોય, કઠીન તપ–જપ કરતો હોય પણ જો તે માયા કરે તો

કર્મ બંધાય છે. માટે સાધના કરો તો માયા રહિત કરો. પુરૂષ માયા કરે તો સ્ત્રી થાય, સ્ત્રી માયા કરે તો. નપુંસક થાય નપુંસક માયા કરે તો પાંચ સ્થાવરમાં જાય. તે માટે માયા રહિત ક્રિયા કરો.

મહાબલ અણુગારે સંસાર અર્થે, ધન કે રાજ્ય અર્થે માયા નથી કરી પણ તપમાં કરી છે. તમે માયા શેમાં કરી રહ્યા છો? તપમાં માયા કરી તો તેનું ફળ કેવું મળ્યું તે તો આપ આગળ સાંભળશો. પરંતુ સંસારમાં તો જીવો ડગલે ને પગલે માયા કરે છે. એક ભાઈ બીજા ભાઈને ધંધા બાબતમાં પૂછે તો સાચી રીત ન બતાવતા માયા-કપટ કરીને જુઠું બોલે. ધર્મમાં માયા નુકશાન કરે છે તો સંસારની માયા કેટલું નુકશાન કરશે?

મહાબલ અણુગાર સહિત સાતે મુનિઓએ અઠ્ઠમ કર્યો છે. અઠ્ઠમના પારણાના દિવસે છ મુનિઓ ગૌચરી ગયા ત્યારે મહાબલ મુનિએ ચોથો ઉપવાસ કર્યો. છતાં છ એ મુનિઓના મનમાં બીજો વિચાર આવતો નથી. પણ તેઓ ખૂબ નિર્દોષ અને પવિત્ર હોવાથી મહાબલ મુનિ જેટલા ઉપવાસ કરે તેટલા તે ઉપવાસ કરતા હતા. મહાબલ મુનિના જીવનમાંથી આપણે એ સમજવાનું છે કે ધર્મની માયા નુકશાન કરે છે તો સંસારની માયા કેટલું નુકશાન કરે! માટે સરળતા, મૃદુતા કેળવતા શીખો. સરળતાથી, ભદ્રિકતાથી ને કોમળતાથી સાધના થાય છે તે સાધના સિધ્ધિના સોપાનને સર કરાવે છે.

બંધુઓ! સાધક આત્મા પોતાના જીવનમાં કોઈપણ પ્રકારની સિધ્ધિને હાંસલ કરવા ઈચ્છતો હોય તો સર્વ પ્રથમ તેણે શ્રધ્ધાવાન બનવું જોઈએ. શ્રધ્ધાના અભાવમાં ક્યારે પણ મનમાં દઢતા, સાહસ અને સંકલ્પશક્તિ ઉત્પન્ન થઈ શકતી નથી. મોટા વિદ્વાન પણ જો મનમાં સંપૂર્ણ શ્રધ્ધા નથી રાખતા તો તેની વિદ્વતાનું કોઈ મૂલ્ય નથી રહેતું. ભલે તે શાસ્ત્રો અને ધર્મગ્રન્થો ભણીને પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા હોય અથવા પોતાના જીવનનો વધુ સમય તે શાસ્ત્રો ભણવામાં વ્યતીત કરતો હોય પરંતુ જો તેના મનમાં સાચી શ્રધ્ધા નથી હોતી તે આટલું ભણવા છતાં કોરો રહે છે. તેના હૃદયમાં અધ્યાત્મ રસનું ઝરણું વહેતું નથી. જેના હૃદયમાં વીતરાગ પ્રત્યે ને વીતરાગના શાસ્ત્રો પ્રત્યે શ્રધ્ધા હોય તેના હૃદયમાં હંમેશા આત્માનંદનો અનુભવ થાય છે ને અધ્યાત્મ રસની ગંગા વહેતી રહે છે. અહીં મને એક ઐતિહાસિક વાત યાદ આવે છે.

**"આત્માનંદની અપૂર્વ અનુભૂતિ"** : સમ્રાટ અકબર બાદશાહના દરબારમાં તાનસેન નામનો સંગીતકાર ખૂબ પ્રશંસક હતો, તેથી તેને અકબરના દરબારમાં ઘણું સન્માનીય સ્થાન પ્રાપ્ત થયું હતું. તાનસેન જ્યારે ગીત ગાવા

આવે ત્યારે એવા રંગીલા મધુર સ્વરે ગાય કે અકબર બાદશાહ સાંભળવામાં લીન બની જાય. રાત પડી જાય છતાં અકબરને બંધ કરાવવાનું મન થાય નહિ. જેમ મેઘ ગાજે ને મોર નાચે તેમ તાનસેનનું ગાવાનું સાંભળીને બાદશાહના મનનો મોરલો નાચી ઉઠે. અને કહે- અહો તાનસેન ! શું તારું સંગીત છે ! શું તારી ગીત ગાવાની મધુરતા છે ! હું તો સાંભળતાં મુગ્ધ બની જાઉં છું. મને એમ થાય કે જાણે સાંભળ્યા જ કરું ! સાંભળતાં રાત વીતી ગઈ. બીજે દિવસે પણ બાદશાહે તાનસેનનું સંગીત શરૂ કરાવ્યું. મનને મુગ્ધ કરે તેવું તાનસેનનું ગીત સાંભળીને અકબર બાદશાહ બોલી ઉઠયા–હે તાનસેન ! તમે આટલું સુંદર ગાઈ શકો છો. તે સાંભળીને મને વિચાર થાય છે કે તમે જે ગુરૂની પાસે સંગીતનું આટલું સુંદર જ્ઞાન મેળવ્યું છે તે તમારા ગુરૂ તો કેટલું સુંદર મધુર ગાતા હશે ? દીકરો સારો હોય તો પિતાને યાદ કરાય, શિષ્ય સારો હોય તો ગુરૂને યાદ કરાય તે રીતે અહીં અકબર બાદશાહે તાનસેનને કહ્યું. કે તું આવો સુંદર ગવૈયો છે તો તારા ગુરૂ કેવા હશે !

**"ગુરૂ ગાય છે આત્મરસ માટે ને શિષ્ય ગાય છે કંચન, કીર્તિ માટે"**

તાનસેન કહે મારા ગુરૂમાં તો અલૌકિક શક્તિ છે. એ શક્તિનું વર્ણન કરવા હું સમર્થ નથી. બાદશાહ કહે તો એ ગીત ગાતા હશે ત્યારે કેવું સુંદર મઝાનું ગાતાં હશે !. તે જો અત્યારે હયાત હોય તો મારે તેમનું સંગીત જરૂર સાંભળવું છે. મહારાજા ! તે હજુ જીવતા છે. આ સાંભળીને અકબરે કહ્યું. તો તેમને એક દિવસ મારા દરબારમાં લઈ આવો. હું અવશ્ય તેમના સંગીતનો રસાસ્વાદ કરીશ. તાનસેન કહે–હજુર ! તે દરબારમાં ક્યારે પણ આવશે નહિ. એવું શા માટે ? તે કોઈના દેખતાં ગીત ગાતા નથી. તે ફક્ત પોતાના આત્માના આનંદને માટે પોતાની ઈચ્છાથી ગાય છે. તે હંમેશા એકાંતમાં ગીત ગાય છે તે એટલે સુધી કે જો કોઈ સંગીતપ્રેમી તેમનું ગીત સાંભળવા પહોંચી જાય તો તે ગાવાનું બંધ કરી દે છે. હું કીર્તિ અને કંચન માટે ગાઉં છું ને મારા ગુરૂ ફક્ત આત્માના આનંદ માટે ગાય છે. આપને તેમનું ગીત સાંભળવાની તીવ્ર તમન્ના હોય તો એ જ્યાં વસ્યા છે ત્યાં જઈએ. તે આપણા દેખતા તો ગાશે નહિ. તે મઠમાં ગાય છે. આપણે મઠની પાછળ છાનામાના સંતાઈ જઈને તેમના સંગીતનો આનંદ મેળવશું.

અકબર બાદશાહને તાનસેનના ગુરૂનું ગીત સાંભળવાની લગની લાગી તો અડધી રાત્રે જંગલમાં જવા તૈયાર થયા. મારા વીરાઓને પણ જ્યારે લગની લાગશે કે સાચું ને શાશ્વત સુખ સિધ્ધગતિમાં છે તે મારે મેળવવું છે તો તે જડ સુખમાં રાચશે નહિ. પરંતુ હજુ લગની લાગી નથી. નાના બાળકની સાથે તમારી સરખામણી કરૂં તો તમે ઉતરો તેવા નથી. બાળકને આહાર સંજ્ઞાનું જોર છે ને તમને પરિગ્રહ

સંજ્ઞાનું જોર છે. નાના બાળકોને લાકડાનું ચુસણીયું આપો, ચાંદીનો ઘુઘરો આપો કે સોનાના રમકડાં આપો જે આપો તે બધું મોંમાં નાંખે, તેને મન તો ચુસણીયું સોના–ચાંદીના રમકડાં બધું સરખું છે. એને એક સંજ્ઞા છે. બીજી સંજ્ઞા નથી. એક સંજ્ઞા કઈ તે ખબર છે ને? ખાઉં–ખાઉં ને ખાઉં. તેને અરીસો આપશો તો તેને પણ બચકું ભરવા જશે, બસ, આ એક સંજ્ઞા છે. તેને મન તો આખા જગતમાં જે ચીજ છે તે ખાવાની ચીજ છે. ખાવા સિવાય બીજી કોઈ ચીજ તેને મન કામની નથી. એક રસનાનો વિષય હોવાથી તેને આખું જગત રસનાનો વિષય લાગે છે. તેને કોઈ પણ વસ્તુ આપો તો તે મોંમાં નાંખીને ખુશ થાય છે. તમે પરિગ્રહ મેળવીને ખુશ થાવ છો. તમને પરિગ્રહ સંજ્ઞા અને બાળકને આહાર સંજ્ઞા છે. એ બાળકને મિલ્કત, મહાજન, કુટુંબ–પરિવાર, આબરૂ કે પ્રતિષ્ઠાની કોઈ કલ્પના નથી. તે આહાર પાછળ ગાંડો છે. તમે પરિગ્રહ પાછળ ગાંડા છો. જીવ માતાના ગર્ભમાં ઉત્પન્ન થયો ત્યાં પહેલા સમયે તેણે આહાર લીધો. આહાર લીધા પછી અનુક્રમે શરીર, ઈન્દ્રિયો આદિ છ પર્યાપ્તી બંધાતી ગઈ, અખો ભગત કહે. **"વસ્તુ પામવા ગયો નવી પણ પેટ પડયા લે ભોગવી."** આ સ્થિતિમાં (આહારની પળોજણમાં) આત્મા પોતાના સ્વરૂપને ક્યાંથી નિહાળી શકે?

બંધુઓ! કોઈ માણસની આંખ ચાલી ગઈ હોય તો તેને અંધાપાનું દુઃખ કેટલું સાલે છે? આંખ એ તો જિંદગીનું જવાહીર છે. પણ તેનામાં એક દોષ છે. એક મોટો અવગુણ રહેલો છે. તે અવગુણ કયો? ખબર છે તમને? આંખ અખિલ વિશ્વને દેખે, થાંભલા, ઘરબાર, હાટ–હવેલી, ધન–મિલ્કત બધું જુએ પણ આંખ પોતાને ન દેખે. તે રીતે આત્મા ધનની–પુત્ર પરિવારની, કુટુંબની ને વધુ આગળ કહું તો શરીરની બધી ચિંતા કરે, પણ ૨૪ કલાકમાં હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? મારી શી સ્થિતિ છે? એ ચિંતા ક્યારે પણ કરી છે ખરી? આર્યક્ષેત્ર, ઉત્તમકુળ, જૈનદર્શન, સદ્ગુરૂનો સુયોગ, વીતરાગ વાણીનું શ્રવણ આવી અનુકૂળ દશામાં, ઉચ્ચદશામાં પણ આત્મા પોતાને ઓળખતો નથી તો પછી અનાર્ય ક્ષેત્ર, નીચકુળ આદિ દશામાં પોતાને ઓળખશે કેવી રીતે? ક્યારે પણ મનમાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે ખરો કે આત્મા અનાદિકાળથી શા માટે રખડે છે? પોતે પોતાને જોતા ... ...ાથી મરણ સુધી પુદ્ગલની માયામાં પ્રવર્તેલા હોય તેને આવો પ્રશ્ન ... ...ાત્માને પોતા... વિચાર આવશે ત્યારે તે આત્મા ...કશે

નથી :" તમે રાત્રે સૂઈ ... ઝબકીને જાગી ગયા.

આવે ત્યારે એવા રંગીલા મધુર સ્વરે ગાય કે અકબર બાદશાહ સાંભળવામાં લીન બની જાય. રાત પડી જાય છતાં અકબરને બંધ કરાવવાનું મન થાય નહિ. જેમ મેઘ ગાજે ને મોર નાચે તેમ તાનસેનનું ગાવાનું સાંભળીને બાદશાહના મનનો મોરલો નાચી ઉઠે. અને કહે– અહો તાનસેન! શું તારું સંગીત છે! શું તારી ગીત ગાવાની મધુરતા છે! હું તો સાંભળતાં મુગ્ધ બની જાઉં છું. મને એમ થાય કે જાણે સાંભળ્યા જ કરું! સાંભળતાં રાત વીતી ગઈ. બીજે દિવસે પણ બાદશાહે તાનસેનનું સંગીત શરૂ કરાવ્યું. મનને મુગ્ધ કરે તેવું તાનસેનનું ગીત સાંભળીને અકબર બાદશાહ બોલી ઉઠયા–હે તાનસેન! તમે આટલું સુંદર ગાઈ શકો છો. તે સાંભળીને મને વિચાર થાય છે કે તમે જે ગુરૂની પાસે સંગીતનું આટલું સુંદર જ્ઞાન મેળવ્યું છે તે તમારા ગુરૂ તો કેટલું સુંદર મધુર ગાતા હશે? દીકરો સારો હોય તો પિતાને યાદ કરાય, શિષ્ય સારો હોય તો ગુરૂને યાદ કરાય તે રીતે અહીં અકબર બાદશાહે તાનસેનને કહ્યું. કે તું આવો સુંદર ગવૈયો છે તો તારા ગુરૂ કેવા હશે!

**"ગુરૂ ગાય છે આત્મરસ માટે ને શિષ્ય ગાય છે કંચન, કીર્તિ માટે"**

તાનસેન કહે મારા ગુરૂમાં તો અલૌકિક શક્તિ છે. એ શક્તિનું વર્ણન કરવા હું સમર્થ નથી. બાદશાહ કહે તો એ ગીત ગાતા હશે ત્યારે કેવું સુંદર મઝાનું ગાતાં હશે!, તે જો અત્યારે હયાત હોય તો મારે તેમનું સંગીત જરૂર સાંભળવું છે. મહારાજા! તે હજુ જીવતા છે. આ સાંભળીને અકબરે કહ્યું. તો તેમને એક દિવસ મારા દરબારમાં લઈ આવો. હું અવશ્ય તેમના સંગીતનો રસાસ્વાદ કરીશ. તાનસેન કહે–હજુર! તે દરબારમાં ક્યારે પણ આવશે નહિ. એવું શા માટે? તે કોઈના દેખતાં ગીત ગાતા નથી. તે ફક્ત પોતાના આત્માના આનંદને માટે પોતાની ઈચ્છાથી ગાય છે. તે હંમેશા એકાંતમાં ગીત ગાય છે તે એટલે સુધી કે જો કોઈ સંગીતપ્રેમી તેમનું ગીત સાંભળવા પહોંચી જાય તો તે ગાવાનું બંધ કરી દે છે. હું કીર્તિ અને કંચન માટે ગાઉં છું ને મારા ગુરૂ ફક્ત આત્માના આનંદ માટે ગાય છે. આપને તેમનું ગીત સાંભળવાની તીવ્ર તમન્ના હોય તો એ જ્યાં વસ્યા છે ત્યાં જઈએ. તે આપણા દેખતા તો ગાશે નહિ. તે મઠમાં ગાય છે. આપણે મઠની પાછળ છાનામાના સંતાઈ જઈને તેમના સંગીતનો આનંદ મેળવશું.

અકબર બાદશાહને તાનસેનના ગુરૂનું ગીત સાંભળવાની લગની લાગી તો અડધી રાત્રે જંગલમાં જવા તૈયાર થયા. મારા વીરાઓને પણ જ્યારે લગની લાગશે કે સાચું ને શાશ્વત સુખ સિદ્ધગતિમાં છે તે મારે મેળવવું છે તો તે જડ સુખમાં રાચશે નહિ. પરંતુ હજુ લગની લાગી નથી. નાના બાળકની સાથે તમારી સરખામણી કરું તો તમે ઉતરો તેવા નથી. બાળકને આહાર સંજ્ઞાનું જોર છે ને તમને પરિગ્રહ

સંજ્ઞાનું જોર છે. નાના બાળકોને લાકડાનું ચુસણીયું આપો, ચાંદીનો ઘુઘરો આપો કે સોનાના રમકડાં આપો જે આપો તે બધું મોંમાં નાંખે, તેને મન તો ચુસણીયું સોના–ચાંદીના રમકડાં બધું સરખું છે. એને એક સંજ્ઞા છે. બીજી સંજ્ઞા નથી. એક સંજ્ઞા કઈ તે ખબર છે ને? ખાઉં–ખાઉં ને ખાઉં. તેને અરીસો આપશો તો તેને પણ બચકું ભરવા જશે, બસ, આ એક સંજ્ઞા છે. તેને મન તો આખા જગતમાં જે ચીજ છે તે ખાવાની ચીજ છે. ખાવા સિવાય બીજી કોઈ ચીજ તેને મન કામની નથી. એક રસનાનો વિષય હોવાથી તેને આખું જગત રસનાનો વિષય લાગે છે. તેને કોઈ પણ વસ્તુ આપો તો તે મોંમાં નાંખીને ખુશ થાય છે. તમે પરિગ્રહ મેળવીને ખુશ થાવ છો. તમને પરિગ્રહ સંજ્ઞા અને બાળકને આહાર સંજ્ઞા છે. એ બાળકને મિલ્કત, મહાજન, કુટુંબ–પરિવાર, આબરૂ કે પ્રતિષ્ઠાની કોઈ કલ્પના નથી. તે આહાર પાછળ ગાંડો છે. તમે પરિગ્રહ પાછળ ગાંડા છો. જીવ માતાના ગર્ભમાં ઉત્પન્ન થયો ત્યાં પહેલા સમયે તેણે આહાર લીધો. આહાર લીધા પછી અનુક્રમે શરીર, ઈન્દ્રિયો આદિ છ પર્યાપ્તી બંધાતી ગઈ, અખો ભગત કહે. **"વસ્તુ પામવા ગયો નવી પણ પેટ પડયા લે ભોગવી."** આ સ્થિતિમાં (આહારની પળોજણમાં) આત્મા પોતાના સ્વરૂપને ક્યાંથી નિહાળી શકે?

બંધુઓ! કોઈ માણુસની આંખ ચાલી ગઈ હોય તો તેને અંધાપાનું દુઃખ કેટલું સાલે છે? આંખ એ તો જિંદગીનું જવાહીર છે. પણ તેનામાં એક દોષ છે. એક મોટો અવગુણ રહેલો છે. તે અવગુણ કયો? ખબર છે તમને? આંખ અખિલ વિશ્વને દેખે, થાંભલા, ઘરબાર, હાટ–હવેલી, ધન–મિલ્કત બધું જુએ પણ આંખ પોતાને ન દેખે. તે રીતે આત્મા ધનની–પુત્ર પરિવારની, કુટુંબની ને વધુ આગળ કહું તો શરીરની બધી ચિંતા કરે, પણ ૨૪ કલાકમાં હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? મારી શી સ્થિતિ છે? એ ચિંતા ક્યારે પણ કરી છે ખરી? આર્યક્ષેત્ર, ઉત્તમકુળ, જૈનદર્શન, સદ્ગુરૂનો સુયોગ, વીતરાગ વાણીનું શ્રવણ આવી અનુકૂળ દશામાં, ઉચ્ચદશામાં પણ આત્મા પોતાને ઓળખતો નથી તો પછી અનાર્ય ક્ષેત્ર, નીચકુળ આદિ દશામાં પોતાને ઓળખશે કેવી રીતે? ક્યારે પણ મનમાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે ખરો કે આત્મા અનાદિકાળથી શા માટે રખડે છે? પોતે પોતાને જોતો કેમ નથી? જન્મથી મરણ સુધી પુદ્ગલની માયામાં પ્રવર્તેલા હોય તેને આવો પ્રશ્ન ક્યાંથી ઉદ્ભવે? જ્યારે આત્માને પોતાનો વિચાર આવશે ત્યારે તે આત્મા પાપ કરતાં અટકશે. પાપથી પાછો હઠશે.

**"સ્વપ્નમાં જોયેલા સાપ જેટલો પાપનો ભય નથી:"** તમે રાત્રે સૂઈ ગયા છો ને સ્વપ્નમાં સાપ પગે વીંટાયેલો જોયો, ત્યાં તમે ઝબકીને જાગી ગયા.

જોયું તો સાપ નથી છતાં છાતીમાં કેટલો થડકારો થાય છે? સ્વરમાં ને શબ્દ બોલવામાં કેટલો ફેરફાર થયો છે તે આપ તપાસજો. સર્પ આવ્યો નથી છતાં તે જગ્યાએ તમને ત્યારે કોઈ સૂવાનું કહે તો સૂવો ખરા? ન સૂવો. કારણ કે સર્પનો ડર લાગ્યો છે. હવે હું તમને પૂછું કે જેટલો સર્પનો ડર છે તેટલો સ્વપ્નમાં દેવ-ગુરૂ-ધર્મની અશાતના કરી એવું સ્વપ્ન આવ્યું ને પછી જાગી ગયા તો હૈયે હાથ પડે ખરો? થડકારો થાય ખરો? ન થાય. જેટલો સર્પનો ડર છે તેટલો પાપનો ડર નથી. પણ યાદ રાખજો કે **"સાપ શરીરને મારે છે, પાપ આત્માને મારે છે."** સમકિતી આત્માને સાપના ડર કરતાં પાપનો ડર વધુ હોય છે.

આ જગતમાં વિવેકી મનુષ્યો પાપથી ડરે, વૈષ્ણવો, શૈવો, મુસલમાનો, ક્રીશ્ચીયનો વગેરે પાપથી નથી ડરતા તેવું એકાંતે ન કહી શકો. એ પાપથી ડરે છે, તમે પણ પાપથી ડરો છો. પરંતુ સમકિતી જે પાપથી ડરે છે ને મિથ્યાત્વી જે પાપથી ડરે છે તેમાં ઘણો ફરક છે.

**સમકિતી અને મિથ્યાત્વીના પાપના ડરમાં અંતર:** સમકિતી જીવો ૧૮ પ્રકારના પાપના સ્થાનોને યથાર્થ રૂપે જાણે છે, સાચા દેવ-ગુરૂ-ધર્મને પણ જાણે છે તેમજ જીવોના સંક્ષેપથી ૧૪ અને વિસ્તારથી ૫૬૩ ભેદને પણ યથાર્થ રૂપે જાણે છે. સર્વ જીવોને આત્મા સમાન ગણે છે. તેથી કોઈ પણ જીવની હિંસા કરતાં તેને પાપનો પૂરેપૂરો ડર રહે છે. ત્યારે મિથ્યાત્વી જીવ ૧૮ પ્રકારના પાપસ્થાનકને યથાર્થ રીતે જાણતો નથી, તેના દેવ-ગુરૂ-ધર્મ પણ સાચા નથી. વળી જીવના સ્વરૂપને પણ સંપૂર્ણપણે જાણતો નથી તેથી તે (પાંચ સ્થાવર આદિ) જીવોની હિંસાને હિંસા તરીકે સ્વીકારતો નથી પછી તેને પાપનો ડર હોય જ કયાંથી? એમ સમકિતી અને મિથ્યાત્વીના પાપના ડરમાં ઘણું અંતર રહેલું છે સમકિતી આત્માના અંતરમાં રાત દિવસ એ ઝંખના અને એ લગની હોય છે કે ક્યારે હું ઘાતી કર્મોને તોડી કેવળજ્ઞાન પામી મોક્ષ મંઝીલે પહોંચું.

અકબર બાદશાહને લગની લાગી છે તાનસેનના ગુરૂનું ગીત સાંભળવાની. જ્યારે તમને આત્માની લગની લાગશે ત્યારે રોજ ઉપદેશની જરૂર નહિ રહે. એંજિન પાટા ઉપર ન ચઢે ત્યાં સુધી વાંધો. જ્યારે પાટા ઉપર ચઢી ગયું પછી લાખો ને કરોડો મણ વજન ખેંચી જાય છે. અકબર બાદશાહ દૂર નિર્જન સ્થાનમાં જ્યાં તાનસેનના ગુરૂ મઠ બાંધીને રહેતા હતાં ત્યાં પહોંચી ગયા. સાંભળવાની લગની લાગી છે તો હિંસક પ્રાણીની બીક પણ ના લાગી. તે સમયે તે સંગીતકાર પોતાના આત્મામાં મસ્ત બનીને પૂર્ણ તન્મયતાથી ગાઈ રહ્યા હતા. તેમને દુનિયાની કોઈ ચિંતા નથી. બીજી બાજુ અકબર બાદશાહ અને તાનસેન બંને ગુરૂની ઝુંપડીની બહાર ઉભા

રહીને ચૂપચાપ આત્માનંદ માટે ગાવાવાળા સંગીતકારની મધુર સ્વર લહરીનું રસાસ્વાદન કરવા લાગ્યા. આ સાંભળીને અકબર બાદશાહના મનમાં થયું કે શું આમનું સંગીત છે! શું તેનામાં મધુરતા અને રમણીયતા છે! તેના ગીતમાં કેટલા સુંદર ભાવ ભર્યા છે! બાદશાહ અકબર તાનસેનના ગુરૂનું સંગીત સાંભળીને એટલા આનંદિત થયા કે તેમની આંખો હર્ષના આંસુથી છલકાઈ ગઇ. તેમનું શીર ગુરૂના ચરણમાં ઝૂકી પડયું.

તાનસેન અને અકબર બાદશાહ બંને ગીત સાંભળીને ઘેર ગયા. પણ બાદશાહનું મન તે ગુરૂના ગીતમાં રમે છે. એક દિવસ અકબર બાદશાહે તાનસેનને કહ્યું– તાનસેન! આજ સુધી તો હું તારી સંગીત વિદ્યા પર મુગ્ધ હતો, તારા ગીતથી મારા મનનો મોરલો નાચી ઉઠતો હતો. પરંતુ તારા ગુરૂનું સંગીત સાંભળ્યા પછી તારું સંગીત નિરસ અને સાવ ફીકકું લાગે છે. ગુરૂની સંગીત કળાનો જે રસ અને આનંદ મને પ્રાપ્ત થયો છે તેમાં અને તમારા દ્વારા ગવાતા સંગીતમાં આટલું બધું અંતર કેમ છે? તમે સંગીત વિદ્યા તો તે ગુરૂ પાસેથી શીખ્યા છો.

તાનસેને સરળતાથી કહ્યું–બાદશાહ! મારા ગુરૂ જ્યારે ગાય છે ત્યારે તેમનું મન સ્વયં આનંદથી ભરેલું હોય છે. તે પ્રભુ પાસે પોતાના આત્માના પોકાર પર ગાય છે અને સ્વયં આનંદનો અનુભવ કરે છે. પરંતુ હું આપના તથા બીજાના કહેવાથી ગાઉં છું પણ મને આનંદ ત્યારે આવે છે કે ચારે બાજુ મારી પ્રશંસા થાય, આપ રાજી થઈને મને ઈનામ આપો અને પબ્લીક રાજી થઈને બોલે કે ધન્ય છે તાનસેનને! શું તેનું સંગીત છે! મારો જયજયકાર બોલાય તેની રાહ જોઉં છું. સાચું કહું તો મારા સંગીતમાં યશ–કીર્તીની પ્રાપ્તિ, વાહવાહની ચાહના અને ધન પ્રાપ્તિની આશાનું વિષ ભરેલું છે. જ્યારે મારા ગુરૂને યશ–કીર્તીની, પ્રતિષ્ઠાની કે ધનની કોઈ આશા નથી. તેમને તો ફક્ત ભગવાનને ભેટવા છે. તે અંતરના ભાવથી ગાય છે. હું યશ–પ્રતિષ્ઠા ને ધનની આશાથી ગાઉં છું. અકબર પોતાના પ્રિય સંગીતકાર તાનસેનની સ્પષ્ટ વાત સાંભળીને નમી પડયા. માન છોડીને કઈ વ્યક્તિ કહી શકે કે હું કંચન–કીર્તિ માટે ગાઉં છું. ધન્ય છે તાનસેન તને! તાનસેનની સ્પષ્ટ વાત સાંભળીને તેને સમજમાં આવી ગયું કે કોઈ પણ ક્રિયાનું સાચું ફળ ક્યારે મળે? કે જ્યારે આત્માનંદ અને સંતોષ માટે આકાંક્ષા રહિત અને પવિત્ર ભાવથી ક્રિયા કરીએ ત્યારે. આ દૃષ્ટાંતમાંથી આપણને પણ એ બોધપાઠ મળે છે કે આપણે જે તપ–ત્યાગ આદિ શુભ ક્રિયાઓ કરીએ છીએ. તે કોઈ પણ ફળની આંકાક્ષા રહિત, તથા યશ–કીર્તીની ઈચ્છા રહિત અને દૃઢ શ્રધ્ધાપૂર્વક કરાય તો તે તપ આદિ ક્રિયાઓ મહાન લાભ આપે છે. તેના પરિણામે મોક્ષના સુખ મળે છે.

મુક્તિપુરીના સુખડા આ માનવભવમાંથી મેળવી શકાય છે. જ્ઞાની ભગવંતોએ કહ્યું છે કે "दुल्लहे खलु माणुसे भवे।" માનવભવ દુર્લભ છે. જન્મ એ સારો નથી છતાં જ્ઞાનીઓએ મનુષ્ય જન્મને એટલા માટે સારો કહ્યો છે કે એ જન્મ દ્વારા જન્મ રહિત બની શકાય છે. જીવનને કિંમતી બનાવવા માટે માનવ જન્મની કિંમત સમજો. જન્મનું દુઃખ છે ત્યાં શરીરનું દુઃખ છે. કારણ કે સિધ્ધ ભગવંતોને શરીર નથી તો કોઈ ઉપાધિ નથી. આપણે શરીર છે તેથી બધી ઉપાધિઓ છે. શરીર ઉપર તમને પ્રેમ છે કે દ્વેષ? પ્રેમ હોય તો દેહ જે માંગે તે આપવાનું મન થાય ને દ્વેષ હોય તો તેનાથી છૂટવાનું મન થાય. ઈન્દ્રિઓની ગુલામીમાંથી મુકત બનવા માટે શરીર અને સંસારની મમતા ત્યાગી સંયમ માર્ગે આવી જાવ. અશરીરી અવસ્થા પ્રાપ્ત કરવા માટે જેને મન થતું નથી તેને જન્મ-મરણના ફેરા ખરાબ નથી લાગ્યા. એ ખરાબ નહિ લાગે ત્યાં સુધી ઈન્દ્રિઓના વિષયથી મુક્તિ મેળવવાનું મન નહિ થાય. અને ત્યાં સુધી જીવન સારું નહિ બને. પાંચ ઈન્દ્રિઓની ગુલામી છોડો. મહાન પુરૂષો ઈન્દ્રિઓને હુકમ કરે છે કે હું તમારો ઉપયોગ કરીશ પણ તમે જ્યાં જવા ઈચ્છો છો ત્યાં જવા દઈશ નહિ. સમજો, ઈન્દ્રિઓ આપણા ઉપર કાબૂ રાખે તો માનજો કે ઉલ્ટી ગંગા વહી રહી છે. સર્વજ્ઞ ભગવંતની વાણી સાંભળી સવળી કરવાનો આ અમૂલ્ય અવસર મળ્યો છે.

આ અમૂલ્ય અવસરમાં તાનસેનના ગુરૂની જેમ પ્રભુ સ્મરણમાં લીન બનવાનું છે. જેને પ્રભુની આજ્ઞા પ્યારી લાગે તે તેનામાં મસ્ત બની શકે. ત્યારે આત્મા બોલી ઉઠશે.

**પ્રભુ તારું ગીત મારે ગાવું છે, ભક્તિના રસમાં મારે ન્હાવું છે...પ્રભુ**
**તું વીતરાગી હું અનુરાગી, તારા ભજનની રઢ મને લાગી**
**પ્રભુ તારા જેવું મારે થાવું છે....પ્રભુ તારું...**

જ્યારે આત્મા વીતરાગ વાણીનું શ્રવણ કરતાં એકતાર બને છે ત્યારે જેમ તરવૈયો દરિયામાં ડૂબકી લગાવે છે તેમ આત્મા પ્રભુ આજ્ઞામાં ડૂબકી મારે છે અને તેનો બેડો પાર થાય છે.

મહાબલ અણગારના છ મિત્ર શિષ્યો ગૌચરી લઈને આવ્યા ત્યારે કહે મેં ચોથો ઉપવાસ કર્યો છે. છ શિષ્યો નથી જાણતા કે આ મહાબલમુનિ માયાથી ઉપવાસ કરે છે. હવે આગળ શું આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર : પ્રદ્યુમ્નકુમારને પુણ્યયોગે રક્ષણદાતા મળી ગયા. વિદ્યાધર રાજા અને રાણીના દિલમાં ખૂબ આનંદ છે. એ આનંદની સાથે રાણીના મનમાં એ ચિંતા થાય છે કે મારા આ પુત્રને રાજ્ય મળશે કે નહિ? મારી શોક્યને દીકરો થાય તો

આ પુત્રની કદર ન થાય ને તેને રાજ્ય ન મળે. આ સાંભળીને રાજા ઉમંગમાં ને ઉત્સાહમાં આવી ગયા ને બોલ્યા—આ છોકરાનો પુણ્યોદય એવો છે કે તે ભવિષ્યમાં રાજ્યનો વારસદાર બનશે. રાણી કહે પણ એની શું ખાત્રી? મારું હૈયું કેવી રીતે હરખાય? આ જન્મ દીધેલી માતા નથી છતાં તેનું હૈયું પુત્ર પ્રેમ માટે કેટલું ઝંખી રહ્યું છે! રાણીના વચનો સાંભળીને રાજાએ આનંદમાં આવીને શું કર્યું?

**કિન્હા તંબોલ તિલક રાજા તદારે, મેરા ગાદીધર યહ યુવરાજ રે!**
**રાની કા હિરદા હરિયા હો ગયા રે, મેં તો હુઈ પુણ્યવંતી પ્રભુ આજરે....શ્રોતા**

રાજા પોતાના મુખમાં તંબુલ ખાતા હતાં. તેનું થૂંક લઈને સૂર્યદેવની સાક્ષીમાં બાળકના કપાળમાં ચાંલ્લો કર્યો ને કહ્યું. આ પુત્ર મારો ગાદીધર થશે. તેને હું આજથી રાજ્યનો વારસદાર બનાવું છું. આ સાંભળી રાણીનું હૈયું હરખાઈ ગયું. જન્મ દેનારી માતા નથી છતાં તેનું હૈયું આટલું હરખાય છે તેમાં પૂર્વભવનો સંકેત છે. આજે કંઈક જગ્યાએ જોવામાં આવે છે કે પેટનો દીકરો કામ ન કરે ને બીજાનો કે કુટુંબનો દીકરો કરતો હોય છે. એક ભાઈ પોતાનો બીજો ભાઈ કર્મયોગે દુઃખી હોય તો પણ તેની સંભાળ લેતો નથી. અને બીજા કંઈક કુટુંબોને પોષતો હોય છે. આ બધા કર્મના ખેલ છે. પૂર્વના લેણદેણ સંબંધ જેવા હોય તેવું લેવાય. રાજાએ પુત્રના કપાળમાં થૂંકથી તિલક કરીને તેને રાજગાદીનો વારસ બનાવ્યો. તેથી રાણીનું હૈયું હરખાઈ ગયું ને તે બોલી અહો મારા પ્રભુ! આજે આપે મને ભાગ્યવંતી બનાવી છે. હું પુણ્યવંતી બની છું. મારું જીવન સફળ બનાવી દીધું છે. હવે આગળ ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૩૩

**શ્રાવણ સુદ ૧૧ ને શુક્રવાર** તા. ૬-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત જ્ઞાનના ધારક, અહિંસાની આહલેક પુકારી, ભવ્ય જીવોને જગાડી સાચા માર્ગે વાળનાર વીતરાગ પ્રભુએ જગતમાં કર્મથી દુઃખી થતાં જીવોને ઉપદેશ આપ્યો કે હે ભવ્ય જીવો! જો તમારે અખંડ એવું આત્મસુખ જોઈતું હોય તો જેઓ અખંડ સુખ પામેલા છે તેમનું શરણું અંગીકાર કરો.

શાશ્વત સુખ પામેલા સર્વજ્ઞ ભગવંતો છે. અત્યારે આપણી પાસે સર્વજ્ઞ ભગવંતો હાજર નથી. અત્યારે આપણને જો કોઈ ઉગારનાર હોય તો સર્વજ્ઞ ભગવંતોની

વાણી છે. એ વાણી ઉપર જો જીવને શ્રધ્ધા થાય તો બેડો પાર થઈ જાય. ભગવાન કહે છે કે હે ભવ્ય જીવો ! આ સંસાર અસાર છે તેમાં રાચવા જેવું નથી. જેને સંસાર અસાર લાગે છે તે સંસારના બંધનો તોડીને નીકળી જાય છે. જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં સાત અણુગારની વાત ચાલે છે. તેમણે સંસાર છોડી દીક્ષા લીધી. તેમને સંસાર કેવો લાગ્યો હશે ?

"असासयं हट्ठ इमं विहारं, बहु अंतरायं न य दीहमाऊ।"

બંધુઓ ! દીક્ષા કોણ લઈ શકે ? જેમને સંસાર કડવો લાગે તે લઈ શકે. દીક્ષા લેવા માત્રથી કલ્યાણ નહિ થાય પણ જીવનમાં પરિવર્તન લાવવું પડશે. વીતરાગ પ્રભુના શાસનને બરાબર વફાદાર રહેવું પડશે જે વીતરાગ પ્રભુની આજ્ઞામાં વફાદાર રહે છે તે ચારિત્ર ભાવમાં ટકી રહે છે. ને ચારિત્રના બાગમાં રમણતા કરી શકે છે. જેને સંસારનો આનંદ ઉઠી જાય તે ચારિત્રનો આનંદ માણી શકે. તમને જે સ્થાનમાં આનંદ ન આવે તે સ્થાનને છોડી દો છો તેમ જેને સંસારમાં આનંદ નથી આવતો તે સંસાર છોડીને સંયમી બને છે. તમને સમજાય છે કે આ સંસારના સમસ્ત સુખો નાશવંત છે ને જીવન પણ અનિત્ય છે. દશવૈકાલીક સૂત્રની પહેલી ચૂલિકામાં ભગવંતે કહ્યું છે કે : "अणिच्चे खलु भो। मणुयाण जीविए कुसग्ग जल बिन्दु चंचले।" મનુષ્યનું જીવન અનિત્ય અને ડાભની અણી ઉપર રહેલા ઝાકળના પાણીના બિન્દુની માફક ચંચળ છે. આયુષ્ય બહુ અલ્પ છે. તેમાં પણ ઘણી અંતરાયો આવે છે. ૫૦-૬૦ કે ૧૦૦ વર્ષના આયુષ્યમાં પણ આ શરીર "वाही रोगाण आलए।" વ્યાધિઓ અને રોગોનું ઘર છે. તેમાં ક્યારે ટી.બી; કેન્સર, ન્યુમોનીયા ડાયાબીટીશ, ટાઈફોઈડ, જલંદર, ભગંદર આદિ રોગોનો ઉપદ્રવ થશે તેની ખબર નથી. આજે તો માણસ સાજો સારો બેઠો હોય ને હાર્ટએટેકનો હુમલો આવી જાય છે. આવી વાત જેને સમજાય છે તે સંસારનો મોહ છોડે છે. વિચારજો. આ જીવનનો વિશ્વાસ કરવા જેવો નથી. જ્યાં સુધી શરીર સાજું છે ત્યાં સુધી બધી કૂદાકૂદ છે. પણ શરીર રોગથી ઘેરાઈ જશે ત્યારે ખાવું-પીવું-હરવું-ફરવું કંઈ નહિ ગમે. જીવન પરાધીન બની જશે ત્યારે જંપીને બેસશો તેના કરતાં જ્યાં સુધી શરીર સારું છે ત્યાં સુધીમાં સમજીને ધર્મની આરાધના કરી લો.

મહાબલ અણુગાર આદિ સાતે અણુગારોએ સંસારની અસારતા અને અનિત્યતા સમજીને સંયમ લીધો છે. સંયમ લીધા પછી કર્મ ખપાવવા જ્ઞાન-તપ-વૈયાવચ્ચ આદિ સાધનામાં લીન બન્યા છે. પાંચ પાંચ ઉપવાસ સાથે કરે છે. જ્યારે પારણું હોય ત્યારે સંતો ગૌચરી કરવા જાય. એ ગૌચરી કરીને આવે ત્યારે મહાબલ અણુગાર કંઈક કારણ બતાવી પારણું ન કરે. ત્યારે આ છ અણુગારોના દિલમાં ખૂબ દુઃખ થતું કે

અહો ! આપણાં નાયક આહાર કરતાં નથી ને આપણે આહાર કરવો પડે છે. તેઓ તપ સમાધિમાં કેવા લીન રહે છે ને આપણે તો આહાર કરીએ છીએ. એવો પશ્ચાતાપ કરતા હતા. જ્યારે મહાબલ અણગારના મનમાં એમ છે કે મારાથી એ નાના છે ને હું મોટો છું. તો મારું મોટાપણું કાયમ રહેવું જોઈએ. એટલે આવી માયા સહિત તપ કરે છે.

દેવાનુપ્રિયો ! તમે સંસારમાં પણ દેખો છો ને કે માણસ શ્રીમંતાઈથી મોટો હોય કે સત્તાથી મોટો હોય છે તેને તેના મોટાપણાનું કેટલું માન હોય છે ! કે હું કંઈક છું. તેની સત્તા નીચે રહેનારા માણુસની જો સ્હેજ ભૂલ થાય અગર તેનું કહ્યું ના કરે તો એ સત્તાધીશ પોતાની સત્તાના નશામાં આવી પેલા ગરીબ માણસને કચડી નાખે છે. જ્ઞાની કહે છે કે દારૂના નશા કરતાં પણ સત્તાનો, શ્રીમંતાઈનો નશો ખતરનાક છે. તમને સત્તા મળી છે તો તેનાથી બીજાનું ભલું કરો. લક્ષ્મી મળી હોય તો ગરીબના આંસુ લૂછો ને બુધ્ધિ સારી હોય તો તત્ત્વ જ્ઞાનમાં બુધ્ધિ ફેરવો અને બીજાને સારી સલાહ આપો પણ તેનો ગર્વ કરીને બીજાને કચડશો નહિ.

ભગવાન કહે છે હે મારા સાધકો ! તમે માની કે માયાવી ના બનશો. માન મીઠું ઝેર છે. એ ભવ પરંપરા વધારનાર છે. માન-માયા એ બધું પરભાવ છે. પરભાવમાં પડતા આત્માને બચાવી લો.

**પલ્લા ઉપર કરજો હલ્લો ગુણ ગાણાથી ભરજો ગલ્લો.**
**સ્થિરતાથી સંભાળજો ગલ્લો, કદી ન પકડો પાપનો પલ્લો.**

સાચા સાધુ કેવા હોય ? આત્માની મસ્તીમાં ઝુલતાં હોય. તેમને વળી પલ્લો કેવો ? જે સાધુ બને છે તે સંસારની ગુલામી-પરાધીનતાની બેડી તોડીને નીકળે છે. એને કોઈની ગુલામી ન હોય. પણ જો સાધુ સાધુપણાથી ભૂલે તો ગુલામ બને. પણ વીતરાગની આજ્ઞાનું જે સાધક યથાર્થ રીતે પાલન કરતો હોય તે ગુલામ ન બને. કોઈ પણ વસ્તુ, ક્ષેત્ર અને વ્યક્તિનું બંધન તે પારકો પલ્લો છે. સાધુને કોઈ વસ્તુ પ્રત્યે મમત્વ ન હોય કે આ મારું છે. હું ને મારું સંસારમાં છોડીને આવ્યો. હવે હું ને મારું શું ? આ ઘાટકોપર ક્ષેત્ર, આ શ્રાવક તો મારા છે. અરે ! જેને છોડીને આવ્યા તેના ઉપર આટલો બધો મમત્વ ! આનું નામ પલ્લો. જેમ કોઈ માણુસને વ્યંતર દેવનો ઉપદ્રવ થતો હોય તો કહો છો ને કે આના શરીરમાં પારકો પલ્લો છે તે એને હેરાન કરે છે. તેમ જે સાધુ વસ્તુ, વ્યક્તિ કે ક્ષેત્રના મમત્વમાં પડે છે, માન અને માયાનું સેવન કરે છે તેને પારકો પલ્લો કહેવાય.

સાચો સાધુ રાગમાં રંગાય નહિ. પરનો સંગી ના બને ને પરાધીનતાના બંધને બંધાય નહિ. એ તો વૈરાગ્યના રંગે રંગાઈને સંયમની ધારે ચાલે. સંયમનું સ્થાન

મહાન શ્રેષ્ઠ છે. આવું શ્રેષ્ઠ સ્થાન પામ્યા પછી સાધુનો એક ધ્યેય હોય છે કે આ ચતુર્ગતિની વિષમ ઘાટીને મારે જલ્દી ઓળંગી જવી છે. સંસારના ગીત ઘણાં લલકાર્યા. હવે તો મારે વીતરાગતાના ગીત લલકારવા છે. પુદ્દગલનાં પોટલાં અનંત ભવથી ઉંચકયા. હવે તો એ પોટલાનો ભાર ઉતારી આત્માને હળવો બનાવવો છે. અને બંધનમાંથી મુકિત મેળવવી છે. બસ, એ જ સાધુનો ધ્યેય હોય છે. આવા ઉત્તમ ધ્યેયને છોડીને જે સાધુ ક્રોધ-માન-માયા-લોભ-રાગ અને દ્વેષમાં જોડાય છે તેને બારકો પલ્લો વળગ્યો છે. ભગવાન કહે છે જ્યારે આ પલ્લો તારા ઉપર આક્રમણ કરે ત્યારે ક્ષમા, સરળતા, નિર્લોભતા આદિ શસ્ત્રો હાથમાં લઈને તમે એ **"પલ્લા ઉપર કરજો હલ્લો."** તો એ પલ્લો તમારામાં પ્રવેશી શકશે નહિ. જ્યારે માન આવે ત્યારે વિચાર કરવો કે ભગવાન મહાવીર સ્વામીના ચરણોમાં મોટા ઈન્દ્રો અને દેવો નમતા હતા. એમની સેવામાં હાજર રહેતાં હતાં. મોટા રાજા-મહારાજાઓ તેમની પાસે આવતાં હતાં. છતાં તેમને અહં ન હતો. તો હું કયા સીમાડાનો ! આવો વિચાર કરવો તો અહં ઓગળી જશે.

પલ્લા ઉપર હલ્લો કરીને ગુણગાણાથી ભરજો ગલ્લો. ભગવંત કહે છે કે તને ગુણ ગાવાનું મન થાય તો તારા પોતાનાં ગાણાં ગાવા ન બેસીશ કે જગતનાં ગાણાં ગાવા ન બેસીશ. પણ અરિહંતના, સિધ્ધ ભગવાનના, ગુરૂનાં ને મહાન પુરૂષોનાં ગુણલા ગાજે તો મહાન પુરૂષોમાં રહેલા ગુણો તારામાં આવશે. અને આત્મા એક દિવસ ગુણગુણનો ભંડાર બની જશે. એટલે ગુણથી ગલ્લો ભરાઇ જશે. પણ પરના ગુણ ગાવાથી તો ગુણનો ગલ્લો ખાલી થઈ જશે. આ જગત તો તને એક વખત ઉંચે ચઢાવી દેશે ને વળી કયારેક ઉંચેથી નીચે પટકી દેશે. માટે જગત ભાવમાં નહિ જોડાતાં જગતની ગુલામી નહિ કરતાં વીતરાગના કાયદાને અનુસરો. એમની આજ્ઞામાં રહેશો તો કલ્યાણ થઈ જશે. મહાન પુરૂષોનાં ગુણગ્રામ કરીને આત્માએ જે ગલ્લો ભરેલો છે તેને સ્થિરતા-સાવધાની પૂર્વક સંભાળજો. એમાં કયારેય કષાયના ડાકુઓ પ્રવેશી ન જાય તે માટે સજાગ રહેજો. જ્ઞાની કહે છે ગુણગ્રામથી ગલ્લો ભરીને જોજો પાછા પાપનો પલ્લો પકડવાની ભૂલ નહિ કરતા.

બે મિત્રો હતા. એક વખત તે બંને મિત્રો વિદ્યાભ્યાસ કરવા માટે એક ગુરૂની પાસે ગયા. ગુરૂ ખૂબ જ્ઞાની હતા. બને મિત્રોએ ઘણો લાંબો વખત ગુરૂની પાસે રહીને ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું, બંને મિત્રો ખૂબ બુધ્ધિશાળી હતા. બંને સરખું જ્ઞાન પ્રાપ્ત કરી વિદ્વાન બનીને પોતાના ગામમાં આવ્યા. બંનેએ જ્ઞાન એક ગુરૂ પાસેથી સરખું મેળવ્યું હતું પણ બંનેના હૃદયમાં જુદી રીતે પરિણમ્યું, માણસ દૂધ પીવે તો શરીર પુષ્ટ બને ને સર્પના મુખમાં જાય તો વિષ રૂપે પરિણમે છે. તેમ એક મિત્ર ખૂબ સરળ હતો, તેની પાસે જે કોઈ આવે તેને સરળતાપૂર્વક જ્ઞાનનો લાભ આપતો

હતો. જ્યારે બીજા મિત્રને જ્ઞાન મળતાં તેનામાં ગર્વ આવી ગયો. ઠાણુંગ સૂત્રના ચોથા ઠાણે ભગવાને ચાર પ્રકારના અજીર્ણ કહ્યા છે. (૧) જ્ઞાનનું અજીર્ણ અભિમાન (૨) તપનું અજીર્ણ ક્રોધ (૩) ભૂખ વિના અધિક ખાવાથી પેટમાં બાદી થાય છે એટલે તે પેટનું અજીર્ણ છે. અને (૪) કામનું અજીર્ણ તે પરની નિંદા કુથલી.

પેલા મિત્રને જ્ઞાનનું અજીર્ણ થયું એટલે એવો ઘમંડી બની ગયો કે એને કોઈ કંઈ પૂછે તો તેની સાથે સરખી રીતે વાત ન કરે. તેની ઠેકડી ઉડાવી ઉતારી પાડતો હતો. મિત્રનો ઘમંડ જોઈને પેલા સરળ મિત્રના મનમાં ખૂબ દુઃખ થયું. અહો ! જે જ્ઞાન તરવાનું સાધન છે તેના દ્વારા આ મારો મિત્ર ડૂબી જશે. એ ગર્વના નશામાં રહીને મારો મિત્ર જ્ઞાનનો ઉપયોગ નહિ કરી શકે, ને એના આત્માનું પતન થશે. મિત્ર સારો અને સજ્જન હતો એટલે તેણે વિચાર કર્યો કે ગમે તેમ કરીને મારા મિત્રને ઠેકાણે લાવવો. એનો અભિમાન ઉતારવો.

એક દિવસ ઘમંડી મિત્રને સરળ મિત્ર કહે છે કે ચાલો આજે આપણે સમુદ્રમાં સ્નાન કરવા જઈએ. એમ કહીને બંને જણા સમુદ્ર કિનારે સ્નાન કરવા આવ્યા. બંનેએ દરિયામાં સ્નાન કર્યું. થોડીવાર તર્યા પછી બહાર નીકળ્યા. ડાહ્યા મિત્રે ખોબામાં પાણી લઈને કહ્યું દોસ્ત ! તું જો તો ખરો, મારા ખોબામાં કેટલું બધું પાણી છે ! આ સાંભળી અભિમાની મિત્ર ખડખડાટ હસી પડયો ને તેના મિત્રની મજાક ઉડાવતાં બોલ્યો. અરે ! તું કેવો મૂર્ખ છે ! પાગલ બની ગયો લાગે છે. તારી સામે મોટો વિશાળ સમુદ્ર છે. તેમાં અગાધ પાણી છે. મોટા મોટા ઉંચા મોજાં ઉછળે છે છતાં તું ખોબામાં થોડું પાણી લઈને મને કહે છે કે મારા ખોબામાં કેટલું પાણી છે ? પણ તું વિચાર તો કર કે આ સાગરનાં પાણી આગળ તારા ખોબામાં રહેલું પાણી શું હિસાબમાં છે ?

પેલા મિત્રે તો એને બોલવા માટે આ પ્રમાણે કહ્યું હતું એટલે તેણે કહ્યું. મિત્ર ! તું મને મૂર્ખ કહે છે પાગલ કહે છે પણ તું કંઈ મારા કરતાં ઓછો મૂર્ખ નથી. ત્યારે અભિમાની મિત્રે પૂછયું કે તું મને કેવી રીતે મૂર્ખ કહે છે ? ત્યારે સજ્જન મિત્રે કહ્યું. જો, તારા અને મારા જ્ઞાન આગળ સર્વજ્ઞ ભગવંતનું જ્ઞાન અગાધ વિશાળ સમુદ્ર જેવું છે. તેમાંથી તું હથેળીમાં રહે તેટલું અલ્પ જ્ઞાન પ્રાપ્ત કરીને તને પોતાને મહાન જ્ઞાની માને છે. એ જ્ઞાનના ઘમંડમાં તું બીજાની મજાક ઉડાવે છે પણ વિચાર કર. તારું જ્ઞાન સિંધુમાં બિન્દુ જેટલું પણ નથી. મિત્રની વાત સાંભળીને ઘમંડી મિત્રને સાચી વસ્તુનું ભાન થયું. એની આંખ ખુલી ગઈને સમજી ગયો કે હું જ્ઞાનનો ઘમંડ લઈને ફરું છું પણ મારું જ્ઞાન તો સિન્ધુમાં બિન્દુ જેટલું છે. મિત્ર ! તેં આજે મારો અજ્ઞાન રૂપી અંધકાર દૂર કર્યો ને મને સાચું ભાન કરાવ્યું.

મહાન શ્રેષ્ઠ છે. આવું શ્રેષ્ઠ સ્થાન પામ્યા પછી સાધુનો એક ધ્યેય હોય છે કે આ ચતુર્ગતિની વિષમ ઘાટીને મારે જલ્દી ઓળંગી જવી છે. સંસારના ગીત ઘણાં લલકાર્યા. હવે તો મારે વીતરાગતાના ગીત લલકારવા છે. પુદ્ગલનાં પોટલાં અનંત ભવથી ઉંચક્યા. હવે તો એ પોટલાનો ભાર ઉતારી આત્માને હળવો બનાવવો છે. અને બંધનમાંથી મુક્તિ મેળવવી છે. બસ, એ જ સાધુનો ધ્યેય હોય છે. આવા ઉત્તમ ધ્યેયને છોડીને જે સાધુ ક્રોધ-માન-માયા-લોભ-રાગ અને દ્વેષમાં જોડાય છે તેને પારકો પલ્લો વળગ્યો છે. ભગવાન કહે છે જ્યારે આ પલ્લો તારા ઉપર આક્રમણ કરે ત્યારે ક્ષમા, સરળતા, નિર્લોભતા આદિ શસ્ત્રો હાથમાં લઈને તમે એ **"પલ્લા ઉપર કરજો હલ્લો."** તો એ પલ્લો તમારામાં પ્રવેશી શકશે નહિ. જ્યારે માન આવે ત્યારે વિચાર કરવો કે ભગવાન મહાવીર સ્વામીના ચરણોમાં મોટા ઈન્દ્રો અને દેવો નમતા હતા. એમની સેવામાં હાજર રહેતાં હતાં. મોટા રાજા-મહારાજાઓ તેમની પાસે આવતાં હતાં. છતાં તેમને અહં ન હતો. તો હું કયા સીમાડાનો ! આવો વિચાર કરવો તો અહં ઓગળી જશે.

પલ્લા ઉપર હલ્લો કરીને ગુણગાણાથી ભરજો ગલ્લો. ભગવંત કહે છે કે તને ગુણ ગાવાનું મન થાય તો તારા પોતાનાં ગાણાં ગાવા ન બેસીશ કે જગતનાં ગાણાં ગાવા ન બેસીશ. પણ અરિહંતના, સિધ્ધ ભગવાનના, ગુરૂનાં ને મહાન પુરૂષોનાં ગુણલા ગાજે તો મહાન પુરૂષોમાં રહેલા ગુણો તારામાં આવશે. અને આત્મા એક દિવસ ગુણગુણનો ભંડાર બની જશે. એટલે ગુણથી ગલ્લો ભરાઈ જશે. પણ પરના ગુણ ગાવાથી તો ગુણનો ગલ્લો ખાલી થઈ જશે. આ જગત તો તને એક વખત ઉંચે ચઢાવી દેશે ને વળી ક્યારેક ઉંચેથી નીચે પટકી દેશે. માટે જગત ભાવમાં નહિ જોડાતાં જગતની ગુલામી નહિ કરતાં વીતરાગના કાયદાને અનુસરો. એમની આજ્ઞામાં રહેશો તો કલ્યાણ થઈ જશે. મહાન પુરૂષોનાં ગુણગ્રામ કરીને આત્માએ જે ગલ્લો ભરેલો છે તેને સ્થિરતા-સાવધાની પૂર્વક સંભાળજો. એમાં ક્યારેય કષાયના ડાકુઓ પ્રવેશી ન જાય તે માટે સજાગ રહેજો. જ્ઞાની કહે છે ગુણગ્રામથી ગલ્લો ભરીને જોજો પાછા પાપનો પલ્લો પકડવાની ભૂલ નહિ કરતા.

બે મિત્રો હતા. એક વખત તે બંને મિત્રો વિદ્યાભ્યાસ કરવા માટે એક ગુરૂની પાસે ગયા. ગુરૂ ખૂબ જ્ઞાની હતા. બને મિત્રોએ ઘણો લાંબો વખત ગુરૂની પાસે રહીને ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું, બંને મિત્રો ખૂબ બુધ્ધિશાળી હતા. બંને સરખું જ્ઞાન પ્રાપ્ત કરી વિદ્વાન બનીને પોતાના ગામમાં આવ્યા. બંનેએ જ્ઞાન એક ગુરૂ પાસેથી સરખું મેળવ્યું હતું પણ બંનેના હૃદયમાં જુદી રીતે પરિણમ્યું, માણસ દૂધ પીવે તો શરીર પુષ્ટ બને ને સર્પના મુખમાં જાય તો વિષ રૂપે પરિણમે છે. તેમ એક મિત્ર ખૂબ સરળ હતો. તેની પાસે જે કોઈ આવે તેને સરળતાપૂર્વક જ્ઞાનનો લાભ આપતો

હતો. જ્યારે બીજા મિત્રને જ્ઞાન મળતાં તેનામાં ગર્વ આવી ગયો. ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણે ભગવાને ચાર પ્રકારના અજીર્ણ કહ્યા છે. (૧) જ્ઞાનનું અજીર્ણ અભિમાન (૨) તપનું અજીર્ણ ક્રોધ (૩) ભૂખ વિના અધિક ખાવાથી પેટમાં બાદી થાય છે એટલે તે પેટનું અજીર્ણ છે. અને (૪) કામનું અજીર્ણ તે પરની નિંદા કુથલી.

પેલા મિત્રને જ્ઞાનનું અજીર્ણ થયું એટલે એવો ઘમંડી બની ગયો કે એને કોઈ કંઈ પૂછે તો તેની સાથે સરખી રીતે વાત ન કરે. તેની ઠેકડી ઉડાવી ઉતારી પાડતો હતો. મિત્રનો ઘમંડ જોઈને પેલા સરળ મિત્રના મનમાં ખૂબ દુઃખ થયું. અહો ! જે જ્ઞાન તરવાનું સાધન છે તેના દ્વારા આ મારો મિત્ર ડૂબી જશે. એ ગર્વના નશામાં રહીને મારો મિત્ર જ્ઞાનનો ઉપયોગ નહિ કરી શકે, ને એના આત્માનું પતન થશે. મિત્ર સારો અને સજ્જન હતો એટલે તેણે વિચાર કર્યો કે ગમે તેમ કરીને મારા મિત્રને ઠેકાણે લાવવો. એનો અભિમાન ઉતારવો.

એક દિવસ ઘમંડી મિત્રને સરળ મિત્ર કહે છે કે ચાલો આજે આપણે સમુદ્રમાં સ્નાન કરવા જઈએ. એમ કહીને બંને જણા સમુદ્ર કિનારે સ્નાન કરવા આવ્યા. બંનેએ દરિયામાં સ્નાન કર્યું. થોડીવાર તર્યા પછી બહાર નીકળ્યા. ડાહ્યા મિત્રે ખોબામાં પાણી લઈને કહ્યું દોસ્ત ! તું જો તો ખરો, મારા ખોબામાં કેટલું બધું પાણી છે ! આ સાંભળી અભિમાની મિત્ર ખડખડાટ હસી પડયો ને તેના મિત્રની મજાક ઉડાવતાં બોલ્યો. અરે ! તું કેવો મૂર્ખ છે ! પાગલ બની ગયો લાગે છે. તારી સામે મોટો વિશાળ સમુદ્ર છે. તેમાં અગાધ પાણી છે. મોટા મોટા ઉંચા મોજા ઉછળે છે છતાં તું ખોબામાં થોડું પાણી લઈને મને કહે છે કે મારા ખોબામાં કેટલું પાણી છે ? પણ તું વિચાર તો કર કે આ સાગરનાં પાણી આગળ તારા ખોબામાં રહેલું પાણી શું હિસાબમાં છે ?

પેલા મિત્રે તો એને બોલવા માટે આ પ્રમાણે કહ્યું હતું એટલે તેણે કહ્યું. મિત્ર ! તું મને મૂર્ખ કહે છે પાગલ કહે છે પણ તું કંઈ મારા કરતાં ઓછો મૂર્ખ નથી. ત્યારે અભિમાની મિત્રે પૂછયું કે તું મને કેવી રીતે મૂર્ખ કહે છે ? ત્યારે સજ્જન મિત્રે કહ્યું. જો, તારા અને મારા જ્ઞાન આગળ સર્વજ્ઞ ભગવંતનું જ્ઞાન અગાધ વિશાળ સમુદ્ર જેવું છે. તેમાંથી તું હથેળીમાં રહે તેટલું અલ્પ જ્ઞાન પ્રાપ્ત કરીને તને પોતાને મહાન જ્ઞાની માને છે. એ જ્ઞાનના ઘમંડમાં તું બીજાની મજાક ઉડાવે છે પણ વિચાર કર. તારું જ્ઞાન સિંધુમાં બિન્દુ જેટલું પણ નથી. મિત્રની વાત સાંભળીને ઘમંડી મિત્રને સાચી વસ્તુનું ભાન થયું. એની આંખ ખુલી ગઈને સમજી ગયો કે હું જ્ઞાનનો ઘમંડ લઈને ફરું છું પણ મારું જ્ઞાન તો સિન્ધુમાં બિન્દુ જેટલું છે. મિત્ર ! તેં આજે મારો અજ્ઞાન રૂપી અંધકાર દૂર કર્યો ને મને સાચું ભાન કરાવ્યું.

**મને હતો મદ મારા જ્ઞાનનો, થોડો થોડો રંગ વિજ્ઞાનનો,**
**ફૂટયો હવે ફુગ્ગો એ અજ્ઞાનનો, સાચો લાગ્યો સંગ ભગવાનનો,**
**મનથી નમન કર્યું મેં પ્રભુને, હવે મને આધિ અને વ્યાધિ કે ઉપાધિ કોઈ**

હે મિત્ર! મને મારા જ્ઞાનનો ખોટો ગર્વ હતો. પણ તારા જેવા સજ્જન મિત્રના સંગથી મારા અંતરમાં રહેલો અજ્ઞાન રૂપી હવાથી ભરેલો અભિમાનનો ફુગ્ગો ફૂટી ગયો. મારા જ્ઞાન ચક્ષુ ખુલી ગયા. તું મારો ભગવાન છે. એમ કહીને મિત્રના ચરણમાં નમી પડયો ને પોતાનું જીવન સુધાર્યું.

બંધુઓ! જ્ઞાનનો ગર્વ એ જીવની અજ્ઞાન અવસ્થા છે. આત્મામાં રહેલા અનંત જ્ઞાનને અજ્ઞાન રૂપી પડદો ઢાંકી દે છે. તમને કદાચ એમ થશે કે આત્મામાં રહેલા અનંત જ્ઞાનને અજ્ઞાન કેવી રીતે ઢાંકી શકે? તેનું સમાધાન કરતાં જ્ઞાની કહે છે કે સમગ્ર જગતને પ્રકાશિત કરનાર સૂર્ય ઉપર એક વાદળી આવે તો તેનો પ્રકાશ ઢંકાઈ જાય છે. તથા જે આંખો દ્વારા સંસારમાં રહેલી પ્રત્યેક વસ્તુ આપણે જોઈ શકીએ છીએ પણ તે આંખો ઉપર મોતીયો આવવાથી વસ્તુ આપણે જોઇ શકાતી નથી. તેવી રીતે જ્ઞાનનો અનંત પ્રકાશ આત્મામાં હોવા છતાં તેના ઉપર અજ્ઞાનનો પડદો પડવાથી જીવ પુણ્ય, પાપ, બંધ, મોક્ષ આદિ તત્ત્વોનું સમ્યક્‌જ્ઞાન કરી શકતો નથી. અને દુર્લભ માનવ જીવનને વ્યર્થ ગુમાવે છે. એક કવિએ કહ્યું છે કે.

**પડા પરદા જહાલત કા, અકલકી આંખ પર તેરે!**
**સુધા કે ખેતમેં તૂને, જહરકા બીજ કયોં બોયા હૈ?**
**અરે મતિમંદ અજ્ઞાની, જન્મ પ્રભુ ભક્તિ બિન ખોયા!**

જ્યાં સુધી અજ્ઞાન રૂપી પડદો જ્ઞાન રૂપી ચક્ષુ ઉપર પડેલો રહે છે ત્યાં સુધી મનુષ્યને આત્માનો ઉધ્ધાર થાય તેવું જ્ઞાન થતું નથી. એટલા માટે કવિ કહે છે કે હે મૂર્ખ! તેં અમૃતના ખેતરમાં વિષનું બીજ શા માટે વાવ્યું? એટલે કે જે અમૂલ્ય માનવભવ પામીને તારે સમ્યક્‌ સાધના કરીને મુક્તિ રૂપી અમૃતને પ્રાપ્ત કરવાનું હતું તે જીવનમાં તેં કુકર્મો કરીને દુર્ગતિ રૂપી વિષનું વૃક્ષ કયાં વાવ્યું? પ્રભુ ભક્તિ કર્યા વિના તેં માનવ જીવનને વ્યર્થ ગુમાવી દીધું. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે આપણને ગમે તેટલું જ્ઞાન પ્રાપ્ત થઈ જાય તો પણ અભિમાન આવવું ન જોઈએ. અભિમાન એ મુક્તિના બીજને બાળનાર અગ્નિ છે. આત્માને પ્રગતિના પંથે ચઢતાં પછાડનાર શત્રુ છે. બાવીસ પરિષહમાં એક પ્રજ્ઞાનો પરિષહ છે. જ્ઞાનના ગર્વને ભગવાને પ્રજ્ઞા પરિષહ કહેલ છે. માનના માંચડે ચઢીને કેટલા મહાન પુરૂષો નીચે પટકાઈ ગયાં છે. અને ઘણાં મહાન પુરૂષો જીવનમાં નિરાભિમાનતા કેળવીને મુક્તિના શિખરે પહોંચીને માનવ જીવન સફળ બનાવી ગયા છે.

બંધુઓ! આપણે પણ માનવ જીવનને સફળ બનાવવું છે. મહાનપુરૂષોએ ક્રોધ, માન, માયા, લોભ રૂપી શત્રુઓ ઉપર હલ્લો કરીને શત્રુઓને ભગાડયા. એ પુરૂષોએ સિંહ જેવું શૂરાતન બતાવીને કર્મશત્રુઓ ઉપર વિજય મેળવ્યો. આપણો આત્માપણ સિંહ જેવો છે. પણ એક વાત છે કે આત્મા રૂપી સિંહ પિંજરમાં પૂરાઈ ગયો છે. સિંહ ગમે તેટલો શૂરવીર હોય પણ જો તેને પાંજરામાં પૂરવામાં આવે તો? તેનું શૂરાતન બંધનમાં આવી જાય છે. તેથી તે સિંહ બળનો ઉપયોગ કરી શકતો નથી. તેમ જ્ઞાની ભગવંતો કહે છે કે આ જીવ અનંતકાળથી મોહના પાંજરામાં પૂરાઈ ગયો છે. છતાં તે જિનેશ્વર દેવના વચન સાંભળે છે તેનાથી તેને ભાન થાય છે કે મારા આત્મામાં અનંત શક્તિ રહેલી છે. તેને જાગૃત કરવાની જરૂર છે. પણ મોહના પિંજરામાં પૂરાયેલો હોવાથી તેનું શૂરાતન અને તેની ચાલાકી તેના શરીરમાં રહે છે. અનંતી વખત અનંતા કાલચક્ર વહી ગયા છતાં મોહના પિંજરામાં પૂરાયેલા આત્માને ભાન થયું નથી. આ વાત વીતરાગપ્રભુના વચન અનુસાર શું જીવ નથી જાણતો? પણ મોહરાજાએ આત્માનો આખો મુલક કબ્જે કરી દીધો છે. હવે સિંહનું શૂરાતન ક્યાંથી ચાલે? પણ આત્માને પિંજરમાં પૂરનાર, આત્માનો મુલક કબજે કરનાર મોહ રૂપી શત્રુને જીતવા તપ–ત્યાગ–જ્ઞાન–દર્શન–ચારિત્ર–ક્ષમા આદિ શસ્ત્રો હાથમાં લઈને તેની સામે યુધ્ધ કરો, ને શત્રુને પાછા હઠાવી દો. તો સદાને માટે આત્મા પિંજરમાંથી મુક્ત બની જશે. આવું તમને સંતો સમજાવે છે પણ એ વાત તમે અમલમાં મૂકી શકતા નથી. તેથી પિંજરમાંથી મુક્ત બની શકાતું નથી.

જેમ એક માણસને ઉધરસનું દર્દ છે. એને વૈદ પાસે લઈ ગયા. વૈદે તેની નાડી જોઈને કહી દીધું કે એના શરીરમાં કફ વધી ગયો છે. એટલે એને તેલ મરચાની ગંધ પણ આવવા દેશો નહિ. એને માટે તેલ-મરચાની ગંધ પણ નુકશાનકારી છે. તેમ એ દર્દીએ સાંભળ્યું. એના ઘરના બધા તેને સાચવે છે. તેના માટે મોળી રસોઈ કરે છે. દર્દી દર્દને ભયંકર જાણે છે છતાં જમવા બેસે છે ત્યારે બીજાને સ્વાદિષ્ટ રસોઈ જમતાં જોઈને તેનું મન કાબુમાં નથી રહેતું ને ખાવા જાય છે ત્યાં બધા તેને રોકે છે. પણ રસેન્દ્રિયનો રસીક બનીને બધું ભૂલી જાય છે, એને અટકાવનાર હિતસ્વી ઉપર ખીજાઈ જાય છે. એ એને ગમતાં નથી. જ્યાં એક ઈન્દ્રિયનો ઘોડો દોડે છે ત્યાં આવી દશા થાય છે તો જેના પાંચે ઈન્દ્રિઓના ઘોડા છૂટા હશે તે જીવની શી દશા થશે? તેનો વિચાર કરજો. હવે બીજી રીતે સમજાવું.

જેમ કોઈ માણસને ખસ થાય ત્યારે તેને ડોક્ટર, વૈદ બધા ખણવાની મનાઈ કરે છે પણ જ્યાં ખણ આવે છે ત્યારે તે ખણ્યા વિના રહી શકતો નથી. એ પોતે સમજતો હોય છે કે નખ અડશે તો વિકાર વધશે ને ખણ વધુ આવશે. વૈદ ઠપકો

આપશે ને હું પણ હેરાન થઈશ. એને ખણતો જોઈને એના હિતસ્વી હાથ પકડીને તેને ખણતો બંધ કરાવવા જાય તો પણ એને ગમતું નથી. હિતસ્વી એને દુશ્મન જેવા લાગે છે. ખસના કારણે એવો પરાધીન બની ગયો છે કે એણે પોતાનું હિત જાણ્યું, માન્યું છતાં હિતસ્વી કડવા લાગ્યા. તે રીતે બંધુઓ ! આ જીવને આરંભ પરિગ્રહ, વિષય-કષાય બધા ખસની જેમ વળગ્યા છે. આ બધા ભવચક્રમાં રખડાવનાર છે. એમ જીવો જાણે છે, સદ્ગુરૂઓ એમાં પડતા રોકે છે. છતાં મોહદશાથી ગુરૂઓ પણ કડવા લાગે છે. ગુરૂની હિત શિખામણ માનવી નથી પછી ઉધ્ધાર ક્યાંથી થાય ? જ્ઞાની કહે છે કે કર્મોને તોડવાની શક્તિ મળી છે તો સમ્યક્ પુરૂષાર્થ ફોરવીને કર્મશત્રુને જીતી લો.

મહાબલ અણગારે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. છતાં માન શત્રુએ તેમને પરાજિત કર્યા ને એ માનનું પોષણ કરવા માયા કરી. માયા યુક્ત તપ કર્યો. છ અણગારો અઠ્ઠમ કરતા ત્યારે તેઓ ચાર ઉપવાસ કરતા ને છ અણગારો ચાર ઉપવાસ કરતા હતા ત્યારે તેઓ પાંચ ઉપવાસ કરી લેતા. આ રીતે મોટા થવાની મમતાથી છ અણગારોથી એકેક ઉપવાસ આગળ તપ કર્યો. આવી માયાસહિત તપ કરવાથી જે નામ કર્મના ઉદયથી સ્ત્રીત્વની પ્રાપ્તિ થાય છે એવું સ્ત્રીનામ કર્મ તેમજ જાતિ કુલ પ્રાપ્ત કરાવનાર ગોત્ર કર્મનો બંધ કર્યો. આ રીતે મહાબલ અણગારે સ્ત્રી નામ કર્મનો બંધ કર્યો. ધર્મમાં સ્હેજ માયા કરી તો તીર્થંકરપણામાં પણ સ્ત્રી બનવું પડશે. તો જે સંસારમાં ગાઢ માયા કરે છે તેની શી દશા થશે ? આવું સાંભળીને પણ માયા છોડજો. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમારની પૂરી પુન્નાઈ છે. એને વિદ્યાધર રાજાએ કપાળમાં તાંબુલ વડે રાજતિલક કર્યું. રાણીને ખૂબ આનંદ થયો. દશ દિવસ સુધી વિદ્યાધર રાજાએ તેનો જન્મોત્સવ ઉજવ્યો. સ્વજનો, પરિજનો સર્વેને ખૂબ દ્રવ્ય આપીને સંતુષ્ટ કર્યા. એના જન્મોત્સવમાં રાજાએ ઘણું ધન ખરચ્યું. જુઓ, પૂર્વનો સંકેત કેવો હશે ? કૃષ્ણ વાસુદેવે તેનું મુખ અને દેહની કાન્તિ જોઈને તેનું નામ પ્રદ્યુમ્ન કુમાર પાડયું હતું. અને આ વિદ્યાધર રાજાએ પણ પ્રદ્યુમ્ન કુમાર નામ પાડયું. એનું રૂપ અને કાન્તિ જોઈને કોઇ તેને મદન કુમાર કહે છે. તો કોઈ કહે છે કે આ તો જાણે સાક્ષાત્ કામદેવ ન હોય ! ત્યારે ઘણાં કહે છે જાણે આ તો ગીરધર ગોપાળ જોઈ લો. ગીરધર ગોપાળ જેવો શોભે છે એમ અનેક નામથી તેને બોલાવે છે ને ખૂબ લાડ લડાવે છે.

**સોનાકી સાંકલ બાંધ્યો પાલણો રે, રત્નકી ઝુમરીયા લટકંત રે...**
**પગમેં સુવર્ણકા ઘાલ્યા ઝાંઝરીયારે, ફરતી લલુઆકા લાઠ અત્યંત રે...**

એને સૂવાને માટે સોનાની સાંકળ વડે પારણું બાંધ્યું. પારણા ઉપર રત્નનાં ઝુમ્મર લટકાવ્યા ને સોનાની રત્નજડિત દોરી બાંધી. માતા-પિતાને એને શણગારવાની ખૂબ હોંશ હતી. એટલે એના પગમાં સોનાના ઘૂઘરાવાળા ઝાંઝરીયા પહેરાવ્યા. અને જુદા જુદા દેશની દાસીઓને તેનું રક્ષણ કરવા માટે રાખવામાં આવી છે. એ દાસીઓ પણ તેને ખૂબ લાડ લડાવે છે.

બંધુઓ! જ્યારે જીવની પુન્યાઈની પ્રબળતા હોય છે ત્યારે ન હોય ત્યાંથી અકલ્પનીય સુખ તેને મળી જાય છે. આ પ્રદ્યુમ્નકુમારને જીવવાની આશા હતી? 'ના.' છ દિવસના બાલુડાની છાતી ઉપર વૈરી દેવે શિલા મૂકી છતાં તેને કંઈ ઈજા થઈ નહીં ને કુદરતે આ વિદ્યાધર ત્યાં આવી પહોંચ્યો. તેનું વિમાન અટકી જવાથી તે નીચે ઉતર્યો ને આ બધો સંયોગ મળી ગયો. જેમ ભ્રમરો જુદા જુદા ફુલ ઉપર જઈને બેસે છે તેમ આ પ્રદ્યુમ્નકુમાર પણ એક હાથમાંથી બીજા હાથમાં ફરે છે. એને રમાડવા માટે સૌ પડાપડી કરે છે, એટલે એક ક્ષણ વાર પણ એને નીચે સૂવાડાતો નથી. એવો સૌને પ્રિય લાગે છે. પૂર્ણિમાનો ચંદ્ર જેમ દિવસે દિવસે વૃધ્ધિ પામતો જાય છે તેમ અહીં પ્રદ્યુમ્નકુમાર પણ વૃધ્ધિ પામે છે. હવે એ તો અહીં સુખમાં છે. તેને પાલક માતા-પિતા મળી ગયા છે. પણ હવે રૂક્ષ્મણીનું શું થયું તે જોઈએ.

રૂક્ષ્મણી તો ભર નિદ્રામાં હતી. તે સમયે દેવ પ્રદ્યુમ્નકુમારને ઉઠાવી ગયો હતો. રૂક્ષ્મણી ઉંઘમાંથી જાગૃત થઈ.

**"પુત્ર નહિ જોતાં રાણીએ કરેલો કલ્પાંત" :**

**નિદ્રા સે જાગી રાણી રૂક્મણી, બાલક નહીં દેખ મચ્યો હંકાર,**
**ચારોં દિશિ ઢુંઢન લગી ઉતાવલી, કીસને તોકા મુઝ બાલ કુમાર,**
**હે કરૂણાસિંધુ કોઈ તો બતલા દો મેરો બાલુડો....(૨)**

રૂક્ષ્મણી જેવી ઉંઘમાંથી જાગી તેવી પડખામાં સૂવાડેલા તેના બાલુડાને શોધવા લાગી. જુઓ તો ખરા, માતાને દીકરો કેટલો વહાલો હોય છે. ઉંઘમાંથી જાગે કે તરત પોતાના બાળકને શોધે છે. આજે દીકરા મોટા થતાં મા-બાપને ભૂલી જાય છે પણ માતા સંતાનને ભૂલતી નથી. દીકરા મા-બાપને મૂકીને બહાર મિજબાની ઉડાવી આવે છે પણ માતા તો કોઈને ઘેરથી કંઈ આવ્યું હોય તો પણ પોતે ખાતી નથી પણ દીકરાને ખવડાવે છે. પોતે ભૂખી રહી દીકરાને ખવડાવે, પોતે ભીનામાં સૂઈ સંતાનને કોરામાં સૂવાડે એવો માતાનો સંતાન પ્રત્યેનો પ્રેમ હોય છે. પણ આજના સુધરેલા છોકરાઓ મા-બાપનો ઉપકાર ભૂલી જાય છે.

હું તો તમને કહું છું કે ભલે, તમે બધું ભૂલી જજો પણ તમારા ઉપકારી

આપશે ને હું પણ હેરાન થઈશ. એને ખણુતો જોઈને એના હિતસ્વી હાથ પકડીને તેને ખણુતો બંધ કરાવવા જાય તો પણ એને ગમતું નથી. હિતસ્વી એને દુશ્મન જેવા લાગે છે. ખસના કારણે એવો પરાધીન બની ગયો છે કે એણે પોતાનું હિત જાણ્યું, માન્યું છતાં હિતસ્વી કડવા લાગ્યા. તે રીતે બંધુઓ! આ જીવને આરંભ પરિગ્રહ, વિષય-કષાય બધા ખસની જેમ વળગ્યા છે. આ બધા ભવચક્રમાં રખડાવનાર છે. એમ જીવો જાણે છે, સદ્‌ગુરૂઓ એમાં પડતા રોકે છે. છતાં મોહદશાથી ગુરૂઓ પણ કડવા લાગે છે. ગુરૂની હિત શિખામણ માનવી નથી પછી ઉધ્ધાર ક્યાંથી થાય? જ્ઞાની કહે છે કે કર્મોને તોડવાની શક્તિ મળી છે તો સમ્યક્ પુરૂષાર્થ ફોરવીને કર્મશત્રુને જીતી લો.

મહાબલ અણુગારે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. છતાં માન શત્રુએ તેમને પરાજિત કર્યા ને એ માનનું પોષણ કરવા માયા કરી. માયા યુક્ત તપ કર્યો. છ અણુગારો અઠ્ઠમ કરતા ત્યારે તેઓ ચાર ઉપવાસ કરતા ને છ અણુગારો ચાર ઉપવાસ કરતા હતા ત્યારે તેઓ પાંચ ઉપવાસ કરી લેતા. આ રીતે મોટા થવાની મમતાથી છ અણુગારોથી એકેક ઉપવાસ આગળ તપ કર્યો. આવી માયાસહિત તપ કરવાથી જે નામ કર્મના ઉદયથી સ્ત્રીત્વની પ્રાપ્તિ થાય છે એવું સ્ત્રીનામ કર્મ તેમજ જાતિ કુલ પ્રાપ્ત કરાવનાર ગોત્ર કર્મનો બંધ કર્યો. આ રીતે મહાબલ અણુગારે સ્ત્રી નામ કર્મનો બંધ કર્યો. ધર્મમાં સ્હેજ માયા કરી તો તીર્થંકરપણામાં પણ સ્ત્રી બનવું પડશે. તો જે સંસારમાં ગાઢ માયા કરે છે તેની શી દશા થશે? આવું સાંભળીને પણ માયા છોડજો. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચારિત્ર** : પ્રદ્યુમ્નકુમારની પૂરી પુન્નાઈ છે. એને વિદ્યાધર રાજાએ કપાળમાં તાંબુલ વડે રાજતિલક કર્યું. રાણીને ખૂબ આનંદ થયો. દશ દિવસ સુધી વિદ્યાધર રાજાએ તેનો જન્મોત્સવ ઉજવ્યો. સ્વજનો, પરિજનો સર્વેને ખૂબ દ્રવ્ય આપીને સંતુષ્ટ કર્યા. એના જન્મોત્સવમાં રાજાએ ઘણું ધન ખરચ્યું. જુઓ, પૂર્વનો સંકેત કેવો હશે? કૃષ્ણ વાસુદેવે તેનું મુખ અને દેહની કાન્તિ જોઈને તેનું નામ પ્રદ્યુમ્ન કુમાર પાડયું હતું. અને આ વિદ્યાધર રાજાએ પણ પ્રદ્યુમ્ન કુમાર નામ પાડયું. એનું રૂપ અને કાન્તિ જોઈને કોઇ તેને મદન કુમાર કહે છે. તો કોઈ કહે છે કે આ તો જાણે સાક્ષાત્ કામદેવ ન હોય! ત્યારે ઘણાં કહે છે જાણે આ તો ગીરધર ગોપાળ જોઈ લો. ગીરધર ગોપાળ જેવો શોભે છે એમ અનેક નામથી તેને બોલાવે છે ને ખૂબ લાડ લડાવે છે.

સોનાકી સાંકલ બાંધ્યો પાલણો રે, રત્નકી ઝુમરીયા લટકંત રે...
પગમેં સુવર્ણકા ઘાલ્યા ઝાંઝરીયા રે, ફેરતી લલુઆકા લાડ અત્યંત રે...

એને સૂવાને માટે સોનાની સાંકળ વડે પારણું બાંધ્યું. પારણા ઉપર રત્નનાં ઝુમ્મર લટકાવ્યા ને સોનાની રત્નજડિત દોરી બાંધી. માતા–પિતાને એને શણગારવાની ખૂબ હોંશ હતી. એટલે એના પગમાં સોનાના ઘૂઘરાવાળા ઝાંઝરીયા પહેરાવ્યા. અને જુદા જુદા દેશની દાસીઓને તેનું રક્ષણ કરવા માટે રાખવામાં આવી છે. એ દાસીઓ પણ તેને ખૂબ લાડ લડાવે છે.

બંધુઓ! જ્યારે જીવની પુન્નાઈની પ્રબળતા હોય છે ત્યારે ન હોય ત્યાંથી અકલ્પનીય સુખ તેને મળી જાય છે. આ પ્રદ્યુમ્નકુમારને જીવવાની આશા હતી? 'ના.' છ દિવસના બાલુડાની છાતી ઉપર વૈરી દેવે શિલા મૂકી છતાં તેને કંઈ ઈજા થઈ નહીં ને કુદરતે આ વિદ્યાધર ત્યાં આવી પહોંચ્યો. તેનું વિમાન અટકી જવાથી તે નીચે ઉતર્યો ને આ બધો સંયોગ મળી ગયો. જેમ ભ્રમરો જુદા જુદા ફુલ ઉપર જઈને બેસે છે તેમ આ પ્રદ્યુમ્નકુમાર પણ એક હાથમાંથી બીજા હાથમાં ફરે છે. એને રમાડવા માટે સૌ પડાપડી કરે છે, એટલે એક ક્ષણ વાર પણ એને નીચે સૂવાડાતો નથી. એવો સૌને પ્રિય લાગે છે. પૂર્ણિમાનો ચંદ્ર જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય છે તેમ અહીં પ્રદ્યુમ્નકુમાર પણ વૃદ્ધિ પામે છે. હવે એ તો અહીં સુખમાં છે. તેને પાલક માતા–પિતા મળી ગયા છે. પણ હવે રૂક્ષ્મણીનું શું થયું તે જોઈએ.

રૂક્ષ્મણી તો ભર નિદ્રામાં હતી. તે સમયે દેવ પ્રદ્યુમ્નકુમારને ઉઠાવી ગયો હતો. રૂક્ષ્મણી ઉંઘમાંથી જાગૃત થઈ.

**"પુત્ર નહિ જોતાં રાણીએ કરેલો કલ્પાંત" :**

**નિદ્રા સે જાગી રાણી રૂકમણી, બાલક નહીં દેખ મચ્યો હંકાર,**
**ચારેં દિશિ ઢુંઢન લગી ઉતાવલી, કીસને તોકા મુઝ બાલ કુમાર,**
**હે કરૂણાસિંધુ કોઈ તો બતલા દો મેરો બાલુડો....(૨)**

રૂક્ષ્મણી જેવી ઉંઘમાંથી જાગી તેવી પડખામાં સૂવાડેલા તેના બાલુડાને શોધવા લાગી. જુઓ તો ખરા, માતાને દીકરો કેટલો વહાલો હોય છે. ઉંઘમાંથી જાગે કે તરત પોતાના બાળકને શોધે છે. આજે દીકરા મોટા થતાં મા–બાપને ભૂલી જાય છે પણ માતા સંતાનને ભૂલતી નથી. દીકરા મા–બાપને મૂકીને બહાર મિજબાની ઉડાવી આવે છે પણ માતા તો કોઈને ઘેરથી કંઈ આવ્યું હોય તો પણ પોતે ખાતી નથી પણ દીકરાને ખવડાવે છે. પોતે ભૂખી રહી દીકરાને ખવડાવે, પોતે ભીનામાં સૂઈ સંતાનને કોરામાં સૂવાડે એવો માતાનો સંતાન પ્રત્યેનો પ્રેમ હોય છે. પણ આજના સુધરેલા છોકરાઓ મા–બાપનો ઉપકાર ભૂલી જાય છે.

હું તો તમને કહું છું કે ભલે, તમે બધું ભૂલી જજો પણ તમારા ઉપકારી

મા-બાપને અને ધર્મને કદી ભૂલશો નહિ. માતા સંતાન માટે કેટલું કરે છે તે તમને આ રૂક્ષ્મણીના કલ્પાંત ઉપરથી સમજાશે.

રૂક્ષ્મણીએ પડખામાં કુંવરને જોયો નહિ એટલે બેઠી થઈને ચારે તરફ નજર કરી પણ ક્યાંય પુત્રને જોયો નહિ એટલે ઉભી થઈને રૂમમાં ચારે તરફ શોધવા લાગી. પણ ક્યાંય પુત્ર દેખાતો નથી. ત્યારે તેના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઈ અરેરે....મારો લાલ ક્યાં ગયો ? એને કોણ ઉઠાવી ગયું ? ત્યાં એકદમ બધી દાસીઓ જાગી ગઈ. પૂછે છે શું થયું ? રૂક્ષ્મણી કહે છે મારા બાલુડાને કોઈ ઉઠાવી ગયું. તમે કોઈ રમાડવા લઈ ગયા છો ? ત્યારે દાસીઓ કહે છે.

બાઈ ! અમે તો રાત્રે કુમારને રમાડીને આપની પાસે સૂવાડીને સૂઈ ગયા હતા. પછી અમને કંઈ ખબર નથી. આટલું સાંભળતાં રાણી પછાડ ખાઈને પડી ગઈ. દાસીઓ અને તેની સખીઓ પંખા વડે પવન નાંખવા લાગી. તેમ કરતાં રૂક્ષ્મણી ભાનમાં આવી. રડતી આંખે બોલી હે સ્વામીનાથ ! આપ કુંવરને રમાડવા લઈ ગયા હતા. પછી મને પાછો આપ્યો નથી. સ્વામીનાથ ! હવે મને મારો લાલ પાછો આપી દો. મને શા માટે તલસાવો છો ? આપને રમાડવો હોય તો ભલે પછી લઈ જજો પણ અત્યારે મને પાછો આપી દો. નાથ ! અત્યારે મશ્કરી કરવાનો સમય નથી. આમ કહેતી જાય છે. આંખમાંથી ચોધારા આંસુ વહે છે. આ રીતે પુત્ર નહિ મળવાથી રૂક્ષ્મણી ખૂબ ઝૂરાપો ને વિલાપ કરે છે. હજુ પણ તેનો પુત્રવિયોગનો વિલાપ કેવો કરૂણ છે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં—૩૪

**શ્રાવણ સુદ ૧૨ ને શનિવાર** તા. ૭-૮-૭૬

શાસનપતિ ત્રિલોકીનાથ કહે છે કે તું જે પુદ્‌ગલોને દેખે છે તેનો જ્ઞાતા અને દ્રષ્ટા બન. પણ પુદ્‌ગલોમાં મમત્વ ભાવ ન રાખ. તું જેટલો મમત્વ ભાવ રાખીશ તેટલા તને કર્મો બંધાશે. બીજા પદાર્થો તો ઠીક પણ આ શરીર પણ આત્માથી પર છે. શરીર એ બાહ્ય વસ્તુ છે ને આત્મા અંતરંગ વસ્તુ છે. બંનેના સ્વભાવ ભિન્ન છે. શરીર વિનાશી છે ને આત્મા અવિનાશી છે. શરીર તો આયુષ્ય પૂર્ણ થતાં છૂટી જાય છે. પણ આત્મા તો કરેલા કર્માનુસાર એક ગતિમાંથી બીજી ગતિમાં જાય છે. તાત્વિક દ્રષ્ટિએ આત્માએ સ્વવસ્તુ છે ને શરીર એ પરવસ્તુ છે. ધન, સ્ત્રી-પુત્ર આદિ ઉપર મમત્વ ભાવ રાખવો એ અજ્ઞાન છે. ભેદ-વિજ્ઞાનથી આત્માનું અજ્ઞાન દૂર થાય

છે. અજ્ઞાન દૂર થતાં બાહ્ય પદાર્થો ઉપરથી મમતા ઓછી થાય છે. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરશો તો સમજાશે કે આપણું જીવન અનિત્ય છે ને કેટલું અલ્પ છે! સુયગડાયંગ સૂત્રમાં ભગવંત કહે છે કે.

इह जीवियमेव पासहा, तरुण एवा ससयस्स तुट्टइ।
इत्तर वासे य बुज्झह, गिध्धनरा कामेसु मुच्छिया॥ સૂય. સૂ.અ.૨ ઉ.૩ ગાથા ૮

આ લોકમાં પ્રથમ તો પોતાના જીવન કાળને દેખો. જીવન અનિત્ય રહેલું છે. વળી આવીચિ મરણથી પ્રતિક્ષણ વિનાશી છે. ભલે મનુષ્યનું જીવન ૧૦૦ વર્ષનું (જંબુદ્વીપ પન્નતીમાં મનુષ્યનું આયુષ્ય સો (૧૦૦) વર્ષ ઝાઝેરું કહેતાં બસો વર્ષમાં કંઈક ઉણું પણ કહ્યું છે.) કહેવામાં આવ્યું છે. પરંતુ કોઈ વાર તરૂણ અવસ્થામાં પણ તીવ્ર અધ્યવસાય (અત્યંત હર્ષ અથવા અતિ શોક) અને શસ્ત્રાદિ નિમિત્ત રૂપ ઉપક્રમો દ્વારા પણ તે જીવનનો અંત આવી જાય છે. તેથી આ જીવનને અલ્પ કાલીન નિવાસ સ્થાન સમાન સમજો. આ પ્રકારની પરિસ્થિતિ હોવા છતાં પણ સત્-અસત્‌ના વિવેક વિનાના મનુષ્યો કામભોગોમાં ગૃધ્ધ અને મૂર્છિત થઈને નરકાદિની યાતનાઓ પ્રાપ્ત કરે છે.

દેવાનુપ્રિયો! તમને આ વાત સમજાય છે? ભગવાને કેવો સુંદર ઉપદેશ આપ્યો છે! તમે માની રહ્યા છો કે હજુ તો જિંદગી ઘણી બાકી છે. અત્યારે નાણાં કમાઈ લઈએ, મોજશોખ અને ભોગવિલાસની મસ્તી માણી લઈએ પછી નિરાંતે ધર્મધ્યાન કરીશું. પણ વિચાર તો કરો. તમારી જિંદગી કેટલી? અત્યારે વધુમાં વધુ આયુષ્ય બસો વર્ષમાં ઉણું છે. તેમાં પણ સુખપૂર્વક ભોગવી શકશે એવું બધા જીવોને નથી હોતું. કારણ કે સંસાર ઉપાધિઓથી ભરેલો છે.

એક તો આયુષ્ય અલ્પ છે ને ક્યારે રોગ આવશે તેની ખબર નથી. વળી સાત કારણે આયુષ્ય તૂટે છે તેમ જ્ઞાનીએ બતાવ્યું છે. કદાચ માની લો કે કોઇનું પરિપૂર્ણ આયુષ્ય હોય પણ દેવના આયુષ્યની અપેક્ષાએ કેટલું અલ્પ છે! દેવોનું ઓછામાં ઓછું આયુષ્ય દશ હજાર વર્ષનું અને વધુમાં વધુ ૩૩ સાગરોપમનું છે. વળી એમનું આયુષ્ય તૂટવાનું નથી. એને કોઈ રોગ આવવાનો નથી. દેવોના સાગરોપમના આયુષ્યકાળની અપેક્ષાએ મનુષ્યનું આયુષ્ય આંખના પલકારા જેવું છે ને સિન્ધુમાં બિન્દુ જેટલું છે. માટે જ્ઞાની કહે છે બીજા ભવની વાત તો દૂર રાખો પણ આ ભવમાં સકળ સુખનું સ્થાન એવા પોતાના જીવન તરફ સૌથી પહેલાં દૃષ્ટિ કરો. આ જીવન અનિત્યતાથી યુક્ત છે અને આવીચિ મરણ વડે ક્ષણે ક્ષણે વિનાશી છે.

આવીચિ મરણ એટલે શું? જેમ સમુદ્રના તરંગો ક્ષણે ક્ષણે ઉપર ઉઠે છે ને પાછા સમાઈ જાય છે તે રીતે ક્ષણે ક્ષણે આયુષ્યનું ક્ષીણ થવું તે આવીચિ મરણ છે. આવું મનુષ્યનું જીવન ક્ષણિક છે. છતાં બધા નિશ્ચિત થઈને કેમ બેઠાં છો?

જ્યાં માથે ચકમકતી તીક્ષ્ણ તલવાર ઝૂલતી હોય ત્યાં નિશ્ચિંત થઈને શાંતિથી બેસવાનું હોય ? કાચા સૂતરના તાંતણે બાંધેલી તલવાર ક્યારે તૂટી પડશે તેની ખબર નથી. જ્ઞાની કહે છે કે તારું આયુષ્ય કાચા સૂતરના તાંતણે બાંધેલી તલવાર જેવું છે. આવું સંતોના મુખેથી ઘણીવાર સાંભળ્યું હશે છતાં મોહના કીચડમાં પડી અમૂલ્ય આયુષ્યને વેડફી રહ્યાં છો. માનવભવની એકેક ક્ષણ હીરાકણી કરતાં પણ કિંમતી છે. તેનો ખ્યાલ આવે છે ? કંઈક હોંશિયાર માણસો તો કહે છે અમે ઘડપણમાં ગોવિંદના ગુણ ગાઈશું. પણ વિચાર કરજો. ઘડપણમાં ગોવિંદના ગુણ ગાશો કે ગુણા ભરશો ? તેની ક્યાં ખબર છે ? આ કર્મરાજા કોને ક્યારે કેવી હાલતમાં મૂકી દેશે ને ઘડપણમાં કેવી સ્થિતિ આવશે તે ક્યાં ખબર છે ? ઘણીવાર જોવા મળે છે કે માતા-પિતા પુત્રો માટે બધું કરી છૂટે છે પણ વૃધ્ધાવસ્થામાં કર્મરાજા માતા-પિતાની કેવી સ્થિતિ કરાવે છે ! પુત્રના હાથમાં સત્તા આવી જાય એટલે મા બાપને દાસ બનાવી દે છે અને નોકરની જેમ કામ કરાવે છે. આવું કંઈક જગ્યાએ બને છે. બોલો, ઘડપણમાં આવી મજુરી કરવાનો વખત આવે તે ગુણા ઉપાડયા કહેવાય ને ? આવો વખત આવે તેના કરતાં અત્યારે સમજીને સત્કર્મો કરી લો. તો કલ્યાણ થાય. આવો અવસર ફરીને નહિ મળે. ઘરમાં એકાદ માણસ જો ધર્મીષ્ઠ હશે તો ઘરનાં માણસોને સાચા માર્ગે વાળશે. પણ જો કોઈને ધર્મની શ્રધ્ધા નહિ હોય તો તે સંસારની મજુરી કરીને કર્મ બાંધશે. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક નગરમાં એક શ્રીમંત શેઠ રહેતા હતા, શેઠ શ્રાવક હતા પણ તે પૈસાની પાછળ પાગલ હતા. એમનું પુણ્ય પણ પ્રબળ હતું એટલે વહેપારમાં નફો....નફો ને નફો થતો, પૈસાની રેલમછેલ હતી. શેઠ વહેપારના કામમાં ઓતપ્રોત રહેતા પણ ધર્મનું નામ તેમને ગમતું નથી. તે નવરા બેઠા હોય ત્યારે પણ તેમના મગજમાં તો વહેપારની રમણતા હોય. ચોપડા લખવા, ચોપડા તપાસવા, કોને મળવા જવું વિગેરે વાતો મગજમાં રમતી હોય ત્યાં આત્માની ચિંતા કે ધર્મ ક્યાંથી કરે ?

બંધુઓ ! લક્ષ્મીની મમતા એવી ભયંકર ચીજ છે કે એ ધર્મને ભૂલાવી દે છે. એટલું જ નહિ પણ પરલોકમાં મારા આત્માનું શું થશે ? એની ચિંતા પણ નથી. આ શેઠનું નામ સુખલાલ હતું. બસ પૈસા કમાવા, પુદ્ગલના સુખમાં મસ્ત રહેવું. એ સિવાય બીજી વાત નહિ. પણ એમના ભાગ્યોદયે પત્ની ખૂબ ધર્મીષ્ઠ સુશ્રાવિકા હતી. શેઠાણીને ધર્મ બહુ ગમતો ને શેઠને ધર્મ ગમતો નહિ તેથી તેને ખૂબ ચિંતા થતી. વૈભવનું સુખ હોવા છતાં એ સુખ શેઠાણીને સ્હેજ પણ ગમતું નહિ, જ્યારે જુઓ ત્યારે શેઠાણીનું મન ઉદાસ હોય, એક વખત શેઠાણીની સખીઓ

પૂછે છે બહેન ! તારે ઘેર આટલું બધું સુખ છે, કોઈ જાતનું દુઃખ નથી છતાં તારા મુખ ઉપર આનંદ કેમ દેખાતો નથી ? શું કોઈ ખાનગી ચિંતાનું કારણ છે ? ત્યારે શેઠાણી કહે છે બહેન ! તારી દૃષ્ટિએ હું સુખી છું. મને કોઈ જાતનું દુઃખ નથી. શેઠના મારા ઉપર ચાર હાથ છે પણ હું સુખી નથી. સખી પૂછે છે તેનું કારણ શું ? બહેન ! મારા પતિને ધર્મ રૂચતો નથી. હું ઉપાશ્રયે જાઉં છું. ત્યારે વૃધ્ધ–યુવાન અને બાળકોને સામાયિક, ઉપવાસ, પૌષધ આ બધી ધર્મક્રિયા કરતાં જોઉં છું ત્યારે મારું હૈયું નાચી ઉઠે છે. ને સાથે અફસોસ થાય છે કે આ બધા કેવા પુણ્યવાન જીવો છે ! તે સુંદર ધર્મ–આરાધના કરીને પોતાનું જીવન સફળ બનાવે છે, જ્યારે મારા પતિને ધર્મ શબ્દ ગમતો નથી.

શેઠાણી શેઠને ધર્મ પમાડવા ઘણા પ્રયત્ન કરે છે પણ શેઠ કોઈ હિસાબે માનતા નથી. છેવટમાં શેઠાણી કહે છે આપ ફક્ત દર્શન કરીને પાછા વળજો. શેઠ કહે કે મને ટાઈમ જ ક્યાં છે ! અરે શેઠ ! આ બધું સુખ પૂર્વની પુન્નાઈનું છે. પછી તમારું શું થશે તેનો વિચાર કરો. શેઠ લક્ષ્મીના મદમાં કહી દેતા કે તારે જે ચિંતા કરવી હોય તે કર. અરે, નાથ ! એક વાર તો વ્યાખ્યાનમાં આવો. મોહનો નશો જેને ચઢયો છે તે શેઠ કહે કે હું ઉપાશ્રયે આવીશ તો તમને હીરાથી કોણ શણગારશે ? શેઠાણીના હાડહાડની મીંજામાં ધર્મનો રંગ હતો. એને સારાં કપડાં અને હીરાના દાગીનાનો મોહ ન હતો. એણે કહી દીધું મને હીરાના દાગીનાનો કે ફોરેનની સાડીનો મોહ નથી. જો તમે ધર્મધ્યાન કરતા હો તો મારા માટે ધર્મ ગુમાવીને વહેપાર કરવાની જરૂર નથી. જો તમે ધર્મ આરાધનામાં જોડાવ તો હું તો સાદી બંગડી ને વેજાની સાડી પહેરીશ. અને ઘરકામ હાથે કરીશ. શેઠ કહે કે તમારે હીરાની બંગડી ન પહેરવી હોય પણ જો હીરાની બંગડી હું તમને ન પહેરાવું તો સમાજમાં મારી આબરૂ શી ? તમારે બોલવું છે પણ સમાજ વચ્ચે મારે રહેવું છે ને ? આ રીતે કહીને શેઠાણીની વાત શેઠ તોડી પાડતા. જે કાનેથી સાંભળતો નથી તેને ઉપદેશ શું કરે ? શેઠાણી શેઠને ઘણો ઉપદેશ આપે છે પણ જેને ગમતુ નથી તેને શું ?

પરિગ્રહની મૂર્છા ધર્મ તરફની લગની લાગવા દેતી નથી. સંસારની માયા આત્માને ધર્મ તરફ વળવા દેતી નથી. લક્ષ્મીની માયા જીવને એવી આંજી દે છે કે એને બીજું કોઈ સૂઝવા દેતી નથી. જેમ અંધારી રાત્રે રસ્તા ઉપર સામેથી આવતી મોટરનું ડેઝલિંગ લાઈટ આંખ પર પડતાં અંજાઈ જવાથી બીજું કંઈ દેખાતું નથી. તેમ આ સંસારની માયા રૂપી વહાલસોયું કુટુંબ, માન–સન્માન અને પૈસા ટકા રૂપી લાઈટમાં અંજાઈ ગયેલા જીવને કોઈ ગમે તેટલું સમજાવે તો પણ ધર્મ કરવાનું તેને મન થતું નથી. સુખલાલ શેઠની આવી દશા હતી,

શેઠાણી શેઠને ખૂબ સમજાવીને થાકયા પણ શેઠ સમજ્યા નહિ. ક્યારેક એકલા બેઠાં બેઠાં શેઠાણી એવો પશ્ચાતાપ કરતા હતા કે અહો ! મારા પુણ્યમાં કેવી ખામી છે કે મારા પતિ ધર્મ સમજતા નથી. મારા પતિ ધર્માત્મા બને તો હું સાચી પુણ્યવાન છું. ધર્મીષ્ઠ સ્ત્રી ધર્મ પ્રેમી પતિ નથી મળ્યો તેમાં પુણ્યની ખામી સમજે છે. આનું કારણ તમને સમજાય છે ? **"સંસાર સુખનો રસીયો જીવ ભૌતિક સુખની સામગ્રી ન મળે તો એમ માને છે કે મારા પુણ્યમાં ખામી છે. જ્યારે ધર્મપ્રેમી જીવ ધર્મસામગ્રી ન મળે તો એમ માને છે કે મારા પુણ્યમાં ખામી છે."**

આ ઉપરથી તમે સાચા ધર્મપ્રેમી છો કે નહિ તેનું માપ નીકળે છે. ધર્મની સામગ્રી મળી છે પણ શ્રીમંતાઈ નથી મળી તો પુણ્યની ખામી લાગે છે. જો એ ખામી લાગતી હોય તો સમજી લેજો કે તમે સંસાર સુખના રસીક છો. પણ ધર્મપ્રેમી નથી. અને આ શેઠાણીની જેમ કરોડો રૂપિયાની સંપત્તિ હોવા છતાં ધર્મના અભાવે પુણ્યની ખામી છે એમ લાગતું હોય તો સમજી લેજો કે અમે ધર્મપ્રેમી છીએ.

પૂર્વના પુણ્યથી મળેલા ભૌતિક સુખો ગાડી-બંગલો એ બધું ભોગવવાથી કાંઈ સદ્ગતિ મળવાની નથી, કે તેનાથી પુણ્ય થવાનું નથી. પણ પુણ્યથી મળેલી સામગ્રીથી જે ધર્મ થાય છે તે સદ્ગતિ અને પુણ્ય બંને અપાવનાર છે. પુદ્ગલાનંદી જીવો ભલે ભૌતિક સુખમાં આનંદ માને પણ સાચું સુખ તો ધર્મસાધના કરી આત્માનંદી બનવામાં છે. આત્મામાં જે સુખ રહેલું છે તે બહાર નથી.....પેલા શેઠાણી શેઠની ચિંતા કર્યા કરે છે પણ શેઠ સાહેબ સમજતાં નથી. એક વખત એવું બન્યું કે એક મહાન જ્ઞાની પવિત્ર સંત ગામમાં પધાર્યા. શેઠાણી તેમને વંદન કરવા ગયા. વંદન કરતાં કરતાં શેઠાણીની આંખમાં આંસુ સરી પડયા. શેઠાણીની આંખમાં આંસુ જોઈને સંત પૂછે છે બહેન ! તારી આંખમાં આંસુ કેમ છે ? ત્યારે શેઠાણીએ શેઠ સબંધી વાત કરી. ત્યારે સંતના મનમાં પણ થયું કે આ શ્રાવિકા કેટલી ધર્મીષ્ઠ છે કે એનો પતિ ધર્મ નથી પામ્યો તેનું તેના દિલમાં કેટલું દુઃખને ખેદ છે ! શેઠાણીએ કહ્યું. ગુરૂદેવ ! આપ ગમે તેમ કરીને મારા પતિને ધર્મ પમાડો તો મારા આત્માને સંતોષ થાય.

દેવાનુપ્રિયો ! આવી ધર્મના તલસાટવાળી પુણ્યવંતી શ્રાવિકાઓ આ પૃથ્વી ઉપર છે. સંતે શેઠાણીને કહ્યું-બહેન ! શેઠને કહેજો કે મહારાજશ્રીને આપનું ખાસ કામ છે. માટે એક વાર આવી જાય. સંતના સંદેશાથી શેઠને થયું કે મને સામેથી કામ કહેવરાવ્યું છે તો હું જાઉં. તેથી શેઠ ગયા. ગુરૂદેવને વંદન કરીને કહ્યું કે મહારાજ આપ મને સેવા ફરમાવો. મહારાજે કહ્યું-શેઠ ! આ મારી એક લાકડી છે તે તમારા

ઘેર લઈ જાઓ. સાચવીને તમારે ઘેર મૂકી રાખજો. હું હવે ઉંમર લાયક થયો છું. મારું આયુષ્ય ક્યારે પૂરું થાય તે ખબર નથી. તો હું જ્યારે કાળધર્મ પામી જાઉં ત્યારે આ લાકડી તમારે મને પરભવમાં પહોંચાડવાની છે. એટલે તમે આવો ત્યારે આ મારી લાકડી ભેગાં લેતા આવજો. આ સાંભળીને શેઠના મનમાં થયું કે કેવી પાગલ જેવી વાતો કરે છે. શેઠે કહ્યું–મહારાજ સાહેબ! એ કેવી રીતે બને? પરભવમાં લાકડી હું કેવી રીતે લાવું? મહારાજે કહ્યું–એમાં તે શું મોટી વાત છે? તમે તો તમારી આટલી બધી મિલ્કત, હીરા, મોતી, માણેક આટલું બધું લઈને જવાના છો તો મારી આટલી નાની લાકડી લઈ જવી ભારે નહિ પડે. શેઠ કહે. મહારાજ! ક્રોડોની મિલ્કતમાંથી રાતી પાઈ પણ લઈ જવાનો નથી. મારા બાપદાદાઓ મૂકીને ગયા છે તો હું સાથે શું લઈ જવાનો છું? સંત કહે–તેમને માલ મિલ્કત ઉપર મોહ નહિ હોય એટલે મૂકીને ગયા હશે ને તમને તો લક્ષ્મીનો ઘણો મોહ અને મમતા છે એટલે લઈ જશો. અરે ભગવાન! કોઈ નથી લઈ ગયા. સૌને છોડીને જવાનું છે. તો પછી અંતકાળ સુધી આટલી બધી મહેનત શા માટે કરો છો? જરા, વિચાર તો કરો. હું કોણ ને મારું શું? જરા સાંભળો.

કાવાદાવા કરી કરોડોની મિલ્કત ભેગી કરતાં જે પાપ બંધાણું તે તો કરનારને ભોગવવાનું છે. તેમાં કોઈ ભાગ નહિ પડાવે. શેઠ કહે–ગુરૂદેવ! તદ્દન સાચી વાત છે. મારી પત્ની તો મને ખૂબ કહેતી પણ મને લક્ષ્મીનો એટલો મોહ હતો કે હું એની વાત સાભળતો નહિ, ને પરલોકનો વિચાર પણ કરતો નહિ. આપની વાણી સાંભળીને હવે મને સમજાય છે કે મેં મારી જિંદગી પાપમાં વેડફી. અરે ગુરૂદેવ! હવે મારું શું થશે? આટલું બોલતાં શેઠની આંખમાં આંસુ આવી ગયા. ત્યારે સંતે કહ્યું–શેઠ! મૂંઝાશો નહિ. જાગ્યા ત્યારથી સવાર સમજી હવે ધર્મની આરાધના કરો. જિંદગીના છેડે સંયમની સાધના થાય તો પણ ઉત્તમ છે. જો સંયમ ન લેવાય તો સંસારમાં રહી બને તેટલી શુધ્ધ ભાવે ધર્મસાધના કરો. ગુરૂદેવ! હું સંયમ લઈ શકું તેમ નથી. સંસારમાં રહીને બને તેટલી ધર્મારાધના કરીશ.

સુખલાલ શેઠના મનમાં અપૂર્વ આનંદ થયો. સંતે તેમને બાર વ્રતનું સ્વરૂપ સમજાવ્યું. શેઠે ત્યાં વ્રત અંગીકાર કર્યા. શેઠે ઘેર આવીને વિચાર્યું કે હવે મારે નવો ધંધો ના કરવો. તેમજ જે જે મિલ્કત છે તેમાંથી ૫૦ ટકા દાનમાં વાપરવી. શેઠ ધર્મ પામ્યા તેથી તેમના મનમાં એમ થાય છે કે આજે હું સાચી લક્ષ્મી પામ્યો. શેઠ હરખાતાં ઘેર આવ્યા ને શેઠાણીને બધી વાત કરી. શેઠાણીનું હૈયું નાચી ઉઠયું. પતિના ચરણમાં પડીને કહ્યું–નાથ! આજે મારું જીવન અને મારી વર્ષોની ભાવના સફળ બની, પછી બંને સાથે ધર્મારાધના કરતાં જીવન સફળ

બનાવ્યું. શેઠાણી ધર્મના સંસ્કારી હતા તો શેઠને સુધાર્યા. તેમ તમે પણ આ શેઠાણી જેવા બનજો ને પતિને ધર્મ પમાડજો.

આપણે રોજનો ચાલુ અધિકાર–મહાબલ અણુગારે માયાનું સેવન કરી તપ કર્યો તો સ્ત્રીનામ કર્મ બાંધ્યું. જુઓ, કર્મે કોઈને છોડયા છે! છતાં જીવનો મોહ ઉતરતો નથી. હવે મહાબલ અણુગારે શું કર્યું તે વિચારીએ. "इमेहि य णं वीसाएहि य कारणेहिं आसेविय वहुलीकएहिं तित्थयर नाम गोयं कम्मं निव्वतिसुं तंजहा।" ત્યાર બાદ મહાબલ અણુગારે શાસ્ત્ર પ્રસિધ્ધ વીસસ્થાનકો વડે કે જે આસેવિત બહુલીકૃત હતા તેનાથી તીર્થંકર નામ ગોત્ર કર્મનો બંધ કર્યો. દરેક સ્થાનનું એક વાર સેવન કરવું તે આસેવિત અને ઘણી વાર સેવન કરવું તે બહુલીકૃત છે. હવે તે વીસ સ્થાનકો કયા છે તે વાત કહેવામાં આવશે.

अरिहंत...सिध्ध...पवयण...તીર્થંકરનામ કર્મ ઉપાર્જન કરવાના વીસ બોલ છે. તેમાં પહેલો બોલ અરિહંત ભગવાનના ગુણગ્રામ કરવાનો છે. મહાબલ અણુગારે વીસ સ્થાનકની આરાધના કરી તેમાં પ્રથમ બોલમાં અરિહંત ભગવાનના ગુણગ્રામ કરવા, અરિહંત ભગવાન કેવા હતા! તેમના સ્વરૂપનું ચિંતન કરવું કે હે પ્રભુ! તું કેવો ને હું કેવો! તેં ઘનઘાતી કર્મોને ખપાવ્યા ને રાગ–દ્વેષ અને મોહને જીતી લીધા ને હું તેના વડે જીતાઈ ગયો છું.

હે પ્રભુ! એક વખત તમે મારા જેવા હતા. તમે મારી જેમ ભવમાં ભમ્યા પણ તેં એવી આરાધના કરી, તપ કર્યા, સમકિત સહિત શુધ્ધ સંયમ પાળ્યા અને કર્મશત્રુઓની સામે યુધ્ધ કરીને તેં વિજય મેળવ્યો. અરિ એટલે શત્રુ અને હંત એટલે હણ્યાં. તેં કર્મ રૂપી શત્રુઓ ઉપર વિજય મેળવ્યો તેથી અરિહંત બન્યો ને હું તો હજુ ભવમાં ભમતો રહી ગયો છું. હે પ્રભુ! હું તારા જેવા પદને ક્યારે પામીશ? તારા જેવો પુરૂષાર્થ કરવાનો હે ભગવાન મને ભાવ ઉપડો ને હું કર્મ-બંધનને તોડી ઘાતી કર્મના ડુંગરા ભેદી ક્યારે અરિહંત બનું. અહાહા.....પ્રભુ! શું તારી નિર્મળતા! શું તારા અદ્દભૂત ગુણો! આવી રીતે અરિહંત ભગવંતના ગુણગ્રામ કરવાથી તીર્થંકર નામ ગોત્ર બંધાય છે, બીજા **સિધ્ધ ભગવંત** છે. હે પ્રભુ! તેં તો આઠે આઠ કર્મના ઓઘ ઉડાડયા ને શાશ્વત સ્થાનમાં તું બિરાજ્યો છે. હું અરિહંતપદની પ્રાપ્તિ કરીને તારા જેવો કર્મના કલંકથી રહિત શુધ્ધ બની સિધ્ધ અવસ્થાને ક્યારે પામીશ? તું કેવો શાંતિમાં બિરાજે છે!

**મુક્તિપુરીના આપ નિવાસી (૨), સંસાર ભૂમિનો હું છું પ્રવાસી (૨)**
**મારે સાધવી છે (૨) સાધના વીતરાગની...નથી રે પરવા...**

તું શાશ્વત સ્થાન એવા મોક્ષ નગરનો સ્વામી છે ને હું તો હજુ અનંત

સંસારનો પ્રવાસ ખેડી રહ્યો છું. હું પ્રવાસી મટીને ત્યાંનો નિવાસી ક્યારે બનીશ? શાશ્વત સુખને ક્યારે પ્રાપ્ત કરીશ? આ રીતે મહાબલ અણગાર અરિહંત અને સિધ્ધપ્રભુના ગુણગાન કરે છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :– "અપહરણ થયેલ પુત્રની શોધ" :–** પ્રદ્યુમ્નકુમારનું અપહરણ થવાથી રૂક્ષ્મણી કાળો કલ્પાંત કરે છે. ને બોલે છે હે પુત્ર! તું ક્યાં સંતાઈ ગયો છે? હે મારી વહાલી દાસીઓ! મારા પુત્રને તમે ક્યાં સંતાડી દીધો છે? તમે જો મારી મશ્કરી કરીને મારા બાલુડાને સંતાડી દીધો હોય તો તમે મને ઝટ આપી દો. પુત્રના વિયોગથી મારું તો કાળજું ચીરાઈ જાય છે, બહેન! હું ખોળા પાથરું છું. મને મારો પુત્ર આપી દો.

ત્યારે દાસીઓ કહે મહારાણી! અત્યારે આપના હોશકોશ ઉડી ગયા હોય તેવા સમયે શું અમે આપની મશ્કરી કરીને પુત્રને છૂપાવી રાખીએ? અમે આવી મજાક ન કરીએ. પણ રાત્રે આપ તેને ગોદમાં લઈને સૂતા હતાં તે વાત નક્કી છે. પણ આપ ઉંઘી ગયા પછી કોઈ પાપી દેવ તેને ઉઠાવીને લઈ ગયો લાગે છે. બાકી અહીં કોઈ આવ્યું નથી. આ સાંભળી રૂક્ષ્મણી કહે છે અરેરે....મારા જેવી અભાગણી આ દુનિયામાં કોણ સ્ત્રી હશે? કે આવા રત્ન જેવા પુત્રને જન્મ આપીને તેને સાચવી શકી નહિ. એ મારા પુત્રને કોણ લઈ ગયું હશે?

હે પુત્ર! મેં તો મનમાં તારા માટે કેટલા મનોરથો સેવ્યા, અરે દીકરા! આશાના મિનારા બાંધ્યા હતા. મારા મિનારા ક્યા પાપીએ તોડી નાંખ્યા? અરે, પૂર્વ જન્મનો દુશ્મન તને હરીને ક્યાં લઈ ગયો છે? અરે પાપી દેવ! તેં દુશ્મનાવટ કરીને મારા મનનાં મનોરથને જડમૂળથી ઉખેડી નાંખ્યા. અરે! મારી આશાના મિનારા ભાંગીને ભુક્કો કરી નાંખ્યા, આ રીતે દુશ્મનને ઓલંભો આપે છે. તો ઘડીકમાં પુત્રને ઓલંભો આપતી શું કહે છે? હે પુત્ર! તું મારી કુખે જન્મ્યો. મને રાજી કરીને તેં આ શું કર્યું? ભગવાન! આ કરતાં હું વાંઝણી રહી હોત તો સારું હતું, તો એક જ વાત કે મને પુત્ર નથી. અરે દીકરા! તને જન્મ આપ્યો તો આ ઝૂરવાનો વખત આવ્યો ને? આ રીતે પુત્રને ઓલંભો દેતી છેવટે પોતાને ઓલંભો દેવા લાગી.

બંધુઓ! માતાનો પ્રેમ કેવો છે! સંતાન પ્રત્યે માતાની કેટલી મમતા હોય છે! પુત્રના મોહમાં રૂક્ષ્મણી કેવાં કેવાં કરૂણ શબ્દો બોલી રહી છે! હવે પોતાની જાતને કહે છે હે પાપણી! તું પોતે શા માટે જીવતી રહી છે? તારા ઉપર વીજળી ક્યાં ન પડી! અરેરે....કાળા નાગ! તમે મને શા માટે ન કરડયા? અરે હીંચકે હીંચતા હીંચકો તૂટી પડે ને હું મરી જાઉં એવું કેમ ના બન્યું? હું કૃષ્ણની બધી

રાણીઓમાં નાની છું પણ મને પટ્ટરાણીનું પદ આપીને તેમણે મોટી કરી. તેના કારણે મારી બહેનોને દુઃખનો પાર નથી. જો હું અહીં ન આવી હોત તો મારી બહેનોને પણ દુઃખ ના થાત.

હે પુત્ર! તારા વિના આ સોનાનો મહેલ સ્મશાન જેવો બિહામણો લાગે છે. હું તારા વિયોગમાં મારા દિવસો કેવી રીતે પસાર કરીશ? હે પુત્ર! મુદ્દાની વાત તો કહેવી ભૂલી ગઈ.

**ભામા સે શર્ત કરી શીર મૂંડણી, યહ દુઃખ ખટકે કંટક તૂલ,**
**ઉંચી લે પટકી મુઝ પાતાલમેં, કીન્હા સુખ વૃક્ષ સમૂલ વિનાશ રે...**

હે મારા લાલ! તારી આશાએ મેં સત્યભામાની શરત સ્વીકારી છે. સત્યભામાના પુત્રથી પહેલા તારો જન્મ થયો તેથી લગ્ન પણ પહેલાં થાત તો મારે માથું મુંડાવવું પડત નહિ. તું જતાં મારે માથું મુંડાવવાનો વખત આવશે. બેટા! એ દુઃખ તો મને કાંટાની જેમ ખટકે છે. તારા પિતાના મારા ઉપર ચાર હાથ છે. સૌથી મારું સ્થાન ઉંચુ છે. પણ એ ઉંચુ સ્થાન કુદરતને ગમ્યું નથી. મને ઉંચે ચઢાવીને નીચે પટકી દીધી. આ પ્રમાણે રૂક્ષ્મણી ખૂબ ઝૂરે છે ને વિલાપ કરે છે. સારી દ્વારકા નગરીમાં વાયુ વેગે સમાચાર પ્રસરી ગયા કે કૃષ્ણ વાસુદેવના પુત્રનું અપહરણ થયું છે. હજુ તો તેનો જન્મોત્સવ ઉજવાઈ રહ્યો છે. તેનું જ અપહરણ થવાથી વાજિંત્રો વાગતાં બંધ થઈ ગયા. ને આખી દ્વારકા નગરીમાં ઉદાસીનતાનું વાતાવરણ છવાઇ ગયું.

રૂક્ષ્મણી કહે છે મારા બાલુડાને કોણ લઈ ગયું? આમ કહેતાં બેભાન થઈને પડી ગઈ. માંડ ભાનમાં લાવ્યા ત્યારે ઉઠીને મહેલની બહાર જઈને જેમ ભિખારી રોટીની ભિક્ષા માંગે તેમ બધાને પૂછે છે મારો લાલ જોયો? મને લાવી આપો ને? રૂક્ષ્મણીની આ સ્થિતિ જોઈને દાસ-દાસીઓ મૂંઝાઈ ગયા. રૂક્ષ્મણીને હિંમત આપવા લાગ્યા. દાસીઓ હવે કૃષ્ણને સમાચાર આપશે, પછી કૃષ્ણજી આવશે ને પ્રદ્યુમ્નની શોધ કરાવશે. રૂક્ષ્મણી હજુ કેવો વિલાપ કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૩૫

**શ્રાવણ સુદ ૧૪ ને રવિવાર** તા. ૮-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, ત્રિલોકીનાથના મુખમાંથી ઝરેલી શાશ્વતીવાણી તેનું નામ સિધ્ધાંત. મહાબલ અણુગાર વીસ સ્થાનકની આરાધના કરે છે. તેમાં પહેલું

સ્થાનક અરિહંતનું છે. અરિહંત પ્રભુના ગુણ ગાતાં જીવને જઘન્ય રસ આવે તો કર્મની ક્રોડો ખપી જાય ને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે. મહાબલ અણુગાર અરિહંત પ્રભુના ગુણગાન કરવામાં મસ્ત બની ગયા. જે પુણ્યાત્મા અરિહંત પ્રભુના ગુણગ્રામ કરવામાં મસ્ત બની જાય છે. તેનો સંસાર કટ થઈ જાય છે. અને જે આત્મા દોષોથી ભરેલી દુનિયામાં ખોવાઈ જાય છે તે ચતુંગતિ સંસારમાં ભટકે છે.

બંધુઓ! અનંતકાળથી આત્મા દોષોથી ભરેલી દુનિયામાં ખોવાઈ ગયો છે. એ દોષોમાં મન-વચન અને કાયાને જોડીને દોષોનો દોસ્ત (દુર્ગુણી) બન્યો છે. દોષોનો દોસ્ત બનેલો આત્મા દુઃખ ભોગવવા માટે દુર્ગતિમાં જાય છે. તેના બદલે આત્મા જો મન-વચન-કાયાથી અરિહંત ભગવાનના ગુણગ્રામ કરે તો અનંત ગુણનો નીધિ બનીને સદાને માટે અનંત સુખનો સ્વામી બની જાય. જો અરિહંતપદ પ્રાપ્ત કરવું હોય તો વારંવાર અરિહંતના ગુણોનું સ્મરણ કરો.

મહાબલ અણુગાર અરિહંત પ્રભુના ગુણોનું સ્મરણ કરે છે. હે પ્રભુ! આપનામાં અનંત ગુણો રહેલાં છે. આપનામાં રહેલા અનંત ગુણોનો નીધિ મારામાં આવો, મેં શાસ્ત્ર સિધ્ધાંત દ્વારા આપના ગુણોનું વાંચન કર્યું છે. ત્યારથી મને એવા ગુણો પ્રાપ્ત કરવાની લગની લાગી છે. જેમ માલિકની સેવા કરનાર નોકર ન્યાલ થઈ જાય તેમ હે પ્રભુ! આપ અમારા માલિક છો ને હું આપનો સેવક છું. આપ અનંત ગુણના સ્વામી છો. તો શું મને એક દિવસ આપના જેવો અનંત ગુણનો સ્વામી નહિ બનાવો? મને શ્રધ્ધા છે કે આપ મને આપના જેવો બનાવશો. હે કરૂણાસિંધુ! આપ મારો હાથ પકડીને આ દોષોથી ભરેલી દુનિયામાંથી મને બહાર કાઢીને આપની પાસે લઈ જાઓ. હવે મને એક ક્ષણ પણ આપનાથી દૂર રહેવું ગમતું નથી. હું સદા આપની પાસે રહીને આપનું ધ્યાન ધરીશ. આપના ગુણોની સ્તુતિ કરીશ. ને આપની આજ્ઞાનું પાલન કરીશ. આપના પવિત્ર નામનો નિરંતર જાપ કરીશ. હવે કદાપિ દોષોની દોસ્તી નહિ કરું. નિરંતર દોષો તરફ દુગંછાભાવ રાખીશ. અને આપનામાં રહેલા અદ્ભૂત ગુણોને પ્રાપ્ત કરવા ખૂબ મહેનત કરીશ. ને આપના શાસનમાં પૂર્ણ વફાદાર રહીશ. ગમે તેવી લાલચ, લોભ કે ભયના પ્રસંગમાં પણ આપના શાસનને કદાપિ છોડીશ નહિ. આ તો મહાબલ અણુગાર અરિહંત પ્રભુના ગુણગ્રામ કરતાં આવી ભાવના ભાવે છે. તમે પણ સવારમાં દરરોજ પ્રાર્થના કરો છો ને? એ પ્રાર્થના કરતાં પ્રભુમાં લીન બની જાઓ ને અરિહંત-સિધ્ધ ભગવાનના ગુણોનું સ્મરણ કરી આવી ભાવના ભાવજો તો ક્યારેક એ પદમાં નંબર લાગી જશે.

રાણીઓમાં નાની છું પણ મને પટ્ટરાણીનું પદ આપીને તેમણે મોટી કરી. તેના કારણે મારી બહેનોને દુઃખનો પાર નથી. જો હું અહીં ન આવી હોત તો મારી બહેનોને પણ દુઃખ ના થાત.

હે પુત્ર! તારા વિના આ સોનાનો મહેલ શ્મશાન જેવો બિહામણો લાગે છે. હું તારા વિયોગમાં મારા દિવસો કેવી રીતે પસાર કરીશ? હે પુત્ર! મુદ્દાની વાત તો કહેવી ભૂલી ગઈ.

**ભામા સે શર્ત કરી શીર મૂંડણી, યહ દુઃખ ખટકે કંટક તૂલ,**
**ઊંચી લે પટકી મુઝ પાતાલમેં, કીન્હા સુખ વૃક્ષ સમૂલ વિનાશ રે...**

હે મારા લાલ! તારી આશાએ મેં સત્યભામાની શરત સ્વીકારી છે. સત્યભામાના પુત્રથી પહેલા તારો જન્મ થયો તેથી લગ્ન પણ પહેલાં થાત તો મારે માથું મુંડાવવું પડત નહિ. તું જતાં મારે માથું મુંડાવવાનો વખત આવશે. બેટા! એ દુઃખ તો મને કાંટાની જેમ ખટકે છે. તારા પિતાના મારા ઉપર ચાર હાથ છે. સૌથી મારું સ્થાન ઉંચુ છે. પણ એ ઉંચુ સ્થાન કુદરતને ગમ્યું નથી. મને ઉંચે ચઢાવીને નીચે પટકી દીધી. આ પ્રમાણે રૂક્ષ્મણી ખૂબ ઝૂરે છે ને વિલાપ કરે છે. સારી દ્વારકા નગરીમાં વાયુ વેગે સમાચાર પ્રસરી ગયા કે કૃષ્ણ વાસુદેવના પુત્રનું અપહરણ થયું છે. હજુ તો તેનો જન્મોત્સવ ઉજવાઈ રહ્યો છે. તેનું જ અપહરણ થવાથી વાજિંત્રો વાગતાં બંધ થઈ ગયા. ને આખી દ્વારકા નગરીમાં ઉદાસીનતાનું વાતાવરણ છવાઇ ગયું.

રૂક્ષ્મણી કહે છે મારા બાલુડાને કોણ લઈ ગયું? આમ કહેતાં બેભાન થઈને પડી ગઈ. માંડ ભાનમાં લાવ્યા ત્યારે ઉઠીને મહેલની બહાર જઈને જેમ ભિખારી રોટીની ભિક્ષા માંગે તેમ બધાને પૂછે છે મારો લાલ જોયો? મને લાવી આપો ને? રૂક્ષ્મણીની આ સ્થિતિ જોઈને દાસ-દાસીઓ મૂંઝાઈ ગયા. રૂક્ષ્મણીને હિંમત આપવા લાગ્યા. દાસીઓ હવે કૃષ્ણને સમાચાર આપશે, પછી કૃષ્ણજી આવશે ને પ્રદ્યુમ્નની શોધ કરાવશે. રૂક્ષ્મણી હજુ કેવો વિલાપ કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૩૫

**શ્રાવણ સુદ ૧૪ ને રવિવાર** તા. ૮-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, ત્રિલોકીનાથના મુખમાંથી ઝરેલી શાશ્વતીવાણી તેનું નામ સિધ્ધાંત. મહાબલ અણગાર વીસ સ્થાનકની આરાધના કરે છે. તેમાં પહેલું

સ્થાનક અરિહંતનું છે. અરિહંત પ્રભુના ગુણ ગાતાં જીવને જઘન્ય રસ આવે તો કર્મની ક્રોડો ખપી જાય ને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે. મહાબલ અણુગાર અરિહંત પ્રભુના ગુણગાન કરવામાં મસ્ત બની ગયા. જે પુણ્યાત્મા અરિહંત પ્રભુના ગુણગ્રામ કરવામાં મસ્ત બની જાય છે. તેનો સંસાર કટ થઈ જાય છે. અને જે આત્મા દોષોથી ભરેલી દુનિયામાં ખોવાઈ જાય છે તે ચતુંગતિ સંસારમાં ભટકે છે.

બંધુઓ! અનંતકાળથી આત્મા દોષોથી ભરેલી દુનિયામાં ખોવાઈ ગયો છે. એ દોષોમાં મન-વચન અને કાયાને જોડીને દોષોનો દોસ્ત (દુર્ગુણી) બન્યો છે. દોષોનો દોસ્ત બનેલો આત્મા દુઃખ ભોગવવા માટે દુર્ગતિમાં જાય છે. તેના બદલે આત્મા જો મન-વચન-કાયાથી અરિહંત ભગવાનના ગુણગ્રામ કરે તો અનંત ગુણનો નીધિ બનીને સદાને માટે અનંત સુખનો સ્વામી બની જાય. જો અરિહંતપદ પ્રાપ્ત કરવું હોય તો વારંવાર અરિહંતના ગુણોનું સ્મરણ કરો.

મહાબલ અણુગાર અરિહંત પ્રભુના ગુણોનું સ્મરણ કરે છે. હે પ્રભુ! આપનામાં અનંત ગુણો રહેલાં છે. આપનામાં રહેલા અનંત ગુણોનો નીધિ મારામાં આવો, મેં શાસ્ત્ર સિધ્ધાંત દ્વારા આપના ગુણોનું વાંચન કર્યું છે. ત્યારથી મને એવા ગુણો પ્રાપ્ત કરવાની લગની લાગી છે. જેમ માલિકની સેવા કરનાર નોકર ન્યાલ થઈ જાય તેમ હે પ્રભુ! આપ અમારા માલિક છો ને હું આપનો સેવક છું. આપ અનંત ગુણના સ્વામી છો. તો શું મને એક દિવસ આપના જેવો અનંત ગુણનો સ્વામી નહિ બનાવો? મને શ્રધ્ધા છે કે આપ મને આપના જેવો બનાવશો. હે કરૂણાસિંધુ! આપ મારો હાથ પકડીને આ દોષોથી ભરેલી દુનિયામાંથી મને બહાર કાઢીને આપની પાસે લઈ જાઓ. હવે મને એક ક્ષણ પણ આપનાથી દૂર રહેવું ગમતું નથી. હું સદા આપની પાસે રહીને આપનું ધ્યાન ધરીશ. આપના ગુણોની સ્તુતિ કરીશ. ને આપની આજ્ઞાનું પાલન કરીશ. આપના પવિત્ર નામનો નિરંતર જાપ કરીશ. હવે કદાપિ દોષોની દોસ્તી નહિ કરું. નિરંતર દોષો તરફ દુગંછાભાવ રાખીશ. અને આપનામાં રહેલા અદ્ભૂત ગુણોને પ્રાપ્ત કરવા ખૂબ મહેનત કરીશ. ને આપના શાસનમાં પૂર્ણ વફાદાર રહીશ. ગમે તેવી લાલચ, લોભ કે ભયના પ્રસંગમાં પણ આપના શાસનને કદાપિ છોડીશ નહિ. આ તો મહાબલ અણુગાર અરિહંત પ્રભુના ગુણગ્રામ કરતાં આવી ભાવના ભાવે છે. તમે પણ સવારમાં દરરોજ પ્રાર્થના કરો છો ને? એ પ્રાર્થના કરતાં પ્રભુમાં લીન બની જાઓ ને અરિહંત-સિધ્ધ ભગવાનના ગુણોનું સ્મરણ કરી આવી ભાવના ભાવજો તો ક્યારેક એ પદમાં નંબર લાગી જશે,

બંધુઓ! આવી રીતે આપણે અરિહંત પ્રભુના ગુણગ્રામ કરીએ પણ જો તેમની આજ્ઞાનું પાલન ન કરીએ તો ગુણ પ્રાપ્તિ ન થાય. માટે ભગવાનની શું આજ્ઞા છે તેનો વિચાર કરો. ભગવાન કહે છે હે જીવ! આ સંસારમાં તારો નિવાસ શાશ્વત નથી. ભગવાન કહે છે કે–

**ठाणी विविह ठाणाणि, चइस्संति ण सन्वसो ।**
**अणियए अयं वासे, णायएहिं सुहीहिय ॥ સૂય. સૂ. અ. ૮ ગાથા ૧૨**

હે આત્મા! દેવલોકમાં રહેલા ઉંચી પદવીવાળા ઈન્દ્રો તથા સામાનિક દેવો, મનુષ્યમાં ઉંચી પદવી પામેલાં ચક્રવર્તિઓ, બળદેવો, વાસુદેવો, માંડલિક રાજાઓ તથા ભોગભૂમિમાં વસતા જુગલીયાઓ તથા સામાન્ય મનુષ્યો અને તિર્યંચો વિગેરેને એક દિવસ તો પોતપોતાના સ્થાનો છોડવા પડે છે. એટલે મૃત્યુ પામીને પરલોકમાં જવું પડે છે તેમાં સંદેહ નથી. દેવલોકના દિવ્ય સુખો તથા મનુષ્યલોકનાં સમસ્ત સુખો અશાશ્વત છે. અલ્પકાળ ટકવાવાળાં છે. એમ સમજીને તેના ઉપરથી મમત્વભાવ ઉતારો. અરે, આ શરીર પણ કેવું છે?

**अनित्याणि शरीराणि, वैभवो नहि शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्यु, कर्तव्यो धर्म संचयः ॥**

જે શરીર ઉપર ગાઢ રાગ છે, જેનું પોષણ કરવા માટે પાપ કરતાં પાછું વાળીને જોતાં નથી. તેવું શરીર અશાશ્વત છે. આ શરીરને પણ અહીં છોડીને જવાનું છે. એક ડગલું પણ તમારી સાથે આવનાર નથી. જીવ જ્યારે શાશ્વત સ્થાન-મોક્ષમાં જાય છે ત્યારે શરીર અહીં છોડે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬મા અધ્યયનમાં પ્રશ્ન કર્યો છે કે–

**कहिं पडिहया सिध्धा, कहि सिध्धा पइट्ठिया ।**
**कहिं बोन्दि चइत्ताणं, कत्थ गंतूण सिज्झइ ॥ ઉત્ત.સૂ. અ. ૩૬ ગાથા ૫૫**

સિધ્ધના જીવો ક્યાં જઈને અટકે છે? તે ક્યાં રહે છે? શરીરનો ત્યાગ ક્યાં કરે છે અને ક્યાં જઈને સિધ્ધ થાય છે? તેના જવાબમાં પ્રભુ ફરમાવે છે કે–

**अलोए पडिहया सिध्धा, लोयग्गेय पइट्ठिया ।**
**इहं बोन्दि चइत्ताणं, तत्थ गंतूण सिज्झइ ॥ ઉ. સૂ. અ. ૩૬ ગાથા ૫૬**

સિધ્ધ ભગવંત અલોકના છેડે અટકે છે ને લોકના અગ્રભાગ ઉપર રહે છે. અહીં મૃત્યુલોકમાં શરીરને છોડીને અગ્રલોકના ભાગ ઉપર જઈને સિધ્ધ થાય છે.

ટૂંકમાં કહેવાનો આશય સમજી ગયા ને? વહાલામાં વહાલું શરીર પણ

ને અહીં છોડીને જવાનું છે. શરીરને માટે પાપ કરીને મેળવેલું ધન-
-વિલાસ આ બધું પણ અશાશ્વત છે. પુત્ર-પત્ની, માતા-પિતા આદિ સ્વજનો
મિત્રો એ બધા સાથેનો સહવાસ પણ અનિત્ય છે. કારણ કે એ બધાની સાથે
ા કાળ સુધી વસીને ગાઢ સ્નેહ કર્યો હોય છે છતાં અંતિમ સમયે બધાનો
ાસ છોડીને અહીંથી વિદાય થવું પડે છે. ભોગોને લાંબા કાળ સુધી ભોગવવા
જીવને તૃપ્તિ થતી નથી. પણ યાદ રાખજો કે ઈચ્છાએ કે અનિચ્છાએ એક
સ છોડવા પડશે. તેના કરતાં સ્વેચ્છાએ છોડી દેશો તો મહાન લાભ થશે.
થી ધર્મનું સેવન કરો. ધર્મ કરશો તો આ લોકમાં ને પરલોકમાં સુખની પ્રાપ્તિ
ો. આપણી જિંદગી ટૂંકી છે. માટે આરાધનામાં જોડાવું જોઈએ.

આજનો માનવી વર્ષગાંઠનો દિવસ આવે છે ત્યારે મિષ્ટાન્ન બનાવીને ઉડાવે
ને આનંદ માણે છે. ત્યારે જ્ઞાની પુરૂષો કહે છે સંસારના મોહમાં પાગલ બનેલા
પામર જીવ! તારું આયુષ્ય ક્ષણે ક્ષણે કપાઈ રહ્યું છે. ને મૃત્યુ તારી નજીક
વતું જાય છે. માટે ચેતી જા અને જીવનમાં ધર્મનો સંચય કર. હું તમને પૂછું
કે તમે શેનો સંચય કરો છો? ધનનો કે ધર્મનો? બોલો....તમને તો ધન
મ પ્રિય છે એટલે રાત-દિવસ ધનનો સંગ્રહ કરો છો ને? પાગલ માણસ રસ્તે
લતો ચાલતો કાગળીયા, ચીંથરા, કાંકરા આ બધું ભેગું કરે છે. ડોકમાં હાંડલાના
ઠા પહેરે ને ડાહ્યા માણસોને જોઈને હરખાય, નાચે, કૂદે ને બોલે છે કે જુઓ!
કેટલું ભેગું કર્યું? તેમ મોહ રૂપી નશામાં મુગ્ધ બનેલા જીવો ધર્મને ભૂલીને
ન ભેગું કરવાના મોહમાં પડયા છે. તે સત્યાસત્યને પણ ભૂલી જાય છે. ને માનવ
ર્મને પણ વીસરી જાય છે. તે પણ એક પ્રકારનું મોહ રૂપી ગાંડપણ છે.

ક્ષણે ક્ષણે આયુષ્યનો દોર કપાઈ રહ્યો હોય, મૃત્યુ રૂપી રાક્ષસ સામે ધસી
ાવતો હોય ત્યાં આ પુદ્‌ગલના પથારામાં આનંદ કેમ આવે છે? જ્ઞાની કહે છે કે
ંસારનાં દરેક કાર્ય કરતાં તમે મૃત્યુને નજર સમક્ષ રાખશો તો પાપ કરતાં ડર
ાગશે. એક તત્ત્વચિંતકે તત્ત્વનું ખૂબ ચિંતન કરીને ચાર બોલની તારવણી કરીને
જગત સમક્ષ મૂકી. તેમાં પહેલો બોલ એ છે કે તમે એક વાત સમજો કે વહેલાં
કે મોડાં એક દિવસ મારે આ બધું છોડીને જવાનું છે. જ્યારે કે ત્યારે અહીંથી
જઈશ ત્યારે આ ધનના ઢગલામાંથી એક રાતી પાઈ મારી સાથે આવવાની નથી.
એક ભક્તે ગાયું છે કે-

ધન સાથે નહિ આવે, તન પાછળ રહી જાવે,
પાપને પુણ્ય જે આવશે સાથમાં...ધન સાથે નહિ આવે...
ધન કાજે હું જ્યાં ત્યાં દોડું, ધર્મક્રિયા કરવાનું છોડું,
હું એમાંથી પામું થોડું, બાકી સ્વજનો પચાવે...ધન સાથે નહિ આવે

આ ધન અને તન સાથે કાંઈ આવવાનું નથી. સાથે તો જીવનાં કરેલાં પુણ્ય પાપ અને શુભાશુભ કર્મો આવવાના છે. છતાં ધનને માટે ધર્મને ભૂલી જાય છે. ધનનો ગુલામ બને છે. મેળવેલું તમે કેટલું ભોગવવાના છો? છેવટે પાછળ રહેલાં ખાય છે, મિજબાનીઓ ઉડાવે છે ને પાપ તો કરનારને ભોગવવું પડશે. તેમાં કોઈ ભાગ નહિ પડાવે. માટે જ્ઞાની કહે છે જ્યાં સુધી તન સારું છે ત્યાં સુધી તપ-સંયમ આદિ સાધના કરી લો. શરીર મોક્ષમાં જવા માટેનું સાધન છે. જ્યાં સુધી આયુષ્ય રૂપી દીપક જલે છે ત્યાં સુધી આ શરીરનો સદુપયોગ કરી લો. સરકાર જાહેરાત કરે કે આજથી દરરોજ આઠ વાગે લાઈટ બંધ થઈ જશે તો મારા ભાઈઓને-બહેનો દિવસ છતાં બધું કામ સંકેલી લે. કારણ કે તમે જાણો છો કે અંધારામાં કામ બાકી રહી જશે. તેમ જ્ઞાની કહે છે તારા આયુષ્યની લાઈટ ક્યારે બંધ થઈ જશે તેની ખબર છે કે શાંતિથી બેઠા છો? બહારગામ જવાનું હોય ત્યારે છ વાગ્યાની ટ્રેઈન હોય તો પાંચ વાગે પહોંચી જાવ છો. ત્યાં કેટલી જાગૃતિ છે! પણ જીવન રૂપી ગાડી ક્યારે ઉપડશે તેની ખાત્રી છે? કોઈ બારણામાં ચિઠ્ઠી લટકાવી ગયું કે તમારા ઘેર ધાડ પડશે. તો કેટલા સાવચેત રહો. માલ-મિલ્કત બધું ઠેકાણે કરીને જાગૃત રહો છો પણ આત્મા ઉપર કાળરાજાની ધાડ ક્યારે ધમધમ કરતી આવશે તેની ખબર નથી. જીવનરૂપી લાઈટ ક્યારે ચાલી જશે તે ખબર નથી. માટે સમજીને ભવરૂપી વનમાંથી છૂટકારો મળે તે માટે ધર્મ કરી લો. જો શરીરને સાચવવામાં રહી ગયા તો પરભવમાં શી દશા થશે? તેનો ખૂબ વિચાર કરી મળેલા સાધન દ્વારા સત્કર્મ રૂપી સાધના કરી સાધનનો સદુપયોગ કરી લો.

હવે બીજો બોલ છે તું ભૂલી જા. શું ભૂલી જા? તેં કોઈનું ભલું કર્યું હોય તો તે ભૂલી જજે. તેને તું યાદ કરીશ નહિ. કોઈ માણસ ભીડમાં આવી ગયો હોય ત્યારે તમે તેને મદદ કરી હોય, એની જતી આબરૂ સાચવી હોય તો સમય આવે તું એમ ન કહીશ કે તારી કેવી સ્થિતિ હતી! એ તો હું હતો તો તારી આબરૂ રહી. મેં તને દુઃખમાં મદદ કરીને બચાવ્યો છે. તું મારાથી ઉજળો છે. આવું ન કહીશ. પણ એવા ભાવ રાખજે કે મેં શું કર્યું છે? દુઃખીને સહાય કરવી એ તો મારી ફરજ છે. મેં મારી માનવ તરીકેની ફરજ બજાવી છે. બાકી મેં કંઈ કર્યું નથી. તમે ત્રણ ચાર કલાક લાઈટ બાળો તો બીલ ભરાવું પડે છે. જ્યારે સૂર્ય વિના ચાર્જે સવારથી સાંજ સુધી કેટલો પ્રકાશ આપે છે! વૃક્ષ તડકો વેઠીને થાકેલા મુસાફરને શીતળ છાયા આપે છે. આંબો પથ્થરનો માર ખાઈને મીઠા ફળ આપે છે. બે કાંઠે વહેતી નદી તૃષાતુર માનવીને શીતળપાણી આપે છે મેઘ દરિયામાંથી ખારું પાણી લઈને મીઠું પાણી આપે છે. આ બધા નિઃસ્વાર્થભાવે કોઈ જાતના ચાર્જ વિના આટલું આપે છે તો હું માનવ છું. માનવ માનવને મદદ કરે

તેમાં ઉપકાર શેનો ? બંધુઓ! ખેડૂત ખેતરમાં પાંચશેર અનાજ વાવે છે તો તેના એકેક કણે હજારો કણ મળે છે. વાવ્યા કરતાં હજાર ગણું તે ફળ મેળવે છે. તમે જો કીર્તિ અને વાહવાહનો મોહ છોડી દાન કરશો તો તેનું અનેકગણું ફળ મળશે.

ત્રીજો બોલ છે જીવનનો ખ્યાલ રાખોને વિચારો કે હું ગમે તેટલું પાપ ખૂણામાં બેસીને કરીશ કે પાતાળમાં બેસીને કરીશ તો ભલે બીજા કોઈ મને ન જોઈ જાય પણ સર્વજ્ઞ ભગવાન તો એમના જ્ઞાનમાં બધું જાણે છે ને દેખે છે. જઘન્ય બે ક્રોડ કેવળી અને ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી, જઘન્ય ૨૦ તીર્થંકર, ઉત્કૃષ્ટા ૧૭૦ તીર્થંકર ભગવંતો અને અનંતા સિધ્ધ ભગવંતો મારું પાપ જોઈ રહ્યા છે. અને કરેલા કર્મનું ફળ મારે ભોગવવું પડશે તેનો ખ્યાલ રાખીને પાપ કરતાં પાછા ફરો.

ચોથો બોલ છે તારા ઉપર કોઈ અપકાર કરે તો તું તેનો બદલો ઉપકારથી વાળજે. આ ચોથા બોલ ઉપર એક દૃષ્ટાંત યાદ આવે છે. રક્ષાબંધન તો આવતી કાલે છે પણ તમે આજે સાચા વીરા બની બહેનને સંભાળજો. જુના વેરને ભૂલી જજો.

એક બહેન કર્મના ઉદયથી ખૂબ ગરીબ છે. ઝુંપડપટ્ટી જેવા ઘરમાં વસી છે. વરસાદ ખૂબ પડયો એટલે ઘરની આજુબાજુ પાણી ભરાઈ ગયા છે. તેની બાજુમાં એક શ્રીમંતનો બંગલો છે, રમઝમ કરતો રક્ષાબંધનનો દિન આવ્યો. શ્રીમંતે એની બહેનને જમવા તેડી છે બહેન એના નાના નાનાં બાલુડાને લઈને ભાઈને ઘેર આવી. ભાઈને ઘેર તો મીઠાઈનાં બોકસ ને બોકસ આવ્યા છે. બીજાં સગાં સ્નેહીઓ પણ તે દિવસે જમવા આવવાના છે. એટલે ૧૦૦ માણસો જમનારા છે. શેઠાણીએ મીઠાઈ થાળમાં કાઢી લઈને ખાલી બોખા ફેંકી દીધા. ઝુંપડીમાં વસતી ગરીબ બહેનના બાલુડા કહે છે–બા! આ બાજુવાળા કાકાને ઘેર અમારા જેવા છોકરાં જમવા આવ્યા છે તે એમ કહે છે કે આજે રક્ષાબંધનનો દિન છે. એટલે અમે અમારા મામાને ઘેર જમવા આવ્યા છીએ. તો હેં બા! આપણે મામાને ઘેર જમવા નહિ જવાનું ? અમારે મામા નથી ? એની માતા કહે છે બેટા! મામા છે. ત્યારે બાલુડા કહે છે બા! ચાલો ને આપણે પણ મામાને ઘેર જઈએ. તું અમને મામાને ઘેર કેમ કોઈ દિવસ લઈ જતી નથી ?

**"બાલુડાના મીઠા બોલે માતાનું હૃદય ભરાઈ ગયું"**: નિર્દોષ બાળકોની વાત સાંભળી માતાની આંખમાં આંસુ આવી ગયા. વાત એમ છે કે આ બહેનનો ભાઈ ઘણો શ્રીમંત છે. પણ ઘરમાં એવી કુભાર્યા સ્ત્રી આવી છે કે તેણે એના પતિને એવો ભરમાવી દીધો કે આ તમારી બહેન ખરાબ પગલાંની છે. જુઓ, પરણીને સાસરે ગઈ તો પૈસો ચાલ્યો ગયો. હવે આપણાં ઘરમાં એના પગલાં થશે તો આપણે પણ ગરીબ બની જઈશું. ભાઈને બહેન પ્રત્યે પ્રેમ ઘણો હતો પણ શ્રીમતીજીનો

ચઢાવ્યો ચઢી ગયો ને પોતાની બહેનને તજી દીધી. સાત–સાત વર્ષોના વહાણાં વાઈ ગયા પણ ભાઈએ કદી બહેનને તેડાવી નથી. આજે તો એવો જમાનો છે કે–

**"સાળી આવે તો લાડ કરે ને બહેની રડતી જાય."**

જો ભાઈની સાળી આવી હોય તો ગમે તેમ કરીને ભાઈ રજા લે અને આખું મુંબઈ ફરીને બતાવે. નિત્ય નવા પોગ્રામ ગોઠવાય અને બહેન આવે ત્યારે ભાઈ કહેશે કે મને ટાઈમ નથી. સાળી સાડલો પહેરીને જાય ને બહેનડી આંસુ સારતી જાય. આવી દશા છે. આ રીતે માતાને ઘણું મનમાં થાય કે મારી દીકરીને ચાર દિવસ તેડાવું. પણ પોતાનો પતિ ચાલ્યો જતાં બધું તંત્ર દીકરા અને વહુના હાથમાં હતું. કર્મયોગે પતિ ગુજરી ગયા પછી તેનું ઘરમાં ચાલતું નથી. એટલે માતા દીકરીને કેવી રીતે તેડાવે?

અહીં તો બાળકો હઠે ચઢયા. બા! અમારે મામાને ઘેર જવું છે. માતા કહે છે બેટા! થોડા દિવસ પછી આપણે મામાને ઘેર જઈશું. પણ આ તો બાળક કહેવાય તે કજીયો કરવા લાગ્યા. ત્યારે ઘરમાં સાસુ હતા તે બોલ્યા, છોકરાઓ! તમારા મામાએ તમને ક્યારે જમવા બોલાવ્યા છે? તેણે સગાઈ રાખી છે જ ક્યાં? ઘણો સુખી હોવા છતાં ક્યારે ખબર લીધી છે? તારો મામો તો નાલાયક છે. સાસુના શબ્દ સાંભળી વહુ કહે છે બા! મને જે કહેવું હોય તે કહેજો. હું સાંભળી લઈશ પણ મારા ભાઈને કવેણ કહેશો નહિ, સાસુ કહે છે અરે વહુ! તારો ભાઈ તારા સામું જોતો નથી છતાં હજુ તને ભાઈનો મોહ છે? ખાડમાં પડયો તારો ભાઈ. ત્યારે વહુએ કહ્યું–બા! મારા ભાઈને આવા વેણ કવેણ શા માટે કહો છો? મારો ભાઈ એટલે ભાઈ છે. એ તો ઘણો સારો છે પણ મારા કર્મો એવા છે એટલે મારો ભાઈ મને તેડાવી શકતો નથી.

બંધુઓ! જુઓ, ભાઈ બહેનને બોલાવતો નથી છતાં બહેનને ભાઈ કેટલો વહાલો છે! ભાઈનું નમતું સ્હેજ પણ સાંભળવા તૈયાર નથી. સાસુજીના મહેણાં એના અંતરમાં આરપાર ઉતરી ગયા. એટલે બહેન કાગળ પેન લઈને ભાઈને પત્ર લખવા બેઠી. ઓ મારા વ્હાલસોયા વીરા! આટલાં શબ્દો લખતાં બહેનની આંખમાં આંસુ ઉભરાઈ ગયા શાહીના અક્ષર પડયાને બહેનના આંસુના ટીપા પડયા. રડતે હૈયે બહેને લખ્યું–વીરા! હું તારી પાસે કપડા કે દાગીના નહિ માંગું, મીઠાઈ નહિ માંગું. કે પાંચ રૂપિયા પણ નહિ માગું તારે ઘેર રોટલો ને દાળ ખવડાવજે. પણ તારા ભાણેજીયાં કજીયાં કરે છે કે અમારે મામાને ઘેર જવું છે ને બીજી બાજુ સાસુ મહેણાં મારે છે. તો આ સાસુજીના મહેણા ભાંગવા મને એક વખત તારે ત્યાં તેડાવ. હું એક દિવસ તારે ત્યાં રહીશ પણ તું મને જલ્દી તેડાવજે. જરૂર પત્ર

લખજે. આ બધું લખીને બહેને પત્ર રવાના કર્યો. પત્ર ભાઈને ત્યાં પહોંચ્યો પણ કુદરતને કરવું કે ભાઈ ઘેર હાજર ન હતો. પત્ર ભાભી સાહેબના હાથમાં ગયો. નણંદના અક્ષર ઓળખી ગઈ. એટલે કવર ફોડીને પત્ર વાંચ્યો. ને ફાડીને ગટરમાં ફેંકી દીધો. એના ભાઈના હાથમાં કાગળ જાય તો વાંધો આવે ને?

ભાઈને તો બહેનનો પત્ર આવ્યો તે બાબતમાં કાંઈ ખબર નથી. બહેનને શ્રધ્ધા હતી કે મારા ભાઈએ ભલે મને સાત સાત વર્ષથી તેડાવી નથી પણ મારો પત્ર વાંચીને એનું હૈયું પીગળી જશે ને મને જરૂર તેડાવશે. બહેન ભાઈના પ્રત્યુત્તરની રાહ જુવે છે. ત્રણ ચાર કરતાં આઠ દિવસ ગયા પણ ભાઈનો પત્ર આવ્યો નહિ. ત્યારે સાસુએ કહ્યું કે ભાઈ....ભાઈ કરે છે. પણ જો, તારા ભાઈનો કાગળ આવ્યો? એ તો તને ક્યાંય ભૂલી ગયો છે. માટે ભાઈને ભૂલી જા. સાસુના મહેણાંથી વહુનું કાળજું ચીરાઈ જાય છે. પણ શું કરે? બંધુઓ! બહેનને ભાઈ ન બોલાવે તો સાસરીયામાં કેટલું સહન કરવું પડે છે તેનો વિચાર કરજો. અને જે ભાઈ બહેનને ભૂલી ગયો હોય તે આવતી કાલે રક્ષાબંધનના દિવસે બહેનને યાદ કરે. રક્ષાબંધનના દિવસે ભાઈ વિનાની બહેન રડે છે. દિવાળીમાં લોકો સારા કપડાં, દાગીના પહેરી હરવા ફરવા નીકળે, મેવા મીઠાઈ ઉડાવે ત્યારે ગરીબને ગોળની કાંકરીના સાંસા હોય છે. એટલે ગરીબ રડે છે. ત્યારે પર્યુષણ પર્વમાં ગરીબ, શ્રીમંત, મધ્યમ સહુને આનંદ આનંદ હોય છે.

આ બહેને ભાઈને ત્રણ ત્રણ પત્રો લખ્યા. તે બધા ભાભીના હાથમાં ગયા. ને તેણે ફાડીને ફગાવી દીધા. પણ એના ભાઈને ગંધ પણ આવવા દીધી નહિ. રક્ષાબંધનનો દિવસ પણ ચાલ્યો ગયો ને બહેનની આંખમાં આંસુ સૂકાતા નથી. એક દિવસ એના ગામનો કોઈ માણસ આવ્યો. તેની સાથે બહેને ચિઠ્ઠી લખીને મોકલાવી અને કહ્યું કે મારા ભાઈને હાથોહાથ કાગળ આપજો. તેમાં બહેને લખ્યું હતું કે વીરા! ત્રણ ત્રણ પત્રો લખ્યા પણ તારો જવાબ નથી. ભાઈ! મારે તારી કોઈ ચીજ લેવી નથી. પણ મારી સાસુ મને બહુ મહેણાં મારે છે તે મારાથી સહન થતા નથી. માટે મારી સાસુના મહેણાં ભાંગવા તું મને એક વખત તારે ઘેર તેડાવજે. પેલા ભાઈએ બહેનના ભાઈની દુકાને જઈને પત્ર આપ્યો. પત્રમાં બહેનના આંસુ પડેલાં છે. પત્ર વાંચતા ભાઈનું હૈયું ભરાઈ ગયું ને હૃદય પીગળી ગયું. તે સમજી ગયો કે બહેનનાં ત્રણ ત્રણ પત્રો એના ભાભીના હાથમાં ગયા હશે. એણે મને ખબર પડવા દીધી નહિ. ગમે તેમ તો ય એક લોહીની સગાઈ છે. ભાઈ ખૂબ રડી પડયો. મેં પાપીએ સાત સાત વર્ષથી બહેનની ખબર ન લીધી ત્યારે એને સાસુનાં મહેણાં સાંભળવા પડયા ને? બસ, હવે તો ગમે તેમ કરીને મારી બહેનને તેડી લાવું.

હવે ઘેર જવું નથી. અહીંથી સીધો બહેનને ઘેર ઉપડી જાઉં. ઘેર જાઉં તો પંચાત થાય ને? ભાઈએ બહેન અને ભાણેજો માટે બબ્બે જોડી કપડાં અને મીઠાઈના ત્રણ ચાર બોકસ લીધા. લઈને જ્યાં ઝુંપડીમાં બહેન વસતી હતી ત્યાં આવ્યો.

બહેનના બે બાલુડાં ઝુંપડીના આંગણામાં રમતા હતાં. એમણે મામાને કદી જોયાં ન હતાં. પણ હાથમાં મીઠાઈના બોકસ જોઈને અંદર જઈને કહે છે બા.... બા! મામા આવ્યા છે. ને સાથે આટલી બધી મીઠાઈ લાવ્યા છે. બહેન દોડતી બહાર આવી ને જોયું તો પોતાનો ભાઈ હતો. દોડીને ભાઈને ભેટી પડી, ભાઈએ બહેન અને ભાણેજને કપડાં અને મીઠાઇ આપ્યા. બાળકો તો રાજી રાજી થઇ ગયા ને બોલ્યા. મામા! તમે અમારા માટે રોજ મીઠાઈ લઇને આવજો હોં. ભાઈ ભાણેજની કાલીઘેલી ભાષા સાંભળી ખુશ થયો. બંને ભાણેજને પ્રેમથી ખોળામાં બેસાડી દીધા. ભાઈ કહે છે બહેન! આ તારા પાપી ભાઈને માફ કર. ખરેખર! મેં તને સાત વર્ષથી તેડાવી નથી. આજે તારો પત્ર વાંચીને મારું હૃદય ચીરાઈ ગયું. આમ કરતાં ભાઈ ખૂબ રડી પડયો. બહેન કહે છે વીરા! તારો કોઈપણ દોષ નથી, મારા કર્મોનો દોષ છે. પ્રેમથી ભાઈ-બહેન ભેટી પડયા, ભાઈ બહેનને લઈને પોતાને ઘેર આવ્યો, જ્યાં નણંદને જોયા ત્યાં ભાભીનો પિત્તો ગયો ને કઠોર વચન બોલવા લાગી. તે સમયે બહેનનો ભાઈ કહે છે. હવે બંધ થા. તારા પાપે મેં મારી બહેનને સાત સાત વર્ષથી ત્યજી દીધી હતી. મારી બહેનના ત્રણ ત્રણ પત્રો આવ્યા તે તેં મને બતાવ્યા નહિ પણ વિચાર કર. તને તારી બહેન અને ભાઈ કેટલા વહાલા છે! તો મને પણ મારી બહેન તો વહાલી હોય ને! ભાઈએ ખૂબ કહ્યું પણ ભાભી બોલતી બંધ થતી નથી. ભાભીના એકેક શબ્દ બહેનના હૃદયને બાળી નાંખે તેવા નીકળે છે.

બેન મનમાં વિચાર કરવા લાગી કે ભલે ભાઈનું ઘર છે, ભાઈનો પ્રેમ ઘણો છે પણ ભાભીને હું ગમતી નથી તો રહીને શું કરવાનું? **"આવ નહિ આદર નહિ તે ઘેર કબહુ ન જાઇએ"** ભાભીનો આદર કે પ્રેમ નથી. ભાઇ આખો દિવસ થોડો મારી પાસે રહેવાનો છે? રોટલો તો ભાભીના હાથમાં છે ને? ખાવા પણ દેતી નથી. તો અહીં રહીને શું કામ છે? ત્યાં ભાભી કહે છે વાઘરણ! તું મારા ઘરમાં કયાં આવી? ચાલી જા અહીંથી. આ શબ્દોથી બહેન ભૂખીને તરસી ઉભી થઈ ગઈ ને પોતાના બાળકોને લઈને ચાલતી થઈ ગઈ. ભાઈ પણ રડતો રહી ગયો.

બહેન વિચાર કરે છે કે આજે દુનિયામાં કોના માન છે? જ્યાં જુઓ ત્યાં પૈસાના જ માન છે ને? **"દામે આદર દીજીયે, દામે દીજે માન."** આજે હું પૈસાવાળી હોત તો એમ કહેત કે નણંદબા આવ્યા, નણંદબા આવ્યા. ને મને

ખમ્મા ખમ્મા કરત. મારા કર્મોદયે હું ગરીબ છું એટલે ભાભીએ મારી ખબર પણ ન પૂછી. પૈસો બધું કરાવે છે. પૈસાની જગમાં જયજય છે.

**પૈસાની જગમાં જય જય... ધનપતિની જગમાં જય જય,**
**અરે વાહ રે વાહ પૈસાની જગમાં જય-જય-જય-જય-જય.**

બહેનના દિલમાં દુઃખ થયું. તે પોતાના બાલુડાને લઈને ઘેર આવી. નાના ફુલ જેવા બાલુડા પણ સમજી ગયાં ને કહેવા લાગ્યા. બા ! હવે આપણે મામાને ઘેર નથી જવું. આ બહેન ઘેર આવી ત્યાં સાસુએ મહેણું માર્યું કેમ ? ચાર દિવસ પણ ભાઈએ ન રાખી ? બહેન શું બોલે ? સાસુના મહેણાં સાકરની જેમ મીઠાશથી ગળી જાય છે. પ્રભુને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ ! મને સહન કરવાની શક્તિ આપજે. ગમે તેવા સંયોગોમાં પણ મારા મુખમાંથી ભાભી જેવા કવેણ ન બોલાય. આ રીતે બહેન રહે છે.

દેવાનુપ્રિયો ! દરેકનો સમય સરખો જતો નથી. આ દુનિયા ઉપર આજનો **કરોડપતિ કાલે રોડપતિ બની જાય છે ને આજનો રોડપતિ કાલે કરોડપતિ બની જાય છે. આજનો ચમરબંધી કાલે ચીંથરેહાલ બની જાય છે ને આજનો ચીંથરેહાલ કાલે ચમરબંધી બની જાય છે.** આમ સમજી કોઈએ લક્ષ્મીનો ગર્વ કરવો નહિ. આ બહેન ખૂબ પવિત્ર સતી હતી, દુઃખી હોવા છતા મનથી પણ કોઈનું ખરાબ ચિંતવતી નથી. એક દિવસ એવો આવી ગયો કે બહેનના પુણ્યનો સિતારો ઝગમગ્યો. એના પતિને નોકરીમાંથી શેઠે ભાગીદાર બનાવ્યો. ને ખૂબ કમાયો. એટલે ઝૂંપડીની જગ્યાએ મોટો બંગલો બની ગયો. ઘેર મોટર આવી. સૌ આનંદથી રહેવા લાગ્યા. પૈસો વધ્યો. સુખના સાધનો મળ્યા. પણ બહેનને જરા અભિમાન નથી. આ તરફ બહેનનાં પુણ્યનો સિતારો ઝગમગ્યો. ત્યારે ભાઈને ઘેર પુણ્યરૂપી સૂર્યનો અસ્ત થયો, એના એવા પાપનો ઉદય થયો કે ધંધામાં ખોટ જતાં ઘરબાર બધું વેચાઈ ગયું ને બંગલાને બદલે ઝુંપડામાં રહેવાનો વખત આવ્યો, જે દિવસો બહેનના હતાં તે ભાઈના આવી ગયા. ભાઈ-ભાભી અને બાળકોને હવે રોટલાના સાંસા પડવા લાગ્યા.

**બહેનની ઉદાર ભાવના :** ભાભીને ખબર પડી કે મારી નણંદ પૈસાવાળી બની ગઈ છે. એટલે એના પતિને કહે છે તમે તમારી બહેનને ત્યાં જાઓ. તો આપણે રોટલા ભેગા થઈએ. તેં બહેનના ઘેર જવા જેવું રાખ્યું છે જ ક્યાં ? કાલે સવારે મારી બહેનને વાઘરણ અને ખરાબ પગલાંની કહીને ભૂખી ને તરસી કાઢી મૂકી છે. એ દુઃખી હતી ને તું સુખી હતી. તેં એનો ભાવ પણ નથી પૂછયો. હવે શું મોઢું લઈને બહેનને ઘેર જાઉં ! ભલે ભૂખ્યો મરી જઇશ પણ હું બહેનને ઘેર નહિ જાઉં.

આ તરફ બહેનને ખબર પડી કે મારો ભાઇ ગરીબ થઈ ગયો છે. ને બધા ભૂખ્યા મરે છે. તરત બહેન તૈયાર થઈ ગઈ. બરાબર તે દિવસે રક્ષાબંધનનો દિન હતો. શ્રીમંત બહેન ગરીબ ભાઈને રક્ષાબંધન બાંધવા ચાલી, ભાઈ-ભાભી અને ભત્રીજા માટે સારા સારા કપડાં ને દાગીના લીધા. ખાવા માટે મીઠાઈના ડબ્બા ભરીને લીધા ને ગાડીમાં બેસી ભાઈની ઝુંપડીએ આવી. બહેનને ગાડીમાંથી ઉતરતી જોઈને છોકરાઓ ઝુંપડીમાં દોડી ગયા ને એના માતા-પિતાને કહેવા લાગ્યા કે બા! ફઈબા આવ્યા-ફઈબા આવ્યા, ને તે બધું લઈને આવ્યા છે. એક દિવસ ભાઈ બહેન પાસે ગયો ત્યારે બહેનના બાલુડા મામા આવ્યા....મામા આવ્યા કરતાં હતાં. ભાઈ દોડીને બહાર આવ્યો. બહેન! તું આવી! પણ ભાભી તો ખૂણામાં બેસીને રડવા લાગી. અભિમાનથી પોતાના બોલેલાં શબ્દો યાદ આવ્યા.

**નણંદને જોતાં ભાભીને થયેલો પશ્ચાતાપ:** નણંદ કહે છે ભાભી! રડશો નહિ. મારા સામું જુઓ, હવે તમારા દુઃખના દિવસો ગયા. હું તમને આ ઝુંપડીમાં રહેવા નહિ દઉં. મારે ઘેર લઈ જઈશ ને મારા ભાઈને અમારી મીલનો મેનેજર બનાવીશ. તમે ચિંતા ન કરો. નણંદના અમૃત જેવા મીઠા શબ્દો સાંભળી ભાભીનું મન શાંત થયું ને પોતે નણંદને કહેલાં કટુ શબ્દોને યાદ કરી નણંદના ચરણમાં પડીને માફી માંગી ને કહ્યું-બહેન! તમે તો રત્ન જેવા છો. મારા હજાર ગુનાને તમે ભૂલી અમારા સામું જોયું. અપકાર ઉપર ઉપકાર કર્યો. તમારા જેવા નણંદ મળવા મુશ્કેલ છે. નણંદ કહે છે ભાભી! આપનો કોઈ દોષ નથી. દોષ તો માત્ર મારા કર્મોનો છે. મારા કર્મે આપને એવી મતિ સૂઝાડી. પણ હવે એક વાત લક્ષમાં રાખજો. લક્ષ્મી મળવી એ તો પુણ્યનાં ખેલ છે. સુખ મળે હરખાવું નહિ ને દુઃખમાં દીન બનવું નહિ. જ્યારે સુખી હોઈએ ત્યારે દુઃખીને મદદ કરવી પણ સુખની મગરૂરીમાં કોઈને તરછોડવા નહિ.

નણંદના શબ્દોથી ભાભીના જીવનમાં પરિવર્તન થયું. નણંદને ભાભી ભેટી પડયા. બહેને ભાઈને પોતાની મીલમાં રાખી લીધો, ને હતાં તેવા દિવસો આવી ગયા. બંધુઓ! તમે બધા જે કોઈ આ રીતે બહેનને ભૂલી ગયા હોય તો યાદ કરજો. અને જેને બહેન ન હોય તો તે જે ગરીબ વિધવા નિરાધાર બહેનો હોય તેના આંસુ લૂછજો ને તમારું જીવન સફળ બનાવજો. વધુ ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં-૩૬

**શ્રાવણ સુદ ૧૫ ને સોમવાર "રક્ષાબંધન" તા. ૯-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

જગતના ત્રિવિધના તાપને હરનાર, ડૂબતાને તારણહાર, એવા શ્રીજિનેશ્વર ભગવંત મોક્ષનો માર્ગ બતાવતાં ફરમાવે છે કે હે ભવ્ય જીવો ! અનંતકાળથી જડના સંગે ચઢીને પરભાવમાં પડી સંસાર ચક્રમાં પરિભ્રમણ કરો છો. એ પરિભ્રમણનો અંત લાવવો હોય તો મન-વચન અને કાયાના યોગને ધર્મમાં પ્રવર્તાવો, કારણ કે મન-વચન અને કાયા એ ત્રણ યોગો કર્મબંધન કરવાનું કારખાનું છે. એ ત્રણ યોગો એકએકથી ચઢીયાતા છે. કારણ કે એકલી કાયાથી અલ્પ કર્મ બંધાય છે. એકેન્દ્રિયના જીવોને એકલી કાયા છે. એકેન્દ્રિયના જીવો વધારેમાં વધારે જો કર્મ બાંધે તો એક સાગરની સ્થિતિનું બાંધે છે. બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચૌરેન્દ્રિય, અને અસંજ્ઞી પચેન્દ્રિયને કાયા અને વચન બે યોગ છે. તે જીવો જો કર્મ બાંધે તો વધુમાં વધુ એક હજાર સાગરોપમની સ્થિતિનું બાંધે છે અને જેમને મનયોગ છે તેવા સંજ્ઞી પચેન્દ્રિય જીવો જો વધારેમાં વધારે તીવ્ર રસે કર્મ બાંધે તો તે ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિનું કર્મ બાંધે છે.

અન્ય દર્શનમાં પણ કહ્યું છે કે "मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः।" દુષ્ટ મન જીવને કર્મબંધ કરાવે છે. શુભમન કર્મબંધનથી મુક્ત કરાવવામાં સહાયક છે. પણ મોક્ષે જવામાં કારણભૂત તો જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ છે. મન-વચન અને કાયા એ ત્રણ યોગો સંજ્ઞી મનુષ્ય અને સંજ્ઞી તિર્યંચને હોય છે. આ મનુષ્ય ભવ જન્મજરા અને મરણની સાંકળ તોડાવીને મોક્ષના ઉંચા સ્ટેજ ઉપર આત્માને લઈ જવા માટે મળ્યો છે. જો આત્મા સવળો પુરૂષાર્થ ઉપાડે તો મોક્ષનાં અનંત સુખો પામી શકે છે. જ્ઞાની કહે છે હે આત્મા ! હવે તારે નરકગતિનાં દુઃખ વેઠવા ન જવું હોય તો સિધ્ધાંતના સહારે ચાલ. આ કાળમાં સિધ્ધિના સોપાને ચઢવા માટેની જો કોઇ સીડી હોય તો વીતરાગ પ્રભુની વાણી છે. એ વાણીનો સહારો લઈને સદ્ગુરૂઓ તમને મુક્તિનો રાહ બતાવે છે. એ વાણીના પ્રરૂપનાર ભગવાન કેવા હતા ? "તિન્નાણં તારયાણં" પોતે સંસાર સમુદ્રને તર્યા અને ભવ્ય જીવોને તરવા માટે માર્ગ બતાવતાં ગયા છે. એ પ્રભુનો આપણા ઉપર કેવો મહાન ઉપકાર છે ! એમની વાણી પ્રત્યે આપણને કેવું બહુમાન હોવું જોઇએ ! બોલો, તમે કોનું બહુમાન કરશો ? વીતરાગ પ્રભુની વાણીનું કે પછી લક્ષ્મીદેવીનું ? જીવ લક્ષ્મીનું અને લક્ષ્મીવાનનું બહુમાન કરે છે તેટલું વીતરાગવાણીનું અને વીતરાગીસંતોનું

બહુમાન કરતો નથી. જો વીતરાગવાણીનું બહુમાન જીવે કર્યું હોત તો આજ સુધી સંસારમાં રખડતો ન હોત. નાનો બાળક રખડવા જાય ત્યારે એની માતા બૂમો પાડીને બોલાવે પણ રમત મૂકીને આવતો નથી. રમતાં થાકે એટલે આપમેળે ઘેર આવે છે. તેમ આ ધર્મસ્થાનકમાં આવવા માટે સંતો તમને સમજાવે છે કે હે જીવ! અનંતકાળથી તું સંસારમાં રખડે છે. તેં એક માથાનો વાળ મૂકે તેટલી જગ્યા સ્પર્શ્યા વિના ખાલી રાખી નથી.

"न सा जाई न सा जोणी, न तं कुलं न तं ठाणं ।
न जाया न मुया जत्थ, सव्वे जीवा अणंतसो ॥"

પાંચ જાતિમાંથી એકપણ જાતિ, ચોરાશી લાખ જીવાયોની માંહેલી એકપણ યોનિ, એક પણ કુળ કે એક પણ સ્થાન એવું નથી. કે જ્યાં આપણો આત્મા ગયો ન હોય! આટલું રખડયો પણ હજુ એને થાક લાગ્યો નથી તેને હજુ ધર્મ રૂચ્યો નથી. વીતરાગ વાણી સાંભળવાનું મન થતું નથી વીતરાગવાણી એવી અમૃતમય છે કે જે આત્મા તેનો સહારો લે તે અમર બની જાય.

મહાબલ અણુગાર વીશ સ્થાનકની આરાધના કરે છે. તેમાં

**અરિહંત સિધ્ધ પવયણ, ગુરૂ થેર બહુસ્સુએ તવસ્સીસું ।**
**વચ્છલ્લયાઈ તેસિં, અભિકખણું નાણોવઓગે ય ॥૧॥**

અરિહંત ભગવંત, સિધ્ધ ભગવંત, પ્રવચન, ગુરૂ, સ્થવિર, બહુશ્રુત અને તપસ્વીઓ પ્રત્યે વાત્સલ્ય ભાવ રાખવો. તેમની ભકિત કરવી અને તેમના ગુણોનું કીર્તન કરવું, આજે આ સાતની વાત કરીએ.

અરિહંત અને સિધ્ધ પ્રભુની વાત આપણે બે દિવસથી ચાલે છે. અરિહંત પ્રભુનો આપણા ઉપર મહાન ઉપકાર છે. એમણે આપણને સિધ્ધ થવાનો માર્ગ બતાવ્યો છે. તેવા અરિહંત પ્રભુની વાણીની શ્રધ્ધા કરવી ને તે પ્રવચનનું બહુમાન કરવું. એમાં આપણને જે કંઈ સમજાય તે બીજા જીવોને સમજાવી ધર્મના પંથે વાળવા. વીતરાગ વાણીનું બહુમાન કરવું. આ રીતે પ્રવચનની પ્રભાવના કરવી અને પ્રવચનની પ્રભાવના કરવામાં સહાય કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે.

ચોથો બોલ ગુરૂનો છે. સદ્‌ગુરૂદેવો પણ આપણા અનંતા ઉપકારી છે. જેઓ સંસારમાં રખડતા જીવોને આત્માનું ભાન કરાવી કલ્યાણના માર્ગે ચઢાવે છે.

સદ્‌ગુરૂઓ ભવસાગર તરવા માટેનું જહાજ છે. જેને ભવસાગર તરવાની ઈચ્છા થાય છે તે મનુષ્યો જહાજમાં આવીને બેસી જાય છે, એ સદ્‌ગુરૂઓ કેટલા નિઃસ્વાર્થી

છે કે આવી લાંબી મુસાફરી મફત કરાવે છે. એક પાઈનો પણ તમારી પાસે ચાર્જ માંગતા નથી. એવા ગુરૂઓ આપણને તારે છે. તમારે ભવસાગર તરવો છે ને ? તો સંત રૂપી જહાજમાં આવીને બેસી જાઓ. આ જહાજમાં કોઈ બેસે કે ન બેસે પણ એ તો તરવાનું છે. વીતરાગપ્રભુની આજ્ઞામાં વર્તનારા પંચમહાવ્રતધારી સંતો "તિન્નાણું તારયાણું" પોતે સંસાર સમુદ્ર તરે છે ને બીજાને તારે છે. વીતરાગી સંતો પાસે તમે બે ઘડી જઈને બેસશો તો પણ તમારી પાસે વૈરાગ્યની વાતો કરશે. પણ સંસાર સબંધી વાત નહિ કરે. સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા કે રાજકથા સાધુ કરે નહિ. પણ ધર્મકથા કરે. ધર્મકથા કરવાથી કર્મોની નિર્જરા થાય છે. અને પ્રવચનની પ્રભાવના થાય છે. પ્રવચનની પ્રભાવના કરવાથી જીવ ભવિષ્યમાં શુભ કર્મોનો બંધ કરે છે. આવી ધર્મકથાના સંભળાવનાર, પ્રવચનની પ્રભાવના કરનાર અને સંસારના કાદવમાંથી બહાર કાઢનાર ગુરૂનો આપણા ઉપર મહાન ઉપકાર છે. વિનયવાન શિષ્યો તો કોઈ પણ કાર્ય કરે તેમાં પોતાના ગુરૂનો ઉપકાર માને છે. જે કંઇ થાય તે બધો મારા ગુરૂનો ઉપકાર છે. ને તેમની કૃપાનો પ્રતાપ છે. વિનયવાન શિષ્યના હૃદયના ઉદ્ગાર કેવા નીકળે ?

**તમે મારા અનંતા ઉપકારી (૨) ગંદાવનમાં મારે માટે પાવન કેડી તમે પાડી**
**ગુરૂજી....ગુરૂજી....તમે મારા–**
**આ દુનિયા તો અંધારું એક વન, કિરણના ક્યાંયે થાયે ના દર્શન,**
**ફાંફા મારું જયાં ત્યાં અથડાઉં, અંધા જેવું કરું હું વર્તન,**
**અનુકંપા જાગી તમને સાચી દિશા મને સૂઝાડી....ગુરૂજી....ગુરૂજી....તમે મારા**

હે ગુરૂદેવ ! આ સંસાર રૂપી ગંદાવનમાંથી તમે મને કલ્યાણની પાવન કેડી પર લાવ્યા. અજ્ઞાનરૂપી અમાવાસ્યાના ઘોર અંધકારને મારા જીવનમાંથી દૂર કરીને આપે જ્ઞાનરૂપી સર્ચલાઈટનો પ્રકાશ પાથર્યો. એવા હે ગુરૂદેવ ! આપ મારા અનંતા ઉપકારી છો. આપનો ઉપકાર તો સ્હેજ પણ ભૂલીશ નહિ. આ રીતે હૃદયના શુધ્ધ ભાવપૂર્વક ગુરૂના તેમજ સ્થવિર સાધુઓના ગુણગ્રામ કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે. જે તપસ્વીઓ ઇન્દ્રિઓનું દમન કરીને તપ કરે છે તેમના પણ ગુણગ્રામ કરવા. તપ બાર પ્રકારનો છે. છપ્રકારનો બાહ્યતપ અને છપ્રકારનો આભ્યંતર તપ. આભ્યંતર તપની સાથે બાહ્ય તપની પણ જરૂર પડે છે. જેમ હીરા કાગળના પડીકામાં મૂકેલો છે પણ તેને વીંટીમાં જડી દેવામાં આવે તો તેની શોભા વધે છે. તેમ આભ્યંતર તપ હીરા જેવો છે. પણ તેને બાહ્ય તપરૂપી ખોખામાં જડી દેવામાં આવે તો તેની શોભા ઓર વધી જાય છે. કોઈ પણ જાતની પ્રશંસાની આશા રહિત, માયા કપટ રહિત, કર્મ નિર્જરાના હેતુથી જે તપસ્વીઓ તપ કરે છે તેમનો તપ શુધ્ધ છે.

બહુમાન કરતો નથી. જો વીતરાગવાણીનું બહુમાન જીવે કર્યું હોત તો આજ સુધી સંસારમાં રખડતો ન હોત. નાનો બાળક રખડવા જાય ત્યારે એની માતા બૂમો પાડીને બોલાવે પણ રમત મૂકીને આવતો નથી. રમતાં થાકે એટલે આપમેળે ઘેર આવે છે. તેમ આ ધર્મસ્થાનકમાં આવવા માટે સંતો તમને સમજાવે છે કે હે જીવ! અનંતકાળથી તું સંસારમાં રખડે છે. તેં એક માથાનો વાળ મૂકે તેટલી જગ્યા સ્પર્શ્યા વિના ખાલી રાખી નથી.

"न सा जाई न सा जोणी, न तं कुलं न तं ठाणं ।
न जाया न मुया जत्थ, सव्वे जीवा अणंतसो ॥"

પાંચ જાતિમાંથી એકપણ જાતિ, ચોરાશી લાખ જીવાયોની માંહેલી એકપણ યોનિ, એક પણ કુળ કે એક પણ સ્થાન એવું નથી. કે જ્યાં આપણો આત્મા ગયો ન હોય! આટલું રખડયો પણ હજુ એને થાક લાગ્યો નથી તેને હજુ ધર્મ રૂચ્યો નથી. વીતરાગ વાણી સાંભળવાનું મન થતું નથી વીતરાગવાણી એવી અમૃતમય છે કે જે આત્મા તેનો સહારો લે તે અમર બની જાય.

મહાબલ અણગાર વીશ સ્થાનકની આરાધના કરે છે. તેમાં

**અરિહંત સિધ્ધ પવયણ, ગુરૂ થેર બહુસ્સુએ તવસ્સીસું ।**
**વચ્છલ્લયાઈ તેસિં, અભિક્ખણં નાણોવઓગે ય ॥૧॥**

અરિહંત ભગવંત, સિધ્ધ ભગવંત, પ્રવચન, ગુરૂ, સ્થવિર, બહુશ્રુત અને તપસ્વીઓ પ્રત્યે વાત્સલ્ય ભાવ રાખવો. તેમની ભક્તિ કરવી અને તેમના ગુણોનું કીર્તન કરવું, આજે આ સાતની વાત કરીએ.

અરિહંત અને સિધ્ધ પ્રભુની વાત આપણે બે દિવસથી ચાલે છે. અરિહંત પ્રભુનો આપણા ઉપર મહાન ઉપકાર છે. એમણે આપણને સિધ્ધ થવાનો માર્ગ બતાવ્યો છે. તેવા અરિહંત પ્રભુની વાણીની શ્રધ્ધા કરવી ને તે પ્રવચનનું બહુમાન કરવું. એમાં આપણને જે કંઈ સમજાય તે બીજા જીવોને સમજાવી ધર્મના પંથે વાળવા. વીતરાગ વાણીનું બહુમાન કરવું. આ રીતે પ્રવચનની પ્રભાવના કરવી અને પ્રવચનની પ્રભાવના કરવામાં સહાય કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે.

ચોથો બોલ ગુરૂનો છે. સદ્‌ગુરૂદેવો પણ આપણા અનંતા ઉપકારી છે. જેઓ સંસારમાં રખડતા જીવોને આત્માનું ભાન કરાવી કલ્યાણના માર્ગે ચઢાવે છે.

સદ્‌ગુરૂઓ ભવસાગર તરવા માટેનું જહાજ છે. જેને ભવસાગર તરવાની ઈચ્છા થાય છે તે મનુષ્યો જહાજમાં આવીને બેસી જાય છે, એ સદ્‌ગુરૂઓ કેટલા નિઃસ્વાર્થી

છે કે આવી લાંબી મુસાફરી મફત કરાવે છે. એક પાઈનો પણ તમારી પાસે ચાર્જ માંગતા નથી. એવા ગુરૂઓ આપણને તારે છે. તમારે ભવસાગર તરવો છે ને ? તો સંત રૂપી જહાજમાં આવીને બેસી જાઓ. આ જહાજમાં કોઈ બેસે કે ન બેસે પણ એ તો તરવાનું છે. વીતરાગપ્રભુની આજ્ઞામાં વર્તનારા પંચમહાવ્રતધારી સંતો **"તિન્નાણું તારયાણું"** પોતે સંસાર સમુદ્ર તરે છે ને બીજાને તારે છે. વીતરાગી સંતો પાસે તમે બે ઘડી જઈને બેસશો તો પણ તમારી પાસે વૈરાગ્યની વાતો કરશે. પણ સંસાર સબંધી વાત નહિ કરે. સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા કે રાજકથા સાધુ કરે નહિ. પણ ધર્મકથા કરે. ધર્મકથા કરવાથી કર્મોની નિર્જરા થાય છે. અને પ્રવચનની પ્રભાવના થાય છે. પ્રવચનની પ્રભાવના કરવાથી જીવ ભવિષ્યમાં શુભ કર્મોનો બંધ કરે છે. આવી ધર્મકથાના સંભળાવનાર, પ્રવચનની પ્રભાવના કરનાર અને સંસારના કાદવમાંથી બહાર કાઢનાર ગુરૂનો આપણા ઉપર મહાન ઉપકાર છે. વિનયવાન શિષ્યો તો કોઈ પણ કાર્ય કરે તેમાં પોતાના ગુરૂનો ઉપકાર માને છે. જે કંઇ થાય તે બધો મારા ગુરૂનો ઉપકાર છે. ને તેમની કૃપાનો પ્રતાપ છે. વિનયવાન શિષ્યના હૃદયના ઉદ્ગાર કેવા નીકળે ?

**તમે મારા અનંતા ઉપકારી (૨) ગંદાવનમાં મારે માટે પાવન કેડી તમે પાડી**
**ગુરૂજી....ગુરૂજી....તમે મારા–**
**આ દુનિયા તો અંધારું એક વન, કિરણના કયાંયે થાયે ના દર્શન,**
**ફાંફા મારું જયાં ત્યાં અથડાઉં, અંધા જેવું કરું હું વર્તન,**
**અનુકંપા જાગી તમને સાચી દિશા મને સૂઝાડી....ગુરૂજી....ગુરૂજી....તમે મારા**

હે ગુરૂદેવ ! આ સંસાર રૂપી ગંદાવનમાંથી તમે મને કલ્યાણની પાવન કેડી પર લાવ્યા. અજ્ઞાનરૂપી અમાવાસ્યાના ઘોર અંધકારને મારા જીવનમાંથી દૂર કરીને આપે જ્ઞાનરૂપી સર્ચલાઈટનો પ્રકાશ પાથર્યો. એવા હે ગુરૂદેવ ! આપ મારા અનંતા ઉપકારી છો. આપનો ઉપકાર તો સ્હેજ પણ ભૂલીશ નહિ. આ રીતે હૃદયના શુધ્ધ ભાવપૂર્વક ગુરૂના તેમજ સ્થવિર સાધુઓના ગુણગ્રામ કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે. જે તપસ્વીઓ ઇન્દ્રિઓનું દમન કરીને તપ કરે છે તેમના પણ ગુણગ્રામ કરવા. તપ બાર પ્રકારનો છે. છપ્રકારનો બાહ્યતપ અને છપ્રકારનો આભ્યંતર તપ. આભ્યંતર તપની સાથે બાહ્ય તપની પણ જરૂર પડે છે. જેમ હીરો કાગળના પડીકામાં મૂકેલો છે પણ તેને વીંટીમાં જડી દેવામાં આવે તો તેની શોભા વધે છે. તેમ આભ્યંતર તપ હીરા જેવો છે. પણ તેને બાહ્ય તપરૂપી ખોખામાં જડી દેવામાં આવે તો તેની શોભા ઓર વધી જાય છે. કોઈ પણ જાતની પ્રશંસાની આશા રહિત, માયા કપટ રહિત. કર્મ નિર્જરાના હેતુથી જે તપસ્વીઓ તપ કરે છે તેમનો તપ શુધ્ધ છે.

એવા તપસ્વી સંતોની સેવા ભક્તિ અને ગુણગ્રામ કરવાથી જીવ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે છે.

આજે આ સાત સ્થાનકની વાત કરવામાં આવી છે. મહાબલ અણગાર આવા તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરવાના વીસ બોલની આરાધના કરે છે. બાહ્ય તપની સાથે તેઓ આભ્યંતર તપ કરતા હતા. આપણે ત્યાં પણ માસખમણની તપશ્ચર્યાના માંડવડા રોપાઈ ગયા છે. તપસ્વીઓના મુખ ઉપર તપના તેજ ઝળકે છે.

આજે તો રક્ષાબંધનનો દિવસ છે. આજે ઘણાં ભાઈઓ હાથે રાખડી બાંધીને આવ્યા છે. આ તો એક લૌકિક પર્વ છે. વૈરને દૂર કરી વહાલથી આ પર્વ ઉજવવામાં આવે છે. જૈન ધર્મના નિયમાનુસાર રક્ષાબંધન કોને કહેવાય તેનો આપણે વિચાર કરીએ. રક્ષાબંધન શબ્દના પાંચ અક્ષર છે. એ પાંચ અક્ષર તમને શું સૂચન કરે છે?

ર : ર એટલે રમણતા હે ચેતન! તું રમણતા કર. એ રમણતા શેની? પૈસા રૂપી જડ પુદ્ગલની નહિ. જડ રત્નની નહિ પણ આત્મરમણતા, આત્મભાવમાં રમણતા કરવાથી જીવ ત્રિરત્નની પ્રાપ્તિ કરી શકે છે. છ છ ખંડના અધિપતિ ભરત ચક્રવર્તિ અરિસાભવનમાં આત્મરમણતા કરીને આત્માના અધિપતિ બન્યા. તેનું કારણ શું? તે સંસારમાં રહેતાં હતા પણ રમતાં ન હતાં. એટલે આત્મભાવમાં રહેલા હતા. તમે બધા સંસારમાં રહો છો કે રમો છો? સંસારમાં કદાચ રહેવું પડે તો રહો ખરા પણ રમો નહિ. સંસારમાં રહો તો વિરાગ ભાવથી રહો. વિરાગમાંથી વિરતિના વાવેતર થશે ને સંસાર ભાવ વિરામ પામશે. સંસાર ભાવનું વિરામ થવાથી પરપદાર્થનું વિસ્મરણ થશે ને સ્વઘરનું સ્મરણ થશે. માટે જ્ઞાની કહે છે તું સ્વને ભૂલીશ નહિ. સ્વને ભૂલીશ ને પરમાં ઝૂલીશ તો સંસારમાં ડૂલીશ. ભરત ચક્રવર્તિ સંસારમાં રહેવા છતાં સ્વને ભૂલ્યા ન હતા. તેના પરિણામે અરિસા ભવનમાં ભાવ ચારિત્ર આવ્યું ને ઘાતી કર્મો ઉપર ઘા કરી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યું, પછી દ્રવ્ય–ચારિત્ર લીધું. કહેવાનું એ છે કે આત્મરમણતા કરીને જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી ત્રિરત્નો પ્રાપ્ત કર્યા.

ક્ષા : એટલે ભગવાન કહે છે હે જીવ! તું ક્ષાયક સમ્યક્ત્વ પામ. સમ્યક્ત્વ પાંચ છે તેમાં ક્ષાયક સમ્યક્ત્વ શ્રેષ્ઠ છે. કારણ કે તે આવ્યા પછી કદી પાછું જતું નથી. એ સમ્યક્ત્વ આવ્યા પછી કેવળજ્ઞાન અને મોક્ષની શાશ્વત સિધ્ધિ મળે છે. ક્ષાયક સમ્યક્ત્વની પ્રાપ્તિ થતાં પહેલાં જો આયુષ્યનો બંધ પડયો હોય તો જે ગતિનો બંધ પાડયો હોય તે ગતિમાં જવું પડે. બાકી તો ક્ષાયક સમકિતવાળો જીવ તે ભવમાં મોક્ષે જાય છે. અને આયુષ્યનો બંધ પડયા પછી ક્ષાયક સમકિત આવ્યું હોય તો ત્રીજા ભવે મોક્ષમાં જાય છે.

બં. : એટલે બંગલો. તમે જેમાં વસો છો તે તમારો બંગલો તમને શું સૂચન કરે છે? હે જીવો! હું ઈંટ, માટી, ને ચુનાનો બનેલો ખંડેર છું. પણ જે મનુષ્યો મારામાં આવીને વાસ કરે છે તેને બહારના વરસાદ, વાવાઝોડું, ચોર, ઠંડી-ગરમી આદિ ઉપાધિઓથી બચાવીને તેમનું રક્ષણ કરું છું. અને બાહ્ય શાંતિ આપું છું. બંધુઓ! બંગલો તો જડ છે અને નાશવંત છે છતાં આટલું કરે છે. તો આપણે આપણા શાશ્વત ઘરમાં વાસ કરીએ તો અસીમ, અલૌકિક, ને અવર્ણનીય સુખ અને શાંતિ પ્રાપ્ત કરી શકીએ. માટે આપણે શાશ્વત બંગલા રૂપી મોક્ષ પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરવો.

ધ : એટલે ધર્મમાં તત્પરતા. આ પૃથ્વી જેની પથારી છે, આભ જેની ચાદર છે, દિશાઓ જેના વસ્ત્ર છે એવા નિરાધાર અને નિર્ધન મનુષ્ય કરતાં તમારી પાસે ઘણાં સાધન અને સંપત્તિ છે. તમે સુખેથી ખાઈ પીને મોજ કરો એટલું તો તમને મળ્યું છે! વિચાર કરો કે એ બધું કોના પ્રતાપે મળ્યું છે? પુણ્યથી. તો વિચાર કરો. પુણ્ય કોનાથી ઉપાર્જન કર્યું? ધર્મથી. જે ધર્મ લૌકિક સુખ આપી અંતે લોકોત્તર-શાશ્વત સુખ અપાવે છે તે ધર્મને કદી ભૂલાય? ધર્મ એ તો આત્માનો સાચો બંધુ છે મિત્ર છે. એ સુખમાં ને દુઃખમાં સદૈવ સાથે રહેનારો છે. જો તમે દુઃખમાં કે સુખમાં શાંતિથી જીવી શકતા હો તો તે ધર્મનો પ્રતાપ છે. માટે તમને ભૌતિક સુખ ગમે તેટલું મળે તો તેમાં લીન નહિ બનતાં ને દુઃખમાં દીન નહિ બનતાં. સુખ અને દુઃખમાં સદા ધર્મમાં તત્પર રહો.

ન : એટલે નમ્રતા, જીવનમાં નમ્રતા લાવો. જેમ સિગ્નલ ચાલુ હોય તો ગાડી સ્ટેશનમાં પ્રવેશ કરી શકતી નથી. તેમ આપણા જીવનમાં પણ અહંકાર રૂપી સિગ્નલ ચાલુ હશે તો આપણા આત્મા રૂપી ગાડી મોક્ષ રૂપી સ્ટેશનમાં પ્રવેશ કરી શકશે નહિ. જીવનમાં નમ્રતા અને વિનય હશે તો ક્ષમા-સરળતા, જ્ઞાન આદિ ગુણોની પ્રાપ્તિ કરી શકીશું. અને નરમાંથી નારાયણ, અને અપૂર્ણમાંથી પૂર્ણ બની શાશ્વત સુખના સ્વામી બની શકીશું.

બંધુઓ! આ તો આપણે ભાવ રક્ષાબંધનની વાત કરી. રક્ષાબંધનના પાંચ અક્ષરમાં ગૂઢ ભાવાર્થ રહેલો છે. એને આપણે બરાબર સમજીએ, એના ઉપર વધુ ચિંતન-મનન કરીએ તો નવા નવા ભાવ પ્રાપ્ત થાય. અને રક્ષાબંધનનું સાચું મહત્વ સમજી શકાય અને આત્માની રક્ષા કરી શકાય છે. હવે તમને રક્ષાબંધન ઉપર એક ઐતિહાસિક કહાની કહું છું.

(શ્રોતાઓની અત્યંત માંગણી છે કે પૂ. મહાસતીજી નવઘણનું કહો ને! અમારે

તો રા'નવઘણનું સાંભળવું છે. તો પૂ. મહાસતીજી કહે કે-ભાઈઓ! તે તો ઘણીવાર કહી ચૂકી છું. હા. પણ આજે તે જ ફરમાવો. અમારે એ જ સાંભળવું છે.)

**"શ્રોતાઓની ખૂબ માંગણીથી ચાલુ કરેલી કહાની" :**

રા'નવઘણ જુનાગઢનો રાજપુત્ર હતો. અહીં બેઠેલા ભાઈઓ ને બહેનોમાં ઘણાં સૌરાષ્ટ્રના વતની છે. એ સૌરાષ્ટ્રનો કેવો વીર હતો, તેનો જન્મ કેવી રીતે થયો. તેનું નામ નવઘણ કેમ પડયું ને કોને ત્યાં કેવી રીતે મોટો થયો તે વાત ખૂબ જાણવા જેવી છે.

જુનાગઢના ગાદીએ રાધ્યાસ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનું બીજું નામ મહિપાળ રાજા હતું. જુઓ, નામ કેવું સુંદર છે! મહિ+પાળ. મહિ એટલે પૃથ્વી. જે પૃથ્વીનું પાલન કરે તે મહિપાળ. આ મહિપાળ રાજાને ત્રણ રાણીઓ હતી. તેમાં એક સોનલદેવી અને બીજી સોલંકીરાણી. આ બે મુખ્ય રાણીઓ હતી. આમ તો મહિપાળ રાજા બધી રાણીઓ ઉપર સરખી પ્રીતિ રાખતો હતો. પણ સોનલરાણી ખૂબ પવિત્ર હતી અને રાજાની સેવામાં ખડે પગે તત્પર રહેતી. અને તેની બુધ્ધિ ખૂબ તીવ્ર હતી. આ રીતે સેવા અને બુધ્ધિમાં સોનલદેવી શ્રેષ્ઠ હતા. એટલે મહિપાળ રાજાની તેના પ્રત્યે વધારે પ્રીતિ હતી. તેના ઉપર રાજાના ચારે હાથ હતા. એ એક કુદરતનો નિયમ છે કે જેનામાં વિનય, નમ્રતા, અને સેવાનો ગુણ હોય છે તેના પ્રત્યે સામી વ્યક્તિને કુદરતી રીતે આકર્ષણ થાય છે. કમળમાં સુવાસ હોય છે તો ભ્રમર વગર બોલાવ્યે તેની પાસે દોડીને જાય છે. કમળ ભ્રમરને બોલાવવા જતું નથી. તેમ ગુણવાન મનુષ્યને કોઈને પોતાની પાસે આવો તેમ કહેવાની જરૂર નથી. પણ કુદરતી રીતે સામી વ્યક્તિ તેના ગુણોથી આકર્ષાય છે. સોનલદેવીનાં ગુણ પ્રત્યે રાજાને ખૂબ અનુરાગ હતો. જેવું તેનું રૂપ તેવા તેનામાં ગુણો હતા. એ બોલે તો જાણે ફુલડાં ઝરે તેવું તેનું મુખ હતું. રાજાના સોનલદેવી ઉપર ચારે હાથ હતાં. સોનલદેવી મહિપાળ રાજાની માનીતી હતી પણ પોતાની બધી બહેનો પ્રત્યે પ્રેમ રાખતી હતી. તેના દિલમાં કોઈ પ્રત્યે દ્વેષ કે ઈર્ષ્યા ન હતી. પણ રાજા તેને ખૂબ માન આપતા હતા એટલે બીજી રાણીઓને તેના પ્રત્યે ઈર્ષ્યા રહેતી.

મહિપાળ રાજાને ત્રણ ત્રણ રાણીઓ હતી પણ એકેયને હજુ સુધી સંતાન ન હતું. ગાદીનો વારસ ન હોવાથી રાજાને ખૂબ ચિંતા રહેતી. સંતાન માટે રાજા પ્રભુને પ્રાર્થના કરતા. સમય જતાં સોનલદેવી ગર્ભવંતી થઈ નવ માસ પૂરા થયે તેણે પુત્રને જન્મ આપ્યો તેથી હર્ષભેર દાસી રાજાને વધામણી આપવા ગઈ. રાજાએ તેને ન્યાલ કરી દીધી અને કુટુંબીજનોને બોલાવીને કહ્યું કે મંગલ ગીત ગવડાવો, મંગલ વાજિંત્રો વગડાવો, બંદીવાનોને છૂટા કરો, રાજ્યમાં દશ દિવસ માટે ટેક્સ

માફ કરો, ભૂખ્યાને ભોજન આપો, આખું નગર ધ્વજા-પતાકાઓથી શણગારો. ને દશ દિવસ સુધી પુત્રનો જન્મોત્સવ ઉજવો. આ સમાચાર સારા જુનાગઢમાં વાયુવેગે પહોંચી ગયા. ઘરે ઘરે આનંદ મંગલ વર્તાવા લાગ્યા. નગરજનો ખુશી મનાવવા લાગ્યા. રાજમહેલમાં સારા સારા ભેટણાં આવવા લાગ્યા. અને કુંવરનો જન્મ-મહોત્સવ ઉજવાયો.

એક વખત એવું બન્યું કે દિલ્હીના સમ્રાટ અનંગપાળ તુવરની માતા યાત્રા કરવા નીકળ્યા. યાત્રા કરતાં કરતાં જુનાગઢ આવ્યા. તેને થયું કે આવી છું તો જુનાગઢની જાત્રા કરતી જાઉં. એટલે જુનાગઢ ઉતર્યા. તે સમયમાં યાત્રાળુઓ પાસેથી વેરો લેવાનો રિવાજ હતો. અનંગપાળ તુવર તે સમયમાં મોટો સમ્રાટ ગણાતો હતો. તેની માતા પાસેથી વેરો લેવું તે અપમાન કરવા જેવું હતું પણ રાજાના માણસો અનંગપાળની માતાને કહે છે વેરો આપ્યા વિના યાત્રા નહિ થાય. અનંગપાળની માતા કહે છે હું રાજમાતા છું. મારો દીકરો મોટો સમ્રાટ છે. હું વેરો નહિ આપું. આ સમયે રાજાને કર્મચારીઓએ પૂછયું હોત તો વાંધો ન આવત. કોઈએ રાજાને વાત કરી નહિ ને વેરો લેવા માટે દબાણ કર્યું. રાજમાતાને લાગ્યું કે હું મોટા સમ્રાટની માતા! આનું રાજ્ય અમારા રાજ્ય પાસે તો બચ્ચું છે ને મારી પાસે ટેકસ લેવા આટલી બધી હઠ! હું શેની ટેકસ આપું! એને લાગ્યું કે મારું હડહડતું અપમાન કર્યું. રાજમાતાને ખોટું લાગ્યું ને યાત્રા કર્યા વિના પાછા ફર્યા. દિલ્હી આવીને પોતાના અપમાનનો બદલો લેવા અનંગપાળને પ્રેરણા આપી. માતાની વાત સાંભળી અનંગપાળના ક્રોધનો પારો આસમાને ચઢી ગયો. બસ, એ તો મારું બચ્ચું. એ મહિપાળ શું સમજે છે? એને બતાવી દઉં. એણે મારી માતાનું આવું અપમાન કર્યું? અપમાનનો બદલો લેવા માટે અનંગપાળ મોટું લશ્કર લઈને કોઇ જાતના સમાચાર આપ્યા વિના એકાએક અચાનક જુનાગઢ ઉપર ચઢી આવ્યો ને જુનાગઢને ફરતો ઘેરો નાંખ્યો.

ખબર હોય તો માણસ સાવધાન રહે. પણ આ તો અચાનક યુદ્ધ કરવાનું થયું. ખબર પડી કે અનંગપાળની પ્રબળ સેના જુનાગઢ ઉપર આવી છે ને ફરતો ઘેરો માર્યો છે. તરત મહિપાળ રાજા સાવધાન થયા ને જલ્દી સેના શસ્ત્રોથી સજ્જ કરીને લડાઈ શરૂ કરી. અનંગપાળનું સૈન્ય વિશાળ હતું. થોડા દિવસ તો હિંમતથી લડયા પણ પોતાની બધી સેના યુધ્ધમાં ખપી ગઈ ત્યારે જીવનનો મોહ છોડીને મહિપાળ રાજાએ યુધ્ધમાં કેશરીયા કર્યા. અનંગપાળે જુનાગઢ સર કર્યું. પોતાનો પતિ મૃત્યુ પામ્યા પછી જીવીને શું કરવાનું? સતી સ્ત્રીઓ શીલના રક્ષણ માટે પ્રાણ આપે છે. જો જીવવાનો મોહ કરે તો મુસ્લીમરાજા તેનુ શીયળ લૂંટે. એટલે

મરવા તૈયાર થઈ. ત્યારે સોનલ રાણીએ વિચાર કર્યો કે પતિ પરલોક સીધાવ્યા ને અમે પણ તેમની પાછળ જઈએ છીએ. પણ જો આ નવઘણ જીવતો હશે તો કોઈક દિવસ એના પિતાનું રાજ્ય પાછું મેળવશે. એમ વિચાર કરીને પોતાની વફાદાર દાસીને બોલાવીને પુત્રને સોંપી તેને ભલામણ કરી અને પોતે અગ્નિસ્નાન કરી મરણ પામી.

દાસી ઘણી વફાદાર હતી. પણ આ નવઘણને લઈને જુનાગઢથી જવું તેને માટે જાનના જોખમ ખેડવાનું કામ હતું. છતાં હિંમત કરીને પોતાના ભાવિના રાજાના પ્રાણ બચાવવા માટે તેને ટોપલામાં નાંખીને ભોંયરામાંથી છૂપી રીતે જુનાગઢના દરવાજાની બહાર નીકળી ગઈ. અનંગપાળનો સખત હુકમ છે કે મહિપાળ રાજાનો એક પણ વંશજ જીવતો રહેવો ન જોઈએ. દાસી છ મહિનાના કુંવરને ટોપલામાં નાંખી લપાતી છૂપાતી ચાલી નીકળી. આ તરફ સૂબાના માણસો મહિપાળ રાજાના કુંવરને શોધવા લાગ્યા. પણ તેનો પત્તો પડયો નહિ. દાસી વિચાર કરવા લાગી કે હવે મારે કુંવરને લઈને ક્યાં જવું, શું કરવું, કોને સોંપું તો તેની સલામતી રહે તેની ચિંતા કરતી જાનના જોખમે આગળ ચાલતી જતી હતી. ચાલતાં ચાલતાં ગીરના નાકે અલિદાર બોડીદાર નામના ગામમાં આવી. આ ગામમાં દેવાયત નામનો એક આહીર રહેતો હતો. તેની આસપાસના ગામમાં પ્રતિષ્ઠા સારી હતી. દાસીએ વિચાર કર્યો કે આ ગામનો મુખ્ય માણસ દેવાયત આહીર છે. તે સારો માણસ છે. તો તેને ત્યાં સોંપું. તે કુંવરનું રક્ષણ કરશે. એમ વિચાર કરીને દાસી દેવાયત આહીરને ત્યાં આવી. દેવાયતને ખૂણામાં લઈ જઈને કહ્યું. વીરા ! આ જુનાગઢની ગાદી શોભાવનાર નવઘણકુમાર છે. તેને જાનના જોખમે મૃત્યુ સાથે જંગ ખેલીને તારે ત્યાં લઈ આવી છું. તું તેનું રત્નની જેમ જતન કરજે.

પોતાના રાજાનો કુમાર સલામત છે ને પોતાને ત્યાં એનું પાલન કરવાનું છે. એ જાણી આહીરને ખૂબ આનંદ થયો, બહેન ! તું ચિંતા ન કરીશ. એને સાચવવો એ મારા હાથની વાત છે. મારા પ્રાણના ભોગે હું તેનું રક્ષણ કરીશ. આ એક રાજ્યનું બીજ સલામત હશે તો ભવિષ્યમાં આપણને મુસ્લીમ રાજાના સકંજામાંથી છોડાવશે, તું અહીંથી ચાલી જા. તને કોઈ જોઈ જશે તો વહેમ પડશે. દેવાયતે પોતાની પત્નીને વાતની જાણ કરી. એ આહીરની પત્ની પણ ગંભીર હતી ગંભીર માણસો આવું ગુપ્ત કામ કરી શકે છે. આ દેવાયત આહીરને એક પુત્ર અને એક પુત્રી હતી. પુત્રનું નામ ઉગો અને પુત્રીનું નામ જાહલ હતું. ઉગો અઢી વર્ષનો હતો ને જાહલ છ મહિનાની હતી. એટલે નવઘણ અને જાહલ બંને સરખા હતા. જાહલની માતાએ જાહલને દૂધપાન કરાવવાનું બંધ કરી નવઘણને દૂધપાન કરાવવા

લાગી. પોતાની દીકરીને બહારનું દૂધ પીવડાવી ઉછેરવા લાગી. એકની એક વહાલસોયી દીકરીને દૂધપાન કરાવવાનું છોડાવીને નવઘણકુમારને પ્રેમથી દૂધપાન કરાવે છે. ગમે તેમ તો ય નવઘણ રાજકુમાર હતો. બાલપણમાંથી એનું શૂરાતન પરખાઈ આવે છે. એ બે વર્ષનો થતાં બહાર રમવા જાય ત્યારે લાકડાની તલવાર બનાવી બીજા છોકરાઓની સાથે લડતો. ને હું રાજા છું. હું જીત્યો એવી રમત રમતો. દેવાયતે તેને ભણાવવા માટે એક વૃધ્ધ અને ગંભીર બ્રાહ્મણને રાખ્યો. તેની સાથે ઉગો અને જાહલ પણ અભ્યાસ કરતા. તેમાં નવઘણની બુધ્ધિ તો કોઈ ઓર હતી. ગુરૂ તેને જેટલું ભણાવે તેટલું તરત યાદ રહી જતું. ફરીને ગોખવાની જરૂર પડતી નહિ. નવઘણ, ઉગો અને જાહલ ત્રણે સગા ભાઈ બહેનની જેમ રહેતાં હતાં, પણ આ નવઘણ તો ક્યાંય છૂપો રહેતો નથી. કહેવત છે ને કે **"કુર્મ છુપે નહિ ભભૂત લગાયા."**

નવઘણને આહીરના ગામડીયા જેવા કપડાં પહેરાવતાં. તો પણ તેના લલાટ ઉપરથી જણાઈ આવતું કે આહીરના બાળવેશમાં આ કોઈ રાજકુમાર છે. વાદળમાં ચંદ્ર ને સૂર્ય છૂપા રહેતાં નથી તેમ આ નવઘણકુમાર પણ છૂપો નથી રહેતો. મોટો થતાં જંગલમાં જવા લાગ્યો. જંગલમાં જતો ને સિંહ જોતો ત્યારે સિંહની સામે બાથ ભીડતો. આજ સુધી ગુપ્ત રાખેલું રત્ન હવે પ્રકાશમાં આવ્યું ને દેવાયતને ચિંતા થવા લાગી. નવઘણને ઘરમાં ગુપ્ત રાખવા જાય છે પણ એને ઘરમાં પૂરાઈ રહેવું હવે ગમતું નથી. એને ઘોડા ઉપર બેસવું, જંગલમાં જઈ વાઘ–સિંહનો શિકાર કરવો આવી સાહસ ભરેલી જિજ્ઞાસાઓ તેને વધવા લાગી. ક્યારેક દેવાયતની નજર ચૂકાવી તે એકલો જંગલમાં ચાલ્યો જતો એકાદ વાઘ સિંહનો ભેટો થાય તો તેને મારી આવતો હતો. આ રીતે નવઘણ દેવાયતને ઘેર ખૂબ લાડકોડથી ઉછરી રહ્યો છે. દેવાયતને પોતાના રાજાનું રક્ષણ કરવાનો મોકો મળ્યો તેથી ખૂબ આનંદ છે. પણ એ ક્યાંય છૂપો રહેતો નથી. અનંગપાળ રાજાને આ વાતની ખબર ન પડે તે માટે દેવાયતને સતત ચિંતા રહે છે.

**"દેવાયતની કસોટી"** દેવાયત નવઘણકુમારનું રક્ષણ કરે છે. એક વખત તેના ભાઈ સાથે દેવાયતને કોઈ બાબતમાં સ્હેજ તકરાર થઈ. દેવાયત પોતાની જાતથી કોઈનું અને તેટલું ભલું કરી છૂટે તેવો પરગજુ હતો. ત્યારે તેનો ભાઈ એટલો સ્વાર્થી હતો. દેવાયત શાંત, ગંભીર અને વિચારશીલ હતો. ત્યારે તેનો ભાઈ ક્રોધી, છીછરાપેટનો અને અવિચારી કામ કરનાર હતો. એક માતાના ઉદરમાં આળોટેલા, એક માતાના દૂધ પીધેલા છતાં બંનેમાં કેટલો ફેર છે.

**એક બાપના બે બેટડા, ગુણમાં હોએ ફેર,**
**ઉદરમાં અમૃત જીવન, મરણ પ્રગટયું ઝેર,**

એક બાપના બે દીકરા હોય પણ તેમના ગુણમાં આસમાન અને જમીન જેટલું અંતર હોય છે. અમૃત માણસને જીવન આપે છે જ્યારે ઝેર જીવનનો નાશ કરનાર છે. તે જ રીતે એક બાજુ દેવાયત રાજાનો રક્ષક બન્યો છે. ત્યારે બીજી બાજુ તેનો ભાઈ રાજાનો ભક્ષક બનવા તૈયાર થયો છે.

બંધુઓ ! ઈર્ષ્યાનો અગ્નિ અને અવિચારી કામ કેવા અનર્થ સર્જે છે. દેવાયતની સાથે તકરાર થવાથી તેનો ભાઈ ઈર્ષાગ્નિથી પ્રજળવા લાગ્યો. અને દેવાયતનો કેમ નાશ થાય ને પોતે કેમ સુખી થાય તેનો તે ઉપાય શોધવા લાગ્યો. ઘણાં વિચારને અંતે તેને એક ઉપાય સૂઝી આવ્યો કે દેવાયતે મહિપાળ રાજાના કુંવરને ઘરમાં રાખ્યો છે તે વાતની અનંગપાળને બાતમી આપું. તો દેવાયતનો નાશ થશે ને મારું કામ થશે. આવો વિચાર કરીને દેવાયતનો ભાઈ જુનાગઢ ગયો ને કોઈ પણ રીતે અનંગપાળને મળીને કહ્યું. બાદશાહ ! આપ અંધારામાં કેમ બેસી રહ્યા છો ? હું આપનો હિતસ્વી છું. આપનું હિત ચાહીને આપને એક સમાચાર દેવા આવ્યો છું. બાદશાહ કહે–ભાઈ ! શું સમાચાર છે. જલ્દી કહે. ત્યારે કહે છે આપનો શત્રુ મહિપાળ રાજાનો પુત્ર નવઘણકુમાર મોટો થઈ રહ્યો છે. સૂબો પૂછે છે ક્યાં છે એ મારો શત્રુ ? ત્યારે કહે છે અલીદારના બોડીદારનો દેવાયત આહિર જે મારો સગો ભાઈ થાય છે તેને ત્યાં ગુપ્તપણે ઉછરે છે.

જુનાગઢનો સૂબો તો મહિપાળનું એક પણ બચ્ચું રાજ્યમાં ન રહે તે માટે ખૂબ ધ્યાન રાખતો હતો. ખબર પડે કે અહીં દુશ્મન છે તો અથાગ પરિશ્રમ કરીને તેનો નાશ કરતો હતો. હવે ખબર પડી કે દુશ્મનનો દીકરો પોતાની હદમાં ઉછરે છે પછી કંઈ બાકી રહે ? સૂબો કહે હું માનતો હતો કે છોકરો મરી ગયો છે. આ તો જીવે છે. આવતો રોગ અને વધતો શત્રુ એ બંનેનો જલ્દી વિનાશ કરવો જોઈએ. એના ક્રોધનો પાર ન રહ્યો. સૈનિકોને લઈને ધસમસતો સૂબો દેવાયતને ઘેર આવ્યો. દેવાયતને ગંધ આવી ગઈ હતી કે મારો ભાઈ જુનાગઢ પહોંચી ગયો છે. બુધ્ધિશાળી માણસ સ્હેજમાં સમજી જાય છે. એટલે દેવાયતે નવઘણને સંતાડી દીધો હતો. સૂબાએ સત્તાવાહી સ્વરે કહ્યું. દેવાયત ! મને ખબર પડી છે કે તારે ઘેર નવઘણકુમાર છે. દેવાયત કહે–સાહેબ ! હું આપના દુશ્મનને કદી ઘરમાં રાખું ? એ તો આપણો દુશ્મન કહેવાય. જે દુશ્મનને ઘરમાં રાખે એ રાજદ્રોહી કહેવાય. મારે જીવનનું જોખમ ખેડીને દુશ્મનને ઘરમાં રાખવાની શી જરૂર ? સૂબો કહે છે તું ખોટું બોલે છે. તારા ઘરમાં નવઘણ છે. મને જલ્દી આપી દે. દેવાયતે કહ્યું સાહેબ ! છે જ નહિ તો ક્યાથી આપું ? ત્યારે સૂબાએ તેને લાલચ આપતાં કહ્યું. દેવાયત ! જો તું મને નવઘણકુમારને આપીશ તો આ સારો ગીરાશ તને આપી દઈશ. આ ગીરમાં તારી સત્તા થશે. તું કહીશ તેમ થશે ને રાજ્યમાં તારું માન

વધશે. જો તને એટલાથી સંતોષ ન હોય તો તારી જીભેથી જે માંગીશ તે આપવા તૈયાર છું. પણ તું તારી હઠ છોડી દે અને આવતાં લાભને જતો ન કર. કદાચ તું એને મોટો કરીશ તો પણ એની તાકાત નથી કે જુનાગઢનું રાજ્ય લઈ શકે. તારી પત્ની અને છોકરાની જિંદગી જોખમમાં છે. તારે ભયંકર દુઃખો ભોગવવા પડશે. સૂબાની લાલચ અને ધમકીની દેવાયત ઉપર કંઈ અસર થઈ નહિ. તેણે કહી દીધું કે સાહેબ ! આ ગીર તો શું પણ જુનાગઢનું રાજ્ય દઈ દો તો પણ મારે ઘેર કુંવર છે જ નહિ તો ક્યાંથી આપું ? ત્યારે સૂબાને ખૂબ ક્રોધ ચઢયો ને તેના ઉપર રાજદ્રોહીનો આરોપ મૂકીને તેને કેદ કરીને જુનાગઢમાં લઈ જવામાં આવ્યો ને કેદી તરીકે કેદખાનામાં પૂરવામાં આવ્યો. હવે કેદમાં સૂબો દેવાયતને કેવા કેવા કષ્ટો આપશે. તેના ઉપર જુલ્મ કરશે છતાં દેવાયત શરણે આવેલાનું રક્ષણ કરવામાં કેવો અડોલ રહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં ૩૭

**શ્રાવણ વદ ૧ ને મંગળવાર** **તા. ૧૦-૮-૭૬**

અનંતકાળથી સંસારમાં ભટકતો જીવ અનેક પ્રકારના દુઃખો ભોગવી રહ્યો છે. દુઃખ કોઈને ગમતું નથી છતાં દુઃખ આવે છે અને ભોગવવું પડે છે. દુઃખનું કારણ ઈન્દ્રિઓની ગુલામી છે. ઇન્દ્રિઓને આધીન બનવાથી જીવ હિત-અહિત, લાભ-હાનિ, વિગેરેનો વિચાર કરી શકતો નથી. અને તુચ્છ સુખોને મોહમાં મુગ્ધ બનેલો જીવ ઉત્તમ માનીને તેમાં આસક્ત બને છે.

દેવાનુપ્રિયો ! મોક્ષના સુખ આગળ સંસારના ઉત્તમમાં ઉત્તમ પ્રકારના સુખ પણ તુચ્છ છે. કારણ કે સંસારમાં મળતાં સુખ એ પૌદ્ગલિક છે અને પૌદ્ગલિક સુખો નાશવંત હોય છે. દેખાવમાં સારા લાગે પણ પરિણામમાં મહાન દુઃખ આપનારા હોય છે. જ્યારે મોક્ષનું સુખ તે આત્મિક સુખ છે. તે આઠે પ્રકારના કર્મોના સંપૂર્ણ ક્ષયથી પ્રગટ થાય છે. એ સુખ એકવાર પ્રગટ થયા પછી તેનો કદી નાશ થતો નથી. અને તેમાં દુઃખનો અંશ પણ હોતો નથી. જે આત્માઓને આ સત્ય વાત સમજાય છે તેમને સંસારમાં મળેલા સારામાં સારા સુખો પણ દુઃખરૂપ લાગે છે. અને તેમની ઈચ્છા મોક્ષ સુખ પ્રાપ્ત કરવાની હોય છે. તેથી તે જીવો સંસારના સુખોમાં લોભાતા નથી. જે સંસારના સુખોમાં લોભાઈ જાય છે તે આત્માઓ મોક્ષ સુખને મેળવી શકતા નથી. તેમજ મોહમાં મૂઢ બનેલા આત્માઓ પોતાના સ્વરૂપને વિચારી શકતા પણ નથી.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં મહાબલ અણગારનો અધિકાર ચાલે છે. તે મહાબલ અણગાર એક મોટા મહારાજા હતા. તેમને ૫૦૦ તો રાણીઓ હતી. ભૌતિક સુખનો તો પાર ન હતો. તે બધાનો મોહ છોડી મોક્ષનું સુખ મેળવવા સંયમ લીધો. ફુલ હોય પણ ફુલમાં જો ફોરમ ન હોય તો તે ફુલની કિંમત નથી. તેમ સંયમ લીધા પછી સંયમી જીવનમાં વિનય, નમ્રતા, સરળતા, ક્ષમા, તપ આદિ ગુણો ન હોય તો સંયમી જીવનની કિંમત નથી. મહાબલ અણગારના જીવનમાં સંયમ સાથે આ બધા ગુણો હતાં. તેઓ ચારિત્રની મહેંકથી સંયમી જીવનમાં શોભી રહ્યા હતા. તે વીસ સ્થાનકની આરાધના કરી રહ્યા હતા. અરિહંત, સિધ્ધ, પ્રવચન, ગુરૂ, સ્થવિર બહુશ્રુત અને તપસ્વી એ સાત બોલની વાત આપણે સમજી ગયા. હવે આગળના બોલની વાત વિચારીએ.

બહુસૂત્રી સંતને જોઈને તેમના ગુણ ગાયા કે અહો ભગવાન ! આપે કેટલું બધું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જ્ઞાન પ્રાપ્તિ માટે કેટલો પરિશ્રમ કર્યો છે. અને આપનું જ્ઞાન બીજાને પ્રેમપૂર્વક આપો છો. આપ કેટલા મહાન અને ગુણીયલ છો. કોઈ ઉગ્ર તપસ્વીને જોઈને તેમના ગુણગાન કરવા. અહો, આ કેવા તપસ્વી છે ! ને હું તો ખાવાનું છોડી શકતો નથી. આ મહાન આત્મા કર્મ ખપાવવા માટે ઉગ્ર તપશ્ચર્યા કરીને કેવી સુંદર સાધના કરે છે ! એમ તેમના ગુણગાન ગાવા ને તેમની સેવા કરવી.

હવે આઠમું સ્થાનક કયું ? 'अभिक्खणं नाणोवओगे य।" ઉપરોક્ત મહાન પુરૂષોના જ્ઞાનમાં નિરંતર ઉપયોગ કરતાં રહેવું. ભગવંતનું જે જ્ઞાન છે તે જ્ઞાન મેળવવા ઉદ્યમ કરવો અને મેળવ્યા પછી તેનું ચિંતન-મનન તેમજ સ્વાધ્યાય કરવી જોઈએ. સિધ્ધાંતનું જ્ઞાન મેળવ્યા પછી જો તેમાં ઉપયોગ રાખવામાં ન આવે, સ્વાધ્યાય ન કરીએ તો જ્ઞાન ભૂલાઈ જાય છે. જેમ નાગરવેલના પાન ફેરવવામાં ન આવે તો બગડી જાય છે. પાનની દુકાનવાળા સાંજે પાનમાં પાણી છાંટી તેને ગોઠવીને તેના ઉપર ભીનું કપડું વીંટાળે છે. અને સવારે બધા પાન ફેરવે નાંખે છે. ન ફેરવે તો પાન સડી જાય છે. બહેનો તાવડી ઉપર રોટલી નાંખીને તેને ફેરવે છે પણ જો ન ફેરવે તો બળી જાય છે. તેમ અત્યારે આપણું જ્ઞાન જો પંદર દિવસ, મહિનો ન ફેરવાય તો તેમાં ભૂલ પડવા લાગે છે. અને ચાર મહિના ન ફેરવે તો ભૂલાઈ જાય છે. પણ જો તેની સ્વાધ્યાય કરવામાં આવે તો તે જ્ઞાન અનેક પ્રકારે પરગમે છે. અને તેનું ચિંતન-મનન કરવાથી તેમાંથી નવું નવનીત પ્રાપ્ત થાય છે. તેમાં રહેલા ગૂઢ રહસ્યો સમજાય છે. જેમ કોઈ માણસ દહીંને ગોરસીમાં નાંખીને જો ઉપર છલ્લું વલોવે તો થોડું માખણ મળે છે. પણ જો ખૂબ વલોવે તો ઘણું માખણ મળે

છે. તેમ જ્ઞાની કહે છે જ્ઞાનમાં જેટલો વધુ ઉપયોગ લગાડવામાં આવે તેટલું જ્ઞાન દૃઢ થાય છે. એટલા માટે ભગવંતે સંતોને બે વખત સ્વાધ્યાય અને ધ્યાન કરવાનું કહ્યું છે.

सज्झाएणं भंते जीवे किं जणयइ ? सज्झाएणं नाणावरणिज्जं कम्मं खवेइ ।

હે પ્રભુ ! સ્વાધ્યાય કરવાથી જીવને શું લાભ થાય છે ? ત્યારે ભગવંતે કહ્યું. સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષય થાય છે. સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે. વાચના, પૃચ્છના, પરિયટ્ટણા, અણુપ્પેહા અને ધર્મકથા.

ભગવંત કહે છે કે જ્ઞાની ગુરૂ પાસેથી તેમનો વિનય કરીને સૂત્રની વાંચણી લેવી. વાંચણી કરવાથી કર્મની નિર્જરા થાય છે. ગુરૂની પાસે વાંચણી લેવાથી આપણી ભૂલ ટળે છે. ને નવું સમજવાનું મળે છે. શ્રુતની અશાતના થતી નથી, શ્રુતની અશાતના ન કરવાથી તીર્થ–ધર્મનું અવલંબન થાય છે. અને મહાનિર્જરા થઈને કર્મોનો અંત થઈ જાય છે. પૃચ્છના કરવાથી સૂત્ર અને અર્થ બંનેની વિશુદ્ધિ થાય છે અને કાંક્ષા મોહનીય કર્મ નષ્ટ થાય છે. પરિયટ્ટણા એટલે રોજ ફેરવવું. પરિયટ્ટણા કરવાથી વ્યંજના તથા વ્યંજન લબ્ધિ પ્રાપ્ત થાય છે. અનુપ્રેક્ષા કરવાથી આયુષ્ય કર્મ છોડીને બાકીની સાત કર્મની પ્રકૃત્તિનાં ગાઢ બંધનો શિથિલ બની જાય છે. લાંબાકાળની સ્થિતિવાળા સાત કર્મો થોડા સમયની સ્થિતિવાળા બની જાય છે. તીવ્ર રસવાળી કર્મની પ્રકૃતિઓ મંદ રસવાળી બની જાય છે. ઘણા પ્રદેશવાળી પ્રકૃતિઓ અલ્પ પ્રદેશવાળી બને છે. આયુષ્ય કર્મનો બંધ કદાચિત થાય છે અને કદાચિત નથી પણ થતો. અશાતા વેદનીય કર્મ વારંવાર બંધાતું નથી. અને અનાદિ અનંત અને દીર્ઘ માર્ગવાળી ચતુર્ગતિરૂપ સંસાર અટવીને જલ્દી પાર કરે છે. અને ધર્મકથા કરવાથી કર્મોની નિર્જરા થાય છે. અને પ્રવચનની પ્રભાવના થાય છે. પ્રવચન પ્રભાવના કરવાથી જીવ ભવિષ્યમાં શુભ કર્મોનો બંધ કરે છે.

બંધુઓ ! સ્વાધ્યાય કરવામાં કેટલો બધો લાભ છે ! આ તો તમારી સામે ટૂંકમાં વાત કરી. એકેક બોલનું વિસ્તારથી વર્ણન કરવામાં આવે તો ઘણાં દિવસ જોઈએ. હાલ તો તમને એ વાત સમજાવવી છે કે સ્વાધ્યાય કરવામાં કેટલો બધો લાભ છે. શાસ્ત્ર જેટલા કંઠસ્થ હોય તેટલો વધુ લાભ છે. કારણ કે પુસ્તકમાંથી દિવસે સ્વાધ્યાય કરી શકાય છે. પણ જો કંઠસ્થ હોય તો રાત્રે–પરોઢીયે સ્વાધ્યાય કરી શકીએ, તમે કહો છો ને કે "ગરજ ગાંઠે ને વિદ્યા પાઠે" ડબ્બામાં ભાતું લઈ ગયા હોઈએ તો ભૂખ લાગે ત્યારે ડબ્બો ખોલીને ખાઈ શકીએ. અને પાસે ભાતું ન હોય તો ભૂખ્યા મરીએ. તેમ ભગવાન કહે છે કે હે સાધક ! જો સૂત્રનું જ્ઞાન કંઠસ્થ હશે તો તને જ્યારે સ્વાધ્યાય કરવાનું મન થશે ત્યારે કરી શકીશ. કદાચ શરીરમાં કોઈ રોગ આવ્યો. બેસી શકાતું નથી તો સૂતાં સૂતાં પણ સ્વાધ્યાય

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં મહાબલ અણગારનો અધિકાર ચાલે છે. તે મહાબલ અણુગાર એક મોટા મહારાજા હતા. તેમને ૫૦૦ તો રાણીઓ હતી. ભૌતિક સુખનો તો પાર ન હતો. તે બધાનો મોહ છોડી મોક્ષનું સુખ મેળવવા સંયમ લીધો. ફુલ હોય પણ ફુલમાં જો ફોરમ ન હોય તો તે ફુલની કિંમત નથી. તેમ સંયમ લીધા પછી સંયમી જીવનમાં વિનય, નમ્રતા, સરળતા, ક્ષમા, તપ આદિ ગુણો ન હોય તો સંયમી જીવનની કિંમત નથી. મહાબલ અણગારના જીવનમાં સંયમ સાથે આ બધા ગુણો હતાં. તેઓ ચારિત્રની મહેંકથી સંયમી જીવનમાં શોભી રહ્યા હતા. તે વીસ સ્થાનકની આરાધના કરી રહ્યા હતા. અરિહંત, સિધ્ધ, પ્રવચન, ગુરૂ, સ્થવિર બહુશ્રુત અને તપસ્વી એ સાત બોલની વાત આપણે સમજી ગયા. હવે આગળના બોલની વાત વિચારીએ.

બહુસૂત્રી સંતને જોઈને તેમના ગુણ ગાયા કે અહો ભગવાન ! આપે કેટલું બધું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જ્ઞાન પ્રાપ્તિ માટે કેટલો પરિશ્રમ કર્યો છે. અને આપનું જ્ઞાન બીજાને પ્રેમપૂર્વક આપો છો. આપ કેટલા મહાન અને ગુણીયલ છો. કોઈ ઉગ્ર તપસ્વીને જોઈને તેમના ગુણગાન કરવા. અહો, આ કેવા તપસ્વી છે ! ને હું તો ખાવાનું છોડી શકતો નથી. આ મહાન આત્મા કર્મ ખપાવવા માટે ઉગ્ર તપશ્ચર્યા કરીને કેવી સુંદર સાધના કરે છે ! એમ તેમના ગુણગાન ગાવા ને તેમની સેવા કરવી.

હવે આઠમું સ્થાનક કયું ? 'अभिक्खणं नाणोवओगे य।" ઉપરોક્ત મહાન પુરૂષોના જ્ઞાનમાં નિરંતર ઉપયોગ કરતાં રહેવું. ભગવંતનું જે જ્ઞાન છે તે જ્ઞાન મેળવવા ઉદ્યમ કરવો અને મેળવ્યા પછી તેનું ચિંતન–મનન તેમજ સ્વાધ્યાય કરવી જોઈએ. સિધ્ધાંતનું જ્ઞાન મેળવ્યા પછી જો તેમાં ઉપયોગ રાખવામાં ન આવે, સ્વાધ્યાય ન કરીએ તો જ્ઞાન ભૂલાઈ જાય છે. જેમ નાગરવેલના પાન ફેરવવામાં ન આવે તો બગડી જાય છે. પાનની દુકાનવાળા સાંજે પાનમાં પાણી છાંટી તેને ગોઠવીને તેના ઉપર ભીનું કપડું વીંટાળે છે. અને સવારે બધા પાન ફેરવે નાંખે છે. ન ફેરવે તો પાન સડી જાય છે. બહેનો તાવડી ઉપર રોટલી નાંખીને તેને ફેરવે છે પણ જો ન ફેરવે તો બળી જાય છે. તેમ અત્યારે આપણું જ્ઞાન જો પંદર દિવસ, મહિનો ન ફેરવાય તો તેમાં ભૂલ પડવા લાગે છે. અને ચાર મહિના ન ફેરવે તો ભૂલાઈ જાય છે. પણ જો તેની સ્વાધ્યાય કરવામાં આવે તો તે જ્ઞાન અનેક પ્રકારે પરગમે છે. અને તેનું ચિંતન–મનન કરવાથી તેમાંથી નવું નવનીત પ્રાપ્ત થાય છે. તેમાં રહેલાં ગૂઢ રહસ્યો સમજાય છે. જેમ કોઈ માણસ દહીંને ગોરસીમાં નાંખીને જો ઉપર છલ્લું વલોવે તો થોડું માખણ મળે છે. પણ જો ખૂબ વલોવે તો ઘણું માખણ મળે

રે છે. પણ જો તેની નજર સમક્ષ મૃત્યુને રાખે તો પાપ કરતાં અટકે. એક આપીને સમજાવું.

એક શેઠે ખૂબ કાળા ધોળાં કરીને કરોડો રૂપિયાની સંપત્તિ ભેગી કરી. આ ા ખાવું-પીવું-હરવું-ફરવું, સારા કપડાં પહેરવાં કે ભોગ ભોગવવાની બહુ મમતા ન ા. એને તો માત્ર પૈસા ભેગા કરવા એ એક જ મમતા હતી. પૈસા માટે ગમે તેવા પ કરવા પડે તો કરે. પછી પૈસાના ઢગલા જોઈને હરખાય. ત્યારે કોઈ સજ્જન માણુસે શેઠને કહ્યું -શેઠ! તમે જાતે સુખ ભોગવતાં નથી પણ પાપ કરીને પૈસા ભેગાં કર્યે જાઓ છો તો પરલોકમાં તમારું શું થશે? પાપના કડવા ફળ ભોગવવા દુર્ગતિમાં જશો ત્યાં આ પૈસાના ઢગલા આડા હાથ દેવા નહિ આવે. જે માણુસ પૈસાને પોતાનું સર્વસ્વ માનતો હોય તેને આ વાત સમજાતી નથી. આજે દુનિયા પૈસાની પૂજારી છે. પૈસો મળે તો એને બીજું કોઈ યાદ આવતું નથી. હું તમને પૂછું છું. બોલો, પૈસો તમને વહાલો છે કે સંસાર સાગરથી તરવાનો માર્ગ બતાવનાર ગુરૂ? તમને કોણ વહાલું છે? (શ્રોતામાંથી અવાજ-ગુરૂ) જવાબ જીભેથી આપો છો કે હૈયાથી? પૈસા મળે તો ગુરૂ ક્યાંય ભૂલી જાવ. (હસાહસ).

શેઠ કહે છે ભાઈ! આ દુનિયામાં કોને પૈસાની મમતા નથી? અને પાપ કર્યા વિના કોણ જીવી શકે છે? ત્યારે એ સજ્જન માણુસે કહ્યું કે ચાલો, હું તમને સંત પાસે લઈ જાઉં. તે તમને બરાબર સમજાવશે. તે ગામમાં એક પવિત્ર સંત રહેતા હતાં. તેમનું નામ એકનાથ હતું. તે એકનાથ પવિત્ર અને નિષ્પાપ જીવન ગાળતા હતા. શેઠને એકનાથ સંત પાસે લાવ્યા. સંતને વંદન કરીને શેઠ તેમની પાસે બેઠા. સંતને પૂછયું-મહારાજ! આપને એક પ્રશ્ન પૂછું? સંતે કહ્યું પૂછો. એટલે શેઠે પૂછયું મહારાજ! આપ આ કપટ ભરેલા સંસારમાં રહીને નિષ્પાપ જીવન કેવી રીતે ગાળો છો? એ મને સમજાતું નથી. એકનાથે કહ્યું-એ વાત હું તમને પછી સમજાવીશ. એ વાત જવા દો. પણ મને જ્યોતિષનું સારું જ્ઞાન છે. તો તમારા ભાગ્યમાં કેવું સુખ છે? તમારું ભવિષ્ય કેવું છે? તમારો હાથ બતાવો તો હું તમને બધું જોઈ આપું. આ સાંભળીને શેઠ તો ખુશ ખુશ થઈ ગયા ને મહારાજના હાથમાં પોતાનો હાથ મૂકયો.

મહારાજે શેઠની હસ્તરેખા જોઈને કહ્યું-શેઠજી! તમારું આયુષ્ય સાવ ટૂંકું છે. આજથી એક મહિનામાં તમારું મૃત્યુ થશે. આ સાંભળીને શેઠ તો ગભરાઈ ગયા. કંઈપણ બોલ્યા ચાલ્યા વગર સીધા પોતાની હવેલીએ ચાલ્યા ગયા. શૂનમૂન થઈને પલંગ ઉપર સૂઈ ગયા. છાતી થડથડ થાય છે. બસ, હવે હું મરી જઈશ. તમને પણ મરણનો ડર તો લાગે છે ને? સૂયગડાયંગ સૂત્રમાં ભગવાન કહે છે કે પ્રાણી માત્રને મૃત્યુનો ભય તો રહેલો છે. મરણ કોઈને છોડતું નથી.

કરી શકાય ને ? કદાચ આંખ ચાલી જાય પણ કંઠસ્થ જ્ઞાન હોય તો સ્વાધ્યાય-ધ્યાન ચિંતન કરીને માણસ કર્મ ખપાવી શકે છે. આવી રીતે જ્ઞાનમાં વારંવાર ઉપયોગ લગાડવાથી જ્ઞાન વધે છે. ને તીર્થંકર નામ કર્મ બંધાય છે.

નવમો બોલ છે દર્શનનો "दंसण' ભગવાન કહે છે દર્શન એટલે સમ્યક્ત્વ વિશુધ્ધ હોવું જોઈએ. દર્શનની વિશુધ્ધિ થવાથી પણ જીવને કેટલો મહાન લાભ થાય છે.

"दंसण विसोहिए य णं विसुध्धाए अत्थेगइए तेणेव भवग्गहणेण
सिज्झइ, विसोहिए य णं विसुध्धाए तच्चं पुणो भवग्गहणं नाइक्कमइ।"

દર્શન વિશુધ્ધિથી શુધ્ધ થયા પછી કોઈ તો તે ભવમાં સિધ્ધ થાય છે અને જે એ ભવમાં સિધ્ધ થતા નથી તેઓ ત્રીજા ભવે સિધ્ધ થાય છે. જ્યારે મિથ્યાત્વ ટળે છે ત્યારે સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી આત્મામાં ગાઢ મિથ્યાત્વની મલીનતા હોય છે ત્યાં સુધી જ્ઞાનનો પ્રકાશ મળતો નથી. જ્યારે વીતરાગપ્રભુના વચનામૃતો ઉપર જીવને દ્રઢ શ્રધ્ધા થાય છે ત્યારે સમ્યક્ત્વ થાય છે, ને મિથ્યાત્વની મલીનતા દૂર થાય છે. અત્યારે વરસાદ ખૂબ પડે છે એટલે પાણી ડહોળું આવે છે. તેનું કારણ તેમાં કચરો આવે છે. પણ એ પાણીમાં ફટકડી નાંખવાથી કચરો અલગ થાય ને પાણી નિર્મળ બને છે. અત્યારે તો મશીનરી દ્વારા પાણીને સ્વચ્છ બનાવવામાં આવે છે. તેમ મિથ્યાત્વના મેલથી મલીન બનેલા આત્માને શુધ્ધ બનાવવા માટેની ફટકડી કહો કે મશીનરી કહો તો તે સંવેગ આદિ પુરૂષાર્થ છે. જેના વડે સમકિત પ્રાપ્ત થાય છે. સમ્યક્ત્વ આપવાથી આત્માનો અજ્ઞાન રૂપી અંધકાર દૂર થાય છે ને પરિત સંસારી બને છે. સમ્યક્ત્વ-દર્શનની વિશુધ્ધિ થવાથી મોડામાં મોડો જીવ ત્રીજે ભવે કે પંદરમા ભવે મોક્ષમાં જાય છે. "विणय"- ગુરૂ-વડીલ અને સ્થવિરોનો વિનય કરવો. વિનય કરવાથી જીવને અલ્પ પ્રયાસે ઘણું જ્ઞાન મળે છે. વિનય ગુણથી ગમે તેવા વૈરીને વશ કરી શકાય છે. વિનય એ ઉત્તમ પ્રકારનું વશીકરણ છે. વિનય ગુણની પાછળ ઘણાં ગુણો આવે છે. સંત સતીજીનો ઉત્કૃષ્ટ ભાવે વિનય કરવાથી તીર્થંકર નામ કર્મની પ્રાપ્તિ થાય છે.

બંધુઓ ! ધર્મના કાર્યમાં ઉદ્યમ કરવાથી આવો મહાન લાભ થાય છે. તમારા સંસારના સુખ માટે ગમે તેટલો ઉદ્યમ કરો, પુરૂષાર્થ કરો તો તેમાં તમારા આત્માને આવો લાભ થાય છે ? બોલો તો ખરા. સંસાર સુખ માટેના પુરૂષાર્થથી આત્મા કર્મના કચરાથી મલીન બને છે. પૈસા માટે ગમે તેટલું પાપ કરો પણ શું પૈસો તમારી સાથે આવવાનો છે ? પૈસા તમારી સાથે નહિ આવે પણ મૃત્યુ તો એક દિવસ જરૂર આવવાનું છે. તે વાત નક્કી છે. છતાં માનવી ભાન ભૂલીને રાત-દિવસ

કરી શકાય ને ? કદાચ આંખ ચાલી જાય પણ કંઠસ્થ જ્ઞાન હોય તો સ્વાધ્યાય–ધ્યાન ચિંતન કરીને માણસ કર્મ ખપાવી શકે છે. આવી રીતે જ્ઞાનમાં વારંવાર ઉપયોગ લગાડવાથી જ્ઞાન વધે છે. ને તીર્થંકર નામ કર્મ બંધાય છે.

નવમો બોલ છે દર્શનનો "दंसण" ભગવાન કહે છે દર્શન એટલે સમ્યકત્વ વિશુધ્ધ હોવું જોઈએ. દર્શનની વિશુધ્ધિ થવાથી પણ જીવને કેટલો મહાન લાભ થાય છે.

"दंसण विसोहिए य णं विसुध्धाए अत्थेगइए तेणेव भवग्गहणेण
सिज्झइ, विंसोहिए य णं विंसुध्धाए तच्चं पुणो भवग्गहणं नाइक्कम्मइ।"

દર્શન વિશુધ્ધિથી શુધ્ધ થયા પછી કોઈ તો તે ભવમાં સિધ્ધ થાય છે અને જે એ ભવમાં સિધ્ધ થતા નથી તેઓ ત્રીજા ભવે સિધ્ધ થાય છે. જ્યારે મિથ્યાત્વ ટળે છે ત્યારે સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી આત્મામાં ગાઢ મિથ્યાત્વની મલીનતા હોય છે ત્યાં સુધી જ્ઞાનનો પ્રકાશ મળતો નથી. જ્યારે વીતરાગપ્રભુના વચનામૃતો ઉપર જીવને દઢ શ્રધ્ધા થાય છે ત્યારે સમ્યક્ત્વ થાય છે, ને મિથ્યાત્વની મલીનતા દૂર થાય છે. અત્યારે વરસાદ ખૂબ પડે છે એટલે પાણી ડહોળું આવે છે. તેનું કારણ તેમાં કચરો આવે છે. પણ એ પાણીમાં ફટકડી નાંખવાથી કચરો અલગ થાય ને પાણી નિર્મળ બને છે. અત્યારે તો મશીનરી દ્વારા પાણીને સ્વચ્છ બનાવવામાં આવે છે. તેમ મિથ્યાત્વના મેલથી મલીન બનેલા આત્માને શુધ્ધ બનાવવા માટેની ફટકડી કહો કે મશીનરી કહો તો તે સંવેગ આદિ પુરૂષાર્થ છે. જેના વડે સમકિત પ્રાપ્ત થાય છે. સમ્યકત્વ આવવાથી આત્માનો અજ્ઞાન રૂપી અંધકાર દૂર થાય છે ને

પાપ કરે છે. પણ જો તેની નજર સમક્ષ મૃત્યુને રાખે તો પાપ કરતાં અટકે. એક દ્રષ્ટાંત આપીને સમજાવું.

એક શેઠે ખૂબ કાળા ધોળાં કરીને કરોડો રૂપિયાની સંપત્તિ ભેગી કરી. આ શેઠને ખાવું-પીવું-હરવું-ફરવું, સારા કપડાં પહેરવાં કે ભોગ ભોગવવાની બહુ મમતા ન હતી. એને તો માત્ર પૈસા ભેગા કરવા એ એક જ મમતા હતી. પૈસા માટે ગમે તેવા પાપ કરવા પડે તો કરે. પછી પૈસાના ઢગલા જોઈને હરખાય. ત્યારે કોઈ સજ્જન માણસે શેઠને કહ્યું -શેઠ! તમે જાતે સુખ ભોગવતાં નથી પણ પાપ કરીને પૈસા ભેગા કર્યે જાઓ છો તો પરલોકમાં તમારું શું થશે? પાપના કડવા ફળ ભોગવવા દુર્ગતિમાં જશો ત્યાં આ પૈસાના ઢગલા આડા હાથ દેવા નહિ આવે. જે માણસ પૈસાને પોતાનું સર્વસ્વ માનતો હોય તેને આ વાત સમજાતી નથી. આજે દુનિયા પૈસાની પૂજારી છે. પૈસો મળે તો એને બીજું કોઈ યાદ આવતું નથી. હું તમને પૂછું છું. બોલો, પૈસો તમને વહાલો છે કે સંસાર સાગરથી તરવાનો માર્ગ બતાવનાર ગુરૂ? તમને કોણ વહાલું છે? (શ્રોતામાંથી અવાજ-ગુરૂ) જવાબ જીભેથી આપો છો કે હૈયાથી? પૈસા મળે તો ગુરૂ ક્યાંય ભૂલી જાવ. (હસાહસ).

શેઠ કહે છે ભાઈ! આ દુનિયામાં કોને પૈસાની મમતા નથી? અને પાપ કર્યા વિના કોણ જીવી શકે છે? ત્યારે એ સજ્જન માણસે કહ્યું કે ચાલો, હું તમને સંત પાસે લઈ જાઉં. તે તમને બરાબર સમજાવશે. તે ગામમાં એક પવિત્ર સંત રહેતા હતાં. તેમનું નામ એકનાથ હતું. તે એકનાથ પવિત્ર અને નિષ્પાપ જીવન ગાળતા હતા. શેઠને એકનાથ સંત પાસે લાવ્યા. સંતને વંદન કરીને શેઠ તેમની પાસે બેઠા. સંતને પૂછયું-મહારાજ! આપને એક પ્રશ્ન પૂછું? સંતે કહ્યું પૂછો. એટલે શેઠે પૂછયું મહારાજ! આપ આ કપટ ભરેલા સંસારમાં રહીને નિષ્પાપ જીવન કેવી રીતે ગાળો છો? એ મને સમજાતું નથી. એકનાથે કહ્યું-એ વાત હું તમને પછી સમજાવીશ. એ વાત જવા દો. પણ મને જ્યોતિષનું સારું જ્ઞાન છે. તો તમારા ભાગ્યમાં કેવું સુખ છે? તમારું ભવિષ્ય કેવું છે? તમારો હાથ બતાવો તો હું તમને બધું જોઈ આપું. આ સાંભળીને શેઠ તો ખુશ ખુશ થઈ ગયા ને મહારાજના હાથમાં પોતાનો હાથ મૂકયો.

મહારાજે શેઠની હસ્તરેખા જોઈને કહ્યું-શેઠજી! તમારું આયુષ્ય સાવ ટૂંકું છે. આજથી એક મહિનામાં તમારું મૃત્યુ થશે. આ સાંભળીને શેઠ તો ગભરાઈ ગયા. કંઈપણ બોલ્યા ચાલ્યા વગર સીધા પોતાની હવેલીએ ચાલ્યા ગયા. શૂનમૂન થઈને પલંગ ઉપર સૂઈ ગયા. છાતી થડથડ થાય છે. બસ, હવે હું મરી જઈશ. તમને પણ મરણનો ડર તો લાગે છે ને? સૂયગડાયંગ સૂત્રમાં ભગવાન કહે છે કે પ્રાણી માત્રને મૃત્યુનો ભય તો રહેલો છે. મરણ કોઈને છોડતું નથી.

डहरा बुड्ढा य पासह, गब्भत्था वि चयन्ति माणवा ।
सेणे जहा वट्टयं हरे एवं आउक्खयम्मि तुट्टइ ॥ સૂય. સૂ. અ. ૨ ઉ. ૧ ગાથા ૨

બાળક, યુવાન, વૃધ્ધ અને ગર્ભમાં રહેલો જીવ બધા મૃત્યુ પામે છે. જેવી રીતે બાજ પક્ષી ત્તિત્તર પક્ષીને મારી નાંખે છે તેવી રીતે આયુષ્ય પૂરું થતાં મનુષ્યને પણ કાળ રૂપી બાજ પક્ષી પકડી લે છે એટલે કે મનુષ્ય મૃત્યુ પામે છે.

ચાહે બાળક હોય, ચાહે વૃધ્ધ હોય કે ગર્ભમાં રહેલો જીવ હોય પરંતુ મૃત્યુ કોઈને છોડતું નથી. આ ગાથાનો ભાવ એ છે કે કોઈ મનુષ્ય બાલ્યાવસ્થામાં મરણ પામે છે. કોઈ ભરયુવાનીમાં તરત પરણી ઉતરેલો મીંઢળબંધો યુવાન હોય, હજુ હાથેથી મીંઢળ છૂટયા નથી એવા યુવાનને પણ મૃત્યુ છોડતું નથી. કોઈ જરા અથવા રોગથી જર્જરિત થઈને મરણ પામે છે. કોઈ જીવ ગર્ભાવસ્થામાં મરણ પ્રાપ્ત કરે છે. કારણ કે મનુષ્યનું આયુષ્ય અનેક વિઘ્નોથી યુક્ત અને સોપક્રમ છે. તેથી કોઈપણ અવસ્થામાં તે આયુષ્ય પૂર્ણ થતાં માણસનાં પ્રાણ ચાલ્યા જાય છે. માટે હે બંધુઓ ! ખૂબ વિવેકપૂર્વક સંસારી જીવોની આ સ્થિતિને સમજો. જેવી રીતે બાજ પક્ષી ત્તિત્તરને પકડીને લઈ જાય છે એ પ્રમાણે મૃત્યુ પ્રાણીઓના પ્રાણનું અપહરણ કરે છે. એક શ્લોકમાં પણ કહ્યું છે કે.

अशनं मे वसनं मे, जाया मे बन्धुवर्गो मे ।
इत्ति मे मे कुर्वाणं, कालवृको हन्ति पुरुषाजम् ॥

ખાવાની સામગ્રી મારી છે, વસ્ત્રો, પત્ની, બંધુઓ બધા મારા છે. આ રીતે અજ્ઞાની માણસ મારું મારું કરતો રહી જાય છે અને કાળરૂપી વરૂ આવીને માણસોને પકડીને લઈને જાય છે.

જેમ અગાધ સમુદ્રમાં રહેલા માછલાઓને માછીમાર જાળમાં પકડી લે છે તેમ આ સંસારમાં સદાચારી માણસ હોય કે દુરાચારી હોય પણ તે ગમે તેવા સ્થાનનો આશ્રય લેવા છતાં મૃત્યુથી બચી શકતો નથી. કાળરાજા દૂરથી પણ હાથ લંબાવીને પ્રાણીઓને પકડી લેવાને સમર્થ છે. આવું સમજીને તમે પાપને છોડો, પેલા શેઠને જેમ કેન્સરના દર્દીને ધ્રુજારી થાય તેમ મૃત્યુની ધ્રુજારી થઈ. કારણ કે જેને કેન્સરનું નામ પડે છે તેને ધ્રુજારી થાય છે. કેન્સરનું દર્દ એવું ભયંકર છે કે એનું નામ પડે ને માણસ ધ્રુજી ઉઠે કે મને કેન્સર થયું. હવે હું દુનિયામાંથી કેન્સલ થઈ ગયો. મારું મૃત્યુ નજીક છે. એવા વિચારથી તેના હાજા ગગડી જાય છે. મરણના ભયથી માણસને ધ્રુજારી થાય છે તેમ જો પાપની ધ્રુજારી થાય તો તેનું જીવન સુધરી જાય. કેન્સરનો દર્દી વિચાર કરે છે કે મને કેન્સર થયું એટલે હવે

મારું મૃત્યુ નજીક છે. તેમ જેને અઢાર પાપનું કેન્સર થયું તેને દુર્ગતિમાં જવું પડે છે. એવું જો જીવને સમજાય તો પાપ કરતો પાછો હઠે.

પેલા શેઠ તો ધ્રુજી ઉઠયા છે. નથી ખાતા-પીતાં કે નથી દુકાને જતા. એને મૃત્યુ સિવાય બીજું કંઈ દેખાતું નથી, એતો હાથમાં માળા લઈને હે ભગવાન! મારું શું થશે? રામ....રામ નામની માળા જપે છે. આ રીતે ભગવાનનાં નામ સ્મરણમાં શેઠના ૨૮ દિવસ પૂરા થયા. ઓગણત્રીસમાં દિવસે એકનાથજી મહારાજ શેઠની પાસે આવ્યા. તો શેઠ પલંગમાં સૂતા....સૂતા હેરામ...હે રામ! એમ ભગવાનનું નામ સ્મરણ કરતા હતા. મહારાજે પૂછયું-શેઠજી! કેમ છો? ત્યારે શેઠે કહ્યું મહારાજ! હું તો હવે જવાની તૈયારીમાં છું. ચોવીસ કલાકનો મહેમાન છું. ત્યારે મહારાજે કહ્યું શેઠજી! તમે મને કહો કે આ ૨૮ દિવસમાં તમે કેટલા પાપ કર્યા? કેટલું જૂઠું બોલ્યા? દગા-પ્રપંચ કરી કોને કોને છેતર્યા? શેઠ નમ્ર સ્વરે બોલ્યા. મહારાજ! માથે મોત ઝઝૂમતું હોય ત્યાં પાપ કર્મ સૂઝે ખરું? ૨૮ દિવસમાં મેં દગા-પ્રપંચ, અસત્ય, છેતરપિંડી આદિ એક પણ પાપ કર્યું નથી. અરે! ધંધો કર્યા નથી, ખાધું પીધું પણ નથી. ૨૮ દિવસમાં રામનું નામ લીધું છે. બીજું કંઈ કામ કર્યું નથી.

એકનાથ મહારાજે કહ્યું-શેઠજી! મારું પણ તમે એમ જ સમજો. હું હંમેશા રાત-દિવસ મોતને મારા માથે બેઠેલું નિહાળું છું પછી મારાથી પાપ થાય ખરું? પણ શેઠજી! તમારો હાથ લાવો. હું ફરીને જોઈ દઉં. કદાચ મારી ભૂલ થઈ હોય? મહારાજે શેઠનો હાથ જોઈને કહ્યું શેઠજી! તમારી હસ્તરેખા જોવામાં મારી ભૂલ થઈ છે. હજુ તો તમારું આયુષ્ય ઘણું લાંબુ છે. પણ તમે ૨૯ દિવસ સુધી મૃત્યુને નજર સમક્ષ રાખ્યું તો કેટલા પાપથી બચી ગયા! હવે તમે આ રીતે જીવન જીવજો. શેઠ મહારાજનો કહેવાનો મર્મ સમજી ગયા કે મારું મૃત્યુ મહિનામાં થવાનું ન હતું. પણ મારું જીવન સુધારવા મને પાપમાંથી બચાવવા માટે મહારાજે આવું કહ્યું. પછી શેઠ સમજી ગયા ને પવિત્ર જીવન ગાળવા લાગ્યા. લક્ષ્મીનો મોહ ઉતરી ગયો. ખરેખર, મૃત્યુ નજર સમક્ષ રહે તો માનવ પાપરહિત જીવન જીવી શકે છે. મેં તો ધનના ઢગલા કરવા માટે જિંદગીમાં પાપના કામ કર્યા પણ ધર્મના કામ કર્યા નહિ. શેઠને કરેલા પાપનો પશ્ચાતાપ થવા લાગ્યો.

કાર્યો ધરમ કેરા કર્યા નહિ આ હાથથી છૂટતી નથી લક્ષ્મી ભેગી કરી જે પાપથી,
કોઇ આપો મને સન્મતિ યા લઇલો મારી સંપત્તિ, આ હાલતમાં જો હું મરું તો થાશે
મારી અવગતિ આ ધનના ઢગલામાં મને શાંતિ નથી. શાંતિ નથી.

અહો! પાપમાં રચ્યોપચ્યો રહીને લક્ષ્મી ભેગી કરી પણ કોઈ દીન-દુઃખીની સેવામાં મેં સદુપયોગ ન કર્યો. અરે, ધર્મના કામમાં વાપરી નહિ. એકનાથજી જેવા

પવિત્ર સંત મળ્યા તો મારું જીવન સુધર્યું. શેઠને હવે સમજાયું કે ધનના ઢગલામાં આત્મશાંતિ નથી. જો હું લક્ષ્મીના મોહમાં મર્યો હોત તો અવગતિયો થાત. મારે હવે એક પણ પાપ કરવું નથી. શેઠે ભૂતકાળમાં કરેલા પાપોનો પશ્ચાતાપ કર્યો ને પોતાનો વર્તમાન અને ભવિષ્યકાળ સુધાર્યો. બંધુઓ! સંત મળ્યાને જીવન સુધાર્યું તેમ તમે પણ મૃત્યુને તમારી નજર સમક્ષ રાખશો તો પાપમાંથી બચી જશો. ને તમારું જીવન પવિત્ર બની જશે. મહાબલઅણગાર વીસ સ્થાનકની આરાધના કરી પોતાનું જીવન પવિત્ર બનાવી રહ્યા છે. વધુ ભાવ અવસરે. હવે ગઈ કાલની અધૂરી કહાની કહું.

**"રા' નવઘણના રક્ષણમાં દેવાયતના પગની ઘૂંટણમાં મૂકાયેલી સારડી."**

દેવાયતને જુનાગઢના સૂબાએ ખૂબ ધમકી આપી. પ્રલોભન આપ્યા પણ દેવાયતે કોઈપણ રીતે નવઘણ મારે ઘેર છે તે વાત કબૂલ કરી નહિ. કારણ કે દેવાયતનો નિર્ણય હતો કે મારે શરણે આવેલા રાજકુમારનું મારા પ્રાણના ભોગે પણ રક્ષણ કરવું. મારા પ્રાણ જાય તો કબૂલ પણ નવઘણનો વાળ વાંકો નહિ થવા દઉં. શાંતિનાથ ભગવાનનો આત્મા મેઘરથ રાજાના ભવમાં હતો ત્યારે તેમણે નિયમ કર્યો હતો કે 'મારે શરણાગતનું રક્ષણ કરવું.' એક પારેવું તેમના શરણે આવ્યું. એ તો દેવની પરીક્ષા હતી. પારેવું બચાવવા માટે પગમાંથી માંસના ટુકડા કાઢી ત્રાજવામાં મૂક્યા. છેવટે આખા પગ કાપીને ત્રાજવામાં મૂકી દીધા. એમના નિયમની દૃઢતા જોઈને દેવ ચરણમાં પડી ગયો. પગ હતાં તેવા થઈ ગયા. આગળના મહાન પુરૂષો પ્રાણ છોડે પણ પોતાની પ્રતિજ્ઞામાં દૃઢ રહેતા હતા.

દેવાયત પ્રાણના ભોગે પણ નવઘણકુમારનું રક્ષણ કરવા તૈયાર થયો છે. સૂબાને તેના ઉપર ગુસ્સો આવવાથી જુનાગઢના કેદખાનામાં પૂરી દીધો. ત્યાં રોજ સૂબો આવીને દેવાયતને નવઘણ વિષે પૃચ્છા કરતો પણ દેવાયત તેને જવાબ આપતો નહિ. એટલે સૂબો ગુસ્સે થઈને તેનો બરડો ખુલ્લો કરાવી ચાબખાના માર મારી ઉપર મીઠાનું પાણી છંટાવતો. આ રીતે તેને દરરોજ માર મારવામાં આવતો. ને કાળી મજુરી કરાવતાં. તેના બરડામાંથી લોહીની શેરો ઉડતી, જેમ જેમ દિવસો જતાં ગયા તેમ તેમ દેવાયતને વધારે કષ્ટ આપવા માંડ્યું. છતાં અડગ દેવાયત એકનો બે ન થયો, રોજ માર પડવાથી તેના શરીરમાં અસહ્ય પીડા થવા લાગી. પોતાના પ્રાણ બચે કે ન બચે તેની પરવા નથી પણ નવઘણને જીવાડવાની તેને ચિંતા થવા લાગી. છેવટે સૂબાએ દેવાયતના પગની ઘૂંટી ઉપર સારડી મૂકીને સાર પાડયા. અહાહા.... સારડી મૂકીને હાડકા વીંધી નાંખ્યાં તેની કેવી પીડા થઈ હશે! પરોપકારી પુરૂષો પ્રાણાન્તે પણ પોતાની પરોપકારની ભાવના છોડતા નથી. દેવાયતના પગની ઘૂંટીઓ

ઉપર સારડી મૂકવાથી અસહ્ય વેદના થવા લાગી. એટલે તેણે સૂબાને કહ્યું–તમે મને આટલું કષ્ટ ન આપો. મારાથી દુઃખ સહન થતું નથી. હું તમને નવઘણ મંગાવી આપું છું.

સૂબાને આનંદ થયો. દેવાયતે દુઃખથી કંટાળીને આ શબ્દો ન્હોતા કહ્યાં પણ નવઘણને જીવાડવા માટે આ કિમિયો શોધ્યો હતો. દેવાયતે તેની પત્ની ઉપર એક કાગળ લખીને આપ્યો. તે પત્ર લઇને સૂબાના માણસો દેવાયતની સ્ત્રી પાસે ગયા. દેવાયતે પત્રમાં લખ્યું હતું કે મારાથી અહીં દુઃખ સહન નથી થતું. તો તું **"રા'રાખીને વાત કરજે ને નવઘણને અહીં જલ્દી મોકલી આપજે."** એનો પત્ર વાંચનાર એમ સમજી જાય કે નવઘણને મોકલવાનો કહ્યો છે. પણ તેનો ગૂઢ આશય કોઈ સમજી શકે નહિ. પતિનો પત્ર આવ્યો. ચતુર સ્ત્રી પતિના પત્રનો આશય સમજી ગઈ. તેણે નવઘણને તો સંતાડી દીધો હતો. પણ પોતાના પુત્ર ઉગાને અંદર લઈ ગઈ. સૂબાના માણસોને તે કહે છે હું થોડીવારમાં નવઘણ તમને સોંપી દઉં છું, મારો પતિ જેલમાં આટલા દુઃખ વેઠતો હોય ત્યાં રાજકુમારનું રક્ષણ ક્યાં કરું ? એમ કહી અંદર જઇને પોતાના વહાલસોયા પુત્ર ઉગાને બાથમાં લઇને કહે છે બેટા ! આજે તારે બલીદાન આપવા જવાનું છે. તારા પિતાની ચિઠ્ઠી આવી છે.

**"ઉગા ઉગરવા તણી મા રખ મનમાં આશ,**
**જાતા પ્રભુ પાસમાં, આનંદ વાધે ઉરમાં."**

બેટા ! તું જીવનની આશા છોડી દઈ રાજી ખુશીથી જવા તૈયાર થયો છે ને ? તારા દિલમાં દુઃખ નથી થતું ને ? માતાના આ પ્રશ્ન સાંભળી ઉગાએ શું જવાબ આપ્યો, સાંભળો.

**"રા'નો રાખણહાર, જગમાં જશ બહુ વધશે,**
**ધીરજને મનમાં ધાર, ઉગો તુજ કુંખે ઉપન્યો."**

**"શુરવીર ઉગો પ્રાણનું બલિદાન દેવા તૈયાર થયો"** : પુત્રના શબ્દો સાંભળી માતાના દિલમા હર્ષ થયો. પણ પુત્રને મૃત્યુના મુખમાં મોકલવાનું દુઃખ ઘણું છે. હે બેટા ઉગા ! ધન્ય છે તને ! પણ આવ આ તારી દુર્ભાગી માતાને એક વખત ભેટી લે. તારા જેવા શૂરવીર પુત્રને આજે હાથે કરીને મૃત્યુના મુખમાં ધકેલું છું, બીજો કોઈ ઉપાય નથી. અત્યારે આપણો ધર્મ છે કે આપણા પ્રાણનું બલીદાન આપીને પણ રાજાનું રક્ષણ કરવું. આટલું બોલતાં માતાની આંખમાં આંસુ આવી ગયા. ત્યારે ઉગો કહે છે માતા ! તારા જેવી શૂરવીર ક્ષત્રિયાણીની આંખમાં આંસુ શોભે ? માતા ! તારા દૂધડાં પીધાં છે તેને દીપાવવા જાઉં છું. રાજાને ઉગારવા માટે આ એક ઉગો તો શું પણ મારા જેવા હજાર ઉગાનું બલીદાન આપવું પડે તો

આપવું જોઈએ. હું જીવીશ તો પણ શું કરી શકવાનો છું? રાજા જીવશે તો પ્રજાનું પાલન કરશે. મુસ્લીમ રાજાના હાથમાંથી આપણું રાજ્ય છોડાવશે. આવા રાજાને માટે જે કરવું પડે તે કરવા તૈયાર છું. મને તેમાં આનંદ છે. તું જરા પણ ચિંતા ન કરીશ. ઉગાના શબ્દો સાંભળી પુત્રને બાથમાં લઈને બોલી ઉઠી કે શાબાશ બેટા શાબાશ! તારી હિંમત જોઇને હું ખુશ થઈ છું, તું જલ્દી જઈને દુશ્મનોના દુર્ગને પાયામાંથી ઉખેડી નાખજે.

આમ કહીને માતાએ ઉગાને રાજકુમારનો પોશાક પહેરાવી ઉગાને લઈને દેવાયતની સ્ત્રી એટલે એ સૌરાષ્ટ્રની સતીદેવી, તેણે નવઘણના રૂપમાં હસતે મુખડે ઉગાને કહ્યું કે નવઘણ! આ બાદશાહના માણસો તને લેવા આવ્યા છે. તને ન આપું તો અમે વગર મોતે મરી જઈએ, તારું રક્ષણ કરવા જતાં મારા પતિને જેલમાં જવું પડયું. પગમાં સાંકળો મૂકાણી, અમે કેટલું સહન કરીએ? ત્યારે ઉગાએ પણ કહ્યું–બા! તમે મને રાખ્યો એટલો તમારો મહાન ઉપકાર માનું છું. મારી માતા હોત તો મને મરવા થોડી મોકલત! તમને દુઃખી કરીને મારે જીવવું નથી. હું જાઉં છું. એમ કહીને ઉગો હસતે મુખડે સૂબાના માણસો સાથે જવા ચાલી નીકળ્યો. દેવાયતની પત્નીએ પણ આ પોતાનો પુત્ર નથી પણ નવઘણ છે તેવી સૂબાનાં માણસોને ખાત્રી થાય તે રીતે શબ્દો કહ્યા. આવનાર માણસોને પણ ખાત્રી થઈ કે આ નવઘણકુમાર જ છે.

નવઘણના રૂપમાં ઉગાને લઈને માણસો જુનાગઢ પહોંચી ગયા. દેવાયતને ખબર મળ્યા કે સૂબાના માણસો રા'નવઘણને લઈને આવી ગયા છે. આ સાંભળી દેવાયતના મનમાં શંકા થવા લાગી કે મારી પત્ની સ્ત્રી જાતિ છે. એકનો એક પુત્ર છે તો પુત્રના મોહમાં પડીને નવઘણને તો નહીં મોકલ્યો હોય ને? તો મારી બધી મહેનત વ્યર્થ જશે. બીજી ક્ષણે વિચાર આવ્યો ના....ના. મારી પત્ની પુત્રના મિથ્યા મોહમાં પડે તેવી નથી. સાચી ક્ષત્રિયાણી છે. પુત્રના પ્રેમને તિલાંજલી આપી તેણે જરૂર ઉગાને મોકલ્યો હશે. થોડીવારમાં સૂબાએ દેવાયતને ભર સભા વચ્ચે બોલાવ્યો. ત્યાં નવઘણના વેશમાં તેણે પોતાના પુત્ર ઉગાને જોયો. તેથી તેને આનંદ થયો. પિતા–પુત્રની દૃષ્ટિ મળી. બંનેએ નેત્રો દ્વારા વાત કરીને આનંદ માન્યો. દેવાયતના મુખ ઉપર આનંદની રેખા જાણે સ્પષ્ટ દેખાઈ આવતી હતી. સૂબાએ પૂછયું આ નવઘણ જ છે ને? દેવાયતે કહ્યું–હા, એ નવઘણ છે. તરત જ સૂબાએ ક્રોધથી દાંત કચકચાવીને તલવારના એક ઝાટકે નવઘણના રૂપમાં રહેલા ઉગાનું માથું ધડથી જુદું કર્યું. પોતાની નજર સમક્ષ પોતાના પુત્રનું ખૂન થાય છતાં મુખ ઉપર સ્હેજ પણ ગ્લાનિ ન આવવા દેવી. સ્હેજ આંચકો પણ ન આવવા દેવો તે કંઈ જેવી તેવી વાત નથી. સૂબાના માણસો દેવાયત સામે મીટ માંડીને બેઠા હતા. જો સ્હેજ આંચકો

આવે તો પણ પકડી પાડે. દેવાયતની નજર સમક્ષ ઉગાનું મસ્તક ધડથી જુદું કરી સૂબો મનમાં હરખાયો કે હાશ....દુશ્મનનો દીકરો મરાયો. હવે મને કોઈનો ડર નથી.

**"ઈર્ષ્યાએ વર્તાવેલો કાળો કેર"** દેવાયતનો ભાઈ ખૂબ ઈર્ષ્યાળુ હતો. આટલું કરવા છતાં તેનું વેર પૂરું ન થયું એટલે તેણે સૂબાને કહ્યું કે દેવાયતની પત્ની એટલે મારી ભાભી આવીને તલવારની અણી વડે પોતાની જાતે નવઘણની આંખના રત્ન બહાર કાઢી આંખમાં સૂરમો આંજી પગમાં પગરખાં પહેરીને નવઘણની આંખો પગ નીચે મૂકીને ખૂંદે તો સમજવું કે આ નવઘણ છે. જો એમ ન કરે તો આ દેવાયતનો પુત્ર છે એમ માનજો. તરત સૂબાએ માણસ મોકલી દેવાયતની પત્નીને બોલાવીને કહ્યું કે જો આ સાચે જ નવઘણ હોય તો તમે આંખમાં સુરમો આંજી, પગમાં પગરખા પહેરી તેના માથા ઉપર ઉભા રહી તેની આંખોના રત્ન કાઢી તારા પગ નીચે ચગદી નાંખ. તો જ હું માનું કે આ નવઘણકુમાર છે. બાકી મને વહેમ છે કે આ નવઘણને બદલે તારો પુત્ર છે.

**"આકરી કસોટીમાંથી પસાર થયેલી વીરાંગના"**: દેવાયતની પત્નીના માથે ધર્મસંકટ આવ્યું. હવે શું કરવું? આ સંકટમાંથી પસાર થવા માટે હિંમત રાખ્યે છૂટકો છે. વીરનારીએ વિચાર કર્યો કે મારો પુત્ર મરાયો. પુત્ર વિનાની હું થઈ ગઈ. જેના રક્ષણ માટે મારા એકના એક લાડીલાનો ભોગ આપી દીધો. જો હવે હિંમત હારીશ તો એનો પણ ભોગ આપવો પડશે. એણે પ્રભુને પ્રાર્થના કરી.હૃદય ઉપર શીલા મૂકીને આંખમાં સૂરમો આંજ્યો. પગમાં જુત્તા પહેરી પોતાના વહાલસોયા પુત્રના શબ પાસે આવીને હર્ષભેર મસ્તક ઉપર પગ મૂકી છરી વડે તેના નેત્ર કાઢી પગની પાની નીચે ચગદી નાંખ્યા. છતાં આંખમાં આંસુ કે મુખ ઉપર સ્હેજ પણ ઉદાસીનતા ન આવવા દીધી. તેથી સૂબાને ખાત્રી થઈ કે જો આ તેનો પુત્ર હોત તો દેવાયતની પત્ની આવું કઠોર કૃત્ય ન કરી શકત. સ્ત્રી જાતિનું હૃદય કોમળ હોય છે. હૈયું હાથ ન રહે ને આંખમાં આંસુ આવ્યા વિના ન રહે. પણ દેવાયતનો પુત્ર નહિ નવઘણ જ છે તેની ખાત્રી થતાં સૂબાને શાંતિ થઈ કે હાશ, હવે દુશ્મનનો કાંટો ગયો. દેવાયતને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યો. પતિ–પત્નીએ છૂટકારાનો દમ ખેંચ્યો ને તેમને નવઘણની સલામતીથી જાણે દુનિયાનું રાજ્ય મળ્યું ન હોય તેટલો આનંદ થયો. પતિ–પત્ની હર્ષભેર પોતાને ઘેર આવીને નવઘણને ભેટી પડયા. નવઘણ હવે શિશુ અવસ્થા વટાવી યુવાનીના પ્રાંગણમાં પ્રવેશ કરી ચૂકયો છે. દેવાયત નવઘણને જુનાગઢની ગાદીએ બેસાડવા માટેના ઉપાયો શોધવા લાગ્યો. પણ આ રાજા પાસે મોટું સૈન્ય લઈને બાર વર્ષ સુધી લડવામાં આવે તો પણ જુનાગઢને જીતવું મુશ્કેલ છે.

નવઘણને રાજા બનાવવા દેવાયત ખૂબ ચિંતામાં રહેતો હતો. છેવટે તેણે દરવાજાના

પહેરેગીરની સાથે મિત્રતા બાંધી અને પોતાના ચાર માણસ તેના હાથ નીચે નોકરી તરીકે મૂકયા. બીજી બાજુ શું બન્યું! દેવાયતે પોતાની વંડી ચણાવવા મજુર બોલાવ્યા. વંડી ચણવા પાછળના વાડામાં ખાડો ખોદીને તેમાંથી માટી લાવતા હતા. બપોરના સમયે મજુરો પોતપોતાના ઘેર ગયા. તે સમયે નવઘણુ બધાની નજર ચૂકવી વાડામાં આવ્યો. ને તેને કોઈ જોઈ ન જાય તે માટે સંતાવાનું કરતો હતો. ત્યાં પેલો ખાડો જોયો. તેમાં તે ઉતર્યો ને કોદાળી લઈને ખોદવા લાગ્યો. તો એક મોટી શીલા જોઈ. શીલા ઉંચકીને દૂર કરી તો અંદર કંઈક જોયું. નવઘણે કહ્યું. પિતાજી! આ ખાડામાં નીચે કંઈક છે. દેવાયત સમજી ગયો. તેણે કહ્યું કે અત્યારે શીલા ઢાંકી દે. નવઘણે તેના ઉપર શીલા ઢાંકીને ઉપર ધૂળ વાળી દીધી. દેવાયત નવઘણુને તેડીને ઘેર આવ્યો. અને મજુરોને ઘેર જઈને કહી આવ્યો કે આજે કંઈ કામ કરવાનું નથી. માટે આવતી કાલે આવજો.

આજે દેવાયતના મુખ ઉપર કોઈ અલૌકિક આનંદની આભા ચમકતી હતી. જાણે પોતાનું બધું દુઃખ ગયું ને સુખના સૂર્યનો ઉદય થયો હોય તેમ તેને લાગતું હતું. પછી આખા ગામના લોકો નિદ્રાધીન થયા ત્યારે દેવાયત, તેની પત્ની, નવઘણુ અને જાહલ મોડી રાત્રે વાડામાં ગયા ને ખાડામાંથી પેલી શીલા ઉંચકી તો તેની નીચેથી સોનામહોરોથી ભરેલો ચરૂ નીકળ્યો. તે બધાએ ભેગા થઈને ઘરમાં મૂકી દીધો. ખાડો પૂરી દીધો. પત્ની એના પતિના આનંદનું કારણ સમજી ગઈ. અને તેને લાગ્યું કે હવે નવઘણુનું ભાગ્ય ખુલ્યું.

આ તરફ પેલા આહીરોનું કામ જોઈને કિલ્લાનો રક્ષક જ્યારે દેવાયતને મળતો ત્યારે આહીરોના વખાણ કરતો. ત્યારે દેવાયતે કહ્યું કે આ તો ગરીબ લોકો છે. આના કરતાં પણ ઉત્સાહી અને ખાંતીલા આહીરો ગીરમાં ઘણાં છે. જો તમારે જરૂર હોય તો મોકલું. કિલ્લાના રક્ષકે હા પાડી એટલે બીજા ચાર આહીરોને મોકલ્યા. તેમણે પણ પોતાની બાહોશીથી કિલ્લારક્ષકને સંતોષ આપ્યો. એટલે કિલ્લારક્ષક બીજા આહીરોની માંગણી કરવા લાગ્યો. ત્યારે દેવાયત થોડા થોડા આહીરો મોકલતો. આમ કરતાં એક વર્ષમાં તો જુનાગઢના રક્ષણખાતાનાં કામમાં આહીરોનો સમુહ વધી ગયો.

જાહલના લગ્ન અને નવઘણુને રાજ્ય અપાવવાની તેના પિતાને ચિંતા છે ને છેવટમાં બધી તૈયારી કરી. અને સૂબા પાસે સાધનની માંગણી કરી. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

# વ્યાખ્યાન નં. ૩૮

**શ્રાવણ વદ ૨ ને બુધવાર** તા. ૧૧-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આધિ-વ્યાધિ અને ઉપાધિ રૂપ ત્રિવિધ તાપના ભઠ્ઠામાં જગતના જીવો પ્રજળી રહ્યા છે. આધિનું સ્થાન મનમાં છે. વ્યાધિનું સ્થાન શરીર છે ને ઉપાધિનું સ્થાન બહારના પૌદ્ગલિક પદાર્થો તેમજ ઘર-કુટુંબ અને પરિવારમાં છે. આ ત્રિવિધ તાપથી તપતાં જીવોને સંસારમાં જો કોઈ શીતળતા આપનાર હોય તો તે વીતરાગ પ્રભુની વાણી છે. તે વાણી સાંભળવા માટે નાટારંભ છોડીને દેવલોકના દેવો અને દેવીઓ મૃત્યુ લોકમાં આવે છે. તીર્થંકર પ્રભુની દેશના એક પ્રહર સુધી ચાલે છે, દેવ અને દેવીઓને તીર્થંકર પ્રભુની વાણીનું જેટલું મહાત્મ્ય છે તેટલું તમને છે? જો તમને વીતરાગ વાણીનું મહાત્મ્ય સમજાયું હશે તો તમે વ્યાખ્યાનમાં સમયસર હાજર થઈ જશો. તમને શેનું મહાત્મ્ય છે વીતરાગવાણીનું કે ચા પાણીનું ? યાદ રાખજો. વીતરાગ વાણી જેવી તેવી નથી. જેનું મૂલ્યાંકન ઈન્દ્રો પણ કરી શકતા નથી. એવી વીર પ્રભુની વાણી છે.

આપણે મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. મલ્લીનાથ ભગવાન પૂર્વભવમાં કોણ હતા તેની વાત ચાલે છે. મહાબલ અણગાર વીતરાગ વાણીનું મહાત્મ્ય સમજીને સંસારના વૈભવ-વિલાસથી વિકસેલી વાડીનો ત્યાગ કરી છ છ મિત્રોની સાથે વીતરાગ વાટિકામાં વિરતિનું વાવેતર કરીને વિચરવા લાગ્યા. તેઓ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરવાની વીસ સ્થાનકની આરાધના કરે છે. તેમાં ગઈ કાલે આપણે જ્ઞાનની આરાધના કરવા માટેની વાત કરી હતી. જ્ઞાન મેળવ્યા પછી સ્વાધ્યાય કરવામાં ન આવે તો જ્ઞાન કટાઈ જાય છે. માટે ભગવાને સાધકને સ્વાધ્યાય કરવાનું શાસ્ત્રમાં વિધાન કર્યું છે.

બંધુઓ ! આત્મા ઉપર લાગેલા ડાઘને સાફ કરાવનાર જો કોઈ સાધન હોય તો સિધ્ધાંત છે. આત્મિક સુખ પ્રાપ્ત કરવા માટે સિધ્ધાંત જડીબુટ્ટી છે. સિધ્ધાંતની વાતને મજબૂત કરવા માટે બીજા ન્યાય આપવા પડે છે. પણ મૂળ તો સિધ્ધાંત મુખ્ય છે. બારણાંને ફીટ કરવા માટે ખીલીઓ અને મીજાગરાની જરૂર પડે છે. પણ એકલા મીજાગરા અને ખીલીઓનો મોટો ઢગલો કરી દો પણ બારણું નહિ હોય ત્યાં એકલા મીજાગરા અને ખીલીઓ શું કરવાના ? મુખ્યતા બારણાંની છે. તે રીતે બહારનું જ્ઞાન ગમે તેટલું મેળવો પણ જો સિધ્ધાંતનું જ્ઞાન નહિ હોય તો તેની વિશેષતા નથી. સિધ્ધાંતનું જ્ઞાન ચારિત્રને મજબૂત કરે છે. ચારિત્રનાં આચાર વિચાર કેવા હોય તે સમજાવે છે. આજે જ્ઞાન ઘણું વધ્યું છે. બી. કોમ., બી. એ., બી. એ., બી.ટી.,

એમ. એ., આદિ કેટલી ડીગ્રીઓ માણુસ મેળવે છે. એથી અધિક ભણુવા માટે મા-બાપ દીકરાઓને અમેરિકા-જર્મન-આદિ પરદેશમાં મોકલે છે. ત્યાં જઈને ડીગ્રી મેળવીને આવે એટલે હરખાય છે. જ્ઞાની કહે છે એ ડીગ્રીઓ મેળવીને તું ગમે તેટલો હરખાય પણુ તેનું ફળ કેટલું ? માણુસને ડીગ્રી પ્રમાણે નોકરી મળે છે. એટલે કમાણી વધારે ને તેના ફળરૂપે સોનું, રૂપું, પૈસા, ઘરબાર, બંગલા, બગીચા માન-પ્રતિષ્ઠા, ખાવા પીવાનું મળે. બીજું કંઈ મળવાનું ખરું ? એ જ્ઞાન તમને મોક્ષ અપાવશે ? ના. ઠીક છે. આજીવિકા માટે એ જ્ઞાનની જરૂર છે પણુ મોક્ષ મેળવવા માટે તો સિધ્ધાંતના જ્ઞાનની જરૂર છે.

બંધુઓ ! એ જ્ઞાન સાથે ચારિત્રની મહત્તા છે. આચાર વિનાનું જ્ઞાન શૂન્ય છે. જ્ઞાન થોડું હશે તો વાંધો નહિ પણ ચારિત્ર તો અવશ્ય જોઈએ કહ્યું છે ને કે-

जहा खरो चंदण भारवाही भारस्स भागी न हु चंदणस्स ।
एवं खु नाणी चरणेणहीणो, भारस्स भागी न हु सुग्गईए ॥

જેવી રીતે ગધેડા ઉપર ચંદનના લાકડાનાં છાલકાં નાંખ્યા હોય પણુ એ ગધેડો માત્ર ચંદનનો ભાર ઉપાડે છે. તે માત્ર ભારનો ભાગી છે. પણુ તેને ચંદનની સુવાસ કે શીતળતા મળતી નથી. તેવી રીતે ચારિત્રહીન જ્ઞાનીનું જ્ઞાન કેવળ ભારરૂપ છે. પણુ તે સુગતિનો અધિકારી બની શકતો નથી. એટલે ટૂંકમાં ચારિત્ર સહિત શાસ્ત્ર જ્ઞાનની મહત્તા છે. શાસ્ત્રના જ્ઞાનનું એકેક વચન પણુ કેટલું ઉપયોગી છે !

રૂચી વિના અનિચ્છાએ એક શબ્દ સાંભળનારા રોહણીયા ચોર જેવો આત્મા તરી ગયો. અનિચ્છાથી પણુ એક વચન સાંભળવાથી જન્મ-જરા અને મરણુની સાંકળ તૂટી તો જે આત્માઓ શુધ્ધ ભાવપૂર્વક વીતરાગની વાણી સાંભળે તેને કેટલો મહાન લાભ થાય ! આટલા માટે શાસ્ત્રનું જ્ઞાન મેળવવું જરૂરી છે. શાસ્ત્રનું જ્ઞાન હશે તો અન્ય ધર્મીઓ સામે ટકી શકશો. જો જ્ઞાન નહિ હોય તો તમારી શ્રધ્ધાનું પાટીયું ડગમગ થઈ જશે. જેમ ચકલીનું બચ્ચું હજુ નાનું છે. તેની પાંખ મજબૂત થઈ નથી. એ એની માતાને ઉંચે ઉડતી જોઈને વિચાર કરે કે મારી માતા ઉંચે ઉડે ને હું શા માટે માળામાં ગોંધાઈ રહું ? એમ વિચારી પોતાની શક્તિનો ખ્યાલ કર્યા વિના બચ્ચું ઉડવા જાય તો પડી જાય ને તેના ફોદા ઉડી જાય છે. તેમ જે જીવે શાસ્ત્રના જ્ઞાનથી શ્રધ્ધાની પાંખ મજબૂત કરી નથી તે પહેલા બીજાની પાસે આત્માજ્ઞાનની વાતો સાંભળવા દોડશે તો તેની શ્રધ્ધા તૂટી જશે.

વીરવાણી મહાન ભાગ્યે મળી છે. સંતો પોતાની શક્તિ-ક્ષયોપશમ પ્રમાણે સિધ્ધાંતમાંથી મંથન કરીને સમજાવે છે પણુ વાણીના પ્રરૂપક તો ભગવાન છે. ભગવાનના મુખમાંથી એ દિવ્ય વાણીનો ધોધ વહ્યો. ગણુધરોએ તેને ઝીલ્યો ને આચાર્ય

ભગવંતોએ વાણીને લખી તો આપણને સાંભળવા મળી છે. ભગવાનની વાણી ભવસાગરને તરવા માટેનું સાધન છે. ગમે તેવો હોંશિયાર ને બળવાન તરવૈયો હોય તો પણ તેને તરવા માટે સાધન તો લેવું પડે છે ને? હોડીથી તરે અથવા પોતાની ભુજા બળથી તરે પણ સહારો તો લેવો પડે છે. સહારા વિના તરવૈયો તરી શકતો નથી. તેમ આ સર્વજ્ઞ પ્રભુની વાણી ભવસાગર તરવા માટે આધારભૂત છે. જે મનુષ્ય એનો સહારો લે છે તે વહેલો કે મોડો અવશ્ય ભવસાગરથી તરે છે. જીવને તેના ઉપર દૃઢ શ્રધ્ધા હોવી જોઈએ. આજે તો શ્રધ્ધાનું દેવાળું છે. કંઈક તો એમ બોલે છે કે સિધ્ધાંત શું ભગવાનની વાણી છે. એ કોણ જાણે છે?

બંધુઓ! આ બાબતમાં હું તમને એક વાત પૂછું છું કે તમારા પિતા ગુજરી ગયા. એના ચોપડામાં જેની પાસે લેણું છે તે લખ્યું છે તેના આધારે તમે લેણીયાત પાસે પૈસા લેવા ગયા. તો એ તમને કહે કે હું તમને ઓળખતો નથી. ત્યારે તમે કહો ને કે તું મને નથી ઓળખતો પણ મારા બાપાને તો ઓળખતો હતો ને? જો, આ ચોપડામાં શું લખ્યું છે? તમે એને ન્હોતાં ઓળખતાં ને એ તમને ઓળખતો નથી છતાં પિતાના લખેલા ચોપડાને આધારે શ્રધ્ધા કરો છો ને? પણ અહીં વીતરાગ પ્રભુની વાણી ઉપર જીવને શ્રધ્ધા નથી. એટલે એમ બોલે છે કે કોણે જાણ્યું ને જોયું કે સિધ્ધાંતની વાત સાચી છે. ભગવાનના વચનને ઉથલાવી નાંખનારાને ખબર નથી કે આવું બોલું છું તો મારી શી દશા થશે? જ્ઞાનીના વચનની અશાતના કરવાથી કર્મો મારા હાડકા ભાંગી નાંખશે.

જેને વીતરાગવાણીની દૃઢ શ્રધ્ધા છે તેવો આત્મા દુકાને બેઠો હશે ત્યાં પણ શાસ્ત્રની વાતો કરશે. તમે ધર્મ પામ્યા હશો તો બીજાને પમાડી શકશો. તમારી પાસે આવનારો અન્ય ધર્મી હશે તો તે પણ જૈન ધર્મ પામી જશે, તેને જૈન ધર્મનું મહત્વ સમજાશે. ભગવાનની આજ્ઞામાં વર્તનારા સાધુઓની તો શાસ્ત્રમાં રમણતા હોય છે ને તેની પાસે જે આવે તેને ધર્મ પમાડે છે. ભગવાન દશવૈકાલીક સૂત્રમાં કહે છે કે મારા સાધુ કેવા હોય?

> अतितिणे अचवले, अप्पमासी मियासणे ।
> हवेज्ज उयरे दन्ते, थोवं लध्धुं न खिंसए ॥ દશ સૂ. અ. ૮ ગાથા ૨૯

વીતરાગના સાધુ એટલે વેશ પહેરીને પાટે બેસી જાય તે નહિ. ભગવાન કહે છે મારો સંત સો ટચના સોના જેવો હોય. સોનાને અગ્નિમાં નાંખે તો પણ તે સોનું એટલે સોનું રહે છે. સોનાને અગ્નિમાં નાંખે તો તે નરમ બને છે. તેમ સાધુની કસોટી થાય તો તે સોનાની જેમ નમ્ર અને નિર્મળ બને છે. પણ ચારિત્રથી ભ્રષ્ટ થતો નથી. તેમ ભગવાનનો સંત से गामे वा नगरे वा रन्ने वा पगओ वा परिसागओ वा।

ચાહે ગામમાં હોય નગરમાં હોય કે જંગલમાં હોય, એકલો હોય કે પ્રખદામાં બેઠો હોય પણ તેનું આચરણ તો ભગવાનની આજ્ઞા અનુસાર હોય. તે એવું ન કરે કે શ્રાવકો ઉપાશ્રયમાં બેઠા હોય ત્યારે રજોહરણથી પૂંજી પૂંજીને ચાલે ને શ્રાવકો જાય એટલે રજોહરણ ખીંટીએ મૂકી દે. આ સાધુનો આચાર નથી, એ તો ગમે ત્યાં બેઠો હોય પણ ભગવાનની આજ્ઞાથી એક કદમ પણ વિરૂધ્ધ ચાલે નહિ. તમારે જો સાધુ સમાજને સુરક્ષિત રાખવો હોય તો હું તો તમને કહું છું કે સાધુના આચારને જાણો, તમે જાણુશો તો ચારિત્રના લૂંટારું નહિ બનો. તમે જાણીને સાધુ ઉપર રાગ-દ્વેષ ન કરશો. જો રાગ દ્વેષમાં પડી જશો તો તમે ડૂબી જશો. જાણ્યા પછી જો સાધુમાં તમે શિથિલતા દેખો તો તેના ઉપર અનુકંપા કરજો. બાપ દીકરાને હિત શિખામણ આપે તેમ સાધુને હેતથી શિખામણ આપજો. એના ગળે વાત ઉતરશે ને સુધરશે તો કલ્યાણ કરશે. ન સમજે તો એ એના ભાવે. પણ તમે રાગ-દ્વેષમાં પડશો નહિ.

સાધુ કેવા હોય ? 'अतिंतिणे अचवले' સાચા સાધુને સંસારનો તણુતણાટ ન હોય. સાધુ ગૌચરી માટે નીકળે, ગૃહસ્થને ઘેર જાય ત્યાં આહાર ન મળે તો તણુતણાટ ન કરે. ગૃહસ્થની નિંદા ન કરે, ગુસ્સો ન કરે કે રોજ ભાવના ભાવતા હતા પણ એને ઘેર કંઈ ઠેકાણું ન હતું. એને ઘેર શું જવા જેવું છે? એવું ન બોલે. પણ એમ વિચારે કે મારા લાભાંતરાય કર્મનો ઉદય છે. અને ગૃહસ્થના દાનાંતરાય કર્મનો ઉદય છે તેથી આમ બન્યું. એક ઘેર ન મળે તો બીજા ઘરે એમ ઘરઘરમાં ફરીને નિર્દોષ આહારની ગવેષણા કરે, ગૌચરી કરવા જતાં માન-અપમાન થાય, પાણી લેવા જતાં પ્રહાર અને આહાર લેવા જતાં માર મળે તો પણ સમભાવ ન છોડે. મારનાર ઉપર ક્રોધ ન કરે. ખંધક અણુગારના ૫૦૦ શિષ્યોને ચીચોડામાં પીલી નાંખ્યા તો પણ પીલનાર ઉપર મનથી પણ કષાય કરી નથી.

આ કાળમાં આવા ઉપસર્ગ કે પરીષહ આવતા નથી. ગૌચરીમાં પણ પહેલાં જેવું કષ્ટ નથી. કદાચ આવે તો સામાન્ય. પણ પહેલાંનાં સંતો વેઠતાં હતાં તેવું વેઠવાનું નથી. પહેલા ગામડામાં અન્ય ધર્મીને ત્યાં ગૌચરી લેવા જાય ત્યારે કષ્ટથી સાધુને ગૌચરી મળતી હતી. હવે બધા ગામમાં અન્ય ધર્મી પણ સમજતાં થઈ ગયા છે કે જૈનના સંતોને આવું કલ્પે છે. એટલે બીજું કંઈ નહિ તો રોટલો, છાશ તો વહોરાવે છે. પાણી પણ વહોરાવે છે, એટલે આગળના મહાનપુરૂષો જેવાં પરિષહ આ કાળમાં સહન કરવા પડતા નથી. હું તો મારા સાધ્વીજીઓને પણ કહું છું તમને કોઇને આવા પરિષહ નથી આવતા પણ કોઈ કટુવચન કહે તે વખતે જો સમભાવ રાખશો તો પણ મહાન કર્મની નિર્જરા થશે. માસખમણનાં તપસ્વી માસખમણ કરે ને કોઈ સાધકને કટુ વચન કહે તે વખતે આંખનો ખૂણો પણ લાલ ન થવા દે

ને સમજણપૂર્વક ક્ષમા રાખે તો માસખમણુના તપ જેવી કર્મોની નિર્જરા થશે. અલ્પ કષ્ટ વેઠીને મહાન લાભ મેળવવાનું ટાણું છે તે ભૂલશો નહિ.

આપણા જૈન ધર્મમાં તો ઉપસર્ગ આવે ત્યારે ભગવાને ક્ષમા રાખવાનું કહ્યું છે. પણ અન્ય ધર્મમાં કંઈક સંન્યાસીઓ કેવા ક્ષમાવાન હોય છે? ક્ષમા જેવું બીજું કોઈ શસ્ત્ર નથી. એક પ્રસંગ દ્વારા સમજાવું.

એક સંન્યાસીના જીવનમાં ક્ષમા અને અહિંસા બે મુખ્ય ગુણો હતા. કોઈ ગમે તેવું કષ્ટ આપે, કાપી નાંખે તો પણ ક્ષમા ન છોડવી, તેમજ જ્યાં અહિંસા છે ત્યાં ધર્મ છે ને જ્યાં હિંસા છે ત્યાં ધર્મ નથી. આવી તેની શ્રધ્ધા હતી. ત્રીજું કોઈ માણસ જિજ્ઞાસુ બનીને તેની પાસે ઉપદેશ સાંભળવા આવે તો તેને ઉપદેશ આપવો. બાકી ગમે તેને ઉપદેશ આપવો નહિ. આત્મરમણતામાં લીન રહેવું. આવો ક્ષમાવાન અને પવિત્ર સંન્યાસી ફરતો ફરતો એક શહેરની બહાર બગીચામાં આવ્યો અને એક ઘટાદાર વૃક્ષ નીચે શીતળ છાયામાં બેસી પ્રભુનું સ્મરણ કરવામાં લીન બની ગયો. આ શહેરના રાજા પોતાની રાણી સાથે ફરવા નીકળ્યા હતા. ઘણે દૂર જવાથી થાકી ગયા એટલે રાણીએ કહ્યું આપણે આ બગીચામાં થોડીવાર વિસામો લઈને પછી રાજમહેલમાં જઈએ. એટલે રાજા અને રાણી તે બગીચામાં આવ્યા. અને તેઓ પણ એક વૃક્ષ નીચે વિશ્રામ લેવા બેઠા. રાણી સાથે આનંદ પ્રમોદ કરતાં રાજાને થોડીવારમાં ઉંઘ આવી ગઈ. પણ રાણીને ઉંઘ આવતી નથી. એટલે રાજાની પાસે બેઠી હતી. ત્યાં તેણે એક વૃક્ષની નીચે ધ્યાનમાં બેઠેલા સંન્યાસીને જોયા. સંન્યાસીને જોઈને તેને ખૂબ આનંદ થયો.

**"સંત માટે તલસતી રાણી સંતને જોતાં સંત પાસે બેસી ગઈ"** : રાણી કુંવારી હતી ત્યારે સંતનો સમાગમ ખૂબ કરેલો. પણ રાજા નાસ્તિકમાં નાસ્તિક હતો. ધર્મનું નામ તો એને ગમતું નહિ. તે આવા સાધુની તો ઠેકડી ઉડાવતો હતો. એટલે પરણ્યા પછી રાણીને કદી સંતના દર્શન કે સમાગમ કરવાનો સુઅવસર મળ્યો ન હતો. ઘણાં વર્ષે તેણે સંતને જોયા એટલે રાજી રાજી થઈ ગઈ ને સંતની પાસે જઈ વંદન કરીને ત્યાં બેઠી. સંત ધ્યાનમાં હતા. ધ્યાન પૂરું થતાં સંન્યાસીએ આંખો ખોલીને જોયું તો પોતાની સામે એક નવયુવાન રૂપરૂપના અંબાર જેવી સ્ત્રીને બેઠેલી જોઈ. એટલે સંન્યાસીના મનમાં થયું કે આ તો લોહી-માંસ. હાડકાથી ભરેલો ચામડાનો કોથળો છે. મારે તેના સામી દૃષ્ટિ શા માટે કરવી જોઈએ? તરત આંખો બંધ કરી ધ્યાનમાં બેસી ગયા. આ જોઈ રાણી ખૂબ નમ્રતાપૂર્વક બોલી. બાપુ! હું આપની પાસે કોઈ આશાથી આવી નથી. મને પુત્ર, પૈસા કે ભૌતિક સુખની ઈચ્છા નથી. હું સંસારમાં ખૂંચી ન જાઉં અને મારો આત્મા સદા જાગૃત

રહે તેવો ધર્મનો ઉપદેશ સાંભળવાની આશાથી આપની પાસે આવી છું. અહીં આવવાનું મને બીજું કોઈ પ્રયોજન નથી. હું આ શહેરના રાજાની રાણી છું. અમે ખૂબ દૂર ફરવા ગયા હતા. થાકી જવાથી વિશ્રામ લેવા બગીચામાં આવ્યા હતા. મહારાજા અત્યારે ઉંઘી ગયા છે. મેં આપને દૂરથી જોયા તેથી થયું કે લાવ જાઉં. મહાત્મા મને કંઈક સમજાવશે. માટે આપ મને જીવન સફળ બને તેવું સમજાવો.

રાણી આ રીતે ખૂબ કરગરી ત્યારે સંન્યાસીના મનમાં થયું કે આ રાણીની અત્યંત જિજ્ઞાસા છે ને મારો નિયમ છે કે જે જિજ્ઞાસુ બનીને આવે તેને મારે ધર્મનો ઉપદેશ આપવો. વળી સાધુ એનું નામ છે કે આત્મ કલ્યાણ કરતાં પરનું કલ્યાણ કરાવવું. એમ વિચારી રાણીને ઉપદેશ આપવા આંખો ખોલી અને રાણીને ઉપદેશ દેતા અહિંસાની વાત ઉપાડી. હે મહારાણી! દુનિયામાં અહિંસા એ પરમ ધર્મ છે. કોઈ પણ જીવને મારવા નહિ ને કોઈને દુઃખ થાય તેવું અનુચિત કાર્ય કરવું નહિ તેનું નામ અહિંસા છે. જૈન ધર્મમાં તો ત્યાં સુધી કહ્યું છે કે એક ફુલની કળી દુભાય ત્યાં જૈન ધર્મ નથી. જ્યાં અહિંસા છે ત્યાં અભય છે ને જ્યાં હિંસા છે ત્યાં ભય છે. માણસો સિંહ-વાઘ-સર્પ જેવા પ્રાણીઓને જોઈને ડરે છે, તેનાથી દૂર ભાગે છે. શા માટે? સિંહ-વાઘ હિંસક પ્રાણી છે તેથી તેનો ભય લાગે છે. સર્પની દાઢમાં ઝેર છે જો તે ડંશ મારશે તો મરી જઈશું. માટે તેનાથી સૌ ડરે છે. પણ આ સિંહ-વાઘ કદાચ જો મારશે તો બે ચાર માણસોને મારશે. સાપ બે ચાર માણસને કરડશે પણ દુષ્ટ ભાવનાવાળા મનુષ્ય તો એવા-ક્રૂર પ્રાણી છે કે તે એક દિવસમાં લાખો જીવોનો સંહાર કરી શકે છે. વિષધર કરતાં પણ ભયંકર વિષ માનવના હૃદયમાં ભરેલું છે. તેનામાં જેટલી ક્રૂરતા છે તેટલી હિંસક પ્રાણીઓમાં પણ નથી. એટલે સર્વ પ્રથમ તો મનુષ્યે ક્રૂરતાનો નાશ કરી અહિંસા કેળવવાની છે. એ અહિંસાનું પાલન કરવા માટે જીવનમાં ક્ષમાની જરૂર છે. આપણે આગળ પાછળનો વિચાર કર્યા વિના નાની નાની બાબતોમાં પણ જો ગુસ્સે થઈ જઈએ, ખોટું લગાડીએ તો આપણે પોતે અશાંત બની જઈએ છીએ. ને બીજાને અશાંત બનાવીએ છીએ. તેના બદલે જો શાંતિ રાખીને અપરાધીનો અપરાધ ક્ષમા કરી દઈએ તો આપણો આત્મા શાંત થાય છે. ને સામી વ્યક્તિના દિલમાં પણ તેનો પ્રભાવ પડે છે. અને તેના હૃદયનું પરિવર્તન થાય છે.

આ પ્રમાણે સંન્યાસી રાણીને ઉપદેશ આપતો હતો. ત્યાં રાજા ઉંઘમાંથી જાગૃત થયાં ને રાણીને જોઈ નહિ એટલે વિચાર કર્યો કે રાણી મને એકલો મૂકીને ક્યાંય જાય તેવા નથી ને ક્યાં ગયા? કદાચ બગીચામાં ફરવા ગયા હશે? લાવ, તપાસ કરું. એમ વિચાર કરીને રાજા રાણીની શોધ કરે છે ત્યાં રાણીને ઉપદેશ સાંભળવામાં લીન જોયા. રાજાએ દૂરથી રાણીને સંન્યાસીની સામે બેઠેલી જોઈ.

સંન્યાસી રાણીને કંઈક કહી રહ્યો છે. અને રાણી એક ચિત્તે સાંભળી રહી છે. આ રીતે રાણીને પરપુરૂષ સાથે બેઠેલી જોઈને રાજાને ખૂબ ક્રોધ આવ્યો.

બંધુઓ! માણસની જેવી દૃષ્ટિ હોય છે તેવી સૃષ્ટિ તેને દેખાય છે. આ રાજા ખૂબ કામી હતો. વિલાસમાં રક્ત રહેનાર હતો એટલે તેની દૃષ્ટિમાં સંન્યાસી પણ કામી દેખાયો. એટલે સંન્યાસી પાસે જઈને બોલ્યો, હે પાખંડી! તને આ જગતમાં બીજી કોઈ સ્ત્રી ન મળી કે મારી રાણી સાથે ખોટા ચેનચાળા કરે છે? મારી રાણીને બગાડવા ઉઠયો છે? સંન્યાસીનો વેશ પહેરીને ખોટા ધતીંગ કરે છે? પણ તને ખબર નહિ હોય કે હું કોણ છું? હું આ ગામનો રાજા છું. આ મારી રાણી છે. તેની સાથે એકાંતમાં વાત કરતાં તને શરમ નથી આવતી? જો સાચો સંન્યાસી હોય તો મારી સાથે મેદાનમાં લડવા આવી જા. હું જોઉં કે તારામાં કેવી શક્તિ છે!

**"મરણાંત ઉપસર્ગમાં પણ રાખેલી અદ્‌ભૂત ક્ષમા:"** રાજાના આવા શબ્દો સાંભળી સંન્યાસી બીલકુલ ડર્યો નહિ. પણ રાણી તો થરથર ધ્રુજવા લાગી, ને બોલી સ્વામીનાથ! આ કોઈ ખરાબ પુરૂષ નથી. પવિત્ર સંત છે. મને ધર્મનો ઉપદેશ આપે છે. પણ રાજા રાણીની વાત સાંભળતા નથી. સંન્યાસીએ કહ્યું–રાજન્! ધર્મનો ઉપદેશ આપવો એ સંન્યાસીનું કર્તવ્ય છે. લડવું તે મારું કર્તવ્ય નથી. હું મારા કર્તવ્યનું બરાબર પાલન કરું છું. તેમાંથી મને આત્મસંતોષ મળે છે. તે મારું ધન છે. અને વૈરી ઉપર વિજય મેળવવા માટે મારી પાસે એક અમોઘશસ્ત્ર છે તેનું નામ ક્ષમા છે. એ શસ્ત્રના બળથી હું નિર્ભય બનીને ફરું છું. જે પાપી હોય તે ડરે. હું પાપ કરતો નથી પછી શા માટે ડરું? રાજાએ કહ્યું–તું નિર્ભય છે તો જોઈ લે. એમ કહીને તલવારના ઝાટકે સંન્યાસીનો હાથ કાપી નાંખ્યો.

આ દૃશ્ય જોઈને રાણી તો ધ્રુજી ઉઠી. ને મુખમાંથી કારમી ચીસ નીકળી ગઈ. અરેરે....મને આવી ખબર નહિ. મારા કારણે આવા પવિત્ર સંતનો હાથ કપાયો? રાણી આ દૃશ્ય જોઈ શકી નહિ. દૂર જતી રહી. સંન્યાસી ઉપર આવો જુલમ થયો છતાં સ્હેજ પણ ક્રોધ ન કર્યો. અહાહા....આ સંન્યાસીમાં કેવી ક્ષમા! અતુલ વેદના થવા છતાં ઉંકારો કરતા નથી. અદ્‌ભૂત ક્ષમાવાન સંન્યાસી કહે છે ભગવાન તમને સદ્‌બુદ્ધિ આપે. હું તમારા અપરાધને ક્ષમા કરું છું. **"દેહ કપાય છે આત્મા તો અમર છે."** આ સાંભળીને જેમ અગ્નિમાં ઘી હોમે તો ભડકો થાય તેમ રાજાનો ક્રોધ ભભૂકી ઉઠયો. કહ્યું છે કે **उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये।** મૂર્ખાઓને ઉપદેશ આપવાથી તે શાંત થતા નથી. પણ વધારે ગુસ્સે થાય છે.

સંન્યાસીના શબ્દો સાંભળીને રાજાનો ગુસ્સો ઓર વધી ગયો ને મોટેથી બોલ્યો અરે નાગટા! તારી પાસે છે જ શું કે તું તારો બચાવ કરી શકે? વળી

તું મારા અપરાધને શું ક્ષમા કરવાનો હતો ? મારે તારી ક્ષમાની જરૂર નથી. એમ કહી રાજાએ તલવાર વડે સંન્યાસીનો બીજો હાથ પણ કાપી નાંખ્યો. છતાં સંન્યાસી જરા પણ ગુસ્સે ન થયાં ને શાંતિપૂર્વક બોલ્યા હે રાજન્ ! મને જીતવા કરતાં તારા આત્માને જીત તો તારું કલ્યાણ થશે. ત્યારે રાજાએ વધુ ગુસ્સો કરીને તેનો પગ કાપી નાંખ્યો તો પણ ફરીને કહ્યું હે રાજન્ ! હજુ પણ કહું છું કે કંઈક સમજો. મને તો તમારી દયા આવે છે. ક્રોધમાં તમને તમારા કર્તવ્યનું ભાન નથી. જ્યારે ભાન થશે ત્યારે પસ્તાવાનો પાર નહિ રહે. વિચાર કરો. કોઈના અપરાધનો વિચાર કર્યા વિના તેને શિક્ષા કરવી તે પાપ છે. આ પાપ તમને પરભવમાં પીડશે. યાદ રાખજો. ત્યાં તો રાજાએ બીજો પગ કાપી નાંખ્યો. સંન્યાસીની એક પણ વાત સાંભળી નહિ. તે ક્રોધમાં ને ક્રોધમાં પોતાની રાણીને લઈને રાજમહેલમાં ચાલ્યો ગયો.

**"સંન્યાસીની ચિંતામાં રાણીની ઉંઘ ઉડી ગઈ"** : રાત પડી. રાજા-રાણી બંને સુઈ ગયા પણ ઉંઘ આવતી નથી. રાણીના મનમાં એવા વિચારો આવવા લાગ્યા કે અહો ! સંન્યાસી કેટલા પવિત્ર સંત હતા ! એ તો એમના ધ્યાનમાં હતા. મેં ખોળા પાથર્યા ત્યારે મને ઉપદેશ આપ્યો. એની દૃષ્ટિ કેવી પવિત્ર હતી ! મારા કારણે એ પવિત્ર આત્માના હાથ-પગ કપાઈ ગયા. એના કરતાં રાજાએ મને મારી નાંખી હોત તો સારું થાત ! આજે મારા નિમિત્તે કેવું ઘોર પાપ થયું ? એ ચિંતામાં ઉંઘ આવતી નથી. ત્યારે રાજાના મનમાં એવા વિચારો આવતા હતાં કે પાપી કેવો નીડર છે ! એણે મારું અપમાન કર્યું ? મેં આટલી શિક્ષા કરી તો પણ મારી પાસે માફી માંગતો નથી ને ઉપરથી કહે છે કે હું તને ક્ષમા કરું છું. આ વિચારમાં રાજાને ઉંઘ આવતી નથી. એટલે મધરાત થતાં રાજા અને રાણી મનનો ભાર હળવો કરવા બગીચામાં આવ્યા.

યોગીના હાથ પગ કપાઈ ગયા છે તેથી અસહ્ય વેદના થાય છે. છતાં સમભાવે સહન કરીને પ્રભુને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ ! મારા હાથ-પગ કપાયા તેની પ્રચંડ વેદના હું શાંતિથી સહન કરી શકયો, પણ પેલો અજ્ઞાની અને સુકોમળ શરીરવાળો રાજા આવા પાપ કરી નરકમાં જશે ત્યાં વેદના કેવી રીતે સહન કરશે ? મેં તો એને હૃદયથી માફી આપી દીધી છે. પણ પ્રભુ ! તું એને માફ કરજે. આ સંન્યાસી પ્રભુને આવી પ્રાર્થના કરતો હતો. રાત્રીના શાંત વાતાવરણમાં રાજાએ સંન્યાસીના મુખમાંથી નીકળતા ઉદ્ગારો સાંભળ્યા ત્યારે તેના મનમાં થયું કે મેં તો એના હાથ-પગ કાપી નાંખ્યા છતાં મારા ઉપર નામ ક્રોધ નથી ને મારા માટે પ્રભુને પ્રાર્થના કરે છે. સંન્યાસીના ઉદ્ગારો સાંભળીને રાજાનો ક્રોધ શાંત થઈ ગયો ને તેની આંખમાંથી પશ્ચાતાપના આંસુ વહેવા લાગ્યા. ખરેખર ! ક્ષમા એ કેવું અમોઘ શસ્ત્ર છે ! તેની અસર બીજા ઉપર કેવી સુંદર થાય છે ! નીતિકારોએ કહ્યું છે કે

क्षमा शस्त्र करे यस्य, दुर्जनः किं करिष्यति।
अतृणे पतितो वह्निः, स्वयमेवाय शाम्यति॥

જેના હાથમાં ક્ષમા રૂપી શસ્ત્ર છે તેનું દુર્જન શું બગાડી શકશે? જ્યાં ઘાસ ન હોય તેવી જમીન ઉપર પડેલી આગ આપોઆપ ઓલવાઈ જાય છે. તેમ એક વ્યક્તિ ક્રોધ કરે પણ સામી વ્યક્તિ ક્ષમાવાન હોય તો ક્રોધીનો ક્રોધ આપોઆપ શાંત થઈ જાય છે. વૈરને જીતવા માટે ક્ષમા જેવું કોઈ પણ શ્રેષ્ઠ સાધન નથી. સંન્યાસીની ક્ષમા જોઈ રાજાનો ક્રોધ શાંત થયોને પોતાના પાપનો પશ્ચાતાપ થવા લાગ્યો. તરત સંન્યાસી પાસે જઈને તેના ચરણમાં પડીને પોતાની ભૂલની માફી માંગી. તેની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યા. મને માફ કરો. વિના વાંકે મેં આપના હાથ પગ કાપી નાંખ્યા. મારું શું થશે? ખૂબ પશ્ચાતાપ કરવા લાગ્યો. અંતે રાજાનું જીવન સુધરી ગયું. હવે કદી આવું અઘટિત કાર્ય નહિ કરું તેવો રાજાએ નિયમ લીધો. આનું નામ ક્ષમા. ક્રોધ ઉપર ક્ષમાએ વિજય મેળવ્યો. ક્ષમાથી શત્રુના કઠોર હૃદયને પણ કોમળ બનાવી શકાય છે. છેવટમાં સંન્યાસી ક્ષમામય જીવન જીવતાં ચાર દિવસમાં નશ્વર દેહ ત્યાગી ચાલી ગયા.

આપણે સંસારના તણુતણાટ વિષે વાત ચાલતી હતી. ભગવાન કહે છે મારા સાધુનો કોઈ તિરસ્કાર કરે કે સત્કાર કરે, ગૌચરી મળે કે ન મળે, પણ તણુતણાટ ન કરે. મનમાં સ્હેજ પણ ખેદ કરે નહિ, પણ મને અલાભનો પરિષહ આવ્યો એમ સમજીને શાંત રહે. સાધુ કોઈ પણ કાર્યમાં ચપળતા ન રાખે. પણ સ્થિર ચિત્ત રાખે. ચિત્તની સ્થિરતા હોય તો કાર્યની સફળતા મળે. "अप्पभासी એટલે કામ વિના સાધુ જેમ તેમ વધારે પડતું બોલે નહિ. જરૂર પડે તો અલ્પ બોલે. "मियासणे એટલે સાધુ પ્રમાણસર આહાર કરે. સ્વાધ્યાય ધ્યાન સારી રીતે કરવા માટે વધારે આહાર ન કરે. તેથી ઈન્દ્રિઓ પણ શાંત રહે. ગૌચરી જનાર સંત આહાર મળે કે ન મળે તો પણ ગૃહસ્થની નિંદા ન કરે. આવો સુંદર પ્રભુએ માર્ગ બતાવ્યો છે. મહાબલ અણગાર પ્રભુની આજ્ઞાનું પાલન કરતાં વીસ સ્થાનકની આરાધના કરે છે. વધુ ભાવ અવસરે.

**"રક્ષાબંધન ઉપર ચાલેલી નવઘણની કહાની"**: જાહલના લગ્ન પ્રસંગે આહીરોની આખી જ્ઞાતિ ભેગી થઈ છે. તે વખતે દેવાયત સૂબા પાસે ગયો ને કહ્યું સાહેબ! મારી દીકરી જાહલના મેં લગ્ન લીધા છે. અમારી ન્યાત બહુ મોટી છે. અમારી આહીરની જાતિ ખૂબ ખુમારીવાળી હોય છે. જમવામાં કે કોઈ વાતમા વાંધો પડે તો ન્યાતના બે ભાગ પડી જાય ને એકબીજા કપાઈ મરે. માટે વ્યવસ્થા જાળવવા માટે મને થોડું લશ્કર આપો. સૂબાને આ વાત ગમી નહિ. કારણ કે જેણે પોતાના

શત્રુને ઘરમાં ઉછેર્યો હતો તેને લશ્કર કેમ અપાય? એને કિલ્લાની બહાર લશ્કરને મોકલવું સલામતીભર્યું લાગ્યું નહિ. પણ બીજા અમલદારોએ સૂબાને કહ્યું કે સાહેબ! આ દેવાયતને જેલમાં પૂરી ઘણું કષ્ટ આપ્યું છે. તેથી જો તમે લશ્કર નહિ આપો તો બધા આહીરો ભેગા થયા છે તો કદાચ એ દુઃખનું વૈર લેવા જુનાગઢ ઉપર લડાઈ કરશે. તેના કરતાં આપણું લશ્કર તેને આપવું સારું છે. આપણું લશ્કર તેની દેખરેખમાં હોય તો તે કંઈ રમત રમી શકે નહિ. કદાચ રમત રમે તો આપણું લશ્કર હોય તો વાંધો ન આવે. આ સમયે તેને લશ્કર આપવામાં આપણું હિત રહેલું છે.

સૂબાને આ વાત ગળે ઉતરી. તેથી અડધું લશ્કર દેવાયતને ત્યાં મોકલી આપ્યું. દેવાયત અને બીજા આહીરો લશ્કરની ખૂબ સરભરા કરતા હતા તેથી લશ્કરી સૈનિકો પણ આનંદમાં મશગૂલ બનીને મહાલતાં હતાં. જાન આવી ગઈ. સહુના મુખ ઉપર આનંદનો ઉદધિ હિલોળા મારે છે. લગ્ન થઈ ગયા પછી કન્યાદાન વખતે એક તેજસ્વી યુવાન જેણે ખાદીના કપડા પહેર્યા છે. માથે બત્રીસ આંટાનું ધોતીયું બાંધ્યું છે. કમરે પછેડી જકડીને બાંધી છે. હાથમાં સોનાની મૂઠવાળી તલવાર શોભી રહી છે. તે લગ્નમંડપમાં આવ્યો. આને જોઈને આહીરો ખળભળી ઉઠયા. બધાં ઉંચા થઈને જોવા લાગ્યા. દેવાયતે બધાને શાંત રહેવાનું કહ્યું. આ યુવાન વરકન્યા પાસે આવ્યો. તેણે પહેલાં વરરાજાને અમુક હાથગરણું કર્યું. પછી તે મધુર સ્વરે બોલ્યો, બહેન! હાથ બહાર કાઢ. હું તને હાથગરણું કરવા આવ્યો છું. આ સમયે જાહલે કહ્યું વીરા! તારું હાથગરણું મારે અત્યારે નથી જોઈતું. તારી પાસે રાખ. જ્યારે મારે જરૂર પડશે ત્યારે માંગી લઈશ. અત્યારે તો તારી પાસે થાપણ તરીકે લેણું રાખું છું જાહલે પ્રેમભર્યા શબ્દથી ભાઈને આ રીતે કહ્યું ત્યારે ભાઈએ કહ્યું બહેન! તારી ખુશી. જ્યારે જરૂર પડે ત્યારે માંગી લેજે. આટલા શબ્દો કહી આહીરોની મેદની ઉપર મીઠી નજર ફેંકી તેજસ્વી યુવાન ચાલ્યો ગયો. જાહલ પરણીને સાસરે ગઈ.

આ તરફ દેવાયતે નવઘણને રાજા બનાવવાની તૈયારી કરી. જુનાગઢના સૈન્યને ખૂબ દારૂ પીવડાવી બેભાન જેવા બનાવી દીધા. નવઘણે આહીરનો પોશાક ઉતારી રાજવંશી પોશાક પહેરી બખ્તર આદિ શસ્ત્રોથી સજ્જ બની તેના પિતા તથા બધા આહીરોનો સહકાર લઈને અચાનક જુનાગઢના દરવાજામાં પ્રવેશ કરીને નવઘણે સૂબાને પકડી લીધો. અને જુનાગઢનો કબજો લીધો. ને જુનાગઢ ઉપર વિજય મેળવ્યો. એક શુભ દિવસે નવઘણકુમારને રાજતિલક કર્યું. નવઘણકુમાર મટીને રા'નવઘણ બન્યો, રા'નવઘણ દેવાયતને અને તેની પત્નીને મા-બાપ સમાન માનતો હતો. તેમને સ્હેજ પણ ઉગાની ખોટ લાગવા દેતો નહિ. ઉપકારીના ઉપકાર તેના હૃદયમાં રમ્યા કરતા, રા'નવઘણ રાજ્યમાં કુશળ બનવાથી દેવાયતને ખૂબ શાંતિ થઈ અને છેવટમાં પ્રભુ

સ્મરણ કરતાં બંને પરલોક સીધાવ્યા. માતા-પિતાની હાજરીમાં જાહલ જુનાગઢ આવતી પણ તેમના મૃત્યુ પછી મા-બાપની યાદ ખૂબ આવી જાય તેથી તે આવતી નહોતી.

એક વખત એવું બન્યું કે આખા ચોમાસામાં વરસાદ નહિ પડવાથી જાહલના દેશમાં દુષ્કાળ પડયો.

"દેશમાં ડંકા વાગીયા, કપરો પડયો કાળ,
પુરૂષે છોડી પ્રમદા, માતાએ છોડયા બાળ."

અન્ન વિના માણસો મરવા લાગ્યા. જાહલને ઘેર પશુધન ઘણું હતું. એ બધાનું રક્ષણ કેવી રીતે કરવું? જાહલની સ્થિતિ કફોડી થઈ. પણ તેને દુઃખમાં ભાઈને ઘેર નથી જવું તેવું તેનામાં ખૂબ ખમીર હતું. તેના પતિએ તેને સમજાવી કે હે જાહલ! તું ખૂબ સુખમાં ઉછરી છે માટે હાલ તું પિયર જા. અને સુકાળ થાય ત્યારે આવજે. તારાથી આ દુઃખ નહિ વેઠાય. હવે જાહલ શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

(આજે પૂ. અજરામરજી મહારાજ સાહેબની પુણ્યતિથિ હોવાથી તે પ્રસંગે મહાન વિદુષી બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજી, તથા બા. બ્ર. અનીલાબાઈ મહાસતીજી એ પૂ. મહારાજ સાહેબના જ્ઞાન-દર્શન-ચારિત્રથી ભરપૂર જીવનનું ખૂબ સુંદર વર્ણન કર્યું હતું.)

*

## વ્યાખ્યાન નં. ૩૯

**શ્રાવણ વદ ૩ ને ગુરૂવાર** **તા. ૧૨-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંતજ્ઞાની મહાનપુરૂષો ભવ્ય જીવોને પ્રેરણાના પીયુષનું પાન કરાવતાં કહે છે કે હે ભવ્ય જીવો! આ માનવ જીવનમાં જો કોઈ નવનિર્માણ કરનાર અને પ્રેરણા દેનાર હોય તો "एगो धम्मो" તે એક કેવળી પ્રરૂપિત ધર્મ છે. ધર્મ વિનાના બીજા બધા તત્ત્વો અસાર છે. જેમ પ્રાણ વગરના કલેવરની કોઈ કિંમત નથી તેમ ધર્મ વિનાના જીવનની પણ કિંમત નથી. ધર્મ એ જીવનનો પ્રાણ છે. ધર્મ અને જીવન, જીવન અને ધર્મ એ બંનેનો અન્યોન્ય સબંધ છે. માનવના દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી શરીરને સાચવવામાં આવે છે. પણ દેહમાંથી પ્રાણ ગયા પછી દેહને જલાવી દે છે. અથવા દફનાવી દે છે. એ જ પ્રમાણે જેના જીવનમાં ધર્મનો પ્રાણ ધબકતો હશે ત્યાં સુધી જીવનની કિંમત છે. ધર્મ વગરનું જીવન મૃત કલેવર જેવું છે.

धम्मो ताणं धम्मो सरणं, धम्मो गइ पइट्ठाय ।
धम्मेण सुचरिएण, लब्भइ अयरामर ठाणं ॥

ધર્મ ત્રાણુ અને શરણુરૂપ છે. ધર્મ ગતિ અને આધાર રૂપ છે. ધર્મની સમ્યગ્ આરાધના કરવાથી જીવ અજર અમર સ્થાનને પ્રાપ્ત કરે છે. આવો ઉત્તમ કલ્પવૃક્ષ અને રત્નચિંતામણી સમાન આપણને ધર્મ મળ્યો છે. આવો ધર્મ ફરીફરીને નહિ મળે. તપ-ત્યાગનાં તોરણ બાંધી અને શ્રધ્ધાના સુમનો ખીલાવી માનવ જીવનને શણગારો. ધર્મ એ આત્માનો સાચો શણગાર છે. ગુલાબમાં સુવાસ છે તો તેની કિંમત છે. પણ સુગંધ વિનાનું ફુલ ગમે તેટલું મનોહર અને આકર્ષક હોય તો તેની કિંમત નથી. તેમ જ્ઞાની કહે છે કે ધર્મ વિનાનું જીવન પણ સુગંધ વિનાના પુષ્પ જેવું છે. ભલે, પૈસાથી માનવી બીજાને આકર્ષી શકે પણ તેમના જીવનમાં ધર્મના અભાવે શાંતિ કે આનંદ હોતો નથી. ધર્મથી માનવીની કિંમત છે.

બંધુઓ! તમારે જો આ માનવ જીવનને સફળ બનાવવું હોય તો તમારા જીવનમાં, વાણી-વર્તન અને વ્યવહારના દરેક કાર્યોમાં ધર્મને વણી લો. વહેપાર કરતાં હો ત્યારે એવો વિચાર ન કરશો કે વહેપાર અને ધર્મને શું લાગેવળગે છે? ઈમાનદારી, પ્રમાણિકતા, અને સત્ય એ વહેપારનો ધર્મ છે, અને સમ્યગ્ ચારિત્ર એ સમગ્ર જીવનનો ધર્મ છે. ચારિત્ર ધર્મ વિનાનું જીવન શૂન્ય છે. મહાત્મા ભર્તૃહરિએ પણ કહ્યું છે કે.

येषां न विद्या न तपो न दानम्, न चापि शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुविभारभूता, मनुष्य रूपेण मृगाश्चरन्ति ॥

જેના જીવનમાં વિદ્યા નથી. આ વિદ્યા એટલે આજનું ભણતર નહિ પણ જે જન્મ અને મરણના ફેરામાંથી સદાને માટે મુક્ત અપાવે તેવી વિદ્યા નથી. જેના જીવનમાં કર્મની તમામ વર્ગણાઓને બાળીને ખાખ કરી નાંખે તેવું બાહ્ય કે આભ્યંતર તપ નથી, પોતાનું સુખ જતું કરીને પણ બીજાનું ભલું કરવાની નિઃસ્વાર્થ ભાવનાવાળું દાન નથી, અને જેના જીવનમાં દયા, ક્ષમા, વિનય આદિ સદ્ગુણો નથી, અને જેનું શીલ ચોખ્ખું નથી તેવા જીવો આ પૃથ્વી ઉપર ભારરૂપ છે. જંગલમાં ચરતાં મૃગલાઓ અને આવા જીવોમાં કોઈ તફાવત નથી. જેના જીવનમાં ધર્મ છે તે સાચો માનવ છે.

બંધુઓ! ધર્મના પ્રતાપે તમને માનવ જન્મ અને સુખસામગ્રી મળી છે. પણ તેમાં લુબ્ધ ન બનો. એક શેઠને બે દીકરા હતા. બંને કર્મના ઉદયથી ખૂબ ગરીબ હતા. ગરીબાઈ ટાળવા માટે તેમણે અઠ્ઠમ તપ કરીને દેવને આરાધ્યો. ને કહ્યું કે અમને સુખી કરો. દેવ તેમના ઉપર પ્રસન્ન થયો. ને તે બંનેને રત્નદ્વીપમાં લઈ ગયો. તમને પણ રત્ન બહુ ગમે છે ને? અહીં કોઈ આવીને એમ કહે કે અમુક

જગ્યાએ રત્ન નીકળવા છે તો તમારા કાન લાંબા થાય છે કે હું ક્યાં છે રત્ન ? ચોક્કસ ખબર પડે કે અમુક જગ્યાએ રત્ન મળે છે તો લેવા માટે દોડાદોડ કરો ને ? યાદ રાખજો કે રત્નો ગમે તેટલાં ભેગાં કરો, તિજોરી ભરી દો પણ એ કંઈ સાથે આવવાના નથી, બોલો, હવે તમારે કયું રત્ન જોઈએ છે ? મેળવવા જેવું જો કોઈ રત્ન હોય તો ભગવાન કહે છે કે "एगो धम्मो" એક ધર્મરત્ન. એ જેણે પ્રાપ્ત કરી લીધું તેને કોઈ જાતનું દુઃખ રહેતું નથી. આવું ઉત્તમ ધર્મરત્ન પ્રાપ્ત કરવા માટે મનુષ્ય જન્મની મહત્તા બતાવી છે. એક ભક્તે ગાયું છે કે–

**હું કેવો ભાગ્યશાળી, ભગવાનની ભૂમિને આ ભવમાં મેં નિહાળી.**
**અજગર કોઈ બને છે, કોઈ પશુ બને છે,**
**કોઈ બને કબૂતર, જંતુ કોઈ બને છે,**
**હું માનવ જન્મ પામ્યો, જે જીવને લે ઉગારી...હું કેવો**

હું કેવો ભાગ્યવાન છું કે ભૂમિમાંથી ભગવાન બની શકાય તેવી ભૂમિમાં મારો જન્મ થયો. જ્ઞાની કહે છે મૃત્યુ લોકમા દરેક પ્રકારના જીવો છે તેમાં કોઈ કીડી–મંકોડા–માખી. તો કોઈ સર્પ અને અજગર બને છે. કોઈ કબૂતર, ચકલી અને પોપટપણે જન્મ્યા છે પણ હું તો આવો ઉત્તમ માનવ જન્મ પામ્યો છું. ભલે, અત્યારે કર્મયોગે તીર્થંકર ભગવાન નથી મળ્યા પણ મારા મહાન ભાગ્ય છે કે વીતરાગ ધર્મ સમજાવનાર ગુરૂ મળ્યા છે. આ બિચારા કીડી–મંકોડા આદિને તો કેટલો ભય રહે છે ! રસ્તે ચાલ્યો જતો માનવી જોયા વિના પગ મૂકે તો બિચારા કચરાઈને મરી જાય એવું એમનું જીવન છે. સર્પ–અજગર બધા હિંસક છે. એ બધા કંઈ ધર્મનું આચારણ કરી શકવાના નથી. પણ હું તો ધર્મ રત્નને પ્રાપ્ત કરી મારું જીવન સફળ બનાવીશ.

બંધુઓ ! તમે તમને શેનાથી ભાગ્યવાન માનો છો ? ધનથી કે ધર્મથી ? આજે મોટા ભાગના માણસો ધનથી પોતાને ભાગ્યશાળી માને છે. પણ સમજો. જેને કરોડોની સંપત્તિ મળી છે પણ ધર્મ નથી મળ્યો તેના જેવો કોઈ દુઃખી નથી. આજે મોટા ભાગે જોઈએ તો જેને ત્યાં સંપત્તિ વધતી જાય છે તેને ત્યાં ધર્મ ભૂલાતો જાય છે. જૈન કહેવાતાં શ્રીમંતોને ઘેર કાંદા–બટાટા તો કોમન થઈ ગયા છે. અરે કંઈક ઈંડા ખાતા થઈ ગયા છે. આ ઓછા દુઃખની વાત છે ? હું સાંભળું છું કે જૈનોને ઘેર ઈંડા ખવાય છે ત્યારે મારા રૂંવાડા ઉંચા થઈ જાય છે. અહો, આવા જીવોને કેવી રીતે સુધારવા ? પૂર્વના પુણ્યથી સુખ અને સંપત્તિ મળી છે પણ આવા જીવો પુણ્યને બાળીને ખાખ કરી રહ્યા છે. પરિણામે પાપ અધોગતિમાં ફેંકી દેશે. લક્ષ્મી પુણ્યથી મળી છે પણ લક્ષ્મી આવતાં ધર્મ નષ્ટ થતો હોય તો તેવી આસુરી લક્ષ્મી પસંદ ના કરશો. આજે ઘણાં કુટુંબો એવા છે કે લક્ષ્મી મળી છે છતાં ધર્મને ભૂલતાં નથી.

આનું નામ દૈવી લક્ષ્મી છે. જે જીવોને પુણ્યના પ્રકાશથી બંગલો મળ્યો પણ બંગલામાં રહીને ધર્મ નથી કરતો તે અંધકારમાં જવાનો છે. જે જીવો પૂર્વે ધર્મની આરાધના કરીને આવ્યા છે ને આ ભવમાં ધર્મની આરાધના કરે છે તેવા પુણ્યવાન પ્રકાશમાંથી આવ્યા ને પ્રકાશમાં જવાના છે. કદાચ પાપના ઉદયે ભલે ધન ન મળે પણ કદી ધર્મને છોડશો નહિ. ઘઉં વાવનાર ખેડૂતને ઘાસ સ્હેજે મળી જાય છે તેમ જે ધર્મ કરે છે તેને ધન સ્હેજે મળી જાય છે. માટે ધનની ચિંતા ન કરશો. પણ ધર્મની ચિંતા કરજો.

આપણે આગળ પેલા બે ભાઈની વાત કરી કે દેવ તેમના ઉપર પ્રસન્ન થયો તેથી સૂર્ય ઉદય સમયે રત્નદ્વીપે લાવીને મૂકયા. અને સૂર્ય અસ્ત થાય ત્યારે રત્નદ્વીપથી પાછા તેમના સ્થાને મૂકી જવાની શરત કરી હતી. તે દરમ્યાનમાં જેટલા રત્નો લેવાય તેટલા લઈ લેવાના હતા. તો આ બાબતમાં આપણે પણ વિચાર કરવાનો છે. પુણ્યરૂપી દેવે આપણને માનવભવરૂપી રત્નદ્વીપમાં લાવીને મૂકયા છે. તેણે શરત કરી છે કે જ્યાં સુધી તમારા આયુષ્યરૂપી સૂર્યનો ઉદય છે ત્યાં સુધીમાં હે ભવ્ય જીવો! તમે આ માનવભવરૂપી રત્નદ્વીપમાંથી જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ રૂપી અમૂલ્ય રત્નો તમારાથી જેટલા લેવાય તેટલા લઈ લો.

દેવે તે બંને ભાઈઓને રત્નદ્વીપમાં રહેવા માટે સુંદર મહેલ બનાવી આપ્યો. હરવા ફરવા માટે બગીચો, અને ખાવાપીવા માટે એક એકથી ચઢિયાતા ભોજનની સગવડ કરી આપી. ત્યાં જઈને બે ભાઈઓ વિચાર કરવા લાગ્યા કે અહીં તો સ્વર્ગ જેવા સુખો છે. આપણે શું કરવું? મોટો ભાઈ તો કદી નહિ ખાધેલા એવા પકવાન અને ફરસાણ ખાવામાં લલચાઈ ગયો. એણે પેટ ભરીને ખાધું ત્યારે નાના ભાઈએ થોડું ખાધું, બહુ ખાવાથી પ્રમાદ આવે છે. એટલે ભૂખ મટે ને કામ થાય તે રીતે થોડું ખાધું. પછી પોતાના ગાડામાં રત્નો ભરવા લાગ્યો. આખું ગાડું રત્નોથી ભરી તેના ઉપર કપડું ઢાંકીને નિરાંતે સૂઈ ગયો અને મોટાભાઈએ તો પેટ ભરીને મીઠાઈઓ ખાધી. પછી બગીચામાં ફરવા ગયો. ઉંઘ આવી એટલે ઉંઘી ગયો. એના નાના ભાઈએ એને બે-ત્રણ વખત જગાડયો ને કહ્યું-ભાઈ! તમે શું ઉંઘો છો? ઉઠોને જલ્દી ગાડામાં રત્ન ભરી દો. હમણાં રાત પડી જશે ને દેવ આપણને આપણાં ઘર ભેગાં કરી દેશે. ત્યારે મોટો ભાઈ કહે છે ભાઈ! શી ઉતાવળ છે? હમણાં રત્ન લઈ લઉં છું. ગાડામાં રત્નો ભરતાં શી વાર? જીવ્યા કરતાં જોયું ભલું. આવું ખાવાપીવાનું ને હરવા ફરવાનું કયાં મળવાનું છે? મોટો ભાઈ ખાવાપીવામાં ને હરવા ફરવામાં રહી ગયો. સૂર્યાસ્ત થતાં દેવ હાજર થયો ને કહ્યું. તમે તમારા ગાડામાં બેસી જાઓ, ત્યારે મોટો ભાઈ કહે છે થોડીવાર ખમો. હું

રત્ન લઈ લઉં. દેવે કહી દીધું. મારી શરત પૂરી થઈ. હવે એક સેકન્ડ રહી નહિ શકો. દેવે તો આંખના પલકારામાં તેમને ઘેર મૂકી દીધા.

બંધુઓ! તમને તો એમ થતું હશે કે મોટો ભાઈ કેવો મૂર્ખ કહેવાય? દેવે સૂર્યાસ્ત થતાં રત્નદ્વીપ છોડી દેવાનું કહ્યું હતું તો પણ ગાડામાં રત્નો ન ભર્યા! કેવો મૂર્ખ કહેવાય? હવે હું તમને પૂછું છું કે એ તો મૂર્ખ હતો. તે રત્ન મેળવવાના સ્થાનમાં જઈને પણ પ્રમાદ કર્યો. ખાવાપીવામાં રહી ગયો. પણ તમે આ મનુષ્યભવ રૂપી રત્નદ્વીપમાં આવીને એના જેવી મૂર્ખાઈના કામ કરતા નથી ને! એણે રત્નો ન લીધા તો ગરીબ રહ્યો. આ ગરીબાઈ એક ભવ પૂરતી છે. પણ જો આ જીવ મનુષ્યભવ રૂપી રત્નદ્વીપમાં આવીને જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ રૂપી ઉત્તમ રત્નો લેવાનું છોડી ખાવા-પીવા અને હરવા ફરવામાં રહી જશે તો એના કરતાં પણ ડબલ મૂર્ખ કહેવાશે. બોલો, આટલા બધામાંથી કેટલા ત્રિરત્નો લેવાનો પુરૂષાર્થ કરે છે? આંગળી ઉંચી કરો તો ખબર પડે. અહીં પુરૂષાર્થ નહિ કરો તો આ ભવ અને પરભવમાં દરિદ્ર રહી જશો પછી પસ્તાવાનો પાર નહિ રહે.

નાનો ભાઈ રત્નોનું ગાડું ભરીને આવ્યો તો એની પત્ની રાજી રાજી થઈ. એ મોટો શ્રીમંત બન્યો ને મોટો ભાઈ હતો તેવો રહ્યો. એની પત્નીએ કહ્યું કે નાનાભાઈ રત્નો લઈને આવ્યા ને તમે ત્યાં જઈને શું કર્યું? તમે કેમ ખાલી પાછા આવ્યા? મોટાભાઈને પસ્તાવાનો પાર ન રહ્યો. મનમાં ઘણું દુઃખ થયું કે નાનાભાઈએ ચેતાવ્યો તો પણ ચેત્યો નહિ! પોક મૂકીને રડયો પણ સમય વીત્યા પછી ગમે તેટલું રડે તો પણ શું વળે? તેમ તમને પણ સંતપુરૂષો ચેતાવે છે કે હે શ્રાવકો! તમે જાગો, પ્રમાદની પથારી છોડીને બને તેટલી ધર્મારાધના કરી લો. આયુષ્યનો દીપક ક્યારે બૂઝાઈ જશે તેની ખબર નથી. છતાં નહિ ચેતો તો પસ્તાવું પડશે. એક વખત એવી આરાધના કરી લો કે ફરીને આ સંસારમાં આવવું ન પડે ને દુઃખ વેઠવા ન પડે.

જેમને જન્મ જરા અને મરણનો ત્રાસ લાગ્યો છે અને ઉત્તમ રત્નો લેવાની લગની લાગી છે તેવા મહાબલ અણગાર શુદ્ધ ભાવથી વીસ બોલની આરાધના કરે છે.

दंसण विणय आवस्सए य, सीलव्वए निरइयारे।
खणलव तव च्चियाए, वेयावच्चे समाहिए॥

આપણે દર્શન અને વિનયની વાત આવી ગઈ છે. અગીયારમે બોલે હવે આવશ્યકની વાત આવે છે. બે વખત શુદ્ધ ભાવથી અવશ્ય પ્રતિક્રમણ કરવામાં આવે તો તેનાથી પણ જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે. સાધુને તો સવાર-સાંજ બંને ટાઈમ પ્રતિક્રમણ કરવું જોઈએ. તમે સંસારમાં રહીને પણ ધારો તો પ્રતિક્રમણ કરી શકો છો પણ પ્રતિક્રમણ શીખો તો કરી શકો ને? આટલા બધામાંથી ગણ્યાગાંઠ્યા

ભાઈઓને પ્રતિક્રમણ આવડતું હશે, કોને શીખવાનું મન થાય છે? પ્રતિક્રમણ એ પાપની પ્રતિલેખના કરીને પશ્ચાતાપપૂર્વક પાપને પ્રજાળવાનું સાધન છે. આખા દિવસમાં જે જે પાપ લાગ્યું હોય તેને યાદ કરી કરીને પ્રતિક્રમણમાં તેની આલોચના કરવાની છે. દિવસે જે જે દોષ લાગ્યા હોય તેનું પ્રાયશ્ચિત સાંજે પ્રતિક્રમણ વખતે કરવું. ને રાત્રે જે જે દોષ લાગ્યો હોય તેનું પ્રાયશ્ચિત પરોઢીયે પ્રતિક્રમણ કરીએ ત્યારે કરવું. આ રીતે ઉપયોગપૂર્વક એકાગ્ર ચિત્તે પ્રતિક્રમણ કરવાથી આત્મા પાપ રહિત-નિર્મળ બને છે, ને હળવો બને છે.

જ્યારે માણસને કોઈ રોગ થાય છે ત્યારે ડોકટર પાસે રોગનું નિદાન કરાવવા જાય છે. ડોકટર તપાસીને કહે છે કે તમારા શરીરમાં અમુક પ્રકારના જંતુઓ વધી ગયા છે. તેના કારણે રોગે તમારા ઉપર હુમલો કર્યો છે, શરીરમાં જેના જેટલા જંતુઓ જોઈએ તેટલા રહેવા જોઈએ. જો વધી જાય તો આરોગ્યને ધક્કો પહોંચાડે છે. રોગ મટાડવા માનવી તરત ઉપચારો કરે છે. પણ આ ભવરોગને નાબૂદ કરવાનો કોઈ ઉપચાર કરે છે? જંતુઓ વધે તો શરીરને નુકશાન થાય છે. તેમ ભગવાન કહે છે કે તારા આત્મા ઉપર પાપના જંતુઓ વધી જશે તો આત્માના આરોગ્યને નબળું પાડી દેશે. ભવરોગ વધી જશે. માટે પાપ રૂપી જંતુઓનો નાશ કરવા માટે સાવધાન બનો. આત્મા તો મૂળ સ્વરૂપે વિશુધ્ધ અને નિર્મળ છે પણ જ્યાં સુધી દેહ સાથે જકડાયેલો છે ત્યાં સુધી કર્મરૂપી અનેક નાના મોટા રોગ તેને વળગેલા છે. સૌથી મોટામાં મોટો જો કોઈ રોગ હોય તો તે ભવરોગ છે. આ રોગના કારણે આત્માને અસહ્ય યાતનાઓ ભોગવવી પડે છે. જન્મની તીવ્ર વેદના અને મરણનું મહાદુઃખ જીવને વેઠવું પડે છે. આ ઉપરાંત બીજા અનેક નાના મોટા રોગો છે તેમાં પીલાવું પડે છે. આ રોગોનો ઉપચાર કરનાર કેટલા? આ રોગ શાથી થાય છે તેનું નિદાન કેટલા કરાવે છે?

બંધુઓ! આ ભવરોગનું કારણ અધર્મનું આચરણ-પાપ છે. માનવી જેટલો ધર્મથી વિમુખ બની અધર્મનું આચરણ કરે છે તેટલો તેનો રોગ વધે છે. અને ધીમે ધીમે તે રોગ જુનો થતો જાય છે. રોગ જેટલો જુનો થતો જાય તેટલો તેને દૂર થતાં સમય લાગે. અનંત ભવોનાં કર્મો આ માનવ ભવમાં આવીને ખપાવવાના છે. પુણ્ય-પાપ-શુભ-અશુભ કર્મનો સર્વથા નાશ થાય ત્યારે આત્મા નિરોગી બને. અને મોક્ષના અવ્યાબાધ સુખ તેને મળે. પણ આ ભવરોગ તમને રોગ રૂપે સાલે તો નિદાન કરાવવા આવો ને? ટૂંકમાં આપણે તો આવશ્યક સૂત્રની વાત ચાલતી હતી. પ્રતિક્રમણ એ છ આવશ્યકમાંનો ચોથો આવશ્યક છે. પ્રતિક્રમણ તમને આવડે તો પાપનું પ્રક્ષાલન કરી શકાય ને? પણ પ્રતિક્રમણ શીખો નહિ તો શું કરશો? પ્રતિક્રમણ તમે શીખશો તો પંદર કર્માદાન કોને કહેવાય તે જાણી શકશો. અને

રોજ બોલતાં એવો વિચાર થશે કે આ કર્માદાનના વહેપાર મારાથી કરાય નહિ. જેમ બ્રાહ્મણના દીકરાને જનોઈ અવશ્ય પહેરવી પડે છે તેમ જ્ઞાની કહે છે જૈન કુળમાં શ્રાવકને પ્રતિક્રમણ અવશ્ય આવડવું જોઈએ. અનંતકાય કોને કહેવાય તે જાણશો તો કાંદા-બટાટા ખાતાં અટકશો. જો નહિ સમજો તો બટાટા--કાંદા ક્યાંથી છોડશો ? માટે તમને કહીએ છીએ કે તમે જૈન ધર્મનાં તત્ત્વને જાણો. જાણશો તો પાપથી અટકશો.

રોજનો અધિકાર મહાબલ અણગાર ભવરોગ નાબૂદ કરવા માટે વીસ સ્થાનકની આરાધના કરે છે. હવે બારમો બોલ "सीलव्वए निरइयारे" શીયળ અને બીજા વ્રતોમાં અતિચાર લગાડયા વિના તેમાં પ્રવૃત્તિ કરવી જોઈએ. એટલે વ્રત-પ્રત્યાખ્યાનનું નિર્મળ રીતે પાલન કરવું જોઈએ. માટે શીયળ નિર્મળ પાળો. સુદર્શન શેઠ જેવા એ ગૃહસ્થવાસમાં રહી સ્વદારા સંતોષીએ વ્રત લીધું હતું. પરસ્ત્રી સામે કદી કુદૃષ્ટિ કરી નથી. માત્ર પોતાની સ્ત્રીમાં સંતોષ માનવો એવું એમણે વ્રત લીધું હતું, તેના પ્રતાપે શૂળીનું સિંહાસન થઈ ગયું. તો જે આત્માઓ જાવજીવનું બ્રહ્મચર્ય વ્રત સ્વીકારે છે તેને કેવો મહાન લાભ થાય છે! માનવજીવનમાં શીયળની મહત્તા છે. આપણા જૈનદર્શનમાં અનેક સતીઓ થઈ ગઈ છે. જેમણે પોતાનું શીયળવ્રત સાચવવા પ્રાણના બલીદાન આપ્યા છે. આ રીતે જાહલે પણ પોતાનું શિયળ સાચવ્યું છે.

સિંધ દેશમાં દુષ્કાળ પડયો તેથી જાહલના પતિએ કહ્યું-તું આ દુઃખ નહિ વેઠી શકે માટે તું હમણાં પિયર જા. સુકાળ થાય એટલે આવજે. જાહલ એક વીરનારી હતી. તેણે કહ્યું સ્વામીનાથ! આપ આ શું બોલો છો ? શું તમે દુઃખ વેઠશો ને મારાથી નહિ વેઠાય ? આગળની સતીઓએ કેવા કષ્ટો વેઠયા છે ?

**સતી સીતાને દ્રૌપદી, વિહર્યાં વનમાંય,**
**પતિ સંગાથે જાય, રાજવૈભવને પરહરી.**

રામચંદ્રજીને વનવાસ મળ્યો ત્યારે શું સીતાજી સાથે ન્હોતા ગયા? નળ રાજાની સાથે સતી દમયંતી ગયા હતા ને ? એ તો રાજવૈભવ છોડીને ગયા હતા. એમના જેટલું સુખ આપણે ત્યાં નથી. કદાચ માની લો કે સુખ હોય તો પણ જ્યાં દેહ હોય ત્યાં પડછાયો રહે છે. એ જુદો પડતો નથી, તેમ પત્ની પણ પતિની સાથે શોભે છે, માટે હું આપની સાથે આવીશ.

સ્વામીનાથ! આપણું પશુધન બધું દુષ્કાળમાં મરી જાય છે. આપણને ખાવા પણ અન્ન નથી એટલે વિલંબ કર્યા વિના આપણે આ પશુધન લઈને સિંધ દેશમાં જઇએ. ત્યાં સુકાળ છે એમ સાંભળ્યું છે. તો ત્યાં જઇને દુષ્કાળના કપરા દિવસો

ગાળીશું અને એક વર્ષ પછી અહીં સુકાળ થશે એટલે આપણે પાછા આવી જઈશું. મારા માટે આપનું મન ઘણું દુભાય છે. મને સાથે લઈ જવાની આપની મરજી નથી પણ મારે તો સાથે રહેવું છે. મારે પિયર જઈને શું કરવું ? જાહલની મક્કમતા જોઈને સિંધદેશમાં જવાનું નક્કી કર્યું,

બંધુઓ ! જાહલની મક્કમતા કેટલી છે ! આજની સ્ત્રીઓ જો પોતાનો ભાઈ આવો મોટો રાજા હોય તો વગડાના દુઃખ વેઠવા તૈયાર ન થાય. અહીં તો જુનાગઢનો રા'નવઘણ જેવો બળીયો જેનો બંધવો હતો, જાહલ જેવી હજારો સ્ત્રીઓ અને તેના પતિ જેવા હજારો પુરૂષો જિંદગીભર જેના રાજ્યમાં રહે તો પણ તેને ત્યાં કોઈ વાતનો તૂટો આવે એમ ન હતું. જાહલનું નામ સાંભળીને નવઘણ ઉઘાડે પગે સામો દોડીને આવે ને જેના પડતા બોલ ઝીલવા તૈયાર રહે તેમ હતું અને જેની છાયામાં એક તો શું સેંકડો દુષ્કાળ પડે તો પણ ઉની આંચ આવે તેમ ન હતું. એવા સ્થળે પણ દુઃખના વખતમાં જાહલને જવું યોગ્ય લાગ્યું નહિ. ત્યાં જવું તો સુખમાં જવું પણ દુઃખમાં નહિ.

આખો દેશ દુષ્કાળનો ભોગ બની ગયો હતો. આખા દેશના લોકો અન્નપાણી વિના ટળવળતા હતા. આવો કટોકટીનો સમય હતો. આવા કપરા સમયમાં નવઘણ રાજવૈભવના આનંદમાં પોતાની વહાલી બહેન જાહલને ભૂલી ગયો. આ સંસાર એવો વિચિત્ર છે કે માણસ પોતાના સુખમાં મગ્ન બને છે ત્યારે બીજા સુખી છે કે દુઃખી તેનો તેને વિચાર સરખો પણ આવતો નથી. જાહલ, તેનો પતિ અને તેમના આખા નેસડામાં વસતા આહીરો પોતપોતાનું કુટુંબ અને પશુધન સાથે લઈને સિંધદેશમાં જવા તૈયાર થયા.

સઘળો સોરઠ દેશ, રોતો રાતા પાણીએ,
હલકી હાલ્યો વિદેશ, ધનથી તનને પોષવા.

પોતાનું વતન છોડીને કોઈને બીજે જવું ગમતું નથી. આવા કટોકટીના સમયમાં પાપી પેટને પોષવા ખાતર જતી વખતે જાહલનું હૈયું ભરાઈ આવ્યું. પણ ગયા વિના છૂટકો ન હતો. કાં તો દેશનો નેહ છોડવો પડે કાં મરણની શરણાગતિ સ્વીકારવી પડે. એમાંથી એક રસ્તો લીધા વિના ચાલે તેમ નથી. બધા આહીરોને પણ દુઃખ થયું. આખા નેસડાના આહીરો જાણે એક કુટુંબના હોય તેમ ભેગા થઈને સિંધ દેશમાં જવા તૈયાર થઈ ગયા. સોરઠ છોડીને સિંધમાં જવા કદમ ઉઠાવ્યાં તે વખતે પોતાના પશુઓને જાહલ કહે છે.

ચાલો, આ દેશમાં આપણો કોઈ આધાર નથી. એટલે પરદેશનો આશ્રય લેવો પડશે. આટલું બોલતાં તેની આંખોમાંથી ચોધારા આંસુ વહેવા લાગ્યા. બધા

ચાલવા લાગ્યા. જાહલની ઉંમર નાની હતી પણ બધામાં તેની બુધ્ધિ શ્રેષ્ઠ હતી. એટલે સૌ કોઈ તેને પૂછીને પગલું ભરતાં. અને તેની સલાહ પ્રમાણે સૌ ચાલતાં હતાં. જાહલનું માન ઘણું હતું. ચાલતાં ચાલતાં જાહલની દૃષ્ટિ ગિરનાર ઉપર પડી. તે જોઇને તેને પોતાનો ભાઈ નવઘણુ અને માતા પિતા ખૂબ યાદ આવ્યા.

**માવતર વિના માન નહિ, આદર ન આપે કોઈ, નવઘણુ નીરખ જોય જાહલ ફરી સિંધમાં,**
**ઉછર્યા એક સાથ, સ્નેહ થકી સાથે રહી, નવ સોરઠનો નાથ, જોશું જો હશું જીવતા,**

રડતી આંખે બોલી હે વીરા! હું જાઉં છું. માટે તને દૂરથી નિહાળી લઉં. જીવતા રહેશું તો વીરા, મળશું. નહિતર રામ-રામ. આમ બોલતાં આંખ કરતાં આંસુ મોટા તેમ ધ્રુસકે રડી પડી. આ રીતે મનમાં કાળો કલ્પાંત કરતી જાહલ જુનાગઢના રાજાની બહેનડી રડતી આંખે સિંધ તરફ ચાલી. માર્ગમાં અન્નપાણીની સગવડ મળે ત્યાં થોડા દિવસ રોકાતાં રોકાતાં ઘણાં દિવસે સિંધમાં પહોંચ્યા.

આ વખતે સિંધમાં હમીર સુમરો રાજ્ય કરતો હતો. ત્યાં સુકાળ હતો. એટલે સુખપૂર્વક આનંદથી ત્યાં દુઃખના દિવસો વીતાવવા લાગ્યા. પોતાના ગાય-ભેંસના દૂધ ઘીમાંથી પોતાનું ગુજરાન ચલાવતા હતાં. આમ કરતાં એક વર્ષ સિંધમાં ગાળ્યું. વર્ષ પૂરું થયું એટલે જાહલે કહ્યું કે હવે સોરઠમાં સુકાળ થયો હશે. આપણે બધાં જઇએ. ત્યારે તેનો પતિ તેમજ બીજા આહીરો કહેવા લાગ્યા કે સોરઠમાં સુકાળ થયાના સમાચાર મળે પછી જઇએ. એટલે થોડા દિવસ બધા રોકાઈ ગયા. જાહલની રોકાવાની બિલકુલ ઈચ્છા ન હતી. પણ બધાની ઈચ્છા હતી એટલે મને કમને જાહલને રોકાવું પડયું. હવે કર્મ શું કરે છે?

એક દિવસ જાહલ તળાવે કપડા ધોવાં અને સ્નાન કરવા ગઈ હતી. પોતે કપડા ધોઇને તળાવમાં સ્નાન કરતી હતી. તે વખતે હમીર સુમરો ફરતો ફરતો તળાવની પાસે આવ્યો. જાહલનું ધ્યાન સ્નાન કરવામાં હતું. જાહલનું રૂપ ખૂબ હતું એટલે સૂબો તેના રૂપમાં મુગ્ધ બની તેની સામે જોઈ રહ્યો. જાહલ સ્નાન કરીને કપડાં બદલતી હતી. તે વખતે તેની દૃષ્ટિ હમીર ઉપર પડી. તેને થયું કે આ મારી સામે એકી ટશે જોઈ રહ્યો છે. નક્કી મારા ઉપર તેની કુદૃષ્ટિ થઈ છે. એટલે એકદમ પોતાના કપડા લઇને ઉતાવળી ચાલી ગઈ. હમીર પણ પોતાનો ઘોડો ધીમે ધીમે ચલાવતો તેની પાછળ ગયો. જાહલ ખૂબ વિચક્ષણ હતી. તે સમજી ગઈ કે આ પાપી મારું શીયળ લૂંટશે. મારું શું થશે? આ પાપીના પંજામાંથી મને કોણ બચાવશે? આમ વિચાર કરતી ભયથી ધ્રુજતી જાહલ પોતાના તંબુમાં પેસી ગઈ. હવે હમીર સુમરો ત્યાં આવશે ને શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૪૦

**શ્રાવણ વદ ૪ ને શુક્રવાર** **તા. ૧૩-૮-૭૬**

અનંત કરૂણાનીધિ સર્વજ્ઞ ભગવંતના મુખમાંથી ઝરેલી વાણી તેનું નામ સિધ્ધાંત. અનંતકાળથી ભવાટવીમાં ભૂલેલા જીવોને ભગવંતે સિધ્ધાંત દ્વારા મોક્ષમાં જવા માટેનું માર્ગદર્શન કરેલું છે. "पणया वीरा महावीहिं" આ સિધ્ધાંત વાણી ઉપર શ્રધ્ધા કરીને આ મહાન મોક્ષમાર્ગમાં અનેક મહાપુરૂષોએ સંયમમાં પોતાનું બળ પરાક્રમ ફોરવીને સંસારના પરિભ્રમણ રૂપ, જન્મ-મરણ રૂપ દુઃખોનો તથા આઠ કર્મોનો નાશ કરીને શાશ્વત સુખનું સ્થાન એવા મોક્ષને પ્રાપ્ત કરેલ છે. આ વાણી ઉપર શ્રધ્ધા કરી ભૂતકાળમાં પણ અનંત જીવો મોક્ષમાં ગયા છે.

જ્યાં સુધી વીતરાગ વાણીમાં યથાર્થ શ્રધ્ધા નથી થઈ ત્યાં સુધી મોક્ષ ઘણો દૂર છે તે સમજી લેજો. જો ખરેખર તમે સમજો તો ભગવંતે સિધ્ધાંતમાં જ્ઞાનના લાડુ પીરસ્યા છે. પણ ગળામાં કુશંકારૂપી પ્લેગની ગાંઠ થઈ હોય તો લાડવો ગળે ક્યાંથી ઉતરે ? ભગવાનની વાણી તો લાડુથી પણ અધિક મીઠી અમૃત જેવી છે. પણ અશ્રધ્ધાને કારણે જીવ સંસારમાં ભમે છે. મિથ્યાત્વી જીવ પણ નવગ્રૈવેયક સુધી તો જાય છે. પણ તેથી તેનું પરિભ્રમણ અટકતું નથી. એક વખત સમ્યક્દર્શનનો દિવડો પ્રગટી જાય તો જીવને મોક્ષમાં જવાનું સર્ટીફીકેટ મળી જાય. પછી એને વધુમાં વધુ અર્ધ-પુદ્ગલ પરાવર્તનકાળથી વધુ સંસારમાં ભમવાનું રહેતું નથી. તમારા દીકરાને સારી કોલેજના પ્રવેશનું એડમીશન મેળવવા માટે કેટલી દોડાદોડ કરો છો ? સાંભળ્યું છે કે પંદર-વીસ ને પચીસહજાર રૂપિયા ડોનેશન આપીને પણ કોલેજનું એડમીશન મેળવે છે.

બંધુઓ ! હું તમને પૂછું છું કે તમે દોડાદોડી કરીને તમારા દીકરાને દાખલ કરવા માટે ડોનેશન આપીને એડમીશન મેળવ્યું. પણ દીકરો ભણ્યા પછી કેવો થશે તે તો જ્ઞાની જાણે. પાસ થશે કે નાપાસ ? તે પણ ભાગ્યની વાત છે. છતાં તમને કેટલી હોંશ છે ! પણ અમારા મહાવીર પ્રભુની મેડીકલ કોલેજમાં તમારા દીકરાને દાખલ કરવાનું મન થાય છે ? અહીં તમે દાખલ કરવા આવશો તો ડોનેશન આપવું નહિ પડે. આ કોલેજમાં દાખલ થયા પછી આત્માનું કલ્યાણ છે. છતાં જીવનું કેવું ભયંકર અજ્ઞાન છે કે આવો સુંદર ભવ્ય માર્ગ હોવા છતાં આ માર્ગે આવવાનું મન થતું નથી. તમારા અબજો રૂપિયામાં કે મોટી ડીગ્રીમાં મોક્ષનું સર્ટીફીકેટ આપવાની તાકાત છે ? હોય તો મને બતાવો. એ તાકાત તો સમ્યક્દર્શનમાં છે. માટે સમકિત પ્રાપ્ત કરવા માટે આ ભવમાં ભગીરથ પુરૂષાર્થ કરો. મિથ્યાત્વ કોને કહેવાય

તે જાણો છો ? विपरीत तत्त्व श्रध्धा मिथ्यात्वम् । તત્ત્વની વિપરીત શ્રધ્ધા તેનું નામ મિથ્યાત્વ. જીવને અજીવ અને અજીવને જીવ માનવું તે મિથ્યાત્વ છે.

જ્ઞાની કહે છે કે " **જેને લાગ્યો આત્માનો રંગ તેનો થયો મિથ્યાત્વનો ભંગ** "

અનંતકાળથી જીવે પુદ્ગલનો સંગ કર્યો છે. તમે કહો છો ને કે "**જેવો સંગ તેવો રંગ અને સોબત તેવી અસર.**" પુદ્ગલનો સંગ કરશો તો પુદ્ગલનો રંગ લાગશે. અને આત્માનો સંગ કરશો તો આત્માનો રંગ લાગશે. પુદ્ગલ આત્માથી પર છે. માટે તમે પુદ્ગલનો ગમે તેટલો સંગ કરો પણ આત્માના સંગ વિનાનો બધો સંગ એકડા વિનાના મીંડા જેવો છે. જ્યારે આત્માનો રંગ લાગશે, અંતરમાં ચેતનનો ચમકારો થશે ત્યારે પરનો સંગ ને રંગ બધાં તુચ્છ લાગશે. કારણ કે પરનો રાગ અનિત્ય છે ને આત્માનો રાગ નિત્ય છે. પરમાંથી મળતું સુખ પણ અનિત્ય છે ને આત્માનું સુખ નિત્ય છે. આત્મા એ સ્વ છે ને પુદ્ગલ તે પર છે. આત્માના લક્ષણો ક્યા છે ને પુદ્ગલના લક્ષણો ક્યા છે ? ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮મા અધ્યયનમાં આત્માના અને પુદ્ગલનાં લક્ષણો ભગવંતે બતાવ્યા છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा
वीरियं उवओगोय, एवं जीवस्स लक्खणं ॥ ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૧૧

જ્ઞાન-દર્શન ચારિત્ર-તપ-વીર્ય અને ઉપયોગ આ છ જીવનાં લક્ષણો છે.

सद्दन्धयार उज्जोओ पमा-छाया ऽऽ तवोइ वा ।
वण्ण रस गन्ध फासा, पुग्गलाणं तु लक्खणं ॥ ઉત્ત. સૂ.અ. ૨૮ ગાથા ૧૨

શબ્દ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, તાપ, ધૂપ, વર્ણ, ગંધ રસ, અને સ્પર્શ આ પુદ્ગલના લક્ષણો છે.

જે મનુષ્યને આત્માનો રંગ લાગ્યો છે તેને પુદ્ગલની વાતોમાં રસ ન હોય. તેને તો જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપની વાત આવે ત્યાં અનેરો આનંદ થાય. જેમ ઘન ગાજે ને મોર નાચે તેમ આત્માની વાતો સાંભળતાં હૃદય નાચી ઉઠે છે. જેને આત્માનો રંગ લાગે છે તેના મિથ્યાત્વનો ભંગ થઈ જાય છે. દુનિયામાં સોળ રોગો મોટા કહેવાય છે એ સોળ મહારોગ કરતાં પણ જો મોટામાં મોટો કોઈ રોગ હોય તો મિથ્યાત્વ છે. કહ્યું છે કે

मिथ्यात्वं परमो रोगो, मिथ्यात्वं परमं तमः ।
मिथ्यात्वं परमः शत्रुः, मिथ्यात्वं परमं विषम् ॥

મિથ્યાત્વ એ મોટો રોગ છે. મિથ્યાત્વ એ ઘોર અંધકાર છે. એ આત્માનો મોટો શત્રુ છે અને એ ભયંકર હલાહલ ઝેર છે. જ્યાં મિથ્યાત્વ છે ત્યાં સંસાર છે. જેના મિથ્યાત્વનો ભંગ થાય તેનો સંસાર કટ થાય છે. સંસારમાં જીવને રઝળાવનાર પાંચ કારણો છે. તેમાંથી જો પહેલું મિથ્યાત્વ જાય પછી અવ્રત–પ્રમાદ–કષાય અને યોગને ટાળવાનો પુરૂષાર્થ કરાય. પણ જ્યાં સુધી મિથ્યાત્વ ન મરે ત્યાં સુધી કાંઈ સૂઝતું નથી. મિથ્યાત્વનો અંધકાર ટળે ને સમ્યક્ત્વનો સૂર્ય પ્રગટે ત્યારે બીજા ચાર કારણોને ટાળવાનો માર્ગ સૂઝે છે. સમ્યકૃત્વ પાંચ છે. તેમા એક ક્ષાયક સમ્યકૃત્વ તો એવું પાવરફુલ છે કે જેને તે સમ્યકૃત્વ આવે તે મનુષ્ય તે ભવમાં પણ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. જેમ કોઈ દવા પાવરફુલ હોય તો રોગને તરત દબાવે છે ને ? તેમ આ સમ્યકૃત્વ તે ભવમાં સંસારનો રોગ મટાડી મોક્ષ અપાવે છે. માટે નક્કી કરો કે મારે સમ્યકત્વ પામ્યા વિના મરવું નથી.

મિથ્યાત્વભાવમાં જીવ અજ્ઞાનને વશ થઈ કેટલા કર્મો બાંધે છે. આ શરીર પણ કર્માધીન છે. કર્મ છે તો શરીર છે. શરીર કોથળામાં અનંત શક્તિનો સ્વામી આત્મા પૂરાઈ રહ્યો છે. કોઈ માણુસને કોથળામાં પૂરી દે તો કેવી અકળામણુ થાય છે ? પણુ અનંતકાળથી આ કાર્મણુનાકોથળામાં પૂરાઈને જીવ અનેક પ્રકારની યાતનાઓ સહન કરે છે તેની અકળામણુ થાય છે ? જે શરીરનો સર્વથા ત્યાગ કરીને સિધ્ધ બની ગયા તેમને કંઈ ઉપાધિ છે ? આ બધી ઉપાધિ સંસારમાં છે, મિથ્યાત્વ આત્માના આરોગ્યને બાધ કરનારો મહાનરોગ છે. આ વાત ઘણી વાર સાંભળી છે. જાણો છો છતાં આજે આત્માનું સ્વરૂપ ભૂલીને ભ્રાન્તિમાં પડેલા છો. આત્મભ્રાન્તિ એ મિથ્યાત્વ છે, કહ્યું છે કે,

**આત્મભ્રાન્તિ સમ રોગ નહિ, સદગુરૂ વૈદ સુજાણુ,**
**ગુરૂ આજ્ઞાસમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન.**

ભ્રાન્તિ એટલે શું ? ભ્રાન્તિ એ ચતુર્ગતિના પરિભ્રમણુનું મૂળ કારણુ છે. ભ્રાન્તિ એ મોટો રોગ છે. તેનાથી આત્માનું લક્ષ ચૂકી જવાય છે. આત્માનો અનાદર થાય છે, માટે ભ્રાન્તિને ટાળવા વીતરાગવાણીમાં સાચી પ્રતીતિ કરવી પડશે. ભ્રાન્તિનું ટળવું તે સમ્યગ્દર્શન છે. એક વખત સમ્યક્દર્શન જીવને સ્પર્શી જશે તો વહેલો કે મોડો આત્મા જરૂર તરી જશે, સમ્યગ્દર્શન એ આત્મકલ્યાણુનો મૂળ પાયો છે.

બંધુઓ ! જેને રોગ લાગુ પડયો છે તેને ઔષધનું સેવન કરવાથી મટી જશે. પણુ જેમને મિથ્યાત્વનો રોગ લાગુ પડેલો છે તેને બાહ્ય ઔષધના ઉપચાર કરવાથી નહિ મટે. તેને દૂર કરવા માટે તમારો ડબલ ડીગ્રી પ્રાપ્ત કરેલા મોટા મોટા સર્જનો,

ઈંજેકશનો કે ટેબ્લેટ આ કંઈ કામ નહિ લાગે, આ રોગને મટાડનાર સદ્ગુરૂ રૂપી વૈદ્યો અને ડોકટરો પાસે જવું પડશે. એ સદ્ગુરૂની આજ્ઞાનું પાલન તે ભવરોગ નાબૂદ કરવાનું અમોઘ ઔષધ છે.

સદ્ગુરૂનું સેવન કરવાથી આત્મસ્વરૂપની પિછાણુ થાય છે. કામદેવ જેવા શ્રાવકને આત્મસ્વરૂપની પિછાણુ થઈ હતી. તેને શ્રધ્ધાથી ચ્યુત કરવા માટે દેવે કેવા ઉપસર્ગો આપ્યા! હાથી બનીને દંતશૂળમાં ભરાવીને ઉંચે ઉછાળ્યા, છતાં જૈન ધર્મ ખોટો છે. એટલું વચનથી પણુ બોલવા તૈયાર ન થયા. દેહ છૂટે તો કુરબાન પણુ મારા દેવ-ગુરૂ-ધર્મની શ્રધ્ધા નહિ છૂટે. દેહ તો નશ્વર છે. આજે કે કાલે, વહેલો કે મોડો છૂટવાનો છે.

આ દુનિયામાં રોજ કેટલા જન્મે છે ને કેટલા મરે છે. કેટલાય મહાન રોગમાં પીડાય છે. અરે, યૌવનને આંગણે પગ મૂકતાં યુવાન પુત્રો પણુ મરે છે. તેના કુટુંબીજનો તેની પાછળ કાળો કલ્પાંત કરતા હોય છે. આ બધું જોઈને પણુ તમને વૈરાગ્ય નથી આવતો? ચાર પ્રત્યેક બુધ્ધ થઈ ગયા, તેમને તો આ સંસારમાં જડ અને ચેતનનાં સામાન્ય નિમિત્તો મળતાં વૈરાગ્ય આવી ગયો છે.

એક થાંભલાને જોઈને પણુ તેમને વૈરાગ્ય આવી ગયો હતો. થાંભલો તો જડ છે ને? તેને જોઈને કેવી રીતે વૈરાગ્ય આવે? તમારે ત્યાં લગ્ન હોય છે ત્યારે માણેક સ્તંભ રોપો છો ને? એ માણેકસ્થંભને નાડાછડી બાંધવામાં આવે છે. તેને ફૂલનો હાર પહેરાવે ને કંકુ વડે તેની પૂજા કરવામાં આવે છે. આ બધું કયાં સુધી? જ્યાં સુધી લગ્ન ન પતે ત્યાં સુધી. લગ્ન પતી ગયા પછી તો એને કયાંય ફગાવી દે છે. એની કાંઈ કિંમત રહેતી નથી. આ જોઈને માનવી બોધ ગ્રહણુ કરી શકે છે. કે ઘડી પહેલાં સ્થંભનું કેટલું માન હતું અને કાર્ય પૂરું થતાં તેને કયાંય ફગાવી દેવામાં આવે છે. તેને કોઈ શોધતું નથી. અરે! તમારા માથાનો વાળ તમારા માથે હોય ત્યારે તેની કેટલી સંભાળ રાખો છો? એ જ વાળ માથામાંથી ખરીને તમારા જમવાના ભાણુામાં પડે તો શું તમે તેને રાખશો કે ફેંકી દેશો? તેમ આત્મા અને દેહ માટે સમજો.

બંધુઓ! જો તમે આત્મસ્વરૂપને પામેલા હશો તો આવા નિમિત્તો મળતાં ઘેર બેઠાં વૈરાગ્ય આવશે, ગુલાબનું ફૂલ એની ડાળી ઉપર હશે તો તેની શોભા છે પણુ જો ડાળી છોડીને નીચે પડી જાય તો તેની કંઈ કિંમત નથી. ઉલ્ટું લોકોના પગ નીચે ચગદાઈ જશે. તેમ આત્મા પોતાના જ્ઞાન-દર્શન આદિ સ્વભાવમાં સ્થિર રહે તો તેની શોભા છે. પણુ પરપુદ્ગલમાં પડી વિષયોનો ગુલામ બનશે તો ચતુર્ગતિમાં ફેંકાઈ જશે. માનવદેહ વિષયોમાં આસક્ત બનવા માટે નથી પણુ મોક્ષમાં જવા માટેનું

સાધન છે. સાધન બંધન ન બને તેનો ખ્યાલ રાખજો. એક જ સાધન દ્વારા મોક્ષમાં જઈ શકાય છે ને નરકમાં પણ જવાય છે.

**મને આ દેહ ઉધ્ધારે નરકમાં એ જ ગબડાવે, હમું તો પાર ઉતરાવે ને નમું તો પાપ બંધાવે**
**સાધન તરી જવાનું કાંઠા ઉપર ડૂબાવું છું, આ દેહની પૂજામાં દિનરાત વિતાવું છું.**
**કિંમતી સમય જીવનનો હું રાખમાં મિલાવું છું ...આ દેહની...**

આ દેહનું તપ અને સંયમ દ્વારા દમન કરવામાં આવે તો મોક્ષમાં જવાય. પણ જો તેનો રાગ કરીને તેને સજાવવામાં, ખવડાવવામાં પીવડાવવામાં રચ્યા-પચ્યા રહેશો તો તરવાનું સાધન ભવસમુદ્રમાં ડૂબાડી દેશે. આ ભવસાગરને તરવાનું ઉત્તમ સાધન બંધન ન બને તેનો ખ્યાલ રાખજો. સાધન મળ્યું છે તો આત્મસાધના કરવામાં તેનો બરાબર ઉપયોગ કરી લો. પણ તેના દાસ બની વિષયોની ગુલામીમાં ન પડશો, આટલા માટે જ્ઞાની કહે છે કે **"જેને થયો આત્માનો રાગ, તેના સંસારભાવમાં લાગે આગ, જેના સંસારમાં લાગે આગ, તેનો ખીલી ઉઠે આત્મબાગ.**

જેમનો આત્મબાગ ખીલી ઉઠયો છે ને પુદ્‌ગલની પ્રીત છૂટી ગઈ છે તેવા મહાબલ આદિ સાત અણગારો દેહરૂપી સાધન દ્વારા આત્મસાધના કરી મોક્ષરૂપી સાધ્યની સિધ્ધિ કરવા તપ કરે છે. તેમાં મહાબલ અણગાર વીસ બોલની આરાધના કરે છે. તેમાં બાર બોલની વાત આગળ કરવામાં આવી છે. હવે તેરમે બોલે ભગવંત કહે છે કે **"खणलव"** માનવજીવનની એકેક ક્ષણ કેટલી કિંમતી છે! ક્ષણ-લવ એ કાળનું માપ છે. તેમાં તમે પ્રમાદને છોડીને બને તેટલી આત્મસાધના કરી લો. ભગવાને ગૌતમ જેવા ગણધરને પણ કહી દીધું કે **"समयं गोयम मा पमायए।"** ગૌતમસ્વામીને એક સમયનો પણ પ્રમાદ કરવાની ના પાડી છે. તો આપણાથી તો પ્રમાદ કેમ કરાય? જિંદગીની જે ક્ષણો જાય છે તે હીરાથી પણ કિંમતી છે. લાખો પ્રયત્નો કરવા છતાં ગયેલો સમય પાછો આવતો નથી. એક કવિએ કહ્યું છે કે-

**"ગયેલી સંપત સાંપડે, ગયા વળે છે વહાણ,**
**ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ."**

તમારી લાખોની મૂડી ચાલી ગઈ હશે તો તે પુણ્યનાં બળથી પાછી મેળવી શકાશે. દરિયામાં ગુમ થયેલા વહાણ પણ કદાચ પુણ્ય હશે તો પાછા મળી જશે. પણ જે સમય જીવનમાંથી જાય છે તે ફરીને મળતો નથી. માટે પ્રમાદ છોડીને આત્માની આરાધના કરી લો. હવે ચૌદમો બોલ **"तव"** તપ બાર પ્રકારનો છે. તેમાંથી બને તેટલો તપ કરવો. તપ કરવાથી જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે. હવે પર્યુષણ પર્વ નજીક આવે છે. રોજ તપની હાંડી પીરસાય છે. બાલકુમારી સોનલ બહેનને આજે ૩૦મો ઉપવાસ છે. અમારા બે મહાસતીજી ચંદનબાઈ અને હર્ષિદાબાઈને

પણ આજે અગિયારમો ઉપવાસ છે. તેમજ બીજા ઘણાં બહેનોએ તપશ્ચર્યા શરૂ કરી છે. તપ કરવાથી કર્મોની નિર્જરા થાય છે. માટે બને તેટલો તપ કરવો.

પંદરમો બોલ છે "च्चियाए" ત્યાગ, અભયદાન અને સુપાત્રદાન દેવું. કોઈપણ જીવને ભયની સ્થિતિમાં મૂકવો નહિ. તેનું નામ અભયદાન છે. તેમજ બીજા કોઈએ કોઈ જીવને ભયભીત બનાવ્યો હોય અથવા તો મરવાની અણી ઉપર હોય તો યથાશક્તિ તેનું રક્ષણ કરી તેને બચાવવો, તેના ઉપર કરૂણાભાવ રાખવો, તે અભયદાન છે. અને પંચમહાવ્રતધારી સંતો તથા પડિમાધારી શ્રાવકોને સુપાત્રે દાન આપવું. આ બધો ત્યાગ છે. ત્યાગ વિના દાન દેવાતું નથી અને ત્યાગ વિના સંયમ પણ લેવાતો નથી. આવા ત્યાગમાં સદા તત્પર રહેવું. સોળમો બોલ. "वेयावच्चे" ગુરૂની, સ્થવિરની, નવદીક્ષિતની, બિમાર સંતોની શુધ્ધ ભાવથી સેવા કરવી તે. સત્તરમે બોલે. "समाहिए" સમાધિ. બધા જીવોને સુખ મળે તેમ કરવું.

આપણાં તરફથી આપણાં બોલવા-ચાલવા કે કોઈપણ કાર્યથી જીવને દુઃખ થાય તેવું વર્તન કરવું નહિ. કોઈની મજાક-મશ્કરી પણ ન કરવી. બે ચાર માણસ આનંદથી બેઠા હોય ત્યાં જઈને કઠોર શબ્દ બોલવાથી તેને દુઃખ થાય છે. તેની સમાધિ લૂંટાઈ જાય છે. માટે ભગવાન કહે છે કોઈની સમાધિ લૂંટાય તેવો તું એક શબ્દ પણ બોલીશ નહિ. બને તો કોઈને સુખ ઉપજે તેવું કરજે પણ તેની સમાધિ લૂંટાય તેવું તું કરીશ નહિ.

अपुव्व णाणग्गहणे, सुयभत्ती पवयणे पभावणया।
एएहिं कारणेहिं, तित्थयरत्तं लहइ जीवो॥

૧૮ મો બોલ. અપૂર્વ જ્ઞાન જે સુત્ર સિધ્ધાંતમાં રહેલું છે તેનું તું વાંચન કરજે. જ્ઞાની કહે છે જ્યારે તને સમય મળે ત્યારે વાતો કરવા ન બેસીશ પણ સિધ્ધાંતનું વાંચન કરજે. (૧૯) सुयभत्ती-શ્રુતભક્તિ-જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલા આગમોમાં અનુરાગ રાખવો.

બંધુઓ! આગમ એ તો એક અરિસો છે. દ્રવ્ય અરિસો મુખ ઉપર રહેલાં ડાઘ બતાવે છે પણ ડાઘને દૂર કરતો નથી. તેમ વીતરાગ પ્રભુની વાણી અને વીતરાગી સંતો જીવાત્માની ભૂલો રૂપી ડાઘને બતાવે છે પણ તે દોષરૂપી ડાઘને દૂર કરવા માટે પુરૂષાર્થ પોતાને કરવો પડશે. તેમાં બીજાનો પુરૂષાર્થ કામ નહિ આવે. કોઈ માણસે અરિસામાં મુખ જોયું. તેમાં તેણે પોતાના મુખ ઉપર ડાઘ જોયો. તે ડાઘ તેને ગમતો નથી. એટલે તેને દૂર કરવા માટે ભીનું કપડું કરીને અરિસા ઉપર ઘસવા લાગ્યો. કોઈ ડાહ્યા માણસે આ જોયું એટલે તેને કહ્યું કે ભાઈ! તું આ શું કરે છે? તો કહે છે કે મારા મોઢે ડાઘ પડયો છે તેને સાફ કરું છું. (હસાહસ). બુધ્ધિશાળીએ

કહ્યું ડાઘ તારા મુખ ઉપર છે ને તું અરિસા ઉપર લૂછે છે? અરિસામાં ડાઘ નથી. અરિસો તો ડાઘ દેખાડનારું સાધન છે. ડાઘ તારા મોઢા ઉપર લૂછ.

દેવાનુપ્રિયો! તમને એની મૂર્ખાઈ ઉપર હસવું આવ્યું. પણ વિચાર કરો. તમે શું કરો છો? તમે કોને સાફ કરો છો? આત્માને કે દેહને? જે જડ દેહ અહીં મૂકીને જવાનો છે તેને સાફ કરો છો, અને જે ચેતન દેવને સાફ કરવાનો છે તેને મેલો રાખ્યો છે. આ મૂર્ખાઈ કે ચતુરાઈ? અજ્ઞાનમાં પડી જીવે અવળો પુરૂષાર્થ કર્યો છે. હવે કંઈક સમજો ને સવળો પુરૂષાર્થ કરો તો કલ્યાણ થશે.

વીસમો બોલ છે **पवयणे पभावणया**। પ્રવચનની પ્રભાવના કરવી. એટલે ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડી પ્રવર્જ્યા આપવી. સંસાર રૂપી વાવમાં પડતા પ્રાણીઓને જિનશાસનનો મહિમા સમજાવી ધર્મ પમાડવો. જગતના બધા જીવોને જિનશાસનના રસીક બનાવવા, મિથ્યાત્વરૂપ ગાઢ અંધકારનો નાશ કરવો, અને ચરણસત્તરી તથા કરણસત્તરીના શરણમાં રહેવું. આ બધી પ્રવચનની પ્રભાવના છે. આ વીસ સ્થાનકો બધા જીવો માટે તીર્થંકર પદની પ્રાપ્તિ કરવામાં કારણભૂત છે.

મહાબલ અણગારે આ વીસે વીસ સ્થાનકની આરાધના કરીને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. આવી મહાન આરાધના કરનાર મહાબલ અણગારે તપમાં થોડી માયા કરી તો આપણે તીર્થંકર થશે. ટૂંકમાં એટલું જરૂર સમજી લેજો કે તીર્થંકર હોય કે ચક્રવર્તી હોય પણ કર્મો કોઈને છોડતા નથી. હવે મહાબલ અણગાર હજુ કેવા ઉગ્ર તપની આરાધના કરશે તેના ભાવ અવસરે.

હવે આપણે ત્યાં ચાર દિવસથી જાહલની કહાની ચાલે છે. જાહલ એક સતી સ્ત્રી હતી. સુમરાને જોઈને તે સમજી ગઈ કે આ મારા રૂપમાં મુગ્ધ બનેલો છે. તેથી તે જલ્દી ચાલીને પોતાના તંબુમાં પેસી ગઈ. અને હમીર સુમરો તેના તંબુ પાસે આવીને ઉભો રહ્યો. તે વખતે બધા આહીરો ભેગાં થઈને વાતો કરતા હતા. ત્યાં હમીર આવીને ઉભો રહ્યો, હમીર સુમરાને જોઈને બધા ઉભા થયા ને કહ્યું– સાહેબ! આપને અહીં પધારવાની જરૂર કેમ પડી? ત્યારે કહે છે પેલી બાઈ કપડા ધોઈને અંદર ગઈ તે કોણ છે? ત્યારે કહે છે અમારી આહીરરાણી છે. હમીર કહે–તમે બધા કોણ છો? અમે સોરઠનાં રહેવાસી આહીરો છીએ. સોરઠમાં ભયંકર દુષ્કાળ પડયો એટલે અહીં આપના સિંધ દેશમાં આવ્યા હતા. હમીર કહે મારા દેશમાં તમે દુષ્કાળ ગાળવા આવ્યા. દુષ્કાળ હવે પૂરો થયો ને સુકાળ થયો છે તો તમારે મને કંઈક ભેટ તો આપવી જોઈએ ને? આહીરો કહે કે અમારી શકિત પ્રમાણે જરૂર આપીશું ત્યારે કહે–મારે તમારી પાસેથી પૈસા કે બીજું કાંઈ નથી જોઈતું. મારે તો પેલી તંબુમાં પેસી ગઈ તે જોઈએ છે. મને તેની ભેટ આપો.

સુમરાના શબ્દો સાંભળીને આહીરો ગભરાયા. તેમણે કહ્યું–સાહેબ ! આપ અમારા પિતા સમાન કહેવાઓ. આપ અમારા રક્ષણકર્તા છો. આપે આવી માંગણી ન કરાય. ત્યારે સુમરો ક્રોધે ભરાઈને કહે છે આ રાણી તમારા તંબુમાં ના શોભે, એ તો મારા રાજ્યમાં શોભે. જો તમે રાજીખુશીથી નહિ આપો તો હું જબરજસ્તીથી લઈ જઈશ. આ સાંભળીને બધા આહીરો થરથર ધ્રુજવા લાગ્યા. જાહલના પતિએ અંદર આવીને વાત કરી. ત્યારે જાહલે કહ્યું. સ્વામીનાથ ! મોટી આપત્તિ આવી. આપણે અહીંથી ચાલ્યા ગયાં હોત તો સારું થાત. જાહલ સતીએ હિંમત કરીને કહ્યું. તે દુષ્ટને મારી પાસે મોકલો. આહીરે કહ્યું– અમારી રાણી તમને અંદર બોલાવે છે. જેના રૂપમાં મુગ્ધ બન્યો છે તે સ્ત્રી પોતાને અંદર બોલાવે છે તે જાણીને તેને અત્યંત હર્ષ થયો. તે અંદર ગયો.

બંધુઓ ! સતી સ્ત્રીઓ પોતાનું શીયળ સાચવવા માટે વચનથી અસત્ય બોલવું પડે તો બોલે છે પણ કાયાથી ને મનથી ભ્રષ્ટ થતી નથી. જાહલને અંદરથી ક્રોધનો પાર ન હતો. પણ ઉપરથી ક્રોધને શાંત કરી કૃત્રિમ પ્રેમ બતાવીને કહ્યું–મેં તમને જ્યારથી જોયા ત્યારથી મારું મન તમારામાં ચોંટયું છે. મને આ ઝૂંપડીમાં રહી દુઃખ વેઠવા ગમતા નથી. રાજમહેલના સુખ કોને ન ગમે ? હું ખુશીથી તમારી રાણી બનવા તૈયાર છું. પણ મારી એક શરત છે. મેં ગઈ કાલે અમારા ધર્મના નિયમ પ્રમાણે છ મહિના બ્રહ્મચર્ય વ્રત પાળવું તેવી પ્રતિજ્ઞા કરી છે. એ પ્રતિજ્ઞા એવી આકરી છે કે મારે પુરૂષને તો શું પણ પુરૂષના કપડાને પણ સ્પર્શ કરાય નહિ. મારા આ વ્રતનો જો ભંગ થશે તો જીભ કરડીને મરી જઈશ. પણ મારા વ્રતનું ખંડન નહિ કરું. જાહલના શબ્દોની સુમરા ઉપર સારી અસર થઈ. તેણે વિચાર કર્યો કે છ મહિના તો કાલે ચાલ્યા જશે. જો બળાત્કાર કરવા જઈશ તો હાથમાં આવેલા હીરો ચાલ્યો જશે. એમ વિચાર કરીને કહ્યું ભલે, તમારી શરત મને મંજુર છે. છ મહિના પછી આવીશ. આહીરો છટકી ન જાય તે માટે રાજાએ તંબુને ફરતો ચોકી પહેરો ગોઠવી દીધો. બધા આહીરો ચિંતામાં પડયા. જાહલે કહ્યું છ મહિના માટે તો ચિંતા નથી. પણ તમારામાંથી કોઈ જુનાગઢ જાય અને મારા વીરા નવઘણને સમાચાર આપીને અહીં લાવે તો અહીંથી આપણો છૂટકારો થાય. જો તે છ મહિનામાં નહિ આવે તો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ પણ મારું શીયળ ખંડન થવા નહિ દઉં. જાહલના પતિએ જુનાગઢ જવાનું માથે લીધું. ત્યારે જાહલે વિગતવાર એક પત્ર લખીને આપ્યો. જાહલનો પતિ ગુપ્ત રીતે ત્યાંથી જુનાગઢ જવા રવાના થયો.

તે સમયે ગાડી મોટરની સગવડ ન હતી. પગપાળા મુસાફરી કરવાની હતી. કયાં સિંધ અને કયાં સોરઠ ! છ મહિનામાં પાછા આવવાનું છે. વળી ચીંથરેહાલ દશામાં મને નવઘણ ઓળખશે કે નહિ ? મારી વાત સાંભળશે કે નહિ ? તેની ચિંતા

કરતો ભૂખ-તરસ ને ઉજાગરા વેઠતો જુનાગઢ પહોંચ્યો, તે નવઘણની અશ્વશાળામાં ગયો ને તેના નોકરને પૂછયું કે અહીં મહારાજા આવે છે? ત્યારે કહ્યું-હા. અઠવાડીયે એક દિવસ આ ઘોડો રાજાનો માનીતો છે તેની સંભાળ લેવા આવે છે. આવતી કાલે અહીં આવશે. સંસતીયો કહે, ભાઈ! હું એક ગરીબ અને દુઃખી માણસ છું. મને બે દિવસ તારી પાસે રહેવા દઈશ? અશ્વરક્ષક કહે-ભલે રહે, પણ કાલે રાજા આવે ત્યારે તું ક્યાંક સંતાઈ જજે. કારણ કે મેં તારી દયા ખાઈને અહીં રાખ્યો છે. કોઈ જાણી જાય તો મારું આવી બને. સંસતીયો કહે-ભલે, તમે કહેશો તેમ કરીશ.

રાજાને આવવાનો સમય થયો એટલે સંસતીયો સંતાઈ ગયો. રા'નવઘણ પોતાના માનીતા અશ્વની સંભાળ લેવા માટે અશ્વશાળામાં આવ્યા. પોતાના ઘોડાને હાથ ફેરવી પાછા ફર્યા તે વખતે સંતાઈ ગયેલો સંસતીયો દરવાજા પાસે જઈને ઉભો રહ્યો. નવઘણ રાજા ત્યાં આવ્યા તે સમયે સંસતીયો રાજાના માર્ગ આડો સૂઇ ગયો. એટલે રાજાએ પૂછયું. ભાઈ! ઉભો થા. અહીં માર્ગમાં કેમ સૂતો છું? ત્યારે કહે-બાપુ! મારે બીજું કોઈ કામ નથી. પણ મારો આટલો પત્ર પહેલા વાંચો. આગળના રાજાઓ સત્તાના મદમાં ગરીબને તરછોડતાં ન હતા. પણ ગરીબની વાત સાંભળતા હતા. ને તેનું દુઃખ દૂર કરતા. આજે તો ગરીબી હટાવોની વાતો ચાલે છે પણ ગરીબાઈને બદલે ગરીબોને પાછા હઠાવે છે.

રા'નવઘણે પત્ર હાથમાં લીધો. તેના મનમાં થયું કે આવો ગરીબ અને ચીંથરેહાલ માણસ કોનો પત્ર લાવ્યો હશે? લાવ, વાંચું તો ખરો. કાગળ ખોલીને નવઘણ વાંચવા લાગ્યો. પત્રમાં જાહલે પોતાના દુઃખની વાત જણાવતાં શું શું લખ્યું છે તે એનો વીરો વાંચે છે.

> **"જાહલ ચિઠ્ઠી મોકલે, વાંચે નવઘણ વીર,**
> **સિંધમાં રોકી સુમરે, હાલવા દે ના હમીર.**

હે મારા વીરા! સોરઠ દેશમાં કપરો દુષ્કાળ પડયો, કૂવા કે નદીમાં નીર ન રહ્યા, ખાવાના પણ સાંસા પડયા, પશુધન તેમજ મનુષ્યો મરવા લાગ્યા, અમારી કફોડી સ્થિતિ થઈ એટલે અમે સોરઠ છોડીને સિંધમાં આવ્યા. દુષ્કાળ પૂરો થતાં અમને થયું કે સોરઠમાં હવે સુકાળ થયો હશે એમ માનીને થોડા દિવસમાં સોરઠ આવવાની તૈયારીમાં હતા ત્યાં સિંધનો સૂબો હમીર સુમરો મારા રૂપમાં મુગ્ધ બન્યો છે, ને મેં છ મહિનાની મુદત આપી છે. વીરા! તું તો રાજ્ય સુખમાં પડી ગયો છે, પણ હું તને પૂર્વની સ્મૃતિ તાજી કરાવું છું. તું બરાબર વાંચ.

હે નવઘણ વીરા! પાટણના લશ્કરે જુનાગઢ ઉપર જંગ મચાવ્યો અને જુનાગઢને જીત્યું. તારા પિતા તેમાં ખપી ગયા ને માતાએ અગ્નિસ્નાન કર્યું. તે વખતે તારું

રક્ષણ કરવા સજ્જન માણસને શોધતી તારી વફાદાર દાસીએ બોડીદાર ગામે આવીને દેવાયત આહીરને તને સોંપ્યો. હે વીરા ! દેવાયતે તારું રક્ષણ તો કર્યું પણ કેવું કર્યું તે સાંભળ. મારો ભાઈ ઉગો બે વર્ષ મોટો હતો ને હું ને તું બંને સરખા હતાં. તને છ મહિનાનો મારા પિતાએ મારી માતાના ખોળામાં સોંપ્યો.

હું માતાના ખોળામાં સૂતી હતી તે મને ખોળામાંથી ખસેડી તને સૂવાડયો. વીરા ! તું આવ્યો ત્યાર પછી મેં માતાના મીઠા દૂધનો સ્વાદ ચાખ્યો નથી. હું એક ગોદડીમાં રડતી પડી રહું તો માતા મને રમાડતી નહિ ને તને લાડ કરાવતી હતી. તારા ઉપરના સ્નેહને ખાતર મેં માતાના લાડ ખોયાં, દૂધ ખોયાં. હું તો રઝળતી મોટી થઈ. આ રીતે તને મોટો કરતાં મારા મા-બાપને માથે કેટલી વીતી છે ! તે તારાથી કયાં અજાણ્યું છે ? સૂબાને ખબર પડી કે દેવાયતને ત્યાં નવઘણ ઉછરી રહ્યો છે તેથી ક્રોધથી ધમધમતો ચકમકતી તલવાર લઈને સૂબો દેવાયતને ઘેર આવ્યો ને નવઘણ બતાવવાનું કહ્યું.

> ઉગો આડો આપીયો, વહાલા માયરા નરવીર,
> સમજે માંય શરીર, નવઘણ નવ સોરઠ ધણી.

આ સમયે મારા પિતાએ તને બતાવ્યો નહિ. નવઘણ મારે ઘેર છે તે વાત કબૂલ ન કરી. પોતાના માથે આપત્તિ વહોરી લીધી પણ તને બતાવ્યો નહિ ત્યારે તેને પકડીને જેલમાં લઈ ગયા. ને ત્યાં મારા પિતાને ખૂબ માર માર્યો. એટલેથી પત્યું નહિ. એનાં પગમાં સારડી મૂકી કાણા પાડયા. તે વખતે તારું રક્ષણ કરવા માટે મારા એકના એક લાડીલા વીરાને આ નવઘણકુમાર છે એમ કહીને સૂબાને સોંપી દીધો. મારા પિતાના દેખતાં એનું શીર અને ધડ જુદા કર્યા. પોતાના એકના એક દીકરાનો જાન આપીને તને જીવતો રાખ્યો છે. વીરા ! પોતાના પેટનો દીકરો કોને વહાલો ન હોય ? જાનવરને બચ્ચા વહાલા છે તો શું મારા મા-બાપને વહાલા ના હોય ? ઉગા ઉપર કેટલા આશાના મિનારા બાંધ્યા હતા ! છતાં છાતી ઉપર શીલા મૂકી એને દઈ દીધો.

હે સોરઠના ધણી નવઘણ ! મારા ભાઈને આપ્યા પછી તારા ઉપર આશાનાં મિનારા હતા. હું ને તું સાથે હરતાં-ફરતાં, રમતાં ને ખાતા પીતાં હતા. મારો ને તારો સ્નેહ દૂધ ને સાકર જેવો હતો. તું મને બહેન....બહેન કહીને બોલાવતો. બહેન....બહેન કહેતાં તારો સાદ સૂકાતો ન હતો ને ભાઈ...ભાઈ કહેતાં મારો સાદ સૂકાતો ન હતો. આટલો બધો પ્રેમ તું અત્યારે ભૂલી નથી ગયો ને ? છેવટે મોટી થઇ. મારા લગ્ન લેવાયા. તે વખતે શું બન્યું-

**માંડવીએ અમારે મ્હાલતાં, બાંધવ દીધેલ બોલ,**
**કરવી કાપડાની કોર, જાહલને જૂનાણાં ધણી.**

મારા લગ્ન વખતે વીરા ! તું મને માંડવામાં કાપડું દેવા આવ્યો હતો. હે બાંધવા ! તું યાદ કર. તે સમયે મેં કહ્યું હતું–વીરા ! અત્યારે મને પિતાજીએ ઘણો કરિયાવર કર્યો છે. તારા કાપડાની મને અત્યારે જરૂર નથી. મારે જરૂર પડશે ત્યારે માંગી લઈશ. તારે ત્યાં અત્યારે થાપણ તરીકે મૂકી રાખજે. તેં મને જરૂર પડે માંગવાનો કોલ આપ્યો છે. તો વીરા ! હવે મને એ કાપડાની જરૂર પડી છે. અમે અહીં જીવવાની આશાથી આવ્યા હતા. અને જીવન નિર્વાહ કરતા હતા. પણ અત્યારે હૈયાનું હીર સૂકાઈ ગયું છે. બધાના જીવ ચપટીમાં છે. હમીર સુમરાએ મારા તંબુને ફરતી ચોકી મૂકીને મને ઘેરી લીધી છે. તેથી અમે નીકળી શકતાં નથી. હું ક્યાં જાઉં ? અત્યારે તો તારા સિવાય મને કોઈ છોડાવનાર નથી.

હે વીરા ! મોસાળમાં મામા નથી. માતા–પિતા સ્વર્ગે ગયા છે. હવે પિયરમાં ભાઈ પણ નથી. વીરા વગરની બહેનડી એકલી ઝૂરે છે. તેના માથે આભ ફાટયો છે. તું જુનાગઢનો મોટો મહારાજા બન્યો છું. તો તારા આપેલા વચન પ્રમાણે આભને થીંગડુ દેવા વહેલો આવજે. મેં હમીરને છ મહિનાનું વચન આપ્યું છે. છ મહિના ઉપર એક દિવસ જશે તો તારી બહેનડી જાહલ જીભ કરડી, ગળે ટૂંપો દઈને પ્રાણનો ત્યાગ કરશે. તારી બહેનને તું ભૂલ્યો ન હોય ને સાચો પ્રેમ હોય તો પ્રેમની પ્રતીતિ કરાવવા તું વહેલો આવજે.

બંધુઓ ! જાહલને પહેલાંની વાત યાદ કેમ કરાવવી પડી ? એને જુનાગઢ જવાનો મોહ ન હતો. આટલું દુઃખ પડયું, દુષ્કાળ પડયો ત્યારે વગડો વેઠવા તૈયાર થઈ પણ ભાઈને ઘેર જવાની તેણે ઈચ્છા કરી નથી. આજે ભાઈને કેમ યાદ કર્યો ? આ બધું લખવાનું પ્રયોજન હોય તો એક જ કે તે પોતાના શીયળનું રક્ષણ કરવા માટે. કારણ કે નવઘણ રાજસુખમાં જાહલને વીસરી ગયો છે. તે સમજતી હતી. આ બધું ન લખે તો તેને જાહલ યાદ આવે કે ન આવે. કોણ જાણે કોણ હશે ? એમ માની લે તેથી વિગતવાર પત્ર લખ્યો છે. પત્રમાં જાહલનાં આંસુના ટીપા પડયા હતાં. બહેનનો પત્ર વાંચતાં નવઘણનું લોહી ઉકળી ગયું ને આંખમાં આંસુ આવી ગયા. અહો ! આવા કપરા દુષ્કાળમાં મેં બહેનને યાદ ન કરી ત્યારે તેની આ દશા થઈ ને ? તેને સોરઠ છોડીને સિંધમાં જવું પડયું ને ? જેણે મારા માટે જાન દે તેટલું દુઃખ વેઠયું છે એ ઉપકાર તું કેમ ભૂલ્યો ? હવે તો બહેનનું રક્ષણ કરવા જલ્દી જાઉં. હવે રા'નવઘણ મોટું સૈન્ય લઈને જાહલને સુમરાના સકંજામાંથી મુકત કરી સાચી વીરપસલી આપશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં-૪૧

**શ્રાવણ વદ ૫ ને શનિવાર,** તા. ૧૪-૮-૭૬

આપણાં પરમ ઉપકારી જિનેશ્વર ભગવંતોએ જગતનાં જીવોને ઉપદેશ આપતાં કહ્યું-હે સુખપિપાસુ ભવ્ય જીવો! આ સંસારમાં માનવીને વીતરાગવાણીનું શ્રવણ મહાન દુર્લભ છે. કારણકે दुल्लहे खलु माणुसे भवे। મનુષ્યભવ મળવો એ જ દુર્લભ છે. જો મનુષ્યભવ દુર્લભ છે તો વિચાર કરો, જિનવાણીનું શ્રવણ કરવું તે એનાથી પણ દુર્લભ છે. ભગવાન કહે છે કે आहच्चसवणं लध्धुं, सध्धा परम दुल्लहा। વીતરાગ વાણીના સંભળાવનારા વીતરાગ પ્રભુના પ્રતિનિધી એવા સંતોનો સમાગમ મળ્યો. એ સંતો દ્વારા કદાચ વીતરાગ વાણી સાંભળવા પણ મળી છતાં તેના ઉપર સંપૂર્ણ શ્રધ્ધા થવી એ પરમ દુર્લભ છે. માટે આ મનુષ્ય જન્મની એક ક્ષણ પણ નકામી ગુમાવશો નહિ. કારણ કે આર્યદેશમાં જન્મ થવા છતાં બધે આવો યોગ મળતો નથી. કહ્યું છે કે

शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे।
साधवे नहि सर्वत्र, चन्दनं न वने वने॥

દરેક પર્વતે પર્વતે કાંઈ માણેક મળતાં નથી. અને દુનિયામાં જેટલા હાથીઓ છે તેના ગંડસ્થળમાં મોતી હોતાં નથી. દુનિયામાં જેટલા વન છે તે બધામાં ચંદનના વૃક્ષો હોતા નથી. જેટલાં સર્પો છે તે દરેકના મસ્તકે મણી હોતા નથી. તેમ જેટલાં આર્ય ક્ષેત્રો છે તેમાં બધે સાધુપુરૂષો હોતા નથી.

ભગવંત કહે છે દેશ તો ઘણાં છે. તેમાં આર્યદેશ તો માત્ર સાડી પચ્ચીસ છે. તે સાડી પચ્ચીસ આર્યદેશમાં દરેક સ્થળે સંતો હોય તેવું નક્કી નથી. જો દરેક સ્થળે સંતો નથી હોતાં તો પછી વીતરાગ વાણી સાંભળવા ક્યાંથી મળે? સંતો પોતાના જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ પ્રમાણે શાસ્ત્રમાંથી મંથન કરીને તમને પીરસે છે. વિચાર તો કરો, મંથન કરીને માખણ આપે છતાં તમારા ગળે ઉતરતું નથી. જીવની કેવી અવળાઈ છે! ચાર ગતિ, ચોવીસ દંડક, ૮૪ લાખ જીવાયોનિમાં દુર્લભ એવો મનુષ્ય જન્મ અને સંતોનો યોગ કેટલા પ્રબળ પુણ્ય કર્યા હશે ત્યારે આ બધી સામગ્રી મળી છે. તેનો શાંત ચિત્તે વિચાર કરશો તો સમજાશે કે આ બધા મોક્ષનાં નિમિત્ત કારણ છે.

જેટલો મનુષ્યભવ દુર્લભ છે તેટલાં સમ્યગ્દર્શન, અને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિના ઉપાયો પણ દુર્લભ છે. છતાં જો જીવ પુરૂષાર્થ કરે તો તે મેળવી શકે તેમ છે. પણ અનાદિકાળથી જીવે તેને પ્રાપ્ત કરવા માટેનો પુરૂષાર્થ નથી કર્યો.

**રાત ગુમાવી સોય કે, દિવસ ગુમાયા ખાય,**
**હીરા જન્મ અમોલ યહ, કોડી બદલે જાય.**

આ હીરા જેવા મનુષ્ય જન્મને કોડી જેવા કામભોગમાં. ખાવાપીવામાં ને ઉંઘવામાં ગુમાવી રહ્યા છો ને? અનાદિકાળથી જીવે કામ ભોગમાં, વિષયોના વિલાસમાં રસ લીધો છે. પણ આત્મશાંતિ, આત્મશુધ્ધિ, અને આત્મકલ્યાણના લક્ષે વીતરાગ વાણીનું શ્રવણ કરી તેમાં શ્રધ્ધા કરવામાં રસ લીધો છે? ના. જીવની દશા શું થઈ છે? વીતરાગ વાણી કેવી છે? "**सल्लकत्तणं, सिध्धिमग्गं, मुत्तिमग्गं, निज्जाणमग्गं, निव्वाणमग्गं**" શલ્યને કાપનારી છે. અનાદિકાળથી જીવને ત્રણ શલ્ય લાગેલા છે. માયાશલ્ય, નિયાણશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય. આ ત્રણ શલ્યમાં સૌથી મોટું મિથ્યાદર્શન શલ્ય છે. તેના કારણે આત્મા ભાન ભૂલ્યો છે. તેથી પોતાના જ્ઞાનનો પ્રવાહ પોતાનામાં વાળવાને બદલે પરની પ્રાપ્તિમાં વાળી રહ્યો છે. અને જ્યાં સુખ, શાન્તિ અને સમાધિ નથી ત્યાં લેવાને માટે તનતોડ મહેનત કરી રહ્યો છે. જ્ઞાની કહે છે હે ભાન ભૂલેલા મુસાફર! એક વખત તું તારા સ્વરૂપનું લક્ષ કરી લે તો તારી મહેનત મિથ્યા નહિ જાય. જો તને ભાન થશે કે સાચું સુખ મારામાં છે, મારી શાંતિનું કારણ હું છું તો તને જરૂર શાંતિ મળશે. પણ આત્મા પોતાના અવળા પુરૂષાર્થથી પરમાં ખોજ ચલાવે છે કારણ કે તેને પોતાની સ્થિતિનો ખ્યાલ નથી તેથી. સંસાર સુખની સામગ્રી મેળવવા દોડાદોડ કરે છે. કારણ કે એને ધર્મ કરવાની સામગ્રીનું મહત્વ નથી સમજાયું. બોલો બચુભાઈ! તમે પુણ્યવાન કોને કહો છો? (શ્રોતામાંથી અવાજઃ– જેને ઘેર પૈસો હોય તેને.) જેને ઘેર સંપત્તિનો સાગર હિલોળા મારતો હોય, જેના આંગણામાં ચાર ચાર કારો ખડી રહેતી હોય, ખુશામતિયા શેઠજી....શેઠજી કહી ખુશામત કરતા હોય તેને તમે પુણ્યવાન માનો છો. ને તમે ધનમાં શાંતિ માનો છો પણ યાદ રાખો, પાપનો ઉદય જાગતાં પદાર્થો કે સાધનો શું તમને શાંતિ આપનાર બનશે ખરા? ના. તો સમજો, આ માનવ જિંદગીની એકેક ક્ષણ કોહીનુર હીરા કરતાં પણ કિંમતી છે.

જે અવસર જીવનમાંથી જાય છે તે ફરીને આવતો નથી. માની લો કોઈનો એકનો એક લાડીલો યુવાન પુત્ર મૃત્યુ પામે તે વખતે તેના માતા પિતા ફોરેનથી ડોક્ટર બોલાવે ને કહે કે તમે એક કલાક પૂરતો મારા દીકરાને જીવતો કરી દો તો શું ડોક્ટરની તાકાત છે? એક કલાક તો શું એક સેકન્ડ પણ મૃતકલેવરમાં પ્રાણનો સંચાર કરાવવાની કોઈની તાકાત નથી. ખુદ પ્રભુ મહાવીરસ્વામી મોક્ષમાં જવાના હતા ત્યારે ઈન્દ્રોએ કહ્યું કે પ્રભુ! બે ઘડી ખમી જાઓ. ભસ્મગ્રહ બેસે છે. ત્યારે ત્રિલોકીનાથ એવા પ્રભુએ કહી દીધું કે **न भूतो न भविष्यति।** કદી બન્યું નથી ને

બનશે પણ નહિ. ખુદ ભગવાનનું આયુષ્ય વધ્યું નથી તો બીજાની વાત શી કરવી? ટૂંકમાં મારે તો તમને એ સમજાવવું છે કે મનુષ્ય જિંદગીની એકેક ક્ષણ કેટલી કિંમતી છે! સોની દાગીના ઘડે ત્યારે સોનાની કણીઓ પડે છે. તે સોનાની કણીઓ કરતાં પણ મનુષ્યભવની એકેક ક્ષણ ભારે કિંમતી છે. આવી કિંમતી ક્ષણોનો તમે શેમાં ઉપયોગ કરો છો? જો એકાંતે સંસાર સુખમાં રાચવામાં ઉપયોગ થતો હોય અને આત્મકલ્યાણનું લક્ષ થતું ના હોય તો સમજી લેજો કે માનવજન્મની કિંમત સમજાણી નથી.

અહીં એક વાત યાદ આવે છે. મહાત્મા ભર્તૃહરિ એક વખત જંગલમાં બેઠા બેઠા ચિંતન કરતા હતા, કે જે માનવ પૃથ્વી ઉપર જન્મીને તપ કરતો નથી, દાન દેતો નથી. જ્ઞાન પ્રાપ્તિમાં ઉદ્યમ કરતો નથી, ધર્મના નિયમોનું પાલન કરતો નથી તેને મારે શેની ઉપમા આપવી? ખૂબ વિચારતા બોલ્યા કે **मनुष्य रुपेण मृगाश्चरन्ति।** જે મનુષ્યમાં ઉપરના ગુણો નથી ને મૃત્યુલોકમાં મનુષ્ય રૂપમાં મૃગલા સમાન છે, માનવ ધારે તો વિકાસ કરી શકે છે. પણ જે વિકાસ કરવામાં તત્પર નથી બનતો તેને મૃગની ઉપમા આપું તો ખોટું નથી. આ રીતે ભરથરી ચિંતન કરીને બોલ્યા ત્યાં એક હરણે રાજા ભરથરીના ચિંતનભર્યા શબ્દો સાંભળ્યા એટલે તે ત્યાં સ્થંભી ગયું ને કહ્યું હે મહાત્મા! તમે મારી તુલના નિર્ગુણી માણસ સાથે કેવી રીતે કરો છો? તમે મને નિર્ગુણી મનુષ્ય સમાન ન બનાવો. કારણ કે મારામાં તો અનેક ગુણ છે.

સૌથી પ્રથમ તો એ છે કે હું કસ્તુરીની ખાણ છું. મારી નાભિમાંથી અમૂલ્ય કસ્તુરી પ્રાપ્ત કરીને તેને વેચીને પૈસા કમાય છે. વળી કસ્તુરીનો ઉપયોગ ઔષધ તરીકે પણ થાય છે. શું નિર્ગુણી માણસ ક્યારે પણ કસ્તુરીનું નિર્માણ કરી શકે છે? કસ્તુરીની સુગંધ પણ અવર્ણનીય છે. આ મારામાં પ્રથમ ગુણ રહેલો છે.

બીજો ગુણ એ છે કે મારી આંખો એટલી સુંદર ને આકર્ષક છે કે કવિઓ અને મોટા મોટા વિદ્વાનોને સ્ત્રીની આંખોની ઉપમા આપવા માટે મારી આંખોનો ઉલ્લેખ કરવાની જરૂર પડે છે. મારી આંખો ગુણવંતી નારીના નેત્રો જેવી હોવાથી કાવ્યરસીક તે સ્ત્રીઓને મૃગાક્ષી અથવા મૃગલોચની કહે છે. ત્રીજું મારા શીંગડાનું મહત્વ પણ ઓછું નથી. તે શીંગડામાંથી "શૃંગી" નામના વાજાનું નિર્માણ થાય છે જેના મધુર સ્વરથી લોકો મુગ્ધ બની જાય છે. મારા શરીરની ખાલ પણ નિરર્થક નથી જતી, કંઈક શ્રીમંતો મારી ખાલને પોતાના ડ્રોઈંગરૂમમાં સજાવીને રાખે છે. તથા યોગી અને સંન્યાસી લોકો સૂવામાં તેનો ઉપયોગ કરે છે. જ્યારે મનુષ્યના શરીરની એક પણ વસ્તુ કોઈ ઉપયોગમાં આવતી નથી. એટલે હરણ કહે છે કે મારામાં તો અનેક ગુણો રહેલા છે. તેથી મારી સરખામણી તમે નિર્ગુણી માનવ સાથે કરો તે બરાબર યોગ્ય નથી.

**રાત ગુમાવી સોય કે, દિવસ ગુમાયા ખાય,**
**હીરા જન્મ અમોલ યહ, કોડી બદલે જાય.**

આ હીરા જેવા મનુષ્ય જન્મને કોડી જેવા કામભોગમાં. ખાવાપીવામાં ને ઉંઘવામાં ગુમાવી રહ્યા છો ને? અનાદિકાળથી જીવે કામ ભોગમાં, વિષયોના વિલાસમાં રસ લીધો છે. પણ આત્મશાંતિ, આત્મશુધ્ધિ, અને આત્મકલ્યાણના લક્ષે વીતરાગ વાણીનું શ્રવણ કરી તેમાં શ્રધ્ધા કરવામાં રસ લીધો છે? ના. જીવની દશા શું થઈ છે? વીતરાગ વાણી કેવી છે? "सल्लकत्तणं, सिध्धिमग्गं, मुत्तिमग्गं, निज्जाणमग्गं, निव्वाणमग्गं" શલ્યને કાપનારી છે. અનાદિકાળથી જીવને ત્રણ શલ્ય લાગેલા છે. માયાશલ્ય, નિયાણશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય. આ ત્રણ શલ્યમાં સૌથી મોટું મિથ્યાદર્શન શલ્ય છે. તેના કારણે આત્મા ભાન ભૂલ્યો છે. તેથી પોતાના જ્ઞાનનો પ્રવાહ પોતાનામાં વાળવાને બદલે પરની પ્રાપ્તિમાં વાળી રહ્યો છે. અને જ્યાં સુખ, શાન્તિ અને સમાધિ નથી ત્યાં લેવાને માટે તનતોડ મહેનત કરી રહ્યો છે. જ્ઞાની કહે છે હે ભાન ભૂલેલા મુસાફર! એક વખત તું તારા સ્વરૂપનું લક્ષ કરી લે તો તારી મહેનત મિથ્યા નહિ જાય. જો તને ભાન થશે કે સાચું સુખ મારામાં છે, મારી શાંતિનું કારણ હું છું તો તને જરૂર શાંતિ મળશે. પણ આત્મા પોતાના અવળા પુરૂષાર્થથી પરમાં ખોજ ચલાવે છે કારણ કે તેને પોતાની સ્થિતિનો ખ્યાલ નથી તેથી સંસાર સુખની સામગ્રી મેળવવા દોડાદોડ કરે છે. કારણ કે એને ધર્મ કરવાની સામગ્રીનું મહત્વ નથી સમજાયું. બોલો બચુભાઈ! તમે પુણ્યવાન કોને કહો છો? (શ્રોતામાંથી અવાજઃ- જેને ઘેર પૈસો હોય તેને.) જેને ઘેર સંપત્તિનો સાગર હિલોળા મારતો હોય, જેના આંગણામાં ચાર ચાર કારો ખડી રહેતી હોય, ખુશામતિયા શેઠજી....શેઠજી કહી ખુશામત કરતા હોય તેને તમે પુણ્યવાન માનો છો. ને તમે ધનમાં શાંતિ માનો છો પણ યાદ રાખો, પાપનો ઉદય જાગતાં પદાર્થો કે સાધનો શું તમને શાંતિ આપનાર બનશે ખરા? ના. તો સમજો, આ માનવ જિંદગીની એકેક ક્ષણ કોહીનુર હીરા કરતાં પણ કિંમતી છે.

જે અવસર જીવનમાંથી જાય છે તે ફરીને આવતો નથી. માની લો કોઈનો એકનો એક લાડીલો યુવાન પુત્ર મૃત્યુ પામે તે વખતે તેના માતા પિતા ફોરેનથી ડોકટર બોલાવે ને કહે કે તમે એક કલાક પૂરતો મારા દીકરાને જીવતો કરી દો તો શું ડોકટરની તાકાત છે? એક કલાક તો શું એક સેકન્ડ પણ મૃતકલેવરમાં પ્રાણનો સંચાર કરાવવાની કોઈની તાકાત નથી. ખુદ પ્રભુ મહાવીરસ્વામી મોક્ષમાં જવાના હતા ત્યારે ઈન્દ્રોએ કહ્યું કે પ્રભુ! બે ઘડી ખમી જાઓ. ભસ્મગ્રહ બેસે છે. ત્યારે ત્રિલોકીનાથ એવા પ્રભુએ કહી દીધું કે न भूतो न भविष्यति। કદી બન્યું નથી ને

બનશે પણ નહિ. ખુદ ભગવાનનું આયુષ્ય વધ્યું નથી તો બીજાની વાત શી કરવી? ટૂંકમાં મારે તો તમને એ સમજાવવું છે કે મનુષ્ય જિંદગીની એકેક ક્ષણ કેટલી કિંમતી છે! સોની દાગીના ઘડે ત્યારે સોનાની કણીઓ પડે છે. તે સોનાની કણીઓ કરતાં પણ મનુષ્યભવની એકેક ક્ષણ ભારે કિંમતી છે. આવી કિંમતી ક્ષણોનો તમે શેમાં ઉપયોગ કરો છો? જો એકાંતે સંસાર સુખમાં રાચવામાં ઉપયોગ થતો હોય અને આત્મકલ્યાણનું લક્ષ થતું ના હોય તો સમજી લેજો કે માનવજન્મની કિંમત સમજાણી નથી.

અહીં એક વાત યાદ આવે છે. મહાત્મા ભર્તૃહરિ એક વખત જંગલમાં બેઠા બેઠા ચિંતન કરતા હતા, કે જે માનવ પૃથ્વી ઉપર જન્મીને તપ કરતો નથી, દાન દેતો નથી. જ્ઞાન પ્રાપ્તિમાં ઉદ્યમ કરતો નથી, ધર્મના નિયમોનું પાલન કરતો નથી તેને મારે શેની ઉપમા આપવી? ખૂબ વિચારતા બોલ્યા કે मनुष्य रुपेण मृगाश्चरन्ति । જે મનુષ્યમાં ઉપરના ગુણો નથી ને મૃત્યુલોકમાં મનુષ્ય રૂપમાં મૃગલા સમાન છે, માનવ ધારે તો વિકાસ કરી શકે છે. પણ જે વિકાસ કરવામાં તત્પર નથી બનતો તેને મૃગની ઉપમા આપું તો ખોટું નથી. આ રીતે ભરથરી ચિંતન કરીને બોલ્યા ત્યાં એક હરણ રાજા ભરથરીના ચિંતનભર્યા શબ્દો સાંભળ્યા એટલે તે ત્યાં સ્થંભી ગયું ને કહ્યું હે મહાત્મા! તમે મારી તુલના નિર્ગુણી માણસ સાથે કેવી રીતે કરો છો? તમે મને નિર્ગુણી મનુષ્ય સમાન ન બનાવો. કારણ કે મારામાં તો અનેક ગુણ છે.

સૌથી પ્રથમ તો એ છે કે હું કસ્તુરીની ખાણ છું. મારી નાભિમાંથી અમૂલ્ય કસ્તુરી પ્રાપ્ત કરીને તેને વેચીને પૈસા કમાય છે. વળી કસ્તુરીનો ઉપયોગ ઔષધ તરીકે પણ થાય છે. શું નિર્ગુણી માણસ ક્યારે પણ કસ્તુરીનું નિર્માણ કરી શકે છે? કસ્તુરીની સુગંધ પણ અવર્ણનીય છે. આ મારામાં પ્રથમ ગુણ રહેલો છે.

બીજો ગુણ એ છે કે મારી આંખો એટલી સુંદર ને આકર્ષક છે કે કવિઓ અને મોટા મોટા વિદ્વાનોને સ્ત્રીની આંખોની ઉપમા આપવા માટે મારી આંખોનો ઉલ્લેખ કરવાની જરૂર પડે છે. મારી આંખો ગુણવંતી નારીના નેત્રો જેવી હોવાથી કાવ્યરસીક તે સ્ત્રીઓને મૃગાક્ષી અથવા મૃગલોચની કહે છે. ત્રીજું મારા શીંગડાનું મહત્વ પણ ઓછું નથી. તે શીંગડામાંથી "શૃંગી" નામના વાજાનું નિર્માણ થાય છે. જેના મધુર સ્વરથી લોકો મુગ્ધ બની જાય છે મારા શરીરની ખાલ પણ નિરર્થક નથી જતી, કંઈક શ્રીમંતો મારી ખાલને પોતાના ડ્રોઈંગરૂમમાં સજાવીને રાખે છે. તથા યોગી અને સંન્યાસી લોકો સૂવામાં તેનો ઉપયોગ કરે છે. જ્યારે મનુષ્યના શરીરની એક પણ વસ્તુ કોઈ ઉપયોગમાં આવતી નથી. એટલે હરણ કહે છે કે મારામાં તો અનેક ગુણો રહેલા છે. તેથી મારી સરખામણી તમે નિર્ગુણી સાથે કરો તે બરાબર યોગ્ય નથી,

હરણની વાત સાંભળીને મહાત્મા ભરથરી વિચાર કરવા લાગ્યા કે હવે તેવા ધર્મહીન માનવને કોની ઉપમા આપું ? તેને ગાયની ઉપમા આપીશ તો ખોટું નથી. ત્યારે આ સાંભળી ગાય અત્યંત દુઃખી થઈને બોલી. તમારું કહેવું યોગ્ય નથી. બંધુઓ ! આપ જાણો છો કે ગાય અત્યંત સીધી ને સરળ હોય છે. તેને પણ નિર્ગુણી માણસ સાથે સરખાવવામાં આવી તે તેને પણ ન ગમ્યું. તેથી કહેવા લાગી. હું તેવા ધર્મહીન વ્યક્તિની સમાનતામાં આવી શકતી નથી. કારણ કે મારામાં જે જે ગુણો છે તે ગુણહીન વ્યક્તિમાં નથી. આપ બધા જાણો છો કે હું ઘાસ ખાઈને જીવન નભાવું છું ને લોકોને દૂધ આપું છું. પણ દુનિયાના લોકો એટલા સ્વાર્થી છે કે જ્યાં સુધી હું દૂધ આપું ત્યાં સુધી તો ખાવા માટે થોડા દાણા આપે છે. પરંતુ જ્યાં દૂધ આપવાનું બંધ થાય ત્યાં સૂકું ગંદુ ઘાસ તે પણ અલ્પ ખાવા આપે છે. છતાં હું મનમાં દુઃખ નહિ ધરતાં ભવિષ્યના દુઃખનો વિચાર કર્યા વિના દૂધ આપ્યા કરું છું. મારા દૂધમાંથી માનવ દૂધપાક, શ્રીખંડ, બાસુદી તથા માવાની અનેક પ્રકારની મીઠાઈઓ બનાવે છે. તથા દૂધ જમાવીને દહીં, દહીંમાંથી માખણ અને ઘી મેળવે છે. તમારા ઘરમાં ફક્ત દૂધ હોય તો તમારા મહેમાનોનું સ્વાગત કરી શકો છો. હું માનવને ગોબર આપું છું. તે ગોબર દ્વારા માનવી પોતાનું આંગણું લીંપીને સ્વચ્છ બનાવે છે. તે ગોબર સૂકાઈ જાય ત્યારે રસોઈ બનાવવા માટે તેનો છાણાં તરીકે ઉપયોગ કરવામાં આવે છે. ગોમૂત્ર પણ અનેક દવાઓના કામમાં આવે છે. શું, ધર્મહીન નિર્ગુણ વ્યક્તિના મળ-મૂત્ર આ રીતે ઉપયોગમાં આવે છે ? મારો પુત્ર બળદ ખેતરોમાં હળ ચલાવે છે તેમાંથી લોકો અન્ન ઉગાડીને પોતાનો ખોરાક મેળવે છે. મારામાં આટલા ગુણો હોવા છતાં આપ મને ગુણહીન માનવ સાથે સરખાવો છો ? તે બરાબર યોગ્ય નથી.

બંધુઓ ! નિર્ગુણી માણસને ગાયની ઉપમા આપવી તે પણ નિરર્થક છે. તેથી હવે તેને કોની ઉપમા આપવી ? ભર્તૃહરિ માનવને ઉપમા આપવા માટે વિચાર કરે છે કે હવે તેને કોની સાથે સરખાવવો ? તે વાત અવસરે વિચારીશું. હવે આપણી મૂળ વાત શું છે ? તે વિચારીએ.

જેમને વીતરાગ વાણીનો રંગ લાગ્યો છે ને કર્મરાજાની સામે જંગ મચાવ્યો છે તેવા મહાબલ આદિ સાત અણગારો ઉગ્ર તપની સાધના કરી રહ્યા છે. મહાબલ અણગારે વીસ સ્થાનકની આરાધના કરી. વીસ સ્થાનકો બધા જીવો માટે તીર્થંકર પદ પ્રાપ્તિમાં કારણભૂત હોય છે. "एएहिं कारणेहिं तित्थयरत्तं लहइ जीवो।" આ કારણો દ્વારા જીવ તીર્થંકર પદ મેળવે છે. જિનાગમોમાં અનેક તપ પ્રસિદ્ધ છે. તેમાં આ વીસ સ્થાનક રૂપ તપશ્ચર્યા જેવી બીજી કોઈ પણ તપશ્ચર્યા નથી. આ વીસ ...માંથી ગમે તે એક સ્થાનની આરાધના કરીને જીવ અરિહંતોની મધ્યે ઉત્તમ

જિનેન્દ્ર પદને પ્રાપ્ત કરે છે. મલ્લીનાથ ભગવાનને વર્જીને બાકીના ૨૩ તીર્થંકરોમાંથી કોઈએ એક, કોઈએ બે, કોઈએ ત્રણ અને કોઈ કોઈએ તો બધા સ્થાનોની આરાધના કરી હતી. એવો કોઈ ચોક્કસ નિયમ નથી કે તીર્થંકર પ્રકૃત્તિના બંધ માટે વીસે વીસ સ્થાનોની આરાધના કરવી જોઈએ. પણ મલ્લીનાથ ભગવાનના જીવે તો વીસે વીસ સ્થાનોની આરાધના કરી હતી. હવે સાતે ય અણગારો શું કરે છે.

"तए णं ते महाब्बल पामोक्खा सत्तअणगारा मासियं भिक्खू पडिमं उवसंपज्जित्ताणं विहरन्ति जाव एगराइयं उवसंपज्जित्ताणं विहरन्ति।"

ત્યાર પછી તે મહાબલ પ્રમુખ સાત અણગારો ભિક્ષુની બાર પડિમા વહન કરે છે. બાર પડિમા કેવી રીતે વહન કરાય છે તે સાંભળો. આમ તો બાર પડિમાનું વર્ણન લાંબું છે. એનું અત્યારે વિશેષ વર્ણન કરવું નથી. ટૂંકમાં સમજાવું છું.

પહેલી એક માસની ભિક્ષુની પ્રતિમા વહન કરનાર અણગારને એક મહિના સુધી પ્રતિદિન એક દત્તિ અન્નની ને એક દાત્ત પાણીની લેવી કલ્પે છે. અહીં દત્તિનો અર્થ એ છે કે દાતા દ્વારા વાટકા આદિથી દેવાતા પદાર્થની ધારા ન તૂટે. અખંડ ચાલુ રહે ત્યાં સુધી તે દત્તિ કહેવાય છે. દત્તિ એટલે શું ? તે તમે સમજ્યાં ને ? આહાર કે પાણી જે વાડકા આદિથી શ્રાવક કે શ્રાવિકા વહોરાવે તેની ધાર તૂટવી ન જોઈએ. ધાર તૂટે એટલે દત્તિ પૂરી થઈ કહેવાય. બીજી પ્રતિમામાં માત્ર બે દત્તિ આહારની અને બે દત્તિ પાણીની ગ્રહણ કરે છે. ત્રીજી પ્રતિમામાં ત્રણ દત્તિ આહારની ને ત્રણ દત્તિ પાણીની. ચોથીમાં ચાર દત્તિ આહાર અને ચાર દત્તિ પાણીની, પાંચમીમાં પાંચ દત્તિ આહારની ને પાંચ દત્તિ પાણીની. છઠ્ઠીમાં છ દત્તિ આહારની ને છ પાણીની અને સાતમી પ્રતિમામાં સાત દત્તિ આહારની ને સાત દત્તિ પાણીની લેવી કલ્પે છે. આઠમી-નવમીને દશમી એ ત્રણ પ્રતિમાઓ સાત અહોરાત્રીની છે. આ ત્રણ પ્રતિમાઓ ચાર ઉપવાસ અને ત્રણ પારણાંથી થાય છે. અગિયારમી સાધુની પ્રતિમા માત્ર એક અહોરાત્રીની છે. પણ તેમાં ચૌવિહારો છઠ્ઠ તપ કરવામાં આવે છે. અને બારમી પ્રતિમા એક રાત્રીની હોય છે. તેમાં ચૌવિહારો અઠ્ઠમ તપ કરીને ગામ બહાર સ્મશાન ભૂમિકામાં જઈને બારમી પ્રતિમા વહન કરવામાં આવે છે. આ રીતે મહાબલ આદિ સાતેય અણગારો ભિક્ષુની બાર પ્રતિમાઓ વહન કરે છે. સાધુ બાર પડિમા વહન કરે પણ સાધ્વી અગિયાર પડિમા વહન કરી શકે છે. કારણ કે સાધ્વીને રાત્રે સ્મશાન ભૂમિમાં જવાય નહિ. હજુ આ સંતો કેવો ઉગ્ર તપ કરશે તે વાત અવસરે.

આજે બહેન સોનલના ૩૧ ઉપવાસની આરાધના પૂર્ણ થાય છે. મારા ભાઈ-બહેનો ! આપણા પર્યુષણ પર્વ આવી રહ્યા છે માટે આરાધનામાં જોડાશો.

હરણની વાત સાંભળીને મહાત્મા ભરથરી વિચાર કરવા લાગ્યા કે હવે તેવા ધર્મહીન માનવને કોની ઉપમા આપું? તેને ગાયની ઉપમા આપીશ તો ખોટું નથી. ત્યારે આ સાંભળી ગાય અત્યંત દુઃખી થઈને બોલી. તમારું કહેવું યોગ્ય નથી. બંધુઓ! આપ જાણો છો કે ગાય અત્યંત સીધી ને સરળ હોય છે. તેને પણ નિર્ગુણી માણસ સાથે સરખાવવામાં આવી તે તેને પણ ન ગમ્યું. તેથી કહેવા લાગી. હું તેવા ધર્મહીન વ્યક્તિની સમાનતામાં આવી શકતી નથી. કારણ કે મારામાં જે જે ગુણો છે તે ગુણહીન વ્યક્તિમાં નથી. આપ બધા જાણો છો કે હું ઘાસ ખાઈને જીવન નભાવું છું ને લોકોને દૂધ આપું છું. પણ દુનિયાના લોકો એટલા સ્વાર્થી છે કે જ્યાં સુધી હું દૂધ આપું ત્યાં સુધી તો ખાવા માટે થોડા દાણા આપે છે. પરંતુ જ્યાં દૂધ આપવાનું બંધ થાય ત્યાં સૂકું ગંદુ ઘાસ તે પણ અલ્પ ખાવા આપે છે. છતાં હું મનમાં દુઃખ નહિ ધરતાં ભવિષ્યના દુઃખનો વિચાર કર્યા વિના દૂધ આપ્યા કરું છું. મારા દૂધમાંથી માનવ દૂધપાક, શ્રીખંડ, બાસુદી તથા માવાની અનેક પ્રકારની મીઠાઈઓ બનાવે છે. તથા દૂધ જમાવીને દહીં, દહીંમાંથી માખણ અને ઘી મેળવે છે. તમારા ઘરમાં ફક્ત દૂધ હોય તો તમારા મહેમાનોનું સ્વાગત કરી શકો છો. હું માનવને ગોબર આપું છું. તે ગોબર દ્વારા માનવી પોતાનું આંગણું લીંપીને સ્વચ્છ બનાવે છે. તે ગોબર સૂકાઈ જાય ત્યારે રસોઈ બનાવવા માટે તેનો છાણાં તરીકે ઉપયોગ કરવામાં આવે છે. ગોમૂત્ર પણ અનેક દવાઓના કામમાં આવે છે. શું, ધર્મહીન નિર્ગુણ વ્યક્તિના મળ-મૂત્ર આ રીતે ઉપયોગમાં આવે છે? મારો પુત્ર બળદ ખેતરોમાં હળ ચલાવે છે તેમાંથી લોકો અન્ન ઉગાડીને પોતાનો ખોરાક મેળવે છે. મારામાં આટલા ગુણો હોવા છતાં આપ મને ગુણહીન માનવ સાથે સરખાવો છો? તે બરાબર યોગ્ય નથી.

બંધુઓ! નિર્ગુણી માણસને ગાયની ઉપમા આપવી તે પણ નિરર્થક છે. તેથી હવે તેને કોની ઉપમા આપવી? ભર્તૃહરિ માનવને ઉપમા આપવા માટે વિચાર કરે છે કે હવે તેને કોની સાથે સરખાવવો? તે વાત અવસરે વિચારીશું. હવે આપણી મૂળ વાત શું છે? તે વિચારીએ.

જેમને વીતરાગ વાણીનો રંગ લાગ્યો છે ને કર્મરાજાની સામે જંગ મચાવ્યો છે તેવા મહાબલ આદિ સાત અણગારો ઉગ્ર તપની સાધના કરી રહ્યા છે. મહાબલ અણગારે વીસ સ્થાનકની આરાધના કરી. વીસ સ્થાનકો બધા જીવો માટે તીર્થંકર પદ પ્રાપ્તિમાં કારણભૂત હોય છે. "एएहिं कारणेहिं तित्थयरत्तं लहइ जीवो।" આ કારણો દ્વારા જીવ તીર્થંકર પદ મેળવે છે. જિનાગમોમાં અનેક તપ પ્રસિધ્ધ છે. તેમાં આ વીસ સ્થાનક રૂપ તપશ્ચર્યા જેવી બીજી કોઈ પણ તપશ્ચર્યા નથી. આ વીસ સ્થાનોમાંથી ગમે તે એક સ્થાનની આરાધના કરીને જીવ અરિહંતોની મધ્યે ઉત્તમ

જિનેન્દ્ર પદને પ્રાપ્ત કરે છે. મલ્લીનાથ ભગવાનને વર્જીને બાકીના ૨૩ તીર્થંકરોમાંથી કોઇએ એક, કોઇએ બે, કોઇએ ત્રણ અને કોઈ કોઇએ તો બધા સ્થાનોની આરાધના કરી હતી. એવો કોઈ ચોક્કસ નિયમ નથી કે તીર્થંકર પ્રકૃત્તિના બંધ માટે વીસે વીસ સ્થાનોની આરાધના કરવી જોઈએ. પણ મલ્લીનાથ ભગવાનના જીવે તો વીસે વીસ સ્થાનોની આરાધના કરી હતી. હવે સાતે ય અણગારો શું કરે છે.

"तए णं ते महाब्बल पामोक्खा सत्तअणगारा मासियं भिक्खू पडिमं उवसंपज्जित्ताणं विहरन्ति जाव एगराइयं उवसंपज्जित्ताणं विहरन्ति।"

ત્યાર પછી તે મહાબલ પ્રમુખ સાત અણગારો ભિક્ષુની બાર પડિમા વહન કરે છે. બાર પડિમા કેવી રીતે વહન કરાય છે તે સાંભળો. આમ તો બાર પડિમાનું વર્ણન લાંબું છે. એનું અત્યારે વિશેષ વર્ણન કરવું નથી. ટૂંકમાં સમજાવું છું.

પહેલી એક માસની ભિક્ષુની પ્રતિમા વહન કરનાર અણગારને એક મહિના સુધી પ્રતિદિન એક દત્તિ અન્નની ને એક દાત્ત પાણીની લેવી કલ્પે છે. અહીં દત્તિનો અર્થ એ છે કે દાતા દ્વારા વાટકા આદિથી દેવાતા પદાર્થની ધારા ન તૂટે. અખંડ ચાલુ રહે ત્યાં સુધી તે દત્તિ કહેવાય છે. દત્તિ એટલે શું ? તે તમે સમજ્યાં ને ? આહાર કે પાણી જે વાડકા આદિથી શ્રાવક કે શ્રાવિકા વહોરાવે તેની ધાર તૂટવી ન જોઈએ. ધાર તૂટે એટલે દત્તિ પૂરી થઈ કહેવાય. બીજી પ્રતિમામાં માત્ર બે દત્તિ આહારની અને બે દત્તિ પાણીની ગ્રહણ કરે છે. ત્રીજી પ્રતિમામાં ત્રણ દત્તિ આહારની ને ત્રણ દત્તિ પાણીની. ચોથીમાં ચાર દત્તિ આહાર અને ચાર દત્તિ પાણીની, પાંચમીમાં પાંચ દત્તિ આહારની ને પાંચ દત્તિ પાણીની. છઠ્ઠીમાં છ દત્તિ આહારની ને છ પાણીની અને સાતમી પ્રતિમામાં સાત દત્તિ આહારની ને સાત દત્તિ પાણીની લેવી કલ્પે છે. આઠમી-નવમીને દશમી એ ત્રણ પ્રતિમાઓ સાત અહોરાત્રીની છે. આ ત્રણ પ્રતિમાઓ ચાર ઉપવાસ અને ત્રણ પારણાંથી થાય છે. અગિયારમી સાધુની પ્રતિમા માત્ર એક અહોરાત્રીની છે. પણ તેમાં ચૌવિહારો છઠ્ઠ તપ કરવામાં આવે છે. અને બારમી પ્રતિમા એક રાત્રીની હોય છે. તેમાં ચૌવિહારો અઠ્ઠમ તપ કરીને ગામ બહાર સ્મશાન ભૂમિકામાં જઈને બારમી પ્રતિમા વહન કરવામાં આવે છે. આ રીતે મહાબલ આદિ સાતેય અણગારો ભિક્ષુની બાર પ્રતિમાઓ વહન કરે છે. સાધુ બાર પડિમા વહન કરે પણ સાધ્વી અગિયાર પડિમા વહન કરી શકે છે. કારણ કે સાધ્વીને રાત્રે સ્મશાન ભૂમિમાં જવાય નહિ. હજુ આ સંતો કેવો ઉગ્ર તપ કરશે તે વાત અવસરે.

આજે બહેન સોનલના ૩૧ ઉપવાસની આરાધના પૂર્ણ થાય છે. મારા ભાઈ-બહેનો! આપણા પર્યુષણ પર્વ આવી રહ્યા છે માટે આરાધનામાં જોડાજો.

હવે બહેન જાહલનો પત્ર વાંચીને નવઘણને બાલપણની બધી સ્મૃતિ તાજી થઈ. તેણે નક્કી કર્યું કે મારું ગમે તે થાય. મારા પ્રાણના ભોગે પણ મારે જાહલને સુમરાના સકંજામાંથી છોડાવી તેના શીયળનું રક્ષણ કરવું. પોતાનું સૈન્ય તૈયાર કર્યું. તે સિવાય આખા સૌરાષ્ટ્રમાંથી તેણે બધા શૂરવીર લડવૈયાને બોલાવી નવલાખનું સૈન્ય ભેગું કરીને સિંધ ઉપર લડાઈ કરવા જુનાગઢ છોડીને ચાલી નીકળ્યો.

રા'નવઘણનું સૈન્ય પાણીના પ્રવાહની માફક ત્વરિત ગતિથી ચાલ્યું જાય છે. ચાલતાં ચાલતાં ખોડ નામના એક ગામને પાદરે સૈન્ય પહોંચ્યું. આ સમયે વરૂડી નામની એક ચારણની છોકરી તેની સરખી સાહેલીઓ સાથે રમતી હતી તે રા'નવઘણની આડે ઉભી રહી. ત્યારે નવઘણે કહ્યું. બહેન ! તું અમારા માર્ગથી દૂર જા. અમારે જલ્દી જવાનું છે. નવઘણની પાછળ આખું સૈન્ય અટકી ગયું. વરૂડી કહે છે ઓ મારા નવઘણ વીરા ! તને જમાડયા વિના નહિ જવા દઉં. ત્યારે નવઘણે કહ્યું– બહેન ! હું એકલો નથી. મારી સાથે તો નવલાખનું સૈન્ય છે. તે બધાને તું કેવી રીતે જમાડીશ ? ત્યારે વરૂડીએ કહ્યું. બધું થઈ રહેશે. તું શ્રધ્ધા રાખ.

વરૂડીની વાત સાંભળીને રા'નવઘણ કંઈ બોલી શકયો નહિ. તેણે આમંત્રણ સ્વીકારી લીધું. લશ્કર ત્યાં થોભાવ્યું. તે વખતે વરૂડીએ એક કુલડીમાં ચોખા રાંધ્યા. તેના ઉપર કપડું ઢાંકી દીધું ને બે હાથ જોડીને બોલી. મારી જાહલ બહેન જો સાચી સતી હોય તો તેના શીયળના પ્રભાવે આ કુલડીમાંથી મારો નવઘણ વીર અને તેનું આખું સૈન્ય જમે તેટલું પકવાન અને બધું ભોજન મળજો. આમ કહીને અંદરથી મીઠાઈઓ બહાર કાઢી. આખું સૈન્ય જમ્યું પણ ભોજન ખૂટયું નહિ. આ જોઈને નવઘણને વરૂડી ઉપર શ્રધ્ધા બેઠી અને તેને નમીને હમીર સુમરા ઉપર ચઢાઈ કરવા જવાની આજ્ઞા માંગી. ત્યારે વરૂડીએ કહ્યું–વીરા ! તું સતીની વહારે જઈ રહ્યો છું. તારો જરૂર વિજય થશે. તું વિજયડંકા વગાડી મારી જાહલ બહેનને લઈને વહેલો આવજે, જાહલને છ મહિનામાં ફક્ત એક બે દિવસ બાકી હતા ને સિંધમાં પહોંચી ગયો. ત્યાં જઈને હમીર સુમરાના શહેરને ફરતો ઘેરો નાંખ્યો. સૌરાષ્ટ્રનું સૈન્ય અચાનક પોતાના ઉપર ચઢી આવ્યું જાણીને હમીર સુમરો ગભરાઈ ગયો. બંને વચ્ચે લડાઈ થતાં સુમરાનું સૈન્ય ચપટીમાં ચોળાઈ ગયું. હમીર નવઘણના શરણે આવ્યો. રા'નવઘણ વિજય વાવટો ફરકાવી હર્ષભેર પોતાની વહાલસોયી બહેનડી પાસે આવ્યો. જાહલે ભાઈના ઉમળકાભર્યા ઓવારણા લીધા. ભાઈને ઘણાં વર્ષે જોઈ તેની આંખમાંથી હર્ષના આંસુ આવી ગયા. ને બોલી–વીરા ! તું ન આવ્યો હોત તો મારું શું થાત ? અરે બહેન ! આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી મારી બહેનનો વાળ વાંકો નહિ થવા દઉં.

જાહલને છોડાવી ફતેહ મેળવી રા'નવઘણ સુખરૂપ જુનાગઢ આવ્યો. જાહલ અને તેના પતિનો ખૂબ સત્કાર કરીને સંતોષ્યા ને પોતાની પાસે રાખ્યો.

બંધુઓ ! આગળની સતીઓએ પોતાનું શીયળવ્રત સાચવવા માટે કેટલું કષ્ટ વેઠયું છે ! આવી સતીઓ ભારતનું ભૂષણ છે. આવી વીરનારી રત્નોથી આ ભારતની ભૂમિ પવિત્ર અને શોભીતી બની છે. ભારતમાં આવી કંઈક સતીઓએ પોતાના પ્રાણના ભોગે પણ પોતાના શીયળનું રક્ષણ કર્યું છે. સ્ત્રીઓનો સાચો શણગાર શીયળ છે. શીયળના શણગાર વગરના બધા શણગાર ફીક્કા છે. સ્ત્રીનું સત્વ શીયળ છે. રાણકદેવી, જસમા ઓડણ, ઉપર સિધ્ધરાજે કુદૃષ્ટિ કરી હતી. રાણક દેવીના બે પુત્રોને તેના દેખતાં કાપી નાંખ્યા. છતાં પોતાના ચારિત્રમાં અડગ રહીને રાજ્યમાં ના લોભાણી, તો આજે તેના ગુણ ગવાય છે. જેમ સતીઓએ પોતાના પ્રાણના ભોગે શીયળને સાચવ્યું છે. તેમ પુરૂષોએ પણ આવા પ્રસંગે ચારિત્રમાં મક્કમ રહેવું જોઈએ. એકલી સ્ત્રીઓનો આ ધર્મ છે તેમ નથી. જો કે સ્ત્રીઓને જેટલી કસોટી આવે છે તેટલી પુરૂષોને આવતી નથી. આપ નવઘણ વીરાની જેમ સાચા વીરલા બનજો. સમય ઘણો થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં-૪૨

## "પંદરનું ઘર"–"પંદરમી ઓગષ્ટ"

**શ્રાવણ વદ ૬ ને રવીવાર** **તા–૧૫–૮–૭૬**

પરમ પંથના દર્શક, ભવોભવનાં ભેદક અને સ્યાદ્વાદના સર્જક, અનંતજ્ઞાની અને અનંતદર્શી ભગવંતો જેમણે પોતાના જીવનમાંથી અનાદિના રાગની આગને ઓલવીને વીતરાગદશા પ્રાપ્ત કરેલ છે. તથા પરમ સાધનોદ્વારા, પરમ સાધ્યની સિધ્ધિ જેઓ કરી ચૂકેલા છે અને પ્રબળ પુરૂષાર્થ કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શનની ઝળહળતી જ્યોતિને જેમણે પ્રગટાવી છે તેવા જિનેશ્વર દેવોએ જગતના જીવોના ઉધ્ધાર માટે, કલ્યાણ માટે કરૂણા લાવીને સિધ્ધાંતરૂપ વાણીનું પ્રકાશન કરેલું છે. સિધ્ધાંત એટલે આત્માના અખૂટ ભંડારને ખોલવાની સુવર્ણ ચાવી. અને આત્માના અલૌકિક સુખને પ્રાપ્ત કરવા માટે ભાવભીનું આમંત્રણ આપવા માટેની કુમકુમ-પત્રિકા સમાન ભગવાનના સિધ્ધાંતો રહેલા છે. વીતરાગના વચનામૃતો ઉપર જો જીવ શ્રધ્ધા કરે તો અનાદિના આત્મા ઉપર રહેલા અજ્ઞાનના અંધકાર દૂર થયા વિના ન રહે. અજ્ઞાનના કારણે અનંતકાળથી આત્મા આ સંસાર અટવીમાં આથડયા કરે છે. ભગવાન કહે છે કે "अविद्या दुःखमूलम्" અજ્ઞાન એ દુઃખનું મૂળ છે. આ જગતમાં અજ્ઞાન

જેવું કોઈ દુઃખ નથી ને જ્ઞાન જેવું કોઈ સુખ નથી. અજ્ઞાન જેવો કોઈ અંધકાર નથી ને જ્ઞાન જેવો બીજો કોઈ પ્રકાશ નથી. એક હિંદી દોહામાં પણ કહ્યું છે કે

**તન રોગોંકી ખાન હૈ, ધન ભોગોંકી ખાન ।**
**જ્ઞાન સુખોંકી ખાન હૈ, દુઃખ ખાન અજ્ઞાન ।।**

આ ઔદારિક શરીર એ રોગોની ખાણ છે. કારણ કે આપણાં સાડાત્રણ ક્રોડ રોમરાય છે. તેમાં એકેક રૂંવાડા ઉપર પોણા બબ્બે રોગો રહેલાં છે પણ એનો ઉદય નથી થયો. અંદર સત્તામાં પડેલા છે ત્યાં સુધી ધર્મારાધના સુખપૂર્વક કરી શકાશે. અને ધન એ ભોગની ખાણ છે. એ તો તમને વધારે ખબર છે ને કે માનવીની પાસે જેમ ધનના ઢેર ખડકાતાં જાય છે તેમ તેના ભોગ વિલાસ વધતાં જાય છે. એટલે ધન તે ભોગોની ખાણ છે. અને જ્ઞાન એ સુખોની ખાણ છે. કારણ કે જેમ આત્મજ્ઞાનનું જીવનમાં આગમન થાય છે તેમ વિષયો પ્રત્યેથી જીવને વિરાગભાવ આવે છે. જ્ઞાનદ્વારા શુભાશુભ કર્મના ફળને જીવ જાણી શકે છે. તેથી સુખમાં જીવ મલકાતો નથી ને દુઃખમાં અકળાતો નથી. એટલે ગમે તેવા સંયોગોમાં જ્ઞાની આત્મા સમભાવ રાખી શકે છે, જ્યારે અજ્ઞાનીને જીવ-અજીવનું ભાન નથી, સાચા ખોટાની પીછાણ નથી. કરવા યોગ્ય શું અને છોડવા યોગ્ય શું છે તે જાણતો નથી. તેથી તેને પગેપગે દુઃખ થયા કરે છે. આટલા માટે અજ્ઞાનને દુઃખની ખાણ સમાન કહ્યું છે.

અજ્ઞાન એક પ્રકારનો અંધાપો છે. માની લો કે કોઈ માણસ આંખે આંધળો છે. પણ તેના કરતાં અજ્ઞાનનો અંધાપો ભયંકર છે. તમે જાણો છો ને કે આંખે અંધ ગ્રેજ્યુએટ થાય છે, ઉદ્યોગો કરે છે, મોટા કલાકાર અને સંગીતકાર પણ બને છે. કારણ કે તેની બાહ્યદૃષ્ટિ નથી પણ આંતરદૃષ્ટિ ખુલ્લી છે. જેની બાહ્યદૃષ્ટિ ખુલ્લી છે ને આંતરદૃષ્ટિ બંધ છે તેવો અજ્ઞાની આત્મા રાત-દિવસ અશાંતિની આગમાં જલે છે. દુઃખ આવે ત્યારે રડે છે, ઝૂરે છે, ને પોતાની ભૂલનો આરોપ બીજા ઉપર ઢાળી નવા કર્મો બાંધીને સંસાર વધારે છે. જ્યારે જ્ઞાની આત્માને કર્મનો ઉદય થાય ત્યારે તે પોતાના કર્મનો દોષ દેખે છે. તે કોઈના ઉપર આરોપ મૂકતો નથી. જ્ઞાન દ્વારા સમભાવથી ઉદયમાં આવેલા કર્મોને ભોગવીને ખપાવે છે. સમજાયું? જ્ઞાનથી શું લાભ થાય છે? "**ज्ञानाग्नि सर्वकर्माणि भस्मसात् कुरुते क्षणात्**" જ્ઞાનરૂપી અગ્નિનો એક તણખો કર્મના ગંજને ક્ષણવારમાં બાળીને ભસ્મીભૂત કરી દે છે. જ્ઞાની આત્મા દુઃખમાં ગભરાતો નથી પણ દુઃખના કારણને શોધે છે. વિચારીએ તો સમજાશે કે મિથ્યાત્વ અને અજ્ઞાન આ શત્રુઓ આત્માનું અમૂલ્ય ધન રાત-દિવસ લૂંટી રહ્યા છે. તેનો તમને ખ્યાલ છે? જ્ઞાની ગુરૂઓ મિથ્યાત્વ અને અજ્ઞાનના

પાશમાંથી છોડાવવા સતત પ્રયત્ન કરે છે પણ મોહ ઘેલા જીવને હજુ ભાન થતું નથી. ભગવાન કહે છે-અત્યારે તું મોહરૂપી મદિરાની પ્યાલી પીને વિષયમાં ચકચૂર બન્યો છે પણ યાદ રાખજે કે તારા કરેલા કર્મો તારે ભોગવવા પડશે. "अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य ।" કર્મનો કરવાવાળો આત્મા છે ને કર્મને ભોગવવાવાળો પણ આત્મા છે. આપ ન માનશો કે બાપ કર્મ કરે ને દીકરો ભોગવે. જે કરશે તે ભોગવશે. કહ્યું છે કે-

**પિતા આદિ દ્વારા સંચિત ધન, હોને સે અધિકાર કભી,।**
**બિના કમાએ હી પુત્રોંકો, મીલ જાતા હે અહો સભી,।**
**ઈસી તરહ પીછલે પાપોંકા, ઈસ ભવમેં ફલ મિલતા હૈ।**
**જ્ઞાનીજન ઈસ લિયે પાપસે, સદા વિરત હી રહતા હૈ॥**

પિતાની પૂંજીનો વારસો કમાવાની મહેનત કર્યા વિના તેના પુત્રને મળી જાય છે. તેવી રીતે આ ભવમાં ભલે જીવે પાપ કર્યું નથી કોઈ જાતના ગાઢ કર્મ બંધન કર્યા નથી એવા પવિત્ર જીવોને પણ પૂર્વભવમાં બાંધેલાં કર્મના ફળ આ ભવમાં વારસારૂપે આવે છે. ને ભોગવવા પડે છે. કોઈ પવિત્ર, ન્યાયી, અને ધર્મીષ્ઠ માણસને જો દુઃખ આવે અથવા રોગથી રીબાતો હોય તો તેને જોઈને ઘણાં કહે છે કે અરેરે....આણે શું પાપ કર્યા? આ તો એક કીડીને પણ દુભવે તેવો જીવ નથી. છતાં તેને આવું દુઃખ કેમ આવ્યું? અરેરે....સંસાર છોડીને સાધુ થયા તો પણ તેમને આવો રોગ આવ્યો? ભલા....વિચાર તો કરો. સાધુ હોય કે સંસારી હોય, ધર્માત્મા હોય કે પાપાત્મા હોય, તીર્થંકર કે ચક્રવર્તિ ગમે તે હોય પણ કર્મો કોઈને છોડતા નથી. આટલા માટે જ્ઞાની પુરૂષો સદા પાપથી ડરતાં રહે છે.

ચક્રવર્તિઓ કેટલા બળવાન હતા! છ છ ખંડમાં જેની આણ વર્તાતી હતી. ચાલતાં ધરતી ધ્રુજાવતા હતાં. ચક્રવર્તિનું બળ કેટલું હોય? તેના માટે કહેવાય છે કે નદીના એક કિનારે ચક્રવર્તિ દોરડાનો એક છેડો પકડીને ઉભો રહે, અને તે દોરડાનો બીજો છેડો સામે કિનારે હજારો શૂરવીર સૈનિકો પકડીને ઉભા રહે. એ સૈનિકો બધા ભેગા થઈને દોરડું ખૂબ જોરથી ખેંચે તો પણ ચક્રવર્તિની ટચલી આંગળી પણ નમાવી શકે નહિ, પણ ચક્રવર્તિ જો સ્હેજ આંચકો મારે તો હજારો સૈનિકો નદીમાં પડી જાય, વિચાર કરો કે ચક્રવર્તિનું બળ કેટલું હોય છે! આવા બળવાન ચક્રવર્તિઓને પણ પાપનો ડર લાગ્યો તો સંસાર છોડીને સાધુ બની ગયા. હવે તમને સમજાય છે કે પાપ છોડવા જેવું છે. અત્યાર સુધી ગમે તેમ કર્યું. હવે જો તમને સમજાતું હોય કે પાપ ખરાબ છે તો પાપનો ત્યાગ કરો. પૂર્વની ભૂલોને સુધારી લો.

**ભૂલ્યા ત્યાંથી ધર્મ કહે છે ફરી ગણવાનું, ભૂલ થઇ ત્યાં ફરી નહિ ભૂલવાનું,**
**એ શિક્ષા દિલમાં ઉતારી લે...આવતા દિન સુધારી લે.**
**મનને મનાવી લે, આવતા દિન સુધારી લે. બગડયા તે ભલે બગડયા.**

અત્યાર સુધી જે જે ભૂલો કરી હોય તેને સુધારીને જીવનને તેજસ્વી બનાવો, જે જે ભૂલો અજ્ઞાન દશામાં કરી, તે ભૂલના પરિણામે હે જીવ! તું દુઃખી થયો. હવે ફરીને આવી ભૂલો ન થાય તે હિતશિક્ષાને હૃદયમાં ધારણ કરીને તારો ભવિષ્યકાળ સુધારી લે જેથી આત્મા ઉર્ધ્વગામી બને, ભૂલોને સુધારવા માટે આ મનુષ્યભવ એ કિંમતી સોનેરી તક છે. પરંતુ જે ભૂલોને સુધારતો નથી ને પોતાના જીવનમાં કોઈ પણ ગુણ અપનાવતો નથી તેવા માણસની આકૃતિ માનવની છે પણ પ્રકૃતિ પશુની છે. આપણે ગઈ કાલે વાત કરી હતી કે કવિએ માનવીને હરણની અને ગાયની સાથે સરખાવ્યો ત્યારે હરણે અને ગાયે કહ્યું કે માનવી કરતાં અમારામાં ઘણાં ગુણો સમાયેલાં છે માટે આપ એવા માનવની અમારી સાથે સરખામણી ન કરશો. કવિ આગળ વિચાર કરે છે તો માનવને શેની ઉપમા આપું? ચિંતન કરતાં બોલ્યા. "मनुष्य रूपेण तृणानि सन्ति।" નિર્ગુણી માનવ મનુષ્યના રૂપમાં તૃણ સમાન છે, આ સાંભળી તૃણ કહે છે હું તો પશુઓનો આહાર છું. ઘોડા, બળદ આદિ બધા મને ખાઇને દિવસરાત મનુષ્યોનું કામ કરે છે. ગાય મને ખાઈને તમને મીઠું-મધુરું દૂધ આપે છે. તથા જેમાંથી આપ મીઠાઈઓ બનાવો છો.

બીજું જ્યારે વર્ષાઋતુ આવે છે ત્યારે મારાથી વનની શોભામાં વધારો થાય છે. ચારે બાજુ સુંદર હરિયાળું હરિયાળું દેખાય છે. આ જોઈને લોકોના મન પ્રસન્ન થાય છે. જ્યારે હું સૂકાઈ જાઉં છું ત્યારે પશુઓ પેટપૂર્તિ માટે આહાર કરે છે. તેમજ ગરીબની ઝૂંપડીઓનું ઉપર છાપરું પણ બનું છું. કંઈ કંઈ તદ્દન ગરીબ વ્યક્તિ તો સૂકા ઘાસમાંથી ઝૂંપડી બનાવે છે. ઠંડી ઋતુમાં કંઈક માનવ મને જલાવીને ઠંડીમાં ગરમી મેળવે છે. અને કેટલાક સંન્યાસી-સાધુઓ મારો બિછાના તરીકે ઉપયોગ કરે છે. આ રીતે મારામાં પણ અનેક ગુણો છે જે ગુણહીન માનવમાં નથી માટે તેની સાથે મારી તુલના ન કરશો.

આ સાંભળીને કવિએ વિચાર્યું કે કોઈ પણ પશુ અથવા તૃણ સાથે પણ નિર્ગુણી માણસને ઉપમા આપી શકાતી નથી તો હવે मनुष्य रूपेण धूलेश्च पुंजः। શું મનુષ્ય ધૂળથી પણ ઉતરતો છે? તેને ધૂળ (માટી) સાથે સરખાવું. પરંતુ આ સાંભળીને માટી પણ પોતાના ગુણ બતાવવા લાગી. તે કહેવા લાગી. શું હું નિર્ગુણી છું? મારામાં તો અનેક ગુણ છે. સૌથી પ્રથમ તો બાળકોને ખેલકૂદ માટેનું શ્રેષ્ઠ સાધન છું. મારામાંથી વિવિધ પ્રકારના રમકડાં બને છે. તે રમકડાં ઘણા સસ્તામાં

વેચાય છે તેથી ગરીબ માણસ પણ તે લઈને આનંદ મેળવે છે. વર્ષાઋતુમાં તો માટી ભીની થવાથી બાળકો મકાન, લાડવા, ચક્કી આદિ બનાવીને ખુશ થાય છે. વહેપારી ચોપડામાં ખાતું પાડતી વખતે અક્ષર લખે છે ત્યારે તે ભીના અક્ષરો પર મને નાંખીને અક્ષરોને તરત સૂકવી લે છે. જ્યાં ઉંચી નીચી જમીન હોય ત્યાં મને નાંખીને બધું સમાન બનાવી દે છે. મારો ઉપયોગ ધર્મકાર્યમાં પણ થાય છે. પહેલાં અભણ બહેનો કાચની બે તરફી ઘડીઓ બનાવીને મને તેમાં ભરી લે છે અને હું ઉપરથી નીચે પડીને સામાયિકનો સમય બતાવું છું. આ રીતે મારામાં અનેક ગુણો છે તેથી મારી તુલના ગુણહીન માનવ સાથે ક્યારે પણ થઈ શકતી નથી.

છેલ્લે કવિએ **મનુષ્ય રુપેણ શ્વાનો ભવતિ।** મનુષ્યને કૂતરા સાથે સરખાવ્યા. ત્યારે કૂતરાએ પણ કહ્યું, નિર્ગુણી માણસને ક્યારે પણ મારી ઉપમા નહિ આપી શકાય. મને માનવ સાથે સરખાવીને ખોટું કલંક ચઢાવો છો. મારામાં તો નિર્ગુણી માનવ કરતાં અનેક ગુણો રહેલા છે. હું મારા માલીકનો અનન્ય ભક્ત બનીને રહું છું. એકવાર જે મને ખવડાવે છે ને મારો માનીને રાખે છે તેની પ્રાણ આપીને પણ હું રાત-દિવસ રક્ષા કરું છું. મારા માલિક પ્રત્યે મારી ભક્તિ ભગવાનના ભક્તથી જરા પણ ઓછી નથી. મારા માલિકને કદી દગો દેતો નથી. જ્યારે માનવ દગો કરે છે, વિશ્વાસઘાત કરે છે ને સમય આવ્યે ઉપકારીનો ઉપકાર ભૂલી જઈને ઉપકાર ઉપર અપકાર કરતાં અચકાતો નથી. માનવી સ્વાર્થી છે ને નિમકહરામ છે. માનવી પેટપૂર્તિ માટે સ્વાદિષ્ટ ભોજન બનાવે છે. હજારો રૂપિયા ઘી, દૂધ મીઠાઈ આદિમાં ખર્ચે છે જ્યારે મને લૂખી સૂકી રોટી, અગર વાસી જે ખાવાનું મળે છે તેમાં સંતોષ માનું છું. મારામાં આળસ તો જરા પણ નથી જ્યારે નિર્ગુણી માનવ આળસુ છે. હું સમયસૂચક પણ છું. જો મારી સામે કોઈ બળવાન પ્રાણી આવે તો હું ઝૂકી પણ જાઉં છું. આ રીતે મારામાં નમ્રતા પણ છે. હું ચોરને શોધી આપવામાં મદદ કરું છું.

બંધુઓ! આ તો એક રૂપક છે. જો કે પશુ, ઝાડ, તૃણ, માટી એ બધા બોલતા નથી. પરંતુ તેનામાં જે ગુણો રહેલા છે તેનો તો કોઈ ઈન્કાર કરી શકે નહિ. જે ગુણહીન વ્યક્તિ મનુષ્ય જન્મ મેળવીને દાન, શીલ, તપ, સંતોષ, ક્ષમા આદિ સદ્‌ગુણોને અપનાવતા નથી તથા વિષય ભોગોમાં રક્ત રહે છે તે આ ભવ અને પરભવ બંને બગાડે છે. અત્યારે દગા-પ્રપંચ-સ્વાર્થ વધી ગયા છે. ધર્મને તો ધોકા મારીને ઉડાડી મૂક્યો છે ને અધર્મ તો અડદીયા ઉડાવે છે. એક જમાનો એવો હતો કે ચોરના પેટમાં જેનું લૂણ જાય તો તેના ઘરમાં ચોરી નહોતો કરતો. એક વખત એક ચોર કોઈનાં ઘરમાં ચોરી કરવા ગયો. ચોરીનો માલ શોધતાં તેના

હાથમાં એક માટલું આવ્યું. તેમાં દળેલું મીઠું હતું. પણ સાકર માનીને મોંમાં નાંખ્યું. એટલે મીઠું છે તે ખબર પડી. ત્યાં ઘરના માલિક જાગી ગયો ને ચોરને પકડી લીધો. ને મારવા લાગ્યો. ત્યારે ચોરે કહ્યું ભાઈ! હું ચોર છું. ને ચોરી કરવા આવ્યો છું પણ એક પાઈની ચોરી કરી નથી. અને આ ઘરમાં ચોરી કરવાનો પણ નથી. માલિક કહે કે કેમ મનાય? ચોર કહે મેં તારા ઘરનું મીઠું ખાધું છે. મારો નિયમ છે કે જેના ઘરનું કણી લૂણ ખાઉં તેને ઘેર ચોરી કરું નહિ. વિચાર કરો. ચોરમાં પણ કેટલી ઈમાનદારી હતી! આજે તો ચોર અને શાહુકાર બધા સરખાં થઈ રહ્યા છે.

આ દૃષ્ટાંતનો સાર એટલો છે કે તમે માનવજીવનને પવિત્ર બનાવો. જીવનમાં ધર્મનું સ્થાપન કરો. જો જીવનમાં ધર્મ નહિ હોય તો તમારુ જીવન અપવિત્ર બની જશે. ધર્મથી જીવન સુખી અને સમૃધ્ધ બને છે. એટલું જરૂર યાદ રાખજો કે આત્મિક સમૃધ્ધિ આગળ ભૌતિક સમૃધ્ધિ તુચ્છ છે. ધર્મથી આત્મિક સમૃધ્ધિ મળે છે. એ સમૃધ્ધિ જીવને આ ભવ, પરભવ અને ભવોભવમાં સહાય આપે છે. ભૌતિક સમૃધ્ધિ તો મરણ પછી અહીં રહી જવાની છે. એ સમૃધ્ધિ મેળવવા માટે જીવ કેટલા પાપ કરે છે! પરિણામે તે દુઃખ ભોગવે છે. માટે આત્મિક સમૃધ્ધિ ધર્મથી મેળવી લો કે તેના ફળ સ્વરૂપે જીવને શાશ્વત સુખ મળે, "सिध्धिमग्गं मुत्तिमग्गं" સકલ કર્મથી રહિત એવા સિધ્ધ-બુધ્ધ અને મુક્ત બનવા માટે ધર્મ કરવાનો છે. દેવગતિમાંથી સીધા મોક્ષે જઈ શકાતું નથી. માનવભવમાંથી મોક્ષમાં જઈ શકાય છે. નરમાંથી નારાયણ બની શકાય છે. માનવભવ આવો શ્રેષ્ઠ હોવા છતાં પેલા પશુઓએ કહ્યું કે અમારી સાથે માનવની સરખામણી ન કરશો. અમે માનવથી શ્રેષ્ઠ છીએ. વિચાર તો કરો. જેનામાં ધર્મ નથી તેના માટે પશુએ કેવું કહ્યું આ તો આપને સમજાવવા માટે એક રૂપક આપ્યું છે. ગુણહીન મનુષ્યોની જગતમાં કિંમત નથી.

આજનો દિવસ મંગલમય છે. આજે પંદરમી ઓગષ્ટ એટલે તમારો સ્વતંત્ર દિન છે. બીજું ધર્મની દૃષ્ટિએ પંદરનું ઘર છે. પંદરમી ઓગષ્ટનો સ્વાતંત્ર્યદિન તમને શું સૂચન કરે છે? આજે નાના બાળકો કોઈ કાગળના તો કોઈ કાપડના ત્રિરંગી રાષ્ટ્રધ્વજ લઈને આમથી તેમ ફરતાં દેખાય છે. તે મનમાં હરખાય છે કે આજે આઝાદીનો દિન છે. નાના બાળકને ખબર પણ નહિ હોય કે કોની ગુલામીમાંથી આઝાદી મેળવી? પણ તમે તો જાણો છો ને? બ્રિટીશ સરકારની ગુલામીમાંથી ભારતે આજના દિને સ્વતંત્રતા મેળવી છે. તેની ખુશાલીમાં ભારતવાસીઓ દર વર્ષે પંદરમી ઓગષ્ટના દિને ઉજવણી કરે છે. રાષ્ટ્રધ્વજ ચઢાવીને ધ્વજ વંદન કરે છે.

બ્રિટીશ સરકારે વધુમાં વધુ ૨૦૦થી ૨૫૦ વર્ષ ભારત ઉપર રાજ્ય કરીને સામ્રાજ્ય જમાવ્યું હતું. તેને ભારત ઉપરથી ઉઠાડી મૂકવા માટે ભારતને શું પુરૂષાર્થ કરવો પડયો? મહાત્મા ગાંધીજીએ અંગ્રેજની ગુલામીમાંથી મુક્ત થવા માટે કેટલી જહેમત

છોડાવી હતી! ભારતના યુવાનોએ પાછળનો વિચાર કર્યા વિના પોતાના લોહી રેડી દીધા. હું લડાઈમાં મરી જઈશ તો પછી મારા છોકરા અને પત્નીનું શું થશે? એવો કોઈ વિચાર કર્યો નહિ. ત્રણ મહિના-છ મહિનાના પરણેતરવાળા અને માતાના એકના એક લાડીલાઓ મરણીયા થઈને અંગ્રેજની સામે ઝઝૂમ્યા. મહાત્મા ગાંધીજીએ પણ કેટલી વખત જેલ વેઠી? તેમનો એક ધ્યેય હતો કે અંગ્રેજોને હઠાવી બંધનથી મુક્ત થઈ આઝાદી મેળવીએ. અંતે પોતાનું ધ્યેય સિધ્ધ કર્યું ને અંગ્રેજને હઠાવી ભારતને સ્વતંત્ર બનાવ્યું. આ સ્વતંત્રતા એક જીવન પૂરતી છે.

બંધુઓ! ભારતે અંગ્રેજોની ૨૦૦ થી ૨૫૦ વર્ષો ગુલામી વેઠી. આ અંગ્રેજોની ગુલામી ખટકી તો ગુલામીમાંથી મુક્ત બનવા અને અંગ્રેજનું સામ્રાજ્ય ઉઠાવી ભારતનું સામ્રાજ્ય જમાવવા ભારતવાસીઓને કેટલો પુરૂષાર્થ કરવો પડયો? કેટલા યુવાનોના બલીદાન આપવા પડયા. કેટલા કષ્ટ સહન કરવા પડયા! તો આપણા આત્મારૂપી ભારત સરકાર ઉપર આઠ કર્મરૂપી અંગ્રેજ સરકારે અનંતકાળથી કેટલું વર્ચસ્વ જમાવ્યું છે! આઠ કર્મરૂપી અંગ્રેજો આત્માને ચાર ગતિમાં પરિભ્રમણ કરાવે છે. તેને હઠાવીને આત્મારૂપી ભારતનું સામ્રાજ્ય જમાવવાનું મન થાય છે? જેને આ ગુલામી ખટકી છે તેવા આત્માઓએ કર્મની ગુલામીમાંથી મુક્ત થવા માટે સંસાર છોડીને સંયમ લીધા છે.

જ્ઞાતાજી સૂત્રમાં થાવર્ચાકુમાર રાજસાહ્યબી જેવા સુખમાં વસતા હતા. બત્રીશ-બત્રીશ તો દેવીઓ જેવી પત્નીઓ હતી. તેમને એકવાર નેમનાથ ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય આવ્યો. ઘેર આવીને માતાને કહ્યું-હે માતા! હવે મારે આ કર્મરૂપી શત્રુની ગુલામી નીચે દબાઈને રહેવું નથી. મારે આત્માને સ્વતંત્ર બનાવવા માટે નેમનાથ પ્રભુના શરણે જવું છે અને તેમનો સાચો સૈનિક બની કર્મસંગ્રામમાં ઝઝૂમી કર્મશત્રુને હઠાવી મોક્ષનું અવ્યાબાધ સુખ મેળવવા માટે દીક્ષા લેવી છે. માટે મને આજ્ઞા આપો. માતાને એક લાડકવાયો પુત્ર હતો પણ તેના વૈરાગ્ય આગળ કોઈનું ચાલ્યું નહિ. તે રીતે મહાબલ આદિ સાતે અણગારને કર્મની પરતંત્રતા ખટકી. એટલે સંયમ લઈને ઉત્કૃષ્ટ આરાધના કરવા માંડી.

દેવાનુપ્રિયો! સંસાર છોડીને સાધુપણું લેવું તે કંઈ સહેલી વાત નથી. જ્યારે અંતરપૂર્વકની રૂચી ઉપડે ત્યારે લેવાય છે. દીક્ષા લેવા માટે સંસાર પ્રત્યેનો રાગભાવ છોડવો પડે છે. જેઓ તપ કરે છે તેમને દેહનો રાગ છોડવો પડે છે. અને દાન આપવામાં પરિગ્રહની મમતા છોડવી પડે છે. ત્યાં લોભ કામ ના લાગે.... એક શેઠ ખૂબ લોભી. કોઈ દિવસ ઘરના છોકરાને મીઠાઈ ખવડાવે નહિ. એક દિવસ તેના દીકરાનો દીકરો કહે છે કે દાદાજી! આજે તો પંદરમી ઓગષ્ટનો સ્વતંત્રદિન છે,

હાથમાં એક માટલું આવ્યું. તેમાં દળેલું મીઠું હતું. પણ સાકર માનીને મોંમાં નાંખ્યું. એટલે મીઠું છે તે ખબર પડી. ત્યાં ઘરના માલિક જાગી ગયો ને ચોરને પકડી લીધો. ને મારવા લાગ્યો. ત્યારે ચોરે કહ્યું ભાઈ! હું ચોર છું. ને ચોરી કરવા આવ્યો છું પણ એક પાઈની ચોરી કરી નથી. અને આ ઘરમાં ચોરી કરવાનો પણ નથી. માલિક કહે કે કેમ મનાય? ચોર કહે મેં તારા ઘરનું મીઠું ખાધું છે. મારો નિયમ છે કે જેના ઘરનું કણી લૂણ ખાઉં તેને ઘેર ચોરી કરું નહિ. વિચાર કરો. ચોરમાં પણ કેટલી ઈમાનદારી હતી! આજે તો ચોર અને શાહુકાર બધા સરખાં થઈ રહ્યા છે.

આ દૃષ્ટાંતનો સાર એટલો છે કે તમે માનવજીવનને પવિત્ર બનાવો. જીવનમાં ધર્મનું સ્થાપન કરો. જો જીવનમાં ધર્મ નહિ હોય તો તમારુ જીવન અપવિત્ર બની જશે. ધર્મથી જીવન સુખી અને સમૃધ્ધ બને છે. એટલું જરૂર યાદ રાખજો કે આત્મિક સમૃધ્ધિ આગળ ભૌતિક સમૃધ્ધિ તુચ્છ છે. ધર્મથી આત્મિક સમૃધ્ધિ મળે છે. એ સમૃધ્ધિ જીવને આ ભવ, પરભવ અને ભવોભવમાં સહાય આપે છે. ભૌતિક સમૃધ્ધિ તો મરણ પછી અહીં રહી જવાની છે. એ સમૃધ્ધિ મેળવવા માટે જીવ કેટલા પાપ કરે છે! પરિણામે તે દુઃખ ભોગવે છે. માટે આત્મિક સમૃધ્ધિ ધર્મથી મેળવી લો કે તેના ફળ સ્વરૂપે જીવને શાશ્વત સુખ મળે, "सिध्धिमग्गं मुत्तिमग्गं" સકલ કર્મથી રહિત એવા સિધ્ધ–બુધ્ધ અને મુક્ત બનવા માટે ધર્મ કરવાનો છે. દેવગતિમાંથી સીધા મોક્ષે જઈ શકાતું નથી. માનવભવમાંથી મોક્ષમાં જઈ શકાય છે. નરમાંથી નારાયણ બની શકાય છે. માનવભવ આવો શ્રેષ્ઠ હોવા છતાં પેલા પશુઓએ કહ્યું કે અમારી સાથે માનવની સરખામણી ન કરશો. અમે માનવથી શ્રેષ્ઠ છીએ. વિચાર તો કરો. જેનામાં ધર્મ નથી તેના માટે પશુએ કેવું કહ્યું આ તો આપને સમજાવવા માટે એક રૂપક આપ્યું છે. ગુણહીન મનુષ્યોની જગતમાં કિંમત નથી.

આજનો દિવસ મંગલમય છે. આજે પંદરમી ઓગષ્ટ એટલે તમારો સ્વતંત્ર દિન છે. બીજું ધર્મની દૃષ્ટિએ પંદરનું ઘર છે. પંદરમી ઓગષ્ટનો સ્વાતંત્ર્યદિન તમને શું સૂચન કરે છે? આજે નાના બાળકો કોઈ કાગળના તો કોઈ કાપડના ત્રિરંગી રાષ્ટ્રધ્વજ લઈને આમથી તેમ ફરતાં દેખાય છે. તે મનમાં હરખાય છે કે આજે આઝાદીનો દિન છે. નાના બાળકને ખબર પણ નહિ હોય કે કોની ગુલામીમાંથી આઝાદી મેળવી? પણ તમે તો જાણો છો ને? બ્રિટીશ સરકારની ગુલામીમાંથી ભારતે આજના દિને સ્વતંત્રતા મેળવી છે. તેની ખુશાલીમાં ભારતવાસીઓ દર વર્ષે પંદરમી ઓગષ્ટના દિને ઉજવણી કરે છે. રાષ્ટ્રધ્વજ ચઢાવીને ધ્વજ વંદન કરે છે.

બ્રિટીશ સરકારે વધુમાં વધુ ૨૦૦થી ૨૫૦ વર્ષ ભારત ઉપર રાજ્ય કરીને સામ્રાજ્ય જમાવ્યું હતું. તેને ભારત ઉપરથી ઉઠાડી મૂકવા માટે ભારતને શું પુરૂષાર્થ કરવો પડયો? મહાત્મા ગાંધીજીએ અંગ્રેજની ગુલામીમાંથી મુકત થવા માટે કેટલી જહેમત

વાત્સલ્ય પ્રગટે છે કે લોહીના અણુ ફીટીને દૂધ બની જાય છે. ને માતા પોતાના સંતાનને દૂધપાન કરાવે છે. માતાના દેહમાં દૂધના ડબ્બા નથી ભર્યા પણ બાળક જન્મતાની સાથે દૂધ બની જાય છે તે માતાના વાત્સલ્યનો પ્રભાવ છે.

અહીં રૂક્ષ્મણી કહે છે હે મારા લાડકવાયા! મારા નાનુડા! તું કઈ દિશામાં ગયો છું! તારા વિના તારી માતા ઝૂરે છે. તારા વિના મારી આંતરડી તૂટી ગઇ છે. હે મારા આંખના તારા! તું જે દિશામાં ગયો હોય ત્યાંથી જલ્દી આવી જા. બેટા! જેમ આંધળા માણસને લાકડીનો સહારો હોય છે તેમ તું મારા જીવનનો આધાર છે. હે મારા યાદવકુળના શણગાર! જેમ પાણી વિના માછલી તરફડીને મરી જાય છે તેમ તું નહિ આવે તો તારી માતા તારા વિયોગમાં તરફડીને મરી જશે. માટે તું વહેલો આવીને તારી માતાને તારા મુખના દર્શન કરાવ.

**બેટા! તુમ વિન ધન કંચન ધુલ હૈ, વસ્ત્રાભૂષણ સબ આગ સમાન,**
**ભોજન ભી ઉગ્ર હલાહલ સરિખો, મુઝસે તો પક્ષણી હૈ પુણ્યવાન હો-શ્રોતા**

દીકરા! તારા વિના આ સોનું, હીરા, માણેક બધું મને ધૂળને કાંકરા જેવું લાગે છે. આ સુંદર વસ્ત્ર અને કિંમતી દાગીના મને આગ જેવા લાગે છે. ખાવું પીવું બધું ઝેર જેવું લાગે છે. આ ભવ્ય મહેલ શ્મશાન જેવો શૂન્ય દેખાય છે. મારા કરતાં તો ચકલી પણ મને સુખી દેખાય છે કે તે તેના બચ્ચાને ચારો લાવીને ખવડાવે છે. એના બચ્ચાને રમાડે છે. એ કેવી ભાગ્યવાન છે કે એના બચ્ચાંને પ્યાર કરે છે. એ કેવી પુણ્યવાન છે. હું તો એ ચકલી કરતાં પણ દુઃખીયારી છું. મેં પૂર્વભવમાં પાપ કરતાં પાછું વાળીને જોયું નથી.

હે આત્મા! તેં પૂર્વભવમાં પશુ-પક્ષીને તેના બચ્ચાંથી વિખૂટા પડાવ્યા હશે, આજે ઘણાં લોકો પોપટ-ચકલી આદિ પક્ષીઓને પકડી લાવીને પિંજરામાં પૂરી રાખે છે. તેને રમાડવામાં આનંદ માને છે. એને આનંદ થાય પણ એ બચ્ચું એના મા-બાપથી વિખૂટું પડે છે ત્યારે ઝૂરે છે ને એના મા-બાપ પણ બચ્ચાના વિયોગમાં ઝૂરે છે. રૂક્ષ્મણી કહે છે કે મેં પશુ-પક્ષીના બચ્ચાં રમાડવાના શોખથી એના મા-બાપથી વિખૂટા પાડયા હશે, મેં ઈંડા ફોડયા હશે, કોઈ ભવમાં નિર્દય શિકારી બનીને પાણીના ભરેલા સરોવર શોષાવીને માછલાં માર્યા હશે, કોઈનું ધન ચોરી લીધું હશે, કુલટા બનીને ગર્ભ ગળાવ્યા હશે, લીલાછમ વનો મેં આગ લગાડીને બાળી મૂકયા હશે, રાત્રીભોજન કર્યા હશે, અજ્ઞાનપણે માંસ મદિરા વાપર્યા હશે, કોઈના ઉપર ખોટી આળ ચઢાવી હશે, મેં પૂર્વભવમાં આવા મહાન પાપોનું સેવન કર્યું હશે, સાસુ-વહુ પ્રેમથી રહેતા હશે તેમનો પ્રેમ જોઈને મારા દિલમાં ઈર્ષ્યાની આગ લાગી હશે, તે મારાથી સહન નહિ થયું હોય જેથી મેં સાચા-જૂઠા કરી

આજે તો અમને પેંડા ખવડાવો. છોકરાઓ હઠે ચઢયા. દાદાનું ધોતીયું પકડીને કહેવા લાગ્યા કે પેંડા લાવી આપો. દાદાએ જાણ્યું કે આજે છોકરાઓ નહિ છોડે. તેથી દાદા હાથમાં રાણીગરો રૂપિયો લઈને કંદોઈની દુકાને પેંડા લેવા ગયા. દરેક દુકાને પેંડા ચાખે છે તે બધે પેંડા ચાખે પણ લે નહિ. તે ખાલી હાથે ઘેર આવ્યા. દીકરાઓ કહે છે દાદા! પેંડા લાવ્યા? દાદા કહે બેટા! લેવા ગયો પણ રૂપિયો રડવા લાગ્યો. (હસાહસ) છોકરા કહે છે દાદા! રૂપિયો કેવી રીતે રડે? રૂપિયાને મૂઠીમાં રાખ્યો હતો. હથેળીમાં પરસેવો વળવાથી રૂપિયો ભીનો થયો હતો. તે બતાવીને દાદાએ કહ્યું–જુઓ, બેટા! રૂપિયો રડે છે. તમારે ત્યાં રૂપિયો રડે છે ખરો? કંજુસીયો માણસ એક રૂપિયો બચાવવા માટે કેટલું કરે છે? લોભી માણસને ધન મળે છતાં તેની તૃષ્ણા ઓછી થતી નથી. પરંતુ જ્ઞાની કહે છે કે તમારો પૈસો તમને છોડીને ચાલ્યો જશે અથવા આયુષ્ય પૂરું થયે તમારે એને છોડીને જવું પડશે. માટે જો સાચી આઝાદી જોઈતી હોય તો સંસારની મમતા છોડી બને તેટલા સંયમમાં આવો.

આત્માની આઝાદી અપાવવા માટે પર્યુષણ પર્વ આવી રહ્યા છે. આજે પંદરનું ઘર છે. આવતા રવિવારથી પર્યુષણ પર્વની શરૂઆત થશે. તપના માંડવડા રોપાઈ ગયા છે. તપ કોને કહેવાય? तापयति अष्ट प्रकारं कर्मं इति तपः। જે આઠ પ્રકારના કર્મોને તપાવે છે તેનું નામ તપ છે. તપ દ્વારા આત્મા ઉપર રહેલાં કર્મો ખરી જાય છે ને આત્મા તેજસ્વી બને છે. આજે આપણે ત્યાં બા. બ્ર. ચંદનબાઈ મ. તથા બા. બ્ર. હર્ષિદાબાઈ મ. ને ૧૩ મો ઉપવાસ છે. બહેન સોનલને ૩૧ પૂરા થયા બાકીના દશ બહેનોને આજે સોળમો છે. તપ મહોત્સવ ગાજી રહ્યો છે. અકબર જેવા બાદશાહ ધર્મ પામ્યા હોય તો ચંપાબહેનના છમાસી તપનો પ્રભાવ છે. આપ બધા વ્રત-નિયમ, તપ–ત્યાગ રૂપી પુષ્પોની સૌરભ લઈને આત્માને પવિત્ર બનાવો. વધુ ભાવ અવસરે. હવે બ્રહ્મચર્ય વ્રત લેનારને પ્રત્યાખ્યાન કરાવું છું.

**ચરિત્ર :** કર્મની વિટંબણા કેવી ભયંકર છે! કર્મ કોઈને છોડતા નથી. એ વાત પૂરવાર કરતું પ્રદ્યુમ્નકુમારનું ચરિત્ર આપણે ત્યાં ચાલે છે. પણ સાત દિવસથી ચરિત્ર મૂકાઈ ગયું છે. તે વાત આજે યાદ કરીએ.

પ્રદ્યુમ્નકુમાર કૃષ્ણ વાસુદેવનો પ્રાણપ્રિય પુત્ર છે. તેનો જન્મ થયા પછી છઠ્ઠી રાત્રે તેને કોઈ દેવ ઉપાડી ગયો છે. રૂક્ષ્મણી જાગૃત થતાં પોતાના પુત્રને ન જોવાથી કાળા પાણીએ રડે છે, ઝૂરે છે ને માથા પટકે છે. અરેરે....મારા લાડીલા! તેં મારા પેટે જન્મ લઇને મને રાજી કરીને પાછી રડાવીને તું કયાં ગયો છે?

માતાના હૃદયમાં પુત્ર પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે! બાળક સ્હેજ માંદુ પડે તો માતા કેટલા વાના કરે છે? પુત્રનો જન્મ થાય છે ત્યારે માતાના દિલમાં એવું

વાત્સલ્ય પ્રગટે છે કે લોહીના અણુ ફીટીને દૂધ બની જાય છે. ને માતા પોતાના સંતાનને દૂધપાન કરાવે છે. માતાના દેહમાં દૂધના ડબ્બા નથી ભર્યા પણ બાળક જન્મતાની સાથે દૂધ બની જાય છે તે માતાના વાત્સલ્યનો પ્રભાવ છે.

અહીં રૂક્ષ્મણી કહે છે હે મારા લાડકવાયા ! મારા નાનુડા ! તું કઈ દિશામાં ગયો છું ! તારા વિના તારી માતા ઝૂરે છે. તારા વિના મારી આંતરડી તૂટી ગઇ છે. હે મારા આંખના તારા ! તું જે દિશામાં ગયો હોય ત્યાંથી જલ્દી આવી જા. બેટા ! જેમ આંધળા માણુસને લાકડીનો સહારો હોય છે તેમ તું મારા જીવનનો આધાર છે. હે મારા યાદવકુળના શણગાર ! જેમ પાણી વિના માછલી તરફડીને મરી જાય છે તેમ તું નહિ આવે તો તારી માતા તારા વિયોગમાં તરફડીને મરી જશે. માટે તું વહેલો આવીને તારી માતાને તારા મુખના દર્શન કરાવ.

**બેટા! તુમ વિન ધન કંચન ધુલ હૈ, વસ્ત્રાભૂષણ સબ આગ સમાન,**
**ભોજન ભી ઉગ્ર હલાહલ સરિખા, મુઝસે તો પક્ષણી હૈ પુણ્યવાન હો-શ્રોતા**

" દીકરા ! તારા વિના આ સોનું, હીરા, માણેક બધું મને ધૂળને કાંકરા જેવું લાગે છે. આ સુંદર વસ્ત્ર અને કિંમતી દાગીના મને આગ જેવા લાગે છે. ખાવું પીવું બધું ઝેર જેવું લાગે છે. આ ભવ્ય મહેલ સ્મશાન જેવો શૂન્ય દેખાય છે. મારા કરતાં તો ચકલી પણ મને સુખી દેખાય છે કે તે તેના બચ્ચાને ચારો લાવીને ખવડાવે છે. એના બચ્ચાને રમાડે છે. એ કેવી ભાગ્યવાન છે કે એના બચ્ચાંને પ્યાર કરે છે. એ કેવી પુણ્યવાન છે. હું તો એ ચકલી કરતાં પણ દુઃખીયારી છું. મેં પૂર્વભવમાં પાપ કરતાં પાછું વાળીને જોયું નથી.

હે આત્મા ! તેં પૂર્વભવમાં પશુ-પક્ષીને તેના બચ્ચાંથી વિખૂટા પડાવ્યા હશે, આજે ઘણાં લોકો પોપટ-ચકલી આદિ પક્ષીઓને પકડી લાવીને પિંજરામાં પૂરી રાખે છે. તેને રમાડવામાં આનંદ માને છે. એને આનંદ થાય પણ એ બચ્ચું એના મા-બાપથી વિખૂટું પડે છે ત્યારે ઝૂરે છે ને એના મા-બાપ પણ બચ્ચાના વિયોગમાં ઝૂરે છે. રૂક્ષ્મણી કહે છે કે મેં પશુ-પક્ષીના બચ્ચાં રમાડવાના શોખથી એના મા-બાપથી વિખૂટા પાડયા હશે, મેં ઈંડા ફોડયા હશે, કોઈ ભવમાં નિર્દય શિકારી બનીને પાણીના ભરેલા સરોવર શોષાવીને માછલાં માર્યા હશે, કોઈનું ધન ચોરી લીધું હશે, કુલટા બનીને ગર્ભ ગળાવ્યા હશે, લીલાછમ વનો મેં આગ લગાડીને બાળી મૂકયા હશે, રાત્રીભોજન કર્યા હશે, અજ્ઞાનપણે માંસ મદિરા વાપર્યા હશે, કોઈના ઉપર ખોટી આળ ચઢાવી હશે, મેં પૂર્વભવમાં આવા મહાન પાપોનું સેવન કર્યું હશે, સાસુ-વહુ પ્રેમથી રહેતા હશે તેમનો પ્રેમ જોઈને મારા દિલમાં ઈર્ષ્યાની આગ લાગી હશે, તે મારાથી સહન નહિ થયું હોય જેથી મેં સાચા-જૂઠા કરી

આજે તો અમને પેંડા ખવડાવો. છોકરાઓ હઠે ચઢયા. દાદાનું ધોતીયું પકડીને કહેવા લાગ્યા કે પેંડા લાવી આપો. દાદાએ જાણ્યું કે આજે છોકરાઓ નહિ છોડે. તેથી દાદા હાથમાં રાણીગરો રૂપિયો લઈને કંદોઈની દુકાને પેંડા લેવા ગયા. દરેક દુકાને પેંડા ચાખે છે તે બધે પેંડા ચાખે પણ લે નહિ. તે ખાલી હાથે ઘેર આવ્યા. દીકરાઓ કહે છે દાદા! પેંડા લાવ્યા? દાદા કહે બેટા! લેવા ગયો પણ રૂપિયો રડવા લાગ્યો. (હસાહસ) છોકરા કહે છે દાદા! રૂપિયો કેવી રીતે રડે? રૂપિયાને મૂઠીમાં રાખ્યો હતો. હથેળીમાં પરસેવો વળવાથી રૂપિયો ભીનો થયો હતો. તે બતાવીને દાદાએ કહ્યું-જુઓ, બેટા! રૂપિયો રડે છે. તમારે ત્યાં રૂપિયો રડે છે ખરો? કંજુસીયો માણુસ એક રૂપિયો બચાવવા માટે કેટલું કરે છે? લોભી માણુસને ધન મળે છતાં તેની તૃષ્ણા ઓછી થતી નથી. પરંતુ જ્ઞાની કહે છે કે તમારો પૈસો તમને છોડીને ચાલ્યો જશે અથવા આયુષ્ય પૂરું થયે તમારે એને છોડીને જવું પડશે. માટે જો સાચી આઝાદી જોઈતી હોય તો સંસારની મમતા છોડી બને તેટલા સંયમમાં આવો.

આત્માની આઝાદી અપાવવા માટે પર્યુષણ પર્વ આવી રહ્યા છે. આજે પંદરનું ઘર છે. આવતા રવિવારથી પર્યુષણ પર્વની શરૂઆત થશે. તપના માંડવડા રોપાઈ ગયા છે. તપ કોને કહેવાય? तापयति अष्ट प्रकारं कर्मं इति तपः। જે આઠ પ્રકારના કર્મોને તપાવે છે તેનું નામ તપ છે. તપ દ્વારા આત્મા ઉપર રહેલાં કર્મો ખરી જાય છે ને આત્મા તેજસ્વી બને છે. આજે આપણે ત્યાં બા. બ્ર. ચંદનબાઈ મ. તથા બા. બ્ર. હર્ષિદાબાઈ મ. ને ૧૩ મો ઉપવાસ છે. બહેન સોનલને ૩૧ પૂરા થયા બાકીના દશ બહેનોને આજે સોળમો છે. તપ મહોત્સવ ગાજી રહ્યો છે. અકબર જેવા બાદશાહ ધર્મ પામ્યા હોય તો ચંપાબહેનના છમાસી તપનો પ્રભાવ છે. આપ બધા વ્રત-નિયમ, તપ-ત્યાગ રૂપી પુષ્પોની સૌરભ લઈને આત્માને પવિત્ર બનાવો. વધુ ભાવ અવસરે. હવે બ્રહ્મચર્ય વ્રત લેનારને પ્રત્યાખ્યાન કરાવું છું.

**ચરિત્ર:** કર્મની વિટંબણા કેવી ભયંકર છે! કર્મ કોઈને છોડતા નથી. એ વાત પૂરવાર કરતું પ્રદ્યુમ્નકુમારનું ચરિત્ર આપણે ત્યાં ચાલે છે. પણ સાત દિવસથી ચરિત્ર મૂકાઈ ગયું છે. તે વાત આજે યાદ કરીએ.

પ્રદ્યુમ્નકુમાર કૃષ્ણ વાસુદેવનો પ્રાણપ્રિય પુત્ર છે. તેનો જન્મ થયા પછી છઠ્ઠી રાત્રે તેને કોઈ દેવ ઉપાડી ગયો છે. રૂક્મણી જાગૃત થતાં પોતાના પુત્રને ન જોવાથી કાળા પાણીએ રડે છે, ઝૂરે છે ને માથા પટકે છે. અરેરે....મારા લાડીલા! તેં મારા પેટે જન્મ લઇને મને રાજી કરીને પાછી રડાવીને તું કયાં ગયો છે?

માતાના હૃદયમાં પુત્ર પ્રત્યે કેટલું વાત્સલ્ય હોય છે! બાળક સ્હેજ માંદુ પડે તો માતા કેટલા વાના કરે છે? પુત્રનો જન્મ થાય છે ત્યારે માતાના દિલમાં એવું

વાત્સલ્ય પ્રગટે છે કે લોહીના અણુ ફીટીને દૂધ બની જાય છે. ને માતા પોતાના સંતાનને દૂધપાન કરાવે છે. માતાના દેહમાં દૂધના ડબ્બા નથી ભર્યા પણ બાળક જન્મતાની સાથે દૂધ બની જાય છે તે માતાના વાત્સલ્યનો પ્રભાવ છે.

અહીં રૂક્ષ્મણી કહે છે હે મારા લાડકવાયા ! મારા નાનુડા ! તું કઈ દિશામાં ગયો છું ! તારા વિના તારી માતા ઝૂરે છે. તારા વિના મારી આંતરડી તૂટી ગઈ છે. હે મારા આંખના તારા ! તું જે દિશામાં ગયો હોય ત્યાંથી જલ્દી આવી જા. બેટા ! જેમ આંધળા માણુસને લાકડીનો સહારો હોય છે તેમ તું મારા જીવનનો આધાર છે. હે મારા યાદવકુળના શણગાર ! જેમ પાણી વિના માછલી તરફડીને મરી જાય છે તેમ તું નહિ આવે તો તારી માતા તારા વિયોગમાં તરફડીને મરી જશે. માટે તું વહેલો આવીને તારી માતાને તારા મુખના દર્શન કરાવ.

**બેટા ! તુમ વિન ધન કંચન ધુલ હૈ, વસ્ત્રાભૂષણુ સબ આગ સમાન,**
**ભોજન ભી ઉગ્ર હલાહલ સરિખો, મુઝસે તો પક્ષણી હૈ પુણ્યવાન હો-શ્રોતા**

"દીકરા ! તારા વિના આ સોનું, હીરા, માણેક બધું મને ધૂળને કાંકરા જેવું લાગે છે. આ સુંદર વસ્ત્ર અને કિંમતી દાગીના મને આગ જેવા લાગે છે. ખાવું પીવું બધું ઝેર જેવું લાગે છે. આ ભવ્ય મહેલ શ્મશાન જેવો શૂન્ય દેખાય છે. મારા કરતાં તો ચકલી પણ મને સુખી દેખાય છે કે તે તેના બચ્ચાને ચારો લાવીને ખવડાવે છે. એના બચ્ચાને રમાડે છે. એ કેવી ભાગ્યવાન છે કે એના બચ્ચાંને પ્યાર કરે છે. એ કેવી પુણ્યવાન છે. હું તો એ ચકલી કરતાં પણ દુઃખીયારી છું. મેં પૂર્વભવમાં પાપ કરતાં પાછું વાળીને જોયું નથી.

હે આત્મા ! તેં પૂર્વભવમાં પશુ-પક્ષીને તેના બચ્ચાંથી વિખૂટા પડાવ્યા હશે, આજે ઘણાં લોકો પોપટ-ચકલી આદિ પક્ષીઓને પકડી લાવીને પિંજરામાં પૂરી રાખે છે. તેને રમાડવામાં આનંદ માને છે. એને આનંદ થાય પણ એ બચ્ચું એના મા-બાપથી વિખૂટું પડે છે ત્યારે ઝૂરે છે ને એના મા-બાપ પણ બચ્ચાના વિયોગમાં ઝૂરે છે. રૂક્ષ્મણી કહે છે કે મેં પશુ-પક્ષીના બચ્ચાં રમાડવાના શોખથી એના મા-બાપથી વિખૂટા પાડયા હશે, મેં ઈંડા ફોડયા હશે, કોઈ ભવમાં નિર્દય શિકારી બનીને પાણીના ભરેલા સરોવર શોષાવીને માછલાં માર્યા હશે, કોઈનું ધન ચોરી લીધું હશે, કુલટા બનીને ગર્ભ ગળાવ્યા હશે, લીલાછમ વનો મેં આગ લગાડીને બાળી મૂકયા હશે, રાત્રીભોજન કર્યા હશે, અજ્ઞાનપણે માંસ મદિરા વાપર્યા હશે, કોઈના ઉપર ખોટી આળ ચઢાવી હશે, મેં પૂર્વભવમાં આવા મહાન પાપોનું સેવન કર્યું હશે, સાસુ-વહુ પ્રેમથી રહેતા હશે તેમનો પ્રેમ જોઈને મારા દિલમાં ઈર્ષ્યાની આગ લાગી હશે, તે મારાથી સહન નહિ થયું હોય જેથી મેં સાચા-જૂઠા કરી

સાસુ-વહુના પ્રેમ તોડાવીને તેમના દિલમાં તડ પાડી હશે, કોઈની થાપણ ઓળવી હશે, અરે....મેં કેવા પાપ કર્યા હશે એ તો સર્વજ્ઞ ભગવંત જાણે છે. આ પ્રમાણે પોતાના પાપનો પશ્ચાતાપ કરતી રૂક્ષ્મણી ચોધાર આંસુએ રડે છે. રૂક્ષ્મણીના મહેલમાં હાહાકાર મચી ગયો છે. રૂક્ષ્મણી ખૂબ ઝૂરે છે ત્યાં દાસીઓ દોડતી જઈને કૃષ્ણ વાસુદેવને ખબર આપે છે. હવે કૃષ્ણ વાસુદેવ રૂક્ષ્મણી પાસે આવશે ને તેને કેવી રીતે આશ્વાસન આપશે તે ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૪૩

**શ્રાવણ વદ ૭ ને સોમવાર** **તા. ૧૬-૮-૭૬**

અનંત કરૂણાનિધી શાસનસમ્રાટ વીર પ્રભુએ જગતના જીવોને કહ્યું કે હે ભવ્ય જીવો! અનંતકાળથી સંસાર અટવીમાં ભ્રમણ કરીને અનંત દુઃખ વેઠી રહ્યા છો તેનું મૂળ કારણ શું? જરા વિચાર કરો. જે મેળવવાનું હતું તે મેળવ્યું નથી અને જે નથી મેળવવાનું તેને મેળવવાનો તમને તલસાટ જાગ્યો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:

> लभन्ति विमला लोए, लभन्ति सुर संपया।
> लभन्ति पुत्तमित्तं च, एगो धम्मो न लब्भइ॥

ભગવાન કહે છે હે ચેતન! અનંતકાળથી તેં જે ચીજ નથી મેળવી તેને મેળવવા માટે તને આ મનુષ્યભવ મળ્યો છે. જેનાથી જન્મ-મરણનાં દુઃખ ટળે તેવી આત્માની ચીજ મેળવવી છે. આ ગાથામાં તમને એ વાત સમજાવવામાં આવી છે કે જગતમાં દુર્લભ ચીજ કઈ છે ને સુલભ ચીજ કઈ છે? તેની વિચારણા કરતાં જ્ઞાની ફરમાવે છે કે સંપત્તિ મળવી કે સ્વર્ગના સુખ મળવા દુર્લભ નથી. લાડી-વાડી-ગાડી અને બંગલા મળવા મુશ્કેલ છે? ના. આના માટે તો કહ્યું છે કે **लभंति विमला लोए** પુણ્યના ઉદયથી ભૌતિક ઉંચી સામગ્રી અનેક વાર મેળવી. માનવભવ મળ્યો તેમાં કોંગ્રેસ જેવી ધારાસભામાં ધારાસભાની સીટ અનેક વાર મેળવી, ભારતનો વડાપ્રધાન પણ થઈ ચૂકયો હોઈશ, એટલું જ નહિ પણ મોટો ચક્રવર્તિ સમ્રાટ પણ બન્યો હોઈશ, અદાલતમાં એક પ્રશ્ન ઉપર અસીલની પાસેથી એક મિનિટમાં હજારો રૂપિયા મેળવનાર એવો ધારાશાસ્ત્રી પણ થયો હોઈશ. આ જીવે પુણ્યના ઉદયથી ઈન્દ્રનાં સિંહાસન પણ સર કર્યા ને અહમેન્દ્રનું પદ પણ મેળવ્યું. પુત્ર-પુત્રી અને મિત્રોનો પરિવાર પણ મેળવ્યો. બોલો, હવે શું બાકી રહ્યું? માનવભવ ઘણીવાર મળ્યો પણ જે મેળવવાનું હતું તે નથી મેળવ્યું. ભગવાન કહે છે અનેક વાર માનવભવ મળવા છતાં હજુ તારા ભવ કેમ ના ઘટયા? સંસારનો અંત કેમ ના આવ્યો? મુક્તિનું

સુખ તને કેમ ન મળ્યું ? તેનો વિચાર થાય છે? સંસારના સુખ માટેના બધા સાધનો મેળવ્યા ઘરમાં તેને વ્યવસ્થિત ગોઠવીને ઘર સજાવ્યું. ને ક્યારે મારે શું કરવું ? કયા દિવસે કયાં ફરવા જવું ? શું ખાવું ? કોને મળવા જવું આ બધા નિર્ણય કર્યા પણ માત્ર એક આત્માનો નિર્ણય ન કર્યો. આત્માના સ્વરૂપની પિછાણ વિના, ચારિત્રના સ્વીકાર વિના, સમ્યક્ત્વની પ્રાપ્તિ વિના તું અનંતકાળથી રખડયો છું. ભગવંતે શું કહ્યું. एगो धम्मो न लब्भइ। જીવે એક ધર્મ નથી મેળવ્યો.

દેવાનુપ્રિયો ! તમારા ચોપડામાં તમે જમા-ઉધારનાં ખાતાં પાડો છો ને વર્ષ દિવસે ચોપડાનો મેળ મેળવો છો. તો હવે આત્મા માટે એક ખાતું ખોલજો. તેમાં આત્મા માટે કેટલું જમા કર્યું ને કેટલું ઉધાર છે તેનો પણ કોઈક દિવસ મેળ મેળવજો. જો આત્માની ચીજ ન મેળવી હોય તો તેને મેળવવા માટે તલસાટ જગાડો. તમને સંસારના સુખ માટેની કોઈ ચીજ મેળવવાનો તલસાટ જાગે તો તેને મેળવવા માટે કેટલો પુરૂષાર્થ કરો છો ? તમારા પાડોશીને ઘેર ટી. વી. અને ફ્રીઝ આવ્યું તો તમને પણ એમ થશે કે હું પણ ટી. વી. અને ફ્રીઝ વસાવું. પણ એ વસ્તુ લાવવાની કદાચ શક્તિ નથી, પાસે પૈસા નથી એટલે તેને લાવી શકતા નથી. પણ એને લાવવાનો તલસાટ તો રહે છે ને ? કે હું કયારે આવો શ્રીમંત બનું અને ટી. વી. તથા ફ્રીઝ બધું મારા ઘરમાં વસાવું. આ ભૌતિક ચીજ માટે તમે ગમે તેટલો તલસાટ કરો, તેને મેળવો તો પણ શું એને તમે સાથે લઈ જશો ? હું તમને પૂછું છું તેનો મને જવાબ આપો.

> **તમે કમાણાં લાખો રૂપિયા, ફલેટ લીધા રજવાડી,**
> **ફ્રીઝ, ટી. વી. ને ફર્નીચર છે પરદેશી ગાડી,**
> **સાથે તમે શું લઇ જશો, બોલો શું તમે લઇ જશો ?**
> **ભેગું કરેલું બધું તમે અહીંયા દઇ જાશો-સાથે શું ?...**

બોલો, ઉપરની ચીજોમાં તમે સાથે શું લઈ જશો ? કાળાં કરીને કમાયેલાં કરોડ રૂપિયા, તમારો લાખ-બેલાખ રૂપિયાનો ફલેટ, તેમાં વસાવેલું ફર્નીચર, ટી.વી., ફ્રીઝ કે તમારી અમેરિકાની ગાડી શું લઈ જશો ? કેમ તમે જવાબ આપતાં નથી. તમે બોલતાં નથી એટલે મને તો લાગે છે કે આ બધુ તમારી સાથે લઈ જવાનું હશે. (શ્રોતાઓમાંથી અવાજ :-ના, સાહેબ. એમાંથી કંઈ સાથે નહિ આવે.) બસ, મારે એટલુ જ તમારા મુખે બોલાવવું હતું. હા....તો જે સાથે નથી આવવાનું તેને માટે આટલો બધો તલસાટ ! અને જે સાથે આવનાર છે, સુખ-દુઃખમાં સાથે રહેનાર મિત્ર છે એવા ધર્મ માટે જરા પણ તલસાટ નહિ. જીવની કેવી મૂર્ખાઈ છે ! ...

તમને એમ કેમ નથી થતું કે આવો દુર્લભ મનુષ્ય જન્મ મળ્યો છે. અનંત ભવથી નહિ મળેલો તેવો જિનભાષિત ધર્મ મળ્યો છે. આ ધર્મનું આલંબન લઈને અનંતા જીવો મોક્ષમાં ગયા. એમને જે સાધન અને સામગ્રી મળી હતી તેવી મને મળી છે. એમણે મોક્ષ મેળવ્યો તો હું કેમ ન મેળવી શકું? પાડોશીના ઘરમાં ટી. વી. અને ફ્રીઝ આવ્યા તેનો તલસાટ તમને થયો પણ એમ કેમ નથ થતું. કે આ મારો પાડોશી રોજ સવારે વહેલો ઉઠીને સામાયિક કરે છે. તે સામાયિક કર્યા વિના દૂધ પીતો નથી તો મારાથી સામાયિક કર્યા વિના દૂધ કેમ પીવાય? એ રોજ પ્રતિક્રમણ કરે છે ને મારાથી કેમ નથી થતું? આ તપસ્વીઓએ માસખમણની તપશ્ચર્યા આદરી છે ને મારાથી કેમ નથી થતી? આ આત્માઓ સંસાર છોડીને સંયમી બન્યા છે ને હું કેમ હજુ સુધી સંસારના ખાડામાં પડી રહ્યો છું. તલસાટ કરો તો આવો કરો પણ સંસારના સુખનો તલસાટ ન કરો. એ શ્રીમંત બની ગયો ને હું કેમ ન બનું? આ તલસાટ આત્માનો નથી પણ પુદ્ગલનો છે.

ઘાટકોપરથી મુંબઈ જવું છે. તો ટ્રેઈન ચૂકી ન જવાય તે માટે વહેલા સ્ટેશને જઈને બેસી જાવ છો પણ વીતરાગવાણી સુણવાનો ટાઈમ ચૂકી ન જવાય તે માટે ઉતાવળ કરી છો? પાંચ મિનિટ પણ જો મોડા પડીશ તો મારે સાંભળવાનું જતું રહેશે. માટે લાવ, વહેલો ઉપાશ્રયે પહોંચી જાઉં. આવી ઉતાવળ થાય છે? આ આયુષ્ય રૂપી જીવનની ગાડી સડસડાટ રાત-દિવસ ચાલ્યા કરે છે ને એકેક દિવસ જિંદગીમાંથી ઓછો થતો જાય છે. અરે....જિંદગી રૂપી કોડિયામાંથી આયુષ્યનું તેલ ખૂટતું જાય છે. ક્યારે જીવન દિપક બૂઝાઈ જશે તેની ખબર નથી. "**दुमपत्तए पण्डुरए जहा**" જેમ પીળું થએલું પાંદડું વૃક્ષ ઉપરથી ક્યારે ખરી જશે તેની ખબર નથી. છતાં આશા કેટલી મોટી છે! આ મેળવી લઉં ને તે મેળવી લઉં. પણ હવે જિંદગી થોડી બાકી છે તો ધર્મ કરી લઉં. બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરી લઉં તેવો વિચાર કદી આવે છે?

આટલા માટે ત્રિકાળીનાથ કહે છે કે જીવે બધું મેળવ્યું છે પણ એક ધર્મ નથી મેળવ્યો. જેની પ્રાપ્તિથી જન્મ-જરા અને મરણના દુઃખો ટાળી અજર-અમર અવસ્થાને પ્રાપ્ત કરી અનંત સુખ મેળવાય તેવા ધર્મને તેં નથી મેળવ્યો. બાકી બધું મેળવ્યું છે. મારા બંધુઓ! વિચાર કરો. તમે જેને મેળવવા પુરૂષાર્થ કરો છો તે ભૌતિક સાધનો વિના ચાલશે પણ ધર્મ વિના નહિ ચાલે. ધર્મના અભાવમાં ભૌતિક સુખની સામગ્રી કામ આવતી નથી. શરીરને માટે અન્ન-પાણી જેટલા આવશ્યક છે તેમ આત્માને માટે ધર્મ પણ એટલો આવશ્યક છે. ધર્મ વિનાનું આસુરી ધન ત્યાગ કરવા યોગ્ય છે. ને ધર્મ વિનાની રાજસત્તા રાક્ષસી છે. ધર્મ વિનાનું જીવન પ્રાણ વિનાના કલેવર જેવું છે. કહ્યું છે કે-

यस्य धर्मविहीनानि, दिना न्यायान्ति यान्ति य।
स लोहकार भस्त्रेव, श्वसन्नपि न जीवति॥

જે મનુષ્યના દિવસો ધર્મ વિનાના જાય છે તે લુહારની ધમણુ જેવા છે. કારણકે લુહારની ધમણુ શ્વાસ લે છે પણુ તે કંઈ જીવતું માણુસ નથી. તેમ માણુસ આ પૃથ્વી ઉપર જન્મે છે ને જીવે છે પણુ જો તેના જીવનમાં ધર્મ નથી તો તેનું જીવન લુહારની ધમણુ જેવું છે. એ શ્વાસ લેવા છતાં પણુ ધમણુની જેમ મરેલો છે. માટે મરેલા જેવું જીવન જીવવું ન હોય તો ધર્મની આરાધના કરી લો.

"વીતરાગના સંતો તમને વીરના વચનામૃતોનું પાન કરાવતાં વીતરાગ પ્રભુનો સંદેશો સમજાવે છે કે જે તારું નથી, તારી સાથે આવનાર નથી તેને મેળવવા માટે તું જે પ્રયત્નો કરી રહ્યો છે તે પ્રયત્નો તારા માટે નવા નથી, અપૂર્વ નથી. આવા પ્રયત્નો હે જીવ! તું અનંતીવાર કરી ચૂકયો છે પણુ દુઃખ ટળ્યું નહિ ને સુખ મળ્યું નહિ. હવે સમજ્યા ત્યારથી સવાર સમજીને મારે શું કરવું તેનો નિર્ણય કરી લો. ચોરાસી લાખ જીવાયોનિમાં ઉંચામાં ઉંચો દેહ મળ્યો છે. તો તેનો સદુપયોગ કરો. ગૌતમસ્વામીએ ભગવંતને પૂછયું કે "किं दुर्लभ" હે પ્રભુ! આ જીવને દુર્લભ શું? ત્યારે ભગવંતે જવાબ આપ્યો કે હે ગૌતમ! સંસારમાં સર્વભવોમાં માનવભવ દુર્લભ છે. એમ ન કહ્યું કે દેવભવ દુર્લભ છે. ભગવંતે પોતાના કેવળજ્ઞાનમાં જોઈને કહ્યું છે કે આ જીવને અથાગ પુણ્યોદયે માનવભવ પ્રાપ્ત થાય છે. આ ભવમાં આવીને જીવ સવળો પુરૂષાર્થ કરે તો મોક્ષમાં જઈ શકે છે. તે અપેક્ષાએ માનવભવ દુર્લભ છે.

તમારા મહાન પુણ્યોદયે તમને આ માનવભવ અને તેમાં પણુ વીતરાગનો ધર્મ મળ્યો છે. આ જેવા તેવા પુણ્ય નથી. કોઈ ભોળા ભરવાડના હાથમાં રત્ન આવે તો તેને મન રત્નની કિંમત નથી. એ તો એમ માની લે કે આ કોઈ ચમકતો પથરો છે. એને વીંધીને મારી બકરીની ડાકે બાંધુ તો સારો લાગશે. એ જ રત્ન કોઈ ઝવેરીના હાથમાં જશે તો તે રત્નને બકરીની ડાકે બાંધવા નહિ જાય. એ તો નજર પડતાં પારખી લે કે આ કિંમતી રત્ન છે. એને પડીકામાં બાંધીને સાચવીને તિજોરીમાં મૂકી દે, જ્યારે તેને ખરીદનારો સારો ગ્રાહક આવે ત્યારે વેચીને તેના મૂલ્ય ઉપજાવે, તેમ આ મનુષ્ય જન્મ હીરા જેવો કિંમતી છે. તેમાં જો જીવ ધર્મ પામી જાય તો તેનું જીવન અમૂલ્ય બની જાય. "माणुसत्तं सुई सध्धा, संमजम्मि य' वीरियं મનુષ્યભવ, વીતરાગવાણીનું શ્રવણુ, તેમાં શ્રધ્ધા થવી અને સંયમમાં શક્તિનું ફોરવવું આ ચાર અંગ જીવને મળવા દુર્લભ છે, મનુષ્યજન્મ પામીને ધર્મ પામ્યા પછી જીવ કષાયોને મંદ કરે છે, પાત્રતા મેળવે છે. તેના

વ્યવહાર જીવનની શુધ્ધિ થાય છે ત્યારે તે નીતિ માટે પ્રાણ પાથરે છે, દુઃખી અવસ્થામાં પણ, તે માનવતાને વેચતો નથી. આવા માણસો બહુ વિરલ હોય છે. જ્યાં સુધી માનવતા એટલે સત્ય-નીતિ સદાચાર, પવિત્રતા આદિ ગુણો જીવનમાં આવ્યા નથી ત્યાં સુધી આવા પવિત્ર ધર્મસ્થાનકમાં આવીને દેવ-ગુરૂ અને ધર્મની શ્રધ્ધા કેવી રીતે કરીશ? કારણકે વીતરાગપ્રભુની વાણી પાત્ર વિના ટકી શકે નહિ.

બંધુઓ! વીતરાગવાણીને પીરસનાર સંતોના દર્શન થવા ને તેમનો સમાગમ થવો તે પણ દુર્લભ છે. તમને તો બધું સુલભ લાગે છે કેમ ખરુંને? વિચાર કરો. મહાન પુણ્યોદયે વીતરાગવાણી સાંભળવા મળી છે. છતાં જીવે મોહાંધ બનીને અનાદિકાળથી કામ ભોગની કથામાં રસ લીધો છે. અનાદિકાળથી આત્માને લાગુ પડેલો મિથ્યાત્વનો જ્વર (તાવ) છે. આ તાવને ઉતારવા જ્ઞાની પુરૂષો વીતરાગવાણીનો ડોઝ આપે છે. જેમ માતા બાળકને દવા પીવડાવે છે. બાળક ન પીવે તો પરાણે લાલચ આપીને પીવડાવે. તેથી પણ જો ન પીવે તો ખોળામાં સૂવાડી હાથ-પગ પકડીને મોઢું ખોલીને પરાણે દવા મોઢામાં રેડે છે. પણ ગળેથી નીચે ઉતારવી કે ન ઉતારવી તે કોના હાથની વાત છે? બાળકની કે માતાના? બાળક જો દવા ગળામાં ન ઉતારે તો એના બદલે માતા ઘૂંટડો ન ઉતારે. ત્યાં બાળકની સ્વતંત્રતા છે. જો તેને દવા પીવી ન હોય તો ઉબકા ખાઈને બહાર કાઢી નાંખે છે. તેમ જ્ઞાની પુરૂષો પણ આ સંસારમાં જેને મિથ્યાત્વરૂપી જ્વરનો રોગ લાગુ પડયો છે તેને વીતરાગવાણી રૂપી ધર્મની ઔષધિ આપે છે. તમને એ દવા પીવી ન ગમે તો પરાણે પીવડાવવાનો પ્રયત્ન કરે છે. પણ પુરૂષાર્થ તો તમારે આધીન છે, જો પુરૂષાર્થ નહિ કરો તો સંસારનો પાર નહિ પમાય. જો તમે રૂચીપૂર્વક એકાગ્રચિત્તે વીતરાગવાણીનું શ્રવણ કરશો તો હેય-જ્ઞેય અને ઉપાદેયનો વિવેક આવશે, કારણ કે ઉંધી સમજણને ટાળવા માટે વીતરાગવાણી એ અમૂલ્ય ઔષધિ છે. ઉંધી સમજણ ટળે નહિ ત્યાં સુધી સમ્યક્ચારિત્ર આવે નહિ. સમ્યક્ચારિત્રનો પાયો સમ્યક્દર્શન છે. તેને પામવા માટે પુરૂષાર્થ કરવો પડશે. હું તમને કહું છું કે જ્યાં સાધુ સાધ્વી હોય ત્યાં તેમની પાસે જઈને શાસ્ત્રવાણી સાંભળો.

આ જિનશાસન એ ઝવેરીની પેઢી છે. ઝવેરીનો બચ્ચો ઝવેરાતને જોઈને તેના મૂલ્ય આંકી દે છે, એને વધુ કહેવાની જરૂર પડતી નથી. તેમ આ જૈનકુળમાં જન્મેલા જૈનના બચ્ચાંને અમારે રોજ કહેવુ પડે કે તમે ઉપાશ્રયે આવો, સામાયિક કરો, વ્યાખ્યાન સાંભળો. સામાયિક કરવાથી આટલો લાભ થાય. નહોતી સમજ્યો ત્યાં સુધી ઠીક પણ સમજેલાને રોજ શું કહેવું પડે? તમારી જાતે તમારે સમજી લેવું જોઈએ, અમૃતનું એક બિન્દુ હજારો રોગોનો નાશ કરે છે. પણ આવા અમૃતનો

મોટા સાગર ભરી દેવામાં આવે તો પણ વીતરાગવાણીના એક વચનની તોલે નહિ આવે. કારણ કે અમૃતબિન્દુ દેહનો રોગ મટાડે છે જ્યારે વીતરાગવાણી આત્માના રોગ મટાડીને આત્માને અજર અમર બનાવે છે. યાદ રાખજો કે તમારા ધનના ભંડાર તમને અમર નહિ બનાવે. જે પોતે અનિત્ય છે તે બીજાને અમર ક્યાંથી બનાવશે? છતાં આવા વિનશ્વર વૈભવને સાચવવા માટે જીવ કેટલી કાળજી રાખે છે! સમજો તો આ માનવજીવન કેટલા પુણ્યોદયે મળ્યું છે!

"महता पुण्यऽपण्येणं क्रीतेयं काया नौ स्त्वया।"

મહાન પુણ્યરૂપી ધન આપીને તમે આ મોંઘી જિંદગી ખરીદી છે. તેનો તમે સદુપયોગ કરી લો. એક મિનિટ જેટલા સમયમાં સત્કાર્ય કરશો તો પરિણામે અનેક ગણો નફો મળશે. મહાવીર પ્રભુનું આયુષ્ય ફક્ત ૭૨ વર્ષનું હતું. એટલી જિંદગીમાં જબ્બર પુરૂષાર્થ કરીને મોક્ષ મેળવી લીધો. ગજસુકુમારે સવારે દીક્ષા લીધી ને સાંજે સ્મશાન ભૂમિકામાં બારમી પડિમા વહન કરવા ગયા. ભયંકર ઉપસર્ગ આવ્યો. તે સમયે ગજબની સમતા રાખી કર્મના ગંજ બાળીને મોક્ષ મેળવી લીધો. ઓછી સાધનામાં કષ્ટ ઝાઝું વેઠયું, પણ મોક્ષ મેળવ્યો. આપણે પણ એવી સાધના કરવાની છે. માટે સહેજ પણ પ્રમાદ કરશો નહિ.

મહાબલ પ્રમુખ સાત અણગારોએ સાધુની બાર પડિમા વહન કરી. ત્યારબાદ તે સાતે અણગારોએ લઘુસિંહ નિષ્ક્રીડિત નામે તપ કર્યું લઘુસિંહ નિષ્ક્રીડીત તપ એટલે શું? સિંહ જેમ પોતાના પાછળના ભાગની તરફ ડોકિયું કરતો આગળ ચાલે તે પ્રમાણે પૂર્વે જે તપ કરેલા છે તે તપોને સાથે લઈને આગળ કરવામાં આવે છે. તે તપને લઘુસિંહનિષ્ક્રીડીત તપ કહેવાય છે. તે સાતે અણગારોએ આ ક્ષુલ્લક લઘુસિંહનિષ્ક્રીડીત તપ કેવી રીતે કર્યું તેનું સૂત્રકાર સ્પષ્ટીકરણ કરે છે.

चउत्थं करेन्ति, करित्ता सव्वकाम गुणियं पारेन्ति, पारित्ता छट्ठं करेंति, करित्ता चउत्थं करेंति, करित्ता अट्ठमं करेन्ति, करित्ता छट्ठं करेन्ति, करित्ता दसमं करेन्ति, करित्ता अट्ठमं करेन्ति, करित्ता दुवालसमं करेन्ति, करित्ता चाउदसमं करेन्ति, करित्ता दुवालसमं करेन्ति ।

તેમણે સર્વપ્રથમ ચતુર્થ ભક્ત એટલે એક ઉપવાસ કર્યો. એક ઉપવાસ કરીને વિગય સહિત પારણાં કર્યા. પારણાં કરીને ફરીને છઠ્ઠ-બે ઉપવાસ કર્યા, બે ઉપવાસ કરીને પારણાં કર્યા ત્યાર બાદ એક ઉપવાસ કરીને પારણાં કર્યા. ત્યાર બાદ ત્રણ ઉપવાસ કર્યા. અઠ્ઠમ કરીને પારણું કરીને છઠ્ઠ કર્યો. છઠ્ઠનું પારણું કરીને ચાર ઉપવાસ કર્યા. ચાર ઉપવાસના પારણાં કર્યા. ત્યાર બાદ અઠ્ઠમ કર્યો. અઠ્ઠમ કરીને પારણું કરીને

પાંચ ઉપવાસ કર્યા. ત્યાર પછી પારણાં કર્યા પછી ચાર ઉપવાસ કરીને પારણું કરીને છ ઉપવાસ કર્યા. છ ઉપવાસનું પારણું કરીને ફરીને પાંચ ઉપવાસ કર્યા, પાંચ ઉપવાસ કરીને પારણું કર્યા પછી સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસ કરીને પારણું કરીને છ ઉપવાસ કર્યા. છ ઉપવાસના પારણા કરીને અઢાર ભક્ત આઠ ઉપવાસ કર્યા. આઠ ઉપવાસના પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસ કરીને તેમણે પારણાં કર્યા. પછી નવ ઉપવાસ કર્યા. તેનું પારણું કરીને આઠ ઉપવાસ કર્યા. આઠ ઉપવાસનાં પારણાં કર્યા બાદ નવ ઉપવાસ કર્યા. નવ ઉપવાસ કરીને તેનું પારણું કર્યા બાદ સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસનાં પારણાં કરીને આઠ ઉપવાસ કર્યા. આઠ ઉપવાસનાં પારણાં કર્યા બાદ છ ઉપવાસ કર્યા. છ ઉપવાસનાં પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસ કરીને તેના પારણાં કર્યા બાદ પાંચ ઉપવાસ કર્યા. પાંચ ઉપવાસ કરીને તેના પારણાં કર્યા બાદ છ ઉપવાસ કર્યા. છ ઉપવાસના પારણાં કર્યા અને ત્યાર પછી ચાર ઉપવાસ કર્યા. ચાર ઉપવાસનાં પારણાં કરી પાંચ ઉપવાસ કર્યા. પાંચ ઉપવાસનાં પારણાં કર્યા ત્યાર બાદ અઠ્ઠમ કર્યો. ત્રણ ઉપવાસનાં પારણાં કરીને ચાર ઉપવાસ કર્યા. ચાર ઉપવાસનાં પારણાં કરી છઠ્ઠ કર્યો. છઠ્ઠનું પારણું કરી ત્રણ ઉપવાસ કર્યા. ત્રણ ઉપવાસના પારણાં કરીને એક ઉપવાસ કર્યો. એક ઉપવાસનું પારણું કરીને બે ઉપવાસ કર્યા. બે ઉપવાસનાં પારણાં કરીને એક ઉપવાસ કર્યો. તેઓએ આ બધા પારણાં વિગય સહિત કર્યા હતા. આ તપનો પરિપાટી યંત્ર નીચે પ્રમાણે છે.

| ૧ | ૨ | ૧ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૪ | ૬ | ૫ | ૭ | ૬ | ૮ | ૭ | ૯ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૧ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૪ | ૬ | ૫ | ૭ | ૬ | ૮ | ૭ | ૯ | ૮ | |

આ પ્રમાણે લઘુસિંહ નિષ્ક્રીડિતતપની આ પ્રથમ પરિપાટી છે. છ માસ અને સાત દિવસ રાત સુધી સુત્રોક્ત વિધિ મુજબ યાવત્ તેની આરાધના હોય છે.

દેવાનુપ્રિયો! આ મહાન મુનિઓએ કેવી ઉગ્ર સાધના કરી છે. તેમણે દીક્ષા લઈને જરા પણ પ્રમાદ કર્યો નથી. આ તો હજુ એક પરિપાટીની વાત થઈ. આ લઘુસિંહ નિષ્ક્રીડિત તપ ક્ષુલ્લક અને મહતની દૃષ્ટિએ બે પ્રકારનું હોય છે. અનુલોમ ગતિથી પહેલા ચતુર્થ ભક્તથી આરંભીને વીસભક્ત સુધી તપ કરવામાં આવે છે. અને પ્રતિલોમગતિથી પ્રથમ વીશભક્તથી આરંભીને ચતુંર્થ ભક્ત સુધી પૂરું કરવામાં આવે છે. આ રીતે અનુલોમ અને પ્રતિલોમ વિધિથી કરવામાં આવેલું આ તપ ક્ષુલ્લક નિષ્ક્રીડિત તપ ગણાય છે. અનુલોમ વિધિની સમાપ્તિ બાદ પ્રતિલોમ વિધિથી આ

તપ આરંભ કરીને તેના પહેલાં વચ્ચે અઢાર ભકત થઈ જાય છે. આ ચતુર્થ, ષષ્ઠ અષ્ટમ વિગેરે એક એક ઉપવાસની વૃદ્ધિથી એક ઉપવાસ, બે ઉપવાસ, અને ત્રણ ઉપવાસ વિગેરેના હોય છે.

આમાં ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમ, દશમ, દ્વાદશ, ચતુર્દશ, અને ષોડશ ભકત આ બધા અનુક્રમે ચાર, ચાર, ત્રણ, ત્રણ, થઈ જાય છે. તેમજ વિંશતિતમ એટલે નવ ઉપવાસ બે વાર હોય છે. તપસ્યાના દિવસો ૧૫૪ અને પારણાનાં દિવસ ૩૩ આમ બંનેના થઈને પ્રથમ પરિપાટીમાં ૧૮૭ દિવસો થાય છે. પારણાનાં દિવસે વિગય સહિત આહાર કરવામાં આવે છે. આ પ્રમાણે લઘુસિંહનિષ્ક્રીડિત તપની પ્રથમ પરિપાટીની સૂત્રમાં કહેલ વિધિ મુજબ છ માસ અને સાત દિવસ રાત સુધી આરાધના કરવામાં આવે છે. આ પ્રમાણે પ્રથમ પરિપાટી મુજબ ક્ષુદ્રસિંહનિષ્ક્રીડિત તપની આરાધના પૂરી થાય ત્યારે બીજી પરિપાટીમાં ચતુર્થ ભકતની તપશ્ચર્યા કરનારા વિગય રહિત આહારના પારણાં કરે છે. આ પ્રમાણે ત્રીજી પરિપાટી પણ હોય છે. તેના પારણાં વિગય વગરનાં પણ લૂખા અન્નથી કરવામાં આવે છે. આ પ્રમાણે ચોથી પરિપાટી પણ હોય છે. પણ તેનાં પારણાં ભાત વિગેરેના ઓસામણમાં એટલે કે અચિત્તપાણીમાં પલાળેલાં લૂખા અન્ન એટલે કે આયંબીલના હોય છે. ધન્ય છે આવા મહાન તપસ્વી સંતોને કે આવા ઉગ્ર તપ કર્યા!

આપણે ત્યાં તપની ભેરી વાગે છે. યુધ્ધની ભેરી વાગે ત્યારે શૂરા ક્ષત્રિયો છલાંગ મારીને રણે ચઢે છે તેમ જ્યાં કર્મશત્રુને જીતવા માટે તપના રણશીંગા ફૂંકાતા હોય ત્યારે મહાવીર પ્રભુના શૂરવીર શ્રાવકો બેસી ન રહે. એ તો છલાંગ મારીને તપ કરવા ઉભા થઈ જાય. કેમ, ઉભા થવું છે ને?

રાજપાટનો ત્યાગ કરી સાતે આત્માઓ બધું છોડીને નીકળી ગયા. હું તો તમને ફકત બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવાનું કહું છું. જો જિંદગીના છેડા સુધી વિષયભોગો નહિ છોડો તો તમારું શું થશે? બ્રહ્મદત્ત ચક્રવર્તિને ચિત્તમુનિએ વિષયભોગ છોડવા માટે ઘણું સમજાવ્યો. દીક્ષા ન લઈ શકે તો તું સંસારમાં રહીને પણ તારા આત્માના ઉધ્ધાર માટે ધર્મના શુભ અનુષ્ઠાનો કરી લે. પણ બ્રહ્મદત્ત માન્યો નહિ. અંતે મરીને સાતમી નરકે ગયો. ત્યાં કુરૂમતી...કુરૂમતી કહીને પોકાર કરે છે પણ કોઈ તેને દુઃખથી છોડાવવા જતું નથી. કોઈ તેનો પોકાર સાંભળતું નથી આના ઉપરથી સમજો કે કર્મો તો જીવને પોતાને ભોગવવા પડે છે. આવો ધર્મ મહાન પુણ્યોદયે મળ્યો છે. તેની આરાધના કરીને શાશ્વત સુખ પામી લો, મહાબલ આદિ સાત અણગારોને તલસાટ ઉપડયો છે કે કર્મરાજાની કેદમાંથી જલ્દી છૂટકારો થાય ને મોક્ષ મેળવી લઈએ. આ માટે ઉગ્ર તપની સાધના કરે છે. વધુ ભાવ અવસરે.

પાંચ ઉપવાસ કર્યા. ત્યાર પછી પારણાં કર્યા પછી ચ.ર ઉપવાસ કરીને પારણું કરીને છ ઉપવાસ કર્યા. છ ઉપવાસનું પારણું કરીને ફરીને પાંચ ઉપવાસ કર્યા, પાંચ ઉપવાસ કરીને પારણું કર્યા પછી સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસ કરીને પારણું કરીને છ ઉપવાસ કર્યા. છ ઉપવાસના પારણા કરીને અઢાર ભક્ત આઠ ઉપવાસ કર્યા. આઠ ઉપવાસના પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસ કરીને તેમણે પારણાં કર્યા. પછી નવ ઉપવાસ કર્યા. તેનું પારણું કરીને આઠ ઉપવાસ કર્યા. આઠ ઉપવાસનાં પારણાં કર્યા બાદ નવ ઉપવાસ કર્યા. નવ ઉપવાસ કરીને તેનું પારણું કર્યા બાદ સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસનાં પારણાં કરીને આઠ ઉપવાસ કર્યા. આઠ ઉપવાસનાં પારણાં કર્યા બાદ છ ઉપવાસ કર્યા. છ ઉપવાસનાં પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. સાત ઉપવાસ કરીને તેના પારણાં કર્યા બાદ પાંચ ઉપવાસ કર્યા. પાંચ ઉપવાસ કરીને તેના પારણાં કર્યા બાદ છ ઉપવાસ કર્યા. છ ઉપવાસના પારણાં કર્યા અને ત્યાર પછી ચાર ઉપવાસ કર્યા. ચાર ઉપવાસનાં પારણાં કરી પાંચ ઉપવાસ કર્યા. પાંચ ઉપવાસનાં પારણાં કર્યા ત્યાર બાદ અઠ્ઠમ કર્યો. ત્રણ ઉપવાસનાં પારણાં કરીને ચાર ઉપવાસ કર્યા. ચાર ઉપવાસનાં પારણાં કરી છઠ્ઠ કર્યો. છઠ્ઠનું પારણું કરી ત્રણ ઉપવાસ કર્યા. ત્રણ ઉપવાસના પારણાં કરીને એક ઉપવાસ કર્યો. એક ઉપવાસનું પારણું કરીને બે ઉપવાસ કર્યા. બે ઉપવાસનાં પારણાં કરીને એક ઉપવાસ કર્યો. તેઓએ આ બધા પારણાં વિગય સહિત કર્યા હતા. આ તપનો પરિપાટી યંત્ર નીચે પ્રમાણે છે.

| ૧ | ૨ | ૧ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૪ | ૬ | ૫ | ૭ | ૬ | ૮ | ૭ | ૯ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૧ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૪ | ૬ | ૫ | ૭ | ૬ | ૮ | ૭ | ૯ | ૮ | |

આ પ્રમાણે લઘુસિંહ નિષ્ક્રીડિત તપની આ પ્રથમ પરિપાટી છે. છ માસ અને સાત દિવસ રાત સુધી સુત્રોક્ત વિધિ મુજબ યાવત્ તેની આરાધના હોય છે.

દેવાનુપ્રિયો ! આ મહાન મુનિઓએ કેવી ઉગ્ર સાધના કરી છે. તેમણે દીક્ષા લઈને જરા પણ પ્રમાદ કર્યો નથી. આ તો હજુ એક પરિપાટીની વાત થઈ. આ લઘુસિંહ નિષ્ક્રીડિત તપ ક્ષુલ્લક અને મહતની દૃષ્ટિએ બે પ્રકારનું હોય છે. અનુલોમ ગતિથી પહેલા ચતુર્થ ભક્તથી આરંભીને વીસભક્ત સુધી તપ કરવામાં આવે છે. અને પ્રતિલોમગતિથી પ્રથમ વીશભક્તથી આરંભીને ચતુર્થ ભક્ત સુધી પૂરું કરવામાં આવે છે. આ રીતે અનુલોમ અને પ્રતિલોમ વિધિથી કરવામાં આવેલું આ તપ ક્ષુલ્લક નિષ્ક્રીડિત તપ ગણાય છે. અનુલોમ વિધિની સમાપ્તિ બાદ પ્રતિલોમ વિધિથી આ

તપ આરંભ કરીને તેના પહેલાં વચ્ચે અઢાર ભકત થઈ જાય છે. આ ચતુર્થ, ષષ્ઠ અષ્ટમ વિગેરે એક એક ઉપવાસની વૃદ્ધિથી એક ઉપવાસ, બે ઉપવાસ, અને ત્રણ ઉપવાસ વિગેરેના હોય છે.

આમાં ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમ, દશમ, દ્વાદશ, ચતુર્દશ, અને પોડશ ભકત આ બધા અનુક્રમે ચાર, ચાર, ત્રણ, ત્રણ, થઈ જાય છે. તેમજ વિંશતિતમ એટલે નવ ઉપવાસ બે વાર હોય છે. તપસ્યાના દિવસો ૧૫૪ અને પારણાનાં દિવસ ૩૩ આમ બંનેના થઈને પ્રથમ પરિપાટીમાં ૧૮૭ દિવસો થાય છે. પારણાનાં દિવસે વિગય સહિત આહાર કરવામાં આવે છે. આ પ્રમાણે લઘુસિંહનિષ્ક્રીડિત તપની પ્રથમ પરિપાટીની સૂત્રમાં કહેલ વિધિ મુજબ છ માસ અને સાત દિવસ રાત સુધી આરાધના કરવામાં આવે છે. આ પ્રમાણે પ્રથમ પરિપાટી મુજબ ક્ષુદ્રસિંહનિષ્ક્રીડિત તપની આરાધના પૂરી થાય ત્યારે બીજી પરિપાટીમાં ચતુર્થ ભકતની તપશ્ચર્યા કરનારા વિગય રહિત આહારના પારણાં કરે છે. આ પ્રમાણે ત્રીજી પરિપાટી પણ હોય છે. તેના પારણાં વિગય વગરનાં પણ લૂખા અન્નથી કરવામાં આવે છે. આ પ્રમાણે ચોથી પરિપાટી પણ હોય છે. પણ તેનાં પારણાં ભાત વિગેરેના ઓસામણમાં એટલે કે અચિત્તપાણીમાં પલાળેલાં લૂખા અન્ન એટલે કે આયંબીલના હોય છે. ધન્ય છે આવા મહાન તપસ્વી સંતોને કે આવા ઉગ્ર તપ કર્યા!

આપણે ત્યાં તપની ભેરી વાગે છે. યુધ્ધની ભેરી વાગે ત્યારે શૂરા ક્ષત્રિયો છલાંગ મારીને રણે ચઢે છે તેમ જ્યાં કર્મશત્રુને જીતવા માટે તપના રણશીંગા ફૂંકાતા હોય ત્યારે મહાવીર પ્રભુના શૂરવીર શ્રાવકો બેસી ન રહે. એ તો છલાંગ મારીને તપ કરવા ઉભા થઈ જાય. કેમ, ઉભા થવું છે ને?

રાજપાટનો ત્યાગ કરી સાતે આત્માઓ બધું છોડીને નીકળી ગયા. હું તો તમને ફકત બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવાનું કહું છું. જો જિંદગીના છેડા સુધી વિષયભોગો નહિ છોડો તો તમારું શું થશે? બ્રહ્મદત્ત ચક્રવર્તિને ચિત્તમુનિએ વિષયભોગ છોડવા માટે ઘણું સમજાવ્યો. દીક્ષા ન લઈ શકે તો તું સંસારમાં રહીને પણ તારા આત્માના ઉધ્ધાર માટે ધર્મના શુભ અનુષ્ઠાનો કરી લે. પણ બ્રહ્મદત્ત માન્યો નહિ. અંતે મરીને સાતમી નરકે ગયો. ત્યાં કુરૂમતી...કુરૂમતી કહીને પોકાર કરે છે પણ કોઈ તેને દુઃખથી છોડાવવા જતું નથી. કોઈ તેનો પોકાર સાંભળતું નથી આના ઉપરથી સમજો કે કર્મો તો જીવને પોતાને ભોગવવા પડે છે. આવો ધર્મ મહાન પુણ્યોદયે મળ્યો છે. તેની આરાધના કરીને શાશ્વત સુખ પામી લો, મહાબલ આદિ સાત અણગારોને તલસાટ ઉપડયો છે કે કર્મરાજાની કેદમાંથી જલ્દી છૂટકારો થાય ને મોક્ષ મેળવી લઇએ. આ માટે ઉગ્ર તપની સાધના કરે છે. વધુ ભાવ અવસરે.

ખૂબ થાય છે. પણ હૈયામાં હામ છે કે ત્રણ ખંડની બહાર તો કોણ લઈ જાય? ત્રણ ખંડમાં ગમે ત્યાંથી પુત્રનો પત્તો મળી જશે. સારી દ્વારકા નગરીમાં ઉદાસીનતા છવાઈ ગઈ છે. ત્યારે સત્યભામાને આ વાતની ખબર પડતાં તેને ખૂબ આનંદ થયો.

**ભામા રાની સુન નાચવા લાગી રે, વાંછિત ફલપાઈ મેં કિરતાર રે,**
**અબ તો સૌકણ સિર મુંડાવસ્યું રે, પરણેગા મેરા ભાનુકુમાર રે....શ્રોતા**

રૂક્ષ્મણીના જાયા પ્રદ્યુમ્નકુમારનું કોઈ અપહરણ કરી ગયું છે, સારી દ્વારકા નગરીમાં તપાસ કરાવી પણ કુમારનો પત્તો નથી. આગળ સુભટો તપાસ કરવા માટે ગયા છે. આ વાતની સત્યભામાને જાણ થતાં પોતે પ્રસૂતિના સમયમાં હોવા છતાં ઉઠીને કૂદવા ને નાચવા લાગી. તેને ખૂબ આનંદ થયો ને બોલવા લાગી કે તેણે કૃષ્ણની સાથે મને વિયોગ પડાવ્યો તેથી તેને છ દિવસમાં તેના પુત્રનો વિયોગ પડયો. જે જેવું કરે છે તેવું તેને ફળ મળે છે. આખી દ્વારકા નગરી પ્રદ્યુમ્નકુમારના ગુમ થવાથી શોકમય બની છે ત્યારે સત્યભામા એકલી આનંદના સાગરમાં સ્નાન કરી રહી છે. જુઓ, શોકયોનાં વૈર કેવા હોય છે! રૂક્ષ્મણી કેટલી સરળ અને પવિત્ર છે! તેને સત્યભામા પ્રત્યે સ્હેજ પણ ઈર્ષ્યા કે દ્વેષ નથી. જ્યારે સત્યભામાને તેના ઉપર કેટલો દ્વેષ છે!

રૂક્ષ્મણીએ પ્રદ્યુમ્નકુમારને જન્મ આપ્યા પછી સત્યભામાએ પણ પુત્રને જન્મ આપ્યો હતો ને તેના પુત્રનું નામ ભાનુકુમાર પાડયું હતું. એટલે તે હરખાવા લાગી કે હે પ્રભુ! તેં મારી આશા પૂર્ણ કરી. એનો પુત્ર ગુમ થયો છે. હવે કયાંથી જડવાનો છે! કોઈએ મારી નાંખ્યો હશે! હવે મારો ભાનુકુમાર પહેલો પરણશે. એટલે હું એનું માથું મુંડાવીને એના વાળ મારા પગ નીચે ખૂંદીશ. આ રીતે સત્યભામા હરખાઈ રહી છે. રૂક્ષ્મણીનો પુત્ર ગુમ થવાથી સારી દ્વારકા નગરીમાં શોક છવાયો હતો એટલે સત્યભામાના પુત્રનો જન્મોત્સવ ઉજવાયો નહિ તેથી તેને ખૂબ દુઃખ થયું. પણ શું થાય? જ્યાં કૃષ્ણ પોતે જ ગમગીન હોય ત્યાં તેના પુત્રનો જન્મોત્સવ કયાંથી ઉજવાય?

કૃષ્ણે મોકલેલા સુભટો ભરત ક્ષેત્રના ત્રણે ખંડમાં નગરે નગર ચૌટા અને ચોરા, બજારો, પર્વતો, ખીણો, જંગલ, નદી, નાળાં વિગેરે બધા સ્થળોમાં પ્રદ્યુમ્નકુમારની તપાસ કરીને ભાંગ્યા પગે પાછા ફર્યા ને કૃષ્ણ વાસુદેવને કહ્યું. અમે ખૂબ તપાસ કરી પણ ત્રણે ખંડમાં કયાંય કુંવર જડતાં નથી. અત્યાર સુધી કૃષ્ણને હિંમત હતી. હવે તે પણ ઢીલા થઈ ગયા. હું ત્રણ ખંડનો સ્વામી અને મારા પુત્રને આટલો ચોકી પહેરો હોવા છતાં કોણ લઈ જાય! એ વિચારે કૃષ્ણ ઉદાસ બનીને ચિંતામાં બેઠા છે. રાજપરિવાર તેમજ સારી દ્વારકા નગરીમાં શોકમય વાતાવરણ છવાયું છે. ફક્ત એક સત્યભામાને આનંદ છે. હવે કૃષ્ણની ચિંતા દૂર કરવા માટે કોણ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૪૪

**શ્રાવણ વદ ૮ ને મંગળવાર** **તા. ૧૭-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત જ્ઞાની મહાન ભગવંતોએ દેહની પાછળ પાગલ બનેલા જીવોને દિવ્ય વાણી દ્વારા ઉદ્દ્ઘોષણા કરીને સમજાવ્યું કે હે ભવ્યજીવો! તમે અનંતકાળથી જેનો રાગ કરીને રખડી રહ્યા છો, જેનું પોષણ કરવા માટે આત્માની ખુવારી કરી નાંખી છે, ન્યાય નીતિને નેવે મૂકી, અધર્મનું આચરણ કરી પાપના પોટલા બાંધ્યા છે અને જેને માટે હીરા કરતાં પણ કિંમતી માનવભવ ગુમાવી રહ્યા છો તે તારું પ્રિય શરીર કેવું છે!

**इमं शरीरं अणिच्चं, असुइं असुइ संभवं ।**
**असासया वासमिणं, दुक्खं केसाण भायणं ॥** ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૧૩

આ તારું શરીર અનિત્ય છે. તેની પ્રત્યેક અવસ્થા પ્રતિક્ષણે તમને ચેતાવી રહી છે. છતાં જીવ તેના મોહમાં પાગલ બનીને પોતાના સ્વરૂપની વિચારણા કરતો નથી. આ કાયાને વાચા નથી પણ તમને મૂંગો ઉપદેશ આપે છે કે મારી માયા કેવી છે! મારી માયા વિજળીના ચમકારા જેવી અને સંધ્યાના રંગ જેવી ક્ષણિક છે. આ શરીર અનિત્ય છે. તે અનિત્યતાનો ઉપદેશ આપીને ભાન કરાવે છે કે તારો આત્મા ત્રિકાળી ધ્રુવ છે. તારા આત્મામાં સુખનો નીધિ ભરેલો છે, પણ તેને પારખવાની બુદ્ધિ તારામાં નથી.

બંધુઓ! વિચાર કરો. આ દેહમાં શું ભરેલું છે? અશુચીમય પદાર્થોથી ભરેલું છે. લોહી, માંસ, ચરબી, હાડકા આદિ કાટમાળ ભરેલો છે. તેમાં શું તત્ત્વ છે ખરૂં? 'ના.' હવે સમજાય છે અશુચીથી ભરેલું અને અશુચીમય પદાર્થોથી ઉત્પન્ન થયેલું આ શરીર છે. વળી તે અનિત્ય અને અશાશ્વત છે, અને તે દુઃખો તથા કલેશનું ભાજન છે. આવા શરીર ઉપરનો મોહ જન્મ-જરા અને મરણનાં પ્રચુર દુઃખોને ઉત્પન્ન કરે છે. આ દેહની મમતા વારંવાર દેહ ધારણ કરાવે છે. ને કંઈક પાપાચરણો કરાવે છે. છતાં જીવને શરીર કેટલું વહાલું છે? ઘણાં એમ કહે છે કે મને પૈસો વહાલો છે. કોઈ કહે છે મને માતા-પિતા વહાલા, કોઈ કહે છે મને મારી પત્ની અને પુત્ર પરિવાર વહાલા, કોઈ કહે કે મને ટી. વી., રેડિયો અને ફ્રીજ વહાલા છે પણ જો ઘરમાં આગ લાગે અગર તો ગુંડાઓ ઘરમાં પેસી જાય તે વખતે માણુસ શું લઈને દોડે છે? તે સમયે માતા-પિતા-પૈસા-પ્રિય પત્ની-પુત્ર પરિવાર,

રેડિયો, ફ્રીજ અને ટી. વી. કંઈ લેવા રહેશે ખરા ? માતા-પિતા સૂતા રહી જાય, કુમળા ફૂલ જેવું બાળક પારણીયામાં ઝૂલતું રહે, પૈસા તિજોરીમાં પડયા રહે, ટી. વી., ફ્રીજ, રેડિયો બધું દિવાનખાનામાં રહી જાય તેને લેવા જતાં નથી. માત્ર પોતાનું શરીર સાથે લઈ ને દોડે છે. કારણ કે શરીર ખૂબ વહાલું છે. તેના પ્રત્યે ઘણો મોહ અને મમતા છે.

જ્યારે તપશ્ચર્યા કરવાની વાત આવે ત્યારે દેહ સામે દૃષ્ટિ કરો છો ને વિચારો છો કે મારે તપશ્ચર્યા કરવી નથી. તપશ્ચર્યા કરું તો શરીર દુબળું થઈ જાય. સામાયિક કરવાનું કહેવામાં આવે તો કહે છે કે મારી કમર દુઃખવા આવે છે. બોલો, શરીર તમને કેટલું વહાલું છે ! આ કાયા જ્યારે કે ત્યારે ફટકો લગાડનાર છે. અરે ! છેતરપિંડી કરનાર છે. એ સમય આવ્યે તમારું કહ્યું નહિ કરે. છતાં એને કેટલા લાડ લડાવો છો !

**શિયાળે ઉન ઓઢાડું, ઉનાળે બાગ સુંઘાડું, મીઠાઈ ખૂબ ખવડાવું પલંગે રોજ પોઢાડું,**
**અંકુશની જરૂર છે ત્યાં લાડ હું લડાવું છું-આ દેહની પૂજામાં દિનરાત વીતાવું છું,**
**કિંમતી સમય જીવનનો હું રાખમાં મિલાવું છું... આ દેહની...**

શિયાળામાં ગરમ કપડાં પહેરાવો છો, ઉનાળામાં મલમલનાં મૂલાયમ કપડાં પહેરાવી બગીચામાં ફરવા જવાનું અને માલમલીદા ખવડાવીને ડનલોપીલો ગાદલામાં છત્ર પલંગે પોઢાડો છો. એને કેટલા લાડ કરાવો છો ! લાડકવાયો દીકરો એના બાપને કહે કે બાપા ! મારે આ જોઈએ છે. તો પિતા તરત લાવી આપે. તેમ આ દેહ કહે કે મારે આ જોઈએ છે તો એને તરત લાવી દેવાનું. આને તમે ગમે તેટલા લાડ લડાવશો પણ અંતે તો તે અનિત્ય છે. અહીંનુ અહી રહેવાનું છે. આત્માની સાથે એક કદમ પણ ચાલવાનું નથી. આટલા માટે જ્ઞાની પુરૂષો દેહની અનિત્યતા સમજાવીને દેહનો મોહ છોડવાનું કહે છે. દેહની પાછળ અમૂલ્ય સમયનો વ્યય ન કરતાં આત્મા માટે પુરૂષાર્થ કરો. આ જગતમાં જેટલા મહાનપુરૂષો થઈ ગયા. તેમણે આત્મસાધના કરતી વખતે દેહની દરકાર કરી નથી.

ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમાં નમિરાજર્ષિનો અધિકાર છે. એ નમીરાજર્ષિ સંયમ લેવા માટે નીકળ્યા તે વખતે ઈન્દ્ર મહારાજાએ બ્રાહ્મણના રૂપમાં આવીને ઘણું કહ્યું કે હે રાજન્ ! તું તારા સંસારના અધૂરા કાર્યો પૂરા કરીને દીક્ષા લે. આ તારી મિથિલા નગરી બળે છે, તારું અંતેઉર રડે છે તેના સામું તો જો. આ બધું કહેતાં એક વાત કરી કે.

पागारं कारइत्ताणं, गोपुरट्टालगाणि य ।
उस्सूल सयग्घीओ, तओ गच्छसि खत्तिया ॥ ઉત્ત.સૂ. અ. ૯ ગાથા ૧૮

હે ક્ષત્રિય ! કિલ્લા, દરવાજા, મોરચો, ખાઈ, શતઘ્ની, તોપ વિગેરે કરાવીને પછી તું દીક્ષા લે. જેથી તારા રાજ્ય ઉપર દુશ્મન રાજા ચઢી આવવાનો ભય ન રહે. આ સમયે જેને આત્માની લગની લાગી છે, જેના મુખ ઉપર વૈરાગ્યની જ્યોત ઝળહળે છે તેવા નમિરાજર્ષિએ કહ્યું કે–

> सद्धं नगरं किच्चा तवसंवर मग्गलं ।
> खन्ति निउण पागारं, तिगुत्तं दुप्पधंसयं ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા ૨૦

મેં તો શ્રધ્ધા રૂપી સુંદર નગરી વસાવી છે ને તેને ક્ષમા રૂપી મજબૂત કિલ્લો બાંધી દીધો છે....એક જમાનો એવો હતો કે અગાઉના રાજાઓ પોતાના નગર ઉપર દુશ્મન રાજા ચઢી આવે તો જો કિલ્લો ચણેલો હોય તો અંદર પેસી શકે નહિ એટલે પોતાના નગરનું રક્ષણ કરવા માટે રાજાઓ ક્રોડો રૂપિયા ખર્ચીને મજબૂત કિલ્લો ચણાવતાં હતાં. આજે એવો વાયરો વાયો છે કે એ મજબૂત કિલ્લાને તોડી નાંખે છે. કિલ્લા વિનાની નગરીમાં વસતા માનવીઓ આજે ધર્મના કિલ્લાને પણ તોડી રહ્યા છે. જૈનકુળમાં જન્મેલાને જે ચીજો કલ્પતી નથી તેનો ઉપયોગ કરે છે. જે પાંપના વહેપાર કરવાં કલ્પતા નથી તેવો વહેપાર કરે, કંદમૂળ ખાય, રાત્રીભોજન કરે, ઇંડા ખાય આ જૈનધર્મના નિયમ રૂપી કિલ્લાની બહાર છે. જો આવું આચરણ કરે તેણે કિલ્લો તોડયો કહેવાય ને ? જો આત્મસાધના કરવી હોય ને કર્મશત્રુને પાછા હઠાવવાં હોય તો ધર્મના કિલ્લાને તોડશો નહિ.

નમિરાજર્ષિએ કહ્યું કે મેં શ્રધ્ધારૂપી નગરને ક્ષમા રૂપી મજબૂત કોટ બનાવી દીધો છે, તપ અને સંવર રૂપી અર્ગલા વડે દરવાજા બંધ કર્યા છે અને તેમાં ત્રણ ગુપ્તિ રૂપી મજબૂત શસ્ત્ર–તોપ વડે દુર્જય એવા કર્મશત્રુઓથી મારા આત્માનું રક્ષણ કરું છું. બંધુઓ ! તમને કર્મો દુશ્મનની જેમ ખટકે છે ખરા ? ખટકે તો તેને કાઢવાનું મન થાય ને ? જેને મોક્ષમાં જવાની લગની લાગે તેને કર્મશત્રુ ખટકે. અને બંધનથી મુક્ત થવાની લગની લાગે કે હે પ્રભુ ! કયારે આ બંધનથી મુક્ત થાઉં ! તો કર્મશત્રુને હઠાવી બંધનમાંથી મુક્તિ મેળવી શકે પણ તમને તો જેટલો સંસારનો ખટકારો છે તેટલો આત્માનો નથી. વહેપારમાં કરોડો રૂપિયા કમાવાનો ખટકારો થાય તો ભૂખ અને ઉંઘ ભાગી જાય છે. એક બાળકને સ્કુલમાં સારા માર્કે પાસ થવાનો ખટકારો થાય તો તે રમતગમત ભૂલી જાય છે. તેમ વૈરાગી આત્માને એમ થાય કે હું કયારે મારા આત્માને કર્મબંધનથી છોડાવીને મુક્તિપુરીમાં મ્હાલીશ. આવો ખટકારો થાય તો તેને સંસાર અને સંસારની વાતો ઝેરના કટોરા જેવી લાગે. સંસારમાં રહે પણ એને આત્માની રૂચી હોય. એને એક જ લ[illegible] કે ક્યારે છૂટું ? તે [illegible] કરે ?

હે ક્ષત્રિય! કિલ્લા, દરવાજા, મોરચો, ખાઈ, શતઘ્ની, તોપ વિગેરે કરાવીને પછી તું દીક્ષા લે. જેથી તારા રાજ્ય ઉપર દુશ્મન રાજા ચઢી આવવાનો ભય ન રહે. આ સમયે જેને આત્માની લગની લાગી છે, જેના મુખ ઉપર વૈરાગ્યની જ્યોત ઝળહળે છે તેવા નમિરાજર્ષિએ કહ્યું કે–

सध्धं नगरं किच्चा तवसंवर मग्गलं।
खन्ति निउण पागारं, तिगुत्तं दुप्पधंसयं ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા ૨૦

મેં તો શ્રધ્ધા રૂપી સુંદર નગરી વસાવી છે ને તેને ક્ષમા રૂપી મજબૂત કિલ્લો બાંધી દીધો છે....એક જમાનો એવો હતો કે અગાઉના રાજાઓ પોતાના નગર ઉપર દુશ્મન રાજા ચઢી આવે તો જો કિલ્લો ચણેલો હોય તો અંદર પેસી શકે નહિ એટલે પોતાના નગરનું રક્ષણ કરવા માટે રાજાઓ ક્રોડો રૂપિયા ખર્ચીને મજબૂત કિલ્લો ચણાવતાં હતાં. આજે એવો વાયરો વાયો છે કે એ મજબૂત કિલ્લાને તોડી નાંખે છે. કિલ્લા વિનાની નગરીમાં વસતા માનવીઓ આજે ધર્મના કિલ્લાને પણ તોડી રહ્યા છે. જૈનકુળમાં જન્મેલાને જે ચીજો કલ્પતી નથી તેનો ઉપયોગ કરે છે. જે પાંપના વહેપાર કરવાં કલ્પતા નથી તેવો વહેપાર કરે, કંદમૂળ ખાય, રાત્રીભોજન કરે, ઈંડા ખાય આ જૈનધર્મના નિયમ રૂપી કિલ્લાની બહાર છે. જો આવું આચરણ કરે તેણે કિલ્લો તોડયો કહેવાય ને? જો આત્મસાધના કરવી હોય ને કર્મશત્રુને પાછા હઠાવવાં હોય તો ધર્મના કિલ્લાને તોડશો નહિ.

નમિરાજર્ષિએ કહ્યું કે મેં શ્રધ્ધારૂપી નગરને ક્ષમા રૂપી મજબૂત કોટ બનાવી દીધો છે, તપ અને સંવર રૂપી અર્ગલા વડે દરવાજા બંધ કર્યા છે અને તેમાં ત્રણ ગુપ્તિ રૂપી મજબૂત શસ્ત્ર–તોપ વડે દુર્જય એવા કર્મશત્રુઓથી મારા આત્માનું રક્ષણ કરું છું. બંધુઓ! તમને કર્મો દુશ્મનની જેમ ખટકે છે ખરા? ખટકે તો તેને કાઢવાનું મન થાય ને? જેને મોક્ષમાં જવાની લગની લાગે તેને કર્મશત્રુ ખટકે. અને બંધનથી મુક્ત થવાની લગની લાગે કે હે પ્રભુ! કયારે આ બંધનથી મુક્ત થાઉં! તો કર્મશત્રુને હઠાવી બંધનમાંથી મુક્તિ મેળવી શકે પણ તમને તો જેટલો સંસારનો ખટકારો છે તેટલો આત્માનો નથી. વહેપારમાં કરોડો રૂપિયા કમાવાનો ખટકારો થાય તો ભૂખ અને ઉંઘ ભાગી જાય છે. એક બાળકને સ્કુલમાં સારા માર્કે પાસ થવાનો ખટકારો થાય તો તે રમતગમત ભૂલી જાય છે. તેમ વૈરાગી આત્માને એમ થાય કે હું ક્યારે મારા આત્માને કર્મબંધનથી છોડાવીને મુક્તિપુરીમાં મ્હાલીશ. આવો ખટકારો થાય તો તેને સંસાર અને સંસારની વાતો ઝેરના કટોરા જેવી લાગે. સંસારમાં રહે પણ એને આત્માની રૂચી હોય. એને એક જ લગની હોય કે ક્યારે છૂટું? તે શું કરે?

तवनाराय जुत्तेण, भित्तूण कम्मकंचुयं।
मुणी विगय संगामो, भवाओ परिमुच्चए ॥ ઉત્ત. સૂ. અ. ૯ ગાથા ૨૨

પરાક્રમરૂપી ધનુષ્ય ઉપર તપરૂપી બાણ ચઢાવીને કર્મરૂપી કવચને ભેદી નાંખે. એને સંસારમાં ચેન પડે નહિ. જેમ જમતી વખતે ખાવામાં વાળ આવી જાય તો તે ગળામાં ચોંટી જાય છે. એ નીકળે નહિ ત્યાં સુધી ચેન પડતું નથી. કોઈ ચીજ દાંતમાં ભરાઈ જાય તો પણ ચેન ન પડે. જીભ ત્યાં ને ત્યાં ફરે ને જીવ પણ તેમાં રહે છે. તે રીતે કર્મરૂપી શત્રુઓએ આત્મા ઉપર સામ્રાજ્ય જમાવ્યું છે તેને કેમ જલ્દી કાઢું ? એને નહિ કાઢું ત્યાં સુધી મને ચેન નહિ પડે એવી જ્યારે તમને લગની લાગશે ત્યારે પરાક્રમ રૂપી ધનુષ્ય ઉપર તપરૂપી બાણ ચઢાવીને કર્મરૂપી શત્રુઓને ભેદીને જીવ ભવસંગ્રામથી નિવૃત્ત થઈને ભવભ્રમણથી મુક્ત થાય છે.

ભવભ્રમણથી મુક્ત થવાનું મનુષ્યભવ એક જ સ્થાન છે. મનુષ્યભવમાં જે સાધના થઈ શકે છે તે દેવભવમાં થતી નથી. આમ જોઈએ તો દેવની તાકાત કેટલી છે ! એક ચપટી વગાડીએ એટલા સમયમાં દેવ જંબુદ્વીપને ફરતા સાત આંટા મારી આવે છતાં મોક્ષમાં જવાની તેનામાં તાકાત નથી. કારણકે તે અવિરતિ છે. એ સ્થાનમાં રહેલા સમકિતી દેવોને દેવલોકના સુખો ડંખે છે. અવિરતિપણું તેને ખટકે છે. ને એ મોક્ષના સુખને ઝંખે છે. મોક્ષમાં જવા માટે એને મનુષ્ય બનવું પડે. મનુષ્યભવ વિના અનુત્તર વિમાનના દેવો પણ મોક્ષને સર કરી શકતા નથી. જ્યારે આપણી એ તાકાત છે. અવસર રૂડો મળ્યો છે તો કામ કાઢી લો. એવી ભાવના કરો કે ૨૪ કલાકમાં મોક્ષ મળવાનો હોય તો એક કલાકમાં કેમ ન મેળવું ? તમને માસખમણ કરવાની ભાવના થતી હોય તો આવતા વર્ષે કરીશ તેવી રાહ ન જુઓ. જે અવસર આવ્યો છે તેને વધાવી લો. કોઈ વહેપારી માલ ખરીદવા આવે ને સારો નફો મળતો હોય તો એમ વિચાર કરો છો કે આ વહેપારી સાથે મારે સોદો નથી કરવો. બીજો વહેપારી આવશે ત્યારે જોઈશ. ત્યાં તો નાણાંનો નફો મળતો હોય તો આવેલા અવસરને વધાવી લો છો. સહેજ પણ ભૂલ કરતાં નથી. તેમ આવો અવસર હાથથી જશે તો પસ્તાવો થશે. અહીં થોડી કરણીમાં ઘણી નિર્જરા થાય છે. આ અવસર ભૂલવા જેવો નથી. મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ થશે તો ત્યાં આયુષ્ય લાંબુ છે એટલે ઘણી કરણી કરવી પડશે. અહીં આયુષ્ય ટૂંકું છે તેથી ઓછી કરણીએ ઘણી નિર્જરા થશે.

થોડો માલ આપીને ઝાઝો નફો થતો હોય તો તમે જતો કરો તો મૂર્ખા કહેવાઓ ને ? તેમ થોડી સાધનામાં ઝાઝી નિર્જરા થતી હોય તો કોણ જવા દે ? અહીં આત્મસાધનાનો અમૂલ્ય સમય કામ ભોગમાં વીતાવશો તો જ્ઞાનીની દૃષ્ટિએ

મૂર્ખા ઠરશો, સાધક દશામાં વિચરતા સાધકો એક જ વિચાર કરે કે દુનિયા શું કરે છે તે તારે જોવાની જરૂર નથી. તું તારી સાધનામાં લીન રહે. કોઇ રાજા ગરીબ માણુસ ઉપર પ્રસન્ન થઇને કહે કે તને ૨૪ કલાકનું રાજ્ય આપું છું. તારે જેટલું ધન લેવું હોય તેટલું લઈ લે. ગરીબને રાજ્ય મળ્યું એટલે એ તો ખાવા-પીવા અને શરીરને શણુગારવામાં રહી ગયો. કાંઈ લીધું નહિ. ચોવીસ કલાક પૂરા થતાં રાજાએ કહ્યું. હવે વિદાય થઈ જાઓ. ત્યારે તે કહે. મેં તો હજુ કંઈ લીધું નથી. રાજા કહે કે તો તેં ચોવીસ કલાકમાં શું કર્યું ? હવે કંઈ નહિ બને. ચાલતો થઈ જા. ત્યારે તેને લોટીયાબાવાની જેમ ખાલી હાથે નીકળી જવું પડયું. રંકને રાજ્ય મળ્યું પણુ સમય ઓળખ્યો નહિ. આ ન્યાયે અનંતકાળથી પૌદ્ગલિક સુખની ભીખ માંગતાં રંક જેવા બની ગયેલા આત્માને આ ભરતક્ષેત્રમાં અલ્પ જિંદગીમાં આત્મિક ધનનો ખજાનો લેવાય તેટલો લઈ લેવા માટે મનુષ્યભવનું રાજ્ય મળ્યું છે. આ રાજ્ય ૨૫-૫૦-૧૦૦ કે ૧૫૦ વર્ષનું છે. આટલા સમયમાં જો જેટલી બને તેટલી સાધના નહિ કરો અને ખાવા પીવા અને ખેલવામાં રહી જશો તો જિંદગી પૂરી થશે, ત્યારે પેલા ગરીબ માણુસની જેમ લોટીયા બાવા થઈને જવું પડશે. પછી ગમે તેટલો પશ્ચાતાપ કરશો તો પણુ કંઈ વળશે નહિ. આ મનુષ્યનું જીવન કેટલું ક્ષણિક છે! તેનો તમે વિચાર કરો. "अणिच्चेखलु भो! मणुयाण जीविए कुसग्ग जलविन्दु चंचले" ડાભની અણી ઉપર રહેલા ઝાકળના બિન્દુની જેમ મનુષ્યનું જીવન ચંચળ છે. તમે નજરે નિહાળો છો ને કે કોઈ માણુસને વ્યાખ્યાનમાં જોયો હોય ને બપોરે ખબર પડે કે હાર્ટએટેક આવ્યો છે ને તેમને જસલોકહોસ્પિતાલમાં દાખલ કર્યા છે. સવારે પ્રાર્થનામાં જોયા હોય ને સાંજે ખબર પડે કે અમુક ભાઈને લકવા થઈ ગયો છે. આપણી પાસે કલાક બેસી વાતો કરીને ગયાં ને સવાર પડતાં હાર્ટએટેક આવતાંની સાથે ગુજરી ગયા. આવું આપણું શરીર અનિત્ય છે. ને અશુચીનું ભરેલું છે. તેમાં રાગ કરવા જેવું છે શું ? રાગ કરો તો ધર્મનો કરો ને એક ક્ષણુ પણુ નકામી ગુમાવ્યા વિના જેટલી બને તેટલી સાધના કરી લો જેથી પાછળથી પસ્તાવું ન પડે. આપણે પેલા માણુસની જેમ લોટીયા બાવા જેવા થઈને જવું નથી પણુ માલદાર બનીને જવું છે. આત્માના પરાક્રમરૂપી ધનુષ્ય ઉપર તપનું બાણુ ચઢાવી કર્મના કિલ્લાને તોડી જલ્દી મોક્ષમાં જઈએ.

જેમને કર્મરૂપી કવચ ભેદીને જલ્દી મોક્ષમાં જવાની રૂચી જાગી છે તેવા સાત અણુગારો કેવો તપ કરે છે! એ સંતો મહાન આત્માર્થી હતા. ખાલી વેશ પહેર્યા હોય તેવા સંતો ન હતા. જો સફેદ કપડા પહેરીને બેસી જવાથી મોક્ષ મળી જતો હોત તો ભગવાન મહાવીર સ્વામીને આટલી કઠીન સાધના કરવી ન પડત મહાબલ

આદિ સાત અણગારોએ સંયમ લઈને પ્રથમ તો આશ્રવના દરવાજા બંધ કર્યા એટલે નવા શત્રુઓ અંદર પેસી જતાં અટકી ગયા. પણ તે પહેલાં જે અંદર પેસી ગયેલા છે તે શત્રુઓને દૂર કર્યા વિના શાંતિ નહિ મળે. એટલા માટે તેઓ તપ કરવા લાગ્યા. એ તપ પણ કેવો? જ્ઞાન સહિત તપ હતો. તેમણે દીક્ષા લઈને સૌથી પહેલાં બારઅંગનું જ્ઞાન મેળવ્યું. અને જ્ઞાન સહિત તપ કરે છે. જ્ઞાન દ્વારા જાણીને તપદ્વારા કર્મના કચરાને સાફ કરે છે. સંવર દ્વારા નવો કચરો બંધ કર્યો ને તપ દ્વારા જુનો કચરો સાફ કરે છે. તપથી આત્મા તેજસ્વી, નિર્મળ અને પવિત્ર બને છે. જેટલી આત્માની નિર્મળતા થાય છે તેટલો આત્મા હળવો બને છે. કંઈક જીવો બહારથી પવિત્ર અને ધર્મીષ્ઠ દેખાતા હોય છે પણ અંદરથી મલીન હોય છે. ભગવંત કહે છે કે બહારની ગમે તેટલી શુધ્ધિ કરો પણ અંદરની પવિત્રતા નહિ હોય તો વર્ષો સુધી ગમે તેટલી ધર્મ ક્રિયાઓ કરશો તો પણ કલ્યાણ નહિ થાય. માટે જેવા બહારથી પવિત્ર દેખાવ છો તેવા અંદરથી પવિત્ર બનો તો તેની અસર બીજા ઉપર પણ પડશે. તેથી પોતાનું ને પરનું બંનેનું કલ્યાણ થશે. અન્ય-દર્શનમાં પણ આત્માની પવિત્રતાનું કેટલું મહત્વ બતાવ્યું છે તે એક દૃષ્ટાંત દ્વારા સમજાવું.

### "સાચો ધર્મી અને પવિત્ર આત્મા કોણ છે તેની દેવે કરેલી પરિક્ષા."

સાચો પવિત્ર અને ધર્માત્મા કોણ છે તેની પારખ એના બાહ્ય દેખાવથી નથી થતી, પણ તેના આચરણ ઉપરથી થાય છે. એક મંદિરમાં એક દિવસ ચમત્કાર થયો. સવાર પડતાં મંદિરનો પૂજારી ભગવાનની પૂજા કરવા ગયો. ત્યાં તેણે એક થાળી પડેલી જોઈ. તે જોઈને પૂજારી આશ્ચર્યચકિત થઈને થાળી સામું જોઈ રહ્યો છે. તેના મનમાં વિચાર થયો કે હું રોજ ભગવાનની પૂજા કરું છું. તેથી ભગવાને મારા ઉપર પ્રસન્ન થઈને મારા માટે આ થાળી મૂકી લાગે છે. હું તેને લઈ લઉં. એમ વિચાર કરીને થાળી લેવા જાય ત્યાં આકાશવાણી થઈ કે હે પૂજારી! જે કોઈ સાચો ધર્મીષ્ઠ હશે તે આ થાળી લઈ શકશે. તે સિવાય બીજો કોઈ માણસ આ થાળીને હાથ અડાડશે તો થાળી લોઢાની બની જશે. આ સાંભળીને પૂજારીના મનમાં થયું કે હું રોજ ભગવાનની પૂજા કરું છું, પ્રભુનું ભજન કરું છું અને આ ગામના શેઠ-શાહુકાર અને રાજા બધા મારા ચરણમાં નમે છે તો મારા જેવો પવિત્ર ધર્માત્મા બીજો કોણ છે? હું આ થાળી ઉપાડી લઉં. પીળું દેખીને પૂજારીનું મન શીળું થયું. આગળ પાછળ નજર કરી તો કોઈ દેખાયું નહિ એટલે પૂજારીએ પેલી થાળી ઉપાડી. ત્યાં તો અગારા મારતી થાળી લોખંડની બની ગઈ. તેથી તેને દુઃખ થયું કે અહો! હું રોજ ભગવાનની પૂજા પાઠ, મંત્ર, જાપ બધું કરું છું છતાં હું ધર્મીષ્ઠ નથી! આ વિચારમાં ધ્રુજી ઉઠયો ને હાથમાંથી થાળી પડી ગઈ. અને જમીન સાથે અથડાતાં થાળી

મૂર્ખા ઠરશો, સાધક દશામાં વિચરતા સાધકો એક જ વિચાર કરે કે દુનિયા શું કરે છે તે તારે જોવાની જરૂર નથી. તું તારી સાધનામાં લીન રહે. કોઇ રાજા ગરીબ માણુસ ઉપર પ્રસન્ન થઇને કહે કે તને ૨૪ કલાકનું રાજ્ય આપું છું. તારે જેટલું ધન લેવું હોય તેટલું લઈ લે. ગરીબને રાજ્ય મળ્યું એટલે એ તો ખાવા–પીવા અને શરીરને શણુગારવામાં રહી ગયો. કાંઈ લીધું નહિ. ચોવીસ કલાક પૂરા થતાં રાજાએ કહ્યું. હવે વિદાય થઈ જાઓ. ત્યારે તે કહે. મેં તો હજુ કંઈ લીધું નથી. રાજા કહે કે તો તેં ચોવીસ કલાકમાં શું કર્યું? હવે કંઈ નહિ બને. ચાલતો થઈ જા. ત્યારે તેને લોટીયાબાવાની જેમ ખાલી હાથે નીકળી જવું પડયું. રંકને રાજ્ય મળ્યું પણ સમય ઓળખ્યો નહિ. આ ન્યાયે અનંતકાળથી ભૌતિક સુખની ભીખ માંગતાં રંક જેવા બની ગયેલા આત્માને આ ભરતક્ષેત્રમાં અલ્પ જિંદગીમાં આત્મિક ધનનો ખજાનો લેવાય તેટલો લઈ લેવા માટે મનુષ્યભવનું રાજ્ય મળ્યું છે. આ રાજ્ય ૨૫–૫૦–૧૦૦ કે ૧૫૦ વર્ષનું છે. આટલા સમયમાં જો જેટલી બને તેટલી સાધના નહિ કરો અને ખાવા પીવા અને ખેલવામાં રહી જશો તો જિંદગી પૂરી થશે ત્યારે પેલા ગરીબ માણુસની જેમ લોટીયા બાવા થઈને જવું પડશે. પછી ગમે તેટલો પશ્ચાતાપ કરશો તો પણ કંઈ વળશે નહિ. આ મનુષ્યનું જીવન કેટલું ક્ષણિક છે! તેનો તમે વિચાર કરો. "अणिच्चेखलु मो! मणुयाण जीविए कुसग्ग जलबिन्दु चंचले" ડાભની અણી ઉપર રહેલા ઝાકળના બિન્દુની જેમ મનુષ્યનું જીવન ચંચળ છે. તમે નજરે નિહાળો છો ને કે કોઈ માણુસને વ્યાખ્યાનમાં જોયો હોય ને બપોરે ખબર પડે કે હાર્ટએટેક આવ્યો છે ને તેમને જસલોકહોસ્પિતાલમાં દાખલ કર્યા છે. સવારે પ્રાર્થનામાં જોયા હોય ને સાંજે ખબર પડે કે અમુક ભાઈને લકવા થઈ ગયો છે. આપણી પાસે કલાક બેસી વાતો કરીને ગયાં ને સવાર પડતાં હાર્ટએટેક આવતાંની સાથે ગુજરી ગયા. આવું આપણું શરીર અનિત્ય છે. ને અશુચીનું ભરેલું છે. તેમાં રાગ કરવા જેવું છે શું? રાગ કરો તો ધર્મનો કરો ને એક ક્ષણુ પણુ નકામી ગુમાવ્યા વિના જેટલી બને તેટલી સાધના કરી લો જેથી પાછળથી પસ્તાવું ન પડે. આપણે પેલા માણુસની જેમ લોટીયા બાવા જેવા થઈને જવું નથી પણ માલદાર બનીને જવું છે. આત્માના પરાક્રમરૂપી ધનુષ્ય ઉપર તપનું બાણુ ચઢાવી કર્મના કિલ્લાને તોડી જલ્દી મોક્ષમાં જઈએ.

જેમને કર્મરૂપી કવચ ભેદીને જલ્દી મોક્ષમાં જવાની રૂચી જાગી છે તેવા સાત અણુગારો કેવો તપ કરે છે! એ સંતો મહાન આત્માર્થી હતા. ખાલી વેશ પહેર્યા હોય તેવા સંતો ન હતા. જો સફેદ કપડા પહેરીને બેસી જવાથી મોક્ષ મળી જતો હોત તો ભગવાન મહાવીર સ્વામીને આટલી કઠીન સાધનાં કરવી ન પડત મહાબલ

આ ત્રણે શૂનમૂન ઉભા હતા ત્યાં મહારાજા પધાર્યા. રાજાએ મંદિરમાં પ્રવેશ કરતાં જ હસમુખા ગણાતા નગરશેઠ, હાજર જવાબી પોતાના પ્રધાનજી અને ધર્મની ચર્ચા કરતા પૂજારીજી આ ત્રણેને એકદમ ગમગીન ઉભેલા જોઈને પૂછ્યું કે આજે તમે બધા કેમ ગમગીન બનીને ઉભા છો? ત્યારે તેમણે સોનાની થાળીની રાજાને વાત કરી. આ સાંભળી રાજાએ કહ્યું–તમારામાં ગમે તેમ બન્યું. પણ હું થાળીને અડકીશ તો એવું નહિ બને. કારણ કે મેં ઘણાં દાન–પુણ્ય કર્યા છે. ગરીબોની સંભાળ લેવામાં છૂટા હાથે ધન વાપર્યું છે. સંત મહાત્માની સેવા કરું છું. સવાર સાંજ પ્રભુનું ભજન કરું છું. આમ કહીને રાજાએ થાળી ઉપાડી. પણ રાજાનો હાથ અડકતાં થાળી ઝાંખી પડવા લાગી ને પળવારમાં લોઢાની થઈ ગઈ. રાજા તો થાળી સામે જોઈ રહ્યા. થાળીનો રંગ બદલાતાં રાજાના મુખનો રંગ પણ બદલાઈ ગયો. અને રાજા સોનાની થાળી જમીન ઉપર પટકીને મંદિરમાં ન રોકાતાં પોતાના મહેલમાં જઈ પોક મૂકીને રડયા. અહો ! આટલું બધું કરવા છતાં હું સાચો ધર્માત્મા નહિ ! આ વિચારથી રાજાના દિલમાં ભારે આંચકો લાગ્યો.

સોનાની થાળીની વાત ધીમે ધીમે આસપાસના ઘણાં ગામ સુધી પહોંચી ગઈ. જે લોકો પોતાને ધર્માત્મા માનતા હતા તે બધા મંદિરમાં આવી ભગવાનના દર્શન કરીને થાળી ઉપાડતાં ને થાળી લોઢાની બની જતી. અને તેઓ થાળીને જમીન ઉપર ફેંકતા કે સોનાની બની જતી હતી. મંદિરમાં ખૂબ ભીડ જામવા લાગી. જેમ નાટક કે રામલીલા આવે ત્યારે માણસને ગમે તેટલું કામ હોય તો પણ તે છોડીને જોવા ઉભા રહે પણ અહીં ૦ા કે ૦।। કલાક મોડું થાય તો ઉંચો–નીચો થઈ જાય. આ મંદિરમાં પણ દૂર દૂરથી ભજનમંડળીઓ આવી. કોઈ વેદના મંત્રો ઉચ્ચારતાં આવ્યા તો કોઈ ધૂન મચાવતાં આવ્યા. અને જોનારા ઉત્સુકતાપૂર્વક જોવા લાગ્યા કે આ બધામાં સાચો ધર્માત્મા કોણ છે? સાચા ધર્મીષ્ઠ પુરૂષની કસોટી કરવા માટે કોઈ દેવે આ થાળીને મંદિરમાં મૂકી હતી. લોકોને કુતૂહલનો પાર ન રહ્યો. ખુદ મહારાજાની સ્વારીમાં, સરકસ કે સિનેમામાં ભીડ ન જામે તેથી અધિક ભીડ આ મંદિરમાં જામવા લાગી. સૌ પોતપોતાની કરણીના વખાણ કરતાં થાળી ઉપાડવા માટે જતા. ને થાળી લોઢાની બની જતી. એટલે ગુસ્સાથી થાળી જમીન ઉપર ફેંકી દેતાં ને થાળી સોનાની બની જતી.

**"અમે મહાન સંત છીએ, ધર્મીષ્ઠ આત્માઓ છીએ તેમ સૌની માન્યતા:"**

ત્યારપછી વૈષ્ણવ ધર્મના સંન્યાસીઓ આવવા લાગ્યા. કોઈ કહે અમે બાલપણામાં સંન્યાસી બન્યા છીએ, કોઇ કહે અમે તપસ્વી છીએ. એમ પોતાના વખાણ કરીને થાળી ઉપાડવા જતાં ને થાળી લોઢાની બની જતી. સૌ ભોંઠા પડી જતા. હજુ

સોનાની બની ગઈ. આ જોઈને પૂજારી પુનઃ આશ્ચર્ય પામી ગયો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે હું મને પોતાને ધર્માત્મા માનું છું પણ અંદરથી દંભી છું. એટલે સાચો ધર્માત્મા નથી. આ રીતે તે પોતાના પાપનો પશ્ચાતાપ કરવા લાગ્યો.

**મારા જેવો કોણ ધર્માત્મા છે?** એટલામાં નગરશેઠ મંદિરમાં દર્શન કરવા આવ્યા. ભગવાનના દર્શન કરી આંખો બંધ કરી ભગવાનનું ધ્યાન ધર્યું. આંખો ખોલી ફરીને ભગવાનને નમન કરીને પાછા ફરે છે ત્યાં શેઠની નજર થાળી ઉપર પડી. એટલે શેઠે પૂજારીને પૂછ્યું કે આવી સોનાની થાળી અહીં કોણે મૂકી છે! ત્યારે પૂજારીને કહ્યું કે રાત્રે કોઈ દેવદૂત આ થાળી અહીં મૂકી ગયો છે. સવારે હું આ થાળીને અડકવા જતો હતો ત્યાં આકાશવાણી સંભળાઈ કે જે કોઈ ધર્માત્મા હશે તે આ થાળીને લઈ શકશે. બીજો કોઈ તેને અડકશે તો સોનાની થાળી લોઢાની થઈ જશે. મેં મને ધર્માત્મા માનીને થાળી ઉપાડી પણ લોઢાની બની ગઈ. ને મારા હાથમાંથી નીચે પડતાં સોનાની બની ગઈ. પૂજારીની મજાક કરતાં શેઠે કહ્યું–તું ભગવાનની પૂજા કરે છે પણ તારામાં સાચી પવિત્રતા નથી. પણ મેં તો ઘણાં દાન–પુણ્ય કર્યા છે ને રોજ ભગવાનના દર્શન કરવા આવું છું માટે હું સાચો ધર્માત્મા છું. હું થાળી ઉપાડીશ તો વાંધો નહિ આવે. પોતાની ધાર્મિકતાના ઘમંડમાં રાચતા શેઠે થાળી હાથમાં લીધી; પણ તરત ઝાંખી પડી ગઈ. એટલે શેઠ પણ ઝંખવાણા પડી ગયા ને તેમનું અભિમાન ઓસરી ગયું. હાથમાંથી થાળી પડી ગઈ. નીચે પડતાં પાછી હતી તેવી સોનાની બની ગઈ. એટલે શેઠને શરમ આવી ગઈ. પુજારી અને શેઠ બંને ભોંઠા પડી ગયા. ને ત્યાં શૂનમૂન ઉભા રહ્યા. ત્યાં પ્રધાનજી દર્શન કરવા માટે આવ્યા. તેમણે પણ ભગવાનના દર્શન કર્યા. ત્યારબાદ પૂજારી અને નગરશેઠને ઉદાસ ચહેરે ઉભેલા જોઈને પૂછ્યું–શેઠજી! તમે આજે ઉદાસ કેમ છો? ત્યારે શેઠે થાળીની વાત કરી. ત્યારે પ્રધાને કહ્યું કે મને ભગવાન ઉપર પૂરો વિશ્વાસ છે. પ્રભુ જરૂર મારી લાજ રાખશે. એમ કહીને પ્રધાનજીએ થાળી ઉપાડી. તો થાળી ઝાંખી પડી ગઈ ને પ્રધાનજી પણ ઝંખવાણા પડી ગયા. એમની હિંમત ભાંગી ગઈ. હાથ ધ્રુજ્યો ને થાળી પડી ગઈ. નીચે પછડાતાં થાળી સોનાની બની ગઈ. આ ત્રણે જણાં સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. કહ્યું છે કે पश्यन्नपि न पश्यति मूढः મૂઢ માણસ જોતો હોવા છતાં જોતો નથી. આ વિજ્ઞાનના યુગમાં અનેક પ્રકારની વૈજ્ઞાનિક માહિતીઓનો ભંડાર ગણાતો માનવી જગતની વિવિધ માહિતીઓનું જ્ઞાન ધરાવે છે. પણ ખરેખર, પોતાની જાતને ઓળખતો નથી. સર્વ શાસ્ત્રોનો પાર પામે છે પણ આત્મતત્ત્વને પીછાણતો નથી. એક નાનકડી થાળીએ તેમને આત્મભાન કરાવ્યું.

આ ત્રણે શૂનમૂન ઉભા હતા ત્યાં મહારાજા પધાર્યા. રાજાએ મંદિરમાં પ્રવેશ કરતાં જ હસમુખા ગણાતા નગરશેઠ, હાજર જવાબી પોતાના પ્રધાનજી અને ધર્મની ચર્ચા કરતા પૂજારીજી આ ત્રણેને એકદમ ગમગીન ઉભેલા જોઈને પૂછયું કે આજે તમે બધા કેમ ગમગીન બનીને ઉભા છો? ત્યારે તેમણે સોનાની થાળીની રાજાને વાત કરી. આ સાંભળી રાજાએ કહ્યું-તમારામાં ગમે તેમ બન્યું. પણ હું થાળીને અડકીશ તો એવું નહિ બને. કારણ કે મેં ઘણાં દાન-પુણ્ય કર્યા છે. ગરીબોની સંભાળ લેવામાં છૂટા હાથે ધન વાપર્યું છે. સંત મહાત્માની સેવા કરું છું. સવાર સાંજ પ્રભુનું ભજન કરું છું. આમ કહીને રાજાએ થાળી ઉપાડી. પણ રાજાનો હાથ અડકતાં થાળી ઝાંખી પડવા લાગી ને પળવારમાં લોઢાની થઈ ગઈ. રાજા તો થાળી સામે જોઈ રહ્યા. થાળીનો રંગ બદલાતાં રાજાના મુખનો રંગ પણ બદલાઈ ગયો. અને રાજા સોનાની થાળી જમીન ઉપર પટકીને મંદિરમાં ન રોકાતાં પોતાના મહેલમાં જઈ પોક મૂકીને રડયા. અહો! આટલું બધું કરવા છતાં હું સાચો ધર્માત્મા નહિ! આ વિચારથી રાજાના દિલમાં ભારે આંચકો લાગ્યો.

સોનાની થાળીની વાત ધીમે ધીમે આસપાસના ઘણાં ગામ સુધી પહોંચી ગઈ. જે લોકો પોતાને ધર્માત્મા માનતા હતા તે બધા મંદિરમાં આવી ભગવાનના દર્શન કરીને થાળી ઉપાડતાં ને થાળી લોઢાની બની જતી. અને તેઓ થાળીને જમીન ઉપર ફેંકતા કે સોનાની બની જતી હતી. મંદિરમાં ખૂબ ભીડ જામવા લાગી. જેમ નાટક કે રામલીલા આવે ત્યારે માણસને ગમે તેટલું કામ હોય તો પણ તે છોડીને જોવા ઉભા રહે પણ અહીં ૦ા કે ૦ા કલાક મોડું થાય તો ઉંચો-નીચો થઈ જાય. આ મંદિરમાં પણ દૂર દૂરથી ભજનમંડળીઓ આવી. કોઈ વેદના મંત્રો ઉચ્ચારતાં આવ્યા તો કોઈ ધૂન મચાવતાં આવ્યા. અને જોનારા ઉત્સુકતાપૂર્વક જોવા લાગ્યા કે આ બધામાં સાચો ધર્માત્મા કોણ છે? સાચા ધર્મીષ્ઠ પુરૂષની કસોટી કરવા માટે કોઈ દેવે આ થાળીને મંદિરમાં મૂકી હતી. લોકોને કુતૂહલનો પાર ન રહ્યો. ખુદ મહારાજાની સ્વારીમાં, સરકસ કે સિનેમામાં ભીડ ન જામે તેથી અધિક ભીડ આ મંદિરમાં જામવા લાગી. સૌ પોતપોતાની કરણીના વખાણ કરતાં થાળી ઉપાડવા માટે જતા. ને થાળી લોઢાની બની જતી. એટલે ગુસ્સાથી થાળી જમીન ઉપર ફેંકી દેતાં ને થાળી સોનાની બની જતી.

**"અમે મહાન સંત છીએ, ધર્મીષ્ઠ આત્માઓ છીએ તેમ સૌની માન્યતા!"**

ત્યારપછી વૈષ્ણવ ધર્મના સંન્યાસીઓ આવવા લાગ્યા. કોઈ કહે અમે બાલપણામાં સંન્યાસી બન્યા છીએ, કોઇ કહે અમે તપસ્વી છીએ. એમ પોતાના વખાણ કરીને થાળી ઉપાડવા જતાં ને થાળી લોઢાની બની જતી. સૌ ભોંઠા પડી જતા. હજુ

સોનાની બની ગઈ. આ જોઈને પૂજારી પુનઃ આશ્ચર્ય પામી ગયો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે હું મને પોતાને ધર્માત્મા માનું છું પણ અંદરથી દંભી છું. એટલે સાચો ધર્માત્મા નથી. આ રીતે તે પોતાના પાપનો પશ્ચાતાપ કરવા લાગ્યો.

**મારા જેવો કોણ ધર્માત્મા છે?** એટલામાં નગરશેઠ મંદિરમાં દર્શન કરવા આવ્યા. ભગવાનના દર્શન કરી આંખો બંધ કરી ભગવાનનું ધ્યાન ધર્યું. આંખો ખોલી ફરીને ભગવાનને નમન કરીને પાછા ફરે છે ત્યાં શેઠની નજર થાળી ઉપર પડી. એટલે શેઠે પૂજારીને પૂછયું કે આવી સોનાની થાળી અહીં કોણે મૂકી છે! ત્યારે પૂજારીને કહ્યું કે રાત્રે કોઈ દેવદૂત આ થાળી અહીં મૂકી ગયો છે. સવારે હું આ થાળીને અડકવા જતો હતો ત્યાં આકાશવાણી સંભળાઈ કે જે કોઈ ધર્માત્મા હશે તે આ થાળીને લઈ શકશે. બીજો કોઈ તેને અડકશે તો સોનાની થાળી લોઢાની થઈ જશે. મેં મને ધર્માત્મા માનીને થાળી ઉપાડી પણ લોઢાની બની ગઈ. ને મારા હાથમાંથી નીચે પડતાં સોનાની બની ગઈ. પૂજારીની મજાક કરતાં શેઠે કહ્યું–તું ભગવાનની પૂજા કરે છે પણ તારામાં સાચી પવિત્રતા નથી. પણ મેં તો ઘણાં દાન–પુણ્ય કર્યા છે ને રોજ ભગવાનના દર્શન કરવા આવું છું માટે હું સાચો ધર્માત્મા છું. હું થાળી ઉપાડીશ તો વાંધો નહિ આવે. પોતાની ધાર્મિકતાના ઘમંડમાં રાચતા શેઠે થાળી હાથમાં લીધી; પણ તરત ઝાંખી પડી ગઈ. એટલે શેઠ પણ ઝંખવાણા પડી ગયા ને તેમનું અભિમાન ઓસરી ગયું. હાથમાંથી થાળી પડી ગઈ. નીચે પડતાં પાછી હતી તેવી સોનાની બની ગઈ. એટલે શેઠને શરમ આવી ગઈ. પુજારી અને શેઠ બંને ભોંઠા પડી ગયા. ને ત્યાં શુનમુન ઉભા રહ્યા. ત્યાં પ્રધાનજી દર્શન કરવા માટે આવ્યા. તેમણે પણ ભગવાનના દર્શન કર્યા. ત્યારબાદ પૂજારી અને નગરશેઠને ઉદાસ ચહેરે ઉભેલા જોઈને પૂછયું–શેઠજી! તમે આજે ઉદાસ કેમ છો? ત્યારે શેઠે થાળીની વાત કરી. ત્યારે પ્રધાને કહ્યું કે મને ભગવાન ઉપર પૂરો વિશ્વાસ છે. પ્રભુ જરૂર મારી લાજ રાખશે. એમ કહીને પ્રધાનજીએ થાળી ઉપાડી. તો થાળી ઝાંખી પડી ગઈ ને પ્રધાનજી પણ ઝંખવાણા પડી ગયા. એમની હિંમત ભાંગી ગઈ. હાથ ધ્રુજ્યો ને થાળી પડી ગઈ. નીચે પછડાતાં થાળી સોનાની બની ગઈ. આ ત્રણે જણાં સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. કહ્યું છે કે पश्यन्नपि न पश्यति मूढः મૂઢ માણસ જોતો હોવા છતાં જોતો નથી. આ વિજ્ઞાનના યુગમાં અનેક પ્રકારની વૈજ્ઞાનિક માહિતીઓનો ભંડાર ગણાતો માનવી જગતની વિવિધ માહિતીઓનું જ્ઞાન ધરાવે છે. પણ ખરેખર, પોતાની જાતને ઓળખતો નથી. સર્વ શાસ્ત્રોનો પાર પામે છે પણ આત્મતત્ત્વને પીછાણતો નથી. એક નાનકડી થાળીએ તેમને આત્મભાન કરાવ્યું.

આ ત્રણે શૂનમૂન ઉભા હતા ત્યાં મહારાજા પધાર્યા. રાજાએ મંદિરમાં પ્રવેશ કરતાં જ હસમુખા ગણાતા નગરશેઠ, હાજર જવાબી પોતાના પ્રધાનજી અને ધર્મની ચર્ચા કરતા પૂજારીજી આ ત્રણે ને એકદમ ગમગીન ઉભેલા જોઈને પૂછયું કે આજે તમે બધા કેમ ગમગીન બનીને ઉભા છો? ત્યારે તેમણે સોનાની થાળીની રાજાને વાત કરી. આ સાંભળી રાજાએ કહ્યું–તમારામાં ગમે તેમ બન્યું. પણ હું થાળીને અડકીશ તો એવું નહિ બને. કારણ કે મેં ઘણાં દાન–પુણ્ય કર્યા છે. ગરીબોની સંભાળ લેવામાં છૂટા હાથે ધન વાપર્યું છે. સંત મહાત્માની સેવા કરું છું. સવાર સાંજ પ્રભુનું ભજન કરું છું. આમ કહીને રાજાએ થાળી ઉપાડી. પણ રાજાનો હાથ અડકતાં થાળી ઝાંખી પડવા લાગી ને પળવારમાં લોઢાની થઈ ગઈ. રાજા તો થાળી સામે જોઈ રહ્યા. થાળીનો રંગ બદલાતાં રાજાના મુખનો રંગ પણ બદલાઈ ગયો. અને રાજા સોનાની થાળી જમીન ઉપર પટકીને મંદિરમાં ન રોકાતાં પોતાના મહેલમાં જઈ પોક મૂકીને રડયા. અહો! આટલું બધું કરવા છતાં હું સાચો ધર્માત્મા નહિ! આ વિચારથી રાજાના દિલમાં ભારે આંચકો લાગ્યો.

સોનાની થાળીની વાત ધીમે ધીમે આસપાસના ઘણાં ગામ સુધી પહોંચી ગઈ. જે લોકો પોતાને ધર્માત્મા માનતા હતા તે બધા મંદિરમાં આવી ભગવાનના દર્શન કરીને થાળી ઉપાડતાં ને થાળી લોઢાની બની જતી. અને તેઓ થાળીને જમીન ઉપર ફેંકતા કે સોનાની બની જતી હતી. મંદિરમાં ખૂબ ભીડ જામવા લાગી. જેમ નાટક કે રામલીલા આવે ત્યારે માણસને ગમે તેટલું કામ હોય તો પણ તે છોડીને જોવા ઉભા રહે પણ અહીં ૦ા કે ૦ા કલાક મોડું થાય તો ઉંચો–નીચો થઈ જાય. આ મંદિરમાં પણ દૂર દૂરથી ભજનમંડળીઓ આવી. કોઈ વેદના મંત્રો ઉચ્ચારતાં આવ્યા તો કોઈ ધૂન મચાવતાં આવ્યા. અને જોનારા ઉત્સુકતાપૂર્વક જોવા લાગ્યા કે આ બધામાં સાચો ધર્માત્મા કોણ છે? સાચા ધર્મીષ્ઠ પુરૂષની કસોટી કરવા માટે કોઈ દેવે આ થાળીને મંદિરમાં મૂકી હતી. લોકોને કુતૂહલનો પાર ન રહ્યો. ખુદ મહારાજાની સ્વારીમાં, સરકસ કે સિનેમામાં ભીડ ન જામે તેથી અધિક ભીડ આ મંદિરમાં જામવા લાગી. સૌ પોતપોતાની કરણીના વખાણ કરતાં થાળી ઉપાડવા માટે જતા. ને થાળી લોઢાની બની જતી. એટલે ગુસ્સાથી થાળી જમીન ઉપર ફેંકી દેતાં ને થાળી સોનાની બની જતી.

**"અમે મહાન સંત છીએ, ધર્મીષ્ઠ આત્માઓ છીએ તેમ સૌની માન્યતા:"**

ત્યારપછી વૈષ્ણવ ધર્મના સંન્યાસીઓ આવવા લાગ્યા. કોઈ કહે અમે બાલપણામાં સંન્યાસી બન્યા છીએ, કોઇ કહે અમે તપસ્વી છીએ. એમ પોતાના વખાણ કરીને થાળી ઉપાડવા જતાં ને થાળી લોઢાની બની જતી. સૌ ભોંઠા પડી જતા. હજુ

સોનાની બની ગઈ. આ જોઈને પૂજારી પુનઃ આશ્ચર્ય પામી ગયો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે હું મને પોતાને ધર્માત્મા માનું છું પણ અંદરથી દંભી છું. એટલે સાચો ધર્માત્મા નથી. આ રીતે તે પોતાના પાપનો પશ્ચાતાપ કરવા લાગ્યો.

**મારા જેવો કોણ ધર્માત્મા છે?** એટલામાં નગરશેઠ મંદિરમાં દર્શન કરવા આવ્યા. ભગવાનના દર્શન કરી આંખો બંધ કરી ભગવાનનું ધ્યાન ધર્યું. આંખો ખોલી ફરીને ભગવાનને નમન કરીને પાછા ફરે છે ત્યાં શેઠની નજર થાળી ઉપર પડી. એટલે શેઠે પૂજારીને પૂછયું કે આવી સોનાની થાળી અહીં કોણે મૂકી છે! ત્યારે પૂજારીને કહ્યું કે રાત્રે કોઈ દેવદૂત આ થાળી અહીં મૂકી ગયો છે. સવારે હું આ થાળીને અડકવા જતો હતો ત્યાં આકાશવાણી સંભળાઈ કે જે કોઈ ધર્માત્મા હશે તે આ થાળીને લઈ શકશે. બીજો કોઈ તેને અડકશે તો સોનાની થાળી લોઢાની થઈ જશે. મેં મને ધર્માત્મા માનીને થાળી ઉપાડી પણ લોઢાની બની ગઈ. ને મારા હાથમાંથી નીચે પડતાં સોનાની બની ગઈ. પૂજારીની મજાક કરતાં શેઠે કહ્યું–તું ભગવાનની પૂજા કરે છે પણ તારામાં સાચી પવિત્રતા નથી. પણ મેં તો ઘણાં દાન-પુણ્ય કર્યા છે ને રોજ ભગવાનના દર્શન કરવા આવું છું માટે હું સાચો ધર્માત્મા છું. હું થાળી ઉપાડીશ તો વાંધો નહિ આવે. પોતાની ધાર્મિકતાના ઘમંડમાં રાચતા શેઠે થાળી હાથમાં લીધી; પણ તરત ઝાંખી પડી ગઈ. એટલે શેઠ પણ ઝંખવાણા પડી ગયા ને તેમનું અભિમાન ઓસરી ગયું. હાથમાંથી થાળી પડી ગઈ. નીચે પડતાં પાછી હતી તેવી સોનાની બની ગઈ. એટલે શેઠને શરમ આવી ગઈ. પુજારી અને શેઠ બંને ભોંઠા પડી ગયા. ને ત્યાં શૂનમૂન ઉભા રહ્યા. ત્યાં પ્રધાનજી દર્શન કરવા માટે આવ્યા. તેમણે પણ ભગવાનના દર્શન કર્યા. ત્યારબાદ પૂજારી અને નગરશેઠને ઉદાસ ચહેરે ઉભેલા જોઈને પૂછયું–શેઠજી! તમે આજે ઉદાસ કેમ છો? ત્યારે શેઠે થાળીની વાત કરી. ત્યારે પ્રધાને કહ્યું કે મને ભગવાન ઉપર પૂરો વિશ્વાસ છે. પ્રભુ જરૂર મારી લાજ રાખશે. એમ કહીને પ્રધાનજીએ થાળી ઉપાડી. તો થાળી ઝાંખી પડી ગઈ ને પ્રધાનજી પણ ઝંખવાણા પડી ગયા. એમની હિંમત ભાંગી ગઈ. હાથ ધ્રુજયો ને થાળી પડી ગઈ. નીચે પછડાતાં થાળી સોનાની બની ગઈ. આ ત્રણે જણાં સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. કહ્યું છે કે पश्यन्नपि न पश्यति मूढः મૂઢ માણસ જોતો હોવા છતાં જોતો નથી. આ વિજ્ઞાનના યુગમાં અનેક પ્રકારની વૈજ્ઞાનિક માહિતીઓનો ભંડાર ગણાતો માનવી જગતની વિવિધ માહિતીઓનું જ્ઞાન ધરાવે છે. પણ ખરેખર, પોતાની જાતને ઓળખતો નથી. સર્વ શાસ્ત્રોનો પાર પામે છે પણ આત્મતત્ત્વને પીછાણતો નથી. એક નાનકડી થાળીએ તેમને આત્મભાન કરાવ્યું.

ખેડૂતે કહ્યું ભાઈ! હું ક્યાં મોટો ધર્માત્મા છું! હું તો ગામડાનો ગરીબ અને અભણ માણસ છું. મારે થાળી ઉપાડવી નથી પણ પૂજારીએ ખૂબ આગ્રહ કર્યો એટલે ખેડૂતે અનિચ્છાએ થાળી ઉપાડી. ખેડૂતના હાથમાં આવતાં તે થાળી વધારે તેજથી ચમકવા લાગી. આ જોઈને લોકો આશ્ચર્યચકિત થઈને ખેડૂતની સામે જોવા લાગ્યા. પૂજારીએ કહ્યું. ભાઈ! તેં શું પુણ્યનું કામ કર્યું છે? ત્યારે ખેડૂતે કહ્યું. ભાઇ! હું તો એક ગરીબ ખેડૂત છું. મેં શું સારું કામ કર્યું છે એ ભગવાન જાણે. હું તો આ ચાલ્યો. મારે મોડું થયું છે. એમ કહીને પેલી સોનાની થાળી મંદિરમાં મૂકીને ચાલતો થયો. બધાએ ખૂબ કહ્યું કે તું આ થાળી લઈ જા. પણ એ કહે કે મને પારકું ધન ખપતું નથી. એમ કહીને એ તો ચાલતો થઈ ગયો.

દેવાનુપ્રિયો! જુઓ, આ ખેડૂત ગરીબ હતો પણ તેનામાં કેટલી પવિત્રતા હતી કે સાધુ સંતો (સંન્યાસીઓ) અને શ્રીમંત ભક્તો જે ન કરી શક્યા તે કાર્ય તેનાથી સિધ્ધ થયું. તે સાચો ધર્માત્મા ઠર્યો. એને થાળી લઈ જવા માટે પૂજારીએ ઘણું કહ્યું. પણ એણે કહ્યું કે મારે મન પરધન પથ્થર સમાન. મારા વીતરાગના શ્રાવકો રોજ ખામણામાં બોલે છે પરધન પથ્થર સમાન પરંતુ એ તો બોલવા પૂરતું છે. પણ હાથમાં આવે તો ઘર સમાન. કેમ બરાબર છે ને? ઉપાશ્રયેથી ઘેર જતાં સોનાની લગડી રસ્તામાંથી જડે તો કોણ જતી કરશે? "બહુરત્ના વસુંધરા." આ એકાંતે વાત નથી. કંઈક વખત પેપરમાં વાંચીએ છીએ કે ટેકસીવાળાએ રૂ. ૩૦,૦૦૦નું પાકીટ એના માલીકને આપ્યું. આવા ઈમાનદાર માણસો પડયા છે. પણ એવો કોઈ વીરલ હોય છે. પેલા ખેડૂતે થાળી તો ન લીધી પણ છતાં તેના મનમાં જરા પણ અભિમાન ન હતું. નરસિંહ મહેતાએ કહ્યું છે કે પોતાનું સુખ જતું કરીને બીજાને સુખી કરે છતાં મેં એનું આમ કર્યું તેવો અભિમાન ન હોય તે જ પ્રભુનો સાચો ભક્ત છે. અમે પણ કહીએ છીએ કે

**"સાચો શ્રાવક તેને રે કહીએ. જે આત્મવત્ સર્વ જીવોને જાણે રે"**

જે સાચો શ્રાવક હોય તે જીવની હિંસા કરે નહિ. ને જ્યાં જીવહિંસાની વાત આવે ત્યાં તેનું હૃદય કકળી ઉઠે. પાપના એક પણ કાર્યમાં તેને રસ ન હોય. કોઈ પાપનું કામ કરતો હોય તો તેને અટકાવે અને પોતાના સુખનો ભોગ આપીને પણ બીજાને સુખ આપે. અને પ્રાણીમાત્રની રક્ષા કરે તે સાચો શ્રાવક અને સાચો ધર્માત્મા છે. અને તેનું જીવન પવિત્ર બને છે.

મહાબલ અણગાર આદિ સાત સંતો આવા પવિત્ર આત્માઓ છે. જેઓ આત્માને તેજસ્વી બનાવવા માટે ઉગ્ર તપની સાધના કરી રહ્યા છે. મહાબલ પ્રમુખ

સાતે અણુગારો લઘુસિંહનિષ્ક્રીડિત તપ કરીને બે વર્ષ અને ૨૮ દિવસ રાત સુધી સૂત્રોક્ત વિધિ મુજબ તેમજ તેને આરાધવાની ભગવાનની જેવી આજ્ઞા છે તે પ્રમાણે આરાધીને જ્યાં સ્થવિર ભગવંત હતા ત્યાં ગયા.

उवागच्छित्ता-थेरे भगवंते वंदति नमंसंति वंदित्ता नमंसित्ता एवं वयासी ત્યાં જઈને સ્થવિર ભગવંતોને વંદના કરી તેમને નમસ્કાર કર્યા. વંદણા-નમસ્કાર કરીને તેઓએ વિનંતી કરતા આ પ્રમાણે કહ્યું.

**"इच्छामी णं भंते महालयं सीहनिक्कीलियं तहेव जहा खुड्डागं नवइं चोत्तीसइमो नियत्तए एगाए परिवाडिए कालो एगेणं संवच्छरेणं छहिं मासेहिं अट्ठारसहियं अहोरत्तेहियं समप्पेइ ।"**

હે ભગવંત! અમે મહાસિંહનિષ્ક્રીડિત તપ કરવા ઇચ્છીએ છીએ. ત્યારબાદ સ્થવિર ભગવંતની આજ્ઞાથી મહાબલ પ્રમુખ સાતેય અણુગારો મહાસિંહનિષ્ક્રીડિત તપમાં પ્રવૃત્ત થઈ ગયા.

બંધુઓ! આ સાતે અણુગારોએ પહેલાં લઘુસિંહનિષ્ક્રીડિત તપની આરાધના પૂરી કરી. આટલું કરીને પણ બેસી રહ્યા નથી. પછી તેમણે મહાસિંહનિષ્ક્રીડિત તપની આરાધના શરૂ કરી. આ તપની વિધિ પણ ક્ષુલ્લકસિંહનિષ્ક્રીડિત તપની વિધિની જેમ જ હોય છે. પણ તેના કરતાં આમાં એટલી વિશેષતા હોય છે કે આ તપ આરાધનાર સંયમી એક ઉપવાસને (ચતુર્થ ભક્ત) સૌથી પહેલાં આચરે છે. ત્યારબાદ તે અનુલોમગતિથી પહેલાં કહી ગયા તેમ ક્ષુલ્લકસિંહનિષ્ક્રીડિત તપની આરાધનાના ક્રમની જેમ પણ નવના બદલે સોળ ઉપવાસ સુધી ચતુસ્ત્રિંશતિતમ સુધી તપ કરે છે. ત્યારબાદ ત્યાંથી પાછો ફરે છે. પાછો ફરવાનો ક્રમ આ પ્રમાણે છે. જ્યારે તે સોળ ઉપવાસ કરી લે છે ત્યારે પ્રતિલોમ ગતિથી પ્રત્યાવૃત્તિ કાળમાં વચ્ચે પંદર ઉપવાસ રૂપ બત્રીસ ભક્ત કરે છે. ફરીને સોળઉપવાસ રૂપ ચોત્રીસ ભક્ત કરે છે. ત્યારબાદ ચૌદઉપવાસ રૂપ ત્રીસ ભક્ત કરે છે. ત્યારબાદ પંદર ઉપવાસ કરે છે. આ રીતે પૂર્વોક્તક્રમથી તે ચતુર્થભક્ત પર્યન્ત એક ઉપવાસ સુધી તપશ્ચર્યા કરે છે. આ રીતે પ્રથમ પરિપાટીનું તપ કરે છે. મહાસિંહનિષ્ક્રીડિત તપમાં એક પરિપાટીમાં અનુલોમ-પ્રતિલોમની અપેક્ષાએ ચતુર્થ, છઠ્ઠ, અઠ્ઠમ વિગેરેથી માંડીને ચૌદ ઉપવાસ સુધી બધા ઉપવાસો ચાર ચાર હોય છે. એટલે પ્રથમ ૪ ચતુર્થભક્ત, ૪ છઠ્ઠ ભક્ત, ૪ અઠ્ઠમભક્ત વિગેરે ચૌદ ઉપવાસ સુધી જાણવું. ૧૫ ઉપવાસ ત્રણ અને ૧૬ ઉપવાસ બે વાર થાય છે. આ પ્રમાણે અહીં દરેક પરિપાટીમાં અનુલોમ અને પ્રતિલોમ વિધિ મુજબ તપશ્ચર્યાના બધા દિવસોની ગણત્રી કરીએ તો ૪૯૭

દિવસ થાય છે. અને પારણાના દિવસોની સંખ્યા ૬૧ હોય છે. આ રીતે એક પરિપાટીનો કાળ એક વર્ષ, છ માસ અને અઢાર દિવસમાં પૂરો થાય છે. અને આ મહાસિંહનિષ્ક્રીડિત તપને સંપૂર્ણપણે પૂરું થવામાં છ વર્ષ, બે માસ અને બાર દિવસ-રાત જેટલો વખત લાગે છે.

આ મહાન સંતોએ આવો લઘુસિંહનિષ્ક્રીડિત અને મહાસિંહનિષ્ક્રીડિત બંને તપ કર્યા. એમણે આટલો તપ કર્યો. તેમના પારણાં લૂખા-સૂકા આહારથી થતા હતા. છતાં તપમાં એવા લીન રહેતા હતા કે પારણું ભૂલી જતા હતા. જ્યારે તમે શું ભૂલો છો? ઉપવાસ કે પારણું? એ સંતોએ આવો તપ કરીને શરીર સૂકકે ભૂકકે કરી નાંખ્યું. હવે શું કરશે તે વાત અવસરે.

## વ્યાખ્યાન નં. ૪૫

**શ્રાવણ વદ ૯ ને બુધવાર** **તા. ૧૮-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

વિશ્વવત્સલ, કરૂણાના સાગર એવા મહાવીર પ્રભુએ જગતના જીવો ઉપર મહાન અનુકંપા કરીને આગમરૂપી વાણી પ્રકાશી. ભગવાનની વાણી ભવ્ય જીવો ઉપર મહાન ઉપકાર કરનારી છે. જેમ ડૉકટરની દવા શારીરિક રોગનું શમન કરનારી છે તેમ વીતરાગ પ્રભુની વાણીરૂપી દવા ભવરોગનો નાશ કરનારી છે. આ વાણી ઉપર જો જીવ શ્રધ્ધા કરે તો મોક્ષના શાશ્વત સુખને મેળવી શકે છે. જિનેશ્વર દેવોએ જે વાણી પ્રરૂપી છે તે સત્ય અને નિઃશંક શાસ્ત્રકાર કહે છે.

**जे य अइया, जे य पडुपन्ना, जे य आगमिस्सा अरिहंता भगवंतो**
**ते सव्वे एव माइक्खन्ति, एवं भासन्ति, एवं पन्नवेंति एवं परुवेंति ।**

**આચારાંગ સૂત્ર અ. ૪ ઉ. ૧.**

જે તીર્થંકર ભગવંતો ભૂતકાળમાં થઈ ગયા, વર્તમાનકાળે મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજે છે ને ભવિષ્યમાં બીજા તીર્થંકરો થશે તેમાં જે વાત ભૂતકાળમાં થઈ ગયેલા તીર્થંકરોએ કહી તે વાત વર્તમાનકાળમાં મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર ભગવંતો પ્રરૂપે છે અને ભવિષ્યમાં જે ભગવંતો થશે તેઓ પણ એ જ વાત કહેશે. જે જે દ્રવ્યો અને જે જે તત્ત્વો જે રીતે ભગવંતે કહ્યા છે તે તે રીતે રહેલા છે. નવતત્ત્વ દ્રવ્ય નય-નિક્ષેપા જે જ્ઞાનીએ કહ્યા છે, તે અનંતકાળે પણ જ્ઞાની એ જ સ્વરૂપે કહેશે.

જ્ઞાતાજી સૂત્રનો અધિકાર ચાલે છે. તેમાં સાતે અણુગારોએ ભવરોગ નાબૂદ કરવા માટે લઘુસિંહનિષ્ક્રીડિત અને મહાસિંહનિષ્ક્રીડિત એ બે મહાન તપની આરાધના કરી. એ તપની વિધિ આપ ગઈ કાલે સાંભળી ગયા. આવા મહાન તપ તમે ના કરી શકો તો છેવટે સામાયિક વિગેરેથી આવી પરિપાટી કરો તો પણ કર્મો ખપે, આ સાતે અણુગારોને જન્મ-મરણનું દુઃખ ખટક્યું માટે સાધના જોરદાર ઉપાડી. એમને કર્મશત્રુનો પીછો છોડવાની લગની લાગી ને મોક્ષમાં જવાનો ઉલ્લાસ જાગ્યો તેથી તેમને સાધના કઠણ ના લાગી. બાર વર્ષની બેબી તેના દોઢ વર્ષના ભાઈને લઈને સીડી ચઢે છે. ચઢતાં હાંફી ગઈ ને પસીનાથી રેબઝેબ થઈ ગઈ છે. કોઈ તેને કહે કે બહેન! તું ખૂબ થાકી ગઈ છે. આને ભોંય મૂકી દે, ત્યારે તે છોકરી શું કહેશે? ના. હું થાકી નથી, થાકવા છતાં તેને થાક કેમ ના લાગ્યો? તેને ભાઈ વહાલો છે માટે. આ જ રીતે તમે પાંચ શેર ચાંદી લઈને ચાર માળ ચઢો તો તમને થાક લાગે ખરો? અરે! કોઈ કહે કે લાવો પકડું તો પણ ના પાડો. આવા ભાર તો જીવે ઘણી વખત ઉંચક્યા. પણ ક્યારેય એમ થાય છે કે દશમું વ્રત કરી ઘરઘરમાં ફરીને ગૌચરી કરું. ગૌચરી કરો તો ખ્યાલ આવે કે સાધુ માર્ગ કેટલો કઠીન છે! સાધુ ગૌચરીમાં પણ કેટલો ઉપયોગ રાખે. **अकप्पियं न गिण्हिज्जा, पडिगाहिज्ज कप्पियं।** સાધુ અકલ્પનીય સદોષ આહાર ન લે. નિર્દોષ અને કલ્પનીય આહાર હોય તે ગ્રહણ કરે. તેમાં પણ જેમ તેમ ન વહોરે પણ ખૂબ ઉપયોગ રાખે. ગૃહસ્થને દાન દેતા લાભ થાય તેમ ઉપયોગ રાખે, તો બંને કલ્યાણના ભાગી બને. સાધુ આહાર શા માટે કરે છે તે જાણો છો ને? શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવા માટે નહિ, જીભના સ્વાદ માટે નહિ પણ ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫મા અધ્યયનમાં ભગવંતે કહ્યું છે કે-

**अलोले न रसे गिध्धे, जिब्भादन्ते अमुच्छिए ।**
**न रसट्ठाए भुंजिज्जा, जवणट्ठाए महामुणी ॥** ઉત્ત. સૂ. અ. ૩૫ ગાથા ૧૭

લોલુપતા રહિત, રસગૃધ્ધિ રહિત, રસેન્દ્રિયનું દમન કરનારા અને ભોજનની મૂર્છા રહિત બનીને મુનિ આહાર કરે. આવા મુનિઓ સ્વાદ માટે આહાર ન કરે. પણ સંયમયાત્રાના નિર્વાહ માટે આહાર કરે.

સંયમ નિર્વાહ કરવા માટે આહાર કરતાં પણ સાધુના મનમાં પશ્ચાતાપ હોય. અહો પ્રભુ! આત્માનો સ્વભાવ અનાહારક છે. અનાહારક દશા પ્રાપ્ત કરવા માટે તપ કરવો જોઈએ. આવા મહાન તપસ્વીઓ આત્મસમાધિમાં રહીને તપ કરે છે. હું એવો તપ નથી કરી શકતો. હું એવો તપ ક્યારે કરીશ? અનાહારક દશા ક્યારે પ્રગટ કરીશ? એવો વિચાર કરે, વળી આ શરીરને ટકાવવા માટે આહાર કરવો પડે છે તો

ઓછામાં ઓછા દ્રવ્યથી ચલાવું. આવો સાધુ ખાવા છતાં તપસ્વી છે. તમારું વજન વધી જાય છે ત્યારે તમે ડૉક્ટર પાસે જાઓ છો. ડૉક્ટર કહેશે વજન ઘટાડવા ડાયટીંગ કરો, લૂખા ખાખરા ને બાફેલું શાક ખાઓ, ગમે તેટલી ભૂખ લાગે તો પણ બે ઉપર ત્રીજો ખાખરો ખાવાનો નહિ. બોલો, આ બધું કરો છો ને? આ સમયે સ્વાદ જીતો, ભૂખ વેઠો, લૂખું ખાવ તો પણ આયંબીલ તપનો લાભ મળશે ખરો? 'ના'. હવે તમને સમજાય છે કે ભગવાને કેવો સુંદર માર્ગ બતાવ્યો છે! માટે નાનો મોટો જે બને તે તપ કરવામાં આવે તો શરીર ઉતરી જશે, ડાયટીંગ કરવાની જરૂર નહિ પડે ને કર્મની નિર્જરા થશે.

આ સાતે અણગારોએ આત્મલક્ષે ઉગ્ર તપ કર્યો, પછી તેમણે શું કર્યું?

"तए णं ते महब्बले पामोक्खा सत्त अणगारा महालयं सिंहनिक्कीलियं अहासुत्तं जाव आराहेत्ता जेणेव थेरे भगवंते तेणेव उवागच्छन्ति, उवागच्छित्ता थेरे भगवते वंदंति नमंसंति, वंदित्ता नमंसित्ता बहूणि चउत्थ जाव विहरन्ति।"

આ મહાબલ પ્રમુખ સાતે અણગારો સૂત્રમાં કહ્યા મુજબ વિધિપૂર્વક મહાસિંહ-નિષ્ક્રીડિત તપને આરાધીને જ્યાં સ્થવિર ભગવંત હતા ત્યાં આવ્યા. આવીને તેમને વંદન નમસ્કાર કર્યા. વંદન નમસ્કાર કરીને એક ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે તપશ્ચર્યા કરવા લાગ્યા.

દેવાનુપ્રિયો! જરા સાંભળો. આ સંતોએ કેવા ઉગ્ર તપ કર્યા! શરીરમાંથી લોહીને માંસ સૂકાઈ ગયા. શરીર સૂકકે ભૂકકે થઈ ગયું હતું. આવો મહાન ઉગ્ર તપ પૂરો કર્યા પછી પણ છઠ્ઠ-અઠ્ઠમ વિગેરે તપશ્ચર્યા કરવા લાગ્યા. આપણે શું કહીએ છીએ? ખબર છે ને? મેં તો હમણાં માસખમણ કર્યું, વર્ષીતપ કર્યો હવે તપશ્ચર્યા કરવી નથી. કારણ કે મેં પાંચ અઠ્ઠાઈ, ત્રણ સોળભથ્થા ને માસખમણ બધું કરી લીધું છે. હું તમને પૂછું છું કે તમે આટલો તપ કર્યો તેના ગાણા ગાઓ છો, પણ અનંતકાળથી ભવમાં ભટકતાં જીવે કેટલા કર્મો બાંધ્યા તેની ખબર છે?

જેમ ઘાંચીની ઘાણી ઉપર બેસનાર માણસનું કપડું તેલથી ચીકણું થવાથી ખૂબ મેલું થયું હોય તેને ધૂળમાં રગદોળવામાં આવે તો પછી તે કપડું કેવું થઈ જાય! એની જાત કે ભાત દેખાય? એને ગરમ પાણીમાં સાબુ કે સોડા નાંખીને બાફવામાં આવે ને પછી ધોકા પાડીને ધોવામાં આવે ત્યારે માંડ ઉજળું થાય છે. એ ચીકણા ને મેલાં કપડાં કરતાં પણ આત્મા એવો મલીન બની ગયો છે કે તેને પોતાના સ્વરૂપનું પણ ભાન નથી. હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? તે પણ ખબર નથી. આવા ગાઢ કર્મોના મેલ સાફ કરવા માટે આટલી તપશ્ચર્યા કરી તે ઘણું કહેવાય? જ્યાં

સુધી આત્મા કર્મરહિત શુદ્ધ ન બને ત્યાં સુધી પુરૂષાર્થ કર્યા કરવો પડશે. એટલું કરીને બેસી રહેવાથી કર્મો નહિ ખપે. કર્મ ખપાવવાનો તમને ખટકારો જાગ્યો છે?

સાતે અણુગારોને કર્મ ખપાવવાનો ખટકારો થયો હતો. હે પ્રભુ! હવે અમારે ભવ કરવા નથી. માતાના ગર્ભમાં આવીને દુઃખ વેઠવા નથી. જન્મ-જરાને મરણના ત્રાસથી કંટાળી ગયા છીએ. હવે એ ત્રાસ વેઠવા નથી. જલ્દી અજન્મ દશા પ્રાપ્ત કરવી છે કે જેથી આ સંસારમાં ફરીને જન્મવું ન પડે. એમને જન્મ-મરણ બંધ કરવાનો ખટકારો થયો હતો ને તમારો ખટકારો બંધ પડી ગયો છે. જેમ કોઈ માણસનું હાર્ટ કામ ના કરે ત્યારે તેના ધબકારા બંધ પડી જાય ને! તમે એને કહેશો કે આ ખલાસ થઈ ગયો છે. ઘડિયાળનો કટકટ અવાજ થતો બંધ પડી જાય ત્યારે શું કહેશો? બંધ પડી ગઈ છે. બસ, આ રીતે સમજો. આવો ઉત્તમ માનવ જન્મ પામીને જન્મ-મરણનો ખટકારો ન થતો હોય તો કેવા કહેવા? બંધ પડેલી ઘડિયાળ જેવા! (હસાહસ)

તમે એક વાત જરૂર યાદ રાખી લો કે અનંતભવના કર્મોને તોડવા માટે એક ક્ષણ પણ પ્રમાદ કરીને બેસો નહિ. જેને કર્મની બેખડો તોડવાની તીવ્ર જિજ્ઞાસા જાગી છે તે એક મિનિટ પણ આશ્રવમાં જવા દેતા નથી. સંપૂર્ણ આશ્રવનાદ્વાર તો દીક્ષા લે તો બંધ થાય. પણ સંસારી જીવને જો એમ થાય કે હું દીક્ષા લઈ શકું તેમ નથી પણ મારે જલ્દી કર્મો ખપાવવા છે તો જેટલો સમય મળે તેટલો સમય પણ આશ્રવમાં ન જવા દે. એને સંસારના વૈભવનો મોહ ન રહે. તે એક જ વિચાર કરે કે આ પૈસા-ઘરબાર-પુત્ર-પત્ની એ કોઈ મારા નથી. એનો મોહ શા માટે રાખું? એક કવિએ પણ કહ્યું છે કે.

> દોલત દગો દેશે નહિ, એવો તને વિશ્વાસ છે,
> સાથી દગો દેશે નહિ, એવો તને વિશ્વાસ છે,
> કાયા દગો દેશે નહિ, એવો તને વિશ્વાસ છે,
> જેનો તને વિશ્વાસ છે, ક્યાં લગી એનો સાથ છે?

તું જે લક્ષ્મીને મેળવીને પોતાની માની રહ્યો છું, વળી તેની પાછળ તું પાગલ બન્યો છે. તેના માટે પાપ કરે છે તો શું તે એક દિવસ તને દગો નહિ દે કે તને રડાવશે નહિ તેની શું ખાત્રી! અને તારા સાથીદારો, સ્વજનો અને એથી આગળ કહું તો આ વહાલી કાયા પણ શું તને દગો નહિ દે? એનો પૂરો વિશ્વાસ છે! એક કવિએ લક્ષ્મી માટે કહ્યું છે કે-

> હે લક્ષ્મી જબ તેરે હિત, સદા કઠીન શ્રમ કરતા હૈ,
> તેરે સંચય કર કે તુઝકો, બડે યત્ન સે રખતા હૈ।

સુભાષિતમાં કહ્યું છે કે प्रतिकूले विधौ किं वा सुधाऽपि हि विमायते ।ભાગ્ય જ્યારે પ્રતિકૂળ હોય છે ત્યારે અમૃત પણ વિષનું કામ કરે છે. આ છોકરા માટે પણ તેમ બન્યું.

દેવાનુપ્રિયો ! તમારો તો પ્રબળ પુણ્યનો ઉદય છે એટલે તમને સૌ બોલાવે છે. જ્યાં જાવ ત્યાં ખમ્મા ખમ્મા કરે છે. એટલે ખબર પડતી નથી. પણ જેના પાપનો ઉદય હોય તેની દશા તો જુઓ. કર્મના ઉદયમાં બુધ્ધિશાળી, ચતુર અને ડાહ્યો હોય તો પણ ગાંડો લાગે છે. કારણકે એની પાસે પૈસા નથી પાસે પૈસો છે તે માણુસ ગાંડો હોય તો પણ ડાહ્યો લાગે, ગાંડાને સૌ આવો ગાંડાલાલ શેઠ....એમ કહીને તેને બોલાવે. અને પૈસા વિનાનો માણુસ ડાહ્યો હોય તો પણ એને ડાહ્યલો કહે. બોલો નાણાંના કેવા માન છે ! દોલત ડાહ્યાને ગાંડો અને ગાંડાને ડાહ્યો ભલે બનાવે પણ તે કયારે દગો દેશે તેની ખબર નથી. લક્ષ્મીના મદમાં મસ્ત બનેલાને ગરીબોના આંસુ લૂછવાની કે તેના સામું જોવાની કયાં ફુરસદ છે ! તેમનું તો એક કામ છે કે પૈસા ભેગા કરવા. પણ જ્ઞાની કહે છે કે લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો ? પાપ વધ્યું કે બીજું કાંઈ ? જેમ પૈસો વધ્યો તેમ મોહ વધ્યો.

પહેલાં માણસો બે રૂમમાં સુખેથી રહેતાં હતાં. આજે પૈસો વધ્યો તેથી ફલેટમાં સ્ટોરરૂમ, ડ્રોઈંગરૂમ, બેડરૂમ, બાથરૂમ અને તેને શોભતું ફર્નીચર, ઠંડીમાં હીટર અને ગરમીમાં એરકંડીશન વિગેરે જોઇએ છે. ચામડાના મૂલાયમ બૂટ ને પર્સ જોઈએ છે. તમને ખબર છે કે એ તમારા મુલાયમ પર્સ અને બૂટ કેવી રીતે બને છે ? ગર્ભવંતી ગાયો અને ભેંસો વિગેરેનો કેવો ભયંકર વધ થાય છે ! ઉના ઉના પાણી છાંટવામાં આવે છે. પછી તેને ખૂબ માર મારે છે. પરિણામે બને જીવો મરી જાય છે. તેમના ચામડા ઉતારી મૂલાયમ બૂટ ને પર્સ બને છે. કમ્મરના પટ્ટા બને છે. બબ્બે પંચેન્દ્રિય જીવોની ઘાત થઈ જાય છે. અહિંસાને સમજ્યા પછી પ્રાણીની ઘાત કરીને બનાવેલી વસ્તુ ના વાપરવી જોઈએ. સર્વ જીવોને જીવવું ગમે છે.

એક જમાનો એ હતો કે લોકો કીડીઓને જીવાડવા માટે કીડીઓના દર આગળ લોટ નાંખતા. જ્યારે આજે તો કીડી–માંકડને મારવા માટે ઝેરી પાવડર નાંખવામાં આવે છે. આજે માનવના હૃદયમાંથી દયા ચાલી ગઈ છે. પણ યાદ રાખજો જે જીવ કર્મ કરશે તેને અવશ્ય ભોગવવા પડશે.

પેલા ગરીબના છોકરાને કર્મનો ઉદય છે. કયાંય નોકરી મળતી નથી. તેથી તે સાવ હતાશ થઈ ગયો. પાંચ દિવસથી ખાવા કણુ નથી ને નોકરી માટે કયાંય સફળતા મળતી નથી. ઘરમાં કાંઈ નથી ને ભીખ માંગવી નથી. મા–દીકરો બંને ભૂખના દુઃખ વેઠી રહ્યા છે. એવામાં પેપરમાં જાહેર ખબર વાંચી કે સ્ટેશન માસ્તરની જરૂર છે. આ ગરીબની ઝૂંપડી સ્ટેશન પાસે હતી એટલે આ મા–દીકરાને સૌ

ઓળખતાં હતા. તેથી છોકરાને થયું કે હું ત્યાં જાઉં તો મને જરૂર નોકરી મળી જશે. એટલે આશાભેર દોડીને ગયો. ત્યાંના અધિકારીને મળ્યો, ને નોકરી વિષે વાત કરી ત્યારે અધિકારીએ કહ્યું કે બંધ કવરમાં રૂ. ૫૦૦) આપો તો તરત નોકરી અપાવી દઉં. આ સાંભળીને ગરીબ છોકરાના પગ ધ્રૂજી ઉઠયા. એક તો અડવાડીયાનો તે ભૂખ્યો હતો. આટલા રૂપયા લાવવા કયાંથી? તે વિચારમાં ઢગલો થઈ પડી ગયો.

આજે લાંચરૂશ્વત કેટલી વધી ગઈ છે! ધંધા માટે તો પૈસા જોઈએ પણ નોકરી માટે ય પૈસા જોઈએ. અધિકારીઓને છાની લાંચ જોઈએ છે. જ્યાં ને ત્યાં લાંચથી કામ ચાલતું હોય ત્યાં માણુસ કયાંથી ઉંચો આવે? છોકરો નિરાશ થઈને ઘેર આવ્યો ને પોતાની માતાને વાત કરી. અને કહ્યું–બા! મને તો અધિકારીએ આમ કહ્યું. પણ તને બધા સારી રીતે ઓળખે છે. તું એની પાસે જા. કદાચ તારી શરમ પડે ને મને નોકરી મળે. માતા કહે તો હું જાઉં. માતા હિંમત કરીને અધિકારી પાસે ગઈ. અધિકારી તેનો ઓળખીતો હતો, માતાને જોઈને કહ્યું–માજી! આવો. તેને પ્રેમથી આવકાર આપીને બેસાડયા. પછી પૂછયું કે શા માટે આવવું પડયું? આવા પ્રેમભર્યા શબ્દો સાંભળીને માજી હરખાયા કે જરૂર મારું કાર્ય સફળ થશે. એટલે માજીએ પોતાના દુઃખની કહાની કહીને કહ્યું–જયાં શ્રીમંતોના હાસ્ય છે ત્યાં ગરીબોની હાય છે. અમારી આ દશા છે. અમે આઠ દિવસનાં ભૂખ્યા છીએ.

દેવાનુપ્રિયો! જ્યાં શ્રીમંતોના નાટક–સિનેમા–સરકસ અને ધોબીનાં જેટલા પૈસા ખર્ચાય છે તેટલામાં તો ગરીબના કુટુંબનો નિભાવ થાય છે. પણ એ શ્રીમંતોને કયાંથી ખ્યાલ આવે? પૂર્વભવમાં પુણ્યરૂપી પેટ્રોલની ટાંકી ભરીને આવ્યા છે. પણ આ ભવમાં મોજશોખની પાછળ પુણ્યરૂપી પેટ્રોલ ખાલી રહ્યા છે. જેમ તાવડામાં પૂરીઓ તળાય છે ને તેલ બળી જાય છે તેમ આ મોજશોખરૂપી પૂરીઓને તળવામાં પુણ્યરૂપી તેલ બાળીને ખતમ કરવા માંડયું છે.

માજી અધિકારીને ઘેર ગયા. તેનો આવકાર જોઈને ખુશ થયા ને પોતાના દુઃખની વાત કરીને દીકરાને નોકરી રાખવા માટે નમ્ર આજીજી કરી ત્યારે અધિકારીએ બંધ કવરમાં રૂા. ૫૦૦) ની માંગણી કરી. ડોશીમાએ દીનતાભર્યા સ્વરે કહ્યું કે દીકરા! જ્યાં ખાવાના સાંસા છે ત્યાં હું એટલી મોટી રકમ કયાંથી લાવું. ૫૦૦) રૂપિયાને બદલે મારી પાસે પાંચ આના પણ નથી. પાંચ આના હોત તો દાળીયા લાવીને ફાકત. આમ ખૂબ કરગરતાં માજી કહે છે તું અત્યારે મારા દીકરાને નોકરી અપાવી દઈશ તો તે દર મહિને તને થોડી થોડી રકમ આપીને ૫૦૦) રૂપિયા પૂરા કરી આપશે. પણ અત્યારે મારી કોઈ એવી સ્થિતિ નથી. ત્યારે અધિકારીએ કહ્યું. નહિ, આજે આપો તો નોકરી અપાવું. આ સમયે માજીએ પેલા અધિકારીને ખૂબ

નમ્રતાથી વિનંતી કરી. ખોળા પાથર્યા, તેના પગમાં પડી પણ અધિકારી માન્યો નહિ એટલે માજી ઉભા થયા. રડતા રડતાં કહે છે કે મારા દીકરા ! તને જરૂર પછી પૈસા આપીશ. પણ પૈસાના મોહમાં પડેલા અધિકારીનું હૃદય પીગળ્યું નહિ. ઉપરથી ક્રોધ આવ્યો ને માજીને ધક્કો માર્યો.

આઠ નવ દિવસનાં ભૂખ્યાં અને વૃધ્ધ માજી ધક્કો વાગતાં પડી ગયા. પથ્થરના ઓટલા સાથે માથું અથડાતાં માથું ફૂટી ગયું ને ધોરી નસ તૂટી જતાં પડતાંની સાથે પ્રાણ ઉડી ગયા. આજુબાજુના માણસો દોડીને આવ્યા અને ખૂન....ખૂન કરીને બૂમો પાડવા લાગ્યા. તરત પોલીસે આવીને પંચકેશ કર્યો. અધિકારીને ખૂની તરીકે પકડવામાં આવ્યો. અધિકારી ફફડવા લાગ્યો કે મારું શું થશે ? જેમ બિલાડીના મુખમાં ગયેલું પારેવું ફફડે તેમ અધિકારી ફફડવા લાગ્યો કે હવે મારું શું થશે ? મને ખબર નહિ કે આવું બની જશે ! દીકરો તો ચોધારા આંસુએ રડવા લાગ્યો. અરેરે....હું કેવો પાપી ! મારી માતાએ દુઃખ વેઠીને મને મોટો કર્યો, ઘંટીના પૈડા ફેરવીને ભણાવ્યો. તેને હું સુખ ન આપી શકયો ? જિંદગીભર તે મારીચિંતા કરતી ગઈ. અરેરે....મારી નોકરી માટે માંગણી કરતાં મારી માતાએ પ્રાણ ગુમાવ્યા ! છોકરો મા પાછળ કાળા પાણીએ રડે છે. બીજી બાજુ અધિકારીનો કોર્ટમાં કેસ ચાલ્યો ને આખરે ચુકાદો થતાં અધિકારીને ફાંસીની સજા ફરમાવવામાં આવી.

છોકરો કર્મના ઉદયથી ગરીબ હતો પણ તેનામાં માનવતાનો દીવડો બૂઝાયો ન હતો. માતાએ ધર્મના સંસ્કારનું સિંચન કર્યું હતું એટલે તેને વિચાર આવ્યો કે અધિકારીને ફાંસી થવાથી મારી માતા મને પાછી મળવાની નથી. જે થવાનું હતું તે થઈ ગયું. તેણે હાઈકોર્ટમાં કહ્યું કે સાહેબ ! ચુકાદો પાછો ખેંચી લો. મારી માતા તો મહિનાથી બિમાર હતી અને છેલ્લા આઠ-દશ દિવસથી તેણે કંઈ ખાધું ન હતું તેથી ભૂખ અને બિમારીના કારણે ચક્કર આવતાં પડી ગઈ. તેના માથામાં પથ્થર વાગ્યો ને તે મૃત્યુ પામી છે. આ સાહેબનો બિલકુલ ગુન્હો નથી. સાહેબ તો અમારા ઓળખીતા છે. તે બહુ ભલા છે, એ મારી માતાનું ખૂન કરે તેવા નથી. તેમણે મારી માતાનું ખૂન કર્યું નથી. આ પ્રમાણે જુબાની આપવાથી અધિકારીને ફાંસીની સજા રદ થઈ. છોકરાની ઉદારતા જોઈને અધિકારીનું હૃદય પલ્ટાઈ ગયું. તેને ગરીબ છોકરા પ્રત્યે માન થયું.

બંધુઓ ! આજે ઉપકાર ઉપર ઉપકાર કરનારાં ઘણાં મળે છે. પણ અપકાર ઉપર ઉપકાર કરનારા બહુ અલ્પ હોય છે. આ છોકરાએ અપકાર ઉપર ઉપકાર કર્યો. અધિકારીની આંખ ખુલી ગઈ અને તેના દિલમાં વસી ગયું કે આ છોકરો નર નહિ પણ નારાયણ છે. તેણે આવી જુબાની ન આપી હોત તો હું આજે ખલાસ થઈ

જાત. પછી મારા પત્ની અને છોકરાઓનું શું થાત? એની ઉદારતાને કારણે હું બચી ગયો છું. એમ બોલી તેના ચરણમાં પડી ગયો અને તેને નોકરી અપાવી દીધી. સંસ્કારી છોકરાના સંગમાં રહી અધિકારી પણ સંસ્કારી બની ગયો. માણસને જે સારો સંગ મળે તો તેનું જીવન સુધરી જાય છે. જ્ઞાતાજી સૂત્રમાં ન્યાય આપ્યો છે.

એક વખત મહારાજાએ ખૂબ સુંદર ને સ્વાદિષ્ટ ભોજન બનાવી પ્રધાન આદિ રાજ્યના અમલદારોને જમવાનું આમંત્રણ આપ્યું. બધા જમવા બેઠાં. બધાં વખાણી વખાણીને ખાવા લાગ્યા પણ પ્રધાન મૂંગે મોઢે જમે છે, રાજાના મનમાં એમ થાય છે કે હમણાં પ્રધાનજી ભોજનની પ્રશંસા કરશે, પણ પ્રધાનજી તો જમીને ઉઠયા તો પણ કંઈ બોલ્યા નહિ. ત્યારે રાજાએ પૂછયું. પ્રધાનજી! બધાએ ભોજન કરતાં પેટભરીને ભોજનના વખાણ કર્યા ને તમે કેમ કંઈ બોલ્યા નહિ? સુબુધ્ધિ પ્રધાને કહ્યું. મહારાજા! જે ભોજન તૈયાર કરતાં છકાય જીવોની હિંસા થાય છે. "થાય છકાયનો કુટો ત્યારે બને એક રોટો" એક સાદો રોટલો બનાવતાં પણ છકાયનો કુટો થઈ જાય છે. ત્યારે વિવિધ પ્રકારના સ્વાદિષ્ટ ભોજન બનાવતાં કેટલો આરંભ સમારંભ થયો હશે! તેને ખાતાં વખાણ શી રીતે કરાય? વળી હે મહારાજા! ગમે તેવા ઉંચી જાતનાં સુગંધીદાર પકવાનો બનાવ્યા પણ આ પેટમાં પડયા એટલે એ શુભ પુદ્દગલ અશુભ ને દુર્ગંધિત બની જાય છે.

આ રીતે પ્રત્યેક પદાર્થોનો એવો સ્વભાવ છે કે તે શુભમાંથી અશુભ અને અશુભમાંથી શુભ બને છે. તેના શું વખાણ કરવા? પણ રાજાને એ વાત મગજમાં બેઠી નહિ. સુબુધ્ધિ પ્રધાન ખરેખર સુબુધ્ધિ હતો. તે જૈન ધર્મના તત્વને બરાબર જાણનારો હતો એટલે રાજાને કહ્યું સમય આવે આપને બતાવીશ.

એક વખત પ્રધાન અને રાજા નગર બહાર ફરવા ગયા હતા. રસ્તામાં એક ખાઈ આવી. તેમાંથી માથું ફાટી જાય તેવી દુર્ગંધ આવવા લાગી. રાજાએ નાક આડો દુપટ્ટો દીધો. ઘણે દૂર સુધી તેની દુર્ગંધ આવતી હતી. મહામુશ્કેલીએ ત્યાંથી પસાર થયા. ઘેર ગયા પછી સુબુધ્ધિ પ્રધાને તે ગંધાતી ખાઈનું ૧૦૦ ઘડા પાણી મંગાવ્યું. ૧૦૦ ઘડાનું પાણી આછરે એટલે તેમાંથી નીચે ઠરેલો કચરો કાઢી સોમાંથી ૫૦ ઘડા, પચાસમાંથી પચ્ચીસ એમ પાણી આછરી જાય એટલે તેમાંથી ઉપર ઉપરનું પાણી લઈ લેતાં. સો ઘડામાંથી એક ઘડો પાણી રાખ્યું. તે પાણીને શુધ્ધ અને શીતળ બનાવી એક દિવસ પ્રધાને રાજાને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું. રાજાને ભાતભાતનાં ભોજન જમાડયા અને પેલું પાણી પીવડાવ્યું. ત્યારે રાજાએ પૂછયું- પ્રધાનજી! તમે કઈ વાવનું કે કુવાનું પાણી લાવ્યા છો કે પાણી અમૃત જેવું મીઠું છે. કયારેય મેં આવું પાણી પીધું નથી. પ્રધાન કહે છે સાહેબ! જે ખાઈ પાસેથી

આપણે નીકળ્યા હતા તે ગંધાતી ખાઈનું પાણી છે. રાજા કહે–શું તે પાણી છે? પ્રધાન કહે કે મેં આપને કહ્યું હતું કે અશુભમાંથી શુભ અને શુભમાંથી અશુભ પુદ્‌ગલો બને છે. મેં આપને આ પ્રયોગ દ્વારા પ્રત્યક્ષ બતાવ્યું. પણ રાજાને આ વાત મનાતી નથી. ત્યારે પ્રધાને રાજાની નજર સમક્ષ પ્રયોગ કરી બતાવ્યો. આથી રાજાને શ્રધ્ધા થઈ. સુબુધ્ધિ પ્રધાનના સંગમાં રાજા પણ સુબુધ્ધિવાન અને જૈન ધર્મી બની ગયો.

બંધુઓ! આ રીતે પેલા ગરીબ છોકરાની વિશાળ ભાવના જોઈને લોભી સ્ટેશન માસ્તરનું મન પલટાઈ ગયું. અહો! આ ગરીબ હોવા છતાં કેટલો અમીર છે! શું તેની ખાનદાની છે! મેં એની માતાને ધક્કો માર્યો ને તે મરણ પામી છતાં મને બચાવવા માટે કેવી જુબાની આપી! એ અધિકારી ગરીબ યુવાનના ચરણમાં પડી ગયો. અને તેના મનમાં સમજાઈ ગયું કે હે જીવ! જે દોલતની પાછળ પાગલ બનીને આવા કાવાદાવા કરે છે તે દોલત તને દગો નહિ દે તેનો શું તને વિશ્વાસ છે? અને જે પુત્ર, પરિવાર, પત્ની અને મિત્રોને તું મારા, મારા કરે છે તે સદા તારા રહેશે તેની તને ખાત્રી છે? અને આ કાયાની માયામાં પડીને કાળા કર્મો કરે છે પણ આ કાયા ક્યાં સુધી ટકવાની છે? અરે, સગાવહાલાનો સંબંધ પણ ક્યાં સુધી? સમજી લેજો, સંસારમાં સ્વાર્થ વિના કોઈ કોઈની સાથે પ્રીત કરતું નથી. અધિકારીને જ્યારે આવું સમજાયું ત્યારે છોકરાને સ્ટેશન માસ્તરની નોકરી આપી. છોકરો બધી રીતે સુખી થયો પણ તેની માતાનો ઘા રૂઝાતો નથી. તેનું અંતર રડયા કરે છે. અરે ભગવાન! જે માતાએ ઘણા કષ્ટ વેઠીને મને ભણાવ્યો તેની સેવા હું ન કરી શક્યો! પોતાની માતા જેવી જે જે દુઃખીયારી માતાને જોતો ત્યાં દોડી જતો ને પોતાનાથી બનતી સેવા કરતો.

આજે જન્માષ્ટમીનો પવિત્ર દિન છે. કૃષ્ણ વાસુદેવે જન્મ લઈને કેવી ધર્મની દલાલી કરી છે તે વાત તમે સહુ જાણો છો. આ પૃથ્વી ઉપર ઘણાં પુરૂષો જન્મ્યા છે. કૃષ્ણ અને કંસ, મહાવીર અને મંખલિપુત્ર, રામ અને રાવણ, આ બધા એકએકની સાથે હતા. તેમાં કૃષ્ણ, રામ, અને મહાવીર પ્રભુ આદિ પુરૂષોએ સત્કર્મો કરીને પોતાનું નામ અમર બનાવ્યું. અને કંસ–રાવણ આદિએ પોતાના નામને કલંકિત કર્યું. આ બધું તમે સારી રીતે જાણો છો. એ મહાન પુરૂષો આ પવિત્ર ભારત ભૂમિમાં જન્મ્યા હતા ને આપણે બધા પણ ભારત ભૂમિમાં જન્મ્યા છીએ. હવે તમારે તમારા નામને એ મહાન પુરૂષોની જેમ ઉજ્જવળ બનાવવું છે ને?

આ જન્માષ્ટમીનો પવિત્ર દિવસ તમે જુગારાષ્ટમીનો બનાવી દીધો છે. ભાઈઓ તો જુગાર રમે છે. સાથે આ મુંબઈમાં સારા કુટુંબની બહેનો પણ રમે છે. આ સાંભળીને મને વિચાર આવે છે કે આ શું? જુગાર એક જાતનું ભયંકર વ્યસન છે,

द्युतं च मासं च सुरा च वेश्या, पापार्द्धि चोरी परदार सेवा ।
एतानि सप्तानि व्यसनानि लोके, घोराति घोरे नरके पतन्ति ॥

દ્યુત એટલે જુગાર, સાત વ્યસનોમાં જુગારનો પહેલો નંબર છે. આ જુગાર રમવાથી કેટલું નુકશાન થાય છે! જુગાર રમનારો છેવટે સાતે વ્યસનવાળો બની જાય છે. પરિણામે આ વ્યસનો જીવને દુર્ગતિમાં લઈ જાય છે. અહીં જુગાર રમનારને સરકાર પકડે છે ને પરલોકમાં કર્મની સરકાર પકડે છે. માટે સમજો. ધર્મરાજા જુગાર રમ્યા. એ તો પવિત્ર પુરૂષ હતા. જુગાર રમે તેવા ન હતા. પણ શકુનીના કહેવાથી દુર્યોધને કપટ કરીને જુગાર રમાડયા. અનિચ્છાએ ધર્મરાજા જુગાર રમ્યા તો પણ પાંચ પાંડવો, કુંતા માતા અને સતી દ્રૌપદીને વનવાસ વેઠવો પડયો. તો જે રસપૂર્વક હોંશથી જુગાર રમે છે તેની શી દશા થશે ? (પૂ. મહાસતીજીએ જુગાર કેવો હાનીકારક છે અને જુગાર રમનારની કેવી હાલત થાય છે તે વિષે ખૂબ વર્ણન કર્યું હતું. તેમજ જુગાર રમવાથી કેવું બન્યું તે ઉપર એક બનેલી કહાની કહી હતી. જે સાંભળતાં બધા રડી પડયાં હતા. પછી પૂ. મહાસતીજીએ જુગાર વિરોધની ખૂબ જોરદાર હાકલ કરી હતી. તેથી વ્યાખ્યાનમાં બેઠેલા દરેક ભાઈ બહેનો પૂ. મહાસતીજીની હાકલે ઉભા થઈ ગયા ને જુગાર ન રમવું તેવી પ્રતિજ્ઞા લીધી. તેમજ કૃષ્ણ વાસુદેવે આ પૃથ્વી ઉપર જન્મ લઈને કયા કયા મહત્ત્વના કાર્યો કર્યા હતા, તેમના જીવનમાં કેવા ગુણો હતા તેનું ખૂબ સુંદર રીતે અને વિશદ વર્ણન કર્યું હતું.)

## વ્યાખ્યાન નં. ૪૬

**શ્રાવણ વદ ૧૦ ને ગુરૂવાર** તા. ૧૯-૮-૭૧

અનંત કરૂણાના સાગર, અનંત ઉપકારી, વિશ્વવંદનીય, અશરણના શરણ એવા જિનેશ્વર ભગવંતોએ સંસારના વૈભવ અને વિલાસોના સુખ મેળવવા માટે વલખા મારતા અને અનાદિકાળથી પોતાની ભૂલના કારણે ભટકતા જીવાત્માઓને કરૂણાબુદ્ધિથી સિધ્ધાંતના વચન રૂપી અમૃતનું સિંચન કરતાં કહ્યું કે હે આત્મા! તને પૂર્વના પુણ્યોદયથી માનવભવ પ્રાપ્ત થયેલ છે તે વિષયભોગના વલખા મારવા માટે નહિ પણ આત્માનું શ્રેય સાધવા માટે છે. સ્વરૂપની સમજણના અભાવે આત્મા અનંતકાળથી ગાઢ અજ્ઞાન નિદ્રામાં સૂતેલો છે. તેને જગાડતાં કહે છે કે જ્યાં સુધી મૃત્યુરૂપી કુહાડાના પ્રહારો તારા જીવનરૂપી વૃક્ષને છેદી ન નાંખે ત્યાં સુધીમાં હે જીવ! તને પ્રાપ્ત થએલ ઉત્તમ સાધન અને સામગ્રીઓનો તું સદુપયોગ કરી લે,

આપણે મહાબલ આદિ સાત અણગારોની વાત ચાલે છે. તેમને સંસાર સુખની પ્રચુર સામગ્રીવાળા રાજ્ય વૈભવ મળ્યા હતા. તેને છોડીને સંયમી બન્યા અને કર્મની બેખડો તોડવા માટે પ્રબળ પુરૂષાર્થ કર્યો. જેમ રેતીનો મોટો ઢગલો પડયો હોય પણ જો પ્રચંડ પવનનો ઝપાટો આવે તો એ રેતીના મોટા ઢગલાને વેરવિખેર કરી નાંખે છે. તેમ જ્ઞાની કહે છે કે આત્મા! તારા આત્મા ઉપર પડેલા કર્મરૂપી રેતીના મોટા ઢગલાને વિખેરવા માટે પુરૂષાર્થના પ્રચંડ ઝપાટાની જરૂર છે. મંદ મંદ પવન રેતીના ઢગલાને વિખેરી શકતો નથી તેમ તમે મંદ મંદ પુરૂષાર્થ કરશો તો કર્મરૂપી રેતીના ઢગલાને જલ્દી વિખેરી શકશો નહિ. કર્મનો ઢગલો જલ્દી વિખેરવાનું જો કોઈ સાધન હોય તો ત્યાગ છે. કહ્યું છે કે. **त्याग एव हि सर्वेषां मुक्ति साधनमुत्तमम्** આ સંસારમાં સર્વ જીવોને માટે ત્યાગ એ મુક્તિનું ઉત્તમ સાધન છે.

આ સાત અણગારોને શાશ્વત સુખ અને શાંતિ મેળવવાની લગની લાગી. એટલે સંસારના છલકાતા વૈભવોનો ત્યાગ કરી મુક્તિનું ઉત્તમ સાધન ત્યાગ તે તેમણે અપનાવી લીધો. દીક્ષા લઈને કેવા ઉગ્ર તપ કર્યા? લઘુસિંહનિષ્કીડિત અને મહાસિંહનિષ્કીડિત બંને પ્રકારના તપ કર્યા. ત્યાર પછી છઠ્ઠ અને અઠ્ઠમના પારણાં કરવા લાગ્યા. આમ કરતાં તેમનું શરીર એકદમ જીર્ણ થઈ ગયું. તેમનું શરીર કોના જેવું થઈ ગયું?

**तए णं ते महब्बल पामोक्खा सत्त अणगारा तेणं ओरालेणं सुक्का भूक्खा जहा खंदओ।**

ભગવતીજી સૂત્રના બીજાશતકના પ્રથમ ઉદ્દેશામાં સ્કંદક મુનિનો અધિકાર આવે છે. તે સ્કંદક મુનિએ આલોક અને પરલોકની ઈચ્છા રહિત ઉગ્ર તપ કર્યો હતો. એવા ઉગ્ર તપથી તેમનું શરીર સૂકકે ભૂકકે થઈ ગયું હતું. તેમ આ મહાબલ પ્રમુખ સાતે અણગારોનું શરીર પણ તપથી શુષ્ક બની ગયું. શરીરની નસેનસો દેખાવા લાગી. મગ અને ચોળાની શીંગો સૂકાઈ ગયા પછી તેના દાણા ખખડે છે તેમ તેમના શરીરમાંથી લોહી ને માંસ સૂકાઈ ગયા હતા એટલે એકલા હાડકાનો માળો રહ્યો હતો. જેમ મગ ને ચોળાની સૂકી શીંગ ખખડે, સૂકા પાંદડા જેમ ખખડે તેમ આ સાતે મુનિવરોના શરીરના હાડકા ખખડવા લાગ્યા. અહીંથી ત્યાં ઉઠીને જતાં, ગુરૂને વંદન કરતાં થાક લાગવા માંડયો એટલે સમજી ગયા કે આ શરીરરૂપી સાધન અમને આત્મસાધના કરવામાં હવે સહાયક બની શકે તેમ નથી માટે સંથારો કરીએ. એમ વિચાર કરી સાતે અણગારોએ જીવનની મમતા છોડી દીધી. જેમ ઘસાઈ ગયેલું કપડું ઉતારીને માણસ નવું કપડું પહેરે છે તેમ આ

શરીર હવે જીર્ણ કપડા જેવું થઈ ગયું છે માટે શરીરના બંધનમાંથી મુક્તિ મેળવીએ. સંતોને બંધન ખટકયું. જેને બંધન ખટકે તે છટકે. ગાય ભેંસ આદિ જાનવરોને પણ બંધન ખટકે છે તો તે બંધન તોડીને મુક્ત થવા ઈચ્છે છે. બોલો, તમને બંધન ખટકયું છે? ખટકશે તો છોડાવનારા મળી જશે. પણ તમને તો બંધન ખટકતું નથી પછી છૂટવાની વાત કયાં?

અત્યારે અધિકારમાં તપની વાત ચાલે છે. ને પર્યુષણપર્વ પણ નજીક આવે છે. એટલે ઉપાશ્રયમાં તપોમય વાતાવરણ દેખાય છે. આવા તપસ્વીઓને તપ કરતાં જોઈને તપ કરવાનું મન થાય છે? (શ્રોતામાંથી અવાજ મન તો થાય છે પણ થઈ શકતો નથી.)

"एकोऽहम सहायोऽहं कृशोऽहम परिच्छिदः।
स्वप्नेप्येवं विद्या चिन्ता, मृगेन्द्रस्य न जायते॥"

હું એકલો છું, અસહાય છું, દુર્બળ છું અને પ્રજારહિત છું એવો નબળો વિચાર સ્વપ્નમાં પણ સિંહને (શૂરવીરને) આવતો નથી.

આ શ્લોકમાં શું કહ્યું તે તમે સમજ્યા ને? જે શૂરવીર સિંહ સમાન છે તેને એવું ન થાય કે મારે માસખમણ કરવું છે પણ મારાથી નહિ થાય. આત્માનું શૂરાતન જાગ્યું છે તેને કોણ રોકનાર છે? પણ જેને નથી કરવું ને કરવાનો ડોળ બતાવવો છે તે નહીં કરવા માટે કોઈ બહાના શોધતા હોય છે. ને કોઈ મને તપ ન કરવાનું કહે તેની રાહ જોતા હોય છે. એક અનેરી કહાની કહું:

પર્યુષણના દિવસો આવ્યા. ગામમાં તપમય વાતાવરણ છવાઈ ગયું. કોઈ જ્ઞાની સંતનું ચાતુર્માસ હતું એટલે જ્યાં જુઓ ત્યાં તપશ્ચર્યા ને તપશ્ચર્યા દેખાય છે. આજુબાજુમાં બધે તપની વાતો ચાલે છે ને તપના ગીતો ગવાય છે. આ જોઈને એક સાસુના મનમાં થયું કે આ બધા કેવા ભાગ્યશાળી છે કે કોઈના દીકરાએ તો કોઈની દીકરી–વહુ–સાસુએ બધાએ તપશ્ચર્યા ઉપાડી છે ને હું કેવી કમભાગી છું કે મારા ઘરમાં કોઈ તપ કરતું નથી. હું પણ કરી શકતી નથી. સાસુ એની વહુને કહે છે બેટા! સંઘમાં તપ વિનાનું કોઈ ઘર ખાલી નથી. આપણું ઘર ખાલી છે. તો તમારાથી બને તો અઠ્ઠાઈ કરો. મને બહુ હોંશ છે. બોલો, કરવી છે? વહુ કહે–હા બા. હું કરીશ. એટલે સાસુ તો હરખાઈ ગયા. એમણે હરખમાં ને હરખમાં કોપરું છીણ્યું. તેમાં સાકર નાંખીને વહુને ખવડાવ્યું. ગુંદર, ટોપરું નાખીને સૂંઠ બનાવીને વહુને ખવડાવી. અત્તરવારણામાં લાડવા જમાડયા. ને છેલ્લે ઘીમાં સાકર અને લવીંગ હલાવીને વહુને ચટાડયા. વહુને અઠ્ઠાઈ કરાવવાના સાસુને કેટલા કોડ છે! સવાર પડી એટલે સાસુ કહે છે વહુ! તમે કંઈ કામ કરશો નહિ. બીજા કરી લેશે. તમે વહેલા

આપણે મહાબલ આદિ સાત અણુગારોની વાત ચાલે છે. તેમને સંસાર સુખની પ્રચુર સામગ્રીવાળા રાજ્ય વૈભવ મળ્યા હતા. તેને છોડીને સંયમી બન્યા અને કર્મની લેખડો તોડવા માટે પ્રબળ પુરૂષાર્થ કર્યો. જેમ રેતીનો મોટો ઢગલો પડયો હોય પણ જો પ્રચંડ પવનનો ઝપાટો આવે તો એ રેતીના મોટા ઢગલાને વેરવિખેર કરી નાંખે છે. તેમ જ્ઞાની કહે છે હે આત્મા! તારા આત્મા ઉપર પડેલા કર્મરૂપી રેતીના મોટા ઢગલાને વિખેરવા માટે પુરૂષાર્થના પ્રચંડ ઝપાટાની જરૂર છે. મંદ મંદ પવન રેતીના ઢગલાને વિખેરી શકતો નથી તેમ તમે મંદ મંદ પુરૂષાર્થ કરશો તો કર્મરૂપી રેતીના ઢગલાને જલ્દી વિખેરી શકશો નહિ. કર્મનો ઢગલો જલ્દી વિખેરવાનું જો કોઈ સાધન હોય તો ત્યાગ છે. કહ્યું છે કે. **त्याग एव हि सर्वेषां मुक्ति साधनमुत्तमम्** આ સંસારમાં સર્વ જીવોને માટે ત્યાગ એ મુક્તિનું ઉત્તમ સાધન છે.

આ સાત અણુગારોને શાશ્વત સુખ અને શાંતિ મેળવવાની લગની લાગી. એટલે સંસારના છલકાતા વૈભવોનો ત્યાગ કરી મુક્તિનું ઉત્તમ સાધન ત્યાગ તે તેમણે અપનાવી લીધો. દીક્ષા લઈને કેવા ઉગ્ર તપ કર્યા? લઘુસિંહનિષ્ક્રીડિત અને મહા સિંહનિષ્ક્રીડિત બંને પ્રકારના તપ કર્યા. ત્યાર પછી છઠ્ઠ અને અઠ્ઠમના પારણાં કરવા લાગ્યા. આમ કરતાં તેમનું શરીર એકદમ જીર્ણ થઈ ગયું. તેમનું શરીર કોના જેવું થઈ ગયું?

**तए णं ते महब्बल पामोक्खा सत्त अणगारा तेणं ओरालेणं सुक्का भूक्खा जहा खंदओ।**

ભગવતીજી સૂત્રના બીજાશતકના પ્રથમ ઉદ્દેશામાં સ્કંદક મુનિનો અધિકાર આવે છે. તે સ્કંદક મુનિએ આલોક અને પરલોકની ઈચ્છા રહિત ઉગ્ર તપ કર્યો હતો. એવા ઉગ્ર તપથી તેમનું શરીર સૂકકે ભૂકકે થઈ ગયું હતું. તેમ આ મહાબલ પ્રમુખ સાતે અણુગારોનું શરીર પણ તપથી શુષ્ક બની ગયું. શરીરની નસેનસો દેખાવા લાગી. મગ અને ચોળાની શીંગો સૂકાઈ ગયા પછી તેના દાણા ખખડે છે તેમ તેમના શરીરમાંથી લોહી ને માંસ સૂકાઈ ગયા હતા એટલે એકલા હાડકાનો માળો રહ્યો હતો. જેમ મગ ને ચોળાની સૂકી શીંગ ખખડે, સૂકા પાંદડા જેમ ખખડે તેમ આ સાતે મુનિવરોના શરીરના હાડકા ખખડવા લાગ્યા. અહીંથી ત્યાં ઉઠીને જતાં, ગુરૂને વંદન કરતાં થાક લાગવા માંડયો એટલે સમજી ગયા કે આ શરીરરૂપી સાધન અમને આત્મસાધના કરવામાં હવે સહાયક બની શકે તેમ નથી માટે સંથારો કરીએ. એમ વિચાર કરી સાતે અણુગારોએ જીવનની મમતા છોડી દીધી. જેમ ઘસાઈ ગયેલું કપડું ઉતારીને માણસ નવું કપડું પહેરે છે તેમ આ

શરીર હવે જીર્ણ કપડા જેવું થઈ ગયું છે માટે શરીરના બંધનમાંથી મુક્તિ મેળવીએ. સંતોને બંધન ખટકયું. જેને બંધન ખટકે તે છટકે. ગાય ભેંસ આદિ જાનવરોને પણ બંધન ખટકે છે તો તે બંધન તોડીને મુક્ત થવા ઈચ્છે છે. બોલો, તમને બંધન ખટકયું છે? ખટકશે તો છોડાવનારા મળી જશે. પણ તમને તો બંધન ખટકતું નથી પછી છૂટવાની વાત કયાં?

અત્યારે અધિકારમાં તપની વાત ચાલે છે. ને પર્યુષણપર્વ પણ નજીક આવે છે. એટલે ઉપાશ્રયમાં તપોમય વાતાવરણ દેખાય છે. આવા તપસ્વીઓને તપ કરતાં જોઈને તપ કરવાનું મન થાય છે? (શ્રોતામાંથી અવાજ મન તો થાય છે પણ થઈ શકતો નથી.)

"एकोऽहम सहायोऽहं कृशोऽहम परिच्छिदः।
स्वप्नेप्येवं विद्या चिन्ता, मृगेन्द्रस्य न जायते॥"

હું એકલો છું, અસહાય છું, દુર્બળ છું અને પ્રજારહિત છું એવો નબળો વિચાર સ્વપ્નમાં પણ સિંહને (શૂરવીરને) આવતો નથી.

આ શ્લોકમાં શું કહ્યું તે તમે સમજ્યા ને? જે શૂરવીર સિંહ સમાન છે તેને એવું ન થાય કે મારે માસખમણ કરવું છે પણ મારાથી નહિ થાય. આત્માનું શૂરાતન જાગ્યું છે તેને કોણ રોકનાર છે? પણ જેને નથી કરવું ને કરવાનો ડોળ બતાવવો છે તે નહીં કરવા માટે કોઈ બહાના શોધતા હોય છે. ને કોઈ મને તપ ન કરવાનું કહે તેની રાહ જોતા હોય છે. એક બનેલી કહાની કહું.

પર્યુષણના દિવસો આવ્યા. ગામમાં તપમય વાતાવરણ છવાઈ ગયું. કોઈ જ્ઞાની સંતનું ચાતુર્માસ હતું એટલે જ્યાં જુઓ ત્યાં તપશ્ચર્યા ને તપશ્ચર્યા દેખાય છે. આજુબાજુમાં બધે તપની વાતો ચાલે છે ને તપના ગીતો ગવાય છે. આ જોઈને એક સાસુના મનમાં થયું કે આ બધા કેવા ભાગ્યશાળી છે કે કોઈના દીકરાએ તો કોઈની દીકરી–વહુ–સાસુએ બધાએ તપશ્ચર્યા ઉપાડી છે ને હું કેવી કમભાગી છું કે મારા ઘરમાં કોઈ તપ કરતું નથી. હું પણ કરી શકતી નથી. સાસુ એની વહુને કહે છે બેટા! સંઘમાં તપ વિનાનું કોઈ ઘર ખાલી નથી. આપણું ઘર ખાલી છે. તો તમારાથી બને તો અઠ્ઠાઈ કરો. મને બહુ હોંશ છે. બોલો, કરવી છે? વહુ કહે– હા બા. હું કરીશ. એટલે સાસુ તો હરખાઈ ગયા. એમણે હરખમાં ને હરખમાં કોપરું છીણ્યું. તેમાં સાકર નાંખીને વહુને ખવડાવ્યું. ગુંદર, ટોપરું નાખીને સૂંઠ બનાવીને વહુને ખવડાવી. અત્તરવારણામાં લાડવા જમાડયા. ને છેલ્લે ઘીમાં સાકર અને લવીંગ હલાવીને વહુને ચટાડયા. વહુને અઠ્ઠાઈ કરાવવાના સાસુને કેટલા કોડ છે! સવાર પડી એટલે સાસુ કહે છે વહુ! તમે કંઈ કામ કરશો નહિ. બીજા કરી લેશે. તમે વહેલા

તૈયાર થઈ જજો. ઉપાશ્રયે જઈને નવ વાગે તમને પચ્ચખાણુ લેવડાવીશ. મારી વહુ અઠ્ઠાઈ કરશે તેમ સાસુને ઘણો હર્ષ છે.

અહીં બેઠેલી બહેનો! તમે પણ તમારી વહુ તપ કરે એવી હોય તો આવી હોંશથી કરાવજો. આપણે ન કરી શકતા હોઈએ તો બીજાને કરાવવાની અનુમોદના કરવી તેમાં પણ મહાન લાભ છે. વહુએ રંગમાં આવીને સાસુને અઠ્ઠાઈ કરવાની હા તો પાડી દીધી. સવાર પડી. નાહી ધોઈને સારા કપડાં પહેરી તૈયાર થઈ. સાડા-આઠ વાગ્યા. ઉપાશ્રયે જવાની તૈયારી હતી પણ વહુના મનમાં એમ થાય છે કે જો કોઈ કહે કે તમારાથી નહિ થઈ શકે, માટે દાતણ કરી લો, તો હું દાતણ કરું. સાસુને કરાવવાનો ઘણો હરખ છે પણ વહુને કરવાનું મન નથી. તેથી તેના મુખ ઉપર આનંદ નથી. પણ માજીનો દીકરો હોંશિયાર છે. તે પોતાની પત્નીનું મુખ જોઈને સમજી ગયો કે આને અંદરથી કરવાનું મન નથી. આ ગળીયા બળદને હાંકી-હાંકીને મારી બા લઈ જાય છે પણ એનું ગાડું ચાલવાનું નથી. લાવ, જરા પરીક્ષા કરી જોઉં. એમ વિચાર કરી એની પત્નીને કહે છે બા તને અઠ્ઠાઈ કરાવાનું કહે છે પણ બા કહે એટલે તારે અઠ્ઠાઈ કરવી પડે એવું નથી. તારું માથું દુઃખતું હોય તો દાતણ કરી લે. શરીર બગાડીને નથી કરવું. વહુ કહે-ના. મને કરવાની ઘણી હોંશ છે પણ માથું દુઃખે છે. એનો પતિ કહે તો કરી લે દાતણ. એટલે વહુએ સાસુને કહ્યું કે બા! મને તો અઠ્ઠાઈ કરવાની ખૂબ હોંશ છે પણ તમારા દીકરા મને ના પાડે છે. (હસાહસ) વહુની વાત સાંભળીને સાસુનો ઉમંગ તૂટી ગયો.

બા દીકરાને કહે છે બેટા! તું વહુને શા માટે ના પાડે છે? આવો અવસર ફરીને ક્યાં આવવાનો છે? એને કરવાનું મન છે ને મને કરાવવાના કોડ છે. ત્યારે દીકરાએ કહ્યું-બા! મેં ના પાડી નથી. પણ એનું મન ઢીલું પડી ગયું છે. એ રાહ જોતી હતી કે મને ક્યારે કોઈ દાતણ કરવાનું કહે ને હું દાતણ કરું! ખરેખર, તપ કરવો તે કાયરનું કામ નથી. **કર્મશત્રુ સામે ઝઝૂમવું એ શૂરાના કામ છે'**

**"આ તો શૂરાના સંગ્રામ, માથું મૂકી જાણે રે,**
**અહીં નહીં કાયરનું કંઈ કામ, માથું મૂકી જાણે રે...આ તો....**

આ તો જીવનનો સંગ્રામ છે. કર્મશત્રુને હઠાવવા માટે શૂરવીર બનવું પડશે. રણે ચઢેલો રાજપૂત લડાઈમાં જાય તો પીછે હઠ ન કરે. લડાઈમાં તો જાઉં છું પણ ત્યાં ભાલા વાગશે, સામેથી ગોળીઓ છૂટશે તે મારાથી કેમ સહન થશે? આવો વિચાર કરે તે રણસંગ્રામમાં ટકી ન શકે.

એક રાજપૂત યુવાન પરણીને આવ્યો. બારણામાં તેની માતા પોંખણા કરતી હતી ત્યાં લડાઈની ભેરી વાગી. ભેરીના સૂર સાંભળતા ક્ષત્રિય બચ્ચો તરત

લડાઈમાં ગયો. ત્યાં ગયા પછી તેને નવપરણીત પત્નીનો પ્રેમ યાદ આવતાં પાછો ફુળે છે. ત્યારે પત્ની તેને ઠપકો આપે છે કે શા માટે પાછા આવ્યાં? ત્યારે તે કહે છે કે તારા રૂપને નિહાળવા આવ્યો છું. આ શબ્દો સાંભળી ક્ષત્રિયાણીનું લોહી ઉકળી ઉઠયું. એના પતિને કહી દીધું-સ્વામીનાથ! આ શબ્દો તમને ન શોભે. તમને આ ચામડાના દેહનો નેહ લાગ્યો છે પણ વિચાર કરો.

તમને અભિમાન છે આ રૂપનું ને જુવાની તણું,
ચમકશે ક્યાં સુધી આ ગાલનું ગુલાબીપણું,

ચામડીના તેજને ઝંખાતા વાર નહિ, જોમ ભર્યા દેહને નંખાતાં વાર નહિ,
ઈન્દ્રિઓના નૂરને હણાતાં વાર નહિ, આશા ભરી આંખડી મીંચાતા વાર નહિ,
સંધ્યા તણા રંગોને વિલાતા વાર નહિ.

સ્વામીનાથ! તમને આ મારા રૂપનો મોહ છે. મૃગનયણી જેવી આ આંખોનો મોહ છે. પરવાળાં જેવા હોઠ અને ગુલાબી ગાલની લાલી જોવા માટે તમે યુધ્ધમાં ગયેલા પાછા ફર્યા છો પણ વિચાર કરો કે આ યુવાની અને રૂપ ક્યારે વિલાઈ જશે, આ ગુલાબી ગાલ ક્યારે કરમાઈ જશે તેની ખબર નથી. આ શરીરમાં અંદર લોહી ને માંસ ભર્યા છે. ઉપર આ ચામડીનું ચળકતું કવર મઢયું છે. શરીરમાં રોગ આવશે ત્યારે એનું તેજ હણાઈ જશે. ઈન્દ્રિઓના નૂર ઝાંખા પડી જશે ને આ જોમભર્યો દેહ પડી જશે. આ આંખડી ક્યારે મીંચાઈ જશે તેની ખબર નથી. તેમાં તમને શું મોહ લાગ્યો કે તમે મીંઢળબંધા શૂરવીર થઈને નીકળી ગયેલાં પાછાં આવ્યા? તેનો પતિ કહે તારી કામણગારી આંખ હું ભૂલી શકયો નહિ. આ શબ્દ જ્યાં સાંભળ્યા કે તે ક્ષત્રિયાણીએ ભાલાની અણીએ આંખો આપી દીધી ને પ્રાણ છોડયા. અને ભાન ભૂલેલા પતિની શાન ઠેકાણે લાવી. ને તરત તે લડાઈમાં ચાલ્યો ગયો.

બંધુઓ! આ તો ક્ષત્રિય હતો પણ ભગવાન કહે છે આપણો આત્મા ક્ષત્રિયનો પણ ક્ષત્રિય છે. અનંત શક્તિ એનામાં રહેલી છે. રંગભોગમાં પડી પોતાની શક્તિનું ભાન ભૂલેલા આત્માને જગાડવા પર્યુષણપર્વ આવે છે. હવે તો બે દિવસની વાર છે. કર્મશત્રુઓની સામે ઝઝૂમવા માટે ક્ષત્રિય એવા આત્માને જગાડો. જેને જન્મ મરણનો ત્રાસ લાગતો હોય, મોક્ષમાં જવાની લગની લાગી હોય તે ક્ષત્રિય બનીને કર્મસંગ્રામમાં યુધ્ધ કરવા તપ-ત્યાગ અને શીયળના શસ્ત્રો સજીને ઝઝૂમવા તૈયાર થઈ જશે. અને જે કાયર હશે તે બેસી રહેશે. ત્યાગ એ આત્માને કર્મના બંધનમાંથી મુક્ત બનાવવાનું ઉત્તમ સાધન છે. તમે સંસાર છોડીને સંયમી બનો તો ઉત્તમ વાત છે. આ સભામાંથી એકાદ સાધુ બની જાય તો ઘાટકોપરનું નામ અમર બની

જાય. કેમ વજુભાઈ બરાબર છે ને ? (હસાહસ) ક્યાં સુધી હસીને પતાવશો ? હું તો દીક્ષા લેવાનું કહું છું. પણ જો દીક્ષા ન લઈ શકો તો બ્રહ્મચર્યમાં તો આવો.

મહાબલ આદિ સાતે અણુગારોએ સમજીને સંયમ લીધો ને કેવી ઉગ્ર સાધના કરી. તેમણે આટલું બધું કર્યું તો તમે સંસારમાં રહીને કામના ઉપર વિજય નથી મેળવી શકતા ? તપ કરીને સંતોએ શરીર ગાળી નાંખ્યું. હવે સાધનામાં શરીર સહાયક બની શકે તેમ નથી. પોતે જ્યાં બેઠા હોય ત્યાંથી ઉઠીને ગુરૂની પાસે જતાં બે–ત્રણ વિસામા લેવા પડે. તેવું શરીર થઈ ગયું. ત્યારે તેમણે શું કર્યું :

"णवरं थेरे आपुच्छित्ता चारु पव्वयं दुरुहंति, दुरुहित्ता जाव दो मासियाए संलेहणाए सवीसं भत्तसयं चउरासीइं वाससय सहस्साइं सामण्ण परियाग पाउणंति।"

સ્કંદક મુનિએ જેમ ભગવાન મહાવીર પાસેથી આજ્ઞા મેળવી હતી તે રીતે આ સાતે અણુગારોએ સ્થવિર ભગવંતો પાસેથી આજ્ઞા મેળવી. એટલે કે સાત અણુગારો પોતાના સ્થાનેથી ઉઠીને જ્યાં સ્થવિર ભગવંત બિરાજતા હતા ત્યાં આવ્યા. આવીને વંદણા નમસ્કાર કરીને ખૂબ નમ્રતાપૂર્વક કહ્યું કે હે ભગવંત ! હવે અમારું શરીર જીર્ણ થયું છે. આત્મસાધના કરવામાં સહાયક બને તેવી તાકાત રહી નથી. તો આપ આજ્ઞા આપો તો અમે સંથારો કરીએ. સ્થવિર ભગવંતોએ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવ જોઈને તેમને સંથારો કરવાની આજ્ઞા આપી. સ્થવિર ભગવંતોની આજ્ઞા પ્રાપ્ત કરીને સાતે અણુગારો ચારૂ નામના પર્વત ઉપર પહોંચ્યા. ત્યાં જઈને સંથારો કરવા માટે ભૂમિનું પડિલેહણ કર્યું. પડિલેહણ કરીને ઈરિયાવહી પડિક્કમીને લોગસ્સ બોલી ભગવાનની સ્તુતિ કરીને તેમણે પાદપોગમન સંથારો કર્યો.

પાદપોગમન સંથારો એટલે શું ? જેમ વૃક્ષ ઉપરથી ડાળી નીચે પડે તેમ પડી રહે છે. હાલતી ચાલતી નથી. તેમ જે પાદપોગમન સંથારો કરે છે તેને તે રીતે રહેવાનું હોય છે. પાદપોગમન સંથારો કરનાર પહેલાં એ નક્કી કરી લે કે મારે સૂતા સૂતા સંથારો કરવો છે કે બેઠાં બેઠાં કરવો છે. ચત્તા સૂવું કે પડખાભર સૂવું. તે રીતે જે નક્કી કરે તે રીતે પાદપોગમન સંથારો કરે છે. પછી તેમનાથી હલાય નહિ, ચલાય નહિ કે બોલાય નહિ. જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં રહેવાય. એટલે પાદપોગમન સંથારો બહુ કઠીન છે. આપણે તો સાજા શરીરે ખાઈ–પીને પણ પડખાભર સૂઈ શકતા નથી. સૂતાં સૂતાં કેટલી વાર પડખાં ફેરવવા જોઈએ છે. જ્યારે આ સંતોની તપશ્ચર્યાની કાયા હતી. શરીરમાં હાડકાં ખખડતાં હતા. છતાં આવો કઠીન પાદપોગમન સંથારો કર્યો. સંથારો કરીને મનમાં કોઈ જાતનો વિકલ્પ નહિ કે વિચાર નહિ. બસ, એક વીતરાગ પ્રભુના સ્મરણમાં લીન બની ગયા.

મહાબલ પ્રમુખ સાત અણુગારોનો સં[illegible] ચાલ્યો. ૪

લાખ વર્ષનું ચારિત્ર પાળીને ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરીને અંતે દેહ છોડીને તેઓ પાંચ અનુત્તર વિમાનમાં ત્રીજાજયંત નામના વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

બંધુઓ! તેમના આયુષ્ય કેટલા લાંબા? ચોરાશી લાખ પૂર્વ એટલે કેટલો લાંબો કાળ છે? ૮૪ લાખને ૮૪ લાખે ગુણતાં તેનો જે આંક આવે તેને એક પૂર્વ કહેવાય, તેવા ૮૪ લાખ પૂર્વનુ આયુષ્ય હતું. તે પૂર્ણ કરીને તેઓ જયંત વિમાનમાં ગયા.

**तत्थणं अत्थेगइयाणं देवाणं बत्तीसं सागरोवमाइं, ठिई तत्थणं महब्बल वज्जाणं छण्हं देवाणं देसूणाइं बत्तीसं सागरोवमाइ ठिइ।"**

આ જયંત વિમાનમાં કેટલાક દેવોની સ્થિતિ બત્રીસ સાગરોપમની હોય છે. તેમાં મહાબલ અણુગાર સિવાયના છ અણુગારો જે દેવ થયા તેમની સ્થિતિ ૩૨ સાગરમાં થોડી ઓછી હતી. અને મહાબલ અણુગારની સ્થિતિ પૂરી ૩૨ સાગરની હતી.

મનુષ્યભવ પામીને સાતે સાત અણુગારો આત્માની અપૂર્વ સાધના સાધી ગયા. સંસારમાં સાથે રહ્યા, દીક્ષા પણ સાથે લીધી અને દીક્ષા પર્યાયમાં પણ સાથે રહીને તપશ્ચર્યા આદિ ક્રિયાઓ સાથે કરી અને સંથારો પણ સાથે કર્યો. અને એક જ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. સમકિતી દેવો દેવલોકની ઋધ્ધિમાં આસક્ત બનતા નથી પણ નય-નિક્ષેપા, નવતત્ત્વ અને છ દ્રવ્યનું ચિંતન મનન કરે છે. હવે સાતેય દેવો જયંત વિમાનનું આયુષ્ય પૂર્ણ કરીને કયાં કયાં ઉત્પન્ન થશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર:** કૃષ્ણ વાસુદેવે રૂક્ષ્મણીને હિંમત આપી હતી કે ગમે તેમ કરીને હું પ્રદ્યુમ્નકુમારનો પત્તો મેળવીશ. પણ શોધ ચલાવતા બધા સુભટો નિરાશ થઈને પાછા આવ્યા કયાંય કુમારનો પત્તો મળ્યો નહિ તેથી કૃષ્ણ વાસુદેવના હાજા ગગડી ગયા. હવે મારે શું કરવું? મને એક બાજુ પુત્ર વિરહનું દુઃખ છે ને બીજી બાજુ લોકો એમ કહેશે કે કૃષ્ણના પુત્રનું અપહરણ થયું. આવા મોટા કૃષ્ણ વાસુદેવ છે. ચાલતાં ધરતી ધ્રુજાવે છે. ત્રણ ખંડના સ્વામી હોવા છતાં એના પુત્રને સાચવી ના શકયા? આમ ચિંતા કરે છે. બીજી તરફ રૂક્ષ્મણીની વ્યથા પણ વધતી જાય છે.

પુત્રના વિયોગમાં રૂક્ષ્મણીએ ખાવું-પીવું, સ્નાન, શણગાર, માથું ઓળવું બધું છોડી દીધું છે. એટલે પુત્ર વિયોગિની રૂક્ષ્મણી એક યોગિની જેવી દેખાવા લાગી ને બોલવા લાગી કે હે પ્રભુ! મારા પુત્રને શોધવા માટે હું શું કરું? જોગણ બનીને વનેવન રખડું? અથવા તો સાધ્વી બનીને દેશોદેશ વિચરું કે જેથી મારો કિશોર મને મળી જાય. આ પ્રમાણે રૂક્ષ્મણી ઝૂરે છે. કૃષ્ણજી પણ ચિંતાતુર બનીને બેઠા છે. કોઈને કાંઈ સૂઝ પડતી નથી. ત્યાં શું બને છે?

**"આકાશગમન કરતાં દ્વારકામાં નારદઋષિનું આગમન":-**

**ઉસ અવસર નારદઋષિ ચલે આવીયા સુન લીના જો,**
**બેટા ચિંતા મત કર બાલક તણી રે, વો નહીં મરતા તુજ પુણ્યવંત રે-શ્રોતા**

નારદઋષિ આકાશમાર્ગે વિચરણ કરતાં આ સમય દ્વારકા નગરીમાં આવી પહોંચ્યા. પ્રદ્યુમ્નકુમારનું અપહરણ થવાથી સારી દ્વારકા નગરીમાં દિલગીરી છવાઈ ગઈ હતી. તેથી દ્વારકા નગરીને શૂન્ય જોઈને નારદજીએ નગરીના એક માણસને પૂછયું કે નગરી કેમ શૂન્ય લાગે છે? ત્યારે તે માણસે અત્યંત દુઃખિત દિલે કહ્યું કે રૂક્ષ્મણી રાણીની કુક્ષીએ જન્મેલા પુત્રનું કોઈ દેવ અગર અસુરે અપહરણ કરેલું છે. તે કારણથી દ્વારકા નગરી શોકમગ્ન બની છે. આ વાત સાંભળીને નારદજીને ખૂબ દુઃખ થયું. તેઓ વિચાર કરવા લાગ્યા કે જેમના સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી રહેવાનો મેં નિશ્ચય કર્યો છે તેવા મારા મિત્ર કૃષ્ણ જો પુત્ર વિયોગથી દુઃખી બની ગયા છે તો જલ્દી તેમનું દુઃખ દૂર કરું. એમ વિચાર કરી નારદજી જલ્દી કૃષ્ણના મહેલે આવ્યા.

આ સમયે કૃષ્ણ વાસુદેવ ચિંતાતુર બનીને લમણે હાથ દઈને બેઠા હતા. આમ તો નારદજી જ્યારે પધારે ત્યારે કૃષ્ણ ઉભા થઈને તેમનો વિનય કરી તેમનું સ્વાગત કરતા, અને પોતાની બાજુના આસન ઉપર બેસાડતા. પણ આજે કોણ આવ્યું તે ખ્યાલ નથી. એટલે નારદજીએ કહ્યું-હે ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ! આ શબ્દ સાંભળીને કૃષ્ણજીએ આંખ ખોલી. ત્યાં નારદજીને જોઈને કૃષ્ણજી એકદમ ઊભા થઈ ગયા ને તેમને બેસવા આસન આપ્યું. આવી ચિંતામગ્ન અવસ્થા હોવા છતાં કૃષ્ણના વિનયથી નારદજી પ્રસન્ન થયા ને કૃષ્ણના વિનયની પ્રશંસા કરવા લાગ્યા. અને કૃષ્ણની બાજુના આસન પર બેસીને પોતે કાંઈ જાણતા નથી તે રીતે કૃષ્ણજીને પૂછયું-આજે આપ આટલા બધા ઉદાસ કેમ દેખાવ છો? આપ મને કહો. નારદજીની વાત સાંભળીને કૃષ્ણે વિચાર કર્યો કે જે દુઃખનો ઉપાય શોધી શકે છે અથવા જે દુઃખે દુઃખી થાય છે તેને મારા દુઃખની વાત તો કરવી જોઈએ. એમ વિચારીને કૃષ્ણે કહ્યું. હે મુનિરાજ! રૂક્ષ્મણીની કુક્ષીથી ઉત્પન્ન થએલા મારા પુત્રનું કોઈ દેવે અથવા દાનવે અપહરણ કર્યું છે. આ કારણથી મારું મન અત્યંત વ્યાકુળ છે, દુઃખી છે. હું કયાં જાઉં? શું કરું? મને કાંઈ સૂઝ પડતી નથી.

**નારદજીએ કૃષ્ણ વાસુદેવને આપેલું આશ્વાસન**:-કૃષ્ણના દુઃખમય વચનો સાંભળીને નારદજીને ખૂબ દુઃખ થયું. તે ગંભીરતાપૂર્વક બોલ્યા-આ સંસારમાં જ્યાં સંયોગ છે ત્યાં વિયોગ નિશ્ચિત છે. જ્યાં જન્મ છે ત્યાં મૃત્યુ નિશ્ચિત છે. સ્નેહથી પીડા ઉત્પન્ન થાય છે. સ્નેહના પાશમાં જકડાયેલા યોગીઓ પણ નિર્વાણ

પ્રાપ્ત કરી શકતા નથી. કોના માતા-પિતા! કોના ભાઈ અને કોનો પુત્ર! કોનો પતિ અને કોની પત્ની! કોનો પુત્ર પરિવાર! કોના મદોન્મત્ત હાથીઓ! કોના વેગવાન ઘોડાઓ! કોનું પાયદળ! કોનું ધન! આંખ બંધ થાય એટલે બધું ખલાસ છે. આ મારું ને તારું આ બધો ભ્રમ છે. માટે આપ શોકરહિત બનીને પ્રજાનું પાલન કરો. હે ત્રિખંડ ભરતેશ્વર! જ્યાં સુધી આપ શોક નહિ છોડો ત્યાં સુધી હું પણ આપના દુઃખથી દુઃખી રહીશ. આપની ચિંતા મને સોંપી દો. હે કૃષ્ણ! હું પણ આપના પુત્રની શોધ કરીશ. આપને માટે હું બધું કરવા તૈયાર છું.

આ પ્રમાણે નારદજીના કહેવાથી કૃષ્ણને શાંતિ વળી. તેમનામાં હિંમત આવી. ને તેમનું હૈયું સહેજ હળવું બન્યું. એટલે તેઓ શોકરહિત થયા. પછી કૃષ્ણે નારદજીને કહ્યું-કે હું તો કોઈ પણ રીતે શાંતિ રાખી શકું છું. પણ રૂક્ષ્મણીનું મન કોઈ રીતે વળતું નથી. તો તેના મહેલમાં જઈને એ દુઃખિયારી બનેલી પુત્ર વિયોગી માતાને સાંત્વન આપીને સમજાવો. કૃષ્ણજીનું વચન સાંભળીને નારદજી રૂક્ષ્મણીના મહેલે ગયા. તેમને આવતા જોઈને રૂક્ષ્મણી ઉભી થઈ. તેમને વિનયપૂર્વક આસન આપીને બેસાડયા. આવા દુઃખમાં પણ આવો વિનય જોઈને નારદજીનું મન ખૂબ પ્રસન્ન થયું. નારદજીને માન ખૂબ જોઈતું હતું. જો કોઈ તેમને માન ન આપે તો તેનું આવી બને. કૃષ્ણજી સાથે રૂક્ષ્મણીનું લગ્ન કરાવનાર કોણ છે? નારદજી. એક વખત નારદજી સત્યભામાના મહેલે ગયેલા ત્યારે તેણે નારદજીને જોઈને મોં મચકોડેલું ને માન નહોતું આપ્યું તેથી તેનું અભિમાન ઉતારવા નારદજીએ કૃષ્ણ પાસે રૂક્ષ્મણીની પ્રશંસા કરી. તેનો ફોટો બતાવીને કૃષ્ણજીનું મન મોહિત કરાવ્યું અને પછી કૃષ્ણજીએ રૂક્ષ્મણી સાથે લગ્ન કર્યા. એ વાત તો લાંબી છે.

**નારદજી રૂક્ષ્મણીના મહેલમાં** :-નારદજીએ રૂક્ષ્મણીની પાસે આવી તેની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું-બેટા! તું મારી દીકરી છે. તું ચિંતા ન કરીશ. તારું દુઃખ દૂર થઈ જશે. રૂક્ષ્મણીએ કહ્યું. મારો પુત્ર મને નહિ મળે તો મારા પ્રાણનો ત્યાગ કરીશ. પણ પુત્ર વિના જીવી શકીશ નહિ. ત્યારે નારદજીએ કહ્યું-હે પુત્રી! કોઈ દેવ-દાનવે તારા પુત્રનું હરણ કર્યું છે. પણ તારો પુત્ર ગમે ત્યાં હશે તો મહાન સુખમાં હશે ને તે જીવતો છે. તું રડીશ નહિ, ઝૂરીશ નહિ. હું થોડા સમયમાં તારા પુત્રને શોધી આપીશ.

રૂક્ષ્મણીએ કહ્યું-હે મુનિશ્વર! ત્રિખંડ અધિપતિએ ત્રણે ખંડના નગર, ગામ, વન, ચૌટા અને ઘરઘરમાં તપાસ કરાવી છે પણ કોઈ જગ્યાએ તેનો પત્તો લાગ્યો નથી. એટલું જ નહિ પણ એના કાંઈ સમાચાર પણ નથી. નારદજીએ રૂક્ષ્મણીને હિંમત આપતાં કહ્યું-દીકરી! જો હું તારા દીકરાનો પત્તો ન મેળવી આપું તો

મારું નામ નારદ નહિ. હું ત્રણ ખંડમાં ઘૂમી વળીશ. આકાશ-પાતાળ એક કરીશ છતાં પ્રદ્યુમ્નકુમારનો પત્તો નહિ પડે તો મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધરસ્વામી પાસે જઈને તારા પુત્ર વિષે પૃચ્છા કરીને તેના સમાચાર લઈને આવીશ. ત્યાં કોઈ પગે ચાલનાર માનવી જઈ શકતો નથી. પણ હું તો આકાશગમન કરનારો છું. એટલે ત્યાં જઈ શકીશ. હવે નારદઋષિ પ્રદ્યુમ્નકુમારની તપાસ કરવા જશે ને નહિ મળે તો મહાવિદેહ ક્ષેત્રમાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૪૭

**શ્રાવણ વદ ૧૧ ને શુક્રવાર** **તા. ૨૦-૮-૭૬**

વીતરાગ ભગવાનની વાણી આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી મુક્ત કરાવનાર છે. આ વાણીનો એકેક શબ્દ જો જીવ સમજે ને આચરણમાં મૂકે તો જન્મ-જરા અને મરણની સાંકળ તૂટતા વાર નહિ લાગે. વીતરાગવાણીમાં આટલું સામર્થ્ય અને શક્તિ રહેલા છે. પરંતુ જ્યાં સુધી આત્મા તેના ભાવને સમજતો નથી ત્યાં સુધી અવળી દોટ મૂકે છે. સંસાર તરફની દોટ આશ્રવ તરફ લઈ જશે ને સંયમ તરફની દોટ સંવર તરફ લઈ જશે. જેમ દેવલોકમાં સમ્યક્દૃષ્ટિદેવને ચવવાનું થાય ત્યારે શું વિચાર કરે ? ભલે, મને વૈભવ ન મળે પણ જ્યાં જૈન ધર્મ હોય ત્યાં મારો જન્મ થજો. સમ્યક્દૃષ્ટિ દેવ આવી ઝંખના કરે. તેને દેવલોકના સુખો અળખામણા લાગે. તે ભગવાનના દર્શન કરવા જાય, તેમની વાણી સાંભળે પણ તેમની પાસે પચ્ચખાણ નથી. આશ્રવના દરવાજા બંધ કરવા વ્રત-પચ્ચખાણ રૂપી તાળું નથી. તેથી દેવ વિચાર કરે કે આશ્રવના દરવાજા બંધ કરી સંવરની ભૂમિમાં જવું છે. સંવર છે ત્યાં કર્મની નિર્જરા છે. આશ્રવ છે ત્યાં કર્મબંધન છે. જેને ભવના ફેરાનો ખટકારો થાય તે આત્મા છૂટકારો શોધે. જેને ભવ ખટકે તે આત્મા સંસારથી છટકે. જેમ તમને રોગ ખટકે તો ઔષધ લેવાનું મન થાય. તેમ ભવ ખટકે તે આત્માને સંસારથી છૂટવાનું મન થાય. જ્યાં સુધી મિથ્યાત્વ છે ત્યાં સુધી પરિભ્રમણ છે.

જીવ અનંતકાળથી આશ્રવના વહેણ તરફ તણાઈ રહ્યો છે. હવે એક વખત સંવર માર્ગમાં જોડાઈને સંસાર સાગર તરી જાવ. હવે દુઃખો સહન ન કરવા હોય તો જ્ઞાની કહે છે સંવર માર્ગમાં સ્થિત બની જા. જેને સુખ પ્રાપ્ત કરવું છે તેને સંવર માર્ગમાં આવવું જોઈએ. જો જીવને સુખની પિપાસા જાગી હોય તો ત્યાગ માર્ગમાં આવવાની જરૂર છે. જેને જીવનમાં સંવર ભાવનો સંવેગ જાગશે તે ભવમાં ભૂલો નહિ પડે. ગૌતમસ્વામીએ ભગવાનને પ્રશ્ન કર્યો કે હે મારા ત્રિલોકીનાથ ! સંવેગથી જીવને શું લાભ થાય ? ત્યારે ભગવાને કહ્યું.

संवेगेणं अणुत्तरं धम्मसद्धं जणयइ। अणुत्तराए धम्मसद्धाए संवेगं हव्वमागच्छइ। अणंतानुबंधि कोह माण माया लोहे खवइ। नवं च कम्मं न बन्धइ, तप्पच्चइयंं विसोहिए य णं विसुद्धाए अत्थेगइए तेणेव भवग्गहणेणं सिज्झइ, विसोहिए य णं विसुध्धाए तच्चं पुणो भवग्गहणं नाइक्कम्मइ। ઉત્ત. સૂ., અ. ૨૯, બોલ-૧

સંવેગથી અણુત્તર ધર્મની શ્રધ્ધા થાય છે. અણુત્તર ધર્મ અણુત્તર ગતિ અપાવશે. કિંમતી હીરો કિંમતી નાણું અપાવે છે. તેમ અણુત્તર ધર્મ અણુત્તર ગતિ અપાવે છે જેના જીવનમાં સંવેગ જાગે છે તેના જીવનમાં આત્માનો વેગ પ્રગટે છે. ગાડીનો વેગ ટ્રેઈનનો, પ્લેનનો અને રોકેટનો વેગ, કીડી, કાચબા આદિનો વેગ છે. પરંતુ આ બધા વેગ લૌકિક છે. તમારો અહીં આવવાનો વેગ તો છે. પણ ઉપાશ્રયે આવવા છતાં ઘરવાસ ભૂલાતો નથી. જે વેગથી ઉપાશ્રયમાં આવો છો ત્યાં બે ઘડી માટે પણ સંસારને નહિ ભૂલો તો સમજી લેજો કે અહીં બેસવા છતાં ભાવઆશ્રવ ચાલુ છે. કાયા અહીં છે પણ વેગ સંસાર તરફનો છે. જ્યારે સંવેગ આવશે ત્યારે ઉત્તમ પ્રકારના ધર્મની શ્રધ્ધા થશે. ઉત્તમ પ્રકારનો ધર્મ કયો છે તે પણ કંઈકને ખબર નહિ હોય. તિજોરી નાણાંથી તરબોળ જોતાં જે આનંદ આવે છે તે આનંદ ધર્મમાં નથી આવતો. પણ સંસારનો આનંદ જીવને દુર્ગતિમાં લઈ જશે ને ધર્મનો આનંદ મોક્ષ તરફ લઈ જશે. જીવનમાં સંવેગ આવશે ત્યારે દેવ-ગુરૂ અને ધર્મની વાતો સાંભળતાં હૈયું હર્ષથી નાચી ઉઠશે. જ્યાં સંવેગ આવે ત્યાં નિર્વેદ આવે. સંવેગ આવે એટલે મોક્ષતત્ત્વની રૂચી કરાવે. ને આત્મામાં વિચાર ચાલુ થશે કે કયાં હું ભોગનો ગુલામ! ભોગનો ભિખારી! આટલા ભોગો ભોગવ્યા તો પણ હજુ તૃપ્તિ ન થઈ! અનંતો કાળ વિષયકષાયમાં, ખાવાપીવામાં ને ભોગ ભોગવવામાં કાઢયો. આ દુનિયામાં જેટલો કાગળ છે તેટલો કાગળ લઈને લખવા બેસીએ તો એક જીવે કેટલું પરિભ્રમણ કર્યું છે તે પણ સંપૂર્ણ લખી શકાય નહિ. તેટલું આ જીવ ભમ્યો છે ને ભોગવ્યું છે.

સાચો સત્ય શોધક વેગ તેનું નામ સંવેગ. આવા વેગવાળો જીવ ભોગની ભૂતાવળમાં ફસાય નહિ. તે કીચડને છોડીને કિનારે આવી જાય. સંવેગનો વીલપાવર જેનામાં જાગ્યો હોય તેનામાં વૈરાગ્યનો એવો પાવર આવે કે તે ક્યાંય બંધાય નહિ. સંવેગથી અણુત્તર ધર્મની શ્રધ્ધા પ્રગટે. ધર્મની ઉત્કૃષ્ટ શ્રધ્ધા કરવાથી સંવેગ મોક્ષાભિલાષાની શીઘ્ર પ્રાપ્તિ થાય છે. અનંતાનુબંધી ક્રોધ-માન-માયા અને લોભનો ક્ષય થાય છે. નવા કર્મોનું બંધન થતું નથી. આથી મિથ્યાત્વની વિશુધ્ધિ કરીને દર્શનની આરાધના થાય છે. દર્શનવિશુધ્ધિથી શુધ્ધ થયા પછી કોઈતો એ ભવમાં સિધ્ધ થઈ જાય છે અને જે એ ભવમાં સિધ્ધ થતા નથી તે ત્રીજા ભવનું અતિક્રમણ કરતાં નથી અર્થાત ત્રીજા ભવમાં સિધ્ધ થાય છે

જેના જીવનમાં સંવેગ જાગ્યો હતો તેવા મહાબલ અણુગાર આદિ સાતે મુનિઓ દીક્ષા લઈને ઉગ્ર તપ કરી સંથારો કરી જયંત વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાં મહાબલ અણુગાર સિવાયના છ અણુગારો જે દેવ થયા છે તેમની સ્થિતિ ૩૨ સાગરમાં થોડી ઓછી હતી ને મહાબલ અણુગારની સ્થિતિ પૂરી બત્રીસ સાગરની હતી. તેઓ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા ત્યાં પણ ભગવાનની વાણીનો રસ, ભગવાનને પ્રશ્ન પૂછવાનો રસ તેમના દિલમાં સતત હતો. જીવના ૫૬૩ ભેદ છે તેમાં એકાંત સમકિતીના ભેદ કેટલા? ૧૦ ભેદ. તે પાંચ અનુત્તર વિમાનના અપર્યાપ્તા ને પર્યાપ્તા. એવા ઉત્તમ સ્થાનમાં સાતે મુનિવરો ગયા. ત્યાં છ દ્રવ્ય, નય–નિક્ષેપ અને સપ્તભંગીની ચર્ચા વિચારણામાં તેમનો આટલો બધો સમય કયાં પસાર થાય છે તે ખબર પડતી નથી. કંઈક ભાઈઓને કહીએ કે હવે આપના પુત્રો મોટા થયાં છે, વહેપાર તથા ઘરનું કામકાજ બરાબર સંભાળે છે તો આપ હવે સંસારના કાર્યમાંથી નિવૃત્તિ લો. ત્યારે કહે મહાસતીજી! આપની વાત સાચી છે પણ પછી અમારો સમય કેવી રીતે પસાર થાય? જેના જીવનમાં ધર્મનો રસ નથી, શ્રુતવાણી પ્રત્યે પ્રેમ નથી, તેને એમ લાગે કે સમય કેવી રીતે જાય? પરંતુ જેને શ્રુતવાણી પ્રત્યે, શાસ્ત્રસિધ્ધાંત પ્રત્યે રસ જાગ્યો છે ને જીવનમાં રૂચી જાગી છે તેના વર્ષોના વર્ષો કયાં પસાર થઈ જાય તે ખબર પડતી નથી. વીતરાગવાણીનો રસ જગાડવા માટે અને તેને સચોટ સમજાવવા માટે આપની સમક્ષ દલીલો–ન્યાય આપીને સિધ્ધાંતના ભાવ સમજાવીએ છીએ. એક વાર ભગવાનની વાણીનો રસ જીવનમાં જાગી જાય તો આગમમાં મોક્ષના મોતી દેખાશે. ભગવાનની વાણી કેવી છે?

**તારી વાણી રસાળ શું અમૃત ભર્યું, તારા નયનોમાં જાણે શું જાદુ ભર્યું,**
**જોતા લાગે ભર્યો જાણે માતાનો પ્યાર.... કોઈ પામે છે...**
**તારા દર્શનની ટેક, જેને છે વારંવાર....... કોઈ પામે છે....**

હે પ્રભુ! તારી વાણી અમૃત કરતાં પણ મીઠી છે. તારા નયનોમાં જાણે શું જાદુ ભર્યું છે કે જાણે તને નીરખ્યા કરીએ! તને જોતાં લાગે છે કે માતાના પ્રેમ કરતાં અધિક તારો પ્રેમ છે. માતાને બાળક પ્રત્યે કેટલો પ્રેમ હોય છે!

નાના બાળકની માતા દોઢ બે કલાકથી બહાર ગઈ હોય તો બાળક ચારે બાજુ માતાને જોવે છે ને તેને શોધવા ફાંફા મારે છે. જ્યારે માતાને આવતી દેખે ત્યારે તેની આંખમાં હર્ષના આંસુ આવી જાય છે. એક વખત હું ગૌચરી ગઈ હતી ત્યારે પોલીસ ગેટ પર ૧૦૦૦ માણુસો ભેગા થઈને ઉભા હતા. મેં પૂછયું કે શું છે? ત્યારે કહે અઢી વર્ષનો બાળક ભૂલો પડવાથી તેની માતાથી વિખૂટો પડી ગયો છે. તેથી તે ખૂબ રડે છે. પોલીસ તેને પંપાળે, પ્રેમ આપે, દૂધ પીવડાવે, મોટર–પ્લેન આદિ રમકડા

આપે, પેંડા બરફી આપે તો પણ છાનો રહેતો નથી. તે છોકરો રાજકુમાર જેવો દેખાતો હતો. ગમે તેટલી લાલચ આપે છતાં છોકરો કરૂણ કલ્પાંત કરે, ઝૂરે ને રડયા કરે છે. ૧૦૦૦ માણસોનો પ્રેમ મળવા છતાં છોકરો રડતો બંધ થતો નથી. તે સમયે તે બાળકને શોધતાં શોધતાં તેની માતા આવી ગઈ. છોકરાનું ગામ બે માઈલ દૂર હતું. તે તેની માતા સાથે ખેતરમાં ગયેલો. તે બીજા છોકરાઓની સાથે રમતા રમતા આગળ નીકળી ગયો ને માર્ગ ભૂલી ગયો હતો. એ છોકરાએ જ્યાં પોતાની માતાને આવતા જોઈ ત્યાં ગાંડોઘેલો થઇ ગયો. તેની માતા તો પુત્ર માટે નથી લાવી રમકડા કે નથી લાવી પેંડા બરફી. તે તો સાવ લૂખી આવી છે. છતાં બાળક પોલીસના હાથમાંથી કૂદકો મારીને માતાને ભેટી પડવા કૂદી પડયો. જેને પેંડા-બરફી, જાતજાતના રમકડા આપવામાં આવ્યા છતાં તે રાજી થતો નહોતો તે માતાને જોઈને નાચી ઉઠયો. શાથી? તેને માતાનો પ્રેમ મળ્યો. માતાનો પ્રેમ દુનિયામાં અલૌકિક છે. તે રીતે અષ્ટ પ્રવચન રૂપ ભગવાનની વાણી આપણી માતા છે. તે સાંભળતાં આત્મામાં ઉલ્લાસ આવી જાય તો કેટલા કર્મની ભેખડો તૂટી જાય. જેમ ગભરૂ બાળક માતાના વાત્સલ્ય અને પ્રેમ પાછળ બધું ભૂલી ગયો તેમ અષ્ટ પ્રવચન માતા એ આપણી મૈયા છે. ધન-વૈભવ, બંગલા બધા સંસારના રમકડા છે. વિષય સુખો ઝેરના મૂળીયા છે. જ્યારે અષ્ટ પ્રવચન માતા ઉપર જીવને શ્રધ્ધા જાગશે ને પ્રેમ થશે ત્યારે સંસારના સુખ રૂપી રમકડા ભૂલી જશે. પ્રવચનમૈયા આપણને જગાડે છે ને કહે છે.

**ચેતન જાગો રે હવે નિદ્રા બહુ રે કરી,**
**જગાડે પ્રવચન માત, વીતી ગઇ છે હવે રાત... નિદ્રા...**
**ધીમે ધીમે રાત વીતી ઉગી છે સવાર, અનેકાંતનો અર્ક રહ્યો કિરણ પ્રસાર,**
**રહ્યો સમય સરી, ગયા દિન ના આવે ફરી, સમજણ ધરી લે જરી...ચેતન...**

હે ચેતનદેવ! હવે તું જાગ. જેમ માતા બાળકને પ્રેમથી માથે હાથ મૂકીને જગાડે ને કહે બેટા! ઘણું સૂતો. હવે તું જાગ. તેમ પ્રવચન માતા આપણને જગાડે છે ને કહે છે. મોહનિદ્રામાં ઘણું પોઢયા. હવે તો જાગો! જીવનની ઘણી રાતો વીતી ગઈ છે. હવે પ્રભાત થયું છે માટે ઉઠોને સાધના કરવા તૈયાર થાવ. જે સમય ગયો તે ફરીને આવવાનો નથી. માતા તો બાળકને દ્રવ્ય નિદ્રામાંથી જગાડે છે. આ માતા દુર્ગતિમાં જતા બચાવી નહિ શકે, જન્મ-મરણની સાંકળ તોડી મોક્ષના સુખ નહિ અપાવી શકે. પરંતુ પ્રવચન મૈયા તો ભાવ નિદ્રામાંથી જગાડે છે. તે મૈયાનું આરાધન કરવાથી આત્મા જન્મ-મરણની સાંકળ તોડી શાશ્વત સુખને પામી શકે છે. પ્રવચનમાતા રૂપી વાણી સાંભળતાં જીવનમાંથી પ્રમાદ અને વિષય વાસના છૂટી જવા જોઈએ. ને સંસારના કાર્યો ભૂલાઈ જવા જોઈએ,

સાતે અણુગારો અહીંયા ઉગ્ર તપની સાધના સાધીને ગયા છે. શાસ્ત્ર સિધ્ધાંત રૂપ વાણીના અમૃત ઘૂંટડા પીને અને શુધ્ધ સંયમ પાળીને ગયા છે તેથી ત્યાં પણ જ્ઞાન ચર્ચામાં સમય પસાર કરે છે. તેમાં ૩૨ સાગરની સ્થિતિ ક્યાં પૂરી થાય તે પણ ખબર પડે નહિ. બંધુઓ! ત્યાં ૩૨૦૦૦ વર્ષે દેવને આહારની ઈચ્છા થાય છતાં એક નવકારશીનો લાભ મળતો નથી. અહીં એક નવકારશી કરો, એક વિગયનો ત્યાગ કરો, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસપરિત્યાગ કે ઉપવાસ આદિ ગમે તે તપ કરો તો કર્મની બેખડો તૂટી જશે. જ્યારે તે દેવને ૩૨૦૦૦ વર્ષે આહારની ઈચ્છા થાય છતાં આ એકે તપમાં નંબર લાગે ખરો? ના. સમકિતી દેવો તો એ વિચાર કરે છે કે ધન્ય છે માનવને કે જે અમૂલ્ય સમયનો લાભ લઈ જીવનની સાધના કરે છે. આપણે પણ જલ્દી માનવભવ પામીને સ્વ કલ્યાણ કરીશું ને બીજાનું કરાવશું. આ રીતે શુભ ચિંતવણા અને નય-નિક્ષેપાની ચર્ચા વિચારણામાં પોતાનો સમય પસાર કરે છે.

બંધુઓ! આત્માના ગુણ-દોષની કમાણીનો આધાર સત્-અસત્ પુરૂષાર્થ ઉપર છે. સારો પુરૂષાર્થ કરે તો ગુણો આવતા જાય ને ખરાબ-અસત્ પુરૂષાર્થ કરે તો દોષો વધતા જાય. કહેવત છે ને કે 'આપ ભલા તો જગ ભલા.' આપણે જાતે ભલાઈ રાખીએ તો આપણા માટે આખું જગત સરવાળે ભલું દેખાય છે. ગુણી માણસ સામાના હજાર અવગુણ હોય તો પણ તેમાંથી ગુણ દેખે છે. તેવા ગુણવાન, સજ્જન અને ધર્મીષ્ઠ માણસના પગલાં થાય તો બીજાનું જીવન પણ સુધરી જાય છે.

એક શહેરમાં એક સજ્જન માણસ એક ભાઈને ત્યાં ગયા. જે ભાઈ તેના દૂર દૂરના સગા થતા હતા. આ ઘર એવું હતું કે સાસુ વહુ ઝઘડયા કરે. ઘડીક પણ શાંતિ નહિ, નજીવા કારણની બાબતમાં સાસુ-વહુ ઝઘડયા કરે. લાખોની કે કરોડોની સંપત્તિ હોય પણ જે ઘરમાં સંપ-સ્નેહ અને શાંતિ નથી તે સંપત્તિ શું કામની? સાસુ-વહુ રાત-દિવસ લડયા કરે. જ્ઞાની કહે છે સંસારમાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના ભરચક કારણો પડેલા છે. દેરાણીએ જેઠાણીને પૂછયા વિના તેની સાડી પહેરી પછી જેઠાણીને ખબર પડી. ત્યારે તેના મનમાં થયું કે મને પૂછયા વિના દેરાણીએ મારી સાડી પહેરી લીધી. આવો વિચાર આવવો તે આર્તધ્યાન. પ્રતિક્રમણમાં રોજ બોલો છો ને કે ચાર ધ્યાનમાંથી આર્તધ્યાન, રૌદ્રધ્યાન ધ્યાયા હોય, ધર્મધ્યાન, શુકલધ્યાન ન ધ્યાયા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં. રોજ બોલી જાવ છો પણ ધ્યાનનું સ્વરૂપ શું છે તે તો જાણતા નથી. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન વિશેષે કરીને જીવને દુર્ગતિ તરફ લઈ જાય છે. ને ધર્મધ્યાન અને શુકલધ્યાન સુગતિને પ્રાપ્ત કરાવે છે. આર્તધ્યાનથી બચવા માટે આત્મા જેટલું શાસ્ત્ર વાંચન કરશે તેટલો તેનાથી બચી શકશે.

મીઠા શબ્દોથી મારો ગુસ્સો શાંત થઈ જતો. અને મનમાં પસ્તાવો થવા લાગ્યો કે હું તો હતી તેવી ને તેવી છું. હું વગર વાંકે વહુને લડયા કરતી, ખટપટ કરતી ને તેનું વાંકુ બોલતી. પરંતુ વારંવાર વહુના મુખેથી આવા કોમળ શબ્દો સાંભળવા મળ્યા ત્યારે મારા મનમાં થયું કે હું ખોટી છું. વાતવાતમાં ગુસ્સો કરું છું. મારી દીકરી ઉપર ક્યાં સહેજ વાતમાં ગુસ્સો કરું છું? અરે, વહુને તીખા હૃદયભેદી વેણુ સંભળાવું છું. છતાં સામે અપૂર્વ શાંતિ. ત્યારથી મારું હૃદય પીગળી ગયું ને પરિવર્તન પામી ગયું. પછી તો હવે તે વહુ મને દીકરી કરતાં વિશેષ વહાલી અને એક દેવી જેવી લાગે છે. હું તમારો ખૂબ ખૂબ આભાર માનું છું. આ શું બન્યું. **"આપ ભલા તો જગ ભલા"** એ સૂત્ર વહુએ અપનાવ્યું. સાસુના ખોટા અને ક્રોધયુક્ત હૃદયભેદી બોલમાં વહુએ નમ્રતાથી ફક્ત બે શબ્દ બોલવાના રાખ્યા. હું જેવી છું તેવી છું. તો ય તમારા દીકરાની વહુ છું. તમારે દીકરીની જેમ નભાવવાની અને પાળવાની છે. હું ભૂલોની ભરેલી છું. મારી ભૂલોને સુધારતાં રહેજો.

બંધુઓ! આ શબ્દોમાં ક્યા ભાવ ભર્યા છે તે સમજાય છે? બા! તમે બહુ સારાને પવિત્ર છો. બધી ભૂલ મારી છે. છતાં ય આવી દોષ ભરેલી મને નભાવવાની પ્રાર્થના કરું છું. આ રીતે પોતે પોતાની ભૂલને કબૂલ કરવી એ પોતાની ભલાઈ છે. "આપ ભલા તો જગ ભલા" એ સૂત્ર વહુએ અપનાવ્યું તો સરવાળે સાસુને પસ્તાવાનો વખત આવ્યો. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે એક સજ્જન માણસનાં ઘેર પગલાં થયા તો જીવનમાં કેટલું પરિવર્તન આવી ગયું! ક્લેશ-કંકાશ બંધ થઈ ગયા ને સાસુ-વહુ બંને ધર્મીષ્ઠ બની ગયા પછી બંને સાથે ઉપવાસ કરે, પ્રતિક્રમણુ કરે. જ્યાં આર્તધ્યાનની અને રૌદ્રધ્યાનની આગ સળગતી હતી તે બંધ થઈ ગઈ. ને ધર્મધ્યાનના ભાવમાં આવી ગયા. ગુણુગ્રાહક દૃષ્ટિ આવે છે ત્યારે સામી વ્યક્તિમાં દુર્ગુણો હોય તો પણ તેમાંથી ગુણુને શોધે છે ને પોતાની ભૂલ કબૂલ કરે છે.

કરેલી ભૂલોનું પ્રાયશ્ચિત કરવા માટે પર્વાધિરાજ પર્યુષણ પર્વ આવી રહ્યા છે. આ દિવસોમાં આત્માને પવિત્ર મંગલકારી બનાવવાનો છે. સાતે અણુગારો જયંત નામના વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યારબાદ મહાબલ સિવાય તે છ દેવો તે દેવલોકના જયંત વિમાનથી દેવલોક સબંધી આયુષ્ય કર્મના દલિકોની નિર્જરા થઈ જવાથી એટલે કે દેવ સબંધી આયુષ્ય ક્ષય થવાથી ભવના કારણુભૂત ગતિ વગેરેની નિર્જરા થઈ જવાથી સ્થિતિનો ક્ષય થવાથી તે સમયે દેવ શરીરને છોડીને આ જંબુદ્વીપ નામના દ્વીપમાં ભારત વર્ષમાં ભરત ક્ષેત્રમાં વિશુદ્ધ માતાપિતાના વંશવાળા રાજકુળોમાં જુદા જુદા પુત્ર રૂપે જન્મ પામ્યા. આ બધામાં,

મીઠા શબ્દોથી મારો ગુસ્સો શાંત થઈ જતો. અને મનમાં પસ્તાવો થવા લાગ્યો કે હું તો હતી તેવી ને તેવી છું. હું વગર વાંકે વહુને લડયા કરતી, ખટપટ કરતી ને તેનું વાંકુ બોલતી. પરંતુ વારંવાર વહુના મુખેથી આવા કોમળ શબ્દો સાંભળવા મળ્યા ત્યારે મારા મનમાં થયું કે હું ખોટી છું. વાતવાતમાં ગુસ્સો કરું છું. મારી દીકરી ઉપર ક્યાં સ્હેજ વાતમાં ગુસ્સો કરું છું? અરે, વહુને તીખા હૃદયભેદી વેણ સંભળાવું છું. છતાં સામે અપૂર્વ શાંતિ. ત્યારથી મારું હૃદય પીગળી ગયું ને પરિવર્તન પામી ગયું. પછી તો હવે તે વહુ મને દીકરી કરતાં વિશેષ વહાલી અને એક દેવી જેવી લાગે છે. હું તમારો ખૂબ ખૂબ આભાર માનું છું. આ શું બન્યું. **"આપ ભલા તો જગ ભલા"** એ સૂત્ર વહુએ અપનાવ્યું. સાસુના ખોટા અને ક્રોધયુક્ત હૃદયભેદી બોલમાં વહુએ નમ્રતાથી ફક્ત બે શબ્દ બોલવાના રાખ્યા. હું જેવી છું તેવી છું. તો ય તમારા દીકરાની વહુ છું. તમારે દીકરીની જેમ નભાવવાની અને પાળવાની છે. હું ભૂલોની ભરેલી છું. મારી ભૂલોને સુધારતાં રહેજો.

બંધુઓ! આ શબ્દોમાં ક્યા ભાવ ભર્યા છે તે સમજાય છે? બા! તમે બહુ સારાને પવિત્ર છો. બધી ભૂલ મારી છે. છતાં ય આવી દોષ ભરેલી મને નભાવવાની પ્રાર્થના કરું છું. આ રીતે પોતે પોતાની ભૂલને કબૂલ કરવી એ પોતાની ભલાઈ છે. "આપ ભલા તો જગ ભલા" એ સૂત્ર વહુએ અપનાવ્યું તો સરવાળે સાસુને પસ્તાવાનો વખત આવ્યો. ટૂંકમાં મારો કહેવાનો આશય એ છે કે એક સજ્જન માણસનાં ઘેર પગલાં થયા તો જીવનમાં કેટલું પરિવર્તન આવી ગયું! ક્લેશ-કંકાસ બંધ થઈ ગયા ને સાસુ-વહુ બંને ધર્મીષ્ઠ બની ગયા પછી બંને સાથે ઉપવાસ કરે, પ્રતિક્રમણ કરે. જ્યાં આર્તધ્યાનની અને રૌદ્રધ્યાનની આગ સળગતી હતી તે બંધ થઇ ગઈ. ને ધર્મધ્યાનના ભાવમાં આવી ગયા. ગુણગ્રાહક દૃષ્ટિ આવે છે ત્યારે સામી વ્યક્તિમાં દુર્ગુણો હોય તો પણ તેમાંથી ગુણને શોધે છે ને પોતાની ભૂલ કબૂલ કરે છે.

કરેલી ભૂલોનું પ્રાયશ્ચિત કરવા માટે પર્વાધિરાજ પર્યુષણ પર્વ આવી રહ્યા છે. આ દિવસોમાં આત્માને પવિત્ર મંગલકારી બનાવવાનો છે. સાતે અણગારો જયંત નામના વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યારબાદ મહાબલ સિવાય તે છ દેવો તે દેવલોકના જયંત વિમાનથી દેવલોક સબંધી આયુષ્ય કર્મના દલિકોની નિર્જરા થઈ જવાથી એટલે કે દેવ સબંધી આયુષ્ય ક્ષય થવાથી ભવના કારણભૂત ગતિ વગેરેની નિર્જરા થઈ જવાથી સ્થિતિનો ક્ષય થવાથી તે સમયે દેવ શરીરને છોડીને આ જંબુદ્વીપ નામના દ્વીપમાં ભારત વર્ષમાં ભરત ક્ષેત્રમાં વિશુધ્ધ માતાપિતાના વંશવાળા રાજકુળોમાં જુદા જુદા ¹. આ બધામાં,

"पडिबुध्धि इक्खागराया चंदच्छाए अंगराया संखे कासिराया रुप्पी
.कुणालाहिवइ अदीणसत्तू कुरुराया जित्तसत्तू पंचालाहिवइ।"

પહેલા અચલનો જીવ હતો તે કોશલ દેશમાં માતાના ગર્ભમાં આવીને ઉત્પન્ન થયો. પછી સમય જતાં જન્મ થયો ને મોટો થતાં તે કોશલ દેશનો અધિપતિ બન્યો. કોશલદેશનું પાટનગર અયોધ્યા હતું. અચલનો જીવ ત્યાં પ્રતિબુધ્ધિ નામે પંકાયો. વિશેષ વાત તો મહાબલ કુમારની લેવી છે તેથી અહીં આ બધાનું વર્ણન નથી કરતી આ છ જીવોએ ભલે તીર્થંકર નામકર્મ નથી બાંધ્યું પણ મોક્ષગામી જીવો તો છે. મોક્ષગામી જીવોની માતા બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવું તે પણ જબ્બર પુણ્યનો ઉદય હોય ત્યારે થાય છે. ને આવા પુત્રરત્નની માતા બનાય છે. અચલના જીવનું નામ પ્રતિબુધ્ધિ પડયું. ને એ નામથી તેઓ પંકાયા. બીજો ધરણ અંગદેશનો અધિપતિ બન્યો. તેનું નામ ચંદ્રચ્છાય પડયું. ત્રીજો અભિચંદ્રનો જીવ કાશી દેશનો રાજા બન્યો. ત્યાં તે શંખ નામથી પ્રસિધ્ધ થયો. આ કાશી દેશમાં બનારસ નામે નગરી છે. ચોથા પૂરણનો જીવ કુણાલ દેશનો અધિપતિ બન્યો. ત્યાં તેનું નામ રૂકમી પડયું. આ કુણાલ દેશમાં શ્રાવસ્તી નામે નગરી છે. પાંચમો વસુનો જીવ કુરૂદેશનો અધિપતિ થયો. તેનું નામ અદીનશત્રુ પડયું. કુરૂદેશમાં હસ્તિનાપુર નગર છે. છઠ્ઠો વૈશ્રવણનો જીવ પાંચાલ દેશનો અધિપતિ બન્યો. તેનું નામ જિતશત્રુ પડયું. પાંચાલ દેશમાં કપિલા નામે નગરી છે. આ છ એ જીવો માતાના ગર્ભમાં આવીને ઉત્પન્ન થયા ત્યારે ધર્મની વૃધ્ધિ થવા લાગી. પુણ્યવંત મોક્ષગામી જીવો માતાના ગર્ભમાં આવે ત્યારે માતાની ધર્મની ભાવના વધતી જાય છે. તેને તપ કરવાનું, સામાયિક-પ્રતિક્રમણ આદિ કરવાનું મન થાય. જ્યારે તપની વાતો સાંભળે ત્યારે તેને તપ કરવાના ઉત્કૃષ્ટ ભાવ થઈ જાય. આ બધો પ્રભાવ ગર્ભના જીવનો છે.

ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામીએ ભગવાનને પ્રશ્ન કર્યો હે મારા ત્રિલોકીનાથ પ્રભુ! ગર્ભનો જીવ ગર્ભમાં મરે તો દેવલોકમાં જાય? હા, ગૌતમ. આ જીવ તપની જ્ઞાનની, સંયમની વાતો સાંભળે ત્યારે તેને થાય કે હું જલ્દી અહીંથી છૂટું. પછી તપ કરીશ, શ્રાવકના વ્રતો લઈશ. સંયમ માર્ગને અંગીકાર કરીશ. આવા ઉત્કૃષ્ટ ભાવ આવે ને ત્યાં તેનું આયુષ્ય પૂર્ણ થાય તો મરીને દેવલોકમાં જઈ શકે છે. શુધ્ધ ભાવના કેટલું કામ કરે છે? આ છ એ અણગારો જયંત વિમાનથી ચવીને જુદા જુદા દેશમાં રાજ્યપદે સુશોભિત થયા. તે દરેકના રાજ્ય ખૂબ વિશાળ છે. ભૌતિક સુખની કમીના નથી. હવે મહાબલ અણગાર ૩૨ સાગરનું આયુષ્ય ભોગવીને ત્યાંથી ચવીને કઈ પવિત્ર-ભાગ્યશાળી માતાની કુક્ષીએ ને કયા નગરમાં આવીને ઉત્પન્ન થશે તે વાત અવસરે વિચારીશું.

મહાબલ અણુગાર સિવાયના છ અણુગારો બત્રીસ સાગરમાં કંઈક ન્યુન સ્થિતિ ભોગવીને જયંત વિમાનમાંથી ચવીને મોટા રજવાડામાં રાજરાણીઓના ગર્ભમાં આવીને રાજકુમારપણે જન્મ્યા. હવે બાકી રહ્યા એ છ અણુગારોના નાયક જે મહાબલ અણુગાર જયંત નામના વિમાનમાં બત્રીસ સાગરની પૂર્ણ સ્થિતિએ ઉત્પન્ન થયા છે તે ત્યાંથી ચવીને ક્યાં આવે છે તે વાત આપણે બાકી છે.

બંધુઓ! ગમે તેટલો મોટો તેત્રીસ કે બત્રીસ સાગરોપમની સ્થિતિવાળો મહર્ધિક દેવ હોય તો પણ તેનું આયુષ્ય પૂર્ણ થતાં તેને ત્યાંથી ચવવું પડે છે. દેવોની ઋધ્ધિ અને દેવોનું સ્થાન શાશ્વત છે. પણ ત્યાં રહેનારા દેવો શાશ્વત નથી. દેવોની પીછાણ કેવી રીતે કરાય છે તેનું વર્ણન કરતાં ભગવંતે કહ્યું છે કે.

"अमिलाय मल्लदामा, अणिमिस नयणाय, नीरजसरीरा, चउरंगुलेणभूमिं न विसंति सुरा जिणो कहिए।" વ્યવહાર સૂત્ર

દેવો અમ્લાન પુષ્પમાળાવાળા એટલે કે દેવોના કંઠમાં જે પુષ્પમાળા હોય છે તે કદી કરમાતી નથી. અનિમિષ નયનવાળા એટલે તેમની આંખો અને કીકીં સ્થિર રહે છે. તેમનું શરીર આપણી જેમ મલીન થતું નથી, સદા નિર્મળ રહે છે અને તેમના પગ પૃથ્વીથી ચાર આંગળ અધ્ધર રહે છે. દેવોની શક્તિ એટલી બધી છે કે તે અનેક પ્રકારના રૂપ બનાવીને અનેક પ્રકારની ભાષા બોલી શકે છે. દેવોની આવી મહાન શક્તિ હોય છે. એમને મનુષ્યોની માફક માતાના ગર્ભમાં ઉત્પન્ન થવાનું નથી. શરીરમાં રોગ કે વૃધ્ધાવસ્થા આવતી નથી. તેમની ઋધ્ધિમાં વધઘટ થતી નથી. દેવો શાશ્વત નથી પણ તેમની ઋધ્ધિ તો શાશ્વતી છે. જ્યારે તમે અબજો રૂપિયા પેદા કરો પણ તે તમે જીવો ત્યાં સુધી સ્થિર રહેશે તે નક્કી છે ? ના. વળી આ શરીર આજે સારું છે ને કાલે તેને કંઈ નહિ થાય તે પણ નક્કી છે ? ના. અંહી રહેનાર માનવી અશાશ્વત છે ને તેની ઋધ્ધિ પણ અશાશ્વત છે. છતાં જીવ તો ખીલી મારીને બેસી ગયો છે કે આ બધું મારું છે. જે સુખ મળ્યું છે તે ભોગવી લઉં.

આવા તુચ્છ કામભોગોમાં જીવ મૂઢ બની ગયો છે પણ એને ભાન નથી કે દેવલોકના દેવોની અપેક્ષાએ આ સુખ કેવું તુચ્છ છે! અનુત્તર વિમાનના દેવોને તો ઘણું સુખ છે છતાં તેના પ્રત્યે રાગ નથી. જ્યારે મૃત્યુલોકના માનવીને તુચ્છ નાશવંત સુખોમાં કેટલો રાગ છે! વિષય વિકારોની કેટલી સતામણી છે કે દીકરાને ઘેર દીકરા થયા, માથે ધોળા વાળ આવી ગયા છતાં હજુ ભોગવિષયને છોડવાનું મન થતું નથી. દેવો જેમ જેમ ઉંચે જતા જાય તેમ તેમ તેમને વિષય વિકારો ઘટતા જાય છે. જેમ જેમ ઋધ્ધિ વધારે તેમ તેમ આસક્તિ ઓછી હોય છે. નવ ગ્રૈવેયક

અને પાંચ અનુત્તર વિમાનના દેવોને વિષયનો તો વિશેષે કરીને અભાવ હોય છે. અરે, વધુ તો શું કહું ? સર્વાર્થસિધ્ધ વિમાનના દેવને તત્ત્વનું ચિંતન કરતાં કંઈ શંકા પડે તો મનમાં વિકલ્પ કરે ને મનથી સર્વજ્ઞ ભગવંતને પ્રશ્ન પૂછે ને મનથી તેનું સમાધાન થઈ જાય.

દેવાનુપ્રિયો ! દેવોને આવું સુખ અને તે પણ કેટલા લાંબાકાળનું. અનુત્તર વિમાનના દેવોનો સુખનો કાળ કેટલો તે તમે જાણો છો ? પાંચ અનુત્તર વિમાનમાં ઉત્કૃષ્ટી સ્થિતિ તેત્રીસ સાગરોપમની છે. તેત્રીસ સાગરોપમ વર્ષ એટલે શું ? ૩૩૦ ક્રોડાક્રોડી પલ્યોપમ વર્ષે તે ૩૩ સાગરોપમ વર્ષનું માપ છે. આવા લાંબા કાળના અનુત્તર વિમાનના દિવ્ય સુખ આગળ માનવીના બિન્દુ જેટલા અને અલ્પકાળ ટકવાવાળા સુખ શું વિસાતમાં ? તે સુખ પણ અનિત્ય છે. શું એના ઉપર વિશ્વાસ કરીને બેસી શકાય ? એ સુખને કાયમી માનીને અભિમાનમાં ફુલાયા કરવાનું ? અને અનુત્તર વિમાનના દેવોને પણ દુર્લભ એવી મોંઘેરી માનવ જિંદગીની આત્મ સાધનાની અમૂલ્ય તક ચૂકી જવાની ? આ તક ચૂકી જશો તો ફરી ફરીને નહિ મળે.

બંધુઓ ! આ સંસારનાભાવોની અનિત્યતાનો તો વિચાર કરો. જ્ઞાની કહે છે કે- "यैः समं क्रीडिता ये च भृशमीडिता ।" જીવ કર્માનુસાર જે જે ગતિમાં ગયો, જેની જેની સાથે બાળ રમત રમ્યો, કામ ક્રીડાઓ કરી, તથા વહેપારમાં જેમણે સાથ આપીને લાખોનો નફો કરાવ્યો, તેવા શેઠ-શાહુકારના ઘણી ઘણીવાર ગુણ ગાયા તથા જેમને પોતાના સ્વજન, સ્નેહી અને સબંધી માનીને સ્નેહની વાતો કરી તે બધા પણ એક દિવસ છોડીને ચાલતાં થઈ જાય છે. પોતાની સગી આંખે એમની કાયા બળીને ભસ્મ થતી જોવા છતાં પણ જીવને પોતાની જાતનો ખ્યાલ આવે છે કે હું પણ એક દિવસ આ બધાની જેમ બધું છોડીને ચાલતો થઈ જઈશ. મારી કાયાની પણ એક દિવસ રાખ થઈ જશે ! જ્યારે ત્યારે એક દિવસ બધું છોડીને જવાનું છે એ જાણવા છતાં અને જે ગયા તેમની કાયાની રાખ થતી નજરે જોવા છતાં જીવને મમત્વ છૂટતું નથી. બીજાની કાયાની રાખ થતી જોઈને પોતાનો વિચાર આવશે તો પણ પરલોક સુધરી જશે.

મહાબલ અણુગાર જયંત વિમાનમાંથી ૩૨ સાગરોપમની સ્થિતિ પૂરી કરી ત્યાંથી ચવીને મતિ-શ્રુત-અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાન ધારણ કરીને જંબુદ્વીપ નામના દ્વીપનાં ભરતક્ષેત્રમાં - मिहिलाए रायहाणीए कुंभगस्स रन्नो पभावईए देवीए कुच्छिंसि મિથિલા રાજધાનીમાં કુંભક રાજાની પ્રભાવતી દેવીના ઉદરમાં आहारवक्कंतीए આહારના પરિવર્તનથી માનવોચિત આહારના ગ્રહણથી सरीरवक्कंतीए શરીરની વ્યુત્ક્રાંતિથી

એટલે કે દેવ શરીરના પરિવર્તનથી भवपक्कंतीए ભવની વ્યુત્ક્રાન્તિથી દેવભવને ત્યજીને મનુષ્યભવને ગ્રહણ કરવાની અપેક્ષાથી ગર્ભરૂપે જન્મ પામ્યા.

જ્યારે તેઓ પ્રભાવતી દેવીના ઉદરમાં ગર્ભરૂપે અવતર્યા ત્યારે સૂર્ય વિગેરે ગ્રહો ઉચ્ચ સ્થાને હતા. ચારે દિશાઓ દિગ્દાહ વિગેરે ઉપદ્રવો વિનાની હતી. તીર્થંકરના પ્રભાવથી દિશાઓ પ્રકાશ યુક્ત તેમજ ઝંઝાનિલ રજકણ વગેરેથી રહિત થઈને સ્વચ્છ બની ગઈ.

દેવાનુપ્રિયો! વિચાર કરો. આ પૃથ્વી ઉપર કંઈક જીવો દેવલોકમાંથી ચવીને માતાના ગર્ભમાં સામાન્ય જીવો આવે છે. ચક્રવર્તિ, વાસુદેવ અને બલદેવ આવે છે. પણ આ બધામાં તીર્થંકર પ્રભુ શ્રેષ્ઠ છે. આવા મહાન પુરૂષોનું આ પૃથ્વી ઉપર અવતરણ થાય છે ત્યારે કેવા સુંદર યોગો વર્તે છે. ગાઢ તિમિર દૂર થઈને પૃથ્વી ઉપર અનેરો પ્રકાશ ફેલાય છે. રોગ આદિ ઉપદ્રવો પણ શમી જાય છે. શાંતિનાથ ભગવાન માતાના ગર્ભમાં આવ્યા ત્યારે મરકી જેવો મહાન રોગ પણ શમી ગયો હતો. મલ્લીનાથ ભગવાન માતાના ગર્ભમાં આવ્યા ત્યારે કેવો યોગ હતો તે વાત બતાવતા ભગવંત કહે છે કે सउणेसु जइयसु કાગડા વિગેરે પક્ષીઓ રાજા આદિ માટે વિજયને સૂચવનારાં શબ્દો ઉચ્ચારી રહ્યા હતા. પવન પણ પ્રદક્ષિણાવર્ત થઈને વાતો હતો. તે શીતળ, મંદ અને સુગંધયુક્ત પવન અનુકૂળ લાગતો હતો. તે પૃથ્વીને સ્પર્શ કરતાં વાતો હતો. એવો સુખદ સમય હતો કે જેમાં નિષ્પન્ન ધાન્યથી મેદિની–પૃથ્વી લીલાછમ આવરણથી ઢંકાઈ રહી હતી. જનપદ પણ હર્ષમાં તરબોળ થઈ રહ્યું હતું. અને જાતજાતની ક્રીડામાં મસ્ત હતું. અડધી રાતનો સમય હતો. અશ્વિની નક્ષત્રનો ચંદ્રની સાથે યોગ થઈ રહ્યો હતો. ફાગણ મહિનાનો શુક્લપક્ષ ચાલતો હતો. આ મહિનો હેમંતકાળના મહિનામાં ચોથો મહિનો તેમજ આઠમો પક્ષ છે. એવી ફાગણ શુક્લ ચોથના દિવસે અડધી રાતના વખતે મહાબલ દેવ પોતાની બત્રીસ સાગરની સ્થિતિ પૂરી કરીને તે જયંત નામના વિમાનમાંથી ચવીને પ્રભાવતી દેવીના ગર્ભમાં સ્થિત થયા.

બંધુઓ! મલ્લીનાથ ભગવંત માતાના ગર્ભમાં આવ્યા ત્યારે કેવો સુંદર યોગ વર્તતો હતો! આવા પવિત્ર મહાન પુરૂષોનું માતાના ગર્ભમાં આગમન થતાં સર્વત્ર શાંતિનું વાતાવરણ છવાઈ જાય છે. દુષ્કાળ હોય તો પણ સુકાળ થઈ જાય છે. એકબીજાના ક્લેશ શમી જાય ને સર્વત્ર આનંદ આનંદ છવાઈ જાય છે. આવા મહાન પુરૂષો જે માતાના ગર્ભમાં આવીને ઉત્પન્ન થાય છે તે માતા પણ ધન્ય બની જાય છે. સામાન્ય મહાન પુરૂષને જન્મ દેનારી માતા પણ જગતમાં ભાગ્યવાન મનાય છે તો તીર્થંકર પ્રભુની માતા તો તેનાથી અનંતગણી પુણ્યવાન અને ભાગ્યવાન

બને છે. તીર્થંકર પ્રભુની માતા બનવું તે કંઈ જેવી તેવી વાત નથી. જબ્બર પુણ્યનો ઉદય હોય ત્યારે તીર્થંકર પ્રભુની માતા બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.

જગતમાં ઘણીવાર પુરૂષો સ્ત્રીઓને તુચ્છ માને છે. પુરૂષોને સ્ત્રી કંઈ કહેવા આવે તો અભિમાનથી કહી દે છે કે બેસ, હવે તું શું કરતી હતી? સ્ત્રીને હલકી ગણનારાઓ વિચાર કરજો કે તીર્થંકરને જન્મ દેનાર માતા કે પિતા? (હસાહસ) તીર્થંકર પ્રભુને જન્મ દેનારી માતા છે. દરેક જગ્યાએ માતાઓનું બહુમાન કરવામાં આવ્યું છે. દિવાળીના દિવસોમાં લક્ષ્મીજીનું પૂજન થાય છે. વિષ્ણુ કે શંકરનું નથી કરતાં. બોલો, લક્ષ્મીજી પણ સ્ત્રી છે ને? હા, પૂર્વભવમાં માયાનું સેવન કર્યું તેથી સ્ત્રીનો અવતાર આવ્યો. પરંતુ મોક્ષમાં જવા માટે જેટલો પુરૂષ હકદાર છે તેટલી સ્ત્રી હકદાર છે. બંનેને મોક્ષમાં જવાનો સમાન હક છે. સ્ત્રી હોય, પુરૂષ હોય કે નપુંસક હોય પણ વેદ ગયા પછીને અવેદી બન્યા પછી મોક્ષમાં જાય છે.

શાસ્ત્રમાં જેણે જેણે દીક્ષા લીધી છે તેમણે સંયમ લેવા માટે માતાની આજ્ઞા માંગી છે. જમાલિકુમાર, અયવંતામુનિ, ગજસુકુમાર, થાવર્ચાપુત્ર આદિ એ જ્યારે પ્રભુની વાણી સાંભળી અને વૈરાગ્ય રંગે રંગાયા ત્યારે માતા પાસે આજ્ઞા માંગતા શું બોલ્યા છે?

**મને સાચું સમજાણું રે... સંતોની વાણીથી.**

**કર્મો ભમાવે મને ભવભવમાં (૨) મને સાચું સમજાણું રે...**
**મળે જનાવરનો અવતાર કાળાં કર્મોથી (૨) મળે ઇયળ તણો અવતાર કાળા કર્મોથી, મળે ફરી ફરી (૨) આવા અવતાર કાળા કર્મોથી, (૨)**

**પાપ કરે ખૂબ ખૂબ, દુઃખ મળે ગળાડૂબ ચોખ્ખું વંચાણું રે...**
**હો-હવે મને ચોખ્ખું વંચાણું રે... મને સાચું સમજાણું રે સંતોની વાણીથી....**

મેં ભગવાનની વાણી સાંભળી. હવે મને સંસારના સ્વરૂપનું ભાન થયું. અનંત કાળથી આત્મા પાપના પોટલા બાંધીને એક ગતિમાંથી બીજી ગતિમાં પરિભ્રમણ કરે છે. હવે સંસારમાં રહીને પાપનાં પોટલાં બાંધવા નથી. ને ભવોભવમાં ભમવું નથી. અનંતકાળથી અજ્ઞાનને કારણે ભોગો ભોગવીને ભૂલ કરી પણ હવે ભૂલના ભોગ બનવું નથી. તમે પણ આમ તો ઘણાં હોંશિયાર છો. વહેપારમાં એક વખત છેતરાઈ જાવ તો ફરીને છેતરાઇ ન જવાય તે માટે કેટલી સાવધાની રાખો? એક વખત મુસાફરી કરતાં ટ્રેઈનમાં બેગ ઉપડી જાય અગર ખિસ્સું કપાઈ જાય તો બીજી વખત એવું ન બને તે માટે કેટલા સાવધાન અને સજાગ રહો છો! તેટલી સાવધાની આત્મા ચતુર્ગતિના ચક્રમાં ખોવાઈ ન જાય તે માટે રાખો છો ખરા?

નાના બાલુડાઓ પણ માતાને બેધડક કહી દેતા હતા કે હે માતા! પૂર્વભવોમાં એવા ઘોર કર્મો કર્યા કે તેના કારણે આ આત્મા નરક અને તિર્યંચ જેવી અશુભ યોનીમાં ગયો ને ત્યાં અસહ્ય દુઃખો વેઠયા. ભગવાનનો સમાગમ થતાં અમને સંસાર સ્વરૂપનું ભાન થઈ ગયું છે. માટે હે માતા! મને દીક્ષાની આજ્ઞા આપો. અંતે પુત્રોનો દૃઢ વૈરાગ્ય જોઈને માતાને આજ્ઞા આપવી પડતી હતી.

બંધુઓ! આવા સંતાનો ક્યારે બને છે? એ માતાઓ પુત્રના જીવનમાં સારા સંસ્કારોનું સિંચન કરી પુત્રના જીવનનું ઘડતર કરતી હતી. ૧૦૦ શિક્ષક જે ઘડતર નથી કરી શકતા તે એક માતા કરે છે. પણ આજે સંતાનો બગડે છે કેમ? માતા પિતાઓ હરવા ફરવામાં, નાટક–સિનેમા જોવામાં, શરીરની ટાપટીપ કરવામાં ને ભોગવિલાસમાં મસ્ત બન્યા છે પછી બાળકના જીવનનું ઘડતર ક્યાંથી કરી શકે? જો માતાઓ મોજશોખ છોડીને બાળકના જીવનમાં સંસ્કારનું સિંચન કરે તો સંતાન સુખી થાય. સાથે માતા–પિતા પણ સુખી થાય. તમે તમારા સંતાનોના જીવનનું એવું ઘડતર કરો કે એ સંતાન ભવિષ્યમાં મહાન સુખી બને અને માતાપિતાના નામને જગતના ખૂણે ખૂણે ગજવી મૂકે. ભગવાન મહાવીરસ્વામી જગતના ખૂણે ખૂણે વિચરતા હતા ત્યારે જે પ્રભુને જાણતાં હતાં તેઓ પધારો... પધારો ત્રિશલાનંદન એમ કહેતાં હતા. આ છે માતાની વિશેષતા. માટે તમે સ્ત્રી જાતિને હલકી ન માનશો. વેદ ખપાવીને અવેદી દશા પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત થવાનું નથી. અવેદી–અવિકારી બનવું હોય તો વધુમાં વધુ બ્રહ્મચર્યનું પાલન કરવું પડશે. (પૂ. મહાસતીજીએ અહીં બ્રહ્મચર્ય ઉપર સુંદર દૃષ્ટાંત આપ્યું હતું.)

મહાબલ દેવનો આત્મા જયંત વિમાનમાંથી ચવીને ફાગણ સુદી ચોથના દિવસે મધ્યરાત્રીના સમયે મિથિલા નગરીમાં કુંભક રાજાની પ્રભાવતી નામની રાણીના ઉદરમાં આવ્યો. આ પ્રભાવતી માતા ખૂબ પુણ્યવંતી છે. તીર્થંકર પ્રભુની માતા બનવા માટે પણ લાયકાત કેળવવી પડે છે. તીર્થંકર પ્રભુના માતા–પિતા નિયમા ભવી અને મોક્ષગામી હોય છે. આવી પુણ્યવંતી પ્રભાવતી રાણીના ઉદરમાં પુણ્યાત્મા આવીને ઉત્પન્ન થયા છે. હવે પ્રભાવતી રાણી ચૌદ સ્વપ્ના જોશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** નારદજી મહાવિદેહ ક્ષેત્રમાં જઈને સીમંધરસ્વામીના સમવસરણને જોઈને પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. ત્યાર પછી ત્રણ પ્રદક્ષિણા દઈને મસ્તક પર અંજલિ કરીને નારદજી સીમંધરસ્વામીની સ્તુતિ કરવા લાગ્યાં.

**નારદજીએ સીમંધરસ્વામીની કરેલી સ્તુતિ :** બધા વિઘ્નોને દૂર કરનાર, કામદેવના ગર્વને દૂર કરનારા પૂર્ણ જ્ઞાનયુક્ત એવા શ્રી સીમંધરસ્વામીને મારા નમસ્કાર હો. જે દેવાધિદેવ ઇન્દ્રથી સેવિત છે. ચંદ્ર કલાવંત હોવા છતાં પોતાના

કલંકોને દૂર કરી શકતો નથી. પણ હે પ્રભુ! આપ તો મનુષ્યલોકમાં રહેવા છતાં પણ દેવો, અસૂરો અને મનુષ્યોના કલંકોને દૂર કરો છો. હે ભગવંત! આપતો દીનોના ઉપકારી છો. આપ સૂક્ષ્મ વસ્તુઓના પ્રકાશક છો. મનુષ્યરૂપી કમળોને વિકસિત કરનાર છો. સંસારના બધા વિષયો પ્રત્યે ઉદાસીન છો. આપ અશરણ મનુષ્યને શરણ રૂપ છો. ભૂત-ભવિષ્ય અને વર્તમાનના સંશયને દૂર કરનાર છો. હે નાથ! શેષ નાગ હજારો જીભોથી પણ આપના ગુણોનું વર્ણન કરવાને માટે અસમર્થ છે તો પછી હું એક જીભથી આપના ગુણોનું વર્ણન કેવી રીતે કરી શકું? હે પ્રભુ! આપનું દર્શન કરીને આજે હું ધન્ય બન્યો છું. મારા કેવા અહોભાગ્ય કે આ સમગ્ર વિશ્વમાં અત્યંત દુર્લભ એવા આપના મને દર્શન થયા. આપના દર્શનથી મારું જીવન સાર્થક થયું.

હે ભગવંત! આપના દર્શન પામ્યાનો મને અપાર હર્ષ છે. વર્ષાઋતુમાં મેઘનાં દર્શન અને ગર્જનાએ જેમ મયૂરો નાચી ઉઠે છે, એમ હે પરમકૃપાળુ પ્રભુ! આપનાં દર્શન અને વાણીથી મારું હૈયું થનથન નાચે છે. કેમ કે આ જગતમાં આપનાથી વધીને જોવા લાયક કોઈ ચીજ નથી, કોઈ વ્યક્તિ નથી. આપ તો અનન્ય કોહીનુર હીરા જેવાં છો, હે મારા પ્રભુ! મારે આપને છોડીને બીજે કયાં ઠરવાનું હોય? હે પરમાત્મા પ્રભુ! આવો તું મને નાથ મળ્યો, માર્ગદર્શક ઉધ્ધારક મળ્યો. મારા ભાગ્યની અવધિ નથી. આજ તારા દર્શને મને જે અમાપ આનંદ થાય છે એની આગળ સ્વર્ગીય આનંદ પણ ફિક્કા છે. મારા અંતરાત્મામાં ઉગેલા કર્મોના ઝુંડ તારા દર્શનના અપાર આનંદથી સળગી સાફ થઈ જવાના. મોહની ઘોર નિદ્રામાં સૂતેલા અમને આજે તારા દર્શન જગાડીને જ્ઞાન અને વૈરાગ્યની નવચેતના આપી રહ્યું છે. પ્રભુ! કોટી કોટી વંદન તને. એક આશ્ચર્યજનક વાત છે કે આપ અનંત ગુણવાન અને જ્ઞાનવાન હોવા છતાં પણ આપ મારી સ્તુતિનો સ્વીકાર કરો છો. આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરીને વંદણા કરીને નારદજી વિનયપૂર્વક યોગ્ય સ્થાને બેસી ગયા.

**પોતાનું વામન શરીર બચાવવા લીધેલ આશ્રય :** ભગવાનની વાણીનો વરસાદ વરસી રહ્યો છે. સાંભળતાં સૌનાં દિલ હરખાઈ રહ્યા છે. ત્યાં નારદજીને શું વિચાર આવ્યો-

**સમવસરણ જિનવર દે દેશના રે, બૈઠે સુરનર ચક્રીશ્વર રાય રે,**
**સિંહાસન તલ બૈઠે નારદમુનિ રે, દેખીને લોક અછંભો પાય રે-**
**યે હૈ કૌણ જંતુ મનુષાકારકોરે, હાથોં પર લે લે નિરખે લોગ રે....**

સમવસરણમાં બેઠા પછી નારદજીના મનમાં વિચાર આવ્યો કે અહીંના મનુષ્યોનું શરીર ૫૦૦ ધનુષ્ય પ્રમાણ હોવા છતાં અત્યંત સુંદર છે. ને હું તો દશ

મનુષ્યની કાયાવાળો છું. એમના દેહમાન આગળ હું તો કીડી મંકોડા જેવો છું. આ લોકોના પગ નીચે ચગદાઈ જઈશ તો મરી જઈશ. જો કે એમના પગ નીચે કચરાઈને મરીશ તો સીમંધર પ્રભુના સમવસરણમાં એમની પાસે મરીશ તો ઉત્તમ આરાધક બનીશ. તેની મને ચિંતા નથી. પણ હું રૂક્ષ્મણીને તેના પુત્રનો પત્તો મેળવી આપવાનું વચન આપીને આવ્યો છું ને જો આમ મરી જાઉં તો મારું વચન જાય. તે માટે પણ મારે જીવવાની જરૂર છે. આમ વિચાર કરીને નારદજી પોતાનું રક્ષણ કરવા સીમંધર પ્રભુના સિંહાસનની નીચેના ભાગમાં જઈને બેસી ગયા.

**"નારદજીને જોઈને પદ્મચક્રવર્તિને થયેલ શંકા અને આશ્ચર્ય":**

નારદજી સીમંધરસ્વામીના સિંહાસન નીચે જઈને બેઠા એટલે બધા લોકોના સામું તેમનું મોઢું થયું. તેથી સૌની દૃષ્ટિ તેમના તરફ ગઈ. ત્યાંના પદ્મ નામના ચક્રવર્તિ પણ પ્રભુની દેશના સાંભળવા માટે ત્યાં આવ્યા હતા. પ્રભુના સિંહાસન નીચે અદૃષ્ટ પૂર્વ સ્વરૂપ જોઈને મનમાં વિચાર કરવા લાગ્યા કે દેવ-નારક-તિર્યંચ અને માનવમાંથી આ કોણ છે? આ કઈ જાતનું પક્ષી છે? એમ વિચાર કરીને નારદજીને ચક્રવર્તિએ પક્ષીની માફક પોતાના હાથમાં લઈ લીધા. લઈને તેમને રમાડવા લાગ્યા. અને તેમના અંગોપાંગને કુતુહલતા પૂર્વક જોવા લાગ્યા. આ કઈ જાતનું જીવડું છે ને તેમની કઈ યોની છે તે વિષે ચક્રવર્તિને તેમજ ત્યાંના લોકોને શંકા અને કુતુહલ થયું છે. હવે નારદજીનો પ્રશ્ન પછી પૂછાશે પણ પદ્મ ચક્રવર્તિ પ્રભુને નારદજી વિષે પ્રશ્ન પૂછશે ને પ્રભુ તેમને નારદજી વિષે સ્પષ્ટતા કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૪૯

## "અઠ્ઠાઈ ધર"

**શ્રાવણ વદ ૧૩ ને રવિવાર** **તા. ૨૨-૮-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

આજનું મંગલમય પ્રભાત એક અનોખો પ્રકાશ લઈને ઉદયમાન થયું છે. ભગવાન મહાવીરસ્વામીના શ્રમણોપાસકો અને શ્રાવિકાઓ-આ વીતરાગભવનમાં પનોતાં પર્યુષણ પર્વની આરાધના કરવા માટે ઉપસ્થિત થએલ છે. આ પર્યુષણ પર્વ આપણાં આત્મપ્રદેશો ઉપર રહેલાં અજ્ઞાનના ગાઢ તિમિરને ટાળીને જીવનમાં અલૌકિક પ્રકાશ પાથરે છે. આવા પર્વાધિરાજનું આપણે અંતરના ઉમળકાથી સ્વાગત કરીએ ને ધર્મભાવનાના મોંઘેરા પુષ્પોથી તેમને વધાવીએ તો પર્યુષણ પર્વની મહત્તા સમજાય.

પર્યુષણ પર્વનું સ્વાગત કરવા માટે શું કરવું જોઈએ ? આપણા આત્મા ઉપર અનંતકાળથી ક્રોધ-માન-માયા-લોભ આદિ કષાયો અને વિષયોનો જે કચરો ભર્યો છે તેને સમતાના નિર્મળ જળથી ધોઈને સાફ કરવા પડશે. શ્રધ્ધાનો દિપક પ્રગટાવી, ભાવનાની ધૂપસળી વડે ગંદા વાતાવરણને શુધ્ધ બનાવવું પડશે. વિષય-કષાયરૂપી ડાકુઓએ આપણા આત્માનું સામ્રાજ્ય છીનવી લીધું છે. અને મોહ મમતાના ગાઢ બંધનથી જીવ બંધાઈ ગયો છે. અને રાગદ્વેષના ગાઢ અંધકારમાં આથડયા કરે છે. તેમાંથી મુક્ત કરવા માટે પર્યુષણની પધરામણી થઈ છે. જેમ કેશરીસિંહનું આગમન થતાં ઘેટાનું ટોળું ભાગી જાય છે તેમ પર્યુષણ પર્વનું આગમન થતાં આપણે પ્રબળ પુરૂષાર્થ ઉપાડીને વિષય-કષાય રૂપી ડાકુઓને ભગાડવાના છે. રાગ-દ્વેષનાં બંધનો તોડી આત્માને મુક્ત કરવાનો છે.

વસંતઋતુનું આગમન થતાં વૃક્ષો નવપલ્લવિત બને છે. તેમ પર્યુષણ પર્વનું આગમન થતાં ધર્મીષ્ઠ મનુષ્યોનો આત્મબાગ ખીલી ઉઠે છે. પર્યુષણ પર્વ વર્ષમાં એક વખત આવે છે. પ્રત્યેક વર્ષ ધર્મીજનોને નૂતન તાજગી ને નૂતન પ્રેરણા આપતા જાય છે. પર્યુષણ પર્વની પધરામણી થતાં તપના યજ્ઞ શરૂ થાય છે. શીયળના સરોવર છલકાય છે, દાનની પરબો મંડાય છે અને અનેક ભવ્ય જીવો માસખમણ, સોળભથ્થુ, અઠ્ઠાઈ આદિ ઉગ્ર તપ આદરે છે. બ્રહ્મચર્યનું પાલન કરે છે. અનુકંપાદાન, સુપાત્રદાન અને જ્ઞાનદાનનો પ્રવાહ વહેવા માંડે છે. કેટલાક પુણ્યાત્માઓ હિંસા-અસત્ય-ચોરી નહિ કરવાની, અભક્ષ નહિ ખાવાની પ્રતિજ્ઞા કરે છે. કંઈક મનુષ્યો પાપકારી વહેપારનો ત્યાગ કરે છે. કંઈક સ્નાન-શણગાર નહિ કરવાની પ્રતિજ્ઞા કરે છે. પર્યુષણ પર્વમાં કંઈક જીવો આવી સાધના કરે છે અને તેઓ પર્યુષણ પર્વ ચાલ્યા ગયા પછી પણ આવી સુંદર ધર્મ ક્રિયાઓમાં રક્ત રહે છે. પર્યુષણ પર્વ આવવાથી ઘણાં જીવો હિંસા છોડીને અહિંસક અને દયાળુ બન્યા છે. ક્ષમાશીલ અને તપસ્વી બન્યાં છે. એકબીજાનાં પરસ્પર વૈર ભૂલીને પ્રેમનું સર્જન કર્યું છે.

બંધુઓ ! આવા પુનિત પર્યુષણ પર્વ આપણે આંગણે રમઝમ કરતા આવી ગયા છે. આપણે મહિનાના ઘરના દિવસથી પર્યુષણ પર્વની રાહ જોતાં હતાં. ત્યાર પછી પંદરનું ઘર આવ્યું અને આજે અઠ્ઠાઈઘર આવી ગયું. હવે આવશે કલ્પઘર અને પછી આવશે તેલાઘર. એકેક ઘર આત્માને જાગૃત બનાવે છે. આજે તો તમે બરાબર જાગૃત બન્યા છો ને ? પર્યુષણ પર્વ એ કર્મને કાપવાનું અમોઘ શસ્ત્ર છે. જેમ લોખંડને કાપવા માટે શસ્ત્ર છે, કાચને કાપવા માટે શસ્ત્ર છે. તેમ આ પર્વના આઠ દિવસો આઠ કર્મને કાપવાનાં શસ્ત્ર સમાન છે.

સર્વ જીવોને શાંતિ આપનારું જો કોઈ પર્વ હોય તો પર્યુષણ પર્વ છે. દુનિયામાં

પર્વ બે પ્રકારના છે. એક લૌકિક પર્વ અને બીજું લોકોત્તર પર્વ. જે લૌકિક પર્વો છે. તેમાં કોઈ પર્વ ભયને કારણે ને કંઈક પર્વો લાલચથી મનાવાય છે. નાગપંચમી, શીતળાસાતમ આદિ પર્વો ભયથી મનાવાય છે. નાગમામાને દૂધ નહિ પીવડાવીએ, તેમની પૂજા નહિ કરીએ તો કરડી જશે. શીતળામાતાની પૂજા નહિ કરીએ તો શીતળામાતા કોપાયમાન થશે તેવા ભયથી તે પર્વો માનવામાં આવે છે. ધનતેરસનો દિવસ આવે ત્યારે લોકો ધન ધોવે છે ને ધનની પૂજા કરે છે. શા માટે? ધનની પૂજા કરીએ તો ધન મળે. એ જ ભાવના કે બીજું કાંઈ? કોઈ પણ જાતના ભય કે લાલસા રહિત જો કોઈ પર્વની ઉજવણી થતી હોય તો તે માત્ર પર્યુષણ પર્વ છે.

આવા મહાન પર્યુષણ પર્વ આત્મશુધ્ધિનો દિવ્ય સંદેશો લઈને આવ્યું છે. તે કહે છે કે ફક્ત શબ્દના સુંદર સાથીયા પૂરી જીવનનું ચણતર સુંદર બનવાનું નથી. કેવળ કલ્પનાઓ કરવા માત્રથી મહેલ ચણાઈ જતો નથી. તે માટે યોગ્ય સાધન-સામગ્રી જોઈશે. આપણે પણ આ જીવનના આંગણીએ આવેલા આત્મશુધ્ધિના સોનેરી સુઅવસરને ઉમંગ અને ઉત્સાહથી અપનાવીને આત્મકલ્યાણ કરવા માટે કટિબધ્ધ બનીએ. દિવાળી આવે છે ત્યારે બહેનો વાસણ માંજી, બાવા અને કચરા વાળીઝૂડીને ઘરને સ્વચ્છ બનાવે છે. મેલાં કપડાને ધોઈને સ્વચ્છ કરે છે. તેમ આ પર્વ તનને, મનને અને વચનને સ્વચ્છ અને શુધ્ધ કરવાનો સંદેશ આપે છે. કોઈ પણ વસ્તુ મેલી કે અશુધ્ધ હોય તો જીવને ગમતી નથી અને તેને વાપરવામાં પણ આનંદ કે ઉલ્લાસ આવતો નથી. તેમ આપણો આત્મા પણ જો શુધ્ધ નહિ હોય તો તમે ગમે તેટલી ધર્મક્રિયાઓ કરો પણ તેમાં તમને આનંદ કે સ્ફુર્તિ આવવાના નથી. આવું આત્મ-શુધ્ધિ કરવાનું પર્વ વારંવાર આવતું નથી. આ તો વર્ષમાં એક જ વાર આવે છે. અને જે જાય છે તે તો પાછું ફરીને આવતું નથી. નવું આવે છે ને આપણું આયુષ્ય ઘટતું જાય છે. આવતા વર્ષે આ પર્વ આવશે ત્યારે આપણી હયાતી હશે કે નહિ તેની આપણને ખબર નથી. માટે જેને આત્માને ઉજ્જવળ અને પવિત્ર બનાવવા માટે કંઈ તપ-ત્યાગ કરવાની ભાવના થતી હોય તે તૈયાર થઈ જજો. જે આત્માઓને આ વાત સમજાઈ છે તે તો આત્માને ઉજ્જવળ બનાવવા તપમાં જોડાઈ ગયા છે, જેને ભાવના જાગતી હોય તે આત્મસાધનામાં જોડાઈ જજો.

તમને ને અમને જન્મ્યાં જેટલા વર્ષો થયા તેટલા પર્યુષણ આવ્યા ને ગયા. સાથે સંદેશો આપતા ગયા પણ તમે શું જાગૃતિ લાવ્યા? જીવનમાં કેટલી કમાણી કરી? આ દિવસોમાં તો જેટલી કમાણી કરીએ તેટલી ઓછી છે. માટે અત્યાર સુધીમાં જે કમાણી નથી કરી તે કરી લો. માણસ ધંધામાં લાખ રૂપિયા ગુમાવે તે મોટી ખોટ નથી પણ આવો ઉત્તમ માનવભવ પામીને આત્માની કમાણી નથી કરી

તે મોટામાં મોટી ખોટ છે. જે ખોટ બીજા કોઈ ભવમાં પૂરી કરી શકાય તેમ નથી. આ પવિત્ર દિવસોમાં જેનાથી આત્માની શુધ્ધિ થાય, શ્રેય થાય, આત્માનો વિકાસ થાય તેવી ઉચ્ચ કમાણી કરી લો, દિવાળીના દિવસો આવે ત્યારે તમે ચોપડા તપાસીને કેટલો નફો થયો ને કેટલી નુકશાની ગઈ તેનું સરવૈયું કાઢો છો. તેમ આ આધ્યાત્મિક પર્વમાં મારું આધ્યાત્મિક વર્ષ કેવું ગયું ? મેં વહેપારમાં ન્યાય-નીતિ અને પ્રમાણિકતા કેટલી આચરી ? અન્યાય, અનીતિ અધર્મ, પ્રપંચો કરીને મેં કર્મો કેટલાં બાંધ્યા ? તેનું સરવૈયું કાઢવા માટે આ પવિત્ર દિવસો છે. આ પર્વ પતીતને પાવન બનાવનારું છે. પણ તમારે પાવન બનવું છે કે નહિ ? એ તો તમારી ઈચ્છા ઉપર આધાર રાખે છે, જે મનુષ્યો પોતે પવિત્ર બનવા અને પોતાના આત્માનું શ્રેય કરવા ચાહતા નથી, જેને આત્માને કર્મના ભારથી હળવો બનાવવાની ભાવના નથી તેને માટે તો પર્યુષણ પર્વ અને સામાન્ય દિવસો બધું સરખું છે. અને જેને આત્મશ્રેય કરવાની લગની લાગી છે તેને માટે દરેક દિવસો પર્યુષણ પર્વ જેવા પવિત્ર છે.

બંધુઓ ! આત્મશુધ્ધિ, આત્મશ્રેય અને જન્મ-મરણથી મુક્ત થવાના મનોરથ થતા હોય તો આધ્યાત્મિક વિચારણા કરો કે હું પર્વને કઇ રીતે ઉજવું ? શું ભોગવિલાસ અને મોજશોખથી આ પર્વ ઉજવી શકાય ? નહિ.... નહિ. આ પર્વ તો દાન-શીયળ-તપ અને શુભ ભાવનાથી ઉજવી શકાય. ભગવંતે દાન-શીયળ-તપ અને ભાવનાથી પર્યુષણ પર્વ ઉજવવાનું કહ્યું છે. કારણ કે દાન-શીયળ, તપ અને ભાવ એ ચાર મોક્ષમાં જવા માટેના ભવ્ય દરવાજા છે.

ચાર દરવાજામાં સૌથી પ્રથમ દરવાજો દાન છે. તેમાં મનુષ્ય દાન ઘણાં પ્રકારે આપે છે. કોઈ કીર્તિની ઇચ્છાથી, કોઈ નામના મોહથી, કોઈ પોતાને સમાજમાં દાનેશ્વરી કહેવડાવવાની ઈચ્છાથી તો કોઈ મને પરલોકમાં સુખ મળે તેવી ભાવનાથી દાન દે છે તો કોઈ પવિત્ર આત્મા નિઃસ્વાર્થ ભાવે પરિગ્રહની મમતા ઘટાડવા માટે દાન આપે છે. તે દાન આપતી વખતે લેનારનો ઉપકાર માને છે કે અહો પ્રભુ! આ મારી પાસે લેવા આવ્યા તો એને આપીને હું હળવો બન્યો, મને મહાન લાભ થયો. આજે મારું જીવન કૃતાર્થ થયું. પણ તે એવો વિચાર નથી કરતો કે હું શું તો બધાને આપું છું. મેં આપ્યું ને આમ કર્યું. આવી શુધ્ધ ભાવનાથી દાન આપનારનું દાન લેનાર પણ એવી ભાવના ભાવે છે કે અહો પ્રભુ ! અત્યારે મારા કર્મનો ઉદય છે કે મને દાન લેવાનો વખત આવ્યો છે. પણ હું આવો દાનેશ્વરી ક્યારે બનીશ ! હું આવી રીતે દાન ક્યારે આપીશ ?

બંધુઓ ! દાન દેવાથી લક્ષ્મી વધે છે. લક્ષ્મીને તમારી તિજોરીમાં પૂરાઈ રહેવું ગમતું નથી. તમને કોઈ કોટડીમાં ચાર દિવસ પૂરી રાખે તો કેવા અકળાઈ જાઓ છો ?

તેમ લક્ષ્મી પણ તિજોરીમાં અકળાઈ જાય છે. તે કહે છે કે તમને ઘરની કોટડીમાં પૂરાઈ રહેવું ગમતું નથી, તમને જેમ ફરવું ગમે છે તેમ મને પણ ફરવું ગમે છે. માટે તમે શું કરો? તેને માટે ૠગ્વેદમાં પણ કહ્યું છે કે.

**दश हस्तः समाहर, सहस्र हस्तः सिंकर।**

સો હાથથી લક્ષ્મી કમાઓને હજારો હાથથી વહેંચો. અર્થાત્ દાન કરો. કારણકે જો તમે લક્ષ્મીનો સદ્વ્યય નહિ કરો, માત્ર તેનો સંગ્રહ કરવામાં રહી જશો તો મરણ વખતે લક્ષ્મી સાથે આવશે ખરી? સાથે રાતી પાઇ પણ આવવાની નથી. પણ જે હાથે તે સાથે. તમારા હાથે તમે દાનમાં વાપરશો તે તમારી સાથે આવશે. બાકી તો બધું અહીં રહી જવાનું છે. કહ્યું છે કે.

**"ખા ગયા સો ખો ગયા. દે ગયા સો લે ગયા.**

જેણે પોતાની જાત માટે, પોતાના સુખ માટે, ખાવાપીવામાં ને મોજશોખમાં લક્ષ્મીનો વ્યય કર્યો છે, તેમાં તેની કોઇ વિશેષતા નથી. એ તો બધું અહીં ખોવાઇ જવાનું છે પણ જે બીજાને આપ્યું છે તે તમારું સાચું ધન છે ને તે તમારી સાથે આવનાર છે. જે મન મોકળું કરીને, પોતાનું સુખ જતું કરીને પણ બીજાનું દુઃખ દૂર કરવામાં લક્ષ્મીનો સદ્વ્યય કરે છે તે સાથે આવવાનું છે. ચાણક્ય નીતિના એક સંસ્કૃત શ્લોકમાં મધમાખી પણ માનવને શું કહે છે?

**"देयं भो ह्यधने धनं सुकृतिभिर्नो संचयस्तस्य वै,**
**श्री कर्णस्य बलेस्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता।**
**अस्माकं मधुदान भोगरहितं नष्टं चिरात् संचितं,**
**निर्वेदादिति निजपादयुगलं घर्षन्त्य हो मक्षिकाः॥"**

હે પુણ્યાત્માઓ! તમને તમારા પુણ્યથી જે ધન મળ્યું છે તેનો સંગ્રહ ન કરો. પણ ગરીબોને દેતા રહો. કારણ કે દાન દેનારા કર્ણરાજા, બલિરાજા અને વિક્રમરાજા આદિ રાજાઓનો યશ આજ સુધી આ પૃથ્વી ઉપર વિદ્યમાન છે. જુઓ, અમે ખૂબ દુઃખ વેઠીને મધનો સંચય કર્યો પણ ન તો અમારી જાતે મધ ખાધું કે ન તો બીજાને અમે ખાવા દીધું. પણ એક દિવસ લૂંટારો આવ્યો ને અમારું લાંબાકાળથી ખૂબ પરિશ્રમ કરીને એકઠું કરેલું મધ લૂંટી ગયો. એના દુઃખથી અમે (મધમાખીઓ) અમારા બંને પગ ઘસીએ છીએ. માટે તમારે અમારી માફક પાછળથી પસ્તાવું ન હોય, પગ ઘસતાં રહી જવું ન હોય તો લક્ષ્મીનો સદ્વ્યય કરો.

"किं वा धनं नार्थिजनाम् यत् स्यात्।" જે ધન યાચકોને ન મળે તે ધન શું કામનું? એમ સમજીને જો તમારે ધન જોઈતું હોય તો પહેલાં આપતાં શીખો.

"પૃથિવ્યાં પ્રવરં दानं" આ પૃથ્વી ઉપર દાન એ સર્વોત્તમ કાર્ય છે. પણ લક્ષ્મીના લોભી બનીને માત્ર તેનો સંગ્રહ કરવો તે કંઈ શ્રેષ્ઠ કાર્ય નથી. આજે માણસ ધન સંગ્રહ કરવામાં માનવજીવનની મહત્તા માને છે. એ એમ સમજે છે કે પાસે પૈસો હશે તો સમાજમાં મને પ્રતિષ્ઠા મળશે. સૌ મને ખમ્મા ખમ્મા કરશે. અરે, આવા પર્યુષણ પર્વના દિવસોમાં ઉપાશ્રયમાં જઈશ તો મને આવો શેઠજી કહી સંઘના શેઠીયાઓ આગળ બેસાડશે. (હસાહસ) ઘરમાં પણ સૌ મને ખમ્મા ખમ્મા કરશે. પણ પૈસા નહિ હોય તો કોઈ મને નહિ પૂછે. બંધુઓ! હું તમને પૂછું છું કે શું આ પૈસાથી મેળવેલી પ્રતિષ્ઠા, પદવી, માન અને આદર સત્કાર તમારી સાથે આવશે? અરે....અહીં પણ ખરા દુઃખ વખતે કામ આવશે? પૈસો-પત્ની-પદવી અને પ્રતિષ્ઠા કોઈ આત્માને સાથ આપનાર નથી. અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક શ્રીમંત શેઠ હતા. તેમની પાસે ધન ઘણું હતું. છતાં તેમની તૃષ્ણા શાંત થતી નહોતી. માનવીનું મન જ્યારે તૃષ્ણામાં જોડાય છે ત્યારે ગમે તેટલું ધન મળે તો પણ લોભી માણસ અતૃપ્ત રહે છે. તે રીતે આ શેઠ પણ ઘણી મીલ્કત મળવાં છતાં સંતોષના ઘરમાં આવી શક્યા નહિ. જ્યાં લોભ છે ત્યાં ચારે કષાયો ઓછા વધતા અંશે વર્તતી હોય છે. તે રીતે આ શેઠને લોભની સાથે માનનું પ્રબળ જોર વધ્યું. અને એક તૃષ્ણા જાગી કે કોઈએ ન મેળવ્યું હોય તેવું મેળવું ને મારું નામ અમર બનાવું. નાશવંત ધનમાં નામ અમર બનાવવાના કોડ સેવતા શેઠને ખ્યાલ નથી કે નામનો પણ નાશ છે ને ધનનો પણ નાશ છે. કુદરતને કરવું શેઠની તૃષ્ણામાં ધને વધારો કર્યો ને તેની તૃષ્ણાનો અંત આવવાનો પ્રસંગ આવ્યો. પણ એની તૃષ્ણામાં એક ધ્યેય હતો કે હું કરોડપતિ બનું. અને તે કોડ સેવતા શેઠ કરોડના બારણા સુધી પહોંચી ગયા.

એવા પ્રસંગમાં એક જ્યોતિષી આવ્યો. તે જ્યોતિષી કહે-શેઠ! તમે કરોડપતિ બનવાના સ્વપ્ના સેવી રહ્યા છો. પણ એ પૂર્ણ થતાં પહેલાં તમારા માથા ઉપર એક આફતની વાદળી ઘેરાઈ રહેલી છે અને તમારું મૃત્યુ સાત વારની અંદર થવાનો સંભવ છે. આ શબ્દો સાંભળતાં શેઠના હોશકોશ ઉડી ગયા. અહાહા....શું મારું મૃત્યુ થઈ જશે? શું હું મરી જઈશ? દેવાનુપ્રિયો! અહીં તમને સમજાય છે કે મૃત્યુનો જીવને કેટલો ભય છે? મરણનું નામ સાંભળતાં શેઠની આંખે મોતીયા વળી ગયા. જ્ઞાનીએ કહ્યું છે કે सव्वे जीवावि इच्छन्ति, जीविउं न मरिज्जिउं। કોઈ પણ જીવ કીડી-મંકોડાથી માંડીને મનુષ્ય સુધી સર્વ જીવો જીવવાને ઈચ્છે છે. દરેકને જીવવું વહાલું છે. કોઈ મરવાને ઈચ્છતા નથી. આ રીતે શેઠને પણ જીવન ગમે છે. મૃત્યુનું નામ સાંભળતાં ધ્રુજી ઉઠેલા શેઠ ઘેર જઈને સૂઈ ગયા. શેઠાણી પૂછે છે

નાથ ! આજે એકાએક ઓફીસેથી પાછા કેમ આવ્યા ? તમને શું થયું છે ? મેં તમારી આંખમાં ક્યારે પણ આંસુ જોયા નથી ને આજે એકાએક આ શું થયું છે ? શું તમારું કોઈએ અપમાન કર્યું ? વહેપારમાં ખોટ ગઈ કે ભાગીદારે દગો દીધો ? શું બન્યું છે ? તે આપ જલ્દી બોલો. જ્યાં તમારી આંખમાં આંસુ પડે છે ત્યાં મારા લોહીનાં ટીપાં પડે છે. હું મારા પતિને રડતા નહિ જોઈ શકું. શેઠાણીનો પોતાના પ્રત્યેનો પ્રેમ અને સ્નેહ જોઈને શેઠ એકદમ ધ્રુસકે ધ્રુસકે રડી શેઠાણીના કોટે બાઝી પડયા. અરેરે....તારો ચાંલ્લો ને ચુડો નાશ થવાનો પ્રસંગ આવી રહ્યો છે. મારું સાત વારમાંથી એક વારે મૃત્યુ થવાનું છે.

શેઠાણી આ શબ્દો સાંભળીને ધ્રુજી ઉઠયા. અરે શેઠ ! તમને આવું કોણે કહ્યું ? કહેનારની જીભ કપાઈ જાવ. મારા નાથને ઉનો વા પણ ન વાય. રડતે આંસુએ શેઠાણી બોલ્યા–તમારા મૃત્યુનું નિમિત્ત શું છે ? મારા ઉપર અકસ્માત વીજળી પડશે તેમ મને જ્યોતિષીએ કહ્યું છે. અરે, જ્યોતિષીનું શું સાચું પડવાનું છે ? ગભરાવાની કોઈ જરૂર નથી, સાત વારના સાત દિવસો કાલે પસાર થઈ જશે ને તમારી આફતના વાદળા ઉતરી જશે. હિંમત ન હારો. ઉઠો, ઉભા થાવ. ઓફીસે જાવ. હિંમત આપીને શેઠને ઉભા કરી ઓફીસે મોકલ્યા. પણ ચારે બાજુ વાત ફેલાઈ જવાથી ઓફીસે પગ મૂકતાં કેશીયરથી માંડીને નોકર સુધીના બધા માણસો શેઠને જોઈને નીચે ઉતરી ગયા. શેઠ આશ્ચર્ય પામ્યા. વહાલા મારા મિત્રો ! તમે બધા આમ કેમ કરો છો ? સાહેબ ! મૃત્યુનો ડર બધાને છે. શેઠ વાત સમજી ગયા. તે દુકાનેથી પાછા ગયા. શેઠાણી પણ વિચાર કરતી થઈ ગઈ કે જો આમ જ હોય તો એક દિવસ અમારો પણ વારો આવી જાય ને ? એક દિવસ અગાઉ શેઠાણી પણ શેઠના ચરણમાં પડી આંસુ સારતી બોલી. નાથ ! તમારો વિરહ એક ક્ષણ પણ સહન કરી શકું તેમ નથી. પણ ન છૂટકે બાળકોના રક્ષણ ખાતર આજ મારા પિયર જાઉં છું. આપનું વિઘ્ન દૂર થતાં આવીશ. આ શબ્દો સાંભળતાં શેઠ તો ઢગલો થઈને પડી ગયા. શેઠાણી તો કાંઈ પણ જોવા ન રહેતાં બે બાળકોને લઈને શેઠ મૂર્છાગત હોવાથી અમુક મિલ્કત લઈને રવાના થઈ ગયા.

શ્રોતાજનો, તમને અહીં સમજાય છે ને કે આ તમારો સંસાર ! તમને તો સાકર જેવો લાગે છે ને ? પણ આ શેઠને હવે કેવો લાગ્યો હશે ? (શ્રોતામાંથી અવાજ કરીયાતા જેવો) જોજો હોં બોલો છો તો ધ્યાન રાખજો. આ કરીયાતુ પીવાનો વખત તમને ન આવી જાય ! સંસારમાં રહેવા છતાં જેટલાં તમે અલિપ્ત રહેશો, ઉદાસીન ભાવે રહેશો તેટલો તમને આ દાવાનળ ઓછો જલાવશે. સંસારમાં રહેવા છતાં પણ જેને રહેતા નથી આવડતું તે રાત–દિવસ મોહ રૂપી દાવાનળમાં

જલી રહ્યા છે. ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી જે જીવોને સંસારમાં રહેવું પડયું છે તેઓ અલિપ્ત રહેવાથી તેમને મોહરૂપી દાવાનળ જલાવી શકતો નથી. ટૂંકમાં શેઠાણી ચાલ્યા ગયા. શેઠ મૂર્છાગત પડયા છે. આ વાતની આખા ગામમાં જાણ થઈ ગઈ. પણ કોઈ માનવી શેઠને આશ્વાસન આપવા કે પવાલું પાણી પીવડાવવા ત્યાં ગયું નહિ. બધાની આંખ સામે મૃત્યુ રમે છે.

આ પ્રસંગે ગામમાં પધારેલા જૈન સંતને ખબર પડી કે નગરશેઠને આવો બનાવ બન્યો છે. તરત મુનિ શેઠના ઘેર પહોંચી ગયા. જેના રોમેરોમમાં અનુકંપા અને દયાના સ્રોત વહે છે. જેની ભાવનામાં સર્વ જીવોને શાસનરસી બનાવું તેવા પરિણામ વર્તે છે. જેનો આત્મા છએ કાય જીવોને પોતાના પ્રાણ સમા લેખે છે. એવા મુનિઓ મૃત્યુથી ડરતા નથી. તેથી મુનિ શેઠના ઘેર આવ્યા. શેઠને ઢંઢોળતાં જ્ઞાનીના વચનામૃતો રૂપી પાણી છાંટીને તેમને સજાગ બનાવે છે. ઉઠો, શેઠ બેઠા થાવ. શા માટે ઝૂરો છો? કેમ કલ્પાંત કરો છો? મહારાજ! આજે હું મરી જવાનો છું. મારા ઉપર વીજળી પડવાની છે. અરે શેઠ! આ શું બોલ્યા? મૃત્યુનો તમને આટલો બધો ડર છે? મૃત્યુ એ તો મહોત્સવ છે. એવી સાધના કરી લો કે જીવનની અમરતા પ્રાપ્ત થઈ જાય. માનવ દેહ સંસાર રૂપી ઝુંપડીમાંથી બહાર નીકળી મોક્ષરૂપી મહેલમાં જવા માટેનું એક સાધન છે. આપ શા માટે ગભરાવ છો? વીજળી આકાશની કોઈ પડવાની નથી. કદાચ એ પડે ને માનવીના પુણ્ય હોય તો બચી પણ જાય. પણ તમારા ઉપર તો સંસાર રૂપી વીજળી પડી ગઈ. આ શબ્દોથી શેઠ સજાગ બની ગયા. શેઠની આંખ ખુલી ગઈ. ગુરૂના જ્ઞાનામૃત રૂપી વચનના પવનથી મોહનું વાદળ શેઠનું વીખરાઈ ગયું. તે સંતના ચરણમાં પડી ગદ્ગદ્ કંઠે બોલ્યા–મહારાજ! મારી આંખે મોહનો મોતીયો હતો તે આજે ઉતરી ગયો. મૃત્યુમાંથી મેં અમરતા મેળવી લીધી. શેઠનો અંતરાત્મા જાગી ગયો. તેમને સમજાઈ ગયું કે વીજળી એટલે સંસારની વીજળી. છેવટે શેઠ રિધ્ધી સિધ્ધીનો ત્યાગ કરી સંયમી બનવા તત્પર બન્યા. શેઠાણી દોડતા આવી પહોંચ્યા. ઘણાં રોકવા તૈયાર થયા પણ જેનો આત્મા જાગી ગયો છે તે કોઈનો રોકયો રોકાતો નથી. અઢળક સંપત્તિનું દાન કરી શેઠ સંસાર છોડી સાધુ બની ગયા. અહીં તમારે પણ સમજવા જેવું છે.

**સાહ્યબીના સૂર્યને ઢંકાતા વાર નહિ, વિપત્તિનાં વાદળો ઘેરાતાં વાર નહિ,**
**પ્રેમના પ્રવાહને પલ્ટાતાં વાર નહિ. સ્વાર્થનાં સબંધને ભૂંસાતા વાર નહિ,**
**સંધ્યા તણા રંગોને વિલાતાં વાર નહિ, વિલાતાં વાર નહિ.**

જેમ સંધ્યાના રંગોને વિલય થતાં વાર લાગતી નથી તેમ આ સુખ, સંપત્તિ અને સગાસ્નેહીઓનાં સબંધ અને પ્રેમ આ બધું કયારે પલ્ટાઈ જશે તેની ખબર

નથી. આવું સમજીને પણ સંસારના મોહથી પાછા વળી આત્મા તરફ વળો. બીજું ન કરી શકો તો બ્રહ્મચર્ય વ્રતમાં આવો. "तवेसु वा उत्तम बंभचेरं।" સર્વ તપોમાં બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ તપ છે. બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ તીર્થ છે. બ્રહ્મચર્યનો એક ગુણ ઘણાં ગુણોને ખેંચી લાવે છે. આવું મહાનવ્રત વીરલ આત્માઓ ધારણ કરી શકે છે. માટે આવા પવિત્ર દિવસોમાં માસખમણ તપ ન કરી શકો તો બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરી લો. તપ કરવામાં શારીરિક શક્તિ જોઈએ. દાન કરવામાં પૈસા જોઈએ પણ શીયળ પાળવામાં પૈસા કે શકિતની જરૂર પડતી નથી. બ્રહ્મચર્ય પાળવામાં માનસિક શક્તિની જરૂર છે. પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં ભગવંતે બ્રહ્મચર્ય વ્રતને કેવી સુંદર ઉપમાઓ આપી છે.

**तं बंभं भगवंते गहगण णक्खत्त तारागणं जहा उडुवई, मणिमुत्त सिलप्पवाल रत्तरयणागराणं य जहा समुद्दो वेरुलिओ चेव जहा मणिणं जहा मउडो चेव भूसणाणं वत्थाणं चेव खोम जुयलं, अरविन्द चेव पुप्फ जेट्ठं, गोसीसं चेव चंदणाणं, हिमवं चेव ओसहीणं, सीतोदा चेव निन्नगाणं, उदहीसु जहा सयंभूरमणो, एरावण इव कुंजराणं कप्पाणं चेव बंमलोए, दाणाणं चेव अमयदाणं, तित्थयरे चेव जहा मुणीणं, वणेसु जहा नन्दणवणं पवरं।**

બ્રહ્મચર્ય એ ભગવાન છે. તે ગ્રહ-નક્ષત્ર અને તારામાં ચંદ્ર સમાન છે. જેમ સમુદ્રમાં ચંદ્રકાંત મણી, મોતી, પ્રવાલ, પદ્મરાગ આદિ ઉત્પન્ન થાય છે; તેમ બ્રહ્મચર્ય વ્રતનાં પાલનથી બીજાં અનેક ગુણો ઉત્પન્ન થાય છે. એટલે બ્રહ્મચર્ય વ્રત સમુદ્ર સમાન છે. જેમ બધા મણીઓમાં વૈડૂર્યમણી, આભૂષણોમાં મુગટ, વસ્ત્રોમાં યુગલ વસ્ત્રો, પુષ્પોમાં અરવિંદ કમળનું પુષ્પ, સર્વ ચંદનોમાં ગોશીષચંદન ઔષધિયુકત પર્વતોમાં મેરૂપર્વત શ્રેષ્ઠ છે, સર્વ નદીઓમાં સીતોદા નદી મોટી છે. સર્વ સમુદ્રોમાં સ્વયંભૂરમણસમુદ્ર, હાથીઓમાં ઐરાવતહાથી, દેવલોકમાં પાંચમું બ્રહ્મદેવલોક, દાનમાં અભયદાન, મુનિઓમાં તીર્થંકર ભગવંત અને સર્વ વનોમાં નંદનવન જેમ શ્રેષ્ઠ છે તેવી રીતે સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત શ્રેષ્ઠ છે.

શાસ્ત્રકાર બ્રહ્મચર્યનો મહિમા અપૂર્વ સમજાવે છે. બધા ધર્મોમાં બ્રહ્મચર્યને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. બ્રહ્મચર્યમાં એવી તાકાત છે કે દેવો પણ તેને નમસ્કાર કરે છે. વધુ શું કહું ? અખંડ બ્રહ્મચારીમાં બ્રહ્માંડને હલાવી દેવાની શકિત છે. બ્રહ્મચારીમાં જે તાકાત છે તેવી તાકાત બીજા કોઈમાં નથી. જીવનને તેજસ્વી બનાવવા માટે બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ સાધન છે. આજના માનવીઓ શરીરને સારું બનાવવા ને શક્તિ માટે જુદી જુદી વિટામીનની ગોળીઓ ખાય છે. પણ જો તમારે

સાચું વિટામીન જોઈતું હોય તો બ્રહ્મચર્ય જેવું ઉત્તમ એક પણ વિટામીન નથી. તમે ઘણીવાર સાંભળ્યું હશે કે શ્રીપાળ રાજાના દુર્ગંધ મારતા કોઢવાળા શરીરને સતી મયણાસુંદરીએ સાક્ષાત રાજકુમાર જેવું તેનું શરીર બનાવી દીધું. એ એવી મહાન સતી હતી કે ૭૦૦ કોઢીયાને પોતાના ચારિત્ર અને તપના બળે નવકારમંત્ર ગણી પાણી છાંટયું તો કોઢીયાના કોઢ ચાલ્યા ગયા.

મહાભારતની વાત છે. કૌરવો અને પાંડવો વચ્ચે ભયંકર યુધ્ધ થયું. યુધ્ધમાં દુર્યોધનના ૯૯ ભાઈઓ મૃત્યુ પામ્યા. એ નિઃસહાય થઈ ગયો. એનું ભુજાબળ, શસ્ત્રબળ અને સૈન્યબળ ઘટી ગયું, એટલે પોતાના પ્રાણ બચાવવા યુધ્ધમાંથી ભાગીને એક સરોવરમાં સંતાઈ ગયો. ત્યાં ત્રણ દિવસ થઈ ગયા. એને થયું કે અહીં ખતમ થઈ જવાશે. તેથી વિચાર થયો કે પાંડવો ઉપર વિજય મેળવવા શું કરવું ? આ સંસારમાં એ માટે સાચી સલાહ આપનાર તો ધર્મરાજા સિવાય કોઈ નથી. શત્રુઓના મનમાં પણ એટલો દૃઢ વિશ્વાસ હતો કે ધર્મરાજા કોઇ દિવસ ખોટું બોલશે નહિ. ખોટી સલાહ આપશે નહિ. ખરો માનવ પણ તે ગણાય. ખોટી સલાહ આપનાર તો પશુ સમાન ગણાય. આથી દુર્યોધન ધર્મરાજાની શિબિર પાસે જઈ અંદર સંદેશો મોકલે છે. ધર્મરાજા વિચારે છે કે ભાઈ નિઃસહાય થઈ ગયો છે. તેથી સંધિ કરવા આવ્યો હશે તો આપણે સંધિ કરી લેવી. આપણને તો તે પાંચ ગામ આપી દે તો પણ લડવું નથી.

તેથી ધર્મરાજા દુર્યોધનને અંદર બોલાવે છે. બંને ભાઈઓ ભેટે છે. તેમ આંખોમાંથી પ્રેમના આંસુ વહે છે. ધર્મરાજા દુર્યોધનને પાસે બેસાડીને આવવ કારણ પૂછે છે ત્યારે દુર્યોધન કહે છે આપની (પાંડવોની) હાર થાય અને મ (કૌરવોની) જીત કેવી રીતે થાય એ માટે હું આપની સલાહ લેવા આવ્યો ધર્મરાજા કહે છે દુર્યોધન ! આ તું શું બોલે છે? મને હરાવવા માટેની સલ લેવા આવ્યો છું ? તેં કોઈ ભાંગ તો નથી પીધી ને ? દુર્યોધન કહે. ના....ના. ભાંગ નથી પીધી. હું ખરા અંતઃકરણથી કહું છું કે આ સંસારમાં આપના સિ મને સાચી સલાહ આપનાર કોઈ નથી. ધર્મરાજાનો આત્મા કેટલો પવિત્ર હશે શત્રુને પણ શ્રધ્ધા છે કે ધર્મરાજા કોઈ દિવસ ખોટું બોલે નહિ.

ધર્મરાજા વિચાર કરે છે ભલે મારી જીત થાય કે હાર થાય પણ સાચો બતાવવો એ મારો ધર્મ છે. તેથી કહે છે ભાઈ ! જીતવાનો ઉપાય તો તારા છે. તમારી માતા ગાંધારી પોતાના પતિ સિવાય કોઈનું મુખ જોતી નથી. તે પતિ સ્ત્રી છે. પોતાનો પતિ અંધ હોવાથી તે સ્વયં હંમેશા આંખો પર પાટો બાંધી છે. તે પતિવ્રતા ધર્મ બરાબર પાલન કરતી હોવાથી તેની દૃષ્ટિમાં એટલી

ઉત્પન્ન થઈ છે કે જો તે કોઈ મનુષ્ય ઉપર દૃષ્ટિ કરે તો તેનું શરીર વજ્ર સમાન બની જાય છે. માટે તમે તમારી માતા સામે નિર્વસ્ત્ર થઈને ઉભા રહો અને માતા ગાંધારી આંખેથી પાટો ખોલીને તમારા આખા શરીર ઉપર દૃષ્ટિ ફેરવે તો તમારું શરીર વજ્ર જેવું થઈ જાય. પછી પાંચ તો શું પચાસ પાંડવો તમને હરાવવા મથશે તો પણ તેઓ હરાવી શકશે નહિ. કોઈ પણ શસ્ત્ર તમને વાગશે નહિ. આ વાત સાંભળી દુર્યોધનના આનંદનો પાર ન રહ્યો. તે ત્યાંથી રવાના થઈને પોતાને ઘેર જવા નીકળ્યો.

શ્રીકૃષ્ણ પાંડવોને મળવા જતાં હતાં ત્યાં દુર્યોધન સામો મળ્યો. એનો હસતો ચહેરો જોઈને કૃષ્ણજી કહે છે. દુર્યોધન! આજે તારા મુખ ઉપર અતિ આનંદ દેખાય છે તેનું કારણ શું? દુર્યોધન કહે–આપે પાંડવોનો પક્ષ લીધો છે. અમારો પક્ષ નથી લીધો માટે આપના જેવા માયા કપટીને વાત નહિ કરું. આનંદનું કારણ આજે નહિ પણ કાલે યુધ્ધભૂમિ ઉપર બતાવીશ. ભાઈ! હું કોઈનો પક્ષ લેતો નથી. પણ મને જ્યાં ન્યાય દેખાય એનો પક્ષ લઉં છું. શ્રીકૃષ્ણના ખૂબ કહેવાથી દુર્યોધને પોતાના વિજય માટે ધર્મરાજાએ બતાવેલા ઉપાયની વાત કરી.

આ સાંભળી કૃષ્ણે વિચાર કર્યો કે ભીમે પ્રતિજ્ઞા કરી છે કે દુર્યોધનની જાંગ ચીરું તો જ હું ભીમ ખરો. અને જો આવું બનશે તો ભીમની પ્રતિજ્ઞા કેવી રીતે પૂરી થશે? શ્રીકૃષ્ણ તો હતા મહાન બખડજંતર. તેથી કહે છે, ધર્મરાજાએ સલાહ તો સાચી આપી છે પણ મારી એક સલાહ માનીશ? ગાંધારી તમારી માતા છે તેથી શું થયું? તમે હવે બાળક તો નથી ને? આટલા મોટા થઈને શું તમે તમારી માતાની પાસે નિર્વસ્ત્ર જશો? શિશુ અવસ્થામાં રમવું, આનંદ પ્રમોદ કરવો એ શરમજનક નથી. પરંતુ આજે તારું શરીર પહાડ જેવું છે. ત્યારે એની સામે નિર્વસ્ત્ર ઉભા રહેવાથી માતાનું ગૌરવ કેમ જળવાય? શું તને લજ્જા નથી આવતી? માતાનું ગૌરવ જાળવવું એ પુત્રનો ધર્મ છે. માટે ઓછામાં ઓછો એક ચડ્ડી પહેરીને માતાની સામે ઉભા રહેવામાં શું વાંધો છે?

કૃષ્ણજીની આ વાત સાંભળીને દુર્યોધન લાન્જત થઈ ગયો. ઘેર જઈને માતા પાસે બધી વાત કરી. માતાના પ્રેમનું તો પૂછવું શું? દરેક માતા હંમેશા પોતાના પુત્રનું હિત ઈચ્છે છે. ગાંધારી પણ એ ઈચ્છતી હતી કે પોતાના પુત્રનું યુધ્ધમાં મૃત્યુ ન થાય, અને તે યુધ્ધમાં વિજયી બને તેથી તેણે કહ્યું. તું તારા શરીર ઉપરથી વસ્ત્ર ઉતારીને મારી સામે આવ. હું તારા પર દૃષ્ટિ ફેંકીને તને વજ્ર સમાન બનાવી દઈશ. દુર્યોધન ચડ્ડી પહેરીને માતા સામે ઉભો રહ્યો. પુત્ર આવેલો જાણીને માતાએ પ્રેમથી આંખેથી પાટો દૂર કર્યો. ને પુત્ર સામે દૃષ્ટિ કરી. તેથી દુર્યોધનનું સંપૂર્ણ

શરીર વજ્ર સમાન બની ગયું. પરંતુ ચડ્ડી પહેરેલી હોવાથી શરીરનો તેટલો ભાગ કમજોર રહેવાથી યુદ્ધમાં તે ભાગ ઉપર શસ્ત્ર વાગવાથી તે મૃત્યુ પામ્યો.

બંધુઓ ! આ દૃષ્ટાંત દ્વારા આપને સતી ગાંધારીની શક્તિના વિષયમાં એ બતાવવા માંગુ છું કે જે શરીરમાં એક કાંટો વાગે તો તેમાંથી લોહી નીકળવા લાગે તેવું શરીર ગાંધારીની દૃષ્ટિ પડવાથી વજ્ર સમાન બની ગયું. ગાંધારીની દૃષ્ટિમાં આ શક્તિ કેવી રીતે આવી ? ગાંધારીએ સાધુપણું લીધું ન હતું. તે સંપૂર્ણ બ્રહ્મચારી પણ ન હતી. તે સંસારી હતી અને એકદેશથી બ્રહ્મચર્યનું પાલન કરતી હતી એટલે કે પોતાના પતિ સિવાય બીજા કોઈ પુરૂષનો વિચાર પણ મનમાં ન્હોતી લાવતી કે કોઈ ઉપર દૃષ્ટિ પણ કરતી ન હતી. આથી તેણે શરીરને વજ્ર સમાન મજબૂત બનાવવાની શક્તિ પ્રાપ્ત કરી હતી. બ્રહ્મચર્યનુ મહત્વ બતાવતાં કહ્યું છે કે.

समुद्रतरणे यद्वदुपायो नौः प्रकीर्तिता ।
संसारतरणे तद्वत, ब्रह्मचर्यं प्रकीर्तितम् ॥

જેવી રીતે સમુદ્રને પાર કરવા માટે ઉપાય જહાજ છે તે રીતે સંસારને પાર કરવાનો ઉપાય બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યનો મહિમા જાણીને આવા વ્રત લેવાની ભાવના કરશો. હવે જે ભાઈ-બહેનો આજે બ્રહ્મચર્ય વ્રત લેવાના છે તેમને પચ્ચખાણ કરાવું છું.

**ચરિત્ર :**– નારદજી ભગવાનની સ્તુતિ કરીને ભગવાનના સિંહાસનની નીચે બેસી ગયા. નારદજી વિચાર કરતા હતા કે ભગવાનની દેશના પૂરી થાય પછી હું પ્રદ્યુમ્નકુમાર વિષે પ્રભુને પ્રશ્ન પૂછીશ. પ્રભુના સિંહાસન નીચે બેસીને પ્રભુની અમૃતમય વાણી એક ચિત્તે તેઓ સાંભળવા લાગ્યા. તે સમવસરણમાં બેઠેલા ત્યાંના પદ્મ નામના ચક્રવર્તિને તેમજ ત્યાંના લોકોને નારદજીનું દશ ધનુષ્યનું દેહમાન જોઈને ખૂબ આશ્ચર્ય થયું. કારણ કે ત્યાંના મનુષ્યોનું દેહમાન ૫૦૦ ધનુષ્યનું હોય છે ને નારદજીનું દશ ધનુષ્યનું હતું. એટલે તેમની આગળ તો નારદજી એક કીડી મંકોડા જેવા દેખાય ને ? તેથી લોકોને આશ્ચર્ય થયું. અહીં જો કોઈ ૫૦૦ ધનુષ્યના દેહમાનવાળો મનુષ્ય આવે તો આપણને પણ આશ્ચર્ય થાય. પદ્મ ચક્રવર્તિ સીમંધરસ્વામીને પૂછે છે કે–

**યો હૈ કુણ જંતુ મનુષાકાર કો રે, હાથીં પર લે લે નિરખે લોગ રે,**
**પ્રભુ કહે યો ભારતકો નારદઋષિ રે, પૂરણ બ્રહ્મચારી નિર્મલ યોગ રે...**

હે પ્રભુ ! આપના સિંહાસન નીચે આ મનુષ્યકારનું કોઈ જીવડું આવીને ભરાઈ ગયું છે. એમ કહી તેમણે નારદજીને ઉંચકી લીધા. એમને મન તો એક કીડી ઉપાડવી ને નારદજીને ઉપાડવા સરખાં હતાં. ખૂબ કુતુહલપૂર્વક ઉપાડીને

ઉત્પન્ન થઈ છે કે જો તે કોઈ મનુષ્ય ઉપર દૃષ્ટિ કરે તો તેનું શરીર વજ્ર સમાન બની જાય છે. માટે તમે તમારી માતા સામે નિર્વસ્ત્ર થઈને ઉભા રહો અને માતા ગાંધારી આંખેથી પાટો ખોલીને તમારા આખા શરીર ઉપર દૃષ્ટિ ફેરવે તો તમારું શરીર વજ્ર જેવું થઈ જાય. પછી પાંચ તો શું પચાસ પાંડવો તમને હરાવવા મથશે તો પણ તેઓ હરાવી શકશે નહિ. કોઈ પણ શસ્ત્ર તમને વાગશે નહિ. આ વાત સાંભળી દુર્યોધનના આનંદનો પાર ન રહ્યો. તે ત્યાંથી રવાના થઈને પોતાને ઘેર જવા નીકળ્યો.

શ્રીકૃષ્ણ પાંડવોને મળવા જતાં હતાં ત્યાં દુર્યોધન સામો મળ્યો. એનો હસતો ચહેરો જોઈને કૃષ્ણજી કહે છે. દુર્યોધન ! આજે તારા મુખ ઉપર અતિ આનંદ દેખાય છે તેનું કારણ શું ? દુર્યોધન કહે–આપે પાંડવોનો પક્ષ લીધો છે. અમારો પક્ષ નથી લીધો માટે આપના જેવા માયા કપટીને વાત નહિ કરું. આનંદનું કારણ આજે નહિ પણ કાલે યુધ્ધભૂમિ ઉપર બતાવીશ. ભાઈ! હું કોઈનો પક્ષ લેતો નથી. પણ મને જ્યાં ન્યાય દેખાય એનો પક્ષ લઉં છું. શ્રીકૃષ્ણના ખૂબ કહેવાથી દુર્યોધને પોતાના વિજય માટે ધર્મરાજાએ બતાવેલા ઉપાયની વાત કરી.

આ સાંભળી કૃષ્ણે વિચાર કર્યો કે ભીમે પ્રતિજ્ઞા કરી છે કે દુર્યોધનની જાંગ ચીરું તો જ હું ભીમ ખરો. અને જો આવું બનશે તો ભીમની પ્રતિજ્ઞા કેવી રીતે પૂરી થશે ? શ્રીકૃષ્ણ તો હતા મહાન બખડજંતર. તેથી કહે છે, ધર્મરાજાએ સલાહ તો સાચી આપી છે પણ મારી એક સલાહ માનીશ ? ગાંધારી તમારી માતા છે તેથી શું થયું ? તમે હવે બાળક તો નથી ને ? આટલા મોટા થઈને શું તમે તમારી માતાની પાસે નિર્વસ્ત્ર જશો ? શિશુ અવસ્થામાં રમવું, આનંદ પ્રમોદ કરવો એ શરમજનક નથી. પરંતુ આજે તારું શરીર પહાડ જેવું છે. ત્યારે એની સામે નિર્વસ્ત્ર ઉભા રહેવાથી માતાનું ગૌરવ કેમ જળવાય ? શું તને લજ્જા નથી આવતી ? માતાનું ગૌરવ જાળવવું એ પુત્રનો ધર્મ છે. માટે ઓછામાં ઓછો એક ચડ્ડી પહેરીને માતાની સામે ઉભા રહેવામાં શું વાંધો છે ?

કૃષ્ણજીની આ વાત સાંભળીને દુર્યોધન લાજત થઈ ગયો. ઘેર જઈને માતા પાસે બધી વાત કરી. માતાના પ્રેમનું તો પૂછવું શું ? દરેક માતા હંમેશા પોતાના પુત્રનું હિત ઈચ્છે છે. ગાંધારી પણ એ ઈચ્છતી હતી કે પોતાના પુત્રનું યુધ્ધમાં મૃત્યુ ન થાય, અને તે યુધ્ધમાં વિજયી બને તેથી તેણે કહ્યું. તું તારા શરીર ઉપરથી વસ્ત્ર ઉતારીને મારી સામે આવ. હું તારા પર દૃષ્ટિ ફેંકીને તને વજ્ર સમાન બનાવી દઈશ. દુર્યોધન ચડ્ડી પહેરીને માતા સામે ઉભો રહ્યો. પુત્ર આવેલો જાણીને માતાએ પ્રેમથી આંખેથી પાટો દૂર કર્યો. ને પુત્ર સામે દૃષ્ટિ કરી. તેથી દુર્યોધનનું સંપૂર્ણ

શરીર વજ્ર સમાન બની ગયું. પરંતુ ચડ્ડી પહેરેલી હોવાથી શરીરનો તેટલો ભાગ કમજોર રહેવાથી યુધ્ધમાં તે ભાગ ઉપર શસ્ત્ર વાગવાથી તે મૃત્યુ પામ્યો.

બંધુઓ! આ દૃષ્ટાંત દ્વારા આપને સતી ગાંધારીની શક્તિના વિષયમાં એ બતાવવા માંગું છું કે જે શરીરમાં એક કાંટો વાગે તો તેમાંથી લોહી નીકળવા લાગે તેવું શરીર ગાંધારીની દૃષ્ટિ પડવાથી વજ્ર સમાન બની ગયું. ગાંધારીની દૃષ્ટિમાં આ શક્તિ કેવી રીતે આવી? ગાંધારીએ સાધુપણું લીધું ન હતું. તે સંપૂર્ણ બ્રહ્મચારી પણ ન હતી. તે સંસારી હતી અને એકદેશથી બ્રહ્મચર્યનું પાલન કરતી હતી એટલે કે પોતાના પતિ સિવાય બીજા કોઈ પુરૂષનો વિચાર પણ મનમાં ન્હોતી લાવતી કે કોઈ ઉપર દૃષ્ટિ પણ કરતી ન હતી. આથી તેણે શરીરને વજ્ર સમાન મજબૂત બનાવવાની શક્તિ પ્રાપ્ત કરી હતી. બ્રહ્મચર્યનુ મહત્વ બતાવતાં કહ્યું છે કે.

समुद्रतरणे यद्वदुपायो नौः प्रकीर्तिता ।
संसारतरणे तद्वत, ब्रह्मचर्यं प्रकीर्तितम् ॥

જેવી રીતે સમુદ્રને પાર કરવા માટે ઉપાય જહાજ છે તે રીતે સંસારને પાર કરવાનો ઉપાય બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યનો મહિમા જાણીને આવા વ્રત લેવાની ભાવના કરશો. હવે જે ભાઈ-બહેનો આજે બ્રહ્મચર્ય વ્રત લેવાના છે તેમને પચ્ચખાણ કરાવું છું.

**ચરિત્ર** :- નારદજી ભગવાનની સ્તુતિ કરીને ભગવાનના સિંહાસનની નીચે બેસી ગયા. નારદજી વિચાર કરતા હતા કે ભગવાનની દેશના પૂરી થાય પછી હું પ્રદ્યુમ્નકુમાર વિષે પ્રભુને પ્રશ્ન પૂછીશ. પ્રભુના સિંહાસન નીચે બેસીને પ્રભુની અમૃતમય વાણી એક ચિત્તે તેઓ સાંભળવા લાગ્યા. તે સમવસરણમાં બેઠેલા ત્યાંના પદ્મ નામના ચક્રવર્તિને તેમજ ત્યાંના લોકોને નારદજીનું દશ ધનુષ્યનું દેહમાન જોઈને ખૂબ આશ્ચર્ય થયું. કારણ કે ત્યાંના મનુષ્યોનું દેહમાન ૫૦૦ ધનુષ્યનું હોય છે ને નારદજીનું દશ ધનુષ્યનું હતું. એટલે તેમની આગળ તો નારદજી એક કીડી મંકોડા જેવા દેખાય ને? તેથી લોકોને આશ્ચર્ય થયું. અહીં જો કોઈ ૫૦૦ ધનુષ્યના દેહમાનવાળો મનુષ્ય આવે તો આપણને પણ આશ્ચર્ય થાય. પદ્મ ચક્રવર્તિ સીમંધરસ્વામીને પૂછે છે કે-

**યો હૈ કુણ જંતુ મનુષાકાર કો રે, હાથીં પર લે લે નિરખે લોગ રે,**
**પ્રભુ કહે યો ભારતકો નારદઋષિ રે, પૂરણ બ્રહ્મચારી નિર્મલ યોગ રે...**

હે પ્રભુ! આપના સિંહાસન નીચે આ મનુષ્યકારનું કોઈ જીવડું આવીને ભરાઈ ગયું છે. એમ કહી તેમણે નારદજીને ઉંચકી લીધા. એમને મન તો એક કીડી ઉપાડવી ને નારદજીને ઉપાડવા સરખાં હતાં. ખૂબ કૂતુહલપૂર્વક ઉપાડીને

ધારીધારીને જોવા લાગ્યા. આના હાથ-પગ બધું મનુષ્ય જેવું છે. પણ મનુષ્ય છે, જંતુ છે કે પશુ છે? તે સમજાતું નથી. બધા લોકો હાથમાં લઈ લઈને જોવા લાગ્યા. પછી ચક્રવર્તિએ સીમંધર ભગવાનને પૂછયું કે હે ભગવંત! ચાર ગતિમાંથી આ કઈ ગતિનો જીવ છે?

**"સીમંધરસ્વામીએ કરેલો ખુલાસો"** :- ભગવંતે કહ્યું. આ કોઈ જીવજંતુ કે પશુ નથી. પણ આ તો ભરતક્ષેત્રમાં મનુષ્ય યોનિમાં જન્મેલા નારદઋષિ છે. તેઓ શુધ્ધ બ્રહ્મચારી છે. લોકોમાં તેમનું નામ પ્રખ્યાત છે. તે તપસ્વી છે અને સંસારથી વિરક્ત છે. હવે તે શા માટે અહીં આવ્યા છે તે વાત તમે સાંભળો.

**ભરતમેં સ્વર્ગ સરીખી દ્વારકા રે, જિનમેં હૈ નારાયણકા વાસ રે,**
**રાણી રૂક્ષ્મણી કો નંદન જનમીયો રે, છઠ્ઠે દિન હરણ હુઆ અધરાત રે...**
**હરિને શોધન કિન્હા પાયા નહિ રે, વ્યાકુલ ચિંતામેં જલ રહી માત રે**

ભરત ક્ષેત્રમાં દેવલોક જેવી શોભાયમાન પવિત્ર દ્વારકા નામે નગરી છે. ત્યાં ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ વસે છે. તેને રૂક્ષ્મણી નામની એક પટરાણી છે. તેણે એક પુત્રને જન્મ દીધો છે. તે પુત્રને છઠ્ઠો દિવસ હતો. તે દિવસ પૂરો થતાં મધ્યરાત્રીના સમયે તે પુત્રનું પૂર્વભવના વૈરના કારણે દેવે અપહરણ કર્યું છે. દ્વારકા નગરીમાં તેનો જન્મોત્સવ ઉજવાતો હતો. ખૂબ આનંદ હતો. તેમાં તે પુત્રનું અપહરણ થતાં આખી દ્વારકા નગરી શોક સાગરમાં ડૂબી ગઈ છે. જેમ તમે છ ખંડના ધણી છો તેમ કૃષ્ણ વાસુદેવ ત્રણ ખંડના ધણી છે. તેમણે ત્રણે ખંડમાં તપાસ કરાવી પણ તેમના પુત્રનો પત્તો કયાંયથી મળ્યો નહિ. પુત્રનો પત્તો તો નથી પણ એ કયાં છે? તે જીવતો છે કે મૃત્યુ પામ્યો છે? તેના સમાચાર પણ મળ્યા નથી. એટલે તે પુત્રનું શું થયું છે? એને કોણ લઈ ગયું છે? તે હયાત છે કે નહિ? તે વિષયમાં મને પૂછવા માટે ભરતક્ષેત્રમાંથી અહીં આવ્યા છે.

**નારદજી કઈ શક્તિથી મહાવિદેહ ક્ષેત્રમાં આવ્યા** :- ચક્રવર્તિએ પૂછયું. પ્રભુ! ભરત ક્ષેત્રમાંથી પગે ચાલનારા મનુષ્યો માટે અહીં આવવાનું તો ખૂબ વિષમ છે. તો આ નારદજી અહીં કેવી રીતે આવ્યા? ત્યારે ભગવંતે કહ્યું-તેમનું બ્રહ્મચર્ય વિશુધ્ધ છે. તેના પ્રભાવથી આકાશગામિની વિદ્યા તેમને સિધ્ધ થઈ છે. તેથી તેઓ તે વિદ્યાના પ્રભાવથી દુનિયાભરમાં ભ્રમણ કરે છે. મોટા મોટા મહારાજાઓ પણ તેમના ચરણમાં નમે છે. તેમનો આદર સત્કાર કરે છે. તે રાજાઓના અંતઃપુરમાં કયારે પણ જાય તો તેમના માટે કોઈ મનાઈ નથી, કે તેમને માટે કોઈને અવિશ્વાસ નથી. રાજાના અંતેઉરમાં અપ્સરા જેવી રાણીઓને દેખે તો પણ તેના લોહીના પરમાણુમાં પણ વિકાર જાગતો નથી. આવા તે બ્રહ્મચારી અને પવિત્ર છે,

જે બાળકની શોધ કરવા તેઓ આવ્યા છે તે બાળક પણ કોઈ જેવો તેવો નથી. મહાન પરાક્રમી તેમજ ભાગ્યશાળી છે ને મોક્ષગામી જીવ છે. તેનું અપહરણ થવાથી તેની માતા રૂક્ષ્મણી ખૂબ કલ્પાંત કરે છે, તે ખાતી-પીતી નથી. કૃષ્ણ વાસુદેવ પણ ચિંતામાં પડયા છે. કોઈને કાંઈ સૂઝતું નથી. તેથી આ નારદજી મને પૂછવા માટે ભરત ક્ષેત્રમાંથી અહીં આવેલા છે.

ભગવંતની વાત સાંભળીને ચક્રવર્તિએ ફરીને પ્રશ્ન કર્યો કે પ્રભુ! ત્યાં ભરત-ક્ષેત્રમાં જન્મેલ મનુષ્ય કેવળજ્ઞાની હોઈ શકે? ત્યારે ભગવંતે કહ્યું-હા, ત્યાં પણ કેવળજ્ઞાની તો હોઈ શકે. પણ અત્યારે કોઈ કેવળજ્ઞાની ત્યાં હાજર નથી. જેના પુત્રના વિષયમાં નારદજી અહીં પૂછવા માટે આવેલા છે તેના પિતા કૃષ્ણ વાસુદેવ છે. તે કૃષ્ણ વાસુદેવના કાકાના દીકરા નેમકુમાર છે તે અવસર્પિણી કાળમાં બાવીસમા નેમનાથ નામે તીર્થંકર થશે. તેઓ દીક્ષા લેશે ને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તીર્થની સ્થાપના કરશે. અત્યારે તે ત્રણ જ્ઞાનથી યુક્ત છે. આ બધી વાત પદ્મ નામના ચક્રવર્તિએ સાંભળી. હવે તે પ્રદ્યુમ્નકુમારની બાબતમાં કેવા પ્રશ્નો કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં. ૫૦

**શ્રાવણ વદ ૧૪ ને સોમવાર** **તા. ૨૩-૮-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

પર્યુષણ પર્વનો એક દિવસ તો પસાર થઈ ગયો. આજે બીજો દિવસ આવી ગયો. સારા દિવસોને જતાં વાર લાગતી નથી. આ સુંદર દિવસોમાં આત્મકલ્યાણનો માર્ગ બતાવતાં ભગવંત કહે છે કે હે માનવો! હવે તો જાગો. માનવજીવનનાં મૂલ્ય અતિશય ઉંચા ને ઉંડા છે. કારણ કે આ માનવભવદ્વારા આત્મા પરમાત્મ પદની પ્રાપ્તિ કરી શકે છે. જીવ સ્વતંત્ર સુખને ઇચ્છે છે તો તે સ્વતંત્ર સુખ પરમાત્મ દશામાં પમાય છે. પરમાત્મદશાનું સુખ સ્વતંત્ર, ભય વિનાનું, નિત્ય અને સ્વાભાવિક છે. જ્યારે વિષયોનું સુખ પરતંત્ર અને દુઃખના ભયવાળું છે. ક્ષણિક, તુચ્છ અને જગતની એંઠ સમાન સુખને મેળવવાની પાછળ આત્મા અનાદિથી અવળી દોટ મૂકી રહ્યો છે. આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞાઓને પોષવી, ઇન્દ્રિઓના અનુકૂળ વિષયોના સુખ મેળવવા આંધળી દોટ મૂકવી તે ખરેખર આત્માને હાનિકારક છે. આત્માને વિભાવદશામાં મનગમતા વિષયો મળવાથી રતિ અને રાગ ઉત્પન્ન થાય છે, અને મનને પસંદ ન પડે તેવા પ્રતિકૂળ સંયોગો મળવાથી

અરતિ અને દ્વેષ ઉત્પન્ન થાય છે. અંતરની મલીન વૃત્તિઓને ખૂબ ખૂબ પોષવાથી આત્માની અવળી ચાલ પુષ્ટ બને છે અને તે આત્માને સ્વભાવ દશામાંથી વિભાવ દશામાં લાવે છે. જ્યાં સુધી વિભાવ દશા નહિ છૂટે ત્યાં સુધી આત્માના અનંત સુખને મેળવી શકાશે નહિ.

**"આત્મા કેવો છે"** : બંધુઓ ! આપણો આત્મા જ્ઞાન–દર્શન આદિ અનંત ગુણોનો ખજાનો છે. તે ખજાનામાં અઢળક ઝવેરાત ભર્યું છે. સ્વઘરમાં અવ્યાબાધ સુખના ખજાના ભરેલાં છે. પણ વિષયોનો લાલચુ જીવડો તે અખૂટ ખજાના સામે નજર સરખી પણ કરતો નથી. ખરેખર ! ભોગનો પ્યાસી આત્મા તે ખજાનાની કદર કરી શકતો નથી. કસ્તુરીની સુવાસની શોધખોળ પાછળ મૂર્ખ હરણ જીવનનો અંત લાવે છે પણ પોતાની નાભીમાં રહેલી કસ્તુરીની સુવાસને જાણી શકતો નથી. અજ્ઞાનના કારણે તે મહાન દુઃખી બને છે. તે રીતે જીવનું અજ્ઞાન ટળશે નહિ ત્યાં સુધી આત્માને સાચું સુખ મળશે નહિ.

દેવાનુપ્રિયો ! માનવજીવનની એકેક ક્ષણ અમૂલ્ય છે, મનુષ્ય જન્મની કિંમત મોક્ષ પ્રાપ્તિના કારણે છે. જે આત્માઓ મોક્ષને પામ્યા છે તેમનું સુખ અનુપમ અને અલૌકિક છે. મોક્ષના સુખની એક ક્ષણની કિંમત એટલી મોટી આંકવામાં આવી છે કે ત્રણે લોકનાં સુખો એકઠા કરો તો પણ તે સુખની તોલે આવી શકે નહિં. માટે જીવનની એકેક ક્ષણ મોક્ષની આરાધના વિનાની જતી હોય તો આપણે કેટલા બધા નુકશાનીમાં છીએ ? તમે એમ ન માનશો કે માનવજીવન ભોગ વિલાસ માટે છે. સમજો તો જીવનની કિંમત, જીવનની વિશેષતા ત્યાગમાં છે. જેના હૈયામાં શાસ્ત્રની વાત સમજાણી છે તેવા આત્માની એકેક ક્ષણ ધર્મ વિનાની જાય તો તેને ઘણું દુઃખ લાગે છે. તેને તો એમ થાય કે આ સંસારની ક્રિયાઓ હું ક્યારે છોડું ? કદાચ સંસારની ક્રિયાઓ કરવી પડતી હોય તો પણ સમય મળે ત્યારે ધર્મને ભૂલતા નથી. અને સંસારની દરેક ક્રિયા કરતી વખતે એમ માને કે આ કરવા જેવું નથી. કરવા જેવો હોય તો માત્ર એક ધર્મ છે. તમને કદાચ કોઈ એમ પૂછે કે આ માનવ જન્મ પામીને કરવા જેવું શું છે ? ત્યારે તમારે તેને એમ કહેવું જોઈએ કે કરવા જેવું ધર્મ સિવાય બીજું કાંઈ નથી. તમારું હૈયું આ રીતે કેળવાયું હશે તો તમારા હૈયામાં હર્ષની છોળો ઉછળતી હશે.

આ પર્યુષણ પર્વમાં ધર્મારાધના કરવાની અનુપમ તક મળી છે. ધર્મારાધના કરવાથી હૈયું પ્રફુલ્લિત બને છે. પર્વ એટલે શું ? કર્મના મર્મસ્થાનો ભેદવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવતું આ પર્વ છે. આત્મા ધારે તો આ પર્વના દિવસોમાં પોતાના કઠીનમાં કઠીન કર્મોના મર્મસ્થાનોને ભેદવાનું કામ કરી શકે તેમ છે. એટલે આ પર્વની આરાધનાની તૈયારી

તમે બરાબર કરી હશે ! અને શક્તિ મુજબ તપશ્ચર્યા અને જ્ઞાન-ધ્યાનની શરૂઆત કરી હશે ! કેમ તમે બધા તૈયારી કરીને આવ્યાં છો ને ? (હસાહસ) હસીને વાતને કાઢી નાખવાની નથી. પણ અંતરદશાને તપાસવાની જરૂર છે. આપણને એવું જીવન મળી ગયું છે કે જે જીવનને જ્ઞાનીઓએ અમુક દૃષ્ટિએ સર્વથી ઉંચું કહ્યું છે.

બંધુઓ ! આ પંચમકાળ સારો નથી, છતાં અપેક્ષાએ થોડો સારો છે એમ તો કહેવું પડશે. કારણ કે આ ક્ષેત્રમાંથી આ કાળમાં મુક્તિ પામી શકાય તેમ નથી. પણ સારા શુદ્ધ ભાવયુક્ત ક્રિયા કરવામાં આવે તો મુક્તિને નજીક બનાવી શકાય, એટલો કાળ સારો છે. આપણે એવા ક્ષેત્રમાં કે એવા કાળમાં નથી. જન્મ્યા કે મુક્તિ માર્ગની આરાધના અશક્ય હોય. જો સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્ર સહિત શુદ્ધ પુરૂષાર્થ ઉપાડશો તો જરૂર મુક્તિની નજીક પહોંચી શકશો. જ્ઞાનીઓએ ધર્મથી જીવનની મહત્તા બતાવી છે. એક ક્ષણ પણ ધર્મ વિનાની ન જવી જોઈએ. જ્યારે જીવનની દરેક ક્ષણ આત્મા તરફ વળશે ત્યારે તમને એવો આનંદ થશે કે જે આનંદ ચક્રવર્તિ પણ ભોગવી શકયા નથી. તે આનંદ હજુ સુધી કેમ નથી અનુભવ્યો ? તેનું કારણ એ છે કે અનંતકાળ વીત્યો પણ હજુ ચૈતન્ય પરઘરમાં ફરી રહ્યો છે. હજુ સુધી તેને સ્વઘરની ખબર નથી. તમને તમારું પોતાનું ઘર સારું લાગે છે કે ભાડાનું ! નિશ્ચિત છે કે ભાડાનું ઘર પરાયું છે અને પોતાનું એ પોતાનું છે. તેવી રીતે ચોરાશી લાખ જીવાયોનીમાં આત્મા માટે મોક્ષ સિવાય બધું પરાયું ઘર છે. કારણ કે તેત્રીસ સાગરોપમના સ્વર્ગના સુખ ભોગવનારો દેવ પણ તે ઘર છોડે છે. કારણ કે તે પરાયું છે. જ્યારે મોક્ષ એ આત્માનું સ્વઘર છે. ત્યાં ગયા પછી કોઈની તાકાત નથી કે તેને કાઢી શકે.

બંધુઓ ! ચેતન્યદેવને કહો કે તારા ઘર તરફ પ્રયાણ કર. તને તારા ઘર તરફ જવાનો કેમ વિચાર નથી આવતો ? જ્યાં સુધી સ્વઘરમાં નહિ આવો ત્યાં સુધી આનંદ નહિ મળે. જે ગતિમાં જીવ ગયો ત્યાં મમત્વ ભાવ સહિત પુદ્‌ગલ મૂકીને મર્યો છે. હવે આ શરીરની મમતા છોડીને જવું છે કે મમતાનો પોટલો બાંધીને ? આ પર્યુષણ પર્વ મમતાનો પોટલો છોડાવવા માટે છે. બને તેટલા વ્રત પચ્ચખાણમાં આવો. અવિરતિપણું હિતકારક નથી. ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામી મહાવીર પ્રભુને પૂછે છે હે પ્રભુ ! એક રાજા અને બીજો રસ્તે રખડતો ભિખારી હોય, રાજાને રાજ્ય સંભાળવું પડે છે જ્યારે ભિખારીને કાંઈ કરવું પડતું નથી. તો શું બંનેને સરખી ક્રિયા લાગે ? ભગવંત બોલ્યા. હા. એમ શા માટે ? પ્રથમ તો આશ્રવના દ્વાર બંધ કરી આશ્રવને રોકવો જોઈએ. કારણકે જ્યાં સુધી આશ્રવ રોકયો નથી, વૃત્તિ ઉપર કંટ્રોલ કર્યો નથી ત્યાં સુધી જેવા અધ્યવસાય હશે તેવી ક્રિયા લાગશે. બે ઘડી પાપને વોસરાવીને

અરતિ અને દ્વેષ ઉત્પન્ન થાય છે. અંતરની મલીન વૃત્તિઓને ખૂબ ખૂબ પોષવાથી આત્માની અવળી ચાલ પુષ્ટ બને છે અને તે આત્માને સ્વભાવ દશામાંથી વિભાવ દશામાં લાવે છે. જ્યાં સુધી વિભાવ દશા નહિ છૂટે ત્યાં સુધી આત્માના અનંત સુખને મેળવી શકાશે નહિ.

**"આત્મા કેવો છે"** : બંધુઓ ! આપણો આત્મા જ્ઞાન–દર્શન આદિ અનંત ગુણોનો ખજાનો છે. તે ખજાનામાં અઢળક ઝવેરાત ભર્યું છે. સ્વઘરમાં અવ્યાબાધ સુખના ખજાના ભરેલાં છે. પણ વિષયોનો લાલચુ જીવડો તે અખૂટ ખજાના સામે નજર સરખી પણ કરતો નથી. ખરેખર ! ભોગનો પ્યાસી આત્મા તે ખજાનાની કદર કરી શકતો નથી. કસ્તુરીની સુવાસની શોધખોળ પાછળ મૂર્ખ હરણ જીવનનો અંત લાવે છે પણ પોતાની નાભીમાં રહેલી કસ્તુરીની સુવાસને જાણી શકતો નથી. અજ્ઞાનના કારણે તે મહાન દુઃખી બને છે. તે રીતે જીવનું અજ્ઞાન ટળશે નહિ ત્યાં સુધી આત્માને સાચું સુખ સાંપડશે નહિ.

દેવાનુપ્રિયો ! માનવજીવનની એકેક ક્ષણ અમૂલ્ય છે, મનુષ્ય જન્મની કિંમત મોક્ષ પ્રાપ્તિના કારણે છે. જે આત્માઓ મોક્ષને પામ્યા છે તેમનું સુખ અનુપમ અને અલૌકિક છે. મોક્ષના સુખની એક ક્ષણની કિંમત એટલી મોટી આંકવામાં આવી છે કે ત્રણે લોકનાં સુખો એકઠા કરો તો પણ તે સુખની તોલે આવી શકે નહિં. માટે જીવનની એકેક ક્ષણ મોક્ષની આરાધના વિનાની જતી હોય તો આપણે કેટલા બધા નુકશાનીમાં છીએ ? તમે એમ ન માનશો કે માનવજીવન ભોગ વિલાસ માટે છે. સમજો તો જીવનની કિંમત, જીવનની વિશેષતા ત્યાગમાં છે. જેના હૈયામાં શાસ્ત્રની વાત સમજાણી છે તેવા આત્માની એકેક ક્ષણ ધર્મ વિનાની જાય તો તેને ઘણું દુઃખ લાગે છે. તેને તો એમ થાય કે આ સંસારની ક્રિયાઓ હું ક્યારે છોડું ? કદાચ સંસારની ક્રિયાઓ કરવી પડતી હોય તો પણ સમય મળે ત્યારે ધર્મને ભૂલતા નથી. અને સંસારની દરેક ક્રિયા કરતી વખતે એમ માને કે આ કરવા જેવું નથી. કરવા જેવો હોય તો માત્ર એક ધર્મ છે. તમને કદાચ કોઈ એમ પૂછે કે આ માનવ જન્મ પામીને કરવા જેવું શું છે ? ત્યારે તમારે તેને એમ કહેવું જોઈએ કે કરવા જેવું ધર્મ સિવાય બીજું કાંઈ નથી. તમારું હૈયું આ રીતે કેળવાયું હશે તો તમારા હૈયામાં હર્ષની છોળો ઉછળતી હશે.

આ પર્યુષણ પર્વમાં ધર્મારાધના કરવાની અનુપમ તક મળી છે. ધર્મારાધના કરવાથી હૈયું પ્રફુલ્લિત બને છે. પર્વ એટલે શું ? કર્મના મર્મસ્થાનો ભેદવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવતું આ પર્વ છે. આત્મા ધારે તો આ પર્વના દિવસોમાં પોતાના કઠીનમાં કઠીન કર્મોના મર્મસ્થાનોને ભેદવાનું કામ કરી શકે તેમ છે. એટલે આ પર્વની આરાધનાની તૈયારી

તમે બરાબર કરી હશે ! અને શક્તિ મુજબ તપશ્ચર્યા અને જ્ઞાન-ધ્યાનની શરૂઆત કરી હશે ! કેમ તમે બધા તૈયારી કરીને આવ્યાં છો ને ? (હસાહસ) હસીને વાતને કાઢી નાખવાની નથી. પણ અંતરદશાને તપાસવાની જરૂર છે. આપણને એવું જીવન મળી ગયું છે કે જે જીવનને જ્ઞાનીઓએ અમુક દૃષ્ટિએ સર્વથી ઉંચું કહ્યું છે.

બંધુઓ ! આ પંચમકાળ સારો નથી, છતાં અપેક્ષાએ થોડો સારો છે એમ તો કહેવું પડશે. કારણ કે આ ક્ષેત્રમાંથી આ કાળમાં મુક્તિ પામી શકાય તેમ નથી. પણ સારા શુદ્ધ ભાવયુક્ત ક્રિયા કરવામાં આવે તો મુક્તિને નજીક બનાવી શકાય, એટલો કાળ સારો છે. આપણે એવા ક્ષેત્રમાં કે એવા કાળમાં નથી. જન્મ્યા કે મુક્તિ માર્ગની આરાધના અશક્ય હોય. જો સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્ર સહિત શુધ્ધ પુરૂષાર્થ ઉપાડશો તો જરૂર મુક્તિની નજીક પહોંચી શકશો. જ્ઞાનીઓએ ધર્મથી જીવનની મહત્તા બતાવી છે. એક ક્ષણ પણ ધર્મ વિનાની ન જવી જોઈએ. જ્યારે જીવનની દરેક ક્ષણ આત્મા તરફ વળશે ત્યારે તમને એવો આનંદ થશે કે જે આનંદ ચક્રવર્તિ પણ ભોગવી શકયા નથી. તે આનંદ હજુ સુધી કેમ નથી અનુભવ્યો ? તેનું કારણ એ છે કે અનંતકાળ વીત્યો પણ હજુ ચૈતન્ય પરઘરમાં ફરી રહ્યો છે. હજુ સુધી તેને સ્વઘરની ખબર નથી. તમને તમારું પોતાનું ઘર સારું લાગે છે કે ભાડાનું ! નિશ્ચિત છે કે ભાડાનું ઘર પરાયું છે અને પોતાનું એ પોતાનું છે. તેવી રીતે ચોરાશી લાખ જીવાયોનીમાં આત્મા માટે મોક્ષ સિવાય બધું પરાયું ઘર છે. કારણ કે તેત્રીસ સાગરોપમના સ્વર્ગના સુખ ભોગવનારો દેવ પણ તે ઘર છોડે છે. કારણ કે તે પરાયું છે. જ્યારે મોક્ષ એ આત્માનું સ્વઘર છે. ત્યાં ગયા પછી કોઈની તાકાત નથી કે તેને કાઢી શકે.

બંધુઓ ! ચૈતન્યદેવને કહો કે તારા ઘર તરફ પ્રયાણ કર. તને તારા ઘર તરફ જવાનો કેમ વિચાર નથી આવતો ? જ્યાં સુધી સ્વઘરમાં નહિ આવો ત્યાં સુધી આનંદ નહિ મળે. જે ગતિમાં જીવ ગયો ત્યાં મમત્વ ભાવ સહિત પુદ્ગલ મૂકીને મર્યો છે. હવે આ શરીરની મમતા છોડીને જવું છે કે મમતાનો પોટલો બાંધીને ? આ પર્યુષણ પર્વ મમતાનો પોટલો છોડાવવા માટે છે. બને તેટલા વ્રત પચ્ચખાણમાં આવો. અવિરતિપણું હિતકારક નથી. ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામી મહાવીર પ્રભુને પૂછે છે હે પ્રભુ ! એક રાજા અને બીજો રસ્તે રખડતો ભિખારી હોય, રાજાને રાજ્ય સંભાળવું પડે છે જ્યારે ભિખારીને કાંઈ કરવું પડતું નથી. તો શું બંનેને સરખી ક્રિયા લાગે ? ભગવંત બોલ્યા. હા. એમ શા માટે ? પ્રથમ તો આશ્રવના દ્વાર બંધ કરી આશ્રવને રોકવો જોઈએ. કારણકે જ્યાં સુધી આશ્રવ રોકયો નથી, વૃત્તિ ઉપર કંટ્રોલ કર્યો નથી ત્યાં સુધી જેવા અધ્યવસાય હશે તેવી ક્રિયા લાગશે. બે ઘડી પાપને વોસરાવીને

અરતિ અને દ્વેષ ઉત્પન્ન થાય છે. અંતરની મલીન વૃત્તિઓને ખૂબ ખૂબ પોષવાથી આત્માની અવળી ચાલ પુષ્ટ બને છે અને તે આત્માને સ્વભાવ દશામાંથી વિભાવ દશામાં લાવે છે. જ્યાં સુધી વિભાવ દશા નહિ છૂટે ત્યાં સુધી આત્માના અનંત સુખને મેળવી શકાશે નહિ.

**"આત્મા કેવો છે"** : બંધુઓ! આપણો આત્મા જ્ઞાન-દર્શન આદિ અનંત ગુણોનો ખજાનો છે. તે ખજાનામાં અઢળક ઝવેરાત ભર્યું છે. સ્વઘરમાં અવ્યાબાધ સુખના ખજાના ભરેલાં છે. પણ વિષયોનો લાલચુ જીવડો તે અખૂટ ખજાના સામે નજર સરખી પણ કરતો નથી. ખરેખર! ભોગનો પ્યાસી આત્મા તે ખજાનાની કદર કરી શકતો નથી. કસ્તુરીની સુવાસની શોધખોળ પાછળ મૂર્ખ હરણ જીવનનો અંત લાવે છે પણ પોતાની નાભીમાં રહેલી કસ્તુરીની સુવાસને જાણી શકતો નથી. અજ્ઞાનના કારણે તે મહાન દુઃખી બને છે. તે રીતે જીવનું અજ્ઞાન ટળશે નહિ ત્યાં સુધી આત્માને સાચું સુખ મળશે નહિ.

દેવાનુપ્રિયો! માનવજીવનની એકેક ક્ષણ અમૂલ્ય છે, મનુષ્ય જન્મની કિંમત મોક્ષ પ્રાપ્તિના કારણે છે. જે આત્માઓ મોક્ષને પામ્યા છે તેમનું સુખ અનુપમ અને અલૌકિક છે. મોક્ષના સુખની એક ક્ષણની કિંમત એટલી મોટી આંકવામાં આવી છે કે ત્રણે લોકનાં સુખો એકઠા કરો તો પણ તે સુખની તોલે આવી શકે નહિ. માટે જીવનની એકેક ક્ષણ મોક્ષની આરાધના વિનાની જતી હોય તો આપણે કેટલા બધા નુકશાનીમાં છીએ? તમે એમ ન માનશો કે માનવજીવન ભોગ વિલાસ માટે છે. સમજો તો જીવનની કિંમત, જીવનની વિશેષતા ત્યાગમાં છે. જેના હૈયામાં શાસ્ત્રની વાત સમજાણી છે તેવા આત્માની એકેક ક્ષણ ધર્મ વિનાની જાય તો તેને ઘણું દુઃખ લાગે છે. તેને તો એમ થાય કે આ સંસારની ક્રિયાઓ હું ક્યારે છોડું? કદાચ સંસારની ક્રિયાઓ કરવી પડતી હોય તો પણ સમય મળે ત્યારે ધર્મને ભૂલતા નથી. અને સંસારની દરેક ક્રિયા કરતી વખતે એમ માને કે આ કરવા જેવું નથી. કરવા જેવો હોય તો માત્ર એક ધર્મ છે. તમને કદાચ કોઈ એમ પૂછે કે આ માનવ જન્મ પામીને કરવા જેવું શું છે? ત્યારે તમારે તેને એમ કહેવું જોઈએ કે કરવા જેવું ધર્મ સિવાય બીજું કાંઈ નથી. તમારું હૈયું આ રીતે કેળવાયું હશે તો તમારા હૈયામાં હર્ષની છોળો ઉછળતી હશે.

આ પર્યુષણ પર્વમાં ધર્મારાધના કરવાની અનુપમ તક મળી છે. ધર્મારાધના કરવાથી હૈયું પ્રફુલ્લિત બને છે. પર્વ એટલે શું? કર્મના મર્મસ્થાનો ભેદવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવતું આ પર્વ છે. આત્મા ધારે તો આ પર્વના દિવસોમાં પોતાના કઠીનમાં કઠીન કર્મોના મર્મસ્થાનોને ભેદવાનું કામ કરી શકે તેમ છે. એટલે આ પર્વની આરાધનાની તૈયારી

તમે બરાબર કરી હશે! અને શક્તિ મુજબ તપશ્ચર્યા અને જ્ઞાન-ધ્યાનની શરૂઆત કરી હશે! કેમ તમે બધા તૈયારી કરીને આવ્યાં છો ને? (હસાહસ) હસીને વાતને કાઢી નાખવાની નથી. પણ અંતરદશાને તપાસવાની જરૂર છે. આપણને એવું જીવન મળી ગયું છે કે જે જીવનને જ્ઞાનીઓએ અમુક દૃષ્ટિએ સર્વથી ઉંચું કહ્યું છે.

બંધુઓ! આ પંચમકાળ સારો નથી, છતાં અપેક્ષાએ થોડો સારો છે એમ તો કહેવું પડશે. કારણ કે આ ક્ષેત્રમાંથી આ કાળમાં મુક્તિ પામી શકાય તેમ નથી. પણ સારા શુદ્ધ ભાવયુક્ત ક્રિયા કરવામાં આવે તો મુક્તિને નજીક બનાવી શકાય, એટલો કાળ સારો છે. આપણે એવા ક્ષેત્રમાં કે એવા કાળમાં નથી. જન્મ્યા કે મુક્તિ માર્ગની આરાધના અશક્ય હોય. જો સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્ર સહિત શુધ્ધ પુરૂષાર્થ ઉપાડશો તો જરૂર મુક્તિની નજીક પહોંચી શકશો. જ્ઞાનીઓએ ધર્મથી જીવનની મહત્તા બતાવી છે. એક ક્ષણ પણ ધર્મ વિનાની ન જવી જોઈએ. જ્યારે જીવનની દરેક ક્ષણ આત્મા તરફ વળશે ત્યારે તમને એવો આનંદ થશે કે જે આનંદ ચક્રવર્તિ પણ ભોગવી શકયા નથી. તે આનંદ હજુ સુધી કેમ નથી અનુભવ્યો? તેનું કારણ એ છે કે અનંતકાળ વીત્યો પણ હજુ ચૈતન્ય પરઘરમાં ફરી રહ્યો છે. હજુ સુધી તેને સ્વઘરની ખબર નથી. તમને તમારું પોતાનું ઘર સારું લાગે છે કે ભાડાનું! નિશ્ચિત છે કે ભાડાનું ઘર પરાયું છે અને પોતાનું એ પોતાનું છે. તેવી રીતે ચોરાશી લાખ જીવાયોનીમાં આત્મા માટે મોક્ષ સિવાય બધું પરાયું ઘર છે. કારણ કે તેત્રીસ સાગરોપમના સ્વર્ગના સુખ ભોગવનારો દેવ પણ તે ઘર છોડે છે. કારણ કે તે પરાયું છે. જ્યારે મોક્ષ એ આત્માનું સ્વઘર છે. ત્યાં ગયા પછી કોઈની તાકાત નથી કે તેને કાઢી શકે.

બંધુઓ! ચેતન્યદેવને કહો કે તારા ઘર તરફ પ્રયાણ કર. તને તારા ઘર તરફ જવાનો કેમ વિચાર નથી આવતો? જ્યાં સુધી સ્વઘરમાં નહિ આવો ત્યાં સુધી આનંદ નહિ મળે. જે ગતિમાં જીવ ગયો ત્યાં મમત્વ ભાવ સહિત પુદ્ગલ મૂકીને મર્યો છે. હવે આ શરીરની મમતા છોડીને જવું છે કે મમતાનો પોટલો બાંધીને? આ પર્યુષણ પર્વ મમતાનો પોટલો છોડાવવા માટે છે. બને તેટલા વ્રત પચ્ચખાણમાં આવો. અવિરતિપણું હિતકારક નથી. ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામી મહાવીર પ્રભુને પૂછે છે હે પ્રભુ! એક રાજા અને બીજો રસ્તે રખડતો ભિખારી હોય, રાજાને રાજ્ય સંભાળવું પડે છે જ્યારે ભિખારીને કાંઈ કરવું પડતું નથી. તો શું બંનેને સરખી ક્રિયા લાગે? ભગવંત બોલ્યા. હા. એમ શા માટે? પ્રથમ તો આશ્રવના દ્વાર બંધ કરી આશ્રવને રોકવો જોઈએ. કારણકે જ્યાં સુધી આશ્રવ રોકયો નથી, વૃત્તિ ઉપર કંટ્રોલ કર્યો નથી ત્યાં સુધી જેવા અધ્યવસાય હશે તેવી ક્રિયા લાગશે. બે ઘડી પાપને વોસરાવીને

સામાયિક કરવી જોઈએ. સામાયિક, પૌષધ, ઉપવાસ શા માટે છે? અંતઃકરણની શુદ્ધિ માટે. પણ જો ત્યાં સમજણ નહિ હોય તો મૂળ માર્ગને ચૂકી જશો. બકાલાના વહેપારીએ ઓરડાના ઓરડા ભર્યા હશે જ્યારે ઝવેરી પાસે હીરાનું એક પડીકું હશે, તો બંનેમાં કામ કોણ કાઢશે? ઝવેરી. હીરાથી જે નાણું ઉપજશે તે બકાલાથી નહિ ઉપજે. તેમ સમજણપૂર્વકની કરણી ભવબંધન તોડી નાંખશે પણ અણુસમજની ઘણી ક્રિયા હોવા છતાં ભવબંધનનાં ફેરા નહિ ટળે.

દેવાનુપ્રિયો! આ પર્યુષણ પર્વમાં દાન–શીયળ–તપ અને ભાવના એ ચાર બોલની આરાધના કરવાની છે. ગઈ કાલે આપણે દાન અને શીયળ વિષે વાત કરી હતી. આજે તપ વિષે વિચારીએ. તપ કોને કહેવાય? **इन्द्रिय मनसो नियमानुष्ठान तपः।** પાંચ ઇન્દ્રિઓ અને મનને વશમાં કરવું. અથવા તો વધતી વાસનાઓને રોકવી તે તપ છે. આવો મહાન તપ કરીને મહાનપુરૂષોએ કર્મના ચૂરેચૂરા કર્યા છે. આપણે પણ તપ દ્વારા કર્મના ભૂક્કા કરવા છે. દરેક ધર્મમાં તપની મહત્તા બતાવી છે. જે મહાભારતમાં પણ કહ્યું છે કે.

**वेदस्योपनिषत् सत्यं, सत्यस्योपनिषद् दमः।**
**दमस्योपनिषद् दानं, दानस्योपनिषत् तपः॥**

વેદનો સાર સત્યવચન છે. સત્યનો સાર ઈન્દ્રિઓનું દમન છે, સંયમનો સાર દાન છે અને દાનનો સાર તપશ્ચર્યા છે, માટે દરેક જીવે તપશ્ચર્યા અવશ્યમેવ કરવી જોઈએ. તપ વિના આત્માની શુદ્ધિ થવાની નથી. આટલા માટે ભગવંતે શાસ્ત્રમાં કહ્યું છે ને કે "**परक्कमिज्जा तव संजमम्मि।**" તપ અને સંયમમાં પરાક્રમ કરવું જોઈએ. કારણકે તપશ્ચર્યા કરવાથી આ જીવને શું લાભ થાય છે તે જાણો છો? "**तवेण परिसुज्झइ**" તપશ્ચર્યાથી આત્મા પવિત્ર અને મેલરહિત બને છે. અને

"**भवकोडी संचियं कम्मं, तवसा निज्जरिज्जइ।**"

આ જીવે અનંત કાળથી ભવમાં ભમતાં ઘણાં કર્મો બાંધ્યા છે. તે ક્રોડો ભવના સંચિત કરેલાં કર્મો તપદ્વારા જીર્ણ થઈને આત્મા ઉપરથી ખરી જાય છે. વનપાલક એકદમ જ્યારે ગીચ ઝાડીવાળા જંગલને નાશ કરવા વિચાર કરે છે ત્યારે દાવાનળ સિવાય બીજા કોઈ શસ્ત્રથી કરી શકતો નથી. વિસ્તાર પામેલા દાવાનળને બૂઝવવા માટે વરસાદ સિવાય બીજુ શસ્ત્ર નથી. વરસાદથી ઘેરાયેલાં વાદળોને વિખેરવા માટે પવન સિવાય બીજું શસ્ત્ર નથી. જેમ વનને બાળવા અગ્નિ, અગ્નિને શમાવવા વરસાદ અને વાદળને વિખેરવા પવનની જરૂર છે તેમ કર્મસમુહને વિખેરવા માટે તપશ્ચર્યા વિના બીજું કોઈ ઉત્તમ સાધન નથી. તપ વાહવાહ માટે ના હોવો જોઈએ પણ આત્માની સમજણપૂર્વકનો હોવો જોઈએ.

જ્ઞાની કહે છે કે એકલી ક્રિયાથી કે એકલા જ્ઞાનથી મોક્ષ નહિ મળે. પણ **ज्ञान क्रियाभ्यां मोक्षः।** જ્ઞાન અને ક્રિયા બંને હોય તો મોક્ષ મળે છે.

હે ચેતન! અનંત ભવોથી સંચિત કરેલાં કર્મોને ખપાવવાની જો તારી ઉત્કૃષ્ટ ભાવના હોય તો તું જ્ઞાનની સાથે તપરૂપી ક્રિયાનું આચરણ કર. જ્ઞાન વિનાના તપથી જે કર્મની નિર્જરા થવી જોઈએ તેટલી થતી નથી. તેમ તપ આદિ ક્રિયા વિનાના જ્ઞાનથી પણ સર્વથા કાર્ય સિધ્ધ થઇ શકતું નથી. જેમ ધોબી મેલાં વસ્ત્રોને ધોવે છે ત્યારે તેને અગ્નિ અને પાણી બંનેની જરૂર પડે છે. એકલો અગ્નિ કપડાંને બાળી નાંખે છે અને એકલું પાણી સૂક્ષ્મ મેલને ગાળી શકતું નથી. સાબુ સોડાના પાણીમાં વસ્ત્રને બોળી અગ્નિ ઉપર મૂકીને જેમ વસ્ત્રને શુધ્ધ કરે છે તેમ જ્ઞાન એ પાણી સમાન છે. અને તપ એ અગ્નિ સમાન છે. આત્મારૂપી વસ્ત્રને સાફ કરવા માટે જ્ઞાન અને તપ એ બંનેની જરૂર પડે છે. આવી જ્ઞાન સહિત તપ કરવાની તમને તક મળી છે તે તકને ગુમાવશો નહિ. જો ન થાય તો શુધ્ધ ભાવના ભાવજો કે ધન્ય છે આવા પવિત્ર આત્માઓને કે આવા પર્યુષણપર્વના દિવસોમાં કોઈ મહાન તપ કરે છે. કોઇ સંપત્તિનો સદ્વ્યય કરવા માટે જ્ઞાનદાન, અભયદાન તથા સુપાત્ર દાન દે છે. કોઈ ઉત્તમ બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા કરે છે. હું આવું બધું ક્યારે કરીશ? મને આવો અવસર ક્યારે આવશે? શુધ્ધ અંતઃકરણથી આવી ભાવના ભાવવાથી ભવરાશીના ભૂક્કા થઈ જાય છે. ભાવના હોઠેથી જ નહિ પણ હૈયાથી ભાવવી જોઇએ.

બંધુઓ! આ સંસારનું સુખ સ્વપ્નવત્ છે. તમે તેમાં છલકાશો નહિ, મલકાશો નહિ, પણ તમને જે સમય મળ્યો છે તેનો સદ્વ્યય કરો. સ્વપ્ન બે પ્રકારનું હોય છે. એક સ્વપ્ન એવું છે કે આંખ ખુલતાં કાંઈ નહિ ને બીજું સ્વપ્ન એવું છે કે આંખ બંધ થતાં કાંઈ નહિ. રાત્રે ઉંઘમાં કોઈ માણસને સ્વપ્ન આવ્યું કે હું રાજા થયો. મોટો વડાપ્રધાન કે શ્રીમંત થયો ને મહાન સુખ ભોગવું છું: આવું તેણે જોયું. પણ આંખ ખુલે ત્યારે કંઈ દેખાય છે? ના. તે રીતે જીવતા ગમે તેટલું સુખ હોય પણ અંતિમ સમયે આંખ મીંચાયા બાદ તે સુખ તેનું રહે છે? ના. હવે સમજાય છે કે આ સંસાર સ્વપ્ના જેવો છે. ગમે તેટલું કમાઈને ભેગું કરો પણ આંખ બંધ થયા પછી તમારું કાંઈ નથી. આટલા માટે જ્ઞાનીઓ અને અનુભવીઓ કહે છે કે સંસારના મોહમાં પાગલ બનેલા હે માનવ! તું જરા સમજ....જરા વિચાર કર.

**જિંદગીના દીપને બૂઝાતા વાર નહિ, લક્ષ્મીના ભંડારને લૂંટાતા વાર નહિ,**
**સાથીઓના સ્નેહને સૂકાતા વાર નહિ, રૂપના ગુલાબને કરમાતાં વાર નહિ.**
**સંધ્યા તણા રંગોને વિલાતાં વાર નહિ...વિલાતાં વાર નહિ.**

આયુષ્યનો દીપક ક્યારે બૂઝાઈ જશે તેની કોઈને ખબર નથી. છતાં જીવને જ્યાં ને ત્યાં કેટલી બધી મમતા છે! એક મકાન બંધાવતા હો તે વખતે બાંધનારને કહો છો કે ભલે પૈસા વધારે થાય પણ તમે મારું મકાન એવું મજબૂત બાંધજો કે ૧૦૦ વર્ષો જાય તો પણ તેમાંથી એક કાંકરી ખરે નહિ. મકાનની કાંકરી ૧૦૦ વર્ષે ખરે નહિ તેની તું ભલામણ કરે છે પણ જ્ઞાની કહે છે કે તારી જિંદગીની કાંકરી ૧૦૦ વર્ષ સુધી નહિ ખરે તેની ખાત્રી છે? (શ્રોતામાંથી અવાજ :– ના.) છતાં જીવ–મોહ–માયા અને મમતામાં કેટલું ભાન ભૂલ્યો છે? જેની પાસે પૈસાની રેલમછેલ છે તેવો માનવી સંસાર સુખને માટે લાખો રૂપિયા વાપરે છે પણ ધર્મના કાર્યમાં પૈસા વાપરતાં તેનું મન કચવાય છે. પણ યાદ રાખજે કે તું જેને મારા કરીને માને છે તે કોઈ તારા નથી. અંતે તો તને બધા દગો દેનારા છે. તારા માનેલા સાથીદારોનો સ્નેહ ક્યારે સૂકાઈ જશે તેની ખબર છે? જ્યાં સુધી પૈસા છે ત્યાં સુધી આ સ્નેહની સરવાણી છે. જ્યાં તમારા લક્ષ્મીનો ભંડાર લૂંટાઇ જશે ત્યાં સ્નેહની સરવાણી સૂકાઈ જશે. કારણ કે આ સંસારમાં જ્યાં જુઓ ત્યાં પૈસાની પ્રધાનતા છે. એટલે પૈસાદાર પૂજાય છે ને ગરીબના સામું કોઇ જોતું નથી. ગરીબ માણસ ગુણવાન હોવા છતાં દુનિયા તેને તુચ્છકારે છે. પણ ઘણી વખત ગરીબ કેટલા અમીર હોય છે. તે ગરીબાઇમાં પણ માનવતા છોડતા નથી. તે વિષે એક દૃષ્ટાંત યાદ આવે છે.

એક વિધવા માતા છે. તેને એક દીકરો અને દીકરી છે. કર્મયોગે બાઇને વિધવાપણાનું દુઃખ તો આવ્યું પણ સાથે સાથે લક્ષ્મીદેવીએ પણ વિદાય લીધેલી છે. આજે તમે જાણો છો ને કે માનવની પાસે ધન હોય તો સેંકડો સગા થતાં આવે, પણ જેની પાસે ધન નથી તેનું આ દુનિયામાં કોઇ સગું નથી. મામા મામા રહેતા નથી ને કાકા કાકા રહેતા નથી. એવી દશા છે આ બહેનની. બિચારી ઘંટીના પૈડા ફેરવી માંડ ત્રણ જણનું જીવન ગુજારે છે. "ખાવાના ખોટા ને કામ કરવાના સાચા" એ કહેવત અનુસાર થતાં બાઈનું શરીર દિવસે દિવસે ઘસાતુ ગયું. વગર ઘડપણે ઘડપણની રેખાઓ તરી વળી. ઘણી વખત એવો પણ પ્રસંગ બનતો કે બાળકો સહિત મા સાંજે ભૂખી સૂઈ જાય. અહાહા....જ્યાં છે ત્યાં લક્ષ્મીદેવી ભરપૂર છે ને નથી ત્યાં કાંઈ નથી.

ખાનારું જયાં કોઈ નથી ત્યાં અન્ન તણાં ભંડાર,
પાચન જેને થાય નહિ ત્યાં માલપૂઆ તૈયાર,
રોટીના એક ટુકડા માટે કોઈ કરે તકરાર,
ભૂખ્યા પેટે સૂઈ જાય છે બાળક બેસુમાર,
મળે વધુ માનવથી અહીં શ્રીમંતોના શ્વાનને શું કહેવું ભગવાનને.

પુણ્યની લીલા કેવી છે! જેના ઘરમાં ખાનાર નથી ત્યાં બધું અભરે ભર્યું છે. જ્યાં ભૂખમરો છે ત્યાં ચપટી ચણાના પણ સાંસા પડયા છે. જેના પેટમાં પાચન થતું નથી તેને માટે માલપૂઆ ને દૂધપાક તૈયાર છે. જેના પેટમાં ભૂખથી બળતરા ઉપડી છે ને બોલે છે ઓ મા-બાપ! મને કોઈ એક ટુકડો આપો. ત્યાં ટુકડાની બદલીમાં એને માર પડે છે. પણ ટુકડો મળતો નથી. છેવટના પરિણામે ઘણાં દુઃખીયારા બાળકો ભૂખ્યા પેટે રડતાં રડતાં સૂઈ જાય છે. અરે....પુણ્ય-પાપની તમને શું વાત કરું? ઘણાં શ્રીમંતોના ઘરમાં કૂતરો મોજ માણુનો હોય છે તે મોજનો અંશભાગ પણ દુઃખી માનવને અનુભવવા મળતો નથી. અહાહા....કર્મ આગળ કોનું ડહાપણ ચાલે? આ ગરીબ માતા દીકરા-દીકરીને મોટા કરી રહી છે અને ગરીબીમાં અમીરી જીવન જીવી રહી છે.

તમને થશે કે અમીરી કેમ કહ્યું? એ હું તમને સમજાવું. આજે તમે જુઓ છો ને કે ઘણી જગ્યાએ માંગવું તેમાં શરમ નથી. જ્યારે આ માતા પોતાના વહાલસોયા બે સંતાનોને લઈને ઘણીવાર ભૂખી સૂઈ રહેતી, આંખમાં આંસુડાની ધાર વહેતી પણ ક્યારે તેણે કોઈ પાસે હાથ લંબાવ્યો નથી કે લાચારી બતાવી નથી. તે તો એક જ વિચારતી હતી કે જીવ તેં કર્મ બાંધ્યા છે ને તારે ભોગવવાના છે. આવી માતા કર્મને માનતી શાંતિથી જીવન ગુજારતી હતી. જ્યારે તેનો લાલ ૧૨ વર્ષનો થયો ત્યારે કહે છે હે દીકરા! તું સ્કુલેથી ૧૨ વાગે આવે છે. પછી જો થોડું કામ કરે તો તારા બે ચાર આના મારા દુઃખમાં ભાગીદાર બને. માતાના સંસ્કારથી ઘડાયેલો, કેળવણીથી કેળવાયેલો પુત્ર કહે છે હે માતા! તું જે કહીશ તે હું કરીશ. આથી માતાએ તેને ખાવાના રમકડા બનાવી આપ્યા ને સ્કુલના મેદાનમાં વેચવા માટે મોકલ્યો. છોકરો હોંશભેર વેચવા ગયો ને ચાર આના કમાઈને ઘેર આવ્યો. આથી માતાને ખૂબ આનંદ થયો. આમ માતા અવારનવાર ખાવાની કંઈક વાનગી બનાવીને છોકરાને વેચવા મોકલે છે. તેમાં એક વખત તે કચોરી બનાવીને વેચવા લઈ ગયો, કુદરતે એવું બન્યું કે તે સ્કુલે પહોંચ્યો ને કોઈ મોટા માણસનું મૃત્યું થવાથી સ્કુલમાં ને ગામમાં હડતાલ પડી. આથી તેની કચોરીનું લેનાર કોઈ ન નીકળ્યું. હવે કચોરી તો બીજે દિવસે બગડી જાય. કરવું શું? હિંમત હારી ગયેલો ફૂલ જેવો બાળક આંસુ સારતો એક વડલા નીચે બેઠો. આવા સમયે ઘણાં લોકો તે રસ્તેથી જાય છે ને આવે છે. બાળકને રડતો જોઈને તેને પૂછે છે, પણ તેનું દુઃખ મટાડવા કોઈ ઉભું રહેતું નથી. ખરેખર!– ધનવાનોને ધનના નીશામાં ખબર નથી કે ભૂખ્યો માણસ કેટલા દુઃખોનો અનુભવ કરતો હોય છે. આ બાલુડાના આંસુ જોઈને કોઈપણ દયાળુ માનવી એવો ન નીકળ્યો કે ૧૦ રૂપિયા આપી દઈ બાળકના આંસુ લૂછી દે. છેવટે

નિરાશામાં આશાનું એક કિરણ ફૂટયું. કોઈ એક કરૂણાવંત ગર્ભશ્રીમંત માનવી ત્યાંથી નીકળે છે. અને માણસોનું ટોળું જોઇ ઉભો રહે છે. લોકોને પૂછે છે. અહીંયા શું છે? પૂછતાં ખબર પડી કે એક બાળક આ રીતે રડે છે. આ વાત સાંભળી શેઠનું હ્રદય પીગળી ગયું. અને હ્રદયમાંથી શબ્દો સરી પડયા. અહા–જ્યાં શ્રીમંતોના હાસ્ય છે ત્યાં ગરીબોની હાય છે. તરત શેઠે ૧૦૦) રૂ.ની નોટ આપી. લે બેટા. જા ઘેર જા. હું તને ૧૦૦) રૂપિયા આપું છું તે લઈલે. જેને માતાના સિંચનથી અમીરીના અંકુર ફૂટેલા છે, દુઃખોના પહાડ સામે ધૈર્યનું બખ્તર પહેરેલું છે એવો પુત્ર કહે છે. બાપુજી! કચોરી વેચવી છે. પણ કોઈનું દાન નથી લેવું. હું આપના ૧૦૦) રૂ. લઇ શકતો નથી કારણ કે તે દાન છે. મને ફક્ત ૧૦ રૂ. આપો ને આ કચોરી લઈ લો. આ વાતથી શેઠને ઘણું આશ્ચર્ય લાગ્યું. ખાવા અન્ન નથી, પહેરવા સારાં વસ્ત્રો નથી, રહેવાને માટે સારું ઘર નથી. છતાં આ બાલુડો શું વિચારી રહ્યો છે? ધન્ય છે એની માતાને ને ધન્ય છે તેની ભાવનાને! તેના ઉપર શેઠને ખૂબ કરૂણા આવી. બાળકને લેવા માટે ખૂબ સમજાવ્યો પણ જ્યારે તે ન માન્યો ત્યારે છેવટે શેઠે કહ્યું કે જા, આ નોટના છૂટા કરી લાવ. દશ રૂપિયા તું લઈલે ને ૯૦ મને પાછા આપજે. અને કચોરી ગરીબ માણસને વહેંચી દેજે. આ સાંભળી બાળક હોંશભેર દોડયો. શેઠ ત્યાં ઉભા છે. કુદરતની કળા ન્યારી છે. એક રસ્તો વટાવી બીજો રસ્તો વટાવા જ્યાં જાય છે ત્યાં જેને લક્ષ્મીનો નીશો ચઢયો છે તેવા શેઠ બેફામ રીતે ગાડી ચલાવી રહ્યા છે તે ગાડીની ઝડપમાં આ બાળક આવી જાય છે. અને તેને માથામાં ઘણું વાગે છે. લોહી દડદડ વહે છે. પડતાંની સાથે તે બેશુધ્ધ બની ગયો. છતાં ગર્ભશ્રીમંત પાછું વાળીને જોવા ન રહ્યો. સેંકડો માનવીઓ ભેગા થઈ ગયા. બોલનારા ઘણાં નીકળ્યા પણ સેવા કરનાર કોઈ ન નીકળ્યું.

એક દયાળુ માનવી ત્યાંથી નીકળે છે. તે બાળકને હોસ્પિતાલમાં લઈ જાય છે. ને ડોકટરને ટ્રીટમેન્ટ આપવા કરગરે છે. દયાળુ માનવીના દિલની ભાવના જોઈને ડોકટરનું હ્રદય પીગળે છે. ને બાળકને જીવાડવા બધા પ્રયત્ન શરૂ કરે છે. પરિણામે બેશુધ્ધ અવસ્થામાંથી સ્હેજ ભાન આવતાં પોતાની માતાનું નામ ને ઠામઠેકાણું બોલે છે. તેને સમાચાર આપવા દયાળુ માનવી જાય છે. એ સમયે ટાઈમ થવા છતાં દીકરો ઘેર નહિ આવવાથી શોધીશોધીને થાકી ગયેલી મા–દીકરી છાતીફાટ રૂદન કરતી પોકાર કરે છે. અરે....મને કોઈ મારો લાલ બતાવો. પાગલની માફક શેરીમાં ઘૂમતી માતા બોલે છે અરે દયાળુ મા–બાપ! મારો દીકરો કોઈએ જોયો? કચોરી વેચવા ગયેલો મારો લાલ પાછો આવ્યો નથી. આમ રૂદન કરતી ને ઝૂરતી માતાને જોઈ આવેલો દયાળુ માનવી સમજી ગયો કે આ જ એની માતા છે. તે કહે છે મા!

રડીશ માં ચાલ, તારો લાલ બતાવું. આ સાંભળતાં મા-દીકરી એના પગમાં પડીને કહે હે ભાઈ! તું મારા લાલને બતાવે છે? બોલ....બોલ. કયાં છે મારો લાલ? આ દૃશ્ય જોઈ દયાળુનું હૃદય પીગળી ગયું. અરેરે.... આ મા-દીકરીનું શું થશે? આ કેમ જીવશે? હિંમત કરીને ત્યાં લઈ ગયા. દીકરાને જોતાં મા-દીકરીએ પછાડ ખાધી. અરે ભાઈ! તને આ શું થયું? ડૉકટર સાહેબ! મારા દીકરાને શું થયું છે? તે કેમ બોલતો નથી? મારા સામું જોતો નથી? એને કેમ આટલી મોટી પાઘડી બાંધી છે? આમ બોલતી ને ઝૂરતી માતા દીકરાની કોટે બાઝી પડી.

હવે બીજી બાજુ શેઠ છોકરાની રાહ જુવે છે. અરે, હજુ કેમ ન આવ્યો? એનું શું થયું હશે? શું છોકરો સાચો કે ખોટો? અરે, ઠગ તો નહીં હોય ને? આમ વિચાર કરતાં શેઠે અડધો કલાક રાહ જોઈ અને છોકરો ન આવ્યો ત્યારે શેઠ એની શોધમાં નીકળ્યા. લોકોમાં પૃચ્છા કરતાં ખબર પડી કે છોકરાનું આવું થયું છે. શેઠ દોડતાં દવાખાને જઈ રહ્યા છે. દેવાનુપ્રિયો! શેઠમાં કેટલી કરૂણતા! કેટલી માનવતા! પોતાના બધા કાર્યક્રમ છોડી દુઃખીની વહારે દુઃખીનો ભગવાન પહોંચી જાય છે. ત્યાં છોકરો થોડી શુધ્ધિમાં આવતાં ગલ્લાતલ્લા ભાષામાં બોલે છે. ઓ મારી વહાલી બહેન! ભગવાન તુલ્ય દયાળુ શેઠ સ્કુલના કંપાઉન્ડમાં વડલા નીચે ઉભા છે. ત્યાં જઈ તેમની ૧૦૦) રૂપિયાની નોટ તું પહોંચાડી દે. ઓ મારી માડી!

**આ દેહ પર ઓઢાડવા કફન નહિ રહે તેની પરવા નથી.**
**આ દેહને જલાવવા કાષ્ટ નહિ મળે તેની પરવા નથી.**
**આ દેહને દફનાવજો પણ શેઠને નોટ પહોંચાડજો.**

ભાઈના શબ્દો સાંભળી બહેન રડી રહી છે. ત્યાં શેઠ આવી ચઢયા, છોકરો ઓળખી ગયો. બહેન! આ બાપુજી આવ્યા. શેઠના હાથમાં નોટ આપે છે ત્યાં શેઠનું હૃદય એકદમ પીગળી જાય છે ને બાળકને બાઝી પડે છે. ઓ મારા વહાલા બેટા! તને શું થયું? તારો એકસીડન્ટ કેવી રીતે થયો? આમ કરતાં શેઠ પણ ધ્રુસ્કે ધ્રુસ્કે રડી રહ્યા છે. અરેરે....આ ફૂલ સમો બાળક શું, કરમાઈ જશે? આમ જ્યાં શેઠ હૃદયમાં વિચારે છે ત્યાં બાળકનું પ્રાણ પંખેરું ઉડી ગયું. પ્રાણ વિનાનો દેહ જોતાં મા-દીકરી તો જાણે વીજળી તૂટી પડે તેમ ધરતી ઉપર ઢળી પડયા, અરેરે.... ભગવાન! તેં આ શું કર્યું? તેં મારો લાલ લઈ લીધો? ટૂંકમાં મા-દીકરીનું કરૂણ રૂદન જોઈ દવાખાનાના દરેક માનવીના હૃદય પીગળી ગયા. અહો! આ દુઃખીયારી મા-દીકરી હિંમત હારીને આ ધરતી ઉપર પડી ગયા છે. સૌ તેમને સહકાર આપવા તૈયાર થયા. પણ કોઈનો સહકાર નહિ સ્વીકારતા કાળા કલ્પાંત સહિત બાળકને અગ્નિસંસ્કાર કર્યો, ફૂલ ગયું પણ ફોરમ રહી ગઈ. તે બાળકનું સ્મરણ કરતાં

મા–દીકરી જીવન વીતાવે છે. દયાળુ શેઠ માતાના ચરણમાં પડીને કહે છે મા! હું તારો દીકરો છું. મારા જીવનને કૃતાર્થ બનાવવા તું મને તારી સેવા આપ.

બંધુઓ! તમે પણ આવા દયાળુ બનો ને દુઃખી ભાઈ–બહેનોનાં આંસુ લૂછતાં શીખો. જ્યારે માનવીના હૃદયમાં હિંસાની ભાવના નથી હોતી ત્યારે સંસારના સર્વ જીવો પ્રત્યે તેને સ્નેહ અને દયાની ભાવના હોય છે. અહીં મને એક નાનું દૃષ્ટાંત યાદ આવે છે. આપનો સમય થઈ ગયો છે તેથી ટૂંકમાં કહું છું. સાંભળો.

મહારાષ્ટ્રના એક ગામમાં દામાજી નામના એક ખૂબ દયાળુ માણસ હતા. તે કોઈનું પણ કંઇ દુઃખ જોવે તો તેનું હૃદય પીગળી જતું. અને તેને દુઃખથી છોડાવવા માટે પ્રયત્ન કરતા. તેમને એક નિયમ હતો કે પોતાને આંગણે આવેલ કોઈપણ અતિથિને તે ભૂખ્યો પાછો જવા દેતા ન હતા. એકવાર એક માણસ સંયોગવશાત ત્યાં આવી પહોંચ્યો. દામાજીએ ખૂબ આગ્રહપૂર્વક તેને જમવા માટે આસન પર બેસાડયો. ત્યાં શું બન્યું. દામાજીએ તે અતિથિને જમવા માટે થાળી મૂકી ત્યાં તેની આખમાંથી આંસુ વહેવા લાગ્યા. દામાજી આ જોઈને આશ્ચર્ય પૂર્વક બોલ્યા ભાઈ! તને શું દુઃખ છે? તું શા માટે રડે છે? અતિથિએ કહ્યું–મને કંઈ દુઃખ નથી. પરંતુ મારા ગામમાં દુષ્કાળ પડયો છે. તેથી મને એ વિચાર આવ્યો કે હું અહીંયા પેટ ભરીને ભોજન કરું ને મારા બાળકો તો ત્યાં ભૂખ્યા હશે!

અતિથિની વાત સાંભળી દામાજીની આંખો પણ આંસુથી છલકાઈ ગઈ. તેમણે મહેમાનને સમજાવીને જમાડયા અને જતી વખતે તેમને અનાજ બાંધી આપ્યું કે જેથી તે ત્યાં જઈને પોતાના બાળકોને જમાડી શકે. આ માણસે પોતાના ગામમાં જઈને દામાજીની ખૂબ પ્રશંસા કરી. તેથી તે ગામના અનેક માણસો દામાજીને ત્યાં જવા લાગ્યા. પરંતુ દામાજી આ બધાને કેવી રીતે જમાડી શકે? કારણ કે તેમની પાસે તેટલું અનાજ નહોતું. જો કે તેને ત્યાં અનાજના કોઠાર ભરેલા હતા પણ તે બધા રાજ્યના હતા. તેથી દામાજી ખૂબ મૂંઝવણમાં પડી ગયા. આખરે તેમણે નિશ્ચય કર્યો કે અન્નના અધિકારી તો ભૂખ્યા માણસ છે. તેથી તેમને અન્ન આપવું જોઈએ. તે માટે રાજા મને જે દંડ કરશે તે હું હસતા ચહેરે ભોગવી લઈશ.

આમ વિચાર કરીને તેમણે રાજ્યના કોઠાર ખોલી નાખ્યા ને બધાને અનાજ આપવાનું શરૂ કર્યું. લોકોની તો કતાર લાગવા માંડી. અને બધા અનાજ લઈને દામાજીને આશીર્વાદ દેવા લાગ્યા. ભૂખથી પીડાતા કંઈક માનવી મૃત્યુમાંથી બચી ગયા. રાજાને આ વાતની ખબર પડવાથી દામાજીને પકડવા પોલીસોને મોકલ્યા. દામાજી તો રાજી ખુશીથી સિપાઈઓની સાથે આવ્યા. આ વાતની આખા ગામમાં જાણ થઈ ગઈ. એક શ્રીમંત માણસને આ ખબર પડતાં તે રાજા પાસે જઈને કહે છે, હે મહારાજા!

દામાજીએ રાજ્યનું જેટલું અનાજ દુષ્કાળથી પીડાતા લોકોને વહેંચ્યું છે તે બધાના પૈસા આપ મારી પાસેથી લઈને ખજાનામાં જમા કરો અને દામાજીને છોડી દો. રાજાએ તે શ્રીમંત શેઠ પાસેથી ધન લઈને દામાજીને છોડી દીધા. આ દામાજી સમય જતાં ભક્તદામાજીપંથના નામથી પ્રસિધ્ધ થયા.

આ દ્રષ્ટાંત ઉપરથી આપણે એ સમજવાનું છે કે દામાજી અને ધન દેનાર તે શેઠની ઉદારતા સમાન જ્યારે માણસમાં દયા અને ઉદારતાની ભાવના પ્રગટે છે ત્યારે તે સાચો ભક્ત અને દાનવીર કહેવાય છે. અહિંસા, સંયમ, દયા,ક્ષમા આદિ ગુણો આત્માને શુધ્ધ બનાવીને ઉન્નતિના શિખરે પહોંચાડે છે. આ પર્વાધિરાજના પવિત્ર દિવસોમાં આશ્રવથી પાછા વળી સંવરમાં જોડાઈ આત્મસાધના કરો તે ભાવના. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :** નારદજી કયા કારણથી ને કઈ શક્તિથી અહીં આવ્યા છે તે બધી વાત ભગવાનના મુખેથી સાંભળીને પદ્મ ચક્રવર્તિને જિજ્ઞાસા થઈ કે એ પુત્ર કેવો ભાગ્યવાન હશે કે ખુદ સીમંધરસ્વામીના મુખે પણ તેના ગુણ ગવાયા. તેથી ફરીને પ્રશ્ન કર્યો કે હે પ્રભુ! એ બાળકને કોણ દેવ ઉપાડી ગયો છે? તેને તેની સાથે પૂર્વનું શું વૈર હતું કે જન્મ થતાંની સાથે તે માતાથી વિખૂટો પડયો? તે પુત્ર હાલ ક્યાં છે? તેની માતાને ક્યારે કેટલા વર્ષે ને કેટલા સમયે મળશે? તે આપ કૃપા કરીને ફરમાવો. આ સાંભળીને સીમંધરસ્વામી કહે છે. સાંભળો.

**"સીમંધરસ્વામીએ કરેલા પ્રશ્નના ખુલાસા"** માતા રૂક્ષ્મણી સૂતી હતી. તે સમયે ધૂમકેતુ નામનો દેવ વિભંગજ્ઞાનથી પૂર્વભવના વૈરને યાદ કરીને ગુસ્સે થઇને ત્યાં આવ્યો ને બાળકને લઇ લીધો. આ બાળકને મારી નાંખવાની ઇચ્છાથી તે વૈતાઢય પર્વતના ભૂતરમણ વનમાં આવ્યો. પહેલાં તો તે બાળકને શિલા ઉપર પટકી પટકીને ચૂરેચૂરા કરી નાંખવા ઇચ્છયું. વળી તેને વિચાર થયો કે શાસ્ત્રોમાં બાળહત્યાનું પાપ ઘણું મોટું બતાવ્યું છે. માટે મારા હાથે બાળહત્યા ન થવી જોઈએ. આમ વિચારીને તે બાળક ભૂખ-તરસથી તરફડી તરફડીને મરી જાય તે માટે બાળકને ટંકશીલા ઉપર છોડીને પોતે ચાલ્યો ગયો.

ત્યાર પછી કાલસંવર વિદ્યાધરેન્દ્ર પોતાની પત્ની કનકમાલાની સાથે વિમાનમાં જઈ રહ્યા હતા. તો ત્યાં એકાએક વિમાન અટકી ગયું. તપાસ કરતાં ત્યાં તેમણે તે બાળકને જોયો. અપુત્રિણી કનકમાલાને પુત્ર રૂપમાં આપીને તે સમયે તેના યૌવરાજ્યનો અભિષેક કરીને ઘેર ગયા પછી ગુપ્તગર્ભા કનકમાલાએ પુત્ર રત્નને જન્મ આપ્યો છે. આવી જાહેરાત કરાવીને તેનું નામ પ્રદ્યુમ્નકુમાર રાખ્યું છે.

તે છોકરો મોટો થશે ત્યારે બે વિદ્યા અને સોળ લાભ મેળવીને આવશે. અને

સોળ વર્ષ પછી તે તેના માતા–પિતાને મળશે. તે પહેલાં ગમે તેટલી શોધ કરશે પણ તે મળશે નહિ. અહો ભગવાન ! તે આવશે ત્યારે કેવી રીતે આવશે ? કૃષ્ણ તેનું સામૈયું કરવા જશે ? તે આવ્યાની ખબર કેવી રીતે પડશે ? તેની આવવાની નિશાની શું છે ? ત્યારે ભગવંતે કહ્યું. તે પુત્રને શોધવા નહિ જાય. જે દિવસે તે આવવાનો હશે તે દિવસે શું શું નિશાની થશે તે સાંભળો.

પહેલાં તો માતાને જાણે તે દિવસે પુત્રનો જન્મ થાય ને જે આનંદ થાય તેવો અપૂર્વ આનંદ થશે. તેના હૈયામાં આનંદ સમાશે નહિ. ને સૌના દિલમાં અલૌકિક આનંદ હશે. આટલો બધો આનંદ ને હર્ષ કેમ થાય છે તે સમજી નહિ શકાય તેવો આનંદ થશે. તે પહેલી નિશાની સમજવી. સૂકા ઝાડ હરિયાળા બની જશે. જે કૂવામાં પાણી નથી તે કૂવા પાણીથી ભરાઈ જશે. વગર વરસાદે બગીચો લીલોછમ બની જશે ને વિના ઋતુના ફળ ફૂલ તેમાં આવશે. કોયલ મીઠા ટહુકાર કરશે. હજુ આગળ શું નિશાની થશે.

**સખી નૃત્ય હો વિવિધ વધાવા, મૂકા હો વાચાળ,**

**વાંકા સરળ અંધ લહે ચક્ષુ, કુરૂપા રૂપ રસાળ હો... શ્રોતા–**

બધી સખીઓ ભેગી થઈને ગીતો ગાશે. જે મૂંગા હશે તે બોલતા થઇ જશે. વાંકા હશે તે સરળ બની જશે, આંધળા દેખતા થઈ જશે. જે કુરૂપ હશે તે સુરૂપ બની જશે. જ્યાં પ્રદ્યુમ્નકુમારના પગલાં થશે ત્યાં આ બધું બની જશે. જુઓ, પ્રદ્યુમ્નકુમાર કેટલો પુણ્યવાન છે કે એના પગલે આટલું બનશે.

પ્રદ્યુમ્નકુમાર આવવાનો હશે ત્યારે બંદીવાનોને છોડી દેવામાં આવશે. વૈરીના વૈર ભૂલાઈ જશે. આ બધા નિશાન પ્રદ્યુમ્નકુમાર આવવાના છે. ૧૬ વર્ષે તેની માતાને તેનો લાડીલો મળશે. હે નારદજી ! આપ જઈને રૂક્મણીને કહેજો કે તે હિંમત રાખે, ધર્મધ્યાન કરે ને આત્માની સાધના કરે. નારદજીને ભગવાનના મુખેથી આ બધી વાત સાંભળીને દિલમાં આનંદ થયો. ઘડીભર મનમાં થયું કે ૧૬ વર્ષ કાઢવા કેવી રીતે ? પરંતુ નારદજી કર્મને માનવાવાળા હતા. એટલે વિચાર કર્યો કે તીર્થંકર જેવાને પણ પોતાના કરેલા કર્મો ભોગવવા પડયા છે તો અમારે ભોગવવા પડે એમાં શું નવાઈ? હવે ચક્રવર્તી હજુ ભગવાનને પૂછશે કે અહો પ્રભુ ! આવા પુણ્યાત્મા જીવને પણ જન્મ થતાં માતાથી વિખૂટું પડવું પડયું ને માતાના હેત–પ્રેમ ન મળ્યા અને તેનું અપહરણ થયું તે કયા કર્મોના કારણે થયું ? આ પ્રમાણે ચક્રવર્તિ પ્રશ્ન પૂછશે અને ભગવાન તેનો શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૫૧

**શ્રાવણ વદ અમાસ ને મંગળવાર** તા. ૨૪-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની મહાન પુરૂષો પડકાર કરીને કહે છે કે હે ભવ્ય જીવો ! આત્મસ્વરૂપની પીછાણ કરવા માટે પર્યુષણ પર્વના મંગલકારી દિવસો ચાલી રહ્યા છે. તેમાંથી મંગલકારી બે દિવસો તો પસાર થઈ ગયા. આજે ત્રીજો દિવસ છે. પર્યુષણ પર્વ પ્રમાદમાં પડેલા માનવીને પડકાર કરીને કહે છે કે હે ચેતન ! તેં આ અવની ઉપર જન્મ ધરીને જડ દેહની ઉપાસના તો ઘણી કરી. હવે તું તારી ઉપાસના કર. સાચી સમજણના અભાવે જડનો ભિખારી બનીને જીવ અનંતકાળથી સંસારમાં ભમે છે. અનંતશક્તિનો સ્વામી પોતાની શક્તિને પરમાં વેડફી નાંખે છે. પરમાં જેટલી જાગૃતિ અને સાવધાની છે તેટલી આત્મા માટે નથી.

તમારે બહારગામ જવું હોય તો કેટલા વહેલા જાગૃત થાઓ છો ! સાડા પાંચ વાગ્યાની ટ્રેઈન હોય તો માથે ઘડીયાળનું એલાર્મ મૂકીને સૂઈ જાઓ છો. તેથી અધિક તમારા શ્રીમતીને કહી મૂકો કે કદાચ હું ન જાગી શકું તો મને જગાડજો. ચાર વાગ્યા પહેલાં જાગીને તૈયાર થઈને પાંચ વાગે તો સ્ટેશન ઉપર પહોંચી જાઓ છો. ટ્રેઈન પકડવા માટે કેટલું કર્યું ? એલાર્મ મૂકયું ને ઘરવાળાને ભલામણ કરી. પણ કોઈ દિવસ તમે તમારા ઘરવાળાને એમ કહો છો ખરાં કે હું ધર્મને ભૂલી જાઉં ત્યારે મને ધર્મ કરવા માટે જગાડજો. અગર ઘાટકોપરને આંગણે સંત-સતીજી પધારે ને હું ઉપાશ્રયે ન જાઉં તો મને ટકોર કરીને પરાણે લઈ જજો. જો આત્મા તરફની દૃષ્ટિ હશે તો આવું કહેવાનું મન થશે. જીવની જેટલી પુદ્‌ગલ તરફની દોટ છે તેટલી આત્મા તરફની નથી. ઘણીવાર ગૌચરી જતાં મેં જોયું છે કે મારા શ્રાવક ભાઈઓ સ્ટેશને જતાં હોય ત્યારે એમની દૃષ્ટિ સ્ટેશન તરફ હોય. એવી એકાગ્ર દૃષ્ટિ હોય કે સાધુ-સાધ્વી એને સામા મળે તો પણ ભાઈને ખબર ન હોય; કદાચ દૃષ્ટિ પડી જાય તો પણ ઉભા ન રહે. શા માટે ? જલ્દી સ્ટેશને જઈને ગાડી પકડવી છે. સહેજ વાર વંદણા કરવા કે શાતા પૂછવા ઉભો રહું તો ટ્રેઇન ચૂકી જવાય. હવે હું તમને પૂછું કે તમે દોડાદોડ સ્ટેશને જઇ રહ્યા છો. રસ્તામાં જમાઈરાજ મળી ગયા. તમારી ને એની દૃષ્ટિ એક થઈ. તો શું કરશો ? ગાડી પકડશો કે જમાઈને લઈને ઘેર આવશો, (શ્રોતામાંથી અવાજ) જમાઈ મળે એટલે ઉભા રહેવું પડે ને તેમની સાથે ઘેર જવું પડે. ત્યાં ટ્રેઈન ચૂકી જવાય તો પરવા નહિ. પણ યાદ રાખજો કે તમારા જમાઈથી અધિક પર્વાધિરાજ આત્મ સ્વરૂપની પીછાણ કરવાનો

સોળ વર્ષ પછી તે તેના માતા–પિતાને મળશે. તે પહેલાં ગમે તેટલી શોધ કરશે પણ તે મળશે નહિ. અહો ભગવાન! તે આવશે ત્યારે કેવી રીતે આવશે? કૃષ્ણ તેનું સામૈયું કરવા જશે? તે આવ્યાની ખબર કેવી રીતે પડશે? તેની આવવાની નિશાની શું છે? ત્યારે ભગવંતે કહ્યું. તે પુત્રને શોધવા નહિ જાય. જે દિવસે તે આવવાનો હશે તે દિવસે શું શું નિશાની થશે તે સાંભળો.

પહેલાં તો માતાને જાણે તે દિવસે પુત્રનો જન્મ થાય ને જે આનંદ થાય તેવો અપૂર્વ આનંદ થશે. તેના હૈયામાં આનંદ સમાશે નહિ. ને સૌના દિલમાં અલૌકિક આનંદ હશે. આટલો બધો આનંદ ને હર્ષ કેમ થાય છે તે સમજી નહિ શકાય તેવો આનંદ થશે. તે પહેલી નિશાની સમજવી. સૂકા ઝાડ હરિયાળા બની જશે. જે કૂવામાં પાણી નથી તે કૂવા પાણીથી ભરાઈ જશે. વગર વરસાદે બગીચો લીલોછમ બની જશે ને વિના ઋતુના ફળ ફૂલ તેમાં આવશે. કોયલ મીઠા ટહુકાર કરશે. હજુ આગળ શું નિશાની થશે.

**સખી નૃત્ય હો વિવિધ વધાવા, મૂકા હો વાચાળ,**

**વાંકા સરળ અંધ લહે ચક્ષુ, કુરૂપા રૂપ રસાળ હો... શ્રોતા–**

બધી સખીઓ ભેગી થઈને ગીતો ગાશે. જે મૂંગા હશે તે બોલતા થઈ જશે. વાંકા હશે તે સરળ બની જશે, આંધળા દેખતા થઈ જશે. જે કુરૂપ હશે તે સુરૂપ બની જશે. જ્યાં પ્રદ્યુમ્નકુમારના પગલાં થશે ત્યાં આ બધું બની જશે. જુઓ, પ્રદ્યુમ્નકુમાર કેટલો પુણ્યવાન છે કે એના પગલે આટલું બનશે.

પ્રદ્યુમ્નકુમાર આવવાનો હશે ત્યારે બંદીવાનોને છોડી દેવામાં આવશે. વૈરીના વૈર ભૂલાઈ જશે. આ બધા નિશાન પ્રદ્યુમ્નકુમાર આવવાના છે. ૧૬ વર્ષે તેની માતાને તેનો લાડીલો મળશે. હે નારદજી! આપ જઈને રૂક્ષ્મણીને કહેજો કે તે હિંમત રાખે, ધર્મધ્યાન કરે ને આત્માની સાધના કરે. નારદજીને ભગવાનના મુખેથી આ બધી વાત સાંભળીને દિલમાં આનંદ થયો. ઘડીભર મનમાં થયું કે ૧૬ વર્ષ કાઢવા કેવી રીતે? પરંતુ નારદજી કર્મને માનવાવાળા હતા. એટલે વિચાર કર્યો કે તીર્થંકર જેવાને પણ પોતાના કરેલા કર્મો ભોગવવા પડયા છે તો અમારે ભોગવવા પડે એમાં શું નવાઈ? હવે ચક્રવર્તી હજુ ભગવાનને પૂછશે કે અહો પ્રભુ! આવા પુણ્યાત્મા જીવને પણ જન્મ થતાં માતાથી વિખૂટું પડવું પડયું ને માતાના હેત–પ્રેમ ન મળ્યા અને તેનું અપહરણ થયું તે કયા કર્મોના કારણે થયું? આ પ્રમાણે ચક્રવર્તિ પ્રશ્ન પૂછશે અને ભગવાન તેનો શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

# વ્યાખ્યાન નં. ૫૧

**શ્રાવણ વદ અમાસ ને મંગળવાર** તા. ૨૪-૮-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની મહાન પુરૂષો પડકાર કરીને કહે છે કે હે ભવ્ય જીવો ! આત્મસ્વરૂપની પીછાણ કરવા માટે પર્યુષણ પર્વના મંગલકારી દિવસો ચાલી રહ્યા છે. તેમાંથી મંગલકારી બે દિવસો તો પસાર થઈ ગયા. આજે ત્રીજો દિવસ છે. પર્યુષણ પર્વ પ્રમાદમાં પડેલા માનવીને પડકાર કરીને કહે છે કે હે ચેતન ! તેં આ અવની ઉપર જન્મ ધરીને જડ દેહની ઉપાસના તો ઘણી કરી. હવે તું તારી ઉપાસના કર. સાચી સમજણના અભાવે જડનો ભિખારી બનીને જીવ અનંતકાળથી સંસારમાં ભમે છે. અનંતશક્તિનો સ્વામી પોતાની શક્તિને પરમાં વેડફી નાંખે છે. પરમાં જેટલી જાગૃતિ અને સાવધાની છે તેટલી આત્મા માટે નથી.

તમારે બહારગામ જવું હોય તો કેટલા વહેલા જાગૃત થાઓ છો ! સાડા પાંચ વાગ્યાની ટ્રેઈન હોય તો માથે ઘડીયાળનું એલાર્મ મૂકીને સૂઈ જાઓ છો. તેથી અધિક તમારા શ્રીમતીને કહી મૂકો કે કદાચ હું ન જાગી શકું તો મને જગાડજો. ચાર વાગ્યા પહેલાં જાગીને તૈયાર થઈને પાંચ વાગે તો સ્ટેશન ઉપર પહોંચી જાઓ છો. ટ્રેઈન પકડવા માટે કેટલું કર્યું ? એલાર્મ મૂક્યું ને ઘરવાળાને ભલામણ કરી. પણ કોઈ દિવસ તમે તમારા ઘરવાળાને એમ કહો છો ખરાં કે હું ધર્મને ભૂલી જાઉં ત્યારે મને ધર્મ કરવા માટે જગાડજો. અગર ઘાટકોપરને આંગણે સંત-સતીજી પધારે ને હું ઉપાશ્રયે ન જાઉં તો મને ટકોર કરીને પરાણે લઈ જજો. જો આત્મા તરફની દૃષ્ટિ હશે તો આવું કહેવાનું મન થશે. જીવની જેટલી પુદ્ગલ તરફની દોટ છે તેટલી આત્મા તરફની નથી. ઘણીવાર ગૌચરી જતાં મેં જોયું છે કે મારા શ્રાવક ભાઈઓ સ્ટેશને જતાં હોય ત્યારે એમની દૃષ્ટિ સ્ટેશન તરફ હોય. એવી એકાગ્ર દૃષ્ટિ હોય કે સાધુ-સાધ્વી એને સામા મળે તો પણ ભાઈને ખબર ન હોય; કદાચ દૃષ્ટિ પડી જાય તો પણ ઉભા ન રહે. શા માટે ? જલ્દી સ્ટેશને જઈને ગાડી પકડવી છે. સહેજ વાર વંદણા કરવા કે શાતા પૂછવા ઉભો રહું તો ટ્રેઇન ચૂકી જવાય. હવે હું તમને પૂછું કે તમે દોડાદોડ સ્ટેશને જઇ રહ્યા છો. રસ્તામાં જમાઇરાજ મળી ગયા. તમારી ને એની દૃષ્ટિ એક થઈ. તો શું કરશો ? ગાડી પકડશો કે જમાઈને લઈને ઘેર આવશો, (શ્રોતામાંથી અવાજ) જમાઈ મળે એટલે ઉભા રહેવું પડે ને તેમની સાથે ઘેર જવું પડે. ત્યાં ટ્રેઈન ચૂકી જવાય તો પરવા નહિ. પણ યાદ રાખજો કે તમારા જમાઈથી અધિક પર્વાધિરાજ આત્મ સ્વરૂપની પીછાણ કરવાનો

સંદેશો લઈને આપણે આંગણે આવ્યા છે. તે પડકાર કરીને કહે છે કે હે ચેતન! હવે તું ક્યાં સુધી ઉંઘીશ? તે આત્માને જાગૃત કરતાં કહે છે કે;

**આતમ જાગો ને હવે શાંતિ નહિ રે મળે**
**આ તો માયાના મિનારા એ તો તુટી રે જવાના**

**વિભાવના વાયરે આ જીવડો અટવાયો, રાગ અને દ્વેષ થકી બહુ મૂંઝાયો,**
**કર્મો લાગ્યા છે અપાર, દુઃખનો આવે નહિ પાર–**

આ ચેતનદેવને સુમતિ અને કુમતિ નામની બે પત્ની છે. તેમાં સ્વરૂપમાં રમણુતા કરવાવાળી સુમતિ નામની તેમની પત્ની કહે છે કે હે ચેતનરાજા! ક્યાં સુધી પરના સંગી બનીને ફરશો? હવે સ્વઘરમાં આવો. તમારી પત્ની તમને આ રીતે કહી જગાડે છે? પોતે પરભાવમાં રમણુતા કરતી હોય તે બીજાને કયાંથી જગાડે? (હસાહસ) મહાન પુરૂષો કહે છે કે આ સંસાર માયાજાળ છે. આ માયાજાળમાં જીવ આશાના મિનારા બાંધીને બેસી ગયો છે. પણુ એને ખબર નથી કે આશાના મિનારા કાચી માટીના મિનારા જેવા છે. તેને તૂટતાં વાર નહિ લાગે. જ્યાં જુઓ ત્યાં સંસારના મોહમાં ફસાયેલા જીવો માયાના મિનારા બાંધી રહ્યા છે.

એક વખત એક શેઠે ઈજનેરને બોલાવ્યો ને એક સુંદર બંગલો બાંધી આપવા કહ્યું. ઈજનેરે કહ્યું. રૂપિયા પાંચ લાખ જોઈશે. શેઠે કહ્યું. ભલે, હું તમને અત્યારે ત્રણુ લાખ રૂપિયા આપી દઉં છું. બે લાખ રૂપિયા પછી આપીશ. શેઠે બંગલો બાંધવાનું કામ ઈજનેરને ઉધડું સોંપી દીધું. ઈજનેરે સુંદર બંગલો તૈયાર કરીને શેઠને જોવા આવવાનું કહ્યું. શેઠે જોઈ લીધો કે બંગલો તૈયાર છે. તેથી સારો દિવસ જોઈને કુંભ મૂકવાનું નક્કી કર્યું. બંગલામાં કુંભ મૂકવાના દિવસે શેઠે ઇજનેરને બોલાવીને કહ્યું તમે બંગલો સુંદર બનાવ્યો છે. આપનું કામ જોઈને હું ખુશ થયો છું. અને મને હોંશ આવી છે તેથી આ બંગલો આપને બક્ષીસ કરું છું મેં ત્રણુ લાખ રૂપિયા આપને આપેલા છે ને હવે બંગલો દઈ દઉં છું. આ સાંભળી ઈજનેર રડવા લાગ્યો. આવો બંગલો બક્ષીસ મળતો હોય તો રડવાનું શું પ્રયોજન? એમાં તમને કંઈ સમજાણું? એણે બંગલો બાંધવામાં કપટ કર્યું હતું. ત્રણુ લાખ હાથમાં આવી ગયા એટલે સીમેન્ટ ઓછી અને રેતી વધુ વાપરી હતી. એને ખબર હોત કે આ બંગલો મને જ બક્ષીસ મળવાનો છે તો આવું ન કરત.

સમજાયું ને? કે મકાન મળવા છતાં દુઃખ થયું. તમને પણુ આવું થાય ને? ક્યારે પણુ તમને એવું દુઃખ થયું છે ખરું કે અરેરે...મને ભગવાન મળે તેવો સુંદર અવસર મળ્યો છે છતાં હું કંઈ પામી શકતો નથી! પૈસા ગુમાવ્યા, આબરૂ ગુમાવી હોય કે સત્તાની ખુરશી ચાલી ગઈ હોય તો તમારી આંખમાંથી આંસુ પડે છે. અરે!

તમારા બાજુવાળા પૈસાદાર થઈ ગયા હોય ને તમે ગરીબ રહી ગયા હો તો તમારા જીવનમાં દુઃખનું વેદન થાય છે પણ અનંતા જીવો સિદ્ધ થઈ ગયા, કેવળી થયા અને હું આ સંસારમાં રઝળતો રહ્યો?

બંધુઓ! વધુ શું કહું? જ્ઞાનીની દૃષ્ટિએ દશ લાખ સુભટોને જીતીને દુર્જય એવા સંગ્રામમાં જીત મેળવનાર કરતાં પોતાના આત્મા ઉપર જીત મેળવનાર સાચો વિજેતા છે. આત્મા અનંત ગુણનો ખજાનો છે. અનંત વૈભવ રૂપ જ્ઞાન-દર્શન સુખ-વીર્ય, આદિ અનેક ગુણો આત્મામાં રહેલા છે. એ ગુણોને પ્રાપ્ત કરવાના છે. નિજ સ્વરૂપનું મહાત્મ્ય સમજાય તો જડનું મહાત્મ્ય ઘટે, જેને આત્મસ્વરૂપનું ભાન નથી તેને તો જડમાં આનંદ આવે છે. જ્યારે આત્મામાં સાચું સુખ છે એવી વાત હૈયામાં બેસશે ત્યારે તેમાં મગ્ન બનાશે. જેમ જેમ આત્મામાં મગ્ન બનતા જશો તેમ તેમ દુનિયા ભૂલાતી જશે. આત્માની સાધના જેટલી કરશો તેટલી સાથે આવવાની છે. ભૌતિક સુખો તો તમારી હાજરીમાં પણ ક્યારેક ચાલ્યા જશે. પુન્નાઈ ફરતાં શું બનશે તેની ખબર નથી. તમે આજે જુઓ છો ને કે એક વખતના ભલભલા શ્રીમંતો આજે જેલમાં પૂરાઈ રહ્યા છે. મોટર-ગાડી, બાગ-બગીચા બધું અહીંનું અહીં રહી જશે. અથવા તમે રહી જશો ને એ ચાલ્યું જશે. ત્યારે દુઃખી થવું પડશે. માટે સમજીને સાવધાન બની જાવ તો દુઃખી નહિ થવું પડે.

તમારું સાચું સુખ તમારા અંતરમાં છે. આત્માનો પ્રકાશ અંદર જશો તો મળશે. પરંતુ અનાદિકાળથી જે આવું સુખ પ્રાપ્ત ન કરી શકયા હોઈએ તો તેનું એક જ કારણ છે કે જે દિશામાંથી સુખ મળવાનું હતું તેના કરતાં ઉલ્ટી દિશામાં જીવે પ્રયાણ કર્યું છે. ધર્મ કરતી વખતે પણ આચરણ શુદ્ધ રાખ્યું નથી. કહેવત છે ને કે **"હાથીના દાંત ચાવવાના જુદા ને બતાવવાના જુદા."** તેવી દશા છે આજના માનવની. ઉપરથી ધર્મી, દાનવીર અને દયાળુ દેખાય પણ તેના અંતર જીવનમાં ડોકીયું કરીએ તો રાગદ્વેષની રમખાણ ચાલતી હોય છે. ક્રોધ-માન-માયા લોભે તો જબ્બર જમાવટ જમાવી હોય છે. આ બધી દશામાં આત્મા ફસાઈ જાય છે ત્યારે તેને ભાન નથી હોતું કે આ બધા મને દગો દેશે. ખરેખર કર્મો આત્માને રમાડે છે. ક્યારેક ભૌતિક સુખના શિખરે ચઢાવી દે છે તો ક્યારેક દુઃખની ખીણમાં ધકેલી જાય છે. પણ આત્માને પોતાની શક્તિનું ભાન નથી તેથી અનંત વૈભવનો સ્વામી જડ સુખ માટે ભીખ માંગી રહ્યો છે. આત્મા તો શહેનશાહનો પણ શહેનશાહ છે; પણ પર દ્રવ્યમાં સ્વપણું માની ભૌતિક સુખની પાછળ ભિખારી બની ગયો છે.

બંધુઓ! આત્માનું શાશ્વત ઘર મોક્ષ છે. એ મોક્ષને મેળવવા માટે ચાર્રિત્ર...

" ना दंसणिस्स नाणं, नाणेण विणा न हुन्ति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥३०॥

મોક્ષમાં જવા માટે સર્વપ્રથમ સમ્યગ્દર્શન જોઈશે. જીવ જ્યાં સુધી સમ્યગ્દર્શન પામતો નથી ત્યાં સુધી મોક્ષમાં જવાની લાયકાત તેનામાં આવતી નથી. દર્શન વિના જ્ઞાન નથી, જ્ઞાન વિના ચારિત્ર ગુણુની પ્રાપ્તિ નથી, ચારિત્ર વિના મોક્ષ નથી અને મોક્ષ વિના નિર્વાણુ નથી.

જ્યારે જીવને મોક્ષની રૂચી જાગશે ત્યારે પર પદાર્થોની મમતા છૂટી જશે. મોક્ષની રૂચીવાળો જીવ સંસારમાં હોય તો તેને દરેક કામકાજમાં જોડાવું પડે પણુ તેને પર દ્રવ્યમાં પ્રીતિ હોતી નથી. પણુ જેને આત્માની ઓળખ નથી તે દ્વેષમાં રગદોળાય છે. ક્રોધ-માન-માયા-લોભ આદિ કષાયોમાં જોડાઈને પોતાના આત્માને મલીન બનાવે છે. જેમ બહારથી ધૂળમાં રમી આવેલા છોકરાને તેની માતા નવરાવી સ્વચ્છ બનાવે છે તેમ આ પર્યુષણુપર્વ રૂપી માતા અનાદિકાળથી રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયો અને વિષયોમાં રગદોળાયેલાં મલીન આત્માને શુધ્ધ બનાવે છે. પણુ આ મોહમાં પડેલા આત્માને શુધ્ધ બનવાની લગની લાગતી નથી. એણે પોતાનું ઘર હજુ જાણ્યું નથી. જેમ કહેવાય છે ને કે દીકરાની વહુ વંઠે તો ઘર ઉજ્જડ બનાવી મૂકે અને જો દીકરો વંઠે એટલે ખરાબ મિત્રોના સંગે ચઢીને દારૂ પીવે, પરસ્ત્રીગમન કરે, તો કરોડોની સંપત્તિને સાફ કરી નાંખે છે, દીકરો-વહુ જો કુસંગે ચઢી જશે તો આ ભવ પૂરતું નુકશાન કરશે. પણુ જો આપણો ચેતનદેવ પરપુદ્ગલના સંગે ચઢીને મોહમદિરાનું પાન કરી વિષય કષાયના કીચડમાં પડી જશે તો ભવોભવ બગાડશે.

જ્ઞાની પુરૂષો કહે છે કે "જેણે આત્મતત્ત્વ ઓળખ્યું તેણે કંઈક ઓળખ્યું, જેણે આત્મતત્ત્વ આરાધ્યું તેણે કંઈક આરાધ્યું અને જેણે આત્મતત્ત્વ સાધ્યું તેણે કંઈક સાધ્યું." તું મોટો વકીલ બન, લેખક કે પ્રોફેસર બન, ડૉક્ટર કે સર્જન બન, ઈજનેર કે સોલીસીટર બન, ગમે તેવો ડીગ્રીધારી બની જાય, મોટો વિદ્વાન કે વક્તા બની જાય પણુ જ્યાં સુધી તને આત્મતત્ત્વની પીછાણુ નથી થઈ ત્યાં સુધીની બધી ડીગ્રીઓ નકામી છે. માટે વિચાર કરો કે—

માનવજીવન પામીને જો જીવ આટલું ન જાણે તો તેનો જન્મારો અફળ છે, આજે જીવને બધું જાણુવાની જિજ્ઞાસા થાય છે પણુ આત્મતત્ત્વને જાણુવાની જિજ્ઞાસા થતી નથી. વૈજ્ઞાનિક શોધખોળની પાછળ જીવ પાગલ બન્યો છે. પણુ વિચાર કરો, આ બધી શોધખોળ સંહારક છે. એક બોમ્બ હજાર જીવોનો સંહાર કરે છે. આજે વિજ્ઞાને કેટલા વિનાશ સર્જ્યા છે! જીવે આ બધું જાણ્યું પણુ એક આત્માને નથી જાણ્યો.

જાણી જાણીને જાણ્યું તો યે જાણ્યો નહિ જાણનારો રે,
એક જાગ્યો ન આતમ તારો, તો નિષ્ફળ છે જન્મારો...

આજનું વિજ્ઞાન કેટલું આગળ વધ્યું છે. અરે, ચંદ્રલોક સુધી પહોંચ્યો. માણસનું હાર્ટ બદલતાં શીખ્યો. હાર્ટનો વાલ્વ પણ બદલાવે છે. ટૂંકમાં આવી બધી શોધખોળ કરી, બધું જાણ્યું પણ આ બધાને જાણનારો એક આત્માને તેં જાણ્યો નથી. જે પોતાના આત્માને ભૂલીને પરમાં રમે છે તેનો જન્મારો વ્યર્થ છે. જે આત્માને જાણે છે તે સર્વને જાણી શકે છે. આચારંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે

जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ।

જે એકને જાણે છે તે સર્વને જાણે છે. અને જે સર્વને જાણે છે તે એકને જાણે છે. જૈન દર્શનમાં વસ્તુને અનંત ધર્માત્મક માનવામાં આવે છે. એક દીપકથી માંડીને આકાશ સુધીના સમસ્ત પદાર્થોમાં અનંત ધર્મો રહેલા છે. એ અનંત ધર્માત્મક વસ્તુના સ્વરૂપને સંપૂર્ણપણે જાણી લેવું એટલે સારા એ સંસારના પદાર્થોને જાણી લેવા. જેવી રીતે સંસાર અનંત છે તેમ પદાર્થના ગુણ-પર્યાય પણ અનંત છે. એટલે કહેવાનો આશય એ છે કે જે અનંત ધર્મોને જાણે છે તે એક પદાર્થને જાણે છે. એક પદાર્થને સંપૂર્ણપણે જાણવા માટે કેવળજ્ઞાનની જરૂર છે. જે સર્વજ્ઞ છે તે એક પદાર્થને સંપૂર્ણ રીતે જાણી શકે છે. અને જે એક પદાર્થને સંપૂર્ણ રીતે જાણી શકે છે તે સર્વજ્ઞ બની જાય છે.

ટૂંકમાં આત્મતત્ત્વની પીછાણ વિના સર્વજ્ઞ બની શકાતું નથી. સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાનો મૂળ પાયો સમ્યક્દર્શન છે. અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ એ ચાર કષાય, સમ્યક્ત્વમોહનીય, મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીય એ સાત પ્રકૃત્તિનો કોઈ ક્ષય કરે, ઉપશમ કે ક્ષયોપશમ કરે અને સમ્યગ્દર્શન પામે છે તેનો જન્મારો સફળ બની જાય છે. આવું સમ્યક્ત્વરત્ન પામ્યા પછી જીવની દશા બદલાઈ જાય છે. પછી એ જીવ ચારિત્રમોહનીય કર્મના ઉદયથી કદાચ દીક્ષા ના લઈ શકે પણ તેનું મન તો મોક્ષ તરફ હોય. પછી એને આ તમારા ટી.વી., ફ્રીઝ, કે એરકંડીશન રૂમ એ કંઈ યાદ ન આવે. એ તો એક જ સમજે છે કે આ બધું મારા આત્માથી પર છે. આ દેહને પણ એક દિવસ જલાવી દેવાનો છે તો બીજાની તો વાત જ ક્યાં?

બંધુઓ! તમે તમારી કાંધે ચઢાવીને ઘણાંને સ્મશાનમાં લઈ ગયા. પછી ભલે તે ચમરબંધી હોય કે ચીંથરેહાલ હોય, ધનવાન હોય કે ભિખારી હોય, પણ એના દેહને જલાવી દેવાનો તે તો નક્કી છે ને? તમે તો કંઈકને જલાવી આવ્યા પણ હજુ તમારા હૃદયનું પરિવર્તન થતું નથી. તમારું કાળજું તો જાણે લોઢાનું બની ગયું

ન હોય! લોઢાનું કહું તો તે પણ બરાબર નથી. કારણ કે લોખંડને અગ્નિમાં નાંખવામાં આવે તો એ પણ પીગળી જાય છે. પથ્થરનું કહું તો તે પણ બરાબર નથી કારણ કે પથ્થર ઉપર ધોબી કપડા ધોવે છે તો પથ્થર પણ ઘસાઈ જાય છે. લાકડાનું કહું તો લાકડું અગ્નિમાં પડે ને બળી જાય છે. મારે તમને કેવા કહેવા? (હસાહસ) તમે આટલા બધાને જલાવી આવ્યા પણ હજુ તમને સમજાતું નથી. લોખંડનો ટુકડો વૈજ્ઞાનિકના હાથમાં જાય તો સુંદર મશીનરી બનાવી દે, લાકડાનો ટુકડો સુથારના હાથમાં આવે તો તેનું સુંદર ફર્નીચર બને. અને પથ્થરનો ટુકડો શીલ્પીના હાથમાં આવે તો તેમાંથી સુંદર મૂર્તિ ઘડી દે પણ મારે તમને કેવા ઘડવા તે સમજાતું નથી. (હસાહસ).

ટૂંકમાં તમને એ વાત તો સમજાઈ ગઈ ને કે આત્મતત્ત્વને પીછાણવા જેવું છે. દેહ અને આત્મા ભિન્ન છે. કર્મના સંયોગથી આત્માને દેહમાં રહેવું પડયું છે. આ બંધનની બેડી તોડવા, આત્માને દેહના સંગથી સદાને માટે મુક્ત કરવા તપ–ત્યાગ આદિ કરી લો. આ પર્યુષણપર્વના દિવસોમાં ભાગ્યશાળી આત્માઓએ તપની આરાધના કરી છે. અત્યારે તપની આરાધના કરવાના જે ઉત્કૃષ્ટ ભાવ આવે છે તે પર્યુષણ પછી આટલા ભાવ નહિ આવે. આ દિવસોમાં દાન–શીયળ–તપ અને ભાવનાનાં પૂર વહે છે. જ્ઞાનદાન, અભયદાન વિગેરે દાનમાં વાપરવાનું મન આ દિવસોમાં થાય છે. આ ચારમાંથી એકાદ દરવાજામાં તો તમે જરૂર પ્રવેશ કરજો. જો એટલું પણ ન કરી શકો તો જીવનમાંથી કષાયોનો ત્યાગ કરજો.

એક શેઠ ખૂબ સદાચારી અને જૈન ધર્મના જાણકાર હતા. એમના જીવનમાં રોમેરોમે આત્મતત્ત્વની ઝલક હતી. શેઠ દશે દશ તિથિના પૌષધ કરતા. રાત્રી-ભોજનનો સર્વથા ત્યાગ અને બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા કરી હતી. એથી અધિક શેઠના જીવનમાં ગમે તેવા પ્રસંગમાં પણ ક્રોધ આવતો ન હતો. એ ક્ષમાના સાગર હતા. જ્યારે જ્યારે તેમને સમય મળતો ત્યારે આત્મતત્ત્વની ચિંતવનામાં મગ્ન રહેતાં. કોઈ જિજ્ઞાસુ જીવડો હોય તો શેઠની પાસે આત્મતત્ત્વની ચર્ચા વિચારણા કરવા માટે આવતો. આવા પવિત્ર શેઠની ગામમાં ખૂબ પ્રશંસા થતી હતી. ગામની આસપાસના ગામડામાં પણ શેઠની ખ્યાતિ ખૂબ હતી.

એક વખત શેઠ બહારગામ ગયા. તે જ્યાં ગયા ત્યાં ઘણાં જૈનોનાં ઘર હતાં. એક સબંધીને ત્યાં શેઠ ઉતર્યા. તે પણ જૈન હતા. ને આત્મતત્ત્વની રૂચીવાળા હતા. એટલે બંને મિત્રો રોજ ભેગાં થઇને આધ્યાત્મિક વાતો કરતા હતા. જ્ઞાની આત્માને જ્ઞાની મળે, ધર્મીષ્ઠને ધર્મીષ્ઠ મળે તો ખૂબ આનંદ આવે છે.

કલાકોના કલાકો સુધી શેઠ ધર્મનું સ્વરૂપ કેવું છે? આત્માનું સ્વરૂપ કેવું છે

તેની ચર્ચા વિચારણા કરવા લાગ્યા. આ વાતની ગામમાં ખબર પડી. તેથી જેમને ઘેર પેલા ધર્મીષ્ઠ શેઠ આવ્યા છે તેમને ઘેર તો જિજ્ઞાસુ જીવોની ભીડ જામવા લાગી. શેઠનું જ્ઞાન જોઈને સૌ તેમના ચરણમાં ઝૂકી પડતા. કેવી સુંદર વાતો દાખલા ને દલીલો દ્વારા આપણને સમજાવે છે. સૌ શેઠનું સ્વાગત કરવા લાગ્યા. ઘણાં દિવસ શેઠ તે ગામમાં રહ્યા. લોકોની જિજ્ઞાસા ખૂબ વધવા લાગી. એક તો શેઠનું જ્ઞાન ખૂબ હતું, પોતે પવિત્ર અને ચારિત્ર સંપન્ન હતા એટલે તેમની પ્રતિભા ખૂબ પડતી, લોકો તેમની વાણી સાંભળવામાં મુગ્ધ બની જતા. સૌ શેઠની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. ત્યારે શેઠ કહેતાં ભાઈ! મારામાં શું છે? હું તો સંસારી જીવડો છું. હું ત્યાગીની તોલે રતી ભાર પણ ન આવી શકું. તમે ત્યાગી સંત પુરૂષની પાસે જઈને આ જ વાત સાંભળશો તો વિશેષ આનંદ આવશે. કારણકે ત્યાગી પુરૂષોમાં જે તાકાત છે તે મારામાં નથી.

બંધુઓ! સંસારી જીવ ગમે તેટલો વિદ્વાન હોય, પણ બીજી બાજુ ત્યાગી નવદીક્ષિત સંત તે હજુ કાંઈ ખાસ ભણ્યો નથી પણ આઠ પ્રવચન માતાનું બરાબર પાલન કરતો હોય તેવો સંત કાલીઘેલી ભાષામાં બે શબ્દ બોલશે ને તેની જે અસર થશે તે સંસારીના વચનથી નહિ થાય. કારણ કે ત્યાગમાં એવી તાકાત છે. ત્યાગી સંતો જે કંઈ વાત કરે છે તે જીવનમાં આચરણ કરીને પછી કહે છે એટલે આચાર સહિતના ઉચ્ચારની સામી વ્યક્તિ ઉપર ખૂબ સારી અસર પડે છે. (અહીં એક સંત અને ભદ્રિક ભરવાડનું દષ્ટાંત આપ્યું હતું.)

સંતના ઉપદેશની જે અસર પડે છે તે સંસારીના ઉપદેશથી પડતી નથી. પેલા પુણ્યવાન ધર્મીષ્ઠ શેઠની લોકો ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. ત્યારે શેઠે નમ્રતાપૂર્વક સરળતાથી કહ્યું-હે ભાઈ! આ બધો મારા ગુરૂનો પ્રતાપ છે. તેમની પાસેથી સાંભળતાં તમારા હૃદયનું જે પરિવર્તન થશે તે મારાથી નહિ થાય. આ શેઠને તો પ્રશંસા કરનાર અને નિંદા કરનાર બંને પ્રત્યે સમભાવ છે. આ શેઠની ઘરઘરમાં પ્રશંસા થવા લાગી. તે એક ઈર્ષ્યાળુ માણસથી સહન ન થઈ. એના મનમાં થયું કે આ દુનિયા કેવી છે! જેનાં ગુણ ગાય તેનાં જ ગાય છે. બસ, એનામાં જ વિદ્વતા છે! અને એનામાં જ ગુણ છે કે બધા એના વખાણ કરે છે ને બીજાના કેમ નથી કરતા? શું બીજા કોઈનામાં એવા ગુણ નથી!

બંધુઓ! આ દુનિયામાં કંઈક માનવીઓ બીજાની આબાદી અને પ્રશંસા સહન કરી શકતા નથી. કોઈ માણસ સમાજમાં આગળ આવે એટલે તેના ઉપર ઈર્ષ્યા કરનારા નીકળે છે. કહેવાય છે ને કે જ્યાં સોનું ત્યાં પિત્તળ, પંડિત ત્યાં મૂર્ખ, હીરાની સામે પથ્થર આ રીતે હોય છે. એકબીજાના પ્રતિસ્પર્ધી ન હોય તો સાચાની પારખ કયાંથી થાય? પેલો ઈર્ષ્યાળુ માણસ શેઠની પાસે આવ્યો ને કહેવા

લાગ્યો કે શેઠજી ! હું આપને એક વાત કહેવા આવ્યો છું. શેઠ કહે–ખુશીથી કહો. ત્યારે ઈર્ષ્યાળુ માણુસ કહે છે આપને ખોટું તો નહિ લાગે ને ? શેઠ કહે–મને કદી ખોટું લાગતું નથી. શેઠને ક્રોધી બનાવવા માટે પેલા માણુસે કહ્યું કે આપ તો આવા સદાચારી, ધર્મનિષ્ઠ, પવિત્ર અને ગુણુવાન છો ને તમારી માતા કેમ આઉટ લાઈનની છે ? હું કોઈની સાંભળેલી વાત કરતો નથી. મેં મારી નજરે તમારી માતાને એક દરબાર સાથે ફરવા જતાં ને તેની સાથે પ્રેમ કરતા જોઈ છે. તમે જેટલા પવિત્ર ને સદાચારી છો તેટલી તમારી માતા ચારિત્રથી ભ્રષ્ટ થયેલી છે. પોતાની માતા વિષે કોઈ આવી વાત કરે તો ગમે તેવો શાંત પ્રકૃતિનો માણુસ હોય તો પણુ તેને ક્રોધ આવ્યા વિના ન રહે. લોહી ઉકળી જ જાય. આ વાત સાંભળી શેઠના દિલમાં ખૂબ લાગી આવ્યું પણુ શાંત ચિત્તે કહ્યું કે તેં મારી માતા વિષે જે વાત કરી તે હું માનવા તૈયાર નથી. મારી માતા તો પવિત્ર સતી છે. મારા જન્મ પછી ચોખ્ખું બ્રહ્મચર્ય પાળે છે. કોઈને રોગ થયો હોય તો મારી માતાએ સ્નાન કરેલ પાણી તેના શરીરે ચોપડે તો રોગીનો રોગ ચાલ્યો જાય છે. આવી પવિત્ર મારી માતા છે. જેના ચરણોમાં દેવો પણુ નમી જાય તેવી પવિત્ર સતિ શિરોમણી મારી માતા છે. છતાં તારા કહેવાથી હું ઘેર જઈને ચોકસાઈ કરીશ.

પોતાની માતા વિષે આવું સાંભળીને કોણુ શાંત રહી શકે ? ગમે તેવો પુરૂષ હોય તો પણુ ક્રોધ આવ્યા વિના ન રહે. આ શેઠને ક્રોધ ન આવ્યો ને શાંતિથી જવાબ આપ્યો એટલે ઈર્ષ્યાળુ માણુસના મનમાં થયું કે ખરેખર, લોકો જેવી પ્રશંસા કરે છે તેવા આ શેઠ છે. મેં આવા શબ્દો કહ્યા છતાં તેમના અણુમાં પણુ ક્રોધ ન આવ્યો. એ માણુસે શેઠના ચરણુમાં પડીને માફી માંગી, સાહેબ ! મને માફ કરો. મેં પવિત્ર સતી જેવી આપની માતાને માટે આવા શબ્દો કહીને તેની ઘોર અશાતના કરી છે. અને આપની પ્રશંસા સહન ન થવાથી આપના ઉપર ઈર્ષ્યા-કરી ઘોર પાપ બાંધ્યું છે. મને માફ કરો. મેં તો ફક્ત તમને ક્રોધ આવે છે કે નહિ તે જોવા આવું કર્યું છે.

શેઠે કહ્યું. એ તો મારી કસોટી છે. તમારો દોષ નથી. એમ કહીને ક્ષમા આપી. શેઠના પરિચયથી પાપી પાવન બની ગયો. આ પર્યુષણુ પર્વના પવિત્ર દિવસોમાં ક્રોધ–માન–માયા–લોભ-ઈર્ષ્યા આદિ દુર્ગુણોને દૂર કરીને સદ્ગુણો અપનાવો. દાન–શીયળ–તપની ભાવના ભાવો અને આત્મસ્વરૂપની પીછાણુ કરો. આજે આપણે આપણી જાતને ભૂલી ગયા છીએ. આપણા જીવનનો રાહ બદલાઈ ગયો છે. આધ્યાત્મિક અનુભવનો અભ્યાસ ભૂલાઈ ગયો છે. આજના યુગમાં સૌથી મોટી જરૂર છે આત્મસ્વરૂપની ઓળખાણુ કરવાની. પરંતુ અરૂપી આત્મારૂપી પુદ્ગલની પાછળ પડી

પોતાના અરૂપી સ્વરૂપને ભૂલી ગયો છે. ને રૂપી પુદ્ગલોની મૂર્છા. મમતામાં પડયો છે. ઉચ્ચ જીવનના ધ્યેયવાળો માનવ લક્ષ્ય રાખીને વ્યવસ્થિત અને વિચારપૂર્વક કામ કરે છે. નાવિક જ્યારે નાવ ઉપાડે છે ત્યારે એને પહોંચવાનું બંદર નક્કી કરેલું હોય છે. આ પ્રમાણે આપણે જન્મ્યા, જીવન યાત્રા શરૂ કરી, સંસાર સાગરમાં સફર માંડી પણ જન્મ્યા શા માટે? જીવનયાત્રા શરૂ કરી શા માટે? એનો વિચાર ક્યારેય પણ કર્યો છે ખરો? જીવનમાં આ વિચાર નથી, લક્ષ્ય નથી તેની દશા બંદરના નિર્ણય વિનાના નાવિક જેવી છે. એવા માનવને કોઈ કિનારો કે કોઈ બંદર હાથ આવતું નથી. જેને અરૂપી આત્મસ્વરૂપને પામવાની તમન્ના જાગી છે તે પોતાનું ધ્યેય લક્ષ્યમાં રાખીને કાર્ય કરે છે.

બંધુઓ! રૂપીનો રંગ તે મિથ્યાત્વ અને અરૂપીનો રંગ તે સમ્યક્ત્વ. મિથ્યાત્વ આત્માને સત્ય સ્વરૂપની ઓળખાણ થવા દેતું નથી. તેથી રૂપી એવી કાયાનો સંગ કરી અરૂપી આત્માનો રંગ ભૂલી ગયો છે. કાયાને શણગારવા અને સજાવવા માટે કેટલા સાધનો રાખો છો? અંતે આ કાયા તો બધું છોડીને ચાલી જવાની છે. અરૂપી આત્મા શાશ્વત રહેવાનો છે. શાશ્વત આત્માને શણગારવા માટે કંઈ સાધનો રાખ્યા છે ખરા?

જ્ઞાની કહે છે આ અવસર ચૂકવા જેવો નથી. કારણ કે ફરી આવો અપૂર્વ અવસર હાથમાં આવવો અતિ દુર્લભ છે. માટે બરાબર નિશાન તાકીને મોહરાજા ઉપર એવો પ્રહાર કર કે મોહનીય કર્મનું મૂળમાંથી નિકંદન નીકળી જાય. આ તને ખરેખરો મોકો મળ્યો છે. મોહરાજા એ તારો કટ્ટો દુશ્મન છે. આ દુશ્મને તને અનંતીવાર પછાડયો છે. આ વખતે તું તેનાથી જરા પણ પાછો ના પડીશ. મોહરાજાએ તારી ખરાબી કરવામાં જરાયે ખામી રાખી નથી. માટે તારું બળવીર્ય ફોરવીને આ વખતે તું એ દુશ્મનને એવો પછાડ કે ફરીને ઉભો ન થાય. માટે આવા મળેલા કિંમતી સમયને તું ચૂકી જઈશ નહિ. નવાઈની વાત તો એ છે કે કર્મ જડ હોવા છતાં ચેતનને અનેક પ્રકારે નાચ નચાવે છે. વાઘ બકરીને ખાઈ જાય પણ બકરી વાઘને ખાઈ જાય તો માનવીને આશ્ચર્ય ઉપજાવે તેવી વાત છે. વાઘની આગળ બકરીની શી તાકાત? તેમ અનંતશક્તિના ધણી આત્મા આગળ જડ કર્મોની શી તાકાત? અનંતશક્તિનો ધણી આત્મા જ્યારે સ્વરૂપમાં ન હોય અને જડપુદ્ગલોમાં આસક્ત બની ગયો હોય ત્યારે જડ કર્મો તેને હંફાવે છે. દા. ત. જેમ વનમાં સિંહ ગર્જના કરે ત્યારે બધા વનચર પ્રાણીઓ ભયભીત થઈને ભાગવા માંડે છે. તેમ સૂતેલો ચૈતન્યરૂપી સિંહ એકવાર પણ સ્વરૂપમાં જાગીને સિંહ ગર્જના કરે તો તેને ઘેરી વળેલા આઠ કર્મરૂપી ઘેટા બકરાને ભાગ્યા વિના છૂટકો નહિ થાય. જે સાંભળીને કર્મશત્રુના છક્કા છૂટી જાય. આત્મારૂપી સિંહ સ્વમાં સાવધાન બને પછી બાકી શું રહે? એ તો

સ્વને ભૂલીને પરમાં પડયો છે તેથી ગોથા ખાય છે. ટુંકમાં આત્મા અનંતશક્તિનો ધણી છે. તે શક્તિને સ્વ તરફ વાળશો તો અવશ્ય કર્મબંધન તોડશો. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :** નારદઋષિ પ્રદ્યુમ્નકુમાર ક્યારે તેના માતા પિતાને મળશે અને તે દ્વારકા નગરીમાં આવશે ત્યારે શું શું નિશાનીઓ થશે તે બધું સીમંધરસ્વામીને પૂછે છે અને ભગવંત તેનો જવાબ આપે છે. પ્રદ્યુમ્નકુમારને કોણ ઉપાડી ગયું ? તે હાલ ક્યાં છે ? ક્યારે તેની માતાને મળશે ને તે આવશે ત્યારે શું શું વાત બનશે તે ભગવંતે નારદજી તથા પદ્મ ચક્રવર્તિ આદિની સમક્ષ રજુ કર્યું. હવે તે પ્રદ્યુમ્નકુમારને ઉઠાવી જનાર દેવ સાથે પ્રદ્યુમ્નકુમારને પૂર્વનું શું વૈર હતું તે વાત નારદજી તેમજ પદ્મચક્રવર્તિને જાણવાની ખૂબ તાલાવેલી લાગી છે એટલે કહે છે પ્રભુ! તે પ્રદ્યુમ્નકુમાર અને તે દેવને પૂર્વનું શું વૈર હતું. તે આપ કૃપા કરીને ફરમાવો. એટલે સીમંધરસ્વામી પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત કહે છે. સાંભળો.

જંબુદ્વીપના પવિત્ર ભરતક્ષેત્રમાં ધનધાન્યથી સમૃધ્ધ દેશ છે તેમાં શાલિગ્રામ નામનું એક નગર છે.

**સોમદત્ત બ્રાહ્મણુ વહાં રહવે, અગ્નિમિતા હૈ નાર ।**
**અગ્નિભૂતિ ઔર વાયુભૂતિ હૈ, દોનોં પુત્ર ઉદાર હો,**

શાલિગ્રામ નામના નગરમાં સોમદત્ત નામનો વેદ–વેદાંતનો જાણકાર એક બ્રાહ્મણ વસતો હતો. તેને અગ્નિમિતા નામની પત્ની હતી. તે બ્રાહ્મણ ખૂબ સુખી હતો. નગરમાં તેનું ઘણું માન હતું. આ બંને પતિ–પત્ની સંસાર સબંધી સુખ ભોગવતાં એક વખત અગ્નિમિતા બ્રાહ્મણી ગર્ભવંતી થઈ. સમય જતાં તેણે જોડલે બે પુત્રોને જન્મ આપ્યો. તેમાં એકનું નામ અગ્નિભૂતિ અને બીજાનું નામ વાયુભૂતિ રાખવામાં આવ્યું.

બંધુઓ! જીવ કર્મ કરે છે તે તો તેને અવશ્યમેવ ભોગવવાં પડે છે. પુણ્યનો ઉદય હોય ત્યારે સુખ હોય પણ અબાધાકાળ પૂરો થતાં કર્મ ઉદયમાં આવીને ઉભું રહે છે. જુઓ, રૂક્ષ્મણી કૃષ્ણને કેટલી પ્રિય છે! તેના પડતાં બોલ કૃષ્ણજી ઝીલે છે. પ્રદ્યુમ્નકુમાર તેમનો લાડીલો પુત્ર હતો. તેનો જન્મ મહોત્સવ કેવો ઠાઠમાઠથી ઉજવાતો હતો! આવા પુણ્યવાન જીવને કર્મોએ છોડયા છે? વ્યાખ્યાનની શરૂઆતમાં ભગવાનની સ્તુતિ કરવામાં આવે છે તેમાં શું બોલીએ છીએ? માહણો....માહણો....હે ભવ્ય જીવો! કોઈ જીવને હણશો મા, હણશો તો હણાવું પડશે. કોઇ જીવ સાથે વૈર કરશો નહિ, વૈર કરશો તો વૈર ભોગવવા પડશે. વિણુ ભોગવે જીવને મુક્તિ નથી. જો આટલાં શબ્દો તમારા હૃદયને સ્પર્શે તો પાપ કરવામાં કાપ મૂકાઈ જાય. ખંધક મુનિના જીવે એક ભવમાં મજાક ખાતર કોઠીંબડાની છાલ ઉતારી તેના પરિણામે સાધુપણામાં તેમના શરીરની ચામડી ઉતારવામાં આવી, માટે કર્મબંધન કરતી વખતે ખ્યાલ રાખો.

આ પ્રદ્યુમ્નકુમારે પૂર્વભવમાં કેવું કર્મ બાંધ્યું હતું. કે જેથી તેને છ દિવસમાં માતાનો વિયોગ પડયો. તેનું પુણ્યબળ જબ્બર હતું. જેથી જે વિદ્યાધર લઈ ગયો તેને ત્યાં પણ વિપુલ સુખ પામ્યો. પણ માતાથી વિખૂટા પડવું પડયું અને તેની માતા રૂક્ષ્મણીએ શું પાપ કર્યું હતું કે જેના કારણથી છ દિવસમાં તેને પુત્રનો વિયોગ પડયો. તે વાત ખાસ ધ્યાનપૂર્વક સાંભળવા જેવી છે.

સોમદત્ત બ્રાહ્મણને ત્યાં બે પુત્રોનો જન્મ થયો. ખૂબ લાડકોડથી તેના માતા-પિતા બંને પુત્રોનું રક્ષણ કરે છે. સમય જતાં બંને ભાઈઓ મોટા થાય છે.

**"વિદ્યા પારંગત બંને ભાઈઓ"** : અગ્નિભૂતિ અને વાયુભૂતિ બંને મોટા થયાં ત્યારે તેના પિતાએ તેમને વ્યાકરણ, છંદ, જ્યોતિષ, નિરૂક્તિ, કલ્પ, તથા શિક્ષા અને ચાર અંગો સહિત ચાર વેદ મીમાંસા, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પુરાણનો અભ્યાસ કરાવી તેમને વિદ્યામાં પારંગત બનાવ્યા. બંને યુવાન થતાં બે રૂપવંતી કન્યાઓ સાથે બંને ભાઈઓનાં લગ્ન કર્યા. રૂપ, ધન, વિદ્યા, યુવાની, બ્રાહ્મણ જાતિ, લોક પ્રતિષ્ઠા અને બંને બાંધવોની સુંદર જોડલી આ સાત ગુણોથી યુક્ત હોવાના કારણે બંને ભાઈઓમાં ખૂબ અભિમાન આવ્યું. તેઓ બંને એમ માનતા હતા કે નગરમાં અમારા જેવું કોઈ જ્ઞાની નથી.

જ્ઞાન મેળવવું સહેલું છે પણ તેને પચાવવું કઠીન છે. જે કોઈ કાંઈક તેમને પૂછવા આવે તેમને તે બંને ભાઈઓ તુચ્છકારી નાંખતા ને મજાક ઉડાવતા હતા.

**શાલીગ્રામ નગરમાં નંદીવર્ધન મુનિનું આગમન :**

ગ્રામાનુગ્રામ વિચરતાં ઘણાં શિષ્યોના પરિવાર સહિત નંદીવર્ધન નામના મહાન જ્ઞાની સંત ત્યાં પધાર્યા. તેઓ શાલીગ્રામ નગરની બહાર એક સુંદર ઉદ્યાનમાં વનપાલકની આજ્ઞા લઈને ઉતર્યા. નંદીવર્ધન ગુરૂ પધાર્યાના સમાચાર ગામમાં પહોંચી ગયા. એટલે નગરજનોના ટોળેટોળા આનંદભેર સંતના દર્શન કરવા અને તેમની વાણી સાંભળવા માટે જઈ રહ્યા હતાં. તેમને જોતાં બ્રાહ્મણના પુત્રોએ પૂછયું કે તમે બધા ક્યાં જઈ રહ્યા છો. ત્યારે નગરજનોએ કહ્યું કે તમે લોકો હમણાં આકાશમાંથી નીચે ઉતર્યા છો કે પૃથ્વી ફાડીને હમણાં બહાર આવ્યાં છો ? શું તમને ખબર નથી કે સૂર-અસૂર અને મનુષ્યોના પૂજનીક એવા ત્રણ જ્ઞાનથી વિભૂષિત અને દશવિધ યતિધર્મના પાળનાર નંદીવર્ધન ગુરૂ બહાર ઉદ્યાનમાં પધાર્યા છે. તેમના દર્શન અને દેશનાનો લાભ લેવા માટે અમે જઈ રહ્યા છીએ. આ વાત સાંભળીને બંને ભાઈઓ ક્રોધથી ધમધમી ઉઠયા. હવે તેઓ પોતાના જ્ઞાનના ઘમંડથી તે મુનિને કેવા શબ્દો કહેશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

સ્વને ભૂલીને પરમાં પડયો છે તેથી ગોથા ખાય છે. ટૂંકમાં આત્મા અનંતશક્તિનો ધણી છે. તે શક્તિને સ્વ તરફ વાળશો તો અવશ્ય કર્મબંધન તોડશો. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :** નારદઋષિ પ્રદ્યુમ્નકુમાર કયારે તેના માતા પિતાને મળશે અને તે દ્વારકા નગરીમાં આવશે ત્યારે શું શું નિશાનીઓ થશે તે બધું સીમંધરસ્વામીને પૂછે છે અને ભગવંત તેનો જવાબ આપે છે. પ્રદ્યુમ્નકુમારને કોણ ઉપાડી ગયું ? તે હાલ કયાં છે ? કયારે તેની માતાને મળશે ને તે આવશે ત્યારે શું શું વાત બનશે તે ભગવંતે નારદજી તથા પદ્મ ચક્રવર્તિ આદિની સમક્ષ રજુ કર્યું. હવે તે પ્રદ્યુમ્નકુમારને ઉઠાવી જનાર દેવ સાથે પ્રદ્યુમ્નકુમારને પૂર્વનું શું વૈર હતું તે વાત નારદજી તેમજ પદ્મચક્રવર્તિને જાણવાની ખૂબ તાલાવેલી લાગી છે એટલે કહે છે પ્રભુ! તે પ્રદ્યુમ્નકુમાર અને તે દેવને પૂર્વનું શું વૈર હતું. તે આપ કૃપા કરીને ફરમાવો. એટલે સીમંધરસ્વામી પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત કહે છે. સાંભળો.

જંબુદ્વીપના પવિત્ર ભરતક્ષેત્રમાં ધનધાન્યથી સમૃધ્ધ દેશ છે તેમાં શાલિગ્રામ નામનું એક નગર છે.

**સોમદત્ત બ્રાહ્મણ વહાં રહવે, અગ્નિમિતા હૈ નાર ।**
**અગ્નિભૂતિ ઔર વાયુભૂતિ હૈ, દોનોં પુત્ર ઉદાર હો,**

શાલિગ્રામ નામના નગરમાં સોમદત્ત નામનો વેદ–વેદાંતનો જાણકાર એક બ્રાહ્મણ વસતો હતો. તેને અગ્નિમિતા નામની પત્ની હતી. તે બ્રાહ્મણ ખૂબ સુખી હતો. નગરમાં તેનું ઘણું માન હતું. આ બંને પતિ–પત્ની સંસાર સબંધી સુખ ભોગવતાં એક વખત અગ્નિમિતા બ્રાહ્મણી ગર્ભવંતી થઈ. સમય જતાં તેણે જોડલે બે પુત્રોને જન્મ આપ્યો. તેમાં એકનું નામ અગ્નિભૂતિ અને બીજાનું નામ વાયુભૂતિ રાખવામાં આવ્યું.

બંધુઓ ! જીવ કર્મ કરે છે તે તો તેને અવશ્યમેવ ભોગવવાં પડે છે. પુણ્યનો ઉદય હોય ત્યારે સુખ હોય પણ અબાધાકાળ પૂરો થતાં કર્મ ઉદયમાં આવીને ઉભું રહે છે. જુઓ, રૂક્ષ્મણી કૃષ્ણને કેટલી પ્રિય છે! તેના પડતાં બોલ કૃષ્ણજી ઝીલે છે. પ્રદ્યુમ્નકુમાર તેમનો લાડીલો પુત્ર હતો. તેનો જન્મ મહોત્સવ કેવો ઠાઠમાઠથી ઉજવાતો હતો ! આવા પુણ્યવાન જીવને કર્મોએ છોડયા છે ? વ્યાખ્યાનની શરૂઆતમાં ભગવાનની સ્તુતિ કરવામાં આવે છે તેમાં શું બોલીએ છીએ ? માહણો....માહણો....હે ભવ્ય જીવો ! કોઈ જીવને હણશો મા, હણશો તો હણાવું પડશે. કોઇ જીવ સાથે વૈર કરશો નહિ, વૈર કરશો તો વૈર ભોગવવા પડશે. વિણ ભોગવે જીવને મુક્તિ નથી. જો આટલાં શબ્દો તમારા હૃદયને સ્પર્શે તો પાપ કરવામાં કાપ મૂકાઈ જાય. ખંધક મુનિના જીવે એક ભવમાં મજાક ખાતર કોઠીંબડાની છાલ ઉતારી તેના પરિણામે સાધુપણામાં તેમના શરીરની ચામડી ઉતારવામાં આવી, માટે કર્મબંધન કરતી વખતે ખ્યાલ રાખો.

આ પ્રદ્યુમ્નકુમારે પૂર્વભવમાં કેવું કર્મ બાંધ્યું હતું. કે જેથી તેને છ દિવસમાં માતાનો વિયોગ પડયો. તેનું પુણ્યબળ જબ્બર હતું. જેથી જે વિદ્યાધર લઈ ગયો તેને ત્યાં પણ વિપુલ સુખ પામ્યો. પણ માતાથી વિખૂટા પડવું પડયું અને તેની માતા રૂક્ષ્મણીએ શું પાપ કર્યું હતું કે જેના કારણથી છ દિવસમાં તેને પુત્રનો વિયોગ પડયો. તે વાત ખાસ ધ્યાનપૂર્વક સાંભળવા જેવી છે.

સોમદત્ત બ્રાહ્મણને ત્યાં બે પુત્રોનો જન્મ થયો. ખૂબ લાડકોડથી તેના માતા-પિતા બંને પુત્રોનું રક્ષણ કરે છે. સમય જતાં બંને ભાઈઓ મોટા થાય છે.

**"વિદ્યા પારંગત બંને ભાઈઓ"** : અગ્નિભૂતિ અને વાયુભૂતિ બંને મોટા થયાં ત્યારે તેના પિતાએ તેમને વ્યાકરણ, છંદ, જ્યોતિષ, નિરૂક્તિ, કલ્પ, તથા શિક્ષા અને ચાર અંગો સહિત ચાર વેદ મીમાંસા, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પુરાણનો અભ્યાસ કરાવી તેમને વિદ્યામાં પારંગત બનાવ્યા. બંને યુવાન થતાં બે રૂપવંતી કન્યાઓ સાથે બંને ભાઈઓનાં લગ્ન કર્યા. રૂપ, ધન, વિદ્યા, યુવાની, બ્રાહ્મણ જાતિ, લોક પ્રતિષ્ઠા અને બંને બાંધવોની સુંદર જોડલી આ સાત ગુણોથી યુક્ત હોવાના કારણે બંને ભાઈઓમાં ખૂબ અભિમાન આવ્યું. તેઓ બંને એમ માનતા હતા કે નગરમાં અમારા જેવું કોઈ જ્ઞાની નથી.

જ્ઞાન મેળવવું સહેલું છે પણ તેને પચાવવું કઠીન છે. જે કોઈ કાંઈક તેમને પૂછવા આવે તેમને તે બંને ભાઈઓ તુચ્છકારી નાંખતા ને મજાક ઉડાવતા હતા.

**શાલીગ્રામ નગરમાં નંદીવર્ધન મુનિનું આગમન :**

ગ્રામાનુગ્રામ વિચરતાં ઘણાં શિષ્યોના પરિવાર સહિત નંદીવર્ધન નામના મહાન જ્ઞાની સંત ત્યાં પધાર્યા. તેઓ શાલીગ્રામ નગરની બહાર એક સુંદર ઉદ્યાનમાં વનપાલકની આજ્ઞા લઈને ઉતર્યા. નંદીવર્ધન ગુરૂ પધાર્યાના સમાચાર ગામમાં પહોંચી ગયા. એટલે નગરજનોના ટોળેટોળા આનંદભેર સંતના દર્શન કરવા અને તેમની વાણી સાંભળવા માટે જઈ રહ્યા હતાં. તેમને જોતાં બ્રાહ્મણના પુત્રોએ પૂછયું કે તમે બધા કયાં જઈ રહ્યા છો. ત્યારે નગરજનોએ કહ્યું કે તમે લોકો હમણાં આકાશમાંથી નીચે ઉતર્યા છો કે પૃથ્વી ફાડીને હમણાં બહાર આવ્યાં છો ? શું તમને ખબર નથી કે સૂર-અસૂર અને મનુષ્યોના પૂજનીક એવા ત્રણ જ્ઞાનથી વિભૂષિત અને દશવિધ યતિધર્મના પાળનાર નંદીવર્ધન ગુરૂ બહાર ઉદ્યાનમાં પધાર્યા છે. તેમના દર્શન અને દેશનાનો લાભ લેવા માટે અમે જઈ રહ્યા છીએ. આ વાત સાંભળીને બંને ભાઈઓ ક્રોધથી ધમધમી ઉઠયા. હવે તેઓ પોતાના જ્ઞાનના ઘમંડથી તે મુનિને કેવા શબ્દો કહેશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

*

## વ્યાખ્યાન નં. ૫૨

**ભાદરવા સુદ ૧ ને બુધવાર** તા. ૨૫-૮-૭૧

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

પાપને પ્રજાળી પુનિત બનવાનું જો કોઈ પર્વ હોય તો પર્વાધિરાજ પર્યુષણપર્વ છે. પર્યુષણપર્વ આવતાં ભવ્યાત્માઓનાં હૈયા હર્ષથી નાચી ઉઠે છે. સૂર્યનો ઉદય પ્રતિદિન થાય છે. તે સૂર્યોદય સર્વ મનુષ્યોને રોજ આનંદ આપે છે. પણ જો સૂર્યોદય પામવાનું કામ આઠ-દશ કે પંદર દિવસ માટે બંધ થઈ જાય તો જગતમાં હાહાકાર મચી જાય છે. જેમ પ્રતિદિન સૂર્યોદય જગતને આનંદદાયક બને છે તેમ ભવ્યાત્માઓને પ્રતિ વર્ષ આવતાં પર્યુષણપર્વ આનંદદાયક બને છે. પર્યુષણપર્વ પ્રત્યેક વર્ષે પધારીને માનવના દિલમાં નવી તાજગી આપે છે. અને સંસારાભિનંદી જીવોને આત્માનંદી બનાવે છે.

દરેક ધર્મોવાળા પોતાનો ધર્મ અને પોતાના ધર્મની પરંપરાને ટકાવી રાખવાને માટે અગર તો ફેલાવો કરવા માટે અનેક પ્રકારના પર્વો ગોઠવે છે. જેમ મુસલમાનો રમઝાન મહિનામાં રોજા કરે છે. ક્રિશ્ચનો નાતાલ, હિન્દુઓ નવરાત્રી, હોળી, દિવાળી આદિ પર્વોની ઉજવણી કરે છે. પણ તેમના પર્વોમાં દાનધર્મની આરાધના કરીને પરિગ્રહની મૂર્છા છોડો, અબ્રહ્મચર્યના કીચડમાંથી બહાર નીકળી બ્રહ્મચર્યનું પાલન કરો, તપશ્ચર્યા કરીને આહારસંજ્ઞાના બંધનને કાપો, એવું કોઈ સમજાવતા નથી. દયા, ક્ષમા, પવિત્રતા આદિ ધર્મોને આત્મસાત્ બનાવો. મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ એ ચારે પવિત્ર ભાવનાનાં વહેતાં ઝરણામાં અનાદિકાળથી મલીન બનેલા આત્માને પવિત્ર બનાવવાનો ઉપદેશ કે કોઈ કાર્યક્રમ અન્ય ધર્મોમાં નથી. જ્યારે આપણાં પર્યુષણપર્વની પધરામણી થાય છે ત્યારે દાન-શીયળ-તપ અને ભાવના એનું આરાધન કરવાનું, અને આહાર આદિ ચાર સંજ્ઞાઓને તોડવાની વાતો થતી હોય છે. સંતોનો ઉપદેશ પણ એ જાતનો હોય છે. અહીં આરંભ સમારંભ કરી પાપકર્મનું બંધન કરવાની વાત નથી. આવું પર્વ જ આત્માને મોક્ષ મંઝીલે લઈ જવામાં સહાયક બને છે.

પર્યુષણપર્વ એટલે પ્રેમની સરિતા, માનવી મનમાંથી વેરઝેરના કાંટા કાંકરાને દૂર કરી પ્રેમની સરિતા વહાવે છે. આ પર્વાધિરાજ પર્યુષણ આપણા આત્માને લાગેલા કર્મરૂપી કાદવને ધોવા માટે વોશીંગ કંપની છે. વોશીંગમાં ધોયેલાં કપડાં સૌને પહેરવા ગમે છે. તેમ અહીં પણ આત્માને ધોવાનો છે. વીતરાગશાસન રૂપી વોશીંગ કંપનીમાં વીતરાગી સંતો ધોબી બનીને કર્મના મેલને ધોવા માટે હાકલ કરે છે, હે

મુમુક્ષુ આત્માઓ ! જાગો. વીતરાગવાણીરૂપી પાણી, સમ્યક્ત્વરૂપી સનલાઈટસાબુ લઈ, સમતાનીશીલા ઉપર, ધર્મરૂપી ધોકા વડે આત્મારૂપી કપડાને ધોઈને સ્વચ્છ બનાવી દો. પર્યુષણપર્વ અજ્ઞાનમાં આથડતા જીવોને રત્નત્રયનું નોલેજ પ્રાપ્ત કરવાની કોલેજ છે. ને ભવરોગને નાબૂદ કરવાની ડીસ્પેન્સરી છે. દેહના દર્દ દૂર કરવા આજે નાકે નાકે દવાખાના છે. પરમ ઉપકારી ભગવંતે પણ ભવરોગ નાબૂદ કરવા માટે આ હોસ્પિતાલ ખોલી છે. અને સંતો રૂપી ડોકટરો મોકલ્યા છે. તમારાં ડોકટર તો ફી પણ લે છે. જ્યારે સંતો તો ફ્રી ઓફ ચાર્જમાં દવા આપે છે. આ પ્રાયવેટ હોસ્પિતાલ નથી પણ જનરલ છે. જેને દાખલ થવું હોય તે થઈ જાવ. અને દાન-શીયળ-તપ અને ભાવનાની ઔષધિ લઈને ભવરોગ નાબૂદ કરો.

આ પર્યુષણપર્વના દિવસોમાં મોહ ઓછો થાય, વિષયોનું વમન, કષાયોનું શમન, અને ઈન્દ્રિઓનું દમન થાય તે વિચારવાનું છે. આપણાં પર્યુષણ તો ઘણાં ગયા, તેમાં જીવ સમજ્યો નહિ. પણ હવે જે આવ્યા છે તેમાં જેટલી બને તેટલી આરાધના કરી લો તો પણ પર્યુષણપર્વ સફળ થશે. જેમ બને તેમ આશ્રવનું ઘર છોડી સંવરના ઘરમાં આવો. આખા દિવસભરમાં કરેલા પાપોનું પ્રક્ષાલન કરવા બે વખત પ્રતિક્રમણ કરો. જો શુધ્ધ ભાવ સહિત પ્રતિક્રમણ કરો તો તે કર્મોની નિર્જરા કરવામાં હેતુભૂત બને છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં શિષ્યે ભગવંતને પ્રશ્ન કર્યો કે હે ભગવંત!

**पडिक्कमणेणं भंते जीवे किं जणयइ ? पडिक्कमणेणं वयछिद्दाणि पिहेइ, पिहियवयछिद्दे पुण जीवे निरुध्धासवे असबल चरित्ते अट्ठसु पवयणमायासु उवउत्ते अपुहत्ते सुपणिहिए विहरइ ॥११॥**

પ્રતિક્રમણ કરવાથી આ જીવને શું લાભ થાય છે? ત્યારે ભગવંતે કહ્યું કે પ્રતિક્રમણ કરવાથી વ્રતોમાં પડેલાં છિદ્રો ઢંકાય છે. પછી શુધ્ધ વ્રતધારી થઈને આશ્રવોને રોકે છે. આઠ પ્રવચન માતામાં સાવધાન થવાય છે. અને જીવ શુધ્ધ ચારિત્રનું પાલન કરતો સમાધિપૂર્વક સંયમ ભાવમાં વિચરે છે. પ્રતિક્રમણ કરવામાં આવો મોટો લાભ છે. પણ એ પ્રતિક્રમણ કેવું થવું જોઈએ? આવો લાભ ક્યારે થાય? પ્રતિક્રમણ કરતાં જ્યાં ને ત્યાં મનને ફરવા દેવાનું નહિ. અનુયોગ દ્વાર સૂત્રમાં ભગવંત કહે છે કે કોઈ માણુસ ખૂબ શુધ્ધ ઉચ્ચાર સહિત પ્રતિક્રમણ કરતો કે કરાવતો હોય પણ જો તેમાં તેનો ઉપયોગ અને ભાવનું જોડાણ ન હોય તો તે દ્રવ્ય પ્રતિક્રમણ છે પણ ભાવ પ્રતિક્રમણ નથી. શુધ્ધ ઉચ્ચારની સાથે જો ઉપયોગનું જોડાણ થાય તો આ પ્રતિક્રમણ કર્મોની કાલિમાને ધોવાનું સાધન બની જાય છે.

વધુ શું કહું ! પર્યુષણ પ્રતિક્રમણનું અને પ્રત્યાખ્યાનનું પર્વ છે. પ્રતિક્રમણ

એટલે પાપથી પીછે હઠ, અને પ્રત્યાખ્યાન એટલે પાપ નહિ કરવાનો આત્મસંકલ્પ. આ મંગલ દિવસોમાં આપણે જાણે-અજાણે, પ્રમાદ કે અજ્ઞાનથી જે કંઈ પાપ, ખોટા કામ અને દુષ્કૃત્યો કર્યા હોય તેની નિંદા કરવાની છે. કારણ કે પરનિંદાથી આત્મા કર્મથી કાળો બને છે ને સ્વનિંદાથી આત્મા વિશુધ્ધ ને નિર્મળ બને છે. સ્વનિંદા અને આત્મઘૃણા કરી આત્માની મલીનતા દૂર કરો અને એ સાથે આત્માને અશુધ્ધ કરનાર વિચાર-વાણી અને વર્તનથી દૂર થતાં જવું, ને ફરીથી પાપો નહિ કરું તેવો દૃઢ સંકલ્પ કરજો.

પર્યુષણપર્વ દાન-શીયળ-તપ અને ભાવનું પર્વ છે. જે કંઈ દાન કરો તે મોહ અને તૃષ્ણાને ઘટાડવાની ભાવનાથી, ને નિર્મોહી, અપરિગ્રહી બનવાના સ્પષ્ટ ધ્યેયથી દાન કરો. મૈથુનસંજ્ઞાને તોડવા માટે શીલધર્મનું પાલન કરો. તપના તેજથી મનને તપાવીને શુધ્ધ બનાવો. ઉપવાસ વગેરે તપ કરી સ્વાદ માટે લપલપ કરતી પ્રવૃત્તિને ખાખ કરો. સ્વાધ્યાય, ધ્યાન વગેરે તપથી ભટકતાં મનને આત્મામાં સ્થિર કરો. હૈયાને સતત અને સદાય શુધ્ધ ભાવથી ઉછળતું અને ધબકતું રાખો. પ્રાણીમાત્રમાં મારા જેવો આત્મા છે. એ પરિચિત હોય કે અપરિચિતહોય, દૃશ્ય હોય કે અદૃશ્ય હોય પણ સૌ આત્મા મારા મિત્ર છે. જીવનની પળેપળ આત્મભાવમાં રહો.

આપણે ત્યાં મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. મલ્લીનાથ ભગવાનના જીવે મહાબલ અણગારના ભવમાં નાનકડી ભૂલરૂપ માયાનું સેવન કર્યું તો શું બન્યું? મહાબલ અણગારનો આત્મા જયંત નામના વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં ૩૨ સાગર સુધી દેવલોકના સુખો ભોગવ્યા. ત્યાંથી ચવીને શુભ નક્ષત્ર અને યોગ હતો, સારાએ વિશ્વમાં શાંતિ પ્રસરેલી હતી તેવા સમયમાં મિથિલા નગરીમાં કુંભક રાજાની પુણ્યવંતી પટ્ટરાણી પ્રભાદેવીના ઉદરમાં ગર્ભપણે ઉત્પન્ન થયો. ત્યાર પછી શું બન્યું. **तं रयणि च णं चोद्दस महासुमिणा वण्णओ ।** જે રાત્રીના સમયે ભગવાનનો આત્મા પ્રભાવતી દેવીની કુક્ષીમાં આવીને ઉત્પન્ન થયો તે રાત્રે પ્રભાદેવી સુખ શય્યામાં સૂતા છે. કંઈક જાગતા અને કંઈક ઉંઘતા એવી અવસ્થામાં હતા તે સમયે પ્રભાદેવીએ ચૌદ સ્વપ્નો જોયા. એ ચૌદ સ્વપ્ના જે માતાઓ દેખે છે તે મહા ભાગ્યવાન બને છે. તીર્થંકર અથવા ચક્રવર્તિની માતાને આ ચૌદ સ્વપ્ના આવે છે. તેમાં ફરક એટલો છે કે તીર્થંકરની માતા તે સ્વપ્ના ઉજ્જવળ દેખે છે ને ચક્રવર્તિની માતા ઝાંખા દેખે છે. એ ચૌદ સ્વપ્નો કયા છે? પહેલા સ્વપ્નમાં પ્રભાદેવીએ ગયવર-હાથી, બીજા સ્વપ્નમાં વૃષભ-બળદ, ત્રીજા સ્વપ્નમાં કેશરીસિંહને જોયો, કેશરીસિંહ વનનો રાજા ગણાય છે. કેશરીસિંહ હોય ત્યાં બીજા વનચર પશુઓ શિયાળીયા કે મૃગલાની તાકાત નથી કે તેની સામે ટકી શકે? એવો પરાક્રમી સિંહ જોયો. ચોથા સ્વપ્નમાં દેવ શ્રી દેવની લક્ષ્મી, પાંચમા સ્વપ્નમાં ઉત્તમ જાતિના પુષ્પોની સુગંધિત માળા, છઠ્ઠા સ્વપ્નમાં

ચંદ્ર, સાતમા સ્વપ્નમાં તેજસ્વી સૂર્ય, આઠમા સ્વપ્નમાં ધ્વજા, નવમા સ્વપ્નમાં અમીભરેલો કળશ, દશમા સ્વપ્નમાં પદ્મ સરોવર, અગિયારમા સ્વપ્નમાં ક્ષીર સમુદ્ર, બારમામાં દેવના વિમાન, તેરમા સ્વપ્નમાં રત્નનો રાશિ–રત્નોનો ઢગલો જોયો અને ચૌદમા સ્વપ્નમાં નિર્ધૂમ અગ્નિશિખા એટલે ધૂમાડા વગરની અગ્નિશિખા જોઈ.

આ ચૌદ સ્વપ્નોને જોઈને પ્રભાવતી દેવી જાગૃત થયા. આ ચૌદ સ્વપ્નો શુભના સૂચક છે. આ તો તીર્થંકર પ્રભુની માતા છે અને તેમણે ચૌદ સ્વપ્નો જોયા. પણ આ ચૌદ સ્વપ્નોમાંથી કોઈ પણ એક સ્વપ્ન જે માતા દેખે છે તે પણ પવિત્ર અને પરાક્રમી પુત્રની માતા બને છે. કોઈ માણસ સ્વપ્નમાં સમુદ્ર દેખે, અગર તો હું મોટા ઘૂઘવતા સમુદ્રમાંથી બહાર નીકળ્યો, અગર મને કોઈએ સમુદ્રમાંથી હાથ પકડીને બહાર કાઢયો તો તે સ્વપ્ન શ્રેષ્ઠ છે. આવું સ્વપ્ન જોનારો આત્મા ઓછા ભવમાં સંસાર સમુદ્રને તરીને મોક્ષમાં જાય છે, માટે આવું સારું સ્વપ્ન આવ્યા પછી ધર્મજાગ્રિકા કરવી પણ ઊંઘવું નહીં.

હવે જ્યાં તીર્થંકર ભગવંત માતાના ગર્ભમાં આવે ત્યાં આનંદ આનંદ છવાઈ જાય છે. તેથી અધિક આનંદ પ્રભુનો જન્મ થતાં છવાય છે. અને તેથી અધિક ભગવંત દીક્ષા લે, કેવળજ્ઞાન પામે અને તીર્થની સ્થાપના કરે ત્યારે થાય છે. આ ભરતક્ષેત્રમાં આપણી પાસે અત્યારે તીર્થંકર પ્રભુ બિરાજમાન નથી પણ જ્યાં ભગવાન બિરાજતાં હોય ને તેમની અમીરસ વાણીનો વરસાદ વરસતો હોય ત્યાં જીવો પરસ્પર વૈર–વિરોધ–ઈર્ષ્યા, ઝેર બધું ભૂલી જાય છે. આપણાં કમભાગ્ય છે કે એવી વાણી આપણે પ્રત્યક્ષ સાંભળી શકતા નથી. છતાં તદ્દન નિરાશ થવાની જરૂર નથી. જેમ કોઈ સૂકાઈ ગયેલી વેરાન જેવી નદી હોય, તેમાં કોઈ તરસ્યો મુસાફીર તલક વલક થતો પાણી પાણી કરે છે પણ પાણી મળતું નથી. જ્યાં દૃષ્ટિ કરે છે ત્યાં તેને સૂકું વેરાન દેખાય છે. તેથી તરસ અને થાકથી આકુળ–વ્યાકુળ બનેલો મુસાફીર નિરાશ થઈને પાછો ફરે છે. તે સમયે અચાનક સૂકી નદીમાં એક વીરડો દેખે છે. તે વખતે તેને અનહદ આનંદ થાય છે. અને વીરડાનું શીતળ જળ પીને તેની તૃષા શાંત કરે છે.

બંધુઓ ! આ પંચમકાળમાં સૂકા રણ અગર નદીમાં મીઠી વીરડી સમાન જો કોઈ હોય તો તીર્થંકર પ્રભુની વાણી છે. એ વાણીના આધારે સંતો તમને કહે છે કે તમે દુર્લભ એવા મનુષ્ય જન્મ પામીને તપ–ત્યાગ કરો. કંદમૂળ ને રાત્રીભોજનનો ત્યાગ કરો. બ્રહ્મચર્યનું પાલન કરો, કષાયો છોડો. પ્રમાદનો ત્યાગ કરો. જો ઉત્તમ મનુષ્યભવ પામીને ધર્મની આરાધના નહિ કરો તો કર્મની જંજીરોમાંથી આત્મા ક્યારે મુક્ત બનશે ? કર્મોને વશ થએલા આત્માએ નરકમાં જઈને રૌ રૌ વેદનાઓ ભોગવી છે. તિર્યંચમાં પરાધીનપણે અસહ્ય દુઃખો વેઠ્યા. આવું બધું વીતરાગવાણી દ્વારા

સાંભળ્યા પછી પણ જો તમને કર્મના બંધન ખટકતા ના હોય તો કયાં ખટકશે? અરે, આત્મા કયારે જાગશે? કયાં સુધી મોહ નિદ્રામાં ઉંઘશો? મહાનપુરૂષો કહે છે

હે ચેતનદેવ! કયાં સુધી મોહની મીઠી નિંદરમાં પોઢેલાં રહેશો? જાગો, નરક અને નિગોદમાં ગયા ત્યાં ઘણી લાંબી રાત વીતાવી. કારણ કે નરકનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું છે અને ઉત્કૃષ્ટી તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે. તો ત્યાં ઓછામાં ઓછો દશહજારથી માંડીને વધુમાં વધુ તેત્રીશ સાગરોપમનો કાળ વીતાવ્યો. ને નિગોદમાં ગયો ત્યાં અનંતો કાળ કાઢયો. એટલે નરક અને નિગોદની અંધારી ને લાંબી રાત પૂરી થઈ ગઈ અને માનવભવનું સોનેરી સુપ્રભાત પ્રગટયું છે. તેમાં અનાદિકાળના અજ્ઞાનરૂપી અમાવસ્યાના ગાઢ અંધકારને વિખેરી જ્ઞાનનો પ્રકાશ પાથરીને સત્કર્મોદ્વારા માનવજીવનને પવિત્ર બનાવો. પાંચ ઇન્દ્રિઓના વિષયોમાં ચકચૂર બની જીવ નરક અને તિર્યંચ ગતિમાં જવાના કર્મોનો કાફલો ભેગો કરે છે.

નરકમાં કેવા દારૂણ દુઃખો ભોગવવાં પડે છે. અહીં તો કોઈ માણુસ સરકારનો ગુન્હો કરે તો તેના ગુન્હા પ્રમાણે સજા થાય છે. જો વધુ મોટો ગુન્હો કર્યો હોય તો સરકારની કોર્ટમાં ફાંસીની સજા થાય છે. એક વખત ફાંસીની સજા થઈ એટલે અહીં પતી ગયું પણ કર્મરાજાની કોર્ટ એવી કપરી છે કે જેવો ગુન્હો તેવી સજા ભોગવવા નરક અને તિર્યંચમાં જવું પડે છે. નરકમાં નારકીના જીવને પરમાધામીઓ એવી સજા કરે છે કે એના હાથ-પગ કાપી નાંખે પણ તે પાછા ભેગા થઈ જાય છે. તેના શરીરના રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાંખે, અગ્નિમાં ભડથાની માફક એને શેકી નાંખે. આવા દુઃખો નરકમાં જીવને વારંવાર ભોગવવાં પડે છે. અહીં તો એકવાર ફાંસીની સજા ભોગવવી પડે છે ને નરકમાં ઘણીવાર આવી વેદના જીવને ભોગવવી પડે છે. આ વેદના કંઈ ફાંસી કરતાં ઓછી નથી. તે પણ ૫૦ કે ૧૦૦ વર્ષ નથી પણ ઓછામાં ઓછી દશહજાર વર્ષ ભોગવવી પડે છે. આવી સજા નરકમાં ભોગવીને જીવ આવ્યો છે. અને નિગોદમાં ગયો ત્યાં એક શરીરમાં અનંતા જીવોની સાથે ભાગીદારી કરીને અનંતા દુઃખો ભોગવ્યા. હવે એવા દુઃખ વેઠવા ન હોય તો આતમદેવને જગાડો.

બંધુઓ! અનાદિકાળના અંધકારને ઉલેચવાનો અવસર આવી ગયો છે. રાત્રે તમારા ઘરમાં ટયુબ લાઈટ સળગાવીને અજવાળું કરો છો તેના કરતાં પણ અનંત ગણું અજવાળું અંતરમાં રહેલું છે. માત્ર સ્વીચ દબાવવાની જરૂર છે. આ મનુષ્યભવ પામીને નિર્ણય કરો કે સમ્યગ્દર્શન પામ્યા વિના તો મરવું નથી. તો આત્માના ભાગ્ય ખુલી જાય. આત્માની કમાણી કરવાના અવસરે કેમ પ્રમાદ કરો છો? દુકાનમાં ધમધોકાર વહેપાર ચાલતો હોય, નાણું કમાવાની ફુલ સીઝન હોય તો ઘરમાં બેસી રહો ખરા? ત્યાં તો તાવ આવતો હોય તો પણ દોડો. ત્યાં તમે માન્યું છે કે

સીઝનના સમયમાં પ્રમાદ કરવો પોષાય નહિ. જ્ઞાની પણ એમ કહે છે કે અજ્ઞાનના અંધારા ઉલેચીને અનંત જન્મ-મરણનો અંત લાવવાનો સોનેરી સમય પ્રવર્તતો હોય, આત્માને ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા થાય તેવો અમૂલ્ય સમય વર્તતો હોય ત્યાં પ્રમાદ કરવો પોષાય? હવે પ્રમાદની પથારી અને આળસનું ઓશીકું છોડો ને નયન ખોલી જાગૃત બનો.

મહાન પુરૂષો આ ચેતનદેવને કેટલો ઢંઢોળે છે! નિગોદમાં તને એવું ભાન ન હતું કે હું કોણ છું? એ પૂર્વની દશાને યાદ કરીને વર્તમાનકાળમાં જે સુયોગ સાંપડયો છે તેમાં આત્માને જગાડી સિંહની જેમ પરાક્રમ ફોરવીને કર્મરૂપી શિયાળીયાને ભગાડો. જ્યારે આ સૂતેલો સિંહ જાગશે ત્યારે કર્મરૂપી શિયાળીયાની તાકાત નથી કે તેની સામે ટકી શકે!

કોઈ એક ખેડૂત ખેતરમાં ખેતીનું કામ કરતો હતો. સંધ્યાનો સમય નજીક હતો. તેથી ખેડૂતે ઘઉં લણનારા માણસોને કહ્યું-આપ કામ જલ્દી કરો. શામ આવી રહી છે. કામ કરનારા માણસોએ કહ્યું. શામ આવી રહી છે પણ સિંહ તો નથી આવતો ને? ત્યારે ખેતરના માલિકે કહ્યું-જેટલો શામ આવવાનો ડર છે તેટલો સિંહ આવવાનો ડર નથી. કારણ કે શામ આવવાથી અંધારું થઈ જાય પછી ખેતરનું કામ થઈ શકે નહિ.

આ બધી વાત તે ખેતરના એક ખૂણામાં બેઠેલા સિંહે સાંભળી. આ વાત સાંભળીને તે સિંહને ખૂબ ભય લાગ્યો. તે એમ સમજ્યો કે શામ નામનું કોઈ જાનવર છે ને તે આવવાનું છે. જે મારાથી પણ વધુ બળવાન હશે. આ કારણથી ખેડૂત મારા કરતાં શામથી વધુ ડરે છે. આમ વિચારીને તે સિંહ ભયભીત થઈને ત્યાં છૂપાઈને ચૂપચાપ બેસી ગયો. થોડીવારમાં શામ થઈ ગઈ. ખેતરનો માલિક અને કામ કરનારા બધા પોતપોતાના ઘેર ચાલ્યા ગયા. થોડો ટાઈમ થયો ત્યાં એક કુંભાર પોતાના ગધેડાને શોધવા માટે આવ્યો. કુંભાર લાંબો અને જાડો માણસ હતો. તેના હાથમાં એક મોટી લાકડી હતી અને તેણે કાળી કામળી ઓઢી હતી. આવા રૂપમાં કુંભારને આવતો જોઈને સિંહ સમજ્યો કે શામ આવી ગઈ. સિંહ ભયનો માર્યો ત્યાં બીજા ખૂણામાં લપાઈ ગયો.

બંધુઓ! આ સિંહ પોતે શામના સકંજામાં ન સપડાઈ જાય તે માટે કીમિયો શોધીને અંધારા ખૂણામાં છૂપાઈ ગયો. આ કર્મરાજાના સકંજામાં જીવ અનંતકાળથી સપડાઈ ગયો છે તેમાંથી છૂટવા માટેનો કોઈ કીમિયો શોધ્યો છે ખરો? મહાન પુરૂષોએ કર્મના સકંજામાંથી છૂટવા માટે કીમિયો શોધ્યો હતો. તે કીમિયો કયો?

સાંભળ્યા પછી પણ જો તમને કર્મના બંધન ખટકતા ના હોય તો ક્યાં ખટકશે? અરે, આત્મા ક્યારે જાગશે? ક્યાં સુધી મોહ નિદ્રામાં ઉંઘશો? મહાનપુરૂષો કહે છે

હે ચેતનદેવ! ક્યાં સુધી મોહની મીઠી નિંદરમાં પોઢેલાં રહેશો? જાગો, નરક અને નિગોદમાં ગયા ત્યાં ઘણી લાંબી રાત વીતાવી. કારણ કે નરકનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું છે અને ઉત્કૃષ્ટી તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે. તો ત્યાં ઓછામાં ઓછો દશહજારથી માંડીને વધુમાં વધુ તેત્રીશ સાગરોપમનો કાળ વીતાવ્યો. ને નિગોદમાં ગયો ત્યાં અનંતો કાળ કાઢયો. એટલે નરક અને નિગોદની અંધારી ને લાંબી રાત પૂરી થઈ ગઈ અને માનવભવનું સોનેરી સુપ્રભાત પ્રગટયું છે. તેમાં અનાદિકાળના અજ્ઞાનરૂપી અમાવસ્યાના ગાઢ અંધકારને વિખેરી જ્ઞાનનો પ્રકાશ પાથરીને સત્કર્મોદ્વારા માનવજીવનને પવિત્ર બનાવો. પાંચ ઇન્દ્રિઓના વિષયોમાં ચકચૂર બની જીવ નરક અને તિર્યંચ ગતિમાં જવાના કર્મોનો કાફલો ભેગો કરે છે.

નરકમાં કેવા દારૂણ દુઃખો ભોગવવાં પડે છે. અહીં તો કોઈ માણસ સરકારનો ગુન્હો કરે તો તેના ગુન્હા પ્રમાણે સજા થાય છે. જો વધુ મોટો ગુન્હો કર્યો હોય તો સરકારની કોર્ટમાં ફાંસીની સજા થાય છે. એક વખત ફાંસીની સજા થઈ એટલે અહીં પતી ગયું પણ કર્મરાજાની કોર્ટ એવી કપરી છે કે જેવો ગુન્હો તેવી સજા ભોગવવા નરક અને તિર્યંચમાં જવું પડે છે. નરકમાં નારકીના જીવને પરમાધામીઓ એવી સજા કરે છે કે એના હાથ-પગ કાપી નાંખે પણ તે પાછા ભેગા થઈ જાય છે. તેના શરીરના રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાંખે, અગ્નિમાં ભડથાની માફક એને શેકી નાંખે. આવા દુઃખો નરકમાં જીવને વારંવાર ભોગવવાં પડે છે. અહીં તો એકવાર ફાંસીની સજા ભોગવવી પડે છે ને નરકમાં ઘણીવાર આવી વેદના જીવને ભોગવવી પડે છે. આ વેદના કંઈ ફાંસી કરતાં ઓછી નથી. તે પણ ૫૦ કે ૧૦૦ વર્ષ નથી પણ ઓછામાં ઓછી દશહજાર વર્ષ ભોગવવી પડે છે. આવી સજા નરકમાં ભોગવીને જીવ આવ્યો છે. અને નિગોદમાં ગયો ત્યાં એક શરીરમાં અનંતા જીવોની સાથે ભાગીદારી કરીને અનંતા દુઃખો ભોગવ્યા. હવે એવા દુઃખ વેઠવા ન હોય તો આતમદેવને જગાડો.

બંધુઓ! અનાદિકાળના અંધકારને ઉલેચવાનો અવસર આવી ગયો છે. રાત્રે તમારા ઘરમાં ટયુબ લાઈટ સળગાવીને અજવાળું કરો છો તેના કરતાં પણ અનંત ગણું અજવાળું અંતરમાં રહેલું છે. માત્ર સ્વીચ દબાવવાની જરૂર છે. આ મનુષ્યભવ પામીને નિર્ણય કરો કે સમ્યગ્દર્શન પામ્યા વિના તો મરવું નથી. તો આત્માના ભાગ્ય ખુલી જાય. આત્માની કમાણી કરવાના અવસરે કેમ પ્રમાદ કરો છો? દુકાનમાં ધમધોકાર વહેપાર ચાલતો હોય, નાણાં કમાવાની ફુલ સીઝન હોય તો ઘરમાં બેસી રહો ખરા? ત્યાં તો તાવ આવતો હોય તો પણ દોડો. ત્યાં તમે માન્યું છે કે

સીઝનના સમયમાં પ્રમાદ કરવો પોષાય નહિ. જ્ઞાની પણ એમ કહે છે કે અજ્ઞાનના અંધારા ઉલેચીને અનંત જન્મ-મરણનો અંત લાવવાનો સોનેરી સમય પ્રવર્તતો હોય, આત્માને ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા થાય તેવો અમૂલ્ય સમય વર્તતો હોય ત્યાં પ્રમાદ કરવો પોષાય? હવે પ્રમાદની પથારી અને આળસનું ઓશીકું છોડો ને નયન ખોલી જાગૃત બનો.

મહાન પુરૂષો આ ચેતનદેવને કેટલો ઢંઢોળે છે! નિગોદમાં તને એવું ભાન ન હતું કે હું કોણ છું? એ પૂર્વની દશાને યાદ કરીને વર્તમાનકાળમાં જે સુયોગ સાંપડયો છે તેમાં આત્માને જગાડી સિંહની જેમ પરાક્રમ ફોરવીને કર્મરૂપી શિયાળીયાને ભગાડો. જ્યારે આ સૂતેલો સિંહ જાગશે ત્યારે કર્મરૂપી શિયાળીયાની તાકાત નથી કે તેની સામે ટકી શકે!

કોઈ એક ખેડૂત ખેતરમાં ખેતીનું કામ કરતો હતો. સંધ્યાનો સમય નજીક હતો. તેથી ખેડૂતે ઘઉં લણનારા માણસોને કહ્યું-આપ કામ જલ્દી કરો. શામ આવી રહી છે. કામ કરનારા માણસોએ કહ્યું. શામ આવી રહી છે પણ સિંહ તો નથી આવતો ને? ત્યારે ખેતરના માલિકે કહ્યું-જેટલો શામ આવવાનો ડર છે તેટલો સિંહ આવવાનો ડર નથી. કારણ કે શામ આવવાથી અંધારું થઈ જાય પછી ખેતરનું કામ થઈ શકે નહિ.

આ બધી વાત તે ખેતરના એક ખૂણામાં બેઠેલા સિંહે સાંભળી. આ વાત સાંભળીને તે સિંહને ખૂબ ભય લાગ્યો. તે એમ સમજ્યો કે શામ નામનું કોઈ જાનવર છે ને તે આવવાનું છે. જે મારાથી પણ વધુ બળવાન હશે. આ કારણથી ખેડૂત મારા કરતાં શામથી વધુ ડરે છે. આમ વિચારીને તે સિંહ ભયભીત થઈને ત્યાં છૂપાઈને ચૂપચાપ બેસી ગયો. થોડીવારમાં શામ થઈ ગઈ. ખેતરનો માલિક અને કામ કરનારા બધા પોતપોતાના ઘેર ચાલ્યા ગયા. થોડા ટાઈમ થયો ત્યાં એક કુંભાર પોતાના ગધેડાને શોધવા માટે આવ્યો. કુંભાર લાંબો અને જાડો માણસ હતો. તેના હાથમાં એક મોટી લાકડી હતી અને તેણે કાળી કામળી ઓઢી હતી. આવા રૂપમાં કુંભારને આવતો જોઈને સિંહ સમજ્યો કે શામ આવી ગઈ. સિંહ ભયનો માર્યો ત્યાં બીજા ખૂણામાં લપાઈ ગયો.

બંધુઓ! આ સિંહ પોતે શામના સકંજામાં ન સપડાઈ જાય તે માટે કીમિયો શોધીને અંધારા ખૂણામાં છૂપાઈ ગયો. આ કર્મરાજાના સકંજામાં જીવ અનંતકાળથી સપડાઈ ગયો છે તેમાંથી છૂટવા માટેનો કોઈ કીમિયો શોધ્યો છે ખરો? મહાન પુરૂષોએ કર્મના સકંજામાંથી છૂટવા માટે કીમિયો શોધ્યો હતો. તે કીમિયો કયો?

સાંભળ્યા પછી પણ જો તમને કર્મના બંધન ખટકતા ના હોય તો ક્યાં ખટકશે! અરે, આત્મા ક્યારે જાગશે? ક્યાં સુધી મોહ નિદ્રામાં ઉંઘશો? મહાનપુરૂષો કહે છે

હે ચેતનદેવ! ક્યાં સુધી મોહની મીઠી નિંદરમાં પોઢેલાં રહેશો? જાગો, નરક અને નિગોદમાં ગયા ત્યાં ઘણી લાંબી રાત વીતાવી. કારણ કે નરકનું જઘન્ય આયુષ્ય દશહજાર વર્ષનું છે અને ઉત્કૃષ્ટી તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે. તો ત્યાં ઓછામાં ઓછો દશહજારથી માંડીને વધુમાં વધુ તેત્રીશ સાગરોપમનો કાળ વીતાવ્યો. ને નિગોદમાં ગયો ત્યાં અનંતો કાળ કાઢયો. એટલે નરક અને નિગોદની અંધારી ને લાંબી રાત પૂરી થઈ ગઈ અને માનવભવનું સોનેરી સુપ્રભાત પ્રગટયું છે. તેમાં અનાદિકાળના અજ્ઞાનરૂપી અમાવસ્યાના ગાઢ અંધકારને વિખેરી જ્ઞાનનો પ્રકાશ પાથરીને સત્કર્મોદ્વારા માનવજીવનને પવિત્ર બનાવો. પાંચ ઇન્દ્રિઓના વિષયોમાં ચકચૂર બની જીવ નરક અને તિર્યંચ ગતિમાં જવાના કર્મોનો કાફલો ભેગો કરે છે.

નરકમાં કેવા દારૂણ દુઃખો ભોગવવાં પડે છે. અહીં તો કોઈ માણુસ સરકારની ગુન્હો કરે તો તેના ગુન્હા પ્રમાણે સજા થાય છે. જો વધુ મોટો ગુન્હો કર્યો હોય તો સરકારની કોર્ટમાં ફાંસીની સજા થાય છે. એક વખત ફાંસીની સજા થઈ એટલે અહીં પતી ગયું પણ કર્મરાજાની કોર્ટ એવી કપરી છે કે જેવો ગુન્હો તેવી સજા ભોગવવા નરક અને તિર્યંચમાં જવું પડે છે. નરકમાં નારકીના જીવને પરમાધામીઓ એવી સજા કરે છે કે એના હાથ-પગ કાપી નાંખે પણ તે પાછા ભેગા થઈ જાય છે. તેના શરીરના રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાંખે, અગ્નિમાં ભડથાની માફક એને શેકી નાંખે. આવા દુઃખો નરકમાં જીવને વારંવાર ભોગવવાં પડે છે. અહીં તો એકવાર ફાંસીની સજા ભોગવવી પડે છે ને નરકમાં ઘણીવાર આવી વેદના જીવને ભોગવવી પડે છે. આ વેદના કંઈ ફાંસી કરતાં ઓછી નથી. તે પણ ૫૦ કે ૧૦૦ વર્ષ નથી પણ ઓછામાં ઓછી દશહજાર વર્ષ ભોગવવી પડે છે. આવી સજા નરકમાં ભોગવીને જીવ આવ્યો છે. અને નિગોદમાં ગયો ત્યાં એક શરીરમાં અનંતા જીવોની સાથે ભાગીદારી કરીને અનંતા દુઃખો ભોગવ્યા. હવે એવા દુઃખ વેઠવા ન હોય તો આતમદેવને જગાડો.

બંધુઓ! અનાદિકાળના અંધકારને ઉલેચવાનો અવસર આવી ગયો છે. રાત્રે તમારા ઘરમાં ટયુબ લાઈટ સળગાવીને અજવાળું કરો છો તેના કરતાં પણ અનંત ગણું અજવાળું અંતરમાં રહેલું છે. માત્ર સ્વીચ દબાવવાની જરૂર છે. આ મનુષ્યભવ પામીને નિર્ણય કરો કે સમ્યગ્દર્શન પામ્યા વિના તો મરવું નથી. તો આત્માના ભાગ્ય ખુલી જાય. આત્માની કમાણી કરવાના અવસરે કેમ પ્રમાદ કરો છો? દુકાનમાં ધમધોકાર વહેપાર ચાલતો હોય, નાણાં કમાવાની ફુલ સીઝન હોય તો ઘરમાં બેસી રહો ખરા? ત્યાં તો તાવ આવતો હોય તો પણ દોડો. ત્યાં તમે માન્યું છે કે

સીઝનના સમયમાં પ્રમાદ કરવો પોષાય નહિ. જ્ઞાની પણ એમ કહે છે કે અજ્ઞાનના અંધારા ઉલેચીને અનંત જન્મ-મરણનો અંત લાવવાનો સોનેરી સમય પ્રવર્તતો હોય, આત્માને ક્ષણે ક્ષણે કર્મની નિર્જરા થાય તેવો અમૂલ્ય સમય વર્તતો હોય ત્યાં પ્રમાદ કરવો પોષાય? હવે પ્રમાદની પથારી અને આળસનું ઓશીકું છોડો ને નયન ખોલી જાગૃત બનો.

મહાન પુરૂષો આ ચેતનદેવને કેટલો ઢંઢોળે છે! નિગોદમાં તને એવું ભાન ન હતું કે હું કોણ છું? એ પૂર્વની દશાને યાદ કરીને વર્તમાનકાળમાં જે સુયોગ સાંપડયો છે તેમાં આત્માને જગાડી સિંહની જેમ પરાક્રમ ફોરવીને કર્મરૂપી શિયાળીયાને ભગાડો. જ્યારે આ સૂતેલો સિંહ જાગશે ત્યારે કર્મરૂપી શિયાળીયાની તાકાત નથી કે તેની સામે ટકી શકે!

કોઈ એક ખેડૂત ખેતરમાં ખેતીનું કામ કરતો હતો. સંધ્યાનો સમય નજીક હતો. તેથી ખેડૂતે ઘઉં લણનારા માણસોને કહ્યું-આપ કામ જલ્દી કરો. શામ આવી રહી છે. કામ કરનારા માણસોએ કહ્યું. શામ આવી રહી છે પણ સિંહ તો નથી આવતો ને? ત્યારે ખેતરના માલિકે કહ્યું-જેટલો શામ આવવાનો ડર છે તેટલો સિંહ આવવાનો ડર નથી. કારણ કે શામ આવવાથી અંધારું થઈ જાય પછી ખેતરનું કામ થઈ શકે નહિ.

આ બધી વાત તે ખેતરના એક ખૂણામાં બેઠેલા સિંહે સાંભળી. આ વાત સાંભળીને તે સિંહને ખૂબ ભય લાગ્યો. તે એમ સમજ્યો કે શામ નામનું કોઈ જાનવર છે ને તે આવવાનું છે. જે મારાથી પણ વધુ બળવાન હશે. આ કારણથી ખેડૂત મારા કરતાં શામથી વધુ ડરે છે. આમ વિચારીને તે સિંહ ભયભીત થઈને ત્યાં છૂપાઈને ચૂપચાપ બેસી ગયો. થોડીવારમાં શામ થઈ ગઈ. ખેતરનો માલિક અને કામ કરનારા બધા પોતપોતાના ઘેર ચાલ્યા ગયા. થોડો ટાઈમ થયો ત્યાં એક કુંભાર પોતાના ગધેડાને શોધવા માટે આવ્યો. કુંભાર લાંબો અને જાડો માણસ હતો. તેના હાથમાં એક મોટી લાકડી હતી અને તેણે કાળી કામળી ઓઢી હતી. આવા રૂપમાં કુંભારને આવતો જોઈને સિંહ સમજ્યો કે શામ આવી ગઈ. સિંહ ભયનો માર્યો ત્યાં બીજા ખૂણામાં લપાઈ ગયો.

બંધુઓ! આ સિંહ પોતે શામના સકંજામાં ન સપડાઈ જાય તે માટે કીમિયો શોધીને અંધારા ખૂણામાં છૂપાઈ ગયો. આ કર્મરાજાના સકંજામાં જીવ અનંતકાળથી સપડાઈ ગયો છે તેમાંથી છૂટવા માટેનો કોઈ કીમિયો શોધ્યો છે ખરો? મહાન પુરૂષોએ કર્મના સકંજામાંથી છૂટવા માટે કીમિયો શોધ્યો હતો. તે કીમિયો કયો?

આપ જાણો છો ? તપ, સંયમ, બ્રહ્મચર્યનું પાલન, કષાયોનો ત્યાગ, આવા કીમિયા શોધી તેનું યથાર્થ રીતે પાલન કરીને કર્મની કેદમાંથી છૂટયા. તીર્થંકર જેવા મહાન પુરૂષોને પણ કર્મની બેડી ખટકી હતી. પણ આ મારા મહાવીરના સુપુત્રોને હજુ બેડી ખટકતી નથી. તેમને એક ધૂન છે કે પૈસા મેળવવા છે ને સમાજમાં નામ અમર બનાવવું છે. **"નાણાં મેળવ્યાં ખોટા ને ધર્મસ્થાનકમાં પડાવ્યા ફોટા."** પણ યાદ રાખજો કે કર્મનો કોયડો ભયંકર છે. હીરની ગાંઠ ઉકેલવી સહેલ છે પણ કર્મનો કોયડો ઉકેલવો મુશ્કેલ છે. આજનો માનવી ધંધામાં દગા પ્રપંચ કરે છે પણ વિચાર કરવા જેવો છે કે દગો કોઈનો સગો નહિ થાય. કર્મો વિપાકોદયમાં આવશે ત્યારે ખબર પડી જશે. માટીના માટલામાં ઘણાં લોકો મીઠું ભરે છે. થોડો સમય જાય એટલે માટલામાંથી મીઠું ફૂટી નીકળે છે. માટલાનું મીઠું બધા ખાય છે પણ ખાનારને ફૂટી નીકળતું નથી. પણ જે માટલામાં ભરાય છે તેને ફૂટી નીકળે છે. તેમ તમે ઘરના બધાને માટે કર્મ કરો છો. લાવેલું બધા ખાશે, મોજમઝા ઉઠાવશે પણ કર્મની સજા તો કરનારને ભોગવવી પડશે. હસી હસીને કપટપૂર્વક ચીકણા બાંધેલા કર્મો ઉદયમાં આવશે ત્યારે રડી રડીને ભોગવતાં પણ પાર નહિ આવે. માટે કંઈક સમજો ને કર્મની કેદમાંથી છૂટવા માટેનો પુરૂષાર્થ કરો,

વનરાજ કેશરીસિંહે કુંભારને જોઈને માન્યું કે આ શામ નામનું પ્રાણી છે. તે મારાથી પણ બળવાન છે. તે હમણાં અહીં આવી પહોંચશે ને હું તેના પંજામાં સપડાઈ જઈશ. વનરાજ જેવા વનરાજ શામથી ડરી ગયો ને ખૂણામાં છૂપાઈ ગયો. સંધ્યાનો સમય હતો. આછું આછું અંધારું છવાઈ ગયું હતું. કુંભારને આંખે ઝાંખુ દેખાતું હતું. ગધેડાને શોધતાં શોધતાં તેણે ખૂણામાં છૂપાયેલા સિંહને જોઈને માન્યું કે આ મારું ગધેડું છે. તેનો ક્રોધ ભભૂકી ઉઠયો અને સિંહની પીઠ ઉપર ત્રણ ચાર ડંડા લગાવી દીધા, બંધુઓ ! સિંહની શક્તિ કેટલી છે ? તે માણસનો શિકાર કરી જાય. તેને બદલે સિંહ માનવથી ભયભીત બની ગયો છે કારણ કે તેણે માન્યું કે આ શામ નામનું મારાથી અધિક બળવાન પ્રાણી છે, પણ તે બરાબર દૃષ્ટિ કરીને જુવે તો ખ્યાલ આવે કે આ કોણ છે ? છતી શક્તિએ પોતાનું ભાન ભૂલવાથી માનવની લાકડીના પ્રહાર ખાવા પડયા.

આપણો આત્મા સિંહથી પણ અનંત શક્તિવાળો છે. પણ વિષય કષાય, મોહ, રાગ-દ્વેષમાં પડીને પોતાની શક્તિનું ભાન ભૂલી ગયો છે. આત્માની શક્તિ કેટલી બધી છે તે જાણો છો ને ? જ્યાં પ્લેન અને રોકેટ ન પહોંચે ત્યાં લોકના મસ્તકે આત્મા એક સમયમાં પહોંચી જાય છે. આવી અનંત શક્તિનો સ્વામી આત્મા જ્યાં ઉપવાસ કરવાની કે બ્રહ્મચર્ય પાળવાની વાત આવે ત્યારે માથું ખણે છે. માથું ખણે મોક્ષ નહિ

મળે. શૂરવીરને ધીર થઈને રણ સંગ્રામમાં નીકળી જવું પડશે. તીર્થંકર જેવા તીર્થંકરો અને ચક્રવર્તિઓ મોક્ષ મેળવવા માટે છ છ ખંડના રાજ્ય છોડીને સિંહ જેવા બની છલાંગ મારીને નીકળી ગયા. ત્યારે મોક્ષના સુખ મળ્યા છે. વગર મહેનતે નથી મળ્યા. કંઈક માણસોને એક ઉપવાસ કરવાનું કહીએ તો કહે છે કે મહાસતીજી! મને ચાનું બંધાણ છે. મારાથી નહિ બને. મારું માથું દુઃખે છે. આ અનંત શક્તિનો અધિપતિ વ્યસનોનો ગુલામ બની ડરપોક બની ગયો છે. જરા વિચાર કરો તો ખબર પડે કે હું કોણ છું? શું મારામાં આવી કાયરતા હોય? આત્મા રૂપી સિંહની આ દશા જોઈ જ્ઞાની પુરૂષોનું હૃદય કકળી ઉઠે છે કે અનંત શક્તિના સ્વામીની કઈ દશા છે?

**સોનેરી પિંજરામાં પૂરાયો, સિંહ બની કેશરીયો, (૨)**
**ગાડરના ટોળામાં ભળીયો, વિવેક કાં વીસરીયો, (૨)**
**દોડી દોડીને દોડયો તોયે, આવ્યો ન ભવનો આરો રે,...એક...**

આત્માને પડકાર કરીને મહાન પુરૂષો શું કહે છે હે ચેતન! તું આ ગાડરના ટોળામાં ભળી ગયો છે. તારો સ્વભાવ શું? જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપમાં રમણતા કરવાનો. એનો વિવેક વીસરીને સંસારના સોનેરી પિંજરમાં કેમ પૂરાઈ ગયો છે. મોક્ષને સર કરવાની તારામાં તાકાત છે. તારી આ દશા હોય? આવો માનવભવ પામીને ભવબંધન તોડવા હોય તો મોહનિદ્રામાંથી જાગૃત બની આંખ ખોલ ને તારા સ્વરૂપને નિહાળી લે.

અહીંયા કુંભારે સિંહને ગધેડું માન્યું ને ગધેડાએ કુંભારને શામ માન્યો. આ રીતે બંને વાસ્તવિકતા ભૂલીને ભ્રમમાં પડી ગયા. સિંહ ભયનો માર્યો કુંભારની આગળ ચાલવા લાગ્યો. આગળ સિંહ ને પાછળ લાકડી મારતો કુંભાર. બંને એક નદી કિનારે પહોંચ્યા. તે સમયે એક બળવાન સિંહ પાણી પીવા માટે આવ્યો હતો. તેણે જોયું કે મારો સજાતીય ભાઈ આ રીતે કુંભાર દ્વારા સતાવાઈ રહ્યો છે. આથી તે સિંહને ખૂબ ખેદ થયો, તેના દિલમાં ચોટ લાગી. ત્યારે તેણે પેલા સિંહને કહ્યું કે ભાઈ! આ કોણ છે ને તને શા માટે માર મારે છે? ત્યારે આ ગભરાયેલા સિંહે કહ્યું. ભાઈ તું ચૂપ રહે. તું બોલીશ નહિ, કદાચ આ સાંભળશે તો તને પણ લાકડીઓ પડશે. આ તો શામ છે. બળવાન સિંહે કહ્યું-શામ તો છે. તેમાં ડરવાનું શું? તું એક વાર ગર્જના કર અને જો તેનું પરિણામ કેવું આવે છે? આટલું આશ્વાસન ને પ્રોત્સાહન મળવા છતાં આ સિંહમાં શૂરાતન ન જાગ્યું. કારણ કે તેને ભય હતો કે તેમ કરવાથી મને કદાચ વધુ માર પડશે. પરંતુ બળવાન સિંહના ખૂબ કહેવાથી આખરે તે સિંહે હિંમત કરીને ગર્જના કરી. સિંહ ભલે પોતાના સ્વરૂપને

ભૂલી ગયો હતો પણ તેનો સ્વભાવ નષ્ટ નહોતો થયો. આખરે તો તે સિંહ સિંહ જ હતો. તેની ગર્જના સાંભળીને કુંભાર પગથી માથા સુધી ધ્રુજવા લાગ્યો. ને તે ભયભીત થઈને ત્યાંથી ભાગી ગયો.

આ આત્માને પણ સંસારનાં સગાવહાલાં અને ભોગ વિષયોનાં સોનેરી પિંજરમાં પૂરાયેલો જોઈને સદ્ગુરૂઓ વીતરાગવાણી દ્વારા સિંહનાદ કરીને જગાડે છે કે હે આત્માઓ! હવે ક્યાં સુધી તમે આ સંસારની ગુલામી કરશો? આ મનુષ્યભવનું અમૂલ્ય ટાણું મળ્યું છે તેમાં આંતર દૃષ્ટિથી અવલોકન કરી તારા સ્વરૂપની તું પીછાણ કરી લે. આ ભવમાં નહિ જાગે તો આવો અવસર ફરીને મળવો મુશ્કેલ છે. આ પર્યુષણના દિવસોમાં તું તારા આત્માને જગાડી દે. શૂરવીર અને ધીર આત્માઓ તો સાધના કરવા તત્પર બની માસખમણ ઝૂકાવીને બેસી ગયા છે. આગળના મહાનપુરૂષો કેવી સાધના સાધી ગયા છે.

ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવના પુત્ર ઢંઢણ કુમારે નેમનાથ પ્રભુની પાસે દીક્ષા લીધી ને અભિગ્રહ કર્યો કે મને મારી લબ્ધિનો આહાર મળે તો લેવો. ન મળે તો ઉપવાસ કરવો. ઉપવાસ કરતાં અભિગ્રહ કઠણ છે કારણ કે ઉપવાસ સહિત ઘર ઘરમાં ફરવું બહુ મુશ્કેલ છે. અભિગ્રહધારી ઢંઢણમુનિ ઘર ઘરમાં ફરે છે પણ અભિગ્રહ પૂરો થતો નથી. છતાં મુખ ઉપર સ્હેજ પણ ગ્લાનિ આવતી નથી. મહાન પુરૂષો સાધના કરવા નીકળે પછી તેમને ગમે તેટલું કષ્ટ પડે તો પણ હિંમત હારતા નથી. આજે માણસ સાધના કરવા તૈયાર થાય છે પણ સ્હેજ કષ્ટ પડતાં હિંમત હારી જાય છે. તપ કરવો હોય તો કસોટી આવે ત્યારે મનને દૃઢ બનાવો. કંઈક આત્માઓ હું તપ કરીશ એવા અગાઉથી ગાણાં ગાય પણ જ્યારે કરવાનો વખત આવે ત્યારે કંઈક બહાના કાઢી છટકી જાય છે.

એક શેઠ પર્યુષણ આવતાં પહેલાં બે મહિનાથી ફડાકા મારતા કે આ વખતે તો મારે માસખમણ કરવું છે. એમની પત્ની સમજી ગઈ કે આ તો ફડાકા મારે છે. એ માસખમણ તો શું એક ઉપવાસ પણ કરે તેવા નથી. પણ જોઉં, શું કરે છે? સમય જતાં મહિનાનાધરનો દિવસ આવ્યો. આગલે દિવસે શેઠ કહે છે કાલે ઉપવાસ કરવો છે. શેઠાણીએ સારી રીતે શેઠને અત્તરવારણું કરાવ્યું. બીજે દિવસે શેઠાણી શેઠને કહે છે. ચાલો, ઉપાશ્રયે જઈએ. આજે તો તમારે ઉપવાસ કરવાનો છે ને? ત્યારે શેઠ કહે છે માસખમણ કરવાના પૂરા ભાવ છે પણ આજે ઉપવાસ કરું ને મારાથી પૂરું ન થાય તો? હવે મારે માસખમણ નથી કરવું. હું સોળભથ્થુ કરીશ. (હસાહસ). શેઠ માસખમણમાંથી સોળભથ્થામાં આવી ગયા. આ શેઠાણી પણ ભૂલે તેવી ન હતી. પંદરનાધરના બે દિવસ અગાઉથી કહે છે–શેઠ! પરમ દિવસે

પંદરનું ઘર છે. જેને સોળભથ્થુ કરવું હોય તેને પંદરના ઘરના આગલા દિવસથી ઉપવાસની શરૂઆત કરવી પડે. ત્યારે શેઠ કહે છે હું સોળભથ્થુ તો કરવાનો છું. તું આજે લાડવા બનાવજે. શેઠાણીએ તો લાડવા ને ભજીયાં બનાવીને શેઠને જમાડયા. શેઠાણી કહે–સ્વામીનાથ! ચાલો ઉપાશ્રયે જઈએ. તમે ઉપવાસનાં પચ્ચખાણુ લેજો. શેઠ કહે–શેઠાણી તમે જાવ, હું અવાશે તો આવીશ. કાલે લાડવા ને ભજીયા ખાધાં છે તેથી મારા પેટમાં અપચો થઈ ગયો છે. એટલે હવે હું સોળભથ્થુ કરી શકું તેમ નથી. હવે તો અઠ્ઠાઈ કરીશ. (હસાહસ) શેઠાણી સમજે છે કે એનો પતિ એક ટંકનું ભોજન છોડી શકે તેમ નથી. એ કંઈ કરવાના નથી. આમ કરતાં અઠ્ઠાઈઘરનો દિવસ આવ્યો એટલે શેઠાણી કહે છે–આપણે બંને સજોડે અઠ્ઠાઈ કરીશું. આપણે સાથે પચ્ચખાણુ કરીશું. શેઠ કહે છે તારી વાત સાચી છે. અઠ્ઠાઈ કરવી એ તો રમત છે. પણુ તેં કાલે મને લવીંગ ખવડાવ્યા છે એટલે મારા પેટમાં બળતરા બળે છે. માટે અઠ્ઠાઈ કરી શકું તેમ નથી. હવે સંવત્સરીનો ઉપવાસ કરીશ. (હસાહસ) શેઠાણી કહે છે નાથ! બબ્બે મહિનાથી ગાણાં ગાતાં હતાં કે મારે માસખમણુ કરવું છે. પણુ તમે તો માસખમણુ ઉપરથી સોળભથ્થા ઉપર અને સોળભથ્થા ઉપરથી અઠ્ઠાઈ ઉપર આવ્યા ને અઠ્ઠાઈ છોડીને હવે સંવત્સરીના એક ઉપવાસ પર આવ્યા. હવે જોઉં છું તમે સંવત્સરીએ કેવો ઉપવાસ કરો છો? આમ કરતાં સંવત્સરીનો દિન આવી ગયો. શેઠાણી કહે છે શેઠ! આજે તો ઉપવાસ કરવો છે ને? ત્યારે શેઠ કહે છે ઉપવાસ કરવો તેમાં શી મોટી વાત છે? સોપારીનો કટકો ચાવવો ને ઉપવાસ કરવો તે મારા માટે સરખું છે. પણુ પચ્ચખાણુ સવારે નહિ લઉં. બપોરે લઈશ. આ તો વ્યાખ્યાનમાં ગયા. વ્યાખ્યાન સાંભળીને ઘેર આવ્યા. એટલે કહે છે શેઠાણી! ઉપવાસને બદલે આયંબીલ કરું તો? શેઠાણી કહે છે આયંબીલ કરો. શું બનાવું? શેઠ કહે–ના....ના આયંબીલનું બનાવવાની તમારે કેટલી માથાકૂટ કરવી પડશે? તેના કરતાં આ છોકરા ભેગું એકાસણું કરી લઉં. (હસાહસ) શેઠે એકાસણું કર્યું. પણુ પચ્ચખાણુ ન લીધા. સાંજે પ્રતિક્રમણુ કરીને ઘેર આવીને ચાંને પૂરી ઝાપટયા. (હસાહસ) માસખમણુ કરવાનાં સ્વપ્ના સેવતા શેઠ સંવત્સરી પ્રતિક્રમણુ કરીને એક રાત્રીભોજનનો પણુ ત્યાગ કરી ન શકયા. કેટલા બધા આહારસંજ્ઞાના ગુલામ બની ગયા હશે!

બંધુઓ! આહારસંજ્ઞાને તોડવા માટે તપ કરવાનો છે. તમે એ શેઠ જેવાં તો નથી ને? ઢંઢણમુનિ અભિગ્રહ કરીને ઘરઘરમાં ઘૂમે છે. આમ કરતાં છ મહિના વીતી ગયા પણુ તેમની લબ્ધિનો આહાર મળતો નથી. છેવટે કૃષ્ણ વાસુદેવની સ્વારી નીકળે છે. કૃષ્ણજીએ મુનિને જોતાં નીચે ઉતરીને વંદન કર્યા. આ દૃશ્ય એક ડોશીમાએ જોયું ને તેથી મુનિને ભાવપૂર્વક ચાર લાડવા વહોરાવ્યા. તે લઈને મુનિ ભગવાન

પાસે આવ્યા. ભગવાને કહ્યું કે હે મુનિ! આ આહાર તમારી લબ્ધિનો નથી પણ કૃષ્ણની લબ્ધિનો છે. આ સાંભળતાં એટલો વિચાર સરખો ન કર્યો કે છ-છ મહિનાનો ઉપવાસી છું. હવે ભગવાને આટલું ચલાવી લીધું હોત તો? પણ શું વિચાર કર્યો? અહો! આવા કરૂણાના સાગર સર્વજ્ઞ પ્રભુ છે તો મને સાચું સમજાવ્યું. એ ન હોત તો મને શું ખબર પડત કે આ મારી લબ્ધિનો આહાર નથી. ભગવાને મને ભૂલમાંથી બચાવ્યો. ભગવાનની આજ્ઞા થતાં ઢંઢણમુનિ નિર્જીવ ભૂમિમાં પરઠવવા ગયા. લાડવા ચોળતાં ચોળતાં ઢંઢણમુનિ વિચાર કરવા લાગ્યા કે હે જીવડા! છ છ મહિના વીતી ગયા. તારી લબ્ધિનો આહાર મળતો નથી છતાં હજુ તારે ખાવું છે? તને આહારસંજ્ઞા ઉપર વિજય મેળવી અનાહારક બનવાનું મન કેમ થતું નથી? તારા જબ્બર કર્મનો ઉદય છે. હવે તું આહારસંજ્ઞાનો સંપૂર્ણ વિજેતા બની જા. લાડવા ચોળતાં (૨) શુભ ભાવનાની શ્રેણીએ ચઢયા. આઠમા ગુણસ્થાનકે ચઢી ક્ષપક શ્રેણી માંડી બારમે થઈ તેરમે ગયા ને ચાર ઘાતી કર્મોને ચોળી નાંખી કેવળજ્ઞાનની જ્યોતિ પ્રગટાવી. અને કર્મોને ખપાવીને મોક્ષમાં ગયા. આપણે પણ આ પર્યુષણના દિવસોમાં સૂતેલા આત્માને જગાડવાનો છે. જેનો આત્મા જાગૃત બની સિંહ જેવો શુરવીર બનશે તે કર્મોને તોડી શકશે. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :** જનતાના મુખેથી જ્ઞાની ગુરૂ પધાર્યાની વાત સાંભળીને અગ્નિભૂતિ અને વાયુભૂતિ બંને ભાઈઓ ખૂબ ક્રોધથી ધમધમી ઉઠયા. અને લોકોને કહેવા લાગ્યા કે એ વળી મોટો વિશિષ્ટ જ્ઞાની કોણ? એમનામાં કંઈ જ્ઞાન નથી. એ લોકો મંત્ર-તંત્રના પ્રયોગથી લોકોને ઠગે છે. અને એ જૈન સાધુ બહારથી જેવા ગંદા છે તેવા અંદરથી પણ ગંદા છે. એ લોખંડના ગોળાની માફક પોતે તરતા નથી ને બીજાને પણ તારતા નથી. બંધુઓ! જ્ઞાનનો અભિમાન કેવો છે! આવા પવિત્ર મુનિને પણ તેમણે કેવા શબ્દો કહ્યા? જેને જ્ઞાન પચ્યું નથી હોતું તે ખાબોચીયાના ઓછા પાણીમાં રહેલા દેડકાની જેમ ડ્રાઉં ડ્રાઉં કરે છે. તેમ આ બંને બ્રાહ્મણ પુત્રો પણ નંદીવર્ધન ગુરૂની પ્રશંસા સાંભળીને ઈર્ષ્યાની આગમાં જલી ઉઠયા ને દેડકાની માફક ડ્રાઉં ડ્રાઉં કરવા લાગ્યા. શ્રાવકોએ કહ્યું- ભાઈ! તમે એવું ન બોલો. એક વખત તમે એમની પાસે આવશો તો એમના જ્ઞાનનો તમને ખ્યાલ આવશે. આમ કહીને લોકો તો ચાલ્યા ગયા. સંતના દર્શન કર્યા ને તેમનું પ્રવચન સાંભળ્યું. પ્રવચન પૂરું થયા બાદ નંદીવર્ધનમુનિના એક શિષ્ય સત્યભૂતિમુનિ ગામમાં ગૌચરી લેવા માટે જતાં હતાં.

આ સમયે પેલા બે બ્રાહ્મણ પુત્રો નંદીવર્ધનમુનિની પાસે વાદવિવાદ કરી જીત મેળવવા માટે જઈ રહ્યા હતા ત્યાં માર્ગમાં તેમને સત્યભૂતિમુનિનું મિલન થયું.

**સત્યભૂતિ મુનિ પૂછે માર્ગ મેં કહાં જાઓ તુમ ભ્રાતા,**
**વિવાદ કાજે જાવે મુનિ પાસે, કૈસે વે હૈ જ્ઞાતા હો.**

સત્યભૂતિમુનિએ પેલા બે બ્રાહ્મણ પુત્રને જતાં જોઈને પૂછયું કે તમે કયાં જાઓ છો? ત્યારે તેમણે કહ્યું કે નગર બહાર ઉદ્યાનમાં નંદીવર્ધન નામનો એક જૈન સાધુ આવ્યો છે. તેની સાથે વાદ-વિવાદ કરીને તેને જીતવા માટે અમે જઈએ છીએ. ત્યારે સત્યભૂતિમુનિએ કહ્યું કે હું તેમનો શિષ્ય છું. તમારે મારા ગુરૂ પાસે જવાની પણ જરૂર નથી. તમારે જે વાદવિવાદ કરવો હોય તે મારી સાથે કરી લો ને!

બંધુઓ! આ સત્યભૂતિ મુનિ નાના હતા. મોટા જેટલા ગંભીર હોય છે તેટલા નાના ગંભીર હોતાં નથી. જો તેમનામાં ગંભીરતા હોત તો એમ ન કહેત કે મારી સાથે વાદવિવાદ કરો. એ તો ગુરૂ પાસે મોકલત. મોટા જે ગંભીરતાથી સમાધાન કરી શકે છે તે નાના નથી કરી શકતા. સત્યભૂતિમુનિએ કહ્યું એટલે કહે ભલે, તારામાં કેવું પાણી છે તે જોઈ લઈએ. પછી તારા ગુરૂ પાસે જઈશુ. સત્યભૂતિ મુનિએ પૂછયું કે તમે હારી જશો તો શું કરશો? ત્યારે બંને ભાઈનાં મનમાં જ્ઞાનનું અભિમાન હતું તેથી તે માનતા કે હારે એ બીજા. તેથી બોલ્યા કે તમારા જેવા સાધુ બની જઈશું. એમ કહી માર્ગમાં વિવાદ કરવા લાગ્યા. સત્યભૂતિ મુનિએ કહ્યું કે તમને જે સંશય હોય તે પૂછો, ત્યારે એ બંને ભાઈઓએ કહ્યું કે અમને તો કોઈ સંશય છે જ નહિ, અમે તો પૂર્ણ જ્ઞાની છીએ. માટે તમને જે સંશય હોય તે પૂછો, એટલે મુનિએ તેમને પૂછયું. હે બ્રાહ્મણપુત્રો! તમે કયાંથી આવ્યા છો તે તમે મને કહો. એટલે અભિમાનથી ભરેલા ફૂટબોલની માફક કૂદાકૂદ કરતા બ્રાહ્મણપુત્રોએ હસીને કહ્યું. હે સાધુ! આવું તે શું પૂછે છે કે કયાંથી આવ્યા? કયાંથી આવ્યા શું? અમારા ઘેરથી આવ્યા. એટલી ખબર નથી પડતી તે પૂછે છે? (હસાહસ). ત્યારે સત્યભૂતિમુનિએ કહ્યું. ભાઈ! હું તમને એ વાત નથી પૂછતો. હું તો તમને એમ પૂછું છું કે તમે પૂર્વભવમાં કોણ હતા? ને અહીં કયાંથી આવ્યા છો? ત્યારે બ્રાહ્મણ પુત્રોએ કહ્યું કે પરભવમાં ક્યાં હતા ને કોણ હતા એ અમને ખબર નથી. આ લોકમાં પરભવની વાત જાણનાર કોણ છે? અમે તો જાણતાં નથી પણ જો તમે જાણતાં હો તો અમને કહો. હવે શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

પાસે આવ્યા. ભગવાને કહ્યું કે હે મુનિ! આ આહાર તમારી લબ્ધિનો નથી પણ કૃષ્ણની લબ્ધિનો છે. આ સાંભળતાં એટલો વિચાર સરખો ન કર્યો કે છ-છ મહિનાનો ઉપવાસી છું. હવે ભગવાને આટલું ચલાવી લીધું હોત તો? પણ શું વિચાર કર્યો? અહો! આવા કરૂણાના સાગર સર્વજ્ઞ પ્રભુ છે તો મને સાચું સમજાવ્યું. એ ન હોત તો મને શું ખબર પડત કે આ મારી લબ્ધિનો આહાર નથી. ભગવાને મને ભૂલમાંથી બચાવ્યો. ભગવાનની આજ્ઞા થતાં ઢંઢણમુનિ નિર્જીવ ભૂમિમાં પરઠવવા ગયા. લાડવા ચોળતાં ચોળતાં ઢંઢણમુનિ વિચાર કરવા લાગ્યા કે હે જીવડા! છ છ મહિના વીતી ગયા. તારી લબ્ધિનો આહાર મળતો નથી છતાં હજુ તારે ખાવું છે? તને આહારસંજ્ઞા ઉપર વિજય મેળવી અનાહારક બનવાનું મન કેમ થતું નથી? તારા જબ્બર કર્મનો ઉદય છે. હવે તું આહારસંજ્ઞાનો સંપૂર્ણ વિજેતા બની જા. લાડવા ચોળતાં (૨) શુભ ભાવનાની શ્રેણીએ ચઢયા. આઠમા ગુણસ્થાનકે ચઢી ક્ષપક શ્રેણી માંડી બારમે થઈ તેરમે ગયા ને ચાર ઘાતી કર્મોને ચોળી નાંખી કેવળજ્ઞાનની જ્યોતિ પ્રગટાવી. અને કર્મોને ખપાવીને મોક્ષમાં ગયા. આપણે પણ આ પર્યુષણના દિવસોમાં સૂતેલા આત્માને જગાડવાનો છે. જેનો આત્મા જાગૃત બની સિંહ જેવો શૂરવીર બનશે તે કર્મોને તોડી શકશે. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

**ચરિત્ર**: જનતાના મુખેથી જ્ઞાની ગુરૂ પધાર્યાની વાત સાંભળીને અગ્નિભૂતિ અને વાયુભૂતિ બંને ભાઈઓ ખૂબ ક્રોધથી ધમધમી ઉઠયા. અને લોકોને કહેવા લાગ્યા કે એ વળી મોટો વિશિષ્ટ જ્ઞાની કોણ? એમનામાં કંઈ જ્ઞાન નથી. એ લોકો મંત્ર-તંત્રના પ્રયોગથી લોકોને ઠગે છે. અને એ જૈન સાધુ બહારથી જેવા ગંદા છે તેવા અંદરથી પણ ગંદા છે. એ લોખંડના ગોળાની માફક પોતે તરતા નથી ને બીજાને પણ તારતા નથી. બંધુઓ! જ્ઞાનનો અભિમાન કેવો છે! આવા પવિત્ર મુનિને પણ તેમણે કેવા શબ્દો કહ્યા? જેને જ્ઞાન પચ્યું નથી હોતું તે ખાબોચીયાના ઓછા પાણીમાં રહેલા દેડકાની જેમ ડ્રાઉં ડ્રાઉં કરે છે. તેમ આ બંને બ્રાહ્મણ પુત્રો પણ નંદીવર્ધન ગુરૂની પ્રશંસા સાંભળીને ઈર્ષ્યાની આગમાં જલી ઉઠયા ને દેડકાની માફક ડ્રાઉં ડ્રાઉં કરવા લાગ્યા. શ્રાવકોએ કહ્યું- ભાઈ! તમે એવું ન બોલો. એક વખત તમે એમની પાસે આવશો તો એમના જ્ઞાનનો તમને ખ્યાલ આવશે. આમ કહીને લોકો તો ચાલ્યા ગયા. સંતના દર્શન કર્યા ને તેમનું પ્રવચન સાંભળ્યું. પ્રવચન પૂરું થયા બાદ નંદીવર્ધનમુનિના એક શિષ્ય સત્યભૂતિમુનિ ગામમાં ગૌચરી લેવા માટે જતાં હતાં.

આ સમયે પેલા બે બ્રાહ્મણ પુત્રો નંદીવર્ધનમુનિની પાસે વાદવિવાદ કરી જીત મેળવવા માટે જઈ રહ્યા હતા ત્યાં માર્ગમાં તેમને સત્યભૂતિમુનિનું મિલન થયું.

**સત્યભૂતિ મુનિ પૂછે માર્ગ મેં કહાં જાઓ તુમ ભ્રાતા,**
**વિવાદ કાજે જાવેં મુનિ પાસે, કૈસે વે હૈ જ્ઞાતા હો.**

સત્યભૂતિમુનિએ પેલા બે બ્રાહ્મણ પુત્રને જતાં જોઈને પૂછયું કે તમે કયાં જાઓ છો? ત્યારે તેમણે કહ્યું કે નગર બહાર ઉદ્યાનમાં નંદીવર્ધન નામનો એક જૈન સાધુ આવ્યો છે. તેની સાથે વાદ-વિવાદ કરીને તેને જીતવા માટે અમે જઈએ છીએ. ત્યારે સત્યભૂતિમુનિએ કહ્યું કે હું તેમનો શિષ્ય છું. તમારે મારા ગુરૂ પાસે જવાની પણ જરૂર નથી. તમારે જે વાદવિવાદ કરવો હોય તે મારી સાથે કરી લો ને!

બંધુઓ! આ સત્યભૂતિ મુનિ નાના હતા. મોટા જેટલા ગંભીર હોય છે તેટલા નાના ગંભીર હોતાં નથી. જો તેમનામાં ગંભીરતા હોત તો એમ ન કહેત કે મારી સાથે વાદવિવાદ કરો. એ તો ગુરૂ પાસે મોકલત. મોટા જે ગંભીરતાથી સમાધાન કરી શકે છે તે નાના નથી કરી શકતા. સત્યભૂતિમુનિએ કહ્યું એટલે કહે ભલે, તારામાં કેવું પાણી છે તે જોઈ લઈએ. પછી તારા ગુરૂ પાસે જઈશું. સત્યભૂતિ મુનિએ પૂછયું કે તમે હારી જશો તો શું કરશો? ત્યારે બંને ભાઈના મનમાં જ્ઞાનનું અભિમાન હતું તેથી તે માનતા કે હારે એ બીજા. તેથી બોલ્યા કે તમારા જેવા સાધુ બની જઈશું. એમ કહી માર્ગમાં વિવાદ કરવા લાગ્યા. સત્યભૂતિ મુનિએ કહ્યું કે તમને જે સંશય હોય તે પૂછો, ત્યારે એ બંને ભાઈઓએ કહ્યું કે અમને તો કોઈ સંશય છે જ નહિ, અમે તો પૂર્ણ જ્ઞાની છીએ. માટે તમને જે સંશય હોય તે પૂછો, એટલે મુનિએ તેમને પૂછયું. હે બ્રાહ્મણપુત્રો! તમે કયાંથી આવ્યા છો તે તમે મને કહો. એટલે અભિમાનથી ભરેલા ફૂટબોલની માફક કૂદાકૂદ કરતા બ્રાહ્મણપુત્રોએ હસીને કહ્યું. હે સાધુ! આવું તે શું પૂછે છે કે કયાંથી આવ્યા? કયાંથી આવ્યા શું? અમારા ઘેરથી આવ્યા. એટલી ખબર નથી પડતી તે પૂછે છે? (હસાહસ). ત્યારે સત્યભૂતિમુનિએ કહ્યું. ભાઈ! હું તમને એ વાત નથી પૂછતો. હું તો તમને એમ પૂછું છું કે તમે પૂર્વભવમાં કોણ હતા? ને અહીં કયાંથી આવ્યા છો? ત્યારે બ્રાહ્મણ પુત્રોએ કહ્યું કે પરભવમાં કયાં હતા ને કોણ હતા એ અમને ખબર નથી. આ લોકમાં પરભવની વાત જાણનાર કોણ છે? અમે તો જાણતાં નથી પણ જો તમે જાણતાં હો તો અમને કહો. હવે શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૫૩

**ભાદરવા સુદ ૨ ને ગુરૂવાર** **તા. ૨૬-૮-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

મંગલકારી પર્યુષણપર્વ વીતરાગ પ્રભુનો દિવ્ય સંદેશો લઈને આવ્યા છે. તેમાં ચાર દિવસ તો વ્યતીત થઈ ગયા. આજે પુનિત પર્વના પાંચમા દિવસનુ સોનેરી સુપ્રભાત ઉગ્યું છે. આજે મહાવીર પ્રભુનો જન્મ વાંચવાનો મંગલકારી દિન છે. જગત ઉધ્ધારક ભગવાન મહાવીર સ્વામીએ જગતના જીવો ઉપર અનુકંપાનો ધોધ વહાવીને જીવોને ઉદ્ઘોષણા કરતાં કહ્યું કે હે ભવ્યજીવો ! અનંતકાળથી આત્મા ચાર ગતિ, ૨૪ દંડક અને ૮૪ લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કરી રહ્યો છે. જે માર્ગે જીવ ચાલી રહ્યો છે તે માર્ગે ચાલતાં જીવને યુગના યુગ વીતી ગયા છતાં હજુ પંથ પૂરો કપાતો નથી. એટલે ભવભ્રમણનો અંત ક્યાંથી આવે ? આ પંથ નથી કપાતો તેનું મૂળ કારણ તપાસો. જીવનમાં ગાઢ અંધકાર છવાયેલો છે તેથી જીવને સાચો રસ્તો જડતો નથી. જ્યાં સુધી સાચો રસ્તો જડે નહિ ત્યાં સુધી તેનો અંત પણ ક્યાંથી આવે ? આ જીવ અનંતકાળથી જન્મ-મરણના ચકરાવે ચઢેલો છે. અત્યાર સુધીમાં આપણો આત્મા અનંત વખત જન્મ-મરણ કરી ચૂકયો છે. એકેક જીવાયોનિમાં જીવ ઘણીવાર જઈ આવ્યો છે ને ત્યાં જઈને અનંતા દુઃખો ભોગવ્યા છે, છતાં હજુ જીવ એવો પુરૂષાર્થ નથી કરતો કે ભવચક્રનો અંત આવે.

બંધુઓ ! અજ્ઞાનમાં આથડતો આત્મા વસ્તુના સ્વરૂપને સમજ્યો નથી તેથી આ સંસારમાં અનંતી વખત જન્મ-મરણ કરી રહ્યો છે. ને અનંતા દુઃખો વેઠી રહ્યો છે. જ્ઞાનીઓ કહે છે કે આ સંસાર દુઃખથી ભરેલો છે.

दुहरूवं दुहफलं, दुहाणुबंधी विडंबणारुवं ।
संसार जाणिऊण, नाणी न रइं तहिं कुणइ ॥

આ સંસાર રોગ-શોક આદિ દુઃખથી ભરેલો છે. અને માનવી તેમાં રચ્યોપચ્યો રહે તો નરકાદિ દુઃખરૂપ ફળનો આપનાર છે ને જીવને વારંવાર દુઃખોની સાથે સબંધ કરાવનાર છે. અને વિટંબનારૂપ છે. માટે જ્ઞાની પુરૂષો કહે છે કે આવા સંસારના સ્વરૂપને સમજીને આ સંસારમાં રાગ ન કરો. સંસારમાં અનંત પ્રકારના દુઃખો રહેલાં છે. છતાં ભગવંત કહે છે કે જન્મ-મરણ જેવું બીજું એક પણ દુઃખ નથી. જન્મ-મરણનાં દુઃખો ચાર ગતિમાં ભ્રમણ કરતાં પ્રાણી માત્રના માથે ઉભેલાં છે. મોટો સમ્રાટ ચક્રવર્તિ હોય કે સામાન્ય રાજા હોય છતાં તે નિર્ભય નથી.

કારણ કે જ્યાં સુધી જીવના માથે ભવના ફેરા છે ત્યાં સુધી ભય છે. જીવ મિથ્યાત્વનો ત્યાગ કરીને સમ્યક્ત્વ પામે તો જરૂર ભવનો અંત આવે.

મિથ્યાત્વના કાતિલ ઝેરનું જે જીવ વમન કરે છે તેનો સંસાર કટ થઈ જાય છે. જન્મ-મરણનું મૂળ કારણ મિથ્યાત્વ છે. સાચી માન્યતા તે સમકિત અને વિપરીત માન્યતા તે મિથ્યાત્વ છે. જે જીવ મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યક્ત્વ પામે તેનો સંસાર પરિમિત થઈ જાય. અને તે જીવ વહેલો કે મોડો જરૂર મોક્ષમાં પહોંચવાનો છે. જ્યાં સુધી જીવ સમ્યક્ત્વ નથી પામ્યો ત્યાં સુધી તે ભવમાં ભૂલો પડેલો યાત્રી છે. આ ભવભ્રમણ અટકાવવા માટે સંત-સતીજી કહે છે કે તમે જેમ બને તેમ સંસારનો રાગ છોડી ધર્મારાધના કરો. જો તમે કંઈ ન કરી શકતા હો તો એટલું કરો કે ગામમાં સંત બિરાજતાં હોય તો તેમનાં દર્શન અવશ્ય કરવા. તેમાં કેટલો લાભ થાય તે જાણો છો?

એક વખત કોઈ જ્ઞાની સંત ગામ બહાર ઉદ્યાનમાં પધાર્યા. એક શ્રદ્ધાળુ શ્રાવક સંતને વંદન કરવા જતો હતો. માર્ગમાં એક મિશ્ર દૃષ્ટિવાળો મિત્ર મળ્યો. તેણે પૂછ્યું કે મિત્ર! તમે ક્યાં જઈ રહ્યા છો? ત્યારે શ્રાવકે કહ્યું મારા જ્ઞાની ગુરૂ પધાર્યા છે તેમના દર્શન કરવા માટે જાઉં છું. ત્યારે તે મિત્રે કહ્યું-ગુરૂને દર્શન કરવાથી શું લાભ થાય? શ્રાવકે કહ્યું-મહાન લાભ થાય. ત્યારે મિશ્ર દૃષ્ટિવાળા મિત્રે કહ્યું-તો હું તમારી સાથે દર્શન કરવા આવી શકું? શ્રાવકે કહ્યું-હા. અમારા ધર્મમાં કોઈ પ્રતિબંધ કે ભેદભાવ નથી. ખુશીથી ચાલો. એટલે પેલા મિત્રે સંતદર્શન કરવા માટે ઉત્કૃષ્ટ ભાવથી પગ ઉપાડયો. એટલામાં બીજો મહાન મિથ્યાત્વી મિત્ર મળ્યો. તેણે પૂછ્યું. તમે બંને ક્યાં જાવ છો? ત્યારે મિશ્ર દૃષ્ટિવાળો મિત્ર કહે છે કે અમે સંતના દર્શન કરવા જઈએ છીએ. ત્યારે તે મિથ્યાત્વીએ કહ્યું કે એ જૈનના સાધુડાને શું વંદન કરવા છે? એ તો સ્નાન-મંજન આદિ કરતા નથી. ગંધાતા ને ગોબરા હોય છે એમને વંદન કરવાથી શું લાભ થાય છે? એટલે પેલો મિશ્ર દૃષ્ટિવાળો પાછો હઠી ગયો. વંદન કરવા ન ગયો. શ્રાવકે ગુરૂને વંદન કરીને વિનયપૂર્વક પૂછ્યું-ગુરૂદેવ! મિશ્ર દૃષ્ટીવાળાએ વંદન કરવા પગ ઉપાડયો તેને શું લાભ થયો? જ્ઞાની ગુરૂએ કહ્યું. જે કાળા અડદ જેવો હતો તે છડેલી દાળ જેવો સફેદ બની ગયો. પછી તેને ઉગવાપણું રહેતું નથી. તેમ જે જીવ મિથ્યાત્વનું ફોતરું ઉખાડીને છડેલી દાળ જેવો સફેદ-સમકિતી બની જાય છે તેને ભવમાં ભમવાપણું રહેતું નથી. તેને અર્ધપુદ્ગલપરાવર્તન માત્ર સંસાર બાકી રહ્યો.

દેવાનુપ્રિયો! જુઓ સંતના દર્શન તો કર્યા નથી. માત્ર વંદન કરવા એક પગ ઉપાડયો તેમાં કેટલો લાભ થયો? તમારા સંસારના કામ કરવા ઘણીવાર પગ

ઉપાડયો ને તેમાં ઘણીવાર ઉત્કૃષ્ટ ભાવ આવતો હશે પણ તેનાથી કંઈ લાભ ખરો? સંસારના કાર્યમાં કર્મબંધન સિવાય બીજું કાંઈ નથી. સમ્યક્ત્વની તાકાત તો જુઓ, કહ્યું છે કે.

अंतोमुहुत्तमित्तं पि, फासियं हुज्ज जेहिं सम्मत्तं ।
तेसिं अवड्ढ पुग्गलं, परियट्टो चेव संसारो ॥

જે જીવને અંતમુંહુર્ત પણ સમ્યક્ત્વનો સ્પર્શ થઈ જાય છે તેનો વધુમાં વધુ માત્ર અર્ધપુદ્ગલપરાવર્તન સંસાર બાકી રહે. એથી વધુ કાળ તેને સંસારમાં ભમવાનું રહેતું નથી. જેના શરીરમાં ઝેર હોય તેને મરણનો ભય છે પણ ઝેર નીકળી ગયા પછી મરણનો ડર રહેતો નથી. તેમ જેણે મિથ્યાત્વનાં ઝેર વમી સમ્યક્ત્વ સુધાના પાન કરી લીધા તેનાં જન્મ-મરણનાં ફેરા અંતમાં આવી ગયા. તેમાં શંકા કરવાનું કોઈ કારણ નથી.

બંધુઓ! સમ્યક્ત્વ એ કોઈ બહારની ચીજ નથી. એ આત્માનો ગુણ છે. સમ્યક્ત્વ પ્રગટ થાય એટલે તેનો સ્વાદ આવ્યા વિના ન રહે. હું તમને પૂછું છું કે તમે મોઢામાં સાકરનો ટુકડો નાંખો તો તેનો સ્વાદ આવે કે નહિ? કેરી ખાઓ તો તેના સ્વાદની ખબર પડે કે નહિ? ત્યાં તો તરત બોલી ઉઠો છો કે અહો! શું સાકરની મીઠાશ છે! શું કેરીનો સ્વાદ છે! તે જ રીતે આત્મામાં સમ્યગ્દર્શન આદિ ગુણો પ્રગટે તો તેનો સ્વાનુભવ શું ન થાય? જરૂર થાય. કારણકે આત્મા તો સંવેદનશીલ છે. સુખ-દુઃખ આદિ દરેક વસ્તુનું આત્માને સંવેદન થાય છે. તેમ જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિ કોઈપણ ગુણ આત્મામાં પ્રગટ થયો હોય તો તેનો સ્વાનુભવ આત્માને જરૂર જાગવો જોઈએ. જેમ કોઈ બિમારીથી અશક્ત બની ફિક્કા બની ગયેલા માણસના શરીરમાં નવું લોહી આવે એટલે તેના શરીરની આખી રોનક બદલાઈ જાય છે. તેમ આત્મામાં સમ્યક્ત્વનો ગુણ પ્રગટે એટલે આત્માની દશા બદલાઈ જાય છે. સમ્યક્દર્શન જ્ઞાન અને ચારિત્રમાં આત્મા રમણતા કરતો થઈ જાય એટલે સમજી લેવું કે હવે નૌકા કિનારે પહોંચવાની અણી ઉપર છે.

સમ્યક્ત્વ પામવા માટે સર્વ પ્રથમ રાગ અને દ્વેષ પાતળા પાડવા પડશે. "**रागोय दोसो वि य कम्मबीयं**" કારણકે રાગ અને દ્વેષ એ બંને કર્મનાં બીજ છે. એ બંને કર્મબંધનના હેતુ છે. તેનો નાશ થશે એટલે કર્મબંધ થતો અટકી જશે. જ્યાં કર્મબંધ અટકે ત્યાં જન્મ-મરણ અટકે. અને આત્મા મૃત્યુંજય બની જાય છે. પછી તેને માથે કાળનો ભય રહેતો નથી. આમ તો કાળ સર્વભક્ષી કહેવાય છે. પણ જે આત્માઓ રાગ-દ્વેષનો ક્ષય કરે છે તે કાળનો કોળીયો કરી જાય છે. ભગવંત કહે છે કે-

"रागस्स दोसस्स य संखएणं, एगंत सोक्खं समुवेइ मोक्खं ।"

રાગ અને દ્વેષનો ક્ષય કરનાર આત્મા એકાંત સુખનું સ્થાન એવા મોક્ષપદને પામે છે. હવે તમે જ કહો કે જે આત્મા અજર, અમર એવા મોક્ષ સ્થાનને પામે તેને કાળ શું કરશે ? ત્યાં તો કાળને પણ કિંકર થઈને રહેવું પડે છે. ઋષભદેવ ભગવંત, મહાવીરસ્વામી આદિ મહાનપુરૂષો જે મોક્ષપદને પામ્યા છે તે કાળ નથી કરી ગયા પણ કાળનો કોળિયો કરી ગયા છે. આપણે ઉપચારથી કહીએ છીએ કે તે કાળ કરી ગયા અગર મૃત્યુ પામ્યા પણ વાસ્તવિક રીતે જોઈએ તો તેમનું મૃત્યુ નથી થયું પણ તેમણે મૃત્યુનું મૃત્યુ કર્યું. હવે એ મહાનપુરૂષો કયારે પણ જન્મ પામવાના નથી અને મરવાના નથી. એ તો અજર અમર પદ પામ્યા ! રાગ-દ્વેષને જીતી લેવાય તો આપણો આત્મા પણ એક દિવસ એ સ્થાનને પામી શકે. જ્યાં સુધી રાગ-દ્વેષનાં મૂળીયા ઉખડયા નથી ત્યાં સુધી સંસાર ઉભો છે. એક વસ્તુ પ્રત્યે રાગ અને બીજી વસ્તુ પ્રત્યેનો દ્વેષ ખરાબી કરે છે. કોઈપણ વસ્તુ કે વ્યક્તિ ખરાબ નથી પણ એના પ્રત્યેની મમતા, રાગ અને દ્વેષ એ ખરાબ છે. એ ખરાબી દૂર ન થાય ત્યાં સુધી આત્માની આબાદી થતી નથી. પણ બરબાદી થાય છે. રાગ-દ્વેષ, કામ, ક્રોધ, મદ, મત્સર એ બધા અંદરના આસુરી તત્ત્વો છે. જેને પાપ વિકારો કહેવામાં આવે છે. શરીરમાં આરોગ્યની પ્રાપ્તિ થતાં જેમ વ્યાધિ વિકારો રહેતા નથી તેમ ધર્મરૂપ ભાવ આરોગ્યની પ્રાપ્તિ થતાં પાપ વિકારો પણ રહેતા નથી. પાપ સંપૂર્ણ નષ્ટ થતાં આત્મા પરમાત્મપદની પ્રાપ્તિ કરે છે.

કેવળજ્ઞાન અને કેવળદર્શન એ જીવનું શુધ્ધ સ્વરૂપ છે. રાગ-દ્વેષ અને મોહ એ આત્માનું શુધ્ધ સ્વરૂપ નથી. વિરૂપ છે. જેમ કોઈ માણસના શરીરે કોઢ નીકળે તો તેનું શરીર બેડોળ બની જાય છે. એ શરીરનું સ્વરૂપ નથી પણ વિરૂપ છે. તેમ જ્યારે આત્મામાં કષાયોનો પ્રવેશ થાય ત્યારે તે ધમધમી ઉઠે છે. તે શું આત્માનું સ્વરૂપ કહેવાય ? ક્રોધ આવે ત્યારે માણસની મુખાકૃતિ બેડોળ બની જાય છે ને ? ક્રોધ આવે ત્યારે અરીસામાં મુખ જોઈ લેવું એટલે સમજાશે કે મારું મુખ કેવું લાગે છે ? કષાય અને રાગ-દ્વેષ એ આત્માના સ્વરૂપને રાક્ષસ જેવું બિહામણું બનાવનાર છે. એ આત્માનું સ્વરૂપ નથી પણ વિરૂપ છે. જીવ પોતાના સ્વરૂપને સમજ્યો નથી તેથી અનંતકાળમાં અનંતી વખત જન્મ્યો ને મર્યો છે. માટે હવે આ માનવભવ પામીને આત્મસ્વરૂપની પિછાણ કરો. આત્માના સ્વરૂપની ઓળખાણ એ સાચી સમજ છે.

દેવાનુપ્રિયો ! આપણે સમ્યક્ત્વ વિષે વાત ચાલતી હતી. સમ્યક્ત્વ પામેલો જીવ સાચા માર્ગે ચઢેલો છે. સમ્યક્ત્વ પામ્યા વિનાના દરેક જીવો ભવની ભૂલવણીમાં ભૂલા પડેલાં છે. અનંતકાળથી જીવની દૃષ્ટિ પર તરફ છે તેથી તે પોતાના સગા-

સબંધી, પૈસા, પેઢી આદિ કોઈને ભૂલ્યો નથી પણ પોતાને ભૂલી ગયો છે. જે બધાને યાદ કરે અને પોતાને ભૂલી જાય તે કેવી ભૂલવણી કહેવાય? તમારે ઘેર લગ્નપ્રસંગ આવે ત્યારે તમારા સગા-સંબંધી, ઓળખીતા, આડોશી-પાડોશી બધાને યાદ કરી કરીને કંકોત્રી લખો છો ને? તમે કોઈને ભૂલી જાવ ખરા? "ના" બધાને યાદ કરનાર એક પોતાને ભૂલી જાય તે કેવી અજબ ગજબની વાત કહેવાય? બસ, આનું નામ સંસારની ભૂલભૂલવણી કહેવાય. આ સંસારની માયાજાળરૂપી ભૂલવણીમાં આત્મારૂપી પથિક ભૂલો પડયો છે. અને અનંતકાળથી ચાર ગતિમાં અથડાયા કરે છે.

જીવ સ્વને ભૂલ્યો અને પરને પોતાનાં માન્યા આ જીવની મોટામાં મોટી ભૂલ છે. અને આ એક ભૂલમાંથી બીજી અનેક ભૂલો ઉભી થઈ છે. જીવ જેને પોતાના માને તેના પ્રત્યે મમત્વ બંધાય છે અને તેના કારણે પાપનું આચરણ કરી કર્મો બાંધે છે. ઘણાં ભાઈઓ એમ કહે છે કે મહાસતીજી! આજે સરકારી ખાતાઓમાં અંધેરખાતું ચાલે છે. લાગવગ અને લાંચ રૂશ્વત વિના વાત નથી. કેટલું અંધેર! પણ ભાઈ! હું તમને પૂછું છું કે સરકારી ખાતાનું અંધેર ખટક્યું છે તેવું આત્માનું અંધેરખાતું ખટકે છે ખરું? આત્માનું અંધેરખાતું ભવોભવમાં હેરાન કરશે.

આ જીવને ભૂલા પડવાનાં ઘણાં સ્થાનો રહેલાં છે. પણ પહેલાં હું તમારી વાત કરું પછી બીજી વાત. માની લો કે તમે કોઈ અજાણ્યા શહેરમાં ગયા. ત્યાંના રસ્તાની ખબર ન હોય તો ભૂલા પડી જાઓ કે નહિ? કોઈ મોટા બાગ બગીચામાં ફરવા માટે જાઓ ત્યાં સરખા રસ્તા હોય તો ત્યાં પણ ભૂલા પડી જવાય કે નહિ? કોઈ જંગલમાં જાઓ ત્યાં અનેક માર્ગો ફાટતા હોય છે. તો અવળા રસ્તે ચઢી જવાય તો ભૂલા પડી જાઓ ને? ઘણાં ભવ્ય મકાનો એવા હોય છે કે ક્યાંથી કેમ જવું તે ખબર નથી પડતી. એવા ઓરડામાં ઓરડા હોય કે માણસ મુંઝાઈ જાય છે. એટલે ત્યાં પણ ભૂલો પડી જાય છે. બસ, આ રીતે જીવનું પણ તમે સમજો.

આપણો આત્મા પણ ભવનગરમાં ભૂલો પડેલો છે. આ ભવનગરમાં ચાર ગતિરૂપ ચાર મોટા રસ્તા છે. અને ચોરાશી લાખ જીવાયોનિરૂપ મોટી મોટી ચોરાશી પોળો છે. આ ભવનગરમાં અનાદિકાળથી ભૂલો પડેલો જીવ ક્યારેક મનુષ્યમાંથી તિર્યંચમાં જાય છે. ક્યારેક નરક ગતિમાં તો ક્યારેક દેવગતિમાં જાય છે. તો ક્યારેક મનુષ્ય મરીને પાછો મનુષ્ય બને છે. મનુષ્યમાં પણ ક્યારેક બ્રાહ્મણ-ક્ષત્રિય-ચંડાળ-વૈશ્ય આદિ કુળમાં જન્મે છે ને તિર્યંચમાં ક્યારેક સિંહ વાઘ હાથી ઘોડા ચકલી પોપટ કીડી મંકોડા રૂપે જન્મે છે. આ રીતે જીવ ચાર ગતિમાં ભમ્યા કરે છે. તે ભવનગરમાં એવો ભૂલો પડયો છે કે તેને સાચો માર્ગ જડતો નથી. આ ભૂલો શાને કારણે

પડયો છે? તે તમને સમજાય છે? જે પર પદાર્થો પોતાના નથી તેને પોતાના માની લીધા છે. સંસારના દરેક પદાર્થો પર છે. અરે, ખુદ પોતાનું શરીર પણ પર છે. આ સંસારમાં જ્યાં સુધી સ્વાર્થ હોય છે ત્યાં સુધી સૌ ખમ્મા ખમ્મા કરે છે ને સ્વાર્થ પૂરો થતાં પોતાના માનેલા પરાયા બની જાય છે. આ તો તમારા અનુભવની વાત છે ને? માટે સમજો. આ સંસારમાં કોણ પોતાનું અને કોણ પરાયું? કોના ઉપર મમતા રાખવાની છે? સ્વ અને પરનું જીવને ભેદજ્ઞાન થઈ જાય તો ભવનગરમાં ભૂલો પડેલો યાત્રી સાચા માર્ગે ચઢી જાય. પણ સંસારના સુખમાં રચ્યોપચ્યો રહે તો તેનો ઉધ્ધાર કયાંથી થાય?

હે મહાનુભાવો! આ મહાવીરપ્રભુનું શાસન એ કંઈ નમાલાનું શાસન નથી પણ વીરનું શાસન છે. આ શાસનમાં શ્રાવક અને શ્રાવિકાઓ કસોટીના સમયમાં કેવા દૃઢ રહ્યા છે! અંબડ સંન્યાસીએ સુલશા શ્રાવિકાની શ્રધ્ધાનું માપ કાઢવા માટે કેટલા રૂપ લીધા, છતાં સુલશા ન ઠગી ત્યારે અંબડ પગમાં પડયો. એ સુલશાની શ્રધ્ધા જોઈને અંબડ અંતરમાં ખૂબ આનંદ પામ્યો. આ રીતે સુદર્શનના જીવનનો એક પ્રસંગ છે.

એક વખત ભગવાન મહાવીરસ્વામી ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં રાજગૃહી નગરીની બહાર ઉદ્યાનમાં પધાર્યા છે. તે સમાચાર નગરમાં પહોંચ્યા. આ સમયે નગરીની બહાર અર્જુનમાળીનો ભયંકર ઉપદ્રવ હતો. એટલે રાજગૃહી નગરીના દરવાજા બંધ રાખવામાં આવતા. કોઈ નગર બહાર જવા તૈયાર થતું ન હતું ને કોઈ જાય તો દ્વારપાળ જતાં રોકી દેતો. ભગવાનનું આગમન થયું છે તે જાણી સુદર્શન શેઠના મનનો મોરલો નાચી ઉઠયો. તે ભગવાનના અનંત ઉપકારને યાદ કરતાં પ્રભુને વંદન કરવા માટે જવા તૈયાર થયા.

બંધુઓ! તમને રોજ સવારમાં ઉઠીને ચા-નાસ્તો યાદ આવે છે પણ પ્રભુ યાદ આવે છે ખરા? આ માનવભવની પ્રાપ્તિ કરાવવામાં વીતરાગના શાસનનો મહાન ઉપકાર છે. આ માનવભવ આપણને કેમ મળ્યો? આ માનવભવની પ્રાપ્તિ કરાવવામાં માત-પિતા કે તમારા ભોગવિલાસ સહાયક નથી. પત્ની કે પુત્ર-પરિવાર નહિ પણ પૂર્વભવમાં જીવ પ્રકૃતિનો વિનિત, ભદ્રિક, અનુકંપાવાન અને અભિમાન છોડી સરળ બન્યો હશે તેમજ વીરવાણીનું આલંબન લઈને ધર્મની ખૂબ આરાધના કરી હશે તેથી પુણ્યની એક ચિઠ્ઠી ફાટી અને આ મનુષ્યભવમાં જીવ ટ્રાન્સફર થયો. આ માનવ જન્મમાં પણ આર્યદેશ, ઉત્તમકુળ, પાંચે ઈન્દ્રિઓ પરિપૂર્ણ, દીર્ઘ આયુષ્ય, આરોગ્ય, અને બધી સુખની સામગ્રીઓ આ બધું મળ્યું. સવારમાં ઉઠતા વેંત ચા-પાણી નહિ પણ વીતરાગપ્રભુની વાણી યાદ આવવી જોઈએ કે ધર્મ અને પાપનો વિવેક કરાવનાર હે ભગવાન, તારી વાણી છે. તારી વાણી સાંભળીને આ પર્યુષણ પર્વના

સબંધી, પૈસા, પેઢી આદિ કોઈને ભૂલ્યો નથી પણ પોતાને ભૂલી ગયો છે. જે બધાને યાદ કરે અને પોતાને ભૂલી જાય તે કેવી ભૂલવણી કહેવાય? તમારે ઘેર લગ્નપ્રસંગ આવે ત્યારે તમારા સગા-સંબંધી, ઓળખીતા, આડોશી-પાડોશી બધાને યાદ કરી કરીને કંકોત્રી લખો છો ને? તમે કોઈને ભૂલી જાવ ખરા? "ના" બધાને યાદ કરનાર એક પોતાને ભૂલી જાય તે કેવી અજબ ગજબની વાત કહેવાય? બસ, આનું નામ સંસારની ભૂલભૂલવણી કહેવાય. આ સંસારની માયાજાળરૂપી ભૂલવણીમાં આત્મારૂપી પથિક ભૂલો પડયો છે. અને અનંતકાળથી ચાર ગતિમાં અથડાયા કરે છે.

જીવ સ્વને ભૂલ્યો અને પરને પોતાનાં માન્યા આ જીવની મોટામાં મોટી ભૂલ છે. અને આ એક ભૂલમાંથી બીજી અનેક ભૂલો ઉભી થઈ છે. જીવ જેને પોતાના માને તેના પ્રત્યે મમત્વ બંધાય છે અને તેના કારણે પાપનું આચરણ કરી કર્મો બાંધે છે. ઘણાં ભાઈઓ એમ કહે છે કે મહાસતીજી! આજે સરકારી ખાતાઓમાં અંધેરખાતું ચાલે છે. લાગવગ અને લાંચ રૂશ્વત વિના વાત નથી. કેટલું અંધેર! પણ ભાઈ! હું તમને પૂછું છું કે સરકારી ખાતાનું અંધેર ખટક્યું છે તેવું આત્માનું અંધેરખાતું ખટકે છે ખરું? આત્માનું અંધેરખાતું ભવોભવમાં હેરાન કરશે.

આ જીવને ભૂલા પડવાનાં ઘણાં સ્થાનો રહેલાં છે. પણ પહેલાં હું તમારી વાત કરું પછી બીજી વાત. માની લો કે તમે કોઈ અજાણ્યા શહેરમાં ગયા. ત્યાંના રસ્તાની ખબર ન હોય તો ભૂલા પડી જાઓ કે નહિ? કોઈ મોટા બાગ બગીચામાં ફરવા માટે જાઓ ત્યાં સરખા રસ્તા હોય તો ત્યાં પણ ભૂલા પડી જવાય કે નહિ? કોઈ જંગલમાં જાઓ ત્યાં અનેક માર્ગો ફાટતા હોય છે. તો અવળા રસ્તે ચઢી જવાય તો ભૂલા પડી જાઓ ને? ઘણાં ભવ્ય મકાનો એવા હોય છે કે ક્યાંથી કેમ જવું તે ખબર નથી પડતી. એવા ઓરડામાં ઓરડા હોય કે માણસ મુંઝાઈ જાય છે. એટલે ત્યાં પણ ભૂલો પડી જાય છે. બસ, આ રીતે જીવનું પણ તમે સમજો.

આપણો આત્મા પણ ભવનગરમાં ભૂલો પડેલો છે. આ ભવનગરમાં ચાર ગતિરૂપ ચાર મોટા રસ્તા છે. અને ચોરાશી લાખ જીવાયોનિરૂપ મોટી મોટી ચોરાશી પોળો છે. આ ભવનગરમાં અનાદિકાળથી ભૂલો પડેલો જીવ ક્યારેક મનુષ્યમાંથી તિર્યંચમાં જાય છે. ક્યારેક નરક ગતિમાં તો ક્યારેક દેવગતિમાં જાય છે. તો ક્યારેક મનુષ્ય મરીને પાછો મનુષ્ય બને છે. મનુષ્યમાં પણ ક્યારેક બ્રાહ્મણ-ક્ષત્રિય-ચંડાળ-વૈશ્ય આદિ કુળમાં જન્મે છે ને તિર્યંચમાં ક્યારેક સિંહ વાઘ હાથી ઘોડા ચકલી પોપટ કીડી મંકોડા રૂપે જન્મે છે. આ રીતે જીવ ચાર ગતિમાં ભમ્યા કરે છે. તે ભવનગરમાં એવો ભૂલો પડયો છે કે તેને સાચો માર્ગ જડતો નથી. આ ભૂલો શાને કારણે

પડયો છે? તે તમને સમજાય છે? જે પર પદાર્થો પોતાના નથી તેને પોતાના માની લીધા છે. સંસારના દરેક પદાર્થો પર છે. અરે, ખુદ પોતાનું શરીર પણ પર છે. આ સંસારમાં જયાં સુધી સ્વાર્થ હોય છે ત્યાં સુધી સૌ ખમ્મા ખમ્મા કરે છે ને સ્વાર્થ પૂરા થતાં પોતાના માનેલા પરાયા બની જાય છે. આ તો તમારા અનુભવની વાત છે ને? માટે સમજો. આ સંસારમાં કોણુ પોતાનું અને કોણુ પરાયું? કોના ઉપર મમતા રાખવાની છે? સ્વ અને પરનું જીવને ભેદજ્ઞાન થઈ જાય તો ભવનગરમાં ભૂલો પડેલો યાત્રી સાચા માર્ગે ચઢી જાય. પણ સંસારના સુખમાં રચ્યોપચ્યો રહે તો તેનો ઉધ્ધાર કયાંથી થાય?

હે મહાનુભાવો! આ મહાવીરપ્રભુનું શાસન એ કંઈ નમાલાનું શાસન નથી પણ વીરનું શાસન છે. આ શાસનમાં શ્રાવક અને શ્રાવિકાઓ કસોટીના સમયમાં કેવા દૃઢ રહ્યા છે! અંબડ સંન્યાસીએ સુલશા શ્રાવિકાની શ્રધ્ધાનું માપ કાઢવા માટે કેટલા રૂપ લીધા, છતાં સુલશા ન ડગી ત્યારે અંબડ પગમાં પડયો. એ સુલશાની શ્રધ્ધા જોઈને અંબડ અંતરમાં ખૂબ આનંદ પામ્યો. આ રીતે સુદર્શનના જીવનનો એક પ્રસંગ છે.

એક વખત ભગવાન મહાવીરસ્વામી ગ્રામાનુગ્રામ વિચરતાં વિચરતાં રાજગૃહી નગરીની બહાર ઉદ્યાનમાં પધાર્યા છે. તે સમાચાર નગરમાં પહોંચ્યા. આ સમયે નગરીની બહાર અર્જુનમાળીનો ભયંકર ઉપદ્રવ હતો. એટલે રાજગૃહી નગરીના દરવાજા બંધ રાખવામાં આવતા. કોઈ નગર બહાર જવા તૈયાર થતું ન હતું ને કોઈ જાય તો દ્વારપાળ જતાં રોકી દેતો. ભગવાનનું આગમન થયું છે તે જાણી સુદર્શન શેઠના મનનો મોરલો નાચી ઉઠયો. તે ભગવાનના અનંત ઉપકારને યાદ કરતાં પ્રભુને વંદન કરવા માટે જવા તૈયાર થયા.

બંધુઓ! તમને રોજ સવારમાં ઉઠીને ચા-નાસ્તો યાદ આવે છે પણ પ્રભુ યાદ આવે છે ખરા? આ માનવભવની પ્રાપ્તિ કરાવવામાં વીતરાગના શાસનનો મહાન ઉપકાર છે. આ માનવભવ આપણને કેમ મળ્યો? આ માનવભવની પ્રાપ્તિ કરાવવામાં માત-પિતા કે તમારા ભોગવિલાસ સહાયક નથી. પત્ની કે પુત્ર-પરિવાર નહિ પણ પૂર્વભવમાં જીવ પ્રકૃતિનો વિનિત, ભદ્રિક, અનુકંપાવાન અને અભિમાન છોડી સરળ બન્યો હશે તેમજ વીરવાણીનું આલંબન લઈને ધર્મની ખૂબ આરાધના કરી હશે તેથી પુણ્યની એક ચિઠ્ઠી ફાટી અને આ મનુષ્યભવમાં જીવ ટ્રાન્સફર થયો. આ માનવ જન્મમાં પણ આર્યદેશ, ઉત્તમકુળ, પાંચે ઈન્દ્રિઓ પરિપૂર્ણ, દીર્ઘ આયુષ્ય, આરોગ્ય, અને બધી સુખની સામગ્રીઓ આ બધું મળ્યું. સવારમાં ઉઠતા વેંત ચા-પાણી નહિ પણ વીતરાગપ્રભુની વાણી યાદ આવવી જોઈએ કે ધર્મ અને પાપનો વિવેક કરાવનાર હે ભગવાન, તારી વાણી છે. તારી વાણી સાંભળીને આ પર્યુષણ પર્વના

પવિત્ર દિવસોમાં દયા-દાન સંયમ-તપ-ત્યાગ વિગેરે કરવાની પ્રેરણા મળી છે, આ જન્મ પૂરો થતાં વિરાટ વિશ્વમાં ૮૪ લાખ જીવાયોનીની ભૂલભૂલામણી જેવી ભવનગરની વિશાળ પોળોમાં ગુમ ન થઈ જવાય અને મોક્ષ તરફ પ્રયાણ થવામાં હે પ્રભુ! તારો અને તારી વાણીનો અનંત ઉપકાર છે.

**અર્જુનનો ભયંકર ઉપદ્રવ હોવાથી માતા પિતાની રૂકાવટ** : સુદર્શન શેઠ પ્રભુના આવા અનંત ઉપકારને યાદ કરતાં પ્રભુને વંદન કરવા જવા માટે તૈયાર થાય છે. આ વખતે સુદર્શન શેઠની ઉંમર નાની હતી. એમના માતા-પિતા કહે છે બેટા! નગરની બહાર અર્જુનમાળીનો ભયંકર ઉપદ્રવ છે. તે રોજ છ પુરૂષ અને એક સ્ત્રીની હત્યા કરે છે. ભગવાનના પરમ ભક્ત કહેવાતાં શ્રેણીક મહારાજા પણ બહાર નીકળ્યા નથી. તો તું ક્યાં જાય છે? હમણાં જવું નથી. ખૂબ સમજાવ્યા પણ સુદર્શન શેઠ ડગતા નથી. તેમને તો એક જ ભાવના જાગી છે કે શું મારા અનંતા ઉપકારી ત્રિકાળીનાથ ભગવાન પધાર્યા હોય ને હું ઘરમાં બેસી રહું? પ્રભુનાં દર્શન વિના કેમ રહેવાય? ખાધા વિના રહી શકીશ પણ પ્રભુના દર્શન કર્યા વિના નહિ રહી શકું. કદાચ પ્રભુના દર્શન કરવા જતાં અર્જુનમાળી મને ઉપદ્રવ કરશે ને મારું મૃત્યુ થશે તો તેમાં શું વાંધો છે? ભગવાન તો મૃત્યુનું પણ મૃત્યુ નીપજાવનાર છે. તેમના દર્શનના ભાવમાં મરીશ તો મારું કલ્યાણ થશે. એમ કહીને દૃઢધર્મી સુદર્શન શેઠ પ્રભુના દર્શન કરવા નીકળ્યા.

**"દૃઢધર્મી સુદર્શન ભગવાનના દર્શને ચાલ્યા"** : નગરના દરવાજે આવ્યા ત્યાં કોટવાળે ખૂબ રોક્યા. પણ એ તો કોઈના રોક્યા રોકાયા નહિ. નગર બહાર નીકળ્યા કે સામેથી જેના શરીરમાં મુદ્ગરપાણી યક્ષ પ્રવેશેલો છે તેવો અર્જુનમાળી હાથમાં મુદ્ગલ ઉછાળતો આવી રહ્યો છે. સુદર્શન શેઠે તે જોયું. આ સમયે સુદર્શન શેઠને એવો વિચાર ન થયો કે હાય...હાય હવે મારું આવી બન્યું. હું મરી જઈશ તો મારી પત્ની અને છોકરાઓનું શું થશે? એ તો પ્રભુના ઉપકારને યાદ કરવા લાગ્યા. અહો પ્રભુ! આ જીવ એક વખત અનંતકાયમાં ટકાના ત્રણ શેરના ભાવે તોલાતો હતો, ત્યાંથી અનેક કષ્ટો સહન કરતો કરતો આટલો ઉંચે મનુષ્યભવમાં આવ્યો. અહીં પણ પ્રાણી માત્ર પ્રત્યે દયા, જડ વિષયો પ્રત્યેનો વિરાગ, તપ-ત્યાગ અને સાધના આ બધું પામવામાં હે પ્રભુ! તારો કેટલો ઉપકાર છે! એવા અનંત ઉપકારી મારા પ્રભુ! તારા દર્શન કરવા આવતાં મને કંઈ થવાનું નથી. જેનું આયુષ્ય બળવાન છે તેને કોઈ મારનાર નથી. ને આયુષ્ય એ નિમિત્તે પૂર્ણ થયું હશે તો કોઈ બચાવવા સમર્થ નથી. એવી મને અટલ શ્રધ્ધા છે. તારા દર્શને આવતાં કદાચ મારું મૃત્યુ થશે તો મારું મરણ સુધરી જશે તે નિ:શંક વાત છે.

**"સાગારી સંથારો"** : બંધુઓ! જુઓ, શ્રધ્ધા શું કામ કરે છે? સુદર્શન શેઠ મૃત્યુથી ગભરાયા નહિ, તેમણે ભૂમિનું પડિલેહણ કરીને સાગારી સંથારો કર્યો તેમણે આહાર, શરીર અને ઉપધિ પ્રત્યેથી મમત્વ ઉઠાવી લીધું. ભગવાનના અનંત ઉપકારને યાદ કરી નમસ્કાર કરી પંચ પરમેષ્ઠીના ધ્યાનમાં લીન બન્યા. તમે સમજો તો નવકારમંત્ર જેવો બીજો એક પણ મંત્ર નથી. આજનો માનવી ભૌતિક સુખ માટે કોઈ કહે તેટલા મંત્ર-જાપ કરે છે પણ વારસાગત મળેલાં નવકારમંત્રનું મહત્વ સમજતો નથી. સુદર્શન શેઠના જીવનમાં પ્રભુ પ્રત્યે અખૂટ શ્રધ્ધા હતી. એના અણુઅણુમાં નવકારમંત્રનો ગુંજારવ થઈ રહ્યો હતો. તેથી તેમના આત્માનું અલૌકીક તેજ ઝળહળી ઉઠયું.

**"શેઠની શ્રધ્ધાના બળે અર્જુનના હાથ સ્થંભી ગયા"** : આ સમયે માર માર કરતો અર્જુનમાળી ત્યાં પહોંચી ગયો. સુદર્શનને મારવા માટે મુદ્ગર ઉંચું કરે છે ત્યાં એના હાથ સ્થિર થઈ ગયા. નથી ઉંચા થતાં કે નથી નીચા થતાં, અર્જુનમાળીએ આજ સુધીમાં ઘણાંનાં પ્રાણ લીધા પણ આવો માનવી કોઈ મળ્યો ન હતો. અર્જુનમાળીના કોઠામાં પ્રવેશેલો યક્ષ સુદર્શનશેઠનું તેજ ઝીલી શકયો નહિ, એટલે તેના કોઠામાંથી નીકળીને ભાગી ગયો. અર્જુન લૂસ થઈને નીચે પડી ગયો. થોડીવારે શુધ્ધિમાં આવતાં સુદર્શનને પૂછે છે ભાઈ! તમે કોણ છો ને અહીં કયાંથી? આ નગરના દરવાજા બંધ કેમ છે? બંધુઓ! આ ઉપદ્રવ કરનારો યક્ષ હતો. અર્જુન ન હતો. આ યક્ષ તેના કોઠામાં પ્રવેશવાનું કારણ શું હતું? તે તમે જાણો છો? આ અર્જુનમાળી અને તેની પત્ની મુદ્ગરપાણી યક્ષની વર્ષોથી ભક્તિ કરતાં હતાં. એક વખત કોઈ છ લંપટ પુરૂષોએ અર્જુનને પકડી બાંધી દઈને તેની નજર સમક્ષ તેની પત્ની બંધુમતીની ઈજ્જત લૂંટી. તેથી અર્જુનમાળીને ક્રોધ આવ્યો ને ક્રોધના આવેશમાં બોલી ઉઠયો- હે યક્ષ આટલા વર્ષો તારી પૂજા કરી તેમાં ધૂળ પડી. તારા જ મંદિરમાં મારી નજર સામે મારી પત્નીની લાજ લૂંટાય ને તું રક્ષા ન કરે તો તારામાં શું શક્તિ છે? આવું બોલ્યો એટલે તે મૂર્તિનો અધિષ્ઠાતા યક્ષદેવ અર્જુનના કોઠામાં પ્રવેશ્યો ને તે છ પુરૂષો અને તેની પત્નીને મારી નાંખ્યા. ત્યારથી તે દરરોજ છ પુરૂષો અને એક સ્ત્રીની ઘાત કરતો હતો.

સુદર્શન શેઠે અર્જુન પાસે બધી વાતનો ખુલાસો કર્યો. આ સાંભળીને અર્જુનમાળીને ખૂબ પશ્ચાતાપ થયો. અરેરે... હું કેવો પાપી! મેં આટલા બધા જીવોની ઘાત કરી. મારું શું થશે? તે સુદર્શનને પૂછે છે તમે કયાં જાઓ છો? તો કહે છે મહાવીર પ્રભુના દર્શન કરવા જાઉં છું. ત્યારે અર્જુને પૂછયું કે હું ત્યાં આવી શકું છું? સુદર્શને કહ્યું. ભગવાનને તો કોઈના પ્રત્યે રાગ-દ્વેષ નથી. એ તો

વીતરાગ છે. તેમની પાસે કોઈ જાતનો ભેદભાવ નથી. ચાલો મારી સાથે. એને ખૂબ આશ્વાસન આપી સુદર્શન શેઠ ભગવાન પાસે લાવ્યા. એણે પ્રભુના દર્શન કર્યા. પ્રભુની વાણી સાંભળી. તેના હૃદયનું અજબ પરિવર્તન થઈ ગયું.

રોજના સાત સાત ખૂન કરનારો પાપી પણ પ્રભુની વાણી સાંભળીને પાવન બની ગયો. ને વૈરાગ્ય પામીને દીક્ષા લીધી. પ્રભુની વાણીમાં કેવું અદ્ભૂત સામર્થ્ય છે! આવો પાપી એક વખત ભગવાનની વાણી સાંભળીને વૈરાગ્ય પામી ગયો. તમે એના જેવા તો નથી ને? 'ના'. તમે આટલી જિંદગીમાં એક પણ મનુષ્યનું ખૂન કર્યું છે? 'ના'. એના જેવા તમે નથી. છતાં વર્ષોથી વીરવાણી સાંભળો છો પણ હજુ સંસાર છોડવાનું મન થાય છે ખરું? 'ના'. તો મારે તમને કેવા કહેવા? (હસાહસ). અર્જુનમાળીએ દીક્ષા લઈને નિર્ણય કર્યો કે મેં જેટલા જોશથી પાપ કર્યા તેનાથી અધિક જોશથી ધર્મ કરું, તપ કરું, સંયમ પાળું. પહેલા જેવો ઘોર પાપી હતો તેનાથી અધિક ધર્માત્મા બનું. ખરેખર તેમણે એવો પુરૂષાર્થ કર્યો કે છ મહિનામાં કર્મના ભૂક્કા ઉડાડી દીધા.

આ અર્જુનમાળીને પ્રભુની પાસે લાવી કલ્યાણ કરાવવામાં સહાયક કોણ હતો? એ તમારા જેવો શ્રાવક હતો ને? જો સુદર્શન શેઠ હિંમત કરીને નીકળ્યા ન હોત તો આ ઉપદ્રવ શાંત થવાનો ન હતો. પ્રભુ પ્રત્યેની અતૂટ શ્રધ્ધાના બળે યક્ષ જેવો યક્ષ ભાગી ગયો. જુઓ, શ્રધ્ધાનું બળ કેવું છે! શ્રધ્ધા એ અમૂલ્ય સંજીવની છે.

ટૂંકમાં મારે તમને એ સમજાવવું છે કે માણસની શ્રધ્ધા શું કામ કરે છે? શ્રધ્ધા હોય તો મારણાંતિક ઉપસર્ગમાંથી પણ બચી શકાય છે. માટે ધર્મમાં શ્રધ્ધા રાખો. વીતરાગ વચનમાં યથાર્થ શ્રધ્ધા રાખવી તેનું નામ સમ્યગ્દર્શન છે. જીવ જ્યારે સમકિત પામે છે ત્યારે તેને પોતાની સ્થિતિનું ભાન થાય છે.

આપણા પરમપિતા મહાવીર પ્રભુનો જન્મ વાંચવાનો આજે પવિત્ર દિન છે. આજે તેમનું સ્મરણ કરી તેમનાં ગુણગાન કરી તે ગુણો આપણા જીવનમાં અપનાવી આપણું જીવન તેમના જેવું બનાવવું છે. ભગવાન પહેલેથી ભગવાન ન હતા. એક વખત એમનો આત્મા પણ આપણા આત્માની જેમ ભવનગરમાં ભૂલો પડેલો યાત્રી હતો. પણ સમકિત પામ્યા પછી મહાવીર ભગવાનનાં સત્તાવીસ મોટા ભવની ગણત્રી થઈ છે. સત્તાવીસ ભવમાં નયસારનો ભવ પહેલો છે.

**"નયસારના આત્મામાં રહેલી પવિત્ર જ્યોત:"** નયસાર એ જૈન ન હતા. એ એક સુથાર હતાં. આ નયસાર બધા સુથારોનો ઉપરી હતો. તેમને પહેલાં કોઈ જૈન મુનિનો ભેટો થયો ન હતો. છતાં સમ્યક્ત્વ પામવા પહેલાનું તેમનું જીવન પણ કેટલું શુધ્ધ હતું! તેઓ કોઈના દોષ સામે દૃષ્ટિ કરતા ન હતા. અને

ગુણગ્રહણ કરવામાં તત્પર રહેતા. આવી મહાન યોગ્યતાવાળો તે આત્મા હતો. રાજાને એક ભવ્ય મહેલ બંધાવવો હતો એટલે નયસારને જંગલમાંથી ઉત્તમ જાતિના લાકડા કાપી લાવવાની આજ્ઞા કરી. એટલે નયસાર ઘણાં માણસોનાં કાફલા સાથે એક દિવસ જંગલમાં ગયા. નયસાર ઉંચામાં ઉંચી જાતના સૂકાઈ ગયેલા વૃક્ષોને કપાવીને કાષ્ટ એકઠાં કરાવે છે. તેમાં ઘણાં માણસો કામ કરતાં હતા. તે કામ કરીને થાકી જાય એટલે તેમને સ્નાન કરવા ગરમ પાણી તૈયાર કરાવ્યા છે ને બપોરે જમવા માટે ભોજન સામગ્રી ત્યાં તૈયાર કરાવી છે. બધાને કડકડીને ભૂખ લાગી છે. ભોજન તૈયાર થઈ ગયું છે. પણ નયસાર એવી શુભ ભાવના ભાવે છે કે કોઈ અતિથિનો મને સુયોગ મળી જાય તો તેમને ભોજન કરાવીને હું ભોજન કરું.

"क्षुधितस्तृषितो चापियदि स्यात् अतिथि र्ममः। तं भोज्यामीति, नयसारो ऽपश्द्दि तस्ततः।।"

**"વનવગડે પણ કેવી ઉત્તમ ભાવના"** :-પોતે ક્ષુધાતુર અને તૃષાતુર હોવા છતાં નયસાર કેવી ભાવના ભાવે છે! કે કોઈ અતિથિને ભોજન કરાવીને હું ભોજન કરું. તમે જમવા સમયે આવી ભાવના ભાવો છો કે સીધા જમવા માંડો છો? તમે તો જૈનના સંસ્કાર પામેલા છો. આ નયસાર સંસ્કાર પામેલો ન હતો છતાં કોઈને ખવડાવીને ખાવાની પવિત્ર ભાવના છે. નયસાર ઉંચે ટેકરી ઉપર ચઢીને અતિથિની તપાસ કરે છે. જુઓ, જેની ભાવના હોય છે તેને અકળચકળમાંથી યોગ કેવો મળી જાય છે! એક પંચમહાવ્રતધારી સંત પોતાના શારીરિક કારણે પાછળ રહી ગયા ને પોતાના ગ્રુપના સંતો આગળ નીકળી ગયા. જંગલમાં કેડીઓ અટપટી હોય છે. આ મુનિ લક્ષ ચૂકી ગવા એટલે અવળી કેડીએ ચઢી ગયા. ચારે બાજુ જંગલમાં ભમે છે પણ માર્ગ મળતો નથી. ઉનાળાનો સખ્ત તાપ છે. બરાબર બપોરનો સમય છે, તેથી મુનિનો કંઠ સૂકાવા લાગ્યો. પાણી વિના ચક્કર આવવા લાગ્યા. મુનિ વિચાર કરે છે હવે મને માર્ગ મળતો નથી. આટલામાં કોઈ માણસ પણ દેખાતું નથી. શું કરવું? ત્યાં નયસાર સુથારે દૂરથી મુનિને જોયા એટલે ટેકરી ઉપરથી ઉતરીને મુનિ પાસે પહોંચી ગયો. સંતને વંદન કરીને કહે છે મહારાજ! મારા પરમ પુણ્યોદયે આ ઘોર અટવીમાં મને આપના દર્શન થયા. આપ ખૂબ થાકી ગયા છો. મારે ત્યાં નિર્દોષ આહાર તૈયાર છે. તેનો સ્વીકાર કરીને મને કૃતાર્થ કરો. સંત કહે છે ભાઈ! મને પાણીની જરૂર છે. ભોજન વિના જીવી શકાશે પણ પાણી વિના નહિ જીવી શકાય. ત્યારે નયસારે કહ્યું. મારા માણસો માટે ગરમ પાણી પણ તૈયાર છે. આપ પધારો, સંત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોઈને આહાર પાણીની ગવેષણા કરવા માટે નયસારનો કાફલો છે ત્યાં આવે છે.

**ઉત્કૃષ્ટ ભાવે સંતભક્તિ કરતાં પામી ગયા સમકિત :**

ખૂબ હર્ષભેર નયસાર સંતને પોતાના સ્થાને લઈ જઈને નિર્દોષ આહારપાણી ઉત્કૃષ્ટ ભાવે વહોરાવે છે. વહોરાવતાં હૃદયમાં અલૌકીક આનંદ થયો. તેના સાડા ત્રણ ક્રોડ રોમરાય પુલકિત બની ગયા. મુનિ થોડે દૂર જઈને આહાર–પાણી વાપરે છે. નયસારે પણ ભોજન કર્યું. પછી સંત પાસે આવીને પૂછયું કે આપ એકલા કેમ છો? ત્યારે સંતે પોતે કેવી રીતે ભૂલા પડયા તે વાત કરી. એટલે નયસારે કહ્યું. આપ માર્ગ ભૂલી ગયા છો તો હું આપને જે નગરમાં જવું છે તે નગરનો ટૂંકો ને સરળ માર્ગ બતાવું. નયસાર સંતને માર્ગ બતાવવા ગયો. સાચા માર્ગે ચઢી ગયા પછી નયસારનું મુખ જોતાં સંતના મનમાં થયું કે આ કોઈ હળુકર્મીઆત્મા છે. એણે મને આ દ્રવ્ય અટવી પાર કરાવી તો હું એને ભવાટવી પાર કરવાનો માર્ગ બતાવું. એમ વિચારી એક વૃક્ષ નીચે બેસીને સંતે નયસારને ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. દેવ–ગુરૂ અને ધર્મની ઓળખાણ કરાવી. નયસાર સુથાર સંતના સમાગમથી ત્યાં સમ્યક્‌ત્વ પામ્યો. એમને માટે તો જંગલ મંગલ સ્વરૂપ બની ગયું. ભવનગરમાં ભૂલો પડેલો યાત્રી સાચા માર્ગે ચઢી ગયો.

આ નયસારનો ભવ પૂરો કરીને તે આત્માએ વચમાં દેવલોકનાં, નરકના, ત્રિદંડીના આદિ થઈને ચોવીસ મોટા ભવ કર્યા. તે સિવાય નાના ભવો તો ઘણાં કર્યા છે પણ અહીં તેની ગણત્રી કરી નથી.

**"નંદરાજાના ભવમાં તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું" :** નયસારના ભવથી માંડીને પચીસમા ભવમાં તે આત્મા નંદ નામના રાજકુમાર થયા. એ નંદરાજાના ભવમાં તેમણે દીક્ષા લઈને ૧૧ લાખ ને એકાસીહજાર માસખમણ કર્યા. ત્યાં તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. ત્યાંથી કાળ કરીને તેઓ દશમા પ્રાણુત દેવલોકે ગયા. ત્યાંની ભવસ્થિતિ પૂર્ણ કરી ત્યાં શુભ નક્ષત્ર અને શુભ યોગ હતો તે સમયે ચવીને માહણકુંડ નગરમાં ઋષભદત્ત બ્રાહ્મણને ત્યાં દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીમાં પ્રભુ પધાર્યા. તે સમયે દેવાનંદાજીએ ચૌદ સ્વપ્ના પોતાના મુખમાં ઉતરતાં જોયા. તેણે ઋષભદત્ત બ્રાહ્મણને સ્વપ્નની વાત કરી. તેણે સ્વપ્નનું ફળ જોઈને કહ્યું. તમારી કુક્ષીએ તીર્થંકર પ્રભુનો જન્મ થશે. આ સાંભળી, દેવાનંદાનું હૈયું હરખાઈ ગયું. સાડી બ્યાસી રાત્રી ગયે, દેવલોકમાં ઈન્દ્રનું આસન ચલાયમાન થયું. પ્રભુને ભિક્ષુક કુળમાં ઉત્પન્ન થયેલા જોઈને ઇન્દ્રે હરણગમૈષી દેવને આજ્ઞા કરી કે દેવાનંદાની કુંખે જે ગર્ભ છે તેમનું સાહારણ કરીને ક્ષત્રિયકુંડ નગરમાં સિધ્ધાર્થ રાજાને ત્યાં ત્રિશલાદેવી ક્ષત્રિયાણી જે પુણ્યવંતી માતા છે તેમના ગર્ભમાં મૂકો અને ત્રિશલામાતાની કુક્ષીમાં પુત્રી પણે જે ગર્ભ છે તે દેવાનંદામાતાની કુંખે મૂકો. કારણ કે તીર્થંકરનો જન્મ તો ક્ષત્રિયકુળમાં

શોભે. બ્રાહ્મણને ત્યાં શોભે નહિ. હરિણૈગમેષી દેવતાએ [illegible] કર્યું. ત્યારે દેવાનંદાના મુખમાંથી ચૌદ સ્વપ્ના નીકળીને ત્રિશલામાતાને ત્યાં જવા લાગ્યા. ૮૨ાા રાત્રી ભગવાન દેવાનંદા માતાની કુક્ષીમાં રહ્યા.

**દેવાનંદાનો ઝૂરાપો :** પોતાના મુખમાંથી સ્વપ્નો બહાર નીકળતાં જોઈ દેવાનંદામાતાને ખૂબ દુઃખ થયું. તે રડવા લાગ્યા. બંધુઓ ! આ બાબતમાં પણ કર્મનો સંકેત છે. પૂર્વભવમાં દેવાનંદા અને ત્રિશલામાતા દેરાણી જેઠાણી હતા. ત્યારે દેવાનંદા જેઠાણી હતાં. તેમણે દેરાણીના રત્નનો ડબ્બો ચોરી લીધો હતો. તેથી આ ભવમાં રત્નથી પણ અધિક મૂલ્યવાન તીર્થંકર પ્રભુ જેવો પુત્ર રત્ન ચોરાઈ ગયો. દેવાનંદા રડવા લાગ્યા ને ત્રિશલામાતા હરખાયા. તેમણે સિધ્ધાર્થરાજાને સ્વપ્ન સબંધી વાત કરી. સવાર થતાં સ્વપ્ન પાઠકોને બોલાવી સિધ્ધાર્થ રાજાએ સ્વપ્નનું ફળ પૂછયું. સ્વપ્ન પાઠકોએ કહ્યું કે જગત ઉધ્ધારક તીર્થંકર પ્રભુ ત્રિશલામાતાની કુક્ષીથી જન્મ લેશે.

**દીકરાની લાગણી માતાની સમજમાં ન આવતા દુઃખી થયેલા ત્રિશલા માતા :** ક્ષત્રિયકુંડ નગરમાં આનંદ આનંદ છવાયો. પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારથી સિધ્ધાર્થ રાજાના ભંડારમાં સમૃધ્ધિ વધવા લાગી, ધન–ધાન્યની વૃધ્ધિ થવા લાગી. મંગલ વાજિંત્રો વાગવા લાગ્યા. પ્રભુના મનમાં થયું કે હું હલનચલન કરું છું તેથી મારી માતાને દુઃખ થાય છે. એમ વિચારી હલનચલન બંધ કર્યું. ત્યારે માતાને થયું કે મારો ગર્ભ ચોરાઈ ગયો. ત્રિશલામાતા રડવા ઝૂરવા લાગ્યા. મંગલ વાજિંત્રો ને શરણાઈઓ વાગતી બંધ કરાવી. પ્રભુ તો ત્રણ જ્ઞાનના ધણી હતા. તેમણે જ્ઞાન દ્વારા જાણ્યું કે માતાને શાતા ઉપજાવતાં આશાતા થઈ. એ રડે છે. એથી પ્રભુએ હલનચલન શરૂ કર્યું. એટલે પુનઃ આનંદ આનંદ છવાઈ ગયો. માતા ખૂબ કાળજી પૂર્વક ગર્ભનું પાલન કરવા લાગ્યા. આમ કરતાં સવાનવ માસ પૂરા થતાં ચૈત્ર સુદ તેરસની રાત્રે મધ્યરાત્રીના સમયે ત્રિશલામાતાએ મહાવીર પ્રભુને જન્મ આપ્યો. પુણ્યવાન આત્માઓનો જન્મ દિવસે થતો નથી. કારણ કે આવા મહાન પુરૂષો માતાની એબ કોઈને જોવા દેતાં નથી. તેમજ એવા પુણ્યવાન પુત્રનો જન્મ થાય છે ત્યારે માતાને કષ્ટ પણ પડતું નથી. ચૈત્ર સુદ તેરસની રાત્રે શુભ નક્ષત્ર ને ગ્રહનો યોગ હતો તે સમયે પ્રભુનો જન્મ થતાં ક્ષત્રિયકુંડ નગરમાં સર્વત્ર આનંદ આનંદ પ્રસરી ગયો. તીર્થંકર પ્રભુનો જન્મ મહોત્સવ ઉજવવા દેવો અને ઈન્દ્રો આવ્યા. પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારથી ધન–ધાન્યની વૃધ્ધિ થઈ હતી.

> એક જન્મ્યો રાજદુલારો, દુનિયાનો તારણહારો,
> વર્ધમાનનું નામ ધરીને, પ્રગટયો તેજ સિતારો રે.
> પૃથ્વી પરથી અંધકારના, વાદળ જાણે વિખરાયાં, (૨)

**ગાયે ઉમંગે ગીત અપ્સરા, દેવોના મન હરખાયા,**
**નારકીના જીવોએ નીરખ્યો, તેજ તણો ઝબકારો રે.**

પ્રભુનો જન્મ થતાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ. દેવ-દેવીઓને પણ આનંદ થયો. નારકીના જીવોને પણ બે ઘડી માટે મારકૂટ બંધ થઈ ગઈ અને પૃથ્વી ઉપરથી જાણે અંધકાર દૂર થઈને પ્રકાશ પથરાયો ન હોય! તેવું દેખાવા લાગ્યું. આ છે તીર્થંકર પ્રભુના જન્મ મહોત્સવનો મહિમા. માત પિતાએ પુત્રનું નામ આપ્યું વર્ધમાન કુમાર.

બંધુઓ! આ તો આપણે પ્રભુના જન્મની વાત કરી. પણ પ્રભુ મોટા થયા સંસારમાં કેવી રીતે રહ્યા ને કેવું જીવન જીવી ગયા તે વિષે થોડું કહું છું.

આપણા પરમ પિતા મહાવીરપ્રભુ જગતમાં જન્મ્યા ને જીવન જીવી ગયા. તેમનું જીવન આપણને અનુપમ આદર્શો આપી ગયું છે. એ આદર્શોને આપણા જીવનમાં અપનાવવા તે આપણા હાથની વાત છે. મહાવીરપ્રભુ ગૃહસ્થાવાસમાં સંસારના સુખો ભોગવવા છતાં અનાસક્ત ભાવથી રહેતા હતા.

આજે સંસારમાં મોટા ભાગના જીવો ગૃહસ્થાશ્રમમાં રહીને તેમાં તન્મય બની વિષય વાસનાઓને પોષે છે. જ્યારે આજે જેમની જન્મજયંતિ ઉજવીએ છીએ તે પ્રભુ રાજકુળમાં જન્મ પામ્યા. એમને ત્યાં અતુલ વૈભવ, ઋધ્ધિ સિધ્ધિની રેલમછેલ હોવા છતાં સ્વ-પરનું કલ્યાણ કરવા માટે રાજવૈભવના સુખો છોડીને તપ-ત્યાગના કઠીન માર્ગે મહાવીરપ્રભુએ કદમ ઉઠાવ્યા. મહાવીર પ્રભુનું શરીર આપણાં જેવું હતું. આપણને જેવા સંયોગો મળ્યા છે તેવા સંયોગો તેમને મળ્યા હતા. છતાં તેઓ સિધ્ધિના શિખરે આરૂઢ થઈ ગયા ને હજુ આપણે તો ભવાટવીમાં ભ્રમણ કરી રહ્યા છીએ. તેનું કારણ શું? તે સમજાય છે? આજે તમે મહાવીરપ્રભુની જન્મજયંતિ સાંભળીને આનંદ અનુભવો છો પણ એટલાથી આનંદ માનીને બેસી રહેવાનું નથી. એમણે જન્મીને શું કર્યું ને આપણે શું કરી રહ્યા છીએ તે વિચારવાનું છે. પ્રભુએ સંસાર ત્યાગ કરીને સંયમ અંગીકાર કર્યો. સંયમ લઈને સાડા બાર વર્ષ ને પંદર દિવસ સુધી એકધારી કઠોર સાધના કરી. એ સાધનામાં બે ઉપવાસથી ઓછા ઉપવાસ નહિ. તે ઉપરાંત તે સાધનામાં પલાંઠી વાળીને જમીન ઉપર બેઠાં નથી. આત્મસાધના માટે કેવો પ્રબળ પુરૂષાર્થ! કેવું શારીરિક અને માનસિક આત્મદમન! આવી સાધનાની તોલે જગતનો કોઈ મહાપુરૂષ આવી નહિ શકે.

મહાવીરપ્રભુની દયા સર્વવ્યાપી હતી. એ દયા માત્ર મનુષ્ય, પશુ, પક્ષી, કીડી અને મંકોડા પૂરતી ન હતી. પણ પૃથ્વી-પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના દરેક જીવો માટે હતી. એકેન્દ્રિયમાં જીવ છે તે આજનું વિજ્ઞાન સાબિત કરે છે પણ આપણાં પ્રભુ તો વર્ષો પહેલાં બતાવી ગયા છે. એવા પ્રભુ અનાર્ય દેશોમાં

એકલા વિચર્યા. અને ગમે તેવા ક્ષુદ્ર-ઝેરી જંતુઓના ત્રાસ, મનુષ્યો અને તિર્યંચોના ત્રાસ, અને સંગમ જેવા દેવનાં ઉપસર્ગોને સમતાપૂર્વક શાંતિથી, આનંદથી ને પ્રેમથી સહન કર્યા. દેહનો રાગ દૂર કર્યો અને આત્માના જ્ઞાન-દર્શન ચારિત્ર રૂપ ગુણોનો ઉત્તરોત્તર વિકાસ કરી તેમાં લીન રહ્યા. પણ પોતાના તરફથી કોઈ પણ જીવને ત્રાસ દુઃખ આપ્યા નહિ કે કદી કોઈ ઉપર ક્રોધ કર્યો નહિ. આવી પ્રભુની અજોડ સાધના હતી.

આપણી ભારત ભૂમિનું એ મહાન સદ્ભાગ્ય છે કે આવા કરૂણાના સાગર પ્રભુ આ ભૂમિમાં જન્મ્યા. અને વિશ્વને સાચું સુખ અને શાંતિનું ભાન કરાવી આત્માની ઉન્નતિનો સાચો રાહ બતાવી ગયા. જગતના દરેક જીવોમાં દયા-પ્રેમ-ક્ષમા-સદાચાર, સંયમ, સંતોષ વિગેરે ગુણોનો વિકાસ થાય તે માટે સતત બોધનો ધોધ વહાવ્યો. અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી પ્રભુએ ગ્રામાનુગ્રામ વિચરી અનેક જીવોને પ્રતિબોધ પમાડી સંસાર સાગરથી તાર્યા છે. અને જીવનના અંતિમ સમય સુધી અપ્રમત્તપણે દેશના આપી છે. આ ઉપરથી આપણે એ સમજવાનું છે કે પ્રમાદનો ત્યાગ કરી સત્કાર્યમાં સદા ક્રિયાશીલ રહેવું અને પરહિત કાજે તત્પર રહેવું. એવો ભગવાનના જીવનમાંથી આપણને બોધ મળે છે.

ભગવાન મહાવીરનો અહિંસાવાદ, અનેકાંતવાદ, અને અપરિગ્રહવાદ આ ત્રણે વાદો ભારતની પ્રજાને મહામૂલી ભેટ છે. આધુનિક યુગનાં અનેક જાતનાં સંઘર્ષણોને જન્મ આપનાર મિથ્યાવાદોનો ત્યાગ કરીને જો માનવ ભગવાને બતાવેલાં આ ત્રણે વાદોનો સ્વીકાર કરે તો આધિ-વ્યાધિ-અને ઉપાધિથી ઉકળી રહેલા જગતમાં પરમ શાંતિનું સામ્રાજ્ય સ્થપાય. ભગવાન મહાવીરસ્વામીએ મોટા મહારાજાઓને, વિજેતાઓને, ધનવાનોને, અને સામાન્ય મનુષ્યોને સરખો ઉપદેશ આપી ધર્મને માર્ગે વાળ્યા. તેમાં ઘણાં મનુષ્યોએ સંસારનો ત્યાગ કરી પ્રભુના ચરણમાં જીવન સમર્પણ કરી દીક્ષા લીધી. આ ઉપરથી આપણે સમજી શકીએ. છીએ કે પ્રભુનો ઉપદેશ કેવો અમોઘ ને અસરકારક હતો. મનુષ્ય જન્મ પામીને પ્રબળ પુરૂષાર્થ કરી, ઉપસર્ગો અને પરિષહોની સામે ઝઝૂમીને પ્રભુ **જનમાંથી જિન બન્યા, જીવમાંથી શીવ બન્યા અને સાધકમાંથી સિદ્ધ બન્યા.** અને તેમણે આપણને જીવનનું ધ્યેય શું છે તે શીખવાડયું. ભગવાને જગતના જીવોને જીવવાનો એક આદર્શ આપ્યો અને જીવન કેમ જીવાય તે જીવી બતાવ્યું. જે મનુષ્ય ભગવાનની આજ્ઞાનુસાર જીવન જીવે છે તે એક દિવસ ભગવાન જે પદને પામ્યા છે તે નિર્વાણપદને અવશ્યમેવ પામે છે. પછી તેમને આ સંસારમાં આવવાનું રહેતું નથી. અને મોક્ષમાં અનંત આત્મિક અવ્યાબાધ સુખનો મહાન આનંદ અનુભવે છે.

બંધુઓ! મહાવીર ભગવાનની અહિંસાની રોશની ભારતનાં ખૂણે ખૂણે ઝળહળે,

**ગાયે ઉમંગે ગીત અપ્સરા, દેવોના મન હરખાયા,**
**નારકીના જીવોએ નીરખ્યો, તેજ તણો ઝબકારો રે.**

પ્રભુનો જન્મ થતાં સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ. દેવ-દેવીઓને પણ આનંદ થયો. નારકીના જીવોને પણ બે ઘડી માટે મારકૂટ બંધ થઈ ગઈ અને પૃથ્વી ઉપરથી જાણે અંધકાર દૂર થઈને પ્રકાશ પથરાયો ન હોય! તેવું દેખાવા લાગ્યું. આ છે તીર્થંકર પ્રભુના જન્મ મહોત્સવનો મહિમા. માત પિતાએ પુત્રનું નામ આપ્યું વર્ધમાન કુમાર.

બંધુઓ! આ તો આપણે પ્રભુના જન્મની વાત કરી. પણ પ્રભુ મોટા થયા સંસારમાં કેવી રીતે રહ્યા ને કેવું જીવન જીવી ગયા તે વિષે થોડું કહું છું.

આપણા પરમ પિતા મહાવીરપ્રભુ જગતમાં જન્મ્યા ને જીવન જીવી ગયા. તેમનું જીવન આપણને અનુપમ આદર્શો આપી ગયું છે. એ આદર્શોને આપણા જીવનમાં અપનાવવા તે આપણા હાથની વાત છે. મહાવીરપ્રભુ ગૃહસ્થાવાસમાં સંસારના સુખો ભોગવવા છતાં અનાસક્ત ભાવથી રહેતા હતા.

આજે સંસારમાં મોટા ભાગના જીવો ગૃહસ્થાશ્રમમાં રહીને તેમાં તન્મય બની વિષય વાસનાઓને પોષે છે. જ્યારે આજે જેમની જન્મજયંતિ ઉજવીએ છીએ તે પ્રભુ રાજકુળમાં જન્મ પામ્યા. એમને ત્યાં અતુલ વૈભવ, ઋધ્ધિ સિધ્ધિની રેલમછેલ હોવા છતાં સ્વ-પરનું કલ્યાણ કરવા માટે રાજવૈભવના સુખો છોડીને તપ-ત્યાગના કઠીન માર્ગે મહાવીરપ્રભુએ કદમ ઉઠાવ્યા. મહાવીર પ્રભુનું શરીર આપણાં જેવું હતું. આપણને જેવા સંયોગો મળ્યા છે તેવા સંયોગો તેમને મળ્યા હતા. છતાં તેઓ સિધ્ધિના શિખરે આરૂઢ થઈ ગયા ને હજુ આપણે તો ભવાટવીમાં ભ્રમણ કરી રહ્યા છીએ. તેનું કારણ શું? તે સમજાય છે? આજે તમે મહાવીરપ્રભુની જન્મજયંતિ સાંભળીને આનંદ અનુભવો છો પણ એટલાથી આનંદ માનીને બેસી રહેવાનું નથી. એમણે જન્મીને શું કર્યું ને આપણે શું કરી રહ્યા છીએ તે વિચારવાનું છે. પ્રભુએ સંસાર ત્યાગ કરીને સંયમ અંગીકાર કર્યો. સંયમ લઈને સાડા બાર વર્ષ ને પંદર દિવસ સુધી એકધારી કઠોર સાધના કરી. એ સાધનામાં બે ઉપવાસથી ઓછા ઉપવાસ નહિ. તે ઉપરાંત તે સાધનામાં પલાંઠી વાળીને જમીન ઉપર બેઠાં નથી. આત્મસાધના માટે કેવો પ્રબળ પુરૂષાર્થ! કેવું શારીરિક અને માનસિક આત્મદમન! આવી સાધનાની તોલે જગતનો કોઈ મહાપુરૂષ આવી નહિ શકે.

મહાવીરપ્રભુની દયા સર્વવ્યાપી હતી. એ દયા માત્ર મનુષ્ય, પશુ, પક્ષી, કીડી અને મંકોડા પૂરતી ન હતી. પણ પૃથ્વી-પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના દરેક જીવો માટે હતી. એકેન્દ્રિયમાં જીવ છે તે આજનું વિજ્ઞાન સાબિત કરે છે પણ આપણાં પ્રભુ તો વર્ષો પહેલાં બતાવી ગયા છે. એવા પ્રભુ અનાર્ય દેશોમાં

એકલા વિચર્યા. અને ગમે તેવા ક્ષુદ્ર-ઝેરી જંતુઓના ત્રાસ, મનુષ્યો અને તિર્યંચોના ત્રાસ, અને સંગમ જેવા દેવનાં ઉપસર્ગોને સમતાપૂર્વક શાંતિથી, આનંદથી ને પ્રેમથી સહન કર્યા. દેહનો રાગ દૂર કર્યો અને આત્માના જ્ઞાન-દર્શન ચારિત્ર રૂપ ગુણોનો ઉત્તરોત્તર વિકાસ કરી તેમાં લીન રહ્યા. પણ પોતાના તરફથી કોઈ પણ જીવને ત્રાસ દુઃખ આપ્યા નહિ કે કદી કોઈ ઉપર ક્રોધ કર્યો નહિ. આવી પ્રભુની અજોડ સાધના હતી.

આપણી ભારત ભૂમિનું એ મહાન સદ્ભાગ્ય છે કે આવા કરૂણાના સાગર પ્રભુ આ ભૂમિમાં જન્મ્યા. અને વિશ્વને સાચું સુખ અને શાંતિનું ભાન કરાવી આત્માની ઉન્નતિનો સાચો રાહ બતાવી ગયા. જગતના દરેક જીવોમાં દયા-પ્રેમ-ક્ષમા-સદાચાર, સંયમ, સંતોષ વિગેરે ગુણોનો વિકાસ થાય તે માટે સતત બોધનો ધોધ વહાવ્યો. અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી પ્રભુએ ગ્રામાનુગ્રામ વિચરી અનેક જીવોને પ્રતિબોધ પમાડી સંસાર સાગરથી તાર્યા છે. અને જીવનના અંતિમ સમય સુધી અપ્રમત્તપણે દેશના આપી છે. આ ઉપરથી આપણે એ સમજવાનું છે કે પ્રમાદનો ત્યાગ કરી સત્કાર્યમાં સદા ક્રિયાશીલ રહેવું અને પરહિત કાજે તત્પર રહેવું. એવો ભગવાનના જીવનમાંથી આપણને બોધ મળે છે.

ભગવાન મહાવીરનો અહિંસાવાદ, અનેકાંતવાદ, અને અપરિગ્રહવાદ આ ત્રણે વાદો ભારતની પ્રજાને મહામૂલી ભેટ છે. આધુનિક યુગનાં અનેક જાતનાં સંઘર્ષણોને જન્મ આપનાર મિથ્યાવાદોનો ત્યાગ કરીને જો માનવ ભગવાને બતાવેલાં આ ત્રણે વાદોનો સ્વીકાર કરે તો આધિ-વ્યાધિ-અને ઉપાધિથી ઉકળી રહેલા જગતમાં પરમ શાંતિનું સામ્રાજ્ય સ્થપાય. ભગવાન મહાવીરસ્વામીએ મોટા મહારાજાઓને, વિજેતાઓને, ધનવાનોને, અને સામાન્ય મનુષ્યોને સરખો ઉપદેશ આપી ધર્મને માર્ગે વાળ્યા. તેમાં ઘણાં મનુષ્યોએ સંસારનો ત્યાગ કરી પ્રભુના ચરણમાં જીવન સમર્પણ કરી દીક્ષા લીધી. આ ઉપરથી આપણે સમજી શકીએ. છીએ કે પ્રભુનો ઉપદેશ કેવો અમોઘ ને અસરકારક હતો. મનુષ્ય જન્મ પામીને પ્રબળ પુરૂષાર્થ કરી, ઉપસર્ગો અને પરિષહોની સામે ઝઝૂમીને પ્રભુ **જનમાંથી જિન બન્યા, જીવમાંથી શીવ બન્યા અને સાધકમાંથી સિદ્ધ બન્યા.** અને તેમણે આપણને જીવનનું ધ્યેય શું છે તે શીખવાડયું. ભગવાને જગતના જીવોને જીવવાનો એક આદર્શ આપ્યો અને જીવન કેમ જીવાય તે જીવી બતાવ્યું. જે મનુષ્ય ભગવાનની આજ્ઞાનુસાર જીવન જીવે છે તે એક દિવસ ભગવાન જે પદને પામ્યા છે તે નિર્વાણપદને અવશ્યમેવ પામે છે. પછી તેમને આ સંસારમાં આવવાનું રહેતું નથી. અને મોક્ષમાં અનંત આત્મિક અવ્યાબાધ સુખનો મહાન આનંદ અનુભવે છે.

બંધુઓ! મહાવીર ભગવાનની અહિંસાની રોશની ભારતનાં ખૂણે ખૂણે ઝળહળે,

હિંસાનું તાંડવ ઘટતું જાય ને અહિંસાનું સામ્રાજ્ય સ્થપાય. અને પ્રભુએ બતાવેલાં આદર્શો જીવનમાં સાકાર બને તો આપણે ભગવાન મહાવીરના સાચા અનુયાયી છીએ અને જિનશાસન પ્રાપ્ત કર્યાની સાર્થકતા છે. અને મહાવીર જયંતિ ઉજવ્યાની પણ સાર્થકતા થાય. હવે સમય ઘણો થઈ ગયો છે. સંઘના કાર્યકર્તાઓને પણ બોલવાનું છે. માટે વધુ ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં. ૫૪

**ભાદરવા સુદ ૩ ને શુક્રવાર** **તા. ૨૭-૮-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની, ત્રૈલોક્ય પ્રકાશક, પરમાત્મા ફરમાવે છે કે હે ભવ્ય જીવો ! અનંત કાળથી તમારો આત્મા બંધનથી બંધાયેલો છે. તે બંધનને તું જાણ અને તોડ.

**बुज्झिज्झत्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया ।**
**किमाह बंधणं वीरो, किं वा जाणं तिउट्टइ ॥ સૂય. સૂ. અ.૧ ઉ. ૧ ગાથા ૧**

ભગવંત કહે છે કે હે જીવાત્માઓ ! જો તમારે બંધનથી મુક્ત થવું હોય તો પ્રથમ બંધનને જાણો અને પછી તોડો. શિષ્ય પૂછે છે ભગવંત ! બંધન કયું છે ? ને તેને શી રીતે તોડવું ? ત્યારે ભગવંત કહે છે કે **"દોહિં બંધણેહિં, રાગ બંધણેણું, દોસ બંધણેણું"** રાગ અને દ્વેષ આ બે પ્રકારના બંધન છે. બોલો, બંધનથી છૂટવું છે ? 'હા', આ શબ્દો હૈયાથી બોલાય છે કે હોઠેથી ? જો હૈયાથી બોલાતું હશે તો રાગ અને દ્વેષ પાતળા પાડશો.

મહાનુભાવો ! જીવને અનંતકાળથી સંસારમાં રખડાવનાર જો કોઈ બંધન હોય તો તે રાગ અને દ્વેષ છે. આ બંધન જીવને મુક્તિમાં જતાં અટકાવે છે. જેને બંધન એ બંધનરૂપ લાગે છે તે બંધનને તોડવાનો ઉપાય શોધે છે. પણ બંધન એ બંધનરૂપ લાગે નહિ તો તેને તોડવાનો ઉપાય ક્યાંથી થાય ? પગમાં કાંટો વાગ્યો. ખૂબ પીડા થાય તો કાઢવા પ્રયત્ન કરો છો. પગમાં પીડા થવા છતાં કાઢનાર સોયનો ગોદો મારે છે તે સહન કરીને પણ કાંટો કઢાવી લો છો ને ? એ કાંટો ખટક્યો તો કઢાવ્યો. તેમ જ્યારે જીવને રાગ અને દ્વેષ એ બંધનરૂપ છે તે ખટકશે તો બંધનને તોડવાનો ઉપાય કરશે.

સમજો, ખીલાના બંધને બંધાયેલું ઢોર પણ ઈચ્છે છે કે ક્યારે બંધનમાંથી મુક્ત બનું. પોપટને સોનાના પિંજરમાં પૂરી રોજ તાજી દાડમની કળીઓ ખવડાવવામાં આવે તો પણ તેને પિંજર બંધનરૂપ લાગે છે. ક્યારે પિંજરું ખુલ્લું રહી જાય ને

હું ઉડી જાઉં. પણ તમને બંધનથી મુક્ત થવાનું મન થાય છે? તમને બંધન ખટકે છે? અજ્ઞાની જીવને બંધન ખટકતું નથી, પણ જ્ઞાની આત્માઓને સંસારનાં ગમે તેટલાં સુખો મળે, સુખની સામગ્રી મળે, તો પણ તેની દૃષ્ટિએ બધું બંધન દેખાય છે. એ તો એમ જ વિચાર કરે છે કે મારા પુણ્યના ઉદયથી આ બધી સામગ્રી મળી છે પણ તેમાં મારે રાચવા જેવું નથી. આ મનુષ્યભવમાં એવો પુરૂષાર્થ કરી લઉં કે મારો આત્મા સદાને માટે બંધનમાંથી મુક્ત બની જાય. ઢોરને ખીલેથી છોડવામાં આવે ને પોપટને પિંજરમાંથી મુક્ત કરે તો પણ એ દ્રવ્ય મુક્તિ છે. પણ ઘાતી અને અઘાતી એ આઠ કર્મોના બંધનમાંથી જીવની મુક્તિ થાય તો ભાવમુક્તિ છે. અજ્ઞાની જીવને આવી દૃષ્ટિ હોતી નથી. એ તો જેમ કરોળિયો જાળ બાંધે છે ને તે પોતાની બનાવેલી જાળમાં પોતે સપડાય છે તેમ મોહમાં ઘેરાયેલો અજ્ઞાની જીવ પણ સંસારની માયા રૂપી જાળને તોડવાને બદલે તેમાં વધુ ને વધુ ફસાતો જાય છે. કારણ કે હું બંધનથી બંધાયેલો છું એવું લાગ્યું નથી. સંસારના સુખો ભલે તમને સારાં લાગે પણ જ્ઞાનીની દૃષ્ટિએ કર્મના બંધને બંધાવનારા છે. આવું સમજી બંધન તોડવાનો પુરૂષાર્થ કરો. કારણ કે આપણી જિંદગી ખૂબ ક્ષણિક છે. આંસુથી લખેલા અક્ષર તરત સૂકાઈ જાય તેમ જ્ઞાની કહે છે કે તારી જિંદગી પણ આંસુથી લખેલાં અક્ષર જેવી છે. જિંદગી ક્યારે વિલય થઈ જશે તેની ખબર નથી. ક્યારે આ કુટુંબ પરિવારને રડતા મૂકીને ચાલ્યા જવું પડશે તેની ખબર નથી. સૂર્યનો સવારે ઉદય ને સાંજે અસ્ત છે. પણ આ જીવનનો સૂર્ય ક્યારે અસ્ત થશે તેની ખબર નથી. આ વાતને સમજી રાગ-દ્વેષની માયાજાળને તોડી નાંખો. પોપટ જેવા પ્રાણીને પિંજરું બંધન લાગ્યું તો તેણે રસ્તો શોધવા માંડયો.

એક પોપટ જંગલમાં સ્વતંત્રપણે વિચરતો હતો, વનફળ ખાઈને આનંદ કિલ્લોલ કરતો હતો. એની ભાષા ખૂબ મધુર હતી. તે વૃક્ષની ડાળી ઉપર બેસીને એવી મધુર ભાષાથી બોલતો હતો કે તે સાંભળીને શિકારી ખુશ થયો. એને વિચાર થયો કે આ પોપટ તો બહુ સુંદર છે. ને વિવિધ પ્રકારની ભાષા બોલે છે. વળી તેના બોલવામાં મીઠાશ કેટલી બધી છે! આવો પોપટ જો રાજાને ભેટ આપું તો રાજા મારા ઉપર ખુશ થઈને સારું ઈનામ આપશે. આમ વિચારીને શિકારીએ તેની ચતુરાઈથી વૃક્ષની ડાળી ઉપર સ્વતંત્ર પણે બેઠેલા પોપટને પકડયો. કર્મવશ પોપટ પકડાઈ ગયો. શિકારી તેને પિંજરામાં પૂરીને રાજા પાસે લાવ્યો ને રાજાને ભેટ આપ્યો. રાજા પણ પોપટ જોઈને ખુશ થયાં ને પોપટને રાખી લીધો. તેના બદલામાં રાજાએ શિકારીને ઘણું ધન આપ્યું. આ રાજાનું નામ નરવિક્રમ રાજા હતું. રાજાએ તે પોપટ પોતાની વહાલી પુત્રી સુલોચનાને આપ્યો. પોપટની મીઠી મધુરી ભાષા સાંભળીને સુલોચના ખુશ થઈ જતી. તેને પોપટ ખૂબ ગમી ગયો. સુલોચનાએ પોપટ

માટે સોનાનું રત્નજડિત પાંજરું કરાવ્યું. સુલોચના એને સોનાના રત્નજડિત પિંજરામાં રાખતી ને રોજ તેને દાડમની કળીઓ અને મેવા ખવડાવતી હતી. બધા કરતાં એને પોપટ ખૂબ વહાલો હતો, ધીમે ધીમે એને પોપટ પ્રત્યે એટલો બધો રાગ થઈ ગયો કે પોપટ વિના એને ક્યાંય ગમતું ન હતું. ખાતા-પીતાં, હરતાં ફરતાં ને સૂતા પોપટ એની પાસે જ જોઈએ. ક્યાંય બહાર ફરવા માટે જાય તો પણ સાથે લઈ જતી.

આ સુલોચના જ્યારે પોતાના નગરમાં સંત-સતીજીઓ પધારે ત્યારે તેમના દર્શનનો લાભ લેતી હતી. એને પોપટ એટલો બધો વહાલો હતો કે દર્શન કરવા માટે જતી તો પણ પોપટને સાથે લઈ જતી હતી. એક વખત તે ગામમાં મહાન જ્ઞાની સંત પધાર્યા. સુલોચના પોતાના પ્યારા પોપટને સાથે લઈને દર્શન કરવા ગઈ. સંતના દર્શન કર્યા, વ્યાખ્યાન વાણી સાંભળી. સંતની વાણી સાંભળતાં જેમ મનુષ્યને આનંદ આવે છે તેમ આ પોપટને પણ ખૂબ આનંદ થયો. તે સંતને લળી લળીને વંદન કરવા લાગ્યો. બંધુઓ! મનુષ્યને તો સંતની વાણી સાંભળીને આનંદ થાય ને ઉત્કૃષ્ટ ભાવથી સંતને વંદન કરે. પણ અહીં સંતની વાણી સાંભળતાં પૂર્વના સંસ્કારને કારણે પોપટને જાતિસ્મરણ જ્ઞાન થયું. તે વિચારવા લાગ્યો કે અહો! મેં પૂર્વભવમાં કેવી સુંદર આરાધના કરી હતી પણ પરિગ્રહની મૂર્છા અને લોકમાં સારા કહેવડાવવા માટે માયા કપટ કરી વ્રતની વિરાધના કરી હતી તેથી પોપટ થયો. જાણ્યા પછી પોપટને વિરાધના શલ્યની જેમ ડંખવા લાગી. પણ તિર્યંચના ભવમાં એ બીજું શું કરી શકે? છતાં તેણે એવો નિર્ણય કર્યો કે રોજ સવારમાં જ્યાં સુધી સંતના દર્શન ન કરું ત્યાં સુધી મારે કંઈ ખાવું-પીવું નહિ.

સુલોચના દરરોજ પોપટને દર્શન કરવા લઈ જતી પણ એક દિવસ તે સંતના દર્શન કરવા જઈ શકી નહિ. પોપટને તો દર્શન કરવાનો નિયમ હતો, એને તો ચટપટી લાગી કે ક્યારે પાંજરું ખુલે ને હું દર્શન કરવા જાઉં! આ તો દર્શન કરવાની ભાવના છે અને બીજી દૃષ્ટિથી સ્વેચ્છાપૂર્વક વનમાં વિહરતા પોપટને આ રત્નજડિત પાંજરામાં મળતું બધું સુખ અને રાજકુમારીના લાડ હોવા છતાં તેને પાંજરું બંધનરૂપ લાગતું. તેમાંથી છૂટવાનો રસ્તો શોધતો. સુલોચનાને પોપટ ખૂબ વહાલો તેથી તેને જરાય છૂટો ના મૂકે. તેને પાંજરામાં દાડમની કળીઓ ખવડાવતી હતી. તેમાં દાડમ લેવા જતાં પાંજરું ખુલ્લું રહી ગયું. પોપટ લાગ જોઈને પાંજરામાંથી ઉડી ગયો. પોપટને નહિ જોતાં કુંવરી ખૂબ રડવા લાગી.

**રાગબંધન કેવી દશા કરે છે:** જુઓ, રાગનું બંધન કેવું ભયંકર છે! રાગ માનવીને કેટલું રૂદન કરાવે છે! સુલોચના પોપટ પાછળ ઝૂરવા લાગી. ખાવા પીવાનો ત્યાગ કર્યો. રાજાને આ વાતની ખબર પડતાં પુત્રી પાસે આવીને કહ્યું-બેટા!

તું શા માટે રડે છે ? હું માણસો મોકલીને જંગલમાં તેની તપાસ કરાવું છું. રાજાએ પોપટને શોધવા માટે જંગલમાં માણસો મોકલ્યા. પોપટ વૃક્ષ ઉપર નિર્ભયતાથી બેઠો હતો. રાજાના માણસોએ તરત પોપટને પકડી લીધો અને સુલોચના પાસે લઈ આવ્યા. સુલોચનાને તેનો પોપટ પાછો મળી ગયો એટલે આનંદ થયો. પોપટ પ્રત્યે તેને અત્યંત રાગ હતો તેથી તેના મનમાં એવા ભાવ આવ્યા કે હું તને આટલો બધો સાચવું છું છતાં તું ઉડી ગયો ? તેથી ક્રોધના આવેશમાં આવી પોપટની બંને પાંખો કાપી નાંખીને પાંજરામાં પૂરી દીધો. જુઓ, રાગે શું કર્યું ? રાગ કેવો અનર્થ કરાવે છે ! પોપટની પાંખ છેદાઈ જતાં તેનું જીવન નકામું બની જાય છે. पंख चिहूणो व्व जहेव पक्खी પાંખ વિનાના પક્ષીની કિંમત નથી. આ પોપટની પાંખ છેદાઈ જવાથી તેને ખૂબ દુઃખ થયું. બીજી ક્ષણે પોપટને વિચાર થયો કે આમ દુઃખ કરવાથી શું ફાયદો ? હવે હું ગમે તેમ કરીશ પણ મને સંતના દર્શન કરવાનો લાભ મળવાનો નથી. મારા પાપકર્મનો ઉદય થયો છે છતાં બને તેટલી સાધના કરી લઉં. એમ વિચારી સ્વસ્થ બનીને પોપટે પાંજરામાં ચારે આહારનો ત્યાગ કરી અનશન કર્યું ને નવકારમંત્રના ધ્યાનમાં લીન બન્યો.

સુલોચના પોપટની પાંખ છેદયા પછી ખૂબ રડે છે. પોપટે ખાવાનું છોડયું તો તેણે પણ છોડયું. છેવટે પોપટ પાંચ દિવસે મરી જાય છે ને દેવ થાય છે. પોપટના મરી ગયા પછી સુલોચનાએ પણ સંથારો કર્યો. તે સમાધિપૂર્વક મરીને દેવલોકમાં દેવી બની. અહાહા ! રાગ માણસની કેવી દશા કરાવે છે ! દેવલોકનાં દેવનાં સુખ ભોગવીને આયુષ્યપૂર્ણ થતાં પોપટનો જીવ જે દેવ થયો હતો તે શંખરાજા તરીકે ઉત્પન્ન થયો. અને સુલોચના જે દેવીપણે ઉત્પન્ન થઈ હતી તે કલાવંતી નામની રાજકુમારી તરીકે ઉત્પન્ન થઈ. સમય જતાં તે બંનેના લગ્ન થયા. ગમે તેટલી નજીકની સગાઈમાં જીવ ઉત્પન્ન થાય પણ કર્મ તો સૌને ભોગવવા પડે છે. જો જો, કલાવંતી રાણીએ સુલોચનાના ભવમાં અતિરાગને કારણે પોપટ ઉપર રોષ કરીને તેની પાંખો છેદી નાંખી હતી તેના વિપાક ફળ કેવી રીતે ભોગવવા પડે છે !

શંખરાજાને ૫૦૦ રાણીઓ હતી. તેમાં સતી શિરોમણી કલાવંતી અને બીજી લીલાવંતી નામની બે રાણીઓ મુખ્ય પટ્ટરાણી હતી. એ બંનેમાં પણ કલાવંતી પ્રત્યે રાજાને ખૂબ પ્રેમ હતો. એ બંને વચ્ચેનો સ્નેહ પૂર્વનો ચાલ્યો આવે છે. સમય જતાં કલાવંતી રાણી ગર્ભવંતી થઈ. બીજી રાણીઓને તેના પ્રત્યે દ્વેષ વધ્યો. કારણ કે એ બધી રાણીઓને સંતાન ન હતું. અને કલાવંતીને પુત્ર થશે તો તેના માન અધિક વધી જશે. તે વિચારથી બધી રાણીઓને ખૂબ દ્વેષ આવતો પણ જેના ઉપર રાજાના ચારે હાથ હોય તેને કોઈ કાંઈ કહી શકે ? કલાવંતીને સાતમો માસ

જાય છે. તે સમયે શંખરાજાએ રાણીના શ્રીમંતનો ભવ્ય મહોત્સવ ઉજવ્યો. આ પ્રસંગે કલાવંતીના પિયરથી તેના જયસેન અને વિજયસેન નામના બે ભાઈઓએ કિંમતી હીરા-માણેકથી જડેલાં બે મૂલ્યવાન બેરખાં (જેને આપણી ભાષામાં કંકણ કહેવાય) ઘડાવી એક પેટીમાં મૂકીને પોતાની બહેનને ભેટ મોકલાવ્યા. પોતાના પીયરથી પેટી આવી જોઈને કલાવંતીને ખૂબ હર્ષ થયો. એણે એકાંતમાં જઈને પેટી ખોલી તો અંદરથી અંધારામાં પણ ઉજાસ કરે તેવા બે કંકણ જોયા. ભાઈના ઘેરથી આવેલાં કંકણ પહેરીને કલાવંતી હરખાવા લાગી. બહેનોનો સ્વભાવ એવો હોય છે કે સાસરા કરતા પીયરની વસ્તુ તેને વધારે વહાલી હોય. તે રીતે કલાવંતી બેરખાં પહેરીને ખૂબ આનંદપૂર્વક હિંડોળા ખાટે બેઠાં.

**"કલાવંતીના બેરખાંએ શું કર્યું?"** : આ વખતે લીલાવંતી રાણીની દાસી કલાવંતીના મહેલે આવી અને કલાવંતીના હાથે પહેરેલાં કંકણ જોઈ ગઈ. જઈને તેની રાણીને વાત કરી. આ સાંભળી લીલાવંતી રાણીને ખૂબ દુઃખ થયું કે હું પણ રાજાની પટ્ટરાણી હોવા છતાં રાજા મારા પ્રત્યે આટલો ભેદભાવ રાખે છે? એને રાજાએ આવા કિંમતી બેરખા કરાવી આપ્યા ને મને નહિ. એના મનમાં તો એમ હતું કે રાજાએ બેરખાં કરાવી આપ્યા હશે. એટલે તે લીલાવંતી રાણી કલાવંતી પાસે જઈને કહે છે બહેન કલાવંતી! આ બેરખાં કોના તરફથી તને મળ્યા છે? કલાવંતી રાણી ખૂબ સરળ હતી. એટલે તેણે સરળતાથી કહ્યું– બહેન! હું જેને વહાલી છું અને જે મને વહાલા છે તેમણે આ બેરખાં મોકલાવ્યા છે. કલાવંતીએ જેને વહાલા કહ્યા તેનો અર્થ લીલાવંતીએ જુદો કર્યો. સતી સ્ત્રીને એના પતિથી અધિક કોણ વહાલું હોય! નક્કી કલાવંતી ખરાબ માર્ગે ગઈ છે. કાં તો શંખરાજાએ ગુપ્ત કરાવી આપ્યા છે. લીલાવંતી શંખરાજાને કહે છે કે તમે કલાવંતીને બેરખાં કરાવ્યા ને મને કેમ નહિ? રાજા કહે મેં કરાવ્યા નથી. છેવટે રાજા બંગલે આવે છે ને કલાવંતીને પૂછે છે. ત્યારે રાણી કહે છે જે મને વહાલા છે ને હું જેને વહાલી છું, જે મને રાત-દિવસ સંભાળે છે તેમણે મને બેરખાં મોકલ્યા ને મેં પહેર્યા છે. એટલે રાજાને વહેમ પડયો. કર્મે તેને આવો જવાબ અપાવ્યો. કરેલા કર્મો જીવને ભોગવવા પડે છે.

**"રાણીના બંને હાથ કાપી નાંખો"** : કલાવંતી રાણીના કર્મનો ઉદય થવાનો હતો એટલે તેના કર્મે તેને એવો જવાબ આપવાની પ્રેરણા કરી કે "જે મને વહાલો છે ને હું એમને વહાલી છું" તેમણે મોકલ્યા છે. આ શબ્દો સાંભળીને રાજાને ખૂબ ક્રોધ આવ્યો. અહો! હું એને સૌથી સવાયી રાખું છું છતાં એના હૃદયમાં તો બીજો કોઈ રમે છે. હવે મારે એ ન જોઈએ. તરત ચંડાળને બોલાવીને આજ્ઞા કરી કે આ રાણીને રથમાં બેસાડીને ઘોર જંગલમાં લઈ જઈને બેરખાં સહિત તેના બે હાથ કાપી નાંખો. એને જંગલમાં મૂકીને આવજો. રાજાની આંખો

ક્રોધથી લાલઘૂમ થઈ ગઈ, પણ રાણીને પૂછયું નહિ કે તને કોણ વહાલું છે? જો પૂછયું હોત તો વાંધો ન આવત. પણ કર્મની ગતિ વિચિત્ર છે. કર્મોદય સમયે ડાહ્યા માણસ પણ વિવેક વીસરી જાય છે.

કલાવંતી રાણી ગર્ભવંતી છે. તેને નવમો માસ જાય છે ને રાજાએ કંઈ વિચાર કર્યા વિના ચંડાળને આજ્ઞા કરી કે તું એને જંગલમાં લઇ જઈને કડા સહિત તેના કાંડા કાપી લાવ. આ સાંભળી ચંડાળ ધ્રુજી ઉઠયો. અહો! આવી પવિત્ર સતી તુલ્ય રાણીના મારે કાંડા કાપવા પડશે! એ જાતિનો ચંડાળ હતો પણ કર્મથી ચંડાળ ન હતો. તેના દિલમાં દયા હતી. એણે ઘેર જઈને એની પત્નીને વાત કરી કે રાજાએ આવો હુકમ કર્યો છે. પણ મારે એવું કામ કરવું નથી. જો અહીં રહીને રાજાની આજ્ઞાનું પાલન નહિ કરીએ તો રાજા કોપાયમાન થશે. તેના કરતાં ગામ છોડીને ચાલ્યા જઈએ. ત્યારે એની પત્ની કહે છે. તમારાથી એ કામ ન થાય તો હું જાઉં. તમે ઘરમાં સૂઈ જાઓ. આપણું તો રાત-દિવસનું કામ છે. એમાં વળી ડર શેનો? એવા પાપનો આપણે વિચાર કરીએ તો રહેવાય નહિ. જુઓ, પતિ-પત્ની વચ્ચે કેટલું અંતર છે! પતિ જાતિએ ચંડાળ છે પણ કર્મથી નથી જાતિ ચંડાળ સારો પણ કર્મ ચંડાળ ભૂંડો છે. એની પત્ની તો જાતિથી અને કર્મથી બંને રીતે ચંડાળ હતી.

ચંડાળણીએ કલાવંતીના કાંડા કાપવાનું કામ માથે લીધું. રાજાના હુકમ મુજબ તેને રથમાં બેસાડીને લઈ જાય છે. રાણી પૂછે છે મને રથમાં બેસાડીને કયાં લઈ જાઓ છો? ત્યારે ચંડાળણીએ કહ્યું- રાજાએ તમને પિયર મોકલવાનું કહ્યું છે એટલે લઇ જાઉં છું. રથ આગળ ચાલ્યો. ખૂબ નિર્જન વનમાં જઈને રથ ઉભો રાખ્યો. ત્યારે રાણીએ પૂછયું-બહેન! મારું પિયર તો ઘણું દૂર છે ને આ વિકરાળ વનમાં તમે રથ કેમ થોભાવ્યો? ત્યારે ચંડાળણી કહે છે, જુઓ રાણીજી! હવે તમને સાચી વાત કહી દઉં છું. તમને પિયર મોકલવાના નથી પણ તમારો કોઈ અપરાધ થયો હશે તેથી રાજાએ તમારા આ કડા સહિત બે હાથના કાંડા કાપી લાવવાનું કહ્યું છે. તેથી તમને આ જંગલમાં લાવી છું. હવે તમે નીચે ઉતરી જાઓ. કલાવંતી ખૂબ સરળ હતી. મારો શું વાંક છે? કયા કારણથી રાજાએ મને આ શિક્ષા કરી છે? તે સમજી શકી નહિ. તેથી આઘાત લાગ્યો. પણ સજ્જન મનુષ્યો સિંહ જેવી દૃષ્ટિ રાખે છે. શ્વાન જેવી દૃષ્ટિ રાખતાં નથી. તેથી રાણીએ વિચાર કર્યો કે મારા કર્મનો ઉદય છે. રાજાનો શું દોષ છે? "कडाण कम्माण न मोक्ख अत्थि।" કલાવંતી રાણીની માફક કર્મનો ઉદય થાય ત્યારે એવો વિચાર કરો કે હે જીવ! કરેલાં કર્મોને ભોગવ્યા વિના તારો છૂટકારો થવાનો નથી. કલાવંતી રાણીના હૃદયમાં આ સૂત્ર રમતું હતું. તેથી ગર્ભવંતી અવસ્થામાં કાંડા કાપવાનો વખત આવ્યો છતાં સહેજ પણ ઝૂરી નહિ. એણે ચંડાળણીને કહ્યું- બહેન! આ મારા જમણા હાથનું કાંડું તો

મારી જાતે કાપી આપીશ. જમણો હાથ તો મારા પતિને મેં સોંપી દીધો છે. તે બીજાના હાથમાં નહિ સોંપાય. ધડ દઈને કલાવંતીએ છરી વડે પોતાના જમણા હાથનું કાંડુ કાપી આપ્યું ને ડાબા હાથનું કાંડું ચંડાળણીએ કાપી નાંખ્યું. રાણી કહે હે બહેન! મારા સ્વામીને આ કાંડા આપજે મારા છેલ્લા વંદન રાજાને કહેજે. ચંડાળણી તો કાંડા લઈને રાજા પાસે પહોંચી ગઈ.

આ તરફ હાથના કાંડા કપાવાથી રાણીને અસહ્ય વેદના થવા લાગી. એ વેદનાના ધ્રાસ્કાથી રાણીને પ્રસૂતિ થઈ. રાણીએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. પણ જંગલમાં એનું કોણ? એક તો હાથના કાંડા કપાઈ ગયા છે તેની વેદના અને બીજી પ્રસૂતિની અસહ્ય પીડા ભોગવી પુત્રને જન્મ આપ્યો. પણ અશુચી સાફ કરવા માટે પાણી નથી. રાણી અને પુત્ર બંને નિરાધાર પડયા છે. આ સમયે રાણી પ્રાર્થના કરે છે કે હે પ્રભુ! મેં મારા મન-વચન-કાયાથી મારા પતિ સિવાય અન્ય કોઈ પણ પુરૂષ સામે કુદૃષ્ટિથી જોયું ન હોય તો મને સહાય કરજો. એના શીયળના પ્રભાવથી દેવોના આસન ચલાયમાન થયા. સતીને કષ્ટમાં જોઈને ત્યાં પાણીનું ભરેલું સરોવર બનાવી દીધું. રાણી પુત્રને અશુચીથી શુધ્ધ કરવા જાય છે ત્યાં પુત્ર હાથમાંથી સરકી જાય છે. હવે લેવો શી રીતે? છતાં બે હાથ પુત્રને લેવા માટે પાણીમાં નાંખે છે ત્યાં બેરખાં સહિત હતા તેવા હાથ થઈ જાય છે. આ છે સતીના શીયળનો પ્રભાવ. જંગલમાં દેવો તેની રક્ષા કરે છે.

રાજાને બાર વર્ષ પછી બેરખાં તો રાણીને તેના ભાઈએ મોકલવાની વાતની ખબર પડે છે. ત્યારે પોતાની ભૂલ માટે અત્યંત દુઃખ થાય છે. ભાઈ તો બહેનને વહાલો જ હોય ને? રાણીની વાત સાચી જ છે ને? અરર... મેં આ શું કર્યું? પવિત્ર સતીને માથે કુસતીનું કલંક ચઢાવ્યું. ધિક્કાર છે મને! હવે એનું શું થયું હશે? આ રીતે રાજાને ખૂબ પશ્ચાતાપ થયો. પછી રાજાએ વનમાં કલાવંતીની તપાસ કરાવી. માતા-પુત્ર બંનેને રાજ્યમાં લઈ આવે છે. પણ કલાવંતીને વૈરાગ્ય આવવાથી દીક્ષા લે છે.

બંધુઓ! જુઓ, રાગ અને દ્વેષનાં બંધન કેવા કર્મ કરાવે છે! સુલોચનાએ રાગને વશ થઈને ક્રોધમાં આવીને પોપટની પાંખો છેદી નાંખી હતી. તો આ ભવમાં રાજાએ તેના કાંડા કપાવ્યા. વૈર પૂરું થતા સાચી સમજણ પડી અને પસ્તાવાનો પાર ન રહ્યો. આટલા માટે કહ્યું છે કે જેમ બને તેમ રાગ-દ્વેષને પાતળા પાડતાં શીખો. આવા મહાન પુરૂષો અને સતીઓનાં દાખલા લઈને તમારું જીવન પવિત્ર બનાવો. વધુ ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** શાલીગ્રામ નગરમાં નંદીવર્ધન નામના મુનિ પધાર્યા છે, તેમના

શિષ્ય સત્યભૂતિ મુનિ ગૌચરી માટે જતાં હતા. ત્યાં બે બ્રાહ્મણપુત્રો મુનિ સાથે માર્ગમાં વાદ કરવા લાગ્યા. વાદમાં બે બ્રાહ્મણપુત્રોને મુનિએ પૂછ્યું કે તમે પૂર્વભવમાં કોણ હતા? તે મને કહો. ત્યારે તેમણે કહ્યું પૂર્વભવમાં અમે કોણ હતાં તે અમે જાણતાં નથી. જો તમે જાણતા હો તો અમને કહો. એટલે હવે સત્યભૂતિ મુનિ તે બંને અભિમાની બ્રાહ્મણપુત્રને પૂર્વભવની વાત કહે છે.

વિપ્રો! આ ગામમાં પ્રવર નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ખેતી કરીને તેનું ગુજરાન ચલાવતો હતો. તે એક દિવસ હળ લઈને ખેતરમાં ખેડવા માટે ગયો હતો ત્યારે આકાશમાં ઘનઘોર વાદળાં ચઢી આવ્યા. જોરશોરથી મેઘની ગર્જનાઓ થવા લાગી. તેથી પ્રવર બ્રાહ્મણ તેનું ગાડું, હળ બધું ખેતરમાં મૂકીને ઘેર આવ્યો. સાત દિવસ અને સાત રાત્રી સુધી મૂશળધાર વરસાદ વરસ્યો. આવા વરસાદમાં મનુષ્યો તો ઘરમાં જે હોય તે ખાઈ લે પણ બિચારા પશુઓની શી દશા થાય? બિચારા પશુઓ ભૂખથી પીડાવા લાગ્યા. આઠમે દિવસે વરસાદ બંધ રહ્યો પછી બે શિયાળ પ્રવર બ્રાહ્મણના ખેતરમાં આવ્યા. તે ખૂબ ભૂખ્યા થયા હતા તે બ્રાહ્મણના ગાડાને ચામડાની નાડી બાંધેલી હતી, તે સાત દિવસનાં ભૂખ્યા શિયાળીયા તે ચામડાની નાડીને દાંત વડે કાપીને ખાઈ ગયા. સાત દિવસના ભૂખ્યા શિયાળીયા એકદમ ચામડાની નાડી ખાવાથી તેમના પેટમાં આફરો ચઢયો. પેટ ફૂલીને ઢમઢોલ થઈ ગયું ને ત્યાં ને ત્યાં બંને શિયાળ મરણ પામ્યા. અને એ બંને શિયાળીયાં મરણ પામીને તમે આ બ્રાહ્મણના પુત્રો થયા.

આ તરફ વર્ષા બંધ થયા પછી પ્રવર બ્રાહ્મણ ખેતરમાં આવ્યો. પોતાના ગાડાની નાડી કોઈ ખાઈ જવાથી ખૂબ ગુસ્સે થયો. તેણે બે શિયાળને ત્યાં મરેલાં જોયા. તેને લાગ્યું કે આ શિયાળ જ મારા ગાડાની નાડી ખાઈ ગયા હશે. તેથી ગુસ્સામાં તેણે એ બંને શિયાળની ચામડી ઉતરાવીને એણે ખેતરમાં રહેવા માટે બાંધેલા છાપરા ઉપર લટકાવી દીધી. આ વાત જો તમારા માનવામાં ન આવતી હોય તો ખેતરમાં જઈને તપાસ કરો. ખાત્રી કરવા માટે ઘણાં લોકો ખેતરમાં જોવા ગયા. અને ખેડૂતને પૂછતાં સત્ય વાતની ખાત્રી થઈ. લોકો બોલવા લાગ્યા. પૂર્વભવના શિયાળીયા બ્રાહ્મણને ઘેર પુત્ર તરીકે આવીને જન્મ્યા છે. તેથી તેઓને ખૂબ દુઃખ થયું. એક તો સત્યભૂતિ મુનિ પાસે હારી ગયા હતા તેનું દિલમાં ખૂબ દુઃખ હતું ને બીજું લોકો આમ બોલવા લાગ્યા.

**"પિતાએ કાઢેલા વેણુ- શાસ્ત્રથી હાર્યા તો શસ્ત્ર હતું ને?"** : આ બંને બ્રાહ્મણપુત્રો પોતાના જ્ઞાનનો ઘમંડ લઈને ફરતા હતાં, પણ જૈન મુનિ પાસે હારી જવાથી ઉદાસ થઈને ઘેર આવ્યા. એના પિતાએ ઉદાસીનતાનું કારણ પૂછ્યું ત્યારે

તેમણે પોતે હારી ગયાની વાત એના પિતાને કરી. તેથી તેના પિતા બંને પુત્રો ઉપર ખૂબ ગુસ્સે થયા ને બોલ્યા. હે દુષ્ટો! મેં તમને ભણાવવા માટે કેટલું ધન ખરચ્યું છે. મેં કેટલો ભોગ આપીને તમને ભણાવ્યા છે. તમે હારીને તમારું કાળું મોઢું શું લઈને મને બતાવવા આવ્યા છો? મને તમારું મોઢું જોતાં શરમ આવે છે. જ્યારે તમે શાસ્ત્રવિદ્યામાં હારી ગયા તો શસ્ત્રવિદ્યાથી તો તેને જીતવો હતો? આ બંને પુત્રોને પિતાની વાત સાચી લાગી. ખરેખર! એ સાધુએ આપણને હરાવીને આપણું ઘોર અપમાન કર્યું છે. માટે તેમને કોઈ પણ રીતે મારી નાંખવાં. એવો નિર્ણય કરીને નિરપરાધી સાધુઓની હત્યા કરવાની યોજના ઘડવા માંડી.

**ગુરૂએ આપેલો આદેશ:** સત્યભૂતિ મુનિ બ્રાહ્મણોને હરાવીને હર્ષભેર ગુરૂ પાસે કહેવા માટે આવ્યા પણ ગુરૂ જ્ઞાની હતા. સત્યભૂતિ મુનિ બ્રાહ્મણો સાથે વાદવિવાદ કરીને કેવી રીતે જીત્યા તે વાત જાણતાં હતાં. તેથી ગુરૂએ પોતાના જ્ઞાન દ્વારા જાણીને કહી દીધું કે હે શિષ્ય! તમે એ ઘમંડી બ્રાહ્મણો સાથે વિવાદ કરીને સારું કર્યું નથી. તે બંને જણા મહાન પાપી છે. તેઓ તમારી પાસેથી હારીને ઘેર ગયા એટલે તેના પિતાએ તેમને ખૂબ ઠપકો આપ્યો છે ને તેમનો તિરસ્કાર કર્યો છે. તેથી તેઓ આજે રાત્રે અહીં આવીને સાધુઓને શસ્ત્ર દ્વારા મારી નાંખશે. આ સાંભળી સત્યભૂતિ મુનિ ધ્રુજી ઉઠયા. આંખમાં આંસુ આવી ગયા ને ગુરૂદેવના ચરણમાં પડીને કહ્યુ-ગુરૂદેવ! આપ મને એવો કોઈ ઉપાય બતાવો કે જેથી અમે આ ઉપસર્ગથી બચી જઈએ. ત્યારે ગુરૂએ કહ્યુ-હે શિષ્ય! તમે જે સ્થળે બ્રાહ્મણોની સાથે વાદવિવાદ કર્યો હતો તે સ્થળે આજે સાંજે તમે જાઓ. અને શકેન્દ્રજીની આજ્ઞા લઈને તમે ત્યાં ધ્યાનમાં લીન બનીને ઉભા રહેજો. તો ત્યાં તમારું અને ચતુર્વિધ સંઘનું કલ્યાણ થશે.

ગુરૂની આજ્ઞા થવાથી સત્યભૂતિ મુનિ જે સ્થળે ચર્ચા કરી હતી તે સ્થળે સંધ્યા સમયે જઇને કાઉસગ્ગ ધ્યાનમાં લીન બન્યા. બંને બ્રાહ્મણ પુત્રો મધ્યરાત્રે તલવાર, છરા આદિ હિંસક શસ્ત્રો લઈને મુનિઓને મારવા જતાં હતાં. ત્યાં માર્ગમાં સત્યભૂતિ મુનિ ધ્યાનમાં ઉભેલા જોયા. તેથી ઉશ્કેરાટથી બોલ્યા. આ દુષ્ટ સાધુડાએ આપણને આ સ્થળે હરાવ્યા છે. અને આપણને લોકોની વચમાં હલકા પાડી આપણું અપમાન કર્યું છે. બસ, એ પાપીને મારો. એમ કહીને સાધુને મારવા માટે હાથમાં તલવાર લઈ જ્યાં મારવા જાય છે ત્યાં તે ક્ષેત્રનો રક્ષક દેવ પ્રગટ થયો ને મુનિની રક્ષા કરી. પણ મુનિ તો ધ્યાનમાં મસ્ત છે. તેમને કંઈ ખબર નથી.

ક્ષેત્રપાળ દેવે પેલા બંને બ્રાહ્મણ પુત્રોને ત્યાં સ્થંભિત કરી દીધા. આવા પવિત્ર સંતોના માથે સંકટ આવે છે ત્યારે દેવોના આસન ચલાયમાન થાય છે.

નિર્દોષ મુનિની હત્યા કરનાર બ્રાહ્મણો ઉપર ક્ષેત્રપાળ દેવને ક્રોધ આવ્યો. તેથી તેમને પોતાની શક્તિથી સ્થંભિત કર્યા. સવાર પડતાં ગામ લોકોને ખબર પડી. પેલા બ્રાહ્મણ પુત્રોના માતા–પિતાને પણ ખબર પડી એટલે તેઓ દોડતા આવ્યા ને મુનિના ચરણમાં પડીને તેમને પોતાના પુત્રોને મુક્ત કરવા માટે વિનવવા લાગ્યા. મુનિ ધ્યાનમાંથી જાગૃત થયા. પણ એ તો કંઈ જાણતાં નથી. આ સમયે ક્ષેત્રપાલ દેવે અદૃશ્યપણે કહ્યું–હું નિર્દોષ મુનિની હત્યા કરનાર પાપીઓને હું મારી નાંખીશ.

આ સમયે સત્યભૂતિ મુનિએ કહ્યું કે જૈન મુનિઓનું જીવન જીવ રક્ષા માટે; શિવ સુખની પ્રાપ્તિ માટે તેમજ ઘોર ઉપસર્ગો સહન કરીને કર્મ ક્ષય કરવા માટે હોય છે. અમારા નિમિત્તે એક કીડી જેવા પ્રાણીની હિંસા કરાય નહિ તો પછી તેમને મારવા કેમ દઉં? એ તો મને આત્મસાધના કરવામાં સહાયક બન્યા છે. ત્યારે ક્ષેત્રપાલ દેવે પ્રસન્ન થઈને કહ્યું કે ધન્ય છે આપને! કે મારવા આવનાર પ્રત્યે પણ આવી ઉદારતા! પણ એક વાત છે કે તે બંને છોકરાઓ અને તેના માતા–પિતા જૈન ધર્મ સ્વીકારે તો હું તેમને જીવતા છોડું.

બંધુઓ! જીવવું સૌને કેટલું પ્રિય છે! જે જૈન ધર્મનો કટ્ટર વિરોધી હતો તે બ્રાહ્મણ પણ જૈન ધર્મ સ્વીકારવા તૈયાર થયો. સત્યભૂતિ મુનિએ તેમને જૈન ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. તેથી બંને ભાઈઓ અને તેના માતા પિતાએ જૈન ધર્મ અંગીકાર કર્યો. પણ થોડા સમય પછી તેમના માતાપિતાએ કહ્યું–કે બેટા! તે વખતે આપણે સંકટમાંથી મુક્ત થવા જૈન ધર્મ સ્વીકાર્યો હતો. હવે તેને છોડી દો. આપણાં વૈદિક ધર્મ સિવાય આત્મકલ્યાણ બીજે ક્યાંય નથી. પણ છોકરાઓને તો રગેરગમાં જૈન ધર્મનો રંગ લાગ્યો એટલે તેમણે જૈન ધર્મ છોડયો નહિ. પણ તેના માતા પિતાએ જૈન ધર્મ છોડી દીધો. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૫૫

**ભાદરવા સુદ ૪ ને શનિવાર** **તા. ૨૮-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

પ્રેરણાના પીયૂષનું પાન કરાવી આત્માને અજર અમર સ્થાન પ્રાપ્ત કરવાનો દિવ્ય સંદેશ લઈને આપણે ત્યાં મંગલકારી પર્યુષણ પર્વની પધરામણી થઈ છે. આ દિવસોમાં મનુષ્યે શું કરવું જોઈએ? જ્ઞાની પુરૂષો કહે છે કે આત્માઓ! વીતરાગ

કાલીમા નહિ ધોવાય, રાગની આગ નહિ બૂઝાય, વિષયોનો વંટોળ શાંત નહિ થાય ને પરિગ્રહનો રાગ મટે નહિ ત્યાં સુધી જીવ મોક્ષમાં જઈ શકવાનો નથી. આ બધા દુર્ગુણો જીવને મોક્ષમાં જતાં અટકાવે છે. જીવ એકલો આવ્યો છે ને એકલો જવાનો છે. તમને જેનો મોહ છે તે સાથે આવનાર નથી. મોક્ષમાં જવા માટે જીવને સાચો સથવારો હોય તો તે એક માત્ર ધર્મનો છે.

જીવે ક્યાં સથવારો માન્યો છે? ફરવા માટે જવું હોય તો માનવી સથવારો શોધે છે. કારણ કે મુસાફરી લાંબી છે એટલે ટ્રેઈન કે પ્લેનમાં સાથે જો કોઈ સથવારો હોય તો વાતમાં ટાઈમ પસાર થઈ જાય. સંસારના સુખ માટે ધનની જરૂર પડે છે માટે ધનને સથવારો માન્યો છે. પત્ની સારી ગુણીયલ મળે તો જિંદગીના સુખ દુઃખમાં સાથ આપે માટે પત્ની જીવનનો સથવારો છે. કોઈ એમ માને છે કે શરીર સારું હોય તો આપણે ધારેલા કાર્યો પાર પાડી શકીએ માટે શરીર એ સથવારો છે. કોઈ એમ માને છે કે ભોજન સારું મળે તો શરીર ટકી શકે છે. ભોજન વિના ભગવાનનું ભજન કરી શકાતું નથી. અને ધન કમાવા માટે મહેનત પણ થઈ શકતી નથી માટે ઉત્તમ ભોજન એ જીવનનો સાચો સથવારો છે. ત્યારે કોઈ એમ માને છે કે પૈસા હોય, પત્ની હોય, શરીર સારું હોય ને ભોજન સારું મળતું હોય આ બધું હોય પણ જો કીર્તિ ન હોય તો આ બધાં સુખો તેના વિના ઝાંખા દેખાય છે. જો સારી કીર્તિ મેળવી હોય તો ઠેર ઠેર માનવીનાં ગુણ ગવાય છે. માટે કીર્તિ એ જીવનનો સાચો સથવારો છે. કોઈ એમ માને છે કે જો મિત્ર સારો હોય તો દુઃખમાં સાથ આપે, હરવા-ફરવામાં કંપની રહે, સંસારમાં અકળાયા મૂંઝાયા હોઈએ તો હૃદયને ઠંડું પાડી શકાય. માટે મિત્ર એ સથવારો છે. આ રીતે માનવી પોતપોતાની બુધ્ધિ મુજબ જુદી જુદી વ્યક્તિ અને વસ્તુને પોતાના જીવનનો સાચો સથવારો માને છે. કેમ આ વાત બરાબર છે ને? પણ આવા સથવારાને સાચો માનનારાને ખબર નથી કે આ બધા સથવારા ક્યાં સુધીના છે? શું એ સથવારા કાયમ ટકવાનાં છે? બોલો, પૈસા, પુત્ર, પત્ની, કીર્તિ, શરીર, ભોજન આ બધું તમારી સાથે આવશે? પૈસા, પુત્ર, પત્ની, પરિવાર આ બધા પૌદ્ગલિક સુખો આત્માથી પર છે. એ તને આ ભવમાં પણ કાયમી સુખ કે શાંતિ આપનાર નથી તો પરભવની તો વાત જ ક્યાં કરવી? જો આ બધા જીવનનાં સાચા સાથી હોત તો ઘણાંને આવાં સુખો મળેલાં હતાં. સાંભળો.

શ્રેણીક રાજાને ત્યાં કેટલી સમૃધ્ધિ હતી. મગધ દેશનું મોટું વિશાળ રાજ્ય હતું. ચેલ્લણા જેવી પતિવ્રતા પવિત્ર પત્ની હતી. જેનું રાજ્ય વિશાળ હોય તેને ત્યાં વૈભવનો તૂટો હોય! તેમની કીર્તિ ચારે દિશામાં ફેલાયેલી હતી. શરીર નિરોગી

હતું. આવા મોટા રાજાને મિત્રો ન હોય તેમ બને? એમને ત્યાં તમે જેને સાચો સથવારો માનો છો તે બધું હતું. છતાં આવા સમૃધ્ધિવાન રાજાને પણ એના પુત્ર કોણીકે જેલમાં પૂર્યા. જો આ બધા સથવારા સાચા હોત તો શું શ્રેણીકરાજાને જેલમાંથી ન છોડાવી શકત! કોણીકે શ્રેણીકરાજાને જેલમાં પૂરીને કેવા ભયંકર કષ્ટ આપ્યા, ત્યારે કોઈ આડો હાથ દઈ શકયું નહિ. મહાનપુરૂષો તો આવા નશ્વર સથવારામાં સુખ કે દુઃખ માનતા નથી. એ તો પોતાનાં કરેલાં શુભાશુભ કર્મોને માને છે. પોતાનાં કરેલા કર્મો પ્રમાણે સુખ દુઃખ ભોગવવા પડે છે. શ્રેણીક રાજાને કોણીકે જેલમાં શા માટે પૂર્યા? પૂર્વભવમાં કોણીક તાપસ હતો. અને શ્રેણીક રાજાએ તેને પારણું કરવાનું આમંત્રણ આપેલું પણ સંયોગવશાત પારણું કરાવી શક્યા નહિ તેથી તાપસ ને તેમના પ્રત્યે ક્રોધ આવ્યો ને તેણે નિયાણું કર્યું કે હું એને મારનાર થાઉં. આ તાપસ હતો માટે આમ બન્યું. બાકી જૈન મુનિને કોઈ આમંત્રણ આપે તો તેને ત્યાં ગૌચરી જાય નહિ. ગૌચરીમાં આહાર મળે કે ન મળે તો સમભાવ રાખે.

"लाभुत्ति न मज्जेज्जा अलाभुत्ति न सोएज्जा।" આચારંગ

લાભ મળે તો હરખાય નહિ ને ન મળે તો શોચ ન કરે. સાચા સંતો એવી રીતે ગૌચરી કરે કે પોતાને આહાર પાણીનો લાભ મળે ને દાન દેનારને સુપાત્રદાન દેવાનો લાભ મળે. ઠાણાંગસૂત્રમાં દશ પ્રકારના દાન કહ્યા છે તેમાં ત્રણ દાન મુખ્ય છે. સુપાત્ર દાન, જ્ઞાનદાન અને અભયદાન, આ ત્રણ દાનમાં અભયદાન સર્વથી શ્રેષ્ઠ છે. પણ અત્યારે આપણે જ્ઞાનદાન, ઉપર વિચારીએ. કારણ કે જ્ઞાનદ્વારા સુપાત્રદાન કોને કહેવાય? કેવી રીતે અપાય? સુપાત્રદાન દેવાથી શું લાભ થાય? અને અભયદાન કોને કહેવાય? કોને અપાય? તે બધું સમજાય છે જ્ઞાન સુખ દુઃખમાં શાંતિ અપાવે છે. જ્ઞાન દ્વારા સાચા ખોટાની ખબર પડે છે. માટે જ્ઞાનદાનની પણ વિશેષતા છે.

जं तेहिं दायव्वं तं दिन्नं जिणवरेहिं सव्वेहिं।
दंसण नाण चरित्तस्स, एस तिविहस्स उवएसो॥

તીર્થંકર ભગવંતો સંસાર છોડતા પહેલાં તેઓ એક વર્ષ દિન સુધી ખૂબ દાન દે છે ને દીક્ષા લીધા પછી ભવ્ય જીવોને જ્ઞાન–દર્શન–ચારિત્રનો ઉપદેશ આપે છે. અનેક જીવોનું અજ્ઞાન દૂર કરી જ્ઞાનામૃતનું પાન કરાવે છે ને સ્વ–પરનો ઉધ્ધાર કરે છે. માટે જ્ઞાનદાન પણ જીવને અત્યંત ઉપકારી છે. જ્ઞાન આત્માને ઉજ્જવળ બનાવે છે. જ્ઞાન દ્વારા બંધ અને મોક્ષને જાણી શકાય છે. જ્ઞાન દ્વારા માણસ જાણી શકે છે કે મોટામાં મોટું દુઃખ કયું? આ લોકમાં એક તો અજ્ઞાન અને બીજું જન્મ–જરા–રોગ અને મરણ એ દુઃખ છે. દુઃખોનું મૂળ કર્મ છે. જન્મ–મરણ એ

સંસાર છે. સંસારનું બીજ કર્મ છે. આવું જ્ઞાન દ્વારા સમજી શકાય છે. અને કર્મનાં બીજને બાળીને સંસારથી મુક્ત બની શકાય છે. માટે જ્ઞાન એ પરમ સુખ છે ને અજ્ઞાન એ મોટું દુઃખ છે.

ચક્રવર્તિને ઘેર કેટલી સાહ્યબી હોય છે! ચક્રવર્તિની સેવામાં કેટલા દેવો હાજર રહે છે. જેની પાસે ચૌદ ઉત્તમ રત્નો હોય છે. તે મોટી ગુફામાં જાય તો તેના દંડ રત્નના પ્રભાવથી ગુફાના દ્વાર પણ ખુલી જાય. તેમને સમુદ્ર તરવો હોય તો ત્યારે એમનું રત્ન ત્યાં જઈને મૂકી દે અને તે રત્ન નાવની માફક સામે કિનારે પહોંચાડી દે. આવું ચક્રવર્તિનું પુણ્ય હોય છે. છતાં તેમને એમ લાગ્યું કે સંસારના સુખ ભોગવવાનું પરિણામ અંતે દુઃખ છે. કોઈ વૃક્ષનાં ફળ ખાવામાં સ્વાદિષ્ટ, દેખાવમાં મનોહરને ખૂબ મીઠા છે પણ કોઈ તમને કહે કે આ ફળ સ્વાદમાં મીઠા છે પણ તે ખાવાથી મરી જવાય છે તો તમે ખાઓ ખરા? અરે, ખાવ તો નહિ પણ તેનો અખતરો પણ ન કરો; કે આ માણસ કહે છે કે ફળ ઝેરી છે તો કોઈએ ખાધું છે ખરું? ને તે ખાવાથી કોઈ મરી ગયું ખરૂં? અગર કોઈએ નથી ખાધું તો હું જરા ખાઈ તો જોઉં કે શું થાય છે? ત્યાં કોઈ અખતરો કરવા જતું નથી. એક માણસે કહેલી વાત માની લો છો પણ તીર્થંકર પ્રભુની વાણીમાં તમને વિશ્વાસ નથી. સર્વજ્ઞ ભગવંત કહે છે કે હે જીવડા! આ સંસારનાં સુખ ભોગવવામાં મીઠા લાગે છે; દેખાવમાં સોહામણાં લાગે છે પણ તેનું પરિણામ દુર્ગતિ છે; ને દુર્ગતિમાં જીવને મહાન દુઃખ ભોગવવું પડે છે. સંસાર સુખનાં ફળ કડવા ને વિષમ છે. માટે જ્ઞાની કહે છે કે સંસારમાં તમે જેને સાચો સથવારો માનો છો તે સાચો સથવારો નથી.

મોહમાં ઘેલા બનેલાં માનવીને ખબર નથી કે સંસારનો સથવારો સાથે આવનારો કે કાયમ ટકવાનો નથી. સંસારના સુખ માટે શરીર અને ધનને સથવારો માનનારને ભાન નથી કે આ શરીરમાં ક્યારે રોગ આવશે; ધન ક્યારે વરાળની જેમ વિખરાઈ જશે ને લમણે હાથ દઈને બેસી જવું પડશે. સૌંદર્યવાન અને આજ્ઞાંકિત પત્ની પણ આયુષ્ય પૂરું થતાં મૂકીને ચાલી જશે. મહામહેનત કરીને મેળવેલી કીર્તિ પણ એક ભૂલ થઈ જતાં ઉજ્જ્વળ કીર્તિ કલંકિત બની જશે. હવે સમજાય છે કે સત્તા, બળ, સંપત્તિ વિગેરે અતિ આકર્ષક જણાતી વસ્તુઓ ચિરસ્થાયી રહેવાની નથી. કાં તો મનુષ્યને તેનો ત્યાગ કરીને જવું પડે છે, કાં પુણ્ય ખલાસ થતાં અધવચ તે બધાં છેહ દઈને ચાલ્યા જશે. માટે જ્ઞાની કહે છે કે સાચો સથવારો કયો? જ્ઞાન-દર્શન-રૂપી સથવારો ભવભ્રમણનો અંત કરાવી ચિરસ્થાયી-શાશ્વત સુખ અપાવે છે. તે સુખ કદી જતું નથી, માટે તમે સમ્યક્ જ્ઞાન-દર્શનનો સથવારો કરો.

જીવે જગતમાં જન્મ ધરી બધાને માટે કર્યું પણ પોતાને માટે કંઈ કર્યું નથી. તેથી મોહનિદ્રામાં ઉંઘ્યા કરે છે. તેને જગાડો. એ નહિ જાગે તો બધું તંત્ર ો જશે.

એક નવાબ હતો. તેના જનાનખાનામાં ઘણી બેગમો હતી. તે નવાબ રાત સ તેની બેગમોના સૌંદર્યમાં મસ્ત બનીને તેની પાછળ રક્ત રહેતો. તે કોઈ સ રાજસભામાં આવતા નહિ. પુણ્યોદયે તેનો પ્રધાન ખૂબ સારો હતો એટલે જ્યની વ્યવસ્થા ખૂબ સુંદર રીતે ચલાવતો હતો. પણ નવાબ તો એટલા બધા ારાગ અને સુખ વિલાસની મોહમાયામાં મસ્ત રહેતા કે પ્રજાને કાંઈ ફરિયાદ કરવી ય કે મુલાકાત કરવી હોય તો પણ નવાબના કદી દર્શન થતા ન હતાં.

બંધુઓ! કામભોગનો કીચડ આત્માની ખરાબી કરનાર છે. અને બ્રહ્મચર્યના પવિત્ર જળ આત્માને વિશુધ્ધ બનાવનાર છે. "खाणी अणत्थाण उ कामभोगा।" ભગવાને કામભોગને અનર્થની ખાણ જેવાં કહ્યા છે. કામભોગની તીવ્ર અભિલાષાથી પણ જીવને દુર્ગતિમાં જવું પડે છે ને ત્યાં ભયંકર કષ્ટો વેઠવાં પડે છે. જો તમારે આત્માનું શ્રેય કરવું હોય તો અબ્રહ્મચર્યમાંથી બ્રહ્મચર્યમાં આવો, ભગવંતે બ્રહ્મચર્ય વ્રતને સાગરની ઉપમા આપી છે. બીજા વ્રતો નદી સમાન કહ્યા છે.

કચ્છની પવિત્ર ભૂમિમાં વિજય શેઠ અને વિજ્યા શેઠાણી થઈ ગયા. એ બંને આત્માઓના જ્યારે લગ્ન થયા ન હતા ત્યારે તેમને સંત-સતીજીનો સમાગમ થયેલો. બંને પવિત્ર ધર્મીષ્ઠ જીવો હતા. બંને કુંવારા હતા ત્યારે દીક્ષાની ભાવના હતી પણ માતા-પિતાએ રજા ના આપી. એટલે છેવટે વિજ્યાએ કૃષ્ણપક્ષની અને વિજયે શુક્લપક્ષની પ્રતિજ્ઞા લીધી હતી. યોગાનુયોગ એવો બન્યો કે તે બે આત્માઓના લગ્ન થયા. વિજયકુમારના માતા-પિતાએ તેમને માટે સુંદર મહેલ શણગાર્યો છે. બંને પતિ-પત્નીનું મિલન થયું. લગ્ન થયા ત્યારે કૃષ્ણપક્ષ હતો. કોડભર્યો વિજય-કુમાર પોતાની પત્ની પાસે આવ્યો. આ સમયે વિજ્યા એમના ચરણમાં પડીને કહે છે નાથ! હું આપની પાસે એક ભિક્ષા માંગું છું. આપ મારા જીવનના સાચા સાથી છો. મને શ્રધ્ધા છે કે આપ મારી માંગણી જરૂર પૂરી કરશો. આપ આ ભવમાં દેહના સાથીદાર થયા છો ને મોક્ષમાં જવાની સાધના કરવામાં પણ મારા સાચા સાથીદાર બનીને રહેજો.

વિજયકુમાર કહે વિજ્યા! તારી જે ઈચ્છા હોય તે કહે. હું તારી માંગણી જરૂર પૂરી કરીશ. ત્યારે વિજ્યા કહે છે સ્વામીનાથ! મારે દીક્ષા લેવી હતી. પણ માતા પિતાએ રજા ના આપી. છેવટમાં મેં મારા આત્માથી વિચાર્યું કે જીવનનું કંઈક બાધું તો બાંધું. તેથી મેં કૃષ્ણપક્ષની પ્રતિજ્ઞા લીધી છે. વિજયકુમારે કહ્યું-કે

વિજ્યા ! તું પુણ્યવંતી છે. તને ધન્ય છે. તારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં મારો પૂરો સહકાર છે. તારા જેવી પવિત્ર પત્ની પામીને હું આજે ધન્ય બની ગયો. પતિના મીઠાં શબ્દો સાંભળી વિજ્યા શેઠાણીને અત્યંત આનંદ થયો. વિજય શેઠે વિજ્યાની વાતને વધાવી લીધી.

બંધુઓ ! આ કુટુંબ કેવું પવિત્ર હશે ! પાસે કરોડોની લક્ષ્મી હોવા છતાં તેમનામાં વ્યસન, ફેશન કે દુરાચાર ન હતાં. આજે તમે દેખો છો ને કે જેટલો પૈસો વધારે તેટલી ઉધ્ધતાઈ વધી છે. આજના સંતાનોને ધર્મનું નામ–નિશાન ગમતું નથી. તેમને તો નાટક–સિનેમા અને કલબોમાં આનંદ આવે છે. પરિણામે વિષય વાસનાઓ વધતી જાય છે. પવિત્ર આત્માઓને પુણ્યના ઉદયથી કરોડોની લક્ષ્મી મળી હોય પણ જો જીવનમાં સંત સમાગમ ન મળે, ધર્મારાધના ન થઈ શકે તો તે સંપત્તિ અને સુખો તેમને અંગારા જેવા લાગે છે. વીતરાગના સંતો તમને એકાંત લાગણીથી વિષયોનું વમન કરવાનું કહે છે, કે મારા વીતરાગનો શ્રાવક નરક–તિર્યંચ જેવી દુર્ગતિમાં ન જવો જોઈએ. એટલા માટે ભગવાનનો સુંદર સંદેશો તમારી પાસે સંતો લઈને આવ્યા છે. આથી જીવને કેટલો આનંદ થવો જોઈએ !

એક વખત એક બાઈનો પતિ પરદેશ જાય છે. જતી વખતે એની પત્નીને કહે છે હું પહોંચીને તરત પત્ર લખીશ. તું શાંતિથી રહેજે. પતિને ગયા પંદર દિવસ થયાં પણ પત્ર કે સમાચાર આવ્યા નહિ, પત્ની રોજ એના પતિના પત્રની રાહ જુએ છે. શેરીમાં ટપાલી આવે ને બાઈ પતિના પત્રની પ્રતીક્ષા કરતી દોડીને જાય. પતિનો પત્ર કે સમાચાર ન મળતાં તે ઉદાસ થઈ જતી. એક મહિનો, બે મહિના કરતાં વર્ષ પૂરું થયું પણ એના પતિનો પત્ર આવ્યો નહિ, તેથી પત્નીને ચિંતા વધવા લાગી કે મને તરત પત્ર લખવાનું કહી ગયા હતા ને આમ કેમ બન્યું ? એમને શું થયું હશે કે મને પત્ર નથી લખતા ? પતિના વિયોગમાં સ્ત્રી રડતી ને ઝૂરતી હતી. આનંદઘનજીએ કહ્યું છે કે– સાચો પતિ ભગવાન છે. એ પતિની પ્રીત કરનારને કદી રડવું પડતું નથી કહ્યું છે કે.

**ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઔર ન ચાહું રે કંત...ઋષભ**

દુનિયામાં સાચો પતિ તો એ જ છે કે જેનો હાથ પકડીએ તે કદી આપણો સાથ ન છોડે. કદી વિધવાપણુંના દુઃખો ના આવે. તેવો પતિ ભગવાન છે. ભગવાન જેવો બીજો કોઈ ધણી નથી. હવે પેલી બાઈના પતિનો સંદેશો બાર બાર વર્ષ થવા આવ્યા છતાં આવતો નથી તેથી ખૂબ ઝૂરે છે, રડે છે. તે રીતે આપણો આત્મા નિગોદમાં ગયો ત્યાં અનંતોકાળ રહ્યો, ત્યાં ભગવાનરૂપી પતિનો સંદેશો મળ્યો ન

હતો. નરકમાં પણ લાંબાકાળ સુધી દુઃખો વેઠયા. બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયમાં ગયો ત્યાં સંખ્યાતો કાળ કાઢયો. ત્યાં પણ પ્રભુની વાણીનો સંદેશો ન મળ્યો. વીતરાગ પ્રભુનો સંદેશો સાંભળવા માટેનું ઉત્તમ સ્થાન હોય તો આ મનુષ્યભવ છે. અહીં તમને વીતરાગ પ્રભુનો સંદેશો સાંભળવા માટે કેટલી આતુરતા હોવી જોઈએ! બાર વર્ષથી પતિ વિહૂણી સ્ત્રી જેમ પતિના પત્રની રાહ જુએ છે. તે ઘરમાં રહે, ખાય પીવે, કામકાજ કરે પણ તેનું ચિત્ત કયાંય ચોંટતું નથી. એનું મન એના પતિમાં છે. તેમ તમે સંસારમાં હો પણ તમારું મન પ્રભુ રૂપી પતિમાં એક લીન થવું જોઈએ. તે પ્રભુમય બની જશે તો એક દિવસ જરૂર તમને પ્રભુ રૂપી પતિનો પવિત્ર સંદેશો મળશે. અને તે સંદેશો સાંભળતાં તમને અવર્ણનીય આનંદ થશે.

બાર વર્ષ પૂરા થતાં એક દિવસ પેલી બાઈના પતિનો પત્ર ટપાલી લઈને આવ્યો. બહેન! આજે તમારો પત્ર છે. બસ, આટલું સાંભળતાં હૈયાનો મોરલો નાચી ઉઠયો. ટપાલીને ૨૫) રૂ. આપીને તેનું સન્માન કર્યું. તો આ વીતરાગના સંતો પોસ્ટમેનની માફક રોજ વીતરાગ વાણીનો દિવ્ય સંદેશો આપે છે. તેમનું તમે કેવી રીતે સન્માન કરશો? ગભરાશો નહિ. સંતો તમારી પાસે તમને વહાલું છે તે કાંઈ માંગવાના નથી.

જેમણે કંચન કામિનીનો ત્યાગ કર્યો છે તે બીજાને ત્યાગ કરવાનો સંદેશો આપે છે. એમને તમારી પાસે કોઈ સ્વાર્થ નથી. નિઃસ્વાર્થ ભાવે તમને વીતરાગવાણી સંભળાવે છે.

પેલી બાઈને તેના પતિનો પત્ર મળ્યો. તેમાં લખ્યું છે કે મેં તને બાર વર્ષથી છોડી છે, પત્ર લખી શકયો નથી. તને ખૂબ દુઃખ થયું હશે! પણ તું ગભરાઈશ નહિ. હવે હું મારું કાર્ય સફળ કરીને કાયમ માટે ત્યાં આવું છું. આવો સંદેશો વાંચી પત્નીના ઉલ્લાસનો પાર ન રહ્યો. તે રીતે વીતરાગી સંતો પણ પ્રભુનો પત્ર વાંચીને તમને સંદેશો આપે છે કે હે ભવ્ય જીવો! અનંતકાળથી મોહ નિંદ્રામાં પડયા છો તો હવે જાગો. વિષયો અને વાસનાઓનું વમન કરો, રાગ-દ્વેષને જલાવી દો, અહંને ઓગાળો, મમતાને મારો, તૃષ્ણાના તંતુને છેદી નાંખો ને સોહંને જગાડો તો તમારું કલ્યાણ થશે. શીવરમણીના સ્વામી બનશો. કેવો સુંદર સંદેશો છે! આ સંદેશો સાંભળતાં તમારા સાડાત્રણ ક્રોડ રોમરાય ખીલી ઉઠવા જોઇએ. ચેતનદેવ જાગી ઉઠવો જોઈએ.

પેલો નવાબ બેગમોના મોહમાં પડીને રાજ્યના કામમાં ભાગ લેતો ન હતો. પ્રજાની ફરીયાદ સાંભળતો નહિ તેથી પ્રજામાં ખૂબ ઉકળાટ થયો. પણ મોટા માણસને

કોણ કહી શકે ? નવાબને કહેવા જવાની કોઈની હિંમત ચાલતી નહિ. છતાં ક્યારેક મુખ્ય પ્રધાન નવાબને કહેતો કે સાહેબ ! આપ કોઈક વખત રાજસભામાં પધારો તો સારું. ત્યારે મોહઘેલો રાજા કહેતો કે તમે સારી રીતે બધો વહીવટ સંભાળો છો તેથી મને સંતોષ છે. મોહમાં પડેલા નવાબને જગાડવા એક ગરીબ માણસે હિંમત કરી. તેણે નવાબના મહેલ પાસે જઈ પટાવાળાને કહ્યું–ભાઈ! તમે નવાબ સાહેબને સમાચાર આપો કે તમારા સાઢુભાઈ તમને મળવા માટે આવ્યા છે. પટાવાળાને પણ વિચાર થયો કે નવાબનો સાઢુભાઈ આવો ગરીબ હોય ! પટાવાળો કહે–ભાઈ! તું નવાબ સાહેબનો સાઢુભાઈ કેવી રીતે ? કેમ હું નવાબનો સાઢુભાઈ ન બની શકું ? એમના પુણ્યનો ઉદય છે ને મારા પાપનો ઉદય છે. આ સંસારમાં તો એક માતાના ઉદરમાં આળોટેલા બે ભાઈમાં પણ કેટલો ફરક હોય છે ! એકને ઘેર ગાડી અને બીજો ગાડીનો ડ્રાયવર, એક ભાઈ મીલમાલિક ત્યારે બીજો ભાઈ કર્મના ઉદયથી મીલમજુર હોય છે; તે રીતે હું તેમનો સાઢુભાઈ છું. પટાવાળાએ નવાબને ખબર આપ્યા કે આપના સાઢુભાઈ આપને મળવા માંગે છે. આ સાંભળીને નવાબ ચમક્યો. મારો સાઢુભાઈ વળી કોણ ? એણે પટાવાળાને કહ્યું. તેને અહીં લઈ આવો. તરત પટાવાળો તેને નવાબસાહેબ પાસે લાવ્યો. નવાબે પૂછ્યું તમે સાઢુભાઈ કેવી રીતે છો ? તે કહો. ત્યારે આવનાર માણસે કહ્યું. સાહેબ ! એ વાત હું આપને પછી સમજાવીશ. પણ પહેલાં મારી વાત સાંભળો.

ઘણાં વખતથી મને આપના દર્શન કરવાની હોંશ હતી. પણ ઓળખાણ આપ્યા વિના આપનાં દર્શન કેવી રીતે થાય ? એટલા માટે મારે પહેલાં ઓળખાણ આપવી પડી. માત્ર હું જ નહિ પણ આપની સમગ્ર પ્રજા શ્રીમંત–મધ્યમ ને ગરીબ આપનાં દર્શન કરવા માટે તલસે છે. જો કે આપના પુણ્ય પ્રતાપે આપની પ્રજા બહુ સુખી ને સલામત છે છતાં કોઈને આપની પાસે કંઈ અરજ ગુજારવી હોય તો કેવી રીતે ગુજારે ? આપની પ્રજા સુખી ને સલામત છે તેમાં આપનો મહાન ઉપકાર છે. સારી પ્રજા આપના ઉપકારના ભાર નીચે દબાયેલી છે. તેથી દરેકના મનમાં એમ થાય છે કે જે નવાબના પ્રતાપે આપણે આટલાં સુખી છીએ, કોઈ જાતનો ભય કે દુઃખ નથી. આવા ભાગ્યવાન હોવા છતાં આપણાં કેવાં કમનસીબ છે કે આપણા ઉપકારી નવાબ સાહેબનાં રાજસભામાં કે નગરચર્યામાં આપણને કદી દર્શન થતા નથી. આપનાં દર્શન માટે આખા નગરની પ્રજા ઝૂરતી હોય ત્યાં મારા જેવો ગરીબ માણસ ઝૂરે તેમાં શી નવાઈ ? આટલું બોલતાં ગરીબ માણસની આંખમાં આંસુ આવી ગયા. તે આંસુ લૂછતાં બોલ્યો કે ખુદા ક્યારે એવો ધન્ય દિવસ ઉગાડશે કે પ્રજાને આપનાં દર્શન થશે ? આ સાંભળી નવાબની આંખો આંસુથી ભરાઈ ગઈ. તેમને પોતાની ભૂલનો પશ્ચાતાપ થયો કે અહો ! હું કામભોગમાં મુગ્ધ બની મારું ભાન ભૂલ્યો ત્યારે

મારી પ્રજા મારા દર્શન માટે ઝૂરે છે ને ! ધિક્કાર છે મારી વિષયવાસનાને ! નવાબની આંખો ખુલી ગઈ. તેમણે આવનાર માણસને કહ્યું કે તેં મને મોહનિદ્રામાંથી જાગૃત કર્યો. તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તેં મારી ભૂલ સુધારી છે.

ભાઈ ! હમણાં હું સવારીથી બહાર નીકળી રાજસભામાં આવું છું. અને આજથી હંમેશ રાજસભામાં બેસીને પ્રજાની અરજી સાંભળીશ. પણ તમે મારા સાઢુભાઈ કેવી રીતે છો તે મને કહેતાં જાઓ. ત્યારે તેણે કહ્યું કે સાહેબ ! સાંભળો. ખુદાની બે દીકરીઓ છે. એક શ્રીમંતાઈ અને બીજી ગરીબાઇ. તેમાં શ્રીમંતાઈ આપને પરણાવી ને ગરીબાઈ મને પરણાવી છે. એટલે હું આપનો સાઢુભાઈ ખરો કે નહિ ? ગરીબનો જવાબ સાંભળીને નવાબ ખુશ થઈ ગયા ને પોતાને જગાડવા બદલ નવાબે તેને સારું ઈનામ આપ્યું.

બંધુઓ ! સૂતેલો નવાબ જાગ્યો પણ આપણો આત્મા કયારે જાગશે ? નવાબ ખાનપાન અને બેગમોના મોહમાં આસક્ત બન્યો હતો તેથી તે પ્રજાની અરજી સાંભળતો ન હતો; તેમ વિષયોમાં, ધનમાં અને કાયાની માયામાં પડેલો આત્મા સંતપુરૂષો તેને ગમે તેટલું સમજાવે છે છતાં સમજતો નથી. જે કાયા મૂકીને જવાની છે તેની પાછળ જીવની કેટલી પાગલતા છે ! જેમ પેલા ગરીબના કહેવાથી નવાબને એમ લાગ્યું કે મારા રંગરાગ અને સુખવિલાસ ઝેરી છે. આણે મારું સ્થાન ભૂલાવ્યું. હવે તેને છોડીને પ્રજાને યાદ કરું. આમ વિચાર કરી નવાબ તો જાગી ગયા. આ રીતે ચેતનદેવ જાગશે ત્યારે એને લાગશે કે આ દુન્યવી મોહમાયા, રંગરાગ અને સુખ વિલાસ ઝેરી છે. આણે મને ભગવાન, ગુરૂ, તપ–ત્યાગ આદિ ધર્મ ભૂલાવ્યો. માટે હવે મારે એમાં ફસાવા જેવું નથી- મોહમાયા, રંગરાગ અને વિષયવાસનાના કચરાને દૂર કરી અંતરને શુધ્ધ બનાવી ગુરૂ પાસે જાઉં. મારી ભૂલો તેમની આગળ કહીને તેનું પ્રાયશ્ચિત કરું. આત્માના ઉધ્ધારનો માર્ગ તેમની પાસેથી સમજું ને સ્વીકારું. તપ–ત્યાગ અને દયા ધર્મને હું જીવનમાં અપનાવું. આવા ભાવ આવે ત્યારે માની લેજો કે મારો આત્મારૂપી નવાબ જાગ્યો છે.

વિજયાશેઠાણીને કૃષ્ણપક્ષની પ્રતિજ્ઞા હતી. જુઓ, આ બંને આત્માઓ કેવા જાગૃત હતાં ! વિજયા શેઠાણીની પ્રતિજ્ઞા પૂરી થઈ. શુકલ પક્ષનાં દિવસો આવ્યા. તેના પ્રથમ દિવસે સારાં શણગાર સજી વિજયા શેઠાણી તૈયાર થયા. વિજય શેઠ તેને કહે છે કે હે વિજયા ! મેં તારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સહકાર આપ્યો છે તો હવે તારે મારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સહકાર આપવો પડશે. વિજયા શેઠાણી કહે છે નાથ ! પતિની પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સહકાર આપવો તે સતી સ્ત્રીનો ધર્મ છે. બોલો, આપની શું પ્રતિજ્ઞા છે ? ત્યારે વિજય શેઠે કહ્યું- જેમ તારે

કોણ કહી શકે ? નવાબને કહેવા જવાની કોઈની હિંમત ચાલતી નહિ. છતાં ક્યારેક મુખ્ય પ્રધાન નવાબને કહેતો કે સાહેબ ! આપ કોઈક વખત રાજસભામાં પધારો તો સારું. ત્યારે મોહઘેલો રાજા કહેતો કે તમે સારી રીતે બધો વહીવટ સંભાળો છો તેથી મને સંતોષ છે. મોહમાં પડેલા નવાબને જગાડવા એક ગરીબ માણસે હિંમત કરી. તેણે નવાબના મહેલ પાસે જઈ પટાવાળાને કહ્યું–ભાઈ ! તમે નવાબ સાહેબને સમાચાર આપો કે તમારા સાઢુભાઈ તમને મળવા માટે આવ્યા છે. પટાવાળાને પણ વિચાર થયો કે નવાબનો સાઢુભાઈ આવો ગરીબ હોય ! પટાવાળો કહે–ભાઈ ! તું નવાબ સાહેબનો સાઢુભાઈ કેવી રીતે ? કેમ હું નવાબનો સાઢુભાઈ ન બની શકું ? એમના પુણ્યનો ઉદય છે ને મારા પાપનો ઉદય છે. આ સંસારમાં તો એક માતાના ઉદરમાં આળોટેલા બે ભાઈમાં પણ કેટલો ફરક હોય છે ! એકને ઘેર ગાડી અને બીજો ગાડીનો ડ્રાયવર, એક ભાઈ મીલમાલિક ત્યારે બીજો ભાઈ કર્મના ઉદયથી મીલમજુર હોય છે; તે રીતે હું તેમનો સાઢુભાઈ છું. પટાવાળાએ નવાબને ખબર આપ્યા કે આપના સાઢુભાઈ આપને મળવા માંગે છે. આ સાંભળીને નવાબ ચમકયો. મારો સાઢુભાઈ વળી કોણ ? એણે પટાવાળાને કહ્યું. તેને અહીં લઈ આવો. તરત પટાવાળો તેને નવાબસાહેબ પાસે લાવ્યો. નવાબે પૂછયું તમે સાઢુભાઈ કેવી રીતે છો ? તે કહો. ત્યારે આવનાર માણસે કહ્યું. સાહેબ ! એ વાત હું આપને પછી સમજાવીશ. પણ પહેલાં મારી વાત સાંભળો.

ઘણાં વખતથી મને આપના દર્શન કરવાની હોંશ હતી. પણ ઓળખાણ આપ્યા વિના આપનાં દર્શન કેવી રીતે થાય ? એટલા માટે મારે પહેલાં ઓળખાણ આપવી પડી. માત્ર હું જ નહિ પણ આપની સમગ્ર પ્રજા શ્રીમંત–મધ્યમ ને ગરીબ આપનાં દર્શન કરવા માટે તલસે છે. જો કે આપના પુણ્ય પ્રતાપે આપની પ્રજા બહુ સુખી ને સલામત છે છતાં કોઈને આપની પાસે કંઈ અરજ ગુજારવી હોય તો કેવી રીતે ગુજારે ? આપની પ્રજા સુખી ને સલામત છે તેમાં આપનો મહાન ઉપકાર છે. સારી પ્રજા આપના ઉપકારના ભાર નીચે દબાયેલી છે. તેથી દરેકના મનમાં એમ થાય છે કે જે નવાબના પ્રતાપે આપણે આટલાં સુખી છીએ, કોઈ જાતનો ભય કે દુઃખ નથી. આવા ભાગ્યવાન હોવા છતાં આપણાં કેવાં કમનસીબ છે કે આપણા ઉપકારી નવાબ સાહેબનાં રાજસભામાં કે નગરચર્યામાં આપણને કદી દર્શન થતા નથી. આપનાં દર્શન માટે આખા નગરની પ્રજા ઝૂરતી હોય ત્યાં મારા જેવો ગરીબ માણસ ઝૂરે તેમાં શી નવાઈ ? આટલું બોલતાં ગરીબ માણસની આંખમાં આંસુ આવી ગયા. તે આંસુ લૂછતાં બોલ્યો કે ખુદા ક્યારે એવો ધન્ય દિવસ ઉગાડશે કે પ્રજાને આપનાં દર્શન થશે ? આ સાંભળી નવાબની આંખો આંસુથી ભરાઈ ગઈ. તેમને પોતાની ભૂલનો પશ્ચાતાપ થયો કે અહો ! હું કામભોગમાં મુગ્ધ બની મારું ભાન ભૂલ્યો ત્યા

મારી પ્રજા મારા દર્શન માટે ઝૂરે છે ને ! ધિક્કાર છે મારી વિષયવાસનાને ! નવાબની આંખો ખુલી ગઈ. તેમણે આવનાર માણસને કહ્યું કે તેં મને મોહનિદ્રામાંથી જાગૃત કર્યો. તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. તેં મારી ભૂલ સુધારી છે.

ભાઈ! હમણાં હું સવારીથી બહાર નીકળી રાજસભામાં આવું છું. અને આજથી દરરોજ રાજસભામાં બેસીને પ્રજાની અરજી સાંભળીશ. પણ તમે મારા સાઢુભાઈ કેવી રીતે છો તે મને કહેતાં જાઓ. ત્યારે તેણે કહ્યું કે સાહેબ! સાંભળો. ખુદાની બે દીકરીઓ છે. એક શ્રીમંતાઈ અને બીજી ગરીબાઇ. તેમાં શ્રીમંતાઈ આપને પરણાવી ને ગરીબાઈ મને પરણાવી છે. એટલે હું આપનો સાઢુભાઈ ખરો કે નહિ? ગરીબનો જવાબ સાંભળીને નવાબ ખુશ થઈ ગયા ને પોતાને જગાડવા બદલ નવાબે તેને સારું ઈનામ આપ્યું.

બંધુઓ ! સૂતેલો નવાબ જાગ્યો પણ આપણો આત્મા ક્યારે જાગશે ? નવાબ ખાનપાન અને બેગમોના મોહમાં આસક્ત બન્યો હતો તેથી તે પ્રજાની અરજી સાંભળતો ન હતો; તેમ વિષયોમાં, ધનમાં અને કાયાની માયામાં પડેલો આત્મા સંતપુરૂષો તેને ગમે તેટલું સમજાવે છે છતાં સમજતો નથી. જે કાયા મૂકીને જવાની છે તેની પાછળ જીવની કેટલી પાગલતા છે! જેમ પેલા ગરીબના કહેવાથી નવાબને એમ લાગ્યું કે મારા રંગરાગ અને સુખવિલાસ ઝેરી છે. આણે મારું સ્થાન ભૂલાવ્યું. હવે તેને છોડીને પ્રજાને યાદ કરું. આમ વિચાર કરી નવાબ તો જાગી ગયા. આ રીતે ચેતનદેવ જાગશે ત્યારે એને લાગશે કે આ દુન્યવી મોહમાયા, રંગરાગ અને સુખ વિલાસ ઝેરી છે. આણે મને ભગવાન, ગુરૂ, તપ-ત્યાગ આદિ ધર્મ ભૂલાવ્યો. માટે હવે મારે એમાં ફસાવા જેવું નથી- મોહમાયા, રંગરાગ અને વિષયવાસનાના કચરાને દૂર કરી અંતરને શુધ્ધ બનાવી ગુરૂ પાસે જાઉં. મારી ભૂલો તેમની આગળ કહીને તેનું પ્રાયશ્ચિત કરું. આત્માના ઉધ્ધારનો માર્ગ તેમની પાસેથી સમજું ને સ્વીકારું. તપ-ત્યાગ અને દયા ધર્મને હું જીવનમાં અપનાવું. આવા ભાવ આવે ત્યારે માની લેજો કે મારો આત્મારૂપી નવાબ જાગ્યો છે.

વિજયાશેઠાણીને કૃષ્ણપક્ષની પ્રતિજ્ઞા હતી. જુઓ, આ બંને આત્માઓ કેવા જાગૃત હતાં! વિજ્યા શેઠાણીની પ્રતિજ્ઞા પૂરી થઈ. શુકલ પક્ષનાં દિવસો આવ્યા. તેના પ્રથમ દિવસે સારા શણગાર સજી વિજ્યા શેઠાણી તૈયાર થયા. વિજય શેઠ તેને કહે છે કે હે વિજ્યા! મેં તારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સહકાર આપ્યો છે તો હવે તારે મારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સહકાર આપવો પડશે. વિજયા શેઠાણી કહે છે નાથ! પતિની પ્રતિજ્ઞાનું પાલન કરવામાં સહકાર આપવો તે સતી સ્ત્રીનો ધર્મ છે. બોલો, આપની શું પ્રતિજ્ઞા છે? ત્યારે વિજય શેઠે કહ્યું- જેમ તારે

કૃષ્ણપક્ષની પ્રતિજ્ઞા છે તેમ મારે શુકલપક્ષની છે. આ સાંભળી વિજ્યા શેઠાણીને ખૂબ હર્ષ થયો. અહો! હું કેવી ભાગ્યવાન! આવા પતિને પરણીને મને જીવનભર બ્રહ્મચર્ય પાળવાનો અવસર મળ્યો. તેણે કહ્યું કે સ્વામીનાથ! આપની પ્રતિજ્ઞાના પાલનમાં મારો પૂરો સહકાર છે. હું તો સ્ત્રી જાતિ છું. મને તો મહાન લાભ મળ્યો છે. પણ આપને કૃષ્ણપક્ષની છૂટ છે તો આપ રાજીખુશીથી લગ્ન કરી શકો છો. ત્યારે વિજય શેઠે કહ્યું કે તું આ શું બોલે છે? આપણે આજે મહાન ભાગ્યશાળી બન્યા છીએ કે બંનેના મનોરથ પૂરા થયા. જ્યારે માતા-પિતા જાણશે ત્યારે આપણે દીક્ષા લેશું. આહાહા આ કેવા પવિત્ર આત્માઓ!

દેવાનુપ્રિયો! વિજય શેઠ અને વિજયાશેઠાણીનાં બ્રહ્મચર્યનાં ખુદ તીર્થંકર ભગવાને વખાણ કર્યા છે. બ્રહ્મચારી ભગવાન તુલ્ય છે. બ્રહ્મચર્યનાં તેજ આગળ સહસ્રરશ્મિ-સૂર્યનાં તેજ પણ ઝાંખા પડે છે. પૂ. ચંદનબાઈ મહાસતીજી તથા પૂ. હર્ષિદાબાઈ મહાસતીજીને આજે ૨૬ મો ઉપવાસ છે ને ભાવનાબાઈ મહાસતીજીને ૧૧મો ઉપવાસ છે. તપસ્વીઓને જોઈને તપની ભાવના વધારજો. આવતી કાલે સંવત્સરીનો પવિત્ર દિન છે. વૈર ઝેરની ક્ષમાપના કરવાની છે. ક્રોધ કષાયોની આગને બૂઝવવાની છે. તે માટે સૌ સજાગ બનજો વધુ ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત ચાલી રહી છે. તેમાં પેલા બ્રાહ્મણના બે પુત્રોએ જૈન ધર્મ અંગીકાર કર્યો. શ્રાવકના ૧૨ વ્રત તે શુદ્ધ પાળે છે. એક વખત તેમને જ્ઞાનનો ઘમંડ હતો પણ સાચા ધર્મની શ્રદ્ધા થતાં તેમનો ઘમંડ ગળી ગયો. જ્યાં સુધી તેમને ધર્મની પીછાણ ન હતી ત્યાં સુધી જૈન ધર્મની હેલના કરી. સંતને મારવા પણ આવ્યા. પણ સમજ્યા પછી પોતાની ભૂલોનો ખૂબ પશ્ચાતાપ થયો ને દૃઢ પ્રતીતિ થઈ કે દેવોમાં અરિહંત દેવ, સર્વ ગુરૂઓમાં નિર્ગ્રંથ ગુરૂ અને સર્વ ધર્મોમાં કેવળી પ્રરૂપિત ધર્મ શ્રેષ્ઠ છે. એટલે તેઓ જૈન ધર્મનો ફેલાવો કરવા લાગ્યા. જૈન ધર્મના ગુણગ્રામ કરવા લાગ્યા. પુત્રોનું આ વર્તન જોઈને એના પિતા તો બળી જવા લાગ્યા અને જૈન ધર્મની ઠેરઠેર નિંદા કરવા લાગ્યા.

**માતા પિતા પુનઃ બને મિથ્યાત્વી, દોનોં સુત વ્રત પાલા,**
**પહેલે સ્વર્ગમેં પાંચ પલ્યોપમ, પાયા આયુ રસાલ હો:**

જૈન ધર્મની ખૂબ હેલના કરી તેમજ સાધુને મારી નાંખવાનું શીખવાડયું હતું. તે બધા મહાન પાપો કરી મિથ્યાત્વી બનીને નરકમાં ગયા. બંને પુત્રોએ સુંદર રીતે બાર વ્રતનું પાલન કર્યું. તેથી ત્યાંથી આયુષ્યપૂર્ણ કરીને પહેલા સૌધર્મ નામના દેવલોકમાં પાંચ પલ્યોપમના આયુષ્યવાળા દેવ થયા. ત્યાં દેવલોકનાં ઉત્તમ સુખો ભોગવવા લાગ્યા. બંને દેવોનું પાંચ પલ્યોપમનું આયુષ્ય પૂરું થતાં ત્યાંથી ચ્યવે છે.

તે સમયમાં અયોધ્યા નામની પવિત્ર નગરી હતી. તે નગરીમાં શત્રુંજ્ય નામના પરાક્રમી અને નીતિમાન રાજા રાજ્ય કરતા હતા. તેના બંને હાથ યાચકોની દીનતા દૂર કરવાને માટે દાનગુણથી અલંકૃત હતા. જેના પ્રતાપને શત્રુઓ સહન કરી શકતા ન હતા. તેના સેવકો, પ્રધાનો, નોકર ચાકરો બધા તેમની કોઈ પણ આજ્ઞાને સહર્ષ વધાવી લેતા હતા. પરસ્ત્રી તરફ જેની દૃષ્ટિ ક્યારે પણ ગઈ નથી. દેવો પણ જેના શીલગુણની પ્રશંસા કરતા હતા. એવું તેમનું તે વ્રત શુધ્ધ હતું. તેમનું સૌંદર્ય અને રૂપ અનુપમ હતું. તેમને અત્યંત મીઠી મધુરી ભાષા બોલનારી, પોતાના પતિમાં અનુરક્ત, પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેનારી પ્રિયવંદા નામની રાણી હતી. રાજા-રાણી બંને સુખપૂર્વક આનંદમાં પોતાના દિવસો પસાર કરી રહ્યા છે. તે અયોધ્યા નગરીની પ્રજા પણ સર્વ વ્યસનોથી રહિત, જિનવચનની અનુરાગી અને સદ્‌ગુણી છે. તે નગરની બધી સ્ત્રીઓ શીલ, સદાચાર આદિ ગુણોથી શોભતી હતી. ત્યાંની પ્રજાને દાનનું વ્યસન હતું. કોઈ દુરાચારી ક્રૂર પાપી માનવી આ નગરીમાં આવે તો આ નગરની ભૂમિના પ્રભાવથી અને જનતાની સદ્‌ગુણની સૌરભથી તે પુણ્યશાળી પવિત્ર બની જતા. તીર્થંકર, ચક્રવર્તિ, વાસુદેવ બળદેવ, આદિ ઘણા મહાન પુરૂષોની આ પવિત્ર જન્મભૂમિ હતી.

આ અયોધ્યા નગરીમાં સાગરદત્ત નામના એક મહાન શ્રીમંત શેઠ રહેતા હતા. તેમને ધારણી નામની પવિત્ર પત્ની હતી. આ સાગરદત્ત શેઠ જૈન ધર્મના અનુરાગી હતા. અને તેમની પત્ની પણ ધર્મના રંગે રંગાયેલી હતી. બંને પતિ-પત્ની રોજ સાથે બેસીને સામાયિક-પ્રતિક્રમણ આદિ ધર્મક્રિયાઓ કરતા. સંસારના કામકાજથી નિવૃત્ત થાય ત્યારે તેઓ ધર્મની વાતો કરતા. દરરોજ સંતના દર્શન અને વ્યાખ્યાન વાણીનો પણ લાભ લેતાં હતાં. આજે ઘણાંને ધન મળે પણ સાથે ધર્મ ન ગમે. ઘણાંને ત્યાં ધર્મ હોય પણ પૂર્વના અશુભ કર્મના ઉદયથી ધન ના મળે. આ સાગરદત્ત શેઠનું પુણ્ય એવું પ્રબળ છે કે તેમને ત્યાં ધન અને ધર્મ બંને છે. પતિ-પત્ની બંને સાથે સાથ ધર્મ કરે છે. આવા પુણ્યવાન આત્માઓ છે પણ તેમને ત્યાં સંતાન નથી. હવે તેમને ત્યાં પુણ્યવાન જીવો આવશે તે વાત અવસરે.

## વ્યાખ્યાન નં. ૫૬

**ભાદરવા સુદ ૫ ને રવિવાર "સંવત્સરી" તા. ૨૯-૮-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આપણે પ્રેમની પાવન સરિતામાં સ્નાન કરી પાપનું પ્રક્ષાલન કરી પવિત્ર બનવા

માટે જે દિવસની ખૂબ આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા તે દિવસ આજે આવી ગયો. આજના દિવસને આપણે સંવત્સરીનો દિવસ કહીએ છીએ. આ પવિત્ર દિન વર્ષમાં એક વખત આવે છે. પર્યુષણ પર્વના આઠ દિવસો પવિત્ર છે. પણ આજના દિવસની વિશેષ મહત્તા છે. સંવત્સરીનો દિવસ આવતાં પહેલાં તમને જાગૃત કરવા માટે પાંચ સિગ્નલ આપવામાં આવ્યા. આજથી ૨૯ દિવસ અગાઉ પહેલું સિગ્નલ મહિનાનુંધર, બીજું સિગ્નલ પંદરનુંધર, ત્રીજું સિગ્નલ અઠ્ઠાઈધર, ચોથું સિગ્નલ કલ્પધર અને પાંચમું સિગ્નલ તેલાધર. હવે તમે વિચાર કરો કે જે દિવસની મંગલ પધરામણી થતાં પહેલાં પાંચ પાંચ સિગ્નલ આપવામાં આવે તે દિવસ કેવો પવિત્ર હશે!

આજનો દિવસ સર્વ જીવોને ક્ષમાનો મંગલ સંદેશ આપે છે. ક્ષમા એ આત્માને અમર બનાવનાર અમૃત છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ભગવંતને પ્રશ્ન પૂછયો છે હે પ્રભુ! **कोहविजपणं भन्ते जीवे किं जणयइ?** ક્રોધ ઉપર વિજય મેળવવાથી જીવને શું લાભ થાય છે? **कोहविजपणं खन्ति जणयइ।** ત્યારે ભગવંતે કહ્યું– હે ગૌતમ! ક્રોધ ઉપર વિજય મેળવવાથી જીવ ક્ષમા ગુણને પ્રાપ્ત કરે છે, જૈન દર્શનમાં ક્ષમાનું ઘણું મહત્વ છે. ક્ષમા દ્વારા મનુષ્યો કઠીનમાં કઠીન કાર્યો સહેલાઈથી કરી શકે છે. અન્ય દર્શન–મહાભારતમાં પણ ક્ષમાનું મહત્ત્વ બતાવતાં કહ્યું છે કે–

**क्षमा ब्रह्म, क्षमा सत्यं, क्षमा भूतं च भावि च।**
**क्षमा तपः क्षमा शौचं, क्षमयदं धृतं जगत्॥**

ક્ષમા બ્રહ્મ છે, ક્ષમા સત્ય છે, ક્ષમા ભૂત અને ભવિષ્યવત્ છે, ક્ષમા તપ છે, ક્ષમા શુધ્ધિ છે અને ક્ષમાએ આ જગતને ધારણ કરી રાખ્યું છે એટલે કે ક્ષમાવાન પુરૂષોથી આ જગત ટકી શકયું છે. જે આત્મા કષાયના પ્રસંગમાં ક્ષમા રાખે છે. સહન કરે છે તે જગતને કંઈક આપી શકે છે. જે સહન નથી કરતો તે કંઈ આપી શકતો નથી. વૃક્ષ સૂર્યનો તાપ સહન કરીને શીતળ છાયા આપે છે. આંબો પથ્થરના ઘા સહન કરીને મીઠાં ફળો આપે છે. કુહાડાનાં ઘા સહીને લાકડાં આપે છે અને ભૂખથી પીડાતાને રોજી અપાવી પોતાની ફરજ અદા કરીને સંતોષ માને છે. ભગવાન મહાવીસ્વામીએ દીક્ષા લઈને સાડાબાર વર્ષ ને પંદર દિવસ સુધી ઉગ્ર સાધના કરી. તે દરમ્યાનમાં તેમને કેટલા ઉપસર્ગો અને પરિષહો નડયા. ત્યારે કેવી અદ્ભૂત ક્ષમા રાખીને **क्षमा वीरस्य भूषणम्।** એ સૂત્રને સાર્થક કરી બતાવ્યું અને જગતના સર્વ જીવો આગળ પૂરવાર કરી આપ્યું કે વૈરથી વર શમતું નથી. અગ્નિથી અગ્નિ શાંત થતો નથી પણ ક્ષમાના નીરથી વૈરના અગ્નિ બૂઝાઈ જાય છે. ચંડકૌશિક જેવા દૃષ્ટિવિષ સર્પનો ક્રોધ રૂપી અગ્નિ ભગવાને ક્ષમાના નીરથી બૂઝવીને તેને શીતળ

બનાવ્યો. એક વખતના મારક ચંડકૌશિકને સમતાની સાધનાથી ભગવંતે પૂજનીય બનાવ્યો. આ છે ક્ષમાની અદ્દભૂત શક્તિ.

બંધુઓ! આપણે સાત સાત દિવસ સુધી સાધના કર્યા બાદ આજે ક્ષમાના નીરમાં સ્નાન કરીને આત્માને પવિત્ર બનાવવાનો છે. આજે અમારે ને તમારે લેતી-દેતી એ બે કાર્યો કરવાના છે. આખા જગતનો તમામ વ્યવહાર લેતીદેતીથી ચાલે છે. હોલસેલ વહેપારી પાસેથી નાના વહેપારીઓ માલ ખરીદે છે. નાના વહેપારી પાસેથી ગ્રાહક માલ લે છે. આ રીતે દરેક વ્યવહાર લેવડદેવડથી ચાલે છે.

આજે શૂરવીર ને ધીર બનીને જેની જેની સાથે વેર ઝેર થયાં હોય તેની તમે ક્ષમાપના માંગી લેજો. અને કોઈએ તમારો અપરાધ કર્યો હોય તે વ્યક્તિ તમારી પાસે ક્ષમા માંગવા આવે ત્યારે તેને તમે અંતઃકરણપૂર્વક ક્ષમા આપજો. ક્ષમા લેજો અને ક્ષમા દેજો. દિવાળી આવે છે ત્યારે પૈસાનું સરવયું કાઢો છો તેમ આજના દિવસે તમે એવો વિચાર કરજો કે ગઈ સંવત્સરીથી આ સંવત્સરી સુધીમાં મારા જીવન-માંથી બૂરાઈઓ કેટલી ઓછી થઈ ને સદ્દગુણોની કેટલી વૃધ્ધિ થઈ? બૂરાઈની બાદબાકી, સદ્દગુણનો સરવાળો ને ગુણનો ગુણાકાર કરી જીવનને ધન્ય બનાવો.

અહં અને મમને દૂર કરી પર્વની આરાધના કરજો. આ પર્વ આત્મામાં રહેલા ક્રોધ–માન–માયા–લોભ–રાગ–દ્વેષ–વેર ઝેર આદિ દુર્ગુણોનો કચરો દૂર કરીને ક્ષમા, દયા, નિર્લોભતા, સરળતા આદિ સદ્દગુણોને અપનાવી આત્માને ઉજ્જવળ બનાવવા માટે છે. માયાશલ્ય, નિયાણશલ્ય અને મિથ્યાત્વ શલ્યરૂપ મેલથી મલીન બનેલા આત્મારૂપી કપડાને વીતરાગવાણીના વારિથી ક્ષમાનો સાબુ અને ધર્મરૂપી ધોકા વડે સાફ કરવા માટે આ પર્યુષણ પર્વની આરાધના કરવાની છે. ત્રણ દિવસના મેલા કપડાને તમે કહો છો કે ખૂબ મેલા છે. તે તરત ધોઈ નાંખો છો પણ આત્મારૂપી કપડા ઉપર અનંતકાળથી કર્મના મેલ ચોંટી ગયા છે તેને સાફ કરવા માટે કંઈ કોશિષ કરો છો ખરાં? કપડાંને એક નાનકડો શાહીનો ડાઘ લાગી જાય તો તરત સાફ કરો છો પણ આત્મા ઉપર તો ક્રોધાદિ કષાયોનાં કેટલા મોટા ડાઘ પડયા છે તે તમને રાખી મૂકવા કેમ ગમે છે? આ પર્યુષણ પર્વરૂપી ગંગાનો ઘાટ છે. આ ઘાટ ઉપર આવીને સમતારૂપ પાણીથી કષાય રૂપ લાગેલો મેલ દૂર કરીને આત્માને પ્રશાંત–પવિત્ર બનાવી અનંત સુખનો ભોક્તા બને તેવી આરાધના કરી લો.

તમે બધાએ પર્યુષણ પર્વના સાતે દિવસો દાન, શીયળ, તપ તથા પવિત્ર ભાવનાઓથી પસાર કર્યા. આજે તેના ફળ સ્વરૂપે એવો નિર્ણય કરજો કે મારે ગમે તેવા સંયોગોમાં કષાય કરવી નહિ. પોતાને કે પોતાના નિમિત્તે બીજાને કષાય 'આવે

માટે જે દિવસની ખૂબ આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા તે દિવસ આજે આવી ગયો. આજના દિવસને આપણે સંવત્સરીનો દિવસ કહીએ છીએ. આ પવિત્ર દિન વર્ષમાં એક વખત આવે છે. પર્યુષણ પર્વના આઠ દિવસો પવિત્ર છે. પણ આજના દિવસની વિશેષ મહત્તા છે. સંવત્સરીનો દિવસ આવતાં પહેલાં તમને જાગૃત કરવા માટે પાંચ સિગ્નલ આપવામાં આવ્યા. આજથી ૨૯ દિવસ અગાઉ પહેલું સિગ્નલ મહિનાનુંધર, બીજું સિગ્નલ પંદરનુંધર, ત્રીજું સિગ્નલ અઠ્ઠાઈધર, ચોથું સિગ્નલ કલ્પધર અને પાંચમું સિગ્નલ તેલાધર. હવે તમે વિચાર કરો કે જે દિવસની મંગલ પધરામણી થતાં પહેલાં પાંચ પાંચ સિગ્નલ આપવામાં આવે તે દિવસ કેવો પવિત્ર હશે!

આજનો દિવસ સર્વ જીવોને ક્ષમાનો મંગલ સંદેશ આપે છે. ક્ષમા એ આત્માને અમર બનાવનાર અમૃત છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ભગવંતને પ્રશ્ન પૂછયો છે હે પ્રભુ! कोहविजएणं भन्ते जीवे किं जणयइ? ક્રોધ ઉપર વિજય મેળવવાથી જીવને શું લાભ થાય છે? कोहविजएणं खन्ति जणयइ। ત્યારે ભગવંતે કહ્યું– હે ગૌતમ! ક્રોધ ઉપર વિજય મેળવવાથી જીવ ક્ષમા ગુણને પ્રાપ્ત કરે છે, જૈન દર્શનમાં ક્ષમાનું ઘણું મહત્ત્વ છે. ક્ષમા દ્વારા મનુષ્યો કઠીનમાં કઠીન કાર્યો સહેલાઈથી કરી શકે છે. અન્ય દર્શન–મહાભારતમાં પણ ક્ષમાનું મહત્ત્વ બતાવતાં કહ્યું છે કે–

क्षमा ब्रह्म, क्षमा सत्यं, क्षमा भूतं च भावि च।
क्षमा तपः क्षमा शौचं, क्षमयेदं धृतं जगत्॥

ક્ષમા બ્રહ્મ છે, ક્ષમા સત્ય છે, ક્ષમા ભૂત અને ભવિષ્યવત્ છે, ક્ષમા તપ છે, ક્ષમા શુદ્ધિ છે અને ક્ષમાએ આ જગતને ધારણ કરી રાખ્યું છે એટલે કે ક્ષમાવાન પુરૂષોથી આ જગત ટકી શકયું છે. જે આત્મા કષાયના પ્રસંગમાં ક્ષમા રાખે છે. સહન કરે છે તે જગતને કંઈક આપી શકે છે. જે સહન નથી કરતો તે કંઈ આપી શકતો નથી. વૃક્ષ સૂર્યનો તાપ સહન કરીને શીતળ છાયા આપે છે. આંબો પથ્થરના ઘા સહન કરીને મીઠાં ફળો આપે છે. કુહાડાનાં ઘા સહીને લાકડાં આપે છે અને ભૂખથી પીડાતાને રોજી અપાવી પોતાની ફરજ અદા કરીને સંતોષ માને છે. ભગવાન મહાવીરસ્વામીએ દીક્ષા લઈને સાડાબાર વર્ષ ને પંદર દિવસ સુધી ઉગ્ર સાધના કરી. તે દરમ્યાનમાં તેમને કેટલા ઉપસર્ગો અને પરિષહો નડયા. ત્યારે કેવી અદ્ભૂત ક્ષમા રાખીને क्षमा वीरस्य भूषणम्। એ સૂત્રને સાર્થક કરી બતાવ્યું અને જગતના સર્વ જીવો આગળ પૂરવાર કરી આપ્યું કે વૈરથી વેર શમતું નથી. અગ્નિથી અગ્નિ શાંત થતો નથી પણ ક્ષમાના નીરથી વૈરના અગ્નિ બૂઝાઈ જાય છે. ચંડકૌશિક જેવા દૃષ્ટિવિષ સર્પનો ક્રોધ રૂપી અગ્નિ ભગવાને ક્ષમાના નીરથી બૂઝવીને તેને શીતળ

બનાવ્યો. એક વખતના મારક ચંડકૌશિકને સમતાની સાધનાથી ભગવંતે પૂજનીય બનાવ્યો. આ છે ક્ષમાની અદ્દભૂત શક્તિ.

બંધુઓ ! આપણે સાત સાત દિવસ સુધી સાધના કર્યા બાદ આજે ક્ષમાના નીરમાં સ્નાન કરીને આત્માને પવિત્ર બનાવવાનો છે. આજે અમારે ને તમારે લેતી-દેતી એ બે કાર્યો કરવાના છે. આખા જગતનો તમામ વ્યવહાર લેતીદેતીથી ચાલે છે. હોલસેલ વહેપારી પાસેથી નાના વહેપારીઓ માલ ખરીદે છે. નાના વહેપારી પાસેથી ગ્રાહક માલ લે છે. આ રીતે દરેક વ્યવહાર લેવડદેવડથી ચાલે છે.

આજે શૂરવીર ને ધીર બનીને જેની જેની સાથે વેર ઝેર થયાં હોય તેની તમે ક્ષમાપના માંગી લેજો. અને કોઈએ તમારો અપરાધ કર્યો હોય તે વ્યક્તિ તમારી પાસે ક્ષમા માંગવા આવે ત્યારે તેને તમે અંતઃકરણપૂર્વક ક્ષમા આપજો. ક્ષમા લેજો અને ક્ષમા દેજો. દિવાળી આવે છે ત્યારે પૈસાનું સરવયું કાઢો છો તેમ આજના દિવસે તમે એવો વિચાર કરજો કે ગઈ સંવત્સરીથી આ સંવત્સરી સુધીમાં મારા જીવન-માંથી બૂરાઈઓ કેટલી ઓછી થઈ ને સદ્દગુણોની કેટલી વૃધ્ધિ થઈ ? બૂરાઈની બાદબાકી, સદ્દગુણનો સરવાળો ને ગુણનો ગુણાકાર કરી જીવનને ધન્ય બનાવો.

અહં અને મમને દૂર કરી પર્વની આરાધના કરજો. આ પર્વ આત્મામાં રહેલા ક્રોધ–માન–માયા–લોભ–રાગ–દ્વેષ–વેર ઝેર આદિ દુર્ગુણોનો કચરો દૂર કરીને ક્ષમા, દયા, નિર્લોભતા, સરળતા આદિ સદ્દગુણોને અપનાવી આત્માને ઉજ્જવળ બનાવવા માટે છે. માયાશલ્ય, નિયાણશલ્ય અને મિથ્યાત્વ શલ્યરૂપ મેલથી મલીન બનેલા આત્મારૂપી કપડાને વીતરાગવાણીના વારિથી ક્ષમાનો સાબુ અને ધર્મરૂપી ધોકા વડે સાફ કરવા માટે આ પર્યુષણ પર્વની આરાધના કરવાની છે. ત્રણ દિવસના મેલા કપડાને તમે કહો છો કે ખૂબ મેલા છે. તે તરત ધોઈ નાંખો છો પણ આત્મારૂપી કપડા ઉપર અનંતકાળથી કર્મના મેલ ચોંટી ગયા છે તેને સાફ કરવા માટે કંઈ કોશિષ કરો છો ખરાં ? કપડાંને એક નાનકડો શાહીનો ડાઘ લાગી જાય તો તરત સાફ કરો છો પણ આત્મા ઉપર તો ક્રોધાદિ કષાયોનાં કેટલા મોટા ડાઘ પડયા છે તે તમને રાખી મૂકવા કેમ ગમે છે ? આ પર્યુષણ પર્વરૂપી ગંગાનો ઘાટ છે. આ ઘાટ ઉપર આવીને સમતારૂપ પાણીથી કષાય રૂપ લાગેલો મેલ દૂર કરીને આત્માને પ્રશાંત–પવિત્ર બનાવી અનંત સુખનો ભોક્તા બને તેવી આરાધના કરી લો.

તમે બધાએ પર્યુષણ પર્વના સાતે દિવસો દાન, શીયળ, તપ તથા પવિત્ર ભાવનાઓથી પસાર કર્યા. આજે તેના ફળ સ્વરૂપે એવો નિર્ણય કરજો કે મારે ગમે તેવા સંયોગોમાં કષાય કરવી નહિ. પોતાને કે પોતાના નિમિત્તે બીજાને કષાય આવે

તેવા સંયોગો ઉપસ્થિત થવા દેવાં નહિ. સદા આત્મા સમતા ભાવમાં સ્થિર રહે તેવી જાગૃતિ રાખવા માટે રેડ સિગ્નલ બતાવ્યા કરો. કદાચ ઘરમાં કે સંઘમાં ક્યાંય તમારું ધાર્યું ન થાય તો એવો વિચાર ન કરશો કે હું સંઘનો પ્રમુખ છું, મંત્રી છું ને મારું ધાર્યું કેમ ન થાય? ઘરમાં પણ હું મોટો છું. હું કહું તેમ બધા કેમ ન કરે? આવું માન ન લાવશો. અહીં તમારું ધાર્યું કદાચ નહિ થાય તો તેની ચિંતા નથી પણ આપણા પરમપિતા મહાવીરપ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય તેની સાવચેતી રાખજો. જે પ્રભુની આજ્ઞાનું પાલન કરે છે તેની આજ્ઞાનું સૌ પાલન કરશે. આત્મા મંગલકારી ને પાવનકારી બનશે. પર્યુષણ પર્વની આરાધના અહંનું પોષણ કરવા કે સંસારના સુખો મેળવવા કે દુનિયાના રંગરાગ માટે નથી પણ આત્મામાં રહેલી જ્યોતિ પ્રગટ કરવા માટે છે તે માટે સંસારમાં રહેલાં સુક્ષ્મ–બાદર, ત્રસ અને સ્થાવર એ સર્વ પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રીભાવ રાખો. પોતાના તરફથી કોઈ પણ જીવને દુઃખ થાય તેવું વર્તન કદી કરવું નહિ. હા, બને તો કોઈનું ભલું કરો પણ કોઈનું ખરાબ તો કરવું નહિ. પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રીભાવ લાવ્યા પછી હૃદયમાં એવી શુભ ભાવના લાવો કે **"સવિ જીવ કરું શાસનરસી."** સર્વ જીવો મહાવીરપ્રભુના શાસનનાં રસિક કેમ બને? અને જલ્દી આત્માનું કલ્યાણ કરીને મોક્ષમાં કેમ જાય? આવી ભાવના ભાવો ને જુનાં વેર–ઝેર ભૂલી જાઓ. અપરાધીના અપરાધોને પણ ભૂલી જાઓ. અપકારીઓનાં અપકારને કદી યાદ ન કરો. વેર ઝેર આ જીવને અનંતકાળ સંસારમાં રઝળાવનાર છે. એમ સમજી સાચા આરાધક બની અપરાધી અને નિરપરાધી સંસાર અટવીમાં ભટકતાં સર્વ જીવો સાથે ખમતખામણાં કરી સર્વ જીવોનું હિત ઇચ્છી આપણી સાધનાને સુંદર બનાવીએ. આપણું કલ્યાણ કરીએ ને આપણી પાસે આવનાર ક્રોધીમાં ક્રોધી અને વૈરીમાં વૈરી માણસને પણ કલ્યાણના માર્ગે વાળીએ તો આ પર્યુષણ પર્વ ઉજવ્યાં તે સાર્થક ગણાશે.

બંધુઓ! વૈર એ આત્માનો વૈરી છે. આ ભવમાં જીવ વૈર લઈને જાય છે તો તેને ભવોભવમાં કર્મની કરવતથી વહેરાવું પડે છે. ભવોભવમાં તેને ભયભીત રહેવું પડે છે. દશવૈકાલિક સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે **"वेराणुबंधीणि महब्भयाणि।"** વૈરનો અનુબંધ મહાન ભયનું કારણ છે. માટે આપણું જીવન એવું બનાવવું જોઈએ કે સામે માર....માર કરતો ક્રોધીમાં ક્રોધી માણસ આવ્યો હોય તો પણ શાંત બની જાય. આપણું જીવન જોઈને સામી વ્યક્તિ સુધરી જાય. વૈરનું વિસર્જન કરી સ્નેહનું સર્જન કરે. જ્વાળાની જેમ જલતો માણસ શીતળ જળ જેવો બની જાય. અહીં એક પ્રસંગ યાદ આવે છે.

ચિતોડમાં એક મહાન કવિ થઈ ગયા. અસલ તો એ ચિતોડના ન હતા પણ ચિતોડમાં કેવી રીતે આવ્યા? તેમનું મૂળ રહેઠાણ સૌરાષ્ટ્ર હતું. તે બે ભાઈ હતા,

તેમાં મોટોભાઈ ખૂબ શાંત હતો. નાનોભાઈ જરા ઉગ્ર હતો. એક વખત બંને ભાઈ વચ્ચે સ્હેજ વાતમાં ઝઘડો થયો. મોટાભાઈએ નાનાભાઈને ખૂબ સમજાવ્યો પણ કોઈ રીતે તે સમજ્યો નહિ. અને ઉલ્ટો વધુ ક્રોધ કરી હાથમાં ડાંગ લઈને મોટાભાઈને મારવા માટે આવ્યો. મોટાભાઈના મનમાં થયું કે હું આને આટલું બધું સમજાવું છું. છતાં સમજતો નથી? અને ઉપરથી મને મારવા માટે આવ્યો છે? એટલે તેને પણ ખૂબ ક્રોધ આવ્યો. ક્રોધના આવેશમાં આવીને નાનાભાઈના હાથમાંથી ડાંગ ઝૂંટવી લઈને નાનાભાઈને મારી. તરત નાનોભાઈ પડી ગયો ને પ્રાણ ચાલ્યા ગયા. કહેવત પ્રમાણે કાગને બેસવું ને ડાળને પડવું તેમ મોટાભાઈએ જોશથી ડાંગ મારી ન હતી પણ નાનાભાઈનું આયુષ્ય પૂર્ણ થવાનું હશે તેથી ડાંગ વાગીને પડી ગયો ને તેનું મૃત્યુ થયું. નાનાભાઈનું આ રીતે મરણ થવાથી મોટાભાઈને ખૂબ દુઃખ થયું. અરેરે.... મેં મોટો થઈને નાનાભાઈને માર્યો? ભાઈને ગુજરી ગયા છ મહિના થયા પણ તેના મનમાંથી અફસોસ જતો નથી. લોકો પણ એમ બોલવા લાગ્યા કે મોટાભાઈએ નાનાભાઈને ડાંગ મારીને જીવ લીધો. ત્યારે મોટાભાઈના મનમાં થયું કે આ ગામમાં રહીશ તો જીવીશ ત્યાં સુધી લોકો મને જંપવા નહિ દે. વળી નાનાભાઈની વિધવા પત્ની અને તેનાં નાના બાળકો આ બધાના સામું મારાથી જોવાતું નથી. તેના કરતાં આ ગામ છોડીને ચાલ્યો જાઉં. હવે મારે આ ગામમાં રહેવું નથી. આવો વિચાર કરીને તે સૌરાષ્ટ્ર છોડીને પોતાની પત્ની અને બાળકોને લઈને તે ચિતોડ આવીને વસ્યો.

**"પોતાની ભૂલના પરિણામે દેશ છોડયો :"** ચિતોડમાં આવીને તેની બાહોશી અને શક્તિથી તેણે ચિતોડની રાજસભામાં સ્થાન જમાવ્યું. થોડા સમયમાં તેણે કવિરત્ન તરીકેની નામના મેળવી, એનો પુત્ર પણ ખૂબ હોંશિયાર કવિ થયો. સમય જતાં તે કવિનું મૃત્યુ થયું. અને તેનો પુત્ર કવિરત્ન બન્યો. એના પિતા કરતાં પણ તે વધુ હોંશિયાર થયો. એટલે તે રાજાને ખૂબ પ્રિય થઈ પડયો. રાજા પાસે એનું એટલું બધું માન વધી ગયું કે રાજસભામાં જવા માટે તેને રાજ્યમાંથી પાલખી લઈને માણસો તેડવા માટે જાય ને ઘેર મૂકવા આવે. એના ઘરમાં નોકર-ચાકર અને રસોઇયા રાજ્ય તરફથી રાખી આપવામાં આવ્યા. અને એના ઘરને ફરતો ચોકી પહેરો રહેતો હતો. આટલા સુખ-વૈભવમાં આ કવિ રહેતા હતા. એનામાં કાવ્ય રચવાની અને સુંદર આકર્ષક સાહિત્ય લખવાની ઘણી શક્તિ હતી. રાજા પાસે એના પડતાં બોલ ઝીલાતાં હતાં. છતાં તેનામાં જરાય અભિમાન ન હતું. ક્રોધ તો એના જીવનમાં કદી આવતો ન હતો. એવો પવિત્ર એ કવિ હતો. ચારે તરફ તેની ખૂબ પ્રશંસા થતી હતી.

આ કવિના પિતા ચિતોડમાં આવીને સુખી થયા એના કરતાં પુત્ર સવાયો સુખી

થયો. બીજી બાજુ એના પિતાની ડાંગ વાગતાં જે નાનોભાઈ ગુજરી ગયો હતો તેને બે પુત્રો હતા. તે પણ મોટા થયાં ને કવિ બન્યા. એક વખત તે બંને પુત્રોએ એની માતાને કહ્યું કે બા! અમે મોટા થયાં પછી અમારા પિતાજીને તો જોયા નથી. તો અમારા બાપુજી બહુ નાની ઉંમરે કેમ ચાલ્યા ગયા? શું તેમને ભયંકર રોગ આવ્યો હતો કે શું થયું હતું? ત્યારે એની માતા કહે છે બેટા! તારા પિતાજી મોતે મર્યા નથી, એમને એમના મોટાભાઈએ ડાંગ મારી અને ડાંગ વાગતાની સાથે તે નીચે પડ્યા ને તેમના પ્રાણ ચાલ્યા ગયા. આ સાંભળી યુવાન છોકરાઓનું લોહી ઉકળી ગયું. બસ હવે તો ગમે તેમ થાય પણ મારા પિતાને મારનારનું વૈર લઈને જંપીશું. એ ક્યાં રહે છે? ત્યારે એની માતાએ કહ્યું–તેમને ગયાં ઘણાં વર્ષો થયા પછી ફરીને એ અહીં આવ્યા નથી. પણ મેં એમ સાંભળ્યું છે કે તેઓ ચિતોડમાં જઈને વસ્યા છે. ને ત્યાં મોટા કવિ બન્યા છે. આ સાંભળી નાનાભાઈનાં બંને પુત્રો ચિતોડ આવ્યા.

**"વૈરની વણઝાર સાથે ચિતોડમાં કવિઓનું આગમન"** : જુઓ, વૈર શું કામ કરે છે? વૈરની વસુલાત કરવા માટે સૌરાષ્ટ્ર છોડીને ચિતોડ આવ્યા અને એક મકાન લઈને રહ્યા. થોડા દિવસમાં રાજ્યના માણસો સાથે સબંધ કરી ચિતોડની રાજસભામાં તેઓ બંને સંગીતકાર તરીકે રહી ગયા. અહીં ગમે તેટલા કવિ આવે પણ રાજ્ય માન્ય કવિરત્નની તોલે કોઈ આવી શકતું ન હતું. કારણ કે કોઈનામાં બુધ્ધિ હોય, શક્તિ હોય પણ સાથે અભિમાન, ક્રોધ, લોભ વિગેરે હોય. જ્યારે આ કવિરત્ન તો એવા ગંભીર, નિરાભિમાની અને નિર્લોભી હતા. એની દૃષ્ટિમાં ઈર્ષ્યા ન હતી. રાજ્યમાં કોઈ નવો કવિ આવે તો તેનું પ્રેમથી સ્વાગત કરતો હતો. આ નવા સંગીતકારો આવ્યા છે તેમને પણ પ્રેમથી બોલાવે છે. એને ખબર નથી કે આ મારા કાકાના બે દીકરાઓ એના પિતાના વૈરનો બદલો લેવા માટે આવ્યા છે. પણ પેલા બે ભાઈઓ તો જે કાર્ય માટે આવ્યા છે તે માટે માર્ગ શોધતા હતા. ત્યાંના મુખ્ય માણસોને પૂછ્યું કે આ મોટા કવિ કોણ છે? એમના પિતાજી કોણ હતાં? પૂછતાં ખબર પડી કે પિતાજીને મારનારો તો મરી ગયો પણ આ એનો દીકરો મોટો કવિરત્ન છે. બસ, હવે ગમે તેમ કરીને આપણે તેને મારી નાંખીશું. તેને મારવાના ઉપાયો શોધવા લાગ્યા પણ આ તો કદી એકલો હોતો નથી. ઘેર જતાં ને આવતાં વાહનમાં જવાનું અને તેની ચારે બાજુ સિપાઈઓનો પહેરો હોય એટલે એને મારવો કેવી રીતે? એના ઘરને ફરતો પણ ચોકી–પહેરો છે. હવે કરવું શું? પેલા બંને ભાઈઓ તો મૂંઝાવા લાગ્યા.

બંધુઓ! જેના પેટમાં પાપ હોય છે તે પ્રજળે છે. જેના પેટમાં પાપ નથી તેને શું ચિંતા? કવિરત્નને તો આ બાબતનો કંઈ ખ્યાલ ન હતો. એક વખત

પાખીનો પવિત્ર દિવસ હતો એટલે તેણે માણસોને કહ્યું કે આજે મારે પાલખીમાં નથી બેસવું. હું પગે ચાલીને ઘેર જઈશ, ત્યારે એના સિપાઈઓએ કહ્યું–બાપુ! અમે તમને ઘર સુધી મૂકવા આવીએ. ત્યારે કવિએ કહ્યું–ભાઈ! મૂકવા આવવાની કંઈ જરૂર નથી. હું ચાલ્યો જઈશ. કવિરત્ને ખૂબ ના પાડી એટલે પોલીસ સાથે ગયા નહિ. પવિત્ર કવિરત્ન નિર્ભયપણે ઘેર જઈ રહ્યા હતાં. પેલા બંને ભાઈઓએ જોયું કે આ એકલો ઘેર જાય છે એટલે એ બંને તેની પાછળ ચાલ્યા. માર્ગમાં ગલીનો રસ્તો આવ્યો. કવિ એકલા છે. એ રસ્તામાં માણસોની અવરજવર પણ નથી. આ તકનો લાભ લઈને પેલા બંને જણા આડા ફરી વળ્યા ને કહ્યું–હે પાપી! ઉભો રહે. અમારા પિતાજીને તારા બાપે મારી નાંખ્યા છે. અમે તેનું વૈર લેવા માટે આવ્યા છીએ. હવે તને જીવતો નહિ જવા દઈએ. બંને જણાં તલવાર કાઢીને કહે છે કે મરવા માટે તૈયાર થઈ જા.

**"કવિરત્નની હિત શિખામણ"** કવિરત્ને કહ્યું–ભાઈ! મારા અને તારા પિતાજીને એ સંયોગોમાં શું બન્યું હશે તેની મને કે તમને ખબર નથી. વીરા! આપણે બધા ભાઈઓ છીએ. આપણે એ પૂર્વના વૈરની પરંપરા રાખવી નથી. જો તમે મને મારશો તો મારાં છોકરાઓ તમારા પ્રત્યે વૈર રાખશે ને તમને મારશે. તમારા છોકરાઓ મારા છોકરાને મારશે. આ રીતે પરંપરામાં વૈરની વણઝાર ચાલી આવશે. આવી વૈરની પરંપરા ચલાવવાની શી જરૂર? આપણે ભાઈભાઈ બનીને પ્રેમથી રહીએ. તમે મારે ઘેર ચાલો.

**"વૈર લેવા આવનારનો ક્રોધ"** વૈર લેવા આવનાર કાકાના દીકરાઓ કહે છે તારું તત્વજ્ઞાન અમારે સાંભળવું નથી. તારું જ્ઞાન તારી પાસે રહેવા દે. તારો બાપ તો અમારા બાપને મારી નાંખીને શાહ થવા માટે અહીં આવીને વસ્યો હતો ને હવે તું મોટો જ્ઞાની બનીને અમને ઉપદેશ આપવા બેઠો છે? બચવા માટે તું બધી બારીઓ શોધે છે પણ અમે તને ક્યાં જીવતો જવા દઈએ તેમ છીએ? જુઓ, કવિરત્નની વાત કેટલી સુંદર ને સમજવા જેવી છે? કે બાપે જે કર્યું તે કર્યું પણ આપણે જો આ રીતે વૈર રાખીશું તો કુટુંબમાં વૈરની પરંપરા ચાલી આવશે ને મહાન કર્મોનું બંધન થશે. આ વૈરની પરંપરા આ ભવ અને પરભવમાં આત્માને મહાન દુઃખદાયી નીવડશે. આ તો એક ને એક બે જેવી વાત છે ને? પણ જેના દિલમાં વૈરની આગ સળગી રહી છે તેને આવી સારી ને સાચી હિત–શિખામણ પણ ક્યાંથી ગળે ઉતરે? વૈર ન્યાયની વાત પણ સમજવા દે નહિ. પણ ઉપરથી નવાં પાપ કર્મો કરાવે છે. જ્યારે મૈત્રીભાવ સામાની અન્યાયની વાતો પણ ન્યાયથી સમજી લે અને બીજા ઘણાં ગુણોને પ્રગટ કરે છે.

થયો. બીજી બાજુ એના પિતાની ડાંગ વાગતાં જે નાનોભાઈ ગુજરી ગયો હતો તેને બે પુત્રો હતા. તે પણ મોટા થયાં ને કવિ બન્યા. એક વખત તે બંને પુત્રોએ એની માતાને કહ્યું કે બા! અમે મોટા થયાં પછી અમારા પિતાજીને તો જોયા નથી. તો અમારા બાપુજી બહુ નાની ઉંમરે કેમ ચાલ્યા ગયા? શું તેમને ભયંકર રોગ આવ્યો હતો કે શું થયું હતું? ત્યારે એની માતા કહે છે બેટા! તારા પિતાજી મોતે મર્યા નથી, એમને એમના મોટાભાઈએ ડાંગ મારી અને ડાંગ વાગતાની સાથે તે નીચે પડ્યા ને તેમના પ્રાણ ચાલ્યા ગયા. આ સાંભળી યુવાન છોકરાઓનું લોહી ઉકળી ગયું. બસ હવે તો ગમે તેમ થાય પણ મારા પિતાને મારનારનું વૈર લઈને જંપીશું. એ ક્યાં રહે છે? ત્યારે એની માતાએ કહ્યું–તેમને ગયાં ઘણાં વર્ષો થયા પછી ફરીને એ અહીં આવ્યા નથી. પણ મેં એમ સાંભળ્યું છે કે તેઓ ચિતોડમાં જઈને વસ્યા છે. ને ત્યાં મોટા કવિ બન્યા છે. આ સાંભળી નાનાભાઈનાં બંને પુત્રો ચિતોડ આવ્યા.

**"વૈરની વણઝાર સાથે ચિતોડમાં કવિઓનું આગમન"** : જુઓ, વૈર શું કામ કરે છે? વૈરની વસુલાત કરવા માટે સૌરાષ્ટ્ર છોડીને ચિતોડ આવ્યા અને એક મકાન લઈને રહ્યા. 'થોડા દિવસમાં રાજ્યના માણસો સાથે સબંધ કરી ચિતોડની રાજસભામાં તેઓ બંને સંગીતકાર તરીકે રહી ગયા. અહીં ગમે તેટલા કવિ આવે પણ રાજ્ય માન્ય કવિરત્નની તોલે કોઈ આવી શકતું ન હતું. કારણ કે કોઈનામાં બુધ્ધિ હોય, શક્તિ હોય પણ સાથે અભિમાન, ક્રોધ, લોભ વિગેરે હોય. જ્યારે આ કવિરત્ન તો એવા ગંભીર, નિરાભિમાની અને નિર્લોભી હતા. એની દૃષ્ટિમાં ઈર્ષ્યા ન હતી. રાજ્યમાં કોઈ નવો કવિ આવે તો તેનું પ્રેમથી સ્વાગત કરતો હતો. આ નવા સંગીતકારો આવ્યા છે તેમને પણ પ્રેમથી બોલાવે છે. એને ખબર નથી કે આ મારા કાકાના બે દીકરાઓ એના પિતાના વૈરનો બદલો લેવા માટે આવ્યા છે. પણ પેલા બે ભાઈઓ તો જે કાર્ય માટે આવ્યા છે તે માટે માર્ગ શોધતા હતા. ત્યાંના મુખ્ય માણસોને પૂછયું કે આ મોટા કવિ કોણ છે? એમના પિતાજી કોણ હતાં? પૂછતાં ખબર પડી કે પિતાજીને મારનારો તો મરી ગયો પણ આ એનો દીકરો મોટો કવિરત્ન છે. બસ, હવે ગમે તેમ કરીને આપણે તેને મારી નાંખીશું. તેને મારવાના ઉપાયો શોધવા લાગ્યા પણ આ તો કદી એકલો હોતો નથી. ઘેર જતાં ને આવતાં વાહનમાં જવાનું અને તેની ચારે બાજુ સિપાઈઓનો પહેરો હોય એટલે એને મારવો કેવી રીતે? એના ઘરને ફરતો પણ ચોકી–પહેરો છે. હવે કરવું શું? પેલા બંને ભાઈઓ તો મૂંઝાવા લાગ્યા.

બંધુઓ! જેના પેટમાં પાપ હોય છે તે મૂંઝાય છે. જેના પેટમાં પાપ નથી તેને શું ચિંતા? કવિરત્નને તો આ બાબતનો કંઈ ખ્યાલ ન હતો. એક વખત

પાખીનો પવિત્ર દિવસ હતો એટલે તેણે માણસોને કહ્યું કે આજે મારે પાલખીમાં નથી બેસવું. હું પગે ચાલીને ઘેર જઈશ, ત્યારે એના સિપાઈઓએ કહ્યું–બાપુ! અમે તમને ઘર સુધી મૂકવા આવીએ. ત્યારે કવિએ કહ્યું–ભાઈ! મૂકવા આવવાની કંઈ જરૂર નથી. હું ચાલ્યો જઈશ. કવિરત્ને ખૂબ ના પાડી એટલે પોલીસ સાથે ગયા નહિ. પવિત્ર કવિરત્ન નિશ્ચંયપણે ઘેર જઈ રહ્યા હતાં. પેલા બંને ભાઈઓએ જોયું કે આ એકલો ઘેર જાય છે એટલે એ બંને તેની પાછળ ચાલ્યા. માર્ગમાં ગલીનો રસ્તો આવ્યો. કવિ એકલા છે. એ રસ્તામાં માણસોની અવરજવર પણ નથી. આ તકનો લાભ લઈને પેલા બંને જણા આડા ફરી વળ્યા ને કહ્યું–હે પાપી! ઉભો રહે. અમારા પિતાજીને તારા બાપે મારી નાંખ્યા છે. અમે તેનું વૈર લેવા માટે આવ્યા છીએ. હવે તને જીવતો નહિ જવા દઈએ. બંને જણાં તલવાર કાઢીને કહે છે કે મરવા માટે તૈયાર થઈ જા.

**"કવિરત્નની હિત શિખામણ"** કવિરત્ને કહ્યું–ભાઈ! મારા અને તારા પિતાજીને એ સંયોગોમાં શું બન્યું હશે તેની મને કે તમને ખબર નથી. વીરા! આપણે બધા ભાઈઓ છીએ. આપણે એ પૂર્વના વૈરની પરંપરા રાખવી નથી. જો તમે મને મારશો તો મારાં છોકરાઓ તમારા પ્રત્યે વૈર રાખશે ને તમને મારશે. તમારા છોકરાઓ મારા છોકરાને મારશે. આ રીતે પરંપરામાં વૈરની વણઝાર ચાલી આવશે. આવી વૈરની પરંપરા ચલાવવાની શી જરૂર? આપણે ભાઈભાઈ બનીને પ્રેમથી રહીએ. તમે મારે ઘેર ચાલો.

**"વૈર લેવા આવનારનો ક્રોધ"** વૈર લેવા આવનાર કાકાના દીકરાઓ કહે છે તારું તત્વજ્ઞાન અમારે સાંભળવું નથી. તારું જ્ઞાન તારી પાસે રહેવા દે. તારો બાપ તો અમારા બાપને મારી નાંખીને શાહ થવા માટે અહીં આવીને વસ્યો હતો ને હવે તું મોટો જ્ઞાની બનીને અમને ઉપદેશ આપવા બેઠો છે? બચવા માટે તું બધી બારીઓ શોધે છે પણ અમે તને ક્યાં જીવતો જવા દઈએ તેમ છીએ? જુઓ, કવિરત્નની વાત કેટલી સુંદર ને સમજવા જેવી છે? કે બાપે જે કર્યું તે કર્યું પણ આપણે જો આ રીતે વૈર રાખીશું તો કુટુંબમાં વૈરની પરંપરા ચાલી આવશે ને મહાન કર્મોનું બંધન થશે. આ વૈરની પરંપરા આ ભવ અને પરભવમાં આત્માને મહાન દુઃખદાયી નીવડશે. આ તો એક ને એક બે જેવી વાત છે ને? પણ જેના દિલમાં વૈરની આગ સળગી રહી છે તેને આવી સારી ને સાચી હિત–શિખામણ પણ ક્યાંથી ગળે ઉતરે? વૈર ન્યાયની વાત પણ સમજવા દે નહિ. પણ ઉપરથી નવાં પાપ કર્મો કરાવે છે. જ્યારે મૈત્રીભાવ સામાની અન્યાયની વાતો પણ ન્યાયથી સમજી લે અને બીજા ઘણાં ગુણોને પ્રગટ કરે છે.

થયો. બીજી બાજુ એના પિતાની ડાંગ વાગતાં જે નાનોભાઈ ગુજરી ગયો હતો તેને બે પુત્રો હતા. તે પણ મોટા થયાં ને કવિ બન્યા. એક વખત તે બંને પુત્રોએ એની માતાને કહ્યું કે બા! અમે મોટા થયાં પછી અમારા પિતાજીને તો જોયા નથી. તો અમારા બાપુજી બહુ નાની ઉંમરે કેમ ચાલ્યા ગયા ? શું તેમને ભયંકર રોગ આવ્યો હતો કે શું થયું હતું ? ત્યારે એની માતા કહે છે બેટા! તારા પિતાજી મોતે મર્યા નથી, એમને એમના મોટાભાઈએ ડાંગ મારી અને ડાંગ વાગતાની સાથે તે નીચે પડયા ને તેમના પ્રાણ ચાલ્યા ગયા. આ સાંભળી યુવાન છોકરાઓનું લોહી ઉકળી ગયું. બસ હવે તો ગમે તેમ થાય પણ મારા પિતાને મારનારનું વૈર લઈને જંપીશું. એ ક્યાં રહે છે ? ત્યારે એની માતાએ કહ્યું–તેમને ગયાં ઘણાં વર્ષો થયા પછી ફરીને એ અહીં આવ્યા નથી. પણ મેં એમ સાંભળ્યું છે કે તેઓ ચિતોડમાં જઈને વસ્યા છે. ને ત્યાં મોટા કવિ બન્યા છે. આ સાંભળી નાનાભાઈનાં બંને પુત્રો ચિતોડ આવ્યા.

**"વૈરની વણઝાર સાથે ચિતોડમાં કવિઓનું આગમન"** : જુઓ, વૈર શું કામ કરે છે ? વૈરની વસુલાત કરવા માટે સૌરાષ્ટ્ર છોડીને ચિતોડ આવ્યા અને એક મકાન લઈને રહ્યા. થોડા દિવસમાં રાજ્યના માણસો સાથે સબંધ કરી ચિતોડની રાજસભામાં તેઓ બંને સંગીતકાર તરીકે રહી ગયા. અહીં ગમે તેટલા કવિ આવે પણ રાજ્ય માન્ય કવિરત્નની તોલે કોઈ આવી શકતું ન હતું. કારણ કે કોઈનામાં બુધ્ધિ હોય, શક્તિ હોય પણ સાથે અભિમાન, ક્રોધ, લોભ વિગેરે હોય. જ્યારે આ કવિરત્ન તો એવા ગંભીર, નિરાભિમાની અને નિર્લોભી હતા. એની દૃષ્ટિમાં ઈર્ષ્યા ન હતી. રાજ્યમાં કોઈ નવો કવિ આવે તો તેનું પ્રેમથી સ્વાગત કરતો હતો. આ નવા સંગીતકારો આવ્યા છે તેમને પણ પ્રેમથી બોલાવે છે. એને ખબર નથી કે આ મારા કાકાના બે દીકરાઓ એના પિતાના વૈરનો બદલો લેવા માટે આવ્યા છે. પણ પેલા બે ભાઈઓ તો જે કાર્ય માટે આવ્યા છે તે માટે માર્ગ શોધતા હતા. ત્યાંના મુખ્ય માણસોને પૂછયું કે આ મોટા કવિ કોણ છે ? એમના પિતાજી કોણ હતાં ? પૂછતાં ખબર પડી કે પિતાજીને મારનારો તો મરી ગયો પણ આ એનો દીકરો મોટો કવિરત્ન છે. બસ, હવે ગમે તેમ કરીને આપણે તેને મારી નાંખીશું. તેને મારવાના ઉપાયો શોધવા લાગ્યા પણ આ તો કદી એકલો હોતો નથી. ઘેર જતાં ને આવતાં વાહનમાં જવાનું અને તેની ચારે બાજુ સિપાઈઓનો પહેરો હોય એટલે એને મારવો કેવી રીતે ? એના ઘરને ફરતો પણ ચોકી–પહેરો છે. હવે કરવું શું ? પેલા બંને ભાઈઓ તો મૂંઝાવા લાગ્યા.

બંધુઓ ! જેના પેટમાં પાપ હોય છે તે પ્રજળે છે. જેના પેટમાં પાપ નથી તેને શું ચિંતા ? કવિરત્નને તો આ બાબતનો કંઈ ખ્યાલ ન હતો. એક વખત

પાખીનો પવિત્ર દિવસ હતો એટલે તેણે માણસોને કહ્યું કે આજે મારે પાલખીમાં નથી બેસવું. હું પગે ચાલીને ઘેર જઈશ, ત્યારે એના સિપાઈઓએ કહ્યું–બાપુ! અમે તમને ઘર સુધી મૂકવા આવીએ. ત્યારે કવિએ કહ્યું–ભાઈ! મૂકવા આવવાની કંઈ જરૂર નથી. હું ચાલ્યો જઈશ. કવિરત્ને ખૂબ ના પાડી એટલે પોલીસ સાથે ગયા નહિ. પવિત્ર કવિરત્ન નિર્ભયપણે ઘેર જઈ રહ્યા હતાં. પેલા બંને ભાઈઓએ જોયું કે આ એકલો ઘેર જાય છે એટલે એ બંને તેની પાછળ ચાલ્યા. માર્ગમાં ગલીનો રસ્તો આવ્યો. કવિ એકલા છે. એ રસ્તામાં માણસોની અવરજવર પણ નથી. આ તકનો લાભ લઈને પેલા બંને જણા આડા ફરી વળ્યા ને કહ્યું–હે પાપી! ઉભો રહે. અમારા પિતાજીને તારા બાપે મારી નાંખ્યા છે. અમે તેનું વૈર લેવા માટે આવ્યા છીએ. હવે તને જીવતો નહિ જવા દઈએ. બંને જણાં તલવાર કાઢીને કહે છે કે મરવા માટે તૈયાર થઈ જા.

**"કવિરત્નની હિત શિખામણ"** કવિરત્ને કહ્યું–ભાઈ! મારા અને તારા પિતાજીને એ સંયોગોમાં શું બન્યું હશે તેની મને કે તમને ખબર નથી. વીરા! આપણે બધા ભાઈઓ છીએ. આપણે એ પૂર્વના વૈરની પરંપરા રાખવી નથી. જો તમે મને મારશો તો મારાં છોકરાઓ તમારા પ્રત્યે વૈર રાખશે ને તમને મારશે. તમારા છોકરાઓ મારા છોકરાને મારશે. આ રીતે પરંપરામાં વૈરની વણઝાર ચાલી આવશે. આવી વૈરની પરંપરા ચલાવવાની શી જરૂર? આપણે ભાઈભાઈ બનીને પ્રેમથી રહીએ. તમે મારે ઘેર ચાલો.

**"વૈર લેવા આવનારનો ક્રોધ"** વૈર લેવા આવનાર કાકાના દીકરાઓ કહે છે તારું તત્વજ્ઞાન અમારે સાંભળવું નથી. તારું જ્ઞાન તારી પાસે રહેવા દે. તારો બાપ તો અમારા બાપને મારી નાંખીને શાહ થવા માટે અહીં આવીને વસ્યો હતો ને હવે તું મોટો જ્ઞાની બનીને અમને ઉપદેશ આપવા બેઠો છે? બચવા માટે તું બધી બારીઓ શોધે છે પણ અમે તને ક્યાં જીવતો જવા દઈએ તેમ છીએ? જુઓ, કવિરત્નની વાત કેટલી સુંદર ને સમજવા જેવી છે? કે બાપે જે કર્યું તે કર્યું પણ આપણે જો આ રીતે વૈર રાખીશું તો કુટુંબમાં વૈરની પરંપરા ચાલી આવશે ને મહાન કર્મોનું બંધન થશે. આ વૈરની પરંપરા આ ભવ અને પરભવમાં આત્માને મહાન દુઃખદાયી નીવડશે. આ તો એક ને એક બે જેવી વાત છે ને? પણ જેના દિલમાં વૈરની આગ સળગી રહી છે તેને આવી સારી ને સાચી હિત–શિખામણ પણ ક્યાંથી ગળે ઉતરે? વૈર ન્યાયની વાત પણ સમજવા દે નહિ. પણ ઉપરથી નવાં પાપ કર્મો કરાવે છે. જ્યારે મૈત્રીભાવ સામાની અન્યાયની વાતો પણ ન્યાયથી સમજી લે અને બીજા ઘણાં ગુણોને પ્રગટ કરે છે.

"કવિનો મૈત્રીભાવ" કવિરત્ને કહ્યું. મારા ભાઈઓ! હજુ પણ હું તમને કહું છું કે તમે કંઈક સમજો. ને આ વૈરની વાત છોડી દો. ત્યારે પેલા બંને ભાઈઓએ કહ્યું કે અમારે તારી વેવલી વાતો સાંભળીને આ તકને ચૂકવી નથી. અમે તો તને મારીને જંપીશું. ત્યારે કવિએ કહ્યું કે શું તમારા હૃદયમાં પ્રગટેલો વૈરનો અગ્નિ કોઈપણ રીતે બૂઝે તેમ નથી? ત્યારે કહે છે ના...ના. અમે તો તને મારવાના છીએ. તેમાં મીનમેખ ફેર પડે તેમ નથી. એટલે કવિએ કહ્યું– જુઓ, ભાઈઓ! તમારે મને કોઈ પણ રીતે મારવો જ છે તો હું તમને રસ્તો બતાવું. અત્યારે તમે મને મારશો તો કોઈને કોઈ જોઈ જશે ને તમે પકડાઈ જશો. વળી હું તો કદી એકલો ઘેરથી રાજસભામાં કે રાજસભામાંથી ઘેર જતો કે આવતો નથી. વાહનમાં જાઉં છું ને મારા ઘરની બહાર પણ પોલીસો પહેરો ભરે છે. તેથી તમને મને મારી નાંખવો ફાવશે નહિ. તો તમે એમ કરજો કે આજે રાત્રે દશ વાગ્યા પછી આ ગામની બહાર શંકરનું મંદિર છે ત્યાં તલવાર લઈને આવજો. હું પણ ત્યાં આવીને ઉભો રહીશ. તમે ખુશીથી મને મારી નાંખજો. ત્યારે પેલા બંને ભાઈઓ કહે છે હવે તું અમારાથી ડરી ગયો. કોઈ રીતે છટકી શકે તેમ નથી એટલે અમને ઠગીને છટકવાની બારી શોધે છે. પણ અમે તમને ક્યાં છટકવા દઈએ તેમ છીએ? ત્યારે કવિએ કહ્યું– ભાઇ! હું તમને ઠગવા માટે નથી કહેતો. મને મારીને પણ તમારા આત્માને શાંતિ થતી હોય ને વૈરની પરંપરાનું વિસર્જન થતું હોય તો હું અત્યારે મરવા તૈયાર છું. મને મરણનો ડર નથી. પણ અત્યારે મને મારવામાં તમારા માથે જોખમ છે. મારા મરણ પછી તમે જોખમમાં મૂકાઈ ન જાઓ તે માટે હું તમને રસ્તો બતાવું છું. તમે શ્રધ્ધા રાખો. હું જરૂર આજે રાત્રે શંકરના દેવળમાં પહોંચી જઈશ ને તમે સુખેથી નિશ્ચિંતતાપૂર્વક મને મારી શકશો.

બંધુઓ! કવિની સમજણ કેવી સુંદર છે! પોતાના મરણથી પણ જો વૈરની પરંપરા અટકતી હોય તો મરવા તૈયાર છે. આજે કોઈ માણસ આવો મૈત્રી ભાવ રાખી શકે ખરો? એ તો સામો મારવા દોડે. પેલા બંને ભાઈઓ કહે છે તું રાત્રે શંકરના મંદિરે સામેથી મરવા માટે આવે તેવો અમને તારા ઉપર વિશ્વાસ નથી. પણ તું બહુ પવિત્રતાની વાતો કરે છે તો આજે અખતરો કરી જોઈએ. નહિતર પછી જોઇ લેજે એમ કહીને બંને ભાઈઓ ચાલ્યા ગયા, કવિરત્ન પણ ઘેર આવ્યા. જમી પરવારીને પોતાની પત્નીને એકાંતમાં બોલાવીને કહ્યું કે હું આજે એક દિવ્ય સંદેશો લઈને આવ્યો છું. પત્ની કહે છે નાથ! એવો તે શું સંદેશો લાવ્યાં છો કે આજે તમારા મુખ ઉપર અલૌકિક આનંદ દેખાય છે? ત્યારે કહ્યું કે મારા કાકાના બે દીકરાઓ એના બાપનું વૈર લેવા આવ્યા છે; અને આ પ્રમાણે બન્યું છે. બોલો, હવે તમારી શી ઈચ્છા છે? આપણી પરંપરામાં વૈર રાખવું છે કે વૈરની પરંપરા

અટકાવવી છે? ત્યારે પત્ની કહે છે સ્વામીનાથ! વૈર તો વિષ જેવું છે. આપણે કોઈની સાથે વૈર રાખવું નથી. કવિએ કહ્યું જો તમારે વૈર ન રાખવું હોય તો મારો મોહ છોડવો પડશે. હું આજે રાત્રે તેમને વચન આપ્યા પ્રમાણે મરવા માટે શંકરના મંદિરમાં જવાનો છું. તમારી આજ્ઞા છે ને? ત્યારે પત્ની કહે છે પતિ એ તો સતી સ્ત્રીનું સૌભાગ્ય છે. પતિને સામેથી મરવા મોકલતાં કઈ પત્નીને દુઃખ ન લાગે? છતાં આપ જો વૈરના બીજડાને બાળવા માટે આપની જાતનું બલીદાન આપો છો તો હું ખુશીથી આજ્ઞા આપું છું. આમ કહીને ઉપરથી કઠણ થઈને દુઃખિત દિલે પતિને આજ્ઞા આપી. કવિ તો દશ વાગતા પહેલાં નિશ્ચિત કરેલા સ્થાને પહોંચી ગયા. પેલા બંને તો એમ માનતા હતાં કે એ શું આવવાનો છે? એ તો ક્યાંય ભાગી ગયો હશે, છતાં જોઈએ તો ખરા. બંને ભાઈઓ તલવાર લઈને ત્યાં આવી પહોંચ્યા.

**"કવિ રત્નની શૂરવીરતા"** : બંને ભાઈઓને જોઈને કહે છે કે હે મારા વહાલા વીરો! હું આવી ગયો છું. હવે તમે કહો તે રીતે ઉભો રહું. તમે તમારી તલવાર હાથમાં લઈને તમારું કાર્ય જલ્દી પતાવો ને તમારા આત્માને શાંતિ આપો. વિચારો, આ કવિની કેટલી શૂરવીરતા હશે! મરવા માટે આપણને ધ્રુજારી છૂટે ને અહીં તો વૈરની આગ શમાવવા માટે કેટલી તૈયારી છે! શું એમને બચવું હોય તો બચી શકે તેમ ન હતું? શું એમનામાં શૂરાતન ન હતું? એ રાજાને ખૂબ પ્રિય હતો. એને રસ્તામાં બે ભાઈઓએ રોક્યો એટલે ખબર પડી ગઈ હતી કે આ વૈરનો બદલો લેવા માટે આવેલાં છે. એ ધારત તો રાજાને વાત કરીને તેમને જેલમાં પૂરાવી દેત.

**"વૈરનો બદલો લેવા આવનારની નિર્દયતા"** : કવિરત્ન મરવા માટે હસતે મુખડે આવીને ઉભા છે. મોતના મુખમાં ઉભા છે પણ મુખડા ઉપર અદ્‌ભૂત પ્રસન્નતા છે. તે પ્રભુને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ! મારા દેહનાં બલિદાન પછી મારી પરંપરામાં વૈર ન રહે ને શાંતિ થાય. તેઓ પવિત્ર બને તેવી તેમને સદ્‌બુદ્ધિ આપજે. એમ કહીને નવકારમંત્રના સ્મરણમાં લીન બન્યા. ક્ષમાનું કેવું અદ્‌ભૂત ફળ મળે છે તે સાંભળો.

જ્યાં પેલા બંને ભાઈઓ કવિરત્નને મારવા માટે તલવાર ઉગામે છે ત્યાં દૂરદૂરથી ઘોડાનાં ડાબલા ખખડતા સંભળાયા. પૂરવેગથી ઘોડા દોડતાં નજીક આવતાં હોય તેમ લાગ્યું. બંને ભાઈઓ ગભરાયા કે કોઈ માણસ ઘોડા ઉપર બેસીને અહીં આવી રહ્યા છે. હવે જો આપણે આને મારી નાંખીશું તો આપણી પાસે ઘોડો નથી કે તેના ઉપર બેસીને ભાગી છૂટીએ. આવનાર તો આપણને પકડી મારી નાંખે. આ ગભરાટમાં એમના હાથ નીચા પડ્યા અને ગુસ્સે થઈને કવિરત્નને કહેવા લાગ્યા

કે હે પાપી! તેં તો અમને એવું કહ્યું હતું કે હું એકલો આવીશ. એમ કહીને અમને ઠગવાનો ધંધો કર્યો? આ તારા કાકાઓને ખાનગીમાં આવવાનું કહ્યું હતું? તારે જેટલી ઠગબાજી રમવી હોય તેટલી રમી લે પણ એક વાત નક્કી સમજી લેજે કે અમે તને માર્યા વિના રહેવાના નથી. કવિરત્ન કહે છે કે ભાઈઓ! મેં કોઈને ખાનગીમાં બોલાવ્યા નથી. કોઈને કંઈ વાત કરી નથી. કોણ આવે છે? તે હું કંઈ જાણતો નથી. ત્યારે પેલા બંને કહે છે તો અત્યારે ટાઈમસર અંધારામાં કોણ આવે છે? ચોર થઈને પાછો શાહુકાર બને છે? આ પ્રમાણે વાત થતી હતી ત્યાં બે ઘોડા ત્યાં આવીને ઉભા રહ્યા. એક ઘોડો ખાલી હતો ને બીજા ઘોડા ઉપરથી કવિરત્નની પત્ની ઉતરી. આ જોઈ કવિરત્ન પૂછે છે કે તમે અંધારી રાત્રે અહીં એકલા શા માટે આવ્યા?

**"કવિરત્નની પત્નીની સમજણ અને ઉદારતા ભરેલો જવાબ":** કવિ-પત્ની ખૂબ શાંતિપૂર્વક મધુર સ્વરે બોલી. સ્વામીનાથ! આપે તો મને બધી હકીકત સમજાવી અને આપણી કુટુંબ પરંપરામાં વૈરનો વિષમ દાવાનળ ચાલુ ન રહે તેને ઠારવા માટે અહીં ચાલ્યા આવ્યા. તે સમયે મને આપના વિયોગનું દુઃખ થયું પણ મેં મારા મનને મક્કમ કરી બીજી ક્ષણે વિચાર કર્યો કે અહો! હું કેટલી ભાગ્યવાન છું કે વૈરના વિષમ દાવાનળને શાંત કરવા માટે પોતાની જાતનું બલિદાન આપનાર ઉદાર અને પવિત્ર પતિની પત્ની બનવાનું મને પરમ સૌભાગ્ય સાંપડયું. આવા પરમેશ્વર તુલ્ય પતિ તો કોઈક પુણ્યવંતી સ્ત્રીને મળે. જુઓ, આ કવિની પત્ની પણ કેવી ઉદાર છે! હવે પોતે શા માટે મધ્યરાત્રે એકલી આવી છે તે વાત કરતાં કહે છે સ્વામીનાથ! આપને મેં રજા આપી અને આપ અહીં આવ્યા. પણ પાછળથી મને વિચાર આવ્યો કે મારા પતિ તો વૈરનો દાવાનળ શાંત કરવા માટે હોંશે દેહનું બલીદાન આપશે તેમાં શંકા નથી. પણ આ મારા બે લાડકા દિયરીયા આવ્યાં છે તેમની પાસે તો ઘોડો કે બીજું કંઈ વાહન નથી. તેઓ તમને મારીને અંધારી રાત્રે કયાં જશે? પગે ચાલીને માણુસ જઈ જઈને કેટલે દૂર પહોંચી શકે? હમણાં ત્રણ ચાર કલાકમાં વહાણું વાઈ જશે. મંદિરનો પૂજારી પૂજા કરવા આવે ને બીજા લોકો દર્શન કરવા આવે. તે વખતે આપનું શબ પડેલું જોશે એટલે રાજાને ખબર પડશે. આપ તો રાજાને ખૂબ પ્રિય છો. એટલે રાજા આપનો વધ કરનારની તપાસ કરવા માટે ચારે તરફ ઘોડેસ્વારોને દોડાવશે, અને આ મારા દિયરો પકડાઈ જશે ને એમને રાજા ફાંસીએ ચઢાવશે. એટલે પાછું એમના અને આપણાં સંતાનો વચ્ચે વૈર ઉભું થશે. જો આપનો ભોગ આપવા છતાં વૈરની વણઝાર ચાલુ રહે તો તેનો અર્થ શો? આવો બધો વિચાર ઉતાવળમાં તે સમયે ન આવ્યો. પણ આપના ગયા પછી વિચાર આવતાં હું ગભરાઈ ગઈ કે મારા બે દિયરનું શું થશે? એટલે તેમને મૃત્યુના મુખમાંથી

બચાવી લેવા આ બે ઘોડા લઈને હું આવી છું. જેથી આપને મારવાનું કામ પતાવીને તરત તેઓ આ બે ઘોડા ઉપર બેસીને કયાંના કયાંય દૂર ભાગી જાય જેથી આપણાં છોકરાને પણ ખબર ન પડે કે મારા પિતાજીને કોણે માર્યા ને મારનારા કયાં ગયા? અને હું આપના શબનો અહીં અગ્નિ સંસ્કાર કરી તે ચિતામાં હું પણ બળી મરું. કારણ કે સ્વામીનાથ! સતી સ્ત્રીનો પતિ ચાલ્યો જતાં તેનું સંસારમાં કોઈ નથી. મારો સૌભાગ્ય ચાંદલો લૂછાઈ જતાં ક્યારેક પણ મારા મુખ ઉપર ઉદાસીનતા આવે. મને એ વિષયમાં આપણા પુત્રો અગર બીજા કોઈ પણ કંઈ પૂછે ત્યારે અકળાઈ મૂંઝાઈ બે શબ્દ કોઈના મોઢે બોલી જાઉં તો મોટો અનર્થ ઉભો થાય. હું જીવતી હોઉં તો આ પ્રશ્ન ઉભો થાય ને? તેના કરતાં આપની પાછળ આપના માર્ગે ચાલી આવું તો વૈરની વાત અહીં જ પતી જાય. કોઈ જાણે નહિ ને કોઈ પૂછે નહિ ને છોકરાઓને આ વાતની ગંધ આવે નહિ, અને તેમના દિલમાં વૈરનો અંકુરો ફૂટે નહિ.

પત્નીનો જવાબ સાંભળી કવિરત્ન તેનો વાંસો થાબડીને કહે છે વાહ! શું તારી બુધ્ધિ છે! વૈરના લેણાં ચૂકવવાની શું તારી ઉદારતા છે! આપણું ધારેલું કાર્ય સફળ થાય, વૈરનો કાયમ માટે અંત આવી જાય ને આ બંને આપણાં ભાઈઓ ક્ષેમકુશળ તેમના ઘરે પહોંચી આનંદથી રહે. ખરેખર! તું સતી છે. તું નારી નહિ પણ નારાયણી છે. શું તારી શક્તિ ને બુધ્ધિ છે! બીજાનું રક્ષણ કરવા માટે તેં કેટલો ભોગ આપ્યો! એમ કહી તેને ખૂબ ધન્યવાદ આપ્યા. પછી પેલા બંને ભાઈઓ સામે દૃષ્ટી કરીને કહે છે ભાઈઓ! હવે આ તલવાર હાથમાં લઈને તમે તમારું કાર્ય જલ્દી પતાવો.

પતિ-પત્ની વચ્ચે થયેલી વાતચીત સાંભળીને બંને ભાઈઓ તો સ્થંભી ગયા. અહો! આપણે જેને મારવા માટે આવ્યાં છીએ તેઓ આપણને બચાવવા માટે કેટલી અનુપમ ઉદારતા વાપરે છે! વૈરની વણઝાર દૂર કરી મૈત્રીભાવનું રક્ષણ કરવા માટે તેઓ કેટલો ભોગ આપે છે! જો એમને બચવું હોત તો તે ધારે તેમ કરી શકે તેમ હતું. રાજાના જેના ઉપર ચારે હાથ હોય તેને શું બાકી રહે? આપણને પકડાવી દેવા તે સમર્થ હતા. છતાં એવું કાંઈ ન કરતાં વૈરની આગ બુઝાવવા માટે પોતાના જીવનનો અંત લાવવા તૈયાર થયા. એ કેવા ઉદાર ને સજ્જન છે! જ્યારે આપણે કેવા શઠ, લૂંટારા, પાપી અને હત્યારા છીએ! ધિક્કાર છે આપણાં જીવનને! પતિ-પત્નીની ઉદારતા જોઈ બંને ભાઈઓના અંતરમાં જાગેલો વૈરનો અગ્નિ શાંત પડી ગયો. જ્વાળા જળ બની ગઈ. વૈરનો આવેશ ઉતરી ગયો ને હાથમાંથી તલવાર ફેંકી દીધી. તેમની આંખમાં ચોધારા આંસુ વહેવા લાગ્યા. પવિત્ર આત્માની પવિત્રતા પામરને પણ પીગળાવી નાંખે છે.

**"બે ભાઈઓનો પશ્ચાતાપ અને કલ્પાંત"** :– મારવા માટે આવેલા બંને ભાઈઓ ભાઈ–ભાભીના ચરણુમાં પડી કાળો કલ્પાંત કરવા લાગ્યા. અહો, મોટા ભાઈ અને ભાભી માતા–પિતા સમાન છે. અમે અધમ પાપી છીએ. અમે બાળક બુધ્ધિ કરી આવેશમાં આવીને આટલે દૂરથી આપને મારવા માટે આવ્યા. અરે! અમે આપને ઓળખ્યાં નહિ. કયાં આપની ઉદારતા, ક્ષમા અને કયાં અમારી અધમતા! અમે બંને ગૂંડા બનીને આપને મારવા માટે આવ્યા છીએ. તેની માર્ગમાં આપને ખબર પડી. તે વખતે આપે ધાર્યું હોત તો અમને મારી નાંખવા સમર્થ હતા. વળી અમે તો આવ્યા ત્યારથી જોઈએ છીએ કે આપ રાજાને કેટલા માનનીય છો! આપે રાજાસાહેબને આ વાતની જાણુ કરી હોત તો અમને જિંદગીભર જેલમાં પૂરાવી શકત, ફાંસીની સજા કરાવી શકત. છતાં આપે એવું કાંઈ નહિ કરતાં આપણી કુટુંબ પરંપરામાંથી વૈરનો અંત લાવવા માટે આપનું જીવન કુરબાન કરવાની ઉદારતા કરી અમારા જેવા નીચ અને પાપીઓ ઉપર આપ બંનેએ અનહદ મૈત્રીભાવ રાખીને વાત્સલ્યના વહેણુ વહાવ્યાં. તેમાં પણુ અમારા ભાભી સાહેબની ઉદારતાને અને તેમની દીર્ઘદર્શિતાને તો કોટીકોટી ધન્યવાદ આપવા ઘટે છે. કારણુ કે તેમણે રાજાને ચાડી તો ન ખાધી પણુ ઉપરથી અમને બચાવી લેવાની દીર્ઘદૃષ્ટિ વાપરી અને વૈરની પરંપરા અટકાવવા માટે પોતે બળી મરવાનો નિર્ણય કર્યો. આપ બંને દેવ જેવાં છો ને અમે મનુષ્યના રૂપમાં રાક્ષસ છીએ. આટલું બોલતાં પોતાના પાપનો પશ્ચાતાપ કરતાં બંનેની આંખમાં દડદડ આંસુ વહેવા લાગ્યા, તેઓ ભાઈ–ભાભીના ચરણુમાં પડીને કહે છે અમે પાપી–ક્રૂર જીવવાને લાયક નથી. અમારા જેવા પાપીઓથી આ પૃથ્વી ઉપર ભાર વધી ગયો છે. અમે આ ભૂમિનો ભાર હળવો કરવાં આપઘાત કરીને મરી જઈશું. એમ કહી મરવા માટે તલવાર હાથમાં લઈને પોતાના ગળા પર ફેરવવા જાય છે. ત્યાં કવિરત્ને તેમના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી ને હૈયાનાં હેતથી પ્રેમભરેલાં શબ્દોથી બંને ભાઈઓને સમજાવીને શાંત કર્યા.

**"કવિરત્નનો ઉપદેશ"** :– બંને ભાઈઓને કહે છે ભાઇ! આપણુંથી આપઘાત ન કરાય. આપઘાત એ મોટામાં મોટું પાપ છે. **"આપઘાતથી જીવનનો અંત આવશે પણુ પાપોનો અંત નહિ આવે."** અને જો પાપોનો અંત કર્યા વિના મરી જઈશું તો બીજા જન્મોમાં કેટલાય દુઃખો ભોગવવા પડશે અને જન્મ–મરણુ કરતાં ભવમાં ભમવું પડશે. પાપ કર્મોનો નાશ કરવા માટે મનુષ્ય જન્મ જેવો બીજો એક પણુ જન્મ નથી. મનુષ્ય જન્મમાં દાન, શીયળ, તપ અને ભાવ, તેમજ પરોપકાર, સંયમ આદિ સુકૃત્યો કરીને પાપનો અંત લાવી શકાય છે. આવી કર્મોનો ક્ષય કરવાની ઉત્તમ તક આપઘાત કરીને કેમ ગુમાવાય? હે મારા વીરો! હવે તમે રડો નહિ. તમે પણુ દેવ જેવાં બની ગયા છો. કારણુ કે હવે તમારા

દિલમાંથી વેર ચાલ્યું ગયું છે. ને તમારા અંતરમાં મૈત્રીભાવ આવી ગયો છે. તમને ધન્યવાદ છે કે તમોએ અમારા મૈત્રીભાવનો પ્રયત્ન સફળ બનાવ્યો. આપણાં વચ્ચે જે કાંઈ બન્યું તે અહીં દાટી દેવાનું. આપણાં ચાર સિવાય કોઈ જાણે નહિ. હવે આપણે બધા સાથે રહીશું. હું રાજાને કહીને તમોને કોઈ સારા હોદ્દા ઉપર બેસાડી દઈશ. અને આપણે બધાં સાથે રહીને મૈત્રીભાવ કેળવી સુકૃત્યોની સાધના કરી આપણું માનવજીવન સફળ બનાવીશું.

કવિની પત્ની કહે છે દિયરીયાઓ! તમારા ભાઈ જે કહે છે તે સત્ય છે. એ તો દેવનો અવતાર છે. એમનું હૃદય વિશાળ છે. એટલે તમે જરાપણ હિંમત હારશો નહિ. અમારાથી જુદાઈ પણ રાખશો નહિ. અને તમારા ભાઈના સંગમાં રહીને જેટલાં ગુણો મળે તેટલાં લઈ લો. જુઓ, તમારા ભાઈના સહવાસમાં રહેવાથી મારું જીવન પણ કેટલું પલ્ટાઈ ગયું! હું પરણીને આવી ત્યારે વેરની આગ શાંત કરી મૈત્રીભાવ કેળવવા માટે મારા પ્રાણનું બલિદાન આપવા માટે તૈયાર થાઉં તેવું આત્મબળ મારામાં ન હતું. હું તો પથ્થર જેવી હતી. આ તમારા ભાઈનો રૂડો પ્રતાપ છે કે તેમણે મને પથરા જેવીને ઘડીને મનોહર મૂર્તિ જેવી બનાવી. અને મારા જીવનનું સુંદર ઘડતર કર્યું છે. તો તમે એમના સંસર્ગમાં રહેશો તો તમારા જીવનનું પણ સારું ઘડતર થશે. ચાલો, હવે આપણે બધા ઘેર જઈએ. એમ કહીને કવિની પત્નીએ રડતાં બંને ભાઈઓને ઉભા કર્યા.

બંને ભાઈઓ કહે છે ભાઈ–ભાભી! તમોને અમારું મુખ બતાવતાં પણ શરમ આવે છે. તો દુનિયાને તો અમે કેવી રીતે અમારું મુખ બતાવી શકીએ! અમે તો દેશમાં ચાલ્યા જઈશું. ભાભી કહે છે ભાઈ! એમ ન જવાય. જે બન્યું તે બન્યું. તેને ભૂલી જાઓ ને કંઈ બન્યું નથી એમ સમજી લો.

વૈર ને ઝેરને જલાવી દઈ, કષાય અને દ્વેષને દૂર કરીને, હૈયું ફુલ જેવું કોમળ બનાવીને એકબીજાને ખમાવી લઈએ. અને જીવનનો નવો ચોપડો શરૂ કરીએ. તમે તો અમારા સગા ભાઈ છો માટે મનમાં જરા પણ ઓછું લાવશો નહિ, ને જરા પણ ગભરાશો નહિ. ત્યારે ભાઈએ પણ કહ્યું કે હું તો આજે મારા જીવનને ધન્યતાનો દિવસ માનું છું કે આ પરદેશમાં પણ દેવવંશી દૂત જેવા મોટાભાઈનો મેળાપ થયો.

**કવિરત્નની ઉદારતા :** કવિરત્ન બીજે દિવસે પોતાના બે ભાઈઓને રાજાની પાસે લઈ ગયાં ને કહ્યું કે સાહેબ! આ સંગીતકારો મારા કાકાના દીકરા ભાઈ થાય છે. અમે ઘણાં વર્ષોથી દેશ છોડીને અહીં આવ્યા છીએ તેથી મેં એમને ઓળખ્યા નહિ. કાલે જ ઓળખાણ થઈ. તો હું આપને એક નમ્ર વિનંતી કરું છું કે આપ આ મારા ભાઈઓને કોઈ સારા હોદ્દા પર રાખો. કવિરત્નને માટે

**"બે ભાઈઓનો પશ્ચાતાપ અને કલ્પાંત"** :– મારવા માટે આવેલા બંને ભાઈઓ ભાઈ–ભાભીના ચરણમાં પડી કાળો કલ્પાંત કરવા લાગ્યા. અહો, મોટા ભાઈ અને ભાભી માતા–પિતા સમાન છે. અમે અધમ પાપી છીએ. અમે બાળક બુદ્ધિ કરી આવેશમાં આવીને આટલે દૂરથી આપને મારવા માટે આવ્યા. અરે! અમે આપને ઓળખ્યાં નહિ. ક્યાં આપની ઉદારતા, ક્ષમા અને ક્યાં અમારી અધમતા! અમે બંને ગૂંડા બનીને આપને મારવા માટે આવ્યા છીએ. તેની માર્ગમાં આપને ખબર પડી. તે વખતે આપે ધાર્યું હોત તો અમને મારી નાંખવા સમર્થ હતા. વળી અમે તો આવ્યા ત્યારથી જોઈએ છીએ કે આપ રાજાને કેટલા માનનીય છો! આપે રાજાસાહેબને આ વાતની જાણ કરી હોત તો અમને જિંદગીભર જેલમાં પૂરાવી શકત, ફાંસીની સજા કરાવી શકત. છતાં આપે એવું કાંઈ નહિ કરતાં આપણી કુટુંબ પરંપરામાંથી વૈરનો અંત લાવવા માટે આપનું જીવન કુરબાન કરવાની ઉદારતા કરી અમારા જેવા નીચ અને પાપીઓ ઉપર આપ બંનેએ અનહદ મૈત્રીભાવ રાખીને વાત્સલ્યના વહેણ વહાવ્યાં. તેમાં પણ અમારા ભાભી સાહેબની ઉદારતાને અને તેમની દીર્ઘદર્શિતાને તો કોટીકોટી ધન્યવાદ આપવા ઘટે છે. કારણ કે તેમણે રાજાને ચાડી તો ન ખાધી પણ ઉપરથી અમને બચાવી લેવાની દીર્ઘદૃષ્ટિ વાપરી અને વૈરની પરંપરા અટકાવવા માટે પોતે બળી મરવાનો નિર્ણય કર્યો. આપ બંને દેવ જેવાં છો ને અમેં મનુષ્યના રૂપમાં રાક્ષસ છીએ. આટલું બોલતાં પોતાના પાપનો પશ્ચાતાપ કરતાં બંનેની આંખમાં દડદડ આંસુ વહેવા લાગ્યા, તેઓ ભાઈ–ભાભીના ચરણમાં પડીને કહે છે અમે પાપી–ક્રૂર જીવવાને લાયક નથી. અમારા જેવા પાપીઓથી આ પૃથ્વી ઉપર ભાર વધી ગયો છે. અમે આ ભૂમિનો ભાર હળવો કરવાં આપઘાત કરીને મરી જઈશું. એમ કહી મરવા માટે તલવાર હાથમાં લઈને પોતાના ગળા પર ફેરવવા જાય છે. ત્યાં કવિરત્ને તેમના હાથમાંથી તલવાર ઝૂંટવી લીધી ને હૈયાનાં હેતથી પ્રેમભરેલાં શબ્દોથી બંને ભાઈઓને સમજાવીને શાંત કર્યા.

**"કવિરત્નનો ઉપદેશ"** :– બંને ભાઈઓને કહે છે ભાઇ! આપણાંથી આપઘાત ન કરાય. આપઘાત એ મોટામાં મોટું પાપ છે. **"આપઘાતથી જીવનનો અંત આવશે પણ પાપોનો અંત નહિ આવે."** અને જો પાપોનો અંત કર્યા વિના મરી જઈશું તો બીજા જન્મોમાં કેટલાય દુઃખો ભોગવવા પડશે અને જન્મ–મરણ કરતાં ભવમાં ભમવું પડશે. પાપ કર્મોનો નાશ કરવા માટે મનુષ્ય જન્મ જેવો બીજો એક પણ જન્મ નથી. મનુષ્ય જન્મમાં દાન, શીયળ, તપ અને ભાવ, તેમજ પરોપકાર, સંયમ આદિ સુકૃત્યો કરીને પાપનો અંત લાવી શકાય છે. આવી કર્મોનો ક્ષય કરવાની ઉત્તમ તક આપઘાત કરીને કેમ ગુમાવાય? હે મારા વીરો! હવે તમે રડો નહિ. તમે પણ દેવ જેવાં બની ગયા છો. કારણ કે હવે તમારા

હૃદયમાં લખી દો કે આજથી મારે કોઈની સાથે નવું વૈર બાંધવું નથી અને જેની સાથે જુનું વૈર છે તેનું વિસર્જન કરી તેની સાથે હું સ્નેહનું સર્જન કરું છું. આવો ભાવ દરેક આત્માના દિલમાં જાગે તો આજનું સંવત્સરી પર્વ ઉજવ્યું સફળ થાય અને આ દાવાનળથી સળગતો સંસાર સ્વર્ગ સમાન બની જાય. આ સંવત્સરી પર્વ ક્ષમાનો સંદેશો લઈને દર વર્ષે એક વખત આવે છે. તો આ પર્વાધિરાજનો સંદેશો હૃદયમાં ઝીલી લઈ કષાયોની કાલિમાને ક્ષમાના પવિત્ર જળથી ધોઈને આત્માને પવિત્ર અને નિર્મળ બનાવજો.

સંવત્સરી પ્રતિક્રમણ કરતાં પહેલાં તમારે જેની જેની સાથે વૈર થયા હોય તેને ખમાવી લેજો. સામી વ્યક્તિ ખમાવે કે ન ખમાવે પણ તમે તો જરૂર તેની પાસે ક્ષમા માંગી લેજો. આપણે ત્યાં આ સતીજીઓનાં તપને નિમિત્તે પોતાના આત્માને જાગૃત કરી સ્વ કલ્યાણ માટે ભાઈ બહેનો સજોડે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવા તૈયાર થયા છે તેમને પચ્ચખાણ આપું છું. આજે ક્ષમા વિષે ઘણું કહેવાયું છે. વધુ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૫૭

**ભાદરવા સુદ ૭ને મંગળવાર** **તા. ૩૧-૮-૭૬**

અનંત કરૂણાના સાગર સર્વજ્ઞ ભગવંતની શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત વીતરાગની વાણી મોક્ષમાં જવાની નીસરણી છે. એ નીસરણીનો સહારો લઈ અનેક જીવોએ સિધ્ધિનું શિખર સર કર્યું, અને અવ્યાબાધ સુખને પામ્યા. આ માનવ જીવનની સફળતા સિધ્ધિના સોપાને ચઢવા માટે છે; પણ ભોગ વિલાસમાં મસ્ત બનવા માટે નથી. પરંતુ ભોગનો ત્યાગ અને ત્યાગનો રાગ કરવામાં છે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનની વાત ચાલે છે. તેમાં પ્રભાદેવી સુખશય્યામાં અર્ધનિદ્રા અને અર્ધજાગૃત અવસ્થામાં સૂતા હતા તે વખતે તેમણે ચૌદ મહાસ્વપ્નો જોયા. તે ચૌદ સ્વપ્ના જોઈને પ્રભાવંતી રાણી જાગૃત થયાં ને જાગીને તેમણે ધર્મજાગ્રિકા કરી અને સવાર પડતાં રાણી ક્યાં આવ્યા?

"तए णं सा पभावई देवी जेणेव कुंभराया तेणेव उवागच्छइ, उवागच्छित्ता जाव भत्तार कहणं सुमिणपाठग पुच्छा जाव विहरन्ति ।"

પ્રભાવંતી રાણી જ્યાં તેમના પતિ કુંભરાજા સૂતા હતા ત્યાં આવ્યા. આવીને હાથ જોડીને નમ્રતાપૂર્વક કહે છે હે સ્વામીનાથ! આજે રાત્રે મેં આવા ચૌદ સ્વપ્નો જોયાં છે. આ રાજાની રાણી છે છતાં પણ તેમનામાં કેટલો વિનય છે! જ્યારે કો'

મહારાજાને ખૂબ માન હતું એટલે આ તેમના ભાઈઓ છે તેથી તેમને સારા ખાનદાન ગણીને એમને ઉંચા સંગીતકારની પદવી ઉપર સ્થાપિત કર્યા. જુઓ, કવિરત્નની કેવી મહાન ઉદારતા છે!

બંધુઓ! વિચાર કરો. મૈત્રી ભાવનાનું કેવું સુખદ પરિણામ આવ્યું! કવિરત્નના હૈયામાં મૈત્રી ભાવનાએ કેવું સ્થાન જમાવ્યું હશે! એમની રગેરગમાં અને રોમેરોમમાં મૈત્રી ભાવનાનો કેવો રણકાર થયો હશે કે જેથી પોતાનામાં બચવાની છતી શક્તિ હોવા છતાં બચવાનો કોઈ ઉપાય ન કરતાં કુળપરંપરામાં વૈરનો અંત લાવવા પોતાનું જીવન હોડમાં મૂકી ભાઇના હાથે તલવારના એક ઘાએ મરવા તૈયાર થયા, અને એ ભાઈઓને વૈરાગ્નિ શાંત કરવાની સગવડ કરી આપી. એમના પત્ની પણ કેવા દિલનાં દિલાવર કે પતિના સાચા પ્રેમનાં પ્રતિક રૂપે પતિને પ્યારો મૈત્રીભાવ પોતે અપનાવી લીધો; અને એ દિયરીયાઓને એમનું કામ પતાવ્યા પછી કોઈ જાતની અગવડ ન પડે ને તેમના માથે આપત્તિ ના આવે તે માટે એ ઘોડા લઇને આવી અને ભવિષ્યમાં ચાડી ખાવાની બુદ્ધિ ન જાગે તે માટે પતિની ચિતામાં બળી મરવા તૈયાર થઈ. આ પતિ–પત્નીની કેવી ભવ્ય ઉદારતા! ધન્ય છે આવા આત્માઓને!

આપણે પણ ચેતનદેવને જાગૃત કરવાની જરૂર છે કે હે ચેતનદેવ! ક્ષમા એ અમર બનાવનાર અમૃત છે ને વૈર તને ભવોભવમાં મારનારું વિષ છે. કહ્યું છે કે

"नरस्य भूषणं रूपं, रूपस्याभूषणं गुणः। गुणस्य भूषणं ज्ञानं, ज्ञानस्या भूषणं क्षमा ॥"

મનુષ્યનું ભૂષણ રૂપ છે; અને રૂપનું ભૂષણ ગુણ છે. કારણ કે મનુષ્ય ગમે તેટલો સૌંદર્યવાન હોય પણ તેના જીવનમાં ગુણ ન હોય તો ગુણ વિનાનું સૌંદર્ય ફીકકું લાગે છે. તેથી આ શ્લોકમાં કહ્યું છે કે રૂપનું ભૂષણ ગુણ છે ને ગુણનું ભૂષણ જ્ઞાન છે. અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે. કારણ કે જ્ઞાન વિના ગુણ પ્રગટ થતો નથી. અને જીવમાં જ્ઞાન ન હોય ત્યાં સુધી ક્ષમા આવતી નથી. એને જ્ઞાન વિના ખબર નથી પડતી કે ક્ષમાથી શું લાભ થાય છે? "क्षमया क्षीयते कर्म।" જ્યારે જ્ઞાન દ્વારા જીવને ભાન થાય છે કે ક્ષમા રાખવાથી જીવ કર્મનો ક્ષય કરે છે. જ્ઞાન દ્વારા આત્મા એ વાત સમજી શકે છે કે

नहि वेरेन वेरानि, सम्मन्तीध कदाचनं।
अवेरेन च सम्मन्ति, एस धम्मो सनन्तनो ॥

આ સંસારમાં ક્યારે પણ વૈરથી વૈર શમતું નથી. અગ્નિમાં લાકડા નાંખવાથી આગ બૂઝાતી નથી પણ વધે છે; તેમ વૈરી સાથે વૈરની પરંપરા ચાલુ રાખવાથી વૈર વધતું જાય છે, પણ વૈરની સામે અવૈર એટલે મૈત્રીભાવ રાખવાથી વૈર શાંત થાય છે. માટે આજે સંવત્સરીના દિને એક નાનકડું સૂત્ર "वेर मज्झं न केणइ।" તમારા

હૃદયમાં લખી દો કે આજથી મારે કોઈની સાથે નવું વૈર બાંધવું નથી અને જેની સાથે જુનું વૈર છે તેનું વિસર્જન કરી તેની સાથે હું સ્નેહનું સર્જન કરું છું. આવો ભાવ દરેક આત્માના દિલમાં જાગે તો આજનું સંવત્સરી પર્વ ઉજવ્યું સફળ થાય અને આ દાવાનળથી સળગતો સંસાર સ્વર્ગ સમાન બની જાય. આ સંવત્સરી પર્વ ક્ષમાનો સંદેશો લઈને દર વર્ષે એક વખત આવે છે. તો આ પર્વાધિરાજનો સંદેશો હૃદયમાં ઝીલી લઈ કષાયોની કાલિમાને ક્ષમાના પવિત્ર જળથી ધોઈને આત્માને પવિત્ર અને નિર્મળ બનાવજો.

સંવત્સરી પ્રતિક્રમણ કરતાં પહેલાં તમારે જેની જેની સાથે વૈર થયા હોય તેને ખમાવી લેજો. સામી વ્યક્તિ ખમાવે કે ન ખમાવે પણ તમે તો જરૂર તેની પાસે ક્ષમા માંગી લેજો. આપણે ત્યાં આ સતીજીઓનાં તપને નિમિત્તે પોતાના આત્માને જાગૃત કરી સ્વ કલ્યાણ માટે ભાઈ બહેનો સજોડે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવા તૈયાર થયા છે તેમને પચ્ચખાણ આપું છું. આજે ક્ષમા વિષે ઘણું કહેવાયું છે. વધુ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૫૭

**ભાદરવા સુદ ૭ને મંગળવાર** **તા. ૩૧-૮-૭૧**

અનંત કરૂણાના સાગર સર્વજ્ઞ ભગવંતની શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત વીતરાગની વાણી મોક્ષમાં જવાની નીસરણી છે. એ નીસરણીનો સહારો લઈ અનેક જીવોએ સિધ્ધિનું શિખર સર કર્યું, અને અવ્યાબાધ સુખને પામ્યા. આ માનવ જીવનની સફળતા સિધ્ધના સોપાને ચઢવા માટે છે; પણ ભોગ વિલાસમાં મસ્ત બનવા માટે નથી. પરંતુ ભોગનો ત્યાગ અને ત્યાગનો રાગ કરવામાં છે.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનની વાત ચાલે છે. તેમાં પ્રભાદેવી સુખશય્યામાં અર્ધનિદ્રા અને અર્ધજાગૃત અવસ્થામાં સૂતા હતા તે વખતે તેમણે ચૌદ મહાસ્વપ્નો જોયા. તે ચૌદ સ્વપ્ના જોઈને પ્રભાવંતી રાણી જાગૃત થયાં ને જાગીને તેમણે ધર્મજાગ્રિકા કરી અને સવાર પડતાં રાણી ક્યાં આવ્યા?

"तए णं सा पभावई देवी जेणेव कुंभराया तेणेव उवागच्छइ, उवागच्छित्ता जाव भत्तार कहणं सुमिणपाठग पुच्छा जाव विहरन्ति ।"

પ્રભાવંતી રાણી જ્યાં તેમના પતિ કુંભરાજા સૂતા હતા ત્યાં આવ્યા. આવીને હાથ જોડીને નમ્રતાપૂર્વક કહે છે હે સ્વામીનાથ! આજે રાત્રે મેં આવા ચૌદ સ્વપ્નો જોયાં છે. આ રાજાની રાણી છે છતાં પણ તેમનામાં કેટલો વિનય છે! જ્યારે કોઈ

આપણા વડીલને પ્રશ્ન પૂછવો હોય અગર કોઈ વાત કરવી હોય ત્યારે તેમની પાસે જઈ નમ્રતાપૂર્વક વાત કરવી જોઈએ.

પ્રભાવંતીદેવીએ પોતાના પતિ કુંભરાજા પાસે આવીને વિનયથી નમ્રતાપૂર્વક મધુર સ્વરે ચૌદ સ્વપ્નો જોયાંની વાત કરી. આ સાંભળી રાજાને અલૌકિક આનંદ થયો ને પ્રસન્નતાપૂર્વક બોલ્યા. અહો રાણીજી! તમે જે ચૌદ સ્વપ્નો જોયા તે ઘણાં ઉત્તમ છે. તેનું ફળ પણ અલૌકિક છે. તમારી કુક્ષીએ તીર્થંકર પ્રભુનો જન્મ થશે. આગળના રાજાઓ પવિત્ર હતા. તેમાં પણ જેઓ તીર્થંકરના પિતા હોય એ તો ખૂબ પવિત્ર આત્મા હોય છે. એટલે તેમની બુધ્ધિ પણ નિર્મળ હોય છે. તે અનુસાર પોતે અનુમાનથી આ સ્વપ્નોનું આવું ફળ હશે તેમ કહ્યું. પતિના મુખેથી આ વાત સાંભળી રાણીને અત્યંત આનંદ થયો. સાથે રાજાને પણ આનંદ થયો. તીર્થંકર પ્રભુના માતા-પિતા બનવું તે અહોભાગ્ય છે. કુંભરાજા અને પ્રભાવંતી રાણીને ખૂબ આનંદ થયો. પણ સ્વપ્નાનું વિશેષ ફળ જાણવા માટે કુંભરાજાએ સ્વપ્ન પાઠકોને બોલાવ્યા.

બધાં સ્વપ્નપાઠકો ભેગા થયાં ને તેમણે નક્કી કર્યું કે આપણે રાજસભામાં જવું છે. રાજા પાસે જઈને સૌ સૌની મરજી મુજબ જુદા જુદા ઉત્તર આપીશું તો તેમાં આપણી કિંમત ઘટશે. તેના કરતાં બધા વતી જે એક મુખ્ય જ્યોતિષી હોય તે જવાબ આપી દે. જેટલી એકતામાં મઝા છે તેટલી અલગતામાં નથી. એકલો માણસ મોટું કાર્ય કરી શકતો નથી પણ બધા ભેગા થઈને કરે તો સુંદર કાર્ય કરી શકે છે. જેમ ઈંટ, માટી, સીમેન્ટ ને ચુનો ભેગાં થાય તો તેનાથી મોટી મજબૂત ઈમારત ઉભી કરી શકાય છે. પણ ઈંટ, સીમેન્ટ, ચુનો, લાકડું બધા એમ કહે કે અમારે એકબીજામાં ભળવું નથી. અમારે તો સ્વતંત્ર રહેવું છે તો એની કંઈ કિંમત ખરી? એ ચીજો સ્વતંત્ર રહે તો ઘર બને? 'ના'. આ ઉપરથી તમને સમજાય છે ને કે જે સુખ એકતામાં છે તે અલગતામાં નથી. શેઠ અને ગુરખામાં કેટલી એકતા હતી તેનું દૃષ્ટાંત જાણવા જેવું છે.

એક મોટો કરોડપતિ શ્રીમંત હતો. તમે જાણો છો ને કે મોટા શ્રીમંતોના બંગલાની ચોકી કરવા માટે ગુરખા રાખવામાં આવે છે. આ શેઠને ત્યાં પણ એક ગુરખો હતો. શેઠ ધનવાન હતા તેમ ધર્મવાન હતા. તે એકલા પૈસાને જ પરમેશ્વર માનીને બેસી જાય તેવા ન હતાં. અને શેઠ જેના પરિચયમાં આવતા તેને ધર્મનો રંગ લગાડતાં હતાં. શેઠના ઘરમાં રહીને એનો ગુરખો ધર્મ પામ્યો હતો. સામાયિક-પ્રતિક્રમણ કરવું, તિથિના દિવસે ઉપવાસ કરવો, રોજ નવકારશી કરવી, રાત્રીભોજનનો ને કંદમૂળનો ત્યાગ આદિ ઘણાં નિયમોનું તે પાલન કરતો હતો. એનામાં ખાનદાની ખૂબ હતી. આ ગુરખો તેના ગુણથી શેઠને ખૂબ પ્રિય થયો હતો. તે છે આજ્ઞાપાલનનો પ્રતાપ.

આ રીતે પુત્ર પિતાની આજ્ઞાને વફાદાર રહે તો તે શેઠનું મન જીતી શકે છે. આ ગુરખાએ પણ પોતાના ગુણોથી શેઠનું મન જીતી લીધું હતું. એટલે ગુરખો શેઠને પેટના દીકરા જેવો વહાલો હતો. એટલે શેઠના ઘરમાં કેટલી મિલ્કત છે? તે ક્યાં છે? તે બધું ગુરખો જાણતો હતો ને દુકાનમાં કેટલો માલ ને મિલ્કત છે તે બધું શેઠનો મુનીમ જાણતો હતો. મુનીમ વફાદાર હતો છતાં ગુરખા જેટલો સંસ્કારી ન હતો. આ શેઠને ત્યાં મોટી ઉંમરે એક પુત્ર થયેલો. તેનું નામ પ્રવીણ હતું. આ છોકરો અઢી વર્ષનો થયો ત્યારે શેઠને એક દિવસ ભાસ થયો કે સાત દિવસમાં તારો જીવન દીપક બુઝાઈ જશે. માટે બને તેટલી ધર્મ આરાધના કરી લો. શેઠના મનમાં થઈ ગયું કે હવે મારો અંતકાળ નજીક આવ્યો છે. હું સાત દિવસથી વધુ જીવી શકીશ નહિ. એટલે શેઠે ગુરખાને એકાંતમાં બેસાડીને કહ્યું-તું મને મારા પેટના દીકરાથી પણ અધિક વહાલો છે. તું મારા ઘરની તમામ મિલ્કત જાણે છે. તારાથી મેં કંઈ છાનું રાખ્યું નથી. આ મારો પ્રવીણ હજુ અઢી વર્ષનો છે અને હવે સાત દિવસમાં મારું આયુષ્ય પૂરું થાય છે. તો તું બધું સાચવે છે તેમ સાચવજે. શેઠાણીને માતા સમાન ગણીને રહેજે. ને મારો પ્રવીણ વીસ વર્ષનો થાય પછી તું એને બધી મીલ્કતની વાત સમજાવજે. ગુરખાએ કહ્યું-ભલે પિતાજી! હું આપને વચન આપું છું કે હું મારી માતા સમાન શેઠાણી અને મારા નાનાભાઈ પ્રવીણની બરાબર સંભાળ રાખીશ અને તે વીશ વર્ષનો થતાં હું તેને બધું બરાબર સમજાવી દઈશ. આપ ચિંતા ન કરશો. પણ આપના જવાથી મને ખૂબ દુઃખ થશે. મને આપના વિના નહિ ગમે. આટલું બોલતાં ગુરખાની આંખમાં આંસુડાની ધાર વહી. ત્યારે શેઠે તેને હિંમત આપતાં કહ્યું કે તું શા માટે રડે છે? જે જન્મે છે તેને એક દિવસ તો બધું છોડીને જવાનું છે. મોટા મોટા તીર્થંકરો, ચક્રવર્તિઓને પણ આયુષ્ય પૂરું થતાં જવું પડે છે તો મારે જવું પડે તેમાં શું નવાઈ! શેઠે ગુરખાને બધી વાત કરી પણ શેઠાણીને દુઃખ થાય તેથી કહ્યું નહિ.

શેઠ ખૂબ ધર્મીષ્ઠ ને પવિત્ર હતા. મૃત્યુ સુઝી આવતાં પેઢી પર જવાનું બંધ કરી દીધું અને ધર્મમાં લીન બની સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, ધર્મચર્ચા તથા શાસ્ત્રનું વાંચન કરે છે તે સિવાય શેઠ બીજી વાત નથી કરતા. શેઠાણી પૂછે છે સ્વામીનાથ! આપ પેઢી પર જતાં નથી ને ધર્મમાં લીન રહો છો તેનું શું કારણ? શેઠે કહ્યું-કોઈ કારણ નથી. પણ મારું મન કહે છે તું બધું છોડીને ધર્મક્રિયામાં લાગી જા. હવે તો મારે અઠ્ઠમ કરવો છે. એમ કહી છેલ્લા ત્રણ દિવસ અઠ્ઠમ કરીને શેઠે સંથારો કર્યો. બરાબર સાત દિવસ પૂરા થતાં શેઠનો જીવન દીપક બૂઝાઈ ગયો. સમાધિપૂર્વક કાળ કરીને શેઠ સ્વર્ગમાં ગયા. શેઠના જવાથી ગામમાં શોક છવાઈ ગયો.

"ગુરખાની વફાદારી" ગુરખો ખૂબ વફાદારીથી કામ કરે છે. શેઠાણીને

સ્હેજ પણ ઓછું આવવા દેતો નથી. શેઠાણી પણ તેને પુત્રની માફક રાખે છે. ઘરનું કામકાજ ગુરખો સંભાળે છે ને પેઢી પર મુનિમજી સંભાળે છે. બંને બરાબર કામ કરે છે. આમ કરતાં શેઠનો દીકરો પ્રવીણ ચૌદ વર્ષનો થયો. માણસનું મન ગમે તેટલું સારું હોય પણ ધનની મમતા ક્યારે કેવી બુધ્ધિ કરાવે છે તેની ખબર પડતી નથી. ગુરખો તો ખૂબ ધર્મ પામેલો હતો તેથી તેને ધનની મમતા થતી નથી. જો એ ધારત તો ઘણું ધન લૂંટી શકત કારણ કે શેઠની તિજોરીની તમામ ચાવીઓ તેના હાથમાં હતી. એ ગમે તેટલું લઈ જાય તો પણ કોઈને ખબર પડવાની ન હતી. પણ તેની નીતિ ખૂબ ચોખ્ખી હતી. પરંતુ મુનિમની દાનત બગડી. તેણે એક દિવસ ગુરખાને પોતાની પાસે બોલાવીને કહ્યું–હે ગુરખા! હું તને એક વાત કરું પણ તારે કદી કોઈને વાત કરવાની નહિ. તો હું કહું. ગુરખાના મનમાં એમ કે એ બીજી વાત શું કરશે? એમ માનીને કહ્યું. તમે કહો હું કોઈને નહિ કહું. ત્યારે મુનિમે કહ્યું કે જો, તું શેઠના ઘરની મિલ્કત જાણે છે ને હું પેઢીની મિલ્કત જાણું છું. જો તું માને તો આપણે પ્રવીણને ખતમ કરી નાખીએ અને શેઠની બધી મિલ્કતના આપણે માલીક બની જઈએ. તેમાં આઠ આની તારો ભાગ ને મારો આઠ આની. સમજાણું? ધનની મૂર્છા કેવા પાપ કરાવે છે! આવા પાપ કરનારની કેવી દશા થાય છે તે આ દૃષ્ટાંત ઉપરથી તમે સમજી શકશો. કહ્યું છે કે શરીર વૃધ્ધ થાય છે પણ તૃષ્ણા વૃધ્ધ થતી નથી.

> जीर्यन्ते जीर्यता केशा, दन्ता जीर्यन्ति जीर्यतः ।
> जीर्यतश्चक्षुषी श्रोत्रे, तृष्णैका तरुणायते ॥

માણસ જ્યારે વૃધ્ધ થાય છે ત્યારે તેના દાંતને, વાળને, આંખ, કાન વિગેરે ઈન્દ્રિઓને ઘડપણ આવે છે પણ એક તૃષ્ણાને ઘડપણ આવતું નથી. એ તો જ્યારે જુઓ ત્યારે તરૂણ–યુવાન હોય છે.

**ધન દેખી મુનિમની બુદ્ધિ બગડી:** આ રીતે પેલા મુનિમની તૃષ્ણા તરૂણ બની તેથી તેણે પ્રવીણને મારીને શેઠની મીલ્કત પચાવી પાડવાની ગુરખાને વાત કરી. ગુરખો મુનિમ જેવો ન હતો. મુનિમની વાત સાંભળીને તેને ક્રોધ આવ્યો. તેણે કહ્યું–મુનિમજી! તમે આ શું બોલી રહ્યા છો? જે શેઠે આપણા ઉપર વિશ્વાસ મૂકી વહાણ તરાવ્યા. જેમનો આપણા ઉપર મહાન ઉપકાર છે. શેઠે આપણને ઘણું આપ્યું છે. તે આપણાં મહાન ઉપકારી છે. તેમના મૂળ ઉખેડવા તમે તૈયાર થયાં છો? શું આ તમને શોભે છે? તમે નશ્વર નાણાં માટે શેઠના લાડકવાયા પુત્રનું ખૂન કરવા તૈયાર થયા છો? જરા વિચાર કરો. આવા કાળા કૃત્યો કરીને ક્યાં જશો? ને સાથે શું લઈ જશો? શેઠની પાસે કરોડોની સંપત્તિ હતી પણ સાથે શું લઈ ગયા? એ

મૂકીને ગયા. મારે ને તમારે પણ મૂકીને જવાનું છે. તો શા માટે આવું પાપ કરવા તૈયાર થયા છો? ગુરખાની વાત સાંભળી ક્ષણભર મુનિમ સ્થંભી ગયો, પણ એને લક્ષ્મીનો મોહ ઉતરે તેમ ન હતું. એટલે તેણે ગુરખાને કહ્યું–એમ કર. જો તું મારી વાતમાં સંમત થાય તો મારો ને તારો અડધો ભાગ. એથી અધિક આ દશ હજારની કોથળી તને પહેલાં આપી દઉં. પણ ગુરખો લલચાયો નહિ. તેણે ખૂબ રૂઆબથી મુનિમને કહી દીધું કે ખબરદાર! પ્રવીણને મારી નાંખવા માટે એક શબ્દ બોલ્યાં છો તો? તમારી જીભ ખેંચી લઈશ. હું મરીશ પણ પ્રવીણને મરવા નહિ દઉં. ગુરૂખાના રૂઆબ ભર્યા શબ્દો સાંભળી મુનિમને ધ્રુજારી થઈ. એ ડરવા લાગ્યો.

બંધુઓ! માણસ લોભને વશ થઈને પાપ કરવા તૈયાર થાય છે પણ એની ધારણા ફળીભૂત નથી થતી ત્યારે એક પાપને છૂપાવવા માટે બીજું પાપ કરવા તૈયાર થાય છે. મુનિમના મનમાં થઈ ગયું કે હું માનતો હતો કે ગુરખો મારી ફેવરમાં આવશે પણ આ તો વિરૂધ્ધ પડયો. મારી વાતમાં સંમત થતો નથી. તે આ વાત જો કોઈને કહી દેશે તો મારું આવી બનશે. તેના કરતાં હું એને મારી નાંખુ એટલે વાત ફૂટવાની ચિંતા જ નહિ.

**"ગુરખાને મારવા જતાં મુનિમ પોતે મરાયો"** : એમ વિચાર કરી મુનિમે હાથમાં છરો લીધો ને ગુરખાની છાતીમાં મારવા જાય છે ત્યાં ગુરખાએ મુનિમના હાથમાંથી છરો ઝૂંટવી લઈ મુનિમની છાતીમાં માર્યો. મુનિમના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઈ. ચીસ સાંભળીને માણસો ભેગાં થઈ ગયાં. પોલીસ દોડી આવી. ગુરખાના હાથમાં છરો છે. દશહજારની થેલી પાસે પડેલી છે. અને મુનિમનું શબ પડયું છે. આ જોઈને સૌ સમજી ગયા કે પૈસા માટે આ ગુરખાએ મુનિમનું ખૂન કર્યું છે. એટલે પોલીસે તેને પકડયો. આ વાતની શેઠાણીને ખબર પડતાં દોડીને ત્યાં આવ્યા. પોલીસ ગુરખાને પૂછે છે શા માટે મુનિમનું ખૂન કર્યું? પણ ગુરખો જવાબ આપતો નથી.

શેઠાણી પણ વિચારમાં પડયા કે મારો ગુરખો એક કીડીને દૂભાવે તેવો નથી. જો ભૂલેચૂકે તેનાથી કીડી મરી જાય તો મારી પાસે પ્રાયશ્ચિત કરવા આવે. તે શું પંચેન્દ્રિય જીવની ઘાત કરે? શેઠાણી તેની પાસે આવીને પૂછે છે બેટા! શું થયું? તું આવો સંસ્કારી થઈને મુનિમનું ખૂન કરે તે મારા માનવામાં આવતું નથી. કારણ કે બે દિવસ પહેલાં એક માખી મરી ગઈ હતી તો તેં ખાધુ નહોતું. એવો દયાળુ કદી ખૂની બની શકે ખરો? ના. તો આ બાબતમાં શું બન્યું છે તે તું મને સત્ય કહી દે. પણ ગુરખો કાંઈ ન બોલ્યો. કારણ કે તેણે મુનિમને વચન આપ્યું હતું કે ગમે તેમ થશે પણ હું કોઈના મોઢે વાત નહિ કરું. અને હવે જો કહી દે તો

વિશ્વાસઘાત કર્યો કહેવાય ને ? એક ગુરખામાં પણ કેટલી ખાનદાની ને વફાદારી છે ! ગુરખાને ગમે તેટલું પૂછયું પણ કોઈને વાત કરી નહિ એટલે તેને જન્મની જેલની સજા થઈ. પોલીસો તેને જેલમાં લઈ જવા માટે હાથકડી પહેરાવે છે ત્યારે કહે છે સાહેબ ! થોડી વાર ખમો. મને મારા દીકરાને થોડીવાર મળી લેવા દો.

**"પુત્રને કરેલી ભલામણ"** : તરત ગુરખાએ પોતાના પુત્રને બોલાવીને ભલામણ કરી કે જો દીકરા ! પ્રવીણ વીશ વર્ષનો થાય ત્યાં સુધી શેઠના ઘરનું કામકાજ સંભાળવાનું મેં શેઠને વચન આપ્યું હતું. પણ હવે હું તો જેલમાં જાઉં છું. પણ તું આ બધું મારું કામ કરજે. શેઠાણીને માતા તુલ્ય માની વફાદારીથી સેવા કરજે. પ્રવીણ તૈયાર થઈ જાય પછી તું છૂટો છે એમ કહીને પુત્રને બધી વાત સમજાવી દીધી. ગુરખાનો પુત્ર પણ ગુરખાની જેમ ખૂબ વફાદારીથી કામ કરે છે. પેઢી અને ઘરનું બધું કામ તે સંભાળવા લાગ્યો. આમ કરતાં પ્રવીણ અઢાર વર્ષનો થયો એટલે શેઠાણીએ પુત્રને પેઢી ઉપર બેસાડયો. પ્રવીણ ખૂબ હોંશિયાર ને ડાહ્યો છોકરો હતો. એણે બધું કામ હાથમાં લીધું ને થોડા વખતમાં ઘરનો અને પેઢીનો બધો વહીવટ સંભાળે તેવો તૈયાર થઈ ગયો તેથી ગુરખાએ કહ્યું. બા ! હવે તો પ્રવીણભાઈ તૈયાર થઈ ગયા છે. મારી જવાબદારી પૂરી થાય છે. હવે મને રજા આપો. ત્યારે શેઠાણીએ કહ્યું. બેટા ! તું આ શું બોલ્યો ? તને રજા તો ક્યારે પણ નહિ આપું. શેઠાણીના આગ્રહથી ગુરખો વફાદારીપૂર્વક કામ કરે છે. તે પ્રવીણને ખૂબ પ્રિય થઈ પડયો છે. એક દિવસ વાત નીકળી કે મારા બાપુજી તમારે ત્યાં નોકરી કરતા હતા અને આમ બન્યું, પણ આપના માટે મને ભલામણ થવાથી હું છ વર્ષથી તમારે ત્યાં છું.

**પ્રવીણ ગુરખાની શોધમાં** : પ્રવીણ ગુરખાની બધી વાત જાણીને ચમકયો. હેં ! એવો સારો ગુરખો હતો ! બસ, હવે તો જેલમાં જઈને પહેલાં મળી આવું. પ્રવીણ જેલમાં આવ્યો. જેલમાં તો ઘણાં જેલીઓ હતા. પોતાના ગુરખાને તે ઓળખતો નથી પણ ગુરખો તેને ઓળખી ગયો. અહો ! આ તો મારા શેઠનો દીકરો છે. માતાથી વિખૂટું પડેલું બાળક જેમ પોતાની માતાને શોધવા ચારે તરફ ફાંફા મારે છે તેમ પ્રવીણ પોતાના ગુરખાને મળવા તલસી રહ્યો છે. ત્યાં ગુરખો આવીને તેને ભેટી પડયો. બેટા પ્રવીણ ! તું અહીં કેમ આવ્યો છે ? ત્યારે કહે છે મારા માટે પ્રાણ પાથરી જન્મની જેલ ભોગવનાર એવા આપને હું મળવા આવ્યો છું. જેમ નાના બાળકને માતા વહાલથી બાથમાં લઈ લે તેમ પ્રવિણને ગુરખાએ બાથમાં લઈ લીધો ને બંને એક બીજા સામું જોઈને ખૂબ રડયા. આ બધું જેલરે જોયું. જેલરના મનમાં પણ વિચાર આવ્યો કે આ મોટો શેઠ ને આ ગુરખો છે. છતાં એક બીજા પ્રત્યે કેવી અનન્ય લાગણી ધરાવે છે ! આ કોણ હશે ? લાવ, તેમને પૂછું.

એમ વિચાર કરી જેલરે પૂછયું, તમો બંને કોણ છો ? ત્યારે પ્રવીણે જેલરને

બધી વાત કરી. ત્યારે જેલરે ગુરખાને પૂછયું કે ભાઈ! તેં મુનિમનું ખૂન શા માટે કર્યું ? ઘણું પૂછયું પણ ગુરખાએ તેનો જવાબ ન આપ્યો. ગુરખાની મુખાકૃતિ જોઇને જેલરના મનમાં ઘણીવાર થતું કે આ માણસ કોઈનું ખૂન કરે તેવો નથી. વાતમાં ગમે તે કારણ હોય તેથી તે બોલતો નથી પણ ખૂની નથી તે વાત નક્કી છે. ગમે તેમ કરીને આ નિર્દોષને મારે જેલમાંથી મુક્ત કરાવવો છે. પ્રવીણે પણ જેલરને કહ્યું કે આ મારો પરમ ઉપકારી છે. કોઈપણ રીતે એ છૂટી શકે તેમ હોય તો હું તેને માટે જે કરવું પડે તે કરવા તૈયાર છું. જેલરે મોટા અધિકારીઓ પાસે વાત મૂકી. એટલે એની ખૂબ ચકાસણી કરીને કહ્યું- કે રૂ. ત્રણ હજાર (૩૦૦૦) આપે તો જન્મટીપની સજામાંથી મુક્ત થાય. પ્રવીણે તરત રૂ. ૩૦૦૦ આપીને ગુરખાને જન્મની જેલમાંથી મુક્ત કરાવ્યો ને સદાને માટે પોતાને ઘેર પિતા તરીકે રાખ્યો. ગુરખો પણ પ્રવીણને એના પિતાજીની માફક વહાલથી શિખામણ આપે છે. બેટા! તું કદી ધર્મને ભૂલીશ નહિ, દગા-પ્રપંચ કદી કરીશ નહિ, પ્રમાણિકતાને કદી છોડીશ નહિ. ગરીબોની સેવા કરજે ને તારા પિતા જેવો તું બનજે. આ પ્રમાણે બધા આનંદથી ને એકતાથી સંસારમાં સ્વર્ગ જેવા સુખો ભોગવવા લાગ્યા.

બંધુઓ! આ દૃષ્ટાંતમાંથી આપણે એ સાર લેવાનો છે કે જેમ પ્રવીણે ત્રણ હજાર રૂપિયા આપીને ગુરખાને જન્મની જેલમાંથી મુક્ત કરાવ્યો તેમ આપણો આત્મા પણ અનંતકાળથી જન્મ-મરણની જેલમાં પૂરાયેલો છે. તેને વીતરાગના સંતો વીતરાગવાણી રૂપી પૈસા આપીને જેલમાંથી છોડાવે છે. તો જેને જેલમાંથી મુક્ત થવું હોય તે સાવધાન બની જાઓ. તમે પરણવા માટે ગયા ત્યારે ગોર મહારાજે કહ્યું હતું ને કે "સમય વર્તે સાવધાન." કદાચ ત્યાં સાવધાન થયા કે ન થયા પણ અહીં તો જરૂર સાવધાન બનજો.

કુંભરાજાએ પ્રભાવંતી દેવીને આવેલા સ્વપ્નનું ફળ પૂછવા માટે સ્વપ્ન પાઠકોને બોલાવ્યા છે. બધા સ્વપ્નપાઠકોએ એકત્ર થઈ અગાઉથી નક્કી કર્યું કે આપણે શું જવાબ આપવો ? બધા ભેગા થઈને મહારાજા પાસે આવ્યા. મહારાજા ખૂબ પ્રસન્ન ચિત્તે સિંહાસન ઉપર બેઠા છે. જ્યોતિષીઓને બેસવા માટે આસનો આપ્યા. મહારાણી પ્રભાવંતી પણ પડદાની પાછળ સ્વપ્નનું ફળ સાંભળવા માટે બેઠાં. હવે સ્વપ્ન-પાઠકોએ મહારાજા તેમજ અન્ય ઘણાં માણસો વચ્ચે કહ્યું કે હે મહારાજા! અમારા મહારાણીને જે સ્વપ્નો આવ્યા છે તેનું ફળ જોતાં અમને લાગે છે કે આપને ત્યાં જગતના જીવોનું કલ્યાણ કરાવનાર તીર્થંકર પ્રભુનો જન્મ થશે. આ સાંભળી રાજા-રાણી તેમજ સર્વના દિલમાં આનંદ છવાઈ ગયો. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :- અયોધ્યા નગરી દાન-શીલ, ગુણોથી સુશોભિત હતી. તે નગરીમાં સાગરદત્ત નામના શેઠ રહેતા હતા. ગઈ કાલે હું કહી ગઈ છું કે આ શેઠ અને ધારિણી નામના શેઠાણી બંને ધર્મમાં અનુરક્ત હતા. સવાર-સાંજ પ્રતિક્રમણ કરતાં. ગામમાં સંત-સતીજી પધારે ત્યારે તેમના દર્શન તથા વાણીનો લાભ લેતા. અને શક્તિ પ્રમાણે આરાધના કરતા હતા. મહિનામાં ૨૯ દિવસ બ્રહ્મચર્ય પાળતા હતા. તેમને સંતાન નહિ હોવાથી સંતાનના મોહના કારણે સંતાન પ્રાપ્તિ માટે ઘરસંસાર ચલાવવા માટે આજીવન બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું નહોતું. ધર્મનો વારસો સાચવવા માટે એક સંતાનની જરૂર છે તેવું તે માનતા હતા. તેથી એક સંતાન થાય પછી આજીવન બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવું એવો દૃઢ નિર્ણય હતો. રથના બે પૈડા સરખા હોય તો રથ સડસડાટ ચાલે છે. તેમ સંસાર વ્યવહારમાં પતિ-પત્ની રૂપ સંસારનાં બે પૈડા બરાબર હોય તો સંસાર સ્વર્ગ સમાન બની જાય છે. આજે સંસારમાં ઘણે સ્થળે બે પૈડા સરખા તો હોય છે પણ ક્યાં? પીકચર જોવામાં, બગીચામાં ફરવા જવામાં પણ ધર્મની વાત આવે ત્યારે કહે તું કરી લે. ધર્મકાર્યમાં જો બે પૈડા સરખા હોય તો તેમનું જીવન આદર્શ બની જાય છે. આ શેઠ-શેઠાણી બંને એવા દયાળુ ને પવિત્ર છે કે પોતાના આંગણે આવેલા કોઈ પણ અતિથિને તે પાછા વાળે નહિ. આવી રીતે શેઠ-શેઠાણી પોતાનું જીવન સુંદર રીતે વ્યતીત કરી રહ્યા છે ત્યાં શું બન્યું.-

**દોનોં ભ્રાતા ચવી સ્વર્ગસે, પુત્ર શેઠ ઘર આયા,**
**મણિભદ્ર ઔર પૂર્ણભદ્ર યે, નામ દે હર્ષ મનાયા હો-શ્રોતા.**

પહેલા દેવલોકમાં પાંચ પલ્યોપમનું આયુષ્ય ભોગવી ત્યાંથી ચવીને તે બંને ધારિણીની કુક્ષીમાં આવીને ઉત્પન્ન થયા. ગત જન્મમાં શ્રાવકપણું પાળીને ગયા છે તેથી ગર્ભમાં આવતા હૃદયમાં એ થનથનાટ થવા લાગ્યો કે ક્યારે અમે અહીંથી છૂટીએ અને દેવ-ગુરૂ-ધર્મની આરાધના કરીએ. નવ માસ ને સાત દિવસ પૂર્ણ થયા બાદ શુભ મુહુર્તે બંને પુત્રનો જન્મ થયો. શેઠને પુત્ર જન્મની વધામણી મળતાં યાચકોને અઢળક દ્રવ્ય દાનમાં આપ્યું. કુટુંબીઓએ પણ યાચકોને દાન દીધું. બારમા દિવસે શેઠે બધા સગાવહાલા તથા કુટુંબીજનોને બોલાવીને બધાની સમક્ષ એક પુત્રનું નામ મણીભદ્ર અને બીજાનું નામ પૂર્ણભદ્ર રાખ્યું. બંને બાલુડા સવા નવ માસના થયા. શેઠ-શેઠાણીની સંતાનની ઈચ્છા પૂરી થઈ તેથી બંને જણાએ વિષય વાસનાનો સંપૂર્ણ ત્યાગ કરી આજીવન બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું. બંને બાળકો ધીમે ધીમે મોટા થાય છે. ગત જન્મના સંસ્કાર લઈને આવ્યા છે એટલે માતા-પિતા નમો અરિહંતાણં શબ્દ બોલે ત્યાં તે સાંભળવા તેઓ કાન માંડતા હોય તેમ લાગ્યું. તેથી માતા-પિતા સમજ્યા કે આ બંને [illegible] ધર્મની

ભાવનાવાળા થશે. હું ભાગ્યવાન છું કે આવા સંસ્કારી પુત્રોની માતા બની છું. માતા આ બાળકોને હાલરડા ગાય તો પણ ધર્મના ગાય છે. તેથી બાળકોના શ્વાસે શ્વાસમાં નવકારમંત્ર ગુંજી ગયા.

મણિભદ્ર અને પૂર્ણભદ્ર ધીમે ધીમે મોટા થતાં ત્રણ વર્ષના થયા. તે માતા-પિતાને સામાયિક પ્રતિક્રમણ કરતાં દેખે એટલે તે બંને બાલુડા પણ તેમની સાથે બેસી જાય. જેનો સંસાર ઓછો હોય તે આત્માને ધર્મની રૂચી જાગે ને ધર્મ ગમે. જેનો સંસાર વધારે હોય તેને ધર્મની રૂચી થતી નથી. બંને બાલુડા પાંચ વર્ષના થયા એટલે સ્કુલમાં ભણવા બેસાડયા. સમય જતાં બંને ભણીગણીને ખૂબ હોંશિયાર થયા.

યુવાન થતાં બંને ભાઈઓ રૂપ-લાવણ્યથી ચંદ્રની કળાની માફક શોભવા લાગ્યા. તેથી માતા પિતાએ તે બંને પુત્રોને અનુપમ સૌંદર્યવાળી સદ્‌ગુણી કન્યાઓ સાથે પરણાવ્યા. પુણ્યોદયે પુત્રવધુઓ પણ ધર્મીષ્ઠ અને સંસ્કારી મળી. તેથી શેઠ-શેઠાણી ઘરનો ભાર તેમને સોંપીને ધર્મારાધનામાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યા.

એક દિવસ અત્યંત ઉત્કૃષ્ટ ક્રિયાસંપન્ન, ચારિત્રસંપન્ન, જ્ઞાનસંપન્ન, મહેન્દ્ર મુનિશ્વર મહારાજ પોતાના સપરિવાર અયોધ્યા નગરીના ઉદ્યાનમાં પધાર્યા. વનપાલક આ સમયે હાજર ન હતો તેથી તેના નોકરની આજ્ઞા લઈ ત્યાં રોકાયા. વસંતઋતુના આગમનથી જેમ ફળ-ફૂલથી વનની શોભા વધી જાય છે તેમ મુનિના પ્રભાવથી પણ વનમાં એકદમ નીરવ શાંતિ છવાઈ ગઈ. સંયમી સાધકના પરમાણુથી વનની શોભા પણ કોઈ અલૌકિક દેખાવા લાગી. વાતાવરણ એકદમ શાંત થઈ ગયું. વનપાલક બહાર ગયો હતો તે આવ્યો ને વનની શોભા જોઈને પૂછે છે શું છે આજે? વન આટલું બધું રળિયામણું કેમ લાગે છે? ત્યારે કહે-આપણી ભૂમિમાં પવિત્ર સંતના પુનિત પગલા થયા છે. વનપાલક આ સાંભળી વિચાર કરવા લાગ્યો કે જેના પગલાથી વાતાવરણ શાંત બની ગયું તેવા સંતના ચરણમાં નમીએ ને તેમના જેવા બનીએ તો કેટલો લાભ થાય!

વનપાલકે રાજાની પાસે જઈને ઉદ્યાનમાં મુનિ પધાર્યાની વધામણી આપી. રાજાએ વનપાલકને ખૂબ ઈનામ આપીને વિદાય કર્યો. ત્યારબાદ રાજા પોતાના સૈન્ય સહિત વાજતે ગાજતે મુનિના દર્શનાર્થે નીકળ્યા. આ અવાજ સાંભળીને લોકો પૂછે છે આજે શું છે? ખબર પડી કે મહાન સંત પધાર્યા છે. એટલે નગરજનો પણ રાજા સાથે મુનિના દર્શનાર્થે જવા નીકળ્યા. રાજા જ્યારે ઉદ્યાન પાસે પહોંચ્યા ત્યારે છત્ર-ચામર બધું બહાર મૂકીને ઉદ્યાનમાં અંદર પ્રવેશ કર્યો.

મહેન્દ્રમુનિજીએ પર્ષદાને ઉપદેશ આપ્યો. દેશના પૂરી થયા બાદ પર્ષદા જે

દિશામાંથી આવી હતી તે દિશામાં ચાલી ગઈ. પરંતુ રાજા-રાણી બેસી રહ્યા. દેશના સાંભળ્યા પછી મનમાં ઉઠેલા પ્રશ્નો મુનિને પૂછે છે-અહો હે ભગવંત! આ જીવ અનંતકાળથી રખડે છે શા માટે? જીવ પરિતસંસારી બની મોક્ષમાં વહેલો કેવી રીતે જાય? કર્મ કેવી રીતે ઉત્પન્ન થાય છે ને કેવી રીતે વૃધ્ધિ થાય છે? તથા કર્મનો ક્ષય કેવી રીતે થાય છે? વિગેરે પ્રશ્નો પૂછ્યા. હવે મુનિ રાજાને આ પ્રશ્નોના શું જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં. ૫૮

**ભાદરવા સુદ ૮ ને બુધવાર** **તા. ૧-૯-૭૧**

અનંત કરૂણાના સાગર, વીતરાગ પ્રભુએ કર્મની જાળમાં વીંટળાયેલા આત્માઓ ઉપર અનુકંપા લાવીને અમૃતવાણીનો અસ્ખલિત પ્રવાહ વહેવડાવતાં કહ્યું કે હે ભવ્યજીવો! મહાન પુણ્યોદયે તમને દેવોને પણ દુર્લભ એવો માનવભવ મળ્યો છે. તેમાં દરેક આત્માઓએ જાગૃત બનવાની જરૂર છે.

આપણે જે અધિકાર ચાલે છે તેમાં સ્વપ્નપાઠકોએ કુંભરાજા પાસે સ્વપ્નોનાં ફળની રજુઆત કરી. સ્વપ્નના ફળ સાંભળી રાજા-રાણી ખૂબ આનંદ પામ્યા. તેમજ આખી મિથિલા નગરીમાં સર્વત્ર અલૌકિક આનંદ અને શાંતિ છવાઈ ગઈ. રાજ્યના ભંડારમાં ધનની વૃધ્ધિ થઈ, અન્નની વૃધ્ધિ થઈ. ઉદાસીન બનેલા મનુષ્યોનાં હૃદય આનંદથી પુલકિત બની ગયા. જ્યારે તીર્થંકર પ્રભુનો આત્મા દેવલોકમાંથી ચવીને માતાના ગર્ભમાં આવે છે ત્યારે મતિ-શ્રુત-અને અવધિ એ ત્રણ જ્ઞાન સાથે લઈને આવે છે. અને પૃથ્વી ઉપર પ્રકાશ પ્રકાશ પથરાઈ જાય છે. મહાન પુરૂષો માતાના ગર્ભમાં હોય પણ તેમના પુણ્યનો પ્રકાશ સર્વત્ર ફેલાઈ જાય છે. જેમ સૂર્યનો ઉદય થતાં પહેલાં પૃથ્વી ઉપરથી અંધકાર નષ્ટ થાય છે. પછી સૂર્યનો ઉદય થાય છે. તેમ તીર્થંકર પ્રભુનો જન્મ થતાં પહેલાં પૃથ્વી ઉપર સુખ-શાંતિ અને પ્રકાશ પથરાય છે. તીર્થંકર ભગવંતોની અથાગ પુન્નાઈ હોય છે.

પુણ્યવંતી પ્રભાવંતી માતાની કુક્ષીમાં પુણ્યવાન જીવ આવ્યો છે. માતા ગર્ભનું ખૂબ સાવધાનીપૂર્વક પાલન કરે છે. દરેક કાર્યમાં ખૂબ સાવધાની રાખવી જોઈએ. માતા જેવા વિચારો કરે છે તેવી અસર ગર્ભના જીવ ઉપર પડે છે. કહ્યું છે કે માતા સંતાનનું જે ઘડતર કરી શકે છે તે સો શિક્ષક નથી કરી શકતા. ભારત દેશમાં પવિત્ર માતાઓ થઈ છે ને તેમણે પુત્રના ઘડતર કેવા ઘડયા છે! જેને તમે ભીષ્મ પિતામહ તરીકે ઓળખો છો તે ગંગાદેવીના પુત્ર હતા. તે માતા કેવી પવિત્ર હતી?

એ ગંગાદેવી કેણુ હતા ? રત્નપુર નગરમાં જન્હુ નામે વિદ્યાધરોનો રાજા હતો. તેને ગંગા નામની અતિ સૌંદર્યવાન પુત્રી હતી. તેના રૂપની પ્રશંસા સાંભળી ઘણાં રાજા મહારાજાઓ તેને પરણવા માટે આવતા ત્યારે ગંગાદેવીએ કહ્યું કે જે મારું કહ્યું માને, મારી આજ્ઞામાં રહે તે વાત જેને કબૂલ હોય તેની સાથે હું પરણું. આવી વાત સાંભળીને તેને પરણવા માટે આવનારાં પાછા પડતાં કે દુનિયામાં સ્ત્રીએ પુરૂષની આજ્ઞામાં રહેવાનું હોય પણ પુરૂષે સ્ત્રીની આજ્ઞામાં રહેવાનું ન હોય. પરણીને જિંદગીભર સ્ત્રીની ગુલામી કેણુ કરે ? આવા વિચારથી ગંગાની સાથે પરણવા માટે કોઈ તૈયાર થયું નહિ.

એક વખત હસ્તિનાપુરના શાંતનુ રાજા ગંગાદેવીના રૂપની ખૂબ પ્રશંસા સાંભળીને તેને પરણવા માટે આવ્યો. ત્યારે ગંગાદેવીએ કહ્યું. જો તમારે મારી સાથે પરણવું હોય તો મારી એક શરત સાંભળી લો. જો તમને કબૂલ હોય તો હું તમારી સાથે પરણું. રાજા કહે છે તમારી શું શરત છે ? ગંગાદેવીએ કહ્યું-કે તમારે ક્યારે પણ શિકાર કરવાનો નહિ. શાંતનુ રાજા શિકારનો ખૂબ શોખીન હતો, પણ ગંગાના રૂપમાં મુગ્ધ બનીને તેણે શરતનો સ્વીકાર કર્યો. ગંગાદેવી કહે છે તમે અત્યારે મારી વાત કબૂલ કરો છો પણ જે દિવસે એક નાના પશુનો પણ શિકાર કરશો તે દિવસે હું ને તમે છૂટા. મારે ને તમારે કોઈ સબંધ નહિ રહે. ગંગાદેવીના રૂપમાં મુગ્ધ બનેલા શાંતનુ રાજાએ શરત કબૂલ કરી અને ગંગાદેવી સાથે લગ્ન કરીને તે હસ્તિનાપુર આવ્યા. દિવસે દિવસે એકબીજા પ્રત્યે પ્રેમ વધવા લાગ્યો અને પ્રેમપૂર્વક સંસારના સુખો ભોગવવા લાગ્યા.

સમય જતાં ગંગાદેવી ગર્ભવંતી થઈ. ગંગાદેવી ખૂબ પવિત્ર હતા. તે પ્રેમથી ગર્ભનું પાલન કરે છે. ગર્ભમાં આવેલો જીવ પણ કોઈ અલૌકિક તેજસ્વી હતો. તેનો પ્રભાવ માતા ઉપર પડતાં દિવસે દિવસે ગંગાદેવીનું રૂપ પણ તેજસ્વી દેખાવા લાગ્યું. જોનારને પણ એમ લાગે કે આ તો કોઈ ઈન્દ્રાણી છે કે મનુષ્યાણી ? સવાનવ માસ પૂરા થતાં ગંગાદેવીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો. એ પુત્ર પણ એવો તેજસ્વી હતો કે ભલભલા સ્ત્રી-પુરૂષોનાં તેજ તેની પાસે ફિક્કા લાગે. શાંતનુ રાજાએ ખૂબ ધામધૂમથી તેનો જન્મમહોત્સવ ઉજવ્યો. રાજાને ગંગાદેવી પ્રત્યે અપાર સ્નેહ હતો. તેથી તેના પુત્રનું નામ ગાંગેયકુમાર પાડ્યું. શાંતનુ રાજા ગંગાદેવી સાથે સ્વર્ગના જેવા સુખો ભોગવે છે અને ગંગાદેવીને આપેલું વચન બરાબર પાળે છે, પણ માણસને જેનો શોખ હોય તે ક્યારેક તો યાદ આવી જાય છે. એક દિવસે રાજાનો માણસ શિકાર ખેલવાની વાત કરે છે તે સાંભળીને રાજાને મન થઈ જાય છે. તેથી રાણી રાજાને ઘણું સમજાવે છે ને કહે છે કે તમે મારી સાથે લગ્ન કરતી વખતે વચનથી બંધાયા છો, એટલે તમારાથી તો શિકાર ખેલવા જવાય નહિ. આ રીતે ગંગાદેવીએ

રાજાને ખૂબ સમજાવ્યા પણ રાજા સમજ્યા નહિ અને શિકાર ખેલવા માટે જંગલમાં ચાલ્યા ગયા.

**ગંગાદેવીએ લીધેલી વિદાય** : આથી ગંગાદેવીને ખૂબ દુઃખ થયું, અહો ! હું તો કેવી કમભાગી છું. હજુ મારા પુણ્યમાં ખામી છે કે હું જેને પરણીને આવી તે બીજા જીવોને મારવા જતાં અચકાતો નથી. મને આપેલા વચનનો પણ ભંગ કર્યો ! આ સમયે ગાંગેયકુમાર અઢી વર્ષનો હતો. રાજા શિકાર ખેલવા ગયા ને ગંગાદેવી પોતાના અઢી વર્ષના બાલુડાને લઈને પોતાના પિયર રત્નપુર નગર આવીને રહી. ત્યાં પોતાના પુત્રનું પાલન કરવા લાગી.

મારી બહેનો ! તમે બરાબર સાંભળજો. એ સ્ત્રીઓ કેવી શૂરવીર હતી ! એણે એ વિચાર ન કર્યો કે રાજા શિકાર ખેલવા ગયો, મારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો તો હવે હું કયાં જાઉં ? મારો પતિ મને પાછી નહિ બોલાવે તો ? તેની પરવા ન કરી. એ વિષય સુખની લાલચુ ન હતી. પણ સાચી ક્ષત્રિયાણી હતી. પાપના પંથે જતાં પતિને અટકાવી સાચા માર્ગે વાળનારી હતી. તમારો પતિ પણ જો પાપના પંથે જતો હોય તો તમે આ ગંગાદેવી જેવા શૂરવીર બનો તો એને ઠેકાણે આવવું પડે ને ? ગંગાદેવીએ આપેલા વચનનો રાજાએ ભંગ કર્યો એટલે બિલકુલ પરવા કર્યા વગર કોઈને સાથે લીધા વિના અઢી વર્ષના પોતાના બાલુડાને લઈને પિયર ચાલી ગઈ. આ તરફ શાંતનુ રાજા શિકાર ખેલીને પોતાના મહેલમાં આવ્યા ત્યારે પોતાની પ્રિય રાણી ગંગાદેવીને જોયાં નહિ. તેથી તેણે પોતાના દાસ દાસીઓને પૂછયું કે મહારાણી કે ગાંગેયકુમાર કેમ દેખાતાં નથી ? ત્યારે દાસીઓએ કહ્યું– મહારાજા ! આપ શિકાર ખેલવા જંગલમાં ગયા ને મહારાણી કુમારને લઈને બીજા કોઈને સાથે લીધા વિના એમના પિયર તરફ ચાલ્યા ગયાં છે. આ સાંભળી રાજા ઢગલો થઈને પડી ગયો. રાણીના જવાથી તેને ખૂબ દુઃખ થયું. તેમની ભૂખ ભાગી ગઈ. સુંવાળી શૈયા કંટકની જેમ ખૂંચવા લાગી. ઉંઘ ઉડી ગઈ. "चिन्तातुराणां न सुखं न निद्रा ।" માણસને અતિ ચિંતા થાય છે ત્યારે તેને સુખે ઉંઘ પણ આવતી નથી.

રાજાને ક્ષણે ક્ષણે ગંગાદેવીની યાદ સતાવવા લાગી, તેને રાણી વિના મહેલ સૂનકાર દેખાવા લાગ્યો. અને ગાંગેયકુમારની કાલીઘેલી ભાષા, તેનું હસતું મુખડું બધું રાજાને યાદ આવવા લાગ્યું. સતીઓમાં શિરોમણી એવી પવિત્ર ગંગાદેવીનું વચન મેં વ્યસનને વશ થઈને પાળ્યું નહિ ત્યારે તે મને મૂકીને ચાલી ગઈ ને ? હવે હું તેના વિના મારા દિવસો કેવી રીતે પસાર કરીશ ? તેને બોલાવવા પણ કયા મોઢે જાઉં ? રાણી તથા પુત્રના વિરહમાં ને વિરહમાં રાજા દિવસો પસાર કરે છે. કોઈ રીતે તેનું મન શાંત થતું નથી.

એક દિવસ એક પારધી રાજા પાસે આવીને કહેવા લાગ્યો કે હે મહારાજા! નદી કિનારાની પાસે એક સુંદર વન છે. ત્યાં શિકાર કરવા યોગ્ય અનેક મૃગલાઓ રહેલા છે, ત્યાં જે જાય છે તેનું મન પ્રસન્ન થઈ જાય છે. માટે આપ ત્યાં શિકાર ખેલવા માટે જાઓ તો તમે દુઃખને ભૂલી જશો ને તમને આનંદ આવશે. તેથી પાછું રાજાનું મન શિકાર કરવા માટે ઉત્સુક બન્યું અને ઘણાં માણસો સાથે રાજા શિકાર ખેલવા માટે વનમાં આવ્યા. અને તેમણે ચારે બાજુથી પાશ નાંખીને વનને ઘેરી લીધું, ને ધનુષ્યનો ટંકાર કરવા લાગ્યો. આથી વનમાં વિચરતા નિર્દોષ મૃગલાઓ ભયભીત બનીને દોડવા લાગ્યા. સસલાઓ પોતાના પ્રાણનું રક્ષણ કરવા માટે સંતાવાની જગ્યા શોધવા લાગ્યા. મોટા મોટા હાથીઓ પણ ભયથી ચીસો પાડવા લાગ્યા. આ રીતે શાંત વનનું વાતાવરણ ભયભીત બની ગયું ને વનમાં ખળભળાટ મચી ગયો. આ સમયે એક દિશામાંથી બુલંદ અવાજ આવ્યો કે હે રાજન્! આ નિર્દોષ પશુઓની હત્યા કરવામાં તને શું આનંદ આવે છે? તને આ કાર્ય કરવું શોભતું નથી. માટે આ કાર્ય કરવું છોડી દે. જે દિશા તરફથી અવાજ આવતો હતો તે તરફ રાજાએ દૃષ્ટિ કરી તો ધનુષ્ય બાણ ધારણ કરેલાં અને સાક્ષાત્ કામદેવ સમાન શોભતાં એક તેજસ્વી તરૂણ પુરૂષને જોયો.

**"શિકાર સામે કરેલો પડકાર"** : આ યુવાનને જોઈને રાજાએ કહ્યું કે વનમાં વિચરતા પશુઓ શિકાર કરવા યોગ્ય છે. હું તેમનો શિકાર કરું છું તેમાં તને શું વાંધો છે? તું મને શા માટે અટકાવે છે? ત્યારે તે યુવાને કહ્યું–હે મહારાજા! આ વન નિર્ભય છે. આવા નિર્દોષ પ્રાણીઓનું તમારે રક્ષણ કરવું જોઈએ. બધાને જીવવું ગમે છે. ત્યારે રાજાએ કહ્યું–હે બાળક! શિકાર કરવામાં તારો આ ખોટો બકવાદ છે. શિકાર તો સર્વ ક્ષત્રિઓને પ્રિય હોય છે, ને તેમાં કેટલો આનંદ આવે છે તેની તને શી ખબર પડે? માટે તું તારો બકવાદ છોડીને મારામાં શિકાર કરવાની કેવી ચતુરાઈ છે તે તું જો. રાજાના શબ્દો સાંભળીને પેલા યુવાનને ક્રોધ આવ્યો ને બોલી ઉઠયો હે રાજા! તને તારી ધનુર્વિદ્યાનો ખૂબ ગર્વ છે. પણ જો તારે શિકાર કરવો હોય તો બીજા કોઈ સ્થળે ચાલ્યો જા. હે નિર્દય! તને ધિક્કાર છે. ધનુર્ધારી થઈને બિચારા આ નિરપરાધી પ્રાણીઓને મારવા તે તો વ્યાધોનું કામ છે. તે તને કરતાં શરમ નથી આવતી? તું આ વનના જીવોને ભેદવા આવ્યો છું પણ તેનું ફળ હમણાં તને ચખાડું છું. એમ કહીને બાણ માર્યું જેથી રાજાનાં રથની ધ્વજા ભેદીને નીચે નાંખી દીધી. બીજું બાણ સ્વપ્નમોહ મંત્રનો પ્રયોગ કરીને રાજાના સારથીને માર્યું તેના મારથી તે મૂર્છિત થઈને પડયો. કેટલાયે માણસો ઘાયલ થયા. આથી રાજાને ખૂબ ક્રોધ આવ્યો ને લાલચોળ આંખો કરીને તે યુવાન ઉપર અગણિત બાણોની વર્ષા વરસાવી. તે બધા બાણોને જેમ પવન વૃક્ષને જડમૂળથી ઉખેડી નાંખે તેમ આ

રાજાને ખૂબ સમજાવ્યા પણ રાજા સમજ્યા નહિ અને શિકાર ખેલવા માટે જંગલમાં ચાલ્યા ગયા.

**ગંગાદેવીએ લીધેલી વિદાય** : આથી ગંગાદેવીને ખૂબ દુઃખ થયું, અહો ! હું તો કેવી કમભાગી છું. હજુ મારા પુણ્યમાં ખામી છે કે હું જેને પરણીને આવી તે બીજા જીવોને મારવા જતાં અચકાતો નથી. મને આપેલા વચનનો પણ ભંગ કર્યો ! આ સમયે ગાંગેયકુમાર અઢી વર્ષનો હતો. રાજા શિકાર ખેલવા ગયા ને ગંગાદેવી પોતાના અઢી વર્ષના બાલુડાને લઈને પોતાના પિયર રત્નપુર નગર આવીને રહી. ત્યાં પોતાના પુત્રનું પાલન કરવા લાગી.

મારી બહેનો ! તમે બરાબર સાંભળજો. એ સ્ત્રીઓ કેવી શૂરવીર હતી ! એણે એ વિચાર ન કર્યો કે રાજા શિકાર ખેલવા ગયો, મારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો તો હવે હું કયાં જાઉં ? મારો પતિ મને પાછી નહિ બોલાવે તો ? તેની પરવા ન કરી. એ વિષય સુખની લાલચુ ન હતી. પણ સાચી ક્ષત્રિયાણી હતી. પાપના પંથે જતાં પતિને અટકાવી સાચા માર્ગે વાળનારી હતી. તમારો પતિ પણ જો પાપના પંથે જતો હોય તો તમે આ ગંગાદેવી જેવા શૂરવીર બનો તો એને ઠેકાણે આવવું પડે ને ? ગંગાદેવીએ આપેલા વચનનો રાજાએ ભંગ કર્યો એટલે બિલકુલ પરવા કર્યા વગર કોઈને સાથે લીધા વિના અઢી વર્ષના પોતાના બાલુડાને લઈને પિયર ચાલી ગઈ. આ તરફ શાંતનુ રાજા શિકાર ખેલીને પોતાના મહેલમાં આવ્યા ત્યારે પોતાની પ્રિય રાણી ગંગાદેવીને જોયાં નહિ. તેથી તેણે પોતાના દાસ દાસીઓને પૂછયું કે મહારાણી કે ગાંગેયકુમાર કેમ દેખાતાં નથી ? ત્યારે દાસીઓએ કહ્યું–મહારાજા ! આપ શિકાર ખેલવા જંગલમાં ગયા ને મહારાણી કુમારને લઈને બીજા કોઈને સાથે લીધા વિના એમના પિયર તરફ ચાલ્યા ગયાં છે. આ સાંભળી રાજા ઢગલો થઈને પડી ગયો. રાણીના જવાથી તેને ખૂબ દુઃખ થયું. તેમની ભૂખ ભાગી ગઈ. સુંવાળી શૈયા કંટકની જેમ ખૂંચવા લાગી. ઉંઘ ઉડી ગઈ. "चिन्तातुराणां न सुखं न निद्रा ।" માણસને અતિ ચિંતા થાય છે ત્યારે તેને સુખે ઉંઘ પણ આવતી નથી.

રાજાને ક્ષણે ક્ષણે ગંગાદેવીની યાદ સતાવવા લાગી, તેને રાણી વિના મહેલ સૂનકાર દેખાવા લાગ્યો. અને ગાંગેયકુમારની કાલીઘેલી ભાષા, તેનું હસતું મુખડું બધું રાજાને યાદ આવવા લાગ્યું. સતીઓમાં શિરોમણી એવી પવિત્ર ગંગાદેવીનું વચન મેં વ્યસનને વશ થઈને પાળ્યું નહિ ત્યારે તે મને મૂકીને ચાલી ગઈ ને ? હવે હું તેના વિના મારા દિવસો કેવી રીતે પસાર કરીશ ? તેને બોલાવવા પણ કયા મોઢે જાઉં ? રાણી તથા પુત્રના વિરહમાં ને વિરહમાં રાજા દિવસો પસાર કરે છે. કોઈ રીતે તેનું મન શાંત થતું નથી.

રાજાએ ગંગાદેવીને પૂછયું-હે પ્રિયા ! આ અલૌકિક સૌંદર્યવાન આપણાં પુત્રને હજુ મૂછનો દોરો પણ ફૂટયો નથી, હજુ તે પૂરો યુવાન થયો નથી તે પહેલાં તેનામાં આવું પરાક્રમ કયાંથી આવ્યું ? એ જોઇને મને તો આશ્ચર્ય થાય છે. વળી તે આ વનમાં કયાંથી આવ્યો ? આવો પરાક્રમી કેવી રીતે થયો ? ને તેં તેનું પાલન કેવી રીતે કર્યું ? તે મને કહે. ત્યારે ગંગાદેવીએ કહ્યું-હે રાજન્ ! સાંભળો. જ્યારે તમે મારા વચનનો ભંગ કરીને શિકાર ખેલવા ગયા ત્યારે હું એને લઈને મારા પિતાને ઘેર આવી. ત્યારથી પાંચ વર્ષ સુધી તો એ વિદ્યાધરોના ખોળામાં રમ્યો છે. પછી પવનવેગ નામના એના મામા છે તે સમગ્ર વિદ્યાઓમાં કુશળ છે. તે એને વિદ્યા ભણાવવા લાગ્યા. તેની બુધ્ધિ અતિ તીવ્ર હોવાથી થોડા દિવસમાં તે સંપૂર્ણ શાસ્ત્રો ભણ્યો. તેમાં ધનુર્વિદ્યા તો એવી ભણ્યો કે એના ગુરૂ જે પવનવેગ છે તે પણ આશ્ચર્ય પામી ગયા. એણે એવો તો અભ્યાસ કર્યો કે બધા વિદ્યાધરો તેની પાસે તૃણ જેવા દેખાવા લાગ્યા. એ મારા પિતાને ઘેર આનંદ વિનોદ કરતો રહેવા લાગ્યો. સમય જતાં બળ તથા વિદ્યાના મદથી ઉધ્ધત થઈને એના મામા અને કુટુંબીજનો સાથે તે લડાઈ કરવા લાગ્યો. એના આવા તોફાનને લીધે રખેને કોઈ મહેણું મારે કે આ કોનો છોકરો છે કે તે બધાને હેરાન કરે છે. આવા ભયથી મેં પિયરમાં રહેવાનું પસંદ ન કર્યું અને આ કજીયાખોર છોકરાને લઈને જ્યાં આપની સાથે મારું લગ્ન થયું હતું ત્યાં આવીને રહી છું. ને જિનેશ્વર પ્રભુનું સ્મરણ કરું છું. આ જંગલમાં પુત્રને ચારણ મુનિઓનો ભેટો થતાં તેમની પાસે ધર્મ સાંભળીને તે દયા ધર્મનું પાલન કરવા લાગ્યો, ને કોઈ નિરપરાધી પ્રાણીઓનો વધ કરવો નહિ તેવી પ્રતિજ્ઞા કરી અને આ અઠ્ઠાવીસ ગાઉનું વન બનાવી તેમાં નિરપરાધી પ્રાણીઓનું રક્ષણ કરવા લાગ્યો છે. ગાંગેયના ભયથી કોઈ પણ શિકારી આ જંગલમાં આવી શકતો નથી. વનમાં વાઘ, સિંહ આદિ હિંસક પ્રાણીઓ તથા ગાય-ભેંસ આદિ અહિંસક પશુઓ વસે છે, પણ એવું અહિંસામય વાતાવરણ બની ગયું છે કે આ હિંસક અને અહિંસક પશુઓ એકબીજાના જન્મજાત વૈરને ભૂલીને મિત્રની જેમ રહે છે. કોઈ કોઈને મારતું નથી.

**"મા દીકરાને રાજ્યમાં આવવાની રાજાની વિનંતી"** :-ગંગાદેવીના મુખેથી આ વાત સાંભળીને રાજાને ખૂબ આનંદ થયો ને રાજાએ ગંગાદેવીની માફી માંગીને કહ્યું-દેવી ! હવે હું કદી શિકાર નહિ કરું. તું આ પુત્રને લઈને મારી સાથે ચાલ. ત્યારે ગંગાદેવીએ કહ્યું-હે સ્વામીનાથ ! હવે તો મારું મન ધર્મના રંગે રંગાઈ ગયું છે. મને હવે સંસારના સુખની તૃષ્ણા નથી. મારે તો હવે ધર્મમય જીવન ગાળવું છે. માટે હું તો નહિ આવું. પણ આ તમારા પુત્રને લઈ જાઓ અને સુખેથી રાજ્ય કરો. આમ કહી પોતાના પુત્ર સામું જોઈને બોલી-બેટા ! હવે તું તારા પિતાની

મહાપરાક્રમી તરૂણ છેદી નાંખવા લાગ્યો. આવું અદ્ભૂત પરાક્રમ જોઈને જેમ ઘણાં હરણો એક સિંહને ઘેરી લે તેમ રાજાના માણસોએ તેને ઘેરી લીધો અને દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે તેને બાણ મારવા મંડી પડયા. આથી યુવાને ગુસ્સે થઈને રાજાના મદમસ્ત યોધ્ધાઓને જમીન ઉપર પછાડી દીધા.

આ છોકરાનું આવું અતુલ બળ જોઈને રાજા ખૂબ કોપાયમાન થયા અને દાંત કચકચાવીને ધનુષ્ય પર બાણ ચઢાવવા જાય છે ત્યાં તે તરૂણ પુરૂષે ખૂબ ચાલાકીથી બાણ મારી તેના ધનુષ્યની દોરી તોડી નાંખી. તેનું આવું અદ્ભૂત સાહસ જોઈને જેમ સિંહના પરાક્રમથી હાથી વ્યાકુળ થાય તેમ શાંતનુ રાજા વ્યાકુળ થયો. અને પોતાની હાર થવાથી ફિક્કો પડી ગયો. આ બધો ખેલ ગંગાદેવી તેના મહેલમાં ઉભી ઉભી જોતી. તેના મનમાં થયું કે જો હવે આ છોકરાને નહિ વાળું તો મામલો ખતમ થઈ જશે. તેમ માની પોતે દોડતી ત્યાં આવીને ગાંગેયને કહેવા લાગી.

**"માતાએ આપેલી પિતાની ઓળખાણ"**: હે દીકરા! હવે બંધ કર. તારા પિતાની સાથે તું લડી રહ્યો છે. આ સાંભળી છોકરાને આશ્ચર્ય થયું ને પૂછયું- હે માતા! જો એ મારા પિતા છે તો તું જંગલમાં શા માટે રહે છે? ત્યારે ગંગાદેવીએ પોતે રાજમહેલ છોડીને શા માટે અહીં આવી છે તે વાત ગાંગેયકુમારને કહી સંભળાવી. આ સાંભળી તેણે કહ્યું હે માતા! જે ઉચિત કર્મો કરવાનું છોડીને અનુચિત કર્મો કરે તે કુકર્મી કહેવાય છે. એવા કુકર્મી પુરૂષને હું પિતા માનવા તૈયાર નથી. એ તો મારો કટ્ટો શત્રુ છે. કારણ કે મેં જેમનું રાત-દિવસ રક્ષણ કરી પાલનપોષણ કર્યું એ પ્રાણીઓને એ મારવા તૈયાર થયા છે. તે મારા પિતા શેના? આવા ક્રૂર કર્મો કરનાર મારો બાપ હોય કે પછી ગમે તે હોય તેને હું શિક્ષા કર્યા વિના રહેવાનો નથી. પોતાના પુત્રને ક્રોધાવેશમાં આવેલો જોઈને ગંગાદેવી પોતાના પતિ પાસે આવી હાથજોડી નમ્રતાપૂર્વક કહેવા લાગી કે હે રાજન્! પોતાના પુત્ર ઉપર નિર્દય થવું તે આપને યોગ્ય નથી. કદાચ આ બાળકનો અપરાધ થયો હોય તો આપ તેને ક્ષમા કરો.

પોતાની પત્નીના આ મધુર વચનો સાંભળી રાજાને પૂર્વની બધી સ્મૃતિ તાજી થઈ. રાજા રથમાંથી નીચે ઉતર્યો અને પોતાના પુત્ર અને પત્નીને જોઈ તેનું હૈયું ભરાઈ આવ્યું. રાજા નીચે ઉતર્યા એટલે ગાંગેયકુમાર ધનુષ્યબાણ નીચે મૂકી પોતાના પિતાના ચરણમાં પડી ગયો. ત્યારે રાજા તેને ઉંચકીને ભેટી પડયા. તેની આંખમાં હર્ષના આંસુ આવ્યા. આ સમયે અમૃતની વૃષ્ટિથી દેવ પ્રસન્ન થાય તેમ પોતાના પુત્રને મળવાથી રાજાને શાંતિ વળી. પિતા પુત્રનો પરસ્પર પ્રેમ જોઇને ગંગાદેવીને પણ ખૂબ આનંદ થયો.

ટૂંકમાં પિતાના સુખ ખાતર ગાંગેયકુમારે ભીષણ પ્રતિજ્ઞા કરી. જેથી તેઓ ભીષ્મ પિતામહ કહેવાયા. આ સંસ્કાર પુત્રમાં કયાંથી આવ્યા? કહેવત છે ને કે કૂવામાં હોય તો હવાડામાં આવે. તેમ આ સંસ્કારી માતાનો પ્રતાપ છે.

પ્રભાવંતીરાણી ગર્ભને ધારણ કરતા ધર્મારાધનામાં સમય પસાર કરતા, ગર્ભના ત્રણ મહિના પૂરા થતાં એવો દોહદ થયો કે તે માતાઓ ધન્ય છે કે જેઓ જળ અને સ્થળમાં ઉત્પન્ન થએલા અને ખીલેલાં પાંચ વર્ણનાં ઘણાં પ્રમાણમાં એકઠાં કરેલા પુષ્પોના થરથી ઢંકાયેલી શૈયા પર બેસે છે અને તેના પર સુખેથી શયન કરે છે. ગુલાબ, મલ્લિકા, ચંપક, અશોક, પુન્નાગ, નાગ, મરુવો, દમનક, સુંદર કુબ્જકનાં પુષ્પો પુષ્કળ પ્રમાણમાં છે. જેનો સ્પર્શ અત્યંત સુખદાયી અને જે દૃષ્ટીને આનંદ આપનાર છે અને તૃપ્તિ કરનાર સુગંધી ગુણવાળાં પુદ્‌ગલોને જે ફેલાવી રહ્યા છે એવા અદ્વિતીય, સર્વોત્તમ, શ્રીદામ કાંડની ( સુંદર માળાઓનો સમુહ ) સુવાસ અનુભવતી પોતાના ગર્ભ મનોરથની ( દોહદની ) પૂર્તિ કરે છે. તે માતાઓ ખરેખર ધન્ય છે. હવે સૂત્રકાર શું કહે છે–

**"तीसे पमावतीए देवीए इमेयारुवं दोहिलं पाउब्भूयं पासित्ता अहासन्निहिया वाणमंतरा देवा खिप्पामेव जल थलय ० जाव दसध्धवन्नं मल्लं कुंमगस्सो य भारग्गसोय कुंमगरस्स रन्नो मवर्णसि साहरंति ।"**

પ્રભાવંતીદેવીને આવો દોહદ ઉત્પન્ન થયો છે એવું જાણી તેમની પાસે રહેનારા વાણવ્યંતર દેવોએ તરત જળ અને સ્થળમાં ઉત્પન્ન થયેલાં પાંચ વર્ણનાં પુષ્પોને કુંભ પરિમાણમાં અને ભાર પરિમાણમાં કુંભક રાજાના ભવન ઉપર લાવીને મૂકી દીધા. તીર્થંકર દેવનો કેવો પ્રભાવ છે! તીર્થંકરની સેવામાં દેવો હાજર રહે છે. હવે પ્રભાવંતી દેવી તેમનો દોહદ કેવી રીતે પૂરો કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** અયોધ્યા નગરીની બહાર ઉદ્યાનમાં મહેન્દ્રમુનિ નામના મોટા જ્ઞાની મુનિરાજ પધાર્યા છે. રાજા–રાણી, શેઠ–શેઠાણી બધા તેમની વાણી સાંભળવા માટે આવ્યા છે. વાણી સાંભળ્યા પછી રાજાએ પ્રશ્ન પૂછયા હતાં કે કર્મ કેવી રીતે બંધાય છે ને કેવી રીતે વૃધ્ધિ પામે છે? તથા કર્મનો ક્ષય કેવી રીતે થાય છે? ત્યારે મુનિરાજે કહ્યું કે હે રાજન્! આ જગતમાં જીવને કર્મબંધનનાં પાંચ કારણો છે. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ. આ પાંચ કારણોથી જીવ કર્મ બાંધે છે. તીવ્ર પરિણામથી નિબિડ કર્મ બંધાય છે. મિથ્યાત્વથી કર્મ લાંબો સમય ટકી રહે છે ને સમ્યકૃત્વથી કર્મનો ક્ષય થાય છે. આ પ્રમાણે કર્મની પ્રકૃત્તિઓનું મુનિએ વિસ્તારપૂર્વક વર્ણન કરીને કર્મનું સ્વરૂપ સમજાવ્યું. ત્યારપછી દશ વિધ યતિ ધર્મનું અને શ્રાવકના બાર વ્રતનું સ્વરૂપ સમજાવીને ઉપદેશ આપ્યો કે જે પુણ્યવંત જીવને

સાથે જઈને રાજ્યનાં સુખ ભોગવ. શાંતનુ રાજા જેવા પિતા તારા વિના બીજાને મળવા દુર્લભ છે. તેમજ તારા જેવો પુત્ર પણ શાંતનુ રાજા સિવાય બીજાને મળવો દુર્લભ છે.

**"માતાનો વિયોગ હું નહિ સહન કરી શકું" :–** ગાંગેયકુમાર કહે હે માતા! મેં તો બાલપણથી તને જ જોઈ છે. મારી માતા કે પિતા જે કહું તે તું જ છે, મને તારા વિના ગમે નહિ. માટે મને તારા ચરણકમળથી દૂર ન કરીશ. મારાથી તારો વિયોગ સહન નહિ થાય. ત્યાં હું હે માતા! એમ કહીને કોને બોલાવીશ? તારા દર્શન વિના મને શાંતિ નહિ થાય. તું તો કેવી કોમળ છે ને મને મોકલવા માટે આટલી કઠોર કેમ બની ગઈ? આટલું બોલતાં ગાંગેયની આંખમાં ચોધારા આંસુ વહેવા લાગ્યા. પુત્રના સ્નેહને વશ થયેલી ગંગાદેવીનું હૈયું ભરાઈ આવ્યું પણ હૃદય કઠણ કરી પુત્રનાં આંસુ લૂછતાં બોલી કે હે પુત્ર! તારા જેવા પરાક્રમી અને ધૈર્યવાન પુત્રને આમ રડવું શોભે છે? મારા ઉદરમાં આળોટીને આવો કાયર કેમ બને છે? મારે તો હવે અહીં રહી માત્ર ધર્મારાધના કરવી છે પણ તારે તો તારા પિતાની સાથે જઈને તેમની સેવા કરવાની છે. તારા જેવો પુત્ર વૃધ્ધ પિતાની સેવા નહિ કરે તો બીજો કોણ કરશે? વળી તું સાથે જઈશ એટલે તારા પિતાનો તારા પ્રત્યે એટલો બધો પ્રેમ વધશે કે તું મને પણ ભૂલી જઈશ. આ રીતે ગાંગેયકુમારને ખૂબ સમજાવીને એના પિતા સાથે મોકલ્યો.

**"પુત્રે પિતાનો હલકો કરેલો ભાર" :** સમજાણું! આવી હતી ગંગાદેવી. પોતે પવિત્ર હતી તો તેનો પુત્ર પણ કેવો પવિત્ર બન્યો! શાંતનુ રાજાને આવો પુત્ર મળવાથી પોતે કૃતકૃત્ય બની ગયો. તેણે રાજ્યનો સમગ્ર ભાર ગાંગેયને સોંપી દીધો. ગાંગેયકુમારે બધો વહીવટ સંભાળી પિતાનો ભાર હળવો કર્યો. એક વખત એક માછીમારની પુત્રીને જોઈને શાંતનુ રાજાને તેની સાથે પરણવાની ઈચ્છા થઈ. શાંતનુ રાજાએ તે માછીમાર પાસે તેની કન્યા સત્યવતીની માંગણી કરી. ત્યારે માછીએ કહ્યું કે મારી પુત્રી ખુશીથી પરણાવું પણ તમારો પુત્ર ગાંગેયકુમાર તો કેવો પરાક્રમી છે. એને રાજ્ય મળે ને પછી તેના સંતાનોને પરંપરાગત રાજ્ય મળે. પણ મારી પુત્રીને સંતાન થાય તેની તો કોઈ કિંમત ન રહે. માટે હું મારી પુત્રીને નહિ પરણાવું. ગાંગેયકુમારને એ વાતની ખબર પડતાં તેણે કહ્યું–ભાઈ! મારા પિતાને સુખ થાય તે માટે હું આજથી બ્રહ્મચર્યની ભીષણ પ્રતિજ્ઞા કરું છું. મને રાજ્યનો મોહ નથી. તમારી પુત્રીને જે પુત્ર થશે તેને રાજ્ય મળશે. માટે ખુશીથી મારા પિતા સાથે સત્યવતીને પરણાવો. હું તેને મારી ગંગામાતા જેવી માનીશ. આ વખતે દેવોની સાક્ષીએ ગાંગેયકુમાર બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા–કરી. ત્યારે આકાશમાંથી સુગંધિત પુષ્પોની વૃષ્ટિ થઈ. પછી સત્યવતી સાથે શાંતનુ રાજાએ લગ્ન કર્યું.

ટૂંકમાં પિતાના સુખ ખાતર ગાંગેયકુમારે ભીષણ પ્રતિજ્ઞા કરી. જેથી તેઓ ભીષ્મ પિતામહ કહેવાયા. આ સંસ્કાર પુત્રમાં કયાંથી આવ્યા? કહેવત છે ને કે કૂવામાં હોય તો હવાડામાં આવે. તેમ આ સંસ્કારી માતાનો પ્રતાપ છે.

પ્રભાવંતીરાણી ગર્ભને ધારણ કરતા ધર્મારાધનામાં સમય પસાર કરતા, ગર્ભના ત્રણ મહિના પૂરા થતાં એવો દોહદ થયો કે તે માતાઓ ધન્ય છે કે જેઓ જળ અને સ્થળમાં ઉત્પન્ન થએલા અને ખીલેલાં પાંચ વર્ણનાં ઘણું પ્રમાણમાં એકઠાં કરેલા પુષ્પોના થરથી ઢંકાયેલી શૈયા પર બેસે છે અને તેના પર સુખેથી શયન કરે છે. ગુલાબ, મલ્લિકા, ચંપક, અશોક, પુન્નાગ, નાગ, મરુવો, દમનક, સુંદર કુબ્જકનાં પુષ્પો પુષ્કળ પ્રમાણમાં છે. જેનો સ્પર્શ અત્યંત સુખદાયી અને જે દૃષ્ટીને આનંદ આપનાર છે અને તૃપ્તિ કરનાર સુગંધી ગુણવાળાં પુદ્ગલોને જે ફેલાવી રહ્યા છે એવા અદ્વિતીય, સર્વોત્તમ, શ્રીદામ કાંડની (સુંદર માળાઓનો સમુહ) સુવાસ અનુભવતી પોતાના ગર્ભ મનોરથની (દોહદની) પૂર્તિ કરે છે. તે માતાઓ ખરેખર ધન્ય છે. હવે સૂત્રકાર શું કહે છે–

"तीसे पभावतीए देवीए इमेयारूवं दोहिलं पाउब्भूयं पासित्ता अहासन्निहिया वाणमंतरा देवा खिप्पामेव जल थलय ० जाव दसद्धवन्नं मल्लं कुंभगसो य भारग्गसोय कुंभगरस्स रन्नो भवणंसि साहरंति।"

પ્રભાવંતીદેવીને આવો દોહદ ઉત્પન્ન થયો છે એવું જાણી તેમની પાસે રહેનારા વાણવ્યંતર દેવોએ તરત જળ અને સ્થળમાં ઉત્પન્ન થયેલાં પાંચ વર્ણનાં પુષ્પોને કુંભ પરિમાણમાં અને ભાર પરિમાણમાં કુંભક રાજાના ભવન ઉપર લાવીને મૂકી દીધા. તીર્થંકર દેવનો કેવો પ્રભાવ છે! તીર્થંકરની સેવામાં દેવો હાજર રહે છે. હવે પ્રભાવંતી દેવી તેમનો દોહદ કેવી રીતે પૂરો કરશે તેના ભાવ અવસરે.

ચરિત્ર: અયોધ્યા નગરીની બહાર ઉદ્યાનમાં મહેન્દ્રમુનિ નામના મોટા જ્ઞાની મુનિરાજ પધાર્યા છે. રાજા–રાણી, શેઠ–શેઠાણી બધા તેમની વાણી સાંભળવા માટે આવ્યા છે. વાણી સાંભળ્યા પછી રાજાએ પ્રશ્ન પૂછયા હતાં કે કર્મ કેવી રીતે બંધાય છે ને કેવી રીતે વૃધ્ધિ પામે છે? તથા કર્મનો ક્ષય કેવી રીતે થાય છે? ત્યારે મુનિરાજે કહ્યું કે હે રાજન્! આ જગતમાં જીવને કર્મબંધનનાં પાંચ કારણો છે. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ. આ પાંચ કારણોથી જીવ કર્મ બાંધે છે. તીવ્ર પરિણામથી નિબિડ કર્મ બંધાય છે. મિથ્યાત્વથી કર્મ લાંબો સમય ટકી રહે છે ને સમ્યક્ત્વથી કર્મનો ક્ષય થાય છે. આ પ્રમાણે કર્મની પ્રકૃત્તિઓનું મુનિએ વિસ્તારપૂર્વક વર્ણન કરીને કર્મનું સ્વરૂપ સમજાવ્યું. ત્યારપછી દશ વિધ યતિ ધર્મનું અને શ્રાવકના બાર વ્રતનું સ્વરૂપ સમજાવીને ઉપદેશ આપ્યો કે જે પુણ્યવંત જીવને

સાથે જઈને રાજ્યનાં સુખ ભોગવ. શાંતનુ રાજા જેવા પિતા તારા વિના બીજાને મળવા દુર્લભ છે. તેમજ તારા જેવો પુત્ર પણ શાંતનુ રાજા સિવાય બીજાને મળવો દુર્લભ છે.

**"માતાનો વિયોગ હું નહિ સહન કરી શકું" :–** ગાંગેયકુમાર કહે હે માતા ! મેં તો બાલપણથી તને જ જોઈ છે. મારી માતા કે પિતા જે કહું તે તું જ છે, મને તારા વિના ગમે નહિ. માટે મને તારા ચરણકમળથી દૂર ન કરીશ. મારાથી તારો વિયોગ સહન નહિ થાય. ત્યાં હું હે માતા ! એમ કહીને કોને બોલાવીશ ? તારા દર્શન વિના મને શાંતિ નહિ થાય. તું તો કેવી કોમળ છે ને મને મોકલવા માટે આટલી કઠોર કેમ બની ગઈ ? આટલું બોલતાં ગાંગેયની આંખમાં ચોધારા આંસુ વહેવા લાગ્યા. પુત્રના સ્નેહને વશ થયેલી ગંગાદેવીનું હૈયું ભરાઈ આવ્યું પણ હૃદય કઠણ કરી પુત્રનાં આંસુ લૂછતાં બોલી કે હે પુત્ર ! તારા જેવા પરાક્રમી અને ધૈર્યવાન પુત્રને આમ રડવું શોભે છે ? મારા ઉદરમાં આળોટીને આવો કાયર કેમ બને છે ? મારે તો હવે અહીં રહી માત્ર ધર્મારાધના કરવી છે પણ તારે તો તારા પિતાની સાથે જઈને તેમની સેવા કરવાની છે. તારા જેવો પુત્ર વૃધ્ધ પિતાની સેવા નહિ કરે તો બીજો કોણ કરશે ? વળી તું સાથે જઈશ એટલે તારા પિતાનો તારા પ્રત્યે એટલો બધો પ્રેમ વધશે કે તું મને પણ ભૂલી જઈશ. આ રીતે ગાંગેયકુમારને ખૂબ સમજાવીને એના પિતા સાથે મોકલ્યો.

**"પુત્રે પિતાનો હલકો કરેલો ભાર" :** સમજાણું ! આવી હતી ગંગાદેવી. પોતે પવિત્ર હતી તો તેનો પુત્ર પણ કેવો પવિત્ર બન્યો ! શાંતનુ રાજાને આવો પુત્ર મળવાથી પોતે કૃતકૃત્ય બની ગયો. તેણે રાજ્યનો સમગ્ર ભાર ગાંગેયને સોંપી દીધો. ગાંગેયકુમારે બધો વહીવટ સંભાળી પિતાનો ભાર હળવો કર્યો. એક વખત એક માછીમારની પુત્રીને જોઈને શાંતનુ રાજાને તેની સાથે પરણવાની ઈચ્છા થઈ. શાંતનુ રાજાએ તે માછીમાર પાસે તેની કન્યા સત્યવતીની માંગણી કરી. ત્યારે માછીએ કહ્યું કે મારી પુત્રી ખુશીથી પરણાવું પણ તમારો પુત્ર ગાંગેયકુમાર તો કેવો પરાક્રમી છે. એને રાજ્ય મળે ને પછી તેના સંતાનોને પરંપરાગત રાજ્ય મળે. પણ મારી પુત્રીને સંતાન થાય તેની તો કોઈ કિંમત ન રહે. માટે હું મારી પુત્રીને નહિ પરણાવું. ગાંગેયકુમારને એ વાતની ખબર પડતાં તેણે કહ્યું–ભાઈ ! મારા પિતાને સુખ થાય તે માટે હું આજથી બ્રહ્મચર્યની ભીષણ પ્રતિજ્ઞા કરું છું. મને રાજ્યનો મોહ નથી. તમારી પુત્રીને જે પુત્ર થશે તેને રાજ્ય મળશે. માટે ખુશીથી મારા પિતા સાથે સત્યવતીને પરણાવો. હું તેને મારી ગંગામાતા જેવી માનીશ. આ વખતે દેવોની સાક્ષીએ ગાંગેયકુમાર બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા–કરી. ત્યારે આકાશમાંથી સુગંધિત પુષ્પોની વૃષ્ટિ થઈ. પછી સત્યવતી સાથે શાંતનુ રાજાએ લગ્ન કર્યું.

સાગરદત્તશેઠ અને ધારિણી શેઠાણીએ દીક્ષા લીધી ત્યારે તેમના પુત્રો મણીભદ્ર અને પૂર્ણભદ્રને વિચાર થયો કે આપણા માતા પિતાએ સંસારનો ત્યાગ કર્યો તો આપણે બાર વ્રતધારી તો બનીએ ! એટલે તે બંને ભાઈઓ મહેન્દ્રમુનિ પાસે બાર વ્રત ધારણ કરવાં આવ્યા, ત્યારે સંતે તેમને ગૃહસ્થ ધર્મનો ઉપદેશ આપતાં કહ્યું–કે સર્વ પ્રથમ મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યકૃત્વને ધારણ કરવું જોઈએ. અને દોષનો ત્યાગ કરી ગુણોનો સ્વીકાર કરવો જોઈએ. સમ્યક્ત્વના પાંચ લક્ષણો છે. (૧) કષાયોની મંદતા તે શમ–ઉપશમ, (૨) સંસારના સુખને તુચ્છ ગણી મોક્ષની અભિલાષા તે સંવેગ, (૩) સંસાર કારાગાર જેવો લાગે તે નિર્વેદ (૪) ધર્મવિહોણા આત્માને ધર્મ પમાડો તે અનુકંપા (૫) વીતરાગ પ્રભુનાં વચન ઉપર શ્રધ્ધા તે આસ્થા. આવા નિર્મળ સમ્યકૃત્વ રત્નને પામીને યથાશક્તિ વ્રત સ્વીકારીને તેનું નિરતિચારપણે પાલન કરવું જોઈએ. તેમજ શ્રાવકના ૨૧ ગુણોથી યુક્ત આત્મા શ્રાવકના બારવ્રત અંગીકાર કરી શકે છે. અને ગૃહસ્થવાસમાં પણ સદ્ગતિને પ્રાપ્ત કરે છે. બારવ્રતરૂપ શ્રાવક ધર્મ અંગીકાર કરી આનંદ પામતાં બંને ભાઈઓ ઘેર આવ્યા. અને બરાબર શ્રાવક ધર્મનું પાલન કરતાં સંસારના સુખ ભોગવે છે. જ્યારે ગામમાં સંત મુનિરાજો પધારે ત્યારે આ બંને ભાઈ અવશ્ય તેમના દર્શન તથા વ્યાખ્યાન વાણીનો લાભ લેતા હતાં. એમના માતા–પિતાને દીક્ષા લીધા પછી ઘણો સમય થયો ત્યારબાદ નગર બહાર ઉદ્યાનમાં કોઈ જ્ઞાની ગુરૂ પધાર્યાના સમાચાર સાંભળ્યા. આ સમાચાર સાંભળીને બંને ભાઈઓ હર્ષથી નાચી ઉઠયા. હવે આ બંને ભાઈઓ જ્ઞાની ગુરૂને વંદન કરવા જશે ને રસ્તામાં શું ઘટના બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૫૯

**ભાદરવા સુદ ૯ ને ગુરૂવાર** તા. ૨–૯–૭૬

અનંત ઉપકારી, રાગ–દ્વેષના વિઘાતક, સ્યાદ્‌વાદના સર્જક, ભવોભવના છેદક, એવા વીતરાગ પ્રભુએ સર્વ જીવોના કલ્યાણ માટે રાહદારી મોક્ષમાર્ગ બતાવ્યો. પરંતુ આત્માને હજુ એ માર્ગની રૂચી થઈ નથી. તે માર્ગે કદમ ભર્યા નથી પછી કલ્યાણ કયાંથી થાય ? અનાદિકાળથી જીવ સંસારના સુખ–વૈભવમાં રચ્યોપચ્યો રહ્યો છે. સામાન્ય દશ રૂપિયાની નોટ ખોવાઈ જાય તો તેને શોધવા નીકળે છે પરંતુ અનાદિ કાળથી આત્મા વિભાવના વહેણમાં ખોવાઈ ગયો છે. તેને સ્વભાવમાં લાવવા પુરૂષાર્થ કર્યો છે ખરો ? ના. અનંતકાળથી જીવને માથે ભવની હેલ પડી છે. કોઈ બહેન પાણીનું બેડું ભરીને જતી હોય તે શું વિચારે છે ? કયારે ઘર આવે ને આ ભાર

જલ્દી મોક્ષમાં જવાની લગની લાગે છે તે કર્મનાશક સાધુ ધર્મનો સ્વીકાર કરે છે. સંયમ લઈને પાલન કરવાથી જીવ જલ્દી આઠ કર્મોનો ક્ષય કરીને મોક્ષમાં જાય છે.

**"અરિંજય રાજાનો વૈરાગ્ય અને દીક્ષા"** : સંતના મુખેથી કર્મનું ને ધર્મનું સ્વરૂપ સાંભળીને રાજાને સંસાર અસાર લાગ્યો. તેમણે મુનિને કહ્યું–હે ગુરૂદેવ! આપે મને ધર્મનું ને કર્મનું સ્વરૂપ સુંદર રીતે સમજાવ્યું. તેથી મારું જીવન ધન્ય બની ગયું. મને સંસારની અસારતા સમજાઇ. ખરેખર! આ સંસાર સ્વાર્થનો ભરેલો છે. જે પ્રમાણે ઈન્દ્રનું ધનુષ્ય પાંચ વર્ણનું હોય છે તેમ સ્વજન અને સબંધીની વાતો અને વિચાર પણ ભિન્ન ભિન્ન હોય છે. જેમ વીજળીનો ચમકારો ક્ષણવારમાં વિલીન થઈ જાય છે તેમ આ સંપત્તિ પણ ચંચળ છે. શરીર નાશવંત છે. અને પાંચે ઈન્દ્રિઓના ભોગ રોગ ઉત્પન્ન કરનાર છે. માટે હવે મને સંસાર પરથી વૈરાગ્ય આવ્યો છે. માટે હું ઘેર જઈને મારા પુત્રને રાજ્યનો ભાર સોંપી આપની પાસે દીક્ષા લેવા ઈચ્છું છું. ત્યારે મુનિએ કહ્યું–મહારાજા! તમારી ભાવના ઉત્તમ છે. સારા કાર્યમાં વિલંબ ન કરો. જે એક દિવસ પણ દીક્ષા પાળે છે તેમાં કંઈક જીવો મોક્ષગામી બની જાય છે અથવા કંઈક વૈમાનિક દેવ બને છે. દીક્ષા વિના ત્રણ કાળમાં સિધ્ધિ નથી. મુનિના ચરણમાં નમસ્કાર કરી સંવેગરસનો આનંદ માણતા રાજા પોતાને ઘેર પહોંચ્યા. પુત્રને રાજ્ય સોંપી રાજાએ ખૂબ ધામધૂમપૂર્વક પોતાના સ્વજનો સાથે દીક્ષા લીધી. રાજાએ દીક્ષા લીધી ત્યારે સાગરદત્તશેઠ અને શેઠાણીના મનમાં થયું કે અહો! આપણા મહારાજાએ આવું મોટું રાજ્ય છોડીને દીક્ષા લીધી તો આપણે શા માટે સંસારમાં બેસી રહેવું જોઈએ. હવે બંને પુત્રો મોટા થયાં છે. તેમને પરણાવી દીધા છે વહેપાર અને વ્યવહારમાં પણ કુશળ છે. હવે આપણી જવાબદારી પૂરી થાય છે. તો કોના માટે સંસારના બેસી રહેવું છે? સંતની વાણી સાંભળીને હૃદયયમાં વૈરાગ્યનો રંગ લાગ્યો તેથી દીક્ષા લેવા તૈયાર થયા.

**વાણી સુનકે શેઠ તુરત હી, ત્યાગ દિયા સંસાર,**
**દોનોં સુતને દ્વાદશ વ્રતકો, શ્રાવક કે લિયે ધાર હો–શ્રોતા.**

શેઠ–શેઠાણીએ પણ મહેન્દ્રમુનિ પાસે દીક્ષા અંગીકાર કરી. જ્યારે જીવ જાગે છે ને રંગ લાગે છે ત્યારે સંસારના બંધન તૂટતાં વાર લાગતી નથી. જ્યાં સુધી જીવને રંગ નથી લાગતો ત્યાં સુધી અમારે કહેવું પડે છે કે દેવાનુપ્રિયો! ઉપાશ્રયે આવો, સામાયિક કરો, તપ–ત્યાગ કરો. જુઓ, રાજા–રાણી તથા શેઠ–શેઠાણીએ એક વખત ઉપદેશ સાંભળીને દીક્ષા લીધી. કેવા એ હળુકર્મી જીવો હશે! પણ આ મારા ભાઈઓને એક દિવસ ઘર છોડીને દશમુંવ્રત કરવાનું કહીએ છીએ પણ મન થતું નથી. એમને ગૌચરી જતાં શરમ આવે છે. જ્યાં કર્મને તોડવાનું કાર્ય છે ત્યાં જીવને શરમ આવે છે. પણ કર્મબંધનના કાર્ય કરતાં જીવને શરમ નથી આવતી?

સાગરદત્તશેઠ અને ધારિણી શેઠાણીએ દીક્ષા લીધી ત્યારે તેમના પુત્રો મણીભદ્ર અને પૂર્ણભદ્રને વિચાર થયો કે આપણા માતા પિતાએ સંસારનો ત્યાગ કર્યો તો આપણે બાર વ્રતધારી તો બનીએ! એટલે તે બંને ભાઈઓ મહેન્દ્રમુનિ પાસે બાર વ્રત ધારણ કરવાં આવ્યા, ત્યારે સંતે તેમને ગૃહસ્થ ધર્મનો ઉપદેશ આપતાં કહ્યું– કે સર્વ પ્રથમ મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યક્ત્વને ધારણ કરવું જોઈએ. અને દોષનો ત્યાગ કરી ગુણોનો સ્વીકાર કરવો જોઈએ. સમ્યક્ત્વના પાંચ લક્ષણો છે. (૧) કષાયોની મંદતા તે શમ–ઉપશમ, (૨) સંસારના સુખને તુચ્છ ગણી મોક્ષની અભિલાષા તે સંવેગ, (૩) સંસાર કારાગાર જેવો લાગે તે નિર્વેદ (૪) ધર્મવિહોણા આત્માને ધર્મ પમાડો તે અનુકંપા (૫) વીતરાગ પ્રભુનાં વચન ઉપર શ્રધ્ધા તે આસ્થા. આવા નિર્મળ સમ્યક્ત્વ રત્નને પામીને યથાશક્તિ વ્રત સ્વીકારીને તેનું નિરતિચારપણે પાલન કરવું જોઈએ. તેમજ શ્રાવકના ૨૧ ગુણોથી યુક્ત આત્મા શ્રાવકના બારવ્રત અંગીકાર કરી શકે છે. અને ગૃહસ્થવાસમાં પણ સદ્ગતિને પ્રાપ્ત કરે છે. બારવ્રતરૂપ શ્રાવક ધર્મ અંગીકાર કરી આનંદ પામતાં બંને ભાઈઓ ઘેર આવ્યા. અને બરાબર શ્રાવક ધર્મનું પાલન કરતાં સંસારના સુખ ભોગવે છે. જ્યારે ગામમાં સંત મુનિરાજો પધારે ત્યારે આ બંને ભાઈ અવશ્ય તેમના દર્શન તથા વ્યાખ્યાન વાણીનો લાભ લેતા હતાં. એમના માતા–પિતાને દીક્ષા લીધા પછી ઘણો સમય થયો ત્યારબાદ નગર બહાર ઉદ્યાનમાં કોઈ જ્ઞાની ગુરૂ પધાર્યાના સમાચાર સાંભળ્યા. આ સમાચાર સાંભળીને બંને ભાઈઓ હર્ષથી નાચી ઉઠયા. હવે આ બંને ભાઈઓ જ્ઞાની ગુરૂને વંદન કરવા જશે ને રસ્તામાં શું ઘટના બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૫૯

**ભાદરવા સુદ ૯ ને ગુરૂવાર** **તા. ૨–૯–૭૧**

અનંત ઉપકારી, રાગ–દ્વેષના વિઘાતક, સ્યાદ્વાદના સર્જક, ભવોભવના ભેદક, એવા વીતરાગ પ્રભુએ સર્વ જીવોના કલ્યાણ માટે રાહદારી મોક્ષમાર્ગ બતાવ્યો. પરંતુ આત્માને હજુ એ માર્ગની રૂચી થઈ નથી. તે માર્ગે કદમ ભર્યા નથી પછી કલ્યાણ ક્યાંથી થાય? અનાદિકાળથી જીવ સંસારના સુખ–વૈભવમાં રચ્યોપચ્યો રહ્યો છે. સામાન્ય દશ રૂપિયાની નોટ ખોવાઈ જાય તો તેને શોધવા નીકળે છે પરંતુ અનાદિ કાળથી આત્મા વિભાવના વહેણમાં ખોવાઈ ગયો છે. તેને સ્વભાવમાં લાવવા પુરૂષાર્થ કર્યો છે ખરો? ના. અનંતકાળથી જીવને માથે ભવની હેલ પડી છે. કોઈ બહેન પાણીનું બેડું ભરીને જતી હોય તે શું વિચારે છે? ક્યારે ઘર આવે ને આ ભાર

ઉતરે ? તમારે સ્ટેશને જવું છે, કોઈ વાહન ના મળ્યું તેથી ચાલીને જવું પડ્યું. ચાલતાં ચાલતાં થાકી જાવ ત્યારે મનમાં થાય ને કે ક્યારે સ્ટેશન આવે ? આ બધા વિચાર આવે છે પણ કદી વિચાર થાય છે કે હવે હું ભવ ભ્રમણથી થાક્યો છું તો હે ભગવાન ! હવે મોક્ષનું સ્ટેશન ક્યારે મળશે ?

અજ્ઞાની જીવને સંસારના સુખોનો રાગ અને વિષય રાગ છૂટવો ઘણો મુશ્કેલ છે. એને મનગમતા સુખ અને વિષયો મળે ત્યારે તેમાં ઓતપ્રોત બની જાય છે. પછી એને એ કડવા ઝેર લાગે ક્યાંથી ? વિષયભોગ કડવાને બદલે પ્રિય લાગવાનું કારણ મિથ્યાદર્શન છે. તે અસત્ વસ્તુને સત્ માનવાની પ્રેરણા આપે છે. મિથ્યાદર્શન એ આત્માનો અવગુણ છે. અને સમ્યક્દર્શન એ આત્માનો ગુણ છે. સમ્યક્દર્શનને અટકાવનાર મિથ્યાત્વ મોહનીય છે. મિથ્યાત્વ મોહનીય જીવને સાચાને સાચું માનવા દેતો નથી. મિથ્યાત્વ મોહનીયના ઉદયથી જીવ સાચાને ખોટું માને છે. અને ખોટાને સાચું માને છે. હેય ઉપાદેય લાગે છે ને ઉપાદેય હેય લાગે છે. જેને સર્વજ્ઞ ભગવાનનું શાસન નથી મળ્યું તેને સર્વજ્ઞના બતાવેલા માર્ગ ઉપર શ્રધ્ધા ન થાય અને અસર્વજ્ઞના કહેલા કલ્પિત તત્ત્વ કે જે ખરેખર અતત્ત્વ રૂપ છે એનો બોધ મળવાથી એની શ્રધ્ધા થાય છે. એને એ તત્ત્વ સાચા છે એમ લાગે છે. આ બધું મિથ્યાત્વ મોહનીય કર્મના કારણે થાય છે. અન્ય દર્શનોમાં ભતૃહરિ, પતંજલીની વાત આવે છે. જૈનદર્શનમાં તામલી તાપસની વાત આવે છે. આ બધા વૈરાગ્ય રંગે રંગાઈ ઘરબાર, વૈભવ વિલાસ, તથા સંસારના સુખો છોડી વનવાસી બન્યા હતા. તેમના ધર્મના નિયમ પ્રમાણે ક્રિયાઓ કરતા હતા પણ સર્વજ્ઞ ભગવાનનું અનુપમ દર્શન ન્હોતું મળ્યું. તેથી સમ્યક્તત્ત્વ નહિ મળવાથી સમ્યગ્દર્શન પામ્યા ન હતા. પરંતુ તે બધાએ વિષયરાગ એટલો બધો દબાવેલો હતો કે એમને દેવલોકના સુખોની પણ ઝંખના નહિ.

તે તામલિ તાપસને ભવનપતિના દેવ-દેવીઓએ પોતાના ઈન્દ્ર થવા માટે નિયાણું કરવા માટે ઘણું ઘણું કહ્યું, કાલાવાલા કર્યા છતાં તામલિ તાપસે નિયાણું ન કર્યું. તેથી ત્યાંથી કાળ કરીને ઈશાન દેવલોકનો ઈન્દ્ર થયો. ને ત્યાં જલ્દી સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું. વિષયરાગને દબાવી તેમનો વૈરાગ્ય સતેજ થયો હતો તો બીજા ભવે મિથ્યાત્વ દૂર થઈ સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં વાર ન લાગી.

બંધુઓ ! આજે વીતરાગપ્રભુનું ધર્મશાસન મળ્યું છે છતાં જીવ સમ્યગ્દર્શન પામ્યો છે ખરો ? અને જો પામ્યો છે તો એ બરાબર ટકી રહ્યું છે ખરું ? તેનો આપણે દાવો કરી શકીએ છીએ ખરા ? અનંતાનુબંધી ચોકડી, સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એ ૭ પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ

થાય ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. માટે એ વિચારજો કે આત્મામાં પ્રવર્તતા ક્રોધ માન-માયા-લોભ-રાગ-દ્વેષ વગેરે છોડવા જેવા લાગ્યા છે ખરા? વિષયરાગ, સંસાર સુખોનો તથા સ્નેહીજનો પ્રત્યેનો રાગ જીવને રોવડાવે છે એવું લાગ્યું છે ખરું? (શ્રોતામાંથી અવાજ હજુ નથી લાગ્યું.) તમારા સંસારની તો વાત શું કરું? આજની સરકાર તમારા ઉપર ઈન્કમટેક્ષ, સેલટેક્ષ વગેરે નાંખે છે એટલે એને વહેપાર, નફો તથા ચોપડા બધું બતાવી દો છો ખરા? એ મોટા ટેક્ષમાં સપડાઈ ન જાવ તે માટે તો કેટલી વ્યવસ્થિત યુક્તિઓ કરે છો? છતાં આ ખોટું છે તેમ લાગે છે? હા, જો લાગે છે તો એ ધનની માયા, ધનનો રાગ છોડવા જેવા લાગ્યા?

તમારા પુણ્યોદયે અઢળક સંપત્તિ મળી, મનગમતા સુખ સગવડના સાધનો મળ્યા, પત્ની પણ ખૂબ પ્રેમાળ, આજ્ઞાંકિત અને વિનય વિવેકી મળી તો એના પર રાગ વધુ થાય છે ને? એના ઉપર લાગણી વધુ થાય ને? પરંતુ એના પર થતો રાગ, મમતા, અને આસક્તિ છોડવા જેવા લાગે છે? એવું ન લાગે પણ ઉપરથી શું કહો? આવી સદ્‌ગુણી પત્ની ઉપર તો સ્નેહ રાખવો જોઈએ ને? જ્ઞાની અહીં એ સમજાવે છે કે વિષયરાગ અને એની પાછળના બીજા ધનરાગ, આરંભ પરિગ્રહ વગેરે પાપ કરાય તેથી કર્મસત્તા વહેલો કે મોડો દંડ તો નાંખવાની છે.

દેવાનુપ્રિયો! ધન, સગવડ કે સન્માન ગુમાવીને પણ જો સજ્જનતા, દિલની દિલાવરતા, સહિષ્ણુતા, ક્ષમા, દયા વગેરે સદ્‌ગુણોની કમાણી થાય તો એના જેવી મહાન ધન્ય ઘડી અને ધન્ય પળ બીજી કઈ હોય? આપ આપના હૃદયમાં આટલા સૂત્રો કોતરી રાખજો કે **અશાશ્વત ક્ષણિક સંપત્તિ ગુમાવતાં શાશ્વત સંપત્તિ મળતી હોય તો મારે લેવી છે. માટીની માયા જવા દઈને આત્માની અખૂટ સમૃદ્ધિ આવતી હોય તો લેવી છે. પરના માલ વેચાઈ જતાં સ્વના (આત્માના) કિંમતી માલ મળતા હોય તો લેવા છે.** આ સોનેરી વાક્યો ખાસ યાદ રાખજો.

શાંતિનાથ પ્રભુનો જીવ મેઘરથ રાજાની વાત તો આપે સાંભળી છે ને? મેઘરથ રાજાએ પોતાને શરણે આવેલા પારેવાનું બાજપક્ષીથી રક્ષણ કર્યું. આ તો તેમની દેવપરીક્ષા હતી. તેથી બાજપક્ષી કહે-મારે તો જીવતા પારેવામાંથી કાપેલું તાજું માંસ જોઈએ. ત્યારે રાજાએ શું કર્યું? પારેવાનું બલીદાન દીધું! ના....ના. એમણે તો ત્રાજવું મંગાવી પારેવાના વજન જેટલું માંસ પોતાના શરીરમાંથી કાપી આપવાનું શરૂ કર્યું? પારેવાનું વજન તો કેટલું? થોડું. પરંતુ આ તો દૈવ માયા છે. એટલે રાજા પોતાના શરીરમાંથી માંસના ટુકડે ટુકડા કાઢી પારેવાના પલ્લાની સામે પલ્લામાં મૂકે જાય છે. છતાં પારેવાનું પલ્લું નીચું ને નીચું રહે છે. ત્યારે છેવટે પોતે સમગ્ર પોતાનું

થાય ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. માટે એ વિચારજો કે આત્મામાં પ્રવર્તતા ક્રોધ માન–માયા–લોભ–રાગ–દ્વેષ વગેરે છોડવા જેવા લાગ્યા છે ખરા? વિષયરાગ, સંસાર સુખોનો તથા સ્નેહીજનો પ્રત્યેનો રાગ જીવને રોવડાવે છે એવું લાગ્યું છે ખરું? (શ્રોતામાંથી અવાજ હજુ નથી લાગ્યું.) તમારા સંસારની તો વાત શું કરું? આજની સરકાર તમારા ઉપર ઈન્કમટેક્ષ, સેલટેક્ષ વગેરે નાંખે છે એટલે એને વહેપાર, નફો તથા ચોપડા બધું બતાવી દો છો ખરા? એ મોટા ટેક્ષમાં સપડાઈ ન જાવ તે માટે તો કેટલી વ્યવસ્થિત યુક્તિઓ કરે છો? છતાં આ ખોટું છે તેમ લાગે છે? હા, જો લાગે છે તો એ ધનની માયા, ધનનો રાગ છોડવા જેવા લાગ્યા?

તમારા પુણ્યોદયે અઢળક સંપત્તિ મળી, મનગમતા સુખ સગવડના સાધનો મળ્યા, પત્ની પણ ખૂબ પ્રેમાળ, આજ્ઞાંકિત અને વિનય વિવેકી મળી તો એના પર રાગ વધુ થાય છે ને? એના ઉપર લાગણી વધુ થાય ને? પરંતુ એના પર થતો રાગ, મમતા, અને આસક્તિ છોડવા જેવા લાગે છે? એવું ન લાગે પણ ઉપરથી શું કહો? આવી સદ્‌ગુણી પત્ની ઉપર તો સ્નેહ રાખવો જોઈએ ને? જ્ઞાની અહીં એ સમજાવે છે કે વિષયરાગ અને એની પાછળના બીજા ધનરાગ, આરંભ પરિગ્રહ વગેરે પાપ કરાય તેથી કર્મસત્તા વહેલો કે મોડો દંડ તો નાંખવાની છે.

દેવાનુપ્રિયો! ધન, સગવડ કે સન્માન ગુમાવીને પણ જો સજ્જનતા, દિલની દિલાવરતા, સહિષ્ણુતા, ક્ષમા, દયા વગેરે સદ્‌ગુણોની કમાણી થાય તો એના જેવી મહાન ધન્ય ઘડી અને ધન્ય પળ બીજી કઈ હોય? આપ આપના હૃદયમાં આટલા સૂત્રો કોતરી રાખજો કે **અશાશ્વત ક્ષણિક સંપત્તિ ગુમાવતાં શાશ્વત સંપત્તિ મળતી હોય તો મારે લેવી છે. માટીની માયા જવા દઈને આત્માની અખૂટ સમૃદ્ધિ આવતી હોય તો લેવી છે. પરના માલ વેચાઈ જતાં સ્વના (આત્માના) કિંમતી માલ મળતા હોય તો લેવા છે.** આ સોનેરી વાક્યો ખાસ યાદ રાખજો.

શાંતિનાથ પ્રભુનો જીવ મેઘરથ રાજાની વાત તો આપે સાંભળી છે ને? મેઘરથ રાજાએ પોતાને શરણે આવેલા પારેવાનું બાજપક્ષીથી રક્ષણ કર્યું. આ તો તેમની દેવપરીક્ષા હતી. તેથી બાજપક્ષી કહે–મારે તો જીવતા પારેવામાંથી કાપેલું તાજું માંસ જોઈએ. ત્યારે રાજાએ શું કર્યું? પારેવાનું બલીદાન દીધું! ના....ના. એમણે તો ત્રાજવું મંગાવી પારેવાના વજન જેટલું માંસ પોતાના શરીરમાંથી કાપી આપવાનું શરૂ કર્યું? પારેવાનું વજન તો કેટલું? થોડું. પરંતુ આ તો દૈવ માયા છે. એટલે રાજા પોતાના શરીરમાંથી માંસના ટુકડે ટુકડા કાઢી પારેવાના પલ્લાની સામે પલ્લામાં મૂકે જાય છે. છતાં પારેવાનું પલ્લું નીચું ને નીચું રહે છે. ત્યારે છેવટે પોતે સમગ્ર પોતાનું

ઉતરે? તમારે સ્ટેશને જવું છે, કોઈ વાહન ના મળ્યું તેથી ચાલીને જવું પડયું. ચાલતાં ચાલતાં થાકી જાવ ત્યારે મનમાં થાય ને કે કયારે સ્ટેશન આવે? આ બધા વિચાર આવે છે પણ કદી વિચાર થાય છે કે હવે હું ભવ ભ્રમણથી થાકયો છું તો હે ભગવાન! હવે મોક્ષનું સ્ટેશન કયારે મળશે?

અજ્ઞાની જીવને સંસારના સુખોનો રાગ અને વિષય રાગ છૂટવો ઘણો મુશ્કેલ છે. એને મનગમતા સુખ અને વિષયો મળે ત્યારે તેમાં ઓતપ્રોત બની જાય છે. પછી એને એ કડવા ઝેર લાગે કયાંથી? વિષયભોગ કડવાને બદલે પ્રિય લાગવાનું કારણ મિથ્યાદર્શન છે. તે અસત્ વસ્તુને સત્ માનવાની પ્રેરણા આપે છે. મિથ્યાદર્શન એ આત્માનો અવગુણ છે. અને સમ્યક્દર્શન એ આત્માનો ગુણ છે. સમ્યક્દર્શનને અટકાવનાર મિથ્યાત્વ મોહનીય છે. મિથ્યાત્વ મોહનીય જીવને સાચાને સાચું માનવા દેતો નથી. મિથ્યાત્વ મોહનીયના ઉદયથી જીવ સાચાને ખોટું માને છે. અને ખોટાને સાચું માને છે. હેય ઉપાદેય લાગે છે ને ઉપાદેય હેય લાગે છે. જેને સર્વજ્ઞ ભગવાનનું શાસન નથી મળ્યું તેને સર્વજ્ઞના બતાવેલા માર્ગ ઉપર શ્રધ્ધા ન થાય અને અસર્વજ્ઞના કહેલા કલ્પિત તત્ત્વ કે જે ખરેખર અતત્ત્વ રૂપ છે એનો બોધ મળવાથી એની શ્રધ્ધા થાય છે. એને એ તત્ત્વ સાચા છે એમ લાગે છે. આ બધું મિથ્યાત્વ મોહનીય કર્મના કારણે થાય છે. અન્ય દર્શનોમાં ભતૃહરિ, પતંજલીની વાત આવે છે. જૈનદર્શનમાં તામલી તાપસની વાત આવે છે. આ બધા વૈરાગ્ય રંગે રંગાઇ ઘરબાર, વૈભવ વિલાસ, તથા સંસારના સુખો છોડી વનવાસી બન્યા હતા. તેમના ધર્મના નિયમ પ્રમાણે ક્રિયાઓ કરતા હતા પણ સર્વજ્ઞ ભગવાનનું અનુપમ દર્શન ન્હોતું મળ્યું. તેથી સમ્યક્તત્ત્વ નહિ મળવાથી સમ્યગ્દર્શન પામ્યા ન હતા. પરંતુ તે બધાએ વિષયરાગ એટલો બધો દબાવેલો હતો કે એમને દેવલોકના સુખોની પણ ઝંખના નહિ.

તે તામલિ તાપસને ભવનપતિના દેવ-દેવીઓએ પોતાના ઈન્દ્ર થવા માટે નિયાણું કરવા માટે ઘણું ઘણું કર્યું, કાલાવાલા કર્યા છતાં તામલિ તાપસે નિયાણું ન કર્યું. તેથી ત્યાંથી કાળ કરીને ઈશાન દેવલોકનો ઈન્દ્ર થયો. ને ત્યાં જલ્દી સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું. વિષયરાગને દબાવી તેમનો વૈરાગ્ય સતેજ થયો હતો તો બીજા ભવે મિથ્યાત્વ દૂર થઈ સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં વાર ન લાગી.

બંધુઓ! આજે વીતરાગપ્રભુનું ધર્મશાસન મળ્યું છે છતાં જીવ સમ્યગ્દર્શન પામ્યો છે ખરો? અને જો પામ્યો છે તો એ બરાબર ટકી રહ્યું છે ખરું? તેનો આપણે દાવો કરી શકીએ છીએ ખરા? અનંતાનુબંધી ચોકડી, સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એ ૭ પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ

થાય ત્યારે સમ્યકૃત્વ પ્રાપ્ત થાય છે. માટે એ વિચારજો કે આત્મામાં પ્રવર્તતા ક્રોધ માન–માયા–લોભ–રાગ–દ્વેષ વગેરે છોડવા જેવા લાગ્યા છે ખરા? વિષયરાગ, સંસાર સુખોનો તથા સ્નેહીજનો પ્રત્યેનો રાગ જીવને રોવડાવે છે એવું લાગ્યું છે ખરું? (શ્રોતામાંથી અવાજ હજુ નથી લાગ્યું.) તમારા સંસારની તો વાત શું કરું? આજની સરકાર તમારા ઉપર ઈન્કમટેક્ષ, સેલટેક્ષ વગેરે નાંખે છે એટલે એને વહેપાર, નફો તથા ચોપડા બધું બતાવી દો છો ખરા? એ મોટા ટેક્ષમાં સપડાઈ ન જાવ તે માટે તો કેટલી વ્યવસ્થિત યુક્તિઓ કરો છો? છતાં આ ખોટું છે તેમ લાગે છે? હા, જો લાગે છે તો એ ધનની માયા, ધનનો રાગ છોડવા જેવા લાગ્યા?

તમારા પુણ્યોદયે અઢળક સંપત્તિ મળી, મનગમતા સુખ સગવડના સાધનો મળ્યા, પત્ની પણ ખૂબ પ્રેમાળ, આજ્ઞાંકિત અને વિનય વિવેકી મળી તો એના પર રાગ વધુ થાય છે ને? એના ઉપર લાગણી વધુ થાય ને? પરંતુ એના પર થતો રાગ, મમતા, અને આસક્તિ છોડવા જેવા લાગે છે? એવું ન લાગે પણ ઉપરથી શું કહો? આવી સદ્‌ગુણી પત્ની ઉપર તો સ્નેહ રાખવો જોઈએ ને? જ્ઞાની અહીં એ સમજાવે છે કે વિષયરાગ અને એની પાછળના બીજા ધનરાગ, આરંભ પરિગ્રહ વગેરે પાપ કરાય તેથી કર્મસત્તા વહેલો કે મોડો દંડ તો નાંખવાની છે.

દેવાનુપ્રિયો! ધન, સગવડ કે સન્માન ગુમાવીને પણ જો સજ્જનતા, દિલની દિલાવરતા, સહિષ્ણુતા, ક્ષમા, દયા વગેરે સદ્‌ગુણોની કમાણી થાય તો એના જેવી મહાન ધન્ય ઘડી અને ધન્ય પળ બીજી કઈ હોય? આપ આપના હૃદયમાં આટલા સૂત્રો કોતરી રાખજો કે **અશાશ્વત ક્ષણિક સંપત્તિ ગુમાવતાં શાશ્વત સંપત્તિ મળતી હોય તો મારે લેવી છે. માટીની માયા જવા દઈને આત્માની અખૂટ સમૃદ્ધિ આવતી હોય તો લેવી છે. પરના માલ વેચાઈ જતાં સ્વના (આત્માના) કિંમતી માલ મળતા હોય તો લેવા છે.** આ સોનેરી વાક્યો ખાસ યાદ રાખજો.

શાંતિનાથ પ્રભુનો જીવ મેઘરથ રાજાની વાત તો આપે સાંભળી છે ને? મેઘરથ રાજાએ પોતાને શરણે આવેલા પારેવાનું બાજપક્ષીથી રક્ષણ કર્યું. આ તો તેમની દેવપરીક્ષા હતી. તેથી બાજપક્ષી કહે–મારે તો જીવતા પારેવામાંથી કાપેલું તાજું માંસ જોઈએ. ત્યારે રાજાએ શું કર્યું? પારેવાનું બલીદાન દીધું! ના....ના. એમણે તો ત્રાજવું મંગાવી પારેવાના વજન જેટલું માંસ પોતાના શરીરમાંથી કાપી આપવાનું શરૂ કર્યું? પારેવાનું વજન તો કેટલું? થોડું. પરંતુ આ તો દેવ માયા છે. એટલે રાજા પોતાના શરીરમાંથી માંસના ટુકડે ટુકડા કાઢી પારેવાના પલ્લાની સામે પલ્લામાં મૂકે જાય છે. છતાં પારેવાનું પલ્લું નીચું ને નીચું રહે છે. ત્યારે છેવટે પોતે સમથ પોતાનું

શરીર પલ્લામાં મૂકી દે છે ને શું બોલે છે? લે, આ આખા શરીરથી તારું પેટ ભર પણ પારેવાને મારીશ નહિ.

બંધુઓ! અહીં આપણે એ સમજવું છે કે પોતાના શરીરમાંથી માંસના ટુકડે ટુકડા કાપીને ત્રાજવામાં મૂકતા ગયા હશે તે સમયે તેમની ભાવના અને વિચારણા કેવી સુંદર હશે કે ભયંકર પીડા પોતે હોંશથી ઉભી કરીને હસતે મુખડે સહન કરતા ગયા! તેમની સામે તો ફક્ત એક બાજપક્ષી છે. બાજ એટલે સામાન્ય પંખી અને આ તો પોતે મોટા રાજા હતા. તો તેઓ શું એક પંખીને ધુત્કારીને ન કહી શકત કે બીજા નિર્દોષ, બિનઅપરાધી જીવની હિંસા કરવાવાળા બાજ તું અહીંથી ચાલ્યો જા. શું હું મારા શરણે આવેલા પારેવાની તને હિંસા કરવા દઉં? એ કદી નહીં બને. તું અહીંથી દૂર ભાગી જા. આ રીતે શા માટે ન ધૂતકાર્યું? કદાચ આપ કહેશો કે બાજ પંખી હોવા છતાં મનુષ્યની ભાષા બોલે છે. એટલે તેના ઉપરથી રાજાએ અનુમાન કર્યું હશે કે આ પક્ષી નહિ પણ કોઈ દેવમાયા હશે તેથી ન ધૂત્કાર્યા હોય. તો હું આપને કહું કે તે રાજા ભલે તેને ધૂતકારે નહિ પરંતુ તે સ્પષ્ટ શબ્દોમાં તેનો ઈન્કાર તો કરી શકે ને કે મારા શરણે આવેલું પારેવું તને ક્યારે પણ નહિ મળે. આ માલ તારો કંઈ થોડો છે? મારા શરણે આવ્યું છે ને મારે તેનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે. આ રીતે ઈન્કાર તો ન કર્યો પણ ઉપરથી પોતાના દેહનું બલીદાન દઈને બાજપક્ષીને સંતોષવા તૈયાર થયા. અહાહા....શું તેમના દિલની ઉદારતા! શું તેમનો દયાભાવ અને કેટલી ન્યાયપ્રિયતા! આજે છે જીવોમાં આવી ઉદારતા, દયા અને ન્યાયનિષ્ઠા! પોતાના દેહનું રક્ષણ કરતાં બીજાનું ભલું થાય તો કરવું છે પણ પોતાનું ગુમાવીને બીજાનું રક્ષણ કરવા કોઈ તૈયાર નથી.

પારેવાની દયા માટે, તેના રક્ષણ માટે ને પોતાનું બલિદાન આપવામાં તેમણે શું વિચારણા કરી હશે? **અસાર એવા શરીરને ગુમાવીને દયા, પરોપકારતા સહિષ્ણુતા, ક્ષમા આદિ સારરૂપ કમાવા મળે છે. અનિત્ય અને અસાર દેહથી જો નિત્ય અને ધર્મના સારભૂત દયા સ્વરૂપ આત્મસંપત્તિ પ્રાપ્ત થતી હોય તો તેના જેવી અમૂલ્ય ધન્ય ઘડી બીજી કઈ? માટે એ તો કમાઈ લેવા દે.** એ માટે શરીરનો નાશ થાય તો ભલે થાય પણ શરીર જતાં દયાની આત્મ સંપત્તિ તો મળે છે ને? શરીરના નાશે દયારૂપ નિત્ય સંપત્તિ મળતી હોય તો એ કોલસા ગુમાવીને હીરા કમાવા જેવું છે. શરીર તો નાશવંત છે. એક દિવસ તે અગ્નિમાં બળી જવાનું છે. જ્યારે આત્માએ કમાવેલી દયારૂપ સંપત્તિ આત્માની સાથે આવવાની. અહાહા........કેવી સુંદર વિચારધારા! દેહ એ તો પર વસ્તુ છે. આત્માની નથી. કારણ કે શરીર જડપુદ્ગલ છે. ત્યારે આત્મા તો અરૂપી

ચેતન વસ્તુ છે. જડ એ ક્યારે પણ ચેતનનો માલ ન બની શકે. જડ અને ચેતનના માલ–માલિકી ભાવ ક્યાંથી હોઈ શકે? તેથી તો ચેતન એવા આત્માએ શરીર માટે પાપ કર્યા પણ અંતે એ શરીરને છોડવું પડે છે. પછી બીજું શરીર ધારણ કર્યું એટલે બીજા માટે પાપ કરવા પડે છે. જો પોતાની માલિકીનો માલ હોય તો શું કામ ગુમાવવું પડે? તેથી સમજાય છે કે દેહ એ આત્માની વસ્તુ નથી. એ તો પર છે. દયા માટે પરને જતું કરીને આત્માનો માલ દયા આદિ મળતો હોય તો શા માટે તે ન લેવો? દયા એ તો એવો મહાન ગુણ છે કે જે આત્માની સાથે બરાબર ભળી જઈ ને આવડત અને પુરૂષાર્થ હોય તો અનંત દયા સુધી વિકસી જાય છે.

મેઘરથ રાજા હજુ આગળ શું વિચાર કરે છે? આ દેહ તો અસાર છે. કારણ કે તેમાં મલીન પદાર્થો ભરેલા છે. ને અંતે બળીને રાખ થવાનો છે. જનાવર મરી ગયા પછી તેનું ચામડું કામ લાગે પણ માનવની કાયાનું તો એક અંગ પણ ઉપયોગી બનતું નથી. તો આવી અસાર કાયાનો મોહ શા માટે રાખવો જોઈએ? અનાદિ કાળથી આત્મા એ મોહમાં ભૂલ્યો છે ને આત્માનું નિકંદન કાઢયું છે. માટે અસાર કાયાથી દયા કમાઈ લેવી એ મહાસારભૂત છે. કારણ કે દયા જીવને દુર્ગતિના પાપથી બચાવે ને પોતાના આત્માને સારભૂત સંપત્તિ કમાવી આપે. રાજાએ આવી સુંદર આત્મવિચારણા કરી એટલે ક્ષણભંગુર, અનિત્ય અને અસાર દેહને જતો કરી અવિનાશી, શાશ્વત અને સારભૂત દયા આદિ આત્માના ગુણો હોંશેથી કમાઈ લેવાનું સ્વીકાર્યું. મેઘરથ રાજાના દાખલાથી આપણે પણ એ સમજવાનું છે કે શું અશાશ્વત શરીર કે શું લક્ષ્મી અથવા શું સંસાર સુખ સગવડો ખોઈને પણ અવિનાશી સુકૃતો કે સદ્ગુણો કમાઈ લેવાના મળતા હોય તો એ સોનેરી તક ગુમાવવી ન જોઈએ.

આપણો ચાલુ અધિકાર પ્રભાવંતી રાણીનો દોહદ પૂરો કરવા પાસે રહેનારા વાણવ્યંતર દેવોએ તરત જળ અને સ્થળમાં ઉત્પન્ન થએલા પાંચ રંગના પુષ્પોને કુંભ પરિમાણમાં અને ભાર પરિમાણમાં કુંભરાજાના મહેલ ઉપર મૂકી દીધા. પાટલ વગેરેના પુષ્પો જેમાં ગૂંથેલા છે અને જે આંખને માટે સુખદ ને જેનો સ્પર્શ પણ અતિ આનંદદાયક છે અને જેમાંથી ચારે બાજુ સુગંધ મ્હેંકી રહી છે એવો એક મોટો ભારે શ્રીદામકાંડ પણ વાણવ્યંતરો ત્યાં લાવ્યા. ત્યાર બાદ પ્રભાવંતી દેવીએ જળસ્થળના વિકસિત પાંચ રંગના પુષ્પોથી સમાચ્છાદિત શય્યા ઉપર બેસીને, શયન કરીને, પાટલ વગેરેના પુષ્પોથી ગૂંથાયેલા સુગંધિત શ્રીદામકાંડ ને સુંઘીને પોતાના દોહદને પૂર્ણ કર્યો. આ રીતે જેનો દોહદ સંપૂર્ણ રીતે પૂર્ણ થયો છે અને રાજા વગેરેએ પણ જેના દોહદને સન્માન્યો છે એવા પ્રશસ્ત દોહદવાળી પ્રભાવંતી રાણી આનંદપૂર્વક પોતાના દિવસો પસાર કરવા લાગી.

પ્રભાવંતી દેવીને ગર્ભનું પાલન કરતાં નવમાસ અને ઉપર સાડા સાત દિવસ રાતનો સમય થયો ત્યારે હેમંતઋતુના (શિયાળામાં) પ્રથમ માસના બીજા પક્ષમાં અર્થાત્ માગશર માસની સુદ ૧૧ના દિવસે પહેલી રાત્રી પસાર થયા બાદ અશ્વિની નક્ષત્રમાં જ્યારે તે નક્ષત્રનો યોગ ચન્દ્રની સાથે બરાબર થઈ રહ્યો હતો, સૂર્ય વિગેરે ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હતા, આખી નગરીની જનતામાં આનંદના, હર્ષના મોજાંઓ ઉછળી રહ્યા હતા તે સમયે પ્રભાવંતી રાણીએ ક્લેશ અને દુઃખ રહિત થઈને ૧૯ માં તીર્થંકરપ્રભુને જન્મ આપ્યો.

ઉત્તમ આત્મા માતાના ગર્ભમાં આવે ત્યારથી તેમના ગુણનો પ્રભાવ પડે છે. જ્યારે ઉત્તમ આત્માનો જન્મ થવાનો હોય ત્યારે ગ્રહ, નક્ષત્ર, બધાના યોગ ઉંચા હોય, દિશાઓ, પવન, ઋતુ વિગેરે બધું અનુકૂળ હોય, કદાચ રોગચાળો ચાલતો હોય તો તે મટી જાય. લીલો કે સૂકો એકે દુષ્કાળ ન પડે. ઉર્ધ્વ; અધો ને ત્રીછો ત્રણે લોકમાં અજવાળા થાય, બે ઘડી માટે નારકીના જીવોને મારકૂટ, છેદનભેદન બધું બંધ થઈ જાય. તે સમયે કોઈ કોઈ જીવો સમ્યક્ત્વ પણ પામી જાય. આવા પુણ્યવંતા જીવો માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય ત્યારથી ગર્ભમાં રહે ત્યાં સુધી માતાને કોઈ પણ જાતની પીડા કે કિલામના થતી નથી. તે માતાના ગર્ભમાં ત્રણ જ્ઞાન લઈને આવે છે. આવા મહાન પ્રભુનો માગશર સુદ ૧૧ના શુભ દિવસે જન્મ થયો. પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવા માટે દેવો પણ આનંદભેર પ્રભુની પાસે આવે છે.

**तेणं कालेणं तेणं समएणं अहोलोग वत्थवाओ अट्ठ दिसाकुमारीओ—महयरीयाओ।**

તે કાળ ને તે સમયે તીર્થંકર પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવા માટે અધોલોકમાં ગજદંતા પર્વતની નીચે રહેવાવાળી આઠ દેવીઓ ચારે દિશા અથવા વિદિશામાંથી આવી. તેમજ ૫૬ દિક્કુમારીઓ અને ૬૪ ઈન્દ્રો આવ્યા. આમ તો દેવને મૃત્યુલોકના માનવીની ૫૦૦ જોજન સુધી દૂર દુર્ગંધ આવે છે. પરંતુ તેમને પ્રભુના કલ્યાણીક ઉજવવાનો એટલો રસ ને આનંદ હોય છે કે ત્યારે તે બધું ભૂલી જાય છે. તમને કોઈ કામમાં રસ હોય તો એ કામ કરતાં થાક નહિ લાગે ને કંટાળો પણ નહિ આવે. પણ જો કામમાં રસ નથી તો સામાન્ય કામમાં પણ થાકી જાવ છો. તેમ પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવાનો હોય ત્યારે દેવોના હૈયા આનંદથી થનથની ઉઠે છે. તે તેમાં પોતાના જીવનને મહાન ધન્ય માને છે. જે આઠ દિક્કુમારીઓ આવી છે. તેમના નામ આ પ્રમાણે છે. **ભોગંકરા, ભોગવતી, સુભોગા, ભોગમાલિની, સુવત્સા, વત્સમિત્રા, વારિષેણા અને બાલહકા".** આ દેવીઓ, ૫૬ દિક્કુમારીઓ, દેવો તથા ઈન્દ્રો બધા ભગવાનને જન્મમહોત્સવ ઉજવવા મેરૂ પર્વત ઉપર નંદીશ્વર દ્વીપમાં લઈ જાય છે. ઈન્દ્ર ભગવાનને ખોળામાં રાખે છે ને બધા ઈન્દ્રો પાણીની ધાર કરી

પ્રભાવંતી દેવીને ગર્ભનું પાલન કરતાં નવમાસ અને ઉપર સાડા સાત દિવસ રાતનો સમય થયો ત્યારે હેમંતઋતુના (શિયાળામાં) પ્રથમ માસના બીજા પક્ષમાં અર્થાત્ માગશર માસની સુદ ૧૧ના દિવસે પહેલી રાત્રી પસાર થયા બાદ અશ્વિની નક્ષત્રમાં જ્યારે તે નક્ષત્રનો યોગ ચન્દ્રની સાથે બરાબર થઈ રહ્યો હતો, સૂર્ય વિગેરે ગ્રહો ઉચ્ચ સ્થાનમાં હતા, આખી નગરીની જનતામાં આનંદના, હર્ષના મોજાંઓ ઉછળી રહ્યા હતા તે સમયે પ્રભાવંતી રાણીએ ક્લેશ અને દુઃખ રહિત થઈને ૧૯ માં તીર્થંકરપ્રભુને જન્મ આપ્યો.

ઉત્તમ આત્મા માતાના ગર્ભમાં આવે ત્યારથી તેમના ગુણનો પ્રભાવ પડે છે. જ્યારે ઉત્તમ આત્માનો જન્મ થવાનો હોય ત્યારે ગ્રહ, નક્ષત્ર, બધાના યોગ ઉંચા હોય, દિશાઓ, પવન, ઋતુ વિગેરે બધું અનુકૂળ હોય, કદાચ રોગચાળો ચાલતો હોય તો તે મટી જાય. લીલો કે સૂકો એકે દુષ્કાળ ન પડે. ઉર્ધ્વ; અધો ને ત્રીછો ત્રણે લોકમાં અજવાળા થાય, બે ઘડી માટે નારકીના જીવોને મારકૂટ, છેદનભેદન બધું બંધ થઈ જાય. તે સમયે કોઈ કોઈ જીવો સમ્યક્ત્વ પણ પામી જાય. આવા પુણ્યવંતા જીવો માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય ત્યારથી ગર્ભમાં રહે ત્યાં સુધી માતાને કોઈ પણ જાતની પીડા કે કિલામના થતી નથી. તે માતાના ગર્ભમાં ત્રણ જ્ઞાન લઈને આવે છે. આવા મહાન પ્રભુનો માગશર સુદ ૧૧ના શુભ દિવસે જન્મ થયો. પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવા માટે દેવો પણ આનંદભેર પ્રભુની પાસે આવે છે.

**तेणं कालेणं तेणं समएणं अहोलोग वत्थवाओ अट्ठ दिसाकुमारीओ–महयरीयाओ।**

તે કાળ ને તે સમયે તીર્થંકર પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવા માટે અધોલોકમાં ગજદંતા પર્વતની નીચે રહેવાવાળી આઠ દેવીઓ ચારે દિશા અથવા વિદિશામાંથી આવી. તેમજ ૫૬ દિક્કુમારીઓ અને ૬૪ ઈન્દ્રો આવ્યા. આમ તો દેવને મૃત્યુલોકના માનવીની ૫૦૦ જોજન સુધી દૂર દુર્ગંધ આવે છે. પરંતુ તેમને પ્રભુના કલ્યાણીક ઉજવવાનો એટલો રસ ને આનંદ હોય છે કે ત્યારે તે બધું ભૂલી જાય છે. તમને કોઈ કામમાં રસ હોય તો એ કામ કરતાં થાક નહિ લાગે ને કંટાળો પણ નહિ આવે. પણ જો કામમાં રસ નથી તો સામાન્ય કામમાં પણ થાકી જાવ છો. તેમ પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવાનો હોય ત્યારે દેવોના હૈયા આનંદથી થનથની ઉઠે છે. તે તેમાં પોતાના જીવનને મહાન ધન્ય માને છે. જે આઠ દિક્કુમારીઓ આવી છે. તેમના નામ આ પ્રમાણે છે. **ભોગંકરા, ભોગવતી, સુભોગા, ભોગમાલિની, સુવત્સા, વત્સમિત્રા, વારિષેણા અને બાલહકા''.** આ દેવીઓ, ૫૬ દિક્કુમારીઓ, દેવો તથા ઈન્દ્રો બધા ભગવાનને જન્મમહોત્સવ ઉજવવા મેરૂ પર્વત ઉપર નંદીશ્વર દ્વીપમાં લઈ જાય છે. ઈન્દ્ર ભગવાનને ખોળામાં રાખે છે ને બધા ઈન્દ્રો પાણીની ધાર કરી

નવરાવે છે. તે સમયે બધા દેવોને એટલો હરખ હોય છે કે તે તેમના દેવલોકના સુખો પણ ભૂલી જાય છે. જંબુદ્વીપપન્નતિમાં તીર્થંકરના જન્મ વિષે સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. તેવું વર્ણન અહીં પણ જાણવું. मिहिलाए कुंभयस्स प्रभावईए अभिलाओ। મિથિલા નગરી, કુંભરાજા અને પ્રભાવતીના સંબંધ વિષે વિશેષ વર્ણન કરવામાં આવે છે. યાવત્ નંદીશ્વરદ્વીપમાં જઈને અઠ્ઠાઈ મહોત્સવ કર્યો. ત્યાં સુધી બધી વાત સમજવી.

तयाणं कुंभएराया बहूहिं भवणवइ ४ तित्थयर जायकम्मं जाव नामकरणं ।

ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક દેવોએ બધાએ સારી રીતે પ્રભુનો જન્મમહોત્સવ ઉજવી લીધા પછી પ્રભુને કુંભરાજા અને પ્રભાવતી રાણીની પાસે મૂકી દે છે. પછી કુંભરાજા પ્રભુનો જન્મમહોત્સવ ઉજવે છે. રાજા-રાણીને તથા સારી પ્રજાને હર્ષનો પાર નથી. ઘરઘર તોરણ બંધાય છે. શરણાઈઓના નાદથી સારી મિથિલા નગરી ગુંજી ઉઠી છે. રાજાએ બધા બંધીવાનોને છોડી મૂકયા. પ્રભુનો જન્મ થતાં રોગીઓના રોગ શાંત થયા અને સારું વાતાવરણ આનંદમય શાંત બની ગયું. હવે તે પ્રભુનું નામ શું પાડવું તે માતા-પિતા વિચાર કરે છે. ભગવાન થનાર આત્માનું માતા-પિતા કયા આધારે શું નામ પાડશે તે વાત અવસરે.

ચરિત્ર: અયોધ્યા નગરીની બહાર ઉદ્યાનમાં કોઈ જ્ઞાની ગુરૂ પધાર્યાના સમાચાર સાંભળતાં મણિભદ્ર અને પૂર્ણભદ્ર બંનેના હૈયા હર્ષથી છલકાઈ ગયા. આ બંને ભાઇઓ ખૂબ હર્ષથી જ્ઞાની ગુરૂને વંદન કરવા માટે જાય છે ત્યારે માર્ગમાં એક ચંડાળ એક કૂતરીને લઈને જતો જોયો. આ કૂતરી તથા ચંડાળને જોતાં બંને ભાઈઓને તેના પ્રત્યે ખૂબ પ્રેમ જાગ્યો. અને બંને ભાઈઓની આંખો કૂતરી અને ચંડાળને જોઇને સ્થિર થઈ ગઈ. કારણ કે રાગ અને દ્વેષ પહેલાં આંખો વડે પ્રગટ થાય છે. આ બંને ભાઈઓને એમ થયું કે જાણે આ કૂતરીને ઉંચકી લઈએ! ચંડાળને ભેટી પડીએ! ત્યારે ચંડાળ અને કૂતરીને પણ તે બંને પુત્રો પ્રત્યે એવો પ્રેમ જાગ્યો કે એમને આપણે ભેટી પડીએ! પણ આ બંને ભાઇઓ વિચાર કરવા લાગ્યા કે આપણે કૂતરીને રમાડીએ કે ચંડાળને ભેટી પડીએ ને કોઈ જોઈ જશે તો એમ કહેશે કે આ મોટા શ્રીમંત શેઠીયા આ કૂતરી તથા ચંડાળમાં શું પાગલ બન્યા છે? એમ વિચાર કરીને બંને ભાઈઓ આગળ ચાલ્યા ત્યારે પૂર્વના સ્નેહને કારણે કૂતરી અને ચંડાળ બંને તેમની પાછળ ચાલ્યા. આ બંને ભાઈઓ ગુરૂને વંદન કરીને તેમની પાસે બેઠા ત્યારે પેલા બે કૂતરી અને ચંડાળ પણ ત્યાં જઈને બેસી ગયા. એટલે મુનિએ તેમને ધર્મનો ઉપદેશ આપ્યો.

ગુરૂનો ઉપદેશ સાંભળી બંને ભાઈઓને ખૂબ આનંદ થયો. ઉપદેશ સાંભળ્યા

પછી ફરીને ગુરૂને વંદન કરીને પૂછ્યુ. હે ગુરૂદેવ ! અમે આપના દર્શન કરવા આવતાં હતા ત્યાં માર્ગમાં આ સામે બેઠા તે કૂતરી અને ચંડાળ અમને માર્ગમાં મળ્યા. એમને જોઈને અમને તેમના પ્રત્યે ખૂબ પ્રેમ આવે છે. તેનું કારણ શું ? તે આપ કૃપા કરીને અમને કહો.

**"કુતરી, ચંડાળ, તથા મણિભદ્ર અને પૂર્ણભદ્રનો પૂર્વભવ મુનિ કહે છે"**: આ મુનિ ત્રણ જ્ઞાનથી યુક્ત હતા. તેમણે કહ્યું કે તમને એમને જોઈને આનંદ થાય છે, તેમના પ્રત્યે પ્રેમ જાગે છે તેનું કારણ પૂર્વજન્મનો સ્નેહ છે. આ બંને પૂર્વભવમાં શાલીગ્રામમાં જન્મ્યા હતા. તેમાં આ ચંડાળ છે તે પૂર્વે સોમદત્ત નામનો બ્રાહ્મણ હતો ને આ કૂતરી અગ્નિલા નામની બ્રાહ્મણી હતી. બંને પતિ-પત્ની હતા. અને તમે બંને ભાઈ એમના પુત્રો હતા. મોટાનું નામ અગ્નિભૂતિ અને નાનાનું નામ વાયુભૂતિ હતું. આ તમારા માતાપિતા મહામિથ્યાત્વી અને જૈન ધર્મનાં દ્વેષી હતાં. વેદના અભ્યાસમાં લીન હતા. તમને બંનેને પણ વેદનો અભ્યાસ ખૂબ કરાવ્યો હતો. તમે બંને એક વખત જૈન સાધુની સાથે વાદ કરતાં હારી ગયા તેથી તમારા પિતા તમારા ઉપર ખૂબ ગુસ્સે થયાં ને કહ્યું તમે ભલે શાસ્ત્રમાં હારી ગયા પણ શસ્ત્રવિદ્યાનો ઉપયોગ કરીને સાધુને મારી નાંખવા હતાં ને ? એણે તમારું કેટલું અપમાન કર્યું.

આ પ્રમાણે પિતાના વચન સાંભળીને તમે રાત્રે મુનિને શસ્ત્રથી મારી નાંખવા માટે ગયા. ત્યારે મુનિના ચારિત્રના પ્રભાવથી ક્ષેત્રપાળ દેવે તેમનું રક્ષણ કરવા માટે તમને સ્થિર કરી દીધા. તમારા ઉપર આવું સંકટ આવ્યું ત્યારે તે કષ્ટમાંથી છૂટવા માટે તેમણે ને તમે જૈનધર્મ સ્વીકાર્યો. પણ તેમણે પછી જૈનધર્મ છોડી દીધો ને ધર્મની ખૂબ હીલણા, નિંદા કરવા લાગ્યા. જ્યારે તમે બારવ્રત અંગીકાર કરીને તેનું પાલન કર્યું. ઘોર પાપ બાંધતા તમારા માતા-પિતા ત્યાંથી મરીને પહેલી નરકમાં પાંચ પલ્યોપમના આયુષ્યવાળા નારકી થયા ને તમે બંને ભાઈઓએ શ્રદ્ધાપૂર્વક જૈન ધર્મનું પાલન કર્યું. તેથી તમે બંને ત્યાંથી મરીને પાંચ પલ્યોપમની સ્થિતિવાળા દેવ થયા, આ બંને જીવો નરકમાં પાંચ પલ્યોપમનું આયુષ્ય ભોગવીને અયોધ્યા નગરીમાં ચંડાળ અને કૂતરીપણે ઉત્પન્ન થયા છે. અને તમે બંને પહેલા દેવલોકે પાંચ પલ્યોપમ સુધી દેવલોકનાં સુખો ભોગવી સાગરદત્ત શેઠના પુત્ર થયા છો. એટલે આ ચંડાળ અને કૂતરી ત્રીજા ભવે તમારા માતા-પિતા એટલે પૂર્વ જન્મના સબંધને લીધે તમને તેમને જોઈને સ્નેહ ઉત્પન્ન થયો.

પૂર્વભવની વાત સાંભળીને બંને ભાઈઓને ખૂબ દુઃખ થયું. અહો, કર્મની ગતિ કેવી વિચિત્ર છે! આપણને તો જૈન ધર્મ મળ્યો છે તેથી આપણો જરૂર ઉદ્ધાર

થશે પણ આપણાં ત્રીજા ભવનાં માતાપિતાનો પણ ઉધ્ધાર કરાવીએ. એમ વિચાર કરી તેમને બંનેને મુનિ પાસે જૈન ધર્મ સંભળાવ્યો. ચંડાળ અને કૂતરી બંનેએ ધર્મ સાંભળ્યો. હવે તે પોતાના ઘેર જશે ને આગળ શું બનશે તેના ભાવ અવસરે

## વ્યાખ્યાન નં. ૬૦

**ભાદરવા સુદ ૧૦ ને શુક્રવાર** તા. ૩-૯-૭૬

શાસનપતિ ત્રિલોકીનાથનીવાણી આ જીવને ભવચક્રમાંથી ઉગારી મોક્ષનાં શાશ્વત સુખને અપાવનારી છે. આધિ-વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ તાપના ભઠ્ઠામાંથી ઉગારીને અલૌકિક શીતળતા આપનારી છે. આવી અલૌકિક શક્તિ વીતરાગ પ્રભુની વાણીમાં રહેલી છે. ક્રોડાધિપતિ માણસ ક્રોડોની સંપત્તિ સાથે લઈને ફરે તેથી તેને નરકમાં કે તિર્યંચમાં નહિ જવું પડે, તેને કોઈ રોગ કે કોઈ જાતનું દુઃખ નહિ આવે તેમ નથી. અરે ! ક્રોડોની સંપત્તિ મોક્ષ અપાવી નહિ શકે પણ જે મનુષ્ય વીતરાગ વાણીનો એક શબ્દ પણ હૃદયમાં અવધારીને સાથે લઈને ફરે છે તેના આધિ-વ્યાધિ અને ઉપાધિનાં ઉકળાટ શમી જાય છે. જન્મ-જરા અને મરણનાં દુઃખો ટળી જાય છે. અને મોક્ષના શાશ્વત સુખ જીવને પ્રાપ્ત થાય છે. આવી વાણી સંભળાવવા વીતરાગપ્રભુના આપેલાં પાંચ મહાવ્રતને અંગીકાર કરી કોઈ પણ જાતના ચાર્જ વિના નિઃસ્વાર્થ ભાવે સંતરૂપી વૈદ્યો વીતરાગવાણીની અમૂલ્ય ઔષધિ લઈને આવ્યા છે. ઘાટકોપરમાં દ્રવ્યરોગ મટાડનારા ડોકટરો નાકે નાકે દવાખાના ખોલીને બેઠા છે. તેની પાસે દેહના દર્દીઓ ચાર્જ આપીને દવા લેવા જાય છે. છતાં તે વૈદ્યો અને ડોકટરો દેહના દર્દ મટાડશે કે નહિ તે નક્કી નથી. કારણ કે દર્દીના અશાતા વેદનીયનો ઉદય શાંત પડવાનો હશે તો તે દવાની અસર થશે પણ વેદનીય કર્મનો જોરદાર ઉદય હશે તો તે દવા કામ નહિ આવે. અને કદાચ એનાથી રોગ મટી જાય તો પણ તે આ ભવ પૂરતો દ્રવ્યરોગ નાબૂદ કરે છે. જ્યારે વીતરાગ વાણીની ઔષધિ તો જીવના ભવોભવના રોગ નાબૂદ કરે છે. પેલા વૈદ્યો નાકે નાકે છે પણ વીતરાગવાણીની ઔષધિ આપનારાં વૈદ્યો નાકે નાકે નથી. વીતરાગ પ્રભુની આજ્ઞામાં વફાદાર રહેનારા એવા સંતોની વાણી પુણ્યોદય હોય ત્યારે સાંભળવા મળે છે.

બંધુઓ ! આત્માનો ભવરોગ નાબૂદ કરવા માટે વીતરાગ પ્રભુની વાણી અમૂલ્ય સંજીવની છે. એના ઉપર જેને શ્રધ્ધા થાય છે તેનો બેડો પાર થાય છે. પણ જેની શ્રધ્ધામાં ખામી છે તે પોતે તરી શકવા અસમર્થ છે, કોની માફક ? -

जहा आसाविणिं नावं, जाइअन्धो दुरुहिया ।
इच्छइ पारमागन्‍, अंतराय विसीयन्ति ॥ સૂય. સૂ. અ. ૧

જેમ કોઈ જન્માંધ પુરૂષ છિદ્રવાળી નૌકામાં બેસીને નદીને પાર કરવા ઈચ્છે છે પણ તે મધ્યમાં ડૂબી જાય છે. કારણ કે નાવડીમાં છિદ્ર પડેલું હોવાથી અંદર પાણી ભરાઈ જવાથી અધવચ નાવડી ડૂબી જાય છે, તેવી રીતે અન્ય તીર્થિકો, બૌધ્ધ, વૈશેષિક, વેદાંતી આદિ લોકો અહિંસા, અપરિગ્રહ આદિ સત્ય ધર્મ છે તેના સ્વરૂપને નહિ સમજનારા અને આરંભ પરિગ્રહથી ધર્મ મનાવનારા સંસાર સમુદ્રને પાર પામી શકતા નથી. પણ સંસાર સમુદ્ર રૂપ જન્મ-મરણના ચક્રાવામાં ફર્યા કરે છે. અને પોતાનાં શરણે આવનારને પણ સંસાર સમુદ્રમાં ડૂબાડે છે. જે તરે તે તારે. વીતરાગ પ્રભુની આજ્ઞામાં વર્તનારા સંતો સંસાર સમુદ્રને તરે છે ને બીજાને તારે છે. એમની એક જ ભાવના હોય છે કે જૈન ધર્મની પ્રભાવના કેમ વધુ કરું !

મોટા વહેપારી પોતાનો વહેપાર વિકસાવવા માટે માલના સેમ્પલ નાના વહેપારીઓને ત્યાં મોકલે છે. પેપરમાં જાહેરાત આપે છે. એડવરટાઈઝ આપે છે. પોતાના ધંધાનો પ્રચાર કરવા અને રુકા કમાવા માટે કેટલો પૈસાનો ખર્ચ કરી નાંખો છો ! પણ આત્માને ભવસાગરથી તારનારી વીતરાગ વાણીનો પ્રચાર કરવા માટે આટલી જાહેરાત આપો છો ખરા ? એના માટે કેટલો ભોગ આપો છો ? વીતરાગ વાણીનો પ્રચાર કરવા માટે સંતો વીતરાગ વચનોનાં સેમ્પલો તમને આપે છે. તેઓ કહે છે કે હે આત્મા ! આ મનુષ્ય દેહ ખાવા-પીવાને ખેલવા માટે કે ભોગ ભોગવવા માટે નથી. પણ દેહનો સાર શું છે ? "देहस्य सारो व्रत धारणं च ।" માનવ દેહનો સાર વ્રત-પ્રત્યાખ્યાનમાં આવવું તે છે. ચાહે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરો. બીજા છૂટક વ્રત નિયમો ધારણ કરો. જીવનમાં જે જે વસ્તુઓની જરૂરિયાત નથી તેના તમે પ્રત્યાખ્યાન કરી લો. તમે કોઈ વસ્તુનો ઉપયોગ ન કરતાં હો પણ પ્રત્યાખ્યાન ન હોય તો તેની ક્રિયા લાગે છે. ઘણાં એમ કહે છે કે અમે બ્રહ્મચર્યનું બરાબર પાલન કરીએ છીએ. અમારું મન મક્કમ છે તો પચ્ચખાણની શી જરૂર ? ભાઈ, પચ્ચખાણ એ તાળું છે. પચ્ચખાણ કરવાથી મહાન લાભ થાય છે. હું તમને એક ન્યાય આપીને સમજાવું.

બે વહેપારીઓ વહેપારમાં ભાગીદારી કરી વહેપાર કરે છે. તેનો વહેપાર ધમધોકાર ચાલે છે. પાંચ-દશ વર્ષ તો ભાગીદારી બરાબર ચાલી. બંનેએ બરાબર કામ કર્યું. પણ સમય જતાં એક ભાગીદાર ઉડાઉ બની ગયો. તે પેઢી પર કામ બરાબર કરતો નથી ત્યારે બીજાને વિચાર થાય ને કે હવે આની સાથે ધંધો કરવામાં કંઈ સાર

"जम्हा णं अम्हे इमीए दारियाए माउए मल्लसयणिज्जंसि दोहले विणीए तं होउणं णामेण मल्ली ।"

રાજાએ તેમનું નામ મલ્લી શાથી પાડયું ? જ્યારે તેઓ ગર્ભમાં હતા ત્યારે તેમની માતાને માલતીના પુષ્પોની માળાની શૈયામાં બેસવાનો, અને પુષ્પોની માળા સુંઘવાનો, દોહદ ઉત્પન્ન થયો હતો અને તેમના દોહદની પૂર્તિ દેવોએ કરી હતી. તેથી રાજાએ તે પુત્રીનું નામ મલ્લી પાડયું હતું. જો કે આ સ્ત્રી રૂપે હતાં છતાં जिन तीर्थंकरः अर्हत् । વિગેરે શબ્દોની બહુલતાથી તેમને પુલ્લિંગથી સંબોધિત કરવામાં આવે છે. એટલા માટે અહીં જે પુલ્લીંગ શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે. તે તીર્થંકરની અપેક્ષાથી.

આવા પવિત્ર પરમ કલ્યાણકારી મલ્લીકુમારીનો જન્મમહોત્સવ તેમના પિતાજી કુંભરાજાએ ખૂબ ધામધૂમથી ઉજવ્યો. તીર્થંકર પ્રભુ દેવલોકમાંથી ચવીને માતાના ગર્ભમાં આવે છે તેને ચવન કલ્યાણીક કહે છે. તેમનો જન્મ થાય છે ત્યારે જન્મ કલ્યાણીક દિન કહેવાય છે. એમનો જન્મ થતાં કંઈક રોગીઓના રોગ શાંત થઈ ગયા. બંદીવાનો જેલના બંધનથી મુક્ત થયા અને દરિદ્રોનું દારિદ્ર ટળી ગયું. સહુના દિલમાં આનંદનો ઉદધિ ઉછળવા લાગ્યો અને સૌ વિચાર કરવા લાગ્યા કે અહો ! આ પવિત્ર આત્માનો જન્મ થતાં દેહના દર્દો શાંત થયા. તો એ મોટા થશે ત્યારે અનેક જીવોનો ભવરોગ નાબૂદ કરશે. કર્મોના બંધન તોડાવશે. અત્યારે તેમના પિતાએ યાચકોને ધનનું દાન કરી દ્રવ્ય દારિદ્ર ટાળ્યું પણ તેઓ ભાવદારિદ્ર ટાળશે. આવા પ્રભાવશાળી આત્માનો આપણા રાજાને ત્યાં જન્મ થયો છે.

દેવાનુપ્રિયો ! આ મનુષ્યભવમાં ભાવ દારિદ્ર ટાળવાનું છે. માણસની પાસે પૈસા ન હોય તો પૈસા મેળવવા કેટલી મહેનત કરે છે. પણ એને ખબર નથી કે આ ફુકા માટે ગમે તેટલી મહેનત કરીશ તો પણ તે બધું અહીં છોડીને જવાનું છે. જીવીશ ત્યાં સુધી પૈસો ટકશે કે નહિ તેની પણ ખબર નથી. કારણ કે પૈસો આવ્યા પછી પણ ક્યારે ચાલ્યો જાય છે ને માણસને ક્યારે દરિદ્રી બનાવી દે છે તેની ખબર નથી. છતાં તેને માટે પાપ કરતાં પાછો પડતો નથી. લોહીનાં પાણી કરે છે, ભૂખ તરસ વેઠે છે. આ બધું શા માટે ? ગરીબાઈ દૂર કરવા માટે ને ? એક વખત જીવને વીતરાગવાણીનો ચમકારો લાગી જાય તો ભાવ દરિદ્ર ટળી જાય. કંઈક જીવો દ્રવ્ય દરિદ્ર ટાળવા જતાં ભાવદારિદ્ર મટાડી દે છે.

એક ગરીબ વણિક હતો તેને ખબર પડી કે કોઈ જંગલમાં સંન્યાસી સંત છે. તેમની પાસે પારસમણી છે. તેથી તે ગરીબ તે સંત પાસે ગયો, ને તેમની સેવા કરવા લાગ્યો. છેવટે વર્ષ પૂરું થયું છતાં કાંઈ ન જોયું ત્યારે તેણે સંતને કહ્યું કે

મેં આવું સાંભળ્યું છે. સંતે કહ્યું કે, હા મારી પાસે પારસમણી છે. જા, મારી ઝોળી લાવ. તેમાં લોઢાની ડબ્બી છે. ભક્તને થયું કે લોઢાની ડબ્બીમાં પારસમણી રહે તો સોનું થયા વગર ન રહે. છેવટે સંતે સમજાવ્યું કે લોઢું સોનું કેમ ના થયું ? પારસ અને લોઢા વચ્ચે કાગળનું અંતર છે. જ્યાં અંતર ગયું ત્યાં સોનું થયું. તેમ તું મારી પાસે રહ્યો છતાં લોઢું રહ્યો. કારણ કે તારામાંથી સંસારવાસના ગઈ નથી. લે, તું આ પારસ અને તારી ઈચ્છા પૂર્ણ કર. આ શબ્દો સાંભળતાં ભક્તનું દિલ રડી પડયું. તેનો અંતર આત્મા જાગી ઉઠયો તેની વાસના દૂર થતાં જેમ લોઢું સોનું બન્યું તેમ તેનો આત્મા વાસના જતાં સંત બની ગયો. ધન્ય છે તેને કે આવ્યો હતો ધન લેવા અને પામી ગયો આત્મધન. તમે પણ ધનની આશા સેવી રહ્યા છો. બોલો, હવે એ આશાને છોડીને હવે આત્મધન મેળવવું છે ને ? તેનો આત્મા જાગી ગયો તેમ તમે પણ જાગો.

મલ્લીનાથ ભગવાનનો જન્મ થવાથી મિથિલા નગરીમાં આનંદમય વાતાવરણ છવાઈ ગયું છે. જેમ નદીને તથા દરિયાને સ્પર્શીને આવતો શીતળ પવન સૌને સુખદાયી લાગે છે તેમ મહાનપુરૂષોનો જન્મ થવાથી સર્વજીવો શાંતિ પામે છે. જેના જન્મમાત્રથી જીવો શાંતિનો અનુભવ કરે છે તો એ મહાન આત્મા મોટો થશે ત્યારે તો આ વિશ્વપર અલૌકિક શાંતિનું સર્જન થશે. એમ સૌના દિલમાં ભાવ આવે છે.

પ્રભાવંતીદેવી માતાને જે દોહદ થયો હતો તે અનુસાર તેમનું નામ મલ્લીકુમારી પાડયું. ભગવતી સૂત્રના મહાબલનાં વર્ણનની જેમ જ મલ્લીનાં વર્ણન વિષે પણ જાણવું જોઈએ. મલ્લીનામે રાજકન્યા દિવસે દિવસે મોટી થઈ રહી હતી. તે ઐશ્વર્ય વિગેરે ગુણોથી પૂર્ણ હતી. તે અનુત્તર વિમાનમાંથી ચવીને આવ્યા હતાં. અને અનુપમ શ્રીસંપન્ન હતાં. તે ઘણાં દાસદાસીઓથી વીંટળાયેલા તેમજ ઘણી સહચરીઓથી યુક્ત હતા. તેમનાં વાળ ભ્રમર જેવાં અત્યંત કાળા હતાં. બંને હોઠ બિંબફળ જેવા લાલ હતા. તેમની દંતપંક્તિ કુંદ તેમજ મોતી વિગેરે જેવી એકદમ સ્વચ્છ હતી. તાજા કમળ પુષ્પોનાં જેવાં તેમના સુકોમળ અંગો હતા. તેમનો નિઃશ્વાસ પ્રફુલ્લિત નીલકમળ જેવો સુવાસિત હતો. તેમનું રૂપ સૂર્યની માફક ઝગારા મારતું હતું. રૂપની સાથે ગુણ હતાં એટલે સોનામાં સુગંધ ભળે તેવું આકર્ષણ થયું.

**तएणं विदेह रायवर कन्ना सा मल्ली उम्मुक्क बाल भावा जाव रूवेण जोव्वणेण य लावण्णेण य अतीव २ उक्किट्ठसरी जाया यावि होत्था ।**

ત્યારબાદ વિદેહ રાજકન્યા મલ્લીકુમારી બચપણ વટાવીને યાવત્ રૂપ યૌવન અને લાવણ્યથી એકદમ ઉત્તમ શરીરવાળી થઈ. મલ્લીકુમારીના પિતા પ્રભાદેવીને આવેલાં સ્વપ્ન અનુસાર જાણતાં હતાં કે તે તીર્થંકર બનવાના છે. અને હવે તો

પ્રત્યક્ષ તેમનાં ગુણોથી જાણી લીધું કે આ મારી પુત્રી કેવી ગુણવાન છે! મલ્લીકુમારી માતાપિતાને અત્યંત વહાલા છે. ખૂબ સુખપૂર્વક દિવસો જતાં તે મલ્લીકુમારી યુવાન થયા. તે ત્રણ જ્ઞાન દેવલોકમાંથી સાથે લઈને આવેલા છે. તેમના જ્ઞાનથી તેઓ હવે શું જોશે ને શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત શ્રી સીમંધરસ્વામી નારદઋષિને કહે છે તે વાત આપણે ચાલી રહી છે.

જુઓ, સત્સંગનો મહિમા કેવો છે! બંને ભાઈઓ સંતના દર્શન કરવા ગયા તો આ વાત જાણવા મળી. પૂર્વના સ્નેહને કારણે તે ચંડાલ અને કૂતરીનું પ્રેમથી પાલન પોષણ કરતો હતો અને પેલા બંને ભાઈઓને પૂર્વના માતા-પિતાની આ દશા જોઈને ખૂબ દુઃખ થાય છે તેથી તે બંને ભાઈઓ તેમનું ભાવિ સુધારવા પ્રયત્ન કરે છે.

**મણિભદ્ર ઔર પૂર્ણભદ્ર ચલ, મુની સ્વપાલ પૈ આયે,**
**ગુરૂ હસ્તોપદેશ દોનોં કો, ભિન્ન ભિન્ન કર સમજાયે હો-શ્રોતા.**

ગુરૂની પાસે તેમણે ઉપદેશ સાંભળ્યો હતો છતાં તેની વિસ્મૃતિ ન થાય તે માટે બંને ભાઈઓ અવારનવાર તેની પાસે જઈને ગુરૂના ઉપદેશનું વારંવાર સ્મરણ કરાવવા લાગ્યા. તેથી ચંડાલ અને કૂતરીને જૈન ધર્મ પ્રત્યે દૃઢ શ્રધ્ધા થઇ અને તેમણે ભાવપૂર્વક આરાધના કરી.

**ચાંડાલ દેવ બન્યો અને કૂતરી કુંવરી બની :-** જ્યારે આ બંને ધર્મ પામ્યા ત્યારે ચંડાલનું આયુષ્ય એક મહિનાનું બાકી હતું ને કૂતરીનું આયુષ્ય સાત દિવસનું બાકી હતું. સાત દિવસ શ્રધ્ધાપૂર્વક દુર્ગતિ વિનાશક ધર્મની આરાધના કરીને કૂતરી તે નગરના રાજાની પુત્રીપણે ઉત્પન્ન થઈ. અને કુકર્મનું આચરણ કરનાર ચાંડાલે એક મહિના સુધી ભાવપૂર્વક ૧૨ વ્રતોની આરાધના કરી. તેના પ્રભાવથી અંતિમ સમયે અનશન કરીને પહેલા દેવલોકમાં પાંચ પલ્યોપમની સ્થિતિવાળો મહર્ધિકદેવ થયો. ત્યાં દેવલોકમાં બત્રીસ પ્રકારના નાટકના ધમકારા ચાલે છે ને દેવીઓ તેને ખમ્મા ખમ્મા કરે છે. આવા ઉત્તમ પ્રકારનાં મહાન સુખો ભોગવે છે, અને અહીં કૂતરી રાજાને ત્યાં પુત્રીપણે જન્મીને ખમ્મા ખમ્મા થાય છે.

દેવાનુપ્રિયો! ધર્મનો પ્રભાવ તો જુઓ, થોડો સમય ધર્મની આરાધના કરી તેના પ્રભાવે પાપીમાં પાપી ચંડાળ જેને અહીં કોઈ પૂછતું પણ ન હતું. ખાવાના સાંસા હતા તેવો ચંડાલ દેવલોકનાં મહાન સુખો ભોગવવા લાગ્યો અને ઘેર ઘેર ભટકીને રોટલાનાં બટકાં ખાનારી કૂતરી રાજાને ત્યાં કુંવરી બની. તેમાં પણ આ રાજાને એક પણ સંતાન ન હતું. આ પહેલવહેલી પુત્રીપણે જન્મી હતી એટલે રાજા રાણીને હર્ષનો પાર ન હતો. ચંદ્રની કળાની માફક કુંવરી દિનપ્રતિદિન મોટી થવા

લાગી. રાજા-રાણીને આ કુંવરી હૈયાનાં હાર જેવી વહાલી છે. એને ભણાવવા માટે અધ્યાપકો રાખવામાં આવ્યા. કુંવરી ભણીગણીને સર્વ કળામાં પ્રવીણ થઈ. તેનું સૌંદર્ય અથાગ હતું. ભલભલા પુરૂષો તેના રૂપમાં મુગ્ધ બની જાય તેવું તેનું રૂપ હતું. રાજા વિચાર કરે છે હવે મારી પુત્રી યુવાન થઈ છે. માટે તેનાં લગ્ન કરવા મોટો સ્વયંવર રચું. સ્વયંવરમાં દેશોદેશનાં રાજાઓ આવશે તો મારી કુંવરી મનગમતા યુરતીયાને વરશે.

**"રાજકુંવરીનો સ્વયંવર"** :- કુંવરીના પિતાએ પોતાની કુંવરીને પરણાવવા માટે મોટો સ્વયંવર મંડપ રચ્યો, તેમાં દેશદેશનાં મોટા રાજાઓને તેડાવ્યા. લગ્ન માટે નક્કી કરેલો દિવસ નજીક આવ્યો, અને મોટા મોટા મહર્ધિક પ્રતાપી રાજાઓ સ્વયંવરમાં આવ્યા, દરેક દેશના રાજાઓને તેમના મોભા પ્રમાણે બેસવાની સીટો ગોઠવી છે. સૌ રાજાઓ કુંવરીને પરણવાનાં કોડેથી આવ્યા છે. કુંવરીને પણ લગ્નનો આનંદ છે. તેની સખીઓ અને દાસીઓ સાથે તે આનંદ કરે છે. આમ કરતાં લગ્નનો દિવસ આવ્યો. કુંવરીના પિતા (રાજા) ખૂબ ધર્મીષ્ઠ છે એટલે તેને કહ્યું-બેટા ! આજે તારા લગ્નનો શુભ દિવસ છે. અને તારા પરમ પુણ્યોદયે નગરમાં સંતમુનિરાજો બિરાજે છે માટે તું દર્શન કરી આવ. એટલે કુંવરી પોતાની સખીઓ સાથે દર્શન કરવા માટે જઈ રહી છે.

આ તરફ ચંડાલ પહેલા દેવલોકમાં દેવ થયો છે. તેણે તે વખતે ઉપયોગ મૂકયો. તેને વિચાર થયો કે હું પૂર્વભવમાં કોણ હતો ? મેં શું સત્કર્મો કર્યા જેથી હું દેવ બન્યો ? પોતાનો પૂર્વભવ જોયો તેમાં કૂતરીને જોઈ. કૂતરી તો રાજાની કુંવરી બની છે અને આજે તેનાં લગ્ન છે. આ સર્વ વાત દેવના જાણવામાં આવી. એટલે તેને વિચાર થયો કે એ મારી એક ભવની પત્ની છે. ગયા ભવમાં એ કૂતરી બની હતી તો પણ મેં તેનું પ્રેમથી પાલન કર્યું છે. સંસારના મોહના કારણથી આ જીવ સંસારમાં અનંતકાળથી રખડે છે. ધર્મનો કેવો મહાન પ્રભાવ છે કે જેના પ્રભાવે નીચમાં નીચ ચાંડાલ દેવ બન્યો, અને તે કૂતરી આવી રાજકુમારી બની છે. પણ જો એ મનુષ્યભવ પામીને ધર્મની આરાધના કરે, ચારિત્ર અંગીકાર કરે તો કેટલો મોટો લાભ થાય. હું તો દેવ છું તેથી કંઈ કરી શકું તેમ નથી. પણ એને બૂઝવું. કુંવરી સંતની માંગલીક સાંભળવા માટે જઈ રહી છે. હવે દેવને તેને બૂઝવવાનું મન થયું છે. આ તરફ તેના લગ્નના સ્વયંવર મંડપમાં ઘણાં રાજાઓ આવી ગયા છે. લગ્નની ધામધૂમ ચાલી રહી છે. હવે રાજકુંવરી સંત પાસે માંગલિક સાંભળવા જશે. પછી લગ્ન કરશે કે દીક્ષા લેશે તે ભાવ અવસરે કહેવાશે.

પ્રત્યક્ષ તેમનાં ગુણોથી જાણી લીધું કે આ મારી પુત્રી કેવી ગુણવાન છે ! મલ્લીકુમારી માતાપિતાને અત્યંત વહાલા છે. ખૂબ સુખપૂર્વક દિવસો જતાં તે મલ્લીકુમારી યુવાન થયા. તે ત્રણ જ્ઞાન દેવલોકમાંથી સાથે લઈને આવેલા છે. તેમના જ્ઞાનથી તેઓ હવે શું જોશે ને શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** : પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત શ્રી સીમંધરસ્વામી નારદઋષિને કહે છે તે વાત આપણે ચાલી રહી છે.

જુઓ, સત્સંગનો મહિમા કેવો છે ! બંને ભાઈઓ સંતના દર્શન કરવા ગયા તો આ વાત જાણવા મળી. પૂર્વના સ્નેહને કારણે તે ચંડાલ અને કૂતરીનું પ્રેમથી પાલન પોષણ કરતો હતો અને પેલા બંને ભાઈઓને પૂર્વના માતા-પિતાની આ દશા જોઈને ખૂબ દુઃખ થાય છે તેથી તે બંને ભાઈઓ તેમનું ભાવિ સુધારવા પ્રયત્ન કરે છે.

**મણિભદ્ર ઔર પૂર્ણભદ્ર ચલ, મુની સ્વપાલ પૈ આયે,**
**ગુરૂ હત્તોપદેશ દોનોં કો, ભિન્ન ભિન્ન કર સમજાયે હો-શ્રોતા.**

ગુરૂની પાસે તેમણે ઉપદેશ સાંભળ્યો હતો છતાં તેની વિસ્મૃતિ ન થાય તે માટે બંને ભાઈઓ અવારનવાર તેની પાસે જઈને ગુરૂના ઉપદેશનું વારંવાર સ્મરણ કરાવવા લાગ્યા. તેથી ચંડાલ અને કૂતરીને જૈન ધર્મ પ્રત્યે દૃઢ શ્રધ્ધા થઇ અને તેમણે ભાવપૂર્વક આરાધના કરી.

**ચાંડાલ દેવ બન્યો અને કૂતરી કુંવરી બની :–** જ્યારે આ બંને ધર્મ પામ્યા ત્યારે ચંડાલનું આયુષ્ય એક મહિનાનું બાકી હતું ને કૂતરીનું આયુષ્ય સાત દિવસનું બાકી હતું. સાત દિવસ શ્રધ્ધાપૂર્વક દુર્ગતિ વિનાશક ધર્મની આરાધના કરીને કૂતરી તે નગરના રાજાની પુત્રીપણે ઉત્પન્ન થઈ. અને કૂકર્મનું આચરણ કરનાર ચાંડાલે એક મહિના સુધી ભાવપૂર્વક ૧૨ વ્રતોની આરાધના કરી. તેના પ્રભાવથી અંતિમ સમયે અનશન કરીને પહેલા દેવલોકમાં પાંચ પલ્યોપમની સ્થિતિવાળો મહર્ધિકદેવ થયો. ત્યાં દેવલોકમાં બત્રીસ પ્રકારના નાટકના ધમકારા ચાલે છે ને દેવીઓ તેને ખમ્મા ખમ્મા કરે છે. આવા ઉત્તમ પ્રકારનાં મહાન સુખો ભોગવે છે, અને અહીં કૂતરી રાજાને ત્યાં પુત્રીપણે જન્મીને ખમ્મા ખમ્મા થાય છે.

દેવાનુપ્રિયો ! ધર્મનો પ્રભાવ તો જુઓ, થોડો સમય ધર્મની આરાધના કરી તેના પ્રભાવે પાપીમાં પાપી ચંડાળ જેને અહીં કોઈ પૂછતું પણ ન હતું. ખાવાના સાંસા હતા તેવો ચંડાલ દેવલોકનાં મહાન સુખો ભોગવવા લાગ્યો અને ઘેર ઘેર ભટકીને રોટલાનાં બટકાં ખાનારી કૂતરી રાજાને ત્યાં કુંવરી બની. તેમાં પણ આ રાજાને એક પણ સંતાન ન હતું. આ પહેલવહેલી પુત્રીપણે જન્મી હતી એટલે રાજા રાણીને હર્ષનો પાર ન હતો. ચંદ્રની કળાની માફક કુંવરી દિનપ્રતિદિન મોટી થવા

લાગી. રાજા-રાણીને આ કુંવરી હૈયાનાં હાર જેવી વહાલી છે. એને ભણાવવા માટે અધ્યાપકો રાખવામાં આવ્યા. કુંવરી ભણીગણીને સર્વ કળામાં પ્રવીણ થઈ. તેનું સૌંદર્ય અથાગ હતું. ભલભલા પુરૂષો તેના રૂપમાં મુગ્ધ બની જાય તેવું તેનું રૂપ હતું. રાજા વિચાર કરે છે હવે મારી પુત્રી યુવાન થઈ છે. માટે તેનાં લગ્ન કરવા મોટો સ્વયંવર રચું. સ્વયંવરમાં દેશોદેશનાં રાજાઓ આવશે તો મારી કુંવરી મનગમતા મુરતીયાને વરશે.

**"રાજકુંવરીનો સ્વયંવર"** :- કુંવરીના પિતાએ પોતાની કુંવરીને પરણાવવા માટે મોટો સ્વયંવર મંડપ રચ્યો, તેમાં દેશદેશનાં મોટા રાજાઓને તેડાવ્યા. લગ્ન માટે નક્કી કરેલો દિવસ નજીક આવ્યો, અને મોટા મોટા મહર્ધિક પ્રતાપી રાજાઓ સ્વયંવરમાં આવ્યા, દરેક દેશના રાજાઓને તેમના મોભા પ્રમાણે બેસવાની સીટો ગોઠવી છે. સૌ રાજાઓ કુંવરીને પરણવાનાં કોડેથી આવ્યા છે. કુંવરીને પણ લગ્નનો આનંદ છે. તેની સખીઓ અને દાસીઓ સાથે તે આનંદ કરે છે. આમ કરતાં લગ્નનો દિવસ આવ્યો. કુંવરીના પિતા (રાજા) ખૂબ ધર્મીષ્ઠ છે એટલે તેને કહ્યું-બેટા ! આજે તારા લગ્નનો શુભ દિવસ છે. અને તારા પરમ પુણ્યોદયે નગરમાં સંતમુનિરાજો બિરાજે છે માટે તું દર્શન કરી આવ. એટલે કુંવરી પોતાની સખીઓ સાથે દર્શન કરવા માટે જઈ રહી છે.

આ તરફ ચંડાલ પહેલા દેવલોકમાં દેવ થયો છે. તેણે તે વખતે ઉપયોગ મૂક્યો. તેને વિચાર થયો કે હું પૂર્વભવમાં કોણ હતો ? મેં શું સત્કર્મો કર્યા જેથી હું દેવ બન્યો ? પોતાનો પૂર્વભવ જોયો તેમાં કૂતરીને જોઈ. કૂતરી તો રાજાની કુંવરી બની છે અને આજે તેનાં લગ્ન છે. આ સર્વ વાત દેવના જાણવામાં આવી. એટલે તેને વિચાર થયો કે એ મારી એક ભવની પત્ની છે. ગયા ભવમાં એ કૂતરી બની હતી તો પણ મેં તેનું પ્રેમથી પાલન કર્યું છે. સંસારના મોહના કારણથી આ જીવ સંસારમાં અનંતકાળથી રખડે છે. ધર્મનો કેવો મહાન પ્રભાવ છે કે જેના પ્રભાવે નીચમાં નીચ ચાંડાલ દેવ બન્યો, અને તે કૂતરી આવી રાજકુમારી બની છે. પણ જો એ મનુષ્યભવ પામીને ધર્મની આરાધના કરે, ચારિત્ર અંગીકાર કરે તો કેટલો મોટો લાભ થાય. હું તો દેવ છું તેથી કંઈ કરી શકું તેમ નથી. પણ એને બૂઝવું. કુંવરી સંતની માંગલીક સાંભળવા માટે જઈ રહી છે. હવે દેવને તેને બૂઝવવાનું મન થયું છે. આ તરફ તેના લગ્નના સ્વયંવર મંડપમાં ઘણાં રાજાઓ આવી ગયા છે. લગ્નની ધામધૂમ ચાલી રહી છે. હવે રાજકુંવરી સંત પાસે માંગલિક સાંભળવા જશે. પછી લગ્ન કરશે કે દીક્ષા લેશે તે ભાવ અવસરે કહેવાશે.

**ભાદરવા સુદ ૧૧ ને શનીવાર** **તા. ૪-૯-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

આજે ઘાટકોપરને આંગણે એક પવિત્ર ને માંગલિક દિવસ છે. આપણે ત્યાં પર્યુષણપર્વની પધરામણી થતાં પહેલાંથી આરાધનાના ઉદ્યાનમાં મુક્તિનો મંગલ મંડપ બાંધવામાં આવ્યો છે. અને કર્મ ક્ષય કરવા માટે તેને તપનાં તેજસ્વી તોરણ બાંધ્યા છે. તેના ઉપર ધર્મની ધ્વજા ફરકે છે. આ મંડપમાં આપણે ત્યાં ત્રણ ત્રણ બાલ બ્રહ્મચારી સતીજીઓનો ઉગ્ર તપ હજુ ચાલે છે. આજે બે પ્રસંગની ઉજવણી છે. તેમાં એક તો અમારા તારણહાર, પરમ ઉપકારી પૂ. ગુરૂદેવની પુણ્યતિથિનો પવિત્ર દિન છે. અને બીજું આ ત્રણ સતીજીઓ ઉગ્ર તપની સાધના કરે છે. તેમાં બા. બ્ર. ચંદનબાઈ મહાસતીજીને મૌન સાથે આજે ૩૩ ઉપવાસની સાધના અને બા. બ્ર. હર્ષિદાબાઈ મહાસતીજીને પણ ૩૩ ઉપવાસની સાધના બંનેની નિર્વિઘ્ને પરિપૂર્ણ થાય છે. અને બા. બ્ર. ભાવનાબાઈ મહાસતીજીને આજે ૧૮મો ઉપવાસ છે. તેમને આગળ વધવાના ભાવ છે.

બંધુઓ! આવી ઉગ્ર સાધના જીવે મહાન અંતરાય કર્મ તોડ્યું હોય તો કરી શકે છે. માણસ કોઈની સાથે વાદ કરે અગર હોડ બકે તો પૈસાથી અગર બીજાથી બકી શકે પણ તપશ્ચર્યામાં કોઈની સાથે વાદ કે હોડ કરી શકાય નહિ. કારણ કે આહારસંજ્ઞા ઉપર વિજય મેળવવો સહેલ નથી. સાધુના બાવીસ પરિષહમાં સૌથી પહેલો પરિષહ ભગવંતે ક્ષુધાનો બતાવ્યો છે. જીવ માતાના ગર્ભમાં આવે ત્યારે પહેલો આહાર લે છે. સર્વ જીવો ઉપર આહારસંજ્ઞાનું પ્રબળ જોર હોય છે. એને તોડવા માટે તપ કરવાનો છે. જે આહારસંજ્ઞા ઉપર વિજય મેળવે છે તેવા તપસ્વીઓને ધન્ય છે. તપથી શું લાભ થાય છે તે ઉત્તરાધ્યયન સૂત્રના ૩૦માં અધ્યયનમાં કહ્યું છે કે.

> जहा महातलायस्स सन्निरुध्धे जलागमे।
> उस्सिंचणाए तवणाए, कमेणं सोसणा भवे ॥५॥
> एवं तु संजयस्सावि, पावकम्म निरासवे।
> भवकोडि संचियं कम्मं, तवसा निज्जरिज्जइ ॥६॥

જેમ કોઈ મોટા તળાવમાં નવું પાણી આવવાનો માર્ગ રોકી દેવામાં આવે અને તેમાં ભરેલું પાણી ઉલેચી નાંખવામાં આવે પછી બાકીનો રહેલો કાદવ સૂર્યના તાપથી સૂકાઈ જાય છે તેવી રીતે સંયમી આત્માઓ સંયમદ્વારા નવાં આવતાં આશ્રવ

પાપકર્મોને રોકી દે છે. અને ક્રોડો ભવોના સંચિત કરેલાં કર્મોને તપશ્ચર્યા દ્વારા ખપાવે છે.

પન્નવણા સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે નરકનો જીવ એક હજાર વર્ષ સુધી કષ્ટ વેઠે અને જે કર્મો ખપાવે તેટલા કર્મો સમજણપૂર્વક એક ઉપવાસ કરવાથી અહીંયા ખપે છે. નારકીનો જીવ લાખ વર્ષ દુઃખ ભોગવે ને જેટલા કર્મો ખપાવે તેટલા કર્મો. અહીંયા એક છઠ્ઠ કરવાથી ખપે. એક ક્રોડ વર્ષમાં નારકીનો જીવ જે કર્મો ખપાવે તેટલા કર્મો એક અઠ્ઠમ કરવાથી ખપે. નરકનો જીવ ક્રોડાક્રોડી વર્ષોમાં જેટલા કર્મો ખપાવે તેટલા કર્મો ચાર ઉપવાસ કરવાથી ખપે. આવો મહાન લાભ તપશ્ચર્યામાં રહેલો છે. અગ્નિનો એક તણખો લાકડાની મોટી ગંજીને બાળીને સાફ કરી નાંખે છે તેમ તપ અને સંયમનો એક તણખો કરોડો ભવનાં એકઠા કરેલાં કર્મોની ગંજીને બાળીને સાફ કરે છે. આવી ઘોર સાધના જે આત્માઓ કરી રહ્યા છે તેમને આપણા ક્રોટી ક્રોટી ધન્યવાદ છે.

એક વખત શ્રેણીક મહારાજા ભગવાનને વંદન કરવા માટે ગયા. ત્યારે પ્રભુને વંદન કરીને પૂછ્યું કે "इमेसिणं भन्ते ! इन्दभूइ पामोक्खाणं चउदसण्हं समण साहस्सीणं कयरे अणगारे महादुक्करकारए चेव महाणिज्जरयराए चेव।" અહો હે પ્રભુ ! ઈન્દ્રભૂતિ પ્રમુખ આપના ચૌદ હજાર સંતોમાં ક્યા સંત મહાન દુષ્કર કરણીનાં કરનાર અને મહાન કર્મની નિર્જરાના કરનાર છે? ત્યારે ભગવંતે કહ્યું-બધા સંતો હળુકર્મી છે. મોતીની માળા જેવા છે. પણ તમે પૂછો છો કે દુષ્કર કરણી કરી મહાન કર્મની નિર્જરા કરનાર ક્યા સંત છે? તો કહું છું કે ચૌદ હજાર સંતોમાં ધન્ના અણુગાર મહાન દુષ્કર કરણી કરનાર છે. તેઓ દીક્ષા લઈને છઠ્ઠ છઠ્ઠના પારણાં કરે છે ને પારણાનાં દિવસે આયંબીલ કરે છે. આ સાંભળીને શ્રેણીક રાજાને ખૂબ હર્ષ થયો. પછી બધા સંતોને વંદન કરી શાતા પૂછતાં પૂછતાં જ્યાં ધન્ના અણુગાર બિરાજમાન હતા ત્યાં આવ્યા ને તેમને લળી લળીને વંદન કરીને કહે છે. અહો હે ગુરૂદેવ ! આપને ધન્ય છે. આપ પુણ્યવાન છો કે આપે આવો ઉત્તમ મનુષ્યભવ પામીને ઉગ્ર તપશ્ચર્યા કરી. દુષ્કર કરણી કરીને આપનું જીવન સફળ બનાવ્યું છે. આ રીતે શ્રેણીક રાજાએ ખૂબ હર્ષપૂર્વક ધન્ના અણુગારને તિક્ખુત્તોનો પાઠ ભણી વંદન નમસ્કાર કરી શાતા પૂછી. આવો ઉગ્ર તપ કરવાથી ધન્ના અણુગારનું શરીર સુકકેભુકકે થઈ ગયું હતું. એમનું વર્ણન અનુત્તરોવવાઈ સૂત્રમાં ખૂબ વિસ્તારપૂર્વક કરેલું છે. પણ આજે એ વિષય આપણે લેવો નથી. મારે તો તમને તપનું મહત્વ સમજાવવું છે. આવા તપસ્વીઓના ચરણમાં મોટા મોટા મહારાજાઓ અને દેવો પણ ઝૂકી પડે છે.

અત્યારના કાળમાં આપણા તપસ્વીઓની પણ મહાન સાધના છે. અમારા ત્રણે

મહાસતીજીઓએ ખૂબ સમજણપૂર્વક આત્મલક્ષે, કર્મનિર્જરાના હેતુથી સ્વાધ્યાય, ધ્યાન આદિ કરીને આવી મહાન સાધના કરી છે. આપણે જેમનો અધિકાર ચાલી રહ્યો છે તે મલ્લીનાથ ભગવાનના જીવે મહાબલ રાજાના ભવમાં કેવો ઉગ્ર તપ કર્યો હતો તે વાત તમે સાંભળી ગયા છો. તેમણે મહાબલ રાજાના ભવમાં તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું અને મિથિલા નગરીમાં કુંભરાજાની પુત્રીપણે જન્મ્યા છે. પૂર્વની પુન્નાઈના કારણે તેમનું રૂપ અથાગ છે. રત્નની જેમ તેમનું શરીર ચમકતું તેજસ્વી હતું. તેમનું રૂપ જોઈને ભલભલા માણસો સ્થંભી જતાં હતાં કે અહો ! આ મૃત્યુલોકમાં કોઈ ઈન્દ્રની અપ્સરા છે કે બીજી કોઈ દેવી છે ? આવું તેમનું અથાગ રૂપ હતું. તે મલ્લીકુમારી સૌને અત્યંત પ્રિય હતા. તે માતા-પિતા, દાસ-દાસીઓનાં લાડકોડથી ખમ્મા ખમ્મા થતા મોટા થયાં. તે ઘણી સખીઓના વૃંદથી ઘેરાયેલા રહેતા હતા. આમ કરતાં મલ્લીકુમારી યુવાન થયા.

तए णं सा मल्ली देसूण वाससय जाया ते छप्पिरायाणो विउलेण ओहिणा आभोएमाणी २ तंजहा।

તે સમયે મલ્લીકુમારીની ઉંમર સો વર્ષ કરતાં થોડી ઓછી હતી. ત્યારે તેમણે પોતાના અવધિજ્ઞાનથી પોતાની સાથેના પૂર્વના છ મિત્ર રાજાઓને જાણ્યાં. (જોયા) એટલે કે તેમણે અવધિજ્ઞાનદ્વારા જોયું કે મારા પૂર્વના પ્રતિબુધ્ધિ વિગેરે છ રાજાઓ કે અમે આજથી ત્રીજા ભવે સાથે દીક્ષા લીધી હતી અને દેવલોકમાં પણ એક જ વિમાનમાં સાથે ઉત્પન્ન થયા હતા. ત્યાં તેમનું આયુષ્ય બત્રીસ સાગરમાં કંઈક ન્યૂન હતું ને મારું આયુષ્ય પૂરા બત્રીસ સાગરનું હતું. એટલે તેઓ મારાથી પહેલાં ત્યાંથી ચવીને મૃત્યુ લોકમાં ક્યાં જન્મ્યા છે ? તે અવધિજ્ઞાન દ્વારા ઉપયોગ મૂકીને જોયું તો ખબર પડી કે पडिबुध्धि जाव जियसत्तुं पंचालाहिवइं । જે છ મિત્રો હતા તેમાંના અચલનો જીવ કોશલનો અધિપતિ થયો છે. તે ઈક્ષ્વાકુ વંશીય છે અને તેનું નામ પ્રતિબુધ્ધિ છે. ધરણનો જીવ અંગ દેશનો રાજા બન્યો છે ને તેનું નામ ચંદ્રચ્છાય છે. અભિચંદ્રનો જીવ કાશીદેશનો અધિપતિ બન્યો છે ને તેનું નામ અત્યારે શંખરાજા છે. પૂરણનો જીવ કુણાલ દેશનો રાજા બન્યો છે ને તેનું નામ રૂક્મિ છે. વસુનો જીવ કુરૂદેશનો રાજા છે. તેનું નામ અદીનશત્રુ છે. વૈશ્રવણનો જીવ પંચાલ દેશનો રાજા છે ને તેનું નામ જિતશત્રુ છે.

બંધુઓ ! મલ્લીકુમારીએ પોતાના જ્ઞાનનાં બળથી જાણી લીધું કે પોતાના મિત્રો આ રીતે જુદા જુદા દેશના રાજાઓ તરીકે જન્મ્યા છે. એમને મારા પ્રત્યે પૂર્વનો અનુરાગ છે. તેથી તેઓ વખત આવશે ત્યારે મારે માટે શું કરશે ? તેઓ મારા મોહમાં પાગલ બનીને મારી સાથે લગ્ન કરવા માટે તૈયાર થશે. તે વખતે મારે

તેમને કેવી રીતે સમજાવવા ને કેવી રીતે તેમનો મોહ ઉતારીને પ્રતિબોધ પમાડવા, તેઓ કેવી રીતે સમજશે તે બધું તેમણે જ્ઞાન દ્વારા જાણી લીધું. ત્યારપછી તેમણે પોતાના પૂર્વભવનાં છ મિત્રોની પરિસ્થિતિ જાણીને મલ્લી ભગવતીએ પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું– હે દેવાનુપ્રિયો ! તમે અશોકવાટિકામાં સેંકડો થાંભલાવાળું એક મોટું સંમોહન ઘર બનાવો. મલ્લી ભગવતીએ સંમોહન ઘર એટલા માટે બનાવડાવ્યું હતું કે પોતાના અવધિજ્ઞાનથી તેમણે આ વાત જાણી લીધી હતી કે તેઓ છ એ રાજા પૂર્વભવના પ્રેમને લીધે તેમની સાથે લગ્ન કરવા અહીં આવશે. તેથી તેમને પ્રતિબોધ પમાડવા માટે સંમોહન ઘર બનાવવા માટે કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરી. હવે તે સંમોહન ઘર કેવું બનાવશે, તેમાં કેવી રચના કરશે તે વાત અવસરે વિચારીશું.

આજે અમારા જીવન રથના સારથી, જીવન નૈયાના સાચા સુકાની, પરમ તારક પૂજ્ય ગુરૂદેવ ગચ્છાધિપતિ સ્વ. આચાર્ય **"બા. બ્ર. પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબની ૨૮ મી પુણ્યતિથિનો પવિત્ર દિવસ છે."** કોઈ માણસે આપણા ઉપર સામાન્ય ઉપકાર કર્યો હોય તો પણ તેમનો ઉપકાર માનવમાં જો માનવતા હોય તો તે ભૂલતા નથી. તો જેમણે અમને ભડભડતા દાવાનળ જેવા સંસારમાંથી બહાર કાઢયા હોય તે ગુરૂના ઉપકારને કેમ ભૂલાય ? સર્વ પ્રથમ હું તમને એ વાત સમજાવું છું કે ગુરૂ કોને કહેવાય ? ગુરૂ શબ્દનો અર્થ શું છે ?

गुरु शब्द स्त्वन्धकार : स्याद रु शब्द : प्रतिरोधक: ।
अन्धकार निरोधित्वाद् गुरुरित्यभिधीयते ॥

ગુ એટલે અંધકાર અને રુ એટલે રોકનાર. કોને રોકનાર ? આત્માના અજ્ઞાનરૂપી અંધકારને રોકનારા હોવાથી ગુરૂને 'ગુરૂ' કહેવામાં આવે છે. "गृणाति धर्मं शिष्यं प्रति इति गुरुः । જે શિષ્યોને ધર્મ સમજાવીને તત્ત્વનો મર્મ સમજાવે છે તે સાચા ગુરૂ છે.

सत्वेभ्य : सर्वशास्त्रार्थ देशको गुरु रुच्यते ।

એ એકાંત હિત બુધ્ધિથી જીવોને સર્વ શાસ્ત્રોનું સાચું જ્ઞાન, સાચો અર્થ સમજાવે છે તે ગુરૂ છે. આ ગુરૂ શબ્દનો અર્થ છે. હવે ગુરૂ કેવા હોવા જોઈએ ! "तिन्नाणं तारयाणं" જેમ નાવડી પાણીમાં તરે છે ને બીજાને તારે છે. તેમ સદ્ગુરૂઓ એવા હોવા જોઈએ કે પોતે ભવ સાગરથી તરે ને બીજાને તારે.

સદ્ગુરૂના સમાગમથી પાપીમાં પાપી જીવોનો ઉધ્ધાર થયો છે. એક વખતનો અંગુલિમાલ જે લોકોની આંગળીઓ કાપીને તેનો હાર બનાવીને ગળામાં પહેરતો હતો, તેવા અંગુલિમાલને મહાત્મા બુધ્ધનો ભેટો થતાં તે સુધરી ગયો. રોજના સાત

સાત જીવોની ઘાત કરનારો અર્જુનમાળી સુદર્શનશેઠની સાથે મહાવીર પ્રભુ પાસે ગયો ને એકવખત વાણી સાંભળતાં સાધુ બની ગયો. વાલીયા લૂંટારાને નારદજીનો સમાગમ થતાં વાલ્મિકી ઋષિ બની ગયો. જેના હાથ રાત–દિવસ લોહી ખરડેલાં રહેતાં હતાં તેવા પરદેશી રાજા કેશીસ્વામી જેવા ગુરૂ મળતાં સ્વદેશી બની ગયા. આ છે સદ્‌ગુરૂના સંગનો પ્રભાવ. ગુરૂ શોધો તો એવા શોધજો કે જે પાપના પંકમાં ખૂંચેલા આત્માને બહાર કાઢે ને પવિત્ર બનાવે. તમે મેલાં કપડાને વોશીંગમાં ધોવા આપો છો. વોશીંગમાં કપડાં સ્વચ્છ બનીને આવે છે, તેમ કર્મરજથી મલીન બનેલા આત્મારૂપી કપડાને ધોઈને સાફ કરનાર વોશીંગ સદ્‌ગુરૂ દેવો છે.

જીવનમાં પલ્ટો કે પ્રકાશ લાવે તે ગુરૂ, વિષાદનાં વાદળાં વિખેરે, અંધકારનાં ગાઢ અંધકાર ઉલેચીને જ્ઞાનના તેજ કિરણો ફેંકે ને સૂર્ય સમાન પ્રકાશ જીવનમાં પ્રસરાવે તે ગુરૂ છે. અવળા માર્ગે જતાં જીવોને સવળા માર્ગે વાળે, પગલે પગલે પ્રેરણાનાં પાન કરાવીને ક્ષણે ક્ષણે ભૂલની શિક્ષા દેનાર સાચા ગુરૂ છે. સૂકાન વિનાનું નાવ, અને ગાર્ડ વિનાની ગાડી નકામી છે તેમ ગુરૂ અને ગુરૂ કૃપા વિનાનું જીવન નકામું છે. પ્રભુનો સાક્ષાત્કાર કરાવનાર ગુરૂ છે. જો જીવનમાં શાંતિ જોઈતી હોય, જીવનને સફળ બનાવવું હોય, ને પ્રભુનો સાક્ષાત્કાર કરવો હોય તો ગુરૂના ચરણે જીવન અર્પણ કરીને તેમની આજ્ઞાનું બરાબર પાલન કરી તેમની કૃપાને પ્રાપ્ત કરવાની જરૂર છે. જેને ભવાટવી પાર કરાવનાર પવિત્ર ગુરૂનો ભેટો થાય છે તેનું જીવન સફળ બની જાય છે. અમને આવા સમર્થ તારણહાર શિરછત્ર સમાન ગુરૂદેવ મળ્યા હતા. હવે તે ગુરૂદેવની જન્મભૂમિ ક્યાં હતી, તેમને કેવી રીતે વૈરાગ્યનાં ભાવ થયાં તે આપણે વિચારીએ.

ખંભાતના તાબામાં આવેલું સાબરમતી નદીના કિનારે ગલીયાણા નામનું એક નાનકડું ગામ છે. તે ગામમાં મોટાભાગના રાજપૂત ગરાશિયા વસે છે. આવી પવિત્ર શૂરવીરોની ભૂમિમાં જેતાભાઈ નામે એક રાજપૂત ગરાશિયા કિસાન વસતા હતાં. ખેતી એ તેમનો મુખ્ય ધંધો હતો. જેતાભાઈ અને તેમના ધર્મપત્ની જયાકુંવરબહેન હતાં. બંને આત્માઓ ખૂબ પવિત્ર અને સરળ હતા. આ જેતાભાઈને ત્યાં વિક્રમ સંવત ૧૯૪૨ની સાલમાં કારતક સુદ ૧૧ના પવિત્ર દિને જયાકુંવરબહેન માતાની કુંખે એક તેજસ્વી પુત્ર રત્નનો જન્મ થયો. તેમનું નામ રવાભાઈ પાડવામાં આવ્યું. જેમ હીરાની નાનકડી કણીમાં તેજ હોય છે તેમ આ નાનકડા રવાભાઈના મુખ ઉપર પણ ક્ષાત્ર તેજ ઝળકી રહ્યા હતા.

બંધુઓ ! તીર્થંકર ભગવંતો ક્ષત્રિય કુળમાં જન્મ લે છે. કારણ કે કર્મનું નિકંદન કાઢવાનું શૌર્ય ક્ષત્રિયોમાં હોય છે. ક્ષત્રિયો કર્મ કરવામાં શૂરવીર ને કર્મ

તોડવામાં પણ શૂરવીર હોય છે. ઠાણુંગજી સૂત્રના ચોથે ઠાણે ચાર પ્રકારનાં શૂરવીર કહ્યા છે.

"चत्तारि सूरापण्णत्ता तंजहा, खंति सूरे, तव सूरे, दाण सूरे, जुध्ध सूरे,
खंति सूरा अरिहंता, तव सूरा अणगारा, दाण सूरे वेसमणे, जुध्ध सूरे वासुदेवे ।

ક્ષમાશૂર, તપશૂર, દાનશૂર અને યુધ્ધશૂર, તેમાં અરિહંત ભગવંતો ક્ષમામાં શૂરવીર હોય છે. અણગાર-સાધુઓ તપશ્ચર્યામાં શૂરવીર હોય છે, વૈશ્રવણ દાનમાં અને યુધ્ધમાં વાસુદેવ શૂરવીર હોય છે. એટલે વાસુદેવો ક્ષત્રિય હોય છે. તીર્થંકર ભગવંતો પણ ક્ષત્રિય હોય છે ને મારા ગુરૂદેવ પણ ક્ષત્રિય હતા, તેમનું નામ રવાભાઈ હતું. તે રવાભાઈમાં કેવા ગુણ હતા કે જેમ રવૈયો દહીંમાં મૂકીને મંથન કરવામાં આવે તો માખણ મળે છે તેમ આ રવાભાઈએ પણ પોતાના જીવનનું મંથન કરીને માખણ મેળવ્યું હતું તે વાત આગળ આવશે.

**"રવાભાઈને માતા-પિતાનો વિયોગ"** :- રવાભાઈ બે ભાઈ અને એક બહેન હતાં. તેમાં રવાભાઈ સૌથી મોટા હતાં. રવાભાઈ અઢી વર્ષના થતાં તેમના માતા-પિતા પરલોક સીધાવી ગયા. એટલે આ ત્રણ ભાઈ-બહેન કાકા-કાકીને ત્યાં મોટા થયા. રવાભાઈમાં બાલ્યપણથી વિનય, નમ્રતા, ગંભીરતા આદિ ગુણો ખીલેલાં હતાં. આ રવાભાઈ તેર વર્ષના થયા એટલે કાકા-કાકી સાથે ખેતરમાં જવા લાગ્યા. તેમને પોતાની જમીન પુષ્કળ હતી એટલે નોકરો મારફત બધું કામ કરાવતાં હતાં. એક વખત રવાભાઈ તેમના સબંધીને ત્યાં કોઈ કામ પ્રસંગે ગલીયાણા નજીક વટામણ ગામમાં આવેલાં. તે સબંધીનું ઘર જૈનના ઉપાશ્રયની બાજુમાં હતું, રાત્રે તેઓ ઓસરીમાં ખાટલો ઢાળીને સૂતા હતા. તે સમયે વટામણમાં ખંભાત સંપ્રદાયના મહાસતીજી બિરાજતાં હતાં. રાત્રે પ્રતિક્રમણ પૂરું થતાં મહાસતીજીએ મધુર સ્વરે એક ભાવ ભરેલું સુંદર સ્તવન ગાયું. ખાટલામાં સૂતેલા રવાભાઈના કાને આ શબ્દો સંભળાયા. તેમણે સબંધીને પૂછ્યું કે- કાકા ! કોણ ગાય છે ? ત્યારે કહ્યું કે આ ઉપાશ્રયમાં જૈન સાધ્વીજી બિરાજે છે તેઓ ગાય છે. ત્યારે કહે, આપણાથી ત્યાં ન જવાય ? ના. સાંજે સૂર્યાસ્ત પછી તેમના ઉપાશ્રયમાં પુરૂષથી જવાય નહિ, સવારના સૂર્યોદય થયા પછી ત્યાં પુરૂષથી જઈ શકાય.

**રવાભાઈના હૃદયમાં પડેલી જૈન ધર્મની છાપ** :- બંધુઓ ! ભગવાનનો કેવો સુંદર કાયદો છે કે સાધુના ઉપાશ્રયમાં સાધ્વીથી વ્યાખ્યાન અગર વાંચણીના ટાઈમ સિવાય જવાય નહિ. અને જાય ત્યારે સાધુ હોય તો પુરૂષ અને સાધ્વીજી હોય તો સ્ત્રીને સાથે રાખવી જોઈએ. તે સિવાય સાધુના સ્થાનકમાં સાધ્વીજી જઈ શકે નહિ. બૃહદ્કલ્પસૂત્રમાં એક ન્યાય આપેલો છે. એક વખત નાનાભાઈની પત્ની

ઉપર મોટાભાઈની દૃષ્ટિ પડતાં તેની દાનત બગડે છે. તેથી મોટાભાઈએ નાનાભાઈને છરી મારીને ખૂન કર્યું. તેથી નાનાભાઈનું મૃત્યુ થયું. પતિના અંત સમયે તેની પત્નીએ તેને ધર્મ સંભળાવ્યો અને કહ્યું–સ્વામીનાથ! આપના મોટાભાઈએ આપનું ખૂન કર્યું છે. તેના ઉપર જરા પણ દ્વેષ રાખશો નહિ. પૂર્વભવમાં તેને માર્યો હશે તો આ ભવમાં તેની મારવાની બુદ્ધિ થઈ. આપ નવકારમંત્રમાં ચિત્ત રાખજો. મારો મોહ પણ રાખશો નહિ. આ પ્રમાણે ધર્મ પમાડવાથી તેનો પતિ મરીને દેવલોકમાં ગયો. ત્યાં જઈને અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું કે શેના પ્રભાવે હું દેવ થયો? તો પોતાની પત્નીનો ઉપકાર જોયો. તેને થયું કે એણે મને ધર્મ પમાડયો તો હું તેને એવા સંત–સતીજીનો ભેટો કરાવી દઉં કે જેથી તે દીક્ષા લઈને આત્માનું કલ્યાણ કરે. પણ પહેલાં એ તપાસ કરું કે જલ્દી આત્મકલ્યાણ કરાવે તેવાં પવિત્ર સંત કોણ છે? આ દેવ પરીક્ષા કરવા માટે વૃધ્ધ સાધ્વીજીનું રૂપ લઈને જૈન સાધુના ઉપાશ્રયમાં આવે છે, ત્યારે સાધુઓ કહે છે સાધ્વીજી! અત્યારે બિનટાઈમે સાધુના ઉપાશ્રયમાં તમારાથી ન અવાય. અત્યારે કોઈ ગૃહસ્થી ઉપાશ્રયમાં નથી તમે બહાર નીકળી જાઓ. ત્યારે સાધ્વીજી કહે છે હું તો વૃધ્ધ છું ને મારે ગુરૂદેવ પાસે શાસ્ત્રની વાંચણી લેવી છે. માટે મને શું વાંધો છે? ત્યારે સાધુઓ કહે છે સાધ્વીજી! અત્યારે વાંચણીનો સમય નથી. ખૂબ સમજાવવા છતા સાધ્વીજી બહાર ન ગયા ત્યારે સાધુઓ કહે છે અમે ઉપાશ્રયની બહાર ચાલ્યા જઈશું. જ્યારે સાધુઓ બહાર નીકળવા લાગ્યા ત્યારે દેવે પોતાનું અસલ રૂપ પ્રગટ કરીને સંતના ચરણમાં નમી પોતાના સ્થાને ચાલ્યો ગયો. અને એ સંતના પરિવારનાં પવિત્ર સાધ્વીઓ જ્યાં હતા ત્યાં લઈ જઈને પોતાની સ્ત્રીને મૂકી દીધી ને તેણે દીક્ષા લઈને કલ્યાણ કર્યું. ટૂંકમાં ભગવાનના કાયદા પ્રમાણે સૂર્યાસ્ત પછી સાધ્વીજીના સ્થાનકમાં પુરૂષ જઈ શકે નહિ. વટામણના વૈષ્ણવોને પણ આ વાતની ખાત્રી હતી.

**"રવાભાઈને મહાસતીજીનું સ્તવન સાંભળવાની લાગેલી લગની" :** રવાભાઈ તો સાધ્વીજીના ઉપાશ્રયમાં જવા માટે તલપાપડ થઈ રહ્યા છે. માણસને કોઈપણ કાર્યની લગની લાગે છે ત્યારે તે કાર્ય પૂરું કરે છે ત્યારે તેને શાંતિ વળે છે. રાત્રી પૂરી થઈ. સૂર્યનાં સોનેરી કિરણો પૃથ્વી ઉપર પથરાયા. રવાભાઈના જીવનમાં પણ રવિના કિરણોનાં તેજ પ્રસરાવાનાં હશે એટલે સૂર્યોદય થતાં રવાભાઈ જૈન સાધ્વીજી પાસે પહોંચી ગયા. ને કહ્યું. સતીજી! તમે રાત્રે જે ભજન ગાયું હતું તે મને સંભળાવો, આવનારની જિજ્ઞાસા જોઈને એ મહાસતીજીએ ભજન ગાયું. ભજનનાં એકેક પદ ખૂબ ભાવથી ભરેલાં હતાં. આ સાંભળતાં જેમ મેઘ ગાજે ને મોર નાચે, વીણા વાગે ને હરણીયા મુગ્ધ બને, મોરલીના નાદે નાગ નાચે તેમ રવાભાઈનું હૃદય ભજન સાંભળતાં નાચવા લાગ્યું, ભજન પૂરું થયું એટલે કહે છે મને એનો વિશેષ અર્થ સમજાવો,

**"બાળકનું ભાવિ જોતાં મહાસતીજીના હૃદયમાં જાગેલી લાગણી"** : મહાસતીજી આ બાર વર્ષના બાલુડાની ભાવના જોઈને વિચાર કરે છે અહો ! આ નાનો બાળક છે અને તે જૈન નથી છતાં તેની જાણવાની કેટલી જિજ્ઞાસા છે ! તેમણે રવાભાઈને ભજનનાં ભાવ સમજાવ્યા. સાથે મનુષ્યભવની દુર્લભતા અને સંસારની અસારતા સમજાવતાં કહ્યું કે આ જગતમાં સર્વ જીવોને પોતાનું જીવન પ્રિય છે. માટે કોઈ જીવને મારવા નહિ. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિમાં જીવ છે. લીલા ઝાડના પાંદડાં, ફૂલ–ફળ વિગેરે તોડવામાં ઘણું પાપ છે. આ ઉપદેશ સાંભળતાં રવાભાઈના રોમેરોમે તેની સારી અસર થઈ. અને તેમને લાગ્યું કે ખરેખર, જો આત્માનું કલ્યાણ કરવું હોય તો જૈન ધર્મની દીક્ષા લેવી. તેમના હૃદયમાં વૈરાગ્યનાં બીજ વવાયા. પછી તેઓ પોતાને ઘેર આવ્યા. ઘણીવાર તેમને કાકાની સાથે ખેતરમાં જવું પડતું હતું. તેમાં કપાસની ફુલ સીઝન આવી. ખેતરમાં કપાસનો પાક ભરચક થયો હતો. કપાસ વીણાવવા માટે તેઓ ઘણાં માણસોની સાથે ખેતરમાં આવ્યા. પોતે કપાસ વીણે છે ને બીજા માણસો પાસે વીણાવે છે. ખીલેલા કાલામાંથી રૂ ખેંચતાં તેર વર્ષના રવાભાઈને મહાસતીજીનો ઉપદેશ યાદ આવ્યો. અહો ! પેલા મહાસતીજી તો એમ કહેતાં હતાં કે એક પાંદડું તોડવામાં પણ આટલું પાપ છે તો હું તો કેટલા કાલા તોડી રહ્યો છું ! મને કેટલું પાપ લાગશે ? પાપના ડરથી રવાભાઈનું હૃદય કંપી ઉઠયું. તેઓ ઘેર આવીને પોતાના કાકા–કાકીને કહે છે કે હવે મારે આ સંસારમાં રહેવું નથી. સંસારમાં રહું તો પાપ કરવું પડે ને ! હું તો વટામણ જાઉં છું. ત્યાં જઈને જૈન ધર્મની દીક્ષા લઈશ.

**"એક વખતના ઉપદેશથી જાગેલો રવાભાઈનો આત્મા"** : તેર વર્ષના બાલુડાની વાત સાંભળી કાકા–કાકી કહે છે તારે જો સાધુ થવું હોય તો ખુશીથી થા. તેમાં અમારી ના નથી. પણ આપણે જૈન નથી. આપણો ધર્મ સ્વામીનારાયણનો છે. માટે તને જૈન સાધુ નહિ બનવા દઈએ. મરી જઈએ તો કબૂલ પણ જૈનના ઉપાશ્રયમાં કદી જવું નહિ. માટે તારે સાધુ થવું હોય તો ગઢડા જઈને સ્વામીજીનો પરિચય કર અને તેમનો ચેલો બન. જેની રગે રગે વૈરાગ્યનો તીવ્ર રંગ લાગ્યો છે તેવા રવાભાઈ સ્વામીનારાયણના ગઢડા આવ્યા ને તેમના મોટા મહંતને મળ્યા. અને પોતાના સાધુ થવાના ભાવ જણાવ્યા. ત્યારે મહંતે પૂછયું. ભાઈ ! તમે કયાંથી આવ્યા છો ને તમારો વ્યવસાય શું છે ? ત્યારે રવાભાઈએ કહ્યું. હું ગલીયાણાનો રહેવાસી છું. કુટુંબમાં કાકા–કાકી છે. અમે બે ભાઈ અને એક બહેન છીએ. અમારે જમીન જાગીર સારી છે. ખેતી અમારો વ્યવસાય છે. ત્યારે મહંતે કહ્યું. ભાઈ ! તારા હિસ્સાની જેટલી મિલ્કત હોય તેટલી અમારી ગાદીમાં અર્પણ કરી દે તો અમે તને સાધુ બનાવીએ.

**"રવાભાઈએ કરેલી ધર્મની પરીક્ષા"** : મહંતની વાત સાંભળીને તેર

વર્ષના રવાભાઈના મનમાં વિચાર થયો કે અહો! જ્યાં પરિગ્રહને છોડવાની વાત છે ત્યાં અહીં તો ભેગું કરવાની વાત છે. પેલા મહાસતીજી તો એમ કહેતાં હતાં કે સંત તો કંચન અને કામિનીના ત્યાગી હોય, સંત પગમાં બૂટ, ચંપલ પહેરે નહિ, ગાડી–મોટર આદિ વાહનમાં બેસે નહિ, ત્યારે અહીં તો આ બધું છે. જ્યાં આરંભ અને પરિગ્રહ છે ત્યાં કલ્યાણ ક્યાંથી થાય? જુઓ, તેર વર્ષના બાલુડાને પણ ધર્મની પારખ કરતાં આવડી. એ આત્મા પૂર્વના કેવા સંસ્કાર લઈને આવ્યો હશે! કે અહાહા.... લઘુવયમાં કેટલું અદ્ભુત આત્મમંથન અને કલ્યાણની કામના! તેમનું મન ત્યાં દીક્ષા લેવા પાછું પડયું. એટલે આવ્યા વટામણ ને મહાસતીજીનાં ચરણમાં પડીને કહ્યું કે મને તમારો શિષ્ય બનાવો, મારે જલ્દી આત્મકલ્યાણ કરવું છે.

એમની આંતરિક ઈચ્છા જોઈને મહાસતીજી સમજી ગયાં કે આ કોઈ હળુકર્મી, સરળ, વિનયવંત અને આત્માર્થી જીવ લાગે છે. એટલે કહ્યું કે ભાઈ! જો તમારે જલ્દી આત્મકલ્યાણ કરવું હોય તો ત્યાગ વિના ત્રણ કાળમાં કલ્યાણ થવાનું નથી. પણ હું તો સાધ્વી છું. તમારે દીક્ષા લેવી હોય તો અમારા ગુરૂદેવ પૂ. છગનલાલજી મહારાજસાહેબ ખંભાતમાં બિરાજે છે. તેમના ચરણમાં તમારી જીવનનાવ સમર્પણ કરીને આત્મકલ્યાણ કરો. રવાભાઈને ગુરૂ મિલનની પ્યાસ જાગી. હવે જલ્દી ગુરૂદેવ પાસે જવાની લગની લાગી. ક્યારે હું ગુરૂદેવની પાસે જાઉં!

**લગની લાગી છે કે અગની જાગી છે, તુમ મિલનની ગુરૂ**
**પલેપલ ઝંખ્યા કરું તને....કે લગની લાગી છે**

રવાભાઈની દીક્ષા લેવાની ઉત્કૃષ્ટ ભાવના જોઈને વટામણના એક શ્રાવક ભાઈ તેમને ખંભાત પૂ. છગનલાલજી મહારાજ સાહેબ પાસે ખંભાત લઈ આવ્યા. પૂ. છગનલાલજી મહારાજ સાહેબ પણ ક્ષત્રિય હતા. અને રવાભાઈ પણ ક્ષત્રિય હતા. ગુરૂને જોતાં રવાભાઈનું મન ઠરી ગયું અને પૂ. ગુરૂદેવનું મન પણ તેમના પ્રત્યે આકર્ષાયું. રવાભાઈ તો પૂ. ગુરૂદેવના ખોળામાં માથું મૂકી પગ પકડીને કહેવા લાગ્યા. હે મારા ગુરૂદેવ! મને આ સંસાર દાવાનળ જેવો લાગે છે. મને તેમાંથી જલ્દી બહાર કાઢો. મને દીક્ષાના દાન આપી મારું ભવનું દરિદ્ર ટાળો. ગુરૂદેવ કહે છે ભાઈ! એમ દીક્ષા ન અપાય. તને સામાયિક આદિ કંઇ આવડે છે? રવાભાઈ કહે–ગુરૂદેવ! મને કાંઈ નથી આવડતું. ગુરૂદેવ કહે–પહેલાં તમે અહીં રહો, અભ્યાસ કરો અને પછી તમારા માતા–પિતાની આજ્ઞા લઈને આવો પછી દીક્ષાની વાત. એટલે તેઓ ગુરૂદેવ પાસે રહી અભ્યાસ કરવા લાગ્યા. રવાભાઈની બુધ્ધિ એવી તીવ્ર હતી કે તેઓ ગુરૂની કૃપાથી એક મહિનામાં સામાયિક, પ્રતિક્રમણ, છકાયના બોલ, નવતત્ત્વ વિગેરે શીખી ગયા. પછી કહે છે ગુરૂદેવ! હવે તો મારી ક્ષણ ક્ષણ લાખેણી જાય

છે. મને જલ્દી દીક્ષા આપો. ત્યારે ગુરૂદેવે કહ્યું–તારા કાકા–કાકીની આજ્ઞા વિના મારાથી દીક્ષા અપાય નહિ. એટલે તેઓ કાકા–કાકીની આજ્ઞા લેવા ગલીયાણા ગયા.

**હવે હું ઘડી પણ સંસારમાં રહેવાનો નથી**:–કાકા–કાકી તેમજ બીજા કુટુંબીજનોએ તેમને ખૂબ સમજાવ્યા પણ સાચા વૈરાગીને કોણ રોકી શકે છે? કુટુંબીજનોએ રવાભાઈની ખૂબ કસોટી કરી. જેમ સોનું અગ્નિમાં તપે છે તેમ તેનાં તેજ વધે છે તેમ કસોટી થતાં રવાભાઈનો વૈરાગ્ય દૃઢ બન્યો અને કુટુંબીજનોને છેવટે રવાભાઈને દીક્ષાની આજ્ઞા આપવી પડી.

**રવાભાઈમાંથી સાચા રત્ન સમાન રત્નચંદ્રજી બન્યા** :– દીક્ષાની આજ્ઞા મળતાં રવાભાઈનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. સંવત ૧૯૫૬ના મહાસુદ પાંચમ (વસંતપંચમી)ના શુભ દિવસે ખંભાત શહેરમાં ખૂબ ધામધૂમપૂર્વક તેમનો દીક્ષા મહોત્સવ ઉજવાયો. અને રવાભાઈનું સંયમી નામ બા. બ્ર. પૂ. **રત્નચંદ્રજી મહારાજ સાહેબ** પાડવામાં આવ્યું. ખરેખર પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબે જૈન સમાજમાં રત્નની જેમ ઝળહળતી રોશની ઝગમગાવી રત્નચંદ્રજી નામને રોશન કર્યું છે. દીક્ષા લીધા પછી પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબ પોતાના પૂ. ગુરૂદેવ શ્રી છગનલાલજી મહારાજ સાહેબની સેવામાં ખડે પગે હાજર રહેતા. પોતે ગુરૂની આજ્ઞા લઈ ભણવા માટે બેસતાં તો પણ તે જ્યાં ગુરૂદેવની દૃષ્ટિ પડે ત્યાં બેસતાં. ક્યારે પણ ગુરૂની દૃષ્ટિથી દૂર જતાં ન હતાં. અને એવા વિનિત હતા કે ગુરૂને કંઈ પણ કાર્ય હોય તે આંખના ઈશારે સમજી જતાં તેવા તે ઈંગિયાગાર સંપન્ન શિષ્ય હતા. જેમ મેઘકુમાર દીક્ષા લઈને ભગવાનને ચરણે મન–વચન–અને કાયાથી સમર્પિત થયા હતાં, તેમ પૂ. ગુરૂદેવ પણ પોતાના ગુરૂના ચરણમાં સમર્પિત થયા હતા. બસ, તેમના દિલમાં એક ગુંજન હતું.

> ध्यान मूलं गुरो मूर्तिः, पूजामूलं गुरोः पादम् ।
> मन्त्र मूलं गुरो वाक्यं, मोक्ष मूलं गुरोः कृपा ॥

ગુરૂની જીવંત મૂર્તિ ધ્યાનનું મૂળ કારણ છે, ગુરૂનાં ચરણ પૂજાનું મૂળ કારણ છે એટલે કે ગુરૂના ચરણ પૂજવા યોગ્ય છે. ગુરૂની વાણી એ જગતના સમસ્ત મંત્રોનું મૂળ કારણ છે, અને ગુરૂદેવની કૃપા એ મોક્ષપ્રાપ્તિનું મૂળ કારણ છે. આમ પૂ. ગુરૂદેવ પ્રત્યે એમને અનન્ય શ્રધ્ધા હતી.

**પૂ. ગુરૂદેવની સાનિધ્યમાં મેળવેલું જ્ઞાન** :– પૂ. ગુરૂદેવની સાનિધ્યમાં તેમણે સંસ્કૃત, પ્રાકૃત, ન્યાય અને ૩૨ શાસ્ત્રોનો ઉંડો અભ્યાસ કર્યો. વિનય તો એટલો બધો કે એક વખત પૂ. છગનલાલજી મહારાજ સાહેબની તબિયત બરાબર ન હતી ત્યારે કહ્યું–રત્નચંદ્રજી! તમે વ્યાખ્યાન વાંચવા જાવ. ગુરૂ આજ્ઞા શિરોમાન્ય

વર્ષના રવાભાઈના મનમાં વિચાર થયો કે અહો ! જ્યાં પરિગ્રહને છોડવાની વાત છે ત્યાં અહીં તો ભેગું કરવાની વાત છે. પેલા મહાસતીજી તો એમ કહેતાં હતાં કે સંત તો કંચન અને કામિનીના ત્યાગી હોય, સંત પગમાં બૂટ, ચંપલ પહેરે નહિ, ગાડી–મોટર આદિ વાહનમાં બેસે નહિ, ત્યારે અહીં તો આ બધું છે. જ્યાં આરંભ અને પરિગ્રહ છે ત્યાં કલ્યાણ ક્યાંથી થાય ? જુઓ, તેર વર્ષના બાલુડાને પણ ધર્મની પારખ કરતાં આવડી. એ આત્મા પૂર્વના કેવા સંસ્કાર લઈને આવ્યો હશે ! કે અહાહા.... લઘુવયમાં કેટલું અદ્ભુત આત્મમંથન અને કલ્યાણની કામના ! તેમનું મન ત્યાં દીક્ષા લેવા પાછું પડયું. એટલે આવ્યા વટામણ ને મહાસતીજીનાં ચરણમાં પડીને કહ્યું કે મને તમારો શિષ્ય બનાવો, મારે જલ્દી આત્મકલ્યાણ કરવું છે.

એમની આંતરિક ઈચ્છા જોઈને મહાસતીજી સમજી ગયાં કે આ કોઈ હળુકર્મી, સરળ, વિનયવંત અને આત્માર્થી જીવ લાગે છે. એટલે કહ્યું કે ભાઈ ! જો તમારે જલ્દી આત્મકલ્યાણ કરવું હોય તો ત્યાગ વિના ત્રણ કાળમાં કલ્યાણ થવાનું નથી. પણ હું તો સાધ્વી છું. તમારે દીક્ષા લેવી હોય તો અમારા ગુરૂદેવ પૂ. છગનલાલજી મહારાજસાહેબ ખંભાતમાં બિરાજે છે. તેમના ચરણમાં તમારી જીવનનાવ સમર્પણ કરીને આત્મકલ્યાણ કરો. રવાભાઈને ગુરૂ મિલનની પ્યાસ જાગી. હવે જલ્દી ગુરૂદેવ પાસે જવાની લગની લાગી. ક્યારે હું ગુરૂદેવની પાસે જાઉં !

**લગની લાગી છે કે અગની જાગી છે, તુમ મિલનની ગુરૂ**
**પલેપલ ઝંખ્યા કરું તને....કે લગની લાગી છે**

રવાભાઈની દીક્ષા લેવાની ઉત્કૃષ્ટ ભાવના જોઈને વટામણના એક શ્રાવક ભાઈ તેમને ખંભાત પૂ. છગનલાલજી મહારાજ સાહેબ પાસે ખંભાત લઈ આવ્યા. પૂ. છગનલાલજી મહારાજ સાહેબ પણ ક્ષત્રિય હતા. અને રવાભાઈ પણ ક્ષત્રિય હતા. ગુરૂને જોતાં રવાભાઈનું મન ઠરી ગયું અને પૂ. ગુરૂદેવનું મન પણ તેમના પ્રત્યે આકર્ષાયું. રવાભાઈ તો પૂ. ગુરૂદેવના ખોળામાં માથું મૂકી પગ પકડીને કહેવા લાગ્યા. હે મારા ગુરૂદેવ ! મને આ સંસાર દાવાનળ જેવો લાગે છે. મને તેમાંથી જલ્દી બહાર કાઢો. મને દીક્ષાના દાન આપી મારું ભવનું દરિદ્ર ટાળો. ગુરૂદેવ કહે છે ભાઈ ! એમ દીક્ષા ન અપાય. તને સામાયિક આદિ કંઇ આવડે છે ? રવાભાઈ કહે–ગુરૂદેવ ! મને કાંઈ નથી આવડતું. ગુરૂદેવ કહે–પહેલાં તમે અહીં રહો, અભ્યાસ કરો અને પછી તમારા માતા–પિતાની આજ્ઞા લઈને આવો પછી દીક્ષાની વાત. એટલે તેઓ ગુરૂદેવ પાસે રહી અભ્યાસ કરવા લાગ્યા. રવાભાઈની બુધ્ધિ એવી તીવ્ર હતી કે તેઓ ગુરૂની કૃપાથી એક મહિનામાં સામાયિક, પ્રતિક્રમણ, છકાયના બોલ, નવતત્ત્વ વિગેરે શીખી ગયા. પછી કહે છે ગુરૂદેવ ! હવે તો મારી ક્ષણ ક્ષણ લાખેણી જાય

કરી ઉપર વ્યાખ્યાન વાંચવા ગયા તો બાજોઠ ઉપર બેઠા. શ્રાવકોએ કહ્યું–મહારાજ સાહેબ! આપ પાટ ઉપર બિરાજો. ત્યારે કહે–ભાઈ! આવા મારા મહાન ગુરૂદેવ બિરાજતાં હોય ત્યાં હું પાટે બેસવાને યોગ્ય નથી. પોતે બાજોઠ પર બેસીને વ્યાખ્યાન આપ્યું પણ પાટે ન બેઠાં. તે સિવાય જ્યાં સુધી ગુરૂદેવ સૂવે નહિ ત્યાં સુધી પોતે કદી સૂતા નહિ. તેમનું ચારિત્ર ખૂબ વિશુધ્ધ હતું. સાથે વિનય, ક્ષમા, નમ્રતા, સરળતા આદિ ગુણોનો સુમેળ હતો. પૂ. ગુરૂદેવના મુખ ઉપર બ્રહ્મચર્યનાં અનોખા ઓજસ ઝળકતા હતા. જેમ કાચના કબાટમાં મૂકેલા હીરાનો પ્રકાશ કાચને ભેદીને બહાર આવે છે. તેમ પૂ. ગુરૂદેવના દેહરૂપી કબાટને ભેદીને તેમના ચારિત્રનો પ્રકાશ ચમકતો હતો. પૂ. ગુરૂદેવ રાત્રે પણ બે ત્રણ કલાકની માંડ નિદ્રા કરતાં હતા. રાતનો મોટો ભાગ ધ્યાનમાં રહેતા હતા. તેથી તેમનું જ્ઞાન ખૂબ નિર્મળ હતું. પૂ. છગનલાલજી મહારાજ સાહેબ અને પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબને જોઈને સૌ એમ જ કહેતાં કે આ મહાવીર ગૌતમની જોડલી છે. એવો ગુરૂ શિષ્ય વચ્ચે અથાગ પ્રેમ હતો.

બંધુઓ! કોઈનો પ્રેમ કાયમ ટકતો નથી. કાળની ગતિ ન્યારી છે. સંવત ૧૯૯૫ના તેમના શિરછત્ર પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ સાહેબ કાળધર્મ પામતાં સંપ્રદાયનું સુકાન તેમના હાથમાં આવ્યું. ૧૯૯૫ના વૈશાખ વદ ૧૧ના દિવસે તેમને આચાર્ય પદવી અપાઈ. આચાર્ય પદવી પ્રાપ્ત થયા બાદ સંપ્રદાયનું સુકાન ખૂબ સુંદર રીતે સંભાળતાં ૧૯૯૫ નું ચાતુર્માસ સાણંદ પધાર્યા.

પૂ. ગુરૂદેવ ચાતુર્માસ પધાર્યા ત્યારથી જૈન શાળામાં બાળકો કેમ વધુ ધર્મનો અભ્યાસ કરે તે માટે સતત પુરૂષાર્થ કરતાં અને જૈન શાળાના બાળક–બાલિકાઓમાં ધર્મનું સુંદર સિંચન કર્યું. બપોરના બહેનોને અભ્યાસ કરાવતા. તે ગુરૂદેવના સદુપદેશથી પૂ. જશુબાઈ મહાસતીજીને અને મને સંસારની અસારતા સમજાઈ. તેમના ઉપદેશથી અમારો અંતરાત્મા જાગ્યો. આવા મહાન ઉપકારી પૂ. ગુરૂદેવનો ઉપકાર ક્યારે પણ ભૂલાશે નહિ. આવા ઉપકારી ગુરૂદેવે અનેક જીવોને ધર્મ પમાડતાં સંવત ૨૦૦૦માં હર્ષદમુનિને દીક્ષા આપી. ૨૦૦૩નું ચાતુર્માસ સુરત કરીને ખંભાત તરફ વિહાર કર્યો. ત્યારે ઝવેરી માણેકલાલભાઈએ પૂછયું–ગુરૂદેવ! આપનું આવતું ચાતુર્માસ ક્યાં છે? તો કહે કે મારું છેલ્લું ચાતુર્માસ ખંભાત છે. પણ આવા સંકેતની કોઈને શું ખબર પડે? ૨૦૦૪નું ચાતુર્માસ કરવા તેઓ પોતાના શિષ્ય પરિવાર ફુલચંદ્રજી મહારાજ તથા બા. બ્ર. હર્ષદમુનિ મહારાજ એ બે શિષ્યોને સાથે લઈને ખંભાત પધાર્યા. પૂ. ગુરૂદેવ લગભગ ચાતુર્માસમાં ભગવતી સૂત્ર વાંચતા. આ ચાતુર્માસમાં ઉત્તરાધ્યયન સૂત્રનું સકામ–અકામ મરણનું અધ્યયન લીધું. અને તે ખૂબ ઝીણવટથી છણાવટ કરતાં. તે ચાતુર્માસમાં ખૂબ ધર્મ–આરાધના થઈ. તપ–ત્યાગના પૂર ઉમટયા ખૂબ સુંદર ભવ્ય ચાતુર્માસ થયું.

પૂ. ગુરૂદેવને સંવત્સરીના દિવસે શરદી થઈ હતી. પછી શરદી મટી ગઈ. ભાદરવા સુદ ૧૦ના દિવસે તેમના શિષ્ય ફુલચંદ્રજી મહારાજને ૩૮ ઉપવાસ પૂર્ણ થયા. તેઓને શાતા હોવાથી ૪૧ ઉપવાસની ભાવના ભાવી. ત્યારે પૂ. ગુરૂદેવે કહ્યું કે આજે હું તને છેલ્લું પારણું કરવી લઉં. તેમના આ ગૂઢ સંકેતને કોઈ સમજી શકયું નહિ કે આમ કેમ કહે છે? તે દિવસે ૧૦ાા વાગ્યા સુધી વ્યાખ્યાન ફરમાવ્યું ને પછી ગૌચરી કરવા ગયા. ગૌચરી કરીને આવીને બે પહોરે પોતાના શિષ્યને પારણું કરાવ્યું. ત્યારબાદ બંને શિષ્યોને સંયમમાં ખૂબ દૃઢ બનવાની ને ચારિત્ર માર્ગને દીપાવવાની હિત શિખામણો આપી. અને બપોરના ત્રણ વાગે આવેલા શ્રાવક-શ્રાવીકાઓને કહ્યું-તમારે આજે ધર્મ સબંધી જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછી લો. ૩ાા વાગે ખંભાતના રહીશ માણેકલાલભાઇ મુંબઈ આવવા માટે માંગલીક સાંભળવા ગયા ત્યારે કહે માણેકલાલ! તમે આજે નહીં જઈ શકો. કાલે તમારું કામ પડશે.

સાંજે પ્રતિક્રમણ પૂરું થયા બાદ પોતાના શિષ્યોને ખૂબ ખૂબ સમજાવ્યું. ભાઈ શકરાભાઈ (વર્તમાનમાં પૂ. કાંતીઋષીજી મ.) ને કહ્યું કે આજે રાત્રે તમે અહીં રહી જજો. પૂ. ગુરૂદેવને મૃત્યુ સુઝી આવવાથી દરેક રીતના તેમણે સંકેત કર્યા. અમને પણ ચોમાસું બેસતાં પહેલાં ફાગણ વદ બીજના દિવસે ચાતુર્માસ આપવાના આજ્ઞાપત્રમાં લખ્યું હતું કે હું તમને આ ચાતુર્માસની છેલ્લી આજ્ઞા આપું છું. છ છ મહિના અગાઉથી પૂ. ગુરૂદેવે પોતાનું મૃત્યુ જાણી લીધું હતું. અને પોતાની સાધનામાં પૂરેપૂરી તૈયારી કરી લીધી હતી એવા પવિત્ર ગુરૂદેવને તે દિવસે પ્રતિક્રમણ કર્યા બાદ રાતના નવ વાગે શરદી આવવા લાગી. હાર્ટ ઉપર અસર થવા લાગી. પૂ. ગુરૂદેવે પોતાના શિષ્યોને અને શ્રી સંઘને કહી દીધું કે મારા ચારિત્રમાં સ્હેજ પણ દોષ લાગવો જોઈએ નહિ. સંયમ લૂંટાય તેવો એક પણ ઉપચાર મને કલ્પે નહિ. એ રીતે ઘણી ભલામણ કરી અને શિષ્યોને કહ્યું-તમે સ્વાધ્યાય બોલો. રાતના ૧૨ વાગે ચાર આંગળા ઉંચા કરીને સંકેત આપ્યો કે આ નશ્વર દેહ ચાર વાગે છૂટી જવાનો છે. પછી ગુરૂદેવની તબીયત બગડી છે તેવા સમાચારની જાણ થતાં રાત્રે ને રાત્રે ખંભાતની જનતા પૂ. ગુરૂદેવના દર્શન માટે ઉમટી.

પૂ. ગુરૂદેવના સંકેત તથા તબીયતના સાચું જોતાં જનતાની આંખોમાં આંસુની ધારા વહેવા લાગી. આત્મસમાધિમાં રમણતા કરતા સેંકડો માનવીઓની વચ્ચેથી રત્ન સમાન ઉજ્જવળ આત્મા એવા પૂ. ગુરૂદેવ પરોઢીયે ચાર વાગે આ નશ્વર દેહનો ત્યાગ કરી સૌને રડતા કકળતા મૂકી તેમની સાધના સાધીને ચાલ્યા ગયા. ગામે ગામ તાર અને ટેલીફોનથી શ્રી સંઘે સમાચાર આપ્યા. કોઈના માનવામાં ન આવે તેવો આ બનાવ બની ગયો. હસતે મુખડે એ તો ચાલ્યા ગયા પણ તેમના ગુણોનું સ્મરણ દરેકના હૃદયમાં મૂકતા ગયા. જ્યાં જ્યાં સમાચાર પહોંચ્યા ત્યાં દરેકની આંસુમાંથી

બંધુઓ ! માતાને મોહનીય કર્મ રડાવે છે. જેમ માણુસના શરીરમાં પારકો પલ્લો પ્રવેશ કરે છે ત્યારે તેને ઘડીકમાં હસાવે છે, રડાવે છે, નચાવે છે, કુદાવે છે તેમ મોહ પણ પારકો પલ્લો છે. જેના કોઠામાં મોહનું પ્રબળ જોર છે તેને મનગમતાં સુખો મળતાં હસે છે, એ સુખો ચાલ્યા જતાં રડે છે. પેલો પારકો પલ્લો માણુસને હેરાન પરેશાન કરે છે. પણ તે શુધ્ધ સમ્યકૃત્વધારી આત્માઓનાં તેજથી ભાગી જાય છે. અર્જુનમાળીના કોઠામાં યક્ષ પેઠો હતો પણ શુધ્ધ સમ્યકૃત્વધારી સુદર્શનશેઠનાં તેજને ઝીલી શક્યો નહિ. એટલે અર્જુનમાળીના કોઠામાંથી તેને ભાગી જવું પડયું. સંસારી સમ્યકૃદર્શની આત્માના તેજથી યક્ષરૂપ પારકો પલ્લો ભાગી ગયો. તેમ જેનો ચેતનદેવ જાગે અને પોતાની અનંત શક્તિનો રણકાર કરે તો મોહરૂપી પારકા પલ્લાની તાકાત છે કે તે ટકી શકે ? ના. આપણો આત્મા અનંત શક્તિનો ધણી છે. એ ધારે તો ત્રીજા ભવે મોક્ષમાં જઈ શકે તેવી તેનામાં તાકાત છે. પણ હજુ આ ચેતનદેવ જાગ્યો નથી ત્યાં મોહ કયાંથી ભાગે ?

ધન્નાજીની માતાએ પૂછયું બેટા ! પહેલાં તો મારું સ્હેજ માથું દુઃખે ત્યારે તને કંઈક થઈ જતું હતું. તું રડતો હતો ને અત્યારે કેમ કઠણ બની ગયો ? હે માતા ! એવું કાંઈ નથી. પ્રથમ મને મોહે જીત્યો હતો તેથી રડતો હતો પણ હવે મેં મોહ જીત્યો છે. માટે હે માતા ! મને દીક્ષાની આજ્ઞા આપો. મારે આ ઉત્તમ માનવભવને ભોગ વિષયમાં પડીને ગુમાવવો નથી.

જે મનુષ્ય આળસ અને પ્રમાદમાં પડીને મનુષ્યજન્મને વ્યર્થ ગુમાવે છે તે અજ્ઞાની મનુષ્ય સુવર્ણના થાળમાં માટી ભરે, અમૃતથી પગ ધોવે, ઉત્તમ હાથી ઉપર લાકડાનાં ભારા ભરે અને અમૂલ્ય ચિંતામણી રત્નનો ઉપયોગ કાગડાને ઉડાડવામાં કરે તેની માફક ગણાય.

કોઈ ગરીબ માણુસ ઉપર રાજા પ્રસન્ન થાય ને તેને સોનાનો રત્નજડિત થાળ આપે. પણ પેલો ગરીબ તેમાં માટીને કચરો ભરે તો તમે તેને કેવો કહો ? મૂર્ખો જ કહો ને ? કોઈ બિમાર માણુસને કોઈ સિધ્ધપુરૂષે તેની બિમારી મટાડવા અમૃતનો બાટલો ભરી આપ્યો પણ અજ્ઞાનને વશ થઈ તે રોગી માણુસ રોગને દૂર કરવા માટે તેને પીતો નથી પણ તેનો ઉપયોગ પગ ધોવામાં કરે, અને હાથી ઉપર બેસવાને બદલે મૂર્ખ માણુસ તેના ઉપર લાકડાના ભારા મૂકીને ગામમાં વેચવા નીકળે તો તે બંનેની મૂર્ખાઈ ઉપર તમને હસવું આવશે ને ? હા. તો હવે તમને પૂછું છું કે તમને રત્નજડિત સુવર્ણથાળ જેવો, અમૃત જેવો, ઉત્તમ હાથી જેવો અને ચિંતામણી રત્ન જેવો મનુષ્યભવ મળ્યો છે. તેની એકેક સેંકડ કિંમતી છે. તેનો ઉપયોગ શેમાં કરી રહ્યા છો ? ભોગવિલાસમાં માનવ જિંદગીનો સમય વેડફી રહ્યાં છો. મારે તમને

કેવા કહેવા ? (હસાહસ). તમે તો રત્નચિંતામણીથી કાગડા ઉડાડો તેવા નથી. ચતુર છો. તો હવે સમયને ઓળખીને આત્મસાધના કરો તો જલ્દી મોક્ષ મળે.

આપણો અધિકાર મલ્લી ભગવતીએ પૂર્વનાં મિત્રોને બુઝવવા માટે અગાઉથી પ્રબંધ કર્યો. તેમણે પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું કે તમે અશોકવાટિકામાં અનેક સ્થંભોથી યુક્ત એક સંમોહન ઘર તૈયાર કરો, હવે તે ઘર કેવું બનાવો તે માટે કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરતાં કહે છે કે **तस्सणं मोहणघरस्स बहुमज्झदेसभाए छ गब्भघरए करेह ।** હે દેવાનુપ્રિયો ! તીર્થંકર ભગવંતની વાણીમાં પણ કેવી મૃદુતા છે ! કામ કરનારા માણસોને પણ કેવા પ્રિયકારી અને મધુર શબ્દોથી બોલાવે છે ! ભગવાન કહે છે કે તમને આવી સુંદર જીભ મળી છે તો તેનાથી તમે કટુવાણીના કાંટા ન વેરશો. કોઈની મજાક કે મશ્કરી ન કરશો. કટાક્ષ ન કરશો. પણ જે વાણી બોલવાથી સાંભળનારને આનંદ આવે. એના ક્લેશ શમી જાય તેવી પ્રિયકારી અને મધુર વાણી બોલજો.

અહીં મલ્લીકુમારી કહે છે કે હે દેવાનુપ્રિયો ! તમે અશોકવાટિકામાં એક મોટું વિશાળ અને સુંદર સંમોહન ઘર બનાવો. અને તે સમોહન ઘરના અધવચ્ચે છ ગર્ભગૃહો બનાવો. અને તે છ ગર્ભગૃહ પણ કેવા બનાવો ?

"तीसेणं गब्भघरगाणं बहुमज्झ देसमाए जालघरयं करेह ।"

એ છ ગર્ભગૃહોની વચમાં એક જાલગૃહ બનાવો. જે ઘરની અંદરની વસ્તુઓને બહારના માણસો ઘરની જાળીઓમાંથી જોઈ લે છે તેને જાળઘર કહેવાય છે.

તમારા ઘરમાં પવન અને પ્રકાશ આવે તે માટે તમે બારીઓ અને જાળીઓ ભીંતમાં મૂકાવો છો ને ? અને તે જાળીયા દ્વારા બહાર ઉભેલા માણસો ઘરમાં રહેલી ચીજોને જોઈ શકે છે. તેવી રીતે અહીં પણ મલ્લીકુમારીએ પોતાના કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરી કે તમે અનેક સ્થંભવાળું સંમોહન ઘર બનાવો. સંમોહન ઘર એટલે કે જે વ્યક્તિ તે ઘરને દેખે તેને તેમાં બેસી જવાનું મન થાય. તેના મનનું હરણ કરી લે. જોનારને આકર્ષક લાગે, જોનારની આંખ ઠરી જાય ને થાકેલાનો થાક ઓસરી જાય તેવું સંમોહન ઘર બનાવો. તે ઘરની વચમાં છ ગર્ભગૃહો બનાવો અને તે છ ગર્ભગૃહની વચમાં એક જાલઘર બનાવો. તેમાં ચારે બાજુ જાળીઓ મૂકો કે તે જાળઘરમાં રહેલી વસ્તુઓ છ ગર્ભગૃહમાં રહેલા માણસો સારી રીતે જોઈ શકે. હજુ એ જાળઘરમાં કેની રચના કરવી ને શું બનાવવું ? તે મલ્લીકુમારી કૌટુંબિક પુરૂષોને કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** કૂતરી મરીને જે રાજકુમારી થઈ છે તેના લગ્ન માટે તેના પિતાએ

મોટો સ્વયંવરમંડપ રચાવ્યો છે. લગ્નની શરણાઈઓ વાગે છે. મંગલ ગીતો ગવાઈ રહ્યા છે. ત્યારે રાજા કહે છે કે બેટા ! તું સંતના દર્શન કરી આવ. એટલે કુંવરી ઘણી સખીઓને સાથે લઈને ગામમાં બિરાજતાં સાધુ–સાધ્વીનાં દર્શન કરવા માટે જઈ રહી છે. આ સમયે પૂર્વભવમાં જે ચંડાલ હતો તે દેવલોકમાં ગયો હતો તે પૂર્વભવમાં હું કોણ હતો ? ને અહીં કેવી રીતે આવ્યો તે જોવા માટે ઉપયોગ મૂકયો. અને પૂર્વભવના સબંધીઓને જોયા. તેમાં કુંવરીના લગ્ન છે. આ વાત જાણીને તેને કુંવરીને પ્રતિબોધ પમાડવાનું મન થયું.

**ભૂપ સ્વયંવર કીયા સુના કો, દેવ વહીં પુનઃ આય,**
**કન્યાકો સમજાવે પર વહ, બની સાધ્વી જાય હો....શ્રોતા.**

આ કુંવરી દર્શન કરીને માંગલીક સાંભળવા જતી હતી. જ્યાં સ્થાનકની નજીકમાં પહોંચે છે ત્યારે દેવ મનુષ્યના રૂપમાં તેની પાસે પ્રગટ થઈને કહે છે કે રાજકુમારી ! તું પૂર્વભવનાં કોણ હતી ? ગત ભવમાં જૈન મુનિએ તને અને મને ધર્મ પમાડયો હતો. તે તું ભૂલી ગઈ અને સંસાર રૂપી વૃક્ષનાં દુર્ગતિરૂપ ફળને આપનાર લગ્નના સમારંભમાં તું કયાં ફસાઈ ગઈ ! હું તને પ્રતિબોધ પમાડવા આવ્યો છું. માટે તું હજુ જાગ અને આ લગ્ન કરવાનું છોડીને અનંત સુખકારી આત્મકલ્યાણ કરાવનારી દીક્ષા અંગીકાર કરી લે. પૂર્વ ભવમાં સાત દિવસની ધર્મ આરાધનાથી તું કુતરી મટીને રાજકુમારી બની છું. આ મનુષ્યભવની તક જવા દેવા જેવી નથી. હું તો અવિરતિના બંધને બંધાયેલો છું માટે દીક્ષા લઈ શકતો નથી. પણ તું આ લાભ ચૂકીશ નહિ. આ પ્રમાણે કુંવરીને પ્રતિબોધ પમાડીને દેવ ચાલ્યો ગયો. કુંવરી પણ સાધુ–સાધ્વીના દર્શન કરી માંગલિક સાંભળીને પોતાને ઘેર આવી. પોતાના પૂર્વભવની વાત સાંભળીને તેને સંસાર ઉપરથી વૈરાગ્ય આવ્યો. એટલે પોતાના માતા–પિતાને કહે છે હવે મારે પરણવું નથી. મારે સંસારની ચૂંદડી નથી ઓઢવી. આ વાત સાંભળી તેના માતાપિતા કહે છે બેટા ! તું આ શું બોલી રહી છું ? આ બધા રાજાઓ તને પરણવા માટે આવ્યા છે. તેને અમારે શું જવાબ દેવો ? ત્યારે કુંવરી કહે છે જે થવું હોય તે થાય. મારે તો દીક્ષા લેવી છે.

કુંવરીનો તીવ્ર વૈરાગ્ય જોઈ માતા–પિતાને અનિચ્છાએ આજ્ઞા આપવી પડી. અને કુંવરીએ સંસારનું પચરંગી પાનેતર અને ચુડો ઉતારી મહાવીર પ્રભુની એકરંગી પછેડી પહેરી લીધી. લગ્નના મોહના માયરાને તેણે મોક્ષનું માયરું બનાવી દીધું. આ પ્રમાણે કુંવરીની દીક્ષાની વાત જાણવાથી સ્વયંવરમાં આવેલા રાજાઓમાં મોટો ઉહાંપોહ મચી ગયો. આ સ્વયંવર રચીને અમારી મશ્કરી કરવા માટે અમને તેડાવ્યાં

છે ? આ સમયે કુંવરીએ તે બધાને પ્રતિબોધ આપીને શાંત પાડયા ને સૌ પોતાના સ્થાને ચાલ્યા ગયા. કુંવરી સાધ્વી બનીને પોતાના ગુરૂણીની આજ્ઞામાં રહીને નિરતિચારપણે ચારિત્રનું પાલન કરવા લાગી. તે પોતાના સંયમનો વધુ સમય જ્ઞાન-ધ્યાન અને સ્વાધ્યાયમાં વ્યતીત કરે છે.

વિશુધ્ધ ચારિત્ર પાળીને જલ્દી કેમ ભવકટી કરું તેવી ભાવનાથી સુંદર ચારિત્ર પાળીને આયુષ્ય પૂરું થતાં તે સાધ્વીજી કાળ કરીને પ્રથમ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ. સંસારના મંડપમાંથી નીકળીને તેણે આત્માના મંડપમાં પ્રવેશ કર્યો હતો પણ કર્મ બાકી હતા તેથી તે પહેલા દેવલોકમાં ગયા. કૂતરી મરીને જે રાજાની કુંવરી બની હતી તે દીક્ષા લઈને ત્યાં સુંદર સાધના કરી પહેલા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ. ચંડાળ પણ પહેલા દેવલોકમાં દેવ થયો છે. અને સાગરદત્તશેઠનાં બે પુત્રો મણીભદ્ર અને પૂર્ણભદ્ર પણ શ્રાવકનાં બાર વ્રત શુધ્ધ પાળી અંતિમ સમયે સંથારો કરીને પ્રથમ દેવલોકમાં પાંચ પલ્યોપમની સ્થિતિવાળાં દેવ થયા ને ત્યાં દેવલોકના મહાન સુખો આનંદપૂર્વક ભોગવવા લાગ્યા. આ સુખ ભોગવતાં પાંચ પલ્યોપમની સ્થિતિ પૂરી થઈ. સુખના દિવસો જતાં વાર લાગતી નથી. એ રીતે આ બંને દેવોના પાંચ પલ્યોપમ જલ્દી પૂરા થયા. હવે ત્યાંથી ચવીને તે બંને જીવો ઉત્તમ રિધ્ધિસિધ્ધિથી યુક્ત અને વિપત્તિઓથી વિમુક્ત અયોધ્યા નામની નગરીમાં વિષ્ણુ સમાન પરાક્રમી અને ન્યાયી પદ્મનાભ નામના રાજા રાજ્ય કરતા હતા. તેમને ધારિણી નામની અત્યંત સૌંદર્યવાન રાણી હતી, તે બંનેમાં પરસ્પર ખૂબ પ્રેમ હતો. તેઓ સંસારિક સુખો ભોગવતાં હતાં. તેમને ત્યાં આ બંને દેવો પ્રથમ દેવલોકમાંથી ચવીને ધારિણી રાણીની કુક્ષીમાં આવ્યા. આ રાજા-રાણી ખૂબ ધર્મીષ્ઠ, નીતિવાન અને પવિત્ર હતા.

**મધુ અને કૈટભનો જોડકે જન્મ** :- ધારિણી રાણી પ્રેમથી ગર્ભનું પાલન કરે છે. સવા નવ મહિના પૂરા થતાં ધારિણી રાણીએ સૂર્ય અને ચંદ્ર જેવા બે તેજસ્વી પુત્રોને જોડલે જન્મ આપ્યો. રાજાને ત્યાં ખૂબ ધામધૂમપૂર્વક બંને કુમારોનો જન્મ મહોત્સવ ઉજવાયો. માતા-પિતાએ એકનું નામ મધુ અને બીજાનું નામ કૈટભકુમાર પાડયું. આ બંને પુત્રો લાડકોડથી મોટા થાય છે. તેમને રમાડવા અઢાર દેશની દાસીઓ રાખી છે. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૬૩

**ભાદરવા સુદ ૧૪ ને મંગળવાર** **તા. ૭-૯-૭૧**

અનંત કરૂણાનિધી શાસનપતિ વીરપ્રભુના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત.

મલ્લીકુમારીએ પોતાના જ્ઞાન દ્વારા જાણીને પૂર્વના છ મિત્રોને આશ્રવના ઘરમાંથી સંવરના ઘરમાં લાવવા માટે, તેમનું કલ્યાણ કરાવવા માટે એક મોટું સંમોહન ઘર બનાવવા માટે પોતાના કૌટુંબિક પુરૂષોને આજ્ઞા આપી છે. અનેક સ્થંભોથી યુક્ત તે સંમોહન ઘરમાં છ ગર્ભગૃહ બનાવો અને તે છ ગર્ભગૃહના મધ્યભાગમાં એક જાળઘર એટલે ચારે બાજુથી જાળીઓવાળું ઘર બનાવવાનું કહ્યું. એ જાળઘર એવું બનાવો કે જેમાં બહારનાં માણસો એ જાળગૃહમાં શું છે તે જોઈ શકે. અને જાળગૃહમાં રહેલા માણસો બહારનું જોઈ શકે. હવે આગળ શું કહે છે.

**तस्स णं जालघरयस्स बहुमज्झ देसमाए मणिपेठियं करेइ जाव पच्चप्पिणंति**

હે દેવાનુપ્રિયો! તમે તે જાળગૃહની બરાબર વચ્ચે એક મણીથી જડેલી પીઠિકા બનાવો. આ બધું તૈયાર થઈ જાય એટલે તમે મને ખબર આપો. આ રીતે મલ્લી-ભગવતીની આજ્ઞા સાંભળીને કૌટુંબિક પુરૂષોએ એક સંમોહન ઘર અને તેની વચમાં છ ગર્ભગૃહ અને તેની વચ્ચે એક જાળગૃહ અને તેની વચ્ચે એક મણિજડિત પીઠિકા બનાવી. આ રીતે બનાવીને તેઓ મલ્લી ભગવતીની સામે આવીને કહેવા લાગ્યા કે હે દેવાનુપ્રિય! આપની આજ્ઞા પ્રમાણે અમે યથાવત્ બધું તૈયાર કરાવી દીધુ છે.

**तए णं मल्ली मणिपेठियाए उवरि अप्पणो सरिसियं सरित्तय सरिव्वयं सरिस लावन्न जोव्वण गुणोववेयं कणगमइं मत्थयाछिड्डं पउमुप्पलप्पिहाणं पडिमं करेइ।**

ત્યાર પછી તે મલ્લીકુમારીએ તે મણિપીઠિકા ઉપર શિલ્પશાસ્ત્રીઓ પાસે પોતાના જેવી, પોતાના જેવા આયુષ્યવાળી, પોતાના શરીર જેવા પ્રમાણની, પોતાના જેવા રૂપ–લાવણ્ય વિગેરે ગુણોવાળી એક સોનાની પૂતળી બનાવડાવી. અને તેના માથામાં એક મોટું કાણું રખાવ્યું. તે કાણું રક્તનીલકમળના ઢાંકણાથી ઢાંકેલું હતું.

દેવાનુપ્રિયો! મલ્લીકુમારીએ જાલગૃહની વચ્ચે મણીથી જડેલી પીઠિકા તૈયાર કરાવ્યા પછી મોટા શિલ્પકારોને બોલાવ્યા. અને તેમની પાસે પોતાના જેવી જ ચામડી પોતાના જેવું રૂપ, શરીરની ઉંચાઈવાળી આબેહૂબ મલ્લીકુમારી જ ન હોય! તેવી પોતાની પ્રતિમા બનાવડાવી. મલ્લીકુમારી જેને જે કાંઈ આજ્ઞા કરે છે તે બધા તહેત્ કરીને તેમની આજ્ઞા પ્રમાણે કરે છે. તેમના પુણ્ય પ્રબળ છે એટલે તેમના મુખમાંથી શબ્દ નીકળે કે તેમની આજ્ઞા પ્રમાણે બધું તૈયાર થઈ જાય. આ તો તીર્થંકર ભગવાન હતા એટલે તેમની વાત તો જુદી છે. પણ આપણે ઘણી જગ્યાએ નથી જોતાં કે કોઈ માણસની એવી જબ્બર પુન્નાઈ હોય છે કે તે પોતાના ઘરના માણસને, નોકરને કે આડોશી પાડોશીને કોઈ કામ કરવાનું કહે તો તરત તેઓ પ્રેમથી વધાવી લે છે. તેને કોઈ ના પાડી શકતું નથી. અને ઉપરથી તેનું કામ કરીને એમ કહેશે કે તમારા જેવા મોટા પુરૂષે મને કામ બતાવ્યું. આજે મારા અહો-ભાગ્ય છે. આ રીતે એનું કામ કરીને પણ તેનો મહાન ઉપકાર માને છે. જ્યારે

બીજો એક માણુસ કોઈને કામ બતાવે તેનું કોઈ કામ કરતું નથી. ત્યારે તેના દિલમાં બીજા પ્રત્યે દ્વેષ આવે છે. જ્ઞાની કહે છે કે એનો દ્વેષ ખોટો છે. એ વખતે મનુષ્યે એવો વિચાર કરવો જોઈએ કે એમણે મહાન પુણ્ય કર્યા છે. એ મારાથી ગુણવાન છે તેથી એની આજ્ઞાનું પાલન સૌ કરે છે ને મારા પુણ્યમાં ખામી છે. આવો વિચાર આવે તો કર્મનો ક્ષય થાય. આવા વિચારથી હરિકેશી મુનિને જાતિસ્મરણ જ્ઞાન થયું. (આ બાબત ખૂબ છણાવટથી પૂ. મહાસતીજીએ સમજાવી હતી.)

આવો બીજો દાખલો મૃગાપુત્રનો છે. મૃગાપુત્ર ઝરૂખે ઉભાં હતાં, તે વખતે માર્ગ ઉપરથી જતાં એક પંચ મહાવ્રતધારી સંતને તેમણે જોયાં. આ સંતને જોઈને મૃગાપુત્રની આંખડી ઠરી ગઈ. સંતને જોઈને તે વિચાર કરવા લાગ્યા કે અહો ! આ હું શું જોઈ રહ્યો છું ? આ પવિત્ર મહાત્મા કોણ હશે ? આજે હું કંઈક નવીન જોઈ રહ્યો છું.

**મેં દુનિયા સારી જોઈ લીધી પણ જે નથી જોયું તે આજે જોઉં છું.**

અહો ! મેં સારી દુનિયાના માણુસો અને પદાર્થો જોયાં છે પણ અત્યાર સુધીમાં મેં નથી જોયું તે આજે જોઈ રહ્યો છું. મૃગાપુત્ર મહાન સુખ સાહ્યબીમાં રહેનારો, રમણીઓની સાથે રંગરાગમાં રમનારો, ભોગ વિષયમાં પડેલો સંતને જોઇને આકર્ષાયો. લોહચુંબક બીજા પદાર્થોને પોતાના તરફ આકર્ષે છે તેમ સંતને જોઈને મૃગાપુત્ર આકર્ષાયા. ખાંડાની ધારે ચાલે તેવા શુધ્ધ પંચમહાવ્રતનું પાલન કરનારા સંતોમાં એવી શક્તિ હોય છે કે તે ભલે કંઇ ન બોલે પણ તેને જોઈને બીજાને આકર્ષણ થાય છે. અવિકારી સંતોને જોઈને વિકારી આત્માઓનાં વિકાર શમી જાય છે. જેમ સૂર્યનો ઉદય થતાં અંધકાર દૂર થઈ જાય છે તેમ વીતરાગ પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલનારા તેજસ્વી સંતોને જોઈને વિકારી આત્માઓનાં વિકાર શમી જાય છે. વિકારી અવિકારી બની જાય છે.

દેવાનુપ્રિયો ! જ્ઞાન ગમે તેટલું હોય પણ જો તેનું ચારિત્ર નિર્મળ ન હોય તો તે ચારિત્ર વિહૂણા જ્ઞાનની કોઈ કિંમત નથી. ચારિત્ર પાળવા માટે જ્ઞાનની જરૂર છે. પણ એ જ્ઞાન આચાર સહિત હોવું જોઈએ. મૃગાપુત્ર પંચ મહાવ્રતધારી સંતને જોઈને સ્થિર થઈ ગયા. અહો ! હું આ શું જોઇ રહ્યો છું ? જાણે કોઇ પ્રકાશનો પુંજ ન ચાલ્યો જતો હોય ! જેમ રોકેટ પસાર થાય છે ત્યારે તેની પાછળ સફેદ લીસોટો પડે છે. તે લીસોટો થોડીવારમાં વિલય થઈ જાય છે, પણ આવા ચારિત્રશીલ મહાન પુરૂષોના શરીરમાંથી પવિત્ર અને પ્રકાશિત જે પરમાણુઓ નીકળે છે તે વિકારીના વિકાર શમાવી દે છે. પાપીને પુનિત બનાવે છે ને ક્રોધીને શાંત બનાવે છે. આવી મહાન પુરૂષોનાં પરમાણુમાં તાકાત છે. પંચ મહાવ્રતધારી સંતને જોઈને

મૃગાપુત્રના વિચારો શાંત થયા ને મનમાં મંથન ચાલ્યું કે હું આ શું જોઈ રહ્યો છું ? મેં આવું ક્યાંક જોયું છે. દહીંનું મંથન કરતાં માખણ છૂટું પડી જાય તેમ આત્મમંથન કરતાં મૃગાપુત્રનો મોહ ઉપશાંત થયો ને તેમને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયું. એ જ્ઞાનમાં પોતાના પૂર્વભવો જોયા. નરક અને તિર્યંચ ગતિમાં કેવા કેવા દુઃખો વેઠયા એ નજર સમક્ષ દેખાવા લાગ્યું. આ જોઈને મૃગાપુત્રનો આત્મા કકળી ઉઠયો. સંસાર ઉપરથી મન ઉઠી ગયું ને માતાજીની પાસે આવીને કહે છે હે માતા ! હું આપની પાસે એક માંગણી કરવા આવ્યો છું. ત્યારે માતા કહે છે બેટા ! તું શેની માંગણી કરવા આવ્યો છું ? હીરા, માણેક, મોતી શું જોઈએ છે ? ત્યારે કહે છે હે માતા ! હવે મારે એની જરૂર નથી. "अणुजाणह पव्वइस्सामि अम्हो।" હું તમારી પાસે જન્મ-મરણના ફેરાને ટાળનારી દીક્ષાની આજ્ઞા માંગું છું. પુત્રની વૈરાગ્યભરી વાતો સાંભળીને મોહમાં ઘેલી બનેલી માતા ધરતી ઉપર ઢળી પડી. તે જ્યારે ભાનમાં આવી ત્યારે સંયમમાં કેવા કેવા કષ્ટો પડશે, કેવા કેવા ઉપસર્ગો અને પરિષહો સહન કરવા પડશે તે વિષે ખૂબ સમજાવ્યું, પણ જેનો વૈરાગ્ય સો ટચના સોના જેવો છે તે જરાય ડગતો નથી, જ્યાં જ્યાં માતાએ સંયમની કઠીનતા બતાવી ત્યાં ત્યાં મૃગાપુત્રે નરક અને તિર્યંચગતિના દુઃખોનું આબેહૂબ વર્ણન કર્યું. અંતે પુત્રનો તીવ્ર વૈરાગ્ય જોઈને માતાને આજ્ઞા આપવી પડી.

ટૂંકમાં આપણે એ સમજવું છે કે દરેક મનુષ્યો સંતના દર્શન કરે છે પણ મૃગાપુત્રે સંતના દર્શન કર્યા ને તેના મોહના પડળ તૂટી ગયા. એ સંત પણ કેવા પવિત્ર અને એ આત્માઓ પણ કેવા હળુકર્મી કે એક વખતના સંતના દર્શનમાં દીક્ષા લઈને કલ્યાણ કર્યું.

મલ્લીકુમારીનો આત્મા પણ મહાન પવિત્ર છે. તેમના મુખ ઉપર અલૌકિક તેજ ઝળહળે છે. આ એવો પુણ્યશાળી આત્મા છે કે તેમની જે જે ઈચ્છા થાય છે તે માતા પિતા પૂરી કરે છે. અને પોતાના સેવકોને તે જે આજ્ઞા ફરમાવે છે તે વિનયવાન શિષ્યની માફક તહેત્ કરીને વધાવી લે છે. વિનયવાન મનુષ્ય વૈરીને પણ પ્રિય બની જાય છે. કહ્યું છે કે

विणएण णरो, गंधेण चंदणं सोमयाइ रयणियरो ।
महुर रसेणं, अमयं, जण पियत्तं लहइ भुवणे ॥

જેવી રીતે સુગંધને કારણે ચંદનની કિંમત છે. ચંદ્રમાં અતિ સૌમ્યતા છે. અમૃતમાં મધુરતા છે તેથી તે જગતને પ્રિય છે. તેવી રીતે જેનામાં વિનયનો ગુણ હોય છે તે લોકમાં પ્રિય બની જાય છે. કારણ કે सकल गुण भूषा च विनयः વિનય

એ સકલ ગુણોનો શણગાર છે. તેમાં પણ આપણા જૈનદર્શનમાં વિનયને વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું છે. (અહીં પૂ. મહાસતીજીએ ગુરૂ-શિષ્યનું દૃષ્ટાંત આપીને સુંદર સમજાવ્યું હતું.)

મલ્લીકુમારીની આજ્ઞાનું સેવકો વિનયવંત શિષ્યની માફક પાલન કરે છે. તેમણે આવું મોટું સંમોહન ઘર તેમાં છ ગર્ભગૃહ ને તેમાં એક જાળગૃહ બનાવી તેમાં મણીથી જડેલી પીઠિકા બનાવડાવી. ત્યારપછી ચતુર શિલ્પીઓને બોલાવીને કહ્યું કે તમે આ પીઠિકા ઉપર મારા સમાન રૂપ, મારા જેવા હોઠ, કાન, નાક, આંખ અને મારી ચામડીનો જેવો વર્ણ છે તેવા વર્ણની ચામડી, મારા જેટલી ઉંચાઈ નીચાઈ વાળી એક પ્રતિમા બનાવો. અને તેના મસ્તક ઉપર એક કાણું રાખજો. અને તે કાણાં ઉપર સુંદર નીલ અને રક્ત કમળ મૂકેલું ન હોય તેવી મારા જેવી પ્રતિમા બનાવો. કોઈને ખબર ન પડે તેવી કારીગરીથી ઢાંકણું બનાવજો. જોનારાને તો એમ જ લાગે કે આ સાક્ષાત મલ્લીકુમારી બેઠી છે તેવી પ્રતિમા બનાવજો. તીર્થંકરની પુન્નાઈ કોઈ ઓર હોય છે. મલ્લીકુમારી પુત્રી છે તે આટલું મોટું સંમોહન ઘર બનાવે છે છતાં એને કોઈ એમ નથી કહેતું કે તમે આવું ઘર શા માટે બનાવો છો ? હજુ દીક્ષા લીધી નથી છતાં તેમનો કેટલો પ્રભાવ પડે છે ! તેમણે શિલ્પીઓને કહ્યું કે એ પ્રતિમાના માથે કાણું રાખીને તેનું ઢાંકણું પદ્મકમળના આકારે બનાવજો. તે એવું બનાવજો કે જોનારને એમ ન લાગે કે અહીં ઢાંકણું છે. શિલ્પી કહે કે ભલે. આપની આજ્ઞા પ્રમાણે બધું કરશું. હવે શિલ્પીઓ મલ્લીકુમારીની પ્રતિમા બનાવશે. પછી મલ્લીકુમારી શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત ચાલી રહી છે. તેમાં અયોધ્યા નગરીમાં પદ્મનાભ રાજાની ધારિણી નામની રાણીએ બે પુત્રોને જોડલે જન્મ આપ્યો છે. તે બંને પુત્રો ખૂબ તેજસ્વી છે. તેમાં એકનું નામ મધુ અને બીજાનું નામ કૈટભ પાડયું છે. બંને પુત્રો રાજા તથા રાણીને આંખની કીકી જેવા વહાલાં છે. તેમને ખૂબ લાડકોડથી ઉછેરે છે. પાણી માંગે ત્યાં દૂધ આપે છે. આ રીતે બંને પુત્રો મોટા થાય છે. તેમને રાજાએ ખૂબ ભણાવ્યા, અને અસ્ત્ર-શસ્ત્ર વિદ્યામાં પારંગત બનાવ્યા. આમ કરતાં બંને પુત્રો યુવાન થયા. એટલે પદ્મનાભ રાજાએ તેમના મોટા રજવાડાની બે કન્યાઓ સાથે લગ્ન કર્યા.

**"પુણ્યનો સદુપયોગ"** : મધુ અને કૈટભ બંને પુત્રો ભણીગણીને બધી કળાઓમાં નિપુણ બન્યા છે. તેમનામાં વિનય-વિવેક પણ ખૂબ છે. આ બંને પુત્રોને જોઈને પદ્મનાભ રાજાના મનમાં વિચાર આવ્યો કે અહો ! હું કેવો પુણ્યવાન છું ! મારા પુત્રો કેવા પ્રવીણ અને વિનયવંત છે ! મારા રાણી પણ રૂપવાન ને ગુણવાન

છે. મારા ભાઈઓ પણ મારા પ્રત્યે કેટલો સ્નેહ રાખે છે! મારા પ્રધાનો નોકર ચાકરો બધા મારી એક હાકે ઉભા થઈ જાય છે ને મારા માટે પ્રાણુ પાથરે તેટલો ભોગ આપે છે. આર્યદેશ, ઉત્તમ કુળ, આવું મોટું વિશાળ રાજ્ય, હાથી, ઘોડા, આવા અનેક પ્રકારના સુખની સામગ્રી મને મારા પૂર્વના પુણ્યથી મળી છે. હવે મારા આ બંને પુત્રો મોટા થયા છે. તો તેમને રાજ્યનો ભાર સોંપી દીક્ષા લઉં તો મારા આત્માનું કલ્યાણ થાય. આવો વિચાર કરીને રાજાએ શુભ દિવસ જોઈ રાજ્યાભિષેક કર્યો અને કૈટભને યુવરાજ પદવી આપી.

બંધુઓ! પુણ્યવાન આત્માઓ અને હળુકર્મી જીવોને આત્મસાધનાનો અવસર મળે ત્યારે ચૂકતાં નથી. અહીં બેઠેલાઓમાંથી કેટલાના દીકરાઓ ઘરનો ભાર ઉપાડી શકે તેવા તૈયાર થઈ ગયા હશે! છતાં પણ કોઈને એવો વિચાર આવે છે કે હવે નિવૃત્તિ લઈને મારા આત્માનું કલ્યાણ કરું. દીક્ષા ન લઈ શકો તો ખેર, પણ સંસારમાં રહીને ધર્મધ્યાન કરો. તમારા પુણ્યોદયે દીકરા સારા હોય તો સંસારની માયા છોડી આત્મસાધનામાં લાગી જાઓ. આવો અવસર ચૂકશો તો ફરીને નહિ મળે. રાજાએ તો બધો ભાર પોતાના પુત્રને સોંપી દીધો.

**રાજા સંયમ લે તપસ્યા કીની, સાર્યા આતમ કાજ,**
**સુખસે વહી અયોધ્યામેં, મધુ ભૂપતિ કરતે રાજ હો–શ્રોતા.**

રાજા પુત્રોને રાજ્યગાદી સોંપીને દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે તેમની રાણીએ વિચાર કર્યો કે મારા પતિ જો દીક્ષા લે છે તો મારે શા માટે સંસારમાં રહેવું જોઈએ! હું પણ દીક્ષા લઈશ. રાજા અને રાણી બંને દીક્ષા લે છે આવા સમાચાર નગરમાં વાયુવેગે પ્રસરી ગયાં ત્યારે ભાવિક નગરજનોને વિચાર થયો કે આપણા મહારાજા આવું મોટું રાજ્ય છોડીને દીક્ષા લે છે તો આપણે શા માટે સંસારમાં રહેવું જોઈએ? મહારાજા અને મહારાણીનો ઉત્કૃષ્ટ વૈરાગ્ય જોઈને તેમની સાથે એક હજાર સ્ત્રી–પુરૂષો દીક્ષા લેવા તૈયાર થયા. અને સર્વેએ દીક્ષા લીધી. જુઓ, નગરના નાયક દીક્ષા લેવા તૈયાર થયા તો તેની પાછળ કેટલા જીવો વૈરાગ્ય પામી ગયા. ઘાટકોપરમાં પણ જો વણુભાઈ, સેવંતીભાઈ, હીરાભાઈ જેવા શ્રાવકો દીક્ષા લેવા તૈયાર થાય તો હું માનું છું કે તેમની પાછળ કેટલાં શ્રાવકો તૈયાર થાય! (હસાહસ)

પદ્મનાભ રાજાએ દીક્ષા લીધી એટલે મધુરાજા ગાદી ઉપર આવ્યા. અને કૈટભકુમાર યુવરાજ બન્યા. આ બંને ભાઈઓ એવી સુંદર રીતે રાજ્ય ચલાવવા લાગ્યા કે પ્રજાજનોને પદ્મનાભ રાજાનો વિયોગ ભૂલાયો. જો આ પુત્રોએ બરાબર રાજ્ય ચલાવ્યું ન હોત તો પ્રજા મોટા રાજાને યાદ કરત. પણ અહીં તો સારી અયોધ્યા નગરીના પ્રજાજનો મધુરાજાના બે મોઢે વખાણ કરે છે અહો! બાળરાજા છે છતાં

બાપ કરતાં બેટા સવાયા નીકળ્યા. શું એમની રાજ્ય કરવાની કળા છે! એમણે કળા કૌશલ્યથી પ્રજાનું મન હરી લીધું. તેથી સારાયે રાજ્યમાં તેમની પ્રશંસા થવા લાગી ને મધુરાજાની સુવાસ ચારે તરફ મઘમઘવા લાગી.

**પ્રજાના સુખમાં દુઃખનો અંગારો :** મધુરાજા સારી રીતે રાજ્ય કરે છે ને પ્રજા સુખેથી રહે છે. મધુ અને કૈટભ બંને ભાઈઓની જોડી તો જાણે કૃષ્ણ અને બલભદ્ર ન હોય! તેમ શોભતી હતી. પરંતુ સદા એકસરખી સુખ અને શાંતિ રહેતી નથી. એક દિવસ મધુરાજા સભામંડપમાં રાજસિંહાસને બેઠા હતા ત્યારે નગરજનો ખૂબ કોલાહલ કરવા લાગ્યા. તેનો અવાજ સાંભળીને મધુરાજા પોતાના દ્વારપાળને પૂછે છે આપણી નગરીમાં આટલો બધો કોલાહલ શેનો થાય છે! શું કાંઈ ઉપદ્રવ છે કે કોઈ પ્રસંગ છે? ત્યારે દ્વારપાળે કહ્યું કે હે મહારાજા! એક ભીમક નામનો મહાન બળવાન રાજા છે. તે તેના સૈન્યના બળથી દેશ–ગામ, નગર તથા મોટા મોટા સાર્થવાહોને લૂંટે છે. અનેક જગ્યાએ લૂંટ ચલાવતો આપણી અયોધ્યા નગરી સુધી પહોંચી ગયો છે. અને નગરીની બહારના ભાગમાં ફરતા પશુઓ તથા માણસોને હેરાન પરેશાન કરે છે. તેથી નગરજનો ભયભીત બનીને આમથી તેમ નાશભાગ કરે છે ને કોલાહલ કરે છે. આ સાંભળી મધુરાજાએ ગુસ્સે થઈને પ્રધાનને કહ્યું કે તમે આ વાત જાણો છો છતાં મને કેમ જણાવતા નથી!

**"મદોન્મત્ત હાથી સામે સિંહ શિશુનો પડકાર" :** રાજાની વાત સાંભળીને પ્રધાને કહ્યું–સાહેબ! આપના પિતાજીએ દીક્ષા લીધી એટલે આપ રાજા બન્યા. પણ હજુ આપની ઉંમર નાની છે, આપ હજુ બાળક છો તેથી અત્યારે અમારે તમારું રક્ષણ કરવું જોઈએ. ત્યારે રાજાએ કહ્યું–હું ભલે નાનો છું પણ મારું પરાક્રમ નાનું નથી. હું સિંહણનો જાયો સિંહ છું. આમ કહીને સિંહાસન પર જોરથી પગ પછાડયો તો ધરતી ધ્રુજી ઉઠી. હે પ્રધાનજી! શું તમે નથી જાણતાં કે સિંહણનું તરતનું જન્મેલું બચ્ચું હોય તો પણ હાથીના ટોળા સામે સ્હેજ કરડી નજર કરે તો ભાગી જાય. વનમાં મોટા પશુઓ ગર્જતા હોય પણ જ્યાં સિંહની એક ગર્જના સાંભળે ત્યાં ભાગી જાય. તેમ ભીમરાજા રૂપી હાથીની સામે તમે મને સિંહના બચ્ચા સમાન સમજી લો. તમે જલ્દી આપણી સેનાને સજ્જ કરો. આપણે મોટું સૈન્ય લઈને જઈએ ને તે ભીમરાજાને જીતી તેનું નગર કબજે કરું.

**મધુરાજાનું વિશાળ સૈન્ય :** મધુરાજાની આજ્ઞા થતાં મંત્રીઓએ હજારો હાથી, લાખો ઘોડા, સેંકડો રથ અને કરોડોનાં પાયદળ સાથે મોટી સેના તૈયાર કરી. અને અયોધ્યા નગરીમાં યુધ્ધની ભેરીઓ વાગી, રણશીંગા ફૂંકાવા લાગ્યા. તેના નાદે શૂરવીરો જાગ્યા ને કાયરો ધ્રુજવા લાગ્યા. મધુરાજા યુધ્ધે જવા નીકળ્યા. તેમનું સૈન્ય

એટલું મોટું હતું કે તે સૈન્યના ચાલવાથી જમીન સમતલ બની ગઈ. સૈન્યના ચાલવાથી એટલી બધી રજોટી ઉડી કે આકાશ ધૂળથી છવાઈ ગયું. સૈન્ય નગરી છોડી વગડામાં પહોંચ્યું. માર્ગમાં તરસ લાગી. રસ્તામાં તળાવ આવ્યું. તેમાં આગળ ચાલનારાઓએ પાણી પીધું. વચમાં ચાલનારાઓએ કાદવ મિશ્રિત પાણી પીધું અને પાછળ ચાલનારાઓને તો પાણીને બદલે કાદવ મળ્યો. આવી મોટી ચતુરંગી સેના સાથે પોતાના દુશ્મન રાજાઓ ઉપર વિજય મેળવતો મધુરાજા બટપુરના પાદરમાં આવ્યો. ત્યારે બટપુરના હેમરથ રાજાને ખબર પડી કે અયોધ્યા નગરીનો મધુરાજા હજુ ઉંમરમાં નાનો છે પણ તેનું પરાક્રમ ઘણું છે. તે ભીમરાજાને જીતવા માટે જઈ રહ્યો છે. તો હું તેને મારા રાજ્યમાં પધારવાનું આમંત્રણ આપું. આમ વિચાર કરીને મધુરાજાને પોતાના નગરમાં પધારવા માટે આમંત્રણ આપ્યું. પણ મધુરાજાએ કહ્યું– અત્યારે નહિ હું જે કાર્ય માટે જઈ રહ્યો છું તે કાર્ય કરીને પાછો ફરીશ ત્યારે આવીશ. પણ હેમરથ રાજાએ ખૂબ આગ્રહ કર્યો તેથી મધુરાજાને તેના આમંત્રણનો સ્વીકાર કરવો પડયો. હવે મધુરાજા હેમરથ રાજાના આમંત્રણનો સ્વીકાર કરી બટપુર નગરમાં જશે ત્યારે હેમરથ રાજા તેનો કેવો સત્કાર કરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

●

## વ્યાખ્યાન નં. ૬૪

**ભાદરવા સુદ પુનમને બુધવાર** **તા. ૮-૯-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

વિશ્વની વિરલ વિભૂતી વીતરાગવિભુ વિશ્વના જીવોનાં હિત માટે આગમવાણીનું પ્રકાશન કરતાં કહે છે હે ભવ્ય જીવો! અનંતકાળથી રાગની રંગોળીમાં સ્વાર્થના સાથિયાપૂરી ભવભ્રમણ કરી રહ્યા છો. એ ભવભ્રમણ જો તમારે અટકાવવું હોય તો હવે સમજણના ઘરમાં આવી રાગી મટી ત્યાગી બનો, ભોગી મટી જોગી બનો અને સ્વભાવમાં સ્થિર બનો. સમજણના અભાવે અનાદિકાળથી ભવમાં ભમ્યા, પરમાં રમ્યાં ને સંસારમાં ખૂંચ્યા છો. જ્યાં સુધી જીવે પોતાના સ્વરૂપનો આનંદ માણ્યો નથી, સ્વાનુભૂતિ થઈ નથી ત્યાં સુધી બધું નકામું છે.

મલ્લીકુમારીએ પોતાના શરીરની જેવી કાન્તિ છે તેવી પોતાના સમાન ઉંચાઈ નીચાઈવાળી સોનાની પ્રતિમા બનાવડાવી. જોનારને એમ જ લાગે કે જાણે સાક્ષાત્ મલ્લીકુમારી ન ઉભા હોય! તેના મસ્તક ઉપર એક કાણું રખાવીને તેના ઉપર કમળના આકારનું ઢાંકણું બનાવ્યું. પણ તે એવી રીતે બનાવ્યું કે કોઈને ખબર

ન પડે કે આ ઢાંકણું છે. આવી સુંદર પ્રતિમા તૈયાર કરાવી. ત્યારપછી મલ્લીકુમારી શું કરે છે.

" करित्ता जं विउलं असणं पाणं खाइमं साइमं आहारेइ तओ मणुन्नाओ असणं ४ कल्ला कल्लि एगमेगं पिंडं गहाय तीसे कणगमईए मत्थय छिड्डाए जाव पडिमाए मत्थयंसि पक्खिवमाणी २ विहरइ।"

જ્યારે તે સોનાની પૂતળી તૈયાર થઈ ગઈ ત્યારે મલ્લીકુમારીએ અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્યરૂપ ચારે જાતનો પુષ્કળ પ્રમાણમાં આહાર તૈયાર કરાવી તે આહારમાંથી પોતે જમતી અને ત્યારબાદ તેમાંથી એક કોળિયો લઈને કાણાવાળી સોનાની પૂતળીના માથાના કાણામાં નાંખતી હતી.

મલ્લીકુમારી રાજાની કુંવરી છે. રજવાડામાં તો રોજ જાતજાતનાં ને ભાતભાતનાં સ્વાદિષ્ટ અને ઉત્તમ પ્રકારના ભોજન બનાવવામાં આવતા હતા. મલ્લીકુમારી જ્યારે જમવા માટે બેસતાં હતાં ત્યારે તે પોતાના ભાણામાંથી બધી વસ્તુઓ ભેગી કરી તેનો એક કોળિયો બનાવીને સોનાની પ્રતિમાના માથે કાણું હતું તેમાં નાંખતાં હતા. એમણે એ પ્રતિમા અંદરથી પોલી બનાવડાવી હતી એટલે તે જે વસ્તુ નાંખે તે વસ્તુ અંદર જતી, આ રીતે સોનાની પૂતળીમાં દરરોજ એક એક કોળિયો નાંખવાથી તેમાંથી દુર્ગંધ નીકળવા લાગી. દરેક પુદ્ગલનો સ્વભાવ સડન, પડન અને વિધ્વંસન છે. સોનાની પ્રતિમા તો સુંદર છે. પણ તેમાં જે આહારના પુદ્ગલો રોજ પડે છે તેનાં કારણે એના મસ્તકનું ઢાંકણું ખોલે ત્યારે ખૂબ દુર્ગંધ નીકળવા લાગી. હવે તે દુર્ગંધ કેવી હતી તે શાસ્ત્રકાર બતાવે છે.

" से जहानामए अहिमडेइ वा जाव एत्तो अणिट्ठतराए अमणामतराए "

મરેલા અને સડેલા સાપના જેવી તે દુર્ગંધ હતી. અહીં યાવત્ શબ્દથી **गोमडेइवा, सुणगमडेइ** વા વિગેરે શબ્દોનો સંગ્રહ થયો છે. આનો અર્થ એ પ્રમાણે થાય છે કે મરીને સડી ગયેલાં ગાયના શરીર જેવી, મરેલા કૂતરા, બિલાડા, માણસ, પાડા, ઉંદર, ઘોડા, હાથી, સિંહ, વાઘ, વરૂ, સાપ અને દીપડા વિગેરેના શરીરની જેવી અનિષ્ટકારી દુર્ગંધ હોય છે તેવી અને તેઓના કરતાં પણ વધારે અનિષ્ટતર પૂતળીમાંથી દુર્ગંધ નીકળતી હતી. મનને એકદમ અણગમો થાય તેવી સર્વથા પ્રતિકૂળ તેમાંથી દુર્ગંધ નીકળતી હતી.

દેવાનુપ્રિયો ! આ દુર્ગંધ એવી ભયંકર હતી કે નાક આડા ડૂચા રાખે તો પણ દુર્ગંધ આવતી. તેનાથી માણસનું માથું ફાટી જાય તેવી બેચેની થતી હતી. વિચાર કરો. આપણા શરીરમાં શું ભર્યું છે ? આ શરીરમાં અશુચી પુદ્ગલો ભરેલા છે.

પણ જ્યાં સુધી તેમાં ચેતનદેવ બેઠા છે ત્યાં સુધી તેને વાંધો આવતો નથી. પણ ચેતનદેવ અંદરથી ચાલ્યો ગયા પછી જો શરીરનો નાશ કરવામાં ના આવે તો અંદરથી ભયંકર દુર્ગંધ છૂટશે. તમે જાણો છો ને કે વીસ વર્ષનો એકનો એક દીકરો મરી જાય તો પણ કોઈ કલેવર ઘરમાં રાખે ખરા? ના. ચેતનદેવ ચાલ્યા ગયા પછી દીકરો ગમે તેટલો વહાલો હોય તો પણ તેના કલેવરને જલાવી દેવામાં આવે છે. માટે વિચાર કરો. કિંમત કોની છે? હીરાની કે ઝવેરીની? આમ તો હીરો કિંમતી છે પણ હીરાની પારખ ઝવેરી હોય તો થાય છે. માટે તે અપેક્ષાએ હીરા કરતાં ઝવેરીની કિંમત વધારે છે. તે રીતે હીરાના ટુકડા જેવું આ શરીર છે ને તેની કિંમત કરાવનાર આત્મા એ ઝવેરી છે. માટે દેહ કરતાં આત્માની કિંમત વધારે છે. આટલા માટે જ્ઞાની કહે છે કે દેહની માવજતમાં દેહીને ન વિસારો પણ જ્યાં સુધી દેહમાં દેહી (આત્મા) બેઠેલો છે ત્યાં સુધી સાધના કરી લો.

મલ્લીકુમારી પૂતળીમાં રોજ એકેક કવલ આહાર નાંખે છે. તે સડી જવાથી તેમાંથી ભયંકર દુર્ગંધ નીકળે છે. હવે આ વાત અહીં અટકે છે. હવે શાસ્ત્રકાર ભગવંત બીજી વાત કરે છે. મલ્લીકુમારીના પૂર્વના છ મિત્રો અચલ, ધરણ આદિ જયંત વિમાનમાંથી ચવીને કોણ ક્યાં ઉત્પન્ન થયા છે તે વાત આગળ આવી ગઈ છે. હવે મલ્લીકુમારીનો સબંધ તે પૂર્વના મિત્રોને કેવી રીતે થશે તે વાત બતાવે છે.

**तेणं कालेणं तेणं समएणं कोसल णामं जणवए, तत्थणं सागेए नामं नयरे।**

જ્યારે મલ્લીકુમારી સંસાર અવસ્થામાં હતા તે કાળ ને તે સમયની આ વાત છે. તે સમયે કોશલ નામનો જનપદ (દેશ) હતો. તે કોશલ દેશમાં સાકેત નામે નગર હતું.

આ સાકેત નગરમાં વસનારા માનવીઓ ખૂબ ચતુર હતાં. જેઓ સંકેત કરવા માત્રથી સમજી જતાં હતાં. તેમને કોઈ પણ કાર્ય કરવા માટે વારંવાર કહેવું પડતું ન હતું. એવા ડાહ્યા ને સમજણવાળા મનુષ્યો વસતા હતા. એકબીજા સંપીને રહેતાં હતાં. રાજાની આજ્ઞા વિરૂધ્ધ કોઈ પણ કાર્ય પ્રજાજનો કરતાં ન હતાં. એટલે પ્રજામાં અલૌકિક શાંતિ અને સંપ હતો. જ્યાં એકતા છે, સંપ છે ત્યાં આનંદ છે. આ રીતે દરેક રાષ્ટ્રમાં, સંઘમાં, ઘરમાં પણ એકતા હોય ત્યાં વાતાવરણ અનોખું હશે. આજે જ્યાં જુઓ ત્યાં એક રાજ્યમાં પણ કેટલી ભિન્નતા છે, તેના કારણે સામ્યવાદ આદિ વાદ પડયાં છે. દરેક રાષ્ટ્ર, સંઘ કે કુટુંબ એકતા સાધીને કાર્ય કરે તો તેમાં જરૂર સફળતા મળે છે. સાકેત નગરની પ્રજામાં ખૂબ સંપ અને એકતા હતી. અને પ્રજામાં નમ્રતા પણ ખૂબ હતી. જેનામાં નમ્રતા અને વિનય હોય છે તેના નામ અમર બને છે.

ભૂદેવમુનિ નામના એક જૈન મુનિ હતા. તે ખૂબ આત્માર્થી અને પવિત્ર હતા. તેમની પાસે જયમલ નામનો એક નાનો છોકરો વંદન કરીને કહે છે ગુરૂદેવ! મારે આપની પાસે દીક્ષા લેવી છે. તેનો તીવ્ર વૈરાગ્ય જોઈને તેમના માતા-પિતાની આજ્ઞા મળવાથી ભૂદેવજી મહારાજે તેને દીક્ષા આપી. જયમલ દીક્ષા લઈને જયમલજી મહારાજ બન્યા. દીક્ષા લઈને એવો નિયમ લીધો કે મારે જાવજીવ સુધી એકાંતર ઉપવાસ કરવા. તપ સાથે ગુરૂની ખૂબ સેવા, વિનય અને ભક્તિ કરવા લાગ્યા. તેમને દીક્ષા લીધા બે વર્ષ થયા હતા. એક વખત ઉનાળામાં ગુરૂ-શિષ્ય વિહાર કરી વગડામાંથી ચાલ્યા જાય છે. આ સમયે તેમના ગુરૂ ભૂદેવજી મહારાજને ખૂબ તરસ લાગી. જીવ ગભરાવા લાગ્યો. તેથી ઝાડ નીચે બેસી ગયા ને શિષ્યને પાણી લેવા મોકલ્યો. પાછળથી વસમું લાગતાં ગુરૂજી પદ્માસન લગાવી સંથારો કરીને બેસી ગયા. આ તરફ જયમલજી મહારાજ નિર્દોષ પાણીની ગવેષણા કરે છે. ઘણું ફરતાં પાણી મળ્યું. તે લઈને આવ્યા ત્યાં ગુરૂદેવનો સંથારો સીઝી ગયો હતો. ગુરૂદેવને ઢળી પડેલાં જોઈને દિલમાં ખૂબ દુઃખ થયું. અહો! મારા પરમ ઉપકારી ગુરૂદેવ આમ ચાલ્યા ગયા? હું તેમને પાણી પણ ન પીવડાવી શક્યો! ત્યાં તેમણે પ્રત્યાખ્યાન કર્યાં કે મારે જીવનભર પાણી પીવું નહિ. છાશની પરાશ પીવી. અને જીવનભર સૂવું નહિ. આવા કડક નિયમો લીધા. જયમલજી મહારાજે બાવન વર્ષ સુધી આવો ઉગ્ર સંયમ પાળ્યો. ને આત્મસાધના કરી. તેમણે વિનય, ભક્તિથી ગુરૂનું હૃદય જીતી લીધું હતું.

આપણે સાકેતપુર નગરની વાત ચાલતી હતી. ત્યાંના પ્રજાજનો પણ વિનયવાન અને એકતાવાળા હતા. હવે આગળ વાત ચલાવતાં શાસ્ત્રકાર કહે છે.

"तस्स णं उत्तर पुरत्थिमे दिसीभाए एत्थणं महं एगे नागघरए होत्था, दिव्वे सच्चे सच्चोवाए संनिहिय पडिहेरे।"

તે સાકેતપુર નગરની બહાર પૂર્વ અને ઉત્તર દિશાની વચમાં ઈશાન ખૂણામાં એક મોટું નાગઘર હતું. તે દિવ્ય અને દરેકે દરેક માણસની ઈચ્છા પૂરી કરનાર હોવાથી સત્ય હતું. ગમે તે વ્યક્તિ પોતાની કામના-ઈચ્છા તેની સામે પ્રગટ કરતો તેની ઈચ્છા પૂરી થતી. તેની ભાવના સત્ય તેમજ સફળ થતી હતી. તેથી તે સત્યાભિલાષ હતું. વ્યંતર દેવો તેના દ્વારે પ્રતિહારનાં રૂપનાં ઉભા રહેતાં હતાં. તેથી તે સંનિહિત પ્રતિહાર્ય હતું. આવું તે નાગઘર હતું. તે સાકેત નગરમાં ઇક્ષ્વાકુ વંશમાં જન્મેલો પ્રતિબુધ્ધિ નામે રાજા રહેતા હતા. તેમને પદ્માવતી નામની રાણી હતી. તેમના પ્રધાનનું નામ સુબુધ્ધિ હતું.

પ્રતિબુધ્ધ રાજા હળુકર્મી હતા. પૂર્વ ભવમાં તે ખૂબ આરાધના કરીને આવેલાં

છે. તે ખૂબ પ્રતાપી અને નીતિમાન રાજા હતા. તેમને પદ્માવતી નામની રાણી પણ ખૂબ પવિત્ર અને પતિવ્રતા હતી. સુબુધ્ધિ પ્રધાન પણ એવો પવિત્ર હતો. અને શામ-દંડ તથા ભેદનીતિમાં કુશળ હતો. શત્રુને શાંતિથી સમજાવીને વશ કરવો તે શામ-નીતિ છે. તેને સમજાવવાં છતાં વશ ન થાય તો યુધ્ધથી લડીને વશ કરવો, તેને હરાવવો, અને પોતાને આધીન કરવો તે દંડનીતિ કહેવાય. અને શત્રુની સેનામાં મંત્રી તેમજ સૈનિકોમાં વિરોધ ઉત્પન્ન કરવો તે ભેદનીતિ છે. આવો સુબુધ્ધિ પ્રધાન વિચક્ષણ હતો. પ્રતિબુધ્ધિ રાજા ખૂબ આનંદપૂર્વક, ન્યાય નીતિપૂર્વક રાજ્ય કરતા હતા. તેમની રાજ્ય ચલાવવાની કુશળતાથી પ્રજાના હૃદયસિંહાસન પર પ્રતિબુધ્ધિ રાજાએ આસન જમાવ્યું હતું. અને પદ્માવતી રાણી સાથે સંસારનાં સુખ ભોગવતાં તેના દિવસો સુખપૂર્વક પસાર થતાં હતા.

એક વખત પદ્માવતી દેવીને ત્યાં નાગયક્ષના મહોત્સવનો દિવસ આવ્યો. આ નાગયક્ષના મહોત્સવની જાણ થતાં પદ્માવતી દેવી પ્રતિબુધ્ધિ રાજાની પાસે ગઈ. જઈને હાથોની અંજલિ બનાવીને તેને મસ્તકે મૂકીને નમસ્કાર કર્યા. અને ત્યાર પછી બોલી હે સ્વામીનાથ! આવતી કાલે મારે ત્યાં નાગમહોત્સવ થશે. હું આવતી કાલે નાગમહોત્સવ ઉજવવાની છું. એટલે નાગમહોત્સવ ઉજવવાની આપની પાસેથી આજ્ઞા મેળવવા આવી છું. જો આપની આજ્ઞા હોય તો હું આવતી કાલે નાગમહોત્સવ ઉજવવા માટે નાગઘર જાઉં.

આ પદ્માવતી રાજાની રાણી છે. તે રાજાને ખૂબ પ્રિય હતી. તેની જે ઈચ્છા હોય તે રાજા પૂરી કરવામાં સ્હેજ પણ કમીના રાખતા નથી. આ રાણીમાં કેટલો વિનય છે! પતિવ્રતા સ્ત્રી પતિને ગમે તેટલી વહાલી હોય અને એનો પતિ એને પૂછીને પાણી પીતો હોય છતાં તે પતિની આજ્ઞા વિરૂધ્ધ એક કદમ પણ ઉઠાવતી નથી. રાણીનો વિનય જોઈને પ્રતિબુધ્ધિ રાજા ખુશ થયા ને પ્રસન્ન થઈને કહ્યું– હે મહારાણી! તમારી જે ઈચ્છા હોય તે પૂરી કરો. મારી આજ્ઞા છે. ત્યારે રાણીએ કહ્યું–નાથ! હું એકલી નાગમહોત્સવ ઉજવી તેનો આનંદ માણું તેના કરતાં જો સાથે આપ પધારો તો વિશેષ આનંદ આવે. માટે નાગમહોત્સવમાં આપને પધારવા હું આમંત્રણ આપું છું. તો આપ જરૂર પધારજો. આપના ત્યાં પધારવાથી નાગ ઉત્સવની શોભા વધશે.

પદ્માવતી રાણીનું કથન સાંભળીને પ્રતિબુધ્ધિ રાજાએ તેની વિનંતીનો સહર્ષ સ્વીકાર કર્યો તેથી તેના દિલમાં અનેરો આનંદ થયો. પોતાના નાગમહોત્સવમાં ખુદ મહારાજા પધારશે પછી શું બાકી રહેશે? પોતાને તો ઉત્સાહ હોય પણ સાથે પતિનું પ્રોત્સાહન મળે તેથી વિશેષ ઉત્સાહ વધે છે. અને સ્હેજે કાર્ય સારું થઈ

જાય છે. રાજાએ ખૂબ આનંદથી આજ્ઞા આપી અને રાજા પોતે નાગ ઉત્સવમાં પધારશે તેથી રાણીને ખૂબ આનંદ થયો છે. હવે તે નાગ ઉત્સવ ઉજવવાની તૈયારી કરશે ને કેવી રીતે ઉજવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :–હેમરથ રાજાના અતિ આગ્રહથી મધુરાજાએ તેમની વિનંતી સ્વીકારી.

**"હેમરથ રાજાએ મધુરાજાનું કરેલું ભાવભીનું સ્વાગત"** : મધુરાજાએ તેના આમંત્રણનો સ્વીકાર કર્યો તેથી બટપુર નરેશને ખૂબ આનંદ થયો. અને તોરણ, ધ્વજા, માળા, વસ્ત્ર વિગેરેથી નગરને શણગારી અનેકવિધ વાજિંત્રોની સુરાવલીઓ સાથે નગરમાં મધુરાજાનો પ્રવેશ કરાવ્યો. અને પોતાના મહેલમાં લઈ જઈને સભા મંડપમાં સુવર્ણમય સિંહાસન ઉપર બેસાડયો. હેમરથ રાજાએ મધુરાજાને અનેકવિધ નવીન વસ્તુઓ ભેટ ધરીને અંતરના ઉલ્લાસપૂર્વક તેનું સ્વાગત કર્યું. ત્યાર બાદ તેમને જમાડવા માટે ઉત્તમ પ્રકારના ભોજન તૈયાર કરાવ્યા અને પોતાની રાણી ઈન્દુપ્રભા પાસે આવીને રાજા કહે છે–

હે મહારાણી ! આપણાં પરમ સદ્ભાગ્ય છે કે આવા મોટા અયોધ્યા નરેશ આપણે ત્યાં પધાર્યા છે. તેમને જમાડવા માટે તમે જાતે જજો. આપણી ભક્તિથી આપણા ઉપર મહારાજા ખુશ થશે ને આપણે તેમની સાથે ગાઢ સબંધ બંધાશે. ત્યારે રાણીએ કહ્યું–સ્વામીનાથ ! તમે અત્યંત સરળ ને ભદ્રિક છો. જે રાજાનો આપણને કદી પરિચય નથી, જેની સાથે કોઈ જાતનો સબંધ નથી, તેની પાછળ આટલી બધી પાગલતા શી ? બધી સારી ચીજો અજાણ્યા રાજાની સમક્ષ હાજર ન કરવી જોઈએ. કારણ કે અંદર બેઠેલો વિકારરૂપી કાળો નાગ ક્યારે કુંફાડો મારે ને માનવીનું મન ક્યારે ચંચળ બની જાય તે કહી શકાતું નથી. હું પરાયા પુરૂષનું મુખ જોવા માંગતી નથી. માટે હું પીરસવા નહિ જાઉં. આપની બીજી કોઈપણ સ્ત્રીને મોકલી આપો. આ પ્રમાણે ઈન્દુપ્રભાએ કહ્યું ત્યારે રાજાએ શું જવાબ આપ્યો ?

**હેમરથ રાજાનો પીરસવા જવા માટેનો આગ્રહ ને કટાક્ષ** :– હેમરથ રાજાએ કહ્યું–હે રાણી ! મધુરાજા તો આપણા પિતા સમાન છે. એ કદી કુદૃષ્ટિ કરે તેવા નથી: માટે તમે સારા શણગાર સજો અને સારા વસ્ત્રો પહેરીને મધુરાજાને પીરસવા માટે જાઓ. ત્યારે ઈન્દુપ્રભાએ કહ્યું–હું એમ નથી કહેતી કે બધા રાજાઓ કુદૃષ્ટિવાળા અને કામી હોય છે. પણ આ રાજાને પીરસવા જવા માટે મારું મન ના પાડે છે. માટે હું કોઈ રીતે જવાની નથી. રાણીએ ચોખ્ખી ના પાડી ત્યારે હેમરથ રાજાએ તેના પ્રત્યે ખૂબ ગુસ્સો કરીને કહ્યું કે–હે રાણી ! તને તારા રૂપનો ખૂબ અભિમાન છે કે મારા જેવી આ દુનિયામાં કોઈ રૂપાળી નથી, પણ વિચાર કર. આવેલા રાજાના અંતઃપુરમાં તમારા કરતાં પણ સૌંદર્યવાન રાણીઓ હશે ! એની

રાણીઓ આગળ તું તો દાસી જેવી છે. એની દાસીઓ પણ તારાથી રૂપાળી હશે! માટે તારો અભિમાન મૂકીને તેમને પીરસવા માટે જા. ઈન્દુપ્રભાએ હેમરથ રાજાને ખૂબ સમજાવ્યા પણ રાજા માન્યા નહિ.

કુલીન સ્ત્રીઓ પતિના અનુચિત વિચારો એક વખત તો ચોક્કસ કહી દે છે. છેવટે ન ગમતું હોવા છતાં પતિની આજ્ઞાનુસાર કાર્ય કરે છે. તેથી રાજાના વચન ખાતર સોળ શણગાર સજી પોતાના અંગોપાંગ ઢાંકીને મધુરાજાને પીરસવા માટે ઈન્દુપ્રભા રાણી ગઈ.

**ઈન્દુપ્રભાનું સૌંદર્ય જોઈ મધુરાજામાં જાગેલ કામવાસના :–** રાણી તો તેના અંગોપાંગ ઢાંકી નીચી દૃષ્ટિથી રાજાને પીરસવા આવી. મધુરાજા ઈન્દુપ્રભા રાણીનું મુખ જોઈને વિચાર કરવા લાગ્યા કે અહો! આ તો કોઈ ઉર્વશી, રંભા, દેવી, સાવિત્રી, લક્ષ્મી કે પાતાલસુંદરી છે? શું આવી સ્વર્ગની સુંદરી જેવી સ્ત્રીઓ આ પૃથ્વી ઉપર હોય છે ખરી? આ મનુષ્યલોકમાં જો આવી સૌંદર્યવાન સ્ત્રીઓ છે તો તે મનુષ્ય ખરેખર ધન્ય છે કે જે આની સાથે સંસારિક સુખ ભોગવે છે, આના અમૃત ઝરતાં વચનો સાંભળે છે તેના કાન સફળ છે, જે એના સૌંદર્યને નીરખે છે તેના નેત્રો કૃતાર્થ છે. આની સાથે વાર્તા વિનોદ કરે છે તેની જીભ પણ સફળ છે. આ પ્રમાણે મધુરાજા પોતાના મનમાં ચિંતવી રહ્યા હતા. ત્યારે ઈન્દુપ્રભા ત્યાંથી નીકળીને પોતાના મહેલમાં રવાના થઈ ગઈ. એ તો રવાના થઈ અને ભેગું મધુરાજાનું મન પણ એની સાથે રવાના થયું.

**કામાતુરની વિહ્વલતા :–** મધુરાજા જમીને હેમરથ રાજાની રજા લઈને પોતાના સ્થાને આવીને પથારીમાં સૂઈ ગયા પણ ઈન્દુપ્રભાના વિચારમાં તેને ઉંઘ આવતી નથી. તે કોઈની સાથે બોલતા નથી, ખાતા–પીતા નથી કે પોતાના સૈન્યનું ધ્યાન પણ રાખતા નથી. આ સમયે મંત્રીએ કહ્યું–સાહેબ! આપણે હવે અહીંથી પ્રયાણ કરીએ. આપની આજ્ઞા હોય તો સૈન્યને તૈયાર કરું. પણ રાજા કંઈ જવાબ આપતા નથી. તે એકદમ ઉદાસ થઈને બેઠા છે. ત્યારે મંત્રીએ પૂછયું–સાહેબ! આપ કેટલી હોંશથી ભીમરાજાને જીતવા શૂરવીર બનીને નીકળ્યા છો ને આજે ઉદાસ કેમ બની ગયા? શું આપના શરીરમાં કોઈ દર્દ થાય છે? અગર હેમરથ રાજાએ આપનું અપમાન કર્યું છે કે ભોજન કરવામાં માન સાચવ્યું નથી? આપ મને કહો તો હું તેનો ઉપાય કરું. છતાં રાજાએ કોઈ જવાબ ન આપ્યો ત્યારે પ્રધાને કહ્યું–મહારાજા! જો આપ આમ જ કરશો તો આખી સેના વિહ્વળ બની જશે. માટે આપ મને જે હોય તે કહો. કામાતુર માણસને લાજ શરમ હોતી નથી. મંત્રીએ ખૂબ પૂછયું ત્યારે મધુરાજાએ કહ્યું–મેં હેમરથ રાજાની રાણીને જ્યારથી

જોઈ ત્યારથી મારું મન તેનામાં છે. બસ, મારી આંખ સમક્ષ તેનું મનોહર રૂપ દેખાય છે. તેના સિવાય મને કાંઈ દેખાતું નથી. મારા અંતઃપુરમાં રાણીઓ ઘણી છે. પણ આ રાણી જેવી અને મારા નયનને હરનારી એક પણ નથી. માટે આ રાણી મને મળે તો હું જીવતો રહી શકીશ. આ વાત સાંભળીને મંત્રીને ખૂબ દુઃખ થયું. અહો ! જેના માતા-પિતા કેવા પવિત્ર છે, જેમણે દીક્ષા લીધી છે તેનો પુત્ર આવો કુપાત્ર નીકળ્યો ?

મંત્રીએ ખૂબ શાંતિથી મધુરાજાને કહ્યું-જે મનુષ્યોઓએ પરસ્ત્રી સામે દૃષ્ટિ કરી છે ભોગ ભોગવ્યા નથી છતાં તે રાખમાં રોળાઈ ગયા તો જે પરસ્ત્રી ભોગવે તેની શી દશા થાય ? પરસ્ત્રીગમન મોટામાં મોટું પાપ છે. તમારા જેવા પવિત્ર રાજાને આ શોભતું નથી. આપના જે વિચારો છે તે આ લોક અને પરલોકમાં હાનિકારક છે. માટે આ વિચારોને છોડીને આપણે જે કાર્ય કરવા નીકળ્યા છીએ તેમાં જોડાઈ જાઓ. જો આપ આવા વિચારોમાં સંલગ્ન રહેશો તો આખું સૈન્ય તમને છોડીને ચાલતું થઈ જશે. અને હું પણ ખરાબ કાર્યમાં સહાય નહિ કરું. મંત્રીની વાત સાંભળીને મધુરાજાના મનમાં થયું કે આ દુષ્ટ મંત્રી મારી વાત જાણી ગયો ને તે મારું દુઃખ દૂર નહિ કરતા ઉપરથી આમ કહે છે તેથી રાજાએ ખૂબ ગુસ્સો કરીને કહ્યું કે હે પાપી ! તું મારાથી દૂર ચાલ્યો જા. મારે તારું મોઢું જોવું નથી. હું મરી જઈશ. હવે મંત્રી પોતાની બુધ્ધિથી રાજાને કેવી રીતે સમજાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૫

**ભાદરવા વદ બીજને શુક્રવાર** **તા. ૧૦-૯-૭૬**

અનંતજ્ઞાની ભગવંતો જગતના જીવોને બોધ આપતાં સમજાવે છે કે હે ભવ્ય જીવો ! આ અમૂલ્ય માનવ જિંદગી પામીને શું કર્યું ? આ માનવ અવતાર અઢળક આત્મિક સંપત્તિ કમાઈ જવાનો અપૂર્વ અવસર છે.

આપણે જ્ઞાતાજી સૂત્રમાંથી ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે. કોશલ દેશમાં પ્રતિબુધ્ધિ રાજાની પદ્માવતી રાણીને નાગ ઉત્સવ ઉજવવા માટે જવું છે. તેથી તે તેના પતિ પ્રતિબુધ્ધિ રાજાની આજ્ઞા લેવા માટે આવી. અને રાજાએ તેને નાગમહોત્સવ ઉજવવાની અનુમતિ આપી અને રાણીનું આમંત્રણ સ્વીકાર્યું. તેથી પદ્માવતી રાણીને ખૂબ આનંદ થયો. જ્યારે માણસ કંઈ પણ આશા લઈને આવે છે ને તે આશા ફળીભૂત થાય છે ત્યારે તેને અનેરો આનંદ થાય છે.

રાણીઓ આગળ તું તો દાસી જેવી છે. એની દાસીઓ પણ તારાથી રૂપાળી હશે! માટે તારો અભિમાન મૂકીને તેમને પીરસવા માટે જા. ઈન્દુપ્રભાએ હેમરથ રાજાને ખૂબ સમજાવ્યા પણ રાજા માન્યા નહિ.

કુલીન સ્ત્રીઓ પતિના અનુચિત વિચારો એક વખત તો ચોક્કસ કહી દે છે. છેવટે ન ગમતું હોવા છતાં પતિની આજ્ઞાનુસાર કાર્ય કરે છે. તેથી રાજાના વચન ખાતર સોળ શણગાર સજી પોતાના અંગોપાંગ ઢાંકીને મધુરાજાને પીરસવા માટે ઈન્દુપ્રભા રાણી ગઈ.

**ઈન્દુપ્રભાનું સૌંદર્ય જોઈ મધુરાજામાં જાગેલ કામવાસના :–** રાણી તો તેના અંગોપાંગ ઢાંકી નીચી દૃષ્ટિથી રાજાને પીરસવા આવી. મધુરાજા ઈન્દુપ્રભા રાણીનું મુખ જોઈને વિચાર કરવા લાગ્યા કે અહો! આ તો કોઈ ઉર્વશી, રંભા, દેવી, સાવિત્રી, લક્ષ્મી કે પાતાલસુંદરી છે? શું આવી સ્વર્ગની સુંદરી જેવી સ્ત્રીઓ આ પૃથ્વી ઉપર હોય છે ખરી? આ મનુષ્યલોકમાં જો આવી સૌંદર્યવાન સ્ત્રીઓ છે તો તે મનુષ્ય ખરેખર ધન્ય છે કે જે આની સાથે સંસારિક સુખ ભોગવે છે, આના અમૃત ઝરતાં વચનો સાંભળે છે તેના કાન સફળ છે, જે એના સૌંદર્યને નીરખે છે તેના નેત્રો કૃતાર્થ છે. આની સાથે વાર્તા વિનોદ કરે છે તેની જીભ પણ સફળ છે. આ પ્રમાણે મધુરાજા પોતાના મનમાં ચિંતવી રહ્યા હતા. ત્યારે ઈન્દુપ્રભા ત્યાંથી નીકળીને પોતાના મહેલમાં રવાના થઈ ગઈ. એ તો રવાના થઈ અને ભેગું મધુરાજાનું મન પણ એની સાથે રવાના થયું.

**કામાતુરની વિહ્વલતા :–** મધુરાજા જમીને હેમરથ રાજાની રજા લઈને પોતાના સ્થાને આવીને પથારીમાં સૂઈ ગયા પણ ઈન્દુપ્રભાના વિચારમાં તેને ઉંઘ આવતી નથી. તે કોઈની સાથે બોલતા નથી, ખાતા–પીતા નથી કે પોતાના સૈન્યનું ધ્યાન પણ રાખતા નથી. આ સમયે મંત્રીએ કહ્યું–સાહેબ! આપણે હવે અહીંથી પ્રયાણ કરીએ. આપની આજ્ઞા હોય તો સૈન્યને તૈયાર કરું. પણ રાજા કંઈ જવાબ આપતા નથી. તે એકદમ ઉદાસ થઈને બેઠા છે. ત્યારે મંત્રીએ પૂછ્યું–સાહેબ! આપ કેટલી હોંશથી ભીમરાજાને જીતવા શૂરવીર બનીને નીકળ્યા છો ને આજે ઉદાસ કેમ બની ગયા? શું આપના શરીરમાં કોઈ દર્દ થાય છે? અગર હેમરથ રાજાએ આપનું અપમાન કર્યું છે કે ભોજન કરવામાં માન સાચવ્યું નથી? આપ મને કહો તો હું તેનો ઉપાય કરું. છતાં રાજાએ કોઈ જવાબ ન આપ્યો ત્યારે પ્રધાને કહ્યું–મહારાજા! જો આપ આમ જ કરશો તો આખી સેના વિહ્વળ બની જશે. માટે આપ મને જે હોય તે કહો. કામાતુર માણસને લાજ શરમ હોતી નથી. મંત્રીએ ખૂબ પૂછ્યું ત્યારે મધુરાજાએ કહ્યું–મેં હેમરથ રાજાની રાણીને જ્યારથી

જોઈ ત્યારથી મારું મન તેનામાં છે. બસ, મારી આંખ સમક્ષ તેનું મનોહર રૂપ દેખાય છે. તેના સિવાય મને કાંઈ દેખાતું નથી. મારા અંતઃપુરમાં રાણીઓ ઘણી છે. પણ આ રાણી જેવી અને મારા નયનને હરનારી એક પણ નથી. માટે આ રાણી મને મળે તો હું જીવતો રહી શકીશ. આ વાત સાંભળીને મંત્રીને ખૂબ દુઃખ થયું. અહો ! જેના માતા-પિતા કેવા પવિત્ર છે, જેમણે દીક્ષા લીધી છે તેનો પુત્ર આવો કુપાત્ર નીકળ્યો ?

મંત્રીએ ખૂબ શાંતિથી મધુરાજાને કહ્યું-જે મનુષ્યોઓએ પરસ્ત્રી સામે દૃષ્ટિ કરી છે ભોગ ભોગવ્યા નથી છતાં તે રાખમાં રોળાઈ ગયા તો જે પરસ્ત્રી ભોગવે તેની શી દશા થાય ? પરસ્ત્રીગમન મોટામાં મોટું પાપ છે. તમારા જેવા પવિત્ર રાજાને આ શોભતું નથી. આપના જે વિચારો છે તે આ લોક અને પરલોકમાં હાનિકારક છે. માટે આ વિચારોને છોડીને આપણે જે કાર્ય કરવા નીકળ્યા છીએ તેમાં જોડાઈ જાઓ. જો આપ આવા વિચારોમાં સંલગ્ન રહેશો તો આખું સૈન્ય તમને છોડીને ચાલતું થઈ જશે. અને હું પણ ખરાબ કાર્યમાં સહાય નહિ કરું. મંત્રીની વાત સાંભળીને મધુરાજાના મનમાં થયું કે આ દુષ્ટ મંત્રી મારી વાત જાણી ગયો ને તે મારું દુઃખ દૂર નહિ કરતા ઉપરથી આમ કહે છે તેથી રાજાએ ખૂબ ગુસ્સો કરીને કહ્યું કે હે પાપી ! તું મારાથી દૂર ચાલ્યો જા. મારે તારું મોઢું જોવું નથી. હું મરી જઈશ. હવે મંત્રી પોતાની બુદ્ધિથી રાજાને કેવી રીતે સમજાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૫

**ભાદરવા વદ બીજને શુક્રવાર** **તા. ૧૦-૯-૭૬**

અનંતજ્ઞાની ભગવંતો જગતના જીવોને બોધ આપતાં સમજાવે છે કે હે ભવ્ય જીવો ! આ અમૂલ્ય માનવ જિંદગી પામીને શું કર્યું ? આ માનવ અવતાર અઢળક આત્મિક સંપત્તિ કમાઈ જવાનો અપૂર્વ અવસર છે.

આપણે જ્ઞાતાજી સૂત્રમાંથી ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે. કોશલ દેશમાં પ્રતિબુદ્ધિ રાજાની પદ્માવતી રાણીને નાગ ઉત્સવ ઉજવવા માટે જવું છે. તેથી તે તેના પતિ પ્રતિબુદ્ધિ રાજાની આજ્ઞા લેવા માટે આવી. અને રાજાએ તેને નાગમહોત્સવ ઉજવવાની અનુમતિ આપી અને રાણીનું આમંત્રણ સ્વીકાર્યું. તેથી પદ્માવતી રાણીને ખૂબ આનંદ થયો. જ્યારે માણસ કંઈ પણ આશા લઈને આવે છે ને તે આશા ફળીભૂત થાય છે ત્યારે તેને અનેરો આનંદ થાય છે.

રાણીઓ આગળ તું તો દાસી જેવી છે. એની દાસીઓ પણ તારાથી રૂપાળી હશે! માટે તારો અભિમાન મૂકીને તેમને પીરસવા માટે જા. ઈન્દુપ્રભાએ હેમરથ રાજાને ખૂબ સમજાવ્યા પણ રાજા માન્યા નહિ.

કુલીન સ્ત્રીઓ પતિના અનુચિત વિચારો એક વખત તો ચોક્કસ કહી દે છે. છેવટે ન ગમતું હોવા છતાં પતિની આજ્ઞાનુસાર કાર્ય કરે છે. તેથી રાજાના વચન ખાતર સોળ શણગાર સજી પોતાના અંગોપાંગ ઢાંકીને મધુરાજાને પીરસવા માટે ઈન્દુપ્રભા રાણી ગઈ.

**ઈન્દુપ્રભાનું સૌંદર્ય જોઈ મધુરાજામાં જાગેલ કામવાસના :–** રાણી તો તેના અંગોપાંગ ઢાંકી નીચી દૃષ્ટિથી રાજાને પીરસવા આવી. મધુરાજા ઈન્દુપ્રભા રાણીનું મુખ જોઈને વિચાર કરવા લાગ્યા કે અહો! આ તો કોઈ ઉર્વશી, રંભા, દેવી, સાવિત્રી, લક્ષ્મી કે પાતાલસુંદરી છે? શું આવી સ્વર્ગની સુંદરી જેવી સ્ત્રીઓ આ પૃથ્વી ઉપર હોય છે ખરી? આ મનુષ્યલોકમાં જો આવી સૌંદર્યવાન સ્ત્રીઓ છે તો તે મનુષ્ય ખરેખર ધન્ય છે કે જે આની સાથે સંસારિક સુખ ભોગવે છે, આના અમૃત ઝરતાં વચનો સાંભળે છે તેના કાન સફળ છે, જે એના સૌંદર્યને નીરખે છે તેના નેત્રો કૃતાર્થ છે. આની સાથે વાર્તા વિનોદ કરે છે તેની જીભ પણ સફળ છે. આ પ્રમાણે મધુરાજા પોતાના મનમાં ચિંતવી રહ્યા હતા. ત્યારે ઈન્દુપ્રભા ત્યાંથી નીકળીને પોતાના મહેલમાં રવાના થઈ ગઈ. એ તો રવાના થઈ અને ભેગું મધુરાજાનું મન પણ એની સાથે રવાના થયું.

**કામાતુરની વિહ્‌વલતા :–** મધુરાજા જમીને હેમરથ રાજાની રજા લઈને પોતાના સ્થાને આવીને પથારીમાં સૂઈ ગયા પણ ઈન્દુપ્રભાના વિચારમાં તેને ઉંઘ આવતી નથી. તે કોઈની સાથે બોલતા નથી, ખાતા–પીતા નથી કે પોતાના સૈન્યનું ધ્યાન પણ રાખતા નથી. આ સમયે મંત્રીએ કહ્યું–સાહેબ! આપણે હવે અહીંથી પ્રયાણ કરીએ. આપની આજ્ઞા હોય તો સૈન્યને તૈયાર કરું. પણ રાજા કંઈ જવાબ આપતા નથી. તે એકદમ ઉદાસ થઈને બેઠા છે. ત્યારે મંત્રીએ પૂછયું–સાહેબ! આપ કેટલી હોંશથી ભીમરાજાને જીતવા શૂરવીર બનીને નીકળ્યા છો ને આજે ઉદાસ કેમ બની ગયા? શું આપના શરીરમાં કોઈ દર્દ થાય છે? અગર હેમરથ રાજાએ આપનું અપમાન કર્યું છે કે ભોજન કરવામાં માન સાચવ્યું નથી? આપ મને કહો તો હું તેનો ઉપાય કરું. છતાં રાજાએ કોઈ જવાબ ન આપ્યો ત્યારે પ્રધાને કહ્યું–મહારાજા! જો આપ આમ જ કરશો તો આખી સેના વિહ્‌વળ બની જશે. માટે આપ મને જે હોય તે કહો. કામાતુર માણસને લાજ શરમ હોતી નથી. મંત્રીએ ખૂબ પૂછયું ત્યારે મધુરાજાએ કહ્યું–મેં હેમરથ રાજાની રાણીને જ્યારથી

જોઈ ત્યારથી મારું મન તેનામાં છે. બસ, મારી આંખ સમક્ષ તેનું મનોહર રૂપ દેખાય છે. તેના સિવાય મને કાંઈ દેખાતું નથી. મારા અંતઃપુરમાં રાણીઓ ઘણી છે. પણ આ રાણી જેવી અને મારા નયનને હરનારી એક પણ નથી. માટે આ રાણી મને મળે તો હું જીવતો રહી શકીશ. આ વાત સાંભળીને મંત્રીને ખૂબ દુઃખ થયું. અહો! જેના માતા-પિતા કેવા પવિત્ર છે, જેમણે દીક્ષા લીધી છે તેનો પુત્ર આવો કુપાત્ર નીકળ્યો?

મંત્રીએ ખૂબ શાંતિથી મધુરાજાને કહ્યું-જે મનુષ્યોઓએ પરસ્ત્રી સામે દૃષ્ટિ કરી છે ભોગ ભોગવ્યા નથી છતાં તે રાખમાં રોળાઈ ગયા તો જે પરસ્ત્રી ભોગવે તેની શી દશા થાય? પરસ્ત્રીગમન મોટામાં મોટું પાપ છે. તમારા જેવા પવિત્ર રાજાને આ શોભતું નથી. આપના જે વિચારો છે તે આ લોક અને પરલોકમાં હાનિકારક છે. માટે આ વિચારોને છોડીને આપણે જે કાર્ય કરવા નીકળ્યા છીએ તેમાં જોડાઈ જાઓ. જો આપ આવા વિચારોમાં સંલગ્ન રહેશો તો આખું સૈન્ય તમને છોડીને ચાલતું થઈ જશે. અને હું પણ ખરાબ કાર્યમાં સહાય નહિ કરું. મંત્રીની વાત સાંભળીને મધુરાજાના મનમાં થયું કે આ દુષ્ટ મંત્રી મારી વાત જાણી ગયો ને તે મારું દુઃખ દૂર નહિ કરતા ઉપરથી આમ કહે છે તેથી રાજાએ ખૂબ ગુસ્સો કરીને કહ્યું કે હે પાપી! તું મારાથી દૂર ચાલ્યો જા. મારે તારું મોઢું જોવું નથી. હું મરી જઈશ. હવે મંત્રી પોતાની બુધ્ધિથી રાજાને કેવી રીતે સમજાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૫

**ભાદરવા વદ બીજને શુક્રવાર** **તા. ૧૦-૯-૭૬**

અનંતજ્ઞાની ભગવંતો જગતના જીવોને બોધ આપતાં સમજાવે છે કે હે ભવ્ય જીવો! આ અમૂલ્ય માનવ જિંદગી પામીને શું કર્યું? આ માનવ અવતાર અઢળક આત્મિક સંપત્તિ કમાઈ જવાનો અપૂર્વ અવસર છે.

આપણે જ્ઞાતાજી સૂત્રમાંથી ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે. કોશલ દેશમાં પ્રતિબુધ્ધિ રાજાની પદ્માવતી રાણીને નાગ ઉત્સવ ઉજવવા માટે જવું છે. તેથી તે તેના પતિ પ્રતિબુધ્ધિ રાજાની આજ્ઞા લેવા માટે આવી. અને રાજાએ તેને નાગમહોત્સવ ઉજવવાની અનુમતિ આપી અને રાણીનું આમંત્રણ સ્વીકાર્યું. તેથી પદ્માવતી રાણીને ખૂબ આનંદ થયો. જ્યારે માણસ કંઈ પણ આશા લઈને આવે છે ને તે આશા ફળીભૂત થાય છે ત્યારે તેને અનેરો આનંદ થાય છે.

"तए णं पउमावई पडिबुध्धिणा रन्ना अब्भणुन्नाया हट्ठ तुट्ठ जाव कोडुंबियपुरिसे सद्दावेइ।"

પ્રતિબુધ્ધિ રાજા વડે આજ્ઞાંકિત થયેલી રાણી પદ્માવતીદેવી ખૂબ હર્ષિત અને સંતુષ્ટ થઈ. તેના આનંદનો પાર ન રહ્યો. તે આનંદ પામતી પોતાના મહેલમાં આવી અને તેણે પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિયો! મારે ત્યાં આવતીકાલે નાગ મહોત્સવ થશે તો તમે માળીઓને બોલાવો અને બોલાવીને તમે એમને આ પ્રમાણે કહો કે આવતી કાલે પદ્માવતી દેવીને ત્યાં નાગ મહોત્સવ ઉજવવાનો છે. તો તે માટે તમે એક કામ કરો. तुब्भेणं देवाणुप्पिया। जल थलय दसध्धवन्नं मल्लं नागघरयंसि साहरह।" હે દેવાનુપ્રિયો! તમે બધા જલમાં અને સ્થળમાં ઉત્પન્ન થયેલા પાંચ રંગોના પુષ્પોને અને શ્રીદામકાંડને નાગઘરોમાં પહોંચાડો. કંઈક પુષ્પો કમળ વિગેરે પાણીમાં ઉત્પન્ન થાય છે ને ગુલાબ-મોગરો ચંપો-ચંપેલી-જુઇ આદિ અનેક પ્રકારનાં પુષ્પો સ્થલ-પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય છે. વિવિધ પ્રકારના રંગબેરંગી પુષ્પો અને તેની સુગંધ માનવીનાં મનને આકર્ષણ કરે છે. આવા પાણીમાં અને પૃથ્વી ઉપર ઉત્પન્ન થયેલાં પાંચ વર્ણના પુષ્પોને લાવી નાગઘરમાં પહોંચાડવા માટેની રાણીએ આજ્ઞા કરી. તે પુષ્પોને નાગઘરમાં લઈ જઈને જળ અને થળના વિકાસ પામેલાં, ખીલેલા સુવાસિત પાંચ વર્ણના પુષ્પોથી તેમજ જાતજાતના ચિત્રોની રચનાથી શોભતો પુષ્પોનો એક માંડવો બનાવો. તેમાં હંસ, મૃગ, મોર, કૌંચ સારસ, ચક્રવાક, મદનશાલ અને કોયલ આ બધા પશુ-પક્ષીઓનાં ચિત્રોથી માંડવાને શણગારો. તથા ઈહામૃગ, વરૂ, બળદ, ઘોડો, મગર, પક્ષી-વ્યાલક, કિન્નર, રુરુ, શરભ, હાથી, વનલત્તા અને પદ્મલત્તાના સુંદર ચિત્રોથી માંડવાને અદ્‌ભૂત રીતે સુશોભિત કરો. અને તે પુષ્પમંડપ કિંમતી, સુંદર અને સૌરભથી મઘમઘતો તેમજ મહાનપુરૂષોને યોગ્ય વિશાળ હોવો જોઇએ. તથા એ મંડપમાં તાણેલાં ચંદરવાની નીચે બરાબર તેના મધ્યભાગમાં નાકને પોતાની સુવાસથી નૃત્ય કરાવનાર એક બહુ મોટો શ્રીદામકાંઠ લટકાવો. એવો સુંદર મંડપ બનાવો કે જોઈને રાજા પણ ખુશ થઈ જાય.

બંધુઓ! અનંતકાળથી જીવને સંસારના કાર્ય અને સંસારના રંગભોગ ગમે છે તેટલો ધર્મ નથી ગમતો. હળુકર્મી જીવ હોય તો સ્હેજે ધર્મ પામી જાય છે. પોતે ધર્મ પામે ને બીજાને પમાડે. અહીં એક પ્રસંગ યાદ આવે છે.

એક ખૂબ ધર્મીષ્ઠ શેઠ-શેઠાણી રહે છે. તેઓ ખૂબ સુખી અને ધર્મભાવનાવાળા છે. તેમને એક પુત્ર છે. શેઠની એક ભાવના છે કે મારાથી જે જીવો ધર્મ પામે તેને મારે ધર્મ પમાડવો. આથી શેઠ દરરોજ રાતના ઓટલે બેસીને ધર્મની વાતો

કરતા. આ કારણે બાજુમાં રહેતો મુસલમાન ધર્મની વાતો સાંભળતાં ધર્મ પામ્યો ને તેને હૃદયમાં જૈન ધર્મની ખૂબ ચોટ લાગી. આથી તેણે મુસ્લીમ ધર્મનો ત્યાગ કર્યો. પરિણામે તે અહિંસક બન્યા. શેઠને તેથી ખૂબ આનંદ થયો. મુસલમાન જૈન બનતા તેની જ્ઞાતિએ તેનો ત્યાગ કર્યો ને ધમકી આપી કે તું જૈન ધર્મનો ત્યાગ નહિ કરે તો તને દીકરી નહિ આપીએ. છતાં તે ધર્મથી ડગ્યો નહિ. તેના સંતાન પણ એટલા જ દૃઢ રહ્યા. દિવસો જતાં શેઠની પુન્નાઈ ઘટી અને લક્ષ્મી ગઈ. ધીમે ધીમે લક્ષ્મીથી ઘસાતા ગયા ને શરીરથી પણ ઘસાતા ગયા. પરિણામે બંને માણસો કાળના ભોગ બની ગયા. દીકરો નિરાધાર બની ગયો. આપ જાણો છો ને કે ધનવાનના સહુ સગા થાય છે. તે રીતે શેઠ ખૂબ દાનવીર હતા ને લાખોને પાળતા હતા. દયાળુ શેઠે લાખોના આંસુ લૂછયા પણ આજ એના દીકરાના આંસુ લૂછનાર કોઈ નથી. દીકરાની સગાઈ કરેલી હતી પણ ગરીબ થતાં વેવાઈ પણ બદલાઈ ગયા ને દૃષ્ટિ પણ બદલાઈ ગઈ. હવે એવા ગરીબને કોણ પરણાવે ?

સંસારનું સુખ માનવ સાથે નથી પણ મીલ્કત સાથે છે. છતાં તમને સંસાર મીઠો મધુરો લાગે છે. સમય જતાં શેઠનો દીકરો યુવાન થયો. નોકરી કરીને માંડ પેટ ભરે છે. તેને લોકો કહેવા લાગ્યા કે છોકરા ! તારી ફલાણા શેઠને ત્યાં સગાઈ થયેલી છે. તારા મા-બાપે છોકરીને ઘણાં દાગીના આપેલા છે. તો તું માંગણી કર. કાં તો તમારી છોકરી પરણાવો, કાં તો મારા દાગીના પાછા આપો. શ્રેષ્ઠી પુત્રે સસરાને ઘેર જઈને કહ્યું- મારી આ બે માંગણી છે. તેમાંથી એક પૂરી કરો. આ સાંભળી શેઠ ખૂબ ગુસ્સે થયા ને જમાઈનું અપમાન કર્યું. આ વાતની છોકરીને ખબર પડતાં છોકરીએ કહ્યું કે પિતાજી ! કન્યાને પતિ એક જ હોય છે. તેમ મારે મન તે મારો ભગવાન છે. હું તેને જ પરણીશ. છેવટમાં શેઠનું ન ચાલ્યું. તેથી તેને કહ્યું કે તમે બે હજાર આપો તો મારી કન્યા પરણાવું. હવે જ્યાં પાઈના સાંસા હોય ત્યાં બે હજાર ક્યાંથી લાવવા ? આ વાત મુસલમાને જાણી. તેણે કહ્યું કે હું આપને એક શરતે આપું. તે શરત એ કે તમે બંને જાતે કમાઈને પાછા ન આપો ત્યાં સુધી અણીશુધ્ધ બ્રહ્મચર્ય પાળવું. મારે વ્યાજ નથી જોઈતું. સમજાય છે ? મુસલમાન ભાઈને બ્રહ્મચર્યની કેટલી ધગશ જાગી છે ! છેવટે આ રીતે કબૂલ કરીને આવ્યા બાદ લગ્ન કર્યા.

પરણીને આવ્યા બાદ છોકરીને ખબર પડી કે આમ બન્યું છે. આ ધર્મીષ્ઠ છોકરી ખૂબ ખુશી થઈ. પછી છોકરીના માતા-પિતાને ખૂબ પશ્ચાત્તાપ થયો પણ બંને ખૂબ મક્કમ રહ્યા. અને ગામ છોડી બીજે ગામ ગયા. સ્ત્રીએ પુરૂષનો પોશાક પહેર્યો. બંને રજવાડામાં નોકરી કરવા ગયા. ધર્મના પ્રતાપે બંનેને રજવાડામાં નોકરી મળી. બંને શુધ્ધ બ્રહ્મચર્ય પાળે છે ને જીવન ખૂબ ઓછા ખર્ચે નભાવી પૈસા બચાવી

ભેગા કરે છે. એક દિવસ બંને રાણીના મહેલની બારીની નીચે બેસી વાતો કરે છે. પુરૂષ રડતા રડતા બોલે છે તેં મારા માટે કેટલું દુઃખ વેઠયું ? કયાં તારા બંગલા ને કયાં મારી ઝૂંપડી ! કયાં તારા બધા સુખ અને કયાં મારા ઘરનાં દુઃખ ! છતાં આવા સમયે તેં મને બ્રહ્મચર્ય પાળવામાં જે સાથ આપ્યો છે તે હું કદી નહિ ભૂલું. તેમ કહી બંને માણસ બધી વાતો કરે છે ને કહે છે કે આપણા આ પગારમાં પૈસા ભરતા ૧૦ વર્ષ થશે. ત્યાં સુધી અખંડ બ્રહ્મચર્ય પાળીશું.

**બ્રહ્મચર્યના પ્રભાવથી મળેલું સન્માન** :–ટૂંકમાં બધી વાત રાણીએ સાંભળી અને તેને તેમના પ્રત્યે ખૂબ પ્રેમ જાગ્યો. પછી તેમને બોલાવ્યા ને બધી વાત જાણવા કોશિષ કરી. છેવટમાં ન છૂટકે બધું કહ્યું. તેમની વાત સાંભળીને રાજા–રાણી પ્રસન્ન થયા ને તેમને હીરાનો હાર આપ્યો. આ કહે કે અમે ના લઈએ. ત્યારે રાજા કહે છે અમે ભેટ નથી દેતા પણ તમારી સેવા ઉપર પ્રસન્ન થયા છીએ. છેવટે ખૂબ કહેવાથી હાર લે છે ને પૈસા ચૂકવે છે. આથી મુસલમાન ભાઈ ખૂબ ખુશ થાય છે. ધન્ય છે તમને કે બહાર હોવા છતાં શુધ્ધ બ્રહ્મચર્ય પાળ્યું છે. તેમ કહેતાં તેમના ચરણોમાં નમી પડયો. મુસલમાન ભાઈ ખૂબ ધર્મીષ્ઠ બને છે. અને આ રમેશ તથા તેની પત્ની રમા બંને રાજાના માનીતા બને છે. તેમના બ્રહ્મચર્યના પ્રભાવથી રાજા ખૂબ પ્રસન્ન થાય છે. અને તે બંને ખૂબ સુખી થાય છે.

બંધુઓ ! અહીં તમને સમજાય છે ને કે મુસલમાન ભાઈ પોતાની જ્ઞાતિથી છૂટો પડયો પણ ધર્મથી છૂટો ન પડયો. ધર્મને ખાતર તેણે સંસારના બધા સુખો જવા દીધા પણ ધર્મને ન જવા દીધો. બોલો, તમે વર્ષોથી ઉપાશ્રયમાં આવો છો, સત્સંગ કરો છો. છે તમારી આટલી શ્રધ્ધા મજબૂત ! ભાગ્યોદયે તમને આવો ઉત્તમ ધર્મ મળ્યો છે. માટે દૃઢધર્મી અને પ્રિયધર્મી બનો. રમેશ અને રમા પણ પોતાના વ્રતમાં દૃઢ રહ્યા ને બોલેલા વચનને વળગી રહ્યા તો પરિણામે રાજા–રાણીના માનીતા દીકરા–વહુ હોય તેવું સુખ મળ્યું. અને કન્યાના પિતાને પસ્તાવાનો પાર ન રહ્યો.

કહ્યું છે કે ખરેખર "शीलं परं भूषणम्, शीलं दुर्गतिनाशनम्।" બ્રહ્મચર્ય એ સર્વશ્રેષ્ઠ આભૂષણ છે. બ્રહ્મચર્ય એ દુર્ગતિનો નાશ કરનાર છે. તે જીવને આ લોક અને પરલોકમાં સુખી કરનાર છે. રમેશ અને રમા વિચાર કરવા લાગ્યા કે બ્રહ્મચર્યનો કેવો પ્રભાવ છે ! છ મહિના શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કર્યું તો તેમાં આપણું દુઃખ ટળી ગયું તો સર્વથા બ્રહ્મચર્યનું પાલન કરીએ તો કેવો મહાન લાભ થાય ! આ બંને પવિત્ર આત્મા મોટા ભાગનું બ્રહ્મચર્યનું પાલન કરવા લાગ્યા. ને પોતાનું જીવન પવિત્ર બનાવ્યું. ટૂંકમાં જો માનવના જીવનમાં ધર્મની સચોટ શ્રધ્ધા હોય તો બીજા જીવોને પણ ધર્મ પમાડી શકે છે. અને સ્વ–પર કલ્યાણ સાધી શકે છે.

પદ્માવતી રાણીને નાગ ઉત્સવનો આનંદ છે. તેથી કૌટુંબિક પુરૂષોને પાંચ વર્ણનાં ઉત્તમ જાતિના સુંદર પુષ્પોથી મંડપ બનાવવાની આજ્ઞા આપી છે. સેવકો બધી તૈયારી કરીને રાણીને ખબર આપશે તે ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** મધુરાજા હેમરથ રાજાની રાણી ઈન્દુપ્રભામાં મુગ્ધ બન્યો, તે ઈન્દુપ્રભાને મેળવવાના વિચારમાં ખાવું–પીવું–સૂવું બધું ભૂલી ગયો ને એકદમ ઉદાસ થઈને બેઠો. મંત્રીએ ખૂબ પૂછયું ત્યારે મધુરાજાએ શરમ છોડી સત્ય વાત કહી દીધી. ત્યારે પ્રધાને રાજાને ઘણું સમજાવ્યા ને કહ્યું કે હું પણ આવા કાર્યમાં આપને સહાય નહિ કરું. આથી મધુરાજાએ ખૂબ ગુસ્સો કરીને કહ્યું. તું મારી નજર સામેથી દૂર થા. મારે તારું મુખ જોવું નથી. હવે હું મરી જઈશ.

મંત્રી ખૂબ વિચિક્ષણ હતો. તેણે વિચાર કરીને કહ્યું–મહારાજા! આપણે હમણાં ભીમરાજાને જીતવા માટે જઈ રહ્યા છીએ. તેને જીતીને પાછા ફરતાં હું આપને એ રાણી મેળવવામાં સહાય કરીશ. પણ અત્યારે ખરાબ વિચાર લઈને જશો તો યુધ્ધમાં પરાજય થશે, જગતમાં અપકીર્તિ થશે ને શત્રુનો પારો વધુ ચઢશે. માટે અત્યારે એ વિચારો મગજમાંથી દૂર કરીને સેનાને પ્રોત્સાહન આપી શત્રુને જીતી લો. મંત્રીની વાત સાંભળી મધુરાજાએ ગુસ્સો કરીને કહ્યું કે તમે મને શું ડરાવો છો? ભલે, મારી સેના ચાલી જાય, કીર્તિ જહાનમમાં જાય, મને સેનાની કે ધનની પડી નથી. મારે તો ઈન્દુપ્રભા જોઈએ છે, માટે તમે એને માટે પ્રયત્ન કરો તો મારે જીવવું છે નહિતર મરી જાઉં છું. ત્યારે ફરીને મંત્રીએ કહ્યું–શત્રુ ઉપર વિજય મેળવીને આવ્યા પછી આપની ઈચ્છા પૂરી થશે. રાજાએ કહ્યું કે તમે વચન આપો. કામાતુરને કોઈ પણ રીતે વિશ્વાસ આપવો જોઈએ. આમ વિચારી મંત્રીએ વચન આપ્યું.

**"મદોન્મત હાથી સામે કામાતુર સિંહ :–** મધુરાજા મોટું સૈન્ય લઈને ભીમરાજાના નગર નજીક પહોંચી ગયા. આ વાતની ખબર પડતાં નગર લૂંટાવાના ભયથી પ્રજા નાસભાગ કરવા લાગી. ભીમરાજા અભિમાનપૂર્વક બોલવા લાગ્યો. આ જગતમાં મને જીતવા કોણ સમર્થ છે? મોટા મોટા પ્રતાપી રાજાઓ પણ મારા ઉપર આક્રમણ કરવાની હિંમત કરતા નથી. તો આ બિચારો મધુરાજ મને શું કરી શકવાનો છે? આજ સુધીમાં કદી એવું સાંભળ્યું છે કે બળવાનમાં બળવાન હાથી સિંહ ઉપર હુમલો કરી શકે? 'ના.' આમ કહી ભીમરાજાએ યુધ્ધની તૈયારી કરી. રણશીંગા ફૂંકાયા. બંને વચ્ચે ખૂનખાર જંગ મચ્યો.

**"પુણ્યવાનને વિજય લક્ષ્મીએ વરમાળા પહેરાવી" :–** ખૂબ ભયંકર યુધ્ધ થયા પછી પોતાની ચતુરાઈથી મધુરાજાના સૈનિકોએ ભીમરાજને જીવતો પકડી લીધો. એટલે વિજય લક્ષ્મીએ મધુરાજને વરમાળા પહેરાવી. વિજયનો વાવટો ફરકાવી મધુરાજા

તેનાં રાજ્ય ઉપર પોતાના માણસોને સ્થાપિત કરી પોતાની રાજધાની તરફ પાછો ફરે છે. પણ તેના ચિત્તમાંથી ઈન્દુપ્રભાની યાદ ભૂલાતી નથી. તેથી તેણે મંત્રીને યાદ આપી કે હવે તમારા વચનનું પાલન કરજો. મંત્રીના મનમાં ચિંતા થવા લાગી કે હવે શું કરવું ? છતાં રાજાના સંતોષ ખાતર કહે છે આપે યાદ કરાવ્યું તે સારું થયું.

**"મધુરાજાનો અયોધ્યામાં પ્રવેશ"** :–રાજાને મીઠા વચનથી શાંત કરી મંત્રીએ સેનાપતિને શાનમાં સમજાવી દીધું કે આપણે અયોધ્યા જવા એવો રસ્તો લો કે વચ્ચે બટપુર ન આવે. મંત્રીના કહેવાથી સેનાપતિએ રાત્રે સેનાને એવા માર્ગે ચલાવી કે ટૂંક સમયમાં મધુરાજા સૈન્ય સહિત અયોધ્યાની નજીકમાં આવી ગયા. અયોધ્યામાં વાયુવેગે સમાચાર પહોંચી ગયા કે દુષ્ટ ભીમરાજાને જીતી આપણાં રાજા પધારે છે તેથી સ્વાગત કરવા માટે પ્રજાજનોએ સારી અયોધ્યા નગરી શણગારી અને લોકો હર્ષપૂર્વક સ્વાગત કરવા આવ્યા. પણ રાજાના મુખ ઉપર જરાય આનંદ નથી. તેમણે મંત્રી ઉપર ગુસ્સે થઈને કહ્યું–દુષ્ટ ! તું મારો પાકો વૈરી નીકળ્યો. તેં મને કપટ કરીને છેતર્યો. ત્યારે મંત્રીએ કહ્યું–રાજન્ ! હું આમાં કંઈ જાણતો નથી. સેનાપતિની પાછળ હું ચાલ્યો. એટલે રાજાએ સેનાપતિને ધમકાવીને પૂછયું. ત્યારે તેણે કહ્યું–આમાં મારો કોઈ દોષ નથી. રાત્રે અંધારું હોવાથી રસ્તાનો ખ્યાલ ન રહ્યો. મને માફ કરો. હવે આવું નહિ કરું.

ખૂબ આનંદપૂર્વક પ્રજાજનોએ રાજાને નગરમાં પ્રવેશ કરાવ્યો. પણ રાજાનું મન પ્રસન્ન ન થયું. સ્ત્રીઓ મંગલ ગીતો ગાતી હતી, મંગલ વાજિંત્રો વાગતાં હતાં. પ્રજાજનો રાજાનો જયજયકાર બોલાવતા હતા પણ એના મનમાં તો ઈન્દુપ્રભા બેઠી હતી. તેથી તેને શેનું ગમે ? કાગડો રાત્રે દેખાતો નથી, ને ઘૂવડ દિવસે દેખતું નથી પણ કામાતુર મનુષ્ય તો રાત્રે ને દિવસે દેખતો નથી. હવે કામાતુર બનેલો મધુરાજા ઈન્દુપ્રભાને મેળવવા માટે શું ઉપાય કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૬

**ભાદરવા વદ ૩ને શનીવાર** તા. ૧૧–૯–૭૬

અનંત કરૂણાનિધી, શાસન સમ્રાટ, વીરપ્રભુના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. આપણાં મહાન પુણ્યોદયે આવી શાસ્ત્રની વાણી સાંભળવાનો સુઅવસર મળ્યો છે. આ વાણીમાં ભગવંતે સુંદર ભાવો ઠાલવ્યા છે. મહાન પુરૂષોનાં હૃદયના ઉંડાણમાંથી નીકળેલો અને અનુભવેલો શબ્દ આપણા હૃદયનું પરિવર્તન કરે છે. જ્ઞાનીઓનો એકેક શબ્દ ખૂબ સમજણપૂર્વકનો હોય છે, તેથી તેમનો

એકેક શબ્દ મંત્ર જેવો ગણવામાં આવે છે. કારણ કે તે શબ્દોની પાછળ ઘણું ચિંતન અને મંથન હોય છે. તેથી તે શબ્દ આપણા જીવનનો પલ્ટો કરાવે છે. તમારા પૈસા કે સત્તા માનવજીવનનો પલ્ટો કરાવી શકતા નથી. પણ જ્ઞાનીના વચન પાપીમાં પાપી માનવના હ્રદયનું પરિવર્તન કરાવી શકે છે. તેથી મહાન પુરૂષો કહે છે કે તમારું જીવન મંગલમય બનાવો.

જેનું જીવન મંગલમય હશે તેનું દરેક કાર્ય મંગલમય થવાનું છે. જીવનને મંગલમય બનાવવા માટે માનવ દેહરૂપી સુંદર અવસર મળ્યો છે. યાદ રાખજો કે આ માનવદેહ છૂટી ગયો એટલે મામલો ખતમ. જીવનને મંગલમય બનાવવા માટે માનવદેહ મળ્યો છે. બીજે ક્યાંય આવું મંગલમય તત્ત્વ નહિ મળે. જે માનવભવ પામીને માત્ર ભોગમાં રચ્યાપચ્યા રહે છે તેમનું જીવન મંગલમય બનતું નથી. જે ભોગને તજે તેનું જીવન મંગલમય બને છે. માટે જીવનની એકેક પળને ઓળખો.

જ્ઞાનીઓ કહે છે કે માનવજીવનની એકેક પ્રવૃત્તિ આત્માને કર્મના બંધનથી મુક્ત કરાવવાના લક્ષથી હોવી જોઈએ. પણ ભોગ માટે ન હોવી જોઈએ. હિટલરનું નામ તો તમે સાંભળ્યું છે ને? હિટલર પાસે કેટલી શક્તિ હતી? બુધ્ધિ હતી, સાધનો હતા પણ દરેકનો ઉપયોગ માનવનો સંહાર કરવા માટે કર્યો. વિજય મેળવવા માટે કર્યો. તેની બધી શક્તિનું પરિણામ શું આવ્યું? "વિનાશ". તેની શક્તિ અને બુધ્ધિએ માનવ જાતનો વિનાશ કર્યો ને પોતાનો પણ વિનાશ કર્યો. આવા દાખલા સાંભળીને તમે એટલું ધ્યાન રાખજો કે તમારી શક્તિ અને બુધ્ધિ તમને વિનાશના પંથે ન લઈ જાય. તમારી શક્તિ, બુધ્ધિ અને જીવન સંસારના ભોગો માટે નથી પણ આત્મા માટે છે. આવું જ્યારે તમને લક્ષ થશે ત્યારે તમે માનવજીવનની કિંમત સમજી શકશો. આવું સમજી તમે તમારી આંખો ઉપરથી જડવાદનાં ચશ્મા ઉતારી નાંખો, આ જડવાદે જીવને પરાશ્રયી અને ગુલામ બનાવી દીધો છે. આ જડવાદ જ્યારે દૂર થશે ત્યારે ચૈતન્યના શુધ્ધ સ્વરૂપનું ભાન થશે. જડવાદનાં કારણે જીવ કર્મના બંધનથી જકડાયો છે. ચૈતન્યને પોતાના સ્વરૂપનું ભાન થતાં જડવાદનાં બંધન પલવારમાં તૂટી જશે. જ્યારે જીવને ચૈતન્ય શક્તિનું ભાન થશે ત્યારે ધન-વૈભવ, બંગલા, ગાડી, લાડી અને વાડી બધા તમને તેમના તરફ આકર્ષિત નહિ કરી શકે. આખરે તો આ ધન-વૈભવ, વિલાસ બધાં એક દિવસ દગો દઈને અદ્રશ્ય થઈ જવાનાં છે. માટે તમે તેનો વિશ્વાસ ન રાખો. જેટલો વિશ્વાસ ભૌતિક પદાર્થોમાં રાખો છો તેટલો પોતાના ઉપર રાખો. આત્મા એ પોતાનો છે. જે પોતાનો છે તે કદી દગો નહિ દે. પર પદાર્થ ઉપર વિશ્વાસ રાખવાની જો ભૂલ કરશો તો અવશ્ય દગાના ભોગ બની જશો, અને આખરે સ્વેચ્છાએ કે અનિચ્છાએ એમને છોડવા પડશે. ભૂલની ભૂલવણીમાં પડેલો માનવી એમ માને છે કે આ ધન,

તેનાં રાજ્ય ઉપર પોતાના માણુસોને સ્થાપિત કરી પોતાની રાજધાની તરફ પાછો ફરે છે. પણ તેના ચિત્તમાંથી ઈન્દુપ્રભાની યાદ ભૂલાતી નથી. તેથી તેણે મંત્રીને યાદ આપી કે હવે તમારા વચનનું પાલન કરજો. મંત્રીના મનમાં ચિંતા થવા લાગી કે હવે શું કરવું ? છતાં રાજાના સંતોષ ખાતર કહે છે આપે યાદ કરાવ્યું તે સારું થયું.

**"મધુરાજાનો અયોધ્યામાં પ્રવેશ"**:–રાજાને મીઠા વચનથી શાંત કરી મંત્રીએ સેનાપતિને શાનમાં સમજાવી દીધું કે આપણે અયોધ્યા જવા એવો રસ્તો લો કે વચ્ચે બટપુર ન આવે. મંત્રીના કહેવાથી સેનાપતિએ રાત્રે સેનાને એવા માર્ગે ચલાવી કે ટૂંક સમયમાં મધુરાજા સૈન્ય સહિત અયોધ્યાની નજીકમાં આવી ગયા. અયોધ્યામાં વાયુવેગે સમાચાર પહોંચી ગયા કે દુષ્ટ ભીમરાજાને જીતી આપણાં રાજા પધારે છે તેથી સ્વાગત કરવા માટે પ્રજાજનોએ સારી અયોધ્યા નગરી શણગારી અને લોકો હર્ષપૂર્વક સ્વાગત કરવા આવ્યા. પણ રાજાના મુખ ઉપર જરાય આનંદ નથી. તેમણે મંત્રી ઉપર ગુસ્સે થઈને કહ્યું–દુષ્ટ ! તું મારો પાકો વૈરી નીકળ્યો. તેં મને કપટ કરીને છેતર્યો. ત્યારે મંત્રીએ કહ્યું–રાજન્ ! હું આમાં કંઈ જાણતો નથી. સેનાપતિની પાછળ હું ચાલ્યો. એટલે રાજાએ સેનાપતિને ધમકાવીને પૂછ્યું. ત્યારે તેણે કહ્યું–આમાં મારો કોઈ દોષ નથી. રાત્રે અંધારું હોવાથી રસ્તાનો ખ્યાલ ન રહ્યો. મને માફ કરો. હવે આવું નહિ કરું.

ખૂબ આનંદપૂર્વક પ્રજાજનોએ રાજાને નગરમાં પ્રવેશ કરાવ્યો. પણ રાજાનું મન પ્રસન્ન ન થયું. સ્ત્રીઓ મંગલ ગીતો ગાતી હતી, મંગલ વાજિંત્રો વાગતાં હતાં. પ્રજાજનો રાજાનો જયજયકાર બોલાવતા હતા પણ એના મનમાં તો ઈન્દુપ્રભા બેઠી હતી. તેથી તેને શેનું ગમે ? કાગડો રાત્રે દેખાતો નથી, ને ઘૂવડ દિવસે દેખતું નથી પણ કામાતુર મનુષ્ય તો રાત્રે ને દિવસે દેખતો નથી. હવે કામાતુર બનેલો મધુરાજા ઈન્દુપ્રભાને મેળવવા માટે શું ઉપાય કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૬

**ભાદરવા વદ ૩ને શનીવાર** તા. ૧૧–૯–૭૬

અનંત કરૂણાનિધી, શાસન સમ્રાટ, વીરપ્રભુના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. આપણાં મહાન પુણ્યોદયે આવી શાસ્ત્રની વાણી સાંભળવાનો સુઅવસર મળ્યો છે. આ વાણીમાં ભગવંતે સુંદર ભાવો ઠાલવ્યા છે. મહાન પુરૂષોનાં હૃદયના ઉંડાણમાંથી નીકળેલો અને અનુભવેલો શબ્દ આપણા હૃદયનું પરિવર્તન કરે છે. જ્ઞાનીઓનો એકેક શબ્દ ખૂબ સમજણપૂર્વકનો હોય છે, તેથી તેમનો

જ્યાં એક છે ત્યાં ખખડાટ નથી. રાણીઓનાં કંકણનો અવાજ સાંભળીને નમીરાજ પૂછે છે આટલો બધો અવાજ શેનો થાય છે? ત્યારે પ્રધાને કહ્યું- મહારાજા! આપના શરીરે વિલેપન કરવા માટે રાણીઓ ચંદન ઘસે છે. તેમના હાથના કંકણનો અવાજ આવે છે. ત્યારે નમીરાજે કહ્યું- મારાથી આ અવાજ સહન થતો નથી. તેથી પ્રધાને રાણીઓનાં હાથે સૌભાગ્યના ચિન્હ પૂરતું એકેક કંકણ રખાવી બધા ઉતરાવી નાંખ્યા એટલે ખખડાટ બંધ થઈ ગયો. એક વખત નમીરાજા પોતાની રાણીઓનાં હાથે રહેલાં કંકણનો રણકાર અને પગમાં પહેરેલાં ઝાંઝરનો ઝણકાર સાંભળી મુગ્ધ બનતા હતા. અહો! કેવો મધુર અવાજ આવે છે! એમાં આનંદ આવતો હતો પણ શરીરમાં રોગ આવતાં સુખકારી અવાજ દુઃખકારી બની ગયો.

અવાજ બંધ થયો એટલે નમીરાજે પૂછયું કે શું ચંદન ઘસવાનું કામ બંધ થઈ ગયું? ત્યારે પ્રધાને કહ્યું- ના સાહેબ! કામ તો ચાલુ જ છે. પણ એકેક કંકણ રાખી બીજા કંકણ ઉતરાવી નાંખ્યા એટલે અવાજ આવતો બંધ થયો. આ સાંભળીને નમીરાજે કહ્યું-અહો! એક છે ત્યાં કેવી શાંતિ છે! બે છે ત્યાં બગાડ છે. આ નિમિત્ત મળતાં નમીરાજ એકત્વ ભાવના ઉપર ચઢયા. અહો! એકમાં આનંદ છે. "पत्तेयं जायइ पत्तेयं मरइ" આ સંસારમાં પ્રત્યેક પ્રાણી એકલો જન્મ લે છે ને એકલો મરે છે. અને "एको सयं पच्चणुहोइ दुक्खं" પોતે કરેલા કુકર્મનું ફળ દુઃખ એકલો ભોગવે છે. "एगो अहमंसि न मे अत्थि कोइ, न याहमवि कस्सइ।" હું એકલો છું. આ જગતમાં મારું કોઈ નથી અને હું પણ કોઈનો નથી. "एगो मे सासओ अप्पा।" મારો આત્મા એક શાશ્વત છે. બાકીના બધા પુદ્‌ગલો અશાશ્વત છે. રાણીઓના કંકણના અવાજનું નિમિત્ત મળતાં નમીરાજાનું ઉપાદાન જાગ્યું ને એકત્વ ભાવનાં ભાવતાં વૈરાગ્ય આવ્યો ને દીક્ષા લીધી.

પદ્‌માવતીદેવીને નાગ મહોત્સવ ઉજવવાનો હર્ષ છે. એને ઘેર જાણે લગ્ન પ્રસંગ ન હોય! તેવો આનંદ છે. હર્ષઘેલી બનેલી પદ્‌માવતીએ કૌટુંબિક પુરૂષોને કહ્યું કે તમે સુગંધી પદાર્થો નાંખેલા સુગંધિત જળ વડે આખા નગરમાં ને બહાર છંટકાવ કરાવો કે જેથી ચારે તરફ સુગંધ-સુગંધ ફેલાય. આખા નગરનું વાતાવરણ સુગંધમય બની જાય. આવી આજ્ઞા કર્યા પછી કૌટુંબિક પુરૂષોએ આ પ્રમાણે કરીને રાણીને કહ્યું હે માતા! આપની આજ્ઞા પ્રમાણે બધું કાર્ય પૂરું થયું છે.

तए णं सा पउमावई देवी दोच्चंपि कोडुंबिय खिप्पामेव लहुकरण
जुत्ता० जावजुत्तामेव उवट्ठावेह तए णं तेवि तहेव उवट्ठावेइ।

ત્યારબાદ પદ્‌માવતી દેવીએ બીજી વાર કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા, અને બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો! તમે સત્વરે શીઘ્ર ગતિવાળો બળદ જોતરીને એક

રાજ્ય, આ મહેલ આ અપ્સરા જેવી સુંદરીઓ, આ હાથી, ઘોડા, માતા-પિતા, સ્ત્રી, પુત્રો વિગેરે કુટુંબીજનો મારા છે. એ સુંદર કંચન જેવી કાયાનું અભિમાન કરે છે, પોતાના વૈભવનો ગર્વ કરે છે ને પોતાની સત્તામાં મોટાઈ માને છે. પણ એ બધા અહીંના અહીં રહી જવાના છે. સર્વ પ્રિય પદાર્થોને છોડીને આ જીવ એકલો ચાલ્યો જાય છે. ત્યારે એને કોઈ સાથ આપનારું નથી.

આપણે મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. તેમાં પ્રતિબુધ્ધિ રાજાની પદ્માવતી રાણી નાગમહોત્સવ ઉજવે છે તેથી કૌટુંબિક પુરૂષોને નાગઘર આગળ શું શું રચના કરવી તે આજ્ઞા આપી. અને કહ્યું કે મારા કહેવા મુજબ કાર્ય કરીને બધા મારી રાહ જોતાં ત્યાં ઉભા રહે. આ પ્રમાણે પદ્માવતી દેવીની આજ્ઞા મુજબ કૌટુંબિક પુરૂષોએ માળીઓને બોલાવ્યા. બોલાવીને તેમને યથાયોગ્ય સુંદર પુષ્પમંડપ બનાવવાની આજ્ઞા આપી. આ પ્રમાણે બધું કાર્ય વ્યવસ્થિત રીતે પતાવીને પદ્માવતી દેવીની રાહ જોતાં તેઓ ત્યાં રોકાયા.

**तए णं सा पउमावई देवी कल्लं कोडुंबिए एवं वयासी खिप्पामेव भो देवाणुप्पिया। सागेयं नगरं संभिंतरं वाहिरियं आसित्त सम्मज्जिओवलित्तं जाव पच्चप्पिणेंति।**

ત્યારબાદ પદ્માવતીદેવીએ બીજે દિવસે સવારે કૌટુંબિક પુરૂષોને બોલાવીને આ પ્રમાણે કહ્યું- હે દેવાનુપ્રિયો! તમે સત્વરે સાકેત નગરની બહાર અને અંદર સુવાસિત પાણી છાંટો. સાવરણીથી કચરો એકદમ સાફ કરો અને છાણ વિગેરેથી લીંપો. આ પ્રમાણે સાંભળીને કૌટુંબિક પુરૂષોએ તે પ્રમાણે કર્યું. ત્યારબાદ તેમની પાસે આવીને કહેવા લાગ્યા કે હે સ્વામીની! તમે જે કામ કરવાની અમને આજ્ઞા આપી હતી તે કામ અમે સરસ રીતે પૂર્ણ કરી દીધું છે.

દેવાનુપ્રિયો! તમને એમ થતું હશે કે આ મહારાણીને નાગ મહોત્સવ ઉજવવાનું મન કેમ થયું? સંસારના સુખમાં આનંદ માનનારા ભોળીલાં જીવોને આવું બધું ખૂબ ગમે છે. આ રાણી પણ સંસારમાં આનંદ માનનારી હતી. એટલે પહેરી ઓઢીને હરવા ફરવા અને આનંદ ક્રીડા કરવા માટે રાણીએ આ ઉત્સવ ઉજવવાનું નક્કી કર્યું હતું. રાણીએ તો પોતાના શોખને ખાતર આ બધું ઉભું કર્યું હતું. પણ આનું પરિણામ સુંદર આવવાનું છે. ઘણીવાર નિમિત્ત-નૈમિત્તિક સબંધ લેગો થતાં આશ્રવનું કાર્ય પણ સંવરનું કાર્ય બની જાય છે. દા.ત. નમી રાજર્ષિના શરીરમાં દાહજ્વરનું ભયંકર દર્દ થયું. તેના કારણે શરીરમાં કાળી બળતરા થવા લાગી. એ બળતરા શાંત કરવા માટે તેમની રાણીઓ ચંદન ઘસવા લાગી. ચંદન ઘસતાં રાણીઓનાં હાથે પહેરેલાં કંકણ ખખડવા લાગ્યા. જ્યાં બે છે ત્યાં ખખડાટ છે પણ

જ્યાં એક છે ત્યાં ખખડાટ નથી. રાણીઓનાં કંકણનો અવાજ સાંભળીને નમીરાજ પૂછે છે આટલો બધો અવાજ શેનો થાય છે? ત્યારે પ્રધાને કહ્યું- મહારાજા! આપના શરીરે વિલેપન કરવા માટે રાણીઓ ચંદન ઘસે છે. તેમના હાથના કંકણનો અવાજ આવે છે. ત્યારે નમીરાજે કહ્યું- મારાથી આ અવાજ સહન થતો નથી. તેથી પ્રધાને રાણીઓનાં હાથે સૌભાગ્યના ચિન્હ પૂરતું એકેક કંકણ રખાવી બધા ઉતરાવી નાંખ્યા એટલે ખખડાટ બંધ થઈ ગયો. એક વખત નમીરાજા પોતાની રાણીઓનાં હાથે રહેલાં કંકણનો રણકાર અને પગમાં પહેરેલાં ઝાંઝરનો ઝણકાર સાંભળી મુગ્ધ બનતા હતા. અહો! કેવો મધુર અવાજ આવે છે! એમાં આનંદ આવતો હતો પણ શરીરમાં રોગ આવતાં સુખકારી અવાજ દુઃખકારી બની ગયો.

અવાજ બંધ થયો એટલે નમીરાજે પૂછયું કે શું ચંદન ઘસવાનું કામ બંધ થઈ ગયું? ત્યારે પ્રધાને કહ્યું- ના સાહેબ! કામ તો ચાલુ જ છે. પણ એકેક કંકણ રાખી બીજા કંકણ ઉતરાવી નાંખ્યા એટલે અવાજ આવતો બંધ થયો. આ સાંભળીને નમીરાજે કહ્યું-અહો! એક છે ત્યાં કેવી શાંતિ છે! બે છે ત્યાં બગાડ છે. આ નિમિત્ત મળતાં નમીરાજ એકત્વ ભાવના ઉપર ચઢયા. અહો! એકમાં આનંદ છે. "पत्तेयं जायइ पत्तेयं मरइ" આ સંસારમાં પ્રત્યેક પ્રાણી એકલો જન્મ લે છે ને એકલો મરે છે. અને "एक्को सयं पच्चणुहोइ दुक्खं" પોતે કરેલા કુકર્મનું ફળ દુઃખ એકલો ભોગવે છે. "एगो अहमंसि न मे अत्थि कोइ, न याहमवि कस्सइ।" હું એકલો છું. આ જગતમાં મારું કોઈ નથી અને હું પણ કોઈનો નથી. "एगो मे सासओ अप्पा।" મારો આત્મા એક શાશ્વત છે. બાકીના બધા પુદ્દગલો અશાશ્વત છે. રાણીઓના કંકણના અવાજનું નિમિત્ત મળતાં નમીરાજાનું ઉપાદાન જાગ્યું ને એકત્વ ભાવનાં ભાવતાં વૈરાગ્ય આવ્યો ને દીક્ષા લીધી.

પદ્માવતીદેવીને નાગ મહોત્સવ ઉજવવાનો હર્ષ છે. એને ઘેર જાણે લગ્ન પ્રસંગ ન હોય! તેવો આનંદ છે. હર્ષઘેલી બનેલી પદ્માવતીએ કૌટુંબિક પુરૂષોને કહ્યું કે તમે સુગંધી પદાર્થો નાંખેલા સુગંધિત જળ વડે આખા નગરમાં ને બહાર છંટકાવ કરાવો કે જેથી ચારે તરફ સુગંધ-સુગંધ ફેલાય. આખા નગરનું વાતાવરણ સુગંધમય બની જાય. આવી આજ્ઞા કર્યા પછી કૌટુંબિક પુરૂષોએ આ પ્રમાણે કરીને રાણીને કહ્યું હે માતા! આપની આજ્ઞા પ્રમાણે બધું કાર્ય પૂરું થયું છે.

तए णं सा पउमावई देवी दोच्चंपि कोडुंबिय खिप्पामेव लहकरण
जुत्ता० जावजुत्तामेव उवट्ठावेह तए णं तेवि तहेव उवट्ठावेह।

ત્યારબાદ પદ્માવતી દેવીએ બીજી વાર કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા, અને બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો! તમે સત્વરે શીઘ્ર ગતિવાળો બળદ જોતરીને એક

રથ તૈયાર કરો. પદ્માવતીદેવીની આ પ્રમાણે આજ્ઞા સાંભળીને કૌટુંબિક પુરૂષો તેમની આજ્ઞા મુજબ રથમાં બળદ જોતરીને લઈ આવ્યા.

દેવાનુપ્રિયો! તમને એમ થતું હશે કે રાણી કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરે છે તો શું આ કામ કરનારા રાણીનાં સગાં કુટુંબીજનો હશે? અહીં કૌટુંબિક પુરૂષોથી સગાવહાલાં સમજવાનાં નથી. પણ રાજ્યમાં કામ કરનારા માણસો છે, પણ આગળનાં મહારાજાઓ પોતાના નોકર ચાકરોને પણ પોતાના કુટુંબીજનો સમાન ગણતાં હતાં. તેમાં ભેદભાવ રાખતાં ન હતાં. **"આત્મવત્ સર્વભૂતેષુ"** તે જગતના દરેક પ્રાણીઓને પોતાના આત્મા સમાન ગણતાં હતાં. કૌટુંબિક પુરૂષો રાણીની આજ્ઞા પ્રમાણે રથ તૈયાર કરીને લાવ્યા. જ્યારે રથ સજ્જ થઈને આવી ગયો ત્યારે પદ્માવતી દેવીએ રણુવાસમાં (રાણીને રહેવાનું સ્થાન) સ્નાન કર્યું. સ્નાન કરવું તે પણ એક પ્રકારની શોભા છે. એટલે સાધુ જાવજીવ સ્નાન કરતા નથી. ગૃહસ્થાશ્રમમાં વસતા કંઈક જીવો પણ ધર્મ સમજ્યા પછી અનિવાર્ય સંયોગ સિવાય સ્નાન કરતાં નથી. આવા જીવો પણ મોજુદ છે. આજે તો કપડાં ધોવાનું ને સ્નાન કરવાનું વધી ગયું છે. સ્નાન કર્યા વિના ચેન પડતું નથી. મેલાં કપડાં ગમતાં નથી. પણ ભગવાન કહે છે કે તને શરીર અને મેલાં કપડાં ગમતાં નથી તો આત્માને મેલો રાખવો કેમ ગમે છે? શરીર અને કપડાં મેલાં હશે તો કંઈ નુકશાન નહિ થાય. પણ આત્મા મેલો રહેશે તો મોટું નુકશાન થશે. માટે દેહ શુધ્ધિ કરતાં આત્માની શુધ્ધિ કરવાનું વધુ લક્ષ રાખો.

પદ્માવતી રાણી સ્નાન કરી સારા વસ્ત્રાભૂષણો પહેરીને રથમાં બેસી ગઈ. ત્યાર બાદ પદ્માવતી દેવી પોતાના દાસ-દાસીઓ વિગેરે પરિવારની સાથે સાકેત નગરના બરાબર મધ્યમાર્ગમાં થઈને પસાર થયા, નગરના મધ્ય બજારોમાં થઈને રાણી મોટા રસાલા સાથે પસાર થાય છે. નગરજનો રાણીને નાગ મહોત્સવ ઉજવવા માટે જતાં જોઈને આનંદ પામે છે. રાણી આનંદપૂર્વક રૂમઝુમ કરતા જાય છે. નાગઘર જતાં માર્ગમાં સુંદર ખીલેલાં કમળોથી યુક્ત એક વાવડી આવે છે ત્યાં પદ્માવતી રાણી પહોંચ્યા. હવે તે વાવડીમાં જઈને શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :- કામજવરથી પીડાતો મધુરાજા અયોધ્યામાં આવ્યા. નગરજનોએ તેનું ભવ્ય સ્વાગત કર્યું પણ રાજાનું મુખડું સ્હેજ પણ હસતું નથી. ભુજાબળથી દશલાખ સુભટોને જીતવા સ્હેલ છે પણ કામને જીતવો મુશ્કેલ છે. મધુરાજા બળવાન ભીમરાજા ઉપર વિજય મેળવી શકયો પણ કામવાસના ઉપર વિજય મેળવી શકયો નહિ તેથી એને ક્યાંય ચેન પડતું નથી.

**મધુરાજાને પ્રસન્ન કરવા કરેલા ઉપાયો** :- રાજાનું મુખડું ઉદાસ જોઈ

રાજાના મુખ્ય માણુસો તેમજ તેની રાણીઓ બધા વિચારમાં પડી ગયા કે રાજાનું મુખડું કેમ હસતું નથી? એમને શું હશે? રાજાને ખુશ કરવા માટે મૃગનયણી સુંદર સ્ત્રીઓ ગીતો ગાવા લાગી, કોઈ સાચા મોતીથી વધાવવા લાગી. કોઈ નૃત્ય કરી વિવિધ પ્રકારનાં હાવભાવ બતાવવા લાગી, પણુ રાજાનું ચિત્ત એવું વ્યગ્ર બની ગયું હતું કે તેમને કયાંય બેસવામાં, હરવા ફરવામાં, એકાંતમાં કે ઉદ્યાનમાં કયાંય ચેન પડતું નથી. રાજસિંહાસને બેસવા સભામાં જતા નથી કે પ્રજાનું પાલન કરવામાં ધ્યાન આપતા નથી. એને સૂવાની ફુલની શૈયા કંટકની માફક ખૂંચતી હતી. રાજાની આ દશા જોઈને એની રાણીઓ કે બીજા કોઈ પણુ માણુસો પૂછવાની હિંમત કરી શકતા નથી. અને પ્રધાનના મનમાં એવો ડર પેસી ગયો હતો કે હું રાજા પાસે જાઉં ને ઈન્દુપ્રભાની વાત ઉચ્ચારે તો મારે કયાં પાપના ભાગીદાર થવું એ ડરનો માર્યો રાજા પાસે આવતો નથી, રાજપુરૂષોએ પ્રધાન પાસે ફરિયાદ કરી કે રાજા સિંહાસને નહિ આવે તો અંધાધૂંધી ફેલાશે. તેથી પ્રધાનજી રાજા પાસે આવ્યા.

**મંત્રી મધુરાજા પાસે આવ્યા :–** રાજાની પરિસ્થિતિ ખૂબ વિચિત્ર હતી, તેને પ્રસન્ન કરવાના બધા ઉપાયો નિષ્ફળ નીવડયા. છેવટે પ્રધાનમંત્રીએ રાજા પાસે આવીને પૂછયું–સાહેબ! આપ સુખી છો ને? ત્યારે રાજાએ કહ્યું–ઈન્દુપ્રભા મળશે તો સુખ મળશે, તે સિવાય હું જીવી શકવાનો નથી.

હે પ્રધાનજી! તમે મને વચન આપ્યું હતું કે ભીમરાજાને જીતીને પાછા ફરીશું ત્યારે તમને ઈન્દુપ્રભા મેળવી આપીશ, તો તમે હવે તમારા વચનનું પાલન કરો. મારે તમારી બીજી કોઈ વાત સાંભળવી નથી. જો તમે મને ઈન્દુપ્રભા નહિ મેળવી આપો તો હું જીવી શકું તેમ નથી. જો તમારે મને જીવાડવો હોય તો જલ્દી એનો મેળાપ કરાવી આપો.

મંત્રી રાજાની વાત સાંભળી મનમાં વિચાર કરવા લાગ્યો કે કામાતુર માણુસો કેવા નિર્લજ બની જાય છે! જેના માતા–પિતા કેવા પવિત્ર આત્માઓ હતા. તેમણે દીક્ષા લીધી અને આ રાજા મારા હાથે ઉછર્યો. મેં તેનું પાલનપોષણ કર્યું. તે આવો મોટો રાજા બનીને આવા શબ્દો બોલે છે તો બીજાની તો વાત જ શું કરવી? છતાં જો હજુ સમજે તો સમજાવું. એમ વિચારીને પ્રધાન કહે છે હે રાજન્! મારી વાત તમે સાંભળો.

જગતમાં પરસ્ત્રીગમન કરનારને મહાન દુઃખ ભોગવવું પડે છે. જ્યોતિષીઓ એમ કહે છે કે માણુસને બારમો ચંદ્રમા હોય તો તે સુખી ન થાય તેમ પરસ્ત્રીગમન કરનારને સદા બારમો ચંદ્રમા રહે છે. કોઈ માણુસને કોઈએ દોરડાના બંધને બાંધ્યો હોય તો તે ઉઘાડું બંધન છે. પણુ પરસ્ત્રીનો મોહ એ તો વગર બંધને બંધન જેવું

છે! પરસ્ત્રીગમન કરનારો વગર રોગે રોગી બને છે. કોઈના મોઢે કાજળ ચોપડે તો તે કાળો દેખાય છે પણ પરસ્ત્રીગમન કરનારો આત્મા કાજળ વિના કાળો બની જાય છે. કોઈના ઘરમાં મૃત્યુ થયું હોય તો શોકમય વાતાવરણ છવાઈ જાય છે પણ પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરનાર માણસ વગર શોકે શોકીયો બની જાય છે. કોઈ માણસને પનોતી, શનિ નડતો હોય તો તે સાડા સાત વર્ષ દુઃખી થાય પણ પરસ્ત્રીગમન કરનારો તો જીવનભર દુઃખી થાય છે. અને જગતમાં અપયશનું નગારું વાગે છે.

હે મહારાજા! હજુ પણ સમજીને આ વાત છોડી દો તો સારું છે. તમારા જેવા મહારાજા આવું કુકર્તવ્ય કરશે તો પછી આપણી નગરીમાં લંપટ પુરૂષો વહુ, દીકરીની લાજ લૂંટશે તો તેને કેવી શિક્ષા કરી શકાશે? પ્રધાનની બધી હિતશિખામણ સાંભળીને રાજા કહે છે—હે મંત્રીજી! તમારી બધી વાત સાચી છે. હું કબૂલ કરું છું. પણ મારે તો સો વાતની એક જ વાત. ઈન્દુપ્રભા સિવાય હું જીવી શકું તેમ નથી. મારે તમારી એક પણ વાત સાંભળવી નથી: મને ઈન્દુપ્રભા સિવાય જીવન શુષ્ક લાગે છે. એના વિયોગમાં મારો એક દિવસ વર્ષ સમાન જાય છે.

મધુરાજાને તેના મંત્રીએ ખૂબ સમજાવ્યો. પણ રાજા તો ઈન્દુપ્રભાને મેળવવા માટે મક્કમ રહ્યા. આ સમયે વસંતઋતુનું આગમન થયું. રાજાના મનમાં એકાએક એવો વિચાર સ્ફુર્યો અને તે વિચાર મંત્રી સમક્ષ રજુ કરતાં કહ્યું—હે મંત્રીજી! આ વસંતઋતુ આવી છે. વનરાજી વિકસિત થઈ છે ને કોયલ મીઠા ટહુકાર કરે છે. તો મને એવો વિચાર થાય છે કે આપણે બધા રાજાઓને વસંતોત્સવ ઉજવવા માટે અહીં તેડાવીએ તો મારી ઈચ્છા પૂરી થાય. પ્રધાનને તો આ વાત બિલકુલ ગમતી નથી, પણ રાજાને જીવાડવા ખાતર અનિચ્છાએ એ વાતમાં સંમત થવું પડયું.

**વસંતોત્સવ ઉજવવા અનેક રાજાઓને પત્ની સહિત આવવાનું મધુરાજાનું ભાવભીનું આમંત્રણ**:—રાજાના કહેવાથી મંત્રીએ પત્ર લખ્યાં કે એક મહિના સુધી મધુરાજા બધા રાજાઓ સાથે વસંતોત્સવ ઉજવશે. તો આપ સર્વે પોતાની રાણીઓ સાથે વસંતોત્સવ ઉજવવા પધારશો.

બીજા બધા ખંડીયા રાજાઓને આમંત્રણ આપ્યું. પણ જેના માટે આ બધી ધમાલ છે એને ત્યાં મધુરાજાએ જાતે પત્ર લખ્યો કે હે હેમરથ નરેશ! હું જ્યારે બટપુર આવ્યો ત્યારે આપે ખૂબ ભક્તિ સહિત મારું સ્વાગત ને સત્કાર કરેલો છે. તમારી ભક્તિથી મારું મન પ્રસન્ન બન્યું હતું. હજુ તમારી ભક્તિનો નાદ મારા અંતરમાં ગુંજે છે. તમે મને પ્રાણથી પણ વધારે પ્રિય છો. આપ મારા જીગરજાન મિત્ર છો. આપની સાથે મને કોઈ જાતનો ભેદભાવ નથી. હું ને તમે એક છીએ. મારી બધી ચીજો આપની છે. મારી આજ્ઞામાં રહેનારા બધા રાજાઓને પોતની

રાણીઓને સાથે લઈને વસંતોત્સવ ઉજવવા આવવાનું આમંત્રણ આપ્યું છે. પણ તમે તો મારા ખાસ સ્નેહી છો તેથી આપને મેં જાતે જ પત્ર લખ્યો છે. તો આપ આપની રાણીને સાથે લઈને વસંતોત્સવની મોજ માણવા જરૂર વહેલાં પધારજો. હવે આ પત્ર મધુરાજા હેમરથરાજાને મોકલાવશે. હેમરથરાજા ઈન્દુપ્રભા રાણીને આ વાત કરશે. રાણી જવા માટે ના પાડે છે. રાજાના ખૂબ આગ્રહથી રાણીને જવું પડશે. તેનું શું પરિણામ આવશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૯૭

**ભાદરવા વદ ૪ ને રવીવાર** તા. ૧૨-૯-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

વીર પ્રભુની શાશ્વતી વાણી વાસનાના વાદળને વિખેરી વૈરાગ્યભાવ ઉત્પન્ન કરનારી છે. એક વખત હૃદયમાં એનો રણકાર થવો જોઈએ. જ્ઞાની ભગવંતો કહે છે કે **खणं जाणाहि पंडिए ।** જે ક્ષણને ઓળખે છે તે સાચો પંડિત છે. તમે ક્ષણને ઓળખો છો ખરા, પણ કયાં ? ધન કમાવામાં માનવ જીવનની એકેક ક્ષણ નકામી જાય તો જીવને તેનો અફસોસ થવો જોઈએ. જેમ તમને કોઈ અવધૂત યોગી મળી જાય ને એ તમને કહે કે મારી સાથે જંગલમાં ચાલો. હું તમને રસાયણ બનાવવા માટેની વનસ્પતિઓ બતાવું. તમે એની સાથે જંગલમાં ગયા, એણે તમને બધી વનસ્પતિઓ બતાવીને કહ્યું કે જો તમે આટલી વનસ્પતિઓને વાટીઘૂંટીને એનો રસ ભેગો કરશો તો એમાંથી એવું રસાયણ બનશે કે તેનું એક ટીપું હજારો મણ લોખંડ ઉપર નાંખવામાં આવશે તો તેનું સોનું બની જશે. તો તમે આળસ અને પ્રમાદ છોડી, ભૂખ તરસ વેઠી વનેવનમાં ભમીને પણ એ વનસ્પતિઓ પ્રાપ્ત કરીને તેનું રસાયણ બનાવી લોખંડનું સોનું બનાવો કે નહિ ? લોખંડનું સોનું બનાવવા માટે મહામુશીબતે રસાયણ તૈયાર કરી એક બાટલીમાં ભરી દીધું. પછી તે રસાયણની બાટલી તમે સ્હેજ પણ રઝળતી મૂકો ખરા ? અરે ! એનું એક ટીપું પણ નકામું ન જવા દો. કારણ કે રસાયણનું એકેક ટીપું કિંમતી છે. સુવર્ણ રસાયણ સાથે માનવજીવનની ક્ષણની સરખામણી કરી શકાય છે. જેમ પેલા રસાયણનું એક ટીપું નકામું જાય તે તમને નથી ગમતું. દિલમાં અફસોસ થાય છે કે આવું કિંમતી રસાયણનું ટીપું ધૂળમાં પડયું ? આ રીતે તમે વિચાર કરો કે આ માનવજીવનની એકેક ક્ષણ વિષયભોગરૂપી ધૂળમાં રોળાઈ જતાં અંતરમાં આઘાત લાગે છે ખરો ? એક ક્ષણ નહિ પણ કેટલી અમૂલ્ય ક્ષણો અત્યાર સુધીમાં નકામી ગઈ છે. તેની

હૈયામાં હાય લાગી છે કે મેં મારા જીવનની અમૂલ્ય ક્ષણો સંસારના કાર્યમાં નકામી ગુમાવી ? આવો અફસોસ થશે તો ક્ષણે ક્ષણે આત્મામાં જાગૃતિ આવશે ને ધર્મનો પુરૂષાર્થ ઝળહળી ઉઠશે !

આપણે મલ્લી ભગવતીનો અધિકાર ચાલે છે. હવે પદ્માવતી રાણી નાગ મહોત્સવ ઉજવવા માટે સ્નાન કરી, સારા વસ્ત્રાભૂષણોથી શરીરને શણગારી રથમાં બેસીને ઘણાં દાસ-દાસીઓ અને સખીઓની સાથે રાજમહેલમાંથી નીકળીને નગરના મધ્યભાગમાંથી પસાર થાય છે. નાગઘર જતાં માર્ગમાં એક સુંદર ઘણાં કમળોથી યુક્ત વાવડી આવે છે ત્યાં પહોંચ્યા, એટલે તે રથમાંથી નીચે ઉતર્યા તે પછી શું કર્યું ?

"पुक्खरिणिं ओगाहंइ, ओगाहित्ता जलमज्जणं जाव परमसुइभूया उल्ले पउसाडिया जाइं तत्थ उप्पलाइं जाव गेण्हइ ।"

રથમાંથી નીચે ઉતરીને તે પુષ્કરિણી (કમળવાવ)માં ઉતરી. ઉતરીને તેણે પાણીમાં સ્નાન કર્યું. યાવત્ તે પરમ પવિત્ર થઈને તેણે ભીનાં વસ્ત્રોથી પુષ્કરિણી વાવમાંથી કમળો ચૂંટયા. ચૂંટયા બાદ પદ્માવતીદેવી જ્યાં નાગઘર હતું તે તરફ ગઈ.

પદ્માવતી રાણી ખૂબ આનંદપૂર્વક હર્ષભેર નાગ મહોત્સવ ઉજવવા માટે જાય છે. આ મહોત્સવ ઉજવવામાં કોઈ ધર્મની બુધ્ધિ નથી. તેમાં કોઈ આત્મકલ્યાણનો હેતુ નથી. આ તો માત્ર લૌકિક વ્યવહારથી મોજશોખ અને આનંદ ખાતર આ ઉત્સવ ઉજવાય છે. આ લૌકિક ઉત્સવ ઉજવવાનો રાણીને જેટલો આનંદ ને ઉત્સાહ છે તેટલો આનંદ ને લગની જો આત્મા માટે હોય તો કર્મની ભેખડો તૂટી જાય. વીતરાગવાણી ઉપર જો જીવને શ્રધ્ધા થાય તો તે સમ્યક્ત્વ પામી જાય. સંતના ઉત્કૃષ્ટ ભાવથી દર્શન કરતાં કર્મની ભેખડો તૂટી જાય છે. તો તેમની આજ્ઞાનું પાલન કરી શુધ્ધ ધર્મનું પાલન કરવાથી તો કેટલો મોટો લાભ થાય ? પણ જ્યાં સુધી જીવની અજ્ઞાન દશા હોય છે ત્યાં સુધી તેને લૌકિક વ્યવહાર અને તહેવારમાં જેટલો આનંદ આવે છે તેટલો લોકોત્તર તહેવારમાં નથી આવતો. જિનવચન સાંભળતાં આનંદ આવે ને તેમાં શ્રધ્ધા કરે તો આત્મા એક દિવસ ભગવાન જેવો બનવા માટે ભાગ્યશાળી બને.

જેવી રીતે કોઈ રાજાની દૃષ્ટિ જેના ઉપર પડે તેનું કામ થઈ જાય છે. એક ન્યાય આપીને સમજાવું. એક વખત એક રાજા પાસે એક માણસ આવીને ધ્રુસ્કે રડવા લાગ્યો. રાજાએ પૂછયું-તું શા માટે રડે છે ? ત્યારે તેણે કહ્યું કે હું ગરીબ માણસ છું. ધાબળાનો વહેપાર કરું છું. ૧૫૦ ધાબળા મારી પાસે છે પણ મારી

સામે હરિફાઈ થવાથી મારા ધાબળા વેચાતા નથી, હવે ઋતુ ચાલી ગઈ. બધો માલ મારા માથે પડયો છે. તેની વાત સાંભળીને રાજાને દયા આવી. રાજાએ કહ્યું કે જા, તારું કામ પતી જશે.

બીજે દિવસે સભા ભરાઈ ત્યારે રાજાએ જાહેરાત કરાવી કે રાજના પોલીસ, પટાવાળા, ફોજદાર, પ્રધાન આદિ નાના મોટા દરેક અમલદારો અને શેઠ–શાહુકારો જે કોઈ સભામાં આવે છે તે દરેકે ઘેડ ઉકેલ્યા વિનાનો તદ્દન નવો ગરમ ધાબળો ઓઢીને સભામાં આવવું. જે આજ્ઞાનો ભંગ કરશે તેને દંડ પડશે. અમલદારો વિચાર કરવા લાગ્યા કે આવા ધગધગતા ઉનાળામાં રાજાએ નવા ગરમ ધાબળા ઓઢવાનું શા માટે કહ્યું હશે? રાજાને કંઈ થોડું પૂછાય! અને જો રાજાના હુકમનું પાલન ન થાય તો શિક્ષા કરે ને નોકરી તૂટી જાય માટે નવા ધાબળા લાવવા પડશે.

રાજાના અમલદારો ધાબળા લેવા માટે બજારમાં ગયા. કુદરતને કરવું કે પેલા ગરીબ ધાબળાવાળાની દુકાને બધા ગયા. ધાબળા ૪૦ રૂપિયાની કિંમતનાં હતાં પણ એ વહેપારી નફો ખાવા માટે ૫૦ રૂપિયાની કિંમતે ધાબળા વેચવા લાગ્યો. ઘરાકી વધવા લાગી એટલે પેલા વહેપારીને પણ લોભ વધ્યો. **जहा लाहो तहा लोहो, लाहा लोहो पवड्ढइ।** મનુષ્યને જેમ જેમ લાભ મળતો જાય છે, તેમ તેમ તેનો લોભ વધતો જાય છે. લાભ, લોભ વધારે છે. તે ગરીબ વહેપારીને લોભ લાગ્યો એટલે ભાવ વધારતાં ૧૦૦) રૂ. સુધી ભાવ ચઢાવ્યા. જુઓ, લોભે કેટલી અનીતિ કરાવી! છેવટમાં ધાબળા ખલાસ થતાં તે રડવા લાગ્યો કે મને આવી ખબર નહિ કે મારે આવી ઘરાકી વધશે. અહાહા....માનવ કેવો છે! જ્યાં વેચવાના સાંસા હતા તેને બદલે આટલું મળવાં છતાં રડવા લાગ્યો.

બંધુઓ! જીવોની તૃષ્ણા કેટલી છે! ધાબળા ખલાસ થઈ ગયાં તેનો અફસોસ થયો પણ મારી આટલી જિંદગી ચાલી ગઈ તેમાં ચેત્યો નહિ, કંઈ આત્મસાધના કરી નહિ, સંત સમાગમનો લાભ લીધો નહિ તેનો અફસોસ થાય છે? આંખમાં આંસુ આવે છે? સમજણ વિના મારો કિંમતી સમય મેં પ્રમાદમાં ગુમાવ્યો. આવા અફસોસથી આંખમાં આંસુ નથી આવતા. તેનું કારણ સંસારના સુખનો રાગ છે. હજુ બાહ્યભાવ છૂટયો નથી એટલે જીવ પ્રમાદ દશામાં પડીને સંસારમાં આનંદ માને છે. ભગવાને તો એક સમયનો પણ પ્રમાદ કરવાની ના પાડી છે. ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વનાં જાણકાર ગૌતમસ્વામીને એક વાર નહિ પણ છત્રીસ વાર કહ્યું છે કે "**समयं गोयम मा पमायए।**" હે ગૌતમ! એક સમયનો પણ પ્રમાદ કરીશ નહિ. તો શું આ સૂત્ર આપણને લાગુ પડતું નથી? આપણે જીવનમાં અપનાવવાનું નથી? આપણે તો પહેલા સમજવાનું છે, છતાં નથી સમજાતું તેનું એક જ કારણ છે કે જીવની અજ્ઞાન દશા છે,

નાગ મહોત્સવ ઉજવવા માટે પદ્માવતી દેવીએ વાવડીમાં સ્નાન કરીને તેમાંથી સુંદર ખીલેલા કમળો ચૂંટયા. પછી તે નાગઘર તરફ ચાલવા લાગી. તેની પાછળ ઘણાં દાસ-દાસીઓ, ફુલના કરંડીયા તથા ધુપદાનીઓ હાથમાં ઉંચકીને ચાલવા લાગ્યા. આ રીતે પદ્માવતી રાણી તેની સખીઓ, દાસ-દાસીઓ વિગેરે પરિજનરૂપ પોતાની સંપૂર્ણ ઋધ્ધિની સાથે જ્યાં નાગઘર હતું ત્યાં પહોંચી. ત્યાં પહોંચીને તે નાગઘરની અંદર ગઈ. ત્યાં જઈને તેણે મોરપીંછી હાથમાં લીધી અને પછી તેણે નાગઘરને સ્વચ્છ બનાવ્યું. નાગઘરની સફાઈ કરીને તેણે ધૂપ સળગાવ્યો અને પછી પોતાના પ્રતિબુધ્ધ રાજાની પ્રતિક્ષા કરતી રાહ જોતી ત્યાં બેસી ગઈ.

આ બાજુ પ્રતિબુધ્ધિ રાજાએ સ્નાન કર્યું. સ્નાન કરીને મુકુટ, બાજુબંધ, સાતસેરા-નવસેરા હાર વિગેરે આભૂષણો પહેર્યાં. અને રાજસી-રાજાને શોભે તેવાં વસ્ત્રો પહેર્યા. આ રીતે ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો અને આભૂષણોથી અલંકૃત થઈને પોતાનાં ખાસ હાથી ઉપર સવાર થયાં. જ્યારે રાજા હાથી ઉપર બેઠાં ત્યારે છત્રધારીઓએ એમના ઉપર કોરંટ પુષ્પોના ગુચ્છોથી બનાવેલું તેમજ માળાઓથી શોભીતું છત્ર ધર્યું. તેમજ ચામરધારીઓ તેમના ઉપર સફેદ તેમજ ઉત્તમ પ્રકારનાં ચામરો ઢોળવા લાગ્યા. આ રીતે પ્રતિબુધ્ધિ રાજા હય-ગજ વિગેરે સમુદાયની સાથે મોટા ઠાઠમાઠથી સાકેત નગરના મધ્યમાર્ગે થઈને જે તરફ નાગઘર હતું તે તરફ ગયા. ત્યાં પહોંચીને તેઓ હાથી ઉપરથી નીચે ઉતર્યા. અને ઉતરીને જ્યારે તેમણે નાગ પ્રતિમાઓ જોઈ ત્યારે તેમણે નમન કર્યું. નમન કર્યા બાદ પ્રતિબુધ્ધિ રાજા પદ્માવતીદેવી વડે બનાવવામાં આવેલા પુષ્પમંડપમાં ગયા, ત્યાં જઈને સુંદર સિંહાસને બેઠા.

પુષ્પમંડપની સુંદર રચના અનેક પ્રકારનાં પશુ પક્ષીઓનાં ચિત્રો વિગેરેથી કરેલી છે. તે જોઈને રાજા ખૂબ પ્રસન્ન થયા. ત્યારબાદ તેમણે મંડપની વચમાં લટકાવેલો મનનું હરણ કરે તેવો અને ઉત્તમ પ્રકારની સુગંધથી મ્હેંકતો દામકાંડ જોયો. તેને જોઈને રાજા સ્થંભી ગયા. અહો ! આ હું શું જોઈ રહ્યો છું ? રાજાએ સુક્ષ્મદષ્ટિથી શ્રીદામકાંડનું ઘણીવાર સુધી નિરીક્ષણ કર્યું એટલે તેના સામું જોયા કર્યું. રાજાને શ્રીદામકાંડને જોઈને ખૂબ હર્ષ સાથે આશ્ચર્ય થયું. એટલે તેમણે પોતાના સુબુધ્ધિ નામના મંત્રીને આ પ્રમાણે કહ્યું.

"तुमन्नं देवाणुप्पिया ! मम दोच्चेणं बहूणि गामागार जाव गिहाइं अणुपविससि तं अत्थिणं तुमं कहिंचि एरिसए सिरिदामगंडे दिट्ठपुव्वे जारिसए णं इमं पउमावईए सिरिदामगंडे ?"

હે દેવાનુપ્રિય ! તમે મારા દૂત થઈને ઘણાં ગામો, આકરો, નગરો અને

સંનિવેશોમાં ફરતા રહો છો. ત્યાં ઘણા ઈશ્વર, તલવર, માડંબિક, કૌટુંબિક, શ્રેષ્ઠી, સેનાપતિ અને સાર્થવાહોનાં નિવાસસ્થાનોમાં આવાગમન કરો છો એટલે કે મારા કામે હું તમને મોકલું ત્યારે તમે મારી આજ્ઞાથી આ બધી જગ્યાએ જાઓ છો ને આવો છો. તો તમે આવો એટલે કે પદ્માવતીદેવીએ બનાવડાવેલો છે તેવો શ્રીદામકાંડ કોઈ ઠેકાણે જોયો છે?

મનને આકર્ષક, નાકને આનંદ આપે તેવી સુગંધથી મઘમઘતો શ્રીદામકાંડ જોઈ રાજાને એવો આનંદ થયો કે શું રાણીની બુધ્ધિ છે! શું એની કળા છે! આવો શ્રીદામકાંડ અત્યાર સુધીમાં કદી મેં જોયો નથી. આવું પૂછવામાં રાજાને પોતાની રાણી પ્રત્યે કેટલું ગૌરવ છે! તે સ્પષ્ટ દેખાય છે. રાણીએ આટલા ઉમંગથી શ્રીદામકાંડ બનાવ્યો હોય ને રાજાને રાણી પ્રત્યે આટલું માન હોય તે વખતે સત્ય વાત રજુ કરવી એ સહેલ વાત નથી. જે સાચા માણુસો હોય છે તે આવા સમયે સત્ય વાત રજુ કરી શકે છે. આજે ઘણા માણુસો ખુશામત પ્રિય હોય છે. વાત સાચી ન હોય છતાં બહુ સારું છે એમ કહે છે. આપણે મોઢે મીઠું બોલે ને પાછળ વાંકુ બોલે. ભગવાન કહે છે પાછળ વાંકુ બોલવું તેના કરતાં મોઢે જેવું હોય તેવું કહી દેવું. પણ પિટ્ઠિ મંસં ન खायज्जा પાછળ વાંકુ બોલવું તે પીઠનું માંસ ખાવા બરાબર છે. માટે પાછળ કોઈનું વાંકુ બોલવું નહિ.

પ્રતિબુધ્ધિ રાજાનો સુબુધ્ધિ પ્રધાન ખુશામત પ્રિય ન હતો. પણ યથાર્થ સત્ય કહેનારો હતો. એટલે રાજાને શું જવાબ આપશે તેના ભાવ અવસરે. હવે થોડીવાર ચરિત્ર લઈએ.

**ચરિત્ર** : મધુરાજાએ હેમરથ રાજાને વસંતોત્સવ ઉજવવા માટે આવવાનું ખાસ આમંત્રણ મોકલાવ્યું ને પાછો પત્ર લખ્યો. પત્ર વાંચીને સરળ હૃદયનો હેમરથ રાજા ઈન્દુપ્રભાને કહે છે કે મધુરાજાને આપણાં ઉપર કેટલો પ્રેમ છે! આપણે જલ્દી વસંતોત્સવમાં જઈએ. ઈન્દુપ્રભા કહે છે સ્વામીનાથ! આપની બુધ્ધિ ખવાઈ ગઈ લાગે છે. કોને ખબર કે મધુરાજ આ બધું શા માટે કરતો હશે? આપણે નાના રાજા છીએ ને એ મોટા રાજા છે. છતાં એ આટલો બધો આગ્રહ કરે છે તો આમાં દાળમાં કાળું લાગે છે. મોટા માણુસો નાના માણુસોનો આટલો બધો આદર કરે નહિ ને આ શા માટે કરે છે? મોટારાજા નાનાના રક્ષણ માટે હોય છે. વાડ ખેતરનું રક્ષણ કરે છે પણ જો વાડ ચીભડા ગળી જાય તો શા કામની? મારે ત્યાં નથી આવવું. જો મને ત્યાં લઇ જશો તો આપ મોટી મુશ્કેલીમાં આવી પડશો.

**રાની કહે મહારાજ ખેલ યહ, મુઝ પર ખાસ રચાયા,**
**મત લે જાઓ સાથ નાથ, મૈં સોચ કહું પતિરાયા હો—શ્રોતા.**

હે સ્વામીનાથ ! હું આપને ખૂબ વિચાર કરીને કહું છું કે આપ મને સાથે લઈ જવાની વાત છોડી દો. આ બધો મધુરાજાએ મારા માટે ખેલ રચ્યો છે. મને એવા વસંતોત્સવ ઉજવવા નથી ગમતા. પારકા રજવાડામાં જવું ગમતું નથી. મને મારા મહેલ સિવાય બીજે કયાંય જવું ગમતું નથી. આપ આપની બીજી રાણીઓને લઈ જાઓ પણ મારે આવવું નથી. હું તમને ખુલ્લા શબ્દોમાં કહી દઉં છું કે મારો અંતરાત્મા અંદરથી રડી ઉઠયો છે. માટે મને ત્યાં આવવા માટે એક શબ્દ પણ કહેશો નહિ. ત્યારે હેમરથ રાજાએ કહ્યું– હે ઈન્દુપ્રભા ! બધા રાજા રાણી સહિત આવે ને તું ન આવે તો કેવું ખરાબ લાગે ? વળી આપણને તો બધાં કરતાં વધુ આગ્રહપૂર્વક તેડાવ્યાં છે માટે તારે મારી સાથે આવવું પડશે. મધુરાજા તો આપણા બધાના પિતા તુલ્ય છે. કેવા પવિત્ર છે ! ને તું એમના માટે આવા શબ્દો શા માટે બોલે છે ? તું કુવાના દેડકા જેવી છે. તને તારા રૂપનો ગર્વ છે પણ વિચાર કર. તારા જેવી તો તેના અંતેઉરમાં ઘણી રાણીઓ છે. આ તો આપણા ઉપર એમની કૃપાદૃષ્ટિ છે તેથી આગ્રહ કરીને તેડાવ્યા છે માટે તું એક શબ્દ પણ બોલ્યા વિના તૈયાર થઈ જા.

રાણી કહે છે નાથ ! અત્યારે તમને મારી વાત નથી ગમતી પણ પાછળથી પસ્તાવાનું થશે તે નક્કી સમજી લેજો. ધોબીનું એકવચન સાંભળી રામચંદ્રજીએ ગર્ભવંતા સીતાજીને વનમાં મોકલી દીધા. પછી તેમને કેવો પસ્તાવો થયો ! તેમ તમે અત્યારે મારી વાત નથી માનતા પણ પછી પેટભરીને પસ્તાવો થશે. માટે સમજો તો સારું છે, પણ કોઈ રીતે હેમરથ રાજા માન્યા નહિ. તેથી ઈન્દુપ્રભાને તૈયાર થવું પડયું. બંને જવા માટે નીકળ્યા ત્યાં અપશુકન થયા. તો પણ ગણુકાર્યા વિના બંને અયોધ્યા નગરી પહોંચી ગયા.

હેમરથ અને ઈન્દુપ્રભા આવ્યાના સમાચાર સાંભળીને મધુરાજાને ખૂબ આનંદ થયો. અને સામે જઈને તેનું સ્વાગત કર્યું. તેમજ પોતાને રહેવાના મહેલની બાજુમાં તેમને રહેવા માટે મહેલ આપ્યો. બીજા રાજાઓનો યોગ્ય સત્કાર કરીને તેમને પણ જુદી જુદી જગ્યાએ ઉતારો આપ્યો. અને વસંતક્રીડાનો આનંદ માણવા માટે ક્રીડા કરવાના વનને શણગારવા માટે વનપાલકોને આજ્ઞા કરી. વનમાં રહેલી વાવ, સરોવર વિગેરેમાં સુગંધિત દ્રવ્યો નાંખીને તેનું પાણી સુગંધિત બનાવ્યું. આમ અનેક રીતે વનને સજાવ્યું. અને બધા રાજાઓ પોતાની રાણીઓને સાથે લઈને મધુરાજા સાથે વનમાં વસંતક્રીડા માટે ગયા.

**"ઈન્દુપ્રભાને મેળવવા માટે મધુરાજાનો કપટ ભરેલો કીમિયો" :–**

એક મહિના સુધી બધા રાજાઓએ મધુરાજા સહિત વસંતક્રીડાનો આનંદ

માર્યો. બધાને આનંદ હતો પણ ઈન્દુપ્રભાને જરા પણ આનંદ નથી. આ તરફ એક મહિનો પૂરો થયો એટલે મધુરાજાએ આવેલા રાજાઓને આભૂષણો અને વસ્ત્રો આપી તેમનો યોગ્ય સત્કાર કરીને વિદાય કર્યા. હેમરથ રાજાનો સત્કાર કરીને કહ્યું- તમે મારા મિત્ર છો. તમારા આવવાથી મને ખૂબ આનંદ થયો છે. મારી એક વાત સાંભળો. મેં બધાને વસ્ત્રાભૂષણો આપ્યા પણ આપની રાણી ઈન્દુપ્રભા માટે તો મેં બધા કરતાં મૂલ્યવાન દાગીના કરાવ્યા છે. પણ હજુ તૈયાર થયા નથી. તો આપ ખુશીથી બટપુર પધારો. કારણ કે રાજા વિનાનું રાજ્ય રેઢું કહેવાય. આપ મહિનાથી નીકળ્યા છો. ક્યારે દુશ્મન ચઢી આવે તેની ખબર ન પડે માટે આપ ત્યાં જઈને શત્રુથી રાજ્યની રક્ષા કરો. દાગીના તૈયાર થઈ જશે એટલે મારી જાતે ઈન્દુપ્રભાનો સત્કાર કરીને આપની પાસે મોકલી આપીશ. આપ જરા પણ ચિંતા ન કરશો.

**"ઈન્દુપ્રભાએ કરેલો પડકાર"** :- પવિત્ર હૃદયનો હેમરથ રાજા મધુરાજાની કપટજાળને સમજી શકયો નહિ. એને તો એમ જ લાગ્યું કે રાજાને મારા પ્રત્યે કેટલો પ્રેમ છે! એટલે તેણે કહ્યું ભલે, હું તેને મૂકીને જઈશ. એમ કહીને હેમરથ રાજા ઈન્દુપ્રભા પાસે આવ્યો ને કહ્યું. મધુરાજાએ તારા માટે આભૂષણો ઘડાવવા આપ્યા છે તે હજુ તૈયાર થયા નથી. માટે આભૂષણો તૈયાર થઈ ગયા પછી મહારાજા તને પોતાની જાતે આપશે. પછી તેમના કંચુકી સાથે તને ત્યાં મોકલી આપશે. ત્યારે તું આવજે. હું બટપુર જાઉં છું. આ સાંભળી ઈન્દુપ્રભા કહે છે નાથ! મારે એના દાગીના જોઈતાં નથી ને મારે અહીં રહેવું નથી. હું તો તમારી સાથે આવું છું. ત્યારે રાજાએ કહ્યું-ઇન્દુપ્રભા! તું આટલી બધી ચિંતા શા માટે કરે છે? મધુરાજા આપણે ત્યાં આવ્યા ત્યારે આપણે બંનેએ તેમનું ખૂબ સારું સ્વાગત કર્યું હતું તેથી તેઓ તારું બધાથી સવાયું સ્વાગત કરવા ઇચ્છે છે. આમાં કાંઈ શંકા કરવાની જરૂર નથી. ત્યારે રાણીએ કહ્યું. સ્વામીનાથ! તમે સમજતાં નથી કે આ સ્વાગત છે કે સ્વાર્થ છે! તમે મને અહીં મૂકીને જશો પછી આ રાજા મને હેરાન કરશે. તો પણ હેમરથ રાજા માન્યા નહિ. ગમે તેમ ઈન્દુપ્રભાને સમજાવીને તેને ત્યાં મૂકી એકલો બટપુર ચાલ્યો ગયો. કર્મની ગતિ વિચિત્ર છે. હવે કર્મરાજા કેવા નાચ નચાવશે તે વાત અવસરે.

આજે આપણે ત્યાં બા. બ્ર. ભાવનાબાઈ મહાસતીજીને ૨૬મો ઉપવાસ છે. અને બહેન ચેતના જેની ઉંમર ફક્ત ૧૫ વર્ષની છે તેને ૩૨ ઉપવાસનું પારણું છે. ધન્ય છે તપસ્વીઓને ૐ શાંતિ.

હે સ્વામીનાથ! હું આપને ખૂબ વિચાર કરીને કહું છું કે આપ મને સાથે લઈ જવાની વાત છોડી દો. આ બધો મધુરાજાએ મારા માટે ખેલ રચ્યો છે. મને એવા વસંતોત્સવ ઉજવવા નથી ગમતા. પારકા રજવાડામાં જવું ગમતું નથી. મને મારા મહેલ સિવાય બીજે ક્યાંય જવું ગમતું નથી. આપ આપની બીજી રાણીઓને લઈ જાઓ પણ મારે આવવું નથી. હું તમને ખુલ્લા શબ્દોમાં કહી દઉં છું કે મારો અંતરાત્મા અંદરથી રડી ઉઠયો છે. માટે મને ત્યાં આવવા માટે એક શબ્દ પણ કહેશો નહિ. ત્યારે હેમરથ રાજાએ કહ્યું– હે ઈન્દુપ્રભા! બધા રાજા રાણી સહિત આવે ને તું ન આવે તો કેવું ખરાબ લાગે? વળી આપણને તો બધાં કરતાં વધુ આગ્રહપૂર્વક તેડાવ્યાં છે માટે તારે મારી સાથે આવવું પડશે. મધુરાજા તો આપણા બધાના પિતા તુલ્ય છે. કેવા પવિત્ર છે! ને તું એમના માટે આવા શબ્દો શા માટે બોલે છે? તું કુવાના દેડકા જેવી છે. તને તારા રૂપનો ગર્વ છે પણ વિચાર કર. તારા જેવી તો તેના અંતેઉરમાં ઘણી રાણીઓ છે. આ તો આપણા ઉપર એમની કૃપાદૃષ્ટિ છે તેથી આગ્રહ કરીને તેડાવ્યા છે માટે તું એક શબ્દ પણ બોલ્યા વિના તૈયાર થઈ જા.

રાણી કહે છે નાથ! અત્યારે તમને મારી વાત નથી ગમતી પણ પાછળથી પસ્તાવાનું થશે તે નક્કી સમજી લેજો. ધોબીનું એકવચન સાંભળી રામચંદ્રજીએ ગર્ભવંતા સીતાજીને વનમાં મોકલી દીધા. પછી તેમને કેવો પસ્તાવો થયો! તેમ તમે અત્યારે મારી વાત નથી માનતા પણ પછી પેટભરીને પસ્તાવો થશે. માટે સમજો તો સારું છે, પણ કોઈ રીતે હેમરથ રાજા માન્યા નહિ. તેથી ઈન્દુપ્રભાને તૈયાર થવું પડયું. બંને જવા માટે નીકળ્યા ત્યાં અપશુકન થયા. તો પણ ગણકાર્યા વિના બંને અયોધ્યા નગરી પહોંચી ગયા.

હેમરથ અને ઈન્દુપ્રભા આવ્યાના સમાચાર સાંભળીને મધુરાજાને ખૂબ આનંદ થયો. અને સામે જઈને તેનું સ્વાગત કર્યું. તેમજ પોતાને રહેવાના મહેલની બાજુમાં તેમને રહેવા માટે મહેલ આપ્યો. બીજા રાજાઓનો યોગ્ય સત્કાર કરીને તેમને પણ જુદી જુદી જગ્યાએ ઉતારો આપ્યો. અને વસંતક્રીડાનો આનંદ માણવા માટે ક્રીડા કરવાના વનને શણગારવા માટે વનપાલકોને આજ્ઞા કરી. વનમાં રહેલી વાવ, સરોવર વિગેરેમાં સુગંધિત દ્રવ્યો નાંખીને તેનું પાણી સુગંધિત બનાવ્યું. આમ અનેક રીતે વનને સજાવ્યું. અને બધા રાજાઓ પોતાની રાણીઓને સાથે લઈને મધુરાજા સાથે વનમાં વસંતક્રીડા માટે ગયા.

**"ઈન્દુપ્રભાને મેળવવા માટે મધુરાજાનો કપટ ભરેલો કીમિયો":–**

એક મહિના સુધી બધા રાજાઓએ મધુરાજા સહિત વસંતક્રીડાનો આનંદ

માણ્યો. બધાને આનંદ હતો પણ ઈન્દુપ્રભાને જરા પણ આનંદ નથી. આ તરફ એક મહિનો પૂરો થયો એટલે મધુરાજાએ આવેલા રાજાઓને આભૂષણો અને વસ્ત્રો આપી તેમનો યોગ્ય સત્કાર કરીને વિદાય કર્યા. હેમરથ રાજાનો સત્કાર કરીને કહ્યું-તમે મારા મિત્ર છો. તમારા આવવાથી મને ખૂબ આનંદ થયો છે. મારી એક વાત સાંભળો. મેં બધાને વસ્ત્રાભૂષણો આપ્યા પણ આપની રાણી ઈન્દુપ્રભા માટે તો મેં બધા કરતાં મૂલ્યવાન દાગીના કરાવ્યા છે. પણ હજુ તૈયાર થયા નથી. તો આપ ખુશીથી બટપુર પધારો. કારણ કે રાજા વિનાનું રાજ્ય રેઢું કહેવાય. આપ મહિનાથી નીકળ્યા છો. ક્યારે દુશ્મન ચઢી આવે તેની ખબર ન પડે માટે આપ ત્યાં જઈને શત્રુથી રાજ્યની રક્ષા કરો. દાગીના તૈયાર થઈ જશે એટલે મારી જાતે ઈન્દુપ્રભાનો સત્કાર કરીને આપની પાસે મોકલી આપીશ. આપ જરા પણ ચિંતા ન કરશો.

**"ઈન્દુપ્રભાએ કરેલો પડકાર":-** પવિત્ર હૃદયનો હેમરથ રાજા મધુરાજાની કપટજાળને સમજી શકયો નહિ. એને તો એમ જ લાગ્યું કે રાજાને મારા પ્રત્યે કેટલો પ્રેમ છે! એટલે તેણે કહ્યું ભલે, હું તેને મૂકીને જઈશ. એમ કહીને હેમરથ રાજા ઈન્દુપ્રભા પાસે આવ્યો ને કહ્યું. મધુરાજાએ તારા માટે આભૂષણો ઘડાવવા આપ્યા છે તે હજુ તૈયાર થયા નથી. માટે આભૂષણો તૈયાર થઈ ગયા પછી મહારાજા તને પોતાની જાતે આપશે. પછી તેમના કંચુકી સાથે તને ત્યાં મોકલી આપશે. ત્યારે તું આવજે. હું બટપુર જાઉં છું. આ સાંભળી ઈન્દુપ્રભા કહે છે નાથ! મારે એના દાગીના જોઈતાં નથી ને મારે અહીં રહેવું નથી. હું તો તમારી સાથે આવું છું. ત્યારે રાજાએ કહ્યું-ઇન્દુપ્રભા! તું આટલી બધી ચિંતા શા માટે કરે છે? મધુરાજા આપણે ત્યાં આવ્યા ત્યારે આપણે બંનેએ તેમનું ખૂબ સારું સ્વાગત કર્યું હતું તેથી તેઓ તારું બધાથી સવાયું સ્વાગત કરવા ઇચ્છે છે. આમાં કાંઈ શંકા કરવાની જરૂર નથી. ત્યારે રાણીએ કહ્યું. સ્વામીનાથ! તમે સમજતાં નથી કે આ સ્વાગત છે કે સ્વાર્થ છે! તમે મને અહીં મૂકીને જશો પછી આ રાજા મને હેરાન કરશે. તો પણ હેમરથ રાજા માન્યા નહિ. ગમે તેમ ઈન્દુપ્રભાને સમજાવીને તેને ત્યાં મૂકી એકલો બટપુર ચાલ્યો ગયો. કર્મની ગતિ વિચિત્ર છે. હવે કર્મરાજા કેવા નાચ નચાવશે તે વાત અવસરે.

આજે આપણે ત્યાં બા. બ્ર. ભાવનાબાઈ મહાસતીજીને ૨૯મો ઉપવાસ છે. અને બહેન ચેતના જેની ઉંમર ફક્ત ૧૫ વર્ષની છે તેને ૩૨ ઉપવાસનું પારણું છે. ધન્ય છે તપસ્વીઓને ૐ શાંતિ.

# વ્યાખ્યાન નં. ૯૮

**ભાદરવા વદ ૫ ને સોમવાર** તા. ૧૩-૯-૭૧

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની ભગવંતો સિધ્ધાંતમાં ફરમાવે છે કે અનાદિકાળથી આપણો આત્મા કર્મના બંધનમાં જકડાઈને ચતુંગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. "**कम्मं च जाइ मरणस्स मूलं ।**" કર્મ એ જન્મ-મરણનું મૂળ છે. અનાદિકાળથી આ કર્મો આત્માને કનડગત કરી રહ્યા છે. કર્મો અનાદિકાળથી આત્માની સાથે હતાં ને વર્તમાનકાળમાં છે. તેથી હજુ જીવની મુક્તિ થતી નથી. અહીં કોઈને શંકા થાય કે આત્મા તો શુધ્ધ સ્વરૂપી અને નિર્મળ છે તો તેને કર્મો લાગ્યા કેવી રીતે ? જ્ઞાની ભગવંતો જીવોને સમજાવે છે કે જીવ વિભાવ દશાથી કર્મો બાંધે છે અને સ્વભાવમાં સ્થિર થાય ત્યારે આત્મા કર્મોને તોડે છે.

તમે સોનાની ખાણ જોવા માટે જાઓ તો તેમાંથી નીકળતી ચમકતી ધૂળ જોઈને તમને એમ નહિ લાગે કે આ સોનું છે પણ આ ધૂળ સારી છે. ઘરે વાસણ માંજવા કામ લાગશે. લાવો, થોડી લઈ જઈએ. પણ તે ખાણનો અધિકારી કહેશે કે ભાઈ ! આ ધૂળ નથી પણ સોનું છે. પણ અત્યારે તે ધૂળની અવસ્થામાં છે. હવે તેને કોઈ પૂછે કે સોનું ધૂળની સાથે ક્યારે મળ્યું ? કેટલા હજાર વર્ષો પહેલાં મળ્યું ? કોણે મેળવ્યું ? તેનો શું જવાબ મળશે ? સોનું અનાદિકાળથી ધૂળની સાથે મળેલું હતું. તેના સમયની મર્યાદા ન આપી શકાય. જેવી રીતે સોનું ધૂળની સાથે મળેલું છે તેમ આત્મા કર્મની સાથે મળેલો છે.

ઘણાં એમ પૂછે છે કે આત્માની ઉત્પત્તિ ક્યારે થઈ ? આત્મા અને કર્મની ફીલોસોફીની અજ્ઞાનીને ક્યાંથી ખબર પડે ? વિજ્ઞાનનો એક સિધ્ધાંત છે કે જેનો જન્મ છે તેનું મરણ અવશ્ય છે. આપણે તો માનીએ છીએ કે આત્મા અમર છે તો પછી આત્માના જન્મ કે મરણ ક્યાંથી હોઈ શકે ? આત્માને કોઈએ ઉત્પન્ન કર્યો નથી. જ્યાં આત્માની ઉત્પત્તિનો સ્વીકાર કર્યો ત્યાં અંત સમજી લેવાનો. જેનું સર્જન થાય છે તેનું વિસર્જન તો થવાનું છે. એ એક વસ્તુનાં બે છેડા છે. જેનું સર્જન કોઈએ કર્યું નથી તેનું વિસર્જન ક્યાંથી હોય ? પણ પર્યાય બદલાય છે.

બંધુઓ ! આત્માની સાથે કર્મનું મિશ્રણ થવાથી માણસની વૃત્તિઓમાં ફેરફાર થાય છે. કર્મ આ જીવને વિવિધ પ્રકારનાં નાચ નચાવે છે. દરેક કર્મનું ફળ જુદી જુદી રીતે જીવને ભોગવવું પડે છે. અને કર્મો જીવને ભવોભવમાં ભમાવે છે. બંધુઓ ! તમે સમજી ગયાં ને ? કોઈને ત્યાં સારો કુટુંબ પરિવાર જોઈને

તમને એમ થાય કે આનાં પુત્રો, પત્ની બધા કેવા સદ્‌ગુણી છે! બધાં એનું કહ્યું કરે છે. એનું કેટલું માન સાચવે છે ને મારું તો મારા ઘરમાં કોઈ આવું માન સાચવતું નથી આમ કેમ? તો વિચાર કરજો. આ કર્મની કરામત છે. આ જગતમાં કોઈ રાજા તો કોઈ રંક, કોઈ નિર્ધન તો કોઈ ધનવાન, કોઈ રોગી તો કોઈ નિરોગી, આ બધું કર્મના ઉદયથી છે. જીવ કર્મની જંજીરમાં જકડાઈ ગયા પછી તેને કર્મના ઈશારા પ્રમાણે ચાલવું પડે છે. દા.ત. તમે ટ્રેઈનમાં બેસી ગયા અને અધવચ્ચે તમને વિચાર આવે કે હવે સ્ટેશન આવતાં પહેલાં મારે આ ટ્રેઈનમાંથી ઉતરી જવું છે તો તમે નહિ ઉતરી શકો. બીજા સ્ટેશન સુધી તો તમારે જવું પડશે. એવો જ બીજો દાખલો તમે પ્લેનમાં બેઠા. પ્લેન ઉડવા લાગ્યું. પછી તમને એમ થાય કે મને હવે પ્લેનમાં ગમતું નથી. મારે ઉતરી જવું છે. તો ત્યાં તમારું નહિ ચાલે. સમજાયું! પ્લેન તમે પસંદ કર્યું. ટિકિટના પૈસા ખર્ચ્યા પણ તેમાં બેઠા પછી એને આધીન બનીને રહેવું પડશે. જ્યારે તેનું સ્ટેશન આવશે ત્યારે ઉતરાશે.

બંધુઓ! અહીં આપણે એ વાત સમજવાની છે કે આપણો આત્મા પણ કર્મરૂપી વાહનને આધીન બની ગયો છે. એટલે તે કર્મરૂપી વાહનમાં બેસી ગયો છે. તેથી તેને કર્મ પ્રમાણે ઉડ્ડયન કરવું પડે છે. તમે કહેશો કે મારે આમ નહિ ચાલે તો ત્યાં કાંઈ ચાલશે નહિ. તમારે કર્મરાજાના કહ્યા પ્રમાણે ચાલવું પડશે. આઠ કર્મોની પ્રકૃતિઓ ભિન્ન ભિન્ન છે અને તેની પરિણતિઓ પણ ભિન્ન ભિન્ન છે. અને તે પરિણતિઓ પ્રમાણે જીવનનાવ ચાલે છે. આ કર્મવાદ જો બરાબર સમજાઈ જાય તો આત્મા કોણે બનાવ્યો. પહેલાં કેવો હતો, ક્યારે થયો વિગેરે પ્રશ્નો તમને નહિ થાય ને આત્માના અસ્તિત્વનો અનુભવ થશે. આખું જગત કર્મની અસર પ્રમાણે કામ કરે છે. આત્મા જેમ જેમ કર્મના ભારથી ભારે બને છે તેમ તેમ વધારે સંસારમાં પરિભ્રમણ કરે છે. અને જેમ જેમ કર્મોને ખપાવે છે તેમ તેમ તે હળવો બનતો જાય છે.

મનુષ્યભવ એ કર્મોના બંધનથી મુક્ત બનવાનું સ્થાન છે. જો માનવ જમ્બર સમ્યક્ પુરૂષાર્થ ઉપાડે તો વહેલો મોક્ષે જાય છે ને મંદ પુરૂષાર્થ કરે તો લાંબા સમયે મોક્ષે જાય છે. જેમ કોઈ સીંદરીને બાળવી છે પણ તેને એક છેડેથી સળગાવશો તો ધીમે ધીમે બળશે ને જો તેને ગુંચળું વાળીને અગ્નિમાં નાંખશો તો જલ્દી બળી જશે. કોઈના માથે લાખ રૂપિયાનું દેવું હોય ને તે મહિને ૧૦૦) રૂ. ભરે તો તેને દેવામાંથી મુક્ત થવા માટે વધારે સમય લાગે. અને વધારે પૈસા ભરે તો જલ્દી દેવું ચૂકવાઈ જાય. આ રીતે કર્મનું છે. આપણા માથે અનંતકાળથી કર્મના દેવાં પડેલા છે તેને ભરપાઈ કરવા માટે એક સામાયિક કરો. ક્યારેક ઉપવાસ, આયંબીલ અને

એકટાણું કરી લો તો તેટલા માત્રથી કર્મના કરજથી મુક્ત થવાય ? 'ના'. જ્યારે જીવને એક લગની લાગે કે જલ્દી મારે કર્મની કેદમાંથી છૂટવું છે તો જબ્બર પુરૂષાર્થ કરવાનું મન થશે. મહાન પુણ્યોદયથી મનુષ્યભવ મળ્યો છે. ભવોભવમાં જીવ કંગાલ હતો. અહીં તેને બધી સમૃધ્ધિ મળી છે. કંગાલ માણસને ધન મળે તો કેટલો આનંદ થાય ? તેમ આ મનુષ્યભવ મળ્યાનો તમને આનંદ થવો જોઈએ.

એક ગરીબ માણસ રસ્તેથી ચાલ્યો જતો હતો. તેને એક રૂપિયાની નોટ જડી. જેને મહામુશીબતે એક પૈસો મળતો હોય તેને મન એક રૂપિયાની નોટ સો રૂપિયાની નોટ જેવી છે. જેને ઘેર લાખો રૂપિયા છે તેને એક રૂપિયાનો હિસાબ ન હોય, પણ જેની પાસે કાંઈ ન હોય તેને મન તો આનંદ જ હોય ને ? તેને મન એક રૂપિયાની નોટ સો રૂપિયા જેટલી છે. એ ગરીબ માણસ રૂપિયાની નોટ લઈને આગળ ચાલ્યો તો એક દુકાનમાં લોટરીની ટિકિટો વેચાતી હતી. એને થયું કે હું પણ લોટરીની ટિકિટ ખરીદું. એણે લોટરીની ટિકિટ ખરીદી ને એના પુણ્યનું પાંદડું ફર્યું ને લોટરી લાગી. એક લાખ રૂપિયાનું ઈનામ મળ્યું. તેમાંથી તેણે ધંધો કર્યો ને એક દિવસ તે મહાન સુખી મોટો કરોડપતિ બની ગયો.

દેવાનુપ્રિયો ! એને લોટરી લાગી ને એ તો મોટો કરોડપતિ બની ગયો. એ કરોડપતિમાંથી માણસ ક્યારે રોડપતિ બની જશે તેની ખબર નથી. પણ આ મહાન પુણ્યના ઉદયથી અનંત ભવમાં ભમતાં લોટરી લાગી ને આ મનુષ્યભવ મળ્યો. તેમાં જો ધર્મઆરાધનાના નાણાં ભરી લે તો તે કરોડપતિનો પણ કરોડપતિ બની જાય. કદી એ રોડપતિ બને નહિ. એવો આ અવસર છે. તો અહીં એવી સાધના કરી લો કે તમે ધારો તો પાંચમા આરામાં એકાવતારી પણ થઈ શકશો. પણ તે માટે જીવને પુરૂષાર્થ કરવો પડશે.

એક મકાનમાં બે ભાઈઓ રહેતા હતાં. એક વખત રાત્રે મકાનમાં આગ લાગી. નાનો ભાઈ એકદમ જાગી ગયો. અને તેણે મોટાભાઈને જગાડયો. બંને ભાઈઓ ઘરની બહાર નીકળી ગયા. મોટાભાઈએ તરત ઓફીસે ફોન કર્યો ને બંબાવાળા આવી ગયા. બંને ભાઈઓએ આગ ઓલવવા પુરૂષાર્થ કર્યો ને ચેતી ગયા તો બચી ગયા. તેમ તમે પણ વિચાર કરો. આ શરીર રૂપી ઘર સળગી રહ્યું છે. ચારે બાજુ વાસના અને લાલસારૂપી ધુમાડાના ગોટા ઉંચે ચઢી રહ્યા છે. તૃષ્ણારૂપી આગ લાગી છે, મોહનો પવન ફૂંકાય છે. અને ક્રોધનાં તણખાં ઉડે છે ત્યારે આત્મારૂપી મોટા ભાઈને મન રૂપી નાનાભાઈએ જગાડયો અને મોટાભાઈને યાદ આવ્યું કે સદ્દગુરૂના શરણે જાઉં. તેથી તેણે વીતરાગ વાણીરૂપી પાણીના બંબા બોલાવ્યા અને ભગવાન મહાવીરના "ફાયર ફેપ્ટનો" આવી પહોંચ્યા ને મકાન સળગતું અટકી ગયું. એ જ

રીતે જો ચેતનદેવ જાગૃત બનશે તો પરિભ્રમણ અટકી જશે. જેનું શરીર તદ્દન જીર્ણ થઇ ગયું હોય તેવો મનુષ્ય વિચાર કરે કે હે આત્મા ! જેમ ઘડીમાંથી રેતી સરી જાય છે તે રીતે આયુષ્ય રૂપી રેતી સરી ગયા પછી શરીર રૂપી ઘડી અહીં રહેવાની છે. મૃત્યુથી કોઈ બચી શકતું નથી. માટે બને તેટલો પુરૂષાર્થ કરી લે.

હવે આપણા ચાલુ અધિકારમાં પદ્માવતી રાણી નાગ મહોત્સવ ઉજવે છે. એના મનમાં એવો ઉમંગ હતો કે હું એવો નાગ મહોત્સવ ઉજવું કે બધા જોવા આવનાર ખુશ થઈ જાય ને બધા એમ બોલે કે આવો નાગ મહોત્સવ તો આજ સુધી કદી કોઈએ ઉજવ્યો નથી. તમે પણ તમારા દીકરા-દીકરીના લગ્ન કરો ત્યારે લગ્ન પછી રીસેપ્સન ગોઠવો છો ને ? ત્યારે તમારા મનમાં તમને થાય છે ને કે લોકો રીસેપ્સનમાં આવે ને વખાણ કરે કે શું સુંદર ડેકોરેશન છે ! ત્યાં તમારું હૈયું હરખાય છે. જ્યાં સંસાર વર્ધક સુખ છે ત્યાં જીવને કેવો આનંદ છે ! ત્યાં કેટલું માન છે કે કોઈએ અત્યાર સુધીમાં ન કર્યું હોય તેવું કાર્ય કરી લઉં. પણ કોઈ દિવસ એવો વિચાર આવે છે કે મનુષ્યભવ મળ્યો છે તો જલ્દીમાં જલ્દી ત્રીજા ભવે ને મોડામાં મોડા પંદર ભવે મોક્ષમાં જવાય તેવું પરમીટ મેળવી લઉં. આવો ભાવ આવશે ત્યારે સંસારના લૌકિક આનંદમાં એને રસ નહિ આવે. એને તો બસ, આત્માની વાતો ગમશે.

પદ્માવતી રાણીને આત્મતત્ત્વનું લક્ષ ન હતું એટલે આવા લૌકિક આનંદમાં તે મસ્ત બની હતી. પ્રતિબુધ્ધિ રાજા ત્યાં આવીને રાણીએ બનાવેલા પુષ્પમંડપમાં બેઠા. રાણીએ પુષ્પનો બનાવેલો દામકાંડ જોઈને રાજાનું મન આકર્ષાયું. શું સુંદર દામકાંડ છે ! શું તેની સુગંધ છે ! એની ઘ્રાણેન્દ્રિય અને ચક્ષુઈન્દ્રિય નાચવા લાગી. તેનું મન અને તન દામકાંડ જોઈને ડોલવા લાગ્યું. આ જગ્યાએ રાજાને દામકાંડ જોઈને એવો વિચાર આવ્યો હોત કે અહો ! આ ફુલનો દામકાંડ આટલો સુશોભિત લાગે છે ને સુગંધથી મહેંકે છે ને જોનારને આકર્ષિત કરે છે. તે પ્રશંસાને પાત્ર બન્યો છે તો મારો આત્મા જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-સત્ય-નીતિ અને સદાચારથી મહેંકી ઉઠે તો તેની સૌરભ તો આ જગતમાં અનેરી ફેલાય. પેલા પુષ્પો કરમાઈ જાય એટલે તેની સુગંધ નષ્ટ થઈ જાય પણ સત્ય, નીતિ, સદાચાર અને શીયળની સૌરભ તો સદાને માટે બહેંકે છે. જીવનમાં આવા ગુણો હશે તો મનુષ્યોને મારે કહેવા જવું નહિ પડે કે તમે મારી પાસે આવો. કુદરતી આકર્ષણ થશે.

પ્રતિબુધ્ધિ રાજા દામકાંડની ખૂબ પ્રશંસા કરતાં કહે હે મારા સુબુધ્ધિ પ્રધાન ! તમે મારી આજ્ઞાથી ઘણીવાર ગામ-નગરોમાં મારા રાજ્યના કામે જાઓ છો તો તમે આવો શ્રીદામકાંડ ક્યારે પણ કોઈ જગ્યાએ જોયો છે ખરો ? ત્યારે સુબુધ્ધિ પ્રધાન કહે છે,

"एवं खलु सामी! अहं अन्नया कयाइं तुब्भं दोच्चे णं मिहिलं रायहाणिगए तत्थणं मए कुंभगस्सरन्नो धूयाए पभावईए देवीए अत्तयाए मल्लीए संवच्छर पडिलेहणगंसि दिव्वे सिरिदामगंडे दिट्ठपुव्वे।"

હે સ્વામીન્! એક વખત આપના દૂત તરીકે હું મિથિલા રાજધાનીમાં ગયો હતો. ત્યાં મેં કુંભક રાજા અને પ્રભાવતીદેવીની અંગજાતક પુત્રી મલ્લીકુમારીના જન્મોત્સવ પ્રસંગે ખૂબ નવાઈ પમાડે તેવો શ્રીદામકાંડ જોયો હતો.

હે મહારાજા! એ દામકાંડની શી વાત કરું? શું એની મનોહરતા! શું એની મહેંક! એનો ભપકો, એનો રંગ, અને એની રચના કોઈ અદ્ભૂત હતી. મેં મલ્લીકુમારીના જન્મોત્સવ વખતે જે દામકાંડ લટકાવેલો જોયો હતો તે મારી નજર સમક્ષ દેખાય છે. તેની સુગંધ તો મારા નાકમાંથી હજુ જતી નથી. એ દામકાંડ અલૌકિક હતો. તેની સામે પદ્માવતીદેવીનો આ શ્રીદામકાંડ લક્ષાંશ પણ નથી. એટલે સુગંધ કે સૌંદર્ય બંનેની દૃષ્ટિએ મલ્લીકુમારીના જન્મોત્સવ પ્રસંગના શ્રીદામકાંડની સામે આ પદ્માવતીદેવીનો શ્રીદામકાંડ કાંઈ ન ગણાય.

સુબુધ્ધિ પ્રધાનના મુખેથી આ વાત સાંભળીને પ્રતિબુધ્ધિ રાજાના કાન ચમકયા. હે પ્રધાનજી! જેના જન્મોત્સવ વખતે આવો મોટો શ્રીદામકાંડ કુંભક રાજાએ બનાવ્યો હતો તો એ વિદેહ રાજપુત્રી કુમારી કેવી હશે? તમે એ મલ્લીકુમારીને જોઈ છે ખરી? જે આત્મા તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરીને આવેલો હોય, જેનો જન્મોત્સવ ઉજવવા માટે ઈન્દ્રો અને છપ્પન કુમારીકા દેવીઓ આવી હોય તેના રૂપમાં ને ગુણમાં શું ખામી હોય? પ્રતિબુધ્ધિ રાજાએ સુબુધ્ધિ પ્રધાનને પૂછયું કે તમે એ રાજકુમારીને જોઈ છે? તે કેવી છે? હવે પ્રધાન રાજા પાસે મલ્લીકુમારીના રૂપનું વર્ણન કરશે. આ પ્રતિબુધ્ધિ રાજાને તેની સાથે પૂર્વનો સ્નેહ છે તે સ્નેહ કેવી રીતે જાગૃત થશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર : "રાજાની માંગણી"** : જેના શરીરમાં કામજ્વર પેદા થયો તે મધુરાજા મંત્રીને કહે છે બટનરેશ તો ચાલ્યો ગયો. હવે ઈન્દુપ્રભા આપણા હાથમાં છે. હવે તેને મારી પાસે લઈ આવો તો મારા મનને શાંતિ વળે. ત્યારે મંત્રીએ કહ્યું. સાહેબ! જરા સૂર્યની તો શરમ રાખો. દિવસ પૂરો થવા દો. પણ હું તમને એક વાર તો જરૂર કહીશ કે આપ હજુ સમજી જાઓ. હજુ દૂધ ફાટી ગયું નથી. તમે જે રીતે રાખી છે તે રીતે તેનું સન્માન કરીને પાછી મોકલી દો. પરસ્ત્રીગમન કરવાથી બૂરા હવાલ થાય છે. તમારા હિત માટે કહું છું. પણ મધુરાજાની મતિ સુધરી નહિ. એને તો એક જ લગની લાગી છે કે કયારે રાત પડે ને કયારે ઈન્દુપ્રભા મને મળે.

**"વિષયલંપટ મધુરાજાની અધમતા"** : સૂર્યાસ્ત થયો. રાત પડી એટલે રાજાએ મંત્રીને કહ્યું. હવે મારી પાસે ઈન્દુપ્રભાને લઈ આવો. મંત્રીને આ કાર્ય કરવું ગમતું નથી. પણ રાજાની આજ્ઞાથી બધું અનિચ્છાએ કરવું પડે છે. તેણે એક દાસીને ઈન્દુપ્રભા પાસે મોકલી. દાસીએ આવીને ઈન્દુપ્રભાને કહ્યું. અમારા મહારાજાએ આપને સમાચાર મોકલાવ્યા છે તે સાંભળો. ઈન્દુપ્રભાએ કહ્યું રાજાએ જે કહ્યું હોય તે મને તું કહે. એટલે દાસીએ કહ્યું કે આપના પતિ હેમરથ રાજા આપને અહીં મૂકીને ગયા છે. તેમણે રસ્તામાં અધવચથી એક દૂત મોકલીને મધુરાજાને કહેવડાવ્યું છે કે જો આપને મારી સાથે મિત્રતા રાખવી હોય તો આપ તેને જે આભૂષણો આપવાના હોય તે આપીને જલ્દી મારી પાસે મોકલી આપો, તેથી મધુરાજા આપને જલ્દી બોલાવે છે. આજ રાત્રે રાજા આપને આભૂષણો આપીને સવારે આપના પતિ પાસે મોકલી આપશે. માટે તમે રાજાના મહેલે ચાલો.

ઈન્દુપ્રભા બધું સમજી ગઈ. નક્કી મને તેના મહેલમાં લઈ જવા માટેનું આ કાવત્રું છે. જો મારા પતિને મને બોલાવવી હતી તો મેં એમને ઘણું સમજાવ્યા છતાં શા માટે મૂકીને ગયા? એમને એટલો પણ ખ્યાલ ન આવ્યો કે બધા રાજાની રાણીઓ માટે આભૂષણો તૈયાર થઈ ગયા ને એક મારા માટે જ ન થયા? મેં તેમને સમજાવવામાં ક્યાં બાકી રાખી છે. છતાં તે માન્યા નથી. એ શું મને રસ્તામાંથી બોલાવે? આ વાતમાં ભેદ છે. તેણે દાસીને કહ્યું. બહેન! હું અત્યારે નહિ આવું. તું રાજાને જઈને કહે કે રાત્રે પરાયા પુરૂષના મહેલે જવું તે સતી સ્ત્રીનો ધર્મ નથી. દાસીએ ઘણું સમજાવી છતાં ઈન્દુપ્રભા ન ગઈ ત્યારે બીજી બે ત્રણ દાસીઓને મોકલીને કહેવડાવ્યું કે તમારે રાજાના મહેલે આવવું પડશે. પરાણે દાસીઓએ તેને તૈયાર કરી. ઊંડા નિસાસા નાંખતી ધ્રુજતા પગે રાણી રાજાના મહેલે ગઈ. દૂરથી ઈન્દુપ્રભાને દાસીઓની સાથે આવતી જોઈને મધુરાજા મહેલના સાતમે માળે ચઢી ગયા. બધી દાસીઓને નીચે ઉભી રાખી એક દાસી ઇન્દુપ્રભાને લઈ સાતમે માળે ગઈ. દરવાજામાં પ્રવેશ કરાવીને તે પણ નીચે ઉતરી ગઈ.

જેવો ઈન્દુપ્રભાએ પ્રવેશ કર્યો કે તરત રાજાએ બારણાં બંધ કરી દીધા. રાણી સમજી ગઈ કે હવે મારું આવી બન્યું, જેમ વાઘને જોઈને ગાય ડરી જાય તેમ રાણી ભયભીત બનીને ધ્રુજવા લાગી. ત્યારે મધુરાજાએ તેને કહ્યું–હે ઈન્દુપ્રભા! હવે તું શા માટે ડરે છે? તારો પતિ હેમરથ રાજા તો મારો દાસ છે. હવે તેનો ડર છોડી મારી સાથે સુખ ભોગવ. હું તને મારી પટરાણી બનાવીશ. તું મારું કહ્યું માની જા. મારા જેવો રાજા તને નહિ મળે.

**ઇન્દુપ્રભાનો ઉપદેશ** :–રાણી ભયથી ધ્રુજતી હતી. છતાં કામાતુર મધુરાજાના

વચનો સાંભળીને હિંમત કરીને ઈન્દુપ્રભાએ કહ્યું. હે મહારાજા ! તમે તો અમારા પાલક પિતા સમાન છો. તમને શું આ શોભે છે ? પરસ્ત્રીસંગથી લોકમાં નિંદાને પાત્ર બનાય છે, મિત્રો સાથેની મિત્રતા તૂટી જાય છે, મનનો તાપ વધે છે ને બળનો ક્ષય થાય છે. રાજ્યનો ને ધનનો નાશ થાય છે. જગતમાં કલંકિત બનાય છે. પરસ્ત્રીના સંગથી જીવને નરકમાં જવું પડે છે. આટલા માટે પરસ્ત્રીનો ત્યાગ કરવો જોઈએ. વળી હે મહારાજા ! આપે એવું કયાંય સાંભળ્યું છે કે પાણીમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે ? મેઘમાંથી અંગાર વૃષ્ટિ, સૂર્યમાંથી અંધકારની ઉત્પત્તિ અને ચંદ્રમાંથી અંગારા ઝરે છે ? સમુદ્ર કદી પોતાની મર્યાદા છોડે છે ? તેમ આવા મોટા મહારાજાઓ કદી પરસ્ત્રીમાં આસક્ત બને ખરા ? રાજા તો હંમેશા પરસ્ત્રીના ત્યાગી હોય ને તમે આ શું કરો છો ? જરા સમજો. આ ઈન્દુપ્રભાના વચનોની કામી મધુરાજાના દિલમાં સ્હેજ પણ અસર ન થઈ. જેમ ક્ષારભૂમિમાં ગમે તેટલો વરસાદ વરસે તો તે નકામો જાય છે. સર્પને ગમે તેટલું દૂધ પીવડાવવામાં આવે તો તે ઝેર બની જાય છે. તેમ ઈન્દુપ્રભાનો ઉપદેશ મધુરાજા માટે નકામો ગયો અને નિર્લજ થઈને મધુરાજાએ ઈન્દુપ્રભા ઉપર બળાત્કાર કરી તેનું ચારિત્ર લૂંટયું.

બંધુઓ ! આ ભારતભૂમિમાં કંઈક સતી સ્ત્રીઓ થઈ ગઈ છે. જેમણે શીયળનું રક્ષણ કરવા માટે પ્રાણ કાઢયા છે. રાણકદેવી ઉપર જ્યારે સિધ્ધરાજની દૃષ્ટિ બગડી અને તેનું શીયળ ખંડન કરવા તૈયાર થયો ત્યારે સતીએ પોતાના પ્રાણ દઈ દીધા. ચંદનબાળાની માતા ધારિણી દેવી ઉપર રથ ચલાવનારા સારથીની દૃષ્ટિ બગડી ત્યારે જીભ કરડીને મરી ગઈ. આવી તો કંઈક સતી સ્ત્રીઓએ શીયળની રક્ષા માટે પ્રાણના બલિદાન દીધા છે. પણ શીયળનું ખંડન થવા દીધું નથી. આ ઈન્દુપ્રભા સમજતી હતી કે મારા ઉપર મધુરાજાની કુદૃષ્ટિ થઈ છે. એટલા માટે તે આવવા તૈયાર ન હતી. રાજા તેને મૂકીને ગયા ત્યારે પણ તેને દુઃખ થયું. રાજાએ તેને રાત્રે પોતાના મહેલે શા માટે બોલાવી હતી. તેનું કારણ તે સમજી ગઈ હતી. છતાં ચારિત્રનું રક્ષણ કરવા સમર્થ થઈ શકી નહિ ને રંક જેવી બનીને રાજાના બાહુપાશમાં જકડાઈ ગઈ. તે એના સતીત્વમાં કચાશ કહેવાય. તેનું શીયળ ખંડિત થયું. એક દિવસ તો તેના દિલમાં ખૂબ મુંઝારી થઈ કે આ શું થઈ ગયું ? ખૂબ રડી. પણ મધુરાજાના મીઠા મધ જેવા વચનો, તેના હાવભાવ જોઈને તેના મનમાં થયું કે હવે તો જે બનવાનું હતું તે બની ગયું. આવા વિચારથી તેનો શોચ ઓછો થયો. બે–ત્રણ દિવસ મનમાં સંકોચ રહ્યો. પછી તો એ મધુરાજાના પ્રેમમાં પડી ગઈ. અને પોતાના પતિને ભૂલી ગઇ.

આહાહા ! સંસારમાં મોહની વિટંબણા કેવી છે ! એક વખત હેમરથ રાજાને

પરમેશ્વર તરીકે પૂજનારી આજે પરાયી બની ગઈ. હેમરથ રાજા માને છે કે મારી ઈન્દુપ્રભા થાડા દિવસમાં આવશે. તે તેની રાહ જોઈ રહ્યો છે.

**મધુરાજા કામાંધ હોય ને ઉસે કરી પટરાની,**
**વિવિધ ભાંતિ કે સુખ ભોગવે માનો ઇન્દ્ર ઈન્દ્રાણી હો–શ્રોતા.**

મધુરાજા ઈન્દુપ્રભાના પ્રેમમાં પડી પોતાની રાણીઓને ભૂલી ગયો ને આને પટરાણી બનાવી તેની સાથે ઈચ્છિત સુખો ભોગવવા લાગ્યો. જેમ દેવલોકમાં ઈન્દ્ર–ઈન્દ્રાણી સુખ ભોગવે તેમ આ બંને પરસ્પર સુખ ભોગવવા લાગ્યા ને આનંદ કરવા લાગ્યા. હેમરથ ઈન્દુપ્રભાના રક્ષણ માટે જે માણસોને મૂકીને ગયા હતા તેમનાથી રાણીનું આ વર્તન સહન થયું નહિ. તેથી તેઓ બટપુર ચાલ્યા ગયા. ત્યાં જઈને હેમરથ રાજાને સમાચાર આપ્યા કે તમે જે મધુરાજાને તમારા ખાસ મિત્ર સમજો છો તે તમારા ખાસ દુશ્મન નીકળ્યા. એણે તમારી રાણી ઈન્દુપ્રભાને મેળવવા માટે તમારી સાથે મિત્રતા બાંધી હતી અને પાછળથી ઈન્દુપ્રભાનો સત્કાર કરવાને બહાને ત્યાં રાખીને તેણે તેનું કાર્ય સિધ્ધ કર્યું છે. અને ઈન્દુપ્રભા તેની પટરાણી બનીને બેસી ગઈ છે. પહેલાં તો હેમરથ રાજાને આ વાત ઉપર વિશ્વાસ ન આવ્યો. પણ જ્યારે તેના મંત્રી આદિ માણસોએ દૃઢતાપૂર્વક કહ્યું કે અમે જાતે જોઈને આવ્યાં છીએ. ત્યારે રાજાને ખૂબ આઘાત લાગ્યો કે શું ઈન્દુપ્રભા તેની પટરાણી બની ગઈ? આ વિચારથી રાજા એકદમ બેભાન થઈને પડી ગયા. હવે તેનું શું થશે તેના ભાવ અવસરે.

(પૂ. બા. બ્ર. હર્ષદમુનિ મહારાજસાહેબની આજે ૨૩ મી પુણ્યતિથિ હોવાથી તેમના વૈરાગ્યમય જીવનનું તેમજ પ્રભાવશાળી ચારિત્રનું અને તેમના ગુણોનું પૂ. મહાસતીજીએ સુંદર વર્ણન કર્યું હતું. જે સાંભળતાં શ્રોતાઓની આંખો અશ્રુભીની બની ગઈ હતી.)

❋

## વ્યાખ્યાન નં. ૬૯

**ભાદરવા વદ ૬ ને મંગળવાર** **તા. ૧૪–૯–૭૬**

સુજ્ઞ બંધુઓ! સુશીલ માતાઓ ને બહેનો!

રાગ દ્વેષના વિજેતા અને મોક્ષમાર્ગના પ્રણેતા એવા વીતરાગ પરમાત્માના મુખમાંથી નીકળેલી શાશ્વતીવાણી તેનું નામ સિધ્ધાંત. એ સિધ્ધાંતની વાણી અમૃતવાણી છે. એ વાણીનું જે આત્મા હૃદયના ભાવપૂર્વક પાન કરે છે તે અજર અમર બની જાય છે. મહાન ભાગ્યોદયે આ અમરવાણીનું પાન કરવાનો સુઅવસર મળ્યો

છે તેને ચૂકશો નહિ. આ વાણીનું પાન કરનાર આત્માના જન્મ-મરણનાં ફેરા ટળી જાય છે. અને અજ્ઞાનના અંધકાર દૂર થાય છે. આ સંસારમાં જીવને મુંઝવનાર હોય તો અજ્ઞાન છે. અજ્ઞાનને કારણે જીવ ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણ કરે છે, અને અનેક પ્રકારના દુઃખો ભોગવે છે. ઘરમાં ઘડીક અંધારું થાય તો મૂંઝવણ થાય છે પણ આત્મામાં અજ્ઞાનનું અંધારું છે તેની મૂંઝવણ થાય છે?

जावन्तिऽविज्ज्ञा पुरिसा, सव्वे ते दुक्ख संभवा ।
लुप्पन्ति बहुसो मूढा, संसारम्मि अणंतए ॥ ઉત્ત. સૂ. અ. ૬ ગાથા ૧

જેટલા અજ્ઞાની પુરૂષો છે તે બધા દુઃખ ભોગવે છે. મૂઢ-અજ્ઞાની પુરૂષો અનંત સંસારમાં પીડાય છે, દુઃખ પામે છે, અને તે અજ્ઞાની જીવ કર્મના બંધનોને તોડી શકતો નથી. તમને બાહ્ય અંધકાર સાલે છે તેમ જો અજ્ઞાનનો અંધકાર સાલશે તો તેને દૂર કરવાનો પ્રયત્ન કરશો. અજ્ઞાન એ અંધકાર છે ને જ્ઞાન એ પ્રકાશ છે. આજે તો ઠેર ઠેર ટયુબ લાઈટો થઈ ગઈ છે એટલે અંધારું દેખાય નહિ, છતાં ઘણાં વિચારશીલ માણસો રાત્રિના સમયે બહાર નીકળે ત્યારે બેટરી સાથે રાખે છે. જેના કારણે અટવાઈ ન જવાય. પણ જેનો પાસે સાધન નથી તે ખાડી-ખાડામાં પડી જાય છે. અજ્ઞાની જીવ માટે ભક્ત કબીરે કહ્યું છે કે-

નામ ન જાને ગાંવકા, બિન જાને કિત જાય,
ચલતે ચલતે જુગ ભયા, પાવ કોસ પર ગાંવ ...

કોઈ મૂર્ખ માણસ ગામનું નામ જાણતો નથી. ગામ કેટલું દૂર છે તેની ખબર નથી ને આંખો બંધ કરીને ચાલ્યો જાય છે. આવી રીતે વર્ષો સુધી તે ચાલ્યા કરે તો પણ ગામ પહોંચે ખરો? 'ના'. એને ખબર હોય કે મારે અમુક ગામ જવું છે તો તે ગામ વિષે પૃચ્છા કરે. તો તેને કોઈ બતાવે. જ્ઞાન વિના બધું અંધારું છે. ૦। ગાઉમાં ગામ હોવા છતાં વર્ષો સુધી ચાલ્યા કરે પણ ગામ ન આવે. આ રીતે તમે જીવનમાં વિચાર કરો કે અજ્ઞાન એ આત્માને દુઃખ કરનાર છે કે નહિ? અજ્ઞાન દુઃખરૂપ લાગતું હોય તો તેને દૂર કરી જ્ઞાનની નાનકડી બેટરી તમારી પાસે રાખો. જ્ઞાની અને અજ્ઞાનીમાં શું અંતર છે તે સમજો.

जं अन्नाणी कम्मं खवेइ, बहुयाहिं वासकोडिहिं ।
तं नाणी तिहिं गुत्तो खवेइ, सासमित्तेग ॥

અજ્ઞાની જીવ જે કર્મોને કરોડો વર્ષો સુધી કરણી કરીને ખપાવે છે તે કર્મોને ત્રણ ગુપ્તિયુક્ત જ્ઞાની મહાત્મા એક શ્વાસ લે તેટલા સમયમાં ખપાવે છે. આ જ્ઞાનનો પ્રભાવ છે. કર્મો ખપાવવા જ્ઞાનનો દીપક પ્રગટાવો. ઘરમાં કયાં કઈ ચીજ પડી છે

તે પ્રકાશ હશે તો જોઈ શકશો ને મેળવી શકશો. પણ જો અંધકાર હશે તો કલાક સુધી ફાંફા મારશો તો પણ વસ્તુ જડવાની નથી. તેમ આપણાં આત્માએ અનંતકાળથી ભવમાં ભમીને કેવાં કેવાં કર્મો બાંધ્યા છે ને તેને કેવી રીતે દૂર કરી શકાય તે જ્ઞાનનો પ્રકાશ થતાં ખબર પડે છે ને પછી તે કર્મો અલ્પ સમયમાં દૂર કરી શકાય છે. અને અજ્ઞાન અવસ્થામાં કરણી કરવા છતાં તેને દૂર કરી શકાશે નહિ. અજ્ઞાનનો અંધકાર ટાળવા માટે ભક્ત ભગવાનને પ્રાર્થના કરતાં કહે છે હે પ્રભુ! તું તો એક અલૌકિક દિપક છે. તારું તેજ અનોખું છે. તારું જ્ઞાન અગાધ છે. એ જ્ઞાનનાં કિરણો મારા અંતરમાં આવે તો મારા જીવનમાં રહેલો અજ્ઞાનનો અંધકાર નષ્ટ થઈ જાય છે.

સિધ્ધાંતની સ્વાધ્યાય કરવાથી જીવ જ્ઞાનાવરણીય કર્મને ખપાવે છે. સ્વાધ્યાયના પાંચ ભેદ છે. વાચના, પૃચ્છના, પરિયટ્ટણા, અનુપ્રેક્ષા અને ધર્મકથા. આ પાંચ પ્રકારની સ્વાધ્યાય કરવામાં જો મન લાગી જાય તો આડું અવળું ક્યાંય ભટકે નહિ ને કર્મબંધન કરે નહિ. જેનું મન નવરું પડે તે આડા અવળા વિચાર કરે. બહાર ભટકે ને કર્મબંધન કરે.

એક પવિત્ર સાધુ હતા. એમના ગુરૂ મોટા વિદ્વાન જ્ઞાની હતા. તેમનો શિષ્ય-પરિવાર વિશાળ હતો. એક સાધુના મનમાં ખરાબ વિચારો આવવા લાગ્યા. પણ સાધુ ખૂબ લજ્જાવાન હતા. ભગવાન કહે છે કે સાધુ કદાચ એના કર્મના ઉદયથી ચારિત્રથી પડવાઈ થઈ જાય પણ જો તેનામાં લજ્જા હશે તો તે ઠેકાણે આવશે.

लज्जा दया, संजम बंभचेरं, कल्लाण भागीस्स विसोही ठाणं ॥

જેનામાં લજ્જા, દયા અને સંયમ છે, બ્રહ્મચર્ય શુધ્ધ છે તે એક દિવસ કલ્યાણ કરીને મોક્ષમાં જાય છે, પેલા સાધુ ખૂબ લજ્જાવાન હતા. તે મનમાં મૂંઝાયા કરે છે આવા ખરાબ વિચાર કોને કહું? કોઈને કહી શકાતા નથી. આહાર-પાણી કરવામાં કે ધ્યાન વિગેરે કોઈ ક્રિયામાં એનું મન ચોંટતું નથી. તે ગમગીન રહેવા લાગ્યા ત્યારે બીજા તેમના સરખા સાધુઓ પૂછે છે તમે હમણાંથી ઉદાસ કેમ રહો છો? શું તબિયત બરાબર નથી? આપને શું થાય છે? ત્યારે કહે છે ભાઈ! શું વાત કરું? મેં કોઇના દબાણથી, પ્રલોભનથી કે રાગથી દીક્ષા લીધી નથી. સમજણપૂર્વક આત્માના ભાવથી લીધી છે. પણ કોણ જાણે મારા એવા ગાઢ કર્મનો ઉદય થયો છે કે મારા મનમાં ખરાબ વિચારો આવે છે. આ વિચારોને દૂર કરવા મહેનત કરું છું પણ એ મારા ચિત્તમાંથી જતા નથી. મારા મનને ચંચળ બનાવે છે. છેલ્લા પંદર દિવસથી આમ થયું છે. પણ કોઈને કહી શકતો નથી. આટલું બોલતાં આંખમાં દડદડ આંસુ પડવા લાગ્યા.

બીજા શિષ્યોએ ગુરૂને આ વાતની જાણકારી કરી એટલે ગુરૂએ તે શિષ્યને પોતાની પાસે બોલાવી એકાંતમાં બેસાડીને પૂછયું-કે તને શું વિચારો આવે છે ? મને હૃદય ખોલીને કહી દે. શિષ્યે સત્ય હકીકત ગુરૂને જણાવી દીધી. ગુરૂએ કહ્યું-તું રહીશ નહિ. હું બેઠો છું. ગુરૂને શિષ્ય પોતાના સંતાન જેવો વહાલો હોય છે. એ વહાલ સંસારનું નહિ હોં....એનું જલ્દી કેમ કલ્યાણ થાય તે માટે વહાલથી ગુરૂ તેને માર્ગદર્શન કરે છે. ગુરૂ દરરોજ શિષ્યને ત્રણ વાગે ઉઠાડી સ્વાધ્યાય કરાવે, પ્રતિક્રમણનો સમય થાય એટલે પ્રતિક્રમણ કરે. વળી સૂર્યોદય પછી સ્વાધ્યાય કરાવે. જે સ્વાધ્યાય-વાંચન કર્યું હોય તેનું ધ્યાન કરાવે. બપોરે ગૌચરી કરવા મોકલે. આહાર પાણી કરી નિવૃત્ત થયા એટલે વાંચણી કરે, પ્રશ્ન-ચર્ચા કરે. ગુરૂ દરેક ક્રિયામાં શિષ્યની સાથે ભાગ લેવા લાગ્યા. એનું મન એક સેકન્ડ પણ નવરું ન પડવા દીધું. આ પ્રમાણે મહિના સુધી કર્યું એટલે શિષ્યના મનમાં જે ખરાબ વિચારો આવતા હતા તે ચાલ્યા ગયા ને પહેલાંની જેમ સંયમમાં સ્થિર થઈ ગયા જ્ઞાની કહે છે કે મનને નવરું પડવા ન દેશો. છેવટે નવકારમંત્રનો જાપ ચાલુ રાખશો.

હવે આપણો મૂળ અધિકાર વિચારીએ. પદ્માવતી રાણીના નાગ મહોત્સવમાં પ્રતિબુધ્ધિ રાજા તેનો બનાવડાવેલો દામકાંડ જોઈને પ્રસન્ન થયા. પણ પ્રધાનના મુખેથી સાંભળ્યું કે મિથિલા નગરીમાં કુંભરાજાની પ્રભાવતી રાણીની કુંખે જન્મેલી મલ્લીકુમારીના જન્મ વખતે જે દામકાંડ બનાવવામાં આવ્યો હતો તેની આગળ આ દામકાંડ કાંઈ વિસાતમાં નથી. ત્યારે પ્રતિબુધ્ધિ રાજાના મનમાં વિચાર થયો કે એક કુંવરીના જન્મ વખતે આવો મોટો દામકાંડ બનાવ્યો ને મોટો ઉત્સવ કર્યો તે મલ્લીકુમારી કેવી હશે ! પૂર્વનો સ્નેહ આ નિમિત્ત મળતાં જાગૃત થયો ને સુબુધ્ધિ પ્રધાનને રાજા કહે છે કે-

"केरिसियाणं देवाणुप्पिया ! मल्ली विदेह रायवर कन्ना"

હે દેવાનુપ્રિય ! વિદેહ રાજપુત્રી મલ્લીકુમારી એવી કેવી છે કે જેમના જન્મોત્સવ વખતે બનાવેલા દામકાંડ આગળ પદ્માવતીદેવીનો આ શ્રીદામકાંડ લક્ષાંશ પણ નથી લાગતો ! આ રીતે રાજાનું સાંભળીને ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા પ્રતિબુધ્ધિ રાજાને સુબુધ્ધિ પ્રધાને કહ્યું કે-

विदेह रायवर कन्नगा सुपइट्ठिय कुम्मुन्नय चारु

હે મહારાજા ! તે વિદેહ રાજાની ઉત્તમ કન્યા મલ્લીકુમારી સરસ આકારવાળા કાચબાની પીઠના જેવા સુંદર ઉન્નત ચરણવાળી છે. શું તેનું તેજ છે ! એના જેવી તો દુનિયામાં કોઈ સૌંદર્યવાન સ્ત્રી નથી. તેમ પ્રધાને ખૂબ પ્રશંસા કરી. (શાસ્ત્રકાર કહે છે કે વિશેષ વર્ણન જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ વિગેરેમાં કરવામાં આવ્યું છે.)

આ પ્રમાણે સુબુધ્ધિ પ્રધાનના મુખેથી શ્રીદામકાંડના ગુણશ્રવણથી તેમજ મલ્લીકુમારીના સૌંદર્ય વિગેરે ગુણોની ચર્ચા સાંભળીને તેને હૃદયમાં અવધારિત કરીને ખૂબ હર્ષિત થયેલાં પ્રતિબુધ્ધિ રાજાએ દૂતને બોલાવીને આ પ્રમાણે કહ્યું–

" गच्छाहि णं तुमं देवाणुप्पिया ! मिहिलं रायहाणिं, तत्थणं कुंभगस्स रण्णो धूयं पभावईए देवीए अत्तयं मल्लिं विदेह रायवर कण्णगं मम भारियत्ताए वरेहिं। "

હે દેવાનુપ્રિય ! તમે મિથિલા રાજધાનીમાં જાઓ, અને પ્રભાવતીદેવીના ઉદરથી જન્મ પામેલી કુંભક રાજાની પુત્રી મલ્લીકુમારીની મારી વધૂના રૂપે યાચના કરો, એટલે કે તમે મિથિલા નગરીમાં જઈને કુંભક રાજાને એમ કહો કે સાકેત નગરના અધિપતિ પ્રતિબુધ્ધિ રાજા તમારી પુત્રી જે પ્રભાવતીદેવીની આત્મજા એટલે કે પ્રભાવતીએ જેને જન્મ આપ્યો છે તે મલ્લીકુમારીને પરણવા ઈચ્છે છે. તો તમે તે વાતનો સ્વીકાર કરો. અહીં પ્રભાદેવીની પુત્રી કહેવાનું કારણ એક જ છે કે રાજાને ઘણી રાણીઓ હોય ને ઘણી કુંવરીઓ હોય તેથી બીજી કુંવરીની માંગણી કરે છે તેમ ન સમજે તે માટે પ્રતિબુધ્ધિ રાજાએ સ્પષ્ટ વાત કહેવડાવી હતી.

આ સંસારનો રાગ કેવો છે ! પૂર્વભવમાં મિત્રો હતા. ત્યાં કેવી ઉત્તમ સાધના કરી હતી ! ત્યાંથી કાળ કરીને બધા એક વિમાનમાં દેવ થયા હતા. અને ત્યાંનું આયુષ્ય પૂરું કરીને જુદી જુદી જગ્યાએ જન્મ્યા છે. આ મિત્ર રાજાઓને ખબર નથી કે અમારે એની સાથે પૂર્વનો શું સ્નેહ છે ? પણ મલ્લીકુમારી તો અવધિજ્ઞાનના બળથી બધું જાણે છે. એટલે એમણે તો બધી તૈયારી કરી રાખી છે. આપણે તો એ વાત સમજવી છે કે પૂર્વનો સ્નેહ જાગૃત થતાં મનુષ્યના મનમાં કેવી ભાવના જાગૃત થાય છે. મલ્લીકુમારીનું નામ અને તેના રૂપ–ગુણની પ્રશંસા સાંભળીને પ્રતિબુધ્ધિ રાજાને તેના પ્રત્યે મોહ જાગ્યો ને પોતાની રાણી બનાવવાનું મન થયું. એને જોઈ પણ નથી. ફક્ત પ્રધાનના મુખેથી સાંભળીને પરણવાનું મન થયું તે સામાન્ય વાત નથી. આ તો પૂર્વના સ્નેહના કારણે બન્યું.

આ સંસારમાં વિષય વાસનાનું પ્રબળ જોર છે. અંતરમાં સૂતેલો વિષયરૂપી વિષધર નથી જાગ્યો, તેણે ફૂંફાડો નથી માર્યો ત્યાં સુધી સારું છે. કામ વિકારની એક કથા કરવાથી પણ કામનો કીડો જાગી ઉઠે છે. બ્રહ્મચર્યનું પાલન કરવા માટે નવ વાડ બતાવી છે. તેમાં છઠ્ઠી વાડમાં કહ્યું છે કે બ્રહ્મચારી સાધુ–સાધ્વી હોય અગર શ્રાવક–શ્રાવિકા હોય તેમણે પૂર્વે જે કામભોગો ભોગવ્યાં છે તેને યાદ કરવાં નહિ. જો યાદ કરે તો સર્પ અને કઠીયારાનું દષ્ટાંત આપ્યું છે. વગડામાં વસતા ડોશીમાએ કઠીયારાને રોટલો ને કઢી ખવડાવીને મોકલ્યો. એના ગયા પછી ખબર પડી કે છાશની ગોરસીમાં સર્પ વલોવાઈ ગયો હતો. બાર વર્ષે તે પાછો આવ્યો ત્યારે

ડોશીમાએ પૂછયું-દીકરા ! તું જીવતો છે ? આમ પૂછવાનું કારણ પૂછયું ત્યારે ડોશીમાએ સર્પની વાત કરી. એટલે બાર વર્ષે તેનું ઝેર ચઢયું. ત્યાં ને ત્યાં મૃત્યુ પામ્યો. જો પૂર્વનું સ્મરણ કરાવ્યું ન હોત તો કાંઈ વાંધો ન આવત. સ્મરણ થયું તો ઝેર ચઢયું. તેમ પૂર્વના કામભોગનું સ્મરણ કરવાથી ઝેર ચઢે છે. માટે જેને શુધ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવું હોય તેણે પૂર્વના કામભોગોનું સ્મરણ કરવું નહિ. બ્રહ્મચર્ય એ કિંમતી કોહીનુર રત્ન છે. તમારા રત્નો સાચવવા એક તિજોરી છે પણ બ્રહ્મચર્ય રૂપી રત્નનું જતન કરવા માટે નવ વાડ રૂપી નવ તિજોરીઓ છે. તો વિચાર કરો. એ રત્ન કેટલું કિંમતી હશે !

પ્રતિબુધ્ધિ રાજાએ મલ્લીકુમારીનું નામ સાંભળ્યું. તેના સૌંદર્યની પ્રશંસા સાંભળી અંદર બેઠેલા વિષયરૂપી વિષધરે ફૂંફાડો માર્યો કે બસ, એ મલ્લીકુમારીને મારી રાણી બનાવું તો મારું અંતેઉર શોભી ઉઠે. એટલે તેણે દૂતને બોલાવી મિથિલા નગરી જઈને કુંભક રાજા પાસે મલ્લીકુમારીની માંગણી કરવા કહ્યું ને કહ્યું કે મલ્લીકુમારી ખૂબ સૌંદર્યવતી છે ને ગુણવાન છે. जइवि णं सा सयं रज्जसुक्का આવી અનુપમ ગુણ અને અદ્ભૂત સૌંદર્યવતી તે મલ્લીકુમારી પોતાના શુલ્ક રૂપે (મૂલ્ય રૂપે) મારું આખું રાજ્ય માંગશે તો હું મારું આખું રાજ્ય તેને સમર્પિત કરવા તૈયાર છું. જુઓ, મોહનીય કર્મ કેવો નાચ નચાવે છે ! પ્રતિબુધ્ધિ રાજાને શું રાણી ન હતી ? હતી. છતાં મલ્લીકુમારીને પરણવા માટે રાજ્ય આપવું પડે તો આપવા તૈયાર થયા. હવે આ મોહરાજા શું કરશે, કેવી રમત રમાડશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :- અહીં પણ મોહનું નાટક કેવું છે ? મધુરાજા અને ઈન્દુપ્રભા રાણી બંને પહેલેથી પરણેલાં હોય તે રીતે સુખ ભોગવવા લાગ્યા. હવે ઈન્દુપ્રભાને હેમરથ રાજા યાદ પણ આવતા નથી. એના સતીત્વમાં ખામી હતી. જો તે ભારતની સતી સ્ત્રીઓ જેવી હોત તો પ્રાણ દઈ દેત પણ શીયળ ખંડિત થવા દેત નહિ. મોહનીય કર્મે નાચ નચાવ્યો અને લાજ શરમ છોડીને મધુરાજા સાથે વિલાસ કરવા લાગી.

**હાથનાં કર્યા હૈયે વાગ્યા** : હેમરથ રાજાના મંત્રી-કંચુકી વિગેરેએ સમાચાર આપ્યા. પહેલાં રાજાના માનવામાં ન આવ્યું પણ અંતે માનવું પડયું ને તેને ખૂબ આઘાત લાગ્યો. અને રાજા બેભાન બની ગયા. ખૂબ ઉપચાર કર્યા એટલે ભાનમાં આવ્યા. પછી કહે છે પ્રધાનજી ! તમે જલ્દી સૈન્ય તૈયાર કરો. એ કીડી જેવો મધુરાજ એના મનમાં શું સમજે છે ? હું એને ચપટીમાં ચોળી નાંખીશ. ત્યારે પ્રધાને કહ્યું- સાહેબ ! હવે રહેવા દો. કીડી જેવો એ નથી. તમે એની આગળ કીડી

જેવા છો. એ મોટો બળીયો રાજા છે. એના સૈન્ય આગળ તમારું સૈન્ય કેટલું ? એને ચોળી નાંખતા તમે ચોળાઈ જશો. લડાઈ કરવાની વાત છોડી દો. એની સામે તમારું જોર નહિ ચાલે. હવે હેમરથ રાજાને ભાન થયું. ખૂબ રડવા લાગ્યો ને ઈન્દુપ્રભા....ઈન્દુપ્રભા....કરવા લાગ્યો. ત્યારે પ્રધાને કહ્યું હવે રાંડયા પછીનું ડહાપણ શા કામનું ? પહેલાં તમને ઈન્દુપ્રભાએ ઘણું સમજાવ્યા પણ તમે સમજ્યા નહિ. ખૂબ ભોળપણ કર્યું. તમારા હાથના કર્યા હૈયે વાગ્યાં. હવે તો ઈન્દુપ્રભા પણ તમારી નથી. એનો મોહ છોડી દો. જો એ તમારી હોત તો કાયા કુરબાન કરત. તમારે માટે પ્રાણ આપી દેત પણ મધુરાજાના મોહમાં લપટાત નહિ. આ રીતે ખૂબ સમજાવ્યા પણ રાજાને મોહ ઉતરતો નથી.

**"હેમરથ રાજાનો વિલાપ"** : અરેરે... ઈન્દુપ્રભા ! તું મને મૂકીને ક્યાં ચાલી ગઈ ? મને તો તારા વિના ગમતું નથી. હું તો તારી રાહ જોતો હતો કે આજે આવે કે કાલે આવે. પણ તું તો મને ભૂલી ગઈ. ઈન્દુપ્રભાના વિયોગમાં હેમરથ રાજા ક્ષણમાં હસે છે, ક્ષણમાં રડે છે અને ક્યારેક ગાય છે, નાચે છે ને કૂદે છે. ઘડીકમાં મહેલમાં જાય છે ને પાછો બહાર આવે છે. અને ચારે તરફ દૃષ્ટિ ફેરવે છે. કોઈ વખત મહેલમાં સૂઈ રહે છે તો કોઈ વખત સભામાં જાય છે. ક્યારેક એવા કરૂણ સ્વરે વિલાપ કરતા કરૂણ સ્વરે બોલે છે કે હે ઈન્દુપ્રભા ! તારા વિના હું જીવી શકું તેમ નથી. તારા વિના આ બટપુરનું રાજ્ય અને રાજમહેલ સૂના લાગે છે. તારો વિયોગ મારા માટે અસહ્ય થઈ પડયો છે. તારા વિયોગમાં મારી ભૂખ ભાગી ગઈ છે ને ઉંઘ ઉડી ગઈ છે. મેં તારું શું બગાડયું છે ? મેં તારો શું ગુનો કર્યો છે ? તે તું એક વખત મારી પાસે આવીને મને કહી દે. તેં તો મને ઘણું સમજાવ્યો પણ મેં ભોળો બનીને તને ત્યાં મૂકી તે ખોટું કર્યું. હવે એ મધુરાજા સામે મારું જોર ચાલે તેમ નથી. પણ તું અહીં આવી જા. આમ બોલતો ચારે બાજુ નગરમાં ભમવા લાગ્યો. ધૂળમાં આળોટવા લાગ્યો ને ક્યારેક તો પોતે પહેરેલા વસ્ત્રો પણ કાઢી નાંખવા લાગ્યો. પ્રધાન આદિ માણસોએ રાજાનું મન શાંત કરવા ઘણાં ઉપચારો કર્યા. એને બીજી ઘણી રાણીઓ હતી, પણ ઈન્દુપ્રભા આગળ તેને તુચ્છ લાગતી હતી કોઈ રીતે રાજાનું મન શાંત ન થયું. ઈન્દુપ્રભાની પાછળ મગજનો કાબુ ગુમાવી પાગલ બની ગયો. હવે એના માણસોએ થાકીને તેને છોડી દીધો. એના કર્મોદયે વને વન ભમવા લાગ્યો. જ્યાં ગામ આવે ત્યાં જઈ હે ઈન્દુપ્રભા.... હે ઈન્દુપ્રભા.... કરવા લાગ્યો. એને ગાંડો માની કોઈ પથરા મારવા લાગ્યા. છોકરાઓ તેને ગાંડો....ગાંડો કહીને ઠેકડી ઉડાડવા લાગ્યા. આમ કરતાં હેમરથ રાજા ઈન્દુપ્રભાની પાછળ પાગલ બની ભવિતવ્યતાવશ રખડતો રખડતો અયોધ્યા નગરીમાં આવ્યો.

ડોશીમાએ પૂછયું-દીકરા ! તું જીવતો છે ? આમ પૂછવાનું કારણ પૂછયું ત્યારે ડોશીમાએ સર્પની વાત કરી. એટલે બાર વર્ષે તેનું ઝેર ચઢયું. ત્યાં ને ત્યાં મૃત્યુ પામ્યો. જો પૂર્વનું સ્મરણ કરાવ્યું ન હોત તો કાંઈ વાંધો ન આવત. સ્મરણ થયું તો ઝેર ચઢયું. તેમ પૂર્વના કામભોગનું સ્મરણ કરવાથી ઝેર ચઢે છે. માટે જેને શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવું હોય તેણે પૂર્વના કામભોગોનું સ્મરણ કરવું નહિ. બ્રહ્મચર્ય એ કિંમતી કોહીનુર રત્ન છે. તમારા રત્નો સાચવવા એક તિજોરી છે પણ બ્રહ્મચર્ય રૂપી રત્નનું જતન કરવા માટે નવ વાડ રૂપી નવ તિજોરીઓ છે. તો વિચાર કરો. એ રત્ન કેટલું કિંમતી હશે !

પ્રતિબુધ્ધિ રાજાએ મલ્લીકુમારીનું નામ સાંભળ્યું. તેના સૌંદર્યની પ્રશંસા સાંભળી અંદર બેઠેલા વિષયરૂપી વિષધરે ફૂંફાડો માર્યો કે બસ, એ મલ્લીકુમારીને મારી રાણી બનાવું તો મારું અંતેઉર શોભી ઉઠે. એટલે તેણે દૂતને બોલાવી મિથિલા નગરી જઈને કુંભક રાજા પાસે મલ્લીકુમારીની માંગણી કરવા કહ્યું ને કહ્યું કે મલ્લીકુમારી ખૂબ સૌંદર્યવતી છે ને ગુણવાન છે. जइवियणं सा सयं रज्जसुंका આવી અનુપમ ગુણ અને અદ્દભુત સૌંદર્યવતી તે મલ્લીકુમારી પોતાના શુલ્ક રૂપે (મૂલ્ય રૂપે) મારું આખું રાજ્ય માંગશે તો હું મારું આખું રાજ્ય તેને સમર્પિત કરવા તૈયાર છું. જુઓ, મોહનીય કર્મ કેવો નાચ નચાવે છે ! પ્રતિબુધ્ધિ રાજાને શું રાણી ન હતી ? હતી. છતાં મલ્લીકુમારીને પરણવા માટે રાજ્ય આપવું પડે તો આપવા તૈયાર થયા. હવે આ મોહરાજા શું કરશે, કેવી રમત રમાડશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :- અહીં પણ મોહનું નાટક કેવું છે ? મધુરાજા અને ઈન્દુપ્રભા રાણી બંને પહેલેથી પરણેલાં હોય તે રીતે સુખ ભોગવવા લાગ્યા. હવે ઈન્દુપ્રભાને હેમરથ રાજા યાદ પણ આવતા નથી. એના સતીત્વમાં ખામી હતી. જો તે ભારતની સતી સ્ત્રીઓ જેવી હોત તો પ્રાણ દઈ દેત પણ શીયળ ખંડિત થવા દેત નહિ. મોહનીય કર્મે નાચ નચાવ્યો અને લાજ શરમ છોડીને મધુરાજા સાથે વિલાસ કરવા લાગી.

**હાથનાં કર્યા હૈયે વાગ્યા** : હેમરથ રાજાના મંત્રી-કંચુકી વિગેરેએ સમાચાર આપ્યા. પહેલાં રાજાના માનવામાં ન આવ્યું પણ અંતે માનવું પડયું ને તેને ખૂબ આઘાત લાગ્યો. અને રાજા બેભાન બની ગયા. ખૂબ ઉપચાર કર્યા એટલે ભાનમાં આવ્યા. પછી કહે છે પ્રધાનજી ! તમે જલ્દી સૈન્ય તૈયાર કરો. એ કીડી જેવો મધુરાજ એના મનમાં શું સમજે છે ? હું એને ચપટીમાં ચોળી નાંખીશ. ત્યારે પ્રધાને કહ્યું- સાહેબ ! હવે રહેવા દો. કીડી જેવો એ નથી. તમે એની આગળ કીડી

જેવા છો. એ મોટો બળીયો રાજા છે. એના સૈન્ય આગળ તમારું સૈન્ય કેટલું? એને ચોળી નાંખતા તમે ચોળાઈ જશો. લડાઈ કરવાની વાત છોડી દો. એની સામે તમારું જોર નહિ ચાલે. હવે હેમરથ રાજાને ભાન થયું. ખૂબ રડવા લાગ્યો ને ઈન્દુપ્રભા....ઈન્દુપ્રભા....કરવા લાગ્યો. ત્યારે પ્રધાને કહ્યું હવે રાંડયા પછીનું ડહાપણ શા કામનું? પહેલાં તમને ઈન્દુપ્રભાએ ઘણું સમજાવ્યા પણ તમે સમજ્યા નહિ. ખૂબ ભોળપણ કર્યું. તમારા હાથના કર્યા હૈયે વાગ્યાં. હવે તો ઈન્દુપ્રભા પણ તમારી નથી. એનો મોહ છોડી દો. જો એ તમારી હોત તો કાયા કુરબાન કરત. તમારે માટે પ્રાણ આપી દેત પણ મધુરાજાના મોહમાં લપટાત નહિ. આ રીતે ખૂબ સમજાવ્યા પણ રાજાને મોહ ઉતરતો નથી.

"હેમરથ રાજાનો વિલાપ" : અરેરે... ઈન્દુપ્રભા! તું મને મૂકીને ક્યાં ચાલી ગઈ? મને તો તારા વિના ગમતું નથી. હું તો તારી રાહ જોતો હતો કે આજે આવે કે કાલે આવે. પણ તું તો મને ભૂલી ગઈ. ઈન્દુપ્રભાના વિયોગમાં હેમરથ રાજા ક્ષણમાં હસે છે, ક્ષણમાં રડે છે અને ક્યારેક ગાય છે, નાચે છે ને કૂદે છે. ઘડીકમાં મહેલમાં જાય છે ને પાછો બહાર આવે છે. અને ચારે તરફ દૃષ્ટિ ફેરવે છે. કોઈ વખત મહેલમાં સૂઈ રહે છે તો કોઈ વખત સભામાં જાય છે. ક્યારેક એવા કરૂણ સ્વરે વિલાપ કરતા કરૂણ સ્વરે બોલે છે કે હે ઈન્દુપ્રભા! તારા વિના હું જીવી શકું તેમ નથી. તારા વિના આ બટપુરનું રાજ્ય અને રાજમહેલ સૂના લાગે છે. તારો વિયોગ મારા માટે અસહ્ય થઈ પડયો છે. તારા વિયોગમાં મારી ભૂખ ભાગી ગઈ છે ને ઉંઘ ઉડી ગઈ છે. મેં તારું શું બગાડયું છે? મેં તારો શું ગુનો કર્યો છે? તે તું એક વખત મારી પાસે આવીને મને કહી દે. તેં તો મને ઘણું સમજાવ્યો પણ મેં ભોળો બનીને તને ત્યાં મૂકી તે ખોટું કર્યું. હવે એ મધુરાજા સામે મારું જોર ચાલે તેમ નથી. પણ તું અહીં આવી જા. આમ બોલતો ચારે બાજુ નગરમાં ભમવા લાગ્યો. ધૂળમાં આળોટવા લાગ્યો ને ક્યારેક તો પોતે પહેરેલા વસ્ત્રો પણ કાઢી નાંખવા લાગ્યો. પ્રધાન આદિ માણસોએ રાજાનું મન શાંત કરવા ઘણાં ઉપચારો કર્યા. એને બીજી ઘણી રાણીઓ હતી, પણ ઈન્દુપ્રભા આગળ તેને તુચ્છ લાગતી હતી. કોઈ રીતે રાજાનું મન શાંત ન થયું. ઈન્દુપ્રભાની પાછળ મગજનો કાબુ ગુમાવી પાગલ બની ગયો. હવે એના માણસોએ થાકીને તેને છોડી દીધો. એના કર્મોદયે વને વન ભમવા લાગ્યો. જ્યાં ગામ આવે ત્યાં જઈ હે ઈન્દુપ્રભા.... હે ઈન્દુપ્રભા.... કરવા લાગ્યો. એને ગાંડો માની કોઈ પથરા મારવા લાગ્યા. છોકરાઓ તેને ગાંડો....ગાંડો કહીને ઠેકડી ઉડાડવા લાગ્યા. આમ કરતાં હેમરથ રાજા ઈન્દુપ્રભાની પાછળ પાગલ બની ભવિતવ્યતાવશ રખડતો રખડતો અયોધ્યા નગરીમાં આવ્યો.

**"પાગલ બનેલો હેમરથ રાજા અયોધ્યામાં ભટકવા લાગ્યો"** : પાગલ હેમરથ રાજા અયોધ્યા નગરીમાં ભમવા લાગ્યો. કૂવાને કાંઠે પનીહારીઓ પાણી ભરવા આવે છે. તેમાં જો કોઈ રૂપાળી સ્ત્રીને દેખે તો ઈન્દુપ્રભા.... તું મારી ઈન્દુપ્રભા છું એમ કહી તેની પાછળ દોડવા લાગ્યો. ત્યારે સ્ત્રીઓ તેને લાકડી વડે ખૂબ મારવા લાગી છતાં તે બોલવાનું બંધ કરતો નથી. ઉપરથી એમ કહેવા લાગ્યો કે મારી ઈન્દુપ્રભા અહીં આવી છે? કોઈએ જોઈ છે? જો તમે જોઈ હોય તો મને બતાવો ને? આમ બકવા લાગ્યો ને બધા છોકરાઓ તેની પાછળ પડયા. એને કાંકરા મારવા લાગ્યા પણ આ તો ઈન્દુપ્રભા.... ઈન્દુપ્રભાનો પોકાર કરતો રખડતો રખડતો રાજમહેલ પાસે આવ્યો. ઈન્દુપ્રભાની દાસી એને જોઇને ઓળખી ગઇ. નક્કી આ ઈન્દુપ્રભાનો પતિ હેમરથ રાજા છે એની પાછળ કેવો પાગલ બની ગયો છે!

દાસી દોડતી ઈન્દુપ્રભા રાણી પાસે આવીને કહ્યું મહારાણી! એક વિચિત્ર ઘટના બની છે. તે તમને કહેતાં મારી જીભ ઉપડતી નથી પણ કહ્યા વિના હું રહી શકું તેમ નથી. ત્યારે રાણીએ કહ્યું શું છે? જે હોય તે મને જલ્દી કહે. ત્યારે દાસીએ કહ્યુ જે પહેલાં આપના પતિ હતા તે હેમરથ રાજા આપના વિયોગથી પાગલ બની ગયા છે ને જ્યાં ત્યાં ભટકે છે. દાસીની વાત સાંભળીને ઈન્દુપ્રભાએ ગુસ્સે થઈને કહ્યું. પહેલાં મારા જે પતિ હતા તેને તો હું એક નહિ ઘણી રાણીઓ છે. એને ત્યાં હાથી-ઘોડા, રથ, સૈનિકો બધું છે. એને કઈ વાતની કમીના છે કે તે પાગલ બનીને એકલો ભટકે? તારી વાત તદ્દન ખોટી છે. ત્યારે દાસીએ કહ્યું કે જો તમને મારી વાત સાચી ન લાગતી હોય તો ઝરૂખે ચાલો. હું તમને બતાવું. એમ કહીને દાસી રાણીને મહેલના ઝરૂખે લઇ ગઈ. અને પાગલની માફક ઈન્દુપ્રભા... ઈન્દુપ્રભા બોલતાં હેમરથ રાજાને બતાવતાં કહ્યું. જુઓ, તમારા પતિ છે કે નહિ? એનાં તમે દર્શન કરો. ઇન્દુપ્રભા તરત ઓળખી ગઈ.

દેવાનુપ્રિયો! આ કેવી મોહરાજાની માયા છે! અહીં જોવાનું એટલું છે કે જે રાણી પોતાને છોડી પરાયા પુરૂષના પ્રેમમાં પડી ગઈ તેનું નામ પણ લેવું ગમે? 'ના'. એના પ્રત્યે નફરત થવી જોઇએ ને? તેના બદલે હેમરથ તેની પાછળ પાગલ બની ગયો. આનું નામ સંસાર છે. હજુ પણ દેખો. મોહ શું કરાવે છે? રાણીના મનમાં થયું કે આ તો મારા નામનો પોકાર કરે છે. મને વગોવશે તેના કરતાં સમજાવીને કાઢી મૂકું. એટલે તેણે શું કર્યું?

**ધાય ભેજ બુલાયા હેમરથ કો, પૂછા એકાંત માંઈ,**
**પહેલે કહા તૂને નાહ માના, મૈં તુઝ નારી નાંઈ હો-શ્રોતા.**

ઈન્દુપ્રભાએ દાસી મોકલીને હેમરથ રાજાને ઉપર બોલાવ્યો. ને તેને એકાંતમાં

લઈ જઈને કહ્યું. હવે ઈન્દુપ્રભા... ઈન્દુપ્રભા કહીને શું મારો ફજેતો કરવા ઉઠયો છે? મેં તને પહેલાં ઘણું સમજાવ્યો છતાં સમજ્યો નહિ. હવે છાનોમાનો અહીંથી ચાલ્યો જા. નહિતર રાજા આવશે તો તને મારી નાંખશે. આટલું કહેવા છતાં મોહમાં પડેલો રાજા કહે છે હે ઈન્દુપ્રભા! તું મારી પ્રિય રાણી છે ને હું તારો પ્રાણ પ્રિય પતિ છું. તારા વિના હું જીવી શકું તેમ નથી. મને જીવાડવો એ તારા હાથની વાત છે. માટે તું ચાલ. આપણે બટપુર જઈએ ત્યારે ઈન્દુપ્રભા ગુસ્સે થઈને કહે છે. હવે હું તારી રાણી નથી. હમણાં મધુરાજા આવશે ને તને જોશે તો મારી નાંખશે. માટે જલ્દી આ નગરી છોડીને ચાલ્યો જા. રાણીના શબ્દો સાંભળીને હેમરથ રાજાને ખૂબ દુઃખ થયું. અરેરે... ઈન્દુપ્રભા! તારે માટે તો મેં રાજ્ય છોડયા ને ભેખ લઈને ભટકું છું ને તું આ શું બોલે છે? રાણી કહે છે હવે મારે તારી વાત સાંભળવી નથી. તું ચાલ્યો જા. તું મારો પતિ નથી, ને હું તારી પત્ની નથી. આમ રકઝક કરે છે. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૦

**ભાદરવા વદ ૭ ને બુધવાર** **તા. ૧૫-૯-૭૬**

સ્યાદ્વાદના સર્જક, મોક્ષમાર્ગના પથદર્શક, ભવ્ય જીવોના ઉધ્ધારક એવા વીતરાગ ભગવાને જગતના જીવોને ઉપદેશ આપતાં ફરમાન કર્યું કે હે માનવ! તું તો સૌથી મોટો વહેપારી છું. મોટા વહેપારી મોટો (ઘણો) નફો મેળવે છે. સંસાર વ્યવહારમાં પણ આપ જાણો છો કે મોટો વહેપારી કોને કહેવાય છે ને નાનો વહેપારી કોને કહેવાય છે? જે મોટા વહેપારી પાસેથી થોડો માલ લઇને ગામ અથવા નગરમાં તેનું વેચાણ કરે છે તે નાનો વહેપારી કહેવાય છે. અને એવા નાના વહેપારીની દુકાનો સંખ્યાબંધ જોવામાં આવે છે. પરંતુ લાખો અને કરોડોની મિલ્કતથી જે મોટા પાયા ઉપર વહેપાર કરે છે, જે અનેક દેશોમાં પોતાની દુકાનો, ફેકટરીઓ અને કંપનીઓની શાખા ખોલે છે, જેનો માલ પરદેશમાં જાય છે, અને જે પરદેશથી માલ અહીં મંગાવે છે તેને તમે મોટા વહેપારી કહો છો ને? 'હા'. આ ન્યાયથી જ્ઞાની આપણને એ સમજાવે છે કે ચોરાશી લાખ જીવાયોનિમાં અસંખ્યાતા અને અનંતા જીવો છે. તે પોતાના કર્મો અનુસાર એક યોનિમાંથી બીજી યોનિમાં જન્મ-મરણ કરે છે. મનુષ્ય સિવાયના કોઈ પણ જીવો બધા નાના વહેપારી કહેવાય છે. કારણ કે તે ઉત્કૃષ્ટ કરણી રૂપ મોટો વહેપાર કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપી અમૂલ્ય નફો મેળવીને મોક્ષગતિમાં જઈ શકતા નથી. આ સંસારમાં ફક્ત માનવ એવો છે

**"પાગલ બનેલો હેમરથ રાજા અયોધ્યામાં ભટકવા લાગ્યો"** : પાગલ હેમરથ રાજા અયોધ્યા નગરીમાં ભમવા લાગ્યો. કૂવાને કાંઠે પનીહારીઓ પાણી ભરવા આવે છે. તેમાં જો કોઈ રૂપાળી સ્ત્રીને દેખે તો ઈન્દુપ્રભા.... તું મારી ઈન્દુપ્રભા છું એમ કહી તેની પાછળ દોડવા લાગ્યો. ત્યારે સ્ત્રીઓ તેને લાકડી વડે ખૂબ મારવા લાગી છતાં તે બોલવાનું બંધ કરતો નથી. ઉપરથી એમ કહેવા લાગ્યો કે મારી ઈન્દુપ્રભા અહીં આવી છે? કોઈએ જોઈ છે? જો તમે જોઈ હોય તો મને બતાવો ને? આમ બકવા લાગ્યો ને બધા છોકરાઓ તેની પાછળ પડયા. એને કાંકરા મારવા લાગ્યા પણ આ તો ઈન્દુપ્રભા.... ઈન્દુપ્રભાનો પોકાર કરતો રખડતો રખડતો રાજમહેલ પાસે આવ્યો. ઈન્દુપ્રભાની દાસી એને જોઇને ઓળખી ગઇ. નક્કી આ ઈન્દુપ્રભાનો પતિ હેમરથ રાજા છે એની પાછળ કેવો પાગલ બની ગયો છે!

દાસી દોડતી ઈન્દુપ્રભા રાણી પાસે આવીને કહ્યું મહારાણી! એક વિચિત્ર ઘટના બની છે. તે તમને કહેતાં મારી જીભ ઉપડતી નથી પણ કહ્યા વિના હું રહી શકું તેમ નથી. ત્યારે રાણીએ કહ્યું શું છે? જે હોય તે મને જલ્દી કહે. ત્યારે દાસીએ કહ્યુ જે પહેલાં આપના પતિ હતા તે હેમરથ રાજા આપના વિયોગથી પાગલ બની ગયા છે ને જ્યાં ત્યાં ભટકે છે. દાસીની વાત સાંભળીને ઈન્દુપ્રભાએ ગુસ્સે થઈને કહ્યું. પહેલાં મારા જે પતિ હતા તેને તો હું એક નહિ ઘણી રાણીઓ છે. એને ત્યાં હાથી-ઘોડા, રથ, સૈનિકો બધું છે. એને કઈ વાતની કમીના છે કે તે પાગલ બનીને એકલો ભટકે? તારી વાત તદ્દન ખોટી છે. ત્યારે દાસીએ કહ્યું કે જો તમને મારી વાત સાચી ન લાગતી હોય તો ઝરૂખે ચાલો. હું તમને બતાવું. એમ કહીને દાસી રાણીને મહેલના ઝરૂખે લઇ ગઈ. અને પાગલની માફક ઈન્દુપ્રભા... ઈન્દુપ્રભા બોલતાં હેમરથ રાજાને બતાવતાં કહ્યું. જુઓ, તમારા પતિ છે કે નહિ? એનાં તમે દર્શન કરો. ઇન્દુપ્રભા તરત ઓળખી ગઈ.

દેવાનુપ્રિયો! આ કેવી મોહરાજાની માયા છે! અહીં જોવાનું એટલું છે કે જે રાણી પોતાને છોડી પરાયા પુરૂષના પ્રેમમાં પડી ગઈ તેનું નામ પણ લેવું ગમે? 'ના'. એના પ્રત્યે નફરત થવી જોઇએ ને? તેના બદલે હેમરથ તેની પાછળ પાગલ બની ગયો. આનું નામ સંસાર છે. હજુ પણ દેખો. મોહ શું કરાવે છે? રાણીના મનમાં થયું કે આ તો મારા નામનો પોકાર કરે છે. મને વગોવશે તેના કરતાં સમજાવીને કાઢી મૂકું. એટલે તેણે શું કર્યું?

**ધાય ભેજ બુલાયા હેમરથ કો, પૂછા એકાંત માંઈ,**
**પહેલે કહા તૂને નાહ માના, મૈં તુઝ નારી નાંઈ હો-શ્રોતા.**

ઈન્દુપ્રભાએ દાસી મોકલીને હેમરથ રાજાને ઉપર બોલાવ્યો. ને તેને એકાંતમાં

લઈ જઈને કહ્યું. હવે ઈન્દુપ્રભા... ઈન્દુપ્રભા કહીને શું મારો ફજેતો કરવા ઉઠયો છે? મેં તને પહેલાં ઘણું સમજાવ્યો છતાં સમજ્યો નહિ. હવે છાનોમાનો અહીંથી ચાલ્યો જા. નહિતર રાજા આવશે તો તને મારી નાંખશે. આટલું કહેવા છતાં મોહમાં પડેલો રાજા કહે છે હે ઈન્દુપ્રભા! તું મારી પ્રિય રાણી છે ને હું તારો પ્રાણ પ્રિય પતિ છું. તારા વિના હું જીવી શકું તેમ નથી. મને જીવાડવો એ તારા હાથની વાત છે. માટે તું ચાલ. આપણે બટપુર જઈએ ત્યારે ઈન્દુપ્રભા ગુસ્સે થઈને કહે છે. હવે હું તારી રાણી નથી. હમણાં મધુરાજા આવશે ને તને જોશે તો મારી નાંખશે. માટે જલ્દી આ નગરી છોડીને ચાલ્યો જા. રાણીના શબ્દો સાંભળીને હેમરથ રાજાને ખૂબ દુઃખ થયું. અરેરે... ઈન્દુપ્રભા! તારે માટે તો મેં રાજ્ય છોડયા ને ભેખ લઈને ભટકું છું ને તું આ શું બોલે છે? રાણી કહે છે હવે મારે તારી વાત સાંભળવી નથી. તું ચાલ્યો જા. તું મારો પતિ નથી, ને હું તારી પત્ની નથી. આમ રકઝક કરે છે. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૦

**ભાદરવા વદ ૭ ને બુધવાર** **તા. ૧૫-૯-૭૬**

સ્યાદ્વાદના સર્જક, મોક્ષમાર્ગના પથદર્શક, ભવ્ય જીવોના ઉધ્ધારક એવા વીતરાગ ભગવાને જગતના જીવોને ઉપદેશ આપતાં ફરમાન કર્યું કે હે માનવ! તું તો સૌથી મોટો વહેપારી છું. મોટા વહેપારી મોટો (ઘણો) નફો મેળવે છે. સંસાર વ્યવહારમાં પણ આપ જાણો છો કે મોટો વહેપારી કોને કહેવાય છે ને નાનો વહેપારી કોને કહેવાય છે? જે મોટા વહેપારી પાસેથી થોડો માલ લઈને ગામ અથવા નગરમાં તેનું વેચાણ કરે છે તે નાનો વહેપારી કહેવાય છે. અને એવા નાના વહેપારીની દુકાનો સંખ્યાબંધ જોવામાં આવે છે. પરંતુ લાખો અને કરોડોની મિલ્કતથી જે મોટા પાયા ઉપર વહેપાર કરે છે, જે અનેક દેશોમાં પોતાની દુકાનો, ફેકટરીઓ અને કંપનીઓની શાખા ખોલે છે, જેનો માલ પરદેશમાં જાય છે, અને જે પરદેશથી માલ અહીં મંગાવે છે તેને તમે મોટા વહેપારી કહો છો ને? 'હા'. આ ન્યાયથી જ્ઞાની આપણને એ સમજાવે છે કે ચોરાશી લાખ જીવાયોનિમાં અસંખ્યાતા અને અનંતા જીવો છે. તે પોતાના કર્મો અનુસાર એક યોનિમાંથી બીજી યોનિમાં જન્મ-મરણ કરે છે. મનુષ્ય સિવાયના કોઈ પણ જીવો બધા નાના વહેપારી કહેવાય છે. કારણ કે તે ઉત્કૃષ્ટ કરણી રૂપ મોટો વહેપાર કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપી અમૂલ્ય નફો મેળવીને મોક્ષગતિમાં જઈ શકતા નથી. આ સંસારમાં ફક્ત માનવ એવો છે

કે જે ઉત્કૃષ્ટ સાધના રૂપ મોટો વહેપાર કરીને કેવળજ્ઞાન રૂપી સર્વોત્કૃષ્ટ ધન કમાઈને મોક્ષની ટિકિટ મેળવીને મોક્ષમાં પહોંચી શકે છે. મોક્ષની ટિકિટ તમારા કાગળની નોટોથી મળી શકતી નથી, તેને ખરીદવાને માટે જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ અને દાન રૂપી કિંમતી નાણું જોઈએ.

મહાન પુરૂષો કહે છે જો તને ધન બહુ પ્રિય છે તો તું મોટો વહેપાર કરીને આત્મિક ધન જ્ઞાન-દર્શન આદિ ઉપાર્જન કરી લે. અને તે ધન જગતમાં જે બેંકો છે તેમાં નહીં મૂકતાં ભગવાનની સધ્ધર બેંકમાં મૂકી દે. પછી જો તેનું પરિણામ કેવું આવે છે? મૃત્યુલોકની બેંક તો થોડું વ્યાજ આપે છે પણ ભગવાનની બેંક તો એટલું વ્યાજ આપશે કે તે ધનથી તું મોક્ષના શાશ્વત સુખ ખરીદ કરી શકશે. પરંતુ જીવ અજ્ઞાન દશાને કારણે આત્મિક ધનને ભૂલીને ભૌતિક ધન મેળવવા માટે ફાંફા મારી રહ્યો છે. તે પોતાના શુધ્ધ સ્વરૂપને ભૂલી ગયો છે. તેનો વિવેક વીસરાઈ ગયો છે. હું કોણ છું? મારું શું સ્વરૂપ છે? એ વાત બધી ચૂકી ગયો છે. એટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે-

**અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,**
**સેવ્યા નહીં ગુરૂ સંતને, મૂકયું નહિ અભિમાન.**

જીવ ૮૪ લાખ જીવાયોનિમાં અનંતકાળથી આથડી રહ્યો છે. ભવમાં ભટકી રહ્યો છે. છતાં હજુ તેની રખડપટ્ટી બંધ થતી નથી. તેનું શું કારણ? હજુ આત્માને પોતાના સ્વરૂપનું ભાન થયું નથી. કોઈ વાર પગપાળા મુસાફરી કરવાનો પ્રસંગ આવે ને બે ચાર માઈલ ચાલવું પડે તો ઘેર આવીને શું કહો? આજે તો થાકી ગયો છું. કોઈ સંત-સતીજી સાથે સાયન સુધી કોઈ વાર વિહાર કરીને જાવ તો પણ ઘેર આવીને કહેશો કે આજે તો પાંચ માઈલ ચાલ્યો છું તેથી થાક લાગ્યો છે. પણ આ આત્મા કેટલા કાળથી રખડે છે? અનંતકાળથી આત્મા ભવાટવીમાં ભૂલો પડયો છે. ભવાટવીમાં રખડતા અનંતો કાળ કાઢયો છતાં હજુ થાક લાગ્યો છે ખરો? કંટાળો આવ્યો છે ખરો? એક માણસ દશ પંદર વર્ષથી રોગથી પીડાતો હોય તો એને કંટાળો આવે ને? હવે મને કોઈ આ રોગ મટાડનાર મળે તો સારું. કયારે આ રોગમાંથી જલ્દી મુક્ત થાઉં? આ તો દ્રવ્ય રોગ છે છતાં જીવને કંટાળો આવે છે. આપણો આત્મા અનંતકાળથી કર્મના રોગથી ઘેરાયેલો છે છતાં તેને કંટાળો આવતો નથી ને કર્મના રોગથી મુક્ત બનવાનું મન થતું નથી. જીવને સંસારના કાર્યોમાં થાક લાગતો નથી. જ્યાં આત્મસાધના કરાતી હોય ત્યાં થાક લાગી જાય છે, ને કંટાળો આવે છે. એક પથરણે ચાર-પાંચ સામાયિક કરી તો કહેશે કે મહાસતીજી! મારી કમ્મર દુખવા આવી છે અને દુકાનમાં તમે ઘરાકને સમજાવવા કેટલીવાર ઉઠ બેસ

કરો છો છતાં થાક લાગે છે ખરો? નથી લાગતો. ત્યાં કેટલી લાચારી બતાવો છો! ત્યાં જીવની કેટલી નમ્રતા છે! આવી નમ્રતા આત્મા માટે આવે તો કેટલું સારું!

વધુ શું કહું? દેહને સાચવવાની કેટલી કાળજી છે! ફાસ્ટ ટ્રેઈન આવતી જુઓ તો તમે પાટા ઓળંગવા જાવ ખરા? ન જાવ. કારણ કે તમે જાણો છો કે તે ટ્રેઈનની વચમાં આવી જવાથી મૃત્યુ થાય છે. આ બધા ભયસ્થાનકોથી ભડકો છો પણ હવે આ સંસારનો ભય લાગ્યો છે? સંસારનો ભય લાગશે ત્યારે તેને પોતાના સ્વ સ્વરૂપનું ભાન થશે. આત્માની પીછાણ થશે. અનાદિકાળથી જીવને શરીરની જાણકારી થઈ છે પણ હજુ આત્માની જાણકારી થઈ નથી. દર્દથી કંટાળો તો ડોકટર શોધવા જાવ ને? તેમ આત્માને વિભાવનો રોગ લાગુ પડયો છે છતાં ડોકટર શોધવાનું મન થાય છે? નથી થતું. કારણ કે પુદ્‌ગલની પીછાણમાં જીવ પડયો છે. પણ જ્ઞાની કહે છે કે શરીરનો ભાવ એ પરભાવ છે તે આત્માનો ભાવ એ સ્વભાવ છે.

પ્રતિબુધ્ધિ રાજા શરીરના બાહ્ય ભાવમાં પડયા છે. તેમની રમણતા આત્મભાવમાં નથી. પ્રધાનના મુખેથી શ્રીદામકાંડના ગુણ શ્રવણથી તેમજ મલ્લીકુમારીનું સૌંદર્ય તેમજ ગુણોનું વર્ણન સાંભળીને મલ્લીકુમારીને પોતાની રાણી બનાવવા તૈયાર થયા. જીવની મોહદશા કેવી છે! નીચે ઉતરવું એ જીવનો સ્વભાવ થઈ ગયો છે. ઉંચે જવાનો વિવેક તે ભૂલી ગયો છે. ઉંચે ચઢવા માટે પુરૂષાર્થ કરવો પડે છે. નીચે તો સહજ ઉતરી જવાય છે. પાણીને ઉંચે ચઢાવવા મહેનત કરવી પડે છે પણ નીચે ઉતારવા મહેનત કરવી પડતી નથી.

પ્રતિબુધ્ધિ રાજાએ પ્રધાનને બોલાવીને કહ્યું. તમે કુંભરાજા પાસે જાવ અને પ્રભાવંતીની આત્મજા એટલે પ્રભાવતીની કુંખે ઉત્પન્ન થયેલી મલ્લીકુમારીની માંગણી કરો. આ રાજાને કયાં રાણીઓ ઓછી હતી? શું રાણીઓનો તૂટો હતો? 'ના'. પણ જેમ અગ્નિ ઉપર રાખ નાંખો તો ઢંકાઇ જાય છે પણ પવનનો ઝપાટો લાગતા અગ્નિ પ્રજ્વલિત થાય છે, તેમ આ રાજા અને મલ્લીકુમારીનો પૂર્વનો સ્નેહ ઢંકાયેલો હતો. પણ મલ્લીકુમારી નામ પડતાં તેમનો સ્નેહ જાગૃત થયો. તેથી પ્રધાનને કહ્યું. આપ જઈને કહેજો કે અમારા મહારાજાને મલ્લીકુમારીને પટરાણી બનાવવી છે. મલ્લીકુમારી જેવી પટ્ટરાણી હોય તો અમારા રાજ્યની શોભા છે. તેઓ કદાચ હા–ના કરે તો કહેજો કે આવા અનુપમ ગુણવાળી મલ્લીકુમારીને જો આપ અમને આપશો અને તેના બદલામાં આપ કદાચ મારું આખું રાજ્ય માંગશો તો પણ દઈ દેવા તૈયાર છું.

બંધુઓ! કેટલો રંગમોહ! અહાહા... એક કન્યા પરણવા આખું રાજ્ય બક્ષીસ કરવા તૈયાર થયા. દિલ્હીના શેઠના દીકરા ઈલાચીએ નટકન્યાને પરણવા

કેટલો ત્યાગ કર્યો ? દૂધ ચોખાનો ખાનારો, મહાસુખમાં પડેલો નટડીના મોહમાં પડયો. અને તે નટડી મેળવવા કેટલો ત્યાગ કર્યો ? માતા-પિતાના પ્રેમનો ત્યાગ, મહાન સુખ સમૃધ્ધિનો ત્યાગ અને સારા કુટુંબીજનોનો પ્રેમ છોડી દીધો. તેને એટલો વિચાર પણ ન આવ્યો કે હું આ નટડીના મોહમાં પડયો છું પણ મારા કુળની લાજ ને ઈજ્જત શું ? મોહનીય કર્મના પંજામાં ફસાયેલા માનવીનો વિવેક વીસરાઈ જાય છે, ભાન ભૂલાઈ જાય છે ને જ્ઞાનનો દીપક બુઝાઈ જાય છે. મોહનીય કર્મે મોટા શ્રેષ્ઠીના પુત્રને નટ બનાવવા મોકલ્યો. આ પ્રતિબુધ્ધિ રાજા એક કન્યા ખાતર પોતાનું સારું રાજ્ય અર્પણ કરવા તૈયાર થયા.

આ રાજા એક કન્યા માટે રાજ્ય દેવા તૈયાર થયા ત્યારે હરિશ્ચંદ્ર રાજાએ એક સત્ય ધર્મનું પાલન કરવા આખું રાજ્ય દઈ દીધું. વિશ્વામિત્રઋષિ બગીચામાં તપ કરી રહ્યા હતા. હરિશ્ચંદ્ર રાજાને સત્યવ્રતથી ડગાવવા માટે દેવે રાજાને વિશ્વામિત્રના બગીચા તરફ જવાની પ્રેરણા આપી. રાજા બગીચા પાસે પહોંચ્યા. ત્યાં ઋષિના શાપથી ઝાડ સાથે ચોંટી ગયેલી બંને સ્ત્રીઓ અમને કોઈ બચાવો, કોઇ બચાવો. સત્યવાદી હરિશ્ચંદ્રના રાજ્યમાં જુલ્મ થઈ રહ્યો છે એમ બોલતી કલ્પાંત કરતી હતી. રાજા હરિશ્ચંદ્રે તે બાળાઓને છોડાવી વિશ્વામિત્રને આ વાતની ખબર પડતાં ક્રોધનો પાર ન રહ્યો.

વિશ્વામિત્રઋષિનો તપ તાપમય હતો. તેથી ક્રોધથી ભભૂકતા રાજસભામાં આવ્યા ને બોલ્યા જે બાળાઓને બંધને બાંધી હતી તેને તમે કેમ છોડી શકો ? હરિશ્ચંદ્ર રાજાએ પ્રજાજનોને પૂછયું કે મેં છોકરીઓને છોડી તેમાં મારો ગુન્હો ખરો ? પ્રજાજનોએ કહ્યું. તમે સર્વોપરિ માલિક છો. તમારી સંપૂર્ણ સત્તા છે. તમે ધારો તે કરી શકો છો. તમારો ગુન્હો છે જ નહિ. પ્રજાના આ વચન સાંભળી ઋષિને થયું કે પ્રજા તો રાજાની તરફેણમાં છે. તેણે રાજાનો પક્ષ ખેંચ્યો એટલે ઋષિને ક્રોધ આવ્યો. અને ક્રોધના આવેશમાં ત્યાંથી ચાલવા લાગ્યા ત્યારે રાજાએ સન્માનપૂર્વક કહ્યું. પધારજો. ત્યારે વિશ્વામિત્રે ક્રોધાવેશમાં કહ્યું. જો તું ઋષિનું સત્કાર-સન્માન કરતો હોય તો તે માંગે તે આપી દે. તું રાજનીતિની મોટી મોટી વાતો કરે છે પણ આંગણે આવેલા યાચકને દાન દેવાનું તો સમજતો નથી. રાજા કહે-આપ માંગો તે આપું. પવિત્ર માણસને ખ્યાલ નથી હોતો કે સામાના પેટમાં શું ખોટી બદબો ભરી છે ? ઋષિ કહે છે હે રાજન્ ! સમુદ્ર સહિત તારું આખું રાજ્ય મને આપી દે. રાજાએ હસતે મુખડે સારું રાજ્ય એક સત્યને ખાતર આપી દીધું. છતાં ઋષિ કહે છે-હવે દક્ષિણા તો આપ. ત્યારે રાજાએ પોતાના પ્રધાનને કહ્યું-આપણા રાજ્ય ભંડારમાંથી ૧૦૦૦ સોનામહોરો આપી દો. ઋષિ કહે-સમુદ્ર સહિત આખું રાજ્ય

તેં મને આપી દીધું. હવે ભંડારમાંથી સોનામહોરો લેવાશે નહિ. રાજા વિચાર કરે છે હવે તો ૧૦૦૦ સોનામહોરો બહારથી લાવવાની રહી.

હરિશ્ચંદ્ર રાજાએ તારામતીને વાત કરી. તારામતી અને રોહીત બંને રાજાની સાથે વનની વિષમ વાટે વિચરવા તૈયાર થયા. ત્યારે વિશ્વામિત્ર તારામતી અને રોહીતને કહે છે. તમે મા–દીકરા શા માટે જાવ છો? રાજા ભલે જાય. વનવાસ તમને નથી. તારામતી કહે–આપે અમને પતિધર્મ સુંદર સમજાવ્યો છે તો જો મારા પતિ જતા હોય તો મારાથી અહીં રહેવાય? ઋષિએ તારામતીની ખૂબ કસોટી કરી પણ સતી ડગી નહિ. ત્યારે ઋષિ કહે–તમે જાવ છો તો ભલે પણ તમારા દાગીના ઉતારતા જાવ. વિચાર કરજો. એક સત્ય માટે કેટલું છોડયું? સારું રાજ્ય અર્પણ કરી દીધું. તે ફક્ત એક સત્યને માટે જ ને?

હરિશ્ચંદ્ર રાજાએ સત્યને માટે સંપૂર્ણ રાજ્યનો ત્યાગ કર્યો પણ અહીં તો પ્રતિબુધ્ધિ રાજા મોહના પોષણ માટે ને કન્યા મેળવવા માટે પોતાનું સંપૂર્ણ રાજ્ય દઈ દેવા તૈયાર થયા ને પ્રધાનને કહ્યું કે તું જલ્દી જા ને મલ્લીકુમારીની માંગણી કર. જો તે મલ્લીકુમારી આપવા માટે આનાકાની કરે કે આડાઈ કરે તો રાજ્ય દઈ દેવું પડે તો દઈ દેજે પણ કન્યાને લઈને આવજે. આ બધું કોણ બોલાવે છે? મોહનીય કર્મ.

"तए णं से दूए पडिबुध्धिणा रण्णा एवं वुत्ते समाणे हट्ठे पडिसुणइ।"

રાજાના મુખેથી આ વાત સાંભળીને તેને હૃદયમાં ધારણ કરીને સુબુધ્ધિ પ્રધાન ખૂબ હર્ષિત ને સંતુષ્ટ થયો. અને મિથિલા રાજધાની જવાની રાજાની આજ્ઞા સ્વીકારીને તે પોતાને ઘેર ગયો. પ્રધાન ખૂબ આજ્ઞાંકિત છે. તે રાજાની આજ્ઞા પ્રમાણે ચાલે છે. કયારેક રાજા ભૂલ કરે તો તેને સત્ય સમજાવે અને રાજા સત્ય ચૂકતા હોય તો સત્ય કહી દે. તે સાચો પ્રધાન છે. રાજાની વાત સાંભળી પ્રધાનનો હર્ષ સમાતો નથી. કારણ કે પ્રધાને મલ્લીકુમારીને નાની હતી ત્યારે જોઈ હતી. ત્યારે પણ તેનું રૂપ–સૌંદર્ય ખૂબ હતું. તો તે અત્યારે તો કેવી શોભતી હશે? આવી સુંદર કન્યા જો અમારા મહારાજાને મળે અને તે પટરાણી બને તો અમારા રાજ્યની કિંમત વધે ને રાજ્યનું મહત્ત્વ વધે. તેથી પ્રધાનના મનમાં ખૂબ આનંદ છે. એટલે ઘેર જઈને તેણે સ્નાન કર્યું. સ્નાન કરીને ચાર ઘંટવાળો રથ મંગાવ્યો. જેને ચાર ઘોડા છે ને ચાર ઘંટ છે એવો રથ તૈયાર કર્યો. પછી રથમાં બેસીને હાથી–ઘોડા, સુભટો વિગેરે પરિવારને સાથે લઈને સાકેતપુર નગરમાંથી એ નગરીના મધ્યભાગમાં થઈને જે બાજુ મિથિલા રાજધાની છે, જ્યાં પ્રભાવતીની આત્મજાત પુત્રી મલ્લીકુમારી છે ત્યાં જવા રવાના થયા. મલ્લીકુમારી અને પ્રતિબુધ્ધિ

રાજા પૂર્વનો પ્રેમસબંધ ધરાવે છે. તેથી રાજાને તે મલ્લીકુમારી પ્રત્યે આકર્ષણ થયું. આ એક રાજાની વાત થઈ. હવે પ્રધાન મિથિલા નગરીમાં જશે તે વાત અવસરે આવશે. હવે બીજા રાજાની વાત ચાલે છે.

"तेणं कालेणं तेणं समएणं अंगणामं जणवए होत्था, तत्थणं चंपाए णामं णयरीए चंदच्छाए अंगराया होत्था।"

તે કાળ ને તે સમયે (એટલે જે સમયે મલ્લીનાથ ભગવાન જન્મ્યા છે તે સમયે) અંગ નામનો દેશ હતો. ચંપા નામની રાજધાની હતી. તે ચંપા નગરીમાં ચંદ્રચ્છાય નામના રાજા હતા. તે કેવા હતા? "યથા નામ તથા ગુણા." તે ચંદ્ર જેવા શીતળ હતા. સૂર્ય તપે છે પણ ચંદ્ર તો ઠંડક ને શીતળતા આપે છે, આ રાજા ચંદ્ર જેવા શીતળ બધા જીવોને શાંતિ અને શીતળતા આપવાવાળા છે. વળી તે ખૂબ પ્રમાણિક ને ધર્મીષ્ઠ છે. જેના રાજા ધર્મી હોય તેની પ્રજા પણ ધર્મી હોય. રાજા કોઈ સંત-સતીજીના સમાચાર સાંભળે તો તે ત્યાં તરત દોડી જતા. શ્રેણીક રાજા જ્યાં ભગવાન પધાર્યાના સમાચાર સાંભળે ત્યાં ઠાઠમાઠથી સપરિવાર સહિત દર્શને જતા. આ જોઈને પ્રજા પણ પ્રભુના દર્શને જતી.

આ રાજા ચંદ્ર જેવા શીતળ છે ને પ્રજા પણ તેવી છે. તે ચંપા નગરીમાં અરહન્નક પ્રમુખ ઘણાં પોતવણિકો કે જેઓ વહેપાર કરવા માટે સાથે આવજા કરતા હતા, રહેતા હતા ને નિવાસ કરતા હતા. આ ગામમાં ઘણાં મોટા ધનાઢયો વહેપારીઓ વસે છે. વહેપારમાં કંઈક વહેપાર ગણીને કરાય જેમ કે નાળિયેર વિગેરે, કંઈક વહેપાર તોલીને કરાય છે જેમ કે અનાજ. તે ત્રાજવાથી તોળીને કરાય છે. કંઈક કાંટાથી તોલાય તે હીરા-માણેક વગેરે. આવા અનેક વહેપાર કરનાર વહેપારી આ નગરીમાં વસે છે. તેઓ બધા ધન ધાન્ય વગેરે સમસ્ત સુખોથી સંપન્ન હતા. તે કોઈનાથી પરાજય પામે તેવા ન હતા. હવે જે મોટા વહેપારીઓ છે તેમાં એક અરહન્નક નામનો શ્રાવક વસે છે તે કેવા ગુણોથી યુક્ત છે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :–** હેમરથ રાજા કહે છે–ઈન્દુપ્રભા! તું એક વાર તો ઉંચું જો, અને મારી સાથે આવ. પણ ઈન્દુપ્રભા કહે છે તમે અહીંથી જલ્દી રવાના થઈ જાવ. હમણાં મધુરાજા આવશે તો ફજેતી થશે, ત્યારે રાજા કહે છે ઓ ફાટેલા દૂધ જેવી! હે રાંડ! હવે ફજેત થવામાં શું બાકી છે? મને કહે છે ફજેત થવાશે પણ કાળું કામ તો તેં કર્યું છે. તું કોઈના ઘરમાં બેસી ગઈ છે ને મને ફજેત કરે છે? પણ યાદ રાખજે કે તું નરક-તિર્યંચ ગતિમાં જઈશ. આમ બંને રકઝક કરે છે. ત્યાં શું બને છે? ત્યાં મધુરાજા આવી પહોંચ્યા. ઈન્દુપ્રભાએ રાજાનું સ્વાગત કર્યું. મધુરાજા તો ઈન્દુપ્રભાના મોહમાં મુગ્ધ બન્યો છે. તે એની પાછળ એવો ગાંડો બન્યો છે કે

રાજ્યમાં જતો નથી. રાજ્યની ખબર લેતો નથી. કોઈ ફરીયાદી લઈને આવે તો કહે તમે પ્રધાનને કહો, પરસ્ત્રીગમનમાં પડેલા રાજા રાજ્યની વ્યવસ્થા ભૂલી ગયા છે. અરે, કોઈ દુશ્મન ચઢી આવે તો રાજ્ય ચાલ્યું જાય ત્યાં સુધી બિલકુલ સંભાળ રાખતા નથી.

આવા જીવની ભવિતવ્યતા જાગે છે ત્યારે તેને કોઈ સારું નિમિત્ત મળી જાય છે. અર્જુનમાળી જેવા પાપીને પણ સુદર્શનનો ભેટો થતાં ને ભગવાન મળતાં પાપીમાંથી પુનીત બની ગયો ને તે જ ભવમાં મોક્ષ પામી ગયો. હવે મધુરાજા ઈન્દુપ્રભાના પ્રેમમાં પાગલ બન્યો છે. તે બંને મહેલમાં બેઠા છે ત્યાં એક સિપાઈ એક પરસ્ત્રી લંપટને પકડીને રાજા પાસે લાવ્યો. રાજા પૂછે છે કેમ શું છે? અહીં શા માટે લાવ્યા છો? સિપાઈ કહે. આણે પરસ્ત્રીગમન કર્યું છે. તેને માટે આપને જે શિક્ષા ફરમાવવી હોય તે ફરમાવો. રાજા કહે છે તમે જાણવાં છતાં મને શા માટે પૂછો છો? પરસ્ત્રીગમન કરનારને તો ફાંસીની સજા અપાય છે. જેથી બીજા કોઈ આવા કામ ન કરે. ઈન્દુપ્રભારાણી બાજુમાં બેઠી છે તે પૂછે છે તમે શા માટે આ માણસને ફાંસીની શિક્ષા આપો છો? રાજાએ કહ્યું- આણે પરસ્ત્રીગમન કર્યું છે. મારા રાજ્યમાં કોઈપણ માનવી બહેન, દીકરી સામે દૃષ્ટિ કરે કે કોઈ કુંવારી અથવા પરણેલી છોકરીની છેડતી કરે તો તેને ફાંસીની શિક્ષાનો હુકમ આપું છું.

ઈન્દુપ્રભા કહે છે હે નાથ! કોઈએ બહેન, દીકરીની છેડતી કરી તેનું ચારિત્ર લૂંટયું તો તેને સુધારો. પણ ફાંસીની શિક્ષા કેમ આપો છો? રાજા કહે છે મહારાણી! આ ગુન્હો શું નાનો સૂનો છે? આ તો બહુ મોટું પાપ છે. આ સાંભળીને ઈન્દુપ્રભાએ કહ્યું હે મહારાજા! પરસ્ત્રીગમનના તો તમે દોષ ભયંકર બતાવ્યા. તો તમે મને કેવી રીતે લાવ્યા છો? શું તમે મારી સાથે લગ્ન કર્યા છે? નથી કર્યા. માટે હું તમારા માટે પરસ્ત્રી છું ને? આ જગતમાં પરસ્ત્રીગમન એ મોટું પાપ છે એવું આપ સમજો છો. તેવા માણસનું આ જગતમાં ક્યાંય સ્થાન નથી. તેની અપકીર્તી થાય છે. આટલું જાણવા છતાં તમે કયા રસ્તે છો? ઈન્દુપ્રભાના વચનો સાંભળી રાજા ઉભા થઈ ગયા. ધિક્કાર છે મને! અહાહા... હું કેવા ઘોર પાપમાં પડયો? મેં આ શું કર્યું? હું બીજાના દોષ જોઉં છું પણ મારા દોષ મને નજરમાં નથી આવતા. હું મારી પ્રજા ઉપર તે ગુના માટે હુકમ ચલાવું છું ને શિક્ષા કરું છું. તે રાજ્યમાં મેં આવું અધમ કાર્ય કર્યું! ઈન્દુપ્રભાના મોહમાં પડીને દુનિયામાં મેં અકૃત્ય કર્યું છે. રાજાને પોતાની ભૂલનું ભાન થયું. અંતરમાં પશ્ચાતાપના ઝરણાં વહેવા લાગ્યા. હાય! મેં કુલાચાર લોપ કર્યો. વૃદ્ધોના વચનોનો અનાદર કર્યો. પોતાની ઇન્દ્રિઓની વિષય લોલુપતાની નિંદા કરી. અને ઈન્દુપ્રભાને કહે છે. હવે

તું મારી માતા અને બહેન સમાન છે. હવે એક ક્ષણ પણ સંસારમાં નહિ રહું. આંખમાંથી પશ્ચાતાપના આંસુ પડે છે. મધુરાજા અશુભમાંથી શુભ ભાવમાં આવ્યા. આવેલા ગુનેગારને શિક્ષામાંથી મુક્ત કર્યો. અને સુખેથી રહેવા લાગ્યા. ત્યાં શું બન્યું.

**ઈસ મૌકે મુનિરાજ પધારે, બહરાવા હિત આહાર,**
**આહાર બહરાઈ ભૂપ સૂજતા, સફલ કિયા અવતાર હો–શ્રોતા.**

ગામમાં એક મહાન સંત પધાર્યા. તે સંત ગૌચરી માટે ફરતા ફરતા ત્યાં આવ્યા. મધુરાજાના અંતરમાં તો પશ્ચાતાપની આગ ઉઠી છે. પાપનો એકરાર કરી રહ્યા છે. તે સમયમાં સંતનો સુયોગ મળવો સહેલ નથી. રાજાએ મુનિને શુધ્ધ ભાવે શુધ્ધ આહાર વહોરાવ્યો. પછી કહ્યું. અહો પ્રભુ! આજે આપે મારે ઘેર પધારી મને પાવન કર્યો છે. મેં મારા જીવનમાં આવું પાપ કર્યું છે. તે પાપનું પ્રાયશ્ચિત કરવા દીક્ષા લેવાની ભાવના છે. સંત તો ગૌચરી કરીને ચાલ્યા ગયા. ત્યાં થોડા સમયમાં દેવદુદુંભી વાગી. રાજાએ કોઈને પૂછયું તો ખબર પડી કે આપને ત્યાંથી જે મુનિ હમણાં આહાર વહોરીને ગયા તેમના સમુદાયમાં મુનિને કેવળજ્ઞાન થયું છે.

આ સાંભળી રાજા તો તરત કેવળી ભગવાનના દર્શન કરવા પરિવાર સહિત નીકળ્યા. કેવળી ભગવાનનો ઉપદેશ સાંભળી મધુરાજાનો વૈરાગ્ય ઉત્કૃષ્ટ બન્યો. ધર્મદેશના સાંભળીને રાજા પોતાને ઘેર આવ્યા ને જ્યેષ્ઠ પુત્રનો રાજ્યાભિષેક કર્યો. અને પોતે સંયમ લેવા તૈયાર થયા ત્યારે તેમનો લઘુ બંધવ કહે કે આપ જો સંયમ માર્ગે જાવ છો તો હું પણ આપની સાથે આવીશ. હું હવે સંસારમાં રહેવાનો નથી ત્યારે ઈન્દુપ્રભા કહે છે કે હું પણ મારા પાપને ધોવા દીક્ષા લઈશ. મને ન છાજે તેવું કાર્ય કરી મેં કુળને કલંક લગાડયું છે, ને આત્માને મલીન બનાવ્યો છે. આ બધા પાપને સાફ કરવા, કર્મની કાજળને દૂર કરવા સંયમ એ મહાન રસાયણ છે. તેથી ઈન્દુપ્રભા પણ સંયમ લેવા તૈયાર થઈ. મધુરાજા તથા તેમની પટરાણી તેમજ ઈન્દુપ્રભા અને રાજાનો નાનો ભાઈ કૈટભ અને તેની પત્ની આ બધાએ મહાન ઉત્સાહપૂર્વક કેવળી ભગવાન પાસે જઈ દીક્ષા લીધી. હવે તે બધા આત્માઓ સંયમ કેવી રીતે પાળશે ને શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૭૧

ભાદરવા વદ ૮ ને ગુરૂવાર તા. ૧૬-૯-૭૧

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

ભવ્ય જીવોના તારક, મમતાના મારક અને સમતાના સાધક એવા તીર્થંકર

ભગવંતો કહે છે કે મનુષ્ય જન્મમાં આત્મા સમ્યક્ જ્ઞાનના પ્રકાશનો લાભ ઉઠાવી મોક્ષ મંઝીલે પહોંચી શકે છે આપણે આપણા જીવને ભવમાં ભટકતો મુસાફર સમજીને ભવભ્રમણ ટાળવા માટે સાચો માર્ગ શોધી તે માર્ગે ચઢી જવું જોઈએ. જો એ પ્રમાણે નહીં કરો તો આ મનુષ્યભવ પૂરો થતાં ઘણાં કાળ સુધી બીજી યોનિઓમાં અજ્ઞાનના અંધકારમાં ઠેબા ખાવા પડશે. એટલા માટે જ્ઞાની મહાનપુરૂષો મોહ નિદ્રામાંથી જાગૃત કરતાં કહે છે કે હે ભવમાં ભૂલા પડેલા મુસાફીરો ! તમે મોહનિદ્રાનો ત્યાગ કરી પ્રમાદની પથારી અને આળસનું ઓશીકું છોડી જાગૃત બનો અને મોક્ષ-મંઝીલે કેમ જલ્દી પહોંચાય તે માટે પુરૂષાર્થ કરો. કારણ કે આ સંસાર એક વિશાળ અટવી છે. આ અટવીમાં ભટકતો ભટકતો જીવાત્મા મનુષ્ય દેહરૂપી નગરીમાં આવીને મારું માનીને બેસી ગયો છે પણ અહીં વિશ્વાસ રાખીને બેસવા જેવું નથી. ખૂબ સાવધાની રાખવાની જરૂર છે. કારણ કે આ કાયા નગરીમાં ઈચ્છા-કામના રૂપી ભયંકર જબરો ચોર રહેલો છે. તે ચોર પણ એકલો નથી. તેને પાંચ ઈન્દ્રિઓ રૂપી ઠગારીઓ સહાય કરનારી છે. તે જીવાત્માને ભૂલાવામાં નાંખીને લૂંટી લેવામાં બઠી ચતુર છે.

આ ઠગારી ઈન્દ્રિઓ આત્માનું શું લઈ લે છે તે જાણો છો ? આ જીવાત્મા લાંબી મુસાફરી કરતો કરતો મનુષ્ય દેહરૂપી નગરીમાં આવ્યો છે. તેમાં જે જાગૃત આત્માઓ છે તે પ્રમાદ, ઉંઘ, ભૂખ બધું છોડીને મોક્ષ મંઝીલે પહોંચવા માટેનો પુરૂષાર્થ કરી તે માર્ગે કદમ ઉઠાવી રહ્યા છે. પણ જે પ્રમાદી જીવો ભાન ભૂલી મોહમાં પડી જાય છે તેનું જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ રૂપી અમૂલ્ય ધન કામના રૂપી ચોર ઈન્દ્રિઓની સહાયથી ચોરી કરે છે. અને જીવને ભૌતિક સુખના ભૂલાવામાં નાંખી સદ્ગુણરૂપી ધન લૂંટી લે છે. તેનાથી બચવા માટે સજાગ બનો. આ બધી વાતો સમજવા જેવી છે.

આપણે મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. હવે ચંપા નગરીમાં અરહન્નક પ્રમુખ ઘણાં મોટા વહેપારીઓ વસતાં હતા. ને બધાં ધન ધાન્ય વિગેરે સમસ્ત વૈભવોથી સંપન્ન હતાં. તેમાં અરહન્નક નામનો જે વહેપારી હતો તે શ્રમણોપાસક હતો. શ્રમણોપાસક કોને કહેવાય ? જે શ્રમણની ઉપાસના કરે તે શ્રમણોપાસક કહેવાય. સાધુનું ગુણસ્થાનક છઠ્ઠું છે ને શ્રાવકનું ગુણસ્થાનક પાંચમું છે. એટલે શ્રાવક સાધુનો પાડોશી છે. ભગવંતે બે પ્રકારે ધર્મ બતાવ્યો છે "अगारधर्म अणगारधर्म।" એક આગાર ધર્મ અને બીજો અણુગાર ધર્મ. બીજા શબ્દોમાં કહીએ તો સાધુ ધર્મ અને શ્રાવક ધર્મ.

આપણે શ્રાવક ધર્મની વાત કરવી છે. ચંપા નગરીમાં અરહન્નક શ્રાવક ખૂબ ધનવાન હતો. એ માત્ર ધનથી સમૃધ્ધ હતો એટલું નહિ, ધર્મથી પણ તે સમૃધ્ધ

હતો. આજે ધનવાન તો ઘણાં જોવામાં આવે છે પણ ધર્મવાન બહુ ઓછા જોવામાં આવે છે. કરોડોની સંપત્તિ ઘણાંને ઘેર છે પણ ધર્મ કેટલાની પાસે છે? આજે તો ધન વધતું ગયું ને ધર્મ ઘટતો ગયો. અરહન્નક વણિક આર્હત આગમનો અનુરાગી અને શ્રમણોનો સેવક હતો. એ ધર્મીષ્ઠ હતો. એટલે કેવો ધર્મીષ્ઠ હતો?

જીવ-અજીવ-પુણ્ય-પાપ-આશ્રવ-સંવર-નિર્જરા-બંધ-મોક્ષ વિગેરે નવતત્ત્વનો જાણકાર હતો. જિનવચન પ્રત્યે તેને પૂર્ણ શ્રધ્ધા હતી. શ્રાવક કેવો હોય? अहिगय जीवा जीवे

दीर्घदर्शी विशेषज्ञ : कृतज्ञो लोकवल्लभ : ।
सलज्ज : सदय : सौम्य : परोपकृति कर्मठ : ।।

ભગવાનનો શ્રાવક દીર્ઘદર્શી-આગળ પાછળનો વિચાર કરીને કાર્ય કરે. આ સાચું છે ને આ ખોટું છે. આ કાર્યમાં મારું હિત છે અને આ કરવાથી અહિત છે. તેમ સમજનારો હોય. પછી લોકપ્રિય હોય. પોતાના સદાચાર-સત્ય-સેવા આદિ ગુણોથી જનતાનો પ્રેમ સંપાદન કરે. કૃતજ્ઞ એટલે પોતાના ઉપર કોઈએ સહેજ ઉપકાર કર્યો હોય તેનો ઉપકાર કદી ભૂલે નહિ. સમય આવ્યે તેનો બદલો વાળવા તત્પર રહે. શ્રાવક લજ્જાવાન હોય. શ્રાવકપણામાં જે કાર્ય કરવા લાયક નથી તેવા અનુચિત કાર્યો કરવામાં લજ્જાવાન હોય. એટલે અનુચિત કાર્યો ના કરે. શ્રાવકના દિલમાં દયાના ઝરણા વહેતાં હોય. જ્યાં હિંસાનું કામ હોય ત્યાં તેને અરેરાટી છૂટે કે અરેરે....હું સંસારમાં રહ્યો છું તો પાપનું કાર્ય મારે કરવું પડે છે ને? શ્રાવકની પ્રકૃત્તિ સૌમ્ય હોય. જ્યારે જુઓ ત્યારે સાચા શ્રાવકના મુખ ઉપર શાંતિ અને પ્રસન્નતા હોય પણ મુખ ઉપર તીવ્ર ક્રોધની રેખા ન હોય. પરોપકાર કરવામાં તત્પર હોય અને બીજાની સેવા કરવાનો અવસર આવે ત્યારે પ્રેમથી સેવા કરે પણ સેવા કરવામાં પાછી પાની ન કરે.

આપણે અહંનક શ્રાવકની વાત કરવી છે. શ્રાવકને યોગ્ય બધા ગુણો અહંનકમાં હતા. પોતાના ગુણોથી તેમણે લોકપ્રિયતા મેળવી હતી. તમે બધા પણ શ્રાવક છો ને? તો તમારા જીવનમાં પણ આવા ગુણો છે કે નહિ તે તમે સમજી લેજો. પણ એક વાત નક્કી છે કે જો સાચા શ્રાવક બનવું હોય તો ઉપરોક્ત ગુણો તમારે પ્રગટ કરવા પડશે અહંનક શ્રમણોપાસક બધા વહેપારીઓમાં મુખ્ય હતો તેથી તેનું નામ આપવામાં આવ્યું છે. બીજા બધાને શ્રાવક નથી કહ્યા. કારણ કે જેટલા વહેપારીઓ હતા તે બધા શ્રાવકો ન હતા. એક દિવસ અરહન્નક પ્રમુખ બધા સાંયત્રિક પોતવણિકો કોઇ સ્થળે એકઠા થયા અને તેઓએ પરસ્પર મળીને આ પ્રમાણે વિચાર કર્યો.

"सेयं खलु अम्हं गणिमं, धरिमं च मेज्जं च परिच्छिज्जं च भंडगं गहाय लवण समुद्दं पोतवहणेणं ओगाहित्तए।"

ગણિમ–એટલે ગણીને વહેપાર કરી શકાય. જેમ કે નાળિયેર, સોપારી આદિ. ધરિમ–એટલે જેને ત્રાજવામાં જોખીને વહેપાર કરી શકાય તે અનાજ વિગેરે. મેય–એટલે માપના પ્રમાણથી જેનો વહેપાર કરી શકાય તે તેલ વિગેરે અને પરિછેદ્ય એટલે ગુણથી પરીક્ષા કરીને જેનો વહેપાર કરી શકાય તે જેમ કે રત્ન, વસ્ત્ર વિગેરે. આ ચારે ય પ્રકારની વસ્તુઓ વિક્રય માટે નૌકાઓમાં ભરીને આપણે લવણસમુદ્ર પાર કરીને જઈએ તો આપણને ઘણો લાભ થશે.

બંધુઓ ! આ અરહન્નક શ્રાવકે બધા વહેપારીઓને ભેગાં કરીને કહ્યું કે ગણિમ, ધરિમ, મેય અને પરિચ્છેદ્ય આ ચાર જાતની વસ્તુઓ લઈને આપણે બધાં પરદેશ કમાવા માટે જઇએ તો મહાન લાભ થશે. પણ સમુદ્રને ઓળંગીને જવાનું છે તો આપણે બધાં એકત્ર થઈને જઈએ. ભેગા થઈને જવાથી એકબીજાને આનંદ આવશે. ખરેખર માણસ ધન કમાવા માટે માતા–પિતા, પુત્ર–પત્ની, મિત્રો તેમજ પોતાની પ્રિય જન્મભૂમિ છોડીને પરદેશ જાય છે. આજે ઘણાં માતા–પિતા પોતાના સંતાનોને પરદેશ ભણવા મોકલે છે. જે માતા એક દિવસ દીકરા વગર રહી શકતી ન હતી તે વર્ષો સુધી નાણાં માટે રહે છે. એટલે ધન મળતું હોય તો વિયોગ વેઠે છે. કવિ કહે છે કે–

**ઓ....તારા ધનના ટેકા ઉપર, મસ્ત બનીને તું નાચે છે,**
**આ ધન છે તારું પોતાનું, એ ભ્રમણામાં રાચે છે,**
**કેવી મૂર્ખાઈ, મૂર્ખાઈ, મૂર્ખાઈ...નવાઇ છે**
**તું ભૂલે છે ભાઈ ! નથી એ સાચી સગાઈ...કેવી**

જે ધન મેળવીને તેના ટેકા ઉપર તું મસ્તરામ બનીને નાચે છે તે ધન શું તારું છે ? જો તે તમારું પોતાનું હશે તો તમારી સાથે આવશે ને ? આજ સુધીમાં કેટલા કરોડપતિઓ ધન સાથે લઈને ગયા ? બોલો, કોઈ સાથે એક રાતી પાઈ પણ લઈને ગયું છે ? જો લઈ ગયું હોય તો મને કહો. (શ્રોતામાંથી અવાજ :–કોઈ સાથે એક રાતી પાઈ લઈ જતું નથી. બધું અહીં પડી રહે છે.) આટલું જાણવા છતાં મેળવવા કેટલું કરો છો ? યાદ રાખો. સાથે પુણ્ય અને પાપ સિવાય કંઈ આવવાનું નથી. જો તમારે સાચું સુખ અને શાંતિ જોઈએ તો ધર્મમાં જોડાઈ જાવ. આશ્રવનું ઘર છોડી સંવરના ઘરમાં આવો. જો સમજીને નહિ આવો તો પછી દીકરા જ્યારે ધંધો હાથ ઉપર લઈ લેશે ને તમને દુકાને આવવાની ના પાડશે ત્યારે તમને આઘાત લાગશે. સંતો તમને જે સમજાવે છે તે તમારા હિત માટે વાત કરે છે.

ઘણાં વર્ષો પહેલાની આ વાત છે. મારવાડમાં રોહીદ નામના એક પવિત્ર સાધુ થઈ ગયા. એમને દીક્ષા લઈને એવી લગની લાગી કે જલ્દી કર્મો ખપાવીને જલ્દી

મોક્ષમાં જાઉં. તે પોતાના ગુરૂદેવને કહે છે ગુરૂદેવ! હવે મારે ભવમાં ભમવું નથી. જન્મ-મરણના ફેરા ટાળવા માટે આપ જે કહો તે કરવા તૈયાર છું. રોહીડ મુનિને જન્મ-મરણનાં દુઃખ સાલતા હતા તેથી ગુરૂના ચરણમાં સમર્પણ થઈને ગુરૂની આજ્ઞાનું પાલન કરવા તૈયાર થયા. ગુરૂએ જલ્દી કલ્યાણ કેમ થાય તેવો માર્ગ બતાવ્યો. મુનિએ જીવનભર એકાંતર ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા લીધી. તદુપરાંત તેઓ એક વર્ષમાં બે માસખમણ, છ અઠ્ઠાઈ અને વચમાં છઠ્ઠ-અઠ્ઠમ કરતા હતા. આવી અઘોર તપશ્ચર્યા સાથે શીત અને ઉષ્ણ ઋતુની આતાપના લેતા એટલે શિયાળાની ઠંડીમાં અને ઉનાળાની ધગધગતી રેતીમાં ધ્યાન ધરીને ઉભા રહેતા ને ભગવાનની આજ્ઞા પ્રમાણે શુધ્ધ સંયમનું પાલન કરતાં હતા. તેમજ સ્વાધ્યાય-ધ્યાનમાં રક્ત રહેતા હતા. આટલો તપ કરવા છતાં કદી લાંબા પગ કરીને સૂતા ન હતાં. એમને એક જ ભાવના હતી કે મારા માથે કર્મના કરજ પડયા હોય ને મારાથી સૂવાય કેમ? એક વખત ઉનાળાના દિવસોમાં ગામ બહાર આતાપના લેવા ધ્યાન ધરીને ઉભા હતા. તે વખતે એક મોટો ફણીધર નાગ આવીને તેમના બંને પગે વીંટળાઈ ગયો. જાણે મજબૂત બંધને તેમના પગ કોઈએ બાંધી દીધા ન હોય! છતાં તેઓ તો પોતાના ધ્યાનમાં મસ્ત રહ્યા. સ્હેજ પણ મન ડગ્યું નહિ. એમનું મન તો ન ડગ્યું, તન પણ ન હાલ્યું. કેટલી સ્થિરતા હશે! જેને જલ્દી કર્મો ખપાવવા છે. જલ્દી મોક્ષમાં જવું છે તેને દેહનો રાગ છૂટી જાય છે. ખૂબ સમતાપૂર્વક ધ્યાનમાં અડગ ઉભા છે. નાગ પણ સ્થિર છે. ડંખ દેતો નથી.

આ સમયે ગામ બહાર છાણા વીણવા માટે ગયેલાં માણસો પાછા ફર્યા. તેમણે આ દૃશ્ય જોયું ને દોડતા ગામમાં આવી શ્રાવકોને વાત કરી. એટલે શ્રાવકો પણ દોડતાં ગામ બહાર આવ્યા. મોટો કાળો નાગ બે પગે વીંટળાયેલો છે. મુનિ સાધનામાં સ્થિર છે. શ્રાવકોના મનમાં થયું કે નાગના પાશમાંથી સંતને છોડાવીએ, પણ નાગની પાસે જાય કે ફુંફાડા મારે છે. કોની તાકાત છે કે ત્યાં જઈ શકે! બધા દૂર ઉભા રહીને કકળાટ કરે છે પણ કોઈ કંઇ કરી શકતું નથી. છેવટે સમય થતાં મુનિએ ધ્યાન પાળ્યું કે તરત સર્પ પગેથી ઉતરીને કોઈપણ જાતની ઈજા પહોંચાડયા વિના ચાલ્યો ગયો. સંત એવા પવિત્ર હતાં કે એમનો સ્પર્શ થતાં વિષ ભરેલો સર્પ નિર્વિષ બની ગયો. આવ્યો હતો ડંખ દેવા પણ ડંખ દીધા વિના પવિત્ર થઈને ચાલ્યો ગયો. આવી તાકાત હોય તો ચારિત્રમાં છે.

બંધુઓ! ચારિત્ર એક એવી જડીબુટ્ટી છે કે તેનાથી વિષધરનું વિષ ચાલ્યું જાય છે ને વૈરીના વૈર ભૂલાઈ જાય છે. વિષયીના વિષ પણ વમાઈ જાય છે. વિષયાસક્ત આત્મા વિરક્ત બની જાય છે. ઈલાચીકુમાર નટડીને પરણવા માટે નટવો બનીને નાચતો હતો. દોર ઉપર ઉભાં ઉભાં તેની દૃષ્ટિ હવેલીમાં પડી. પવિત્ર સંત નીચી

નજરે વહોરી રહ્યા છે. આ દશ્ય જોતાં ઈલાચીકુમારના વિષયના વિષ ગયા ને વૈરાગ્ય આવ્યો. દોર ઉપર તેણે મનનો દોર હાથમાં લઈ લીધો. આત્મચિંતન કરતાં ક્ષપક શ્રેણીએ ચઢીને કેવળજ્ઞાન પામી ગયા. અવિકારી સંતને દૂરથી જોયાં તે વિકારીના વિકાર શમી ગયા. આ છે ત્યાગીના ત્યાગનો મહિમા.

આવા દૃઢ શ્રાવક અરહન્નકનું જીવન સત્ય, નીતિ અને સદાચારથી ભરેલું હતું. કદી દગા પ્રપંચ કરતાં ન હતા. એટલે એમના ઉપર સૌને વિશ્વાસ હતો. તેથી અરહન્નક શ્રાવકની વાત એકી અવાજે બધા વહેપારીઓએ વધાવી લીધી. ગણિમ આદિ ચારે જાતની વહેપારની વસ્તુઓ નૌકાઓમાં મૂકીને લવણસમુદ્રને પાર કરવાની વાત બધા વહેપારીઓએ સર્વ સંમત્તિથી સ્વીકારી. સ્વીકારીને તેમણે ચારે જાતની વેચાણની વસ્તુઓને નવા દોરડાઓવાળી ગાડી તેમજ ગાડાઓમાં ભરીને તેમણે શુભ તિથિ, કરણ, નક્ષત્રરૂપ મુહુર્તમાં અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય આમ ચારેય પ્રકારનાં આહાર પુષ્કળ પ્રમાણમાં બનાવડાવ્યા.

પરદેશની વાટે જવું છે એટલે તેમણે જવા માટે શુભ દિવસ નક્કી કર્યો ને બધાએ ભેગા બેસીને જમવા માટે ઉત્તમ પ્રકારનું ભોજન તૈયાર કરાવ્યું. હવે તેમના સગાં-સ્નેહીઓને જમવા માટે આમંત્રણ આપ્યું. હવે બધા જમવા આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** : મધુરાજા, તેની પટરાણી ઈન્દુપ્રભા, કૈટભ અને તેની પત્ની બધાએ દીક્ષા લીધી. એ જીવો કેવા પવિત્ર! જ્યાં સુધી સમજ્યા ન હતાં ત્યાં સુધી કેવા કુકર્મો કર્યા અને સમજ્યા ત્યારે કરેલા પાપકર્મનો પશ્ચાતાપ કરી તેના પ્રાયશ્ચિતમાં દીક્ષા લીધી. દીક્ષા લઈને એવું કડક ચારિત્ર પાળવા લાગ્યા કે જે પાપકર્મો કર્યા છે તેના જલ્દી ચૂરેચૂરા થાય. ઈન્દુપ્રભા પણ એક વખત ભાન ભૂલીને મધુરાજાના મોહમાં પડી પણ પછી તેને ભાન થયું કે મેં બહુ ખરાબ કામ કર્યું. તે પશ્ચાતાપમાં દીક્ષા લીધી. ને ઉગ્ર સંયમ પાળવા લાગી. મધુરાજા અને તેમનો ભાઈ કૈટભકુમાર બંનેએ ભગવંતની આજ્ઞા પ્રમાણે નિર્મળ ચારિત્ર પાળ્યું. ખૂબ શાસ્ત્રનું અધ્યયન કરી કર્મ ક્ષય માટે દુઃસહ તપ કર્યું અને સમાધિપૂર્વક કાળ ધર્મ પામીને બારમા દેવલોકમાં મહર્ધિક દેવ થયા. ને તેઓ દેવના અલૌકિક સુખો ભોગવવા લાગ્યા એ બધા જીવોએ દીક્ષા લીધી. સુંદર ચારિત્રનું પાલન કર્યું ને કોણ કયાં ઉત્પન્ન થયા તે વાત બતાવવામાં આવે છે. મધુરાજા અને કૈટભ બારમા દેવલોકમાં દિવ્ય સુખો ભોગવે છે અને ઈન્દુપ્રભા પણ દેવલોકમાં જઈ ત્યાંના મહાન સુખો ભોગવવા લાગી. ઈન્દુપ્રભા દેવનું આયુષ્ય પૂરું કરીને ત્યાંથી ચવીને વૈતાઢય પર્વત ઉપર હારરાજાની હરિવતી રાણીની કુક્ષીએ પુત્રી રૂપે જન્મી, ત્યાં તેનું નામ કનકમાલા રાખવામાં આવ્યું.

**મધુરાજા અને ઈન્દુપ્રભાના આગામી ભવ :** કનકમાલા મોટી થતાં મેઘકૂટના રાજા કાલસંવર સાથે તેના વિવાહ થયા. અને કનકમાલા કાલસંવર રાજાની પટરાણી બની. અને સંસારના સુખો ભોગવવા લાગી.

**મધુ ભૂપેન્દ્ર સ્વર્ગ સુખ ભોગી, શેષ રહી પુન્નાઈ,**
**પ્રજનકુમાર હુઆ રુકમણુ કે, શ્રી હરિવંશકે માંઈ હો...શ્રોતા...**

મધુરાજાનો જીવ બારમા દેવલોકથી ચવીને દ્વારકા નગરીમાં ત્રિખંડ અધિપતિ શ્રી કૃષ્ણ વાસુદેવની પટ્ટરાણી રૂક્ષ્મણીની કુંખે પ્રદ્યુમ્નકુમાર તરીકે જન્મ્યો. અને કૈટભ બારમા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી ચવીને કૃષ્ણ વાસુદેવની રાણી જાંબુવતીની કુંખે શાંબકુમાર તરીકે ઉત્પન્ન થશે તે વાત આગળ આવશે. આ ત્રણ જીવોની વાત આવી ગઈ. હવે ફક્ત એક જીવની વાત બાકી રહે છે. તે કોણ? તમને યાદ છે ને? ઈન્દુપ્રભા મધુરાજાની રાણી થયા બાદ હેમરથ રાજાને આ વાતની જાણ થતાં ઈન્દુપ્રભા પાછળ તે પાગલ બની ગયો હતો. ઈન્દુપ્રભા... ઈન્દુપ્રભા કરતો અયોધ્યામાં આવ્યો ને ઈન્દુપ્રભાએ તેને બોલાવ્યો. તેણે ઈન્દુપ્રભાને કહ્યું– ચાલ, આપણે બટપુર જઈએ. પણ તેણે કહ્યું કે હું હવે તારી રાણી નથી. એમ કહીને તેને કાઢી મૂક્યો.

હેમરથ રાજા ઈન્દુપ્રભાના વિયોગથી પાગલ બન્યો હતો ને તેમાં રાણીએ તેને આવા શબ્દો કહ્યા એટલે એને ઘણું દુઃખ થયું. તેથી આર્તધ્યાનમાં મરીને અનેક યોનિમાં ભ્રમણ કરીને મનુષ્યભવ પામીને ત્યાં તપ કરીને અસુરોનો રાજા ધૂમકેતુ નામનો દેવ થયો. હવે તમને બધી વાત સ્પષ્ટ સમજાઈ જશે.

આ ધૂમકેતુ દેવ એક દિવસ પોતાના વિમાનમાં બેસીને જઈ રહ્યો હતો. ત્યાં રૂક્ષ્મણીના મહેલ ઉપર તેનું વિમાન અટક્યું હતું. તેથી વિભંગ જ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું કે મારું વિમાન કેમ અટક્યું? તો તેણે પોતાની પત્નીનું અપહરણ કરનાર પ્રદ્યુમ્નકુમારને માતાની ગોદમાં રમતો જોયો. એટલે તેને પૂર્વનું વૈર યાદ આવતાં પ્રદ્યુમ્નકુમારને માતાની ગોદમાંથી ઉપાડયો. તેનું અપહરણ કરીને પર્વત ઉપર લઈ જઈને મારી નાંખવા તૈયાર થયો. ત્યારે આકાશવાણી થઈ કે આ હળુકર્મી–ચરમશરીરી જીવ છે. તેને મારવા ગમે તેટલા પ્રયત્નો કરશો તો પણ તે મરવાનો નથી. એટલે ધૂમકેતુ દેવ તેને મોટી પથ્થરની શીલા ઉપર મૂકીને ચાલ્યો ગયો અને પાછળથી કાલસંવર રાજા અને કનકમાલા ત્યાં આવ્યા. આ બધી વાત સીમંધર પ્રભુએ નારદજીને કરી. પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવની વાત સીમંધર પ્રભુના શ્રીમુખેથી ત્યાંના પદ્મચક્રવર્તિ અને બીજા લોકોએ પણ સાંભળી.

એકબીજા સાથે વૈર રાખવાથી તેનો કેવો કરૂણ અંજામ આવે છે તે વાત

સાંભળીને કંઇક જીવો પ્રતિબોધ પામી ગયા ને હવે આપણે કોઈની સાથે વેર રાખવું નહિ તેવી પ્રતિજ્ઞા કરી અને જેની સાથે વૈર હતું તેમને ખમાવી જુનું વેર છોડી દીધું. આવા પુણ્યાત્માઓના પૂર્વભવ સાંભળીને પણ જીવો બોધ પામ્યા. નારદજી તો ભગવાનને લળી લળીને વંદન કરવા લાગ્યા. અહો પ્રભુ! આપે મારા પ્રશ્નનો જવાબ આપીને મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. સાથે પદ્મચક્રવર્તિનો પણ ખૂબ ઉપકાર માનતાં કહ્યું કે હું તો પ્રશ્ન પૂછવા માટે આવ્યો હતો. પણ આપે મારા વતી ભગવાનને પ્રશ્ન પૂછી અથથી ઈતિ સુધી બરાબર સમાધાન કરાવ્યું છે. આપ મને ખૂબ મદદગાર બન્યા છો. આપને પણ હું ધન્યવાદ આપું છું. જે કાર્ય માટે નારદજી આવ્યા હતા તે કાર્ય સિધ્ધ થઈ ગયું. હવે તો જલ્દી દ્વારકા પહોંચું ને જલ્દી રૂક્મણી તથા કૃષ્ણજીને સમાચાર આપું. તેની લગની લાગી છે. પણ વિચાર થયો કે આટલે બધે આવ્યો છું તો હવે મારો પ્રદ્યુમ્નકુમાર કેવો છે તે જોતો જાઉં. ભલે, થોડું મોડું થાય. એમને ગાડી કે પ્લેનમાં જવું ન હતું. પોતે સ્વયં પ્લેનથી પણ અધિક તીવ્ર ગતિએ આકાશગમન કરતા હતા.

**"નારદજીનું મેઘકૂટ નગરમાં પ્રદ્યુમ્નકુમારને જોવા માટે આગમન" :-**

નારદજીને બે કાર્યની લગની લાગી છે. એક તો પ્રદ્યુમ્નકુમારને જોવો છે ને બીજું જલ્દી દ્વારકા જવું છે. તેથી ખૂબ શીઘ્રગતિથી તેઓ જ્યાં વૈતાઢય પર્વત ઉપર મેઘકૂટ નગરમાં કાલસંવર રાજાના મહેલે આવ્યા. ત્યાં કાલસંવર રાજા તથા કનકમાલાએ તેનો ખૂબ સત્કાર કર્યો. અને આસન આપીને બેસાડયા. એમનો ખૂબ વિનય કર્યો. તેમને યોગ્ય સેવા કરીને પ્રસન્ન કર્યા. પછી થોડી વાતચીત કર્યા બાદ નારદજીએ કહ્યું–હે રાણી! હું તો આકાશમાર્ગે દેશોદેશ ફરું છું. મેં સાંભળ્યું છે કે તું ગુપ્તગર્ભિણી હતી ને, તેં ખૂબ સુંદર પુત્ર રત્નને જન્મ આપ્યો છે. તે તારો પુણ્યવાન પુત્ર કેવો છે તે મારે જોવો છે. ત્યારે રાણી વિનયપૂર્વક હાથ જોડીને કહે છે આપ જેવા ઋષિમુનિઓની કૃપાથી મારે એક પુત્ર છે ને બધી રીતે આનંદ મંગલ વર્તાઈ રહ્યો છે.

હે માતા! તારો પુત્ર મને બતાવ. તે મોટો થશે ત્યારે કેવો પરાક્રમી થશે વિગેરે તેના લક્ષણો જોઉં ને તેને આશીર્વાદ આપું. એટલે તરત કનકમાલા રાણીએ પ્રદ્યુમ્નકુમારને નારદજી પાસે મૂકયો. એટલે નારદજીએ તેને જોઈ લીધો ને તેના માથે હાથ મૂકીને કહ્યું. "બેટા! તું દીર્ઘાયુષ બનજે ને તારી માતાની આશ જલ્દી પૂરી કરજે." આમ કહી આશીર્વાદ આપ્યા ને રાણીને પુત્ર લઈ લેવા કહ્યું. કનકમાલા સમજી કે નારદજીએ કેવા સરસ આશીર્વાદ આપ્યા ને મારી આશા પૂરી કરવાનું કહ્યું. એ કયાં જાણે છે કે આની માતા કોણ છે? ને આ કઈ માતા માટે બોલ્યા

છે ? પ્ર મ્નકુમારને જોઈને નારદજીની આંખ ઠરી ગઈ. શું સુંદર પુત્ર છે ! દેહથી જેવો સુંદર છે તેવો તે ગુણવાન અને પરાક્રમી બનશે. રૂપમાં તો બીજો કામદેવ જોઈ લો. તેને જોતાં આંખ ધરાતી નથી તેવો પુત્ર છે. જોઈને નારદજી ખૂબ હર્ષ પામ્યા.

હવે નારદજી ત્યાંથી દ્વારકા નગરી તરફ જવા માટે નીકળ્યા. આ તરફ જ્યારથી નારદજી સીમંધર ભગવંતને પૂછવા નીકળ્યા હતા ત્યારથી રૂક્મણી અને કૃષ્ણજી બંને મેઘની જેમ તેમની રાહ જોઈ રહ્યા હતા. જેમ અષાડ મહિનો પૂરો થાય, શ્રાવણ અડધો ચાલ્યો જાય તો પણ વરસાદ ન આવે તો ખેડૂતો કેવા અધીરા બનીને આકાશ તરફ મીટ માંડે છે તેમ કૃષ્ણ અને રૂક્મણી નારદજીનો રાહ જોઈ રહ્યા છે કે ક્યારે નારદજી આવે ને પુત્રના સમાચાર લાવે. એ અરસામાં નારદજી દ્વારકા નગરી પહોંચી ગયા. નારદજીને જોઈને રૂક્મણીને પોતાના બાપ આવ્યા હોય તેટલો આનંદ આવ્યો. તેમનો વિનય કરી ખૂબ આદર સત્કાર કર્યો. હવે પુત્રના સમાચાર જાણવા માટે તેઓ અધીરા બન્યા છે. નારદજી તેમને પ્રદ્યુમ્નકુમારના સમાચાર આપશે ત્યારે કેવો આનંદ થશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં. ૭૨

**ભાદરવા વદ ૯ ને શુક્રવાર** **તા. ૧૭-૯-૭૬**

અનંત કરૂણાનિધી ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. જે વાણી દુઃખોને છેદનારી, સંતાપને દૂર કરનારી અને જન્મ મરણના ફેરા ટાળનારી છે. એવી વીરવાણી કોને રૂચે છે ? તે બતાવતાં કહ્યું છે કે-

"सुखाय ते तीर्थकरस्य वाणी, भव्यस्य जीवस्य न चेतरस्य ।
सुखाय ते सर्व वनस्य मेघो, जवास कस्येव सुखायते न ॥"

જે ભવ્ય જીવો છે તેને આ વાણી રૂચે છે. તીર્થંકર ભગવંતની વાણી સાંભળી તેનું હૈયું હર્ષથી નાચી ઉઠે છે. જેમ મેઘ ગાજે ને મોર નાચે તેમ વીતરાગ વાણી સાંભળતાં ભવ્ય જીવોના હ્રદય નાચી ઉઠે છે.

આપણે મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. અંગદેશની રાજધાની ચંપા નગરીમાં ચંદ્રછાયા નામના પરાક્રમી રાજા રાજ્ય કરે છે. તે નગરીમાં અરહન્નક પ્રમુખ ઘણાં વહેપારીઓ વસે છે. વહેપારીઓ તો ઘણાં છે પણ તેમાં જેને ધન કરતાં ધર્મ વહાલો છે, પેઢી કરતાં પરમેશ્વર અને સંતાનો કરતાં સંત વહાલા છે

તથા જેની રગેરગમાં જીવ-અજીવ આદિ નવતત્ત્વની શ્રધ્ધા છે એવો અરહન્નક શ્રાવક બધા વહેપારીઓમાં શિરોમણી છે તેણે બધા વહેપારીઓને ભેગા કરીને પરદેશ ધન કમાવા જવાની વાત કરી અને બધાને તેની વાત રૂચી. બધા વહેપારીઓ પરદેશ ધન કમાવા જવા માટે સંમત થયા. એ જમાનામાં ટ્રેઈન, પ્લેન કે મોટરો ન હતી. પણ ગાડા-ગાડી, વહાણ, રથ આદિ વાહનોથી વ્યવહાર ચાલતો હતો, તેથી દૂર દેશાવરની વાટે એક-બે માણસો જઇ શકતા ન હતા. ઘણાં માણસો ભેગા થઈને પરદેશ જતાં હતા. એ સમયમાં મહર્ધિક વહેપારીઓમાં વિશાળતા ખૂબ હતી. એટલે જ્યારે તેઓ પરદેશ જતા હતા ત્યારે નગરમાં જાહેરાત કરાવતા હતા કે અમે પરદેશ ધન કમાવા જઈએ છીએ તો જેને આવવું હોય તે ચાલો જેની પાસે ધનની સગવડ નહિ હોય તેને અમે ધન આપીશું. માર્ગમાં કોઈ બિમાર થશે તો તેને માટે સગવડ કરીશું. જેમની પાસે ભાતું નહિ હોય તેમને ભાતું આપીશું. અહીંથી રવાના થઈએ ત્યારથી જ્યાં સુધી સ્વદેશમાં પાછા ન આવીએ ત્યાં સુધીની બધી સગવડ અમે કરી આપીશું. માટે જેને આવવું હોય તે તૈયાર થઈ જાઓ.

બંધુઓ ! ક્યાં એ વહેપારીઓની ઉદારતા અને ક્યાં અત્યારના કહેવાતાં મોટા વહેપારીઓની સંકુચિતતા ! આજે તો એક માતાની કુંખે જન્મેલાં બે સગાં ભાઇઓ હોય તો પણ ભાઈ ભાઈને ધંધાની લાઇન બતાવે નહિ. એવો આજનો વહેપારી વર્ગ કંજુસ બની ગયો છે. આગળનાં માણસો કરકસર કરતાં પણ કંજુસ ન હતા. કરકસર અને કંજુસાઈમાં ફેર છે. કંજુસ માણસમાં સંગ્રહવૃત્તિ હોય છે. ચમડી તૂટે પણ દમડી ન છૂટે. જ્યારે કરકસર કરનાર માણસ પોતાના મોજશોખમાં કાપ મૂકે. બે વસ્તુથી ચાલે તો ત્રીજી વસ્તુ વાપરે નહિ. ખોટા ખર્ચ ન કરે. આ રીતે કરકસર કરીને પૈસા બચાવે અને દીન દુઃખીઓના આંસુ લૂછવામાં, સ્વધર્મીની સેવામાં છૂટા હાથે પૈસા વાપરે. આજે તો એક સ્વધર્મી ઘેર આવ્યો હોય તો એમ થાય કે ક્યારે જશે ? હાથમાંથી હજુ થેલી નીચે ન મૂકી હોય ને પૂછવામાં આવે કે ક્યારે જવાના છો ? જેના આવતાની સાથે જવાની રાહ જોવાતી હોય ત્યાં આદર સત્કાર તો શું કરે ? મોટા શ્રીમંતોના ઘેર મહેમાનના કલાસ હોય. ફર્સ્ટ કલાસ, સેંકડ કલાસ ને થર્ડ કલાસ. ટ્રેઈનમાં થર્ડ કલાસ નીકળી ગયો પણ શ્રીમંતોના ઘરમાં ત્રણે કલાસ છે. જેનો સત્કાર કરવાથી વહેપારમાં મોટો લાભ થવાનો છે તેને માટે માલપૂઆને દૂધપાક બનાવો, અને ગરીબ સામાન્ય સ્થિતિનો મહેમાન આવે ત્યારે રોટલા ને અડદની દાળ તૈયાર હોય તો તે જમાડીને વિદાય કરી દે છે. એને ફરીને જમવા માટેનું આમંત્રણ કે વધુ રોકાવા માટેનો આગ્રહ પણ નહિ. અને શ્રીમંત સોદાગરને ન રોકાવું હોય તો પણ આગ્રહ કરી કરીને રોકે ને માલમલીદા જમાડે છે.

ભગવાનના શ્રાવકોને ત્યાં પહેલાં આવા ભેદભાવ ન હતા. ગરીબ, શ્રીમંત કે

મધ્યમ દરેકને માટે શ્રાવકના દ્વાર અભંગ હતા. તે દરેકની યથાશક્તિ સેવા કરતા હતા. સાચો શ્રાવક કેવો હોય ?

"श्रध्धालुतां श्रातिपदार्थ चिन्तनाद्, धनानि पात्रेषु वपत्यनारतम् ।
किरत्य पुण्यानि सुसाधुसेवना, दत्तोपितं श्रावकमाहुरुत्तमा ॥"

જે તત્વાર્થના ચિંતન દ્વારા પોતાની શ્રધ્ધાને મજબૂત કરે છે, નિરંતર સત્પાત્રોમાં પોતાના ધનરૂપી બીજને વાવે છે અને શુધ્ધ સાધુની સેવા કરીને પાપ રૂપી ધૂળને દૂર ફેંકી દે છે તેને ઉત્તમપુરૂષો શ્રાવક કહે છે.

શ્રાવકો પોતાના ધનનો સત્કાર્યોમાં સદુપયોગ કરનારા હતા પણ સંગ્રહવૃત્તિ ન હતી. આવા ઉદાર શ્રાવકો જિનશાસનમાં થયા છે. અરહન્નક શ્રાવક પણ ઉદાર દિલના હતા. જેની રગેરગે ધર્મનો રંગ હતો. એમના દરેક વચનમાં વહેપારીઓને શ્રધ્ધા હતી. અરહન્નકજીએ કહ્યું કે પરદેશ કમાવા જવાથી આપણુને ખૂબ લાભ થશે. એટલે ઘણાં જવા માટે તૈયાર થયા. જવાનું નક્કી થયું એટલે ચારે પ્રકારનો માલ તેમણે ગાડા તથા ગાડીઓમાં ભરાવ્યો. દરેકના હૈયામાં આનંદની છોળો ઉછળી રહી છે, કે આપણે વિદેશમાં જઈએ છીએ તો આપણી વિદેશની સફર સફળ બનશે. ત્યાં જઈને અઢળક ધન કમાઈશું.

બંધુઓ ! અરહન્નક પ્રમુખ શ્રાવકોને પરદેશ કમાવા જવાનો આનંદ છે. અહીં પણ વીતરાગના વહેપારીઓ રૂપી સંતો વહેપાર કરવા માટે આવ્યા છે. અરહન્નક પ્રમુખ વહેપારીઓ ચાર પ્રકારનો માલ લઈને જાય છે. સંતો પણ ચાર પ્રકારનો લઈને આવ્યા છે. એ માલ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપનો છે. આ ઉંચી ક્વોલીટીનો માલ છે. ભગવાને અમને વેચાણ કરવા મોકલ્યા છે. જે આ માલ ખરીદશે તેના ભવનો બેડો પાર થઈ જશે. કર્મોનો ક્ષય કરીને મોક્ષમાં જવાય તેવો આ માલ છે. પૂર્વે સત્કર્મો કરીને આવ્યા છીએ તો આ ભવમાં બધી સાનુકૂળતાઓ મળી છે. તેનો લાભ ઉઠાવી આ ભવમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપનો માલ ખરીદીને એવી કમાણી કરી લો કે કર્મનો ક્ષય કરીને શાશ્વત સ્થાન-મોક્ષની પ્રાપ્તિ થાય. આવો અવસર ફરી ફરીને નહિ મળે.

અરહન્નક આદિ બધા વહેપારીઓએ બધો માલ ગાડા-ગાડીઓમાં ભરાવ્યો. ત્યારબાદ શુભ મુહુર્ત, શુભ તિથિ અને શુભ નક્ષત્ર હતું તે દિવસે તેમણે ચારે પ્રકારનો આહાર તૈયાર કરાવી પોતાનાં સગાંસ્નેહીઓને અને જ્ઞાતિજનોને જમવાનું આમંત્રણ આપ્યું. "मित्तणाइ ० भायण वेलाए भुंजावेंति जाव आपुच्छंति ।" ત્યારે આહાર તૈયાર થઈ ગયો ત્યારે તેમણે પોતાના મિત્ર, જ્ઞાતિ વિગેરે પરિજનોને જમવા માટે બોલાવીને જમાડયા. જમ્યા પછી તેમને તેઓએ પૂછયું-અમે બધા

વહેપાર ખેડવા માટે પરદેશ જવા ઈચ્છીએ છીએ. તેથી તમે બધા અમને અનુમતિ આપો. આ રીતે તેઓએ તેમને વિનંતી કરીને આજ્ઞા મેળવી જુઓ, પરદેશ પોતાને જવું છે પણ તેમના જવામાં કેવો વિવેક છે! પહેલાં તો પ્રેમથી ભેગાં બેસીને જમ્યા ને તેમને સંતુષ્ટ કર્યા. પછી જવાની રજા માંગી. પોતાની સ્વતંત્ર મરજીથી ઈચ્છા પ્રમાણે જતાં નથી પણ બધાને સંતુષ્ટ કરી આજ્ઞા મેળવીને જાય છે. બધાએ તેમને પ્રેમથી જવાની આજ્ઞા આપી. "सगड सागडियं जोयंति, जोइत्ता चंपाए नयरीए मज्झं मज्झेणं जेणेव गंभीरए पोयपट्टणे तेणेव उवागच्छन्ति।" આજ્ઞા મેળવીને તેમણે માલ-સામાનથી ભરેલી ગાડી અને ગાડા જોતર્યા, ત્યારપછી તેઓ બધા ચંપા નગરીની બરાબર વચ્ચેના માર્ગથી પસાર થઈને જ્યાં ગંભીરક નામના વહાણ ઉપર બેસવાનું સ્થાન (બંદર) હતું ત્યાં પહોંચ્યા.

બધા વહેપારીઓએ વિચાર કર્યો કે જતાં પહેલાં આપણે બધાને ખમાવી લઈએ. એટલે તેમણે જેની જેની સાથે અણબનાવ હતો, જેની જેની સાથે વૈર-વિરોધ હતાં તે બધાની પાસે જઈને તેમની પાસે ક્ષમા માંગી અને બધાને ખમાવ્યા. પરદેશ જતી વખતે બધાને ખમાવવાનું કારણ શું? તે તમે સમજ્યા? વહેપારીઓએ વિચાર કર્યો કે આપણે પરદેશની વાટે જઈએ છીએ. પાછા આવતાં ઘણો સમય લાગશે. તો કાલની કોને ખબર છે?

ઘણીવાર આકાશમાં વાદળી ચઢી આવે છે ને પળવારમાં ઉતરી જાય છે. ઘણીવાર આકાશમાં મેઘ ધનુષ્ય દેખાય છે તેમાં લાલ, પીળો, વાદળી આદિ રંગો દેખાય છે ને થોડીવારમાં તે વિલીન બની જાય છે. વાદળી ક્યાંથી આવી ને ક્યાં ચાલી ગઈ! મેઘધનુષ્યમાં કોણે રંગ પૂર્યા ને ક્યાં વિખરાઈ ગયા! આ બધી પુદ્ગલની માયા છે. આપણું જીવન પણ સંધ્યાના રંગ જેવું ને આકાશની વાદળી જેવું છે. આયુષ્ય પાણીના તરંગ જેવું ક્ષણિક છે. માટે કાલે શું બનશે તે કહેવાય નહિ. માટે બધાને ખમાવીને જઈએ. આવો વિચાર કરીને બધાએ જેની સાથે વૈર વિરોધ હતાં તેમને ખમાવ્યા.

બંધુઓ! આ વહેપારીઓ સમજતાં હતાં કે કાલે શું થશે તેની કોઈને ખબર નથી. પણ મારા ઘાટકોપરના શ્રાવકોને સમજાય છે કે નહિ? અત્યારે શરીર સારું છે, બધી અનુકુળતા છે તો હું ધર્મની આરાધના કરી લઉં! કાલની કોઈને ખબર નથી તેમજ વૃધ્ધાવસ્થા આવતાં કાયા જર્જરિત થઈ જશે. ત્યારે પોતાની જાતે ઉભા થવાની શકિત નહિ રહે, ઉભા રહેતાં પગ થરથર ધ્રુજશે, કાને સાંભળી શકાશે નહિ, આંખના તેજ ઘટી જશે ત્યારે હું ધર્મધ્યાન કેવી રીતે કરી શકીશ? તેના કરતાં અત્યારે મને સદ્ગુરૂઓ સમજાવે છે, શરીર સારું છે તો સમજણના ઘરમાં આવીને

આત્મસાધના કરી લઉં. આત્મા સવળો પડશે ત્યારે તેને આવી સમજણ આવશે અને વિચાર થશે કે ખરેખર! મને સદ્‌ગુરૂઓ સમજાવતાં હતાં ત્યારે મોહમાં સમજાતું ન હતું કે આ સંસાર કેવો છે? હવે મને અનુભવ થયો એટલે સમજાયું કે આ સંસાર માયાનું ભોંયરું છે. એ ભોંયરામાં પેઠેલો માનવી ક્યાંનો ક્યાંય નીકળી જાય છે.

અસલના વખતમાં રજવાડાઓમાં ગુપ્ત ભોંયરા બનાવવામાં આવતા હતા. એ ભોંયરામાંથી માણસ ગામ બહાર ક્યાંનો ક્યાંય નીકળતો હતો. ખંભાતમાં એક બનેલી હકીકત છે. ઘણાં વર્ષો પહેલાંની વાત છે. અમદાવાદના નગર શેઠની એકની એક લાડીલી દીકરી ખંભાતના નગર શેઠને ઘેર પરણીને આવી. પિતાએ અઢળક દાયજો આપ્યો છે. દીકરી ખૂબ લાડકોડથી ઉછરી હતી. તેણે કદી પાણીનો ગ્લાસ પણ ભર્યો ન હતો. એટલે દીકરીને સાસરે કામ કરવું ન પડે તે માટે તેના પિતાએ દાસ-દાસીઓ, રસોઈયો બધું સાથે આપ્યું સાસરે પણ સંપત્તિઓ પાર નથી. અને પિયરથી પણ કાંઈ આપવામાં બાકી રાખ્યું નથી. આ છોકરીને જમ્યા પછી સોપારીનો કટકો મોઢામાં નાંખવાની આદત હતી. તે જમીને ઉઠી એટલે સોપારી ખાધા વિના તેને ઉછાળા આવવા લાગ્યા. ગમે તેટલું શ્રીમંત ઘર હોય પણ આ તો સાસરી કહેવાય ને? સોપારી મંગાય કેમ? જમીને ચેન પડતું નથી એટલે વહુ આંટા મારે છે. ત્યારે સાસુજીએ પૂછયું કેમ વહુ બેટા! તમે આંટા મારો છો? તમને કંઈ થાય છે? ત્યારે વહુએ કહ્યું-બા! મને બીજું તો કાંઈ થતું નથી પણ મને જમ્યા પછી તરત સોપારીનો કટકો મોઢામાં નાંખવાની આદત છે. આ વ્યસન ખોટું છે. પણ શું થાય? મને આદત પડી ગઈ છે એટલે ચેન પડતું નથી. મારા પિયરથી બધું આપ્યું છે પણ સોપારી આપવી ભૂલી ગયા છે. તમને એમ થશે કે હમણાં એની સાસુ સોપારી આપશે. પણ આ સાસુજી ઉસ્તાદ હતા. એમ સોપારી આપી દે તેવા ન હતા. એમણે કહ્યું-વહુ! તમારે રોજ સોપારીના કટકા ખાવા જોઈતા હોય તો તમારા બાપને કહેવડાવી દો કે વહાણ ભરીને સોપારી મોકલી આપે. જુઓ, સાસુએ કેવું કહ્યું? એણે ગાડા કે કોથળાં માંગ્યા હોત તો વાંધો ન આવત પણ આણે તો વહાણ માંગ્યું વહાણ કેવી રીતે મોકલવું? વહુએ કહ્યું-ભલે બા. મારા પિતાજી વહાણ મોકલશે.

વહુના પિતાએ કહ્યું હતું કે બેટા! તું સહેજ પણ દુઃખ ન ભોગવીશ. સાસરે ગયા પછી તારા સાસુને કંઇ ઓછું લાગે ને મહેણું મારે તો મને તરત સમાચાર આપજે. વહુએ એના બાપને પત્ર લખ્યો. એના બાપે અમદાવાદથી ખંભાત સુધી વહાણ જાય તેવી ઉંડી સુરંગ ખોદાવી. અને પાણી આવ્યા એટલે તેમાં સોપારી ભરીને વહાણ મોકલ્યું. નારેશ્વર પાસે હજુ મોટા ગરનાળા છે, ખંભાતની જનતા નાળાને આ રીતે ઓળખે છે.

બંધુઓ! શબ્દમાં કેવી તાકાત છે! "શબ્દ શબ્દ કયા કરો, નહિ હાથ નહિ પાવ, એક શબ્દ ઘા રૂઝવે, એક શબ્દ કરે ઘા." શબ્દ ને હાથ કે પગ નથી. પણ એનામાં એવી તાકાત છે કે માણસ એક શબ્દ બોલે તો માંદો માણસ બેઠો થઈ જાય. તેનો અડધો રોગ ચાલ્યો જાય અને બીજો માણસ એક શબ્દ એવો બોલે તો સાજો માણસ માંદા જેવો થઈ જાય. તેના હૈયામાં ગોળી વાગે તેમ વચનની ગોળી વાગતાં માણસ પડી જાય છે. આવી શબ્દમાં તાકાત છે. માટે ભગવાન કહે છે તમે બોલો તો વિચાર કરીને બોલજો. સામાનું દુઃખી દિલ શાંત થાય તેવી મધુર ભાષા બોલજો પણ સુખે બેઠો હોય ને તેના દિલમાં દુઃખ થાય તેવી કર્કશ ભાષા બોલશો નહિ. બની શકે તો કોઈનું ભલું કરજો પણ બૂરું કરશો નહિ.

યદિ ભલા કિસીકા કર ન શકે તો, બૂરા કિસીકા મત કરના,
યદિ ફૂલ કભી ન બન શકે તો, કાંટા બન ન વિખર જાના....

આ માનવદેહ મળ્યો છે તેમાં બને તો કોઈનું ભલું કરજો પણ કોઈનું બૂરું ન કરશો. બની શકો તો ફુલ જેવા કોમળ બનીને સુગંધ આપજો પણ કોઈના સુંવાળા માર્ગમાં કાંટા ન વેરશો. તમે શ્રાવક છો. શ્રાવકનું જીવન સાધુ જેવું પવિત્ર હોવું જોઈએ. અગાઉના શ્રાવકો એવાં હતાં કે સાધુને દૃષ્ટાંત રૂપ બની જતા. તેના જીવનનો દાખલો આપીને બીજાને સમજાવતા હતા.

અરહન્નક શ્રાવક આદિ વહેપારીઓ પરદેશ ધન કમાવા જવા માટે તૈયાર થયા. તે પહેલાં જેની સાથે વૈર હતું તે બધાને ખમાવી બધા સાથે મૈત્રીભાવ કર્યો. પછી મોટો ભોજન સમારંભ ગોઠવ્યો. બધાં ભેગાં બેસીને પ્રેમથી જમ્યા ને જમાડયા. અને સૌ સૌના વડીલોનાં આશીર્વાદ લઈને ગાડા તથા ગાડીઓમાં બધો માલ ભરાવી વહાણમાં બેસવાનું બંદર હતું ત્યાં આવ્યા. હવે તેઓ બધા વહાણમાં માલ ભરાવશે ને પછી શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** પ્રદ્યુમ્નકુમારનું અપહરણ કેમ થયું તે તમે સમજી ગયાં ને? એણે પૂર્વભવમાં પત્નીનો વિયોગ પડાવ્યો તો આ ભવમાં તેને માતાથી વિખૂટા પડવું પડયું. નારદજી પ્રદ્યુમ્નકુમારને જોઈને દ્વારકા આવી ગયા. કૃષ્ણજી અને રૂક્મણી તો નારદજીના મુખેથી પુત્રના સમાચાર સાંભળવા અધીરા બની ગયા હતા. નારદજીએ શ્રી સીમંધર ભગવાનના મુખેથી જે જે વાત સાંભળી હતી તે બધી કૃષ્ણ અને રૂક્મણીને કહી સંભળાવી. બંનેને પ્રદ્યુમ્નકુમારના કુશળ સમાચાર સાંભળીને અત્યંત આનંદ થયો.

નારદજીએ કહ્યું–હે રૂક્મણી! હું તો તારા લાડકવાયાને જોઈને આવ્યો છું. તારો નંદ ખૂબ તેજસ્વી છે. એનું લલાટ જોતાં મને લાગ્યું કે તે ભવિષ્યમાં મહાન

પરાક્રમી અને બધા યાદવોનો શિરોમણી થશે. એવો બુધ્ધિશાળી ને ચાલાક છે. તું જરા પણ ચિંતા ન કરીશ. તારે સોળ વર્ષ એનો વિયોગ સહન કરવો પડશે. તું એને જેમ સાચવે તેના કરતાં કનકમાલા તેને સવાચો સાચવે છે. આ સાંભળી રૂક્ષ્મણીને ખૂબ આનંદ થયો. અને પુત્રને જોવાનું તેને મન થયું. એણે નારદજીને કહ્યું–મને એક દિવસ પુત્ર જોવા ન મળે ? મારાથી સોળ વર્ષ કેમ જશે ? આટલું બોલતાં રૂક્ષ્મણીની આંખમાં આંસુ આવી ગયા.

**"રૂક્ષ્મણીને નારદજીએ આપેલી હિંમત" :–** નારદજીએ કહ્યું–બેટા ! એ તો ઘણું દૂર છે. ત્યાં કોઇ પગે ચાલનાર માણુસ જઈ શકે તેમ નથી. સમજી લે કે તારો દીકરો કદાચ દ્વારકામાં હોત તો પણ જ્યાં સુધી વિયોગનું દુઃખ સહેવાનું હોય ત્યાં સુધી તને મળી શકે નહિ. માટે તું હિંમત રાખ.

સાંભળ પવનજી સાથે અંજનાના લગ્ન થયા. પવનજીએ અંજનાને પરણીને તેનો ત્યાગ કર્યો. ફરી તેના સામે દૃષ્ટિ પણ કરી નથી. સતી અંજના મહેલમાં પતિની રાહ જોતી હતી. આજે ન આવ્યા તો કાલે આવશે. આમ આશામાં ને આશામાં દિવસો કાઢયા. પવનજીને તેના મિત્રે ખૂબ સમજાવ્યા પણ તે માન્યા નહિ. છેવટે યુધ્ધમાં જતાં રસ્તામાં ચકલાના વિયોગથી ચકલીનો કલ્પાંત જોઈને પવનજીનું હૃદય પલ્ટાયું તો બાર વર્ષે પવનજી યુધ્ધે જતાં ગુપ્ત રીતે પાછા આવીને અંજનાને મળ્યા. અંજના સતી આશામાં જીવી તો પવનજી તેને મળ્યા. આવી રીતે નળ–દમયંતી, પાંડવો બધાએ વનવાસ વેઠયા. દુઃખ વેઠયા તો એક દિવસ પોતાનું ગયેલું સુખ પ્રાપ્ત કરી શકયા.

**સોલહ વર્ષ પૂર્ણ હોને પર, ફલસી મનકી આશ,**
**રૂક્ષ્મણી કી આશા કે બલ સે, હોગા લીલ વિલાસ હો...શ્રોતા...**

હે રૂક્ષ્મણી ! આ બધાના દુઃખના દિવસો આશામાં પૂરા થયા ને સુખ મળ્યું. તો શું તારા દુઃખના દિવસો નહિ જાય ? કાલે સવારે સોળ વર્ષ પૂરા થશે ને તારો બાલુડો તને મળશે ને આનંદ આનંદ થઈ જશે. તું એમ ન માનીશ કે મારા દીકરાનું પારકા ઘેર શું થશે ? એ કાલસંવર રાજા જેવો તેવો નથી. મહાન સમૃધ્ધ વિદ્યાધરોનો રાજા છે. એની કનકમાલા રાણીને સંતાન નથી. એટલે પેટના દીકરાથી પણ સવાયા લાડ લડાવે છે. સોનાના પારણીયામાં ઝુલાવે છે. તે એક હાથમાંથી બીજા હાથમાં જાય છે. તેને નીચે સૂવાનો વખત આવતો નથી. આ રીતે ખૂબ લાડકોડથી પ્રદ્યુમ્નકુમાર મોટો થાય છે. આ રીતે નારદજીનાં કહેવાથી રૂક્ષ્મણીને હિંમત આવી. હવે તે પુત્રની આશામાં સોળ વર્ષ પૂરા કરશે તે વાત પછી આવશે. પણ હવે પ્રદ્યુમ્નકુમારનું ત્યાં શું થયું. તે ત્યાં કેવી રીતે ઉછર્યો, તેનું પરાક્રમ કેવું અજોડ હતું તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૩

**ભાદરવા વદ ૧૦ ને શનિવાર** તા. ૧૮-૯-૭૬

અનંત જ્ઞાની મહાન પુરૂષોએ જગતના જીવો ઉપર કરૂણાનો ધોધ વરસાવીને કહ્યું કે હે ભવ્યજીવો! અનંતકાળથી આત્માએ વિભાવ દશામાં જોડાઈને ચતુર્ગતિના ફેરા વધે તેવો કર્મનો ખજાનો એકઠો કર્યો છે. જન્મ-મરણનું મૂળ કારણ કર્મ છે. કર્મો જીવને કંટકની માફક ખટકવા જોઈએ. જ્યારે કર્મો ખટકશે ત્યારે જન્મ-મરણનો ત્રાસ છૂટશે. તમને કર્મો ખટકે છે ખરા? જ્યારે જીવને એમ થશે કે આ કર્મોના કાંટા કાઢવા જેવા છે ત્યારે સંસાર છોડીને સંયમી બનવાનાં ભાવ જાગશે. કદાચ ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી દીક્ષા ન લઈ શકે પણ સંસારમાં રહેવા છતાં એક લક્ષ્યબિન્દુ રહેશે કે ક્યારે સર્વવિરતિ બનું ને ક્યારે કર્મના બંધનોથી મુક્ત થાઉં? સંસારમાં બેઠો છું તો અનિચ્છાએ પણ મારે પાપનાં કાર્યોમાં પ્રવૃત્તિ કરવી પડે છે. માયા-પ્રપંચો કરવા પડે છે. ને કર્મબંધન થાય છે અને એ કર્મો જ્યારે કે ત્યારે મારે અવશ્ય ભોગવવાં પડશે. કર્મની કરામત અલૌકિક છે. કર્મ ન કરાવે તેટલું ઓછું છે.

કોઈ સત્તાધીશ માણસનો કોઈ ગુન્હો કરે તો સત્તાધીશ માણસ ગુન્હો કરનાર ઉપર ગુસ્સો કરીને કહે કે યાદ રાખજે. તને ઉંધે મસ્તકે લટકાવી અંધારી કોટડીમાં પૂરી દઈશ. તો કેવું દુઃખ થાય છે? આ કર્મે પણ જીવને અંધારી કોટડીમાં ઉંધે મસ્તકે લટકાવ્યો હતો. ક્યારે લટકાવ્યો હતો એ ખબર છે ને? ગુન્હેગારને અંધારી કોટડીમાં ઉંધે મસ્તકે લટકાવ્યો ત્યાં તો થોડો ઘણો પ્રકાશ હશે, થોડી હવા આવતી હશે પણ જ્યારે જીવ માતાના ગર્ભમાં આવ્યો ત્યાં અંધારી કોટડીમાં ઉંધે મસ્તકે લટક્યો. ત્યાં હવા ને ઉજાસ હતા? બોલો, કર્મરાજા કેવી શિક્ષા કરે છે! ભલે કર્મો તમને પ્રત્યક્ષ દેખાતાં ન હોય પણ એની સજા તો ભોગવવી પડે છે ને? કર્મ છે તો જન્મ લેવો પડે છે ને? આ બધું કરાવનાર કર્મ છે. ભલે, કર્મ ના દેખાય પણ કર્મની ભયંકરતા તો દેખાય છે ને? કોઈ આંધળો માણસ ચાલ્યો જતો હોય, માર્ગમાં સર્પ છે પણ તે દેખી શકતો નથી તેથી સર્પ નથી એમ કહી શકાય? 'ના'. શું આંધળાને સર્પ નહિ કરડે? કેમ આ વાત બરાબર તમને સમજાય છે ને? તો એ જ રીતે કર્મ માટે સમજી લો. જેઓ કર્મને પ્રત્યક્ષ દેખતાં નથી, કર્મોને માનતા નથી ને કર્મની ભયંકરતાનો વિચાર કરતાં નથી તેથી તેને કર્મો ઉદયમાં નહિ આવે ને કર્મોની સજા નહિ ભોગવવી પડે તેમ કહેવાય નહિ. કર્મો કોઈને છોડતાં નથી. એનો ઉદય થતાં સંસારવતી સર્વ જીવોને શુભાશુભ ફળનો સ્વાદ ચખાડે છે. માટે કર્મોને માનો ને તેની ભયંકરતાને સમજો,

વૃક્ષનું મૂળ પ્રત્યક્ષ દેખાતું નથી પણ વૃક્ષ અને તેના ફળ તો પ્રત્યક્ષ દેખાય છે ને ? વૃક્ષ મોટું થાય છે. તે ફળ આપે છે ને ફાલે છે તેનું મૂળ કારણ તો અંદરમાં રહેલું મૂળીયું છે. જો મૂળ નષ્ટ થાય તો વૃક્ષ સૂકાઈ જાય છે. આ રીતે જીવ કર્મ રૂપી મૂળની સહાયતાથી ક્યારેક નરકમાં, ક્યારેક તિર્યંચગતિમાં, ક્યારેક દેવગતિમાં તો ક્યારેક મનુષ્યમાં આવ્યો. જો કર્મો ન હોત તો બધા જુદી જુદી ગતિમાં શા માટે ગયા ? બધા જીવો સરખાં હોત. પણ એવું બનતું નથી. આ બધી કર્મની વિચિત્રતા છે. નરક અને દેવને પ્રત્યક્ષ જોઈ શકતાં નથી પણ તિર્યંચને પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. તિર્યંચો પરાધીનપણે કેટલું કષ્ટ સહન કરે છે. મનુષ્યમાં પણ કોઈ સુખી છે, કોઈ દુઃખી છે, કોઈ રોગી છે. આવી અનેક પ્રકારની વિવિધતા અને વિચિત્રતા જોવામાં આવે છે. કોઈ માણસ ભયંકર રોગથી ઘેરાઈ ગયો હોય અને ગરીબ હોય તો તેને જોઈને ત્રાસ છૂટે છે. અરેરે.... બિચારો કેવો પીડાય છે ! પણ કર્મનો ત્રાસ લાગ્યો નથી કે હું આવા ઘોર કર્મો કરું છું તો તેનું ફળ તો મારે અવશ્ય ભોગવવું પડશે.

તમને છ મહિના સુધી ઝીણો તાવ રહે, ઘણી દવા કરવા છતાં તાવ ન જાય તો ડર લાગે છે કે મને ટી.બી. તો નહિ થાય ને ? આઠ દિવસ સુધી જો તાવ નોર્મલ ન થાય તો ચિંતા થાય છે કે ટાઈફોઈડ તો નહિ થાય ને ? ગળામાં પાણી ઉતારતાં દુઃખાવો થાય તો એવો ડર લાગે છે કે મને ગળાનું કેન્સર તો નહિ થાય ને ? ત્યાં કેવો ડર લાગે છે ? ટી.બી.; ટાઈફોઈડ કે કેન્સર ન થાય તે માટે ડોકટરની પાસે જઈને તરત નિદાન કરાવી લો છો ને દવા ઈલાજ શરૂ કરો છો. ટી.બી. કેન્સર ને ટાઈફોઈડનો ડર લાગ્યો, તેનો તાપ લાગ્યો પણ અનાદિકાળથી ક્રોધ, માન, માયા ને લોભ આદિ કષાયો આત્માને તપાવી રહ્યા છે ને કર્મનું બંધન કરાવે છે તેનો ડર કે તાપ કેમ નથી લાગતો ? એ દર્દોનો ત્રાસ લાગે છે તેમ આત્માને અનાદિકાળથી કર્મોનો તાવ આવે છે તેનો ત્રાસ કેમ નથી છૂટતો ? આ કર્મો અનાદિકાળના છે. તે વાત ન સમજાય ત્યાં સુધી તેનો નાશ કરવાનો તલસાટ થશે નહિ.

ડોકટર પાસે જઈને દર્દનું નિદાન કરાવ્યું. ડોકટર કહે કે ફેફસામાં નુકશાન થયું છે માટે તેલ–મરચું બિલકુલ ખાશો નહિ. તો દર્દી તરત ત્યાગ કરી દે છે. કારણ કે એને દર્દની ભયંકરતા સમજાઈ ગઈ છે. તેમ કર્મો અનાદિકાળનાં છે. કષાયોનો તાવ અનાદિકાળથી આત્માને હેરાન કરી રહ્યો છે. શરીરનો રોગ મટાડવા માટે જો દર્દી કાળજી ન રાખે તો ભયંકર વેદના ભોગવવી પડે છે ને અંતે મરણને શરણ થવું પડે છે. તે રીતે જે કર્મોની ભયંકરતાને સમજતાં નથી અને તેને ટાળવાનો પ્રયત્ન કરતા નથી તે જીવો ચતુર્ગતિમાં ભમીને જન્મ–મરણ આદિ

દુઃખો સહન કરે છે. નાના અણુસમજુ બાળકને કોઈ રોગ લાગુ પડે છે ત્યારે તેના માતા-પિતા તેને ડોક્ટર પાસે લઈ જઈ નિદાન કરાવીને દવા પીવડાવે છે. ત્યારે અણુસમજુ બાળક કહે છે હું દવા નહિ પીઉં. લાત મારીને દવા ઢોળી નાંખે છે. માતા ખાવાનું ન આપે તો રડે છે. કકળાટ કરે છે. આ બધું શા માટે કરે છે? એને રોગનું સ્વરૂપ અને રોગથી થતાં નુકશાન અંગેની જાણકારી નથી. એને ડોક્ટર પાસે લઈ જાવ તો ડોક્ટરને દેખીને ભાગી જાય. ડોક્ટરને દેખે ને જાણે દુશ્મનને દેખે છે. પણ જો દર્દનું જ્ઞાન થાય તો ડોક્ટર વહાલા લાગે. તેમ જે જીવોને જન્મ-જરા અને મરણનાં દર્દોનો ત્રાસ લાગે તેને એ દર્દો નાબૂદ કરવાની દવા આપનાર જિનેશ્વર પ્રભુના સંતો વહાલા લાગે. અને એમનાં વચનામૃતોને ઔષધ જેવા ગણીને પી જાય એટલે આચરણમાં ઉતારે. એને વીતરાગ પ્રભુના વચનો ઉપર દૃઢ શ્રધ્ધા થાય.

આપણા ચાલુ અધિકારમાં એવી જ વાત આવી છે. અરહન્નક આદિ ઘણાં વહેપારીઓ સ્વદેશ છોડી પરદેશ ધન કમાવા જવા તૈયાર થયા છે. તેમાં અરહન્નક શ્રાવક કર્મનાં સ્વરૂપને સમજનારો હતો. તેની પાસે ઘણી સંપત્તિ હતી. છતાં તેમાં લેપાતો ન હતો. સમ્યગ્ દૃષ્ટિ શ્રાવક સંસારમાં રહે, ધન કમાય, કુટુંબનું પાલન-પોષણ કરે પણ એમાં તેને રસ નથી હોતો. એમને સંસારના કાર્યો કરવા પડે છે ને કરે છે. અને બીજા જીવોને સંસારના કામ કરવા છે ને કરે છે. આ બંનેની દૃષ્ટિમાં ફરક છે. એકને ન છૂટકે કરવું પડે છે એટલે તેમાં રસ કે આનંદ નથી હોતો. અને બીજાને કરવું છે ને કરે છે તેમાં આનંદ હોય છે ને રસપૂર્વક કાર્ય કરે છે. આ બંનેના કર્મબંધનમાં ફરક પડે છે. એક જીવ રસપૂર્વક સંસારની ક્રિયા કરે છે તેને તીવ્ર કર્મ બંધાય છે. અને એ જ ક્રિયા બીજો જીવ નિરસતાથી કરે છે તેને અલ્પ કર્મ બંધાય છે. માટે સંસારમાં રહેવું પડે ને રહો તો અનાસક્ત ભાવથી રહો.

બંધુઓ! અરહન્નકની હાડહાડ મીંજામાં ધર્મનો રંગ હતો. ધન કમાવા જાય છે પણ ધર્મને ભૂલ્યા નથી. એમને મન ધન કરતાં ધર્મની કિંમત વધારે હતી. એ ગમે ત્યાં જાય ચાહે દેશમાં જાય કે દેશાવર જાય પણ એમનાં ધર્મનાં નિત્ય નિયમો પહેલાં કરી લેતાં. ધર્મના ઉપકરણો પથરણું, મુહપત્તિ, ગુચ્છો સાથે રાખતા. આજે તો માણસ દેશ છોડીને ધન કમાવા માટે પરદેશ જાય છે પણ ધર્મને ભૂલી જાય છે.

બધા વહેપારીઓ ગાડા અને ગાડીઓમાં માલ ભરીને ગંભીરક નામના વહાણમાં બેસવાના બંદર પર આવી પહોંચ્યા. ત્યાં પહોંચીને તેમણે બધાએ પોતપોતાનાં ગાડા તથા ગાડીઓમાંથી ઉતરીને નવાં ઉપકરણોથી વહાણ તૈયાર કર્યું. વહાણને બરાબર શણગારી તૈયાર કરીને ગાડા તથા ગાડીઓમાંથી વેચાણ કરવાનો માલ વહાણમાં

વ્યવસ્થિત રીતે ગોઠવી દીધો. ત્યાર પછી તેમણે ઘઉંના લોટથી બનાવેલું પક્વાન વિશેષ, તેલ, ગોળ, ભરવાનાં વાસણો, ત્રિકૂટ વિગેરે ઔષધિઓ, પથ્યાહાર, લાકડા, અંગરસ વિગેરે આવરણો, ખડ્ગ વિગેરે શસ્ત્રો અને લઈ જવા યોગ્ય બધી વસ્તુઓ વહાણમાં ભરી. આ રીતે તેમણે યથાસ્થાને ગોઠવીને વહાણને ભરી દીધું. ચારે જાતની વેચાણ જહાજમાં ભરાઈ ગઈ ત્યારે તેમણે ફરીને અશન, પાન, ખાદિમ, જાતનો આહાર તૈયાર કરાવ્યો અને પોતપોતાનાં મિત્ર, જ્ઞાતિ વિગેરે જમાડયા. જમાડીને તેમની પાસેથી સમુદ્રયાત્રા કરવાની આજ્ઞા માંગી અને મેળવીને તેઓ બધા પોતવણિકો જ્યાં વહાણમાં બેસવાનું સ્થાન હતું ત્યાં એ રોકાયા.

જુઓ, આ કેવા મોટા મહર્ધિક વહેપારીઓ છે. છતાં તેમનામાં કેટલો બધો વિનય અને વિવેક છે! આજે તો સંતાનોને માતા–પિતાને પગે લાગતાં શરમ આવે છે. આ લોકો મોટા વહેપારીઓ હતા. છતાં પોતાના વડીલોને, જ્ઞાતિજનોને, કુટુંબીજનોને ફરીને જમાડયા. પહેલાં જમાડીને પરદેશ જવાની આજ્ઞા માંગી. બીજી વખત જવાના દિવસે જમાડીને તેમના ચરણમાં મસ્તક નમાવીને આજ્ઞા સાથે આશીર્વાદ મેળવ્યા. કુટુંબીજનો, સ્વજનો, પરિજનો બધાની રજા માંગી. સરકારનો પરવાનો લીધો. બધાની આજ્ઞા અને શુભાશિષ મેળવીને બધા વહાણમાં બેસવા જવા તૈયાર થયા. આ બધા વહેપારીઓમાં અરહન્નક શ્રાવક અગ્રેસર છે. જેનો અગ્રેસર ધર્મના રંગે રંગાયેલો હોય તેને કોઈ જાતની આંચ આવતી નથી. એની ધર્મમાં અટલ શ્રદ્ધા અને ધર્મક્રિયાઓ જોઈને બીજા જીવો પણ ધર્મના રંગે રંગાઈ જતાં હતાં. એવો તે પુણ્યવાન શ્રાવક હતો. તમે બીજાને ધર્મ ન પમાડી શકો તો ખેર પણ તમારા સંતાનોને તો જરૂર ધર્મ પમાડજો. સંતાનો ધર્મ પામશે તો પરંપરામાં ધર્મના સંસ્કારનો વારસો રહેશે.

એક શેઠ ખૂબ ધર્મીષ્ઠ હતો. તેના મનમાં એવી ભાવના હતી કે ધન સંપત્તિનો મારી પાસે તૂટો નથી. એ વારસો તો મારા પુત્રને મળશે તેમાં કોઈ વિશેષતા નથી. આ પથ્થરના કુકાનો વારસો તો ઘણાં ભવમાં ઘણાં પુત્રોને આપ્યો હશે ને અત્યારે ઘણાં લોકો એમના સંતાનોને આપીને જાય છે. પણ તેનાથી કંઈ કલ્યાણ થવાનું નથી. પથ્થરના પૂંજીપતિઓ પુત્રોને પથ્થર આપે અને આત્મારૂપી અમૂલ્ય હીરાનાં માલિક હોય તે અમૂલ્ય હીરા આપે. જેની પાસે જે વસ્તુ હોય તે સંતાનોને વારસામાં આપે છે. તો આ મારો દીકરો જૈનકુળમાં મારા જેવા ધ... ઘેર જન્મ્યો છે તો હું તેને આત્માની અવ્યાબાધ પદવીનો વારસો દેતો

દુઃખો સહન કરે છે. નાના અણ ...વો શાશ્વત છે. એમ વિચાર કરીને શેઠ પોતાના પુત્રને
માતા-પિતા તેને ડોક્ટર પાસે ... કહે, વ્યાખ્યાનમાં આવવા માટે સામાયિક-પ્રતિક્રમણ
અણુસમજુ બાળક કહે છે ... છોકરો ભારે કર્મી હતો. એટલે તેને કોઈ રીતે ધર્મ રૂચતો
માતા ખાવાનું ન આપે ... ન કે "દેવતાનાં દીકરા કોલસા" દેવતા બૂઝાઈ જાય તો કોલસા
એને રોગનું સ્વરૂપ ...મ આ શેઠ તો ધર્મીષ્ઠ હતા પણ દીકરો કોલસા જેવો હતો. એને
ડોક્ટર પાસે લઈ ...યા પણ કોઈ રીતે તેને ધર્મનું નામ સાંભળવું ગમતું નથી. શેઠે તેને
દુશ્મનને દે... પુસ્તકો લાવીને વાંચવા માટે આપ્યા. તો પુસ્તકો ફગાવી દીધા. પરાણે ગુરૂ
જીવોને જ ...ઈ ગયા ને ધર્મનો બોધ સંભળાવ્યો પણ તેની પુત્રને કોઈ અસર ન થઈ.

હવા આ ધર્મવાન શેઠના દિલમાં ખૂબ દુઃખ થયું, પાસે કરોડોની સંપત્તિ છે, જેનો ઔષધ આખા ગામમાં ફેલાયેલો છે. કોઈ શેઠની આજ્ઞાનો અનાદર કરતું નથી. તેવા વશેઠ ચિંતામાં ને ચિંતામાં સૂકાવા લાગ્યા. એને ખાવું-પીવું. ભાવતું નથી. રાત્રે ઉંઘ પણ આવતી નથી. શેઠના શરીરમાંથી લોહી ઉડી ગયું ને શરીર ફીકકું થઈ ગયું.

**"શેઠ માટે થયેલી નોકરોને ચિંતા"** : શેઠનાં મુનિમો, મિત્રો, ઘરનાં માણસો બધાં પૂછે છે કે શેઠ! આપને શી ચિંતા છે? આ શરીર કેમ લાશ થતું જાય છે? કંઈક દવા લો. શેઠનાં માણસો મોટા ડોકટરો અને હકીમોને લાવ્યા. ભારે કિંમતી દવાઓ આપી. પણ શેઠને સારું થતું નથી ને રોગ પરખાતો નથી. ત્યારે તેમના અંગત મિત્રો ખાનગીમાં બેસાડીને પૂછવા લાગ્યા કે તમને શું ચિંતા છે? જે હોય તે દિલ ખોલીને વાત કરો. ત્યારે શેઠે કહ્યું-ભાઈ! મને કોઈ ચિંતા કે દુઃખ નથી. સર્વ વાતે સુખી છું. દુઃખમાં દુઃખ એક જ છે કે મારો દીકરો ધર્મ પામતો નથી. તેને માટે મને રાત-દિવસ ચિંતા રહે છે કે આ દીકરાને મેં ધર્મનો વારસો આપવા માટે આટલી મહેનત કરી પણ કોઈ રીતે દીકરાને ધર્મ ગમતો નથી. એક દીકરો છે. મને રાત-દિવસ એ ચિંતાનો કીડો કોરી ખાય છે કે મારા મરી ગયા પછી મારા ધર્મના દ્વાર બંધ થઈ જશે. મારો ધર્મ કોણ સાચવશે? મારે આંગણે સંતોના પગલાં નહિ થાય. અને ધર્મથી વિમુખ બનેલા છોકરાનું શું થશે? આ એક જ ચિંતા છે. મને બીજી કોઈ ચિંતા નથી.

દેવાનુપ્રિયો! આ શેઠને ધર્મનો કેવો રંગ હશે! એના પરિવારમાંથી ધર્મ ચાલ્યો જશે તેની કેટલી ચિંતા છે! ને દિલમાં કેટલો આઘાત છે! તમારા સંતાનો ધર્મથી વિમુખ રહે તો તમને આવો આઘાત લાગે ખરો? શેઠ જેવા દૃઢધર્મી હોય તો આવું દુઃખ થાય ને? આજે તો બહરના રંગ જેવો ધર્મનો રંગ છે. બહરના ... રંગીને તડકે મૂકવા ... તો રંગ ઊડી જાય છે. તેમ જીવોને ... ફરવો ગમે ... કસોટી આવે એટલે ધર્મનો રંગ

વ્યવસ્થિત રીતે ગોઠવી દીધો. ત્યાર પછી તેમણે ન તેના ફળ તો પ્રત્યક્ષ દેખાય
ઘઉંના લોટથી બનાવેલું પકવાન વિશેષ, તેલ, ગોળ, છે તેનું મૂળ કારણ તો
ભરવાનાં વાસણો, ત્રિફૂટ વિગેરે ઔષધિઓ, પથ્યાહાર થઈ જાય છે. આ રીતે
લાકડા, અંગરસ વિગેરે આવરણો, ખડ્ગ વિગેરે શસ્ત્રો અન્ત્યિર્યંચગતિમાં, ક્યારેક
લઈ જવા યોગ્ય બધી વસ્તુઓ વહાણમાં ભરી. આ રીતે તેમ બધા જુદી જુદી
યથાસ્થાને ગોઠવીને વહાણને ભરી દીધું. ચારે જાતની વેચાણ ં નથી. આ
જહાજમાં ભરાઈ ગઈ ત્યારે તેમણે ફરીને અશન, પાન, ખાદિમ, તિર્યંચને
જાતનો આહાર તૈયાર કરાવ્યો અને પોતપોતાનાં મિત્ર, જ્ઞાતિ વિગેરે મનુષ્યમાં
જમાડયા. જમાડીને તેમની પાસેથી સમુદ્રયાત્રા કરવાની આજ્ઞા માંગી અન્ધતા
મેળવીને તેઓ બધા પોતવણિકો જ્યાં વહાણમાં બેસવાનું સ્થાન હતું ત્યાં આય
રોકાયા.

જુઓ, આ કેવા મોટા મહર્ધિક વહેપારીઓ છે. છતાં તેમનામાં કેટલો બધો વિનય અને વિવેક છે! આજે તો સંતાનોને માતા-પિતાને પગે લાગતાં શરમ આવે છે. આ લોકો મોટા વહેપારીઓ હતા. છતાં પોતાના વડીલોને, જ્ઞાતિજનોને, કુટુંબીજનોને ફરીને જમાડયા. પહેલાં જમાડીને પરદેશ જવાની આજ્ઞા માંગી. બીજી વખત જવાના દિવસે જમાડીને તેમના ચરણમાં મસ્તક નમાવીને આજ્ઞા સાથે આશીર્વાદ મેળવ્યા. કુટુંબીજનો, સ્વજનો, પરિજનો બધાની રજા માંગી. સરકારનો પરવાનો લીધો. બધાની આજ્ઞા અને શુભાશિષ મેળવીને બધા વહાણમાં બેસવા જવા તૈયાર થયા. આ બધા વહેપારીઓમાં અરહન્નક શ્રાવક અગ્રેસર છે. જેનો અગ્રેસર ધર્મના રંગે રંગાયેલો હોય તેને કોઈ જાતની આંચ આવતી નથી. એની ધર્મમાં અટલ શ્રધ્ધા અને ધર્મક્રિયાઓ જોઈને બીજા જીવો પણ ધર્મના રંગે રંગાઈ જતાં હતાં. એવો તે પુણ્યવાન શ્રાવક હતો. તમે બીજાને ધર્મ ન પમાડી શકો તો ખેર પણ તમારા સંતાનોને તો જરૂર ધર્મ પમાડજો. સંતાનો ધર્મ પામશે તો પરંપરામાં ધર્મના સંસ્કારનો વારસો રહેશે.

ઉડી જાય છે. પણ કંઈક હળુકર્મી દૃઢધર્મી જીવો છે કે ગમે તેટલું કષ્ટ પડે પણ ધર્મને છોડતાં નથી. ધનને જતું કરીને પણ ધર્મને પકડી રાખે છે. પણ એવા જીવો બહુ ઓછાં છે.

બધા વહેપારીઓ પરદેશ જવા તૈયાર થયા છે. તેમાં અરહન્નક શ્રાવક શેઠ જેવા દૃઢધર્મી હતા. એક વખત ધર્મ માટે પ્રાણ આપવા પડે તો આપવા તૈયાર હતા. એ બધાં વહેપારીઓ પોતપોતાના વહાણમાં માલ–સામાન ભરીને તૈયાર થયા. બીજા વહાણોમાં મુસાફરીમાં જરૂરિયાતની વસ્તુઓ ભરી દીધી. બધા વહેપારીઓનાં સગાં સ્નેહીઓ, જ્ઞાતિજનો, મિત્રો બધા તેમને વળાવવા માટે આવ્યા છે. ઘણું માણસ બંદર ઉપર એકઠું થયું છે. તમે બધા પરદેશ જાઓ છો ત્યારે તમારા સગાં સ્નેહીઓ તમને વળાવવા માટે એરપોર્ટ ઉપર આવે છે ને ? અને હાર તોરા પહેરાવીને બહુમાન કરે છે. તેમ અહીં પણ બધાં આવ્યા છે.

**तए णं तेसिं अरहन्नग जाव वाणियगाणं परियणा जाव तरिसेहि वग्गूहि अभिणंदंता य अभिसंथुणमाणा य एवं वयासी–अज्जताय भाय माउल भाइणज्ज भगवया समुद्देणं अभिरक्खिज्जमाणा २ चीरजीवह भद्दं चले पुणरवि लध्धट्ठे कयकज्जे अणह समग्गे नियगं घरं हव्वमागए पासामोत्तिकट्टु ।**

અરહન્નક પ્રમુખ પોતવણિકોનાં પરિજનો જેઓ બધા વળાવવા માટે આવ્યા છે તે બધા તેમનું અનેક જાતની મંગળવાણી વડે અભિનંદન આપતાં અને સંસ્તવન કરતાં તેમને કહેવા લાગ્યા. હે પિતા ! હે ભાઈ ! હે મામા ! હે ભાણેજ ! તમે બધાં આ વિશાળ સમુદ્ર પાર કરી સુરક્ષિત ચિરકાળ સુધી જીવતાં રહો, તમારું કલ્યાણ થાઓ. અમે બધાં તમને લાભાન્વિત થયેલાં, બધા કાર્યોને પાર પમાડનારાં, કોઈપણ જાતની શારીરિક મુશ્કેલી વગર એટલે કે સ્વસ્થ શરીરવાળા ધન તેમજ પરિપૂર્ણ પરિવારથી યુક્ત થઈને ઘેર પાછા આવેલાં જોઈએ.

જે માણસો વળાવવા માટે આવ્યા છે તેમાં કોઈનો બાપ જતો હતો, કોઈના ભાઈ, કોઈના મામા, તો કોઈનો ભાણેજ–ભત્રીજો પરદેશ જતો હતો. લાંબા સમયની મુસાફરી હતી એટલે પોતપોતાનાં સગાં સ્નેહીઓને વિદાય આપતાં આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. હૃદયથી સૌ એક જ ઈચ્છે છે કે તમે જે આશાથી જાઓ છો તે તમારું કાર્ય સફળ થાઓ. ભગવાન તમારું રક્ષણ કરે. અને તમે ચિરકાળ સુધી જીવતાં રહો, ને તમારી મનોકામના પૂર્ણ થાઓ. તમારી સમુદ્રની સફર સફળ કરી ખૂબ ધન કમાઇ ક્ષેમકુશળ જલ્દી પાછા આવજો કે તમને જોઇને અમે આનંદ પામીએ. આ રીતે અશ્રુભીની આંખે પોતપોતાના સ્નેહીજનોને આશીર્વાદ આપ્યા. આ દ્રવ્ય

સાગરને પાર કરવાના આશીર્વાદ છે. ભગવાન આપણને ભવસાગર તરવાના આશીર્વાદ આપે છે.

નેમનાથ ભગવાન પશુડાનો પોકાર સાંભળી તોરણેથી પાછા ફર્યા અને ગીરનાર ઉપર જઇને દીક્ષા લીધી. રાજેમતીને આ વાતની ખબર પડી ત્યારે તેણે એ વિચાર કર્યો કે ભલે, નેમકુમાર મને પરણ્યા વિના પાછા ફર્યા પણ મારી સગાઇ તેમની સાથે થઇ ગઇ એટલે હું તો તેમની પત્ની અને યાદવકુળની વહુ તરીકે જાહેર થઇ ગઇ. માટે હવે તો એમનો જે માર્ગ તે જ મારો માર્ગ. હું પણ દીક્ષા લઇને આત્માનું કલ્યાણ કરું. માતા-પિતાએ રાજેમતીને ખૂબ સમજાવી પણ તે સંસારમાં રોકાયા નહિ ને દીક્ષા લેવા તૈયાર થયા. આ વાતની કૃષ્ણવાસુદેવને ખબર પડી. એમનું હૈયું હર્ષથી નાચી ઉઠયું. હૃદય પ્રફુલ્લિત બન્યું. હું કેવો ભાગ્યશાળી છું! ભલે તે પરણી નથી પણ જાદવકુળની પુત્રવધુ તો કહેવાઇ ગઇ ને! તે દીક્ષા લે છે એટલે મારું જાદવકુળ પણ ઉજ્જવળ બનશે. મારા લઘુ બંધવાએ તો દીક્ષા લીધી અને એની પત્ની કોડ ભરેલી કન્યા રાજેમતી પણ દીક્ષા લે છે. એટલે કૃષ્ણજી તેની પાસે આવ્યા ને કેવા સુંદર મીઠા શબ્દો ઉચ્ચાર્યા! હે રાજેમતી! તું માતા-પિતાને, કુટુંબ પરિવારને રડતા મૂકી દીક્ષા લેવા તૈયાર થઇ છે. કોઇના સામુ પાછું વાળીને જોવા તૈયાર નથી. તું પિતાના કુળને અને યાદવકુળને ઉજ્જવળ બનાવે છે. હું તને અંતરના આશીર્વાદ આપું છું કે "संसार सागरं घोरं तरं कन्ने लहु लहु।" હે રાજેમતી! તમે જે ભાવથી સંયમ અંગીકાર કરો છો તે તમારી મનોકામના સફળ થાઓ. સંયમનું સારી રીતે પાલન કરી જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપની આરાધના કરીને તમે જલ્દી જલ્દી સંસાર સાગરને તરી જાઓ. આ રીતે કૃષ્ણ વાસુદેવે રાજેમતીને ભવસાગર તરવાના આશીર્વાદ આપ્યા હતા.

અહીં બધા લોકો અરહન્નક પ્રમુખ વહેપારીઓને પાણીનો ભરેલો સમુદ્ર તરવાના આશીર્વાદ આપે છે. જેનાં જે સગાં છે તેને ઉદ્દેશીને સૌ કહે છે કે તમે બધા સારો ધંધો કરી ખૂબ ધન કમાઇને સમુદ્રની યાત્રા સફળ કરીને વહેલાં પાછા આવજો. બધાના આશીર્વાદ ઝીલીને બધા વહેપારીઓ પોતપોતાના વહાણમાં બેસશે ને આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

આજે અમારા મહાન તપસ્વી પૂ. ગુલાબચંદ્રજી મહારાજ સાહેબની પુણ્યતિથિનો પવિત્ર દિવસ છે. સાથે અમારા ઉગ્ર તપસ્વી બા.બ્ર. ભાવનાબાઈ મહાસતીજીની ૩૨ ઉપવાસની પૂર્ણાહૂતિનો પવિત્ર દિન છે. તેમની ભાવના નિર્વિઘ્ને પૂર્ણ થાય છે. એમનો તપ સમજણપૂર્વકનો છે. દરરોજ સ્વાધ્યાય કરવી, વાંચણીમાં બેસવું આદિ પોતાની સંયમ સાધનાની પ્રત્યેક ક્રિયા સહિત તેમણે આત્મલક્ષે કર્મોને ચકચૂર કરવા

માટે આવી ઉગ્ર સાધના કરેલી છે. આવી નાની ઉંમરમાં આવી ઉગ્રસાધના કરનાર તપસ્વીને જેટલા ધન્યવાદ આપીએ ને તેમનાં જેટલાં ગુણ ગાઈએ તેટલાં ઓછા છે. આજે તેમને પાંચમું માસખમણ છે.

મારા ભાઈઓ ને બહેનો! તપસ્વીઓના બહુમાન તપ અને ત્યાગથી થાય. આવા તપસ્વીઓના બહુમાન કરવાથી ને તેમના ગુણગાન ગાવાથી અને તપની અનુમોદના કરવાથી ઘણાં કર્મોની નિર્જરા થાય છે. જો તપ ન કરી શકતા હોય તો તપની અનુમોદના તો જરૂર કરો. ૩૨ દિવસ બ્રહ્મચર્યનું પાલન, રાત્રીભોજન, કંદમૂળ અને નાટક સિનેમાનો ત્યાગ વિગેરે વ્રત પ્રત્યાખ્યાન લેશો. આજે પૂ. ગુલાબચંદ્રજી મહારાજ સાહેબની પુણ્યતિથિ છે. તે મહારાજ સાહેબ પણ ઉગ્ર તપસ્વી હતા. એટલે આ બંને પ્રસંગની ઉજવણીમાં તમે સારા વ્રત–પ્રત્યાખ્યાન કરશો તો તપસ્વીનું બહુમાન અને પૂ. ગુલાબચંદ્રજી મહારાજ સાહેબની પુણ્યતિથિ ઉજવી સાર્થક થશે. કાલે પૂ. ભાવનાબાઈ મહાસતીજીનું પારણું અને તેમનું બહુમાન છે. સૌ સારી સંખ્યામાં લાભ લેશો. પૂ. ગુલાબચંદ્રજી મહારાજ સાહેબના ગુણગાન કરીએ તેટલા ઓછા છે. તેવા તે મહાન ચારિત્રવાન સંત હતા. વધુ ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** હવે જ્યાં પ્રદ્યુમ્નકુમાર મોટો થાય છે ત્યાંની વાત વિચારીએ. પ્રદ્યુમ્નકુમાર વિદ્યાધરાધીશ કાલસંવરરાજાના મહેલમાં સુમેરૂ પર્વત ઉપર કલ્પવૃક્ષની માફક મોટો થવા લાગ્યો. પ્રદ્યુમ્નકુમારમાં બાલપણાથી જ ચંદ્રમા જેવી સૌમ્યતા અને સૂર્યસમાન તેજસ્વી હતો. બંને ગુણોથી પ્રભાવશાળી અને પ્રકાશવાન બન્યો. કામદેવ સૌંદર્યવાન હોવાથી બીજાના ચિત્તમાં વિકાર પેદા કરે છે. જ્યારે પ્રદ્યુમ્નકુમાર તેના સૌંદર્યથી બીજાને આનંદ આપે છે. તે જેમ જેમ મોટો થવા લાગ્યો તેમ તેમ તેના પિતાને ઘેર ધન–ધાન્યની વૃધ્ધિ થવા લાગી. પાંચ વર્ષનો થતાં ઉપાધ્યાય પાસે ભણવા મૂકયો. એની યાદશક્તિ એવી તીવ્ર હતી કે ઉપાધ્યાય એક શબ્દ બોલે કે તેને ચાર શબ્દનું જ્ઞાન થઈ જતું. એક વખત ભણાવે તો તે ભૂલતો ન હતો. વિદ્યાભ્યાસ કરતાં તે શુકલ પક્ષની બીજના ચંદ્રમાની જેમ વધવા લાગ્યો. ટૂંક સમયમાં શસ્ત્રવિદ્યા અને શાસ્ત્રવિદ્યા બંને વિદ્યાઓમાં નિપુણ બન્યો. પુરૂષની ૭૨ કળામાં પ્રવીણ બન્યો. એની માતા કનકમાલાને આ પુત્ર પ્રાણથી પણ વધારે પ્રિય હતો. અને રાજ્યને શોભાવે તેવો પરાક્રમી હોવાથી પિતાને પણ પ્રિય હતો. આમ કરતાં પ્રદ્યુમ્નકુમાર મોટો થયો. એનું રૂપ જોઈને સ્ત્રીઓ મોહ પામતી પણ પ્રદ્યુમ્નકુમાર એવો પવિત્ર હતો કે તે કોઈ સ્ત્રીના સામે ઉંચી દૃષ્ટિ કરીને જોતો ન હતો.

**પ્રદ્યુમ્નકુમારનું અજોડ પરાક્રમ :** પ્રદ્યુમ્નકુમાર ભણીગણીને હોંશિયાર થયો.

તેને ઘરમાં બેસી રહેવું ગમતું નથી એટલે એને બહાર ફરવાનું, નવા નવા દેશ જોવાનું ખૂબ મન થવા લાગ્યું. એટલે પિતાની આજ્ઞા લઈને સેના તૈયાર કરીને બહાર ગયો ને પોતાના ભુજાબળથી તે અનેક સુભટોને પરાજિત કરતો હતો. તેની શૂરવીરતા જોઈ કોઈ યુધ્ધને માટે તેની સામે આવવાની હિંમત કરતું નહિ. બળવાન શત્રુને તેણે પોતાના પરાક્રમથી મિત્ર બનાવ્યા. જેઓ ખૂબ અભિમાની હતા તેમને પણ પોતાની કળાથી જીતીને પોતાના કબજે કર્યા. તે સિવાય પિતાની આજ્ઞા લઈને બાકી રહેલાં શત્રુઓને જીતવા ગયો. અને પોતાના સામર્થ્યથી બીજા બધા વિદ્યાધર રાજાઓને જીતીને બધા દેશોમાં પિતાનું શાસન સ્થાપિત કરીને પાછો આવ્યો.

પુત્રનું આવું શૌર્ય ને પરાક્રમ જોઈને કાલસંવરરાજા વિચારવા લાગ્યો કે હવે હું પ્રદ્યુમ્નકુમારને યુવરાજ પદવી આપું. પિતાએ ખૂબ આડંબર સહિત તેને નગરપ્રવેશ કરાવ્યો. ચારે તરફ પ્રદ્યુમ્નકુમારના ગુણ ગવાય છે. તેની પ્રશંસા થવા લાગી. એના માતા-પિતાને હર્ષ સમાતો નથી. હવે આ કાલસંવર રાજાને બીજી ૫૦૦ રાણીઓ છે. તેમના કુંવરો પણ યુવાન થયા છે. પ્રદ્યુમ્નકુમારની ચારે તરફ પ્રશંસા થાય છે. તે સાંભળી રાણીઓનાં દિલમાં ઈર્ષાની આગ પ્રગટ થઈ કે એ એક જ રાજાનો પુત્ર છે? બીજા પુત્રો નથી? એનાં જ બધે ગુણ ગવાય? ઈર્ષાનીઆગ વગર અગ્નિએ મનુષ્યને બાળે છે. હવે શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૪

**ભાદરવા વદ ૧૨ ને સોમવાર** **તા. ૨૦-૯-૭૧**

અનંત જ્ઞાની તીર્થંકર ભગવંતોએ કહ્યું છે કે હે ભવ્ય જીવો! સિધ્ધાંત વાણીના યથાર્થ શ્રવણ, ચિંતન અને મનન વિના અનંતકાળથી જીવાત્મા સંસારમાં રખડી રઝળી રહ્યો છે. સિધ્ધાંત વાણીનું શ્રધ્ધાપૂર્વક શ્રવણ, ચિંતન અને મનન કરવાથી આઠ કર્મોનો ક્ષય કરી સંસાર સાગરને પાર કરી શકાય છે. સાગર બે પ્રકારનાં છે. એક તો જેમાં વહાણ દ્વારા મુસાફરી કરાય છે તે સાગર અને બીજો સંસાર સાગર. સમુદ્રમાં ડૂબતાં માણસને દ્વીપનો સહારો મળતાં બચી શકે છે તેવી રીતે સંસાર સાગરમાં ડૂબતા જીવોને માટે શાસ્ત્રની વાણી દ્વીપ સમાન છે. જે આત્માઓ તેનો સહારો લે છે તે સંસાર સાગરને તરી જાય છે. ભગવંતે સંસાર સાગરને કેવી ઉપમા આપી છે.

"अहो अपार संसारः सरूवा निव दारुणः।
कारणं तस्य कर्मेव, हेतु बीजस्तरोरिव ॥"

અનંતકાળ વીત્યો છતાં હજુ જીવ સંસાર સાગરનો પાર પામી શકયો નથી. કારણ કે આ દારૂણ સંસાર સાગરને તરવો ઘણો મુશ્કેલ છે. કોઈ વિરલ વિભૂતિઓ કર્મોને ખપાવી સંસાર સમુદ્રનો પાર પામી શકે છે. જેમ સાગરમાં પાણીનાં મોજાઓ ઉછળે છે તેમ આ ભવસાગરમાં સંકલ્પ વિકલ્પનાં મોજાં ઉછળે છે. સાગરમાં મચ્છ-કચ્છ વિગેરે પ્રાણીઓ હોય છે તેમ ભવસાગરમાં કામ-ક્રોધ, લોભ, મોહરૂપી મચ્છ-કચ્છ ઘણાં રહેલાં છે. જેમ સાગરમાં ભરતી અને ઓટ આવે છે તેમ સંસારમાં સુખ-દુઃખની ભરતી અને ઓટ આવે છે. સાગર ખારા પાણીથી ભરેલો છે તેમ સંસાર સાગર આઠ કર્મ રૂપી ખારા જળથી ભરેલો છે.

આવા અગાધ સંસાર સાગરમાં વસતા જીવોના દિલમાં વીતરાગ પ્રભુની વાણીની શ્રધ્ધાનું એક કિરણ જો ફૂટે તો તેનો બેડો પાર થયા વિના નહિ રહે. જેને વીતરાગ વચન ઉપર દૃઢ શ્રધ્ધા છે તેવા અરહન્નક શ્રાવક ઘણાં વહેપારીઓની સાથે વહેપાર કરવા માટે પરદેશ જવા તૈયાર થયા છે. અત્યારે દ્રવ્ય સમુદ્ર પાર કરવા જાય છે, ભવિષ્યમાં ભાવ સમુદ્ર તરી જવાનાં છે. આવા પવિત્ર આત્માઓનાં નામ સિધ્ધાંતમાં સુવર્ણાક્ષરે લખાયા છે. એમને સાગરની મુસાફરીમાં જે જે ચીજોની જરૂરિયાત હતી તે બધી ચીજો વહાણમાં ભરીને સૌ પોતપોતાનાં વહાણમાં બેસી ગયા. આ વખતે તેમના સગા સબંધીઓએ તેમને બધાંને આશીર્વાદ આપતાં કહ્યું કે તમે બધા આ લવણસમુદ્ર પાર કરીને ધન કમાવાની ઈચ્છાથી જાઓ છો તે તમારી ઇચ્છા પૂર્ણ થાઓ. શાસનદેવ તમારું રક્ષણ કરે ને તમે ચીર કાળ સુધી જીવતાં રહો. અને ખૂબ ધન કમાઈને ક્ષેમકુશળ પાછા આવો.

આવા આશીર્વાદ આપવાનું એક જ કારણ છે કે આ દરિયાની મુસાફરી છે, ક્યારે દરિયો તોફાને ચઢે ને ક્યારે વહાણ તૂટે ને શું બને તે કહેવાય નહિ. ક્યારેક શરીર સબંધી ઉપાધિ આવી પડે તે કહી શકાય નહિ. આજે ધનવાનો પ્લેનમાં મુસાફરી કરે છે. પ્લેનમાં થોડા સમયમાં ઝાઝી મુસાફરી કરી શકાય છે. પણ ક્યારેક પ્લેનની હોનારત થાય. ટ્રેઈનનો અકસ્માત થાય, ગાડીનો એકસીડેન્ટ થાય ત્યારે પોતાનાં સાધનો પોતાને મુશ્કેલીમાં મૂકી દે છે. ને જીવન દીપક બૂઝાઈ જાય છે. સાંભળો, પોતાને મનગમતું સાધન કયારે મુશ્કેલીમાં મૂકી દે છે તે ઉપર એક દૃષ્ટાંત.

એક રાજા ઘોડા ખેલાવવાનો ખૂબ શોખીન હતા. દરેક રાજાઓને જુદી જુદી જાતના શોખ હોય છે. કોઈ રાજા શિકારના શોખીન તો કોઈ રાજા યુધ્ધના શોખીન હોય છે. કોઈને ઘોડા ખેલવાનો શોખ હોય છે. રાજાને શેનો વધુ શોખ છે તે પ્રજાજનો જાણતાં હોય છે. એક સોદાગરને ખબર પડી કે અમુક રાજાને ઘોડા ખેલવાનો શોખ છે એટલે તે ખૂબ વેગવાળા પાણીદાર સારામાં સારા ઘોડા લઈને રાજાની પાસે

આવ્યો. જેને જે વસ્તુનો શોખ હોય તે વસ્તુ તેને નજર સમક્ષ આવતાં આનંદ થાય છે. તે રીતે રાજા પણ ઘોડા જોઈને ખુશ થયા ને ઘોડાની કિંમત પૂછી. સોદાગરે દરેક ઘોડાની કિંમત કહી. રાજાએ તેમાંથી એક પાણીદાર ઘોડો ખરીદ કર્યો. પણ ઘોડાની પ્રકૃતિ કેવી છે તે પૂછયું નહિ. પ્રકૃતિ એ લગામ છે. આજે કોઈ માણસને આપણે પ્રસન્ન કરવો હોય તો પહેલાં તેની પ્રકૃતિ જાણી લેવી જોઈએ. કોની પ્રકૃતિ કેવી છે તે જાણી લઈએ ને તે પ્રમાણે કરીએ તો કાર્યમાં સફળતા પ્રાપ્ત થાય છે.

**"પ્રજાથી છૂટા પડી ગયેલા રાજા":** સોદાગર ઘોડા વેચીને ચાલ્યો ગયો. એક દિવસ રાજા નવા ખરીદેલા ઘોડા ઉપર બેસીને પોતાના પ્રધાન અને નોકરો સાથે જંગલમાં ફરવા માટે ગયા. થોડીવારમાં જંગલ આવ્યું. ઘોડાનો ચાલવાનો વેગ ખૂબ હતો, પવનવેગે ઘોડો ચાલવા લાગ્યો. ત્યારે રાજાના મનમાં થયું કે સ્હેજ ધીમે પાડું. એટલે રાજાએ લગામ ખેંચી તો ઘોડાની ગતિ વધારે તેજ થઈ. ત્યારે રાજાએ વધુ લગામ ખેંચી તો ઘોડો વધુ ઉતાવળો ચાલવા લાગ્યો. જેમ જેમ રાજા લગામ ખેંચતા ગયા તેમ તેમ ઘોડો વધુ પવનવેગે ચાલવા લાગ્યો. રાજા તો બધાથી છૂટા પડી ગયા ને ઘણે દૂર ગાઢ જંગલમાં નીકળી ગયા. રાજાના મનમાં થયું કે હું એકલો પડી ગયો છું. ભયંકર ગાઢ જંગલ છે. હવે આ ઘોડો મને ક્યાં લઈ જશે? કોઈ રીતે ઉભો રહેતો નથી. આના કરતાં ઘોડાને છોડી દઉં. આમ વિચાર કરે છે ત્યાં એક મોટા વડનું વૃક્ષ આવ્યું. રાજાએ પોતાના પ્રાણ બચાવવા ઘોડાની લગામ છોડીને વડની ડાળ પકડી લીધી. હાથમાંથી લગામ છૂટતાંની સાથે ઘોડો ઉભો રહી ગયો. રાજા વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યા ને વિચાર કરવા લાગ્યા કે આ ઘોડો અવળી લગામનો છે. મેં જેમ લગામ ખેંચી તેમ વધુ વેગથી દોડયો. મેં પહેલેથી આ જાણી લીધું હોત તો આવી મુશ્કેલીમાં મૂકાત નહિ.

બંધુઓ! આ તો અવળી લગામનો ઘોડો હતો પણ ઘણી વખત મનુષ્યની પ્રકૃતિ એવી હોય છે કે તેને કોઈ કાર્ય કરવાની ના પાડવામાં આવે તો પણ તે કાર્ય વધુ વેગથી કરે છે. કોઈ રોગીને ડોકટર કહે કે અમુક ચીજ તારે ખાવી નહિ તો તે ખાવાનું જલ્દી મન થાય છે. ને રોગ મટી ગયા પછી તો બેફામ રીતે તે વસ્તુ ખાવા માંડે છે. તે વખત એને ખબર નથી પડતી કે પછી મારું શું થશે? આવી રીતે ભવના રોગી મનુષ્યોને સંતરૂપી ડોકટરો એમ કહે છે કે તમે વિષય ભોગોનો ત્યાગ કરો. બ્રહ્મચર્યનું પાલન કરો. વ્યસનોનો ત્યાગ કરો. રાત્રિભોજનનો ત્યાગ કરો. પણ અજ્ઞાની જીવોને આ વાત ગળે ઉતરતી નથી. તેથી તેઓ વધુ ને વધુ વિષય વાસનાનું સેવન કરે છે. આવા માણસો પણ અવળી લગામના ઘોડા જેવા કહેવાય ને? જે સવળી લગામના ઘોડા જેવા હોય છે તે જીવો સદ્ગુરૂ સમજાવે

અનંતકાળ વીત્યો છતાં હજુ જીવ સંસાર સાગરનો પાર પામી શક્યો નથી. કારણ કે આ દારૂણ સંસાર સાગરને તરવો ઘણો મુશ્કેલ છે. કોઈ વિરલ વિભૂતિઓ કર્મોને ખપાવી સંસાર સમુદ્રનો પાર પામી શકે છે. જેમ સાગરમાં પાણીનાં મોજાઓ ઉછળે છે તેમ આ ભવસાગરમાં સંકલ્પ વિકલ્પનાં મોજાં ઉછળે છે. સાગરમાં મચ્છ-કચ્છ વિગેરે પ્રાણીઓ હોય છે તેમ ભવસાગરમાં કામ-ક્રોધ, લોભ, મોહરૂપી મચ્છ-કચ્છ ઘણાં રહેલાં છે. જેમ સાગરમાં ભરતી અને ઓટ આવે છે તેમ સંસારમાં સુખ-દુઃખની ભરતી અને ઓટ આવે છે. સાગર ખારા પાણીથી ભરેલો છે તેમ સંસાર સાગર આઠ કર્મ રૂપી ખારા જળથી ભરેલો છે.

આવા અગાધ સંસાર સાગરમાં વસતા જીવોના દિલમાં વીતરાગ પ્રભુની વાણીની શ્રધ્ધાનું એક કિરણ જો ફૂટે તો તેનો બેડો પાર થયા વિના નહિ રહે. જેને વીતરાગ વચન ઉપર દૃઢ શ્રધ્ધા છે. તેવા અરહન્નક શ્રાવક ઘણાં વહેપારીઓની સાથે વહેપાર કરવા માટે પરદેશ જવા તૈયાર થયા છે. અત્યારે દ્રવ્ય સમુદ્ર પાર કરવા જાય છે, ભવિષ્યમાં ભાવ સમુદ્ર તરી જવાનાં છે. આવા પવિત્ર આત્માઓનાં નામ સિધ્ધાંતમાં સુવર્ણાક્ષરે લખાયા છે. એમને સાગરની મુસાફરીમાં જે જે ચીજોની જરૂરિયાત હતી તે બધી ચીજો વહાણમાં ભરીને સૌ પોતપોતાનાં વહાણમાં બેસી ગયા. આ વખતે તેમના સગા સબંધીઓએ તેમને બધાંને આશીર્વાદ આપતાં કહ્યું કે તમે બધા આ લવણસમુદ્ર પાર કરીને ધન કમાવાની ઈચ્છાથી જાઓ છો તે તમારી ઇચ્છા પૂર્ણ થાઓ. શાસનદેવ તમારું રક્ષણ કરે ને તમે ચીર કાળ સુધી જીવતાં રહો. અને ખૂબ ધન કમાઈને ક્ષેમકુશળ પાછા આવો.

આવા આશીર્વાદ આપવાનું એક જ કારણ છે કે આ દરિયાની મુસાફરી છે, ક્યારે દરિયો તોફાને ચઢે ને ક્યારે વહાણ તૂટે ને શું બને તે કહેવાય નહિ. ક્યારેક શરીર સબંધી ઉપાધિ આવી પડે તે કહી શકાય નહિ. આજે ધનવાનો પ્લેનમાં મુસાફરી કરે છે. પ્લેનમાં થોડા સમયમાં ઝાઝી મુસાફરી કરી શકાય છે. પણ ક્યારેક પ્લેનની હોનારત થાય. ટ્રેઈનનો અકસ્માત થાય, ગાડીનો એકસીડેન્ટ થાય ત્યારે પોતાનાં સાધનો પોતાને મુશ્કેલીમાં મૂકી દે છે. ને જીવન દીપક બૂઝાઈ જાય છે. સાંભળો, પોતાને મનગમતું સાધન ક્યારે મુશ્કેલીમાં મૂકી દે છે તે ઉપર એક દૃષ્ટાંત.

એક રાજા ઘોડા ખેલાવવાનો ખૂબ શોખીન હતા. દરેક રાજાઓને જુદી જુદી જાતના શોખ હોય છે. કોઈ રાજા શિકારના શોખીન તો કોઈ રાજા યુધ્ધના શોખીન હોય છે. કોઈને ઘોડા ખેલવાનો શોખ હોય છે. રાજાને શેનો વધુ શોખ છે તે પ્રજાજનો જાણતાં હોય છે. એક સોદાગરને ખબર પડી કે અમુક રાજાને ઘોડા ખેલવાનો શોખ છે એટલે તે ખૂબ વેગવાળા પાણીદાર સારામાં સારા ઘોડા લઈને રાજાની પાસે

આવ્યો. જેને જે વસ્તુનો શોખ હોય તે વસ્તુ તેને નજર સમક્ષ આવતાં આનંદ થાય છે. તે રીતે રાજા પણ ઘોડા જોઈને ખુશ થયા ને ઘોડાની કિંમત પૂછી. સોદાગરે દરેક ઘોડાની કિંમત કહી. રાજાએ તેમાંથી એક પાણીદાર ઘોડો ખરીદ કર્યો. પણ ઘોડાની પ્રકૃતિ કેવી છે તે પૂછયું નહિ. પ્રકૃતિ એ લગામ છે. આજે કોઈ માણસને આપણે પ્રસન્ન કરવો હોય તો પહેલાં તેની પ્રકૃતિ જાણી લેવી જોઈએ. કોની પ્રકૃતિ કેવી છે તે જાણી લઈએ ને તે પ્રમાણે કરીએ તો કાર્યમાં સફળતા પ્રાપ્ત થાય છે.

**"પ્રજાથી છૂટા પડી ગયેલા રાજા"**: સોદાગર ઘોડા વેચીને ચાલ્યો ગયો. એક દિવસ રાજા નવા ખરીદેલા ઘોડા ઉપર બેસીને પોતાના પ્રધાન અને નોકરો સાથે જંગલમાં ફરવા માટે ગયા. થોડીવારમાં જંગલ આવ્યું. ઘોડાનો ચાલવાનો વેગ ખૂબ હતો, પવનવેગે ઘોડો ચાલવા લાગ્યો. ત્યારે રાજાના મનમાં થયું કે સ્હેજ ધીમે પાડું. એટલે રાજાએ લગામ ખેંચી તો ઘોડાની ગતિ વધારે તેજ થઈ. ત્યારે રાજાએ વધુ લગામ ખેંચી તો ઘોડો વધુ ઉતાવળો ચાલવા લાગ્યો. જેમ જેમ રાજા લગામ ખેંચતા ગયા તેમ તેમ ઘોડો વધુ પવનવેગે ચાલવા લાગ્યો. રાજા તો બધાથી છૂટા પડી ગયા ને ઘણે દૂર ગાઢ જંગલમાં નીકળી ગયા. રાજાના મનમાં થયું કે હું એકલો પડી ગયો છું. ભયંકર ગાઢ જંગલ છે. હવે આ ઘોડો મને કયાં લઈ જશે? કોઈ રીતે ઉભો રહેતો નથી. આના કરતાં ઘોડાને છોડી દઉં. આમ વિચાર કરે છે ત્યાં એક મોટા વડનું વૃક્ષ આવ્યું. રાજાએ પોતાના પ્રાણ બચાવવા ઘોડાની લગામ છોડીને વડની ડાળ પકડી લીધી. હાથમાંથી લગામ છૂટતાંની સાથે ઘોડો ઉભો રહી ગયો. રાજા વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યા ને વિચાર કરવા લાગ્યા કે આ ઘોડો અવળી લગામનો છે. મેં જેમ લગામ ખેંચી તેમ વધુ વેગથી દોડયો. મેં પહેલેથી આ જાણી લીધું હોત તો આવી મુશ્કેલીમાં મૂકાત નહિ.

બંધુઓ! આ તો અવળી લગામનો ઘોડો હતો પણ ઘણી વખત મનુષ્યની પ્રકૃતિ એવી હોય છે કે તેને કોઈ કાર્ય કરવાની ના પાડવામાં આવે તો પણ તે કાર્ય વધુ વેગથી કરે છે. કોઈ રોગીને ડોકટર કહે કે અમુક ચીજ તારે ખાવી નહિ તો તે ખાવાનું જલ્દી મન થાય છે. ને રોગ મટી ગયા પછી તો એફામ રીતે તે વસ્તુ ખાવા માંડે છે. તે વખત એને ખબર નથી પડતી કે પછી મારું શું થશે? આવી રીતે ભવના રોગી મનુષ્યોને સંતરૂપી ડોકટરો એમ કહે છે કે તમે વિષય ભોગોનો ત્યાગ કરો. બ્રહ્મચર્યનું પાલન કરો. વ્યસનોનો ત્યાગ કરો. રાત્રિભોજનનો ત્યાગ કરો. પણ અજ્ઞાની જીવોને આ વાત ગળે ઉતરતી નથી. તેથી તેઓ વધુ ને વધુ વિષય વાસનાનું સેવન કરે છે. આવા માણસો પણ અવળી લગામના ઘોડા જેવા કહેવાય ને? જે સવળી લગામના ઘોડા જેવા હોય છે તે જીવો સદ્‌ગુરૂ સમજાવે

તો સમજી જાય છે ને પોતાની શક્તિ અનુસાર ત્યાગ કરે છે. વિશેષ ત્યાગ કરવા માટે પ્રયત્નશીલ બને છે.

**કંઠે પ્રાણુ આવતાં મળેલો સહકાર :** ઉનાળાનાં દિવસો હતાં. રાજા ગાઢ જંગલમાં આવી પહોંચ્યા છે. જ્યાં કોઈ માણસ પણ દેખાતું નથી. ગરમીના કારણે રાજાને ખૂબ તરસ લાગી હતી. મધ્યાન્હનો સમય થયો હતો એટલે ભૂખ પણ કકડીને લાગી હતી. થાક પણ ખૂબ લાગ્યો હતો. ભૂખ તરસ અને થાકના કારણે ચક્કર આવવાથી રાજા બેભાન થઈને પડી ગયા. જુઓ, રાજાને ઘોડો કેટલો વહાલો હતો ? પોતાની વહાલી વસ્તુ પણ કેવી દુઃખદાયક બને છે ! રાજા બેભાન થઈને મડદાની માફક પડયાં છે. આ સમયે એક ભીલની છોકરી બકરા ચરાવવા માટે ત્યાં આવી. તેણે રાજાને બેભાન અવસ્થામાં પડેલો જોયો. રાજાને જોઈને તેના મનમાં થયું કે આ કોઈ મોટો ને સજ્જન માણુસ લાગે છે. ભૂલથી આ ગાઢ જંગલમાં આવી ચઢયાં લાગે છે. અને તેમની આ દશા થઈ છે. મારાથી બચે તો એને બચાવું. દુઃખના વખતે સહાય કરવી તે માનવ માત્રની ફરજ છે. આવા જંગલમાં આપણે ગરીબ માણુસ બીજું તો શું કરી શકીએ ? પણ સજ્જન પુરૂષની સેવા કરું એમ વિચાર કરીને ભીલની છોકરી રાજા પાસે આવી. પોતાને પીવા માટે શીતળ પાણી લાવી હતી તે શીતળ પાણી રાજાના મોઢા ઉપર છાંટયું. એટલે રાજાને કંઈક શાંતિ વળી ને ભાનમાં આવ્યા. તેમના મનમાં વિચાર થયો કે મને આ જંગલમાં કોણે જીવતદાન આપ્યું ? ભીલની છોકરીને પોતાની પાસે બેઠેલી જોઈને રાજા હરખાઈ ગયા.

રાજાએ કહ્યું– બહેન ! અહીં ક્યાય ખાવાનું મળશે ? મને ખૂબ ભૂખ લાગી છે. ખાધા વિના જીવી શકું તેમ નથી. આ છોકરી ખૂબ વિનયવંત અને સેવાભાવી હતી. આમ તો ભીલના કુળમાં જન્મી હતી. આવા કુળમા અવા સંસ્કારો મળવા મુશ્કેલ છે. પણ આ પૂર્વભવનો સંસ્કારી જીવ હતો. છોકરીએ વિચાર કર્યો કે આ મોટો માણુસ છે. તે જીવી જશે તો કંઈક ભલા કાર્ય કરશે. માટે ભલે હું ભૂખ વેઠીશ પણ આમને આપું. આમ વિચારી તેની પાસે રોટલો ને છાશ હતું તે આપ્યું. આથી રાજા ખૂબ પ્રસન્ન થયા. અને તેનો બદલો વાળવાની દૃષ્ટિથી તેને ઘેર ગયો. ભીલ સમજી ગયો કે આ મોટા રાજા છે. તેનો ખૂબ સત્કાર કર્યો ને કહ્યું. પધારો મહારાજા ! પાવન કરો મારી ઝુંપડી. રાજા કહે કે હું તારી પાસે કંઈક માંગવા આવ્યો છું. કહો સાહેબ ! શું જોઈએ છે ? રાજા કહે કે તારી દીકરીએ મને જીવાડયો છે. માટે જો તે કુંવારી હોય તો મારી સાથે લગ્ન કર.

ભીલે કહ્યું. સાહેબ ! આપ તો અમારા પાલનહાર છો. આપ મોટા મહારાજા છો. ને અમે તો તુચ્છ ભીલ જાતિનાં છીએ. આપને ત્યાં ઘણી રાણીઓ હશે. મારી દીકરી આપના મહેલમાં ન શોભે. રાજાએ કહ્યું. શોભે કે ન શોભે એ મારે જોવાનું

છે. પણ તારી શું ઈચ્છા છે? ભીલે કહ્યું. આપ જેવા રાજાને ત્યાં મારી દીકરી આવે તે કોને ન ગમે? મારી દીકરીને પરણાવવા રાજી છું. ત્યારે રાજાએ કહ્યું. ભાઈ! તારી દીકરી ભીલડી નથી પણ રાણી બનવાને યોગ્ય છે. તેનામાં માનવતાનો દીપ ઝળહળે છે. આજે આ જંગલમાં જો મને તારી દીકરી ન મળી હોત તો હું જીવતો ન રહી શકત. તેણે મને જીવતદાન આપી મહાન ઉપકાર કર્યો છે. હું ઉપકારીનો ઉપકાર કદી વિસરતો નથી. પારકા ઉપર ઉપકાર કરનાર અને પરમાર્થ દૃષ્ટિથી બીજાને જીવન આપનાર હંમેશા મહાન હોય છે. પણ જે કદી પરમાર્થનું કામ કરવામાં સમજ્યો નથી તે મોટો રાજા હોય શ્રીમંત હોય કે ગરીબ હોય તો પણ તે તુચ્છ છે.

દુનિયામાં મોટાનું પદ મળી જવાથી મહાન બનાતું નથી પણ પરમાર્થ આદિ ગુણો કેળવવાથી મહાન બની શકાય છે. માટે જો તમારી દીકરીને મારી સાથે પરણાવો તો તેને મારી રાણી બનાવીને રાજ્ય સાહ્યબીનાં મહાન સુખો આપીને હું તેના ઉપકારનો બદલો વાળી શકું. ભીલે તે વાત માન્ય કરી. એટલે ત્યાં ને ત્યાં રાજા સાથે પોતાની પુત્રીના ગાંધર્વ લગ્ન કર્યા. રાજા ભીલડી રાણીને લઈને પોતાના રાજ્યમાં આવ્યા. અને સર્વ શણગારોથી તેને શોભીત બનાવી.

આ બધું સુખ જોઈને ભીલડી રાણી વિચાર કરવા લાગી કે અહો પ્રભુ! ક્યાં મારી જંગલની ઝુંપડી અને ક્યાં આ સ્વર્ગપુરી જેવો ભવ્ય રાજમહેલ! ક્યાં લૂખો સૂકો રોટલોને છાશ અને ક્યાં નિત્ય નવાં મેવા ને મિષ્ટાન્ન! ક્યાં ફાટયા તૂટયાં સાદા કપડાં ને ક્યાં મોંઘા ઝરીનાં વસ્ત્રો! ક્યાં મારા ચણોઠીના હાર અને ક્યાં આ હીરાનો હાર ને મૂલ્યવાન દાગીના! ભીલડી પોતાની પૂર્વ સ્થિતિને યાદ કરતાં પોતાની રૂમનાં બારણું બંધ કરી ભીલડીનાં કપડાં પહેરીને ભગવાનને પ્રાર્થના કરે છે કે અહો પ્રભુ! તેં તો મને મહાન સુખમાં મૂકી દીધી. હું આ સુખને લાયક નથી. છતાં મારા પુણ્યબળે મને આવું મહાનસુખ મળ્યું છે પણ આ સુખનો વિશ્વાસ કરવા જેવો નથી. મારું પુણ્ય હશે ત્યાં સુધી ટકશે. પુણ્ય ખલાસ થતાં ચાલ્યું જશે. કદાચ મારી જિંદગીપર્યંત પુણ્યનો દીપક જલતો રહેશે તો આયુષ્યનો દીપક બુઝાઈ જશે તો આ રાજપાટ બધું અહીં રહી જશે. માટે મને આ રાજસુખનું કદી અભિમાન ન આવે, રાજ્યની સત્તામાં પડી હું પૂર્વની સ્થિતિનું ભાન ભૂલી કોઈને કચડી નાંખું નહિ તેવી મને શક્તિ ને બુધ્ધિ આપજો મારે એવા દુર્ગુણોનો સંગ કરવો નથી. કદાચ મને માન આવી જાય કે હું રાણી છું. મારે હવે કોઈની જરૂર નથી. તે સમયે તું મારું અભિમાન ઓગાળી નાંખજે.

આ બધું જે કંઈ મને મળ્યું છે તે મારું નથી. જે પોતાનું નથી તેનો ગુમાન શા કામનો? જ્યારે મને માન આવે ત્યારે હું નમ્ર બની જાઉં તેવી મને

સદ્બુધ્ધિ આપજે. ક્રોધ–માન–માયા–લોભ એવા દુર્ગુણો મારે મારા જીવનમાં આવવા દેવા નથી. અને દુર્ગતિના દરવાજા ખોલવા નથી. આ રીતે ભીલડી રાણી નિખાલસ ભાવે પ્રભુને પ્રાર્થના કરતી હતી. તે વખતે રાજાની પટ્ટરાણીની દાસી ત્યાં આવી. આ રાણીની રૂમનાં બારણાં બંધ જોઈને તેના મનમાં થયું કે નવી રાણી બારણાં બંધ કરીને શું કરે છે? લાવ જોઉં. દાસીએ તીરાડમાંથી જોયું. રાણી ભીલડીના વેશમાં આંખ બંધ કરીને પ્રાર્થના કરે છે. આ જોઈને દાસી દોડતી આવીને તેની રાણીને કહે છે. બાઈ! જુઓ તો ખરા. પેલી રાણી બારણાં બંધ કરી રાજાને વશ કરવાનાં મંત્રો ભણે છે. પટ્ટરાણી ત્યાં આવીને બધું જોઈ ગઈ. આંખ બંધ કરીને કંઈક બોલે છે તે સાંભળ્યું. પણ શું બોલે છે તે સાંભળ્યું નહિ.

બંધુઓ! જેની જેવી દૃષ્ટિ હોય તેવી તેને સૃષ્ટિ દેખાય છે. પટ્ટરાણીની દૃષ્ટિ અવળી હતી એટલે એને એવું દેખાયું. તે રાજાને કહે છે. આપ જે નવી ભીલડી રાણીને લાવ્યાં છો તે ભલે આપની રાણી બની પણ ગમે તેમ તો ય એ ભીલડી એટલે ભીલડી. એને મંત્ર–જંત્ર બહુ આવડે. એટલે એ રાણી તમને વશ કરવા મંત્ર ભણે છે. આપને વશ કરીને ગાંડા બનાવી દેશે. તમારે જોવું હોય તો બતાવું. રાજા કહે ભલે. બીજે દિવસે ભીલડી બારણાં બંધ કરીને પ્રાર્થના કરતી હતી. તે વખતે રાણીએ રાજાને બોલાવીને કહ્યું– જોઈ આવો. આપની નવી રાણી શું કરે છે? રાજા તીરાડમાંથી જુએ છે ને કાન માંડીને સાંભળે છે. તો રાણી બોલે છે હે પ્રભુ! કદી મારામાં દુર્ગુણ પ્રવેશ ન કરે. મારી સદબુધ્ધિ કુબુધ્ધિ ન બની જાય. હું સદા મારા પતિને પરમેશ્વર ગણી તેમની ભક્તિ કરું. મારી વડીલ બહેનોની સેવાનો લાભ મને મળે. મારામાં સદા નમ્રતા રહે ને સદા હું નાની રહું તેવી મને સદ્બુધ્ધિ આપજે. દૂધના ભરેલા તપેલામાં એક ટીપું છાશ પડે તો દૂધ ફાટી જાય છે. મીઠાઈના ભરેલાં થાળમાં એક ટીપું ઝેર પડે તો મીઠાઈ ઝેર બની જાય છે, તેમ સદ્ગુણથી ભરેલાં જીવનમાં નાનકડો દુર્ગુણ પ્રવેશતાં બધા ગુણો દુર્ગુણ બની જશે. માટે સદા મારા જીવનમાં સદ્ગુણનું સિંચન કરજે.

આ રીતે રાણી પ્રભુને પ્રાર્થના કરે છે. રાજા બરાબર સાંભળીને રાણી ઉપર પ્રસન્ન થયા. ને પટ્ટરાણીને કહ્યું તમારી દૃષ્ટિમાં ઝેર ભર્યું છે માટે તમે મને ખોટું ભમાવ્યું. એની તો શુધ્ધ ભાવના છે. તે ભગવાનને કેવી સુંદર પ્રાર્થના કરે છે માટે એ પટ્ટરાણીના પદને લાયક છે. એમ કહીને રાજાએ ભીલડીને પટ્ટરાણીનું પદ આપ્યું. ભીલડીએ ઘણી ના પાડી. સ્વામીનાથ! મને આ ન શોભે. મને સદા નાની રાખો. પણ રાજા આગળ કોનું ચાલે? ભીલડી સદ્ગુણથી પટ્ટરાણી બની ગઈ. ટૂંકમાં જેનું મન સવળી લગામના ઘોડા જેવું છે, જેના આત્માનો દીપક જલે છે,

અને જેના જીવનમાં સદ્‌ગુણોની સૌરભ મ્હેંકે છે તે આગળ વધી શકે છે ને મહાન સુખનો સ્વામી બની શકે છે.

અરહન્નક શ્રાવકના આત્માનો દીપક ઝળહળે છે, તેમનું જીવન સદ્‌ગુણોની સૌરભથી મ્હેંકે છે એટલે સૌ વહેપારીઓ તેમની આજ્ઞાનું પાલન કરે છે. બધા વહેપારીઓ પોતપોતાનાં વહાણમાં બેસી ગયા, તેમના સગા સબંધીઓ, મિત્રો અને જ્ઞાતિજનોએ આશીર્વાદ આપ્યા કે શરીર સબંધી, સાગર સબંધી કોઈ ઉપદ્રવ ન આવે ને તમે સ્વસ્થ શરીરવાળાં, ધન તેમજ પરિપૂર્ણ પરિવારથી યુક્ત થઈને વહેલાં ઘેર પાછાં આવો. અમે તમને કુશળ જોઈએ. આમ કહીને તેઓ ત્યાં "तहि सोमाहि निध्धाहि दीहाहिं सप्पिवासाहिं पप्पुयाहि दिट्टहि निरीक्खमाणा मुहुत्तमेत्तं संचिट्ठंति।" સૌમ્ય, સ્નિગ્ધ અને બહુ વખત સુધી દર્શનની ઈચ્છાવાળી અને આંસુ ભીની દૃષ્ટિથી તેમને જોતાં એક મુહુર્ત સુધી બેસી રહ્યા.

એ બધાં વહેપારીઓને સમુદ્રની સફર માટે વિદાય આપતાં તેમનાં સગાસંબધીઓની આંખમાં આંસુ ભર્યાં છે ને વહાણ સામે અશ્રુભીની આંખે મેખોન્મેખ દૃષ્ટિથી જોઈ રહ્યાં છે. વહેપારીઓએ વહાણમાં બેઠા પછી દરિયાને પુષ્પ ચોખા વિગેરે ચઢાવ્યા. પોતે પહેરેલાં વસ્ત્રો ઉપર લાલ ચંદનનાં થાપા લગાવ્યા ધૂપ વિગેરે અગ્નિમાં નાખી ધૂપ વિગેરે અર્પીને સમુદ્રની પૂજા કરી. મંગલ વાજિંત્રો વગાડી, સમુદ્રની યાત્રા કરવાનો ચંપાપુરીના રાજાનો પરવાનો મેળવી લીધો. બધી તૈયારીઓ થઇ ગઇ. હવે સારા શુકન જોઇને વહાણ ઉપાડશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર ભણીગણીને હોંશિયાર થયો છે. તેની બુધ્ધિ અને બાહુબળથી અનેક વિદ્યાધર રાજાઓ ઉપર તેણે જીત મેળવી. કંઈકને પ્રેમથી જીત્યા તો કંઈકને બાહુબળનો પરચો દેખાડીને જીત્યા. અને ચારે તરફ પોતાના પિતા કાલસંવર રાજાની આણ પ્રવર્તાવી. આવો પરાક્રમી પુત્ર જોઇને ક્યા માતા-પિતાનાં હૈયાં ન હરખાય ? કાલસંવર રાજા અને કનકમાલા રાણીની છાતી પ્રદ્યુમ્નકુમારને જોઈને ગજગજ ફુલે છે. રાજા કહે છે બેટા ! તું જન્મ્યો ત્યારથી મેં તો તને યુવરાજપદ આપી દીધું છે. પણ હવે બધા રાજાઓની સમક્ષમાં તને વિધિપૂર્વક યુવરાજપદે સ્થાપન કરૂં. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું. પિતાજી ! મારા બીજાં ઘણાં ભાઈઓ છે. તેમાંથી આપને જે યોગ્ય લાગે તેને યુવરાજપદ આપો. મારે પદ જોઈતું નથી. પણ રાજાએ કહ્યું કે મને તારામાં યોગ્યતા દેખાય છે. તું યુવરાજપદને યોગ્ય છે. માટે તું તેનો સ્વીકાર કર. પિતાજીનો ખૂબ આગ્રહ થવાથી વિનયવંત પ્રદ્યુમ્નકુમારે યુવરાજપદનો સ્વીકાર કર્યો. રાજાએ ખૂબ ધામધૂમથી પ્રદ્યુમ્નકુમારને યુવરાજ પદવી આપી. ગરીબોને છૂટે હાથે દાન આપ્યું. અને આવેલાં રાજાઓનું સન્માન કર્યું. આ રીતે મહોત્સવ ઉજવ્યો,

પ્રદ્યુમ્નકુમારને યુવરાજપદ મળ્યું છે પણ તેનામાં નામ અભિમાન નથી. વિનય નમ્રતા, સરળતા અને પરાક્રમ આદિ ગુણોને કારણે તેની ખૂબ પ્રશંસા થવા લાગી. પ્રદ્યુમ્નકુમાર ઉપર કાલસંવર રાજા અને કનકમાલા રાણીનું સગા માતા-પિતા જેવું હેત છે. પ્રદ્યુમ્નકુમારને પણ ખબર નથી કે આ મારા પાલક માતા-પિતા છે, તે ખૂબ પ્રેમથી રહે છે. તેને જોઈને માતા-પિતા હરખાય છે. અને જ્યાં ને ત્યાં એની ખૂબ પ્રશંસા થવા લાગી.

**પ્રદ્યુમ્નકુમારની પ્રશંસાથી જાગેલો દ્વેષાનલ :** બીજી તરફ કાલસંવર રાજાને (૫૦૦) પાંચસો રાણીઓ હતી. તેમને પણ પુત્રો છે, આ પ્રદ્યુમ્નકુમારને રાજાએ યુવરાજ પદે સ્થાપન કર્યો તેથી ખૂબ ઈર્ષ્યા આવી ગઈ. જ્યારે તેમના પુત્રો માતાને પ્રણામ કરવા માટે ગયા ત્યારે તેમની માતાઓ ગુસ્સો કરીને કહેવા લાગી કે દીકરાઓ! તમારા જીવનને ધિક્કાર છે. જો દીકરા પરાક્રમી હોય તો માતાનું નામ ઉજ્જવળ કરે.

જેમના અંતરમાં ઈર્ષ્યાની આગ ફાટી નીકળી છે તેવી રાણીઓ પોતપોતાનાં પુત્રો ઉપર ગુસ્સે થઈને કહેવા લાગી કે તમારા અવતારમાં ધૂળ પડી. ભલે સિંહણ એક બચ્ચાંને જન્મ આપે છે પણ કોઈની તાકાત નથી કે તેના સામે આવી શકે? સિંહણનું બચ્ચું એકલું જંગલમાં નિર્ભયતાથી રહે છે. કદાચ સિંહણનું આયુષ્ય પૂરું થઈ જાય તો પણ તેને ચિંતા નથી રહેતી કે પાછળ મારા બચ્ચાંનું શું થશે? ગધેડી દશ બચ્ચાંને જન્મ આપે તો પણ તેની કાંધેથી બોજો ઉતરતો નથી. એ સદા બોજો ઉપાડયાં કરે છે. તે રીતે હે પુત્રો! તમે વિચાર કરો. પ્રદ્યુમ્નકુમાર કેવો પરાક્રમી છે. એણે કેટલાં વિદ્યાધર રાજાઓને જીત્યાં, એના પરાક્રમથી તમારા પિતાએ તેને યુવરાજ પદ આપ્યું. અને એની કેટલી પ્રશંસા થાય છે!

હે પુત્રો! આખી નગરીમાં ચોરે ને ચૌટે પ્રદ્યુમ્નકુમારનાં ગુણ ગવાય છે. એ યુવરાજ તો બની ચૂકયો. હવે તમે જો કંઈ પુરૂષાર્થ નહિ કરો તો એ રાજ્યનો ધણી બની જશે. પછી તમારી કોઈ કિંમત નહિ રહે. તમને કોઈ પૂછશે નહિ. આવા કાયર દીકરાઓની માતા બનવામાં શું લાભ? આ પ્રમાણે પોતપોતાની માતાઓ પોતાના કુંવરોને કહેવા લાગી. માતાઓનાં વચન સાંભળી બધા રાજકુમારો ખૂબ ગુસ્સે થયાં ને તેમના દિલમાં પણ દ્વેષાગ્નિ પ્રગટ થઈ અને ક્રોધે ભરાઈને બોલવા લાગ્યા કે હે માતા! અમે સિંહણના જાયા સિંહ છીએ. અમે કંઈ ગર્દભ નથી. અમે ગમે તેમ કરીને હવે પ્રદ્યુમ્નકુમારનો કાંટો કાઢીને જંપીશું ને એને મારીને અમે ગાદીએ બેસીશું. તમે ચિંતા કરશો નહિ. આમ કહીને પુત્રોએ માતાઓને આશ્વાસન આપ્યું.

**"મદનકુમારને મારી નાંખવા માટે રચેલી કપટજાળ"**: માતાઓને વચન આપીને બધા રાજકુમારો ભેગાં થયાં ને નક્કી કર્યું કે આપણે બધા પ્રદ્યુમ્ન સાથે ગાઢ મિત્રાચારી બાંધીએ. પછી દાવ અજમાવીએ તો સફળતા મળે. એમ નિર્ણય કરીને પ્રદ્યુમ્નકુમારને પ્રેમથી બોલાવવા ચલાવવા લાગ્યાં. પ્રદ્યુમ્નકુમાર તો સરળ હતો. એ પણ બધા ભાઈઓ સાથે આનંદ કીલ્લોલ કરવા લાગ્યો. એને ખબર નથી કે આ બધી કપટબાજી રમાય છે.

બધા કુમારો સગા ભાઈઓની જેમ પ્રેમથી હળી મળીને રહેવા લાગ્યા. તે એવો પ્રેમ બતાવે છે કે જાણે દેહ જુદા છે પણ જીવ જુદા નથી. પ્રદ્યુમ્નકુમારને એટલો બધો હર્ષ થયો કે શું મારા ભાઈઓનો મારા પ્રત્યે પ્રેમ છે? બધાને થયું કે હવે ખૂબ દોસ્તી જામી છે. એટલે કહે છે ભાઈ! તું એક દિવસ અમારે ત્યાં જમવા માટે આવ તો આપણે ભેગા બેસીને જમીએ. પ્રદ્યુમ્નકુમાર કહે-ભલે, મને તો કોઈ વાંધો નથી. હું જમવા આવીશ. પછી તમે મારે ત્યાં આવજો. બધાએ કબૂલ કર્યું.

બધા કુમારોએ ભારોભાર ઝેર નાંખીને તેમે ભોજન તૈયાર કરાવ્યું ને તે ઝેર-મિશ્રિત ભોજન પ્રદ્યુમ્નકુમારને પીરસ્યું, પણ જેનું પુણ્ય પ્રબળ છે તેને ઝેર શું કરી શકે? ઝેર પણ અમૃત બની ગયું. તેને ઝેરની કોઈ અસર થઈ નહિ. ભગવાનનાં વચન છે કે રૂક્ષ્મણીને તેનો પુત્ર સોળ વર્ષે મળશે. જો આવા વિષપ્રયોગથી મરી જાય તો ભગવાનનાં વચન ખોટા પડે, પ્રદ્યુમ્નકુમારને ઝેરની અસર ન થઇ તેથી તેના ભાઈઓ તેનાં ઉપર ખૂબ ગુસ્સે થયાં. આ કેવો વજ્ર જેવો છે કે તેને કંઈ અસર થતી નથી. હવે બીજો ઉપાય કરીએ. એક કાવત્રામાં ફાવ્યા નહિ. હવે તે લોકો બીજું કાવત્રું કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૭૫

**ભાદરવા વદ ૧૩ ને મંગળવાર** **તા. ૨૧-૯-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

વર્ષોથી વીતરાગ વાણીનું પાન કરવા છતાં હજુ આપણાં આત્માનો ઉદ્ધાર કેમ થતો નથી? તેનો અંતરના ઉંડાણથી ચિંતનપૂર્વક વિચાર કરશો તો સમજાશે કે હજુ આપણો આત્મા મિથ્યાત્વ મોહમાં પડેલો છે. માટે મિથ્યાત્વને ટાળવા વીતરાગ વાણી ઉપર શ્રદ્ધા કરો. મિથ્યાત્વ દૂર થતાં સમ્યગ્દર્શનનો ગુણ પ્રગટ થશે. સમ્યગ્-દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રિપુટીના સહારાથી જીવ મોક્ષમાં પહોંચી શકે છે. હવે તમને પ્રશ્ન થશે કે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એટલે શું?

સમ્યગ્દર્શન એટલે આત્માની રૂચી. સમ્યક્જ્ઞાન એટલે આત્માની ઓળખાણ અને સમ્યગ્ચારિત્ર એટલે આત્માની રમણતાનો અનુભવ. સમ્યગ્દર્શન આત્માને નવી દૃષ્ટિ આપે છે.

માની લો કે તમે તમારા કોઈ સ્નેહીને ઘેર મળવા માટે ગયા. ત્યાં તમે સોનાનો રત્નજડિત સુંદર ગ્લાસ જોયો. થોડીવારે બીજો અજાણ્યો માણસ આવ્યો ને તેણે પણ એ ગ્લાસ જોયો. તમને એ ગ્લાસ જોઈને એવો વિચાર થશે કે આ મારા સ્નેહીઓએ આ સુવર્ણનો રત્નજડિત ગ્લાસ ભૂલથી બહાર કાઢીને મૂકયો લાગે છે. હું તેમને લઈને આપી દઉં. ત્યારે બીજો માણસ ચોરની દૃષ્ટિથી ગ્લાસને જોઈ રહ્યો છે. આ માણસો અહીંથી સ્હેજ દૂર જાય તો હું ગ્લાસ ઉઠાવીને રવાના થઈ જાઉં. એકને લેવાની ભાવના થાય છે જ્યારે બીજાને દેવાની ભાવના છે. આ રીતે સમ્યગ્દર્શનથી મિત્ર જેવી દૃષ્ટિ આવે છે ને હૃદયમાં પડેલી વિકાર ભરેલી વાસનાઓ દૂર થાય છે અને પૌદ્‌ગલિક પદાર્થો પ્રત્યે સમભાવ આવે છે. જેથી સંસારની વાસનાઓ આત્મામાં પ્રવેશતી નથી.

જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. તેમાં અત્યારે આપણે અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. બંદર ઉપર બધી મંગલવિધિ થઈ ગઈ. ત્યારબાદ ચારણોએ મંગલધ્વનિ કર્યો.

"हं मो सव्वेसिम विमे अत्यसिध्धीओ उवट्ठिताइं कल्लाणाइं पडियाइं सव्वपावाइं जुत्तो पूसओ विजओ मुहुत्तो अयं देसकालो।"

હે પોતવણિકો! તમને બધાંને અર્થની સિદ્ધિ થાય. તમારું સદા કલ્યાણ થાય. મંગલયાત્રાનાં તમારાં બધાં વિઘ્નો નાશ પામો. અત્યારે ચંદ્રની સાથે પુષ્પ નક્ષત્રનો અનુકુળ યોગ થઈ રહ્યો છે અને વિજય મુહુર્તનો સમય ચાલી રહ્યો છે, એટલે પ્રસ્થાન માટે અત્યારનો સમય શુભાવહ છે. આ પ્રમાણે સાંભળીને જે વહાણોનાં વચ્ચેના ભાગમાં અનેક જાતની વેચાણની વસ્તુઓ ભરેલી હતી અને અગ્રભાગમાં યથોચિત જાતજાતની સંચાલન સામગ્રી ભરેલી હતી એવા વહાણને કિનારા ઉપરના થાંભલાનું બંધન ખોલીને મુક્ત કરવામાં આવ્યું.

સગાંસ્નેહીઓ અને જ્ઞાતિજનો જે તેમને વળાવવા માટે આવ્યા હતા તેઓ બધાં કહે છે તમે વહેલાં ક્ષેમકુશળ પાછા આવજો. આવજો....આવજોનાં અવાજો સાથે વહાણ દેખાયાં ત્યાં સુધી બધા અનિમેષ દૃષ્ટિથી વહાણ તરફ મીટ માંડીને જોઈ રહ્યા. એક મુહુર્ત સુધી ત્યાં બેસી વહાણ દેખાતાં બંધ થયા પછી બધા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. લંગર છૂટતાં વહાણ સડસડાટ ચાલવા લાગ્યા. વહાણ ચલાવનાર નાવિક લંગર છોડયાં વિના વહાણને ગમેતેટલાં હલેસા મારે તો પણ વહાણ આગળ

ચાલતું નથી. લંગર છૂટે એટલે એક-બે હલેસાં મારતાંની સાથે વહાણ સડસડાટ ચાલે છે. વહાણ જેવી જીવની દશા છે. તમે સંસારમાં બેઠાં છો. તમારી નૌકા સંસાર સાગરથી તારવા અમે વીતરાગવાણીનાં ગમે તેટલાં હલેસા મારીએ પણ તમે રાગ અને મોહનાં એવા જખ્ખર લંગર નાંખીને બેસી ગયા છો કે તે નહિ છૂટે ત્યાં સુધી જીવનનૌકા ક્યાંથી તરી શકશે ?

દરિયામાં તરતું વહાણ ગૃહસ્થાશ્રમમાં વસતા જીવોને સૂચન કરે છે કે તમે મારી માફક સંસારમા રહેશો તો ડૂબી નહિ જવાય. વહાણમાં હજારો મણ વજન ભરેલું હોય છે. અને કેટલાં માણુસો તેમાં બેઠાં હોય છે. છતાં વહાણ અડધું દરિયામાં ડૂબેલું હોય છે ને અડધું બહાર હોય છે. સ્ટીમરનો પણ અડધો ભાગ પાણીમાં ને અડધો બહાર હોય છે. તેની ચારે બાજુ અગાધ પાણી હોય છે છતાં વહાણ પાણીમાં ડૂબતું નથી કે અંદર પાણી પ્રવેશી શકતું નથી, તેનું કારણ શું ? નૌકા સુરક્ષિત છે. તેમાં સોયના નાકા જેટલું પણ છિદ્ર નથી. એટલે વહાણ અને સ્ટીમર પાણીમાં રહેવા છતાં પોતાનામાં પાણીને પ્રવેશ કરવા દેતું નથી. એટલે તરે છે. તે રીતે આત્મજાગૃતિવાળા શ્રાવકો સંસારમાં વસે છે. તેની ચારે બાજુ વાસનાનાં મોજાંઓ ઉછળે છે, છતાં તે ડૂબતો નથી કારણ કે તે આત્મામાં વાસનાના પાણીને પ્રવેશવા દેતો નથી. સંસારમાં રહેવા છતાં સંસારને બંધનરૂપ માને છે. તેમાંથી બહાર નીકળવા મથે છે. જે ક્ષણે તેને તક મળશે તે ક્ષણે સંસારનાં બંધનો છોડીને બહાર નીકળી જશે. પછી એક ક્ષણ સંસારમાં ઉભો નહિ રહે.

સંસાર રૂપી સાગરને તરવા માટે વહાણ કહો કે સ્ટીમર કહો તો તો શરીર છે, અને જીવ તેને ચલાવનાર નાવિક છે. ગાડીને, ટ્રેઈનને ચલાવનાર ડ્રાઈવર હોય છે, પ્લેનને ચલાવનાર પાયલોટ છે. સ્ટીમર ચલાવનાર કેપ્ટન છે. અને વહાણ કે હોડીને ચલાવનાર નાવિક હોય છે. હવે ગાડી, ટ્રેઈન, પ્લેન, વહાણ કે સ્ટીમરમાં બેસનારા મુસાફરો ટિકિટ લઈને બેસી જાય છે. તેમાં કોઈ ખાય છે, કોઈ ઉંઘે છે તો કોઈ વાતોના ગપાટા હાંકવામાં પડી જાય છે. તો કોઈ સજાગ રહીને પોતાનો સામાન સાચવે છે. મુસાફીરો ખાવા-પીવામાં, ઉંઘવામાં, રમતગમતમાં કે વાતોના ગપાટા હાંકવામાં પડી જાય તો બહુ મોટું નુકશાન નહિ થાય, પણ જો ડ્રાઈવર, કેપ્ટન, પાયલોટ કે નાવિક ખાવાપીવામાં, રમતગમતમાં, ઉંઘવામાં કે વાતો કરવામાં પડીને લક્ષ ચૂકી જાય તો કેટલું મોટું નુકશાન થઈ જાય ? તે રીતે તમે યાદ રાખો કે સંસાર સાગરમાં પડેલો જીવરૂપી ડ્રાઈવર, કેપ્ટન, પાયલોટ કે નાવિક પાંચ ઈન્દ્રિઓના વિષયોમાં પડી જાય તો તેની કેવી દશા થાય ? તેનો વિચાર કરજો. તેની નૌકા સંસાર સાગરમાં અથડાઈને ડૂબી જાય છે. પરિણામે જીવરૂપી નાવિક ભવોભવમાં ભમે છે ને જાગૃત નાવિક પોતાની નૈયાને તારી લે છે.

કોઈ શિકારી સિંહને પકડીને પાંજરામાં પૂરી દે તો તેને પાંજરામાં પૂરાઈ રહેવું ગમતું નથી. એ પાંજરામાં એવો વિચાર કરે છે કે હું કંઈ પાંજરામાં પૂરાઈ રહેવાને લાયક નથી. હું તો વનરાજ કેસરી છું. મને કપટજાળથી પકડીને પાંજરામાં પૂર્યો છે. પણ હું કેદી બનવા સર્જાયો નથી. ક્યારે મને તક મળે ને હું છટકી જાઉં. એ છૂટવાની તક શોધે છે ને તક મળતાં પાંજરામાંથી છટકી જાય છે. પછી પાંજરા સામું જોવા પણ ઉભો રહેતો નથી. જ્યારે મેના-પોપટ જેવા પક્ષીઓ પાંજરામાં પૂરાયા પછી તેને પોતાનું ઘર માની લે છે. એટલે તેને તેમાં આનંદ આવે છે. પોતાની જંગલમાં મુક્તપણે વિહરવાની મોજ ભૂલી જાય છે. પછી તો પાંજરું ખુલ્લું રાખી એને ઉડાડવાનો પ્રયત્ન કરવામાં આવે તો પણ તે ઉડી શકતા નથી. કદાચ તેને પરાણે ઉડાડવામાં આવે તો પણ ઉડીને તે પાછું પાંજરામાં પૂરાઈ જશે. કારણ કે તેણે પાંજરાને પોતાનું ઘર માની લીધું છે. હવે તમારો નંબર શેમાં છે? સિંહમાં કે મેના-પોપટમાં? તમે તમારી જાતે સમજી લેજો. પણ એક વાત નક્કી સમજી લેજો કે પાંચ ઈન્દ્રિઓને આધીન બની પોતાની સલામતી ભૂલી જનાર જીવ સંસારમાં રૂલે છે. માટે તમે સંસારમાં એવી રીતે રહો કે સંસાર તમારામાં પ્રવેશ કરી જાય નહિ. વહાણ દરિયામાં રહેવા છતાં તરે છે. તેમ તમે સર્વવિરતિ ન બની શકો પણ એવી જાગૃતિ રાખો કે સંસારની વાસનાઓ તમારામાં ઘર કરી ન જાય. અનાસક્ત ભાવે રહેશો તો છૂટવા ધારશો તો છૂટી શકશો.

અરહન્નક શ્રાવક સંસારમાં ખૂંચેલા હતા પણ વીતરાગ વચનમાં તેમને અટલ શ્રધ્ધા હતી એટલે અનાસક્ત ભાવથી રહેતાં હતાં. અરહન્નક આદિ વહેપારીઓનાં વહાણ બંદરેથી ઉપડયા. ત્યારબાદ બંધનમુક્ત થયેલું તે વહાણ પવનના આઘાતોથી પ્રેરિત થઈને ગંગા નદીના તીવ્ર પ્રવાહથી ક્ષુભિત થતું, પવન ભરાઈને વહાણને ગતિ મળે તેવા પોતાના સ્વચ્છ સઢથી પાંખો પ્રસારેલી અને આકાશમાં ઉડતી ગરૂડ યુવતી જેવું દેખાતું હતું.

દરિયામાં અનુકૂળ પવન મળવાથી બધા વહાણો ગંગાનદીના તીવ્ર પ્રવાહની જેમ તીવ્રગતિથી ચાલવા લાગ્યા. દરિયામાં પવન ફૂંકાય છે. નાના-મોટા સેંકડો મોજાં ઉછળી રહ્યા છે. તે મોજાંઓ વટાવી કેટલાક દિવસો અને રાત્રીઓ વહાણમાં પસાર થયા ને લવણ સમુદ્રમાં ઘણાં યોજનો સુધી દૂર પહોંચી ગયા. અરહન્નક પ્રમુખ પોતવણિકો લવણ સમુદ્રનો કિનારો છોડી સેંકડો યોજન સુધી દૂર પહોંચી ગયા ત્યારે સેંકડો આફતો તેમની સામે ઝઝૂમવા લાગી.

દેવાનુપ્રિયો! તે સમયની દરિયાઈ મુસાફરી ખૂબ ભય ભરેલી હતી. અત્યારની માફક સાધનો ન હતાં. માથે મોત લઈને ઝઝૂમવા જેવી તે મુસાફરી હતી. ધન

કમાવા માટે માણસો માથે મોત લઈને ફરે છે, ને કેટલું સહન કરે છે. આટલી બધી મુશ્કેલીઓ વેઠીને મેળવેલું ધન અંતે અહીં રહી જવાનું છે. છતાં તેને માટે કેટલો પુરૂષાર્થ કરો છો ? અને જે આત્મિક ધન જન્મ-મરણની સાંકળ તોડાવીને સાથે આવનારું છે તેને માટે કેટલો પુરૂષાર્થ કરો છો ? તેને માટે કેટલી સહનશીલતા કેળવી છે ? આત્મસાધના કરતાં સ્હેજ મુશ્કેલી પડે તો તરત તેનો ત્યાગ કરી દો છો પણ ધન કમાવા જતાં લાખો મુશ્કેલીઓ આવે તો સહન કરો છો. છતાં તેમાં કંટાળો આવે છે કે હવે મારે ધન કમાવા નથી જવું. અનાદિકાળથી જીવની અવળી સમજણ છે. અરહન્નક પ્રમુખ વહેપારીઓના વહાણ ભરદરિયે પહોંચ્યા ત્યાં મોટો ઉત્પાત શરૂ થયો.

"अकाले गज्जिए, अकाले विज्जुए, अकाले थणिय सद्दे अभिक्खणं २ आगासे देवयाओ नच्चंति एगं च णं महं पिसायरूवं पासंति।"

એ ઉત્પાત કેવો હતો ? વહેપારીઓ મધદરિયે પહોંચ્યાને અકાળે વાદળાં ચઢી આવ્યા, મેઘની ગર્જનાઓ થવા લાગી, વિજળીઓ ઝબૂકવા લાગી અને ભલભલાં વજ્ર જેવાં હૃદયના માનવીને ધ્રુજાવી નાંખે તેવી મેઘની ગર્જનાઓ ને વીજળીનાં કડાકા થવા લાગ્યા. બીજી બાજુ સમુદ્ર ગાંડોતૂર બન્યો ને પાણીનાં જબ્બર મોજાં ઉછળવા લાગ્યાં. ભયંકર પવન ફૂંકાવાથી વહાણ હાલક ડોલક થાય છે. આટલેથી પત્યું નહિ. આકાશમાં વારંવાર ઘણાં દેવો નૃત્ય કરતાં જોવામાં આવવા લાગ્યા. તેમજ એક વિશાળ શરીરવાળા પિશાચનું રૂપ પણ તેમના જોવામાં આવ્યું. હવે તે પિશાચ કેવો હતો ?

"ताल जंघं दिवगयाहिं बाहाहिं मसिमूसग महिसकालगं।" તે પિશાચની બંને સાથળો તાલવૃક્ષની જેમ લાંબી હતી. બંને હાથ જાણે આકાશને સ્પર્શતા હોય તેવાં દેખાતાં હતા. અને તેનો રંગ મેશ-ઉંદર અને પાડા જેવો કાળો હતો. પાણીથી ભરેલી મેઘ ઘટાઓની જેમ તેનું શરીર ઘણું કાળું કાજળ જેવું હતું. તેના હોઠ ઘણાં લાંબા અને નીચે લટકતાં હતાં, આગળનાં દાંત બહાર નીકળી ગયા હતાં. એની જીભના આગળનાં બંને ટેરવા એકી સાથે મોમાંથી બહાર નીકળી રહ્યા હતાં. તેના બંને ગાલ મોંમા બેસી ગયેલાં હતાં. તેનું નાક નાનું અને ચપટું હતું. તેની બંને ભમરો વિકૃત, ખરબચડી, અને વક્ર-ત્રાંસી હતી. આંખોની રતાશ આગિયા જેવી ચમકતી હતી. તેનું વક્ષસ્થળ ભયંકર હતું. પેટ વિશાળ અને લાંબુ હતું. તેનું શરીર પ્રહસિત, પ્રચલિત, અને લબડી ગયેલું હતું.

આવો ભયંકર બિહામણો રાક્ષસ જેવો પિશાચ વહાણમાં બેઠેલા બધા વહેપારીઓને દેખાવા લાગ્યો. એના શરીરનો રંગ નીલકમળ, ગવલ અને અળસીનાં પુષ્પ જેવો કાળો હતો. એને જોઈને ભલભલાની છાતી ફાટી જાય તેવો આ પિશાચ હતો. એ

પિશાચ નાચી રહ્યો હતો. બંને ભુજાઓ એકબીજા સાથે અફળાવતો હતો. એના તાડના વૃક્ષ જેવા લાંબા પગ જાણે ધરતીને અડતાં હોય અને એનાં હાથ આકાશને અડતાં હોય તેમ લાગતું હતું. એના હાથ-પગ પછાડવાનો અવાજ ભયંકર મેઘની ગર્જના જેવો ભયાનક લાગતો હતો. અને તે નાચતો, કૂદતો, અટ્ટહાસ્ય, કરતો હતો. તે ગર્જના કરતો પોતાની પાસે આવી રહ્યો હોય તેમ લાગતું હતું. તેના હાથમાં છરાની ધાર જેવી તીક્ષ્ણ ધારવાળી તલવાર હતી. અરહન્નક આદિ વહેપારીઓને એમ થયું કે તે પિશાચ હાથમાં તલવાર લઈને તેમની તરફ ધસીને આવી રહ્યો છે.

આવો ભયંકર પિશાચ અને ભયંકર તોફાન જોઈને અરહન્નક શ્રાવક સિવાયનાં બધાં વહેપારીઓ થરથર ધ્રુજવા લાગ્યા. તેઓ મનમાં ચિંતવવા લાગ્યા કે હવે આવી બન્યું. આ ઉપસર્ગમાંથી બચીને આપણે સહીસલામત ઘેર પહોંચીએ તેમ લાગતું નથી. બધાનાં હાજા ગગડી ગયા. મરણના ડરથી ભયભીત બની ગયા. આવા સમયે ભગવાન કેવા યાદ આવે ? એકચિત્તે બધા પોતપોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યા. બધા ભયભીત બની ગયાં છે. માત્ર એક અરહન્નક શ્રાવક નિર્ભયપણે બેઠાં છે. જેને વીતરાગ વચનની શ્રધ્ધા છે તેને મરણનો ડર નથી લાગતો. એ તો એક જ વિચાર કરે છે કે જો મારું આયુષ્ય આ નિમિત્તે પૂરું થયું હશે તો મને કોઈ બચાવવા સમર્થ નથી. અને મારું આયુષ્ય હશે તો મને કોઈ મારનાર નથી. પછી શા માટે ડરવું જોઈએ.

બંધુઓ ! તમે પણ શ્રાવક છો ને ? તમને વીતરાગ વચનમાં આવી શ્રધ્ધા છે ને ? કે ડોલતી ધ્વજા જેવાં છો ? ઠાણાંગ સૂત્રમાં ચોથે ઠાણે ચાર પ્રકારના શ્રાવક કહ્યા છે. પહેલા પ્રકારના શ્રાવક અરીસા જેવાં છે. જેમ અરિસો જેવું મુખ હોય છે તેવું પ્રતિબિંબ બતાવે છે. તેમ જે શ્રાવક અરિસા જેવાં હોય છે તે જેવી સિધ્ધાંતની વાણી સાધુ પાસેથી સાંભળી હોય છે તેવી બીજાને કહી સંભળાવે છે. ને બને તેટલું તે પ્રમાણે આચરણ પણ કરે છે. બીજા પ્રકારનાં શ્રાવક ધ્વજા જેવાં છે. ધ્વજા જે તરફનો પવન આવે તે તરફ ડોલવા લાગે છે. તેમ એકેક શ્રાવક એવા હોય છે કે કોઈ કહે કે ક્રિયાથી કંઈ લાભ નથી. આત્માને ઓળખો. તેમાં કલ્યાણ છે. તો તેનું મન ધર્મથી ડગમગ થઈ જાય છે. તે ધ્વજા સમાન. ત્રીજા થાંભલા જેવા એ એવા હોય છે કે પોતે પકડેલી વાત ખોટી હોય છતાં છોડતાં નથી. અને ચોથા કાંટા જેવા હોય છે. એમને કોઈ સાચી હિતશિખામણ આપવા જાય તો તેને સામે કાંટા જેવાં તીક્ષ્ણ વચનો કહીને તેને દુઃખી કરે, આ ચાર પ્રકારનાં શ્રાવક કહ્યાં તેમાં તમારો નંબર કયા પ્રકારમાં છે ?

અરહન્નક શ્રાવક ડોલતી ધ્વજા જેવા, થાંભલા જેવા કે કાંટા જેવા ન હતાં

પણ અરિસા જેવા શ્રાવક હતા. ભર દરિયામાં દેવનો ભયંકર ઉપદ્રવ શરૂ થયો. બધા વહેપારીઓ ભયભીત બનીને ધ્રુજવા લાગ્યા. પણ અરહન્નકનું રૂંવાડું ફરકતું નથી. એમને તો ભગવાનનાં વચન ઉપર અટલ શ્રધ્ધા છે. પોતાની જીવન નાવ ભગવાનને સોંપી દીધી છે. મારી નૈયા તારે સહારે છે.

હે પ્રભુ! ડૂબાડ કે તાર, મારી જીવનનૈયાનો દોર તારા હાથમાં છે. આવો સમર્થ તું ધણી હોય ત્યાં મને શી ચિંતા છે? મને તારા ઉપર શ્રધ્ધા છે કે મારું આયુષ્ય હશે તો મારી નૌકા ડૂબવાની નથી અને આ કાળ રાક્ષસ જેવો પિશાચ મને કંઈ કરી શકવાનો નથી. તે પોતે દૃઢ છે અને બીજાને પણ કહે છે કે તમે ગભરાઓ નહિ. ભગવાનનું સ્મરણ કરો. આપણને વાંધો આવવાનો નથી. આ રીતે અરહન્નક શ્રાવક શ્રધ્ધામાં મજબૂત રહ્યા છે. બીજાને પણ હિંમત આપે છે. હજુ તો પિશાચનું થોડું વર્ણન કર્યું છે. હજુ તે પિશાચ કેવો બિહામણો છે ને ભરદરિયામાં તે અરહન્નક શ્રાવકની કેવી કસોટી કરશે ને તે કેવા દૃઢ રહેશે તે અવસરે.

**ચરિત્ર** : ઓરમાન માતાના પુત્રોએ પ્રદ્યુમ્નકુમારને મારી નાંખવા માટે ભોજનમાં ભારોભાર ઝેર આપ્યું. પણ "જેને રામ રાખે તેને કોણ ચાખે." એનું પુણ્ય પ્રબળ હતું. ચરમ શરીરી જીવ હતો એટલે એને મારવા કોઈ સમર્થ ન હતું. ઝેર આપવા છતાં પ્રદ્યુમ્નકુમાર મર્યો નહિ એટલે તેના ભાઈઓએ બીજો કિમીયો રચ્યો. એ બધામાં સૌથી મોટા કુમારનું નામ વજમુખ હતું. તેણે કહ્યું. ભાઈઓ! આપણે બધા ભેગા થઈને વૈતાઢય પર્વત ઉપર ફરવા માટે જઈએ. ત્યાં આનંદ કીલ્લોલ કરીને પાછા આવીશું. બધા કહે ભલે. અમે તૈયાર છીએ. એકી અવાજે વજમુખની વાત ઝીલી લીધી. પ્રદ્યુમ્ન પણ જવા તૈયાર થયો.

**"બીજી કપટ બાજી"** : કપટ કરીને ફરવાના બહાને બધા વૈતાઢય પર્વત ઉપર આવ્યા. ત્યાં આવ્યા પછી બધા આમ તેમ ફરતાં કુતૂહલ કરતાં ઘણાં ઉંચે ચઢયા. ત્યાં એક મોટા શિખર ઉપર મોટી ભયંકર ગુફા જોઈ. આ ગુફામાં જે પ્રવેશ કરે છે તે પાછો આવતો નથી તેવી વજમુખને ખબર હતી. એટલે કપટપૂર્વક વજમુખે પોતાના ભાઈઓને કહ્યું. જે કોઈ આ ગુફામાં પ્રવેશ કરીને કુશળતાપૂર્વક બહાર નીકળી જાય છે તે મનવાંછિત વસ્તુને પ્રાપ્ત કરે છે. આવું આપણાં વૃધ્ધ વડીલ વિદ્યાધરો કહેતા. માટે હું ગુફામાં જઈને મનવાંછિત વસ્તુની પ્રાપ્તિ કરીને હમણાં પાછો આવું છું. તમે બધા મારી રાહ જોતાં અહીં ઉભા રહેજો. આ સાંભળીને પરાક્રમી પ્રદ્યુમ્નકુમારે કહ્યું. મોટાભાઇ! આપની આજ્ઞા હોય તો હું ગુફામાં જાઉં. ત્યારે બધા એક સાથે બોલી ઉઠયા. હા....ભાઈ! તું ખૂબ પરાક્રમી

છે. તું જઈશ તો વધુ લાભ થશે. ભલે, તું જા. મોટાભાઈઓની આજ્ઞા મળવાથી પ્રદ્યુમ્નકુમારે ગુફામાં પ્રવેશ કર્યો.

**"પ્રદ્યુમ્નકુમાર ગુફામાં"** : પ્રદ્યુમ્નકુમારે ગુફામાં પ્રવેશ કર્યો એટલે વજમુખ આદિ વિદ્યાધાર પુત્રો ખુશ થઈને બોલવા લાગ્યા. હાશ.. હવે લપ ગઈ. આપણે સુખેથી પિતાજીનું રાજ્ય ભોગવીશું. આપણી માતાઓને પણ સંતોષ થશે. ટાઢે પાણીએ ખસ ગઈ. આ રીતે વિચાર કરી વજમુખ આદિ વિદ્યાધર કુમારો પ્રદ્યુમ્નના ગુફામાં જવાથી હર્ષમાં આવી ગયા ને હવે નિરાંત થઈ તેમ માન્યું. વિદ્યાધરો એમ માને છે કે પ્રદ્યુમ્નકુમાર ગુફામાં ગયો. હવે તે મરી જશે. પણ ત્યાં શું બન્યું ?

**મદન જાય કર દેવકો જીતા, હાર સિંહાસન દીના,**
**મંત્રરુ કંકણુ કોપ મુકુટ, પુનિ આભરણુ દે દીના હો...શ્રોતા તુમ...**

પ્રદ્યુમ્નકુમારે ગુફામાં પ્રવેશ કરીને ગંભીર ગર્જના કરી. ભૂમિ ઉપર જોરથી પગ પછાડયો કે તરત ગુફાનો અધિષ્ઠાતા એક નાગકુમાર દેવ ત્યાં પ્રગટ થયો ને ક્રોધથી લાલઘૂમ આંખો કરીને નિષ્ઠુરતાપૂર્વક કહ્યું–હે પાપી ! હે નિર્લજ ! અકાળ મૃત્યુને ઈચ્છતા તું આ ગુફામાં શા માટે આવ્યો ? તને ખબર નથી કે આ ગુફામાં આવનાર મરણને શરણ થાય છે. ત્યારે પરાક્રમી પ્રદ્યુમ્નકુમારે કહ્યું–હે દુષ્ટ ! તું મને શા માટે ડરાવે છે ? જો તારામાં તાકાત હોય તો મારી સાથે લડવા તૈયાર થઈ જા. આ સાંભળીને દેવ ગુસ્સે થઈને પ્રદ્યુમ્નકુમારને મારવા માટે દોડયો, પણ પ્રદ્યુમ્નકુમારે એક મુઠીના પ્રહારથી તેને હરાવી દીધો. એટલે નાગકુમારદેવ તેના ચરણમાં પડીને કહેવા લાગ્યો કે પુરૂષોત્તમ ! તમે આજથી મારા સ્વામી છો ને હું આપનો સેવક છું. આમ કહી નાગકુમારે એક સોનાનું રત્નજડિત સિંહાસન લાવી તેને બેસવા માટે આપ્યું. તેના પર બેસીને પ્રદ્યુમ્નકુમારે પૂછયું કે તમે આવી ગુફામાં શા માટે રહો છો ? ત્યારે નાગકુમારે કહ્યું–હું તમને જે ભેટ આપું છું તેનો તમે સ્વીકાર કરી લો. પછી બધી વાત કરું છું. આમ કહી નાગકુમારદેવે પ્રદ્યુમ્નકુમારને એક દેવતાઈ રત્નનો હાર, રત્નજડિત સિંહાસન, ઘણી વિદ્યાઓ, મુગટ અને બીજાં ઘણાં આભૂષણો ભેટ આપ્યા. પછી પ્રદ્યુમ્નકુમારે નાગકુમારને પૂછયું કે તમે આવી વિચિત્ર અંધારી ગુફામાં શા માટે રહો છો ? ત્યારે નાગકુમારે કહ્યું–હે પ્રદ્યુમ્નકુમાર ! હું આપની ખાતર આ વિષમ સ્થાનમાં રહું છું. આ સાંભળી પ્રદ્યુમ્નકુમારને ખૂબ આશ્ચર્ય થયું. અહો ! આ તો મારું નામ પણ જાણે છે. ને મારે માટે અહીં રહ્યો છે એમ શા માટે કહેતો હશે ? ગંભીર પુરૂષો ધૈર્યવાન હોય છે. બધું એક સાથે પૂછતા નથી. પ્રદ્યુમ્નકુમારે કહ્યું–તમે મારી ખાતર શા માટે રહ્યા છો તે મને કૃપા કરીને કહો. નાગકુમાર તે વાત પ્રદ્યુમ્નકુમારને કહે છે,

**"નાગકુમારે કહેલો પૂર્વવૃતાંત"** :- હે કુમાર ! તમને સાંભળવાની ખૂબ ઈચ્છા છે તો હું કહું છું. તમે સાંભળો. આ વૈતાઢય પર્વત ઉપર લંકા નામની નગરી છે. ત્યાં કનકકેતુ નામનો રાજા રાજ્ય કરે છે. તેને ખૂબ રૂપવંતી, અત્યંત ચતુર, સતીનાં ગુણોથી યુક્ત અને સૌમ્ય સ્વભાવવાળી અનલા નામે રાણી છે. આ બંને સ્વર્ગ જેવાં અનુપમ સુખો ભોગવતાં સમય પસાર કરતાં હતા. એક વખત દેવલોકમાંથી ચવીને એક દેવ અનિલા રાણીની કુક્ષીમાં આવ્યો. સવા નવ માસ પૂરા થતાં તેનો જન્મ થયો. તે દેવકુમાર સમાન સુંદર હતો. તેનું નામ હિરણ્યકુમાર પાડવામાં આવ્યું. હિરણ્યકુમાર યુવાન થયો ત્યારે તેના પિતા કનકકેતુ રાજાને વિચાર થયો કે મારો પુત્ર હવે રાજ્યનું પાલન કરે તેવો હોંશિયાર થઈ ગયો છે તો મારે હવે સંસારમાં શા માટે બેસી રહેવું જોઈએ ! પુત્રને રાજગાદી સોંપીને આત્માનું કલ્યાણ કરવા માટે હું દીક્ષા લઉં. આમ વિચાર કરીને સંસાર તાપથી ઉદ્‌વિગ્ન બનીને પુત્રને રાજ્ય સોંપી ભાગવતી દીક્ષા અંગીકાર કરી, કનકકેતુ રાજા ઘણાં વર્ષો સુધી ઉગ્ર સંયમનું પાલન કરી, શાસ્ત્રનું ઘણું જ્ઞાન મેળવી, દુષ્કર તપશ્ચર્યા કરી કર્મોનો ક્ષય કરી મોક્ષે ગયા.

**હિરણ્ય રાજાની વિદ્યા પ્રાપ્ત કરવાની સાધના** :- હિરણ્યકુમાર રાજા બન્યા. પિતાની માફક સુંદર રીતે ન્યાય નીતિપૂર્વક રાજ્યનું પાલન કરતાં હતાં. એક વખત તે પોતાના મહેલના ઉંચા શિખર ઉપર ચઢીને ચારે તરફ જોતા હતા. ત્યારે તેણે અનેક વિભૂતિઓથી શોભતો, મોટી સેનાનો સ્વામી દૈત્યરાજાને જોયો. ને તેના મનમાં વિચાર થયો કે મારી પાસે આવું ઐશ્વર્ય નથી. તો હું સિધ્ધ વિદ્યાની આરાધના કરીને તેને પ્રસન્ન કરીને તેની પાસેથી વિદ્યાઓ પ્રાપ્ત કરું. આવો વિચાર કરીને પોતાના નાનાભાઈને પોતાનું રાજ્ય સોંપીને વિદ્યા સાધવા માટે હિરણ્યરાજા સિધ્ધવનમાં ચાલ્યા ગયા. ત્યાં જઈને ખૂબ તપ કરી ઘણી વિદ્યાઓ સિધ્ધ કરીને પોતાની લંકાનગરીમાં આવી સુખપૂર્વક રાજ્યના સુખ ભોગવવા લાગ્યા. આવા મહાન સુખનો અનુભવ કરતાં કોઈ સામાન્ય નિમિત્ત મળતાં તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. એટલે પોતાના પુત્રને રાજ્ય આપી નમિનાથ ભગવાનના સમવસરણમાં ગયા ને પ્રભુને વંદન કરી શાશ્વત સુખને પ્રાપ્ત કરવા દીક્ષા આપવાની વિનંતી કરી. હવે તે હિરણ્ય રાજા દીક્ષા લેવા તત્પર થશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૬

**ભાદરવા વદ ૧૪ ને બુધવાર** **તા. ૨૨-૯-૭૧**

વીતરાગ ભગવંતો ફરમાવે છે કે હે જીવાત્મા! તું અનંતકાળથી ભવનગરમાં મુસાફરી કરી રહ્યો છે. સંસારની મુસાફરી કરવા માટે તમારે ત્રણ ચીજોની જરૂર પડે છે. પૈસા, ભાતું અને બીઓ. આ ત્રણ ચીજો મુખ્ય જરૂરની છે. તેમ આ જીવને મોક્ષનગરી સુધી પહોંચવા માટેની મુસાફરીમાં પણ ત્રણ ચીજોની જરૂર પડે છે. એ ત્રણ ચીજો કઈ છે તે તમને ખબર છે ને? "ના." તમારી મુસાફરીમાં શું જોઈએ તેની તમને ખબર હોય, પણ આત્માની મુસાફરીમાં શું જોઈએ તેની ખબર નહિ હોય. હું તમને કહું છું. "सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः।" સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ જીવને મોક્ષનગરીમાં પહોંચવા માટેના ત્રણ મુખ્ય સાધનો છે.

જેમણે સંપૂર્ણ વીતરાગ દશાનો અનુભવ કર્યો છે તેવા મહાવીરપ્રભુએ પણ કહ્યું કે મુક્તિની પ્રાપ્તિ કરવી હોય તો રત્નત્રયીની સાધના કરો. રત્નત્રયીની સાધના એ મુક્તિ માટેની શ્રેષ્ઠ સાધના છે. રત્નત્રયીમાં પ્રથમ નંબર છે સમ્યગ્દર્શનનો. સમ્યગ્દર્શન એટલે એક પ્રકારની આત્માની રૂચી છે. જેમ તમે બજારમાં ગયા ત્યાં તમે કોઈ એક નવીન ચીજ જોઈ અને તે તમને ગમી ગઈ. પછી તેને મેળવવાની કેવી ઝંખના જાગે છે! આ ચીજ હું કેવી રીતે મેળવું? તેને માટે કેવો પ્રયત્ન કરું? આવી આત્માની તાલાવેલી તેનું નામ સમ્યગ્દર્શન છે.

અંદર બેઠેલા ચેતનદેવની રૂચી જાગશે, લગની લાગશે તો એમ થશે કે હે જીવ! તું બહારમાં ઘણું ભમ્યો, ને બહારનું ઘણું પામ્યો પણ જ્યાં સુધી અંદરમાં રહેલા આત્મતત્ત્વને પામું નહિ ત્યાં સુધી આ મનુષ્ય જન્મ પામ્યાની સાર્થકતા નથી. અંદરની વસ્તુને ઓળખીને તેના તરફની રૂચી જાગવી તેનું નામ સમ્યગ્દર્શન છે. દર્શન એટલે રૂચી. તેની પ્રાપ્તિ વિના જીવન શુષ્ક લાગે. અંતરમાં ખોવાઈ ગયા સિવાય ભક્ત પણ ભગવાન બની શકતો નથી. ભગવાન કંઈ એમ બની જવાતું નથી. અંદરની ઝંખના-રૂચી જાગવી જોઈએ. ઝંખના જાગે તો બીજ અંકુર બની ધરતીમાંથી બહાર નીકળે છે,

અમારી બહેનો બજારમાં ખરીદી કરવા માટે ગઈ. તેમાં એક સુંદર સાડી જોઈ. તે લેવા માટે પાકીટ ખોલ્યું પણ પૂરા પૈસા નથી. હવે તેને સાડી લેવી જ છે. તેથી દુકાનદારને કહે છે આ સાડી મારી છે તેમ માની મૂકી રાખજો. હું કાલે લેવા આવીશ. બોલો કેટલી લગની છે! બંધુઓ! આત્મા માટે પણ તમને આવી તાલાવેલી લાગવી જોઈએ. કોઈ પણ વસ્તુની રૂચી જાગ્યા બાદ એની પાછળ દુનિયા

દોલત અને દેહ બધું કુરબાન કરવા તૈયાર થાય છે. રૂચીકર વસ્તુ મેળવવા માટે તેની પાછળ કરેલા ત્યાગમાં આનંદ હોય છે કે મેં છોડયું ખરું પણ મેળવ્યું ખરું ને? આમ અંતરમાં જેના પ્રત્યે પ્રીતિ જાગે છે તે વસ્તુ મળી જતાં અન્ય વસ્તુ ભૂલી જવાય છે.

આવતી કાલે પાખીનો દિવસ છે. હું તમને કહું કે તમે કાલે ઉપવાસ કરજો. તો તમે એમ કહેશો કે અમારાથી ઉપવાસ નહિ બને, પણ જો તમારી દુકાનમાં ભરપૂર ઘરાકી જામી હોય ને ખાવાનો ટાઈમ ન મળે તો ઉપવાસ થઈ જાય કે નહિ? ત્યાં કેવી ભૂખ વેઠી શકાય છે! સવારે ચાનો એક કપ પીને દુકાને ગયા હો, દુકાનમાં ખૂબ ઘરાકી જામી હોય ને જમવાનો સમય થઈ ગયો ત્યારે તમારા શ્રીમતીજી તમને ફોન કરે કે એક વાગી ગયો પણ હજુ તમે કેમ જમવા માટે નથી આવ્યા? તમે કહેશો કે અત્યારે મને પાણી પીવાનો ટાઈમ નથી. થોડી વાર પછી આવું છું. આમ ત્રણ-ચાર વખત ફોન કર્યો તો પણ શેઠને ટાઈમ ન મળ્યો. ત્યારે શ્રીમતીજી છોકરાને તેડવા મોકલે. છોકરો આવીને કહે પપ્પા! મારી મમ્મી જમવા બોલાવે છે. રસોઈ ઠંડી થઈ જાય છે. આ વખતે તમે શું કહેશો? સાચું બોલજો. ત્યાં તમે છોકરાને કહી દેશો કે બેટા! તારી મમ્મીને કહી દેજે કે તમે મારી રાહ જોશો નહિ. તમે બધાં જમી લેજો. મને હમણાં સેંકડનો પણ સમય નથી. ભલે ને પેટમાં ભૂખ ભડકે બળતી હોય પણ ઘરાકની ભીડ આગળ પેટની આગ જણાતી નથી. કારણ કે ભૂખ તો ઘણી લાગી છે. પણ પૈસા કમાવાની રૂચી આગળ ભૂખની પરવા નથી થતી. પૈસાની પાછળ સમય-સંયોગ કે સહનશક્તિનો કોઈ પ્રશ્ન રહેતો નથી. બોલો, પૈસા કમાવાની રૂચી જાગી તો કેટલી ભૂખ વેઠી? અને ઉપવાસ કરવાનું કહીએ ત્યારે કહો છો કે મારાથી ભૂખ ન વેઠાય ને ઉપવાસ ન થાય. આનું કારણ સમજી ગયાં ને? જેટલી પૈસા કમાવાની રૂચી છે તેટલી આત્મા તરફની જાગશે ત્યારે એમ થશે કે મેં આ માનવજન્મ પામીને આત્મા માટે કંઈ નથી કર્યું. આત્માની જેટલી લગની વધારે તેટલી સંસારમાં હું અને મારાપણાની વૃત્તિ ઓછી થશે. એક વખત આત્મા તરફની ભૂખ લાગવી જોઈએ ને અંદરની રૂચી બરાબર જાગવી જોઈએ, કે હું એટલે કોણ? હું એટલે આત્મા. હું એટલે સચ્ચિદાનંદ પૂર્ણ સ્વરૂપી, અનંત શક્તિનો અધિપતિ હોવા છતાં આ દેહની નાનકડી દુનિયામાં શા માટે બેસી રહ્યો છું! હું આ જન્મ પહેલાં પણ હતો અને મરણ પછી પણ રહેવાનો છું. હું મરવાવાળો નથી. અજર અમર છું. પછી મારે મરણનો ભય શેનો? મૃત્યુ આત્માનું નથી દેહનું છે. આ બધા જડ પદાર્થો મારા નથી. એ મારી સાથે આવનાર નથી. જે મારું છે જ નહિ, તેના માટે મને દુઃખ શેનું થાય? આ દેહ મરે છે ને આત્મા તરે છે. દેહ પડે છે ને આત્મા ચઢે છે. આવી શાશ્વત

આત્માની રૂચી તેનું નામ સમ્યગ્દર્શન. આ સમ્યગ્દર્શન આવવાથી માનવ જીવનની રોનક બદલાઈ જાય છે.

દેવાનુપ્રિયો! જેને આત્મદશાનું ભાન થયું છે, જેની સુષુપ્ત ચેતના જાગૃત થઈ છે. તેવો માનવ આ દેહને એક કવર જેવો સમજે છે, અને તેમાં રહેલો આત્મા ચેક જેવો છે. ચેક કવરમાં મૂકેલો છે પણ કવર અને ચેક બંને અલગ છે. તેમ કર્મના ઉદયથી આત્મા દેહ રૂપી કવરમાં પૂરાયેલો છે, પણ દેહ અને આત્મા બંને અલગ છે. આવો ખ્યાલ બધાને હોતો નથી. જેમ પચ્ચીસ પૈસાના કવરમાં પાંચ લાખ રૂપિયાનો ચેક છે તેથી કવરની કિંમત કંઈ પાંચ લાખ રૂપિયાની થતી નથી. કિંમત તો અંદર રહેલા પાંચ લાખ રૂપિયાના ચેકની છે. તે રીતે જ્ઞાની પુરૂષો કહે છે કે આ માનવ દેહ પચ્ચીસ પૈસાનાકવર જેવો છે. એમાં જે આત્મારૂપી ચેક રહેલો છે તેની કિંમત છે. એક અરૂપી આત્માને પીછાણવાની દૃષ્ટિ જ્યારે ખુલી જશે ત્યારે કવર રૂપી દેહની નહિ પણ આત્મા રૂપી ચેકની તમે સંભાળ રાખશો. તમારે ત્યાં કવરમાં બીડીને પાંચ લાખ રૂપિયાનો ચેક આવ્યો. તમે કવરને ફોડશો ખરાં પણ અંદર રહેલો ચેક ફાટી ન જાય તે માટે કેટલી કાળજી રાખશો? તે બાબતમાં તો તમે એટલા બધા હોંશિયાર છો કે કવરને ગમે તે બાજુથી ફાડવામાં આવે પણ એમ લાગે કે બાજુમાંથી ફાડવાથી ચેક ફાટી જાય તેમ લાગે છે તો કવરને વચ્ચેથી ફાડશો. અરે આખું કવર ફાડી નાંખશો પણ ચેકને બરાબર સાચવશો. તેમાં સ્હેજ વાંધો નહિ આવે. કારણ કે ત્યાં તમે સમજો છો કે ચેક આગળ કવરની કોઈ કિંમત નથી. કિંમત ચેકની છે. તેમ દેહ રૂપી કવર સાથે કોઈ નિસ્બત નથી. જે છે તે આત્માની સાથે છે.

આવો જ્યારે તમને વિવેક જાગશે ત્યારે થશે કે મારા આત્માને સાચવીને દેહ પાસેથી કામ કઢાવી લઉં. આ શરીર રૂપી કવર આત્મા રૂપી ચેકને સાચવવા માટે જરૂર ઉપયોગી છે. આ શરીરની મહત્તા આત્માને મોક્ષમાં પહોંચાડે છે એટલા પૂરતી છે. જેમ કવર ચેકને એક ગામથી બીજા ગામ સુધી પહોંચાડવાનું કામ કરે છે તેમ આ માનવદેહ આત્માને મોક્ષપુરીમાં પહોંચાડવાનું કામ કરે છે. માટે કવરને સાચવો ખરા તેમાં ના નથી, કારણ કે તેમાં તમારો અમૂલ્ય ચેક રહેલો છે. પણ જ્યારે એવો સમય આવે કે બેમાથી એક ફાટી જશે તે વખતે એટલું જરૂર ધ્યાન રાખજો કે કવર ભલે ફાટી જાય પણ ચેક ફાટવો જોઈએ નહિ.

જ્ઞાતાજી સૂત્રમાં આપણે અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. જેને આત્મસ્વરૂપનું ભાન થયું છે એવા અરહન્નક શ્રાવકે દેહને કવર અને આત્માને ચેક માનેલો છે. તેઓ વહેપાર કરવા માટે દરિયાઈ માર્ગે પરદેશ જાય છે. વહાણ મધદરિયે પહોંચ્યું છે. ત્યાં દેવનો ભયંકર ઉપદ્રવ શરૂ થયો છે. તેણે ભર દરિયામાં કેવો ઉત્પાત મચાવ્યો તે વાત ચાલે છે.

"अरहन्नग वज्जा संजत्ताणावा वाणियगा एगं च णं महं तालपिसाच पासन्ति।"

અરહન્નક સિવાયના બધા સાયંત્રિક પોતવણિક જનોએ મોટા તાલવૃક્ષ જેવો અને તાલવૃક્ષ જેવી મોટી સાથળવાળો એક પિશાચ જોયો. અહીં એમ કહ્યું છે કે અરહન્નક સિવાયના વહેપારીઓએ આવો પિશાચ જોયો. એનો અર્થ એવો નથી કે અરહન્નકે નથી જોયો. અરહન્નક શ્રાવકે જોયો છે પણ શાસ્ત્રકાર એ બતાવવા માગે છે કે અરહન્નક સિવાયનાં બધા વહેપારીઓ તે પિશાચને જોઈને ભયભીત બની ગયા પણ અરહન્નક શ્રાવક જરા પણ ભય ન પામ્યા. તે તો દેહને કવર જેવો માનતાં હતાં એટલે એવો વિચાર કરતા હતાં કે કદાચ મને આ પિશાચ મારી નાંખશે તો મારા દેહને મારશે પણ મારા આત્માને મારવા માટે સમર્થ નથી. મારો આત્મા તો અખંડ, અવિનાશી, નિત્ય છે. તેના ટુકડા કરવા કોઈ સમર્થ નથી. આવી જેને શ્રધ્ધા હોય તે ગમે તેવા ઉપસર્ગો આવે તો પણ ડગે ખરો? એને કોઈ જાતનો ડર નથી. શાંત ચિત્તે નિશ્ચિતપણે તે બેઠાં હતાં.

એ પિશાચ કેવો હતો? તેના બંને હાથ એટલા બધા લાંબા હતાં કે જાણે તે આકાશને સ્પર્શ ન કરતા હોય! તેવું લાગતું હતું. તેનાં માથાનાં છૂટા પડેલાં વાળ આમ તેમ વિખરાઈ ગયા હતા. તેનો રંગ ભમરાઓનાં ટોળા, અડદના ઢગલા, પાડાના શીંગડા જેવો અને પાણીથી ભરેલી મેઘની ઘટાઓ જેવો ખૂબ કાળો હતો. તેનાં નખ સૂપડાં જેવાં હતાં. તેમની જીભ અગ્નિમાં તપાવવાથી લાલચોળ થઈ ગયેલી હળની કોશ જેવી હતી. તેના હોઠ ઘણાં લાંબા હતા. તેનું મુખ સફેદ ગોળમટોળ અણીયાળી મજબૂત દાઢોવાળું હતું. તેની જીભનાં બંને ટેરવા મ્યાનમાંથી બહાર કાઢેલી તલવાર જેવાં તીક્ષ્ણ હતા. તે પાતળા ને ચંચળ હતાં. વિષયનાં રસો ગ્રહણ કરવા માટે અત્યંત લોલુપ તથા આતુર થયાં હોય તેની માફક તેમાંથી સતત લાળ ટપકતી હતી. તેની જીભ તલવારની ધાર જેવી તીક્ષ્ણને ખૂબ લાંબી હતી. એનું મોઢું પહોળું કરે ત્યારે તેનું તાળવું અને જીભ બીભત્સ ને લાલચોળ હીંગળોક જેવા દેખાતાં હતાં. કે જાણે તેના મોઢામાંથી અગ્નિની જ્વાળાઓ બહાર નીકળી રહી ન હોય! એને જોઈને માણસ મૂર્છાગત થઈ જાય તેવો તે બિહામણો લાગતો હતો. તેના બંને ગાલ કોસની જેમ કરચલીઓવાળાં અને મોંમાં પેસી ગયેલાં હતાં. તેનું નાક નાનું અને ચપટું હતું. તેના નાકના છિદ્રોમાંથી જે શ્વાસોચ્છ્વાસ નીકળતો હતો તે જાણે કોઈ ક્રોધે ભરાયેલો માણસ ધમ....ધમ કરતો સામે ધસીને આવતો હોય ત્યારે ધમણમાંથી ધમ ધમ અવાજ આવે છે તેવો અવાજ થાય છે તેમ આ પિશાચ શ્વાસોશ્વાસ લે ત્યારે કઠોર ને કર્કશ અવાજ આવતો હતો.

તેની બંને તરફની કાનપટ્ટી ઉંચે ઉપસેલી હતી. તેના બંને કાન ઉપરના રૂવાટા મહાવિકરાળ હતાં, તેના બંને કાન આંખના ખૂણાં સુધી ફેલાયેલાં હતાં. તેની બંને આખો બિલાડાની જેમ પીળી હતી. કોઈ માણુસની આંખો એવી હોય છે કે જાણે તે આપણું સામું જોઈ રહેતો હોય એમ લાગે છે. જાણે શિકારીની આંખ જોઈ લો. તેને જોઈને ડર લાગે, તેવી રીતે આ પિશાચની આંખો પણ બિલાડાની આંખ જેવી પીળી ને ચમકતી હતી. તેની ભંમરો વક્ર હતી. તેના ગળામાં નરમુંડ–માણુસનાં ડોકાવાળી માળા પહેરેલી હતી. તેના શરીરે જાત જાતનાં સર્પો વીંટળાયેલાં હતાં. તેના ખભા ઉપર આમ તેમ લટકતા અને ફૂંફાડા મારતા સર્પો, વીંછીઓ, ઘો ઉંદરો, નોળીયાઓ, અને સરટોની અનેક રંગોવાળી માળા તેણે પહેરેલી હતી. "लोगफुर कण्ठ सप्प घमघमेत लंबंत कन्नपूरं !" કાનમાં કુંડળના સ્થાને તેણે ભયંકર ફેણવાળા ફૂંફાડા મારતાં બે કાળા સર્પો પહેરેલાં હતા. "मज्जार सियाल संघं ।" તેના બંને ખભા ઉપર તેણે બિલાડા અને શિયાળને બેસાડયા હતા. મોટા સાદે ઘૂ..ઘૂ કરતાં ઘુવડોને તેણે માથા ઉપર મુગટના સ્થાને બેસાડયા હતા. ઘંટના ભયંકર ધ્વનિથી તે ભયંકર લાગતો હતો. અને તેના ભયંકર ધ્વનિથી કાયર માણુસોનાં હ્રદયને કંપાવતો વારંવાર અટ્ટહાસ્ય કરતો હતો. તેનું શરીર ચરબી–લોહી–માંસ અને મળથી ખરડાયેલું હતું. તેનું વૃક્ષસ્થળ ખૂબ પહોળું હતું. અનેક જાતનાં રંગોના પહેરેલાં વાઘના ચામડાનાં વસ્ત્રમાં વાઘનાં આખા નખો, રૂંવાટા મોં, આંખો અને કાન સ્પષ્ટ દેખાતા હતા. ઉંચા કરેલાં બંને હાથમાં તેણે લોહીથી ખરડાયેલું લાંબુ હાથીનું ચામડું પહેરેલું હતું. આવા તાડ જેવા ઉંચા પિશાચને તે વહેપારીઓએ ભયંકર અત્યંત કર્કશ, અમંગળરૂપ, અપ્રિય, અમનોજ્ઞ અને બીભત્સ વાણીથી બીજાને ત્રાસ આપતો અને પોતાની તરફ આવતો જોયો.

બંધુઓ! આવા ભયંકર પિશાચને આપણે ઘરમાં બેઠાં હોય ને આવતાં જોઈએ અથવા સ્વપ્નમાં જોઈએ તો પણ ધ્રુજી ઉઠીએ છીએ. આ લોકો ભરદરિયામાં ખુલ્લા વહાણુમાં બેઠાં હતાં. તેમને કેવો ડર લાગ્યો હશે? ઘરમાં કે જંગલમાં હોય તો ત્યાંથી ક્યાંય ભાગી છૂટાય પણ આ દરિયામાંથી ક્યાં જઈ શકાય? આ બધાં વણિકો ભયથી ત્રાસ પામ્યા. તેમના આત્માનાં પ્રત્યેક પ્રદેશમાં ભયની ધ્રુજારી થવા લાગી અને તેઓ ભયભીત થઈને એક બીજાને ચોંટી પડયા. જ્યારે માણુસ ખૂબ ભયમાં મૂકાઈ જાય છે ત્યારે બીજા સાથે હોય તેને વળગી પડે છે. તે રીતે અરહન્નક શ્રાવક સિવાયનાં બધાં વણિકો એક બીજાને વળગી પડયા અને અરેરે... આપણું શું થશે? આ પિશાચ આપણુને મારી નાંખશે. આ પ્રમાણે કહેવા લાગ્યાં. તેમાંથી ઘણાં આફતમાંથી બચવા માટે,

"इंदाण य खंदाण य रुद्दसिववेसमण णागाणं भूयाणय जक्खाणय अज्ज कोट्ट किरियाय बहूणि उवाइय सयाणि ओवाइयमाणा २ चिट्ठति।"

ઈન્દ્રોની સ્કંદની કાર્તિકેયની, રૂદ્રની, શિવની, વૈશ્રમણની, નાગની, ભૂતની, યક્ષની, પ્રશાંત સ્વભાવવાળી દેવીઓની તેમજ ચંડિકા રૂપ દેવીઓની સેંકડો પ્રકારની વારંવાર માનતા કરવા લાગ્યા. કે જો અમે આ સંકટમાંથી મુક્ત થઈશું તો તમારા દર્શન કરવા માટે આવીશું. અમુક ધૂપ-દીપ ને થાળ કરીશું. આ રીતે પોતપોતાનાં જે ઈષ્ટદેવ હતા તેમની માનતા કરતા હતા. અને તેમનું સ્મરણ કરવા લાગ્યા.

જ્યારે માણસ આવી મુશ્કેલીમાં મૂકાઈ જાય છે ત્યારે ભગવાનના સ્મરણમાં એવો એકચિત્ત બની જાય છે કે તેને બહાર કોણ આવ્યું ને શું થયું તેની કાંઈ ખબર ન હોય, એવો મસ્ત બની જાય પણ એ જ વ્યક્તિને અમે એક નવકારમંત્રની માળા ગણવાનું કહીએ તો એમ કહે છે કે મહાસતીજી! માળા ગણતાં અમારું ચિત્ત સ્થિર રહેતું નથી. પણ આવા સંકટમાં મૂકાઈ જવાઇ ત્યારે ચિત્ત કેવું સ્થિર રહે છે! રૂપિયાની નોટોના બંડલ ગણતી વખતે કેટલી સ્થિરતા હોય છે! તે વખતે ૧૦ રૂ.ની નોટના બંડલમાં ૧૦૦ રૂ.ની નોટ મૂકી આવતા નથી. ચોપડાનો હિસાબ કરતી વખતે કેટલી બધી સ્થિરતા હોય છે! આવી સ્થિરતા ભગવાનના નામ સ્મરણમાં નિઃસ્વાર્થ ભાવે આવે તો બેડો પાર થઈ જાય. દરિયામાં વહાણમાં બેઠેલા વહેપારીઓ ભયથી ધ્રુજી ઉઠયાં છે. સૌ એકચિત્તે ભયમાંથી મુક્ત થવા માટે ભગવાનનું નામ સ્મરણ કરે છે. આ બધામાં અરહન્નક શ્રાવક નિર્ભયપણે બેઠાં છે. એમનું રૂંવાડું પણ ફરકતું નથી.

અરહન્નક શ્રાવકને કેટલો આત્મવિશ્વાસ હશે! તેમની દઢતા કેવી હશે! આવા શ્રાવકોની દઢતા જોઈને આપણે શ્રધ્ધામાં દઢ બનવાનું છે. આવા શ્રાવકના જીવનમાંથી સાધુ-સાધ્વીઓને પણ પ્રેરણા મળે છે કે આ ગૃહસ્થાશ્રમમાં બેઠેલો શ્રાવક જ્યારે આવો દઢધર્મી છે, મારણાંતિક ઉપસર્ગ આવ્યો છતાં તે તેની શ્રધ્ધામાંથી ચલિત થતો નથી, ત્યારે સંતોએ તો ઘરબાર છોડયાં છે, શત્રુ-મિત્ર પ્રત્યે સમભાવ રાખવાનો ને સુખ દુઃખમાં સમભાવ રાખવાની પ્રતિજ્ઞા કરી છે તો આવા સમયે કેટલા દઢ રહેવું જોઈએ! અહીં અરહન્નક શ્રાવક નિશ્ચિતપણે બેઠાં છે. હવે પેલો પિશાચ શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** હિરણ્યક રાજાને વૈરાગ્ય આવવાથી નમિનાથ ભગવાનને દીક્ષા આપવાની વિનંતી કરી. નમિનાથ ભગવંતે હિરણ્યરાજાને દીક્ષા આપવા માટે સ્વીકાર કર્યો. એટલે તે દીક્ષા લેવા તત્પર થયા.

"સિધ્ધ વિદ્યાઓનું આગમન" : તે વખતે તેની સિધ્ધ કરેલી વિદ્યાઓએ

તેની પાસે આવીને કહ્યું. હે નાથ! આપ તો સંયમ અંગીકાર કરો છો તો અમારે કોનો આશ્રય લેવો? તેમની વાત સાંભળીને હિરણ્યરાજે નેમિનાથ ભગવાનને વંદન કરીને પૂછયું પ્રભુ! આ વિદ્યાઓનો સ્વામી કોણ બનશે? આપ કૃપા કરીને કહો ત્યારે ભગવંતે કહ્યું કે નેમનાથનાં તીર્થમાં દ્વારકા નગરીમાં શ્રીકૃષ્ણની પ્રશસ્ય ગુણને ધારણ કરનારી રૂકમણી નામની રાણીની કુંખે પ્રદ્યુમ્ન નામનો પુત્ર જન્મશે. તે આ ગુફામાં આવીને આ વિદ્યાઓનો સ્વામી થશે. ભગવાન નમિનાથની વાત સાંભળીને હિરણ્યરાજે મને કહ્યું કે પોતાના પરાક્રમથી ગર્જના કરતાં જે અહીં આવીને તારી સાથે યુધ્ધ કરશે તે આપનો સ્વામી બનશે. માટે હે વિદ્યાગણાધીશ! તમે ત્યાં સુધી આ વિદ્યાઓને સાચવીને આ ગુફામાં રહો. એમ કહી હિરણ્યરાજે દીક્ષા લીધી. ઘણા વર્ષો સુધી નિર્મળ ચારિત્ર પાળીને ઉગ્ર તપ કરી કર્મોનો ક્ષય કરીને મોક્ષમાં ગયા. અને તેમના વચન પ્રમાણે હું આ વિદ્યાઓની-મંત્રમંડળની રક્ષા કરતો આજ સુધી હું આપની પ્રતિક્ષા કરી રહ્યો હતો. આજે મારા પરમ ભાગ્યે આપ અહીં આવી પહોંચ્યા. તેથી હું આપને વિદ્યાઓ સોંપી મારી જવાબદારીથી મુક્ત થયો. નમીનાથ ભગવાનના વચન પ્રમાણે આપ મારા સ્વામી છો ને હું આપનો સેવક છું. માટે આપ મને સેવાને યોગ્ય કાર્ય ફરમાવો. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે અત્યારે તો મારે સેવાનું કોઈ કાર્ય નથી. પણ આપને સેવા કરવાની ખૂબ ઈચ્છા છે તો "હું જ્યારે આપનું સ્મરણ કરું ત્યારે આપ મારી પાસે આવજો." પ્રદ્યુમ્નની આજ્ઞાનો સ્વીકાર કરી નાગકુમાર અસુર અદૃશ્ય થઈ ગયો.

આ તરફ કાલસંવર રાજાનાં વજ્રમુખ આદિ પુત્રો પ્રદ્યુમ્નકુમારને ગુફામાં ગયા પછી આમ તેમ ફરતાં હતાં. થોડીવાર પછી વિચાર કરવા લાગ્યાં કે નક્કી પ્રદ્યુમ્નકુમાર મરી ગયો હશે એ ગુફામાં ગયેલો આજ સુધી કોઈ પાછો આવ્યો નથી. ચાલો, સારું થયું. આપણે તેને મારવાનું પાપ કરવું મટયું. ઔષધિ વિના વ્યાધિ દૂર થઈ ગઈ. કાયમનું સાલ ગયું. એવા વિચારમાં હરખાઈને નાચતાં હતાં. ત્યાં પ્રદ્યુમ્નકુમાર વિદ્યાઓ તથા આભૂષણોથી વિભૂષિત બની ઝળહળતાં સૂર્યની માફક ગુફામાંથી બહાર આવ્યો. પ્રદ્યુમ્નકુમારને જીવતો બહાર આવેલો જોઈને તેનાં ભાઈઓ વિચારવા લાગ્યા કે આને મરવા મોકલ્યો તો ય જીવતો પાછો આવ્યો. એને ઝેર આપ્યું તો અમૃત બની ગયું. ઉપરાંત આટલી અમૂલ્ય ચીજો મેળવીને બહાર આવ્યો અંદર ખૂબ દુઃખ થયું પણ ઉપરથી મુખ હસતું રાખીને વજ્રમુખે કહ્યું- કેમ ભાઈ! મારી વાત સાચી પડીને? તું ગયો તો તને કેવી ઉત્તમ ચીજો મળી.

પ્રદ્યુમ્નકુમારે કહ્યું-ભાઈ! આ બધો આપનો પ્રતાપ છે. પ્રદ્યુમ્નકુમાર જાણતો હતો કે આ કોના પ્રતાપે મળ્યું છે? છતાં તેનામાં કેટલો વિનય, નમ્રતા અને સજ્જનતા છે! ત્યારે વજ્રમુખ આદિ કુમારો વિચાર કરવા લાગ્યા કે ગમે તેમ

તેની પાસે આવીને કહ્યું. હે નાથ! આપ તો સંયમ અંગીકાર કરો છો તો અમારે કોનો આશ્રય લેવો? તેમની વાત સાંભળીને હિરણ્યરાજે નેમિનાથ ભગવાનને વંદન કરીને પૂછયું પ્રભુ! આ વિદ્યાઓનો સ્વામી કોણ બનશે? આપ કૃપા કરીને કહો ત્યારે ભગવંતે કહ્યું કે નેમનાથનાં તીર્થમાં દ્વારકા નગરીમાં શ્રીકૃષ્ણની પ્રશસ્ય ગુણને ધારણ કરનારી રૂક્ષ્મણી નામની રાણીની કુંખે પ્રદ્યુમ્ન નામનો પુત્ર જન્મશે. તે આ ગુફામાં આવીને આ વિદ્યાઓનો સ્વામી થશે. ભગવાન નમિનાથની વાત સાંભળીને હિરણ્યરાજે મને કહ્યું કે પોતાના પરાક્રમથી ગર્જના કરતાં જે અહીં આવીને તારી સાથે યુધ્ધ કરશે તે આપનો સ્વામી બનશે. માટે હે વિદ્યાગણાધીશ! તમે ત્યાં સુધી આ વિદ્યાઓને સાચવીને આ ગુફામાં રહો. એમ કહી હિરણ્યરાજે દીક્ષા લીધી. ઘણા વર્ષો સુધી નિર્મળ ચારિત્ર પાળીને ઉગ્ર તપ કરી કર્મોનો ક્ષય કરીને મોક્ષમાં ગયા. અને તેમના વચન પ્રમાણે હું આ વિદ્યાઓની-મંત્રમંડળની રક્ષા કરતો આજ સુધી હું આપની પ્રતિક્ષા કરી રહ્યો હતો. આજે મારા પરમ ભાગ્યે આપ અહીં આવી પહોંચ્યા. તેથી હું આપને વિદ્યાઓ સોંપી મારી જવાબદારીથી મુક્ત થયો. નમીનાથ ભગવાનના વચન પ્રમાણે આપ મારા સ્વામી છો ને હું આપનો સેવક છું. માટે આપ મને સેવાને યોગ્ય કાર્ય ફરમાવો. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે અત્યારે તો મારે સેવાનું કોઈ કાર્ય નથી. પણ આપને સેવા કરવાની ખૂબ ઈચ્છા છે તો "હું જ્યારે આપનું સ્મરણ કરું ત્યારે આપ મારી પાસે આવજો." પ્રદ્યુમ્નની આજ્ઞાનો સ્વીકાર કરી નાગકુમાર અસુર અદૃશ્ય થઈ ગયો.

આ તરફ કાલસંવર રાજાનાં વજ્રમુખ આદિ પુત્રો પ્રદ્યુમ્નકુમારને ગુફામાં ગયા પછી આમ તેમ ફરતાં હતાં. થોડીવાર પછી વિચાર કરવા લાગ્યાં કે નક્કી પ્રદ્યુમ્નકુમાર મરી ગયો હશે એ ગુફામાં ગયેલો આજ સુધી કોઈ પાછો આવ્યો નથી. ચાલો, સારું થયું. આપણે તેને મારવાનું પાપ કરવું મટયું. ઔષધિ વિના વ્યાધિ દૂર થઈ ગઈ. કાયમનું સાલ ગયું. એવા વિચારમાં હરખાઈને નાચતાં હતાં. ત્યાં પ્રદ્યુમ્નકુમાર વિદ્યાઓ તથા આભૂષણોથી વિભૂષિત બની ઝળહળતાં સૂર્યની માફક ગુફામાંથી બહાર આવ્યો. પ્રદ્યુમ્નકુમારને જીવતો બહાર આવેલો જોઈને તેનાં ભાઈઓ વિચારવા લાગ્યા કે આને મરવા મોકલ્યો તો ય જીવતો પાછો આવ્યો. એને ઝેર આપ્યું તો અમૃત બની ગયું. ઉપરાંત આટલી અમૂલ્ય ચીજો મેળવીને બહાર આવ્યો અંદર ખૂબ દુઃખ થયું પણ ઉપરથી મુખ હસતું રાખીને વજ્રમુખે કહ્યું- કેમ ભાઈ! મારી વાત સાચી પડીને? તું ગયો તો તને કેવી ઉત્તમ ચીજો મળી?

પ્રદ્યુમ્નકુમારે કહ્યું-ભાઈ! આ બધો આપનો પ્રતાપ છે. પ્રદ્યુમ્નકુમાર જાણતો હતો કે આ કોના પ્રતાપે મળ્યું છે? છતાં તેનામાં કેટલો વિનય, નમ્રતા અને સજ્જનતા છે! ત્યારે વજ્રમુખ આદિ કુમારો વિચાર કરવા લાગ્યા કે ગમે તેમ

કરીને તેનું કાંટલું કાઢવું સારું. એને જીવતો રાખવો નથી. જીવતો રહેશે તો આપણે જીવનભર તેની ગુલામી કરવી પડશે. બીજી બાજુ પ્રદ્યુમ્નકુમારને તેના ભાઈઓ ઉપર સ્હેજ પણ શંકા થતી નથી કે મને મારી નાંખવા માટે આ લોકો આ બધું કરે છે. કારણ કે જેની દૃષ્ટિ પવિત્ર છે તેને બધા પવિત્ર દેખાય છે. અને જેની દૃષ્ટિમાં વિષ ભરેલું છે તેને બધામાં વિષ દેખાય છે. ગમે તેવા સંયોગોમાં સજ્જન સજ્જનતા નથી છોડતા ને દુર્જન દુર્જનતા નથી છોડતા. ચમકતા પથ્થરને સો વર્ષ સુધી પાણીમાં રાખીને બહાર કાઢો અને પછી બીજા પથ્થર સાથે ઘસવામાં આવશે તો તેમાંથી અગ્નિ ઝરશે. તેમ દુર્જનને ગમે તેટલી શિખામણ આપો તો પણ તેની મતિ સુધરતી નથી. તે રીતે આ દુર્જન ભાઈઓ પ્રદ્યુમ્નકુમારને મારી નાંખવા કેવી રમત રમે છે? તે કહે છે ભાઈ! હવે આપણે બીજી ગુફામાં જઈએ. ત્યાં પણ ઈચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. એમ કહીને બીજી ભયંકર ગુફા તરફ પ્રદ્યુમ્નકુમારને લઈ ગયા.

**"બીજી ગુફામાં બીજો લાભ–એ ચામર, છત્ર, તલવાર અને વસ્ત્રો :–** કપટી વજ્રમુખ બીજી ગુફાના દ્વાર પાસે આવીને કહે છે જે આ ગુફામાં પ્રવેશ કરશે તે ઈષ્ટસિધ્ધિ પ્રાપ્ત કરશે. માટે હું તેમાં જઈને હમણાં પાછો આવું છું. તમે બધા અહીં ઉભા રહો. એમ કહીને વજ્રમુખે ગુફામાં જવા માટે ધીમું પગલું ભર્યું ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું–મોટાભાઇ! તમે આજ્ઞા આપો તો હું અંદર જાઉં. આપ બહાર ઉભા રહો. વજ્રમુખને તો એટલું જોઈતું હતું. એટલે તેણે કહ્યું–ભલે ભાઈ! તું જા. અમને તો લાભ છે. રજા મળતાં પ્રદ્યુમ્નકુમારે અંદર જઈને ભયંકર ગર્જના કરી. તે સાંભળીને ગુફાના અધિષ્ઠાયક અસુરે આવીને કહ્યું–હે હીન પુણ્યવાળા! તારી માને તું ઓરમાન દીકરો લાગે છે. તેથી તને મરવા માટે મોકલ્યો. તને ખબર નથી કે હું આ ગુફામાં આવનારનો યમરાજા છું. ત્યારે પ્રદ્યુમ્નકુમારે શાંતિપૂર્વક જવાબ આપ્યો કે હું કંઈ ઓરમાન નથી. મારી માતાને એકનો એક લાડીલો છું. ત્યારે અસુરે કહ્યું–તું નાનો બાળક છે. મને તારી દયા આવે છે. માટે હજુ કહું છું કે તારે જીવવું હોય તો જલ્દી ચાલ્યો જા. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે તારે મારા ઉપર ગુસ્સો કરવાની કે મારી દયા ખાવાની જરૂર નથી. તારામાં જો તાકાત હોય તો મારી સાથે યુધ્ધ કરવા તૈયાર થઈ જા. ત્યારે અસુરદેવ ગુસ્સે થઈને લડવા તૈયાર થયો. પ્રદ્યુમ્નકુમારે તેને રમકડાની જેમ પકડી લીધો ને ખૂબ માર માર્યો. તેથી તે પોતાની હાર કબૂલ કરીને પ્રદ્યુમ્નકુમારની ખૂબ પ્રશંસા કરવા લાગ્યો ને તેના ઉપર પ્રસન્ન થઈને તેને ભેટ આપી.

આ દેવનું નામ કુસુમપાલ હતું. તેણે પ્રદ્યુમ્નકુમારનું પરાક્રમ જોઈને તેના ઉપર પ્રસન્ન થઈને તેને છત્ર, બે ચામર, એક તલવાર અને દિવ્ય વસ્ત્ર ભેટ

આપ્યા. અને કહ્યું કે આ તલવાર શત્રુનાશક છે. આને યુધ્ધમાં સાથે રાખશો તો ક્યારે પણ તમારો પરાજ્ય નહિ થાય. આમ કહી તેના ચરણમાં પડીને કહ્યું કે હું આપનો સેવક છું. હવે પ્રદ્યુમ્નકુમાર અલૌકિક છત્ર, બે ચામર, શત્રુ વિનાશક તલવાર બધું લઈને બહાર આવ્યો. આ જોઈને તેના ભાઈઓને ખૂબ દુઃખ થયું કે આ તો કોઈ રીતે મરતો નથી. કોણ જાણે એને માટે તો પથ્થર પણ ફુલ બની જાય છે.

એના ભાઈઓએ વિચાર કર્યો કે દેવ, દેવી, વ્યંતર, અસુરો વિગેરે આરાધનાથી પ્રસન્ન થાય છે પણ નાગકુમાર ખૂબ ક્રોધી હોય છે. માટે આને નાગગુફામાં લઈ જઈએ તો તેનું મૃત્યુ થશે.

**ત્રીજી ગુફામાં ત્રીજો લાભ આત્મરક્ષક વિદ્યા** :–તેને મારી નાંખવા માટે વિદ્યાધર પુત્રો પ્રદ્યુમ્નકુમારને નાગગુફા તરફ લઈને આવ્યા. ત્યાં આવીને વજ્રમુખ કહ્યું–ભાઈઓ ! જે આ ગુફામાં પ્રવેશ કરશે તેને ઇચ્છિત અર્થની પ્રાપ્તિ થશે. માટે હું અર્થની પ્રાપ્તિ માટે જાઉં છું. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું–કે મોટાભાઈ! તમે રહેવા દો. હું જાઉં છું. એણે તરત હા પાડી દીધી એટલે પ્રદ્યુમ્નકુમાર અંદર ગયો. એટલે ફુંફાડા મારતાં સર્પો બહાર નીકળ્યા. પ્રદ્યુમ્નકુમારે વિદ્યાના પ્રભાવથી વિષવૈદની માફક તેને વશ કરી લીધા. તેની વિદ્યાનો પ્રભાવ અને પરાક્રમ જોઈને નાગ પ્રસન્ન થયા. અને કિંમતી દૈવી વસ્ત્રાભૂષણો તેમજ સૈન્યનું રક્ષણ કરનારી અને આત્મરક્ષણ કરનારી બે વિદ્યાઓ ભેટ આપી. આ બધું લઈને પ્રદ્યુમ્નકુમાર બહાર આવ્યા. આ જોઈને તેનાં ભાઈઓનાં મુખ ફિક્કાં પડી ગયા ને ખૂબ ચિંતાતુર બનીને વિચાર કરવા લાગ્યા કે આ દુષ્ટ કોઈ રીતે મરતો નથી. જ્યાં જાય છે ત્યાં ઇચ્છિત ચીજો મેળવીને પાછો આવે છે. હવે તેને મારવો કેવી રીતે ? તે માટે રસ્તો શોધે છે. હવે પ્રદ્યુમ્નકુમારનું શું થશે ને તેના ભાઈઓ હજુ કેવી મુશ્કેલીમાં મૂકશે તેના ભાવ અવસરે કહેવાશે.

●

## વ્યાખ્યાન નં ૭૭

**ભાદરવા વદ અમાસને ગુરૂવાર** તા. ૨૩–૯–૭૧

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આગમની વાણીની પ્રરૂપણા કરનાર તીર્થંકર હતા. તીર્થંકર ભગવંતોને કેવળજ્ઞાન થયાં પછી તીર્થની સ્થાપના કરે છે. જેનાથી તરી શકાય તે તીર્થ કહેવાય. આ તીર્થ ચાર છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. આ ચારની એકતાને સંઘ કહેવામાં આવે છે. તેમા સાધુ કરતાં સાધ્વીઓની અને શ્રાવક કરતાં શ્રાવિકાઓ–ની

સંખ્યા વધારે છે. શ્રાવક એ તીર્થનું એક અંગ છે. ભગવાનનાં શ્રાવકો દૃઢધર્મી હોય છે. હેય, જ્ઞેય અને ઉપાદેયનાં જાણકાર હોય છે.

આપણે અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. તમે રોજ ખામણામાં બોલો છો ને કે ભગવાનનાં શ્રાવકો દૃઢધર્મી અને પ્રિયધર્મી હોય. આજે પ્રિયધર્મી શ્રાવકો ઘણાં જોવામાં આવે છે પણ દૃઢધર્મી શ્રાવકો બહુ ઓછા છે. પ્રિયધર્મી કોને કહેવાય? જેને ધર્મ ગમે છે, ધર્મ ઉપર શ્રધ્ધા છે, ધર્મ સારો ને સાચો છે. ધર્મથી સુખ મળે છે, કલ્યાણ થાય છે. આવું સમજે છે, પણ જ્યારે આફત આવે છે ત્યારે ચલાયમાન થઈ જાય છે. ધર્મમાં દૃઢ રહી શકતા નથી. અને દૃઢધર્મી શ્રાવકના માથે ગમે તેટલી આફત આવે તો પણ ધર્મને છોડે નહિ. મૃત્યુને ભેટવા તૈયાર થાય પણ વીતરાગ ધર્મને છોડે નહિ. આવો અરહન્નક શ્રાવક ધન કમાવા માટે દેશ છોડી પરદેશ જઈ રહ્યા છે. તે વહેપાર કરતાં કરશે પણ વચમાં તેમના માથે આફત આવી ગઈ. એ ધન કમાવા માટે જાય છે. ત્યાં વચમાં ધર્મનું ધન કમાવાના બજાર ખુલી ગયા. જેને મન ધન એ ખોખું છે ને ધર્મ એ માલ જેવો છે તે આફતના સમયે ધર્મરૂપી માલને પકડી રાખે છે ને ધનરૂપી ખોખાને ફગાવી દે છે. તેમ અરહન્નક શ્રાવક એવા દૃઢધર્મી હતા કે તે ધર્મને માટે ધન કે શરીરની પરવા કરે તેવા ન હતા.

ગઈકાલે આપણે વાત આવી ગઈ કે તેમને ભયભીત કરવા માટે વિકરાળ સ્વરૂપ ધારણ કરીને એક પિશાચ આવ્યો. એના હાથ, પગ, જીભ, હોઠ, કાન, નાક, આંખ વિગેરે અવયવો કેવા હતા તે આપણે લખેલું વાંચ્યું છે. કંઈ પ્રત્યક્ષ જોયું નથી છતાં કાળજું કંપી જાય છે કે તે પિશાચ કેવો હશે? આ ઉપાશ્રયમાં જો આવું દૃશ્ય જોવામાં આવે તો હું માનું છું કે બધા ગુરુછો લઈને ભાગા ભાગ કરે. તમે એકલા નહિ ભેગા પાટે બેસનારા પણ ભાગે. (હસાહસ) કારણ કે સૌને જીવવું ગમે છે. મરવું કોઈને ગમતું નથી. અહીં તો ભરદરિયામાં પિશાચ નજર સમક્ષ જોયો. નીચે પાણીનો ઉત્પાત છે ને ઉપર પિશાચનો ઉત્પાત છે. વરસાદ પડે છે, મેઘ ગાજે છે, વીજળી ઝબૂકે છે, ભયંકર વાવાઝોડું થાય છે. પાણીનાં મોજાં ઉછળે છે ને વહાણ વાંકુ થઈ જાય છે. હમણાં ઉંધું વળી જશે તેમ લાગે છે. અને ઉપર ભયંકર પિશાચ અટ્ટહાસ્ય કરતો, મોટી આંખો કાઢતો, હાથમાં તલવાર લઈને એમની તરફ આવતો દેખાય છે. આ બધો ઉત્પાત થવાથી અરહન્નક શ્રાવક સિવાયનાં બધા વહેપારીઓ ભયભીત થઈને વહાણમાં આમથી તેમ દોડવા લાગ્યા. સૌ સૌના ઇષ્ટદેવની માનતા માનવા લાગ્યા ને એકબીજાને ભેટી પડયા. માત્ર એક અરહન્નક શ્રાવક ઠરે કલેજે બેઠા છે.

**तए णं समणोवासँए अरहन्नए तं दिव्वं पिसाचरुव पज्जमाणा पासइ पासित्ता।** શ્રમણોપાસક અરહન્નકે જ્યારે તે દિવ્ય, અપૂર્વદૃષ્ટ–ક્યારે પણ નહિ જોયેલું એવું પિશાચના રૂપને પોતાના વહાણ તરફ આવતું જોયું જોઈને તે **अभीए** ભય પામ્યો નહિ, **अतत्थे** ત્રસ્ત થયો નહિ, **अचलिए** ધર્મથી ચલિત થયો નહિ, **असंभते** ગભરાયો નહિ, **अणाउले** વ્યાકૂળ થયો નહિ, **अणुविग्गो** ઉદ્વિગ્ન થયો નહિ. **अभिन्न मुहरागणयणवन्ने ।** તેનો મોંનો રંગ અને આંખોનો વર્ણ જરાપણ વિકૃત થયો નહિ.

દેવાનુપ્રિયો ! અરહન્નક તમારા જેવો શ્રાવક હતો. પણ ધર્મમાં તેની કેવી અડગ શ્રધ્ધા છે કે ખુદ ભગવાને તેનાં ગુણ ગાયાં છે. ઘરમાં બેઠાં પણ જેને જોઇને વજ જેવા કઠોર માણુસની છાતી ફાટી જાય તેવાં બિહામણાં પિશાચને અરહન્નક શ્રાવકે પોતાના વહાણ તરફ આવતો જોયો. છતાં સ્હેજ પણ ભય પામ્યા નહિ કે ભયની ધ્રુજારી ન થઈ. એને એવો ગભરાટ ન થયો કે અહીંથી ભાગી જાઉં. આ રાક્ષસ આવશે ને મને મારી નાંખશે ! મારું શું થશે ? અરે, ડર તો ન લાગ્યો પણ એના મુખ ઉપર કે આંખ ઉપર ભયની રેખા દેખાતી ન હતી. કારણ કે તેને ધર્મ ઉપર અખૂટ શ્રધ્ધા હતી. આત્મવિશ્વાસ હતો. આત્માની શક્તિને તેણે પીછાણી હતી. કે મારા આત્મામાં અનંત શક્તિ છે. તેને હણવાની કોઈનામાં તાકાત નથી.. હીરાના મૂલ્ય ઝવેરી કરી શકે. કુંભાર નહિ.

એક ગામમાં એક કુંભાર વસતો હતો. તે રોજ માટી ખાણે માટી ખોદવા જતો હતો. એક વખત ગામ બહાર ઘણે દૂર પહાડ પાસે માટી ખોદવા માટે ગયો. તે જ્યાં માટી ખોદતો હતો તેની નજીકમાં હીરાની ખાણ હતી. આ કુંભારને માટી ખોદતાં ખોદતાં તેમાંથી બે હીરા મળ્યા. કુંભારને આ હીરા જોઈને નવાઈ લાગી કે મેં પથરા ઘણાં જોયાં પણ આ પથરો કોઈ જુદી જાતનો લાગે છે. કારણ કે તેણે હીરો કદી જોયો નથી. તેને હીરાનું જ્ઞાન નથી. પછી એના મૂલ્યની ક્યાંથી ખબર હોય ? આ રીતે તમને હીરા જેવું જૈન શાસન અને જૈન ધર્મ મળ્યો છે. પણ જ્યાં સુધી જૈનત્વની ઝાંખી ન થાય ત્યાં સુધી શા કામનું ? મહાન પુણ્યોદયે આવું ઉત્તમ જૈનકુળ, જૈનશાસન અને જૈન ધર્મ મળ્યો છે તો સાચા ઝવેરી બની આત્મારૂપી હીરાની પિછાણી કરી લો. આવો અવસર વારંવાર મળવો મુશ્કેલ છે.

પેલા કુંભારને માટીની ખાણમાંથી બે હીરા મળ્યા. એણે આવા ચમકતા પથરાં કોઈ દિવસ જોયાં ન હતાં. એટલે જોઈને ખુશ થયો કે ચાલો, આ પથરા છોકરાંને રમવા આપીશ તો બિચારા રાજી થશે. ધનવાનનાં છોકરા રમકડે રમે છે. તો મારા છોકરા આ ચમકતા પથરા રમશે. આવો વિચાર કરીને કુંભારે એના ફાળીયાના

છેડે એ ચમકદાર પથરા બાંધ્યા ને માટી ખોદી ઘર તરફ જવા રવાના થયો. બપોરનો સમય હતો. સૂર્યના કિરણો તેના માથે પડતાં ફળીયાના છેડે બાંધેલા કિંમતી હીરા ઝળહળી ઉઠયાં. કુંભારને ખબર નથી કે મારા માથે હીરા ઝળહળી ઉઠયાં છે. કુંભાર ગામના એક શેઠની દુકાન પાસેથી પસાર થાય છે. દુકાનમાં બેઠેલા શેઠે કુંભારના ફાળીયામાં ઝગમગતું જોયું, એટલે તેને બોલાવીને પૂછયું કે આ ફાળીયામાં શું બાંધ્યું છે? કુંભારે કહ્યું. શેઠ! ગાટીમાંથી બે ચળકતા પથરા જડયા છે. તે બાંધ્યા છે. શેઠે કહ્યું– મને પથરા બતાવતો ખરો? કુંભારે બતાવ્યા. ચમકતા હીરા જોઈને શેઠને લેવાનું મન થયું. આ પથરા મારા ત્રાજવાના કાંટા ઉપર બાંધુ તો શોભી ઉઠે તેવા છે. એટલે કુંભારને કહ્યું કે ભાઈ! આ બે પથરા મને આપી દે. કુંભારે કહ્યું– શેઠ! આ તો મારા છોકરાને રમવા માટે લાવ્યો છું. શેઠે કહ્યું કે આ પથરામાં શું રમવાનું? હું તને શેર ગોળ આપું છું. તારા છોકરાં રોટલોને ગોળ ખાઈને રાજી થશે. શેઠની વાત સાંભળી ગરીબ કુંભાર ખુશ થયો. બે પથરાના બદલામાં શેર ગોળ લઈને ઘેર ગયો.

**"હીરો મળ્યો પણ ઓળખ્યો નહી"** : આ શેઠને પણ હીરાની પિછાણ ન હતી. તેને ઘી–ગોળ, તેલ, ખાંડ, લોટનો વહેપાર હતો. તેણે એક પથરો લઈ ત્રાજવાના કાંટા ઉપર બાંધ્યો, એક વખત એક ઝવેરી ફરતો ફરતો આ ગામમાં આવ્યો. તેને ખૂબ ભૂખ લાગી હતી. એટલે ભોજન બનાવવાની સામગ્રી લેવા માટે આ શેઠની દુકાને આવી પહોંચ્યો. શેઠ તેને જોઈતી ચીજો તોલે છે. ઝવેરીની નજર કાંટા ઉપર પડી. કાંટા ઉપર બાંધેલા હીરાને જોઈને ઝવેરીને ખૂબ આશ્ચર્ય થયું. અહો! આવો કિંમતી હીરો આ શેઠે ઘી–ગોળ અને લોટ તોલવાના ત્રાજવે શા માટે બાંધ્યો હશે? ઝવેરી દૃષ્ટિ પડતાં હીરાને પારખી ગયો, તેનાં કેટલાં મૂલ્ય છે તે પણ સમજી ગયો. ઝવેરીએ પૂછયું– શેઠ! આ ત્રાજવા ઉપર શું બાંધ્યું છે? શેઠે કહ્યું– આ તો એક ચમકતો પથરો છે. ઝવેરી સમજી ગયો. કે શેઠને હીરાની પિછાણ નથી. એટલે પૂછયું– શેઠ! આ પથરો તમારે વેચવો છે? ત્યારે શેઠના મનમાં થયું કે જો પૈસા મળતાં હોય તો વેચી નાંખું. મારે કંઈ ઉપયોગી નથી. આ તો શોભા માટે બાંધ્યો છે. શેઠે કહ્યું– બોલો, શું આપશો? ત્યારે ઝવેરીએ કહ્યું. આપ જ કહો. આપને કેટલે વેચવો છે? શેઠે કહ્યું. પચાસ રૂપિયા આપો તો આપી દઉં. ઝવેરીએ પચાસ રૂપિયા આપીને હીરો ખરીદી લીધો. સવા લાખનો હીરો પચાસ રૂપિયામાં મળી ગયો. તેના હર્ષનો પાર ન રહ્યો. તમને પણ લાખ રૂપિયાની ચીજ સો રૂપિયામાં મળી જાય તો કેવો આનંદ થાય? એ તો તમને ખબર પડે. (હસાહસ) ઝવેરી તો હીરો લઈને રવાના થઈ ગયો.

શેઠને પચાસ રૂપયા મળ્યાનો આનંદ થયો. કારણ કે તેણે શેર ગોળ આપીને બે

પથરા લીધા હતા. તેમાં એક પથરાના પચાસ રૂપિયા મળી ગયા. ઝવેરીને સવાલાખનો હીરા મળી ગયા એટલે તેને આનંદ થયો. અને કુંભારને બે પથરાના બદલામાં શેર ગોળ મળ્યો તેનો આનંદ થયો. ઝવેરીનો આનંદ સાચો હતો. પણ કુંભારને અને વહેપારીને હીરાની પિછાણુ ન હતી એટલે શેર ગોળ અને પચાસ રૂપિયામાં આનંદ માન્યો. પણ તમે તો હોંશિયાર છો ને? તમે આવી રીતે ઠગાઓ તેમ નથી. કુંભારે શેર ગોળની લાલચમાં સવાલાખના હીરા દઇ દીધો. તેના ભાગ્યમાં સવાલાખ રૂપિયા ન હતા. તમે પણ અપેક્ષાએ તેનાં જેવાં જ છો? મહાન પુણ્યોદયે મળેલાં હીરા કરતાં પણ કિંમતી માનવભવને શેર ગોળ જેવા તુચ્છ કામભોગમાં ગુમાવો છો. કિંમતી હીરાને કોડીની કિંમતમાં વેચવાની મૂર્ખાઈ કરી રહ્યા છો ને પાછા હરખાઓ છો કે અમારા જેવું કોઈ સુખી નથી. જેટલા પૈસા કમાવામાં પ્રવીણુ છો તેટલા ધર્મની બાબતમાં પ્રવીણુ બન્યા નથી. પચાસ રૂપિયામાં પથરો આપી દીધો. પછી શેઠની કેવી દશા થઈ તે સાંભળો.

શેઠે બીજો પથરો ત્રાજવાના કાંટે બાંધી દીધો. છ મહિના પછી બીજો ઝવેરી તેને ત્યાં ઘી તેલ ને ખાંડની ખરીદી કરવા આવ્યો. તેણે પણ હીરો જોયો. તેના મનમાં થયું કે આ વહેપારીએ આવો કિંમતી હીરો ત્રાજવા સાથે કેમ લટકાવ્યો હશે? શું તેને હીરાની પિછાણુ નહિ હોય? ઝવેરી ધર્મીષ્ઠ ને નીતિસંપન્ન હતો. એના મનમાં થયું કે આને હીરાનું ભાન કરાવું. ધર્મીષ્ઠ જીવો કોઇ જીવને ધર્મથી વિમુખ દેખે તો તેને અફસોસ થાય કે આવો અમૂલ્ય માનવભવ પામીને આ માણુસ ધર્મ વિનાનો રહી જશે? અહીં ધર્મ નહિ કરે તો પરભવમાં તેનું શું થશે? ધર્મહીન ઉપર કરૂણા લાવીને ધર્મવાન તેને ધર્મ પમાડવા પ્રયાસ કરે છે. ઝવેરીએ શેઠને હીરાનું ભાન કરાવવા કહ્યું– શેઠ! તમારે આ પથરો વેચવો છે? તેણે કહ્યું– હા વેચવો છે. ઝવેરીએ પૂછયું. એની શું કિંમત લેવી છે? ત્યારે શેઠે ઝવેરીની ઇંતેજારી જોઈને કહ્યું– સો રૂપિયા મળે તો વેચવો છે,

ઝવેરી ધર્મીષ્ઠ હતો. તેણે વિચાર કર્યો કે આ શેઠને હીરાની પારખ નથી તેથી સો રૂપિયામાં દેવા તૈયાર થયો છે. પણ મારે નીતિ ન છોડવી જોઈએ. મેં બાર વ્રતો આદર્યા છે, સંતોનો સમાગમ કર્યો છે. તેમના વ્યાખ્યાનો સાંભળ્યા છે. મારે એવાં પાપ કરવાના નથી. હું સો રૂપિયામાં હીરો લઇ લઈશ તો ભોગવશે બધાંને પાપ મને લાગશે. મારે પાપ કરવું નથી. ઝવેરીએ કહ્યું–શેઠ! સો રૂપિયામાં તો નહિ લઉં. હું તમને પચીસ હજાર રૂપિયા આપું. આ સાંભળી પેલા શેઠ પોક મૂકીને રડવા લાગ્યા. તેથી ઝવેરીના મનમાં થયું કે આને ૨૫૦૦૦ રૂપિયા ઓછા યા લાગે છે એટલે રડે છે, ત્યારે ઝવેરીએ કહ્યું શેઠ! તમે રડશો નહિ, ૫૦૦૦૦

પથરા લીધા હતા. તેમાં એક પથરાના પચાસ રૂપિયા મળી ગયા. ઝવેરીને સવાલાખનો હીરો મળી ગયો એટલે તેને આનંદ થયો. અને કુંભારને બે પથરાના બદલામાં શેર ગોળ મળ્યો તેનો આનંદ થયો. ઝવેરીનો આનંદ સાચો હતો. પણ કુંભારને અને વહેપારીને હીરાની પિછાણ ન હતી એટલે શેર ગોળ અને પચાસ રૂપિયામાં આનંદ માન્યો. પણ તમે તો હોંશિયાર છો ને? તમે આવી રીતે ઠગાઓ તેમ નથી. કુંભારે શેર ગોળની લાલચમાં સવાલાખના હીરો દઇ દીધો. તેના ભાગ્યમાં સવાલાખ રૂપિયા ન હતા. તમે પણ અપેક્ષાએ તેનાં જેવાં જ છો? મહાન પુણ્યોદયે મળેલાં હીરા કરતાં પણ કિંમતી માનવભવને શેર ગોળ જેવા તુચ્છ કામભોગમાં ગુમાવો છો. કિંમતી હીરાને કોડીની કિંમતમાં વેચવાની મૂર્ખાઈ કરી રહ્યા છો ને પાછા હરખાઓ છો કે અમારા જેવું કોઈ સુખી નથી. જેટલા પૈસા કમાવામાં પ્રવીણ છો તેટલા ધર્મની બાબતમાં પ્રવીણ બન્યા નથી. પચાસ રૂપિયામાં પથરો આપી દીધો. પછી શેઠની કેવી દશા થઈ તે સાંભળો.

શેઠે બીજો પથરો ત્રાજવાના કાંટે બાંધી દીધો. છ મહિના પછી બીજો ઝવેરી તેને ત્યાં ઘી તેલ ને ખાંડની ખરીદી કરવા આવ્યો. તેણે પણ હીરો જોયો. તેના મનમાં થયું કે આ વહેપારીએ આવો કિંમતી હીરો ત્રાજવા સાથે કેમ લટકાવ્યો હશે? શું તેને હીરાની પિછાણ નહિ હોય? ઝવેરી ધર્મીષ્ઠ ને નીતિસંપન્ન હતો. એના મનમાં થયું કે આને હીરાનું ભાન કરાવું. ધર્મીષ્ઠ જીવો કોઇ જીવને ધર્મથી વિમુખ દેખે તો તેને અફસોસ થાય કે આવો અમૂલ્ય માનવભવ પામીને આ માણસ ધર્મ વિનાનો રહી જશે? અહીં ધર્મ નહિ કરે તો પરભવમાં તેનું શું થશે? ધર્મહીન ઉપર કરૂણા લાવીને ધર્મવાન તેને ધર્મ પમાડવા પ્રયાસ કરે છે. ઝવેરીએ શેઠને હીરાનું ભાન કરાવવા કહ્યું- શેઠ! તમારે આ પથરો વેચવો છે? તેણે કહ્યું- હા વેચવો છે. ઝવેરીએ પૂછયું. એની શું કિંમત લેવી છે? ત્યારે શેઠે ઝવેરીની ઇંતેજારી જોઈને કહ્યું- સો રૂપિયા મળે તો વેચવો છે,

ઝવેરી ધર્મીષ્ઠ હતો. તેણે વિચાર કર્યો કે આ શેઠને હીરાની પારખ નથી તેથી સો રૂપિયામાં દેવા તૈયાર થયો છે. પણ મારે નીતિ ન છોડવી જોઈએ. મેં બાર વ્રતો આદર્યા છે, સંતોનો સમાગમ કર્યો છે. તેમના વ્યાખ્યાનો સાંભળ્યા છે. મારે એવાં પાપ કરવાના નથી. હું સો રૂપિયામાં હીરો લઇ લઈશ તો ભોગવશે બધાંને પાપ મને લાગશે. મારે પાપ કરવું નથી. ઝવેરીએ કહ્યું-શેઠ! સો રૂપિયામાં તો નહિ લઉં. હું તમને પચીસ હજાર રૂપિયા આપું. આ સાંભળી પેલા શેઠ પોક મુકીને રડવા લાગ્યા. તેથી ઝવેરીના મનમાં થયું કે આને ૨૫૦૦૦ રૂપિયા ઓછા પડયા લાગે છે એટલે રડે છે, ત્યારે ઝવેરીએ કહ્યું શેઠ! તમે રડશો નહિ, ૫૦૦૦૦

દઈશ. ત્યારે શેઠ ત્રાજવાના પલ્લા હાથમાં લઈને માથું કુટવા લાગ્યા. ત્યારે ઝવેરીએ કહ્યું. અરે શેઠ! તમે માથું ન કૂટો. હું ૭૫૦૦૦ આપું. બોલો હવે આપવો છે ને? ત્યારે શેઠ તો ખૂબ જોરથી રડતા લોઢાની પાંચ શેરી લઈને માથું ફોડવા લાગ્યા. ઝવેરી તેને ખૂબ સમજાવવા લાગ્યો, શેઠ! માથું ફૂટી જશે, લોહી નીકળશે, તમે આમ ન કરો. જુઓ આ મારી છેલ્લી વાત સાંભળી લો. આ હીરો સવા લાખની કિંમતનો છે. હું પચીસ હજાર નફો લઈને તમને લાખ રૂપિયા આપી દઉં છું. પણ શેઠ તો માથું ફોડવા લાગ્યા. તેમનો હાથ પકડી ઝવેરીએ તેમને ખૂબ સમજાવ્યા ત્યારે શેઠે કહ્યું– ભાઈ! તમે ૨૫, ૫૦, ૭૫ હજાર કે લાખ રૂપિયા આપવાનું કહ્યું તે મને ઓછાં પડયાં નથી. તેથી હું રડતો નથી. પણ મારી પાસે આવો એક બીજો હીરો હતો તે આવી રીતે ત્રાજવા સાથે શોભા માટે બાંધેલો હતો ને એક ઝવેરી તેને પચાસ રૂપિયામાં લઈ ગયો. તેનું મને દુઃખ થાય છે, અફસોસ થાય છે કે એ હીરો જો મારી પાસે હોત તો મને બે લાખ રૂપિયા મળત ને? હાય... તે કયાં ગયો હશે? એમ કહીને ભીંત સાથે માથા ફોડવા લાગ્યો. ત્યારે ઝવેરીએ કહ્યું. શેઠ શાંતિ રાખો. હવે એ કંઈ થોડો પાછો આવવાનો છે? ગઈ વાતનો અફસોસ છોડીને જે મળ્યું છે તેમાં સંતોષ માનો. ગયેલો અવસર પાછો આવતો નથી.

બંધુઓ! તમને આ ધર્મ આરાધના કરવાનો, આત્મસ્વરૂપની પિછાણ કરવાનો અમૂલ્ય અવસર મળ્યો છે. જો હાથમાં આવેલા અવસરને નહીં ઓળખો તો પેલા શેઠની માફક પસ્તાવો થશે. પછી ગમે તેટલાં માથાં કૂટશો તો પણ ગયેલો અવસર નહિ મળે. બોલો, હવે જે સમય મળ્યો છે તેનો તમારે લાભ લેવો છે કે માથા ફોડવાં છે? આવી દશા તમારી ન થાય તેનો ખ્યાલ રાખજો. આકાશની વાદળી જેવું માનવજીવન છે. કયારે વિખરાઈ જશે, કયારે આયુષ્યનો દીપક બુઝાઈ જશે તેની ખબર નથી. જેટલી જિંદગી અજ્ઞાન અવસ્થામાં ગઈ તે પાછી મળવાની નથી. પણ જેટલી હાથમાં છે તેનો સદુપયોગ કરી લો.

અરહન્નક શ્રાવકે આત્મસ્વરૂપની પિછાણ કરી હતી. તેથી તેનું મુખ પ્રશાંત હતું. "**अहीण विमण माणसे**" આવી કસોટીમાં પણ તેમનું મન હીન બન્યું નહિ કે વિકૃત થયું નહિ. ભગવાનનો શ્રાવક એના કર્મના ઉદયથી દુઃખી હોય પણ દીન ન હોય. કસોટી આવે તો પણ દીન ન બને કે આ પિશાચ મને મારી નાંખશે? હું શું કરીશ? હું એના પગમાં પડી જાઉં. તેની પાસે માફી માંગું તો મને મારશે નહિ. આવી દીનતા દૃઢધર્મી શ્રાવક બતાવે નહિ. એને જેમ કસોટી આવે તેમ શ્રધ્ધામાં મજબૂત બને. માટીનો ગોળો અગ્નિમાં જેમ તપતો જાય તેમ વધુ મજબૂત બનતો જાય છે, તેમ ધર્મીષ્ઠ જીવને કસોટી આવે તેમ તેની શ્રધ્ધા મજબૂત બનતી જાય.

**તોફાનો આવે ઠંડીના કે તાપના કે વરસાદના, પ્રવાસીનાં પગનો ઉજમ ના હુકે,**
**પાવનપંથી પ્રવાસીનાં કદમ ના રૂકે, હૃદય ના ઝુકે....**

અરહન્નક શ્રાવક અડગ શ્રધ્ધાવાન હતો. જેને મોક્ષમાં જલ્દી જવાની લગની લાગે છે તેને ગમે તેટલી મુશ્કેલી આવે છે તો તેનો હસતા મુખે સામનો કરે છે. તેના દિલમાં શ્રધ્ધાનો દિપક જલતો હોય છે કે મેં તો મારું જીવન પ્રભુના ચરણમાં અર્પણ કર્યું છે પછી તેમાં ગમે તેવા ગરમી, ઠંડી કે વરસાદનાં તોફાનો જાગે, દેવ સબંધી, મનુષ્ય કે તિર્યંચ સબંધી ગમે તેવા ભીષણ ઝંઝાવાતો જાગે તો તેમાં મારે ચિંતા કરવાની જરૂર નથી. મારે દીન બની કોઈનાં ચરણે ઝૂકવાની પણ જરૂર નથી. જેના ચરણે મેં જીવનનૈયા ઝૂકાવી છે તે મારી ચિંતા કરશે. આવી જેના રોમેરોમે શ્રધ્ધા હોય તે કોઈ દિવસ દીન બને ખરો ? 'ના'.

અરહન્નકે જોયું કે આ દેવ આવી રહ્યો છે. છતાં તેના સામે સ્હેજ પણ ક્રોધ કરતા નથી કે આ પાપી, દુષ્ટ ભરદરિયામાં મને ક્યાં હેરાન કરવા આવ્યો ! ભગવાનના શ્રાવક શ્રાવિકાઓ દેવ-દેવીની માનતા ન કરે પણ તેને ગમે તેવા શબ્દો કહીને તેની અશાતના પણ ન કરે. અરહન્નક શ્રાવક ધર્મમાં દૃઢ રહ્યા, સ્હેજ પણ ભયભીત થયા નહિ. પણ એક નિર્ણય કર્યો કે કદાચ આ ઉપસર્ગમાં મારું મરણ થઈ જાય કે જીવતા રહેવાય તે નક્કી નથી. તો હું મારી સાધના કરી લઉં. એમ વિચાર કરીને જ્યાં બેઠા હતાં ત્યાંથી ઉભા થયા.

"पोयवहणस्स एग देसंसिवत्थं तेणं भूमि पमज्जइ, पमज्जित्ता ठाणं ठाइ।"

ઉઠીને વહાણના એક તરફની ભૂમિને વસ્ત્રના છેડાથી તેઓ પ્રમાર્જિત કરવાં લાગ્યા. જગ્યાને પૂંજીને-જોઈને જીવ વિગેરેથી રહિત બનાવી પોતાનું આસન પાથરીને ત્યાં બેસી ગયા. બેસીને પોતાના બે હાથની અંજલી બનાવી અને તેને મસ્તક ઉપર મૂકીને ફેરવતાં તે આ પ્રમાણે કહેવા લાગ્યા કે યાવત્ સિધ્ધગતિને પામેલા અહંત પ્રભુઓને મારા નમસ્કાર છે. "जइ णं अहं पत्तो उवसग्गाओ मुंचामि तो मे कप्पइ पारित्तए।" હે ભગવંત ! જો હું આ પિશાચના ઉપસર્ગોથી બચી જઈશ તો આહાર-પાણી વિગેરે ગ્રહણ કરીશ. "अह णं पत्तो उवसग्गाओ ण मुंचामि तो मे तहा पच्चक्खायव्वे।" આ ઉપસર્ગમાંથી મારી રક્ષા નહિ થાય તો યાવત્પર્યંત ચાર જાતના આહારનો હું ત્યાગ કરું છું. આમ વિચાર કરીને "सागारं भत्तं पच्चक्खाइ" તેમણે સાગાર ચાર પ્રકારનાં આહારનાં પ્રત્યાખ્યાન કર્યા. એટલે કે તેમણે સાગારી સંથારો કર્યો.

બંધુઓ ! અરહન્નક શ્રાવકની કેવી દૃઢ શ્રધ્ધા છે ! આવા કષ્ટમાં તેમણે સંથારો

કર્યો. તમે ઉપાશ્રયમાં સામાયિક લઈને બેઠા હો ને આવો કોઈ ઉપદ્રવ થાય તો સામાયિકમાં ઘર ભેગા થઈ જાઓ ને? ઘરમાં જાઓ કે જંગલમાં ચાલ્યા જાઓ પણ કર્મો કોઈને છોડવાનાં નથી. કરેલાં કર્મો દરેકને ભોગવવાનાં છે. દઢધર્મી શ્રાવક સાગારી સંથારો કરી પ્રભુસ્મરણમાં લીન બન્યા. હવે શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** : અરહન્નક શ્રાવકને કસોટી આવી છે તેમ પ્રદ્યુમ્નકુમારની પણ કસોટી ચાલે છે. અરહન્નક શ્રાવકની દેવલોકમાં પ્રશંસા થઈ તે મિથ્યાત્વી દેવથી સહન ન થઈ તેથી તેની પરીક્ષા કરવા માટે દેવે આ ઉપદ્રવ કર્યો છે. તે રીતે પ્રદ્યુમ્નકુમારનાં ગુણ અને પરાક્રમને કારણે તેની ખૂબ પ્રશંસા થવા લાગી અને તેના પિતાએ તેને યુવરાજ પદ આપ્યું તેથી તેની ઓરમાન માતાઓને તેના પ્રત્યે ઈર્ષ્યા આવી અને પોતાના પુત્રોને ચઢાવી તેના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન કરાવ્યો એટલે તેને મારી નાંખવા માટે કપટજાળ રચીને વૈતાઢ્ય પર્વત ઉપર લાવ્યાં છે. પણ એનું પુણ્ય એવું પ્રબળ છે કે જ્યાં જાય છે ત્યાં તેનો વિજય થાય છે, અને દેવો તેના ઉપર પ્રસન્ન થઈને દેવતાઈ ચીજો તેને આપે છે. કહેવત છે ને કે "પુણ્યશાળીને પગલે પગલે નિધાન." એમ પ્રદ્યુમ્નકુમારને પગલે પગલે નિધાન છે. એ ત્રણ ગુફાઓમાં ગયો ને ત્યાં તેને શું શું પ્રાપ્ત થયું તે વાત તમે સાંભળી ગયાં છો એ ત્રીજી ગુફામાંથી જીવતો આવ્યો ત્યાં એના ભાઈઓ વિચારવા લાગ્યા કે આ તો કોઈ જુદી જાતનો માનવી છે. એ કેવી રીતે મરશે? ત્યારે વજ્રમુખે કહ્યું–ભાઈઓ! તમે ચિંતા ન કરો. હજુ ઘણાં વિષમ સ્થાનો છે. ક્યાંક તો એ જરૂર મરશે.

**"ચોથો લાભ મગરનાં ચિન્હવાળો ધ્વજ"** : ત્રીજી ગુફામાંથી પ્રદ્યુમ્નકુમાર ક્ષેમકુશળ બહાર નીકળ્યો એટલે એના ભાઈઓ ફરતાં ફરતાં દેવતાધિષ્ઠિત વાવ પાસે લઈ ગયા. ત્યાં જઈને વજ્રમુખે તેનાં ભાઈઓને કહ્યું કે હે ભાઈઓ! આ વાવના પાણીમાં જે કોઈ સ્નાન કરે છે તેનું શરીર અત્યંત તેજસ્વી બની જાય છે. માટે હું આ વાવમાં સ્નાન કરીને આવું છું. તમે અહીં ઉભા રહેજો. ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું–ભાઈ! મને વાવમાં સ્નાન કરવાનો ખૂબ શોખ છે. માટે આપ મને જવા દો. એટલે વજ્રમુખે તેને જવાની રજા આપી. તેથી પ્રદ્યુમ્નકુમારે વાવમાં પ્રવેશ કર્યો ને પાણીમાં સ્નાન કર્યું. એટલે તેનો અધિષ્ઠાયક દેવ પ્રગટ થયો ને તેના પર ગુસ્સે થઈને બોલ્યો–હે દુષ્ટ! આ વાવમાં તો દેવ, દેવીઓ સ્નાન કરે છે. તારું શરીર તો અશુચીવાળું, મળ–મૂત્રથી ભરેલું ને દુર્ગંધથી ભરેલું છે. તેં મારી વાવમાં સ્નાન કરીને પાણી અપવિત્ર કર્યું, છતાં તું નાનકડો છે તેથી મને તારી દયા આવે છે. તારે જીવવું હોય તો જલ્દી ચાલ્યો જા. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું–ભલે ઉંમરમાં નાનો છું. પણ પરાક્રમમાં મોટો છું. તમને તમારા બળનો ગર્વ હોય તો મારી સાથે યુદ્ધ

કરો એટલે મારી શક્તિનો તમને ખ્યાલ આવશે. બંનેએ યુધ્ધ કર્યું. તેમાં પ્રદ્યુમ્નકુમારનો વિજય થયો.

તેનું બળ જોઈ દેવ તેના ઉપર પ્રસન્ન થઈને કહેવા લાગ્યો કે તું તો કોઈ દેવકુમાર છે. એમ કહી તેનાં ખૂબ વખાણ કર્યા ને એક મગરનાં ચિન્હવાળો સુંદર ધ્વજ તેને ભેટ આપ્યો. ત્યારથી લોકો તેને મકરધ્વજ કહેવા લાગ્યા. વાવમાં સ્નાન કરવાથી પ્રદ્યુમ્નકુમારના શરીરનું તેજ ઝગારા મારવા લાગ્યું. તેજસ્વી શરીરવાળો પ્રદ્યુમ્નકુમાર મકરધ્વજ લઈને બહાર આવ્યો. આ જોઈને વિદ્યાધર પુત્રો ખૂબ દાઝે બળી ગયાં પણ કોઈનો ઉપાય ચાલે તેમ નથી. હવે તેને લઈને આગળ ચાલ્યાં તો એક મોટો અગ્નિનો કુંડ આવ્યો.

**પાંચમો લાભ દિવ્યકુંડળની જોડી અને દિવ્ય વસ્ત્રો :** અગ્નિકુંડ પાસે આવીને વજ્રમુખ બોલ્યો કે આ પરીક્ષા કરવાનો અગ્નિકુંડ છે. જેમ સોનાની અગ્નિમાં પરીક્ષા થયા છે અને અગ્નિ પરીક્ષામાં પાસ થયેલું સુવર્ણ તેજસ્વી બને છે તેમ જે મનુષ્ય આ અગ્નિકુંડમાં પડે છે તે પણ કસોટીમાં પાસ થઈ ચિંતવેલ વસ્તુને પ્રાપ્ત કરી અધિક તેજસ્વી બનીને બહાર આવે છે. માટે હું અગ્નિકુંડમાં પ્રવેશ કરું છું. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું– ભાઈ! તમને વાંધો ન હોય તો હું અગ્નિકુંડમા જાઉં. વજ્રમુખને તો એટલું જ જોઈતું હતું. વગર આનાકાનીએ હા પાડી દીધી. એટલે પ્રદ્યુમ્નકુમારે સાહસ કરીને અગ્નિકુંડમાં પ્રવેશ કર્યો. અંદર જઈને વિદ્યાસિધ્ધ પુરૂષની માફક બંને હાથ વડે ભડભડતી અગ્નિની જ્વાળાઓને પકડીને રમવા લાગ્યો. ત્યારે અગ્નિકુંડનો અધિષ્ઠાતા દેવ તેના ઉપર ગુસ્સે થઈને તેને મારવા આવ્યો ત્યારે પ્રદ્યુમ્નકુમારે તેને રમકડાની માફક ઉંચકી લીધો ને તેના હાથનો અંગુઠો દબાવ્યો. એટલે દેવ ચીસો પાડવા લાગ્યો ને પ્રદ્યુમ્નકુમારના બળ આગળ તે હારી ગયો.

દેવની હાર થવાથી તે પ્રદ્યુમ્નકુમારના ચરણમાં નમી પડયો. અને તેના પર પ્રસન્ન થઈને બે દિવ્ય વસ્ત્રો અને દિવ્યકુંડળની જોડી આપી. તે લઈને પ્રદ્યુમ્નકુમાર ચમકારા મારતો બહાર આવ્યો. આ જોઈને વજ્રમુખ આદિ વિદ્યાધર પુત્રો ઈર્ષ્યાની આગમાં બળવા લાગ્યા. અહો! આપણે આને મારવા માટે લાવ્યા ત્યારે એ તો મરતો નથી ને ઉપરથી તેનું રૂપ–તેજ વધતું જાય છે. અને દિવ્ય વસ્ત્ર–આભૂષણો તેને મળે છે. વજ્રમુખે બધાને આશ્વાસન આપતાં કહ્યું– તમે શા માટે ચિંતા કરો છો? એક વખત તો તે મરવાનો છે. એ મરશે એટલે બધું આપણને મળશે. એમ કહી આગળ ચાલ્યા.

**"છઠ્ઠો લાભ મુગટ અને માળા" :** વિદ્યાધર પુત્રો મેષાકાર પર્વત ઉપર ગયા. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું કે આ પર્વત પર જે ગુફા છે તેમાં જે પ્રવેશ કરશે

તેને મહાન લાભ થશે. માટે હું જાઉં છું. પહેલાંની માફક પ્રદ્યુમ્નકુમાર તેની આજ્ઞા લઈ પર્વતની ટોચે ચઢયો. ત્યાં સુવર્ણમય બે શિખર જોયાં. તેની નીચે ગુફા હતી તેમાં ચક્રવર્તિની માફક બહાદુરીથી પ્રવેશ કર્યો.

પ્રદ્યુમ્નકુમારે ગુફામાં પગ મૂકયો. એના પગના અવાજથી તે ધ્રુજી ગયો. તેના મનમાં થયું કે એના પગના પ્રહારથી હું ધ્રુજી ગયો તો એનું બળ કેટલું હશે? એની સાથે બાથ ભીડવામાં સાર નથી. એમ સમજી દેવે પ્રગટ થઈ પોતાની જાતે પોતાની હાર કબૂલ કરી. તેનું નામ મર્કટદેવ હતું. તે મર્કટદેવે પ્રદ્યુમ્નકુમાર પર પ્રસન્ન થઈને તેને એક દિવ્ય મુગટ અને માળા ભેટ આપ્યા. તે લઈને પ્રદ્યુમ્નકુમાર હર્ષ ભેર બહાર આવ્યો.

**"સાતમો લાભ આકાશગામીની પાવડીઓ"** : વૈતાઢય પર્વત ઉપર ફરતાં ફરતાં પર્વત ઉપરનું કુદરતી સૌંદર્ય જોતાં જોતાં આગળ વધ્યાં. એક મોટું ઘટાદાર આંબાનું વૃક્ષ આવ્યું. તે જોઈને વજ્રમુખે કહ્યું કે જે કોઈ આ આંબાના ઝાડ ઉપર ચઢીને તેનાં ફળ ખાય તેને કદી ઘડપણ આવતું નથી. તે સદા યુવાન રહે છે. તો મને ઘડપણ ન આવે તે માટે હું આંબા ઉપર ચઢું છું. ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું– ભાઈ! હું સદા યુવાન રહું. મને જવા દો. ત્યારે વજ્રમુખે કહ્યું– ભાઈ! તું તો ભારે જબરો છે. બધું તારે જ જોઈએ! ભલે, તું અમારો નાનોભાઈ છે ને અમને બધાને ખૂબ વહાલો છે. માટે તારી બધી ઈચ્છા અમે પૂરી કરીએ છીએ. બાકીના બધા જવા તૈયાર છે. પ્રદ્યુમ્નકુમારે કહ્યું– ભાઈઓ! તમારી કૃપા છે. હવે કોણ જવા તૈયાર છે એ તો ભગવાન જાણે છે. જો સહેલાઈથી બધું મળી જતું હોત તો પ્રદ્યુમ્નકુમારને કોઈ જવા ન દેત. એ તો એને મૃત્યુના મુખમાં ધકેલે છે પણ એનું પુણ્ય પ્રબળ છે એટલે લાભ મેળવીને જીવતો બહાર આવે છે.

પ્રદ્યુમ્નકુમાર આંબાનાવૃક્ષ ઉપર ચઢયો ત્યારે આંબાનો અધિષ્ઠાયક દેવ વાંદરાનું રૂપ લઈને પ્રગટ થયો. પ્રદ્યુમ્નકુમારે તેને ઉંદરડાની જેમ પકડી લીધો ને ખૂબ માર્યો. ત્યારે દેવે કહ્યું. ભાઈ! તું જીત્યો ને હું હાર્યો, મને છોડી દે.

વાંદરાના રૂપમાં આવેલા દેવે તેના ઉપર પ્રસન્ન થઈને તેને પાવડી આપતાં કહ્યું કે તું આ પાવડી ઉપર ઉભો રહીને જ્યાં જવાનું ચિંતન કરીશ ત્યાં આકાશમાર્ગે ઉડીને જઈ શકીશ. તારે બીજા કોઈ વાહનની જરૂર નહિ પડે. એમ કહીને ગગનગામીની પાવડી, મુગટ અને હાર બધું આપ્યું તે લઈને બહાર આવ્યો. ત્યારે બધા કુમારોને ખૂબ દુઃખ થયું. હજુ પ્રદ્યુમ્નકુમારને તેના ભાઈઓ કયાં લઈ જશે ને પ્રદ્યુમ્નકુમારને કેવા લાભ થશે તે ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૮

**આસો સુદ ૧ ને શુક્રવાર** **તા. ૨૪-૯-૭૬**

આત્માનાં અનંતજ્ઞાન, અનંતદર્શન અને અનંતશક્તિને પ્રગટ કરી જગતનાં સર્વ પદાર્થોને સ્પષ્ટપણે જાણનાર અને દેખનાર પરમ પવિત્ર જિનેશ્વર ભગવંત ભવ્ય જીવોને ઉપદેશ આપતાં ફરમાન કરે છે કે હે ભવ્ય જીવો ! મોહ નિદ્રામાંથી જાગો. અને બેઠાં થઈને વિચાર કરો કે ભવમાં ભૂલા પડેલા યાત્રી ! તું કયાંથી આવ્યો ને ક્યાં જવાનો છે ? તું તારા માર્ગને શોધી લે, આ જીવન એક યાત્રા છે ને જીવ યાત્રી છે. આ યાત્રી (મુસાફીર) જો ચાલે નહિ ને બેઠો રહે તો કદી તે ધારેલા સ્થાને પહોંચી શકશે નહિ. જેમ ધનુષ્યથી છૂટેલું બાણુ સીધું તેના લક્ષ્યમાં જઈને અટકે છે તેમ મનુષ્યે પણુ પોતાના ધારેલા સ્થાને પહોંચીને આરામ કરવો જોઈએ. અહીં આરામ કરવાનું સ્થાન નથી, સાચો યાત્રી દિન-પ્રતિદિન આગળ વધે છે. અને સાચો વીર યાત્રી તે છે કે જે પોતાના માર્ગમાં ફૂલ પથરાયેલા હોય કે કાંટા પથરાયેલા હોય છતાં પોતાની શ્રધ્ધાથી ચલિત થતો નથી. આપણાં પરમ પિતા ભગવાન મહાવીરસ્વામી આત્મસાધના કરવા નીકળ્યા ત્યારે તેમની સાધનાના માર્ગમાં કેવા કષ્ટો-ઉપસર્ગો રૂપી કંટકો પથરાયા ને પ્રશંસાના પુષ્પો પણુ પથરાયાં તેમાં સમભાવ રાખી ભગવાન તેમની સાધનામાં આગળ વધતા રહ્યા. અનેક અનુકૂળ અને પ્રતિકૂળ ઉપસર્ગો અને પરિષહો આવ્યા તો પણુ વીરપ્રભુ ચલાયમાન થયા નહિ, ભક્તોની ભક્તિ તેમને લલચાવી શકી નહિ, વિરોધીઓનો વિરોધ તેમને અટકાવી શકયો નહિ. ઈન્દ્ર આવીને ચરણુમાં પડયો. સ્તુતિ કરી તો હર્ષ નહિ અને સંગમે આવીને ઉપસર્ગો આપ્યા, છ છ મહિના સુધી કષ્ટ આપ્યું છતાં તેના પ્રત્યે નામ રોષ નહિ. બસ, સાધનાના માર્ગમાં આગળ વધવું એ જ એમના જીવનનું લક્ષ્ય હતું.

આવી જ વાત આપણા ચાલુ અધિકારમાં આવી છે. અરહન્નક શ્રાવક વહાણુમાં બેસી ઘણાં વહેપારીઓ સાથે પરદેશ ધન કમાવા જઈ રહ્યાં છે. મધદરિયે વહાણુ આવ્યું. એ સમયે સમુદ્રમાં ભયંકર ઉત્પાત મચી ગયો. આ તેમની કસોટી છે. જ્યાં સુધી હીરો સરાણે ન ચઢે ત્યાં સુધી તેનાં મૂલ્ય થતાં નથી. તેનો પ્રકાશ બહાર આવતો નથી. સોનું અગ્નિમાં ન પડે ત્યાં સુધી શુધ્ધ થતું નથી અને આ સોનું છે કે પિત્તળ તેની ખાત્રી થતી નથી, તેમ જ્યાં સુધી જીવનમાં આવી કસોટી આવતી નથી ત્યાં સુધી આ સાચો શ્રાવક છે કે ડોલતી ધ્વજા જેવો છે તેની ખાત્રી થતી નથી. મહાવીરપ્રભુના શાસનમાં દશ શ્રાવકો થયાં તે દરેકની કસોટી થઈ છે. એ કસોટીમાંથી પસાર થયાં તો તેમનાં નામ સિધ્ધાંતના પાને સુવર્ણાક્ષરે લખાયા.

અરહન્નક શ્રાવક પણુ આવો દઢધર્મી શ્રાવક છે. તેની સામે ભયાનક રૂપ લઈને

પિશાચ આવી રહ્યો છે. એનું બીભત્સ રૂપ જોઈને ભલભલાનું કાળજું કંપી જાય. જો કાચો પોચો માણસ હોય તો ત્યાં ને ત્યાં પ્રાણ ઉડી જાય. જેમ કલ્પાંતકાળનો ભયંકર પવન વાય ત્યારે બધાં પર્વતો ચલાયમાન થઈ જાય છે પણ "किं मन्दराद्रि शिखरं चलितं कदाचित्।" તે મેરૂ પર્વતને તો નહિ પણ તેના શિખરને પણ ચલાયમાન કરી શકતો નથી. તે રીતે દેવે ઉત્પન્ન કરેલા સમુદ્રનું તોફાન અને પિશાચ જોઈને અરહન્નક શ્રાવકનું મન પણ ચલાયમાન ન થયું. તે ગંભીરપણે બેસી રહ્યા. નદીઓ માઝા મૂકે છે પણ સાગર માઝા મૂકતો નથી. અરહન્નક શ્રાવક સાગરની જેમ ગંભીર હતાં. મનમાં સ્હેજ પણ ખળભળાટ ન થયો કે હાય....હાય.... આ પિશાચ માર....માર કરતો આવે છે. હમણાં મને મારી નાંખશે, હવે ઘેર પહોંચાશે નહિ. મારી પત્ની અને છોકરાઓનું શું થશે? આવો સ્હેજ પણ સંકલ્પ-વિકલ્પ આવ્યો નહી. આફતના સમયે તેમને ઘરબાર, પત્ની, પુત્રો કે પૈસા કાંઈ યાદ ન આવ્યું. ફક્ત એક ધર્મ તેમને યાદ આવે છે. તે મનમાં એક વિચાર કરવા લાગ્યા કે જેનો જન્મ છે તેનું મૃત્યુ અવશ્ય એક દિવસ થવાનું છે. તેમાં મીનમેખ ફેરફાર થવાનો નથી, તો મારા આત્માની સાધના કરી લઉં, મારા માથે ગમે તેવી આફત કેમ ન આવે, હું તેનાથી ડરવાનો નથી. "**હું તો આ આપદાઓને સદા ઉપહાર માનું છું, કોઈ કાંટા ગણે દુઃખને, હું તો ફુલહાર માનું છું.**"

અરહન્નક શ્રાવક કહે છે કે મારે માથે જે આપદા-કષ્ટ આવ્યું છે તેને હું ઉપહાર -ભેટ માનું છું. કોઈ માણસ આપણને કિંમતી ભેટ આપે તો કેવો આનંદ થાય? તેમ કર્મના ઉદય વખતે મને જે કષ્ટ પડે તેને હું કર્મરાજાની કિંમતી ભેટ સમજીને હર્ષપૂર્વક સ્વીકારી લઉં છું. અંદર બેઠેલાં ચેતનદેવને કહે છે કે હે ચેતનદેવ! આ કર્મ ખપાવવાનો અમૂલ્ય અવસર છે. આવો અવસર ફરીને નહિ મળે, માટે તારી શ્રધ્ધામાં દૃઢ રહેજે.

બંધુઓ! કંઈક માણસોને કષ્ટ પડે ત્યારે પગમાં કાંટો વાગે ને દુઃખ થાય તેમ દુઃખ થાય છે ને મોઢેથી બોલે છે કે હે ભગવાન! મને આવું દુઃખ ક્યાંથી આવ્યું? તારી નજરમાં હું જ આવ્યો છું. બીજો કોઈ તારી નજરમાં નથી આવતો? આમ કહીને રડે છે. વીતરાગનો શ્રાવક આવા શબ્દો બોલે નહિ, આવા શબ્દો બોલનારની શ્રધ્ધામાં ખામી છે. શ્રધ્ધાવાનના મુખમાંથી કદી આવા શબ્દો નીકળે નહિ, શ્રધ્ધાવાન શ્રાવક દુઃખમાં શું વિચાર કરે? "अप्पा कत्ता विकत्ताय दुहाणय सुहाणय।" સુખ અને દુઃખનો ઉત્પન્ન કરનારો મારો પોતાનો આત્મા છે. કર્મનો કર્તા આત્મા છે ને તેનો ભોક્તા પણ આત્મા છે. મારા કરેલાં કર્મો અનુસાર મને સુખ કે દુઃખ આવ્યું છે. ભગવાન કોઈને સુખ કે દુઃખ આપતા નથી.

અરહન્નક શ્રાવકને આવી શ્રધ્ધા હતી. એટલે કહે છે આ દુઃખ મને કાંટા જેવું નથી લાગતું. હું તો એને ફુલનો હાર માનીને વધાવી લઉં છું. અને આ આફતના સમયે મારાં કોઈ સ્વજનો, પત્ની, પુત્રો વિગેરે મારી પાસે નથી તેનો મને બિલકુલ અફસોસ નથી. આ સંસારમાં કોઈ કોઈનું નથી. "नालं ते तव ताणाए वा सरणाए वा, तुमंपि तेसिं नालं ताणाए वा सरणाए वा।" તારા દુઃખના સમયે એ તને ત્રાણુ શરણુ થવાનાં નથી ને તું તેમના દુઃખમાં ત્રાણુ શરણુ થવાનો નથી. પોતાના બાંધેલા કર્મો જીવને પોતાને ભોગવવા પડે છે. તો એ સ્વજનો મારી પાસે હોય કે ન હોય તેનો અફસોસ શા માટે કરવો જોઈએ.

સમાધિભાવમાં બેઠેલા અરહન્નક શ્રાવક પિશાચનાં તોફાનથી સ્હેજ પણુ ચલાયમાન ન થયા ત્યારે તે ભયંકર રૂપધારી પિશાચ જ્યાં અરહન્નક શ્રાવક બેઠાં હતાં ત્યાં આવ્યો. છતાં મનમાં સ્હેજ પણુ ક્ષોભ નથી કે આ તો મારી પાસે આવ્યો. એમણે તો સાગારી સંથારો કર્યો છે કે હું આ કષ્ટમાંથી બચી જઈશ તો આહાર–પાણી વાપરીશ. અને ન બચું તો મારે બધું વોસરે.... વોસરે. જે બધી ઝંઝટ છોડીને સ્વમાં લીન બની ગયા તેને મરણુ આવે તો પણુ શું ફીકર ? કેવી દૃઢ શ્રધ્ધા ! કેટલો આત્મવિશ્વાસ ! પિશાચ અરહન્નક શ્રાવક પાસે આવ્યો. આવીને આ પ્રમાણે કહેવા લાગ્યો.

"हं भो अरहन्नगा ! अपत्थियपत्थिया जाव परिवज्जिया।" હે અરહન્નક ! હે અપ્રાર્થિંત પ્રાર્થિંત ! હે મૃત્યુને ભેટવાની ઈચ્છા રાખનાર ! હે દુરંત પ્રાંતલક્ષણુ ! હે હીનપુણ્ય ચાતુર્દશિક ! હે શ્રી, હ્રી, ધી, કીર્તિ પરિવર્જિત ! હે કુળકલંકિત ! ક્રોધથી ધમધમતો પિશાચ ખૂબ કડક શબ્દો બોલવા લાગ્યો. હે મૃત્યુને ભેટનારા ! હે કાળી ચૌદશના જન્મેલા ! તારું પુણ્ય ખતમ થઈ ગયું છે. તારી કીર્તિ ધૂળમાં મળી ગઈ છે એવા પુણ્યહીન ! અને કુળને કલંકિત કરનાર ! આવા હૃદયભેદક શબ્દો જોરજોરથી બોલવા લાગ્યો. છતાં ગંભીર પુરૂષ સમતાપૂર્વક સહન કરે છે. જ્યારે શ્રાવકે કંઈ જવાબ ન આપ્યો ત્યારે કહે છે હે કાળી ચૌદશના દિવસે જન્મેલા ! પુણ્ય વગરના એભાગીયા ! તું મારા સામું જો. હું તને જે કહેવા માંગું છું તે તું ધ્યાન પૂર્વક સાંભળ. આમ બોલીને પિશાચ શું કહે છે.

"णो खलु कप्पइ, तव सीलव्वयगुण वेरमण पच्चक्खाण पोसहोववासयाइं चालित्तए वा खोलेत्तए वा खण्डित्तए वा, भंजित्तए वा उज्झित्तए वा परिच्चइत्तए वा।" હે અરહન્નક ! તમે જે પાંચ અણુવ્રત, ત્રણુ ગુણુવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર વ્રતો અંગીકાર કરેલા છે ને તેનું પાલન કરો છો. મિથ્યાત્વની નિવૃત્તિ એટલે કે મિથ્યાત્વ ટાળીને સમ્યક્ત્વ અંગીકાર કર્યું છે. બીજ, પાંચમ, આઠમ, અગિયારસ ને પાખી એમ મહિનાની દશ તિથિના દિવસે હરિકાય–લીલોતરી શાકનો ત્યાગ કરો છો. આઠમ, ચૌદશ, પુનમ, અને અમાસ વિગેરે પર્વના દિવસોમાં પૌષધવ્રત કરો

છો. આ બધાં વ્રતોનું તમે સારી રીતે આચરણ કરો છો. તેનો તમે પરિત્યાગ કરો. તમારા વ્રતોમાં કોઈપણ ઉપાયથી ચલાયમાન થવું, તમને ક્ષુભિત થવું, તમને એકદેશ અથવા સર્વદેશથી ખંડિત કરવાનું, ભંગ કરવાનું, દેશવિરતિનો ત્યાગ અથવા સમ્યક્ત્વનો પરિત્યાગ કરવો તમને કલ્પતો નથી પણ જો તારે જીવવું હોય, સહીસલામત ઘર ભેગા થવું હોય, સુખી થવું હોય તો તારી જાતે સમજીને તારા વ્રત નિયમો બધું છોડી દે. जइ णं तुमं सीलव्वय जाव ण परिच्चयसि तो ते अहं पोयवहणं दोहिं अगुलियाहिं गेण्हामि।" જો તમે પોતાની મેળે જ આ અણુવ્રત, શીલવ્રત, ગુણવ્રત વિગેરેનો ત્યાગ નહિ કરો તો હું તમારા વહાણને બે આંગળીઓથી એટલે કે તર્જના અને મધ્યમા એ બે આંગળીઓથી પકડીશ.

બે આંગળીઓથી હજારો મણ વજનવાળા વહાણને ઉપાડવાની દેવમાં તાકાત છે. પણ માણસ જો પોતાના વ્રત-નિયમમાં મક્કમ રહે તો તેના નિયમો તોડવવાની દેવમાં તાકાત નથી. બોલો, વ્રત નિયમમાં કેટલી શક્તિ રહેલી છે! દ્વારકા નગરીનો વિનાશ કરવા અગ્નિકાય દેવ ઝઝૂમીને રહ્યો હતો, પણ જ્યાં સુધી દ્વારકા નગરીમાં એક પણ પચ્ચખાણ રહ્યું ત્યાં સુધી દેવ દ્વારકા નગરીને બાળી શક્યો નહિ. આ રીતે પિશાચ દેવ અરહન્નક શ્રાવકને ચાહે તેટલું કષ્ટ આપી શકે છે પણ તે વ્રતો તોડાવવા શક્તિમાન નથી. તેથી પિશાચના રૂપમાં આવેલો દેવ કહે છે કે જો તમે ત્યાગ નહિ કરો તો હું બે આંગળીઓ વડે તમારું વહાણ ઉંચકીશ અને પછી શું કરીશ તે સાંભળ. "गिण्हित्ता सत्तट्ठ तालप्पमाण मेत्ताइं उड्ढं वेहासं उव्विहामि उव्विहित्ता अंतोजलंसि णिव्वोलोमि।" પકડીને સાત આઠ તાલ પ્રમાણ તેને ઉંચે આકાશમાં લઈ જઈશ અને ત્યાંથી પાણીમાં ડૂબાડી દઈશ. આ પ્રમાણે પિશાચે કહ્યું છતાં અરહન્નક શ્રાવકના મન ઉપર તેની જરા પણ અસર ન થઈ. તે નિશ્ચિત પણે બેસી રહ્યા. આવા અડોલ હતા. જેમ કામદેવ આદિ દશ શ્રાવકોની ખૂબ આકરી કસોટી થઈ પણ ડગ્યા નહિ તેમ અરહન્નક શ્રાવક સમાધિમાં સ્થિર રહ્યા. પિશાચે કહ્યું કે જો વ્રત નિયમનો ત્યાગ નહિ કરે તો તારા આખા વહાણને પાણીમાં ડૂબાડી દઈશ. આ પ્રમાણે કહ્યું છતાં અરહન્નક શ્રાવક શ્રધ્ધાથી ચલિત ન થયા. હજુ પિશાચ તેને શું કહેશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** વજ્રસુખ આદિ ભાઈઓએ પ્રદ્યુમ્નને મારવા માટે સાત વખત ગુફામાં પર્વત ઉપર, અગ્નિકુંડ આદિ જુદા સ્થાનમાં મોકલ્યો. પણ પ્રદ્યુમ્ન તો મરવાને બદલે નવી નવી વસ્તુઓ લઈને આવ્યો. તેથી બધા ભાઈઓને દુઃખ થયું.

**આઠમો લાભ કામગજ :** બધા ભાઈઓ પ્રદ્યુમ્નકુમારને સાથે લઈ કંપિત્થ વનમાં ગયા. ત્યાં જઈ વજ્રસુખે કહ્યું કે કોઈ માણસ આ વિષમ વનની વચ્ચે જાય

છે તેને મહાન લાભ થાય છે. એવું મેં વૃધ્ધજનો પાસેથી સાંભળ્યું છે. તો હું જાઉં છું. પણ પ્રદ્યુમ્નકુમાર જવા તૈયાર થઈ જાય છે. બધાની રજા લઈને તેણે વનમાં પ્રવેશ કર્યો. પછી આગળ ગયો.

વનમાં એક દેવ પ્રગટ થયો. તે પહેલાં પ્રદ્યુમ્ન ઉપર ગુસ્સે થઈને તેને મારવા દોડયો. એટલામાં પ્રદ્યુમ્ને તેને ઉંચકીને નીચે પછાડયો એટલે દેવ હારી ગયો. તેથી તેના પર પ્રસન્ન થઈને કહ્યું– તું રૂક્ષ્મણીનો જાયો પ્રદ્યુમ્નકુમાર છે! દીકરા! તું મને ખૂબ વહાલો છે. હું તારી રાહ જોતો હતો. આ તો તારી પરીક્ષા કરતો હતો. તારી પરીક્ષા કરતાં હું હારી ગયો એમ કહી પ્રદ્યુમ્નકુમારને તે દેવે એક મોટો હાથી આપ્યો ને કહ્યુ કે તું યુધ્ધમાં જઈશ ત્યારે આ હાથી તને વિજય અપાવશે, ને હું વરદાન આપું છું કે તું મને જ્યારે યાદ કરીશ ત્યારે તારી સેવામાં હાજર થઈશ. આ હાથીનું નામ કામગજ હતું. પ્રદ્યુમ્નકુમાર હાથી લઈને આવ્યો. આ જોઈને વિદ્યાધર પુત્રો કાળા ધબ થઈ ગયા. છતાં તેમની દુષ્ટ બુધ્ધિ સુધરતી નથી. જેમ "હાર્યો જુગારી બમણુ રમે" તે રીતે હજી પ્રદ્યુમ્નકુમારને મારી નાંખવા આગળ ચાલ્યા જાય છે.

**"નવમો લાભ દિવ્ય મુદ્રિકા"** :– આગળ ચાલતાં પર્વતનું શિખર આવ્યું. શિખર ઉપર ઘણાં સર્પો હતા. ત્યાં જઈ વજ્રમુખે કહ્યું–આ શિખરની ગુફામાં જે જશે તેને મોટું રાજ્ય મળશે. માટે હું જાઉં છું ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું. આપણે બધા કયાં જુદા છીએ? મને રાજ્ય મળશે તે તમારું જ છે ને? આપને બાધ ન હોય તો મને જવા દો. ભાઈની રજા મળતાં પ્રદ્યુમ્નકુમાર ગુફામાં ગયો કે તરત તે ગુફાનો અધિષ્ઠાતા સાપ નીકળ્યો, તો પ્રદ્યુમ્નકુમારે તેને દોરડીની માફક પકડીને ફેરવ્યો. એટલે તેની સામે સર્પનું જોર ચાલ્યું નહિ. હારી ગયો એટલે પ્રસન્ન થઈને એક દિવ્ય મુદ્રિકા આપીને કહ્યું કે આ મુદ્રિકાના પ્રભાવથી તને કદી સર્પ, વીંછી આદિ ઝેરી જંતુ કરડશે નહિ. પ્રદ્યુમ્નકુમાર દિવ્ય મુદ્રિકા લઈ પ્રસન્નતાપૂર્વક બહાર આવ્યો ત્યારે વિદ્યાધર પુત્રો ઉદાસ થઈ ગયા. તો પણ આગળ ચાલ્યા.

**"દશમો લાભ કંઠહાર અને કંદોરો"** :– પ્રદ્યુમ્નકુમારને લઈને વજ્રમુખ આદિ કુમારો શરાળ પર્વત ઉપર ગયા. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું કે જે કોઈ આ પર્વતના શિખર ઉપર ચઢશે તેને વિદ્યાધરોની સંપૂર્ણ લક્ષ્મી મળશે તેમ મેં સાંભળ્યું છે. તેથી હું લક્ષ્મીની પ્રાપ્તિ માટે શિખર ઉપર જાઉં છું. એમ કહીને તે જવા માટે તૈયાર થયો. ત્યારે પ્રદ્યુમ્ને જવાની આજ્ઞા માંગી. એને તરત આજ્ઞા આપી દીધી એટલે પ્રદ્યુમ્નકુમાર પલકારામાં શિખર ઉપર ચઢી ગયો. તેથી તેનો રક્ષક દેવ પ્રગટ થઈને પ્રદ્યુમ્નકુમારને મારવા આવ્યો. એટલે પ્રદ્યુમ્નકુમાર તેને ગલુડીયાની જેમ પકડીને ઉછાળવા લાગ્યો. તેથી વગર લડયે દેવ હારી ગયો.

દશમે આવતા ગિરિકે સૂરને, કટિ સૂત્ર શ્રીકાર,
કુડે કેયૂર કંઠકા ભૂષણુ, દીની વસ્તુ ઉદાર હો–શ્રોતા તુમ.

દેવ તેનું બળ, પરાક્રમ જોઈને ખુશ થયો ને પ્રસન્ન થઈને પ્રદ્યુમ્નકુમારને એક દિવ્ય હાર, અંગદ ને કેડે પહેરવાનો દિવ્ય કંદોરો વિગેરે ચીજો આપીને કહ્યું. હું આજથી તારો મિત્ર છું. તમને જ્યારે જરૂર પડે ત્યારે મને યાદ કરજો. હું આવીને ઉભો રહીશ. આભૂષણો લઈને પ્રદ્યુમ્નકુમાર શિખર ઉપરથી નીચે ઉતર્યો. દેવતાઈ વાવડી અને અગ્નિકુંડમાં સ્નાન કરવાથી પ્રદ્યુમ્નકુમારનું રૂપ ઝળકે છે, ને બધાં દિવ્ય આભૂષણો પહેર્યા છે તેથી એવો શોભે છે કે તેની પાસે દેવોના તેજ ઝાંખા પડી જાય. આ તો બધા ભાઈઓ પાસે પહોંચી ગયો, એને આનંદનો પાર નથી ને એનાં ભાઈઓને શોકનો પાર નથી, એ વગર અગ્નિએ બળી રહ્યાં છે, છતાં હૈયામાં એવી હામ છે કે કોઈ પણ રીતે પ્રદ્યુમ્નકુમારને મારી નાંખીશું. વજ્રમુખ તેનાં ભાઈઓને કહે છે હજુ આવા ભય ભરેલા બીજા છ સ્થાનો બાકી છે માટે ચિંતા ન કરો.

**"અગીયારમો લાભ પુષ્પ ધનુષ્યને જયશંખ"** :– હવે પ્રદ્યુમ્નકુમારને સાથે લઈને વિદ્યાધર પુત્રો આગળ વધ્યા, ત્યાં શુકરાકાર નામનો પર્વત આવ્યો. ત્યાં જઈ વજ્રમુખે કહ્યું કે જે મનુષ્ય આ પર્વત ઉપર જશે તે મોટા રાજા બનશે. એટલે પ્રદ્યુમ્નકુમાર શુકરાકાર પર્વત ઉપર ચઢયો.

શુકરાકાર પર્વત ઉપર જઈને તે પર્વતના રક્ષક શૂકરમુખ નામનાં દેવને હરાવ્યો એટલે દેવે તેના ઉપર પ્રસન્ન થઈને એક પુષ્પ ધનુષ્ય અને બીજો જય નામનો શંખ આપ્યો ને કહ્યું કે આ ધનુષ્ય તારી પાસે રાખજે. આ ધનુષ્ય હશે ત્યાં સુધી તારી સામે કોઈ ધનુષ્ય છોડી શકશે નહિ અને આ જયશંખ તું ફૂંકીશ એટલે તારા દુશ્મનો ભાગી જશે. પ્રદ્યુમ્ન ધનુષ્ય અને શંખ લઈને બહાર આવ્યો. ત્યાં એના ભાઈઓના મનમાં થયું કે આને તો મારી નાંખવા લાવ્યા છીએ ને એ તો જીવતો બહાર આવે છે. શું કરવું ? પણ હિંમતથી કહે છે કે હજુ આનાથી વિષમ ગુફાઓ ને વનો બાકી છે, ત્યાં જરૂર મરી જશે. માટે આગળ ચાલો.

**"બારમો લાભ ત્રણ વિદ્યાઓ, હાર અને કન્યા"** :– ત્યાંથી તે વિદ્યાધર પુત્રો ફરતાં ફરતાં એક કમળવન પાસે પહોંચ્યા. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું–જે આ કમળવનમાં જાય છે તે ખૂબ સિધ્ધિ પ્રાપ્ત કરીને આવે છે. એટલે શૂરવીર પ્રદ્યુમ્નકુમાર કમળવનમાં ગયો. ત્યાં જઈને શું કર્યું ?

કમળવનમાં ગયો ત્યાં તેણે એક વિદ્યાધરને મજબૂત બંધને બાંધેલો જોયો. દયાળુ પ્રદ્યુમ્ને તેની પાસે જઈને પૂછયું–ભાઈ ! તમને આવા જંગલમાં કોણે બાંધ્યા

છે તેને મહાન લાભ થાય છે. એવું મેં વૃધ્ધજનો પાસેથી સાંભળ્યું છે. તો હું જાઉં છું. પણ પ્રદ્યુમ્નકુમાર જવા તૈયાર થઈ જાય છે. બધાની રજા લઈને તેણે વનમાં પ્રવેશ કર્યો. પછી આગળ ગયો.

વનમાં એક દેવ પ્રગટ થયો. તે પહેલાં પ્રદ્યુમ્ન ઉપર ગુસ્સે થઈને તેને મારવા દોડયો. એટલામાં પ્રદ્યુમ્ને તેને ઉંચકીને નીચે પછાડયો એટલે દેવ હારી ગયો. તેથી તેના પર પ્રસન્ન થઈને કહ્યું– તું રૂક્ષ્મણીનો જાયો પ્રદ્યુમ્નકુમાર છે! દીકરા! તું મને ખૂબ વહાલો છે. હું તારી રાહ જોતો હતો. આ તો તારી પરીક્ષા કરતો હતો. તારી પરીક્ષા કરતાં હું હારી ગયો એમ કહી પ્રદ્યુમ્નકુમારને તે દેવે એક મોટો હાથી આપ્યો ને કહ્યુ કે તું યુધ્ધમાં જઈશ ત્યારે આ હાથી તને વિજય અપાવશે, ને હું વરદાન આપું છું કે તું મને જ્યારે યાદ કરીશ ત્યારે તારી સેવામાં હાજર થઈશ. આ હાથીનું નામ કામગજ હતું. પ્રદ્યુમ્નકુમાર હાથી લઈને આવ્યો. આ જોઈને વિદ્યાધર પુત્રો કાળા ધબ થઈ ગયા. છતાં તેમની દુષ્ટ બુધ્ધિ સુધરતી નથી. જેમ "હાર્યો જુગારી બમણુ રમે" તે રીતે હજી પ્રદ્યુમ્નકુમારને મારી નાંખવા આગળ ચાલ્યા જાય છે.

**"નવમો લાભ દિવ્ય મુદ્રિકા"** :– આગળ ચાલતાં પર્વતનું શિખર આવ્યું. શિખર ઉપર ઘણાં સર્પો હતા. ત્યાં જઈ વજ્રમુખે કહ્યું–આ શિખરની ગુફામાં જે જશે તેને મોટું રાજ્ય મળશે. માટે હું જાઉં છું ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું. આપણે બધા ક્યાં જુદા છીએ ? મને રાજ્ય મળશે તે તમારું જ છે ને ? આપને બાધ ન હોય તો મને જવા દો. ભાઈની રજા મળતાં પ્રદ્યુમ્નકુમાર ગુફામાં ગયો કે તરત તે ગુફાનો અધિષ્ઠાતા સાપ નીકળ્યો, તો પ્રદ્યુમ્નકુમારે તેને દોરડીની માફક પકડીને ફેરવ્યો. એટલે તેની સામે સર્પનું જોર ચાલ્યું નહિ. હારી ગયો એટલે પ્રસન્ન થઈને એક દિવ્ય મુદ્રિકા આપીને કહ્યું કે આ મુદ્રિકાના પ્રભાવથી તને કદી સર્પ, વીંછી આદિ ઝેરી જંતુ કરડશે નહિ. પ્રદ્યુમ્નકુમાર દિવ્ય મુદ્રિકા લઈ પ્રસન્નતાપૂર્વક બહાર આવ્યો ત્યારે વિદ્યાધર પુત્રો ઉદાસ થઈ ગયા. તો પણ આગળ ચાલ્યા.

**"દશમો લાભ કંઠહાર અને કંદોરો"** :– પ્રદ્યુમ્નકુમારને લઈને વજ્રમુખ આદિ કુમારો શરાળ પર્વત ઉપર ગયા. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું કે જે કોઈ આ પર્વતના શિખર ઉપર ચઢશે તેને વિદ્યાધરોની સંપૂર્ણ લક્ષ્મી મળશે તેમ મેં સાંભળ્યું છે. તેથી હું લક્ષ્મીની પ્રાપ્તિ માટે શિખર ઉપર જાઉં છું. એમ કહીને તે જવા માટે તૈયાર થયો. ત્યારે પ્રદ્યુમ્ને જવાની આજ્ઞા માંગી. એને તરત આજ્ઞા આપી દીધી એટલે પ્રદ્યુમ્નકુમાર પલકારામાં શિખર ઉપર ચઢી ગયો. તેથી તેનો રક્ષક દેવ પ્રગટ થઈને પ્રદ્યુમ્નકુમારને મારવા આવ્યો. એટલે પ્રદ્યુમ્નકુમાર તેને ગલુડીયાની જેમ પકડીને ઉછાળવા લાગ્યો. તેથી વગર લડયે દેવ હારી ગયો.

દશમે આવતા ગિરિકે સૂરને, કટિ સૂત્ર શ્રીકાર,
કુડે કેયૂર કંઠકા ભૂષણ, દીની વસ્તુ ઉદાર હો–શ્રોતા તુમ.

દેવ તેનું બળ, પરાક્રમ જોઈને ખુશ થયો ને પ્રસન્ન થઈને પ્રદ્યુમ્નકુમારને એક દિવ્ય હાર, અંગદ ને કેડે પહેરવાનો દિવ્ય કંદોરો વિગેરે ચીજો આપીને કહ્યું. હું આજથી તારો મિત્ર છું. તમને જ્યારે જરૂર પડે ત્યારે મને યાદ કરજો. હું આવીને ઉભો રહીશ. આભૂષણો લઈને પ્રદ્યુમ્નકુમાર શિખર ઉપરથી નીચે ઉતર્યો. દેવતાઈ વાવડી અને અગ્નિકુંડમાં સ્નાન કરવાથી પ્રદ્યુમ્નકુમારનું રૂપ ઝળકે છે, ને બધાં દિવ્ય આભૂષણો પહેર્યા છે તેથી એવો શોભે છે કે તેની પાસે દેવોના તેજ ઝાંખા પડી જાય. આ તો બધા ભાઈઓ પાસે પહોંચી ગયો, એને આનંદનો પાર નથી ને એનાં ભાઈઓને શોકનો પાર નથી, એ વગર અગ્નિએ બળી રહ્યાં છે, છતાં હૈયામાં એવી હામ છે કે કોઈ પણ રીતે પ્રદ્યુમ્નકુમારને મારી નાંખીશું. વજ્રમુખ તેનાં ભાઈઓને કહે છે હજુ આવા ભય ભરેલા બીજા છ સ્થાનો બાકી છે માટે ચિંતા ન કરો.

**"અગીયારમો લાભ પુષ્પ ધનુષ્યને જયશંખ"** :– હવે પ્રદ્યુમ્નકુમારને સાથે લઈને વિદ્યાધર પુત્રો આગળ વધ્યા, ત્યાં શૂકરાકાર નામનો પર્વત આવ્યો. ત્યાં જઈ વજ્રમુખે કહ્યું કે જે મનુષ્ય આ પર્વત ઉપર જશે તે મોટા રાજા બનશે. એટલે પ્રદ્યુમ્નકુમાર શૂકરાકાર પર્વત ઉપર ચઢયો.

શૂકરાકાર પર્વત ઉપર જઈને તે પર્વતના રક્ષક શૂકરમુખ નામનાં દેવને હરાવ્યો એટલે દેવે તેના ઉપર પ્રસન્ન થઈને એક પુષ્પ ધનુષ્ય અને બીજો જય નામનો શંખ આપ્યો ને કહ્યું કે આ ધનુષ્ય તારી પાસે રાખજે. આ ધનુષ્ય હશે ત્યાં સુધી તારી સામે કોઈ ધનુષ્ય છોડી શકશે નહિ અને આ જયશંખ તું ફૂંકીશ એટલે તારા દુશ્મનો ભાગી જશે. પ્રદ્યુમ્ન ધનુષ્ય અને શંખ લઈને બહાર આવ્યો. ત્યાં એના ભાઈઓના મનમાં થયું કે આને તો મારી નાંખવા લાવ્યા છીએ ને એ તો જીવતો બહાર આવે છે. શું કરવું ? પણ હિંમતથી કહે છે કે હજુ આનાથી વિષમ ગુફાઓ ને વનો બાકી છે, ત્યાં જરૂર મરી જશે. માટે આગળ ચાલો.

**"બારમો લાભ ત્રણ વિદ્યાઓ, હાર અને કન્યા"** :– ત્યાંથી તે વિદ્યાધર પુત્રો ફરતાં ફરતાં એક કમળવન પાસે પહોંચ્યા. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું–જે આ કમળવનમાં જાય છે તે ખૂબ સિધ્ધિ પ્રાપ્ત કરીને આવે છે. એટલે શૂરવીર પ્રદ્યુમ્નકુમાર કમળવનમાં ગયો. ત્યાં જઈને શું કર્યું ?

કમળવનમાં ગયો ત્યાં તેણે એક વિદ્યાધરને મજબૂત બંધને બાંધેલો જોયો. દયાળુ પ્રદ્યુમ્ને તેની પાસે જઈને પૂછયું–ભાઈ! તમને આવા જંગલમાં કોણે બાંધ્યા

છે ? ત્યારે તેણે કહ્યું–ભાઈ! એક વસંત નામના વિદ્યાધરે પૂર્વના વૈરને કારણે મને અહીં બાંધ્યો છે. મારું નામ મનોજય વિદ્યાધર છે, તે હમણાં કયાંક ગયો છે. એ મને મારી નાંખશે. તો હું તારી પાસે અભયદાન માંગુ છું. તરત પ્રદ્યુમ્નકુમારે તેને બંધનમાંથી મુક્ત કર્યો. એટલે તે વિદ્યાધર દોડતો પોતાને બાંધનાર વસંત વિદ્યાધર પાસે જઈને તેને પ્રદ્યુમ્નકુમાર પાસે લઈ આવ્યો. પ્રદ્યુમ્ને તેને ખૂબ સમજાવ્યો એટલે મનોજય વિદ્યાધર સાથે જે વૈર હતું તે શમી ગયું. પ્રદ્યુમ્નનું પુણ્ય કેવું છે! તેને જોઈને ક્રોધીઓના ક્રોધ શમી જાય છે. માનીઓનું માન ગળી જાય છે. માયાવી સરળ બને છે ને લોભીઓ ઉદાર બને છે. મનોજય અને વસંત વિદ્યાધર વચ્ચે મિત્રતા બંધાઈ. અને બંને વિદ્યાધરોએ તેના ઉપર પ્રસન્ન થઈને એક મનોહર હાર, ઈન્દ્રજાલ વિદ્યા અને બીજી બે વિદ્યાઓ એમ કુલ ત્રણ વિદ્યાઓ આપી, અને વસંત વિદ્યાધરે પોતાની અત્યંત સૌંદર્યવાન પુત્રી તેને આપી. આ બધું લઈને પ્રદ્યુમ્નકુમાર કમલ વનમાંથી બહાર આવીને તેના ભાઈઓને મળ્યો.

**"તેરમો લાભ વિવિધ ધનુષ્ય અને બાણ"** :– હવે તેઓ બધા આગળ ચાલ્યા, ત્યાં એક કાળવન આવ્યું. એ વનમાં જે જાય તે યમસદનમાં પહોંચી જાય છે એટલે વજ્રમુખ આદિ બધા અંદરોઅંદર ગુપ્ત રીતે વાતો કરવા લાગ્યો કે અહીં તેને કોઈ સહાય કરનાર નથી. બધે જીતીને જીવતો આવ્યો છે પણ અહીંથી જીવતો આવે તેમ નથી. એ મરી જશે એટલે આ બધું આપણને મળી જશે. એમ વિચાર કરીને કહ્યું–આ વનમાં જે જાય છે તે અમર બને છે. માટે હું જાઉં છું. ત્યાં તેને જતો રોકી પ્રદ્યુમ્નકુમાર કાળવનમાં ગયો. કાળવનમાં જઈને પ્રદ્યુમ્નકુમારે ત્યાંના રક્ષક દૈત્યની સાથે યુધ્ધ કરીને તેને હરાવ્યો. તેના પરાક્રમથી પ્રસન્ન થઈને દૈત્યે તેને પુષ્પમય ધનુષ્ય ને બાણ આપ્યા, તે બાણનાં નામ ઉત્પાદન, શોષણ, તાપન, મદન અને મોહન હતાં. આ પાંચ બાણના પ્રભાવથી પ્રદ્યુમ્નકુમાર ખરેખર મદન બની ગયો. આ પ્રમાણે કાળવનમાં તેરમો લાભ પ્રાપ્ત કરીને પ્રદ્યુમ્નકુમાર બહાર આવ્યો. આ જોઈને બધાના પેટમાં તેલ રેડાયું. અરે....આ તો કઈ જાતનો માનવી છે? કોઈ રીતે મરતો નથી. એ કાળનો પણ કોળીયો કરી જાય છે. હવે શું કરવું? ત્યાં એક ભાઈએ કહ્યું કે હજુ ભીમગુફા બાકી છે. ત્યાં મરી જશે. ચાલો ત્યાં જઈએ. એમ કહી આગળ ચાલ્યા. હવે તેઓ ભીમગુફામાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે.

આજે ફક્ત ૧૫ વર્ષની ઉંમરની બહેન સ્મિતાને ૩૨ ઉપવાસનું પારણું છે. આપણે ત્યાં ચાલુ ચાતુર્માસમાં આવી નાની બાળાઓ સહિત ૧૪ માસખમણ થયા છે. ધન્ય છે આવા તપસ્વીઓને. ૐ શાન્તિ

## વ્યાખ્યાન નં. ૭૯

આસો સુદ ૨ ને શનીવાર                                                    તા. ૨૫-૯-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! જગતના સમસ્ત જીવોને આત્મોન્નતિ અને આત્મકલ્યાણનો પંથ બતાવનાર પરમ કૃપાનિધી વીતરાગપ્રભુએ અધ્યાત્મનો સુંદર આદર્શ ખડો કરીને વીતરાગ દશા પ્રાપ્ત કરવા માટે અમૃતવાણી પ્રકાશી. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર છે તે મોક્ષની પ્રાપ્તિ માટેનાં ઉત્તમ સાધનો છે. તેમાં રમણુતા કરો. પત્ની, પૈસા અને પુત્ર પરિવારમાં મમતા અને તેમાં રમણુતા કરવી તે પરની રમણુતા છે. કલ્પિત સુખ માટે જીવ પ્રમાદમાં પડીને વારંવાર ઈન્દ્રિઓના વિષયોમાં મોહાંધ બને છે. અને એ વિષયોની મમતા અને રાગ જીવને ભવાટવીના ગહન વન પ્રદેશમાં ભ્રમણુ કરાવે છે. આવા વિષયોમાં રક્ત રહેનાર માનવીને માટે મોક્ષ બહુ દૂર અને દુર્લભ છે. જેમ એક મ્યાનમાં બે તલવાર ન સમાઈ શકે તેવી રીતે એક ચિત્તમાં વીતરાગ ભાવ અને વિષયવિનોદ એ બે વસ્તુ રહી શકે નહિ, કારણુ કે એ પરસ્પર વિરોધી છે. વીતરાગ ભાવ પ્રાપ્ત કરવા માટે માનવભવનો મહામૂલો અવસર મળ્યો છે. જ્યાં સુધી સાચું જીવન જીવવાની ચાવી નહિ મળે ત્યાં સુધી મોક્ષમાર્ગના દરવાજા ખુલશે નહિ.

આપણે અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. તે શ્રાવક નવતત્ત્વના જાણુકાર હતા અને બારવ્રતના ધારક હતાં, તેમણે એક જ વિચાર કર્યો કે જયારે કે ત્યારે આ નશ્વર દેહ છૂટવાનો છે. દેહ છૂટતાં મારું કંઈ છૂટવાનું નથી. જે મારું છે તે મારી સાથે રહેનાર છે. આ પિશાચ રૂપવાળો દેવ ગમે તેટલી ધમધમાટી બોલાવે ને મને ગમે તેટલો સતાવશે તેથી મારા આત્માના એક પ્રદેશનું ખંડન કરવાની તેનામાં તાકાત નથી. મારો દેહ વિનાશી છે. આત્મા અવિનાશી છે. એ વિનાશી દેહનો નાશ કરશે, અવિનાશી આત્માનો નહિ. આ જગતમાં જેટલા મહાનપુરૂષો થઈ ગયા તે દરેકને કસોટી આવી છે છતાં તેઓ કસોટીમાં ડગ્યા નથી. તો મારી પણુ આજે કસોટી છે. હે ચેતન! જોજે ચલાયમાન બનતો! મેરૂ જેવો અડોલ રહેજે. આવો વિચાર કરી સમાધિભાવમાં ઝૂલતાં વહાણુનાં એક ભાગમાં સાગારી સંથારો કરીને બેઠાં છે. પેલો પિશાચ તેની પાસે આવીને કહેવા લાગ્યો-હે અરહન્નક! તેં જે બારવ્રતો અંગીકાર કર્યાં છે તે બધાં વ્રત-પ્રત્યાખ્યાનોને તોડવા, ખંડિત કરવા, તેનો ત્યાગ કરવો તને કલ્પતો નથી પણુ તું જો એ તારા લીધેલાં વ્રતોનો ત્યાગ નહિ કરે તો હું આ વહાણુને બે આંગળીઓથી પકડીને સાત આઠ તાલ જેટલો ઉંચે આકાશમાં ઉછાળીને પાણીમાં ડૂબાડી દઈશ.

**जेणं तुमं अट्टदुहट्ट वसट्टे असमाहिपत्ते अकाले चेव जीवियाओ ववरोविज्जासि।**

જ્યારે હું તારું વહાણુ બે આંગળી વડે ઉંચકીને આકાશમાં ઉછાળીને પાણીમાં ડૂબાડી દઈશ ત્યારે તમે આર્ત અને દુર્ઘટ રૌદ્ર ધ્યાનથી પીડિત થશે. તમારા ચિત્તમાં અસમાધિ થશે. અને આયુષ્ય પૂરું થતાં પહેલાં અકાળે મૃત્યુને પામશો.

દેવાનુપ્રિયે ! પિશાચના રૂપમાં દેવે કેવી ધમકી આપી. અરહન્નકને કેવી કસોટી આવી. આ જેવી તેવી કસોટી નથી. દૃઢધર્મી શ્રાવકની ગમે તેટલી કસોટી થાય, મોતના મુખમાં ધકેલાઈ જાય તો પણુ પોતાની ધર્મશ્રધ્ધાથી ચ્યુત થાય નહિ. તે એની શ્રધ્ધામાં આગળ વધતો જાય.

જે શ્રાવક કે સાધુ પાવનપંથનો–મોક્ષપંથનો પ્રવાસી હોય તેને વીતરાગ વચન ઉપર દૃઢ શ્રધ્ધા હોય. તેને અરહન્નક શ્રાવક જેવી કસોટી આવે, અરે ! તેનાથી પણુ કપરી કસોટી આવે તો પણુ તેમાંથી પસાર થઈ જાય પણુ પાછો પડે નહિ. તેની શ્રધ્ધાનું તેજ ઝાંખું ન પડે, કદાચ કોઈ તેને ધર્મ છોડવા માટે પ્રલોભન આપે કે પ્રહાર કરે તો પણુ ધર્મ છોડે નહિ. અરહન્નક શ્રાવકને પિશાચે કહ્યું. હે અરહન્નક ! મને તમારી દયા આવે છે તેથી હું તમને બચવા માટેનો માર્ગ બતાવું છું. જો તમારે જીવવું હોય તો તમારા વ્રત–નિયમોનો ત્યાગ કરો. તો પણુ અરહન્નકનું રૂંવાડું ફરક્યું નહિ. તે ઠંડા કલેજે બેસી રહ્યાં. એમનાં એક અણુમાં પણુ ભય પ્રવેશી શક્યો નહિ. પિશાચનાં બધાં શબ્દો શાંત ચિત્તે સાંભળ્યા. એની સામે ઉત્તર આપ્યો નહિ. કસોટી આવે, કષ્ટ પડે ત્યારે ધર્મ ના ચૂકે, હૃદય ના ઝૂકે ને કદમ ના રૂકે તે આનું નામ. તે અમર બને છે.

આપણે અત્યારે અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. આવા સિધ્ધાંતિક અને ઐતિહાસિક ઘણાં દાખલા છે. ઘણાં વર્ષો પહેલાંની આ વાત છે. એક શેઠ છે. તે પરદેશ કમાવા જાય છે. પુરૂયોદયે પરદેશમાં ખૂબ કમાણી થઈ અને વહાણુ ભરીને ઘેર આવે છે. મધદરિયે દરિયામાં તોફાન જાગ્યું. ફટફટ વહાણુ ભાંગવા માંડયા. શેઠની પ્રભુ પ્રત્યેની શ્રધ્ધા ખૂબ મજબૂત છે. તે એક ચિત્તે ભગવાનની પ્રાર્થના કરે છે. છેવટમાં વહાણુ ભાંગતા એક પાટીયું હાથમાં આવે છે ને શેઠ તેના સહારે જીવી જાય છે. તે દરિયા પાર થઈ કિનારે આવે છે. બધું ગયું પણુ શેઠ બચી ગયા. આ છે ધર્મનો પ્રભાવ. શેઠ પોતાના ઘેર આવે છે. લોકો તેમને મળવા આવે છે ને કહે છે કે શેઠ.... અરેરે.... બધું ગયું ! ત્યારે શેઠ કહે છે કે મારા ભાઈઓ ! મારું કાંઈ નથી ગયું. ધન તો આજે છે ને કાલે નથી, પણુ હું બચી ગયો તો મારો ધર્મ કરી શકીશ ! જો આવા ભયંકર દરિયાના તોફાનમાં જીવ્યો હોઉં તો મારા નવકારમંત્રનો પ્રભાવ છે. શેઠની અડગ શ્રધ્ધા જોઈ બધા વિસ્મય બની ગયાં.

શેઠને મન ધન કરતાં ધર્મની કિંમત વધારે હતી. અને તેના પ્રભાવે બચી ગયા. (પૂ. મહાસતીજીએ અહીં શ્રધ્ધા ઉપર વિસ્તારપૂર્વક સમજાવ્યું હતું. પણ નોંધ ટૂંકી લીધી છે.) માટે ધર્મ એ સાચું ધન છે. શેઠનાં શબ્દો સાંભળીને નગરજનોની આંખમાં આંસુ આવી ગયા કે શું શેઠની ધર્મ પ્રત્યેની શ્રધ્ધા છે! આટલી લક્ષ્મી ગઈ પણ મુખ પર નામ દુઃખ નથી. શેઠની વાત સાંભળીને કંઈક માણસો ધર્મમાં શ્રધ્ધાવંત બન્યા ને શેઠની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા. ભગવાનનાં શ્રાવકો ધર્મમાં આવા દૃઢ હોવા જોઈએ.

**"પિશાચને અરહન્નક શ્રાવકે મનથી શું કહ્યું?"** : **"तए णं से अरहन्नए समणोवासए तं देवं मणसा चेव एवं वयासी, अहं णं देवाणुप्पिया? अरहन्नए नामं समणोवासए अभिगय जीवाजीवे!"** અરહન્નક શ્રમણોપાસકે તે દેવને મનથી કહ્યું કે હે દેવાનુપ્રિયો! હું અરહનક નામનો શ્રમણોપાસક-શ્રાવક છું. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, અને મોક્ષ એ નવતત્ત્વોનો જાણકાર છું. તું મને ઓળખતો નથી. એટલે મને તું મરણનો ડર બતાવીને ધર્મથી ચ્યુત બનાવવા માંગે છે. પણ હું તારી સતામણીથી ડરી જાઉં તેવો નથી. હું સિંહણનો જાયો શૂરવીર સિંહ છું. વીતરાગ ભગવાનનો ઉપાસક સાચો શ્રાવક છું. માયકાંગલો નથી. નવતત્ત્વનો યથાર્થ રીતે જાણકાર છું. **"नो खलु अहं सक्के केणइ देवेण वा जाव निग्गंथाओ पावयणओ चालित्तए वा खोभित्तए वा विपरिणामित्तए वा तुमं णं जा सध्धा तं करेहि।"** કોઈ પણ દેવમાં તાકાત નથી કે જે મને મારા નિર્ગ્રંથ પ્રવચનથી વિચલિત કરી શકે, ક્ષુભિત કરી શકે, સંશય ઉત્પન્ન કરીને મને તેમાં શંકાશીલ બનાવી શકે, અને વિપરિણામી બનાવી શકે, કોઈપણ દેવમાં આટલી તાકાત નથી કે મને મારા શ્રાવક ધર્મથી ડગાવી શકે! તેથી હે દેવ! તમારી જેવી શ્રધ્ધા હોય તેમ કરો. અરહન્નક શ્રાવકે પોતાના મનમાં જ સંબોધીને દેવને આ પ્રમાણે કહ્યું. અને તે અભીત, અત્રસ્ત, અચલિત, અસંભ્રાન્ત, અનાકુળ, અનુદ્વિગ્ન ચિત્તથી શાંત થઈને બેસી રહ્યા. તે નિર્ભય હતા તેથી તેમના મુખ અને આંખોની કાન્તિમાં જરાય પરિવર્તન થયું નહિ, ભય તેમજ સંશય વગર હોવાથી તેનું ચિત્ત વિષાદ અને વૈમનસ્ય રહિત હતું તેથી તે ધર્મશ્રધ્ધામાં દૃઢ રહ્યા. આવા કષ્ટનાં સમયે માત્ર ધર્મ શરણરૂપ છે. તેમ માની મૌન ધારણ કરીને ધર્મમાં તલ્લીન બન્યા.

દેવાનુપ્રિયો! કેવી અડગ શ્રધ્ધા! મરણનો ડર નહિ ને સ્હેજ પણ ક્રોધ નહિ. આજનાં મનુષ્યો આવા દુઃખ તો સહન ન કરી શકે પણ કોઈનાં કટુ વચન પણ સહન ન કરી શકે. દેવે અરહન્નક શ્રાવકને કેવાં શબ્દો કહ્યાં હતાં કે હે અપાર્થિત પ્રાર્થિત! અપ્રાર્થિત પ્રાર્થિત એટલે શું? હે મરણવાંછક! મરણને ભેટવાની કોઈ ઈચ્છા કરે? તું મરણની ઈચ્છા કરનાર છે. જો તું ધર્મને વળગી રહીશ તો

તેના પરિણામ રૂપ દુઃખરૂપ કટુ ફળો તારે ભોગવવા પડશે તેથી હે દુરંત પ્રાંત લક્ષણ ! એમ કહ્યું હતું અને હે હીનપુણ્ય ચતુર્દશિક ! એમ કહીને સંબોધન કર્યું. એટલે તેનો અર્થ એવો થાય છે કે કૃષ્ણ પક્ષની ચૌદશના દિવસે ચંદ્રની કળા ક્ષીણ થઈ જાય છે તેથી તે અમંગળકારી ગણાય છે. કૃષ્ણપક્ષની ચૌદશ મંગળકારી નહિ હોવાથી તે ચૌદશ હીનપુણ્ય ગણાય છે તેથી દેવ તેને એમ કહેવા માંગે છે કે તારો જન્મ આવી ચૌદશના દિવસે થયો લાગે છે તેથી તું અભાગીયો છે. અને છેલ્લે કહ્યું કે હે શ્રી, હ્રી, ધી, કીર્તિ પરિવર્જિત ! શ્રી એટલે લક્ષ્મી, હ્રી, એટલે લજ્જા, ધી એટલે બુદ્ધિ અને કીર્તિ એટલે યશ. એટલે હે દરિદ્ર ! હે નિર્લજ ! હે બુદ્ધિહીન ! અને હે કુળકલંકિત ! આવા આવા શબ્દો કહ્યાં છતાં તેના મનમાં ક્રોધ ન આવ્યો. પણ સમજણપૂર્વક સમતાભાવમાં રહીને કંઈ બોલ્યા નહિ, નીડર બની પોતાના ધર્મમાં સ્થિર રહ્યા. બોલો, તમને કોઈ આવું કહે તો સમભાવ રહે ખરો ? આવા સમભાવ અને આવી શ્રધ્ધા રહેવી જીવને મુશ્કેલ છે. અહીં અરહન્નક શ્રાવકે મનથી દેવને કહ્યું કે મારી ધર્મ શ્રધ્ધાથી સ્હેજ પણ વિચલિત થવાનો નથી. તમારે જેમ કરવું હોય તેમ કરો. હવે દેવ કેવો ઉપસર્ગ આપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–" ચૌદમો લાભ દિવ્ય પુષ્પ શય્યા ને દિવ્ય પુષ્પનું છત્ર :–"** ફરતાં ફરતાં વિદ્યાધર પુત્રો ભીમકંદરા પાસે આવ્યા. તે ગુફાનું દ્વાર ભીમ જેવું ભયંકર હતું. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું કે જે કોઈ ગુફામાં પ્રવેશ કરશે તે જે રૂપ ધારણ કરવા ધારે તે કરી શકશે. ત્યાં પ્રદ્યુમ્નકુમાર ઠેકડો મારીને ભીમકંદરામાં પ્રવેશ્યો. ત્યાં દિવ્ય પુષ્પોની શય્યા ને દિવ્ય છત્ર હતું. પ્રદ્યુમ્નકુમાર નિર્ભયપણે શય્યામાં જઈને સૂઈ ગયો. એટલે તેનો રક્ષક દેવ ધમધમ કરતો ત્યાં આવીને કહે છે જે પુષ્પ શય્યાનું રક્ષણ કરવાં દેવો હાજર રહેતાં હોય તે પુષ્પ શય્યામાં તું કોની રજાથી સૂતો છે ? જલ્દી ઉભો થઈ જા. નહિતર તને મારી નાંખીશ. ત્યાં તો પ્રદ્યુમ્નકુમારે ઉઠીને દેવને તણખલાની જેમ પકડીને દબાવી દીધો. એટલે તેને ખૂબ ત્રાસ થયો ને કહ્યું. મને છોડી દે. એટલે પ્રદ્યુમ્નકુમારે તેને છોડી દીધો.

ચૌદમી ભીમગુફાના રક્ષક દેવે તેનું બળ જોઈને નક્કી કર્યું કે આ છોકરો ખૂબ પરાક્રમી છે. આ પુષ્પ શૈયા તેને યોગ્ય છે. માટે તેને આપું એટલે પ્રસન્ન થઈને દેવે પ્રદ્યુમ્નકુમારને પુષ્પની શૈયાને પુષ્પનું છત્ર ભેટ આપ્યાં ને કહ્યું. કે આ દિવ્ય પુષ્પો છે તે કદી કરમાતાં નથી અને તેનામાં શું ગુણો છે તે કહી સંભળાવ્યા. આ બે ચીજો લઈને પ્રદ્યુમ્નકુમાર બહાર આવ્યો. આ જોઈને વિદ્યાધર પુત્રો વજ્રમુખને કહેવા લાગ્યા કે આને તો ગમે ત્યાં મોકલો પણ ખોટા રૂપિયાની જેમ પાછો આવે

છે. હવે તો આપણે બધા ભેગાં થઈને મારી નાંખીએ. તે સિવાય નહિ મરે. ત્યારે વજ્રમુખે કહ્યું કે હજુ બે ભયસ્થાનો બાકી છે. જો ત્યાં નહિ મરે તો આપણે વિચાર કરીશું.

**"પંદરમો લાભ રતિસુંદરીની પ્રાપ્તિ :–"** પ્રદ્યુમ્નકુમાર આદિ બધાં વિદ્યાધરકુમારો ફરતાં ફરતાં દુર્જય નામના વિષમ વનમાં આવ્યા. એ વનમાં જયંત નામનો પર્વત હતો. ત્યાં જઈને વજ્રમુખે કહ્યું કે જે કોઈ આ પર્વત ઉપર ચઢીને ઉતરશે તે ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરીને આ પૃથ્વી ઉપર દેવ સમાન સુખો ભોગવશે. એટલે પ્રદ્યુમ્નકુમાર છલાંગ મારતો સિંહની માફક પર્વત ઉપર ચઢી ગયો. તે પર્વત ઉપર એક વન હતું. ત્યાં ગયો. ત્યાં એક વૃક્ષની નીચે એક સૌંદર્યવાન યુવાન બાલિકા પદ્માસન લગાવી, હાથમાં સ્ફટિક રત્નની શ્વેતમાળા લઈ એક ચિત્તે જાપ કરતી હતી. સફેદ સાડીમાં કોઈ દેવી જેવી તે શોભતી હતી. તેને જોઈને પ્રદ્યુમ્નકુમાર સ્થંભી ગયો. અહો! આ હું શું જોઈ રહ્યો છું? આ નાગકન્યા, ઉર્વશી, રંભા, ઈન્દ્રાણી કે પાતાલસુંદરી હશે? શું, કોણ હશે? તેના રૂપમાં મુગ્ધ બનેલો પ્રદ્યુમ્નકુમાર આ પ્રમાણે ચિંતન કરતો હતો તે વખતે ત્યાં એક વિચક્ષણ સજ્જન પુરૂષ આવ્યો અને પ્રદ્યુમ્નકુમારને પ્રણામ કરીને ઉભો રહ્યો. ત્યારે પ્રદ્યુમ્ને પૂછયું– ભાઈ! આવા જંગલમાં આ કન્યા શા માટે રહે છે? તે કોણ છે? તે જંગલમાં તપ કરીને શરીરને શા માટે સૂકાવી રહી છે? ત્યારે તે પુરૂષે કહ્યું–સાંભળો.

આ વૈતાઢય પર્વત ઉપર વિદ્યાધરનાં નગરમાં વાયુ નામનો વિદ્યાધર રાજા છે. તેને સરસ્વતી નામની રાણી છે. તે બંને ઇન્દ્ર–ઈન્દ્રાણી જેવાં સુખ ભોગવતાં સરસ્વતી રાણીની કુક્ષીથી ઉત્પન્ન થયેલી આ રતિ નામની તેમની પુત્રી છે. એક દિવસ વાયુ વિદ્યાધરે જ્યોતિષીને પૂછયું કે આ મારી પુત્રીનો પતિ કોણ થશે? ત્યારે જ્યોતિષીએ કહ્યું દ્વારકાધીશ ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવની પટ્ટરાણી રૂક્મણીની કુક્ષીથી ઉત્પન્ન થએલો પ્રદ્યુમ્નકુમાર નામનો પુત્ર છે તે આ કન્યાનો પતિ થશે. તેનો મેળાપ તમારા મહેલમાં નહિ થાય. પણ તે ફરતો ફરતો આ દુર્જય વનમાં આવશે ત્યાં તેને પરણશે. ત્યારથી તેના પિતાજીએ તેને પ્રદ્યુમ્નકુમારની પ્રતીક્ષા માટે અહીં રાખી છે. અને તે ભગવાનનો જાપ કરે છે. આ વનમાં અત્યાર સુધી કોઈ આવી શક્યું નથી. તેના ભાગ્યોદયથી આપ અહીં આવ્યા છો. આપના દેહની તેજસ્વિતા, લક્ષણ અને તમારા ગુણ જોતાં મને તો એમ લાગે છે કે આપ જ પ્રદ્યુમ્નકુમાર હશો! આપ જ કૃષ્ણના લાડીલા નંદ અને રૂક્મણીના જાયા છો, હવે આપ તેની સાથે લગ્ન કરો. ત્યારબાદ પ્રદ્યુમ્નકુમાર અને રતિસુંદરીએ વાતચીત કરી. અને બંનેની ઈચ્છાથી રતિના ભાઈએ ત્યાં ને ત્યાં તેમના લગ્ન કર્યા, જંગલમાં મંગલ થયું. રતિને પ્રદ્યુમ્નકુમાર જેવો પતિ મળવાથી ખૂબ આનંદ થયો.

**"સોળમો લાભ પુષ્પક રથ" :–** રતિને લઈને પ્રદ્યુમ્નકુમાર વનની બહાર જાય છે. ત્યાં રસ્તામાં તેમને શકટાસુર મળ્યો. ઈન્દ્ર–ઈન્દ્રાણી જેવા દંપતિને પગે ચાલીને જતાં જોઈ તેને વિચાર થયો. અહો ! આ કોમળ કાયાવાળા દંપતિ પગે ચાલીને વન ઓળંગશે તો થાકી જશે. એમ વિચારીને તેને સુંદર પુષ્પક રથ ભેટ આપ્યો. મદનકુમાર અને રતિસુંદરી બંને પુષ્પક રથમાં બેસી ગયા. રથના ઘૂઘરા રણઝણ વાગવા લાગ્યા. આ તરફ ઘણીવાર થઈ છતાં પ્રદ્યુમ્નકુમાર આવ્યો નહિ તેથી તે વજ્રમુખ આદિ તેનાં ભાઈઓ વિચાર કરવા લાગ્યા કે નક્કી પ્રદ્યુમ્ન મરાઈ ગયો હશે. ત્યારે બીજો કહે તમારી વાત સાચી છે. જુઓ, દેવે એને મારી નાંખ્યો હશે તેની ખુશાલીમાં આ ઘૂઘરા ને વાજા વાગે છે. આમ વાત કરે છે ત્યાં તો પ્રદ્યુમ્નકુમારનો રથ ઝણઝણાટ કરતો બહાર આવ્યો. અપ્સરા જેવી કન્યાને પરણીને આવ્યો. એના ભાઈઓનાં મુખ કાળાધબ થઈ ગયા. બધાને ખૂબ દુઃખ થયું. બધા ભયના સ્થાનો પૂરા થયા. કયાંય તે મર્યો નહિ. બીજા ભાઈઓ કહે– આપણે બધાં તેને મારી નાંખીએ. ત્યારે વજ્રમુખે કહ્યું–ભલભલા દેવો તેને મારી શક્યા નહિ તો આપણે તેને કેવી રીતે મારી શકીએ ? છતાં હિંમત કરીએ. હવે તો તેની પાસે કેટલા દૈવી શસ્ત્રો છે. એને મારવાં જતાં આપણે મરાઈ જઈએ. આ લોકો આવો વિચાર કરે છે ત્યારે પ્રદ્યુમ્ન કહે છે ભાઈઓ ! હવે આપણે જોવા કે જાણવા લાયક કોઈ સ્થાન બાકી નથી. આખો વૈતાઢચ પર્વત ઘૂમી વળ્યા. હવે આપણે જલ્દી જઈએ. માતા પિતા આપણી ચિંતા કરતા હશે. પ્રદ્યુમ્નકુમાર અને રતિસુંદરી સાથે રથમાં બેઠા છે. જાણે સાક્ષાત્ ઈન્દ્ર અને ઈન્દ્રાણી ન હોય ! તેવા તે બંને શોભતાં હતાં. અને વજ્રમુખ આદિ વિદ્યાધરકુમારો પ્રદ્યુમ્નના પાયદળ સૈનિકો જેવા લાગતાં હતાં.

બધાએ નગર તરફ પ્રયાણ કર્યું. કાલસંવર રાજાને ખબર પડી કે પ્રદ્યુમ્નકુમાર વૈતાઢચ પર્વત ઉપર આવેલા સોળ ભયસ્થાનો ઉપર વિજય મેળવીને બે કન્યાઓને પરણીને આવે છે. એટલે કાલસંવર રાજાએ આખું નગર ધ્વજા પતાકા અને તોરણોથી શણગાર્યું. અને તેનો જય જયકાર બોલાવતાં નગરમાં પ્રવેશ કરાવ્યો. આખું નગર જયજયકારના ધ્વનિથી ગાજી ઉઠયું. પ્રદ્યુમ્નકુમાર અને રતિ સુંદરીને જોઇને નગરનાં લોકો તો એમ જ કહેવા લાગ્યાં કે કોઈ મહર્ધિક દેવ અને દેવી સ્વર્ગમાંથી ઉતર્યા છે એમને જોવાં માટે નગરનાં સ્ત્રીપુરૂષો ઘેલાં બન્યા.

પ્રદ્યુમ્નકુમારનો રથ બજારમાંથી પસાર થઈ રહ્યો છે. લોકો તો એને નીરખવા એવા પાગલ બન્યા છે કે તેઓ શાન–ભાન ભૂલી ગયાં. કંઈક સ્ત્રીઓનાં કંઠમાં પહેરેલાં સાચા મોતીના હાર તૂટી ગયા. તો પણ તેને ખ્યાલ નથી. તો કોઇક સ્ત્રીઓએ જોવા જવાની આતુરતામાં વસ્ત્રો અવળાં સવળાં જેમ તેમ પહેરી લીધાં. તો કોઈએ નાકની ચૂંક કાને અને કાનનું બુટીયું નાકમાં પહેર્યું. તો કોઇએ

કપાળમાં કંકુનો ચાંલ્લો કરવાને બદલે આંખમાં કંકુ આંજી દીધું. ને ગાલે કાજળના ટપકા કર્યા. અને કોઈના બદલે કોઈનું બાળક લઈને મદનકુમારને અને રતિસુંદરીને જોવા ચાલી નીકળ્યા. એને જોતાં નગરજનો ધરાતાં નથી. દરેક લોકો એની પ્રશંસા કરતાં બોલવા લાગ્યાં કે શું એનું પરાક્રમ છે, શું એની બુધ્ધિ છે! એના પરાક્રમથી એણે કેટલી વિદ્યાઓ પ્રાપ્ત કરી છે. એ બોલે છે તો મુખમાંથી ફૂલ ઝરે છે.

**કોઈ કુહે જોડી અમર રહો, તપો સૂરજ અરૂ ચંદ,**
**મદન રતિકી જોડી મિલ ગઈ, જયૂં રૂક્ષ્મણી ગોવિંદ હો–શ્રોતા–**

તો કોઈ કહે છે. કે જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર રહે ત્યાં સુધી આ બંનેની જોડી અમર રહો. આ મદન અને રતિસુંદરીની જોડી જાણે કૃષ્ણ અને રૂક્ષ્મણી જેવી શોભે છે. પ્રદ્યુમ્નકુમારનું રૂપ કામદેવ જેવું હોવાથી અને તે બધાના રૂપના મદ ને ગાળનાર હોવાથી રૂપ અને ગુણ અનુસાર તેને મદનકુમાર નામ આપ્યું. તેથી સૌ તેને મદન કહીને બોલાવવા લાગ્યા. અને સૌ તેના સાચા માતા–પિતા કૃષ્ણ અને રૂક્ષ્મણીની ઉપમા આપવા લાગ્યા. જ્યાં કૃષ્ણ અને રૂક્ષ્મણીનું નામ સાંભળે ત્યાં મદનના કાન ચમકવા લાગ્યા, એના મનમાં એમ થતું કે હું સોળ જગ્યાએ ગયો ત્યાં પણ મને સૌ એમ કહેતાં હતાં કે આવો કૃષ્ણના લાડીલા નંદ અને રૂક્ષ્મણીના જાયા અહીં પણ મને આ લોકો કહે છે કે કૃષ્ણ અને રૂક્ષ્મણીની જોડી જેવી આ જોડી શોભે છે. તો એ કૃષ્ણ રૂક્ષ્મણી કોણ હશે? મારા પિતાનું નામ કાલસંવર રાજા અને માતાનું નામ કનકમાલા છે. હવે તેના માતા પિતાને મળવાનો સમય નજીક આવે છે એટલે લોકોના મુખેથી નામ સંભળાય છે. પણ પ્રદ્યુમ્નકુમારને કાંઈ શંકા થતી નથી. એ તો માને છે કે મારા માતા–પિતાનું બીજું નામ કૃષ્ણ અને રૂક્ષ્મણી હશે! હજારો નગરજનોનાં આશીર્વાદ ઝીલતો, અનેક યાચકોને દાન આપતો રાજમહેલમાં પહોંચી ગયો.

પ્રદ્યુમ્નકુમારે પિતાજીના ચરણમાં પડીને પ્રણામ કર્યા. તે આટલો બધો બાહોશ હતો, આટલી ચીજો લઈને દેવોને હરાવીને આવ્યો છે પણ નામ અભિમાન નથી. કેટલો વિનય છે! આવીને તરત પિતાજીને પ્રણામ કર્યા, પિતાજીએ તેને આશીર્વાદ આપ્યા. પછી તે માતા પાસે ગયો. માતા પાસે આવીને ચરણમાં પડયો. માતા પણ હર્ષથી પુત્રને ભેટી પડી અને "ચિરંજીવ" કહીને માતાએ પુત્રને આશીર્વાદ આપ્યા પ્રદ્યુમ્નકુમાર પોતાની માતા પાસે થોડીવાર બેઠો. અત્યાર સુધી માતાની દૃષ્ટિ નિર્મળ હતી. તે ભલે પોતે જન્મદાતા માતા ન હતી પણ જન્મ દેનાર માતાથી પણ અધિક વહાલથી તેણે પ્રદ્યુમ્નકુમારને ઉછેર્યો છે. અને પ્રદ્યુમ્નકુમાર પણ એમ જ સમજતો હતો કે આ મારી જન્મદાતા માતા છે. એટલે નિર્દોષ ભાવથી માતા પાસે બેઠો છે.

હજુ તેની ઉંમરમાં તો સોળ વર્ષ પૂરા થયાં નથી. સોળ વર્ષ પૂરા થતાં તો તે રૂક્ષ્મણીને મળવાનો છે. તેવા ભગવાનના વચન છે. પ્રદ્યુમ્નકુમારની સુવાની ખીલી ઉઠી છે. હવે પ્રદ્યુમ્નને જોઈને માતા કનકમાલાને કેવી દુષ્ટ ભાવના થાય છે ને પ્રદ્યુમ્નકુમાર તેની સામે કેવો પડકાર કરે છે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૮૦

**આસો સુદ ૩ ને રવીવાર** **તા. ૨૬–૯–૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત કરૂણા સાગર વીતરાગ પરમાત્માએ જગતના જીવોનો મિથ્યા મોહ દૂર કરાવવા માટે જડ અને ચેતનના ભેદ સમજાવતાં કહ્યું છે કે હે ચેતન! મુખ્ય બે તત્ત્વો છે. એક જીવ અને બીજું અજીવ, બીજી ભાષામાં કહીએ તો જડ અને ચેતન પણ જેને જડ–ચેતનનું જ્ઞાન કે ભાન નથી તે જડના મોહમાં પડી તેને મેળવવા અને જાળવવા પ્રયત્ન કરે છે. કહ્યું છે કે-

"निर्मल स्फटिकस्येव, सहजं रुपमात्मनः।
अध्यस्तोपाधिसंबन्धो, जडस्तत्र विमुह्यति॥"

આત્માનું સહજ સ્વરૂપ સ્ફટિક જેવું નિર્મળ છે. પણ મનુષ્ય જડના સંગે રહી, જડ પદાર્થોમાં મોહ પામી, આત્માનો સ્વભાવ ભૂલી જઈ શરીરાદિ બાહ્ય પદાર્થો આત્માથી ભિન્ન હોવા છતાં તે પદાર્થોને પોતાનાં માની તેમાં મોહ પામે છે. જેમ કરોડપતિના નાના અણુસમજુ બાબાને એવો ખ્યાલ નથી હોતો કે હું કરોડપતિનો દીકરો છું તેથી તે ઘરમાં કામ કરનાર નોકર પાસે પૈસો માંગે છે. નોકર પાસેથી બે ચાર આના મળતાં તે આનંદ માને છે. હરખાય છે, આવી દશા આ માનવ દેહમાં બેઠેલા ચૈતન્ય સ્વરૂપ આત્માની છે. આત્મા અનંત સુખનો સ્વામી હોવા છતાં સંસારના સુખોમાં પડીને પોતાની સાચી શક્તિનું ભાન ભૂલી જાય છે. અને તે સંસારના ભૌતિક સુખોને અને જડ પદાર્થોને પોતાનાં માની પોતાનું સર્વસ્વ ગુમાવી અનેક પ્રકારની આપત્તિઓમાં અટવાઈ જાય છે.

બંધુઓ! આવા ભૌતિક સુખમાં ભાન ભૂલી મોહિત બનેલા જીવોને જિનેશ્વર દેવો કહે છે કે હે જીવ! તું એક વાર તારા સ્વરૂપ તરફ દૃષ્ટિ કરી તારા સ્વરૂપને પીછાણી લે, જો તું એક તને–તારા આત્માને ઓળખીશ તો તું બીજાને જાણી શકીશ. પણ જો તું તને જ નહિ ઓળખે તો બીજા કોને ઓળખીશ? જે મનુષ્ય ઘઉંના લોટને જાણે છે તે ઘઉંની રોટલી, ભાખરી, પૂરી વિગેરે અન્ય ચીજોને જાણી

શકે છે, પણ જે ઘઉંના આટાને જાણતો નથી તે તેમાંથી બનતી ચીજોને કયાંથી જાણી શકે? તેમ જે આત્માને જાણતો નથી તે આત્માની સંપત્તિ કેટલી છે તે કયાંથી જાણી શકે? ઝવેરીના હાથમાં હીરો આવે તો તે હીરામાં કેવું પાણી છે હીરાનું કેટલું તેજ છે ને હીરાનાં મૂલ્ય કેટલાં છે તે જાણી શકે છે. પણ ભરવાડના હાથમાં જાય તો? એ ચળકતો પાંચીકો માનીને એના છોકરાના ગળામાં પહેરાવીને હરખાય છે. તે રીતે જ્ઞાનીઓ આપણને સમજાવે છે કે બીજા બધાંને ઓળખવાં કરતાં પહેલાં તું તારી જાતને ઓળખ જેથી તને તારી સાચી સંપત્તિનો ખ્યાલ આવે.

આ જગતમાં કીડીથી માંડીને કુંજર સુધીના પ્રત્યેક જીવો બાહ્ય સુખ મેળવવા માટે પ્રયત્ન કરે છે. તેને મેળવવાનાં ઉપાયો શોધે છે. તેમાં કોઈ જાતની કચાશ રાખતો નથી. શરીરની રક્ષા માટે મનુષ્ય અને તિર્યંચ આદિ ક્ષુદ્ર જંતુઓ અનેક જાતનાં પ્રયત્નો કરે છે. આ બધી વાતોનો તમને બધાને અનુભવ છે. પણ આપણાં પરમ તારક જિનેશ્વર ભગવંતોએ આત્મસ્વરૂપને સમજી તેમાં કેટલું અખૂટ સુખ ભરેલું છે તે જાણીને તેમાં રમણતા કરી. તેનું રક્ષણ કરવાનો માર્ગ બતાવ્યો છે. તેનું કોઈને લક્ષ નથી. જડના સ્વરૂપને જાણી તેને મેળવી તેના સુખનો જે અનુભવ થાય છે તેના કરતાં જો આત્માની શક્તિ-સંપત્તિ અને સુખનો ખ્યાલ જીવને આવી જાય તો તેની મઝા કોઈ અલૌકિક આવશે.

આત્મસ્વરૂપ સમજવું તે સ્હેલ વાત નથી. છતાં તેને સમજવા માટેનો પુરૂષાર્થ હોય તો સદ્ગુરૂનો યોગ મળે આત્મા જાગૃત બને અને સદ્ગુણો પ્રગટ થાય તો જીવને જડ પદાર્થો ઉપરનો મોહ ઉતરી જાય. તેના ઉપરની વાસના વિરમી જાય તો આખા દિવસનાં પાંચ મિનિટ, એકાદ ક્ષણ પોતાનું સહજ સ્વરૂપ શું? સાચું સુખ કયું? આવું ચિંતન કરતાં કરતાં એક દિવસ આત્મ સ્વરૂપની પીછાણ થયા વિના નહિ રહે. આત્મ સ્વરૂપનું ભાન થતાં જીવને આપમેળે સમજાય છે કે આ શરીર એ આત્મા નથી. શરીર આત્માથી ભિન્ન છે. આયુષ્ય પૂરું થતાં દેહનું ખોખું અહીં પડી રહે છે ને અંદરથી આત્મા ચાલ્યો જાય છે. તેને આપણે કહીએ છીએ કે અમુક માણસ મરી ગયો. શરીર ગમે તેટલું રૂપાળું હોય પણ તેની કિંમત આત્માથી થાય છે. અંદરથી આત્મા ચાલ્યો ગયા પછી તેની કોઈ કિંમત રહેતી નથી. બારદાન ભલે રંગબેરંગી ડીઝાઈનવાળું હોય પણ તેની કિંમત અંદર રહેલાં માલથી અંકાય છે. માલ વિનાના બારદાનની કોઈ કિંમત નથી. તેમ આત્મા માલ છે ને શરીર બારદાન છે. શરીર રૂપી બારદાનની કિંમત આત્મારૂપી માલથી અંકાય છે. આત્મારૂપી માલને કિંમતી બનાવવો કે હલકો બનાવવો તે આપણાં હાથની વાત છે. પણ આજનો માનવી આત્માની કરામતને ભૂલીને શરીરની મરામતમાં પડી ગયો

છે. બારદાનની સજાવટમાં માલની મૌલિકતા ભૂલી જાય તેનો તમે કેવા કહેશો? (શ્રોતામાંથી અવાજ! – મૂર્ખ) તો તમે પણ જો આત્માને ભૂલીને શરીરની સજાવટમાં પડી જાઓ. બાહ્ય સુખમાં ડૂબી જાઓ તો મારે તમને કેવા કહેવા? (હસાહસ) તમે હસીને વાત પતાવી દો છો પણ અહીં હસી કાઢવા જેવું નથી. આવો વખત જીવને વારંવાર મળવો મુશ્કેલ છે. મળેલા સમયને ઓળખીને જડ ચેતનનું ભેદજ્ઞાન કરી આત્માના સ્વરૂપને ઓળખી લો.

જેને આત્મસ્વરૂપની પીછાણુ થઈ ગઈ છે તેવા અરહન્નક શ્રાવકની સામે ભયંકર પિશાચનું રૂપ ધારણ કરીને હાથમાં ચકચકતી તીક્ષ્ણ ધારવાળી તલવાર લઈને દેવ ઉભો છે. ને કહે છે હે અરહન્નક! તેં જે વ્રતો અંગીકાર કર્યા છે તેનો તું ત્યાગ કર જો ત્યાગ નહિ કરે તો મારામાં એટલી તાકાત છે કે મારી બે આંગળી વડે તારા વહાણને ઉપાડી સાત આઠ તાલ પ્રમાણ ઉંચાઈ સુધી ઉંચે ઉછાળી ને પછી પાણીમાં ડૂબાડી દઈશ. એટલે તમે બધાં મરી જશો. છતાં પણ તેનાથી ડર્યા નહિ ને પોતાના ધર્મનાં નિયમો છોડવાનો વિચાર સરખો પણ કર્યો નહિ. પણ દેવની સામે પડકાર કરીને કહ્યું. દેવાનુપ્રિય! હું કંઈ જેવો તેવો નથી. હું શ્રમણોપાસક છું. માર દેવા–ગુરૂ અને ધર્મ કોણ છે? તેની તને ખબર નથી.

"अरिहंतो महदेवो जावज्जीवं सुसाहुणो गुरुणो।
जिणपन्नत्तं तत्तं, इय सम्मत्तं मए गहियं ॥"

જેણે કર્મરૂપી શત્રુઓને હણ્યાં છે તેવા અરિહંત ભગવાન મારા દેવ છે. પંચ મહાવ્રતનું શુધ્ધ રીતે પાલન કરનારા સુસાધુ મારા ગુરૂદેવ છે. અને જિનેશ્વર પ્રભુએ બતાવેલ તત્ત્વ એ મારો ધર્મ છે. આવું નિર્મળ સમ્યક્ત્વ મેં ગ્રહણ કર્યું છે. માટે તું મને મારી શ્રધ્ધાથી ચલાયમાન કરવા શક્તિમાન નથી. હું મારા વ્રત–નિયમો છોડવાનો નથી માટે "तुम णं जा सध्धा तं करेहि।" હે દેવ! તમારી જેવી શ્રધ્ધા હોય તેમ કરો. એટલે કે તમારે જે કરવું હોય તે કરો.

દેવાનુપ્રિયો! આ કેવો શ્રમણોપાસક છે! તમે શ્રમણોપાસક છો કે ધનોપાસક! અરહન્નક શ્રાવક શ્રમણોની સમીપમાં બેસી શ્રમણ જેવાં બની ગયાં હતાં. કહેવાય છે ને કે જેના સંગમાં રહીએ તેના જેવા થઈએ, જેનાં શરણે જઈએ તેનાં જેવાં થઈએ. આ શબ્દો હોઠેથી બોલાય છે, હૈયાથી નહિ. હા, સંસારની બાબતમાં જેના સંગમાં રહો છો તેવા બની જાઓ છો. ધનવાનનાં શરણે જાઓ તો હું ક્યારે ધનવાન બનું તેવી ભાવના થાય છે ને તે માટે પુરૂષાર્થ પણ થાય છે. પણ આત્માની બાબતમાં આવું બનતું નથી. કારણ કે અનંતકાળથી જીવે સંસારનો સંગ કર્યો છે તેથી તેનો રંગ લાગ્યો છે પણ આત્માનો સંગ કર્યો નથી તેથી આ રંગ જલ્દી

લાગતો નથી. જીવને ધર્મનો રંગ લગાડવા માટે કેટલો સમજાવવો પડે છે, કેટલી મહેનત કરવી પડે છે ત્યારે તે ધર્મના માર્ગે વળે છે. કોઈક હળુકર્મી જીવ માટે એવી મહેનત કરવી પડે છે ત્યારે તે ધર્મના માર્ગે વળે છે, કોઈક હળુકર્મી જીવ માટે એવી મહેનત કરવી પડતી નથી. માત્ર આત્માની વાતો કરવાથી આત્માના સ્વરૂપની પીછાણ થતી નથી પણ આત્માની વાતો સાંભળીને તેને આચરણમાં મૂકવાથી સમજાય છે.

ગમે તેટલાં વિદ્વાન બનો, લેખક બનો કે વક્તા બનો પણ આચરણ વિના બધું નકામું છે. વિદ્વાન માને કે મારી વિદ્વતાથી હું બધાને ખુશી કરું, લેખકો લેખમાં સુંદર અધ્યાત્મની વાતો લખે ને વક્તાઓ પોતાની વકતૃત્વ શક્તિથી શ્રોતાઓને આત્મધર્મની વાતો સમજાવે પણ પોતે આચરણમાં ના લે તો તે જ્ઞાનનું કંઈ મૂલ્ય નથી. પહેલાં પોતે જીવનમાં આચરણ કરે ને પછી બીજાને સમજાવે તો જલ્દી અસર થાય છે. અને જો તમે પણ એક માનશો કે "વહ કહેતા ભલા ને હમ સુનતા ભલા." તો વર્ષો સુધી વ્યાખ્યાન વાણી સાંભળ્યા કરશો તો કલ્યાણ થવાનું નથી. જેમ વોટરપ્રુફ વસ્તુને પાણીની અસર ન થાય, ફાયરપ્રુફને અગ્નિની અસર નથી થતી તેમ તમને પણ વીતરાગવાણીનાં પ્રવચનની અસર ન થાય તો તમને કેવા કહેવા? "પ્રવચનપ્રુફ". (હસાહસ) તમે પ્રવચન પ્રુફ થઈ ગયાં છો એટલે અસર થતી નથી. વરસાદમાં રેઈનકોટ પહેરીને તમે બહાર નીકળો છો એટલે ગમે તેટલો વરસાદ પડે તો પણ ભીંજાવાતું નથી. તેમ અહીં પણ મોહ–માયા ને મમતાનો તમે રેઈનકોટ પહેરીને આવતા લાગો છો. તેથી વીતરાગ વાણીના પાણીથી તમારું હૃદય ભીંજાતું નથી. બરાબર ને! (હસાહસ).

અરહન્નક શ્રાવકને સાચો રંગ લાગ્યો હતો. તે પ્રવચનપ્રુફ ન હતાં. એના એકેક આત્મપ્રદેશ ઉપર ચેતનનો ચમકારો હતો. એટલે દેવે મરણનો ડર બતાવ્યો તો પણ તેમની સમાધિ લૂંટાઈ નહિ. એક જ વિચાર કર્યો કે ધન મારું નથી. કુટુંબ પરિવાર, ઘરબાર એ મારા નથી, અને આ દેહ પણ મારો નથી. એ બધાં આત્માથી ભિન્ન છે. તે જાય કે રહે તેમાં મારે કંઈ લેવા દેવા નથી. આવી રીતે આત્મસ્વરૂપની પીછાણ કરી પરનો રાગ છોડી દીધો ને આત્મભાવનાં ઝુલે ઝુલવા લાગ્યા. ધન, દેહ બધું ભલે જાય પણ એમને ધર્મ છોડવો નથી અને તમને ગમે તેટલું કષ્ટ પડે તો પણ ધન છોડવું નથી કેમ બરાબર ને! ધનનો લોભ ન કરાવે તેટલું ઓછું.

એક ગામમાં ખૂબ ગરીબ વૈષ્ણવ વણિક રહેતો હતો. ઘણી મહેનત કરે ત્યારે માંડ એક ટંકનો રોટલો મળતો. સાંજે તો બંને પતિ–પત્ની ભૂખ્યા સૂઈ જતાં. વણિકની પત્નીએ કહ્યું આવું દુઃખ ક્યાં સુધી વેઠયા કરીશું? વણિક કહે–તું કહે

તો બીજા ગામ જાઉં. પછી તે બીજે ગામ જાય છે. ત્યાં રસ્તામાં માણુસનું ટોળું દેખે છે ને પૂછે છે કે શું છે? ત્યારે કહે કે માતાજીનું મંદિર છે ને તેને જે માને છે તે માંગ્યું સુખ મળે છે. ઓઘ સંજ્ઞા પ્રમાણે તેણે માનતા માની કે જો હું મારી ઈચ્છા પ્રમાણે ધન કમાઈને પાછો ફરીશ તો એક નાળિયેર ચઢાવીશ.

આ પ્રમાણે માનતા માનીને આગળ વધ્યો. તે કોઈ મોટા શહેરમાં જઈ પહોંચ્યો. માનવીને સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ કર્મ પ્રમાણે આવ્યાં કરે છે. દેવ-દેવીની માનતા કરવાથી સુખી થવાતું નથી. આ ગરીબનાં પુણ્યનો ઉદય થવાથી શેઠ સારા મળ્યા. નોકરી કરતાં શેઠે તેને ચાર આની ભાગીદાર બનાવ્યો ને તે સુખી થયો. થોડા રૂપિયા કમાતા ઘેર જાય છે તે વખતે રૂપિયા વાંસળીમાં ભરી કમ્મરે વાંસળી બાંધીને પોતાને ગામ જવા નીકળ્યો. માર્ગમાં માતાજીનું મંદિર આવ્યું, એટલે તેને યાદ આવ્યું કે મેં આ માતાજીને નાળિયેર ચઢાવવાની માનતા માની છે તો માનતા પૂરી કરીને આગળ વધું.

વણિકભાઇ ગામમાં નાળીયેર ખરીદવા ગયાં, નાળીયેરવાળાની દુકાને ભાવ પૂછયો ત્યારે કહ્યું- શેઠ! ચાર પૈસા છે, વણિક કહે ત્રણ પૈસે આપો તો લઉં. દુકાનદારે કહ્યું આ તો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શ્રીફળ છે. જો તમારે ત્રણ પૈસાવાળું જોઈએ તો આગળ મળશે. એટલે શેઠ આગળ ગયા. શેઠે બીજી દુકાને ભાવ પૂછયો તો કહ્યું- ત્રણ પૈસે નાળીયેર ખરીદતા જીવ ન ચાલ્યો એટલે કહ્યું. બે પૈસામાં આપ. તો કહે આગળ જાઓ. બે પૈસામાં નાળીયેર મળશે. એટલે ત્રીજી દુકાને જઈને પૂછયું તો કહ્યું. બે પૈસાનું એક નાળીયેર છે. આ દુકાનેથી માણુસ મરી જાય ત્યારે તેની નનામીએ બાંધવા માટે નકામા સસ્તા નાળીયેર લોકો લઇ જતા. લોભીયાને બે પૈસા છૂટતા નથી. એણે કહ્યું. ભાઈ! એક પૈસામાં આપ ત્યારે દુકાનદારે કહ્યું. શેઠ! તમારે જો બે પૈસા પણ ન ખર્ચવા હોય તો ગામ બહાર નાળીયેરના ઘણાં ઝાડ છે. ત્યાં તમને જેટલાં જોઈશે તેટલાં નાળીયેર મફત મળશે.

**લોભ શું નથી કરાવતો?** :-લોભીયાકાકાના મનમાં થયું કે આ વાત સાચી. એક પૈસો ખરચવો નહિ પડે. મફત જેટલાં જોઈએ તેટલાં નાળીયેર મળશે. એક નાળીયેર માતાજીને વધેરીને બીજા બધાં ઘેર લઈ જઈશ. ગામ બહાર નદી કિનારે ઉંચા ઉંચા નાળીયેરીનાં ઘણાં ઝાડ હતાં. તેમાં એક ઝાડ નીચું નમેલું હતું. શેઠ ધીમે ધીમે નાળીયેરીનાં વૃક્ષ ઉપર ચઢયા. એ વૃક્ષ નીચે કૂવો હતો. બંધુઓ! એક આનો બચાવવા માટે લોભી મનુષ્ય કેવું સાહસ કરે છે! લોભ બહુ બૂરો છે. ક્રોધ પ્રીતિનો નાશ કરે છે. માન વિનયનો, માયા મિત્રતાનો નાશ કરે છે પણ "લોહો સવ્વ વિણાસણો!" લોભ તો સમસ્ત ગુણોનો નાશ કરે છે, બધા ગુણોને

ખાઈ જનારો પાપનો બાપ લોભી છે. લોભી મનુષ્ય પાપ કરતાં અચકાતો નથી, અને ભયથી ડરતો નથી. પણ પછી તેનું શું પરિણામ આવશે તેનો લાંબો વિચાર કરતો નથી. કહ્યું છે કે–

લોભ મૂલાનિ પાપાનિ, રસમૂલાનિ વ્યાધય :। સ્નેહ મૂલાનિ શોકાનિ, ત્રીણિ ત્યક્ત્વાસુખી ભવ અતિ લોભ એ પાપનું મૂળ છે. રસોનો સ્વાદ એ વ્યાધિનું મૂળ છે. અને સ્નેહ એ શોકનું મૂળ છે. આ ત્રણેનો ત્યાગ કરીને સુખી બનો. વાત તો બરાબર છે ને ? આજે જેટલાં સ્વાદ વધ્યાં છે તેટલાં રોગ વધ્યા છે. કોઈની સાથે અતિ સ્નેહ કરવાથી તેનો વિયોગ પડતાં અત્યંત દુઃખ થાય છે. તે રીતે ધનનો અત્યંત લોભ પાપ કરાવે છે.

લોભી શેઠ નાળીયેર લેવા ઝાડ ઉપર ચઢયાં પણ નાળીયેર તોડવા માટે છરી ન હતી. એટલે બંને હાથથી નાળીયેર પકડીને તોડવા ગયા. ત્યાં થડ પરથી પગ છૂટી ગયા. એટલે નાળીયેર પકડીને લટકયા. હવે જો નાળીયેર પકડેલો હાથ છૂટી જાય તો કૂવામાં પડે તેવી સ્થિતિ થઈ. હવે બે પૈસામાં નાળીયેર ન લીધું તેનો અફસોસ થવા લાગ્યો. અને ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો કે હે ભગવાન! મને બચાવ. બચાવ. એટલામાં એક ઉંટવાળો ત્યાંથી નીકળ્યો. શેઠે પોતાને બચાવવા માટે જોરથી બૂમ પાડીને કહ્યું–ભાઈ ! તું મને આ ઝાડ ઉપરથી નીચે ઉતારીશ તો મારી પાસે પાંચ હજાર રૂપિયા છે તે તને આપી દઈશ. એક આનો સીધો ખરચ્યો નહિ તે જીવવા માટે પોતાનું સર્વસ્વ ધન આપી દેવા તૈયાર થયો. ઉંટવાળાનું મન લલચાયું એટલે ઉંટને કૂવા કાંઠે ઉભું રાખીને ઝાડ પર ચઢીને શેઠનાં પગ પકડયા, અને કહ્યું–જોજો શેઠ ! તમે છોડતાં નહિ. હું તમને ખંભે બેસાડીને આપણે બંને ઉંટ પર બેસી જઈશું. આમ કહે છે ત્યાં એનું ઉંટ ચાલ્યું ગયું એટલે તે પણ શેઠને બચાવવાને બદલે તેના પગે લટકી ગયો.

બંને જણાં જોખમમાં મૂકાઈ ગયા. ઉંટવાળો કહે છે જોજો શેઠ નાળીયેર છોડતાં નહિ. મને પરણ્યાં હજુ ત્રણ દિવસ થયાં છે. જો તમે હાથ છોડી દેશો તો આપણે બંને કૂવામાં પડી જઈશું. કૂવો ઘણો ઉંડો છે. બહાર નીકળવાની આશા નથી. જો તમે હાથ નહિ છોડો તો આખી જિંદગીની કમાણીનાં વીસ હજાર રૂપિયા મારી પાસે છે તે તમને આપી દઈશ. વીસ હજારનું નામ સાંભળીને વણીક હરખાઈ ગયો ને મનમાં વિચાર થયો કે વીસ ને પાંચ પચ્ચીસ હજાર રૂ. ની મૂડી થશે. આટલા બધા રૂપિયા સાચવવા માટે તિજોરી લાવવી પડશે. તિજોરી કેટલી મોટી લાવવી ? આટલી મોટી ! એમ કરતાં બે હાથ પહોળા થઈ ગયાં ને બંને જણા કૂવામાં પડીને મરી ગયા. એક આનાના લોભ માટે અમૂલ્ય માનવજીવન હારી ગયો,

મહામહેનતે કમાયેલાં પાંચ હજાર વાપરવાં પણ ન રહ્યો. લોભી મનુષ્ય માત્ર ધનને દેખે છે. પણ તેનાથી ઉત્પન્ન થનારી આપત્તિને જોતો નથી. જેવી રીતે બિલાડી દૂધને દેખી દૂધ પીવા માટે લલચાય છે પણ દૂધ પીવા જતાં લાઠીનો પ્રહાર પડશે તે જોતી નથી. તેમ ધનનો લોભી પાપ કરીને ધન મેળવવાં જતાં કેવા કર્મો બંધાશે ? એ કર્મો ઉદયમાં આવશે ત્યારે કેવા દુઃખો સહન કરવા પડશે તે ભૂલી જાય છે. અરહન્નક શ્રાવક કટોકટીના પ્રસંગે વિચાર કરે છે કે આ દેહના ટુકડા થઈ જશે, દરિયામાં ડૂબી જવું પડશે તો પડવા તૈયાર છું પણ મારો ધર્મ છોડવા તૈયાર નથી. હવે દેવ કેવો ઉપદ્રવ કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** :–પ્રદ્યુમ્નકુમરની યુવાની ખીલી ઉઠી છે. એની માતા કનકમાલા એના સામું ધારી ધારીને જોવા લાગી. શું એનું ચંદ્ર જેવું મુખ છે ! શું તેના પરવાળા જેવા હોઠ ! દાડમની કળી જેવા દાંત અને કેવી સુંદર તેની આંખ છે ! એના હાથ–પગ કેવા સુંદર છે ! એના શરીરનું તેજ પણ અલૌકિક છે. આવું તો કોઈનું રૂપ નથી. આમ તેના અંગોપાંગ ધારી ધારીને જોતાં તેના અંતરમાં કામનાનો કીડો સળવળ્યો. તેથી માતા કંઈ બોલી નહિ. મદનકુમાર આનો ઉંડો ભેદ સમજી શક્યો નહિ. એના મનમાં થયું કે હું બધેથી વિજય મેળવીને પરણીને આવ્યો છું તેથી મારી માતાનું હૈયું મને જોઈને ભરાઈ ગયું છે. આમ સમજી પ્રદ્યુમ્નકુમાર ત્યાંથી ઉઠીને પોતાના મહેલમાં ગયો. પણ કનકમાલાની શું સ્થિતિ થઈ.

બંધુઓ ! કામવાસનાનું કેટલું પ્રબળ જોર છે ! જે પુત્રને પોતાનાં હાથે ઉછેર્યો, રમાડયો, ખેલાવ્યો તેને જોઈએ માતાની કુદૃષ્ટિ થઈ કે હું આની સાથે કામભોગ ભોગવું તો મારો જન્મારો સફળ થાય. મદનના ગયા પછી કનકમાલાને કયાંય ચેન પડતું નથી. ખાતી–પીતી નથી. ઉંઘતી નથી, વારંવાર આળસ મરડવા લાગી. બગાસા ખાવા લાગી. તેના વિરહમાં અત્યંત આકુળ–વ્યાકુળ થઈને કોઈ વાર રડવા લાગી તો કોઈવાર હસવા લાગી. ને વારંવાર નિસાસા નાંખવા લાગી. તેથી કાલસંવર રાજા ગભરાઈ ગયા. અને તે માટે રાજવૈદ્યો અને મોટા ડૉકટરો તેડાવ્યા. વૈદ્યો અને ડૉકટરોએ રાણીની નાડી તપાસી ઘણી ચિકિત્સા કરી પણ રાણીનો રોગ પરખાયો નહિ. ડૅાકટરો અને વૈદ્યો કહે છે સાહેબ ! રાણીને કોઈ જાતનો રોગ નથી. રોગ પરખાય તો દવા આપીએ. રોગ વિના શું દવા દેવી ? એમ કહીને વૈદ્યો વિદાય થયા. રાણીનો રોગ વધવા લાગ્યો એટલે રાજાને ખૂબ ચિંતા વધવા લાગી.

મદનકુમારને ફરવા જતો જોઈને તેના પિતાએ કહ્યું– બેટા ! તું ખૂબ હોંશિયાર બન્યો, દિવ્ય વસ્તુઓ લાવ્યો ને પરણ્યો એટલે હવે હરવાફરવામાં પડી ગયો છે. તારી માતા તો મરવા પડી છે. તને વારંવાર યાદ કરે છે પણ તું તારી માતાને

યાદ પણ કરતો નથી. હરવાફરવામાં ને મોજ મઝામાં પડી ગયો છે. તું જો તો ખરો. તારી માતાની કેવી સ્થિતિ છે! ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યુ. પિતાજી એવું નથી. મારી માતા બિમાર છે તે વાતની મને ખબર નથી. આ દુનિયામાં મને માતાથી બીજું કોઇ વહાલું નથી. મારા તીર્થ સમાન પવિત્ર માતાને હું કેમ ભૂલું? ચાલો, હું અત્યારે જ માતાજી પાસે જાઉં છું.

પ્રદ્યુમ્નકુમાર દોડતો માતાના મહેલે આવ્યો. અરેરે....મારી માતાને આ શું થઈ ગયું? માતા સૂતેલી હતી ત્યાં આવ્યો ને માતાની સ્થિતિ જોઈ આંખમાં દડદડ આંસુ આવી ગયા. પ્રદ્યુમ્ને નિર્દોષ ભાવે કહ્યું– માતાજી! આપની તબિયત આટલી બધી અસ્વસ્થ બની ગઈ છતાં મને કંઈ સમાચાર પણ ન આપ્યા? તને શું થયું છે? આટલી બધી દુઃખી શા માટે થાય છે? જલ્દી વૈદો અને ડોકટરો બોલાવી રોગનું નિદાન કરાવી લઉં. તારો મારા ઉપર મહાન ઉપકાર છે. તારા માટે જેટલું કરું તેટલું ઓછું છે. પ્રદ્યુમ્નકુમારનાં શબ્દો સાંભળીને કનકમાલા એકીટશે તેના સામું જોઈ રહી. પ્રદ્યુમ્નકુમારની તેના પર દૃષ્ટિ પડી એટલે મનમાં બબડી કે મને કંઇ રોગ નથી. મારા રોગને મટાડનાર તું છે ને વધારનાર પણ તું છે. પ્રનદ્યુમ્કુમાર એની ગૂઢ વાત સમજ્યો નહિ કનકમાલાનું મુખ ખૂબ કરમાઈ ગયું હતું. શરીર શોષાઈ ગયું હતું. આ જોઈને તેની પાસે જઈને બેઠો ને પૂછ્યું માતા! તને શું રોગ છે? તને શું થાય છે? મને કહે. ત્યારે કનકમાલાએ કહ્યું– તું આ બધાને બહાર મોકલી દે. પછી મારો રોગ કેવી રીતે મટે તે હું તને કહું છું. દાસ–દાસી નોકર–ચાકરોનાં મનમાં એમ કે આપણાં મહારાણીને એમના પુત્ર સાથે કાંઈ ખાનગી વાતચીત કરવી છે. માટે આપણે નીચે જઈએ. તેથી બધાં ચાલ્યા ગયા.

**કનકમાલાની નિર્લજ્જ માંગણી :** બધાં માણુસો ચાલ્યા ગયાં. પાસે કોઈ ન રહ્યું. પ્રદ્યુમ્નકુમાર અને કનકમાલારાણી બંને એકલા રહ્યા. તેણે ચારે તરફ દૃષ્ટિ ફેરી લીધી. જોયું કે હવે બે સિવાય ત્રીજું કોઈ માણુસ નથી.

એટલે તેનું હૈયું હરખાઈ ગયું. જેમ સૂર્યને જોઈને સૂર્યમુખી કમળ ખીલી ઉઠે છે તેમ પ્રદ્યુમ્નકુમારને જોઈને કનકમાલાનું હૃદયકમળ ખીલી ઉઠયું. હવે મારી મનોકામના પૂરી થશે. જાણે કોઈ રોગ ન હોય તેમ હર્ષભેર બેઠી થઈને લાજ શરમ છોડીને અંતરમાં જે વિષયોનું વિષ ભર્યું હતું તે બહાર કાઢતાં કહે છે. હવે મારે વૈદો કે ડોકટરો બોલાવવાની જરૂર નથી. હજુ પણ પ્રદ્યુમ્નકુમારને એની દુષ્ટ ભાવનાનો ખ્યાલ નથી આવતો. એણે સરળતાપૂર્વક, નમ્રભાવે કહ્યું હે માતા! તારો રોગ મટાડવા હું શું કરું? જો, તારું મુખ કેટલું સૂકાઈ ગયું છે! ત્યારે કામાતુર બનેલી કનકમાલાએ કહ્યું–હે મદન! મારો રોગ મટાડનાર તું જ છે. હવે તું

આજથી મારો નાથ બની જા. તમે મારા સ્વામી અને હું તમારી રાણી બની આપણે સ્વર્ગ જેવાં સુખ ભોગવીએ. તમે મારી ઈચ્છા પૂરી કરો.

**"પ્રદ્યુમ્નકુમારનો કનકમાલા પ્રત્યે ફીટકાર" :–** કનકમાલાના આ નિર્લજ શબ્દો પ્રદ્યુમ્નકુમારના દિલમાં ઝાળ જેવાં લાગી ગયા. તે ગુસ્સે થઈને કહે છે હે માતા ! તું આ શું બોલે છે ? તને આવાં વચનો બોલતાં શરમ નથી આવતી ? મારાથી તારા આ શબ્દો સંભળાતા નથી.

**દોનોં અંગુલી ધરી કાનમેં, મદન કહે સાક્ષાત્**
**બાર બાર ધિક્કાર તુઝે કયોં, નામ ધરાયા માત હો.**

આમ કહીને પ્રદ્યુમ્નકુમારે બંને કાનમાં આંગળી ભરાવી દીધી. અને ક્રોધથી લાલચોળ થઈને બોલ્યો–હે માતા ! તને વારંવાર ધિક્કાર છે. હું તારો દીકરો અને તું મારી માતા બનીને દીકરાને ધણી કહેતાં તને શરમ નથી આવતી ? માતા બનીને આવી વિષમ માંગણી કરતાં લાજતી નથી ? તું ફાટેલા દૂધ જેવી બનીને મને બગાડવા ઉઠી ? આવા શબ્દો તારા મુખમાં શોભે છે ? ખરેખર ! આ દુનિયામાં સ્ત્રીઓનું ચરિત્ર વિષમ હોય છે. સ્ત્રીઓ રસ્સીથી ચમકે ને સર્પને ઉપાડી લે, ઉંદરથી ડરી જાય ને સર્પને વશ કરી લે. દુનિયામાં આવી ઘણી સ્ત્રીઓ થઈ ગઈ. તને સેંકડો દાખલા સંભળાવું.

બ્રહ્મદત્ત ચક્રવર્તિની ચુલણી માતાને ચૌદ સ્વપ્નો આવ્યાં હતાં. તે જાણતી હતી કે મારો પુત્ર ચક્રવર્તિ બનવાવાળો છે, છતાં પતિના મૃત્યુ પછી તે પરાયા પુરૂષમાં મોહિત બની અને પુત્ર એ વાત જાણી ન જાય તે માટે તેને મારી નાંખવા કેવો પ્રપંચ કર્યો ? લાખનું ઘર બનાવીને તેને બાળી નાંખવા તૈયાર થઈ. પરદેશી રાજાની સૂરિકંતા રાણીએ પરપુરૂષના પ્રેમમાં પડીને પુત્રને મારી નાંખ્યો. કામી બનેલી કંઈક સ્ત્રીઓએ આવાં દુષ્કૃત્યો કર્યા છે. ત્યારે કનકમાલાએ કહ્યું–હું એવી નથી પણ તું પૂર્વભવનો મારો પતિ ન હોય ! એવો મને તને જોઈને પ્રેમ આવે છે. માટે હું એક ક્ષણ વાર તારો વિયોગ સહન કરી શકું તેમ નથી. જો તું મારી ઈચ્છા પૂરી નહિ કરે તો હું મરી જઈશ અને સ્ત્રી હત્યાનું પાપ તને લાગશે.

પ્રદ્યુમ્નકુમારે આટલાં કડક શબ્દો કહ્યાં છતાં કનકમાલા શરમાતી નથી, એણે એની વાત ચાલુ રાખી ત્યારે ફરીને પ્રદ્યુમ્નકુમારે ઉગ્ર બનીને કહ્યું–હે માતા ! હું તને સાફ શબ્દોમાં કહી દઉં છું કે હું તારો દીકરો છું ને તું મારી માતા છું. આવી ખરાબ વાત તું મારી પાસે ઉચ્ચારીશ નહિ. હિંસક લોકો માંસ ખાય પણ હાડકાં ન ખાય. તું તો આવી દુષ્ટ માંગણી કરીને હાડકાં ખાવાં ઉઠી છે. જરાક તો શરમ રાખ. હું તને માતા કહું, તારા પગમાં પડું. અને તને આ અઘટિત

વાત કરવી ઈષ્ટ લાગે છે ? આવા ખૂબ કડક શબ્દો પ્રદ્યુમ્નકુમારે કનકમાલાને કહ્યા ત્યારે તેણે કહ્યું–

હે પ્રદ્યુમ્ન ! તું મને માતા માતા કરે છે પણ હું તારી માતા નથી, ને તું મારો પુત્ર નથી. તું પહાડ ઉપર શીલા નીચે દટાયેલો પડયો હતો. અમારું વિમાન ત્યાં અટક્યું. અમે નીચે ઉતર્યા. શીલાને ઉછળતી જોઈને ખસેડી તો નીચેથી તું નીકળ્યો. મારે સંતાન ન હતું તેથી તને અમે લાવ્યા ને તને ઉછેરીને મોટો કર્યો છે. એણે બધી વાત કરીને કહ્યું–વિચાર કરો. આપણો બંનેનો કુદરતે કેવો યોગ મળ્યો છે ! તું મારી વાતનો સ્વીકાર કરી લે. હજુ કનકમાલા પ્રદ્યુમ્નકુમારને કહેશે ને પ્રદ્યુમ્નકુમાર તેની સામે કેવો પડકાર કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૮૧

**આસો સુદ ૪ ને સોમવાર** તા. ૨૭-૯-૭૬

અનંત કરૂણાસાગર સર્વજ્ઞ ભગવંતના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. તેમાં અરહન્નક શ્રાવકની શ્રધ્ધા ઉપર આપણે વાત ચાલે છે. અરહન્નક શ્રાવકને પિશાચનું રૂપ લઈ દેવ કેવાં ઉપસર્ગ આપે છે. ભરદરિયામાં એને સતાવે છે કે તારા શીલાદિવ્રતોનો તું ત્યાગ કર. જો નહિ કરે તો તારું મોત નજીક આવ્યું છે તેમ સમજી લે. છતાં ધર્મની શ્રધ્ધાથી ચલિત થયા નહિ, જે શ્રધ્ધાથી ચલિત થાય છે તે ધર્મના સાચા સ્વરૂપને સમજ્યો નથી. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે–

**अश्रध्धा परमं पापं, श्रध्धा पाप प्रमोचिनी। जहाति पापं श्रध्धावान, सर्पो जीर्णमिवत्वचम्।**

અશ્રધ્ધા તે પરમ પાપ છે ને શ્રધ્ધા પાપ નાશક છે. એટલા માટે વિવેકી અને શ્રધ્ધાવાન મનુષ્યો જેવી રીતે સર્પ જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરી તેની સામે દૃષ્ટિ કરતો નથી તેવી રીતે પાપનો ત્યાગ કરી દે છે. ફરીને પાપ કાર્યમાં રસ લેતો નથી. આ કોણ કરી શકે ? જેને ધર્મમાં દઢ શ્રધ્ધા હોય તે. આ શ્લોકમાં કહેવાનું તાત્પર્ય એ છે કે અશ્રધ્ધા એ ઘોર પાપ છે. અશ્રધ્ધાને કારણે અજ્ઞાની જીવો અનંતકાળથી ચતુર્ગતિ સંસારમાં વિવિધ યોનિઓમાં પરિભ્રમણ કરે છે, અને વિવિધ પ્રકારનાં દુઃખો ભોગવે છે. તેનું મૂળ કારણ ધર્મમાં અશ્રધ્ધા છે. જૈન શાસ્ત્રોમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે એક વખત જો જીવ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી લે તો તે પાપકર્મોથી બચી જાય છે ને તેનું ભવભ્રમણ ઓછું થાય છે. સમ્યગ્દર્શનની

પ્રાપ્તિ થવાથી જીવ પરિત સંસારી બની જાય છે. પછી તેને સંસારના પાપમય કાર્યોમાં રસ કે આનંદ આવતો નથી. પણ દુઃખની વાત એ છે કે આજે મોટાં મોટાં શાસ્ત્રના જાણકાર અને પોતાને આસ્તિક માનનાર લોકો પણ નાસ્તિકો જેવાં વિચાર અને આચરણ કરે છે. એટલે એ લોકો પોતે પોતાનાં સ્વરૂપને સમજી શકતાં નથી, અને જગતનાં સ્વરૂપને પણ સમજી શકતાં નથી. શ્રધ્ધાના અભાવને કારણે પોતે પોતાના જીવનને અશાંતિ, ભય અને સંકુચિતતાથી ભરી દે છે. જ્ઞાનની સંપૂર્ણ શક્તિ શ્રધ્ધામાં સમાયેલી છે. તેથી શ્રધ્ધાવાન મનુષ્યમાં ભલે જ્ઞાન ઓછું હોય તો પણ તે શ્રધ્ધાથી સંસાર સાગર પાર ઉતરી જાય છે. જ્ઞાની મનુષ્યમાં જ્ઞાન હોય પણ જો તેનામાં શ્રધ્ધા ન હોય તો તે પોતાની પીઠ ઉપર જ્ઞાનનો બોજો ઉપાડીને ભમ્યા કરે છે.

બંધુઓ ! ઘણાં અણુસમજુ માણુસો એમ બોલે છે કે શ્રધ્ધા આંધળી હોય છે. જેમ આંધળો માણસ પગલે પગલે ઠોકરો ખાતો પડી જાય છે તેવી રીતે શ્રધ્ધાથી અંધ બનેલો માનવી પણ આ સંસારમાં ઠોકરો ખાય છે. પણ આ વાત મિથ્યા છે. કારણ કે શ્રધ્ધાવાન મનુષ્યના જીવનમાં વિવેકરૂપી દિપક પ્રગટે છે અને તે વિવેક દ્વારા તે પુણ્ય-પાપ, આશ્રવ-સંવર, નિર્જરા, બંધ વિગેરેના સ્વરૂપને જાણે છે. જાણ્યા પછી પાપ, આશ્રવ અને બંધના માર્ગનો ત્યાગ કરી દે છે ને શ્રધ્ધાવાન બનીને સંવર અને નિર્જરાના માર્ગ ઉપર દૃઢ બનીને આગળ વધે છે. એટલે વિવેક યુક્ત શ્રધ્ધાવાન મનુષ્ય ક્યારે પણ ઠોકરો ખાતો નથી. તે ધર્મમાં ક્યારે પણ શંકા કે અવિશ્વાસ કરતો નથી. ધર્મમાં વધુ દૃઢ બનીને પોતાના માનવ જીવનને ઉન્નત બનાવે છે.

શ્રધ્ધામાં કેટલું સત્ત્વ રહેલું છે. આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે તમે મનુષ્ય ભવ પામીને સમ્યગ્દર્શન પ્રાપ્ત કરો. "દર્શન" શબ્દનાં બે અર્થ થાય છે. દર્શન એટલે દેખાવું ને બીજું શ્રધ્ધા કરવી. આધ્યાત્મિક દૃષ્ટિથી વિચાર કરો કે તમારા સંસારની દૃષ્ટિથી વિચાર કરો દરેક જગ્યાએ શ્રધ્ધાની જરૂર છે. શ્રધ્ધા વિના કાર્યમાં સફળતા મળતી નથી. શ્રધ્ધા વિના ધર્મક્રિયામાં જોઈએ તેટલો લાભ થતો નથી અને સંસારના કાર્યમાં પણ સફળતા મળતી નથી. સંસારમાં પણ શ્રધ્ધાની કેટલી જરૂર છે તે સમજાવું.

ખેતરમાં ખેડૂત શ્રધ્ધા-વિશ્વાસથી હજારો ટન મણ માટીમાં મોંઘું બીજ લાવીને વાવે છે. તેમાં તેને શ્રધ્ધા હોય છે કે એક કણમાંથી હજારો કણ મળશે. અમારી બહેનો દૂધના તપેલામાં છાશનું મેળવણ નાંખે છે. એને શ્રધ્ધા છે કે દૂધમાં મેળવણ નાંખવાથી દહીં બની જાય છે. પણ બી વાવ્યું, વરસાદ પડયો. બે ત્રણ

દિવસ થયા પછી ખેડૂતના મનમાં એમ થાય કે અનાજ ઉગશે કે નહિ? એમ માનીને જમીન ખોદીને અનાજના દાણાં બહાર કાઢીને બીજી જગ્યાએ વાવે. બે ત્રણ દિવસ જાય ને વિચાર કરે કે અહીં પણ ઉગતું નથી તો ત્રીજી જગ્યાએ વાવું. એમ વિચાર કરીને બીજે વાવે. આમ વર્ષો સુધી વાવણી કરે તો પણ અનાજ પાકે ખરું? ના. અને બહેનો દૂધમાં મેળવણ નાંખીને વારંવાર દૂધને હલાવ્યા કરે તો દહીં બરાબર જામે ખરું? 'ના'. ખેડૂતને અનાજ વાવીને અને બહેનોને દૂધ મેળવીને શ્રધ્ધા રાખવી પડે છે કે એનો સમય પરિપક્વ થશે એટલે જમીનમાં અંકુરો ફૂટશે, દહીં" જામશે. જો શ્રધ્ધા ન રાખે તો બધું કાર્ય બગડી જાય છે. આવા સંસારના કાર્યમાં પણ જો અવિશ્વાસ, અશ્રધ્ધા હોય તો કાર્યમાં સફળતા મળતી નથી. તો પછી ધર્મનો માર્ગ તો ઘણો મુશ્કેલ છે. તેમાં જો જીવને શ્રધ્ધા ન હોય તો આત્મ કલ્યાણ ક્યાંથી થઈ શકે? જો આત્મ કલ્યાણ કરવું હોય તો ધર્મમાં પહેલી શ્રધ્ધા રાખવી પડશે. આચારાંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે.

"वितिगिच्छा समावन्नेणं अप्पाणेणं नो लहइ समाहिं, सिवावेगे अणु गच्छन्ति, असिया वेगे अणुगच्छन्ति, अणुगच्छमाणेहिं अणुगच्छ माणे कहं न निविज्जे तमेव सच्चं नीसंकं जं जिणेहिं पवेइयं ।"

સુધર્માસ્વામી પોતાના શિષ્યને કહે છે હે જંબુ! જે સાધક સંયમ આદિ ક્રિયાનું ફળ હશે કે નહિ એવો સંશય રાખે છે તે સમાધિ પ્રાપ્ત કરી શકતો નથી. ભગવંતના આ વચનોને એકેક ગૃહસ્થો અને એકેક મુનિઓ સમજી શકે છે. પણ કદાચ કોઈ સાધક પોતાનાં કર્મોદયથી તત્ત્વજ્ઞ પુરૂષોની સાથે રહેવા છતાં પણ જો તત્ત્વને સમજી શકે નહિ તો શું તેને ખેદ ન થાય? થાય, ત્યારે સાધુઓ તેને સમજાવીને કહે કે જિનેશ્વર ભગવંતોએ જે પ્રરૂપણા કરી છે તે સત્ય છે, નિઃશંક માટે તેમાં શ્રધ્ધા રાખ.

બંધુઓ! આ સૂત્રમાં ભગવંતે શ્રધ્ધા મજબૂત બનાવવા માટે કેવી ટકોર કરી છે! શ્રધ્ધા વિના જ્ઞાન નથી અને જ્ઞાન વિના શાંતિ નથી. દરેક જીવો સુખ અને સમાધિના ઈચ્છુક છે. સમાધિ માટે જિન વચનમાં શ્રધ્ધા રાખવી જોઈએ. કહ્યું છે કે संशयात्मा विनश्यति સંશયવાળો જીવ વિનાશને પ્રાપ્ત કરે છે. સંશયરૂપી શલ્ય હૃદયમાં ભોંકાય છે ત્યારે બુધ્ધિમાં ભ્રમ પેદા કરીને જીવનને વિનાશના માર્ગે લઈ જાય છે. સંશયરૂપી આગ હૃદયમાં ભભૂકી ઉઠે છે ત્યારે મનુષ્યની સત્યાસત્યનો નિર્ણય કરવાની શક્તિ તેમાં બળીને ભસ્મ થઈ જાય છે. સંશયરૂપી અંધકારને નષ્ટ કરવામાં ન આવે તો આત્મામાં એવો અંધકાર ભરાઈ જાય છે કે તેમાં આત્માનો સ્વાભાવિક પ્રકાશ પણ અંધકારમય બની જાય છે.

શ્રધ્ધા એટલે વિશ્વાસ. અનુભવી પુરૂષોનો અનુભવ, શાસ્ત્રીય વચનો અને પોતાની વિવેક બુધ્ધિ આ ત્રણેનો સમન્વય કરવા પર જે સત્ય પ્રતીત થાય તેના ઉપર અટલ શ્રધ્ધા કરવી તેનું નામ શ્રધ્ધા છે. આવી શ્રધ્ધા તે અંધ શ્રધ્ધા નથી પણ સાચી શ્રધ્ધા છે. શ્રધ્ધા વિના કોઈ પણ કાર્યમાં સફળતા મળતી નથી. નાનામાં નાના કાર્યમાં પણ જો શ્રધ્ધા ન હોય તો તે કાર્ય પ્રાણ વિનાના કલેવર જેવું બની જાય છે. એક વૈજ્ઞાનિક પોતાની પ્રયોગશાળામાં શ્રધ્ધાપૂર્વક પ્રવેશ કરે છે તો તેના પ્રયોગમાં સફળતા મેળવી શકે છે. અને જો પ્રયોગ કરતાં પહેલાં શંકાશીલ બની જાય છે તો તે ક્યારે પણ તેના પ્રયોગમાં સફળતા મેળવી શકતો નથી. વૈદ અને ડૉક્ટર જો રોગનું નિદાન કરતી વખતે શંકાશીલ બનીને કાર્ય કરે તો તે ક્યારે પણ રોગનું બરાબર ચોક્કસ નિદાન કરી શકતો નથી. વહેપારી વહેપાર કરવાં જતાં વિચાર કરે કે વહેપાર કરવા તો જાઉં છું પણ તેમાં મને નફો થશે કે નહિ? ખોટ જશે તો શું કરીશ? તો તે પણ વહેપારમાં સફળતા મેળવી શકતો નથી. વિદ્યાર્થી કોલેજમાં દાખલ થતાં વિચાર કરે કે કોલેજમાં જાઉં છું પણ સારા માર્કે પાસ થવાશે કે નહિ? તો તે કદી વિદ્વાન બની શકતો નથી. આવી રીતે સંયમી સાધક વિચાર કરે કે મેં ઘરબાર, ધન વિગેરેનો ત્યાગ કરીને દીક્ષા લીધી છે પણ મારા આત્માનું કલ્યાણ થશે કે નહિ? આટલું કષ્ટ વેઠીને તપશ્ચર્યા કરું છું તો મારા કર્મોનો ક્ષય થશે કે નહિ? આ રીતે શ્રાવક વિચાર કરે કે હું દરરોજ સામાયિક પ્રતિક્રમણ કરું છું. આઠમ પાખીના પૌષધ કરું છું તો એ ક્રિયાનું કંઈ પણ ફળ મને મળશે કે નહિ? આવી શંકા કરવી ન જોઈએ. કારણ કે શ્રધ્ધાપૂર્વક કરેલી કોઈપણ ક્રિયા નિષ્ફળ થતી નથી. એ કુદરતનો અટલ નિયમ છે. આત્મ શ્રધ્ધાપૂર્વક જે પુરૂષાર્થ કરે છે તેને અવશ્ય સફળતા મળે છે. શ્રધ્ધા એ પ્રત્યેક કાર્યનો પ્રાણ છે. નિરસમાં નિરસ વસ્તુમાં પણ શ્રધ્ધા રસનો સંચાર કરી દે છે. શ્રધ્ધા એ આત્માનો ભવરોગ નાબૂદ કરવા માટેની અમૂલ્ય સંજીવની છે. આટલા માટે જ્ઞાની ભગવંતો કહે છે કે પ્રત્યેક સાધક એટલે સાધુ અને શ્રાવકોએ ધર્મની પ્રત્યેક ક્રિયાઓ શ્રધ્ધાપૂર્વક કરવી જોઈએ. સંશયમાં પડીને મનને ડામાડોળ બનાવવું નહિ. શંકાશીલ સાધક જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ સમાધિ પ્રાપ્ત કરી શકતો નથી.

અરહન્નક શ્રાવકને ભગવાનનાં વચન ઉપર અટલ શ્રધ્ધા હતી કે હું મારી શ્રધ્ધામાં સ્થિર રહીશ તો આ દેવની તાકાત નથી કે તે મારા માથાનો વાળ વાંકો કરી શકે? જો પોતાને પોતાનામાં શ્રધ્ધા હોય તો અસંભવિત કાર્ય પણ સંભવિત બની જાય છે. અઘરું કાર્ય પણ સહેલું બની જાય છે. આત્મ શ્રધ્ધા ઉપર એક નાનકડું ઉદાહરણ છે.

યૂરોપમાં સ્ટિવન નામનો એક સત્યવાદી, ધર્મીષ્ઠ અને આત્મશક્તિ ઉપર દૃઢ

શ્રધ્ધા રાખનાર એક સજ્જન માણુસ વસતો હતો. જ્યાં સજ્જન હોય ત્યાં દુર્જન હોય છે ને ધર્મીની સામે અધર્મી પણ હોય છે. તે રીતે સ્ટિવનની ધર્મશ્રધ્ધા સામે ઈર્ષ્યા કરનારા ઘણાં નાસ્તિકો ત્યાં હતાં. એ સ્ટિવનનાં શત્રુ બની ગયા હતા. એક વખત તેનાં મિત્રોએ કહ્યું ભાઈ! તું ખૂબ ધર્મપારાયણ બન્યો છે તેથી અનેક ધર્મદ્રોહી મનુષ્યો તારા ઉપર ઈર્ષ્યા કરે છે ને તે તારા શત્રુ બની ગયાં છે. કદાચ તે શત્રુઓ ક્યારેક તારા ઉપર આક્રમણ કરશે ને તને મારી નાંખશે. તેના કરતાં તું ધર્મને છોડી દે. ત્યારે સ્ટિવને ખૂબ શાંતિપૂર્વક તેને જવાબ આપ્યો કે મિત્રો! તમારે તેને માટે કોઈ ચિંતા કરવાની જરૂર નથી. મેં એક લોખંડી કિલ્લો તૈયાર કરી રાખ્યો છે તેમાં પેસી જઈશ. ત્યાં મને કોઈ મારી શકે તેમ નથી. આ સાંભળી તેનાં મિત્રો સમજ્યા કે આપણે તેના ઉપર દયા લાવી તેના હિત માટે કહેવા આવ્યા ત્યારે તેને તો અભિમાનનો પાર નથી મિત્રો પણ એના દ્વેષી બની ગયા. અને તેમણે સ્ટિવનનું અભિમાન ઉતારવાનો નિશ્ચય કર્યો. જે ધર્મમાં દૃઢ બને છે તેને કસોટી આવે છે પણ દૃઢ રહે છે તો કસોટીમાંથી પાર થઈ જવાય છે.

એક વખત સ્ટિવન કોઈ કાર્ય માટે એકલો બહાર જઈ રહ્યો હતો. માર્ગમાં ધર્મદ્રોહી દ્વેષી મિત્રોએ તેને ચારે તરફથી ઘેરી લીધો ને તેને મારવા માટે તૈયાર થયા. પણ સ્ટિવન ડર્યો નહિ. ત્યારે દ્વેષીઓ કહે છે સ્ટિવન! હવે તું શું કરીશ? ક્યાં જઈશ? તું કહે છે ને કે મેં કિલ્લો તૈયાર કર્યો છે તો તે તારો મજબૂત લોખંડી કિલ્લો ક્યાં છે? ત્યારે સ્ટિવને નિડરતાપૂર્વક શાંતિથી જવાબ આપ્યો કે ભાઈઓ! મારો કિલ્લો મારા હૃદયમાં છે. બહાર નથી. તેનું નામ છે ધર્મ પ્રત્યે અતૂટ શ્રધ્ધા. જ્યાં સુધી હું આત્મ શ્રધ્ધા રૂપી કિલ્લામાં રહેલો છું ત્યાં સુધી તમે મારું સ્હેજ પણ અનિષ્ટ કરવા શક્તિમાન નથી. કદાચ તમે મને મારી નાંખશો તો આ દેહને મારી શકશો પણ મારા આત્માને મારી શકવાના નથી. શરીરનું મરણ છે આત્માનું નહિ. શરીર તો વહેલું કે મોડું એક દિવસ છૂટવાનું છે. તો આજે છૂટી જશે તો શું વાંધો? આમ કહીને હસતા મુખે ઉભા રહ્યા. સ્ટિવનનો ઉત્તર સાંભળી ધર્મદ્રોહીઓ ઠંડાગાર બની ગયા. અને તેના ચરણુમાં પડી ગયા ને તે બધા ધર્મમાં શ્રધ્ધાવાન બન્યા.

દેવાનુપ્રિયો! ધર્મશ્રધ્ધાનું કેવું સુંદર ફળ મળ્યું? હું શરૂઆતમાં કહી ગઈ કે જેના અંતરમાં શ્રધ્ધાનો દિપક પ્રગટે છે તે જીવ–અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, બંધનિર્જરા અને મોક્ષનાં સ્વરૂપને સમજે છે. સમજીને પાપ, આશ્રવ, અને બંધનો ત્યાગ કરે છે. પણ જે જીવો અશ્રધ્ધાવાન છે તે જીવો આત્મા–પરમાત્મા, પુણ્ય–પાપ, બંધન અને મુક્તિ એટલે કે પરલોકના વિષયમાં સંશય કરે છે ને

વિચાર કરે છે કે વર્ષોથી ધર્મનું આચરણ કરું છું, છતાં મને કંઈ ફળ તો મળ્યું નહિ, મેં ધર્મક્રિયાઓમાં વ્યર્થ સમય ગુમાવ્યો. શ્રધ્ધામાં ડગમગ હોવાથી તે આવો વિચાર કરે છે.

नत्थि नूणं परेलोए, इड्ढी वावि तवस्सिणो ।
अदुवा वंचिओ मित्ति, इइ भिक्खू न चिंतए ॥

ભગવંત કહે છે કે મારો સાધક કદી એવો વિચાર ન કરે કે નિશ્ચયથી પરલોક તો છે જ નહિ. અને તપસ્વીને પણ કોઈ પ્રકારની ઋધ્ધિ પ્રાપ્ત થતી નથી. એટલે હું છેતરાઈ ગયો. આવો મનથી પણ વિચાર ન કરે. જે સાધક આવો વિચાર કરે છે તેનો આ લોક તો બગડે છે ને પરલોક પણ બગડે છે. ટૂંકમાં શ્રધ્ધાના અભાવમાં સાધક તેની સાધનામાં આગળ વધીને પ્રગતિ કરી શક્તો નથી. જ્યારે ધર્મ ઉપર દૃઢ શ્રધ્ધા રાખનાર સાધક પ્રગતિ સાધી શકે છે. અને તેને સંસારની કોઈ પણ શક્તિ હરાવી શકતી નથી.

દૃઢધર્મી અરહન્નક શ્રાવકની સામે કઈ શક્તિ ઉભી છે તે ખબર છે ને? આ દૈવિક શક્તિ છે. દેવની શક્તિ જેવી તેવી નથી. એક ભુજાબળથી દશ લાખ સુભટોને જીતનાર સૈનિક આપણી દૃષ્ટિએ ગમે તેટલો બળવાન હોય પણ દેવની શક્તિ આગળ તેની શક્તિ કંઈ વિસાતમાં નથી. હવે અરહન્નક શ્રાવકને એક–બે ને ત્રણ વખત કહ્યું કે તું તારા નિયમોનો ત્યાગ કર તો પણ અરહન્નકે ત્યાગ ન કર્યો એટલે દેવ તેના ઉપર ક્રોધે ભરાયો. તમે તમારા દીકરાને એમ કહો કે ભાઈ! આ કાર્ય તું ન કરીશ. એક, બે ને ત્રણ વખત કહો છતાં ન માને તો તમે કહો છો ને કે તને કેટલી વખત કહું? પછી ગુસ્સો આવે ને? તે રીતે આ દેવને પણ અરહન્નક ઉપર ગુસ્સો આવ્યો. ક્રોધથી ધમધમતો લાલપીળો થઈ ગયો અને તેણે વહાણને પોતાની મધ્યમા અને તર્જના બે આંગળીઓ વડે પકડી લીધું. "गिण्हित्ता सत्तट्ठतलाइं जाव अरहन्नगं एवं वयासी।" પકડીને તે વહાણને સાત આઠ તાલ, એટલે તાડનાં વૃક્ષો પ્રમાણ ઉંચે આકાશમાં લઈ ગયો. તાડનાં વૃક્ષો ઘણાં ઉંચા હોય છે. એક વૃક્ષ ઉપર બીજું વૃક્ષ એમ સાત–આઠ તાડનાં વૃક્ષો એકએકની ઉપર રાખવામાં આવે તો કેટલું ઉંચું થઈ જાય? તેટલે ઉંચે તે દેવ અરહન્નકનું વહાણ લઈ ગયો. ઉંચે લઈ જઈને અરહન્નકને આ પ્રમાણે કહ્યું–

"हं भो अरहन्नगा? अपत्थिय पत्थिया! णो खलु कप्पइ तव सीलव्वय तहवे धम्मज्झाणोवगए विहरइ।" હે અરહન્નક! અપ્રાર્થિત પ્રાર્થિત એટલે મરણનાં ઈચ્છુક! હું તમને શીલવ્રત વિગેરેથી વિચલિત કરું તે મને યોગ્ય ન ગણાય. તેથી તમે તમારી ઈચ્છાથી ત્યાગ કરો. નહિ તો તમારા વહાણને હું અહીંથી પટકીને

ડૂબાડી દઈશ. જેથી તમે અસમાધિને મેળવીને આર્તધ્યાનને વશ થશે. એટલે કે તમે દરિયામાં ફેંકાઈ જશે। તે। તમને અસમાધિ થશે, આર્તધ્યાન થશે ને ઝુરાપો કરશે। ને મરણ આવતાં પહેલાં અકાળે મરણ પામશે।. આ બધી વાતો અરહન્નકે સાંભળી. તે બહેરાં ન હતાં પણ દેવની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. અને મનમાં જ પહેલાંની માફક કહ્યું કે મને નિગ્રંથ પ્રવચનથી કોઈ દેવ ચલાયમાન કરી શકશે નહિ. આ પ્રમાણે વિચાર કરી નિશ્ચલ અને નિર્ભય બનીને મૌન પાળતાં ધર્મધ્યાનમાં તલ્લીન રહ્યા.

અરહન્નક શ્રાવકની આવી દઢ શ્રધ્ધા જોઈને દેવ પણ સ્વંભી ગયો. અહો ! શું આની શ્રધ્ધા છે. મેં આટલું તોફાન કર્યું, બિહામણું રૂપ લીધું, તેને મારી નાંખવાની ધમકી આપી અને છેવટે વહાણ આટલું ઉંચે લાવ્યો છતાં એની શ્રધ્ધાથી ડગતો નથી. કેવી એના ધર્મની શ્રધ્ધા છે ! એની જેમ વધુ કસોટી કરી તેમ તેની શ્રધ્ધાનો પ્રકાશ વધતો ગયો. હવે કસોટીની હદ આવી ગઈ. માનવમાત્રને મરણનાં ડરથી બીજો કોઈ અધિક ડર નથી. આ અરહન્નક તો મરણથી પણ ડરતો નથી. આમ. વિચાર કરીને પિશાચ રૂપધારી દેવ અરહન્નક શ્રાવકને નિગ્રંથ પ્રવચનથી ક્ષુભિત કરવામાં, વિચલિત કરવામાં, અને વિપરિણમિત કરવામાં શક્તિમાન થયો નહિ ત્યારે શ્રાંત એટલે થાકેલાં અને ભગ્ન એટલે ભાંગેલા મનથી ખિન્ન બનીને ઉપસર્ગ કરવા રૂપ પોતાના કર્મથી પ્રતિનિવૃત્ત થઈ ગયો. એટલે તે થાકયો. અરહન્નકની દઢ શ્રધ્ધા આગળ દેવનાં પરિણામ બદલાયાં. અરહન્નક શ્રાવક ધ્યાનમાં મસ્ત છે. હવે દેવ શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :– માતાને આપેલો જવાબ :–** પ્રધુમ્નકુમારે કનકમાલાને ખૂબ કડક શબ્દો કહ્યાં છતાં તે માની નહિ અને કહ્યું–મેં તને જન્મ આપ્યો નથી. હું તારી માતા નથી. ત્યારે પ્રધુમ્નકુમારે કહ્યું–ભલે, તેં મને જન્મ દીધો ન હોય પણ તું મારી પાલક માતા તો છું ને ? અત્યાર સુધી તું મને દીકરા ! દીકરા ! કરતી હતી ને હું માતા....માતા કરીને તારા ખોળા ખૂંદતો હતો. હવે તારી મતિ કેમ ફરી ગઈ ? ત્યારે કનકમાલા કહે છે પોતાના બગીચામાં વૃક્ષ ઉગ્યું હોય તો તેનાં મીઠાં ફળ શું માણસ ન ખાય ? તેમ તું આવો રત્ન કુળમાં પાકયો હોય તો તેની સાથે સુખ ભોગવવામાં શું દોષ ? આ બધા વેદિયાવેડા છોડીને મારી ઇચ્છા પૂરી કરો. ત્યારે પ્રધુમ્નકુમાર વિચારમાં પડયો કે ઘોડો લગામથી વશ થાય છે. હાથી અંકુશથી વશ થાય છે પણ આ સ્ત્રી કોઈ રીતે વશ થતી નથી. એને ગમે તેવાં કડક વચન કહ્યાં છતાં તે સમજતી નથી, અને સમજે તેમ લાગતું પણ નથી. માટે હવે અહીં રોકાવામાં સાર નથી. છતાં છેલ્લે કહ્યું કે હે માતા ! આવું લોક વિરૂધ્ધ

અને ધર્મ વિરૂદ્ધ આચરણ કરવાથી કુળ કલંકિત બને છે. આ લોકમાં નિંદા થાય છે, ને પરલોકમાં દુર્ગતિ થાય છે. માટે આપ શુભ ધ્યાન ધરીને આપના ચિત્તને પવિત્ર બનાવો.

**બાર બાર સમઝાઈ માતકો, વિચાર નહિ પલ્ટાયા,**
**આયા ઉઠ તબ મદન વિપિનમેં, બૈઠા તરૂવરકી છાયા હો-શ્રોતા.**

પ્રદ્યુમ્નકુમારે કનકમાલાને ખૂબ સમજાવી તો પણ માની નહિ એટલે તેની પાસેથી ઉઠીને ચાલ્યો ગયો. માતાના આવા ખરાબ વર્તનથી તેને ખૂબ દુઃખ થયું હતું એટલે મનને શાંત પાડવા ગામ બહાર જંગલમાં જઈને એક ઝાડ નીચે ઉદાસ બનીને લમણે હાથ દઈને બેઠો હતો. તે વખતે એક મુનિરાજ વિચરતાં વિચરતાં ત્યાં આવ્યા. આવા જંગલમાં પવિત્ર મુનિને જોઈને તેને ખૂબ આનંદ થયો. તરત ઊભા થઈને તેણે મુનિને વંદન કર્યા. વંદન કરીને કહ્યું-ગુરૂદેવ ! આવા જંગલમાં દુઃખના સમયે મને આપનાં દર્શન થયાં માટે હું પુણ્યશાળી છું. ગુરૂદેવ ! કૃપા કરીને મારા એક પ્રશ્નનો જવાબ આપો. ને મારા સંશયનું નિવારણ કરો. મુનિ અવધિજ્ઞાની હતા. તેમણે કહ્યું-ભાઈ ! તમને જે સંશય હોય તે ખુશીથી પૂછો. પ્રદ્યુમ્નકુમારે કહ્યું-ગુરૂદેવ ! શું વાત કરું. એ પ્રશ્ન પૂછતાં પણ મને લાજ આવે છે. છતાં લાજ શરમ છોડીને હું આપને પૂછું છું. માતા કે કયોં ઈચ્છા ઉપજી, સુત સંગ કામ વિકાર કૌન કર્મકા યહ ફલ હોગા, કહો કરૂણા ભંડાર હો....

હે ગુરૂદેવ ! મારી માતાને મને જોઈને વિકાર થયો. તેની દૃષ્ટિ બગડી. પુત્રની સાથે કદી આવો વિકલ્પ માતાને ન આવે ને મને જોઈને મારી માતાની આવી કુબુદ્ધિ થઈ તેનું કારણ શું ? એ મારાં ક્યા કર્મનું ફળ છે ? તે આપ કરૂણા કરીને મને કહો.

**કનકમાલા અને પ્રદ્યુમ્નકુમારનો પૂર્વભવ :-** મુનિએ કહ્યું-હે વત્સ ! પૂર્વના સબંધ વિનાં કોઈના પ્રત્યે રાગ-દ્વેષ ઉત્પન્ન થતાં નથી. પૂર્વભવમાં તે કોણ હતી તે સાંભળ. તું આજથી પૂર્વે ત્રીજા ભવમાં અયોધ્યા નગરીમાં મધુ નામનો રાજા હતો. ને કૈટભ તારો નાનો ભાઈ હતો. તમે હેમરથ રાજાની પ્રાણપ્રિયા ઈન્દુપ્રભા રાણીને બળાત્કારે કપટપૂર્વક પોતાને ત્યાં રાખી લીધી. અને તેની સાથે ઘણાં દિવસો સંસારિક સુખ ભોગવ્યું. એક દિવસ કોઈ પરસ્ત્રી સાથે રમણતા કરનારા પુરૂષને તમે ફાંસીએ ચઢાવવાની શિક્ષા ફરમાવી. ઈન્દુપ્રભાએ આ વાત જાણી ત્યારે તમને કહ્યું-નાથ ! તમે એ પુરૂષને પરસ્ત્રી સાથે ભોગ ભોગવવાથી ગુન્હેગાર ગણીને ફાંસીએ ચઢાવવાની શિક્ષા કરી તો મારી સાથે આપે કયાં લગ્ન કર્યાં હતા ? આપ પણ પરસ્ત્રી સાથે જ રમણતા કરો છો ને ? ઈન્દુપ્રભાનાં આવા શબ્દોથી

તમારો આત્મા જાગૃત બન્યો. વૈરાગ્ય પામીને તમે દીક્ષા લીધી. તમારા નાનાભાઈ કૈટભકુમારે પણ તમારી સાથે દીક્ષા લીધી. ત્યારે ઈન્દુપ્રભાને પણ મનમાં થયું કે હવે મારે એકલા શા માટે સંસારમાં રહેવું જોઈએ! હું પણ દીક્ષા લઉં. એટલે તેણે પણ દીક્ષા લીધી ને સુંદર ચારિત્ર પાળી આયુષ્ય પૂર્ણ કરીને તમે ત્રણે દેવલોકમાં ગયા. ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરીને ત્યાંથી ચવીને ઈન્દુપ્રભા વિદ્યાધર કુળમાં જન્મ પામીને કાલસંવર રાજાની પત્ની કનકમાલા બની અને તમે દ્વારકા નગરીમાં ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવની પટ્ટરાણી રૂક્ષ્મણીની કુંખે જન્મ લીધો. અને હેમરથ રાજા પત્નીના વિયોગથી આર્તધ્યાનમાં મરીને અસુર દેવ થયો. પૂર્વભવનાં વૈરના કારણે આપનો જન્મ થયાં પછી છ દિવસે માતાની ગોદમાંથી ઉઠાવીને પર્વત ઉપર તમને મારી નાંખવા માટે તમારા ઉપર શીલા મૂકીને ચાલ્યો ગયો. ત્યાંથી તમને લાવીને કનકમાલાએ ઉછેર્યા ને તમે મોટા થયાં.

મધુરાજાના ભવમાં તમે તેની સાથે ખૂબ સુખ ભોગવ્યું. તેના કારણે તમે આ ભવમાં યુવાન થતાં તમને જોઈને તેની આવી ભાવના જાગૃત થઈ છે. હવે તેની ઈચ્છા તમને બે વિદ્યા આપવાની છે. માટે તમે યુક્તિપૂર્વક બે વિદ્યાઓ તેની પાસેથી લેજો. પૂર્વભવની વાત સાંભળીને પ્રદ્યુમ્નકુમારને કર્મના સ્વરૂપનું ભાન થયું. પછી તે ફરીને પૂછે છે હે ભગવંત! હે ભવસિંધુ તારક! હું ફરીને એક પ્રશ્ન પૂછું છું કે મારો જન્મ થયા પછી છ દિવસમાં માતાની સાથે મારો વિયોગ શા માટે થયો? તે શું મારા દોષના કારણે કે મારી માતાના દોષને કારણે? ત્યારે મુનિએ કહ્યું-હે પ્રદ્યુમ્નકુમાર! એમાં તારી માતાના પૂર્વભવના કર્મનું કારણ છે. તો એ મારી માતાના ક્યાં કર્મનો ઉદય છે તે કૃપા કરીને મને સમજાવો.

**રૂક્ષ્મણીનો પૂર્વભવ** :- મુનિએ કહ્યું-હે પ્રદ્યુમ્નકુમાર! સાંભળ. આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં મગધ દેશમાં લક્ષ્મીપુર નામનું એક નગર છે. જેમાં બ્રહ્મા-વિષ્ણુ અને મહેશનું ધ્યાન ધરનાર સોમશર્મા નામનો બ્રાહ્મણ હતો. તેને કમલા નામની પતિવ્રતા સ્ત્રી હતી. અને તેને લક્ષ્મીવતી નામની એક પુત્રી હતી. તે દેખાવમાં અત્યંત સુંદર હતી. બ્રાહ્મણને ઘેર સંપત્તિનો પાર ન હતો. આ લક્ષ્મીવતી મોટી થતાં તેના લગ્ન કર્યા.

એક દિવસ લક્ષ્મીવતી તેના પતિ સાથે જંગલમાં ફરવા માટે ગઈ, ત્યાં એક વૃક્ષ નીચે મોરલીએ ઈંડા મૂકેલાં હતાં. ફરતાં ફરતાં લક્ષ્મીવતીની નજર ઈંડા ઉપર પડી. કેવા સુંદર ઈંડા છે! તે જોવા માટે કુતુહલથી તેણે ઈંડા હાથમાં લીધા. તેના હાથે તાજી મેંદી હોવાથી ઈંડા કંકુ જેવા લાલ બની ગયા. લક્ષ્મીવતીએ ઈંડા જોઈને હતાં ત્યાં મૂકી દીધા. સમય થતાં મોરલી આવી તો તેણે મેંદીના રંગથી લાલ બનેલાં

પોતાના ઈંડાને ઓળખ્યાં નહિ. એટલે તે કલ્પાંત કરવા લાગી. સોળ ઘડી સુધી ઈંડાને ઓળખ્યાં નહિ. તેથી સેવન કર્યું નહિ. ત્યાં તારી માતા કઠોર કર્મ બાંધ્યું. હવે મોરલી ઈંડાને કેવી રીતે ઓળખશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં. ૮૨

**આસો સુદ ૫ ને મંગળવાર** **તા. ૨૮-૯-૭૬**

સત્યના શોધક, ભવોભવના ભેદક, પરમ પંથના પથિક, મોક્ષ મંઝીલના પ્રવાસી અનંતકરૂણાના સાગર એવા ભગવાને જગતના જીવોને સાચો રાહ બતાવવા માટે સિધ્ધાંતની પ્રરૂપણા કરી. શાસ્ત્રનું વાંચન, મનન અને શ્રવણ કરવાથી જીવ કલ્યાણકારી માર્ગને જાણી શકે છે. આપને ખબર છે ને કે કોઈ પણ માર્ગને જાણવા માટે કેટલો પુરૂષાર્થ કરવો પડે છે! બાળક પાંચ-છ વર્ષનો થાય ત્યારથી યુવાન થાય ત્યાં સુધી સ્કૂલ અને કોલેજોમાં ભણે છે. એટલેથી પતી જતું નથી પણ આગળ ધન કેવી રીતે કમાવાય તે માર્ગને પણ જાણે છે. તે ધન તો ફક્ત તમને આ જીવનમાં કામ આવશે. અરે, આ જીવનમાં પણ જો પાપનો ઉદય થાય તો જીવન ચાલુ હોવા છતાં ધન ચાલ્યું જાય છે. આજનો માનવ રૂપિયા, પૈસા, સોનું, હીરા, મોતી આદિને ધન માને છે પણ ધર્મ રૂપી ધનને માનતા નથી. તેનું કારણ એક છે કે ધનને તથા ધનથી જીવનમાં થતાં લાભને જોઈ શકો છો. અનુભવી શકો છો અને ધર્મ પ્રત્યક્ષ દેખાતો નથી. તથા ધર્મથી થતા લાભને જોઈ શકતા નથી તેથી જીવને ધર્મરૂપી ધનની કદર નથી. પરંતુ જ્ઞાની કહે છે કે ધન કમાવાનો માર્ગ જાણવો એટલો જરૂરી નથી તેટલો ધર્મરૂપી ધન કમાવાનો માર્ગ જાણવો જરૂરી છે, તેથી ભગવાને વીતરાગ વાણીનું શ્રવણ કરવાનું કહ્યું છે. શાસ્ત્રનું શ્રવણ કરવાથી આત્મા ધર્મ અને ધન એ બંને વચ્ચેનું અંતર સમજી શકે છે. ત્યારે તેને સમજાય છે કે ધન કમાવાનો માર્ગ એ પાપનો માર્ગ છે. તેથી પાપકારી માર્ગથી બચવા કલ્યાણકારી ધર્મના માર્ગ ઉપર ચાલે છે. આ માર્ગ પર ચાલવાથી જીવ મોક્ષ મંઝીલે પહોંચી જાય છે.

આજે જગતના દરેક જીવો મોક્ષની ઈચ્છા રાખે છે. નરક ગતિનું નામ સાંભળતાં તેના પ્રત્યે નફરત છૂટે છે. અને મોક્ષ માર્ગ માટે જિજ્ઞાસુ રહે છે. પરંતુ હું તમને પૂછું છું કે નરકના નામ પ્રત્યે નફરત કરવાથી નરકમાં જતાં બચી શકાશે? અથવા માત્ર મોક્ષની ઈચ્છા કરવાથી શું મોક્ષમાં પહોંચી શકશો? 'ના'. મોક્ષ મેળવવા માટે શું કરવું પડશે? આ સંસારરૂપી રણભૂમિ ઉપર પોતાની સેનાનો

સાથ લઈને કર્મોરૂપી શત્રુની સાથે ભયંકર જંગ ખેલવો પડશે. કર્મશત્રુઓ ઉપર વિજય મેળવવાથી મોક્ષરૂપી કિલ્લો સર કરી શકાય છે. બાહ્ય શત્રુઓ ઉપર વિજય મેળવવા માટે રાજા, મંત્રી, હાથી, ઘોડા, રથ, સૈન્ય તથા રણભેરી આદિ બધાની જરૂર પડે છે. તેમ કર્મરાજા સામે યુધ્ધ ખેલવા માટે પણ આ બધાની જરૂર પડે છે. તે રાજા, મંત્રી, સૈન્ય વિગેરે કોણ કોણ છે? તે આપને ખબર છે? આપને ખબર નહીં હોય. લો, હું આપને કહી દઉં.

**જીવ રૂપ રાજા સમકિત પ્રધાન જા કે, જ્ઞાનકો ભંડાર, શીલરૂપ રથ સાર કે...**

આત્મા એક મહાન ગુણવાન, શક્તિસંપન્ન પ્રતાપી રાજા છે. તેને સમ્યકૃત્વ રૂપી પ્રધાન છે. બંધુઓ! આપને આ વાત સમજાય છે ને? આપ યાદ રાખજો. જે રાજાને પ્રમાણિક, બુધ્ધિશાળી અને નીતિસંપન્ન મંત્રી હોય તે રાજાને રાજ્યના કામકાજમાં સાચી સલાહ આપીને રાજ્યને સુરક્ષિત રાખવામાં સહાયક બને છે. તે રાજ્ય પણ સારી રીતે ચાલે છે ને પ્રજા પણ આનંદપૂર્વક સુખથી રહે છે. પણ જો મંત્રી મૂર્ખ અથવા દુષ્ટ હોય તો રાજાને ખોટી સલાહ આપે છે ને રાજાને ખોટા રસ્તે લઈ જાય છે. પરિણામે તે રાજ્ય દુશ્મનના હાથમાં ચાલ્યું જાય છે. અને રાજાનું જીવન જોખમમાં મૂકાઈ જાય છે. આ ન્યાય આત્મા સાથે ઘટાવવો છે. આત્મા રાજા છે ને સમ્યકૃત્વ રૂપી તેનો મંત્રી છે. સમ્યકૃત્વ રૂપ મંત્રી આત્માને સંસાર સંગ્રામમાં વિજયી બનાવીને મોક્ષ રૂપી કિલ્લો પ્રાપ્ત કરાવે છે. કારણ કે જેના જીવનમાં સમ્યકૃત્વ આવ્યું તે વહેલો મોડો પણ અવશ્ય મોક્ષે જવાનો છે. સમ્યકૃત્વની એ તાકાત છે કે તે આત્માને મોક્ષ અપાવે છૂટકો કરે છે. પરંતુ જો મિથ્યાત્વ રૂપી દુષ્ટ અને કપટી મંત્રી હોય તો તે આત્માને શક્તિહીન બનાવીને કર્મરૂપી શત્રુઓ સામે પરાજય અપાવે છે. તેના પરિણામમાં મોક્ષ તો દૂર રહ્યું પણ આત્માને સંસારમાં ભમવું પડે છે ને ઘણાં કાળ સુધી નરક–તિર્યંચ આદિ ગતિના દુઃખો સહન કરવા પડે છે. તેથી મિથ્યાત્વરૂપી મંત્રી આત્માને દુઃખનું કારણ બને છે. તે જીવને કુપથગામી બનાવે છે. પરંતુ જો સમ્યકૃત્વરૂપી મંત્રી જાય તો તે કુમાર્ગને છોડીને સાચા રાહે આવી જાય છે. અને તેની સલાહથી કર્મરૂપી શત્રુઓને પરાજિત કરી શકે છે. હવે આપને સમજાઈ ગયું ને કે રાજા કોણ અને મંત્રી કોણ? હવે આ રાજાનો ખજાનો કયો? તે વાત વિચારીએ.

રાજ્યનો ખજાનો ધન, હીરા, માણેક, મોતી, સોનાથી ભરપુર હોય છે. કારણ કે રાજાની પાસે આ ખજાનો ન હોય તો રાજ્ય કેવી રીતે ચાલી શકે? ધનના અભાવમાં ન તો શસ્ત્ર સરંજામ મળે કે ન તો લશ્કર ભેગું થઈ શકે. આ રાજાનો ખજાનો છે તેમ જીવ રૂપી રાજા પણ પાસે અક્ષય ભંડાર રાખે છે. તે ભંડાર કયો? આપને

પોતાના ઈંડાને ઓળખ્યાં નહિ. એટલે તે કલ્પાંત કરવા લાગી. સોળ ઘડી સુધી ઈંડાને ઓળખ્યાં નહિ. તેથી સેવન કર્યું નહિ. ત્યાં તારી માતા કઠોર કર્મ બાંધ્યું. હવે મોરલી ઈંડાને કેવી રીતે ઓળખશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

★

## વ્યાખ્યાન નં. ૮૨

**આસો સુદ ૫ ને મંગળવાર** તા. ૨૮-૯-૭૬

સત્યના શોધક, ભવોભવના ભેદક, પરમ પંથના પથિક, મોક્ષ મંઝીલના પ્રવાસી અનંતકરૂણાના સાગર એવા ભગવાને જગતના જીવોને સાચો રાહ બતાવવા માટે સિધ્ધાંતની પ્રરૂપણા કરી. શાસ્ત્રનું વાંચન, મનન અને શ્રવણ કરવાથી જીવ કલ્યાણકારી માર્ગને જાણી શકે છે. આપને ખબર છે ને કે કોઈ પણ માર્ગને જાણવા માટે કેટલો પુરૂષાર્થ કરવો પડે છે! બાળક પાંચ-છ વર્ષનો થાય ત્યારથી યુવાન થાય ત્યાં સુધી સ્કૂલ અને કોલેજોમાં ભણે છે. એટલેથી પતી જતું નથી પણ આગળ ધન કેવી રીતે કમાવાય તે માર્ગને પણ જાણે છે. તે ધન તો ફક્ત તમને આ જીવનમાં કામ આવશે. અરે, આ જીવનમાં પણ જો પાપનો ઉદય થાય તો જીવન ચાલુ હોવા છતાં ધન ચાલ્યું જાય છે. આજનો માનવ રૂપિયા, પૈસા, સોનું, હીરા, મોતી આદિને ધન માને છે પણ ધર્મ રૂપી ધનને માનતા નથી. તેનું કારણ એક છે કે ધનને તથા ધનથી જીવનમાં થતાં લાભને જોઈ શકો છો. અનુભવી શકો છો અને ધર્મ પ્રત્યક્ષ દેખાતો નથી. તથા ધર્મથી થતા લાભને જોઈ શકતા નથી તેથી જીવને ધર્મરૂપી ધનની કદર નથી. પરંતુ જ્ઞાની કહે છે કે ધન કમાવાનો માર્ગ જાણવો જેટલો જરૂરી નથી તેટલો ધર્મરૂપી ધન કમાવાનો માર્ગ જાણવો જરૂરી છે, તેથી ભગવાને વીતરાગ વાણીનું શ્રવણ કરવાનું કહ્યું છે. શાસ્ત્રનું શ્રવણ કરવાથી આત્મા ધર્મ અને ધન એ બંને વચ્ચેનું અંતર સમજી શકે છે. ત્યારે તેને સમજાય છે કે ધન કમાવાનો માર્ગ એ પાપનો માર્ગ છે. તેથી પાપકારી માર્ગથી બચવા કલ્યાણકારી ધર્મના માર્ગ ઉપર ચાલે છે. આ માર્ગ પર ચાલવાથી જીવ મોક્ષ મંઝીલે પહોંચી જાય છે.

આજે જગતના દરેક જીવો મોક્ષની ઈચ્છા રાખે છે. નરક ગતિનું નામ સાંભળતાં તેના પ્રત્યે નફરત છૂટે છે. અને મોક્ષ માર્ગ માટે જિજ્ઞાસુ રહે છે. પરંતુ હું તમને પૂછું છું કે નરકના નામ પ્રત્યે નફરત કરવાથી નરકમાં જતાં બચી શકાશે? અથવા માત્ર મોક્ષની ઈચ્છા કરવાથી શું મોક્ષમાં પહોંચી શકશો? 'ના'. મોક્ષ મેળવવા માટે શું કરવું પડશે? આ સંસારરૂપી રણભૂમિ ઉપર પોતાની સેનાનો

સાથ લઈને કર્મોરૂપી શત્રુની સાથે ભયંકર જંગ ખેલવો પડશે. કર્મશત્રુઓ ઉપર વિજય મેળવવાથી મોક્ષરૂપી કિલ્લો સર કરી શકાય છે. બાહ્ય શત્રુઓ ઉપર વિજય મેળવવા માટે રાજા, મંત્રી, હાથી, ઘોડા, રથ, સૈન્ય તથા રણભેરી આદિ બધાની જરૂર પડે છે. તેમ કર્મરાજા સામે યુધ્ધ ખેલવા માટે પણ આ બધાની જરૂર પડે છે. તે રાજા, મંત્રી, સૈન્ય વિગેરે કોણ કોણ છે? તે આપને ખબર છે? આપને ખબર નહીં હોય. લો, હું આપને કહી દઉં.

**જીવ રૂપ રાજા સમકિત પ્રધાન જા કે, જ્ઞાનકો ભંડાર, શીલરૂપ રથ સાર કે...**

આત્મા એક મહાન ગુણવાન, શક્તિસંપન્ન પ્રતાપી રાજા છે. તેને સમ્યકૃત્વ રૂપી પ્રધાન છે. બંધુઓ! આપને આ વાત સમજાય છે ને? આપ યાદ રાખજો. જે રાજાને પ્રમાણિક, બુધ્ધિશાળી અને નીતિસંપન્ન મંત્રી હોય તે રાજાને રાજ્યના કામકાજમાં સાચી સલાહ આપીને રાજ્યને સુરક્ષિત રાખવામાં સહાયક બને છે. તે રાજ્ય પણ સારી રીતે ચાલે છે ને પ્રજા પણ આનંદપૂર્વક સુખથી રહે છે. પણ જો મંત્રી મૂર્ખ અથવા દુષ્ટ હોય તો રાજાને ખોટી સલાહ આપે છે ને રાજાને ખોટા રસ્તે લઈ જાય છે. પરિણામે તે રાજ્ય દુશ્મનના હાથમાં ચાલ્યું જાય છે. અને રાજાનું જીવન જોખમમાં મૂકાઈ જાય છે. આ ન્યાય આત્મા સાથે ઘટાવવો છે. આત્મા રાજા છે ને સમ્યકૃત્વ રૂપી તેનો મંત્રી છે. સમ્યકૃત્વ રૂપ મંત્રી આત્માને સંસાર સંગ્રામમાં વિજયી બનાવીને મોક્ષ રૂપી કિલ્લો પ્રાપ્ત કરાવે છે. કારણ કે જેના જીવનમાં સમ્યકૃત્વ આવ્યું તે વહેલો મોડો પણ અવશ્ય મોક્ષે જવાનો છે. સમ્યકૃત્વની એ તાકાત છે કે તે આત્માને મોક્ષ અપાવે છૂટકો કરે છે. પરંતુ જો મિથ્યાત્વ રૂપી દુષ્ટ અને કપટી મંત્રી હોય તો તે આત્માને શક્તિહીન બનાવીને કર્મરૂપી શત્રુઓ સામે પરાજય અપાવે છે. તેના પરિણામમાં મોક્ષ તો દૂર રહ્યું પણ આત્માને સંસારમાં ભમવું પડે છે ને ઘણાં કાળ સુધી નરક-તિર્યંચ આદિ ગતિના દુઃખો સહન કરવા પડે છે. તેથી મિથ્યાત્વરૂપી મંત્રી આત્માને દુઃખનું કારણ બને છે. તે જીવને કુપથગામી બનાવે છે. પરંતુ જો સમ્યકૃત્વરૂપી મંત્રી જાય તો તે કુમાર્ગને છોડીને સાચા રાહે આવી જાય છે. અને તેની સલાહથી કર્મરૂપી શત્રુઓને પરાજિત કરી શકે છે. હવે આપને સમજાઈ ગયું ને કે રાજા કોણ અને મંત્રી કોણ? હવે આ રાજાનો ખજાનો કયો? તે વાત વિચારીએ.

રાજ્યનો ખજાનો ધન, હીરા, માણેક, મોતી, સોનાથી ભરપુર હોય છે. કારણ કે રાજાની પાસે આ ખજાનો ન હોય તો રાજ્ય કેવી રીતે ચાલી શકે? ધનના અભાવમાં ન તો શસ્ત્ર સરંજામ મળે કે ન તો લશ્કર ભેગું થઈ શકે. આ રાજાનો ખજાનો છે તેમ જીવ રૂપી રાજા પણ પાસે અક્ષય ભંડાર રાખે છે. તે ભંડાર કયો? આપને

ખબર છે ? હું આપને કહું. જ્ઞાનરૂપી ભંડાર અક્ષય છે. રાજાના ભંડારને ચોરાવાનો, લૂંટાવાનો ને નાશ થવાનો ભય છે. જ્યારે આ ભંડારને કોઈ જાતનો ભય નથી હોતો. કોઈ માણસ પાસે પાપના ઉદયથી ધન ન હોય તેથી તે પોતાને ગરીબ માને છે. પરંતુ જ્ઞાની કહે છે કે જેની પાસે સમ્યક્‌જ્ઞાન રૂપી ધન નથી તે ગરીબ છે. જેની પાસે ભૌતિક ધન નથી પણ જ્ઞાનરૂપી ધન છે તે સંસારના વિષમ માર્ગ ઉપર પણ બેફીકર થઈને નિશ્ચિતતાથી ચાલતો મોક્ષના દરવાજા સુધી પહોંચી શકે છે. જ્ઞાન એ આત્માની અખૂટ, અક્ષય સંપત્તિ છે.

જ્ઞાની પુરૂષોએ સંપત્તિના બે પ્રકાર બતાવ્યા. એક બાહ્ય સંપતિ અને બીજી આધ્યાત્મિક સંપત્તિ. બાહ્યસંપત્તિ આંખ સામે પ્રત્યક્ષ દેખાય છે. ધન, માલ-મિલ્કત બધું બાહ્યસંપત્તિ છે જ્યારે જ્ઞાન, આત્મશ્રધ્ધા, ક્ષમા, વિનય, સંતોષ આ બધી આધ્યાત્મિક સંપત્તિ છે. બાહ્યસંપત્તિ કોઈ લૂંટી શકે પણ આધ્યાત્મિક સંપત્તિને માનવ તો શું અરે દેવમાં પણ તાકાત નથી કે તે લૂંટી શકે. જેને આ સંપત્તિની ઓળખાણ નથી તે બહાર ફરે છે.

એક સુખી શ્રીમંત શેઠ હતા. તેમણે અન્યાય, અનીતિ, દગાપ્રપંચ તેમજ વિશ્વાસઘાત આદિ અનેક પાપ કરીને ઘણું ધન ભેગું કર્યું. તે શેઠ પૈસા પાછળ પાગલ હતા. પૈસો એ તેનું સર્વસ્વ સમજતા હતા કારણ કે તેમના જીવનમાં ઘણો લોભ હતો. તેથી જીવનમાં ગમે તેવા પાપ કરીને પણ ધન ભેગું કરવામાં આનંદ માનતો. ને ખૂબ હરખાતો કે મારી પાસે કેટલી બધી સંપત્તિ, વૈભવો અને સુખ છે ! તેને ધન નજર સમક્ષ દેખાતું પણ ધન મેળવવા માટે મેં કેટલું પાપ કર્યું તે દેખાતું નહોતું. પરંતુ જ્ઞાની કહે છે કે રૂએ લપેટેલી આગ છૂપી રહે તો પાપ છૂપા રહે શેઠના પુણ્યનો ઉદય હતો ત્યાં સુધી તો પાપ કરીને ધન ભેગું કર્યે રાખ્યું. આ ધનને મેળવવા, સાચવવામાં ક્યારે પણ ધર્મરૂપી ધન તો યાદ કર્યું નહિ.

સમય જતાં શેઠનાં પુણ્યનો સીતારો અસ્ત થવા લાગ્યો. તેથી કોઈ માણસે રાજાને ખબર આપી કે આ શેઠે અન્યાય, અનીતિ, અને વિશ્વાસઘાત કરીને લાખો રૂપિયા ભેગા કર્યા છે તે દગા-પ્રપંચ કરવામાં શૂરવીર ને ધીર છે. રાજાને આ વાત સાંભળી ખૂબ ગુસ્સો આવ્યો. કારણ કે રાજા પોતે ખૂબ પ્રમાણિક અને ન્યાયસંપન્ન હતા. રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો કે તમે તે શેઠની તમામ મિલ્કત જપ્ત કરી લો. અને તે બધું ધન દીન-દુઃખી, નિરાધાર, અપંગ, અનાથોને વહેંચી દો. સરકારનો આ કાયદો બહાર પડયો. તે સંદેશો શેઠને પહોંચ્યો. જેને મન ધન એ પ્રાણ અને સર્વસ્વ છે. એવા શેઠને આ સમાચાર તો પ્રાણ લે તેવાં આઘાતજનક બન્યા ને માથું પછાડવા લાગ્યા. તે એકદમ ગભરાઈ ગયા. લોકોને ભરમાવી દગા

કરીને છેતર્યા ત્યાં ચાલ્યું પણ સરકારના કાયદા આગળ કેવી રીતે ચાલે? તે તો દુકાનેથી ગભરાતાં ઘેર આવ્યા ને ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યા.

શેઠાણી પૂછે છે આજે આપ આટલું બધું કેમ રડો છો? ને ગભરાયેલા કેમ દેખાવ છો? શેઠ કહે રાજાનો હુકમ થયો છે કે શેઠની બધી મિલ્કત જપ્ત કરી લો ને તે પછી ગરીબોને વહેંચી દો. હવે આપણું શું થશે? શેઠાણી આ સાંભળીને હસી પડયા ને કહેવા લાગ્યા– એના જેવો આનંદ બીજો કયો હોય? રાજાએ ધન જપ્ત કરવાનો હુકમ કર્યો છે. તેથી શું આપણે ગરીબ થઈ ગયા? શેઠાણીના આ શબ્દો શેઠને કેવા લાગે? બળતી આગમાં ઘી નાંખે તેમ દુઃખમાં દુઃખનો વધારો થાય તેવા લાગે ને? તે કહે– અરે શેઠાણી! તમે એટલું પણ નથી સમજતા કે જ્યારે આપણી પાસે ધન નહિ રહે તો પછી આપણે શું ગરીબ નહિ કહેવાઈએ?

શેઠાણી ખૂબ શાંત હતાં. તે બાહ્ય સંપત્તિ કરતાં આત્મિક સંપત્તિનું મૂલ્ય સમજનારા હતા. તેનામાં આધ્યાત્મિકતાનું જ્ઞાન ઘણું હતું. તેથી તેણે કહ્યું– આપનું ધન રાજા જપ્ત કરીને ગરીબોને વહેંચી દેશે પણ તે શું આત્મિક સંપત્તિ લૂંટી શકવાના છે? તે સંપત્તિને કોઈ લૂંટી શકે તેમ નથી. ધન બહારથી આવ્યું છે ને બહાર જવાનું છે. તેમાં અફસોસ કે દુઃખ શા માટે? સાચું સુખ અને શાંતિ આપનાર હોય તો આત્મિક સંપત્તિ છે. વળી રાજા શું તમારા શરીરને કે મનને જપ્ત કરી શકશે? અરે શેઠાણી! તમે તો કેવા પ્રશ્ન કરો છો? શું કોઈ શરીરને કે મનને જપ્ત કરી શકે ખરું? તો પછી આપને કઈ વાતની ચિંતા છે? રાજા ધન-દોલત લઈ જશે પણ તમારા હૃદયમાં સંતોષ રૂપી જે ધન રહેલું છે તેને કોણ લઈ શકે? અને જો તે ધન તમારી પાસે છે તો પછી આપ ગરીબ કેવી રીતે? સાચો ગરીબ તો તે છે કે જેના જીવનમાં સદ્દજ્ઞાન નથી, સંતોષ નથી. જેની પાસે સંતોષ રૂપી ધન છે તેની પાસે ત્યાગ, વૈરાગ્ય, ક્ષમા, ન્યાય, નીતિ, સહિષ્ણુતા આદિ અનેક ગુણો આવશે. તેથી હું તો સમજું છું કે આ બાહ્ય ધન જપ્ત થવાથી આપનું આત્મિક ધન વધી જશે.

શેઠાણીની આ વાત સાંભળી શેઠ ઠંડાગાર બની ગયા. તેમની આંખ ખુલી ગઈ. તેમને સમજાઇ ગયું કે બાહ્યસંપત્તિ મેળવવામાં પાપ અને છોડતી વખતે પણ જો આર્તધ્યાન કે રૌદ્રધ્યાન થાય તો પણ પાપ. છેવટે શેઠે સામેથી જઈને રાજાને કહ્યું. મારે ઘેર ધન ખૂબ છે. તેની મારે રક્ષા કરવી પડે. તેને સાચવવા માટે પણ કેટલી ઉપાધિ રાખવી પડે છે, માટે આપ લઈ જાવ. શેઠને સત્ય સમજાઈ ગયું તેથી હવે છોડતાં જરા પણ આર્ત કે રૌદ્રધ્યાન નથી થતું. પણ એમ માને છે કે

મારા માથેથી પાપનો બોજો ઉતરાવ્યો. શેઠની સાચી સંપત્તિનું ભાન થતાં બાહ્ય સંપત્તિનો મોહ ઉતરી ગયો.

આપણે અધિકાર ચાલે છે તે અરહન્નક શ્રાવકની દેવે કપરામાં કપરી કસોટી કરી. પણ જેને સમજાઈ ગયું હતું કે મારી આત્મિક સંપત્તિ તો કયારે પણ લૂંટાવાની કે નાશ થવાની નથી. તેથી શીલ આદિ બાર વ્રતોથી અને વીતરાગના માર્ગથી જરા પણ ચલિત ન થયા. ત્યારે દેવ થાક્યો. તેનું મન ભાંગી ગયું. આની સામે બાથ બીડી પણ હું હારી ગયો. ક્યાં દેવ અને ક્યાં મનુષ્ય ! શું મનુષ્ય મને હરાવે ? કોઈ નબળો જબરાને હરાવે તો જબરાનું નાક જાય, તેમ અહીં માનવી પાસે ઘણી શક્તિવાળો દેવ હારી ગયો તેથી નાક જવા જેવું થયું ને ? છેવટે દેવે ઉપસર્ગ આપવાના બંધ કર્યા. અને ધીમે ધીમે આકાશમાંથી ઉતરીને તેણે વહાણને પાણીમાં તરતું મૂકી દીધું. હવે દેવ તેના પર પ્રસન્ન થયો. તે મનમાં વિચારવા લાગ્યો કે અહો ! આવા ધર્મીષ્ઠ, દૃઢધર્મી, પ્રિયધર્મી એવા શ્રાવકને મેં આટલું દુઃખ આપ્યું ? મેં તેની ઘોર અશાતના કરી છે. હવે વહાણને પાણી ઉપર મૂકી દીધા પછી શું કર્યું ?

"ठावित्ता तं दिव्वं पिसाय रूवं पडिसाहरइ।" મૂકીને તેણે પોતાનું દિવ્ય પિશાચ રૂપ અન્તર્હિત કરી લીધું એટલે તે રૂપ બદલીને પોતાના સાચા દિવ્યરૂપને ફરી ધારણ કરી લીધું. દેવનું રૂપ તથા સૌંદર્ય અથાગ હોય છે. તેમની શક્તિપણ ઘણી હોય છે. મૂળ રૂપ લઈને દિવ્ય રૂપમાં પહેરેલાં તેનાં વસ્ત્રો નાની નાની ઘૂઘરીના ઝૂમખે ઝૂમખેથી જડેલા એવા સુંદર હતા. તે હાલે ચાલે એટલે ઘૂઘરીઓ ખખડે. દેવનાં વસ્ત્રો કિંમતી, મૂલાયમ અને ખૂબ સુંદર હોય છે. પછી દેવે આકાશમાં સ્થિર રહીને તે શ્રમણોપાસક અરહન્નકને આ પ્રમાણે કહ્યું.

हं भो अरहन्नगा ! धन्नोऽसि णं तुमं देवाणुप्पिया ! जाव जीविपफले जस्स णं तव निग्गंथे पावयणे इमेयारुवे पडिवत्ती लद्धापत्ता अभिसमन्नगया॥

(દેવ હાથ જોડી મસ્તક નમાવીને કહે છે) હે શ્રમણોપાસક અરહન્નક ! તમને ધન્ય છે. શાસ્ત્રકાર કહે છે કે "देवा वि तं नमंसन्ति, जस्स धम्मे सया मणो।" જેનું મન હંમેશાં ધર્મમાં હોય છે, જે ઘરમાં સત્ય, નીતિ અને પ્રમાણિકતા હોય છે તેવા આત્માઓને દેવો પણ નમસ્કાર કરે છે.

અહીં પણ દેવ આકાશમાંથી ગર્જના કરીને ઉલ્લાસમાં આવીને કહે છે કે અરહન્નક શ્રાવક ! અહો મારા વીતરાગ ભગવાનના શ્રમણોપાસક ! મેં બહુ ભૂલ કરી છે. સુધર્મા સભામાં આપનાં જેવા વખાણ થયા હતા તેવા બરાબર હું પ્રત્યક્ષ જોઉં છું. હું તને હાથ જોડીને નમસ્કાર કરું છું. તને ધન્ય છે ને તારી જનેતાને પણ ધન્ય છે કે તારા જેવા પુત્રરત્નને જન્મ આપ્યો. અહો હે દેવાનુપ્રિય ! તમે

સંપૂર્ણપણે આ મનુષ્ય જીવનનું ફળ લીધું છે. ખરેખર! આ નિગ્રંથ પ્રવચનમાં તમે સમ્યક્ શ્રધ્ધા મેળવી છે. તારી તો વાત શી કરું? તને શ્રધ્ધાથી ચળાવવા મેં ઉપસર્ગો આપ્યા. છતાં પણ તું તારા વ્રતોને ને શ્રધ્ધાને બરાબર વળગી રહ્યો.

અરહન્નક શ્રાવક દુઃખમાં અકળાયા નહિ ને પ્રશંસામાં ફુલાયા નહિ. તેમણે દુઃખ પચાવવાની શક્તિ અદ્‌ભૂત કેળવી હતી. સુખ પચાવતાં તો સૌને આવડે પણ દુઃખ પચાવતાં આવડે તે જ વિશેષતા છે. દેવ કહે છે एवं खलु देवानुप्पिया। હે દેવાનુપ્રિય! હું અહીં શા માટે આવ્યો? મેં તને દુઃખ શા માટે આપ્યું? મેં જે કંઈ તમારી સાથે વર્તન કર્યું છે તેની પાછળનું કારણ આ પ્રમાણે છે. એક દિવસ પરમ ઐશ્વર્યશાળી દેવોના ઈન્દ્ર ખુદ શકેન્દ્ર દેવરાજે સૌધર્મ નામના પહેલા દેવલોકમાં સૌધર્માવતંસક વિમાનમાં ઘણાં દેવોની વચ્ચે બેસીને મોટા અવાજે પહેલા સામાન્યરૂપે ને પછી વિશેષ રૂપમાં સમજાવતાં કહ્યું.

આ જંબુદ્વીપ નામના દ્વીપમાં દક્ષિણ ભરતક્ષેત્રમાં ચંપા નામની નગરીમાં જીવ–અજીવ વગેરે તત્ત્વોને જાણનાર અરહન્નક નામે શ્રમણોપાસક શેઠ રહે છે. તે સમ્યક્ત્વ પામેલો છે. અને દેવ–ગુરૂ–ધર્મમાં અખૂટ શ્રધ્ધાવાળો તેમજ શ્રાવકના દેશાવરતિ રૂપ ધર્મમાં એટલો બધો સ્થિર અને દૃઢ છે કે "नो खलु सक्के केणइ देवेण वा दाणवेण वा, णिग्गंथाओ वा, वयणाओ चालित्तए वा जाव विपरिणामेत्तए वा।"

તેને શ્રધ્ધાથી ડગાવવા દેવ આવે, દાનવ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગંધર્વ, ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી કે વૈમાનિક ગમે તે દેવ આવે તો પણ તેને નિગ્રંથ પ્રવચન રૂપ ધર્મથી ચળાવી શકે નહિ. તે શકેન્દ્ર દેવરાજે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકયો. તેમાં અરહન્નકને જોયો. તેથી ફરી ઉલ્લાસમાં, આનંદમાં આવી ગયા ને બોલ્યા. મારી પરિષદમાં બેઠેલા હે દેવો! તમારામાંથી કોઈની શક્તિ કે તાકાત નથી કે અરહન્નક શ્રાવકને કાયાથી તો શું મનથી પણ વિચલિત કરી શકે! કહેવાય છે ને કે વરસાદ વરસે ત્યારે બધી વનસ્પતિ લીલીછમ થઈ જાય પણ જવાસો બળી જાય, તેમ જવાસા જેવા મારાથી આ સારી વાત સહન ન થઈ. અહો અમારી પર્ષદામાં કોઈ દેવના નહિ ને મૃત્યુલોકના માનવીના ગુણ ગવાયા! હું ઈર્ષ્યાળુ તારા ગુણ–કીર્તનને પચાવી શકયો નહિ. આજે પણ કોઇનું સારું બોલાતું હોય તો ઇર્ષ્યાળુ માણસ પચાવી શકે નહિ. નહિ પચાવનારા ઘણાં છે પણ માફી માંગનારા બહુ અલ્પ છે. જ્યારે અહીં તો દેવ માફી માંગે છે. દેવ કહે છે આપની પ્રશંસા હું સહન કરી શકયો નહિ. હું ઈન્દ્ર દેવરાજની વાતમાં શ્રધ્ધાવાન ન થયો. તેમના વચન મને ન ગમ્યા. તેથી મારા મનમાં આ જાતનો અભ્યર્થિત, ચિંતીત, પ્રાર્થિત, કલ્પિત સંકલ્પ ઉત્પન્ન થયો કે ચાલો, અરહન્નક શ્રાવકની પાસે જઈએ અને તપાસ કરીએ કે 'पियधम्मे

ના દઢ ધમ્મે ? ” તેને ધર્મ પ્રિય છે કે કેમ ? તે ધર્મમાં દઢ શ્રધ્ધાવાન છે કે કેમ ? તે પોતાના શીલને, વ્રતોને અને ગુણોને ત્યજે છે કે ખંડન કરે છે કે નહિ ? એક દેશથી પણ તેમાં અતિચાર લાગે છે કે કેમ ? હે અરહન્નક ! મેં આ પ્રમાણે વિચાર કર્યો. વિચાર કરીને અવધિજ્ઞાનથી મેં જોયું તો તમને દરિયામાં જોયા. તેથી મેં ઈશાન ખૂણા તરફ જઈને ઉત્તર વૈક્રિય કરી પિશાચનું રૂપ લઈ આપની પાસે આવ્યો. આવીને તમારા ઉપર ઉપસર્ગો શરૂ કર્યા. આપને ઉપસર્ગ કરવા પાછળ મારો શું હેતુ હતો તે આપને કહ્યો. હવે દેવ અરહન્નક શ્રાવક ઉપર પ્રસન્ન થઈને તેના ચરણે શું ધરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :–પ્રદ્યુમ્નકુમારના પૂછવાથી મુનિ રૂક્ષ્મણીનો પૂર્વભવ કહી રહ્યા છે. લક્ષ્મીવતીના હાથે મૂકેલી તાજી મેંદીનો રંગ ઈંડાને લાગી જવાથી મોરલીએ સોળ ઘડી સુધી ઈંડાને ઓળખ્યા નહિ ને તેનું સેવન કર્યું નહિ. ત્યાં શું બન્યું ?

એકાએક વાદળા થયા, વીજળી થઈ, ગાજવીજ થઈને એકદમ વરસાદ પડયો. ઈંડા પર પાણી પડવાથી લાગેલી મેંદીનો રંગ ધોવાઈ ગયો ને મૂળ રૂપે દેખાયા. ત્યારે મોરલીએ ઈંડાનું સેવન કર્યું. સોળ ઘડી સુધી મોરલી ઈંડાનું સેવન કરી શકી નહિ તે કર્મના ફળ સ્વરૂપે સોળ ઘડીના બદલે સોળ વર્ષ સુધી તારી માતાને તારો વિયોગ પડયો. અજ્ઞાની જીવ હસીહસીને પાપ કરે છે પણ કર્મ ભોગવવાનો સમય આવે છે ત્યારે કેટલું આર્તધ્યાન અને રૌદ્રધ્યાન કરે છે.

પ્રદ્યુમ્નકુમાર પૂછે છે હે પ્રભુ ! પછી તે લક્ષ્મી બ્રાહ્મણીનું શું થયું ? શું તે મરીને રૂક્ષ્મણી થઈ ? જ્ઞાની મુનિ કહે છે–'ના'. તે ભવમાં તેણે કર્મ બાંધ્યું. ત્યાંથી મરીને તે તિર્યંચ ગતિમાં ગઈ. તિર્યંચગતિનું આયુષ્ય પૂર્ણ કરીને તે એક માછીમારની પુત્રી થઈ. તે માછીપુત્રીનું શરીર ખૂબ દુર્ગંધમય હતું. તેથી તે ગંગા નદીને કિનારે એક ઝુંપડી બનાવીને રહેવા લાગી. તે હોડી ચલાવવાનું કામ કરતી. આ કિનારેથી સામા કિનારે બધાને લઈ જાય. તેનો જે ચાર્જ હોય તે લેતી. પોતાની આજીવિકા પૂરતા પૈસા રાખતી ને બાકીના વધેલા પૈસા પિતાને આપી દેતી.

એક વખત હેમંતઋતુમાં સાંજના સમયે ત્યાં મુનિનું આગમન થયું. સાંજનો સમય હતો એટલે નદી કિનારે મોટા ઝાડની નીચે મુનિ રોકાઈ ગયા. કડકડતી ઠંડી પડે છે. પવનના સૂસવાટા વાય છે. મુનિ તો ધ્યાનમાં બેસી ગયા. આ મુનિને જોઈને માછીપુત્રીને ખૂબ દયા આવી. આહાહા....કેવી કડકડતી ઠંડી છે ! મુનિ તો બહાર ખુલ્લામાં રહ્યા છે. તે ઠંડીથી કેવા ધ્રુજે છે ! તેથી તેણે સંતની પાસે તાપણી શરૂ કરીને ઓઢવા માટે ધાબળા આપવા ગઈ. પણ મુનિએ તો ધાબળા લીધા નહિ ને તાપણી પણ કરવા દીધી નહિ કારણ કે સાધુને નવ કોટીથી છકાય જીવની

હિંસાના પચ્ચખાણ છે. તેથી તાપણી કરાય તો નહિ પણ તેની કલ્પના પણ ન કરાય. માછીપુત્રી મુનિ ઉપરના કરૂણાભાવથી તે પણ આખી રાત તેની ઝુંપડીમાં બેસી રહી.

સવાર પડી એટલે સંત પાસે જઈને કહે છે કે આપ મારે ઘેર ભોજન કરવા માટે પધારો. હું માછીકુળમાં જન્મી છું. પણ મેં માછલા કયારે પણ પકડયા નથી કે તેવો આહાર કર્યો નથી. આ છોકરી જૈન સાધુના આચારથી અજાણ છે તેથી આ પ્રમાણે કહે છે. મુનિ કહે છે બહેન! તમારે ઘેર ભોજન કરવા ન અવાય. તો હે ભગવાન! આપના આચાર વિચાર મને સમજાવો. આપે રાત્રે તાપણી ન કરવા દીધી, ધાબળો ન ઓઢયો, ભોજન કરવા પણ ન આવ્યા તો હવે આપનો ધર્મ શું છે તે મને સમજાવો. મુનિએ જૈન ધર્મ અને તેમાં સાધુ ધર્મ અને શ્રાવક ધર્મ શું છે તે સમજાવ્યો. આ સાંભળતાં તેના આનંદનો પાર ન રહ્યો. તેણે ત્યાં મુનિ પાસે શ્રાવક ધર્મ સ્વીકાર્યો. રોજ ઉપદેશ સાંભળનારને હજુ મન નથી થતું કે હું સામાયિક, પ્રતિક્રમણ શીખું! તમારા સંતાનોને કયારે પણ પૂછો છો કે તને સામાયિક, પતિક્રમણ આવડે છે કે નહિ?

માછીપુત્રી શ્રાવક વ્રત લીધા પછી સમકિત પામી. કેટલાક દિવસો પછી તે ત્યાંથી નીકળી સાધ્વીનો સમાગમ કરવા ગઈ. સતીજી મળતાં તે દશમા વ્રતમાં રહીને તેમની સાથે રહેવા લાગી. તે ગૌચરી કરીને ખાય છે. આ રીતે તે મહાસતીજીની સાથે વિચરે છે. એક વખત સાંજે વિહાર કરતાં વિહાર ઘણો લાંબો નીકળ્યો. સૂર્યાસ્તનો સમય થવા આવ્યો. ત્યાં જંગલમાં એક ઝુંપડી છે. આત્મ રક્ષા ખાતર બધા સાધ્વીજી ઝુંપડીમાં રહ્યા અને આ માછીપુત્રી શ્રાવિકા તે ઝુંપડીની બહાર દરવાજા પાસે બેસીને નવકાર મંત્રનું સ્મરણ કરે છે. વાઘ-સિંહથી રક્ષણ કરવા તે ઝુંપડીની બહાર કાઉસગ્ગ કરીને ધ્યાનમાં બેઠી છે, તે સમયે ત્યાં અચાનક વાઘ આવ્યો ને આ બાઈને મુખમાં પકડીને ચડચડ ચાવી ગયો. છતાં તેને જરાપણ આર્તધ્યાન કે રૌદ્રધ્યાન ન થયું. તે સમાધિ મરણે મરીને દેવલોકમાં ગઈ.

**સ્વર્ગસે ચલ કે હુઈ રૂક્ષ્મણી, માધવ ઘર પટરાની,**
**કામદેવ વહી માત તુમ્હારી, ગુણ મેં અધિક વખાણી...શ્રોતા.**

દેવલોકની આયુષ્ય સ્થિતિ પૂર્ણ કરીને ત્યાંથી ચવીને એક રાજાને ઘેર પુત્રીપણે જન્મી. ત્યાં તેનું ખૂબ સન્માન થાય છે ને લાડકોડથી ઉછરે છે, માતાપિતાએ તેનું નામ પાડયું રૂક્ષ્મણી. એ રૂક્ષ્મણી મોટી થતાં તમારા પિતા કૃષ્ણ વાસુદેવ સાથે તેના લગ્ન થયા. ત્યાં તેને પટરાણીનું પદ મળ્યું. ત્રણ ખંડના અધિપતિ દ્વારકા નરેશ કૃષ્ણ મહારાજા તારા પિતા છે ને રૂક્ષ્મણી તારી માતા છે. કાલસંવર વિદ્યાધર અને

કનકમાલા એ તારા પાલક માતા પિતા છે. તારી જન્મદાત્રી માતા રૂક્ષ્મણી છે. તેણે સોળ ઘડીનું કર્મ બાંધ્યું તે અત્યારે ઉદયમાં આવ્યું ને માતા રૂક્ષ્મણીને તારો સોળ વર્ષનો વિયોગ પડયો. સોળ વર્ષ હવે તારા પૂરા થવા આવ્યા છે. તમે હવે જવાના છો. પરંતુ જતાં પહેલાં પાલક માતા કનકમાલાની પાસે બે વિદ્યાઓ છે તે તમારા હાથમાં આવવાની છે. તે વિદ્યાઓ ચારિત્ર પાળવામાં લાભદાયી છે. પ્રદ્યુમ્નકુમાર મુનિને વંદન નમસ્કાર કરી ત્યાંથી ઉઠયો. તેણે મુનિ પાસેથી જાણી લીધું કે બે વિદ્યા કનકમાલા પાસેથી મળવાની છે. હવે પ્રદ્યુમ્નકુમાર અલંકારો પહેરીને માતા કનકમાલા પાસે જશે. તેથી તે માતા એમ સમજશે કે આ મારી પાછળ મુગ્ધ થયો છે. તેથી પાછો આવ્યો. માટે કનકમાલા મનમાં ખૂબ હરખાશે. પ્રદ્યુમ્નકુમાર તેની પાસેથી બે વિદ્યાઓ કેવી રીતે મેળવશે તેના ભાવ અવસરે કહેવાશે.

આવતીકાલથી આયંબીલની ઓળીની આરાધનાના મંગલ દિવસો ચાલુ થાય છે. આપ આપના અંતરાત્માને જગાડજો, અને સુંદર આરાધનામાં જોડાઈ જશો.. તપનો રંગ બરાબર જમાવશો. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૮૩

**આસો સુદ ૬ ને બુધવાર** **તા. ૨૯-૯-૭૧**

અનંત જ્ઞાની પરમાત્માના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. મલ્લીનાથ ભગવાનના અધિકારમાં અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. અરહન્નક શ્રાવકને કેવી કારમી કસોટી આવી. માથા ઉપર લટકતી તલવારની માફક મૃત્યુ ઝઝુમી રહ્યું હતું. છતાં તેઓ મનથી પણ ડગ્યા નહિ તેનું કારણ તેઓ ધર્મને પોતાના પ્રાણથી પણ અધિક માનતાં હતાં. ભલે, પોતાનો જીવનદીપક બૂઝાય પણ જીવનમાંથી ધર્મનો દીપક બૂઝાવા દેવો ન હતો. આપણા જૈન શાસનમાં એવા ઘણાં ઉદાહરણો મળે છે કે જેઓ ધર્મને માટે પોતાનું સર્વસ્વ આપવા તૈયાર થયા. ધર્મને માટે પ્રાણ દીધાં પણ ધર્મને જેમણે છોડયો નથી. પોતાના પ્રાણનું બલિદાન આપીને પણ ધર્મની રક્ષા કરી છે. તેમને એવો દૃઢ વિશ્વાસ હતો કે "धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।" જે પોતાના ધર્મનો વિનાશ કરે છે તેનો વિનાશ થઈ જાય છે, અને જે ધર્મની રક્ષા કરે છે તેની રક્ષા થાય છે.

દેવાનુપ્રિયો ! અહીં રક્ષા એટલે શરીર કે સંપત્તિની રક્ષાની વાત નથી પણ આત્માની રક્ષાની વાત છે. એટલે આપણે એ વાત સમજવાની છે કે જે મનુષ્ય

ધર્મનો ત્યાગ કરે છે તેનો આત્મા કર્મોનાં ભારથી ભારે બની જાય છે, અને ઘણાં કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરે છે. જે વ્યક્તિ ધર્મ માર્ગ ઉપર દૃઢતાથી ચાલે છે તે મહાન પુરૂષો કર્મની નિર્જરા કરી આત્માને પરમાત્મા બનાવી સદાને માટે કષ્ટોથી મુક્ત બની જાય છે. એ મહાન પુરૂષોના જીવનમાં આજના મનુષ્યો જેવી અસંતોષ વૃત્તિ, અશાંતિ, અને વ્યાકુળતા ન હતી. ધનને માટે તેઓ હાય...હાય કરતાં ન હતાં. ધર્મ પ્રત્યેની શ્રધ્ધા હોવાથી તેમની તૃષ્ણા ઉપર અંકુશ હોય છે. તેમને ધર્મ પ્રત્યે જેટલી રૂચી હોય છે તેટલી ધન પ્રત્યે નથી હોતી.

એ મહાન પુરૂષો સમજતાં હતાં કે સુખ અને દુઃખ એ તો પોતાનાં કરેલાં શુભાશુભ કર્મોનું ફળ છે. જીવે પૂર્વ ભવમાં પુણ્યનો સંચય કર્યો હોય તો આ ભવમાં નિરોગી શરીર, સંપત્તિ અને સંસાર સુખનાં સાધનોની પ્રાપ્તિ થાય છે. અને જો પૂર્વનું પુણ્ય ન હોય તો કોટિ પ્રયત્નો કરવાં છતાં પણ સુખ કે સુખનાં સાધનો મળતાં નથી. આવું સમજીને આ મનુષ્ય ભવમાં જે કાંઈ સાધન સામગ્રી મળી છે તે પોતાનાં કર્માનુસાર મળી છે તેમ સમજીને સંતોષ રાખી બને તેટલાં શુભ કર્મોનો સંચય કરવો જોઈએ. આવા ભાવ ક્યારે આવે? જ્યારે જીવનમાં ધર્મ તાણાવાણાની જેમ વણાઈ જાય અને ગમે તેવી પરિસ્થિતિ આવે છતાં ધર્મના માર્ગથી વિચલિત ન થાય ત્યારે. મનુષ્યને એવો દૃઢ વિશ્વાસ હોવો જોઈએ કે ધર્મના માર્ગે ચાલવાથી ક્યારે પણ મારા આત્માનું અહિત થવાનું નથી. કદાચ દુઃખ આવી જાય તો તે મારા કર્મોનો ઉદય છે.

અરહન્નક શ્રાવક શ્રધ્ધામાં દૃઢ રહ્યા તો ધર્મએ તેનું રક્ષણ કર્યું. જે દેવ કસોટી કરવા માટે આવ્યો હતો તે દેવ તેના ચરણમાં ઝૂકી પડયો. અને દૃઢધર્મી શ્રાવકને આવું કષ્ટ આપ્યું તેનો પશ્ચાતાપ થયો. તેણે કહી દીધું કે શકેન્દ્ર મહારાજે પહેલા સૌધર્મ નામના દેવલોકમાં સૌધર્માવતંસક નામના વિમાનમાં ઘણાં દેવોની વચ્ચે આપના ગુણોની પ્રશંસા કરી તે મારાથી સહન ન થઈ. તેથી હું તમારી કસોટી કરવા માટે આવ્યો. એક વાત નક્કી છે કે જે ઈર્ષ્યા કરે છે તેને પહેલાં બળવું પડે છે. દિવાસળી બીજાને બાળે છે તો પહેલાં પોતાને બળવું પડે છે. દેવને અરહન્નકના ગુણોની પ્રશંસા સહન ન થઈ તો તેને પોતાનું દેવ સિંહાસન છોડી, પોતાનું દિવ્ય શરીર છોડીને જ્યાં માથું ફાટી જાય તેવી દુર્ગંધ આવે છે તેવા મૃત્યુલોકમાં આવવું પડયું. બિહામણું પિશાચનું રૂપ ધારણ કરવું પડયું ને બે આંગળી વડે વહાણ ઉંચકવાનું કષ્ટ વેઠવું પડયું. આ અદેખાઈનું કારણ કે બીજું કંઈ?

એક વખત શકેન્દ્ર મહારાજે પોતાની પરિષદમાં દેવ-દેવીઓની વચમાં કૃષ્ણ-વાસુદેવની મુક્ત કંઠે પ્રશંસા કરી કે તેમનામાં બે મુખ્ય ગુણ છે. તે એક તો

ગુણગ્રાહકતા અને બીજું નીચ યુધ્ધથી દૂર રહેવું. કદી નીચ યુધ્ધ કરવું નહિ. કૃષ્ણ વાસુદેવની ગુણગ્રાહકતા જોવા માટે દેવ સડેલી કૂતરીનું રૂપ લઈને આવ્યો હતો. ત્યારે કૃષ્ણે બીજું કાંઈ ન જોતાં તે કૂતરીની બત્રીસી કેવી સુંદર છે તે જોયું. આ દૃષ્ટાંત તો તમે ઘણીવાર સાંભળી ગયા છો તેથી વિશેષ નથી કહેતી. બીજો ગુણ નીચ યુધ્ધથી દૂર રહેવું. તે માટે દેવે કેવી કસોટી કરી છે!

દેવ મનુષ્યના રૂપમાં મૃત્યુ લોકમાં આવ્યો. અને કૃષ્ણ વાસુદેવનો એક વહાલો ઘોડો લઈને ભાગી ગયો. સૈનિકો તેમની પાછળ દોડયા. પણ તે કોઈના હાથમાં આવ્યા નહિ. ત્યારે ખુદ કૃષ્ણ વાસુદેવ ઘોડો છોડાવવા માટે ગયા ત્યારે મનુષ્યના રૂપમાં રહેલો દેવ બોલ્યો કે તમે મારી સાથે યુધ્ધ કરીને ઘોડો લઈ જઈ શકો છો. "જે જીતે તેનો ઘોડો." ત્યારે કૃષ્ણે કહ્યું–ભાઈ! મલ્લયુધ્ધ, મુષ્ટિયુધ્ધ, દૃષ્ટિયુધ્ધ આદિ યુધ્ધનાં ઘણાં પ્રકાર છે. આ બધા યુધ્ધોમાં તમારે કયા પ્રકારનું યુધ્ધ કરવું છે? ત્યારે દેવે કહ્યું કે મારે એવું કોઈ યુધ્ધ કરવું નથી. મારે તો પીઠ યુધ્ધ કરવું છે. હું ને તમે બંને પીઠથી લડીએ. ત્યારે કૃષ્ણે કહ્યું કે આવું નીચ યુધ્ધ કરવું તે રાજનીતિ વિરૂધ્ધ છે. તારે બીજું યુધ્ધ કરવું હોય તો કરવા તૈયાર છું પણ આવું નિર્લજ યુધ્ધ કરીને ઘોડો પાછો મેળવવાનું હું પસંદ કરતો નથી. ખુશીથી તમે ઘોડો લઈ લો.

ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ વાસુદેવ ઘોડો જતો કરવા તૈયાર થયા પણ નીચ યુધ્ધ કરવાનું પસંદ ન કર્યું. ઘોડો જતો કર્યો. આજે તો બે ભાઈના મઝીયારા વહેંચાતા હોય ત્યારે એક માતાની કુંખે જન્મેલા ભાઈ...ભાઈ એક નાનકડી ચીજ જતી કરવા તૈયાર થતાં નથી. કોર્ટે ચઢે, વકીલનાં ખિસ્સાં ભરે પણ નાના ભાઈને આપે નહિ. જતું કરવા શીખે તો તેનો સંસાર સ્વર્ગ સમાન બની જાય. કૃષ્ણજીએ દેવને કહ્યું–કે ઘોડો ભલે જાય પણ મારે એવું નીચ યુધ્ધ કરવું નથી. કૃષ્ણની વાત સાંભળીને દેવે મનુષ્યનું રૂપ છોડી અસલ રૂપ ધારણ કરી કૃષ્ણનાં ચરણમાં પડી ગયો ને કહ્યું–દેવસભામાં ઈન્દ્ર મહારાજાએ આપના બે ગુણોની ખૂબ પ્રશંસા કરી હતી. તેની પરીક્ષા કરવા માટે મેં સડેલી કૂતરીનું રૂપ ધારણ કર્યું હતું ને આજે મનુષ્યના રૂપમાં આવ્યો. આપનામાં બંને ગુણો વિશિષ્ટ છે તે મેં પ્રત્યક્ષ જોઈ લીધું. એમ કહી કૃષ્ણની દેવે ખૂબ પ્રશંસા કરી અને એક દિવ્ય ભેરી ભેટ આપીને કહ્યું આ ભેરી છ મહિના પછી વગાડજો. એમાં એવી શક્તિ છે કે જ્યાં સુધી આ ભેરીનો અવાજ સંભળાશે ત્યાં સુધીમાં વસતાં માણસોનાં મરકી જેવાં ભયંકરમાં ભયંકર રોગો ચાલ્યા જશે અને છ મહિના સુધી ફરીને કોઈ નવો રોગ ફેલાશે નહિ. જે મનુષ્ય આ ભેરીનો અવાજ સાંભળશે તેને ગમે તેવો અસાધ્ય

રોગ હશે તે મટી જશે. પણ મારી એટલી શરત છે કે છ મહિના પહેલાં એ ભેરી વગાડશો નહિ.

હવે ભેરી આપતી વખતે કૃષ્ણજીને કહ્યું કે આ ભેરીમાં કોઈ વિશિષ્ટ પ્રકારનું દ્રવ્ય લગાડેલું છે. તેનો પ્રભાવ એવો છે કે તેનાથી રોગ નષ્ટ થઈ જાય છે. અંદર લગાડેલા દ્રવ્યને કારણે આ ભેરીની વિશેષતા છે. બાકી તો સામાન્ય ભેરી જેવી આ ભેરી છે. આ રીતે ભલામણ કરીને દેવ ચાલ્યો ગયો. ત્યારબાદ કૃષ્ણ–વાસુદેવે તે ભેરી પોતાના એક વિશ્વાસપાત્ર સેવકને આપીને દેવનાં કહ્યા પ્રમાણે બધી ભલામણ કરી. તે સમયમાં દ્વારિકા નગરીમાં એક ભયંકર રોગ ફેલાયો. હજારો લોકો રોગથી પીડાવા લાગ્યા. ભેરી આપ્યાં છ મહિના થયા એટલે કૃષ્ણજીની આજ્ઞાથી ભેરી વગાડી. એનો અવાજ જ્યાં સુધી પહોંચ્યો ત્યાં સુધીનાં દરેક પ્રકારનાં રોગીઓના રોગ મટી ગયા. રોગીઓ નિરોગી બની ગયા. પણ દૂર દૂર સુધી આજુબાજુના ગામમાં વસનારાને ક્યાંથી સંભળાય ? એ લોકોને ખબર પડી કે ભેરીનો નાદ સાંભળે તેનો રોગ મટી જાય છે. એટલે દૂરથી રોગીઓ સેવક પાસે આવીને કહેવા લાગ્યા કે અમારા ઉપર દયા કરીને એક વખત ભેરી વગાડો. ત્યારે ભેરી વગાડનાર સેવકે કહ્યું કે છ મહિના પહેલાં ભેરી વગાડવાની રાજાની મનાઈ છે. પણ લોકોએ ખૂબ આગ્રહ કરી તેને લાંચ આપીને ભેરી વગાડવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે જો ભેરી બજાવું તો તેનો નાદ મહારાજા સાંભળી જાય અને મારા ઉપર કોપાયમાન થઈને મને શિક્ષા કરે. માટે હું તમારો રોગ શાંત કરવા માટે અંદર લગાડેલું દ્રવ્ય આપું છું. એમ કહીને ભેરીમાં લગાડેલું દિવ્ય દ્રવ્ય આપ્યું. તેનો પ્રયોગ કરવાથી કંઈક રોગીઓના રોગ શાંત થઇ ગયા. આ વાત જાણીને બીજાં ઘણાં રોગીઓ તેની પાસે આવવા લાગ્યા. એટલે ભેરીવાદક તેમાંથી મસાલો દ્રવ્ય ઉખાડી ઉખાડીને લાંચ લઈને આપવા લાગ્યો. આ પ્રમાણે આપવાથી ભેરીમાં રહેલું દિવ્ય દ્રવ્ય ખલાસ થઈ ગયું. છ મહિના પછી ફરીને ભેરી વગાડાવી. પણ તેનાથી કોઈ રોગીનો રોગ નાબૂદ થયો નહિ. ત્યારે કૃષ્ણ મહારાજાને ભેરીવાદકે જે કર્યું તે વાતની ખબર પડી. એટલે તેને યોગ્ય શિક્ષા કરીને દેશનિકાલ કર્યો.

પરોપકાર માટે કૃષ્ણ વાસુદેવે ફરીથી અઠ્ઠમ તપની આરાધના કરી અને દેવે પ્રસન્ન થઈને ભેરીને પહેલાના જેવી બનાવી આપી. ફરીને કૃષ્ણજીએ તેને એક વિશ્વાસુ સેવકને આપી. તે સેવક કૃષ્ણ મહારાજાની આજ્ઞા પ્રમાણે બરાબર છ મહિને ભેરી વગાડતો હતો. તેની પાસે પહેલાંની જેમ ઘણાં રોગીઓ આવી તેને લાંચ આપીને અંદરનું દ્રવ્ય આપવા માટે સમજાવતાં હતાં. પણ તેણે કૃષ્ણ મહારાજાની આજ્ઞાનું બરાબર પાલન કર્યું. તેથી તેમણે સેવક ઉપર પ્રસન્ન થઈને તેને સારું ઈનામ આપ્યું ને તેની ખૂબ પ્રશંસા કરી.

બંધુઓ! આ દૃષ્ટાંતનો સાર આપણે શું સમજવાનો છે? કે દ્વારિકા નગરી રૂપ આર્યક્ષેત્ર છે. તીર્થંકર ભગવંત રૂપ કૃષ્ણ વાસુદેવ છે. પુણ્ય રૂપ દેવતા છે. ભેરી સમાન વીતરાગ વાણી છે. ભેરી વગાડનાર સમાન વીતરાગના સાધુઓ છે અને કર્મરૂપી રોગ છે. જે સંતો સંયમ લઈને વીતરાગ પ્રભુની આજ્ઞામાં વફાદાર નથી રહેતા, સૂત્રનો અર્થ ગોપવે છે ને મન ફાવતો અર્થ કરે છે અને ગૃહસ્થના રાગમાં પડી રસ, શાતામાં ગૃધ્ધ બનીને સૂત્ર અને અર્થની મિથ્યા પ્રરૂપણા કરે છે એવા શિષ્યો આગમ જ્ઞાનનાં અધિકારી નથી· એવા શિષ્યો અને શ્રોતા અનંત સંસારમાં રઝળે છે ને અનંત દુઃખો ભોગવે છે. જેમ નવ નિન્હવ થઈ ગયાં તેમણે ઉત્સૂત્રની પ્રરૂપણા કરી હતી. જમાલિએ ભગવાનનાં વચન ઉથલાવ્યાં. **कडेमाणे कडे** ને બદલે **कडेमाणे अकडे** એટલું ઉથલાવ્યું, તો તે ઘઉંમાંથી જેમ કાંકરો ફેંકી દેવામાં આવે છે તેમ ફેંકાઈ ગયા. અનંતો સંસાર વધાર્યો. જે જિનવાણીમાં કોઈ જાતનો ફેરફાર કરતા નથી ને ભગવંતની આજ્ઞા પ્રમાણે પાલન કરે છે તે મોક્ષના મહાન સુખને પ્રાપ્ત કરે છે.

કૃષ્ણ વાસુદેવે જતું કર્યું તો દેવ પ્રસન્ન થયો ને કેવો મહાન લાભ થયો. કસોટી વખતે જે દૃઢ રહે તેની જગતમાં કિંમત અંકાય છે ને દેવો પણ તેની પ્રશંસા કરે છે. આપણે અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. તે કસોટીમાં કેવા મક્કમ રહ્યા તો દેવને નમવું પડયું. અને તે શા માટે આવ્યો હતો તે બધી વાત અરહન્નક શ્રાવકને કહી. ત્યારબાદ તેણે કહ્યું કે હે દેવાનુપ્રિય! મેં આવીને મોટો ઉત્પાત મચાવ્યો. પિશાચનું રૂપ લીધું ને તમને ઉપસર્ગ આપ્યો છતાં "**णो चेव णं देवाणुप्पिया! भीया वा तं मण्णं सक्के देविन्दे देवराया वयइ सच्चेणं एस मट्ठे।**" તમે તેનાથી ડર્યા નથી, ત્રાસ પામ્યાં નથી, ઉદ્વિગ્ન થયાં નથી. તમારા મનમાં પણ ભય પેદા થયો નથી. તેથી તમારા માટે શકેન્દ્ર મહારાજાએ જે તમારી પ્રશંસા કરી તે બરાબર યથાર્થ છે. મેં તમારા ગુણોની સમૃધ્ધિ જોઈ લીધી છે. તમારા આત્માનું તેજ, આત્મિક બળ, શરીરનું શૂરાતન, ધર્મમાં તમારી દૃઢતા, ધર્મની આરાધનારૂપ તમારું પરાક્રમ આ બધા તમારા ગુણો મેં જોઈ લીધા છે. તમે આ બધાં ગુણો સારી રીતે મેળવ્યાં છે. આ બધા ગુણો તમે અપનાવ્યા છે. અને તેમ તેનું સેવન કર્યું છે. આવા ગુણવાન, પવિત્ર અને દૃઢધર્મી આત્માને ઉપસર્ગ કરવા બદલ મને ખૂબ દુઃખ થયું છે.

> "तं खामेमि णं देवाणुप्पिया! णाइ भुज्जो २ एवं अकरणयाए
> तिकट्टु पंजलिउडे पायवडिए एयमट्ठं विणएणं भुज्जो २ खामेइ।"

તેથી હે દેવાનુપ્રિય! તમને હું [illegible] મેં જે

કંઈ તમારા અપરાધ કર્યા છે તેની હું તમારી પાસેથી ક્ષમા માંગું છું. તમે મારા અપરાધો ક્ષમા કરવા યોગ્ય છો. હવેથી ભવિષ્યમાં કોઈપણ વખત મારાથી આવું અયોગ્ય વર્તન થશે નહિ. આ પ્રમાણે કહીને દેવે પોતાના બંને હાથ જોડયા અને અરહન્નક શ્રાવકના પગમાં પડીને પંચાગ–પાંચે અંગ નમાવીને નમસ્કાર કર્યા અને પોતાના અપરાધોની બહુ વિનયપૂર્વક વારંવાર ક્ષમા માંગી.

બંધુઓ ! એક દેવ જેવો દેવ મૃત્યુલોકના માનવી પાસે ક્ષમા માગે, ચરણમાં પડે તે જેવી તેવી વાત નથી. એણે અરહન્નકની પરીક્ષા કરી. પરીક્ષામાં દઢ રહ્યા તો ચરણમાં પડીને ક્ષમા માંગી. અને ક્ષમા માંગ્યા બાદ "अरहन्नयस्स दुवे कुंडलजुयले दलयति, दलयित्ता जामेव दिसिंपाउब्भूए तामेव दिसिं पडिगए।" તે દેવે અરહન્નક શ્રાવકને બે કુંડળોની જોડ આપી. તે આપીને જે દિશામાંથી આવ્યો હતો–પ્રગટ થયો હતો તે દિશા તરફ દેવલોકમાં ચાલ્યો ગયો.

દેવના ગયા પછી અરહન્નક શ્રાવકે જાણ્યું કે હવે હું ઉપસર્ગથી મુક્ત થયો છું. મારું સંકટ ચાલ્યું ગયું છે એટલે તેમણે જે સાગારી સંથારો કર્યો હતો તે પાળ્યો. સંથારો પાળીને અરહન્નક પ્રમુખ સાયંત્રિક પોતવણિકોએ પોતાના વહાણો આગળ ચલાવ્યા. હવે તેઓનાં વહાણ દરિયાઈ માર્ગે સફર કરતાં કરતાં કઈ નગરીમાં આવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર મુનિ પાસેથી હકીકત જાણીને કનકમાલાના મહેલે આવ્યો.

**"કનકમાલા પાસેથી મેળવેલી બે વિદ્યાઓ"** : અત્યાર સુધી તે માતાની પાસે આવીને નમન કરતો. આજે નમન કર્યા નહિ. અને તેની પાસે આવીને બેઠો ત્યારે કનકમાલા વિચાર કરવા લાગી કે નક્કી તે મારા મોહને વશ થઈને મારી ઈચ્છા પૂરી કરવા માટે મારા મહેલે આવ્યો છે. કારણ કે જેના મનમાં જેવું ભર્યું હોય તેવું તેને દેખાય. તે રીતે પ્રદ્યુમ્નકુમાર મોહઘેલો બનીને આવ્યો છે તેમ માનીને તેને કહ્યું–આવો ! પધારો મારા નાથ ! જો તમે મારી ઈચ્છા પૂરી કરશો તો હું તમને મારું સર્વસ્વ અર્પણ કરી દઈશ. આ પ્રમાણે લાલચ આપતાં કહે છે. હે પ્રદ્યુમ્નકુમાર ! મારી પાસે બધી વિદ્યાઓમાં પ્રજ્ઞપ્તિ અને રોહીણી નામની બે શ્રેષ્ઠ વિદ્યાઓ છે. તે હું તમને આપી દઈશ. પ્રદ્યુમ્નકુમારે વિચાર કર્યો કે આની સામે મારે એના જેવું થવું પડશે. ઠગની સામે ઠગ થયા વિના વિદ્યા મળશે નહિ. તેથી તેણે મીઠાશથી કહ્યું કે અત્યાર સુધી મેં કોઈ દિવસ તારી આજ્ઞા લોપી છે ? તેં જેમ કહ્યું તેમ મેં કર્યું છે. અને હજુ પણ તમારી આજ્ઞાનું પાલન કરીશ. મને તમારો એક દાસ સમજી લો. આ રીતે પ્રદ્યુમ્નકુમારે કહ્યું.

મોહમાં અંધ બનેલા મનુષ્યો ભાન ભૂલી જાય છે કે હું આ શું કરું છું ?

એને મન તો ઉજળું તેટલું દૂધ દેખાય છે. કામી માણસો જેના ઉપર મુગ્ધ બને છે તેને પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે. તેમ કનકમાલાએ પ્રદ્યુમ્નકુમારને પોતાના મહેલે આવેલો જોઈને માની લીધું કે હવે આ મારા ઉપર મુગ્ધ બન્યો છે એટલે મારી ઈચ્છા પૂરી થશે. એવો વિશ્વાસ કરીને તેણે પોતાની પાસે રહેલી રોહીણી અને પ્રજ્ઞપ્તિ એ બંને વિદ્યાઓ પ્રદ્યુમ્નકુમારને આપી. અને તેની વિધિ પણ બતાવી દીધી. પ્રદ્યુમ્નકુમારે બંને વિદ્યાઓ હસ્તગત કરી લીધી. વિદ્યાધરી કનકમાલા મોહાંધ બની હતી પણ પ્રદ્યુમ્નકુમાર મોહાંધ ન હતો. એ પોતાના ચારિત્ર ધર્મમાં અડગ હતો. કનકમાલાએ કહ્યું– સ્વામીનાથ! મેં મારું ઘર ખાલી કરીને મારું સર્વસ્વ આપના ચરણમાં અર્પણ કરી દીધું. હવે આપ મારી ઘણાં દિવસની ઈચ્છા પૂર્ણ કરો. આવો, મારી સાથે બેસો. આપણે ઈચ્છિત સુખો ભોગવીએ. કનકમાલાનાં મોહભર્યા વચનો સાંભળીને પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે હે માતા! મેં તો જન્મધરીને મારા માતા–પિતા તરીકે તમને જોયાં છે. મારી જન્મદાતા માતા કે પિતાને જોયા નથી. જે માતાની ગોદમાં મને માતૃપ્રેમ મળતો હતો તે માતાનો હું પતિ બનું તે તને યોગ્ય લાગે છે? જળમાં અગ્નિ પ્રગટ થાય, ચંદ્રમાંથી અંગારા ઝરે કે સૂર્યમાંથી શીતળતા વરસે અને પવિત્ર ગંગાનદીનો પ્રવાહ ઉલટો વહેવા લાગશે, તો પણ આ તારો પુત્ર પોતાનું શીયળવ્રત તોડવા તૈયાર નથી, ચાહે તું મારા ગુણગાન કરીશ અગર તો મારા અવર્ણવાદ બોલીશ કે મારી નાંખીશ તો મરી જઈશ પણ મારું સત્ય તજીશ નહિ. એક તો તું મારી પાલક માતા છે. બીજું તેં મને વિદ્યાઓ આપી. જે આપણને વિદ્યા આપે તે ગુરૂ કહેવાય. તો ગુરૂને પણ માતા કહેવામાં આવે છે. એટલે તું મારી ગુરૂમાતા બની ગઈ. અને જગત તો તને મારી જનેતા માને છે. હવે તું વિચાર કર. માતા સાથે વિષય ભોગ ભોગવી શકાય? તું માતા તરીકે મને જે આજ્ઞા કરીશ તેનું પાલન કરવા હું ખડે પગે તૈયાર છું. પણ પત્ની તરીકે નહિ.

વજ્રપાતસમ વચન શ્રવણકર અબ વાઘન જ્યોં રૂઠી,
કર જુહાર પ્રદ્યુમ્ન સિધાયો, ડાર હાથ સે છૂટી હો....

પ્રદ્યુમ્નકુમારનાં વચનો સાંભળીને કનકમાલાને તેના હૃદય પર વજ્ર તૂટી પડયું હોય તેવો આઘાત લાગ્યો, અને જેમ વિફરેલી વાઘણ ધડૂકે તેમ ધડૂકા કરતી બોલવા લાગી કે પાપી! આટલું સમજાવવાં છતાં માનતો નથી. હવે જોઈ લે. કનકમાલાએ તેનો હાથ પકડયો. ત્યારે પ્રદ્યુમ્ને વિચાર કર્યો કે આ વાઘણની જેમ વિફરી છે. અહીં એક ક્ષણ ઉભા રહેવા જેવું નથી. એટલે એક ઝાટકે તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવી જેમ વૃક્ષ ઉપરથી ડાળ તૂટી પડે તેમ બારીએથી પડતું મૂકીને પ્રદ્યુમ્નકુમાર ભાગી ગયો.

**પ્રદ્યુમ્નકુમાર ઉપર કનકમાલાએ મૂકેલો આક્ષેપ :** પ્રદ્યુમ્નકુમારના ગયા પછી કનકમાલાએ વિચાર કર્યો કે આ પાપી હવે મને ખુલ્લી કરશે. આ વાત બીજાને કરી દેશે તો મારું માન શું રહેશે? તેના કરતાં હું તેને હલકો પાડું. એમ વિચાર કરીને એણે નિર્ણય કર્યો કે એ પાપીને એના પાપનું ફળ ચખાડીને જંપીશ. એને ખૂબ ક્રોધ આવ્યો. એણે પોતાની જાતે પોતાના કપડા ફાડી નાંખ્યા. વાળ તોડી નાંખ્યા. હાથે, પગે, કપાળે, તેમજ કોમળ અંગો ઉપર નખ માર્યા, ઉઝરડા ભરી લોહી કાઢયા. હાથ પગે બટકા ભર્યા ને રડતી માથા કૂટતી બોલવા લાગી. દોડો... દોડો.... હું ઠગાઈ ગઈ. પાપી મારા ઉપર જુલ્મ કરીને ભાગી ગયો. તેને કોઇ પકડી લાવો. આવો રંગઢંગ મચાવી બરાબર સ્ત્રી ચરિત્ર ભજવ્યું. હવે કાલસંવર રાજા વિગેરે આવશે ને રાણીની આ હાલત જોઈને, તેની વાતો સાંભળીને પ્રદ્યુમ્નકુમાર પ્રત્યે કેવો ક્રોધ આવશે. તેના ભાવ અવસરે કહેવાશે.

આજે આયંબીલની ઓળીનો માંગલિક દિન છે. આજે આપણે અરિહંત ભગવાનના ગુણોનું સ્મરણ કરી તેમના જેવા બનવા માટે તેમનાં ગુણો જીવનમાં અપનાવવા જોઇએ. આયંબીલ તપનું ખૂબ મહત્ત્વ છે. આયંબીલ તપ કરવાથી રોગ મટી જાય છે. આજે સમય ઘણો થઈ ગયો છે તેથી વિશેષ ન કહેતાં આયંબીલ તપની આરાધના ખૂબ સારા પ્રમાણમાં કરજો. એટલું કહી બંધ કરું છું.

## વ્યાખ્યાન નં. ૮૪

**આસો સુદ ૮ ને ગુરૂવાર**

**તા. ૩૦-૯-૭૬**

અનંત કરૂણાના કિમિયાગર, કૃપાસિંધુ તીર્થંકર ભગવંતો ભવ્ય જીવોને ઉદ્દેશીને કહે છે કે હે ચેતન! તું સાચો ઝવેરી છે. તો સાચું ઝવેરાત પારખી લે.' કોઈને નહિ અને માનવને ભગવાને ઝવેરીની ઉપમા આપી છે તેનું રહસ્ય તમને સમજાય છે? જ્ઞાની પુરૂષો કહે છે કે ઝવેરી જેવું દુર્લભ માનવજીવન મળ્યું છે તો તેને સંસારના કોડી જેવા કામભોગોમાં વ્યર્થ ગુમાવો નહિ. જેવી રીતે ઝવેરી કિંમતી રત્નોની સાચી પરીક્ષા કરીને તેનો લાભ ઉઠાવે છે તેવી રીતે તમે પણ આત્માના ગુણરૂપી અમૂલ્ય રત્નોની પરીક્ષા કરીને તેનો લાભ લઈ લો. તેની કિંમત વસૂલ કરી લો. કવિ પણ કહે છે કે માનવજીવન એ ઝવેરાતની પેઢી છે. તેમાં કયા કયા રત્નો રહેલા છે?

**સંયમ સુહીરા નીલ નિયમ વિદ્રુમવ્રત, ગોમેધ વિરાગ જ્ઞાન માણિક હરખી લે,**

**તપ જપ મોતી ધ્યાન પન્ના નય લસનીયા, અભયદાન પુખરાજ હી નિરખી લે,**
**પૂરણુ ભરી હે જિન ધરમ મંજૂસ યહ, એ રે જીવ ઝોહરી જવાહર પારખી લે.**

આ પદમાં કેટલા સુંદર ભાવ ભર્યા છે! કવિ કહે છે કે હે જીવ રૂપી ઝવેરી! તારી અંદર જૈન ધર્મરૂપી દુર્લભ રત્નોથી ભરેલી પેટી રહેલી છે. તેનો લાભ લેવાનું છોડીને તું બહાર કાચના ટુકડા શા માટે શોધતો ફરે છે? તારા અંદરમાં રહેલાં રત્નોની પારખ કરીને તેમાંથી ઇચ્છિત લાભ લઈ લે. આ ધર્મરૂપી પેટીમાં કયા કયા રત્નો રહેલાં છે? સંયમરૂપી હીરા છે નિયમ રૂપી નીલરત્ન છે, વ્રત રૂપી વિદ્રુમરત્ન છે, વૈરાગ્યરૂપી ગોમેદ રત્ન છે, જ્ઞાન રૂપી માણેક છે, તપ-જપ રૂપ સાચા મોતી છે, ધ્યાન રૂપ પન્ના છે અને નય રૂપી લસનિયા રત્ન છે અને અભયદાન રૂપી પોખરાજ છે.

જ્ઞાનીઓ કહે છે કે હે જીવ રૂપી ઝવેરી! તું મનુષ્ય છે, પશુ નથી. પશુ ગમે તેટલો બળવાન હોવા છતાં કદી રત્નોની પરીક્ષા કરી શકતા નથી. પણ તું તો ઝવેરાતની પારખ કરી શકે છે. છતાં તારા પોતાનામાં ધર્મરૂપી પેટીમાં રહેલા સંયમ, નિયમ, વ્રત, વૈરાગ્ય, તપ, જપ, ધ્યાન, અને દાનાદિ રૂપી આ દુર્લભ રત્નોનો લાભ કેમ ઉઠાવતાં નથી? પશુની માફક બાહ્ય પદાર્થોમાં દૃષ્ટિ કરી ક્ષણિક સુખ આપનારાં નકલી સાધનો ભેગાં કરે છે પણ આધ્યાત્મિક દૃષ્ટિથી શાંતિપૂર્વક વિચાર કરીશ તો તને સમજાશે કે એ બધાં નકલી-ભૌતિક સુખનાં સાધનો કાચના ટુકડાં જેવાં છે. તેની તને કાંઈ કિંમત ઉપજવાની નથી. પણ જો તારા અંતરાત્મામાં વિવેકનો દિપક પ્રગટાવી સુક્ષ્મ દૃષ્ટિથી આત્મામાં રહેલા ગુણરૂપી અમૂલ્ય રત્નોને તું પારખી લઈશ તો તેમાંથી મોક્ષમાર્ગની સંપૂર્ણ યાત્રાનું બધું ખર્ચ સહજ રીતે તેમાંથી નીકળી જશે.

આવા અમૂલ્ય રત્નોની પીછાણુ કરનાર ઝવેરી ફક્ત માનવ બની શકે છે. પશુ નહિ. જો મનુષ્ય ઝવેરી બનીને આત્મગુણ રૂપી રત્નોની પીછાણુ કરી શકતો નથી તો તેને ઝવેરી કહેવો વ્યર્થ છે. કારણુ કે મનુષ્ય ગમે તેટલો અજ્ઞાન અને મૂર્ખ કેમ ન હોય! છતાં પશુ નથી કહેવાતો. કોઈ જ્ઞાની વિચાર કરે કે મારે આ પશુને મનુષ્ય બનાવવો છે તો તેને માટે જીવનભર ગમે તેટલા પ્રયત્ન કેમ ન કરે છતાં તેને આત્મિક ગુણોની પારખ કરનાર મનુષ્ય-ઝવેરી બનાવી શકતો નથી. જ્યારે મનુષ્ય પ્રયત્ન કરવાથી આત્મિક ગુણોને પારખનારો સાચો ઝવેરી (જ્ઞાની) બની શકે છે. પણ તેને માટે મનુષ્યને લગની અને જિજ્ઞાસા જાગવી જોઈએ.

બંધુઓ! આત્મિક ગુણોની પીછાણુ કરવા માટે દુનિયાભરનાં પુસ્તકો વાંચી જવા કે તેને કંઠસ્થ કરવાની જરૂર નથી. મોટી મોટી ડીગ્રીઓ મેળવવાની પણ જરૂર

નથી. કે તર્કવિતર્ક કરવાની શક્તિ પ્રાપ્ત કરવાની જરૂર નથી. એને માટે તો વીતરાગ વચન ઉપર શ્રધ્ધા કરીને ભગવાનની આજ્ઞા પ્રમાણે હિંસા-જૂઠ-ચોરી-અબ્રહ્મચર્ય-પરિગ્રહ તેમજ રાગ-દ્વેષાદિ કષાયોનો ત્યાગ કરી અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, કરૂણા, પ્રેમ, ધ્યાન, ચિંતન, મનન અને યથાશક્તિ વ્રત નિયમોનું પાલન કરવાની જરૂર છે.

જેમણે આત્મિક ગુણોરૂપી ઝવેરાતને પારખી લીધું છે તેવા આત્માના સાચા ઝવેરી અરહન્નક શ્રાવક ભરદરિયામાં કપરી કસોટીમાંથી પસાર થઈ ગયા. એ સાચા આત્માનાં ઝવેરી બનીને વહેપાર કરવા જઈ રહ્યા છે. હવે માફી માંગી અને બે જોડી દિવ્ય કુંડળ તેમને ભેટ આપીને દેવ જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં ચાલ્યો ગયો. આ અરહન્નક શ્રાવક મૃત્યુલોકનો માનવી હતો ને? અને તમારા જેવો વહેપારી હતો ને? તમે પણ વહેપારી છો છતાં તમારામાં એના જેવી શક્તિ છે? તમે આવી શક્તિ મેળવવા માટે પ્રયત્ન કરો. દેવના ગયા પછી અરહન્નક પ્રમુખ વણિકોએ વહાણનાં લંગર છોડી નાંખ્યા. અને દક્ષિણ દિશામાં અનુકૂળ પવનની સહાયથી તેમનાં વહાણ ચાલ્યા. સમુદ્રની સહેલ કરતાં કરતાં મિથિલા નગરીની બહાર દરિયા કિનારે જ્યાં ગંભીરક નામે વહાણને લાંગરવાનું બંદર હતું ત્યાં બધા વહેપારીઓ આવી પહોંચ્યા.

વહેપારી કોને કહેવાય? જે ક્રય-વિક્રય કરે એટલે કે પોતાની પાસે રહેલો માલ વેચે ને નવો માલ ખરીદે તે વહેપારી કહેવાય. અરહન્નક પ્રમુખ બધાં વહેપારીઓએ વહાણને દરિયા કિનારે ઉભા રાખીને લંગર નાંખ્યા. એટલે કે દોરીઓથી સારી રીતે બાંધી દીધા. ત્યાર પછી નાની ગાડીઓ તથા મોટાં ગાડાઓને દોરીઓ વિગેરે સાધનોથી સજ્જ કર્યા. પછી તેમણે ગણિમ, ધરિમ, મેય, અને પરિચ્છેદ્ય રૂપ ચાર પ્રકારની વેચાણની વસ્તુઓને વહાણમાંથી ઉતારીને ગાડીઓમાં સામાન ભર્યા પછી તેમણે ગાડીઓ અને ગાડાઓ જોતર્યા. જોતરીને જ્યાં મિથિલા નગરી હતી ત્યાં ગયા. ત્યાં પહોંચીને તેમણે મિથિલા રાજધાનીમાં જવા માટે તે મહાપ્રયોજનની સિધ્ધિ માટે મહાન પુરૂષોને યોગ્ય મૂલ્યવાન રત્નો વિગેરેની ભેટ તથા દેવે આપેલાં બંને કુંડળો જે રાજાને યોગ્ય હતાં તે સાથે લીધા. લઈને તેઓ બધા મિથિલા રાજધાનીમાં ગયા.

મિથિલા નગરીના કુંભક રાજા ખૂબ ન્યાય નીતિવાન છે. વહેપારીઓ જે નગરમાં વહેપાર કરવા માટે જાય તે નગરના રાજા ન્યાયપ્રિય અને ઉદાર હોય તો પરદેશી વહેપારીઓને વહેપાર કરવામાં સુગમતા રહે છે. અને જે નગરમાં બીજા નગરના વહેપારીઓ વહેપાર કરવા જાય તે રાજાનો પરવાનો મેળવવો જોઈએ. એ

સમયમાં રિવાજ હતો કે જે નગરમાં વહેપાર કરવો હોય તે નગરના રાજાને વહેપારીઓ કિંમતી રત્નો આભૂષણો તેમજ કોઈ નવીન ચીજ પોતાની પાસે હોય તે ભેટ આપતાં હતાં. તે રીતે અરહન્નક આદિ વહેપારીઓ પણ કુંભક રાજાને ભેટ આપવા માટે કિંમતી રત્નો આભૂષણો વિગેરે વસ્તુઓ સાથે લઈને મિથિલા રાજધાનીમાં કુંભક રાજા પાસે જાય છે.

દેવાનુપ્રિયો! ભૌતિક ધનની પ્રાપ્તિ માટે તેને યોગ્ય વિધિ–વિધાનો કરવા પડે છે. રાજાને રાજી કરવા માટે ભેટણું ધરવું પડે છે. તો આ ધર્મસ્થાનકમાં આવીને ચેતનરાજાને રાજી કરવા માટે કંઈ ભેટણું લેતાં આવો છો કે નહિ? તમારે જે સ્થાનમાં જવું હોય તે સ્થાનમાં જવા યોગ્ય લાયકાતી કેળવવી પડે છે ને? કોઇ રજવાડામાં જવું હોય તો તેને યોગ્ય સ્વાંગ સજીને જાઓ છો. કોર્ટમાં જવું હોય તો તે રીતે. લગ્નમાં જવાનું હોય તો લગ્નની રીતે તૈયાર થઈને જાઓ છો. વહેપારીને મળવા જવાનું હોય તો વહેપારી બનીને જાઓ છો. પાર્ટીમાં જવાનું હોય તો પાર્ટીને યોગ્ય વસ્ત્રાલંકારો સજીને જાઓ છો. તો હવે તમે રોજ ધર્મસ્થાનકમાં આવો છો તો ધર્મસ્થાનકમાં આવવા યોગ્ય લાયકાત કેળવીને આવો છો? આ ધર્મસ્થાનકમાં આશ્રવનાં દ્વાર બંધ કરીને આવવાનું છે. અહીં આવી બે ઘડી સામાયિકમાં બેસવું જોઈએ. આશ્રવનાં દ્વાર બંધ કરી સંવરના ઘરમાં આવીને બેસવાથી દુર્ગતિનાં દ્વાર બંધ થઈ જાય છે.

પરભવમાં જીવને સહાયક હોય તો તે ધર્મ છે, અત્યારે તમે જેના મોહમાં પડી, રાગમાં ફસાઈને જેને તમે મારા કરી રહ્યા છો તે કોઈ તમારું નથી. તમે કહો છો ને કે આંખ મીંચાતા સબંધ પૂરો થઈ ગયો, એ તો આંખ મીંચાઈ અને સબંધ પૂરો થયો પણ જ્ઞાનીપુરૂષો તો કહે છે કે તારા ગાઢ કર્મોનો ઉદય થશે ત્યારે તેં જેની સાથે સબંધ બાંધી જેમને મારા માનીને રાગ કર્યો છે તે લોકો ઉઘડતી આંખે પણ સબંધનો બંધ તોડી નાંખશે. તમારા સામું નહિ જુવે તે વખતે તમને દુઃખ થશે. આઘાત લાગશે. તેના કરતાં સમજણપૂર્વક સંસારના સ્નેહનો રાગ તમારી જાતે તોડી નાંખો. તેના ઉપરની મૂર્છા અને મમતા ગાળી નાંખો તો સમય આવે દુઃખ નહિ થાય, અને હીરાની ખાણ જેવા મનુષ્યભવને ઓળખીને તમે સાચા ઝવેરી બની શકશો. બીજા જન્મોમાં જ્ઞાન–દર્શન, ચારિત્ર, તપ, ક્ષમા, દયા આદિ રત્નોની પ્રાપ્તિ કરી શકાતી નથી. એટલે તે જન્મો કોલસાની ખાણ જેવાં છે. માટે મનુષ્ય જીવનને સફળ બનાવવા અનર્થની ખાણ જેવા સંસારની મમતા છોડો.

અહીં એક પ્રસંગ યાદ આવે છે. સંસાર મમતાની જાળ સમાન છે. કદાચ તેલમાં પડેલી માખી બહાર નીકળી શકે છે. પણ જે મમતાની જાળમાં ફસાઈ જાય છે તેની કેવી દશા થાય છે.

એક ગરીબ મા-બાપ છે. તે ખૂબ મહેનત કરીને પેટ ભરતા. તેમને એક દીકરો છે. આશા અમર છે. તે રીતે પોતાના દીકરાને ભણાવીને આગળ લાવવો અને તે સુખી થાય. અને આપણે સુખી થઈએ તે આશાથી કાળી મજુરી કરી ઘણાં કષ્ટ વેઠી દીકરાને સારા શહેરમાં ભણવા મૂકે છે. કુદરતનો યોગ છે કે ગરીબના છોકરાનુ ભણવા પ્રત્યે ખૂબ લક્ષ્ય સારું હોય છે. તે રીતે ટૂંકમાં છોકરો ભણીને હોંશિયાર થયો અને આવા તમારા મોજીલા શહેરમાં એક મહારાષ્ટ્રી મોટી બેંકમાં મેનેજર બન્યો. પૈસો શું નથી કરાવતું? પૈસા આવ્યા પછી પત્ની આવી, બંગલો, ગાડી મોટર, વૈભવો આવ્યાં પણ ખરેખર, તેણે મા-બાપને ભૂલવાડયાં. તેથી મોજશોખમાં પડી ગયો ને મા-બાપને વિસરી ગયો.

**"ઝૂરતા મા-બાપ પુત્રની શોધમાં"** : મોહના રાગથી રંગાયેલાં અનેક તર્કવિતર્કને અંતે માતા-પિતાએ નિર્ણય કર્યો. અરેરે....મારા દીકરાને શું થયું હશે? એકસીડન્ટ તો નહીં થયો હોય ને? આમ અનેક કલ્પાંતથી ઝૂરતા મુંબઈની અંદર આવ્યા. ચારે બાજુ તપાસ કરી. ગલી ગલી ને નાકે નાકે ફર્યા અરેરે....મારો કિશોર ક્યાં હશે? છેવટે શોધ કરતા એક બંગલાના ઝરૂખામાં પિતાએ કિશોરને જોયો.

**દીકરાને મળવાં જતાં પડેલો માર :** હર્ષભેર દોડીને દીકરાના બંગલા પાસે જાય છે. કિશોર પોતાની પત્નીને કહે છે. આ મારા ઘરડા મા-બાપ છે. જેમણે પેટે પાટા બાંધીને કાળી મજુરી કરીને મને ભણાવ્યો છે. ખરેખર, આ તો મારું તીર્થધામ છે. મારું જીવન છે. હું એના ચરણોમાં જઈ ચરણરજ ચઢાવીને આવું છું. આ શબ્દો સાંભળતાં શ્રીમતીજીએ કટુ વેણુનો વરસાદ વરસાવ્યો. આથી કિશોરનું પ્રેમાળ હૃદય પલટાઈ ગયું. અહાહા....દુનિયા ક્યાં જઈ રહી છે? એક ક્ષણ પહેલાં જે કિશોર મા-બાપને તીર્થધામ કહે છે તે બીજી ક્ષણમાં શ્રીમતીના ઓર્ડરથી આવેલા બુઢ્ઢા બાપને નોકર મારફત ધક્કા મુક્કા મરાવી કંપાઉન્ડ બહાર કાઢે છે. આ દૃશ્ય જોતાં બાપાના હૃદયમાંથી શબ્દો સરી પડયા. હે દીકરા! **"બાંધ્યા હતા આશા તણા મિનારા, બની ગયા જમીન દોસ્ત એ મિનારા".** આંખમાં આંસુ સારતો ડોસો ત્યાંથી પાછો વળી જાય છે. બંને માણસો એક ઝાડ નીચે બેસે છે. અને હૈયાના આઘાતથી ઢગલો થઈને બાપા ભોંય પડે છે. અને ત્યાં તેમનું પ્રાણ પંખેરું ઉડી જાય છે. આ બનાવ બનતા માજીના હોશકોશ ઉડી ગયા. અરેરે... કિશોર! તેં આ શું કર્યું? તારા ઘરડા મા-બાપ સામું પણ જોયું નહિ. બેટા! પિતાને પાળવાંને બદલે પ્રહાર આપ્યા? કયાં તારી એક વખતની લાગણી ને ભક્તિ અને ક્યાં આજનો કિશોર! માજીનું રૂદન જોઈ ઝાડનાં પંખી ધ્રુજી ગયા. રસ્તે જનારા માનવી પણ રડી પડયા. માજીને ભાન થઈ ગયું કે સંસાર કેવો છે! ખાનદાન માજી વેશ પરિવર્તન કરીને કામવાળી બનીને કિશોરના મહેલે ગયા.

**કામવાળીના વેશમાં માજી :** શેઠાણી બા ! તમને નોકરડીની જરૂર છે ? કિશોરની પત્ની કહે–હા. શું પગાર લેશો ? મા–બાપ તમે જે આપશો તે, છેવટમાં માજી દીકરાને ઘેર રહે છે. પણ ક્ષણે ક્ષણે પોતાના પતિ યાદ આવે છે, ને આંખમાં આંસુ સારે છે, એક દિવસ એવો આવી ગયો કે શેઠાણી બહાર ગયા છે, અને કિશોર આફીસેથી ઘેર આવે છે. માતા મધુરા શબ્દોમાં પોતાની કહાણી વાર્તા રૂપે છોકરાઓને સંભળાવે છે. આ કહાણી ઘરમાં રહેલ કિશોરે સાંભળી. તેનું હૃદય ચીરાઈ ગયું. ધિક્કાર છે મને ! મારી આવી પવિત્ર માતાને વિધવા બનાવી ! મારા પિતાના મેં પ્રાણ લીધા. અહાહા....જીવાત્મા ! તારી શું દશા થશે ? તું અહીંથી છૂટીશ પણ કર્મની કઠીન કોર્ટમાંથી કદી પણ છૂટી શકવાનો નથી. આમ વિચાર કરતાં પશ્ચાતાપનાં ઝરણામાં તેનો આત્મા પવિત્ર બનવા માંડયો. પાપનો કરાર કરી ક્ષમા માંગતો માતાના ચરણોમાં આવી ઝૂકી પડયો. માતાએ કિશોરને એકદમ હૈયા સમો ચાંપી દીધો. બેટા કિશોર ! ઉઠ બેટા ઉઠ ! અહા....માડી ! મેં આ શું કર્યું ? તારા જેવી પવિત્ર માતા પાસે મજુરીના કામ કરાવ્યા. અરે, મારા પિતાના પ્રાણ ગુમાવરાવ્યા. આ દુષ્ટ પાપી આ પાપથી કઈ રીતે છૂટશે ? આમ કલ્પાંત કરતાં કિશોર પોતાના પાપની માફી માંગે છે. પુત્રનો પ્રેમ જોતાં અને પતિનો વિયોગ યાદ આવતાં માતાનું હૈયું એકદમ ભરાઇ ગયું અને બોલી ઉઠી – અરેરે બેટા ! તારા હેત મને મળ્યા પણ તારો બાપ તો ચાલ્યો ગયો ને ? આ રીતે પોતાના પતિનું સ્મરણ થતાં એકદમ હૃદયવેધક આઘાત લાગતાં તેનું પ્રાણપંખેરું ઉડી ગયું. પછી તો કિશોર અને તેની પત્નીનો એકદમ હૃદયપલ્ટો થઈ જાય છે. (પૂ. મહાસતીજીએ આ દૃષ્ટાંતને ખૂબ વિસ્તારપૂર્વક અને આધુનિક યુગમાં વર્તતા કાળ સાથે સંકળાવીને ખૂબ સુંદર રીતે કહ્યું હતું. આ દૃષ્ટાંત સાંભળતાં શ્રોતાજનોમાંથી એક પણ માનવી એવો ન હતો કે જેની આંખો આંસુથી છલકાઇ ન હોય આ દૃષ્ટાંતની ટૂંકી નોંધ અહીંયા લખી છે) છેલ્લે સાર એ છે કે તમે સંસારમાં રહેવા છતાં માયાના બંધનથી અલિપ્ત રહો. સંસારમાં રહેવું પડે તો રહો પણ તમારામાં સંસાર ન રહેવો જોઇએ. જેમ વહાણ સમુદ્રમાં તરે છે. ચારે બાજુ જળરાશી ઉછળે છે. તેનો અડધો ભાગ પાણીમાં ડૂબેલો છે છતાં વહાણ ડૂબતું નથી. કારણ કે અંદર પાણી પ્રવેશવા પામતું નથી. તેમ આત્મ દૃષ્ટિવાળો માનવ સંસારમાં રહે છે. તેની ચારે બાજુ વાસનાનો સાગર ઉછળે છે છતાં તે ડૂબતો નથી. કારણ કે આત્મામાં વાસનાના નીર પ્રવેશવા દેતો નથી સંસારમાં રહેવા છતાં સંસારને બંધનરૂપ માને છે. તેમાંથી નીકળવા મથે છે. જે ક્ષણે તેને તક મળે તે ક્ષણે સંસારના બંધનો છોડી બહાર નીકળી જશે. પછી એક ક્ષણ પણ સંસારમાં ઉભો નહિ રહે.

આવા અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. ધર્મનાં જાણકાર સાચા ઝવેરી અરહન્નક

શ્રાવક તેમજ બીજા બધાં વહેપારીઓ રાજાને ભેટ આપવા માટે મૂલ્યવાન રત્નો, આભૂષણો લઈને મિથિલા રાજધાનીમાં આવ્યા.

"अणुपविसित्ता जेणेव कुंभए तेणेव उवागच्छन्ति, उवागच्छित्ता करयल तं महत्थं दिव्वं कुंडल जुयलं उवणेंति।" ત્યાં જઈને તેઓ કુંભક રાજા હતા ત્યાં પહોંચ્યાં ત્યાં પહોંચીને તે બધા વહેપારીઓએ રાજાને બંને હાથની અંજલિ બનાવીને તેને મસ્તકે મૂકીને નમન કર્યા. પછી સાથે લાવેલાં રત્નો વગેરે ઉપહાર તેમજ કુંડળો તેમણે રાજાને ભેટ ધર્યા.

પરદેશી વહેપારીઓએ જે અમૂલ્ય રત્નો તથા દિવ્ય કુંડળ ભેટ આપ્યા તેનો કુંભક રાજાએ સહર્ષ સ્વીકાર કર્યો. ઘણાં મૂલ્યવાન રત્નો આપ્યાં પણ આ બધામાં કુંડળની જોડી રાજાને ખૂબ પસંદ પડી. અહો! આજ સુધી ઘણાં કુંડળ જોયા પણ આવા કુંડળ મેં જોયા નથી. શું તેનું તેજ છે! શું તેનો ઘાટ છે! આ કુંડળ મારી લાડીલી પુત્રી મલ્લીકુમારીને પહેરાવું. તેના કાનમાં શોભી ઉઠશે એમ વિચાર કરી કુંભક રાજાએ પોતાની પુત્રી મલ્લીકુમારીને તે જ વખતે ત્યાં બોલાવી. બોલાવીને "तं दिव्वं कुंडल जुयलं मल्लीए विदेह राजवर कन्नगाए पिणद्धइ।" તે દિવ્ય કુંડળો વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીને પહેરાવ્યા. પહેરાવીને તેને દૂતોની સાથે ત્યાંથી કન્યાને અંતઃપુરમાં પહોંચાડી.

કુંભકરાજાની સભામાં મલ્લીકુમારી આવીને ચાલી ગઈ. ત્યારે જાણે વીજળીનો ઝબકારો ન થયો હોય! તેવો ઝબકારો થયો. મલ્લીકુમારીને જોઈને અરહન્નક આદિ પરદેશી વહેપારીઓ સ્થંભી ગયા. અહો! આપણે આ શું જોયું? શું મલ્લીકુમારીનું તેજ છે! શું તેનું રૂપ છે! આ કિન્નરી છે? વિદ્યાધરી છે! ઉર્વશી કે અપ્સરા! આનું રૂપ જ કોઈ અલૌકિક છે. આવું દિવ્યરૂપ આ પૃથ્વી ઉપર અત્યાર સુધી કોઈનું આપણે જોયું નથી. મલ્લીકુમારીનું રૂપ જોઈ સૌ સભાજનો આશ્ચર્યમાં પડી ગયા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

ચરિત્ર :–કનકમાલા રાણીએ બરાબર સ્ત્રી ચરિત્ર ભજવ્યું. એણે શું શું કર્યું તે વાત ગઈ કાલે કહેવાઈ ગઈ છે. એણે બરાબર ભવાઈ ભજવી અને બૂમ પાડી દોડો....દોડો....ઠગ મને ઠગીને ભાગી ગયો છે. આમ બોલીને રાણી જોરજોરથી રડવા લાગી. એટલે તરત કાલસંવર રાજા, પ્રધાન વિગેરે બધા દોડીને આવ્યા ને પૂછ્યું. રાણીજી! તમારી આવી દશા કોણે કરી? ત્યારે કનકમાલાએ કહ્યું–સ્વામીનાથ! જેને પુત્ર સમાન ગણીને મેં પાલન કર્યું, લાડ લડાવ્યા ને જેનું પાલનપોષણ કર્યું તે નીચ છોકરો મારા ઉપર કુદૃષ્ટિ કરવા ઉઠયો. સર્પને દૂધ પીવડાવ્યું પણ બધું ઝેર રૂપે પરિણમ્યું. નાથ! આપ આ મારા અંગોપાંગ જોઈને સમજી શકો છો કે તે

**કામવાળીના વેશમાં માજી :** શેઠાણી બા ! તમને નોકરડીની જરૂર છે ? કિશોરની પત્ની કહે–હા. શું પગાર લેશો ? મા–બાપ તમે જે આપશો તે, છેવટમાં માજી દીકરાને ઘેર રહે છે. પણ ક્ષણે ક્ષણે પોતાનો પતિ યાદ આવે છે, ને આંખમાં આંસુ સારે છે, એક દિવસ એવો આવી ગયો કે શેઠાણી બહાર ગયા છે, અને કિશોર આફીસેથી ઘેર આવે છે. માતા મધુરા શબ્દોમાં પોતાની કહાણી વાર્તા રૂપે છોકરાઓને સંભળાવે છે. આ કહાણી ઘરમાં રહેલ કિશોરે સાંભળી. તેનું હૃદય ચીરાઈ ગયું. ધિક્કાર છે મને ! મારી આવી પવિત્ર માતાને વિધવા બનાવી ! મારા પિતાના મેં પ્રાણ લીધા. અહાહા....જીવાત્મા ! તારી શું દશા થશે ? તું અહીંથી છૂટીશ પણ કર્મની કઠીન કોર્ટમાંથી કદી પણ છૂટી શકવાનો નથી. આમ વિચાર કરતાં પશ્ચાતાપનાં ઝરણામાં તેનો આત્મા પવિત્ર બનવા માંડયો. પાપનો કરાર કરી ક્ષમા માંગતો માતાના ચરણોમાં આવી ઝૂકી પડયો. માતાએ કિશોરને એકદમ હૈયા સમો ચાંપી દીધો. બેટા કિશોર ! ઉઠ બેટા ઉઠ ! અહા....માડી ! મેં આ શું કર્યું ? તારા જેવી પવિત્ર માતા પાસે મજુરીના કામ કરાવ્યા. અરે, મારા પિતાના પ્રાણ ગુમાવરાવ્યા. આ દુષ્ટ પાપી આ પાપથી કઈ રીતે છૂટશે ? આમ કલ્પાંત કરતાં કિશોર પોતાના પાપની માફી માંગે છે. પુત્રનો પ્રેમ જોતાં અને પતિનો વિયોગ યાદ આવતાં માતાનું હૈયું એકદમ ભરાઇ ગયું અને બોલી ઉઠી – અરેરે બેટા ! તારા હેત મને મળ્યા પણ તારો બાપ તો ચાલ્યો ગયો ને ? આ રીતે પોતાના પતિનું સ્મરણ થતાં એકદમ હૃદયવેધક આઘાત લાગતાં તેનું પ્રાણપંખેરું ઉડી ગયું. પછી તો કિશોર અને તેની પત્નીનો એકદમ હૃદયપલ્ટો થઈ જાય છે. (પૂ. મહાસતીજીએ આ દૃષ્ટાંતને ખૂબ વિસ્તારપૂર્વક અને આધુનિક યુગમાં વર્તતા કાળ સાથે સંકળાવીને ખૂબ સુંદર રીતે કહ્યું હતું. આ દૃષ્ટાંત સાંભળતાં શ્રોતાજનોમાંથી એક પણ માનવી એવો ન હતો કે જેની આંખો આંસુથી છલકાઇ ન હોય આ દૃષ્ટાંતની ટૂંકી નોંધ અહીંયા લખી છે) છેલ્લે સાર એ છે કે તમે સંસારમાં રહેવા છતાં માયાના બંધનથી અલિપ્ત રહો. સંસારમાં રહેવું પડે તો રહો પણ તમારામાં સંસાર ન રહેવો જોઇએ. જેમ વહાણ સમુદ્રમાં તરે છે. ચારે બાજુ જળરાશી ઉછળે છે. તેનો અડધો ભાગ પાણીમાં ડૂબેલો છે છતાં વહાણ ડૂબતું નથી. કારણ કે અંદર પાણી પ્રવેશવા પામતું નથી. તેમ આત્મ દૃષ્ટિવાળો માનવ સંસારમાં રહે છે. તેની ચારે બાજુ વાસનાનો સાગર ઉછળે છે છતાં તે ડૂબતો નથી. કારણ કે આત્મામાં વાસનાના નીર પ્રવેશવા દેતો નથી સંસારમાં રહેવા છતાં સંસારને બંધનરૂપ માને છે. તેમાંથી નીકળવા મથે છે. જે ક્ષણે તેને તક મળે તે ક્ષણે સંસારના બંધનો છોડી બહાર નીકળી જાય. પછી એક ક્ષણ પણ સંસારમાં ઉભો નહિ રહે.

આવા અરહન્નક શ્રાવકની વાત ચાલે છે. ધર્મનાં જાણકાર સાચા ઝવેરી અરહન્નક

શ્રાવક તેમજ બીજા બધાં વહેપારીઓ રાજાને ભેટ આપવા માટે મૂલ્યવાન રત્નો, આભૂષણો લઈને મિથિલા રાજધાનીમાં આવ્યા.

"अणुपविसित्ता जेणेव कुंभए तेणेव उवागच्छन्ति, उवागच्छित्ता करयल तं महत्थं दिव्वं कुंडल जुयलं उवणेंति।" ત્યાં જઈને તેઓ કુંભક રાજા હતા ત્યાં પહોંચ્યાં ત્યાં પહોંચીને તે બધા વહેપારીઓએ રાજાને બંને હાથની અંજલિ બનાવીને તેને મસ્તકે મૂકીને નમન કર્યા. પછી સાથે લાવેલાં રત્નો વગેરે ઉપહાર તેમજ કુંડળો તેમણે રાજાને ભેટ ધર્યા.

પરદેશી વહેપારીઓએ જે અમૂલ્ય રત્નો તથા દિવ્ય કુંડળ ભેટ આપ્યા તેનો કુંભક રાજાએ સહર્ષ સ્વીકાર કર્યો. ઘણાં મૂલ્યવાન રત્નો આપ્યાં પણ આ બધામાં કુંડળની જોડી રાજાને ખૂબ પસંદ પડી. અહો! આજ સુધી ઘણાં કુંડળ જોયા પણ આવા કુંડળ મેં જોયા નથી. શું તેનું તેજ છે! શું તેનો ઘાટ છે! આ કુંડળ મારી લાડીલી પુત્રી મલ્લીકુમારીને પહેરાવું. તેના કાનમાં શોભી ઉઠશે એમ વિચાર કરી કુંભક રાજાએ પોતાની પુત્રી મલ્લીકુમારીને તે જ વખતે ત્યાં બોલાવી. બોલાવીને "तं दिव्वं कुंडल जुयलं मल्लीए विदेह राजवर कन्नगाए पिणध्दइ।" તે દિવ્ય કુંડળો વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીને પહેરાવ્યા. પહેરાવીને તેને દૂતોની સાથે ત્યાંથી કન્યાને અંતઃપુરમાં પહોંચાડી.

કુંભકરાજાની સભામાં મલ્લીકુમારી આવીને ચાલી ગઈ. ત્યારે જાણે વીજળીનો ઝબકારો ન થયો હોય! તેવો ઝબકારો થયો. મલ્લીકુમારીને જોઈને અરહન્નક આદિ પરદેશી વહેપારીઓ સ્થંભી ગયા. અહો! આપણે આ શું જોયું? શું મલ્લીકુમારીનું તેજ છે! શું તેનું રૂપ છે! આ કિન્નરી છે? વિદ્યાધરી છે! ઉર્વશી કે અપ્સરા! આનું રૂપ જ કોઈ અલૌકિક છે. આવું દિવ્યરૂપ આ પૃથ્વી ઉપર અત્યાર સુધી કોઈનું આપણે જોયું નથી. મલ્લીકુમારીનું રૂપ જોઈ સૌ સભાજનો આશ્ચર્યમાં પડી ગયા. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર**:–કનકમાલા રાણીએ બરાબર સ્ત્રી ચરિત્ર ભજવ્યું. એણે શું શું કર્યું તે વાત ગઈ કાલે કહેવાઈ ગઈ છે. એણે બરાબર ભવાઈ ભજવી અને બૂમ પાડી દોડો....દોડો....ઠગ મને ઠગીને ભાગી ગયો છે. આમ બોલીને રાણી જોરજોરથી રડવા લાગી. એટલે તરત કાલસંવર રાજા, પ્રધાન વિગેરે બધા દોડીને આવ્યા ને પૂછ્યું. રાણીજી! તમારી આવી દશા કોણે કરી? ત્યારે કનકમાલાએ કહ્યું–સ્વામીનાથ! જેને પુત્ર સમાન ગણીને મેં પાલન કર્યું, લાડ લડાવ્યા ને જેનું પાલનપોષણ કર્યું તે નીચ છોકરો મારા ઉપર કુદૃષ્ટિ કરવા ઉઠયો. સર્પને દૂધ પીવડાવ્યું પણ બધું ઝેર રૂપે પરિણમ્યું. નાથ! આપ આ મારા અંગોપાંગ જોઈને સમજી શકો છો કે તે

પુત્ર કેટલો નિર્લજ, અધર્મી અને ક્રૂર કર્મનો કરનારો નીચ છે! એણે મારી લાજ લૂંટવા મારા દેહની આ દશા કરી પણ નાથ! એણે આટલો બધો જુલ્મ કર્યો છતાં આપની કૃપાથી અને કુળદેવીનાં પ્રભાવથી મારું શીયળ ખંડન થયું નથી. એટલી હું ભાગ્યશાળી છું, પણ હવે તો લોહીથી નીતરતું કપાયેલ તેનું માથું નહિ જોઉં તો હું જીવી શકીશ નહિ. માટે તેનું માથું કાપીને મારી સામે લાવો તો મને શાંતિ થાય. જુઓ, આ સંસારનો મોહ કેવો છે! રાજા માને છે કે મારી રાણી સતી શિરોમણી છે. તેમને ખબર નથી કે રાણી પ્રદ્યુમ્નકુમારમાં આસક્ત બનેલી છે. એટલે રાણીની સ્થિતિ જોઈને નિર્ણય કર્યો કે હું આ પાપી છોકરાને મારી નહિ નાંખું તો રાણી ચિતામાં પડીને બળી મરશે. એક વખતના પ્રાણપ્રિય પુત્ર એવા પ્રદ્યુમ્નકુમાર ઉપર રાજાને ખૂબ ક્રોધ આવ્યો. બસ, એ નીચ છોકરો એના મનમાં સમજે છે શું? અત્યારે જ તેને મરાવી નાખું.

**"પ્રદ્યુમ્નકુમારને મારવાની કપટજાળ"** :- કાલસંવર રાજાએ વજ્રમુખ આદિ પોતાના પુત્રોને બોલાવ્યા. અને તેમને કહ્યું–પુત્રો! પ્રદ્યુમ્નકુમાર ખૂબ નીચ છે. તેની ખૂબ નિંદા કરીને કહ્યું–એ દુષ્ટને ગમે તેમ કરીને મારી નાંખો. આમ તો એ જલ્દી મરે તેમ નથી. કારણ કે તે ઘણો બાહોશ છે. વૈતાઢયગિરિ ઉપર સોળ ભયસ્થાનોમાં તે વિજય મેળવીને આવ્યો છે. તે દિવસે એ રથમાં બેસીને આવ્યો ને તમે પગે ચાલીને આવ્યા ત્યારે એની નીચતાનું મને ભાન થઈ ગયું હતું. એ ત્યાંથી ઘણી વિદ્યાઓ મેળવીને આવ્યો છે માટે તેને જીતવો બહુ મુશ્કેલ છે. સારા નગરની પ્રજા તેને ચાહે છે. માટે તમે એવો કોઈ ઉપાય કરીને તેને મારી નાંખો કે આપણે તેને મારી નાંખ્યો છે તે વાત જાહેરમાં ન આવે. ત્યારે પુત્રોએ કહ્યું–પિતાજી! બહુ સારું. અમે એ વાતની કોઈને જાણ ન થાય તે રીતે બધું પતાવી દઈશું. આપ ચિંતા ન કરો.

બંધુઓ! સિંહને પકડવો સહેલ નથી તેમ આ પ્રદ્યુમ્નને મારવો તે આ વિદ્યાધર પુત્રોનું ગજું નથી. તેમણે વૈતાઢય પર્વત ઉપર તેમનું પરાક્રમ જોયું છે. પણ ઈર્ષ્યા ને ક્રોધ બૂરી ચીજ છે. એટલે ફરીને મારવા તૈયાર થયા. પહેલાં તો તેમણે પ્રદ્યુમ્નકુમાર સાથે પહેલાંની જેમ મિત્રતા બાંધી. એક દિવસ બધાં કહે છે ચાલો, આપણે જંગલમાં ફરવા માટે જઈએ. પ્રદ્યુમ્ન તથા વિદ્યાધરકુમારો ફરતાં ફરતાં ગાઢ જંગલમાં આવ્યા. ત્યાં એક મોટી વાવ આવી એટલે બધા કુમારો કહે છે કે આપણે આ વાવમાં સ્નાન કરીએ. એ વાવના કાંઠે એક વૃક્ષ હતું. વજ્રમુખે કહ્યું કે આપણે એવી રીતે સ્નાન કરવું છે કે આ વૃક્ષ ઉપર ચઢીને વાવડીમાં પડવાનું પછી સ્નાન કરીને બહાર આવવાનું. બોલો, સૌથી પહેલાં કોણ પડવા તૈયાર છે?

બીજા કુમારોએ કહ્યું કે આપણાં પ્રદ્યુમ્નકુમાર ભાઈ ખૂબ શૂરવીર છે. તે પહેલ કરે. પ્રદ્યુમ્નકુમાર કહે કોઈ વાંધો નહિ. હું તૈયાર છું. પ્રદ્યુમ્નકુમાર વૃક્ષ ઉપર ચઢીને વાવમાં પડવા તૈયાર થયો એટલે તેની પાસે રહેલી વિદ્યાઓએ કહ્યું કે આ લોકો તમને વાવમાં ડૂબાડીને મારી નાંખવા માટે આ માયા રચી છે. માટે તમે તમારું અસલ રૂપ ગુપ્ત કરીને બીજું રૂપ બનાવી વાવમાં પડો. એટલે પ્રદ્યુમ્નકુમારે વિદ્યાના બળથી પોતાના જેવું રૂપ બનાવીને વૃક્ષ ઉપરથી વાવમાં પડયો. પછી પોતે વાવમાં સ્નાન કરીને બહાર નીકળ્યો હોય તે રીતે પોતાનું અસલ રૂપ પ્રગટ કર્યું ને કહ્યું ભાઈઓ હું સ્નાન કરીને આવ્યો. હવે તમે પણ સ્નાન કરવા વાવમાં પડો. એટલે કાલસંવર રાજાના વજ્રમુખ આદિ પુત્રો વાવમાં કૂદી પડયા. ત્યારે મદનકુમારે વિદ્યાના બળથી એક વિદ્યાધર પુત્રને રાખીને બીજા બધાને વાવમાં નીચે માથું ને ઉપર પગ તે રીતે ઉલટાવીને સ્થંભિત કરી દીધા. આ બધું જોઇને જે કુમાર બાકી હતો તે ગભરાઈ ગયો ને દોડતો જઈ કાલસંવર રાજાને સમાચાર આપ્યા.

આ વાત સાંભળી રાજાને ખૂબ ગુસ્સો આવ્યો. એને મારવા માટે રાજા પોતે ચતુરંગીણી સેના લઈને ધમધમ કરતો આવ્યો. ત્યારે પ્રદ્યુમ્નકુમારે પણ વિદ્યાના બળથી સૈન્ય વિકુર્વ્યું. આ જોઈ રાજાને થયું આની પાસે સૈન્ય તો છે નહિ ને આટલું સૈન્ય કયાંથી લાવ્યો? હિંમત કરી રાજા એની સાથે લડવા લાગ્યો તો થોડીવારમાં રાજાનું સૈન્ય છિન્ન ભિન્ન કરી નાંખ્યું. ૦ ભાગનું સૈન્ય રહ્યું નહિ. એટલે રાજા ગભરાયો, રાજાએ પ્રધાનને કહ્યું કે હવે આપણું બળ કામ નહિ આવે. માટે તમે હમણાં આ સૈન્યને સંભાળો. હું રાણી પાસે બે વિદ્યાઓ છે તે લઈને જલ્દી પાછો આવું છું. વિદ્યાના બળથી આપણે તેને જીતી શકીશું. એટલે રાજા પ્રધાનને સૈન્ય સોંપીને વિદ્યા લેવા માટે કનકમાલા રાણી પાસે જશે.

આજે આયંબીલની ઓળીનો બીજો દિવસ છે. આજે આપણે સિધ્ધ ભગવંતોના ગુણોનું સ્મરણ કરીને સિધ્ધપદની પ્રાપ્તિ કરવા માટેની આરાધના કરવાની છે. આજે જેટલો સમય મળે તેટલું સિધ્ધ ભગવંતના ગુણોનું, તેમના સ્વરૂપનું ચિંતન-મનન કરવું. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૮૫

**આસો સુદ ૯ ને શુક્રવાર** તા. ૧-૧૦-૭૬

રાગ-દ્વેષના વિજેતા, મોક્ષ માર્ગના પ્રણેતા અને આગમના આખ્યાતા એવા સર્વજ્ઞ ભગવંતોએ વિશ્વનાં ખૂણે ખૂણે વિચરી, જગતનાં અનેક ભવ્ય જીવોને પ્રેરણાનાં

પીયુષનાં પાન કરાવતાં કહ્યું છે કે હે ભવ્ય જીવો ! અનંતકાળથી અજ્ઞાન દશામાં અટવાયેલા જીવો અશાંતિની આગમાં હોમાઈ રહ્યાં છે. દરેક જીવોને શાંતિ ગમે છે, શાંતિ ઈચ્છે છે પણ તમે કોઈને પૂછો કે ભાઈ! તને શાંતિ છે ? તો તમને ભાગ્યે જ એવો કોઈ મળશે કે જે કહેશે કે મને શાંતિ છે. ઝુંપડીમાં વસનારને ત્યાં હવેલી ચણાઈ જાય અને પગ ઘસીને ચાલનારને મોટર મળી જાય છતાં તેની બહારની વૃત્તિ ઘટતી નથી ને અંતરની દિશા સૂઝતી નથી. તેનું કારણ એક જ છે કે માનવી વૃત્તિઓનો ગુલામ બની ગયો છે. અને ભૌતિક સુખનાં નવા નવા સાધનોના બંધનમાં જકડાઈ ગયો છે. આટલાં સાધનો એને મળ્યા છતાં નવાં નવાં સાધનો મેળવવાની ઘેલછામાં બહારના અસંખ્ય વિચારો તેના મગજમાં રમતા હોય છે. એટલે સાચી શાંતિ ક્યાં છે તેનો તે વિચાર કરી શકતો નથી.

સાચી શાંતિ ક્યાંથી મળે ? આવો પ્રશ્ન જો માનવીના દિલમાં ઉઠે તો તેનો ઉપાય શોધાય અને તેને માટે ઉપાય થાય તો જરૂર શાંતિ મળે. આજનો માનવી શાંતિને ઈચ્છે છે. તેને માટે ઈલાજો કરે છે પણ આજે મોટા ભાગના મનુષ્યો અવળા ઉપાયો કરે છે. જેથી શાંતિ ઝાંઝવાના જળની માફક દૂર ને દૂર ભાગતી જાય છે, ને મનુષ્યો અશાંતિના તાપમાં શેકાઈ જાય છે. માનવી માને છે કે હું શાંતિ માટે પ્રયત્ન કરું છું છતાં સુખ કે શાંતિ મળતી નથી. દુઃખ અને અશાંતિ વધતી જાય છે. તેનું કારણ પુરૂષાર્થ અવળો છે. અને જ્યાં દુઃખ છે, અશાંતિની આગ છે ત્યાં સુખ અને શાંતિ જીવ માની બેઠો છે. પછી શાંતિ કે સુખ ક્યાંથી મળે ? જે માર્ગે જવું છે તે માર્ગનું જ્ઞાન ન હોય, તે માર્ગનો જાણકાર ભોમિયો પણ સાથે લીધો ન હોય તો સન્માર્ગને બદલે ઉન્માર્ગે ચઢી જવાય અને હેરાન થઈ જવાય છે. આજનો માનવી શાંતિના સત્માર્ગથી ભૂલો પડી અશાંતિના ઉન્માર્ગે ચઢી ગયો હોય તેમ નથી લાગતું ? લાગે છે. છતાં હજુ સન્માર્ગે આવવાનું જીવને મન થતું નથી. આ કેવી અવળાઈ છે !

મહર્ષિ પાતંજલિ એક વખત બોલ્યાં છે કે ભૌતિક સંપત્તિ, સાધનો અને પદાર્થો જ્ઞાની આત્મા માટે અંગારા સમાન છે. એટલે કે પ્રાણીમાત્ર પદાર્થનાં મોહને કારણે વિષય કષાયની જ્વાળામાં જલી રહ્યો છે. તમે એકાંતમાં બેસીને શાંત ચિત્તે વિચાર કરશો તો સમજાશે કે આખોય સંસાર રાગ-દ્વેષના દાવાનળમાં બળી રહ્યો છે. ત્યાં શાંતિ ક્યાંથી મળે ? માની લો કે કોઈ એક કરોડપતિ શેઠ છે, પણ જો તેને માનની, સત્તાની અને તૃષ્ણાની ભૂખ લાગી હોય તો શું કરોડોની મિલ્કત તેને શાંતિ આપી શકે ખરી ? "ના". જે માણસની પાસે પૈસા, પત્ની, પરિવાર આદિ બધું હોવા છતાં બીજાનું સુખ જોઈ ઈર્ષ્યાની આગમાં બળતો રહે તેને ત્રણ કાળમાં શાંતિના સદનમાં મહાલવાનું સૌભાગ્ય સાંપડતું નથી.

સામાન્ય મનુષ્યો એટલે કે મોહમાં પડેલા મનુષ્યો ભૌતિક સુખની સામગ્રી મેળવવા માટેના ઉપાયો શોધે છે. ત્યારે જેને આત્મતત્ત્વની પીછાણ થઈ છે, જડ-ચેતનનું ભેદજ્ઞાન થયું છે તેવા આત્માઓ આત્મ સંશોધનમાં લીન બને છે. સામાન્ય મનુષ્યો અંતરના દ્વાર બંધ કરીને ચર્મચક્ષુથી બાહ્ય દુનિયાનું અવલોકન કરે છે. ત્યારે આધ્યાત્મિક મહાત્માઓ ચર્મચક્ષુ બંધ કરી અંતર દૃષ્ટિથી આત્માની દુનિયાનું અવલોકન કરે છે. માનવી બહારની દુનિયામાં ઓતપ્રોત બનીને આત્માની દુનિયાને ભૂલી ગયો છે. તેને કારણે માયાની છાયામાં કાયાને કરમાવી નાંખવા છતાં જે માંગે છે તે મળતું નથી. જે શોધે છે તે જડતું નથી. ત્યારે તે હતાશ, દુઃખી અને ઉદ્વિગ્ન બની જાય છે. આટલા માટે જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે કે હે જીવ ! તેં અનાદિ કાળથી અવળો પ્રયત્ન કરી અશાંતિ મેળવી. હવે સમજણના ઘરમાં આવીને તું એવો પ્રયત્ન કરી લે કે જેથી શાશ્વત શાંતિ તને પ્રાપ્ત થાય.

શાશ્વત શાંતિ પ્રાપ્ત કરવાનો સાચો માર્ગ જેને મળી ગયો છે તેવા અરહન્નક શ્રાવક ભલે બાહ્ય સંપત્તિ માટે વહેપાર કરવા નીકળ્યા છે. સંસારમાં બેઠા છે એટલે સંસારના કાર્યો કરવા પડે છે પણ તેમાં તેમને રાગ કે મોહ નથી. સંસારમાં રહેવા છતાં તેનાથી નિરાળા હતાં. તેથી મિથિલા નગરીના કુંભક રાજાને પોતાના દિવ્ય કુંડળો ભેટ આપ્યા. તે સિવાય બીજા ઘણાં મૂલ્યવાન રત્નો પણ આપ્યા હતાં. રાજાને કુંડળ બહુ ગમ્યા એટલે તરત તેમણે પોતાની લાડીલી દીકરી મલ્લીકુમારીને સભામાં બોલાવી બધાં વહેપારીઓની સમક્ષમાં અરહન્નક શ્રાવકે ભેટ આપેલાં કુંડળ તેના કાનમાં પહેરાવ્યા. બધાની વચ્ચે મલ્લીકુમારીને રાજાએ બોલાવી તેમાં પણ એક કારણ છે કે જેમણે ભેટ આપી છે તેને એમ સંતોષ થાય કે અમારી વસ્તુ યોગ્ય પાત્રને મળી છે. મલ્લીકુમારીના કાનમાં તે કુંડળ શોભી ઉઠયા. જ્યારે કુંડળ પહેરાવ્યા ત્યારે તે ગૃહવાસમાં હતા પણ ભાવિમાં તીર્થંકર બનવાના હતાં. તીર્થંકરના દેહની કાંતિ, તેમનું રૂપ ને તેજ તો કોઈ અલૌકિક હોય છે. મલ્લી-કુમારીનું રૂપ અને તેજ જોઈને આવનાર વહેપારીઓ સ્થંભી ગયા. અહો ! આવું રૂપ તો ક્યાંય જોયું નથી. કુંડળ પહેરાવીને રાજાએ તરત તેને મોકલી દીધી. જોનારને તો એમ લાગ્યું કે જાણે ! વીજળીનો ઝબકારો થઈને વિલીન થઈ ગયો.

મલ્લીકુમારીના ગયા પછી કુંભરાજા આવેલા વહેપારીઓએ જે ભેટ આપી હતી તેનો બદલો વાળવા માટે કંઈ આપવા ઈચ્છતાં હતાં. આગળના રાજાઓમાં કેટલી નીતિ હતી ! વહેપારીઓ ભેટણું આપે તો તે લઈને બેસી રહેવાની વૃત્તિ ન હતી. જે ભેટ આપે તેનો બદલો વાળી દેતા હતાં. આજે તો જ્યાં જુઓ ત્યાં લેવાની વૃત્તિ વધી છે પણ દેવાની વૃત્તિ નથી. જેની વૃત્તિ એવી છે કે આપણુંથી બને તો

કઈ લૂટવું પણ કોઈનું લેવું નહિ તે દેવવૃત્તિ છે. અને જેની બીજાની પાસેથી લેવાની વૃત્તિ છે પણ સમય આવ્યે દેવાની વૃત્તિ નથી તે આસુરી વૃત્તિ છે. અહીં અરહન્નક આદિ વહેપારીઓએ કુંભક રાજાને દિવ્ય કુંડળ અને રત્નો ભેટ આપ્યા તે લઈને રાજાએ શું કર્યું ?

**"तए णं से कुंभए राया ते अरहन्नगे पामोक्खे नावावणियगे विउलेणं वत्थ गंध जाव उस्सुक्कं वियरइ।"** ત્યાર પછી તે કુંભક રાજાએ અરહન્નક પ્રમુખ સાંયાત્રિકોનું વિપુલ વસ્ત્રો, સુગંધિત માળાઓ અને અલંકારો વડે તેમનું સન્માન કર્યું. સન્માન કરીને તેમની વસ્તુઓ પરનો કર (મહેસૂલ) માફ કર્યો. અરહન્નક આદિ વહેપારીઓ પાસેથી ક્રયવિક્રય ઉપર મારા રાજકર્મચારીઓ કર લે નહિ તેવો પરવાનો–આજ્ઞાપત્ર રાજાએ તેમને લખી આપ્યો.

જુઓ, કુંભરાજા કેવા ગંભીર ને ઉદાર છે! તેમને મૂલ્યવાન વસ્ત્રો, આભૂષણો અને સુગંધિત માળાઓ આપીને તેમનું બહુમાન કર્યું. તેમને મીઠા વચનોથી પ્રેમપૂર્વક પૂછયું કે તમે કયાંથી આવો છો? ત્યારે તેમણે કહ્યું કે અમે ચંપાનગરીથી વહેપાર કરવા માટે આવ્યા છીએ. ત્યારે કુંભકરાજાએ કહ્યું– તમે મારી નગરીમાં ખુશીથી રહો ને વહેપાર કરી ઘણું ધન કમાઓ. તમે જે માલ લઈને આવ્યાં છો તેનું વેચાણ કરો ને નવો માલ ખરીદો.

બંધુઓ! તમે આ ધર્મસ્થાનકમાં શા માટે આવ્યાં છો? કંઈક ખરીદવાં આવ્યાં છો ને? તમારા અંતરમાં રાગ–દ્વેષ અને કષાયોના કચરા ભર્યા છે તેને બહાર કાઢીને વીતરાગવાણીનું શ્રવણ કરી તેમાંથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, દયા, ક્ષમા, સરળતા વિગેરેનો કિંમતી માલ ખરીદ કરો. વીતરાગના સંતો તેમની પાસે જે માલ ભર્યો છે તે તમને રોજ બતાવે છે. તેમાંથી તમને જે પસંદ પડે તે લઈ લો. આગળનાં શ્રાવકો ભગવાનના સમોસરણમાં વાણી સાંભળવા માટે જતાં હતાં. એક વખત વાણી સાંભળીને કંઈક મહારાજાઓ ને રાજકુમારો વૈરાગ્ય પામી જતાં અને ભગવંતને કહેતાં હતાં કે પ્રભુ! અમે અમારા માતા પિતાની આજ્ઞા લઈને આપની પાસે દીક્ષા લેવા માટે આવીએ છીએ. ત્યારે ભગવંત શું કહેતા? **"अहासुयं देवाणुप्पिया। मा पडिबंधं करेह।"** હે દેવાનુપ્રિય! તમને નિર્ગ્રંથ પ્રવચન ઉપર શ્રધ્ધા થઈ છે. સંયમ પંથે પ્રયાણ કરીને કલ્યાણ કરવા માટે તમારા આત્માનો વેગ ઉપડયો છે તો તેમાં વિલંબ કરશો નહિ.

હવે અરહન્નક શ્રાવક આદિ વહેપારીઓનું કુંભકરાજાએ વસ્ત્રાભૂષણો આપીને સન્માન કર્યું અને તેમનો કર માફ કરી મિથિલા નગરીમાં વહેપાર કરવાનો પરવાનો લખી આપ્યો. આટલું કરીને વિદાય ન કર્યા પણ તેમને માટે શું કર્યું ?

"विचरित्ता रायमग्गमोगाढेइ आवासे वियरइ पडिविसज्जेइ।" વહેપાર માટે કર માફ કરવાનું આજ્ઞાપત્ર લખી આપીને રાજાએ રાજમાર્ગ પર આવેલો પોતાનો ભવ્ય મહેલ ઉતરવા માટે આપ્યો. આ પ્રમાણે બધી વ્યવસ્થા કરી અને પછી કુંભકરાજાએ તેમને ત્યાંથી વિદાય કર્યા.

બંધુઓ! આ કુંભક રાજા કંઈ સામાન્ય ન હતાં. મોટા રાજા હતાં છતાં તેમનામાં કેટલી ઉદારતા હતી! પરદેશી વહેપારીઓનું કેટલું સ્વાગત કર્યું. તેમની સાથે પ્રેમથી વાતચીત કરી અને રહેવા માટે પોતાનો સુંદર મહેલ આપ્યો, ને વિચાર્યું કે મારી નગરીમાં પરદેશી વહેપારીઓ આવ્યા છે તો મારા નગરના વહેપારીઓની સાથે જલ્દી ઓળખાણ થાય, તેમનો વહેપાર ધમધોકાર ચાલે ને ઘણું ધન કમાઈને સંતુષ્ટ થઈને જાય, આવી તેમની વિશાળ ભાવના હતી.

કુંભકરાજાની ઉદારતા ને વિશાળતા જોઈને વહેપારીઓને ખૂબ આનંદ થયો. હર્ષ પામતાં રાજાએ આપેલા મહેલમાં આવીને તેઓ ઉતર્યા. ત્યાં રોકાયા અને પોતે જે માલ લાવ્યા હતાં તેનું વેચાણ કરવા લાગ્યા. વહેપાર ખૂબ ધમધોકાર જામ્યો છે. જે માલ લાવ્યાં છે તેના સવાયા મૂલ મળે છે. માલ વેચીને જે રકમ મળી તેમાંથી તેઓ નવો માલ ખરીદ કરવા લાગ્યા. મિથિલા નગરીમાં તેઓ ઘણાં દિવસ રોકાયા. તેમનો બધો માલ ખપી ગયો. ધાર્યા કરતાં સવાયો લાભ મળ્યો એટલે બધા વહેપારીઓ ખુશ થયાં. વહેપાર કરવા માટે નવો માલ ખરીદ કરી તેમણે પોતાનો બધો માલ તથા સામાન ગાડીઓ તથા ગાડામાં ભર્યો. અને મિથિલા નગરીમાંથી પ્રસ્થાન કરીને નીકળીને જ્યાં ગંભીરક પોતપત્તન (પાટણ) એટલે વહાણ ઉભું રાખવાનું બંદર હતું ત્યાં આવ્યા. ત્યાં જઈને વહાણ તૈયાર કર્યું. અને ગાડીઓ તથા ગાડામાંથી બધો માલસામાન ઉતારીને વહાણમાં મૂક્યો, અને દક્ષિણાનુકૂળ પવન વહેવા લાગ્યો ત્યારે તેમણે ત્યાંથી વહાણ ચલાવ્યા. ખૂબ શાંતિપૂર્વક સહીસલામત રીતે તેમના વહાણ ચંપાનગરીમાં આવ્યા. લંગર નાંખીને વહાણ ઉભું રાખ્યું. અને વહાણમાંથી ગણિમ આદિ ચાર પ્રકારનો માલ તથા બધો સામાન ઉતારીને મૂકી દીધો.

પોતાની નગરીમાં પહોંચ્યા પછી નિયમ પ્રમાણે પોતાની નગરીના રાજાને ભેટણું આપવા માટે જવા તૈયાર થયા. તેઓ મહાર્થ સાધક બહુ મૂલ્યવાન રત્નો અને દિવ્યકુંડળની જોડ લઈને ચંપાનગરીમાં અંગદેશાધિપતિ ચંદ્રચ્છાય નામના રાજા હતા ત્યાં ગયા. જઈને તેમણે મૂલ્યવાન રત્નો, અન્ય નવીન વસ્તુઓ, તેમજ દિવ્યકુંડળની જોડી ચંદ્રચ્છાય રાજાને ભેટ કરી. અંગ દેશના ચંદ્રચ્છાય રાજાએ તેમને અર્પણ કરેલ રત્નો, આભૂષણો તેમજ મહાર્થ કુંડળની જોડ વિગેરેનો સહર્ષ

સ્વીકાર કર્યો. સ્વીકાર કર્યા બાદ તેમણે અરહન્નક વિગેરે સાંયાત્રિકોને આ પ્રમાણે પૂછયું–હે દેવાનુપ્રિયો! તમે ઘણાં આકર વિગેરેમાં પરિભ્રમણ કરતાં રહો છો તેમજ લવણસમુદ્રને પણ વહાણ વડે વારંવાર પાર કરતાં રહો છો. तं अत्थियाइं केइं कहिंचि अच्छेरए दिट्ठपुव्वे? તો તમે કોઈપણ નવાઈની વાત જોઈ હોય તો બતાવો.

દેવાનુપ્રિયો! તમારામાંથી કોઈ પહેલ વહેલો પરદેશ ગયો હોય, ઘણાં દેશ જોઈને ઘણાં વખતે પોતાને ઘેર આવે ત્યારે તમારા માતા, પિતા, પત્ની બધાં તમને પૂછે છે ને કે તમે નવા નવા દેશમાં ફરી આવ્યા, ત્યાં તમે જોવાલાયક શું શું જોયું? તે તમે અમને કહો. બધા જાણવા માટે આતુરતા રાખે છે ને? તમારી વાતો સાંભળતાં તેમને એમ જ લાગે કે જાણે અહીં જ અમેરિકા ને યુરોપ ખડું થઈ ગયું ન હોય! તે રીતે ચંદ્રચ્છાય રાજાએ પણ ખૂબ આતુરતાપૂર્વક વહેપારીઓને પૂછયું કે તમે ઘણાં નગરોમાં ફર્યા. ઘણું ધન કમાઈને આવ્યા છો તો નવા નવા પ્રદેશમાં કોઈ રાજાના ભંડાર, કોઈ જોવાલાયક સ્થળ કે કોઈ રાજાનું અંતેઉર વિગેરે કંઈક આશ્ચર્યકારી નવીન જોયું છે? કે જે અત્યાર સુધીમાં કદી ન જોયું હોય? જો તમે જોયું હોય તો મને કહો. અંગદેશના અધિપતિ ચંદ્રચ્છાય રાજાની જિજ્ઞાસા જોઈને અરહન્નક પ્રમુખ વહેપારીઓએ તેમને આ પ્રમાણે કહ્યું एवं खलु सामी! હે સ્વામી! અમે અરહન્નક પ્રમુખ ઘણાં સાયાંત્રિક પોતવણિકો આ ચંપાનગરીના રહીશ છીએ. અમે એક વખત ગણિમ આદિ ચાર પ્રકારની વેચાણની વસ્તુઓ લઈને દરિયાઈ માર્ગેથી મિથિલા નગરીમાં ગયા હતા. ત્યાં અમે જે કંઈ જોયું છે તે તમારી સામે વધારે પડતું નહિ તેમજ ઓછું પણ નહિ એટલે કે ત્યાં જેવી રીતે જે રૂપમાં અમે જોયું છે તે અમે તમારી પાસે કહીએ છીએ. અમે અહીંથી વહાણમાં બેસી ઘણો માલ લઈને મિથિલા નગરીના બંદરે પહોંચ્યા. ત્યાં જઈને કુંભક રાજાના દર્શન માટે મિથિલા રાજધાનીમાં ગયા. ત્યાં જઈ રાજાના દર્શન કરી તેમની સામે મૂલ્યવાન રત્નો આદિની ભેટ તેમજ કાનના કુંડળની જોડી મૂકી. તે અમારી ભેટ સ્વીકારીને તે જ વખતે કુંભકરાજાએ પોતાની વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીને બોલાવી. બોલાવીને તેને કુંડળ પહેરાવ્યા. પહેરાવીને તરત તેમણે કન્યાને અંતઃપુરમાં મોકલી દીધી.

**तं एस णं सामी! अम्हेहिं कुंभराय भवणंसि मल्लीविदेह अच्छेरए दिट्ठे, तं नो खलु अन्ना कावि तारिसिया देवकन्ना वा जाव जारिसियाणं मल्लीविदेह।**

હે સ્વામી! અમે કુંભક રાજાના મહેલમાં સર્વગુણ સંપન્ન વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીના રૂપમાં આશ્ચર્ય જોયું છે.

હે મહારાજા ! અમે મલ્લીકુમારીના રૂપની શું વાત કરીએ ? એના જેવું અલૌકિક રૂપ અમે આજ સુધીમાં કયાંય જોયું નથી, અમારી સામે એના જેવી બીજી કોઈ દેવકન્યા, અસુરકન્યા, નાગકન્યા યક્ષકન્યા, ગંધર્વકન્યા અથવા રાજકન્યાને જોઈ નથી કે એવી વિદેહ રાજવરકન્યા મલ્લીકુમારી જેવી આશ્ચર્ય રૂપ હોય !

આ રીતે અરહન્નક પ્રમુખ સાંયાત્રિકોના મુખેથી મલ્લીકુમારીના રૂપનું આશ્ચર્ય સાંભળીને ચંદ્રચ્છાય રાજાએ અરહન્નક પ્રમુખ પોતવણિકોના વસ્ત્ર વિગેરે આપીને સત્કાર કર્યો. તેમજ મધુર વચનો વડે તેમનાં ખૂબ વખાણ કર્યા. ત્યાર બાદ રાજકીય કર માફ કરીને તેમને વિદાય કરતી વખતે કહ્યું કે "મારા તમામ રાજકર્મચારીઓએ અરહન્નક વિગેરે વહેપારીઓ પાસેથી ક્રયવિક્રયના વ્યવહારમાં રાજકીય કર લેવો નહિ." આવું આજ્ઞાપત્ર લખી આપ્યું. ત્યારપછી અરહન્નક પ્રમુખ વણિકજનોનાં મુખેથી સાંભળેલા વચનોથી મલ્લીકુમારી ઉપર ચંદ્રચ્છાય રાજાને પ્રેમ ઉત્પન્ન થયો. અને તેમણે તરત દૂતને બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિય ! તમે મિથિલા નગરીમાં જઈને કુંભક રાજાને કહો કે તમારી પુત્રી મલ્લીકુમારીને ચંદ્રચ્છાય રાજા ચાહે છે. જો તમારી પુત્રી મારું આખું રાજ્ય માંગશે તો હું તેને આખું રાજ્ય સમર્પણ કરવા તૈયાર છું.

ચંદ્રચ્છાય રાજાને મલ્લીકુમારી સાથે પૂર્વનો સ્નેહ છે એટલે તેનું નામ સાંભળતાં તેના પ્રત્યે અનુરાગ જાગ્યો. તેને નજરે જોઈ પણ નથી, વહેપારીઓના મુખેથી તેનાં રૂપ અને ગુણની પ્રશંસા સાંભળીને તેને પરણવાની ઈચ્છા થઈ. મલ્લીકુમારીને મળવા માટે તલસાટ જાગ્યો. ચંદ્રચ્છાય રાજાએ મલ્લીકુમારીને મળવા માટે એકેક ક્ષણ વસમી લાગી. તેથી ચંદ્રચ્છાય રાજાનો દૂત મિથિલા રાજધાનીમાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે.

'ચરિત્ર' :- પ્રદ્યુમ્નકુમાર સાથે યુદ્ધ કરતાં કાલસંવર રાજાનું સૈન્ય વેરણછેરણ થઈ ગયું. એટલે તેમણે વિચાર્યું કે રાણી પાસે રોહીણી અને પ્રજ્ઞપ્તિ એ બે વિદ્યાઓ છે તે લઈ આવું. આવો વિચાર કરીને તે પ્રધાનને લશ્કર સોંપી કનકમાલા રાણી પાસે આવ્યા અને કહ્યું-મારે પ્રદ્યુમ્ન સામે યુદ્ધ કરવા માટે વિદ્યાની જરૂર પડી છે માટે મને જલ્દી વિદ્યા આપ. ત્યારે રાણીએ ધીમા અવાજે કહ્યું કે મારી પાસે વિદ્યા નથી. મને પ્રદ્યુમ્ન ખૂબ વહાલો હતો તેથી મેં સ્નેહવશાત્ તેની રક્ષા ખાતર મેં તેને વિદ્યા આપી દીધી છે. મને ખબર ન હતી કે તે આવું કરશે. નાથ ! હવે શું કરું ? એમ કહીને રડવા લાગી. રાણીની વાત સાંભળીને રાજાએ કહ્યું કે તને પ્રદ્યુમ્નકુમાર ગમે તેટલો વહાલો હતો પણ તેને તું વિદ્યા આપી દે તેવી નથી, પણ તેં જો તેને વિદ્યા આપી છે તો તેમાં નક્કી ભેદ છે. નક્કી તું બગડી

છે. તેં એને તારો બનાવવા લાલચથી વિદ્યા આપી દીધી છે, તું જ કુલટા છે ને તેં જ આ ધાંધલ મચાવ્યું છે. એમ રાણીને ઠપકો આપી નિરાશ થઈને રાજા પાછા યુધ્ધ કરવા આવ્યા. ફરીને રાજા તેની સામે લડવા લાગ્યા. ત્યારે પ્રદ્યુમ્નકુમારે તેને નાગપાશથી બાંધી દીધો.

**"નારદઋષિનું આગમન"** :- પિતા અને પુત્ર બંને યુધ્ધ કરતાં હતાં તે સમયે નારદજી ત્યાં આવી પહોંચ્યા, ને તેમણે કહ્યું કે હે પ્રદ્યુમ્નકુમાર! તું કોની સામે યુધ્ધ કરે છે? આ તારા ઉપકારી પિતા છે. તેમની સામે તારાથી યુધ્ધ કરાય નહિ. આ તારી બાળક બુધ્ધિ છોડી દે ને તારા પિતાને તું નાગપાશના બંધનથી મુક્ત કરી દે. પ્રદ્યુમ્નકુમાર ખૂબ સમજુ હતો, તેને આમ પિતા સાથે લડવું ગમતું ન હતું. તે સમજતો હતો કે વૃક્ષ ગમે તેટલું ઉંચું હોય પણ કંઇ આકાશને ભેદી શકતું નથી, તેમ હું ગમે તેટલો બળવાન અને બુધ્ધિશાળી હોઉં પણ કપાળથી નાક નીચું તે નીચું છે તેમ હું પિતાજી પાસે સદા નાનો છું, પણ પ્રસંગ એવો બન્યો એટલે લડવું પડયું.

જેમ આંબા ઉપર કેરી આવે છે ત્યારે આંબો કેરીના ભારથી નમી પડે છે, દ્રાક્ષ, આંબલી, સંતરા વિગેરે ફળો આવતાં તેનાં વૃક્ષો ભારથી નીચા નમી જાય છે. અને ફળવાન હાથી અને ઘોડો પણ તેના માલિકના ચરણમાં નમી પડે છે તેમ પરાક્રમી, હોંશિયાર, વિનયવંત મદનકુમાર કાલસંવર રાજાના ચરણમાં નમી પડયો. અને તરત રાજાને નાગપાશના બંધનથી મુક્ત કર્યા. અને યુધ્ધ બંધ કરી રાજા પોતાના મહેલમાં તેમનાં પુત્ર-પરિવાર અને સૈન્યની સાથે ચાલ્યા ગયા.

પ્રદ્યુમ્નકુમારનું પરાક્રમ, વિનય, નમ્રતા, બુધ્ધિ આ બધાં ગુણો જોઇને નારદજીની છાતી ગજગજ ફુલવા લાગી. તરત તેની પાસે આવીને તેને ભેટી પડયાં ને કહ્યું- બેટા! ધન્ય છે તારી જનનીને! ત્યારે પ્રદ્યુમ્નકુમારે તેમના ચરણમાં પડી નમન કર્યું ને ગળગળો થઈને કહેવા લાગ્યો. હે મુનિરાજ! તમે આવીને યુધ્ધ બંધ કરાવ્યું. મારા પિતાજી તો ચાલ્યા ગયા. હવે આ જગતમાં મારું કોણ છે? જેમને મેં મારા સર્વસ્વ માન્યા હતા તે મારા-પિતા તો મારા શત્રુ બની ગયા છે. હવે હું ક્યાં જાઉં ને શું કરું? ત્યારે નારદજીએ કહ્યું- બેટા! તું શા માટે ગભરાય છે? તારે તો ઘણાં બધાં છે. તારા જેવું તો જગતમાં કોઇ ભાગ્યશાળી નથી. પણ તેં જન્મ ધરીને કાલસંવર રાજા પિતા અને કનકમાલા માતાને જોયાં છે એટલે એમ થાય છે કે મારું કોઈ નથી પણ સાંભળ.

તુમસા સૌભાગી નહિ જગત મેં શ્રીકૃષ્ણ સા તાત,
રૂકમણી સી ગુણવાન માતા તુમ, યદુવંશ વિખ્યાત-કો. શ્રોતા.

ત્રિખંડ અધિપતિ કૃષ્ણવાસુદેવ તારા પિતા છે ને ગુણીયલ રૂક્ષ્મણી તારી માતા છે. આવા પવિત્ર યાદવ વંશમાં તારો જન્મ થયો છે. હું તને લઈ જવા માટે આવ્યો છું. તારા વિયોગે તારી માતા અને પિતા ઝૂરે છે. માટે હવે તું વિલંબ કર્યા વિના મારી સાથે ચાલ. માણસ જો ખરા સમયે ન આવે તો તેની કોઇ કિંમત નથી. વરસાદ ચોમાસામાં વરસે તો તેની કિંમત છે. પણ જો ફાગણ કે ચૈત્ર મહિનામાં ગમે તેટલો વરસે તો તેની કોઈ કિંમત નથી.જ્યારે રાવણ સીતાજીને ઉઠાવી ગયો ત્યારે રામચંદ્રજી મુંઝાયા. તે વખતે તેમનો સાચો ભક્ત હનુમાન દોડીને આવ્યો ને દુઃખમાં રામચંદ્રજીને સહાય કરી સીતાજીનો પત્તો મેળવી આપ્યો. અને સીતાજીને લેવા જતાં વનમાં સુગ્રીવે રામચંદ્રજીને મદદ કરી. તો તેની કિંમત અંકાણી. તે રીતે હે પ્રદ્યુમ્નકુમાર ! અત્યારે તારી માતા તારા માટે કાળા પાણીએ રડે છે. કૃષ્ણજી પણ ઉદાસ બન્યાં છે. આ વખતે તું ત્યાં આવીને તારા માતા-પિતાને શાંતિ પમાડ. તું જલ્દી ચાલ. તારી શોધ કરવામાં તો તારા મા-બાપે બાકી નથી રાખ્યું. બીજી પણ એક વાત કહું છું તે સાંભળ.

"ભામા સુતકે બ્યાહ બીચમેં, જાવે માત શીર કેશ,
જો જાવે તો વહ નહીં જાવે, તુમ મન હોય કલેશ હો...." શ્રોતા

તારા પિતાજીને ઘણી રાણીઓ છે. તેમાં સત્યભામા નામની તારી સાવકી માતા છે. તેણે તારી માતા સાથે શરત કરી છે કે મારો પુત્ર પહેલો પરણે તો તારું માથું મુંડાવીને મારા પગ નીચે તારા વાળ કચરવા અને તારો પુત્ર પહેલો પરણે તો મારું માથું મુંડાવીને મારા વાળ તારા પગ નીચે કચરવા. તો હવે તેનો પુત્ર મોટો થયો છે. જો તું દ્વારકા અત્યારે નહિ આવે ને એનો પુત્ર પહેલો પરણી જશે તો તારી માતા રૂક્ષ્મણીને માથું મુંડાવવું પડશે. એના માથાના વાળ ઉતારવામાં આવશે તો તે જીવતી રહેશે નહિ. તે ઝુરીને પ્રાણ કાઢશે. માટે હવે તું જલ્દી કર.

નારદજીની વાત સાંભળીને પ્રદ્યુમ્નના મનમાં થયું કે જો મારી માતાની આવી દશા થતી હોય તો મારે તરત જવું જોઈએ. એટલે તેણે કહ્યું કે આપની વાત સો ટકા સાચી છે. હવે મારે મારા જન્મદાતા માતા-પિતાના દર્શન કરવા છે પણ કાલસંવર રાજા પિતા અને કનકમાલા માતાનો મારા ઉપર મહાન ઉપકાર છે. હું તેમની પાસે જાઉં, તેમને વંદન કરું અને પછી તેમની આજ્ઞા લઇને આવું છું. એમ કહીને તે માતા-પિતા પાસે ગયો.

**"વિદ્યાયગિરી માટે પાલક માતાપિતાની અનુજ્ઞા :–** પ્રદ્યુમ્નકુમાર કાલસંવરરાજાના મહેલે આવ્યો. આ વખતે રાજા-રાણી બંને ગમગીન બનીને બેઠાં હતા. તેમની પાસે જઈને વિનયપૂર્વક બંનેને પ્રણામ કરી નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા.

કે હે માતા-પિતા ! મેં અજ્ઞાનવશ આપ બંને પ્રત્યે મહાન અન્યાય કર્યો છે. આપને ખૂબ કષ્ટ આપ્યું છે. તો આપ મારા અપરાધને ક્ષમા કરજો. તેમજ હે માતા-પિતા મારા ઉપર આપનો મહાન ઉપકાર છે. હું તો અનાથ હતો. પહાડ ઉપર શીલા નીચે પડયો હતો: ત્યાંથી ઉપાડી લાવીને તમે મારું પાલન પોષણ કરીને મને મોટો કર્યો: આપે મને સ્હેજ પણ ઓછું આવવા દીધું નથી. પણ મેં બાળક બુધ્ધિમાં આપને ખૂબ હેરાન કર્યા હશે ! તે બધી મારી ભૂલોની હું આજે અંતઃકરણપૂર્વક ક્ષમા માંગું છું.

"મૈં બાલક હું જનની થારો; જનની મુઝે ભૂલજે નાંય,
બાર બાર હૈ કહના તુમકો; રાખજે હૃદયમાંય" હો, શ્રોતા.

હે માતા ! હું સદાને માટે તારો લાડીલો પુત્ર છું. તું કદી મને ભૂલતી નહિ. મારે વધુ જગ્યા નથી જોઈતી. એક રત્ન જેટલું તારા દિલમાં મારે માટે સ્થાન રાખજે. હું તેમાં સમાઈ જઈશ. આટલી મારી વિનંતી ધ્યાનમાં રાખજે. તમારો ઉપકાર ને પ્રેમ હું કદી ભૂલીશ નહિ. વારંવાર હું આપની પાસે ભૂલની ક્ષમા માંગું છું. મારા જન્મદાતા માતા-પિતાને મેં અત્યાર સુધી જોયાં નથી. આજ સુધી મેં આપ બંનેને જ માતા-પિતાના રૂપમાં દેખ્યાં છે. તેથી જો આપ બંનેની આજ્ઞા હોય તો હું મારા જન્મદાતા માતા-પિતાના દર્શન કરું.

બંધુઓ ! પુત્ર ગમે તેટલો કદાચ અવિનયી હોય, તોફાની હોય પણ માતા-પિતા તો તેને સ્નેહની દૃષ્ટિથી જુએ છે. અહીં પ્રદ્યુમ્ન તો ખૂબ વિનયી હતો. તેણે પોતાનો દોષ ન હોવા છતાં પોતાનો દોષ માનીને માતા-પિતા પાસે ક્ષમા માંગી. ત્યારે રાજા-રાણી બંનેને લજ્જા આવી ગઈ. રાજાના મનમાં ખૂબ દુઃખ થયું. અહો ! આ પુત્રથી મારી શોભા હતી. મેં આવા રત્ન જેવા પુત્રની કદર ન કરી. રાણીના રાગમાં પડીને હું એને મારવા ઉઠયો ત્યારે એના માતા પિતા યાદ આવ્યાં ને ! રાણીના મનમાંથી વિષયવાસના દૂર થઈ ગઈ ને તેને પોતાના પાપનો પશ્ચાતાપ થયો. અહો ! મેં પાપણીએ આ શું કર્યું ? મેં જેને રમાડયો, ખેલાવ્યો, પુત્રનો પ્રેમ આપી નાનેથી મોટો કર્યો. તેના સામે કુદૃષ્ટિ કરી ! ને તેને કલંક ચઢાવ્યું ! મારું શું થશે ? આમ કહી પ્રદ્યુમ્નકુમારને બાથમાં લઈ ભેટી પડી રડતી રડતી કહે છે બેટા ! આ તારી પાપણી માતાનું શું થશે ? જુઓ, પહેલાં આવ્યો ત્યારે એની દૃષ્ટિ કેવી મલીન હતી ! હવે તે પવિત્ર બની ગઈ. પ્રદ્યુમ્નકુમારે માતાને સમજાવીને ખૂબ શાંત કરી: પણ એને તો એટલું બધું દુઃખ થયું કે મારો તો પુત્ર પણ ગયો ને વિદ્યા પણ ગઈ. ચોરની મા કોઠીમાં મોં નાંખીને રડે તેવી રાણીની સ્થિતિ થઈ. પોતે મોટી ભૂલ કરી છે એટલે નીચું જોઈને બેસી ગઈ.

બંને પ્રદ્યુમ્નકુમારની સામે જોવાની હિંમત કરી શકતાં નથી. તેમજ પ્રદ્યુમ્નકુમારને જવાની આજ્ઞા આપતાં તેમની જીભ ઉપડતી નથી. હવે પ્રદ્યુમ્નકુમારને સોળ વર્ષ પૂરા થયા છે. સીમંધરસ્વામીના વચન છે કે રૂક્ષ્મણીને સોળ વર્ષ પછી તેનો નંદ મળશે. એ સમય આવી ગયો છે. એટલે ગમે તેમ કરે તો પણ તે જવાનો છે. હવે પ્રદ્યુમ્નકુમાર દ્વારકા જવા તૈયાર થયો છે. રાજા-રાણીની કેવી દશા થશે ને શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૮૯

**આસો સુદ ૧૦ ને શનિવાર** તા. ૨-૧૦-૭૯

અનંત જ્ઞાની, સ્યાદ્વાદના સર્જક, મિથ્યાવાદના ભંજક અને સદ્જ્ઞાનના ઉપદેશક વીતરાગ ભગવંતો ભવ્ય જીવોને ઉપદેશ આપતાં કહે છે કે હે ભવ્ય જીવો! તમે પૂર્વભવના મહાન પુણ્યે આ માનવ દેહરૂપી ખેતરને પ્રાપ્ત કર્યું છે. તેમાં તમે જ્ઞાન, ધ્યાન, તપ, ત્યાગ, નિયમ રૂપી બીજ વાવી દીધાં છે. પણ એ બીજનાં પાકનો લાભ જો તમારે સારી રીતે લેવો હોય તો ખૂબ સાવધાન રહો, જેમ ખેતરમાં ખેડૂત બીજ વાવ્યા પછી તેને પક્ષીઓ ખાઈ ન જાય તે માટે સજાગ રહે છે. તે રીતે માનવદેહ રૂપી ક્ષેત્રમાં વાવેલા બીજનો પાક ખાઈ જવા માટે બેફામ બનેલી પાંચ ઈન્દ્રિઓ રૂપી વિશાળકાય પક્ષીઓ તાકીને બેઠા છે. એ પક્ષીઓની ચાંચો ક્રોધ, માન, માયા, લોભ અને વિકારોથી ભરેલી ઘણી લાંબી છે. માટે તમે જો અસાવધાન રહેશો તો પાંચ ઈન્દ્રિઓરૂપી પક્ષીઓ તેમની ખૂબ લાંબી અને તીક્ષ્ણ ચાંચથી તમારો પાક ખાઈ જશે ને તમે હાથ ઘસતાં રહી જશો.

માનવદેહને ખેતરની ઉપમા આપીને મહાન પુરૂષો જીવને ચેતવણી આપે છે કે હે ભવ્ય જીવો! પ્રમાદ તથા નિદ્રાનો ત્યાગ કરી જલ્દી જાગૃત બનો. કારણ કે જન્મોજન્મના મિથ્યાત્વરૂપી તિમિરને ટાળીને સમ્યક્ત્વ રૂપી સૂર્યનાં કિરણો પ્રગટ કરવાની આ અમૂલ્ય તક છે. માટે ઝટ જાગો. જાગૃત બનીને સદ્ગુણ રૂપી આત્મિક ધનની સુરક્ષા કરો. સાચા સંતો તમને આવો સુંદર માર્ગ બતાવશે પણ એ માર્ગે ચાલવું તો તમારે પડશે. અત્યારે આયુષ્યનો દીપક જલી રહ્યો છે તેમાં જ્ઞાનરૂપી સૂર્યનો વિશિષ્ટ પ્રકાશ પ્રાપ્ત કરી ભવ અટવીનો લાંબો માર્ગ જલ્દી કાપી નાંખો. કારણ કે આયુષ્યનો દીપક બુઝાઈ જશે તો અંધારું થઈ જશે પછી માર્ગ કેવી રીતે કાપી શકીશ? સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે "निर्वाण दीपे किमु तैल-दानम्, चौरे गते वा किमु सावधानम् ।"

જ્યાં સુધી દીપક જલી રહ્યો છે ત્યાં સુધી તેમાં નવું તેલ પૂરી દો. દીપક બૂઝાઈ ગયા પછી અંધકારમાં તમે ક્યાં તેલ શોધવા જશો અને કેવી રીતે તેલ પૂરીને દીપક પ્રગટાવશો ? શ્લોકના બીજા પદમાં ચોરનું ઉદાહરણ આપીને જ્ઞાનીઓ સમજાવે છે કે ચોર તમારું ધન ચોરી ગયા પછી તમારા જાગવાથી કે સાવધાન રહેવાથી શું લાભ ? તે રીતે આત્મા માટે જ્ઞાનીઓ સમજાવે છે કે જ્યાં સુધી તમારું રત્નત્રય જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી ધન સુરક્ષિત છે ત્યાં સુધી તમે જાગતા રહો અને તેનો લાભ લઈ લો. જો ઈન્દ્રિઓની સહાયતાથી કામરૂપી ચોર એ ધન ચોરી જશે તો પાછળથી પસ્તાવો કરવાનો રહેશે.

બંધુઓ ! કેટલા પુણ્યથી માનવભવ મળ્યો છે તેનો વિચાર કરો. આ મનુષ્યભવ સહેજે મળ્યો નથી. મહાન મુશ્કેલીઓ વેઠયા પછી મળ્યો છે. માનવભવમાં આવતાં પહેલાં જીવે કેટલા દુઃખ વેઠયા છે તે જાણો છો ? “ના”. તો સાંભળો. જ્ઞાનીઓ કહે છે કે હે જીવ ! તું સર્વ પ્રથમ તો અનંતકાળ સુધી નિગોદમાં રહ્યો. ત્યાં એક શ્વાસોચ્છ્વાસમાં સત્તર વખત જન્મ અને સત્તર વખત મરણ કર્યા. ત્યાર પછી ત્યાંથી છૂટયા તો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયમાં સૂક્ષ્મ અને બાદરપણે અસંખ્યાતો કાળ વ્યતીત કરવો પડયો. પછી પુણ્યોદયથી ત્રસકાયમાં આવ્યો. ત્યાં વિકલેન્દ્રિય બની વિવિધ પ્રકારનાં કષ્ટ વેઠયા. આ રીતે પાંચ ઈન્દ્રિઓની પ્રાપ્તિ કરવા પહેલાં તારી કેવી કરૂણાજનક સ્થિતિ હતી તેનો વિચાર કર. વિકલેન્દ્રિયમાંથી તું આગળ વધ્યો ને પાંચ ઈન્દ્રિઓ પ્રાપ્ત કરી. પાંચ ઈન્દ્રિઓ મળી એટલે તું સુખી બની ગયો તેમ ન માની લઈશ. પાંચ ઈન્દ્રિઓ મળી પણ મન ન મળ્યું ત્યાં સુધી તું અસંજ્ઞી કહેવાયો. તેને કંઈ વિચાર, ચિંતન કે મનન કરવાની શક્તિ ન હતી. જેમ તેમ કરીને આગળ વધ્યો ને મન પણ મળી ગયું. અને સંજ્ઞી તિર્યંચ બન્યો. પણ ત્યાં તું નિર્બળ બન્યો એટલે હિંસક બળવાન પશુઓએ તને મારી નાંખ્યો. અને ક્યારેક આ જીવે પણ સ્વયં ક્રૂર હિંસક પશુ બનીને બીજા નિર્બળ પશુઓને મારીને પાપ ઉપાર્જન કર્યું. તેનું ફળ ભોગવવા માટે નરકમાં ગયો. ત્યાં ભયંકર કષ્ટો વેઠયા. ત્યાંથી નીકળીને ફરી પશુઓની યોની પ્રાપ્ત કરી. ત્યાં વધ, બંધન, ભારવહન, ભૂખ, તરસ, ઠંડી ગરમી વિગેરે મૂંગા બનીને પરાધીનપણે સહન કરી. તેમાં કોણ જાણે કેટલો સમય વ્યતીત થઈ ગયો.. આટલું કષ્ટ વેઠયાં પછી માનવભવ મળ્યો.

બંધુઓ ! માનવભવ મળી ગયો એટલે ન્યાલ થઈ ગયા તેમ સમજવાનું નથી. કંઈક જીવો અશાતા વેદનીય આદિ કર્મોના ઉદયથી કંઈક જીવો જન્મથી રોગી શરીર પામે છે. કંઈક જીવો લૂલા, લંગડા, બહેરા, અંધ બનીને દુઃખ વેઠે છે. ક્યારેક અંગોપાંગ સારા હોય છે તો તેમનું આયુષ્ય ટૂંકું હોય છે. કદાચ શરીર

સ્વસ્થ અને લાંબુ આયુષ્ય મળ્યું તેમજ પુણ્યોદયથી જ્ઞાન-દર્શનની પણ પ્રાપ્ત થઈ તો ચારિત્ર પાળવું કઠીન લાગ્યું. હવે સમજાય છે કે કેટલા કષ્ટ વેઠયાં ત્યારે આત્મકલ્યાણ કરવા માટે માનવભવનો મોકો મળ્યો છે તેને વિષય વાસનાના ગુલામ બની વ્યર્થ ગુમાવો નહિ.

જેમને માનવભવની મહત્તા સમજાઈ ગઈ છે તેવા અરહન્નક પ્રમુખ વહેપારીઓએ મલ્લીકુમારીના આશ્ચર્યકારી રૂપની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું કે રૂપ તો ઘણાંનું હોય છે પણ આનું રૂપ તો અલૌકિક છે. તેના રૂપનું તેજ વીજળીના ઝબકારાની જેમ અમારી નજર સમક્ષ તરવરે છે. રૂપ ઘણાંના હોય પણ નમણાશ નથી હોતી. રૂપ અને નમણાશ હોય તો તેવા ગુણો નથી હોતા. ગુણ વિનાનું રૂપ ફિક્કું લાગે છે. પણ આ મલ્લીકુમારીમાં તો રૂપ, નમણાશ અને ગુણનો ત્રિવેણી સંગમ છે. તેમાં અમે અર્પણ કરેલાં કુંડલ તેના કાનમાં એવા શોભી ઉઠયા કે ન પૂછો વાત. આ પ્રમાણે કહેતાં અરહન્નક પ્રમુખ વહેપારીઓનાં મુખ ઉપર હર્ષ સમાતો ન હતો.

ચંદ્રચ્છાય રાજા અને મલ્લીકુમારીને પૂર્વ ત્રીજા ભવનો સ્નેહ છે. મહાબલ રાજાના ભવમાં સાત મિત્રોએ સાથે સંયમ લીધો, સાથે સાધના કરી અને કાળધર્મ પામીને બધા જયંત વિમાનમાં ઉત્પન્ન થયાં હતાં. ત્યાંથી ચવીને સૌ અલગ અલગ દેશમાં જન્મ્યા. અને અરહન્નક આદિ વહેપારીઓનાં મુખેથી મલ્લીકુમારીના રૂપની પ્રશંસા સાંભળીને તેના દિલમાં ઝણઝણાટી પેદા થવા લાગી કે અહો! હું કોનું નામ સાંભળી રહ્યો છું! એ મલ્લીકુમારી કેવી હશે? જેમ યુધ્ધનાં રણશીંગાનો નાદ સાંભળીને હાથી પોતાનું બળ એકત્ર કરી યુધ્ધમાં વિજય મેળવવા માટે સવાર થઈ જાય છે તેમ મલ્લીકુમારીનું નામ સાંભળીને ચંદ્રચ્છાય રાજાના હૃદયમાં તેના પ્રત્યે પ્રેમ ઉભરાયો. પૂર્વનો સ્નેહ જાગૃત થયો એટલે તેણે પોતાના ખાસ દૂતને બોલાવ્યો ને કહ્યું કે હે દેવાનુપ્રિયે! તમારે ધન, સૈન્ય વિગેરે જે વસ્તુઓની જરૂર હોય તે બધી ચીજો લઈને તમે મિથિલા નગરીમાં જાઓ ને ત્યાં જઈને કુંભક રાજાની પાસે મારી સાથે મલ્લીકુમારીને પરણાવવાની માંગણી કરો. ત્યાં રાજા એમ કહે કે મારી પુત્રીને પરણવું હોય તો આખું રાજ્ય મલ્લીકુમારીને અર્પણ કરવું પડશે તો તેમ કહેજો કે મલ્લીકુમારી માટે ચંદ્રચ્છાય રાજા રાજ્ય આપવું પડશે તો આપવા તૈયાર છે. પણ મલ્લીકુમારી મને મળે તેમ કરજો. આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી દૂત હર્ષિત થયો. અને સૈન્યને લઈ ત્યાંથી રથમાં બેસીને મિથિલા નગરી તરફ જવા રવાના થયો. જેમ રાજાને મલ્લીકુમારીની લગની લાગી તેમ જો આ જીવને એવી લગની લાગે કે હવે મારે ભવમાં ભમવું નથી. જલ્દી મોક્ષમાં જવું છે. મોક્ષ મેળવવા માટે જે કરવું પડે તે કરવા તૈયાર છું તો તાકાત છે કે તે સંસારમાં ઉભો રહે!

જ્યાં સુધી દીપક જલી રહ્યો છે ત્યાં સુધી તેમાં નવું તેલ પૂરી દો. દીપક બૂઝાઈ ગયા પછી અંધકારમાં તમે કયાં તેલ શોધવા જશો અને કેવી રીતે તેલ પૂરીને દીપક પ્રગટાવશો? શ્લોકના બીજા પદમાં ચોરનું ઉદાહરણ આપીને જ્ઞાનીઓ સમજાવે છે કે ચોર તમારું ધન ચોરી ગયા પછી તમારા જાગવાથી કે સાવધાન રહેવાથી શું લાભ? તે રીતે આત્મા માટે જ્ઞાનીઓ સમજાવે છે કે જ્યાં સુધી તમારું રત્નત્રય જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી ધન સુરક્ષિત છે ત્યાં સુધી તમે જાગતા રહો અને તેનો લાભ લઈ લો. જો ઈન્દ્રિઓની સહાયતાથી કામરૂપી ચોર એ ધન ચોરી જશે તો પાછળથી પસ્તાવો કરવાનો રહેશે.

બંધુઓ! કેટલા પુણ્યથી માનવભવ મળ્યો છે તેનો વિચાર કરો. આ મનુષ્યભવ સહેજે મળ્યો નથી. મહાન મુશ્કેલીઓ વેઠયા પછી મળ્યો છે. માનવભવમાં આવતાં પહેલાં જીવે કેટલા દુઃખ વેઠયા છે તે જાણો છો? "ના". તો સાંભળો. જ્ઞાનીઓ કહે છે કે હે જીવ! તું સર્વ પ્રથમ તો અનંતકાળ સુધી નિગોદમાં રહ્યો. ત્યાં એક શ્વાસોચ્છ્વાસમાં સત્તર વખત જન્મ અને સત્તર વખત મરણ કર્યા. ત્યાર પછી ત્યાંથી છૂટયા તો પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયમાં સૂક્ષ્મ અને બાદરપણે અસંખ્યાતો કાળ વ્યતીત કરવો પડયો. પછી પુણ્યોદયથી ત્રસકાયમાં આવ્યો. ત્યાં વિકલેન્દ્રિય બની વિવિધ પ્રકારનાં કષ્ટ વેઠયા. આ રીતે પાંચ ઈન્દ્રિઓની પ્રાપ્તિ કરવા પહેલાં તારી કેવી કરૂણાજનક સ્થિતિ હતી તેનો વિચાર કર. વિકલેન્દ્રિયમાંથી તું આગળ વધ્યો ને પાંચ ઈન્દ્રિઓ પ્રાપ્ત કરી. પાંચ ઈન્દ્રિઓ મળી એટલે તું સુખી બની ગયો તેમ ન માની લઈશ. પાંચ ઈન્દ્રિઓ મળી પણ મન ન મળ્યું ત્યાં સુધી તું અસંજ્ઞી કહેવાયો. તેને કંઈ વિચાર, ચિંતન કે મનન કરવાની શક્તિ ન હતી. જેમ તેમ કરીને આગળ વધ્યો ને મન પણ મળી ગયું. અને સંજ્ઞી તિર્યંચ બન્યો. પણ ત્યાં તું નિબળ બન્યો એટલે હિંસક બળવાન પશુઓએ તને મારી નાંખ્યો. અને ક્યારેક આ જીવે પણ સ્વયં ક્રૂર હિંસક પશુ બનીને બીજા નિબળ પશુઓને મારીને પાપ ઉપાર્જન કર્યું. તેનું ફળ ભોગવવા માટે નરકમાં ગયો. ત્યાં ભયંકર કષ્ટો વેઠયા. ત્યાંથી નીકળીને ફરી પશુઓની યોની પ્રાપ્ત કરી. ત્યાં વધ, બંધન, ભારવહન, ભૂખ, તરસ, ઠંડી ગરમી વિગેરે મૂંગા બનીને પરાધીનપણે સહન કરી. તેમાં કોણ જાણે કેટલો સમય વ્યતીત થઈ ગયો. આટલું કષ્ટ વેઠયાં પછી માનવભવ મળ્યો.

બંધુઓ! માનવભવ મળી ગયો એટલે ન્યાલ થઈ ગયા તેમ સમજવાનું નથી. કંઈક જીવો અશાતા વેદનીય આદિ કર્મોના ઉદયથી કંઈક જીવો જન્મથી રોગી શરીર પામે છે. કંઈક જીવો લૂલા, લંગડા, બહેરા, અંધ બનીને દુઃખ વેઠે છે. ક્યારેક અંગોપાંગ સારા હોય છે તો તેમનું આયુષ્ય ટૂંકું હોય છે. કદાચ શરીર

સ્વસ્થ અને લાંબુ આયુષ્ય મળ્યું તેમજ પુણ્યોદયથી જ્ઞાન-દર્શનની પણ પ્રાપ્ત થઈ તો ચારિત્ર પાળવું કઠીન લાગ્યું. હવે સમજાય છે કે કેટલા કષ્ટ વેઠયાં ત્યારે આત્મકલ્યાણ કરવા માટે માનવભવનો મોકો મળ્યો છે તેને વિષય વાસનાના ગુલામ બની વ્યર્થ ગુમાવો નહિ.

જેમને માનવભવની મહત્તા સમજાઈ ગઈ છે તેવા અરહન્નક પ્રમુખ વહેપારીઓએ મલ્લીકુમારીના આશ્ચર્યકારી રૂપની ખૂબ પ્રશંસા કરી અને કહ્યું કે રૂપ તો ઘણાંનું હોય છે પણ આનું રૂપ તો અલૌકિક છે. તેના રૂપનું તેજ વીજળીના ઝબકારાની જેમ અમારી નજર સમક્ષ તરવરે છે. રૂપ ઘણાંના હોય પણ નમણાશ નથી હોતી. રૂપ અને નમણાશ હોય તો તેવા ગુણો નથી હોતા. ગુણ વિનાનું રૂપ ફિક્કું લાગે છે. પણ આ મલ્લીકુમારીમાં તો રૂપ, નમણાશ અને ગુણનો ત્રિવેણી સંગમ છે. તેમાં અમે અર્પણ કરેલાં કુંડલ તેના કાનમાં એવા શોભી ઉઠયા કે ન પૂછો વાત. આ પ્રમાણે કહેતાં અરહન્નક પ્રમુખ વહેપારીઓનાં મુખ ઉપર હર્ષ સમાતો ન હતો.

ચંદ્રચ્છાય રાજા અને મલ્લીકુમારીને પૂર્વ ત્રીજા ભવનો સ્નેહ છે. મહાબલ રાજાના ભવમાં સાત મિત્રોએ સાથે સંયમ લીધો, સાથે સાધના કરી અને કાળધર્મ પામીને બધા જયંત વિમાનમાં ઉત્પન્ન થયાં હતાં. ત્યાંથી ચવીને સૌ અલગ અલગ દેશમાં જન્મ્યા. અને અરહન્નક આદિ વહેપારીઓનાં મુખેથી મલ્લીકુમારીના રૂપની પ્રશંસા સાંભળીને તેના દિલમાં ઝણઝણાટી પેદા થવા લાગી કે અહો! હું કોનું નામ સાંભળી રહ્યો છું! એ મલ્લીકુમારી કેવી હશે? જેમ યુધ્ધનાં રણશીંગાનો નાદ સાંભળીને હાથી પોતાનું બળ એકત્ર કરી યુધ્ધમાં વિજય મેળવવા માટે સવાર થઈ જાય છે તેમ મલ્લીકુમારીનું નામ સાંભળીને ચંદ્રચ્છાય રાજાના હૃદયમાં તેના પ્રત્યે પ્રેમ ઉભરાયો. પૂર્વનો સ્નેહ જાગૃત થયો એટલે તેણે પોતાના ખાસ દૂતને બોલાવ્યો ને કહ્યું કે હે દેવાનુપ્રિય! તમારે ધન, સૈન્ય વિગેરે જે વસ્તુઓની જરૂર હોય તે બધી ચીજો લઈને તમે મિથિલા નગરીમાં જાઓ ને ત્યાં જઈને કુંભક રાજાની પાસે મારી સાથે મલ્લીકુમારીને પરણાવવાની માંગણી કરો. ત્યાં રાજા એમ કહે કે મારી પુત્રીને પરણવું હોય તો આખું રાજ્ય મલ્લીકુમારીને અર્પણ કરવું પડશે તો તેમ કહેજો કે મલ્લીકુમારી માટે ચંદ્રચ્છાય રાજા રાજ્ય આપવું પડશે તો આપવા તૈયાર છે. પણ મલ્લીકુમારી મને મળે તેમ કરજો. આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી દૂત હર્ષિત થયો. અને સૈન્યને લઈ ત્યાંથી રથમાં બેસીને મિથિલા નગરી તરફ જવા રવાના થયો. જેમ રાજાને મલ્લીકુમારીની લગની લાગી તેમ જો આ જીવને એવી લગની લાગે કે હવે મારે ભવમાં ભમવું નથી. જલ્દી મોક્ષમાં જવું છે. મોક્ષ મેળવવા માટે જે કરવું પડે તે કરવા તૈયાર છું તો તાકાત છે કે તે સંસારમાં ઉભો રહે!

હવે શાસ્ત્રકાર ત્રીજા મિત્રરાજાની વાત કરે છે. બે મિત્રોએ મલ્લીકુમારીનું નામ સાંભળ્યું. હવે ત્રીજો મિત્ર કેવી રીતે મલ્લીકુમારીનું નામ સાંભળશે તે વાત આવે છે. "तेणं कालेणं तेणं समएणं कुणाल नाम जणवए होत्था तत्थण सावत्थी नाम नयरी होत्था।" તે કાળ અને તે સમયમાં કુણાલ નામે જનપદ એટલે કે દેશ હતો. દેશ ઘણાં છે પણ તેમાં આર્યદેશ તો માત્ર સાડી પચ્ચીસ છે. એ સાડી પચ્ચીસ આર્યદેશમાં કુણાલ દેશ આર્યદેશ હતો. તે કુણાલ દેશમાં શ્રાવસ્તી નામે નગરી હતી. "तत्थणं रुप्पी कुणालाहिवइ नामं राया होत्था।" તે શ્રાવસ્તી નગરીમાં કુણાલ દેશના અધિપતિ રૂકિમ નામે રાજા હતા. રૂકિમ રાજા ખૂબ ન્યાય સંપન્ન અને પ્રજાપાલક હતા. તેની કૃપાથી પ્રજા સુખપૂર્વક વસતી હતી, તેની નગરીમાં એક પણ પ્રજાજન દુઃખી ન હતો. એવી પુણ્યવાન શ્રાવસ્તી નગરી હતી. પહેલાં એક વખત હું કહી ચૂકી છું કે નગર કોને કહેવાય ? જ્યાં કોઈનો કર લેવામાં આવતો નથી. આજે તો નાની નાની ચીજો ઉપર પણ ટેક્સ લેવામાં આવે છે. પ્રજાજનો કેટલા ત્રાસી ગયા છે. એ જમાનામાં તો કોઈ પરદેશથી માણસ નગરીમાં રહેવા આવે તો રાજાનો કાયદો હતો કે દરેક પ્રજાજન આવનાર માણસને એકેક માટીની ઈંટ અને એકેક સોનામહોર આપવાની. હવે આવનાર માણસ ગરીબ કે દુઃખી રહે ? આખી નગરીના લોકો એકેક સોનામહોર આપે એટલે કેટલી સોનામહોર થઈ જાય ! વગર કમાયે સુખી થઈ જાય. અને એકેક ઈંટ આપે તો આખું મકાન ચણાઈ જાય.

બંધુઓ ! દેખો, એ સમયના રાજાઓ પ્રજાનું દુઃખ મટાડવા માટે કેટલું કરતા હતા ? આજે કેવી પરિસ્થિતિ આવી છે ? રાજા તો રૈયતને ચૂસે છે પણ એક માતાની કુંખે જન્મેલા બે સગા ભાઈ હોય તેમાં એક ભાઈ શ્રીમંત હોય ને બીજો ગરીબ હોય તો સગો ભાઇ પણ ગરીબ ભાઈનું દુઃખ મટાડવા કે તેને મદદ કરવા તૈયાર નથી થતો. જ્યાં નામ રહે ત્યાં દેશે, પણ પોતાના ભાઈને સહાય નથી કરતો. નામનો કેટલો મોહ છે ! મૃત્યુશય્યા પર પડયો હોય છતાં સાધન તરફ નજર રહે છે. એને નામ લઈને બોલાવશો કે તરત આંખો ખોલશે. એ વખતે ઘરનું કે સ્વનું કોઈ યાદ નહિ આવે. પરંતુ જે પરદત્ત છે એવા સાધનો અને નામ યાદ આવશે. આ બધું પાછળથી મળેલું છે ને ? નામ પણ જન્મથી નથી લાવ્યો ને ? અનામી હતો માટે નામ પાડેલું છે. બીજાએ આપેલું છે. ઉછીની વસ્તુ પર આટલો બધો મોહ શો ? માનવને બારદાનની વાતો રૂચે છે, એને મેળવવા મથે છે પણ માલને કોઈ પૂછતું નથી કે મારો માલ કયો ?

હું તો તમને એ કહેવા માંગું છું કે તમે પ્રેક્ષક બનો પ્રેક્ષક તરીકે તમારો અધિકાર છે. નહિ કે નટ બનવાનો. બાહ્ય સાધન પ્રત્યે પ્રેક્ષક જેટલો સુખી છે

એટલો સંસારમાં બીજો કોઈ સુખી નથી. પ્રેક્ષક નાટકમાં આવે છે, બેસે છે, જુએ છે ને સમય પૂરો થતાં રવાના થાય છે. એને નથી પડદા સંકેલવાના કે નથી ગોઠવવાના. એને નથી સામાન ઉઠાવવાનો કે નથી મૂકવાનો. એ તો તટસ્થતાથી સમભાવથી નાટક જુએ છે, તે રીતે જે સાધક આત્મલક્ષી છે તે સાધનને નથી જોતો પણ સાધ્યને પરમાત્માને જુએ છે. એને નામથી નહિ પણ રામથી કામ છે. સાધનો ચાલ્યાં જતાં એને નથી ઉદ્વેગ કે નથી ખેદ. નામ ભૂંસાઈ જતાં નથી દુઃખ એ તો જાણે છે કે હું તો અનામી છું, એકલો છું. નામ કોઈએ આપ્યું હતું. ને એમણે ભૂંસી નાંખ્યું.

આત્માને આવી સમજણ આવી જતાં આત્મા બાહ્ય સાધનથી પાછો વળી સ્વ તરફ વળે છે. અને સંસારમાં આનંદથી જીવે છે. વસ્તુ ખસી જતાં એને ક્લેશ થતો નથી. વિદાય વખતે મૂકવાનો સમય આવે તો એ સમજે છે કે આમાં મારું હતું જ શું ? કે જે મારે છોડવું પડે તેમ છે. મારું જે છે તે તો મારી સાથે છે. જેની નજર આત્મ સામ્રાજ્ય તરફ છે તે ધૂળમાં વિસર્જન થનાર દેહની દુનિયામાં રાચે ખરો ? આપ એટલો તો વિચાર કરો કે દેહ છોડયા પછી આત્મા સાથે શું લઈ જાય છે ? આખી જિંદગીમાં આટલા મળ્યા, આટલા ગુમાવ્યા. આવી બાલ રમતમાં જીવન પૂર્ણ થયું પણ જો આધ્યાત્મિક ઓળખ ન થઈ, સ્વ તત્ત્વની પહચાન ન થઈ કે હું કોણ ? આમાં મારું શું ? એ માટેનું જોઈતું જ્ઞાન ન મળ્યું તો તમે આજે જે સંચય કર્યું છે તે બીજાને માટે જ ને ? તમે સંચય કરો છો ભેગું કરો છો ને બીજાને આપીને ચાલ્યા જાવ છો પણ પોતાને માટે શું ? જીવને હજુ મારું સ્વરૂપ શું ? એનો અનુભવ નથી. એટલે માનવ સાધન પાછળ દોટ મૂકે છે. સાધનોનો મોહ માનવને પરવશ કરી મૂકે છે. ઘણીવાર સાધનની ભુખ તૃપ્ત કરવા તે ધર્મસ્થાનોમાં ને સાધુસંતો પાસે આંટા મારતો હોય છે. ત્યાં ધર્મ કરતો હોય છે પણ પોતાને સાધનો કેમ મળે અને પોતાનું નામ કેમ આગળ આવે તેનો આડકતરી રીતે વિચાર કરતો હોય છે. ટૂંકમાં બાહ્ય ભાવ છોડી આત્મા તરફ વળો.

કુણાલ દેશમાં શ્રાવસ્તી નગરીનો રૂક્મિ રાજા નીતિ સંપન્ન છે. તેની રાણી કોણ છે તે વિશેષ ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :–પ્રદ્યુમ્નકુમારનો વિનય અને ક્ષમાનો ગુણ જોઈને કનકમાલાની મતિ સુધરી ગઈ. અરેરે....મેં પાપણીએ હાથે કરીને રત્ન જેવો દીકરો ગુમાવ્યો. હાય.... હવે શું કરું ? એમ કહીને રડે છે. કાલસંવર રાજાની આંખમાં પણ આંસુ આવ્યા. કારણ કે જન્મદાત્રી માતા પાસેથી તો છ દિવસમાં વિખૂટો પડયો છે. એટલે કનકમાલાનો જ પ્રેમ એણે જોયો છે. એને આ માતા-પિતાનો સ્નેહ છૂટતો નથી.

નારદજી કહે છે બેટા ! જલ્દી કર. ત્યારે ફરી ફરીને માતા પિતાના સામું જોતો તેમને વંદન કરીને જવા માટે પગલું ભરે છે. ત્યાં કનકમાલા કહે છે બેટા ! તું અમને મૂકીને ક્યાં જાય છે ?

**"પ્રદ્યુમ્ન જતાં માતાપિતાનો કલ્પાંત" :–** પ્રદ્યુમ્નકુમારને જતો જોઈને કનકમાલા પોતાની ભૂલનો પશ્ચાતાપ કરતી છાતીફાટ રૂદન કરવા લાગી અને કાલસંવર રાજા તો બેભાન થઈને પડી ગયા. આ દૃશ્ય જોઈ પ્રદ્યુમ્નકુમાર કહે છે હે મારા માતા–પિતા ! તમે શા માટે રડો છો ? ઝૂરો છો ? હું સદાને માટે તમારો દીકરો છું. હું ભલે દ્વારિકા જાઉં છું ત્યાં મને મારા માતા–પિતા મળશે પણ હું તમને કદી ભૂલવાનો નથી, ત્યારે રડતા હૃદયે રાજા કહે છે દીકરા ! અમે તો મહાન પાપી છીએ. મેં બાપ થઈને તારી સામે લડાઈ કરી. સારી નગરીએ જાણ્યું કે બાપ બેટા યુધ્ધે ચઢયા, હવે હું કયા મોઢે તને કહું કે તને નહિ જવા દઉં. તારી માયા મૂકાતી નથી અને તને જવા દેવાનું મન થતું નથી, પણ અમારી સ્થિતિ એવી થઈ છે કે તને ભૂલવો કેવી રીતે ? ન છૂટકે તને વસમી વિદાય આપવી પડે છે. તને વિદાય આપતાં અમારું મન માનતું નથી. અમે તને રોકવા ગમે તેટલું કરીએ છતાં તું રહેવાનો નથી. બંને જણુ અશ્રુભરી આંખે કહે છે બેટા ! તું સુખી થા. અને દીર્ઘાયુષ બન. તારા માતા–પિતાની ખૂબ સેવા કરજે ને અમને યાદ કરજે. એવા અમે અંતરના તને આશીષ આપીએ છીએ. માતા–પિતાએ આશીર્વાદ આપ્યા. ત્યાં તેના બધા ભાઈઓ આવ્યા.

વજ્રમુખ આદિ ભાઇઓને ખબર પડી કે પ્રદ્યુમ્નકુમાર જાય છે. એટલે ત્યાં આવીને કહે છે ઓ અમારા લાડીલા વીરા મદનકુમાર ! તું અમને છોડીને ક્યાં ચાલ્યો ? આટલું બોલતાં તેમની આંખમાં આંસુ આવી ગયા ને કહેવા લાગ્યા. તારા વિના અમને ગમશે નહિ. તારા વિના અમે કોની સાથે ફરવા જઈશું ? જે ભાઇઓ તેને મારવા ઉઠયાં હતાં તે રડી પડયા. આ કુમારો પ્રદ્યુમ્નકુમાર જાય છે તેથી અંદરથી ખુશ હતાં કે એ જશે એટલે અમે સુખેથી રાજ્ય કરીશું. પણ ઉપરથી મીઠાં શબ્દો બોલતાં પ્રદ્યુમ્નકુમારને ભેટી પડયા ને વિદાય આપી. ભાઇઓનો પ્રેમ નકલી હતો પણ માતા–પિતાનો પ્રેમ શુધ્ધ હતો. તેઓ બોલે છે બેટા ! તું કેવો પરાક્રમી છે ! તારામાં ગુણો કેટલા છે ! તું ક્ષણવાર અમને ભૂલાશે નહિ. તારા વિના અમને સૂનું લાગશે.

હે પ્રદ્યુમ્નકુમાર ! તેં તો તારા ગુણો અને પરાક્રમથી અમારું અને આખા નગરીના લોકોનું મન હરી લીધું છે. તારા વિનાનું અમારું જીવન કેવું છે ? જેમ મસ્તક વિનાનું શરીર, નાક વિનાનું મુખ, પાંદડા વિનાની વેલ અને પાણી વિનાનું

સરોવર શોભતું નથી. ભાવ વિનાનું દાન નકામું છે. અને જ્ઞાન વિનાના માનવીનું જીવતર નકામું છે. તેમ હે પુત્ર! તારા વિના અમારા ભવ્ય રાજમહેલ અને આ નગરી સૂની પડશે. તારા વિનાનું અમારું જીવતર ધૂળ છે. તારા વિના અમે કેવી રીતે જીવી શકીશું? આમ કહીને કાળા પાણીએ રડે છે. નગરજનોને ખબર પડી કે પ્રદ્યુમ્નકુમાર જાય છે તો લોકો પણ દોડીને આવ્યા. સૌની આંખમાં આંસુ ઉભરાયા. માતા, પિતા અને ભાઈઓ રડે છે. પ્રદ્યુમ્નકુમાર સૌને સમજાવે છે. પણ હજુ એકબીજાને છૂટા પડવાનું મન થતું નથી. સ્નેહ ભૂલાતો નથી. પણ નારદજીને હવે જલ્દી જવાની ચટપટી લાગી છે એટલે કહે છે હે પ્રદ્યુમ્નકુમાર! હવે જલ્દી કરો. સમય થઈ ગયો છે. પ્રદ્યુમ્નકુમારે બધાને સંતોષ આપી શાંત કરીને કહ્યું હવે હું ફરીને આવીશ. એમ કહીને સ્નેહનાં બંધન તોડી સૌની વિદાય લઈને પોતાની બે પત્નીઓને લઈને ત્યાંથી નીકળી ગયો ને નારદજી પાસે આવીને તેમને પ્રણામ કરીને પૂછ્યું-ઋષિશ્વર! અહીંથી દ્વારકા નગરી કેટલી દૂર છે? ત્યારે નારદજીએ કહ્યું-બેટા! દ્વારિકા નગરી નજીક નથી. આ તો વૈતાઢય પર્વત છે. અહીં તો બધા ખેચર-વિદ્યાધરો વસે છે. માનવીનું તો નામનિશાન નથી. અહીંથી પગપાળા તો કોઈથી જઈ શકાતું નથી. પણ તેથી તારે ચિંતા કરવાની જરૂર નથી. હું વિમાનની રચના કરું છું તેમાં બેસીને આપણે દ્વારિકા પહોંચી જઈશું. નારદજીના મનમાં ફાંકો હતો કે મારા જેવી કોઈની પાસે શક્તિ નથી, પણ એને ખબર નથી કે આ રૂક્મણીનો જાયો કેવો શક્તિશાળી છે!

"**પ્રદ્યુમ્નકુમારે નારદજીની કરેલી મીઠી મજાક**:-પ્રદ્યુમ્નકુમારને કૌતુક કરવું, કોઈની મજાક ઉડાવવી બહુ ગમતી હતી એટલે તેણે નારદજીને હસતાં હસતાં કહ્યું કે આપ જલ્દી વિમાન બનાવો. હું જોઉં તો ખરો કે તમે કેવું વિમાન બનાવો છો? નારદજીએ અનેક ઘૂઘરીઓથી શોભતું સુંદર વિમાન રચ્યું. તે જોઈને પ્રદ્યુમ્નકુમારે પૂછ્યું કે આ વિમાન આપણા બધાનો ભાર ઉપાડી શકશે? નારદજીના મનમાં થયું કે આ નાનકડો છોકરો શું સમજે? એને ક્યાંથી ખ્યાલ આવે કે આ વિમાન કેટલું મજબૂત છે! નારદજીએ હસતાં હસતાં કહ્યું તને આ વિમાનના સ્વરૂપની ખબર નથી. આપણાં બંનેનો ભાર આ વિમાન માટે આ આકડાના ફુલ જેટલો છે. આ વિમાનમાં હજારો શું લાખો મણ ભાર મૂકવામાં આવે તો પણ તૂટી શકતું નથી. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે જો એમ છે તો હું એ વિમાનમાં બેસું છું. એમ કહીને પ્રદ્યુમ્નકુમારે જેવો તેના ઉપર પગ મૂક્યો કે તે વિમાન તડ તડ કરતું તૂટી ગયું. એટલે હસતો હસતો નારદજીને કહે છે જુઓ, મુનિશ્વર! મેં તો ફક્ત એક પગ મૂક્યો ત્યાં આપનું વિમાન તૂટી ગયું તો એમાં બેસીને આપણે દ્વારિકા નગરી કેવી રીતે પહોંચશું? હું એમ માનતો હતો કે આપ ખૂબ જ્ઞાની છો. આપના જ્ઞાન

પ્રત્યે મને માન હતું. આપની વિદ્યાના પ્રભાવથી આપ કેવા સુંદર વિમાનની રચના કરશો એમ હું માનતો હતો પણ આપનું વિમાન તો તદ્દન નકામું નીકળ્યું. નારદજી સમજી ગયા કે આ છોકરો મહા ચતુર છે. મારાથી એને પહોંચી શકાશે નહિ. એટલે તેમણે શરમાઈને કહ્યું કે વત્સ! હવે તો હું ઘડપણથી ખખડી ગયો છું તેથી મારી રચના પણ એવી જ હોય ને? તું યુવાન છે માટે હવે તું વિમાનની રચના કર.

નારદજીની આજ્ઞા થવાથી પ્રદ્યુમ્નકુમારે સુંદર અને વિશાળ એક વિમાનની રચના કરી. તે વિમાન સોનાનું હતું. તેના ઉપર સોળ પ્રકારનાં રત્નો જડેલાં હતાં. તે મોટી મોટી ધ્વજાઓથી શણુગારેલું હતું. અને મોટા મોટા ઘંટોથી યુક્ત હતું. તેના ઉપર રહેલી ધ્વજાઓ પવનથી એવી ફરકતી હતી કે જાણે તે આકાશને સ્પર્શ કરતી ન હોય! તેમ લાગતું હતું. વાવ, કૂવા, તળાવ વિગેરેથી સુશોભિત હતું. હંસ, મોર વિગેરે પક્ષીઓથી, નાળીયેર, કેળ વિગેરે વૃક્ષોથી, ચામરો તેમજ વાજિંત્રોથી તે વિમાન શોભાયમાન હતું. તેમાં ઘણાં ઝરૂખા હતાં. આવા વિમાનની રચના કરીને પ્રદ્યુમ્ને નારદજીને કહ્યું કે હે પ્રભુ! જો આ વિમાન યોગ્ય હોય તો આપ તેના પર ચઢો ને જુઓ કે આ વિમાન કેટલું તીવ્ર ગતિએ ચાલે છે! જુઓ, તમારું બનાવેલું વિમાન તો કેવું ધીમે ધીમે ચાલતું હતું! મારું બનાવેલું વિમાન કેવું ઝડપી ચાલે છે. તે જોઈ લેજો. આમ કહીને તેણે નારદજીને સંભળાવી દીધું. અને બધા વિમાનમાં બેસી ગયાં. તેણે વિમાન આગળ ચલાવ્યું વિમાન ચાલે છે પણ પ્રદ્યુમ્નકુમારને તેમાં નવરા બેસી રહેવું ગમતું નથી. એટલે કંઈક કંઈક કૌતુક કર્યા કરે છે. નારદજીએ કહ્યું- બેટા! જલ્દી વિમાન ચલાવ. તારી માતા રૂકમણી તને મળવા આકુળ-વ્યાકુળ બની ગઈ છે.

**ઉડતા વિમાને પ્રદ્યુમ્ને કરેલી નારદજીની મશ્કરી :** નારદજીએ જલ્દી વિમાન ચલાવવાનું કહ્યું ત્યારે પ્રદ્યુમ્ને વિમાન ધીમે ધીમે ચલાવ્યું. ત્યારે નારદજીએ ફરીને કહ્યું કે કુમાર! જલ્દી વિમાન ચલાવો અને વિયોગની અગ્નિથી સળગી રહેલ રૂકમણીની મુખકાન્તિને આપના મુખરૂપી અમૃતથી સિંચીને પલ્લવિત કરો. જો તમારી માતાનું દુઃખ નાશ ન પામે તો તમારા જેવા શક્તિશાળી પુત્ર હોવાનું પ્રયોજન શું? આ પ્રમાણે નારદજીએ કહ્યું એટલે પ્રદ્યુમ્ને વાયુ વેગે વિમાન ચલાવ્યું. અને પોતાની વિદ્યાના બળથી નારદજીના મસ્તક ઉપર વજ્ર સમાન જટા બનાવી દીધી. આવું કરવાથી નારદજીના શરીરમાંથી પરસેવો છૂટી ગયો. તેમનું શરીર ધ્રુજવા લાગ્યું. મોઢામાંથી દાંત પડી ગયા. હાથ પગ જાણે કોઈએ બાંધી દીધા હોય તેમ અકડાઈ ગયા. ત્યારે નારદજીએ ક્રોધે ભરાઈને દુઃખી થઈને કહ્યું. અલ્યા છોકરા! તું આ શું કરે છે? તારા માતા, પિતા અને ભાઈઓને મળવા માટે ઉત્સાહભેર

જાય છે ને મને શા માટે હેરાન કરે છે? તું જલ્દી મારા માથેથી જટા ઉપાડી લે. મારાથી સહન થતું નથી. હું હમણાં મરી જઈશ. મારી ખોપરી તૂટી જાય છે. (હસાહસ) પણ પ્રદ્યુમ્નકુમાર જટા ઉપાડતો નથી. ત્યારે વધુ ગુસ્સે થઈને નારદજીએ કહ્યું. નાદાન છોકરા! મારે તને વધુ શું કહેવું? પણ સાંભળ. તારી માતા રૂક્મણી મને પિતા સમાન માને છે. તારા પિતા મારો આદર સત્કાર કરે છે. બધા યાદવો સેવકની માફક મારી સેવા કરે છે. લોકમાં દેવતાની માફક મારી પૂજા થાય છે. અને તું નિર્દય બનીને મને શા માટે આકુળ-વ્યાકુળ કરી રહ્યો છે?

પ્રદ્યુમ્નકુમારની આવી મશ્કરીથી નારદજીને ગુસ્સો આવ્યો: પણ અંદરથી હર્ષ થાય છે કે મારી રૂક્મણીનો નંદ કેવો હોંશિયાર છે! કોઈથી દબાય તેમ નથી. કારણ કે તેમને રાગ છે ને? જેના પ્રત્યે રાગ હોય છે તેની ગાળ પણ ગોળ જેવી ગળી લાગે છે ને મશ્કરી મીઠી લાગે છે. જો આ જગ્યાએ બીજા કોઈએ આવું કર્યું હોત તો નારદજી તેને બતાવી દેત. હવે નારદજી અકળાઈ ગયા છે. પ્રદ્યુમ્નકુમાર શું કરશે તેના ભાવ અવસરે.

●

## વ્યાખ્યાન નં. ૮૭

**આસો સુદ ૧૧ ને રવિવાર** **તા. ૩-૧૦-૭૧**

ત્રણે લોકમાં પ્રકાશ કરનારા, વિશ્વ વત્સલ, વિશ્વવિજેતા, કરૂણાસાગર ભગવંતે જગતના જીવો ઉપર અપાર કરૂણાનો ધોધ વહાવી સિધ્ધાંતની વાણી પ્રરૂપી, સિધ્ધાંત એટલે ત્રણે કાળે સિધ્ધ થયેલી વાણી તેનું નામ સિધ્ધાંત. જેમ રોગથી કંટાળેલો માણસ વૈદને શોધે છે, તરસથી આકુળ વ્યાકુળ થયેલો માનવી પાણીને શોધે છે, અને ભૂખથી પીડાતો માનવી ભોજનને શોધે છે તેમ જન્મ-જરા અને મરણના દુઃખથી ત્રાસ પામેલો જિજ્ઞાસુ જીવ દુઃખને મટાડનારા સદ્‌ગુરૂને શોધે છે. કારણ કે સદ્‌ગુરૂઓ વીતરાગ વાણીનું મંથન કરી તેમાંથી તત્ત્વ તારવીને જિજ્ઞાસુ જીવોને જ્ઞાનામૃતનું પાન કરાવે છે. સંસારની અસારતાનું ભાન કરાવે છે. તેનાથી ભવ્ય જીવો બોધ પામીને જન્મ-મરણનાં દુઃખો ટાળી શાશ્વત સુખના સ્વામી બને છે.

મહાન પુણ્યોદયે આપણને જિનશાસન મળ્યું છે. અને જિનેશ્વર ભગવંતની વાણી સાંભળવા મળી છે. પણ જીવને હજુ તેની કિંમત સમજાણી નથી. આટલા માટે જ્ઞાનીઓ કહે છે કે કોઈ પણ ચીજ કોઈને આપવી હોય તો તેની કિંમત સમજાવીને આપવી. જ્યાં સુધી વસ્તુની કિંમત સમજાતી નથી ત્યાં સુધી તેનો સદ્‌ઉપયોગ થતો નથી. તમને એક ન્યાય આપીને સમજાવું. કોઈ કરોડપતિ પિતા

તેના ત્રણ વર્ષના બાબાને મૂકીને ગુજરી ગયો. એટલે કરોડની મિલ્કતનો માલિક તો ત્રણ વર્ષનો બાબો છે ને ? તે કરોડની મિલ્કતનો માલિક હોવા છતાં તેને વહીવટ સોંપવામાં આવતો નથી કારણ કે બાળકને મિલ્કતની કિંમત સમજાઈ નથી. એટલે તેને કોઈ કહે કે હું તને ખરફીનું પેકેટ આપું તું મને દાગીના આપી દે તો તે આપવા તૈયાર થઈ જાય છે. કારણ કે મિલ્કતની કિંમત તેને સમજાઈ નથી. એટલે બાળક બાપુની મિલ્કતનો માલિક છે પણ જ્યાં સુધી મિલ્કતની કિંમત સમજતો નથી ત્યાં સુધી માલિક હોવા છતાં તેને વહીવટ સોંપવામાં આવતો નથી. તેથી કોઈ પણ ચીજ સોંપતા પહેલાં તેનામાં સદુપયોગ, દુરૂપયોગ એ સમજવાની કે તેનાં ફાયદા કે નુકશાન સમજવાની તાકાત આવી છે કે નહિ તે વિચારવું જોઈએ. જ્યાં સુધી છોકરો મોટો ન થાય ત્યાં સુધી તેની મિલ્કતનો વહીવટ તેના ટ્રસ્ટીઓ સંભાળે છે. મોટો થયા પછી યોગ્યતા હોય તો બધો વહીવટ સોંપી દે છે.

બીજો એક ન્યાય આપું. તમારો એકનો એક દીકરો છે ને પાસે કરોડની મિલ્કત છે. તમે તમારા દીકરાને તમારી મીલ્કતનો હક્કદાર માનો છો કે નહિ ? તમારો દીકરો ભવિષ્યમાં તમારી મિલ્કતનો હક્કદાર તો ખરો ને ? બોલો તો ખરા. 'હા'. તમારો દીકરો તમારી મિલ્કતનો હક્કદાર છે છતાં તમે તેને પાંચ રૂપિયાના દસ્તાવેજ ઉપર સહી કરવાનો હક્ક આપો છો ? "ના". એ દિકરો બિમાર થઈ જાય તો તેને સાજો કરવા માટે, તેને ભણાવવા માટે તમે હજારો રૂપિયાનો ખર્ચ કરી નાંખો છો પણ તમે તેને પાંચ રૂપિયાના દસ્તાવેજ ઉપર સહી કરવાનો હક્ક આપતાં નથી. તેનું કારણ શું ? તેનું એક જ કારણ છે કે બાળકમાં હજુ સમજણ નથી ત્યાં સુધી તેને કોઈ છેતરીને દસ્તાવેજ ઉપર સહી કરાવશે તો પણ કરી દેશે. પણ સમજણો થશે ત્યારે સહી કરતાં પહેલાં એ તપાસ કરશે કે આ શેનો દસ્તાવેજ છે. સમજણ વિના ગમે ત્યાં તે વિચાર્યા વગર સહી કરી દે છે એટલે મિલ્કતનો હકકદાર હોવા છતાં વહીવટ કરવાની સત્તા સમજણ વિના મળતી નથી. આ જ રીતે વીતરાગ પ્રભુના પ્રરૂપેલાં આગમોની અમૂલ્ય પેટી મળી છે પણ તેની કિંમત જીવને સમજાતી નથી ત્યાં સુધી તેનો તે માલીક બની શકતો નથી. વીતરાગી સંતો તેના ટ્રસ્ટી બનીને વહીવટ સંભાળે છે. અને જે આત્મામાં તેને ગ્રહણ કરવાની યોગ્યતા-લાયકત દેખાય છે તેને તે આપે છે. લાયકાતવાળો જીવ તેનું વાંચન, મનન કરી તે અનુસાર આચરણ કરી જન્મ-મરણની સાંકળ તોડી મોક્ષમાં જાય છે. આવી વીતરાગની વાણીમાં તાકાત છે.

મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. મલ્લીકુમારીનું રૂપ, સૌંદર્ય અલૌકિક છે, જેમનું નામ સાંભળીને બધ્ધે રાજાઓ તેમને પરણવા માટે તૈયાર થયાં, અને

તેમને માટે માંગુ કરવા દૂત મોકલ્યા. કુણાલ દેશમાં રૂકમી નામનો ન્યાય, નીતિ સંપન્ન, પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. તે "तस्सणं रुप्पिस्स धुया धारिणीए देवीए अत्तया सुबाहु नामं दारिया होत्था।" રૂક્મિ રાજાને ધારિણી નામની રાણી હતી. તેને સુબાહુ નામની પુત્રી હતી. ધારિણી દેવીના ગર્ભથી તેનો જન્મ થયો હતો. તે સુબાહુ કુમારીના હાથ પગ ખૂબ સુકોમળ હતા. તે રૂપ, આકૃતિ, યૌવન, તેમજ લાવણ્ય બધામાં સુંદર ગણાતી હતી. તેથી તે ખૂબ સુંદર અંગોવાળી અને સ્ત્રી સબંધી બધા ગુણોથી યુકત હતી. એટલે કે સ્ત્રીમાં જેટલા ગુણો હોવાં જોઈએ તે બધા સુબાહુ કુમારીમાં હતા.

"तीसेणं सुबाहु दारियाए अन्नया चाउम्मासिय मज्जणए जाए यावि होत्था।" એક દિવસ સુબાહુ પુત્રીનો ચાતુર્માસિક સ્નાન મહોત્સવનો દિવસ આવ્યો. આ સુબાહુકુમારી ભણી ગણીને યુવાન થઈ ત્યારે ચાતુર્માસના દિવસોમાં એક પવિત્ર દિવસે તેને સ્નાન મહોત્સવ ઉજવવાનું મન થયું. રાજાની રાણીઓ અને તેમની કુંવરીઓને બહાર નીકળવાનું ન હોય. તેમને તો ઓઝલમાં રહેવાનું હોય છે. એટલે તેમને ક્યારેક બહાર સ્નાન કરવા જવાનું મન થાય છે.

કોશલનરેશની રાણી કરૂણાદેવીને એક વખત નદીએ સ્નાન કરવા જવાનું મન થયું. એટલે તેણે રાજાને વાત કરી. રાજાએ જવાની આજ્ઞા આપી તેથી જળક્રીડા કરવા જવા માટેનો દિવસ નક્કી કર્યો. આ તો મહારાણી સાહેબ જવાના એટલે કોશલનરેશે આખા ગામમાં જાહેરાત કરાવી કે આવતી કાલે અગિયાર વાગ્યાથી ત્રણ વાગ્યા સુધી કોઈએ નદી કિનારે ફરવા જવું નહિ, અને નદી કિનારે ઝુંપડાવાસીઓએ અગિયારથી ત્રણ વાગ્યા સુધી ઝુંપડા બંધ કરીને બહાર ચાલ્યા જવું. આ રીતે રાજાની જાહેરાત થવાથી નદી કિનારે વસતા ઝુંપડાવાસીઓ અગિયાર વાગતાં પહેલાં ત્યાંથી ચાલ્યા ગયા. બીજા ફરવા આવનાર પણ આવતાં બંધ થયા. એટલે રાણી તેની દાસીઓની સાથે સ્નાન કરવા માટે નદી કિનારે આવ્યા.

નદીમાં સ્નાન કરી બહાર નીકળ્યા. તેથી ઠંડી લાગતાં ગરીબના ઝુંપડાઓ જલાવીને ગરમી લીધી. રાણીપણાની સત્તાથી ગરીબના ઝુંપડા બાળી નાંખ્યા. ક્યાં ભાન છે કે ગરીબની શી દશા થશે? રાણી સાહેબ તો બંગલે ચાલ્યા ગયા. હવે ત્રણ વાગે ગરીબો આવ્યા ને પોતાના ઝુંપડા બળેલા જોઈ કાળો કલ્પાંત કરવા લાગ્યા. અરેરે.... ભગવાન! હવે અમે ક્યાં જશું? બંધુઓ! સત્તાધીશોને સત્તાની ખુમારીમાં ને ધનવાનોને ધનની ખુમારીમાં ખબર નથી પડતી કે ગરીબોની શી દશા થશે? ગરીબાઈનાં દુઃખ તો જે અનુભવે તે જાણે છે. ગરીબને મન એની ઝુંપડી એ મહેલ છે. એમના સામાન સહિત ઝુંપડા બળી ગયા તેથી તેમને કેવું દુઃખ લાગ્યું હશે? નિરાધાર બનીને બેઠેલાં ઝુંપડાવાસીઓ કાળો કલ્પાંત કરે છે કે આપણાં ઝુંપડા કોણે

જલાવ્યા? આ વખતે એક ડાહ્યો માણુસ ત્યાં આવીને કહે છે ભાઈ! રાજાની રાણીને ઠંડી લાગી. એણે ઠંડી ઉડાડવા માટે તમારા ઝુંપડા જલાવી દીધા છે. આમ રડીને શું કરશો? આપણાં રાજા ખૂબ ન્યાયી છે. તેમની પાસે જઈને ફરીયાદ કરો તો કંઈક ઉપાય થશે.

ઝુંપડવાસીઓ ભેગા થઈને કરૂણ સ્વરે રૂદન કરતાં રાજમહેલ પાસે આવ્યા. રૂદન સાંભળીને રાજાએ પૂછયું કે મારી નગરીમાં કોણ દુઃખી છે કે આટલું બધું રૂદન કરે છે? ત્યાં તો મોટું ટોળું રાજા પાસે આવ્યું. એટલે રાજાએ પૂછયું કે મારા પ્રજાજનો! મારા રાજ્યમાં તમને શું દુઃખ પડયું? તમે શા માટે રડો છો? ત્યારે ગરીબો કહે છે બાપુ! અમારા ઝુંપડા જલી ગયા ને અમે ઘર વિનાનાં નિરાધાર બની ગયા. રાજાએ પૂછયું– તમારા ઝુંપડા કેવી રીતે બળ્યા? ત્યારે ગરીબો કહે છે આપના રાણીસાહેબ નદીએ સ્નાન કરવા ગયા હતા. એમને ઠંડી લાગી. તેથી એમણે ઠંડી ઉડાવવા અમારા ઝુંપડાની તાપણી કરી. અમે બધા બેહાલ બની ગયા. હવે અમે ક્યાં જઈને રહીએ? કોશલનરેશ ખૂબ ન્યાયી અને પ્રમાણિક રાજા હતાં, તેમને ત્યાં ગરીબ હોય કે શ્રીમંત હોય, સૌને સમાન ન્યાય મળતો હતો. ગરીબોની બધી વાત સાંભળી રાજાનું હૃદય દ્રવી ઉઠયું. તરત કરૂણાદેવીને બોલાવ્યા ને કહ્યું કે તમારું નામ તો કરૂણાદેવી ખોટું છે. તમે ગરીબના ઝુંપડા બાળીને અન્યાય કર્યો છે માટે બધાં દાગીના–કપડાં ઉતારી મારા મહેલમાંથી ચાલ્યા જાવ. રાજાનો ન્યાય સાંભળી પ્રજા રડી પડી. અહો ભગવાન! આપ આવું ના કરો. આપે ન્યાય કર્યો એટલે અમારા ઝુંપડા થઈ ગયા, પ્રધાને, બીજા અમલદારોએ બધાએ રાજાને ખૂબ સમજાવ્યા. પણ રાજાએ કહ્યું ન્યાય એટલે ન્યાય! સત્તાની ખુમારીમાં છકેલી રાણીને ખબર પડે કે ગરીબાઈનાં દુઃખ કેવી રીતે વેઠાય છે! ફરીને આવું કામ કરતી ભૂલી જાય.

કરૂણાદેવીની સ્થિતિ કરૂણાજનક બની ગઈ. નગરજનોને રાણીની ખૂબ દયા આવી. ગામના મુખ્ય માણુસો રાજાની પાસે આવીને કહે છે સાહેબ! મહારાણી સાહેબ તો મરણ તુલ્ય બની ગયા છે. એમના ગુનાની શિક્ષા એમને મળી ગઈ. હવે આપ માફ કરો. આખા નગરમાં હાહાકાર મચી ગયો. ઝુંપડાવાળાઓ પણ રાજાને વિનવવા લાગ્યા. બાપુ! આપ તો કરૂણાના સાગર છો. કરૂણાદેવીના ગુન્હાને માફ કરો. આપે આવો ન્યાય કર્યો તેથી અમારા ઝુંપડા બની ગયા સમજી લો. રાજા કહે એને એના ગુન્હાની બરાબર સજા થવી જોઈએ, રાજા આ વાત માન્ય કરતાં નથી. એટલે નગરજનો અને ઝુંપડાવાળા બધાં રાજાની સામે સત્યાગ્રહ કરીને બેસી ગયા. આપ રાણીસાહેબને માફ નહિ કરો ત્યાં સુધી અમે અહીંથી ઉઠવાના નથી. છેવટે રાજાએ કરૂણાદેવીને બોલાવીને ફરીને આવી ભૂલ નહિ કરું તેવી કબૂલાત

કરાવી. રાણીને ગરીબીના દુઃખનો ખ્યાલ આવ્યો ને તેનો ગર્વ ગળી ગયો. રાજાએ ગરીબોને ઝુંપડાની જગ્યાએ સારા મકાન બંધાવી આપ્યા. ટૂંકમાં કોશલનરેશ જેવી નીતિ દરેક રાજાઓ અપનાવે તો બધે રામરાજ્ય થઈ જાય. પોતાની રાણીને આવી શિક્ષા કરી. એ જોઈને નગરજનો કાન પકડી ગયા. શું આપણા મહારાજાની નીતિ છે!

કુણાલ દેશનો રૂકિમ રાજા પણ નીતિમાન હતો. તેમને તેમની પુત્રી સુબાહુનો ચાતુર્માસિક સ્નાન મહોત્સવ ઉજવવાનું મન થયું, ચાતુર્માસિક સ્નાન એટલે કે ચાતુર્માસના પવિત્ર દિવસોમાં એક સારા દિવસે ખૂબ ધામધૂમપૂર્વક તેને સ્નાન કરાવું. આવો વિચાર થતાં રૂકિમ રાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવ્યાં. બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો! આવતી કાલે સવારે સુબાહુકુમારીનું ચાતુર્માસિક સ્નાન થશે તો તમે એક કામ કરો કે આવતીકાલે સવારે રાજમાર્ગની પાસેના મુખ્ય મંડપમાં જળ તથા સ્થળનાં પાંચ વર્ણનાં પુષ્પો લાવો. તેમજ એક મોટો શ્રીદામકાંડ એટલે મોટી પુષ્પની માળા પણ લાવો. તે શ્રીદામકાંડ ગુલાબ, મોગરો વિગેરે પુષ્પોથી ગુંથાયેલો તેમજ નાસિકા તૃપ્ત થાય તેવી મઘમઘતી સુગંધવાળો હોવો જોઈએ. તેને મંડપની બરાબર વચ્ચે ઉપર તાણવામાં આવેલા ચંદરવામાં લટકાવજો. આ પ્રમાણે રાજાની આજ્ઞા સાંભળીને રાજપુરૂષોએ તેમની આજ્ઞા પ્રમાણે કામ પૂરું કર્યું. અને શ્રીદામકાંડ ચંદરવામાં વચ્ચે લટકાવ્યો.

ત્યાર પછી ફરીને કુણાલ દેશના અધિપતિએ સોનીઓને બોલાવીને કહ્યું– "खिप्पामेव भो देवाणुप्पिया! रायमग्ग मोगाढंसि पुप्फमंडवंसि णाणाविह पंचवण्णेहिं तंदुलेहिं णगरं आलिहह।" હે દેવાનુપ્રિયો! તમે સત્વરે રાજમાર્ગની પાસે બનાવવામાં આવેલા પુષ્પ મંડપમાં અનેક રંગથી રંગાયેલા ચોખાથી નગરની રચના કરો. અને તેના મધ્યભાગમાં એક પટ્ટક બનાવો. રાજાની આજ્ઞા થતાં રાજપુરૂષોએ તરત પટ્ટક બનાવ્યો. અને પછી તરત રાજાને ખબર આપી કે આપની આજ્ઞા પ્રમાણે બધું કાર્ય તૈયાર થઇ ગયું છે.

રાજાને પોતાની વહાલી પુત્રીનો સ્નાન મહોત્સવ ઉજવવાનો ઘણો હર્ષ છે. સુબાહુ કુમારી ખૂબ રૂપવંતી અને ગુણવંતી છે. તેને મૂલ્યવાન વસ્ત્રો અને ઘરેણાં પહેરાવીને શણગારી. ત્યાર પછી કુણાલાધિપતિ રૂકિમ રાજા હાથી ઉપર બેસીને ચતુરંગિણી સેના સાથે લઈ જેમાં કોઈપણ પેસી શકે નહિ તેવા મહાસુભટોના સમુહની વચ્ચે તેમજ અંતઃપુરની સાથે પોતાની પુત્રી સુબાહુ દારિકાને આગળ રાખીને જ્યાં રાજમાર્ગની પાસે પુષ્પમંડપ હતો ત્યાં ગયા. ત્યાં આવીને હાથી ઉપરથી નીચે ઉતર્યા. ઉતરીને તેઓ બધા પુષ્પ મંડપમાં જઈ તેઓ પૂર્વદિશા તરફ મુખ રાખીને એક ઉત્તમ સિંહાસન પર બેસી ગયા. ત્યારબાદ અંતઃપુરની સ્ત્રીઓએ

જલાવ્યા? આ વખતે એક ડાહ્યો માણસ ત્યાં આવીને કહે છે ભાઈ! રાજાની રાણીને ઠંડી લાગી. એણે ઠંડી ઉડાડવા માટે તમારા ઝુંપડા જલાવી દીધા છે. આમ રડીને શું કરશો? આપણાં રાજા ખૂબ ન્યાયી છે. તેમની પાસે જઈને ફરીયાદ કરો તો કંઈક ઉપાય થશે.

ઝુંપડવાસીઓ ભેગા થઈને કરૂણ સ્વરે રૂદન કરતાં રાજમહેલ પાસે આવ્યા. રૂદન સાંભળીને રાજાએ પૂછયું કે મારી નગરીમાં કોણ દુઃખી છે કે આટલું બધું રૂદન કરે છે? ત્યાં તો મોટું ટોળું રાજા પાસે આવ્યું. એટલે રાજાએ પૂછયું કે મારા પ્રજાજનો! મારા રાજ્યમાં તમને શું દુઃખ પડયું? તમે શા માટે રડો છો? ત્યારે ગરીબો કહે છે બાપુ! અમારા ઝુંપડા જલી ગયા ને અમે ઘર વિનાનાં નિરાધાર બની ગયા. રાજાએ પૂછયું– તમારા ઝુંપડા કેવી રીતે બળ્યા? ત્યારે ગરીબો કહે છે આપના રાણીસાહેબ નદીએ સ્નાન કરવા ગયા હતા. એમને ઠંડી લાગી. તેથી એમણે ઠંડી ઉડાવવા અમારા ઝુંપડાની તાપણી કરી. અમે બધા બેહાલ બની ગયા. હવે અમે ક્યાં જઈને રહીએ? કોશલનરેશ ખૂબ ન્યાયી અને પ્રમાણિક રાજા હતાં, તેમને ત્યાં ગરીબ હોય કે શ્રીમંત હોય, સૌને સમાન ન્યાય મળતો હતો. ગરીબોની બધી વાત સાંભળી રાજાનું હૃદય દ્રવી ઉઠયું. તરત કરૂણાદેવીને બોલાવ્યા ને કહ્યું કે તમારું નામ તો કરૂણાદેવી ખોટું છે. તમે ગરીબના ઝુંપડા બાળીને અન્યાય કર્યો છે માટે બધાં દાગીના–કપડાં ઉતારી મારા મહેલમાંથી ચાલ્યા જાવ. રાજાનો ન્યાય સાંભળી પ્રજા રડી પડી. અહો ભગવાન! આપ આવું ના કરો. આપે ન્યાય કર્યો એટલે અમારા ઝુંપડા થઈ ગયા, પ્રધાને, બીજા અમલદારોએ બધાએ રાજાને ખૂબ સમજાવ્યા. પણ રાજાએ કહ્યું ન્યાય એટલે ન્યાય! સત્તાની ખુમારીમાં છકેલી રાણીને ખબર પડે કે ગરીબાઈનાં દુઃખ કેવી રીતે વેઠાય છે! ફરીને આવું કામ કરતી ભૂલી જાય.

કરૂણાદેવીની સ્થિતિ કરૂણાજનક બની ગઈ. નગરજનોને રાણીની ખૂબ દયા આવી. ગામના મુખ્ય માણસો રાજાની પાસે આવીને કહે છે સાહેબ! મહારાણી સાહેબ તો મરણ તુલ્ય બની ગયા છે. એમના ગુનાની શિક્ષા એમને મળી ગઈ. હવે આપ માફ કરો. આખા નગરમાં હાહાકાર મચી ગયો. ઝુંપડાવાળાઓ પણ રાજાને વિનવવા લાગ્યા. બાપુ! આપ તો કરૂણાના સાગર છો. કરૂણાદેવીના ગુન્હાને માફ કરો. આપે આવો ન્યાય કર્યો તેથી અમારા ઝુંપડા બની ગયા સમજી લો. રાજા કહે એને એના ગુન્હાની બરાબર સજા થવી જોઈએ, રાજા આ વાત માન્ય કરતાં નથી. એટલે નગરજનો અને ઝુંપડાવાળા બધાં રાજાની સામે સત્યાગ્રહ કરીને બેસી ગયા. આપ રાણીસાહેબને માફ નહિ કરો ત્યાં સુધી અમે અહીંથી ઉઠવાના નથી. છેવટે રાજાએ કરૂણાદેવીને બોલાવીને ફરીને આવી ભૂલ નહિ કરું તેવી કબૂલાત

કરાવી. રાણીને ગરીબીના દુઃખનો ખ્યાલ આવ્યો ને તેનો ગર્વ ગળી ગયો. રાજાએ ગરીબોને ઝુંપડાની જગ્યાએ સારા મકાન બંધાવી આપ્યા. ટૂંકમાં કોશલનરેશ જેવી નીતિ દરેક રાજાઓ અપનાવે તો બધે રામરાજ્ય થઈ જાય. પોતાની રાણીને આવી શિક્ષા કરી. એ જોઈને નગરજનો કાન પકડી ગયા. શું આપણા મહારાજાની નીતિ છે!

કુણાલ દેશનો રૂકિમ રાજા પણ નીતિમાન હતો. તેમને તેમની પુત્રી સુબાહુનો ચાતુર્માસિક સ્નાન મહોત્સવ ઉજવવાનું મન થયું, ચાતુર્માસિક સ્નાન એટલે કે ચાતુર્માસના પવિત્ર દિવસોમાં એક સારા દિવસે ખૂબ ધામધૂમપૂર્વક તેને સ્નાન કરાવું. આવો વિચાર થતાં રૂકિમ રાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવ્યાં. બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો! આવતી કાલે સવારે સુબાહુકુમારીનું ચાતુર્માસિક સ્નાન થશે તો તમે એક કામ કરો કે આવતીકાલે સવારે રાજમાર્ગની પાસેના મુખ્ય મંડપમાં જળ તથા સ્થળનાં પાંચ વર્ણનાં પુષ્પો લાવો. તેમજ એક મોટો શ્રીદામકાંડ એટલે મોટી પુષ્પની માળા પણ લાવો. તે શ્રીદામકાંડ ગુલાબ, મોગરા વિગેરે પુષ્પોથી ગુંથાયેલો તેમજ નાસિકા તૃપ્ત થાય તેવી મઘમઘતી સુગંધવાળો હોવો જોઈએ. તેને મંડપની બરાબર વચ્ચે ઉપર તાણવામાં આવેલા ચંદરવામાં લટકાવજો. આ પ્રમાણે રાજાની આજ્ઞા સાંભળીને રાજપુરૂષોએ તેમની આજ્ઞા પ્રમાણે કામ પૂરું કર્યું. અને શ્રીદામકાંડ ચંદરવામાં વચ્ચે લટકાવ્યો.

ત્યાર પછી ફરીને કુણાલ દેશના અધિપતિએ સોનીઓને બોલાવીને કહ્યું– "खिप्पामेव भो देवाणुप्पिया! रायमग्ग मोगाढंसि पुप्फमंडवंसि णाणाविह पंचवण्णेहिं तंदुलेहिं णगरं आलिहह!" હે દેવાનુપ્રિયો! તમે સત્વરે રાજમાર્ગની પાસે બનાવવામાં આવેલા પુષ્પ મંડપમાં અનેક રંગથી રંગાયેલા ચોખાથી નગરની રચના કરો. અને તેના મધ્યભાગમાં એક પટ્ટક બનાવો. રાજાની આજ્ઞા થતાં રાજપુરૂષોએ તરત પટ્ટક બનાવ્યો. અને પછી તરત રાજાને ખબર આપી કે આપની આજ્ઞા પ્રમાણે બધું કાર્ય તૈયાર થઇ ગયું છે.

રાજાને પોતાની વહાલી પુત્રીનો સ્નાન મહોત્સવ ઉજવવાનો ઘણો હર્ષ છે. સુબાહુ કુમારી ખૂબ રૂપવંતી અને ગુણવંતી છે. તેને મૂલ્યવાન વસ્ત્રો અને ઘરેણા પહેરાવીને શણગારી. ત્યાર પછી કુણાલાધિપતિ રૂકિમ રાજા હાથી ઉપર બેસીને ચતુરંગિણી સેના સાથે લઈ જેમાં કોઈપણ પેસી શકે નહિ તેવા મહાસુભટોના સમુહની વચ્ચે તેમજ અંતઃપુરની સાથે પોતાની પુત્રી સુબાહુ દારિકાને આગળ રાખીને જ્યાં રાજમાર્ગની પાસે પુષ્પમંડપ હતો ત્યાં ગયા. ત્યાં આવીને હાથી ઉપરથી નીચે ઉતર્યા. ઉતરીને તેઓ બધા પુષ્પ મંડપમાં જઈ તેઓ પૂર્વદિશા તરફ મુખ રાખીને એક ઉત્તમ સિંહાસન પર બેસી ગયા. ત્યારબાદ અંતઃપુરની સ્ત્રીઓએ

સુબાહુ કુમારીને પટ્ટક ઉપર બેસાડી. સુબાહુકુમારીના સ્નાન મહોત્સવમાં ઘણાં માણસો આવ્યાં છે. મોટો વિશાળ મંડપ નાનો દેખાવા લાગ્યો. હવે સુબાહુકુમારીને બધા કેવી રીતે સ્નાન કરાવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર સુંદર વિમાનમાં બેસીને નારદજી સાથે દ્વારિકા નગરીમાં જઈ રહ્યા છે. પ્રદ્યુમ્ને નારદજીના માથે મોટી લોખંડી વજ્ર જેવી જટા બનાવી. તેનાથી નારદજી ત્રાસી ગયા. ખૂબ કરગર્યા ત્યારે માયા સંકેલી લીધી ને વિમાન ધીમે ધીમે ચલાવવા લાગ્યો ત્યારે નારદઋષિએ કહ્યું-બેટા ! તું જલ્દી વિમાન ચલાવ. ત્યારે પ્રદ્યુમ્ને એવું ઝડપી વિમાન ચલાવ્યું કે નારદજી તો ધ્રુજી ઉઠયા. તેમને ચક્કર આવી ગયા. ત્યારે નારદજીએ કહ્યું-આટલું ઝડપી શા માટે ચલાવે છે ? હું તો ગભરાઈ ગયો. ત્યારે ગુસ્સે થઈને પ્રદ્યુમ્ને કહ્યું તો હું કેવી રીતે ચલાવું ? ધીમે ચલાવું છું તો કહો છો કે જલ્દી ચલાવ ને જલ્દીથી ચલાવું છું. ત્યારે તમે કહો છો કે ધીમું ચલાવ. લો મારે વિમાન નથી ચલાવવું. તમે તમારે વિમાનમાં બેસીને દ્વારિકા નગરી પહોંચી જાઓ મારે નથી આવવું. હું વનવગડામાં ક્યાંક ચાલ્યો જઈશ. (હસાહસ) પ્રદ્યુમ્નનો રૂઆબ જોઈને નારદજી વિચાર કરવા લાગ્યા કે આ છોકરાને દ્વારિકા સહીસલામત પહોંચાડવો ભારે છે. એના મા-બાપને શાંતિ પમાડવા જતાં વચમાં મારો કચરો નીકળી ગયો. આમ ગુસ્સો આવી જાય છે પણ અંદરથી પ્રેમ છે એટલે પાછા તેને મનાવવા જાય છે.

**"નારદજીએ આપેલું પ્રલોભન"** : નારદજી કહે છે બેટા ! તું આમ ગુસ્સે થઈશ નહિ મારી વાત સાંભળ, હું તો તારા હિત માટે કહું છું જો તારા માતા-પિતાએ તારા માટે મોટા મોટા રાજાઓની કુંવરીઓની માંગણી કરી છે. જો તું જલ્દી નહિ પહોંચે તો તારા ભાઈઓની સાથે તેમના વિવાહ થઈ જશે. આ માટે હું તને જલ્દી વિમાન ચલાવવાનું કહું છું. નારદજીએ આવું પ્રલોભન આપ્યું એટલે પ્રદ્યુમ્નકુમારે જલ્દી વિમાન ચલાવ્યું. માર્ગમાં મોટાં મોટાં પર્વતો આવ્યા. આંબા, નાળીયેર વિગેરે અનેક મનોહર વૃક્ષો તેણે જોયાં. આવું કુદરતી સૌંદર્ય જોતાં જોતાં તે આગળ વધ્યા. માર્ગમાં જ્યાં વૈરી દેવે પ્રદ્યુમ્નકુમારને છ દિવસનો લાવીને મૂક્યો હતો તે તક્ષક પર્વત આવ્યો. એટલે નારદજીએ તેને કહ્યું-જો તું છ દિવસનો હતો ત્યારે દેવ તારું અપહરણ કરીને આ પર્વત ઉપર લાવ્યો હતો તે તને પર્વત ઉપરથી ફેંકીને મારી નાંખવા ઈચ્છતો હતો. પણ તે વખતે દેવવાણી થઈ કે એ ચરમશરીરી જીવ છે. કોઈપણ ઉપાયથી તે મરવાનો નથી. એટલે દેવ આ મોટી શીલા તારા ઉપર મૂકીને ચાલ્યો ગયો. પાછળથી કાલસંવર રાજા અને કનકમાલા અહીં આવ્યા ને તને લઈ ગયા. આ ભયંકર પર્વત જોઈને પ્રદ્યુમ્નકુમારની આંખમાં આંસુ આવી

ગયા. અહો! આવા વિષમ સ્થાનમાંથી આવી મોટી શીલા નીચેથી કાઢીને મને જેમણે બચાવ્યો, મને ઉછેર્યો તે માતા પિતાનો ઉપકાર કેમ ભૂલાય?

**"માતા પિતા યાદ આવતાં આંખમાં આંસુ":** કાલસંવર રાજા અને કનકમાલા યાદ આવતાં તેની આંખમાં આંસુ આવી ગયા. સજ્જન પુરૂષો ઉપકારીનો ઉપકાર કદી ભૂલતાં નથી. તેને રડતો જોઈ નારદજીએ કહ્યું–આવો પરાક્રમી, મજબૂત વિમાનને તણખલાની જેમ તોડી નાંખનારો, અને મારા જેવાને ચપટીમાં ઉડાવનારો તું રડે તે સારું કહેવાય? ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું કે હું કોઈ કાયરતાથી રડતો નથી. મને તો મારા માતા–પિતા યાદ આવ્યા છે. ત્યારે કહે છે હવે તારા માતા પિતા જલ્દી મળશે. પ્રદ્યુમ્ને કહ્યું. એ તો હવે મળવાના છે પણ જેમણે મને છ દિવસનો ઉછેરીને સોળ વર્ષનો કર્યો એ હવે મને મળવાનાં છે? એને તો હું કદી નહિ ભૂલું. આમ વાતચીત કરતાં વિમાન આગળ ચાલે છે. માર્ગમાં અનેક પ્રકારનાં પક્ષીઓ બતાવ્યાં. ક્યાંક વાનરીઓ પોતાના બચ્ચાંને કોટે વળગાડી એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર કૂદી રહી છે. તે જોઇ પ્રદ્યુમ્ને પૂછયું કે હે ઋષિશ્વર! આ શું કહેવાય? ત્યારે કહે છે કે આ વાંદરીઓ કહેવાય. ત્યારે ફરીને પૂછયું. આ કોટે શું વળગાડયું છે? ત્યારે નારદે કહ્યું–એના બચ્ચાં છે. એને એનું બચ્ચું ઘણું વહાલું છે. તેનાથી અધિક તું તારી માતા રૂક્મણીને વહાલો છે. આગળ જતાં સિંહ, વાઘ, હાથી આદિ જંગલી પશુઓ જોયાં, અને ગંગા, યમુના, નર્મદા, વિગેરે પવિત્ર નદીઓનાં નારદજીએ તેને દર્શન કરાવ્યા. આમ આગળ વધતાં મધ્યપ્રદેશમાં આવ્યા. તો માંર્ગમાં પ્રદ્યુમ્નકુમારે એક મોટી સેના જતી જોઇ. તેમાં હાથી, ઘોડા, રથ, પાયદળ આદિ મોટું સૈન્ય છે. રાજાઓ અને રાજકુમારો છે. મંગલ વાજા વાગી રહ્યાં છે. આ બધું જોઈ ને આશ્ચર્યચકિત બનેલા પ્રદ્યુમ્ને નારદજીને પૂછયું– મહારાજ! આ બધું શું છે? આ બધા લોકો ક્યાં જઈ રહ્યાં છે? હું તો વિદ્યાધરોના ભેગો રહ્યો છું ને ત્યાં જ મોટો થયો છું એટલે મેં તો ત્યાં આવું કંઈ જોયું નથી. તો આપ કૃપા કરીને મને કહો. ત્યારે નારદજીએ કહ્યું કે "જેને માટે ઉતાવળ કરીને તમને અંહી લાવવામાં આવ્યા છે તે આ સેના છે." આ સેનાનો સ્વામી મહાબળવાન દુર્યોધન રાજા છે.

**નારદજીએ પ્રદ્યુમ્નકુમારને ભૂતકાળની કરેલી વાત :–** ગજપુરના દુર્યોધન રાજાને અત્યંત સુંદર ઉદધિકુમારી નામની પુત્રી છે. તેનું સૌંદર્ય જોઈને દેવાંગનાઓ પણ શરમાઈ જાય છે. જેણે પોતાનાં રૂપથી રંભાને, મુખથી પૂર્ણિમાના ચંદ્રને, તેમજ લાવણ્યથી સમુદ્રને જીતી લીધા છે એવી તેની પુત્રી છે. હવે આ બાબતમાં રહસ્ય શું છે તે તને કહું છું તે તું સાંભળ.

સુબાહુ કુમારીને પટ્ટક ઉપર બેસાડી. સુબાહુકુમારીના સ્નાન મહોત્સવમાં ઘણાં માણસો આવ્યાં છે. મોટો વિશાળ મંડપ નાનો દેખાવા લાગ્યો. હવે સુબાહુકુમારીને બધા કેવી રીતે સ્નાન કરાવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર સુંદર વિમાનમાં બેસીને નારદજી સાથે દ્વારિકા નગરીમાં જઈ રહ્યા છે. પ્રદ્યુમ્ને નારદજીના માથે મોટી લોખંડી વજ્ર જેવી જટા બનાવી. તેનાથી નારદજી ત્રાસી ગયા. ખૂબ કરગર્યા ત્યારે માયા સંકેલી લીધી ને વિમાન ધીમે ધીમે ચલાવવા લાગ્યો ત્યારે નારદઋષિએ કહ્યું–બેટા ! તું જલ્દી વિમાન ચલાવ. ત્યારે પ્રદ્યુમ્ને એવું ઝડપી વિમાન ચલાવ્યું કે નારદજી તો ધ્રુજી ઉઠયા. તેમને ચક્કર આવી ગયા. ત્યારે નારદજીએ કહ્યું–આટલું ઝડપી શા માટે ચલાવે છે ? હું તો ગભરાઈ ગયો. ત્યારે ગુસ્સે થઈને પ્રદ્યુમ્ને કહ્યું તો હું કેવી રીતે ચલાવું ? ધીમે ચલાવું છું તો કહો છો કે જલ્દી ચલાવ ને જલ્દીથી ચલાવું છું. ત્યારે તમે કહો છો કે ધીમું ચલાવ. લો મારે વિમાન નથી ચલાવવું. તમે તમારે વિમાનમાં બેસીને દ્વારિકા નગરી પહોંચી જાઓ મારે નથી આવવું. હું વનવગડામાં કયાંક ચાલ્યો જઈશ. (હસાહસ) પ્રદ્યુમ્નનો રૂઆબ જોઈને નારદજી વિચાર કરવા લાગ્યા કે આ છોકરાને દ્વારિકા સહીસલામત પહોંચાડવો ભારે છે. એના મા–બાપને શાંતિ પમાડવા જતાં વચમાં મારો કચરો નીકળી ગયો. આમ ગુસ્સો આવી જાય છે પણ અંદરથી પ્રેમ છે એટલે પાછા તેને મનાવવા જાય છે.

**"નારદજીએ આપેલું પ્રલોભન" :** નારદજી કહે છે બેટા ! તું આમ ગુસ્સે થઈશ નહિ મારી વાત સાંભળ, હું તો તારા હિત માટે કહું છું જો તારા માતા –પિતાએ તારા માટે મોટા મોટા રાજાઓની કુંવરીઓની માંગણી કરી છે. જો તું જલ્દી નહિ પહોંચે તો તારા ભાઈઓની સાથે તેમના વિવાહ થઈ જશે. આ માટે હું તને જલ્દી વિમાન ચલાવવાનું કહું છું. નારદજીએ આવું પ્રલોભન આપ્યું એટલે પ્રદ્યુમ્નકુમારે જલ્દી વિમાન ચલાવ્યું. માર્ગમાં મોટાં મોટાં પર્વતો આવ્યા. આંબો, નાળીયેર વિગેરે અનેક મનોહર વૃક્ષો તેણે જોયાં. આવું કુદરતી સૌંદર્ય જોતાં જોતાં તે આગળ વધ્યા. માર્ગમાં જ્યાં વૈરી દેવે પ્રદ્યુમ્નકુમારને છ દિવસનો લાવીને મૂકયો હતો તે તક્ષક પર્વત આવ્યો. એટલે નારદજીએ તેને કહ્યું–જો તું છ દિવસનો હતો ત્યારે દેવ તારું અપહરણ કરીને આ પર્વત ઉપર લાવ્યો હતો તે તને પર્વત ઉપરથી ફેંકીને મારી નાંખવા ઈચ્છતો હતો. પણ તે વખતે દેવવાણી થઈ કે એ ચરમશરીરી જીવ છે. કોઈપણ ઉપાયથી તે મરવાનો નથી. એટલે દેવ આ મોટી શીલા તારા ઉપર મૂકીને ચાલ્યો ગયો. પાછળથી કાલસંવર રાજા અને કનકમાલા અહીં આવ્યા.ને તને લઈ ગયા. આ ભયંકર પર્વત જોઈને પ્રદ્યુમ્નકુમારની આંખમાં આંસુ આવી

ગયા. અહો! આવા વિષમ સ્થાનમાંથી આવી મોટી શીલા નીચેથી કાઢીને મને જેમણે બચાવ્યો, મને ઉછેર્યો તે માતા પિતાનો ઉપકાર કેમ ભૂલાય?

**"માતા પિતા યાદ આવતાં આંખમાં આંસુ"** : કાલસંવર રાજા અને કનકમાલા યાદ આવતાં તેની આંખમાં આંસુ આવી ગયા. સજ્જન પુરૂષો ઉપકારીનો ઉપકાર કદી ભૂલતાં નથી. તેને રડતો જોઈ નારદજીએ કહ્યું–આવો પરાક્રમી, મજબૂત વિમાનને તણખલાની જેમ તોડી નાંખનારો, અને મારા જેવાને ચપટીમાં ઉડાવનારો તું રડે તે સારું કહેવાય? ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું કે હું કોઈ કાયરતાથી રડતો નથી. મને તો મારા માતા–પિતા યાદ આવ્યા છે. ત્યારે કહે છે હવે તારા માતા પિતા જલ્દી મળશે. પ્રદ્યુમ્ને કહ્યું. એ તો હવે મળવાના છે પણ જેમણે મને છ દિવસનો ઉછેરીને સોળ વર્ષનો કર્યો એ હવે મને મળવાનાં છે? એને તો હું કદી નહિ ભૂલું. આમ વાતચીત કરતાં વિમાન આગળ ચાલે છે. માર્ગમાં અનેક પ્રકારનાં પક્ષીઓ બતાવ્યાં. ક્યાંક વાનરીઓ પોતાના બચ્ચાંને કોટે વળગાડી એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર કૂદી રહી છે. તે જોઇ પ્રદ્યુમ્ને પૂછયું કે હે ઋષિશ્વર! આ શું કહેવાય? ત્યારે કહે છે કે આ વાંદરીઓ કહેવાય. ત્યારે ફરીને પૂછયું. આ કોટે શું વળગાડયું છે? ત્યારે નારદે કહ્યું–એના બચ્ચાં છે. એને એનું બચ્ચું ઘણું વહાલું છે. તેનાથી અધિક તું તારી માતા રૂક્મણીને વહાલો છે. આગળ જતાં સિંહ, વાઘ, હાથી આદિ જંગલી પશુઓ જોયાં, અને ગંગા, યમુના, નર્મદા, વિગેરે પવિત્ર નદીઓનાં નારદજીએ તેને દર્શન કરાવ્યા. આમ આગળ વધતાં મધ્યપ્રદેશમાં આવ્યા. તો માર્ગમાં પ્રદ્યુમ્નકુમારે એક મોટી સેના જતી જોઇ. તેમાં હાથી, ઘોડા, રથ, પાયદળ આદિ મોટું સૈન્ય છે. રાજાઓ અને રાજકુમારો છે. મંગલ વાજા વાગી રહ્યાં છે. આ બધું જોઈ ને આશ્ચર્યચકિત બનેલા પ્રદ્યુમ્ને નારદજીને પૂછયું– મહારાજ! આ બધું શું છે? આ બધા લોકો ક્યાં જઈ રહ્યાં છે? હું તો વિદ્યાધરોના ભેગો રહ્યો છું ને ત્યાં જ મોટો થયો છું એટલે મેં તો ત્યાં આવું કંઈ જોયું નથી. તો આપ કૃપા કરીને મને કહો. ત્યારે નારદજીએ કહ્યું કે "જેને માટે ઉતાવળ કરીને તમને અહીં લાવવામાં આવ્યા છે તે આ સેના છે." આ સેનાનો સ્વામી મહાબળવાન દુર્યોધન રાજા છે.

**નારદજીએ પ્રદ્યુમ્નકુમારને ભૂતકાળની કરેલી વાત** :– ગજપુરના દુર્યોધન રાજાને અત્યંત સુંદર ઉદધિકુમારી નામની પુત્રી છે. તેનું સૌંદર્ય જોઈને દેવાંગનાઓ પણ શરમાઈ જાય છે. જેણે પોતાનાં રૂપથી રંભાને, મુખથી પૂર્ણિમાના ચંદ્રને, તેમજ લાવણ્યથી સમુદ્રને જીતી લીધા છે એવી તેની પુત્રી છે. હવે આ બાબતમાં રહસ્ય શું છે તે તને કહું છું તે તું સાંભળ.

જ્યારે દુર્યોધનની પત્ની ગર્ભવંતી હતી અને તારી માતા પણ ગર્ભવંતી હતી. જ્યારે આપનો જન્મ પણ થયો ન હતો ત્યારે દુર્યોધને તમારા પિતા કૃષ્ણજીને વચન આપ્યું હતું કે તમારે ત્યાં પુત્ર જન્મે ને મારે ત્યાં પુત્રી જન્મશે તો હું મારી પુત્રી આપના પુત્ર સાથે પરણાવીશ. એટલે તેઓ તેમની પુત્રી આપને આપી ચૂકેલાં છે. પણ ભાવિ વશ તમારા જન્મ પછી છ દિવસમાં દેવે તમારું અપહરણ કર્યું. ત્યાર બાદ તમારી માતા સત્યભામાએ પણ પુત્રને જન્મ આપ્યો. તેનું નામ ભાનુકુમાર પાડવામાં આવ્યું છે. તમારું અપહરણ થયા પછી ખૂબ શોધખોળ કરાવી પણ જ્યારે ક્યાંય આપ મળ્યાં નહિ ત્યારે તમારી માતા રૂક્ષ્મણી ખૂબ દુઃખી થઈ ગઈ અને સત્યભામા હરખાવા લાગી.

તું સોળ વર્ષ પછી તારા માતા પિતાને મળીશ તેવી દુર્યોધનને કંઈ ખબર નથી એટલે સત્યભામાના પુત્ર ભાનુકુમાર સાથે પરણાવવા માટે ઉદધિ કુમારીને લઈને દુર્યોધન આદિ કૌરવો મોટી સેના સાથે જઈ રહ્યા છે. હવે હું તને એટલા માટે જ ઉતાવળ કરવાનું કહું છું. જો તું જલ્દી નહિ પહોંચે અને આ ઉદધિકુમારી સાથે સત્યભામાના પુત્ર ભાનુકુમારના લગ્ન થઈ જશે તો સત્યભામાએ રૂક્ષ્મણી સાથે બકેલી હોડ પ્રમાણે તારી માતાનું માથું મુંડાશે. ત્યારે પ્રદ્યુમ્નકુમારે હસીને કહ્યું–ઋષિશ્વર! એ ભાનુડામાં શું પાણી છે! હું ઉદધિકુમારીને પરણીશ ને સત્યભામાનું માથું મુંડાવીશ. મારી માતાનું માથું મુંડાવા નહિ દઉં. તમે મને જવાની આજ્ઞા આપો તો હું એ ઉદધિકુમારીને લઈ આવું. એને આગળ જવા જ ન દઉં તો ભાનુડો ક્યાંથી પરણે? પાણી પહેલાં પાળ બાંધી દઉં તો મારી માતાનું મસ્તક મુંડાવાનો પ્રસંગ જ ન આવે. નારદજી કહે છે છોકરા! તું તો બડો ચાલાક છે પણ હું તને નહિ જવા દઉં. દ્વારકા પહોંચીને તારા માતા પિતાને હું તને સોંપી દઉં પછી તારે જેમ કરવું હોય તેમ કરજે. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું–આપ જેવા ઋષિશ્વરના આશીર્વાદથી મને કંઈ વાંધો નહિ આવે. હું જલ્દી કન્યાને લઈને આવીશ. તમે વિમાનમાં બેસી રહેજો. આપ મને જવાની આજ્ઞા આપો. છેવટે નારદજીએ આજ્ઞા આપી.

### ઉદધિકુમારીને મેળવવા માટે પ્રદ્યુમ્નકુમારે ધારણ કરેલું ભીલનું રૂપ :–

નારદજીની સંમતિ મળતાં પ્રદ્યુમ્નકુમારે વિમાનમાંથી ઉતરીને વિદ્યાના બળથી ભયંકર ભીલનું રૂપ ધારણ કર્યું. અને જ્યાં દુર્યોધનની સેના ભોજન કરવા બેઠી હતી ત્યાં આવ્યો. તેનું શરીર તાડના જેવું ઉંચું હતું. હાથીની સૂંઢ જેવા લાંબા ને જાડા તેનાં હાથ હતાં. વૃક્ષની ડાળી જેવી જાંઘો હતી, તેના કાન સૂપડા જેવા હતા, દાંત ગધેડાં જેવાં ને નાક ચપટું હતું. બિહામણી લાલચોળ મોટી તેની આંખો હતી. ગાલ બેસી ગયાં હતાં ને શરીર કાજળથી પણ કાળું હતું. પીળા કલરની

મોટી જટા જેવા માથે વાળ બનાવ્યાં હતાં. તેના ઉપર ફેંટો બાંધ્યો અને લીમડાની ડાળીની કલગી બનાવી. ખંભે તીરકામઠાં નાખ્યાં અને જાણે ભીલોનો રાજા ન હોય! તેમ અભિમાન ધરતો દુર્યોધનની સેના પાસે આવીને માર્ગમાં ઉભો રહ્યો. એનું બિહામણું રૂપ જોઈને કેટલાંક સૈનિકો 'ભૂત આવ્યું' એમ કહીને ભાગવા લાગ્યા. કૌરવોની સેનામાં ભારે કોલાહલ મચી ગયો. દુર્યોધને પૂછયું-આટલો બધો શોરબકોર કેમ થઈ રહ્યો છે? ત્યારે સૈનિકોએ કહ્યું-કોઈ ભૂત જેવો માણસ આવીને માર્ગ રોકીને ઉભો છે. તે કોઈને આગળ જવા દેતો નથી. એટલે કૌરવો સેનાને ચાલતી અટકાવીને આગળ આવ્યા.

**કયોં રોકા બોલે મારગ વહ બોલા, સુનો બાત સબ ભાઈ,**
**દાણુ લગે મમ બિના ચૂકાયે, જાના દૂંગા નાઈ હો....શ્રોતા તુમ...**

દુર્યોધન આદિ કૌરવોએ આગળ આવીને કહ્યું-કેમ ભાઈ! તું શા માટે અમારી સેનાને હેરાન કરે છે? અમારો માર્ગ રોકીને શા માટે ઉભો રહ્યો છે? ત્યારે ભીલે કરડી આંખ કરીને કહ્યું કે હું તો આગળથી મારા સ્થાન પર બેઠો છું. તેમાં તમારા બાપનું શું જાય છે? ત્યારે કૌરવોએ કહ્યું-તું અમને આગળ જવા દે ને! ત્યારે ભીલે કહ્યું-તમારે આગળ જવું હોય તો હું માંગુ તે કર આપીને આગળ જાઓ. કર આપ્યા વિના આગળ નહિ જવા દઉં. કૌરવો કહે-અરે ભીલડા! જરા વિચારીને બોલ. અમે કંઈ જેવા તેવા નથી. ક્ષત્રિયના બચ્ચા છીએ, ક્ષત્રિયના બચ્ચા એમ ડરે નહિ. અમે ઢીલી દાળ ખાનારા વાણીયા નથી કે તારાથી ડરી જઈએ. તને મોં માગ્યો ટેકસ વાણીઓ આપી દે. એ ડરી જાય. હાય-હાય-આ મને મારી નાંખશે. એવો ડરનો માર્યો પાસે હોય તેટલી મત્તા દઈ દે. તું અમને એવા કાચાપોચા ન સમજીશ. આ પ્રમાણે ભીલને કૌરવો કહી રહ્યા છે. હવે આગળ શું બનશે તેનાં ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૮૮

**આસો સુદ ૧૨ ને સોમવાર** તા. ૪-૧૦-૭૬

આત્મતત્ત્વના છેત્તા, કર્મગ્રંથીના વેત્તા, અને મોક્ષમાર્ગનાં નેતા એવા આગમકાર સર્વજ્ઞ ભગવંતો ભવ્ય પ્રાણીઓનાં હિત માટે ઉપદેશ આપતાં કહે છે કે હે ભવ્ય પ્રાણીઓ! તમે જાગૃત બનો. રત્નચિંતામણી જેવો આ માનવ જન્મ મળ્યો છે. તો તેનો સદુપયોગ કરો. તમે પ્રમાદમાં પડીને લાભ કેમ જતો કરો છો? દુર્ભાગ્ય વશ બનીને અમૂલ્ય ચિંતામણી રત્નને માટીમાં રગદોળી રહ્યાં છો. જેમ રત્ન

ચિંતામણીના પ્રભાવથી મનુષ્ય અલક્ષ્યમાં અલક્ષ્ય વસ્તુને પ્રાપ્ત કરી શકે છે. તેમ મનુષ્ય ભવ દ્વારા જીવ મહાન પુરૂષાર્થ દ્વારા મહાન પુરૂષોએ જેની પ્રાપ્તિ કરી છે તેવા મોક્ષરત્નની પ્રાપ્તિ કરી શકે છે. આટલા માટે મહાન પુરૂષો આપણને પ્રમાદનો ત્યાગ કરીને જાગૃત બનવાની ટકોર કરે છે. જે જાગે છે તે આત્માનું જવાહીર મેળવે છે. ને ઉંઘે છે તે ગુમાવે છે. કહ્યું છે કે–

"जागरह। णरा णिच्चं, जागरमाणस्स वड्ढते बुध्धी।
जो सुवंति न सो सुहितो, जो जग्गति सो सया सुहितो।
सुवति सुवंतस्स सुयं, संकियं खलियं भवे पमत्तस्स।
जागरमाणस्स सुय थिर, परिचितमप्पमंत्तस्स ॥" નિશીથ ભાષ્ય

હે મનુષ્યો! સદા જાગતા રહો. જાગનારની બુધ્ધિ સદા વધતી રહે છે. જે સૂઈ રહે છે તે સુખી થતો નથી. જાગૃત રહેનાર સુખી રહે છે. જે સૂઈ રહે છે તેનું શ્રુતજ્ઞાન સુપ્ત–સૂતેલું રહે છે એટલે કે પ્રમાદ કરનારનું શ્રુતજ્ઞાન સ્ખલિત થઈ જાય છે. અને જે અપ્રમત્ત ભાવથી જાગૃત રહે છે તેનું શ્રુતજ્ઞાન સદા સ્થિર રહે છે. એની પ્રજ્ઞા–બુધ્ધિ સદા જાગૃત રહે છે.

આટલા માટે જ્ઞાની પુરૂષોની આજ્ઞાનુસાર દરેક મુમુક્ષુ જીવોએ ભાવનિદ્રાથી જાગૃત રહેવું જોઈએ. જાગૃત બનીને સદ્‌ગુરૂઓ પાસેથી બોધ પ્રાપ્ત કરીને પોતાના સંપર્કમાં આવનાર જીવોને પણ ધર્મ સમજાવી સત્યપંથે વાળવાનો પ્રયત્ન કરવો જોઈએ. જેમણે શાસ્ત્રના વચન ઉપર શ્રધ્ધા કરી તેનું પાલન કર્યું તે જીવોનો ઉધ્ધાર થયો છે. અને જે ભવિષ્યમાં કરશે તેનો પણ ઉધ્ધાર થશે, જેમણે પૂર્વભવમાં જિનવચનની શ્રધ્ધા કરી અને આરાધના કરી તો તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. તેવા તીર્થંકર મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. એક મલ્લીકુમારીને પરણવા માટે કેટલા રાજાઓ માંગણી કરે છે! આપણે તેમાંના બે રાજાની વાત આવી ગઈ છે.

ત્રીજા કુણાલ દેશના રૂક્મિ રાજાની વાત ચાલે છે. તેમાં તે રૂક્મિ રાજાની સુબાહુ નામની પુત્રી યુવાન થઈ છે, તેનો ચાતુર્માસિક સ્નાનનો ઉત્સવ ઉજવાય છે. કુંવરી કેટલી પુણ્યવાન છે કે તેનાં પડતાં બોલ ઝીલાય છે. આ સંસારમાં દરેક મનુષ્યના પુણ્ય પુણ્યમાં ફરક હોય છે. એક માતાની કુંખે જન્મેલા બે ભાઈની પુન્નાઈમાં પણ કેટલો ફેર હોય છે! તે તો તમે પ્રત્યક્ષ દેખો છો ને? બે સગા ભાઈમાં એક હોંશિયાર ને બાહોશ હોય છે. એની બાહોશી ને પુન્નાઈના યોગે કરોડો રૂપિયા કમાઈ જાય છે. એને લોકો ખમ્મા ખમ્મા કરે છે. પાણી માંગતા દૂધ હાજર થાય છે. ત્યારે બીજા ભાઈને પીવા પાણી કોઈ આપતું નથી. આ બધી કર્મની કરામત છે. કર્મનો કાયદો ખૂબ ગૂંચવણ ભરેલો છે, કોઈ વહેપારી

વહેપારીમાં કોયડો ઉભો થાય, કોઈના કુટુંબમાં કોઈ કોયડો ઉભો થાય અગર ભાઈ-ભાઈના મઝીયારા વહેંચતી વખતે કોઇ કોયડો ઉભો થાય ત્યારે કહો છો ને આ કોયડો ઉકેલવો મુશ્કેલ છે. છતાં માની લો કે આ બધા સંસારના કોયડા તો મહેનતથી પણ ઉકલી જશે પણ કર્મનો કોયડો ઉકેલવો બહુ મુશ્કેલ છે.

સુબાહુકુમારી ખૂબ પુણ્યવાન હતી. એટલે તેના સ્નાન મહોત્સવમાં તેના પિતા રૂકિમ રાજાએ ફુલનો મોટો મંડપ બંધાવ્યો, તેમાં ચંદરવો બંધાવ્યો ને તેની વચમાં સુગંધથી મઘમઘતો દામકાંડ લટકાવ્યો. તેમજ વિવિધ પ્રકારની રચના કરાવીને ઠાઠમાઠથી વાજતે ગાજતે રૂકિમ રાજા હાથી ઉપર બેસીને સુબાહુકુમારીને સૌથી આગળ કરીને મંડપમાં આવ્યા. જે વખતે જેની મહત્તા હોય તેને આગળ કરો છો ને? દીકરાને પરણાવવા જાઓ ત્યારે વરરાજાને આગળ રાખો છો ને? કારણ કે લગ્નમાં વરરાજાની વિશેષતા હોય છે. તેમ અહીં સુબાહુકુમારીનો સ્નાન મહોત્સવ ઉજવાય છે એટલે તેને આગળ કરવામાં આવી છે. પુત્રીના ચાતુર્માસિક સ્નાન મહોત્સવમાં રૂકિમરાજાએ લાખો રૂપિયાનો ધૂમાડો કર્યો. આ સ્નાન મહોત્સવ છે. દુનિયામાં ઘણાં પ્રકારના મહોત્સવ ઉજવવામાં આવે છે. ઘણીવાર દીકરાના જન્મદિનની ખુશાલીમાં પારકા ૫૦૦ માણસ જમી જાય છે ને ઘરની માતા ભૂખી રહે છે. ઘરની માતાનો ભાવ પૂછતાં નથી ને પારકાને જમાડે છે. (પૂ. મહાસતીજીએ અહીંયા એક બનેલી કહાની કહી હતી. જે સાંભળતાં શ્રોતાઓમાં એક પણ શ્રોતા એવો નહીં હોય કે જેની આંખો આંસુથી છલકાણી ન હોય. તેનો સાર નીચે પ્રમાણે છે.)

દીકરો પોતાની લાડીલી દીકરીનો જન્મદિન ઉજવે છે ને લગભગ એક હજાર માણસોને જમાડે છે. જ્યારે પોતાની માતાને ત્રણ ત્રણ દિવસથી ખાવાનું મળ્યું નથી: પણ જમણવારનું નામ સાંભળતાં માતાનું હૈયું હરખાવા માંડયું. જ્યારે એક હજાર માણસો જમે છે તો મને તો જરૂર જમવાનું મળશે એવો તેને આનંદ છે. માજી લાકડા ભરવાની વખારના ખૂણામાં પડયા રહ્યા છે. સંસાર આખો સ્વાર્થનો ભરેલો છે. વહુને મન સાસુની કિંમત એક માટીના વાસણ જેટલી પણ નથી. છેવટે હજારો માણસો જમ્યા. આનંદ કર્યો પણ માજીને જમણની પ્રસાદી પણ ન મળી. માજી કાળા પાણીએ રડે છે. પેટમાં ખૂબ બળતરા થાય છે. છેવટે રાતના બાર વાગે સૌ સૂઈ ગયા પછી પડેલો એંઠવાડ માજી વીણી ખાય છે.

આ પ્રસંગે જેનો જન્મદિન ઉજવાયો છે તે સાત વર્ષની બેબી જાગી જાય છે. આ દૃશ્ય જોતાં એકદમ રડી પડે છે. અને પરિણામમાં માજીને કેમ સુખ થાય તે માટે માતાપિતા સામે પડકાર કરે છે. આજે તમે મારો જન્મ મહોત્સવ નથી ઉજવ્યો પણ મરણ મહોત્સવ ઉજવ્યો છે. કારણ કે તમે હજારોને જમાડયા છે પણ

જન્મદાત્રી માતાને ભૂલી ગયા છે. ફક્ત પાંચ વર્ષની ઉંમરની બાલિકાએ દાદીમાની કરૂણ કહાની સાંભળીને એવો પડકાર કર્યો કે માતાપિતાની શાન ઠેકાણે આવી ગઈ. (અહીં પૂ. મહાસતીજીએ આ રોમાંચક કહાની ખૂબ વિસ્તારથી વર્ણવી હતી. અહીં ફક્ત તેનો સાર નોંધ્યો છે. અંતે એ બતાવ્યું કે સંસાર કેવો છે! સંસારનું સ્વરૂપ ખૂબ સુંદર રીતે સમજાવ્યું હતું).

આ બાલિકાએ પોતાના જન્મ દિવસના મહોત્સવ નિમિત્તે દાદીનું દુઃખ ટાળ્યું. અહીં પુત્રીના ચાતુર્માસિક સ્નાન મહોત્સવના દિવસે રૂકિમ રાજાએ ઘણાં દુઃખીઓને દાન આપી તેમનું દુઃખ દૂર કર્યું. અને વાજતે ગાજતે રાજમાર્ગ ઉપર પુષ્પમંડપ તૈયાર કરાવ્યો હતો ત્યાં આવ્યાં. ઘણાં નગરજનો આ સ્નાન મહોત્સવમાં ભાગ લેવા માટે આવ્યાં છે. મોટો મંડપ માણસોની ભીડથી નાનો દેખાવા લાગ્યો. મહારાજા હાથી ઉપરથી ઉતરીને મંડપમાં જઈ પૂર્વ દિશા તરફ મુખ રાખીને પોતાના સિંહાસન પર બેસી ગયા. બધી માનવમેદની યથાસ્થાને ગોઠવાઈ ગઈ. ત્યાર પછી અંતઃપુરની સ્ત્રીઓએ સુબાહુકુમારીને તેને માટે ખાસ તૈયાર કરાવેલાં પટ્ટક ઉપર બેસાડી. પટ્ટક એટલે બાજોઠ. આ રાજાએ કુંવરીને સ્નાન કરવા માટે બેસાડવાનો સોનાનો રત્નજડિત બાજોઠ બનાવડાવ્યો હતો. તેના ઉપર સુબાહુકુમારીને બેસાડી. તેને સ્નાન કરવા માટે કિંમતી સુગંધિત પદાર્થો નાંખીને સુગંધિત જળ તૈયાર કરાવ્યું હતું. અંતઃપુરની સ્ત્રીઓ તેને એક જગ્યાએ લઈ ગઈ. અને "सेय पीर्पाह कलसेहिं ण्हावेंति।" સુગંધિત જળ વડે, શ્વેત અને પીળા કળશો વડે તેને સ્નાન કરાવ્યું. શ્વેત એટલે રૂપાનાં કળશ અને પીળાં એટલે સોનાનાં કળશ. સોના રૂપાનાં કળશ વડે સુબાહુકુમારીને સ્નાન કરાવ્યું.

"ण्हाविचा सव्वालंकार विभूसियं करेन्ति, करित्ता पिउणो पायं वंदिउं उवणेंति।"

સારી રીતે તેને સ્નાન કરાવ્યા પછી તેને કિંમતી આભૂષણો અને વસ્ત્રો પહેરાવ્યા. સોળે શણગાર પહેરાવી સારી રીતે શણગારીને તેને પિતાના ચરણમાં વંદન માટે લઈ ગયા. સુબાહુકુમારી જ્યાં રૂકિમ રાજા બેઠાં હતાં ત્યાં આવી. આવીને તેણે "पायग्गहणं करेइ" પિતાના ચરણોમાં વંદન કર્યા. "तए णं से रूप्पी राया सुबाहुदारियं अंके निवेसेइ, निवेसित्ता सुबाहु दारियाए रुवेण य जो० लाव० जाव विम्हिए।" ત્યારબાદ રૂકિમરાજાએ સુબાહુદારિકાને ઉપાડીને પોતાના ખોળામાં બેસાડી દીધી. બેસાડીને પોતાની પુત્રીનું રૂપ, યૌવન અને લાવણ્ય જોઈને વિસ્મય પામ્યા. અહો! મારી પુત્રી કેવી સુંદર દેખાય છે! શું તેનું રૂપ છે! જાણે કોઈ દેવી ન હોય! તેવી દેખાય છે. એમ પુત્રીનું રૂપ જોઈને આશ્ચર્ય પામેલાં રાજા પુત્રીના સામું જોવા લાગ્યા.

એક જમાનો એવો હતો કે જ્યારે રજવાડામાં પુત્રી મોટી થાય ત્યારે તેની માતા કુંવરીને સોળ શણગાર સજાવીને રાજાને વંદન કરવા મોકલતી હતી. યુવાન કુંવરીને જોઈને એના પિતા સમજી જતાં હતાં કે હવે મારી કુંવરી પરણાવવા યોગ્ય થઈ છે. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવને ઘણી રાણીઓ હતી. જ્યારે તેમની કુંવરીઓ યુવાન થતી ત્યારે તેમને સારા વસ્ત્રાભૂષણોથી શણગારીને કૃષ્ણ વાસુદેવ પાસે મોકલતી હતી. ત્યારે કૃષ્ણ વાસુદેવ પોતાની પુત્રીને ખોળામાં બેસાડીને પૂછતાં હતાં કે તમારે દેવી થવું છે કે દાસી? જો તમારે દેવી બનવું હોય તો નેમનાથ ભગવાનના શરણે મોકલું ને દાસી બનવું હોય તો પરણાવું.

રૂકિમરાજાએ પોતાની પુત્રીને ખોળામાં બેસાડી. તેનું રૂપ, લાવણ્ય જોઈને ખુશ થયા. અહો! મારી પુત્રી કેવી પુણ્યવાન છે! એનો ચાતુર્માસિક સ્નાન મહોત્સવ કેવો સુંદર ઉજવાઈ રહ્યો છે! મારી પુત્રી કેવી રૂપવંતી ને ગુણવંતી છે! એના જેવી કુંવરી મેં અત્યાર સુધી જોઈ નથી. પોતાની કુંવરીની ખૂબ પ્રશંસા કરતાં ખૂબ હર્ષ થયો. અને પોતાનાં વર્ષધર નામના દૂતને બોલાવ્યો. બોલાવીને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિય! તમે અમારા દૂતના રૂપમાં અમારા કામે ઘણી વખત ઘણાં ગામો, આકરો, નગરો અને ઘરોમા જાઓ છો તો મને બતાવો કે સુબાહુદારિકા જેવો સ્નાન મહોત્સવ કોઈ રાજા, ઈશ્વર, કોઈ વહેપારી કે સાર્થવાહ અથવા કોઈ શ્રેષ્ઠીને ત્યાં જોયો છે? આ પ્રમાણે રાજાની વાત સાંભળીને વર્ષધરે બંને હાથની અંજલી બનાવીને તેને મસ્તકે મૂકીને રૂકિમરાજાને કહ્યું કે "एवं खलु सामी" હે સ્વામી! હું એક વખત આપના દૂત તરીકે મિથિલા નગરીમાં ગયો હતો. ત્યાં મેં કુંભક રાજાની પટ્ટરાણી પ્રભાદેવીના ગર્ભથી જન્મેલી વિદેહ રાજાની બધી પુત્રીઓમાં શ્રેષ્ઠ મલ્લીકુમારીનો સ્નાન મહોત્સવ ઉજવાયો હતો તે મેં જોયો હતો. તે મલ્લીકુમારીના સ્નાન મહોત્સવ આગળ તમારી કુંવરીનો સ્નાન મહોત્સવ લાખે પાઈ જેટલો પણ નથી.

મહારાજા! શું વાત કરું? શું એનો સ્નાન મહોત્સવ! શું એનો પુષ્પમંડપ! શું એનો ઠામઠાંઠ! અને શું મલ્લીકુમારીના રૂપનું તેજ! આ દરેક બાબતમાં આપણો મહોત્સવ તેની આગળ ફિક્કો છે. આમ સત્ય વાત રાજાને કહી દીધી. જે નમ્ર સત્ય બોલનાર હોય તે જ આવા સમયે સત્ય વાત કહી શકે. જે માખણીયા હોય તે ન કહી શકે. બોલો, આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થાય તો તમે સત્ય કહી શકો? કે લોલમાં લોલ કરો? (હસાહસ). વર્ષધર દૂતે એવો વિચાર ન કર્યો કે હું મારા મહારાજા પાસે બીજા રાજાની કુંવરીના સ્નાન મહોત્સવની પ્રશંસા કરીશ તો તેમને દુઃખ થશે. અગર મારા ઉપર કોપાયમાન થશે તો હું શું કરીશ? કોઈ જાતનો ડર રાખ્યા વિના રૂકિમ રાજાને સત્ય હકીકત જણાવી. પણ રૂકિમરાજાને આ વાત સાંભળીને ક્રોધ ન આવ્યો. પણ ખુશ થયા. એણે વિચાર કર્યો કે મારા કરતાં

જન્મદાત્રી માતાને ભૂલી ગયા છો. ફક્ત પાંચ વર્ષની ઉંમરની બાલિકાએ દાદીમાની કરૂણ કહાની સાંભળીને એવો પડકાર કર્યો કે માતાપિતાની શાન ઠેકાણે આવી ગઈ. (અહીં પૂ. મહાસતીજીએ આ રોમાંચક કહાની ખૂબ વિસ્તારથી વર્ણવી હતી. અહીં ફક્ત તેનો સાર નોંધ્યો છે. અંતે એ બતાવ્યું કે સંસાર કેવો છે! સંસારનું સ્વરૂપ ખૂબ સુંદર રીતે સમજાવ્યું હતું).

આ બાલિકાએ પોતાના જન્મ દિવસના મહોત્સવ નિમિત્તે દાદીનું દુઃખ ટાળ્યું. અહીં પુત્રીના ચાતુર્માસિક સ્નાન મહોત્સવના દિવસે રૂકિમ રાજાએ ઘણાં દુઃખીઓને દાન આપી તેમનું દુઃખ દૂર કર્યું. અને વાજતે ગાજતે રાજમાર્ગ ઉપર પુષ્પમંડપ તૈયાર કરાવ્યો હતો ત્યાં આવ્યાં. ઘણાં નગરજનો આ સ્નાન મહોત્સવમાં ભાગ લેવા માટે આવ્યાં છે. મોટો મંડપ માણસોની ભીડથી નાનો દેખાવા લાગ્યો. મહારાજા હાથી ઉપરથી ઉતરીને મંડપમાં જઈ પૂર્વ દિશા તરફ મુખ રાખીને પોતાના સિંહાસન પર બેસી ગયા. બધી માનવમેદની યથાસ્થાને ગોઠવાઈ ગઈ, ત્યાર પછી અંતઃપુરની સ્ત્રીઓએ સુબાહુકુમારીને તેને માટે ખાસ તૈયાર કરાવેલાં પટ્ટક ઉપર બેસાડી. પટ્ટક એટલે બાજોઠ. આ રાજાએ કુંવરીને સ્નાન કરવા માટે બેસાડવાનો સોનાનો રત્નજડિત બાજોઠ બનાવડાવ્યો હતો. તેના ઉપર સુબાહુકુમારીને બેસાડી. તેને સ્નાન કરવા માટે કિંમતી સુગંધિત પદાર્થો નાંખીને સુગંધિત જળ તૈયાર કરાવ્યું હતું. અંતઃપુરની સ્ત્રીઓ તેને એક જગ્યાએ લઈ ગઈ. અને "सेय पीर्पाह कलसेहिं ण्हावेंति।" સુગંધિત જળ વડે, શ્વેત અને પીળા કળશો વડે તેને સ્નાન કરાવ્યું. શ્વેત એટલે રૂપાનાં કળશ અને પીળાં એટલે સોનાનાં કળશ. સોના રૂપાનાં કળશ વડે સુબાહુકુમારીને સ્નાન કરાવ્યું.

"ण्हाविता सव्वालंकार विभूसियं करेन्ति, करित्ता पिउणो पायं वंदिउं उवणेंति।"

સારી રીતે તેને સ્નાન કરાવ્યા પછી તેને કિંમતી આભૂષણો અને વસ્ત્રો પહેરાવ્યા. સોળે શણગાર પહેરાવી સારી રીતે શણગારીને તેને પિતાના ચરણમાં વંદન માટે લઈ ગયા. સુબાહુકુમારી જ્યાં રૂકિમ રાજા બેઠાં હતાં ત્યાં આવી. આવીને તેણે "पायग्गहणं करेइ" પિતાના ચરણોમાં વંદન કર્યા. "तए णं से रूप्पी राया सुबाहुदारियं अंके निवेसेइ, निवेसित्ता सुबाहु दारियाए रुवेण य जो. लाव. जाव विम्हिए।" ત્યારબાદ રૂકિમરાજાએ સુબાહુદારિકાને ઉપાડીને પોતાના ખોળામાં બેસાડી દીધી. બેસાડીને પોતાની પુત્રીનું રૂપ, યૌવન અને લાવણ્ય જોઈને વિસ્મય પામ્યા. અહો! મારી પુત્રી કેવી સુંદર દેખાય છે! શું તેનું રૂપ છે! જાણે કોઈ દેવી ન હોય! તેવી દેખાય છે. એમ પુત્રીનું રૂપ જોઈને આશ્ચર્ય પામેલાં રાજા પુત્રીના સામું જોવા લાગ્યા.

એક જમાનો એવો હતો કે જ્યારે રજવાડામાં પુત્રી મોટી થાય ત્યારે તેની માતા કુંવરીને સોળ શણુગાર સજાવીને રાજાને વંદન કરવા મોકલતી હતી. યુવાન કુંવરીને જોઈને એના પિતા સમજી જતાં હતાં કે હવે મારી કુંવરી પરણાવવા યોગ્ય થઈ છે. ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવને ઘણી રાણીઓ હતી. જ્યારે તેમની કુંવરીઓ યુવાન થતી ત્યારે તેમને સારા વસ્ત્રાભૂષણોથી શણગારીને કૃષ્ણ વાસુદેવ પાસે મોકલતી હતી. ત્યારે કૃષ્ણ વાસુદેવ પોતાની પુત્રીને ખોળામાં બેસાડીને પૂછતાં હતાં કે તમારે દેવી થવું છે કે દાસી? જો તમારે દેવી બનવું હોય તો નેમનાથ ભગવાનના શરણે મોકલું ને દાસી બનવું હોય તો પરણાવું.

રૂક્મિરાજાએ પોતાની પુત્રીને ખોળામાં બેસાડી. તેનું રૂપ, લાવણ્ય જોઈને ખુશ થયા. અહો! મારી પુત્રી કેવી પુણ્યવાન છે! એનો ચાતુર્માસિક સ્નાન મહોત્સવ કેવો સુંદર ઉજવાઈ રહ્યો છે! મારી પુત્રી કેવી રૂપવંતી ને ગુણવંતી છે! એના જેવી કુંવરી મેં અત્યાર સુધી જોઈ નથી. પોતાની કુંવરીની ખૂબ પ્રશંસા કરતાં ખૂબ હર્ષ થયો. અને પોતાનાં વર્ષધર નામના દૂતને બોલાવ્યો. બોલાવીને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિય! તમે અમારા દૂતના રૂપમાં અમારા કામે ઘણી વખત ઘણાં ગામો, આકરો, નગરો અને ઘરોમા જાઓ છો તો મને બતાવો કે સુબાહુદારિકા જેવો સ્નાન મહોત્સવ કોઈ રાજા, ઈશ્વર, કોઈ વહેપારી કે સાર્થવાહ અથવા કોઈ શેઠીને ત્યાં જોયો છે? આ પ્રમાણે રાજાની વાત સાંભળીને વર્ષધરે બંને હાથની અંજલી બનાવીને તેને મસ્તકે મૂકીને રૂક્મિરાજાને કહ્યું કે "एवं खलु सामी" હે સ્વામી! હું એક વખત આપના દૂત તરીકે મિથિલા નગરીમાં ગયો હતો. ત્યાં મેં કુંભક રાજાની પટ્ટરાણી પ્રભાદેવીના ગર્ભથી જન્મેલી વિદેહ રાજાની બધી પુત્રીઓમાં શ્રેષ્ઠ મલ્લીકુમારીનો સ્નાન મહોત્સવ ઉજવાયો હતો તે મેં જોયો હતો. તે મલ્લીકુમારીના સ્નાન મહોત્સવ આગળ તમારી કુંવરીનો સ્નાન મહોત્સવ લાખે પાઈ જેટલો પણ નથી.

મહારાજા! શું વાત કરું? શું એનો સ્નાન મહોત્સવ! શું એનો પુષ્પમંડપ! શું એનો ઠામઠાંડ! અને શું મલ્લીકુમારીના રૂપનું તેજ! આ દરેક બાબતમાં આપણો મહોત્સવ તેની આગળ ફિક્કો છે. આમ સત્ય વાત રાજાને કહી દીધી. જે નગ્ન સત્ય બોલનાર હોય તે જ આવા સમયે સત્ય વાત કહી શકે. જે માખણીયા હોય તે ન કહી શકે. બોલો, આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થાય તો તમે સત્ય કહી શકો? કે હાલમાં હાલ કરો? (હસાહસ). વર્ષધર દૂતે એવો વિચાર ન કર્યો કે હું મારા મહારાજા પાસે બીજા રાજાની કુંવરીના સ્નાન મહોત્સવની પ્રશંસા કરીશ તો તેમને દુઃખ થશે. અગર મારા ઉપર કોપાયમાન થશે તો હું શું કરીશ? કોઈ જાતનો ડર રાખ્યા વિના રૂક્મિ રાજાને સત્ય હકીકત જણાવી. પણ રૂક્મિરાજાને આ વાત સાંભળીને ક્રોધ ન આવ્યો. પણ ખુશ થયા. એણે વિચાર કર્યો કે મારા કરતાં

ઘણાં મોટા રાજાઓ છે ને મારી પુત્રી કરતાં ઘણી સુંદર કન્યાઓ હશે. માટે એવું બની શકે. બહુરત્ના વસુંધરા છે. હું મારા રાજ્યમાં બેસી રહું એટલે મને કયાંથી ખબર પડે!

મલ્લીકુમારીનું નામ સાંભળીને રૂકિમ રાજાને ચંદ્રચ્છાય રાજાની માફક તેના પ્રત્યે પ્રેમ જાગ્યો. એટલે તેણે વર્ષધરને પૂછયું કે જેના સ્નાન મહોત્સવની તું આટલી બધી પ્રશંસા કરે છે તે મલ્લીકુમારી કેવી છે? જવાબમાં વર્ષધરે કહ્યું કે હે દેવાનુપ્રિય! તેના રૂપની તો હું શી વાત કરું? તે કન્યા જેવી તો આ જગતમાં કોઈ કન્યા નથી, એના જેવી તો કોઈ નાગકન્યા, દેવકન્યા, અસુરકન્યા, યક્ષકન્યા કે ગંધર્વકન્યા પણ રૂપાળી નથી. એવી સૌંદર્યવાન તે મલ્લીકુમારી છે. આ સાંભળીને રૂકિમ રાજાએ વર્ષધરને કહ્યું કે તારે જેટલું દ્રવ્ય, સૈન્ય, જોઈએ તેટલું તું ભંડારમાંથી લઈને મિથિલા નગરીમાં જા. અને કુંભરાજાને કહે કે કુણાલાધિપતિ રૂકિમ રાજા મલ્લીકુમારીને પરણવા ઈચ્છે છે. હવે વર્ષધર નામનો દૂત મલ્લીકુમારી માટે કહેણ મૂકવા મિથિલા નગરીમાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર ભીલનું રૂપ લઈને કૌરવોની સેના રોકીને ઉભો રહ્યો ને કહ્યું મને ટેકસ આપો. ત્યારે કૌરવોએ કહ્યું. તને મોં માંગ્યો ટેકસ આપી દઈએ. પણ તું અમને એ તો કહે કે તને ટેકસ લેવા કોણે ઉભો રાખ્યો છે? ત્યારે ભીલે કહ્યું શું તમને ખબર નથી? હું તો કૃષ્ણનો સેવક છું. મને કૃષ્ણ મહારાજાએ કુલ આજ્ઞા આપી છે કે મારા દેશમાં તારે રહેવાનું અને જે કોઈ નીકળે તેમની પાસેથી તારે ટેકસમાં એની પાસે જે સારામાં સારી ચીજો હોય તે લઈ લેવી. હું તો તેમનો સેવક પણ છું ને તેમનો કુંવર પણ છું. તમને શું ખબર પડે? ત્યારે કૌરવોએ તેની મજાક ઉડાવતાં કહ્યું– હા, તું જ કૃષ્ણનો કુંવર છું ને? તો તું અમને બતાવ કે તારા જેવા કૃષ્ણને કેટલા દીકરા છે? ત્યારે તેણે કહ્યું, કૃષ્ણને ઘણાં કુંવર છે પણ ચંદ્ર જેવો તેજસ્વી તો હું એક જ કુંવર છું. બાકી તો બધા તારા જેવા નિસ્તેજ છે. ઓહો. તું જ ચંદ્ર જેવો તેજસ્વી હોય ને! તારા જેવો રત્ન જેવો દીકરો કૃષ્ણને કયાંથી મળે! અરે! રત્નોમાં પણ ચિંતામણી રત્ન શ્રેષ્ઠ છે. તો તું ચિંતામણી રત્ન જેવો તેજસ્વી છે. કેમ બરાબર છે ને? એમ કહીને તેની ખૂબ મજાક ઉડાવી. ને બધા હસ્યા. પ્રદ્યુમ્ને કહ્યું સાવ સાચી વાત. (હસાહસ) ભલે, તું કૃષ્ણનો કુંવર હોય. અમે પણ કૃષ્ણને ત્યાં દીકરી આપવા જઈએ છીએ. માટે અમને જલ્દી જવા દે. ભીલ કહે નહિ જવા દઉં.

કૌરવોએ કહ્યું હે નાદાન ભીલડા! જરા તો વિચાર કર કે તું કોને હેરાન કરે છે? અમને તેં ઓળખ્યાં નથી. અમે વિફરીશું ત્યારે તને જીવતો રહેવા નહિ

દઈએ. ત્યારે ભીલે કહ્યું તમને એટલો બધો અભિમાન છે તો હું તમને બતાવી દઈશ. હું તમારો અભિમાન ન ઉતારું તો હું કૃષ્ણનો દીકરો નહિ. તમે તમારા મનમાં શું સમજો છો? હું વિફરીશ ત્યારે તમને ઉભા પૂંછડીએ ભગાડીશ. (હસાહસ) સૂર્યનો ઉદય થાય ત્યારે અંધકારની તાકાત નથી કે ટકી શકે અને સિંહની એક ગર્જના સંભળાતાં બિચારાં મૃગલા થરથર ધ્રુજી ઉઠે છે ને કૂદવાનું છોડી ભાગી જાય છે. તેમ હું મારું પરાક્રમ તમને બતાવીશ તો તમે કયાંય ભાગી જશો. તમને એ અભિમાન છે કે અમે કૌરવો સો ભાઈઓ છીએ. અમારા જેવું કોઈ બળવાન નથી પણ તમે કેવા છો તે હું સારી રીતે જાણું છું. એણે નારદજી પાસેથી પાંડવો અને કૌરવો વિષે સાંભળ્યું હતું એટલે કહે છે હે દુર્યોધન! તેં તો કેવા કાળા કર્મો કર્યા છે? ધર્મરાજાને તેં કપટ કરીને જુગાર રમાડયા. કપટપૂર્વક તેમને હરાવીને જંગલમાં મોકલી દીધાં ને આખું રાજ્ય પચાવી પાડયું. તારા જેવો કપટી બીજો કોણ હોય? ને તારો બાપ ધૃતરાષ્ટ્ર તો આંધળો હતો. તમે પણ અંધાના પુત્ર આંધળા લાગો છો તેથી અભિમાન કરીને કૂદી રહ્યાં છો. હવે તમારો અભિમાન હેઠો ઉતારો.

ભીલે તો બધો ચોપડો ઉખેળ્યો એટલે કૌરવોએ કંટાળીને કહ્યું કે ભાઈ! હવે આ બધી વાતો કર્યા કરતા તારે જે જોઈએ તે માંગી લે, ને અમને જવા દે. તું કહે તો હાથી, ઘોડા, રથ, રત્નો, સોનામહોરો જે જોઈએ તે તને આપી દઈએ. ત્યારે ભીલે કહ્યું કે શું તમે મને લૂંટારા સમજો છો કે આવી ચીજો આપીને લલચાવો છો?

મારે તમારાં હાથી, ઘોડા, રથ, રત્ન કે સોનામહોર એ કંઈ જોઈતું નથી. હું તો તમારી પાસે જે જે ચીજો હોય તે બધી પહેલાં જોઈ લઉં. તેમાંથી મને જે ચીજ પસંદ પડશે તે લઈ લઈશ. એમ કહીને તેણે આખા સૈન્યમાં તપાસ કરી. બધે નિરીક્ષણ કરીને આવ્યો ને કહેવા લાગ્યો હે કૌરવો! હું તો તમારું બધું જોઈ વળ્યો. મને તો એક તમારી કુંવરી ગમી ગઈ. માટે એને મારી સાથે પરણાવી દો તો તમને આગળ જવા દઉં. હું કૃષ્ણનો લાડીલો નંદ છું. જો મારી સાથે તમારી કુંવરી પરણાવશો તો કૃષ્ણજી તમારા ઉપર ખુશ થઈ જશે. હું તેને સારી રીતે સાચવીશ. ત્યારે ગુસ્સે થઈને કૌરવો બોલી ઉઠયા હે નિર્લજ ભીલડા! જરા વિચારીને તો બોલ. તારા જેવા ભીલ સાથે અમારી કુંવરી પરણાવવાની હોય! ખોટો શું બકવાદ કરે છે? ત્યારે ભીલે કહ્યું કે હું ખોટો બકવાદ નથી કરતો. હું તો જે છે તે સત્ય કહું છું. ત્યારે કોઈ મશ્કરા કૌરવે કહ્યું– અરે ભીલડા! તું એને પરણીને શું કરીશ? એ તારી પાસે ખાવાનું માંગશે, સારા વસ્ત્રાભૂષણો માંગશે તો તું તેને કયાંથી લાવીને આપીશ? ત્યારે તેણે કહ્યું. એની ચિંતા તમે શા માટે કરો છો? મારી પાસે શું નથી? હું એને ખાવા માટે મીઠાં વનફળો કેળાં, કેરી

જાંબુ, મોસંબી, સંતરા બધું લાવી આપીશ, પહેરવા માટે ભોજપત્ર આપીશ ને ચણોઠીનાં હાર, બંગડી વિગેરે દાગીના બનાવીને તેને પહેરાવીશ ને જંગલમાં મોજથી રહીશું. તમે તેની બિલકુલ ચિંતા ન કરો. તમારે આ અટવી પસાર કરવી હોય તો મને કન્યા આપીને જાઓ. ત્યારે કૌરવોએ કહ્યું હવે તારી બડાઈ હાંકવી છોડી દે. તું રાજકુંવરીને સાચવી નહિ શકે.

છોટે મુખસે બડી બાત નહીં, બોલેગા નર કોઈ,
જો બોલે તો ગાલ ચપેટા, પાયેગા નર સોઈ...હો શ્રોતા.

નાના મોઢે મોટી વાતો કરવી તને શોભતી નથી. નાના મોઢે મોટી વાત કોઈ કરે નહિ અને જો કરે તો ચાર તમાચા ખાય છે. માટે શક્તિ જોઈને વાત કર. તું આ રાજકન્યાનું દર્શન કરવાને પણ યોગ્ય નથી. કોઈ સામાન્ય સ્ત્રી તારા વિકરાળ સ્વરૂપને જોઈને ડરી જાય તો આ કોમળ રાજકુમારીનું શું ગજું! ત્યારે કોઈએ કહ્યું કે જો તારે આ ઉદધિકુમારી સાથે પરણવું હોય તો તપ કર. તો તને આવતા ભવમાં તારો મનોરથ સફળ થશે. પણ આ ભવમાં તો તને નહિ મળે. આ રીતે ખૂબ કહ્યું પણ ભીલ તો કોઈની વાત માનતો નથી. તેણે કહ્યું કુંવરી આપો તો જવા દઈશ. નહિતર નહિ જવા દઉં. ભીલની આ વાત સાંભળી કૌરવો ખૂબ ઉશ્કેરાઈ ગયા. હવે કૌરવોનો ઉશ્કેરાટ વધશે ને તેમની સામે આ ભીલ પોતાના પરાક્રમથી કેવી રીતે ઉદધિકુમારીને મેળવશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૮૯

**આસો સુદ ૧૩ ને મંગળવાર** **તા. ૫-૧૦-૭૧**

અનંત કરૂણાસાગર શાસ્ત્રકાર ભગવંત ત્રિલોકીનાથે જગતનાં જીવોનાં કલ્યાણ અર્થે સિધ્ધાંતરૂપ વાણીની પ્રરૂપણા કરી. ત્રણે કાળે સિધ્ધ થયેલી વાણી તેનું નામ સિધ્ધાંત. ભગવાનની વાણીમાં અનંત સામર્થ્ય રહેલું છે.

જેમ ઉગતા સૂર્યનું એક કિરણ વિશ્વ ઉપર વ્યાપેલાં અંધકારનો નાશ કરે છે, કલ્પવૃક્ષનો એક અંકુરો પણ દરિદ્રતાનો નાશ કરે છે. સિંહનું નાનું બચ્ચું હાથીઓનાં સમુહને ભગાડી શકે છે, અગ્નિનો એક તણખો લાકડાની ગંજીને બાળીને સાફ કરી નાંખે છે અને અમૃતનું એક બિન્દુ રોગનો નાશ કરે છે. તે રીતે વીતરાગ પ્રભુના એક વચન ઉપર પ્રતીતિ થાય તો મિથ્યાત્વ રૂપી અંધકારનો નાશ થયા વિના નહિ રહે. પણ તમને સંસારના કાર્યમાં જેટલી શ્રધ્ધા છે તેટલી વીર પ્રભુના વચનામૃત પ્રત્યે નથી.

જેણે સંત સમાગમ કર્યો છે, જડ ચૈતન્યની વહેંચણી કરી છે અને આત્માની અનંત શક્તિનો જેને ખ્યાલ આવે છે તેને આત્માની ચિંતા થાય છે. કારણ કે તે સમજે છે કે ધન, માલ મિલ્કત, કુટુંબ પરિવાર આ બધું મને અંતિમ સમયે ત્રાણુ શરણુ થનાર નથી. ગરીબ, શ્રીમંત, બાળક, વૃધ્ધ, યુવાન, સ્ત્રી કે પુરૂષ સર્વેને એક દિવસ તો આ બધું છોડીને જવાનું છે. સાથે તો પાપ, પુણ્ય અને શુભાશુભ કર્મ સિવાય કંઈ આવવાનું નથી. જીવન અવિરતપણે ચાલ્યું જાય છે. જે યુવાનીમાં ખૂબ કાળજીપૂર્વક શરીરનું જતન કરવામાં આવે છે તે યુવાની પણ પાણીના પુરની જેમ વેગે વહી જાય છે. ઘડપણમાં શરીરની શક્તિઓ ક્ષીણ થઈ જાય છે.

શરીરરૂપી કોડીની બહુ સંભાળ લીધી પણ રત્ન જેવા આત્માને ભૂલી ગયા. પણ દેહનો રંગ જોતજોતામાં પલટાઈ જશે. આવા ક્ષણભંગુર શરીર માટે શાશ્વત આત્માને ભૂલી ગયાં છો. જ્ઞાની કહે છે કે મકાનની માવજતમાં માલિકને ન વિસારો. દેહનાં રખોપામાં દેહીને ન ભૂલો. આત્માની પીછાણ મનુષ્યભવ સિવાય બીજે કયાંય નહિ થાય. આ અવસર ચૂકયા તો પછી પસ્તાવો થશે. માટે તમે શરીરની, જડ પદાર્થોની અને વિષયોની મમતા છોડી દો. પૌદ્ગલિક પદાર્થો પ્રત્યેની આસક્તિ એ કર્મનું બંધન છે. અને વિષયો પ્રત્યેની વિરક્તિ એ મોક્ષનું કારણ છે. ચક્રવર્તિઓએ છ ખંડનું રાજ્ય તણખલા તુલ્ય ગણીને છોડયું અને સમતાનું સિંહાસન મેળવી લીધું. ચારિત્રની મઝા એવી છે કે અંતરાત્મામાં આનંદની લહેરો આવે, મસ્તી આવે, પછી એ મસ્તી આગળ સંસારનાં બધા સુખો તુચ્છ લાગે. ત્યાગ સ્હેજે આવી જાય. ગમે તેવી સુંદર વસ્તુ સામે આવીને ઉભી રહે તો પણ મમતા થાય નહીં. ત્યાગીઓ એને છોડે તો એમ કહે કે મેં તુચ્છને છોડયું અને પરમને મેળવ્યું. અક્ષય સુખનું અને પરમ સુખનું કારણ ત્યાગ-ચારિત્ર છે.

બંધુઓ ! જ્ઞાન અને ચારિત્રથી આત્મામાં વિવેક આવે છે. તેથી એ સમજે છે કે હું તો આત્મા છું. જે દેહમાં વસું છું તે દેહને દુઃખ આવે છે. તે દુઃખ બીજું કોઈ આપતું નથી પણ દુઃખ આપનાર મારા પોતાનાં કર્મો છે. માટે મારે પહેલાં કર્મો હણવાં છે. જેમ પગમાં કાંટો વાગે ને કાંટો ન નીકળે ત્યાં સુધી વેદના થાય છે. તેમ કર્મો આત્માની સાથે લાગેલાં છે. ત્યાં સુધી વેદના આવવાની છે. હું આત્મા છું એવી પ્રતીતિ થયા પછી પૂર્ણ બનવા માટે જે કંઈ ક્રિયાઓ થાય છે તેમાં આનંદ આવે છે. આત્માના સ્વરૂપને સમજ્યા પછી ધર્મક્રિયા કરવામાં રૂચી જાગે છે. સમ્યગ્દૃષ્ટિ આત્મા સંસારની જે ક્રિયા કરે છે તે ધાવમાતાની જેમ કરે છે.

અજ્ઞાનીને દેહ માટે મૂર્છા છે, મૂર્છા છે ત્યાં ભય છે. આત્મભાવમાં અને દેહભાવમાં શું ફરક છે ? જેને દેહ તરફનો ભાવ છે એ બીકણ હોય છે. હું મરી જઈશ, મારૂં

લૂંટાઈ જશે, મારું શું થશે ? આમ કલ્પનાથી ભય ઉભા કરે છે. પણ આત્મદશાનું ભાન થયા પછી કોઈ ભય નથી. વીતરાગ પ્રભુની વાણી આત્મસ્વરૂપનું ભાન કરાવનારી છે. મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. રૂક્મિરાજાએ મલ્લીકુમારીના રૂપની ખૂબ પ્રશંસા સાંભળી. તેથી દૂતને કહે છે કે મિથિલા રાજધાનીમાં જાઓ અને ત્યાં જઈને કુંભકરાજાને કહો કે તમારી પુત્રી મલ્લીકુમારીને કુણાલ દેશાધિપતિ રૂક્મિ રાજા ચાહે છે. આ પ્રમાણે પોતાના સ્વામીની આજ્ઞા મેળવીને દૂત રથમાં બેસીને મિથિલા નગરી તરફ જવા રવાના થયો. ત્રણ રાજાનાં દૂત મિથિલા નગરી જવા રવાના થયા છે. હવે ચોથા રાજાની વાત સિધ્ધાંતકાર બતાવે છે.

**तेणं कालेणं तेणं समएणं कासी नाम जणवए होत्था, तत्थ णं वाणारसी नामं नयरी होत्था। तत्थ णं संखे नामं कासीराया होत्था।** તે કાળને તે સમયે એટલે મલ્લીનાથ ભગવાનના સમયમાં કાશી નામનો દેશ હતો. તેમાં વાણારસી નામે નગરી હતી. તે કાશી દેશના અધિપતિ શંખ નામે રાજા રહેતા હતા. કાશીદેશ પવિત્ર ગણાય છે. ઘણાં માણસો કાશીમાં વિદ્યાભ્યાસ કરવા માટે જાય છે. આ કાશી દેશના શંખ રાજા ખૂબ પવિત્ર અને પ્રમાણિક હતા. સાથે પ્રજાપ્રિય પણ હતા. એટલે તે સદા પ્રજાનું કેમ હિત થાય, મારા દેશની પ્રજા સુખી કેમ બને તે રીતે ન્યાયથી રાજ્ય ચલાવતા હતા. એટલે પ્રજાને રાજા તરફથી ખૂબ સંતોષ હતો. અરસપરસ રાજા અને પ્રજા બંને ખૂબ સુખી હતા. શંખરાજાના રાજ્યમાં ગરીબ, શ્રીમંતના ભેદભાવ ન હતા. સૌને સરખો ન્યાય મળતો હતો. પવિત્ર દેશમાં રાજા અને પ્રજા આનંદપૂર્વક રહેતાં હતાં. આ સમયમાં શું પ્રસંગ બન્યો તે વાત હવે કહેવામાં આવે છે.

**तए णं तीसे मल्लीए विदेह राजवर कन्नाए अन्नया कयाइं तस्स दिव्वस्स कुंडल जुयलस्स संधी विसंघडिए यावि होत्था।**

એક વખત વિદેહ રાજવરની શ્રેષ્ઠ કન્યા મલ્લીકુમારીનાં દિવ્ય કુંડળની સાંધ તૂટી ગઈ. જે કુંડલ અરહન્નક શ્રાવકને દેવે આપ્યા હતા ને તે કુંડલ તેણે કુંભક રાજાને ભેટ આપ્યા હતા. કુંભક રાજાએ પોતાની વહાલી પુત્રી મલ્લીકુમારીને પહેરાવ્યા હતા. મલ્લીકુમારીનું એવું રૂપ હતું કે તેના રૂપથી એ કુંડલ શોભી ઉઠયા હતાં. ઘણીવાર એવું બને છે કે માણસ દાગીના પહેરવાથી શોભે છે પણ મલ્લીકુમારી માટે એવું ન હતું. એનું રૂપ એવું દિવ્ય તેજસ્વી હતું કે એનાથી દાગીના શોભી ઉઠયા હતા. આ કુંડળ તો દિવ્ય હતા પણ કોઈ સુંદર દાગીનો જોઈને તમે એમ કહો છો ને કે આ દાગીનો કેવો સુંદર ઘડયો છે કે એનો સાંધો ક્યાંય દેખાતો નથી. સોની ઘાટ ઘડવામાં ચતુર હોય તો એમ બની શકે. પણ સાંધો કર્યા વિના કોઈ દાગીનો બનતો નથી. ગમે તે જગ્યાએ એક સાંધો તો હોય. મલ્લીકુમારીનાં કુંડલ દિવ્ય હતાં છતાં તેની સાંધ તૂટી ગઈ.

બંધુઓ! તમારા દાગીનાની સંધી તૂટી જશે તો તેને સાંધનાર સોની મળી જશે પણ આયુષ્યની સંધી તૂટશે ત્યારે તેને સાંધનાર કોઈ સોની નહિ મળે. તમે અમેરિકા, જાપાન, જર્મન કે લંડન ગમે ત્યાંથી ડબલ ડીગ્રી સર્જન બનેલાં ડોકટરને લાવો. લાખો રૂપિયા ખર્ચો પણ આયુષ્યની સંધી તૂટી જતાં તેને સાંધવા કોઈ સમર્થ નથી. આવી ક્ષણિક જિંદગીમાં બને તેટલી ધર્મની આરાધના કરી લો, સાથે કોઈ આવવાનું નથી છતાં કેટલી મમતા છે! આચારંગ સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે "जे ममाइयमइं जहाइ से चयइ मयाइयं से हु दिट्ठपहे मुणी जस्स नत्थि ममाइयं।" જે મમત્વ બુધ્ધિનો ત્યાગ કરી શકે છે તે મમત્વને છોડી શકે છે. જેને મમત્વ નથી તે મોક્ષમાર્ગને જાણનાર સાચો મુનિ છે.

આ સૂત્રમાં મમતાનો ત્યાગ કરવા માટે ભગવંતે કેવી સુંદર વાત કરી છે! મમતાનો જન્મ મમત્વ બુધ્ધિથી થાય છે. જ્યાં સુધી મમત્વ બુધ્ધિ હોય છે ત્યાં સુધી પદાર્થોનો ભલે ત્યાગ કર્યો પણ તે ત્યાગનો વાસ્તવિક ઉદ્દેશ્ય પૂરો થતો નથી. કારણ કે ઘણી વખત એવું બને છે કે પાસે પૈસા કે પદાર્થ ન હોય પણ તેના પ્રત્યે મમતા હોય છે. તેને મેળવવા માટે માનવ તલસતો હોય છે. તો પદાર્થના અભાવમાં પણ તેને મમતાનો દોષ લાગે છે. અને ઘણી વખત બાહ્ય દૃષ્ટિથી માણસ પાસે ગમે તેટલો પરિગ્રહ હોય, દોમ દોમ સાહ્યબી હોય પણ તેને મમત્વ નથી હોતો તો તે અપરિગ્રહી ત્યાગી કહેવાય છે. દાખલા તરીકે કોઈ એક ભિખારી હોય તેની પાસે પૈસા, ઘર, ખાવા રોટી અને પહેરવા કપડા નથી છતાં એને અપરિગ્રહી કે ત્યાગી કહી શકાશે નહિ, કારણ કે તેની પાસે ભલે નથી પણ તેના પ્રત્યેથી તેની મમત્વ બુધ્ધિ નષ્ટ થઈ નથી. એ ભૌતિક પદાર્થોના અભાવમાં પણ તેના મનમાં તરંગો ઉઠતાં હોય છે કે મને આવો બંગલો, લાડી-વાડી ને ગાડી બધું ક્યારે મળશે? મને મળી જાય તો હું પણ આવો શ્રીમંત સુખી બનું. આવી મમત્વ ભાવનાના કારણે એને ત્યાગી માનવમાં આવતો નથી. તેનાથી વિપરીત દૃષ્ટિથી વિચાર કરીએ તો ભરત ચક્રવતી પાસે કેટલો પરિગ્રહ હતો! છ છ ખંડનું વિશાળ રાજ્ય હતું. વૈભવ વિલાસનો પાર ન હતો. છતાં તેમને તેના પ્રત્યે મમત્વ ન હતું. અનાસક્ત ભાવથી તે સંસારમાં રહેતાં હતાં. તેના કારણે તેમને દ્રવ્યલિંગના (સાધુવેશના) અભાવમાં પણ ચારિત્ર આવતાં અરિસા ભવનમાં કેવળજ્ઞાન પ્રગટ થયું. તેમ સંસારમાં રહ્યા છો પણ ભરતચક્રવતીની માફક અનાસક્ત ભાવથી રહો અને મમત્વ બુધ્ધિનો ત્યાગ કરો. મમત્વ બુધ્ધિનો ત્યાગ મમતાના ત્યાગ માટે આવશ્યક છે. મમત્વ મોક્ષમાર્ગે જવામાં અંતરાય રૂપ છે અને સંસાર પરિભ્રમણનું કારણ છે. એમ સમજીને જે તેનો ત્યાગ કરે છે તે મોક્ષનો અધિકારી બની શકે છે.

મલ્લીકુમારીનાં દિવ્ય કુંડળની સાંધ તૂટી ગઈ. આ વાતની કુંભક રાજાને

ખબર પડી. આ મલ્લીકુમારી રાજાને પ્રાણથી પણ અધિક પ્રિય હતી. એટલે તેના માટે કોઈની વાતની ઉણપ રાખતાં ન હતાં. તેથી "तए णं से कुंभए राया सुवन्नगार सेणिं सद्दावेइ।" તરત જ કુંભક રાજાએ સુવર્ણકાર–સોનીની શ્રેણી બોલાવી સોનીની શ્રેણી એટલે શું? સોનીની શ્રેણી એટલે ૧–૨–૫ નહિ પણ મલ્લીકુમારીના કુંડળની સંધી સાંધવા માટે કુંભક રાજાએ પોતાની નગરીમાં જેટલાં કુશળ સોનીઓ વસતા હતા તે બધાને પોતાના દરબારમાં બોલાવ્યા. ખુદ મહારાજાએ આટલાં બધા સોનીઓને તેડાવ્યા એટલે બધા સોનીઓને હર્ષ થયો કે આપણને મહારાજા સાહેબ તેડાવે છે. તો આજે આપણને કોઈ મહત્વનું કામ સોંપશે. આપણે કાર્ય સુંદર રીતે કરીશું તો રાજા આપણાં ઉપર પ્રસન્ન થશે ને આપણું જિંદગીનું દરિદ્ર ટળી જશે. કારણ કે એક કહેવત છે કે જો ગામના રાજા રીઝે તો ન્યાલ કરી દે. અને જો ખીજે તો બેહાલ પણ કરી દે. કેમ બરાબર છે ને? પણ તમે રીઝો તો શું કરો? એક–બે તાળી આપીને ખુશી બતાવી દો. (હસાહસ)

ગામનાં બધાં સોનીઓ એકત્ર થયા. એકત્ર થઈને નિર્ણય કર્યો કે આપણે બધાએ ભેગા થઈને જવું. કારણ કે રાષ્ટ્રમાં, ગામમાં, સંઘમાં કે કુટુંબમાં જ્યાં જુઓ ત્યાં જો સંઘટ્ટન હોય, બધાનાં મત એક હોય તો તે ધાર્યું કાર્ય કરી શકે છે. પણ જો સંપ ને એકાગ્રતા ન હોય તો તેની શક્તિ છિન્ન ભિન્ન થઈ જાય છે. તે કાર્ય શોભતું નથી એટલે સોનીઓએ નિર્ણય કર્યો કે આપણામાંથી એકને નાયક બનાવો, બધા સોનીઓ સંપ કરી એકને નાયક બનાવી કુંભક રાજા પાસે આવ્યા. અને હાથ જોડીને જય–વિજય શબ્દો વડે રાજાને વધાવ્યાં, વધાવીને નમ્રતાપૂર્વક બોલ્યા હે સ્વામી! અમારે યોગ્ય સેવા ફરમાવો. ત્યારે કુંભક રાજાએ કહ્યું કે

तुब्भेणं देवाणुप्पिया। इमस्स। दिव्वस्स कुंडल जुयलस्स संधिं संघाडहे।

હે દેવાનુપ્રિયો! તમે આ દિવ્યકુંડળ યુગલની સંધિને સાંધી લાવો, આ પ્રમાણે કહીને રાજાએ બધા સોનીઓના નાયકના હાથમાં એ દિવ્ય કુંડળની જોડી આપી. તે લઈને બધાં સોનીઓએ કુંડળની જોડીની સાંધ સાંધી આપવાની રાજાની આજ્ઞાને શિરો માન્ય કરી અને તે દિવ્યકુંડળો લઈને બધા સોનીઓ તેમનાં બેસવાનાં સ્થાન હતાં ત્યાં આવ્યા. આવીને બધા ભેગાં થઈને બેઠાં. કહેવત છે કે "ઝાઝા હાથ રળિયામણા" ઘણાં હાથે કાર્ય સારી રીતે થઈ શકે. અને આ મહારાજાનું કામ જો સારું થાય તો આપણો બેડો પાર થઈ જાય ને બગડે તો દેશપાર. (હસાહસ) એટલે બધા સુવર્ણકારો ભેગાં થઈને ખૂબ ખંતથી મલ્લીકુમારીના કુંડળને સાંધવા મહેનત કરવા લાગ્યા. જાતજાતનાં સાધનો, ઉપાયો તેમજ અનેક જાતની વ્યવસ્થાઓથી બંને કુંડળોના તૂટેલા ભાગને સાંધવા માટે પ્રયત્નો કર્યા.

પોતાની બુધ્ધિ, સાધન, અને કિંમતી વસ્તુઓ વડે કુંડળોને સાંધવાની ખૂબ મહેનત કરી. પણ કોઈ રીતે તેઓ કુંડળ સાંધી શકયા નહિ. તેમના બધાં પ્રયત્નો નિષ્ફળ ગયા. એટલે ઉદાસ બનીને તેઓ કુંભક રાજા પાસે આવ્યા. આવીને બંને હાથ જોડીને મહારાજાનો જય થાઓ, વિજય થાઓ ! એવા મધુર શબ્દોએ આનંદિત કર્યા ને કહેવા લાગ્યા કે સ્વામીન્ ! આપે અમને બોલાવીને આ દિવ્યકુંડળને સાંધી આપવાની આજ્ઞા કરી હતી. અમે એ કુંડળ લઈ ને અમારા સ્થાને ગયાં. ત્યાં જઈને અમે ઘણાં ઉપાયો ને સાધનોથી બંને કુંડળોના તૂટેલા ભાગને સાંધવા માટે ઘણી મહેનત કરી, ઘણાં પ્રયત્નો કર્યા, અમારી જેટલી શક્તિ હતી તેટલી ખર્ચી નાંખી, કોઈ ઉપાય બાકી રાખ્યો નથી પણ એને સાંધવામાં અમે સફળ થયા નહિ. તો હે સ્વામી ! આપની આજ્ઞા હોય તો આ દિવ્યકુંડળો જેવાં બીજા કુંડળો ઘડી આપીએ.

આ પ્રમાણે સોનીના મુખેથી વાત સાંભળીને કુંભક રાજા તેમના ઉપર ખૂબ ક્રોધથી લાલપીળાં થઈ ગયા અને ભ્રમરો ઉંચી ચઢાવીને કહેવા લાગ્યા કે તમે આ બે કુંડળોનાં તૂટેલા ભાગને સાંધી શકવામાં અસમર્થ છો તો તમે સુવર્ણકાર કઈ રીતે છો ? જે સુવર્ણકાર હોય છે તેઓ તો તેમની કલા માત્રથી સોનાના એવા દાગીના તૈયાર કરી આપે છે કે જેનાથી રાજાઓના મન પ્રસન્ન થઈ જાય છે. અને તમે તો આ બે કુંડળોના સાંધા પણ સાંધી શકતાં નથી. તો પછી આવા કુંડળ કયાંથી બનાવી શકવાનાં છો ? તમારા સોનીપણામાં ધૂળ પડી. આ રીતે કુંભક રાજા ક્રોધથી લાલ થઈને સોનીઓને કહેવા લાગ્યા. મહારાજાનો ગુસ્સો જોઈને બિચારા સોની તો થરથર ધ્રુજવા લાગ્યા. મોટી આશાએ રાજાને રીઝવવા આવ્યા હતાં પણ રાજા રીઝવાને બદલે ખીજાઈ ગયા. હવે રાજા આ સોનીઓને કેવી શિક્ષા કરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** ભીલે ઉદધિકુમારીને લેવા માટે ખૂબ હઠ પકડી અને કહ્યું કે કુંવરી આપો તો જવા દઈશ નહિતર નહિ જવા દઉં. ભીલનો હઠાગ્રહ જોઈને બધા કૌરવો અને સૈનિકો ઉશ્કેરાઈ ગયા, ને બોલવા લાગ્યા કે હવે આ નીચની સાથે વાત કરવા જેવી નથી. એને મારીને સીધો કરવા જેવો છે. એમ કહી શૂરવીર સૈનિકો તલવાર લઈને તેને મારવા દોડયા. ત્યારે ભીલે વિદ્યાના બળથી તેનાં જેવાં ઘણાં ભીલો બનાવ્યા. અને બંને વચ્ચે ભયંકર યુધ્ધ જામ્યું. તેમાં ભીલો તો ઝાડનાં ઝાડ ઉખાડીને સૈન્ય ઉપર નાંખવા લાગ્યા. ઘણાં શસ્ત્રથી લડવા લાગ્યા. થોડીવારમાં તો કૌરવ સૈનિકો ત્રાસી ગયાં ને તેમનાં હાથી, ઘોડા, રથ છોડીને જીવ બચાવવા આમથી તેમ ભાગવા લાગ્યા. સાથે ભોજન સામગ્રીમાં લાવેલા ઘી–તેલના ડબ્બા ઢોળાઈ ગયાં. ઘઉં, ચોખા, ખાંડની ગુણીઓ બધું વાહનોમાંથી નીચે પડી ગયું. એટલે ત્યાં ઘી તેલની તો નદીઓ વહેવા લાગી. ઘઉં ચોખાની ગુણો ફાટી ગઈ ને અનાજ જમીન

ઉપર વેરાઈ ગયું. અને તે અનાજ યુધ્ધ કરનારા માણસોનાં પગનાં પ્રહારથી દબાઈ ગયા. વિચાર કરો. કેટલું મોટું તેમનું સૈન્ય હશે! સૌ મરણનાં ડરથી ભાગી ગયા પણ ઉદધિકુમારી તો ત્યાંની ત્યાં રથમાં રહી ગઈ. એને સાચવવા કોઈ રહ્યું નહિ એટલે તે તકનો લાભ લઈ ભીલ ઉદધિકુમારીને ત્યાંથી ઉપાડીને તે પોતાના વિમાનમાં લઈ ગયો ને નારદજીને કહ્યું. જુઓ, કન્યાને લઈ આવ્યો. તેણે નારદજીની પાસે કન્યાને બેસાડી દીધી.

કન્યા તો ભીલને જોઈને વાઘથી ગાય ડરે તેમ ડરવા લાગીને થરથર ધ્રુજવા લાગી. અરેરે.... આ ભીલડા સાથે કેમ રહેવાશે? એ ખૂબ રડવા લાગી. તેણે રડતાં રડતાં નારદજીને કહ્યું મહારાજ. મેં પૂર્વ ભવમાં શું પાપ કર્યા હશે કે આ ભીલડો મને ઉઠાવી લાવ્યો! અને આપ પણ આવા સંતપુરૂષ થઈને આ ભીલડાને વિમાનમાં કેમ બેસાડયો છે? તમે પણ એના સાથીદાર લાગો છો? અરેરે.... હું કયાં દુર્યોધન રાજાની કુંવરી અને કયાં આ ભીલ! મારા પિતાજીએ મને રૂક્ષ્મણીના પુત્ર સાથે પરણાવવાનું નક્કી કર્યું હતું. પણ જન્મ લેતાં કોઈ અસુર તેમને ઉપાડી ગયો. ખૂબ તપાસ કરાવી તો પણ તેમનો પત્તો ન લાગ્યો ત્યારે કૃષ્ણ મહારાજાની પ્રથમ પટ્ટરાણી સત્યભામાના પુત્ર સાથે મારા લગ્ન કરવા માટે અમે ધામધૂમથી જઈ રહ્યા હતાં. પણ રસ્તામાં આ તોફાન ઉભું થયું. સૌ પોતપોતાના જીવ બચાવવા ભાગી ગયા ને હું એકલી ભીલડાના હાથમાં ઝડપાઈ ગઈ. હવે મારું શું થશે? એમ કહી તેના માતા-પિતા, કાકા, ભાઈઓ બધાનાં નામ લઈને રડવા લાગી. એટલે નારદજીને તેની ખૂબ દયા આવી, અને તેને સમજાવીને શાંત કરી.

ઉદધિકુમારીએ નારદજીને પૂછયું. આ દુષ્ટ ભીલને આવું સુંદર વિમાન કયાંથી મળ્યું? અને આ ગગનગામી વિદ્યા તેને કયાંથી પ્રાપ્ત થઈ? શું આ કોઈ દેવ છે કે વિદ્યાધર છે? આપનો આની સાથે મેળાપ કયાંથી થયો? અથવા તો શું એ તમને મારી માફક કયાંયથી ઉઠાવી લાવ્યો છે? મને સત્ય કહો. નહિતર હું મરી જઈશ. કુંવરીના વચનો સાંભળી નારદજીએ હસતાં હસતાં કહ્યું દીકરી! હવે તું ખેદ શા માટે કરે છે? તારા પિતાએ સૌથી પહેલાં તને જેને આપી હતી તે આ અત્યંત પ્રતાપી રૂક્ષ્મણીનો પુત્ર પ્રદ્યુમ્નકુમાર છે. તારા સદ્‌ભાગ્યે તને તેનું મિલન થયું છે. ત્યારે કુંવરી બોલી. મુનીશ્વર! આપ જેવા પવિત્ર પુરૂષ થઈને મને શા માટે છેતરો છો? એ તો રાજકુમાર છે ને આ તો કાળી શાહી જેવો ભીલ છે.

નારદજીએ કહ્યું તને ખબર નથી કે સૂર્ય વાદળમાં ઢંકાયેલો હોવા છતાં શું તેનો તેજ પ્રકાશ નથી ફેલાવતો? આમ કહી પ્રદ્યુમ્નકુમારને કહ્યું. તારું અસલ રૂપ પ્રગટ કર. નારદજીના આદેશથી પ્રદ્યુમ્નકુમારે પોતાનું સાચું રૂપ પ્રગટ કર્યું.

વાદળમાંથી નીકળેલ ચંદ્રમાની જેમ તે ઉદધિકુમારી સામે શોભવા લાગ્યો. અને ઉદધિકુમારી ચંદ્રની સામે રોહિણીની માફક શોભવા લાગી. પહેલાં તેનું પરાક્રમ જોયું ને હવે તેનું રૂપ પણ જોઈ લીધું. એટલે તે મનમાં વિચાર કરવા લાગી કે આવો સુંદર મારો પતિ બને તો આ મૃત્યુલોકમાં હું સૌથી વધારે ભાગ્યશાળી છું. પણ કદાચ આ કોઈ દેવકુમાર હોય ને મને છોડીને ચાલ્યાં જાય તો? આમ વિચાર કરતી હતી ત્યાં ફરીને નારદે કહ્યું. દીકરી! તું ચિંતા ન કરીશ. આ રૂક્મણીનો પુત્ર પ્રદ્યુમ્નકુમાર છે. તેથી તેના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો. ઉદધિને વિમાનમાં સાથે લઈને આગળ ચલાવ્યું.

**"અદ્‌ભૂતપૂર્વ દ્વારિકા નગરી"** : માર્ગમાં અનેક પ્રકારની નવીનતા જોતાં જોતાં તેઓ દ્વારિકા પુરીમાં પહોંચ્યા. પહેલાં જે દ્વારિકા નગરીનું નામ સાંભળ્યું હતું તે આજે પ્રદ્યુમ્નકુમારે પ્રત્યક્ષ જોઈ. પણ એને ખબર નથી કે આ કઈ નગરી આવી એટલે તેણે નારદજીને પૂછયું મુનિશ્વર! આ કઈ નગરી છે? કેટલી ઝાકઝમાળ દેખાય છે! જાણે અમરાપુરી ન હોય! તેવી લાગે છે. ત્યારે નારદજીએ કહ્યું.

**ઋષિ બોલે વહ પુરી દ્વારિકા, દેવ કરી નિર્માણ,**
**સ્વર્ણ રત્નો કોટ કાંગરે, ઈન્દ્ર લોક સમ જાન હો....શ્રોતા.**

ઈન્દ્રની આજ્ઞાથી કુબેર દ્વારા વાસુદેવને માટે બનાવવામાં આવેલ આ દ્વારિકા નગરી છે. જેને સોનાનો કોટ અને રત્નના કાંગરા છે. આ નગરીની વિશેષતા તો એ છે કે અહીંના લોકો દાની છે, પ્રિય બોલનારાં છે. જ્ઞાની છે પણ માની નથી. બળવાન ને ક્ષમાશીલ છે. ધનવાન અને દાનવીર છે. હજારો જીભવાળો આ નગરીનું વર્ણન કરવા સમર્થ નથી તો હું એક જીભથી તેનું વર્ણન કેવી રીતે કરી શકું? ટૂંકમાં આ નગરી જેવી દુનિયામાં બીજી કોઈ નગરી નથી.

નારદજીના મુખેથી દ્વારિકા નગરીનું વર્ણન સાંભળીને તેને જોવાની ઉત્કંઠાથી પ્રદ્યુમ્ને નારદજીને કહ્યું કે આપની આજ્ઞા હોય તો એકલો દ્વારિકા નગરી જોવા જાઉં. ત્યારે નારદજીએ કહ્યું કે તું ક્યાંય છાનો રહે તેમ નથી. જ્યાં જાય છે ત્યાં કંઈક નવા જુની કરીને આવે છે. અને અહીંના યાદવો ખૂબ બળવાન છે. માટે તું કંઈ વાદવિવાદ કરે ને કંઈ કરે તો મારી મહેનત પાણીમાં જાય. માટે હું તને તારા માતા પિતાને સોંપી દઉં.પછી નિરાંતે દ્વારિકા નગરીનું નિરીક્ષણ કરજે. ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું. હું કંઈ તોફાન નહિ કરું. કોઈને કંઈ નહિ કહું પણ મને જોવા જવા દો. આપ વિમાનમાં બેઠા રહેજો. હું હમણાં આવી જાઉં છું. છેવટે નારદજીને આજ્ઞા આપવી પડી. હવે પ્રદ્યુમ્નકુમાર દ્વારિકા નગરીમાં જશે ને ત્યાં શું નવાજુની કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૦

**આસો સુદ ૧૪ ને બુધવાર** **તા. ૬-૧૦-૭૬**

અનંતજ્ઞાની, વિશ્વવત્સલ, કરૂણાનીધિ ભગવંતે જગતનાં જીવોના ઉધ્ધારને અર્થે શાસ્ત્ર, સિધ્ધાંતના એકેક અધ્યયનમાં આત્માના પવિત્ર પંથનું માર્ગદર્શન બતાવેલું છે. સિધ્ધાંતની એકેક ગાથાના અક્ષરે અક્ષરમાં આત્મગૌરવ ગૂંથેલું છે. જ્યાં સુધી આત્મા સિધ્ધાંત સાગરમાં ડૂબકી નહિ મારે ત્યાં સુધી મોક્ષના મોતી મેળવી શકશે નહિ. આ માટે જ્ઞાનીએ કહ્યું છે કે સ્વ અને પરનું ભેદજ્ઞાન કરો. જેને સ્વ અને પરનું ભેદજ્ઞાન થાય છે તેવા જ્ઞાની સ્વ અને પર બંનેને જાણે છે. હું કોણ ? મારો સ્વભાવ શું ? મારા નિજગુણ કયા ? જડનો સ્વભાવ શું અને તેનાં ગુણ કયા ? એ રીતે જડ-ચેતનનું ભેદજ્ઞાન સમજી શકે છે. જ્યારે અજ્ઞાની આત્મધર્મને (પોતાના ધર્મને) સમજી શકતો નથી. તે કેવળ જડની પાછળ દોડે છે. જૈન દર્શનમાં જ્ઞાનની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે-"स्व पर व्यवसायि ज्ञानं प्रमाणम् ।" સ્વ અને પરનો નિશ્ચય કરનારું જ્ઞાન પ્રમાણ છે. આ સૂત્રથી જ્ઞાની આપણને સ્વ અને પરનું ભેદજ્ઞાન કરતાં શીખવાનો બોધ આપે છે. બૂઝાઈ ગયેલા હજારો દીપક કરતાં સળગતો એક દીપક સારો. બહારના પ્રગટાવેલાં હજારો દીપક કરતાં આત્માના પ્રકાશનું એક કિરણ પ્રગટાવવું તે શ્રેષ્ઠ છે. કે જે પ્રકાશ કિરણ વડે જીવન અને મરણ વચ્ચેનાં ભેદને સમજી દેહબંધનથી મુક્ત બની શકીએ. જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે એટલો ભેદ છે કે જેટલો ભેદ સળગતી અને બૂઝાયેલી મીણબત્તી વચ્ચે છે. સળગતી મીણબત્તી પોતાને પ્રકાશિત કરે છે ને પોતાની નજીકમાં રહેલા પદાર્થોને પણ પ્રકાશિત કરે છે. જ્યારે બૂઝાયેલ મીણબત્તી નથી પોતાને પ્રકાશિત કરતી કે નથી પદાર્થોને કરતી. આટલા માટે જ્ઞાની કહે છે કે આત્માનો દીપક પ્રગટાવો.

જ્યારે આત્મામાં જ્ઞાન-વિવેકનો દીવડો પ્રગટે છે ત્યારે તે દુર્ગુણોને દૂર કરી સદ્ગુણોનો સંગ્રહ કરવા માંડે છે. અને એના અંતરની રાત-દિવસ એક જ ઝંખના હોય છે કે હે પ્રભુ ! ભવસાગરમાં ભ્રમણ કરાવનાર એવા મારા કર્મો ખપાવીને હું જલ્દી દુઃખથી મુક્ત બની મોક્ષમાં ક્યારે જઈશ ? આવી તેની ઝંખના હોય છે. તેને આ સંસારના કોઈ પણ પદાર્થો પ્રત્યે મમતા રહેતી નથી. એને તો ભગવાનના વચન ઉપર અતૂટ શ્રધ્ધા હોય છે. ભગવંતની વાણી ઉપરની શ્રધ્ધા એ આત્માને અમર બનાવનાર સંજીવની છે. શ્રધ્ધાથી માનવી મહાન બની શકે છે. અને કર્મશત્રુથી નિર્ભય બની શકે છે.

એક વખત એક વિધવા માતા તેના વહાલસોયા દીકરાને તક્ષશિલા ભણવા માટે

મોકલે છે. માતાને એકનો એક દીકરો હતો. એટલે વિદાય આપતાં માતાનું હૃદય ભરાઈ ગયું, પણ દીકરો જ્ઞાનાભ્યાસ માટે જતો હતો તેથી તેના મંગલ પ્રયાણ વખતે આંખમાં આંસુનું ટીપું પડવા દીધું નહિ. પણ ધ્રુજતા હૈયે મન મક્કમ કરીને બોલી બેટા! તને વિદાય આપતાં મારું હૈયું હાથ રહેતું નથી. પણ માતા જો પુત્રનો મોહ રાખીને તેને ભણાવે નહિ તો એ માતા વરી કે શત્રુ બની જાય છે. તેથી હું તારા આત્મવિકાશ માટે જવાની આજ્ઞા આપું છું. પણ દીકરા! તું મારી વાત માનીશ? દીકરાએ કહ્યું–હા. બા! જરૂર માનીશ. પુત્રનો જવાબ સાંભળીને માતાએ ખુશ થઈને કહ્યું દીકરા! તું અત્યારે ભણવા માટે જાય છે. તે સિવાય બીજે ગમે ત્યાં જાય તો બે વાતનું ધ્યાન રાખજે. તેમાં પહેલી વાત તો એ છે કે તું કદી જુઠું બોલીશ નહિ, અને બીજું પાપ સિવાય કોઈથી ડરીશ નહિ. કોઈ તારી પાસે ભૂત, પ્રેત, ડાકણ, શાકણ વિગેરેની વાતો કરે છતાં તું તારું મન કદી નિર્બળ બનાવીશ નહિ. આ જગતમાં મનુષ્ય કરતાં કોઈ મોટું નથી. માનવી આગળ દેવો પણ વામણા છે. માનવીના તપ આગળ ઈન્દ્રાસનો પણ ધ્રુજે છે. દેવો પણ કંપી ઉઠે છે. હે પુત્ર! આવા ઉગ્ર તપની શક્તિ માનવમાં પડેલી છે. માનવ પોતાની શક્તિ ખીલવે ત્યારે આખું જગત ધ્રુજી ઉઠે છે.

મહાન બનવા સર્જાયેલો માનવ કોઈથી ડરતો નથી. અને જો તે ડરતો ફરે તો મહાન બની શકતો નથી. બેટા! તું પણ એક માનવ છે. એટલે આ દુનિયામાં પાપ સિવાય કોઈથી ડરીશ નહિ. અને સદા સત્ય બોલજે. માતાના વચનો હૃદય સિંહાસન પર સ્થાપીને માતાના ચરણમાં વંદન કરીને દીકરો ચાલતો થયો. તે સમયે ગાડી, ટ્રેઈન વિગેરે સાધનો ન હતાં. પગપાળા પ્રવાસ કરવો પડતો હતો. આ છોકરો પોતાની જરૂરિયાતની બધી ચીજો લઈને એકલો નદી, નાળાં, પહાડ તેમજ અનેક ગામને વટાવતો નિર્ભયપણે ચાલ્યો જાય છે. ત્યાં વગડામાં તેને સાત ચોરોનું ટોળું મળ્યું. સાત ચોરો નાનકડા બાલુડાને ઘેરી વળ્યા. ને તેની પાસે જે હતું તે બધું લઈ લીધું ને પૂછ્યું છોકરા! હવે તારી પાસે કંઈ છે? વિદ્યાર્થીએ કહ્યું "ના". એટલે ચોર લોકો જે મળ્યું તે લઈને ચાલતા થઈ ગયા.

**"બાળકની સત્યતા ઉપર પ્રસન્ન થયેલા ચોરો"** :– ચોરો થોડે દૂર ગયા ત્યાં આ વિદ્યાર્થીને યાદ આવ્યું કે હું અસત્ય બોલ્યો. સાત સાત ચોરો તેને ઘેરી વળ્યા. બધું લઈ ગયાં છતાં છોકરો ડર્યો નહિ. તેને એમ પણ ન થયું કે મારું બધું લઈ ગયાં તો હવે શું કરીશ? પણ અસત્ય બોલાઈ ગયું તેનો ડર લાગ્યો. તે જાણી જોઈને અસત્ય બોલ્યો ન હતો. રસ્તામાં ચોરો લૂંટી ન લે તે માટે તેની માતાએ તેને એક નાનકડી પાતળી ગોદડીમાં ચાલીસ સોનામહોરો સીવી

આપી હતી. તે ગોદડીને આ છોકરો ઓશીકા તરીકે વાપરતો હતો. એ તેને યાદ આવ્યું એટલે તેના મનમાં અફસોસ થવા લાગ્યો કે હજુ મારી માતાની યાદ પણ ભૂલાઈ નથી. એના સ્નેહની સરવાણી સૂકાણી નથી. ત્યાં તું એને આપેલું વચન ભૂલી ગયો ? માતાની આજ્ઞા ઉપર પગ મૂકયો ? મારાથી માતાની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ થાય. એ ચોરો હજુ નજીકમાં હશે. જલ્દી તેમની પાસે પહોંચીને તેમની માફી માંગી લઉં.

વિદ્યાર્થી ચોરોની પાછળ દોડયો. અને હે ભાઈઓ ! ઉભા રહો. એમ જોરથી બૂમો પાડવા લાગ્યો. આ સાંભળીને ચોરો સ્થંભી ગયા કે આ વગડામાં આપણુને ભાઈ કહીને બોલાવનાર કોણ નીકળ્યો ? સ્હેજ પાછું વાળીને જોયું ત્યાં દૂરથી છોકરાને દોડતો આવતો જોયો. ત્યારે ચોરોના મનમાં થયું કે આપણે તેનું બધું લૂંટી લીધું છે. એટલે હવે તેને કોઈ સાથીદાર મળી ગયો લાગે છે એટલે આપણુને પકડવા માટે આ યુક્તિ રચી લાગે છે. આમ સમજી ચોરો મુઠ્ઠી વાળીને નાઠાં. આગળ ચોરો અને પાછળ વિદ્યાર્થી બિચારો બૂમો પાડતો જાય છે કે ભાઈઓ ! જરા ઉભા રહો. મારે તમને કંઈક આપવું છે. આ લોકો ઘણાં દૂર નીકળી ગયા. પછી ચોરોએ પાછું વાળીને જોયું તો એકલા બાળકને જોયો. એટલે તે ઉભા રહ્યા, ને પૂછયું–કેમ તું શા માટે અમારી પાછળ દોડીને આવ્યો ? વિદ્યાર્થીએ કહ્યું કે તમે મને પૂછયું હતું કે હવે તારી પાસે કંઈ છે ? તે વખતે મેં ના કહી તે મારી ભૂલ છે. મારી માતાએ મને આ નાનકડી ગોદડીમાં ૪૦ સોનામહોરો મને સીવીને આપી છે.

**"માતાના વચન પાળવામાં બતાવેલી વફાદારી"** : વિદ્યાર્થીની વાત સાંભળીને ચોરો આશ્ચર્યચકિત બની ગયા. અરે છોકરા ! તું સામેથી અમને ૪૦ સોનામહોરો આપવા આવ્યો છે ? તારા જેવો માણસ અમે અત્યાર સુધીમાં જોયો નથી. ત્યારે તેણે કહ્યું છે કે હું જ્યારે ઘેરથી ભણુવા જવા માટે નીકળ્યો ત્યારે મારી માતાએ કહ્યું છે કે તું કદી અસત્ય બોલીશ નહિ. તો વિચાર કરો. મારી માતાનાં વચન કરતાં સોનામહોરો વિશેષ છે ? સોનામહોરો આપતાં પણ જો મારી માતાના વચનનું પાલન થાય તો મારે મન તે હજારો સોનામહોરો કરતાં પણ મોટો લાભ છે. વિદ્યાર્થીની વાત સાંભળી ચોરો ચિંતવવા લાગ્યાં કે અહો ! જેને માટે દુનિયા વલખાં મારે છે જેના ચળકાટમાં માનવ અંજાઈ જાય છે, જેને લેવા માટે અંધારી રાત્રે જીવનનું જોખમ ખેડીને બહાર નીકળીએ છીએ ને આવા નિર્દોષ માણુસોને લૂંટીએ છીએ એવી સોનામહોરો આ છોકરો માતાના વચન ખાતર લૂંટાવી દે છે.

ફરીને ચોરોએ તેને પૂછયું–અલ્યા છોકરા! તું આટલો નાનકડો છે. અને આ ગાઢ જંગલમાં અમે તને ઘેરી વળ્યા ત્યારે તને અમારી બીક ન લાગી? શું તું અમારાથી ડરતો નથી? ત્યારે તેણે કહ્યું–મારી માતાએ મને બીજી એક શિખામણ આપી છે કે પાપ સિવાય તું કોઈથી ડરીશ નહિ. એટલે હું પાપ સિવાય બીજા કોઈથી ડરતો નથી. તમે માણસ છો તેવો હું પણ માણસ છું. તમારે હાથ–પગ છે તેમ મારે પણ હાથ–પગ છે. તો તમે મને ડરી કરીને શું કરવાના છો? મારો આત્મા તો અજર અમર છે. કદાચ મારી નાંખશો તો મારા દેહને મારી શકશો પણ મારા આત્માને મારી શકવાના નથી. અને મારા આત્માને કંઈ નુકશાન થવાનું નથી. પણ જો મારા અંતરમાં પાપ પ્રવેશી જાય તો મોટું નુકશાન થાય.

બંધુઓ! એક નાનકડા છોકરાને પણ માતાના વચન ઉપર કેટલો વિશ્વાસ છે! છે તમને ભગવાનના વચન ઉપર આવો વિશ્વાસ! બોલો, તમને કદાચ ચોરો ઘેરી વળે તો શું કરશો? (હસાહસ) વિદ્યાર્થીની વાત સાંભળીને ચોરોનાં પથ્થર જેવાં હૃદય પીગળીને મીણ જેવા બની ગયાં.

**પવિત્ર બાળકની પ્રેરણાથી ચોરોનો હૃદયપલટો :** અહો! આપણી ચારે બાજુ ધાક વાગે છે. આપણને જોઈને લોકો ફફડી ઉઠે છે ત્યારે આ છોકરો આપણો સ્હેજ પણ ડર રાખ્યા વિના કેવું મીઠું બોલે છે. એ કેવો નીડર છે! એને ફક્ત પાપનો ભય લાગે છે તો પછી આપણે શા માટે પાપ કરવાં જોઈએ? એટલે ચોરોએ છોકરાને કહ્યું કે તારી ચાલીસ સોનામહોરો તારી પાસે રાખ. અમારે નથી જોઈતી. પણ તું ક્યાં જાય છે? તે અમને કહે. વિદ્યાર્થીએ કહ્યું હું તક્ષશિલા ભણવા માટે જાઉં છું. ત્યારે ચોરોએ કહ્યું ચાલ, અમે તને મૂકવા આવીએ. વિદ્યાર્થીએ કહ્યું. મને ડર નથી. મને મૂકવા આવવાની જરૂર નથી. હું તો એકલો જઈશ. ચોરોએ કહ્યું. અમારે તારી સાથે આવવું છે. ચોરો એની સાથે તક્ષશિલા પહોંચ્યા. સાતે ય જણાએ ગુરૂના ચરણમાં વંદન કર્યા ને આંખમાં આંસુ લાવીને કહ્યું–તમારી વિદ્યાપીઠમાં ભણવા આવનાર આ વિદ્યાર્થીએ અમારા દિલ જીતી લીધા છે. અમારી આંખ એણે ઉઘાડી છે. આપનાં વિદ્યાર્થીએ અમને માનવતાનો પ્રથમ પાઠ ભણાવ્યો છે. આગળનાં પાઠ અમને ભણાવો. ચોરો તક્ષશિલામાં જઈને સાચા માનવ બની ગયા અને અંતે તક્ષશિલાનાં રખેવાળ બની ગયા.

બંધુઓ! એક વિદ્યાર્થીની દૃઢતા જોઈને ચોર જેવા ચોરના હૃદય પલટાઈ ગયા. ને સાચા માનવ બની ગયા. એની માતાનો આત્મા પણ કેવો જાગૃત હશે કે પોતાના પુત્રને આવું ઉચ્ચ જ્ઞાન આપ્યું. ભૌતિક જ્ઞાન જડ પદાર્થોને પોતાનાં માને છે ને આત્મજ્ઞાન પદાર્થોને પરાયા માને છે. ભૌતિક જ્ઞાનથી પ્રાપ્ત થયેલાં સાધનો

આત્માને બંધનરૂપ બને છે. જ્યારે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થયેલ સાધનો આત્માને બંધનથી મુક્ત કરાવે છે. આવું જ્ઞાન તે જ સમ્યક્જ્ઞાન. તે જ્ઞાન માનવને નિર્મળ અને નિર્ભય બનાવે છે.

કુંભકરાજા સોની ઉપર ગુસ્સે થયાં ને सुवन्नगारे निव्विसए आणावेइ। સુવર્ણકારોને પોતાના દેશની બહાર નીકળી જવાની આજ્ઞા આપી. તમે મારા રાજ્યની હદમાં ન જોઈએ માટે જલ્દી રાજ્યની હદ છોડીને ચાલ્યાં જાઓ. આ પ્રમાણે રાજાનો હુકમ થતાં તે ત્યાંથી ઉભા થઈ ગયા અને જ્યાં પોતાનું ઘર હતું ત્યાં આવ્યા. સોનીઓ રાજાની પાસે ગયા ત્યારે તેમનાં મનમાં એવી કલ્પના ન હતી કે રાજા આવો હુકમ કરશે. તેઓ બધા વિચાર કરવા લાગ્યાં કે આપણો આમાં શું ગુન્હો! કુંડલ સાંધી ન શક્યા. તેથી એવો મોટો ગુન્હો કર્યો નથી કે રાજા આપણને હદપાર કરે. રાજાના હુકમનો કોણ અનાદર કરી શકે? આ કુંભક રાજાને કોઈ સમજાવી શકે તેમ ન હતું. તેમણે આવેશમાં આવીને સોનીઓને દેશનિકાલ કરવાનો હુકમ કર્યો. સોનીઓના દિલમાં ખૂબ દુઃખ થયું. પેઢીની પેઢીઓથી વસતાં હોય તેને એકદમ છોડીને જવું પડે તે કંઇ સામાન્ય વાત નથી રાજાએ મિથિલા નગરી છોડીને જવાનું કહ્યું હોત તો વાંધો ન આવત. પણ આ તો દેશ છોડીને જવાનું છે. હવે ક્યાં જવું તેની ચિંતા થઈ. બધા સુવર્ણકારો ભેગા થઈને ઘેર આવ્યાં. બધી ઘરવખરી તેમજ કોઈના વૃધ્ધ માતા પિતા હોય, કોઈ બિમાર હોય આ બધાંને લઈને એકદમ કેવી રીતે જવું? પણ રાજાનો વટહુકમ છે એટલે સ્હેજ પણ વિલંબ કરી શકાય તેમ ન હતું. એટલે ઘેર આવીને તેમણે ગાડા તૈયાર કરાવ્યા. અને ગાડામાં પોતાના વાસણ વિગેરે તેમજ ઘરનો બધો માલસામાન ગાડામાં ભર્યો. બધા ગાડામાં બેસીને મિથિલા રાજધાનીના રાજમાર્ગ વચ્ચે થઈને જ્યાં કાશીદેશ અને વારાણસી નગરી હતી ત્યાં ગયા. કુંભક રાજાએ તેમને દેશનિકાલ કર્યો એટલે તેઓ મિથિલા નગરીમાંથી નીકળી વચમાં અનેક સ્થળોએ મુકામ કરતાં કરતાં ઘણાં દિવસે જ્યાં કાશીદેશ અને વારાણસી નગરી હતી ત્યાં ગયા. ત્યાં આવીને તેમણે પોતપોતાની ગાડીઓ તથા ગાડાઓને વારાણસી નગરીની બહાર ઉદ્યાનમાં રોક્યા એટલે ત્યાં ઉભા રાખ્યા. મુખ્ય સુવર્ણકારો મહાર્થ સાધક – બહુ કિંમતી તેમજ રાજાઓને યોગ્ય એવી ભેટ લઈને વારાણસી નગરીની વચ્ચે થઈને જ્યાં કાશીરાજ શંખરાજા હતા ત્યાં આવ્યા, ત્યાં જઈને તેમણે બંને હાથ જોડી અંજલી મસ્તકે મૂકીને રાજાને વંદન કર્યા. જય વિજય શબ્દો વડે રાજાને વધાવ્યા. વધાવીને ભેટણું તેમની પાસે મૂક્યું.

અસલનો રિવાજ છે કે જે નગરમાં વસવાટ કરવો હોય તે રાજાને સર્વ પ્રથમ કિંમતી ભેટણું આપવું જોઈએ. રાજા સ્વીકાર કરે પછી તેમની આજ્ઞા મળે તો

નગરીમાં પ્રવેશ કરી શકે. એટલે સુવર્ણકારોએ આ પ્રમાણે કર્યું. રાજાના ચરણમાં નમસ્કાર કરી ભેટ ધરીને પછી તેમણે આ પ્રમાણે મહારાજાને કહ્યું.

"अम्हेणं सामी! मिहिलाओ नयरीओ कुंभएणं रन्ना निव्विसया आणत्ता समाणा इहं हव्वमागता, तं इच्छामो णं सामी तुब्भं बाहुच्छाया परिग्गहियाओ निब्भिया निरुव्विग्गा सुहं सुहेणं परिवसिउं।" હે સ્વામીન્! કુંભક રાજાએ અમને મિથિલા નગરીથી દેશનિકાલ કર્યા છે તેથી અમે નિર્વાસિત થઈને અહીં આવ્યા છીએ. તેથી હે સ્વામીન્! આપની બાહુચ્છાયાના આશ્રયમાં અમે લોકો નિર્ભય અને નિરૂદ્વિગ્ન થઈને શાંતિથી સુખેથી અહીં રહેવા ઈચ્છીએ છીએ.

સુવર્ણકારોએ શંખરાજાને આ પ્રમાણે કહ્યું ત્યારે શંખરાજાએ વિચાર કર્યો કે આવા મોટા કુંભક રાજાએ જ્યારે આ લોકોને દેશનિકાલ કર્યા છે તો શા માટે કર્યા છે? તે મારે જાણવું જોઈએ. જાણ્યા પહેલાં મારે ગમે તેવા માણસોને મારી નગરીમાં પેસવા દેવા જોઈએ નહિ. આવો પ્રસંગ બને ત્યારે રાજાઓની પણ ફરજ છે કે તેની બરાબર ચકાસણી કરવી જોઈએ. જો ખરાબ માણસો રાજ્યમાં પેસી જાય તો નગરીમાં સડો પેસે એટલે તેમનું આપેલું ભેટણું સ્વીકારીને તેમની વિનંતી સાંભળીને કાશી દેશાધિપતિ શંખરાજાએ તેમને આ પ્રમાણે કહ્યું

"किन्नं तुब्भे देवाणुप्पिया। कुंभएणं रन्ना निव्विसया आणत्ता।"

હે દેવાનુપ્રિયો! તમને કુંભક રાજાએ શા કારણથી મિથિલા નગરીની બહાર જતા રહેવાની આજ્ઞા આપી છે? તમે એવો શું ગુન્હો કર્યો કે તમને કુંભક રાજાએ દેશનિકાલની આજ્ઞા કરી? સોનીઓએ શંખરાજાને આ પ્રમાણે કહ્યું સ્વામીન્! પ્રભાવતી રાણીના ગર્ભથી જન્મેલી કુંભક રાજાની પુત્રી મલ્લીકુમારીના બે કુંડલોનો સાંધો તૂટી ગયો તેથી કુંભક રાજાએ અમને બધાં સોનીઓને બોલાવ્યા અને કુંડળોની સંધી જોડી આપવાની આજ્ઞા કરી. એટલે અમે તે કુંડળોને લઈને તેને સાંધવા માટે ઘણાં પ્રયત્નો કર્યા પણ તે કુંડલો હતાં તેવા અમે કરી શક્યા નહિ. તેથી અમે તેનાં જેવા બીજા કુંડલો ઘડી આપવા માટે રાજાને વિનંતી કરી અમારી આ વાત સાંભળીને રાજા અમારા ઉપર ક્રોધે ભરાયાં ને અમને દેશનિકાલ કર્યા. સોનીઓ પ્રમાણિક હતાં. માટે બધી સત્ય હકીકત કહી. આ વાત સાંભળી શંખરાજાના મનમાં થયું કે આ ખાસ ગુન્હો નથી. સોનીઓને મારા રાજ્યમાં આશ્રય આપવામાં વાંધો નથી. એમ જાણીને શંખરાજાએ બધા સોનીઓને પોતાના દેશમાં ખુશીથી રહેવાની પરવાનગી આપી.

સોનીઓની વાત સાંભળીને શંખરાજાએ તેમને કહ્યું કે હે દેવાનુપ્રિયો! તમે જ મલ્લીકુમારીનાં કુંડળ સાંધી શક્યા નહિ તે કુંડળની પહેરનારી મલ્લીકુમારી કેવી છે? જવાબમાં સોનીઓએ શંખરાજાને કહ્યું કે સાહેબ! એ મલ્લીકુમારીના રૂપગુણની

વાત શું કરવી? એના ગુણુ ગાતાં અમારી જિંદગી પૂરી થઈ જાય તો પણુ એનાં ગુણુ પૂરાં ન થાય. અને એના રૂપની તો વાત પૂછો મા. એ મલ્લીકુમારી જેવી તો કોઈ દેવકન્યા, ગંધર્વકન્યા, અસુરકન્યા, નાગકન્યા કે યક્ષકન્યા પણુ નથી. ટૂંકમાં મલ્લીકુમારી જેવી કન્યા કયાંય નથી. આ પ્રમાણે મલ્લીકુમારીનાં રૂપ, ગુણુની પ્રશંસા સાંભળીને શંખરાજાને તેના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો અને મનમાં વિચાર કર્યો કે આવી રાણી જો મારા અંતેઉરમાં હોય તો મારું અંતેઉર શોભી ઉઠે. આકાશમાં કરોડો તારા હોય પણુ ચંદ્ર ન હોય તો તારાની કોઈ શોભા નથી, તેમ મારા અંતેઉરમાં ગમે તેટલી રાણીઓ ભલે હોય પણુ મલ્લીકુમારી જેવા ના હોય તો મારી શોભા નથી. શંખરાજાને મલ્લીકુમારી પ્રત્યે અનુરાગ થયો, ને તેને પરણુવાની અભિલાષા જાગી. હવે તે રાજા દૂતને મિથિલા નગરી મોકલશે ને શું બનશે તેનો ભાવ અવસરે.

**ચરિત્ર:**– પ્રદ્યુમ્નકુમાર દ્વારિકા નગરીમાં આવ્યા. અમરાપુરી જેવી સુંદર દ્વારિકા નગરી જોવાનું મન થયું. એટલે નારદજીને કહ્યું. ઋષિશ્વર! આપ વિમાનમાં બેસો. હું મારા પિતાજીની નગરી જોઇને હમણાં આવું છું. ત્યારે નારદજીએ કહ્યું કે હવે તો તારે દ્વારિકા નગરીમાં રહેવાનું છે. એટલે તું નિરાંતે દ્વારિકા નગરી જોજે. પણ હમણાં તો તારી માતા તારા માટે ઝૂરે છે માટે તેને આનંદ કરાવ. જેથી તેનું મન શાંત થાય. ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે હું મારા માતા પિતાને મળ્યા પછી તો તેમના મોહમાં પડી જઈશ. એટલે સારી રીતે આખી દ્વારિકા નગરી જોઈ શકીશ નહિ. માટે મને અત્યારે જોઈ લેવા દો. મારી માતાએ સોળ વર્ષ સુધી મારો વિયોગ સહન કર્યો છે તો થોડો વધારે સહન કરશે. પછી નિરાંતે માતાને મળીશ. આમ કહી નારદજીની આજ્ઞા મેળવીને પ્રદ્યુમ્નકુમાર નારદજી અને ઉદધિકુમારીને મૂકીને વિમાનમાંથી ઉતરીને દ્વારિકા નગરી જોવા ચાલ્યો.

**દ્વારિકા નગરીમાં પ્રવેશતાં પ્રદ્યુમ્નકુમારે ભાનુકુમારને પોતાની શક્તિનો આપેલ પરિચય:**–પ્રદ્યુમ્નકુમારે નારદજીને નમસ્કાર કરી વિમાનમાંથી ઉતરીને દ્વારિકા નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં સર્વપ્રથમ તેણે શું જોયું? સૌથી પ્રથમ ખેલવા માટે જઈ રહેલાં ભાનુકુમારને જોયો ભાનુકુમાર ખૂબ તેજસ્વી હતો. તેને કંઈક સેવકોએ છત્ર ધર્યું છે, તો કોઈ ચામર વીંઝે છે. આવા તેજસ્વી કુમારને જોઈને પ્રદ્યુમ્નકુમાર વિચાર કરે છે કે શું આ કૃષ્ણજી તો નહિ હોય ને? કે બીજો કોઈ રાજકુમાર હશે? આ પ્રમાણે મનમાં બોલ્યો એટલે તેની વિદ્યાએ કહ્યું, કે આ કૃષ્ણજી નથી પણ આપની અપરમાતા સત્યભામાનો આ સૂર્ય સમાન તેજસ્વી ભાનુકુમાર નામે પુત્ર છે. તેને ઘોડા ખેલાવવાનો ખૂબ શોખ છે. એને તમે તમારું પરાક્રમ બતાવો, કે જે સાંભળીને તમારી માતાને આનંદ થાય. પ્રદ્યુમ્નકુમારને વિદ્યાની વાત સાંભળીને તાન ચઢયું. અને તેણે વિદ્યાના બળથી એક સુંદર અને વેગવાન ઘોડો બનાવ્યો. અને પોતે વૃધ્ધ સો વર્ષના ડોસા જેવો બન્યો. થર થર ધ્રુજતા

શરીરે હાથમાં ઘોડાને બાંધેલી રસ્સી પકડીને ભાનુકુમાર આવતો હતો તેના સામો ગયો. ભાનુકુમારની સાથે બીજાં ઘણાં કુમારો હતાં પણ ભાનુકુમારને ઘોડાનો ખૂબ શોખ હતો. આ વૃધ્ધ પાસે રહેલો ઘોડો જોઈને બધા કુમારો ખૂબ આશ્ચર્ય પામ્યા, અને કહ્યું ભાઈ! જુઓ તો ખરા. આ ઘોડો કેવો સરસ છે! તમને શોભે તેવો છે. ત્યારે ભાનુકુમારે પૂછયું કે ડોસા! આ કોનો ઘોડો છે? ડોસાએ કહ્યું આ ઘોડો મારો છે. ત્યારે તેણે પૂછયું તમે કયાંથી આવો છો? હું પરદેશી સોદાગર છું. મેં સાંભળ્યું છે કે કૃષ્ણના પુત્ર ભાનુકુમાર ઘોડાના ખૂબ શોખીન છે એટલે આપને માટે હું આપને શોભે તેવો કિંમતી અશ્વરત્ન લઈને આવ્યો છું. જેની કિંમત એક ક્રોડ સોનામહોર છે. ભાનુકુમાર કહે–અરે ડોસા! જરા વિચાર કરીને બોલ. એક ઘોડાની કરોડ સોનામહોર આપી દેવાય? ત્યારે વૃધ્ધે કહ્યું ભાઈ! તમારે ઘોડો લેવો હોય તો લો ને ન લેવો હોય તો રહેવા દો. હું તો આ ચાલ્યો. પણ આવો ઘોડો તમને દુનિયા ભરમાં નહિ મળે. એ ઘોડાની પરીક્ષા કરવી હોય તો કરી લો. ભાનુકુમારે કહ્યું–તમે ઘોડાનાં બહુ વખાણ કરો છો તો હું તેની પરીક્ષા કરી લઉં પછી ખરીદ કરીશ. વૃધ્ધે કહ્યું ભલે, પરીક્ષા કરી લો.

**ભાનુકુમારની ઘોડા પર સ્વારી :–** ભાનુકુમાર હાથમાં ચાબુક લઈ છલાંગ મારીને ઘોડા ઉપર બેઠો એટલે ઘોડાએ પોતાની ચાલ શરૂ કરી. પહેલી ચાલમાં માપસર ચાલ્યો. બીજી ત્રીજી વખત ચાલવાની ગતિથી તેણે બધાનાં મન ખુશ કર્યા. ભાનુકુમારના મનમાં પણ થયું કે ઘોડો તો ખૂબ પાણીદાર છે તેને ખરીદી લઉં. પણ હજુ તેની ચાલ જોઈ લઉં, એમ વિચાર કરીને ચોથી વખત ઘોડાને દોડાવ્યો. ઘોડો તો એવો દોડયો કે ભાનુકુમાર ધ્રુજવા લાગ્યો ને તેના શરીર ઉપર પહેરેલાં આભૂષણો નીકળીને નીચે પડવા લાગ્યા. અને જ્યાં પાંચમી ગતિ શરૂ કરી ત્યાં તો ભાનુકુમાર ઘોડા ઉપરથી નીચે પડી ગયો. એટલે બધા રાજકુમારો મોં દબાવી હસવા લાગ્યાં અને વૃધ્ધ સોદાગર તો ખડખડાટ હસીને બોલ્યો. એક તો બિચારો ભાનુકુમાર પડી ગયો, તેના હાડકાં ભાંગી ગયા તેની ખબર નથી પૂછતો ને પડયા પર પાટુ મારતો હોય અને ઘા પર મીઠું ભભરાવતો હોય તેમ કહ્યું–અરે, કૃષ્ણપુત્ર ભાનુ-કુમાર! તું આ શાંત ઘોડા ઉપરથી પડી ગયો તેથી સમજાય છે કે તને ઘોડા ખેલવાની કળા નથી આવડતી. બોલ, હું તને અશ્વારોહણ વિદ્યા શીખવાડું? તને ઘોડા ઉપર બેસતા નથી આવડતું તો તું રાજ્ય કેવી રીતે ચલાવીશ? અરેરે....મને તો એમ હતું કે કૃષ્ણનો પાટવીપુત્ર ભાનુકુમાર કેવો તેજસ્વી હશે! એટલે તારે માટે પાણીદાર ઘોડો લઈને આવ્યો પણ તારામાં તો કાંઈ બુધ્ધિ નથી. (હસાહસ) મને તો ચિંતા થાય છે કે તું એક ઘોડાને સાચવી નથી શકતો તો આટલા મોટા આ રાજ્યને કેવી રીતે રાખી શકીશ?

વૃધ્ધ સોદાગરનાં આવા અપમાન જનક શબ્દો સાંભળીને ભાનુકુમારે ગુસ્સે થઈને કહ્યું–અરે ડોસા ! જરા વિચાર કરીને બોલ.શું બકબક કરે છે ? જે ચઢે છે તે પડે છે. તારા જેવા મૂર્ખાને તો ચડવાનું નથી ને પડવાનું નથી. છતાં જો તને અભિમાન હોય તો તું ઘોડા ઉપર ચઢીને તારી કળા મને બતાવ. ત્યારે સોદાગરે કહ્યું–અરે ભાઈ ! જો મારાથી ચઢી શકાતું હોત તો હું આવો પાણીદાર ઘોડો શા માટે વેચત ? છતાં એક વાત છે. મને જો કોઈ ઘોડા ઉપર ચઢાવી દે તો હું તને બતાવી દઉં કે તને ઘોડો ખેલાવતાં આવડે છે કે મને ? ત્યારે ભાનુકુમારે કહ્યું–આ ડોસાને પાંચ સાત જણ ઉંચકીને ઘોડા પર ચઢાવી દો.

ભાનુના કહેવાથી પાંચ સાત સુભટોએ વૃધ્ધને ઘોડા ઉપર ચઢાવવા ઉંચક્યો. પણ એ તો અધવચથી નીચે પડી ગયો, ને રડવા લાગ્યો કે અરેરે....તમે મને બરાબર પકડયો નહિ તેથી હું પડી ગયો પણ હજુ મને ઘોડા ઉપર બેસાડી દો તો હું મારી કળા તમને બતાવું. એટલે બધાએ તેને ફરીથી ઉંચક્યો તો ફરીથી તે નીચે ગબડી પડયો. કેટલા સુભટોને પણ વાગ્યું, તે નહિ જોતાં વૃધ્ધ બોલ્યો કે ભાનુકુમાર ! આ તમારા સુભટો પણ તમારા જેવાં છે. તમે એમને ખવડાવીને ફક્ત તગડા કર્યા. આટલા બધાં ભેગાં થઈને મને ઉંચકી શકતા નથી તો યુધ્ધમાં શું લીલું કરવાના છે ? (હસાહસ). જો તમારામાં પાણી હોય તો હજુ પણ કહું છું કે મને ઘોડા પર ચઢાવી દો, ત્રીજી વખત એને ઉંચક્યો તો પણ જમીન પર ગબડી પડયો. તેના ભેગાં બધા સુભટો પણ પડી ગયાં ને કોઈનાં માથા ફૂટી ગયા. કોઈના હાથ–પગ ભાંગી ગયા, કોઈના દાંત તૂટી ગયા ત્યારે ભાનુકુમાર ત્યાં ઉભો હતો. એ લાગ જોઈને તેને નીચે પછાડી તેની છાતી પર પગ મૂકીને વૃધ્ધ ઘોડા પર ચઢી ગયો, અને થોડી વાર બધાની નજર સમક્ષ ઘોડાને ખૂબ વેગથી ચલાવીને બધાંને આશ્ચર્યચકિત કરી દીધાં.

ઘોડો ચલાવવાની કળા જોઈને બધા રાજકુમારો ખુશ થઈ ગયાં. અહો ! શું આની કળા છે ! ભાનુકુમાર તો પડી ગયો હતો. બધાં તેની પ્રશંસા કરી રહ્યા હતાં ત્યાં બધાની વચમાં વિદ્યાના બળથી અશ્વસહિત તે આકાશમાં ઉડી ગયો ને અદ્રશ્ય થઈ ગયો. બધાં કહેવા લાગ્યાં આ શું ? શું આ કોઈ દેવ, યક્ષ કે કિન્નર હશે ? કોઈ જબ્બર શક્તિધારી પુરૂષ હોવો જોઈએ. આમ અનેક પ્રકારનાં તર્ક–વિતર્ક કરવા લાગ્યા. હવે પ્રદ્યુમ્નકુમાર દ્વારકા નગરીમાં આગળ કયાં જશે ને શું નવાજુની કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૯૧

**આસો સુદ ૧૫ ને ગુરૂવાર** **તા. ૭-૧૦-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

સ્યાદ્‌વાદના સર્જક, એકાંતવાદના ભંજક અને કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવનાર વીતરાગ ભગવંતોએ જગતનાં જીવોના ઉધ્ધાર માટે આગમ પ્રરૂપ્યા. આગમમાં ભગવંતોએ કહ્યું છે કે હે જીવ! તને મહાન પુણ્યોદયે માનવભવની પ્રાપ્તિ થઈ છે. તો તું તપ, સંયમ, વ્રત-નિયમો દ્વારા આત્માની સાધના કરી લે.

આજે શરદપૂર્ણિમાનો દિવસ છે. આ પૂર્ણિમાને માણેકઠારી પૂર્ણિમા પણ કહેવામાં આવે છે. બધી પૂર્ણિમા કરતાં આ પૂર્ણિમાની વિશેષતા છે, શરદપૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ ખીલે છે ને આ અવની ઉપર પ્રકાશ પાથરે છે. કંઈક લોકો આજે ઉત્સવ મનાવે છે. આપણને મહાન પુણ્યોદયે શરદપૂર્ણિમા સમાન માનવભવ મળ્યો છે તો તેમાંથી આધિ, વ્યાધિ અને ઉપાધિ તથા કષાય રૂપી ગરમીને દૂર કરી શીતળતા સૌમ્યતા પ્રાપ્ત કરો. મિથ્યાત્વ અને અજ્ઞાનનાં તિમિર ટાળી કેવળજ્ઞાનના પ્રકાશ વડે ત્રણે લોકને પ્રકાશિત કરીએ તેવો પુરૂષાર્થ કરવો જોઈએ. તો આપણો આત્મા શરદપૂર્ણિમાના ચંદ્રની માફક સોળે કળાએ ખીલી ઉઠશે. શરદપૂર્ણિમાનો ચંદ્ર તો આ લોકમાં પ્રકાશ કરે છે પણ કેવળજ્ઞાનનો ચંદ્ર ત્રણે લોકમાં પ્રકાશ કરે છે. ને અલૌકીક શીતળતા આપે છે. પણ આવું કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા માટે આ માનવભવમાં જીવે ભગીરથ પુરૂષાર્થ કરવો પડશે. જુઓ, એક ન્યાય આપું.

જંગલમાંથી રાવણ સીતાજીને ઉઠાવી ગયો ત્યારે રાવણ પાસેથી સીતાજીને પાછા લાવતાં રામને કેટલો પુરૂષાર્થ કરવો પડયો? મોટો સમુદ્ર ઓળંગી કેટલી મુશ્કેલી વેઠી લંકામાં જવું પડયું, મોટો સંગ્રામ ખેડવો પડયો તેમ મોહરૂપી રાવણ આપણી આત્મલક્ષ્મી રૂપી સીતાનું હરણ કરી ગયો છે તો તેની પાસેથી પાછી મેળવવા માટે આપણે પુરૂષાર્થની જરૂર ખરી કે નહિ? આઠ કર્મમાં મોહનીય કર્મ બળવાન સેનાપતિ છે. માટે સર્વ પ્રથમ તેને જીતવાની જરૂર છે. દશા શ્રુતસ્કંધમાં કહ્યું છે કે-

> "सेणावइंमि निहते, जहा सेणावइ पणस्सइ ।
> एवं कम्माणि णस्संति, मोहणिज्जं खयंगए ॥"

જેમ સેનાપતિ મરાઈ જાય તો સારી સેના ભાગી જાય છે તેવી રીતે મોહનો ક્ષય થતાં બીજા કર્મો નાશ થઈ જાય છે. પણ એક વખત મોહ ઉપર વિજય મેળવવા

માટે મહાન પરાક્રમ કરવું પડશે. મોહને જીતવા માટે મહિનામાં બે ઉપવાસ, ત્રણ ચાર આયંબીલ, માસખમણ કે એક વરસીતપ કર્યો એટલાથી પતી જશે ? મોહ રૂપી રાવણને પરાજિત કરી કેવળજ્ઞાન રૂપી સીતા સુંદરીને તેના કબજામાંથી મેળવવા માટે આત્માની અનંત શકિત તપ, ત્યાગ અને સંયમમાં ફોરવવી પડશે. સામાન્ય પુરૂષાર્થ કામ નહિ આવે. માટે આત્માને કર્મથી મુકત બનાવવા સાધનનો સદુપયોગ કરી લો.

સંસારના મોહમાં ફસાયેલાં અને ધનની ધમાલમાં પડેલાને અમૂલ્ય સાધન અને અમૂલ્ય સમયની કિંમત સમજાણી નથી. તેથી પોતાનાં સ્વરૂપનો અને શક્તિનો તેને ખ્યાલ નથી. પરિણામે મોંઘામાં મોંઘું મળેલું માનવજીવન વિષય ભોગ અને મોજશોખમાં વ્યતીત થઈ જાય છે. તેમાં નુકશાની તો આત્માને છે ને ? માનવભવનો અંતિમ ધ્યેય તો મોક્ષ મેળવવો તે છે. મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત કરવા સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની અવશ્ય જરૂર છે. જ્યાં સુધી આ રત્નત્રયીની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી બીજું સર્વસ્વ મેળવવા છતાં માનવ અપૂર્ણ છે. એના વિના માનવભવનો ફેરો નિષ્ફળ છે. જે મેળવીને મૂકી દેવાનું છે તે મેળવ્યાં છતાં ન મેળવ્યા બરાબર છે.

મહાન પુરૂષો કહે છે કે તમે મેળવો પણ શું મેળવો ? આત્મિક ધન જેટલું મેળવાય તેટલું મેળવો. આવો અવસર ફરીને નહિ મળે. સારી ચીજ મેળવવી હશે તો ખરાબને છોડવી પડશે. તેમ જો તમારે ધર્મનું ધન મેળવવું હોય તો બાહ્ય ધનનો મોહ છોડવો પડશે. પણ આજે તો સ્થિતિ એવી થઇ છે કે સારું જોઈએ છે પણ ખરાબ છૂટતું નથી. સાધનો સારા મળ્યા છે પણ તેનો સદુપયોગ થતો નથી.

સાબુ લઈને વસ્ત્ર ધોવો તો સ્વચ્છ થાય છે પણ અંધકારમાં કોલસાને સાબુ માનીને કલાક સુધી કપડાને ઘસ્યા કરો તો કપડું ઉજળું થાય કે કાળું ? કપડું કેટલું મસળ્યું તે કોઈ પૂછવાનું નથી પણ સાધન કેવું વાપર્યું એ પૂછાય છે. મહેનત કેટલી કરી એ મહત્વનું નથી પણ સાધન કેવું વાપર્યું એ મહત્વનું છે. સાધન હલકાં તો મહેનત નકામી. સાધન મલીન તો કાર્ય શુધ્ધિ ન થાય. શુધ્ધિ અને સિધ્ધિનો આધાર સાધનો પર છે. સાધનો તો જગતમાં ઘણાં છે પણ મોક્ષની પ્રાપ્તિ માટે તો ત્રણ સાધન ઉપયોગી છે. માનવ એ સાધક છે ને મોક્ષ એ આપણું સાધ્ય છે. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ સાધનો છે મોક્ષરૂપ સાધ્યને સાધવા માટે આ ત્રણ સાધન અવશ્ય જોઇશે, આ ત્રણમાંથી એકને પણ જો છોડી દેવામાં આવે તો મોક્ષ મળવો દુર્લભ છે.

આપણે કાશી દેશના શંખરાજાની વાત ચાલે છે. તેમણે મલ્લીકુમારીની માંગણી કરવા માટે દૂતને ખૂબ સંપત્તિ આપીને મિથિલા નગરી કુંભક રાજા પાસે વિદાય

કર્યો. આ રીતે ચાર મિત્રોની વાત પૂરી થઈ હવે પાંચમા રાજાની વાત શરૂ થાય છે. તે કાળ ને તે સમયે કુરૂ નામે દેશ હતો. તેમાં હસ્તિનાપુર નામે નગર હતું. તેમાં અદીનશત્રુ નામે રાજા હતા. તે સુખે રાજ્ય કરતાં હતાં. આ અદીનશત્રુ રાજાને કેવી રીતે મલ્લીકુમારીની પીછાણ થાય છે તે વાત કહેવામાં આવે છે.

"तत्थ णं मिहिलाए कुंभगस्स पत्ते पभावइए अत्तए मल्लीए अणुजायए मल्लदिन्नए नाम कुमारे जाव जुवराया यावि होत्था।" તે મિથિલા નગરીમાં કુંભક રાજાને ત્યાં પ્રભાવતી રાણીના ગર્ભથી એક પુત્રનો જન્મ થયો હતો. તેનું નામ મલ્લદિન્નકુમાર હતું. તે મલ્લીકુમારીનો નાનો ભાઈ હતો. તે મોટો થતાં ભણીગણીને પુરૂષની ૭૨ કળામાં નિષ્ણાત થયો. રાજનીતિમાં પણ ખૂબ કુશળ હતો એટલે રાજાએ તેને યુવરાજ પદે સ્થાપન કર્યો હતો.

એક વખત યુવરાજ મલ્લદિન્નકુમારને કંઈક નવીન કામ કરવાની ઈચ્છા થઈ. એટલે તેણે કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. અને તેમને આ પ્રમાણે કહ્યું.

"गच्छह णं देवाणुप्पिया। तुब्भे मम पमद वणंसि एगं महं चित्तसभं करेह।"

હે દેવાનુપ્રિયો! તમે મારા પ્રમદ વનમાં જાઓ અને તે વનમાં એક ચિત્રસભા તૈયાર કરો. તે ચિત્રસભા સેંકડો સોનાના થાંભલાવાળી બનાવજો. તે થાંભલાઓમાં ચમકતા કિંમતી મણીઓ જડજો કે જેના પ્રકાશથી જોનારાની આંખો અંજાઈ જાય. તેમજ ચિત્તને આહ્લાદ આપે તેવી સભા બનવી જોઈએ. વળી તે મણિઓ વડે તેના થાંભલામાં જાત જાતના શિલ્પની રચના (કોતરણી) કરજો કે જેથી તેને જોવા આવનારા પણ બે ઘડી સ્થંભી જાય.

આવી સરસ સભા બનાવવાની મલ્લદિન્નકુમારે કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરી. આવા મોટા રાજા, મહારાજાઓનાં કામ લોકો હોંશે હોંશે કરવાં તૈયાર થાય છે. માણુસો પાસે કામ કરાવવાની પણ એક કળા હોય છે. મોટા માણુસો ખુશ થાય તો કામ કરનારનું કામ થઈ જાય છે. એનું જિંદગીનું દરિદ્ર ટળી જાય છે. એટલે માણુસોને મોટા લોકોનું કામ કરવાનો ઉમંગ હોય છે. પણ જો હાથ સંકુચિત હોય તો કોઈ કામ કરે નહિ. એક નાના બાળકને તમારે દશ આંટા ખવડાવવા હશે તો હોંશે હોંશે ખાશે પણ હાથ મોકળો કરશો તો! જો હાથ મોકળો નહિ કરો તો પેટનો દીકરો પણ તમારું કામ નહિ કરે. જે માણુસ ઉદાર દિલનો હશે તેનું કામ રસ્તે જનાર પણ હોંશે હોંશે કરશે. કારણકે દરેકને આશા હોય છે. કોઈ જાતની આશા કે તૃષ્ણા વગર તો કોઈ સજ્જન પુરૂષો પરમાર્થનું કાર્ય કરે છે. કોઈ ગરીબ કે વૃધ્ધ દુઃખીનું કામ કરવા કોઈ જાય છે? એવી સેવા કરનારા બહુ અલ્પ મનુષ્યો છે.

એક વખત કૃષ્ણ વાસુદેવની સવારી નીકળી. તે સમયે રસ્તામાં એક બુઢ્ઢા બાપા

ઈંટો ઉપાડતા હતાં. તેને જોઈને કૃષ્ણ વાસુદેવે પોતે નીચે ઉતરી ઈંટ ઉપાડી તો બધા માણસોએ ઈંટ ઉપાડી. એક ક્ષણમાં બાપાનું કામ થઈ ગયું. કહેવત છે ને કે "નમે આંબાને આંબલી" આંબાના વૃક્ષ ઉપર જેમ જેમ ફળ આવે છે તેમ તેમ તે નમે છે. તેમ ગુણવાન માણસની પાસે જેમ જેમ સંપત્તિ વધતી જાય છે તેમ તેમ તે નમ્ર બને છે. આ સંસારમાં જીવને દુઃખી કરનાર હોય તો અભિમાન છે, મોહ છે, માયા ને મમતા છે. મમતાને કારણે મારી બહેનો એમ માને છે કે વહુ આવે પછી નિરાંતે ધર્મધ્યાન કરીશ. પણ એ સ્વપ્ન એનું સાકાર નથી બનતું.

એક રમુજી દૃષ્ટાંત : એક શેઠ શેઠાણીને સાત ખોટનો એકનો એક લાડકવાયો દીકરો હતો. ભણીગણીને હોંશિયાર થયો એટલે શેઠાણી કહે હવે તો મારે દીકરાને જલ્દી પરણાવવો છે. બહેનોને વહુ લાવવાનાં ખૂબ કોડ હોય છે. આ શેઠ શેઠાણીએ દીકરાનાં લગ્ન લીધાં. મોટી જાન લઈને દીકરાને પરણાવવા માટે ગયા. ખૂબ ધામધૂમથી દીકરાનાં લગ્ન થયા. દીકરો પરણીને આવ્યો. શેઠાણીને હરખનો પાર નથી. લગ્નમાં સગા સબંધી બધા આવ્યાં હતાં. વાજતે ગાજતે જાનનું સામૈયું કર્યું. વરઘોડિયું પરણીને આવ્યું. સાસુજી હર્ષભેર પોંખવા આવ્યા. પોંખતા પોંખતા સાસુજીએ ગીત લલકાર્યું.

"છેલ છબીલી રંગ રંગીલી, વહુજી મારી શાણી,
રોટી કરેગી, પાવ દાબેગી, ભર લાવેગી પાની."

મારી વહુ તો સુંદર અને શાણી છે. એ મારા ઘરનો બધો ભાર ઉપાડશે. રસોઈ કરશે એટલે રસોડાનું કામ સંભાળશે, રાત્રે મારા પગ દાબશે ને પાણી ભરી લાવશે. (હસાહસ) સાસુજીનું ગીત વહુજીએ બરાબર સાંભળ્યું. એના મનમાં થયું કે આ તો ભારે થઈ. મને તો એમ હતું કે શ્રીમંતને ઘેર પરણીને જાઉં છું. ત્યાં તો રસોઈયા ને ઘાટી હશે. મારે કામ કરવું નહિ પડે. હું તો હીંડોળા ખાટે ઝૂલીશ પણ અહીં તો સાસુજીએ મને ઘરમાં પગ મૂકતાંની સાથે રસોઈયાનું, પનિહારીનું ને દાસીનું બધું કામ સોંપી દીધું. ઠીક, ત્યારે હું પણ પાણી પહેલાં પાળ બાંધી લઉં. પછી કંઈ નહિ થાય. એટલે સાસુનું ગીત પૂરું થયું ત્યાં વહુએ ગીત ઉપાડયું.

"નાચો મતી ને કૂદો મતી, મતી ખીલો સાસુજી ફુલા,
થોડા દિનકો ધીરજ રાખો, કર દૂંગી દો ચૂલા."

આ વહુએ વિચાર કર્યો કે આગ લાગે ત્યારે કૂવો ખોદવા ક્યાં જાઉં ? લડાઈ આવે ત્યારે સૈન્ય તૈયાર કરવા જવું તેનાં કરતાં પહેલેથી તૈયારી કરી લઉં. પછી સાસુજી મને કંઈ કહી શકે નહિ. એટલે ધીમે રહીને ગીત ગાતાં સાસુજીને કહ્યું કે હે મારા ઘેલાં ને ભોળા સાસુજી ! જરા ઓછું કૂદો, ઓછા નાચો ને ઓછા

ફુલાઓ. મને જોઈને તમે બહુ હરખાઈ ગયાં છો પણ જરા ધીરજ રાખો. હું થોડા દિવસ તમારા ભેગી રહીને પછી જુદી થઈ જઈશ. ભેગી રહું ત્યાં સુધી સુખ ભોગવી લો. પછી તમે બધું કર્યા કરજો. વહુનું ગીત સાસુજીએ સાંભળ્યું એટલે બિચારી સાસુનો વહુ લાવવાનો ઉમંગ ઓસરી ગયો. (હસાહસ) અરેરે... હું તો માનતી હતી કે વહુ આવશે એટલે હું છૂટી થઈશ. તેના બદલે વહુરાણી તો આવતા વેંત જુદા થવાનું કહે છે. આજે મોટા ભાગે આવું ચાલે છે. કેમ બહેનો બરાબર છે ને ? (હસાહસ) (જવાબ :- એવું જ છે.)

મારી બહેનો ! સાસુ બનવાનાં કોડ કરો છો પણ દેખો. વહુએ શું કહ્યું ? થોડા દિવસમાં બે ચૂલા કરી દઈશ. ઘરમાં જો સારી વહુ આવે તો બે ચૂલા હોય તો એક કરાવે. બે દિલ જુદા હોય તો એક દિલ કરાવે ને કુસંપ હોય તો સંપ કરાવે. અને ખરાબ વહુ આવે તો આવતા વેંત એના ધણીને લઈને જુદી થઇ જાય. એક ચૂલાનાં બે ચુલા કરાવી દે. આ છે તમારો સંસાર જેમાં બીલકુલ સાર નથી. ત્યાં શું સુખ માનીને બેસી રહ્યાં છો ! જેમ બાળક અંગૂઠો ચૂસતાં પોતાની લાળને માતાનું દૂધ માની લે છે તેમ આ સંસારમાં અજ્ઞાની જીવો આ નિઃસાર સંસારમાં સુખ ન હોવા છતાં પણ ભ્રમમાં પડીને ભૌતિક સુખમાં સાચું સુખ માની લે છે. આવા અંધારામાં ક્યાં સુધી રહેશો ? સમજીને સંસારની મમતા છોડો તો તમારું કલ્યાણ થશે ને સાચું સુખ મળશે.

મલ્લદિન્નકુમારે કૌટુંબિક પુરૂષોને પ્રમદ વનમાં એક સભા બનાવવા માટે આજ્ઞા કરી. એટલે તેમણે હોંશભેર મલ્લદિન્નકુમારની આજ્ઞા પ્રમાણે સુંદર સભા તૈયાર કરી અને કુંવરને ખબર આપ્યાં કે આપની આજ્ઞા મુજબ પ્રમદ વનમાં એટલે ઘરનું ઉદ્યાન, રણવાસનું ઉદ્યાન અમે આપનું મન પ્રસન્ન બને તેવી સભા તૈયાર કરી દીધી છે. આ પ્રમાણે કૌટુંબિક પુરૂષોનાં કહેવાથી મલ્લદિન્નકુમારે કુશળ ચિત્રકારોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું કે,

હે દેવાનુપ્રિયો ! તમે ચિત્રગૃહને હાવ ભાવ, વિલાસ અને બિબ્બોકવાળા ચિત્રોથી ચિત્રિત કરો. અને ચિત્રકામ પૂરું થાય ત્યારે અમને ખબર આપજો. ત્યાર પછી ચિત્રકારોએ "तहत्ति पडिसुणेइ।" તથાસ્તુ કહીને કુમારની આજ્ઞાનો સ્વીકાર કર્યો. ત્યાર બાદ તે ચિત્રકારો પોતપોતાનાં ઘેર ગયા. ઘેર જઈને પોતપોતાની પીંછીઓ, પાંચ પ્રકારના રંગ તેમજ રંગમાં નાંખવાનાં બીજા દ્રવ્યો આ બધી સાધન સામગ્રી લઈને જે સભા તૈયાર કરવામાં આવી હતી તે સભામાં ગયા. સભામાં પ્રવેશ કરીને ચિત્રકારોએ પહેલાં નક્કી કરી લીધું કે ક્યાં કયું ચિત્ર દોરવું ? કોને કયાં ચિત્ર દોરવું તેના વિભાગ પાડયા. વિભાગ પાડીને તે સ્થાનને તેમણે ઘસીને ધોઈને

સ્વચ્છ બનાવ્યું. સ્વચ્છ બનાવીને તે ચિત્રકારો ચિત્રસભામાં હાવ ભાવ વિગેરેથી યુક્ત સુંદર ચિત્રો ચીતરવા લાગ્યા. આ બધા ચિત્રકારો ચિત્રકળામાં કુશળ હતા. પણ તેમાં એક ચિત્રકાર વિશેષ કુશળ હતો. તેનામાં પહેલેથી એક એવી અસાધારણ વિશેષ શક્તિ હતી. અને તે ચિત્રકળામાં ખૂબ પ્રવીણ ને ચિત્રકળાનો અભ્યાસી હતો. તે ચિત્રકાર કોઈ પુરૂષ, સ્ત્રી વિગેરે મનુષ્યનાં, ગાય ભેંસ વિગેરે ચોપગા પ્રાણીઓનાં અને સર્પ વિગેરે અપદો એટલે પગ વગરનાં જીવો અથવા તો વૃક્ષ વિગેરેનો કોઈ પણ એક ભાગ જોઈ લેતો અને ત્યારબાદ તે પ્રમાણે આબેહૂબ ચિત્ર દોરતો હતો.

માની લો કે કોઈ સ્ત્રીના પગનો અંગુઠો જોઈ લે તો તેના ઉપરથી આખું ચિત્ર, તેના શરીર પર કયાં મસો છે. કયાં તલ છે આ બધું આબેહુબ ચિત્ર દોરવાની તેનામાં શક્તિ હતી. એક દિવસ તે ચિત્રકારે પડદાની પાછળ બેઠેલી મલ્લીકુમારીના પગનો અંગુઠો ગવાક્ષનાં કાણામાંથી જોઈ લીધો હતો. તેથી તેના મનમાં એમ થયું કે હું મલ્લીકુમારીના પગના અંગુઠાનાં જેવું સુંદર ચિત્ર તૈયાર કરું. મલ્લીકુમારીના અંગમાં જ્યાં જ્યાં જે જે સૌંદર્યના ગુણો છે તે બધાં ગુણોને મલ્લીકુમારીના ચિત્રમાં અંકિત કરું. આ પ્રમાણે વિચાર કરીને તેણે તે જગ્યાને સ્વચ્છ બનાવી અને માર્જન-લેપન વિગેરેથી તે સ્થાનને સાફ કર્યું. ચિત્ર દોરતાં પહેલાં ભૂમિ જેટલી સ્વચ્છ બને તેટલું ચિત્ર સુંદર દોરાય, અને તેમાં રંગનો ઉઠાવ આવે ને જોનારને આકર્ષક લાગે છે. તે રીતે આપણું હૃદયરૂપી દિવાલ જેટલી વધારે વિશુધ્ધ હોય તેટલો વીતરાગવાણીનો રંગ વધારે ચઢે ને જલ્દી તેના પ્રત્યે શ્રધ્ધા થાય ને આત્માનું કલ્યાણ થાય. હવે ચિત્રકાર મલ્લીકુમારીનું ચિત્ર કેટલી હોંશથી દોરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર : સત્યભામાના સુંદર વનમાં પ્રદ્યુમ્નકુમાર :** પ્રદ્યુમ્ન દ્વારિકા નગરી જોતો જોતો આગળ ચાલ્યો. ત્યાં વચમાં એક સુંદર વન આવ્યું. આ જોઈને તેણે વિદ્યાને પૂછયું કે આ વન કોનું છે? ત્યારે જવાબ મળ્યો કે આ સુંદર વન સત્યભામાનું છે. આ સાંભળીને પ્રદ્યુમ્નકુમારે ઉત્તમ લક્ષણોથી યુક્ત સાત ઘોડા બનાવ્યાં. અને તે અશ્વોનો રક્ષક બની ઘોડા લઈને વનની પાસે આવ્યો. અને તેના રક્ષકને પૂછયું કે આ વન કોનું છે? ત્યારે રક્ષપાળે કહ્યું તારે શું કામ છે? તો કહે ભાઈ! મારે તો આ ઘોડા ભૂખ્યા થયાં છે તેને ચરાવવાં છે. મારા ઘોડા આ વનમાં લીલું ઘાસ ખાઈને તાજા માજા થશે. પછી હું તેને વેચીશ ને સારા પૈસા મળશે તો હું તમને ઈનામ આપીશ.

એની વાત સાંભળીને વનપાળે ખૂબ ફટકાર્યો ને કહ્યું કે તને ખબર છે કે આ વન કોનું છે? આ તો કૃષ્ણજીની પટ્ટરાણી સત્યભામાનું વન છે. અહીં તેનો લાડીલો

ભાનુકુમાર તેમાં ક્રીડા કરવા માટે આવે છે. તે સિવાય બીજા કોઈને આ વનમાં પ્રવેશ કરવાની સખ્ત મનાઈ છે. તારે માટે તો આ વનનાં વૃક્ષોની છાયા પણ દુર્લભ છે. ત્યાં તું ઘોડા ચરાવવાની વાત ક્યાં કરે છે! આ વનને જોવા માટે તો દૂરદૂરથી લોકો આવે છે. તું ગરીબ પરદેશી અજાણ્યો છે માટે તારા હિત માટે કહું છું કે તું અહીંથી જલ્દી ચાલ્યો જા, નહિતર હમણાં ભાનુકુમાર અને તેનાં સુભટો આવશે ને તારો ઘોડો પડાવી લેશે ને તને મારશે. ત્યારે તેણે વનપાળને કહ્યું. તારી વાત સાચી છે. પણ તમે બધાને એક સરખાં ના સમજશો. બીજા ઘોડામાં ને મારા ઘોડામાં ફેર છે. આ મારા ઘોડા તો શિક્ષિત અને કેળવાયેલાં છે. તે તમારા ફળ ફૂલ નહિ ખાય એકલું ઘાસ જ ખાશે. તો પણ વનપાળ જવા દેવાની ના પાડવા લાગ્યો. ત્યારે પ્રદ્યુમ્નકુમારે તેની આંગળીમાંથી એક વીંટી કાઢીને તેને આપી દીધી.

"દેખે પીળું ને મન થાય શીળું" તે અનુસાર વનપાળને વીંટી મળી એટલે તેનું મન ઢીલું પડયું, એને થયું કે એકલું ઘાસ ખાશે તો તેમાં શું નુકશાન થવાનું છે? વનપાળે કહ્યું-જોજે હોં. ઘોડા ઘાસ સિવાય બીજું કંઈ ખાય નહિ. જો એક પણ ફળ કે ફૂલ ખાશે તો મારું ને તમારું આવી બનશે. ત્યારે ઘોડાવાળો કહે કંઈ નુકશાન નહિ થવા દઉં. તું વિશ્વાસ રાખ. એમ કહી ઘોડાને સત્યભામાના વનમાં પેસાડી દીધા. આ કંઈ સામાન્ય અશ્વો ન હતાં. વિદ્યાના બળથી બનાવેલાં હતાં. એટલે ઘોડાઓએ અંદર જઈને સત્યભામાના વનમાંથી મીઠા ફળ ફૂલ, વૃક્ષ, લત્તા અને પાંદડા બધું ખાઈ ગયા ને તેનું વન ઉજ્જડ કરી નાંખ્યું. અને કૂવા, તળાવ ને વાવનું પાણી પી ગયા જેથી કૂવા, તળાવ, વાવ બધું સૂકાઈ ગયું. આ પ્રમાણે નગરની બહારના વનમાં ક્રીડા કરીને પ્રદ્યુમ્નકુમાર તેની વિદ્યાની માયા સંકેલીને નગરમાં આવ્યો.

**નગરમાં આવેલા સત્યભામાના વનમાં વાનરો** : મદનકુમાર દ્વારિકા નગરીની બહારની શોભા જોતો નગરની અંદરની શોભા જોવાના હેતુથી નગરમાં પ્રવેશ કર્યો. તો તેણે અનેક પ્રકારનાં વૃક્ષોથી સુશોભિત મનોહર વનને જોઈને વિચાર થયો કે અહો! દેવલોકમાંથી નંદનવન પૃથ્વી ઉપર ઉતર્યું છે કે શું? એટલે તેણે વિદ્યાને પૂછયું આવું રમણીય મનને આનંદ આપનાર આ વન કોનું છે? ત્યારે કહ્યું કે આપની માતા રૂક્મણીની મુખ્ય શોક્ય સત્યભામાનું આ સુંદર આ વન છે. આ સાંભળીને પ્રદ્યુમ્નકુમારે વિદ્યાના પ્રભાવથી પોતે ચાંડાલ જેવું રૂપ બનાવ્યું. અને એક મહાકાય વાનર બનાવ્યો. તે વાનરને લઈને તે વનની પાસે પહોંચ્યો. ત્યાં જઈને વનપાલકને કહ્યું-ભાઈ! આ મારો વાંદરો ખૂબ ભૂખ્યો થયો છે. તેથી એક ફળ તેને ખાવા આપો.

વનપાલકે કહ્યું કે તુ જાતિનો ચંડાળ છે, ને આ બિહામણો વાંદરો સાથે

લઈ ને આવ્યો છે. તારું મોઢું પણ વાંદરા જેવું બિહામણું દેખાય છે. અને તારી બુધ્ધિ પણ ભ્રષ્ટ થઈ ગઈ લાગે છે. તને એટલી પણ ખબર નથી કે આ તો કૃષ્ણ મહારાજાની અત્યંત પ્રિય પટ્ટરાણી સત્યભામાદેવીનું આ વન છે. આ વનમાં પ્રવેશ કરવો પણ તારા માટે દુર્લભ છે. તો તેનાં ફળ તને ક્યાંથી મળે ? ત્યારે મદનકુમારે કહ્યું કે ગમે તેમ તો ય તમે સ્ત્રીનાં સેવક છો ને એટલે તમારી બુધ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ લાગે છે. છતાં ફરીને તમને કહું છું કે તમે મારી એક વાત સાંભળો. આ મારો વાનર ખૂબ સુંદર ખેલ કરે છે પણ એને ભૂખ લાગી છે. જો તમે આ વનમાં ફળ ખાવા આપશો તો તે ખાઈને પુષ્ટ બનશે અને બજારમાં ખેલ કરીને ધન કમાઈશ તો તેમાંથી તમને ઈનામ આપીશ. પણ કોઈએ ફળ આપ્યું નહિ. ત્યારે કહ્યું કે તમે લોકો ખૂબ કઠોર હૃદયનાં છો. મારા ભૂખ્યા વાંદરાને એક પણ ફળ આપતાં નથી. તો હવે તમે જોઈ લો કે વૃક્ષ ઉપર ચઢીને તે ઘણાં ફળો ખાઈ જશે. આમ કહીને વિદ્યાથી વિકુર્વેલા વાનરને છોડી મૂકયો. જેવો વાનર વનમાં ગયો તેવા વનરક્ષકો તેને મારવા દોડયા. ત્યાં તો વિદ્યાના બળથી હજારો વાનરો ત્યાં એકઠાં થઈ ગયા. અને સત્યભામાના વનને લંકાના વનની માફક ખેદાન મેદાન કરી નાંખ્યું. ત્યાર પછી પોતાનું ચાંડાળનું રૂપ છોડીને પાછો નગરમાં ઘૂમવા લાગ્યો.

**“ભાનુકુમારના વિવાહમાં વિઘ્ન”** : દ્વારિકા નગરીના બીજા દરવાજામાં પ્રદ્યુમ્નકુમારે પ્રવેશ કર્યો. એણે ત્યાં એક સોનાનો રથ જોયો. રથમાં બેસીને સ્ત્રીઓ મંગલ ગીત ગાઈ રહી હતી. રથ ઉપર ધ્વજા ફરકતી હતી. કેટલીક સ્ત્રીઓ રત્નજડિત મંગલ કળશ માથે લઈને રથની સાથે ચાલતી હતી. આ જોઈને પ્રદ્યુમ્નકુમારે પોતાની વિદ્યાને પૂછયું હે વિદ્યાદેવી ! આ કોનો રથ જાય છે ? ત્યારે વિદ્યાએ કહ્યું કે સત્યભામાના પુત્ર ભાનુકુમારનાં લગ્ન છે. એટલે આ સ્ત્રીઓ કુંભારને ઘેર ચાક વધાવવા માટે ઉત્સાહપૂર્વક જઈ રહ્યા છે. ભાનુકુમારના વિવાહની વાત સાંભળીને પ્રદ્યુમ્નના મનમાં થયું કે ઠીક ત્યારે વિવાહમાં વિઘ્ન કરું. તો જરા સત્યભામાને આનંદ આવશે. લાવ, ત્યારે જરા મજાક કરું. એમ વિચાર કરીને પ્રદ્યુમ્નકુમારે બેડોળ રૂપ ધારણ કર્યું. અને એક માયાવી રથ બનાવી એક બાજુ ઉંટ અને બીજી બાજુ ગધેડો જોડયો અને તે રથ હાંકવા લાગ્યો. આ જોઈને લોકો બોલવા લાગ્યાં કે જુઓ તો ખરા ! આ કઈ જાતનો રથ છે ? ને એનો હાંકનારો પણ કેવો બુઢ્ઢો છે ! આમ કહીને તેની મશ્કરી ઉડાવવા લાગ્યા. આ તો પેલો રથ આવે છે તેની સામે તેનો બેડોળ રથ લઈને ગયો. ત્યારે લોકો બોલવા લાગ્યા કે જુઓ તો ખરા, ક્યાં આ સુવર્ણનો રથ અને ક્યાં આ બેડોળ ભાંગ્યો તૂટયો રથ ! શું જોઈને આ રથ સામે જતો હશે ? એ સામો ગયો એટલે રાજાના માણસો કહે છે કે અલ્યા ! તારો રથ બાજુમાં લઈ જા ને સત્યભામાનો રથ જવા દે.

**પ્રદ્યુમ્નકુમારે કરેલું તોફાન:** ત્યારે કહે છે સત્યભામા વળી કોણ છે? તો કહે કૃષ્ણની પટ્ટરાણી છે. ત્યારે કહે છે કે એ કૃષ્ણની પટ્ટરાણી છે તો હું કૃષ્ણનો દીકરો છું. (હસાહસ) હું શા માટે રથ ન ચલાવું? ત્યારે બધા કહે છે હા-તું જ કૃષ્ણનો દીકરો હોય ને? એમ કહીને બધા એને ધમકાવવા લાગ્યા. ત્યાં તો જોરથી પેલા રથની સાથે તેનો રથ લઈ જઈ તેની સાથે જોરથી ભટકાવ્યો. એટલે બધાં કળશો નીચે પડી ગયાં ને તેનાં ચૂરેચૂરા થઈ ગયા. કંઈક સ્ત્રીઓનાં દાંત તૂટી ગયા, કંઈકના નાક છૂદાઈ ગયા, કોઈના હોઠ તૂટી ગયા તો કોઈના કાન કપાઈ ગયા. કોઈના કંકણ તૂટી ગયા ને કોઈનાં કપડાં ફાટી ગયા તો કોઈના લાડકાં ખોખરા થઈ ગયા. એટલે બધી સ્ત્રીઓ રડવા લાગી. જ્યાં ક્ષણ પહેલાં મંગલ ગીતો ગવાઈ રહ્યા હતાં ત્યાં કરૂણ રૂદન થવા લાગ્યું. આવું બધું ધાંધલ મચાવીને ઘડીમાં બધી માયા સંકેલી લીધી. ત્યારે જોનારના મનમાં થયું કે આ બધું ક્યાં ગયું ને શું થઈ ગયું. લોકો બોલવા લાગ્યાં કે નક્કી આ કોઈ દેવ, અસુર, ખેચરની માયા છે અગર તો ઈન્દ્રજાળ લાગે છે તે સિવાય આવું બને નહિ. આ રીતે અનેક વિધ વિકલ્પો કરવા લાગ્યા. હવે પ્રદ્યુમ્નકુમાર નગરીમાં આગળ જશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

આજે અમારા મહાન ઉપકારી, ભવ સાગરથી બહાર કાઢનાર, ગુરૂણીદેવ પૂ. પાર્વતીબાઈ મહાસતીજીની ૨૦ મી પુણ્યતિથિ છે. (પૂ. મહાસતીજીએ પૂ. પાર્વતીબાઈ મહાસતીજીના જીવનના મહાન અમૂલ્ય પ્રસંગ વર્ણવ્યા હતા.)

## વ્યાખ્યાન નં. ૯૨

### વિષય :- જીવનમાં આચારની મહત્તા

**આસો વદ ૩ ને રવીવાર** **તા. ૧૦-૧૦-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, ત્રૈલોક્ય પ્રકાશક, વીતરાગ ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધારને માટે આગમવાણી પ્રકાશી. ભગવંતોએ પહેલાં જીવનમાં આચરણ કરીને જગતની સમક્ષ વાણી ઉચ્ચારી છે. કારણ કે માનવ જીવનમાં ભગવંતે આચારને મહત્તા આપી છે. "आचारः परमो धर्मः।" જીવનમાં આચરણને શુધ્ધ રાખવું એ સૌથી મોટો ધર્મ છે. જેનું આચરણ પવિત્ર હોય છે તે વ્યક્તિ સંસારમાં સન્માનિત બને છે. આ સંસારમાં કોઈ મનુષ્ય રૂપસંપન્ન, કોઈ ધનસંપન્ન તો કોઈ સત્તાસંપન્ન હોય છે. પણ જો તે વ્યક્તિ આચારસંપન્ન ન હોય તો તેનું રૂપ, ધન અને સત્તા

લઈને આવ્યો છે. તારું મોઢું પણ વાંદરા જેવું બિહામણું દેખાય છે. અને તારી બુધ્ધિ પણ ભ્રષ્ટ થઈ ગઈ લાગે છે. તને એટલી પણ ખબર નથી કે આ તો કૃષ્ણ મહારાજાની અત્યંત પ્રિય પટ્ટરાણી સત્યભામાદેવીનું આ વન છે. આ વનમાં પ્રવેશ કરવો પણ તારા માટે દુર્લભ છે. તો તેનાં ફળ તને ક્યાંથી મળે ? ત્યારે મદનકુમારે કહ્યું કે ગમે તેમ તો ય તમે સ્ત્રીનાં સેવક છો ને એટલે તમારી બુધ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ લાગે છે. છતાં ફરીને તમને કહું છું કે તમે મારી એક વાત સાંભળો. આ મારો વાનર ખૂબ સુંદર ખેલ કરે છે પણ એને ભૂખ લાગી છે. જો તમે આ વનમાં ફળ ખાવા આપશો તો તે ખાઈને પુષ્ટ બનશે અને બજારમાં ખેલ કરીને ધન કમાઈશ તો તેમાંથી તમને ઈનામ આપીશ. પણ કોઈએ ફળ આપ્યું નહિ. ત્યારે કહ્યું કે તમે લોકો ખૂબ કઠોર હૃદયનાં છો. મારા ભૂખ્યા વાંદરાને એક પણ ફળ આપતાં નથી. તો હવે તમે જોઈ લો કે વૃક્ષ ઉપર ચઢીને તે ઘણાં ફળો ખાઈ જશે. આમ કહીને વિદ્યાથી વિકોવેલા વાનરને છોડી મૂકયો. જેવો વાનર વનમાં ગયો તેવા વનરક્ષકો તેને મારવા દોડયા. ત્યાં તો વિદ્યાના બળથી હજારો વાનરો ત્યાં એકઠાં થઈ ગયા. અને સત્યભામાના વનને લંકાના વનની માફક ખેદાન મેદાન કરી નાંખ્યું. ત્યાર પછી પોતાનું ચાંડાળનું રૂપ છોડીને પાછો નગરમાં ઘૂમવા લાગ્યો.

**"ભાનુકુમારના વિવાહમાં વિઘ્ન"** : દ્વારિકા નગરીના બીજા દરવાજામાં પ્રદ્યુમ્નકુમારે પ્રવેશ કર્યો. એણે ત્યાં એક સોનાનો રથ જોયો. રથમાં બેસીને સ્ત્રીઓ મંગલ ગીત ગાઈ રહી હતી. રથ ઉપર ધ્વજા ફરકતી હતી. કેટલીક સ્ત્રીઓ રત્નજડિત મંગલ કળશ માથે લઈને રથની સાથે ચાલતી હતી. આ જોઈને પ્રદ્યુમ્નકુમારે પોતાની વિદ્યાને પૂછયું હે વિદ્યાદેવી ! આ કોનો રથ જાય છે ? ત્યારે વિદ્યાએ કહ્યું કે સત્યભામાના પુત્ર ભાનુકુમારનાં લગ્ન છે. એટલે આ સ્ત્રીઓ કુંભારને ઘેર ચાક વધાવવા માટે ઉત્સાહપૂર્વક જઈ રહ્યા છે. ભાનુકુમારના વિવાહની વાત સાંભળીને પ્રદ્યુમ્નના મનમાં થયું કે ઠીક ત્યારે વિવાહમાં વિઘ્ન કરું. તો જરા સત્યભામાને આનંદ આવશે. લાવ, ત્યારે જરા મજાક કરું. એમ વિચાર કરીને પ્રદ્યુમ્નકુમારે બેડોળ રૂપ ધારણ કર્યું. અને એક માયાવી રથ બનાવી એક બાજુ ઉંટ અને બીજી બાજુ ગધેડો જોડયો અને તે રથ હાંકવા લાગ્યો. આ જોઈને લોકો બોલવા લાગ્યાં કે જુઓ તો ખરા ! આ કઈ જાતનો રથ છે ? ને એનો હાંકનારો પણ કેવો બુઝ્ઢો છે ! આમ કહીને તેની ઠેકડી ઉડાવવા લાગ્યા. આ તો પેલો રથ આવે છે તેની સામે તેનો બેડોળ રથ લઈને ગયો. ત્યારે લોકો બોલવા લાગ્યા કે જુઓ તો ખરા, ક્યાં આ સુવર્ણનો રથ અને ક્યાં આ બેડોળ ભાંગ્યો તૂટયો રથ ! શું જોઈને આ રથ સામે જતો હશે ? એ સામો ગયો એટલે રાજાના માણસો કહે છે કે અલ્યા ! તારો રથ બાજુમાં લઈ જા ને સત્યભામાનો રથ જવા દે.

**પ્રદ્યુમ્નકુમારે કરેલું તોફાન :** ત્યારે કહે છે સત્યભામા વળી કોણ છે? તો કહે કૃષ્ણની પટ્ટરાણી છે. ત્યારે કહે છે કે એ કૃષ્ણની પટ્ટરાણી છે તો હું કૃષ્ણનો દીકરો છું. (હસાહસ) હું શા માટે રથ ન ચલાવું? ત્યારે બધા કહે છે હા-તું જ કૃષ્ણનો દીકરો હોય ને? એમ કહીને બધા એને ધમકાવવા લાગ્યા. ત્યાં તો જોરથી પેલા રથની સાથે તેનો રથ લઈ જઈ તેની સાથે જોરથી ભટકાવ્યો. એટલે બધાં કળશો નીચે પડી ગયાં ને તેનાં ચૂરેચૂરા થઈ ગયા. કંઈક સ્ત્રીઓનાં દાંત તૂટી ગયા, કંઈકના નાક છૂંદાઇ ગયા, કોઈના હોઠ તૂટી ગયા તો કોઈના કાન કપાઈ ગયા. કોઈના કંકણ તૂટી ગયા ને કોઇનાં કપડાં ફાટી ગયા તો કોઈના હાડકાં ખોખરા થઈ ગયા. એટલે બધી સ્ત્રીઓ રડવા લાગી. જ્યાં ક્ષણ પહેલાં મંગલ ગીતો ગવાઈ રહ્યા હતાં ત્યાં કરૂણ રૂદન થવા લાગ્યું. આવું બધું ધાંધલ મચાવીને ઘડીમાં બધી માયા સંકેલી લીધી. ત્યારે જોનારના મનમાં થયું કે આ બધું કયાં ગયું ને શું થઈ ગયું. લોકો બોલવા લાગ્યાં કે નક્કી આ કોઈ દેવ, અસુર, ખેચરની માયા છે અગર તો ઈન્દ્રજાળ લાગે છે તે સિવાય આવું બને નહિ. આ રીતે અનેક વિધ વિકલ્પો કરવા લાગ્યા. હવે પ્રદ્યુમ્નકુમાર નગરીમાં આગળ જશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

આજ અમારા મહાન ઉપકારી, ભવ સાગરથી બહાર કાઢનાર, ગુરૂણીદેવ પૂ. પાર્વતીબાઈ મહાસતીજીની ૨૦ મી પુણ્યતિથિ છે. (પૂ. મહાસતીજીએ પૂ. પાર્વતીબાઈ મહાસતીજીના જીવનના મહાન અમૂલ્ય પ્રસંગ વર્ણવ્યા હતા.)

## વ્યાખ્યાન નં. ૯૨

### વિષય :- જીવનમાં આચારની મહત્તા

**આસો વદ ૩ ને રવીવાર** **તા. ૧૦-૧૦-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

અનંત કરૂણાના સાગર, ત્રૈલોક્ય પ્રકાશક, વીતરાગ ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધારને માટે આગમવાણી પ્રકાશી. ભગવંતોએ પહેલાં જીવનમાં આચરણ કરીને જગતની સમક્ષ વાણી ઉચ્ચારી છે. કારણ કે માનવ જીવનમાં ભગવંતે આચારને મહત્તા આપી છે. "आचारः परमो धर्मः।" જીવનમાં આચરણને શુધ્ધ રાખવું એ સૌથી મોટો ધર્મ છે. જેનું આચરણ પવિત્ર હોય છે તે વ્યક્તિ સંસારમાં સન્માનિત બને છે. આ સંસારમાં કોઈ મનુષ્ય રૂપસંપન્ન, કોઈ ધનસંપન્ન તો કોઈ સત્તાસંપન્ન હોય છે. પણ જો તે વ્યક્તિ આચારસંપન્ન ન હોય તો તેનું રૂપ, ધન અને સત્તા

બધું વ્યર્થ છે. જેમ તિજોરી મજબૂત ને સુંદર હોય, પણ ધન ના હોય તો તેની કિંમત નથી. તેની કિંમત ક્યારે ? અંદર માલ મિલ્કત હોય તો. તેમ માનવજીવનની કિંમત ક્યારે ? શુધ્ધ આચરણ હોય તો. જે મનુષ્ય પોતાની ઈન્દ્રિઓ અને મન ઉપર સંયમ નથી રાખતો તેનું આચરણ શુધ્ધ હોતું નથી. આપણાં જૈન દર્શનમાં ત્રણ પ્રકારનાં યોગ બતાવ્યાં છે. મનયોગ, વચનયોગ અને કાયયોગ. મનયોગનું કામ છે ચિંતન કરવું અગર વિચાર કરવો. પછી મનુષ્ય ઉત્તમ વિચાર કરે કે અધમ વિચાર કરે. અગર ક્યા કાર્યને કઈ રીતે કરવું તે મન દ્વારા કરી શકાય છે. મન દ્વારા કોઈ પણ કાર્ય કરવાનો નિશ્ચય કે વિચાર કર્યો તે વિચારને વાણી દ્વારા બોલી શકાય છે. જો મનમાં કોઈ વિચાર ન આવે તો વાણી દ્વારા તે બોલી શકાતું નથી. કારણ કે વાણીમાં વિચાર કરવાની શક્તિ નથી. માત્ર ઉચ્ચારણ કરવાની શક્તિ હોય છે.

વિચાર, ઉચ્ચાર અને આચાર આ ત્રણે શબ્દો ચર ધાતુ ઉપરથી બનેલા છે. ચર એટલે ચાલવું. મનમાં વિચાર આવ્યો કે મારે આ કાર્ય કરવું છે તો વચન દ્વારા બોલાય છે કે મારે આ કાર્ય કરવું છે. ત્યાર પછી તે કાર્ય કરાય છે એટલે તે આચરણમાં આવે છે. માટે જ્ઞાની કહે છે કે જ્યાં સુધી વિચાર આચરણમાં આવતો નથી ત્યાં સુધી તેનું કાર્ય થતું નથી. મહાભારતમાં પણ આચારની મહત્તા બતાવતાં કહ્યું છે કે–

आचार लक्षणो धर्मः, सन्तश्चारित्र लक्षणा।
साधूनां च यथावृत्त, मेतदायार लक्षणं ॥

ધર્મનું સ્વરૂપ આચાર છે. સદાચારથી યુક્ત પુરૂષ સંત છે. અને સંતોનો જે જીવનક્રમ છે તે આચાર છે. સદાચારથી જીવન શોભે છે. કારણ કે સદાચાર સોનું છે ને દુરાચાર કથીર છે. સદાચાર સ્વર્ગનું દ્વાર છે ને દુરાચાર નરકનું દ્વાર છે. સદાચાર સુખનો ખજાનો છે ને દુરાચાર દુઃખનો પહાડ છે. સદાચાર એ માનવજીવનનો શણગાર છે ને દુરાચાર એ સદાચારને બાળી નાંખનાર અંગારો છે. સદાચાર સાચી શ્રીમંતાઈ છે ને દુરાચાર દરિદ્રતા છે. સદાચાર એ સાચું ભૂષણ છે ને દુરાચાર એ મોટું દૂષણ છે. સદાચાર એ સાચી વિદ્વતા છે ને દુરાચાર એકલી મૂર્ખતા છે. સદાચાર એ સાચો મિત્ર છે ને દુરાચાર કટ્ટો શત્રુ છે. સદાચાર વિનાનું જીવન વિટામીન વિનાના ભોજન જેવું છે. આટલા માટે ભગવંતે શાસ્ત્રમાં આચારનું મહત્ત્વ બતાવ્યું છે. જીવનમાં દાન, વ્રત, નિયમ, તપ આદિ અનેક હોવા છતાં જો આચાર શુધ્ધ ન હોય તો શ્રેય થઈ શકતું નથી.

હું તમને એક ન્યાય આપીને સમજાવું. જેમ કોઈ માણસે સુંદર ભવ્ય મકાન બંધાવ્યું. તેને દરવાજા, બારી–બારણાં, દિવાલ, કબાટ બધું બનાવ્યું, મોટું કંપાઉન્ડ

પણ બનાવ્યું. મકાનમાં અનેક જાતની શોભા કરી પણ જો તેના ઉપર છાપરું ના હોય તો? છાપરા વિનાનું મકાન વરસાદ, ઠંડી કે ગરમીથી તમારું રક્ષણ કરી શકશે? "નહીં". તેવી રીતે મનથી વિચાર કરી વચન દ્વારા તેને પ્રગટ કર્યા પણ જ્યાં સુધી તેનું આચરણ કરીને જીવનમાં ઉતાર્યું નથી ત્યાં સુધી કાર્ય થઈ શકે ખરું? 'ના'. તે જ રીતે આત્મકલ્યાણને માટે આચરણની અવશ્ય જરૂર છે. પ્રશ્નકારે પ્રશ્ન પૂછયો કે અગિયાર અંગનો સાર શું? તેના જવાબમાં કહ્યું છે કે તેનો સાર આચરણ છે. ફરીને પૂછયું કે આચારનો સાર શું? તો તેના જવાબમાં કહ્યુ કે "अंगुद्दोगत्थो सारम्" એટલે ભગવંતે ફરમાવ્યું છે કે જે આદેશને આપણે ભણ્યાં, જેનું શ્રવણ કર્યું તથા ધર્મશાસ્ત્રોથી જાણ્યું તેના ઉપર ચિંતન કરવું અને પછી જિનેશ્વર ભગવંતની આજ્ઞા આગળ રાખીને તેની પાછળ ચાલવું. આ રીતે જિનેશ્વર પ્રભુની આજ્ઞાનું પાલન કરવું તે આચારનો સાર છે. ત્યાર પછી ત્રીજો પ્રશ્ન કર્યો કે તેનો સાર શું? તેનો સાર પ્રરૂપણા છે એટલે કે પરને ઉપદેશ દેવો, કારણ કે આપણે જો ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલીએ તો આપણને લાભ થાય પણ બીજાને શું લાભ થાય? એટલા માટે ભગવાનની આજ્ઞાનું પોતે પાલન કરી તે પ્રમાણે ચાલીને બીજાના હૃદયમાં ભગવંતની વાણી સમજાવીને તેના પ્રત્યે શ્રધ્ધા કરાવવી, કુમાર્ગ પરથી સન્માર્ગે લાવવા તે પોતે સમજ્યાની સાર્થકતા છે. બીજા મનુષ્યોને વીતરાગ વાણી દ્વારા સમજાવીને ધર્મમાં સ્થિર કરવો તે પ્રરૂપણાનો સાર છે. હવે બીજી ગાથામાં કહે છે કે

सारो परुवणा चरणं, तस्स विय होइ निव्वाणं।
निव्वाणस्स उ सारो, अव्वाबाहं जिणाहु त्ति॥

પ્રરૂપણાનો સાર શું? તેના જવાબમાં જ્ઞાની કહે છે કે ચરણ એટલે આચરણ કરવું, એટલે ચારિત્રનું પાલન કરવું. ચારિત્રનો સાર નિર્વાણ-મોક્ષ છે અને મોક્ષનો સાર અવ્યાબાધ સુખ-શાંતિ છે. જ્યાં ગયા પછી આત્માને કોઈ જાતનું દુઃખ રહેતું નથી. કોઈ જાતની બાધા-પીડા રહેતી નથી. કારણ કે શરીર એ બાધા પીડાનું સ્થાન છે. ત્યાં શરીર હોતું નથી તો બાધા પીડા ક્યાંથી થાય?

બંધુઓ! તમારે અવ્યાબાધ સુખ ને શાંતિ જોઈતી હોય તો ચારિત્રનું પાલન કરો. સર્વ દુઃખોનો અંત કરીને અક્ષય સુખ અને શાંતિ આપનાર જો કોઈ હોય તો તે ચારિત્ર છે. સંતો ભગવાનની આજ્ઞા પ્રમાણે નિર્મળ ચારિત્રનું પાલન કરી ગ્રામાનુગ્રામ વિહાર કરીને અનેક જીવોને પ્રતિબોધ પમાડે છે.

એક વખતનો પ્રસંગ છે, એક શેઠ સંત સમાગમ કરે, ધર્મધ્યાન કરે. લોકોમાં એની એવી છાપ હતી કે શેઠ ખૂબ ધર્મીષ્ઠ છે. પણ શેઠના અંતરમાં એક છૂપું

પાપ ભરાઈને બેઠું હતું. તેનો ડંખ તેમના અંતરમાં ખૂંચ્યા કરતો હતો. તે સમજતા હતા કે માનવી બધેથી છૂટી શકે છે પણ મૃત્યુ અને પાપથી છૂટી શકતો નથી. તેથી તેમને પોતાના પાપનો ડંખ ખૂંચ્યા કરતો હતો. એમને એમ થતું કે મારી વાતને ગુપ્ત રાખે તેવા કોઈ સંત મળી જાય તો પાપનું પ્રાયશ્ચિત કરી લઉં. આમ કરતાં કુદરતે કોઈ સારા વિદ્વાન અને પવિત્ર સંત પધાર્યા. શેઠ તેમના પરિચયમાં આવવા લાગ્યા. અને ખૂબ ધર્મીષ્ઠ ને પવિત્રતાનો ડોળ બતાવવા લાગ્યા. સામાને એમ લાગે કે શેઠ ખૂબ પવિત્ર છે.

એક વખત શેઠ એકાંતમાં સંત પાસે ગયા. સંતને વંદન નમસ્કાર કરી કહે. ગુરૂદેવ! મારે એક પ્રાયશ્ચિત લેવું છે. સંત કહે ભાઈ! તમને એવું શું પ્રાયશ્ચિત છે? ગુરૂદેવ! પ્રાયશ્ચિત તો સામાન્ય છે. મને પાપનો ડર બહુ છે. અને આપ ખૂબ ગંભીર સાગર જેવા છો. આપ જેવા ગંભીર આચાર્ય પાસેથી પ્રાયશ્ચિત લેવાથી મારો અંતરાત્મા શુદ્ધ બનશે. સંત કહે પ્રાયશ્ચિત આપવું તે મહાન આચાર્યનું કામ છે. હું હજુ નાનો છું. શેઠ કહે—ના, ગુરૂદેવ! મારે મન તો આપ ભગવાન છો. આપ જ મને પ્રાયશ્ચિત આપો. શેઠના અતિ આગ્રહથી ગુરૂએ કહ્યું. ભલે, બોલો. ગુરૂદેવ! મારે એક મિત્ર હતો. તે ખૂબ ભદ્રિક, સરળ ને સજ્જન હતો. એકાએક તેને માંદગી આવી ગઈ, ને પોતાને લાગ્યું કે હવે જીવીશ નહિ. તેથી તેણે મને પચ્ચીસ હજાર રૂ. આપ્યા ને કહ્યું કે મારો દીકરો નાનો છે. પત્ની અને બાળકને તરફડતા મૂકી હું આ દુનિયા છોડી જાઉં છું. તમે મારા જાનજીગર મિત્ર છો. મને તમારા પર પૂરો વિશ્વાસ છે. માટે તમે આ રૂપિયા સંભાળો ને દર મહિને તેનું વ્યાજ આ મા દીકરાને ખાવા માટે આપજો. અને જ્યારે દીકરો ૧૮ વર્ષનો થાય ત્યારે મૂળ મુડી પાછી આપજો. આટલી વાત કરતાં તે શેઠ ફાની દુનિયા છોડીને ચાલ્યા ગયા. હવે ગુરૂદેવ! તે રૂપિયા તો મારી પાસે રહ્યા. તેની પત્ની અને બાળક કાળા કલ્પાંતે ઝૂરતા રહ્યા. બે ચાર મહિના ઘરમાં પડેલું ખાધું. છેવટે મારી પાસે આવ્યા ને કહેવા લાગ્યા. તમારા મિત્રે તમને કંઈપણ આપ્યું હોય તો અમને આજીવિકા માટે આપો, પણ કહેવત અનુસાર "દેખે પીળું ને મન થાય શીળું". એ પ્રમાણે મારી દાનત બગડતાં મેં એક પૈસો પણ ન આપ્યો કે વ્યાજ પણ ન આપ્યું. હું નજરે જોતો હતો કે કાળીમજુરી કરી મા–દીકરો અને બહેન પોતાનું પેટ ભરે છે. ઘણીવાર એવા પ્રસંગો પણ જોતો કે બબ્બે દિવસ ખાધા વગરના ભૂખ્યાં રહેતા.

આ દૃશ્ય જોતાં કંઈકના હૃદય પીગળી જાય પણ મારી બુદ્ધિ સુધરી નહીં. છેવટમાં છોકરો ૧૮ વર્ષનો થાય છે. તે નોકરીએ લાગે છે. નામા શીખે છે અને પોતાના બાપના જુના ચોપડા તપાસે છે. તેમાં મને આપેલા રૂ. પચ્ચીસ હજાર

નીકળ્યા. આથી તે છોકરો મારી પાસે આવ્યો. ચોપડો બતાવ્યો, ઘણું ઘણું મને કહ્યું, પણ હું એવો નામક્કમ ગયો કે પૈસા શું ને વાત શું? મારઝુડ કરીને કાઢી મૂકયો. પણ હવે મને થાય છે કે આ પાપ મારે અવશ્ય ભોગવવું પડશે. તો આપ મને તેનું પ્રાયશ્ચિત આપો. કે જેના દંડમાં હું એક હજાર રૂપિયા ધર્માદો કરીશ, ને મારું પાપ ધોઈ નાંખીશ. આ બધી વાત સાંભળી સંત તો આશ્ચર્યચકિત બની ગયા. અહો! દુનિયામાં આવા ધર્મઢોંગી પણ પડયા છે.

ભક્ત ભગવાન પાસે પોકાર કરે છે કે હે ભગવાન! મને દુનિયા તો મોટો ધર્માત્મા માને છે પણ હું તો અંતરમાં દંભ ભરીને બહારથી મોટો ધર્માત્મા બનવાનો ડોળ કરી રહ્યો છું. બિચારા ગરીબને લૂંટીને, અનીતિ, દગા પ્રપંચ કરીને તેમના પૈસા પડાવી લઈને હું શ્રીમંત બનીને સુખ ભોગવી રહ્યો છું. મારું અંતર કેવું મલીન છે તે તો હે ભગવાન તારા વિના કોણ જાણી શકે?

સંત કહે છે ભાઈ! આવા પ્રાયશ્ચિત કરી લોકોને લૂંટીને હજારના દાન કરીને પાપને ધોવા છે તે ક્યાંથી બની શકે? શેઠ, વિચાર કરો. યાદ રાખજો. બધું છૂપું રહેશે પણ પાપ છૂપું નહિ રહે. જેમ માટલામાં ભરેલું મીઠું ફૂટી નીકળે છે તેમ તમારું પાપ પણ ફૂટી નીકળશે. શેઠ આવા કાવાદાવા કરી પ્રાયશ્ચિત લેવા આવ્યા છો તેમાં પણ મલીનતા ભરી છે. ટૂંકમાં મુનિએ તેમને ત્યાં ખૂબ પ્રતિબોધ આપ્યો ને શેઠનો જીવનપલટો કરાવ્યો, શેઠનું જીવન પલટાતાં વ્યાજ સહિત મુડી માલીકને અર્પણ કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કર્યું. સંત સમાગમ પાપીને પણ પુનીત બનાવે છે. આ છે ચારિત્રવાન સાધુના પરિચયનું પરિણામ.

હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. ચિત્રકાર કોઈ વખત રાજમહેલમાં કોઈ કામ માટે ગયો હશે, ત્યારે તેણે પડદા પાછળ બેઠેલી મલ્લીકુમારીના પગનો અંગુઠો જોયો હતો. તેથી તેના મનમાં થયું કે બધા ચિત્રકારોએ જુદા જુદા ચિત્રો ચીતર્યા છે. તો હું આબેહુબ મલ્લીકુમારીનું ચિત્ર દોરું તો મારી ચિત્રકળા સફળ થાય. મલ્લીકુમારી ખૂબ પવિત્ર છે. દર્શન કરવા યોગ્ય છે પણ રાજકુમારીના દર્શન થવા દુર્લભ છે. તો હું અહીં તેમનું ચિત્ર આલેખું તો અહીં આવનારને પવિત્ર સતીના દર્શન થશે ને આવું સુંદર ચિત્ર ચીતરવાથી રાજા મારા ઉપર ખુશ થઈને મને ઈનામ આપશે. આવો વિચાર કરીને તેણે જાણે આબેહુબ જીવતી જાગતી મલ્લીકુમારી ન બેઠી હોય! તેવું ગુણોપેત રૂપચિત્ર અંકિત કર્યું. બધા ચિત્રકારોએ સુંદર હાવભાવ યુક્ત ચિત્રો ચીતરીને ચિત્રસભા તૈયાર કરી. કાર્ય પૂરું થયું એટલે બધા ચિત્રકારો જ્યાં મલ્લદિન્નકુમાર બેઠા હતાં ત્યાં આવ્યા. આવીને કહ્યું કે સ્વામિન! આપની આજ્ઞા મુજબ અમોએ ચિત્રસભા તૈયાર કરી છે. આ પ્રમાણે ચિત્રકારોનાં મુખેથી

સાંભળીને મલ્લદિન્નકુમારે ચિત્રકાર શ્રેણીનો સત્કાર કર્યો. તેમનું સન્માન કર્યું. સત્કાર સન્માન કરીને તેણે ચિત્રકારોને પુષ્કળ પ્રમાણમાં આજીવિકાને યોગ્ય એવું મોટું પ્રીતિદાન આપ્યું. આપીને તેમને રજા આપી.

બંધુઓ! આગળનાં રાજાઓ કેવા ઉદાર હતા! મલ્લદિન્નકુમારે હજુ ચિત્રસભા કેવી બની છે તે જોઈ નથી. આ જગ્યાએ તમે હો તો શું કરો? ચિત્રકારોને એમ કહી દો કે તમે ઉભા રહો. અમે જોઇ લઈએ કે તમે કેવું કામ કર્યું છે! તમારું જેવું કામ હશે તેવા અમે તમને દામ આપીશું. પણ અહીં એવું ન હતું. કુમારે તે ચિત્રકારોને પુષ્કળ ધન આપ્યું. જેથી તેમને હવે જિંદગીમાં કમાવાની ચિંતા ન રહે. તે રીતે પુષ્કળ પ્રમાણમાં ધન આપ્યું. તે લઈને ચિત્રકારો હર્ષિત થતાં પોતાને ઘેર ચાલ્યા ગયા. ચિત્રકારોએ રાજકુમારની આજ્ઞાનું પાલન કર્યું બરાબર કામ કર્યું તો એક ભવનું દરિદ્ર ટળી ગયું. તે રીતે આપણે વીતરાગ પ્રભુની આજ્ઞા પ્રમાણે બરાબર ચાલીએ તો આપણું ભવોભવનું દુઃખ, દરિદ્ર ટળી જાય.

ચિત્રકારોને વિદાય કર્યા પછી મલ્લદિન્નકુમારે વિચાર કર્યો કે હવે હું ચિત્રસભા જોવા માટે જાઉં. ત્યાર પછી કોઈ એક દિવસ મલ્લદિન્નકુમાર સ્નાન કરી વિભૂષિત થઈ અંતઃપુર અને પરિવારને સાથે લઈ અમ્બાધાત્ર ધાવ માતાની સાથે જ્યાં ચિત્રસભા હતી ત્યાં આવ્યા. આવીને તેણે ચિત્રસભામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરીને હાવ ભાવ અને વિલાસ સહિત સ્ત્રી, પશુ, પક્ષી વિગેરેનાં ચિત્રો જોવા લાગ્યો. ચિત્રકારોની ચિત્રકળા જોઈને તેને ખૂબ આનંદ થયો. અહો! કેવા સુંદર ચિત્રો ચીતર્યા છે! જાણે બધાં જીવતાં બેઠા હોય તેમ લાગે છે. આ ચિત્રોમાં માત્ર પ્રાણ પૂરવાનો બાકી છે. આ રીતે ખુશ થતો એકેક ચિત્ર જોતો જોતો જ્યાં મલ્લીકુમારીના જેવું ચિત્ર દોરેલું હતું તે તરફ ગયો. પોતાની મોટી બહેન મલ્લીકુમારીનું આબેહૂબ ચિત્ર જોઈ તેને વિચાર થયો કે આ તો મારા વડીલ બહેન મલ્લીકુમારી છે. તે પોતે ઉભી છે. આ જોઈને તેને ખેદ થયો ને દુઃખ થયું ને અત્યંત લજ્જા પામ્યો તેથી તે ધીમે ધીમે પાછો ફર્યો.

મલ્લદિન્નકુમારને પાછો ફરતો જોઈને તેની ધાવમાતાએ કહ્યું–હે પુત્ર! તું આનંદ લેર ચિત્રસભા જોવા આવ્યો હતો. તારું મુખ કેટલું પ્રસન્ન હતું ને અત્યારે કેમ તું ઉદાસ બની ગયો? તારો આનંદ ઓસરી ગયો. અને તું જાણે શરમાઈ ગયો હોય તેની માફક કેમ પાછો ફર્યો? ધાવમાતાએ આ પ્રમાણે કહ્યું ત્યારે મલ્લદિન્નકુમારે આ પ્રમાણે કહ્યું–કે હે માતા! જ્યાં મારી મોટીબહેન કે જે મારા ગુરૂ સમાન છે. દેવ સમાન મારા પૂજનીય હોય ત્યાં મારે આ ચિત્રકારોની બનાવેલી સભામાં પ્રવેશ કરવો શું યોગ્ય છે? મારા ગુરૂદેવ સમાન પૂજનીય મારા મોટા બહેન મલ્લીકુમારી બેઠા છે. તેમની સામે જતાં મને શરમ આવે છે.

બંધુઓ! તે જમાનામાં વડીલોની કેટલી મર્યાદા રાખવામાં આવતી હતી! આ તો રાજકુમારી છે. જ્યાં યુવાન રાજકુમારી હોય તેના પિતા કે ભાઈ પણ ન જઈ શકે. તેવી રાજકુળની મર્યાદા હતી. એટલે મલ્લદિન્નકુમારને મલ્લીકુમારીનું ચિત્ર જોઈને એમ લાગ્યું કે અહીં તો મારા વડીલ બહેન બેઠાં છે ને હું તો અંતેઉર સાથે આવ્યો છું. તેમની સામે મારાથી કેમ જવાય? તમે મને કોઈએ વાત પણ ન કરી કે મોટી બહેન અહીં આવ્યા છે. ત્યારે ધાવમાતાએ કહ્યું કે હે પુત્ર! તું શા માટે શરમાય છે? આ સાક્ષાત્ મલ્લીકુમારી નથી પણ ચિત્રકારે આબેહૂબ તેમના જેવું ચિત્ર દોર્યું છે. આ સાંભળીને મલ્લદિન્નકુમાર ક્રોધે ભરાઈને કહેવા લાગ્યો. અરે! એવો તે કોણ અકાળે મૃત્યુને ચાહનાર, નિર્ધન, લજ્જા રહિત, દ્યુતિ અને કીર્તિ રહિત ચિત્રકાર છે કે જેણે ગુરૂ-દેવ જેવા મારા પૂજનિક મોટા બહેનનું અહીં આબેહૂબ ચિત્ર દોર્યું છે? આ પ્રમાણે કહીને ' तं चित्तगरं वज्झं आणवेइ।" તે ચિત્રકારનો વધ કરવાની આજ્ઞા આપી.

### "મલ્લીકુમારીનું દોરેલું ચિત્ર જોતાં તેમના ભાઈને જાગેલો ક્રોધ":

મલ્લદિન્નકુમારને પોતાની બહેનનું ચિત્ર ચીતરનાર ચિત્રકાર ઉપર ખૂબ ક્રોધ ચઢયો. ક્રોધથી આંખો લાલચોળ થઈ ગઈ. એનો ક્રોધ જોઈને પાસે ઉભેલાં માણસો પણ ધ્રુજી ઉઠયા. એમણે કહ્યું કે કોણ દુષ્ટ ચિત્રકારે મારા ગુરૂ સમાન બહેનનું ચિત્ર દોર્યું છે? પીંછી લઈને મારા ગુરૂદેવ સમાન બહેનનું ચિત્ર દોરીને તેમની ઘોર અશાતના કરી છે. માણસનું પુણ્ય જો પ્રબળ હોય તો તે ભડભડતી ચેહમાંથી બચી શકે છે. સૂતેલા સિંહને જગાડીને બચી શકે છે. સર્પના મુખમાં હાથ નાંખીને બચી શકે છે પણ ગુરૂની અશાતના કરનાર બચી શકતો નથી. ગુરૂની અશાતના જેવું બીજું કોઈ ઘોર પાપ નથી. ગુરૂની અશાતના કરનાર મહાન પાપ કર્મનો ભાગી બને છે. મલ્લદિન્નકુમારને મન તેમનાં વડીલ બહેન ગુરૂ સમાન પૂજનીક હતાં એટલે તેમનું ચિત્ર દોર્યું તે તેમને મન તો અશાતના હતી એટલે ક્રોધે ભરાઈને આજ્ઞા કરી કે જે ચિત્રકારે આ ચિત્ર દોર્યું હોય તેનો વધ કરી નાંખો. આ તો રાજહુકમ હતો. તેનો અનાદર કોણ કરી શકે?

રાજાના માણસોએ બધાં ચિત્રકારોને બોલાવ્યા. ચિત્રકારોને બોલાવ્યા એટલે તેમના મનમાં તો એવો આનંદ થયો કે આપણે સુંદર ચિત્રો દોર્યા છે તેથી યુવરાજકુમાર આપણાં ઉપર વધુ પ્રસન્ન થઈને વધુ સારું ઈનામ આપવા બોલાવતાં હશે. કારણ કે જ્યારે આપણને તેમણે ધન આપ્યું ત્યારે તો ચિત્રસભા જોઈ ન હતી. હવે જોયાં પછી તેઓ વધુ પ્રસન્ન થયા હશે એટલે બધાં ચિત્રકારો હર્ષભેર ભેગા થયાં. ત્યારે રાજાના માણસે પૂછયું કે હે ચિત્રકારો સત્ય બોલજો. તમારામાંથી

મલ્લીકુમારીનું ચિત્ર કોણે દોર્યું છે? ત્યારે જેણે ચિત્ર દોર્યું હતું તે હર્ષભેર આગળ આવીને કહેવા લાગ્યો કે મેં દોર્યું છે. એના મનમાં તો એવી હોંશ હતી કે મેં રાજકુમારીનું સુંદર ચિત્ર દોર્યું છે. એટલે મને વધુ સારું ઈનામ મળશે પણ એને બિચારાને ખબર નથી કે હમણાં કેવું ફરમાન થશે! રાજાના માણસે કહ્યું કે રાજ્ય તરફથી તમારો વધ કરવાનું ફરમાન થયું છે. આ સાંભળીને હર્ષભેર આવેલાં ચિત્રકારોના મુખ ઝાંખા પડી ગયા. બધા ઉદાસ બની ગયાં.

ચિત્રકારનો વધ કરવાની વાત જાણીને બધા ચિત્રકારો ભેગાં થઈને જ્યાં મલ્લદિન્નકુમાર હતા ત્યાં આવ્યા. આવીને બે હાથ જોડી મસ્તકે અંજલિ કરીને જય વિજય શબ્દોથી તેમને વધાવ્યા. વધાવીને કહેવા લાગ્યા एवं खलु सामी। હે સ્વામી! તે ચિત્રકારને એવા પ્રકારની લબ્ધિ પ્રાપ્ત થઈ છે કે તે જે કોઈપણ મનુષ્ય, પશુ-પક્ષી વિગેરેનાં શરીરનો એક ભાગ દેખે તો તેનાં ઉપરથી તેનું આખું ચિત્ર દોરી શકે છે. આ કળા ઉપર તેમણે પૂરેપૂરો અધિકાર જમાવ્યો છે. અમારા કોઈમાં એવી શક્તિ કે કળા નથી. એ અમારા બધામાં વિશિષ્ટ છે. ખૂબ હોંશિયાર કલાકાર છે માટે—

तं माणं सामी। तुब्भे तं चित्तगरं वज्झं आणवेह, तं तुब्भेणं सामी! तस्स चित्तगरस्स अन्नं तयाणुरुवं दंडं निव्वतेह।

હે સ્વામિન્! તમે એ ચિત્રકારને મારવાની આજ્ઞા માંડી વાળો, આપ તે ચિત્રકારને તેના ગુના યોગ્ય બીજો કોઈ પણ દંડ કરો.

બધા ચિત્રકારો કહે છે મહારાજા! ખરેખર, આવા પવિત્ર સતી મલ્લીકુમારીનું ચિત્ર દોરાય નહિ. એવી સતીઓના ચિત્રો કંઈ પ્રદર્શનમાં મૂકવાના ન હોય, કારણ કે જે પવિત્ર સતી કદી બહાર નીકળતાં નથી. કોઈ પુરૂષનું મુખ જોતા નથી, તેનું ચિત્ર આ ચિત્રસભામાં આવનાર હાલીમવાલી બધા જુએ તે સારૂ ન કહેવાય. આ અમારા ચિત્રકારની મોટી ભૂલ છે. અમારો મોટો ગુન્હો છે. અમે અમારો ગુન્હો કબૂલ કરીએ છીએ. આપની પાસે માફી માંગીએ છીએ. તો આપ એને વધ કરવાની સજા માંડી વાળો ને બીજી કોઈ શિક્ષા કરો. જ્યારે ચિત્રકારોએ ભૂલ કબૂલ કરી, માફી માંગી એટલે મલ્લદિન્નકુમારનું હૃદય પીગળ્યું અને તેનો વધ કરવાની આજ્ઞા પાછી ખેંચી લીધી. પણ તેનો ગુન્હો છે એટલે તેને શિક્ષા તો બરાબર મળવી જોઈએ. આમ વિચાર કરીને બીજી આજ્ઞા ફરમાવે છે. ત્યાર પછી તે મલ્લદિન્નકુમારે મલ્લીકુમારીનું ચિત્ર દોરનાર ચિત્રકારના ઉરૂઓ, જાંઘાઓના સાંધાને કપાવી નાંખ્યા ને તેને દેશનિકાલની આજ્ઞા આપી ત્યાર બાદ તે ચિત્રકાર દેશ બહાર જવાની આજ્ઞા સાંભળીને પોતાને ઘેર આવ્યો. અને ત્યાંથી ભાંડ-વાસણ વિગેરે બધી વસ્તુઓ લીધી. લઈને મિથિલા નગરીની બહાર નીકળ્યો અને વિદેહ જનપદની વચ્ચે થઈને "जेणेव कुरु

जणवए जेणेव हत्थिणाउरे नयरे तेणेव उवागच्छइ।" જ્યાં કુરૂ જનપદ હતું અને જ્યાં હસ્તિનાપુર હતું ત્યાં ગયો. ત્યાં જઈને તેણે પોતાની ભાંડ વિગેરે વસ્તુઓને ઉચિત સ્થાને ગોઠવીને ચિત્ર ફલક એટલે જેમાં ચિત્ર દોરવામાં આવે છે તે પાટિયાને સ્વચ્છ બનાવ્યું. ત્યાર પછી રંગ વિગેરે લેપ કર્યો ત્યાર બાદ ચિત્રકારે પગના અંગુઠાને અનુરૂપ વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીનું આબેહૂબ ચિત્ર દોર્યું. અને તે ચિત્રને બગલમાં દબાવીને બહુ મૂલ્યવાન ભેટ લીધી. લઈને હસ્તિનાપુર નગરની વચ્ચે થઈને જ્યાં અદીનશત્રુ રાજા હતા ત્યાં ગયો. અને તેણે બંને હાથોની અંજલિ માથે મૂકી રાજાને નમન કર્યા. ત્યાર બાદ તેણે રાજાને જય-વિજય શબ્દો વડે વધાવીને તેમને ભેટ અર્પણ કરી, પછી તેણે રાજાને આ પ્રમાણે વિનંતી કરી કે હે સ્વામિન્! મિથિલા રાજધાનીનાં પ્રભાવતી દેવીના ગર્ભથી જન્મેલ મલ્લદિન્નકુમારે મને દેશનિકાલ કર્યો છે. તેથી હું અહીં તમારે શરણે આવ્યો છું.

"तं इच्छामिणं सामी तुब्भं बाहुच्छाया परिग्गहिए जावपरिवसित्तए।"

હે સ્વામિન્! હું તમારી બાહુચ્છાયાના આશ્રયમાં અહીં રહેવા ચાહુ છું. આ વાત સાંભળીને અદીનશત્રુરાજાએ ચિત્રકારને કહ્યું કે હે દેવાનુપ્રિય! મલ્લદિન્નકુમારે તમને શા કારણથી દેશવટો આપ્યો છે? ત્યારે ચિત્રકારે સરળતાપૂર્વક જે વાત બની હતી તે અદીનશત્રુ રાજાને કહી સંભળાવી. હવે અદીનશત્રુ રાજા ચિત્રકારને શું કહેશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : સત્યભામાની વાવમાં સ્નાન કરવા માટેનો સત્યાગ્રહ :** પ્રદ્યુમ્નકુમાર નગરમાં ફરવા લાગ્યો. તો લોકો વાતો કરતાં હતાં કે પેલો માયાવી માણસ કેવો વિચિત્ર રથ લઈને આવ્યો હતો! આજ સુધી આવો રથ આપણે કદી જોયો નથી. લોકોની વાતો સાંભળીને પ્રદ્યુમ્નકુમાર ખુશ થઈને નગરમાં ફરતો ફરતો એક સોનાની બનાવેલી વાવ જોઈને આશ્ચર્યચકિત થયો કે કેવી સુંદર વાવ છે! તેણે પોતાની વિદ્યાને પૂછયું હે દેવી! આ વાવ કોની છે? વિદ્યાએ કહ્યું- ભાનુકુમારની માતા સત્યભામાદેવીની આ વાવ છે. ત્યારે મદનકુમારે કહ્યું તો તો હું કૌતક કરૂં. ભલે ને ભામા ઉંચી નીચી થાય! પ્રદ્યુમ્નકુમારે સોનાની વાવમાં સ્નાન કરવાની ઈચ્છાથી જનોઈધારી બ્રાહ્મણનું રૂપ લીધું. હાથમાં કમંડળ લીધું, કપાળમાં મોટું તિલક તાણ્યું અને વેદનો પાઠ કરતાં કરતાં બ્રાહ્મણ વાવ પાસે પહોંચ્યો, ને વાવની રક્ષા કરનારી સ્ત્રી પાસે જઈને કહ્યું. બહેન! હું તમારી સામે દૃષ્ટિ પણ નહિ કરૂં, પણ તમે મને આ વાવમાં સ્નાન કરવા દો. તો હું તમારો મોટો ઉપકાર માનીશ. ત્યારે વાવનું રક્ષણ કરનારી સ્ત્રીઓએ કહ્યું- હે બુઢા! તારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે કે શું? તને ખબર નથી કે આ વાવ કૃષ્ણની પટરાણી સત્યભામાની છે. ત્યારે બ્રાહ્મણે

મશ્કરી કરતાં કહ્યું કે એ સત્યભામા કોણ છે? શું તે કોઈ દેવી છે કે કોઈ ભૂતડી છે! ત્યારે બાઈએ કહ્યું તું તો જાણે સ્વર્ગમાંથી ઉતર્યો લાગે છે. તેથી તને ખબર નથી કે સત્યભામા કોણ છે? સત્યભામા કૃષ્ણની પટરાણી છે. સાંભળ.

આ વાવ સત્યભામાની છે, ને હું તેનું રક્ષણ કરનારી છું, આ વાવમાં કોઈ ગમે તેટલી ચાલ રમે, ગમે તેમ કરે પણ એક ટીપું પાણી લઈ શકતું નથી. આ વાવમાં તો ફક્ત કૃષ્ણજી, સત્યભામા અને ભાનુકુમાર જ સ્નાન કરે છે. બાકી બીજા તો કોઈ આ વાવની સામે દૃષ્ટિ પણ કરી શકતા નથી. તો તને કેવી રીતે સ્નાન કરવા દઉં! ત્યારે હસીને મદને કહ્યું કે હું પણ કૃષ્ણનો પુત્ર છું. તો મને સ્નાન કરવા દો. બાઈ કહે–હા, તારા જેવો કૃષ્ણને પુત્ર હોય? તું કઈ રાણીનો જાયો છે? તે કહે. તો કહે કઈ રાણીનો? તો હું રૂક્મણીનો નંદ છું. (હસાહસ) ભાનુકુમારથી મોટો છું. માટે મારો આ વાવમાં સ્નાન કરવાનો પહેલો હક્ક છે. તમારે બીજી એક મઝાની વાત સાંભળવી હોય તો કહું સાંભળો. ત્યારે સ્ત્રીઓએ આશ્ચર્યપૂર્વક કહ્યું–શું મઝાની વાત છે તે કહો.

પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે દુર્યોધને ભાનુકુમાર સાથે પરણાવવા તેની પુત્રી ઉદધિકુમારીને સ્વયંવરા રૂપે અહીં મોકલી હતી. માર્ગમાં ભીલોએ કૌરવો પાસેથી પડાવી લઈને તે કન્યા લઈ જઈને તેમના રાજાને આપી. તે કન્યા જોઈને ભીલના રાજાને થયું કે આ તો કોઈ રાજકુમારને શોભે તેવી છે. એટલે કોઈ કામ માટે હું ત્યાં ગયેલો, ત્યારે તેણે મને તે કન્યા આપી દીધી છે. અને તમે તો મને વાવમાં સ્નાન કરવા દેતાં પણ નથી. ત્યારે તે સ્ત્રીઓએ કહ્યું કે વૃદ્ધ થઈને આટલું બધું અસત્ય શું બોલો છો? દુર્યોધનની પુત્રીને પરણવાનાં તારા દેદાર તો જો? એ તો ત્રણ કાળમાં ન બને. દુર્યોધનની પુત્રી તો ભાનુકુમારની સાથે પરણશે. ત્યારે મદને હસીને કહ્યું–જોઈ લે જે એ ભાનુડો પરણે છે કે હું પરણું છું?

હે પાગલ દાસીઓ! તમે આ વાતનો ભેદ શું સમજો? એ તો બધું હું સમજું છું. અને હું તો એવો પવિત્ર છું કે જ્યાં મારા પગની રજ અડે ત્યાં બધું પાવન બની જાય છે. એમ કહીને ઉભો થઈને ધીમે ધીમે વાવમાં ઉતરવા ગયો. તો વાવની રક્ષા કરનાર દાસીઓ પણ તેની પાછળ જઈને બ્રાહ્મણને પીટવા લાગી. તો બ્રાહ્મણનાં શરીરનો સ્પર્શ થતાંની સાથે બધી સ્ત્રીઓ અત્યંત સુંદર બની ગઈ. કોઈનાં કપાયેલાં કાન, ચપટાં નાક બધા સારા થયા. સ્ત્રીઓ અત્યંત સૌંદર્યવાન બની ગઈ. એટલે બ્રાહ્મણની પ્રશંસા કરતી બોલવા લાગી કે ભાઈ! તમે તો કોઈ દેવ લાગો છો. અમે આવી કાળી ને બેડોળ હતી તે રૂપાળી બની ગઈ. તમારું સાતે ભવ સારું થજો. એમ કહી બીજી સ્ત્રીઓને બોલાવવા લાગી. જે સ્ત્રીઓને

બ્રાહ્મણનો સ્પર્શ થયો તે સુંદર બની ગઇ. એટલામાં બ્રાહ્મણે વાવમાં જઇને કમંડળ પાણીથી ભરી લીધું એટલે આખી વાવ ખાલીખમ થઇ ગઇ.

આ જોઇને દાસીએ કહ્યું કે ભાઈ! તું આ બધું પાણી કયાં લઈ જાય છે? થોડું તો રાખ, તું તો કોઈ જાદુગર લાગે છે. સત્યભામા રાણી આ વાત જાણશે તો મારું આવી બનશે. માટે ભાઈ! થોડું પાણી વાવમાં રહેવા દે. પણ સાંભળે જ કોણ? એ તો કમંડળ લઈને કિલ્લોલ કરતો સત્યભામાના બજારમાં આવ્યો. એના બજારની શોભા જોઈને ખૂબ આનંદ પામ્યો. અને વિદ્યાના બળથી હીરા, માણેક, મોતી, પન્ના વિગેરે ઝવેરાત, સોનાનાં આભૂષણો, હાથી, ઘોડા બધું સત્યભામાનું જે કંઈ હતું તે હરણ કરીને લઈ જવા લાગ્યો ને બજારમાં હાહાકાર મચી ગયો. તેટલામાં બે-પાંચ દાસીઓએ આવીને તેને પકડયો ને કહ્યું-દોડો...દોડો. આ ચોર અમારી સત્યભામા રાણીની વાવનું બધું પાણી લઈ જાય છે. તેને પકડો. આમ કહ્યું એટલે મદને શું કર્યું? પાણીનું કમંડળ ઉંધું વાળ્યું એટલે બજારમાં પાણી પાણી થઈ ગયું. નદીની જેમ પાણી વહેવા લાગ્યું ને તેમાં સારી સારી ચીજો તણાઈ ગઈ. લોકો પાણીમાં તરવા લાગ્યા. આટલું બધું બંબાકાર પાણી જોઈને લોકો ડરવા લાગ્યા. પેલી દાસીઓ તો ભાગી ગઇ. આનો જો કોઈ ઉપાય નહિ થાય તો નગરી ડૂબી જશે. આવા ભયથી લોકો ત્રાસી ગયા. જીવ બચાવવા લોકો નાસભાગ કરવા લાગ્યા. આ બધો પ્રદ્યુમ્નની વિદ્યાનો ચમત્કાર હતો. તેની વિદ્યાના પ્રભાવથી આવા અનેક પ્રકારનાં કુતૂહલ કરતો દ્વારિકા નગરી જોતો આગળ ગયો. આ માયા સમેટીને તેણે રૂપ પલટાવી નાંખ્યું. નવયુવાન તેજસ્વી બ્રાહ્મણનું રૂપ બનાવ્યું. ગળામાં તુલસીની માળા પહેરી, કપાળમાં તિલક કર્યું ને આગળ ચાલ્યો. તો તેણે એક જગ્યાએ ઘણાં માળીઓ અને સુંદર અને સુગંધિત પુષ્પોનો ઢગલો જોયો. તે જોઇને તેણે વિદ્યાને પૂછયું કે આટલાં બધાં સુંદર ઉત્તમ જાતિનાં પુષ્પો અહીં શા માટે એકઠાં કરવામાં આવ્યા છે? ત્યારે વિદ્યાએ કહ્યું કે આ તો ભાનુકુમારના લગ્ન પ્રસંગ માટે માળીઓ હાર ગજરા અને છડીઓ ગૂંથે છે. બ્રાહ્મણના રૂપમાં પ્રદ્યુમ્નકુમાર માળીઓ પાસે આવીને કહે છે ભાઈ! મને આમાંથી ત્રણ ચાર ફુલ આપોને! ત્યારે માળીઓ ગુસ્સે થઈને કહે, અરે! આવા ફુલો તમને આપવા માટે નથી લાવ્યા? આ તો અમારા કૃષ્ણ મહારાજાના પુત્ર ભાનુકુમારનાં લગ્ન માટે હાર-ગજરા ને વેણીઓ ગુંથાય છે. માળીએ ફૂલ ન આપ્યા ત્યારે તેણે ફૂલને હાથ અડાડયો તો બધા ફૂલ આકડાનાં બની ગયા. હવે લગ્નમાં આકડાના હાર શોભે? માળીઓ તો મૂંઝાઈ ગયા. હવે શું કરવું? આ ભાઈ સાહેબ તો આગળ ચાલ્યા ગયા. ને આવ્યા અત્તરવાળાની બજારમાં, ત્યાં શું ચમત્કાર કર્યો,

ગાંધીસે અત્તર માંગે પર, નટતાં કરી સુવાસ, ભેંસા કા ગજ,
ગજ કા ભેંસા, હય ખર બદલે ખાસ હૈ...શ્રોતા તુમ....

અત્તરના વહેપારીઓ કિંમતી અત્તરની શીશીઓ, સેન્ટની શીશીઓ, તૈયાર કરતાં હતાં. ત્યાં આવીને કહે છે ભાઈ! મને એક-બે અત્તરની બાટલી આપ. તો તારું ભલું થશે. ત્યારે અત્તરવાળાઓ કહે છે અરે મૂર્ખ! આ અત્તર તારે વળી શું કરવું છે. આ તો ભાનુકુમારના લગ્ન વખતે અત્તર જોઈએ તે માટે ખાસ કિંમતી અત્તર તૈયાર કરીને રાજદરબારમાં મોકલવાનું છે. તને નહિ મળે, ત્યાં હાથ લાંબો કરીને પ્રદ્યુમ્નકુમાર અત્તરની બાટલીઓને અડકયો એટલે બધું અત્તર માથું ફાટી જાય તેવી દુર્ગંધમય બની ગયું. બધા વહેપારીઓએ નાક આડા રૂચા દઈ દીધા. (હસાહસ) આ રીતે તે જ્યાં જ્યાં જાય ને જે વસ્તુ ન આપે તેનું વિપરીત રૂપ બનાવવા લાગ્યો. હજુ પ્રદ્યુમ્નકુમાર ગામમાં કેવી ઉથલપાથલ મચાવશે તે ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૩

**આસો વદ ૫ ને મંગળવાર** **તા. ૧૨-૧૦-૭૬**

પરમ કરૂણાસિંધુ એવા પરમ પિતા પ્રભુની વાણીમાં અલૌકિક શક્તિ છે. જેનું પાન કરવાથી આત્માને અનંતકાળથી ચઢેલાં ભયંકરમાં ભયંકર મોહનાં ઝેર ઉતરી જાય છે. તેમાં શ્રધ્ધા કરી આચરણ કરવાથી જન્મ-મરણની સાંકળ તૂટી જાય છે. આવી અજોડ શક્તિ અને સામર્થ્ય હોય તો તે ભગવાનની વાણીમાં છે. પણ તમારા પૈસા કે પદવીમાં એ તાકાત નથી કે ભવના ફેરા ટળે. પણ હજુ મારા મહાવીરનાં સંતાનોને સિધ્ધાંતની વાણી પ્રત્યે પ્રેમ જાગ્યો નથી. રસ જાગ્યો નથી. જો એક વખત સિધ્ધાંતની વાણી સાંભળવાનો રસ જાગશે તો સંસારનો રાગ ને રસ છૂટી જશે.

અદીનશત્રુ રાજાએ ચિત્રકારને કહ્યું-તમને મલ્લદિનકુમારે શા માટે દેશનિકાલ કર્યો? ત્યારે ચિત્રકાર કહે અમે મલ્લીકુમારીનું ચિત્ર દોર્યું તેથી તેમને પોતાની બહેનનું અપમાન કર્યું હોય તેમ લાગ્યું. તેથી તેમણે મારો વધ કરવાનો હુકમ કર્યો હતો પણ બધાં ચિત્રકારોની ખૂબ વિનવણીથી રાજાએ વધનો હુકમ પાછો ખેંચી લઈ આ રીતે મારા જંઘાઓના સાંધાને કાપીને મને દેશનિકાલ કર્યો. તેથી આપની છત્રછાયા નીચે રહેવા માટે આપની નગરીમાં આવ્યો છું. ચિત્રકારની આ પ્રમાણે વાત સાંભળીને અદીનશત્રુ રાજાએ ચિત્રકારને આ પ્રમાણે કહ્યું.

से केरिसए णं देवाणुप्पिया! तुमे मल्लीए तयाणुरूवे निव्वत्तिए?

હે દેવાનુપ્રિય ! તમે મલ્લીકુમારીનું આબેહૂબ ચિત્ર કેવું દોર્યું હતું ? આ રીતે અદીનશત્રુ રાજાના વચન સાંભળીને તે ચિત્રકાર પુત્રે મલ્લીકુમારીનાં ચિત્રવાળું ફલક– પાટીયું પોતાની કાખમાંથી બહાર કાઢયું અને અદીનશત્રુ રાજાની પાસે મૂકીને આ પ્રમાણે કહ્યું. હે સ્વામિન્ ! વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીના ફક્ત અંગુઠાને જોઈને તેમની આકૃતિ અને ચહેરાનો આછો ખ્યાલ આપતું ચિત્ર દોર્યું છે. મેં તો માત્ર તેમનો અંગુઠો જોયો હતો. બાકી બધાં અંગો અનુમાનથી ચીતર્યા છે. એટલે તેમનું જે રૂપ છે તે આગળ આ કાંઈ નથી. વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીનું જે રૂપ છે તે આબેહૂબ ચિત્ર બનાવવાનું કોઈ દેવ–દાનવ, યક્ષ કે ગાંધર્વમાં સામર્થ્ય નથી, તો મારી તો તાકાત કયાંથી હોય ?

આ રીતે ચિત્રકારના મુખેથી વાત સાંભળીને અદીનશત્રુ રાજાએ ચિત્રકારને પોતાના દેશમાં રહેવાની આજ્ઞા આપી દીધી. એટલે તે સુખપૂર્વક ત્યાં રહેવા લાગ્યો. મલ્લીકુમારીનું અલૌકિક રૂપ સૌંદર્ય જોઈને અદીનશત્રુ રાજાના મનમાં મલ્લીકુમારી પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થયો. અહો ! જેનું ચિત્ર મારા ચિત્તને આકર્ષિત કરે છે ત્યારે તે સાક્ષાત કેવી હશે ! મારા અંતેઉરમાં જો આ મલ્લીકુમારી આવે તો કરોડો તારા, ગ્રહ અને નક્ષત્રોની વચ્ચે જેમ શરદપૂર્ણિમાનો ચંદ્ર શોભી ઉઠે છે તેમ મારું અંતેઉર શોભી ઉઠે. આવો વિચાર આવવાથી રાજાએ તરત દૂતને બોલાવ્યો ને કહ્યું કે તમે મિથિલા નગરીમાં જાઓ. ત્યાં કુંભક રાજાની પ્રભાવતી રાણીનાં ગર્ભથી જન્મ પામેલી મલ્લીકુમારીની મારા માટે માંગણી કરવા જાઓ. અદીનશત્રુ રાજાની આજ્ઞા થવાથી દૂત રથમાં બેસીને મિથિલા નગરી તરફ જવા માટે હસ્તિનાપુરથી નીકળ્યો. આ રીતે પાંચમા રાજાની વાત પૂરી થઈ. હવે છઠ્ઠો મિત્ર રાજા કોણ છે તે વાત શાસ્ત્રકાર કહે છે. "**तेणं कालेणं तेणं समएणं पंचाले जणवए कंपिल्लेपुरे नामं नयरे होत्था, तत्थणं जियसत्तु णामं राया होत्था पंचालाहिवइ, तस्सणं जियसत्तुस्स धारिणी पामोक्खं देवी सहस्सं ओरोहे होत्था।**" તે કાળ અને તે સમયે પંચાલ નામે દેશ હતો. જે અત્યારે પંજાબ નામે પ્રસિધ્ધ છે. તે દેશમાં કાંપિલ્યપુર નામે નગર હતું. તેમાં પંચાલ દેશના અધિપતિ જિતશત્રુ નામે રાજા રહેતાં હતાં. તે જિતશત્રુ રાજાના અંતેઉરમાં ધારિણી પ્રમુખ એક હજાર રાણીઓ હતી.

પૂર્વના પાંચ રાજાઓએ કોઈને કોઈ નિમિત્ત મળતાં મલ્લીકુમારીનાં રૂપ અને ગુણની પ્રશંસા સાંભળી અને તેમને તે મલ્લીકુમારી પ્રત્યે આકર્ષણ થયું. તમે વિચાર કરો તે મલ્લીકુમારી કેવી હશે ? જેનામાં ગુણ હોય છે તેના પ્રત્યે સહજ રીતે માનવીને આકર્ષણ થાય છે. ગુણવાન મનુષ્યને કોઈને કહેવા જવું પડતું નથી કે તમે મારી પાસે આવો. ગુણો દૂત જેવાં છે. કહ્યું છે કે

गुणाः कुर्वन्ति दूतत्वं, दूरेऽपि वसतां सताम्।
केतकीगन्धमाघ्राय, स्वयं गच्छन्ति षट्पदाः ॥

સજ્જન પુરૂષો ગમે તેટલાં દૂર વસતાં હોય પણ તેમનાં ગુણો તો જીવન નિર્માણમાં દૂતનું કામ કરે છે. જેવી રીતે કેતકીના ફૂલની સુગંધથી આકર્ષાઈને ભ્રમરો સ્વયં તેની પાસે આવે છે. તેમ સદ્‌ગુણી મનુષ્યોનાં સદ્‌ગુણની સુવાસ દૂર દૂર સુધી ફેલાય છે. તેના ગુણોનું શ્રવણ કરીને કંઈક મનુષ્યો પોતાનું જીવન સુધારે છે. જ્ઞાનીઓ તો કહે છે કે ગુણ એ તો રત્ન જેવાં છે. "न रत्नमन्विष्यति मृगयते सत्।" રત્ન કોઈની શોધ કરવા જતું નથી પણ સૌ રત્નને શોધતા આવે છે. તેનું કારણ રત્ન કિંમતી છે. એટલે સૌ રત્નને શોધે છે. રત્ન કે ફૂલ કોઈને આમંત્રણ દેતું નથી કે પોતાની પાસે આવનારને આવકાર પણ દેતું નથી. છતાં સામેથી તેની પાસે સૌ દોડતા જાય છે. પણ આ સંસારમાં એવું જોવામાં આવે છે કે ઘણી વખત માનવ માનવ પાસે જતો નથી. ફૂલ વનસ્પતિની જાતિ છે છતાં તેનામાં સુગંધ છે, સૌંદર્ય છે. રત્ન પૃથ્વીકાયની જાતિ છે છતાં તેનામાં તેજસ્વિતા છે, ને તે મૂલ્યવાન છે. તેની પાછળ માનવ આકર્ષાય છે. જ્યારે માનવી માનવીની પાછળ આકર્ષાતો નથી, તો વિચાર કરો કે માનવથી ફૂલ અને રત્ન વિશેષ કે માનવી વિશેષ? તેનો બરાબર વિચાર કરજો.

હવે આપને સમજાવું કે માનવ માનવમાં પણ અંતર છે. ઘણાં સદ્‌ગુણી અને સજ્જન આત્માઓ છે કે જેમના ગુણની સુવાસથી લોકો આકર્ષાઈને તેની પાસે જાય છે ને ઘણાં એવા મનુષ્યો છે કે જેમના જીવનમાં એકલો સ્વાર્થ ભર્યો છે. ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયોનો કચરો ભર્યો છે ને દુર્ગુણોની દુર્ગંધ ભરી છે તેવા મનુષ્યો પ્રત્યે કોઈને આકર્ષણ થતું નથી. આજે જ્યાં જુઓ ત્યાં સ્વાર્થની મધલાળ જોવા મળશે. જ્યાં સ્વાર્થ સધાય છે ત્યાં દોડતાં જાય છે.

**મધપુડા માંહે મધ જ્યાં લગી છે (૨), માખીના ફેરા બસ ત્યાં લગી છે (૨)**
**મધ ખૂટે ત્યાં મધમાખીની પૂરી થાયે પ્રીત રે–જુઠા**

આ પદમાં કેવા સરસ ભાવ ભરેલાં છે. શું કહે છે? જૂઠા જગતની મમતાને પ્રીતિ પણ જૂઠી છે. કારણ કે મધપુડામાં મધ ભરેલું હશે ત્યાં સુધી સેંકડો માખીઓ મધપુડાની આસપાસ આંટા મારે છે. પણ જ્યાં મધપુડામાંથી મધ ખલાસ થયું ત્યાં એક પણ માખી ત્યાં જતી નથી, યાદ રાખજો. તેમ તમારી પાસે પણ જ્યાં સુધી પૈસાનું મધ છે ત્યાં સુધી મતલબની માખીઓ રૂપી સગા સબંધી તમારી પાસે આવશે, હવે સમજાય છે કે સ્વાર્થની માયાજાળ સંસારમાં પથરાયેલી છે.

ગરીબ મા–બાપ દિકરાને બહારગામ મોકલીને ભણાવે છે. દીકરો વકીલ થાય

છે, સારી કમાણી થતાં બારોબાર લગ્ન કરે છે, માતાપિતા તો દીકરાની કમાણી ઉપર સુખ મેળવવાની આશામાં દિવસો વીતાવે છે. માતાને તો કોડ છે કે મારે વહુ આવશે. પણ પુત્રના કાંઈ સમાચાર નથી આવતા, ત્યારે મા-બાપ ખૂબ રડે છે. લોકો કહે છે બાપા! તમારો દીકરો વકીલ બની ગયો છે ને લગ્ન પણ કરી લીધા છે. તે મહાન સુખી બની લહેર કરે છે. તમે શા માટે ઝુરો છો! હં.... એમ છે! છેવટે બાપ દિકરાના ગામ જાય છે ને દીકરાની કોર્ટ છે ત્યાં પહોંચે છે. જ્યાં બધાનાં બુટ પડયા છે ત્યાં બેઠા ને પુત્રની સામે પ્રેમભરી દૃષ્ટિથી એકીટશે જોવા લાગ્યા. કોર્ટમાં તો ઘણાં વકીલો ને અસીલો આવવા લાગ્યા. જજ સાહેબ પણ આવ્યા. પુત્ર ખુરશીમાં બેસીને વકીલાત કરે છે. પુત્રને જોઈને બાપનું હૈયું હરખાવા લાગ્યું. હમણાં મારો દીકરો બહાર આવશે ને ઘેર જશે ત્યારે મને સાથે લઈ જશે. વકીલે દરવાજા પાસે બાપને બેઠેલો જોયો, તેના મનમાં ખૂબ ક્રોધ આવી ગયો, પણ કોર્ટમાં કંઈ થોડું બોલાય? મૌન રહ્યો. બે કલાક પછી કોર્ટમાં ભીડ ઓછી થઈ. જજસાહેબ તેમની ખુરશીમાં બેઠા હતાં. તેમની દૃષ્ટિ જુત્તા પાસે બેઠેલાં વૃધ્ધ ગરીબ તરફ ગઈ. તો તે ગરીબ માણસ મમતાભરી દૃષ્ટિથી એકીટશે પેલા વકીલ સામે જોઈ રહ્યો હતો ને પ્રેમના ફુવારા વહી રહ્યા હતા.

આ વૃધ્ધને જોઈને જજે વકીલને પૂછયું- આ વૃધ્ધ માણસ કોણ છે? એનો ચહેરો તમારા જેવો છે ને સ્નેહભરી દૃષ્ટિથી તમારા સામું જોયા કરે છે. જાણે તમારા પિતા હોય તેવો પ્રેમ ઉછળે છે. આ સાંભળીને વકીલનું મોઢું પડી ગયું. તેણે કહ્યું સાહેબ! એ મારો બાપ નથી. પણ મારા ગામનો માણસ છે. અહાહા! સંસાર કેવો છે! બાપને બાપ માનવામાં નાનપ લાગ્યું. પુત્રના શબ્દો સાંભળીને, વૃધ્ધ પિતાનું લોહી ઉકળી ગયું. દિલમાં ખૂબ આઘાત લાગ્યો. પુત્રનો બિલકુલ ડર રાખ્યા વિના નીડરતાથી તેણે જજને કહ્યું- સાહેબ! હું તેના ગામનો માણસ છું. એટલું જ નહિ પણ એની માતાનો માણસ છું. (હસાહસ) જુઓ, બાપે કેવી બુધ્ધિ વાપરી! એણે એમ ન કહ્યું કે હું એનો બાપ છું પણ એની માતાનો માણસ છું.

બાપની વાત સાંભળીને જજ પણ સમજી ગયો કે આનો બાપ છે પણ એને આવા ગરીબને બાપ કહેતાં શરમ આવે છે. જજસાહેબે વકીલને કહ્યું કે જે માતા પિતાએ આટલું કષ્ટ વેઠી તમને ભણાવ્યા ને વકીલ બનાવ્યા.. તેમનો ઉપકાર ભૂલી ગયા!

**"જજની ટકોરથી ઠેકાણે આવેલી શાન"**: જો માતા પિતાનો પણ ઉપકાર ભૂલશો તો કોર્ટમાં વકીલ બનીને બીજાને સાચો ન્યાય કેવી રીતે આપશો? આ રીતે જજસાહેબે વકીલને ખૂબ ફટકાર્યા. ત્યારથી જજસાહેબની ટકોરથી પુત્રના અહંના મોતીયા ખસી ગયા ને પિતાને ભેટી પડયો. ચરણમાં પડીને પોતાની ભૂલની માફી

गुणाः कुर्वन्ति दूतत्वं, दूरेऽपि वसतां सताम्।
केतकीगन्धमाघ्राय, स्वयं गच्छन्ति षट्पदाः ॥

સજ્જન પુરૂષો ગમે તેટલાં દૂર વસતાં હોય પણ તેમનાં ગુણો તો જીવન નિર્માણમાં દૂતનું કામ કરે છે. જેવી રીતે કેતકીના ફૂલની સુગંધથી આકર્ષાઈને ભ્રમરો સ્વયં તેની પાસે આવે છે. તેમ સદ્ગુણી મનુષ્યોનાં સદ્ગુણની સુવાસ દૂર દૂર સુધી ફેલાય છે. તેના ગુણોનું શ્રવણ કરીને કંઈક મનુષ્યો પોતાનું જીવન સુધારે છે. જ્ઞાનીઓ તો કહે છે કે ગુણ એ તો રત્ન જેવાં છે. "न रत्नमन्विष्यति मृगयते सत्।" રત્ન કોઈની શોધ કરવા જતું નથી પણ સૌ રત્નને શોધતા આવે છે. તેનું કારણ રત્ન કિંમતી છે. એટલે સૌ રત્નને શોધે છે. રત્ન કે ફૂલ કોઈને આમંત્રણ દેતું નથી કે પોતાની પાસે આવનારને આવકાર પણ દેતું નથી. છતાં સામેથી તેની પાસે સૌ દોડતા જાય છે. પણ આ સંસારમાં એવું જોવામાં આવે છે કે ઘણી વખત માનવ માનવ પાસે જતો નથી. ફૂલ વનસ્પતિની જાતિ છે છતાં તેનામાં સુગંધ છે, સૌંદર્ય છે. રત્ન પૃથ્વીકાયની જાતિ છે છતાં તેનામાં તેજસ્વિતા છે, ને તે મૂલ્યવાન છે. તેની પાછળ માનવ આકર્ષાય છે. જ્યારે માનવી માનવીની પાછળ આકર્ષાતો નથી, તો વિચાર કરો કે માનવથી ફૂલ અને રત્ન વિશેષ કે માનવી વિશેષ ? તેનો બરાબર વિચાર કરજો.

હવે આપને સમજાવું કે માનવ માનવમાં પણ અંતર છે. ઘણાં સદ્ગુણી અને સજ્જન આત્માઓ છે કે જેમના ગુણની સુવાસથી લોકો આકર્ષાઈને તેની પાસે જાય છે ને ઘણાં એવા મનુષ્યો છે કે જેમના જીવનમાં એકલો સ્વાર્થ ભર્યો છે. ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયોનો કચરો ભર્યો છે ને દુર્ગુણોની દુર્ગંધ ભરી છે તેવા મનુષ્યો પ્રત્યે કોઈને આકર્ષણ થતું નથી. આજે જ્યાં જુઓ ત્યાં સ્વાર્થની મધલાળ જોવા મળશે. જ્યાં સ્વાર્થ સધાય છે ત્યાં દોડતાં જાય છે.

**મધપુડા માંહે મધ જ્યાં લગી છે (૨), માખીના ફેરા બસ ત્યાં લગી છે (૨)**
**મધ ખૂટે ત્યાં મધમાખીની પૂરી થાયે પ્રીત રે–જુઠા**

આ પદમાં કેવા સરસ ભાવ ભરેલાં છે. શું કહે છે ? જૂઠા જગતની મમતાને પ્રીતિ પણ જૂઠી છે. કારણ કે મધપુડામાં મધ ભરેલું હશે ત્યાં સુધી સેંકડો માખીઓ મધપુડાની આસપાસ આંટા મારે છે. પણ જ્યાં મધપુડામાંથી મધ ખલાસ થયું ત્યાં એક પણ માખી ત્યાં જતી નથી, યાદ રાખજો. તેમ તમારી પાસે પણ જ્યાં સુધી પૈસાનું મધ છે ત્યાં સુધી મતલબની માખીઓ રૂપી સગા સબંધી તમારી પાસે આવશે, હવે સમજાય છે કે સ્વાર્થની માયાજાળ સંસારમાં પથરાયેલી છે.

ગરીબ મા–બાપ દિકરાને બહારગામ મોકલીને ભણાવે છે. દીકરો વકીલ થાય

છે, સારી કમાણી થતાં બારોબાર લગ્ન કરે છે, માતાપિતા તો દીકરાની કમાણી ઉપર સુખ મેળવવાની આશામાં દિવસો વીતાવે છે. માતાને તો કોડ છે કે મારે વહુ આવશે. પણ પુત્રના કાંઈ સમાચાર નથી આવતા, ત્યારે મા-બાપ ખૂબ રડે છે. લોકો કહે છે બાપા! તમારો દીકરો વકીલ બની ગયો છે ને લગ્ન પણ કરી લીધા છે. તે મહાન સુખી બની લહેર કરે છે. તમે શા માટે ઝુરો છો! હં.... એમ છે! છેવટે બાપ દિકરાના ગામ જાય છે ને દીકરાની કોર્ટ છે ત્યાં પહોંચે છે. જ્યાં બધાનાં બુટ પડયા છે ત્યાં બેઠા ને પુત્રની સામે પ્રેમભરી દૃષ્ટિથી એકીટશે જોવા લાગ્યા. કોર્ટમાં તો ઘણાં વકીલો ને અસીલો આવવા લાગ્યા. જજ સાહેબ પણ આવ્યા. પુત્ર ખુરશીમાં બેસીને વકીલાત કરે છે. પુત્રને જોઈને બાપનું હૈયું હરખાવા લાગ્યું. હમણાં મારો દીકરો બહાર આવશે ને ઘેર જશે ત્યારે મને સાથે લઈ જશે. વકીલે દરવાજા પાસે બાપને બેઠેલો જોયો, તેના મનમાં ખૂબ ક્રોધ આવી ગયો, પણ કોર્ટમાં કંઈ થોડું બોલાય? મૌન રહ્યો. બે કલાક પછી કોર્ટમાં ભીડ ઓછી થઈ. જજસાહેબ તેમની ખુરશીમાં બેઠા હતાં. તેમની દૃષ્ટિ જુત્તા પાસે બેઠેલાં વૃધ્ધ ગરીબ તરફ ગઈ. તો તે ગરીબ માણસ મમતાભરી દૃષ્ટિથી એકીટશે પેલા વકીલ સામે જોઈ રહ્યો હતો ને પ્રેમના ફુવારા વહી રહ્યા હતા.

આ વૃધ્ધને જોઈને જજે વકીલને પૂછયું- આ વૃધ્ધ માણસ કોણ છે? એનો ચહેરો તમારા જેવો છે ને સ્નેહભરી દૃષ્ટિથી તમારા સામું જોયા કરે છે. જાણે તમારા પિતા હોય તેવો પ્રેમ ઉછળે છે. આ સાંભળીને વકીલનું મોઢું પડી ગયું. તેણે કહ્યું સાહેબ! એ મારો બાપ નથી. પણ મારા ગામનો માણસ છે. અહાહા! સંસાર કેવો છે! બાપને બાપ માનવામાં નાનપ લાગ્યું. પુત્રના શબ્દો સાંભળીને, વૃધ્ધ પિતાનું લોહી ઉકળી ગયું. દિલમાં ખૂબ આઘાત લાગ્યો. પુત્રનો બિલકુલ ડર રાખ્યા વિના નીડરતાથી તેણે જજને કહ્યું- સાહેબ! હું તેના ગામનો માણસ છું. એટલું જ નહિ પણ એની માતાનો માણસ છું. (હસાહસ) જુઓ, બાપે કેવી બુધ્ધિ વાપરી! એણે એમ ન કહ્યું કે હું એનો બાપ છું પણ એની માતાનો માણસ છું.

બાપની વાત સાંભળીને જજ પણ સમજી ગયો કે આનો બાપ છે પણ એને આવા ગરીબને બાપ કહેતાં શરમ આવે છે. જજસાહેબે વકીલને કહ્યું કે જે માતા પિતાએ આટલું કષ્ટ વેઠી તમને ભણાવ્યા ને વકીલ બનાવ્યા. તેમનો ઉપકાર ભૂલી ગયા?

**"જજની ટકોરથી ઠેકાણે આવેલી શાન"**: જો માતા પિતાનો પણ ઉપકાર ભૂલશો તો કોર્ટમાં વકીલ બનીને બીજાને સાચો ન્યાય કેવી રીતે આપશો? આ રીતે જજસાહેબે વકીલને ખૂબ ફટકાર્યા. ત્યાથી જજસાહેબની ટકોરથી પુત્રના અહંના મોતીયા ખસી ગયા ને પિતાને ભેટી પડયો. ચરણમાં પડીને પોતાની ભૂલની માફી

માંગી, અને પોતાની માતાને તેડાવીને આનંદથી રહેવા લાગ્યા. ટૂંકમાં આપણે આ દૃષ્ટાંતથી એ સાર ગ્રહણ કરવો છે કે આ સંસાર કેવો સ્વાર્થમય છે! આવા દાખલા તમે ઘણાં સાંભળ્યા ને નજર સમક્ષ જોયા. માટે હવે સમજીને વીતરાગ વાણી ઉપર શ્રધ્ધા કરો.

પંચાલ દેશમાં કાંપિલ્યપુર નામના નગરમાં જિતશત્રુ નામે રાજા છે. તેને ધારિણી પ્રમુખ એક હજાર રાણીઓ છે. તે રાજા નીતિ પૂર્વક રાજ્ય ચલાવે છે. હવે આ વાત અહીં અટકે છે. આ રાજા મલ્લીકુમારીને કેવી રીતે જાણશે તે પછી આવશે. તેમને મલ્લીકુમારીનો પરિચય આપનાર કોણ છે તેની વાત ચાલે છે,

**तत्थ णं मिहिलाए चोक्खा नामं परिव्वाइयारिउव्वेय जाव परिणिट्ठिया यावि होत्था।"**

તે મિથિલા નગરીમાં ઋગ્વેદ આદિ ચારે ય વેદોને તેમજ સ્મૃતિ તથા ષષ્ટિતંત્ર વિગેરે શાસ્ત્રોને જાણનારી ચોક્ષા નામે એક પરિવ્રાજિકા રહેતી હતી. આ પરિવ્રાજિકા તેના ધર્મનાં ચાર વેદ આદિ દરેક શાસ્ત્રોના અર્થ કરવામાં નિપુણ હતી.

આ ચોક્ષા પરિવ્રાજિકા મિથિલા નગરીમાં પોતાના ધર્મનો ખૂબ પ્રચાર કરતી હતી તે ઘણાં રાજેશ્વર, તલવર, કૌટુંબિક, માંડલિક, શ્રેષ્ઠી, સાર્થવાહ, વિગેરેની સાથે દાન ધર્મ, શૌચ ધર્મ, અને તીર્થસ્થાન વિષે ધર્મ ચર્ચા કરતી હતી. અને તેમને તે સારી રીતે શૌચ વિગેરે ધર્મોને તેમનાં શાસ્ત્રોક્ત વિધિથી ભેદ પાડીને સમજાવતી હતી. અને શાચ વિગેરે ધર્મોના નિયમોને પોતે જાતે આચરીને તેનો પ્રત્યક્ષ રૂપે દેખાવ કરતી હતી. શૌચ એટલે શુધ્ધિ કરવી. એ લોકો ઠંડીલ જઈને આવે તો સ્નાન કરે. જ્યાં બેસે ત્યાં જમીનને પાણીથી સાફ કરીને બેસે. કોઈ માણસને અડી જવાય તો સ્નાન કરીને કપડા ધોઈ નાંખે. આવો તેમનો શૌચ ધર્મ હોય છે. આપણાં ધર્મમાં આવી શુધ્ધિને બાહ્યશુધ્ધિ કહેવામાં આવે છે. આવી બાહ્યશુધ્ધિ ગમે તેટલી કરો પણ જ્યાં સુધી રાગ-દ્વેષ, મોહ, ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા વિગેરેના કચરાને સાફ કરીને આત્મશુધ્ધિ કરવામાં નહિ આવે ત્યાં સુધી આત્મા ઉજ્જવળ, પવિત્ર બનવાનો નથી. આ ચોક્ષા પરિવ્રાજિકા તેના ધર્મનો પૂરજોશમાં પ્રચાર કરે છે.

આ જ મિથિલા નગરીમાં ભાવિમાં ભગવાન બનનાર મલ્લીકુમારી બિરાજે છે. પણ તીર્થંકર પ્રભુ કોઈની સાથે સામેથી વાદ વિવાદ કરવા જાય નહિ. જો કોઈ તેમને પૂછે તો સાચી વાત સમજાવે. પણ આ ચોક્ષા પરિવ્રાજિકાને તેના ધર્મનો ઘમંડ હતો. એને કોઈ બોલાવે કે ન બોલાવે પણ સામેથી તેને ત્યાં જઈ ધર્મનો પ્રચાર કરતી હતી. તેણે આખી મિથિલા નગરીમાં ખૂબ પ્રચાર કર્યો.

એક દિવસ તે ચોક્ષા પરિવ્રાજિકા પોતાના ત્રિદંડ, કમંડલ તેમજ ગેરૂથી રંગેલા વસ્ત્રો ગ્રહણ કરીને પરિવ્રાજિકાના મઠમાંથી બહાર નીકળી અને કેટલીક પરિવ્રાજિકાઓની

સાથે મિથિલા નગરીની વચ્ચે થઈને જ્યાં કુંભકરાજાનો મહેલ હતો ત્યાં, જ્યાં કન્યાઓનું અંતઃપુર હતું અને જ્યાં "जेणेव मल्ली विदेहवर रायकन्या तेणेव उवागच्छति।" મલ્લી નામની વિદેહ રાજાની શ્રેષ્ઠ કન્ય. હતી ત્યાં આવી. ત્યાં આવીને તેણે ભૂમિ ઉપર પાણીનાં છાંટા નાંખ્યા અને તેના ઉપર દર્ભ પાથર્યો ને તેના ઉપર આસન મૂકીને બેઠી. બેસીને મલ્લીકુમારી પાસે દાન, શૌચ વિગેરે ધર્મનો ઉપદેશ આપવા લાગી.

આ ચોક્ષા પરિવ્રાજિકા મનમાં એમ સમજતી હતી કે મારા જેટલું કોઈ આ મિથિલા નગરીમાં જ્ઞાની નથી. પણ એને ખબર નથી કે જેની સામે હું દાન, શૌચ વિગેરે ધર્મનો ઉપદેશ કરી રહી છું તે કોણ છે? મલ્લીકુમારી તો માતાના ગર્ભમાંથી ત્રણ જ્ઞાન લઈને આવેલાં છે છતાં તેમનામાં ગંભીરતા કેટલી છે! "અધૂરા ઘડા છલકાય, ભરેલાં કદી છલકાય નહિ." મલ્લીકુમારી એક શબ્દ બોલતાં નથી. ગંભીરતાપૂર્વક તેની વાત સાંભળે છે. પરિવ્રાજિકા તેને ઉપદેશ આપે છે. તેની વાત પૂરી થયા પછી મલ્લીકુમારી ચોક્ષા પરિવ્રાજિકાને પ્રશ્ન પૂછશે ને ચોક્ષા તેનો શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** પ્રદ્યુમ્નકુમાર દ્વારિકાની બજારમાં ગયો. ત્યાં જઈને દુકાનવાળાની પાસે વસ્તુ માંગે. વહેપારી ન આપે તો તે વસ્તુનું રૂપ વિપરીત બનાવવા લાગ્યો. આગળ જતાં હાથી જોયા. હાથીવાળા પાસે હાથી માંગ્યો તો તેણે ન આપ્યો એટલે હાથીને પાડો બનાવી દીધો, ને જ્યાં પાડા બાંધેલા હતાં તેનાં હાથી બની ગયા. ઉંટના બોકડા અને બોકડાના ઉંટ બનાવી દીધા. (હસાહસ) ત્યાંથી આગળ ચાલ્યો તો અનાજની દુકાનો આવી. તેણે વહેપારી પાસે પાંચ શેર અનાજ માંગ્યું તો ન આપ્યું એટલે ચોખાની કોદરી બનાવી દીધી ને કોદરીનાં ચોખા બનાવ્યાં. મીઠાના ઢગલાં સાકરનાં બની ગયા ને સાકરના ઢગલાં મીઠાના બનાવ્યાં. કસ્તુરીની હીંગ અને હીંગની કસ્તુરી બનાવી દીધી. પિત્તળનું સોનું ને સોનાનું પિત્તળ, રત્નના કાંકરા અને કાંકરાનાં ઝગમગતાં રત્નો બની ગયા. ઘીનાં ડબ્બા હતાં તે તેલના બનાવ્યાં ને તેલનાં ડબ્બા હતાં તે ઘીનાં બનાવ્યાં. કાપડ બજારમાં ગયો ત્યાં પણ ઝરીનાં વસ્ત્રો હતાં તે જૂનાં ભિખારી પહેરે તેવાં બનાવી દીધા ને ભિખારાના અંગ પર ફાટેલા કપડાંને બદલે ઝરીવાળાં કપડાં બની ગયા. આ રીતે પ્રદ્યુમ્નકુમારે દ્વારકા નગરીમાં કંઈક ઉથલપાથલ મચાવી દીધી. ઘરાક ઘી લેવા આવે ને આપવા જાય તો તેલ નીકળે. ચોખા દેવા જાય તો કોદરી મળે ને સાકરને બદલે મીઠું મળે. આ બધી ઉથલપાથલ થવાથી વહેપારી લોકો ખૂબ અકળાઈ ગયાં. હવે આપણે શું કરવું? બધી ચીજોમાં ફેરફાર થઈ ગયો છે. નક્કી આપણી નગરીમાં કોઈ મોટો જાદુગર આવ્યો લાગે છે. હવે તો કૃષ્ણ મહારાજાને ફરિયાદ કરો. કૃષ્ણના કાને બૂમ આવી

કે દ્વારકા નગરીમાં ખૂબ ધાંધલ મચ્યું છે. તો એવો કોણ માણસ હશે કે મારી નગરીમાં આવું તોફાન કરે છે? મારે તેની તપાસ કરવી પડશે. આ ભાઈ તો વિદ્યાનાં બળથી નવાં નવાં કૌતુક કરતો કોઈની પરવા કર્યા વિના આગળ વધે જાય છે. બધી બજારોમાં તોફાન કરીને ચાલતો ચાલતો રાજમહેલ આગળ આવ્યો. ત્યાં તેણે સૌથી પહેલાં એક મોટો વિશાળ ને સુંદર મહેલ જોયો.

**"વસુદેવદાદાના મહેલમાં પ્રદ્યુમ્નકુમાર"** :-ભવ્ય મહેલ જોઈને તેણે વિદ્યાને પૂછયું કે આ ગગનચુંબી મહેલ કોનો છે? તો કહે કે આ તો તમારા દાદા એટલે કૃષ્ણના પિતાજી વસુદેવનો મહેલ છે. જુઓ, તમારા દાદા ઝરૂખે ઉભાં છે. તે તો ખૂબ ભાગ્યવાન છે. તે કોઈ જાણીતા પ્રદેશમાં જાય કે અજાણ્યા પ્રદેશમાં જાય પણ જ્યાં જાય ત્યાં તેઓ ખૂબ આદર સત્કાર પામે છે, એવા તમારા દાદા પુણ્યવાન છે. ત્યારે પ્રદ્યુમ્નકુમારે પૂછયું કે મારા દાદાને સૌથી વધારે શેનો શોખ છે? વિદ્યાએ કહ્યું કે તેમને મેષ યુધ્ધ એટલે ઘેટા સાથે યુધ્ધ કરવાનો ખૂબ શોખ છે. એટલે વિદ્યાના બળથી એક સુંદર મેષની વિકુર્વણા કરી અને પોતે બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું. અને દ્વારપાળની આજ્ઞા લઈને મહેલમાં ગયો. ત્યાં સુંદર આસન ઉપર વસુદેવદાદાને બેઠેલા જોઈને મદને તેમને અંતરથી પ્રણામ કર્યા. વાસુદેવે વિલક્ષણ-સુંદર મેષને જોઈને ખૂબ ઉત્સુકતાપૂર્વક પૂછયું કે આ મેષ કોનો છે? બ્રાહ્મણે કહ્યું કે આ મારા રાજાનો ઘેટો છે. આપને બતાવવા માટે હું આપની પાસે લાવ્યો છું. આ ખૂબ બળવાન મેષ છે. વસુદેવે કહ્યું કે મારા ઘૂંટણ પર તેને પ્રહાર કરવા દો, તેથી તેના બળનું માપ નીકળી જશે. ત્યારે બ્રાહ્મણે કહ્યું-'ના'. આપ તેનાથી હારી જાઓ તો યાદવો મારા ઉપર ગુસ્સે થઈને મને તથા મારા મેષને મારી નાંખે.

વસુદેવે કહ્યું કે ના....ના....આ તો એક રમત છે. આમાં જય પરાજયની વાત ઉપસ્થિત થતી નથી. તમે તેની શંકા ન કરો. એમ કહી વસુદેવે તેમની ઘૂંટણ મેષ આગળ ધરી. મેષે તેમની ઘૂંટણ ઉપર એવો જોરથી પ્રહાર કર્યો કે જમીન પર ગબડી પડતાં બેભાન બની ગયા. એમના ગબડી પડવાનો અવાજ સાંભળી યાદવો દોડી આવ્યા. અને વસુદેવને બેભાન પડેલા જોઈને તેઓ બધા વિચારમાં પડી ગયા. અહો....આ શું? આ અમારા દાદાને અત્યાર સુધીમાં કોઈ મનુષ્ય રાજા કે વિદ્યાધર રાજા પણ હરાવી શકયાં નથી. એવું તેમનું અગાધ બળ છે, ને તેમને કોણે પછાડી દીધા? બધાં આવ્યાં ત્યાં તો બ્રાહ્મણ અને મેષ અદશ્ય થઈ ગયા. જેને કોઈ અત્યાર સુધી જીતી શકયું નથી તેને પૌત્રએ હરાવ્યો. હવે ત્યાંથી પ્રદ્યુમ્નકુમાર આગળ ચાલ્યો.

**"સત્યભામાના મહેલે પ્રદ્યુમ્નકુમાર":**–આગળ જતાં નગરીની શોભા જોવા લાગ્યા. અહો ! શું સુંદર આ દ્વારિકા નગરી છે ! એમ હર્ષ પામતાં આગળ ચાલે છે ત્યાં તેમણે એક ગગનચુંબી તોરણ–પતાકા, સુંદર માળાઓથી વિભૂષિત એક સુંદર મહેલ જોઈને પૂછયું કે આ મહેલ કોનો છે ? વિદ્યાએ કહ્યું આ મહેલ તારી ઓરમાન માતા સત્યભામાનો છે. ભાનુકુમારનાં લગ્ન છે તેથી અહીં અનેકવિધ માંગલિક કાર્યો થઈ રહ્યા છે. હવે તારે જે તોફાન–તાયફા કરવા હોય તે બધા અહીં બરાબર કરી લેજે. આ સત્યભામા તારી માતા રૂકમણી ઉપર ખૂબ ઈર્ષ્યા કરે છે માટે તેને સારો ચમત્કાર બતાવી દેજે. 'તેથી પ્રદ્યુમ્ને એક નાનકડા બ્રાહ્મણ પુત્રનું રૂપ લીધું. તેના માથાના વાળ થોડા લાંબાને છૂટા રાખ્યા. કપાળે તિલક કર્યું ને હાથમાં માળા લઈને તે સૌ પહેલાં સત્યભામા પાસે આવીને હે માતા ! "તમારું કલ્યાણ થાઓ" એમ કહીને તેને આશીર્વાદ આપ્યા. એટલે સત્યભામા ખુશ થઈને બ્રાહ્મણને કહેવા લાગી હે વિપ્રવર ! તમારે શું જોઈએ છે ? ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું હે માતા ! મને ખૂબ ભૂખ લાગી છે. મારી ચામડાની ઝુંપડી એટલે હોજરીમાં આગ લાગી છે, તો ભોજન કરાવીને આગ બૂઝાવી દો. આ રીતે વાત કરે છે ત્યાં સત્યભામાએ ભોજન માટે આમંત્રણ આપેલાં હજારો બ્રાહ્મણો ત્યાં જમવા માટે આવ્યા. સત્યભામા તો ગમે તેમ તો પણ કૃષ્ણની પટ્ટરાણી છે ને ! એટલે ગર્વથી બ્રાહ્મણને કહે છે હું કૃષ્ણની પટ્ટરાણી છું. મારે ત્યાં ભોજનનો શું હિસાબ ! હાથી, ઘોડા, ધન, સોનું જે તમારે જોઈએ તે લઈ જાઓ. મારે ત્યાં કોઈ ચીજનો તોટો નથી. ત્યારે બ્રાહ્મણે કહ્યું માતા ! ધનથી કંઈ પેટ ભરાતું નથી. ભૂખ મટતી નથી. અન્નનું દાન શ્રેષ્ઠ છે. પહેલાં ભૂખ શાંત થાય પછી બીજું બધું ગમે છે. માટે મને તમે જલ્દી ભોજન કરાવો. મને બહુ ભૂખ લાગી છે. એક મને જમાડયો એટલે બધાને જમાડી દીધાં એમ તું સમજી લે.. ત્યારે સત્યભામાને તેની દાસીઓએ કહ્યું કે આ બ્રાહ્મણ ખૂબ ભૂખ્યો થયો છે માટે તમે આને પહેલાં જમાડી લો.

**માત શીશ કાટકે, કરના ચાહે અપમાન,**
**મજા ચખાઉં ઈસકો, દિલમેં લીની ઠાન હો–શ્રોતા તુમ**

સત્યભામાએ તેને જમાડવાનું કહ્યું ત્યારે પ્રદ્યુમ્ન તેને જોઈને વિચાર કરવા લાગ્યો કે આ અભિમાની સત્યભામા સરળ હૃદયની મારી માતાનાં વાળ ઉતરાવીને તેનું અપમાન કરવા માંગે છે તો હું તેને મઝા ચખાડી દઉં. એવો તેણે મનમાં નિશ્ચય કર્યો. હવે બીજા બધાં બ્રાહ્મણો જમવા માટે આવી ગયાં હતાં. તેથી તેમની સાથે જમવા માટે પ્રદ્યુમ્નકુમારને બેસાડયો. ત્યારે કહે છે કે આ બધા બ્રાહ્મણો તો બ્રાહ્મણના આચાર વિચાર બરાબર પાળતાં નથી. આ બધાં ક્રિયાહીન છે. જે બ્રહ્મચર્યનું

કે દ્વારકા નગરીમાં ખૂબ ધાંધલ મચ્યું છે. તો એવો કોણ માણસ હશે કે મારી નગરીમાં આવું તોફાન કરે છે? મારે તેની તપાસ કરવી પડશે. આ ભાઈ તો વિદ્યાનાં બળથી નવાં નવાં કૌતુક કરતો કોઈની પરવા કર્યા વિના આગળ વધે જાય છે. બધી બજારોમાં તોફાન કરીને ચાલતો ચાલતો રાજમહેલ આગળ આવ્યો. ત્યાં તેણે સૌથી પહેલાં એક મોટો વિશાળ ને સુંદર મહેલ જોયો.

**"વસુદેવદાદાના મહેલમાં પ્રધુમ્નકુમાર"**:–ભવ્ય મહેલ જોઈને તેણે વિદ્યાને પૂછયું કે આ ગગનચુંબી મહેલ કોનો છે? તો કહે કે આ તો તમારા દાદા એટલે કૃષ્ણના પિતાજી વસુદેવનો મહેલ છે. જુઓ, તમારા દાદા ઝરૂખે ઉભાં છે. તે તો ખૂબ ભાગ્યવાન છે. તે કોઇ જાણીતા પ્રદેશમાં જાય કે અજાણ્યા પ્રદેશમાં જાય પણ જ્યાં જાય ત્યાં તેઓ ખૂબ આદર સત્કાર પામે છે, એવા તમારા દાદા પુણ્યવાન છે. ત્યારે પ્રદ્યુમ્નકુમારે પૂછયું કે મારા દાદાને સૌથી વધારે શેનો શોખ છે? વિદ્યાએ કહ્યું કે તેમને મેષ યુધ્ધ એટલે ઘેટા સાથે યુધ્ધ કરવાનો ખૂબ શોખ છે. એટલે વિદ્યાના બળથી એક સુંદર મેષની વિકુર્વણા કરી અને પોતે બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું. અને દ્વારપાળની આજ્ઞા લઈને મહેલમાં ગયો. ત્યાં સુંદર આસન ઉપર વસુદેવદાદાને બેઠેલા જોઈને મદને તેમને અંતરથી પ્રણામ કર્યા. વાસુદેવે વિલક્ષણ–સુંદર મેષને જોઈને ખૂબ ઉત્સુકતાપૂર્વક પૂછયું કે આ મેષ કોનો છે? બ્રાહ્મણે કહ્યું કે આ મારા રાજાનો ઘેટો છે. આપને બતાવવા માટે હું આપની પાસે લાવ્યો છું. આ ખૂબ બળવાન મેષ છે. વસુદેવે કહ્યું કે મારા ઘૂંટણ પર તેને પ્રહાર કરવા દો, તેથી તેના બળનું માપ નીકળી જશે. ત્યારે બ્રાહ્મણે કહ્યું–'ના'. આપ તેનાથી હારી જાઓ તો યાદવો મારા ઉપર ગુસ્સે થઈને મને તથા મારા મેષને મારી નાંખે.

વસુદેવે કહ્યું કે ના....ના....આ તો એક રમત છે. આમાં જય પરાજયની વાત ઉપસ્થિત થતી નથી. તમે તેની શંકા ન કરો. એમ કહી વસુદેવે તેમની ઘૂંટણ મેષ આગળ ધરી. મેષે તેમની ઘૂંટણ ઉપર એવો જોરથી પ્રહાર કર્યો કે જમીન પર ગબડી પડતાં બેભાન બની ગયા. એમના ગબડી પડવાનો અવાજ સાંભળી યાદવો દોડી આવ્યા. અને વસુદેવને બેભાન પડેલા જોઈને તેઓ બધા વિચારમાં પડી ગયા. અહો....આ શું? આ અમારા દાદાને અત્યાર સુધીમાં કોઇ મનુષ્ય રાજા કે વિદ્યાધર રાજા પણ હરાવી શક્યાં નથી. એવું તેમનું અગાધ બળ છે, ને તેમને કોણે પછાડી દીધા? બધાં આવ્યાં ત્યાં તો બ્રાહ્મણ અને મેષ અદશ્ય થઈ ગયા. જેને કોઈ અત્યાર સુધી જીતી શક્યું નથી તેને પૌત્રએ હરાવ્યો. હવે ત્યાંથી પ્રદ્યુમ્નકુમાર આગળ ચાલ્યો.

**"સત્યભામાના મહેલે પ્રદ્યુમ્નકુમાર":**–આગળ જતાં નગરીની શોભા જોવા લાગ્યા. અહો ! શું સુંદર આ દ્વારિકા નગરી છે! એમ હર્ષ પામતાં આગળ ચાલે છે ત્યાં તેમણે એક ગગનચુંબી તોરણ–પતાકા, સુંદર માળાઓથી વિભૂષિત એક સુંદર મહેલ જોઈને પૂછયું કે આ મહેલ કોનો છે ? વિદ્યાએ કહ્યું આ મહેલ તારી ઓરમાન માતા સત્યભામાનો છે. ભાનુકુમારનાં લગ્ન છે તેથી અહીં અનેકવિધ માંગલિક કાર્યો થઈ રહ્યા છે. હવે તારે જે તોફાન–તાયફા કરવા હોય તે બધા અહીં બરાબર કરી લેજે. આ સત્યભામા તારી માતા રૂક્ષ્મણી ઉપર ખૂબ ઈર્ષ્યા કરે છે માટે તેને સારો ચમત્કાર બતાવી દેજે. તેથી પ્રદ્યુમ્ને એક નાનકડા બ્રાહ્મણ પુત્રનું રૂપ લીધું. તેના માથાના વાળ થોડા લાંબા ને છૂટા રાખ્યા. કપાળે તિલક કર્યું ને હાથમાં માળા લઈને તે સૌ પહેલાં સત્યભામા પાસે આવીને હે માતા ! " તમારું કલ્યાણ થાઓ " એમ કહીને તેને આશીર્વાદ આપ્યા. એટલે સત્યભામા ખુશ થઈને બ્રાહ્મણને કહેવા લાગી હે વિપ્રવર ! તમારે શું જોઈએ છે ? ત્યારે પ્રદ્યુમ્નકુમારે કહ્યું હે માતા ! મને ખૂબ ભૂખ લાગી છે. મારી ચામડાની ઝુંપડી એટલે હોજરીમાં આગ લાગી છે, તો ભોજન કરાવીને આગ બૂઝાવી દો. આ રીતે વાત કરે છે ત્યાં સત્યભામાએ ભોજન માટે આમંત્રણ આપેલાં હજારો બ્રાહ્મણો ત્યાં જમવા માટે આવ્યા. સત્યભામા તો ગમે તેમ તો પણ કૃષ્ણની પટ્ટરાણી છે ને ! એટલે ગર્વથી બ્રાહ્મણને કહે છે હું કૃષ્ણની પટ્ટરાણી છું. મારે ત્યાં ભોજનનો શું હિસાબ ! હાથી, ઘોડા, ધન, સોનું જે તમારે જોઈએ તે લઈ જાઓ. મારે ત્યાં કોઈ ચીજનો તોટો નથી. ત્યારે બ્રાહ્મણે કહ્યું માતા ! ધનથી કંઈ પેટ ભરાતું નથી. ભૂખ મટતી નથી. અન્નનું દાન શ્રેષ્ઠ છે. પહેલાં ભૂખ શાંત થાય પછી બીજું બધું ગમે છે. માટે મને તમે જલ્દી ભોજન કરાવો. મને બહુ ભૂખ લાગી છે. એક મને જમાડયો એટલે બધાને જમાડી દીધાં એમ તું સમજી લે.. ત્યારે સત્યભામાને તેની દાસીઓએ કહ્યું કે આ બ્રાહ્મણ ખૂબ ભૂખ્યો થયો છે માટે તમે આને પહેલાં જમાડી લો.

> **માત શીશ કાટકે, કરના ચાહે અપમાન,**
> **મજા ચખાઉં ઈસકો, દિલમે લીની ઠાન હો–શ્રોતા તુમ**

સત્યભામાએ તેને જમાડવાનું કહ્યું ત્યારે પ્રદ્યુમ્ન તેને જોઈને વિચાર કરવા લાગ્યો કે આ અભિમાની સત્યભામા સરળ હૃદયની મારી માતાનાં વાળ ઉતરાવીને તેનું અપમાન કરવા માંગે છે તો હું તેને મઝા ચખાડી દઉં. એવો તેણે મનમાં નિશ્ચય કર્યો. હવે બીજા બધાં બ્રાહ્મણો જમવા માટે આવી ગયાં હતાં. તેથી તેમની સાથે જમવા માટે પ્રદ્યુમ્નકુમારને બેસાડયો. ત્યારે કહે છે કે આ બધા બ્રાહ્મણો તો બ્રાહ્મણના આચાર વિચાર બરાબર પાળતાં નથી. આ બધાં ક્રિયાહીન છે. જે બ્રહ્મચર્યનું

પાલન કરે તે સાચો બ્રાહ્મણ કહેવાય. અને આ તો બધા વિષયના કીડા છે. માટે હું એમની સાથે જમવા નહિ બેસું. કારણ કે હું તો સાચો બ્રાહ્મણ છું.

હું તો સદાચારી અને ચાર વેદનો ભણેલો છું. શુધ્ધ બ્રહ્મચારી છું. એટલે તીર્થ સમાન પવિત્ર છું. આચાર-વિચાર વિનાના કરોડો બ્રાહ્મણોને જમાડો તો પણ તમને લાભ નહિ મળે, પણ મારા જેવા ક્રિયાવાન એક બ્રાહ્મણને જમાડો તો તમે આલોક અને પરલોક બંને લોકમાં સુખી થશો. બ્રાહ્મણે સત્યભામાને આવું કહ્યું એટલે બીજાં બધાં બ્રાહ્મણો દાઝે બળવા લાગ્યા કે આ નવતર બ્રાહ્મણ કોણ આવ્યો છે કે આપણું તો એ મૂળ ઉખાડી નાંખે છે. પેલા બધાં બ્રાહ્મણો જમવા બેસે તે પહેલાં એ તો સૌથી પહેલાં ઉંચા આસન પર જમવા બેસી ગયો એટલે બ્રાહ્મણો તો વધુ રોષે ભરાયા ને બોલવા લાગ્યા કે આ મૂર્ખને તો કોઈ જાતનું ભાન નથી. એ કહે છે કે હું ને ચાર વેદનો ભણેલો છું પણ એનામાં કંઈ જ્ઞાન દેખાતું નથી. અભિમાનનું પૂતળું છે. છે તો નાનકડો પણ એનામાં ફાંકો કેટલો બધો છે કે આપણને બધાને છોડીને પહેલો ઉંચે જઈને બેઠો. બ્રાહ્મણો ગુસ્સે થઈને કહેવા લાગ્યાં કે આ છોકરાને મારીને સીધો દોર બનાવી દો. ત્યારે પ્રદ્યુમ્ને સત્યભામાને બોલાવીને કહ્યું કે માતા! આ તારા ગામનાં બ્રાહ્મણો મને મારવાનું કહે છે. આ લોકો કેવા નીચ છે.!

સત્યભામાએ કહ્યું તું નાનો છે ને આ બધાં મોટા છે. તારું એમની પાસે જોર ચાલશે નહિ. પણ તું ચીબાવલો છાનો રહે તેમ નથી. તું શા માટે એમની સાથે વાદવિવાદ કરે છે? તું હારી જઈશ. ત્યારે બાલ બ્રાહ્મણે તેની વિદ્યાને હુકમ કર્યો એટલે વિદ્યાના બળથી બધા બ્રાહ્મણો આપસ આપસમાં લડવા લાગ્યા. કોઈ કોઈ એકબીજાને મુઠા મારવા લાગ્યા, કોઈ પથ્થરથી મારવા લાગ્યા. બટકા ભરવા લાગ્યા કોઈ લાઠી મારવા લાગ્યા, કોઈ લાતાલાતી કરવા લાગ્યા. સત્યભામાના ઘરમાં તો ધાંધલ મચી ગયું. સત્યભામા કહે બધા શાંત થાઓ. મારા ઘરમાં આ શું તોફાન! રાજ્યના બધા માણસો સમજાવવા લાગ્યા પણ કોઈ કોઈની વાત સાંભળતા નથી. બધા તમાસો જોવા ભેગા થઈ ગયા. આ લડાઈમાં કોઈના દાંત તૂટી ગયા, કોઈની કેડ ભાંગી ગઈ, કોઈના હાથ-પગ ભાંગ્યા તો કોઈ રડવા લાગ્યા.

બધા બ્રાહ્મણો કહેવા લાગ્યા કે ભોજન કરતાં પહેલાં આપણે તો લડાઈના લાડુ ખૂબ ખાધા. આ તો આપણને જિંદગીભર યાદ રહી જશે. સત્યભામાએ વચમાં પડીને લઘુ બ્રાહ્મણોને સમજાવીને શાંત કર્યા. એટલે બધા બ્રાહ્મણોએ લડવાનું બંધ કર્યું. તેથી સત્યભામા કહેવા લાગી કે આ બ્રાહ્મણ ખૂબ ચમત્કારી લાગે છે, ને સદ્ગુણનો ભંડાર છે. મને તો બહુ વહાલો લાગે છે અને તે બહુ ભૂખ્યો થયો છે માટે તેને

જલ્દી જમાડો. પ્રદ્યુમ્નકુમારે કહ્યું કે માતા ! તારે મને જમાડવો હોય તો પૂરો જમાડજે. કારણ કે મારે નિયમ છે કે એક ઘેર ભોજન કરવા જવું. ત્યાં મળી જાય તો જમવું નહિતર ઉપવાસ કરવો. પણ બીજે ઘેર જવું નહિ. ત્યારે સત્યભામાએ કહ્યું વિપ્રકુમાર ! તું એવું શા માટે બોલે છે ? આ કંઈ સામાન્ય ઘર નથી. અહીં તો મોટાં મોટાં હાથીઓનાં પેટ ભરાઈ જાય છે. તો એક માણસનું પેટ નહિ ભરાય ! તમે ખાઈ ખાઈને કેટલું ખાવાના છો ? મારા ઘેર પુષ્કળ રસોઈ છે. તમે વિના સંકોચે પેટ ભરીને જમો. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે તો હવે તમે મને પીરસવા માંડો ને હું જમવા માંડું. હવે પ્રદ્યુમ્નકુમાર જમવા બેસશે ને ત્યાં કેવું ધાંધલ મચશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૯૪

**આસો વદ ૬ ને બુધવાર** **તા. ૧૩-૧૦-૭૬**

સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ પ્રભુ અનંતકાળથી મોહનિદ્રામાં પોઢેલા જીવોને જાગૃત કરતાં કહે છે કે હે ભવ્ય જીવો ! અનંતકાળથી જીવને સંસારમાં રઝળાવનાર હોય તો પાંચ કારણ છે. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, યોગ આ પાંચ કારણોમાં સૌથી પહેલું મિથ્યાત્વ છે. મિથ્યાત્વ ટળે તો સમકિત આવે. સમકિત આવે એટલે વીતરાગવાણી ઉપર શ્રધ્ધા થાય. રૂચી થાય. મિથ્યાત્વ એ જીવને સાચી વસ્તુનું યથાર્થ ભાન થવા દેતું નથી. સત્ય સ્વરૂપનું ભાન થતાં જીવ અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભયોગને ટાળવા માટે પ્રયત્ન કરે. સમકિત પામ્યા પછી પણ અવ્રતમાંથી વ્રતમાં આવ્યા વિના નવાં કર્મો અટકતાં નથી. નવા કર્મોનું આગમન કરાવનાર અવ્રત આશ્રવ છે.

પાંચ ઈન્દ્રિઓના વિષયોમાં પડેલાં પ્રાણીને આશ્રવનું ઘર ગમે છે એને એ વિષયો છોડવા ગમતાં નથી. વિષય સુખનો સ્વાદ ન છૂટે તો આશ્રવ ક્યાંથી છૂટે ? જ્ઞાની પુરૂષો કહે છે કે એક એક ઈન્દ્રિયને વશ થયેલાં પ્રાણીઓ પણ પ્રાણને ગુમાવી દે છે. તો જે પ્રાણીઓ પાંચેય ઈન્દ્રિઓને વશ થયેલાં છે તેમની શી દશા થશે ? પાંચ ઈન્દ્રિઓમાંથી એકેક ઈન્દ્રિયને આધીન થનારની દશા કેવી થઈ છે તે સૂત્રકાર બતાવે છે.

सद्देसु जो गिद्धिमुवेइ तिव्वं, अकालियं पावइ से विणासं ।
रागाउरे हरिणमिगेवमुध्धे, सद्दे अतित्ते समुवेइ मच्चु ॥ ઉ. અ. ૩૨-૭

શબ્દાદિ વિષયોમાં જે તીવ્ર ગૃધ્ધિ-આસક્તિ સેવે છે તે અકાળે વિનાશને

પામે છે. શબ્દમાં અતૃપ્ત રહેતો મનુષ્ય હરણની માફક મુગ્ધ થઈને મૃત્યુ પામે છે. હરણોને પકડનારા શિકારીઓ જંગલમાં જઈ વીણા વગાડે છે. એના મધુર નાદથી આકર્ષાઈ મૃગ સાંભળવામાં તલ્લીન બની જાય છે. ત્યારે શિકારી તેને પકડી લે છે. પતંગિયાને દિપકનો પ્રકાશ અત્યંત પ્રિય હોય છે. તેથી તે દિપક ઉપર આંટા માર્યા કરે છે. પરિણામે તેમાં પડીને મરણ પામે છે. ભ્રમરાની ઘ્રાણેન્દ્રિય બહુ તેજ હોય છે એટલે તે કમળ પુષ્પની સુગંધથી આકર્ષાઈને સુગંધમાં મસ્ત બને છે. કવિએ કહ્યું છે કે

**रात्रि गमिष्यति, भविष्यति सुप्रभातम्, भास्वान् उदेष्यति हसिस्यति पङ्कजश्री ः।**
**एवं विचिन्तयति कोषगते द्विरेके, हा हन्त । हुन्त नलिनी गज उज्जहार ॥**

ઘ્રાણેન્દ્રિયને વશ થઈ કમળ પુષ્પમાં પૂરાઈ ગયેલો ભ્રમર વિચાર કરે છે કે રાત્રિ પૂરી થશે ને પ્રભાત થશે ત્યારે સૂર્યોદય થતાં કમળ ખીલશે એટલે હું આનંદથી ઉડી જઈશ. પણ અફસોસની વાત છે કે સૂર્યોદય થતાં પહેલાં હાથી ત્યાં આવીને તળાવમાં રહેલા કમળની દાંડીને સૂંઢ વડે ઉખાડીને કમળ સહિત ખાંઈ જાય છે. એટલે સૂર્યોદય પણ થયો નહિ ને ભ્રમર પણ બચ્યો નહિ.

બંધુઓ! ભ્રમર પોતાની શક્તિથી લાકડાને કોરે છે પણ કમળની કોમળ પાંખડીને વીંધી શકતો નથી. તેનું કારણ શું? ભ્રમરને કમળ પ્રત્યે અત્યંત આસક્તિ હોય છે. તેથી તેને છેદીને બહાર નીકળી શકતો નથી. આવી રીતે આપણા આત્મામાં અનંત શક્તિ રહેલી છે. તે શક્તિ દ્વારા સંપૂર્ણ કર્મોનો ક્ષય કરી આત્મા મોક્ષમાં જઈ શકે છે, પણ ધન, વૈભવ અને કુટુંબ પરિવારના મોહમાં મસ્ત બનેલો જીવ ધર્મારાધના કરતો નથી ને કર્મોને ખપાવી શકતો નથી. પરિણામે મોક્ષમાં જવાનો તેનો મનોરથ મનમાં રહી જાય છે ને કાળનો કોળિયો બનીને જીવ દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

પાંચ ઈન્દ્રિઓના વિષયોને વશ થયેલાં જીવોની કેવી દશા થાય છે તે વાત આપણે ચાલે છે. તેમાં ભ્રમર ઘ્રાણેન્દ્રિયને વશ થઈને મરણને શરણ થાય છે. માછલી રસેન્દ્રિયને વશ થઈને મરણ પામે છે. પાંચમી સ્પર્શેન્દ્રિય છે. મોટો વિશાળકાય હાથી તેને વશ થઈને મરણના મુખમાં ધકેલાઈ જાય છે. ટૂંકમાં આ પાંચ ઈન્દ્રિઓના વિષયનું દૃષ્ટાંત આપીને મારે તમને એ સમજાવવું છે કે જેવી રીતે હરણ, પતંગિયું, ભ્રમર, માછલી અને હાથી વિગેરે પ્રાણીઓ એકેક ઇન્દ્રિયને વશ થઈ તેમાં આસક્ત બન્યા તો તેમનાં પ્રાણ ગુમાવવાનો વખત આવ્યો, તો જીવાત્મા જો પાંચે ઇન્દ્રિઓના વિષયને આધીન બનશે તો તેનું શું થશે? ને કેટલાં જન્મ-મરણ કરવા પડશે તેનો વિચાર કરો. જો તમારે જન્મ મરણનાં ફેરા જલ્દી ટાળવા હોય

તો આશ્રવ છોડીને સંવરમાં આવો. આશ્રવને નદીની ઉપમા પણ આપવામાં આવી છે. નદી પૂર જોશમાં વહે છે ત્યારે ગામનાં ગામ ખેંચી જાય છે. તેમ આશ્રવ રૂપી નદીમાં અનંત શક્તિવાન પરમ જ્યોતિસ્વરૂપ આત્માના ઉત્તમ ગુણો તણાઈ જાય છે. અને આત્મા કર્મના કાદવથી ખરડાયેલો રહે છે. તેથી તેને સંવર અને નિર્જરાનો સાચો માર્ગ દેખાતો નથી.

જેમનો આત્મા પવિત્ર છે તેવા મલ્લીકુમારી પાસે ચોક્ષા નામની પરિવ્રાજિકાએ આવીને દાનધર્મ, શૌચધર્મ વિગેરેની વ્યાખ્યા કરી. तए णं सा मल्ली विदेहरायवर कन्ना चोक्खं एवं वयासी-तुब्भेणं चोक्खे! किं मूलए धम्मे पन्नत्ते? ચોક્ષા પરિવ્રાજિકાએ તેના ધર્મની વ્યાખ્યા કરી ત્યારે વિદેહરાજાની શ્રેષ્ઠ કન્યા મલ્લીકુમારીએ તેને આ પ્રમાણે પૂછયું હે ચોક્ષા! તમારા ધર્મનું મૂળ શું કહેલું છે? એટલે કે તમે શેમાં ધર્મ માનો છો? આ પ્રમાણે મલ્લીકુમારીએ પૂછયું ત્યારે ચોક્ષા પરિવ્રાજિકાએ તેને આ પ્રમાણે કહ્યું– હે દેવાનુપ્રિયા! અમારો શૌચ મૂલ ધર્મ કહેલો છે. અમારી ગમે તે વસ્તુ જ્યારે અશુચિ અપવિત્ર થઈ જાય ત્યારે અમે તેને પાણી અને માટી વડે પવિત્ર-શુધ્ધ કરીએ છીએ, આ રીતે અમે પાણીમાં સ્નાન કરીને પવિત્ર બનીને નિર્વિઘ્ન રૂપે જલ્દી સ્વર્ગમાં પહોંચી જઈએ છીએ, બંધુઓ! પાપ કરીને કોઈ એમ માને કે ગંગામાં સ્નાન કરવાથી પાપ ધોવાઈ જાય તો શું આ વાત તમને ગળે ઉતરે છે? સમજો. આત્માને સ્વચ્છ બનાવવો હોય તો તપ-ત્યાગ અને સંવરના ઘરમાં આવવું જોઈશે. પણ આજના જીવોની શ્રધ્ધા કાચી છે. શ્રધ્ધાપૂર્વક ધર્મનું પાલન કરે છે તે કસોટીમાંથી પાર ઉતરે છે. કવિએ કહેલ એક રૂપક છે.

એક વખત કૃષ્ણ વાસુદેવને વિચાર થયો કે મને બધા ખમ્મા ખમ્મા કરે છે. હું બધાને વહાલો છું તેમ બતાવે છે તો હું મારી રાણીઓ સહિત બધાની પરીક્ષા કરું તો મને ખબર પડે કે હું બધાને કેવો વહાલો છું. આમ વિચાર કરી માથું દબાવીને કૃષ્ણજી પલંગમાં સૂઈ ગયા. આ વખતે નારદજી ફરતાં ફરતાં કૃષ્ણજીનાં મહેલે પહોંચી ગયા. કૃષ્ણજીને ગમગીન બનીને પલંગમાં સૂતેલાં જોઈને પૂછયું કે આજે કેમ ઢીલા છો? ત્યારે કૃષ્ણે કહ્યું. ઋષિશ્વર! મારું માથું દુઃખે છે. નારદજી કહે તમારા માટે જોઈએ તેટલા ડોકટરો છે. કૃષ્ણજી કહે મેં બધું કર્યું પણ મને મટતું નથી. ફકત એક ઉપાય છે કે કોઈ ચરણરજ આપે તો મારું માથું મટે પણ ચરણરજ આપનાર નરકે જશે.

નારદજી કૃષ્ણ પાસેથી રૂકમણીનાં મહેલે આવ્યાં. રૂકમણીએ તેમનો આદર સત્કાર કર્યો ને હાથ જોડીને ઉભી રહી. ત્યારે નારદજીએ કહ્યું રૂકમણી! કૃષ્ણજીને માથાની સખ્ત વેદના ઉપડી છે. ઘણાં ઉપચાર કર્યા પણ મટતી નથી. આ સાંભળી

પામે છે. શબ્દમાં અતૃપ્ત રહેતો મનુષ્ય હરણની માફક મુગ્ધ થઈને મૃત્યુ પામે છે. હરણોને પકડનારા શિકારીઓ જંગલમાં જઈ વીણા વગાડે છે. એના મધુર નાદથી આકર્ષાઈ મૃગ સાંભળવામાં તલ્લીન બની જાય છે. ત્યારે શિકારી તેને પકડી લે છે. પતંગિયાને દિપકનો પ્રકાશ અત્યંત પ્રિય હોય છે. તેથી તે દિપક ઉપર આંટા માર્યા કરે છે. પરિણામે તેમાં પડીને મરણ પામે છે. ભ્રમરાની ઘ્રાણેન્દ્રિય બહુ તેજ હોય છે એટલે તે કમળ પુષ્પની સુગંધથી આકર્ષાઈને સુગંધમાં મસ્ત બને છે. કવિએ કહ્યું છે કે

रात्रि गमिष्यति, भविष्यति सुप्रभातम्, भास्वान् उदेष्यति हसिस्यति पङ्कजश्री ।
एवं विचिन्तयति कोषगते द्विरेके, हा हन्त । हन्त नलिनी गज उज्जहार ॥

ઘ્રાણેન્દ્રિયને વશ થઈ કમળ પુષ્પમાં પૂરાઈ ગયેલો ભ્રમર વિચાર કરે છે કે રાત્રિ પૂરી થશે ને પ્રભાત થશે ત્યારે સૂર્યોદય થતાં કમળ ખીલશે એટલે હું આનંદથી ઉડી જઈશ. પણ અફસોસની વાત છે કે સૂર્યોદય થતાં પહેલાં હાથી ત્યાં આવીને તળાવમાં રહેલા કમળની દાંડીને સૂંઢ વડે ઉખાડીને કમળ સહિત ખાંઈ જાય છે. એટલે સૂર્યોદય પણ થયો નહિ ને ભ્રમર પણ બચ્યો નહિ.

બંધુઓ ! ભ્રમર પોતાની શક્તિથી લાકડાને કોરે છે પણ કમળની કોમળ પાંખડીને વીંધી શકતો નથી. તેનું કારણ શું ? ભ્રમરને કમળ પ્રત્યે અત્યંત આસક્તિ હોય છે. તેથી તેને છેદીને બહાર નીકળી શકતો નથી. આવી રીતે આપણા આત્મામાં અનંત શક્તિ રહેલી છે. તે શક્તિ દ્વારા સંપૂર્ણ કર્મોનો ક્ષય કરી આત્મા મોક્ષમાં જઈ શકે છે, પણ ધન, વૈભવ અને કુટુંબ પરિવારના મોહમાં મસ્ત બનેલો જીવ ધર્મારાધના કરતો નથી ને કર્મોને ખપાવી શકતો નથી. પરિણામે મોક્ષમાં જવાનો તેનો મનોરથ મનમાં રહી જાય છે ને કાળનો કોળિયો બનીને જીવ દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

પાંચ ઈન્દ્રિઓના વિષયોને વશ થયેલાં જીવોની કેવી દશા થાય છે તે વાત આપણે ચાલે છે. તેમાં ભ્રમર ઘ્રાણેન્દ્રિયને વશ થઈને મરણને શરણ થાય છે. માછલી રસેન્દ્રિયને વશ થઈને મરણ પામે છે. પાંચમી સ્પર્શેન્દ્રિય છે. મોટો વિશાળકાય હાથી તેને વશ થઈને મરણના મુખમાં ધકેલાઈ જાય છે. ટૂંકમાં આ પાંચ ઈન્દ્રિઓના વિષયનું દૃષ્ટાંત આપીને મારે તમને એ સમજાવવું છે કે જેવી રીતે હરણ, પતંગિયું, ભ્રમર, માછલી અને હાથી વિગેરે પ્રાણીઓ એકેક ઇન્દ્રિયને વશ થઈ તેમાં આસક્ત બન્યા તો તેમનાં પ્રાણ ગુમાવવાનો વખત આવ્યો, તો જીવાત્મા જો પાંચે ઇન્દ્રિઓના વિષયને આધીન બનશે તો તેનું શું થશે ? ને કેટલાં જન્મ-મરણ કરવા પડશે તેનો વિચાર કરો. જો તમારે જન્મ મરણનાં ફેરા જલ્દી ટાળવા હોય

તો આશ્રવ છોડીને સંવરમાં આવો. આશ્રવને નદીની ઉપમા પણ આપવામાં આવી છે. નદી પૂર જોશમાં વહે છે ત્યારે ગામનાં ગામ ખેંચી જાય છે. તેમ આશ્રવ રૂપી નદીમાં અનંત શક્તિવાન પરમ જ્યોતિસ્વરૂપ આત્માના ઉત્તમ ગુણો તણાઈ જાય છે. અને આત્મા કર્મના કાદવથી ખરડાયેલો રહે છે. તેથી તેને સંવર અને નિર્જરાનો સાચો માર્ગ દેખાતો નથી.

જેમનો આત્મા પવિત્ર છે તેવા મલ્લીકુમારી પાસે ચોક્ષા નામની પરિવ્રાજિકાએ આવીને દાનધર્મ, શોચધર્મ વિગેરેની વ્યાખ્યા કરી. तए णं सा मल्ली विदेहरायवर कन्ना चोक्खं एवं वयासी तुब्भेणं चोक्खे! किं मूलए धम्मे पन्नत्ते? ચોક્ષા પરિવ્રાજિકાએ તેના ધર્મની વ્યાખ્યા કરી ત્યારે વિદેહરાજાની શ્રેષ્ઠ કન્યા મલ્લીકુમારીએ તેને આ પ્રમાણે પૂછયું હે ચોક્ષા! તમારા ધર્મનું મૂળ શું કહેલું છે? એટલે કે તમે શેમાં ધર્મ માનો છો? આ પ્રમાણે મલ્લીકુમારીએ પૂછયું ત્યારે ચોક્ષા પરિવ્રાજિકાએ તેને આ પ્રમાણે કહ્યું- હે દેવાનુપ્રિયા! અમારો શૌચ મૂલ ધર્મ કહેલો છે. અમારી અમે તે વસ્તુ જ્યારે અશુચિ અપવિત્ર થઈ જાય ત્યારે અમે તેને પાણી અને માટી વડે પવિત્ર-શુધ્ધ કરીએ છીએ, આ રીતે અમે પાણીમાં સ્નાન કરીને પવિત્ર બનીને નિર્વિઘ્ન રૂપે જલ્દી સ્વર્ગમાં પહોંચી જઈએ છીએ, બંધુઓ! પાપ કરીને કોઈ એમ માને કે ગંગામાં સ્નાન કરવાથી પાપ ધોવાઈ જાય તો શું આ વાત તમને ગળે ઉતરે છે? સમજો. આત્માને સ્વચ્છ બનાવવો હોય તો તપ-ત્યાગ અને સંવરના ઘરમાં આવવું જોઈશે. પણ આજના જીવોની શ્રધ્ધા કાચી છે. શ્રધ્ધાપૂર્વક ધર્મનું પાલન કરે છે તે કસોટીમાંથી પાર ઉતરે છે. કવિએ કહેલ એક રૂપક છે.

એક વખત કૃષ્ણ વાસુદેવને વિચાર થયો કે મને બધા ખમ્મા ખમ્મા કરે છે. હું બધાને વહાલો છું તેમ બતાવે છે તો હું મારી રાણીઓ સહિત બધાની પરીક્ષા કરું તો મને ખબર પડે કે હું બધાને કેવો વહાલો છું. આમ વિચાર કરી માથું દબાવીને કૃષ્ણજી પલંગમાં સૂઈ ગયા. આ વખતે નારદજી ફરતાં ફરતાં કૃષ્ણજીનાં મહેલે પહોંચી ગયા. કૃષ્ણજીને ગમગીન બનીને પલંગમાં સૂતેલાં જોઈને પૂછયું કે આજે કેમ ઢીલા છો? ત્યારે કૃષ્ણે કહ્યું. ઋષિશ્વર! મારું માથું દુઃખે છે. નારદજી કહે તમારા માટે જોઈએ તેટલા ડોકટરો છે. કૃષ્ણજી કહે મેં બધું કર્યું પણ મને મટતું નથી. ફક્ત એક ઉપાય છે કે કોઈ ચરણરજ આપે તો મારું માથું મટે પણ ચરણરજ આપનાર નરકે જશે.

નારદજી કૃષ્ણ પાસેથી રૂક્ષ્મણીનાં મહેલે આવ્યાં. રૂક્ષ્મણીએ તેમનો આદર સત્કાર કર્યો ને હાથ જોડીને ઉભી રહી. ત્યારે નારદજીએ કહ્યું રૂક્ષ્મણી! કૃષ્ણજીને માથાની સખ્ત વેદના ઉપડી છે. ઘણાં ઉપચાર કર્યા પણ મટતી નથી. આ સાંભળી

રૂક્ષ્મણી કહે-શું વાત કરો છો ? તે એકદમ ઢીલી થઈ ગઈ. આંખમાં આંસુ આવી ગયા. નારદજીએ કહ્યું ઢીલા થવાની કે રડવાની જરૂર નથી. તેમની વેદના શાંત કરવા માટે એક ચીજ લેવા આવ્યો છું. રૂક્ષ્મણીએ કહ્યું. જે જોઈએ તે લઈ જાઓ પણ મારા સ્વામીનાથનું દર્દ જલ્દી મટે તેમ કરો, નારદજીએ કહ્યું વસ્તુ તો મામુલી છે. બોલો શું છે ? નારદજી કહે તમારા ચરણની રજ આપો. તે કૃષ્ણજીના માથે લગાડવાથી વેદના મટી જશે. પણ એક વાત છે. તમારી ચરણરજથી તેમનું માથું ઉતરી જશે પણ તમારે નરકમાં જવું પડશે. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું- ઋષિરાજ ! મને નરકે જવાની ચિંતા નથી પણ ભગવાન તુલ્ય મારા પતિથી, હું તેમના પગની મોજડી જેવી, અમારા પવિત્ર પતિને મારી ચરણરજ તેમના માથે ચોપડાય ? એમની ચરણરજ મારે ચોપડાય. આ રીતે બધાએ ના પાડી. કોઈ તૈયાર ના થયું. અંતે નારદજી ગોપીઓ પાસે આવ્યા. ત્યારે શુધ્ધ ભાવથી કૃષ્ણની ભક્તિ કરનારી એક ગોપીએ કહ્યું કે મારા ભગવાનને જો મારી ચરણરજથી માથાનું દર્દ મટતું હોય તો ખુશીથી લઇ જાઓ. તે માટે નરકે જવું પડશે તો જવા તૈયાર છું. ગોપીની ચરણરજ લઇને નારદજી કૃષ્ણજી પાસે આવ્યા ને કહ્યું તમારી રૂક્ષ્મણીથી માંડીને સારી દ્વારિકા નગરીમાં ઘૂમી વળ્યો પણ કોઇએ ચરણરજ આપી નહિ. આપની ભક્તિમાં તલ્લીન રહેનારી એક ગોપીએ કહ્યું મારા ભગવાનનું દર્દ મટતાં મારે નરકે જવું પડશે તો જવા તૈયાર છું.

બંધુઓ ! કૃષ્ણને માથું દુઃખતું ન હતું કે કોઈને નરકે જવાનું ન હતું. એ તો ભક્તોની પરીક્ષા કરવા ઈચ્છતા હતા. તેમણે હસીને કહ્યું આનું નામ સાચી ભક્તિ. આપણે સાચો ધર્મ કયો તે વાત ચાલે છે. ચોક્ષા પરિવ્રાજિકાએ મલ્લીકુમારીને કહ્યું કે અમે અપવિત્ર બનીએ ત્યારે માટી અને પાણી વડે પવિત્ર બનીએ છીએ. આવા શૌચમૂલ ધર્મનું પાલન કરીને અમે સ્વર્ગમાં જઇએ છીએ ત્યારે મલ્લીકુમારીએ તેને પૂછયું-હે ચોક્ષા ! જેમ કોઈ માણસ લોહીથી ખરડાયેલાં વસ્ત્રો લોહીથી ધોવે તો શું ? લોહીથી ખરડાયેલા વસ્ત્રો લોહીથી ધોવામાં આવે તો તેની શુધ્ધિ થઈ કહેવાય ? અર્થાત્ શુધ્ધ થાય ખરું ? "नो इणट्ठे समट्ठे।" એ અર્થ સમર્થ નથી. એટલે કે લોહીથી ખરડાયેલા કપડાંને લોહી વડે ધોવાથી શુધ્ધ થાય નહિ.

મલ્લીકુમારીએ કહ્યું હે ચોક્ષા ! આ તો એક ને એક બે જેવી વાત છે. મેલા કપડાને મેલા પાણીથી ધોવાથી સ્વચ્છ થતા નથી પણ વધારે મેલા થાય છે. તેવી રીતે હે ચોક્ષા ! તમારા ધર્મમાં પ્રાણાતિપાત, (જીવહિંસા) વિગેરે તેમજ મિથ્યાદર્શનશલ્ય આદિ એટલે કે અઢાર પાપસ્થાનકો સેવવાનો પ્રતિબંધ નથી ને પૃથ્વીકાય, અપકાય વિગેરે જીવોની હિંસા કરી તેમાં ધર્મ માની તમે શુધ્ધિ કરી તેમ માનો છો અને તેવા ધર્મનું પાલન કરીને અમે સ્વર્ગમાં જઈએ છીએ તેમ તમે જે માનો છો તે

તમારી માન્યતા સાચી છે ? શું પાપ કરવાથી આત્માની શુધ્ધિ થાય ખરી ? આ પ્રમાણે મલ્લીકુમારીએ ચોક્ષાને પ્રશ્ન કર્યો.

**મલ્લીકુમારી પાસે ચોક્ષાની થયેલી હાર** :- ત્યારે ચોક્ષા પરિવ્રાજિકા પોતાના ધર્મમાં શંકાવાળી બની. કાંક્ષાથી યુક્ત બની. વિચિકિત્સા એટલે ક્રિયાના ફળની પ્રાપ્તિ વિષે સંદેહયુક્ત બની ગઈ અને ભેદસમાપન એટલે પોતાની માન્યતાનો નાશ થયો છે તેમ માની ઢીલી બની ગઈ. તેના મનમાં એમ થયું કે મલ્લીકુમારીએ મને જે કંઈ કહ્યું છે તેના જવાબમાં હું કોઈ પણ વાત રજુ કરીશ તો તે સાચી હશે કે કેમ ? આ જાતની મુંઝવણથી ચોક્ષાનું મન શંકાશીલ બન્યું. જો મારો જવાબ બરાબર નહિ હોય તો હું બીજો શું જવાબ આપીશ ? આ પ્રમાણે તે જવાબને વિષે વાંછાયુક્ત થઈ ગઈ. મલ્લીકુમારીને હું જવાબ આપીશ તો તેને મારા જવાબ ઉપર વિશ્વાસ બેસશે કે કેમ ? આ રીતે તે વિચિકિત્સા યુક્ત થઈ ગઈ. આ પરિસ્થિતિમાં મારે શું કરવું ? આવા વિવેકની શક્તિ પણ તેની ખતમ થઈ ગઈ હતી. તેથી તે આકુળ વ્યાકુળ થઈને ભેદ સમાપન્ન બની ગઈ હતી. તેથી તે મલ્લીકુમારીને જવાબમાં કંઈ પણ કહી શકી નહિ. તે સાવ મુંગી થઈને બેસી રહી.

બંધુઓ ! ઘણી વખત માણસને સમજાય છે કે મેં જે નાડું પકડયું છે તે ખોટું છે. પણ અભિમાનને કારણે મૂકાતું નથી. ચોક્ષા પરિવ્રાજિકાની પણ એવી સ્થિતિ થઈ. એના મનમાં થયું કે આ કહે છે તે સાચું કે હું કહું છું તે સાચું ? એ શુધ્ધિનો જે અર્થ કરે છે તે સાચો કે હું કરું છું તે સાચો ? એવો વિચાર થયો ને મલ્લીકુમારીની વાત તેને સાચી પણ લાગી હશે પણ માન મૂકાતું નથી. આથી ચોક્ષા મૌન થઈ ગઈ. મલ્લીકુમારી તેને સામેથી કંઈ કહે તેમ નથી. એ તો "સાગર વર ગંભીરા" ભાવિના તીર્થંકર ભગવંત છે એટલે સાગરની જેમ ગંભીર હતા. તેઓ તો મૌન બેસી રહ્યા પણ તેમની દાસીઓથી રહેવાયું નહિ.

"तए णं तं चोक्खं मल्लीए बहुयाओदास चेडीओ निंदति, खिंसति गरिहंति।"

ગમે તેમ તો ય દાસીઓ તો ઓછું પાત્ર કહેવાયને ! તેમનામાં મલ્લીકુમારી જેટલી ગંભીરતા ન હોય. એટલે તે મલ્લીકુમારીની દાસીઓ તેની હીલણા કરવા લાગી કંઈક મનથી નિંદા કરવા લાગી ને કંઈક વચન વડે ખિંસતિ એટલે નિંદા કરવા લાગી.

હે ચોક્ષા પરિવ્રાજિકા ! તું મોટો ધર્મનો ધ્વજ ફરકાવવા નીકળી છું. સંસાર ત્યાગીને પરિવ્રાજિકા બનીને બેઠી છું. તો કેમ કંઈ બોલતી નથી. અમારા મલ્લીકુમારીએ તને જે કંઈ સમજાવ્યું તેનો જવાબ પણ કેમ આપતી નથી ? તું બહાર તો ધર્મની બડી બડી વાતો કરે છે. કંઈક ભોળા શ્રીમંતો અને સાર્થવાહોને ...ની મોટી મોટી વાતો કરીને ભમાવી દીધા છે. જો તારામાં સાચું જ્ઞાન હોય અને

તારો ધર્મ સાચો હોય તો શા માટે તું તર્ક કરતી નથી. સારી મિથિલા નગરીના લોકો ભલે તને જ્ઞાની માનતાં હોય પણ અમે તો તારું જ્ઞાન જોઈ લીધું. અમારા મલ્લીકુમારીના જ્ઞાન આગળ તારું જ્ઞાન તો કાંઈ નથી. ક્યાં ગર્દભ ને ક્યાં હાથી! ક્યાં કંકર ને ક્યાં કોહીનુર! ક્યાં આકડો ને ક્યાં ગુલાબ! ક્યાં સોનું ને ક્યાં પિત્તળ! ક્યાં કાગડો ને ક્યાં કોયલ! ક્યાં સૂર્યનાં તેજ ને ક્યાં આગિયાના તેજ! તેમ ક્યાં અમારા કુંવરીનું જ્ઞાન ને ક્યાં તારું જ્ઞાન! અહીં સુધી આવી તો જરા વિચાર કરીને આવવું હતું ને? જોઈ લીધું તારું જ્ઞાન. તું કેમ ઠંડી પડી ગઈ! તારામાં શક્તિ હોય તો મલ્લીકુમારીને જવાબ આપ. આવા શબ્દો કહીને તેની નિંદા કરવા લાગી ને બધાની સામે તેનો ઉપહાસ કરવા લાગી. અને તેના અવર્ણવાદ બોલવા લાગી આ રીતે બોલીને દાસીઓએ તેને ક્રોધિત કરી.

"अप्पेगइय मुहमक्कडियाओ करेन्ति, अप्पेगइया वग्घाडीओं करेंति, अप्पेगइया तज्जमाणी निच्छुभंत्ति।" કેટલીક દાસીઓ તેના સામું જોઈને મોં મચકોડવા લાગી. તો કોઈક દાસી તેની મશ્કરી કરવા લાગી. તો કોઈક દાસીઓ આંગળી વડે તેને તર્જના કરવા લાગી. તો કોઈકે દુર્વચનો વડે તેનો તિરસ્કાર કર્યો ને કંઈક બોલવા લાગી કે ચોક્ષા! અમારા મલ્લીકુમારીના પ્રશ્નનો જવાબ આપ. નહિતર તારી ખબર લઈ નાંખીશું આવી રીતે બીક બતાવીને ત્યાંથી બહાર કાઢી મૂકી. આ રીતે મલ્લીકુમારીની દાસીઓ વડે અપમાનિત લૂષિત અને નિંદિત થવાથી તે ચોક્ષા પરિવ્રાજિકા ક્રોધથી લાલચોળ બની ગઈ. અને ક્રોધાગ્નિથી સળગતી તે વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારી પ્રત્યે ખૂબ ઈર્ષ્યા–દ્વેષ કરનારી થઈ.

મલ્લીકુમારીએ તો જે હતું તે સત્ય કહ્યું પણ ચોક્ષાએ પોતાનું પકડેલું ખોટું નાડું છોડયું નહિ. જો માણસમાં સરળતા હોય તો સાચું સમજાતાં ખોટી વાત છોડી દે છે ને સામી વ્યક્તિને નમ્ર ભાવે કહી દે છે કે તમારી વાત સાચી છે. પણ જો અંદર માન બેઠેલું હોય તો ક્રોધ કરાવે છે. ચોક્ષાના મનમાં એમ થયું કે હું આવી મોટી પરિવ્રાજિકા, આટલા બધા લોકોને ઉપદેશ આપનારીને મલ્લીકુમારીએ તો મને બોલતી બંધ કરી દીધી. ને તેની દાસીઓએ મારું અપમાન કર્યું. આવા વિચારો થતાં ક્રોધથી ધમધમતી ત્યાંથી ઉભી થઈ ગઈ ને તેનું આસન ઉપાડીને કન્યાન્તપુરથી એટલે કે તે મલ્લીકુમારીના મહેલમાંથી બહાર નીકળી ગઈ.

તેના મનમાં વિચાર થયો કે જે ગામમાં મારું અપમાન થયું તે ગામમાં રહેવામાં સાર નથી. આ ગામ છોડી દેવામાં મઝા છે. એમ વિચાર કરીને તે મિથિલા નગરી છોડીને તેની ઘણી પરિવ્રાજિકાઓની સાથે ચાલતી થઈ. તેની પરિવ્રાજિકાઓની સાથે ચાલતી ચાલતી "जेणेव पंचाल जणवए, जेणेव कंपिल्लपुरे नयरे तेणेव उवागच्छइ।" જ્યાં પંચાલ દેશ અને તેમાં પણ જ્યાં કાંપિલ્યપુર નગર હતું ત્યાં આવી. ત્યાં આવીને પોતાના ધર્મની

ઘણાં રાજા, ઇભ્ય, તલવર વિગેરેની પાસે પોતાનાં દાન, શૌચ ધર્મ વિગેરેની પ્રરૂપણા કરતી ત્યાં રહેવા લાગી. ત્યારબાદ એક દિવસ તે જ્યાં જિતશત્રુ રાજા પોતાના અંતઃપુરની રાણીઓ સાથે બેઠા હતાં ત્યાં ચોક્ષા પરિવ્રાજિકા તેની પરિવ્રાજિકાઓની સાથે જિતશત્રુ રાજાના મહેલમાં આવી પહોંચી અને તેણે જિતશત્રુ રાજાને જય વિજય શબ્દોથી વધાવ્યા.

જિતશત્રુ રાજાએ પણ આ ચોક્ષા પરિવ્રાજિકાને ઘણી પરિવ્રાજિકાઓની સાથે આવતી જોઈ ત્યારે સિંહાસનેથી તેઓ ઉભા થઈ ગયા. આગળના રાજા મહારાજાઓ કોઈપણ ધર્મનાં પ્રચારક સાધુ કે સાધ્વી હોય, પરિવ્રાજિકા કે સંન્યાસિની હોય તો તેનું માન સાચવતાં હતાં. તેનો આદર સત્કાર કરતાં હતાં. તે રીતે જિતશત્રુ રાજાએ સિંહાસનેથી ઉભા થઈને ચોક્ષા પરિવ્રાજિકાનો આદર સત્કાર કર્યો, આદર સત્કાર કરીને તેને બેસવા માટે આસન આપ્યું. મલ્લીકુમારીનાં પૂર્વના છ મિત્રોમાં પાંચ મિત્રોને મલ્લીકુમારીના રૂપગુણની પ્રશંસા સાંભળીને તેના પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થયો. હવે આ છઠ્ઠા રાજા છે. ચોક્ષા પરિવ્રાજિકા ત્યાં બેસશે ને ત્યાં તેના ધર્મની વાતો કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર**:–પ્રદ્યુમ્નકુમાર જે બાલ બ્રાહ્મણના રૂપમાં સત્યભામાને ઘેર આવ્યો છે તે ત્યાં જમવા બેઠા એટલે તેના ભાણામાં રસોઈ પીરસાવા લાગી. બદામ, પીસ્તા, દ્રાક્ષ, ચારોળી આદિ ઉંચી જાતના મેવા પીરસ્યાં. પછી ખાજા, લાડુ, ઘેબર ઘારી, ફેણી, લાપસી, ખીર, દૂધપાક વિગેરે ઘણી જાતનાં પકવાનો, પાતરા, ભજીયા. કચોરી વિગેરે ફરસાણ, જાતજાતનાં શાક, ચટણી, દહીં છાશ આદિ અનેક પ્રકારની વાનગીઓ પીરસાઈ ગયા પછી સત્યભામા કહે કે બ્રાહ્મણો! હવે તમે જમો. બીજા તો બધાં જમે છે પણ પેલો કિશોર બ્રાહ્મણ તો જેવું પીરસાયું તેવું સફાચટ કરી ગયો. પીરસનારને પીરસતાં વાર લાગે પણ એને ખાતાં વાર ન લાગી. જેમ સૂકું ઘાસ અગ્નિમાં નાંખવામાં આવે તે તરત બળી જાય છે તેમ એના ભાણામાં નવું નવું ભોજન પીરસાય છે ને તરત ખતમ થઈ જાય છે. **લાઓ જલ્દી લાઓ, કયોં અબ દેર લગાઈ, લગી જોરકી ભૂખ પુણ્યાત્મા, ઝટપટ હેઓ ભૂઝાઈ લાવો,** લાવો જલ્દી લાવો. તમને પીરસતા પણ કેટલી વાર લાગે છે? મને તો કકડીને ભૂખ લાગી છે તે મટાડવા જલ્દી મીઠાઈ લાવો. અહીં તો જેટલું પીરસે તેટલું સ્વાહા થઈ જાય છે. સત્યભામાને ઘેર ભાનુકુમારના લગ્ન માટે જે મીઠાઈ, હલવા, સુખડી બધું બનાવ્યું હતું તે ખલાસ થઈ ગયું. એક કણ પણ ન રહ્યો. છતાં એ તો લાવો લાવોની બૂમો પાડવા લાગ્યો. (હસાહસ) આ જોઈ લોકો આશ્ચર્ય પામી ગયા કે આ શું? આટલી બધી રસોઈને મીઠાઈ ગઈ કયાં? ત્યાં બૂમ પડી કે લાવો–લાવો. સત્યભામા તો મૂંઝાઈ ગઈ. હવે બધું ખલાસ થઈ ગયું. ત્યારે બ્રાહ્મણ કહે છે કે તમારા કોઠારમાં કાચું

અનાજ તો છે કે નહિ? પાકું ન હોય તો કાચું લાવો. એટલે મગ, મઠ, ઘઉં ચોખા, ચણા, બાજરો, જવ, ખાંડ, ગોળ, ઘી આ બધું જે હતું તે લાવીને પીરસ્યું તો તે પણ સ્વાહા થઈ ગયું. આ જોઈને બધાને કુતુહલ થયું. જોવા માટે કેટલું માણસ ભેગું થઈ ગયું. બધા મનમાં વિચાર કરવા લાગ્યા કે નક્કી આ કોઈ વિદ્યાધારી માણસ છે. એ જમતો નથી પણ વિદ્યાના બળથી બધું અલોપ કરતો લાગે છે. અગર તો કોઈ દેવ લાગે છે. આ મનુષ્યનું કામ નથી. બધું કાચું અનાજ ખલાસ થયું તો પણ એનું પેટ ભરાયું નહિ. એ તો જોરજોરથી બૂમો પાડવા લાગ્યો કે હું તો ભૂખ્યો મરી ગયો. ત્યારે સત્યભામા આદિ યાદવ પત્નીઓએ કહ્યું વિપ્રવર! માફ કરો. હવે તો કાચું ને પાકું બધું ખલાસ થઈ ગયું. ત્યારે બ્રાહ્મણ ખડખડાટ હસીને કહે છે હે સત્યભામા! સાંભળ.

તું તો ભાનુકુમારની માતા, કૃષ્ણની પટ્ટરાણી અને ઉગ્રસેનરાજાની પુત્રી છે. તું કૃષ્ણની સૌથી મોટી રાણી છે છતાં મેં તારા જેવી લોભણી કોઈ ન જોઈ. મોટી પટ્ટરાણી થઈને તું આવી કંજુસાઈ કરે તે તને શોભતું નથી. હું તો નાનો બાળક કહેવાઉં. પણ તું મારું પેટ ન ભરી શકી તો ભાનુકુમારના લગનમાં યાદવોને કેવી રીતે જમાડીશ! મેં તને પહેલેથી કહ્યું હતું કે મને જમાડવો હોય તો પૂરો જમાડજે પણ તેં તારું વચન પાળ્યું નહિ અને ન તો મારું પૂરું પેટ ભરાયું કે ન તો ઉપવાસ થયો. હવે મારે બીજે ઘેર જમાશે નહિ. તારામાં ત્રેવડ ન્હોતી તો મને ના પાડી દેવી હતી. ત્યારે સત્યભામાએ કહ્યું મહારાજ! મારા ઘરમાં જે હતું તે બધું તમને જમાડી દીધું. હવે શું કરું. આપ તો મહાન જ્ઞાની છો તો ક્ષમા કરો. શાંત થાઓ. આમ કહીને તેને માંડમાંડ શાંત કર્યો ત્યાં બીજો બનાવ બન્યો. ભાણા પરથી બ્રાહ્મણ ઉભો થઈને સત્યભામાના મહેલમાં આંટા મારવા લાગ્યો. તે સમયે ત્યાં સત્યભામાની કુબ્જા બેડોળ રૂપવાળી એક દાસી આવી એટલે પ્રદ્યુમ્નકુમારે તેને સ્પર્શ કર્યો તો કુબ્જા દાસી અપ્સરા જેવી રૂપાળી બની ગઈ. એટલે તે દોડતી સત્યભામા પાસે ગઈ. અપ્સરા જેવી સ્ત્રીને જોઈને સત્યભામાએ પૂછ્યું કે આવી સુંદર સ્ત્રી કોણ છે? ત્યારે દાસીએ કહ્યું કે હું કુબ્જા છું. ત્યારે પૂછે છે કે તારું કુબ્જાપણું ક્યાં ગયું? તો કહે છે બાઈસાહેબ! આ નાનો બ્રાહ્મણ આવ્યો છે તેણે મને આવી રૂપાળી બનાવી દીધી. આ જોઈને સત્યભામાના મનમાં પણ થયું કે નક્કી આ કોઈ ચમત્કારિક પુરૂષ છે. તો હું પણ તેને મારી વાત કરું એટલે હું પણ રૂક્મણીથી વધુ રૂપાળી બનું. આમ વિચાર કરીને સત્યભામા પ્રદ્યુમ્નકુમારને એક અલગ રૂમમાં લઈ ગઈ ને આસન પર બેસાડયા. અને તેના પગમાં પડીને મધુર વચનથી બોલી, મહારાજ! કૃપા કરીને આપ મારું રૂપ વધારી દો. ત્યારે તેણે કહ્યું કે માતા! તું તો ખૂબ રૂપાળી છે. હું તો ગામેગામ ફરું છું. પણ મેં તારા જેવું રૂપ અત્યાર સુધીમાં

કોઈનું જોયું નથી. એવી તું સૌંદર્યવંતી છું. ત્યારે સત્યભામાએ કહ્યું કે તમારી વાત સાચી છે. પણ હું તેનાથી વિશેષ રૂપવંતી મને બનાવો. કારણ કે પહેલા હું કૃષ્ણજીને ખૂબ વહાલી હતી. પણ કૃષ્ણજી રૂક્ષ્મણીને લાવ્યા ત્યારથી એને જ દેખે છે. એ મારી શોકય રૂક્ષ્મણીને જ વધુ માન આપે છે. તો તમે એવું કરો કે કૃષ્ણજી મને દેખે ને એ રૂક્ષ્મણીનું તો નામ જ ન લે.

સત્યભામાની વાત સાંભળીને પ્રદ્યુમ્નકુમારે વિચાર કરવા લાગ્યો કે આને મારી માતા ઉપર કેટલી ઈર્ષ્યા છે! ઠીક, તેને બરાબર બતાવી દઉં. તેણે હસીને સત્યભામાને કહ્યું માતા! તારી જેમ ઈચ્છા હોય તેમ કરૂં. હું તો ખૂબ શક્તિધારી છું. મારા જેટલી દુનિયામાં કોઈની શક્તિ નથી. હું ધારું તો ચંદ્ર અને સૂર્યને નીચે ઉતારી શકું છું. ને ઈન્દ્રને મારા ઘરનો મહેમાન બનાવી શકું છું. હું ધારું ઘડીકમાં પાતાળમાં પેસી જાઉં ને ક્ષણમાં આકાશમાં ઉડી જાઉં. એવી મારામાં તાકાત છે. વળી જંત્ર-મંત્ર બધું જાણું છું. મારા દુશ્મનોનો હું સંહાર કરું છું ને જે મારી ભક્તિ કરે છે તેને સહાય કરું છું. માતા! મારા પ્રત્યે તારી ખૂબ ભક્તિ છે. એટલે હું તારું કામ કરીશ. તું જો તો ખરી. કૃષ્ણ તને હથેળીમાં નચાવશે. રૂક્ષ્મણી કરતાં તારું હજારગણું માન વધી જશે. પણ એક વાત છે કે હું કહું તેમ તારે કરવું પડશે. જેમ બિલાડીને દૂધ આપીને કોઈ લલચાવે ને પછી પકડી લે છે તેમ પ્રદ્યુમ્નકુમારે સત્યભામાને પોતાની શક્તિની વાતો કરીને ખૂબ લલચાવી એટલે ભોળી ભામા ભોળવાઈ ગઈ ને બ્રાહ્મણને કહેવા લાગી ભાઈ! જો હું કૃષ્ણને વહાલી લાગું તેમ થતું હશે તો હું તું જેમ કહેશે તેમ કરવા તૈયાર છું. તું મારો ભાઈ ને હું તારી બહેન છું. વીરા મારી લાજ તારા હાથમાં છે. ત્યારે કહે છે જો બહેન! એક નિયમ છે કે દુઃખ વેઠયા વિના કદી સુખ મળતું નથી. તે રીતે તારે રૂમ્મણીથી અધિક રૂપાળા બનવું હોય ને કૃષ્ણને વશ કરવા હોય તો એક કામ કર.

મસ્તક મૂંડ કે મુંહ કાલા રંગ જીર્ણ વસ્ત્ર તું ધાર, મનનિગ્રહી એકાંત બૈઠના,
સમતા કર સ્વીકાર ૐ હ્રીં રૂંડ મુંડ સ્વાહા યહ અષ્ટોત્તર સો વાર, જપે જાપ
એકાગ્ર ચિત્તસે, રૂપ અનુપમ સાર...શ્રોતા તુમ

તારું માથું મુંડાવી નાંખ અને મોઢે કાળો રંગ લગાડી દે અને જુના ફાટલા તૂટલા કપડા પહેરી લે. અને આ એકાંત રૂમમાં બેસી એકાગ્ર ચિત્ત કરીને હું એક મંત્ર આપું છું તેનો જાપ કર." ૐ હ્રીં રૂંડ મુંડ સ્વાહા." આ મંત્રનો તું અઢાર હજાર વખત જાપ કરજે. તારું મન સ્હેજ પણ બહાર ન જવું જોઈએ. ખુદ કૃષ્ણજી આવે તો પણ તારે ઉંચું નહિ જોવાનું. જો તારું ચિત્ત સ્હેજ પણ ચંચળ બનશે તો બધું કામ બગડી જશે.

બંધુઓ ! ઈર્ષાળુ માણસો પોતાને સારા બનાવી બીજાને ખરાબ કરવા માટે શું શું નથી કરતા ? સત્યભામાએ બ્રાહ્મણના વચન ઉપર વિશ્વાસ કરીને માથું મુંડાવી નાંખ્યું. મોઢે કાળો રંગ લગાડયો. ફાટલા તૂટલા કપડાં પહેરી દીધાં. એનું આ કર્તવ્ય જોઈને દાસીઓ અને બીજી યાદવ સ્ત્રીઓ કહે છે મહારાણી સાહેબ ! તમે તો કેવા રૂપાળાં હતાં ને આ શું કર્યું ? ખૂણે ખાંચે દાસીઓ સત્યભામાની મશ્કરી કરવા લાગ્યા. પણ એને તો બ્રાહ્મણ ઉપર શ્રધ્ધા છે. વીરા ! મને જલ્દી રૂપાળી બનાવજે. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે આટલા જાપ તું એક ચિત્તે કરીશ તો તારું અનુપમ રૂપ તરત ખીલી ઉઠશે. પણ જો તારું ચિત્ત બીજે કયાંય જશે તો મારી જવાબદારી નહિ. (હસાહસ) અરે વીરા ! આ તું શું બોલ્યો ! તારા ભરોસે મેં તો દરિયામાં નાવ ઝુકાવ્યું છે ત્યારે કહે છે ના....ના તું ચિંતા નહિ કર. એ તો હું બધું સંભાળી લઈશ. પણ હવે તુ આટલા બધાં જાપ કરે ત્યાં સુધી હું અહીં બેસીને શું કરું ? મને તો તારા મહેલમાં કંટાળો આવે છે. મને ઘડી પણ નવરા બેસી રહેવું ન ગમે.

માટે તું મને એક પાણીદાર ઘોડો આપ. તો હું જંગલમાં જાઉં મારે એક સાધના સાધવાની અધૂરી રહી ગઈ છે. તો હું તેને પૂરી કરીને તારા જાપ પૂરા થશે ત્યાં આવી જઈશ. ભામા કહે છે ના–હું તને નહિ જવા દઉં. પછી તું ન આવે તો મારે કયાં ગોતવો ? અને મારે તો ભાનુકુમારના લગ્ન કરવા છે, વળી કૃષ્ણજી મારા મહેલે આવી ચઢે ને મને આવી મસ્તક મુંડાયેલી જોઈ જાય તો મારે શું કરવું ? અરે માતા ! કંઈ નહિ થાય. તને મારા વચન ઉપર શ્રધ્ધા નથી. હું તો સત્યવાદી બ્રાહ્મણ છું. મારું વચન એટલે વચન. ગમે તેમ કરીને પણ હું મારું વચન પાળીશ. પણ હમણાં મને જવા દે. આમ કહીને એક સુંદર ઘોડો લઈને પ્રદ્યુમ્નકુમાર તો રવાના થઈ ગયા. હવે આ બિચારી સત્યભામા જાપ જપવા લાગી. જે માણસ બીજાનું ખરાબ કરવા ઈચ્છે છે તેનું પહેલાં ખરાબ થાય છે. ખાડો ખોદીને બીજાને પાડવા જતાં પહેલાં પોતે પડે છે. તે રીતે અભિમાની સત્યભામા પવિત્ર રૂક્ષ્મણીને હલકી પાડવા માટે આ બધા પ્રયત્નો કરી રહી છે. રૂક્ષ્મણી તો હલકી પડતાં પડશે એનું માથું મુંડાતા મુંડાશે પણ પહેલાં પોતાનું માથું મુંડાવી નાંખ્યું. મોઢે મેશ લગાડી ફાટયા તૂટયા ભિખારી જેવાં કપડાં પહેરી "ૐ હ્રીં રૂંડ મુંડ સ્વાહા" એમ જાપ જપે છે. એના મહેલમાં દાસ દાસીઓ બધા ખૂણે ખૂણે તેની મજાક ઉડાવે છે, ને પ્રદ્યુમ્નકુમાર તો ઘોડા ઉપર બેસીને રવાના થઈ ગયા. હવે બિચારી સત્યભામાનું શું થશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૫

## "સદ્‌ગુણ આત્માનો ખજાનો છે."

**આસો વદ ૮ ને શુક્રવાર** તા. ૧૫-૧૦-૭૬

સુજ્ઞ બંધુઓ સુશીલ માતાઓને બહેનો !

શાસનના નેતા અને મોહરૂપી મલ્લના વિજેતા ભગવંતોએ જગતના જીવોના ઉધ્ધારને માટે મોક્ષનો માર્ગ બતાવ્યો. એ માર્ગે પહોંચવા સર્વપ્રથમ જીવનમાં સદ્‌ગુણ લાવવાની જરૂર છે. કારણકે આત્મામાંથી પરમાત્મા બની પરમાત્માના પદની પ્રાપ્તિ માટે અવશ્ય સદ્‌ગુણ જોઈશે. સદ્‌ગુણ વિનાનું જીવન સુગંધ વિનાના સુમન જેવું છે. માનવના જીવનમાં રહેલા સદ્‌ગુણની સુવાસ ચારે તરફ ફેલાય છે. સદ્‌ગુણ એ માનવનો સાચો શણગાર છે. સદ્‌ગુણ મનુષ્યને આ લોકમાં પ્રસિધ્ધિ આપે છે ને પરલોકમાં પણ માનવીને મહાન બનાવે છે. સદ્‌ગુણમાં આવી મહાન શક્તિ રહેલી છે. પુષ્પમાં સુગંધ હોય છે, તેની સુગંધ જે દિશામાં પવન જાય છે તે દિશામાં ફેલાય છે. પણ બીજી દિશામાં જતી નથી. જ્યારે મનુષ્યના જીવનમાં રહેલા સદ્‌ગુણ રૂપી પુષ્પોની સુવાસ દશે દિશામાં ફેલાય છે. એટલા માટે જો મનુષ્યે ઉન્નતિના પંથે પ્રયાણ કરવું હોય તો આત્મિકગુણોનો સંચય કરવો પડશે.

બંધુઓ ! જ્ઞાનીપુરૂષો કહે છે કે મોક્ષમાં જવા માટે સદ્‌ગુણોનો સંચય કરો. તો હવે તમે વિચાર કરો કે સદ્‌ગુણનો સંચય કેવી રીતે કરવો ? સદ્‌ગુણ એ કોઈ એવી વસ્તુ નથી કે તેને ધન આપીને ખરીદી શકાય અથવા તો શારીરિક બળથી કોઇની પાસેથી છીનવી લેવાય. સદ્‌ગુણ એ આંતરિક ખજાનો છે. તે હૃદયની સરળતા, ત્યાગ અને સંયમથી મેળવી શકાય છે. गुणी च गुणरागी च विरलः सरलो जन । ગુણવાન અને ગુણનો રાગી સરળ માણસ કોઈક હોય છે. સદ્‌ગુણ પ્રાપ્ત કરવા માટે જીવને મહેનત કરવી પડે છે. તમારે કોઇ મૂલ્યવાન ચીજ પ્રાપ્ત કરવી હોય તો મહેનત પુરૂષાર્થ કરવો પડે છે ત્યારે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે. તો વિચાર કરો કે સદ્‌ગુણ તો અમૂલ્ય રત્નોનો ખજાનો છે તેને પ્રાપ્ત કરવા મહેનત કરવી પડે ને સહનશીલતા કેળવવી પડે તેમાં શું નવાઈ ?

સદ્‌ગુણ એ આત્મિક ખજાનો છે. ક્રોધ, માન, માયા અને લોભ આ ચારેય શત્રુઓ આત્મિક ગુણોની પ્રાપ્તિમાં આડખીલ કરનારાં છે. તેમાં સૌથી મુખ્ય શત્રુ અભિમાન છે. તે આત્મામાં સદ્‌ગુણને પ્રવેશ કરવા દેતું નથી. રાવણના જીવનમાં ઘણાં ગુણો હતાં. સાથે ઘણી સિધ્ધિઓ પ્રાપ્ત કરી હતી એટલે તેની સેવામાં દેવો પણ હાજર રહેતાં હતાં. તેનાં પુણ્યોદયથી ઉચ્ચજાતિ, ઉચ્ચકુળ, અતુલ ઐશ્વર્ય અને અપાર શક્તિ

તેને મળી હતી, પણ અહંકાર રૂપી વિષધર નાગ તેના હૃદયમાં ફેણુ માંડીને બેઠો હતો. આપણે દરરોજ પ્રતિક્રમણમાં આઠ પ્રકારનાં મદનાં નામ બોલીએ છીએ. આઠ મદમાં એક પણ મદનું સેવન આત્મિક ગુણોને નષ્ટ કરી દે છે. ત્યારે રાવણમાં તો આઠે આઠ મદ હતાં. એટલે તેની દશા કેવી થઈ? કહેવાય છે કે રાવણની પાસે ૮૦ ક્રોડ હાથી હતાં. દશ અબજ ઘોડા હતાં. પચાસ ક્રોડ યોધ્ધા હતા. ૧૮ ક્રોડ પાયદળ સૈન્ય, એક હજાર છસો સામંતો, એક હજાર પંદર રાજાઓ તેને આધીન હતા. આ બધા સદા તેમની સેવામાં હાજર રહેતા હતા. આટલી સંપત્તિ, સત્તા અને સૈન્યનો સ્વામી રાવણ મરણ પામ્યો ત્યારે હાહાકાર ના થયો. તેનું મૂળ કારણ અભિમાન.

સીતાને તે હરણ કરીને ઉઠાવી ગયો અને રામ લક્ષ્મણ લંકામાં પહોંચ્યાને રાવણને કહેવડાવ્યું કે સીતાને પાછી આપી દો નહિતર યુધ્ધ કરવા તૈયાર થાઓ. આ સમયે રાવણના મનમાં એવો વિચાર તો જરૂર આવ્યો કે જો હું સીતાને પ્રેમથી પાછી આપીશ તો મારે રામ સાથે મિત્રતા બંધાશે એ પવિત્ર પુરૂષ છે. મારી સાથે વેર રાખે તેવાં નથી. તે સિવાય સીતાજી એના વ્રતમાં એવી દૃઢ છે કે તે ત્રણ કાળમાં મારી થવાની નથી. આ બધી વાત સાચી છે. નાના ભાઈ વિભીષણે પણ તેને ખૂબ સમજાવ્યો પણ અંદર બેઠેલો અભિમાન રૂપી સર્પ ફુંફાડો મારીને કહે છે જો જો સીતાને પાછી આપવા જતો ! સામેથી પાછી આપવા જઈશ તો લોકો એમ કહેશે કે રાવણમાં યુધ્ધ કરવાની તાકાત નથી એટલે સીતાને સોંપી દીધી. આમ તું કાયરમાં ખપી જઈશ. આવા અભિમાનના કારણે રાવણે સીતાજીને રામને સોંપ્યા નહિ. તેનું પરિણામ એ આવ્યું કે રામ અને રાવણ વચ્ચે ભીષણ યુધ્ધ થયું. લાખો માણસો મરાયા ને છેવટે રાવણનો પણ વિનાશ થયો. તેના કુળનો પણ વિનાશ થયો. આટલા માટે જ્ઞાનીઓ કહે છે કે અભિમાન એ સદ્ગુણોનો શત્રુ છે. તેને હટાવ્યા વિના સરળતા, પવિત્રતા, વિનય, કરૂણા, સહિષ્ણુતા આદિ સદ્ગુણોની પ્રાપ્તિ થતી નથી. જૈન શાસ્ત્રોમાં વિનય, નમ્રતા આદિ ગુણોને ખૂબ મહત્વ આપવામાં આવ્યું છે.

"विणयाओ नाणं, नाणओ दंसणं, दंसणाओ चरणं, चरणाओ मोक्खो।"

વિનયથી જ્ઞાન આવે છે. જ્ઞાનથી જીવ અજીવનો બોધ થાય છે. તે બોધ થવાથી તેના ઉપર શ્રધ્ધા થાય છે એટલે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સમ્યક્ત્વથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે ને સમ્યક્ચારિત્રથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે વિનય એ સૌથી મોટો સદ્ગુણ છે. એ એક ગુણ જીવનમાં હોય તો તેની પાછળ બીજા સેંકડો ગુણો આવે છે. માણસ સિધ્ધાંત ભણ્યો હોય બીજું પણ જ્ઞાન મેળવ્યું હોય પણ જો તેનામાં અભિમાન રૂપી મોટો દુર્ગુણ હોય તો તેની બધી વિદ્વતા ઉપર પાણી ફરી વળે છે. એને લાખો માણસો ભલે ખમ્મા ખમ્મા કરતા હોય પણ મહાનતા તેનાથી લાખો ગાઉ દૂર ભાગે છે. અભિમાન ઉપર એક રૂપક છે.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચ મહાભૂત છે. આ પાંચ મહાભૂતોની એક વખત મીટીંગ ભેગી થઈ. તેમાં પાંચ મહાભૂતો આપસ આપસમાં લડવા લાગ્યા. તેઓ બધા કહેવા લાગ્યા કે હું કંઈક છું. હું મુખ્ય છું. મારા વિના બીજાની કંઈ કિંમત નથી. સૌથી પહેલાં વાયુ પોતાની મહાનતા બતાવતા કહેવા લાગ્યો કે તમારા બધામાં હું સૌથી શ્રેષ્ઠ છું. મારા વિના તમારા કોઈની કિંમત નથી. કારણ કે જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી શરીર ટકી શકે છે. વાયુ વિના શ્વાસ લેવાતો નથી. માણસ જ્યારે શ્વાસ ન લઈ શકે ત્યારે ઓકસીજન દ્વારા તેને ચોખ્ખી હવા આપવામાં આવે છે. જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી માનવનું શરીર ટકી શકે છે. એટલે જ્ઞાની કહે છે કે હે જીવ! તારા શરીરમાં જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી તપ–ત્યાગ વિગેરે જેટલી ધર્મારાધના થાય તેટલી કરી લે. આયુષ્ય પૂર્ણ થતાં ચૈતન્ય સ્વરૂપ આત્મા દેહમાંથી નીકળી જશે એટલે શ્વાસોચ્છ્વાસ બંધ પડી જશે. ત્યારે કંઈ પણ કરી શકવાનો નથી. માનવ જીવનનો એકેક શ્વાસ કિંમતી છે. એકેક શ્વાસે માનવ ધારે તેટલી કર્મની નિર્જરા કરી શકે છે. શ્વાસ બંધ પડી ગયા પછી માણસ ગમે તેટલું કરે તો પણ બંધ પડેલો શ્વાસ ચાલુ કરવાની તેનામાં તાકાત નથી.

એક વખત એક શેઠ બિમાર પડયા. છેલ્લી ઘડીઓ ગણાતી હતી. પાસે ધન ઘણું હતું એટલે શેઠાણીએ મોટા મોટા ડૉકટરોને બોલાવ્યાં ને કહ્યું કે તમે ગમે તેમ કરીને શેઠ પાંચ દશ મિનિટ બોલી શકે તેવો કોઈ પ્રયોગ કરો. જો શેઠ બોલે તો હું વીલ કરાવી લઉં, પાંચ મિનિટ પણ બોલશે તો એક લાખ રૂપિયા આપીશ. પણ શેઠના શ્વાસોચ્છ્વાસ પૂરા થયા. તેથી ડૉકટરોએ ઘણાં પ્રયત્નો કર્યા પણ બધા નિષ્ફળ ગયા. શેઠ પરલોકમાં પ્રયાણ કરી ગયા. એટલે વાયુ કહે છે જુઓ, મારા વિના કંઈ કામ ચાલ્યું? હું શરીરના સંચાલનમાં સૌથી શ્રેષ્ઠ છું. ત્યારે પાણીએ કહ્યું કે વાયુની જેટલી જરૂર છે તેટલી મારી જરૂર છે. મારા વિના પણ કોઈનું કામ ચાલતું નથી. જો શરીરમાં પાણી ન હોય તો શરીર ટકી શકતું નથી. માણસના શરીરમાં પાણી ખૂટી જાય છે ત્યારે ગ્લુકોઝના બાટલા ચઢાવવા પડે છે. પાણીના અભાવમાં શરીર સૂકાઈ જાય છે. માટે વાયુની માફક મારા વિના પણ કામ ચાલતું નથી.

ત્યાં અગ્નિ ઉછળીને કહે છે તમારા કરતાં મારું મહત્વ વિશેષ છે. અગ્નિ વિના અન્ન પકાવાતું નથી, તથા માનવના શરીરમાં પણ જો હું ન હોઉં તો ખાધેલું અન્ન કેવી રીતે પચે? અગ્નિ વિના શરીર ઠંડુ પડી જાય છે. એટલે અગ્નિ કહે છે કે મારું પણ એટલું મહત્ત્વ છે. આ ત્રણ તત્ત્વોની વાત સાંભળીને આકાશ ગાજીને કહે છે તો શું તમારા કરતાં હું કંઈ કમ છું? હું છું તો માણસ શબ્દનું ઉચ્ચારણ કરી શકે છે. આકાશ વિના શબ્દ બોલી શકાતો નથી. ન્યાયશાસ્ત્રમાં પણ કહ્યું છે

તેને મળી હતી, પણ અહંકાર રૂપી વિષધર નાગ તેના હૃદયમાં ફેણ માંડીને બેઠો હતો. આપણે દરરોજ પ્રતિક્રમણમાં આઠ પ્રકારનાં મદનાં નામ બોલીએ છીએ. આઠ મદમાં એક પણ મદનું સેવન આત્મિક ગુણોને નષ્ટ કરી દે છે. ત્યારે રાવણમાં તો આઠે આઠ મદ હતાં. એટલે તેની દશા કેવી થઈ? કહેવાય છે કે રાવણની પાસે ૮૦ ક્રોડ હાથી હતાં. દશ અબજ ઘોડા હતાં. પચાસ ક્રોડ યોધ્ધા હતા. ૧૮ ક્રોડ પાયદળ સૈન્ય, એક હજાર છસો સામંતો, એક હજાર પંદર રાજાઓ તેને આધીન હતા. આ બધા સદા તેમની સેવામાં હાજર રહેતા હતા. આટલી સંપત્તિ, સત્તા અને સૈન્યનો સ્વામી રાવણ મરણ પામ્યો ત્યારે હાહાકાર ના થયો. તેનું મૂળ કારણ અભિમાન.

સીતાને તે હરણ કરીને ઉઠાવી ગયો અને રામ લક્ષ્મણ લંકામાં પહોંચ્યા ને રાવણને કહેવડાવ્યું કે સીતાને પાછી આપી દો નહિતર યુધ્ધ કરવા તૈયાર થાઓ. આ સમયે રાવણના મનમાં એવો વિચાર તો જરૂર આવ્યો કે જો હું સીતાને પ્રેમથી પાછી આપીશ તો મારે રામ સાથે મિત્રતા બંધાશે એ પવિત્ર પુરૂષ છે. મારી સાથે વેર રાખે તેવાં નથી. તે સિવાય સીતાજી એના વ્રતમાં એવી દૃઢ છે કે તે ત્રણ કાળમાં મારી થવાની નથી. આ બધી વાત સાચી છે. નાના ભાઈ વિભીષણે પણ તેને ખૂબ સમજાવ્યો પણ અંદર બેઠેલો અભિમાન રૂપી સર્પ ફુંફાડો મારીને કહે છે જો જો સીતાને પાછી આપવા જતો! સામેથી પાછી આપવા જઈશ તો લોકો એમ કહેશે કે રાવણમાં યુધ્ધ કરવાની તાકાત નથી એટલે સીતાને સોંપી દીધી. આમ તું કાયરમાં ખપી જઈશ. આવા અભિમાનના કારણે રાવણે સીતાજીને રામને સોંપ્યા નહિ. તેનું પરિણામ એ આવ્યું કે રામ અને રાવણ વચ્ચે ભીષણ યુધ્ધ થયું. લાખો માણસો મરાયા ને છેવટે રાવણનો પણ વિનાશ થયો. તેના કુળનો પણ વિનાશ થયો. આટલા માટે જ્ઞાનીઓ કહે છે કે અભિમાન એ સદ્ગુણોનો શત્રુ છે. તેને હટાવ્યા વિના સરળતા, પવિત્રતા, વિનય, કરૂણા, સહિષ્ણુતા આદિ સદ્ગુણોની પ્રાપ્તિ થતી નથી. જૈન શાસ્ત્રોમાં વિનય, નમ્રતા આદિ ગુણોને ખૂબ મહત્વ આપવામાં આવ્યું છે.

"विणयाओ नाणं, नाणओ दंसणं, दंसणाओ चरणं, चरणाओ मोक्खो।"

વિનયથી જ્ઞાન આવે છે. જ્ઞાનથી જીવ અજીવનો બોધ થાય છે. તે બોધ થવાથી તેના ઉપર શ્રધ્ધા થાય છે એટલે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. સમ્યક્ત્વથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે ને સમ્યક્ચારિત્રથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે વિનય એ સૌથી મોટો સદ્ગુણ છે. એ એક ગુણ જીવનમાં હોય તો તેની પાછળ બીજા સેંકડો ગુણો આવે છે. માણસ સિધ્ધાંત ભણ્યો હોય બીજું પણ જ્ઞાન મેળવ્યું હોય પણ જો તેનામાં અભિમાન રૂપી મોટો દુર્ગુણ હોય તો તેની બધી વિદ્વતા ઉપર પાણી ફરી વળે છે. એને લાખો માણસો ભલે ખમ્મા ખમ્મા કરતા હોય પણ મહાનતા તેનાથી લાખો ગાઉ દૂર ભાગે છે. અભિમાન ઉપર એક રૂપક છે.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ પાંચ મહાભૂત છે. આ પાંચ મહાભૂતોની એક વખત મીટીંગ ભેગી થઈ. તેમાં પાંચ મહાભૂતો આપસ આપસમાં લડવા લાગ્યા. તેઓ બધા કહેવા લાગ્યા કે હું કંઈક છું. હું મુખ્ય છું. મારા વિના બીજાની કંઈ કિંમત નથી. સૌથી પહેલાં વાયુ પોતાની મહાનતા બતાવતા કહેવા લાગ્યો કે તમારા બધામાં હું સૌથી શ્રેષ્ઠ છું. મારા વિના તમારા કોઈની કિંમત નથી. કારણ કે જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી શરીર ટકી શકે છે. વાયુ વિના શ્વાસ લેવાતો નથી. માણસ જ્યારે શ્વાસ ન લઈ શકે ત્યારે ઓકસીજન દ્વારા તેને ચોખ્ખી હવા આપવામાં આવે છે. જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી માનવનું શરીર ટકી શકે છે. એટલે જ્ઞાની કહે છે કે હે જીવ! તારા શરીરમાં જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી તપ-ત્યાગ વિગેરે જેટલી ધર્મારાધના થાય તેટલી કરી લે. આયુષ્ય પૂર્ણ થતાં ચૈતન્ય સ્વરૂપ આત્મા દેહમાંથી નીકળી જશે એટલે શ્વાસોચ્છ્વાસ બંધ પડી જશે. ત્યારે કંઈ પણ કરી શકવાનો નથી. માનવ જીવનનો એકેક શ્વાસ કિંમતી છે. એકેક શ્વાસે માનવ ધારે તેટલી કર્મની નિર્જરા કરી શકે છે. શ્વાસ બંધ પડી ગયા પછી માણસ ગમે તેટલું કરે તો પણ બંધ પડેલો શ્વાસ ચાલુ કરવાની તેનામાં તાકાત નથી.

એક વખત એક શેઠ બિમાર પડયા. છેલ્લી ઘડીઓ ગણાતી હતી. પાસે ધન ઘણું હતું એટલે શેઠાણીએ મોટા મોટા ડૉકટરોને બોલાવ્યાં ને કહ્યું કે તમે ગમે તેમ કરીને શેઠ પાંચ દશ મિનિટ બોલી શકે તેવો કોઈ પ્રયોગ કરો. જો શેઠ બોલે તો હું વીલ કરાવી લઉં, પાંચ મિનિટ પણ બોલશે તો એક લાખ રૂપિયા આપીશ. પણ શેઠના શ્વાસોચ્છ્વાસ પૂરા થયા. તેથી ડૉકટરોએ ઘણાં પ્રયત્નો કર્યા પણ બધા નિષ્ફળ ગયા. શેઠ પરલોકમાં પ્રયાણ કરી ગયા. એટલે વાયુ કહે છે જુઓ, મારા વિના કંઈ કામ ચાલ્યું ? હું શરીરના સંચાલનમાં સૌથી શ્રેષ્ઠ છું. ત્યારે પાણીએ કહ્યું કે વાયુની જેટલી જરૂર છે તેટલી મારી જરૂર છે. મારા વિના પણ કોઈનું કામ ચાલતું નથી. જો શરીરમાં પાણી ન હોય તો શરીર ટકી શકતું નથી. માણસના શરીરમાં પાણી ખૂટી જાય છે ત્યારે ગ્લુકોઝના બાટલા ચઢાવવા પડે છે. પાણીના અભાવમાં શરીર સૂકાઈ જાય છે માટે વાયુની માફક મારા વિના પણ કામ ચાલતું નથી.

ત્યાં અગ્નિ ઉછળીને કહે છે તમારા કરતાં મારું મહત્વ વિશેષ છે. અગ્નિ વિના અન્ન પકાવાતું નથી, તથા માનવના શરીરમાં પણ જો હું ન હોઉં તો ખાધેલું અન્ન કેવી રીતે પચે ? અગ્નિ વિના શરીર ઠંડુ પડી જાય છે. એટલે અગ્નિ કહે છે કે મારું પણ એટલું મહત્ત્વ છે. આ ત્રણ તત્ત્વોની વાત સાંભળીને આકાશ ગાજીને કહે છે તો શું તમારા કરતાં હું કંઈ કમ છું ? હું છું તો માણસ શબ્દનું ઉચ્ચારણ કરી શકે છે, આકાશ વિના શબ્દ બોલી શકાતો નથી. ન્યાયશાસ્ત્રમાં પણ કહ્યું છે

કે શબ્દ એ આકાશનો ગુણ છે. જે માણસ બોલી ચાલી શકે છે તેની કિંમત છે. એટલે આકાશ કહે છે મારા વિના મનુષ્યનું કામ ચાલતું નથી. અત્યાર સુધી પૃથ્વી શાંત થઈને બેઠી હતી. તે પણ હવે બોલી ઉઠી કે અરે, તમે બધાં આટલો બધો અભિમાન શા માટે કરો છો? આ શરીર તો મારાથી બન્યું છે. જો આ શરીર ન હોત તો તમે બધા શું કરવાના હતા? આ રીતે પાંચે તત્ત્વો પોતપોતાની મહાનતા બતાવવા લાગ્યા.

બંધુઓ! હું તમને પૂછું છું કે આ પાંચ ભૂતોએ પોતપોતાની મહાનતા બતાવી તો તેમાં કોણ મુખ્ય છે ને કોણ ગૌણ છે? તો તમે કહેશો કે બધાં એક બીજાને સહાયક છે. બધાની જરૂર છે. એક બીજા વિના કામ ચાલી શકતું નથી. એટલે કોઈએ અભિમાન કરવાની જરૂર નથી કે હું મોટો નેતા છું, હું મોટો પંડિત છું ને હું મહાન છું. મારા વિના કોઈનું કામ ચાલતું નથી. જ્યાં સુધી અભિમાન નહિ નીકળે ત્યાં સુધી જીવનમાં સદ્‌ગુણની સુવાસ આવશે નહિ. હે માનવ! ચાર દિવસની ચાંદની જેવું તારું જીવન છે. સાથે શું લઈને જવાનું છે? ગમે તેટલું ધન ભેગું કરીશ તો તે કંઈ તારી સાથે આવવાનું નથી. માટે વેર–ઝેર, ઈર્ષ્યા, અભિમાન આદિ દુર્ગુણો છોડીને સદ્‌ગુણની સુવાસથી તારું જીવન ભરી દે ને ચંદન જેવી શીતળતા તારા જીવનમાં અપનાવી લે. ચંદન બળીને સુગંધ આપે છે તેમ તારું કોઈ ગમે તેટલું અહિત કરે તો પણ તું તારો સ્વભાવ છોડીશ નહિ. ચંદન જેવો શીતળ બનજે ને કદી કટુ વાણી બોલીશ નહિ. દુઃખથી આકુળ વ્યાકુળ બનીને તારી પાસે જે આવે તેને શાંતિ આપજે. આવા સદ્‌ગુણની સૌરભથી જેનું જીવન મ્હેંકી ઉઠશે તેના તરફ લોકો આકર્ષાશે.

જેનું જીવન સદ્‌ગુણની સૌરભથી મહેંકી રહ્યું છે તેવા મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. જિતશત્રુ રાજા ચોક્ષા પરિવ્રાજિકાને આવતી જોઈને સિંહાસનેથી ઉભા થઈ ગયા ને તેનો સત્કાર કરી બેસવા માટે આસન આપ્યું. ત્યારે તે ચોક્ષા પરિવ્રાજિકા જમીન ઉપર પાણી છાંટીને તેના ઉપર દર્ભ પાથરી પોતાના આસન ઉપર બેઠી ત્યાર પછી "जियसत्तुरायं रज्जे य जाव अंतेउरे य कुसलोवंतं पुच्छइ।" તેણે જિતશત્રુ રાજાને તેના રાજ્યને વિષે તેમજ અંતઃપુરને વિષે ક્ષેમકુશળના સમાચાર પૂછયા કે હે મહારાજા! આપ અને આપનું રાજ્ય તો ક્ષેમકુશળ છે ને? આપનું અંતઃપુર અને પરિવાર બધાં ક્ષેમકુશળ છે ને? આ પ્રમાણે ક્ષેમકુશળ પૂછીને તે જિતશત્રુ રાજાની સામે દાનધર્મ, શૌચધર્મ વિગેરેની પ્રરૂપણા કરવા લાગી ને રાજા તથા તેમની રાણીઓ સાંભળવા લાગ્યા.

ચોક્ષા પરિવ્રાજિકાએ દાનધર્મ અને શૌચ ધર્મની જે બધી વાત કરી તે

જિતશત્રુ રાજાએ પ્રેમથી સાંભળી. પણ તે વિષયમાં લાંબી ચર્ચા કરી નહિ. કારણ કે તે બાબતમાં તેમને બહુ રસ ન હતો. જેને જેમાં રસ હોય તેવી વાત આવે તો ગમે. આ જિતશત્રુ રાજા તેના અંતઃપુરની રાણીઓના રૂપ, સૌંદર્યમાં મુગ્ધ રહેનો હતો. તેના મનમાં એવો ફાંકો હતો કે મારા જેવું અંતઃપુર કોઈનું નહિ હોય. એટલે ખૂબ વિસ્મય પામીને રાજાએ ચોક્ષા પરિવ્રાજિકાને આ પ્રમાણે પૂછયું–

"तुम णं देवाणुप्पिया! बहूणि गामागर जाव अडह बहुण य राईसर गिहाइं अणुपविससि तं अत्थियाइ ते कस्सविरन्नो वा जाव परिसए ओरोहे दिट्ठपुव्वे जारिसए णं इमे मह उवरोहे?" હે દેવાનુપ્રિય! તમે ઘણાં ગ્રામ, આકર, ખેટ, કર્બટ વિગેરે સ્થાનોમાં અવરજવર કરતા રહો છો, તેમજ ઘણા રાજાઓ, તલવરો વિગેરના ઘરોમાં પ્રવેશ કરો છો તો કોઈપણ રાજા વિગેરેનું તમે મારા જેવું અંતેઉર ક્યાંય જોયું છે? મારા અંતેઉરમાં જેવી સૌંદર્યવાન રાણીઓ છે તેવી બીજા રાજાના અંતેઉરમાં છે?

બંધુઓ! જેની પાસે જેવો માલ હોય તે બહાર કાઢે છે. ચોક્ષા પરિવ્રાજિકા પાસે શૌચ ધર્મનો માલ હતો એટલે તેણે રાજા પાસે એ ધર્મની વાતો કરી. જ્યારે રાજા પાસે મોહનો માલ ભરેલો હતો એટલે તેમણે ચોક્ષા પાસે અંતેઉર સબંધી પૃચ્છા કરી. અમારી પાસે કોઈ આવે તો અમે તેને તપ–ત્યાગ અને સંયમની વાત કરીએ. અને તમે બધા ભેગા થાઓ તો સંસારની વાતો કરો. (હસાહસ). ચોક્ષા પરિવ્રાજિકાને રાજાએ પૂછયું ત્યારે તે પરિવ્રાજિકા રાજાની વાત સાંભળીને થોડું હસી ને હસ્યા પછી તે પ્રમાણે બોલી– "एवं य सरिसए णं तुमं देवाणुप्पिया! तस्स अगडददुरस्स।" હે દેવાનુપ્રિય! તમે આ બાબતમાં કૂવાના દેડકા જેવા છો.

કોઈ માણસ કોઈને કંઈ વાત પૂછે ને સામી વ્યક્તિ જરા હાસ્ય કરીને તેની વાતનો જવાબ આપે તો હોંશિયાર વ્યક્તિ હોય તો સમજી જાય કે આ મારી કંઈક મજાક ઉડાવે છે. આ તો મોટા રાજા હતા. તેમનાં પ્રશ્નનો જવાબ આપતાં હસવું તે કોઈ સામાન્ય વાત નથી. અને રાજાને કહી દેવું કે તમે કૂવાના દેડકા જેવા છો તે જેવી તેવી વાત છે? માખણીયા હોય તે આ રીતે સ્પષ્ટ કહી શકે નહિ. પણ આ ચોક્ષાએ રાજાની વાતમાં તો સ્પષ્ટ કહી દીધું કે હે રાજા! તમે કૂવાના દેડકા જેવા છો. છતાં રાજાએ પ્રેમથી પૂછયું–केसणं देवाणुप्पिए से अगडददुरे? હે દેવાનુપ્રિયા! તમે મને કહ્યું કે તમે કૂવાના દેડકા જેવાં છો તો તે કૂવાનો દેડકો કેવો હોય? તે વાત મને સ્પષ્ટ સમજાવો. હવે ચોક્ષા પરિવ્રાજિકા જિતશત્રુ રાજાને કૂવાનો દેડકો કેવો હોય તે વિષે સમજાવશે. તેના ભાવ અવસરે.

ચરિત્ર: પ્રદ્યુમ્નકુમાર સત્યભામાને "ૐ હ્રીં રૂઠ મુંડ સ્વાહા" એવા જાપ જપવાનું કહીને અધૂરી વિદ્યા સાધવાના બહાને ઘોડો લઈને ત્યાંથી ભાગી ગયો, સત્યભામાના

મનમાં ફડકો છે કે આ મને આવી કદરૂપી બનાવીને ચાલ્યો ગયો છે હવે પાછો આવશે કે નહિ ? ભાનુકુમારના લગ્નની ધામધૂમ છે એટલે કદાચ કૃષ્ણજી અહીં પધારશે ને મને આવી જોશે તો શું થશે ? આમ અનેક વિચાર તેના મનમાં થાય છે. આ વાત હવે અહીં રહી હવે રૂક્મણી તરફ ધ્યાન દોરીએ.

રૂક્મણી તો જ્યારથી પ્રદ્યુમ્નકુમારનું અપહરણ થયું ત્યારથી પુત્રના વિયોગમાં શોકમગ્ન રહેતી હતી. ત્રણ ત્રણ ખંડનું રાજ્ય હતું. કૃષ્ણ મહારાજા તેને ખમ્મા ખમ્મા કરતા હતા છતાં પુત્ર વિના તેને બધું શુષ્ક લાગતું હતું. પણ આજે સોળ વર્ષ પૂરા થાય છે એટલે રૂક્મણીના દિલમાં અવર્ણનીય આનંદ છવાયો છે. અને પ્રદ્યુમ્નકુમારના દિલમાં પણ પોતાની જનેતા માતાનાં દર્શન કરવાની ચટપટી લાગી છે એટલે સત્યભામાને બરાબર બનાવીને ત્યાંથી તરત નીકળી ગયો. અને રૂક્મણીને એમ છે કે હમણાં મારો પુત્ર આવશે ને હું તેને બાથમાં લઈ ભેટી પડીશ. એ ક્યાંથી આવશે ? એમ અનેક પ્રકારે ખૂબ પ્રેમથી પુત્રને મળવા માટેના વિચારો કરતી મનમાં વિવિધ વિચારો રૂપી પુષ્પોની માળા ગુંથી રહી છે. એનાં હર્ષનો પાર નથી. હર્ષાવેશમાં તે બોલે છે.

સુનેં સાહેલી આજ મેરાં, પ્યારા લાલ આવેગા,
યાદવકુલ શણગાર મદન લખ, નયનાનંદ છાવેગા—શ્રોતા તુમ

હે મારી વહાલી સખીઓ ! હે મારી દાસીઓ ! તમે સાંભળો. આજે મારો વહાલસોયો જે સોળ સોળ વર્ષોથી મને મૂકીને ચાલ્યો ગયો છે તે પ્રદ્યુમ્નકુમાર જે આખા યાદવકુળમાં ભૂષણ જેવો શણગાર રૂપ છે તે ભગવાન સીમંધર સ્વામીના વચન મુજબ આવી જશે. એને જોઈને મારી આંખો ઠરી જશે. મારું હૃદય તો હર્ષથી નાચી ઉઠશે. હે સખીઓ ! હું શું વાત કરું ! આજે મારા હૈયામાં જે આનંદ થાય છે તે અલૌકિક છે. આટલા દિવસથી હું ખાતી હતી, પાણી પીતી હતી પણ ભાવતું ન હતું. પણ આજે તો મને ભોજન અમૃત જેવું મીઠું લાગ્યું. અને આજ સુધી મેં જે આનંદ નથી અનુભવ્યો તેવો મને આનંદ થાય છે. માટે હે સખીઓ અને દાસીઓ ! તમે કૃષ્ણજી પાસે જઈને કહો, કે સીમંધર ભગવાનના વચન પ્રમાણે આજે આપણાં લાડીલા પ્રદ્યુમ્નકુમાર પધારવાના છે. માટે આપ આખી દ્વારિકા નગરી શણગારો. મંગલ વાજિંત્રો વગડાવો તેમજ હે સખીઓ ! કુંવારી કન્યાઓના માથે મંગળ કળશ મૂકાવી ઠેરઠેર સાચા મોતીના સાથીયા પૂરાવો. હાથી ઘોડાને શણગારીને ઉભા રાખો. મારો પુત્ર આવે છે માટે હું આવા ઠાઠમાઠથી સ્વાગત કરું.

બંધુઓ ! પુત્રને નીરખવા માટે રૂક્મણીના હૈયામાં આનંદનો પાર નથી એનું હૈયું હિલોળે ચઢયું છે. અહીં તમારે બધાને સમજવાની જરૂર છે કે સંતાનો પ્રત્યે

માતાને કેટલો પ્રેમ હોય છે આજના સંતાનો મોટે ભાગે માતા-પિતાને ભૂલી જાય છે. જેનું હૃદય હર્ષનાં હિલોળે ચઢયું છે તેવી માતા રૂક્ષ્મણીએ સિંહ કેશરીયા લાડુ તૈયાર કરાવ્યા. મારો લાડીલો નંદ આવશે ને બાપ દીકરો જમશે. હવે બીજી બાજુ પ્રદ્યુમ્નકુમાર સત્યભામા પાસેથી નીકળી રૂક્ષ્મણીના મહેલે આવ્યો.

**"રૂક્ષ્મણી માતાના મહેલે પ્રદ્યુમ્નકુમારનાં વિવિધ પરાક્રમ"** મનોહર રત્નજડિત હૃદયને ચમકાવે તેવો મહેલ જોઈને કુમારે વિદ્યાને પૂછયું કે આ કોનો મહેલ છે? વિદ્યાએ કહ્યું હે કુમાર! તારા વિયોગથી સોળ સોળ વર્ષથી ઝૂરી રહેલી, તને મળવા તલપાપડ થઈ રહેલી ને જેના હૈયામાં આજે ઉમળકાનો પાર નથી તેવી તમારી માતા, કૃષ્ણ વાસુદેવની પ્રિય પટ્ટરાણી, જૈન ધર્મની અત્યંત અનુરાગી, દેવ-ગુરૂ અને ધર્મ માટે પ્રાણ આપનારી વહાલસોયી માતા રૂક્ષ્મણીનો આ મહેલ છે. આમ સાંભળતાં પ્રદ્યુમ્નને થયું કે લાવ ત્યારે જૈન મુનિનો વેશ પહેરું. ના.... ના....એ વેશ પહેર્યા પછી તો ઉતારાય નહિ ને મારે તો હજુ પરણવું છે. (હસાહસ) પ્રદ્યુમ્નકુમારની વિચારધારાથી વિદ્યાએ તેને સાધુનો વેશ પહેરાવી દીધો. આથી પ્રદ્યુમ્નકુમાર ચમકયો. વિદ્યાએ કહ્યું તારી માતા સિવાય તને કોઈ સાધુ વેશમાં જોઈ શકશે નહિ. માટે તું ચિંતા ન કરીશ. હવે જેના હાથમાં રજોહરણ, મુખે મુહપતિ ને હાથમાં ઝોળીના પાતરા એવા બાલમુનિ રૂક્ષ્મણીના મહેલમાં પધાર્યા. રૂક્ષ્મણીના હર્ષનો પાર નથી. સામી જઈ ને તેણે મુનિને વંદન કર્યા, મુનિરાજ બોલ્યા "ધર્મલાભ" (હસાહસ) રૂક્ષ્મણી એકદમ હરખાઈ ગઈ. અહો! આજે મારો લાડીલો પુત્ર આવવાનો છે. તેમાં આવા પવિત્ર મુનિરાજ પધાર્યા. ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય! કે આજે મારા મંગલમાં મુનિરાજ પધારવાથી વધુ મંગલ બન્યું. મુનિ કહે હે માતા! મને ભિક્ષા આપો. હું ઘણે દૂરદૂરથી ઉગ્ર વિહાર કરીને આવ્યો છું. મને ખૂબ ભૂખ અને થાક લાગ્યો છે. માટે જલ્દી વહોરાવો. આમ કહીને કૃષ્ણ વાસુદેવના સિંહાસન ઉપર જઈને બેસી ગયા. આ જોઈને રૂક્ષ્મણીને ખૂબ આશ્ચર્ય થયું. એ જૈન ધર્મની પૂરી જાણકાર હતી તેથી તેના મનમાં થયું કે અહો! જૈન મુનિ કદી સિંહાસન ઉપર બેસે નહિ પણ આ બાળમુનિ છે. કદાચ બાળક બુધ્ધિથી બેસી ગયા હશે. એમ વિચારી રૂક્ષ્મણી કહે છે હે મહારાજ! આ સિંહાસન દેવાધિષ્ઠિત છે એટલે તેના ઉપર તો કૃષ્ણ વાસુદેવ અગર તેમના પુત્ર બેસવાને હક્કદાર છે. બીજા કોઈ તેના ઉપર બેસી શકે નહિ. તેમાં પણ આપ તો જૈનમુનિ છો એટલે આપનાથી તો આવા સોનાના સિંહાસને બેસાય નહિ. માટે આપ બીજા આસન ઉપર બેસો. આ રીતે ખૂબ નમ્રતાપૂર્વક રૂક્ષ્મણીએ કહ્યું ત્યારે બાલમુનિએ કહ્યું કે શ્રાવિકા! તું મારી ચિંતા કરીશ નહિ, કે આ દેવાધિષ્ઠિત હરિના સિંહાસન ઉપર મુનિ બેસી ગયા છે તો દેવ એના ઉપર કોપાયમાન થશે ને એમનું શું થશે? એવી મારી ચિંતા ન

કરીશ. હું કંઈ સામાન્ય સાધુ નથી. લબ્ધિ સંપન્ન સાધુ છું. મારી લબ્ધિના બળથી દેવો પણ મારી સેવા કરે છે. આવા લબ્ધિ સંપન્ને ગુરૂની જે સાચા દિલથી સેવા કરે છે તે મનવાંછિત સુખ પામે છે. એટલે રૂક્ષ્મણીએ કહ્યું ગુરૂદેવ! મને ખબર નહિ કે આપ આવા લબ્ધિ સંપન્ન મુનિરાજ છો. મેં આવું કહીને આપની અશાતના કરી છે. તો મને મારા અપરાધની ક્ષમા આપો.

**રૂક્ષ્મણીએ મુનિને કરેલા પ્રશ્ન** : મુનિની ક્ષમા માંગીને રૂક્ષ્મણીએ પૂછ્યું કે મહારાજ! આપે આટલી નાની ઉંમરમાં શા માટે દીક્ષા લીધી? આપનાં માતા–પિતા કોણ છે ને આપનાં ગુરૂ કોણ છે? જો આપને હરકત ન હોય તો મને કહો. આ રીતે રૂક્ષ્મણીએ પ્રશ્ન પૂછયા. હવે મુનિ તેનો શું જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૬

**આસો વદ ૯ ને શનિવાર** **તા. ૧૬–૧૦–૭૬**

અનંત કરૂણાનીધિ સર્વજ્ઞ ભગવંતે કહ્યું છે કે હે ભવ્ય જીવો! જો તમારે શાશ્વત અને સાચું સુખ જોઇતું હોય તો પરભાવનો ત્યાગ કરી સ્વભાવમાં આવો. સ્વભાવની સાધના કર્યા વિના સ્વાધીન, શાશ્વત અને સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થવાની નથી. વિષયો અને કષાયો એ બધાં પરભાવો છે. વિષયો પ્રત્યેનો વિરાગ, ક્ષમા આદિ ભાવોમાં રમણતા કરવી તે સ્વભાવ છે. વિષય અને કષાયોમાં રમનારો આત્મા ત્રણ કાળમાં સુખી થઈ શક્તો નથી. અને વિષયો પ્રત્યેનો વિરાગી અને ક્ષમાદિ ગુણોમાં રમનારો આત્મા દુઃખી બની શક્તો નથી. સ્વભાવમાં રમીએ ત્યાં સુધી સુખ અને સ્વભાવને છોડીને પરભાવમાં રમવા ગયા એટલે દુઃખ વળગ્યું સમજો. માટે જો સુખી થવું હોય તો સ્વભાવમાં સ્થિર બનો. સ્વભાવમાં રમણુતા શીવસુખના ભોક્તા બનાવશે. પણ આ જીવડો તો એમ માની બેઠો છે કે ક્રોધ કર્યા વિના કેમ ચાલે? અમે તો સંસારી જીવડા છીએ. વહેપારમાં તો એવા કારણો ઉપસ્થિત થાય કે સ્હેજે ક્રોધ આવી જાય. અમારા મોભા પ્રમાણે માન ન સચવાય તો અભિમાન આવી જાય ને! અને વહેપારમાં માયા કર્યા વિના તો ચાલે નહિ. અને લોભ કર્યા વિના મનગમતા લાભ પણ મળે નહિ, અને વિષયના રાગ વિનાના જીવનમાં આનંદ શું? આ જીવની કેવી અજ્ઞાન દશા છે! જ્ઞાનીઓ કહે છે કે ખાખરાની ખિસકોલી સાકરના સ્વાદને શું સમજે? તેમ પરભાવમાં પાગલ બનેલા પ્રેમીને સ્વભાવના સુખના સ્વાદની શું ખબર પડે?

બંધુઓ! ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ અને વિષયના ત્યાગમાં સુખ છે છતાં મોહાધીન જીવને આ વાત સમજાતી નથી. તેથી ગમે તેટલો ઉપદેશ સાંભળે ગમે

તેટલી તપશ્ચર્યા કરે, વ્રત નિયમોનું પાલન કરે છતાં પોતાની માન્યતા છોડવા તૈયાર થતો નથી. પણ હું તો તમને સ્પષ્ટ કહું છું કે જો જીવને શાશ્વત સુખ મેળવવું હોય તો કષાયોનો ત્યાગ અને વિષયો પ્રત્યેનો વિરાગ લાવ્યા વિના કામ ચાલવાનું નથી.

આપણા ચાલુ અધિકારમાં જિતશત્રુ રાજાએ ચોક્ષા પરિવ્રાજિકાને કહ્યું તમે મારા જેવું અંતેઉર કયાંય જોયું? જવાબમાં ચોક્ષાએ હસીને કહ્યું. હે મહારાજા! તમે આ બાબતમાં કૂવાના દેડકા જેવા લાગો છો. જિતશત્રુ રાજા ખૂબ ભદ્રિક હતા. એટલે તેમણે હસીને કહ્યું કે કૂવાનો દેડકો કેવો હોય તે મને સમજાવો. ત્યારે ચોક્ષા પરિવ્રાજિકા બોલે છે હે જિતશત્રુ રાજા! જેમ કોઈ એક કૂવાનો દેડકો કુવામાં ઉત્પન્ન થયો હતો અને તેમાં તે વૃધ્ધિ પામ્યો હતો. તેથી બીજા કૂવાને, તળાવને, દ્રહને, સરોવરને કે કોઈ સમુદ્રને તેણે જોયાં ન હતાં. તેથી તે એમ માનતો હતો કે તળાવ કહો, સમુદ્ર કહો એ બધું મારા કુવામાં છે, મારા કૂવા સિવાય બીજું કોઈ જળસ્થાન નથી, પણ ત્યાં શું બન્યું, ત્યાર પછી એક વખત તે કૂવામાં બીજો કોઈક સમુદ્રમાં રહેનારો દેડકો શીઘ્રપણે આવ્યો. તેને આવેલો જોઈને કૂવાના દેડકાએ સમુદ્રના દેડકાને કહ્યું કે તમે કોણ છો? અને અત્યારે તમે ઉતાવળા ઉતાવળા કયાંથી આવો છો? જવાબમાં સમુદ્રમાં રહેનારા દેડકાએ કૂવાના દેડકાને આ પ્રમાણે કહ્યું– "एवं खलु देवाणुप्पिया। अहं सामुद्दए दद्दुरे। હે દેવાનુપ્રિય! હું સમુદ્રમાં રહેનારો દેડકો છું. તેની વાત સાંભળીને કૂવાના દેડકા એ સમુદ્રમાં રહેનારા દેડકાને કહ્યું કે સમુદ્ર કેટલો મોટો છે ત્યારે સમુદ્રમાં દેડકાએ કહ્યું સમુદ્ર તો બહુ વિશાળ છે. આ સાંભળીને કૂવાના દેડકાએ પોતાના પગ વડે એક લીંટી દોરી અને તેને કહ્યું કે-તે સમુદ્ર આટલો વિશાળ છે? ત્યારે સમુદ્રના દેડકાએ કહ્યું તે આટલો નથી. તે તો આના કરતાં પણ વિશાળ છે. તેં જે લીંટી કરી છે તેના કરતાં તો સમુદ્ર અનેક ગણો વિશાળ છે. તારી લીંટીએ સમુદ્રનું માપ બતાવી શકે તેમ નથી. આ સાંભળીને કૂવાનો દેડકો પોતે જ્યાં બેઠો હતો તે કૂવાના કિનારા ઉપરથી કૂવાના બીજા કિનારા ઉપર કૂદીને ગયો અને ત્યાં જઈને કહેવા લાગ્યો કે તમે જે સમુદ્રની વાત કરો છો તે શું આટલો મોટો છે? આ રીતે કૂવાના દેડકાની વાત સાંભળીને સમુદ્રના દેડકાએ કહ્યું–ભાઈ! શું કહું? સમુદ્રને જોવાથી તેની વિશાળતાનું જ્ઞાન થઈ શકે તેમ છે. મુખે કહેવાથી અગર લીંટીઓ દોરવાથી સમુદ્રનું જ્ઞાન થઈ શકે નહિ.

ઘણાં માણસોની દશા કૂવાના દેડકા જેવી હોય છે. પોતાની પાસે કંઈ હોય નહિ, પોતે કંઈ જોયું ન હોય અને એના કુધારા તો બાણે એવા હોય કે મારી પાસે આમ છે ને તેમ છે. મેં તો આ જોયું છે ને તે જોયું છે. પણ એની વાતમાં કંઈ માલ ન હોય. પણ ગંભીર માણસોની પાસે ગમે તેટલું ધન હોય હોય,

ગમે તેટલું જોયું હોય પણ જરાય બોલે નહિ, કે ફુલાય નહિ. ગંભીર વડલાં જેવા હોય. કૂવાના દેડકાનો ન્યાય આપીને ચોક્ષાએ કહ્યું હે જિતશત્રુ રાજા! જેમ પેલા કૂવાના દેડકાએ બીજા કુવા, તળાવ, સરોવર, દ્રહ કે સમુદ્ર વિગેરે જળાશયો જોયાં ન હતાં તેથી તે એમ માનતો હતો કે મારો કૂવો એ જ તળાવ, સરોવર, દ્રહ ને સમુદ્ર છે. આનાથી બીજું કોઈ મોટું નથી. એ રીતે હે રાજા! તમે પણ કોઇ દિવસ બીજા કોઈ રાજેશ્વર વિગેરે તેમજ સાર્થવાહ વિગેરેની સ્ત્રીઓને, બહેનોને, પુત્રીઓને કે પુત્રની વહુઓને જોઈ નથી તેથી તમે એમ માનો છો કે મારા જેવું અંતેઉર બીજે ક્યાંય નથી એટલે કે મારા જેવી રાણીઓ બીજા કોઈ રાજાના અંતેઉરમાં નહિ હોય. હે રાજા! તમને તમારા રાજ્યમાં બેઠાં બેઠાં શું ખબર પડે કે કેવી કેવી સૌંદર્યવાન રાણીઓ અને રાજકુમારીઓ બીજા રાજાના અંતેઉરમાં છે.

ચોક્ષા પરિવ્રાજિકાની વાત સાંભળીને જિતશત્રુ રાજાના મનમાં વિચાર થયો કે આ પરિવ્રાજિકા મને આમ કહે છે તો બીજે કયાંય મારા અંતઃપુર કરતાં વિશેષ સારું અંતેઉર તેણે જોયું હશે તો જ આ પ્રમાણે કહે છે. ત્યાં ચોક્ષાએ કહ્યું તમને એમ લાગે છે કે મારું અંતેઉર સુંદર છે. તો સાંભળો. મિથિલા નગરીમાં પ્રભાવંતી રાણીના ગર્ભથી જન્મેલી કુંભક રાજાની પુત્રી મલ્લીકુમારી પોતાના રૂપ અને યૌવનથી એટલી બધી સુંદર છે કે તેની સામે દેવકન્યા પણ કંઈ નથી. ઈન્દ્રની અપ્સરાના તેજ પણ એની સામે ઝાંખા પડે. હે રાજન્! વધારે તો શું કહું.

"विदेह रायवर कन्नाए छिण्णस्सवि पायंगुट्ठस्स इमे तवोरोहे सयसहस्सतिमंपि कलं न अग्घई त्तिकट्टु जामेव दिसं पाउब्भूया तामेव दिसं पडिगया।" વિદેહ રાજાની ઉત્તમ કન્યા મલ્લીકુમારીના કપાયેલા પગના અંગુઠાના નખના લાખમા ભાગ બરાબર પણ તમારું અંતઃપુર આવી શકે તેમ નથી. ટૂંકમાં ચોક્ષાએ કહ્યું કે મલ્લીકુમારીનું જે રૂપ છે, તેના દેહની જે તેજસ્વીતા અને કાન્તિ છે તેની આગળ તમારી રાણીઓનું રૂપ પાણી ભરે છે. એના નખ જેટલું પણ તમારી રાણીઓનું રૂપ નથી. આ પ્રમાણે કહીને ચોક્ષા જે દિશામાંથી આવી હતી તે દિશા તરફ પાછી ચાલી ગઈ.

ચોક્ષા પરિવ્રાજિકા તો ચાલી ગઈ પણ મલ્લીકુમારીના રૂપ અને સૌંદર્યની પ્રશંસા સાંભળીને જિતશત્રુ રાજાના મનમાં થયું કે એ મલ્લીકુમારી કેવી હશે! એને જો મારી રાણી બનાવું તો મારી જિંદગી સફળ થાય. મારું અંતેઉર શોભી ઉઠે. આમ મલ્લીકુમારીના પ્રત્યે જિતશત્રુ રાજાને અનુરાગ ઉત્પન્ન થયો. અને તેમણે દૂતને બોલાવ્યો. અને પૂર્વના પાંચ રાજાઓની માફક કહ્યું કે તમે મિથિલા નગરી જાઓ. ત્યાં જઈને કુંભક રાજા પાસે મલ્લીકુમારીની મારા માટે માંગણી કરો. રાજાનો હુકમ થવાથી દૂત મિથિલા નગરી જવા ઉપડી ગયો.

મલ્લીકુમારીનાં પૂર્વનાં છ મિત્રોની વાત ચાલતી હતી. તે છ એ છ રાજાઓએ

મલ્લીકુમારીનાં રૂપ-ગુણની પ્રશંસા સાંભળી અને તેમને તેના પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થયો. અને તે છ એ રાજાઓએ મલ્લીકુમારીની માંગણી કરવા માટે પોતપોતાનાં દૂતને રવાના કર્યા. મલ્લીકુમારી એક છે ને તેને માટે છ છ રાજાઓનાં કહેણ છે. છ એ દિશામાંથી છ રાજાના દૂતો મિથિલા નગરીમાં પહોંચશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** રૂક્ષ્મણીએ બાલમુનિને પ્રશ્ન કર્યો કે તમારા માતા-પિતા અને ગુરૂ કોણ છે. આપે આટલી નાની ઉંમરમાં દીક્ષા શા માટે લીધી ? ત્યારે મુનિએ ચતુરાઈથી કહ્યું-હે શ્રાવિકા ! તું જૈન ધર્મમાં પ્રવીણ છે. તારે આ બધી વાત શા માટે કરવી જોઈએ ? એ બધી સંસારિક વાતો કહેવાય. જો તારે મને પૂછવું હોય તો જ્ઞાન-ધ્યાનની વાત પૂછી શકે છે. સાધુના આચાર વિચારના વિષયમાં પૂછવું હોય તો પૂછી શકે છે. છતાં જો તારે જાણવું હોય તો સાંભળ.

આ પૃથ્વી ઉપર મારો જન્મ થયો છે. પૃથ્વીપતિ મારા પિતા છે ને પૃથ્વી મારી માતા છે. અને મને તો બાલપણથી સહજ ભાવે સંસાર અસાર લાગતો હતો. દીક્ષા લેવા માટે ગુરૂની ખૂબ ખોજ કરી પણ મને મારા યોગ્ય ગુરૂ ન મળ્યા. એટલે મેં તો સ્વયં દીક્ષા લીધી છે. તેથી મારા કોઈ ગુરૂ નથી. હું જ મારો ગુરૂ છું. (હસાહસ) ને બીજા અરિહંત ભગવંત મારા ગુરૂ છે. હું સ્વયં પ્રતિબોધ પામેલો છું. એટલે મેં અરિહંતપ્રભુની સાક્ષીએ દીક્ષા લીધી છે. હું ઘણે દૂર દૂરથી અનેક શહેર નગરોમાં અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડતો પમાડતો આ દ્વારિકા નગરીમાં આવ્યો છું. સોળ સોળ વર્ષનો ઉપવાસી છું. ઉગ્ર તપશ્ચર્યાનું પારણું કરવા માટે તારે ઘેર આવ્યો છું. ત્યારે રૂક્ષ્મણી કહે છે મહારાજ ! ભગવાનનાં વચન છે કે આ કાળમાં એક વર્ષથી અધિક કોઈ તપશ્ચર્યા કરી શકતું નથી. અને આપ કહો છો કે મારે સોળ સોળ વર્ષની તપશ્ચર્યા છે તે હું કેવી રીતે માનું ? ત્યારે મુનિએ કહ્યું.

> આજ તલક ઉપવાસ કીયા હૈ માતા સ્થાન હરામ,
> બાતો સે નહીં બડી હોય તૂં હૈને કા કર કામ હો

હે શ્રાવિકા રૂક્ષ્મણી ! તું મારી વાત સાચી નથી માનતી પણ જો મેં જન્મ ધરીને માતાનું દૂધ પીધું હોય કે આ દ્વારિકા નગરીનું પાણી પીધું હોય તો તું કહે તેના સોગન ખાઉં. પણ તું તો વાતોમાં જ શૂરી છે. તને એમ નથી થતું કે મુનિને જલ્દી વહોરાવું ! ભાગ્ય વિના ભાગ્યશાળી થોડું બનાય છે ! ભાગ્યમાં હોય તો લાભ લઈ શકાય ને ? હું તો સોળ વર્ષનો ઉપવાસી છું. પણ જેના પેટમાં રોટલા કૂદતા હોય તેને શું ખબર પડે ? (હસાહસ) આ બાળમુનિ આવા આવા શબ્દો કહે છે પણ રૂક્ષ્મણીને તેના ઉપર સહેજ પણ અભાવ થતો નથી. મુનિને જોઈને

તેનું હૈયું હરખાય છે. મુનિ પણ પોતાની જન્મદાતા માતાના દર્શન કરી અંતરથી વંદન કરે છે પણ હજુ તેમની વચ્ચેનો પડદો હટતો નથી,

મુનિ રૂક્ષ્મણીને કહે છે મેં તમારી ધર્મશ્રધ્ધાના ઘણાં ગુણ સાંભળ્યા છે. આપ ધર્મની ખૂબ શ્રધ્ધાવાળા છો. કોઈના ડગાવ્યા ડગો તેમ નથી. તેમજ તમારી નગરીમાં કાયમ સાધુ સાધ્વીનો જોગ મળે છે. જો તને દાન દીધા વિના જમવું પડે તો આઘાત લાગે છે. એવી તારી અને કૃષ્ણવાસુદેવની ભક્તિ છે. તારા ગુણોની પ્રશંસા સાંભળીને હું દૂર દૂર દેશથી આવો તપસ્વી આવ્યો છું છતાં તને વહોરાવવાનું મન થતું નથી. તેમાં તારો દોષ નથી પણ મારી અંતરાય છે. મુનિની વાત સાંભળીને રૂક્ષ્મણી કહે છે હે ઋષિશ્વર! હમણાં હું રાત દિવસ ચિંતાથી ઝૂરી રહી છું. મને ખાધાપીધાનું પણ ભાન નથી. ચિંતામાં ને ચિંતામાં મારા રાત દિવસ પસાર થાય છે.

ઐસી આરત તુમ્હેં કૌનસી, ભાષા સકલ વિચાર,
સૌ કહે સુત આનવેલા, શ્રી જિન કરી ઉચ્ચાર હો–શ્રોતા

મુનિરાજ કહે છે તું તો કૃષ્ણની પટ્ટરાણી કહેવાય. તને વળી આટલી બધી ચિંતા શેની? ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું કે મારા પુત્રનું જન્મ પછી છ દિવસમાં અપહરણ થયું છે. એ મારો નંદ સોળવર્ષ પછી મને મળશે તેવા સર્વજ્ઞ પ્રભુનાં વચન છે. આજે તેને સોળવર્ષ પૂરાં થયાં છે. અને ભગવંતે કહ્યા પ્રમાણે બધાં નિશાનો પણ થઈ ચૂક્યાં છે. આજે મારી ડાબી આંખ ને ડાબી ભૂજા ફરકે છે. મારો બગીચો લીલોછમ થઈ ગયો છે. મૂંગા માણસો બોલતાં થયા, કદરૂપા માણસો રૂપવંત બની ગયા, અંધા દેખતાં થયાં ને દુર્બુધ્ધિવાળા સદ્બુધ્ધિવાળા બની ગયા છે. સૂકાં સરોવર પાણીથી છલકાઈ ગયા અને સારી દ્વારિકા નગરીનાં જનોનાં મન આનંદથી નાચી ઉઠયા છે.

મહારાજ! આ બધું થયું પણ મારો પુત્ર નથી આવ્યો તેથી મારું દિલ તૂટી ગયું છે. મારો આનંદ નષ્ટ થયો છે. હમણાં સત્યભામાના પુત્રના લગ્ન થશે ને મારું માથું મુંડાશે. મારું શું થશે? બહેન! એમાં શું થયું! મહારાજ! તમને લાગે. જ્યારે માથું મુંડાય પછી એવા અપમાનવાળા જીવન જીવવાથી શું? આ કરતાં મરી જવું સારું. મુનિ કહે છે બહેન! ધીરજ રાખ. ત્યારે રૂક્ષ્મણી કહે છે મહારાજ! તમે જ્ઞાની છો. આપ કહો ને કે મારો પુત્ર ક્યારે મળશે?

**રૂક્ષ્મણીને આપેલો જવાબ :** મુનિરાજે કહ્યું કે સાધુને કંઈ પણ વહોરાવ્યા વિના લૂખા હાથે પ્રશ્ન પૂછાય નહિ. અને પ્રશ્નનો ઉત્તર મળે તો ફળદાયી નીવડે નહિ. માટે તારા ઘરમાં જે સૂઝતો આહાર હોય તે મને પહેલાં વહોરાવ પછી પ્રશ્નનો જવાબ આપું. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું કે મહારાજ! જ્યારથી મારા પુત્રનું

અપહરણ થયું ત્યારથી મેં સ્વાદથી અથવા પેટ ભરીને ખાધું નથી. તેથી ખાસ સગવડ નથી પણ કૃષ્ણજી માટે કેશરિયા લાડુ બનાવડાવ્યા છે તે છે. બીજું કાંઈ નથી. તો મુનિએ કહ્યું કે મને તે લાડુ વહોરાવો. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું મહારાજ! આ લાડુ આપને ન પચે. એ તો કૃષ્ણ વાસુદેવ અગર તેમના પુત્રને પચે. મુનિ કહે કે મને વાંધો નહિ આવે. તું લાડુ વહોરાવ. ત્યારે રૂક્ષ્મણીએ એક કેશરિયો લાડુ મુનિના પાત્રમાં વહોરાવ્યો. ત્યારે મુનિ કહે છે અરેરે.... તું કૃષ્ણની પટ્ટરાણી કહેવાય ને આટલી બધી વહોરાવવામાં કંજુસણી છું? તે તો મને આજે ખબર પડી. (હસાહસ) ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું મહારાજ! હું લોભણી નથી પણ આ લાડુ તો કૃષ્ણજી પણ એક જ ખાઈ શકે. એથી અધિક એમને પણ પચે નહિ. તો એથી વધુ આપને ક્યાંથી પચે? આપને માટે તો ૦ લાડુ બહુ થઈ ગયો. જો તમે એથી અધિક ખાવ તો આપના પ્રાણ દેહથી જુદા થઈ જાય ને મને ઋષિહત્યાનું પાપ લાગે.

**રૂક્ષ્મણીને થયેલી શંકા :** હે શ્રાવિકા! તું શા માટે ડરે છે? હું ખૂબ તપ કરું છું તેથી મને લબ્ધિ પેદા થઈ છે. તેના બળથી જે પેટમાં નાંખું તે બધું પચાવી શકું છું. એટલે મને કંઈ થવાનું નથી. માટે તું ઉદારતાથી વહોરાવ. આમ કહી એકેક કરતાં બધા લાડુ વહોરીને મુનિ આરોગી ગયા. પણ તેમને કાંઈ તકલીફ થઈ નહિ. આ જોઈને રૂક્ષ્મણી તો આશ્ચર્યચકિત થઈ ગઈ. અને પ્રદ્યુમ્નને પણ માતાના હાથનું ભોજન જમીને ખૂબ આનંદ થયો. રૂક્ષ્મણીને વિચાર થયો કે જૈન મુનિ આ રીતે ગૃહસ્થને ઘેર હોય તેટલું બધું વહોરે નહિ. ને આ મુનિએ તો બધા લાડુ વહોરી લીધા. તે તો ઠીક પણ લાડુ કૃષ્ણજી જેવાને એકથી વધુ પચે નહિ, ને આ તો બધા ખાઈ ગયાં પણ કંઈ થયું નહિ. આ કોણ હશે? એને જોઈને મારું લોહી ઉછળે છે. આમ વિચાર કરીને સાધુના સામું જોવા લાગી તો તેના સ્તનમાંથી દૂધ ટપકવા લાગ્યું. ત્યારે તેના મનમાં થયું કે શું આ મારો પુત્ર હશે.! જો આ મારો પુત્ર મુનિના રૂપમાં આવ્યો હોય તો ખૂબ શરમજનક છે. આ સાધુનું રૂપ નથી મારા જેવું કે નથી એના પિતા જેવું. આ તો બેડોળરૂપ છે. જો મારો પુત્ર આવો હોય તો સત્યભામા મને ખીજવશે. પણ મને મારો પુત્ર નથી લાગતો. અરેરે.... મારો પુત્ર મને ક્યારે મળશે? હમણાં સત્યભામા મારું માથું મુંડાવશે. આમ રૂક્ષ્મણી અનેક પ્રકારની ચિંતાથી ઘેરાઈ ગઈ છે. હજુ મુનિ તેને ઘેર છે.

**ચમત્કારી યોગી નહિ આવતાં સત્યભામા ચિંતામાં :–** આ તરફ સત્યભામાએ એકાગ્ર ચિત્તે અઢાર હજાર જાપ પૂરા કર્યા. પણ તેનું રૂપ કે તેજ વધ્યું નહિ ત્યારે તેના દુઃખનો પાર ન રહ્યો. અરે! મેં તો મારું છતું રૂપ ગુમાવ્યું. મને આવી કુબડી બનાવી મારું માથું મુંડાવી એ દુષ્ટ ક્યાં ચાલ્યો ગયો? બીજી

તેનું હૈયું હરખાય છે. મુનિ પણ પોતાની જન્મદાતા માતાના દર્શન કરી અંતરથી વંદન કરે છે પણ હજુ તેમની વચ્ચેનો પડદો હટતો નથી,

મુનિ રૂક્ષ્મણીને કહે છે મેં તમારી ધર્મશ્રધ્ધાના ઘણાં ગુણ સાંભળ્યા છે. આપ ધર્મની ખૂબ શ્રધ્ધાવાળા છો. કોઈના ડગાવ્યા ડગો તેમ નથી. તેમજ તમારી નગરીમાં કાયમ સાધુ સાધ્વીનો જોગ મળે છે. જો તને દાન દીધા વિના જમવું પડે તો આઘાત લાગે છે. એવી તારી અને કૃષ્ણવાસુદેવની ભક્તિ છે. તારા ગુણોની પ્રશંસા સાંભળીને હું દૂર દૂર દેશથી આવો તપસ્વી આવ્યો છું છતાં તને વહોરાવવાનું મન થતું નથી. તેમાં તારો દોષ નથી પણ મારી અંતરાય છે. મુનિની વાત સાંભળીને રૂક્ષ્મણી કહે છે હે ઋષિશ્વર! હમણાં હું રાત દિવસ ચિંતાથી ઝૂરી રહી છું. મને ખાધાપીધાનું પણ ભાન નથી. ચિંતામાં ને ચિંતામાં મારા રાત દિવસ પસાર થાય છે.

ઐસી આરત તુમ્હેં કૌનસી, ભાખા સકલ વિચાર,
સૌ કહે સુત આનવેલા, શ્રી જિન કરી ઉચ્ચાર હો–શ્રોતા

મુનિરાજ કહે છે તું તો કૃષ્ણની પટ્ટરાણી કહેવાય. તને વળી આટલી બધી ચિંતા શેની? ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું કે મારા પુત્રનું જન્મ પછી છ દિવસમાં અપહરણ થયું છે. એ મારો નંદ સોળવર્ષ પછી મને મળશે તેવા સર્વજ્ઞ પ્રભુનાં વચન છે. આજે તેને સોળવર્ષ પૂરાં થયાં છે. અને ભગવંતે કહ્યા પ્રમાણે બધાં નિશાનો પણ થઈ ચૂક્યાં છે. આજે મારી ડાબી આંખ ને ડાબી ભૂજા ફરકે છે. મારો બગીચો લીલોછમ થઈ ગયો છે. મૂંગા માણસો બોલતાં થયા, કદરૂપા માણસો રૂપવંત બની ગયા, અંધા દેખતાં થયાં ને દુર્બુધ્ધિવાળા સદ્‌બુધ્ધિવાળા બની ગયા છે. સૂકાં સરોવર પાણીથી છલકાઈ ગયા અને સારી દ્વારિકા નગરીનાં જનોનાં મન આનંદથી નાચી ઉઠયા છે.

મહારાજ! આ બધું થયું પણ મારો પુત્ર નથી આવ્યો તેથી મારું દિલ તૂટી ગયું છે. મારો આનંદ નષ્ટ થયો છે. હમણાં સત્યભામાના પુત્રના લગ્ન થશે ને મારું માથું મુંડાશે. મારું શું થશે? બહેન! એમાં શું થયું! મહારાજ! તમને લાગે. જ્યારે માથું મુંડાય પછી એવા અપમાનવાળા જીવન જીવવાથી શું? આ કરતાં મરી જવું સારું. મુનિ કહે છે બહેન! ધીરજ રાખ. ત્યારે રૂક્ષ્મણી કહે છે મહારાજ! તમે જ્ઞાની છો. આપ કહો ને કે મારો પુત્ર ક્યારે મળશે?

**રૂક્ષ્મણીને આપેલો જવાબ:** મુનિરાજે કહ્યું કે સાધુને કંઈ પણ વહોરાવ્યા વિના લૂખા હાથે પ્રશ્ન પૂછાય નહિ. અને પ્રશ્નનો ઉત્તર મળે તો ફળદાયી નીવડે નહિ. માટે તારા ઘરમાં જે સૂઝતો આહાર હોય તે મને પહેલાં વહોરાવ પછી પ્રશ્નનો જવાબ આપું. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું કે મહારાજ! જ્યારથી મારા પુત્રનું

અપહરણ થયું ત્યારથી મેં સ્વાદથી અથવા પેટ ભરીને ખાધું નથી. તેથી ખાસ સગવડ નથી પણ કૃષ્ણજી માટે કેશરિયા લાડુ બનાવડાવ્યા છે તે છે. બીજું કાંઈ નથી. તો મુનિએ કહ્યું કે મને તે લાડુ વહોરાવો. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું મહારાજ! આ લાડુ આપને ન પચે. એ તો કૃષ્ણ વાસુદેવ અગર તેમના પુત્રને પચે. મુનિ કહે કે મને વાંધો નહિ આવે. તું લાડુ વહોરાવ. ત્યારે રૂક્ષ્મણીએ એક કેશરિયો લાડુ મુનિના પાત્રમાં વહોરાવ્યો. ત્યારે મુનિ કહે છે અરેરે.... તું કૃષ્ણની પટ્ટરાણી કહેવાય ને આટલી બધી વહોરાવવામાં કંજુસણી છું? તે તો મને આજે ખબર પડી. (હસાહસ) ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું મહારાજ! હું લોભણી નથી પણ આ લાડુ તો કૃષ્ણજી પણ એક જ ખાઈ શકે. એથી અધિક એમને પણ પચે નહિ. તો એથી વધુ આપને ક્યાંથી પચે? આપને માટે તો ૦ા લાડુ બહુ થઈ ગયો. જો તમે એથી અધિક ખાવ તો આપના પ્રાણ દેહથી જુદા થઈ જાય ને મને ઋષિહત્યાનું પાપ લાગે.

**રૂક્ષ્મણીને થયેલી શંકા :** હે શ્રાવિકા! તું શા માટે ડરે છે? હું ખૂબ તપ કરું છું તેથી મને લબ્ધિ પેદા થઈ છે. તેના બળથી જે પેટમાં નાંખું તે બધું પચાવી શકું છું. એટલે મને કંઈ થવાનું નથી. માટે તું ઉદારતાથી વહોરાવ. આમ કહી એકેક કરતાં બધા લાડુ વહોરીને મુનિ આરોગી ગયા. પણ તેમને કાંઈ તકલીફ થઈ નહિ. આ જોઈને રૂક્ષ્મણી તો આશ્ચર્યચકિત થઈ ગઈ. અને પ્રદ્યુમ્નને પણ માતાના હાથનું ભોજન જમીને ખૂબ આનંદ થયો. રૂક્ષ્મણીને વિચાર થયો કે જૈન મુનિ આ રીતે ગૃહસ્થને ઘેર હોય તેટલું બધું વહોરે નહિ. ને આ મુનિએ તો બધા લાડુ વહોરી લીધા. તે તો ઠીક પણ લાડુ કૃષ્ણજી જેવાને એકથી વધુ પચે નહિ, ને આ તો બધા ખાઈ ગયાં પણ કંઈ થયું નહિ. આ કોણ હશે? એને જોઈને મારું લોહી ઉછળે છે. આમ વિચાર કરીને સાધુના સામું જોવા લાગી તો તેના સ્તનમાંથી દૂધ ટપકવા લાગ્યું. ત્યારે તેના મનમાં થયું કે શું આ મારો પુત્ર હશે! જો આ મારો પુત્ર મુનિના રૂપમાં આવ્યો હોય તો ખૂબ શરમજનક છે. આ સાધુનું રૂપ નથી મારા જેવું કે નથી એના પિતા જેવું. આ તો બેડોળરૂપ છે. જો મારો પુત્ર આવો હોય તો સત્યભામા મને ખીજવશે. પણ મને મારો પુત્ર નથી લાગતો. અરેરે.... મારો પુત્ર મને ક્યારે મળશે? હમણાં સત્યભામા મારું માથું મુંડાવશે. આમ રૂક્ષ્મણી અનેક પ્રકારની ચિંતાથી ઘેરાઈ ગઈ છે. હજુ મુનિ તેને ઘેર છે.

**ચમત્કારી યોગી નહિ આવતાં સત્યભામા ચિંતામાં :–** આ તરફ સત્યભામાએ એકાગ્ર ચિત્તે અઢાર હજાર જાપ પૂરા કર્યા. પણ તેનું રૂપ કે તેજ વધ્યું નહિ ત્યારે તેના દુઃખનો પાર ન રહ્યો. અરે! મેં તો મારું છતું રૂપ ગુમાવ્યું. મને આવી કુબડી બનાવી મારું માથું મુંડાવી એ દુષ્ટ ક્યાં ચાલ્યો ગયો? બીજી

તરફ દાસીઓએ આવીને સત્યભામાને ખબર આપી કે આખી દ્વારિકા નગરીમાં ઉત્પાત મચી ગયો છે. કોઈ માણસ આવ્યો છે તેણે તમારા ઉદ્યાનોને ખેદાનમેદાન કરી નાંખ્યા છે. આપની વાવનું પાણી સૂકાવી દીધું છે. અને ત્રીજી વાત સીમંધર પ્રભુના કહેવા પ્રમાણે રૂક્ષ્મણીનો પુત્ર પ્રદ્યુમ્નકુમાર આજે આવવાનો છે તેથી દ્વારિકાનાં નગરજનોનાં હૈયાં હિલોળે ચઢયા છે. સારી નગરી શણગારી છે. આ સાંભળીને સત્યભામાનું હૈયું ચીરાઈ ગયું. તે દાસીને કહે છે કે પેલા બ્રાહ્મણને શોધી લાવો. એ નહિ આવે તો મારું શું થશે? દાસી કહે–અમે ખૂબ તપાસ કરી પણ તેનો પત્તો પણ લાગતો નથી. સત્યભામા તો છાતી ને માથા કૂટવા લાગી. તેને પોતાની ભૂલનો ખૂબ પશ્ચાતાપ થવા લાગ્યો. પણ હવે શું થાય?

**"સત્યભામાને રૂક્ષ્મણીનું માથું મુંડવાના કોડ" :–** એણે તો સ્નાન કર્યું, શણગાર સજ્યાં પણ મસ્તક મુંડેલું કંઈ છાનું રહે? પોતાનું પાપ છૂપાવવા અનેક ઉપાયો કર્યા પણ રૂપ સારું થયું નહિ. એ તો દર્પણમાં મોઢું જોઈને રડવા લાગી. હાય....હાય....હું તો કેવી રૂપાળી હતી ને કેવી બની ગઈ! કદાચ કૃષ્ણજી આવશે તો મારી મજાક ઉડાવશે ને દુનિયા જાણશે તો એમ કહેશે કે કૃષ્ણની પટ્ટરાણી સત્યભામા સૌંદર્યવાન બનવા જતાં ઠગાઈ ગઈ. પોતે તો ઠગાઈને માથું મુંડાવ્યું, છતાં મનમાં અભિમાન લાવીને કહે છે મારું માથું ભલે મુંડાયું પણ મારો ભાનુકુમાર પહેલો પરણે છે એટલે એનું માથું મુંડવાની મેં શરત કરી છે. તો હવે એનું મસ્તક મુંડીને એને મારા જેવી બનાવું. આવો વિચાર કરીને સત્યભામાએ તેની દાસીઓને બોલાવીને કહ્યું કે તમે રૂક્ષ્મણીનું માથું મુંડાવી તેના વાળ મારી પાસે લઈ આવો એટલે સત્યભામાની દાસીઓ સોનાની રત્નજડિત થાળી લઈને ઢોલ નગારા વગાડતી, નાચતી ને કૂદતી રૂક્ષ્મણીના મહેલે આવી. સત્યભામાની દાસીઓને જોઈને રૂક્ષ્મણીના હોશકોશ ઉડી ગયા છે. પેલા મુનિ ત્યાં જ છે. એણે પૂછયું–માતા! તને એકદમ શું થઈ ગયું? તારો આનંદ કેમ ઉડી ગયો? ને તું શા માટે રડે છે? હવે રૂક્ષ્મણી મુનિને દુઃખનું કારણ કહેશે ને સત્યભામાની દાસીઓ તેનું માથું કેવી રીતે મુંડશે ને શું બનશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૯૭

**આસો વદ ૧૦ ને રવીવાર** તા. ૧૭-૧૦-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

વિશ્વ વંદનીય, વિરલ વિભૂતિ, સમતાના સાગર સર્વજ્ઞ ભગવંતે જગતના જીવોને

અપાર દુઃખથી ભરેલાં સંસાર સાગરનાં પ્રવાહમાં તણાતાં જોઈ કરૂણા કરી કહ્યું કે હે ભવ્ય પ્રાણીઓ ! જો તમારે સાચું સુખ જોઈતું હોય તો સંસાર સુખના રાગનો ત્યાગ કરો ને ત્યાગનો રાગ કરો. સાચું સુખ ત્યાગમાં છે.

મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. તેમાં મલ્લીકુમારીનાં રૂપ અને ગુણની પ્રશંસા સાંભળતાં સંસાર સુખના રાગી જીવડાઓ પૂર્વના છ મિત્રોને તેમના પ્રત્યે અનુરાગ જાગ્યો. તેથી છ એ છ રાજાઓએ મલ્લીકુમારીની માંગણી કરવા માટે પોતપોતાનાં દૂત મોકલ્યા. અને છ એ દૂતો પોતપોતાના રાજાની આજ્ઞા થતાં નીકળ્યા. અને ઘણાં ગામો વટાવી છ રાજાનાં દૂતો એક જ દિવસે મિથિલા નગરીમાં પહોંચ્યા. અને મુખ્ય ઉદ્યાનમાં આવીને પોતપોતાનો પડાવ નાંખ્યો પડાવ નાંખીને તેઓ મિથિલા રાજધાનીમાં જ્યાં કુંભક રાજા હતા ત્યાં પહોંચ્યા. ત્યાં જઈને બધાએ બંને હાથની અંજલિ બનાવી મસ્તકે મૂકી કુંભક રાજાને નમસ્કાર કર્યા. નમસ્કાર કરીને તેમણે વારાફરતી પોતપોતાના રાજાનો સંદેશો તેમને કહી સંભળાવ્યો ને કહ્યું કે હે મહારાજા ! અમારા મહારાજાએ આપની પુત્રી મલ્લીકુમારીનાં રૂપ અને ગુણની પ્રશંસા સાંભળી છે તેથી મલ્લીકુમારીનું માગું કરવા અમને મોકલ્યા છે. આમ કહેતાં છ એ દૂતોના મુખ ઉપર હર્ષ હતો. સૌના મનમાં એમ હતું કે અમારા રાજાનું કહેણુ કુંભક રાજા સ્વીકારશે. કોનું કહેણુ સ્વીકારશે તેના જવાબની દૂતો રાહ જોઈને હાથ જોડીને ઉભા રહ્યાં.

કુંભક રાજાએ છ એ દૂતોની વાત સાંભળી. હું તમને પૂછું કે તમારી દીકરી માટે સામેથી આટલાં કહેણુ આવે તો તમે ખુશ થાઓ ને ? મારી પુત્રી કેટલી ભાગ્યવાન છે કે તેને માટે સામેથી માંગણી કરવા આવે છે. પણ કુંભક રાજાને હર્ષ થયો નહિ. પણ દૂતોનાં મુખેથી છ રાજાઓએ મલ્લીકુમારીની માંગણી કરી છે તે વાતસાંભળીને "आसुरत्ते जाव तिवलियं भिउडिं एवं वयासी।" કુંભક રાજાને ખૂબ ક્રોધ ચઢયો. અને કપાળમાં ત્રણ રેખાઓ પડે તેવી તેમની ભ્રકુટી ચઢી ગઈ. ને આંખો તો ક્રોધથી લાલચોળ થઈ ગઈ.

જ્યારે માણુસને ક્રોધ આવે છે ત્યારે હિતાહિતનો વિવેક રહેતો નથી કે હું આ ક્રોધ કરું છું તેનું પરિણામ શું આવશે ? ક્રોધ એ આત્માનો કટ્ટો શત્રુ છે. વગર અગ્નિની અગ્નિ છે. જેમ અગ્નિનો એક તણખો લાખો મણ રૂની ગંજીઓને ને મોટા વનને બાળીને ભસ્મીભૂત કરી નાંખે છે. તેમ વર્ષો સુધી કરેલી સાધનાને ક્રોધની એક ચિનગારી બાળીને ખાખ કરી નાંખે છે. કષાય એ કસાઈ જેવી ભયંકર છે. આત્મા કષાયમાં જોડાયેલો હોય તે વખતે જો આયુષ્યનો બંધ પડે તો દુર્ગતિનો બંધ પડે છે. માટે ભગવાન કહે છે કે કષાયો ઉપર વિજય મેળવો. કહ્યું છે કે

"संसारस्स उ मूलं कम्मं, तस्स वि हुन्ति य कसाया।" સંસારનું મૂળ કર્મ છે ને કર્મનું મૂળ કષાયો છે. અને કર્મોના કારણે જીવ દુઃખ ભોગવે છે. અશુભનો ઉદય હોય ત્યારે જીવને શાંતિ નથી મળતી.

એક કરોડપતિ શેઠ હતા. પણ એમના એવા કર્મનો ઉદય હતો કે તેમના ઘરમાં શાંતિ ન હતી. શેઠની માતા અને પત્ની બંનેને મેળ ન હતો. વાતે વાતે સાસુ-વહુ ઝઘડી પડે. શેઠ દુકાનેથી થાક્યા-પાક્યા ઘેર જમવા આવે ત્યાં સાસુ-વહુનો રેડિયો શરૂ થઈ જાય. શેઠ ધર્મને પામેલાં હતાં તેથી ખૂબ શાંતિ રાખતા. બંનેને સમજાવે પણ પાપનો ઉદય તેથી સમજે નહિ. છેવટમાં શેઠની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પણ બિચારા કરે શું? ન તો પત્નીને કહી શકે કે ન તો માતાને કહી શકે.

એક વખત શેઠ બંનેને સમજાવીને ફરવા લઈ જાય છે. બાગ, બજાર બધું બતાવતાં છેવટે સુતારકામ ચાલે છે ત્યાં લઈ જાય છે. ત્યાં બે સુતાર લાકડું વેરે છે. શેઠાણીએ કોઈ દિવસ લાકડાં વહેરતાં જોયાં ન હતાં. તેથી પૂછયું કે આ સામાસામી શું કરે છે? ત્યારે શેઠે કહ્યું કે તમે સાસુ અને વહુ જેમ કરો છો તેમ આ લોકો કરે છે. સુતાર લાકડા વહેરે છે ને તમે ઝઘડા કરી મને કષાય રૂપી કરવત વડે વહેરી રહ્યાં છો. તેનું પરિણામ એ આવશે કે હું વહેલો લાકડા ભેગો થઈ જઈશ. (હસાહસ) શેઠના શબ્દો સાંભળીને શેઠની માતા અને પત્ની બંનેની આંખ ખુલી ગઈ. તેમને ભાન થયું કે કષાય કેટલી ભયંકર છે! कषाया सिंचन्ति मूलाइ पुणब्भवस्स।" ક્રોધાદિ કષાયો જન્મ-મરણ રૂપ વૃક્ષનાં મૂળને સિંચન કરનાર છે. એટલે જન્મ-મરણનાં મૂળને મજબૂત કરે છે. સાસુ અને વહુને ભાન થતાં ક્રોધ ન કરવો તેવી પ્રતિજ્ઞા લીધી. ઘરમાંથી ક્લેશ જતાં શેઠનું ઘર સ્વર્ગ જેવું બની ગયું. માટે સમજીને બને તેટલો કષાયોનો ત્યાગ કરો.

મલ્લીકુમારીના પિતા કુંભક રાજાને છ દૂતોની વાત સાંભળી ખૂબ ક્રોધ આવ્યો. કપાળે ત્રણ લીટીઓ ચઢી ગઈ. ક્રોધાવેશમાં આવી ભ્રકુટી ચઢાવીને કહ્યું કે-

"હું મારી પુત્રીને કોઈને નથી આપવાનો" : न मे देमि णं अहं तुब्भं मल्ली विदेह रायवर कन्नं, तिकट्टु ते छप्पिदूते असक्कारियं असमाणिय अवद्दारेणं णिच्छुभावेति। હે દૂતો! મારી પુત્રી વિદેહરાજવર કન્યા મલ્લીકુમારી તમારા રાજાઓને આપીશ નહિ. આ પ્રમાણે કહીને કુંભક રાજાએ દૂતોનો કોઈ પણ રીતે સત્કાર કર્યો નહિ કે તેમનું સન્માન કર્યું નહિ. પણ ઉલ્ટો તેમના ઉપર ક્રોધ કરીને પોતાનાં મહેલનાં પાછલા દરવાજેથી બહાર કાઢી મૂક્યા.

કુંભક રાજાએ દૂતો ઉપર ગુસ્સો કર્યો ને અપમાન કરીને કાઢી મૂકયા તેથી તેમને

ખૂબ દુઃખ થયું. માણસ માત્રને પોતાનું માન વહાલું હોય છે. કુંભક રાજાને તેમની કુંવરી આપણાં રાજાને આપવી ન હતી તો ના પાડવી હતી કે તમે મારી કુંવરીની માંગણી કરવા આવ્યાં છો તે આનંદની વાત છે. પણ તમારા રાજા સાથે પરણાવવાની મારી ઈચ્છા નથી. આમ શાંતિથી કહેવું હતું પણ ગુસ્સે થઈને આપણું અપમાન કરવાની શી જરૂર? આપણને મહેલના પાછલા દરવાજેથી કાઢી મૂક્યાં તે આપણું ઘોર અપમાન કર્યું છે. છ એ રાજાના દૂતો અપમાનિત થઈ દુઃખિત દિલે મિથિલા નગરી છોડીને ચાલી નીકળ્યા. છ એ રાજાના દૂતો પોતાના રાજાની હોંશ પૂરી કરવા આવ્યા હતા પણ તેમની હોંશ પૂરી ન થઈ. એટલે વીલા મોઢે છ એ દૂતો મિથિલા છોડીને પોતાના દેશમાં પહોંચી ગયા.

**"આશામાં રહેલા રાજાઓ"**: જિતશત્રુ આદિ છ એ રાજાઓ વિચાર કરતાં હતાં કે આપણાં દૂતો મલ્લીકુમારીની માંગણી કરવા માટે ગયા છે તો તે કાર્યમાં જરૂર સફળ બનીને આવશે. કારણ કે સૌની આશા અમર હોય છે. સૌ પોતાનાં મનોરથો પૂરા થશે તેમ ઈચ્છે છે. પણ અહીં તો એકેયની આશા પૂરી થઈ નહિ. બધા દૂતોએ પોતાના મહારાજા પાસે આવી સર્વપ્રથમ બંને હાથ જોડી અંજલી મસ્તકે મૂકીને નમન કર્યા. અને કહ્યું કે एवं खलु सामी! હે સ્વામિન્! અમે બધાં જિતશત્રુ પ્રમુખ છ એ છ રાજાઓનાં દૂતો એક જ સમયમાં જ્યાં મિથિલા નગરી હતી ત્યાં પહોંચ્યા. ત્યાં પહોંચીને કુંભક રાજાના દર્શન માટે મહેલમાં ગયા. ત્યાં અમે વિનયપૂર્વક તેમને નમન કરીને આપનો સંદેશો કહી સંભળાવ્યો. કુંભક રાજા તે સંદેશો સાંભળતાં ગુસ્સે થઈ ગયાં ને કહેવા લાગ્યા કે હું મારી પુત્રી મલ્લીકુમારી કોઈને ય આપીશ નહિ. આમ કહીને તેમણે અમને અસત્કૃત તેમજ અસન્માનિત કરીને એટલે કે અમારો સત્કાર કે સન્માન કરવાનું તો દૂર રહ્યું પણ અમારું અપમાન કરીને મહેલની પાછળના નાના બારણેથી બહાર કાઢી મૂક્યા. માટે હે સ્વામી! તમે ચોક્કસપણે જાણી લો કે કુંભક રાજા તેમની પુત્રી મલ્લીકુમારી કોઈને પણ આપશે નહિ.

જિતશત્રુ પ્રમુખ છ એ છ રાજાઓ પોતપોતાનાં દૂતની વાત સાંભળીને ક્રોધથી ધમધમી ઉઠયાં કે અહો! કુંભક રાજાએ આપણું હડહડતું અપમાન કર્યું! આપણાં દૂતોનું પણ ઘોર અપમાન કર્યું તો અમારે છ રાજાઓએ એકત્રિત થઈને તેની સામે યુધ્ધ કરવું જોઈએ. આવો વિચાર કરીને પોતપોતાનાં દૂતો એક બીજા રાજા પાસે મોકલ્યા. અને એ દૂતોની સાથે સંદેશો મોકલાવ્યો કે "एवं खलु देवाणुप्पिया! अम्हं राईणं दूया जमग समगं चेव जाव णिच्छूढा।" હે દેવાનુપ્રિયો! આપણાં છ એ રાજાના દૂતો એક જ વખતે મિથિલા નગરીમાં કુંભક રાજાની પાસે મલ્લીકુમારીની માંગણી કરવા માટે ગયા હતાં. ત્યાં તેમણે આપણાં દૂતોનો સત્કાર કે સન્માન કંઈ

કર્યું નથી અને તેમને અપમાનિત કરીને પોતાના મહેલનાં પાછલા નાના દરવાજેથી કાઢી મૂક્યા છે. આ રીતે કરીને તેમણે આપણું જેવું તેવું અપમાન કર્યું નથી. આપણે પણ રાજા છીએ. આપણાથી એવું અપમાન સહન કરીને બેસી રહેવાય નહિ. તો આપણે બધાએ તે અપમાનનો બદલો લેવા માટે કુંભક રાજાના રાજ્ય ઉપર આક્રમણ કરીને તેમને હરાવીએ.

**"કુંભકરાજા સાથે યુદ્ધ કરવા નીકળેલા છ રાજાઓ"** : આ પ્રમાણે છ રાજાઓએ વિચાર કર્યો અને સહુએ એકમત થઈને નિર્ણય કર્યો અને જિતશત્રુ આદિ છ એ રાજાઓ સ્નાન કરીને યુધ્ધમાં જવા માટેનાં શસ્ત્રો અને બખ્તર વિગેરે સાધનોથી સજ્જ થયા. તેમની નગરીમાં યુધ્ધનાં રણશીંગા ફૂંકાવા લાગ્યા. સેનાપતિઓ પણ સેનાની સાથે સજ્જ થયા. ત્યારબાદ રાજાઓ હાથી ઉપર સવાર થયાં અને મોટા હાથીઓ, ઘોડા, રથ, અને બહાદૂર યોધ્ધાઓની ચતુરંગીણી સેના સાથે લઈને પોતપોતાનાં નગરની બહાર નીકળ્યા. તે રાજાઓને તેમના છત્રધારી નોકરોએ કોરટંકના પુષ્પોની માળાવાળું તેમના ઉપર છત્ર ધર્યું હતું. ચામર વીંઝનારા નોકરો તેમના ઉપર સફેદ ચામરો વીંઝતા હતાં. શૂરા સૈનિકો પોતાનાં મહારાજા વિજય પ્રાપ્ત કરે તેવા શુભ અને વીરતાભર્યા શબ્દોથી સેનાને શૂરાતન ચઢાવતાં હતાં. વિજય સૂચવનારા મંગલ વાજિંત્રોના ધ્વનિ થવા લાગ્યા. અને શુભ શુકન જોઈને દરેક રાજાઓ પોતાની ઋધ્ધિ પ્રમાણે સૈન્ય લઈને પોતપોતાના નગરમાંથી બહાર નીકળ્યા અને બધા પોતે નિશ્ચિત કરેલા એક સ્થાને ભેગા થઈને મિથિલા નગરી તરફ જવા રવાના થયા.

બંધુઓ! વિચાર કરો. આ સંસારમાં મનુષ્યોને માન-અપમાનના કાંટા કેટલા ખૂંચે છે! કુંભક રાજાએ અપમાન કર્યું તો છ રાજાઓ તેનો બદલો લેવા માટે યુધ્ધે ચઢયા. આ યુધ્ધમાં કેટલા જીવોની હિંસા થશે, કેટલાં મરાશે! તેનો વિચાર ન કર્યો. અપમાનને કારણે આ રાજાઓ યુધ્ધ કરવા જઈ રહ્યા છે પણ તેમનું ભાવિ જુદું સર્જાશે. આ છ રાજાઓ મિથિલા તરફ જઈ રહ્યા છે તે વાતની કુંભક રાજાને ખબર પડી. કે મેં જે છ દૂતોનું અપમાન કરી તેમના રાજાઓને મલ્લીકુમારી આપવાનો ઈન્કાર કર્યો છે તે વૈરનો બદલો લેવા છ રાજાઓ મોટું સૈન્ય લઈને મારી સાથે યુધ્ધ કરવા આવી રહ્યાં છે. એટલે કુંભક રાજાએ પોતાના સેનાપતિને બોલાવ્યો ને આ પ્રમાણે કહ્યું.

**કુંભક રાજાએ કરેલી તૈયારી**: "खिप्पामेव भो देवाणुप्पिया! हयगय जाव सेण्णं सन्नावेह जाव पच्चप्पिणंति।" હે દેવાનુપ્રિયો! તમે જલ્દી ઘોડા, હાથી, રથ અને બહાદૂર યોધ્ધાઓવાળી ચતુરંગીણી સેના તૈયાર કરો. અને પછી મને ખબર

આપો. કુંભક રાજાની આજ્ઞા થઈ કે સેનાપતિએ સેનાને સજ્જ કરવા માટે ગયો. જેમ ચાતક પક્ષી વરસાદનું પાણી અધ્ધરથી ઝીલે છે તેમ કુંભક રાજાના સેનાપતિએ તેમની આજ્ઞા ઝીલી લીધી એ સેનાપતિઓ અને પ્રધાનો તેમના રાજાની આજ્ઞામાં વફાદાર હતાં. પોતાના રાજાને પ્રસન્ન રાખવા માટે સેનાપતિ તેમજ પ્રધાનોને રાજાના એક જ અવાજે પ્રતિજ્ઞાનું પાલન કરવું પડે છે, તો આત્મ કલ્યાણ કરવા માટે શિષ્યોએ ગુરૂની આજ્ઞાનું પાલન કરવા માટે કેટલું તત્પર રહેવું જોઈએ! વિનયવંત મોક્ષના ઈચ્છુક શિષ્યો ગુરૂની આજ્ઞા તહેત્ કરીને વધાવી લે છે.

એક વખત મહર્ષિ વ્યાસ ઘણાં શિષ્ય પરિવાર સાથે ફરતાં ફરતાં જનકવિદેહીની મિથિલા નગરીમાં આવી પહોંચ્યા. જે જગતની જંજાળ છોડીને જોગી બને છે તેને જગતની પરવા હોતી નથી. વ્યાસ ઋષિ આત્મ ભાવની મસ્તીમાં ઝૂલનારાં હતાં. વ્યાસજી મિથિલામાં પધાર્યા તેથી જનકરાજાને ખૂબ આનંદ થયો. તેમને વંદન કરી સત્કાર સન્માન કરીને કહ્યું–આપના પુનિત પગલાં થતાં આજે મારી નગરી પાવન બની છે. હવે આપને એક વિનંતી કરું છું કે આપ જ્યાં સુધી મારી નગરીમાં રહો ત્યાં સુધી દરરોજ મને તેમજ મારા પ્રજાજનોને ઉપદેશ આપજો. વ્યાસજીએ રાજાની વાતનો સહર્ષ સ્વીકાર કર્યો. અને દરરોજ તેમનાં નિવાસસ્થાને સત્સંગ ને ઉપદેશ થવા લાગ્યો. જનક રાજા આત્મજ્ઞાનના પ્યાસી હતા. જ્યાં તેમને આત્માની, સત્સંગની વાતો સાંભળવા મળતી ત્યાં દોડીને જતા. દેહમાં વસવા છતાં વિદેહી દશાનો અનુભવ કરતા હતા.

મહર્ષિ વ્યાસ પણ રાજાની જિજ્ઞાસા જોઈને જ્યાં સુધી રાજા ન આવે ત્યાં સુધી ઉપદેશ શરૂ કરતાં ન હતાં, એ આવે પછી શરૂ કરતાં. શરૂઆતમાં તો શિષ્યો કંઈ બોલ્યા નહિ. એક દિવસ એવું બન્યું કે જનક રાજાને આવતાં મોડું થયું. વ્યાસજીએ પણ ઉપદેશ આપવાની શરૂઆત કરી નહીં. ત્યારે શિષ્યો કહેવા લાગ્યા ગુરૂદેવ! આ સંસારમાં તો દરેક જગ્યાએ સત્તા અને સંપત્તિનું બહુમાન થાય છે પણ આપ જેવા પવિત્ર સંતને સત્તાની શેહમાં તણાતાં જોઈને અમને તો ખૂબ આશ્ચર્ય થાય છે. ત્યારે વ્યાસજીએ કહ્યું તમે શા માટે એમ કહો છો? શિષ્યોએ કહ્યું સાહેબ! એ તો દીવા જેવી વાત છે કે જ્યાં સુધી જનક રાજા આવતાં નથી ત્યાં સુધી આપ ઉપદેશ આપવાની શરૂઆત કરતા નથી. એ આવે પછી જ શરૂ થાય છે. તેથી નક્કી થાય છે કે આપ જેવા મહર્ષિ પણ સત્તા અને સંપત્તિને મહત્વ આપો છો. જો એમ ન હોય તો ઉપદેશની શરૂઆત થઈ હોત.

વ્યાસજીએ શિષ્યોને કહ્યું તમે શાંતિ રાખો. સમય આવ્યે હું તમારા પ્રશ્નનો ઉત્તર આપીશ. આ બનાવ બન્યા પછી થોડા દિવસ બાદ વ્યાસજી ઉપદેશ આપી

રહ્યા હતાં. શ્રોતાજનો સાંભળવામાં તરબોળ હતાં. તે સમયે વ્યાસજીએ તેમનાં યોગબળથી રાજમહેલમાં આગનો દેખાવ કર્યો. ચારે તરફ હાહાકાર મચી ગયો. લોકો બૂમો પાડવા લાગ્યા. આ સાંભળીને શ્રોતાજનોનાં મન ચંચળ બની ગયા. સૌ વિચાર કરવા લાગ્યા કે ઘણી મોટી આગ રાજમહેલમાં લાગી છે. હમણાં આખી નગરીમાં ફેલાઈ જશે. આવો વિચાર આવતાં શ્રોતાજનો ઉઠીને ઘર તરત રવાના થઈ ગયા. વ્યાસજીનાં શિષ્યો પણ વિચાર કરવા લાગ્યાં કે આપણી ઝોળી, કમંડળ, દંડ ને બે કપડાં બધું બળી જશે તો શું કરીશું ? એમ વિચાર કરી ઉભા થયાં ને પોતાના કમંડળ, ઝોળી ને દંડ બધો સામાન પોતાની પાસે લઈને બેસી ગયા.

બધાં ઉઠયા. પણ જનક રાજા તો આગ લાગતાં પહેલાં જેવા શાંતિથી બેઠાં હતાં તેમ બેસી રહ્યા. તેમના મુખ ઉપર ગભરાટનું નામ નિશાન ન હતું. આવા પ્રસન્ન ચિત્તે બેઠેલાં જનક રાજાને વ્યાસજીએ કહ્યું–હે મહારાજા ! સૌથી પહેલાં તમારા મહેલમાં આગ લાગી છે છતાં તમે શાંતિથી કેમ બેઠાં છો ? જરા તપાસ તો કરો. ત્યારે જનકરાજાએ કહ્યું ગુરૂદેવ ! હું તો મારા મહેલમાં આનંદથી બેઠો છું. મારું જે છે તે બધું મારી પાસે છે. મારું કંઈ બળતું નથી. મિથિલા નગરી કે મહેલ મારા નથી. પછી મારે શી ચિંતા ? જનક રાજાની વાત સાંભળીને વ્યાસજીનાં શિષ્યો એકબીજાના મોઢા સામું જોવા લાગ્યા. પણ તેમની ગૂઢ વાત સમજી શક્યાં નહિ. ત્યારે વ્યાસજીએ કહ્યું હે મારા શિષ્યો ! સાંભળો. જનક રાજાના મહેલમાં આગ લાગી છતાં તેમના મનમાં કે ચિત્તમાં વ્યગ્રતા કે ચંચળતા આવી નથી. એ તો શાંત ચિત્તે આત્મિક આનંદમાં મગ્ન રહ્યા રાજમહેલ બળવા છતાં, ને તમે સાધુ હોવા છતાં તમારા કમંડળ, દંડ ને ઝોળી લેવા ઉઠીને દોડયા. તમે સમજી લો કે જનક રાજા આટલો સંપત્તિવાન, સત્તાધીશ અને મહાન સુખમાં રહેવા છતાં અનાસક્ત ભાવથી રહે છે. હવે તમને સમજાયું ! સાચો ત્યાગ તેનો છે.

હવે કુંભક રાજાની આજ્ઞા થઈ કે ચતુરંગીણી સેના તૈયાર કરો. એટલે તરત સેનાપતિએ સૈન્ય સજ્જ કરીને રાજાને સમાચાર આપ્યા કે આપની આજ્ઞા પ્રમાણે સૈન્ય તૈયાર છે. ચતુરંગીણી સેના તૈયાર થઈ ગયા બાદ કુંભક રાજાએ સ્નાન કર્યું. ત્યાર પછી અસ્ત્ર, શસ્ત્ર, કવચ, બખ્તર વિગેરે યુધ્ધના સાધનો શરીર ઉપર ધારણ કરીને સજ્જ બન્યા અને મુખ્ય હાથી ઉપર બેઠા. રાજાને હાથી ઉપર બેઠેલા જોઈને છત્રધારીઓએ તેમના માથે કોરંટ પુષ્પોની માળાથી શોભતું છત્ર ધર્યું. ચામર ઢાળનારાઓ ચામર ઢાળવા લાગ્યાં. આ રીતે મોટા હાથી, ઘોડા, રથ વિગેરે તેમજ ચતુરંગીણી સેના સાથે લઈને યુધ્ધ માટે પૂરી તૈયારી સાથે મિથિલા નગરીની વચ્ચેનાં રાજમાર્ગે થઈને નગરીની બહાર નીકળ્યા, અને વિદેહ જનપદની વચ્ચે

જ્યાં પોતાના દેશની હદ હતી ત્યાં પહોંચ્યા ને છાવણી નાંખી. ત્યાર બાદ જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓની રાહ જોતાં યુધ્ધ માટે કમ્મર કસીને ત્યાં રોકાયા.

કુંભક રાજા પોતાના રાજ્યનું રક્ષણ કરવા માટે દુશ્મનો ચઢી આવે તે પહેલાં પોતાના દેશની સરહદ ઉપર પહોંચી ગયા. હજુ છ રાજાઓ તો ઘણાં દૂર છે પણ ખબર મળ્યા કે છ રાજાઓ યુધ્ધ માટે આવે છે એટલે યુધ્ધની પૂર્ણ તૈયારી કરીને સરહદ ઉપર પહોંચી ગયા. કારણ કે પોતાનું રાજ્ય પોતાને વહાલું હોય છે. દરેક રાજાઓ પોતાના રાજ્યને આબાદ રાખવા માટે ઈચ્છે છે. સ્વતંત્રતા ઈચ્છે છે પણ પોતાનાં દેશની બરબાદી કે પરતંત્રતા ઈચ્છતા નથી.તે રીતે જ્ઞાની ભગવંતો કહે છે હે ચેતન! તારે તારી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કર્મરાજા સાથે યુધ્ધ ખેલવા અગાઉથી તૈયારી કરવી પડશે. બાંધેલા કર્મો ઉદયમાં આવે તે પહેલાં તેનો સામનો કરવા ત્યાગ, સંયમના શસ્ત્રોથી સજ્જ થઈને સાવધાન બનો. સામાન્ય પુરૂષાર્થથી કર્મશત્રુઓ હણાશે નહિ. દ્રવ્ય સંગ્રામ માટે રાજાઓને આટલી તૈયારી કરવી પડે છે તો કર્મશત્રુઓ સાથે સંગ્રામ કરી તેના ઉપર વિજય મેળવવા માટે તો કેટલી તૈયારી કરવી જોઈએ!

જિતશત્રુ આદિ છ રાજાઓ જ્યાં કુંભક રાજા રાહ જોઈને રહ્યા હતાં ત્યાં આવી પહોંચ્યા અને તેમની સાથે યુધ્ધ શરૂ કર્યું. કુંભક રાજા પાસે સૈન્ય તો ઘણું હતું પણ જ્યાં છ છ રાજાઓનું સૈન્ય હોય ત્યાં એકનું શું ગજું? છતાં સૌ આશાવાદી હોય છે. ખૂબ હિંમતપૂર્વક શૂરવીર બનીને છ રાજાની સામે લડવા લાગ્યા. ગમે તેટલી હિંમત કરે પણ છ રાજાઓનાં સૈન્ય આગળ તેમનું સૈન્ય ચપટી જેટલું દેખાવા લાગ્યું. હાથીવાળા હાથી ઉપર, ઘોડાવાળા ઘોડા ઉપર, રથવાળા રથમાં બેસીને યુધ્ધ કરવા લાગ્યા. ખૂબ મોટો જંગ જામ્યો, તેમાં જિતશત્રુ પ્રમુખ છ રાજાઓએ કુંભક રાજાના કેટલાંક શૂરવીર યોધ્ધાઓને જાનથી મારી નાંખ્યા. કેટલાંકને ખૂબ માર મારીને અધમૂઆ કર્યા, કેટલાંકને ભાલા-તલવાર વડે ઘાયલ કર્યા, અને છેવટે તેમના રાજ્યનાં ચિન્હો જે છત્ર અને ધ્વજ હતાં તેને રથ ઉપરથી નીચે પાડી નાંખીને છેદી નાંખ્યા એટલે કુંભક રાજાના સૈન્યમાં ખૂબ ગભરાટ છવાયો. ઘણાં સૈનિકો મરાયાં અને જે બાકી રહ્યા તે વિચાર કરવા લાગ્યા કે હવે ગમે તેટલી હિંમત કરીએ પણ આ મોટા લશ્કરની સામે ટકી શકીએ તેમ નથી. એમ માનીને મરણના ડરથી બાકી રહેલું સૈન્ય ચારે દિશામાં ભાગી ગયું.

**"સૈન્ય ભાંગી પડવાથી હતાશ થયેલ કુંભક રાજા"** :- સૈન્યના આધારે રાજા લડી શકે છે. પોતાનું સૈન્ય છિન્નભિન્ન થઈ જતાં કુંભકરાજાની હિંમત ભાંગી ગઈ. જે પાંખના આધારે પક્ષી આકાશમાં ઉડ્ડયન કરી શકે છે તે પાંખો કપાઈ જાય

રહ્યા હતાં. શ્રોતાજનો સાંભળવામાં તરબોળ હતાં. તે સમયે વ્યાસજીએ તેમનાં યોગબળથી રાજમહેલમાં આગનો દેખાવ કર્યો. ચારે તરફ હાહાકાર મચી ગયો. લોકો બૂમો પાડવા લાગ્યા. આ સાંભળીને શ્રોતાજનોનાં મન ચંચળ બની ગયા. સૌ વિચાર કરવા લાગ્યા કે ઘણી મોટી આગ રાજમહેલમાં લાગી છે. હમણાં આખી નગરીમાં ફેલાઈ જશે. આવો વિચાર આવતાં શ્રોતાજનો ઉઠીને ઘર તરત રવાના થઈ ગયા. વ્યાસજીનાં શિષ્યો પણ વિચાર કરવા લાગ્યાં કે આપણી ઝોળી, કમંડળ, દંડ ને બે કપડાં બધું બળી જશે તો શું કરીશું ? એમ વિચાર કરી ઉભા થયાં ને પોતાના કમંડળ, ઝોળી ને દંડ બધો સામાન પોતાની પાસે લઈને બેસી ગયા.

બધાં ઉઠયા. પણ જનક રાજા તો આગ લાગતાં પહેલાં જેવા શાંતિથી બેઠાં હતાં તેમ બેસી રહ્યા. તેમના મુખ ઉપર ગભરાટનું નામ નિશાન ન હતું. આવા પ્રસન્ન ચિત્તે બેઠેલાં જનક રાજાને વ્યાસજીએ કહ્યું–હે મહારાજા ! સૌથી પહેલાં તમારા મહેલમાં આગ લાગી છે છતાં તમે શાંતિથી કેમ બેઠાં છો ? જરા તપાસ તો કરો. ત્યારે જનકરાજાએ કહ્યું ગુરૂદેવ ! હું તો મારા મહેલમાં આનંદથી બેઠો છું. મારું જે છે તે બધું મારી પાસે છે. મારું કંઈ બળતું નથી. મિથિલા નગરી કે મહેલ મારા નથી. પછી મારે શી ચિંતા ? જનક રાજાની વાત સાંભળીને વ્યાસજીનાં શિષ્યો એકબીજાના મોઢા સામું જોવા લાગ્યા. પણ તેમની ગૂઢ વાત સમજી શક્યાં નહિ. ત્યારે વ્યાસજીએ કહ્યું હે મારા શિષ્યો ! સાંભળો. જનક રાજાના મહેલમાં આગ લાગી છતાં તેમના મનમાં કે ચિત્તમાં વ્યગ્રતા કે ચંચળતા આવી નથી. એ તો શાંત ચિત્તે આત્મિક આનંદમાં મગ્ન રહ્યા રાજમહેલ બળવા છતાં, ને તમે સાધુ હોવા છતાં તમારા કમંડળ, દંડ ને ઝોળી લેવા ઉઠીને દોડયા. તમે સમજી લો કે જનક રાજા આટલો સંપત્તિવાન, સત્તાધીશ અને મહાન સુખમાં રહેવા છતાં અનાસક્ત ભાવથી રહે છે. હવે તમને સમજાયું ! સાચો ત્યાગ તેનો છે.

હવે કુંભક રાજાની આજ્ઞા થઈ કે ચતુરંગીણી સેના તૈયાર કરો. એટલે તરત સેનાપતિએ સૈન્ય સજ્જ કરીને રાજાને સમાચાર આપ્યા કે આપની આજ્ઞા પ્રમાણે સૈન્ય તૈયાર છે. ચતુરંગીણી સેના તૈયાર થઈ ગયા. બાદ કુંભક રાજાએ સ્નાન કર્યું. ત્યાર પછી અસ્ત્ર, શસ્ત્ર, કવચ, બખ્તર વિગેરે યુધ્ધના સાધનો શરીર ઉપર ધારણ કરીને સજ્જ બન્યા અને મુખ્ય હાથી ઉપર બેઠા. રાજાને હાથી ઉપર બેઠેલા જોઈને છત્રધારીઓએ તેમના માથે કોરંટ પુષ્પોની માળાથી શોભતું છત્ર ધર્યું. ચામર ઢાળનારાઓ ચામર ઢાળવા લાગ્યાં. આ રીતે મોટા હાથી, ઘોડા, રથ વિગેરે તેમજ ચતુરંગીણી સેના સાથે લઈને યુધ્ધ માટે પૂરી તૈયારી સાથે મિથિલા નગરીની વચ્ચેનાં રાજમાર્ગે થઈને નગરીની બહાર નીકળ્યા, અને વિદેહ જનપદની વચ્ચે

જ્યાં પોતાના દેશની હદ હતી ત્યાં પહોંચ્યા ને છાવણી નાંખી. ત્યાર બાદ જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓની રાહ જોતાં યુધ્ધ માટે કમ્મર કસીને ત્યાં રોકાયા.

કુંભક રાજા પોતાના રાજ્યનું રક્ષણ કરવા માટે દુશ્મનો ચઢી આવે તે પહેલાં પોતાના દેશની સરહદ ઉપર પહોંચી ગયા. હજુ છ રાજાઓ તો ઘણાં દૂર છે પણ ખબર મળ્યા કે છ રાજાઓ યુધ્ધ માટે આવે છે એટલે યુધ્ધની પૂર્ણ તૈયારી કરીને સરહદ ઉપર પહોંચી ગયા. કારણ કે પોતાનું રાજ્ય પોતાને વહાલું હોય છે. દરેક રાજાઓ પોતાના રાજ્યને આબાદ રાખવા માટે ઈચ્છે છે. સ્વતંત્રતા ઈચ્છે છે પણ પોતાનાં દેશની બરબાદી કે પરતંત્રતા ઈચ્છતા નથી.તે રીતે જ્ઞાની ભગવંતો કહે છે કે ચેતન ! તારે તારી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કર્મરાજા સાથે યુધ્ધ ખેલવા અગાઉથી તૈયારી કરવી પડશે. બાંધેલા કર્મો ઉદયમાં આવે તે પહેલાં તેનો સામનો કરવા ત્યાગ, સંયમના શસ્ત્રોથી સજ્જ થઈને સાવધાન બનો. સામાન્ય પુરૂષાર્થથી કર્મશત્રુઓ હણાશે નહિ. દ્રવ્ય સંગ્રામ માટે રાજાઓને આટલી તૈયારી કરવી પડે છે તો કર્મશત્રુઓ સાથે સંગ્રામ કરી તેના ઉપર વિજય મેળવવા માટે તો કેટલી તૈયારી કરવી જોઈએ !

જિતશત્રુ આદિ છ રાજાઓ જ્યાં કુંભક રાજા રાહ જોઈને રહ્યા હતાં ત્યાં આવી પહોંચ્યા અને તેમની સાથે યુધ્ધ શરૂ કર્યું. કુંભક રાજા પાસે સૈન્ય તો ઘણું હતું પણ જ્યાં છ છ રાજાઓનું સૈન્ય હોય ત્યાં એકનું શું ગજું ? છતાં સૌ આશાવાદી હોય છે. ખૂબ હિંમતપૂર્વક શુરવીર બનીને છ રાજાની સામે લડવા લાગ્યા. ગમે તેટલી હિંમત કરે પણ છ રાજાઓનાં સૈન્ય આગળ તેમનું સૈન્ય ચપટી જેટલું દેખાવા લાગ્યું. હાથીવાળા હાથી ઉપર, ઘોડાવાળા ઘોડા ઉપર, રથવાળા રથમાં બેસીને યુધ્ધ કરવા લાગ્યા. ખૂબ મોટો જંગ જામ્યો, તેમાં જિતશત્રુ પ્રમુખ છ રાજાઓએ કુંભક રાજાના કેટલાંક શુરવીર યોધ્ધાઓને જાનથી મારી નાંખ્યા. કેટલાંકને ખૂબ માર મારીને અધમૂઆ કર્યા, કેટલાંકને ભાલા–તલવાર વડે ઘાયલ કર્યા, અને છેવટે તેમના રાજ્યનાં ચિન્હો જે છત્ર અને ધ્વજ હતાં તેને રથ ઉપરથી નીચે પાડી નાંખીને છેદી નાંખ્યા એટલે કુંભક રાજાના સૈન્યમાં ખૂબ ગભરાટ છવાયો. ઘણાં સૈનિકો મરાયાં અને જે બાકી રહ્યા તે વિચાર કરવા લાગ્યા કે હવે ગમે તેટલી હિંમત કરીએ પણ આ મોટા લશ્કરની સામે ટકી શકીએ તેમ નથી. એમ માનીને મરણનાં ડરથી બાકી રહેલું સૈન્ય ચારે દિશામાં ભાગી ગયું.

**"સૈન્ય ભાંગી પડવાથી હતાશ થયેલ કુંભક રાજા"** :– સૈન્યના આધારે રાજા લડી શકે છે. પોતાનું સૈન્ય છિન્નભિન્ન થઈ જતાં કુંભકરાજાની હિંમત ભાંગી ગઈ. જે પાંખના આધારે પક્ષી આકાશમાં ઉડ્ડયન કરી શકે છે તે પાંખો કપાઈ જાય

તો પક્ષી ઉડી શકે ? ' ના. '. તે જીવતું છતાં મરેલા જેવું બની જાય ને ? તે રીતે રાજા પોતે હાર્યા નથી પણ હારેલા જેવાં નિર્બળ બની ગયા. પોતાના મનમાં થઈ ગયું કે હું છ એ રાજાઓ વડે હત એટલે હણાયો. મારા કંઈક યોધ્ધાઓ માર્યા ગયા, બાકી રહેલા નાશી ગયા ને મારા રાજ્યનાં ચિન્હો જે છત્ર, ધ્વજ વિગેરેને પણ આ લોકોએ છેદી નાંખ્યા ને આ બિચારાં ઘણાં સૈનિકો ઘાયલ થઈને પડયા છે. આ સ્થિતિમાં શત્રુના સૈન્યને હું જીતી શકું તેમ નથી. આ રીતે પોતાનાં પ્રાણ આફતમાં ફસાઈ ગયાં છે એમ સમજીને આત્મબળ અને સૈન્યબળ રહિત બનેલાં તેઓ તદ્દન નિરુત્સાહી થઈ ગયા. એટલે ઝડપભેર વેગયુક્ત ચાલથી મિથિલા તરફ રવાના થયા. ત્યાં આવીને મિથિલા નગરીમાં પ્રવેશ કરીને નગરનાં બધા દરવાજાઓ તેમણે બંધ કરાવી દીધા. કારણ કે દરવાજા ખુલ્લા હોય તો શત્રુઓ નગરીમાં પ્રવેશ કરી જાય. એટલે શત્રુઓની બીકથી આવવા જવાનાં માર્ગો રોકી પોતાની નગરીની રક્ષા કરવા માટે તત્પર બન્યા. હવે કુંભક રાજાની હિંમત ભાંગી ગઈ છે. શત્રુઓ નગરી ઉપર ચઢી આવશે તે વખતે શું ઈલાજ કરવો, તેમના ઉપર કેવી રીતે વિજય મેળવવો તેની ચિંતામાં રાજા મગ્ન બન્યા છે. હવે છ રાજાઓને ખબર પડશે કે કુંભક રાજા છાનામાનાં છટકી ગયા છે. એટલે તેઓ શું કરશે ? અહીં દરવાજા બંધ કર્યા છે. હવે શું બનશે, કુંભક રાજા કેવી રીતે જીતશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : રૂક્ષ્મણીના દિલમાં લાગેલો આઘાત :** સત્યભામાની દાસીઓ વાજતી, ગાજતી, હસતી, ઢોલ નગારા વગાડતી નીકળી. લોકોએ પૂછયું કે શું છે ? ત્યારે કહે છે અમે રૂક્ષ્મણીનું માથું મુંડવા જઈએ છીએ. આથી લોકો પણ રડી પડયા. અહો ! નિર્દોષ ને પવિત્ર રૂક્ષ્મણી રાણીનું વિના પ્રયોજને સત્યભામા માથું મુંડશે. રૂક્ષ્મણીએ દૂરથી સત્યભામાની દાસીઓનું ટોળું આવતું જોયું કે આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. આ વખતે પેલા સોળ વર્ષના તપસ્વી મુનિરાજ કેશરીયા લાડુ વાપરી ત્યાં ઉભા હતા. તેમણે રૂક્ષ્મણીને રડતી જોઈને પૂછયું હે માતા ! હમણાં તો તું કેવી આનંદમાં હતી ને ક્ષણમાં તને આ શું થઈ ગયુ ? તું શા માટે રડે છે ? હવે તારા રડવાના દિવસો ગયા. જે હોય તે મને કહે. રૂક્ષ્મણીએ દુઃખિત દિલે સર્વ વાત મુનિને કહી સંભળાવી. વાત પૂરી થતાં તેના મુખમાંથી કાળી ચીસ નીકળી ગઈ. અરેરે.... દીકરા ! તું કયાં સંતાઈ ગયો છે ? તને તારી માતાની દયા નથી આવતી ? આજ સુધી તારી આશામાં ને આશામાં જીવતી રહી. તું આવ્યો નહિ ને હવે મારા વાળ ઉતરશે. આના કરતાં હું પહેલાં મરી ગઈ હોત તો સારું થાત.

હે ભગવાન ! મને નારદજીએ આપના વચન પ્રમાણે આશ્વાસન આપ્યું હતું. એ નારદજી પણ હમણાં તો દેખાતા નથી. ભગવાનનાં વચન મિથ્યા થાય નહિ પણ

નારદજીએ મને જીવાડવા માટે ખોટું તો નહિ કહ્યું હોય ને ? હે નારદજી ! તમે ક્યાં સંતાઈ ગયા છો ? પ્રદ્યુમ્નકુમાર તો બધું જાણે છે એટલે મનમાં ને મનમાં હસવા લાગ્યો કે હે માતા ! તને ક્યાં ખબર છે કે તારી પુત્રવધુઓને લઈને વિમાનમાં બેઠા છે. રૂક્ષ્મણી મુનિ સાથે વાત કરે છે પણ બહાર ઉભેલું ટોળું તો મન ફાવે તેમ શરમ છોડીને બોલે છે. હે રૂક્ષ્મણી ! જલ્દી તમારા વાળ ઉતારવા તૈયાર થાઓ. જુઓ, સત્યભામાની સામે કેવા હારી ગયા ? દાસીઓના એકેક વચન બાણની માફક રૂક્ષ્મણીની છાતીમાં ભોંકાવા લાગ્યા. તે વિલાપ કરતી કહે છે અરેરે... દીકરા ! તું ન આવ્યો ત્યારે મારે આવા વચન સાંભળવા પડે છે ને ? તું સમય પર આવી ગયો હોત તો આ બધું તોફાન ન થાત. હવે મારા વાળ ઉતરી જશે પછી તું આવે તો ય શું ને ન આવે તો ય શું ? હવે હું જીવવાની નથી. મારા તને મળવાનાં મનોરથ મનમાં રહી ગયા. આ પ્રમાણે રૂક્ષ્મણી કરૂણ વિલાપ કરવા લાગી.

**"પ્રદ્યુમ્નકુમારે કરેલી માયા"** : ત્યારે સાધુના રૂપમાં રહેલા પ્રદ્યુમ્નકુમારે કહ્યું. હે માતા ! તું રહેજ પણ રડીશ નહિ. તારો દીકરો જે કામ કરત તે હું કરીશ. હું તારો દીકરો છું એમ સમજી લે ને ! (હસાહસ) તું શાંતિ રાખ. દીકરો મળશે ને તારા વાળ પણ રહેશે. મુનિએ રૂક્ષ્મણીને અંદરના રૂમમાં બેસાડીને રૂપ બદલી આબેહૂબ રૂક્ષ્મણી બની ગયો ને કહે કે બહેનો ! આવો. તમારી રાણીની આજ્ઞા પ્રમાણે મારા વાળ ઉતારો. હું અરીસામાં જોઈશ. આવા વચનો સાંભળીને સત્યભામાની દાસીઓ આશ્ચર્યચકિત બની ગઈ. શું રૂક્ષ્મણીની ઉદારતા છે ! શું એની ક્ષમા છે ! આજે આપણે એનું માથું મુંડવા આવ્યા છે છતાં તે હસતાં ચહેરે પોતે પટ્ટરાણી હોવા છતાં આપણને બોલાવે છે. આવા પવિત્ર ને ગંભીર મહારાણીને આપણે ઓળખ્યા નથી. જ્યારે આપણી સત્યભામા તો ક્રોધથી ધમધમતી ને પૂર્ણ અભિમાની છે. રૂક્ષ્મણીની સરળતા આગળ દાસીઓએ શીર નમાવી દીધા, ને બોલી મહારાણી સાહેબ ! અમને માફ કરજો. અમને આ કાર્ય ગમતું નથી પણ અમારી સ્વામીનીની આજ્ઞા થતાં ન છૂટકે કરીએ છીએ. રૂક્ષ્મણીના રૂપમાં રહેલા પ્રદ્યુમ્નકુમારે કહ્યું– બહેનો ! તમારા ઉપર હું કદી પણ ક્રોધ કરીશ નહિ. તમારી રાણી રાજી થાય તેમ કરો. વાળંદની સ્ત્રીઓ હવે રૂક્ષ્મણીના વાળ ઉતારતી જાય છે ને થાળમાં ઝીલતી જાય છે. ત્યારે બીજી બાજુ વિદ્યાના બળથી પ્રદ્યુમ્નકુમારે દાસીઓનાં નાક, કાન, અને વાળ કાપી લીધા, ને બધાને માથે મુંડન કરી નાંખ્યું. પણ કોઈને ખબર પડી નહિ સૌ રૂક્ષ્મણીની સરળતામાં ને પ્રેમમાં મુગ્ધ બની ગયા છે. હવે એની પ્રશંસા કરતાં થાળીમાં વાળ લઈને હર્ષભેર જાય છે. રસ્તામાં લોકો તેને જોઈને મશ્કરી કરશે ને સત્યભામા હૃદયથી કેવી બળી ઉઠશે તેના ભાવ અવસરે કહેવાશે.

હવે ભાઈ શ્રી પ્રીતમભાઈ તથા કુસુમબહેન આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરે છે તેમને આલોચના તથા પચ્ચખાણુ વિધિ કરાવવામાં આવે છે.

**પ્રીતમભાઈનું ભાષણુ :** હું આપની સમક્ષ બે શબ્દ બોલું છું. મારા જીવનનો પલ્ટો થયો હોય તો પૂ. બા. બ્ર. વિદુષી શારદાબાઈ મહાસતીજીનો પ્રતાપ છે, મેં તેમના વાલકેશ્વરના ચાર મહિનાના વ્યાખ્યાન સાંભળ્યા તેના પ્રતાપે આજે મારું આખું જીવન બદલાઈ ગયું છે. મારા ઘેરથી સ્વામીનારાયણુ ધર્મવાળા છે. પણુ પૂ. મહાસતીજીની જાદુભરી, આત્માને જગાડતી જોરદાર વાણીએ ઘરના બધા માણસોનો જીવનપલ્ટો કરાવ્યો છે. પૂ. મહાસતીજીનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે. પૂ. મહાસતીજીના વ્યાખ્યાનના પુસ્તકો વાંચીને મારા જેવા ઘણાં જીવો ધર્મ પામ્યા છે. હું આજે હર્ષ અનુભવું છું. પૂ. મહાસતીજીના વ્યાખ્યાનના પુસ્તકો આ વર્ષે ઘાટકોપર શ્રી સંઘ દશ હજાર પ્રત બહાર પાડે છે. ખરેખર આથી ઘણાં જીવો ધર્મ પામશે. વાલકેશ્વરમાં દાનવીર મણીભાઈ શામજી વીરાણીની સહાયથી શારદા સાગરની સાત હજાર પ્રત બહાર પડી છતાં આજે મળતી નથી. ધન્ય છે ઘાટકોપર સંઘની ભાવનાને કે તેઓ દશ હજાર પુસ્તકો બહાર પાડવાના છે. મેં આપનો સમય લીધો તે બદલ ક્ષમા માંગું છું.

## વ્યાખ્યાન નં. ૯૮

**આસો વદ ૧૩ ને બુધવાર** તા. ૨૦-૧૦-૭૬

આત્મા ચેતન છે ને કર્મો જડ છે. એ જડ હોવા છતાં ચેતન એવા આત્માને હેરાન કેમ કરે છે? તેનું એક જ કારણુ છે કે આત્મા મોહને વશ થઈને કર્મના સામ્રાજ્ય નીચે દબાઈ ગયો છે. તેથી તેને પોતાની શક્તિનો ખ્યાલ આવતો નથી. આઠ કર્મો દ્રવ્ય કર્મો છે. એ દ્રવ્ય કર્મની જડ જો કોઈ હોય તો ભાવ કર્મ છે. ભાવ કર્મ એટલે રાગ અને દ્વેષ. ઉત્તરાધ્યયન સૂત્રના ૩૨ મા અધ્યયનમાં ભગવંતે કહ્યું છે કે "रागो य दोसो वि य कम्मबीयं।" રાગ અને દ્વેષ એ બંને કર્મનાં બીજ છે. નાનકડા બીજમાંથી મોટું વૃક્ષ થાય છે ને? એટલે જ્યાં સુધી રાગ અને દ્વેષ રૂપી ભાવ કર્મ નાબૂદ નહિ થાય ત્યાં સુધી દ્રવ્યકર્મ આત્માને કનડગત કરવાના છે. માટે જો સાચું સુખ મેળવવું હોય તો એવી લગની લગાડો કે મારા પુરાણુા કર્મોને જલ્દી ખપાવું ને નવા કર્મ ન બંધાય તે માટે સતત ઉપયોગ રાખું. સુખ તો દરેકને જોઈએ છે પણુ કર્મ બાંધતી વખતે જીવ ખ્યાલ નથી રાખતો કે હું કર્મ બાંધું છું તે મારે એકલાને ભોગવવા પડશે. કર્મનો ઉદય થશે ત્યારે કોઈ ભાગીદારી કરાવવાનું નથી.

કર્મનો કાયદો એટલે છે. અત્યાર સુધી બન્યું નથી કે કર્મ ભોગવવામાં કોઈએ ભાગીદારી કરી હોય ને બનશે પણ નહિ. કર્મ તો જે કરે છે તેને ભોગવવા પડે છે.

શુભાશુભ કર્મ અનુસાર જીવને શુભાશુભ ગતિ મળે છે. નરકમાં જાય ત્યારે તેને કેવી સજા ભોગવવી પડે છે! પરમાધામીઓ તાડન, માડન, છેદન-ભેદન કરે છે. ભડભડતી અગ્નિમાં નાંખે છે. તે સમયે નારકો કેવો કરૂણ કલ્પાંત કરે છે. તે સમયે કોઈ તેને દુઃખમાં ભાગ પડાવવા તો નહિ પણ દુઃખમાં દિલાસો દેવા પણ કોઇ જતું નથી. નરકનાં દુઃખો પ્રત્યક્ષ દેખાતાં નથી પણ તિર્યંચોને તો પ્રત્યક્ષ દેખો છો ને? બિચારા તિર્યંચોને પરાધીનપણે કેટલી ભૂખ-તરસ વેઠવી પડે છે. કેટલો બોજો ઉપાડવો પડે છે. ક્યારેક કસાઈના હાથે કપાવું પડે છે. આવા દારૂણ દુઃખો તિર્યંચ ગતિમાં ભોગવવા પડે છે. કદાચ તમે કહો કે દેવલોકમાં સુખ છે પણ એ સુખ ભૌતિક છે આત્માનું સુખ નથી. મનુષ્યમાં પણ કોઈને ધનનું, કોઈને સંતાનનું દુઃખ છે. કોઈનું શરીર સારું નથી. કોઈ સંપૂર્ણ સુખી નથી. પૂર્ણ સુખ સિધ્ધ ભગવંતને છે. ત્યાં દુઃખનો અંશ પણ નથી. અને તે સુખ આવ્યા પછી કદી જવાનું નથી તેવું એકાંત અને શાશ્વત સુખ તેમને છે. આવા શાશ્વત સુખને જીવ કેમ પામી શકતો નથી? તેનું એક જ કારણ છે રાગ અને દ્વેષ કરીને જીવ વિવિધ પ્રકારનાં કર્મો બાંધે છે. પણ વિચાર કરો. સુખ અને દુઃખ શું છે? જીવને પદાર્થ મેળવવાની ઝંખના જાગે એટલે દુઃખનો પ્રારંભ થયો. કારણ કે જ્યાં ઈચ્છા છે ત્યાં દુઃખ છે. જેની ઈચ્છા દૂર થઈ તે સુખી છે. અનાદિ કાળથી જીવ ઉદ્યમ કરતો આવ્યો છે. કોઈ પણ જીવ ઉદ્યમ વિનાનો નથી. પણ જીવોની રૂચી ભિન્ન ભિન્ન હોય છે પણ સરવાળે મત એક હોય છે. જેમ ચોપડામાં ખાતાં ઘણાં હોય છે પણ તેનો સરવાળો એક હોય છે. તેમ જગતમાં જીવો જુદા જુદા પ્રકારની રૂચીવાળા હોય છે. છતાં દરેકની ઝંખના એક હોય છે. તે ઝંખના કંઈ? તમે સમજી ગયાં ને? સુખની. દુઃખ કેમ જાય ને સુખ કેમ મળે એ દરેકની આકાંક્ષા હોય છે. અને એ સુખ માટે પુરૂષાર્થ કરે છે. છતાં સુખ મળતું નથી ને દુઃખ ટળતું નથી. હવે તમને સમજાય છે કે સાચું સુખ આત્માના ઘરમાં છે.

એક વખત એક શિષ્યે ગુરૂને પ્રશ્ન કર્યો કે હે ગુરૂદેવ! આ જગતમાં ઘણાં મનુષ્યો શાસ્ત્રનું વાંચન કરે છે. શ્રવણ ને મનન કરે છે. તપ જપ વિગેરે ક્રિયાઓ કરે છે છતાં તેમને આત્મજ્ઞાનની પ્રાપ્તિ કેમ નથી થતી? ત્યારે ગુરૂએ કહ્યું શિષ્ય! સમડી આકાશમાં ઘણે ઉંચે સુધી ઉડે છે પણ તેની દૃષ્ટિ તો આ પૃથ્વી ઉપર ક્યાં માંસનો લોચો પડયો છે તે તરફ હોય છે. એ ગમે તેટલી ઉંચે જવા છતાં માંસના લોચાને શોધતી હોય છે. તેમ માનવ ગમે તેટલાં શાસ્ત્રોનું શ્રવણ, મનન,

ચિંતન કરે, તપ જપ કરે પણ તેનુ લક્ષ્યબિંદુ કંચન અને કામિનીને મેળવવા માટે હોય તો આત્મિક જ્ઞાન ક્યાંથી મળે ? અજ્ઞાનનાં તિમિર ટળે તો આત્મિક પ્રકાશ મળે. અજ્ઞાનના અંધકારમાં આત્મિક જ્ઞાનનો પ્રકાશ ઢંકાઈ ગયો છે, વિવેક વિસરાઈ ગયો છે તેના કારણે જીવ જેમાં સુખ નથી તેમાં સુખ માનીને તેને સાચવવામાં પડી ગયો છે.

જે વસ્તુ સાથે નથી આવવાની તેને મેળવવાં માટે કેટલાં કર્મો કરે છે ! પણ ખબર નથી કે સાચું સુખ ત્યાગમાં છે. સંસાર સુખનો સ્વાદ છૂટે તો ત્યાગના સુખનો સ્વાદ માણી શકાય ને ? કીડી તેના મોઢામાંથી મીઠાની કણી કાઢે નહિ તો સાકરના ડુંગરા ઉપર રહેવા છતાં સાકરનો સ્વાદ ક્યાંથી માણી શકે ? તેમ જે જીવોએ સંસારના સુખને સાચું સુખ માની લીધું હોય ને તેમાં રચ્યોપચ્યો રહેતો હોય તો પછી તેને આત્મિક સુખની અનુભૂતિ ક્યાંથી થાય ? માટે મારી તો તમને ભલામણ છે કે તમે જે સાધના કરો તે આત્માના લક્ષે કરો. તમે તમારા ઘરનું જેટલું ધ્યાન રાખો છો તેથી અધિક આત્માનું લક્ષ રાખો. જેમ માતા ઘરનું કામ કરતાં પોતાના વહાલસોયા પુત્રનું ધ્યાન રાખે છે તેમ તમે સંસારની પ્રવૃત્તિ કરતાં હો છતાં આત્માનું ધ્યાન રાખો કે મારો આત્મા વિષય કષાયમાં જોડાઈને કર્મબંધન નથી કરતો ને ? હું જે કાંઈ પ્રવૃત્તિ કરું છું તે મારા આત્માના હિત માટે કરું છું કે અહિત માટે ? અગર તો હું જે પાપમય પ્રવૃત્તિ કરી રહ્યો છું તે પાપ કોના માટે કરું છું ? પાપ કરીને હું ક્યાં જઈશ ? આવો જો વિચાર આવતો હોય તો કોઈક દિવસ પણ આત્મા પાપ કરતાં પાછો ફરશે. અને આવો વિચાર ન આવતો હોય તો સમજી લેજો કે ચતુર્ગતિ સંસારમાં ભમવાનું છે.

બંધુઓ ! મનને શાંત કરી એકાગ્ર ચિત્તે ઉપરોક્ત વિચાર કરવામાં આવશે તો જરૂર અંતરમાં પ્રકાશનું તેજકિરણ ઝળહળી ઉઠશે. આત્મરૂચી જાગતાં પરમ સુખની ઝંખના થશે. મારું પરમ સુખ ક્યાં છે ને હું ક્યાં શોધી રહ્યો છું તેનું ભાન થશે. સુખ ભર્યું છે મારા અંતરમાં ને શોધી રહ્યો છું બહાર તો ક્યાંથી મળે ? સમજો. બહારનો સંસાર મનમાં અપરંપાર ભરેલો છે એટલે તે ઉભરાયા કરે છે. તેને રોકયા સિવાય ચિત્તમાં એકાગ્રતા આવવી મુશ્કેલ છે. આત્માની અનંત શક્તિ નજીવા સંસારના સુખોમાં વેડફી નાંખવી તે મૂર્ખાઈનું કામ છે.

આજનો માનવી પોતાની અનંતશક્તિને મોટે ભાગે ઈન્દ્રિઓના વિષયોનું પોષણ કરવામાં ખર્ચી રહ્યો છે. આત્મસાધના કરવામાં એનું ચિત્ત લાગતું નથી. બિચારો કોઈક દિવસ વ્યાખ્યાનમાં આવીને બેસે તો ઝોકા આવવા માંડે છે. અને ઘેર જઈ ઊંઘવા પ્રયત્ન કરે છે ત્યારે તેનું મન ચિંતાના ચકડોળે ચઢી જાય છે. કર્મની ગતિ

કેવી ગહન છે કે જ્યાં આવીને જાગવાનું છે ત્યાં એને ઉંઘ આવે છે ઉંઘવાના સમયે ચિંતાના ચક્કરમાં અટવાઈ જાય છે. આજે હજારમાં ૯૯૯ માણસોનાં મન ઠેકાણે નથી. સવારનાં ઉઠે ત્યારથી ચિંતાનો તાજ પહેરીને બહાર નીકળે છે. તે રાતના સૂવે ત્યારે તેના માથાના વાળ વિખરાય છે પણ તેના મગજમાંથી ચિંતા વિખરાતી નથી. છેવટે એ ચિંતા માનવીને સ્વપ્નમાં પણ સતાવે છે. આ રીતે ચિંતામાં માનવ રાત દિવસો પસાર કરી અમૂલ્ય જિંદગી પૂરી કરે છે.

જેટલા પુદ્‌ગલનાં પથારા વધારતાં જશો તેટલું મન તેમાં રોકાયેલું રહેશે. પછી ધર્મ-શ્રવણમાં ને પ્રભુના સ્મરણમાં મન ક્યાંથી જોડાય? પુદ્‌ગલનો મોહ જીવને ધર્મથી છૂટો પાડે છે. ભલે ને તમે અહીં આવીને બેઠાં પણ મન પુદ્‌ગલના પથારામાં રમતું હશે. આ પુદ્‌ગલનો રાગ જીવને દગો દેનાર છે. પુદ્‌ગલની વિચિત્રતા જોઈને જ્ઞાની પુરૂષોએ વિચાર કર્યો કે પુદ્‌ગલ આપણને ગમે ત્યારે ને ગમે તેમ નચાવે છે તો હવે તેના નચાવ્યા આપણે નાચવું નથી. ખરેખર, પુદ્‌ગલની ભાગીદારીના કારણે આત્મા હીન અને દીન બની ગયો છે માટે એનો રાગ છોડીને આત્મસાધનામાં જોડાઈ કર્મના બંધનથી આત્માને મુક્ત કરી શાશ્વત સુખનો સ્વામી બનાવવા પુરૂષાર્થ કરો.

મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે તેમાં કુંભક રાજા ભાગી ગયા. આ વાતની છ એ રાજાઓને ખબર પડી એટલે જિતશત્રુ આદિ છ એ રાજાઓ સરહદ ઉપરથી મિથિલા નગરી તરફ આવ્યા. ને ચારે બાજુ ઘેરો નાંખ્યો. એટલે બહાર હતાં તે બહાર રહી ગયા ને જે અંદર હતાં તે અંદર રહ્યા. કુંભક રાજાને ખબર પડી કે મારી નગરીને દુશ્મનોએ ચારે તરફથી ઘેરી લીધી છે ત્યારે તેમની ચિંતાનો પાર ન રહ્યો.

અહો! છ છ રાજાઓ મારા ઉપર તૂટી પડયાં છે ને હું તો એકલો છું. મારું સૈન્ય વેરવિખેર થઈ ગયું. હવે હું શું કરીશ? આ રીતે ચિંતાતુર બનીને પોતાના મંત્રીઓ સાથે પોતાની ખાનગી સભામાં શ્રેષ્ઠ સિંહાસન ઉપર જઈને બેઠાં. અને એ રાજાઓને કેમ જીતવા? તે માટે કેવી રીતે લડવું તે વિચાર કરવા લાગ્યા અને ઈષ્ટસિધ્ધિ કરનારા ઉપાયોથી શત્રુઓને કેમ હરાવવા તે વાત ઉપર વિચારણા કરી તેમજ ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિક બુધ્ધિઓથી મંત્રીની સાથે બેસીને વારંવાર આ સમસ્યા ઉપર મંત્રણા કરી પણ એવી ગંભીર પરિસ્થિતિમાં તેઓ મૂંઝાઈ ગયાં હતાં કે તેમને ઈષ્ટસિધ્ધિનો કોઈ ઉપાય સૂઝયો નહિ ત્યારે દુઃખી થઈને આર્તધ્યાન કરવા લાગ્યા.

કુંભક રાજા શૂનમૂન બનીને બેઠાં છે. તેમના મનમાં એક રાજ્ય જશે એટલી જ ચિંતા નથી. પણ સાથે એ ચિંતા છે કે આ છ રાજાઓએ મારી પુત્રીની માંગણી

કરી હતી ને મેં ગુસ્સે થઈને ના પાડી તેના કારણે મારી સામે લડવા આવ્યા. હવે તે મને જીતી લેશે અને મારી કુંવરી માટે ઝઘડો કરશે તો હું મારી પુત્રી કોને આપીશ ? શું કરવું ? અનેક પ્રકારની ચિંતાના ચગડોળે તેમનું મન ચઢયું હતું. કહેવત છે ને કે માણસને માથે અતિ ચિંતા આવે ત્યારે તેની ચતુરાઈ નષ્ટ થાય છે. તેનું લોહી બળી જાય છે ને તેનું રૂપ-તેજ પણ હણાઈ જાય છે. તેને કંઈ સૂઝતું નથી. કુંભક રાજાની પરિસ્થિતિ પણ આવી થઈ ગઈ અને તે લમણે હાથ દઈને બેઠાં હતાં.

**इमं च णं मल्ली विदेह रायवरकन्ना ण्हाया जाव बहूहिं खुज्जाहिं परिवुडा जेणेव कुंभराया तेणेव उवागच्छइ, उवागच्छित्ता कुंभगस्स पायग्गहणं करेइ।**

કુંભક રાજા ચિંતાગ્રસ્ત હતાં તે સમયે વિદેહ રાજાની શ્રેષ્ઠ કન્યા મલ્લીકુમારી સ્નાન કરી સારા વસ્ત્રાભૂષણો પહેરી ઘણી કુબ્જા (વક્ર સંસ્થાનવાળી) દાસીઓની સાથે કુંભક રાજાની પાસે ગઈ ને પોતાના પિતાજી કુંભક રાજાના ચરણોમાં પડી નમન કર્યું. પણ આ સમયે કુંભક રાજા એટલા બધા વ્યગ્ર ચિત્તવાળા હતાં કે તેમની વહાલી પુત્રી મલ્લીકુમારી તેમની પાસે આવી પગમાં પડી ત્યારે તેનો આદર સત્કાર કર્યો નહિ. રાજાને એ ખબર પડી કે મલ્લીકુમારી આવી છે પણ અત્યંત ચિંતાતુર હોવાના કારણે સાવ મૌન બેસી રહ્યા. પિતાને ચિંતાતુર જોઈને મલ્લીકુમારીએ પૂછયું કે હે પિતાજી ! હું પહેલાં આપની પાસે આવતી ત્યારે આપ ખૂબ હર્ષથી મારો આદર કરતાં હતાં. મને જોઈને આપ હરખાઈ જતાં અને મને પ્રેમથી ઉંચકીને ખોળામાં બેસાડતાં હતાં. પણ આજે આપ ઉદાસ બનીને આર્તધ્યાનમાં બેઠા છો ને ખૂબ ચિંતાતુર દેખાઓ છો તેનું કારણ શું ?

**"પિતાની ચિંતા દૂર કરવા બતાવેલો ઉપાય" :–** મલ્લીકુમારીની વાત સાંભળીને કુંભક રાજાએ કહ્યું–**एवं खलु पुत्ता! तवकज्जे जियसत्तूप्पमुक्खेहिं छहिं राईहिं दूया संपेसिया तेणं मए असक्कारिया जाव निच्छुढा।** હે પુત્રી ! જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓએ તમારી સાથે લગ્ન કરવાની માંગણી કરવા દૂતો મારી પાસે મોકલ્યાં હતાં. ત્યારે મેં તેમની માંગણીનો સ્વીકાર કર્યો નહિ. તેમના દૂતોનું અપમાન કરીને મહેલની પાછળનાં નાના બારણેથી બહાર કઢાવી મૂકયા. એટલે દૂતો પાસેથી આ વાત જાણીને જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓ ખૂબ ગુસ્સે થયાં ને મારી સામે યુધ્ધ કરવા આવ્યા. યુધ્ધમાં આ પ્રમાણે બન્યું ને હવે આપણી મિથિલા નગરીને તેમણે ચારે તરફથી ઘેરી લીધી છે. તેના પરિણામે લોકોની અવરજવર બંધ થઈ ગઈ છે. લોકો નગરીની બહાર જઈ શકતાં નથી. આવી ભયંકર સ્થિતિ ઉભી થઈ છે.

**तएणं अहं पुत्ता तेसिं जियसत्तू पामोक्खाणं छण्हं राईणं अंतराणि अलभमाणे**

जाव झियामि। હે પુત્રી ! હું જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓને કેમ હરાવવા તે માટે તેમના છિદ્રો-દોષોની મને જાણકારી થાય તે માટેનો લાગ જોઈ રહ્યો છું. પણ અત્યાર સુધીમાં તેમનાં એક પણ છિદ્રની (ખામીની) જાણ થઈ નથી. ઘણાં ઉપાયોથી તેમને હરાવવાના મેં વિચારો કર્યા. ઔત્પાતિકી વિગેરે બુધ્ધિઓથી મંત્રીઓ સાથે વિચારણા કરી પણ તેમને હરાવવાનાં કે સ્વાધીન બનાવવા મને એક પણ ઉપાય જડતો નથી. તેથી અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરતો આર્તધ્યાનમાં તલ્લીન બનીને બેઠો છું.

મલ્લીકુમારીએ પોતાના પિતાની વાત શાંતિથી સાંભળી. મલ્લીકુમારી ખૂબ ડાહી ને વિવેકી દીકરી છે. ભાવિમાં તીર્થંકર બનવાનાં છે તેમનામાં શું ખામી હોય ? એમણે અવધિજ્ઞાનથી જાણી લીધું હતું કે મારા પૂર્વનાં મિત્રો મારા માટે શું કરશે ? એટલે તેમણે અગાઉથી તૈયારી કરી લીધી છે. આ તો પવિત્ર ને જ્ઞાની પુત્રી છે પણ એવાં ઘણાં દાખલાં જોવાં મળે છે કે દીકરી ડાહી હોય તો માતા પિતાની ગમે તેવી ચિંતાઓ હોય તો દૂર કરે છે. (અહીં પૂ. મહાસતીજીએ ધનપાલ પંડિત અને તેમની પુત્રી તિલકમંજરી અને ભોજરાજાનું સુંદર દૃષ્ટાંત આપ્યું હતું. દીકરીએ બાપની ચિંતા કેવી રીતે દૂર કરી તે ખૂબ છણાવટથી સમજાવ્યું હતું.)

મલ્લીકુમારી કુંભક રાજાની ગુણીયલ, ગંભીર, વિવેકી અને ડાહી દીકરી છે. તેણે પિતાની વાત સાંભળીને કહ્યું પિતાજી ! આપ બિલકુલ ચિંતા કરશો નહિ. હું આપની ચિંતા દૂર કરવાનો એક ઉપાય બતાવું છુ. હે પિતાજી ! તમે જિતશત્રુ વિગેરે છ એ રાજાઓમાં દરેકે દરેક રાજા પાસે એકેક ગુપ્ત દૂત એકાંતમાં મોકલો અને દરેકને આ પ્રમાણે કહેવડાવો કે હું તમને મારી શ્રેષ્ઠ પુત્રી મલ્લીકુમારીને આપું છું. તેમ કહેવા દરેક દૂતો ગુપ્ત રીતે રાજાની પાસે મોકલો અને સાથે એ કહેવડાવો કે તે રાજાઓ સૂર્યાસ્ત થયા પછી સંધ્યાકાળના સમયે આવે. કારણ કે તે સમયે માર્ગમાં નગરજનોની અવરજવર ઓછી થવા માંડી હોય. વહેપાર ધંધા માટે ગયેલાં વહેપારીઓ, નોકરીયાતો પાછા ફરી પોતપોતાના ઘરમાં વિશ્રાંતિ લેવા બેઠાં હોય, વાતાવરણ શાંત હોય, ત્યારે છ એ રાજાઓને મિથિલા નગરીમાં બોલાવો અને તેમને ગર્ભગૃહમાં જે અલગ અલગ રૂમો બનાવ્યાં છે તેમાં છ એ રાજાઓને અલગ અલગ રાખો. એ રાજાઓ નગરીમાં પ્રવેશ કરી ગયા પછી મિથિલા નગરીના દરવાજા બંધ કરાવીને તમે આત્મરક્ષા-નગરીની રક્ષા કરવા સાવધાન થઈને રહો.

આ પ્રમાણે મલ્લીકુમારીની વાત સાંભળીને કુંભક રાજાની ચિંતા ઓછી થઈ. જેમ કોઈ દેવાદારનું દેવું કોઈ ભરી દે ને આનંદ થાય તેમ રાજાને આનંદ થયો.

હવે કુંભક રાજા મલ્લીકુમારીની સૂચના મુજબ કામ કરશે ને તેનું પરિણામ શું આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : દાસીઓએ કરેલી રૂક્ષ્મણીની પ્રસંશા :** રૂક્ષ્મણીના વાળ લઈને દાસીઓ જાય છે. એ બધીઓને નાક કાન વગરની બૂચી અને માથે મુંડી જોઈને લોકો તો હસવા લાગ્યા. અરે! આ તો ઢોલ નગારા વગાડતી રૂક્ષ્મણીનું માથું મુંડવા ગઈ હતી. તેને બદલે એમનું માથું તો મુંડાવ્યું. ભેગા નાક ને કાન પણ મુંડાવીને આવી લાગે છે. એમ કહીને લોકો તેમના સામું જોઈને હસવા લાગ્યા. ત્યારે એ માનવા લાગી કે આપણે કેટલા રૂપાળા લાગીએ છીએ? આપણું રૂપ સૌંદર્ય જોઈને લોકો ખુશ થઈને હસે છે. બીજું આપણે રૂક્ષ્મણીનાં વાળ ઉતારી સત્યભામાનું ગૌરવ વધારીને આવ્યાં છીએ. તેથી બધાં હર્ષમાં આવીને હસે છે. સત્યભામાની દાસીઓ અને સખીઓ એટલી બધી હર્ષઘેલી બની ગઈ છે કે તે એકબીજાના સામું પણ જોતી નથી. એકબીજાના સામું જુએ તો પણ ખબર પડે કે નાક, કાન ને વાળ ક્યાં ગયા? એ તો હસતી, કૂદતી ને નાચતી હર્ષભેર સત્યભામા પાસે આવીને રૂક્ષ્મણીનાં બે મોઢે વખાણ કરવા લાગી. હે મહારાણી! શું રૂક્ષ્મણીનો પ્રેમ! શું તેનો મીઠો સ્વભાવ છે! એ બોલે તો જાણે ફૂલ ઝરે ને ચાલે તો પગમાંથી કંકુ ઝરે! એવી રૂક્ષ્મણી છે. અમે એનું માથું મુંડવા ગયા પણ નામ ક્રોધ નહિ. પ્રેમથી વાળ ઉતરાવ્યાં. એટલું પણ નથી બોલ્યા કે સત્યભામા મારી મોટી બહેન થઈને એણે મારું માથું મુંડાવ્યું? આવી મારી સાથે શરત કરી? કંઈ બોલ્યા નથી. તેના ગુણનો તો પાર આવે તેમ નથી.

પોતાની દાસીઓ અને સખીઓ રૂક્ષ્મણીના આટલા બધા વખાણ કરે છે! આ સાંભળીને સત્યભામા ક્રોધથી ભભૂકી ઉઠી. હે દાસીઓ! તમે મારી થઈને મારા વખાણ નથી કરતી ને એનાં આટલાં બધા વખાણ કરો છો? એણે મારા સુખમાં આગ લગાડી છે. એ જ્યારથી આવી ત્યારથી કૃષ્ણજી એનામાં અંધ બન્યા છે. છતાં તમને એના ગુણ ગાવાનું મન થાય છે? ચૂપ રહો. મારે કાંઈ સાંભળવું નથી.

"ઔર બાત તો પીછે કરના, પહલે દો દરસાઈ,
વેણી નાક કાન અંગુલીયા, કહાં પર તુમ રખ આઈ હો"....શ્રોતા

હે સખીઓ અને દાસીઓ! રૂક્ષ્મણીના વાળ ક્યાં છે તે મને બતાવો. થાળી ઉપરથી કપડું ખોલ્યું તો બિલકુલ વાળ નથી. દાસીઓ કહેવા લાગી કે આપણી નજરે વાળ ઉતાર્યા છે ને વાળ ક્યાં ગયા? સત્યભામા તાડૂકીને કહે છે તમે એનાં વાળ તો નથી લાવ્યાં પણ આ તમારા નાક, કાન, વાળ અને આંગળીઓ બધું કપાઈને આવ્યાં છો, આથી બધાએ એકબીજાના સામું જોયું. અરેરે.... આપણને

આવું કોણે કર્યું ? આપણા નાક ને કાન કપાયા તેની વેદના પણ નથી થતી ને આ શું થઇ ગયું ? આમ બોલતી મોઢા ઢાંકીને અંદર જતી રહી ને રડવા લાગી.

સત્યભામાએ બધાને શાંત પાડયા, ને કહ્યું કે આવું કરનાર કોણ છે ? મને તો લાગે છે કે એ રૂક્ષ્મણી કંઈક જાદુમંત્ર કરતી લાગે છે. તે સિવાય આવું ન બને. ત્યારે દાસીઓ કહે છે બાઈ! તમે એ પવિત્ર સતીનું નામ ન લેશો. એ તો દેવી છે. એનાં અવર્ણવાદ બોલીએ તો આપણે નરકમાં જવું પડે, એનો તો બિલકુલ દોષ નથી. પણ એ સતીના માથે મુંડન કરવા અમે ગયા એટલે તેની અશાતના કરી. તેથી કોઈ દેવે કોપાયમાન થઈને અમારી આવી દશા કરી હશે !

દાસીઓએ તો રૂક્ષ્મણીનાં ખૂબ વખાણ કર્યા પણ સત્યભામાના હૈયામાં ઈર્ષ્યાની હોળી સળગી. તે બોલવા લાગી કે પાપણીએ વાળ તો આપ્યા નહિ ને મારી સખીઓ અને દાસીઓનાં માથાં મુંડી નાંખ્યા ! સત્યભામાએ પ્રધાનને બોલાવીને વાત કરી કે કૃષ્ણજી તો કંઈ ધ્યાન આપતાં નથી ને આ રૂક્ષ્મણી તો કેવા તોફાન કરે છે ! મારી શરત પ્રમાણે મેં એનું માથું મુંડવા દાસીઓને મોકલી. ત્યારે એણે માથું મુંડાવ્યું તો નહિ પણ ઉપરથી અમારા બધાના માથા મુંડી નાંખ્યા. એણે તો ચોર કોટવાળને દંડે એવું કર્યું.

બંધુઓ ! ઈર્ષ્યા કેવી ભયંકર છે ! સત્યભામાએ પોતે તો વધારે રૂપાળી થવા માટે પોતાની જાતે માથું મુંડાવ્યું છે પણ આ વાત કેમ કહેવાય ? એટલે ભેગું કહી દીધું કે મારું માથું પણ તેણે મુંડી નાંખ્યું. તમે સભામાં જઈને કૃષ્ણ મહારાજાને વાત કરો કે આ તમારી રૂક્ષ્મણી એ તો ઉન્ફાન બનીને અમારી કેવી દશા કરી છે ! આ વાત પ્રધાને કૃષ્ણ મહારાજાને કરી. આ સાંભળીને કૃષ્ણજીને તો હસવું આવી ગયું, ને સત્યભામાના મહેલે કૌતુક જોવા માટે આવ્યા. સત્યભામા તથા દાસીઓની દશા જોઈને તે ખૂબ હસવા લાગ્યાં અને તાળીઓ પાડીને કહેવા લાગ્યા વાહ સત્યભામા વાહ ! (હસાહસ) તારો ભાનુકુમાર તો હજુ પરણ્યો નથી. તે પહેલાં તારું માથું મુંડાઈ ગયું ? તારું તો મુંડાવ્યું ભેગું તારી દાસીઓનું પણ મુંડાવ્યું ? જેવી સ્વામીની તેવી સખીઓ ને દાસીઓ. ઐસા ને તૈસા બધા સરખા ભેગાં થયાં છો. આ રીતે કૃષ્ણજી મજાકમાં ઉડાવે છે એટલે એ તો બળવા લાગી. અને કૃષ્ણ પાસે આવીને કહે છે નાથ ! તમે રૂક્ષ્મણીને કંઈક તો કહો. અમારા બધાનાં વાળ લઈ લીધાં. દાસીઓ તો ચિઠ્ઠીની ચાકર કહેવાય. મેં હોડ બકયા પ્રમાણે તેના વાળ ઉતારવા મોકલી તો એનાં વ.ળ, નાક, કાન બધું કાપી લીધું. આ ઓછો જુલ્મ કર્યો છે ! એ તો અમારા માથે ચઢી બેઠી છે. અમે હોડ બકી ત્યારે તમે તથા મોટાભાઈ બંને અમારી હોડમાં સાક્ષી છો. અમારી હોડ પ્રમાણે રૂક્ષ્મણીએ તેના વાળ આપવા જોઈએ

કે નહિ? તેણે એક પણ વાળ આપ્યો નથી ને આટલું બધું તોફાન મચાવ્યું છે. તો તમે ન્યાય કરો. મારાથી આ અન્યાય સહન થતો નથી. એણે બલભદ્રજીને તરત બોલાવ્યાં ને બધી વાત કરી.

સત્યભામાની વાત સાંભળીને બલભદ્રજીને ખૂબ ક્રોધ આવ્યો ને કૃષ્ણજીને કહ્યું આવા સમયે હસવાનું ન હોય. તારા તોફાન છોડી દે. અને રૂક્ષ્મણી આટલું બધું તોફાન શા માટે કરે છે? સત્યભામાએ હોડ બકી ત્યારે રૂક્ષ્મણીએ કબૂલ કરેલ છે, ને હવે શા માટે ફરી જાય છે? પોતે આપેલો કોલ બદલવો તે રૂક્ષ્મણી માટે શોભાસ્પદ નથી. અને સત્યભામાનું તથા તેની દાસીઓનું માથું મુંડવું, બધાનાં નાક, કાન કાપી લેવા આ બધું તેને શોભે છે? આમ કહીને બલભદ્રજી ખૂબ ગુસ્સે થયા. તે ગુસ્સાનું શું પરિણામ આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૯

**આસો વદ ૧૪ ને ગુરૂવાર** **તા. ૨૧-૧૦-૭૧**

શાસન સમ્રાટ, ભવોદધિના તરવૈયા અને આત્મિક જીવનનાં ઘડવૈયા એવાં તીર્થંકર ભગવંતના એકેક વચનો ભવસાગર તરવા માટે દીવાદાંડી સમાન છે. જ્યાં જીવને સંસારમાં વિષમ માર્ગ આવે છે ત્યાં વીતરાગ પ્રભુનાં વચનો ચેતવણી આપે છે કે હે આત્મા! તું સાવધાન બનીને તારો માર્ગ પસાર કર. જો સાવધાનીપૂર્વક નહિ ચાલે તો સંસાર સાગરમાં તારી નૌકા અટવાઈ જશે.

અનંતકાળથી અજ્ઞાન દશાને કારણે આત્મા પોતાનાં સ્વરૂપને ભૂલી ગયો છે અને તેથી નહિ શોધવાનું શોધી રહ્યો છે. જેને નથી જાણવાનું તેને જાણવા મથી રહ્યો છે ને જેને અહીં મૂકીને જવાનું છે તેને મેળવવા માટે તનતોડ મહેનત કરી રહ્યો છે અને જ્યાં સુખ નથી ત્યાં સુખ માનીને શાંતિથી બેઠો છે. પણ વિચાર કરો કે જ્યાં સુખ છે નહિ ત્યાં ત્રણ કાળમાં સુખ મળશે ખરું? જ્યાં સુખનો છાંટો પણ નથી ત્યાં સુખની કલ્પના કરીને જીવ સુખ શોધી રહ્યો છે તો ત્યાં શોધવાથી તેને સુખ મળવાનું નથી.

એક વખત એક માણસ ઓરડામાં પડેલી ચીજ બહાર શોધતો હતો. ત્યાંથી એક સજ્જન માણસ નીકળ્યો. તેણે પૂછયું—ભાઈ! આ તું શું કરે છે? તારું કંઈ ખોવાઈ ગયું છે? ત્યારે પેલા ભાઈએ કહ્યું—'હા'. ત્યારે તે સજ્જન માણસે પૂછયું ભાઈ! તારું શું ખોવાયું છે? ત્યારે તેણે કહ્યું—ભાઈ આજે સવારે ઓફીસે જવાના ટાઈમે ખમીશ પહેરતાં ખિસ્સામાંથી કંઈક સરી પડયું. એનો ખનન....ખનન

અવાજ આવેલો પણ મારે જવાનો ટાઈમ થઈ ગયો હતો તેથી મેં કંઈ તપાસ ન કરી. અને સાંજે આવ્યો ત્યારે ઘરમાં અંધારું થઈ જવાથી હું અહીં લાઈટના પ્રકાશમાં શોધી રહ્યો છું. આ વાત સાંભળીને સજ્જન માણસ પોતાની મૂર્ખાઈ ઉપર હસતો ચાલ્યો ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે આ માનવને કેવો કહેવો ? શું ખોવાયું છે ને ક્યાં ખોવાયું છે તેની ખબર નથી. શું તેની મહેનત સફળ થશે ખરી ? અને તેની વસ્તુ મળશે ખરી ? "ના".

આ જીવની આવી દશા છે. શું ખોવાયું, ક્યાં ખોવાયું તેનો ખ્યાલ નથી અને શોધે છે તે ખોટી જગ્યાએ. એક વખત જો સમજાય કે મારું પરમસુખ ખોવાઈ ગયું છે પણ તે મને મારા અંતરના ઓરડામાં મળશે તો આપણે બહારની દુનિયાને ભૂલી અંતરની દુનિયામાં શોધવાં મહેનત કરશું તો પરમ સુખને પામશું. આપણો આત્મા અનંત સુખનું ધામ છે ને અનંત શક્તિનો સ્વામી છે. આજે વૈજ્ઞાનિક શોધખોળમાં માનવી એટલો બધો અંજાઈ ગયો કે તેનામાં પાગલ બનીને બોલે છે કે જુઓ તો ખરા ! વૈજ્ઞાનિકોએ કેટલાં સાધનો શોધ્યા છે. તે રોકેટ દ્વારા પૃથ્વી પર ચાલતા માનવીને ચંદ્રલોકમાં લઈ જાય છે. ભાઈ ! આજના જીવોને વૈજ્ઞાનિકની શોધખોળ પ્રત્યે આટલું માન છે. પણ એ શોધનારો કોણ છે ? તેનો વિચાર કર્યો ? શોધનારો તો આત્મા છે ને કે બીજું કોઈ ? "આત્મા". તેની અનંત શક્તિનું જીવને હજુ ભાન નથી.

મહાનપુરૂષો ઘણું કહે છે કે હે ચેતન ! તું અનંત શક્તિનો સ્વામી છું. તું તને એકને જાણી લે. પછી દુનિયામાં તારે બીજું કોઈ જાણવાનું રહેશે નહિ. પણ જીવની દોટ ઉલ્ટી દિશામાં છે. પોતાની પારખ કરતાં પોતાને આવડતી નથી. એક વખત એક મુમુક્ષુએ એના ગુરૂને પ્રશ્ન કર્યો કે ગુરૂદેવ ! હું આ બધી સાધના કરું છું તેનું ફળ મને મળશે કે નહિ ? ગુરૂ કહે તું ધીરજ ધર. આંબો વાવે કે તરત કેરી મળતી નથી પણ સમય થયે મળે છે તેમ તારી સાધના માટે તું સમજ. પરમ પદની પ્રાપ્તિની સાધના ઘણી કપરી છે. એના ફળ ભલે તમને પ્રગટ ન દેખાય કારણ કે તે બહુ સુક્ષ્મ છે. એનું ગણિત જુદું છે. પણ શુધ્ધ સાધનાની પ્રત્યેક પળ આત્મિક સુખની દિશા તરફ પ્રગતિ સાધતી હોય છે. જેમ આંતરિક સુખની શોધ સુક્ષ્મ છે તેમ તેમાં આવતી રૂકાવટ પણ સુક્ષ્મ છે. તેને હટાવવા માટે એટલી સુક્ષ્મ તૈયારી અને સાવધાનીની જરૂર છે. તેમજ ધીરજની પણ જરૂર છે. તમે ધર્મ આરાધના કરો તેનું ફળ સમયે અવશ્ય મળે છે. ધર્મસાધના કરેલી કદી નિષ્ફળ જતી નથી. પણ આજે તો શ્રધ્ધાનું દેવાળું ફુંકાઈ ગયું છે.

આપણો ચાલુ અધિકાર કુંભરાજા મૂંઝાયા હતા ત્યારે મલ્લીકુમારીએ રસ્તો

બતાવ્યો. तत्तेणं कुंभए राया एवं तं चेव जाव पवेसेति रोहसज्जे चिट्ठइ। ત્યાર પછી તે કુંભક રાજાએ તે પ્રમાણે કરીને છ એ રાજાઓને અલગ અલગ ગુપ્ત રીતે મિથિલા નગરીમાં પ્રવેશ કરાવ્યો. અને ગર્ભગૃહોમાં રોકી પછી નગરીના દરવાજા બંધ કરાવી રક્ષણ કરવા લાગ્યા.

જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓ રાત્રે ગર્ભગૃહમાં રોકાયા. રાત્રી પૂરી થતાં સૂર્યોદય થયો એટલે જાળીયામાંથી કનકમય જેના મસ્તક પર છિદ્રવાળી અને કમળના ઢાંકણાવાળી મલ્લીકુમારીની પ્રતિમાને જોઇ વિચાર કરવા લાગ્યા કે અરે! આ તો વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારી છે. એમ સમજીને તેઓ બધાં વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીનાં રૂપ, યૌવન અને લાવણ્યના પ્રભાવથી મૂર્છિત, મોહિત ને લોલુપ થઈ ગયા. અને તેમનું તેમાં ચિત્ત ચોંટી ગયું, અને અનિમેષ દૃષ્ટિથી તે પ્રતિમાની સામે જોતાં વિચારવા લાગ્યા કે અહો! મલ્લીકુમારી કેવી સુંદર દેખાય છે! શું આ દેવ કન્યા, નાગ કન્યા કે અપ્સરા છે! આવું અનુપમ રૂપ કદી નીરખ્યું નથી. નક્કી હવે કુંભક રાજા આપણને આ મલ્લીકુમારી પરણાવશે. આવો વિચાર કરતાં આનંદમાં મગ્ન બન્યા ને અનિમેષ મોહભરી દૃષ્ટિથી જોવા લાગ્યા. અને મનમાં વિચારે છે કે હવે આપણે પરણશું. મોહમાં આસક્ત બનેલાઓને ખ્યાલ નથી કે આ મલ્લીકુમારી છે કે પ્રતિમા છે.

આ સમયે મલ્લીકુમારી સ્નાન કરી, સારા વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇ ઘણી કુબ્જક (કુબડા) સંસ્થાનવાળી દાસીઓની સાથે તે જાલગૃહમાં આવી. અને જાલગૃહમાં જ્યાં સોનાની પ્રતિમા હતી ત્યાં આવીને તેણે "तीसे कणग पडिमाए मत्थयाओ तं पउमं अवणेति।" સોનાની પ્રતિમાના મસ્તક ઉપર રહેલું કમળના આકારનું સોનાનું ઢાંકણું હતું તે ઉઘાડયું. ઢાંકણું ખૂલતાં તેમાંથી અત્યંત દુર્ગંધ નીકળવા લાગી. જેમ મરેલી ગાય, મરેલો સર્પ અને મનુષ્યનું મડદું ગંધાય, તે મૃત કલેવર સડી ગયા પછી તેમાંથી જે દુર્ગંધ છૂટે તેનાથી પણ ભયંકર દુર્ગંધ આવવા લાગી. આથી જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓએ પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડાથી પોતાનું નાક ઢાંકી દીધું. તો પણ દુર્ગંધ સહન થતી નથી છ એ રાજાઓ દુર્ગંધથી ત્રાસી ગયાં, ગભરાવા લાગ્યા. તેમની આવી પરિસ્થિતિ જોઈને મલ્લીકુમારીએ કહ્યું કે હે દેવાનુપ્રિયો! તમે અત્યાર સુધી જે પ્રતિમામાં મુગ્ધ બનીને એકીટશે સામું જોઈ રહ્યા હતા અને હવે શા માટે નાક ઉત્તરીય વસ્ત્રના છેડાથી દબાવી પ્રતિમાના તરફથી મોં ફેરવીને બેસી ગયાં છો?

મલ્લીકુમારીની વાત સાંભળીને જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓએ તેને કહ્યું "एवं खलु देवाणुप्पिए। अम्हे इमेणं असुभेण गंधेणं अभिभूया समाणा सएहिं २ जाव चिट्ठामो।" હે દેવાનુપ્રિયે! આ ખરાબ દુર્ગંધ અમારા માટે અસહ્ય થઈ પડી છે. અમારાથી

સહન થતી નથી. માથું ફાટી જાય છે. ચક્કર આવે છે. અમારો જીવ ગભરાઈ જાય છે. તેથી અમે અમારા વસ્ત્રનાં છેડાથી નાક દબાવીને આ તરફ મોંઢુ ફેરવીને બેસી ગયા છીએ. અમારાથી દુર્ગંધ સહન થતી નથી. માટે તમે અમને આ દુર્ગંધમાંથી બચાવો. રાજાઓની વાત સાંભળી મલ્લીકુમારીએ જિતશત્રુ પ્રમુખ રાજાઓને કહ્યું.

હે દેવાનુપ્રિયો! તમે મારી વાત સાંભળો. તમે જેને સાક્ષાત આ મલ્લીકુમારી છે એમ માની મુગ્ધ બન્યા હતાં તે સાચી મલ્લીકુમારી નથી. એ તો મલ્લીકુમારીના આકારવાળી સોનાની પ્રતિમા છે. એ પ્રતિમાના મસ્તક ઉપર એક કાણું રખાવીને મલ્લીકુમારી દરરોજ જે મનોજ્ઞ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આ ચાર પ્રકારનો આહાર કરતી તેમાંથી બધી ચીજો મીક્સ કરી તેનો એક કોળિયો બનાવીને દરરોજ તેમાં નાંખવામાં આવતો હતો. વિચારો કે મનોજ્ઞ–મનને ગમે તેવા ઉત્તમ આહારનો ફક્ત એકેક કવલ તેમાં નાંખવાથી મનોવિકૃતિજનક અશુભતર પુદ્ગલ પરિણામ રૂપ દુર્ગંધવાળો બની ગયો તો વિચાર કરો.

"इमस्सपुण ओरालिय सरीरस्स खेलासवस्स वंतासवस्स पित्तासवस्स सुक्कसोणीय पूयासवस्स।" સોનાની પૂતળીમાં દરરોજ નાંખેલો એક કવલ આહાર સડી જવાથી આવી દારૂણ દુર્ગંધ છૂટી છે તો તમે જે મલ્લીકુમારીના શરીરમાં મોહ પામી તેને પરણવા આટલું મોટું લશ્કર લઈને આવ્યાં છો તે ઔદારિક શરીરનું પુદ્ગલ પરિણમન તેના કરતાં વધુ દુર્ગંધવાળું છે.

> શું રે ભર્યું છે શરીરમાં, વિચાર કરોને રાજન,
> કસ્તુરી કે કેશર નથી. નથી સુગંધી મધુરજી.......
> લોહી માંસ મજ્જા ને નાડીઓ, ચરબી ભરેલું શરીર
> દ્વારે દ્વારેથી દુર્ગંધ વહી રહી, શું રે મોહી ગયા

હે રાજન્! આ ઔદારિક શરીરમાં કસ્તુરી, કેસર કે સુગંધી પદાર્થો ભરેલાં નથી કે ગુલાબ, મોગરાનાં અત્તર નથી પણ એમાં તો લોહી, માંસ મજ્જા, નાડીઓ, હાડકાં, ચરબી વિગેરે દુર્ગંધી પદાર્થો ભરેલાં છે. તેમજ ઔદારિક શરીરનાં નવદ્વારો પણ સતત વહ્યા કરે છે. અને શરીરમાં પિત્તને કફ ભરેલાં છે. એટલે તેમાંથી વારંવાર વમન, પિત્ત, શુક્ર (લોહી) અને પરૂ એમાંથી વહેતું રહે છે. એના શ્વાસોચ્છવાસ મહા દુરૂપ અનિષ્ટતર છે. આ શરીર દુરૂપ, મુત્ર અને અનિષ્ટ દુર્ગંધવાળા મળથી હમેંશા ભરાયેલું રહે છે. તેમજ આ શરીર શટન, પતન ને વિધ્વંસન ધર્મવાળું છે. કોઢ વિગેરે રોગ થવાથી જે શરીરની આંગળીઓ વિગેરે અવયવો ખરી પડે છે તેનું નામ શટન છે ઘડપણને લીધે શરીરમાં જે શિથિલતા આવે છે તેને પતન કહેવાય છે અને નાશ થવું તે વિધ્વંસન કહેવાય છે. આવો ઔદારિક શરીરનો સ્વભાવ છે,

બતાવ્યો. तत्तेणं कुंभए राया एवं तं चेव जाव पवेसेति रोहसज्जे चिट्ठइ। ત્યાર પછી તે કુંભક રાજાએ તે પ્રમાણે કરીને છ એ રાજાઓને અલગ અલગ ગુપ્ત રીતે મિથિલા નગરીમાં પ્રવેશ કરાવ્યો. અને ગર્ભગૃહોમાં રોકી પછી નગરીના દરવાજા બંધ કરાવી રક્ષણ કરવા લાગ્યા.

જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓ રાત્રે ગર્ભગૃહમાં રોકાયા. રાત્રી પૂરી થતાં સૂર્યોદય થયો એટલે જાળીયામાંથી કનકમય જેના મસ્તક પર છિદ્રવાળી અને કમળના ઢાંકણવાળી મલ્લીકુમારીની પ્રતિમાને જોઈ વિચાર કરવા લાગ્યા કે અરે! આ તો વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારી છે. એમ સમજીને તેઓ બધાં વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીનાં રૂપ, યૌવન અને લાવણ્યના પ્રભાવથી મૂર્છિત, મોહિત ને લોલુપ થઈ ગયા. અને તેમનું તેમાં ચિત્ત ચોંટી ગયું, અને અનિમેષ દૃષ્ટિથી તે પ્રતિમાની સામે જોતાં વિચારવા લાગ્યા કે અહો! મલ્લીકુમારી કેવી સુંદર દેખાય છે! શું આ દેવ કન્યા, નાગ કન્યા કે અપ્સરા છે! આવું અનુપમ રૂપ કદી નીરખ્યું નથી. નક્કી હવે કુંભક રાજા આપણને આ મલ્લીકુમારી પરણાવશે. આવો વિચાર કરતાં આનંદમાં મગ્ન બન્યા ને અનિમેષ મોહભરી દૃષ્ટિથી જોવા લાગ્યા. અને મનમાં વિચારે છે કે હવે આપણે પરણીશું. મોહમાં આસક્ત બનેલાઓને ખ્યાલ નથી કે આ મલ્લીકુમારી છે કે પ્રતિમા છે.

આ સમયે મલ્લીકુમારી સ્નાન કરી, સારા વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઈ ઘણી કુબ્જક (કુબડા) સંસ્થાનવાળી દાસીઓની સાથે તે જાલગૃહમાં આવી. અને જાલગૃહમાં જ્યાં સોનાની પ્રતિમા હતી ત્યાં આવીને તેણે "तीसे कणग पडिमाए मत्थयाओ तं पउमं अवणेत्ति।" સોનાની પ્રતિમાના મસ્તક ઉપર રહેલું કમળના આકારનું સોનાનું ઢાંકણું હતું તે ઉઘાડયું. ઢાંકણું ખૂલતાં તેમાંથી અત્યંત દુર્ગંધ નીકળવા લાગી. જેમ મરેલી ગાય, મરેલો સર્પ અને મનુષ્યનું મડદું ગંધાય, તે મૃત કલેવર સડી ગયા પછી તેમાંથી જે દુર્ગંધ છૂટે તેનાથી પણ ભયંકર દુર્ગંધ આવવા લાગી. આથી જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓએ પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડાથી પોતાનું નાક ઢાંકી દીધું. તો પણ દુર્ગંધ સહન થતી નથી છ એ રાજાઓ દુર્ગંધથી ત્રાસી ગયાં, ગભરાવા લાગ્યા. તેમની આવી પરિસ્થિતિ જોઈને મલ્લીકુમારીએ કહ્યું કે હે દેવાનુપ્રિયો! તમે અત્યાર સુધી જે પ્રતિમામાં મુગ્ધ બનીને એકીટશે સામું જોઈ રહ્યા હતા અને હવે શા માટે નાક ઉત્તરીય વસ્ત્રના છેડાથી દબાવી પ્રતિમાના તરફથી મોં ફેરવીને બેસી ગયાં છો?

મલ્લીકુમારીની વાત સાંભળીને જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓએ તેને કહ્યું "एवं खलु देवाणुप्पिए। अम्हे इमेणं असुभेण गंधेणं अभिभूया समाणा सएहिं २ जाव चिट्ठामो।" હે દેવાનુપ્રિયે! આ ખરાબ દુર્ગંધ અમારા માટે અસહ્ય થઈ પડી છે. અમારાથી

સહન થતી નથી. માથું ફાટી જાય છે. ચક્કર આવે છે. અમારો જીવ ગભરાઈ જાય છે. તેથી અમે અમારા વસ્ત્રનાં છેડાથી નાક દબાવીને આ તરફ મોઢું ફેરવીને બેસી ગયા છીએ. અમારાથી દુર્ગંધ સહન થતી નથી. માટે તમે અમને આ દુર્ગંધમાંથી બચાવો. રાજાઓની વાત સાંભળી મલ્લીકુમારીએ જિતશત્રુ પ્રમુખ રાજાઓને કહ્યું.

હે દેવાનુપ્રિયો ! તમે મારી વાત સાંભળો. તમે જેને સાક્ષાત આ મલ્લીકુમારી છે એમ માની મુગ્ધ બન્યા હતાં તે સાચી મલ્લીકુમારી નથી. એ તો મલ્લીકુમારીના આકારવાળી સોનાની પ્રતિમા છે. એ પ્રતિમાના મસ્તક ઉપર એક કાણું રખાવીને મલ્લીકુમારી દરરોજ જે મનોજ્ઞ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આ ચાર પ્રકારનો આહાર કરતી તેમાંથી બધી ચીજો મીક્સ કરી તેનો એક કોળિયો બનાવીને દરરોજ તેમાં નાંખવામાં આવતો હતો. વિચારો કે મનોજ્ઞ-મનને ગમે તેવા ઉત્તમ આહારનો ફક્ત એકેક કવલ તેમાં નાંખવાથી મનોવિકૃતિજનક અશુભતર પુદ્દ્ગલ પરિણામ રૂપ દુર્ગંધવાળો બની ગયો તો વિચાર કરો.

"इमस्सपुण ओरालिय सरीरस्स खेलासवस्स वंतासवस्स पित्तासवस्स सुक्कसोणीय पूयासवस्स।" સોનાની પૂતળીમાં દરરોજ નાંખેલો એક કવલ આહાર સડી જવાથી આવી દારૂણ દુર્ગંધ છૂટી છે તો તમે જે મલ્લીકુમારીના શરીરમાં મોહ પામી તેને પરણવા આટલું મોટું લશ્કર લઈને આવ્યાં છો તે ઔદારિક શરીરનું પુદ્દ્ગલ પરિણમન તેના કરતાં વધુ દુર્ગંધવાળું છે.

શું રે ભર્યું છે શરીરમાં, વિચાર કરોને રાજન,<br>
કસ્તુરી કે કેશર નથી. નથી સુગંધી મધુરજી.......<br>
લોહી માંસ મજ્જા ને નાડીઓ, ચરબી ભરેલું શરીર<br>
દ્વારે દ્વારેથી દુર્ગંધ વહી રહી, શું રે મોહી ગયા

હે રાજન્ ! આ ઔદારિક શરીરમાં કસ્તુરી, કેસર કે સુગંધી પદાર્થો ભરેલાં નથી કે ગુલાબ, મોગરાનાં અત્તર નથી પણ એમાં તો લોહી, માંસ મજ્જા, નાડીઓ, હાડકાં, ચરબી વિગેરે દુર્ગંધી પદાર્થો ભરેલાં છે. તેમજ ઔદારિક શરીરનાં નવદ્વારો પણ સતત વહ્યા કરે છે. અને શરીરમાં પિત્તને કફ ભરેલાં છે. એટલે તેમાંથી વારંવાર વમન, પિત્ત, શુક્ર (લોહી) અને પરૂ એમાંથી વહેતું રહે છે. એના શ્વાસોચ્છ્વાસ મહા દુરૂપ અનિષ્ટતર છે. આ શરીર દુરૂપ, મુત્ર અને અનિષ્ટ દુર્ગંધવાળા મળથી હમેંશા ભરાયેલું રહે છે. તેમજ આ શરીર શટન, પતન ને વિધ્વંસન ધર્મવાળું છે. કોઢ વિગેરે રોગ થવાથી જે શરીરની આંગળીઓ વિગેરે અવયવો ખરી પડે છે તેનું નામ શટન છે. ઘડપણને લીધે શરીરમાં જે શિથિલતા આવે છે તેને પતન કહેવાય છે અને નાશ થવું તે વિધ્વંસન કહેવાય છે. આવો ઔદારિક શરીરનો સ્વભાવ છે,

સમજો. જે પૂતળીમાં દરરોજ એકેક કરીને સુગંધમય કોળીયો નાંખવામાં આવેલો તો જ્યારે આવું તીવ્ર અનિષ્ટતર દુર્ગંધરૂપ પરિણામવાળું થયું ત્યારે આ ઔદારિક શરીર કે જે શ્લેષ્મ વિગેરે ઘણાં મળોથી ભરાયેલું છે અને શટન-પતન અને વિધ્વંસન જેનો સ્વાભાવિક ધર્મ છે તેવા શરીરના પુદ્ગલનું પરિણમન એના કરતાં વધુ અનિષ્ટ દુર્ગંધવાળું હશે. હજુ મલ્લીકુમારી આગળ સમજાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "બલભદ્રજીનો રૂક્ષ્મણી ઉપર ક્રોધ"** : કૃષ્ણજી તો સત્યભામાની તથા તેની દાસીઓની દશા જોઈને હસવા લાગ્યા. ત્યારે ક્રોધથી લાલચોળ થઈને બલભદ્રજી કહે છે કૃષ્ણ! તને કંઈ ભાન છે કે નહિ? તું શું જોઈને હસે છે? આ રૂક્ષ્મણીને તેં આટલી બધી કેમ માથે ચઢાવી મૂકી છે? કૃષ્ણજી કહે છે મોટાભાઈ! તમે મારા ઉપર આટલો બધો ગુસ્સો કરો છો પણ રૂક્ષ્મણી તો બિચારી એના પુત્રના વિયોગમાં શૂનમૂન બની એકલવાયી જેવી રહે છે. જ્યારે સત્યભામા તો પરિવારથી વીંટળાઈને રહે છે. રૂક્ષ્મણી એકલીએ આટલા બધાનાં માથા કેવી રીતે મૂંડયા?

**બલભદ્રજીએ કૃષ્ણને કરેલી ટકોર** : આ શબ્દો સાંભળી બલભદ્રજીએ ગુસ્સો કરીને કહ્યું કે રૂક્ષ્મણી એકલી નથી. તું એનો છે ને? બિચારી સત્યભામાને તું રડાવે છે. કહેવત છે કે "ધણીની માનીતી બાર ગાઉ ઉજ્જડ કરે." તેમ આ રૂક્ષ્મણી તારી માનીતી છે. એટલે આ બધું તોફાન કરે છે. જો તું એના ઉપર કાબૂ નહિ રાખે, એના ગુનાની શિક્ષા નહિ કરે તો તે સુધરશે નહિ, બળરામે સત્યભામાની દાસીને કહ્યું કે જા સત્યભામાને કહેજે કે તું ખૂબ શાંતિ રાખજે. હું હમણાં રૂક્ષ્મણીનો મહેલ લૂંટી લેવાની આજ્ઞા કરું છું. ને તેના વાળ પણ ઉતરાવી નાંખું છું. દાસીઓએ જઈને સત્યભામાને વાત કરી એટલે સત્યભામા તો ખુશ ખુશ થઈ ગઈ.

હવે સત્યભામાની દાસીઓ રૂક્ષ્મણીના મહેલેથી ગયા પછી રૂક્ષ્મણી બહાર આવી તો પ્રદ્યુમ્નકુમાર રૂપ બદલી સાધુ બની ગયો. આથી રૂક્ષ્મણીને થયું કે ચોક્કસ આ મારો દીકરો લાગે છે. કારણ કે સીમંધર ભગવાને કહ્યું છે કે તારો દીકરો ઘણી વિદ્યાઓ સાધીને આવશે તેથી મારો પુત્ર વિદ્યાના બળથી બધું કરે છે. તે મારો પુત્ર છે માટે લાડવા ખાઈ શકયો છે. ને મને તેના પર હેતના ઉમળકા આવે છે. આવો વિચાર કરીને રૂક્ષ્મણી કહે છે.

**"ગુપ્ત પડદો ખુલ્લો થતાં રૂક્ષ્મણીનું હરખેલું હૈયું"** : હે દીકરા! તું સોળ સોળ વર્ષ સુધી વિદ્યાધરોના સંગમાં રહીને વિદ્યાધર જેવો બની ગયો છે. તારી વિદ્યાના બળથી નવા નવા રૂપ ધારણ કરે છે. મારું અંતર કહે છે કે આ સાધુના

રૂપમાં તારો લાડકવાયો પ્રદ્યુમ્નકુમાર જ છે. બીજો કોઈ નથી. તો હે દીકરા! હવે આ માયાનો પડદો દૂર કરીને તારું સાચું રૂપ પ્રગટ કર, અને સોળ સોળ વર્ષથી આશાના તંતુએ જીવી રહેલી તારી માતાના મનોરથ પૂરા કર. માતાના મહેલમાં આવીને પણ શા માટે તારી માતાને તલસાવે છે? તું જેવો છે તેવો જલ્દી પ્રગટ થઈ જા. જેથી મારા આત્માને શાંતિ વળે. માતાને અત્યંત આકુળ વ્યાકુળ જોઈને પ્રદ્યુમ્નકુમારે સાધુનું રૂપ અદૃશ્ય કર્યું અને જેમ ગાઢ વાદળમાં છૂપાઈ ગયેલો સૂર્ય બહાર નીકળે તેમ પ્રદ્યુમ્નકુમારે તેનું અસલ રૂપ ધારણ કર્યું. એના મુખની કાન્તિ કોઈ અલૌકિક હતી. એનું તેજ, એનું રૂપ જોઈને ભલ ભલા અંજાઈ જાય એવું તેનું તેજ હતું. સુંદર શરીર અને દેવતાઈ વસ્ત્રાભૂષણો પહેરેલા છે. જાણે બીજો દેવકુમાર જોઈ લો. એનું મુખ જોતાં દેખાઈ આવે છે કે આ છોકરો પરાક્રમી છે. અલૌકિક રૂપ અને સદ્‌ગુણોથી સૂર્ય સમાન શોભતો પ્રદ્યુમ્નકુમાર માતાની પાસે પ્રગટ થયો ને માતાના ચરણમાં પડી ગયો.

રૂક્ષ્મણીએ તેને બાથમાં લઈને ઉંચકી લીધો ને તેને ભેટી પડી. આંખમાં હર્ષના આંસુ આવી ગયા. તે ગદ્‌ગદ્ કંઠે બોલી–બેટા! આજે સોળ સોળ વર્ષે તારું મોઢું જોયું. તું છ દિવસનો હતો ને મને મૂકીને ચાલ્યો ગયો. સોળ વર્ષ તારા માટે મેં ઝૂરી ઝૂરીને કાઢયા છે. તને શોધવામાં તારા પિતાએ બાકી રાખી નથી. આજે તને જોઈને મારી આંખો ઠરી ગઈ છે. સોળ વર્ષે મારા મહેલમાં આજે સોનાનો સૂર્ય ઉગ્યો ને મોતીનો વરસાદ વરસ્યો. તને જોઈને મને અપૂર્વ આનંદ થાય છે. વધુ શું કહું મારા લાલ! તને જોઈને આજે મારા સાડાત્રણ ક્રોડ રોમરાય ખીલી ઉઠયાં છે. આટલું બોલતાં તો આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી. માતાનો પ્રેમ જોઈને પ્રદ્યુમ્નની આંખમાં પણ હર્ષના આંસુ આવી ગયા. અહો! મેં તો સોળ વર્ષ સુખમાં વીતાવ્યા. મને કયાં ખબર હતી કે મારી માતા કોણ છે? પણ આ માતાએ સોળ વર્ષ કેવી રીતે વીતાવ્યા હશે! ખેર, જે થવાનું હતું તે થઈ ગયું. માતા! હવે તું રડીશ નહિ, હવે તારો દીકરો કયાંય જવાનો નથી, સદા તારી સેવામાં ખડે પગે હાજર રહેશે. પુત્રનાં મીઠાં મીઠાં બોલ સાંભળીને રૂક્ષ્મણીને ખૂબ આનંદ થયો. એનો આનંદ કેવો હતો તેનું વર્ણન તો જ્ઞાની કરી શકે.

**માતાને આવેલું ઓછું :** હર્ષની સાથે રૂક્ષ્મણીની આંખમાં આંસુ આવી ગયા. આ જોઈને પ્રદ્યુમ્ને પૂછયું માતા! હવે તું શા માટે રડે છે? તું જેના વિયોગથી સોળ સોળ વર્ષથી ઝૂરતી હતી તે તારો નંદ તને મળી ગયો. હવે શા માટે રડે છે? ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું–બેટા! મને કોઈ વાતનું દુઃખ નથી. તું આવ્યો એટલે મારું બધું દુઃખ ચાલ્યું ગયું. મહાન સુખ છે પણ મને એક વાતનું ઓછું

આવી જાય છે. બેટા! તારા પિતાજીનો મારા પ્રત્યે અપાર પ્રેમ છે. પાછો તું મને મળ્યો. હવે મને સુખની કમીના નથી. પણ હે દીકરા! મેં તને જન્મ આપ્યો એટલું જ પણ મેં રમાડયો, જમાડયો કે ખેલાવ્યો કાંઈ કર્યું નથી. મેં તારું રમતું બાલપણુ જોયું નથી. ધન્ય છે કનકમાલાને! તેણે તને રમાડયો, જમાડયો, ખેલાવ્યો. મેં તો તને જન્મ આપીને આવો લ્હાવો લીધો નહિ.

**માતાના સંતોષ ખાતર પ્રદ્યુમ્નકુમારે કરેલી બાળક્રીડા:** માતાના શબ્દો સાંભળી પ્રદ્યુમ્નના મનમાં થયું કે મારી માતાને મને નાનકડો જોવાનો ને રમાડવાના કોડ અધૂરા રહી ગયાં છે તો વિદ્યાના બળથી મારી માતાના કોડ પૂરા કરું. હું આવો શક્તિશાળી પુત્ર હોઉં તો મારી માતાને સ્હેજ પણ ઓછું શા માટે આવવા દઉં? આવો વિચાર કરી માતાની હોંશ પૂરી કરવા માટે છ મહિનાના બાળક જેવું રૂપ બનાવી દીધું. ને માતાના ખોળામાં સૂઈ ગયો. આ જોઈને રૂક્ષ્મણી તો રાજી રાજી થઈ ગયા. માતાના ખોળામાં સૂતો સૂતો ખિલખિલાટ હસવા લાગ્યો. ત્યારે રૂક્ષ્મણી તેના સામું જોઈને કહે છે મારો લાલ ખૂબ ડાહ્યો છે. બિલકુલ રડતો નથી ત્યારે તે રડવા લાગ્યો. રૂક્ષ્મણીએ તેને થાબડી પંપાળીને છાનો રાખ્યો ને મખમલની નાનકડી ગોદડીમાં સૂવાડયો, તે ઘડીકમાં ઉંધો પડી જાય છે ને ઘડીકમાં સીધો થઈ જાય છે. ત્યારે રૂક્ષ્મણી તેને ખોળામાં લઈ દૂધ પીવડાવવા લાગી. દૂધ પીવડાવી તેલ માલીશ કરીને નવડાવ્યો. તેના શરીરે સુગંધી પદાર્થો વડે વિલેપન કર્યું, આંખમાં મેશ આંજી, મારા દીકરાને કોઈની નજર ન લાગે તે માટે ગાલે મેશનું ટપકું કર્યું. એને રમવા માટે અનેક પ્રકારના રમકડા મંગાવ્યા. પ્રદ્યુમ્નકુમાર પ્રેમથી માતાના મંગાવેલા રમકડે રમવા લાગ્યો, ને થોડીવારમાં બેસવા શીખી ગયો. ભાંખુડીયા ભરવા લાગ્યો. આ બધી બાલક્રીડા જોઈને રૂક્ષ્મણી હરખાવા લાગી. હજુ પ્રદ્યુમ્નકુમાર કેવી બાલચેષ્ટા કરશે ને રૂક્ષ્મણીના કોડ પૂરા કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૦૦

**આસો વદ અમાસને શુક્રવાર "દિવાળી" તા. ૨૨-૧૦-૭૧**

પરમકૃપાળુ, પરમ તત્ત્વના પ્રણેતા, મહાવીરસ્વામીએ પોતાના આધ્યાત્મિક પુરૂષાર્થ દ્વારા ઘાતી કર્મોનાં ઘન વાદળાંને વિખેરી કેવળજ્ઞાન અને કેવળદર્શનનો પ્રકાશ પ્રાપ્ત કરીને જગતનાં જીવો પાસે દિવ્ય સંદેશો રજુ કર્યો.

ભગવાન મહાવીરસ્વામીનાં ચરમ ચોમાસાની સ્મૃતિ રૂપે આજનો મંગલ દિન છે. દિપાવલી, દિપોત્સવી વિગેરે અનેક નામો આપીને લોકો આજના દિવસને આનંદ

પૂર્વક ઉજવે છે. ભૌતિક સુખમાં મસ્ત બનેલાં જીવો આજના દિવસનું મહત્ત્વ સમજતાં નથી, તેથી લૌકિક દિવાળી ઉજવે છે. પણ આજે તો ભગવાનનો દિવ્ય સંદેશો સાંભળવા દેવો, દાનવો રાજાઓ અને માનવો પાવાપુરીમાં ભગવાન મહાવીરની સન્મુખ આવીને બેસી ગયા હતા. ભગવાન મહાવીરના પરમ ઉપાસક રાજાઓ સંસારી રાજ્ય નહિ પણ આધ્યાત્મિક રાજ્ય મેળવવા તલસતાં હતાં તેથી ભગવાન મહાવીર સ્વામીની વાણી સાંભળતાં મેખોન્મેખ દૃષ્ટિથી ભગવાનને જોઈ રહ્યા હતાં ઈન્દ્રો, દેવો, માનવો અને રાજાઓ ભગવાનની સામે બેસી એક ચિત્તે ભગવાનની વાણી સાંભળે છે. આ બધું જોઈ ને હસ્તિપાળ રાજા વિચારે છે કે પરમ પિતા ભગવાન મહાવીરસ્વામી જો મારી પાવાપુરીમાં ચાતુર્માસ પધાર્યા તો મને તેમના દર્શનનો, વાણી સાંભળવાનો, વિગેરે અનેક પ્રકારનો લાભ મળ્યો. સાથે સાથે દૂરદૂરથી આવેલાં રાજાઓ અને બીજા સેંકડો માનવીઓની સેવાનો મને લાભ મળ્યો. પણ આવા મારા ત્રિલોકીનાથ ભગવાન શું આજનો જ દિવસ છે? શું અમારા નાથ અમને છોડીને ચાલ્યા જશે? આ રીતે આજના દિવસે તેમના હૃદયમાં ખૂબ આઘાત હતો. જ્યારે આજનો માનવી ભૌતિક સુખમાં મસ્ત બનીને મોજશોખના વાતાવરણમાં દિવાળીનો મહોત્સવ મનાવી લે છે. આજે બહેનો રેશમી સાડીઓ અને મોતીના દાગીના પહેરીને શરીરને શોભાવે છે. પણ તેને ખ્યાલ નથી કે આ વસ્ત્રો અને દાગીના બનતાં કેટલા જીવોનું બલિદાન અપાયું છે.

બંધુઓ! ભૌતિક સુખમાં ભૂલો પડેલો માનવ આત્માનો સ્હેજ પણ વિચાર નથી કરતો. ઘણાં લોકો દિવાળીના દિવસે માટીના કોડિયામાં દીવડા પ્રગટાવી આનંદ માને છે પણ જ્ઞાની પુરૂષો કહે છે કે તમે જ્ઞાન અને દર્શનના દીવડા પ્રગટાવો. ગમે તેટલા ઝંઝાવાતો આવશે પણ તે દીપક ઓલવાશે નહિ. તેલ ખૂટશે નહિ ને અંતરરૂપી આધ્યાત્મિક કોડિયું ફૂટશે નહિ. આધ્યાત્મિક દીપકને જલાવવા માટે વિનય–વિવેકની વાટ, ત્યાગનાં તેલ અને જ્ઞાનની જ્યોતિ પ્રગટાવો, આવા દિવડા તમને પ્રકાશ આપશે ને બીજાને પણ પ્રકાશ આપશે, માટે સમ્યક્જ્ઞાનની જ્યોત જલાવી વીતરાગ પ્રભુનાં વિરાટ શાસનને પામો અને વાસનાના વાવાઝોડાને વિખેરી આત્માની સાચી દિપાવલી ઉજવવા પુરૂષાર્થ કરો.

ખાલી ભોગ વિલાસથી, મોજશોખથી કોડિયાનાં દીપક પ્રગટાવી, ફટાકડા ફોડી, દહીંથરા, ઘૂઘરા ને સુંવાળી બનાવીને દિવાળી ઉજવો નહિ પણ ચારિત્રનાં તેજ ઝળકાવીને દિવાળી ઉજવો. કર્મના કીટાણુને દૂર કરવા અહિંસાનો દારૂગોળો ફોડો, સંયમનાં શસ્ત્રો સજો, ત્યાગ–વૈરાગ્ય અને બ્રહ્મચર્યરૂપી રંગબેરંગી બપોરિયા પ્રગટાવો, અજ્ઞાનનો અંધકાર ઉલેચવા માટે પવિત્રતાનો પ્રકાશ પાથરો, શુદ્ધ ભાવનાના સાથિયા પૂરો ને રત્નત્રયીની રંગોળી પૂરીને આત્માને ઉજ્જવળ બનાવો. જો આવી દિવાળી

આવી જાય છે. બેટા! તારા પિતાજીનો મારા પ્રત્યે અપાર પ્રેમ છે. પાછો તું મને મળ્યો. હવે મને સુખની કમીના નથી. પણ હે દીકરા! મેં તને જન્મ આપ્યો એટલું જ પણ મેં રમાડયો, જમાડયો કે ખેલાવ્યો કાંઈ કર્યું નથી. મેં તારું રમતું બાલપણ જોયું નથી. ધન્ય છે કનકમાલાને! તેણે તને રમાડયો, જમાડયો, ખેલાવ્યો. મેં તો તને જન્મ આપીને આવો લ્હાવો લીધો નહિ.

**માતાના સંતોષ ખાતર પ્રદ્યુમ્નકુમારે કરેલી બાળક્રીડા:** માતાના શબ્દો સાંભળી પ્રદ્યુમ્નના મનમાં થયું કે મારી માતાને મને નાનકડો જોવાનો ને રમાડવાના કોડ અધૂરા રહી ગયાં છે તો વિદ્યાના બળથી મારી માતાના કોડ પૂરા કરું હું આવો શક્તિશાળી પુત્ર હોઉં તો મારી માતાને સ્હેજ પણ ઓછું શા માટે આવવા દઉં? આવો વિચાર કરી માતાની હોંશ પૂરી કરવા માટે છ મહિનાના બાળક જેવું રૂપ બનાવી દીધું. ને માતાના ખોળામાં સૂઈ ગયો. આ જોઈને રૂક્મણી તો રાજી રાજી થઈ ગયા. માતાના ખોળામાં સૂતો સૂતો ખિલખિલાટ હસવા લાગ્યો. ત્યારે રૂક્મણી તેના સામું જોઈને કહે છે મારો લાલ ખૂબ ડાહ્યો છે. બિલકુલ રડતો નથી ત્યારે તે રડવા લાગ્યો. રૂક્મણીએ તેને થાબડી પંપાળીને છાનો રાખ્યો ને મખમલની નાનકડી ગોદડીમાં સૂવાડયો, તે ઘડીકમાં ઉંધો પડી જાય છે ને ઘડીકમાં સીધો થઈ જાય છે. ત્યારે રૂક્મણી તેને ખોળામાં લઈ દૂધ પીવડાવવા લાગી. દૂધ પીવડાવી તેલ માલીશ કરીને નવડાવ્યો. તેના શરીરે સુગંધી પદાર્થો વડે વિલેપન કર્યું, આંખમાં મેશ આંજી, મારા દીકરાને કોઈની નજર ન લાગે તે માટે ગાલે મેશનું ટપકું કર્યું. એને રમવા માટે અનેક પ્રકારના રમકડા મંગાવ્યા. પ્રદ્યુમ્નકુમાર પ્રેમથી માતાના મંગાવેલા રમકડે રમવા લાગ્યો, ને થોડીવારમાં બેસવા શીખી ગયો. ભાંખુડીયા ભરવા લાગ્યો. આ બધી બાલક્રીડા જોઈને રૂક્મણી હરખાવા લાગી. હજુ પ્રદ્યુમ્નકુમાર કેવી બાલચેષ્ટા કરશે ને રૂક્મણીના કોડ પૂરા કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૦૦

**આસો વદ અમાસને શુક્રવાર "દિવાળી" તા. ૨૨-૧૦-૭૬**

પરમકૃપાળુ, પરમ તત્ત્વના પ્રણેતા, મહાવીરસ્વામીએ પોતાના આધ્યાત્મિક પુરૂષાર્થ દ્વારા ઘાતી કર્મોનાં ઘન વાદળાંને વિખેરી કેવળજ્ઞાન અને કેવળદર્શનનો પ્રકાશ પ્રાપ્ત કરીને જગતનાં જીવો પાસે દિવ્ય સંદેશો રજુ કર્યો.

ભગવાન મહાવીરસ્વામીનાં ચરમ ચોમાસાની સ્મૃતિ રૂપે આજનો મંગલ દિન છે. દિપાવલી, દિપોત્સવી વિગેરે અનેક નામો આપીને લોકો આજના દિવસને આનંદ

પૂર્વક ઉજવે છે. ભૌતિક સુખમાં મસ્ત બનેલાં જીવો આજના દિવસનું હાર્દ સમજતાં નથી, તેથી લૌકિક દિવાળી ઉજવે છે. પણ આજે તો ભગવાનનો દિવ્ય સંદેશો સાંભળવા દેવો, દાનવો રાજાઓ અને માનવો પાવાપુરીમાં ભગવાન મહાવીરની સન્મુખ આવીને બેસી ગયા હતા. ભગવાન મહાવીરના પરમ ઉપાસક રાજાઓ સંસારી રાજ્ય નહિ પણ આધ્યાત્મિક રાજ્ય મેળવવા તલસતાં હતાં તેથી ભગવાન મહાવીર સ્વામીની વાણી સાંભળતાં મેષોન્મેષ દૃષ્ટિથી ભગવાનને જોઈ રહ્યા હતાં. ઈન્દ્રો, દેવો, માનવો અને રાજાઓ ભગવાનની સામે બેસી એક ચિત્તે ભગવાનની વાણી સાંભળે છે. આ બધું જોઈને હસ્તિપાળ રાજા વિચારે છે કે પરમ પિતા ભગવાન મહાવીરસ્વામી જો મારી પાવાપુરીમાં ચાતુર્માસ પધાર્યા તો મને તેમના દર્શનનો, વાણી સાંભળવાનો, વિગેરે અનેક પ્રકારનો લાભ મળ્યો. સાથે સાથે દૂરદૂરથી આવેલાં રાજાઓ અને બીજા સેંકડો માનવીઓની સેવાનો મને લાભ મળ્યો. પણ આવા મારા ત્રિલોકીનાથ ભગવાન શું આજનો જ દિવસ છે? શું અમારા નાથ અમને છોડીને ચાલ્યા જશે? આ રીતે આજના દિવસે તેમના હૃદયમાં ખૂબ આઘાત હતો. જ્યારે આજનો માનવી ભૌતિક સુખમાં મસ્ત બનીને મોજશોખના વાતાવરણમાં દિવાળીનો મહોત્સવ મનાવી લે છે. આજે બહેનો રેશમી સાડીઓ અને મોતીના દાગીના પહેરીને શરીરને શોભાવે છે. પણ તેને ખ્યાલ નથી કે આ વસ્ત્રો અને દાગીના બનતાં કેટલા જીવોનું બલિદાન અપાયું છે.

બંધુઓ! ભૌતિક સુખમાં ભૂલો પડેલો માનવ આત્માનો રહેજ પણ વિચાર નથી કરતો. ઘણાં લોકો દિવાળીના દિવસે માટીના કોડિયામાં દીવડા પ્રગટાવી આનંદ માને છે પણ જ્ઞાની પુરૂષો કહે છે કે તમે જ્ઞાન અને દર્શનના દીવડા પ્રગટાવો. ગમે તેટલા ઝંઝાવાતો આવશે પણ તે દીપક ઓલવાશે નહિ. તેલ ખૂટશે નહિ ને અંતરરૂપી આધ્યાત્મિક કોડિયું ફૂટશે નહિ. આધ્યાત્મિક દીપકને જલાવવા માટે વિનય-વિવેકની વાટ, ત્યાગનાં તેલ અને જ્ઞાનની જ્યોતિ પ્રગટાવો, આવા દિવડા તમને પ્રકાશ આપશે ને બીજાને પણ પ્રકાશ આપશે, માટે સમ્યક્‌જ્ઞાનની જ્યોત જલાવી વીતરાગ પ્રભુનાં વિરાટ શાસનને પામો અને વાસનાના વાવાઝોડાને વિખેરી આત્માની સાચી દિપાવલી ઉજવવા પુરૂષાર્થ કરો.

ખાલી ભોગ વિલાસથી, મોજશોખથી કોડિયાનાં દીપક પ્રગટાવી, ફટાકડા ફોડી, દહીંથરા, ઘૂઘરા ને સુંવાળી બનાવીને દિવાળી ઉજવો નહિ પણ ચારિત્રનાં તેજ ઝળકાવીને દિવાળી ઉજવો. કર્મના કીટાણુને દૂર કરવા અહિંસાનો દારૂગોળો ફોડો, સંયમનાં શસ્ત્રો સજો, ત્યાગ-વૈરાગ્ય અને બ્રહ્મચર્યરૂપી રંગબેરંગી બપોરિયા પ્રગટાવો, અજ્ઞાનનો અંધકાર ઉલેચવા માટે પવિત્રતાનો પ્રકાશ પાથરો, શુદ્ધ ભાવનાના સાથિયા પૂરો ને રત્નત્રયીની રંગોળી પૂરીને આત્માને ઉજ્જવળ બનાવો. જો આવી દિવાળી

ઉજવતાં હો તો સમજજો કે મને દિવાળીનું હાર્દ સમજાણું છે. જો જાગૃત નહિ રહો તો રાગ દ્વેષનાં વિષમ વાતાવરણુ રૂપી આંધીમાં અટવાઈ જશો. માટે જ્ઞાની કહે છે કે સાધક! તું દ્રવ્ય દિવાળી નહિ પણુ ભાવ દિવાળી ઉજવ. પાવાપુરીમાં આવેલા નરેશોએ દિવ્ય સંદેશો સાંભળી ભાવ દિવાળી ઉજવી. સમજી લેજો કે ગમે તેટલાં વસ્રાલંકારોથી શરીરને અલંકૃત કરશો પણુ માળો જ્યારે વિખરાઈ જશે ત્યારે બધું રહી જશે. તમે દિવાળી ઉજવો તો એવી ઉજવો કે આત્મા સાચી ઉજ્જવળતાને પ્રાપ્ત કરે.

દિવાળીના દિવસોમાં તમારા બધાંને ઘેર મીઠાઈઓ બની હશે ને બહારથી પણુ મીઠાઈઓનાં બોકસ આવ્યા હશે. એ મીઠાઈઓ ખાતી વખતે તમારા સ્વધર્મી બંધુઓને યાદ કરજો. આજે ઘણુાંના છોકરાં મીઠાઈ ખાઈને રાજી થશે ને કંઈકનાં છોકરાં રડતાં હશે. જેના ઘરમાં ઘી, દૂધ અને મેવા મીઠાઈઓની છોળો ઉડતી હોય તેને ગરીબનાં દુઃખનો ખ્યાલ નથી આવતો. સૌરાષ્ટ્રમાં એક બનેલી કહાની છે.

એક પટેલ કહે કે સૌરાષ્ટ્રના નાના ગામમાં મારો જન્મ થયો હતો. પિતા છ મહિનાનો મૂકીને ગુજરી ગયા. અમે ખૂબ ગરીબ હતાં. મારી માતા કાળી મજુરી કરી ગુજરાન ચલાવતા મને મોટો કરતી. છતાં તેનામાં ખમીર હતું. બાજુમાં મોટી હવેલી હતી. તેમાં ધનાઢય શેઠ વસતાં હતા. તેના શેઠાણીને પૈસાનું ખૂબ અભિમાન હતું. ઘણી વાર અમે બબ્બે દિવસના ભૂખ્યા હોઈએ પણુ મારી માતા કયારે પણુ કોઈની પાસે હાથ ધરતી ન હતી. મહાત્મા ભર્તૃહરિએ નીતિશતકમાં કહ્યું છે કે.

"यद्धात्रा निजभालपट्ट लिखितं स्तोकं महद्वा धनं,
तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो नाधिकम्।
तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्तिं वृथामा कृथाः,
कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं जलम्॥"

તું મરૂભૂમિમાં જા કે સોનાના પર્વત ઉપર જા પણુ તારા ભાગ્યમાં છે તે જ મળવાનું છે. માટે હે જીવો! તમે ધૈર્ય ધારણુ કરો. ધનવાનોની પાસે વ્યર્થ હાથ લાંબો કરશો નહિ. તમે ઘડાના ન્યાયથી સમજો. ઘડાને કૂવામાં ઉતારવામાં આવે કે સમુદ્રમાં ડૂબાડવામાં આવે પણુ બંનેમાંથી સરખું પાણી ગ્રહણુ કરે છે. તેમ તમે પણુ તમારા સારા કે નરસા ભાગ્યમાં સમભાવ રાખો. તમે દુઃખમાં ગભરાઓ નહિ અને સુખમાં લલચાઓ નહિ.

આ રીતે હે મિત્ર! મારી માતા ખૂબ સંતોષી અને ખાનદાન હતી. જ્યારે અમારા પાડોશી શેઠાણી એટલા જ ધનના મદમાં છકેલા અને અભિમાની હતા. તે

લોકો મારી માતાને કે મને કદી પ્રેમથી બોલાવતાં ન હતાં. કારણ કે અમે નિર્ધન અને એ ધનવાન. પણ બાળકોનાં દિલમાં એવા ભેદભાવ હોતા નથી. એટલે શ્રેષ્ઠી પુત્ર ને હું બંને હળીમળીને સાથે રમતાં હતાં. પેલા ધનવાન શેઠાણી એના બાબાને અનેક પ્રકારના મેવા, ફ્રૂટ વિગેરે આપતી ને કહેતી કે તારે એકલાએ ખાવું. કોઈ માંગે તો એને અંગુઠો બતાવવો.

**"શ્રીમંતાઈનો ગર્વ"** :– આ શ્રીમંત શેઠાણીને ખબર નથી કે આવું શિક્ષણ ભવિષ્યમાં મને નડશે. શેઠના દીકરાને બધું ખાતો જોઈને હું રડતો ત્યારે મારી માતા મારા માટે વહાલભર્યો હાથ ફેરવીને કહેતી બેટા! મારો પગાર આવશે ત્યારે તને બધું લાવી આપીશ. એ હૃદયના પ્રેમ સિવાય કંઈ આપવા સમર્થ ન હતી. છતાં મને જેમ તેમ કરીને સમજાવી દેતી. અણસમજણમાં શું ખબર કે મારી મા કેટલા દુઃખ ભોગવે છે! એક દિવસ મેં હઠ પકડી કે મા! મને પેંડા લાવી આપ તો જ હા. મારી હઠ જોઈ મારી માતાની આંખમાં આંસુ આવી ગયા. ને તેનું હૃદય દ્રવી ઉઠયું.

**"મારી માતાએ કરેલી નમ્ર વિનંતી"** :– મારી માતા શેઠની હવેલીમાં ગઈ ને શેઠાણીને નમ્રતાપૂર્વક કહ્યું–બહેન! તમે પુણ્યવાન છો. ભગવાન તમને સુખી કરે ને તમારા દીકરાને પેટ ભરીને ખવરાવો પણ ઘરમાં ખાય તેમ કરો. મારો છોકરો કજીયા કરે છે. માટે મારી નમ્ર વિનંતી છે કે આપ આટલું કરો. આ શબ્દ સાંભળી શેઠાણીએ ખૂબ ક્રોધથી તિરસ્કાર કર્યો તેથી મારી માતા રડતી ઘેર આવી. મેં મારી હઠ ચાલુ રાખી. આથી મારી માતાએ ક્રોધ આવતાં ધક્કો માર્યો ને ઉમરા સાથે માથું ફૂટતા લોહીલુહાણ થયો ને કપાળમાં ખાડો પડયો. પણ અંતે તો માતાનું હૃદય હતું ને! દુનિયામાં બધું મળે છે પણ માતાનો પ્રેમ મળવો મુશ્કેલ છે. કહેવત છે ને કે "મા તે મા અને બીજા બધા વગડાના વા". તેમ મારા માથામાંથી લોહી નીકળ્યું. તરત મારી માતાએ મને ઉંચકી લીધો ને તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. આથી મારામાં શૂરાતન આવ્યું કે હું જલ્દી હોંશિયાર બનું. પછી ભણીને અહીં આવતાં મારું ભાગ્ય જાગ્યું ને શૂન્યમાંથી સર્જન કર્યું. ઘાએ મને દાનવમાંથી માનવ અને નરમાંથી નારાયણ બનાવ્યો છે. માટે હું ગરીબની ખૂબ સેવા કરું છું.

દેવાનુપ્રિયો! તમે સાંભળી ગયા ને કે સંસાર કેવો સ્વાર્થનો ભરેલો છે! સૌ શ્રીમંતની શરમ ભરે છે ને ગરીબને કેટલાં તરછોડી નાંખે છે! આનું નામ સંસાર. જ્ઞાની કહે છે કે હે મોહાંધ બનેલા માનવી! જરા સમજ. "સંસારની મોજ એ માત્ર કર્મોની ફોજ". એ કર્મોની ફોજ જ્યારે તારા ઉપર હલ્લો કરશે ત્યારે તારી કેવી

સ્થિતિ થશે ! એ ફોજનો સામનો કરવાની તારામાં તાકાત છે ? "ના". તો શું કરશો ? એક વાત છે કે ધર્મની ફોજ એકઠી કરો તો કર્મની ફોજને હઠાવી શકો. કર્મની ફોજને હઠાવી મુક્તિની મોજ માણવા માટે જેમણે પ્રબળ પુરૂષાર્થ કર્યો છે તેવા ભગવાન મહાવીરસ્વામીનો આજે નિર્વાણ દિન છે. આજે ભરતક્ષેત્રમાં આપણને ભગવાનનો વિયોગ પડયો છે. માટે આજે બને તેટલા ત્યાગમાં આવો.

ઘણાં દિવસની મહેનતે આજે તમારા ચોપડા ચોખ્ખા કરી નફા તોટાનું સરવૈયું કાઢયું હશે. પણ આત્માનું સરવૈયું કાઢયું છે ? કે મેં કેટલા સત્કાર્યો કર્યા ? અને સદ્દગુણ અપનાવી દુર્ગુણ દફનાવ્યા ? મારો આત્મા કેટલો પવિત્ર બન્યો ? જુના ચોપડા ચોખ્ખા કરીને આજે ઘણાં ભાઈઓ શારદાપૂજન કરશે. પણ ખરેખર સાચું શારદાપૂજન કયું છે તે જાણો છો ? જ્ઞાની કહે છે કે હૃદય રૂપી ચોપડામાં જિનવાણી રૂપ સરસ્વતી મૈયાનાં પૂજન કરો. શારદાપૂજન કરીને તમે ચોપડામાં લખશો કે ધન્ના શાલીભદ્રની ઋધ્ધિ મળજો. પણ કયારે લખ્યું છે કે મને ધન્ના શાલીભદ્ર જેવો વૈરાગ્ય આવજો ને અભયકુમાર જેવો ત્યાગ આવજો. ખેર, હવે આપણો ચાલુ અધિકાર લઈએ.

મલ્લીકુમારીએ જિતશત્રુ પ્રમુખ છ રાજાઓને કહ્યું કે આ પ્રતિમામાં નંખાતો એક કવલ આહાર ગંધાઈ ઉઠયો તો મલ્લીકુમારીનું શરીર તો ઔદારિક છે. તે લોહી, માંસ, ચરબી, પરૂ, મજા, નસો અને હાડકાનું ભરેલું છે. તે શરીરનાં નવે નવ દ્વારોમાંથી અશુચી પુદ્દગલો વહ્યા કરે છે. શરીરનો એક પણ ભાગ એવો નથી કે જેમાં અશુચીને દુર્ગંધ ના હોય. કહ્યું છે કે "इदं शरीरं बहुरोग मन्दिरम्।" આ શરીર અનેક રોગોનું ઘર છે, તેમાં કયારે કેવો રોગ ઉત્પન્ન થાય છે તે કહી શકાતું નથી. (શરીરની અનિત્યતા સમજાવવા પૂ. મહાસતીજીએ અહીં સનતકુમારનું સુંદર દ્દષ્ટાંત સમજાવ્યું હતું.) માટે "तं माणं तुब्भे देवाणुप्पिया! माणुस्सएसु कामभोगेसु सज्जह, रज्जह, गिज्जह, मुज्झह, अज्झोववज्जह।" હે દેવાનુપ્રિયો ! તમે મનુષ્યના કામભોગમાં ફસાશો નહિ. તેમાં રાગ ઉત્પન્ન કરશો નહિ, તેના પ્રત્યે તૃષ્ણા વધારી તેમાં મુગ્ધ બનશો નહિ. કામભોગનો મોહ ભયંકર છે. અનંત સંસારમાં જીવને રઝળાવનાર છે. હજુ આગળ મલ્લીકુમારી શું કહેશે તે વાત અવસરે લઈશું.

આજના દિવાળીના દિવસે ભગવાન મહાવીર સ્વામી નિર્વાણ પહોંચ્યા હતા. ભગવાનની હયાતીમાં તેમના (૭૦૦) સાતસો શિષ્યો અને ચૌદસો શિષ્યાઓ મોક્ષમાં ગયા. એ જીવો કેવા હળુકર્મી હશે ! કેવી ઉગ્ર સાધના કરી હશે ! મારા બંધુઓ ! મુક્તિના મેવા મફત નથી મળતાં. તેના મૂલ્યમાં તપ–ત્યાગ નિયમ વિગેરે ઉગ્ર સાધના કરવી પડશે. (લેખકની નોંધ :–પૂ. મહાસતીજીએ ભગવાન નિર્વાણ ખૂબ વિસ્તારથી

'સમજાવ્યો હતો. તેમનો કેટલો પરિવાર, કેટલા જીવો મોક્ષમાં ગયા, દેવલોકમાં ગયા ને એકાવતારી બન્યા, તેમજ તેમના માતાપિતા, દીકરી, જમાઈ વિગેરેનું સુંદર વર્ણન કરી ખૂબ સુંદર ભાવો રેડયા હતાં ને છેલ્લે કહ્યું હતું કે રાગ-દ્વેષ અને કષાયોનો ત્યાગ કરીએ તો આપણો આત્મા તેમના જેવો પવિત્ર બને ને મોક્ષના શાશ્વત સુખને પ્રાપ્ત કરીએ) સમય થયો છે પણ આપની માંગણી હોવાથી થોડીવાર ચરિત્ર કહું છું.

**ચરિત્ર :-** બંધુઓ! માણસને મોહ કેવો રમાડે છે! પ્રદ્યુમ્નકુમાર તો સોળ વર્ષનો થઈને આવ્યો છે પણ માતાના કોડ પૂરા કરવા માટે બાળકનું રૂપ લીધું છે. પણ માતાને મોહ છે એટલે એને એમ થાય છે કે મારો બાલુડો નાનો છે. નાના બાળકને રમાડે તેવા હેતથી લાડ કરાવે છે. હવે કુમાર ઉભો થાય, ચાલવા જાય ત્યાં પડી જાય. ત્યારે માતા દોડીને તેને લઈ લે ને કહે બેટા! તને વાગ્યું? છેવટમાં બધી બાલચેષ્ટા કરી કે 'મા ભૂ પા', આ ખાવું છે, હઠ કરવી વિગેરે. પછી રૂક્મણી ગુસ્સે થાય ને કહે કે હેરાન થઈ ગઈ. ત્યારે બાળક કહે કે તારા કરતાં કનકમાલા માતા સારી હતી. એ કદી મારા ઉપર ગુસ્સો કરતી ન હતી. ત્યાં તો રૂક્મણી ખુશ થઈને તેને ગોદમાં લઈ લેતી. તે નવા કપડાં પહેરાવતી ત્યારે કુમાર કહે આ તો છી....(હસાહસ) આમ કરતાં પ્રદ્યુમ્નકુમારે માતાની હોંશ પૂરી કરી અસલ રૂપ ધારણ કરી માતાના ચરણમાં શીશ નમાવીને ઉભો રહ્યો ત્યારે માતાએ તેને "ચિરંજીવ" કહીને તેના માથે હાથ મૂકીને શુભાશીષ આપ્યા. અને હર્ષઘેલી બનીને તેની સખીઓ તથા દાસીઓને કહે છે.

હે મારી વહાલી સખીઓ અને દાસીઓ! મારો નંદ આજે સોળ વર્ષે મારા ઘેર આવ્યો. આજે હું પુત્રવાળી બની. મારા ભાગ્ય ખુલી ગયા. 'મેઘ ગાજે ને મોર નાચે' તેમ રૂક્મણી પુત્રને જોઈને હર્ષથી નાચવા લાગી. ને બોલી ચંદન શીતળ મનાય છે અને ચંદનથી ચંદ્ર શીતળ પણ મારો નંદ તો ચંદ્ર કરતાં પણ શીતળ છે. બધા રત્નોમાં ચિંતામણી રત્ન શ્રેષ્ઠ છે પણ મારો દીકરો તો ચિંતામણી રત્નથી પણ અધિક શ્રેષ્ઠ છે. યાદવકુળનાં બધા પુત્રો ભલે રહ્યા પણ મારા પુત્રની તોલે કોઈ નહિ આવે. આ તો યાદવકુળનો શણગાર છે. આ રીતે પ્રદ્યુમ્નકુમારનું મુખ જોઈ રૂક્મણી આનંદ સાગરમાં ઝુલી રહી છે. દાસીઓને પણ ખૂબ આનંદ થયો છે.

રૂક્મણી અને પ્રદ્યુમ્નકુમાર પ્રેમથી બેઠાં હતાં ત્યાં બલભદ્રજીએ મોકલેલા સુભટોનું મોટું ટોળું રૂક્મણીના મહેલના દરવાજે આવીને ઉભું રહ્યું. ત્યારે મદનકુમારે રૂક્મણીને પૂછ્યું. માતા! આ બધા આપણા મહેલના દરવાજે કેમ આવ્યા છે ને આટલો બધો શોરબકોર કેમ કરે છે? ત્યારે રૂક્મણીએ કહ્યું-બેટા! તેં જે બી વાવ્યા

છે તેનાં વૃક્ષના ફળ આવ્યા છે. ત્યારે પ્રદ્યુમ્નકુમારે પૂછયું માતા! મેં શેના બી વાવ્યાને ફળ આવ્યા? ત્યારે રૂક્મણીએ કહ્યું. સત્યભામાએ મારી સાથે કૃષ્ણ અને બલભદ્રજીને સાક્ષીમાં રાખીને જે શરત કરી તે તું જાણે છે. એની શરત પ્રમાણે મારા વાળ ઉતારવા માટે તેણે દાસીઓને મોકલી ત્યારે તેં મને ઓરડામાં સંતાડીને પાછળથી તેં એ સત્યભામાની દાસીઓને નાક કાન કાપીને માથે મુંડી બનાવી દીધી. એટલે બલભદ્રજીને ફરિયાદ થઈ. તેમણે ગુસ્સે થઈ મારો મહેલ લૂંટવા સુભટોને મોકલ્યા છે. વાત કરતાં રૂક્મણી ધ્રૂજી ઉઠી.

"ચિંતા મત કર માત જરા તૂં, બાલક કરણી દેખ,
વિદ્યાસે બન વૃદ્ધ વિપ્રલી, લકડી હાથ વિશેષ હો–શ્રોતા
મોટા પેટ ચાલ ઠંડી ચલ, દરવાજા પર આયા,
એક સુભટ કો છોડ શેષ કો, સ્થંભિત નિર્બલ બનાયા હો–શ્રોતા

હે માતા! તું બિલકુલ ચિંતા ન કરીશ. તારે જરા પણ ડરવાની જરૂર નથી. હવે આ તારો દીકરો કેવું પરાક્રમ કરે છે તે તું મહેલમાં બેઠી ઠંડે કલેજે જોયા કર. આમ કહી તેણે વિદ્યાના બળથી એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું. તેનું શરીર થરથર ધ્રૂજે છે. હાથમાં લાકડી રાખીને માંડ માંડ પગલા ભરતાં રૂક્મણીના મહેલના મેઈન દરવાજા વચ્ચે ઉભો રહ્યો. જોનારને એમ લાગે કે હમણાં પડી જશે. વૃદ્ધ બ્રાહ્મણને જોઈને બલભદ્રના સુભટો કહેવા લાગ્યા કે હે ડોસા! તું અહીંથી ચાલ્યો જા. અમને જવા દે. ત્યારે બ્રાહ્મણે કહ્યું તમે ચાલ્યા જાવ. હું નહીં જાઉં. ત્યારે કહે છે આઘો ખસ. નહિ ખસું. એટલે સુભટોએ તેને મારવા માટે હાથમાં લાકડી લીધી.

**"પ્રદ્યુમ્નકુમારે મૂકેલી સ્થંભન વિદ્યા"** :– તે મારવા જાય ત્યાં બધા સુભટો દરવાજામાં જેમ ઉભા હતાં તેમ સ્થંભી ગયા. ફક્ત એક સુભટને બાકી રાખ્યો. બિચારા સુભટો ન હાલી શકે કે ન ચાલી શકે. આથી જે સુભટ છૂટો હતો તે દોડતો કૃષ્ણજીની સભામાં બેઠેલા બલભદ્રજી પાસે આવીને કહેવા લાગ્યો કે રૂક્મણી તો પાકી ઠગારી નીકળી. એ મંત્ર તંત્ર બધું જાણે છે. એણે મંત્રના બળથી કૃષ્ણજીને તો વશ કરી લીધા છે પણ બધા સુભટોને તેના મંત્રના બળથી સ્થિર કરી દીધા છે. હું એક બાકી રહી ગયો. પ્રદ્યુમ્ને જાણીને એકને બાકી રાખ્યો હતો. એક છૂટો હોય તો કહેવા જઈ શકે ને? અને બલભદ્રજી જાણે તો જરા મઝા આવે.

**"બલભદ્રજીનો રૂક્મણી ઉપર ક્રોધ"**:–સુભટોની વાત સાંભળીને બલભદ્રજીના ક્રોધનો પાર ન રહ્યો. ક્રોધથી લાલચોળ થઈને બોલવા લાગ્યા કે એ તો એવી માયાવી નીકળી કે ન પૂછો વાત. એણે મારા નાનાભાઈ કૃષ્ણને તો વશ કર્યો છે એટલે એને દેખે છે ને બિચારી સત્યભામાના સામું પણ જોતો નથી. હવે ખબર

પડશે કે સત્યભામા સારી છે કે રૂક્ષ્મણી ? આ બધું તોફાન જોઈને બલભદ્રજી તો બરાબર ધમધમી ઉઠયા. તોફાન કરનારો પ્રદ્યુમ્ન છે પણ બધો ઓળીયો ઘોળીયો રૂક્ષ્મણીના માથે આવ્યો. કૃષ્ણજીને ખબર નથી કે પ્રદ્યુમ્નકુમાર આવ્યો છે. એટલે તે પણ વિચારમાં પડી ગયા કે રૂક્ષ્મણી તો સરળ ને સીધી છે. તે આવું તોફાન કરે નહિ ને આ બધું શું ? મોટાભાઈની સામે તે બોલી ન શકે. એવી તે મર્યાદા સાચવતાં હતાં.

**"બલભદ્રજી રૂક્ષ્મણીનાં મહેલે":**–બલભદ્રજી કહે છે રૂક્ષ્મણીનાં મંત્રો બહુ પાકા છે. એણે કૃષ્ણને વશ કર્યા છે પણ મને શું કરતી હતી ? આમ કહીને બલભદ્રજી બીજા સુભટોને સાથે લઈને રૂક્ષ્મણીના મહેલે આવ્યા. બલભદ્રજી મહેલની નજીક આવ્યા ત્યારે પ્રદ્યુમ્ને પૂછયું. માતાજી ! આ કોણ આવી રહ્યું છે ? રૂક્ષ્મણીએ કહ્યું. બેટા ! તારા પિતાજીના મોટાભાઈ બલભદ્રજી છે. એ તારા મોટા કાકા થાય. આ દુનિયામાં તેમના જેવો બળવાન યોધ્ધો કોઈ નથી. આખી દ્વારિકા નગરી તેમના હુકમ પ્રમાણે ચાલે છે. બેટા ! તું એમની સામે જઈશ નહિ. એ ખૂબ બળવાન છે. તું બચી જઈશ તો મારે મન બધું છે. આમ વાત કરે છે ત્યાં તો બલભદ્રજી પહોંચી ગયા. અને તેમણે રૂક્ષ્મણીને કહ્યું તમે વિદ્યા સિધ્ધ બન્યા છો. યોગીનીની સેવા કરી તેની પાસેથી ઘણાં મંત્રો સિધ્ધ કર્યા છે. તેના બળથી તમે કૃષ્ણને વશ કર્યા છે પણ આજે જો તમારા મંત્રમાં બળ હોય તો મને પણ આ બધા સુભટોની માફક સ્થંભાવી દો. તો હું તમને ખરેખર સાચા સમજું. હવે પ્રદ્યુમ્નકુમાર ત્યાં શું પરાક્રમ કરશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૦૧

**કારતક સુદ ૩ ને સોમવાર** **તા. ૨૫-૧૦-૭૯**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! પરમ પંથના દર્શક, પ્રેરણાના પીયુષનું પાન કરાવનારા, પરમ પિતા પ્રભુના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. દેહીમાંથી વિદેહી દશા પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવનાર હોય તો વીતરાગ પ્રભુની વાણી છે. જ્યાં દેહ છે ત્યાં બધી ઉપાધિ છે. જ્યાં સુધી જીવ કાયાની કેદમાંથી મુક્ત નહિ બને ત્યાં સુધી બધું દુઃખ રહેવાનું છે. જ્યાં સુધી આપણે આ શરીરનો મોહ છોડીને આ શરીરનો ઉપયોગ તપ–ત્યાગ, જ્ઞાન–ધ્યાન, સંયમ વિગેરે સાધના માટે નહિ કરીએ ત્યાં સુધી આ કાયાની કેદમાંથી આત્માની મુક્તિ થવી મુશ્કેલ છે. આ માનવ દેહ દ્વારા આઠ કર્મોનો ક્ષય કરી શકાય છે.

હે જીવો! વિષય-કષાયનો ને વૃત્તિનો ત્યાગ કરો, સંસાર ત્યાગી સંયમી બનો, આ બધું આઠ કર્મોથી મુક્ત બનવા માટે કરવાનું છે. આત્માનું સ્ફટિક જેવું શુધ્ધ, અને નિર્મળ સ્વરૂપ આઠ કર્મો નીચે ઢંકાઈ ગયું છે. તેથી સ્વભાવે સુખી આત્મા આજે દુઃખી બની ગયો છે. સ્વભાવે વીતરાગી આજે રાગી બની ગયો છે. સ્વભાવે નિરોગી આત્મા આજે રોગી બની ગયો છે. જેનો સ્વભાવ નિરંજન છે તે આજે કર્મના અંજનવાળો બની ગયો છે. સ્વભાવે સ્થિર આત્મા કર્મના કારણે અસ્થિર બની ચતુર્ગતિમાં પરિભ્રમણ કરી રહ્યો છે. સ્વભાવે અવેદી આત્મા ત્રણ વેદવાળો બન્યો. જેનો સ્વભાવ પૂર્ણ છે તે આજે અપૂર્ણ બની ગયો છે. નિજગુણોનો ભોક્તા આજે પરગુણોનો ભોક્તા બની ગયો છે. આત્માનો સ્વભાવ અશરીરી છે. પણ કર્મના કારણે વિવિધ પ્રકારના શરીર ધારણ કરીને દુઃખ ભોગવે છે અને શાશ્વત સુખથી દૂર રહેલો છે. શરીર સંપૂર્ણ છૂટે તો બધુ દુઃખ જાય.

દેવાનુપ્રિયો! કર્મના કારણે જીવને શરીરનો સંયોગ થયો છે. કર્મોનો સંપૂર્ણ ક્ષય થતાં શરીર કાયમ માટે છૂટી જાય છે. આ શરીરમાં રોગ, અશુચી વિગેરે ભરેલાં છે. જન્મ, જરા, મરણ, ભૂખ, તરસ, શરદી, ગરમી આ બધું શરીરના કારણે થાય છે. જીવે અનંત કાળથી શરીરનો સંગ કરેલો છે. તે જ્યાં ગયો ત્યાં શરીરને ધારણ કર્યું છે. એટલે શરીર સાથે જીવને નિકટમાં નિકટ સબંધ છે. એટલે તેનો મોહ છૂટવો મહામુશ્કેલ છે. શરીરનો સબંધ એ બધા સબંધોનું મૂળ છે. કારણ કે જ્યાં શરીર છે ત્યાં જ આ મારું ને તારું, આ મારી માતા, પત્ની, બહેન, પુત્ર, પુત્રી, મિત્ર આ બધા સબંધો છે. એમાં કોઈના પ્રત્યે રાગ તો કોઈના પ્રત્યે દ્વેષ થાય છે. જેના પ્રત્યે રાગ છે તેનો વિયોગ થતાં દુઃખ થાય છે ને જેના પ્રત્યે દ્વેષ છે તેનો વિયોગ થતાં આનંદ થાય છે. જ્યાં આવા બધા સબંધોથી આત્મા બંધાયેલો છે ત્યાં સુધી તેને સુખ કે શાંતિ ક્યાંથી મળે? આ બધાં સંસારનાં સર્વ સબંધો જ્યારે છૂટી જશે ત્યારે આત્માને શાશ્વત સુખની પ્રાપ્તિ થયા વિના નહિ રહે. માટે પરભાવમાં પડીને જે સબંધો વધારી રહ્યાં છો તેને ઘટાડવાનો પ્રયત્ન કરો. જેમ જેમ સંસારના સબંધો વધશે તેમ તેમ ઉપાધિ વધતી જશે, અને જેમ જેમ સંસારના સબંધો ઘટશે તેમ તેમ ઉપાધિ ઘટતી જશે

આપણે મલ્લીનાથ ભગવાનનો અધિકાર ચાલે છે. તેમાં મલ્લીકુમારીએ છ રાજાઓને શરીરની અનિત્યતા સમજાવીને કહ્યું તમે આવા શરીરનો મોહ કરી કામભોગમાં ફસાશો નહિ. કામભોગો વિષ કરતાં પણ અતિ ભયંકર છે. આ પ્રમાણે સમજાવીને મલ્લીકુમારીએ એ છ એ રાજાઓને કહ્યું- હું અને તમે પૂર્વભવમાં કોણ હતાં તે તમને ખબર નથી પણ મને ખબર છે. સાંભળો.

एवं खलु देवाणुप्पिया! तुम्हे अम्हे इमाओ तच्चे भवग्गहणे अवर विदेहवासे सलिलावइंसि विजए वीयसोगाए रायहाणीए महब्बल पामोक्खा सत्त वि य बालवयंसया राया होत्था सह जाया जाव पव्वइया! હે દેવાનુપ્રિયે! તમે અને હું આજથી ત્રીજા ભવે પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં આવેલી સલીલાવતી નામની વિજયમાં વીતશોકા નામની રાજધાનીમાં મહાબલ વિગેરે સાતે બાલમિત્ર રાજાઓ હતા આપણે સાથે જન્મ્યા, સાથે મોટા થયા, સાથે રમ્યા અને શુરૂવર્યના યોગ મળતાં સાતે મિત્રોએ સાથે દીક્ષા લીધી હતી તે ભવમાં મેં સ્ત્રીનામ ગોત્ર કર્મનો બંધ કર્યો. મેં સ્ત્રી નામ ગોત્ર કર્મનો બંધ શાથી કર્યો? તેનું કારણ હું તમને કહું છું.

આપણે દીક્ષા લઈને નક્કી કર્યું હતું કે આપણે તપ-જપ, સ્વાધ્યાય આદિ જે કંઈ ક્રિયા કરીએ તે બધાએ સરખી કરવી પણ મેં મોટાઈ મેળવવા માટે માયા કરી હતી. તમે બધા જ્યારે એક ઉપવાસ કરતાં હતાં ત્યારે હું પારણાને દિવસે કંઈ ને કંઈ બહાનું કાઢીને છઠ્ઠ કરતો હતો. તેમણે પૂર્વની બધી વાત કરી અને કહ્યું છેલ્લે આપણે સાતેય મિત્રોએ સંથારો કર્યો અને આયુષ્ય પૂર્ણ કરી આપણે જયંત વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યા તમારી આયુષ્ય સ્થિતિ બત્રીસ સાગરોપમમાં કંઈક ઓછી હતી ને મારી આયુષ્ય સ્થિતિ બત્રીસ સાગરોપમની હતી. ત્યાં આપણે ધર્મચર્ચા, સ્વાધ્યાય બધું સાથે કરતાં. ત્યાંની સ્થિતિ પૂર્ણ થતાં તમે ત્યાંથી ચવીને આ જંબુદ્વીપમાં અલગ અલગ દેશમાં રાજાને ત્યા પુત્રપણે જન્મ પામ્યા. અને મોટા રાજા બનીને પોતપોતાના રાજ્યોનું શાસન ચલાવવા લાગ્યા છો. ત્યાર બાદ હે દેવાનુપ્રિયો! હું પણ દેવલોકમાંથી આયુષ્ય પૂર્ણ કરીને અહીં પુત્રી રૂપે જન્મ પામી છું.

તમે છ એ મિત્રો પુરૂષપણે જન્મ્યા અને હું પૂર્વની માયાને કારણે સ્ત્રી થઈ. હવે મલ્લીકુમારી છ મિત્રોને મુખ્ય મુદ્દાની વાત કહે છે. હે દેવાનુપ્રિયો! શું, તમે એ વાત ભૂલી ગયા લાગો છો કે જ્યારે આપણે જયંત નામના શ્રેષ્ઠ અનુત્તર વિમાનમાં દેવપણે હતાં તે વખતે તમે "આપણે એકબીજાને બોધ પમાડવો" એવો પરસ્પર સંકેત કર્યો હતો. તો તે દેવસંબંધી જન્મને તમે યાદ કરો (શ્રોતાઓને આ વાત બરાબર સમજાવવા પૂ. મહાસતીજીએ તેતલી પ્રધાન અને પોટીલાનો દાખલો ખૂબ સુંદર રીતે રજુ કર્યો હતો.) જિતશત્રુ પ્રમુખ છ રાજાઓ વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીનાં મુખેથી પૂર્વભવની બધી વાત સાંભળીને મનમા વિચાર કરવા લાગ્યા. ચિંતન કરવા લાગ્યા ત્યારે શુભ પરિણામથી, પ્રશસ્ત અધ્યવસાયથી, લેશ્યાઓની વિશુધ્ધિથી તેમજ તદાવરણીય કર્મોના (જાતિસ્મરણના આવરણના કર્મોના) ક્ષયોપશમથી ઈહા, અપોહ, માર્ગણ તેમજ ગવેષણ કરવાથી સંજ્ઞીપણાના પોતાનાં ભવ દેખી શકે તેવું જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી મલ્લીકુમારીએ કહેલા

અર્થને સમ્યક્ પ્રકારે અંગીકાર કર્યો. જાતિસ્મરણ જ્ઞાન દ્વારા તેમણે પ્રત્યક્ષ જોયું કે ત્રીજા ભવે તેઓ સાત બાલમિત્રો હતા. સાથે દીક્ષા લીધી અને સુંદર ચારિત્ર પાળીને તેઓ જયંત વિમાનમાં ગયા. અને ત્યાં સાતમાંથી જે કોઈ વહેલો ધર્મ પામે તેણે જે બીજા સંસારના મોહમાં પડી ગયા હોય તેમને પ્રતિબોધ આપી ધર્મના માર્ગે વાળવા. એવો સંકેત કરીને એકબીજાને વચન આપ્યું હતું. આ બધું તેમણે પ્રત્યક્ષ જોયું. મલ્લીકુમારીએ જાણ્યું કે આ રાજાઓને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયું છે એટલે તરત તેમણે ગર્ભગૃહોનાં બારણાં ઉઘડાવ્યા.

સંમોહન ઘરમાં વચલા ભાગનાં મલ્લીકુમારીની પ્રતિમા હતી. અને તેની આજુબાજુમાં છ ગર્ભગૃહો બનાવ્યા હતા. મલ્લીકુમારી છ એ રાજાઓને જોઈ શકતાં હતાં, અને છ રાજાઓ પોતપોતાના રૂમમાંથી મલ્લીકુમારીને જોતાં હતાં. એટલે અત્યાર સુધી તે ગૃહના દ્વાર બંધ કરાવ્યા હતા. અને મલ્લીકુમારીએ વચમાં ઉભા રહીને તેમને પહેલાં જે બધી વાત આવી ગઈ તે રાજાઓને કહી. હવે તો છ એ રાજાઓને જાતિસ્મરણ જ્ઞાન થયું. ગર્ભગૃહનાં દ્વાર ખૂલતાં જેમ પિંજરમાંથી પક્ષી ઉડે તેમ જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓ જ્યા મલ્લીકુમારી હતી ત્યાં આવ્યા. પૂર્વભવનાં સ્નેહી જીવડાં છે. છ એ મિત્ર જ્યાં એક જગ્યાએ ભેગા થઈને બેઠાં ત્યાં અપૂર્વ આનંદ થયો. એકબીજાના સામું પ્રેમથી જોયા કરે છે. આ તો બધા પૂર્વે ધર્મના રંગે રંગાયેલા હતા અને જેમના રાગ-દ્વેષ મંદ પડી ગયેલાં છે તેવા મલ્લીનાથ ભગવાન હોય ત્યાં શું બાકી રહે! તીર્થંકર ભગવંત જ્યાં સુધી દીક્ષા ન લે ત્યાં સુધી તે સંસારમાં રહે તો પણ અનાસક્ત ભાવથી રહે. ભોગાવલી કર્મ બાકી હોય તો ભોગ ભોગવે પણ તેમાં આસક્ત ન હોય. જેમ તમારા માથે કોઈ મોટી ચિંતા આવી પડી હોય તે વખતે તમે ખાઓ, પીઓ બધું કાર્ય કરો છો છતાં તેમાં આસક્ત બની જાવ એવો રસ હોય છે? 'ના'. ઘણી વખત માણસ એવી ચિંતાથી ઘેરાયેલો હોય છે કે મેં શું ખાધું ને તેનો સ્વાદ કેવો હતો તે પણ ખબર નથી હોતી. તેમ જેનું ચિત્ત આત્મરમણતામાં હોય અને જેને કર્મ ખપાવવા માટે સતત ચિંતા થતી હોય તે સંસારમાં કદાચ રહે, સંસારનાં દરેક કાર્ય કરે છતાં તેમાં તેને રસ હોતો નથી.

મલ્લીનાથ ભગવાન હજુ સંસારમાં છે, પણ તેમને સંસારનો રસ નથી. એટલે છ મિત્રો સાથે ધર્મની અને ત્યાગ-વૈરાગ્યની વાતો કરી ધર્મચર્ચા કરી. આ રીતે વાતચીત કરતાં જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું. "एवं खलु देवाणुप्पिया! संसार भय उव्विग्गा जाव पव्वयामि।" હે દેવાનુપ્રિયો! હું સંસારના ભયથી ઉદ્વેગ પામેલી છું એટલે કે સંસારમાં ક્યાંય સુખ નથી. સંસારમાં એવું એક પણ સ્થાન નથી કે જ્યાં જીવને ભય કે ત્રાસ ન હોય! જ્યાં

જુઓ ત્યાં સંસારમાં ભય, ભય ને ભય છે. સંસાર અનેક પ્રકારની ઉપાધિથી ભરેલો છે. આવું સમજીને હું દીક્ષા ગ્રહણ કરવાની છું. "तं तुम्भे णं किं करेह? किं वसह? जाव किं मे हियसामत्थे?" પણ હવે તમે બધા શું કરશો? શો ઉદ્યમ કરશો? ક્યાં રહેશો? ઘરમાં રહેશો? કામ સુખ ભોગવશો કે સંયમ ગ્રહણ કરશો? બતાવો, તમારા હૃદયનું સામર્થ્ય કેવું છે! એટલે તમારા ભાવ કેવા છે?

દેવાનુપ્રિયો! મલ્લીકુમારીએ તેમના છ મિત્ર રાજાઓને કહ્યું કે હે મિત્રો! આ સંસાર આધિ-વ્યાધિ અને ઉપાધિનો ઉકરડો છે. ચિંતાનો ચોતરો છે. કૂવાના રેંટ જેવો છે, જેમ ડોલ ભરાય ને ઠલવાય તેમ જીવ એક ગતિમાંથી બીજી ગતિમાં એમ ચારે ગતિમાં કૂવાના રેંટની માફક અનંતકાળથી ગમનાગમન કરે છે. તેને અટકાવી શાશ્વત સુખ અને શાંતિનું નિશ્ચયસ્થાન મોક્ષ છે. તેની પ્રાપ્તિ માટે દીક્ષા લેવાની છું. તો હવે તમારો શું વિચાર છે? અહીં આટલા બધા ભાઈઓ અને બહેનો બેઠાં છે તેમાં ઘણાં ભાઈઓનાં મિત્રો હશે ને ઘણી બહેનોની બહેનપણીઓ હશે. તો તમે બધાં કદી એક બીજા ભેગા થઈને એકબીજાને પૂછો છો ખરા? કદી ભેગા બેસીને ત્યાગના પંથે જવાની વિચારણા કરો છો ખરા? (હસાહસ) જે આત્માઓ સંસાર સુખના રસીયા છે. સંસારમાં ગળાબૂડ ખૂંચેલા હોય તેમને સંયમનો વિચાર પણ ક્યાંથી આવે? હું તો તમને કહું છું કે દીક્ષા લેવા જેવી છે છતાં ન લઈ શકો તો ધર્મસ્થાનકમાં આવો ત્યારે સંસાર ભાવ છોડીને આવજો. અને ધર્મચર્ચામાં, વાંચનમાં મનને જોડી, આશ્રવના દ્વાર બંધ કરીને સંવરમાં બેસી જજો તો ક્યારેક આત્માને સંયમ લેવાની ભાવના જાગશે. પણ આજે તો એ દશા આવી ગઈ છે કે જીવો સંવરનાં સ્થાનમાં બેસીને પણ આશ્રવની વાતો છોડતાં નથી. પછી આત્મ સ્વરૂપની રમણતા ક્યાંથી થાય?

મલ્લીકુમારીએ જિતશત્રુ પ્રમુખ છ રાજાઓને કહ્યું કે બોલો, દીક્ષા લેવી છે? તમારો શું વિચાર છે? હવે છ એ રાજાઓ મલ્લીકુમારીને શું જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:** સુભટના કહેવાથી બલભદ્રજી ક્રોધથી ધમધમતા રૂક્મણીના મહેલે આવ્યા ને રૂક્મણીને કહ્યું જો તમારા મંત્રમાં બળ હોય મને પણ આ બધા સુભટોની જેમ સ્થંભાવી દો. આમ બોલતાં બલભદ્રજી આગળ વધ્યા ત્યાં શું બન્યું.

દરવાજા મેં આડા બ્રાહ્મણ, સોતાપાંવ ફેલાઈ,
હલધર બોલે ઉઠ ખડા હો, રાસ્તા દે હમ તાંઈ....શ્રોતા

બલભદ્રજી રૂક્મણીના મહેલમાં દાખલ થવા જાય છે. ત્યાં એક મોટો ફાંદાળો કુંદાળો, મદમસ્ત શરીરવાળો બ્રાહ્મણ મહેલના દરવાજા આડો સૂઈ ગયો. એણે

પેટ તો એટલું મોટું બનાવ્યું છે કે તેને ઓળંગીને કોઈ જઈ શકે નહિ. બલભદ્રજીએ કહ્યું કે હે બ્રાહ્મણ! તમે રસ્તો રોકીને સૂઈ ગયાં છો. તો જરા દૂર ખસો. ત્યારે કહે છે ભાઈ! મને ભારે શરીરવાળાને ખસેડો છો તો તેના કરતાં તમે બીજે દરવાજેથી મહેલમાં જશો તો વાંધો નહિ આવે. જો તમારાથી એટલું ન ચલાતું હોય તો મને ઓળંગીને અંદર જઈ શકો છો. ત્યારે બલભદ્રજીએ કહ્યું કે બ્રાહ્મણના શરીરને ઓળંગવું તે યોગ્ય ન કહેવાય. માટે સમજીને મને રસ્તો આપો ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હું તમને જરૂર રસ્તો આપત પણ મારી દશા શું થઈ છે તે તમે સાંભળો.

આજે હું સત્યભામાને ઘેર જમવા માટે ગયો હતો. એણે મને આગ્રહ કરી કરીને એટલી બધી મીઠાઈઓ ને ફરસાણ ખવડાવ્યું છે કે મારું પેટ ફુલીને ઢમઢોલ થઈ ગયું છે. એટલે મારાથી ઉઠી શકાય તેમ નથી. માટે નાના મોટાનો ભેદભાવ છોડીને તમે બીજા દરવાજેથી જાઓ. છેવટે બ્રાહ્મણ ઉઠયો નહિ તેથી બલભદ્રજીને ખૂબ ગુસ્સો આવ્યો. ગુસ્સામાં આવીને બલભદ્રજીએ કહ્યું. તું ઉઠે છે કે નહિ? જો સીધી રીતે નહિ ઉઠે તો તારો પગ પકડીને ખસેડીશ. ત્યારે બ્રાહ્મણે કહ્યું તમે મોટા રાજા છો. તમારે જે કરવું હોય તે કરો પણ મારાથી ઉઠી શકાશે નહિ. એટલે બલભદ્રજીએ તેનો પગ પકડીને દૂર ખસેડવા પ્રયાસ કર્યો. હાથ અને પગ ખેંચ્યા. જેમ ખેંચ્યા તેમ લાંબા થતા ગયા. બલભદ્રજી વિચારમાં પડી ગયા કે આ શું? છેવટે બલભદ્રજીએ બ્રાહ્મણને ઉંચકીને ફેંકી દીધો. પણ પાછું વાળીને જોયું તો ત્યાંનો ત્યાં છે. બે ત્રણ વાર ઉંચકી ઉંચકીને ફેંકયો પણ અંતે ત્યાં જ હોય. આથી બલભદ્રજીનો ગુસ્સો ઓર વધી ગયો. અહો! આ કઈ જાતની માયાજાળ ફેલાવી છે! હું આટલો બળવાન હોવા છતાં પહોંચી શકતો નથી. તો બીજા સુભટોનું શું ગજું? ભીમરાજાની પુત્રી રૂક્ષ્મણી તો પાકી ધુતારી ને નિર્લજ છે. એને કોઈની લાજ કે શરમ નથી- મંત્ર-જંત્ર અને વિદ્યાઓના બળથી મારા ભાઈ કૃષ્ણને એનામાં અંધ બનાવી દીધો છે. એટલે બીજી રાણીઓના સામું શેનો જુએ? બલભદ્રજી ગુસ્સો કરીને બોલ્યા-હે રૂક્ષ્મણી! તેં ખૂબ મેલી વિદ્યા સાધી છે. તેના બલ ઉપર આટલું કરી રહ્યા છો ને વડીલને પણ તમે છોડયાં નથી. પણ હવે હું તમને છોડનાર નથી. હમણાં તમારી ખબર લઈ નાંખીશ· એમ કહીને બલભદ્રજી આગળ વધ્યા.

ત્યાં તો પ્રદ્યુમ્નકુમારે બ્રાહ્મણનું રૂપ બદલી જંગલી સિંહનું રૂપ લીધું. મોટી કેશવાળી, તીક્ષ્ણ દાંત અને પૂંછડી પટપટાવતો સિંહ રૂક્ષ્મણીના મહેલમાંથી છલાંગ મારીને બહાર નીકળ્યો ને જોરજોરથી ગર્જના કરવા લાગ્યો. સિંહની ગર્જના સાંભળી લોકો ભયભીત બનીને ભાગવા લાગ્યા. બલભદ્રજી વિચિત્ર સિંહને જોઇને વિચાર કરવા લાગ્યા કે પેલો જાડીયો બ્રાહ્મણ કયાં ગયો? ને આ સિંહ કયાંથી આવ્યો? નક્કી આ રૂક્ષ્મણી પાકી જાદુગર છે સિંહ અને બલભદ્ર બંનેનું સામાસામી યુધ્ધ

થયું. છેવટમાં માયા સંકેલી કુમાર માતાના મહેલમાં ગયો ને બલભદ્રજી વિચાર કરતા થયા. રૂક્ષ્મણીએ પોતાના લાલનું બધું પરાક્રમ જોયું. તેણે હેતથી પુત્રને બાથમાં લઈ લીધો ને કહેવા લાગી–દીકરા! તું ઉંમરમાં છોટો છે ને પરાક્રમમાં મોટો છે. શું તારી બુધ્ધિ ને શક્તિ છે!

**"રૂક્ષ્મણીએ પૂછેલ નારદજીનાં સમાચાર"**: બેટા! તું મને મળ્યો ને મારું દુઃખ ગયું પણ તારા ક્ષેમકુશળના સમાચાર દેનારા પરમ ઉપકારી નારદજી હમણાં કેમ દેખાતાં નથી? તેની મને ચિંતા થાય છે? કુમાર કહે માતા! તું ચિંતા ન કર. એ નારદ બાપા તો મને વિમાન લઈને તેડવા આવ્યાં હતાં. તે મારી સાથે આવ્યા છે. ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું તો અહીં તેમને સાથે કેમ ન લાવ્યો? ત્યારે પુત્રે કહ્યું–માતા! દ્વારકાની બહાર તારી પુત્રવધુ ઉદધિકુમારીની રક્ષા કરવા ત્યાં રોકાયા છે. બેટા! તું તો મારી પણ મજાક કરવા લાગ્યો! હજુ તારાં લગ્ન તો થયાં નથી ને પુત્રવધુ ઉદધિકુમારીની વાત કરે છે. તે વળી કોણ છે! ત્યારે પ્રદ્યુમ્ને કહ્યું હે માતા! તું મને ઉધ્ધત ન સમજીશ રૂક્ષ્મણીએ ફરીને પૂછયું કે તો તે ઉદધિકુમારી કોણ છે ને શું વાત છે? તે મને કહે. ત્યારે પ્રદ્યુમ્નકુમારે વૈતાઢય પર્વત ઉપરથી આવતાં કેવી રીતે ઉદધિકુમારીનું હરણ કર્યું તેમજ દુર્યોધને મ.રા પિતાજી સાથે શરત કરી હતી કે જે પુત્ર પહેલો જન્મશે તેની સાથે તેની પુત્રી પરણાવશે. તો હું ભાનુકુમાર કરતાં પહેલાં જન્મ્યો છું. એટલે હું મોટો છું. તેથી મેં ભીલનું રૂપ લઈને દુર્યોધનની પુત્રી ઉદધિકુમારીનું અપહરણ કર્યું છે. તેમને હું વિમાનમાં બેસાડી દ્વારિકા નગરીમાં આવ્યો ને સત્યભામાનું વન, વાવ બધું ઉજ્જડ કર્યું. નગરીમાં બધું તોફાન મચાવી સત્યભામાનું માથું મુંડીને તારા મહેલે આવ્યો. તે બધી વાત રૂક્ષ્મણીને કહી સંભળાવી. પુત્રનાં પરાક્રમની વાત સાંભળીને રૂક્ષ્મણી તો મોઢામાં આંગળા નાંખી ગઈ, અહો, શું મારો દીકરો છે!

રૂક્ષ્મણી કહે બેટા! તારા પિતાને ખબર નથી કે મારો લાલ આવ્યો છે. હું જેમ તારા વિયોગે ઝૂરતી હતી તેમ તારા પિતા પણ ઝૂરતાં ને સભામાં પણ જતાં ન હતાં. નારદજી તારા જીવતાંના શુભ સમાચાર લઈને આવ્યા પછી તેમનું મન શાંત થયું ને તે કચેરીમાં જતાં થયાં. તો બેટા! તારા પિતાજી કૃષ્ણ મહારાજાને પ્રણામ કરીને તેમને પ્રસન્ન કર. એ તો તને જોઈને ગાંડાઘેલા બની જશે. રાત–દિવસ એ તારું મુખ જોવાં તલસી રહ્યા છે માટે હવે તું વિલંબ કર્યા વગર જલ્દી તારા પિતાજી પાસે જા.

હે માતા! તું મને કહે છે કે તારા પિતાને મળવા માટે જા. હું મારા પિતાજીને મળવા કેવી રીતે જાઉં? ત્યારે રૂક્ષ્મણીએ કહ્યું–અત્યારે મોટી સભામાં

તારા પિતાજી ઘણાં યાદવો સાથે બેઠાં છે. ત્યાં તું જઈને તેમના ચરણમાં પડજે. પછી એ તને પૂછશે કે તું કોણ છે? આ પ્રમાણે રૂક્ષ્મણીએ કહ્યું એટલે પ્રદ્યુમ્નકુમાર કહે છે હે માતા! તેં મારું આટલું પરાક્રમ જોયું તો પણ મને આમ રાંકની જેમ મારા પિતાને મળવાનું કહે છે. હવે પ્રદ્યુમ્નકુમાર શું કહેશે તેના ભાવ અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૦૨

**કારતક સુદ ૫ ને બુધવાર** **તા. ૨૭-૧૦-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! સ્યાદ્વાદના સર્જક, વિસંવાદના વિસર્જક અને આગમ વાણીના પ્રરૂપક એવા વીતરાગ પરમાત્માએ અપૂર્વ સાધના કરી ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન અને કેવળદર્શનની જ્યોત પ્રગટાવી. આપણે પણ આત્માના પ્રદેશો ઉપર લાગેલાં અજ્ઞાન રૂપી અંધકારને હટાવી જ્ઞાનનો દિપક પ્રગટાવવાનો છે. જ્ઞાન દિપકની ઉજ્જવળ જ્યોત પ્રગટાવવા માટે આજે જ્ઞાનપંચમીનો પવિત્ર દિવસ છે. આજે બને તેટલી જ્ઞાનીની ભક્તિ કરી, બહુમાન કરીને જ્ઞાનની આરાધના કરવાની છે. સાચી સમજણ વિના શુધ્ધ આચરણ થઈ શકતું નથી. અને આચરણ વિના જીવન સંસ્કારી બનતું નથી. જ્ઞાન વિનાનું જીવન અમાસની અંધારી રાત્રી જેવું છે. માટે આજે જ્ઞાન અને જ્ઞાનીની ઉપાસના કરી જ્ઞાનપંચમીના દિવસને સફળ બનાવવો છે.

જેટલું જ્ઞાન મેળવશો તેટલો આત્મા ઉજ્જવળ બનશે, ને આત્માની જ્યોતિ ઝળહળી ઉઠશે. આત્માનો મૂળ સ્વભાવ જ્ઞાતા અને દૃષ્ટા છે. તે જો પ્રગટ થશે તો જ્ઞાની કહે છે કે તું અપૂર્વ સમાધિ પ્રાપ્ત કરી શકીશ. અને સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થતાં સાચી દૃષ્ટિ પ્રાપ્ત થશે. જ્ઞાનની જીવનમાં ખૂબ આવશ્યકતા છે. જ્ઞાન વિનાનું જીવન વેરાન વન જેવું છે. જ્ઞાન દ્વારા મનુષ્ય જીવ, અજીવ, હેય, જ્ઞેય અને ઉપાદેયનો વિવેક કરી શકે છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે. એટલે જ્ઞાન અને દર્શન આત્માની સાથે જાય છે. ચારિત્ર આ ભવ પૂરતું છે. જ્ઞાન આત્માથી કદી અલગ પડતું નથી. કોઈ માણસ એમ કહે કે મારે સાકરમાંથી ગળપણ અલગ પાડવું છે તો તે પડી શકે નહિ. કારણ કે સાકર એ ગળપણ અને ગળપણ એ સાકર છે એટલે તે અલગ પડી શકતું નથી. તેમ આત્મા પોતે જ્ઞાન સ્વરૂપ છે. તેનાથી જ્ઞાન અલગ થઈ શકતું નથી. જ્ઞાન આત્મામાં રહેલું છે. તે બહારથી આવતું નથી પણ તેના ઉપર આવરણ આવી જવાથી દબાઈ ગયું છે.

જીવ છ પ્રકારે જ્ઞાનવરણીય કર્મ બાંધે છે. જ્ઞાનીનું ભૂંડું બોલવાથી, જ્ઞાનીનો

ઉપકાર ઓળવવાથી, જ્ઞાનીની તથા જ્ઞાનની અશાતના કરવાથી; કોઈને જ્ઞાન ભણવામાં અંતરાય પાડવાથી, જ્ઞાની ઉપર દ્વેષ કરવાથી ને જ્ઞાની સાથે ખોટા ઝઘડા વિખવાદ કરવાથી. આ છ કારણે જીવ જ્ઞાનાવરણીય કર્મ બાંધે છે. કોઈ શાસ્ત્રની વાતને એમ કહે કે આ હાંકી કાઢેલી વાત છે તો તે સર્વજ્ઞ પ્રભુના વચનની ઘોર અશાતના કરી જ્ઞાનવરણીય કર્મ બાંધે છે. જ્ઞાન મેળવ્યા પછી ઘમંડ આવી જાય કે હું કંઈક છું, મારા જેટલું કોઈને આવડતું નથી. પોતાનાં જ્ઞાન દ્વારા બીજાને નીચા પાડવા માટે ખોટા વાદ વિવાદ કરે તો તે જ્ઞાન નહિ પણ જ્ઞાનનું અજીર્ણ છે. માણસ જમે પણ જો પાચન ન થાય તો અજીર્ણ કહેવાય. તેમ જ્ઞાન ભણીને અભિમાન આવી જાય ને પોતાના જ્ઞાનનો ઉપયોગ વાદ વિવાદ કરી બીજાને હલકા પાડી પોતે મહાન જ્ઞાની છે તેમ બતાવવામાં થતો હોય તો સમજી લેવું કે આ જ્ઞાનનું અજીર્ણ છે. માટે જ્ઞાની કહે છે કે જ્ઞાન ભણો, તપ કરો, દાન કરો, ઉંચુ ચારિત્ર પાળો પણ તેનો અભિમાન ન કરો. અભિમાન રહિત સાધના કરશો તો ઉધ્ધાર થશે.

જ્ઞાનની જીવનમાં અત્યંત આવશ્યકતા છે. દશવૈકાલિક સૂત્રમાં ભગવાન ફરમાવે છે કે 'पढमं नाणं तओ दया।" પહેલાં જ્ઞાન છે ને પછી દયા રૂપ ક્રિયા છે. એટલે કે જો આત્માને જીવાજીવનું જ્ઞાન હશે તો તે દયા પાળી શકશે. માટે સર્વ પ્રથમ જ્ઞાનની આરાધના કરો. કહ્યું છે કે–"णाणेण विणा न हुन्ति चरणगुणा।" જ્ઞાન વિના ચારિત્ર નથી. જ્ઞાન સ્વ–પર પ્રકાશક છે. જો મનુષ્યમાં જ્ઞાન હોય તો સુખ–દુઃખમાં સમતા રાખી શકે છે. જ્ઞાનથી મનુષ્ય પાપ કર્મ કરતો અટકે છે. જ્ઞાન દ્વારા દુનિયાના સમગ્ર પદાર્થોને જાણી શકાય છે. માટે જ્ઞાન પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરો. જે જ્ઞાન ભણી શકે તેમ ન હોય તેણે ભણનારની સેવા, વૈયાવચ્ચ કરવી અને જે જ્ઞાની હોય તેણે બીજા જીવોને પોતાના જ્ઞાનનો લાભ આપવો. જ્ઞાન આપીને જીવોને ધર્મના માર્ગે વાળવા પણ જ્ઞાનનો ઘમંડ કરવો નહિ કે જ્ઞાન અગર જ્ઞાન પ્રાપ્તિના સાધનોની અશાતના ન કરવી. જ્ઞાન અને જ્ઞાનીની અશાતના કરવાથી જીવ ઘોર કર્મ બાંધે છે.

એક રાજાને ત્યાં ઘણાં વર્ષે પુત્રનું પારણું બંધાયું. તેથી રાજાને ને પ્રજાને આનંદનો પાર નથી. આખા ગામમાં જન્મ મહોત્સવ ઉજવાય છે. રાજા ખૂબ દાન પુણ્ય કરે છે. સાત દિવસ ઉત્સવ ઉજવ્યો. કુંવર મોટો થાય છે પણ બોલતો નથી તેથી રાજાને ખૂબ ચિંતા થાય છે. રાજા–રાણી ઝૂર્યા કરે છે.

ત્યાં પવિત્ર અવધિજ્ઞાની મુનિ પધાર્યા. આખું ગામ સંતના દર્શન કરવા તથા વ્યાખ્યાન સાંભળવા ગયું. રાજા, રાણી, કુંવર બધા એક ચિત્તે સાંભળે છે. ત્યારે મુનિ કહે છે કે દેવાનુપ્રિયો! વિચાર કરો, પાંચ ઈન્દ્રિઓ મળી છે પણ તેમાં ચાર

ઈન્દ્રિઓ મળે ત્યાં સુધી કાન નથી મળતાં. પાંચ ઇન્દ્રિઓ પૂરી મળે ત્યારે કાન મળે છે. કાનદ્વારા કોઈની નિંદા કુથલી સાંભળવાની નથી પણ વીતરાગ વાણી સાંભળવાની છે. કોઈની નિંદા સાંભળવાથી ને કરવાથી જીવ કર્મ બાંધે છે. વીતરાગ વાણીનું શ્રવણ કરવાથી શું લાભ થાય છે.

"सवणे नाणे य विन्नाणे, पच्चक्खाणे य संजमे।
अणण्हए तवे चेव, वोदाणे अकिरिया सिध्धी ॥"

ધર્મશાસ્ત્રનાં શ્રવણથી તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાનથી વિજ્ઞાન (વિશેષ તત્ત્વબોધ), વિજ્ઞાનથી પ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનથી સંયમ, સંયમથી અનાશ્રવ એટલે સંવર દ્વારા નવાં આવતાં કર્મોને રોકવા, અનાશ્રવથી તથા તપથી પુરાણા કર્મોનો ક્ષય, પૂર્વ કર્મોના નાશથી નિષ્કર્મતા એટલે કર્મ રહિત સ્થિતિ અને નિષ્કર્મતાથી સિધ્ધિ એટલે મોક્ષની પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રશ્રવણથી જીવને આવો લાભ થાય છે.

રાજા-રાણીએ તથા કુંવરે એક ચિત્તે વાણીનું શ્રવણ કર્યું. વ્યાખ્યાન પૂરું થયા પછી રાજા રાણીએ પૂછયું ગુરૂદેવ! આ અમારો એકનો એક પુત્ર ઘણો સૌંદર્યવાન ને હોંશિયાર છે પણ મૂંગો છે તો તે કયા કર્મના ઉદયથી મૂંગાપણું પામ્યો છે? તે કૃપા કરીને ફરમાવો. સંતે ઉપયોગ મૂકીને કહ્યું. આ કુંવરે આજથી ત્રીજા ભવે નાની ઉંમરમાં દીક્ષા લીધી હતી. દીક્ષા લઈને ૧૧ વર્ષ તો કડક મૌન પાળ્યું હતું. આજે તો મહિનો પંદર દિવસ મૌન રાખે તો પેપરમાં જાહેરાત આપે. ત્યારે આ કુંવરે ચારિત્રમાં મૌન તેમજ ઉગ્ર તપશ્ચર્યા સાથે ગુરૂવર્યોનો વિનય કરીને તેમની પાસેથી જ્ઞાન મેળવ્યું. આવું જ્ઞાન આત્માને ખૂબ લાભદાયી બને છે, ને સદા માટે ટકી રહે છે. સંતે અગિયાર વર્ષ પછી મૌન છોડયું પણ તપ ચાલુ રાખ્યો. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી એમનો ખૂબ ઉઘાડ થયો ને ઘણું શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કર્યું. પોતાના ગુરૂનો પરિવાર ઘણો વિશાળ હતો. તેમનાં પણ શિષ્યો થયા આ બધા નાના સંતો આ જ્ઞાની મુનિ પાસે સિધ્ધાંતની વાંચણી કરતાં. કંઈ શંકા થાય તેનું સમાધાન કરતાં. બધાને ખૂબ પ્રેમથી ભણાવતાં હતાં.

એક દિવસ એવું બન્યું કે ગુરૂ ખૂબ થાકી ગયેલાં. રાત્રે શિષ્યો સ્વાધ્યાય કરવા બેઠા. પણ કંઈક કંઈક સંતો ભૂલ જવાથી વારંવાર પૂછવા આવતાં. આથી ગુરૂની ઉંઘ ઉડી ગઈ ત્યારે મનમાં કિલષ્ટ ભાવ આવ્યા. અહો! મેં જ્ઞાન, ધ્યાન અને તપમાં મારા શરીર સામું ના જોયું, શરીરની ખુવારી કરી નાંખી. આટલા લોકોને જ્ઞાન આપ્યું. હવે મારું શરીર ચાલતું નથી. છતાં રાત્રે પણ મને શાંતિ નહિ શિષ્યો મારું માથું ખાઈ જાય છે. આ બધું ભણ્યો તો ઉપાધિ થઈ ને? જે કંઈ ભણ્યા નથી તેમને કંઈ ઉપાધિ છે? કેવા ખાઈ પીને નિરાંતે આરામથી સૂતા છે. બસ, હવે

મારે કોઈને જ્ઞાન આપવું નથી. એવો ગુસ્સો આવ્યો કે શાસ્ત્રના પાનાં ને પુસ્તકો ફાડી નાંખ્યા. શિષ્યોએ ગુરૂદેવની અશાતના ન થાય તે માટે ચરણમાં પડીને માફી માંગી. અને કહ્યું ગુરૂદેવ! આપ અમારા તારણહાર છો. આપે અમને મહાન જ્ઞાન આપ્યું છે. આપ આ શાસ્ત્રોના પાના ફાડી નાંખશો ને અમને જ્ઞાન નહિ આપો તો અમારું શું થશે? શિષ્યોએ ઘણું સમજાવ્યાં પણ ગુરૂનો ક્રોધ શમ્યો નહિ. આલોચના કરી નહિ અને ત્યાંથી કાળધર્મ પામી દેવલોકમાં ગયા અને ત્યાંથી આયુષ્ય પૂરું કરી તમારે ત્યાં કુંવરપણે જન્મ્યા છે. એમના પૂર્વ કર્મના ઉદયથી મૂંગા બન્યા છે.

પછી રાજાએ પ્રશ્ન કર્યો કે આ કર્મો કેવી રીતે ખપે? ત્યારે જ્ઞાનીએ ત્યાં જ્ઞાનપાંચમનો તેને મહિમા સમજાવ્યો. તેમજ પાંચમનો ઉપવાસ કરી ક્રિયા સહિત જ્ઞાન આરાધના કરવી. કુંવરે ત્યાં આલોચના કરીને પાપનો ખૂબ પશ્ચાતાપ કર્યો આથી કર્મ ખપી જતાં મૂંગાપણું ટળી ગયું ને વાચા છૂટી એટલે ગુરૂના ચરણમાં પડીને કહ્યું- ગુરૂદેવ! હવે મારે સંસારમાં રહેવું નથી. અનંત કાળથી ચતુર્ગતિમાં પરિભ્રમણ કર્યું છે. મેં આપના મુખેથી પૂર્વભવ સાંભળ્યો. આવા તો કેટલા ઘોર પાપ મેં કર્યા હશે! એમાંથી ક્યારે છૂટકારો થશે? અને સિધ્ધગતિના સુખડા મળશે? હવે તો કર્મની કેદમાંથી મુક્ત બની જલ્દી મોક્ષમાં જવું છે. કુંવરે પશ્ચાતાપ પૂર્વક પાપની આલોચના કરી દીક્ષા લીધી ને કર્મનો ક્ષય કરી કલ્યાણ કર્યું. જો તમારે કલ્યાણ કરવું હોય ને ચાર ગતિના ફેરા મટાડવા હોય તો બને તેટલી જ્ઞાન, દર્શન સહિત ચારિત્ર અને તપની આરાધના કરો.

ચાલુ અધિકારમાં મલ્લીકુમારીએ છ રાજાઓને કહ્યું કે બોલો, તમારો શું વિચાર છે? દીક્ષા લેવી છે? મલ્લીકુમારીના વૈરાગ્યભર્યા વચનો સાંભળીને જેમ પહાડ ઉપરથી પડતો પાણીનો ધોધ મોટા મોટા પથ્થરોને તોડી નાંખે છે તેમ છ રાજાઓનાં પથ્થર જેવા હૃદય પીગળી ગયા. અને મલ્લી અરિહંતના વચનો સાંભળીને જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓએ મલ્લી અરિહંતને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિય! સંસાર ભયથી વ્યાકુળ થઈને તમે દીક્ષા અંગીકાર કરવા ઈચ્છો છો તો હે દેવાનુપ્રિય! બતાવો કે તમારા વિના અમારો સહાયક બીજો કોણ થશે? ખોટા કામ કરતાં અમને રોકનાર કોણ થશે? અમારા જેવા સંસારમાં પડેલા ને સન્માર્ગ તરફ વાળનાર, ધર્મના ઉપદેશક કોણ હશે? કોઈ માણસને સમુદ્ર તરવો હોય તો વહાણ, નૌકા, સ્ટીમર અગર બે ભુજાનો સહારો જોઈએ છે. સહારા વિના સમુદ્ર તરી શકાતો નથી. કોઈને ઉંચે જવું હોય તો સીડીનો સહારો જોઈએ છે. સહારા વિના ઉંચે ચઢી શકાતું નથી. તો હે મિત્ર! તમે અમારા સાચા સહાયક છો. આજથી ત્રીજા ભવે આપે અમારા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. આપ તે વખતે

અમારા દરેક કાર્યમાં મેઢીભૂત-આધારભૂત હતા. જેમ મકાન પાયાના આધારે ટકે છે ને ધાબુ પાટડાના આધારે ટકે છે. આજે તો મોટી મોટી ઈમારતો સ્થંભના આધારે ટકી શકે છે. આ રીતે છ રાજાઓ મલ્લીનાથ ભગવાનને કહે છે કે તમે ત્રીજા ભવમાં અમારા માટે દરેક કાર્યોમાં આધારભૂત હતાં. સમ-વિષમ માર્ગને બતાવનાર હોવાથી અમારા માટે ચક્ષુભૂત હતા. અમને ધર્મના માર્ગે વાળ્યા હતા તેથી ધર્મની ધુરા રૂપ હતાં અને દેવલોકમાં પણ આપણે સાથે રહ્યા અને એકબીજાને ધર્મ પમાડવાનો સંકેત કર્યો. તેથી આ ભવમાં આપે અમને જગાડયા.

અમે તો કેવું ભાન ભૂલ્યા હતાં કે આપના રૂપ ગુણની પ્રશંસા સાંભળીને આપની સાથે લગ્ન કરવા માટે તૈયાર થયા. સંસારનાં વિલાસી સુખની ઈચ્છાથી આપના પવિત્ર પિતાજી કુંભક રાજાને હરાવી તમને પરણવા માટે મોટું યુધ્ધ કરવા આવ્યા ને યુધ્ધ કર્યું. ઘણાં સુભટોનાં મોત થયાં. લોહીની નદીઓ વહાવી. અમે આવી કારમી હિંસા કરી. અમારું શું થશે? અમારા જેવા પાપી આત્માઓને આપે પાપથી અટકાવ્યા.

"કેવો ઝળહળ દીવો આપે ભીતરમાં પ્રગટાવ્યો,
અંતરને અજવાળીને અમને માર્ગ બતાવ્યો.
મારી મનીષા તો એ છે, જેણે ઓગાળ્યો આ ગાઢ ભૂમિનો અંધકાર,
તે ઉપકારી જગદિપકના મને મળે સંસ્કાર-મારા હૈયાના હાર-"

હે પ્રભુ! અમે આપને ઓળખ્યાં નહિ. આપે અમારા અજ્ઞાન રૂપી અંધકારથી ભરેલાં અંતરમાં જ્ઞાનનો દીપક પ્રગટાવ્યો. આપે અમને સાચા માર્ગે વાળ્યા. પાપથી અટકાવ્યા. આવા અમારા મહાન ઉપકારી ભગવંત! આપને જો સંસાર દુઃખરૂપ લાગ્યો છે ને આપ સંયમ પંથે સીધાવો છો તો પછી અમારો આધાર કોણ? આપના વિના અમને ન ગમે. માટે "अम्हे वि य णं देवाणुप्पिया! संसार भउव्विग्गा जाव भीया जम्ममरणाणं देवाणुप्पिया णं सद्धिं मुंडा भवित्ता जाव पव्वयामो।" હે દેવાનુપ્રિય! અમે સંસારના ભયથી વ્યાકુળ તેમજ જન્મ-મરણના ભયથી ત્રાસ પામ્યા છીએ. તેથી અમે પણ આપની સાથે મુંડિત થઈને જિન દીક્ષા અંગીકાર કરીશું.

હે ભગવંત! આજથી ત્રીજા ભવમાં પણ આપની પ્રેરણાથી દીક્ષા લીધી હતી. આપ જ અમારા તારણહાર હતા. આ ભવમાં પણ આપ જ અમારા છએનાં તારણહાર બનો. અમે આપની સાથે દીક્ષા લઈશું. છ રાજાઓ આવ્યા હતાં યુધ્ધ કરીને મલ્લીકુમારીને પરણવા, પણ મલ્લીકુમારીના ઉપદેશથી ઠરી ગયા અને દ્રવ્ય યુધ્ધ કરવાનું છોડી કર્મરાજા સાથે સંગ્રામ કરવા તૈયાર થયા. તમારી કોઈની આટ તૈયારી

છે? જ્યારે તે છ રાજાઓએ દીક્ષા લેવાની ભાવના વ્યક્ત કરી ત્યારે મલ્લી અરહિંતે જિતશત્રુ પ્રમુખ રાજાઓને આ પ્રમાણે કહ્યું કે જો તમને બધાને સંસારનો ભય લાગ્યો છે, સંસાર ભયથી વ્યાકુળ થઈને મારી સાથે ભાગવતી દીક્ષા અંગીકાર કરવા ઈચ્છો છો તો હે દેવાનુપ્રિયો! વિલંબ વગર તૈયાર થાવ. મલ્લી ભગવંતે છ મિત્ર રાજાઓને આ પ્રમાણે કહ્યું એટલે તેમના આનંદનો પાર ન રહ્યો. અહો! કેવા ઉચ્ચ કોટિના તે જીવો હશે! પૂર્વે સાધના કરીને આવેલાં હતાં એટલે મલ્લીનાથ ભગવાનની એક ટકોરે વીતરાગ પ્રભુના પંથે પ્રયાણ કરી વીતરાગ વાટિકામાં વિચરવા તૈયાર થઈ ગયા.

દેવાનુપ્રિયો! છ રાજાઓ છેલ છબીલા વરણાગી બનીને મલ્લીકુમારીને પરણવા આવ્યા હતાં. પણ સ્હેજ નિમિત્ત મળતાં અંદરનું ઉપાદાન જાગી ઉઠયું. અને વરણાગી વર વૈરાગી બની ગયા. સતી પ્રભંજના લગ્ન વખતે માયાના માયરામાં બેસવાની તૈયારીમાં હતી. માયરામાં બેસતાં પહેલાં સાધ્વીજી પાસે માંગલિક સાંભળવા ગયા. ત્યાં સાધ્વીજીની સ્હેજ ટકોર થતાં વરણાગી પ્રભંજના કેવળજ્ઞાન પામી વીતરાગી બની મોક્ષના માયરામાં બેસી ગયા. નેમકુમાર રાજેમતીને પરણવા તોરણે ગયા ને પશુઓનો પોકાર સાંભળીને પાછા ફર્યા ને દીક્ષા લીધી. તે રીતે છ રાજાઓ મલ્લી અરિહંતના વચનામૃતો સાંભળી વૈરાગી બની ગયા.

છ રાજાઓને વૈરાગ્ય રંગે રંગાયેલા જોઈને મલ્લી અરિહંતે કહ્યું કે જો તમારે દીક્ષા લેવી હોય તો તમે પોતપોતાના રાજ્યમાં જઈ જ્યેષ્ઠ પુત્રને રાજગાદીએ બેસાડી રાજ્યનો કારભાર તેમને સોંપી એક હજાર માણસો ઉપાડે તેવી શીબીકામાં બેસીને મારી પાસે આવો. રાજાઓએ વાત અંતરમાં ધારણ કરી લીધી. એ કેવા હળુકર્મી જીવો હશે કે તરત જાગી ગયા. તમે તો બધા શાહુકારના દીકરા છો ને? અમારા ભગવાનની વાણીનો એક શબ્દ પણ તમારા હ્રદયમાં રાખો નહિ. અમને સોંપીને જાઓ છો. (હસાહસ). છ રાજાઓએ મલ્લી અરહિંતની વાતનો સ્વીકાર કર્યો.

ત્યારબાદ મલ્લી અરિહંત જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓને પોતાની સાથે લઈને તેઓ જ્યાં કુંભક રાજા હતા ત્યાં ગયા. ત્યાં જઈને કુંભક રાજાના ચરણોમાં વંદન કરાવ્યા. મલ્લીનાથ ભગવંત ટૂંક સમયમાં અરિહંત બનવાના છે છતાં પિતાજીનો વિનય વ્યવહાર કેટલો સાચવે છે! છ એ રાજાઓએ કુંભક રાજાના ચરણમાં વંદીને કહ્યું કે હે પિતાજી! અમને ખબર નહિ કે આપને ત્યાં આવા તારણહાર ભાવિના તીર્થંકર પ્રભુ બિરાજે છે. અને અમે એમને પરણવા માટે કહેણ મોકલાવ્યા. આપે તેનો ઈન્કાર કર્યો તેથી અમે આપની સાથે યુધ્ધ કરવા માટે આવ્યા. અમે આપની ને અરિહંત પ્રભુની ઘોર અશાતના કરી છે. અમને માફ કરજો. એમ કહી ક્ષમા માંગી

કુંભક રાજાએ તેમને ઉભા કરી ક્ષમા આપી અને તેમને ભેટી પડયા. ત્યારબાદ વિપુલ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ ચાર પ્રકારનાં ઉત્તમ ભોજન તૈયાર કરાવી ભેગા બેસી પ્રેમથી જમાડયા. અને કિંમતી સોનાના અને રત્નોના આભૂષણો તેમજ કિંમતી વસ્ત્રો તેમને ભેટ આપ્યા. અને તેમનો ખૂબ સત્કાર–સન્માન કરીને વિદાય કર્યા. હવે છ રાજાઓ પોતપોતાના રાજ્યમાં જઈ પોતપોતાનાં મોટા પુત્રોને રાજગાદીએ બેસાડી શીબીકામાં બેસીને આવશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર :** રૂક્ષ્મણીએ પ્રદ્યુમ્નને તેના પિતાને વંદન કરવા જવાનું કહ્યું અને કહ્યું કે તું ત્યાં જઈને તારો પરિચય આપજે. હે માતા! હું કયારે પણ એમ નથી કહેવાનો કે પિતાશ્રી! હવે હું આવ્યો. પણ હું મારા બાહુબળથી તેમને મારો પરિચય આપીશ. અને પછી હું પિતાજીના ચરણમાં વંદન કરીશ. દીકરા! તું એમ ન કર. ના, માતા! થોડી ધીરજ રાખ. પણ તારે મને થોડી સહાય કરવી પડશે. જો તારે મારા પિતાજીનું જલ્દી મિલન કરાવવું હોય તો. રૂક્ષ્મણી કહે બેટા! શું સહાય કરું? ત્યારે કહે છે બા! જ્યાં નારદજી આપના પુત્રવધુની રક્ષા કરે છે ત્યાં તું મારી સાથે ચાલ. આ વાત સાંભળી રૂક્ષ્મણી ગભરાઈ. કે હું પતિવ્રતા સ્ત્રી છું. મારા પતિની આજ્ઞા વગર કયારે પણ મેં એક કદમ ઉઠાવ્યો નથી. તો આજ હું કેમ જઈ શકું? મૂંઝવણમાં પડેલી માતાને જોઈને પ્રદ્યુમ્ન કહે છે તું શા માટે ગભરાય છે? જો તને દીકરાનો પ્રેમ હોય તો તારે મારી સાથે આવવું જોઈએ. નહિતર હું વૈતાઢય પર્વત ઉપર ચાલ્યો જઈશ.

સોળ સોળ વર્ષથી ઝૂરતી એવી માતા પુત્રના વચન સાંભળીને ગભરાઈ ગઈ અને તેણે પુત્રને આધીન થવાનો વિચાર કર્યો. કુમારે વિદ્યાના બળથી એક ઉડતો રથ બનાવ્યો. તેમાં રૂક્ષ્મણીને બેસાડીને ભારંડ પક્ષીની માફક રથને આકાશમાં ઉડાડયો. ને જ્યાં કૃષ્ણજીની સભા છે ત્યાં આવતાં શંખ વગાડીને કહ્યું– હે યાદવો! જાગો. કૃષ્ણની પત્ની રૂક્ષ્મણીનું હું અપહરણ કરીને લઈ જાઉં છું. તમે ચંદેરી રાજા શિશુપાલની સાથે યુધ્ધ કરીને રૂક્ષ્મણીને ઉઠાવી લાવ્યા હતા તે આજે તમારી પાસેથી હું ઉઠાવી જાઉં છું. હવે તમારામાં સ્વાભિમાન હોય તો મારી સાથે યુધ્ધ કરીને રૂક્ષ્મણીને લઈ જજો. પણ ધ્યાન રાખજો કે હું કોઈ લંપટ, નટખટ, દેવ, ગંધર્વ, વ્યંતર કે અસુર નથી પણ મનુષ્ય છું. તેમજ સતી રૂક્ષ્મણીના શીયળ ઉપર હાથ લગાડું તેમ પણ નથી. ચોરી કરીને છૂપી રીતે લઈ જતો નથી. પણ તમારી સમક્ષ જાહેરાત કરીને છડે ચોક ધોળા દિવસે લઈ જાઉં છું. તાકાત હોય તો મારી સામે આવજો. આવા અભિમાનયુક્ત શબ્દો સાંભળીને કૃષ્ણ, બલભદ્ર આદિ બધા યાદવોએ સભાની અંદર ધમધમાટ મચાવી દીધો. ને યુધ્ધની તૈયારી કરવા માંડી

નગરીમાં રૂક્મણીના અપહરણનાં સમાચાર વાયુવેગે પહોંચી ગયા. કદી ન અનુભવ્યું હોય તેવું બનવાથી બલભદ્રજી બેભાન બની ગયા. શીતળ જળ છાંટવાથી શુધ્ધિમાં આવ્યા. કૃષ્ણજીને તો એટલો આઘાત લાગ્યો કે હું આવો ત્રણ ખંડનો અધિપતિ, ધરતીને ધ્રુજાવનારો અને મારા જીવતાં મારી પટ્ટરાણીનું અપહરણ કરનાર કોણ પાક્યો ? પાંડવો પણ ત્યાં આવી પહોંચ્યા. ઉગ્રસેન રાજા, દશ દશાર્હ વિગેરે બધા એક જ બોલવા લાગ્યા કે આવો દુષ્ટ કોણ છે કે જે રૂક્મણીનું અપહરણ કરે ! જોતજોતામાં કૃષ્ણના આદેશથી સૈન્ય સજ્જ બનીને હાથી, ઘોડા, રથ, પાયદળ, ચતુરંગી સેના સજ્જ થઈ ગઇ. સૈનિકોના હાથમાં તલવાર ચમકવા લાગી. આખું લશ્કર દ્વારકા નગરીની બહાર જઇ રહ્યું છે. તે પ્રસંગે કંઈક લોકો એમ બોલવા લાગ્યા કે એક સ્ત્રી માટે આટલું મોટું યુધ્ધ ! કેટલો સંહાર થશે ! ત્યારે કંઇક કહે શું પત્નીનું અપહરણ થાય ને પતિ બેસી રહે ! લડાઈ તો કરવી જ જોઈએ ને ! હવે લશ્કર યાદવો સહિત દ્વારકા નગરીની બહાર પહોંચી ગયું. અને પ્રધુમ્નકુમારે જ્યાં નારદજી અને ઉદધિકુમારી હતી ત્યાં માતા રૂક્મણીને મૂકી. હવે શું બનશે તેના ભાવ અવસરે.

*

## વ્યાખ્યાન નં. ૧૦૩

**કારતક સુદ ૬ ને ગુરૂવાર** **તા. ૨૮-૧૦-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંત કરૂણાનીધિ, પરમ કૃપાળુ પરમાત્માના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિધ્ધાંત. વીતરાગ પ્રભુની વાણી ઉપર જીવને શ્રધ્ધા થાય અને પછી શુધ્ધ ભાવથી આચરણ થાય તો બેડો પાર થઈ જાય. પણ ભોગો પ્રત્યેનો રાગ જીવને જિનેશ્વર પ્રભુના વચન ઉપર ભાવ આવવા દેતો નથી. ભોગ પ્રત્યેનો ભાવ ઓછો થાય તો ભગવાનના વચન ઉપર ભાવ વધે, ભવ નિર્વેદ આવે ને ભોગોની ભયંકરતાનું ભાન થાય. ભોગ કેટલા ભયંકર છે ને ભગવાન અને ભગવાનનાં વચન કેવા ભદ્રંકર એટલે કલ્યાણકારી છે, હિતકારી છે તેનો ખ્યાલ બહુ ઓછા જીવોને હોય છે. તેથી તમને સંતો વારંવાર ભોગોની ભયંકરતાનું ભાન કરાવી ભવથી મુક્ત બનવા માટે પડકાર કરીને કહે છે હે ભવ્ય જીવો ! તમે જાગો. અને સંસારનો ભાવ ઓછો કરો, ને ભગવાન પ્રત્યે પ્રીતિ જોડો.

બંધુઓ ! અનાદિકાળથી જગતની ઉંધી રીતી છે કે ભગવાન સાથે પ્રીત કરતાં વાર લાગે છે ને ભોગો પ્રત્યે સ્હેજે પ્રીત થાય છે. કારણ કે અનાદિકાળથી જીવ ભોગ ભોગવતો આવ્યો છે, તેથી તેના પ્રત્યે પ્રીતિ સ્હેજે થઈ જાય છે. પણ

ભગવાનને ભજ્યા નથી એટલે તેના પ્રત્યે જલ્દી પ્રીતિ થતી નથી. તેથી ભગવાને ભોગોનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો છે. જેટલો જીવોને સંસાર પ્રત્યેનો ભાવ છે તેટલો ભાવ ભગવાન અને ભગવાનનાં વચન ઉપર આવી જાય તો જલ્દી ભવ વન ઓળંગી જાય. ભગવાનનો ભક્ત ભોગોનો ભિખારી ન હોય ત્યાગનો પુજારી હોય, ભગવાનનો માર્ગ ત્યાગનો છે. ભગવાન કહે છે કે ભોગો પ્રત્યેનો ભાવ ઘટાડયા વિના ભવનો ભાગાકાર થવો મુશ્કેલ છે. ભવસાગર તરવો કઠીન છે. માટે જો જલ્દી આત્મસાધના કરવી હોય તો ભગવાનનાં વચન ઉપર પૂર્ણ શ્રધ્ધા કરો.

જેના અંતરમાં સમજણની સરવાણી ફૂટી હોય તેના અંતરના ઉદ્દગારો પણ અલૌકિક હોય છે. આવા જીવો ખાતા-પીતાં, ઉઠતાં-બેસતાં, બોલતાં દરેક કાર્યોમાં ઉપયોગ રાખે છે. અજ્ઞાની જીવો પણ આ બધી ક્રિયા કરે છે ને જ્ઞાની પણ કરે છે. એ બંનેના કરવામાં આસમાન અને જમીન જેટલું અંતર હોય છે. જ્ઞાની પ્રત્યેક ક્રિયા કરતાં ઉપયોગ રાખે છે. જ્ઞાનીનું ચાલવું, ઉભા રહેવું, બેસવું, સૂવું, ખાવું, બોલવું બધું યત્નાપૂર્વક હોય છે. તેથી તે પાપકર્મો અલ્પ બાંધે છે. અને તપ દ્વારા જુનાં કર્મો ખપાવે છે. આ રીતે યત્નાપૂર્વક જીવન જીવતો આત્મા પાપકર્મથી લેપાય નહિ. માટે પ્રત્યેક ક્રિયામાં જતના રાખો. જ્ઞાની કહે છે કે ઉપયોગ એ ધર્મ. અજ્ઞાની જીવોને આ વાતનું રહસ્ય સમજાતું નથી તેથી કર્મોનું બંધન કરી અનંતકાળ સુધી સંસારમાં રઝળે છે. આપણને આ અમૂલ્ય માનવ જિંદગી કર્મોના બંધનથી મુક્ત થવા માટે મળી છે. સંસારના બંધને બંધાવા માટે નહિ.

લાખો જનમ પૂરા કરી, આપણ સહુ આવ્યા અહીં,<br>
જો આ ભવે જાગ્યા નહીં તો, ફરીશું ફરી ચક્કર મહીં.

ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોર્યાશી લાખ જીવાયોનિમાં અનંતકાળથી પરિભ્રમણ કરતાં મહાન પુણ્યોદયે જીવને આ ઉત્તમ માનવભવ મળ્યો છે તે શું વિષયોમાં રચ્યાપચ્યા રહીને વિલાસ કરવા માટે મળ્યો છે? આત્માને કર્મના કાદવથી ખરડવા માટે મળ્યો છે? 'નહિ'. આત્મજ્ઞાનમાં મસ્ત બની આત્માના સ્વરૂપની પીછાણ કરવા માટે મળ્યો છે. સંસારભાવ જીવનમાં ન જોઈએ. પુદ્દગલનો એંઠવાડો ચાટવાની વાતો ન જોઈએ. પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે આંતર નિરીક્ષણ જોઈએ કે—

"હું કોણ છું ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારું ખરું,<br>
કોના સબંધે વળગણા છે રાખું કે એ પરિહરું"

હે આત્મા! તું કોણ છે? ક્યાંથી આવ્યો છે ને ક્યાં જવાનો છે? તારું સાચું સ્વરૂપ શું છે ને તું શું કરી રહ્યો છે? આ રીતે આંતર નિરીક્ષણ કરવામાં

આવે તો જરૂર આત્મજ્ઞાન પ્રગટ થાય છે. આવું આંતર નિરીક્ષણ એ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટેની ચાવી છે. એક વખત આવું આત્મજ્ઞાનનું સ્વસંવેદન થશે તો તમને આ સંસાર ક્ષારભૂમિ જેવો, અંધારા કૂવા જેવો ને શ્મશાનભૂમિ જેવો ભયંકર લાગશે. જે આવું આત્મજ્ઞાન પામે તે પાપ કરતાં અટકે. જે પાપ કરતાં અટકે તેને સંસાર ખટકે. જેને સંસાર ખટકે તે જીવ ભવમાં ભટકે નહિ.

જ્ઞાની કહે છે કે અટકયા વિના અમરતા નથી ને ઠર્યા વિના ઠેકાણું નથી. અટકવાનું શેનાથી છે ને ઠરવાનું શેમાં છે? તે જાણો છો? આશ્રવથી અટકવાનું છે. આશ્રવમાં બેઠેલો જીવ કર્મોના પ્રવાહમાં તણાયા કરે છે. ને કર્મો બાંધે છે તેથી ભવમાં ભમે છે. માટે આશ્રવથી અટકીને સંવરના ઘરમાં આવીને જીવે સમજણમાં સ્થિર બની સ્વરૂપમાં ઠરવાનું છે. પાણીમાં કોઈ ચીજ પડી ગઈ હોય તો પાણી જ્યાં સુધી હાલે છે ત્યાં સુધી પડેલી વસ્તુ દેખાતી નથી. પાણી સ્થિર બને, બધો કચરો ઠરી જાય ત્યારે અંદરમાં પડેલી ચીજ સ્પષ્ટપણે દેખાય છે. તેમ જ્યાં સુધી આપણા મનમાં સંકલ્પ અને વિકલ્પોનાં તરંગો ઉછળી રહ્યા છે ત્યાં સુધી આત્મસ્વરૂપની પીછાણ નહિ થાય. સંકલ્પ વિકલ્પોનાં તરંગો શાંત થશે ત્યારે આત્મસ્વરૂપની અનુભૂતિ થશે. તેમાં જે આનંદ આવશે તે એવો અલૌકિક ને અપૂર્વ હશે કે જેની સીમા નહિ રહે. એ આનંદ મળતાં સંસારનો આનંદ તુચ્છ લાગશે.

મલ્લી અરિહંતના વચનામૃતોથી જેમને આત્મસ્વરૂપની પીછાણ થઈ છે તેવા જિતશત્રુ પ્રમુખ છ રાજાઓ કુંભક રાજાને ત્યાંથી નીકળ્યા. મિથિલા નગરી છોડીને આનંદભેર પોતપોતાના દેશમાં આવ્યા. આ છ રાજાઓ અલગ અલગ દેશના માલિક હતાં ને છ એ મહર્ધિક રાજાઓ હતા. જ્યારે તેઓ આવ્યા ત્યારે ક્રોધથી ધમધમતા આવ્યા હતાં પણ જ્યારે પાછા ફર્યા ત્યારે બધો ક્રોધ શાંત થઈ ગયો, અને પોતાના આત્માને શીતળીભૂત બનાવીને આનંદિત થઈને ચાલ્યા. મનમાં વિચાર કરવા લાગ્યા કે આપણે આપણી રાજધાનીમાં જઈને આપણાં મોટાપુત્રોને રાજગાદી પર બેસાડી તેમને બધો વહીવટ સોંપી ભગવાન મલ્લીનાથ દીક્ષા ગ્રહણ કરે ત્યારે દીક્ષા લેવી છે. અને અપ્રમત બની આત્મ સાધનાના ઝુલણે ઝુલી બાહ્યભાવને ભૂલી કર્મોનો ક્ષય કરી પરમપદની પ્રાપ્તિ કરવી છે. છ એ રાજાઓ અલગ અલગ દેશ અને અલગ દિશામાંથી આવ્યા હતા. સૌ છૂટા પડી પોતપોતાના દેશમાં જ્યાં પોતાની રાજધાનીમાં પણ જ્યાં પોતપોતાના મહેલ હતાં ત્યાં પહોંચી ગયા. ત્યાં જઈને તેઓ બધા પોતપોતાના રાજકાજમાં પરોવાઈ ગયા.

બંધુઓ! આ રાજાઓ પહેલાં રાજ્યનો કારભાર કરતાં હતાં તે રસપૂર્વક કરતાં હતાં હવે અનાસક્ત ભાવે રહેવા લાગ્યા. એમને હવે મલ્લીનાથ ભગવાનનો સંયમ

થયો હતો. મનુષ્ય જેવો સંગ કરે છે તેવો તેને રંગ લાગે છે. સંસારનો રંગ જીવે ઘણો લગાડયો, પણ જેનો સંગમ થતાં જીવ રાગી મટી વૈરાગી બને, આત્મકલ્યાણ કરવા તૈયાર થાય તેનું નામ સાચો સંગમ થયો કહેવાય. તમને આવો સંગમ થયો છે કે નહિ? કેટલાં વર્ષોથી ઉપાશ્રયે આવો છો, વ્યાખ્યાન સાંભળો છો પણ જીવનમાં પલટો આવ્યો છે?

સાચો સંગમ પ્રભુ સાથે હજુ યે ના થયો,
એ દિશામાં રેલો મારો હજુયે ના ગયો....સાચો
એક લગની સાથે વહેતું આતમનું ઝરણું,
પાવન સરિતા પાસે પહોંચી લઈ લઉં શરણું,
આતમ કેરો આ મનોરથ હજુ એ ના ફળ્યો.... સાચો સંગમ....

ભક્ત કહે છે કે હે ભગવાન! વર્ષોથી ધર્મ કર્યો પણ હજુ તારી સાથે મારો સંગમ ના થયો. વર્ષોથી તને મળવાનો મનોરથ કરું છું પણ મારા મનનો મનોરથ ફળીભૂત થતો નથી. ક્યારે ફળશે? જ્યારે અંતરથી લગની લાગશે ત્યારે પ્રભુ સાથે સાચો સંગમ થશે. જેમને મલ્લીનાથ ભગવાન સાથે સંગમ થઈ ગયો છે તેવા છ રાજાઓ પોતાની રાજધાનીમાં આવીને ઉદાસીન ભાવે રાજ્ય ચલાવવા લાગ્યા. "तए णं मल्ली अरहा संवच्छरावसाणे णिक्खमिस्सामि त्ति मणं पहारेइ। બધા રાજાઓનાં ગયા પછી મલ્લીનાથ ભગવાને મનમાં એવો નિર્ણય કર્યો કે એક વર્ષ પછી હું દીક્ષા ગ્રહણ કરીશ. મલ્લીનાથ ભગવાને આવો દૃઢ નિર્ણય કર્યો. આ તો તીર્થંકર પ્રભુ હતાં. તેમના નિર્ણયમાં ફેરફાર થતો નથી, કે તેમને કોઈ વિઘ્ન કે બાધા આવતી નથી. કારણ કે તેઓ જ્ઞાન દ્વારા બધું જાણે છે. અરિહંત ભગવાનની પુન્નાઈ ઘણી હોય છે. એટલે તેમણે મનમાં આ જાતનો નિર્ણય કર્યો. ત્યાં શું બને છે. "तेणं कालेणं तेणं समएणं सक्कस्सासणं चलति।" તે કાળ અને તે સમયે શકેન્દ્રનું આસન ચલાયમાન થયું. અરિહંત ભગવંતના જબ્બર પુણ્ય હોય છે. અહીં મૃત્યુલોકમાં મલ્લીનાથ ભગવંતે મન સાથે નિર્ણય કર્યો કે હું એક વર્ષને અંતે દીક્ષા અંગીકાર કરીશ. તેના પડઘા દેવલોક સુધી પહોંચી ગયા. અને શકેન્દ્ર મહારાજનું આસન ચલાયમાન થયું. બધા દેવોમાં પરમ ઐશ્વર્યવાન દેવરાજ શકેન્દ્રે પોતાનું આસન ડોલતું જોયું. ત્યારે વિચાર કર્યો કે મારું આસન કેમ ડોલે છે? દેવોનાં આસન વિના પ્રયોજને ડોલતાં નથી. કોઈ પણ કારણ ઉપસ્થિત થાય ત્યારે ડોલે છે. જ્યારે દેવોનું આસન ડોલે છે ત્યારે તે અવધિજ્ઞાન દ્વારા ઉપયોગ મૂકીને જુવે છે ને તેમાં જુવે કે કોઈ ભગવાનનો ભક્ત કષ્ટમાં આવ્યો છે! શાસનની હેલણા થાય છે! કોઈ સતીનું શીયળ ખંડિત થવાનો પ્રસંગ આવ્યો છે! શું

છે? અવધિજ્ઞાનમાં જોઈને સહાય કરવા જેવી લાગે તો સહાય કરે છે. (અહીં પૂ. મહાસતીજીએ દેવની સહાય ઉપર ચંદનબાળાનું દૃષ્ટાંત ખૂબ સુંદર છણાવટથી સમજાવ્યું હતું ને તેનું જીવન ચરિત્ર એવું સુંદર વર્ણવ્યું હતું કે શ્રોતાઓની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા હતાં.)

મલ્લીનાથ ભગવંતના દીક્ષા લેવાના નિર્ણયથી શક્રેન્દ્રનું આસન ડોલ્યું ત્યારે ઉપયોગ મૂકીને અવધિજ્ઞાન દ્વારા જોયું તો મલ્લી અરિહંતને જોયા. જોઈને ઈન્દ્રના મનમાં આવા પ્રકારનો અધ્યવસાય ઉત્પન્ન થયો કે આ જંબુદ્વીપ નામનાં દ્વીપમાં, ભરતક્ષેત્રમાં, મિથિલા નામની રાજધાનીમાં કુંભક રાજાના ભવનમાં મલ્લી નામના અરિહંત પ્રભુ "હું વર્ષને અંતે દીક્ષા અંગીકાર કરીશ" આ પ્રમાણે વિચાર કરી રહ્યા છે. તેથી મારું આસન ચલાયમાન થયું છે. આ કારણે ઈન્દ્રનું આસન ડોલે છે ત્યારે કાળત્રયવર્તી એટલે અતીત કાળના એટલે ભૂતકાળમાં થઈ ગયેલા વર્તમાન સમયમાં વર્તતા અને અનાગત કાળમાં થનારા સર્વ શક્ર, દેવેન્દ્રો, દેવ રાજાઓનો પરંપરાથી ચાલતો આવેલો આ પ્રમાણેનો આચાર છે કે તેઓ અરિહંત ભગવાન દીક્ષા લેવાના હોય ત્યારે તેમને આટલી અર્થસંપદા (દાન દેવા માટે) આપવી જોઈએ. તે પ્રમાણે અર્થસંપત્તિ અર્પણ કરે છે. તેનું પ્રમાણ કેટલું છે!

"तिण्णेव य कोडिसया, आट्ठसीतिं च होन्ति कोडीओ ।
असितिं च सयसहस्सा, इंदा दलयंति अरहाणं ॥"

ત્રણસો ક્રોડ એટલે ત્રણ અબજ, અઠ્ઠાસી (૮૮) ક્રોડ અને એંશીલાખ સુવર્ણ મુદ્રાઓ વાર્ષિક દાન માટે તીર્થંકરોના વખતે આટલું દ્રવ્ય ઈન્દ્ર તેમને ઘેર પહોંચાડે છે. બંધુઓ! તીર્થંકર પ્રભુની કેટલી પ્રબળ પુન્નાઈ છે! મહાન પુણ્યનાં થોક ભેગાં થાય ત્યારે જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે. એ બધી પુન્નાઈ તીર્થંકરના ભવમાં ખપાવવાની હોય છે. એટલે તીર્થંકરને વર્ષીદાન માટે તેમના પિતાના ભંડારમાંથી કાઢવું પડતું નથી. તીર્થંકર ભગવંત આ પ્રમાણે દીક્ષા લેવાનો વિચાર કરે ત્યારે ઈન્દ્રનું આસન ચલાયમાન થાય છે ને ઈન્દ્ર અવધિજ્ઞાન દ્વારા આ વાત જાણી લે છે. પછી ઈન્દ્ર મહારાજ જાતે ધન આપવા માટે આવતા નથી. એ પોતાની નીચેના દેવોને આજ્ઞા કરે છે. તેથી તે શક્ર દેવેન્દ્રે વૈશ્રમણ દેવ કુબેરને બોલાવ્યો. બોલાવીને તેને આ પ્રમાણે કહ્યું- હે દેવાનુપ્રિય! "जंबुद्दीवे दीवे भारहे वासे जाव असीतिं च सयसहस्साइं दलात्तए"। આ જંબુદ્વીપમાં ભારત વર્ષ ક્ષેત્રમાં મિથિલા નામની નગરીમાં કુંભક રાજાના મહેલમાં મલ્લી નામના તીર્થંકર પ્રભુ છે. તેઓ દીક્ષા લેવાનો વિચાર કરી રહ્યા છે. એટલા માટે ઈન્દ્રોનો આ જાતનો પરંપરાથી ચાલતો આવતો નિયમ છે કે તેઓ તીર્થંકર પ્રભુના નિષ્ક્રમણ મહોત્સવના વખતે ત્રણ અબજ, અઠ્ઠાસી ક્રોડને

એંશી લાખ સોનામહોરો વાર્ષિક દાનના રૂપમાં તેમને ત્યાં ઘેર પહોંચાડે. એટલા માટે હે દેવાનુપ્રિય! તમે જાઓ અને જંબુદ્વીપમાં ભારત વર્ષ ક્ષેત્રમાં મિથિલા નગરીમાં કુંભક રાજાના મહેલમાં તેમના ભંડારમાં ઉપર કહ્યા મુજબ ધન પહોંચાડો. તે પ્રમાણે કરીને મારી આજ્ઞા મને સુપ્રત કરો.

શક્ર દેવરાજની આજ્ઞાનો સહર્ષ સ્વીકાર કરી વૈશ્રમણ દેવ તરત ઉભો થયો. ખૂબ હર્ષિત અને સંતુષ્ટ થઈને બંને હાથોની અંજલી બનાવીને તેને મસ્તકે મૂકી નમસ્કાર કર્યા. અને હું આપની આજ્ઞા પ્રમાણે કરીશ એમ કહીને આજ્ઞાનો સ્વીકાર કર્યો. ઉત્તમ આત્માઓને સારા કામ કરવા બહુ ગમે છે. શક્ર દેવરાજની વાત સાંભળીને વૈશ્રમણ દેવના સાડા ત્રણ ક્રોડ રોમરાય ઉલસી ગયા. હૈયું આનંદથી છલકાઈ ગયું. અહો! આજે મારા મહાન સદ્ભાગ્ય છે કે જે મલ્લી તીર્થંકર ભગવાન થવાના છે તે સંસારના રંગરાગ અને સમસ્ત સંસારને ઠોકર મારી હવે દીક્ષા લેવાના છે તેવા મલ્લી અરિહંતના ભંડારમાં અમે ધન ભરી આવીશું મલ્લી અરિહંત વર્ષ દિન સુધી તે વર્ષીદાન દેશે ને તેમનો દીક્ષા મહોત્સવ ઉજવાશે. આવું ઉત્તમ સત્કાર્ય કરવાનો અમને આજે લાભ મળ્યો. અમે કેટલા ભાગ્યશાળી છીએ! જેમ આંધળી માતાનો એકનો એક દીકરો પરદેશ ગયો હોય તેનાં પાંચ સાત વર્ષથી કાંઈ સમાચાર ન હોય ને તે અચાનક આવીને માતાને મળે ને તે માતાને જે આનંદ થાય, અંધ મનુષ્યને ચક્ષુ મળતાં જે આનંદ થાય અને લોટરીમાં તમારો નંબર લાગી જાય ને પાંચ સાત લાખ રૂપિયા મળી જાય ને જે આનંદ થાય તેથી અધિક આનંદ વૈશ્રમણ દેવને આ કામ મળતાં થયો. જે વિનીત આત્મા છે તેમને તો આવું કંઈ કાર્ય કરવાનું મળે તો માને કે આજે અમે મહાન પુણ્યશાળી બન્યા છીએ, કે આજે અમને આવો મહાન લાભ મળ્યો. આ રીતે વૈશ્રમણ દેવે ખૂબ આનંદપૂર્વક હાથ જોડી ઈન્દ્રની આજ્ઞાનો સ્વીકાર કર્યો. દેવોમાં પણ કેટલો વિનય છે! વિનય ગુણ એવો મહાન રહેલો છે કે એ ગુણ જેનામાં હોય તે સર્વ જીવોને પ્રિય બની જાય છે. વિનયના અભાવમાં જીવ જ્ઞાનના પ્રકાશથી વંચિત રહી જાય છે.

એક વખત અગરબત્તી બળીને પોતાની સુમધુર સૌરભથી વાતાવરણ મહેંકાવી રહી હતી ને બીજી બાજુ મીણબત્તી બળીને પ્રકાશ આપી રહી હતી. એક વખત અગરબત્તીને મીણબત્તીએ કહ્યું-બહેન! તારું શરીર કાળું કોલસા જેવું છે. તું એટલી બધી નિર્બળ છે કે જાણે તે છ મહિનાથી ખાધું જ ન હોય! તારા રૂપને જોવાની પણ કોઈ ઈચ્છા ન કરે. તું જરા મારું રૂપ તો જો. હું કેટલી સુંદર છું! મારી કાયા ચાંદીની જેમ ચમકતી શ્વેત છે. મારા નિર્મળ પ્રકાશથી સારો ઓરડો પ્રકાશથી ઝળહળી ઉઠયો છે. મીણબત્તી અભિમાનથી આ વાત કરી રહી હતી. તેની વાત ચાલતી હતી ત્યાં પવનનો એક ઝપાટો આવ્યો ને મીણબત્તી બૂઝાઈ ગઈ.

પરંતુ અગરબત્તીની સુવાસ ચારે તરફ પહેલાથી વધુ ફેલાઈ ગઈ. આ તો એક રૂપક છે. પણ આપણે એમાંથી શું સમજવું છે? જે અભિમાન કરે છે તેની સ્થિતિ મીણબત્તી જેવી થાય છે અને જેનામાં વિનય છે, નમ્રતા છે તેનું જીવન અગરબત્તીની જેમ ગુણ સૌરભથી મહેંકી ઉઠે છે.

વૈશ્રમણ દેવે ઇન્દ્રની આજ્ઞાને વિનયપૂર્વક વધાવી તેણે જૃંભક દેવોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું–હે દેવાનુપ્રિય! તમે જંબુદ્વીપ નામના દ્વીપમાં ભારત વર્ષ ક્ષેત્રમાં મિથિલા નામની રાજધાનીમાં જાઓ. અને જઈને ત્યાં કુંભક રાજાના મહેલમાં ત્રણ અબજ, અઠ્ઠાસીક્રોડ, ને એંશી લાખ સોનામહોરો તેમના ભંડારમાં ભરો. ભંડારમાં પહોંચાડયા પછી મારી આજ્ઞા પ્રમાણે સંપૂર્ણ કામ પૂરું થઈ ગયું છે તેની મને ખબર આપો. મલ્લી અરિહંતનો દીક્ષા પ્રસંગ ઉજવવાનો છે માટે આપ આ કામ જલ્દી કરો. કરીને મારી આજ્ઞા મને પાછી સોંપો.

વૈશ્રમણ દેવની આ વાત સાંભળી જૃંભક દેવોએ ખૂબ હર્ષિત અને સંતુષ્ટ થઈને તેમની આજ્ઞાનો સ્વીકાર કર્યો. આજ્ઞા સ્વીકારીને તેઓ ઈશાન ખૂણામાં ગયા. ત્યાં જઈને તેઓએ ઉત્તર વૈક્રિય રૂપની વિકુર્વણા કરી. દેવો મૂળ રૂપે અહીં આવતા નથી. ભગવાન મહાવીરના સમોસરણમાં એક વખત ચંદ્ર અને સૂર્ય મૂળ રૂપે આવ્યા હતા તે એક અચ્છેરું (આશ્ચર્યજનક) થયું છે. જૃંભકા દેવોએ વિકુર્વણા કર્યા પછી તેઓ દેવગતિ સબંધી ઉત્કૃષ્ટ ગતિથી ચાલતાં જ્યાં જંબુદ્વીપ નામે દ્વીપ, ભારત વર્ષ નામે ક્ષેત્ર અને તેમાં પણ જ્યાં મિથિલા નામની રાજધાનીમાં કુંભક રાજાનો મહેલ હતો ત્યાં જઈને તેઓએ કુંભક રાજાના મહેલમાં ૩૮૮ ક્રોડ ને ૮૦ લાખ સોના મહોરો ખજાનામાં મૂકી દીધી. આ પ્રમાણે કર્યા પછી તે દેવો જ્યાં વૈશ્રમણ દેવ હતા ત્યાં ગયા. ત્યાં જઈને તેઓએ વિનયપૂર્વક હાથ જોડીને કહ્યું–તમારી આજ્ઞા પ્રમાણે અમે કુંભક રાજાના ભવનમાં અર્થસંપત્તિ પહોંચાડી દીધી છે. વૈશ્રમણ દેવે પછી શક્ર દેવરાજને કહ્યું. આથી શક્ર દેવરાજને ખૂબ આનંદ થયો. હવે મલ્લી અરિહંત કેવી રીતે વર્ષીદાન દેશે ને શું કરશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર:** રૂક્ષ્મણીએ વિમાનમાં આવતાં નારદજીને જોયાં એટલે તરત તેમના ચરણમાં પડી ગઈ. અહો! આપના પ્રતાપે આજ મારા વહાલસોયા દીકરાનું મિલન થયું. નારદજી પુત્ર વધુઓને કહે છે બેટા! આ તમારા સાસુજી છે. તરત જ ગુણીયલ અને વિવેકી પુત્રવધુઓએ સાસુજીના ચરણમાં પડી નમસ્કાર કર્યા. આથી રૂક્ષ્મણીનું હૈયું હર્ષના હિલોળે નાચવા લાગ્યું. કુમાર કહે હે માતા! તમે સાસુ વહુ શાંતિથી રહેજો. હું મારા પિતાજીને બાહુબળનો પરચો બતાવીને આવું છું. આથી રૂક્ષ્મણી કહે હે બેટા! મને આ વાત ગમતી નથી. પ્રથમ તો તમે બંને બળીયા લડશો. એમાં

કેટલા જીવોના કચ્ચરઘાણ નીકળી જશે. માટે હે બેટા ! આ બધું છોડી તું તારા પિતાના ચરણમાં પડી જા. કારણ કે કૃષ્ણજીનું સૈન્ય ઘણું મોટું છે. તું એકલો છે. તું શું કરીશ ? આ સમયે પ્રદ્યુમ્નકુમારે વિદ્યાના બળથી જબરજસ્ત સૈન્ય ઉભું કરી દીધું. સાથે સાથે કૃષ્ણજીના સૈન્યમાં બળરામ, પાંડવો વિગેરે રાજાઓ છે તેવા રાજાઓ તેના સૈન્યમાં તેણે બનાવ્યા. હાથી, ઘોડા, રથ, છત્ર, ચામર વિગેરે ચિન્હો એકસરખા દેખાવા લાગ્યા. આથી સૈન્ય ભ્રમમાં પડી ગયું. આમાં આપણું સૈન્ય કયું ને શત્રુનું સૈન્ય કયું ?

**પિતા પુત્ર વચ્ચે જામેલી લડાઈ:** પ્રલયકાળના ઉછરતા સાગર સમાન બંનેની સેનામાંથી પાણીના તરંગોની માફક યોધ્ધાઓની તલવારની ઝડી વરસી. બાણોનો વરસાદ વરસવા લાગ્યો. અહો ! આ સંસારની કેવી વિચિત્રતા છે કે વિના કારણે પિતા અને પુત્ર યુધ્ધ ખેલી રહ્યા છે. તીક્ષ્ણ તલવારથી કપાતા માનવીના લોહીની નદીઓ વહેવા લાગી. ને મડદાના ઢગલા થયા. આવું યુધ્ધ જોવા દેવો પણ આકાશમાં ઉભા રહી ગયા. કહેવાય છે કે આની આગળ રામ અને રાવણનું યુધ્ધ તુચ્છ લાગતું હતું ઘડીકમાં કૃષ્ણજીનો જય ને પ્રદ્યુમ્નકુમારનો પરાજય. તો વળી ઘડીકમાં પ્રદ્યુમ્નનો જય ને કૃષ્ણજીનો પરાજય એમ દેખાવા લાગ્યું. વિદ્યાના બળથી એવો ચમત્કાર બતાવ્યો કે પાંડવો આદિ ઘણાં યાદવો હણાઈ ગયા છે. આથી દુઃખિત દિલવાળા કૃષ્ણજી ખુદ લડાઈમાં ઉતર્યા. જેવા હથિયાર ઉપાડવા જાય તેવી કૃષ્ણજીની ડાબી આંખ ફરકી. આથી કૃષ્ણજી વિચાર કરે છે કે આ પાપીએ રૂક્ષ્મણીનું અપહરણ કર્યું. પાંડવો આદિ મારા ભાઈઓને બેહાલ દશામાં ફેંકી દીધા. લાખો સૈનિકો હણાઈ ગયા. આવા દુશ્મન આગળ મને શું લાભ થવાનો છે કે મારી આંખ ફરકે છે ? અને શા માટે મને તેના પર હૃદયથી સ્નેહ આવે છે ? આમ વિચાર કરે છે ત્યાં પ્રદ્યુમ્નકુમાર કહે છે કેમ થાકી ગયા ? આ શબ્દો સાંભળતાં કૃષ્ણજીને ગુસ્સો આવી ગયો. હવે તેઓ શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૦૪

**કારતક સુદ ૮ ને શનીવાર** તા. ૩૦-૧૦-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંત કરૂણાનીધિ, ત્રૈલોક્ય પ્રકાશક, શાસનપતિ સર્વજ્ઞ ભગવંતે જગતના જીવોના ઉધ્ધાર માટે શાસ્ત્રની પ્રરૂપણા કરી. શાસ્ત્રની વાણીમાં અજબગજબનાં ભાવ ભરેલાં છે. તમે ગમે તેટલા પુસ્તકોનું વાંચન

કરો, અગર મોટામાં મોટી ગમે તેટલી ડીગ્રીઓ પ્રાપ્ત કરી લો પણ જ્યાં સુધી શાસ્ત્રનું જ્ઞાન નથી મેળવ્યું ત્યાં સુધી આત્મશાંતિ નહિ થાય. સંસ્કૃત શ્લોકના પદમાં કહ્યું છે કે

"श्लोको वरं परमतत्त्व पथ प्रकाशी, न ग्रन्थ कोटि पठनं जन रंजनाय।"

મોક્ષમાર્ગનો પ્રદર્શક એક શ્લોક આવડે તો તે શ્રેષ્ઠ છે પણ મનુષ્યોને રંજન કરવા માટે કરોડો ગ્રંથો ભણવા વ્યર્થ છે.

બંધુઓ! આવું કહેવાનું કારણ શું? તમે સમજ્યા? આ પદ દ્વારા કહેવાનો આશય છે કે આજે સ્કુલોમાં અને કોલેજોમાં જે જ્ઞાન અપાય છે તે ભૌતિક સુખની સામગ્રીની પ્રાપ્તિ માટે સહાયક બને છે. તેના દ્વારા સારી સર્વીસ મેળવીને વધુ ધન કમાઈ સંસાર સુખની મોજ ઉડાવે છે પણ તેનાથી આત્માને શું લાભ? બોલો, તેમાં આત્માને લાભ થાય છે? કંઈ નહિ. તમે ગમે તેટલી સંપત્તિ અને સત્તા મેળવો ને મનમાં ફુલાઓ કે હું મોટો સંપત્તિવાન છું, સત્તાધીશ છું પણ અંતે તો એ બધું અહીં રહી જવાનું છે. પણ તેને માટે અન્યાય, અનીતિ, દગા-પ્રપંચ કરીને કરેલું પાપ તો આત્માની સાથે જાય છે અને તે પાપ ભવોભવ સુધી આત્માને કષ્ટ પહોંચાડે છે. તેના બદલે જો મનુષ્ય શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરે તો તેના દ્વારા જન્મ-મરણના દુઃખોથી છૂટકારો મેળવવાના ઉપાયોને જાણી લે છે અને એ ઉપાયો દ્વારા પોતાના આત્માને શુધ્ધ અને પવિત્ર બનાવીને મૃત્યુને જીતી શકે છે. આટલા માટે ઉપર કહેલાં પદમાં એ કહેવામાં આવ્યું છે કે જન મનરંજન કરવા માટે કરોડો ગ્રંથો ભણવાથી જે લાભ થતો નથી તેનાથી અધિક લાભ મોક્ષ માર્ગની પીછાણ કરાવનાર એક શ્લોક કંઠસ્થ કરી તેને જીવનમાં ઉતારી તે પ્રમાણે આચરણ કરવાથી થાય છે.

શાસ્ત્રનું જ્ઞાન મનુષ્ય જીવનમાં રહેલા સદ્દગુણોને જાગૃત કરે છે. તે પ્રવૃત્તિના માર્ગેથી નિવૃત્તિના માર્ગ તરફ લઈ જાય છે અને સંસાર સુખની આસક્તિ છોડાવી વિરક્ત ભાવ પ્રાપ્ત કરાવે છે. કહ્યું છે કે "अध्यात्म शास्त्र मुत्ताल, मोहजाल वनानल" આધ્યાત્મિક શાસ્ત્ર ભયંકર મોહજાળ રૂપી વનને બાળવા માટે અગ્નિ સમાન છે. આટલા માટે જ્ઞાની પુરૂષો કહે છે કે શાસ્ત્રનું જ્ઞાન મનુષ્ય માટે અનિવાર્ય છે. એટલે શાસ્ત્રનું જ્ઞાન મેળવવું જોઈએ. કારણ કે આધ્યાત્મિક જ્ઞાન વિના મનુષ્ય પોતાને મળેલા દુર્લભ માનવ જીવનના મહત્ત્વને જાણી શકતો નથી. શાસ્ત્ર જ્ઞાન દ્વારા મનુષ્ય મુક્તિના પંથે પ્રયાણ કરી અવ્યાબાધ સુખની પ્રાપ્તિ કરે છે.

આજે મનુષ્યને બાહ્યજ્ઞાન મેળવવાની જેટલી લગની છે તેટલી આત્મજ્ઞાન મેળવવાની નથી. આજનો માનવ ત્રણ વસ્તુમાં રમણતા કરી રહ્યો છે. તે ત્રણ ચીજ

કઈ ? અંજન-મંજન અને રંજન. નાના બાળકોને નવડાવીને તેની માતા આંખમાં તેજ વધે તે માટે અંજન આંજે છે. તમે દરરોજ સવારમાં દંતમંજન શા માટે કરો છો ? દાંતમાં સડો ન થાય, પાયરીયા ન થાય, દાંત સ્વચ્છ અને મજબૂત રહે તે માટે પ્રભાતના પહોરમાં એક કલાક બગાડીને દંતમંજન કરો છો. અને ત્રીજું છે રંજન. એ રંજન મનોરંજન છે. મનોરંજન માટે માનવ નવા નવા પોગ્રામો ગોઠવે છે. આવતીકાલે રવિવારનો દિવસ છે. એટલે કંઈક આજથી પોગ્રામ ફીક્સ કરી રાખ્યા હશે કે કેવું પીકચર કે નાટક જોવા જવું ? અગર ચોપાટી કે બગીચામાં ફરવા જવું ? પાર્ટીઓ વિગેરે કાર્યક્રમ ગોઠવવામાં આવે છે. આ બધા મનોરંજનના કાર્યક્રમ છે.

વિચારો, આ અંજન, મંજન અને રંજન દેહ માટે છે પણ આત્મા માટે અંજન, મંજન અને રંજન કયા છે તે જાણો છો ? જ્ઞાન એ આત્માનું અંજન છે. જ્ઞાનરૂપી અંજન આંજવાથી અજ્ઞાનના અંધકાર ટળી જાય છે, ને આત્માનો પ્રકાશ વધે છે. જેમ કોઈ માણસની આંખે મોતીયો આવ્યો હોય તે દેખતો નથી પણ મોતીયો ઉતાર્યા પછી આંખે દેખે છે, તેમ મિથ્યાત્વના મોતીયા ઉતારી સમ્યક્જ્ઞાનનું અંજન આંજે તો દૃષ્ટિ ખુલી જાય છે. જેટલું શાસ્ત્રનું જ્ઞાન વધારે થશે અને તેના ઉપર ચિંતન-મનન થશે તેટલું અજ્ઞાન દૂર થશે ને આત્મા તેજસ્વી બનશે. આંખમાં અંજન આંજવાથી આત્માને પ્રકાશ નહિ મળે.

મંજન એટલે દર્શન. દંતમંજન કરવાથી દાંતની શુદ્ધિ થાય છે તેમ દર્શન એટલે આત્માનું મંજન. દર્શન એટલે સમ્યક્ત્વ. સમ્યક્ત્વ આવે એટલે શંકા-કંખા આદિ દોષો દૂર થાય છે ને વીતરાગ પ્રભુના વચન ઉપર દૃઢ શ્રધ્ધા થાય છે. માણસ ગમે તેટલી ધર્મ ક્રિયાઓ કરે પણ જ્યાં સુધી શ્રધ્ધા નથી, સમજણ નથી ત્યાં સુધી આત્માને જે લાભ થવો જોઈએ તે થતો નથી. માટે જ્ઞાની કહે છે કે દર્શન રૂપી મંજન લઈને મિથ્યાત્વનો સડો નાબૂદ કરો. સમ્યગ્દર્શન એ મુક્તિ મંઝીલનો પાયો છે. ઈમારતને બરાબર મજબૂત બનાવવી હોય તો સૌથી પહેલાં તેનો પાયો મજબૂત બનાવવો પડશે. પાયો મજબૂત ન હોય તો વાવાઝોડું થતાં મકાન જમીનદોસ્ત થઈ જાય છે. તેમ સમ્યક્દર્શનનો પાયો જેટલો મજબૂત હશે તેટલો આત્માને વધુ લાભ થશે. માટે ભગવાનના વચન ઉપર દૃઢ શ્રધ્ધા કરી દર્શનને દૃઢ બનાવો. આ મંજન જેવું બીજું કોઈ મંજન નથી.

આત્માનું રંજન ચારિત્ર છે. ચારિત્ર એ આત્માને નિજગુણોમાં રમણતા કરાવી આત્માનંદનો અનુભવ કરાવે છે. તમે મનોરંજન માટે ગમે તેટલા પોગ્રામો ગોઠવો, એ પોગ્રામો તો ઘડી બેઘડી પૂરતાં છે. તમે નાટક-સિનેમા જોવા જાવ ત્યાં કેટલા સ્થિર થઈ જાવ છો ! ત્રણ કલાકનો શો પૂરો ન થાય ત્યાં સુધી તમારી કમ્મર

દુખતી નથી. મન બીજે જતું નથી, આંખ ખેંચાતી નથી. રસપૂર્વક તમે પડદા સામું જુઓ છો. આના કરતાં અધિક સુંદર નાટકો દેવલોકમાં ગયા ત્યાં જોયા છે. અહીંના નાટક દેવલોકના નાટક આગળ કંઈ નથી. છતાં જીવને કેટલો રસ છે! મનોરંજન કરતાં આત્માએ કેટલી ભવની પરંપરા વધારી છે! આ જીવે અનંતકાળથી પાંચ ઈન્દ્રિઓ અને મનને રંજન કરવામાં પોતાની શક્તિ અને સાધનોનો સદુપયોગ કર્યો છે પણ આત્માને રંજન કરવા માટે કર્યો નથી. આત્માને કર્મથી મુક્ત કરવા માટેના પુરૂષાર્થને છોડીને સંસાર સુખની પ્રાપ્તિ માટે જે પુરૂષાર્થ થાય છે તે બધો મિથ્યા પુરૂષાર્થ છે. તેનાથી આત્મા રાજી થતો નથી. આત્માને તો જ્ઞાન-દર્શન અને ચારિત્રની રમણતામાં આનંદ આવે છે.

જેમ અગ્નિમાં ત્રણ ગુણો રહેલાં છે. પ્રકાશત્વ, દાહકત્વ અને પાચકત્વ. અગ્નિમાં પ્રકાશ છે. દઝાડવાની અને અન્ન પકાવવાની શક્તિ છે. તેમ આત્માના ત્રણ ગુણો છે. જ્ઞાન ગુણરૂપી પ્રકાશત્વ છે. અજ્ઞાનરૂપી અંધકાર દૂર થતાં જ્ઞાનગુણથી આત્મા પ્રકાશિત બને છે. દર્શનગુણ એ દાહકત્વ છે. તેનાથી સંશયરૂપી દોષો બળી જતાં આત્મા શુદ્ધ થાય છે. ચારિત્ર ગુણ એ પાચકત્વ છે. જેના જીવનમાં જ્ઞાન-દર્શન ચારિત્રરૂપી અંજન, મંજન અને રંજન એ ત્રણે ગુણો ખીલી ઉઠયા છે તેવા મલ્લીનાથ ભગવાને દીક્ષા અંગીકાર કરવાનો નિર્ણય કર્યો છે.

વૈશ્રમણદેવે શક્રેન્દ્ર મહારાજને કહ્યું કે આપની આજ્ઞા પ્રમાણે બધું કાર્ય વ્યવસ્થિત થઈ ગયું છે. એટલે શક્રેન્દ્ર મહારાજને ખૂબ આનંદ થયો. દેવો અર્થસંપત્તિ ભંડારમાં મૂકી ગયા પછી મલ્લીનાથ ભગવાન કેવી રીતે દાન આપે છે તે વાત શાસ્ત્રકાર કહે છે ત્યાર બાદ મલ્લી અરિહંત ભગવાન દરરોજ પ્રાતઃકાલથી આરંભીને યાવત્ બે પ્રહર સુધી ઘણાં સનાથ એટલે નાથ સહિત લોકોને, અનાથ-રંક, જેનું કોઈ નથી એ નગરીના નિરાધાર લોકોને, પાંથિક-નિરંતર માર્ગે ચાલનારા પથિકોને પથિક-માર્ગે ચાલનારાઓને અથવા કોઈએ કોઈ પ્રયોજન માટે મોકલેલા માણસોને, કરોટિક કપાલ શકોરું હાથમાં લઈને ભિક્ષા માંગનારાઓને, ભાર ઉપાડીને તેમાંથી અમુક પૈસા મજુરી તરીકે લઈને તેમાંથી નિર્વાહ કરનારા મજુરોને, કાર્પટિક-કંથા, કોપીન કે ભગવા વસ્ત્રો ધારણ કરનારાઓને, કાપટિક-કપટથી ભિક્ષા માંગનારાઓને અથવા એક જાતના કાપડી ભિક્ષુઓને વિગેરેને એક ક્રોડ અને આઠ લાખ સોનામહોરોનું દાન આપવા લાગ્યા.

અહીં બે મત પડે છે. બીજી કોઈ જગ્યાએ વાચનામાં એવો પાઠ છે કે તીર્થંકર દરેક માણસને એક એક મુઠ્ઠી ભરીને સોનામહોરો દાનમાં આપે છે. પણ જેના ભાગ્યમાં જેટલું હોય તેટલું તેને મળે છે. ભગવાનને તો કોઈના પ્રત્યે રાગ

કઈ? અંજન-મંજન અને રંજન. નાના બાળકોને નવડાવીને તેની માતા આંખમાં તેજ વધે તે માટે અંજન આંજે છે. તમે દરરોજ સવારમાં દંતમંજન શા માટે કરો છો? દાંતમાં સડો ન થાય, પાયરીયા ન થાય, દાંત સ્વચ્છ અને મજબૂત રહે તે માટે પ્રભાતના પહોરમાં એક કલાક બગાડીને દંતમંજન કરો છો. અને ત્રીજું છે રંજન. એ રંજન મનોરંજન છે. મનોરંજન માટે માનવ નવા નવા પ્રોગ્રામો ગોઠવે છે. આવતીકાલે રવિવારનો દિવસ છે. એટલે કંઈક આજથી પ્રોગ્રામ ફીક્સ કરી રાખ્યા હશે કે કેવું પીક્ચર કે નાટક જોવા જવું? અગર ચોપાટી કે બગીચામાં ફરવા જવું? પાર્ટીઓ વિગેરે કાર્યક્રમ ગોઠવવામાં આવે છે. આ બધા મનોરંજનના કાર્યક્રમ છે.

વિચારો, આ અંજન, મંજન અને રંજન દેહ માટે છે પણ આત્મા માટે અંજન, મંજન અને રંજન કયા છે તે જાણો છો? જ્ઞાન એ આત્માનું અંજન છે. જ્ઞાનરૂપી અંજન આંજવાથી અજ્ઞાનના અંધકાર ટળી જાય છે, ને આત્માનો પ્રકાશ વધે છે. જેમ કોઈ માણસની આંખે મોતીયો આવ્યો હોય તે દેખતો નથી પણ મોતીયો ઉતાર્યા પછી આંખે દેખે છે, તેમ મિથ્યાત્વના મોતીયા ઉતારી સમ્યક્જ્ઞાનનું અંજન આંજે તો દૃષ્ટિ ખુલી જાય છે. જેટલું શાસ્ત્રનું જ્ઞાન વધારે થશે અને તેના ઉપર ચિંતન-મનન થશે તેટલું અજ્ઞાન દૂર થશે ને આત્મા તેજસ્વી બનશે. આંખમાં અંજન આંજવાથી આત્માને પ્રકાશ નહિ મળે.

મંજન એટલે દર્શન. દંતમંજન કરવાથી દાંતની શુદ્ધિ થાય છે તેમ દર્શન એટલે આત્માનું મંજન. દર્શન એટલે સમ્યક્ત્વ. સમ્યક્ત્વ આવે એટલે શંકા-કંખા આદિ દોષો દૂર થાય છે ને વીતરાગ પ્રભુના વચન ઉપર દૃઢ શ્રદ્ધા થાય છે. માણસ ગમે તેટલી ધર્મ ક્રિયાઓ કરે પણ જ્યાં સુધી શ્રદ્ધા નથી, સમજણ નથી ત્યાં સુધી આત્માને જે લાભ થવો જોઈએ તે થતો નથી. માટે જ્ઞાની કહે છે કે દર્શન રૂપી મંજન લઈને મિથ્યાત્વનો સડો નાબૂદ કરો. સમ્યગ્દર્શન એ મુક્તિ મંઝીલનો પાયો છે. ઈમારતને બરાબર મજબૂત બનાવવી હોય તો સૌથી પહેલાં તેનો પાયો મજબૂત બનાવવો પડશે. પાયો મજબૂત ન હોય તો વાવાઝોડું થતાં મકાન જમીનદોસ્ત થઈ જાય છે. તેમ સમ્યક્દર્શનનો પાયો જેટલો મજબૂત હશે તેટલો આત્માને વધુ લાભ થશે. માટે ભગવાનના વચન ઉપર દૃઢ શ્રદ્ધા કરી દર્શનને દૃઢ બનાવો. આ મંજન જેવું બીજું કોઈ મંજન નથી.

આત્માનું રંજન ચારિત્ર છે. ચારિત્ર એ આત્માને નિજગુણોમાં રમણુતા કરાવી આત્માનંદનો અનુભવ કરાવે છે. તમે મનોરંજન માટે ગમે તેટલા પ્રોગ્રામો ગોઠવો, એ પ્રોગ્રામો તો ઘડી બેઘડી પૂરતાં છે. તમે નાટક-સિનેમા જોવા જાવ ત્યાં કેટલા સ્થિર થઈ જાવ છો! ત્રણ કલાકનો શો પૂરો ન થાય ત્યાં સુધી તમારી કમ્મર

દેવાનુપ્રિયો! આ સમય કેવો મંગલકારી લાગતો હશે! મલ્લીનાથ પ્રભુ સુવર્ણ મુદ્રાઓનું દાન આપે છે અને મિથિલા નગરીમાં ઠેર ઠેર ભોજનશાળાઓ ખોલવામાં આવી છે. હજારો લોકો દાન લેવા આવે છે. જમવા આવે છે. તેની ખ્યાતિ ઘણે દૂર સુધી પ્રસરી ગઈ, ગરીબ લોકો તો સુખી થઈ ગયા. તીર્થંકર પ્રભુના હાથનું દાન લેવા ધનવાન, ગરીબ બધા આવે છે. જેમ જાણ થઈ તેમ લોકો મિથિલા નગરીમાં આવવા લાગ્યા. ચારશેરીના ચોકમાં ઠેર ઠેર નગરજનોનાં ટોળેટોળાં ભેગા થઈને આશ્ચર્યપૂર્વક એકબીજાને સમજાવવા લાગ્યા, તેમજ દ્રષ્ટાંતો આપીને વર્ણન કરવા લાગ્યા કે હે દેવાનુપ્રિયો! કુંભકરાજાના મહેલમાં સર્વેન્દ્રિય સુખજનક અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતનો આહાર ઘણાં શ્રમણો, બ્રાહ્મણો, સમાગતો, સનાથો, અનાથો અને મુસાફરોને ઈચ્છામુજબ આપવામાં આવે છે. આખી નગરીમાં દાનની વાત સિવાય બીજી કોઈ વાતો સંભળાતી નથી. મલ્લીનાથ પ્રભુનાં તેમજ તેમના પિતા કુંભકરાજાના લોકો બે મોઢે વખાણ કરવા લાગ્યા.

"वरवरिया घोसिज्जति, किमिच्छियं दिज्जए बहुविहीयं।
सुर असुर देव दाणव, नरिंद महियाण निक्खमणे ॥

સુર–વૈમાનિક દેવ, અસુર-ભવનપતિદેવ, જ્યોતિષી દેવ, દાનવ, વ્યંતરદેવ અને નરેન્દ્ર એટલે ચક્રવર્તિ વિગેરે રાજાઓથી પૂજનીક તીર્થંકર ભગવંતોની દીક્ષાના અવસરે "વરદાન માંગો, વરદાન માંગો" આ જાતની ઘોષણા કરવામાં આવે છે. તેને વરવરિકા કહેવાય છે. તથા ઘણી જાતનું કિમિચ્છિક–તમારી શું ઈચ્છા છે? એમ પૂછીને તેની ઈચ્છાનુસાર દાન અપાય છે. તેને કિમિચ્છિત દાન કહેવાય છે.

કુંભકરાજા બધાને જમાડે છે તેમાં કેટલી બધી સગવડતા છે કે જેને જમવું હોય તે જમે ને લઈ જવું હોય તે લઈ જાય. બધી રીતે રજા છે. આથી આખી નગરીમાં આનંદ છે. આ સમયે મલ્લીનાથ ભગવાને એક વર્ષમાં કુલ ત્રણ અબજ, અઠ્ઠાસીક્રોડ અને એંશી લાખ સોનામહોરો આટલી અર્થસંપત્તિનું દાન આપીને હું દીક્ષા ગ્રહણ કરીશ. આ પ્રમાણે મનમાં ચોક્કસપણે વિચાર કર્યો, હવે બીજા દેવો તેમના આચાર પ્રમાણે શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્ર : "કૃષ્ણજીનું ઉછળેલું લોહી" : પ્રદ્યુમ્નકુમારે કૃષ્ણજીને કહ્યું કેમ થાકી ગયા? આ વચનોથી કૃષ્ણજીને નખથી શીખ સુધી ઝાળ જેવું લાગી આવ્યું. શું આ પાપી મને કાયર સમજે છે? ક્રોધના આવેશમાં આવી બાણ ઉપર બાણ છોડવા માંડયા. પ્રદ્યુમ્નકુમારે અર્ધચંદ્ર બાણથી તેમના બાણ અધવચથી કાપી નાંખવા માંડયા. આથી કૃષ્ણજી ક્રોધથી ધમધમી ઉઠયા. ને રથમાંથી નીચે ઉતરી મલ્લયુદ્ધ કરવા તૈયાર થયા.

કે કોઈના પ્રત્યે દ્વેષ નથી. એટલે તે તો મુઠ્ઠી ભરીને સરખું આપે છે. પણ કોઈના ભાગ્યમાં ઓછું હોયને વધારે જાય તો દેવો તે દ્રવ્ય સંહરી લે છે. અને કોઈના ભાગ્યમાં વધારે હોય ને ઓછું જાય તો દેવો પોતાની શક્તિથી વધારી દે છે. આ જે સુવર્ણમહોરો દાનમાં આપે છે તે દેવોનું આપેલું દ્રવ્ય છે. અને તે દરરોજ એક ક્રોડ ને આઠ લાખ સોનામહોરો દાનમાં આપતાં એક વર્ષમાં પૂરું થાય તે પ્રમાણે હોય છે. તે સિવાય બીજું પોતાના પિતાના ભંડારમાં રહેલા દ્રવ્યનું પણ દાન આપે છે.

જેના ઘરમાં આવા તીર્થંકર પ્રભુ જન્મ્યા હોય તે માતાપિતાને કેટલો આનંદ હોય! પોતાની પુત્રી માટે દેવો જ્યારે આટલું બધું દ્રવ્ય દાનમાં આપે છે તો પોતે પણ પોતાના ભંડારમાંથી દ્રવ્ય છૂટા હાથે વાપરે છે. મલ્લી અરિહંત પ્રભુ છૂટે હાથે યાચકોને સોનામહોરો દાનમાં આપે છે ત્યારે તેમના પિતાજીએ શું કર્યું "तए णं से कुंभएरायो मिहिलाए रायहाणीए तत्थ तत्थ तहिं तहिं देसे देसे बहूओ महाणससालाओ करेंति"॥ ત્યાર પછી તે કુંભક રાજાએ મિથિલા રાજધાનીમાં, બીજા પરાઓ વિગેરે વિભાગોમાં મોટા મોટા માર્ગોને વિષે, બીજા ઘણાં સ્થાનોમાં તથા ત્રિક, ચતુષ્ક અને શ્રૃંગાટક એટલે ત્રણ રસ્તા ભેગા થતાં હોય, ચાર રસ્તા ભેગાં થતાં હોય અને શીંગોડાને આકારે રસ્તા ભેગા થતા હોય એવા વિભાગોમાં ઠેકાણે ઠેકાણે ભોજનશાળાઓ કરાવી. તેમાં રસોઈ કરવા માટે ઘણાં રસોઈયાઓ રાખવામાં આવ્યા. રસોઈયાએ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ એમ ચારે પ્રકારનો આહાર પુષ્કળ પ્રમાણમાં તૈયાર કરતાં હતાં. તેના બદલામાં તેમને તથા તેમની સાથેના માણસોને ભોજનશાળામાંથી ભોજન મળતું હતું ને રસોઈ કરનાર માણસોને પગાર પણ મળતો હતો.

ચારે પ્રકારનો આહાર તૈયાર કરીને રસોઈયા ત્યાં જે યાચકો આવતા હતાં તે બધાને સારી રીતે જમાડતાં હતાં. આ વાતની ખબર પડતાં માર્ગે ચાલનારા ભૂખ્યાં થયેલા પથિકો, ખપ્પરધારી ભિક્ષુકો, પાખંડી ધર્મને આચરનારા, ગરીબો, ભગવા વસ્ત્રધારી ભિક્ષુકો, કંથાધારીઓ, મજુર લોકો વિગેરે તથા ભિક્ષુકો અને ગૃહસ્થીઓ ગમે તે પંથના હોય તે બધા ભોજનશાળામાં આવવા લાગ્યા. તે બધાને શ્રેષ્ઠ સુખાસન પર બેસાડી થોડીવાર વિસામો આપીને પુષ્કળ પ્રમાણમાં બનાવવામાં આવેલાં આહાર વહેંચવામાં આવતો હતો. તેમજ ત્યાં કોઈ જાતના ભેદભાવ વિના રસોઈયાઓ સારી રીતે પીરસીને બધાને પ્રેમથી જમાડતાં હતાં. જેને ભોજન ઘેર લઇ જવું હોય તો લઈ જાય ને ત્યાં જમવું હોય તે ત્યાં જમી લેતા. બધી રીતે છૂટ હતી,

દેવાનુપ્રિયે! આ સમય કેવો મંગલકારી લાગતો હશે! મલ્લીનાથ પ્રભુ સુવર્ણ મુદ્રાઓનું દાન આપે છે અને મિથિલા નગરીમાં ઠેર ઠેર ભોજનશાળાઓ ખોલવામાં આવી છે. હજારો લોકો દાન લેવા આવે છે. જમવા આવે છે. તેની ખ્યાતિ ઘણે દૂર સુધી પ્રસરી ગઈ, ગરીબ લોકો તો સુખી થઈ ગયા. તીર્થંકર પ્રભુના હાથનું દાન લેવા ધનવાન, ગરીબ બધા આવે છે. જેમ જાણ થઈ તેમ લોકો મિથિલા નગરીમાં આવવા લાગ્યા. ચારશેરીના ચોકમાં ઠેર ઠેર નગરજનોનાં ટોળેટોળાં ભેગા થઈને આશ્ચર્યપૂર્વક એકબીજાને સમજાવવા લાગ્યા, તેમજ દ્રષ્ટાંતો આપીને વર્ણન કરવા લાગ્યા કે હે દેવાનુપ્રિયે! કુંભકરાજાના મહેલમાં સર્વેન્દ્રિય સુખજનક અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતનો આહાર ઘણાં શ્રમણો, બ્રાહ્મણો, સમાગતો, સનાથો, અનાથો અને મુસાફરોને ઈચ્છામુજબ આપવામાં આવે છે. આખી નગરીમાં દાનની વાત સિવાય બીજી કોઈ વાતો સંભળાતી નથી. મલ્લીનાથ પ્રભુનાં તેમજ તેમના પિતા કુંભકરાજાના લોકો બે મોઢે વખાણ કરવા લાગ્યા.

" वरवरिया घोसिज्जति, किमिच्छियं दिज्जए बहुविहींयं ।
सुर असुर देव दाणव, नरिंद महियाण निक्खमणे ॥

સુર–વૈમાનિક દેવ, અસુર-ભવનપતિદેવ, જ્યોતિષી દેવ, દાનવ, વ્યંતરદેવ અને નરેન્દ્ર એટલે ચક્રવર્તિ વિગેરે રાજાઓથી પૂજનીક તીર્થંકર ભગવંતોની દીક્ષાના અવસરે "વરદાન માંગો, વરદાન માંગો" આ જાતની ઘોષણા કરવામાં આવે છે. તેને વરવરિકા કહેવાય છે. તથા ઘણી જાતનું કિમિચ્છિક–તમારી શું ઈચ્છા છે? એમ પૂછીને તેની ઈચ્છાનુસાર દાન અપાય છે. તેને કિમિચ્છિત દાન કહેવાય છે.

કુંભકરાજા બધાને જમાડે છે તેમાં કેટલી બધી સગવડતા છે કે જેને જમવું હોય તે જમે ને લઈ જવું હોય તે લઈ જાય. બધી રીતે રજા છે. આથી આખી નગરીમાં આનંદ છે. આ સમયે મલ્લીનાથ ભગવાને એક વર્ષમાં કુલ ત્રણ અબજ, અઠ્ઠાસીક્રોડ અને એંશી લાખ સોનામહોરો આટલી અર્થસંપત્તિનું દાન આપીને હું દીક્ષા ગ્રહણ કરીશ. આ પ્રમાણે મનમાં ચોક્કસપણે વિચાર કર્યો, હવે બીજા દેવો તેમના આચાર પ્રમાણે શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "કૃષ્ણજીનું ઉછળેલું લોહી"** : પ્રદ્યુમ્નકુમારે કૃષ્ણજીને કહ્યું કેમ થાકી ગયા? આ વચનોથી કૃષ્ણજીને નખથી શીખ સુધી ઝાળ જેવું લાગી આવ્યું. શું આ પાપી મને કાયર સમજે છે? ક્રોધના આવેશમાં આવી બાણ ઉપર બાણ છોડવા માંડયા. પ્રદ્યુમ્નકુમારે અર્ધચંદ્ર બાણથી તેમના બાણ અધવચથી કાપી નાંખવા માંડયા. આથી કૃષ્ણજી ક્રોધથી ધમધમી ઉઠયા. ને રથમાંથી નીચે ઉતરી મલ્લયુધ્ધ કરવા તૈયાર થયા.

કે કોઈના પ્રત્યે દ્વેષ નથી. એટલે તે તો મુઠ્ઠી ભરીને સરખું આપે છે. પણ કોઈના ભાગ્યમાં ઓછું હોયને વધારે જાય તો દેવો તે દ્રવ્ય સંહરી લે છે. અને કોઈના ભાગ્યમાં વધારે હોય ને ઓછું જાય તો દેવો પોતાની શક્તિથી વધારી દે છે. આ જે સુવર્ણમહોરો દાનમાં આપે છે તે દેવોનું આપેલું દ્રવ્ય છે. અને તે દરરોજ એક ક્રોડ ને આઠ લાખ સોનામહોરો દાનમાં આપતાં એક વર્ષમાં પૂરું થાય તે પ્રમાણે હોય છે. તે સિવાય બીજું પોતાના પિતાના ભંડારમાં રહેલા દ્રવ્યનું પણ દાન આપે છે.

જેના ઘરમાં આવા તીર્થંકર પ્રભુ જન્મ્યા હોય તે માતાપિતાને કેટલો આનંદ હોય! પોતાની પુત્રી માટે દેવો જ્યારે આટલું બધું દ્રવ્ય દાનમાં આપે છે તો પોતે પણ પોતાના ભંડારમાંથી દ્રવ્ય છૂટા હાથે વાપરે છે. મલ્લી અરિહંત પ્રભુ છૂટે હાથે યાચકોને સોનામહોરો દાનમાં આપે છે ત્યારે તેમના પિતાજીએ શું કર્યું "तए णं से कुंभपरायो मिहिलाए रायहाणीए तत्थ तत्थ तहिं तहिं देसे देसे बहुओ महाणससालाओ करेंति"॥ ત્યાર પછી તે કુંભક રાજાએ મિથિલા રાજધાનીમાં, બીજા પરાઓ વિગેરે વિભાગોમાં મોટા મોટા માર્ગોને વિષે, બીજા ઘણાં સ્થાનોમાં તથા ત્રિક, ચતુષ્ક અને શ્રૃંગાટક એટલે ત્રણ રસ્તા ભેગા થતાં હોય, ચાર રસ્તા ભેગાં થતાં હોય અને શીંગોડાને આકારે રસ્તા ભેગા થતા હોય એવા વિભાગોમાં ઠેકાણે ઠેકાણે ભોજનશાળાઓ કરાવી. તેમાં રસોઈ કરવા માટે ઘણાં રસોઈયાઓ રાખવામાં આવ્યા. રસોઈયાએ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ એમ ચારે પ્રકારનો આહાર પુષ્કળ પ્રમાણમાં તૈયાર કરતાં હતાં. તેના બદલામાં તેમને તથા તેમની સાથેના માણસોને ભોજનશાળામાંથી ભોજન મળતું હતું ને રસોઈ કરનાર માણસોને પગાર પણ મળતો હતો.

ચારે પ્રકારનો આહાર તૈયાર કરીને રસોઈયા ત્યાં જે યાચકો આવતા હતાં તે બધાને સારી રીતે જમાડતાં હતાં. આ વાતની ખબર પડતાં માર્ગે ચાલનારા ભૂખ્યાં થયેલા પથિકો, ખપ્પરધારી ભિક્ષુકો, પાખંડી ધર્મને આચરનારા, ગરીબો, ભગવા વસ્ત્રધારી ભિક્ષુકો, કંથાધારીઓ, મજુર લોકો વિગેરે તથા ભિક્ષુકો અને ગૃહસ્થીઓ ગમે તે પંથના હોય તે બધા ભોજનશાળામાં આવવા લાગ્યા. તે બધાને શ્રેષ્ઠ સુખાસન પર બેસાડી થોડીવાર વિસામો આપીને પુષ્કળ પ્રમાણમાં બનાવવામાં આવેલાં આહાર વહેંચવામાં આવતો હતો. તેમજ ત્યાં કોઈ જાતના ભેદભાવ વિના રસોઈયાઓ સારી રીતે પીરસીને બધાને પ્રેમથી જમાડતાં હતાં. જેને ભોજન ઘેર લઈ જવું હોય તો લઈ જાય ને ત્યાં જમવું હોય તે ત્યાં જમી લેતા. બધી રીતે છૂટ હતી.

દેવાનુપ્રિયો ! આ સમય કેવો મંગલકારી લાગતો હશે ! મલ્લીનાથ પ્રભુ સુવર્ણ મુદ્રાઓનું દાન આપે છે અને મિથિલા નગરીમાં ઠેર ઠેર ભોજનશાળાઓ ખોલવામાં આવી છે. હજારો લોકો દાન લેવા આવે છે. જમવા આવે છે. તેની ખ્યાતિ ઘણે દૂર સુધી પ્રસરી ગઈ, ગરીબ લોકો તો સુખી થઈ ગયા. તીર્થંકર પ્રભુના હાથનું દાન લેવા ધનવાન, ગરીબ બધા આવે છે. જેમ જાણ થઈ તેમ લોકો મિથિલા નગરીમાં આવવા લાગ્યા. ચારશેરીના ચોકમાં ઠેર ઠેર નગરજનોનાં ટોળેટોળાં ભેગા થઈને આશ્ચર્યપૂર્વક એકબીજાને સમજાવવા લાગ્યા, તેમજ દ્રષ્ટાંતો આપીને વર્ણન કરવા લાગ્યા કે હે દેવાનુપ્રિયો ! કુંભકરાજાના મહેલમાં સર્વેન્દ્રિય સુખજનક અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતનો આહાર ઘણાં શ્રમણો, બ્રાહ્મણો, સમાગતો, સનાથો, અનાથો અને મુસાફરોને ઈચ્છાનુસાર આપવામાં આવે છે. આખી નગરીમાં દાનની વાત સિવાય બીજી કોઈ વાતો સંભળાતી નથી. મલ્લીનાથ પ્રભુનાં તેમજ તેમના પિતા કુંભકરાજાના લોકો બે મોઢે વખાણ કરવા લાગ્યા.

"वरवरिया घोसिज्जति, किमिच्छियं दिज्जए बहुविहीयं ।
सुर असुर देव दाणव, नरिंद महियाण निक्खमणे ॥

સુર-વૈમાનિક દેવ, અસુર-ભવનપતિદેવ, જ્યોતિષી દેવ, દાનવ, વ્યંતરદેવ અને નરેન્દ્ર એટલે ચક્રવર્તિ વિગેરે રાજાઓથી પૂજનીક તીર્થંકર ભગવંતોની દીક્ષાના અવસરે "વરદાન માંગો, વરદાન માંગો" આ જાતની ઘોષણા કરવામાં આવે છે. તેને વરવરિકા કહેવાય છે. તથા ઘણી જાતનું કિમિચ્છિક-તમારી શું ઈચ્છા છે ? એમ પૂછીને તેની ઈચ્છાનુસાર દાન અપાય છે. તેને કિમિચ્છિત દાન કહેવાય છે.

કુંભકરાજા બધાને જમાડે છે તેમાં કેટલી બધી સગવડતા છે કે જેને જમવું હોય તે જમે ને લઈ જવું હોય તે લઈ જાય. બધી રીતે રજા છે. આથી આખી નગરીમાં આનંદ છે. આ સમયે મલ્લીનાથ ભગવાને એક વર્ષમાં કુલ ત્રણ અબજ, અઠ્ઠાસીક્રોડ અને એંશી લાખ સોનામહોરો આટલી અર્થસંપત્તિનું દાન આપીને હું દીક્ષા ગ્રહણ કરીશ. આ પ્રમાણે મનમાં ચોક્કસપણે વિચાર કર્યો, હવે બીજા દેવો તેમના આચાર પ્રમાણે શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "કૃષ્ણજીનું ઉછળેલું લોહી"** : પ્રદ્યુમ્નકુમારે કૃષ્ણજીને કહ્યું કેમ થાકી ગયા ? આ વચનોથી કૃષ્ણજીને નખથી શીખ સુધી ઝાળ જેવું લાગી આવ્યું. શું આ પાપી મને કાયર સમજે છે ? ક્રોધના આવેશમાં આવી બાણ ઉપર બાણ છોડવા માંડયા. પ્રદ્યુમ્નકુમારે અર્ધચંદ્ર બાણથી તેમના બાણ અધવચથી કાપી નાંખવા માંડયા. આથી કૃષ્ણજી ક્રોધથી ધમધમી ઉઠયા. ને રથમાંથી નીચે ઉતરી મલ્લયુદ્ધ કરવા તૈયાર થયા.

**"પિતા પુત્ર વચ્ચેનો પડદો ખુલ્લો થતાં હર્ષના આંસુ"** : આ બધું દૃશ્ય જોઈને રૂક્ષ્મણીનું હૃદય કંપી ઉઠયું. નારદજી તમે જલ્દી જાવ ને આ યુધ્ધ બંધ કરાવો. તરત જ નારદજી કૃષ્ણજી પાસે આવ્યા. હે ત્રિખંડ અધિપતિ! આપ કોની સાથે લડો છો? તમને ખબર નથી કે આ કોણ છે? ખબર છે. એ મારો દુશ્મન છે. અરે... અરે... કૃષ્ણજી! તમારો દુશ્મન નથી પણ અનેક વિદ્યાઓ સાધીને પિતાના ચરણમાં નમસ્કાર કરવા આવેલો આ તમારો વહાલસોયો સોળ સોળ વર્ષે પ્રદ્યુમ્નકુમાર આવ્યો છે. આ શબ્દો સાંભળતાં કૃષ્ણજી હર્ષથી નાચવા લાગ્યા. હેં! શું મારો પુત્ર આવો બળવાન છે! આટલો સમર્થ શક્તિવાન છે! તરત હથિયાર ભોંય મૂકી દીધા. આ દશ્ય જોતાં પ્રદ્યુમ્નકુમાર દોડીને પિતાના ચરણમાં પડી ગયો. પિતાએ પુત્રને બાથમાં લઈ લીધો ને હર્ષના આંસુથી તેને ભીંજાવી દીધો. આ સમયે નારદજીએ કહ્યું– હવે તમે વહાલસોયા દીકરાને લઈને નગરમાં પ્રવેશ કરો. આથી કૃષ્ણજીની આંખમાં દડદડ આંસુ પડી ગયા. નારદજી! પુત્રને મળવાનો જેટલો આનંદ છે તેટલો સાથે મને મારા ભાઈઓ અને પરિવારના મૃત્યુથી દિલમાં આઘાત છે. હું હવે કયા સુખે ગામમાં પ્રવેશ કરું? પિતાના વચનો સાંભળી પ્રદ્યુમ્નકુમાર તરત બોલી ઉઠયા પિતાજી! મને માફ કરો. હું એવો દુષ્ટ નથી કે મારા પરિવારનો કે મારા નાગરિકોનો નાશ કરું! બધા જીવતા છે. એમ કહેતાંની સાથે વિદ્યાના બળથી તરત બધાને ઉભા કરી દીધા. આથી કૃષ્ણજી ખૂબ આશ્ચર્યમાં પડી ગયા. અહા! આ શું? આવો સમર્થ મારો પુત્ર છે! જ્યારે પરિવારને ખબર પડી કે આ આપણો વહાલસોયો દીકરો સોળ સોળ વર્ષે આપણી દ્વારકાને પાવન કરવા આવ્યો છે. આ જેવો તેવો પુત્ર નથી. પણ રૂક્ષ્મણી અને કૃષ્ણનો જાયો લાડીલો નંદ છે. બધાના હૈયા આનંદથી હરખાઈ ગયા.

આ બધું દશ્ય જોઈ ભાનુકુમાર સત્યભામા પાસે દોડી ગયો. અને કહ્યું કે હે માતા! અંતે તો રૂક્ષ્મણીનો જ વિજય થયો. આખી દ્વારકા નગરીમાં ધમાલ મચાવનાર, રૂક્ષ્મણીનું અપહરણ કરનાર અને આ યુધ્ધ કરનાર બીજો કોઈ નથી પણ રૂક્ષ્મણીનો પુત્ર છે. મારા ભાઈઓ! જો દિલ દિલાવર હોત તો આ સમાચાર જાણી સત્યભામાનું હૈયું નાચી ઉઠત. પણ પૂર્વનાં કર્મોદયે એને જોતાં એને ઈર્ષ્યા આવે છે. તેથી બંને જણાને પ્રદ્યુમ્ન અને રૂક્ષ્મણીના મિલનથી દુઃખ થયું.

હવે બીજી બાજુ પિતા પુત્રનું મિલન થતાં રૂક્ષ્મણી તરત કૃષ્ણજીની પાસે આવીને ચરણમાં પડી તેમની પાસે માફી માંગી. અને જે હકીકત બની હતી તે બધી તેમને કહી.

**"પ્રદ્યુમ્નકુમારનો દ્વારકા નગરીમાં અપૂર્વ પ્રવેશ"** : કૃષ્ણ વાસુદેવે આખી

દ્વારકા નગરી શણુગારવાની આજ્ઞા આપી દીધી. તરત આજ્ઞા અમલમાં આવી ગઈને આખી દ્વારકા નગરી ભવ્ય રીતે શણગારી દીધી. પ્રજાજનોનાં હૈયા હર્ષનાં હિલોળે ચઢયા. સોળ સોળ વર્ષે આવો સમર્થ શક્તિશાળી પુત્રને આવતો જોઈને સારી દ્વારકા નગરીના માનવીના હૈયા નાચી ઉઠયા, ને ઘેર ઘેર મંગલ વધામણા થવા લાગ્યા. કૃષ્ણજી હાથી ઉપર બેઠા ને ખોળામાં પ્રદ્યુમ્નકુમારને બેસાડયો. દશ દશાર્હ રાજાઓ, બલભદ્ર અને છપ્પન ક્રોડ યાદવના પરિવાર સહિત દ્વારકા નગરીમાં પ્રવેશ કર્યો. અનેક સ્ત્રીઓ અને પુરૂષો ધન્યવાદ આપતાં બોલે છે ધન્ય છે રૂકમણીને ! કે જેણે આવા પુત્ર રત્નને જન્મ આપ્યો ! ધન્ય છે કૃષ્ણ વાસુદેવને ! કે તે આવા પુત્રના પિતા બન્યા ! અનેક લોકો આમ બોલતાં મોતીડાથી વધાવે છે. નગરમાં પ્રવેશ કર્યા પછી દશ દિવસ સુધી કુમારના આગમનના આનંદથી ઉત્સવ ઉજવવામાં આવ્યો. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન નં. ૧૦૫

કારતક સુદ ૯ ને રવીવાર તા. ૩૧-૧૦-૭૬

શાસનપતિ, ત્રિલોકીનાથ, સ્યાદ્વાદના સર્જક, જગત ઉધ્ધારક એવા અનંત ઉપકારી પ્રભુ આત્મ કલ્યાણનો માર્ગ સમજાવતાં કહે છે કે હે મોક્ષ માર્ગના મંગલ યાત્રી ! તને ઓજસ્વી ને તેજસ્વી જન્મ એટલે મનુષ્ય જન્મ સુંદરમાં સુંદર મળ્યો છે. એમાં વધુ ન કરી શકે તો કંઈ નહિ પણ તારું ઓજસ ગુમાવીશ નહિ. એટલે શું ? મનુષ્ય ભવમાંથી નરક કે તિર્યંચ ગતિમાં જવું પડે એવાં કર્તવ્યો કરીશ નહિ. નરક, તિર્યંચ ગતિના ભયંકર દુઃખો વેઠીને તું માંડ માંડ તેમાંથી છૂટીને આવ્યો છું. તો હવે ફરીને એ દુઃખો ભોગવવા ન જવું પડે તેનું તું ખૂબ ધ્યાન રાખજે. જ્ઞાની કહે છે કે આ મનુષ્ય જન્મ આબાદી જાળવવા માટે છે નહીં કે બરબાદી સર્જવા માટે. માટે જીવનની બરબાદી થાય એવા કાળા કૃત્યોને તું નવગજથી નમસ્કાર કરજે. અને સુકૃત્યો કરી મનુષ્ય જીવનની આબાદી જાળવી રાખજે.

આજે વર્તમાનકાળમાં આ દુનિયામાં જેટલાં પર્વતો છે તેમાં હિમાલય સૌથી ઉંચો અને વિશાળ પર્વત ગણાય છે. અને હિમાલયના જેટલાં શિખરો છે તેમાં માઉન્ટ એવરેસ્ટ સૌથી ઉંચું ને અજેય શિખર મનાય છે. ઈ. સ. ૧૯૫૩માં તેનસિંહે તેના ઉપર ચઢીને વિજયધ્વજ ફરકાવ્યો હતો. આ રીતે સંસારની સમસ્ત જીવાયોનિમાં માનવભવનું શિખર સૌથી ઉંચું અને શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે. તેમાં પણ જેના જીવનમાં ધર્મ છે તેવા માનવજીવનનું શિખર તો તેથી પણ ઉંચું છે. જે

માનવ ધર્મરૂપી શિખર ઉપર પહોંચી જાય છે તેની કીર્તિ ફક્ત આ લોકમાં નહિ પણ દેવોના દેવલોક સુધી પહોંચી જાય છે. ધર્મરૂપી શિખર ઉપર આરોહણ કરવું તે માનવનું સાચું અલંકાર છે. તે જ સાચી શોભા છે. અમેરિકા, ભારત, આફ્રિકા આદિ દરેક દેશોના સિક્કા અલગ અલગ હોય છે. જેવી રીતે કોઈ દેશનો ડોલર, કોઈ દેશનો સ્ટર્લિંગ અને કોઈ દેશનો રૂપિયો. એક દેશનો સિક્કો બીજા દેશમાં ચાલતો નથી. તે રીતે આ જીવનના ભૌતિક અને આધ્યાત્મિક ક્ષેત્રના સિક્કા પણ અલગ અલગ છે. ભોગવિલાસ, ઐશ્વર્ય, મનોરંજન આ બધા ભૌતિક ક્ષેત્રના સિક્કા છે. તેનું મૂલ્ય ભૌતિક ક્ષેત્રમાં થાય છે. આધ્યાત્મિક ક્ષેત્રમાં તે સિક્કાની કોઈ કિંમત હોતી નથી. આ સિક્કા માનવીના મનને ક્ષણિક આનંદ આપે છે. પણ તે આનંદ પાછળ દુઃખની છાયા ઘેરાયેલી છે. આધ્યાત્મિક ક્ષેત્રના સિક્કા કયા છે તે ખબર છે? ધર્મ, ત્યાગ, વૈરાગ્ય, સમતા, નિસ્પૃહતા, અહિંસા, આત્મસંયમ અને જ્ઞાન. આ આધ્યાત્મિક ક્ષેત્રના સિક્કા છે. આ સિક્કાની કિંમત ભૌતિક ક્ષેત્રના સિક્કા કરતાં ઘણી છે. કારણ કે આ સિક્કા દ્વારા માનવી એવું અનુપમ સુખ પ્રાપ્ત કરી શકે છે કે જે સુખ ક્યારે પણ દુઃખમાં પરિણમે નહિ. માટે જેને આધ્યાત્મિક જગતની યાત્રા કરીને આત્માનો અપૂર્વ આનંદ મેળવવો હોય તેને આ સિક્કા લઈને મુસાફરી કરવી પડશે. આ સિક્કા બજારમાં વેચાતા મળતા નથી. તે તો આત્મામાં રહેલા છે. સમ્યક્જ્ઞાન દ્વારા તેને પીછાણવાની જરૂર છે.

એક ભિખારી રત્નોના ખજાના પર બેઠો બેઠો ભીખ માંગી રહ્યો હતો. રસ્તે આવતા જતાં માણસોની સામે હાથ જોડીને ગદ્ગદ્ કંઠે કરૂણ સ્વરે બોલે હે મા–બાપ! આ ગરીબને વધુ નહિ તો બે પૈસા પણ આપો. ત્યાં એક સિધ્ધપુરૂષ આવ્યો. તેમણે જોયું કે આ ભિખારી પોતે રત્નોના ખજાના ઉપર બેઠો છે પણ તેને તેની ઓળખાણ નથી તેથી તે ભીખ માંગી રહ્યો છે. એટલે તેમણે ભિખારીને હાથ પકડીને ઉઠાડયો અને નીચેથી ખજાનો ખોલીને બતાવ્યો ને કહ્યું હે મૂર્ખ! તું આટલા મોટા ખજાનાનો સ્વામી હોવા છતાં બધાની પાસે ભીખ માંગી રહ્યો છે?

બસ, આ દશા આપણા આત્માની છે. આત્મા અનંત સુખ અને આનંદના ખજાનાનો સ્વામી હોવા છતાં તે સુખ...સુખના પોકારો કરતો ચારે બાજુ ભટકે છે. ભગવાનના વારસદાર એવા સંત રૂપી સિધ્ધ પુરૂષો તેને સાવધાન ને સજાગ કરીને કહે છે કે હે અજ્ઞાની! સુખ અને આનંદનો સ્રષ્ટા અને સ્વામી તું પોતે છે. સુખ તારી પાસે છે છતાં તું સુખ...સુખના પોકારો બહાર કરી રહ્યો છે. પછી તને સાચું સુખ ક્યાંથી મળે? જ્ઞાની કહે છે કે હે સુખપિપાસુ જીવડા! તારે સુખ સાગરની સફર કરવી છે? તો તું શું કર? આધિ–વ્યાધિ અને ઉપાધિ એ ત્રિવિધ તાપથી મુકત બનવા પ્રયત્ન કરજે. આધિને શમાવવા મનને વિશુધ્ધ ને નિર્મળ

બનાવજે. વ્યાધિને શમાવવા શરીર સ્વચ્છ રાખજે ને ઉપાધિ શમાવવા તારો બધો વ્યવહાર શુધ્ધ રાખજે. આ ત્રિવિધ તાપ રૂપી ઉત્પાત ટળશે તો સુખસાગરની સફર સહેલાઈથી સફળ કરી શકશો. આ સફર કેવી છે? જેમાં નામ માત્ર દુઃખ કે અશાંતિની રેખા નથી. આ સફર શાંતિદાયક ને આનંદપ્રદ છે. પણ આ સફર સફળ કરવી હોય તો એક શરત મંજુર કરવી પડશે. તે શરત કઈ? જેમાં આધિ, વ્યાધિ અને ઉપાધિનો પડછાયો પણ ન જોઈએ. ત્યાં જોઈશે મનની સ્થિરતા, વચનની નિર્મળતા ને કાયાની પવિત્રતા. તેમજ આ સફરમાં રાગ-દ્વેષ, ઈર્ષ્યા, રૂપી વિઘ્ન કરનારા દુશ્મનોને દૂર કરવા ધૈર્યતા, ક્ષમા, પ્રેમના સૂરીલા ગીત, મૈત્રીભાવ આદિ મિત્રો સાથે હશે તો સુખ-સાગરની સફરની મોજ આનંદપૂર્વક કરી શકાશે, અને આ સંસાર રૂપી ધર્મશાળાનો હંમેશને માટે ત્યાગ કરીને મોક્ષ મંઝીલને પ્રાપ્ત કરી શકશો. એક કવિએ કહ્યું છે કે-

" આ જગત ધર્મશાળા હૈ, જન કુટિયા ન્યારી ન્યારી હૈ।
હિલ મિલ ધર્મ કમાઓ તુમ, જાના સબકો અનિવાર્ય હૈ॥"

દરેક ધર્મશાળા અને મુસાફરખાનામાં આપણે જોઈએ છીએ કે નાની નાની અને મોટી મોટી રૂમો ઘણી હોય છે. ઓછા પૈસાવાળા નાના રૂમમાં રહે છે ને શ્રીમંતો મોટી રૂમોમાં રહે છે.

આ સંસાર પણ એક મોટી ધર્મશાળા છે. તેમાં જેના પુણ્ય ઓછા હોય તેને કીડી, મંકોડા જેવું નાનું શરીર અગર તો દુઃખમય તિર્યંચ યોનિનું શરીર મળે છે, અને જે પુણ્ય રૂપી વધુ ધન સાથે લઈને આવ્યા છે તે સુખમય માનવ શરીરને પ્રાપ્ત કરે છે. જેવી રીતે ધર્મશાળામાં આવવાવાળા ગરીબ હોય કે શ્રીમંત હોય પણ બધા થોડો સમય રહીને પોતપોતાના ઘેર ચાલ્યા જાય છે. ધર્મશાળા ગમે તેવી સુંદર, હવા ઉજાશવાળી અને સંપૂર્ણ સગવડવાળી હોય છતાં મુસાફર ત્યાં હંમેશને માટે રહેતો નથી. તે રીતે આ આત્મા પણ આ સંસાર રૂપી ધર્મશાળામાં ચાહે કીડાનું નાનું શરીર હોય કે મનુષ્યનું શરીર હોય પણ પોતાના આયુષ્ય પ્રમાણે અહીં રહે છે ને પછી ચાલ્યો જાય છે. તેનો વસવાટ પણ અહીં કાયમનો નથી. એવું નથી બનતું કે કીડા, પતંગીયા અથવા પશુ પક્ષીઓને અહીંથી જવું પડે ને પાંચ ઈન્દ્રિયના સુખનો ઉપભોગ કરતો માનવી આનંદથી રહે છે તેથી તેને ન જવું પડે અને અહીં હમેંશને માટે રહે એવું ક્યારે પણ બનતું નથી.

દરેક ધર્મશાળામાં ત્રણ ચાર દિવસ અથવા અમુક સમય તેને રહેવા દે છે. તેના નિયમ અનુસાર સમય પૂરો થવા છતાં જો યાત્રી ત્યાંથી જાય નહિ તો તેના બિસ્તર, પોટલા ફગાવી દેવામાં આવે છે. આ સ્થિતિ સંસારરૂપી ધર્મશાળામાં શરીરરૂપી રૂમમાં રહેલાં આત્માની છે. જેટલું આયુષ્ય જીવ લઈને આવ્યો છે તેટલો

સમય પૂરો થાય એટલે કાળરૂપી ચોકીદાર તેને તે શરીરરૂપી રૂમમાંથી બહાર કાઢે છે. ધર્મશાળામાં બધા પથિકો માટે સમાન નિયમો હોય છે. તેમ આ સંસારરૂપી ધર્મશાળાના જીવરૂપી યાત્રીઓ માટે પણ સમાન નિયમ હોય છે. અથવા જેટલા દિવસ માટે આ શરીરરૂપી રૂમ મળી છે તેટલા દિવસો પૂરા થયે તે રૂમ છોડવી પડે છે. કાળરૂપી ચોકીદાર એટલો જબરો છે કે તેની પાસે નથી ચાલતી રાજાઓની રાજ્યસત્તા કે નથી ચાલતું મોટા લશ્કરોનું લશ્કરી બળ. નથી ચાલતી વૈદ્યોની વૈદ્યક વિદ્યા કે નથી ચાલતી હકીમોની હકુમત. નથી ચાલતી ડૉકટરોની દવા કે નથી કામ આવતી માથેરાનના બંગલાની હવા. નથી ચાલતો જોષીઓનો જોષ કે નથી ચાલતો ભુવાઓનો રોષ. નથી ચાલતો અમલદારોનો રૂઆબ કે નથી ચાલતો વકીલ બેરીસ્ટરોએ ઘડી કાઢેલો જવાબ. નથી ચાલતી ગવૈયાની ગાનકળા કે નથી ચાલતી કવિઓની કાવ્ય કળા. નથી ચાલતી ગણિતવેત્તાઓની ગણિતકળા કે નથી કામ આવતી સાહિત્યાચાર્યોની સાહિત્ય કળા. નથી ચાલતી બાદશાહની બાદશાહી કે નથી ચાલતી અમીરોની અમીરાઈ. કાળરૂપી ચોકીદાર આગળ કોઈનું કંઈ ચાલતું નથી. તેની સામે બળજબરી કરીને પણ કોઈ રહી શકતું નથી.

આપણે વાત ચાલે છે ધર્મશાળાના યાત્રીની. ધર્મશાળામાં જે યાત્રીઓ હોય છે તે સ્વયં ધર્મશાળા છોડીને પોતાના ઘેર જવા માટે તૈયાર હોય છે. પણ આ સંસારરૂપી ધર્મશાળાના શરીરરૂપી રૂમમાં જે યાત્રીઓ આવીને રહે છે ને સંસાર સુખમાં રચ્યા-પચ્યા રહે છે તે પોતાનું મૂળ ઘર મોક્ષ નગરને યાદ નથી કરતાં તેમજ ત્યાં જવાનો પ્રયત્ન પણ નથી કરતા. છેવટે પરિણામ એ આવે છે કે આયુષ્ય પૂરું થયે કાળરૂપી ચોકીદાર દ્વારા તેને આ શરીરમાંથી બહાર નીકળવું પડે છે. પછી મોક્ષરૂપી ઘરનો માર્ગ પણ નહિ જાણવાથી તેને ચાર ગતિમાં ભ્રમવું પડે છે. વધુ શું કહું! આ જીવ રૂપી યાત્રી જેટલું પુણ્ય રૂપી ધન સાથે લઈને આવ્યો છે તે મોજશોખમાં ખર્ચી નાંખે છે. અને પછી જ્યારે અહીંથી જવું પડે છે ત્યારે ધર્મરૂપી ધનની કમાણી નહિ કરવાને કારણે સાવ કંગાલ બની જાય છે. તેને માટે મોક્ષરૂપી નગર તો ઘણું દૂર હોવાને કારણે ગાડીભાડા જેટલા પૈસા નહિ હોવાને કારણે વિવિધ યોનીમાં ભટકે છે. જેની પાસે દ્રવ્ય ધન નથી હોતું તેવા ગરીબ માણસને બસ અથવા રેલ્વેમાં બેસવાની જગ્યા નથી મળતી. અને કદાચ ટિકિટ લીધા વિના ચોરીછૂપીથી બેસી જાય તો કોઈ પણ સ્ટેશન ઉપર તેને ઉતારી દેવામાં આવે છે. પૈસાના અભાવમાં એક નાની મુસાફરી પણ નથી થઈ શકતી તો પછી ધર્મરૂપી ધનના અભાવમાં મોક્ષ સુધીની લાંબી મુસાફરી તો કેવી રીતે કરી શકાય? એટલા માટે જ્ઞાની કહે છે કે તમે ધર્મરૂપી ધનની કમાણી કરી લો. કારણ કે અહીંથી જવાનું તો જરૂર છે. જો ધર્મરૂપી ધન સાથે નહિ હોય તો પોતાના

મોક્ષરૂપી ઘરમાં નહીં પહોંચી શકાય. ધર્મ કરવાથી જીવ મોક્ષ નગરની યાત્રાની ટિકિટ મેળવી શકશે.

જેને મોક્ષ નગરની તાલાવેલી લાગી છે એવા મલ્લીનાથ ભગવાનને દાન દેતાં એક વર્ષ પૂરું થાય છે ત્યારે તે કાળ અને તે સમયે લોકાંતિક દેવો બ્રહ્મદેવલોકનાં પાંચમાં કલ્પમાં સ્થિત અરિષ્ટ નામના તે વિમાનના પાથડામાં પોતપોતાના વિમાનોમાંના ઉત્તમ પ્રાસાદોમાં જુદા જુદા ચાર હજાર સામાનિક દેવોની સાથે, ત્રણ ત્રણ પરિષદાઓની સાથે, સાત સાત અનીકોની સાથે, સાત સાત અનીકાધિપતિઓની સાથે અને સોળ સોળ હજાર આત્મરક્ષક દેવોની સાથે તેમજ બીજા પણ લોકાંતિક દેવોની સાથે "मह्याहय नट्टगीय वाइय जाव रवेणं भुंजमाणा विहरेति।" નૃત્ય, ગીત તેમજ વાજાઓનાં અપ્રતિહત ધ્વનિ સાંભળતાં દિવ્ય ભોગોનો ઉપભોગ કરતા રહે છે. તે લોકાંતિક દેવોના નવ ભેદ આ પ્રમાણે.

सारस्सय माइच्चा, वण्ही वरुणा य गद्दतोया य।
तुसिया अव्वावाहा, अग्गिच्चा चेवरिट्ठा य॥

સારસ્વત, આદિત્ય, વન્હિ, વરૂણ, ગર્દતોયા, તુષિત, અવ્યાબાધ, અગ્નેય અને રિષ્ટ આ નવ પ્રકારના લોકાંતકિ દેવો હોય છે. તે નવ લોકાંતિક દેવોનાં આસનો ચલાયમાન થયા. ત્યારે તેમણે અવધિજ્ઞાન દ્વારા ઉપયોગ મૂકીને જોયું કે આપણાં આસનો શા માટે ડોલે છે? જોયું તો મલ્લીનાથ ભગવાનને દીક્ષા લેવાનો વિચાર કરતાં જોયાં. ત્યારે દેવોએ મનમાં વિચાર કર્યો કે મલ્લી અરિહંત પ્રભુ આ દાન પૂરું થયા પછી ઘરથી નીકળી દીક્ષા લેવાનો વિચાર કરી રહ્યા છે. આ સમયે આપણી (લોકાંતિક દેવોની) એવી પ્રણાલિકા છે કે તીર્થંકર પ્રભુ દીક્ષા લેવાને ઈચ્છે ત્યારે આપણે ત્યાં જઈને તેમને સંબોધન કરવું એટલે તેમને આ પ્રમાણે વિનંતી કરવી કે હે ભગવાન! દીક્ષા ગ્રહણ કરવાનો આ ઉચિત અવસર છે. એટલે આપણે પણ ત્યાં જઈને મલ્લીનાથ પ્રભુને સંબોધન કરીએ.

બંધુઓ! આજે માણસને દેવને પ્રસન્ન કરવા માટે કેટલી ઉપાસના-સાધના કરવી પડે છે. શ્મશાનભૂમિમાં જઈને લોકો દેવોને સાધવા પ્રયત્ન કરે છે ત્યારે માંડ દેવ પ્રસન્ન થાય છે. ત્યારે ભગવાનને તો કંઈ કરવું પડતું નથી. તો વિચાર કરો કે ભગવાનનાં પુણ્ય કેવા પ્રબળ હશે!

નવ લોકાંતિક દેવો મલ્લીનાથ ભગવાનને સંબોધન કરવા માટે મૃત્યુલોકમાં આવવા માટે તૈયાર થયા. તે બધા લોકાંતિક દેવો ઉત્તર અને પૂર્વ દિશાની વચ્ચે ઈશાન ખૂણામાં ગયા. ત્યાં જઈને તેમણે વૈક્રિય સમુદ્ઘાતથી ઉત્તર વૈક્રિય રૂપની વિકુર્વણા કરી, દેવો મૃત્યુલોકમાં આવે છે ત્યારે વૈક્રિય રૂપે આવે છે. મૂળ રૂપે આવતાં

નથી. આ દેવો ઉત્તર વૈક્રિય રૂપ કરીને દેવ સબંધી ત્વરિત ગતિથી જૃંભક દેવોની જેમ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં જ્યાં મિથિલા રાજધાની, કુંભક રાજાનો મહેલ અને જ્યાં મલ્લી અરિહંત ભગવંત બિરાજમાન હતાં ત્યાં આકાશમાં અધ્ધર ઉભા રહ્યા. આ વખતે દેવોએ ઝરીનાં દિવ્ય વસ્ત્રો પહેર્યા હતા. તે વસ્ત્રોને નાની નાની ઘૂઘરીઓ ટાંકેલી હતી. અને દિવ્ય આભૂષણો પહેર્યા હતા. આવા વસ્ત્રાભૂષણોથી શોભતાં, ઘૂઘરીના ઘમકારથી રૂમઝુમ કરતાં તે દેવોએ આકાશમાં અધ્ધર ઉભા રહીને બંને હાથની અંજલી બનાવી મસ્તકે મૂકીને ત્યાંથી જ મલ્લીનાથ ભગવાનને નમસ્કાર કર્યા. અને ત્યાર બાદ ताहिं इट्ठाहिं जाव वग्गूहिं "एवं वयासी बुज्झाहिं भयवं लोगनाहा! पवत्तेहिं धम्मतित्थं, जीवाणं हियसुय निस्सेयकर भविस्सइ।" ખૂબ મીઠાં અને મનોહર વચનો દ્વારા લોકાંતિક દેવો વિનંતી કરવા લાગ્યા કે હે ભગવંત! હે લોકનાથ! તમે ભવ્ય જીવોને જ્ઞાન આપો. ચતુર્વિધ સંઘરૂપ ધર્મતીર્થની સ્થાપના કરો. તે ધર્મતીર્થ ભવ્ય જીવોને હિતકારક, સુખકારક અને કલ્યાણકારક થશે. ધર્મતીર્થની સ્થાપના થતાં જીવો જ્ઞાન-બોધ પામીને નરક અને નિગોદના દુઃખોથી મુક્ત બની કલ્યાણ કરશે. ધર્મતીર્થ લોકોને સ્વર્ગ અને મોક્ષનો આનંદ આપનાર હોવાથી સુખકર થશે. તેમજ મોક્ષ મેળવવાનું કારણ હોવાથી તે ધર્મતીર્થ ભવ્ય જીવોને માટે કલ્યાણકારી થશે. આ પ્રમાણે દેવોએ કહીને ફરીથી પ્રભુને વંદન નમસ્કાર કર્યા. આ પ્રમાણે "दोच्चंपि तच्चंपि एवं वयंति" તે દેવોએ ભગવાનને બીજી વખત, અને ત્રીજી વખત પણ આ પ્રમાણે વિનંતી કરી. વિનંતી કરીને તે દેવોએ મલ્લી અરિહંતને વંદન નમસ્કાર કર્યા. વંદન નમસ્કાર કરીને તેઓ જે દિશા તરફથી આવ્યા હતાં તે દિશામાં પોતાના સ્થાને ગયા. આવું કહેવા આવવું તે લોકાંતિક દેવોનો આચાર છે.

હવે મલ્લીનાથ અરિહંત જ્યાં પોતાના માતા-પિતા હતા ત્યાં આવ્યા. ત્યાં આવીને તેઓએ સૌ પહેલાં પોતાના માતા-પિતાના ચરણોમાં નમસ્કાર કર્યા ને કહ્યું- "इच्छामिणं अम्मयाओ! तुब्भेहिं अब्भणुण्णाए मुंडे भवित्ता जाव पव्वइत्तए।" હે માતા-પિતા! હું આપની આજ્ઞા મેળવીને મુંડિત થઈને દીક્ષા ગ્રહણ કરવા ચાહું છું. મલ્લી અરિહંતના મુખેથી આ વાત સાંભળીને તેમના માતા-પિતાએ તેમને કહ્યું "अहासुयं देवाणुप्पिया! मा पडिबंध करेह।" હે દેવાનુપ્રિય! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. વિલંબ ન કરો. જુઓ, આ માતા-પિતા કેવા પુણ્યવાન છે કે પોતાના સંતાન દીક્ષા લેવાની આજ્ઞા માંગે છે ત્યારે કહે છે તમે સારા કાર્યમાં વિલંબ ન કરો. બોલો, તમારી તૈયારી છે! છેવટે એટલું તો કરો કે અમારા સંતાનને જો દીક્ષાના ભાવ આવે તો કોઈને અમારે રોકવા નહિ.

મલ્લીનાથ ભગવાનના માતા-પિતાએ દીક્ષાની આજ્ઞા આપી. ત્યાર પછી કુંભક

રાજાએ પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો! "खिप्पामेव अट्ठसहस्सं सोवण्णियाणं जाव भोमेज्जाणंति अण्णं च महत्थं जाव तित्थयराभिसेयं उवट्ठवेह।" તમે સત્વરે એક હજાર આઠ(૧૦૦૮) સોનાના કળશો, એક હજારને આઠ ચાંદીના કળશો, મણીમય કળશો, સોના અને ચાંદીથી બનાવેલા કળશો, સોના અને મણીઓથી બનાવવામાં આવેલા કળશો, સોના, ચાંદી અને મણીઓથી બનાવેલા કળશો, માટીના કળશો આ રીતે કુલ આઠ જાતિના કળશો દરેક એક હજારને આઠ લાવો. તેમજ મોટા અર્થવાળી તીર્થંકર પ્રભુના અભિષેકની સર્વ સામગ્રી લાવો.

કુંભક રાજાએ કૌટુંબિક પુરૂષોને આઠ જાતિના, એકેક જાતિના એક હજાર આઠ કળશો તેમજ દીક્ષાના સાધનો પાતરા, રજોહરણ વિગેરે દીક્ષાની મૂલ્યવાન સામગ્રી લાવવાની આજ્ઞા આપી. હવે કૌટુંબિક પુરૂષો બધું લાવશે. ત્યાર બાદ શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** પ્રદ્યુમ્નકુમારના નગરમાં પ્રવેશ પછી અને આ બધી વાતની જાણ થતાં દુર્યોધનને ખબર પડી કે ભીલના રૂપમાં જે માણસ મારી પુત્રીને લઈ ગયો હતો તે કૃષ્ણજીનો નંદ પ્રદ્યુમ્નકુમાર છે. તેથી હર્ષભેર કૃષ્ણજી પાસે આવીને બોલ્યો કે મહારાજા! મારી પુત્રી અને આપની પુત્રવધુ તેને હું મળવા માટે આવ્યો છું. આ શબ્દો સાંભળતાં કૃષ્ણજી ચિંતામાં પડી ગયા. પિતાને ચિંતાતુર જોઈ પ્રદ્યુમ્નકુમારે વિદ્યાના બળથી ગુપ્ત રાખેલી ઉદધિકુમારીને ત્યાં હાજર કરી. કૃષ્ણજી અધીરા બનીને પૂછે છે બેટા! આ શું બન્યું? ત્યારે કુમારે બધી વાત કરી.

હવે રાજા દુર્યોધન હૈયાના હર્ષથી કહે છે–મારી પુત્રી આપની શરત પ્રમાણે પ્રદ્યુમ્નકુમાર સાથે પરણાવવી છે. આ તો કુમારનું અપહરણ થયેલું હતું અને તેનો પત્તો કયાંય ન પડયો તેથી ભાનુકુમાર સાથે પરણાવવાનું નક્કી થયું. કૃષ્ણજી અને દુર્યોધન બંનેની વાતો પ્રદ્યુમ્નકુમારે સાંભળી અને પછી નમ્રતાપૂર્વક પિતાજીને વિનંતી કરી કે હવે ઉદધિકુમારી ભાનુકુમાર સાથે જ પરણાવો. જેના નામથી લગ્ન ગવાઈ ગયા છે, અને વિધિ–વિધાનો શરૂ થઈ ગયા છે. માટે તેમની સાથે પરણાવો. હવે તે મારી બહેન છે. પ્રદ્યુમ્નકુમારને ઘણું ઘણું સમજાવ્યો છતાં તેણે ના પાડી અને કહ્યું–પિતાજી! મેં જે કંઈ તોફાનો કર્યા છે તે મારે કરવા ન જોઈએ પણ ફકત મારી માતા સત્યભામાનું અભિમાન ઉતારવા કર્યું હતું. માટે એમની પણ હું માફી માંગું છું.

હવે પ્રદ્યુમ્નકુમાર જે જે બીજી કન્યાઓ સાથે લાવ્યો છે તે અને બાકીની ઘણી રાજકુમારીઓ સાથે લગ્ન થવાની વાત થઈ ત્યારે કુમારે એક જ માંગણી કરી કે

છ દિવસથી માંડીને મને સોળ વર્ષ સુધીને જેણે કર્યો છે તેવા મારા પાલક માતા પિતા કાલસંવર રાજા અને કનકમાલાને અહીં બોલાવો. તેમની હાજરી વગર હું પરણીશ નહિ. કૃષ્ણ વાસુદેવે તરત દૂતને તેડવા મોકલ્યા. કનકમાલાને પોતાની ભૂલનો પશ્ચાતાપ થતાં આવવાનું મન નથી થતું પણ કાલસંવર રાજાએ તેને ઘણું સમજાવી કે પ્રદ્યુમ્નકુમાર હળુકર્મી ને મોક્ષગામી જીવ છે. તે ગઈ વાતને કયારે પણ યાદ કરે તેમ નથી. અને દૂતના કહેવા પ્રમાણે જો આપણે નહિ જઈએ તો તે લગ્ન કરવાનો નથી. માટે ચાલ, આપણે આપણા લાડીલા પુત્રને પરણાવવા જઈએ. આ સમયે કાલસંવર રાજા અને કનકમાલા અપ્સરા જેવી દેદિપ્યમાન અને રતી જેવી સુંદર વિદ્યાધરની પુત્રીઓને લઈને આવ્યા. કૃષ્ણજીએ ખૂબ ધામધૂમપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો ને તેમનું ભવ્ય સ્વાગત કર્યું. અને પછી ઘણાં ઠાઠમાઠથી રતીસુંદરી વિગેરે વિદ્યાધરની પુત્રીઓ સાથે પ્રદ્યુમ્નના લગ્ન થયા. લગ્ન બાદ જન્મદાતા માતા પિતા અને પાલક માતા પિતા આદિ વડીલોને વંદન કર્યા. અને પછી મહેલમાં પ્રવેશ કર્યો. રૂક્ષ્મણી તથા કૃષ્ણ વાસુદેવે કાલસંવર રાજા અને કનકમાલાનો ખૂબ ખૂબ આભાર માન્યો, અને કહ્યું કે તમે અમારા દીકરાને સોળ સોળ વર્ષને કર્યો. તમારો ઉપકાર કયારે પણ નહિ ભૂલીએ. થોડા દિવસ બધા સાથે રહ્યા. ત્યારબાદ કાલસંવર રાજા અને કનકમાલાએ જવાની રજા માંગી ત્યારે કૃષ્ણ વાસુદેવે તેમનું બહુમાન કરીને કિંમતીમાં કિંમતી રત્નો, આભૂષણો, અને હાથી-ઘોડા વિગેરે આપ્યા, અને દુઃખિત દિલે વિદાય આપતાં બોલ્યા- ફરીફરીને અમારે ત્યાં પધારજો.

પ્રદ્યુમ્નકુમાર તો એકદમ તેમને કોટે વળગી પડયો ને ખૂબ ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યો. પાલક માતા પિતાએ મમતાપૂર્વક ખૂબ સમજાવીને કહ્યું- બેટા ! આનંદથી રહેજે. છેવટે રડતે આંસુએ જુદા પડયા. આવો પ્રદ્યુમ્નકુમાર સુખ અને વૈભવને ભોગવતો તેને ઘેર અપાર સુખ હોવા છતાં છેલ્લે તે સંસારના સર્વ સુખોનો ત્યાગ કરી સંયમ લઈ આત્મકલ્યાણ કરી મોક્ષમાં ગયા.

(પૂ. મહાસતીજીએ પ્રદ્યુમ્નકુમારના લગ્ન પછીનું જીવન તથા ભાનુકુમાર અને સત્યભામાનું વર્ણન ઘણું વિસ્તારપૂર્વક કર્યું છે અને પ્રદ્યુમ્નકુમાર કેવી રીતે સંસાર ત્યાગ કરે છે ને સંયમની કેવી સુંદર આરાધના કરે છે ને છેવટે મોક્ષે પધારે છે વિગેરે વર્ણન ખૂબ છણાવટથી કર્યું છે. અને તે અધિકાર કારતક સુદ પુનમ સુધી ચાલ્યો છે પણ પાના વધી જવાથી અહીંથી ચરિત્ર ટૂંકાવીને સમાપ્ત કરીએ છીએ.)

## વ્યાખ્યાન નં. ૧૦૬

**કારતક સુદ ૧૧ ને મંગળવાર** તા. ૨-૧૧-૭૬

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંત કરૂણાનીધિ, દિવ્યવાણીની દેશના દેનાર, વીતરાગ પ્રભુ અશાંતિમાં આથડતા અજ્ઞાની જીવોને સાચી શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવતાં કહે છે કે શાંતિનું નિર્મળ નીર તારા અંતર ઘટમાં ભરેલું છે. તેને બહાર શોધવા મથી રહ્યાં છો તે કયાંથી મળે ? શાંતિના પીયુષનું પાન કરવું હોય તો તૃષ્ણા તરૂણીને દૂર કરી, બહારની દુનિયાને ભૂલી અંદરની દુનિયામાં આવો. જો સાચી શાંતિ જોઈતી હોય તો ભગવંત કહે છે કે "त्यागात् शान्ति" ત્યાગથી શાંતિ મળે છે. પણ આજના માનવીને ત્યાગ કરવો ગમતો નથી. એને વીતરાગ વચનોમાં રસ, રૂચી કે શ્રધ્ધા નથી. એટલે વીતરાગના વચનો વિસારી રંગ રાગની રમતમાં પડી ગયો છે. અને પૈસાનો પૂજારી બનતાં આત્મગુણોનો શિકારી બની ગયો છે. ઈર્ષ્યા-દ્વેષ અને હરિફાઈના કાદવ ઉડાડી જીવન બાગને વેરાન વન જેવો બનાવી રહ્યો છે. આમ વિલાસી સાધનો પાછળ ત્યાગ અને સંતોષનું મૂલ્યાંકન ઘટતું ગયું. ભૌતિક સુખની પાછળ આંધળી દોટ લગાવી આત્માનું દેવાળું કાઢયું છે. આ નવીન યુગમાં નવી નવી શોધોને અંતે શોધાયેલાં નવા કૃત્રિમ સાધનો દ્વારા ભૌતિક સુખની સગવડતાઓ ઉભી કરવાનો ચેપી રોગ ફેલાવ્યો છે. જે ચેપીરોગના વિકારી જંતુઓ આત્માની શાંતિને હણી નાંખે છે. બાહ્ય શાંતિના બહાના નીચે વિલાસનો વળગાડ ગળે વળગતો જાય છે. જે વળગાડના કારણે ત્યાગના સ્થાને ભોગની, સંતોષની જગ્યાએ તૃષ્ણાની ને વિકાશને બદલે. વિનાશની પ્રતિષ્ઠા વધતી જાય છે. આ વિલાસી વાતાવરણનો ધોધ માનવીને ખેંચીને કયાં લઈ જશે ! તેનો જરા વિચાર કરો.

બંધુઓ ! આજના મોજીલા અને વિલાસી વાતાવરણમાં કયાંય શાંતિનો છાંટો દેખાતો નથી સાચી શાંતિ ત્યાગમાં છે. માટે જો તમારે સુખ અને શાંતિ જોઈતી હોય તો ત્યાગના માર્ગે આવો. આપણા ચાલુ અધિકારમાં ત્યાગની વાત ચાલે છે. આપણા અધિકારના નાયક મલ્લીનાથ ભગવાન શાશ્વત શાંતિ મેળવવા માટે ત્યાગના પંથે પ્રયાણ કરવા તત્પર બન્યાં છે. તે મલ્લીનાથ પ્રભુ રાજકુમારી હતા. તેમને ત્યાં ભૌતિક સુખની કમીના ન હતી. મલ્લીકુમારી કુંભક રાજાને અત્યંત પ્રિય હતાં. એમના પડતાં બોલ ઝીલાતા હતાં. સુખ-સંપત્તિનો પાર ન હતો. આવું વિલાસી વાતાવરણ છોડીને ત્યાગના પંથે જવા તૈયાર થયાં છે. જ્યારે આજે વિલાસી વાતાવરણના એવા જબ્બર વાયરા ફુંકાઈ રહ્યા છે કે તેમાં સંયમનાં શઢ અને સંતોષનાં સુકાનો તૂટી ગયા છે. અને જીવન નાવ વિનાશની આંધીમાં ઉથલપાથલ થઈ રહી છે. આ વિનાશના પંથેથી પાછાં વળવા-માટે આ વિલાસી વાતાવરણ અને

કૃત્રિમ સાધનોનો મોહ ઉતારવો પડશે ને આત્મા સન્મુખ દૃષ્ટિ કરવી પડશે. આત્માની સન્મુખ દૃષ્ટિ કર્યા વિના શાંતિનો કિનારો જડવાનો નથી.

બંધુઓ ! કમળ જેમ કીચડને છોડીને ઉપર આવે છે તેમ મોહને છોડીને આત્માને તેનાથી અલિપ્ત બનાવો. કારણ કે આત્મ શાંતિની સાચી સાધના રાગના ત્યાગમાં ને ત્યાગના રાગમાં સમાયેલી છે. શાંતિના ઈચ્છુકે આત્મા ઉપર જામી ગયેલાં વિલાસનાં પડને તોડી, ભૌતિક સુખનાં ચેપી રોગને સંતોષની દવાથી દૂર કરી તપ, ત્યાગ અને સંયમની સુવાસથી જીવન મ્હેંકતું બનાવવું જોઈએ. તમે જેટલું ભૌતિક સુખ મેળવવા તેની પાછળ દોડશો તેટલું તે તમારાથી દૂર ભાગશે. જુઓ, એક ન્યાય આપું. પ્રભાતમાં તમે સૂર્ય સામે પીઠ રાખીને ચાલશો તો તમારી છાયા તમારી આગળ ને આગળ ચાલશે. પણ જો સૂર્ય સામું મુખ રાખીને ચાલશો તો તમારી છાયા તમારી પાછળ ને પાછળ દોડી આવશે. તેમ જો ભૌતિક પદાર્થોને સન્મુખ રાખીને ત્યાગને પીઠ પાછળ રાખશો તો ભૌતિક શાંતિ દેહની છાયાની જેમ તમારી આગળ ને આગળ ભાગશે પણ જો દૃષ્ટિ ત્યાગ સામે રાખશો તો ભૌતિક સુખ અને શાંતિ છાયાની જેમ પાછળ ને પાછળ દોડી આવશે. આપણી જુની કહેવત છે ને કે "ત્યાગે તેને આગે ને માંગે તેને ભાગે",

મલ્લીનાથ ભગવાન છતી ઋધ્ધિ અને સુખ છોડી ત્યાગના માર્ગે જાય છે. તેમણે દીક્ષા લેવાનો વિચાર કર્યો ત્યાં દેવોએ કેટલી સમૃધ્ધિ તેમના ભંડારમાં ભરી દીધી અને બધી સંપત્તિ દાનમાં દઈ ભગવાન દીક્ષા લેવા તૈયાર થયાં ત્યારે કુંભક રાજા મલ્લીનાથ ભગવાનનો દીક્ષા મહોત્સવ ઉજવે છે. તેમની આજ્ઞા પ્રમાણે કાટુંબિક પુરૂષો દીક્ષાના દરેક સાધનો લઈ આવ્યા. અને મલ્લીનાથ પ્રભુના દીક્ષાના અભિષેકની તૈયારી કરવા લાગ્યા.

તે કાળ અને તે સમયે ચમરેન્દ્રથી માંડીને બાર દેવલોક સુધીના ચોસઠ ઈન્દ્રોએ અવધિજ્ઞાનથી જાણ્યું કે મિથિલા રાજધાનીમાં મલ્લીનાથ ભગવાનનો દીક્ષા મહોત્સવ ઉજવાય છે એટલે હર્ષભેર મિથિલા રાજધાનીમાં આવ્યા. ત્યારબાદ શક્રેન્દ્ર અને સૌધર્મેન્દ્રે પોતાના આભિયોગિક દેવોને બોલાવીને કહ્યું કે હે દેવાનુપ્રિયો ! તમે જલ્દી જાઓ અને સોના, ચાંદી, મણી, રત્ન વિગેરે આઠ જાતિમાં દરેક જાતિના ૧૦૦૮ કળશો લઈ આવો. તેમજ તીર્થંકર પ્રભુના અભિષેક માટેના બીજા બધા સાધનો પુષ્કળ પ્રમાણમાં લઈ આવો. ઈન્દ્રોની આજ્ઞા થતાંની સાથે અભિયોગિક દેવો કુંભ વિગેરે બધી ચીજો લઈ આવ્યા.

જ્યાં કુંભક રાજાએ બધાં કળશો ગોઠવેલાં હતાં ત્યાં દેવોએ પોતાના લાવેલાં કળશો ગોઠવી દીધા. મનુષ્યના કળશ કરતાં દેવોનાં લાવેલા કળશો દિવ્ય તેજસ્વી

હોય છે. તીર્થંકર પ્રભુના પિતાજીનાં કુંભ ઝાંખા પડે તેવું દેવો કરતા નથી પણ તે દિવ્યકુંભો એવી રીતે મનુષ્યનાં કુંભો સાથે ગોઠવી દીધા કે દેવ શક્તિથી કુંભક રાજાના કુંભોમાં દેવોના કુંભ સમાઈ ગયા. એનાથી કુંભક રાજાના કુંભોની શોભા ખૂબ વધીને રોશનીની માફક બધા કુંભ ઝળહળી ઉઠયા. જેમ કોડિયાનો દીપક જલતો હોય ત્યાં કોઈ ઈલેકટ્રીક ટયુબલાઈટ ગોઠવી દે તો કોડિયાનાં દીવાનાં તેજ તેમાં સમાઈ જાય છે ને ! એનું તેજ જુદું દેખાય છે ? "ના". તેમ કુંભકરાજાના કુંભમાં દેવના કુંભ સમાઈ ગયા.

"तत्तेणं सक्के देवन्दि देवराया कुंभराया य मल्लिं अरहं सीहासणंसि पुरत्थाभिमुहं निवेसेइ अठ्ठसहस्सेणं सोवण्णियाणं जाव अभिसिंचन्ति।" ત્યાર પછી શક્ર દેવેન્દ્ર દેવરાજે અને કુંભરાજાએ મલ્લી અરિહંત ભગવંતને પૂર્વ દિશા સન્મુખ મુખ રાખીને સિંહાસન ઉપર બેસાડયાં. બેસાડીને તેઓએ એક હજાર આઠ સોનાના વિગેરે આઠ જાતિના કળશો વડે તેમનો અભિષેક કરવા લાગ્યા.

તીર્થંકર પ્રભુના અભિષેકની વિધિ શરૂ થતાં પહેલાં ચોસઠ ઈન્દ્રો તો આવી ગયા હતા. પણ જે વખતે અભિષેકની વિધિ શરૂ થઈ તે વખતે બીજા ઘણાં દેવો ભગવાનની દીક્ષાના મહોત્સવમાં ભાગ લેવા માટે ઉલ્લાસભેર સ્વર્ગમાંથી નીચે ઉતર્યા. સૌને એમ થવા લાગ્યું કે હું લાભ લઉં. અમે પણ પ્રભુને અભિષેક કરીએ. તીર્થંકરની દીક્ષા વખતે દેવોનો ઉલ્લાસ અલૌકિક હોય છે. દેવોથી આકાશ છવાઈ ગયું. કેટલાક દેવો મિથિલા નગરીની અંદર ને કેટલાક બહાર અને કેટલાક આકાશમાં રહીને સર્વ દિશા વિદિશામાં હર્ષથી આમ તેમ દોડાદોડ કરવા લાગ્યા. અને હર્ષથી નાચવા ને કૂદવા લાગ્યા. ચારે તરફ દેવોમાં અને મનુષ્યોમાં આનંદનું વાતાવરણ છવાઈ ગયું.

જ્યારે અભિષેકની વિધિ પૂરી થઈ ત્યારે કુંભક રાજાએ બીજી વખત મલ્લીનાથ પ્રભુને ઉત્તર દિશા તરફ મુખ રાખીને બેસાડયા. અને તેમને ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો અને અલંકારો પહેરાવીને શણગાર્યા. ત્યારબાદ ફરીને કૌટુંબિક પુરૂષોને આજ્ઞા કરી કે "खिप्पामेव मनोरमं सीयं उवट्ठावेह" હે દેવાનુપ્રિયો ! તમે અનેક સ્થંભોવાળી મનોરમા નામની શિબિકા તૈયાર કરીને જલ્દી લાવો. કૌટુંબિક પુરૂષો શિબિકા તૈયાર કરીને લાવ્યા. ત્યાર પછી શક્રેન્દ્ર દેવરાજે પોતાના આભિયોગિક દેવોને બોલાવીને કહ્યું કે તમે શીઘ્રપણે અનેક સ્થંભોવાળી મનોરમા નામની શિબિકા બનાવીને લાવો. ઈન્દ્રોને પણ કેટલો હર્ષ છે કે તીર્થંકર પ્રભુના પિતાજી શિબિકા તૈયાર કરાવે છે તો આપણે પણ એવી શિબિકા બનાવીએ તો ભગવાન તેમાં બેસીને દીક્ષા લેવા નીકળે.

શક્રેન્દ્ર મહારાજની આજ્ઞા થતાંની સાથે જલ્દી શિબિકા તૈયાર કરીને લાવ્યા. અને ઈન્દ્ર મહારાજાની શિબિકા તેમની દિવ્યપ્રભાથી કુંભક રાજાની બનાવેલી

શિબિકામાં સમાઈ ગઈ. તેથી તેનું તેજ અને શોભા અલૌકિક બની ગઈ. દેવોની શિબિકા આગળ મનુષ્યની શિબિકા કાચ જેવી લાગે પણ દેવો પોતાની શિબિકા અલગ રાખતા નથી. તેમને તો તીર્થંકર પ્રભુનું અને તેમના માતાપિતાનું બહુમાન કરવું છે. તેમનો મહિમા વધારવો છે એટલે આ બધું કાર્ય કરે છે. હવે શિબિકા તૈયાર થઈ છે. દેવ દેવીઓ તથા મનુષ્યોને હર્ષનો પાર નથી. મિથિલા નગરીમાં ચારે તરફ દેવોની પધરામણી થઈ છે ને ખૂબ આનંદ આનંદ છવાઈ ગયો છે.

કુંભક રાજા પોતાની લાડીલી પુત્રી મલ્લીકુમારીનો દીક્ષા મહોત્સવ ઉજવે છે. દેવોને પણ ભગવાનનો દીક્ષા મહોત્સવ ઉજવવાનો ઉમંગ છે. તેમના દીક્ષા મહોત્સવમાં હાજર રહી તેમની સેવાનો લાભ ઉઠાવીએ, ને આવા મહોત્સવમાં ભાગ લઈ આપણા આત્માને ઉજ્જવળ બનાવીએ. તમને દીક્ષા લેવાનો ઉમંગ આવે છે ખરો ? સમજો. ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી સંસારમાં રહ્યા હો પણ આત્માને ક્ષણે ક્ષણે જાગૃત બનાવો કે હે ચેતન ! તારા કર્મોદયે સંસારમાં રહ્યો છું પણ રહેવા જેવું નથી. આમ જેનો આત્મા જાગૃત હશે તે કોઈક દિવસ જરૂર છૂટી શકશે. જેનો ઘરધણી જાગૃત હોય તેને કદી આંચ આવતી નથી. ચોર લૂંટારાનો તેને ભય રહેતો નથી.

એક ખૂબ સુખી અને શ્રીમંત શેઠના ઘરમાં રાત્રે ચોર આવ્યા હતાં. શેઠ તો ઘસઘસાટ ઉંઘતા હતા. મકાનની ભીંતમાં ચોરે બાકોરું પાડયું. શેઠાણી જાગી ગયા. એણે જોયું કે ચોર ભીંતમાં બાકોરું પાડે છે. શેઠાણી કહે સ્વામીનાથ ! જાગો. ઘરમાં ચોર પેઠા છે. પણ શેઠ તો જાગતા નથી. શેઠાણી શેઠને ઢંઢોળીને જાગૃત કરે છે. નાથ ! જલ્દી જાગો. શું ઊંઘો છો ? અહીં શેઠાણી શેઠને જગાડે છે તેમ સદ્ગુરૂઓ તમને મોહ નિદ્રામાંથી ઢંઢોળીને જગાડે છે.

આતમ જાગો ને હવે શાંતિ નહિ રે મળે, આ તો માયાના મિનારા, એ તો તૂટી રે જવાના....
ગુરૂજી જગાડે જાગો સંસારના રાગી, પ્રમાદની પથારી દીઓ દૂર રે ત્યાગી,
નહીં તો જશે ના અજ્ઞાન, જ્યોતિ જાગે ના દિલમાંય....શાંતિ....

સદ્ગુરૂઓ કહે છે કે હે પ્રમાદની પથારીમાં પોઢેલા માનવો ! તમે જાગો. ક્યાં સુધી ઉંઘ્યા કરશો ? હવે પ્રમાદની પથારી છોડીને જાગૃત બનો. મોહ નિદ્રાનો ત્યાગ નહિ કરો તો અજ્ઞાનના અંધારા નહિ ટળે. અને આત્મજ્યોતિ ઝગમગશે નહિ. આ સંસારમાં તમે જેને મારા માનો છો તે તમારા નથી. માયા ને મમતાના મિનારા ક્યારે તૂટી જશે અને રાગની રંગોળી ક્યારે ભૂંસાઈ જશે તેની ખબર નથી. માટે જલ્દી જાગો ને આત્મસ્વરૂપની પીછાણ કરી તેમાં સ્થિર બનો.

શેઠાણી એના સ્વામીને કહે છે નાથ ! જલ્દી જાગો. ચોર ઘરમાં પેસી ગયા. ત્યારે શેઠે કહ્યું–ભલે પેઠા. ચિંતા ન કરો. ત્યારે શેઠાણી ગુસ્સે થઈને કહે છે શું

ચિંતા ન કરો. કહો છો. જરા ઉઠીને દેખો તો ખરા ! ચોર તિજોરીના રૂમમાં પેસી ગયા છે ને તિજોરી ખોલવા માટે પ્રયાસ કરી રહ્યા છે. ત્યારે શેઠે હસીને કહ્યું– શેઠાણી ! ચિંતા ન કરો. ગભરાવાની જરૂર નથી. ભલે તિજોરીના રૂમમાં ગયા પણ મેં તિજોરી એવી મજબૂત બનાવી રાખી છે કે તે કોઇ રીતે કોઈનાથી ખૂલે તેમ નથી. કારણ કે તિજોરી વોટરપ્રુફ, ફાયરપ્રુફ, એઅરપ્રુફ અને થીફપ્રુફ છે. એટલે તેને પાણીથી કોઈ ભીંજવી શકે તેમ નથી. અગ્નિથી બાળી શકે તેમ નથી. હવા તેમાં જઈ શકતી નથી તેમજ ચોર એને ખોલી શકે તેમ નથી. માટે તમે કોઈ જાતની ચિંતા ન કરો. તમે શાંતિથી સૂઈ જાઓ. જેની તિજોરી મજબૂત છે તેને કોઈ જાતની ચિંતા નથી.

બંધુઓ ! આ તો સામાન્ય ન્યાય છે. આપણે તેને આપણા ઉપર ઘટાવવો છે. આપણા અંતર રૂપી તિજોરીમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ રૂપી અમૂલ્ય રત્નો ભરેલા છે. જે મનુષ્ય જડ ચેતનનું ભેદજ્ઞાન કરે છે. આત્મ સ્વરૂપમાં સ્થિર બને છે તેની અંતર રૂપી તિજોરી એવી મજબૂત હોય છે કે તેને ક્રોધ, માન, માયા અને લોભરૂપી અગ્નિ જલાવી શકતી નથી. કષાય રૂપી અગ્નિ એવી ભયંકર છે કે વર્ષોની કરેલી સાધનાને ક્ષણવારમાં જલાવી દે છે. માટે જેનું અંતર ફાયરપ્રુફ તિજોરી જેવું બની જાય છે તેના જ્ઞાનાદિ ગુણોને કષાય રૂપી અગ્નિ બાળી શકતી નથી. અને એ અંતરની તિજોરી વોટરપ્રુફ બની જાય છે ત્યારે વિષય વિકારો રૂપી પાણી તેને ભીંજવી શકતું નથી. એટલે કે તે ગમે તેવા વિલાસી વાતાવરણમાં રહે. કોઈ ગમે તેવા પ્રલોભનો આપે પણ પવિત્ર મનુષ્યનાં અંતરમાં વિકારનું પાણી પેસી શકતું નથી. તેનું મન મેરૂની માફક અડોલ રહે છે. અને એઅરપ્રુફ એટલે લોભની હવા તેમાં પ્રવેશ કરી શકતી નથી. એ આત્મા એમ સમજે છે કે ગમે તેટલું ધન ભેગું કરું પણ અંતે તો છોડીને જવાનું છે. તો શા માટે લોભ કરવો ? જીવનનિર્વાહ જેટલું મળી જાય છે તો શાંતિથી ખાઈ પીને ધર્મધ્યાન કરી લઉં. નશ્વર નાણાં અહીં રહી જશે પણ ધર્મનું ધન મારી સાથે આવશે. ટૂંકમાં જેણે પોતાના હૃદયરૂપી તિજોરીને એઅરપ્રુફ બનાવી દીધી છે તેના અંતરમાં લોભની હવા સ્પર્શ કરી શકતી નથી. અને થીફપ્રુફ અંતર તિજોરીને દુર્ગુણ રૂપી ચોર કદી ખોલી શકતાં નથી. અને સદ્ગુણ રૂપી સિક્કાને ચોરી શકતા નથી.

જેનો આત્મા જાગૃત બનેલો છે તેવા મલ્લીનાથ ભગવાનનો દીક્ષા મહોત્સવ ઉજવાઇ રહ્યો છે. તેમાં દેવો અને ઈન્દ્રો પણ આવેલાં છે. બધા દેવો હર્ષવિભોર બની આવીને આમથી તેમ દોડાદોડ કરી રહ્યા છે. અને કુંભક રાજા ભગવાનની દીક્ષા માટે જે જે ચીજો લાવે છે તે બધી ચીજો ઈન્દ્રો પણ લાવ્યા. ને તેમની વસ્તુમાં દેવોએ પોતાની વસ્તુઓ સમાવી દીધી. તેથી તેનું તેજ અનેક ગણું વધી ગયું.

શિબિકા તૈયાર થઈ ગયા પછી મલ્લીનાથ અરિહંત પ્રભુ સિંહાસન ઉપરથી ઉભા થશે તેના ભાવ અવસરે.

❋

## વ્યાખ્યાન નં. ૧૦૭

**કારતક સુદ ૧૩ ને ગુરૂવાર** **તા. ૪-૧૧-૭૧**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો! અનંત જ્ઞાની ત્રિલોકીનાથ સર્વજ્ઞ પ્રભુ જગતનાં જીવોને ઉદ્‌બોધન કરતાં કહે છે કે હે સુખ પિપાસુ આત્મા! અનાદિકાળથી તું સંસારનાં સુખો માણતો આવ્યો છે પણ એ સુખો તને સંતોષ આપનારાં નીવડયા ખરા? કયાંથી નિવડે? કારણ કે તે સુખ નથી પણ સુખાભાસ છે. એની પાછળ અનંતો સમય ગુમાવ્યો તો પણ તારી ઈચ્છાઓ તો વધતી ને વધતી રહી. શાંત ન થઈ. દુઃખના ડુંગરા નીચે દબાઈ ગયાં તો પણ વાસનાઓનો અંત આવ્યો નહિ. વાસના જીવને ભવોભવમાં ભમાવે છે. વાસનાનો મહેલ છોડી ઉપાસનાના દરવાજે ચઢશો ત્યારે સાચું સુખ પ્રાપ્ત કરી શકશો.

બંધુઓ! જો તમારે વીતરાગ પ્રભુની ઉપાસના કરવી હોય તો સૌથી પહેલાં જીવનમાં સત્સંગ કરો. સત્સંગનો મહિમા અપાર છે. સત્સંગના મૂલ્ય અમૂલ્ય છે. સત્સંગથી મળતું સુખ અનંત છે. ને તેની શાંતિ પારાવાર છે. સત્સંગ કર્યા પછી જે શાંતિ મળે છે તે ત્રિવિધના તાપને શમાવનારી છે. માટે જ્ઞાની કહે છે હે જીવ! તું સત્સંગનો રાગી બનજે. સત્સંગનો રાગ તને વૈરાગ્યના પંથે લઈ જશે. વીતરાગ બનવા માટે પ્રેરણાના પીયુષનું પાન કરાવશે અને છેવટે શાશ્વત સુખનો ભંડાર અપાવશે. સત્સંગ એટલે સંત પુરૂષોનો સંગ, એમની વાણીનો સંગ. એ સંગનો રંગ કર્મના કાજળને સાફ કરી આત્માને ઉજ્જવળ બનાવશે ને માનવજીવન અમૂલ્ય બની જશે અને કર્મરાજા સાથે જંગ ખેલવાની શક્તિ પ્રગટ થશે, આવો સત્સંગ કરવાનો અમૂલ્ય અવસર તમને વારંવાર નહિ મળે. માટે જે સમય મળ્યો છે તેનો સદુપયોગ કરો.

આપણો ચાલુ અધિકાર મલ્લીનાથ ભગવાન શિબિકા તૈયાર થઇ ગયા પછી સિંહાસન ઉપરથી ઉભા થયા. "अब्भुट्ठित्ता जेणेव मणोरमा सीया तेणेव उवागच्छइ उवागच्छित्ता मणोरमं सीयं अणुपयाहिणी करेमाणा मणोरमं सीयं दुरुहीत्ता सीहासण वरगए पुरत्थाभिमुह सन्निसन्ने।" ઉભા થઈને જ્યાં મનોરમા શિબિકા પાલખી હતી ત્યાં આવ્યા. ત્યાં પહોંચીને આત્મશ્રેયની ઇચ્છાથી મનોરમા શિબિકાને ફરતી ત્રણ પ્રદક્ષિણા કરીને તેઓ મનોરમા શિબિકા પર આરૂઢ થયાં, અને પૂર્વ દિશા તરફ

મુખ રાખીને તે શિબિકામાં મૂકેલા સિંહાસન ઉપર તેઓ બેસી ગયા. ત્યાર પછી કુંભક રાજાએ અઢાર શ્રેણી–પ્રશ્રેણી જનોને એટલે પાલખી ઉંચકનારા અઢાર પ્રકારના અવાંતર જાતિના પુરૂષોને બોલાવ્યા. બોલાવીને તેમને આદેશ આપ્યો કે હે દેવાનુપ્રિયો! તમે બધાં પહેલાં સ્નાન કરો.

દેવાનુપ્રિયો! તીર્થંકર પ્રભુની પાલખી ઉપાડવાની છે તેના માટે પણ કેટલી શુધ્ધિ કરવી જોઈએ! પવિત્ર પુરૂષની પાલખી ઉપાડવા માટે દેહને શુધ્ધ કરવો જોઈએ સાથે આત્માને પણ શુધ્ધ કરવો જોઈએ. એટલા માટે કુંભકરાજાએ પાલખી ઉપાડનારા માણસોને કહ્યું કે તમે પહેલાં સ્નાન કરો. ત્યારબાદ સારા વસ્ત્રાલંકારો પહેરો. દ્રવ્ય અને ભાવથી બંને પ્રકારે શુધ્ધ બનીને તમે બધા મલ્લીનાથ અરિહંત પ્રભુની શિબિકાને તમે ઉંચકો. આ પ્રમાણે રાજાની આજ્ઞા થતાં પાલખી વહન કરનારા માણસોનું હૈયું અત્યંત હર્ષ ને ઉલ્લાસથી નાચી ઉઠયું. અહો! આપણાં ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય કે તીર્થંકર પ્રભુની પાલખી ઉંચકવાનું આપણને સદ્ભાગ્ય મળ્યું. સંસારનો ભાર ઘણો ઉંચક્યો તેનાથી આપણા આત્માનું કલ્યાણ થયું નહિ. પણ ભગવંતની શિબિકા ઉંચકતાં આપણા કર્મની ક્રોડો ખપી જશે. આમ હર્ષ પામતાં સ્નાન કરી, સારા વસ્ત્રાભૂષણોથી અલંકૃત બનીને કુંભક રાજાની આજ્ઞા પ્રમાણે તેમણે પોતપોતાના ખંભા પર પાલખીને ઉંચકી લીધી.

ત્યાર પછી શક્રેન્દ્ર મહારાજે તે મનોરમા પાલખીના દક્ષિણ બાજુના દાંડાને ઝાલ્યો, ઈશાનેન્દ્રે ઉત્તર દિશા તરફના દાંડાને ઝાલ્યો ચમરેન્દ્રે દક્ષિણ દિશા તરફના નીચેના દાંડાને ઝાલ્યો અને બલીન્દ્રે ઉત્તર દિશા તરફના નીચેના દાંડાને ઝાલ્યો. તે સિવાય બાકીના બધા ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક દેવોએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે પાલખીના દાંડાને પકડયા. અને બધાએ ભેગા થઈને અરિહંત પ્રભુની પાલખી ઉંચકી. પુલકિત અને હર્ષઘેલાં થયેલાં માણસોએ સૌથી પહેલાં પાલખીને પોતાનાં ખંભે ઉંચકી. ત્યાર પછી અસુરેન્દ્રોએ, સુરેન્દ્રોએ અને નાગેન્દ્રોએ ઉંચકી. ભગવંતની પાલખીનો દાંડો ઉપાડતાં ઈન્દ્રો, દેવો અને મનુષ્યોના દિલમાં હર્ષ સમાતો નથી. તેમના સાડાત્રણ ક્રોડ રોમરાય ખીલી ઉઠયા. આ સમયે દેવોએ પોતાની શક્તિથી વિકુર્વેલા આભરણો અને મૂલ્યવાન વસ્ત્રો પહેરીને ભગવાનની શિબિકા ઉપાડી હતી. તે વખતે દેવોના કાનમાં પહેરેલાં કુંડળો આમથી તેમ હાલતાં હતાં. તેમના મસ્તકે પહેરેલા મણીઓ ને રત્નો ઝગમગ થતાં હતાં. એક તો દેવ અને મનુષ્યથી બનેલી દિવ્ય શિબિકા અને તેમાં સાક્ષાત્ તેજોમૂર્તિ તીર્થંકર ભગવંત બેઠા હોય અને દેવો તેમની શિબિકા ઉપાડીને ચાલતા હોય તે સમયની શોભા કેટલી વધી જાય! તે સમયનો દેખાવ અલૌકિક હતો. તેમનાં તેજની પાસે જાણે સૂર્ય–ચંદ્રના તેજ પણ ઝાંખા પડી જાય.

મનોરમા પાલખીમાં બેઠેલા મલ્લી અરિહંત પ્રભુની સામે સૌથી પ્રથમ અનુક્રમે આઠ આઠ મંગળ દ્રવ્યો મૂકવામાં આવ્યા તે આઠ મંગળ કયા છે? (૧) સ્વસ્તિક (૨) શ્રીવત્સ (૩) નંદિકાવર્ત (૪) વર્ધમાન (૫) ભદ્રાસન (૬) કળશ (૭) મત્સ્ય યુગ્મ (૮) દર્પણ. આ આઠ મંગલ વસ્તુઓ છે. મલ્લીનાથ પ્રભુ શિબિકા પર આરૂઢ થયા ત્યારે તેમની આગળ આ આઠ મંગલ મૂકવામાં આવ્યા. "एवं निगमो जहा जमालिस्स।" આ પ્રમાણે ભગવતી સૂત્રમાં કહેલા જમાલિના નિર્ગમની જેમ અહીં પણ મલ્લી અરિહંતનું નિર્ગમન કહેવું એટલે સમજી લેવું.

હવે મલ્લી અરિહંત પ્રભુનો વરઘોડો સહસ્રામ્રવન નામે ઉદ્યાનમાં જ્યાં અશોકવૃક્ષ હતું ત્યાં પહોંચ્યો. ત્યાં પહોંચીને તેઓ પાલખીમાંથી નીચે ઉતર્યા. નીચે ઉતરીને પોતાના શરીર ઉપર પહેરેલાં આભરણો અને ઘરેણાં પોતાની જાતે ઉતારવા લાગ્યા. ત્યારે તેમની માતા પ્રભાવતીએ તે આભૂષણો પોતાની સાડીના પાલવમાં ઝીલી લીધા. એક પછી એક બધા આભૂષણો પ્રભુએ ઉતારી નાંખ્યા. ત્યાર પછી મલ્લીનાથ અરિહંત પ્રભુએ સ્વયં પંચમુષ્ટિ લોચ કર્યો. અરિહંત પ્રભુ પોતે સ્વયં બોધ પામેલાં હોય છે અને સ્વયં દીક્ષા લે છે. મલ્લીનાથ ભગવંતે "સિધ્ધોને મારા નમસ્કાર" એમ કહી સામાયિક ચારિત્ર અંગીકાર કર્યું. ભગવાને જ્યારે ચારિત્રનો સ્વીકાર કર્યો ત્યારે દેવોનાં દિવ્ય વાજિંત્રો વાગી રહ્યા હતા. મનુષ્યોના મંગલ વાજિંત્રો વાગતાં હતાં. તે વખતે શક્રેન્દ્ર મહારાજાએ આજ્ઞા કરી કે વાજિંત્રો વાગતાં બંધ કરો ને શાંત થઈ જાઓ. શક્રેન્દ્રની આજ્ઞા થતાંની સાથે વાજિંત્રો વાગતાં બંધ થઈ ગયા. મનુષ્યો અને દેવો મુખેથી ભગવાનનો જયજયકાર બોલાવતાં હતાં તે બધો અવાજ શાંત થઈ ગયો.

જે સમયે મલ્લી અરિહંત પ્રભુએ સામાયિક ચારિત્ર અંગીકાર કર્યું તે સમયે તેમને "माणुस्स धम्माओ उत्तरिप मणपज्जवनाणे समुप्पन्ने।" મનુષ્યક્ષેત્ર સબંધી એટલે મનુષ્યક્ષેત્રમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોનાં મનોગત ભાવને જાણનારું ઉત્તમ મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. મનુષ્યક્ષેત્ર કેટલું છે તે જાણો છો ને? બોલો ભાઈઓ. તમે જવાબ નહિ આપો. અમારી બહેનો જવાબ આપશે. અઢીદ્વીપ એ મનુષ્યક્ષેત્ર છે. અઢીદ્વીપમાં રહેનારા સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના મનોગત ભાવ મનઃપર્યવજ્ઞાની જાણી શકે છે. મલ્લીનાથ પ્રભુ મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન તો જન્મથી સાથે લાવેલા હતાં, અને ચોથું મનપર્યવજ્ઞાન પ્રાપ્ત કર્યું. અઢીદ્વીપ પંદર ક્ષેત્રમાં મનુષ્ય ગમે ત્યાં હોય તો તેના મનમાં શું છે તે વાત મનપર્યવજ્ઞાની જાણી શકે છે. તમને પણ અહીં બેઠાં બેઠા અઢીદ્વીપના મનુષ્યોના મનના ભાવને જાણી શકાય તેવું જ્ઞાન થાય તે ગમે છે ને? 'હા'. જ્ઞાન જોઈએ છે પણ ઘર છોડવું નથી તો

ક્યાંથી મળે ? એમ સહેલું નથી પડયું પણ તમારે તો " લાડુ ભી ખાના ને મોક્ષ જાના, ઐસા હો તો કહેના નહીંતર મત બોલના ". (હસાહસ)

બંધુઓ ! તમે વર્ષોથી વ્યાખ્યાન વાણી સાંભળો છો પણ હજુ મોહ ઘટતો નથી. કષાયો પાતળા પડતાં નથી. તૃષ્ણા ઓછી થતી નથી કારણ કે જીવ મોહરાજાની કેદમાં સપડાયેલો છે. મોહના બંધન તોડવા મુશ્કેલ છે. મોહમાં પડેલો માનવી કેટલું ભાન ભૂલે છે ! મેં હમણાં એક અંકમાં એક લેખ વાંચ્યો. વાંચતા મને થયું કે અહો ! શું મોહની વિટંબણા આટલી બધી ભયંકર છે ! તે દષ્ટાંત અહીં રજુ કરું છું.

સાકેતપુર નગરમાં એક પ્રતિષ્ઠિત અને ખૂબ ધનવાન વૈશ્રવણ નામનાં શેઠ હતાં. તેમને પ્રિયંકર નામે ખૂબ હોંશિયાર, બુધ્ધિશાળી અને પ્રાણપ્રિય પુત્ર હતો. રૂપમાં તો દેવકુમાર જોઈ લો. માતાપિતાએ તેને સ્વર્ગની અપ્સરા જેવી સુંદરી નામની શ્રીમંતની કન્યા સાથે પરણાવ્યો. બંને આનંદથી રહે છે. તેમાં તેમના જીવનમાં એક એવો ગોઝારો દિવસ ઉગ્યો કે તે દિવસે પ્રિયંકરને એકાએક પડખામાં દુખાવો ઉપડયો. તે ઉંધો ચત્તો પડવા લાગ્યો. એટલે સુંદરીએ તેના સાસુ સસરાને બૂમ પાડીને બોલાવ્યા. હજુ સાસુ સસરા આવે તે પહેલાં તો રૂપરૂપના અંબાર સમા નવયુવાન પ્રિયંકરના પ્રાણ સોનેરી શરીર રૂપી પિંજર છોડીને ચાલ્યા ગયા. સુંદરીના સેંથાના સીંદૂર લૂછાયાં. તેનું સૌભાગ્ય સરી પડયું. આંખમાંથી વહેતી અનરાધાર આંસુઓની ધારમાં આંખના કાજળ ધોવાઈ ગયા. કપાળે કરેલો કુમકુમનો ચાંલ્લો લૂછાઈ ગયો, ને સુંદરી પછાડ ખાઈને પડી ગઈ. ઘડી પહેલાં જે યુગલ આનંદ વિનોદમાં મસ્ત હતું તે યુગલ કંકણ નંદવાઈ ગયું. હાસ્યને સ્થાને રૂદન શરૂ થયા.

બંધુઓ ! વિચાર કરો. આ સંસારની કેવી વિચિત્રતા છે ! સંસાર એટલે શું ? તેનો જરા વિચાર કરજો. સંયોગના સોનેરી પડદા પાછળ વિયોગનું દુઃખ દેખાડે તેનું નામ સંસાર. સૂર્યની ઢળતી સાંજે અંધકારની વિચારણા પણ ન કરવા દે તેનું નામ સંસાર. નદીના કિનારે આશાના ગગનચુંબી મહેલ ચણનાર માનવીને ભવિષ્યનો વિચાર કરવા ન દે તેનું નામ સંસાર. આવો આ સંસાર છે. સુંદરી અને પ્રિયંકર સંસારની મોજ માણતાં હતાં ત્યારે તેમને એવો વિચાર સરખો શું આવ્યો હશે ખરો કે આપણને આવું વિયોગનું દુઃખ આવશે ! સુંદરીના પ્રેમના પુષ્પ સમાન પ્રિયંકર કરમાઈ ગયો. આખું કુટુંબ ભેગું થઈ ગયું. ડોકટરો આવ્યા પણ પ્રિયંકરના પ્રાણ ઉડી ગયા. માતા-પિતા માથા કુટવા લાગ્યા. પ્રિયંકરના મૃત્યુના સમાચાર સાંભળીને આખા સાકેતપુરમાં હાહાકાર મચી ગયો.

**"મોહે નચાવ્યો સુંદરીના આત્માને"** : પરંતુ રાગના કમળની કેદમાં પૂરાયેલી

સુંદરી આ વાત માનવા તૈયાર નથી. એને ઘેર, આવેલા માણુસોને તેમજ સાસુ સસરાને કહે છે કે તમે બધા શા માટે રડો છો? એમને કંઈ નથી થયું. પડખામાં અસહ્ય દુખાવો થયો એટલે તે બેભાન બની ગયા છે. જરા દવા લેશે એટલે હમણાં સ્વસ્થ થઈ જશે. બધા સુંદરીને સમજાવે છે પણ સમજતી નથી ને પતિનું માથું ખોળામાંથી સોંય મૂકતી નથી. બધા ઘણું સમજાવે છે કે તું સમજ હવે અંતિમ ક્રિયા કરવા દે પણ માનતી નથી. બધા સૂનમૂન બેઠા છે ત્યારે સુંદરીએ વિચાર કર્યો કે આ બધા ભેગા થઈને મારા ધણીને બાળી મૂકશે. તે કરતાં હું જંગલમાં ભાગી જાઉં. આમ મનમાં નક્કી કરી પતિના પ્રાણુ વિહોણું કલેવરને ખંભે ઉંચકીને દોડવા લાગી. બધા માણુસો કહે સુંદરી....સુંદરી....આ શું કરે છે? એની પાછળ દોડયા પણ કોની તાકાત છે કે એને પકડી શકે!

દેવાનુપ્રિયો! મોહની વિટંબણા કેવી છે! જે સુંદરી પાંચ શેર ભાર ઉંચકવા સમર્થ ન હતી તેણે મોહને વશ થઈ એના પતિનું કલેવર ખંભે ઉંચક્યું, ને દૂર જંગલમાં ચાલી ગઈ. એના સસરાને ખૂબ આઘાત લાગ્યો. બધા પાછળ દોડયા પણ વહુ ના સમજી તેથી શેઠ રડતા રાજા પાસે ગયા ને કહ્યું–મહારાજા! મારી વહુને સમજાવો. હું જીવનભર તમારો ઉપકાર નહિ ભૂલુ. રાજાની બાજુમાં તેમનો રાજકુમાર બેઠો હતો. તેને શેઠની ખૂબ દયા આવી. એટલે તેણે કહ્યું પિતાજી! આપની આજ્ઞા હોય તો હું આ શેઠની પુત્રવધુનું ગાંડપણુ દૂર કરવા જાઉં. ત્યારે રાજાએ કહ્યું પણ એ બાઈ ખૂબ મોહાધ છે. કેવી રીતે સમજશે? પિતાજી! મોહ આખી દુનિયાના ડહાપણુને ભૂલાવી દે છે. પણ હું તેને સમજાવીશ. પરમાર્થના કાર્ય માટે મને આજ્ઞા આપો. રાજાએ આજ્ઞા આપી એટલે જવા તૈયાર થયો.

**"સુંદરીનો મોહ ઉતરાવવા કુમારે કરેલી યુક્તિ":** રાજકુમારે એક મૃત્યુ પામેલી સ્ત્રીનું કલેવર મંગાવ્યું. તેને ખંભે ઉંચકીને જંગલમાં ચાલ્યો. સુંદરી એના પતિને લઈને એકાંત જંગલમાં એક વૃક્ષ નીચે બેઠી હતી. મોહમાં મુગ્ધ બનેલીને ભય પણુ લાગતો ન હતો અને તે વિચારતી હતી કે આજે નહિ તો કાલે મારી સાથે બોલશે. એમ આશાના તંતુએ ટકી રહી હતી. એટલામાં રાજકુમાર એક સ્ત્રીનું કલેવર લઈને તેને શોધતો શોધતો ત્યાં પહોંચી ગયો. એની સામે કલેવર મૂકીને બેઠો. ને બોલવા લાગ્યો કે હે માયા! તું બોલને. વિગેરે સુંદરીની માફક કરતો. છેવટે સુંદરીએ પૂછયું કે કેમ તમારી પત્ની બોલતી નથી? ત્યારે કુમારે સુંદરીની જેવી વાત બની છે તેવી બનાવટી વાત કરીને બધું કહ્યું. છેવટે બંને રડયા ને પછી શાંત થયા. પછી કુમાર કહે બહેન! સામે વૃક્ષ છે તેના બે ફળ લાવો. તેનો રસ આપણે પીવડાવીએ તો આ બેઠા થાય. આ વાત સાંભળી સુંદરી કહે કે ભલે,

તમે સાચવજો. તેમ કહીને ફળ લેવા ગઈ. ત્યાં દોડતો કુંવર ગયો કે હાલો બહેન! એ તો બંને વાતો કરે છે. હેં! સુંદરી દોડતી ત્યાં આવી પણ બંને સૂતા હતાં. કંઈ બોલતાં નથી.

બીજે દિવસે માયાકુમારે કહ્યું–બહેન! ગામમાં અમુક દુકાને દવા મળે છે તે તમે લઈ આવો. તો બંને ભાનમાં આવી જશે. સુંદરીએ કહ્યું–ભાઈ! તમે જાઓ તો સારું થાય. પણ ભાઈએ કહ્યું–'ના'. હું આ બંનેને સાચવીશ. તમે જાઓ, સુંદરીએ કહ્યું–ભાઈ! તમને સોંપીને જાઉં છું. તમે બરાબર ધ્યાન રાખજો. મને છોડીને એ ક્યાંય જાય નહિ. મોહ કેટલો ભયંકર છે! મરી ગયાં ને ત્રીજો દિવસ થયો છે. હવે તો મડદામાંથી દુર્ગંધ છૂટી છે પણ એને દુર્ગંધ પણ આવતી નથી. સુંદરી ગામમાં ગઈ. દવા મળી નહિ. છેવટે તે નિરાશ થઈને પાછી ફરી. માયાકુમાર તેને સામો મળ્યો. અરે ભાઈ! તમે કેમ આવ્યા? અરે બહેન! તમે ગયા પછી બંને વાતો કરે છે માટે હું તમને બોલાવવા આવ્યો છું તેમની વાત હું સમજી શકતો નથી. તમે ઝટ ચાલો. બંને આવ્યા ને જોયું તો એકે નથી.

સુંદરી તો બાવરી બનીને ચારે તરફ જોવા લાગી. કયાં ગયા? ખૂબ શોધ કરી પણ પતિ ન મળ્યાં ત્યારે રડવા લાગી. આ વખતે માયાકુમારે કહ્યું–બહેન! હું ન્હોતો કહેતો કે છાની છાની વાતો કરે છે નક્કી એ બંને આપણને ઠગીને ચાલ્યા ગયા. માયાકુમારે કહ્યું–હે માયાદેવી! તારા માટે મહેલ છોડી વન વગડાવેઠયો, ભૂખ્યો ને તરસ્યો મરી ગયો ત્યારે તું મને છોડીને બીજાની સાથે ભાગી ગઈ? આ સંસાર કેવો દગાબાજ છે! ત્યારે સુંદરી પણ બોલી–નાથ! તમારે ખાતર તો મેં ભેખ લીધો. બંગલો છોડીને એકલી વનમાં આવી. છતાં તમે બીજી સ્ત્રી સાથે પ્રેમ બાંધ્યો? તમે મને વિશ્વાસઘાત કર્યો? એકલી મૂકીને ચાલ્યા ગયા? એમ કહીને સુંદરી ખૂબ ઝૂરાપો કરવા લાગી.

બરાબર સમય જોઈને માયાકુમારે કહ્યું–બહેન! ગમે તેટલું રડો કે ઝૂરો પણ એ બંને આપણને ઠગીને ચાલ્યા ગયા. હવે તેમની પાછળ રડીને શું કરવાનું? એ આપણને છોડીને ગયાં ને આપણે પણ આ બધું છોડીને મૃત્યુને શરણ થવાનું છે. કોઇ કોઈનું નથી. ત્યાં સુંદરીએ કહ્યું–ભાઇ! મૃત્યુ તો મારા પતિને પણ એક દિવસ તો આવશે જ ને? 'હા'. બહેન! મૃત્યુ તો કોઈને છોડતું નથી. જેનો જન્મ છે તેનું મૃત્યુ અવશ્ય છે તેમાં નવાઈ નથી. મોહ ઘેલી બનીને તું જે તારા પતિના દેહને લઈને ફરતી હતી તે ક્યારનોય મૃત્યુ પામી ચૂક્યો હતો. તારો મોહ ઉતારવા માટે મેં આ બધું નાટક કર્યું હતું. સુંદરી કહે છે ભાઈ! શું કહો છો? એ મરી ગયા? હા. બહેન! આ સંસારમાં સંયોગ ને વિયોગનું ચક્ર ચાલ્યા કરે છે. આ આખો સંસાર બહારથી સોહામણો ને લોભામણો છે પણ અંદરથી બિહામણો છે,

સુખનાં સાધનો તુચ્છ લાગે. જેમ હનુમાનજીને રામ પ્રત્યે અથાગ ભક્તિ હતી એટલે એનું તન કહો, મન કહો, ધન કહો કે શ્વાસ કહો બધું રામમાં હતું. રામ સિવાય એમને બધું શૂન્ય દેખાતું હતું. જ્યારે અશોક વાટિકામાં રહેલા સીતાજીને હનુમાનજીએ રામનો સંદેશો આપ્યો ત્યારે સીતાજી ખુશ ખુશ થઈ ગયા. કારણ કે સીતાજીને રામથી અધિક વહાલું કોઈ ન હતું. એટલે વહાલાના સમાચાર લાવનાર હનુમાનને લગ્ન સમયે રામચંદ્રજીએ આપેલી વહાલામાં વહાલી મોતીની માળા ભેટ આપી દીધી. સીતાજીને મન એ માળા ખૂબ કિંમતી હતી. હનુમાનને માળા મળી એટલે ખુશ તો થયાં પણ વિચાર કર્યો કે આ માળામાં મારા રામચંદ્રજી છે કે નહિ? જેમાં રામ છે તેનું મારે કામ છે. રામ સિવાય મારે બીજા કોઈનું કામ નથી. રામને જોવા માટે હનુમાન સાચા મોતીના કટકા કરીને જોવા લાગ્યા. પણ એમાં એમને રામ દેખાયા નહિ. જેમાં રામ નહિ તેનું મારે કામ નહિ એમ માનીને મોતીના કટકા કરીને ફેંકી દીધા. જેમાં રામનું દર્શન થાય તે તેને ઇષ્ટ લાગતું. બાકી બધું અનિષ્ટ લાગતું હતું. તુચ્છ લાગતું હતું.

બંધુઓ! હનુમાનજીને રામ વિના બધું તુચ્છ લાગતું હતું તો તમને જ્ઞાન-દર્શન અને ચારિત્ર વિનાનું જીવન તુચ્છ લાગે છે? પૈસા, પત્ની અને પરિવાર એ ઉપયોગી અને ઉપકારી છે એવું તો અનાર્ય દેશના લોકો માને છે પણ તમે તો આર્ય દેશમાં ને આર્યકુળમાં જન્મેલા છો. તેમાં પણ વીતરાગ પ્રભુનું ઉત્તમ શાસન મળ્યું છે. એટલે તમે જિનેશ્વર પ્રભુની આજ્ઞા મુજબ વર્તન કરો કે તેનાથી વિરુધ્ધ વર્તન કરો છો? જિનેશ્વર પ્રભુની આજ્ઞા મુજબ આચરણ કર્યા સિવાય મોક્ષ નહિ મળે. પૈસા, પત્ની અને પરિવારમાં આનંદ છે એ માન્યતા બદલ્યા વિના જીવનની દિશા નહિ બદલાય. બોલો, તમને શું વહાલું છે દેવ-ગુરૂ અને ધર્મ કે પૈસા, પત્ની અને પરિવાર? તમારી સામે બે વાત મૂકી છે. એમાંથી તમને જે ગમે તે પસંદ કરી લો. તમને શું મળવાથી આનંદ થાય? બોલો તો ખરા. (હસાહસ).

અનંતકાળથી આત્મા ભવાટવીમાં ભ્રમણ કરે છે પણ હજુ સુધી આત્માનો ઉધ્ધાર થયો નથી તેનું તમારા દિલમાં વધારે દુઃખ છે કે આટલી મહેનત કરવા છતાં હજુ સુધી બંગલો, મોટર ને ફ્રીજ નથી મળ્યા તેનું વધારે દુઃખ છે? જેટલો સંસારના સુખના સાધનો મેળવવાનો પુરૂષાર્થ છે તેનાથી અંશ ભાગનો પુરૂષાર્થ આત્મસુખનાં સાધનો જ્ઞાન, દર્શન અને ચારિત્ર માટે છે. 'ના'. તમે સમજો તો માનવભવ એ રત્નદ્વીપ છે એ રત્નદ્વીપમાં આવીને જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપી રત્નો ભેગા કરી લેવાનાં છે. તમારા હીરા, માણેક, પન્ના, નીલમ વિગેરે રત્નો આ લોકમાં કામ આવે છે પણ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપી રત્નો બંને લોકમાં આત્માને સુખી

કરનાર છે. અને તે આત્માનું સાચું ધન છે. સમજો તો દેવોને પણ દુર્લભ એવો. આત્મસાધના કરવાનો સોનેરી સમય મળ્યો છે. તક ચૂકશો નહિ.

મલ્લીનાથ ભગવાનનો દીક્ષા મહોત્સવ ખૂબ આનંદપૂર્વક ઉજવાયો. દેવો ભગવાનનો દીક્ષા મહોત્સવ ઉજવીને પોતપોતાના સ્થાને ગયા. ત્યાર પછી શું બન્યું. "तए णं मल्ली अरहा जं चेव दिवसं पव्वइए तस्सेव दिवसस्स पच्चावरण्ह काल-समयंसि असोगवर पायवस्स पुढवीसिलावट्टयंसि सुहासणवरगयस्स सुहेणं परिणामेणं पसत्थेहिं अज्झवसाणेहिं पसत्थाहिं लेसाहिं विसुज्झमाणहिं तयावरण कम्मरय विकरणकरं अपुव्वकरणं अणुपविट्ठस्स अणंते जाव केवलवरनाण दंसणे समुप्पन्ने।" જે દિવસે મલ્લી અરિહંતે દીક્ષા ધારણ કરી તે દિવસે એટલે પોષ સુદ એકાદશીના દિવસે છેલ્લા ચોથા પ્રહરે અશોકવૃક્ષની નીચે ભગવાન પૃથ્વી શિલાપટ્ટક ઉપર સુખાસને બેઠેલા હતાં તે વખતે તેમને શુભ પરિણામ, પ્રશસ્ત અધ્યવસાય, અને પ્રશસ્ત વિશુધ્ધ લેશ્યા વડે સમસ્ત જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મરૂપી રજને નાશ કરનારા અપૂર્વકરણ નામના આઠમા ગુણસ્થાનકે જઈ ક્ષપક શ્રેણી માંડીને બારમે ગુણસ્થાનકે જઈ ચાર ઘાતી કર્મનો ક્ષય કરી તેરમા ગુણસ્થાનકના પહેલા સમયે પ્રભુને અનંત કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું.

બંધુઓ! ત્રેવીસ તીર્થંકરોને દિવસના પૂર્વભાગે કેવળજ્ઞાન થયું છે. અને મલ્લીનાથ પ્રભુને પાછલા પ્રહરે થયું છે. પોષ સુદ અગિયારસના દિને ભગવાનને કેવળજ્ઞાન અને કેવળ દર્શન થયું ત્યારે અશ્વિની નક્ષત્ર સાથે ચંદ્રનો યોગ હતો. કેવળજ્ઞાની સર્વદ્રવ્ય અને સર્વ પર્યાયોને જાણે છે. ભૂતકાળમાં શું બન્યું, ભવિષ્યમાં શું બનશે અને વર્તમાનમાં શું બની રહ્યું છે તે બધું જાણે છે. મલ્લીનાથ પ્રભુ દીક્ષા લઈને અનેક જીવોનાં તારણહાર બન્યા. તેમને કેવળજ્ઞાન થયું તેનો પડઘો દેવલોકમાં પડયો તેથી "सव्वदेवाणं आसणाइं चलेंति समोसढा केवलमहिमं करेन्ति।" બધા દેવોનાં, શક્ર દેવેન્દ્રનું તેમજ બીજા બધા ઈન્દ્રોના આસન ડોલવા માંડયા. ત્યારે દેવોને વિચાર થયો કે આપણાં આસનો કેમ ડોલે છે? તે જાણવા માટે ઉપયોગ મૂકીને અવધિજ્ઞાનથી જોયું કે મલ્લીનાથ અરિહંત પ્રભુને કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું છે, તેથી બધા દેવો જ્યાં મલ્લીનાથ પ્રભુ હતા ત્યાં આવ્યા. ત્યાં આવીને તેમણે ભગવાનનો કેવળજ્ઞાન મહોત્સવ ઉજવ્યો. સમવસરણની રચના કરી અને ભગવાને સર્વ જીવોને હિતકર, કર્મના બંધનને કાપનારી પવિત્ર દેશના આપી. તે દેશના સાંભળીને દેવો નંદીશ્વર દ્વીપે ગયા. ત્યાં જઈને તેમણે અષ્ટાન્હિકા મહોત્સવ ઉજવ્યો. ઉત્સવ ઉજવ્યા પછી બધા દેવો જે દિશામાંથી આવ્યા હતાં તે દિશામાં પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. ત્યાર પછી "कुंभए वि निग्गए" મિથિલા નગરીમાંથી કુંભક રાજા સહિત મોટો જન સમુદાય મલ્લીનાથ ભગવાનના દર્શન માટે નીકળ્યો.

કુંભક રાજા મોટા જન સમુદાય સાથે ભગવાન મલ્લીનાથનાં દર્શન કરવા માટે આવે છે. સૌના હૈયામાં હર્ષ છે.આ હર્ષ શેનો છે? આત્માનો. તમારો દીકરો પરદેશથી બાર વર્ષે આવતો હોય ત્યારે તમને કેટલો હર્ષ થાય છે? પણ યાદ રાખો કે સંસારનો હર્ષ જીવને કર્મ બંધાવશે ને ત્યાગનો આનંદ, સર્વજ્ઞના વંદનનો ઉલ્લાસ કર્મની બેખડો તોડી નાંખે. કેવળજ્ઞાન પામેલા સર્વજ્ઞ મલ્લીનાથ ભગવાનના દર્શન કરી તેમની દેશના સાંભળીને સૌનાં હૈયાં હરખાયા. માતા પિતાને આનંદનો પાર નથી. અહાહા! અમારી દીકરી ભગવાન બની.

બંધુઓ! આજે તો દીકરો જન્મે ત્યારે તમે પેંડા વહેંચો છો ને થાળી વગાડો છો. અને દીકરી આવે તો એમ થાય કે પથરો આવ્યો. પણ દેખો અહીં દીકરીએ કેવું નામ કાઢયું! એવા તો કંઈક સિધ્ધાંતમાં દાખલા છે.

રાજેમતીએ તેની સખીઓ સાથે દીક્ષા લીધી અને ગિરનાર પર્વત ઉપર ભગવાનનાં દર્શન કરવા માટે ઉમંગભેર જતાં હતાં. રસ્તામાં ખૂબ વરસાદ પડયો ત્યારે સૌ એકબીજાથી જુદા પડી ગયા. જેને જ્યાં જગ્યા મળી ત્યાં ઉભા રહી ગયા. રાજેમતી એક ગુફામાં ગયા. રાજેમતીના શરીરનું તેજ અલૌકિક હતું. તેમનાં દેહના તેજથી ગુફા ઝળહળી ઉઠી. ગુફામાં રહનેમિ ધ્યાન ધરીને ઉભા હતાં. તેમણે તેજતેજનાં અંબાર જેવી રાજેમતીને જોઈ ને તેમનું મન સંયમથી ચલિત થયું અને રાજેમતીને કહ્યું આવ, આપણે સંસારના સુખ ભોગવીએ પછી દીક્ષા લઈશું. પોતે રથનેમિ છે તેની ઓળખાણ આપી. તે વખતે જેના લોહીના અણુઅણુમાં સંયમના તેજ ઝળકે તે રાજેમતીએ કહ્યું–

> धिरत्थु तेऽजसोकामी, जो तं जीविय कारणा ।
> वंतं इच्छसि आवेउं, सेयं ते मरणं भवे ॥ દશ. સૂ. અ. ૨ ગાથા ૭

હે અપયશના કામી! તારા અસંયમી જીવનને ધિક્કાર છે. જે સંસારને તેં વમી નાંખ્યો તેને ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે? આના કરતાં તારા માટે મરણ શ્રેયકારી છે. એવા જોમભર્યા શબ્દોથી રહનેમીને ફટકાર્યા કે પડવાઈના પંથે જતાં ઠેકાણે આવી ગયા. આવા કડક શબ્દો કોણ કહી શકે? જેનામાં ખમીર હોય તે કહી શકે. રાજેમતીએ સાચી સિંહણ બનીને ગર્જના કરી તો રહનેમિ આત્મભાવમાં આવી ગયો. બોલો, રહનેમીને સ્થિર કરનાર રાજેમતી એક સ્ત્રી છે ને!

હવે મલ્લીનાથ ભગવાનનાં પૂર્વના મિત્રો જિતશત્રુ પ્રમુખ છ રાજાઓ મલ્લીનાથ પ્રભુ પાસેથી પ્રતિબોધ સાંભળીને વૈરાગ્ય પામી પોતાની રાજધાનીમાં ગયા હતા તે છ એ રાજાઓ પોતપોતાના મોટા પુત્રોને રાજગાદીએ બેસાડીને હજાર પુરૂષો ઉંચકે તેવી પાલખીઓમાં બેસીને પોતાની સર્વઋધ્ધિ સાથે મંગલ ગીતો અને વાજિંત્રો

વગાડતાં જ્યાં મલ્લી અરિહંત ભગવાન બિરાજમાન હતાં ત્યાં આવ્યા. ત્યાં આવીને તેમણે ભગવાનને વંદન નમસ્કાર કર્યા. અને તેમની સારી પેઠે ઉપાસના કરી. મલ્લીનાથ પ્રભુએ વિશાળ જન સમુદાય, કુંભક રાજા તેમજ જિતશત્રુ પ્રમુખ છ રાજાઓની સામે શ્રુત ચારિત્રરૂપ ધર્મનો ઉપદેશ આપ્યો.

તીર્થંકર પ્રભુની વાણી પથ્થર જેવા કઠોર દિલના માનવીને પણ પીગળાવી નાંખે છે મોહ ભરેલાં માનવીનાં મોહ ઉતારી નાંખે છે, ને ગર્વિષ્ઠોના ગર્વ પણ ગાળી નાંખે છે. એવી પ્રભુની વાણીમાં તાકાત છે. કંઈક જીવોને ભગવાનની વાણી સાંભળીને સંસાર ડાંગરના ફોતરા જેવો તુચ્છ લાગ્યો, ને સંસાર ત્યાગી સંયમી બનવા તત્પર બન્યા. જે સંયમ લેવા શક્તિમાન ન હતાં તેમણે બાર વ્રત અંગીકાર કર્યા અને જન સમુદાય જે દિશા તરફથી આવ્યો હતો તે દિશા તરફ પાછો ચાલ્યો ગયો. કુંભક રાજા શ્રમણોપાસક બન્યા અને પ્રભાવતી દેવી પણ શ્રમણોપાસિકા બન્યા. ત્યાર પછી જિતશત્રુ પ્રમુખ છ રાજાઓએ મલ્લીનાથ પ્રભુના ઉપદેશથી પ્રતિબોધ પામીને આ પ્રમાણે કહ્યું "अलित्तेणं भंते लोए! पलित्तेणं भंते लोए।" હે ભગવંત! આ ચતુર્ગતિ રૂપ સંસાર ચારે તરફથી સળગી રહ્યો છે. આ લોક અત્યંત પ્રજ્વલિત થઈ રહ્યો છે. અગ્નિની તીવ્ર જ્વાળાઓની જેમ હમેંશા જન્મ-જરા અને મરણ રૂપી દુઃખો આ લોકને સળગાવતા રહે છે. હે ભગવંત! જેમ કોઈ માણુસના ઘરમાં આગ લાગે ત્યારે સૂતેલાને જગાડે છે ને કહે છે કે આગ લાગી છે. બહાર નીકળો. તેમ પ્રજ્વલિત એવા સંસારમાં મોહ નિદ્રા વશ થએલાં અમારા જેવાને આપે બોધ પમાડીને કલ્યાણકારી માર્ગ બતાવ્યો છે તો હવે અમારા આપની પાસે દીક્ષા લેવાના ભાવ છે. આપ અમને દીક્ષા આપો. અમારો સ્વીકાર કરો.

મોક્ષગામી વિનયવંત શિષ્યોને ગુરૂ દીક્ષા આપવાની સંમતિ આપે, એને દીક્ષા આપે ત્યારે તે ગુરૂનો મહાન ઉપકાર માને અને ગુરૂના ચરણમાં પડીને કહે હે ગુરૂદેવ! આપે મારો સ્વીકાર કરી મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. આપે મારો હાથ ઝાલ્યો તે મારું મહાન ભાગ્ય છે. આપે મારો હાથ ન પકડયો હોત ને મને ચારિત્ર રત્ન ન આપ્યું હોત તો મારું શું થાત? સુપાત્ર શિષ્ય આ રીતે ગુરૂનો ઉપકાર માને અને કુપાત્ર શિષ્ય આથી જુદું વર્તન કરે છે. અહીં જિતશત્રુ પ્રમુખ છ રાજાઓ મલ્લીનાથ ભગવાનને વિનંતી કરે છે કે હે અમારા નાથ! અમારા પરમતારક! જીવન આધાર! આપ અમારા આધાર છો. અમારા શરણરૂપ છો. માટે અમને દીક્ષાની ભિક્ષા આપો. હવે મલ્લીનાથ ભગવાન જિતશત્રુ પ્રમુખ છ રાજાઓને દીક્ષા આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૦૯

**કારતક સુદ પુનમને શનીવાર** **તા. ૬-૧૧-૭૬**

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો ! અનંત ઉપકારી, વાત્સલ્યનાં વહેણુ વાળી, કરૂણા દૃષ્ટિથી જગતના જીવોના સમક્ષ દૃષ્ટિ કરનાર, શાસનપતિ પ્રભુના મુખમાંથી ઝરેલી વાણી તેનું નામ સિધ્ધાંત ભગવંતની વાણી અત્યંત નિપુણ અને પ્રમાણિક છે. સર્વજ્ઞ ભગવંતની વાણી અદ્દભૂત અને સો ટચના સોના જેવી સત્ય છે. જેના દ્વારા આપણે જડ અને ચેતન પદાર્થોને વાસ્તવિક રૂપે જાણી શકીએ છીએ. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ વિગેરે તત્ત્વોનું પ્રતિપાદન કરનાર હોય તો તે જિનવચન છે. અત્યારે આપણને જો જિનવાણીનો આધાર ન હોત તો આપણે આત્મકલ્યાણ કેવી રીતે કરી શકત ? મોહાંધકારથી ભરેલા સંસારમાં વીતરાગ ભગવંતની વાણી એ સહસ્રરશ્મિનું કામ કરે છે. વીરપ્રભુની વાણી ભવવનમાં ભૂલા પડેલા માનવી માટે ભોમીયા સમાન છે. ભવસાગરમાં ઝોલા ખાતા માનવી માટે જહાજ સમાન છે. વિષયોના વિષમ વિષને ઉતારવા માટે પરમ મંત્ર સમાન છે. આધિ, વ્યાધિ ને ઉપાધિ રૂપ ત્રિવિધ તાપથી સંતપ્ત જીવો માટે વિસામાનો ઘટાદાર વડલો છે. અશરણને શરણ રૂપ અને નિરાધારને આધાર રૂપ છે. અને તૃષ્ણા રૂપી તૃષાથી તૃષિત જીવો માટે ગંગાના શીતળ નીર સમાન છે.

આજે ચાતુર્માસ પૂર્ણાહૂતિના દિવસે સંત-સતીજીઓ ક્ષમાપના કરે છે. જ્ઞાની કહે છે કે જે જીવો ક્ષમારૂપી કલ્પવૃક્ષની છાયામાં બેસે છે તે મનવાંછિત ફળને પ્રાપ્ત કરે છે. અને જે ક્રોધ કષાયાદિ વિષવૃક્ષની નીચે જઈને બેસે છે તે તેના ઝેરના પ્રભાવથી ભવની પરંપરા વધારી જન્મોજન્મ સુધી દુઃખ ભોગવે છે. એટલા માટે પ્રભુએ ઉપદેશ આપ્યો છે કે મોક્ષના ઇચ્છુક જીવોએ ગમે તેવા સંયોગોમાં પણ ક્ષમા રૂપી કલ્પવૃક્ષનો આશ્રય ના છોડવો જોઈએ. ક્ષમા ધર્મ મહાન છે. જે ગમે તેવા સંયોગોમાં ક્ષમા છોડતા નથી તેના ચરણોમાં દેવો ઝૂકે છે. આગળના વખતમાં ક્ષમાવાન સાધુઓ અને શ્રાવકોની પરીક્ષા કરવા દેવો આવતા, ને તેને અનેક પ્રકારના કષ્ટો આપી ડગાવવા માટે પ્રયત્નો કરતાં હતાં પણ તેઓ ક્ષમાધર્મથી વિચલિત થતા ન હતા. કહ્યું છે કે "क्षमा खड्गं करे यस्य दुर्जनः किं करिष्यति ?" ક્ષમા રૂપી ખડ્ગ જે વ્યક્તિના હાથમાં હોય છે તેનું શત્રુ શું બગાડી શકે ? કંઈજ નહિ. ટૂંકમાં ક્ષમા આગળ મોટા બળવાન શત્રુઓ પણ નમી પડે છે. કારણ કે સાધક આત્માઓ જ્યારે આત્મસાધના કરવામાં પ્રવૃત્ત થાય છે ત્યારે તેના માર્ગમાં આક્રમણ કરનારા કષાય રૂપી શત્રુઓને જીતવા સર્વ પ્રથમ ક્ષમા રૂપી ખડ્ગ હાથમાં રાખે છે. જેની પાસે ક્ષમા રૂપી શસ્ત્ર છે તેના સામે કોઈ ટકી શકતું નથી.

દેવાનુપ્રિયો ! ક્ષમામાં મહાન શક્તિ રહેલી છે. ક્ષમા એ મહાન ઉત્તમ ગુણ છે. સાધુના દશયતિ ધર્મમાં પણ ક્ષમાને પ્રથમ ધર્મ કહ્યો છે. એટલે સાધક આત્માઓ કોઈ નાનોસૂનો અપરાધ થયો હોય તો પણ તેની તરત ક્ષમાયાચના માગે છે. અપરાધની ક્ષમા માંગી લેવાથી હૃદય હળવું બને છે. આત્મામાં આલ્હાદ ભાવ આવે છે. સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ પેદા થતાં એકબીજા પ્રત્યે વિશ્વાસ પેદા થાય છે. માટે ક્ષમાપના કરવાની છે.

વિચારો. જેમ કેરીનું, કોઠાનું આદિ વૃક્ષો પથ્થરના ઘા સહન કરીને બીજાને ફળ આપે છે તેમ આપણે પણ કષ્ટ વેઠીને બીજાને સુખ આપવું. દા. ત. મીણબત્તી બળીને પ્રકાશ આપે છે ને અગરબત્તી બળીને સુવાસ આપે છે ત્યારે માનવી કષ્ટ વેઠીને બીજાને શું આપે છે, છતાં "બહુ રત્ના વસુંધરા" એવા નરરત્નો આ પૃથ્વી ઉપર વસેલા છે કે જે પોતાનું સમગ્ર સુખ જતું કરીને બીજાનું દુઃખ ભાંગે છે. આપ જાણો છો કે આજે સુખની મહેલાતોમાં મ્હાલતો શ્રીમંત રંક બની જાય છે ને કાલનો રંક આજે રાજા બનીને મહેલાતોમાં મ્હાલતો હોય છે, આ બધા કર્મરાજાનાં ખેલ છે એમ સમજીને માનવીએ સુખમાં મદોન્મત બનવું નહિ ને દુઃખમાં ગભરાવું નહિ, અને ઉપકારીના ઉપકાર કદી ભૂલવા નહિ. માનવતાનો પાઠ એ શીખવાડે છે કે તારું ભૂરું કરનારનું પણ તું ભલું કરજે. અહીં એક બનેલી કહાની યાદ આવે છે.

એક મોટા કરોડપતિ ગર્ભશ્રીમંત શેઠ હતાં. પોતાને મોટી શરાફીની પેઢી હોવાથી રોજ લાખો રૂપિયાની ઉથલપાથલ કરતા હતા. તે વખતે તેના ભાગ્યનો ભાનુ ખૂબ ચમકતો હતો. એ જે ધંધો કરે તેમાં તેને સવાયો લાભ થતો હતો. એટલે લક્ષ્મી તો પાણીના પુરની જેમ તેને ત્યાં આવતી હતી. આ શેઠની પેઢી ઉપર એક ગરીબ માણસ મુનીમની નોકરી માટે આવ્યો. શેઠે તેની પરીક્ષા કરવા માટે તેની પાસે અક્ષર લખાવી જોયાં. અક્ષર તો મોતીના દાણા જેવા સુંદર હતાં. તે જોઈને શેઠ ખૂબ ખુશ થયા. પછી બુધ્ધિની પરીક્ષા લેવા પૂછ્યું-ભાઈ ! તમને લખતાં તો સારું આવડે છે પણ ભૂંસતાં આવડે છે ? ત્યારે તેણે કહ્યું-હા. શેઠે કહ્યું તો ભૂંસી નાંખો. ત્યારે તેણે કહ્યું-શેઠજી ! એમ ના ભૂંસાય. તો કેમ ભૂંસાય ? સાહેબ ! એ તો કોઈ ગરીબ માણસ છે તે આપણા પૈસા ભરવા સમર્થ નથી ત્યારે થોડાં ઘણાં લઈને ચૂકતે કરવા તેનું નામ ભૂંસ્યું કહેવાય.

માણસની બુધ્ધિ જોઈ શેઠે તેને નોકરી રાખી લીધો. તેનું નીતિભર્યું જીવન જોઈને મુખ્ય મુનીમ બનાવ્યો છતાં તેનામાં અનીતિ કે અભિમાનનું તો નામ નહિ. નીતિ અને નમ્રતાથી કાર્ય કરતો. તેની શુધ્ધ દાનત, નમ્રતા અને કાર્યકુશળતા જોઈ શેઠે પેઢીનો તમામ વહીવટ મુનીમના હાથમાં સોંપી દીધો. ઘરના નોકરો, મુનિમો

બધા સારા ને દિલના ચોખ્ખા સદ્ભાગ્યે મળે છે. એક વખત શેઠ અને મુનીમ ગાડીમાં બેસીને ફરવા જતાં હતાં. રસ્તામાં ચીભડા વેચનારી બાઈને જોઈને શેઠે ચીભડાનો ભાવ પૂછયો. તેણે બે પૈસા કહ્યા. શેઠે એક પૈસો આપવા માંડયો ત્યારે બાઈ કહે છે કે તે કરતાં મફત લઈ જાવ. શેઠે લઈ લીધું. આથી મુનીમના મનમાં થયું કે હવે શેઠની પુન્નાઈ ઘટી.

**"શેઠની વૃત્તિ જોઈને મુનિમે માંગેલી રજા"** : મુનીમજી ખૂબ ગંભીર અને શાણાં હતાં. શેઠની આવી વર્તણુંક જોઈને સમજી ગયો કે મારા શેઠની પડતી દશા આવશે. કારણ કે પ્રથમ તો આવા કરોડપતિ શેઠ આવું મામૂલી ચીભડું પોતાની જાતે ખરીદે નહિ. તે ખરીદે તો આવા ગરીબ માણસને બે પૈસાને બદલે પાંચ પૈસા આપીને ખુશ કરે પણ નિરાશ કરે નહિ. પણ શેઠે તો ગરીબ બાઈનું ચીભડું મફતમાં લઈ લીધું. આ પડતીનું નિશાન છે. મારે અહીં રહેવું યોગ્ય નથી. કારણ કે મારા શેઠને હું દુઃખી જોઈ શકું નહિ. આમ વિચારીને મુનીમજીએ શેઠને કહ્યું. શેઠજી! આપના પુણ્ય પ્રતાપે હું સુખી છું. મારી પત્નીને ઘણાં સમયથી દેશમાં મૂકીને આવ્યો છું માટે હવે મને રજા આપો. શેઠે કહ્યું– મારી પેઢીના સ્થંભ તમે છો. હું તમને રજા નહિ આપું. પણ મુનીમનો છૂટા થવાનો ઘણો આગ્રહ હોવાથી શેઠે રડતી આંખે રજા આપી અને તેના બહુમાનમાં રૂ. પચ્ચીસ હજાર દીધા. મુનીમ પોતાના ગામ ગયો.

**"મુનીમની જાગેલી ભાગ્યદશા અને શેઠની આવેલી પડતી દશા"** : મુનીમે ગામમાં જઈને ધંધો શરૂ કર્યો. તેનો ભાગ્યોદય જાગતા ખૂબ વહેપાર વધ્યો ને લાખોપતિ બની ગયો. બીજી બાજુ શેઠને વહેપારમાં મોટી ખોટ આવી, ધંધા પડી ભાગ્યા છેવટે બધું વેચાઈ ગયું. ખાવાના સાંસા પડયા. શેઠ શેઠાણી ચોધારા આંસુએ રડે છે પણ કોઈ છાનું રાખનાર નથી હજારોને પાળનારને આજે રોટીના સાંસા પડયા. પરિણામે ગામ છોડયું. અને બંને માણસો ફરતાં ફરતાં મુનીમના ગામમાં આવ્યા. ગામ બહાર બગીચામાં શેઠાણીને બેસાડી શેઠ ગામમાં આવ્યા. ચારે બાજુ મુનીમનું ઘર અને પેઢી શોધે છે. છેવટે દુકાન જડી ને મુનીમની દુકાને આવ્યા તો તે તો પેઢી ઉપર બેઠા છે ને મોટા શેઠ બન્યા છે. કેટલાય વહેપારીઓ તેની પાસે ધંધા માટે બેઠા છે.

આ સમયે નિર્ધન બની ગયેલાં શેઠ દુકાનની સામેના એક ઓટલા ઉપર બેસીને જોવા લાગ્યા કે શું મારા મુનીમના માન છે! શું એનો વૈભવ છે? એનાં વૈભવ આગળ હું તો ભિખારી જેવો દેખાઉં છું. આવો મોટો મુનીમ મારા સામું જોશે? એ મને ઓળખશે? મારી ગરીબાઈ જોઈને એને દયા આવશે? કારણ કે આ સંસારમાં

તો જ્યાં મધ હોય ત્યાં મધમાખીઓ આવે છે. અત્યારે મારી પાસે પૈસાનું મધ નથી તો એ મને બોલાવશે ખરો ? જો એની દૃષ્ટિ મારા ઉપર પડી જાય ને મને બોલાવે તો હું તરત એની પાસે જાઉં. પણ વગર બોલાવ્યે આવા શ્રીમંત પાસે કેમ જવાય ? આમ વિચાર કરતાં શેઠ ઉભા છે ત્યાં મુનીમની નજર આવે છે. પોતાના શેઠને જોઈને તે તરત ગાદી ઉપરથી ઉભો થઈને શેઠની પાસે આવી પગમાં પડે છે ને શેઠની સ્થિતિ જોઈને રડી પડે છે. પછી બધી હકીકત પૂછે છે. શેઠ બધી વાત કરે છે ત્યારે મુનીમ કહે છે કે આ બધું તમારું છે. હું તમારો દીકરો છું. તમે સ્હેજ પણ ગભરાશો નહિ.

દેવાનુપ્રિયો ! મુનીમની કેટલી કૃતજ્ઞતા છે ! અને શેઠના ઉપકારનો બદલો વાળવાની કેવી પવિત્ર ભાવના છે ! તમારા ઉપર કોઈએ સ્હેજ પણ ઉપકાર કર્યો હોય તો તમે ભૂલશો નહિ. આ મુનીમ જેવા કૃતજ્ઞ બનજો. મુનીમે શેઠને ગાદી પર બેસાડીને તેમને પૂછયું. મારા માતાજી સમાન શેઠાણી ક્યાં છે ? આપ એકલા પધાર્યા છો કે તે સાથે આવ્યા છે ? શેઠે કહ્યું કે તે મારી સાથે આવ્યા છે. અને તે ગામ બહાર બગીચામાં વિસામો લેવા બેઠા છે. મુનીમે કહ્યું. આપ હવે તેમની ચિંતા ન કરશો. હું ગાડી મોકલીને તેમને તરત તેડાવી લઉં છું. આમ કહીને મુનીમ ઘેર ગયો.

આ તરફ શું બન્યું ? શેઠાણી બગીચામાં ઝાડ નીચે બેઠા હતા. તે વખતે આ મુનીમના બાબાને નોકર બગીચામાં રમાડવા માટે લઈને આવ્યો. મુનીમને ઘેર ઘણાં વર્ષે પારણું બંધાયું હતું. સાત ખોટનો બાબો હતો. એટલે દાગીના ખૂબ પહેરાવ્યા હતાં. નોકર બાબાને રમાડતા સામે ફુલ લેવા ગયો. આ વખતે દાગીના જોઈને શેઠાણીની દાનત બગડી કે હવે ભૂખ્યા રહેવાતું નથી. શેઠ રાખશે કે નહિ રાખે. માટે લાવને આ બાબાને મારી ને દાગીના લઈ લઉં. "બુભુક્ષિતો કિં ન કરોતિ પાપમ્ ?" ભૂખ્યો માણસ શું પાપ નથી કરતો ? શેઠાણીએ દુઃખના માર્યા એટલો પણ વિચાર ન કર્યો કે અમે કર્મોદયથી દુઃખી થઈ રહ્યા છીએ ને હજુ પણ આવા પાપ કરીશું તો અમારું શું થશે ? દાગીના ખાતર ફુલ જેવા રમતા બાળકને ગળું દબાવીને મારી નાંખ્યો ને બધા દાગીના લઈ લીધા. પણ મરેલા બાળકને મૂકવો કયાં ? કોઈ જોઈ જાય તો ? વિચાર કરતાં ટોપલામાં બાળકને અને દાગીનાને મૂકીને કપડું ઢાંકી દીધું.

બંધુઓ ! કર્મને શરમ નથી. કર્મની દશા શું કરાવે છે ? હજારોનાં પાલનહાર દયાળુના દિલમાં પણ નિર્દયતાનો પ્રવેશ કરાવી બાળકનાં પ્રાણ લેવાનું હિંસક કામ કરાવ્યું. કર્મના ઉદય વખતે માનવી વિચાર શૂન્ય બની જાય છે. તેને

બધા સારા ને દિલના ચોખ્ખા સદ્‌ભાગ્યે મળે છે. એક વખત શેઠ અને મુનીમ ગાડીમાં બેસીને ફરવા જતાં હતાં. રસ્તામાં ચીભડા વેચનારી બાઈને જોઈને શેઠે ચીભડાનો ભાવ પૂછયો. તેણે બે પૈસા કહ્યા. શેઠે એક પૈસો આપવા માંડયો ત્યારે બાઈ કહે છે કે તે કરતાં મફત લઈ જાવ. શેઠે લઈ લીધું. આથી મુનીમના મનમાં થયું કે હવે શેઠની પુન્નાઈ ઘટી.

**"શેઠની વૃત્તિ જોઈને મુનિમે માંગેલી રજા"** : મુનીમજી ખૂબ ગંભીર અને શાણાં હતાં. શેઠની આવી વર્તણુંક જોઈને સમજી ગયો કે મારા શેઠની પડતી દશા આવશે. કારણ કે પ્રથમ તો આવા કરોડપતિ શેઠ આવું મામૂલી ચીભડું પોતાની જાતે ખરીદે નહિ. તે ખરીદે તો આવા ગરીબ માણસને બે પૈસાને બદલે પાંચ પૈસા આપીને ખુશ કરે પણ નિરાશ કરે નહિ. પણ શેઠે તો ગરીબ બાઈનું ચીભડું મફતમાં લઈ લીધું. આ પડતીનું નિશાન છે. મારે અહીં રહેવું યોગ્ય નથી. કારણ કે મારા શેઠને હું દુઃખી જોઈ શકું નહિ. આમ વિચારીને મુનીમજીએ શેઠને કહ્યું. શેઠજી! આપના પુણ્ય પ્રતાપે હું સુખી છું. મારી પત્નીને ઘણાં સમયથી દેશમાં મૂકીને આવ્યો છું માટે હવે મને રજા આપો. શેઠે કહ્યું– મારી પેઢીના સ્થંભ તમે છો. હું તમને રજા નહિ આપું. પણ મુનીમનો છૂટા થવાનો ઘણો આગ્રહ હોવાથી શેઠે રડતી આંખે રજા આપી અને તેના બહુમાનમાં રૂ. પચ્ચીસ હજાર દીધા. મુનીમ પોતાના ગામ ગયો.

**"મુનીમની જાગેલી ભાગ્યદશા અને શેઠની આવેલી પડતી દશા"** : મુનીમે ગામમાં જઈને ધંધો શરૂ કર્યો. તેનો ભાગ્યોદય જાગતા ખૂબ વહેપાર વધ્યો ને લાખોપતિ બની ગયો. બીજી બાજુ શેઠને વહેપારમાં મોટી ખોટ આવી, ધંધા પડી ભાગ્યા છેવટે બધું વેચાઈ ગયું. ખાવાના સાંસા પડયા. શેઠ શેઠાણી ચોધારા આંસુએ રડે છે પણ કોઈ છાનું રાખનાર નથી હજારોને પાળનારને આજે રોટીના સાંસા પડયા. પરિણામે ગામ છોડયું. અને બંને માણસો ફરતાં ફરતાં મુનીમના ગામમાં આવ્યા. ગામ બહાર બગીચામાં શેઠાણીને બેસાડી શેઠ ગામમાં આવ્યા. ચારે બાજુ મુનીમનું ઘર અને પેઢી શોધે છે. છેવટે દુકાન જડી ને મુનીમની દુકાને આવ્યા તો તે તો પેઢી ઉપર બેઠા છે ને મોટા શેઠ બન્યા છે. કેટલાય વહેપારીઓ તેની પાસે ધંધા માટે બેઠા છે.

આ સમયે નિર્ધન બની ગયેલાં શેઠ દુકાનની સામેના એક ઓટલા ઉપર બેસીને જોવા લાગ્યા કે શું મારા મુનીમના માન છે! શું એનો વૈભવ છે? એનાં વૈભવ આગળ હું તો ભિખારી જેવો દેખાઉં છું. આવો મોટો મુનીમ મારા સામું જોશે? એ મને ઓળખશે? મારી ગરીબાઈ જોઈને એને દયા આવશે? કારણ કે આ સંસારમાં

તો જ્યાં મધ હોય ત્યાં મધમાખીઓ આવે છે. અત્યારે મારી પાસે પૈસાનું મધ નથી તો એ મને બોલાવશે ખરો? જો એની દૃષ્ટિ મારા ઉપર પડી જાય ને મને બોલાવે તો હું તરત એની પાસે જાઉં. પણ વગર બોલાવ્યે આવા શ્રીમંત પાસે કેમ જવાય? આમ વિચાર કરતાં શેઠ ઉભા છે ત્યાં મુનીમની નજર આવે છે. પોતાના શેઠને જોઈને તે તરત ગાદી ઉપરથી ઉભો થઈને શેઠની પાસે આવી પગમાં પડે છે ને શેઠની સ્થિતિ જોઈને રડી પડે છે. પછી બધી હકીકત પૂછે છે. શેઠ બધી વાત કરે છે ત્યારે મુનીમ કહે છે કે આ બધું તમારું છે. હું તમારો દીકરો છું. તમે સ્હેજ પણ ગભરાશો નહિ.

દેવાનુપ્રિયો! મુનીમની કેટલી કૃતજ્ઞતા છે! અને શેઠના ઉપકારનો બદલો વાળવાની કેવી પવિત્ર ભાવના છે! તમારા ઉપર કોઈએ સ્હેજ પણ ઉપકાર કર્યો હોય તો તમે ભૂલશો નહિ. આ મુનીમ જેવા કૃતજ્ઞ બનજો. મુનીમે શેઠને ગાદી પર બેસાડીને તેમને પૂછયું. મારા માતાજી સમાન શેઠાણી ક્યાં છે? આપ એકલા પધાર્યા છો કે તે સાથે આવ્યા છે? શેઠે કહ્યું કે તે મારી સાથે આવ્યા છે. અને તે ગામ બહાર બગીચામાં વિસામો લેવા બેઠા છે. મુનીમે કહ્યું. આપ હવે તેમની ચિંતા ન કરશો. હું ગાડી મોકલીને તેમને તરત તેડાવી લઉં છું. આમ કહીને મુનીમ ઘેર ગયો.

આ તરફ શું બન્યું? શેઠાણી બગીચામાં ઝાડ નીચે બેઠા હતા. તે વખતે આ મુનીમના બાબાને નોકર બગીચામાં રમાડવા માટે લઈને આવ્યો. મુનીમને ઘેર ઘણાં વર્ષે પારણું બંધાયું હતું. સાત ખોટનો બાબો હતો. એટલે દાગીના ખૂબ પહેરાવ્યા હતાં. નોકર બાબાને રમાડતા સામે ફુલ લેવા ગયો. આ વખતે દાગીના જોઈને શેઠાણીની દાનત બગડી કે હવે ભૂખ્યા રહેવાતું નથી. શેઠ રાખશે કે નહિ રાખે. માટે લાવને આ બાબાને મારી ને દાગીના લઈ લઉં. "બુભુક્ષિતો કિં ન કરોતિ પાપમ્?" ભૂખ્યો માણસ શું પાપ નથી કરતો? શેઠાણીએ દુઃખના માર્યા એટલો પણ વિચાર ન કર્યો કે અમે કર્મોદયથી દુઃખી થઈ રહ્યા છીએ ને હજુ પણ આવા પાપ કરીશું તો અમારું શું થશે? દાગીના ખાતર ફુલ જેવા રમતા બાળકને ગળું દબાવીને મારી નાંખ્યો ને બધા દાગીના લઈ લીધા. પણ મરેલા બાળકને મૂકવો ક્યાં? કોઈ જોઈ જાય તો? વિચાર કરતાં ટોપલામાં બાળકને અને દાગીનાને મૂકીને કપડું ઢાંકી દીધું.

બંધુઓ! કર્મને શરમ નથી. કર્મની દશા શું કરાવે છે? હજારોનાં પાલનહાર દયાળુના દિલમાં પણ નિર્દયતાનો પ્રવેશ કરાવી બાળકનાં પ્રાણ લેવાનું હિંસક કામ કરાવ્યું. કર્મના ઉદય વખતે માનવી વિચાર શૂન્ય બની જાય છે. તેને

કૃત્યાકૃત્યનું પણ ભાન નથી રહેતું. શેઠાણી છોકરાની લાશને ટોપલામાં ઢાંકીને ત્યાં બેઠા હતા. ત્યાં ફુલ લેવા ગયેલો નોકર આવ્યો પણ બાબાને જોયો નહીં એટલે તેના પેટમાં ફાળ પડી. બાબો ક્યાં ગયો ? તે બેબાકળો બની ચારે તરફ જોવા લાગ્યો પણ ક્યાંય બાબો જોવામાં ન આવ્યો. ત્યારે તેણે શેઠાણીને પૂછયું. બહેન ! તમે બાબાને જોયો છે ? ત્યારે શેઠાણીએ કહ્યું કે બાબો શું ને વાત શું ? નોકર ખૂબ હોંશિયાર છે. ફરીને પૂછયું. બાઈ ! આ તારા ટોપલામાં શું છે ? મને જોવા દે. બાઈ એને જોવા દેતી નથી પણ પરાણે નોકરે તેનો ટોપલો ફેંદયો તો અંદરથી બાબાની લાશ અને દાગીના પકડાયા. આ જોઈ નોકર રડી પડયો. અરેરે.... હું શેઠને શું મોઢું બતાવીશ ? હે પાપણી ! તેં ગજબ કર્યો. મારા શેઠનો એકનો એક લાડકવાયો મારી નાંખ્યો ! નિર્દય ! તને દયા ન આવી. ધિક્કાર છે તને ! એમ પોકે ને પોકે રડવા લાગ્યો. શેઠાણી પકડવાના ડરથી થરથર ધ્રુજવા લાગી. એના પસ્તાવાનો પાર ન રહ્યો. ભગવાન કહે છે હે જીવ ! તું છાને ખૂણે પાપ કરીશ તો પણ આખરે પ્રગટ થયા વિના રહેવાનું નથી.

શેઠાણીનું પાપ તરત ફૂટી ગયું. જેના ઘરનો સહારો લેવાની આશાથી આવ્યા હતા તેના ઘરનું કુમળું ફૂલ મસળી નાંખ્યું. કર્મરાજાએ કેવી દશા કરાવી ! આ શેઠાણી ક્યાંય ભાગી ન જાય તે માટે નોકર બગીચાના પટાવાળાને સોંપીને રડતો રડતો નોકર શ્વાસભેર શેઠ પાસે આવીને પછાડ ખાઈને પડી ગયો. શેઠે પૂછયું કે ભાઈ ! શું છે ? તું આટલો બધો શા માટે રડે છે ? ત્યારે રડતાં રડતાં નોકરે કહ્યું કે શેઠજી ! શું વાત કરું ? આપણા પ્યારા બાબાનું ખૂન થયું. શેઠે પૂછયું. શું થયું ? નોકરે દુઃખિત દિલે બધી વાત કરી. એટલે મુનીમ સમજી ગયો કે નક્કી, બીજું કોઈ નહિ. એ મારા શેઠાણી હોવાં જોઈએ. એ આવું અઘટિત કામ કરે તેવા નથી પણ દુઃખના માર્યા કર્યું લાગે છે.

મુનીમે નોકરને કહ્યું હું બધું સંભાળી લઈશ. તું રડીશ નહિ. પછી મુનીમ તેની પત્ની પાસે ગયો ને કહ્યું મારા પરમ ઉપકારી શેઠ અને શેઠાણી આવ્યા છે તે સાવ ગરીબ થઈ ગયા છે. તેમનો મારા ઉપર ઘણો ઉપકાર છે. મુનીમની પત્ની કહે તે તો આપણા મા-બાપ કહેવાય. લાવો, આપણા ઘેર. મુનીમ કહે તારી વાત સત્ય છે પણ તેમનાથી આપણું એક મોટું નુકશાન થયું છે. શું નુકશાન થયું છે ? મુનીમે ઘણી ઘણીઆડી અવળી હિંમત આવે એવી વાતો કરી. પછી સંસારની અસારતા, માનવી કર્મોદયે ક્યાં ભૂલે છે તેવી ઘણી વાતો કર્યા પછી બાબાનું શું થયું ? કોને કર્યું ? વિગેરે સત્ય હકીકત કહી. આ સાંભળતાં મુનીમના પત્ની પછાડ ખાઈને પડયા. બેભાન થઈ ગયા. મુનીમે ઘણી હિંમત આપી. ઉપચાર કરતાં

ભાનમાં આવ્યા. અરેરે.... મારો એક જ ખોટનો દીકરો ને આ શું કર્યું ? આ તો કુળનો દીપક બૂઝાઈ ગયો. એકનો એક પુત્ર જતાં કોને દુઃખ ન થાય ? મુનીમના દિલમાં દુઃખ તો હતું. છતાં વજ્ર જેવું હૃદય બનાવીને કહ્યું શેઠાણી ! ક્ષણ પહેલાં આપેલું વચન તું ભૂલી ગઈ ? શાંત થાઓ. જે બનવાનું હતું તે બની ગયું. આપણો ઋણાનુબંધ સબંધ પૂરો થયો. હિંમત રાખ્યા સિવાય છૂટકો નથી. આમ કહી બોધ ભર્યા વચન સંભળાવી શેઠાણીને શાંત કર્યા. અને કહ્યું કે તમે સારા વસ્ત્રો પહેરીને ત્યાં બગીચામાં જઈ શેઠાણીને સારા વસ્ત્રો પહેરાવી ગાડીમાં બેસાડી સામૈયું કરીને લઈ આવો. મુખ ઉપર સ્હેજ પણ શોકની રેખા જણાવા દેશો નહિ. આજે આપણે ઘેર માંગલિક દિવસ છે એમ માનજો. શેઠાણીએ શેઠની વાત કબૂલ કરી અને બગીચામાં બેઠેલાં શેઠાણીને લઇ આવ્યા. અને ખૂબ પ્રેમથી જમાડયાં. સાથે પોતે પણ જમ્યાં.

ત્યારબાદ આવેલા શેઠ શેઠાણી એકાંતમાં મળ્યા ત્યારે શેઠાણીએ પોતે કરેલા પાપની વાત શેઠ આગળ પ્રગટ કરી અને તે પછાડ ખાઇને પડયા. બીજી બાજુ મુનીમે ગુપ્ત રીતે બાબાની અંતિમ ક્રિયા કરી. શેઠ શેઠાણીને નોકરો દ્વારા ખબર પડી કે જે બાબાને શેઠાણીએ મારી નાંખ્યો હતો તે આ મુનીમનો હતો. આ વાતની ખબર પડતાં બંને ઢગલો થઇને પડયા ને બોલ્યા. અહો ! મુનીમની કેટલી કૃતજ્ઞતા છે ! કે પોતાના એકના એક પુત્રનું આ રીતે ખૂન થવા છતાં આપણો ઉપકાર ભૂલતો નથી. કેટલી અજબની ક્ષમા છે ! પોતાની ભૂલની શેઠ શેઠાણીએ ક્ષમા માંગી ત્યારે મુનીમે નમ્રતાપૂર્વક કહ્યું, પિતાજી ! તમે શા માટે અફસોસ કરો છો ? આ સંસારમાં જન્મ મરણનું ચક્ર ચાલ્યા કરે છે. આ બાળક મારે ઘેર રમવા માટે આવ્યો હતો ને એની પુન્નાઇ પુરી થતાં ચાલ્યો ગયો. મારા માતાજી તો નિમિત્ત માત્ર છે. બધાને એક દિવસ મરવાનું છે. મુનીમની અને તેની પત્નીની આવી ક્ષમા જોઇ શેઠ શેઠાણી ખૂબ રડી પડયા. અને બોલ્યા ભગવાન ! તમને સુખી કરે. હવે અમે પાપી અહીં નહિ રહીએ પણ મુનીમે અને તેની પત્નીએ પરાણે રાખ્યા. ને મા-બાપની માફક પાળ્યા. ધન્ય છે મુનીમને અને તેની પત્નીની ક્ષમા અને ઉદારતા ને ! છેવટે તેના પુણ્યોદયે સૌ સારા વાના થતાં મુનીમને ત્યાં બાબો થયો. મારા બંધુઓ ને બહેનો ! આની ક્ષમા સાંભળી આપણે પણ ક્ષમાવાન બનીએ.

જિતશત્રુ પ્રમુખ છ રાજાઓએ મલ્લીનાથ પ્રભુને વિનંતી કરી કે આપ અમારા મહાન ઉપકારી છો. આપે અમને કલ્યાણનો રાહ બતાવ્યો છે. આ સંસાર તો ભડભડતા દાવાનળ જેવો છે. માટે આપ અમને તેમાંથી ઉગારવા માટે દીક્ષા આપો. ભગવાને તેમની વિનંતીનો સ્વીકાર કર્યો ને જિતશત્રુ પ્રમુખ છ રાજાઓએ મલ્લીનાથ ભગવાન

પાસે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા લઈને તેઓ નિરતિચારપણે ચારિત્રનું પાલન કરવા લાગ્યા. સાથે જ્ઞાનાભ્યાસ કરતાં ચૌદ પૂર્વનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. અંતે ઘાતી કર્મોનો ક્ષય કરીને છ એ અણગારો કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કરી મોક્ષના અધિકારી બની ગયા.

મલ્લીનાથ અરિહંત પ્રભુએ દીક્ષા લઈ તે જ દિવસે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. અને સહસ્ત્રામવનથી બહાર નીકળી તીર્થંકર પ્રભુની પરંપરા મુજબ બહારના જનપદોમાં વિહાર કરી અનેક જીવોને પ્રતિબોધ આપીને તાર્યા. મલ્લીનાથ ભગવાનને ભિષગ્ પ્રમુખ અઠ્ઠાવીસ ગણધર હતા. તેમનાં શ્રમણો ચાલીસ હજાર હતા, અને બંધુમતી પ્રમુખ પંચાવન હજાર સાધ્વીજી હતાં, એક લાખ ચોર્યાશી હજાર શ્રાવકો હતાં અને ત્રણ લાખ પાંસઠ હજાર તેમની શ્રાવિકાઓ હતી. છસો ચૌદ (૬૧૪) ચૌદ પૂર્વધારી મુનિગણો હતાં. બે હજાર અવધિજ્ઞાની સંતો હતા. ત્રણ હજાર બસો કેવળજ્ઞાની હતા. ત્રણ હજાર પાંચસો વૈક્રિય લબ્ધિનાં ધારક હતાં. આઠસો મનઃપર્યવજ્ઞાની હતા. ચૌદસોવાદી હતાં. બે હજાર સર્વાર્થસિદ્ધ વિમાનમાં જનાર એકાવતારી હતાં. મલ્લીનાથ ભગવાનથી શરૂ કરી તેમનાં શિષ્યો, પ્રશિષ્યો વિગેરે વીસમી પાટ સુધી સાધુઓ મોક્ષે ગયાં છે.

મલ્લીનાથ ભગવાનનું દેહમાન પચ્ચીસ ધનુષ્યનું હતું. તેમના દેહનો વર્ણ પ્રિયંગુ સમાન નીલ (લીલો) હતો. સમચઉરસ સંસ્થાન અને વજ્રઋષભનારાચ સંઘયણ હતું. આવા તે મલ્લીનાથ ભગવાન મધ્યદેશમાં સુખે સુખે વિચરીને એક વખત જ્યાં સમેત્ નામનો પર્વત હતો ત્યાં પધાર્યા. પધારીને સમેતશિખર પર્વત ઉપર પાદોપગમ નામનું અનશન ગ્રહણ કર્યું.

મલ્લીનાથ અરિહંત ભગવાન સો વર્ષ ગૃહાવાસમાં રહ્યા. સો વર્ષ ન્યૂન પંચાવન હજાર (૫૫,૦૦૦) વર્ષ કેવળી પર્યાય પાળીને કુલ પંચાવન હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરીને ચૈત્ર સુદ ચોથના દિવસે ભરણી નક્ષત્ર સાથે ચંદ્રનો યોગ હતો ત્યારે અર્ધરાત્રીના સમયે આભ્યંતર પર્ષદાની પાંચસો સાધ્વીઓ અને બાહ્ય પર્ષદાના પાંચસો સાધુઓ સાથે જળરહિત એક માસના અનશન વડે બંને હાથ લાંબા કરી વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર અઘાતી કર્મનો ક્ષય કરી સિદ્ધ થયા. મોક્ષ પામ્યા.

બંધુઓ! ભગવાન મલ્લીનાથનો અધિકાર અને પ્રદ્યુમ્ન ચરિત્ર સળંગ તમે ચાર માસ સાંભળ્યું. આમાંથી આપણને ઘણું ઘણું જાણવા મળ્યું છે. આપણો આત્મા આમાંથી થોડું થોડું પણ ગ્રહણ કરશે તો આપણું સાંભળ્યું સફળ બનશે. ભગવાન

મલ્લીનાથ નિર્વાણુ પામ્યા પછી તેમના દેહની ક્રિયા કરવા ખુદ શકેન્દ્ર આવે છે. વિગેરે ઘણું વર્ણન છે. પણ હવે સમય થઈ ગયો છે. માટે બંધ કરું છું. આપ આપના આત્મબાગને મઘમઘાયમાન બનાવવા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની વધુ ને વધુ આરાધના કરજો. આપની ધર્મભાવના દિનપ્રતિદિન ખૂબ વધતી રહે તે આશા સહિત વિરમું છું. ૐ શાંતિ.

(અંતમાં પૂ. મહાસતીજીએ ચતુર્વિધ સંઘ સાથે ક્ષમાપના કરી ત્યારે શ્રોતાજનોની આંખો અશ્રુથી છલકાઈ ગઈ હતી.)

પ્રમુખ શ્રી વજુભાઇ ક્ષમાપના કરતાં બે શબ્દ બોલ્યા તે.

**વજુભાઈ :–** પરમ પૂજ્ય, જેની વાણીમાં અપૂર્વ ઓજસ છે તેવા, વીતરાગ શાસનને નવપલ્લવિત બનાવનાર, મહાન વિદુષી, બા. બ્ર. પૂ. શારદાબાઇ મહાસતીજી તેમજ અન્ય સતીગણુ !

પૂ. મહાસતીજીએ ઘાટકોપર ચાતુર્માસ પધારી આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. પૂ. મહાસતીજીના પ્રભાવશાળી પ્રવચનોથી આપણે ત્યાં તપશ્ચર્યાના પૂર આવ્યા. ચૌદ ચૌદ માસખમણુ તેમજ બીજી તપશ્ચર્યાઓ પાંચસો ઉપર થઇ. તે ઉપરાંત દાન, શીયળ વ્રતની આરાધના પણુ ઘણાં મોટા પ્રમાણુમાં થઈ છે. આખું ચાતુર્માસ ધર્મારાધનાથી ગાજતું ને ગુંજતું રહ્યું છે. આ ચાતુર્માસ આપણું ઈતિહાસમાં અજોડ અને અભૂતપૂર્વ થયું છે. જે સુવર્ણાક્ષરે અંકિત થશે. હવે ફરી ફરીને પૂ. મહાસતીજી ઘાટકોપરને આવો અલભ્ય લાભ આપે તેવી મારી નમ્ર વિનંતી છે.

પૂ. મહાસતીજીએ આપણી પાસે ક્ષમાપના માંગી એ તેમની સરળતા ને ઉદારતા છે. પૂ. મહાસતીજીએ આપણી પાસે ક્ષમાપના માંગવાની હોય નહિ. આપણે તેમનો ઘણીવાર અપરાધ કર્યો હશે, માટે આપણે તેમની પાસે નમ્રતાપૂર્વક ક્ષમાપના કરવી જોઈએ. પૂ. મહાસતીજી આદિ તેર મહાસતીજીમાં આપણાથી કોઈ પણ મહાસતીજીનું મન દુભાવ્યું હોય, તેમની સેવા ભક્તિ ન કરી શક્યા હોય તો હું મન, વચન, કાયાથી મારાથી તેમજ શ્રી સંઘ વતી પૂ. મહાસતીજી પાસે ક્ષમા માંગું છું. સમય થઈ ગયો છે માટે વિરમું છું.

**બચુભાઈ દોશી :** પરમ પૂજ્ય, શાસન રત્ના, મહાન વિદુષી, જેમની વાણીમાં વૈરાગ્યનાં વહેણુ પૂરજોશથી વહી રહ્યા છે એવા સાક્ષાત્ સરસ્વતીના અવતાર સમાન બા.બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજી તેમજ વીતરાગ વાડીના ખીલેલા ફુલડાં સમાન અન્ય સતીગણુ, ભાઈઓ ને બહેનો !

આજે મને બોલતાં અત્યંત હર્ષ થાય છે કે મારી તેમજ શ્રી સંઘની દશદશ

વર્ષની ભાવનાને માન આપીને પૂ. મહાસતીજી આપણે ત્યાં ચાતુર્માસ પધાર્યા. આ ચાતુર્માસમાં તપશ્ચર્યાના તો પૂર આવ્યા. પૂ. મહાસતીજીની પુનિત પધરામણી ઘાટકોપરમાં થઈ ત્યારથી લઈને આખું ચાતુર્માસ આપણું ધર્મસ્થાનક ધર્મના વાતાવરણથી મઘમઘતું રહ્યું છે. મારી ભાવના પૂર્ણ થતાં આજે મારું હૈયું હર્ષથી નાચી ઉઠયું. સાથે પૂ. મહાસતીજી વીતરાગવાણીનાં મધુરા અમૃતપીણાં અધૂરા મૂકીને વિહાર કરશે તેનું મારા અંતરમાં ખૂબ દુઃખ થાય છે.

મારા ભાઈઓ અને બહેનો! વધુ તો શું કહું? પૂ. મહાસતીજીની વાણીમાં એવો અદ્ભુત પ્રભાવ છે કે સાંભળનારનાં દ્રવ્ય અને ભાવ દર્દ ટળી જાય છે. મારા અનુભવની વાત કરું. કે મને અસહ્ય દર્દ થતું હોય છે પણ પૂ. મહાસતીજીની વાણી સાંભળતાં મારું દર્દ ભૂલાઈ જાય છે. પૂ. મહાસતીજી સંવત ૨૦૨૭માં જામનગર શેષકાળ પધારેલાં ત્યારે હું ત્યાં ગયેલો. ત્યાં પૂ. મહાસતીજીની વાણી સાંભળવા માટે ક્યાં ને ક્યાંથી માનવ મહેરામણ ખૂબ ઉમટતો હતો. ત્યારથી મારા મનની એક જ ભાવના છે કે પૂ. મહાસતીજી જામનગરને ચાતુર્માસનો લાભ આપે. ઘાટકોપર ચાતુર્માસ કરાવવાની મારી ભાવના પૂર્ણ થઈ. હવે જામનગર ચાતુર્માસ કરાવવાની મારી ભાવના અધૂરી રહે છે. તે હવે જામનગર ચાતુર્માસ પધારીને પૂર્ણ કરે. અંતમાં પૂ. મહાસતીજી વિહારમાં ખૂબ શાતા પામે અને વીતરાગ શાસનને વધુ ને વધુ ઉન્નત બનાવે એ જ મારા અંતરની અભિલાષા સહિત વિરમું છું.

**શોભાચંદ્ર ભારિલ્લ પંડિતજી :** પરમ પૂજ્ય, વંદનીય, શાસનની શાન બઢાવનાર પૂ. મહાસતીજી, અન્ય સતીવૃંદ, ભાઈઓ ને બહેનો!

મેં ગઈ કાલે ને આજે પૂ. મહાસતીજીનું વ્યાખ્યાન સાંભળ્યું. આજે બોલતાં મને અત્યંત આનંદ થાય છે કે પૂ. મહાસતીજીની વાણીનો પ્રવાહ અસ્ખલિત રીતે વહે છે. એમની વાણી હૃદયસ્પર્શી અને સરળ છે. તેથી દરેક આત્મા સહેલાઈથી સમજી શકે છે. પહાડ ઉપરથી પડતો પાણીનો ધોધ મોટા મોટા પથ્થરોને પણ ભેદી નાંખે છે. તેમ પૂ. મહાસતીજીનાં બોધનો ધોધ કઠોર હૃદયના માનવીને પણ પીગળાવી નાંખે છે, આવી શક્તિ કોઈ પ્રભાવશાળી આત્મામાં હોય છે. પૂ. મહાસતીજીની વાણીનો એકેક શબ્દ હૃદયમાં ઉતરે તો ભૌતિક વાસનાનું ઝેર ઉતરી જાય. પૂ. મહાસતીજીની એક જ ભાવના છે કે ચતુર્વિધ સંઘની કેમ ઉન્નતિ થાય, જૈન શાસનનો જય થાય ને વિશેષ ઉન્નત થાય તે માટે તેઓ પોતાની શક્તિનો સદુપયોગ કરી રહ્યા છે. હું વિશેષ કહેવા ઈચ્છતો નથી. અંતમાં પૂ. મહાસતીજી ચતુર્વિધ સંઘની વિશેષ ઉન્નતિ કરે અને તે માટે પ્રભુ પૂ. મહાસતીજીને વિશેષ શક્તિ પ્રદાન કરે અને ભવ્ય જીવો તેનો લાભ ઉઠાવે. તેટલું કહી વિરમું છું.

**શરદભાઈ :** સાત્વિક રસનું પાન કરતાં અને કરાવતાં, શુધ્ધ ભાવનાનું ભોજન કરતાં અને કરાવતાં, શાંત, દાંત, ગુણગંભીર, વંદનીય પૂ. મહાસતીજી તેમજ અન્ય સાધ્વીજીઓ ! આદિ ઠાણા ૧૩ ઘાટકોપર ચાતુર્માસ પધારી આ ક્ષેત્રને પાવન કર્યું છે. આપના ગુણ ગાતાં મારું તેમજ અન્ય શ્રોતાજનોનું હૈયું હરખાય છે. ચાતુર્માસના ચાર ચાર મહિના તો જાણે પળવારમાં પસાર થઈ ગયા ! તેની ખબર ન પડી. આ ચાતુર્માસ અજોડ, અદ્ભુત અને શ્રેષ્ઠ થયેલ છે. જે બૃહદ મુંબઈના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થશે. એક દિવસ પણ બંધ રાખ્યા વિના પૂ. મહાસતીજીએ અહીંનું ચાતુર્માસ વીરવાણીનો એકધારો પ્રવાહ વહાવ્યો છે.

છઠ્ઠું અંગ જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં આવેલો મલ્લીનાથ ભગવાનનો અધિકાર તેમજ પ્રદ્યુમ્નકુમારનું ચરિત્ર પૂ. મહાસતીજીએ દાખલા, દલીલો અને શાસ્ત્રોક્ત ન્યાય સમજાવેલ છે કે જે દરેક જીવો સહેલાઈથી સમજી શકે અને ભૌતિક વાદના વમળમાં અટવાતા માનવીઓ આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત કરી શકે. આ ચાતુર્માસની વિશેષતા તો એ છે કે ભાવી પેઢીના વારસદાર યુવાન વર્ગ પણ પૂ. મહાસતીજીની વાણીથી પ્રભાવિત થઈને આકર્ષાયો છે. વૃધ્ધ અને પ્રૌઢ તો કાયમ લાભ લે છે. પણ આ ચાતુર્માસમાં યુવાનોની સંખ્યા ઘણી રહી છે. તપ ત્યાગ વિગેરે આ ચાતુર્માસમાં રેકોર્ડ થયો છે. કુમળી બાલિકાઓએ પણ માસખમણ કર્યા છે. દાનની પેઠી પણ છલકાઈ ગઈ છે. આ બધો યશ પૂ. મહાસતીજીને ફાળે જાય છે. પૂ. મહાસતીજીએ દશ વર્ષ પહેલાં ચાતુર્માસ કર્યું ત્યારે પ્રાર્થનાનો મંગલ પ્રારંભ કર્યો હતો. ત્યારથી પ્રાર્થના ચાલુ છે. આ ચાતુર્માસમાં છેલ્લે પૂ. મહાસતીજીએ એવું સુંદર સિંચન કર્યું કે જેના પ્રભાવે આજે ત્રણસો જેટલાં ભાઈઓ, બહેનો વૃધ્ધો અને બાળકો લાભ લઈ રહ્યા છે. જે આપણે નજર સમક્ષ જોઈએ છીએ.

અંતમાં આપને વિદાય આપતાં અમારી આંખો અશ્રુથી છલકાઈ જાય છે ને હૃદય ભરાઈ જાય છે. આપ ઘાટકોપરને ભૂલશો નહિ અને વહેલા પધારશો.

**શારદા શિખર ભાગ ૧–૨–૩ સમાપ્ત**

નોંધ : શારદા શિખર પુસ્તકમાં કોઈપણ પ્રકારની ભૂલ રહી હોય તો તે વ્યાખ્યાનકારકની કે લખનારની નથી પણ મુદ્રણ દોષ છે. તો આ માટે વાચકોને વિનંતિ કરવામાં આવે છે કે આપને જ્યાં જ્યાં ભૂલ દેખાય તે માટે શુધ્ધિ પત્રકમાં જોશો.

વર્ષની ભાવનાને માન આપીને પૂ. મહાસતીજી આપણે ત્યાં ચાતુર્માસ પધાર્યા. આ ચાતુર્માસમાં તપશ્ચર્યાના તો પૂર આવ્યા. પૂ. મહાસતીજીની પુનિત પધરામણી ઘાટકોપરમાં થઈ ત્યારથી લઈને આખું ચાતુર્માસ આપણું ધર્મસ્થાનક ધર્મના વાતાવરણથી મઘમઘતું રહ્યું છે. મારી ભાવના પૂર્ણ થતાં આજે મારું હૈયું હર્ષથી નાચી ઉઠયું. સાથે પૂ. મહાસતીજી વીતરાગવાણીનાં મધુરા અમૃતપીણાં અધૂર મૂકીને વિહાર કરશે તેનું મારા અંતરમાં ખૂબ દુઃખ થાય છે.

મારા ભાઈઓ અને બહેનો! વધુ તો શું કહું? પૂ. મહાસતીજીની વાણીમાં એવો અદ્ભુત પ્રભાવ છે કે સાંભળનારનાં દ્રવ્ય અને ભાવ દર્દ ટળી જાય છે. મારા અનુભવની વાત કરું. કે મને અસહ્ય દર્દ થતું હોય છે પણ પૂ. મહાસતીજીની વાણી સાંભળતાં મારું દર્દ ભૂલાઈ જાય છે. પૂ. મહાસતીજી સંવત ૨૦૨૭માં જામનગર શેષકાળ પધારેલાં ત્યારે હું ત્યાં ગયેલો. ત્યાં પૂ. મહાસતીજીની વાણી સાંભળવા માટે ક્યાં ને ક્યાંથી માનવ મહેરામણ ખૂબ ઉમટતો હતો. ત્યારથી મારા મનની એક જ ભાવના છે કે પૂ. મહાસતીજી જામનગરને ચાતુર્માસનો લાભ આપે. ઘાટકોપર ચાતુર્માસ કરાવવાની મારી ભાવના પૂર્ણ થઈ. હવે જામનગર ચાતુર્માસ કરાવવાની મારી ભાવના અધૂરી રહે છે. તે હવે જામનગર ચાતુર્માસ પધારીને પૂર્ણ કરે. અંતમાં પૂ. મહાસતીજી વિહારમાં ખૂબ શાતા પામે અને વીતરાગ શાસનને વધુ ને વધુ ઉન્નત બનાવે એ જ મારા અંતરની અભિલાષા સહિત વિરમું છું.

**શોભાચંદ્ર ભારિલ્લ પંડિતજી :** પરમ પૂજ્ય, વંદનીય, શાસનની શાન બઢાવનાર પૂ. મહાસતીજી, અન્ય સતીવૃંદ, ભાઈઓ ને બહેનો!

મેં ગઈ કાલે ને આજે પૂ. મહાસતીજીનું વ્યાખ્યાન સાંભળ્યું. આજે બોલતાં મને અત્યંત આનંદ થાય છે કે પૂ. મહાસતીજીની વાણીનો પ્રવાહ અસ્ખલિત રીતે વહે છે. એમની વાણી હૃદયસ્પર્શી અને સરળ છે. તેથી દરેક આત્મા સહેલાઈથી સમજી શકે છે. પહાડ ઉપરથી પડતો પાણીનો ધોધ મોટા મોટા પથ્થરોને પણ ભેદી નાંખે છે. તેમ પૂ. મહાસતીજીનાં બોધનો ધોધ કઠોર હૃદયના માનવીને પણ પીગળાવી નાંખે છે, આવી શક્તિ કોઈ પ્રભાવશાળી આત્મામાં હોય છે. પૂ. મહાસતીજીની વાણીનો એકેક શબ્દ હૃદયમાં ઉતરે તો ભૌતિક વાસનાનું ઝેર ઉતરી જાય. પૂ. મહાસતીજીની એક જ ભાવના છે કે ચતુર્વિધ સંઘની કેમ ઉન્નતિ થાય, જૈન શાસનનો જય થાય ને વિશેષ ઉન્નત થાય તે માટે તેઓ પોતાની શક્તિનો સદુપયોગ કરી રહ્યા છે. હું વિશેષ કહેવા ઈચ્છતો નથી. અંતમાં પૂ. મહાસતીજી ચતુર્વિધ સંઘની વિશેષ ઉન્નતિ કરે અને તે માટે પ્રભુ પૂ. મહાસતીજીને વિશેષ શક્તિ પ્રદાન કરે અને ભવ્ય જીવો તેનો લાભ ઉઠાવે. તેટલું કહી વિરમું છું.

**શારદાબાઈ :** સાત્વિક રસનું પાન કરતાં અને કરાવતાં, શુધ્ધ ભાવનાનું ભોજન કરતાં અને કરાવતાં, શાંત, દાંત, ગુણગંભીર, વંદનીય પૂ. મહાસતીજી તેમજ અન્ય સાધ્વીજીઓ! આદિ ઠાણા ૧૩ ઘાટકોપર ચાતુર્માસ પધારી આ ક્ષેત્રને પાવન કર્યું છે. આપના ગુણ ગાતાં મારું તેમજ અન્ય શ્રોતાજનોનું હૈયું હરખાય છે. ચાતુર્માસના ચાર ચાર મહિના તો જાણે પળવારમાં પસાર થઈ ગયા! તેની ખબર ન પડી. આ ચાતુર્માસ અજોડ, અદ્‌ભૂત અને શ્રેષ્ઠ થયેલ છે. જે બૃહદ મુંબઈના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થશે. એક દિવસ પણ બંધ રાખ્યા વિના પૂ. મહાસતીજીએ અહીંનું ચાતુર્માસ વીરવાણીનો એકધારો પ્રવાહ વહાવ્યો છે.

છઠ્ઠું અંગ જ્ઞાતાજી સૂત્રના આઠમા અધ્યયનમાં આવેલો મલ્લીનાથ ભગવાનનો અધિકાર તેમજ પ્રદ્યુમ્નકુમારનું ચરિત્ર પૂ. મહાસતીજીએ દાખલા, દલીલો અને શાસ્ત્રોક્ત ન્યાય સમજાવેલ છે કે જે દરેક જીવો સહેલાઈથી સમજી શકે અને ભૌતિક વાદના વમળમાં અટવાતા માનવીઓ આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત કરી શકે. આ ચાતુર્માસની વિશેષતા તો એ છે કે ભાવી પેઢીના વારસદાર યુવાન વર્ગ પણ પૂ. મહાસતીજીની વાણીથી પ્રભાવિત થઈને આકર્ષાયો છે. વૃધ્ધ અને પ્રૌઢ તો કાયમ લાભ લે છે. પણ આ ચાતુર્માસમાં યુવાનોની સંખ્યા ઘણી રહી છે. તપ ત્યાગ વિગેરે આ ચાતુર્માસમાં રેકોર્ડ થયો છે. કુમળી બાલિકાઓએ પણ માસખમણ કર્યા છે. દાનની પેટી પણ છલકાઈ ગઈ છે. આ બધો યશ પૂ. મહાસતીજીને ફાળે જાય છે. પૂ. મહાસતીજીએ દશ વર્ષ પહેલાં ચાતુર્માસ કર્યું ત્યારે પ્રાર્થનાનો મંગલ પ્રારંભ કર્યો હતો. ત્યારથી પ્રાર્થના ચાલુ છે. આ ચાતુર્માસમાં છેલ્લે પૂ. મહાસતીજીએ એવું સુંદર સિંચન કર્યું કે જેના પ્રભાવે આજે ત્રણસો જેટલાં ભાઈઓ, બહેનો વૃધ્ધો અને બાળકો લાભ લઈ રહ્યા છે. જે આપણે નજર સમક્ષ જોઈએ છીએ.

અંતમાં આપને વિદાય આપતાં અમારી આંખો અશ્રુથી છલકાઈ જાય છે ને હૃદય ભરાઈ જાય છે. આપ ઘાટકોપરને ભૂલશો નહિ અને વહેલા પધારશો.

**શારદા શિખર ભાગ ૧-૨-૩ સમાપ્ત**

નોંધ : શારદા શિખર પુસ્તકમાં કોઈપણ પ્રકારની ભૂલ રહી હોય તો તે વ્યાખ્યાનકારકની કે લખનારની નથી પણ મુદ્રણ દોષ છે. તો આ માટે વાચકોને વિનંતિ કરવામાં આવે છે કે આપને જ્યાં જ્યાં ભૂલ દેખાય તે માટે શુધ્ધિ પત્રકમાં જોશો.

# "શારદા શિખર" પુસ્તકના અગાઉથી ગ્રાહક થનારની નામાવલી.

પુસ્તક

૧૦૫૨ શ્રી વર્ધમાન સ્થાનકવાસી જૈન શ્રા સંઘ કાંદાવાડી
૫૦૦ ,, રસીકલાલ તથા હીમતલાલ-ચાલચંદ દોશી
૨૦૦ ,, વ સ્થા. જૈન શ્રા. સંઘ બોરીવલી
૧૫૧ ,, વ. સ્થા. જૈન શ્રા. સંઘ વાલકેશ્વર
૧૦૧ ,, ગીરજાશંકર ખીમચંદ શેઠ હસ્તે રમાબેન ચંદુલાલ શેઠ મુંબઈ
૧૦૧ ,, વૃજલાલ કપુરચંદ ગાંધી ઘાટકોપર
૧૦૧ ,, ચુનીલાલ મુલજી મોટાણી મુંબઈ
૧૦૦ ,, અમરશી ભીમશી મલાડ
૧૦૧ ,, ધીરજલાલ વછરાજ હેમાણી શાન્તાક્રુઝ
૧૦૦ ,, હરખચંદ કાનજી છેડા
૧૦૦ ,, લખમીચંદ ભાયલાલ શાહ શાયન
૧૦૧ ,, મંગળાબેન રમણીકલાલ કોઠારી મુંબઇ
૧૦૧ ,, પાનાચંદ ડુંગરશી તુરખીયા માટુંગા
૧૦૦ ,, રમણીકલાલ રાજમલ મહેતા વાલકેશ્વર
૧૦૦ ,, શાંતાબેન જયંતીલાલ મહેતા ,,
૧૦૧ ,, સુભદ્રાબેન દલપતભાઇ ઝવેરી પાલણપુરી મુંબઈ
૧૦૧ ,, સુભદ્રાબેન રસીકલાલ ઝવેરી પાલણપુરી મુંબઈ
૧૦૧ ,, વ. સ્થા જૈન શ્રા. સંઘ દાદર
૧૦૧ ,, વ. સ્થા જૈન શ્રા. સંઘ વીલેપારલા
૫૧ ,, ચીંચપોકલી જૈન સંઘ
૫૧ ,, ચીમનલાલ મોહનલાલ ગોસલીયા
૫૧ ,, મુક્તિ મહીલા મંડળ દાદર
૫૧ ,, કૃષ્ણકાંત મફતલાલ ઝવેરી મુંબઈ
૫૧ ,, સ્થા જૈન સંઘ ખંભાત
૬૨ ,, ખંભાત સંઘના ભાઇ–બહેનો
૫૧ ,, લીલાવંતીબેન જયંતીલાલ શાહ સાયન
૫૧ ,, બાગુબેન કીર્તીલાલ કચરાભાઇ મુંબઈ
૫૦ ,, માણેકચંદ જાદવજી લાખાણી ઘાટકોપર
૫૧ ,, મણીબેન ઓધવજી ગોડા ઘાટકોપર
૫૧ ,, નીરાબેન વિનયચંદ દેસાઈ ચીંચપોકલી
૫૧ ,, નાનચંદ શાંતીદાસ સ્થા જૈન સંઘ સાણંદ
૫૧ શ્રી પ્રાણલાલ વીરચંદ બખાઈ ઘાટકોપર
૫૧ ,, પરશોત્તમ નાગજીભાઇ
૫૧ ,, પ્રતાપભાઇ ભુરાભાઇ ચાંદીવાલા મુંબઈ
૬૦ ,, રવીચંદ સુખલાલભાઇ દાદર
૫૧ ,, સાયન પ્રાર્થના મંડળ સાયન
૫૧ ,, સ્થા. જૈન સંઘ સાબરમતી
૧૦૧ ,, સૌરાષ્ટ્ર સ્થા. જૈન શ્રા. સંઘ અમદાવાદ
૫૧ ,, તારાચદ દીપચંદ અવલાણી સાયન
૫૧ ,, વ. સ્થા. જૈન શ્રા. સંઘ કાંદીવલી
૩૭ ,, છ કોટી સ્થા. જૈન સંઘ સારંગપુર, અમદાવાદ
૨૫ ,, દેવીદાસ પરમાણંદ
૨૫ ,, ધીરજલાલ વૃજલાલ મહેતા
૩૧ ,, હરજીવનદાસ રાયચંદ
૨૮ ,, હંસરાજ દેવશી ચેમ્બુર
૨૫ ,, હીંમતલાલ કેશવલાલ પારેખ
૨૫ ,, હરખચંદ માડણ ગાલા
૨૫ ,, જીવણલાલ પદમશી સંઘવી સુરેન્દ્રનગર
૨૫ ,, કાંતીલાલ ઉજમશી માટુંગા
૩૦ ,, ખેડા સ્થા. જૈન સંઘ ખેડા
૨૫ ,, મેઘજી વેલજી
૨૫ ,, મુલુંડ સંઘ
૨૫ ,, નગીનદાસ ગોવિંદજી લાઠીયા મલાડ
૨૫ ,, કોકીલાબેન પ્રભુદાસ શાહ જામનગર
૨૫ ,, રસીકલાલ ચુનીલાલ શાહ
૨૫ ,, ઠાકોરલાલ અંબાલાલ શાહ ખંભાત
૨૫ ,, વ. સ્થા. જૈન શ્રા. સંઘ થાણા
૨૫ ,, વાલીવ ઈન્ડસ્ટ્રીઝ
૨૫ ,, વાડીલાલ ફુલચંદ ઝવેરી ખંભાત
૨૫ ,, વાડીલાલ છગનલાલ શાહ સાણંદ
૨૫ ,, ચીમનલાલ છોટાલાલ કાપડીયા ખંભાત
૨૫ ,, છ કોટી સંઘ સુરત
૨૫ ,, નવલબેન ચુનીલાલ શાહ
૨૫ ,, ચન્દ્રીકાબેન રસીકલાલ શાહ
૨૦ શ્રી અનીલ મણીલાલ વીરાણી
૨૦ ,, આરતીબેન અનીલભાઇ વીરાણી
૨૦ ,, અતુલ મણીલાલ વીરાણી

૨૦ શ્રી અવની અતુલભાઇ વીરાણી
૨૦ ,, અમીચંદ ઓધડજી સંઘવી
૨૧ ,, ધીરજલાલ પ્રેમચંદ મહેતા
૨૧ ,, ફુલચંદભાઇ કાળીદાસ જાટકીયા
૨૧ ,, હીંમતલાલ જગજીવન
૨૦ ,, કેશવલાલ ફુલચંદભાઇ
૨૦ ,, કડવીબેન શામજી વીરાણી
૨૧ ,, કીરીટકુમાર વલ્લભદાસ ભાવસાર
૨૦ ,, કુસુમબેન કાંતીલાલ શાહ
૨૧ ,, કે. ડી. ભાવસાર
૨૧ ,, માતુશ્રી લાછબાઈ નાનજી
૨૦ ,, મણીલાલ શામજીભાઇ વીરાણી
૨૧ ,, મનહરલાલ વૃજલાલ પારેખ
૨૦ ,, નવલબેન મણીલાલ વીરાણી
૨૦ ,, શામજી વેલજી વીરાણી
૨૦ ,, સુધાબેન અરૂણભાઇ વીરાણી
૨૧ ,, વિનયચંદ્ર હરજીવનદાસ શાહ
૨૧ ,, શાંતાબેન લખમીચંદ દોશી
૨૦ ,, અરૂણભાઇ મણીલાલ વીરાણી
૧૫ ,, બાવળા સંઘ
૧૫ ,, દલપતલાલ એમ મહેતા સુરત
૧૫ ,, હરકીશનદાસ કાંતીલાલ ઝવેરી ખંભાત
૧૫ ,, જેચંદ નાગજી ટીંબડીયા
૧૫ ,, જયંતીલાલ ભાઇલાલ શાહ
૧૫ ,, જયંતીલાલ તારાચંદ શાહ ઘાટકોપર
૧૫ ,, કાકુભાઇ વિજપાર હીરા માટુંગા
૧૫ ,, લક્ષ્મીચંદ ભાઇલાલ શાહ સાયન
૧૫ ,, લલીતચંદ્ર ભાઇલાલ શાહ
૧૫ ,, મણીનગર સ્થા જૈન સંઘ
૧૭ ,, નાર સ્થા. જૈન સંઘ હ. ખંભાત
૧૫ ,, પ્રવિણચંદ્ર ડાહ્યાલાલ દોશી
૧૫ ,, રમણીકલાલ ભાઇલાલ શાહ
૧૫ ,, રસીકલાલ ભાઇલાલ શાહ
૧૭ ,, સકરાભાઇ ફતેચંદ
૧૨ ,, વૃજલાલ સંઘરાજકા બાવીસી
૧૫ ,, વિક્રમકુમાર ભાઇલાલ શાહ
૧૫ ,, નાનાલાલ મોતીચંદ સંઘવી
૧૫ ,, રમણીકલાલ નારણદાસ

૧૧ શ્રી અમુલખ હીમજી ગાંધી મલાડ
૧૧ ,, અરિહંત મેટલ વર્કસ
૧૦ ,, ભોગીલાલ નારાણજી શાહ
૧૦ ,, ભોગીલાલ કપુરચંદ દોશી
૧૧ ,, ભાઇલાલ જાદવજીભાઇ
૧૧ ,, બાલચંદ સાકરચંદ મુંબઈ
૧૧ ,, ચંપકલાલ ગીરધરલાલ શાહ
૧૧ ,, છબીલદાસ ખુશાલદાસ બદાણી
૧૧ ,, ચન્દ્રકાંત તારાચંદ બદાણી સાયન
૧૧ ,, ચીમનલાલ હીરાચંદ શાહ સાણંદ
૧૧ ,, ચીનુભાઇ નગીનદાસ શાહ
૧૧ ,, ધીરજલાલ પ્રેમચંદ મહેતા
૧૧ ,, ગુણવંતરાય પરષોત્તમદાસ
૧૧ ,, ગીરધરલાલ ત્રિકમજી દડીયા
૧૧ ,, ગુણવંતીબેન વિનયચંદ શાહ
૧૧ ,, હરીલાલ એન. અજમેરા
૧૧ ,, હરીલાલ ગોરધનદાસ બદાણી
૧૧ ,, હસમુખલાલ પ્રભાશંકર કોઠારી
૧૧ ,, હંસરાજ ધના માટુંગા
૧૧ ,, હરીલાલ અનુપચંદ શાહ ખંભાત
૧૧ ,, જીતમલ લક્ષ્મીલાલ જૈન
૧૧ ,, જ્યોતી મેટલ
૧૧ ,, જવેરચંદ દેવશી વશા
૧૧ ,, જેઠાલાલ નેમચંદ ઝવેરી મુંબઈ
૧૦ ,, કેશવજી રવજી સાવલા
૧૧ ,, કાંતીલાલ નરભેરામ ગોહીલ
૧૧ ,, કીશોરચંદ્ર ચત્રભૂજ પરીખ
૧૧ ,, ખીમજી મોણશી દાદર
૧૧ ,, ખુશાલચંદ ખીમજી પંચમીયા
૮ ,, કોલાપુર સ્થા. જૈન સંઘ
૧૧ શ્રી લક્ષ્મીચંદ મણીલાલ શાહ
૧૧ ,, લીલાબેન નાનાલાલ મહેતા
૧૧ ,, લાલજી બારમલ શાહ
૧૧ ,, મુક્તાગૌરીબેન જયંતીલાલ મહેતા
૧૧ ,, મોહનલાલ પોપટલાલ મહેતા
૧૧ ,, મણીબેન મગનલાલ છેડા ઘાટકોપર
૧૧ ,, નિર્મળાબેન રસીકલાલ
૧૧ ,, નવીનચંદ્ર કાળીદાસ કોઠારી

૧૧ શ્રી નટવરલાલ ત્રીકમલાલ
૧૧ ,, નટવરલાલ હરખચંદ શાહ માટુંગા
૧૧ ,, નવીનચંદ્ર બાબુલાલ ગાંધી
૧૧ ,, નાગરદાસ માણેકચંદ લખતરવાલા
૧૧ ,, નરભેરામ મોરારજી
૧૧ ,, ન્યાલચંદ ચત્રભૂજ શાહ
૧૧ ,, નીલચંદ દેવજી મહેતા
૧૧ ,, નીરમલા રમણીકલાલ કોઠારી
૧૧ ,, નરભેરામ લવચંદ કામાણી
૧૧ ,, પ્રેમજી ઘેલાભાઈ
૧૧ ,, પુષ્પમ સ્ટેનલેશ સ્ટીલ
૧૧ ,, પ્રીતમલાલ દેવશીભાઈ તલસાણીયા
૧૧ ,, પ્રાણલાલ દુર્લભજી બદાણી
૧૧ ,, પ્રેમજી માંગજી ગાલા
૧૧ ,, પુંજાલાલ ભાઈલાલ સંઘવી
૧૧ ,, પરશોતમદાસ કુંવરજી દોશી ખંભાત
૧૧ ,, રતીલાલ હાકેમચંદ ઉદાણી
૧૧ ,, રસીકલાલ મુલજી ટોકરશી
૧૧ ,, રતનબેન જાદવજી દેવજી દેઢીયા ઘાટકોપર
૧૧ ,, કાંતીલાલ જેચંદ સંઘવી વિરમગામ
૨૧ ,, શાંતીલાલ વર્ધમાનદાસ બેનાણી અમદાવાદ
૧૦ ,, શારદાબેન શીવલાલ શાહ
૧૧ ,, સમજુબેન તુલસીદાસ ગોસલીયા
૧૧ ,, શાંતીલાલ ચુનીલાલ પટેલ ખંભાત
૧૧ ,, શાંતાબેન જેસીંગભાઈ દરીયા મુંબઈ
૧૧ ,, તારાબેન ચીમનલાલ શાહ સાણંદ
૧૧ ,, તારાચંદ ચુનીલાલ પારેખ
૧૧ ,, તારાબેન પોપટલાલ ગોળવાલા
૧૧ ,, વિજય સ્ટીલ સેન્ટર
૧૧ ,, વેલજી કરમચંદ કોઠારી
૧૧ ,, વશનજી દામજી મહેતા
૧૧ ,, વિમળાબેન ધીરજલાલ સંઘવી
૧૧ ,, વસો સ્થા. જૈન સંઘ
૧૧ ,, વોહ્રા મેટલ કોરપોરેશન
૧૧ ,, હરીલાલ એન. અજમેરા
૧૦ ,, માવજી ખીમજી ગાલા

૧૧ શ્રી પોપટલાલ ભાઈચંદ શાહ
૧૧ ,, રમેશચંદ્ર વાડીલાલ શાહ વિલેપાર્લા
૫ ,, અભયકુમાર કસ્તુરચંદ શાહ
૫ ,, આર. સી. શાહ
૫ ,, આશાબેન અમૃતલાલ
૫ ,, અનોપચંદ્ર દલપતરાય મહેતા
૫ ,, અમીચંદ પોપટલાલ શાહ
૫ ,, અમીચંદ જગજીવન ફીફાદરા
૫ ,, અંબાલાલ ત્રીકમભાઈ સાણંદ
૫ ,, અમૃતલાલ વેલજી દેઢીયા
૫ ,, અંબાલાલ છોટાલાલ ખંભાત
૫ ,, અંબાલાલ ચુનીલાલ
૫ ,, એક સદગૃહસ્થ હા. બખાઈ
૫ ,, અંબાલાલ સી. ફળીઆ
૫ ,, હીરાબેન ટોકરશી ગાલા ઘાટકોપર
૫ ,, બચુભાઈ પ્રેમચંદ
૫ ,, ભાણજી ઠાકરશી
૫ ,, ભગવાનજી નાગજી દોશી
૫ ,, ભાનુમતી કાલીદાસ દોશી
૫ ,, ભોગીલાલ ચીમનલાલ રાજા ખંભાત
૬ ,, ચત્રભૂજ નેમીદાસ એન્ડ સન્સ
૮ ,, ચંપકલાલ જગજીવન સંઘાણી
૫ ,, ચંપકલાલ તલકશી સંઘવી
૫ ,, ચુનિલાલ હરીચંદ શેઠ
૫ ,, ચંપકલાલ મોહનલાલ શાહ ખંભાત
૫ ,, છોટાલાલ મોતીચંદ શાહ ખંભાત
૫ ,, ચીનુભાઈ જેઠાલાલ શાહ ખંભાત
૫ ,, છોટાલાલ પ્રભુદાસ ભાયાણી
૫ ,, ધીરજલાલ માધવજી દોશી
૫ ,, ધનજી હીરજી ભાલાણી
૫ ,, ધીરજલાલ પ્રભુદાસ ભાયાણી
૫ ,, ફુલાભાઈ ભગવાનદાસ પટેલ ખંભાત
૭ ,, ગુલાબબેન ગુલાબચંદ મહેતા
૬ ,, ગીરધરલાલ ખીમચંદ સંઘવી
૫ ,, ગાંગજી વેલજી શાહ
૫ ,, ગાંગજી ખીમજી સાયન
૫ ,, ગણપતરામ શંકરલાલ પટેલ
૫ ,, ગોસરભાઈ ખીમજી રાજાવાડી

ॐ सरदार मल चौपड़ा
1934, सोंवला वालो
चौपड़ा भवन
जौहरी बाजार,
दूरभाष



૫ શ્રી હીંમતલાલ હરજીવનદાસ
૮ ,, હરજીવન કેશવજી ટીંબડીયા
૫ ,, હરશી ખીમશી દેઢીયાં
૫ ,, હસમુખભાઇ ખેતશી છેડા
૫ ,, હરીલાલ વનમાળીદાસ રૂપાણી
૫ ,, હિતેન્દ્ર મેટલ
૫ ,, હીરજી હેમરાજભાઇ
૫ ,, હજારીમલ રૂપચંદ
૫ ,, હરખુબેન ખેતશી છેડા
૫ ,, જયસુખલાલ તારાચંદ મહેતા
૫ ,, જયતીલાલ પોપટલાલ શાહ સાણંદ
૫ ,, જેઠાલાલ બકોરદાસ
૫ ,, કીર્તીકુમાર કાંતીલાલ દોશી
૫ ,, કલ્યાણજી વીરજી શાહ
૫ ,, ખુશાલચંદ જીવરાજ પંચમીયા
૫ ,, કંચનબેન બાવીસી
૫ ,, કાંતીલાલ ભગવાનજી પારેખ
૫ ,, ખીમચંદ નરશીભાઇ શાહ સાણંદ
૫ ,, કરમચંદ ગુલાબચંદ શેઠ
૫ ,, કમલાબેન મેરાજભાઇ પારેખ
૫ ,, લક્ષ્મીચંદ છબીલદાસ સંઘવી
૫ ,, લાલજી લધા સોની
૫ ,, લીલાવંતીબેન કેશવલાલ મહેતા
૫ ,, લાલચંદ લખમીચંદ શાહ સાણંદ
૫ ,, લાલજી કુંવરજી
૫ ,, લક્ષ્મીબેન જેઠાલાલ શેઠ
૫ ,, મંનસુખલાલ અમૃતલાલ સંઘવી
૭ ,, મોહનલાલ શીવલાલ કપાસી
૫ ,, મગનલાલ જીરાભાઇ
૫ ,, મૃદુલાબેન ધનવંન શેઠ
૫ ,, મોહનલાલ મોતીચંદ સરવૈયા
૫ ,, મેરાજભાઇ પ્રેમચંદ પારેખ
૫ ,, મોહનલાલ ત્રિભોવનદાસ
૫ ,, મુક્તાબેન ન્યાલચંદ મહેતા
૫ ,, માણુભાઇ જીરાભાઇ
૫ ,, મોઘીબેન ધનજી લાલાણી
૫ ,, મણીલાલ સાકળચંદ શાહ

૫ ,, મોરારજી ખેતજી દેઢીયા
૫ ,, મગનલાલ એચ. કિકાણી
૫ ,, મગનલાલ કરમશી ગુંદાલા
૫ ,, નગીનદાસ નાનચંદ
૫ ,, નાગરદાસ ભગવાનદાસ દોશી
૫ ,, નંદલાલ છોટાલાલ શેઠ
૫ ,, નેમચંદ સ્વરૂપચંદ શાહ ખંભાત
૫ ,, નાનાલાલ શાંતીલાલ શાહ
૫ ,, પાલણ ભીમશી ખુશીયા
૫ ,, પ્રેમચંદ પરશોતમ મહેતા
૫ ,, પાલણ લાલજી કારીઆ
૭ ,, પન્નાલાલ કરમચંદ ભાઉ અમદાવાદ
૫ ,, પોચાલાલ પીતામ્બર શેઠ અમદાવાદ
૫ ,, રસીકલાલ ગીરધરલાલ સંઘવી
૫ ,, રમણીકલાલ છગનલાલ શેઠ
૫ ,, રમણીકલાલ જગજીવન અજમેરા
૫ ,, રતનબેન લાલજી સોની
૫ ,, રતીલાલ પાનાચંદ
૫ ,, રસીકલાલ ગોરધનદાસ સંઘવી
૫ ,, રતીલાલ લાલજી મહેતા
૫ ,, રતીલાલ નરભેરામ ગોહીલ
૫ ,, રમણલાલ નાગરદાસ કલોલ
૫ ,, શાંતાબેન મગનલાલ શાહ
૫ ,, શારદાબેન મગનલાલ
૫ ,, સુરજબેન હરીલાલ મહેતા
૫ ,, શાંતીલાલ રાયચંદ શેઠ
૫ ,, શાંતીલાલ ચુનીલાલ ખંભાત
૭ ,, શાંતાબેન ચંદુલાલ વર્ધમાન
૫ ,, શીવલાલ છોટાલાલ કાપડીયા ખંભાત
૫ ,, સંઘવી કલોથ સ્ટોર જુનાગઢ
૫ ,, ઠાકરશી નથુ છેડા
૫ ,, વિમળાબેન શાંતીલાલ શેઠ
૫ ,, વિજયાબેન વલભદાસ સંઘવી
૫ ,, વૃજલાલ જીવરાજ ગાંધી
૫ ,, વસંતરાય સાકરચંદ જસાણી
૫ ,, વેલજી મેઘજી જામનગર
૫ ,, સોમચંદ તુલસીદાસ મહેતા રતલામ

# શુધ્ધિ પત્રક

| વ્યા.નં. | પૃષ્ઠ | લીટી | અશુધ્ધિ | શુધ્ધિ |
|---|---|---|---|---|
| ૩ | ૧૮ | ૧૯ | ધમ | ધર્મ |
| ૩ | ૨૪ | ૨૧ | પ્રાણુ | ત્રાણુ |
| ૪ | ૩૧ | ૬ | अट्ठमसेस्णं | अट्ठमस्सणं |
| ૫ | ૪૧ | ૯ | જુઓ | જુઓ। |
| ૫ | ૪૧ | ૧૦ | કે | છે કે |
| ૫ | ૪૭ | ૧૭ | નિવંત્યા | નિવર્ત્યા |
| ૭ | ૬૪ | ૨૧ | તે આનો હરખ તો જુઓ | તમે આનો હરખ તો જુઓ। |
| ૭ | ૬૪ | ૨૧ | તે | તો |
| ૮ | ૭૧ | ૧૫ | લે | લો |
| ૮ | ૭૩ | ૨૨ | ગયે | ગયો |
| ૧૨ | ૧૧૦ | ૫ | બધુંઓ | બંધુઓ। |
| ૧૩ | ૧૨૨ | ૨૨ | પહોંચી | પોંચી |
| ૧૩ | ૧૨૨ | ૨૩ | સોંચીમાં | પોંચીમાં |
| ૧૪ | ૧૩૬ | ૩૧ | વિચરનર | વિચરનાર |
| ૧૪ | ૧૪૧ | ૪ | વષ | વર્ષ |
| ૧૫ | ૧૪૪ | ૩૦ | કલ્યાણ મંદિર સ્તેત્રમા | કલ્યાણ મંદિર સ્તોત્રમાં |
| ૧૫ | ૧૪૭ | ૩ | વરાગ્યવંત | વૈરાગ્યવંત |
| ૧૫ | ૧૫૨ | ૯ | ભરાસો | ભરોસો |
| ૧૬ | ૧૬૦ | ૨૭ | જાઈ એ | જોઈ એ |
| ૧૬ | ૧૬૩ | ૨૬ | વિદ્યતપ્રભા | વિદ્યુતપ્રભા |
| ૧૭ | ૧૭૧ | ૨૮ | दुग्घ | दुग्घे |
| ૧૭ | ૧૭૧ | ૨૯ | या | यां |
| ૧૭ | ૧૭૩ | ૧૭ | આપીશ | આવીશ |
| ૧૮ | ૧૮૫ | ૨૯ | છે | છે, |
| ૧૯ | ૧૯૨ | ૩૧ | રૂધ | ખરૂં |
| ૧૯ | ૧૯૫ | ૩ | હવ | હવે |
| ૧૯ | ૧૯૫ | ૫ | કામળ | કોમળ |
| ૧૯ | ૧૯૫ | ૧૯ | શ્લોકાં | શ્લોકમા |
| ૨૦ | ૨૧૪ | ૪ | વટ્યા | વઠ્યા |
| ૨૦ | ૨૨૩ | ૨૬ | પાપકમ | પાપકર્મ |
| ૨૦ | ૨૨૫ | ૨૧ | તે | તેં |

| વ્યા.નં. | પૃષ્ઠ | લીટી | અશુધ્ધિ | શુધ્ધિ |
|---|---|---|---|---|
| ૨૩ | ૨૪૩ | ૧૯ | णवइं | णवरं |
| ૨૪ | ૨૫૦ | ૨૩ | माबुज्जो | माबुज्जो |
| ૨૪ | ૨૫૨ | ૧૭ | સજાએ | રાજાએ |
| ૨૬ | ૨૭૧ | ૧૦ | मोहभया | मोहक्षया |
| ૨૬ | ૨૭૩ | ૭ | અને | એની |
| ૨૬ | ૨૭૫ | ૫-૬ | बलमई | बलमइं |
| ૨૮ | ૨૯૬ | ૧૫ | પ્રમ્નકુમારનું | પ્રદ્યુમ્નકુમારનું |
| ૩૧ | ૩૧૩ | ૨૨ | કરજે ? | કરજે, |
| ૩૩ | ૩૨૬ | ૬ | દ્દઠ | દ્દઢ |
| ૩૩ | ૩૨૮ | ૨૩ | પૂવક | પૂર્વક |
| ૩૪ | ૩૩૭ | ૨૮ | કોઈ | કાંઈ |
| ૩૪ | ૩૪૦ | ૨૫ | નામ ગોત્ર | નામ કર્મ |
| ૩૪ | ૩૪૩ | ૧ | જઘન્ય | જઘન્ય |
| ૩૬ | ૩૫૬ | ૨૮ | સમ્યકૂત્વ | સમ્યક્ત્વ |
| ૩૭ | ૩૬૪ | ૨૪ | ફેરવે | ફેરવી |
| ૪૧ | ૪૧૦ | ૫ | ન્ય | સૈન્ય |
| ૪૨ | ૪૧૩ | ૪ | सुह्योण | 'सुहाण |
| ૪૩ | ૪૨૨ | ૫ | નથ થતું ? | નથી થતું |
| ૪૩ | ૪૨૪ | ૧૪ | માતાના ? | માતાની |
| ૪૩ | ૪૨૫ | ૨૫ | कन्तिा | करित्ता |
| ૫૦ | ૪૯૧ | ૨૧ | ચેતન્ય દેવને આત્મા રૂપી | ચૈતન્ય દેવને આત્મા |
| ૫૧ | ૫૦૮ | ૩૧ | પુદ્દગલની | રૂપી પુદ્દગલની |
| ૫૩ | ૫૩૧ | ૨૦ | પુરૂષાએ | પુરૂષોએ |
| ૫૭ | ૫૫૮ | ૨૫ | મહાવી સ્વામી | મહાવીર સ્વામી |
| ૫૭ | ૫૫૮ | ૨૮ | વર | વૈર |
| ૬૫ | ૬૩૭ | ૨૭ | આવ્યા | આપ્યા |
| ૬૬ | ૬૪૨ | ૨ | પુત્રા | પુત્રો |
| ૬૬ | ૬૪૨ | ૧૩ | फल्लं | फल्लं |
| ૬૭ | ૬૪૭ | ૧૫ | કમાવામાં | કમાવામાં. |
| ૬૯ | ૬૬૪ | ૨૭ | फन्नगा | फन्नगा |
| ૭૦ | ૬૭૧ | ૧૧ | તે | અને |
| ૭૦ | ૬૭૨ | ૧૫ | છોડાવી | છોડાવી. |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૧ | ૬૮૪ | ૧ | પ્રમ્નકુમાર | પ્રદ્યુમ્નકુમાર |
| ૭૪ | ૭૦૨ | ૯ | સમયે | સમયે |
| ૭૫ | ૭૧૪ | ૪ | વિદ્યાધર | વિદ્યાધાર |
| ૭૬ | ૭૨૧ | ૧૨ | જવાઈ | જવાય |
| ૭૬ | ૭૨૪ | ૧૦ | વજ્રમુખ | વજ્રમુખે |
| ૭૭ | ૭૨૬ | ૧૦ | વજ | વજ્ર |
| ૭૭ | ૭૩૧ | ૬ | મિથ્યાત્વી | મિથ્યાત્વી |
| ૭૮ | ૭૩૭ | ૬ | વોહિં | દોહિં |
| ૮૦ | ૭૪૯ | ૨૧ | દિવસનાં | દિવસમાં |
| ૮૦ | ૭૫૦ | ૧ | તેના | તેને |
| ૮૦ | ૭૫૦ | ૧૦ | ત્યાગ કર | ત્યાગ કર, |
| ૮૦ | ૭૫૧ | ૪ | આત્માની | આત્માની |
| ૮૦ | ૭૫૩ | ૧ | લોભી | લોભ |
| ૮૦ | ૭૫૪ | ૨૦ | જોઈએ | જોઈ ને |
| ૮૦ | ૭૫૫ | ૧ | ફરવા ફ્વાર્માં | ફરવા ફરવામાં |
| ૮૦ | ૭૫૫ | ૧૫ | પ્રનદ્યુમ્કુમાર | પ્રદ્યુમ્નકુમાર |
| ૮૦ | ૭૫૫ | ૨૫ | પ્રદ્યુમ્કુનમારને | પ્રદ્યુમ્નકુમારને |
| ૮૧ | ૭૫૮ | ૨૩ | દેખાતું | દેખવું |
| ૮૧ | ૭૫૯ | ૧૩ | સિવાવેગે | સિવાવેગે |
| ૮૧ | ૭૬૦ | ૨૦ | આત્મ | આત્મા |
| ૮૧ | ૭૬૧ | ૨૯ | સવર | સંવર |
| ૮૧ | ૭૬૨ | ૫ | દૃઢ | દૃઢ |
| ૮૧ | ૭૬૬ | ૨ | માતા | માતાએ |
| ૮૨ | ૭૬૭ | ૨૪ | મંત્રી જાય | મંત્રી મળા જાય |
| ૮૨ | ૭૬૦ | ૨૧ | જીવિપ ફલે | જીવિય ફલે |
| ૮૩ | ૭૭૮ | ૨૧ | તેનથી | તેનાથી |
| ૮૪ | ૭૮૫ | ૩૦ | પ્રભ્ | પ્રભુ |
| ૮૪ | ૭૮૫ | ૩૧ | સંસર | સંસાર |
| ૮૪ | ૭૮૯ | ૯ | બળયા | બળથી |
| ૮૫ | ૭૯૪ | ૨ | દેવાણેપ્રિયો ! | દેવાનુપ્રિયો ! |
| ૮૭ | ૮૦૮ | ૨૭ | ક્ષાપકત | ક્ષાયકાત |
| ૮૭ | ૮૦૯ | ૯ | ગાગગા | ગજગજા |
| ૮૮ | ૮૧૫ | ૨૫ | છેત્તા-ચેત્તા | ચેત્તા-છેત્તા |
| ૮૮ | ૮૧૮ | ૧ | પાંચ | સાત |
| ૯૦ | ૮૩૧ | ૫ | વરી કે | ૦ |
| ૯૦ | ૮૩૨ | ૩ | ભલાઈ | ભૂલાઈ |
| ૯૦ | ૮૩૬ | ૩૨ | સા | સો |
| ૯૧ | ૮૪૩ | ૫ | બદને | બદલે |
| ૯૩ | ૮૫૨ | ૧૫ | અગ્ગાધાત્ર | અગ્ગાધાત્રી |
| ૯૩ | ૮૬૨ | ૧૭ | શાચ | શૌચ |
| ૯૫ | ૮૭૫ | ૨૧ | રૂમ્મણીથી | રુક્મણીથી |
| ૯૭ | ૮૮૯ | ૨૯ | ચિતામાં | ચિંતામાં |
| ૯૭ | ૮૯૧ | ૨૩ | ભ્રકુટી | ભ્રકુટી |
| ૯૭ | ૮૯૬ | ૫ | તરત | તરફ |
| ૯૭ | ૮૯૭ | ૧૯ | સન્ય | સૈન્ય |
| ૯૯ | ૯૧૧ | ૧૬ | પટણવા | પરણવા |
| ૯૯ | ૯૧૧ | ૨૮ | શટન-પતન | સડણ-પડણ |
| ૯૯ | ૯૧૧ | ૩૦ | શટન-પતન | સડણ-પડણ |
| ૧૦૦ | ૯૧૪ | ૨૬ | ધન | ગાઢ |
| ૧૦૦ | ૯૧૮ | ૩ | મુક્તથી | મુક્તિથી |
| ૧૦૩ | ૯૪૦ | ૩ | મ્ન | ધન |
| ૧૦૪ | ૯૪૪ | ૧૨ | આત્માનો | જ્ઞાનનો |
| ૧૦૪ | ૯૪૬ | ૧૧ | કહ્યું | કહ્યું ! |
| ૧૦૫ | ૯૫૫ | ૨૧ | રજા | રાજા |
| ૧૦૬ | ૯૫૮ | ૧૯ | કાટુંબિક | કૌટુંબિક |
| ૧૦૬ | ૯૫૮ | ૨૮ | અભિયોગિક | આભિયોગિક |
| ૧૦૯ | ૯૭૪ | ૪ | વાળી | વહાવી |
| ૧૦૯ | ૯૭૯ | ૩ | વ્રજ | વજ્ર |
| ૧૦૯ | ૯૭૯ | ૨૩ | ભગવાન ! | ભગવાન |
| ૧૦૯ | ૯૮૨ | ૬ | અધૂર | અધૂરા |
| ૧૦૯ | ૯૮૩ | ૧૧ | શાઓકતા | શાઓકત |

